# નવચેતન

## અને રંગભૂમિ



ડીસેમ્બર ૧૯૨૫

તંત્રી :- ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.
ઓફિસ :- ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.


আমি
জবাকুসুম
মাখবো

જહાંગીર અને
મહેરૂન્નિસા

ચિત્રકાર: શ્રીમાન્ પુરૂષોત્તમ



"અદમકી સફેરકી દુનીયામેં આયે એક જહાં દેખા;
ખુદા શાહીદ હય એ બુત! તુજસા યહાં દેખા, ન વહાં દેખા!"

[ અર્થ: નેસ્તીની સફેર કીધી ફરી દુનીયામા આવ્યાં તો ત્યાં ઘણુએ જોયું પણ
કસમ છે ખુદાના કે એ સુંદર સુરતી તારા સમાન ન કોઇને અહીં જોયો કે ન ત્યાં ]




પુસ્તક ૮ મું | વર્ષ ૪ થું | ડીસેમ્બર ૧૯૨૫ | અંક ૩ જો

# જીવનસંગ્રામ

સ્વ. નૃસિંહદાસ. ભ. વિભાકરનો અપ્રકટ લેખ.

[ આ લેખ સ્વ વિભાકરે આજથી ચાર વર્ષ પહેલાં લખેલો, પણ તેમાં ચર્ચેલા પ્રશ્નો હજી પણ "બળતા" પ્રશ્નો જ છે. સ્વ વિભાકરની આ પ્રસાદી અમને આપવા માટે અમે સ્વર્ગસ્થના બંધુ રા. કાલિદાસ વિભાકરના આભારી છીએ—તંત્રી 'નવચેતન' ]

યુરોપના છેલ્લા રણસંગ્રામને ઉદ્દેશીને કેળવણીનો પ્રશ્ન ચોમેર ચર્ચાવા માંડ્યો છે; હિંદમાં તો હજી જીવનસંગ્રામને ઉદ્દેશીને પણ કેળવણીનો વિચાર થયો નથી. કેળવણીના સંબંધમાં છેલ્લાં ૬૦ વર્ષ થયાં આપણે આંખો મીંચીને જ ધપે આવ્યા છીએ. હવે આંખો ઉઘાડવાની અને 'સબૂર' પોકારવાની અનિવાર્ય જરૂર છે. વિચારણીય પ્રશ્નો બે છે: એક તો કેળવણીના ફેલાવા સંબંધી અને બીજો કેળવણીના પ્રકાર સંબંધી.

કેળવણીનો ફેલાવો આપણે ત્યાં એટલો બધો થોડો થયો છે, અને કેળવાયેલાઓની સંખ્યા એટલી તો નાની છે, કે એ પ્રશ્નનું સૂચન કરતાં પણ શરમ થાય છે. જાપાનની પાંચ કરોડની વસ્તીમાંથી ૫૦ લાખ બાળકો પ્રાથમિક શાળાઓનો લાભ લે છે, ત્યારે આપણે ત્યાં ૩૨ કરોડની વસ્તીમાંથી લગભગ એટલી જ સંખ્યા પ્રાથમિક શાળાઓમાં જાય છે. ઈંગ્લાંડ અને વેલ્સ કરતાં આપણી વસ્તી લગભગ દશ ગણી, અને શાળાઓમાં જનારાં વિદ્યાર્થીઓની સંખ્યા? ત્યાં લગભગ ૬૦ લાખ, અહિં દશ ગણી વસ્તીમાંથી ૭૦ લાખ! પરંતુ આ તો કેળવણીનો આશીર્વાદ હજી કેટલા હિંદીઓ ઉપર વરસ્યો નથી તેની વાત થઈ. પરંતુ એ આશીર્વાદ જેઓ ઉપર વરસ્યો છે અને વરસે છે તેઓની સ્થિતિનો કંઈક વિચાર કરીએ.

કેટલાકો એમ માને છે કે આપણા દેશમાં જ્યાં સુધી પ્રાથમિક કેળવણીનો પ્રકાશ ઘેરઘેર પહોંચ્યો નથી ત્યાં સુધી કેળવણી કેવી હોવી જોઈએ, કેળવણીનો હેતુ શો જોઈએ, કેળવણી આપવાનાં સાધનો કેવાં

હોવાં જોઇએ, વિગેરે પ્રશ્નોને સ્થાન જ નથી. અલબત, જ્યાં ગમે તે પ્રકારની કેળવણીની પ્રથમ શરૂઆત પણ થઇ નથી ત્યાં એ શરૂઆત કરાવવી એ પ્રશ્ન જ મોખરે હોવો જોઇએ, અને જ્યારે આ મૂલગામી પ્રથમ જરૂરિયાત સર્વને પૂરી પાડવામાં આવે ત્યારે જ કેળવણીની પધ્ધતિ અને કેળવણીની મીમાંસામાં ઊંડા ઉતરવાનો યોગ્ય અવસર આવ્યો ગણાય. તથાપિ એટલું ભૂલી જવાનું નથી કે ભવિષ્યમાં આખી પ્રજાને કેળવણી પૂરી પાડવાની જવાબદારી વર્તમાન કેળવાયેલાઓ ઉપર છે, એટલું જ નહિ, પણ વર્તમાન કેળવાયેલા વર્ગે જેવી કેળવણી લીધી હશે તે પ્રકારની તેઓની ભાવનાઓ, તે પ્રકારના તેઓના આદર્શો, તે પ્રકારની તેઓની ભવિષ્યની સ્વપ્નસૃષ્ટિ, અને તે પ્રકારની તેઓની યોજનાઓ રચાશે અને મૂર્તિમાન થશે. તેથી જો અત્યારે તેઓની કેળવણી આત્મા વિનાની હશે તો તેઓની છાયા તળે ભવિષ્યની પ્રજા માટે જે કેળવણીસંસ્થાઓ ઉભી થશે તેમાં આત્મા હોવાથી ખાત્રી શી? વર્તમાન કેળવણી જીવન-સંગ્રામ માટે સર્વથા નિરર્થક હશે તો એ જ કેળવણી પામેલાઓ ભવિષ્યની પ્રજાને જીવનસંગ્રામ માટે શી રીતે તૈયાર કરી શકશે? આધુનિક શાળાઓ અને યુનિવર્સિટીઓ પ્રમાદી, ચેતન રહિત, કાયર શહેરીઓ બહાર પાડતી હશે તો એ શહેરીઓના શ્રીહાથે એથી વધારે સારા ફળની આશા શી રીતે રાખી શકાય?

કહેવાનું તાત્પર્ય એટલું જ કે આપણી હાલની કેળવણીના વિષયો, એ વિષયો શિખવવાની પધ્ધતિ, અને એ પધ્ધતિને અંગે ઉપયોગમાં લેવાતી સાધન સામગ્રી,—આ સર્વ બાબતો ઉપર દેશની વર્તમાન તેમજ ભવિષ્યની પ્રજાનાં સુખદુઃખનો સર્વ આધાર છે. તેથી આ મહત્વના વિષયની ચર્ચા જેટલે દરજ્જે કેળવણીનો સર્વવ્યાપક ફેલાવો થયા પછી આવશ્યક છે તેટલે જ દરજ્જે કેળવણીના આ પ્રારંભકાળમાં પણ આવશ્યક છે. એ જાણવા જેવી હકીકત છે કે પશ્ચિમના દેશોમાં પણ આ સમયે કેળવણીની મીમાંસામાં લોકો ઉતરવા મંડયા છે, અને ભવિષ્યમાં કેળવણીની પધ્ધતિમાં શા શા ફેરફારો થવા જોઇએ તે સંબંધી જોસભેર ચર્ચા ચલાવવા લાગ્યા છે. પરંતુ ખરૂં આશ્ચર્ય તો એ છે કે જે વિનાશક કેળવણીનાં દારૂણ પરિણામો અત્યારે આખું યૂરોપ તેમજ યૂરોપની બહારની દુનિઆ સહન કરી રહેલ છે તે જ કેળવણીના પાયા ઉપર નવી ઇમારત ચણવાની સૂચનાઓ થઇ રહી છે. વિચારકો તેમજ અધ્યાપકો, રાજ્યનીતિજ્ઞો તેમજ સુધારકો ભૂલી જાય છે કે જે ઉચ્ચ ભાવનાઓ અને મહાન્ સિધ્ધાંતોની ખાતર આ રણસંગ્રામ રચાયો છે તેનું રક્ષણ અને પોષણ કરવું એ ભવિષ્યની કેળવણીનો સૌથી પ્રથમ ઉદ્દેશ હોવો જોઇએ.

એટલું તો સ્પષ્ટ છે કે યૂરોપમાં હાલ જે રક્તની નદીઓ વહી રહી છે તેનું ખરૂં કારણ અર્વાચીન કેળવણી જ છે. જેવા કેળવણીના સંસ્કાર તેવો મનુષ્યજાતિનો જીવનપ્રવાહ એ સત્ય અચલ સમજવાનું છે. અને છતાં આપણે ત્યાં આપણે કદિ પણ ધૈર્યથી વિચાર કર્યો છે કે આપણી કેળવણીની પધ્ધતિ આપણને અને ભવિષ્યની પ્રજાને કઇ દિશામાં દોરી જાય છે? આપણી આધુનિક કેળવણી પામેલા શહેરીઓ શું વીસમી સદીના જીવનસંગ્રામ માટે સંપૂર્ણ સાધનસંપત્તિ અને યોગ્યતા સહિત શાળાઓ અને કોલેજોમાથી બહાર પડે છે? આટલાં વર્ષમાં આપણે લગભગ ૫૦ હજાર ગ્રેજ્યુએટો ઉત્પન્ન કર્યા છે. પરંતુ આ ગ્રેજ્યુએટોને કયા પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું છે, એનો વિચાર બહુ થોડો થયો છે. આપણે ત્યાં આ શિક્ષણપધ્ધતિથી અનેક નરરત્નો ઉત્પન્ન નથી થયા એમ કહેવાનો ભાવાર્થ

નથી. પરંતુ આપણી પ્રજાની સરાસરી આપણે તપાસવાની છે, અને એટલું સ્મરણમાં રાખવાનું છે કે જે જે નરરત્નો આપણે ત્યાં દૃષ્ટિગોચર થયાં છે અને થાય છે ને આપણી શિક્ષણપધ્ધતિને લીધે નહિ, પણ આપણી શિક્ષણ પધ્ધતિ છતાં પોતાના આત્મબળથી અને સ્વયત્નથી પ્રકાશમાન છે.

હવે આપણા શિક્ષણક્રમનું પહેલું પગથિયું પ્રથમ તપાસવાને બદલે છેલ્લું પગથિયુંજ તપાસિએ, કારણ કે આપણી શિક્ષણપધ્ધતિનો ખ્યાલ આપણી પ્રાથમિક શાળાઓ કરતાં આપણી યુનિવર્સિટીઓનો શિક્ષણક્રમ વધારે સરસ રીતે આપશે. હિંદની યુનિવર્સિટીઓ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના નમુના ઉપરથી સ્થાપિત કરવામાં આવેલી હોવાનો દાવો કરવામાં આવે છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની શિક્ષણપધ્ધતિ અને ત્યાંનાં કેળવણીના સાધનો નો કેટલો અંશ આપણે અહિં ઉપજાવી શક્યા છિએ એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે, તથાપિ ઘડીભર આપણે માની લઇશું કે ઇંગ્લંડનાં આ નામાંકિત વિશ્વવિદ્યાલયો અનુસાર આપણી ઉચ્ચ કેળવણીનો પાયો આપણે નાંખ્યો છે. છતાં ઑક્સફર્ડ અને કેમ્બ્રિજનું શિક્ષણ જીવનસંગ્રામ માટે કેટલું બધું ખામીભરેલું હવે ગણાવા લાગ્યું છે તે આપણી યુનિવર્સિટીઓના ચાલકો જાણતા હોય એમ જણાતું નથી. નહિતર આપણી શિક્ષણ પધ્ધતિનો ગાડરિયો પ્રવાહ બીજી દિશામાં વાળવાના જરૂર પ્રયત્ન થયા હત. જેમ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજમાં લેટિન અને ગ્રીકની પ્રાચીન ભાષાઓ માટે પક્ષપાત હતો અને છે, તેમ આપણે ત્યાં પણ અનેક નિરર્થક પુરાણા વિષયો આપણા શિક્ષણક્રમમાં અગ્રસ્થાન ભોગવે છે. જેમ અર્વાચીન ઇતિહાસ, નવીન જમાનાને સમજાવનાર જીવંત ભૂગોળ, વિજ્ઞાનની વર્તમાન શોધો, રાજ્યનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ચાલુ પ્રશ્નો, આરોગ્ય શાસ્ત્રના ઉપયોગી સિધ્ધાંતો, વ્યાપારનું વ્યવહારિક જ્ઞાન, આદિની ગંભીર ઉપયોગિતા તરફ હજુ ઑક્સફર્ડ અને કેમ્બ્રિજનું ધ્યાન ખેંચાયું નથી, તેમ આપણાં વિશ્વવિદ્યાલયો પણ હજુ આ વિષયો તરફ તદ્દન ઉદાસીન જ છે. ઇંગ્લંડના સદ્‌ભાગ્યે બીજી નવી યુનિવર્સિટીઓ ઉછરતી પ્રજાને જીવનસંગ્રામ માટે તૈયાર કરવા અર્થે જાગૃત થઇ છે, પરંતુ હિંદમાં એ જાગૃતિનો સંચાર પણ થયો હોય એમ દેખાતું નથી.

પ્રથમ તો જે સામ્રાજ્યના છત્ર તળે આપણે રહીએ છિએ, જે સામ્રાજ્યના અંગભૂત તરીકે આપણે લેખાઇએ છિએ એ સામ્રાજ્ય સંબંધી આપણી યુનિવર્સિટીઓ શું શિખવે છે? બ્રિટિશ સંસ્થાનોનો ઇતિહાસ, એ સંસ્થાનોની ભૂગોળ, ત્યાંનો વ્યાપાર, ત્યાંનાં હવાપાણી, ત્યાંની ઔદ્યોગિક સ્થિતિ, ત્યાંના કાયદા, ત્યાંનું રાજ્યદ્વારી ધોરણ, ત્યાની સંસ્કૃતિ, ત્યાની ભિન્ન ભિન્ન વસ્તીનો પરસ્પર સંબંધ,—આ સર્વ સંબંધી આપણા વિદ્યાર્થીવર્ગને કૉલેજોમાં કેટલુંક જ્ઞાન આપવામાં આવે છે? પરંતુ સંસ્થાનો સાથે તો કદાચ આપણો દૂરનો સંબંધ લેખાય; આખા સામ્રાજ્યમાં આપણું સૌથી નિકટ સંબંધી તો ઇંગ્લંડ છે. છતાં ઇંગ્લંડ વિષે આપણાં વિશ્વવિદ્યાલયો શું શિખવે છે? હા, પુરાણા ઇંગ્લંડનો પચાવી ન શકાય તેવો નિરસ, નિરર્થક ઇતિહાસ, તથા અંગ્રેજી ત્રીજા ચોથા ધોરણમાં ઇંગ્લંડના પ્રાંતો અને પેટાપ્રાંતોની લાંબી ટીપ, અને કદાચ એમ. એ. માં ત્યાંના પ્રાચીન આર્થિક ઇતિહાસનાં જૂનાં સ્મરણ આપણા વિદ્યાર્થીવર્ગ સન્મુખ ધરવામાં આવે છે ખરાં. પરંતુ જ્યાં ઇંગ્લંડના રાજ્યદ્વારી અને આર્થિક ઇતિહાસમાં રસ ઉત્પન્ન થવાની શરૂઆત થાય છે ત્યાં જ આપણે એ અભ્યાસ પડતો મૂકાવીએ છિએ; જ્યાં જીવનસંગ્રામમાં માર્ગદર્શક થઇ પડે તેવા જ્ઞાનની ઝાંખી

થવાનો અવસર આવે છે ત્યાં જ આપણે છેલ્લો 'ડ્રોપ' પાડી દઇએ છિએ.

ઈંગ્લાંડના હાલના રાજ્યદ્વારી સવાલો, ત્યાંની વર્તમાન ઔદ્યોગિક લડતો, ત્યાંની જીવંત સામાજિક સંસ્થાઓના સ્પર્શ માત્રથી પણ આપણી યુનિવર્સિટીઓ જાણે કે વટલાઇ જતી ન હોય તેમ દૂરની દૂર ન્હાસે છે. આવી પરિસ્થિતિમાં જાપાન, ચીન કે રશિયાના વર્તમાન ઇતિહાસની ઝાંખી પણ કરાવવાનું પાપ તેઓ શા માટે વ્હોરે? બાલ્કન યુધ્ધ આપણી હયાતીમાં લડાયું, છતાં બાલ્કન સંસ્થાનોની ભૂગોળ કે તેનો ઇતિહાસ વિદ્યાર્થીઓને સમજાવવા કરતા નૉર્મન અને ઍંગ્લો સૅક્સન રાજાઓની વંશાવળી વધારે ઉપયોગી લેખવામાં આવે છે! પ્રાચીન રોમન અને ગ્રીક રાજ્યનીતિ તથા સત્તરમા સૈકાના યુરોપનો નકશો અર્વાચીન દુનિઆના જીવનપ્રવાહ કરતાં વધારે અર્થપૂર્ણ અને પ્રકાશ પાડનાર ગણાય છે! મમ્મટનો કાવ્યપ્રકાશ શિખવવાનો આપણને અવકાશ છે, પરંતુ આપણા ખેતરોને સુંદર અને સમૃધ્ધ શી રીતે કરવા તેનું જ્ઞાન આપવાનો અવકાશ નથી; ભૂમિતિના શુષ્ક સિધ્ધાંતો ગોખાવવાની આપણને જરૂરિયાત લાગે છે; પણ સુઘડ, સગવડભરેલાં ગૃહો શી રીતે બાંધવાં તે બતાવવાની આવશ્યકતા જણાતી જ નથી; પરદેશી પશુ પંખીઓનાં નામો મુખપાઠ કરાવવાનો આપણી શાળાઓ તથા કૉલેજોને ઉત્સાહ છે, પરંતુ હિંદવાસી માનવીઓના જીવનનો પરિચય કરાવવાનો તેઓને અકથનીય કંટાળો છે!

ઈંગ્લાંડમાં ઑક્સફર્ડ તથા કેમ્બ્રિજ યુનિવર્સિટીઓ અને ઇટન તથા હૅરોની શાળાઓને માત્ર "ગૃહસ્થ" અને "ખાનદાન" કહેવરાવવાની ખાતર જ ત્યાંના શ્રીમંત લોકો હવે ઉપયોગમાં લે છે; કારણ કે ઈંગ્લંડમાં હાલ જે ચમકદાર, બુધ્ધિશાળી, કાર્યકુશળ વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે તેઓને પાણી ચ્હડાવનાર તો ત્યાંની નવીન, વ્યવહાર નિપુણ, ચેતનવતી કૉલેજો અને શાળાઓ જ છે. આપણે ત્યાં પણ જડ સંસ્થાઓના અનુકરણને બદલે યુરોપ અને અમેરિકાની જીવતીજાગતી સંસ્થાઓના તણખાથી આપણાં વિદ્યાલયોને સચેત કરવામાં નહિ આવે ત્યાં સુધી હિંદી પ્રજા જીવનસંગ્રામમાં ખરી ફત્તેહ મેળવી નહિ શકે, એટલું જ નહિ પણ ગત ભારતવર્ષના પ્રાચીન ગૌરવનાં માત્ર સ્મરણો સિવાય તેઓ ભવિષ્યના બાળકોને કાંઇ પણ વારસો આપી નહિ શકે. હવે સમય આવી પહોંચ્યો છે જ્યારે આપણી મૂર્ખાઇ ભરેલી શિક્ષણપધ્ધતિને આપણે તિલાંજલિ આપવી જોઇએ. વ્યવહારિક, જીવંત, ચાલુ જમાનાની કેળવણીનો આ સમય છે. છેલ્લાં ૬૦ વર્ષમાં આપણે જે ૫૦ હજાર ગ્રૅજ્યુએટો ઉત્પન્ન કર્યા છે તેઓના કરતા પણ વધારે પ્રવીણ, કાર્યકુશળ લાખો વિદ્યાર્થીઓને દર વર્ષે આપણી ગ્રામ્ય પ્રાથમિક શાળાઓમાંથી બહાર પાડવાની હવે અનિવાર્ય આવશ્યકતા છે. જેઓ પ્રાથમિક શાળાઓથી આગળ જઇ ન શકે તેઓને માટે પણ એવો શિક્ષણ ક્રમ ગોઠવાવો જોઇએ કે તેઓ તેઓનો ધંધો કુશળતાથી ચલાવી શકે, તેમજ સંસ્કારી, સ્વતંત્ર, જવાબદાર શહેરીઓની ફરજ અદા કરી શકે.

જે બાળકોને આજીવિકાનાં સાધનો કમાવાની ખાતર શાળામાં જવાની અગવડ હોય અથવા તો જેઓને ૧૦-૧૨ વર્ષની વયે નિશાળ છોડી દેવાની ફરજ પડે છે તેઓ પોતાના ધંધામાં રહીને આગળ અભ્યાસ કરી શકે એવી શાળાઓ અને વર્ગો ઉઘાડવાની જવાબદારી આપણી યુનિવર્સિટીઓ અને સરકારી કેળવણી ખાતાઓની છે તે ભૂલી જવાતું નથી. અને આ સર્વ શાળાઓ અને વર્ગોમા વર્તમાન ઇતિહાસ, વર્તમાન ભૂગોળ, વર્તમાન પ્રશ્નો, વર્તમાન લડતો અને

વર્તમાન ધર્મનું ખાસ શિક્ષણ આપવાનું છે એ વાત પણ હવે જવાબદાર લોકોએ ધ્યાનમાં રાખવાની છે. દર વર્ષે પરીક્ષકો નિમવા અને સોળમા સૈકાને અનુકૂળ અભ્યાસક્રમ મુકરર કરવો એટલેથી જ યુનિવર્સિટીઓએ હાથ જોડી બેસી રહેવાનું નથી. પરંતુ ઘેર ઘેર ચેતનમય જ્ઞાનનો દીપક પ્રકટાવવા તેઓએ દિનપ્રતિદિન પ્રયત્નશીલ રહેવું જોઇએ. ખેતીવાડી, વ્યાપારઉદ્યોગો, એ આધુનિક પ્રજાઓનું જીવનસત્ત્વ છે. તેથી તે હાથ કરવામાં કાવ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ભૂમિતિ કે ત્રિકોણમિતિને કદાચ થોડો સમય દેશવટો આપવો પડે તો તે મોટી આફત સમજવાની નથી.

આપણે વીસમી સદીમાં જીવીએ છિએ તો પ્રથમ વીસમી સદીને તો સંભાળો, ત્યાર બાદ ગત સૈકાઓનાં સ્મરણચિહ્નોનું પ્રદર્શન એકઠું કરો.　　( સંપૂર્ણ )

# અંતરનું અમી.

લેખક :—રા. વલ્લભજી ભાણજી મ્હેતા

હું તો ચંડોળ પક્ષી છું.
મારી વિહારભૂમિ ગગનમંડળ છે.
હું આકાશગંગામાં સ્નાન કરી નક્ષત્રમાળાના રમ્ય પ્રકાશમાં રમું છું.
હું તળેટીનો તીવ્ર તાપ સહન કરી શકતું નથી.
તેમજ સપાટી પર વસનારાની ગંધ હું જીરવી શકતું નથી.
સંપ્રદાયના સુવર્ણના પિંજર હું ઇચ્છતું નથી.
ગુલાબની વાડમાં પૈ પૂરાવું હું પસંદ કરતું નથી.
મણિ માણેકથી મર્યાદિત સીમને હું સત્કારું નહિ.
હું તો ઉડતા ઉડતાં યં સ્વતંત્રતાનું સનાતન સંગીત ગાઉં છું.
સંસારના સ્પર્શથી હું અભડાઉં છું.
માયાની છાયાથી હું દૂર વસું છું.
હું તો યથેચ્છ વિચરનાર દેવ દિશાનું અલખ નભચારી પક્ષી છું.
ચડવું ચડવું અને ચડવું.
એ જ મારા આત્મોનું અમર નિશાન.

# નેપોલીઅનને પણ મર્મભેદી સ્મરણ
# એનો એકનો એક પુત્ર

અનુવાદક:—રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ.

છેક ઇસ્વીસન ૧૯૨૩ ની સાલમાં ફ્રાન્સના પાટનગર પારિસને વીરપૂજનનો પાઠ મળ્યો હોય એમ ભાસ્યું. વીરપૂજન કરવાની એમની રીત પણ અજબ! વીરબાલકની જયન્તિ ઉજવી: વિચિત્ર પણ યોગ્ય રીતે. કોઇ પણ બાલકને આનન્દદાતા હોય રમકડાં. એવા એક બાલકના સ્મરણમાં પારિસનિવાસીઓએ રમકડાંનું એક પ્રદર્શન ભર્યું. પરન્તુ કોઇ પણ બાલકના ઉલ્લાસભર્યા હૃદયની આનંદોર્મિને સ્થાને સર્વત્ર કારુણ્યની છાંટ જણાતી. ઘણા ય મનુષ્યોએ એમા રસભર ભાગ લીધો હતો. કદાચ અન્ય કોઇ પણ બાલક દેશવાસીઓને મ્હોઢે આટલું નહિ રમી રહ્યું હોય. પિતાના ઓજસ્થી, પુત્ર સન્માન પામેલો કેટલાક માનશે. પરન્તુ એ પિતાનું પણ દૃષ્ટિસ્વપ્ન એવું હતું કે દુનીઆએ નહિ જોયેલા, નહિ જાણેલા મહાસામ્રાજ્યનો એ વારસ બને: દિગ્વિજયી વિજેતાનાં અગણિત ઉમેરણો એ બાલકને હાથે બલ ને સંઘટ્ટન પામે. અતિશય સાહસિક વીર પિતાના તોફાની જીવનમાં એ બાલક પ્રભુની પ્રસાદી હતો. આત્મમન્થનનાં વર્ષોમાં શાન્તિપ્રેરક બન્યો. બાલકને એ કુમળે હૈયે પણ કુસુમસમી કીર્તિવંત આશાઓ પ્રગટી આનન્દદાયિની બની ન બની, ત્યાં તો આગીઆના ઉડતા ચમકાર પેઠે એ પ્રકાશતારક ખરી પડયો. આશ્ચર્યજનક જીવનની આશાના અન્તિમ કેન્દ્રને હરિએ



ફ્રાન્સિસ જોસફ ચાર્લ્સ.

હરી લીધો. મહાસમ્રાટ નેપોલીઅનના એ ઝળુકદીવડાને ફ્રાન્સ પણ ભૂલી ગયું. કરમાયલી માળાની એ એકાદી કલિકા તરફ પણ કૃતઘ્ન બન્યું. ઇતિહાસના પૃષ્ઠ પર પણ નામ નિશાન ન રહ્યું. વર્ષો વીત્યાં. સંસ્કારજાગૃતિએ વીરપૂજનની ભાવના સર્જન થઇ. એનું મૂર્તિમન્ત સ્વરૂપ એ બાલકનાં વ્હાલસોયાં રમકડાંનું પ્રદર્શન.

આત્મશોષક તૃષ્ણાની માયાજાળમાં ગૂંપાયલા જીવનની કરુણ કથની સંભારી સંભારી આપણે પણ એ રમકડાંના માલિકનું સ્મરણ કરીએ. આપણે પણ કંઇક પિછાનીએ નેપોલીઅન ફ્રાન્સિસ જોસફ ચાર્લ્સને—'રોમ'ના રાજા, 'પરમા'ના રાજકુમાર, ધારાસભાના ભૂષણ નેપોલીઅન બીજાને—દુન્યવી ઇતિહાસ મશહૂર બાળક ને માત્ર એકવીસ વર્ષમાં જ વિલીન થનાર, સૃષ્ટિના કૃપાયાચક, રાજ્યજીવનના એકલા અટુલા તેજકિરણને આપણે પણ અંજલિભરી વધાવીએ

મહાન નેપોલીઅન સત્તાના ઉચ્ચ શૃંગે વિરાજ્યો. સમસ્ત યૂરપ એને ચરણે ઢળ્યું. અપવાદ માત્ર બ્રીટન ને રશિયા. એમને પણ ધ્રુજાવવા એ કટિબદ્ધ થયો. એ કટોકટીને પ્રસંગે એક મહાન વંશવેલો સ્થાપવાની અમર આશા પ્રદીપ્ત થઇ, સંગઠિત થઇ. એની તૃષ્ણાને વારસની ખોટ જણાઇ. જન્મભૂમિ કોરસિકાને પોતાના વિશાળ

સામ્રાજ્યમાં ભેળવી કેમ ન દે? પરન્તુ એ સ્વાભિમાની રાજકુટુમ્બ પરાજીત થઇ પાયે તો ન જ પડે. લગ્નની કુંળી ગ્રન્થિમાં કદાચ એ અવશ્ય નમે. એ પુરાણા રાજકુટુમ્બ પાસે પોતે કન્યાની માગણી કરે તો શું એ ન સ્વીકારે? ઉચ્ચગીરિશૃંગે ભાગ્યવશાત્ ચઢેલો આજકાલનો યુવાન અંદર પ્રવેશ કરવા બાર ઠોકે તો એ રાજકુટુમ્બ એની પ્રતિભાશાળી સત્તા સન્મુખ દ્વાર બંધ કરતાં શું જરા પ ન ડરે કે?

આવા વિચારો એ વીરનરને પણ અકળાવવા લાગ્યા. જોસેફાઇન પ્રતિનો શહેનશાહનો પ્રેમ ઓછો થતાં ગયો—ઢંકાઇ જતો લાગ્યો. જોસેફાઇનથી એને પુત્ર પ્રાપ્તિ ન્હોતી થઇ. નૈસર્ગિક રીતે ફ્રેંચલોકો તો જોસેફાઇનને જ સમ્રાટની મહત્તાનું કારણ લેખતા: છતાં ય એને અળગી કરવામાં આવી. જૂના શત્રુ યુરપિય શહેનશાહની પુત્રી ઓસ્ટ્રીયાની 'મેરી લુઇ'ને પત્ની બનાવી. રશિયાના ઝારની બ્હેનને તરછોડી: ઝારની મિત્રતાને પણ તિલાંજલિ અપાઇ.

નેપોલીઅન અને મેરી લુઇનું વિચિત્ર યુગલ બન્યું. એકની વય ચાલીશ વર્ષની જ્યારે અન્ય અઢાર વર્ષની મુગ્ધ કન્યકા. પરંતુ દુનિયા અસંમત ન થઇ. એ લગ્નની પાછળ અનેરી આશાઓ છુપાઇ હતી: નેપોલીઅન જરા શાન્ત થશે: એનો કામગરો જીવ ઘરઆંગણે ઠરીઠામ બેસશે: આત્મા નિરાંત ઝંખશે: અથાગ શક્તિઓ સામ્રાજ્ય સુધારણા પ્રતિ વળશે: સત્તાની સીમાની તૃષ્ણાભરી પ્રગતિ અટકશે. જુલિયસ સીઝરના કુટુમ્બની એ રાજ્યકન્યકાને ફ્રાન્સે વ્હાલભરી વધામણી દીધી: યુરપ વિવિધરસભર્યો દૃષ્ટિપાત કરી રહ્યું.

પારિસ પણ વારસની એક સરખી આશા ધરાવતું થયું. કન્યા જન્મે તોપના એકવીસ અવાજ થશે. એકસો ને એક અવાજ પુત્રરત્નને વધાવશે. પ્રથમ નિનાદે હંમેશનું ગરબડિયું પારિસ પણ ક્ષણભર ઉંડી શાંતિ ધારી રહ્યું. શ્વાસ પણ સ્થંભી ગયા. અગન્યાઓની ગર્જનાઓ એકસાથે ગણાઇ. 'એક બે, ત્રણ ઇત્યાદિ સંખ્યાસૂચક શબ્દો જ શાંતિ ભંગ કરતા. બાવીસમો ધ્હાર થતાં જ પારિસ નગરના મહોલ્લા હર્ષનાદે ગાજી રહ્યા. અલક્ષ્ય ઉત્સાહ પ્રગટી ઉઠયો. ઉદ્યાનો પણ આનંદિત થયાં. બાલકો ટોપીઓ ઉછાળી કુદી રહ્યાં. અજબ ત્વરાથી ઝરૂખે ઝરૂખે શુભ સમાચાર સંભળાયા. પ્રજાના આહ્લાદે શહેનશાહ પણ આનંદની રસવાહી ઉર્મિએ ન્હાયો. પુત્રના પ્રથમ દર્શને નયને પણ નીરનાં પૂર ચઢયાં.

એ મનમાગ્યા બાલકને સૃષ્ટિએ વધાવ્યો. પારણામાં જ એ 'રોમનો રાજા' કહેવાયો. સમસ્ત ફ્રાન્સ આનંદની અપરિમિત છોળે છવાયું. સમ્રાટના સુખે સુખી થવા પ્રત્યેક વ્યક્તિ આતૂર બની. ચિત્રકામે, શિલ્પકળાએ, મુદ્રણાલયે સ્થળે સ્થળે રાજસિક બાલકની પ્રતિકૃતિ પ્રકાશી રહી. ગામેગામથી કવિઓએ એને કંઇ કાવ્યમાળાઓ આરોપી ન્હાનકડું ઝુંપડું પણ મોજ માણવામાં પછું ન પડયું. સ્વામીભક્તિનો સત્ય સાક્ષાત્કાર તો સમારે આ પ્રસંગે જ અનુભવ્યો.

પરંતુ સ્વાગતશ્રેષ્ઠ બાલક મનમાગેલી શાંતિ ન સ્થાપી શકયું. ઇસ્વી સન ૧૮૧૨માં ઉત્તર દિશાએથી ફ્રેન્ચ સામ્રાજ્ય પર નવું જ તોફાન શરૂ થયું. ફ્રાન્સ ને રશિયા વચ્ચે ઉડી ઓસ્ટ્રીઅન લગ્ને બળતામાં ઘી હોમ્યું. નેપોલીઅન માટે ચિન્તા સદાની થઇ રહી માત્ર બાલકની સંગતિનો સમય એ જ એનો વિરામ. એના જીવનની ધન્ય પળ. બાલ ઉછેરમાં પળેપળે કાળજી રાખતો. પદેપદે સંભાળતો. બાલકના મૃદુલ હાસ્યે ભાવિની આશામાં આનંદતો. મેરી લુઇ આ ક્ષણોમાં સહચારિણી જ હતી. 'મનુષ્યકલ્પનાનું એ સાદું ન્હાનકડું સુખી કુટુમ્બ હતું.

રોમના એ ન્હાનકડા રાજાને સ્વહસ્તે તેડી એનો પિતા ફ્રાંસના સૈનિકો નિહાળવા લઇ જતો. શહેનશાહના પ્રત્યેક ભુવનમાં ઘુમવાનો આ બાલકને હક્ક હતો. અન્યને તો પ્રવેશ કરવાની પણ મનાઇ હતી. અંગત અંગરક્ષક પણ અન્દર જઇ શકતો નહિ પરંતુ એ બાલક માટે તો સર્વ દ્વાર ખૂલ્લાં હતા, નેપોલીઅનમાં પણ ધ્યાન ધરવાની અજબ શક્તિ હતી. પોતાના કાર્યના સચોટ ધ્યાન રાખનો : બાળકના જુલમને પણ સહેલાઇથી સાંખતો. ખાસ લખોટા પાડવતાં, વિરામાસને વાંચતાં, પણ એ બાલક તો એને અંકે જ વિરાજતો : એને કંઠે પણ વળગતો. જરા દૂર રહેતા કશુય પણ ન થતો.

બાળક આગળ નેપોલીઅન અપ્રતિમ ધૈર્ય ધારી શકતો. સમરાંગણોની યોજનાઓ ઘડતા કંઇક વાર તેણે મિજાજ ખોયો હશે. પરંતુ બાળકનાં હરકોઇ પ્રકારનાં અડપલાં તે નિભાવી લેતો. નેપોલીઅને લાકડાની ન્હાની ન્હની અનેક પ્રતિમાઓ બનાવડાવી હતી. ન્હાના મ્હોટા કદમા વિવિધ રંગો ભર્યા હતા. સૈન્યદળની કલ્પના એ મ્હોરાંથી ઘડાતી. નવો પાસો ખેલવા, રણભૂમિ સમા ક્રીડાપટ પર શેત્રંજ ગોઠવાતો કેટલીક વાર પાસે જ શેત્રંજી પર રમતો ન્હાનકડો રોમનો રાજા રંગીત સોગઠાંથી હર્ષઘેલો થઇ, રમકડાંનું રટન કરતો, કટોકટીના, અણીના પ્રસંગે-યુધ્ધની પરિણામસૂચક પળે બાજી બગાડી નાંખતો; છતાં ય નેપોલીઅન કદાપિ ચીઢાતો નહિ: પોતાના મ્હોરાંરૂપી સિપાહીઓ ફરીથી ગોઠવતો.

શરૂઆતમાં તો શહેનશાહ એકલો જ ખાણું લેતો. રાજકુમારની કેળવણી ઉપર ધ્યાન રાખવા 'મેડમ ડ મોન્ટેસ્વી'ની નિમણુંક થઇ હતી. બાલકને તે દરરોજ પિતા કને લઇ જતી. આ ન્હાનકડા અતિથિને નેપોલીઅન રસભરી વિવિધ વાનીઓથી સંતોષતો. એક દિવસ શહેનશાહે એક વાનગી લઇ બાલરાજાના મ્હોં સામી ધરી : બાળકે પિતાનો હાથ જોતાં—ઓળખતાં જ આતુરતાથી મ્હોં ફાડ્યું. પિતાએ ગમ્મત કરવા હાથ ખેંચી લીધો. મજાક લંબાવવા મહારાજાને વિચાર થયો, પરંતુ ત્રીજા પ્રયત્ને જ બાલકે પોતાનું મુખારવિન્દ ફેરવી લીધું. પછીથી પિતાએ એ વાની આપવા ઘણુંય કર્યું, પરંતુ બાલકે તે ન-સ્વીકારી તે ન જ સ્વીકારી. નેપોલીઅન આશ્ચર્યચકિત થયો. મેડમ ડ મોન્ટેસ્વીએ નિરાકરણ કર્યું કે બાલક એમ છેતરાવા નથી માગતો: એનામાં પણ સ્વાભિમાન છે. એને પણ લાગણી થાય છે 'સ્વાભિમાન ને લાગણી!" સમ્રાટ બોલી ઉઠ્યા. 'કેવાં અહોભાગ્ય! એનામા એવા ગુણો આવે એવી જ મ્હારી ઇચ્છા છે: અન્તરની અભિલાષા છે."


નેપોલીયનના એકના એક પુત્રની માતા મેરી લુઇ

બાલક વયમાં વધવા લાગ્યો. નીચે ઉપવનમાં ભરાયેલા પ્રજાજનો ઉપર રાજમહાલયના વાતાયનોમાંથી દૃષ્ટિપાત કરવાનું બાલકને બહુ જ ગમતું. પારિસના નાગરિકો પણ બાલરાજાના દર્શન કરવા ઉભરાતા. એકવાર કેટલાક નગરત્રીઓથી વીંટાઇ એ બાલરાજાએ કાગળનાં ગૂંચળાં હાથમાં લઇ

રાજમહેલના અન્તર્દ્વારમાં પ્રવેશ કર્યો. સમ્રાટે એનો અર્થ જાણવા માગ્યો. એના પૂજ્ય-પિતાજી પાસે વિનંતિપત્રો લઇ આવનાર એ ક્રમનસિબ શહેરીઓ હતા. ત્યાર બાદ એવી રૂઢી પડી ગઇ કે આવા યાચકો હંમેશાં કુમાર પાસે આવતા. રાજકુમાર સ્વયં તેમને પોતાના પિતાની પાસે લઇ જતો. વૈભવશાળી ઝુલામાં ઝુલાતા એ બાળકને ચરણે વિનંતિપત્રોના થોકથોક ખડકાતા. પછી જ તે શહેનશાહ આગળ ધરવામાં આવતા. પોતાના પુત્રે શું નિર્ણય કર્યો હતો એની પ્રતિક્ષા નેપોલીઅન હંમેશાં કરતો. બાળક મૌન ધારતો એમ જણાવવામાં આવતાં, "ભલે! મૌન હકારસૂચક છે: વિનંતિ મંજુર છે"–એમ ફ્રાન્સનો સત્તાધીશ ઉચ્ચારતો. એ પ્રમાણે સર્વ યોજના કરવામાં આવતી.

સામાન્ય રીતે રાજકુમાર નમ્ર અને કહ્યાગરો હતો. કોઇ વેળા જક્કે પણ ચઢતો. મનધાર્યું પાર ઉતારનાર પિતાના પુત્રમાં એ સ્વાભાવિક ગુણ લેખાય. બાળકબુધ્ધિ હોવા છતાં સર્વ પરિસ્થિતિ પૂરેપૂરી સમજતો. એક પ્રસંગ એવો બન્યો હતો કે એ બાળકે હઠ પકડી રડતાં રડતાં ભૂમિ પર ગબડવા માંડ્યું. અંગરક્ષકો અને શિક્ષિકાએ ઝપાઝપ બારીઓ બંધ કરી પર્દા નાંખી દીધા. બાળક વિસ્મય પામ્યું. શાન્ત બની ગયું. ક્રોધ સત્વર વિસરાઇ ગયો. તુરત ઉભા થઇ એમ કરવાનું કારણ જાણવા માગ્યું. 'બારીઓ બન્ધ કરી, આપનું રૂદન પ્રજાજનો સાંભળી ન જાય તે માટે' આયાએ પ્રત્યુત્તર વાળ્યો "ફ્રેન્ચ લોકો ત્હમે રડો છો એમ જાણે તો ત્હમને રાજકુમાર તરીકે સ્વીકારે ખરા કે?" "સાંભળી તો નથી ગયા ને?" બાળક બોલી ઉઠ્યો "અરેરે! કેટલું ખોટું દેખાય! ફરીથી હવે હું કદાપિ નહિ રડું".

આવા વાતાવરણમાં ફ્રાન્સના રાજકુમારને ઉછેરવામાં આવ્યો. ફ્રાન્સની અમર આશાઓ એનામાં છુપાઇ હતી. સમસ્ત યૂરોપનો રસ એનામાં રમી રહ્યો હતો. છેક નેપોલીઅનની પરાજયની ઘડી સુધી આવાં આવાં લાડકોડ ચાલુ રહ્યાં. વિજેતા શત્રુઓથી નેપોલીઅન ચોતરફ ઘેરાઇ ગયો. મહારાણી અને આ પ્રિય બાળકનું રક્ષણ પારિસના નગરરક્ષકને સોંપાયું. એમને જ આશરે તેઓ સલામત રહેશે એમ એ રણવીર સમ્રાટે ઇચ્છ્યું. પોતે રણસંગ્રામમાં ઝંપલાવવા બ્હાર પડ્યો.

ઇસ્વીસન ૧૮૧૪ના જાન્યુઆરી મહિનામાં મહારાણી ને ન્હાનકડા બાળકને પારિસ નગરમાં મૂકી, પોતાના ભાઇ જોસફ બોનાપાર્ટને વાલી ને સાચો સલાહકાર નીમી, નેપોલીઅને અન્તિમ પ્રસ્થાન કાજે પ્રયાણ કર્યું. એને એકલે હાથે ઝઝુમવાનું હતું. એની અગાધ તૃષ્ણાથી ઉત્પન્ન થયેલા શત્રુઓ ચોતરફ વીંટાઇ વળ્યા હતા. સલાહ કરવાની એમની માગણીનો બાદશાહે ગૌરવથી ઇન્કાર કર્યો હતો. વ્હાલસોયી પત્ની ને પ્રિય બાળકને પ્રણામ પાઠવતાં સંધિની રહેજ પણ ઝાંખી ન્હોતી થઇ. પુનર્મિલન એના નસિબમાં ન્હોતું. આ કરૂણ પ્રસ્થાન પછી શહેનશાહ સાત વર્ષ સુધી જીવવા પામ્યા હતા, પરંતુ પરાજયની મર્મવેધી ચિન્તામાં વર્ષો વીતાડવાનાં હતા. આશાના હવાઇ કિલ્લા હવામાં ઉડી ગયા હતા. ત્રિચ્છિન્ન હૃદયી કમભાગી મનુષ્ય! યુવાન પ્રમદાનું એને ફરીથી મુખદર્શન પણ ન થયું. અવસાન સમયે એની પત્નીની વય માત્ર ઓગણત્રીસ વર્ષની હતી. કુસુમકોમળ બાળકને, એની આશાના અમર કેન્દ્રસ્થાનને, ફરીથી નિહાળવાનું એના ભાગ્યમાં ન્હોતું લખાયું.

શત્રુઓના સૈન્ય સામે બાથ ભીડતાં, એની લશ્કરી હિલચાલ એને સર્વ દિશાએથી રાજધાની થકી દૂર ને દૂર ખેંચતી ગઇ. એની ગેરહાજરીથી, લશ્કરના અસંતોષથી, પારિસ દુશ્મનોના હાથમાં ગયું. મેરી લુઇ અને તેનો સુકુમાર બાળક શત્રુને હસ્તક થયાં.



પોતાનો પુત્ર પોતાની જ નાનકડી અનુકૃતિ છે એમ નેપોલીયન કલ્પતો.

ઑસ્ટ્રીઅન પ્રજાએ પોતાની રાજકુમારીને આશ્રય આપ્યો.' ફ્રાન્સના તખ્ત પરથી શહેનશાહબાનુની અગમ્ય પદવીથી મેરી લુઇ વિમુખ થઇ. પુત્ર સાથે જન્મભુમિ વિએનામા જૂને ઘરઆંગણે રજઇ વસી. ભાવનામાં ને નામમાં ફ્રેન્ચ કહેવાતી–ગણાતી–અન્ય થઇ.

એલ્બામાં નેપોલીઅને પત્નીના સહચારની ઇચ્છા વારંવાર પ્રગટ કરી, પરન્તુ પત્થર પર પાણી. જબરદસ્તીથી એની પાસે રાજ્યનો પરિત્યાગ કરાવ્યો હતો. તે દેશનિકાલ થયો હતો. પોતાના પુત્રને વારસ જાહેર કરી એણે ઇસ્વીસન ૧૮૧૪ના એપ્રિલ મહીનામા રાજ્ય છોડયું હતું. સમય જતાં, એલ્બામાથી

મ્હાસી છૂટવાના નિશ્ચય પર તે આવ્યો. ટુંક મુદતમાં જ પારિસ તાબે કર્યો. વૅટર્લુના મહાયુધ્ધ સુધી યૂરપમાં પુનઃ ગર્જી રહ્યો. સો દિવસનું એનું એ મહાન સાહસ. "નેપોલીઅનના સો દિવસ" ઇતિહાસને પાને આલેખાયા. મેરી લુઇ તો ઑસ્ટ્રીયાના એકાન્તવાસમાં જ ગોંધાઇ રહી. પતિમાં ઉત્સાહ રેડવાની અમોલી તક એને પ્રાપ્ત ન થઇ તે ન જ થઇ. પરન્તુ નેપોલિયન પોતાના પ્રિય પુત્રને વીસરી ન શક્યો. એની આશાઓ એ ન્હાનકડા બાળક પર અવલમ્બી રહી હતી. ફ્રાન્સનું સિંહાસન ફરીથી છોડતાં પણ એણે એ બાળકને જ ફરીથી વારસ તરીકે જાહેર કર્યો. પરંતુ એ પુત્રની યાદીની હર પળે ઝાંખી થતી: નેપોલીઅન એને સ્મરણે ઝુરતો. દુનીઆએ તો એને ક્યારનો ય વિસારી મેલ્યો હતો.

આ કમનસિબ વીરપુરૂષને આવા અનેક ફટકાઓ પડ્યા. એવા અનેક ફટકાઓ મારી એ સાંસારિક પ્રગતિના ઉચ્ચ શૃંગે ચઢ્યો હતો. પરન્તુ એ સહુમાં યે સહુથી કડક ફટકો, હૃદયભેદક ફટકો, જે બાળકના ભવિષ્ય માટે એણે ઉંચી ઉંચી આશાઓ બાંધી હતી તે બાળકને ફ્રાન્સમાંથી પણ કોઇએ ન સંભાર્યો—એનો વિચાર સરખો પણ ન કર્યો—યૂરપની અન્ય કોઇ વ્યક્તિની તો આશા જ શી? આ કડવી શોધથી શહેનશાહનું ભેદાયલું હૃદય ચીરાઇ ગયું. પોતે તો એ બાળકને વારસ તરીકે જાહેર કર્યો; પરન્તુ પોતાના સર્વમાન્ય સમ્રાટની ઘોષણા તરફ પણ કોઇએ લક્ષ્ય આપ્યું નહિ. 'રોમન રાજા' પાસેથી પ્હેલી જ તકે એ પદવી છીનવી લેવામાં આવી. ઑસ્ટ્રીઅન શાહજાદી તરીકે મેરી લુઇનું રક્ષણ ઑસ્ટ્રીઆને સોંપાતાં, એ સરકાર સાથે પ્હેલી જ શરત એ કરવામાં આવી કે નેપોલીઅનના એ પ્રિય બાળકને માત્ર 'પરમાના કુમાર' તરીકે જ પિછાનવો. પછીથી તો એ નામાભિધાન પણ વિલુપ્ત થઇ ગયું અને અવમાનની પરિસીમાના ચિહ્ન સ્વરૂપે 'ધારાસભાના ભૂષણ' નો નજીવો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો. ઑસ્ટ્રીઅન અમીરોથી યે એ ઉતરતી પંક્તિ. "ધારાસભાના ભૂષણ થવા કરતાં મ્હારો પુત્ર ફાંસીને લાકડે લટકે તો સારૂં" એમ નેપોલીઅન કહેતો.

નેપોલીઅનની ગૌરવમૂર્તિ સ્વરૂપ એ બાળક આમ અવમાનોના ભારથી દબાતું ગયું; અને એ સર્વ જોવા નેપોલીઅન પણ એની પડતીમાં—કમનસિબીમાં—સડી રહ્યો—જીવી રહ્યો. પડતીની છેલ્લી પ્યાલીનું અન્તિમ કટુ બિન્દુ પણ એને ગળે ઉતારવું પડ્યું.

નેપોલીઅન કદાચ વધુ જીવ્યો હોત તો આથી પણ વધારે દુર્દશા જોવાનું કમનસિબે એની કરમાયેલી આંખોને પ્રાપ્ત થાત. 'ધારાસભાના ભૂષણ'ની પદવીથી અલંકૃત થયો તે વેળાએ એના બાળકની વય માત્ર સાત જ વર્ષની હતી. અયુક્ત પદવીદાનથી એનું નિર્મળ સ્મરણ કલંકિત થયું હતું. જગતને ઝુકાવનાર નેપોલીઅનના પુત્રને એક નિર્માલ્ય પદવીથી નામ અમર કરવાનું રહ્યું! એના પિતાના અવસાન સમયે એની વય દશ વર્ષની હતી. બીજા માત્ર દશ વર્ષ જ નેપોલીઅને વધારે કાઢ્યાં હોત તો પોતાના વ્હાલા બાલકને કેવળ વિસરાયલો—સર્વથી તજાયેલો નિહાળવા વારો આવત. અપવાદ માત્ર એક જ. કોઇ ખળવાખોર રાજનીતિજ્ઞ તોફાન જગાવતાં પોતાના વિભાગને દૃઢતર કરવા એ બાળકનું નામ આગળ ધરતો. યૂરપના શૈત્રંજ પર નેપોલીઅનનો પુત્ર એક નમાલું મ્હોરૂં બની રહ્યો.

એ બાળકને પોતાના જન્મસંયોગોનો પૂરેપૂરો ખ્યાલ હતો. ફ્રાન્સનું વાતાવરણ વીસરી જાય—ફ્રાન્સને ભૂલી જાય—એ રીતે એને ઉછેરવામાં આવ્યો હતો. એનું નામ

પણ બદલવામાં આવ્યું. બાળકને તો એ જરા ય ન રુચ્યું. નેપોલીઅનને બદલે એને ફ્રાન્સિસ કહેવામાં આવતો. આમ છતાં એ બાળક પોતાના આછા બાલ્યને ન ભૂલી શકયો. પોતાના પિતાની ઝળહળતી કીર્તિથી અજાણ ન રહી શકયો.

બાળકબુધ્ધિએ પણ અભ્યાસમાં અનુરકત હતો. કોઇ ઉન્નત સ્થાન પૂરવા પોતે સૃજાયો ન હોય એમ પારંગત થવા એ મથી રહ્યો. લશ્કરી તાલિમ પ્રત્યે એ વધુ આકર્ષાયો. મ્હોટો થતાં લશ્કરમાં દાખલ થયો. ક્રમેક્રમે એની પ્રગતિ ચાલુ જ રહી. વીસ વર્ષની વયે કર્નલ થયો. બાલ્યાવસ્થામાં પણ સૈનિકો સાથે રમવું એને ઘણું જ ગમતું. ઑસ્ટ્રીઆના શહેનશાહના દ્વારપાલ તરીકે નીમાવાની એની તીવ્ર ઇચ્છા હતી. દ્વાર આગળથી કોઇ રાજદ્વારી પુરૂષ પસાર થતાં, લશ્કરી સલામી ભરતા પોતે કેવો શોભે એવું તે હમેશા કલ્પતો. કોઇ સ્ત્રી બ્હાર આવતાં સલામી ભરાઇ જાય તો કેવું ફારસ થાય એ વિચારવા પણ તે ન ચૂકતો. સૈનિક, સ્ત્રીઓને સલામી ન ભરે. સ્ત્રીઓને વંદન કરવાનું આ બાળકને પણ હીણપતભરેલું ભાસતું. સ્ત્રીઓને માટે હરકોઇ સેવા બજાવવા તે તૈયાર થતો. બાર વર્ષનો થયો ત્યારે, ખુદ મહારાણીએ એને સ્ત્રીઓના સંમેલનમાં આમંત્રણ કર્યું, પણ એણે તો ધસીને ના પાડી. એનું સ્થાન તો પુરૂષોમાં જ.

યુવાની ઉભરાતાં શારીરિકબલ પ્રાપ્તિની ધૂનમાં દેહને હદ ઉપરાંત કસતો ગયો. પરિણામે ક્ષયનો ભોગ થઇ પડયો. એની દેહલતા કરમાઇ. શરીર ક્ષીણ થતાં એણે પુસ્તકોમાં સાંત્વન શોધવા માંડયું. બાયરનનો એ ખાસ અભ્યાસક ને ઉપાસક હતો. એ યુગમાં બાયરન તો સર્વની હૃદયમૂર્તિ બની રહ્યો હતો.

આ ન્હાનકડો રાજકુમાર માત્ર મહત્તાની છાયા ને નામનો જ વારસ રહ્યો. ઇસ્વીસન ૧૮૩૨ના જુલાઇ મહીનાની બાવીસમી તારીખે, એકવીસ વર્ષની કુમળી વયે એનો દેહ પડયો. મનુષ્યત્વના માત્ર ઉમ્બર સુધી જ તે આવી શકયો.

ગર્ભશ્રીમંત થોડાક જ નરરત્ન પાકે છે. જીવન શાન્તિમય બન્યું હોત તો અસાધારણ બુધ્ધિ ને ચારિત્ર્ય ઘડાત એવી આ બાળક કાજે આશાહી ન્હોતી અપાઇ. એનું જીવન જેવું ઘડાયું, જેવું દોરાયું, એ જોતાં પાણીના ભયંકર પૂરસપાટામાં કુદાતી તૂટેલી રાજ-નૌકાના સ્મરણ ચિહ્નસ્વરૂપે જ એનું નામ અમર રહેશે.

એ વારસ થવા જન્મ્યો હતો. માત્ર વારસ થવા જ, અન્ય કશા ય માટે નહિ. એ વારસ હતો જ. એના કુટુમ્બનો, એના ગૃહનો એ વારસ હતો. એના પિતાના તોફાની જીવનનો, સંકટભર્યાં પરિણામોનો પણ એ વારસ હતો. આ બાળકના જન્મ પછીનાં અવિચારી સાહસોથી ભરપૂર બાર વર્ષોમાં જ નેપોલીઅને તામસી કૃત્યોનાં બીજ રોપ્યાં. એ બીજનો પરિપાક લણવા માટે હવે જ તૈયાર થયો. પ્રજાના નવીન બંધારણ અને શાન્તિના સૂચક ચિહ્ન થવાને બદલે એ બાળકનો જન્મ અતિશય વધારે તૃષ્ણાના સૂચન તરીકે અંકાયો. નેપોલીઅન જેવો યુધ્ધકળામાં નિપુણ હતો તેવો જ શાન્તિમાં પ્રવીણ પ્રજાનાયક હતો. પરન્તુ કમભાગ્ય ફ્રાન્સનાં, કમભાગ્ય સમસ્ત યૂરોપનાં, અને કમભાગ્ય બિચારા આ બાળકનાં કે એના જન્મથી જ, એને પગલે જ, વિનાશની અનન્ત હેલી શરૂ થઈ. એ વાવાઝોડાના તોફાનમાં પિતાપુત્ર બન્ને મુંઝાઇ ગયા.

સાહસિક શિરોમણિ વીરનરના પ્રવૃત્તિમય જીવનમાં બાળકની કુમાશભર્યો પ્રસંગ આવ્યો. એની કુમળી અસર એના દરેક કાર્યમા

થઇ. એ બીનાની આછી કલ્પના પણ દરેક માનુષી હૃદયમાં કરૂણા ઉપજાવે છે. પરંતુ નેપોલિઅન એથી આર્દ્ર નહોતો બન્યો. જગતને તો એવી ઝાંખી થઇ હતી. એની તૃષ્ણાનો વેગ નહોતો ઘટયો. એની કહેવાતી ઘેલછા ઉલટી પ્રદીપ્ત થઇ હતી. આ બાળકના જન્મથી, મનુષ્યત્વમાં બાળકની મૃદુલ પ્રેરણાથી, એ કારણવશાત્ જ એક પણ સંકટનિવારણ ન થઇ શકયું.

ખરે જ ! આ દયાને પાત્ર છે. આપણી પ્રજાઓના નસિબમાં જ મનુષ્યોની ભૂલો પવનમાં ઉડતાં તૃણ સમાન છે. પ્રભુ સર્જ્યા સમયમાં—એની પાછીતે છૂપાયલા અનંત અંધકારમાં આવા આપણા અનેક નેપોલીઅનો સમાઇ જશે. (સંપૂર્ણ)

# જોહુકમી.

લેખક :—શા પ્રભુદાસ.

પ્રભુ ! મારૂં શરીર મને શું કહે છે ? "ભાઇ આત્મા ! આટલા વરસનો મારો અને તારો જુનો સંબંધ ! તો પણ તું મારૂં કહેવું ન કરે તે ઠીક નહિ ? તને રાજ મહેલમાં લઈ જાઉં ત્યારે તું સાધુની ઝુંપડીમાં પેસે એવો તો ઉંધો ! તેં તો મને બેઆબરૂ કર્યું". અને પ્રભુ ! મેં શું જવાબ આપ્યો, ભાઇ શરીર ! હું અને તું ભેગા રહેવા સરજાયા છીએ એ વાત ખરી પણ એટલા માટે આજે કાંટાની વાડમાં અને કાલે તો તું મને ઉકરડે લઇ જાય તો ત્યાં પણ તારી સાથે આવવા હું બંધાએલો નથી. તને મિષ્ટાન્ન ચટાડું છું તે સ્વાધીન છું એમ માનતો નહિ. પણ તને સ્વાધીન કરવા માટે, તું ભ્રમમાં એમ માની બેઠો છે કે હું રાજા છું. પણ ના—ના રાજા તો હું જ છું અને તું તો ચાકર છે અને તું જો નહિ માને તો ફટકા મારીને પણ એ વાત હું સાબીત કરી આપીશ. નાટક ભજવનાર તું, પણ પ્રયોજક તો હું જ. મારી મરજી પ્રમાણે ન ભજવાય તો એવાં હજારો નાટકો ધુળમાં મળે તો પણ શું ? તારો નચાવ્યો હું નહિ નાચું એ જરૂર યાદ રાખજે હું અમર છું અને તું નશ્વર છે, પણ એ માટે તારા ચેનચાળા થોડા વખતને માટે પણ ચલાવી લેવા એ મારાથી નહિ બને, કારણ તારી નિર્બળતાથી તું એક એવો ભૂત ઉત્પન્ન કરે છે કે જેને મારી સબળતાથી પણ વિલીન કરવો મને દુઃખરૂપ થઇ પડશે—તારો બંડખોર સ્વભાવ તો આજે જ જાણ્યો.




ચિત્રકાર —રા નાણાવટી

* વિજયવિલાસના દિવાનખાનાની એક સુન્દર કમાનવાળી બારી આગળ લેડી સરોજની ચ્હેતા આવીને ઉભી રહી. તેણે નીચે જોયું અને તુરત એક દેખાવડી રોલ્સ રોઇસ મોટરકાર એક ભવ્ય પુરૂષને લઇને બંગાલના શણગાર રૂપ બગીચાને વટાવીને રસ્તા તરફ દોડવા લાગી.

સરોજની હસી. એ હાસ્ય મીઠું હતું. કેવો સુન્દર ખ્યાલ! ખ્યાલ કે ખ્વાબ! ખ્યાલે નહિ અને ખ્વાબે નહિ, એ તો એક ખરી જ વાત હતી. આ સુન્દર મહેલ સમો બંગલો, એ મોટર, આ બગીચો એ સર્વે તેનાં જ હતાં. સમાજમાં એ અને એનો પતિ નેતા સમાન હતાં. તેઓ જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં લોકોના દ્વાર તેઓને માટે ખુલ્લા જ હતાં. સર્વ જગ્યાએ લોકો એ બંન્નેને આદરથી બોલાવતાં.

એકાએક તેના શાન્ત મગજમાંથી એક વિચાર પસાર થયો. કોઇ એક વિસરાએલી ચીજ તેમને પાછી યાદ આવી. બારી આગળથી તે ખસી. અને બારીથી સહજ દૂર આવેલા એક કોચ પાસે આવીને ઉભી રહી. પાસે પડેલા એક ટેબલ ઉપરના વિજળીક બેલનું બટન તેણે દાબ્યું.

થોડીએક પળમાં એક નોકર જેવો જણાતો પુરૂષ ત્યાં આવીને ઉભો રહ્યો. કંઇક તોરમાં જ સરોજનીએ પુછ્યું. "મગન! જમવાના ઓરડાની સર્વ તૈયારીઓ થઇ ચુકી કે?"

"જી હા, આપ આવીને સર્વ ચીજ જોઇ જાઓ એટલી જ ખોટી છે."

"જા, હું અર્ધો કલાકમાં ત્યાં આવી જાઉં છું."

મગન વિદાય થયો.

કોચ ઉપર તે બેઠી. બેદરકારીથી લાંબી થઇને તે આળોટી. મગજમાં વિચારોની પરંપરા ચાલવા માંડી. અને તેની જીંદગીના સારા નરસા દેખાવો તેની નજર આગળ દેખાવા લાગ્યા.

* Baroness Orczyની એક વાર્તા પરથી સુચિત

ગરીબ માણસની તે એક પુત્રી હતી. તેનો પિતા નિરાશાવાદી હતો. અને એમાં ને એમાં જ એ મરણ પામ્યો. છતાં કુટુંબની આબરૂ સારી જાળવતો ગયો, અને એ આબરૂ સરોજીનીની માતાએ પણ જેમ તેમ કરી જાળવી. આહા! ક્યાં એ ગરિબાઇ અને આ શ્રીમંતાઇ ? પણ નસીબનું ચક્કર ફર્યું. સર મ્હેતા જોડે એક ન્હાનાશા સ્નેહસંમેલનમાં તેની ઓળખાણ થઇ અને એ ઓળખાણે પ્રેમનું સ્વરૂપ લીધું અને છેવટે તેઓ પરણ્યાં. ત્રણ વર્ષમાં તેણે એક કાંતિમાન પુત્રને જન્મ આપ્યો. આહા! એ કેવો રૂપાળો હતો. પણ આ બાજુ સર મ્હેતાનો પુત્ર સરોજકુમાર જન્મ્યો ત્યારે એમની જ બ્હેનને પણ એક પુત્ર અવતર્યો.

એમાંથી કોણ ચડે? સરોજકુમાર કે રસેશ ? બન્ને જણ સાથે ઉછર્યા હતા, છતાં બન્નેના મન તો મળ્યાં જ નહિ. બન્ને જુદી જુદી શાળામાં ભણ્યા, જુદી કોલેજોમા ગયા. અને છેવટે વાત તો એટલી બધી વધી પડી કે જ્યારે જ્યારે તેઓ મળતા ત્યારે કંઇકને કંઇક વાદવિવાદ તેઓ વચ્ચે થતો જ.

આજે સરોજકુમારનો જન્મ દિવસ હતો. સરોજ એટલે એની માતાનો લાડકવાયો બાળ. સરોજ એટલે સૌન્દર્યનું દેખાવડું પુતળું. સરોજ એટલે એની માતાનું સર્વસ્વ.

"રસેશ ઠીક હતો. હુશિઆર હતો પણ સરોજથી તો એ ન જ ચડે—નહિ—તદ્દન અસંભવિત. સરોજથી રસેશ ન જ ચડે." એમ જ લેડી મ્હેતા ધારતી. દરેક માતાની પોતાના પુત્રને માટે આવી જ લાગણી હોય છે. "અહા! જો સરોજ અને રસેશ બન્ને સાથે શાંતિથી રહી શકતા હોય તો કેવું મજાનું? જો એ બંને સાથે રહીને કંઇક કામ હાથમાં લ્યે તો તો એક એવી જોડી થાય કે જેનો પૃથ્વીભરમાં જોટો જ નહિ." લેડી મ્હેતાએ એક નિશ્વાસ મુક્યો. "પણ અરે પ્રભુ! એ બન્નેને વાત વાતમાં જ વિવાદ થયા કરે, તો પછી બન્નેના સાથે થવાની તો આશા જ ક્યાંથી રાખવી ?" પણ લેડી મ્હેતાને ખબર ન્હોતી કે રસેશ ગમે તેવો હતો, છતાં લાગણીવાળો હતો. એ સરોજકુમારને પુરેપુરો આળખતો. એના ઉતાવળીયા સ્વભાવની એને બરોબર પિછાન હતી. અને ઘણી યે વાર સરોજકુમારે તેના તરફ કરેલાં, માફી ન આપી શકાય એવાં, કૃત્યોની માફી આપી હતી.

સરોજના જન્મદિવસ નિમિત્તે આજે એક સ્નેહસંમેલન થવાનું હતું, અને રાય બહાદુર જગન્નાથની એકની એક પુત્રી સરલિકા સાથે સરોજકુમારનું વેવીશાળ થવાનું હતું. લેડી મ્હેતાની એક એક પળ બહુ આનંદથી પસાર થતી હતી.

"પણ હજુ સરોજ કેમ નહિ આવ્યો હોય ?" લેડી મ્હેતાએ કંઇક બેદરકારીથી વિચાર્યું. "કદાચ કોઇ પ્રોફેસરને મળવા ગયો હશે. થોડા વખતમા આવી પહોંચશે." થયું. એ વિચાર ત્યાં જ અટક્યો.

અર્ધો કલાક થઇ ગયો. અને જમવાના ઓરડામા જવા માટે લેડી મ્હેતા ઉઠયાં, પણ હજુ બારણા આગળ પહોંચે તે પહેલાં જ એક પરિચિત અવાજ તેમને સંભળાયો.

"મને જવા દે મગન! કંઇ નું કંઇ જ કામ નથી. લેડી મ્હેતા મને મળવા માટે ઘણાં આતુર હશે." શબ્દો દયાર્દ્ર હતા. આશાનો ધ્વનિ શબ્દે શબ્દમા તરી આવતો હતો.

તુરત ઓરડામાં એક અબળા દાખલ થઇ. અને તેને જોતાં જ લેડી મ્હેતાનું શરીર કંપ્યું.

"કોણ કમળા! આવા માંગલિક દિવસે શા સારૂ તારૂં કાળું મુખ લઇને અહિં આવી છો ?" લેડી મ્હેતાના શબ્દોમાં ક્રોધ સ્પષ્ટ હતો. શબ્દોના નિર્દય સુરો આખા ઓરડામાં ગાજી રહ્યા.

"હા બ્હેન ! માંગલિક દિવસ હોવાથી જ અહિ આવી છઉં. મારૂં હૃદય કંઇક આશાવાદી બન્યું છે."

"એ વાત ખોટી. કાંઇ આશા હોય તો એ વ્યર્થ છે. એને કાઢી નાખજે લુચ્ચી ! ચોરટી ! ચોરી કરતાં તને જરાયે શરમ ન આવી ?......બેસ આ ખુરશી ઉપર.....મગન ! અમે બે વાતોમાં રોકાયેલાં છીએ. કોઇ આવે. નહિ એ જોજે" આ બધું તોરમાં જ બોલાયું. શ્રીમંતોને અણછાજતા ક્રુર શબ્દો આજે પ્રથમ વાર લેડી મ્હેતા બોલી.

કમળા ખુરશી ઉપર બેઠી. સામેની જ ખુરશી ઉપર લેડી મ્હેતા બેઠી

"બોલ શું છે ?" કંઇક ઉધ્ધતાઇથી લેડી મ્હેતાએ પુછ્યું.

"મ્હારે.........મ્હારે તારી મદદ જોઇએ છીએ." કમળાનો અવાજ દયામણો હતો.

"મારી મદદ ! અને તે ય તારે જોઇએ છે ? બોલતા શરમાતી નથી ? નામ બોળ્યું, આબરૂ ખોઇ અને લોકો પણ કહેવા લાગ્યા કે લેડી મ્હેતાની માની જણી બેને સર જમનાદાસને ત્યાંથી હીરાના હારની ચોરી કરી ! લોકોમાં મારૂં કેટલું ખરાબ બોલાયું એ ખબર છે ? અને તારા આ કામને લીધે રાય બ્હાદુર પોતાની પુત્રી મારા લાડકવાયાને ન્હોતા આપતા ; અને ગરીબ બિચારી આપણી મા તારૂં આ કૃત્ય સાંભળીને આપઘાત કરીને મુઇ ! તું કયું મુખ લઇને મારી પાસે મદદ માગવા આવી છો ! " પડવા પર પાટુ લગાવવી એ પાટુ લગાડનારને માટે બહુ જ રહેલું છે. લેડી મ્હેતા પ્રહારો કર્યે જ ગઇ.

કમળાનો ભવ્ય ચહેરો અત્યારે શાંત હતો. એ ચહેરા ઉપર નિરાશા સ્પષ્ટ દેખાતી હતી.

"બ્હેન તું નથી જાણતી કે લાલચ એ શું ચીજ છે. શ્રીમંતાઇમાં મ્હાલવાથી લાલચ તો ક્યાથી જ ઓળખાય ? મારી આપવીતી સંભાળાવું ?......સાંભળ ". કમળાએ તદ્દન શાંત મુખ રાખીને શરૂ કર્યું.

"આપણે બન્ને સાથે જ ગરીબ ઘરમાં ઉછર્યાં. અમીરી શું એ તો આપણે જાણ્યું જ ન્હોતું. પણ ભાગ્યે આપણા માટે જુદી જુદી દિશાઓ જ રાખેલી. તારા સ્વરૂપ ઉપર એક શ્રીમંત બેરોનેટ મોહ્યા, પ્રેમમાં પડ્યા અને પરણ્યા. મને શ્રીમંતાઇ તરફ અભાવ હતો, ઘૃણા હતી. શ્રીમંતોને હું ધીક્કારતી; છતાં ય આપણાં પિતાની સારી આબરૂને લીધે એમને ઘણા સારા કુટુંબોમાં ઓળખાણ હતી. અને આ ઓળખાણનો લાભ તને મળ્યો. હું તો એક ચિત્રકારને પરણી. એ બિચારા મધ્યમ-સ્થિતિના હતા. તું શ્રીમંતાઇનો ઉપભોગ કરવા માંડી, અને હું મારા સ્વામીને મદદ કરવા ભરતગુંથણનું કામ કરીને પૈસા મેળવવા માંડી . કળાની કદર લોકોને નથી અને મારા સ્વામી કળા પાછળ ઝુરતા ઝુરતાં, મને અભાગણીને અને એક પુત્રને મુકીને, આ કદરહીન જગતનો ત્યાગ કરી ગયા. જગતમાં મારે માટે સુભાગ્ય હતું જ નહિ. તું સુખી હતી, એટલે તને બહુ દરકાર ન્હોતી. છતાં તું ક્યારેક ક્યારેક મદદ કરતી એને માટે તો પ્રભુ જ તને બદલો આપશે." કમળાની આંખમાંથી એક આંસુનું ટીપું ખર્યું.

સરોજીનીનું હૃદય આર્દ્ર બન્યું. ક્રોધી આંખો દયાને શરણે ગઇ. 'પણ બ્હેન પછી ?' કંઇક રૂંધાયેલે સ્વરે તેણે પુછ્યું.

"અને પછી મારો વસંત મોટો થયો, અને હું અભાગણી એને સારૂં શિક્ષણ પણ ન આપી શકી અને જ્યારે તારો પુત્ર ઓક્સફર્ડ યુનિવર્સીટીમાં શિક્ષણ લેતો હતો ત્યારે મારો પુત્ર અહીંની એકાદ નમાલી નિશાળમાં એવું જ ભણતર ભણતો હતો. છતાં મ્હેં પોને એને સારૂં શિક્ષણ આપીને કોઇ પણ સારા શિક્ષિત યુવાનને પંક્તિ પાડે

એવો બનાવ્યો. અરે મારો વસંત! પ્રભુ એનું રક્ષણ કરો!" કમળાએ એક ગાઢ નિશ્વાસ નાખ્યો.

"પણ બ્હેન! એમાં ચોરીની વાત જ ક્યાં આવી" સરોજીનીએ કંઇક ધીમા અવાજે પુછ્યું.

"હા! હા! સાંભળ પછી મારો વસંત બેંકમાં નોકરીએ રહ્યો. અને ત્યાંથી જ એનાં કમભાગ્ય શરૂ થયાં. વસંત ચંચળ હતો. અને એણે મેનેજરનો ચાહ તરત જ મેળવ્યો. અને છતાં ય તેને દુષ્ટ મિત્રો મળ્યા. કહે બ્હેન! દુષ્ટ મિત્રો કોને નથી મળ્યા? અને એ બિચારો ભોળો અણુસમજુ બાળક તરત જ તેઓની દુષ્ટ સંગતમાં ફસાઇ પડ્યો: એમ ન ધારતી કે એકલો વસંતજ ફસાઇ પડ્યો હશે. ઘણા ય ફસાયા છે. એમાં કાંઇ નવું નથી. દુનિયાથી પરિચિતને ભોળવાતાં વાર નથી લાગતી ત્યાં નિખાલસ હૃદયના વસંતનું શું ગજું? રેઇસ, જુગાર, વિગેરે તે રમવા માંડ્યો. અને એમાં ખુવાર થયો. અને છતાં તેણે એ વાત મને ન કરી. અને છેવટે એક મોટી રેઇસમાં, એને ૨૦૦૦ રૂપિઆ સુધી રમવાની લાલચ થઇ અને એમાં તે હાર્યો, અને એ ૨૦૦૦ રૂપિઆ, એ બેંકના રૂપિઆ હતા. રૂપિઆ ગયા અને છતાં તેણે મને કહ્યું નહિ. છેવટે બેંકનો હિસાબ નક્કી કરવાનો દિવસ આવ્યો અને વસંતને ૨૦૦૦ રૂપિઆની ખોટ તરત જણાઇ,......"

કમળા બોલે તે પહેલાં જ સરોજીનીએ પુછ્યું. "પણ બ્હેન! પછી?"

"તે દિવસ મને બરોબર યાદ છે. તે દિવસે સર જમનાદાસ—એને તો તું ઓળખે છે—એમને ત્યાં પાર્ટી હતી. અને કેટલીક બાબતોમાં મદદ કરવા માટે જુની ઓળખાણ તાજી કરીને બોલાવી હતી. પાસેના ઓરડામાં લોકોને માટે હું જમવાની તૈયારી કરતી હતી. ત્યાં તુરત જ વસંતનો ટેલીફોન આવ્યો કે "મારે ગમે ત્યાંથી ૨૦૦૦ રૂપિઆ આપવાં" હું કાંઇ સમજી નહિ. છતાં બેફામ થઇ ગઇ. મેં વસંતને ત્યાં આવવા કહ્યું. એ આવ્યો, એણે પોતાની સ્થિતિ મને સમજાવી. મારા મગજમાં બીક પૂરેપુરી પેઠી. બ્હેન! રૂપિઆ ન મળે તો એ બિચારો જેલમાં જાયને? અને બ્હેન! પેટનો દીકરો જેલમાં જાય એ કોને ગમે? તું એ વખતે અંધેરી હતી—યાદ છે ને? મેં તને ટેલીફોન કર્યો હતો કે "મને મહેરબાની કરીને ૨૦૦૦ રૂપિઆ આપ છતાં, તે તો ૩૦૦ રૂપિઆ જ મોકલ્યા, એને માટે હું તારો કેટલો ઉપકાર માનું? પણ જ્યાં ૨૦૦૦ની જરૂર હોય ત્યાં ૩૦૦ તો કયાંથી જ પૂરા થાય?" કમળાની આંખોમાંથી આંસુઓ સર્યે જતાં હતાં. આરસનાં સુંદર ટેબલ ઉપર હાથ વડે માથું ટેકવીને તે કથા કહેતી હતી આંસુનાં ટીપાઓ, ભેગાં થઇને, એક ન્હાનકડું વ્હેણુ કરી રહ્યાં હતાં.

"પણ તેજ દિવસે પાર્ટીમાં એક બનાવ બન્યો; બધા મ્હેમાનો નીચે હોલમાં બેઠા હતા, હું અંદરના ભાગમાં મજબુત મન રાખીને મદદ કરતી હતી. ત્યાં મને લેડી મ્હેતાએ બોલાવી, અને પોતાની પુત્રીને બોલાવી લાવવાનું કહ્યું. એ પોતાના ઓરડામાં, પહેલે માળે હતી. હું તેને બોલાવવા ગઇ દિવાનખાનું નીચે હતું અને સર જમનાદાસની પુત્રીનો ઓરડો ઉપર હતો. હું ત્યાં ગઇ. મારા કમભાગ્ય કે સદ્‌ભાગ્ય એ તો મને ખબર નથી, પણ ત્યાં કોઇ ન્હોતું. પેલી રા—નોકરડી રાધા પણ ન્હોતી, અને પલંગની પાસેના જ એક ન્હાના ટેબલ ઉપર એક સુંદર મખમલના દાબડામાં એક હીરાનો હાર પડ્યો હતો. દિવાના પ્રકાશમાં તે ચમકારા કરતો હતો." કમળા રડતી હતી. "અરેરે! બ્હેન જ્યારે એ વખત યાદ આવે છે, ત્યારે આંખે મને અંધારાં આવે છે.



કમળાની આંખોમાંથી આંસુઓ સરી જતાં હતા. આરસનાં સુંદર ટેબલ ઉપર હાથ વડે માથું ટેકવીને તે કથા કહેતી હતી.

મારું હૃદય રડું રડું થઇ જાય છે. એ તો એક લાલચનો પ્રસંગ હતો. મેં વિચાર્યું. "આવા પૈસાદાર માણસો, કે જેમને આવા હજારો હારો મળશે, તેઓને તો આ હારની દરકાર પણ નહોતી. ઉલટું એને બેદરકારીથી ગમે ત્યાં રાખ્યો હતો. પણ મ્હને એ હારની કિંમતથી અરધી કિંમત જેટલા રૂપિઆની જ જરૂર હતી." કારણ કે એ હારના ઓછામાં ૪૦૦૦ રૂપિઆ ઉપજશે એમ મારી ખાત્રી હતી. એ રૂપિઆની મને જરૂર હતી. બ્હેન! કેવો હૃદયદ્રાવક પ્રસંગ? કોઇ ત્યાં હતું નહિ. મેં હાર સંતાડી લીધો. વિચાર કરવાને મારું હૃદય ના પાડતું અને વિચાર કરવાનો એ વખત પણ નહોતો હું ઓરડાની બહાર આવી, નીચે ગઇ અને બીજાની સાથે ભળી ગઇ.

"કોણ જાણે કેમ! પણ ભાવી મારી તરફેણમાં હતું. રાત્રે કોઇના ય હૃદયમાં હાર ખોવાયો છે એનો ખ્યાલ, ખ્યાલ તો શું ખ્યાલનો અંશ પણ. એમના મનમાં આવ્યો નહિ.

બીજે જ દિવસે હું અમદાવાદ ગઇ. ત્રીજે દિવસે પૈસાની જરૂર હતી. એ હાર વેંચાયો, અને મને એકલીને જ ખબર હતી, કે મારા પુત્રના હિતને ખાતર મેં ચોરી કરી હતી, એના પૈસા ચુકવવા સાર અણઘટતું કાર્ય કર્યું હતું.

પૈસા ચુકવાવા ને સાતમે દિવસે હું પકડાણી, કોણ જાણે કેમ પણ હું પકડાણી. કોર્ટમાં કેસ ચાલ્યો, બધું દિવા જેવું ખુલ્લુ હતું. વસંતને પણ ખબર પડી કે તેની માતા લોકોની નજરમાં એક ચોર

તરીકે ઓળખાય છે એ રડી પડયો. એનાથી કંઇ પણ થાય તેમ ન્હોતું. એ બિચારો તે શું મદદ કરે, તારા જેવી માની જણી બ્હેને પણ મદદ ન કરી......"

"કયાંથી મદદ કરૂં ?" લેડી મ્હેતા વચમાં જ બોલ્યાં. શબ્દોમાં જેમ કાળાં વાદળામાં વિજળી દેખાય તેમ કડવાશ દેખાતી હતી "કુળને તે લાંછન લગાડયું. આપણાં માતાપિતાનું તે નામ બોળ્યું. તને તે કોણ મદદ કરે ?"

"બ્હેન ! બોલ, બોલ અત્યારે તારો બોલવાનો વખત છે. પ્રભુએ જ્યારે શ્રીમંતાઇ અને ગરીબાઇ જગતમ સરજી ત્યારે શ્રીમંતોને માટે અભિમાન જરા વધારે મુકયું હતું. શ્રીમંતો ગરીબોનાં દુઃખોને તો કયાંથી જ ઓળખે–એ ઓળખવાની તલભાર શક્તિ પણ કયાં એમનામાં છે ?... પણ સાંભળ મારી વાત સાંભળ. પછી હું જેલમાં ગઇ ત્યાંના કુડા અનુભવ મેળવ્યા. જેલમાંથી નીકળી ત્યારે વસંત તદ્દન બદલાઇ ગયો હતો. તેણે પોતાની કુટેવો છોડી દીધી હતી અને બ્હેન ! માનીશ ? તેણે બેન્કમા થોડા પૈસા એકઠા કર્યા હતા. ગમે એવો તોય મારો પુત્રને, તે કરકસર કર્યે જતો હતો; અત્યારેય તે એવો જ છે. એ જ સારા ગુણોથી ભરેલો છે. બ્હેન ! એ તો મારૂં જીવન છે. અમે એક રીતે સુખી છીએ. પણ બ્હેન ! એ સુખમાં કાળા ડાઘરૂપ મારી આ વાત છે. ખરી હકિકત શું હતી એ જાણવા છતાં સમજવાની શક્તિ લોકોમાં નથી. લાલચ, પછી ભલેને તે થોડી લાલચ હોય, પણ એ લાલચ એક માણસને શું શું કરાવે છે એની ખબર લોકોને જરા ય નથી.......અને તેથીજ હું અહીંનું જીવન પસંદ નથી કરતી, અહીંના લોકોનાં મેણાં નથી સહન થતાં......"

"તો તો પછી ચોરી ન્હોતી કરવી." લેડી મ્હેતા તોછડાઇથી બોલ્યાં.

"બ્હેન ! લાગણી અને લાલચ આગળ સર્વ ચીજ નકામી છે. લાગણીની કિંમત શ્રીમંતોને બહુ નથી હોતી, લાલચ શ્રીમંતોને બહુ આડે નથી આવતી. પણ બ્હેન ! જો દયા કર. સર મ્હેતાની–તારા પતિની–સીલોનમાં થોડી એસ્ટેટ છે. ત્યાં મારા વસંતને નોકરી અપાવ તો હું અને વસંત ત્યાં જઇને અમારૂં જીવન ગાળશું. હું મારા છેલ્લા દિવસો ત્યાં જ પૂરા કરીશ." કમળાએ છેલ્લું વાકય એક નિશ્વાસ સાથે પૂરૂં કર્યું.

"ઠીક ! ઠીક ! હું સમજી. આ બધું સંભાળપણું તું શાને માટે કરતી હતી એ હું બરોબર સમજી. તારા હૃદયના ભાવને મેં પૂરેપૂરા ઓળખ્યા. હું તને ચોકખું કહું છું કે તારે વિષે હું એમને કાંઇ પણ વાત કહેવાની નથી. ત્હારે સીલોન જઇને રહેવું હોય તો તારા જ પૈસા લઇને જા ને ! બેન્કમાં પૈસા એકઠા કર્યા છે એનું શું ?"

"એ સર્વ પૈસા સર જમનાદાસને એમના હારના બદલામાં આપ્યા છે. અને બાકી રહેલા પૈસા પૂરા કરવા, હજી યે વસંતના પગારમાંથી થોડા થોડા રૂપિઆ આપ્યે જાઉં છું. મેં નિશ્ચય કર્યો છે કે એમના હારની કિંમતના પૈસા ચુકવી આપવા, અને સર જમનાદાસ એ પૈસા લેવાના છે." કમળા કરગરતી હતી.

"એ ગમે તેમ હોય. હું તને કોઇ પણ જાતની મદદ કરવા અશકય છઉં." લેડી મ્હેતાએ ઉધ્ધત જવાબ આપ્યો.

"બ્હેન ! બ્હેન ! પેલા બાલ્યાવસ્થાના દિવસો તને યાદ છે ? તારાથી કંઇક વાંક થતો અને બા તને મારવા દોડતી ત્યારે હું તને બચાવતી. એ દિવસોને ખાતર આટલું તો કરી આપ. હું તારે પગે પડું છું. કરગરૂં છું." કમળા ચોધાર આંસુએ રડતી હતી.

"ગરીબની આંતરડીના આશીર્વાદ, એ તો કોઇ ભયંકરમાં ભયંકર પ્રકોપમાંથી તારણ કરે છે ત્યારે શ્રાપ એટલું જ ભયંકર ભાવી ઉભું કરે છે. ગરીબો શ્રાપ વરસાવશે નહિ. એમ કરવાની ઇચ્છા પણ નહિ કરે, પણ એની દુભાયેલી આંતરડી—એ જ્યારે કાળાં ઘનઘોર ઉંડાંણમાથી કળકળશે ત્યારે જગત પણ પલટાશે." પર્વતના કોતરોમાંથી એકાદ પાણીનો ઝરો જેમ વહે તેમ કમળાની આંખોમાંથી આંસુઓ વહેતાં હતાં.

"જોને કમુ. તારા એ બનાવ પછી, એમની પાસે મેં તારૂં નામ હજુ સુધી લીધું નથી, તો પછી આજે જ શું કરવા લઉં? તારૂં ગમે તે થાય એની મને પરવા છે જ નહિ. તને કુટુંબની આબરૂની પરવા ન્હોતી તો મને તારી દરકાર કયાથી હોય? જા તારે ઘેર જા. મારો સરોજ આવે તે પહેલા તું ચાલી જા! ગરીબ બિચારો! એ તને જોશે તો એનામા તારૂં કાંઇક દુષ્ટ સત્વ પેસી જશે." લેડી મ્હેતાનો આ હુકમ છેલ્લો જ હતો એમ ચોકખું દેખાતું હતું,

"બ્હેન! હું તો જાઉં છું. પણ જાણજે કે લાગણી અને લાલચનો એકે ય પ્રસંગ હજુ તને નથી આવ્યો! અને પ્રભુ તારી ઉપર મ્હેર કરી એવો વખત તને ન લાવે." કમળા ઉઠી. શ્વેત વસ્ત્રોમાં એનું સુંદર દયામણું મુખ હૃદય હચમચાવી નાખે એવું હોવા છતાં તે લેડી મ્હેતા ઉપર કાંઇ પણ અસર ન્હોતું કરી શક્યું. અને એકજ ક્ષણમાં કમળા ઓરડો છોડીને ચાલી ગઇ.

ફરી પાછાં લેડી મ્હેતા દિવાનખાનાની સુંદર બારી પાસે આવીને ઉભા રહ્યાં. નીચે એક શ્વેત વસ્ત્રથી શોભી ઉઠતી વ્યકિત, સાડીના પાલવ વડે પોતાના આંસુને ઉંડાણથી રોકતી ચાલી જતી હતી.

વ્યકિત અદૃશ્ય થઇ અને એ જ વખતે દિવાનખાનાના મોટા ઘડીયાળમાં સાડા છના ટકોરા થયા.

* * *

સાત વાગી ગયા હતા. જમવાના ઓરડાની સર્વ તૈયારીઓ જોઇને ખુશી થતાં લેડી મ્હેતાં પાછાં એ જ દિવાનખાનામાં આવી ગયાં હતાં.

આનંદ શા સારૂ ન હોય? આજે રાયબહાદુર જગન્નાથની સુધા સમી કન્યકાનું વેવીશાળ એમના સૌન્દર્યવાન પુત્ર સરોજ સાથે થવાનું હતું. પણ હજુ યે સરોજ આવ્યો ન્હોતો.

થોડી એક પળો પસાર થઇ.

એકાએક ઓરડાનું બારણું ઉઘડયું. સરોજ દાખલ થયો. તેના મુખ ઉપર બીક અને ભયના ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં. તેના વાળ તદ્દન વિખરાઇ ગયા હતા. ખમીસનાં બટન ખુલ્લાં હતાં. અને તે ધુળથી બગડેલુ હતું. લેડી મ્હેના. તેને જોતા જ તરત જાણી શકયાં કે તે તદ્દન અસ્વસ્થ હતો, એમના હૃદયમાં કાંઇક ઉંડી બીક પેસી ગઇ. શું થયું હશે?

"કાં બાપુ સરોજ? તું કયાં હતો? આવી હાલતમાં કેમ? તારૂં ખમીસ ગંદુ કેમ થઇ ગયું?" લેડી મ્હેતાએ પ્રશ્નોની પરંપરા ચલાવી.

"હું...હું...ક...ક...કંઇ બોલી શકું તેમ નથી" સરોજ બહુ જ અસ્વસ્થ અવાજે બોલ્યો.

"સાઇ આવા મંગળ પ્રસંગે તને શું થયું છે?" લેડી મ્હેતાએ એક નિશ્વાસ નાખ્યો.

"મ્હેં મ્હેં......" સરોજ પુરૂં બોલી પણ ન શકયો. ખુરશી પાસે તે ઉભો હતો. અને ઉભાં ઉભાં તે પડી જશે એમ લેડી મ્હેતાને લાગ્યું.



લેડી મ્હેતા તેને જોતાં જ તરત જાણી શક્યાં કે તે તદન અસ્વસ્થ હતો.

"અહીં આવ. ભાઇ ! જરા શાન્ત થા. મારી પાસે બેસ" લેડી મ્હેતાએ આસ્તેથી કહ્યું, સરોજ પોતાની માતા પાસે કોચ ઉપર બેઠો. તેના માથા ઉપર લેડી મ્હેતાએ હાથ ફેરવ્યો. "ભાઇ તેં શું કર્યું છે ?"

"કો...કો...કોઇ સાંભળી જશે તો હું પકડાઇ જઇશ." સરોજકુમારનું આખું અંગ ધ્રુજતું હતું. કંઇ પણ વધુ વાત કર્યા વગર લેડી મ્હેતા ઉઠયાં અને દિવાનખાનામાં આવવાનું બારણું બંધ કરી દીધું.

"બોલ એવું શું છે ?" લેડી મ્હેતાએ પુછ્યું.

હૃદયમાં અસ્વસ્થતાનો સમુદ્ર તોફાન કરી રહેલો હતો. સરોજકુમાર આ કારણને લીધે ઉભો થઇ ગયો. એક આરામખુરશી પર બેઠો અને પછી બોલ્યો.

"મેં...મ...મ...મેં રમેશને મારી નાંખ્યો છે. અરે ! બા ! એનું ખૂન કર્યું છે. હાય ! ..બા ! હવે મારૂં શું થશે ? મને પેલા માણસો પકડી જશે. પેલા પોલીસનાં માણસો ફાંસીએ ચડાવશે. હું, બા મરી જઇશ. અરેરે ! મારૂં શું થશે ? જો બા પેલા...પેલા પકડવા આવ્યા." સરોજ ખુલ્લે સાદે રડશે એમ લાગતું. અસ્વસ્થ હૃદયનાં અર્થહીન શબ્દો જેમ આવે તેમ એ બોલતો હતો. પણ એકદમ લેડી મ્હેતાએ તેને ચૂપ કર્યો. તેના મુખ ઉપર હાથ દાબ્યો.

"ચૂઉઉપ........આસ્તેથી બોલ. શું તે રમેશને મારી નાખ્યો ?" લેડી મ્હેતાના હૃદયમાં જરા ગભરાટ ફેલાયો હતો. "અરે ! એ તો અમસ્તો બેભાન થઇ ગયો હશે,"

"ના...ના ના, બા......"

"મેં તને કહ્યું નહિ કે આસ્તેથી બોલ........"

"હા, હા, પણ મેં એને મારી જ નાખ્યો છે, જો ને બા એ નીચે પડ્યો તે બસ પડી જ ગયો, અને પછી જરા ય હાલ્યો ચાલ્યો જ નહિ. હું તે બા શું બોલું ? અને એ દેખાવ હજુ યે મારી નજર આગળ તરે છે. અરેરે ! હવે મારૂં શું થશે ? મને પોલીસ પકડી જશે. અને પ......પ પછી ....."

"કહું છું કે આસ્તેથી બોલ ! તો યં શા માટે માનતો નથી ? શા માટે એમ કર્યું ?" લેડી મ્હેતાના એ અવાજમાં ક્રોધી માતાને છાજે એવી સત્તા હતી.

સરોજકુમાર ધ્રુજતો ચારે બાજુએ જોતો હતો. તેના આખા અંગમાં કંપારીઓ છુટયા કરતી હતી.

"બસ હમેશની માફક જ તકરાર થઇ. એ કહે કે તું ખરાબ છે. આવે છે ને તેવો છે. ને બા! હું તો એ સહન ન કરી શક્યો અને પછી......પછી" સરોજે પોતાનું મુખ પોતાના હાથેથી ઢાંકી દીધું, વાળ પાછા પીંખી નાંખ્યા.

"અને પછી શું થયું ?"

'અને પછી......પછી હું એકદમ ઉભો થયો. હું ઉશ્કેરાઇ ગયો અને એમાંને એમાં મેં તેની પાસે જઇને તેને છાતી ઉપર મુક્કી મારી. મને એ વખતે તો ખબર ન પડી કે મેં શું કર્યું. પણ એ તો છેને બા તે પડી ગયો. અને પછી જરાય હાલ્યો ચાલ્યો જ નહિ. મા! મા! હવે શું થશે ?" સરોજકુમારની આંખમાં આંસુ હતાં. તેના મુખ ઉપરથી તો તેણે કંઇક એવું કૃત્ય કર્યું હોય એમ લાગતું હતું. લેડી મ્હેતાના હૃદયમાં વધારે બીક પેઠી.

"ત્યારે તું અહીં આવ્યો કઇ રીતે ? ત્યાં કંઇ હોહા ન્હોતી થઇ ?".

"ના! બા! ના! ત્યાં તો એ પડ્યો એવો જ શાન્ત થઇને પડ્યો રહ્યો. એટલે મને બીક લાગી તેથી હું બારણું બંધ કરીને અહીં ચાલ્યો આવ્યો. અરે! કોઇ જાણતું પણ નહિ હોય."

"તું અહીં આવ્યો ત્યારે તને કોઇએ જોયો હતો ?" લેડી મ્હેતા મનમાં કંઇક વિચાર કરતાં હતા અને તેને લગતો જ આ સવાલ પુછાયો.

"ના બા! પેલી ખાનગી ગલી માર્ફતે બંગલામાંથી બહાર નીકળી ગયો, અને પછી અહીં ટુંકે રસ્તે આવ્યો અને એ રસ્તો તો એકાંત છે એટલે મને કોઇએ જોયો તો નથી." સરોજકુમારને પોતાની માતાના આવા સવાલો અને શબ્દો આશ્વાસનભર્યાં લાગ્યા.

"પણ મગને તો જોયો જ હશે ને ?" લેડી મ્હેતાને પૂરેપૂરી હકીકત જાણવી હતી.

"હા. બા. મગન તો જુએ જ ને ? એ તો મને બંગલામાં સામો જ મળ્યો. પણ બીજા કોઇ ઓળખીતાએ મને જોયો નથી."

લેડી મ્હેતાના શબ્દોથી—પોતાની માતાના શબ્દોથી—સરોજકુમારમાં કંઇક નવી જ જાતની હિંમત—કંઇક ન વર્ણવી શકાય એવી હિંમત આવી ગઇ હતી.

લેડી મ્હેતાએ વિચાર કર્યો. બહુ ઊંડો વિચાર કર્યો. છેવટે કહ્યું.

"જા! ઓરડામાં જા! તારાં કપડાં બદલાવ અને કંઇ થયું જ ન હોય તેમ પાર્ટી માટે તૈયાર થઇ જા! ખબરદાર એક શબ્દ જો........" એ શબ્દોમાં શરત હતી.

"પ—પણ બા મને પોલીસ લઇ જશે તો.........તો......મ...મારૂં શું થશે ?"

"એ બધું હું જોઇશ. જા તું જા. જલ્દી જા."

સરોજકુમાર ગયો.

લેડી મ્હેતાને અત્યારે ઘણા ગંભીર વિચારો આવતા હતા. "સરોજે રમેશનું ખૂન તો કર્યું જ'તું. છતાં કોઇને ખબર ન્હોતી. ફક્ત મગન જ કંઇક જાણતો હતો અને તે એટલું જ કે "સરોજભાઇ જ્યારે બંગલે આવ્યા ત્યારે બહુ અસ્વસ્થ હતા.' અરે એટલી યે વાત જો બહાર પડે તો પોલીસને શું ખબર પડે ? પણ એટલી ન્હાની વાત પણ શા માટે બહાર પડવા દેવી ? રખેને એટલા જ શબ્દો ઉપરથી પોલીસ આખો કેસ ઘડી કાઢે તો ? આ માટે એક જ રસ્તો છે. કાં તો મગનને એકદમ રજા દઇ દેવી અને કાં તો થોડા રૂપિઆ આપીને તેને મુખે તાળું મારવું."

છેલ્લો વિચાર તેમને ઉત્તમ લાગ્યો. રૂપિઆ તેમની પાસે સારી પેઠે હતા. પેલા કેશ બોક્સમાંજ લગભગ અઢી હજાર રૂપિઆ પડ્યા હતા. શું આપવું ? એ વિચાર થઇ પડ્યો. "સો ?......નહિ નહિ સો નહિ. દોઢ

સો ? નહિ નહિ બસો જ આપું. અને બરોબર સમજાવી દઉં.” એ વિચાર તટસ્થ હતો. ફરે તેમ હતો નહિ. તેઓ ઉઠ્યા, પાસેના જ લખવાના ટેબલ ઉપર ગોદરેજની કેસ બોકસ પડી હતી. પોતાના આ વિચારને મુબારક બાદી આપતાં આપતાં લેડી મ્હેતાએ કળની અંદર કુંચી મુકી……ફેરવી……કેશ બોકસ ઉઘડ્યું. અને સો સોની બે નોટો લેડી મ્હેતાએ કાઢી……પાછું કેશ બોકસ બંધ કર્યું. પાછાં પોતાની જગ્યા ઉપર જઇને બેઠાં.

“મગન” તેમણે બુમ મારી.

“જી. આવ્યો” મગનનો જવાબ આવ્યો. અને તે દિવાનખાનામાં દાખલ થયો. તેણે પોતાની શેઠાણીના હાથમાં સો સો રૂપિઆની બે નોટો જોઇ “ અત્યારે વળી શું ખરીદી કરવી હશે ? ” તેને સહજ વિચાર આવ્યો.

‘જો મારી એક વાત સાંભળ. આ બસો રૂપિઆ લે………” 

પણ હાય નસીબ ! બહાર મોટરોનાં ભુંગળાં વાગ્યાં. મોટરો કંપાઉંડમાં દાખલ થઇ.

“કં…કં…કંઇ નહિ જા ” લેડી મ્હેતાએ કંઇક ગભરાતાં વચનો ફેરવ્યાં, “સરોજ ભાઇને જલ્દી બે લાવીને આ લે કાનું સ્વાગત કરાવ. હું હમણા જ કપડાં પહેરીને આવું છું.”

“જી.” મગને શાંતિથી કહ્યુ. અને લેડી મ્હેતાના આ શબ્દોમાં તેને કંઇ ખાસ વિચિત્રતા ન્હોતી લાગી.

લેડી મ્હેતાએ પોતાના છેલ્લા હુકમો બહુ મુશ્કેલીથી કર્યા હતા. કારણ કે મોટરોનાં ભુંગળાં સાંભળતાં જ લેડી મ્હેતાના હૃદયમા બહુજ તીવ્ર થડકો થતો હતો.

“હાય ! હવે કંઇ થઇ શકે તેમ નથી.” એમ તેમને સ્પષ્ટ જણાતું હતું. “હવે ? હવે શું ?” તે પોતાના ઓરડામાં કપડાં બદલવા ગયાં અને હવે જે કંઇ થાય તેને માટે તૈયાર થવાનો હૃદયને હુકમ કર્યો.

* * * *

મોટરો આવી, મ્હેમાનો ઉતર્યા. હમણાં જ તૈયાર થઇને આવેલો સરોજકુમાર બધાનુ સ્વાગત કરતો હતો અભિનંદનો આપતો હતો. બીજા મ્હેમાનો આવતા હતા. તેઓના સ્વાગત થતાં હતાં. લેડી મ્હેતા પોતાના કપડાં લીઝતથી પહેરીને આવ્યાં. લોકોને જરા પણ શક ન જાય એવું તેમને કરવું હતું. યેહ ! શું તેમનું સ્વરૂપ ! મોટરમાંથી હમણાં જ ઉતરેલા સર મ્હેતા પણ ઘડીભર થંભી રહ્યા.

રાય બહાદુરની પુત્રી સરલિકા પણ આવી. ભવિષ્યનાં સાસુ વહુએ એકબીજાને કંઇક અનેરા ઉલ્લાસથી નિરખ્યાં. એ ઉલ્લાસોમાં જ જરા ફેરફાર હતો. બીજું કંઇ નહિ. અને થોડી વારમાં સરોજકુમાર અને સરલિકાનુ પ્રેમી યુગલ દિવાનખાનાના ઓરડાના એક મોટા ટેબલ પાસે પ્રેમની મીઠી મીઠી ગોષ્ઠીઓમાં અટવાઇ ગયું.

હજુ લેડી મ્હેતા તો અસ્વસ્થ જ હતાં. પણ બહારથી જુદો ભાવ દેખાડવામાં વિજયવાન થયા હતા. અશાંતિનું સામ્રાજ્ય તેમના હૃદયમાં સ્થપાયું હતું. હજુ યે વિચારોની પરંપરા તેમના હૃદયમાં ચાલતી હતી. “શું થશે ? સરોજે ખૂન કર્યું છે એમ તો એના મુખ ઉપરથી લાગે છે. પણ એ બિચારો ભોળો અણસમજુ બાળ છે. એને તે શું ખબર પડે ? બાકી જુવાનોના હૃદયનું ઉછળતું લોહી હોય તો તો કંઇનુ કંઇ થાય પણ ખરૂં. એમાં શું ? ભલે ખૂન થયું. લોકોને તો કયાં કંઇ ખબર છે ? અને પુરાવા વગર તો કાંઇ થશે જ નહિ ને ?”

મ્હેમાનો એક પછી એક આવતા હતા. સરોજકુમાર તો સરલિકા સાથે રોકાયલો હતો અને તેથી લેડી મ્હેતા સહુનું સ્વાગત

કરતાં હતાં. એમનાં હ્રદયમાં સત્ય અને અસત્ય વચ્ચે તુમુલ યુધ્ધ જામ્યું હતું. ખરા ઉભા થયેલા સંજોગોની સામે પુત્રપ્રેમે ટક્કર લીધી હતી. એમનું હ્રદય વલોવાતું હતું. કંઇક ઘણી યે ગડમથલ પછી તેમણે પોતાના એકના એક લાડકવાયા પુત્રને ખાતર, પોતાના ભોળા અણસમજુ બાળને ખાતર, તેની તરફના સ્નેહને ખાતર. તેમની સગી નંણદલના એકના એક પુત્રના થયેલા ખૂન તરફ, તેમના સગા ભાણેજના થયેલા ખૂન તરફ, રસેશના ખૂન તરફ તદ્દન બેદરકારી બતાવવાનો નિશ્ચય કર્યો. અને પોતાના અણસમજુ બાળકનો બચાવ કર્યો.

* * * *

મ્હેમાનો જમતાં હતાં.

એ પેલા આરસના સુંદર સ્થંભ પાસે, પ્રતિભાના પુતળા સમો માતાના શબ્દોથી ચિંત બનેલો સરોજકુમાર—અને એની પાસે કોઇ સુકોમળ ફુલપાંદડીની પ્રતિનિધિ સમી, પોતાના પ્રિયતમના સ્નેહભર્યા શબ્દોથી આનન્દિત થયેલી સરલીકા—રાય બહાદુરની પુત્રી.

બિચારાં કેવાં નિર્દોષ અને નિશ્ચિંત હ્રદયે વાતો કરતા હતાં? પણ અત્યારે ય લેડી મ્હેતાનું હ્રદય અસ્વસ્થ હતું. કયારે શું થશે એ વિષે કંઇ પણ ખબર એમને ન્હોતી પડતી.

"સરોજ! રસેશ કેમ નથી આવ્યો? કોઇ માણસને ખબર કાઢવા મોકલ્યો છે?" સર મ્હેતાએ પૂછ્યું. સવાલ સીધો હતો પુત્રે માતા તરફ જોયું અને માતાએ પુત્ર તરફ જોયું. સરોજ કંઇક ગભરાયો. એકાએક માતાએ જ પુત્રને બદલે જવાબ આપ્યો.

"હું તેના આવવાની દરેક પળે રાહ જોઉ છું. જ્યારે મને છેલ્લા ખબર મળ્યા ત્યારે માથાના દુખાવાથી એ પીડાતો હતો." જવાબ ખાલી લાયક હતો. લેડી મ્હેતાને લાગ્યું કે જવાબ સાવ પાર ઉતર્યો છે. પણ એક જ વિચારે તેને બેફામ બનાવી—તેમની આટલી ઉમ્મરમાં આજે પ્રથમ વાર તેઓ ખોટું બોલ્યાં હતાં. એક જ કીડાએ તેમનું હ્રદય કોતરવા માંડયું એ કીડો અસત્યનો પ્રતિનિધિ હતો.

એકાએક પાસેના ઓરડામાં ટેલીફોનની ઘંટડી ગાજી. અને મ્હેમાનોના આનંદના કોલાહલ વચ્ચે પણ અશાંત લેડી મ્હેતાને એ ઘંટડી ચોકખી સંભળાઇ.

ટ્રીરિ રિંગ—ટ્રીંગ, ટ્રીરિ રિંગ—ટ્રીંગ, ટ્રીરિ રિંગ—ટ્રીંગ!

ઘંટડીના ગુંજારવે એમના હ્રદયમાં વધારે મંથન–પુત્ર તરફની લાગણી અને સત્ય વચ્ચેનું મંથન—થવા માંડયું. હ્રદયમાં કંપારીઓ છુટવા લાગી. કંઇક મક્કમ વિચાર કરીને તે ઉઠયાં અને મ્હેમાનોની અજાયબી વચ્ચે ટેલીફોનવાળા ઓરડામાં ગયાં. કોઇને કંઇ પણ બોલવાનો વખત ન્હોતો. સહુ પોતપોતાના આનંદમાં મશગુલ હતા. અને લેડી મ્હેતા પાસેના ઓરડામાં શા સારૂ જાય છે એ વિષે વિચાર કરવાનો કોઇને પણ વખત ન્હોતો. સરોજ પણ ન્હોતો જાણતો કે શા સારૂ આ બાજી ખેલાય છે? શા માટે તેની માતા ત્યાંનો આનંદ છોડી બાજુના ઓરડામાં જાય છે?

મગન—સર મ્હેતાનો નિમકહલાલ નોકર મગન—ટેલીફોનથી સહજ દૂર ઉભો હતો. ત્યાં ઘંટડી વાગી, તે પાસે ગયો. રીસીવર હાથમા લીધું અને જ્યાં કાન પાસે મુકવા જાય છે ત્યાં......

"મગન ..તું રીસીવર મુકી દે—નહિ નહિ મને આપ, હું રસેશ તરફથી ટેલીફોનની આશા રાખુ છું."

લેડી મ્હેતાનું હ્રદય ધબકતું હતું અને એ ઓરડાની મહા શાંતિમાં, દૂર ઉભેલો મગન પણ પોતાની શેઠાણીના હ્રદયના ધબકારા ચોકખા સાંભળી શકયો અને આશ્ચર્યમાં ડુબ્યો—કોઇ જળચર જળમાં ડુબે એમ.

લેડી મ્હેતાએ મનમાં જ પ્રભુપ્રાર્થના કરી, અને રીસીવર હાથમાં લઇને સાંભળવાની જે શક્તિ પ્રભુએ તેમને એ વખતે આપી તેમને માટે તેમણે પ્રભુનો પાડ માન્યો. તદ્દન અશાંત, અસ્વસ્થ હૃદયે, ન છુટકે તેમણે રીસીવર કાન ઉપર મુકયું. કાન ઉપર આવેલી વાળની લટોને એ રીસીવર અડકયું. છાતી ધડકતી હતી.

તેમણે પેલી બાજુએથી સાંભળ્યું.

"તમે કોણ?—લેડી મ્હેતા?—ઓહ આઇ સી—જુવોને હું ડો. આનંદમોહન" ડો. આનંદમોહન મ્હેતા કુટુંબના ખાસ ડોકટર હતા. "જુવોને જરા અકસ્માત થયો છે—જુવોને આજે સ્હાંજના મગજની નબળાઇને લીધે રમેશભાઇ એકાએક બેભાન થઇ ગયા હતા. મને ખબર મળતાં જ હું અહીં આવ્યો—હા! હા! એ બેભાન થયા એટલે હું અહિં આવ્યો—અહિં આવીને સારવાર કરી—હા, મને સાતેક વાગે ખબર મળી—નહિ, કંઇ મારતી ભરેલું નથી, ત્રણેક દિવસમાં સારૂં થઇ જશે—નહિ નહિ એક નર્સ છે એટલે કોઇની જરૂર નથી—હા હમણાં જ ભાનમાં આવ્યા અને મને તુરત ટેલીફોન કરવા કહ્યું...પોતે જમવા નહિ આવી શકે એમ કહ્યું છે...હા હું સ્હવારનાં એ તરફ આવી જઇશ.....હા હા, સાહેબજી.....!"

ઉદ્વેગની પળો પસાર થઇ, છુટકારાનો શ્વાસ લેડી મ્હેતાએ ખેંચ્યો. અને સાથે સાથે લેડી મ્હેતા આર્દ્ર હૃદયવાળાં બન્યાં. ઓરડામાં જતાં જતાં એમણે આંસુઓ થંભી રાખ્યાં. એમને ત્યારે જ વિચાર આવ્યો કે "જે અપરાધ હું કરવાની હતી એના કરતાં કમળાનો અપરાધ સાવ નાનો સુનો હતો; હું તો ખરા ખુનીને બચાવીને......"

તેઓ ઓરડામાં પહોંચ્યાં અને સહુને કહ્યું કે "રમેશનો ટેલીફોન છે કે પોતે નહિ આવી શકે. જરા તબીયત બગડી છે તેથી."

*  *  *

રાતના દસ વાગ્યા હતા. મ્હેમાનો વિદાય થયાં હતાં. રાયબ્હાદુરના કહેવાથી સરોજકુમાર તેમની સાથે કોઇ નવું નાટક જોવા ગયો હતો.

દિવાનખાનામાં લેડી મ્હેતા એક સુંદર ખુર્શી ઉપર બેઠાં હતાં. પાસેના જલખવાના ટેબલ પાસે બેસી કંઇક લખતાં હતાં.

થોડી વાર પછી લેડી મ્હેતાએ એક કાગળ સર મ્હેતાને વાંચવા આપ્યો.

"તમે જરા વાંચોને, મારે એ પત્ર અત્યારે જ મોકલવો છે." સર મ્હેતાએ વાંચ્યું.

વિજય વિલાસ
શનિવાર

પ્રિય બ્હેન,

ત્હારી બાબત ઉપર ફરી વિચાર કરતાં મેં બીજો વિચાર કર્યો છે. આવતી કાલે એમને રજા હોવાથી એ ઘરમાં હશે. માટે બપોરે વસંતને લઇને ચ્હા પીવા આવજે, એ વખતે ત્હારે જે ગોઠવણ કરાવવી હશે એ કરાવી દઇશ.

લી૦ :
તારી ન્હાની બ્હેનના
પ્રણામ.

સર મ્હેતા એ વાંચી લીધું. તુરત તેમણે પુછ્યું.

"સરૂ! તું તો કહેતી હતી ને કે હું એનું નામ પણ નહિં લે"

'હા, બે કલાક પહેલાં પણ મારો એ જ મત હતો. પણ મારી કથા સાભળો અને તમને લાગશે કે જે મેં કર્યું છે તે સારૂં જ કર્યું છે.'

અને ખરી બાબતો સમજાવવામાં વધુ સાબીતીની જરૂર નથી રહેતી. ( સંપૂર્ણ.)





'કોક' માટેની ચીમનીઓ

# ઝરીઆ કોલફીલ્ડ

લેખક —રા રા જદુરાય ડી. ખધડીઆ.

૧૮૮૨માં કેદી સ્ટીવન્સનની કીટલીમાં બે વાત હતીઃ (૧) વરાળના જોરની ઉપયોગિતા અને (૨) તે પેદા કરવા ઉકાળવું પડતું પાણી. સ્વાર્થી જગતે લાભની વાત પહેલી પકડી. કેદખાનામાંથી નીકળેલા સિધ્ધાંતે વરાળની જાળમાં જગતને સપડાવી યંત્રવાદના કેદખાનામાં પુર્યું. આમ અજાણે નકટાની ન્યાત વધારવાનું કામ સ્ટીવન્સને કર્યું.

આજે એ જ વરાળ માટે પાણીને બદલે કેટલા ય ગરીબોના લોહી ઉકળી રહ્યાં હશે તેનો કોઇએ દીર્ઘ દ્રષ્ટિએ આજ સુધી વિચાર નથી કર્યો. ગરીબોનું લોહી ઉકાળી એમાંથી નીકળતી "હની આહ" ને વરાળને નામે ઓળખી મોજશોખ ભોગવવાનો શયતાની સંદેશ જડવાદીઓએ એ કીટલીમાથી જ લીધો. નીચેના ચુલામાં એ કીટલી જ સળગી ગઇ હોત તો જગતનો આજનો ઇતિહાસ જુદો હોત. પ્રવાહી પાણીની એ ચેતનશોષણામાં સાચું પુછો તો ગરીબ માનવીનાં ચેતન શોષાઇ રહ્યાં છે.

ગરીબોમાં મુખ્ય વર્ગ બે: (૧) ખેડુત અને (૨) મજુર. ખેડુત તો જ્યાં સુધી કુદરતને ખોળે છે ત્યાં સુધી તો એનું ચેતન હરવાની કોઇ અકુદરતી તાકાતમાં તાકાત નથી, સિવાય કે એની અજ્ઞાનતા કદી કદી કોઇ મારવાડી જડવાદીને ત્યાં એને દોરી જઇ એના ચેતનને થોડી ખોટ પહોંચાડે. પણ મજુરે તો કુદરતનો ખોળો ત્યજ્યો ને જડવાદીની બાથમાં ભુલેચુકે ભરાયો તે

ભરાયો જ. સ્ટીવન્સન અને વરાળ એ બન્ને તો છુટયાં હતાં, પણ કીટલીના પાણીની સ્થિતિ કલ્પી શકાય છે. મુલશીપેંઠના માવળાનો ઉકાળો તેમની વરાળ શોષવા માટે જ હતો. તેમનો સત્યાગ્રહ એ ખખળતા પાણીનો ઉકળાટ હતો. આખરે વરાળ બીજે ગઇ. માનવસરવરમાં રહેલાં રાતાં પાણીને ૯૭ વર્ષ.રે ભસ્મ થવું સરજાયું હશે. આજના મજુરોની સ્થિતિ તે આ ભયંકર ભવિષ્યનો છવતો વર્તમાનકાળ છે.

યંત્રથી જ ચાલતી મીલો, રેલ્વે, સ્ટીમરો, કારખાના અને તેમને માટે કોલસા ખણી કાઢનારી કોલસાની ખાણોમાંના મજુરોને એક આંખે જુવો અને બીજી આંખે એ જ યંત્રાલયોના માલિકોને જુઓ. તમને કંઇ ફેર લાગે છે? એક જમીનમા ને બીજો આસ્માનમા હોય એવું કંઇક તમને લાગે છે? ભૌતિક ઉન્નતિમાં શ્રીમંતો આસ્માનમા છે. મજુરો જમીન પર છે, જમીનમાં છે; માનસિક મનોરથો તપાસો તો શ્રીમંતોના જમીન પર છે, ને મજુરોના આસ્માનમાં, હવામાં છે! કેટલી વિચિત્રતા?

ફેર ભલે લાખ ગાઉનો હોય, પણ એમ ફેર કહેવાથી આ યંત્રવાદમાં ફેર પડવાનો નથી, યંત્રવાદ ફરવાનો નથી. સાચી વાત છે કે અસલના જનસમાજની સમૃધ્ધિનું માપ સમૃધ્ધિત્રય (૧) કુટુંબ, (૨) ગોધન અને (૩) ખેતર પરથી અંકાતું. પણ આજે તો એક જ સાચી વાત છે કે યંત્રવાદે પોતાનો નવો સિક્કો ચલાવી એની જગ્યા અનુક્રમે કોલસા, લોખંડ અને તેલને સોંપી. રાજ્ય ફર્યાં, નીતિ ફરી, શાસ્ત્ર ફર્યાં, સમાજ ફરી, ધર્મ ફર્યો તેમ વાદ પણ ફરી ચુકયા છે. જડવાદના જમાનામા યંત્ર વિના કોઇ પણ દેશને દુનીઆમાં સ્થાન નથી. આ સત્યે ખુદ મહાત્માજીના આદર્શને પણ સુંઝવી



એક યુરોપીઅન કોલીઆરીનો દેખાવ.



એક હિંદી કોલીયારી અને "શેફ્ટ વર્કીંગ" નો દેખાવ

દીપો છે. આ બતાવે છે કે યંત્રવાદ પર હવે ઘૃણા રાખવી પોષાય તેમ નથી પરંતુ આપણા ધર્મ પ્રમાણે એ ગરીબો પરના ગેર ઇન્સાફોને ઓછા કરી તેમને તેમની ઘટિત સ્થિતિમાં રહેવા દઇ આપણે એ યંત્રવાદમાં બને એટલા સારા ભાગીદાર બનવું રહ્યું છે.

આ કોલફીલ્ડ શું છે, કેવું છે એ જાણવાની પરવા કોઇને પડી નથી. પરવા કરી જાણે તે પહેલા કોઇને પણ સ્હેજ સવાલ થશે કે "કોલસો" એવી તે શી ચીજ છે કે જેને વિષે કંઇ જાણવાની તકલીફ લેવી જોઇએ અને તેને આટલી બધી મહત્તા શા માટે?" આજની આગબોટો અને તેની આયાત નિકાસ, રેલ્વે અને તેની લાવ લશ્કર, કારખાનાંઓ વિગેરે અને તેની વિપુલ બનાવટો તથા કરોડો અને અબજોના માલની આજની વારફેર એ કોલસાનું આડકતરું પરિણામ છે. આજના વ્યાપારને રાક્ષસી સ્વરૂપમાં ખીલવનાર મુખ્યત્વે એ કોલસો છે. આજના વ્યાપારયંત્રમાંનાં જુદાં જુદાં ચક્રો—તમારી આયાત, તમારી નિકાસ, તમારી દુકાન, તમારી ઓફીસ, તમારું ગોડાઉન-વિગેરેને ચલાવનાર મુખ્ય ચક્ર તે કોલસો, કોલસો અને કોલસો જ છે. કોલસો એ ચીજ છે કે જેને આપણે એક ઘડીને માટે પણ જો "જન્મટીપની સજા" કરીએ તો આજના વ્યાપારનું મહાન બાંધકામ તરત ભાગીને ભુકો થઇ જાય. કોલસાની શક્તિ વડે જ આખો યંત્રવાદ ચાલી રહ્યો છે. દુનીઆના સંસારમાં કોલસો એ પુરૂષ છે અને વેપાર એ સ્ત્રી છે. સત્ર ઉદ્યોગોમાં મુખ્ય ઉદ્યોગ કોલસાનો ગણાય છે. બ્રીટીશ શહેનશાહતના ઉદ્યોગભંડારને ખોલનારી ત્રણ ચાવીઓમાં (Key Industries) પહેલી ચાવી કોલસાનો ઉદ્યોગ છે. ટુંકમાં :—

"કોલસો એક એવી ચાવી છે જે વડે ગઇ કાલની પ્રજાએ સામ્રાજ્યના દ્વાર ઉઘાડયાં

છે અને જે વડે જ આવતી કાલની પ્રજા સ્વરાજ્યનાં દ્વાર ઉઘાડી શકશે."

આ સત્યની જેને જાણ છે અથવા પડશે તે જરૂર કોલસા વિષે જાણવાની પરવા રાખશે.

કોલસાની સૌથી પહેલી કાળી બાજુ તો એ જ છે કે તે રંગે-કાળો છે। પણ કાળો રંગ નિંદવાની હવે આપણને સત્તા રહી નથી, કૃષ્ણ ભગવાને તેજ રંગ પસંદ કર્યો ત્યારથી કલિયુગના "કાળા રંગના" પદાર્થનાં સામ્રાજ્યનું ભવિષ્ય લખાઇ ચુક્યું હતું. પણ ધ્યાન રાખજો, પદાર્થનું, માણસનું નહિ। એ યુગમાં કાળા રંગના માનવીઓ માટે તો સ્વરાજ્ય પણ નથી ત્યાં સામ્રાજ્યની વાત જ ક્યાંથી થાય ?

પણ કોલસાની કીંમત શી છે તે તો ઉંડા ઉતરનારનેજ ખબર પડે. ચંદનના પહાડ પર રહેનારી ભીલડી જે ચંદનને રસોઇના બળતણ તરીકે વાપરે છે, તેને ચંદનની જેટલી કીંમત છે તેટલી ઉપર ટપકે જોનારને કોલસાની હોય છે. કોલસો એટલે દશ પંદર દહાડે શ્રીમતિ ઘરમાંથી બુમ મારે ત્યારે અધમણેક લાવી બ્હારના પીપામાં ખડકી દેવાની એક નાચીઝ વસ્તુ ! પણ એ ચીજ તે કોયલો, કોલસો નહી ! ચાલુ પુરૂષ કહેવત Masculine proverb "........ની દલાલીમાં હાથ કાળા" તેમજ હવે કદાચ ચાલુ કરી શકાય તેવી સ્ત્રી કહેવત ( Feminine proverb ) "...ની રસોઇમાં લુગડાં કાળા" એ બન્ને કોયલાને ઉદ્દેશીને છે, કોલસાને નહિ. કોયલો તે લાકડાનો બનેલો ઘરમાં બળે છે તે; કોલસો તે સ્ટીમ કોલ જે જમીન નીચેની ખાણમાં પાકે છે.

એક સમજુ માટે "કોલસા"ની ઉપરોક્ત ઉપયોગિતા સમજવા માટે બસ છે. પછી તેને જરૂર કોલફીલ્ડ—કોલસાના ક્ષેત્ર—વિષે જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થશે. એ જીજ્ઞાસાની તૃપ્તિ અર્થે આ પ્રયત્ન. પણ એ પ્રયત્નમાં આગળ વધતાં પહેલાં દુનીઆમા કુલ કેટલો કોલસો નીકળે છે અને હિંદુસ્થાનનું એમાં કયું સ્થાન છે એ જાણવું સૌથી પહેલું જરૂરી છે. તેના આંકડા નીચે પ્રમાણે છે:—



એક હિંદી કોલીઆરીનો "જનરલ વ્યુ"



કોલસા લઈ જતી રેલ્વે ટ્રેન

૧૯૨૩. ટન પેદાશ (લાખના આંકડામાં)

| | | |
|---|---|---|
| (૧) | યુનાઇટેડ સ્ટેટસ | ૫૭૩૦ |
| (૨) | ગ્રેટબ્રીટન અને આયર્લેન્ડ | ૨૭૬૦ |
| (૩) | જરમની | ૧૫૭૦ |
| (૪) | ફ્રાન્સ | ૪૬૦ |
| (૫) | પોલેન્ડ | ૩૫૦ |
| (૬) | જાપાન | ૨૮૦ |
| (૭) | ઝેકોસ્લોવેકીઆ | ૨૭૦ |
| (૮) | બેલ્જીયમ | ૨૨૦ |
| (૯) | હિંદુસ્થાન | ૧૯૦ |
| (૧૦) | ચીન | ૧૮૦ |
| (૧૧) | બીજા દેશો | ૯૦ |
| | કુલ. | ૧૨૨૦૦ લાખ ટન. |

આ આંકડાઓ પરથી દુનીઆની હરિફાઇમાં હિંદુસ્થાનની શી શકિત છે અને તેનું સ્થાન કયાં છે તે આપણને માલમ પડે છે. એ ચોપડામાં હિંદનો નંબર ઠેઠ નવમો છે. હવે એ નવમા નંબરના નિશાળીઆ હિંદુસ્થાનમાં ઝરીઆનું સ્થાન કયાં છે તે આપણે જોઇએ.

ઝરીઆ કોલફીલ્ડ ઇંડાના જેવા લંબગોળ આકારનો મોટે ભાગે બીહાર ઓરીસામાં અને થોડોક બંગાળ પ્રાંતમાં વહેંચાયલો એક પ્રદેશનો ટુકડો છે. એ કલકત્તાની પશ્ચિમે ૧૬૯ માઇલ પર આવેલ છે. એનું ક્ષેત્રફળ લગભગ ૨૩૦ ચોરસ માઇલ છે. અને નીચેની જમીનમાં લગભગ ૧૬૦ ચોરસમાઇલ કોલસાના થરો રહેલા છે આ પ્રદેશમાં કોલસો છે તેની ગંધ તો ઠેઠ ૧૭૭૭માં એ વેપારી પેઢીને આવી હતી. એ ૧ મેસર્સ ફરકુહાર અને મોર નામની પે સરકારને એ પ્રદેશમાં ખોદ કામકરવા દેવા મા અરજી કરી હતી. (જુઓ જીઓલોજીકલ સર

ઓફ ઇન્ડીઆ વોલ્યુમ ૪૧ ભાગ ૧ લો પાનું ૪૯) પણ ખરેખરૂં ખોદકામ તો ૧૮૯૪માં જ શરૂ થયું, જે વખતે ઇસ્ટ ઇંડીઅન રેલ્વેએ પોતાની લાઇન બરાકરથી કોલફીલ્ડ સુધી લંબાવી. ત્યાર પછી એ પ્રદેશમાં બંગાળ નાગપુર રેલ્વે પણ દાખલ થઇ ચુકી છે. હવે હિંદસામ્રાજ્યમાં ઝરીઆનાં સ્થાન અને શકિત શાં છે તે આપણે જોઇએ:—

| | | કામ કરતી કોલીયરીની સંખ્યા. | ૧૯૨૩ પેદાશ (લાખ ટનમાં) |
|---|---|---|---|
| ઝરીઆ કોલફીલ્ડ | ( બી. એન્ડ. ઓ. ) | ૩૨૨ | ૧૦૦ |
| રાણીગંજ ,, | ( બેંગાલ ) | ૨૫૫ | ૪૬ |
| ,, ,, | (બી. એન્ડ ઓ.) | ૧૩૫ | ૮ |
| બોકારો રામગઢ ,, | ,, | ૧૧ | ૧૫ |
| બીજા પરચુરણ ,, | ,, | ૨૨ | ૯ |
| પંજાબ ,, | ,, | ૧૬ | ૬ |
| આસામ ,, | ,, | ૯ | ૩ |
| બલુચીસ્તાન ,, | ,, | ૯ | ૦ |
| મધ્ય પ્રાંત ,, | ,, | ૪૧ | ૫ |
| બરમા ,, | ,, | ૪ | ૦ |
| ઉત્તર પશ્ચિમ સરહદ | ,, | ૧ | ૦ |
| | કુલ | કોલીયરી ૮૨૫ | કુલ પેદાશ ૧૮૭ લાખ ટન |



કોલીઆરીની "ધનધાન્ય" આથવા 'ડામ' ... [illegible]



કોલીઆરીનો એક દેખાવ

ઉપરના આકડા પરથી આપણને જણાશે કે અંદાજ એક કરોડ સત્તાસી લાખ ટન ટાકની હિંદની ૮૨૫ ખાણોમાં ઝરીઆ કોલફીલ્ડ પોતાની ૩૨૨ કોલીયરી દ્વારા લગભગ એક કરોડ ટન કોલસો કાઢે છે અને આખા હિંદમાં ઝરીઆ કોલફીલ્ડનો નંબર પહેલો આવે છે. કુલ પેદાશમાં એનો હિસ્સો રૂપીએ આઠ આના હોઇ દુનીઆમાં સાવ છેલ્લે નંબર પડી જવામાંથી બચાવવા માટે તેમજ એ નંબર ઉપર ચઢાવવા માટે ખરૂં કહીએ તો હિંદે ઝરીઆ કોલફીલ્ડનો આભાર માનવો જોઇએ.

તો હવે આપણે એ ઝરીઆ કોલફીલ્ડના ઉપયોગી પ્રદેશ પર એક ઉડતી નજર ફેંકવા જઇએ. કોલફીલ્ડ એટલે એક મોટો પ્રદેશ, જેમાં માઇલ માઇલ બબ્બે માઇલ પર એક એક કોલીયરી એટલે એક એક નાનું ગામડું આવેલું હોય છે. આમાંની એકાદ કોલીયરી ખાસ કરી યુરોપીઅનની જે સૌથી વધારે ચઢીયાતી અને છેલ્લામાં છેલ્લાં સાધનોથી કામ કરતી હોય છે તેની મુલાકાત લઇએ. પરંતુ તે પહેલાં હિંદુસ્થાનની કુલ ખાણોમાં જાતિવાર ખાણોમાં કેટલી અને કેવી કેવી તે આપણે એકવાર જોઇ લઇએ, કારણ કે ખાણોની સારી નરસી સ્થિતિ, તથા તેની સારીનરસી વ્યવસ્થાનો કેટલોક આધાર જાતિ પર પણ રહે છે, એ એક બાજુ ભાલે ભાલે મતિર્મિન્ના અનુસાર, તથા બીજી બાજુ રંગે રંગે રીતિર્મિન્ના અથવા ન્યાતે ન્યાતે નીતિર્મિન્ના અનુસાર!

## હિંદુસ્થાનની કોલસાની ખાણોની જાતવાર તથા પ્રાંતવાર યાદી.

(સને ૧૯૨૧ના સરકારી લીસ્ટ ઉપરથી.)

| | બીહાર અને ઓરીસા | બંગાલ | મધ્ય પ્રાંતો | બરમા | બ્રીટીશ બલુચીસ્તાન | આસામ | પંજાબ | નોર્થ વેસ્ટ સરહદ | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| યુરોપીઅનોની ... | ૧૪૩ | ૧૨૧ | ૨૩ | ૪ | ૪ | ૪ | ૫ | ... | ૩૦૪ |
| કચ્છી ગુજરાતી ... | ૧૦૭ | ૧૦ | ૪ | ... | ... | ... | ... | ... | ૧૨૧ |
| મારવાડી { પંજો હીંદી વિ. | ૯૪ | ૩૫ | ૧૯ | ... | ૮ | ... | ૨૩ | ૧ | ૧૮૦ |
| બંગાળી ... ... | ૨૦૪ | ૧૦૯ | ... | ... | ... | ... | ... | ... | ૩૧૩ |
| મુસલમાન ... ... | ૨૦ | ૩ | ૪ | ... | ૫ | ... | ... | ... | ૩૨ |
| પારસી ... ... | ૪ | ૧ | ૫ | ... | ૨ | ... | ... | ... | ૧૨ |
| પરચુરણ { રાજા સરકાર રેલ્વે વિ. | ૨૩ | ૧૫ | ૧ | .. | ૪ | ૮ | ૨ | ... | ૫૩ |
| કુલ. | ૫૬૫ | ૨૯૪ | ૫૫ | ૪ | ૨૩ | ૧૨ | ૩૦ | ૧ | ૧૦૧૫ |

## બીહાર અને ઓરીસાની કુલ ૫૬૫ ખાણોમાં એકલા ઝરીઆ કોલફીલ્ડમાં ૪૧૬ ખાણો.

તેના માલની જાતો અનુસાર વર્ગણી :–

| | સીમ વગરની (ખાસ જાત નો માલ) | ફર્સ્ટ કલાસ એટલે ૧૨ સીમથી ઉપરની. | સેકન્ડ કલાસ એટલે ૯થી ૧૨ સીમ સુધીની | થર્ડ કલાસ ૯ સીમની અંદરની | કુલ. |
|---|---|---|---|---|---|
| યુરોપીઅન ... | ૧૦ | ૫૪ | ૧૯ | ૧૧ | ૯૪ |
| કચ્છી ગુજરાતી ... | ૧૭ | ૩ | ૩૪ | ૩૮ | ૯૨ |
| મારવાડી ... | ૨૭ | ૧ | ૧૫ | ૨૯ | ૭૨ |
| બંગાળી ... | ૫૨ | ૯ | ૧૬ | ૫૩ | ૧૩૦ |
| પરચુરણ ... | ૭ | ૧૨ | ૪ | ૫ | ૨૮ |
| કુલ. | ૧૧૩ | ૭૯ | ૮૮ | ૧૩૬ | ૪૧૬ |



કોલસાનો જથ્થો રેલ્વે વેગનમાં ભરાય છે તેનો દેખાવ.

આ આંકડાઓ ઉપરથી જણાશે કે ખાણોની સંખ્યા જોતાં બંગાળીઓ, ગુજરાતીઓ યુરોપીઅનો અને મારવાડીઓમાં માલીકી સરખે હિસ્સે વહેંચાયલી છે, છતાં ઉંચા માલની ફર્સ્ટ કલાસ કોલસાની ખાણો મોટે ભાગે યુરોપીઅનોના જ હાથમાં છે હશે! હવે એ દુઃખ રડવાથી દહાડો વળે તેમ નથી, પરંતુ આપણે તો એટલો જ સંતોષ લેવાનો છે કે જ્યારે હિંદનો જ્યુટ એટલે શણનો ઉદ્યોગ આખા બંગાળનો યુરોપીઅનોના જ હાથમાં છે, રૂનો ઉદ્યોગ આખા મુંબઇ ઇલાકામાં જેમ હિંદીઓના હાથમાં છે, ત્યારે એક આ કોલસાનો જ ઉદ્યોગ એવો છે, જે યુરોપીઅનોના હાથમાં પુરેપુરો જતો હિંદીઓએ અટકાવ્યો અને તેમાં ભાગ લેનારાઓ તરીકે કચ્છી ગુજરાતી પણ પ્રથમ પંક્તિમાં આવી ઉભા રહે છે.

પરદેશીઓના હાથમાં ઉદ્યોગ જાય એ ભલે ઇચ્છવા જોગ ન હોય, છતાં ઉદ્યોગ કે વેપારને ખીલવી જાણનાર તો એ લોક જ છે તેની કોઇના દેવથી ના પડાય તેમ નથી. દાખલા તરીકે કોલફીલ્ડમાં તમે એક યુરોપીઅનની ખાણ જોશો અને પછી એક સામાન્ય હિંદીની તો તમને બન્નેમાં આસ્માન જમીનનો ફેર જણાશે. આજે આપણે એક યુરોપીઅનની જ મોટી ખાણ જોવા જઇએ છીએ.

આપણે જોઇ ગયા તેમ સારી સારી ખાણો યુરોપીઅનોના હાથમાં હોવાથી, તથા તેમની પાસે થાપણ પુરતી હોવાથી તથા વૃત્તિ પણ છેલ્લામા છેલ્લી ઢબથી કામ કરવાની હોવાથી તેમની ગમે તે એક ખાણ જોશો તો તમને રાક્ષસી યંત્રો ગોઠવાઇ ગયેલાં જણાશે. વીજળીથી કામ કરતાં યંત્રો, અને પોતાની મેળે કોલસો કપાય અને બ્હાર આવે તથા ત્યાંથી સ્ટોક પર જાય તેવા Coal Cutting, Automatic Loading, વિગેરે મશીનો તમને એ ખાણો પર જણાશે. જોખમી ખાણો જેવી કે ગેસવાળી, કામ કરવામાં વધારે મુશ્કેલ એવી પાણીથી ભરેલી, વધારે ઢાળવાળી, અને કોલસાના થરની બીલકુલ થોડી ઉંચાઇ (જેથી એક કુલી ખોદતી વખતે બીચારો પુરો બેસી પણ ન શકે) આવી આવી તકલીફ આપે અને મગજની પરિક્ષા

લે તેવી ખાણો જો કે જુજ છે, છતાં યુરોપીઅનો જ ચલાવે છે.

એક ખાણ એટલે જમીનની નીચે કોલસાના થરો માઇલના માઇલ કુદરતે ભરેલા હોય છે. કોઇક ઠેકાણે જમીનથી એક જ ફુટ નીચે કોલસો મળે, વળી તેથી નીચે અમુક ફીટ ઉંડે થર હોય, વળી તેથી નીચે પણ હોય. સરકારે ભૂસ્તરશાસ્ત્રીઓ દ્વારા માપણી કરી નકશા બનાવ્યા છે તે પ્રમાણે જો કે કોલસો જડી આવે છતાં કદી કદી ફેર પડે છે (૧) માલની જાતની નોંધણીમાં (૨) બે થર વચ્ચેના અંતરમાં તેમજ (૩) કોલસો કેટલો છે અને કેટલો નથી તેના અંદાજમાં ટુંકમાં નકશાં પ્રમાણે કામ કરવાં જઇએ, છતાં પણ નસીબ પર આધાર રાખી "બોરીંગ" કરી જોવું પડે.

આ પ્રમાણે જમીન નીચેથી કોલસો બ્હાર કાઢવા માટે ત્રણ જાતના રસ્તા છેઃ-

( ) ઉઘાડી ખાણ અથવા અહીંની (ઝરીઆના) ભાષામાં કહીએ તો પોખરીઓ. (અંગ્રેજીમાં તેને quarry કહે છે) જમીનમાં ઉઘાડો ખાડો કરી કોલસો કપાતો જોવામાં આવે છે, પરંતુ ઉપર છત (Surface) થી ૫૦--૧૦૦ ફીટને અંતરે કોલસો હોય તો જ આ રીતે કાઢી શકાય.

(૨) ઢાળવાળી અથવા ભોંયરાંસ્વરૂપ જેને અહીં "સીડી" કહે છે. (અંગ્રેજીમાં તેને Incline કહે છે.). વાવની માફક અંદર ઢાળમાં આપણે ઉતરતા જઇએ છીએ. પોખરીઆથી વધારે નીચે કોલસો હોય તો આ પ્રમાણે કઢાય.

(૩) ખાણકુવો. અથવા "ચાનક" (અહીંનો શબ્દ) જેને અંગ્રેજીમાં Pit કહે છે. ગમે તેટલે વધારે ઉંડે કોલસો હોય તો તે બ્હાર કાઢવાને આ છેલ્લામાં છેલ્લો રસ્તો છે. ખાણકુવા ઉપર લોખંડની ફ્રેમ બેસાડી, ઉપર ગરગડી રાખવામાં આવે છે. તે મારફત તારનાં દોરડાં એક પાંજરા (Lift) સાથે બાંધેલાં હોય છે. એંજીન રૂમમાં એક Winding Engine હોય છે જે આ દોરડાંને સંકેલે છે ને ઉકેલે છે જેથી કરી પાંજરૂ છેક નીચે જાય છે અને પાછું ઉપર આવે છે. અંદર કામ કરતા મજુરો કોલસો કાપી "ટબ" ભરી ભરી કુવાના મોઢા પાસે લાવી ઉભા રહે છે. જેવું પાંજરૂં આવ્યું કે તેમા "ટબ" મુકી દે છે તે ટબ ઉપર આવે છે ને પાછું ખાલી નીચે જાય છે.



કોલીઆરીમાં વીજળીથી ચાલતાં યંત્રો.

આ ગમે તે રસ્તો હોય છતાં કોલસો તો માણસાઇ મજુર જ કાપે છે. તેમનાં બૈરાં છોકરાં તે 'ટબ'માં ભરવાનું કામ કરે છે. આવા મજુરો જંગલી જાતોમાંથી બને છે, ને તેવા આશરે એક લાખ આ કોલફીલ્ડમાં કામ કરે છે. આ મજુર અડધો ખેડુત અને અડધો



કોલીઆરીની વીજળી સંબંધીની ગોઠવણ.

મજુર છે, કારણ કે ચોમાસામા તે પોતાને દેશ જઇ વાવણી કરે છે અને લણી કરીને પાછો મોસમ પુરી થતાં કોલફીલ્ડમાં મજુર તરીકે આવે છે.

આવા મજુરમાં કોલ, મુંડા, બાવરી, સંતાલ, બીલાસપુરીઆ આટલી મુખ્ય જાતો છે. કાલિ સંપ્રદાયના હોઇ માતાને માને છે. અઠ-વાડિયામાં ચારથી પાંચ દિવસ કામ કરે છે અને કુટુંબ મળી મહિને ૨૫-૩૦ રૂપીઆ પેદા કરી ખાય છે રવિ સોમ તો દારૂ પી મોજ કરવાનો જ । એક ટબ દીઠ દશ આના સરેરાશ મજુરી છે.

"Coal Cutting Machine" જેવા મશીનથી પણ કોલસો કપાય છે, પણ તે બહુ મોંઘાં પડતાં હોવાથી માત્ર એક બે યુરોપીઅન ખાણો જ તેવાં મશીન વાપરે છે.

આ ત્રણે જાતના રસ્તાઓથી માણસને જોખમ ન થાય એ માટે સાવચેતી રખાવનારા સરકારી નિયમો Indian Mines Act 1901 ના કાયદામાં રખાયલા છે ઋ. જેથી પોખરીઆને અને સીડીને વાડ કરી લેવી પડે છે; વ. ચાનકના પાંજરાને નીચે ઉપર લઇ જતાં ઉપરથી અને નીચેથી ખાસ ઘંટ વગાડી ખબર આપવામાં આવે છે; ક. અંદર કામ કરતા માણસોની સલામતી માટે સરકારે પાસ કરેલા મેનેજરોએ જ હમેશ સવારમાં ખાણુ તપાસી છાપરૂં, દિવાલ, થાંભલાં વિગેરેનો રીપોર્ટ કરવો પડે છે. જો કંઇ કાચું જોવામાં આવે તો માણસને અંદર જતાં અટકાવવાની તેને સતા છે. આટલા ચાંપતા ઉપાય છતાં અકસ્માતો તો બને છે જ, પણ તે ઔદ્યોગિક દ્રષ્ટિએ અનિવાર્ય છે.

આપણે ખાણની અંદર ઉતરીએ તો આપણને અંધારૂં લાગશે, ગુંગળાટ લાગશે, ભીનાશ લાગશે, પરંતુ આ મજુરોને તો રોજની ટેવ પડી ગયેલી હોવાથી તેમને મન તો પોતાની ઓફીસ બરાબર છે।

કોલસાની જાતો જુદી જુદી છે. ખાસ કરીને ઝરીઆ કોલફીલ્ડમાં "સીમ નંબરથી" તેની હલકી ઉંચી જાત પરખાય છે. આવા સીમ નંબર સરકારે પોતે કોલસા તપાસી દરેક ખાણના પ્રદેશને વ્હેંચી આપ્યા છે.

| | | | |
|---|---|---|---|
| સીમ નંબર ૬ થી ૮ સુધી | થર્ડ ક્લાસ | માલ ગણાય. | પત્થર જેવો. |
| " " ૯ થી ૧૦ " | સેકન્ડ " | " " | જરા સારો, વજનમાં હલકો. |
| " ૧૦ થી ૧૨ " | ગુડ સેકન્ડ " | " | મીલો, જીનો વાપરી શકે તેવો સારો. |
| " ૧૩ થી ૧૮ " | ફર્સ્ટ ક્લાસ " | " | આમાં કારબન સરેરાશ ૬૦ ટકા હોય છે. |

આ તો બધી સ્ટીમ કોલની વાત થઇ. સ્ટીમ કોલ એટલે મોટા ટુકડાઓ. તેમાંથી નાના ટુકડા ( Rubble ) નાના ટુકડા તથા માટી ( Slack ) તથા માટી એટલે Dust એમ ત્રણ ચાર તરેહ થાય છે.

કોલસામાંથી રૂપાંતરો અને બીજા પદાર્થો પણ બને છે.

રૂપાંતરો (૧) :—ત્રણ ચાર દિવસ ઉઘાડા ભઠ્ઠામાં બાળી પછી પાણી છાંટવાથી મમરા જેવો થાય છે. આને Soft Coke સોફ્ટ કોક યાને અહીંની ભાષામાં પોડો કહે છે. આમાં ધુમાડો ઓછો હોવાથી, તથા તરત આગ પકડવામાં સ્હેલ હોવાથી એનો ઘરગથ્થુ વપરાશ વિશેષ છે. આપણા મુંબઇ ઇલાકામા જેમ ઘેર ઘેર બાવળના લાકડાં કે કોલસા વપરાય છે તેમ બંગાળ, બીહાર અને ઓરીસ્સામાં મોટે ભાગે આ સોફ્ટ કોલ જ વપરાય છે.

(૨) હાર્ડ કોક :—આ વધારે દિવસ બાળવાથી બને છે. વજનમાં એકદમ હલકો ફુલ જેવો પણ તેની આગ એટલી તેજ છે કે એ કોલસાથી જ લોખંડ ગાળી શકાય છે. પરંતુ કોલસામાંથી આ રૂપાંતર બને છે તે દરમ્યાન બીજા કેટલાય પદાર્થો બળી જાય છે. આપણે ધારીએ તો તેને બળતા અટકાવી તેની ચીજો બનાવી શકીએ. એને By-Products કહે છે. આવા By-Products Plants આખા કોલ ફીલ્ડમાં ચાર છે જેમાં ત્રણ યુરોપીઅન અને એક દેશી :

દેશી રીતે એકલો હાર્ડ કોક જ મેળવે તેવા ભઠ્ઠા પણ થોડા ઘણા છે.

(૩) આવા પદાર્થો ( By Products )માં કોલટાર (ડામર) સલ્ફ્યુરીક એસીડ, સલ્ફેટ ઑફ એમોનીયા વિગેરે છેલ્લામાં છેલ્લી એક વૈજ્ઞાનિક ઢબ Arbonization રીતથી કોલસામાંથી પેટ્રોલ પણ ઉપજાવી શકાય છે અને તેના અખતરા અમેરિકામા થઇ રહ્યા છે.

આટલા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે કોલસો એ શું ચીજ છે અને હિંદનું ઝરીઆ કોલફીલ્ડ કેવી રીતે, કેટલું અને ક્યારથી એ કામ કરી રહ્યું છે.

( સંપૂર્ણ. )



"એરીઅલ રેલ્વે" ઝરીઆ.

# પાપીની દશા

અનુવાદક : ડૉ. હરિપ્રસાદ દેસાઇ.
ચિત્રકાર : રા. રવિશંકર રાવલ.

( ગયા અંકથી ચાલુ )

પુંજીઓ બારી નાખીને શેઠ પાસે જવા લાગ્યો. જતાં ચંચળને રડતી જોઇ ઉભો રહ્યો ને એને રડવાનું કારણ પુછવા લાગ્યો. એકદમ હરીભાઈએ બારણા બ્હાર ડોકીયું કરી ઝાંસો કરીને કહ્યું :—

"પુંજીઆ! આમનો મર."

પુંજીઓ અંદર ગયો. હરીભાઇ ખુબ ગુસ્સે થએલો હતો. પણ જરા ગમ ખાઇ ગયો. ધીમેથી પુંજીઆને કહેવા લાગ્યો.

"પુંજીઆ, મ્હારે ત્હને રાખવો નથી. તું આ ત્હારો અઠી મહીનાનો પગાર બાકી છે તે ચુકતે લઇ લે, ને હમણાં ને હમણાં મ્હારા ઘરમાંથી નીકળ"—

પુંજીઓ ગભરાયો, ધીમેથી બોલ્યો. "બાપા! મ્હારો શો વાંક થયો છે એ તો કહો? આમ ત્હમે કહાડી મુકશો તો હું કયાં જઇશ? મ્હારે નથી કોઇ સગું કે વ્હાલું."

"તે હું શું કરૂં? સગું કે વ્હાલું ના હોય એવા બધા લોકોને હું ઘરમાં રાખું?" હરીભાઇ બોલ્યા "માબાપ કે સગુંવ્હાલું ના હોય તો ત્હારા કાકાની માફક તું યે પોલીસમાં નોકરીએ જા. નહીં તો પંચમહાલમાં ભીલપલટણમાં માણસોની ભરતી થાય છે એમાં જા. ત્હારા જેવાનું મ્હારે કામ નથી."

"પલટણ કયાં? પોલીસની નોકરી શી? શેઠ ત્હમે શું બોલોછો? હું તો કયાં એ નથી જતો." પુંજીઆએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"ત્યારે વેપારમાં જા. કંઇ ધંધો કર, ધંધામાં ફાવીશ તો તાલેવંત થઇશ. પછી ઘોડી જોડી લે. વરરાજાનો જામો શીવડાવવ જેટલા તો પૈસા જોઇશું ને? કંઇ અ કેડીયું ને થેપાડું પેહેરીને પરણે ડો કહાશે? અત્યા હિમ્મત તો ખરી ચલાવી. ગેટમજી ખાધું તેનું બોલ્યું?". હરીભાઇનો પિત્ત ઉછળી આવ્યો. પુંજીઓ, હવે ચમકયો ને હરીભાઇનું ગુસ્સે થવાનું કારણ સમજી નીચું જોઇ છાનોમાનો બેસી રહ્યા.

"જો તો ખરો ત્હારી-રીકલ" હરીભાઇ ચબાવ્યો ગયો. "કુપાત્રે દાન થયું. હું જ મૂર્ખો તે વિચાર કર્યા વગર ત્હને મ્હેં ઘરમાં ઘાલ્યો. એ છોકરી ઉંડા ધારામાં પડે એની છે. અલ્યા! એ તો નાદાન છે, એ તો સમજી તું મ્હોટો પાડા જેવો થઇને એ છોકરીને ચડાવવા ગયો. જા, મ્હને ત્હારૂં મ્હોં ન બતાવીશ અહીંથી નીકળ-ઉઠ." હરીભાઇ હાથ ઉગામવા જતો હતો, એટલામાં પુંજીઓ ત્યાંથી નીચું જોઇને હીંડતો થયો.

ચંચળ બારણા પાછળ ઉભી રહી હતી, ને એણે બધી વાત સાંભળી હતી-પુંજીઓ બહાર નીકળ્યો એની સાથે એ કાંઇ વાત કરવા જતી હતી, એટલામાં હરીભાઇએ મ્હોટો ધાંટો કાઢયો.

"ચંચળી? ખબરદાર, જો એની જોડે એક અક્ષરે બોલી તો. આમ આંખ ત્હારી યે વલે કરૂં છું."

ચંચળ રડતી રડતી ભીંત આગળ જઇ રહી. ડુસ્ક ભરતી ભરતી બોલી. "બાપા બાપા! આગ શું કરો છો? અમ શું કામ નાહક રીબાવો છો?

"અમને એટલે કાને"? હરીભાઇએ પુછયું "ઠીક છે હું છું. બીજો બાપ હોત તો ખબર પડત."

"જો સાંભળ, તને કહું છું ને પુંજીઆને પણ કહ્યું છે કે એ છુરો થઇને કંઇ ધંધો ધાપો કરશે, કંઇ પૈસો એકઠો કરશે; મ્હારો માંડવો શોભે એવો સારી જાન લાવે એવો થશે તો તો કંઇએ આશા છે, નહીં તો નથી. કુળ નથી, પૈસો નથી, ભણેલો નથી, ને શું જોઇને એને હું દીકરી દઉં? છોકરમતે ચ્હડીને મ્હારે ગધેડે નથી બેસવુ તો?

## પ્રકરણ બીજું.

પોતાનાં બે ચોર લુગડાંની બચકી બગલે ભરાવીને પુંજીઓ પોતાની કાકીને ઘેર આવ્યો. કાકીએ બધી હકીકત પુંજીઆને પુછી. પુરેપુરી વાત જાણ્યા પછી એની કાકીએ પેહેલાં તો હરીભાઇને તથા ચંચળને પુષ્કળ ગાળો ચોપડી પછી વળી પુંજીઆને મ્હેણાં માર્યાં. એનું ભલું કરનાર શેઠને ઘેર નહી રેહેવાને માટે એનો વાંક કાઢીને એને વઢી અને છેવટે પોતાની ગરીબાઇ તથા નિરાધારપણા માટે રોદણાં રડવા લાગી.

કાકીનો કકળાટ નહિ સેહેવાયાથી કંટાળીને આખરે પુંજીઓ ઝુંપડી બહાર નીકળ્યો. અને શું કરવું તથા કયાં જવું તેના વિચારમાં આમતેમ રખડવા લાગ્યો. ફરતો ફરતો તળાવ ઉપર ગયો ને મ્હોટા વડને અઢેલીને ટેકરી પર ઉભો. સૂર્યનાં કીરણો પાણી ઉપર રમતાં હતાં. પાણી દેખી પુંજીઆને વિચાર આવ્યો. "તળાવમાં પડીને ડુબી મરીશ. હવે જીવીને શું કરવું છે? મ્હારા અભાગીઆના નસીબમાં સુખ લખ્યું નથી ને કદી સુખનો દી આવવાનો નથી. હજી તો જુવાન છું ને આખો અવતાર દુઃખ વેઠવાનું છે. રીબાયા કરતાં એકદમ પાર આવે એ જ સારૂં છે." કુવા ઉપર એક બાઇ પાણી ભરતી હતી, ને તળાવમાં એક છોકરો ભેંસને પાણી પાવા જતો હતો. જેથી જોઇએ એવું એકાંત એ જગાએ નહીં લાગવાથી પુંજીઓ ત્યાથી પાળે પાળે મહાદેવનું મંદીર છે, એની પાછળ ગયો; ને ત્યાં થોડીવાર ઉભા રહી ચારે તરફ નજર કરતાં કોઇ જોવામાં નહીં આવતાં ધીમે ધીમે તળાવમા ઉતર્યો. ડુબવાનો વિચાર મક્કમ હતો. ભુસકો મારીને અંદર પડે તો કોઇનું ધ્યાન ખેંચાય, માટે ધીમે ધીમે પાણીમાં જઇ એકદમ ડુબકી ખાવાનો નિશ્ચય કરી તળાવમા આગળને આગળ વધ્યો. ગળા સુધી પાણીમાં ગયો કે તરત કોઇએ પાછળથી એની બોચી ઝાલીને પાછો ખેંચ્યો. પાછો ફરીને જુવે છે તો પુંજીઆએ એક ઠીંગણો મજબુત બાંધાનો ફક્કડ આદમી દીઠો. સફાબંધ ધોતીયાનો કચ્છ માર્યો છે, મલમલનું પેહેરણ પેહેરેલું છે, અને રૂપાના બટન છે. આંખમા સુરમો આંજ્યો છે અને મૂછો છે. ગળામાં સોનાનો દોરો છે. પુંજીઆએ એને તુરત ઓળખ્યો. એ મંગળપ્રસાદ મહારાજ હતો. બાર મહિનાથી ગામના લોકે એને મહાદેવમાં રાખ્યો હતો, અને મહાદેવનો પુજારી મરી ગયા પછી એ મંગળપ્રસાદ મહારાજ મહાદેવમાં રહેતો અને પુજા કરતો.

એ મંગળપ્રસાદ ભૈયો અસલ અજોધ્યાનો રેહેવાશી હતો. ૨૨–૨૩ વર્ષનો હતો ત્યારથી એ એના કાકા સાથે ગુજરાતમાં આવ્યો હતો. કેટલોક વખત શેઠીઆઓને ત્યાં નોકરી કરી પાછળથી અમદાવાદની સીવીલ ઇસ્પીતાલમાં રહ્યો હતો. નરોડાના મુખી મીઠાભાઇ દવા સારૂ ઇસ્પીતાલમાં જતા, તે વખતે મંગળપ્રસાદે એમની બરદાસ ચાકરી સારી કરવાથી ગામના મહાદેવમાં સારા બંદોબસ્ત સારૂ એક ભઇઆની જરૂર લાગવાથી મુખીએ એને સરકારી નોકરીમાંથી પેન્શન લેવરાવી મહાદેવના મંદીરમાં રખાવ્યો હતો. મહાદેવનો



એ મંગળપ્રસાદ મહારાજ હતો.

થોભીયાવાળો એનો મ્હેરો કંઇ બહુ આકર્ષક ન્હોતો, પણ ઉલટો કોઇવાર બીહામણો લાગતો. તેના મ્હોટા ડોળા ચારે તરફ ફરતા રેહેતા, ત્યારે એ મ્હોટા ઘોઘરબીલાડા જેવો લાગતો. ગણપતરામ પુરાણી મહાદેવમાં ચોમાસાના ચારે મહિના પુરાણની કથા કરતા. એમનો અભિપ્રાય મંગળ ભૈયા માટે સારો ન્હોતો. એ કેહેતા કે ભૈયો બડો ઉસ્તાદ છે, પાકી માયા છે, ને ભલમલાની ચોટલી મંતરી લે એવી બુટ્ટી છે.

પુંજીઆને બોચી પકડી બહાર કાઢયા પછી એ બોલ્યો. "બેવકુફ! કહાં જાતા થા ?"

પુંજીઓ ભાનમાં આવ્યો, પણ કંઇ જવાબ વાળ્યો નહી. મંગળ એના સામો ઉભો રહીને એની આંખોમાં તાંકી તાંકીને જોવા લાગ્યો. "કુલ્લુ! મેરી સાથ ચલ. મંદિરમેં જરા બેઠ. ઓર થોડીસી ભાંગ પી લે. દેખ ઉસકી મઝા! તબીયત બ્હાલ હો જાયગી. ચકાચક!" ભઇયો બોલ્યો.

રસ્તામાં પોતાનું 'પેટન્ટ' ગુજરાતી ચલાવ્યું કે :—"લોક કહે છે મંગળ ભઇયા અચ્છા આદમી નથી. પુંજીઆ! તને હું દેખાઉં કે મેં કેવો આદમી છે. ગુજરાત સબ ગાડી હો ગઇ છે. મેંહુને તો બ્હોતસે લોગને કેવો કેવો મદદ કર્યો છે."

પુજારી એક બ્રાહ્મણ ઘરડો હતો. એ બહુ ભલો આદમી હતો ને આખા ગામનું કામકાજ કરતો. એ મરી ગયો ત્યારે એનો છોકરો ૭ સાત વર્ષનો હતો. તે મ્હોટો થાય ત્યાં સુધી મહાદેવની પુજા વિગેરે તથા મંદીરની સંભાળ માટે એક સારા માણસની જરૂર હતી ત્રણ ચાર વર્ષથી મંગળ ભઇઓ ત્યાં આવ્યો હતો, ને લોકોમાં ભળી ગયો હતો. ગામના બધા લોકોને એ ઓળખતો, ને બહુ વાતોડીયો હોવાથી સ્ત્રીઓ, છોકરાં તથા ઘરડાં જુવાન બધાંની સુખદુ:ખની વાતો એ જાણતો ને લોકોને પ્રસંગોપાત કહી સંભળાવતો. લહેર આવે ત્યારે ઢોલકી લઇ ગીતો, ગાવા બેસી જતો. એનો ઘાંટો બેસૂરો હતો, છતાં એને પોતાને બેસૂરો લાગતો ન્હોતો.

એ પ્રમાણે વાતો કરતા બન્ને મહાદેવમાં પેઠા. મંગળે એને પાણી પાયું, મ્હોં ધોવડાવ્યું ને પછી ભાંગ કાઢી પોતે પીધી ને એને પાઇ. પાન સોપારી ખાધા પછી મહાદેવની પાછળ ઓટલા ઉપર એકાંતમાં બેઠા. ભઇઆએ ધીમેથી પુછ્યું "ભાઇ બોલ એસા બડા ક્યા આફત થા કે તુમ ડુબવ

ચલા થા. મ્હને તુમ અપના ભાઇ સમજ લો. ઔર સબ બાત બોલો."

પુંજીઆએ ભઇઆને બધી વાત કહી.

"ઠીક: બાત તો એ જ છે ને? ઇસમે ગભરાઇશ નહીં. આ હરીભાઇ સાથે આપડે કોઈ દીન બોલ્યો નથી. લેકીન સુણો છે બોત બડા સખત આદમી! બાતમેં સાર એ છે જે એણે તને વચન દીઓ છે. ઔર બચનસેં જે વાત એ બોલ્યો તે કરશે નહીં, એ તો અમારી ખાત્રા છે. તું જબ અરતરીબંધ અંગરખો, લાલ કસુંબલ પાઘડી ઔર રેશમી કોરનું ધોતીયું પેરીને જશે તો એ જરૂર દા પાડવાનો." ભઇયાએ કહ્યું.

"હા, ને વળી ઘોડી તથા એમનું ઘર શોભે એવી જાન એ બધું હું કાંથી લાવવાનો!" પુંજીઆએ નિરાશાથી કહ્યું. "હું તદન ગરીબ તો છું જ, ને એમાં વળી તદન નિરાધાર! સગાવ્હાલાંમાં કે જેમાં ગણો તેમાં એક કાકી. એની હાલત ભઇયાજી તમે જાણો છો. હરીભાઇએ જે બધી શરતો કરી છે તે જાણી જોઇને કરી છે. મ્હારી મશ્કરી કરીને ઉડાવવા! આપણે રહ્યા ગરીબ એટલે એ પૈસાવાળા લોક આપણી હાંસી કરે. બીજું શું? એમની ખાત્રી છે કે એ બધી ચીજો કદી હું લાવી શકવાનો નથી. તેથી એમણે કહ્યું છે. આપણે ધાન ખાઇએ છીએ તે એટલું તો સમજીએ ને?"

"સગાવહાલાં નથી તો શું છે?" ભઇઆએ કહ્યું. "જબ પુંજીઆ! તારી પાસ પઇસો આયો, કે સગાવ્હાલાં ભાઇ બ્હેન એ તો સબ બ્હોતબી મીલસે. જબ લછમી બાઇ આઇ કે સાથ સાથ મિત્ર, કલત્ર, સગાં, સહોદર, સબ પરિવારે આયા જાણ! શું ગભરાય છે?"

"ખરૂં પણ પઇસો હોય તો ને! ઓ દિન કહાં કે મીયાંકે પાઉમેં જુતી! હું નસીબનો એવો અવળો છું કે આખી જીંદગીમાં તો પઇસો દીઠો નથી." પુંજીઆએ જવાબ દીધો.

ભઇઆએ ચલાવ્યું. "સચ્ચ, લેકીન ગરીબાઇકા કોઇ બડા દુઃખી બખ્તમેં, અપનકા કલ્યાન કરવા, સખા રૂપે, ભગવાન કોઇ મનુષ્યકો ભેજ દેતા હે! ઔર ઉનકે દ્વારા ઐસા ઉપદેશ હો જાતા હે, કિ ઉસસે સુખ હો જાત હે. તુમારા અબી એ હાલ હય. તુમ મુજકો યે સખા માન લો. સુનો" ભઇઆએ પોતાનો અવાજ ધીમો કરી દીધો ને આસપાસ નજર કરી જોઇને કાનમાં વાત કરતો હોય એવી રીતે બોલ્યો.

"આપણી ધર્મશાલામેં અબી જ એક વહેપારી આયા હય. બોત કરકે એ અમદાવાદસે માલ લીયો. ઔર પ્રાંતિજ જાનેવાલા. બોત જાતકા કાપડ ઉસકી ગઠડીયોંમેંસે મીલસે. તારો અંગરખો, રેશમી કોરની ધોતી, લાલ કસુંબલ પાઘડી, કસબી દુપટ્ટા ઔર જે કુછ ચઇએ સબ ઇસકી પાસસે નીકલેગા. કલ બડી ફજરમેં એ અહીંયી નીકલનેકા હય. પઇસા બી ઉસકી પાસ જરૂર હોગા, માટે તું મેં શીખાઉં ઇસ માફક કામ કર.

ધર્મશાલાસે નીકલે કે તરત આપણા તલાવને કિનારે કિનારે એનું ગાડું જાશે. દેખ પેલા કોડીના ઝાડ પાસે તું ખડો રહેજે. ઔર મ્હેં દેઉંગા યે કડીયોવાલા ધોકા. તીન બજેસે ઉઠના. આ લોક ચાર બજે વગર નહીં જાયગા. ઉઠકે ઓ ઝાડીમેં ભરાઇ બેસજે ગાડાં આવે કે ઝડપેંસે દોડકે એ વેપરીના માથામાં આ ધોકો લગાવજે અને પછી ગાડાવાલાને ઔર એની સાથે બીજા એક આદમી હોશે એને બી ઝડપસેં એક ધોકા સીર પર જોરસે લગાના, કુછ ડરી મત કરના. જો બાપ ગયા તો દુસરા આદમી ભાગ જાયગા.

પીછેસે જો કહ્યુ તેરે જોઇએ વે સબ ગાડામેંસે ગઠડીમેંસે નીકાલી લેજે. પૈસા બી

શોધી લેજે. ખનીયા લોક કમ્મર પર વાંસલી રખે છે એ જોઇ તપાસીને છોડી લેજે. બધું લઇશ ના. આપને ફક્ત જોઇએ તેટલું જ લેવું. પૈસા ને લુગડાંમાંથી સારાં સારાં લુગડાં. બીજું ભીતર રેહેવા દેજે. માલ લેકર એ સબ મુડદે ગાડામેં ડાલકે ગાડાકો ઉંધા કરકે, તલાવમેં છોડ દેના. બેલોંકો બી તલાવમેં છોડ દેના. ઓ જગા પર પાણી બી દો તીન મા થોડાં. બડી મઝા હે. બસ; ઇતના કરકે મહાદેવમેં ચલ્લા આના. ફીર પોલીસ લોક તપાસ કરવા જાસે. બળદ ગાડું સરસામાન માણસો બધું તલાવમાં પડેલું જોસે એટલે અકસ્માત સમજીને કોઇના પર શક બક કછુ નહીં લાવશે. (એ લોક કેટલો સામાન હતો અને કેટલો સામાન તેં નીકાલ દીઓ એ કંઇ જાણવા ગીયા છે ?) એ લોક નિશ્ચયથી એમ જ માનશે કે બળદ ભડકવાથી અંધારામાં તલાવ તરફ દોડયા, ગાડું ઉંધું પડયું ને અકસ્માતથી સરસામાન સાથે વેપારી તળાવમાં ડૂબી મુઓ."

પુંજીઓ તો આ બધું મુંગો મુંગો સાંભળતો હતો તે દિંગમૂઢ જ થઇ ગયો. ધીમેથી તે બોલ્યો:—"ભૈયાજી ? પણ લોકો મ્હને પુછે કે આ બધું કયાંથી લાવ્યો ત્યારે મ્હારે શું કહેવું ? બધું ગામ જાણે છે કે મ્હારી સ્થિતિ કેવી છે."

મંગળ હસ્યો. "તું કેહેજે કે મંગલ ભૈયા પાસેથી ઉછીના લાયો. મ્હારો નામ લેજે."

હવે પુંજીઓ ભાનમાં આવ્યો હતો તે બોલ્યો; "સાઇ! એ મ્હારાથી નહી બને. નિર્દોષ માણસોનાં ખૂન કરવાં એ મ્હારૂં કામ નહી. એવું અઘોર પાપ કોઇથી એ શી રીતે થઇ શકતું હશે તે હું સમજી શકતો નથી. ઇશ્વર એની સજા કર્યા વગર પણ રેહે નહી."

જખ તો હો રહ્યા. હરીભાઇની દીકરી ત્યારે તો આપની વહુ થાય એ આશા આકાશ-કુસુમવત્ સમજના. તું બડા સાધુ જણાય છે આવા સાધુ મહાત્માને તો પીછે લગનકા ઓર અસ્તરીબંધ અંગરખા, પઘડી એ સબ ચીજોકા બીચાર બી કાયકુ કરના ? તુમ તો માળા લ્યો પુંજીઆજી ! ઓર પરમાત્માકા ધ્યાન ધરો ! કોઇ અખાડામાં દાખલ હો જાઓ ઓર પીછે હઠયોગ કરના. એ ક્ષુદ્ર સંસાર પર વિરાગ રખો. એઇ તુમારા કામ." ભૈયો કરડાકીમાં બોલ્યો; વળી જરા ઠંડો થઇને બોલ્યો. "લેકીન તુમ્હારે જો સંસારમે રહેવો હોય તો બાત અલગ છે. સંસારમે સુખી થવું હોય તો પાપથી ડરના નહી. પાપ કરનેમેં એક બાબતકા બરાબર ધ્યાન રખના ચેયે. કભી પકડાના નહીં. જો પકડાયા તો કાલા પાની કે ફાંસીકી સજા હોતા હે. તો પાપ કરના તો બડી યુક્તિસે કરના, પકડાય નહીં ઇસ તરાસે કરના."

પુંજીઓ નિસાસો નાખીને બોલ્યો "કાળા પાણી કે ફાંસીના કરતા એ પરમેશ્વરની શિક્ષા વધારે આકરી હોય છે"

ભૈયો હસતા હસતાં બોલ્યો. "સાઇ ! એ પરમેશ્વર તુંને કદી દેખ્ય છે ?"

"મ્હેં કદી દેખ્યા નથી, પણ હું જાણું છું" પુંજીઆએ જવાબ આપ્યો. "કથાઓમાં અમારા ગણપતરામ મહારાજ ઘણી વખત કહે છે કે ઇશ્વર બધું જાણી જાય છે. એના આગળ કશું છાનું રેહેતું નથી અને દરેકે દરેક પાપની એ આપણને સજા કરે છે"

"અરે મૂર્ખ ! જો દરેક આદમી એઇ માફક ઇશ્વરની સજાઓના વિચાર કર્યા કરે તો રસ્તે રસ્તે ભીખારી થઇને ભીખ માંગવી પડે ભીખ ઓર આપઅલસે દોલતવાન થવાના કુછ પ્રયત્ન બી ના કર શકે. ઉલ્લુ! તુમ એઇ સમજતા હે કે એ સબ લોક પ્રમાણિક પ્રયત્નસેં ધનવાન હો રહા હે ! સિવાય પાપ દોલતવાન કોન હો સકતા હે ઓ મ્હેં નહીં જાનતા, બોતબી ધનવાન

લોક એ બડાઈ કરતા હૈ કી હમને સીધી તરહસે ધન પ્રાપ્ત કીયા, લેકીન ઉસકો ઉલ્લુ સિવાય દુસરા તો કોઈ નહી માનતા. સબ સમઝદાર આદમી એ બાત જાનતા હૈ, કભી કોઈ આદમીકો દૌલત મીલ જાય તો નક્કી સમઝના કે એસ આદમીને કીતનેઇ લોગકો ઘર ઘર ભીખ મંગવાઈ હોગી. ઔર ઇસસેબી બુરા કીયા હોગા. કોઈ કોઈ આદમીઓને ભીખસે બી જાદે આપઘાત કરવાયે હોંગે. તારે જો પોતાને સુખ જોઈતુ હોવે તો પાપ કરતાં ડરો મત. જીસ્સે ફાયદા હોવે ઓ બાત કુછ બી હોવે કર લે." ભેયાએ લાંબુ અસરકારક ભાષણ કર્યું.

"લોક કહે છે કે પાપ વહેલું મોડું પકડાયા વગર રેહેતું નથી. ને પછી પકડાયો તો મ્હારી શી વલે ?" પુંજીઆએ પુછ્યું.

ભેયાએ ઝડપથી જવાબ આપો. "તુમ એસી યુક્તિ પ્રયુક્તિ લડાર કે કોઈ શોધી જ નહીં શકે. મ્હેં કહું છું એસો કર સુણ."

પુંજીઓ કંઇ પણ બોલ્યા વગર સાંભળવા લાગ્યો. એણે વિચાર કર્યો કે મ્હારે એ રસ્તે જવું નથી, પણ સાંભળવામાં શું છે ? એ શું કહે છે તે સાંભળીએ તો ખરા

"દેખ પેલા ઝાડ નીચે ચુપચાપ ભરાઈ બેસજે. આ ભજરંગનો ગાંઠવાલો ધોકો સાથે રાખજે, ડોકીયાં ઓકીયાં કરનો ના. કુછ બોલના નહીં ઔર ધીમેસે રસ્તા દેખના. ઓ બનીયા બડી ફજરમેં નીકલશે. કોઇનો સાથ બાથ છે નહી. આ એતું ગાડૂં આવે કે ઝડપસે ખડા થાજે ને સીધા તાલકા પર જ ઠોકીને શીર તોડી નાખજે."

પુંજીઓ મુગો રહ્યો. કંઇ પણ બોલી શકયો નહીં. એણે ભૈયાનો ધોકો લીધો ને છાનોમાનો મહાદેવના ઓટલા પર સૂનો. ભૈયો ત્યાંથી રોટી પકાવવા ગયો. બાજરીના રોટલા ને દાળ પકાવીને જમ્યો ને પુંજીઆને પણ ખવડાવ્યું. થોડીવાર આડાઅવળા ગપાટા મારીને બન્ને સૂઇ ગયા. ભૈયાએ એને કહ્યું હું બરાબર ત્રણ વાગે તને જગાડીશ. બરાબર ત્રણ વાગ્યાને સુમારે ભૈયાએ પુંજીઆને જગાડયો. પુંજીઓ ધીમે પગલે નક્કી કરેલા ઝાડ નીચે જઇને બેઠો. તારા ઝગઝગાટ થઇ રહ્યા હતા. સર્વત્ર ગાઢ શાન્તિ વ્યાપી રહી હતી. તારા ને ભૂરા વાદળનો પડછાયો સ્થિર તળાવમાં પડતો હતો. પુંજીઆને કંઇક બ્હીક લાગવા માંડી પરમેશ્વરની બ્હીક લાગી. પણ તરત જ મંગળ ભૈયો સાંભર્યો ને હિમ્મત આવી. અંતરાત્માનો અવાજ પાપ કર્યા પછી જેવો સ્પષ્ટ થાય છે તેવો પહેલાં હોતો નથી. નહીં તો દુનિયામાં આટલાં પાપ ના થાત.

પુંજીઓ હવે શું કરવું એનો વિચાર છોડી જે કામ પોતે માથે લીધુ હતું તે ઉત્તમ રીતે કેમ પાર પાડવું એનો જ વિચાર કરવા લાગ્યો. બહુ વાર એને ખોટી થવું પડયું નહીં. પહેલો જ કુકડો બોલ્યો એટલામાં ગાડું આવતું સંભળાયું ને થોડીવારમાં પાસે આવી પહોંચ્યું. બરાબર ભાગેલી પાળ આગળ ગાડું આવતાં પુંજીઓ ઉઠયો. ઝડપથી જઇને ગાડીતને માથામાં કડીવાળો ધોકો જોરથી લગાવ્યો. પછીથી વાણીઆને પણ એ જ માફક માર્યો. આ બધું એક આંખના પલકારામાં બની ગયું. વાણીયાથી કીકીયારી પડાઇ ગઇ, પણ એટલામાં પુંજીઆએ બીજો ફટકો લગાવ્યો, ને એને ચૂપ કર્યો.

પુંજીઓ હવે એના પોટલાં ફેરવવાનું કરતો હતો એટલામાં જાણે જમીનમાંથી નીકળી આવ્યો હોય એમ મંગળ ત્યાં હાજર થયો. પુંજીઓ એને આમ આવેલો જોઇને નવાઇ પામ્યો ને કેવી રીતે આવ્યો એમ પુછવાનું કરતો હતો એટલામાં મંગળે મડદાં તપાસ્યાં. ગાડીતમાં હજી જીવ છે એમ

લાગવાથી પુંજીઆને એણે ગાડીતને પુરા કરવાની ઇશારત કરી. પુંજીઆએ એને પુરા કર્યો. મંગળે પોટલાં ફેંદીને તરત એક પોટલી સાધી લીધી ને તે વેપારીની કેડેથી વાંસળી છોડી લીધી ને પુંજીઆને કહેવા લાગ્યો 'લ્યો એ રહ્યા. એ લ્યો. ઔર દુસરા સબ ચીજ બ્હાર ફેંકો જબ પોલીસ આકે એ સબ અસબાબ છુટાછવાયા મુડદેકી સાથ દેખેગી તો એ માન લેગી કે ચોરી ફોરી થયા નથી. કછુ વહેમ ઔર શંકા એ લોકકે મનમેં નહીં રહેગી."

તરત એ બન્નેએ મળીને ગાડું ઉંચકીને તળાવમાં ઉંધુ વળ્યું. સામાન, મડદાં, બળદ બધું તળાવમાં નાખી દીધું ને ધાર્યું કામ નિર્વિઘ્ને ફત્તેહ થયું.

પૈસાની વાસળી પોટલામા બાંધી ઝડપથી બન્ને મહાદેવમાં જતા રહ્યા. અંદર જઇને વાસળીમાથી રૂપિઆ કહાડીને ગણ્યા તો ૮૦૦ રૂપિઆ નીકળ્યા. બધું ઠેકાણે મુકીને પાછા કંઇ બન્યું ના હોય એમ સૂઇ ગયા. આ બધું કામ અડધા કલાકની અંદર થઇ ગયું.

---

## પ્રકરણ ૩ જું

સવારમાં જતા આવતા લોકોએ બળદ, ગાડું ને માણસોને તળાવમાં પડેલાં જોયાં. સરસામાન બ્હાર છુટો છવાયો પડેલો ને કેટલોક તળાવમાં પડેલો જોઇ પોલીસને ખબર આપી. પોલીસની તપાસ થઇ તેમાં પંચકયાસ થતાં લખવામાં આવ્યું તેનો સાર એ કે સરસામાન મરેલાં માણસોની આસપાસ પડેલો છે. માથું ઉત્તરમાં છે. પગ દક્ષિણમાં છે, ગજવામાં વાટવો છે ને વાટવામાં કલદાર રૂપિઆનું પરચુરણ છે. માથામાં તળાવની શીલા વાગ્યાના ઘા જણાય છે. જે જગ્યાએ પાળ ભાંગી છે ને ગાલ્લાનો રસ્તો લગભગ પાણીના પાસે થઇને જાય છે. ત્યાં બેદરકારીથી બળદ હાંકતાં બળદ ભડકયા હોય ને ગાલ્લું ઉંધું વળતાં બળદ તથા ગાડીત ને અંદર બેઠેલો શખસ એ બધા તળાવમાં પડી ગયા હોય એમ લાગે છે, ને આ સઘળો બનાવ અકસ્માતનું પરિણામ જણાય છે વગેરે. વગેરે લાશો દાકતરી તપાસ માટે અમદાવાદ મોકલવામાં આવી. ત્યાં પંચકયાસ વાંચી મરણોત્તર તપાસમાં ખોપરીનાં હાડકાં તુટી જવાથી બન્નેનાં મરણો થયાં છે એમ રીપોર્ટ કરવામાં આવ્યો. ગામની ભાગોળે જ આ બનાવ બનવાથી લોકમાં ક્રોધને પણ ચોરી કે લુંટનો વ્હેમ આવ્યો નહી બધા ભાંગેલી પાળ દુરસ્ત કરાવવા તથા બીજા આવા અકસ્માત ના થાય તે માટે કાંતો ગરનાળું બંધાવરાવવાના વિચાર કરવા લાગ્યા, બધું ગામ આ બનાવથી ત્રાસી ગયું. થોડા વખતમાં ગામલોકે ટીપ કરીને તથા સરકારમાં અરજી કરીને ત્યાં એક ગરનાળુ બંધાવરાવ્યું.

પુંજીઆ તથા મંગળે ધીમે ધીમે બધી વાત શાંત થવા દીધી પછી એક વખત રાત્રે મંગળે પોતાની ઓરડીમાં પુંજીઆને લઇ જઇને વાણીયાના પોટલામાંથી સેનાનો એક તાકો કાહાડયો. એમાંથી એક અંગરખા જેટલું લુગડું કાપી આપીને સવારે દરજીને ત્યાં જવા કહ્યું. પુંજીઆએ એમ કરતાં અંગરખું તો શીવડાવ્યું, પછી ધીમે ધીમે પાઘડી તૈયાર કરાવી. રેશમી કોરનું ધોતીયું તથા ખેસ એ પણ પોટલીમાંથી કહાડયું ને પુંજીએ હરીભાઇએ કહ્યો હતો તેવો ઠાઠ થોડીવારમાં કરી શકયો. લાલ જોડા કરાવ્યા ને એ પ્હેરીને જ્યાં પુંજીઓ હીંડે કે ચું ચું બોલવા લાગ્યા.

(ચાલુ)



# ભવિષ્ય ક્યારે સુધરે ?

લેખક: રા શેઠ નગીનદાસ ગિરધરલાલ.

આપણા સમાજમાં દીકરાના જન્મને અહોભાગ્ય માનવામાં આવે છે. દીકરાના જન્મના ખબર સાંભળી દરેક માબાપને અવર્ણનીય આનંદ ઉપજે છે. આડોશી પાડોશી, સગાંસંબંધીઓ પુત્રના માબાપને પુત્રજન્મ થવા માટે અભિનંદન આપવા દોડે છે. આટલો બધો આનંદ શા માટે થાય છે? દીકરી કરતાં દીકરા માટે અનહદ પ્રેમ શા માટે દર્શાવાય છે? શું એ પ્રેમ કુદરતી છે? ખરી રીતે તો સંતાન તરફનો પ્રેમ કુદરતી અને નિઃસ્વાર્થ હોવો જોઇએ. અને દીકરી તેમજ દીકરા તરફ સરખો જ પ્રેમ હોવો જોઇએ પરંતુ અત્યારે વ્યવહારમાં કુદરતી અને નિઃસ્વાર્થ પ્રેમ તો ભાગ્યે જે જોવામાં આવે છે. બાકી ઘણે ખરે ઠેકાણે પુત્રપ્રેમ કેવી જાતનો હોય છે તે દર્શાવવાને જ જાણે આપણામાં એક કહેવત પ્રચલિત છે કે "દિ'વાળે તે દીકરા નહિ તો દિ'ફર્યો." એટલે કે જે દીકરો સારી કમાણી કરી લાવી ઘરનો દિવસ વાળે, આર્થિક સ્થિતિ સુધારે તે જ ખરો દીકરો, નહિ તો દિવસ ફર્યા સમજવા. આ ઉપરથી સમજાશે કે દીકરા તરફ જે અનહદ પ્રેમ બતાવાય છે તે પૈસા ખાતરનો સ્વાર્થી પ્રેમ જ હોય છે. આપણા સમાજની રહેણી કરણીનું અવલોકન કરનારને, માબાપની રીતભાત તપાસનારને, ખાત્રી થશે કે આ વાત સર્વાંશે સત્ય છે. કમાઉ દીકરા તરફ જેટલો પ્રેમ રાખવામાં આવે છે, તેનું જેટલું માન સાચવવામાં આવે છે, તેની ઉધ્ધતાઇ સહન કરવામાં આવે છે અને તેનો પડ્યો બોલ ઉપડી લેવામાં આવે છે તેટલો પ્રેમ, માન કે લાગણી કાંઇ પૈ તેનાથી ઓછી કમાણીવાળા, હીણકમાઉ દીકરા તરફ બતાવવામાં આવતું નથી.

દીકરો સારી કમાણી કરી લાવે, બાપનું, કુટુંબનું ભવિષ્ય સુધારે એવી જ્યારે દરેક માબાપ મોટી મોટી આશા રાખે છે ત્યારે તે દીકરો સારી કમાણી કરવાને લાયક અને શક્તિવાન થાય તેવું તેને શિક્ષણ આપવાની કેટલા માબાપો પોતાની ફરજ વિચારે છે? ઉપરની કહેવત રચનારે "દિ'વાળનારૂં" શિક્ષણ આપવાની માબાપની ફરજ માટે કેમ કોઇ કહેવત રચી નહિ હોય?

સામાન્ય રીતે બાળકોને નીતિનું જ્ઞાન, શિક્ષણ મળે અને તેઓ નીતિવાન થાય તેની જોખમદારી તેમના માબાપો ઉપર ગણાય છે. પરંતુ હાલના જમાનામાં તો 'દિ'વાળે,' સારી કમાણી કરી લાવી ભવિષ્ય સુધારે તેવું શિક્ષણ આપી, દીકરાને લાયક ધંધામાં પ્રવેશ કરાવવા માટે દરેક માબાપને તેના

કરતાં ય વિશેષ જોખમદાર ઠરાવવા જોઇએ. જે દીકરા પાસેથી સારી કમાણીની આશા રાખવામાં આવે છે તે દીકરાને યોગ્ય શિક્ષણ આપવાની અને તેને લાયક ધંધામાં દાખલ કરવાની દરેક માબાપની પહેલી ફરજ છે.

દરેક માણસને બધા નોકરી ધંધાની માહીતિ ન હોય તે ખરૂં, પરંતુ પુત્રને યોગ્ય ધંધામાં મૂકવાની દરેક માબાપ ઉપર ફરજ રાખવામાં આવી હોય તો તે માહીતિ મેળવવાના ઉપાયો એની મેળે લેવાઇ જાય. અનુભવીઓ અને અગ્રેસરો આ સર્વ ઉપાયો મેળવીને સમજી શકે તે આ લેખમાં જ આગળ બતાવેલ છે.

પુત્રના સ્વભાવ, ખાસીઅતને અનુકૂળ અને પસંદ પડતા વિષયનું જરૂરનું શિક્ષણ આપીને તેને તેના લાયક ધંધામાં પ્રવેશ કરાવવાથી આનંદથી કામ કરે, તેથી સારૂં કામ કરે, ઝડપથી આગળ વધે અને સત્વર વિજયી થાય. બિનઅનુકૂળ, નાપસંદ ધંધામાં તેને મૂકવાથી તે નાઉમેદ બને છે, તેને તેના કામમાં આનંદ આવતો નથી, તેથી તે કામ સારૂં કરી શકતો નથી અને તેથી તે ઉંચો ચડી શકતો નથી. કેટલા યે માબાપો પોતાની ફરજ યથાર્થ નહિ બજાવવા છતાં ઘણી વખત પોતાના પુત્રોની નિષ્ફળતા માટે દુઃખી થતાં, શોક કરતાં, રડતા રડતાં કહે છે કે અરે રે! ભાઇ! અમે તો આ અમારા કીકા માટે અમારાથી બનતું બધું ય કર્યું તું. એને ભણાવવા માટે અમે અનેક દુઃખો વેઠયાં હતાં, છતા દીકરે અમારી એકેય આશા પૂરી કરી નહિ! પણ દીકરાને લાયક શિક્ષણ નહિ આપવા માટે અને તેને લાયક ધંધામાં પ્રવેશ નહિ કરાવવા માટે તો કોઇ માબાપ પોતાની ભૂલ જોતાં જ નથી!

ઘણા માણસો પોતાને જે જાતનો ધંધો પસંદ હોય અથવા જે ધંધામાં પોતે નોકર તરીકે અથવા ધંધાદારી તરીકે પોતાની જીંદગી ગાળી હોય તે ધંધામાં જ તેનો પુત્ર પણ પ્રવેશ કરે એમ ઇચ્છે છે. જે ધંધામાં મોટી કમાણી છે. એમ પોતે ધારતા હોય તે ધંધો જ તેનો પુત્ર આદરે એમ ઇચ્છે છે. પણ તે ધંધો તેના પુત્રને લાયક છે કે કેમ તેનો કોઇ બાપ વિચાર કરતો નથી. પોતાના મત અનુસાર, મોટી આવક તરફ ધ્યાન રાખી ધંધાની અને જગ્યાની પસંદગી કરાય છે. પણ તે ધંધો કે જગ્યા પુત્રને અનુકુળ છે કે કેમ તે જોવાતું નથી. કયા ધંધામાં મારા દીકરાને કમાણી વધારે થશે એમ જ દરેક માણસ વિચાર કરે છે. પણ કયા ધંધામાં મારો દીકરો આનંદથી અને હુશીઆરીથી કામ કરી આગળ વધી શકશે એવો વિચાર ભાગ્યે જ કોઇ કરે છે.

જેમને પોતાનો સ્વતંત્ર ધંધો નથી એવા ઘણા યુવાનો તેમને લાયક હોય એવા ધંધામાં નહિ પડવાથી તેમની શકિતને ખીલવી શકતા નથી, તેમની શકિતનો સંપૂર્ણ ઉપયોગ કરી શકતા નથી અને તેમની ઉન્નતિ સાધી શકતા નથી. અને આવા દાખલાઓ બારીકીથી જોનારને ઠેરઠેર મળી આવશે.

સ્વતંત્ર ધંધાદારી પોતાનો પુત્ર પોતાના ચાલુ ધંધામાં પડીને માહિતગાર થાય અને પોતાનો ધંધો ઉપાડી લ્યે એમ ઇચ્છે એ સ્વભાવિક છે. અને પુત્રને પણ જામેલો, સ્વતંત્ર ધંધો વારસામાં મળે એથી વિશેષ સારૂં શું ? પરંતુ તે યુવાનને પોતાના ધંધામાં રસ ન હોય, તેના સ્વભાવને તેનો ધંધો અનુકૂળ ન હોય છતા બાપીકો ધંધો ચાલુ રાખવાની જ ખાતર જો તેને તે ધંધામાં જોડવામાં આવે તો તે કદી સારૂં કામ કરી શકે નહિ, અને એવી રીતે ઘણા જામેલા ધીકતા ધંધા બંધ પડી જતા મેં જોયા છે. એથી ઉલટું, કેળવાયલા અને સ્વતંત્ર રીતે પોતાને લાયક ધંધો પસંદ કરી શકે તેવા ઘણા યુવાનોને પોતાનો બાપીકો ધંધો

છોડી નવા મનપસંદ ધંધામાં જોડાતા અને તેમાં વિજયી થતા મેં જોયા છે, જેમાંના થોડાક દાખલા અત્રે આપું છું.

એક વેપારીનો દીકરો મેટ્રીક થયા પછી અભ્યાસ છોડી દઇ તેના બાપની સાથે દુકાનમાં જોડાયો. થોડા વર્ષ દુકાનમાં કામ કર્યું. પરંતુ તેને લાગ્યું કે વેપારમાં તેની બુધ્ધિ અને શક્તિ જોઇએ તેવાં ખીલી શકતાં નથી. તેને વેપારના કામકાજમાં જોઇએ તેવો રસ પડતો નહોતો. થોડા વર્ષ પછી તેણે દુકાન છોડી દીધી, અને અભ્યાસ શરૂ કર્યો. કોલેજમાં દાખલ થઇ ઇજનેરની ડીગ્રી મેળવી. અને હાલ તે ઇજનેર તરીકે સારી રીતે આગળ વધી શકેલ છે અને તેની દુકાનના ધંધા કરતાં વિશેષ કમાણી કરી રહેલ છે.

એક વેપારીની કાગળની દુકાન જુની ને જામેલી હતી. તેનો દીકરો પણ તે દુકાનમાં જ જોડાયો. થોડા વખતમાં તેને લાગ્યું કે તે ધંધામાં તેને રસ પડતો નહોતો. તેને કાગળનો ધંધો માફક ન આવ્યો, પણ તેને છાપખાનાના મશીનોના ધંધામાં વધારે રસ પડ્યો. તે કાગળનો ધંધો મૂકી તેના મન પસંદ ધંધામાં પડ્યો અને હાલ તે ધંધો ઘણી સારી રીતે ચલાવી રહેલ છે.

એક ગ્રેજ્યુએટે એલ એલ. બી. ની પરીક્ષા પાસ કરીને વકીલાતની સનંદ લીધી, છતાં તેને વકીલાત કરતાં વેપારી લાઇનમાં પડવાની તીવ્ર ઇચ્છા થઇ અને વકીલાત મૂકી દઇ ઇમ્પોર્ટ ઓફીસ ખોલી અને હાલ તેના ધંધામાં તે એક અગ્રેસર પેઢી થઇ પડી છે.

એક વેપારીનો રૂનો ધંધો જામેલો હતો. તેના દીકરાને તેમાં રસ ન પડયો. તેને ઝવેરાતનો ધંધો પસંદ પડયો અને હાલ તે ઝવેરાત તથા સોના ચાંદીની દુકાન ધીકતી રીતે ચલાવી રહેલ છે.

એક ગાંધીની ગંધીઆણા તથા કરીઆણાની દુકાન જામેલી હતી. તેના દીકરાને દુકાનમાં બેસવું પસંદ ન પડયું. તે ભણ્યો ને હાલ ડૉક્ટર થયેલ છે. તેવી જ રીતે એક સુડગરની દુકાન ચાલુ છે તેનો દીકરો હાલ એલ. એલ. બી. થયો છે.

આ તો થોડા જ દાખલા આપ્યા છે. પરંતુ આવા સંખ્યાબંધ દાખલા મારી નજર સામે મોજુદ છે કે જેઓ પોતાના મનપસંદ ધંધામાં પડવાથી ઘણી સારી રીતે આગળ વધી શકયા છે. આ દાખલાઓ તો જુના જામેલા ધંધાદારીઓના આપ્યા. તે જ પ્રમાણે નોકરીઆત વર્ગના પણ એવા ઘણા દાખલા છે. જેમાના બે ત્રણ જ અત્રે આપું છું.

એક માણસ કાપડના ધંધામાં સૌથી ઉંચી પદવી મેળવી ચુકેલ હતો. પણ તેના બે નાના ભાઇઓ તે ધંધામાં નહિ પડતાં તેમાનાં એકને રૂનો ધંધો પસંદ પડયો અને અને બીજાની ઝવેરાતમાં સારી નજર પડી, અને તેઓ તેમના ધંધામાં હાલ અગ્રેસર થઇ પડયા છે.

એક પત્રકારનો દીકરો ઇલેકટ્રીકલ એન્જીનીઅર થયેલ છે. જ્યારે એક ઇજનેરના હેડ કલાર્કને તેના દીકરાને ઇજનેર બનાવવાની ઘણી ખાએશ હતી, પણ તેના દીકરાને વેપારી લાઇન જ પસંદ પડી. અને હાલ તે વેપારી લાઇનમાં પ્રવીણ થઇ ગયેલ છે. બાપનો ધંધો દીકરો ન કરી શકે એમ મારૂં કહેવું નથી. ઇજનેરના દીકરા ઇજનેર જ થયાના દાખલા પણ ઘણા મારી સામે જ છે, પરંતુ ખાસ બતાવવાનું એ છે કે જો માણસ પોતાના મનપસંદ ધંધામાં પડેલ હોય તો જ તે પૂરેપૂરો ખીલી ઉઠે છે, દીપી નીકળે છે, ઝડપથી આગળ વધે છે અને વિજય પામે છે.

ઘણા ય જુવાન બંધુઓ હલકી પાયરીમાં સબડયા કરે છે, ના પસંદ જગ્યામાં પડયાં રહે

છે અને પોતાનો ઉદય કરવામાં અશક્ત નીવડે છે. તેનું કારણ એ જ હોય છે કે તેઓને શરૂઆતમાં માર્ગદર્શક કોઇ હોતું નથી. કયો ધંધો, કયું કામ તેને લાયક છે તે બતાવનાર કોઇ હોતું નથી. કયા ધંધામાં તે સારી રીતે આગળ વધી શકે અને પોતાનો ઉદય કરી શકે તે સમજાવનાર કોઇ હોતું નથી. સત્ય માર્ગ દર્શાવનારની ગેરહાજરીમાં પહેલી તક જે નોકરી હાથમાં આવી તે લઇ લેવાય છે. અને ઘણે મોડે વખતે ખબર પડે છે કે પોતાની ભુલ થઇ છે. પરંતુ આ યુવાનોને પહેલેથી જ તેમને લાયક જગ્યામાં મૂકનાર, તેમને રસ્તો બતાવનાર પિતા કે વડિલ હોય તો તેઓ ઘણી સારી રીતે આગળ વધી શકે.

ઘણા ખરા યુવાનો પોતે પોતાને માટે ધંધો કે કામ નક્કી કરી શકે એટલી પરિપકવ દશામાં તેઓ હોતા નથી. માબાપને દીકરાની શક્તિનો બરાબર ક્યાસ હોય છે, તેના સ્વભાવનો અનુભવ હોય છે અને તેના વલણની સમજણ હોય છે. તેથી બાપ જ પોતાના દીકરા માટે સૌથી સારી રીતે કામ ધંધાની પસંદગી કરી શકે.

નિશાળ કે કૉલેજ છોડયા પછી કમાવાના સાધન તરીકે કોઇ નોકરી કરવાનું પસંદ કરે છે તો કોઇ સ્વતંત્ર ધંધો પસંદ કરે છે. નોકરી માટે કેટલાક સરકારી દરબારી નોકરી પસંદ કરે છે; કેટલાક પૉર્ટ ટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી, ટ્રામ, રેલ્વે, સ્ટીમર કંપની, કારખાના વિગેરે અર્ધ સરકારી કે ખાનગી મોટી ઑફીસોમાં દાખલ થાય છે; કેટલાક ખાનગી વેપારી ઑફીસોમાં નોકરી લે છે અને કેટલાક દેશી પેઢીઓ અગર દુકાનમાં નોકર રહે છે. આ દરેક જાતની નોકરીમાં ઉદય કરવાના, ઉંચે ચડવાના ઘણા રસ્તા હોય છે, ઘણી તક હોય છે; તેમજ ઘણી હુશીઆરી બન્ને જોઇએ છે. નોકરી કરવા ઇચ્છનારને આ સર્વ બાબતોનું જ્ઞાન અગાઉથી આપવામાં આવતું હોય તો તેમનો માર્ગ ઘણો સહેલો થઇ જાય.

સ્વતંત્ર ધંધો કરવા ઇચ્છનારમાં (કાયદાની, વૈદકની કે ઇજનેરી ડીગ્રી સિવાયના) કોઇ દલાલી કરવા માંડે છે; કોઇ દુકાનમાં જોડાય છે, કોઇ આડતની પેઢી કાઢે છે અને કોઇ હુન્નર ઉદ્યોગ શરૂ કરે છે. નોકરીથી અથવા ઉમેદવારીથી અનુભવ લીધા સિવાય અથવા વ્યવહારૂ કેળવણી મેળવ્યા સિવાય એકદમ સ્વતંત્ર ધંધો શરૂ કરનારને કોઇ અનુભવી ભાગીદાર સાથે જોડાવું પડે છે. નહિતર તેઓને ઘણી ઠોકરો ખાવી પડે છે. અને ઘણા મોંઘા અનુભવ પછી જ તેમનું ગાડું સીધે ચીલે આવે છે. સ્વતંત્ર ધંધામાં પડવા ઇચ્છતા સર્વ યુવાનોને તેમણે પસંદ કરેલ વિષયને લગતી સર્વ બાબતોનું શિક્ષણ આપવામાં આવેલું હોય અને તે પસંદ કરેલી લાઇનમાં કેવી અને કેટલી સારી તકો છે અને કેવી કેવી મુશ્કેલીઓ છે તેનું વ્યવહારિક જ્ઞાન આપવામાં આવેલું હોય અને તો તેઓ સહેલાઇથી આગળ વધી ટુંકા વખતમાં વિજયી થઇ શકે.

ધંધા કેટલી જાતના છે, સારી કમાણીવાળા કયા ધંધા છે, કેટલી જાતની નોકરીઓ છે, કઇ જાતની નોકરીમાં કેટલા પગાર સુધીની પાયરીએ ઉંચે ચડી શકાય છે, સારા પગારવાળી નોકરીઓ કઇ કઇ છે, અને તેમના પુત્રોને કેવી જાતનું શિક્ષણ કયાં આપવું યોગ્ય છે તેની બધી ખબર કાંઇ દરેક બાપને હોઇ શકે નહિ અને હોતી નથી જ. તેથી તેઓ ઘણા મુંઝાય છે. પણ તેમની આ મુશ્કેલીઓ ટાળવાનું કામ ગામના અને દેશના નેતાઓનું છે. એક યુવાન યશસ્વી અને વિજયી નીવડે તેનો લાભ તેના બાપને કે કુટુંબને છે એટલું જ નહિ, પણ તેના ગામને અને દેશને પણ લાભ છે. એટલે દરેક ગામનેતા અને દેશ નેતાની ફરજ છે કે તેના યુવાન દેશબંધુઓ યોગ્ય ઠેકાણે કામે લાગે તેવી જાતની સર્વ

વ્યવસ્થા કરવી. પરંતુ કમભાગ્યની વાત એ છે કે હાલમાં તો આપણા નેતાઓને દેશબંધુઓની આર્થિક સ્થિતિની જરા ય પરવા જ નથી. પરવા છે તેમને ફકત મનસ્વી રીતે રાજકીય વિષયોમાં લડવાની ! દેશબંધુઓને દારિદ્રયના દુઃખમાં ગબડાવીને પણ કરોડો રૂપીઆની નિષ્ફળ કાર્યોમાં હોળી કરવામાં આવે છે, ત્યારે દેશની સ્વતંત્રતાનો ખરો આધાર જે વેપાર હુન્નર ઉદ્યોગ છે તે સુધારવા વધારવા માટે એક નાની સરખી રકમ પણ વાપરવાની દરકાર કરવામાં આવતી નથી. નવી નવી અંગ્રેજી દવાઓની ઇસ્પીતાલો ખોલી દેશીઓના લાખો રૂપીઆ હોમી દેવામાં આવે છે, ત્યારે દેશીઓમાં દર્દ શા માટે વધ્યાં છે અને દરદો થતાં અટકાવવાને શા શા ઉપાયો કરવાની જરૂર છે તેનો લેશ માત્ર પણ વિચાર કરવામાં આવતો નથી. એટલું જ નહિ પણ દેશી ઉપાયથી થોડા ખર્ચે, વધારે સારી રીતે અને જલ્દીથી દર્દ મટી શકે છે એ બાબતનો પણ કાંઈ વિચાર કરવામા આવતો નથી. દેશને આવી રીતે નિર્ધન બનાવવાના રસ્તાઓ લેવાતા હોય ત્યાં ભવિષ્ય સુધારવાની આશા કેમ રાખી શકાય ? નવા ઉદ્યોગ ધંધા ખીલવવા તરફ તો ધ્યાન અપાય ત્યારે ખરૂં, પણ હાલ જે ઉદ્યોગ ધંધા છે તેમા ય આપણા યુવાન બંધુઓ કેમ આગળ વધી શકે તે બતાવવાની દરેક નેતાની ફરજ છે તે ય યથાર્થ રીતે બજાવવામાં આવતી નથી.

ઉગતા યુવાનો અને અજાણ્યા માબાપોની મુશ્કેલીઓ ટાળવા માટે દરેક ગામમાં અને દરેક શહેરમાં જાહેર લાઇબ્રેરીમાં અથવા બીજા કોઈ જાહેર સ્થળે યુનિવર્સીટીઓના કેલેન્ડરો તથા તેને લગતા બીજાં છાપેલાં પુસ્તકો મળતાં હોય તે રાખવાં જોઇએ તે ઉપરાંત એક નોંધપોથી તૈયાર કરાવવી જોઇએ કે જેમાં દરેક જાતની નિશાળો, કોલેજો, ઇન્સ્ટીટયુશનો, કલાસો વિગેરેની સંપૂર્ણ નોંધ હોય. તેમાં નામ ઠેકાણાં ઉપરાંત તેની ફી, ખુલ્લા રહેવાનો વખત, તેમા શીખવાતા વિષયો, તેમાં ચાલતાં પુસ્તકો, ભણવા માટે રહેવાની હોસ્ટેલ, રેસીડન્સી કે બોર્ડિંગની સગવડ, તેનું અંદાજ ખર્ચ વિગેરે બાબતોની સંપૂર્ણ નોંધ રાખવી જોઇએ. વળી કમાણી કરવાની કયાં કયા કેટલી તકો છે, કઇ કઇ નોકરીઓ સારી આમદાની આપવાવાળી છે, સરકારી દરબારી ખાતાંઓની વિગત અને તેમાં ઉંચે ચડવાની તક; દલાલી, આડત વિગેરે સ્વતંત્ર ધંધામા પડવા માટે આવશ્યક જ્ઞાન, અનુભવ, કયા કયા ઉદ્યોગ ધંધાનું ક્ષેત્ર વિશાળ છે, મીલો કારખાનાંઓ કયા કયા, કયા કયા, કેટલાં છે, તેમા ભવિષ્ય કેટલું સુધારી શકાય તેમ છે વિગેરે વિગેરે કામ, ધંધા, વેપારહુન્નર, ઉદ્યોગને લગતી સંપૂર્ણ વિગતની નોંધપોથી તૈયાર કરવી જોઇએ, કે જેથી કોઇ પણ માણસને પોતાના પુત્રને માટે જરૂરની સર્વ વિગતોની માહિતી મળી શકે.

આવી નોંધપોથી માટેની હકીકત દેશનેતાઓ ઘણી સહેલાઇથી મેળવી શકે અને તેઓ ચોક્કસ અને ખરેખરી માહીતિ મેળવી શકે. પરંતુ દેશનેતાઓની મદદ ન મળે તોપણ દરેક ગામના વિદ્વાન અને આગેવાન માણસો થોડી મહેનત કરે તો તેઓ પણ સારા પ્રમાણમા હકીકતો મેળવી શકે. દરેક ગામના અમુક માણસો જુદી જુદી જાતના ઉદ્યોગહુન્નર, ધંધા કે નોકરીમાં વિજયી થઇ સારી સ્થિતિએ પહોંચેલા હોય. અમુક માણસો સારી કમાણીવાળા ઉદ્યોગ હુન્નરધંધાની માહીતિ ધરાવનારા પણ હોય. ગામના અગ્રેસરો કે ઉત્સાહી યુવાનો પોતાના જ ગામના એવા અનુભવી માણસો પાસેથી ઘણી ઉપયોગી હકીકતો મેળવી શકે. અને એ સર્વ હકીકતોનો એક પુસ્તકમાં સંગ્રહ કરીને જાહેર લાઇબ્રેરી કે બીજે કોઇ જાહેર સ્થળે સર્વના ઉપયોગ માટે ખુલ્લું મૂકી શકે.

નિશાળ કે કોલેજ છોડયા પછી દરેકને પહેલો સવાલ એ જ થાય છે કે "હવે મારે શું કરવું? શેની નોકરી લેવી? કયાં કેવી, રીતે ઠેકાણે પડવું?" ઉપર કહી તેવી જાતની નોંધ પોથી તૈયાર હોય તો તે આવા દરેક યુવાનને માર્ગદર્શક ભોમીઆ તરીકે ઘણી ઉપયોગી થઇ પડે, અને તેના ઉપયોગથી યુવાનો પોતાના ઉદયના માર્ગ સાધી શકે.

મેટ્રીક સુધી પહોંચેલા અથવા ઈંગ્રેજી લખી, વાંચી, સમજી શકે તેટલું ભણેલાઓ માટે ઈંગ્રેજીમાં ઘેર બેઠાં ફુરસદને વખતે શીખી શકાય તેવી પત્રવ્યવહારથી શીખવનારી ઘણી સ્કુલો છે. તેવી સ્કુલો વેપાર, ઉદ્યોગ હુન્નર અને ધંધાને લગતા ઘણા ઉપયોગી વિષયો શીખવે છે તેના પ્રોસ્પેકટસો, સુચીપત્રો પણ નોંધપોથી સાથે રાખવાં જોઇએ. ઈંગ્રેજી પૂરું નહિ જાણનાર માટે માતૃભાષામાં શિક્ષણ આપનારી નિશાળ હોય તેની વિગત સાથે નોંધ રાખવી જોઇએ નામું, હિસાબ, વિગેરે શીખવનારી ગુજરાતી નિશાળો છે, પણ વ્યવસ્થા, પત્રવ્યવહાર, ખરીદવેચાણ, જાહેર ખબર તથા વેપાર ધંધાને લગતા બીજા વિષયો તથા હુન્નરઉદ્યોગો કયાં ય શીખવાતા નથી. પરંતુ તેને લગતાં ઘણાં પુસ્તકો મળે છે તે પુસ્તકોનો તથા વેપાર, હુન્નર, ઉદ્યોગને લગતાં ઈંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકોનો લાઇબ્રેરીમાં બને તેટલો સંગ્રહ કરવો જોઇએ. અને તેમ ન બની શકે તોપણ એવાં સર્વ પુસ્તકોની એક નોંધ તો જરૂર રાખવી જોઇએ. કારણ કે તેવાં પુસ્તકો ઉપરથી પણ ઘણું જ્ઞાન મેળવી શકાય છે.

આ ઉપરાંત કોઇ સારી પેઢી અગર કારખાનામા ઉમેદવાર તરીકે મૂકવાથી પણ સારો અનુભવ મેળવી શકાય. જે પેઢીમાં ઉમેદવાર તરીકે મૂકવામાં આવે તેના માલેક તથા વ્યવસ્થાપકને ભલામણ કરવી જોઇએ કે તે ઉમેદવારને બધું કામ શીખડાવે. ખરીદ, વેચાણ, નાણાંની વ્યવસ્થા વિગેરે કામ એવાં છે કે તે બાબતની બધી સમજણ આપવા જેટલા આપણા વેપારીઓ ઉદાર હોતા નથી. તેથી જો તે પેઢીવાળો ખાસ સંબંધી હોય તો જ તે બધી સમજણ આપે. નહિતર થોડો વખત કામ કરી, ચાલાકી રાખી, અનુભવ લઇને બધું કામ જાતે જ શીખી લેવું જોઇએ.

આ પ્રમાણે દીકરાને યોગ્ય જ્ઞાન, શિક્ષણ અને અનુભવ આપવામાં આવે અને અનુકૂળ જગ્યામા દાખલ કરવામાં આવે તો તે જરૂર આગળ વધી ભવિષ્ય સુધારી વિજયી નીવડે અને બાપને ભવિષ્યમાં પસ્તાવાનો અથવા દિલગીરી દેખાડવાનો વખત આવે નહિ.

( સંપૂર્ણ. )





પ્રૉ' જગદીશચન્દ્ર બોઝ

# લજામણી.

લેખક :

રા. " મનહુર "

લજામણીને ઇંગ્રેજીમાં Sensitive Plant તથા મરાઠીમાં લજ્જાળુ કહે છે આ વનસ્પતિ પર વિશ્વવિખ્યાત ડૉ. બોઝે એટલા બધા અખતરાઓ કર્યા છે કે જેનાં નામો જ લખતાં ચોપડીઓની ચોપડીઓ ભરાય. તેમાંથી થોડું થોડું રફતે રફતે આપવા વિચાર છે.

વનસ્પતીઓમાં પ્રાણ હોય છે તે હવે લગભગ પુરવાર થયું છે. એ પુરવાર કરવામાં આપણા એક હિંદીએ મુખ્ય ભાગ ભજવી હિંદુસ્થાનને આખી દુનીઆમાં જે માન અપાવ્યું છે તે સર્વને વિદિત જ છે. જો કે હિંદુસ્થાન જમાનાઓ પ્હેલાં જાણતું હતું કે "વનસ્પતીઓમાં પ્રાણ હોય છે." હિંદુસ્થાનનાં શાસ્ત્રીય અભ્યાસ તથા સાધના શ્રી રઘુકુલ દિપક રામના વખતમાં પણ એટલી ઉચ્ચ કક્ષાએ પ્હોચેલાં હતાં કે વિમાન, અગ્નેયાસ્ત્ર, મોહાસ્ત્ર, પર્જન્યાસ્ત્ર, માણસનું હવામાં અધ્ધર ઊડવું વિગેરે સામાન્ય બાબતો હતી. પણ આપણે તે માનતા ન હતા. પશ્ચિમના સહવાસથી આપણને આપણામા અવિશ્વાસ આવ્યો. પણ હવે જ્યારે યુરોપ અમેરિકાએ તે પુરવાર કર્યું ત્યારે આપણે માનીએ છીએ તેવી જ રીતે વનસ્પતિઓમા પ્રાણ છે એ બીના મહાન સાધુ તુકારામના એક દાખલા પરથી આપણે જાણી શકીયે કે હિંદુસ્થાનને તો જમાનાઓ પ્હેલા તેનો ખ્યાલ તો હતો જ. તુકારામને બાલ્યાવસ્થામાં તેની માતાને માટે બાવળની છાલ કાઢવા મોકલ્યા હતા. એક ઘા કરતાં તેમાંથી રક્તવર્ણો રસ નિકળ્યો. તુકારામનું હૃદય પીગળ્યું. તેને વનસ્પતિમા પ્રાણ દેખાયો, તેને દુઃખ થતું લાગ્યું તથા વધારે કાપવાની ના પાડી. કુહાડી નાખી ઇશ્વરભજનમાં લીન થયા. આવા દાખલાઓ પરથી હિંદુસ્થાન આ બધા યે વિષયોમાં એટલું આગળ પડતું હતું કે જેને પહોંચતાં યુરોપીય Scienceને સદીઓ જોશે. આજે ડૉ. બોઝે પોતાના અખતરાઓથી વનસ્પતિને હવે શોક, દુઃખ, પીડા વિગેરે લાગણીઓ થાય છે ' તે પુરવાર કરી આપ્યું છે.

લજામણીમાં એવો એક વિશિષ્ટ ગુણ છે કે બીજી વનસ્પતિઓ કરતાં પોતામાં પ્રાણ છે

એમ વધારે જલદીથી તથા સ્હેલાઇથી પુરવાર કરી શકે છે.

લજામણી, ખાસ કરિને Mimosa Pudica Leguminosa, નામની વનસ્પતિ આ માટે ઘણી જ પ્રખ્યાત છે. એના પાંદડા ( Leaflets ) કોઇ પણ ચીજ અડે કે તુરત જ નીચેથી બંધ થવા માંડે તે બીજા છેડા સુધી બંધ થાય અને ત્યાથી તુરત જ બીજા પાંદડાના ઝુમખાઓ ઉપર મુજબ, ઉપરથી નીચે બંધ થાય અને છેવટે આખી ડાખળી નમી પડે

બાદ તેની અસર હળવે હળવે બીજી પડખેની ડાખળીઓ ઉપર થાય છે અને તે પણ બંધ થઇ જાય છે આ ક્રીયા થોડીક-વારે અટકે છે અને થોડો સમય બાદ તે પાછુ પૂર્વવત્ બીને છે. આ પરિણામ ખાલી અડવાથી જ આવતું નથી, પણ તેને આગળ જો કોઇ સળગતી કાડી વડે તપાવીએ તો પણ તે જ પરિણામ આવે છે.



લજામણીનો છોડ

ઘણીવાર વનસ્પતિની નજીકમાં જો આપણે જરા વધારે ધમકારો કરી ચાલીયે તો તેનું પરિણામ થોડે ઘણે અંશે તેવું જ આવે છે. આ વનસ્પતિને તેથી ઝાઝો ભાગ ઠંડાઇમા રાખવાની જરૂર છે. કારણ કે વધારે પડતી ગરમીનું પરિણામ ઘણી વાર હાનિકારક નિવડે છે; તેની જ રીતે તદ્દન અંધારામાં રાખવામાં આવે તો યે પાંદડા બંધ થઇ જાય, પણ પાછું અજવાળુ મળતાં તે ખુલે છે, અને આમ કરવામાં તે થોડોક સમય લ્યે છે.

આ બધી બાબતો શું સૂચવે છે? એની જરૂરીયાત કરતાં વિશેષ ગરમીથી અથવા એનાથી સહન થઇ શકે તેવા ધક્કાથી અથવા તદ્દન અંધકારમાં રાખવાથી એટલે તેજના કિરણોથી વિમુખ રાખવાથી તેના પર હાનિકારક અસર થાય છે, અને વારંવાર આ પ્રમાણે તપાવ્યાથી અથવા કોઇ પણ રીતે ત્રાસ આપવાથી તેની બંધ થવાની શકિત નાબુદ થઇ જાય છે. જે પાછી ઘણીવાર વિશ્રાંતિ મળ્યા બાદ પુર્વ સ્થિતિ પર આવે છે.

હવે પ્રાણીજીવન સાથે આ સરખાવીયે. મનુષ્યને અથવા કોઇ પણ પ્રાણીને પોતાના ગજા ઉપરાંત ત્રાસ થાય અથવા લાંબો સમય ન સહન થાય તેવી ગરમીમાં રહેવુ પડે તો અથવા ઘણો લાંબો સમય અંધકારમા રહેવાથી તેનું ચેતન ઓછું થાય છે. તે બેહાલ સ્થિતિમાં આવી પડે છે, અને તેની પૂર્વની કાર્ય કરવાની શકિતઓ નાબુદ થાય છે આ સ્થિતિ મનુષ્યને લાંબી માંદગી ભોગવ્યા પછી પ્રાપ્ત થાય છે જે દરેકના અનુભવની સામાન્ય સાંસારિક બીના છે. હવે સારી વિશ્રાંતિ લેવાથી તથા હવાફેર, દવાદારૂથી માણસ રફતે રફતે પોતાની પુર્વસ્થિતિ પ્રાપ્ત કરે છે, તેવી જ સ્થિતિ લજામણીને છે.

વિશેષ બારીકીમા ન જતાં આટલી બીના વાચકોને ખ્યાલ આપશે કે વનસ્પતિઓમાં પ્રાણ છે અને લજામણી તે પુરવાર કરવાનું ઉત્તમમા ઉત્તમ ઉદાહરણ છે.

આ હિલચાલને યુરોપીય વનસ્પતિ શાસ્ત્રકારોએ ( Botanists ) 'Seismonastic movements' એવું નામ આપ્યું છે.

અને જેના વડે આ હિલચાલ પેદા થાય છે તેને 'Stimulus' અથવા 'પ્રેરક' કહે છે. આવી ઘણી હિલચાલો ઘણી વનસ્પતિ કરે છે, પણ ઘણી વાર તેના ઉદ્દભવ જુદા જુદા કારણોને લીધે થાય છે.

*Dionia નામની એક 'પ્રાણીભક્ષક વનસ્પતિ' એવી છે કે જે પોતાના પાંદડા પર કોઇ પણ પ્રાણી પડે કે તરત બીડાઇ જઇ હળવે હળવે તેને પોતાના પાચકરસ ( Acidic fluid ) થી પચાવી દે છે અને પચાવ્યા બાદ બીજો શિકાર મેળવવા પાછું પુર્વવત ખીલે છે.

તેવી જ રીતે કેટલીક વનસ્પતિઓ કાંઇક વિશિષ્ટ કારણોને લીધે રાત્રિને વખતે બીડાઇ જાય છે અને સવારના પુર્વવત્ ખુલે છે. આ હિલચાલને ઇંગ્રેજીમાં Sleeping movements કહે છે,

+એક બીજું ઘણું જ અજાયબીભરેલું ઉદાહરણ છે, જેના પર ડૉ. બોઝે ઘણા અખતરાઓ કર્યા છે. કલકત્તાની આસપાસ અનેક ગામડાઓ માંના એક ગામડાંમાં એક વિચિત્ર પ્રકારનો વડ છે. તે દિવસનો ઝાઝો ભાગ આડો પડેલો-horizontle-એટલે જમીનથી થોડી ઉંચાઇએ અદ્ધર સુતેલો હોય નહિ તેવી સ્થિતિમાં રહે છે. તે સાંજ સુધી તે જ સ્થિતિમાં રહે છે. સાંજના ૭ સાત વાગે ત્યાં એક દેવળ છે ત્યાં નિયમિત આરતી થાય તે વખતે ઉભો થવા માંડે છે, તે સવારના ૭ વાગે આરતી થાય તે પ્હેલા પાછો નમી જાય છે. આ વડને 'નમતો વડ' અથવા 'Saluting Banyan' નામ આપવામાં આવ્યું છે.

ડૉ. બોઝે અખતરાઓ કરી, તેનાં કારણો, તેનું વળાણ-વખત વિગેરે ઘણી બાબતોનો નિર્ણય કરેલો છે

આવા અનેક અખતરાઓ પરથી ડૉ. બોઝે વનસ્પતિમાં પ્રાણ તથા તેને લઇને લાગણીઓના અનુભવ નિર્વિવાદ પુરવાર કર્યો છે લજ્જામણીને મળતી બીજી ઘણી વનસ્પતિઓ લગભગ તેવાં જ પરિણામો બતાવે છે.

લજ્જામણીનો ઉપયોગ હિંદી આરોગ્ય શાસ્ત્રીઓ ઘણી વાર કરે છે.



* આ પ્રાણી ભક્ષક વનસ્પતિઓની વિશેષ માહિતી હવે પછી આપવામાં આવશે.

+ આ ઉદાહરણ ડૉ. બોઝના "Life movement in plants" નામના પુસ્તકમાંથી લીધેલું છે.

# વીલીયમ ફ્રોકસ

લેખક: રા. કનૈયાલાલ.
હ. દેસાઇ

—:o:—


શ્રી વીલીયમ ફ્રોકસ

મોટા વેપારમાં ડુબી ગયા હોય તેવા ઝપ્પા મારના મનુષ્યો આજ ઘણા જોવામાં આવે છે. વીલીયમ ફ્રોકમને અને તેના દમણા ના વ્હેપારને આ વાત બંધ બેસતી આવે છે. તેનામા નાનપણથી જ હોશિયારી તથા ચ ળતા હતી. તેની બચપણથી આશાઓથી તથા પોતાની જાતમહેનતથી જ તે એક કંગાળ સ્થિતિમાથી આટલે ઉચ્ચ દરજ્જે પહોંચ્યો.

વીલીયમનો જન્મ ન્યુયોર્ક પાસે થયો હતો તેનામાં નાનપણથી જ ધાર્ય નહિ શકાય તેવી કળ સમજવાની શક્તિ હતી. અને તે વખતે તે મગરૂબ હતો.

માતપિતાની ગરીબ સ્થિતિને અંગે તેને વ્યાકરણની પાઠશાળામાંથીજ ઉઠાડી લીધો અને તે જુવાનને ઘણા જુજ પગારે ધાબીની દુકાનમા મુકવામા આવ્યો. પણ તેના હૃદયમ તો કોલેજ તથા હાઇસ્કુલ જોવાનો ઉત્સાહ રમ્યા કરતો. એકવીશ વર્ષની ઉમ્મર થત તે દુકાનનો ઉપરી બન્યો. ત્યાર પછી મેનેજર બન્યો અને પચ્ચીસ વર્ષે તે જ દુકાનનો માલીક બન્યો. આ પ્રમાણે વેપાર ફાલ્યો.

આ વ્હેપારી બજારમા જે દુકાનો ભાડે અપાતી હતી તેનું ભાડું ઘણું જ વધી ગયું હતું. જુવાન ફ્રોકસની નજરે બજારના ભાવ પડયા તે એક નાની શી મુડી ભેગી કરીને એક દુકાન ખરીદવા માગતો હતો. બ્રુકલીનમા એક દુકાન વેચવાની જાણી તેણે તે ખરીદ લીધી. પોતાની અજબ મસલતોથી તુરત જ પૈસા મળે તેમ કર્યું. આ અનુભવથી મળેલા

ઉત્તેજનથી તેણે બીજી બે દુકાનો ખરીદી લીધી અને તેમાં પણ તેને તે જ પ્રમાણે ફાયદો થયો. ત્યાર પછી મી. ફોક્સે પોતાની છંદગી મોજ-મજાહના વેપારમા ( સાધનોમાં ) નાખવાનો વિચાર કર્યો, તેથી તેમણે સંગીતગૃહો તથા



મી વીલીયમ ફોક્સ પોતાના બગીચામા

થીએટર્સ વેચાતાં લીધા તેમની બુધ્ધિ તથા પ્રમાણિકપણાથી કાંકા કરી આ વેપાર પણ વધતો ગયો.

સંગીત 'હોલ્સ'માં વીલીયમ ફોક્સે ચિત્રપટ રજુ કર્યાં તેણે ચિત્રપટની વધતી જતી માગણી ધ્યાનમાં રાખી. તેનું ભાગ્ય તેમાં પણ ખીલ્યું. ૧૯૧૬મા પોતાની ફીલ્મ સારી ચાલશે તેવી શ્રધ્ધાથી સારાં અને વધારે ચિત્રપટ લાવવાની 'પૉલીસી' ઘડી અને પોતે 'ડીસ્ટ્રીબ્યુટર' 'પ્રોડ્યુસર' તથા 'એક્ઝીબીટર'નું કામ હાથમાં લીધું. વીલીયમ ફોક્સનું પહેલું ચિત્રપટ તે 'Life's show window' વીક્ટોરીયા ક્રોસની ચોપડી પરથી બહાર પડ્યું. તેનું બીજું જ 'પ્રોડકશન' જે પ્રખ્યાત અને દ્રશ્યમાન બહાર પડ્યું તેમાં એનેટ કૅલરમેન (પ્રખ્યાત તરનારી બલ્કે દરીયાઇ પરી તરીકે પ્રખ્યાત છે તે ) તથા બીજા પ્રખ્યાત એક્ટરોને ઉતાર્યાં આ ફીલ્મ બતાવવા કંપનીને જમૈકા ટાપુ પર મોકલવામાં આવી હતી અને પુરી કરતાં પંદર લાખ રૂપીઆ ખર્ચ થયું હતું આવું ખર્ચ કરવામાં મી. ફોક્સ પહેલા જ હતા.

મી ફોક્સ એક અચ્છા પ્રોડ્યુસર છે. તેઓએ ચિત્રપટની વધતી જતી માગણી જોઇને સ્ટેજ પર કામ કરતા એક્ટરોની આબરૂ બંધાય અને તેમની અવગણના ન થાય તેમ પ્રયાસ કર્યો



મી. વીલીયમ ફોક્સ પોતાની પુત્રી સાથે;

તુરત જ તેમણે વીલીયમ ફાર્નમ, ડસ્ટીન ફાર્નમ, ટોમ મીક્સ, એના ક્યુ—ણીલસન, પર્લ વ્હાઇટ, બર્થા કાલીશ, બક જોન્સ, વીલીયમ સાર્ટોન, વીલીયમ રસેલ, વર્જીનીયા પીયરસન, જ્યુવેલ કારમેન વિગેરે નામીચા એક્ટરો જોડે કોન્ટ્રાકટસ કર્યાં.

વીલીયમ ફોક્સ સ્વભાવે માયાળુ અને ઘણા જ ભલા-માણસ છે. તે ભાઇ સાહેબ મિત્રાચારી કરવામાં મંદ છે, પણ એક વાર કર્યા પછી મરતાં સુધી તેને છોડે એવા નથી. અત્યારના તો તે એક દુનિયામાં મોટામાં મોટા 'આર્ટ-પ્રોડ્યુસર' તરીકે પ્રખ્યાત છે અને તેમની ફીલ્મો પણ પ્રખ્યાતિ પામી છે.



# એકાંકી વિપાદિકા

જ્યારે સંસાર સત્યને જ જોશે, અને સ્વયંકલ્પિત મહાયક્ષોનો માનવમનમાંથી ડર જતો રહેશે, તે ભવ્ય અને અસંભવિત યુગના ઉષાકાળનું એક સ્વપ્ન

જોનાર: રા. રા. પ્રેમરાય ગૌરીશંકર

**સ્થળ:** જેવું બનવા માંડ્યું છે તે ગુજરાત ... ... **સમય:** જ્યારે ગુજરાત આવું બની રહેશે તે. માનો તો આજે જ, ન તો કદી નહિ.

**પ્રવેશ બીજો પાત્રવર્ગ:** પ્રૉફેસર રામ — બી. એસ સી, બાર એટ. લૉ. જ્યોતિરનો સહાધ્યાયી, અર્થશાસ્ત્રનો પ્રૉફેસર

બાપુ: જ્યોતિના, બહુશ્રુત, પણ પદ્ધતિહીન અભ્યાસ અને ગુરુહીન વિચારથી જ્ઞાન અજ્ઞાનના મિશ્રણવાળો અને વ્યવહારી.

બા — જ્યોતિરની

---

બાપુ:—ખરેખર પ્રોફેસર, ત્હમારી વાત તો વાજબી છે, પણ અતિ કેળવણીથી અચૂક અતડાપણું આવી જાય એ પરિસ્થિતિ અનિવાર્ય હશે પણ ઇષ્ટ તો ન જ કહેવાય.

પ્રોફેસર:—અનિવાર્ય કબૂલ્યું તો પછી ઇષ્ટાનિષ્ટનો વિચાર જ નકામો છે.

બાપુ;—પણ ત્હમે પણ આટલું જાણ્યા છતાં સહુ સાથે મીઠી જીભે બોલો છો અને જ્યોતિર સાચું બોલે તો પણ એવું બોલે કે સહન ન થાય, એમ શા માટે?

પ્રોફેસર:—એ તો ઘણી વાર લોકની મૂર્ખાઇથી કે નજીસાઇથી કડવું બોલવાનું તો મ્હને પણ મન થાય, પણ મૂર્ખાઇ સનાતન છે, સર્વવ્યાપક છે, અસાધ્ય છે માની હું એ જતું કરું એટલું જ.

બાપુ:—ત્યારે જ્યોતિને મૂર્ખાઇ સનાતન નથી લાગતી?

પ્રોફેસર:—લાગે છે પણ જુઠ કે અધર્મ સર્વવ્યાપી અને સનાતન લાગવા છતાં એને ડાંભી દેવા જેમ પયગમ્બરો જીંદગી પણ

તજી દે છે તેવો જુસ્સો જ્યોતિર્બાલામાં છે.

બાપુ :—પણ એ જુસ્સાને ન રોકવાથી મિત્રો પણ અમિત્ર બને તેનું શું ?

પ્રોફેસર :—એ તો પયગમ્બરો અટુલાં જ રહેવાના. માટે તો ટાગોરે કહ્યું કે 'તારૂં બોલવું કોઈ સાંભળે નહિ તો એકિલા ચલે' રે.

બાપુ :—તે દહાડે જ્યોતિ પાસે અરવિન્દે ટાગોરનું નામ લીધું તો કહે કે ટાગોર શું જાણતા'તા.

પ્રોફેસર :—[હસીને] હકીકતમાં મિસ જ્યોતિર્બાલાના આદર્શ ગાન્ધી ક્રિયાવાન્ છે. કલાવાન્ નથી. જ્યાં સુધી માનવતા રોજની સાદી જરૂરિયાતો વિના ટળવળતી હોય, ટુકડા રોટલા વિના કે બે તસુ વસ્ત્ર વિના કે ચપટી દવા વિના જીવ ખોતી હોય ત્યાં સુધી વિલાસ માટે કોઈથી ન જીવાય એમ અમ્હે બે ય માનીયે છિયે. પણ જ્યારે જ્યોતિ બોલા એવા ભદ્રવર્ગ Aristocrats સામે બંડ ઉઠાવવા ચહે છે ત્યારે હું હાલ તુરત એ વર્ગ અનિવાર્ય છે માની તટસ્થ રહું છું અને મિલનસાર હોવાનો ડોળ બહુ સફળતાથી કરૂં છું

બાપુ :—[વાતનો વિષય બદલતો, પ્રસ્તુત વ્યવહારને હાથ ધરતા બિઝનેસમેનની અદાથી.] ત્હમારા જેવા વિદ્વાનને મ્હોંએ અમ્હારી જ્યોતિનો બચાવ સાંભળી હું બહુ ખુશ થાઉં છું પણ—આજ ત્હમે મ્હને મળવાની ખાસ આવેશ દેખાડી, તો, હું ત્હમને શી રીતે ઉપયોગી બની શકું એમ છું ?

પ્રોફેસર :—આ ઘડીએ તો મ્હારી વાત ધીરજથી સાંભળીને; મ્હારે જ્યોતિર્બાલા વિષે કંઇ કહેવું છે.

બાપુ :—[પોતાની આ વિષયમાં જરૂર નથી એમ જાણતો હોવાથી] બેલાશક બોલો, પણ જો જ્યોતિ પોતે અહિં હોય તો વધારે સારૂં એમ ત્હમને નથી લાગતું ?

પ્રોફેસર :—અલબત્ત એઓ અહિં હોય તો બ્હેતર; ખરેખર તો હું જ એ વિનંતિ કરવાનો હતો.

[ટેબલની કોર નીચે એક બટન દાબે છે; દૂર કયાંક ઘંટડી વાગે છે. જવાબમાં અરવિન્દ તરફથી દરવાજો ખોલી દાખલ થાય છે, પણ પોતાના પ્રોફેસરને જોઈ જરા ચમકી ઉભો થઈ સલામ કરે છે અને બાપુ જ્યોતિરને બોલાવવાનું કહે છે એટલે બ્હાર જાય છે. દરમીઆન સહુ ચૂપ બેઠા છે. બાપ તરીકે પોતાની હજુ આ વિષયના નિર્ણયમાં સત્તા હોય એવા ડોળથી બાપુ બેસે છે. બા સ્પષ્ટ રીતે હરખાય છે. આટલો વખત પામર વિદ્યાર્થીઓની પાસે સર્વજ્ઞ પ્રોફેસરના તોરથી બેઠો હતો, પણ હવે સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરે છે એટલું જ. ગુજરાતી વિભાગ માંથી મિડલ સ્કૂલમાં પ્રવેશ પામવાની પરીક્ષા વખ્તે એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના કમરા બ્હાર બેઠે અનુભવી હતી તેવી વિચિત્ર મનોદશા અનુભવતો પ્રવેશદ્વાર તરફ જોઇ રહે છે. પ્હેલા અરૂણા, પછી જ્યોતિર પ્રવેશ કરે છે, અરૂણા અન્દર ઉભરાતા શબ્દોને માંડ માંડ રોકી રહી હોય એમ દેખાય છે. જ્યોતિરના અને રામના માથા પકડી આપસઆપસમાં અફળાવવાથી આ પ્રસંગ વાજબી રીતે ઉજવ્યો ગણાય એમ તે માને છે. જ્યોતિર બાપુ તરફ, પછી રામ તરફ પ્રશ્નસૂચક દૃષ્ટિથી જોય છે.]

રામ :—[આવે પ્રસંગે પણ કવિતાનો નાયક પ્રાસાનુબદ્ધ પદ્યો કેમ બોલી શકતો હશે એમ વિચારતો હોય તેમ પ્હેલાં ધીરેથી પછી ઝડપથી બાપુને] ત્હમારાં પુત્રીએ કદાચ ત્હમને લખ્યું પણ હશે. આજથી આશરે છ માસ ઉપર મ્હારી એક યાચનાનો સ્વીકાર કરી મ્હને કૃતાર્થ કર્યો છે. પણ એણે તે વખતે એક શરત કરી હતી કે એમને એક નિર્ણય શોધવો બાકી હતો તે શોધ્યા પછી અમારો સંબંધ જાહેર કરવો, પણ ત્હમારી પાસે આ વાત કરવી તે કંઇ જાહેર કરવું ન કહેવાય એમ માની હું વાત કરૂં છું. દરમીઆન, એમનો નિર્ણય શોધાયો છે કે નહિ એ પુછવા પ્હેલાં મ્હારે એક વિનંતિ કરવાની છે અને એક ખુલાસો કરવાનો છે.

બાપુ :—[ પોતાને આ બાબતમાં અજાણ રાખવા માટે મનમાં ચીઢાતો, પણ જાણે જ્યોતિરનો નિર્ણય એ પોતાની સંમતિ જ હોય એવો બ્હારથી દેખાવ કરીને ] એ વિનંતિ શી છે ? અને એ ખુલાસો શી બાબતમાં છે ?

રામ :—[ જ્યોતિર સ્હામે જોઇને કંઇક ધ્રુજતે સ્વરે ] એ વિનંતિ જ્યોતિર્બાલા પ્રત્યે છે, કે ઘેર આવ્યા પછી મ્હેં એવી પરિસ્થિતિ નજર કરી છે, જેથી મ્હારે મ્હારી લાગણીઓ કે મ્હારા ભવિષ્યનો વિચાર પડતો મુકવો પડે છે. અને જ્યોતિર્બાલા આ ક્ષણથી સર્વ રીતે સ્વતંત્ર છે.

અરૂણા :—[ સહુ ચૂપ બેઠા છે અને જ્યોતિર પણ કાષ્ઠવત્ ઉભી છે એટલે અકળાઇને ] તો પછી ત્હમારો ખુલાસો સંભળાવવાની શી જરૂર છે ?

રામ :—[ એના પ્રશ્નમાં અને એના સ્વરમાં રહેલો ઉપાલમ્ભ વાજબી હોય તેમ નમ્રતાથી ઉંચું જોયા વગર ] પોતાના સર્વસ્વને તજી જવા પ્હેલાં એટલું આશ્વાસન હું ન મેળવી શકું કે જે હૃદયને મ્હેં શ્વાસપ્રાણ સમું ચાહ્યું હોય, તે હૃદયમાં મ્હારે માટે થોડીક દયા તો છે જ.

અરૂણા :—તો પછી અમ્હારે સહુએ એ ખુલાસો શા માટે સાંભળવો જોઇયે ?

રામ :—હું કંઇ પણ તર્ક શોધું તે પ્હેલાં જ આ વાત મ્હારા મુખમાંથી બ્હાર પડી એ ખરૂં, અને બીજું જ્યોતિર્બાલા કે હું કોઇ પ્રકારની ગુપ્તતામાં માનતાં નથી એથી પણ એમ થયું હોય.

બાપુ :—[ તો પછી પોતાથી આટલો વખત આ વાત શા માટે ગુપ્ત રખાઇ–પોતે આમાં બિલ્કૂલ બારાતુ મનાયો એ ભાનથી વધુ ચ્હીઢાતો પણ આખી વાત જાણવા માટે, બા જેટલો જ આતુર ] બેલાશક, હવે જો આટલું કહ્યું તો ત્હમારે આખી વાત કહેવી જ જોઇયે. અહિયાં કોઇ બ્હારનું છે જ નહિ.

રામ :—[ કોઇ સ્હામે જોયા વગર પણ પોતાના સ્વયંસ્વીકૃત વિધિ Fate ની સમક્ષ ડરપોક ન દેખાવા માટે એવા મક્કમ સ્વરથી ] મ્હારો ખુલાસો મ્હારા કુટુમ્બ સંબંધી છે. મ્હારો ઇતિહાસ જ્યોતિર્બાલા કંઇક જાણે છે. સારી જીંદગી નિર્ધનતામાં ગાળી મ્હારા બાપ મ્હને ૭ વર્ષનો મુકી અવસાન પામ્યા, મ્હારી મા પાસે તે વખતે પોતાનું અંગ અને બે બચ્ચાં, એક ૧૬ વર્ષની વિધવા છોકરી અને ૭ વર્ષનો હું, આટલું સાધન હતું. પછી બે માસમાં જ મ્હારી બ્હેન ગુજરી ગઇ. એ સંજોગોમાંથી મ્હને આજની સ્થિતિએ પ્હોંચાડનાર એ મા. અન્ય પરિસ્થિતિમાં ઇતિહાસશમશહૂર વીર સ્ત્રીઓ નિઃસત્વ ટોળામાંથી મહાપ્રજાઓ ઘડે છે તેવાજ ગુણ એનામાં હશે અગાધ ધૈર્ય, અખૂટ મનોબલ અને અપૂર્વ આત્મત્યાગ એ એને સહજ જ છે. પણ એનુ એ સ્વરૂપ જેને નિઃસત્વ બાલકમાંથી મહાપુરૂષની પદીએ પ્હોંચાડ્યો એને જ દેખાય. પણ આ વીશ વર્ષ ચાલેલી પંચાગ્નિ સમ તપશ્ચર્યાએ એને જીવતી રાખી છે, એટલુંજ એનાં મન, એની બુધ્ધિ, એનું હૃદય આ તપથી નષ્ટપ્રાય જેવાં છે, પણ ખરી પરિસ્થિતિનું ભાન તો મ્હને ચાર દિવસ ઉપર હું અને વર્ષો પછી મળ્યો ત્યારે થયું. મૂળથી પણ અલ્પ પ્રમાણમાં જે સંસ્કારિતા, દિલની ઉદારતા, જનસ્નેહ હતાં તે આ વીશવીશ વર્ષના અતુલ ચાન્દ્રાયણથી નિર્મૂલ થયાં છે. જેણે મ્હારા માટે આટલું વ્હોર્યું તેને જ હવે મ્હારા મનની અને મ્હારા તનની શક્તિઓ અર્પણ કરવામાં જ મ્હારી ફરજ મ્હને સ્હમજાય છે. જ્યોતિર્બાલાની અપૂર્વ બુધ્ધિમત્તા, ઉચ્ચ ચારિત્ર અને વિરલ સૌજન્યના બદલામાં આપવા જેવું હવે મ્હારી પાસે કશું જ નથી.

[ બાપુ અને બા મૂઢ જેવાં બેસી રહે છે. અરૂણા આમતેમ સહુ સામે જોય છે. પછી બધાંની અજાયબી વચ્ચે જ્યોતિ રામની પાસે જાય છે, રામ ઝટપથી ઉભો થાય છે અને આશા, આશ્ચર્ય, આનન્દમિશ્રિત લાગણીઓ એના મુખ પર આવે જાય છે.]

જ્યોતિર :—મ્હારો નિર્ણય શોધાઇ ગયો છે. ત્હારામાં ઉંડું આત્મમન્થન કરવાની શકિત નહિ હોય, ત્હારા કુટુમ્બથી તું શરમાતો હોઇશ, અણીને વખતે આત્મત્યાગ તું નહિ કરી શકે એવી એવી નિરર્થક શંકાઓથી મ્હારું મન મુંઝાતું હતું–પણ રામ, ત્હારા હૃદય અને ચારિત્રની સબળતા વિષે શંકાશીલ થવા માટે મ્હને ક્ષમા નહિ આપે ?

બાપુ :—[ બચ્ચાંઓની રમત મિસાલ આ લોકો કરે છે એમ માનતો છતાં વાતનું છેવટ આમ આવ્યું જોઇ ખુશ થતો ] પ્રોફેસર, ત્હમારી બ્હીક બધી અસ્થાને છે. ખરૂ પુછો તો તમે બેય જરા આ રોજની દુનિયા કરતા વિચારની દુનિયામાં વિશેષ રહો છો ; હવે તમે તમારી માને સુખમાં રાખી શકો ને કોઇ સારા ડૉકટરની માવજત કે હવાફેરથી બધું મટી જશે. માફ કરજો, પણ આવી વાતોમાં મ્હારા જેવા કૉમનસૅન્સવાળા વધારે ડાહ્યા હોય છે. [ ઉભો થઇને ] ચાલો હવે પ્હેલાં જમી લઇએ। એથી તમને મ્હારી વાત સમજાશે. શું પેલું ? કોઇ નાટકમાં છે તો, ખરૂં કે એક મ્હોટા સેનાપતિને ભુખને લઇને ગમ નથી પડતી. પછી ખજુર ખાઇને લડાઇ જીતી જાય છે. ચાલો સાહેબ, [ જતાં જતાં ] To be or not to be that's the question [ દરવાજા બ્હાર ત્હેના કૃત્રિમ હસવાનો અવાજ આવે છે. પાછળ બા પણ હજુ કંઇ સમજ ન પડતી હોય તેમ જાય છે. જ્યોતિર અને રામ હજુ પાસે પાસે ઉભાં છે. પાછળથી આવી અરૂણા એમનાં માથાં આપસઆપસમાં ભટકાવે છે. એટલે ચમકીને ]

જ્યોતિર :—ત્હારાં તોફાનનાં જેવાળ પાછાં ચ્હડવા માંડ્યા ની ?

અરૂણા :—ત્યારે જરા મ્હને અભિનન્દન આપવાની તક તો મળવી જોઇયે ને–પછી ભલે ફરીથી ત્હમે સમાધી ચ્હડાવી લેજો.

રામ :—[ ચાર દહાડામાં અરૂણાનો ઠીક પરિચય થયો છે એટલે હસતો હસતો ] અભિનન્દન તો મ્હને એકલાને જ મળવાં જોઇએ.

અરૂણા :—તથાસ્તુ, પણ ત્યારે જ્યોતિર, ત્હારો ત્યાગ કરવા તત્પર થયા પણ છેવટે ત્હેને ન ત્યજી એ માટે ત્હને મ્હારાં આશ્વાસન.

[ જ્યોતિર હસે છે. દરવાજા પર ટકોરા થાય છે અને અરવિન્દ આવે છે. ]

અરવિન્દ :—બા કહે છે, કે જમીને સહુને બ્હાર જવું છે એટલે જલદી ચાલો.

રામ :—ચાલો આવીયે છિયે. [ દરવાજા પાસે અરૂણા ઇંગ્રેજી સ્ટાઇલથી શરીરનો ઉપરિતન ભાગ ઝુકાવી હાથના લ્હેકાથી રામને બ્હાર જવા સૂચવે છે. ]

અરૂણા :—Gentlemen First.

રામ :—[ જતાં જતાં ] અરૂણા બ્હેન, છેલ્લાં ચાર દિવસમાં આટલું બધું સૌજન્ય વધ્યું દેખાય છે તે શું સહિયર પાસે ઉછીકું લીધું છે ?

અરૂણા :—સર્ટન્લિ પ્રોફેસર, સૌજન્ય અને સંપત્તિ ઉછીકી સારી, જેથી ફરી દેવાની મરજી ન થાય [ રામ હસતો હસતો જાય છે. પછી જ્યોતિ તરફ ફરીને ] જ્યોતિ, ત્હેં રામમાં શું જોયું જેથી ત્હારો ત્યાગ કરવા તૈયાર થયો તેમાં એને મહાત્મા ઠરાવ્યો.

જ્યોતિર :—કર્ત્તવ્યભાવના ખાતર મ્હારો ત્યાગ એ તો એની ઉદારતા દેખાડે છે.

અરૂણા :—એ કર્ત્તવ્યભાવના કે માતૃપ્રેમથી પ્રેરાઇ બધી માતાઓ કરે છે તેટલું એની માએ પણ કર્યું તેનો અંતિશય પડતો બદલો વાળવાની ગાંડાઇ !

જ્યોતિર :—કોઇવાર અજાણતે સત્ય બાળકને પણ દેખાય છે, તેમ, ત્હારી વાત સાચ્ચી હોય પણ છતાં—

અરૂણા :—છતાં શું કપાળ ? હું તો એમ કહું છું કે, શંકા કૌરવસભામાં દ્રૌપદી જેવી છે, ચીર ઉતારનારો થાકે, પણ પૂરનારો ન થાકે. સમજી.

જ્યોતિર :—એ હું ના નથી કહેતી, પણ ત્હારા કહેવાથી મ્હને પણ લાગે છે કે સિધ્ધાન્તની ખાતરનો આત્મત્યાગ અને ઉપકારક વ્યકિત ખાતરનો આત્મત્યાગ એ બે સરખાં તો નથી જ.

અરૂણા :—જોયું વળી ચકડોળે ચ્હડી. જ્યોતિર્ પેલું चक्रम् भ्रमति मस्तके ધ્યાન છે. સહુ કરતાં હું સારી કે ત્યાગની આવી આવી વાતોનો જ ત્યાગ કરીને એટલું જ જાણું કે જ્યોતિર્ મ્હારી અને જ્યોતિર્ લાખ ના કહે તો પણ હું એની [ Sheer joy of lifeથી હોય તેમ આ બોલી ખડખડ હસે છે અને જ્યોતિરને બાથમા લઇ ઉમળકાથી ચુંબન કરે છે. જ્યોતિર છુટવા મથે છે, પણ તેના ખુશમિઝાજની અસરથી ધીમુ ધીમું હસે છે. અને હસતાં હસતાં બેય જાય છે. ]

---

## પ્રવેશ ત્રીજો.

**સમય:** તેજ દહાડે રાતના ૧૦ પછી.

[ **સ્થળ:** પ્રોફેસર રામનુ અભ્યાસમન્દિર. અસ્તવ્યસ્ત પુસ્તકો, ચોપાનિયાં, ચિત્રો, ફોટોગ્રાફ્સ, વિગેરેથી લદાયલી ખુલ્લી અભરાઇ, ટેબલો, આરામખુરશીઓ વિગેરે વચ્ચે ચાલવા જેટલો માર્ગ પણ મુશ્કીલ છે. એક ટેબલ લૅમ્પનો ઝાખો પ્રકાશ પડે છે. રામ અન્દર આવે છે અને હેટ છરકતી ફેંકે છે, અને કોટ ઉતારી ખુરશી ઉપર પડેલા ચોપડીઓના ઢગલા ઉપર મુકે છે. પછી બતી પાસે જઇ મોગરી ફેરવી પ્રકાશ વધારે છે. અને ટેબલ પરથી એક ફોટોગ્રાફ ઉચકી તેમાંની આકૃતિ તરફ જોવામાં લીન થઇ જાય છે.

દરવાજો આસ્તેથી અર્ધો ઉઘડે છે. પછી ક્ષણ ભર રહી, આખો ઉઘડે છે, અને એક યુવતી મન્દ નિરવ પગલે પ્રવેશ કરે છે. દરવાજો બંધ કરી તેને પીઠ ટેકાવી થાકથી કે ગભરાટથી હોય તેમ ઉભી રહે છે. ઉમ્મર વીશથી સહજ વધારે, પણ શરીરને સખ્ત ઘસારો લાગ્યો હોય એવું બદન દેખાય છે મ્હોં ધાટીલું, પણ આંખ ઉંડી અને આસપાસ લાલ વર્તુલ દેખાય છે. કપડાં સાદાં, પણ અંગ ગોપનની દરકાર વિના પ્હેર્યાં છે. આંધું ઓઢયું છે, પણ મ્હેરા પર વિનીતતા વસી જ ન હોય એવું લાગ્યા વિના ન રહે જોનારના મનમાં એક પછી એક વિરૂધ્ધ અસર થયા કરે એવો એનો દેખાવ છે. એના ગળા ઉપર મ્હોટો ચીરો પડયો છે તેમાંથી આસતે આસતે લોહી ઝરે છે અને છાતીના કપડા ઉપર મ્હોટું ધાબું પડયું છે.

દરવાજા પાસે થોડીવાર ઉભે છે, પણ રામનું ધ્યાન નથી ખેંચાતું, એટલે આગળ વધવા પગલું માડે છે, પણ ફરી થંભી જાય છે, અને પછી બ્હીકથી નાશી છુટવા હોય એમ એકદમ પાછી ફરે છે અને આંખે તમ્મર આવવાથી ધબાકા સમેત નીચે પડે છે. રામ જાગૃત થઇ દોડી પ્હોચે છે. એક ગુઠણ ઉપર બેસી એના શરીરને ઉંચું કરી એનુ માથું બીજે ગુંઠણે ટેકવવા મથે છે ત્યાં આખ ઉઘાડે છે અને જાણે ન ધારેલું સુખ અનુભવતી હોય તેમ શરીર રામને ટેકે નાખી દઇ આંખ મીચી લે છે કોણ હશે, શું કરવું, કોઇને બોલાવું એ ખ્યાલમાં રામ એના તરફ અને બારણાં તરફ જોય છે ત્યાં તે સફાળી બેઠી થાય છે, અને એક હાથ ઉપર શરીર ટેકવી બીજી હથેલીમાં મ્હો છુપાવી ઢગલો થઇ બેસે છે ]

રામ :—[ પાસેના નેતરના કોચ ઉપરથી ચોપડી ચોપાનિયાં નીચે ફેંકી જગ્યા કરે છે અને પછી અત્યન્ત માયાથી ] બ્હેન, "બ્હેન" જરા હુશિયાર થાઓ અને આ કોચ ઉપર સુઓ.

[ જવાબ ન મળતાં પાસે જઈ નરમાશથી પણ મજબુત હાથે એને ઉભી કરે છે, તે લથડતી લથડતી પણ રામથી અળગી થઈ તેના તરફ અનિમેષ જોઈ રહે છે. પછી દરવાજા તરફ જોય છે, ફરી રામના પગ તરફ નીચું જોઈ ઉભી રહે છે ]

રામ :—આમ ઉભું નહિ રહી શકાય. ચાલો આ કોચ પર બેસો તો હું પાણી લઇ આવું.

[ હાથનો ટેકો આપી કોચ ઉપર બેસાડે છે. પછી ઓરડાની બ્હાર જઈ પાણી લઇ આવે છે. દરમ્યાન તે લાકડું થઇ બેસી રહે છે. રામ પાણીનો પ્યાલો મ્હોંયે ધરે છે, પણ પાણી હોઠ પરથી નીચે ઢોળાય છે. રામ એના મ્હોં પર ઠંડા પાણીની છાલક મારે છે. ]

રામ :—બ્હેન, જરા સાવધ થાઓ બ્હેન.

યુવતી :—[ સ્હેજ હોંશમાં પડ્યા પેઠે, શબ્દનો અર્થ ન સ્હમજતી હોય તેમ ] બ્હે...ન.

રામ :—ચાલો, જરા પાણી પીઓ બ્હેન!

યુવતી :—[ શૂન્યતાથી ] બ્હે......ન! બ્હે......ન! [રામ તરફ જોઇને] મ્હને બ્હેન કોણે કહી [ રામ ફરી મ્હોંએ પાણીની છાલક મારે છે એટલે વધારે હુશિયાર થઇ ઉભી થવા જાય છે. ]

રામ :—નહિ, હજુ ત્હમે ઉઠતાં નહિ, કદાચ ફરી ચક્કર આવશે. જરા શાન્ત થાઓ હું ડૉક્ટરને બોલાવી લાવું છું, દરમ્યાન મ્હારી બાને મોકલું છું તે તમારી પાસે બેસશે.

યુવતી :—[ઉશ્કેરાટથી ઉભી થતાં] નહિ, નહિ, નહિ,-બા નહિ!

રામ :—[ ગાંડી હશે એમ શક જતાં બેસાડીને ] કંઇ નહિ, નહિ બોલાવું, પણ તમે બેસી રહો જોઉં-હા હવે બરાબર-પણ ત્હમારૂં નામ શું?

યુવતી :—[સ્વપ્નામાં બોલતી હોય તેમ] ગુલાબ.

રામ :—સારૂં ગુલાબ બ્હેન!

ગુલાબ :—બ્હેન, બ્હેન, હા, ગુલાબ બ્હેન નહિ, ગોમતિ-ગોમતિ બ્હેન.

રામ :—વારૂ ગોમતિ બ્હેન, અહિં આરામથી સુઇ જાઓ જોઉં, પછી ઠીક લાગે ત્યારે ઘેર જજો,

ગોમતિ :—ઘેર-હા ઘેર જઇશ, પણ-પણ ઘર-ઘર ક્યાં છે!

[ આટલું બોલતાં ફરી સૂની થઇ જાય છે. રામ ટેબલના ખાનામાથી બે શીશી લાવે છે. એક સુંઘાડે છે અને બીજીમાંથી ચમચી જેટલો પ્રવાહી પાણીમાં મેળવી પાઇ દે છે, અને થોડીવારે ગોમતિ હુશિયાર થાય છે. ]

રામ .—ચાલો હવે ડાક્ટરની જરૂર નહિ પડે, પણ ત્હમે અહિયાં કેમ સૂઇ શકશો? બા પાસે.

ગોમતી :—[ ઉભી થઇને ] નહિ, નહિ, બા મ્હને મારી નાંખશે [ આગળ વધતાં ] ઓ ભાઇ, મ્હને એકલી ન મુકનો. ભાઇ! મ્હારા ભાઇ! [ લાગણીનું પુર બંધ તોડતું હોય તેમ ઓચિન્તી ડુસકાં ભરે છે. ] રામ! હું ત્હારી બ્હેન ગોમતિ. ત્હારી બ્હેન ઓ ભાઇ [ફરી લથડે છે. રામ ફરી તેને કોચ પર બેસાડી પાસે બેસે છે, એટલે તેની છાતી ઉપર માથું ટેકવી ઢુસકાંફાટ રડે છે રામ તેની પીઠે હાથ ફેરવે છે, એટલે આસુભરી આંખે પણ દરખથી હોય તેમ રામ સામે જુએ છે. ] ભાઇ ગભરાતો નહિ; તું ના પાડશે તો હું ચાલી જઇશ પણ રામ તું બોલતો કેમ નથી?

રામ :—બ્હેન! મ્હને સમજાતું નથી-મ્હને સમજાતું નથી. મ્હારી એક બ્હેન ચૌદ વર્ષની ગુજરી ગઇ એનું નામ ગોમતિ હતું એમ બા કહેતી હતી.

ગોમતી :—એ જ! ગુજરી ગઇ, માની કુખમાંથી, ભાઇના ઘરમાંથી, ગુજરી ગઇ, પણ ભાઇ લે હું તો ખોટું બોલું છું, ઢોંગ કરૂં છું [ અળગી બેસતાં ] ભાઇ તમારી બ્હેન તો ગુજરી ગઇ, મ્હને જવા દો. [ ફરી રામનો હાથ ઝાલીને ] ઓ ભાઇ! હવે મ્હારાથી નહિ જવાય, ત્હારા ઘરમાં ક્યાંક મ્હને પડવા દે. મ્હને વચન આપ.

રામ :—મ્હને કંઇ નથી સ્હમજાતું, પણ તું ન જતી, ધીરી પડ, મ્હને કહે-લે હું વચન આપું છું કે તને મ્હારા ઘરમાં રાખીશ. લે જરા આ સુંઘ..

ગોમતિ :—[ શીશીને દૂર કરે છે ] હાશ, હવે મ્હને કશાની જરૂર નથી, મ્હને ઠીક છે [ ફરી રામની છાતીએ માથું ધીમેથી પડે છે ને આંખ બંધ થાય છે ] મ્હને બહુ ઉંઘ આવે છે [ ચમકીને બેબાકળી ચોપાસ જુએ છે ] ઓ આ સ્વપ્નું છે રામ ! આ સ્વપ્નું છે.

રામ :—[ એને માથે હાથ ફેરવતો ] નથી. આ સ્વપ્નું નથી, બ્હેન, તું સુઇ જા, આપણે સ્હવારે વાત કરશું.

ગોમતિ :—[ ઉંઘમાં ઘોરતી ] સ્હવારે—હા—વીશ વર્ષ થયાં સ્હવાર નથી પડી—સ્હવાર ફેરી ઉગશે [ ધીમે ધીમે હોઠ ચાલે છે, રામ સાંભળવાનો યત્ન કરે છે. ]

[દરવાજો ઉઘડે છે બા ખડતલ, જર્જરિત, મન્દ, પણ સરોષ ગતિએ અન્દર આવે છે. ડોય પર નજર પડતા મોટેથી બોલે છે "મુક મારા રામને" રામ ઉંચું જોય છે અને ચુપ રહેવા ઇશારત કરે છે, પણ ડોશી પાસે આવી ગોમતિનો હાથ જોરથી ખેંચે છે અને ઉંઘમાં પણ સ્પર્શ ઓળખ્યો હોય તેમ તે ઉભી થઇ જાય છે.]

ગોમતિ :—રામ ! રામ ! ઓ મ્હને જવા દે

રામ :—બા.

બા :—ચુપ આને કહાડ બ્હાર.

રામ :—બા એ કહે છે એ આપણી ગોમતિ.

બા :—જુઠું જુઠું. એ તો કોઇ રાં-વેશ્યા છે. તને ભમાવવા આવી છે. ગોમતિ તો મરી ગઇ. એને વીશ સાલ થઇ ગઇ.

ગોમતિ :—[અજબ મક્કમતાથી] ખરું. ગોમતિ તો અફિણ ખાઇને મરી ગઇ, પણ અફીણ તો બાયે આપ્યું'તું. ને મરીને પણ ગોમતિ ડાકણ થઇ ખરું ને ?

રામ :—બા ! [ બા ચુપ રહે છે એટલે ફરીથી ] બા, ગોમતિ કેમ મરી ગઇ ?

બા :—ગોમતીએ અફિણ ખાધું ને મરીને તુરત જ અવગત થઇ, તે ડાકણ થઇને પોતાનાં જ મડદાંને ભળી ખાધું. આખું ગામ જાણે છે.

ગોમતિ :—હા, પણ હું વધારે જાણું છું. મરીને પાછી આવી તે હું તો જાણું જ ને ? લે, હું ડાકણ કેમ થઇ તે તને કહું. મ્હને સાત વર્ષની પરણાવી ને મ્હારો વર થાય તે છોકરો પરણીને બે વર્ષે મરી ગયો. બીજે વર્ષે મરકી ચાલી ને પછી ચાર વર્ષ ઉપરાઉપરી દુકાળ પડ્યો. ખેતર વેચાઇ ગયાં. ઢોર ઉપર જપતી પડી ને બાપાએ દારૂ પીને મને ને બાને રોજ ખૂબ મારવા માંડયાં. ઘરકામમાં હું લોથ થઈ જતી, પણ બા બાપાનો ખાર મારી પીડે કહાડતી. એક દહાડો બાપા મોડી રાતે બ્હારથી ગાળો દેતા આવ્યા. બા તું છ વર્ષનો હતો તેને લઇને રસોડામાં પેશી ગઇ અને બેયની વતી મને એકલીને બાપાએ મારવા માંડી. હું ઘર બ્હાર નાઠી તો પાછળ પડયા ને ઉંબરને ઠેશ વાગતાં પડયા. બ્હાર ધુમ વર્ષાદ પડતો હતો, પણ હું છીર લઇને ભાગી તે ગામ બ્હાર મન્દિર તરફ ગઇ. ત્યાં પૂજારી હતો. વારંવાર ઘેર આવતો એટલે રડને રડને એને બધું કહ્યું, એણે ખૂણામાં ગોદડી દેખાડી. ત્યાં વહિતરાંથી, મારથી, થાકથી ત્રાસેલી રડતી રડતી સુઇ ગઇ. સ્વપ્નમાં પણ બાપા છાતીએ બેશી મારવા લાગ્યા ને જાગી ઉઠી તો પુજારીએ તુરત જ મ્હોએ ડૂચો દઇ મારી નાંખવાની ધમકી દેખાડી.

સ્હવારે ઘેર ગઇ ત્યારે ખબર પડી કે બાપા તો પડયા ત્યા જ ગુજરી ગયા. મારી વાત સાંભળવાની કોઇને ફુરસદ જ નોતી. ને પુજારી તો મહિનો દહાડો રોજ ઘેર આવતો ને વારંવાર સંતાવતો. પછી ચારેક મહિને એક દહાડો રાતના બાએ મ્હને મરણતોલ મારી ને સોપારી જેટલું અફિણ ઘોળીને

પીવરાવી દીધું. [ગુસ્સાથી અને બોલવાના થાકથી હાંફે છે. ]

રામ :—બા. આ સાચું ?

બા :—[ કરડાઇથી ] પણ ગોમતિ તો તુરત જ મરી ગઇ.

ગોમતિ :—નહિ, મ્હેં મ્હોંમાં જ ધુંટડો રાખ્યો ને ઢળી પડી ને લુગડાંનો ડૂચો મ્હોંયે લગાડી તેમાં પાણું કહાડી નાંખ્યું, છતાં બેભાન તો થઇ ગઇ. જાગી ત્યારે ઓરડીમાં જમીન ઉપર પડી હતી. આખે અંગે ભીનો ઓછાડ ઓઢાડયો હતો. મ્હોં પાસે ધીમી ઝાંખી દીવી બળતી હતી. ખૂણામાં એક ડોશી બેઠી બેઠી ઉંઘી ગઇ હતી. આંગણામાં બૈરાંઓ રડતાં હતાં. પુરૂષો હોહો કરતા હતા. કોણ જાણે પણ મ્હારામાં એકદમ હિંમત આવી. આસ્તેથી મ્હોં ફેરવી દીવો હોલવી નાંખ્યો ને અવાજ કર્યા વગર પાછલે દરવાજેથી નઠી ને મન્દિરમાં પ્હોંચી. પુજારીએ રાતેરાત ગાંડામાં બીજે ગામ રવાના કરી દીધી. ત્યાં કોઇક મ્હને પરણવાનું વચન આપી મુંબઇ લઇ ગયો અને કોકને મ્હને વેચી ભાગી ગયો.

બા :—જુઠું જુઠું, ગોમતિ તો તરત જ અવગત થઇ દશમાને દહાડે પુજારીએ ડાકલાં વગાડી એને બોલાવી ને મસાણને લીમડે વાસો દીધો.

રામ :—[ બાને ન ગણકારતો ] પછી ! પછી !

ગોમતિ .—પછી તો હજારો બીજીઓ જેવી જ મ્હારી કહાણી છે. મુંબઇથી હું રંગુન ગઇ. લકનૌ, દિલ્હી, કલકતા ખૂબ રખડી. ત્રણ વર્ષ પછી ચીંથરેહાલ પાછી ગામમાં આવી. પણ બા તો તને લઇ કયાંય ચાલી નીકળી હતી. એટલે નિરાશ થઇ ફરી ભમવા માડયું. એ હરામખોરીની દુનિયા વિષે તું શું જાણે, પણ ખરેખર તો ધર્મ, નીતિ કુટુમ્બ, આબરૂના થંભ મનાતા પુરૂષોની જ એ દુનિયા છે. એ દુનિયા જોતાં પુરૂષ માત્ર નરકના કીડા છે અને એ નર્ક માટે જીવે છે એમ જ લાગે. એવા માટે બદન થાકથી પડી જાય ત્યાં સુધી છેલ્લાં દશ વર્ષ સિતમ વેઠયો, પછી ચક્કર ફર્યું અને વાડી બંગલે પણ મ્હાલી, પણ આજે વીશ વર્ષ થયાં. હજારો પુરૂષોને પગે કચડાઇ, પણ કોઇએ બ્હેન કહી નથી બોલાવી. કોઇયે મ્હને સ્ત્રી તરીકે નથી લેખી. જીવતો સંચો હોઉ તેમજ સહુ વર્ત્તે. કોઇએ મીઠો શબ્દ નથી કહ્યો—ઓ ભાઇ ! આટલા વર્ષોમાં કોઇએ બ્હેન સંબોધન મ્હને નથી આપ્યું. હવે ત્હારે શરણે આવી છું બા પાસે હું કેટલું કરગરી, રડી, ગુસ્સે થઇ, પગે પડી, પણ એને દયા નથી. એ તો કહે છે ગોમતિ મરી ગઇ, છેવટે ગોદમાં પડવા ગઇ તો હાથમાની સુડી આડી ધરી ને ગળામાં લાગી, પણ ભાઇ તું દયા નહિ કરે, ત્હને આડે નહિ આવું, મ્હને કોણ ઓળખશે—મ્હને ચાકરડી કરી રાખ ત્હારી વહુના હું પગ પખાળીશ, એની ગુલામ બની રહીશ પણ મ્હને જવાનું ન કહેતો ભાઇ—ઓ ભાઇ !

રામ :—[ નિદ્રામાંથી જાગતો હોય તેમ] બ્હેન, તું ગમે તે હોય, પણ તું ત્હારી મરજીથી ઘર છોડી ન જાય ત્યાં સુધી હું તને જવાનું નહિ કહું.

બા :—[ગોમતિ રામ તરફ ધસે છે તેને અટકાવીને] હટ, રામ, એ કોઇ હરામખોર રખલેડ વેશ્યા છે. ગોમતિ કેમ મરી ગઇ એ કયાંકથી જાણી લઇ આ બધો ઢોંગ ઉપજાવી કહાડયો છે. ગોમતી મ્હને સાત વર્ષ નડી ને આ તાવીજ કીધું ત્યારે ઠર પડી | ગળામાં કાળે દોરે બાંધેલું તાવીજ દેખાડે છે. ગોમતિ ખડખડાટ હસે છે ] રામ સ્ત્રીઓનાં ચરિતર તું શું સમજે ? તેમાં આ રાં—રંડેલ પછી શું બાકીરાખે—[ગોમતિને] તારૂં મ્હોં કાળું કર–નીકળ અહિંથી. ( ચાલુ )




# કરમાએલાં ફુલ

લેખક: રા. રા. "આનન્દ"

ચિત્રકાર: રા. "શરમાળ"

એમને પરણ્યાને આજે બેએક વર્ષ વીત્યાં હશે. પણ ત્હેમને માટે તો એ બે વર્ષ અનેક યુગ સમ થઇ પડ્યા હતાં

ન્હોતા તે ન્હાનપણમાં સાથે રમ્યા, કે યુવાવસ્થામાં વચને બંધાયાં. પરણ્યા પછી જ ત્હેમણે જાણ્યુ કે ત્હેમના જીવન ધન્ય થયા હતા

ત્યાર પછી આજ બબ્બે વર્ષનાં વ્હાણાં વાયાં; પણ છતાં યે ન્હોતાં ત્હેમણે કોઈનાં દેદારનાં દર્શન કર્યાં, કે પત્ર પણ લખ્યા. ત્હેમને માટે—ખરું જોતાં ત્હેમનાં કુટુંબને માટે—આપસઆપસમાં પત્ર પાઠવવો એ પણ મ્હોટું પાપ હતું.

પણ, શું એ વિચાર કોઇથી ત્યજાયા છે? કે ત્યજાશે?

અનેક રાત્રિઓનાં વ્હાણાં વાયાં, પણ તે દિવસે પ્રજ્વલિત થએલો ત્હેમનો પ્રેમ પ્રખર મર્ધ્યાન્હની માફક તપ્યે જતો હતો ન્હોતી ત્હેને સ્હાંજ કે સહવાર; તો રાત્રિ તો ક્યહાંથી જ હોય!

અને દુનીયાના લોક આ જાણતા હતા? ના. જરા યે નહીં. તેઓ તો ધારતા હતા કે હવે ત્હેમની જીવનસરિતા એક વહન નહીં વહે.

જગત્ આજે મુઝાય છે. શા માટે?

ત્હેના નામનું આજે એક કવર આવ્યું. ઘણા જ ઉત્સાહથી ત્હેણે તે ઉઘાડયુ ઉઘાડતાં જ તે ચમકયો અને મુંઝાણો.

મંહી એક કરમાએલું ગુલાબનું ફુલ હતું. બસ, ફુલ જ! બીજું કશું યે નહીં.

વિચાર કર્યો કે ક્યહાંથી આવ્યું હશે ? પણ કંઈ સમજ ન પડી. કવર ઉપરના અક્ષર કંઈક પરિચિત લાગ્યા. પણ યાદ ન આવ્યું કે કોના હશે

ઉપર પોસ્ટ ઑફિસની છાપ જોઇ, ત્હારે જ ત્હેને ખબર પડી કે એ ગુલાબનું ફુલ ચંદ્રબાળાએ મોકલ્યું હતું, અને ત્યહાર પછી જ તે સ્હમજ્યો કે ચંદ્રબાળા કરમાય છે.

તે જ દિવસે ત્હેણે, ચંદ્રબાળાને કરમાએલાં બકુલ મોકલ્યાં, અને એક ન્હાનો શો પત્ર લખ્યો:—

"પ્રિય ચંદ્ર,

ગુલાબ કરમાય છે, બકુલને પાણી છાંટશો એટલે ફરી ખીલશે. શરદપૂર્ણિમાએ દેવ મન્દિરમાંના બકુલ નીચે આરતી સમયે મળશો?

જગત્"

આજે સારા યે દેવ મન્દિરમાં કંઇક કંઇક નવીનતા દેખાય છે.

પંખીઓનો કલ્લોલ એ તો જાણે આરતીની ઝીણીઝીણી ઘંટડી ન વાગતી હોય! પવનથી નમેલાં ફુલઝાડ જાણે દેવને નમતી બાળાઓ!

પણ આ શું? -

એજ ફુલઝાડમાંથી પેલું કોણ ઉભું થયું? જાણે ગુલાબનાં ફુલ પોતાની મેળે જ દેવદેહે અડવા આવતાં ન હોય!

અને પેલું કોણ આવે છે? વદને અનેરૂ તે જ ને અનુપમ શાન્તિ!

એ તો જગત્‌ને આવતો પેખી ફુલઝાડ સમી ચંદ્રબાળા ફુલઝાડ માંથી ઉભી થઇ.

"ચંદ્ર! આશ્ચર્ય થી જગતે કહ્યું.

"જગત્". કરુણામય સૂરે ચંદ્રબાળાએ કહ્યું.



કવર ઉપરના અક્ષર કંઈક પરિચિત લાગ્યા.

અને પછી બન્ને બાગમાં ફરવા માંડયાં.

"આપણે નવુ જગત્ વસાવીશું, ચંદ્ર?" જગતે પૂછયું.

"હું ત્હેને ચંદ્રિકાથી પલાળીશ." ચંદ્રબાળાએ ઉમેર્યું.

અને ત્યહારથી તેઓએ નવી દુનીયા વસાવી—આ દુનીઆનો ત્યાગ કર્યો.

બીજી શરદપૂર્ણિમાએ ચંદ્રબાળા બકુલને રમાડતી રમાડતી જગત્ પાસે ગઈ. જગત પેલું કરમાએલું ગુલાબ જોતો હતો. ત્હેમાં ચંદ્રબાળાએ પેલાં બકુલનાં ફુલ નાંખ્યાં. જગત્ ને ચંદ્ર, બકુલ ને ફુલ સ્હામે જોઇ રહ્યાં. ચંદ્રબાળાએ બકુલને ઉંચકયો ને એક બચી ભરીને કહ્યું, "આ તે કરમાએલાં ફુલ! મનુષ્યનું જીવન પણ ફેરવી નાખે.",

તે વખતે ચંદ્રની ચંદ્રિકા જગતને પલાળતી હતી સહુ ત્હેમાં રસભેર ન્હાયાં. તહમોને ય આમંત્રણ છે. આવશો?

# પ્રાર્થના

લેખક: રા દેશળજી પરમાર

: ઇન્દ્રવજ્રા :

અંધારઘેરી મુજ ઓરડીમાં
બેઠો અતિશે બની શોકમગ્ન;
આશાનિરાશાની મહાઝડીમાં
સૌ હોલવાયા મુજ લોકયત્ન.

ત્યારે તને નાથ! સ્મૃતિ પુકારી
પ્રેમે કરે છે બહુ યે પ્રણામ;
કિંતુ મનોવૃત્તિ અતિ વિકારી
લેવા મુખે દે નવ પુણ્યનામ.

ખ ટે અહો! ધૂપસુગંધ ઉઠે,
સ્ફુરે ક્ષણે અંતર આત્મકૃપા;
કે લાખ ફુલો ગગનેથી છુટે
મંત્રો ભણે મુખ મધુમધુરા

એવે ચઢે નામ જરાક યાદે,
ને ઓરડે જોઉં છ દેવદીપ;
એને લઘુ કોમલ જ્યોતરાગે,
મૂર્તિ પ્રભો! તારી તરે સમીપ.



# માશીબા

લેખક — કિશોર વકીલ

ચિત્રકાર — 'રાગમાળ'

( ગયા અંકથી આગળ ચાલુ )

માશીબા આવ્યા પછી અમારા ઘરમાં મુગલાઈ ચાલતી હતી. ઘડીએ ઘડીએ અને પળે પળે જે હુકમ માશીબા કહાડતાં તે ઉપાડયા વગર આરો છુટકો ન હતો. પણ એમના આવ્યાથી કેટલીક વાતે ફાયદો પણ થયો હતો. મનસુખલાલના રળીયાત ભાભી ઘડીએ ઘડીએ ખાંડ કે ગોળ 'ઉછીનું' લેવા આવવાનું ભુલી ગયાં હતાં, કારણ કે અમારે ત્યાં કંઈ સદાવ્રત માંડયું છે એમ રોકડો જવાબ આપી માશીબા એને ઠંડી જ કરી નાખતાં. મંકનજીની ત્રણ વર્ષની રમાને એવી ટેવ કે દરરોજ આવી મીસીસને બાકુ માગી પજવે અને અંગારા ઘરના કોલસાના લીસોટા અમારી ભીંત પર જ કરી જાય. જે દિવસ માશીબાએ બાકુને બદલે કાચકા ને ઈંદ્રજવની ફાકી ચખાડી અને લીસોટા કરતી હતી ત્યારે બળતો અંગારો લઈ સામાં દોડયાં ત્યારથી રમા અમારી ઓરડી આગળ આવવું જ ભૂલી ગઈ, તો પછી લીસોટા તો કયાંથી જ કરે ? વલ્લભકાકાએ પાનના વખોરાનો ખરચ નહોતો રાખ્યો. પણ સવારમાં જ અમારે ત્યાંથી પાન બનાવી લેતા, પણ હવે તો પાનપટ્ટી વ.ગો લેગો પણ આશ્ચર્ય પામતો હશે કે વલ્લભકાકા પટ્ટીના પૈસા કેમ ખરચતા થયા. કણીયાનું બીલ ચઢી ગયું હતું. ઘીવાળીના પૈસા પણ બાકી હતા, પણ કોઈ માશીબાને ધાકે ઝાઝો તગાદો કરી શકતું નહિ.

માશીબા સવારમાં જલદી ઉઠતાં, મીસીસને હોકારો પાડી ઉઠાડતાં, પાણી ભરતાં અને સેવા કરી સાત વાગ્યામાં દર્શન કરવા જવાને તૈયાર થઈ જતાં. મિત્રોની પધરામણીની વાતમાં એમની ઝાંપી વિશે કહેવાનું રહી ગયું. એમની ઝાંપી બજારથી શાક લેવા લઈ જાય છે તેને કંઈક મળતી હતી. તેમાં મહાદેવ, ગણપતિ, વિષ્ણુ, બ્રહ્મા, અંબાજી, હનુમાન શાલીગરામ સર્વ દેવ દેવીઓની મૂર્તિનો સમાવેશ થતો અને સઘળા દેવોને પ્રસન્ન થવાની સરખી તક આપી તેમનાં ઔદાર્યનું માપ કાઢવાનો અખતરો કરતાં હોય એમ લાગતું. આ બધી મૂર્તિઓ નાનકડા સ્વર્ગનો ખ્યાલ આપતી, પણ સ્વર્ગમાં યે સઘળા દેવો આમ સંપીને એક સ્થાને રહેતા હશે કે કેમ

તે તો પ્રશ્ન જ રહેતો. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં. જોડકણાં અને ભજનો ગાતાં ગાતાં માશીબા પૂજા કરતાં. 'અસ્નાન' કરાવતાં, ખાઉ ખવડાવતાં અને ખાતાં. "ઓ મારા વ્હાલા" જય શ્રીનાથજી બાવા શ્રી ગો......ર્ધન નાથ કી જે 'જમને ઓ.........એ મહારાણી' 'પટરાણી' 'ઠકરાણી' વગેરે વ્હાલભર્યાં સંબોધનો માશીબા કરતાં. છીંક આવતી તેને માશીબા ઘણો જ પવિત્ર બનાવ ગણતાં અને છીંક કે બગાસું આવી ગયા પછી તેને 'જમને મહારાણી' કહીને વધાવતાં છીંક કયા મહારાજની પટરાણી હશે, કયા રાજાની કુંવરી હશે એ પ્રશ્નો મારા મનને હંમેશ ગુંચવતા. 'એ કોનાં મહારાણી, માશીબા?' એક દિવસ તો મેં હિંમત કરી પૂછેલું.

"મ્હે મૂ...નષ્ટ. આટલો ભખલેલ થઇ ગયો. શ્રીકૃષ્ણ ભગવાનના જમનાજી પટરાણી થાય."

"હા, પણ તેનું છીંક આવે ત્યારે નામ લેવાનું કારણ?"

"કારણ બારણ કંઇ નહિ. એ તો છીંક આવે ત્યારે બોલવાનું" ચુપ કરવાની રામબાણ દલીલ કરતાં માશીબાએ કહ્યું.

સેવા કરીને માશીબા ભુલેશ્વર દર્શન કરવા જતા અને દર્શન કરીને શાક લઇ પાછાં આવતાં. પાડોશીની તનમન પર વિશ્વાસ મૂકું તો માશીબા મંદિરના પણ સુબા હતાં. ગમે તેટલાં પાછળ હોય પણ માશીબાની કોણી એમને માટે રસ્તો મોકળો કરતી. પહેલાં તો આ હથિયારની વારંવાર જરૂર પડેલી, પણ ગાદીએ બેસેલા રાજા જેમ માશીબાનું સામ્રાજ્ય સ્થપાયા પછી તેમની જીભ જ બસ નિવડતી. અને કોણી તો 'રીઝર્વ ફોર્સ' તરીકે જ કામ લાગતી. ફોઈ 'માશી'—એમનાં મંદીરનાં બેનપણી—જરા મોડાં આવે તો માશીબા 'જે જે'ના ઘાંટા પાડી ટેરો સેવડાવે. દર્શનને વાર હોય તો એક હાથે માળા ફેરવતાં જાય. મોઢેથી ફોઈ 'માશી' સાથે વાત કરતાં જાય, દડીયા પતરાવળી પણ આમ:વાત કરતાં જ થતાં. દર્શન થઇ રહ્યા પછી, શણગાર, વાઘા અને મુખીયાજીની વર્તણુંક પર ચર્ચા કરી માશીબા મારકીટથી શાક લઇ ઘેર પધારતાં. શાકને માટે કકડો રાખવાની તસ્દી માશીબા રાખતાં નહિ. એ કામને માટે એમના સાલ્લાનો જ ઉપયોગ થતો.

તાંદળજાની ભાજી મુંબઇમાં ન મળે તેથી માશીબાને ઉચાટ થતો. ઘણું ખરૂં લુણીની ભાજી, તુરીયાના કકડા, કડવુ દુધીનાં મ્હોડીયાંનું શાક આવતું. બટાકા વાયડા, ચોળી જાડી, વેંગણ ગરમ, કોળું નજીસ, કાંદા અપવિત્ર, પાપડી ફણસી મોંઘી, એટલે બીજું શું શાક મળી શકે? મુંબઇમાં રહેલો, અને મીસીસના આવતા પહેલાં 'દક્ષિણીયાંચે વિશ્રાંતિગૃહ'માં કાદે બટાટેની અર્ધી બબ્બે પૈસામાં ઘણી વાર ઉડાવેલી એટલે કાંદા વગર જીભ સળવળતી. બટાકા પર માશીબાનો ક્રોધ હતો અને બટાકાએ જ વાણીયાઓને વાયડા અને વેવલા કર્યા છે એમ તે માનતાં. એક દિવસ તો કંટાળીને મેં વલ્લભકાકા પાસે શેર શેર કાંદા બટાકા મંગાવ્યા અને ધઉંનાં પીપમાં સંતાડયા. એક વાર તો માશીબા દર્શન કરવા ગયાં હતાં ત્યારે અમે શાક કરીને ઉડાવી ગયાં, પણ બીજીવાર મીસીસ કાવઠા જાય છે તેવામાં દર્શનને વાર હોવાથી માશીબા પાછાં ફર્યાં, અને ચાલમાંથી ઉભાં ઉભાં જાણે એમની ચંચળડોશીનું સારવા બેઠાં હોય તેમ બાકીના કાદાંબટાકા એમણે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અને આકાશ, પાતાળ, તરફ ઉરાડયા. ભોંયતળીયે તાલકી રાખનાર સોમાભાઇના બોડા માથા પર એક કાંદો તડાક લઇને વાગ્યો. અને પરિણામે માશીબાને સોમાભાઇ સાથે જે બોલચાલ થઇ તેના કારણભૂત અમને જ ગણ્યા:અને એમનો જીવ ઉકળાવવાને

અને સોમાભાઇ સાથે લડાઇ કરાવવાને માટે, સોમાભાઇ સાથે યુધ્ધ પત્યું કે તરત માશીમા અમારા પર ચડી આવ્યાં. કાંદા મંગાવ્યા તે કબૂલ, પણ સોમાભાઇની તાલકી પર મારવાનું અમે નહિ કહેલું તે દલીલ માશીબાના મગજમાં ન ઉતરી તે ન જ ઉતરી.

ભાજી સિવાય એક બીજી વસ્તુના અભાવથી પણ માશીમાને મુંબઇમાં ઘણો જ અસંતોષ રહેતો. છુટી ગાયોનું પુંછડું પકડી આંખે લગાડી દેહ પવિત્ર કરવાનો અવસર મુંબઇમાં બહુ જ ઓછો આવતો અને 'લે ગાય લે' 'તુ તુ લે' કહી આપણા સ્વર્ગના સાક્ષીઓનું પેટ ઠારવાની હોંસ પાર ન પડતી. પહેલે દિવસે તો બે બજેકી રોટલી લઇને 'તુ તુ લે' કરવા માશીમા મંડી પડ્યા હતાં 'માશીમા અહીં' 'તુ તુ' ન આવે' મેં કહ્યું.

"શું તુ તુ એ ન આવે? ત્યારે આવશે શું મુંબઇમાં? આનાં કરતાં રાંદેર અને સુરત સારાં કે એક બૂમ પડતાં દશ આવે"

જે જગ્યાએ આપણા ભાગ્યના રખેવાળ, સ્વર્ગના સાક્ષિ કુતરાઓ ન હોય તે જગ્યાના રહેવાસી નક્કી નર્કમાં જવાનાં એમ માસીબા માનતાં. એક દિવસ તો એક મેમ સાહેબને કુતરો લઇ જતાં જોઇ માશીબાએ ઘણી જ નમ્રતાપૂર્વક ભાંગી તુટી હિંદુસ્તાની ભાષામાં વિનંતિ કરેલી. પણ મેમ સાહેબ તો તોરમાંને તોરમાં ચાલ્યા ગયાં અને માશીબાએ મેમ સાહેબના 'ફ્રાક' પર વિવેચન કરી સંતોષ માન્યો. સ્વર્ગમાં વિષય દશા વખતે પક્ષ કરનાર આ વફાદાર પ્રાણીઓને સંતોષવાની ઇચ્છાથી જ એમણે એક 'ગાયને ઘાસ નાખો ભાઇ' વાળીને તેમણે ઉપરથી બૂમ પાડી અટકાવેલી, અને ઉપરથી બે રોટલી લઇ ઉતરી, ગાયને ખવડાવી ગાયની પ્રદક્ષિણા કરી. પુંછડું આંખે લગાડી, ગાયવાળીને મ્હોંફાટ આશ્ચર્યમાં ગરકાવ કરી ચપળતાથી માશીમા ગયાં તેવાં પાછાં ફરેલાં. બકરાંને છુટાં ફરવા દેવાની આવશ્યકતા પહેલાં તો એમને ન માલમ પડેલી. નાની રમાના પેટમાં દુઃખવા આવ્યું અને માશીબાએ બકરીની લીંડી ચોપડવાની સલાહ આપતાં તે મુંબાઇમાં મેળવવી અઘરી છે એમ એમને કહેવામાં આવ્યું ત્યારે જ આ સત્ય તરી આવ્યું હતું.

એક દિવસ ભૂલેશ્વર દર્શન કરીને આવતાં માશીબા એક હેન્ડબીલ લેતાં આવ્યાં, અને મને કહ્યું "**જો આમાં રામલીલા છે એમ લખ્યું છ તે કયારે રામલીલા છે અને કયાં રામલીલા છે.**" મેં જોયું તો આર્યનૈતિકના સંસારલીલા નાટકનું હેન્ડબીલ હતું. પ્રમિલાને નાટક બતાવવાની મને ઘણી હોંસ હતી અને અમારી ઓફિસના એક બે ફાંકડા કલાર્કો પાસે પણ મેં નાટકની તારીફ બહુ સાંભળેલી, તેથી જોવા જવાનો લાગ તો હુ શોધ્યા જ કરતો હતો. મારે એકલાને જવું હોત તો તો શેઠને ત્યાં આજે કામ છે તેથી સૂવાનું છે એમ કરીને પણ જોઇ આવત, પણ માળવાળી રળીયાત પણ જોઇ આવેલી તેથી મીસીસ પણ આઠ દશ દિવસ થયા છેદે ભરાયાં હતાં, તેથી માશીબાના આ ઉત્સાહનો લાભ લેવા ન ચુકવું એમ મેં ઠરાવ કર્યો. સવા આઠ વાગ્યાને સુમારે શ્યામવર્ણના વસ્ત્રમાં સજ્જ થયેલાં માશીબા, અને કાઠિયાવાડી સાંકળાં પર મુંબઇગરી ચંપલ પહેરેલી મીસીસ સાથે ધોતીયાં અને લાંબા કોટ પર બુટ મોજા અને શેકસ્પીયર કોલર ચઢાવી હું બહાર નીકળ્યો. માસીબાએ ગાડી કરવા ના પાડી, પણ દુકાને દુકાને મ્હોં વકાસી ઊભા રહેતાં અને આ શું, કરી દરેક નજીવી ચીજના આરંભ, વિકાસ અને અંત વિષે પુછતાં માશીબાને અટકાવવાનો આ જ ઉપાય મને સારો લાગ્યો.

માશીમા વિકટોરીયામાં મોટી બેઠક પર જમણી બાજુએ બેસી ગયાં. હું વચ્ચે

ગાડીવાળાએ સવા રૂપીયો માગ્યો તે માશીમાને બહુ વધારે લાગ્યો. તાપીના પુલથી રાંદેર સુધી બે આનામાં લઇ જાય અને મસીદ બતાવે તે જુદી એ દાખલો માશીબાએ આપ્યો અને ચુલા સગડીની પટ્ટણ કરતાં હોય તેમ "તારૂં યે રહ્યું ને મારૂં યે રહ્યું" કરી નવ આને તૈયાર થયાં. સરકારે ઠેરવેલા દરમાં એણે મને સવા રૂપીયો બતાવ્યો ત્યારે માશીબાએ કહ્યું કે એ તો લખી લાવે. એને લખવું તેમા કયાં લેવા જવું પડે તેમ છે. કોઇએ આપ્યું તેમાં અમારે આપી દેવું પણ અંતે સરકારે જ એ દર ઠરાવ્યા છે એમ મેં સમજણ મહામુશીબને પાડી ત્યારે જ મને પૈસા આપવા દીધા.

મંદિરમા મફત રામલીલા જોનાર માશીબાને પૈસા ખરચી ટિકિટ લઉં છું એમ ખબર પડે તો મારા છોડીયા ચોડા ફાડ્યા વિના ન રહે "માશીમા તમે ઉભા રહો હું ચીંઠ્ઠી ફડાવી લઉં" મેં કહ્યું.

"હા જલ્દી આવ. બે આના મારી, બે આના તારી અને બે આના તારી વહુની ભેટ કરતો આવજે ન કહેજે કે 'પરસાદ' કાલે સવારે મોકલી આપે. જરા ઠોર અને થપડી વધારે મૂકે. કળીના લાડવા વધારે નહિ સમજ્યો કે?" ઠીક કહી હું રાસ્પબરી અને બીજા પીણાંઓના સ્ટૉલ આગળ માશીબા અને મીસીસને ઊભાં રાખી ટિકીટ લેવા ગયો.

હું ટિકીટ લઇ રહું છું ત્યાં તો માશીમાએ બૂમ પાડી "ઓ ઇશ્વરીઆ, ઇશ્વરીઆ અહીં આવ. આ મૂઆ ભિસ્તરીયાને તો સમજાવ. મૂઆને કહ્યું કે અગીયારસે પઇ મૂકીયે છીએ તે ચરણામૃત આપ. નહિ માને તો પૈસો પૈસો મૂકવા માંડ્યો, પણ ચરણામૃત આપતો નથી ને સામો બબ્બે આના માગે છે" હું પરિસ્થિતિ સમજી ગયો. ટેબલ પર રાસ્પબરીના તથા ઓરેંજના શીસા પડ્યા હતા તેને લાલ અને કેસરીયા ચરણામૃત ધારી, હાથનો દડીયા જેવો આકાર કરી માશીમા ચરણામૃત પીવા તૈયાર થઇ ગયાં હતાં.

'એ ચરણામૃત નથી માશીમા'

"ચરણામૃત નથી! ત્યારે એમ કયારનો ભસતો કેમ નહિ હોય?" માશીબાએ 'બોય'ને છોલાડી.

ફર્સ્ટ કલાસનો ટિકીટ કલેકટર પારસી હતો. અંદર પેઠા પછી પણ કેટલાક પારસી અને પરસંણુને આવીને બેઠેલાં જોયાં. પારસીના રામ તરફના સદ્‌ભાવને લીધે માશીમાને હર્ષ થયા વગર રહ્યો નહિ. એ સર્વ શ્રી નાથજી બાવાનો, ગીરધરલાલનો અને રામજીનો પ્રભાવ લાગ્યો. "વાહ, મારા વહાલા, શી તમારી બલિહારી છે? બીજી જાતના ધેડા અડકનાર પારસી લોક પણ તમારી લીલા જોવા આવે છે. જય ગીરધરલાલ. જય નંદજીના લાલા" કહી માશીમાએ દુઃખડાં લીધા.

મારી ના કહેવા છતા માશીબા પ્રમિલાને લઇને આગળ દોડતા હતાં અને ઓરચેસ્ટ્રા ભણી દોડી જવાનો એમનો વિચાર હતો. મેં જ્યારે કહ્યું કે ત્યાં તો પારસીઓ બેસે ત્યારે તેમને અડકવાની બીકથી માશીબા અટકયાં અને મેં ના કહી છતાં ફર્સ્ટ કલાસમાં તદ્દન આગલી હારમાં પ્રમિલાને લઇને ગોઠવાઇ ગયાં. ચાર પાંચ મિનિટ થઇ હતી. અમે પડદા પરના દશાવતારનાં ચિત્રો જોતાં હતાં માશીબા કૃષ્ણનો મુકુટ અને વાંસળી જ વખાણતાં હતાં. એટલામાં એક પારસી ગૃહસ્થ અને પારસી બાનુ માશીબા જે ખુરશી પર બેઠાં હતા ત્યાં આવ્યાં અને ઘણી જ નમનતાઇપૂર્વક કહ્યું "માયજી ઊઠો. આય તો રીઝર્વ છે."

સાંભળવાની વાત તો દૂર રહી, પણ પારસીએ ખુરશીના હાથાનો સ્પર્શ કર્યો અને એ લાકડાંનો પોતાને સ્પર્શ થયો તેથી કપડાં

બોળી રાતે ટાઢે પાણીએ નાવું પડશે તે વિચારથી માશીબાની ધુલકણુ સળગી અને તેમાંથી તારા ખરવા લાગ્યા. "ફાટીમૂઆ, ખુરશી પર હાથ મૂક્યા વગર શું રહી ગયો હતો? આયેથી નોતું બોલાતું તે મને નાવાનું કર્યું"? જગીયા કંઇ તારા બાપની બંધાવેલી છે. રામલીલા તો અમારા હિંદુઓએ જોવાની તેમાં તમારું શું દાટ્યું છે? પહેલાં હિંદુઓ જોશે, પછી તમે સમજ્યા?"

'મીસ્ટર' પારસી ગૃહસ્થ તણખા ઝરતી આંખે મારા તરફ ફર્યો.

પારસી ગૃહસ્થ પાલનજી વકીલ હતા. ભાંગ્યા તૂટ્યા અંગ્રેજીમાં મેં એમને સમજાવ્યું કે છેલ્લા વીશપચ્ચીશ દિવસ થયાં માશીબાને હિસ્ટીરીયાનો વ્યાધ ઉપડ્યો છે, દહાડામાં એક બે ફીટ આવે છે, અને રોગને લીધે સ્વભાવ ઘણો ચીઢીયો થઇ ગયો છે, એટલે શું બોલે છે તેનું ભાન રહેતું નથી. અને સહેજ વારમાં હું એમને સમજાવી નાખીશ.

પણ મને અંગ્રેજી બોલતો સાંભળી માશીબા એમ સમજ્યાં કે હું એને ધમકાવું છું એટલે પડતા પર પાટુ મારવાના વિચારથી એ બોલ્યાં, 'અલ્યા મીસ્તર, મીસ્તર કરતો'તો તે લાકડો ખખડાવ્યો કેની?'

"સમજાવો આમને નહિ તો પરિણામ માઠું આવશે." પાલનજીએ મને ધમકી આપી.

"સાહેબ શાંત થાઓ. હું સમજાવું છું" મેં પાલનજીને કહ્યું અને પછી ફરીને માશીબાને કહ્યું; "માશીબા આ તો મહારાજજીના ડૉક્ટર છે. નાના લાલજી માંદા થઇ ગયા ત્યારે આમણે જ એમને બચાવેલા. મહારાજજીએ જાતે એમને અહીં બેસવાની ચીઠ્ઠી અપાવી છે."

વિષ્ણવ સંપ્રદાયના દરેક મંદિર સેવતા અનુયાયીને મન, અને ખાસ કરીને સ્ત્રીવર્ગને તો મહારાજજીનો બોલ તે તો પ્રભુજીનો હુકમ છે, એ જ્ઞાનને આધારે ફેંકેલું મારું બાણ પાછું ન ફર્યું. એક વાર લડવા તૈયાર થઇ માશીબા નાના લાલજીના પ્રાણરક્ષકની માફી માગવા તૈયાર થઇ ગયાં અને ત્યાંથી ઊઠી હારમાં ગોઠવાયાં. આ વખત તો રીઝર્વ્ડ નથી તેની મેં પાકી ખાત્રી કરી, કારણ કે બધી વખતે કંઇ નાના લાલજી માંદા પડે નહિ, મહારાજજી ચીઠ્ઠી આપે નહિ અને માશીબા બેઠેલાં ઊઠે નહિ. થોડીવાર રહીને પહેલી ઘંટડી વાગી. માશીબા ટટાર થયાં. અને પ્રમિલાને કહ્યું કે 'સમો થયો.' વળી હાર્મોનીયમ અને તબલા બજાવતા કીર્તનીયાઓએ પણ શરૂઆત કરી તેથી 'સમો થયો' એ ધારણાને બીજો ટેકો મળ્યો.

( ૨ )

પડદો ઉપડ્યો એટલે સૂત્રધાર, નટી અને પાંચ છ નાની નટીઓ રંગભૂમિ પર આવી.

"આ કથાભટ, પેલાં ભટાણી અને બીજી એની છોકરીઓ એમ જ ને ઇશ્વરીઆ?"

"આ તો ગોર મહારાજ જેવો લાગે છે" મીનીએ કહ્યું

"બસ ને હવે ગોર મહારાજ કરતી. એ તો નાટકનો સૂત્રધાર છે અને નાટકમાં શું થવનું છે તે કહે છે" મારાથી આવેશમાં ભરડાઇ ગયું.

"ત્યારે આ નાટક છે, રામલીલા નહિ?" માશીબા અધીરાં થયા

"રામલીલા નહિ, પણ સંસારલીલા છે. રામલીલા, કૃષ્ણલીલા જેવું જ, પણ જરા ફેર ખરો." પાછળથી અવાજ આવ્યો 'સાંભળો સાંભળો' અને અમે ચૂપ થઇ ગયાં.

અંતે ગર્ભશ્રીમંત રમાકાન્ત સ્ટેજ પર આવ્યો. તેનો ફાંકડો વેષ, ગુલાબી સુરવાળ અને મોહક મુખ જોઇ માશીબાથી પૂછ્યા વિના ન રહેવાયું કે આજ." કૃષ્ણ કે?"

"ના હજી વાર છે."

( ચાલુ )

# જંજીરને ઝણકારે

## રજપુત યુગની એક પ્રણયકથા

લખનાર :–
ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

—:૦:—

ચિત્રકાર :–
શ્રીયુત એમ. વી. ધુરંધર એ. એમ.

### આગલાં પ્રકરણોનો ટુંક સાર.

અજયગઢનો સેનાપતિ અંબર રામગઢના શત્રુરાજ્યનો યુધ્ધમાં પરાજય કરી કેટલાક કેદીઓને પકડી લાવે છે. એ કેદીમાંની રમા નામની એક સ્ત્રીને અજયગઢનો રાજા સમરસિંહ પોતાની પુત્રી વિજયવતિની દાસી બનાવે છે. રમા અને અંબર પરસ્પર પ્રેમમા છે. અંબરને શિરપાવ આપવા રાજા એક જાહેર સભા બોલાવે છે. અંબરે પકડી લાવેલા શત્રુ કેદીઓમાંથી રમા ને તેના પિતાને કેદમાં રાખી બાકીના કેદીને રાજા સમરસિંહ છોડી મૂકે છે અંબરને રાજકન્યાનો હસ્ત ગ્રહણ કરવા રાજા કહે છે. અંબર ના પાડે છે. રાજા તેને મારવા તૈયાર થતાં રાજકુમારી વચ્ચે પડી અંબરને બચાવે છે. પુષ્પા રામગઢના રાજાને તથા રમાને છોડાવવા અજયગઢના કિલ્લેદાર જયસિંહને પરણી એક રાત્રે કેદખાનાની ચાવીઓ લઈ પલાયન કરે છે. ત્યાંથી આ વાર્તા આગળ ચાલે છે.

"કરમાએલાં ફુલ"



ચિત્રકાર:
રા. શરમાળ

"આપણે નવું જગત વસાવીશું, ચંદ્ર"
(પૃષ્ઠ: ૨૬૭)



ચિત્રકાર
**શ્રી ધુરંધર**

"એ શુંભ રમાને ઉપાડી
કેદખાનાની બહાર નીકળ્યો"

## પ્રકરણ ૧૧ મું

### દેશદ્રોહ કે હૃદયદ્રોહ ?

રાત્રિના સાડા બારનો અમલ હતો. રજનીના શ્યામ અંધકારની શ્યામતામાં અજયગઢના કિલ્લાના કાળા પથ્થરો વધારો કરતા અને પૃથ્વીની શાન્ત નિદ્રા વાતાવરણની શૂન્યતાથી ઘોર લાગતી.

અજયગઢના કિલ્લામાં સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી હતી. કદી કદી પહેરો ભરતા ચોકીદારોનાં પગલાં તેમાં વિઘ્ન નાખતા. પૃથ્વીએ ઓઢેલી અંધકારની ગૂઢ, શ્યામ ચાદર પર આકાશમાં ઝગમગતા નાનકડા તારાઓ આછો પ્રકાશ સ્મિતભેર વેરતા. કિલ્લાની દિવાલની બહાર મેદાનમાં ક્વચિત્ કોઇક નિશાચરનો શબ્દ કર્ણે પડતો—એ સિવાય સર્વત્ર નિરવ હતું.

કિન્તુ એવો નિરવ સમય હૃદયના યુધ્ધ માટે પ્રબળ ઉત્તેજક હોય છે. રમા—રામગઢની રાજકન્યા, પણ હાલ અજયગઢની બન્દિની રમા—આવા નિરસ્તબ્ધ સમયે કિલ્લાના કેદખાનાની નાની કાળી ઓરડીમાં ખૂંચતી ચટાઇ પર સૂતી સૂતી હૃદયમાં અનેક મન્થનભાવો અનુભવી રહી હતી.

નાનપણથી—પોતે સમજણી થઇ ત્યારથી તેને તેનું જીવન યાદ આવ્યું. રામગઢના રાજમહેલમાં પોતે નાની બાળાસ્વરૂપે અનેક નિર્દોષ રમતો ખેલી હતી તે સ્મૃતિપટે અંકાવા લાગ્યું. તેની પરમ પ્રેમાળ માતા તેની આવી અનેક નિર્દોષ રમતો નિહાળી અતી આનંદ પામતી ને પોતાનું જીવન ધન્ય થયું હોય એમ દેખાડતી. કદી કદીક વાત્સલ્યથી ઉભરાતા હૃદયે રમાને ચુમ્બન લઇ કહેતી કે "દીકરી! અમારે તો તું જ રામગઢનો યુવરાજ!"

એ બાળપણ સર્યું—ચોમાસાની નદીના તોફાની વેગવાન અને સતત પ્રવાહ જેમ! એ નિર્દોષ અવસ્થા લુપ્ત થવા લાગી—સૂર્ય પર પથરાયેલા આછા ભૂરાં વાદળની પેઠે! અને એ વાદળને ભેદી મુગ્ધાવસ્થાનો ઓજસ્વી દિવાકર દૃશ્યમાન થયો.

અને એ મુગ્ધાવસ્થામાં અજયગઢ સાથેની શત્રુતા વિષે તેણે ઘણી વાર સાંભળેલું. એક વાર લડાઇ થયાનું તેને કાને પડ્યું. તેને લડવૈયો થવાની પ્રબળ ઇચ્છા થઇ. ઘોડા પર બેસી હાથમાં ભાલો લઇ સડસડાટ ઘોડો દોડાવવો એ તેને મન સ્વર્ગપ્રદેશમાં મહાલવા સમાન હતું.

અને તેની પ્રેમાળ માતા એ જ અરસામા પૃથ્વી ત્યજી સ્વર્ગવાસિની થઇ. રમા રડી, હૃદય તૂટું તૂટું થવા લાગ્યું. માતા વિના સંસાર સુનો લાગ્યો. વાત્સલ્ય વિના સર્વત્ર અંધકાર, શૂન્યકાર દેખાયો!

હવે તેને અનુભવ થયો કે અશ્વ પર બેસી લડાઇમાં જય જીત મેળવવી તે કરતાં ભગ્ન હૃદયને જાળવી રાખવું વધુ—અનેક અંશે વધુ—કઠીન છે.

ને વળી તેનો પિતા રામસિંહ જૂદી પ્રકૃતિનો હતો. અંતરમાં પ્રેમાળતાનો સાગર ભર્યો હોવા છતાં બહાર તે ઘણો કડક દેખાતો. વીરતા, રાજ્યધર્મનું પાલન, અને દ્રઢ હૃદય, એ તેને મન અંતરના સૂક્ષ્મ, કોમળ ભાવો કરતાં ઘણાં ચઢીયાતા હોય એવું બહારથી જોનારને જણાતું, પણ વાસ્તવિક રીતે એમ નહોતું. રમાને છાની રીતે રડતાં તે જોતો ત્યારે એકાંતમાં તેનું હૃદય પણ ભરાઇ આવતું. યુધ્ધમાંના તલ્વારના ઘા કરતાં પત્નીના વિયોગનો ઘા ખરેખર તેને વધુ તીવ્ર જણાતો હતો.

આ સર્વ ઘટના એક પછી એક રમાની નજર સામે કેદમાંના શ્યામ વાતાવરણના પટ પર સરી રહી–જેમ ભૂખરાં વાદળપટ પર રૂપેરી ચંદ્ર સરે તેમ! રમા એક પછી એક અનેક અકથ્ય ભાવો અનુભવી રહી.

ને પછી યુધ્ધનાં રણશીંગા ફુંકાયાં. અજયગઢનું લશ્કર રામગઢ પર ચઢી આવે છે એ ચર્ચા જોસભેર ગર્જવા લાગી. તેનો પિતા રામસિંહ તત્પર હતો જ. યુધ્ધ તેનો પ્રિય વ્યવસાય હતો. રમાએ પુરૂષવેષે સમર-ભૂમિમાં સાથે જવાની ઇચ્છા દેખાડી. રામસિંહ અતી આનંદિત થયો. આવી વીર પુત્રી સાંપડી તે માટે પોતાનું જીવન કૃતકૃત્ય થયું માનવા લાગ્યો.

ને યુધ્ધનુ એ મેદાન રમાની દૃષ્ટિ સમીપ ખડું થયુ તલ્વારોનો ખણખણાટ તેના કાન પર અથડાવા લાગ્યો. વિજળીના ચમકારા પેઠે એ તલ્વારો રમાની દૃષ્ટિ સામે ચમકવા લાગી. એક પછી એક ઘાયલ થઇ પડતા સૈનિકોની દશા, એ દશાની કરૂણતા, રમાના વીરત્વભર્યા પણ અતી કોમળ હૃદયને કંપાવવા લાગી.

રામગઢ હારતું ગયું. તેના સૈનિકો પડતા ગયા!

પણ તેનો પિતા ખરો રજપુત હતો! તેણે કહ્યુ "પુત્રી! મરવું એક જ વાર છે. રજપુતને મન યુધ્ધક્ષેત્રનું મરણ સર્વોત્તમ મૃત્યુ છે. લડો! મારા વીર બંધુઓ! લડયે જાઓ! રામગઢને ખાતર હોમાયે જાઓ! દેશની સ્વતંત્રતાને ખાતર મૃત્યુને ભેટવું પડે તો આનંદથી ભેટો! પરતંત્ર ભૂમિમાં વસવા કરતાં મૃત્યુ ખોટું નથી. લડો! લડયે જાઓ!"

પણ એવામાં એક તલ્વારનો પ્રચંડ ઘા તેને ડાબે ખભે લાગ્યો. તે અશ્વ પરથી નીચે ઢળી પડયો.

રમા અશ્વ પરથી નીચે ઉતરી. નીચી વળી પિતાનો જખમ તપાસવા લાગી. ઘામાંથી લોહી વહી રહ્યું હતું. તેનો પિતા સતૃષ્ણ વાત્સલ્યભરી અમીદૃષ્ટિથી પુત્રી તરફ જોઇ રહ્યો હતો.

તેણે જમણો હાથ ઉંચો કરી પોતાના સૈનિકોને લડતા રહેવા આજ્ઞા કરી—પણ અફસોસ! હવે એ સૈનિકોની સંખ્યા મુઠ્ઠીભર હતી!

રમાએ ઘા પર પાટો બાંધ્યો. ઉંચે દૃષ્ટિ કરી સામે શત્રુદળ પર નજર ફેંકી! ને એ સ્તબ્ધ થઇ ગઇ!

જાણે શત્રુદળ રૂપી શ્યામ વાદળમાં જ્યોતિપૂર્ણ રૂપેરી ચંદ્ર ચમકી રહ્યો હોય તેમ મોખરે એ દળનો સેનાપતિ અંબર હતો!

રમાએ કલ્પના કરી કે તે કરડી નજરે તેના પ્રતિ કે તેના પિતાના ઘાયલ દેહ અતિ તિરસ્કારપૂર્ણ જોઇ રહ્યો હશે.

પણ ના!—પરમ તેજસ્વી, પ્રચંડકાય, વિશાળ બાહુવાળા એ વીર નરના મુખ પર કરૂણાની જ છાટ હતી રમાના પિતા તરફ એ કરૂણ દૃષ્ટિએ જોઇ રહ્યો હતો.

તેણે જ તલ્વારનો ઘા કર્યો હતો ને હવે જાણે એ માટે તેનું હૃદય પશ્ચાતાપ કરતું હોય એવી સૌમ્યતા તેના મુખપ્રદેશે છવાઇ રહી.

રામસિંહ સામાન્ય સૈનિકના વેશમાં જ યુધ્ધક્ષેત્રે ઉતર્યો હતો, એટલે શત્રુઓ જાણતા નહોતા કે એ રામગઢનો રાજા છે.

ને રમા સ્થિર દૃષ્ટિએ એ વીરને જોઇ રહી! એ આંખોમાંથી કરૂણાનો ધોધ વહી રહ્યો! એ ધોધનો અવાજ સેનાપતિ અંબરના કર્ણપટને ભેદી હૃદયપટ સુધી પહોંચ્યો ને તેનું અંતર દ્રવી રહ્યું!

અજયગઢના એક સૈનિકે તલ્વાર ઉપાડી "એને પૂરો કરવા દ્યો." તેણે કહ્યું.

"સબુર!" અંબરે હાથ ઉંચો કર્યો. "તમે

રજપુત છે. ઘાયલ પર ઘા ન કરો ! એ તો મર્યો જ સમજો."

ને એ સૈનિક સેનાપતિની આજ્ઞાને તાબે થયો.

"આ સૈનિકને કેદ કરો", અંબરે પુરુષ વેષમાં ઉભેલી રમા તરફ આંગળી ચીંધી કહ્યું.

ને એક ક્ષણમાં રમા શત્રુઓથી ઘેરાઇ ગઇ !

આ સર્વ કેદખાનાની કાળી દિવાલ પર ચિત્રસ્વરૂપે એક પછી એક રમાને દેખાવા લાગ્યું.

હા—તેના દુઃખી જીવનનું ત્યારથી જ મંડાણ થયું ! જ્યારથી એ શત્રુદળના સેનાપતિને રમાએ જોયો ત્યારથી જ તેના હૃદયનો સ્વભાવ જાણે બદલાઇ ગયો ! જેટલું સેનાપતિનું દર્શન હવે એને પ્રિય લાગતું એટલે અંશે તલવાર, લડાઇનું મેદાન, ભાલો, અને અશ્વ હવે તેના હૃદયને પ્રિય ન્હોતાં જણાતાં.

તે કેદખાનાના અંધકારમાં ચટાઇ પર સુતી સુતી રડી રહી. આંસુઓ ચટાઇને પલાળવા લાગ્યાં ! સેનાપતિને તેણે જોયો તે ક્રુર ઘડીથી તેનું જીવન બદલાયું હતું. રે ! તે પોતાના દેશને—પોતાના વ્હાલા રામગઢને, પોતાની બાળપણની ખેલનભૂમિને, પોતાને પોષનાર પૃથિવીની મૃતિકાને—હવે વિસરતી જતી હતી. તેણે પોતાના હૃદયનો અધિકાર રામગઢને બદલે હવે શત્રુપક્ષના સેનાનાયક અંબરને સોંપી દીધો હતો. તે રડી—તૃપ્તિભર રડી, વિખરાયલા કેશ આંસુથી પલળી રહ્યા.. એ કાળા કેશ પણ દ્રવીને કરુણતાથી જાણે ભીંજાઇ રહ્યા. રમાના આંસુનું પ્રત્યેક બિંદુ આંસુ ન્હોતું, જીવંત કરુણા હતી !

રે ! એ શું થયું ? તેણે અંબરને ન જોયો હોત તો ? ને જોવા છતાં તે જ ઘડીએ તલ્વાર કાઢી શત્રુ સામે ત્યાં જ લડી મરણ શરણ થઇ હોત તો ?

પણ વિધાતા—નિષ્ઠુર વિધાતા—માનવ હૃદયને કયે દહાડે વાચી શકી છે કે આજે વાંચે ? પરમ કઠોરભાવે કોમળહૃદયના માનવીઓ પર એ તો પ્રહાર જ કરતી રહી છે !

તે રડતાં રડતાં થાકી—ઉઠીને ખૂણામાંના બાજોઠ પર પડેલા કુંજામાંથી પ્યાલો ભરી પાણી પીધું. પાણીથી ભીંજાયેલા હાથ પાંપણે ફેરવી પોતે હવે રડતી બંધ થઇ છે એમ આશ્વાસન લીધું.

ને પ્યાલો પાછો મૂકે છે ત્યાં તેની ઓરડીના બારણાના તાળાંને કોઇ ઉઘાડી રહ્યું હોય એવો અવાજ તેને કાને પડયો.

કોણ હશે ?

કલ્પના નિષ્ફળ ગઇ.

ને થોડીક ક્ષણ પછી કેદખાનાની એ વિશુદ્ધ શ્યામતામાં ઝાંખા ટમટમતા દીપક સાથે તેણે સ્ત્રીવેષે પુષ્પાને આવેલી જોઇ. ઝાંખા દીપકના પ્રકાશ અને કેદખાનાના એ ઓરડીના અંધકાર વચ્ચે પુષ્પ જાગી રહ્યું !

"કોણ પુષ્પા ? અત્યારે ? શા માટે ?"

"રામગઢ માટે-દેશ માટે-જન્મધાત્રી માટે ! ચાલ વ્હેલી થા. તારી અને તારા જીવનની રજનીનો મુક્તિરૂપી સૂર્ય હવે અંત લાવશે. ચાલ વ્હેલી થા !"

"પણ રામગઢ શી રીતે જવાશે ?"

"કિલ્લાની બહાર બે અશ્વો તૈયાર છે. અહીં કિલ્લા બહાર નીકળવાનો રસ્તો દેખાડવા આ નકશાઓ બસ છે."

એમ કહી પુષ્પાએ ચોળી નીચે છૂપાવેલા નકશા બહાર કાઢી રમાના હાથમાં મૂકયા.

"ને ચોકીદારો ?" રમાએ પૂછ્યું.

"કિલ્લેદારની આ વીંટી તેમને ચૂપ રાખશે." પુષ્પાએ ચોળીના ખીસામાંથી એક ઝળહળતી વીંટી કાઢી. દિવસના ઝાંખા પ્રકાશમાં એ ચમકી રહી !

"ને મારા પિતા ?" રમાએ પૂછ્યું.

"તેને મેં છોડાવ્યું છું. તું તૈયાર થા. હું તેની ઓરડીમાં હમણાં જાઉં છું."

રમા ઘડી ભર વિચારી રહી. તેને દિવાની ટમટમતી જ્યોતમાં અંબરની પ્રણયજ્યોતનું દર્શન થયું. ટમટમતા દીવાને સેનાપતિનું વિનવણી કરતું મુખ તેણે કલ્પી લીધું.

અંબરનો ત્યાગ? જેણે તેને માટે રાજકુમારીના પ્રણયને ઠોકર મારી હતી, રાજાના કોપને ગણકાર્યો ન્હોતો, જે તેના હૃદયને ખરેખર વફાદાર રહ્યો હતો એ અંબરનો ત્યાગ? રે! એનું નામ દ્રોહ–હૃદયદ્રોહ–સિવાય શું કહેવાય?

"કેમ શો વિચાર કરી રહી છો?" પુષ્પાએ પુછ્યું.

"હું નહીં આવું—ના—મને આ કેદખાનામાં જ મૃત્યુ પામવા દે!"

પુષ્પાની આંખો ક્રોધથી ચમકી રહી. એ ચમકારો દિવાની જ્યોતને ઝાંખી પાડવા લાગ્યો.

"શું—શું કહ્યું? ફરી વાર બોલ!"

"મને અહીં જ મરવા દે."

"પરભૂમિમાં–શત્રુઓ વચ્ચે–કેમ? કારણ કે, અહીં અજયગઢમાં તારો દેવ અંબર છે."

"હા પુષ્પા! એ મારો દેવતા છે, ઇષ્ટદેવ છે, હૃદયનો આરાધ્ય છે અંબર! અંબર! તમને કેમ ત્યાગું? રાજ્યકોપના ભયે પણ તમે મને ત્યાગી નથી ને હું કારાગૃહનું દુઃખ ખમવાના વિચારે તમને કેમ ત્યાગું?"

"ખબરદાર! સાવધાન થા રમા! તું રામગઢને ભુલી જાય છે; ને એ રામગઢને પરાધીનતાની જંજીરમાં જકડનાર અંબરને દેવ ગણે છે. અભાગણી! તારા પિતા પર તલ્વારનો ઘા કોણે કર્યો હતો? તારા પિતાને આજ કેદખાનાની ઓરડીમાં પૂરાવી રાખવાના કારણભૂત કોણ છે! એ જ અંબર–જેને તું મુર્ખાઇથી તારો હૃદયદેવ બનાવી રહી છો."

"તે હશે...પણ..."

"હશે? તારા દેશ અને તારા પિતાની સ્વતંત્રતા લૂંટાઇ રહી છે ત્યરે તું "હશે" કહી રહી છો? રે! તું રજપુતાણી જન્મી તે કરતાં પત્થર કાં ન થઇ? તારા કરતાં તો રામગઢના પત્થરો વધારે દેશપ્રેમ ધરાવે છે"

રમા નીચું જોઇ રહી. તેની આંખમાં ઝળહળીઆ આવ્યાં. મુખ પર કરચલી પડી આર્દ્રતાની–કરૂણાની! ગળામાં શોષ પડવા જેવું થયું.

"દેશદ્રોહિની?" પુષ્પાએ ફરીથી કહ્યું "તું કોની કન્યા છો તે તો વિચાર? તારો બાપ રામસિંહ આદર્શ રજપુત છે ને તું તેની પુત્રી આવી દેશદ્રોહી—આવી કલંકિત?"

"પુષ્પા! પુષ્પા! દેશદ્રોહ હું કરી શકું છું, પણ હૃદયદ્રોહ નથી કરી શકતી. અંબર! સ્વામી! તમે રામગઢથી પણ મારે મન શ્રેષ્ઠ છો! પુષ્પા મને અહીં જ એ અંબરનો વિચાર કરતા કરતાં મરવા દે."

"ધિક્! તું રજપુતાણી નથી—રસ્તે ભટકનારી ક્ષુદ્ર સ્ત્રી છો તુ રામગઢની માટીમાંથી નથી જન્મી જન્મી હોત તો આમ ન કરત. અભાગણી! તને ખબર છે—તને લેશ માત્ર વિચાર પણ છે કે તને અને તારા પિતાને કેદમાંથી છોડાવવા મેં મારા જીવનનાં સર્વ સુખોનો ભોગ આપ્યો છે? જેને હું અંતરથી તિરસ્કારતી હતી તે કિલ્લેદારને હૃદયની વિષારી વેદના વચ્ચે પણ હું પરણી! તેની પત્ની થઇ રહી! બનાવટી પ્રેમ તેના પ્રતિ દેખાડ્યો! ને આજ તેના ફળ રૂપે કેદખાનાની આ ચાવીઓ, આ નકશાઓ અને આ વીંટી ચોરી લાવી છું. બોલ કાયર રજપુતાણી! બોલ, એ બધું મેં શા માટે કર્યું? રામગઢ માટે, ધાવણ આપી પોષનાર પૃથિવી માટે, જન્મભૂમિ માટે! શું મને મારૂં સુખ વ્હાલું ન હતું? શું મને હું ચ્હાઉં તેને પરણવાનો ને ન ચ્હાઉં તેને તિરસ્કારવાનો અધિકાર નથી? પણ ના,

હું તારા સમી દેશદ્રોહી નથી? મેં દેશપ્રેમની વેદી પર મારા જીવનસુખોનું બલિદાન સહર્ષ આપ્યું છે. ચાલ, હજી પણ તૈયાર થા–હજી યે વખત હાથમાં છે."

રમા, વિધિનો કરુણ શિકાર રમા, વિચારી રહી. દેશપ્રેમ અને અંબર પ્રાંતના પ્રેમ વચ્ચે યુધ્ધ મચી રહ્યું, પણ કેદખાનાની ઓરડીના અંધકારને જેમ પુષ્પાના હાથમાંના દીપે હઠાવ્યો હતો તેમ અંબર પ્રાંતના પ્રેમે રામગઢ તરફના પ્રેમને હઠાવ્યો!

તે ચૂપ જ રહી!

"કેમ, જવાબ નથી આપતી!" પુષ્પાએ કઠોર સ્વરે પ્રશ્ન પૂછ્યો.

"ના, તું ને મારા પિતા જાઓ. મને રડવા દો, મરવા દો, હું મહા હીનભાગિની છું."

પુષ્પાએ એ જ વખતે દૃઢ ભાવે રમાનો હાથ ઝાલી લીધો. "રમા! તું ભૂલ ખાય છે. તારૂં ચિત્ત હમણાં ઠેકાણે નથી. ચાલ મારી સાથે ચાલ, બધું થઇ રહેશે"

એમ કહી તેણે રમાનો હાથ ખેંચી તેને ખસેડવા જેવું કર્યું. રમા દૃઢ પગલે ઊભી રહી. પુષ્પા તેને જરાક જ ખસેડી શકી.

"ચાલ!"

"ના!"

"અભાગણી!"

"તારે કહેવું હોય તે કહે, પણ મને અહીં મરવા દે."

પુષ્પાએ ફરી હાથ ખેંચ્યો.

રમા ન ખસી–પગલાં પૃથિવી પર દૃઢભાવે સ્થાપ્યાં.

"ચાલને—ચાલ તારા પિતાની સલાહ લઇએ. તેની ઓરડીમાં તો ચાલ."

રમા એમ જ રહી!

"કહું છું ચાલ." પુષ્પાએ હોઠ પીસી ફરી એકવાર હાથ ખેંચ્યો; ને રમા તરફ ક્રોધભરી નજર ફેંકી.

રમા નીચું જોઇ રડી રહી હતી. તેની આંખમાંથી દડદડ આંસુ વહી રહ્યાં હતાં, અને મુખપ્રદેશ પરથી સરી જમીન પર પડતાં હતાં.

પુષ્પાનું અંતર દ્રવ્યું! તેણે મજબુતીથી પકડેલ રમાનો હાથ ઢીલો કર્યો. કિલ્લેદાર જયસિંહને તે તિરસ્કારતી હતી–તેને ઠગવા જ પરણી હતી, છતાં માત્ર પંદર દિવસના સહવાસ પછી જયસિંહના પ્રેમનો–જયસિંહના હૃદયની દશાનો, વિચાર કરી તેને ત્યાગતી વેળા પોતે રડી હતી એ વિચારે રમાની હમણાંની દશાના ઔચિત્યનો તેને ખ્યાલ આવ્યો.

ને તેણે એ ખ્યાલ આવતાં જ રમાનો હાથ છોડી દીધો ને ફરી વાર રમા તરફ જોયું. તે હજી રોઇ રહી હતી. જાણે તેના અંતરમાં આંસુનો સાગર ભર્યો હતો. એ સાગરનાં પૂર કેદખાનાની ભૂમિને ભીંજવી રહ્યાં.

"ત્યારે નથી આવતી?" પુષ્પાએ આર્દ્ર સ્વરે પૂછ્યું.

"ના--મને ન બોલાવ, મને મરવા દે, રડવા દે, વિયોગે ઝુરી ઝુરી આ જ ચટાઇ પર મરવા દે. હું રામગઢ આવવાને યોગ્ય નથી. હું અતી ક્ષુદ્ર પામર પ્રાણી છું. તારી સંગિની થવાની કે રામગઢના રાજાની પુત્રી કહેવડાવવાની મારામાં લેશમાત્ર યોગ્યતા નથી. હું પરવશ થઇ પડી છું-અને વિધાતાને રમવાનું એક કરુણ રમકડું છું. તું મને રામગઢ લઇ જઇ શું કરીશ? મરવા દે, અહીં જ મરવા દે. હા! આ ચટાઇ જ મારી મૃત્યુશય્યા થશે. પુષ્પા પિતાને આ ન કહેતી. તેમને કહેજે કે હું જડતી નથી. એમ કહી તેમને નસાડી જજે. પ્રભુ! રામગઢનું ભલું કરો. તેને સત્વર મુક્ત કરો!"

પુષ્પાનું અંતર ડગમગવા લાગ્યું. તેની દૃઢ ઇમારત જાણે તૂટી પડી.! તેની આંખો

મા ! પુત્રી ! વૃધ્ધ પિતાના જીવન ! ક્યાં છો ?"

ને રામસિંહના એ પ્રશ્ન પછી ઓરડીમાં નિસ્તબ્ધતા છવાઇ રહી !

"કાંઇ નથી—તમને ભ્રાંત્ર થયો છે. મેં તો કાંઇ એ અવાજ સાંભળ્યો નહિ. રમાનો અવાજ હોય તો એ અહીં આપણી નજરે ન પડે ?"

'ના—એ જ ધ્વનિ હતો. કદાચ રમાના સહવાસથી આ પત્થરોએ એ અવાજની આર્દ્રતા, મીઠાશ, કોમળતા ઝીલી લીધી હશે. એ જ ! એ જ પિતાપ્રેમથી દ્રવતો અવાજ ! રમા ! બેટા ! ક્યાં છો ? જવાબ દે."

ને કેદખાનાની નિસ્તબ્ધતાએ ફરી વાર નકારસૂચક નિરાશાભર્યો જવાબ પોતાની નિરવતાથી વાળ્યો !

"નથી, કોઇ નથી, ચાલો !" પુંજાએ કહ્યું.

"ના છે."

"નથી, નથી, ભ્રમ છે, વખત ન લગાડો. પકડાઇ જઇશું"

"રમા ! રમા !" રામસિંહે ફરી ધીમી બૂમ પાડી.

કોઇ જવાબ ન આવ્યો.

"પુત્રી ! રમા ! તું જ્યાં હોય ત્યાં સુખી થજે. તને લીધા વગર તારો આ નિષ્ઠુર પિતા અજયગઢ છોડે છે, પણ તું તો સમજુ છે, ઉદાર છે, મારી પુત્રી !"

"ચાલો" પુંજાએ રામસિંહનો હાથ પકડી ખેંચ્યો.

"ચાલ" તેણે લથડતા સ્વરે કહ્યું "હા ! કેવો અંધકાર ! રમા વિના કેવો અંધકાર ! રમા ! પુત્રી ! અહીં પાછી કદાચ આવીશ તો આ કાળા પત્થરો મારા હૃદયની દશા તને કહી સંભળાવશે !" હાય નિષ્ઠુર પિતા ! દેશને ખાતર પુત્રીને છોડી જાય છે. જન્મભૂમિના જનનીના, માતાના પ્રેમને ખાતર પુત્રીપ્રેમને ઠોકર મારે છે"

ને લથડતે પગે તે ગાલ્યો, ખડકે પુંજા તેને ખેંચી ગઇ !

ખાજોઠ હેઠળ સંતાયેલી રમાને કાને થોડે દૂરથી આવેલો સ્વર ફરી અથડાયો "રમા ! પુત્રી !"

તે ધીરથી ખાજોઠ હેઠળથી નીકળી ! મહા પ્રયત્ને તેણે સંયમ રાખ્યો હતો. એક વાર ધીરથી "પિતા" બોલાઇ ગયું હતું. તે પછી ધડકતી છાતીએ તેણે પોતાના પિતાના પ્રેમથી પ્રેરાયેલા કરુણ ઉદ્‌ગારો સાંભળ્યા હતા.

હા ! શી વિશ્વાસઘાતી પુત્રી હતી એ ? તેમો પિતા તેના વિના કેદખાનું પણ છોડવા રાજી નહોતો ને એ પોતાના પિતા વિના અજયગઢમાં રહેવા રાજી થઇ હતી. તેનો પિતા કેવો ઝૂરશે એ વિચારે તે રડું રડું થઇ રહી. રમાને જીવન દુઃખમય-દર્દમય જણાયું. પ્રેમ, પ્રેમ શી વસ્તુ હતી ? પ્રેમમાં દુઃખ વિના રમાએ બીજું શું અનુભવ્યું ?

તેને માથામાં ચક્કર આવવા માંડ્યાં. "પિતા ! નાનપણથી મારું લાલનપાલન કરનાર પિતા ! મેં દગો કર્યો છે ! મેં તમને છેતર્યા છે. ચોરની પેઠે હું સંતાઇ હતી. તમારા હૃદયની, એ હૃદયના વાત્સલ્યની, મેં કિંમત ન કરી. હું આંધળી જેવી, બહેરી હોઉં તેમ, સંતાઇ જ રહી ! પિતા ! પિતા ! માફી આપો ! ક્ષુદ્ર, સ્વાર્થી પુત્રીને માફી આપો !"

ને સાદડી પર બેશુધ્ધ થઇ એ ઢળી પડી. નિસ્તબ્ધ ! નિશ્ચેષ્ટ ! માથા પરના વાળ સાદડી પર વેરાઇ રહ્યા !

એ પળ વીતી હશે ત્યાં એ ભયંકર અંધકારને ભેદતો, અજયગઢનો વીર અંબર દાખલ થયો, ને બેશુધ્ધ રમાને ઉપાડી સાવધાનીથી એ કેદખાનાની ઓરડીની બહાર નીકળ્યો !

(ચાલુ)

# નવચેતન અને રંગભૂમિ



પુસ્તક : ૮
અંક ૪

જાન્યુઆરી
૧૯૨૯

તંત્રી:-ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
ઑફિસ:-૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા


আমি
জবাকুসুম
মাখবো

# નવચેતન અને રંગભૂમિ

માસિકપત્ર

પુસ્તકઃ ૮ મું. અધિપતિ :— ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી અંકઃ ૪ થો

[ સર્વ હક્ક સ્વાધીન. ]

## જાન્યુઆરી ૧૯૨૯ના અંકની અનુક્રમણિકા



લવાજમના વાર્ષિક દર :

| | |
|---|---|
| હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... ... | રૂ. ૬—૬—૦ |
| હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... ... | રૂ. ૭—૮—૦ |
| છુટક નકલ ... ... ... ... ... ... | રૂ. ૦—૧૨—૦ |

ઠેકાણું :—નવચેતન ઑફિસ નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન, કલકત્તા, માનીકમ લેઇન, નં. ૨, ધી ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીને માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.




પુસ્તક ૮ મુ | વર્ષ ૪ થું | જાન્યુઆરી ૧૯૨૬ | અંક ૪ થો

# પતંગ

લેખક પંડિત સેમાનંદ રાહત

પૃથ્વી પર રાત્રી પડતી હતી. સંધ્યા રાત્રિના હૃદયમાં વિલીન હતી.

આજ મારા પ્રિયતમ આવનાર હતા. હું તેમનો શયનાગાર શણગારવા જતી હતી. મારા હાથમાં એક દિપક હતો. દીવાની જ્યોત પવનના સપાટાથી અસ્થિર થઇ જતી. મેં દીવો મારા પાલવમાં સાચવીને સંતાડ્યો હતો.

એટલામાં કોણ જાણે ક્યાંથી એક પતંગ આવ્યો. દીવાની આસપાસ બાજુ તે ઉડવા લાગ્યો. મને દયા આવી. મેં કહ્યું, "ચાલ્યો જા, શીદ મરવા આવ્યો છે? નકામો બળી જઇશ." પરંતુ પતંગે ન માન્યું. તે તો ઉડતો જ રહ્યો. જાણે મારી ખુશામદ કરતો હોય તેમ મારા મુખ પર પણ એકાદ ફેરો મારી લેતો.

હું ગોસ્સામાં આવી. મેં કહ્યું, "આ દિપક મારો છે. તારો એના પર કંઇ અધિકાર નથી." બદમાશની નફટાઇ તો જુઓ! ઉડતો મારા કાન સુધી પહોંચ્યો અને કંઇ વિનતિ કરતો હોય તેમ ગણગણવા લાગ્યો. જાણે એમ કહેતો હોય કે, 'દિપક તમારો છે તે હું માન્ય રાખું છું, પણ એક ક્ષણ મને તેમાં બળી મરવા દો. એટલી દયા કરો! મારા દિલની આટલી જ નિર્દોષ આરજુ છે. મારી આટલી ઇચ્છા પૂરી કરો. મારા નિષ્ફળ જીવનનો સાર એટલો જ છે કે હું મારા પ્રિયતમની શ્રી વૃદ્ધિ કરતો બળી મરૂં."

પતંગની આ અડચણ મને ગમતી નહોતી. એકદમ હું ચીડાઇ ગઇ. મેં તેને ઘણો ય વાર્યો, ગાળો દીધી, પણ તે ન હટ્યો. પછી તો મારા જમણા હાથે ઝાપટી નાખ્યો. બિચારૂં ક્ષુદ્ર પ્રાણી અંધારામાં વિલીન થઇ ગયું.

આળી! હું ક્યારની ય તેમની માર્ગ પ્રતિક્ષા કરૂં છું, હવે વાટડી જોતા થાકી ગઇ અને મારી ધીરજ ખૂટી. ઉપરાંત તું તો કહે છે કે તે આજે આવનાર નથી. હાય! હું સમજી પ્રાણનાથ! તમારા ક્રોધનું કારણ સમજી. હું તમારે યોગ્ય નથી.

મારા નાનકડા પતંગ ગુરૂદેવ! મને ક્ષમા કરજો. તમે તો મને શુધ્ધ પ્રેમની શિક્ષા આપવા આવ્યા હતા, પણ મેં તમારૂં અપમાન કર્યું! તમારે બળી મરવા માટે આટલો નાનો શો ટમટમતો દીવો બસ છે. અને હું? હું બળી મરીશ અપમાનિત પ્રેમની આગમાં! ફેર મારો એટલો જ કે તમે એક ક્ષણમાં જ તમારા પ્રિયતમના ખોળામાં જઇ બેસશો, અને હું ધીરે ધીરે બળતી રહીશ. કોણ જાણે ક્યાં સુધી? કદાચ અનંતકાળ સુધી હું આમ જ ધીરે ધીરે બળ્યા કરીશ.

# આજ મને સાંભરી એ રાત

લેખક: રા. ધૂમકેતુ

આજ મને સાંભરી એ રાત, કે, વ્હાલમ આવીઆની વાત,
આજ મને સાંભરી એ વાત, કે, વ્હાલમ આવીઆની રાત
તે દી સેજે સીંચેલાં નેહ, કે, કુંકુમ સુગંધું મેલેલ,
આજ મને સાંભરે શણગાર, કે, મારી ઓઢણીની ભાત—
આજ મને એનો કસુંબલ રંગ, કે, ચોળી ચણીઆના ચંપેક રંગ,
એવો એવો નજર આવી જાય, કે, રડ્યું મારી આંખડી ઉભરાય.
આજ મને સાંભરે એ રાત, કે, જામી હતી મેઘલી આકાશ,
ઉજળો મારગ નહિ પરખાય, કે, વિજળી ચમકી ચમકી શમી જાય
વચ્ચે ધીમો ધીમો વરસાદ, કે, નેવલે પાણીડા મભળાય,
હૈડું ઝૂરે અધીરૂં થાય, કે, વ્હાલમ આવીઆની આશ
એવે આવ્યો બંસીનો સૂર, કે, નેહભર્યું આતમજોબન પૂર.
ઘડી લાગેણી એકએક જાય, કે, એનાં ધીમાં પગલાં વરતાય,
આજ મને સાંભરી એ વાત, કે, વ્હાલમ આવીઆની વાટ
આજ એ રાત્રિના પડછંદ થાય, કે, જાણે કાળ ન બીજો જણાય,
હૈડું પડદા ચીરી ચીરી જાય, કે, રૂદીઓ રૂવે આંસુ મભળાય
આજ મને સાંભરે એ રાત, કે, વ્હાલમ આવીઆની વાત,
આજ મને સાંભરે એ વાત, કે, વ્હાલમ આવીઆની રાત.



છેલ્લા મીકાડો મુત્સુહિતો અને તેની રાણીના (રાજા રાણીના) સમાધિગૃહો. જાપાનની પ્રજા પોતાના રાજાને દૈવી અંશ માને છે. ૧૯૨૩ના મહાન ધરતીકંપ વખતે ટોકીઓમાં આ સમાધિગૃહો જ સહીસલામત રહી ગયા હતા, (અંદરની છબીઓ) મીકાડો મુત્સુહિતો અને તેની રાણી

# આધુનિક જાપાનનો ભાગ્ય વિધાયક

લેખક —રા. ભાઈલાલ છોટાલાલ પટેલ

જગતના ઇતિહાસમા જે જે નરવીરોના નામ પોતાના દેશના ઉધ્ધારક ને ભાગ્ય વિધાયક તરીકે સુવર્ણાક્ષરે અંકિત થઇ ચૂકયાં છે તેઓમા સાંપ્રત જગતના એક મહાશક્તિસંપન્ન રાષ્ટ્ર તરીકે સુવિખ્યાત થયેલ જાપાનના સ્વર્ગસ્થ દેવાંશી શહેનશાહ "મેઇજીતેન્નો"નું સ્થાન અપ્રતિમ છે કુદરતના અગમ્ય ને અકળિત એવા કોઇ અપૂર્વ ભાગ્ય વિધાન મુજબ સાંપ્રત જાપાનને મધ્યકાળની નિદ્રામાંથી જગાડી-સભ્ય જગતના અન્ય દેશો સામે લગભગ અઢીસો વર્ષ જેટલા લાંબા સમયથી બંધ રાખેલ દ્વારો ઉઘાડવાનું અમેરિકન ગણ્યપતિ ફીલ્મોરનું ઇતિહાસ પ્રસિધ્ધ કહેણ લઇ કેપ્ટન કામોડોર પેરીએ સને ૧૮૫૨ના નવેમ્બરની ત્રીજી તારીખે વરાળબળથી ચાલતી અમેરિકાની સૌથી પહેલી મનવાર "મીસીસીપી" ઉપર પાસિફિક મહાસાગરની મુસાફરી શરૂ કરી તે જ દિવસે સૂર્યદેવી જેની અધિષ્ઠાત્રી છે અને જે વંશ અઢી હજાર વરસથી અચળ રહી જાપાનની રાજગાદી ભોગવે છે, તેના ૧૨૧ મા વંશજ મીકાડો કોમેઇતેન્નોના પુણ્યપાટ નગર ક્યોટોમાં આવેલા રણવાસમાં આ દેવાંશી બાળકનો જન્મ થયો. જાપાનના ભાગ્યનો તે જ દિવસથી ઉદય થયો એમ કહીએ તો ઐતિહાસિક દૃષ્ટિએ પણ એ વાસ્તવિક છે.

કારણ કે કોટન પેરીનું આગમન એ જપાનના ઉષ:કાળનું પ્રથમ કિરણ હતું. ભારતના પ્રાચીન ઇતિહાસમાં અવતારી પુરુષો અમુક કાર્ય માટે જન્મ ધારણ કરતા અને તે કાર્ય પુરૂં થતા પોતાની ઐહિક લીલા સમેટી લેતા એ આપણને સુવિદિત છે. આવા જ કોઇ માનવબુધ્ધિને અગમ્ય કુદરતી સિધ્ધાંતની સાક્ષીરૂપે જ્યારે જાપાને ઉત્તરોત્તર પ્રગતિ કરી—પાશ્ચિમાત્ય રાષ્ટ્રોના સમોવડીઆ બનવા જેટલી શક્તિ સંપાદન કરી લીધી અને મહા પ્રતાપી બ્રિટને એ નૂતન રાષ્ટ્રને મિત્ર તરીકે સ્વીકારી સને ૧૯૧૧ ના જુલાઇની ૧૩મી તારીખે સંધિ કરી ત્યાર બાદ લગભગ એક વરસે જાપાનીસ મહારાજ્યને સુખશાંતિ ને સમૃધ્ધિમાં મ્હાલતું મૂકી સને ૧૯૧૨ના જુલાઇની ૩૦મી તારીખે આ મહા પ્રતાપી દેવાંશી શહેનશાહે સ્વર્ગવાસ કર્યો. જગતના ઇતિહાસમા એક રાષ્ટ્રના ઉષઃકાલથી માંડી મધ્યાહ્ન સુધી આગદ બેસતો આવે એવો તે રાષ્ટ્રના ભાગ્યવિધાયકનો જીવનકાળ હોય એવી અપૂર્વ ઘટના બીજી ભાગે જ નોંધાઇ હશે.

### મુત્સુહીતોના જન્મ પહેલાંનું જાપાન

મુત્સુહીતો (તેમનું નામ) ના પિતા મીકાડો કોમેઇતેન્નોના રાજ્યકાળમા જાપાન દેશમાં મીકાડોની રાજસત્તા નામ માત્રની હતી. મીકાડોનું નિવાસસ્થાન પાટનગર ક્યોટોના શાહી કિલ્લામા હતું. દેશ આખાનું ખરૂં સ્વામિત્વ ને રાજકાજના વહિવટની કુલ સત્તા—લગભગ એક હજાર વર્ષથી અસ્તિત્વમાં આવેલી "શોગુનેટ" (પેશ્વાઇને ઘણે અંશે મળતી પ્રથા) ને પોતાના પ્રભાવવડે ચક્કુ મજબુત કરી પોતાના વંશમાં સ્થિર કરી જનાર તોકુગાવા ઇયેયાસુ (ઇ. સ. ૧૬૦૫—૧૬૨૩) ના વંશજ ઇયેમોચીના હાથમા હતી; તેની રાજધાની ઉત્તરમાં યેદો (હાલનું ટોકયો) શહેરમા હતી. શોગુન (પેશ્વા) નામ માત્રનું મીકાડો વર્ચસ્વ સ્વીકારતો. બુધ્ધ ધર્મને આઠમે હજાર વરસ વીતી ગયા હતાં—જે દરમ્યાન ચાઇનીઝ તથા કોરીઅન સુધારાની જાપાન ઉપર ખૂબ અસર થઇ હતી. સત્તરમી સદીની શરૂઆતમાં છેલ્લા પચાસેક વરસોથી ખ્રિસ્તી ધર્મનું પ્રચાર કાર્ય કરતા પોર્ટુગીઝ મીશનરીઓની ખટપટથી ગુસ્સે થઇ—સઘળા પરદેશીઓને દેશ બ્હાર કાઢી ફકત દેશીમા ટાપુ ને નાગાસાકી બંદરે ડચ તથા ચાઇનીઝ લોકોને વેપાર કરવાનો હક્ક આપી આખા દેશના અન્ય દ્વાર ત્રીજા તોકુગાવા ઇયેમીત્સુએ દુનિયાના અન્ય દેશો સામે બંધ કર્યાં હતાં. આ પરિસ્થિતિ લગભગ અઢીસો વરસ રહી. આ કાળ દરમ્યાન નાગાસાકીમા યૂરોપી વેપારીઓ તથા ખ્રિસ્તી મીશનરીઓના સંસર્ગમાં આવેલ કેટલાક સાહસિક જાપાનીસો ઇચ્છતાં હતા કે તેમનો દેશ પણ અન્ય દેશોના સંસર્ગમાં આવી નવા વૈજ્ઞાનિક સુધારાનો લાભ ઉઠાવે. બીનવ્વી આવી વિચારશ્રેણીનો વર્ગ બહુ જ ધીમે ધીમે પરંતુ નિશ્ચિત પગલે વધી રહ્યો હતો. બીજી બાજુએ તોકુગાવા વંશના લાંબા અમલની અદેખાઇ કરનારી જાતિઓના આગેવાનોમા કોઇ તોકુગાવાને બદલે પોતાનું વર્ચસ્વ દેશ ઉપર સ્થાપી શકે એટલો શકિતસંપન્ન ન હોવાથી બૌદ્ધ તથા ખ્રિસ્તી ધર્મના પ્રચારથી પુનર્જીવન પામેલ પૂર્વજપૂજા ને સ્વામીભકિતના પ્રાચીન જાપાનીસ સિધ્ધાંતોની પ્રેરણાને વશ થઇ તેઓ સઘળા તોકુગાવાનો ધ્વંસ કરી દેશના સમસ્તનું ખરૂં સ્વામિત્વ ને રાજ્યકારભારનાં સર્વ સૂત્રો મીકાડોના હાથમાં આવે એવાં પગલાં લેવાનો વિચાર કરી રહ્યા હતા. ઓગણીસમી સદીની શરૂઆતથી પરદેશી વહાણો ઉપરાઉપરી આવી દેશને વેપાર અર્થે ખુલ્લો મૂકવાનું ચાલુ દબાણ કરી રહ્યા હતાં. જેને પરિણામે એ મહાપ્રશ્નો મીકાડો કોમેઇતેન્નોના

રાજ્યકાળમાં જાપાનના પ્રધાન પુરુષોનું ધ્યાન રોકી રહ્યા હતા.

(૧) પરદેશીઓના ચાલુ દબાણને વશ થઇ દેશને વેપાર અર્થે ખુલ્લો મુકવો કે તેમની સામે યુધ્ધ માંડી તેમને હાંકી કાઢવા

(૨) તોકુગાવા શોગુનનો ધ્વંસ કરી "પેશ્વાઇ" પધ્ધતિને તિલંજલિ આપી મીકાડોના રાજ્યછત્ર નીચે રાષ્ટ્રનું ઐકય સાધવું.

જુના વિચારના જાપાનીસ અમીરઉમરાવોને આ બે પ્રશ્ન એક જ રૂપે દેખાતા, કારણ કે તેઓને પાકી ખાતરી હતી કે મીકાડોના રાજ્ય છત્ર નીચે બધા સુબાઓને લડાયક જાતિઓ એકત્ર થાય તો, "જંગલી" પરદેશીઓના "પાપી" ચરણસ્પર્શથી ઉગતા સુર્યની દેવભૂમિને જરૂર બચાવી શકાય. પરંતુ કેટલાક દુરદર્શી વિચક્ષણ નાયકો તથા પાશ્ચિમાત્ય સુધારાનું પાન કરવા ઉત્સુક બનેલા નવયુવાનો મીકાડોના હાથમાં સાર્વભૌમ સત્તા આવે એ ઇચ્છતા, છતાં પરદેશીઓ સામે દેશના દ્વાર બંધ રહે એ તેમને બહુ સાલતું હતું. મહાપુરૂષોના જન્મધારણ પહેલા પરિસ્થિતિનું ક્ષેત્ર તેમના જીવનકાર્યને અનુરૂપ તૈયાર થઇ રહેલુ હોય છે. જાપાનના ઇતિહાસના આ અપૂર્વ મન્થનકાળે મુત્સુહીતોનો જન્મ થયો ને બીજી બાજુએ અમેરિકાથી કોટન પેરીએ પ્રયાણ કર્યું.

### બાલ્યકાળ

સને ૧૮૫૩માં કોટન પેરી ઉરાગા બંદરમાં આવી પહોંચ્યો ને રાષ્ટ્રપતિ ફીલ્મોરનો પત્ર તથા ભેટની ચીજો પહોંચાડી શોગુન સરકારને પહોંચાડી જવાબ માટે એક વરસ બાદ પાછા ફરવાનું વચન આપી, દક્ષિણ તરફ ચાલ્યો ગયો. સન ૧૮૫૪માં તેણે પાછા આવી શોગુન સરકાર તરફથી કશો સંતોષકારક ઉત્તર ન મળવાથી શીઓદા, નાગાસાકી તથા હોકાયદેના બંદરોમાંથી પાણી તથા બળતણ આપવાની શોગુનને ફરજ પાડી. આ બનાવથી દેશ આખામાં ભારે ખળભળાટ મચી રહ્યો. પરદેશીઓ સામે સંરક્ષણનાં પગલા શોગુન સરકારે લેવા માંડ્યાં. સને ૧૮૫૬માં અમેરિકન પ્રતિનિધિ મી. હેરીસ શીઓદા બંદરમાં આવી પહોંચ્યો ને શોગુને તેને મુલાકાત આપી. હેરીસે વ્યાપારની સંધિ માટે આગ્રહ કર્યો. તો કુગાવા સરકારે તેની સાથે વાટાઘાટ કરવા ય. નાઓસુકે નામના એક બહાદુર ને મક્કમ વિચારના પ્રતિનિધિને નીમ્યો, તથા પોતાની સામે હયાતી ધરાવનાર વિરોધી પક્ષને સંતોષવા એક ખાસ પ્રતિનિધિ ક્યોટો મોકલી મીકાડોનું ફરમાન માગ્યું. મીકાડોના દરબારીઓ બધા જ પરદેશીઓની વિરૂધ્ધ હતા; તેથી લાંબા સમય સુધી કાંઇ નિર્ણય કેઇ કરી શક્યુ નહિ. છેવટે ક્યોટોના ફરમાનની ઘણી રાહ જોઇ કંટાળી નાઓસુકેએ પોતે પોતાની જવાબદારી ઉપર સંધિપત્ર ઉપર સહી કરીને દેશને ખુલ્લો મુકવાનુ જાહેર કર્યું. મીકાડોની સત્તાનું આવું હડહડતું અપમાન કરી—"જંગલી" પરદેશીઓના "પાપી" સ્પર્શથી જાપાનને કલુષિત બનાવવા ઇચ્છનાર નાઓસુકેનું બીજે જ વરસે ખુન થયું ને કુગાવા શોગુનને મીકાડો પાસેથી પરદેશીઓને હાંકી કાઢવાના ફરમાનરૂપે સને ૧૮૬૩માં તલવારનો સ્વીકાર કરવો પડ્યો મીકાડોની ઇચ્છાને માન આપી ચોશુ જાતિએ સીમોનેસેકી તથા સાત્સુમા જાતિએ કાગોશીમાના બંદરોમાં પડેલ પરદેશી વહાણો ઉપર હલ્લો કર્યો. જેને પરિણામે તે બંદરો ઉપર પરદેશીઓએ તોપોનો મારો ચલાવી ભારે દંડ લીધો. આમ આ બેઉ મુખ્ય ને જોરાવર જાતિઓનો પરાજય થતાં દેશના રક્ષણ અર્થે સૌ સંપી જતાં એક મજબૂત રાજ્યસત્તા ઉભી કરવાની ચળવળને બહુ જ જોસ મળ્યું.

સને ૧૮૬૫માં શોગુન ઇયેમોચીનો દેહાંત



**મીકાડોની લોકપ્રિયતા**

પ્રજાના માનીતા મીકાડોની માંદગી સમયે મહેલની બહાર પ્રજાજનો મીકાડોના દીર્ઘાયુ માટે પ્રભુપ્રાર્થના કરે છે. (અંદરની નીચેની છબીમાં) મીકાડોની માંદગીના સમાચારવાળા બુલેટીન વર્ત્તમાનપત્ર વેચવાવાળા છોકરાઓ વેચે છે

થયો, તેની પાછળ તેનો પુત્ર કેઇકી શોગુન થયો. સને ૧૮૬૬માં મીકાડો કોમેઇતેન્નોનો સ્વર્ગવાસ થતાં, "મહાવીર" મુત્સુહીતો ચૌદ-વર્ષની બાળવયે ગાદી ઉપર આવ્યા જન્મ કાળ પછીના આ ચૌદ વરસ દરમ્યાન તેમને જાપાનીસ રાજકુટુંબના નબીરાઓને યોગ્ય-ઔચિત્ય તથા કોન્ફ્યુશીયસના સિધ્ધાંતો, ચિત્રકળા, સંગીત, સાહિત્ય, ક્ષત્રિઓને શોભે એવાં નૈતિક બંધનો ને માન્યતાઓ, તલવાર, ભાલો તથા તીરકામઠું વગેરેનો ઉપયોગ—કુસ્તી વગેરે મલ્લવિદ્યા—સાદું જીવન વગેરે વિધવિધ વિષયોની તાલીમ આપવામાં આવી હતી. તે વખતની પ્રચલિત રૂઢિ મુજબ તેમને મહેલના ચોગાન બહાર લઇ જવામા આવ્યા ન હતા, પરંતુ આજુબાજુના દરબારી સેવકો પાસેથી દેશમાં ચાલી રહેલ ખળભળાટની તેમણે માહિતી મેળવી લીધી હતી ને રાજગાદીએ આવ્યા ત્યારે આખા દેશનું ધ્યાન રોકી રહેલ એ મહા પ્રશ્નોને અંગે પોતાના સ્થાન તથા જવાબ-દારીનું તેમને પુરું ભાન હતું.

**રાજ્યારોહણ.**

નવા શોગુન કેઇકી તોકુગાવાએ બાળ મીકાડોને ગાદી મળતાં, પોતાની હયમચી રહેલી સત્તાના પાયા સુદૃઢ કરવાની નવી આશાઓ બાંધી. બીજી તરફ પરદેશીઓને હાથે પરાજય પામેલી જાતિઓએ એકસંપી કરી અને ઓકુબો ઇવાકુરા સાઇગો આદિ સુધારક પક્ષના નવજુવાનોએ તેમને સાથ દીધો. પોતાની વિરૂધ્ધ આમ પુરી તૈયારી થયેલી જોઇ સમય વર્તી સને ૧૮૫૭ના નવેમ્બરની ત્રીજી તારીખે કેઇકી શોગુને પોતાના પદનું રાજીનામું આપ્યું. નવી રાજ્યવ્યવસ્થાની યોજના ઉપર મંત્રણા કરવાને મુખ્ય સુબાઓની એક પરિષદ ક્યોટોમાં તા. ૧૫મી ડીસેમ્બરે ભરવામા આવી. સાત્સુમા, તોસા, ચોશ્યુ વગેરે જાતિઓના નાયકો પોતાના લશ્કર લઇ પાટનગર

કયેટોમાં હાજર થયા. સને ૧૮૬૮ ના જાન્યુઆરીના ત્રીજી તારીખે મીકાડોનું ફરમાન મેળવી આ એકત્ર સૈન્યે મહેલના નવ દરવાજા કબજે કરી કેઇકી શોગુનના દરબારી પ્રતિનિધિને તથા જુના વિચારના હિમાયતી બીજા દરબારી ઉમરાવોને દૂર કર્યા. બાળ મહારાજાની આસપાસ નૂતન ચળવળના નાયકો ટોળે મળ્યા ને ચોવીશ કલાકમાં શાહી ફરમાન કઢાવી શોગુનપદ તથા શોગુન સરકારને દફનાવી દીધાં. કેઇકી શોગુને આ નવા ફેરફારને રાજદ્રોહ જાહેર કરી યુધ્ધ કરવાનો નિશ્ચય કર્યો. જાન્યુઆરીની ર૭મી તારીખે વફાદાર અથવા નૂતન પક્ષના સૈન્યે શોગુનના લશ્કરને ઓસાકા પાસે સખત હાર ખવડાવી. કેઇકી ન્હાસી યદો પહોંચી ગયો.

સને ૧૮૬૮ ની શરૂઆતમા જ જાપાન ના બે મહાપ્રશ્નોનો એકી સાથે નિકાલ આવી ગયો ને પરદેશીઓ તરફ સહાનુભૂતિ ધરાવનારા દેશમાં નવા સુધારાનો પ્રચાર થાય ને આખી પ્રજા આંતરકલહને તિલાંજલિ આપી એક શકિતશાળી રાષ્ટ્ર બને એવી ઇચ્છા ધરાવનારી, સરકાર બાળ શહેનશાહ મુત્સુહીતોના રાજ્યછત્ર નીચે અસ્તિત્વમાં આવી તો ખરી, પરંતુ રાજ્યનો ખજાનો ખાલી હતો. કોઇ જાતની ઉપજની વ્યવસ્થિત-યોજના ન હતી. પરદેશીઓના હુમલા સામે રક્ષણ કરવા જેવું ન હતું. સૈન્ય ને નૌકાબળ તથા ન્હાની ન્હાની સામુરાઇ (ક્ષત્રિય) જાતિઓ ને પક્ષો વચ્ચેનાં અદેખાઇ શમ્યાં ન હતાં. પરદેશીઓ જંગલી વેરઝેર ને છે તેમના રીતરીવાજ ધર્મ સુધારો બંધુ ય જાપાનની દેવભૂમિને કલુષિત કરે છે. આવી માન્યતા ભલભલા આગેવાન દરબારીઓની હતી. મધ્યકાલીન સામાજીક રૂઢિઓ ને કુરિવાજોનું જોર પ્રબળ હતું. કેઇકી શોગુનના અસંતુષ્ટ સેનાનાયકો બંડ ઉઠાવવાની પેરવીમાં હતા. આવા આવા અનેક વિષમ સંજોગો વચ્ચે મુઠીભર સાચા સલાહકારો ને અનન્ય ભકતોની સહાય વડે જે નરવીરે રાષ્ટ્રનું નાવ હંકારી ધારેલે સ્થાને ચાળીશ વર્ષ જેટલા ટુંક સમયમાં સહીસલામત પહોંચાડ્યું તેને જાપાનીસ પ્રજા "દેવાંશી" કે અવતારી પુરૂષ માને એ તદ્દન સ્વાભાવિક છે. એક પછી



**મીકાડોનો દરબાર**
જૂની પધ્ધતિ મુજબ.

એક મુશ્કેલીઓની શૃંખલા તોડી આ નરવીરે પોતાનું જીવનકાર્ય કેવી રીતે સાધ્યું તે હવે જોઇએ.

શહેનશાહપદ ધારણ કર્યા પછી બે જ માસમા કાળજુની પ્રથાને તોડી મુત્સુહીતોએ જાહેર પ્રજાને દર્શન દીધા; એટલું જ નહિ પરંતુ પોતાના જીવનમા પહેલી જ વખત ઓસાકા સુધી મુસ ફરી કરી. ત્યાંના બંદરમાં શઢ અથવા પવનની મદદ વગર ચાલતી આગબોટ જોઇ મીકાડોનાં જાહેર દર્શન થવાથી આમ પ્રજાની ભક્તિમાં ઘણો જ વધારો થયો.

### સોગંદનામું :

તા. ૧૬ મી એપ્રિલ ૧૮૬૮ના ચીરસ્મરણીય દિને રાજમહેલના શીગીન દેવાલયમાં પોતાના પૂર્વજોના સદ્ગત આત્માઓને હાજર હજૂર જાણી શહેનશાહ મુત્સુહીતોએ ભાવિ રાજ્યવ્યવસ્થાનો પાયો નાખનારૂ સોગંદનામું લીધું જેની પાચ કલમો નીચે મુજબની હતી :–

(૧) વિશાળ પાયા ઉપર એક મંત્રણા સભા સ્થાપવામાં આવશે. રાજકાજની નીતિ આ સભાના જાહેર મત મુજબ નકકી કરવામા આવશે.

(૨) સરકાર તથા પ્રજાની વચ્ચે ખરી એકદિલી થવી જોઇએ જેથી દરેક નવું કાર્ય પુરજોસથી આગળ વધી શકે.

(૩) સૈનિકો, રાજકાજમાં ભાગ લેનારા અન્ય વર્ગના તથા આમ પ્રજાના સૌ માણસો પોતપોતાના ક્ષેત્રમા રહી પોતાની ફરજો બજાવે ને રાષ્ટ્રના આત્માને સદા જાગૃત ને ઉન્નત રાખે એ ઇચ્છવા જોગ છે.

(૪) ભુતકાળનાં રૂઢિબંધનો ને કુરિવાજોનો નાશ કરી સર્વ વ્યવસ્થા વિશ્વના સર્વમાન્ય નિયમને અનુસરી કરવામાં આવશે.

(૫) વિશાળ જગતમાંથી જ્ઞાન મેળવી રાષ્ટ્રનો પાયો મજબુત કરવો જોઇએ.

સોળ વર્ષ જેટલી કિશોર વયે જગતના વિચારપ્રવાહને અનુસરી સ્વતઃ પોતાની સત્તાની મર્યાદા આંકી રાષ્ટ્રનું હિત કરવા તત્પર થયેલા આ નરવીરની પ્રતિભા કેટલી ગૌરવશાળી હશે તેનો આપણને આ સોગંદનામું વાચી સહજ ખ્યાલ આવી શકે છે.

આ દરમ્યાન કેઇકી શોગુનના અસંતુષ્ટ સેનાનાયકોએ ઉત્તરમાં બે ત્રણ બંડ જગાવ્યાં, જેને શાહી લશ્કરે વિખેરી નાંખ્યાં ને બંડખોરોના નાયકો–ઇતોમીતો, હાયાશી તથા ઓતોરીને શહેનશાહે ઉદાર દિલે માફી બક્ષી, જીવન પર્યંતના સામ્રાજ્યના ઋણી ને સેવક બનાવ્યા. શહેનશાહ મુત્સુહીતો શાંતિના ચ્હાનાર, પ્રજાના સચા પાલક ને ઉદાર તથા દૂરદર્શી રાજનીતિજ્ઞ પુરૂષ હતા એ વાતની તેમણે લીધેલા આવા ઉગાર ને સમયોચિત વલણથી આપણને ખાત્રી થાય છે.

### પહેલી મંત્રણા સભા :

સને ૧૮૬૯ના ફેબ્રુઆરી માસમાં તે યુગના સૌથી વધુ વિચક્ષણ ને દૂરદર્શી સુબા ઇગીકેને શહેનશાહને એક અરજ પત્ર લખી પોતાની સુબાગીરી, જમીન લશ્કર વગેરે સર્વસ્વ શાહી સરકારને ચરણે ધર્યું. આનો દાખલો લઇ સાત્સુમા, ચોશ્યુ તોસાહીઝેન વગેરે જાતિઓના નાયકોએ પણ પોતાનુ સર્વસ્વ મીકાડોને ચરણે ધર્યું. સુબાગીરી પ્રથા ( Feudalism ) ના પાયા હચમચવા લાગ્યા એપ્રિલ માસની ૧૮ મી તારીખે કયોટોમાં પહેલી મંત્રણા સભા બોલાવવામાં આવી. જુના વિચારોનુ પ્રભુત્વ હજી સુબાઓના મન ઉપર રૂઢ થયેલું હતું જેથી હારાકીરી ( આંતરડા ચીરી નાંખી મરવું તે ) તથા તલવાર બાંધવાની સામુરાઇ રૂઢિઓ કાઢી નાંખવાની દરખાસ્ત ઉડી ગઇ. તેમ છતાં યે પાટનગરને કયોટોથી ફેરવી યદો (ટોકીયો) લઇ જવું તથા સામુરાઇ વર્ગના ખાસ હકકો નાબુદ કરી સર્વ આમ પ્રજાને એક ધોરણ

ઉપર 'મુકવી એ બાબતોનો સ્વીકાર થયો. આ વખતે જાપાનના અંત્યજ વર્ગ (એતા) નો ઉધ્ધાર કરી તેમને આમ પ્રજા ભેગા ભેળવી લેવાની હિમાયત કરનાર વીર પુરૂષ ગેકોઆનું બીજે જ દિવસે ખુન કરવામાં આવ્યું. મંત્રણા સભા બેઠી તે જ દિવસે શહેનશાહે ક્યોટો છોડી નવી રાજધાની યદો ( ટોકયો ) તરફ પ્રયાણ કર્યું. ટોકયોમા રાજધાની થયા બાદ એ દિવસોમાં પરદેશીઓ સાથે જુના વિચારના જાપાનીસ સામુરાઇઓને વારંવાર ઝપાઝપી થતી. સને ૧૮૬૮ ની સાલમા તથા ક્યોટોમા પણ આવા દુઃખદ પ્રસંગો ઉભા થયા હતા. પરંતુ સર્વ પ્રસંગોએ ધ્વાકુરા ઇચીઝેન-ઓકુબો જેવા કાબેલ ને દુરદર્શી સલાહકારોની મદદ વડે આવા પ્રસંગો પ્રબળ વિરોધનાં કારણ ન બને તે માટે શહેનશાહે ચાંપતા ઉપાયો લીધા હતા. ટોકયોમાં પહોંચીને તુરત જ એક ફરમાન બ્હાર પાડી પ્રજાના આગલા વખતના ખાસ વર્ગો નાબુદ કરી, અમીર વર્ગ ગૃહસ્થવર્ગ તથા સામાન્ય વર્ગ એવા ત્રણ વર્ગો પાડયાનું જાહેર કરવામાં આવ્યું આ મહાન ફેરફારથી સામુરાઇનું જાપાન ખતમ થયું ને આધુનિક જાપાનીસ રાષ્ટ્રનો ઉદય થયો.

**પ્રગતિનાં નવાં વિધાન :**

ટોકયોમા રાજધાની સ્થાપ્યા પછીના વીસ વર્ષ શહેનશાહે અને તેના મુખ્ય સચિવોને માટે અથાગ પરિશ્રમથી ભરેલા હતાં. જુની રૂઢિઓને એક પછી એક તોડી નવા અખતરા કરવાનો આ યુગ હતો. જાપાનના સથી સાચા સલાહકાર ને મિત્ર મીશનરી મી. વરબેકની સલાહથી પરદેશમાથી ખાસ લાયકાત ધરાવતા વિવિધ વિષયોમાં નિપુણ શિક્ષકો, ઇજનેરો, સૈન્ય ને સંરક્ષણ વિષયના જાણકારો, ડાક્ટરો વિગેરેને ઘણા જ સારા પગારે શહેનશાહે પોતાની પ્રજાને શિક્ષણ આપવા તથા બીજા વિષયોમાં સલાહ આપવા નોતર્યા. આવા શિક્ષકો, સલાહકારો તથા બીજા ખાતાંના નોકરો મળી પાંચ હજાર પરદેશીઓ મીકાડોની પ્રજાની ઉન્નતિ અર્થે કામ કરવા લાગ્યા. બીજી તરફથી શાહી કુટુંબના બે નમીરામાંથી એકને ઇંગ્લાંડ ને બીજાને અમેરિકા મોકલી આમ પ્રજાને અને મુખ્યત્વે કરીને અમીર ઉમરાવ વર્ગને જ્ઞાન મેળવવાના અત્યુત્તમ માર્ગે દેશાટનની દિશા મીકાડોએ દાખવી. જાપાનીસ પ્રજામા એ એક મહાન ગુણ છે ( જે પૂર્ણરૂપે મુત્સુહીતોમાં મૂર્તિમંત હતો ) તે એ કે પોતાના કરતાં બીજી વાત શ્રેષ્ઠ ને અનુકરણીય જુએ તો તુરત જ તેને પકડી પોતાની બનાવે. પરદેશી શિક્ષકોના શિક્ષણથી તથા દેશાટન કરી આવેલા નવજુવાનોના ઉત્સાહથી દેશને નવાં વિધાન સ્વીકારતાં ભારે વસમું લાગ્યું નહિ. થોડા જ સમયમા પરદેશી શિક્ષકો ને અન્ય ખાતાંના પરદેશી અધિકારીઓના સ્થાન જાપનીઓએ લેવા માંડયા, કોઇ પણ પરદેશીને રાજ્યમાં ઉચ્ચ અધિકાર યા તો હોદ્દો આપવામાં આવ્યો ન હતો તેમજ આંતર રાજ ખટપટથી તેમને વેગળા રાખવાની પુરી સાવચેતી રાખવામાં આવી હતી. આ પાંચ હજાર પરદેશીઓએ જાપાનને આધુનિક જમાનાનું શક્તિસંપન્ન રાષ્ટ્ર બનાવવામાં ઘણો જ સુંદર ફાળો આપ્યો હતો ને તેની કદર શહેનશાહે તેઓમાની કેટલીક શ્રેષ્ઠ વ્યકિતઓને બહુ માન આપી કરી હતી.

શહેનશાહે અન્ય સર્વ દેશોના રિવાજ મુજબ પોતે દેશની મુસાફરીએ આવતા રાજ પરોણાઓ તથા પરદેશી રાજપ્રતિનિધિઓની હવે જાહેરમાં મુલાકાતો લેવા માંડી તથા પ્રજાને પણ વારંવાર જાહેર દર્શન આપવા માંડયાં દેશમાં નૂતન જાગૃતિનો હુવાળ પ્રસરી રહ્યો. બુધ્ધધર્મના દેવાલયોમાં શાળાઓ બેસવા લાગી ને દેવાલયોના ન્હાના મોટા ઘંટાને ગાળીને તોપો બનાવવામાં આવી.



મીકાડોનો દરબાર.
નવી પશ્ચિમાત્ય પધ્ધતિ મુજબ.

મુત્સુહીતોએ પોતાના મુખ્ય સચિવ તરીકે ઇવાકુરા તથા સાન્જોની નીમણુંક કરી ને આ ત્રિપુટીએ અથાગ પરિશ્રમ કરી દેશમાં નવા વિધાનોનો પાયો (૧૮૬૯–૧૮૭૪) પાંચ વરસ જેટલા ટુંક સમયમાં નાંખી દીધો.

સૌથી પ્રથમ દેશના સંરક્ષણ અર્થે સૈન્યની જરૂર હતી. શોગુનના વખતમાં દરેક પ્રાંતના સુબા પોતપોતાનાં લશ્કર રાખતા એ આપણે આગળ જોયું છે. શહેનશાહની ઇચ્છાને માન આપી સાત્સુમા, ચોશ્યુ, તોસા વગેરે પ્રધાન જાતિઓએ પોતાના સૈન્યમાથી અમુક ટુકડીઓ આપી શાહી લશ્કરની યોજનાનો સને ૧૮૭૧ના એપ્રિલની બીજી તારીખે પાયો નાખ્યો. ત્યાર બાદ એક ખાસ ફરમાન કાઢી આમ પ્રજાના યુવક માત્રને શાહી લશ્કરમાં જોડાઇ પોતાની સ્વામીભક્તિ ને દેશાભિમાન પુરવાર કરી આપવાની આજ્ઞા થઇ. સામુરાઇનો સૈનિક થવાનો ખાસ હક્ક તૂટયો ને આમ પ્રજામાંથી દશાભિમાન ના રંગે રંગાયેલા ને મીકાડોની સેવા અર્થે સૈનિક બની જાન કુરબાન કરવાનો બહુ મૂલ્ય હક્ક પ્રાપ્ત થવાથી આનંદમાં આવી ગયેલા નાયુવાનો શાહી લશ્કરમાં જોડાયા. તેમને પુરતી તાલીમ મળ્યા બાદ–સુબાઓને પોતાનાં લશ્કર વિખેરી નાંખવાને મીકાડોએ જણાવ્યું. ચોશ્યુ જાતિના એક ઉત્સાહી નવજુવાન યામાગાતાને જર્મની મોકલવામાં આવ્યો. તેણે ત્યા જઇ સૈનિક પધ્ધતિ તથા સંરક્ષણની દૃષ્ટિએ દેશની ભૂગોળના જ્ઞાનની માહિતી મેળવી. તેના પાછા ફર્યા બાદ "આધુનિક જાપાનીસ સૈન્યના એ પિતા"ની દેખરેખ હેઠળ દરેક જાપાનીસ યુવકને ફરજીયાત લશ્કરી કેળવણી આપવાનું ધોરણ દાખલ કરવામાં આવ્યું જેને પરિણામે શહેનશાહની સેવા અર્થે જાન આપવામા જરા યે ખંચાય નહિ એવા ઉચ્ચ કોટીના સૈન્યની જાપાનમાં ધીર-હાક વાગી રહી

સૈન્ય ને સંરક્ષણના પ્રશ્ન બાદ સાચી ઉન્નતિના મુળ રૂપ કેળવણીનો પ્રશ્ન હાથ ધરવામા આવ્યો. મીશનરી મી. વરબેકની તથા અમેરિકન શિક્ષક મી ચાઉનની યોજનાને અનુસરી આઠ વિદ્યાપીઠો, બત્રીસ માધ્યમિક

શાળાઓ ને ત્રસો દશ સામાન્ય શાળાઓથી શરૂઆત કરવામાં આવી. શહેનશાહની પોતાની ઇચ્છા એ હતી કે તેમના રાજ્યમાં એક પણ પુરૂષ કે સ્ત્રી અજ્ઞાન ન રહે. સને ૧૮૭૧માં કેળવણીની ઉપર જણાવેલી યોજનાનો પાયો નાખવામાં આવ્યો. આમ પ્રજા કાંઇ નિશાળોમાં જઇ શીખી શકે નહિ તેથી અમીર-ઉમરાવો તથા દરબારીઓને ખાસ ટીકાઓ લખી પોતે તેમને કેળવણીના પ્રશ્નમાં વધુ રસ લેવાનો આગ્રહ કર્યો. સામાન્ય જનસમૂહના વિચારોને નવા માર્ગે દોરવા જાહેર છાપાંની જરૂર જણાતાં, શાહી સરકારે સને ૧૮૭૧ માં "ન્યુઝ ગેઝેટ" નામનું છાપું કાઢ્યું. આ છાપામાં નવા વિધાનોની ચર્ચા કરવામાં આવતી ને લોકમતને નવી દિશાએ દોરવાનો પ્રયાસ કરવામાં આવતો. કેળવણીની યોજનામાંથી તથા ન્યુઝ ગેઝેટના છાપામાંથી એવા અંકુરો ફૂટવા કે સમયના વહેવા સાથે તેનાં લાભદાયી ફળ પ્રજા ચાખવા લાગી. શહેનશાહની ઇચ્છા બર આવી તેવું ટકાથી વધુ પ્રજાને કેળવાયેલી જોવાને ભાગ્યશાળી થયા; અને ઓસાકા આશાહી, ટોકિયો નીચી નીચી, ઓસકા માઇનીચી જેવા જાહેર વર્તમાન પત્રોની અસરથી પ્રજાને નવાં વિધાનો પચાવી સમૃદ્ધ બનેલી જોઇ તેમના અંતરમાં અતિ આનંદ થયો.

સૈન્ય તથા કેળવણીની યોજના ઘડવામાં પૈસા જોઇએ તે નવી સરકાર પાસે ન હતા. આંતરિક વહિવટની કશી યોજના ન હતી. સને ૧૮૭૧ ના જુલાઇની ૧૮મીએ, એક ખાસ ફરમાન કાઢી, શહેનશાહે બધી સુબા-ગિરીઓ નાબુદ કરી ને આખા દેશના વહિવટને ખાતર તેને પરગણામાં વહેંચી નાખવામાં આવ્યો. દરેક પરગણા ઉપર શાહી સરકાર તરફથી નીમાયેલો ગવર્નર વહીવટ ચલાવે ને પરગણાની ઉપજમાંથી એક દશાંશ આગળના સુબાને પેન્શન તરીકે આપી બાકીનો ભાગ શાહી સરકારને ભરે. કર ઉઘરાવવાની નવી યોજના કરવામાં આવી. દેશમાં એક જ ચલણી નાણાંનો પ્રચાર કરવા તથા વેપારઉદ્યોગ વધારવાને બેંકો વગેરેની સ્થાપના કરવાની જરૂર જણાતાં આ વિષયનો ખાસ અભ્યાસ કરવા પાછળથી જાપાનના રાજ્યબંધારણના લેખક તરીકે સુવિખ્યાત થયેલ મી. ઇતોને અમેરિકા મોકલવામાં આવ્યા; તેમના પાછા આવ્યા બાદ એપ્રિલ ૪ થી ૧૮૭૧ ને દિવસે ઓસાકામાં બ્રીટીશ દેખરેખ નીચે એક ટંકશાળ ખોલવામાં આવી; અને તે જ વરસમાં અમેરિકન રાષ્ટ્રીય પધ્ધતિ મુજબ ટોકિયોમાં એક બેંક સ્થાપવામાં આવી. શોગુનના વખત દરમ્યાન ચાલતાં જાતજાતનાં ચલણી નાણાં તથા નોટો વગેરેને ખરીદી લેવામાં આવી; ને આખા દેશમાં એક જ ચલણી નાણાંનો પ્રચાર થવાથી રાષ્ટ્રના ઐક્યને વધુ ટેકો મળ્યો.

આખા દેશમાં જો રેલ્વે બાંધી શકાય તો વેપારઉદ્યોગને ઉત્તેજન મળવા ઉપરાંત રાષ્ટ્રીય ઐક્ય સાધવામાં ઘણી જ સુગમતા પડે એ વિચાર પણ શહેનશાહના સલાહકારોના મગજમાં આવ્યો કે તરત જ તે વખતના બ્રીટીશ રાજપ્રતિનિધિ સર હેરી પાર્કસની મદદથી વિલાયતમાંથી લોન લઇ સડકો બાંધવા માંડી. પ્રથમ સડક યોકોહામા ને ટોકિયો વચ્ચે નંખાઇ જેને ખુલ્લી મુકવાની ક્રિયા શહેનશાહના શુભ હસ્તે કરવામાં આવી. આ વખતે આખી ઉમરાવ [illegible] પોતાના જાપાનીઝ શાહી પહેરવેશમાં જાહેરમાં હાજર થયા હતા. સને ૧૮૭૨માં ટોકિયોમાં નૌકાસૈન્યનું શિક્ષણ આપવા માટે એક કોલેજ સ્થાપવામાં આવી. [illegible] ડગલાસ નામના બ્રીટીશ નૌકાસૈન્યના [illegible] હતા. આ સંસ્થાના [illegible] [illegible]

હતો ત્યાં હવે નવી ઢબની સ્ટીમરો બંધાય એવી યોજનાઓ થવા માંડી. ધીમે ધીમે તેમાંથી મીત્સુ બીશી સ્ટીમશીપ કંપની ને યોકુસુકાનાં નૌકાસૈન્ય બાંધવાના યાર્ડની ઉત્પત્તિ થઇ. સને ૧૮૭૩માં ટપાલ ખાતાની યોજના પણ અમલમાં મુકી ને આગળના વખતની માણસો સાથે પત્ર તથા સંદેશા મોકલાવવાની કંટાળાભરેલી પધ્ધતિનો અંત આવ્યો. આમ પ્રજાને રેલ્વે તથા પોસ્ટથી જે સુખસાધનમાં વધારો થયો તેથી ઘણો જ સંતોષ થયો ને નૂતન સરકારને ઘણું બળ મળ્યું.

## રૂઢિ નિકંદન

જૂના જ્ઞાતિ રિવાજો ને રૂઢિઓનું નિકંદન કાઢવાનું કાર્ય સૌથી મુશ્કેલ હતું. સામુરાઇઓને માથેથી શિખા તથા કમર પરથી બે તલ્વારો ઉતારી દેવાનું મીકાડોનું ફરમાન સને ૧૮૭૦ માં નીકળ્યું ત્યારે ભારે ખળભળાટ મચી રહ્યો. જમીન ઉપરના વંશપરંપરાના હકકો લઇ લેવામા આવ્યા ને તેના બદલામાં પેન્શન આપવામાં આવ્યાં. સ્ત્રીઓને ભણવાની તથા સમાજમા છુટથી હરવા ફરવાની છુટ આપવામાં આવી. ઉપલા વર્ગોને સામાન્ય વર્ગો સાથે લગ્ન કરવાની છુટ મળી ખ્રિસ્તી ધર્મ સામેની ઉશ્કેરણી ને તેને અંગે થતી ખુનામરકીને રાજ્ય સામેનો ગુન્હો ગણવામાં આવશે એવું જાહેર કરવામાં આવ્યું. પહેરવેશમાં ઘટતા ફેરફાર કરવાની શરૂઆત ખુદ શહેનશાહ ને સરકારી અમલદારોએ કરવા માંડી. આમ અનેકવિધ ફેરફાર એક પછી એક વિજળી વેગે કરવામા આવ્યા; પ્રજાના મોટા ભાગે આ જીરવી લીધા, પરંતુ જુના વિચારમા રૂઢ થયેલો વર્ગ મીકાડોનો પરમ ભકત હોવા છતાં આ નવાં વિધાનો દેશને રસાતળ લઇ જશે એમ માનતો હતો.

નવા અખતરાના પાયા નાંખવાનાં આ પાંચ વરસ દરમ્યાન ઘણાં ખુનો થયાં શહેનશાહને તેમના દુર્બુધ્ધિ સલાહકારોના પાશમાંથી છોડાવી, દેશમાં અસલ પ્રથા કાયમ રાખવાને ઘણા પ્રયત્નો થયા, શાહી સરકાર સામેનાં અનેક બંડોને શમાવનાર વીર યોધ્ધા જનરલ ઓમુરાનું ખુન થયું. શહેનશાહના પરદેશી સલાહકારોમાના અગ્રણી બ્રીટીશ રાજપ્રતિનિધિ મી. પાર્કસ ઉપર ત્રણ હુમલા થયા ને મુખ્ય સચિવ ઇવાકુરાની જીંદગી પણ જોખમમાં આવી પડી. આવા વિષમકાળે પણ શહેનશાહે પોતાનું ધૈર્ય ટકાવી રાખી, પોતાના સલાહકારોના રક્ષણ માટે પુરતી કાળજી રાખી, નવાં વિધાનના પ્રયોગો ચાલુ રાખ્યા ને દેશને ફરી પાછો અંધારામાં પડતો બચાવ્યો.

સને ૧૮૭૨ માં આગલાં સંધિપત્રોની મુદત પુરી થયે, તેમાં ફેરફાર કરાવી પરદેશીઓને પણ મીકાડોના સીધા અમલ નીચે લાવી તેમના ખાસ હક્ક રદ કરાવવાની માગણી કરવા જુદા જુદા દેશોમાં પ્રતિનિધિમંડળોને મોકલવામા આવ્યાં. પરદેશી સરકારોને જાપાન સંબંધી જે માહિતી મળી હતી તે ઉપરથી હજી જાપાનમાં નવા અમલને શરૂ થયે ઘણો જ ઓછો કાળ થયેલો હોવાથી તથા પરદેશીઓ નિર્ભય પણ રહી શકતા નથી એમ જણાવી, સંધિપત્રોમાથી ખાસ હકકો નાબુદ કરવાની બધા દેશોએ ના પાડી. આમ આ નૂતન રાષ્ટ્રના પ્રતિનિધિમંડળને પોતાના કાર્યમા નિરાશા પ્રાપ્ત થઇ, પરંતુ નજરોનજર યૂરોપીય સુધારો જોવાની અને માંહોમાંહે તેની ચર્ચા કરી પોતાના દેશ માટે નવા પગલા ક્યા લેવાં તેનો નિર્ણય કરવાની અણધારી સોનેરી તક મળી. આ પ્રતિનિધિ મંડળના પાછા આવ્યા બાદ, આખા દેશમાંથી જુની રૂઢિઓ વગેરે કાઢી દરેક રીતે દેશને આધુનિક બનાવવાના બહુ પ્રયત્નો થયા, તથા આખા

દેશના આંતરિક વહિવટના કાયદાઓમાં ઘણા અગત્યના સુધારા કરવામાં આવ્યા.

### સામ્રાજ્યનો વિસ્તાર

જાપાનની દક્ષિણે આવેલા રયુકયુ દ્વીપ સમુહની વસ્તી, લોકી તથા ભાષાના મૂળની સરખામણી કરતાં જાપાનીસ છે, પરંતુ તે ચીનનું વર્ચસ્વ સ્વીકારતી. સને ૧૮૭૫માં આ દ્વીપસમુહ ઉપર સૈન્ય મોકલવામાં આવ્યું ને તેને જાપાનીસ રાજ્યમાં જોડી દેવામાં આવ્યો. તેના "રાજા" ને ટોકયોમાં લાવી બહુ માન સાથે રાખ્યો. આ દ્વીપ સમુહની નજીકમાં આવેલ ફોરમોસાના ટાપુના અસલ વતનીઓ જંગલી ને મનુષ્યોનો શિકાર કરનારા હતા. પરદેશી વહાણો આ ટાપુને કિનારે અથડાઇ ભાંગી જતા ત્યારે આ જંગલીઓ દુઃખી ને નિરાધાર ખારવાઓનું ભક્ષણ કરી જતા. રયુકયુ ટાપુઓનાં વતની ઓને પણ આ લોકો અવારનવાર ત્રાસ આપતા. આ ટાપુ ચીનના કબજામા હતો ને ચીનની સરકાર કાંઇ પગલાં લઇ શકતી ન હતી. સોયેશીમા નામના ચાઇનીસ ભાષા ને દરબારી રૂઢિઓમાં નિપુણ એવા એક પ્રતિનિધિને પેકીંગ મોકલી ચીનાઇ સરકારની પરવાનગીથી ફોરમોસા ઉપર નવી ઢબનું સુસજ્જિત લશ્કર મોકલી જંગલીઓને વશ કરવામાં આવ્યા ને લડાઇનો ખરચ ચીન પાસેથી વસુલ કર્યો. ચીન પાછળથી પોતાના તાબામાં ગણાતો મુલક જાપાનને કબજે જતો રહેવાની બીકથી ચીડાયું, પરંતુ તાત્કાળિક ઉપાય ન હતો એટલે ચુપ બેઠું ને ચાઇનીસ, જાપાનીઝ વિગ્રહનાં બીજ રોપાયાં, આ અરસામાં કોરીઆ સરકાર તરફથી જુના સુધારાનો ત્યાગ કરી, નવો પાશ્ચિમાત્ય સુધારો ગ્રહણ કર્યા બદલ ઠપકો આપનારો એક પત્ર મીકાડોને મળ્યો, જેથી પ્રધાનમંડળમાં ભારે ઉહાપોહ થયો. કેટલાક યુદ્ધ જાહેર કરવાનું કહેવા લાગ્યા. ઇવાકુરા ને ઓકુબો આવા ઉતાવળીયા પગલાંની વિરૂધ્ધ હતા. કોરીઆમાં ફુસાન બંદરમાં જાપાનીસોનું એક નાનું સંસ્થાન ઘણા વખતથી હતું. સને ૧૮૭૨ના સપ્ટેમ્બર માસમાં કોરીઅનોએ ફુસાન બંદરમાં જઇ ચડેલ જાપાનીસ ગન બોટ પર હુમલો કર્યો. યુધ્ધ કરવા માટેનું આમ વધુ સબળ કારણ મળ્યા છતાં શહેનશાહે આઠ મનવાર લઇ જનરલ કુરોદાને, કેપ્ટન પેરીની માફક, બળ બતાવી કોરીઆની મિત્રાચારી કરવા મોકલ્યો. સને ૧૮૭૩ ના ફેબ્રુઆરી માસમાં અમેરિકાએ જાપાન સાથે કરી હતી તેવી જ શરતોવાળી એક સંધિ કોરીઆ સાથે કરી. કુરોદા પાછો આવ્યો. શહેનશાહના આ પગલાથી લડાઇ થતી અટકી, એટલું જ નહિ પણ દેશમા કોરીઆ સામે ઉપજેલો ખળભળાટ પણ શાંત પડયો. બીજે વરસે કોરીઆનું એક પ્રતિનિધિમંડળ જાપાન આવ્યું ને બે દેશ વચ્ચેની મૈત્રિમાં વધારો થયો. રૂશિયા સાથે વાટાઘાટ કરી, સાઘેલ્યન ટાપુ તેને સોંપી કયુરાઇલ ટાપુઓ જાપાને લીધા ને એવી જ રીતે બોનીનના ટાપુઓ પણ જાપાને પોતાના રાજ્યમાં ભેળવી દીધા.

### આંતર વિગ્રહ

શહેનશાહ મુત્સુહીતોની સને ૧૮૬૮ની વરસગાંઠ નિમિત્તે શરૂ કરવામાં આવેલ મેઇજી (મહાજ્ઞાન પ્રકાશ) યુગનાં દશ વરસ પુરાં થવા આવ્યાં. દેશ આખામા આમ પ્રજા નૂતન વિચારો ને વિધાનોના રંગથી રંગાઇ રહી હતી. મીકાડોના મુલકમાં ફોરમોસા, કયુરાઇલ, બોનીન ને રયુકયુ ટાપુઓ ભળવાથી રાજ્યનો વિસ્તાર થયો હતો. પરદેશીઓ જાપાનનો ઉદય કાળ નીરખી રહ્યા હતા; જુના વિચારમાં રૂઢ એવા સામુરાઇઓ ને ધર્મગુરૂઓ પોતાનું બળ ક્ષીણ થતું જોઇ પશ્ચાતાપ કરી રહ્યા હતા. તેવામાં જાપાનના એ ઉદયકાળનો સૌથી વધુ વિષમ પ્રસંગ આવી લાગ્યો.

સરકારમાં પોતાની જાતિને પુરતો લાભ ન મળવાથી તથા નવા સુધારાઓમાંથી ઘણા નાપસંદ પડવાથી સાત્સુમા જાતિના પ્રધાન પુરૂષો રીસાઇ બેઠા હતા. તેમને મનાવવાના પ્રયત્નો અવારનવાર થયા હતા, પરંતુ અંતરમાં ધુધવાતો અગ્નિ શમ્યો ન હતો. સને ૧૮૭૭ના જાન્યુઆરીની ૨૯મી તારીખે શહેનશાહના દુર્બુદ્ધિ સલાહકારોનો ધ્વંસ કરી જુના જાપાનીસ આદર્શ મુજબ રાજવહીવટ ચાલે એમ કરવા સારૂ સાત્સુમા જાતિએ બહાદુર ને કુશળ નાયક સાઇગોની સરદારી હેઠળ યુધ્ધ જાહેર કર્યું. શહેનશાહ આ ટાણે દેશની મુસાફરીએ નીકળ્યા હતા હૃદયમાં ઉંડી વ્યથા સાથે તેમણે યુધ્ધનુ આમંત્રણ સ્વીકાર્યું. મહા મહેનતે વરાળ, તાર તથા અન્ય આધુનિક વૈજ્ઞાનિક સાધનોના બળથી સુસજ્જિત થયેલ શાહી લશ્કરને છેવટે વિજય મળ્યો. સાઇગો અને તેના સાથીઓએ શરણે ન જતાં, સામુરાઇ ને છાજતી રીતે હારાકીરી કરી પ્રાણ ત્યાગ કર્યો. આ લડાઇમા સમુરાઇ (ક્ષત્રિય) સામે આમ પ્રજામાંથી જ મોટે ભાગે બનેલા દેશાભિમાની લશ્કરે વિજય મેળવ્યો એથી પોતાના એ નવા વિધાન. ઉપર શહેનશાહને ભારે વિશ્વાસ બેઠો.

## લોકજાગૃતિ ને રાજ્યબંધારણની સ્થાપના

શહેનશાહે ત્યાર પછી દેશના બાકી રહેલા ભાગોમાં મુસાફરી કરી. જ્યાં જ્યાં શાહી સ્વારી જતી ત્યાં "દેવ"માંથી મનુષ્ય બનેલ આ શાહી વ્યક્તિને જોવા લોકોના ટોળેટોળા ભેગા થતાં. આમ દેશ સમસ્તમાં ફરી આમ પ્રજાના નાયકો તથા પ્રતિનિધિઓને મળી તેમનાં સુખદુઃખ સાંભળી કોઇ અજબ રીતે મીકાડોએ આખી પ્રજાને પોતાના તરફ પૂજ્યભાવથી જોતી કરી. મુત્સુહીતોનો શબ્દ કે ઇચ્છા એ આમ પ્રજાને ઇશ્વરનો આદેશ થઇ પડયો. લોકજાગૃતિ સારા પ્રમાણમાં જોવામાં આવી. ત્યાર પછી સને ૧૮૮૯માં શહેનશાહે ખાસ ફરમાન બહાર પાડી રાજ્યબંધારણ જાહેર કર્યું. લોક પ્રતિનિધિ સભા તથા અમીરોની સભા એમ બે સભાઓની પાર્લામેંટ બનાવવામાં આવી. ધીરે ધીરે આ દિશામાં પ્રગતિ થવા લાગી ને મુત્સુહીતોએ પોતાના જીવનકાળમાં જ પ્રજાને લોકશાહીનો વિચાર ને ચર્ચા કરતી જોઇ.

## ચીન તથા રૂશિયા સાથેના વિગ્રહો

જાપાનનું વર્ચસ્વ આમ વધ્યે જતું હતું. ફોરમોસામાં મેળવેલ ખાસ હકકથી તથા કોરીઆ સાથે સંધિ કરી તેને જાપાને પોતાના વલણમાં લીધાથી ચીન ચીડાઇ રહ્યું હતું. સને ૧૮૯૪માં ચીન સાથે વિગ્રહ શરૂ થયો. જાપાનીસ પ્રજાએ એક રાષ્ટ્ર તરીકે એવી તો સરસ તૈયારીઓ બતાવી કે થોડા જ સમયમા ચીનને હાર કબુલ કરવી પડી. આ યુધ્ધના પરિણામે જાપાનીસ પ્રજાને વધુ બળવાન બનેલી જોઇ રૂશિયા વગેરેએ ચીનનો પક્ષ ખેંચી જાપાનને જીતનો પુરો લાભ લેતું અટકાવ્યું, જેથી દશ વરસ પછીના રૂશિયા સાથેના જગપ્રસિદ્ધ વિગ્રહનાં બીજ રોપાયાં. કોરીઆ ઉપર પોતાનો હાથ મજબુત કરી રૂશિયા જાપાન સમુદ્રના કિનારા સુધી વધી રહ્યું હતુ. જાપાનની કેટલીક આડકતરી રીતે છેડણી કરવામાં આવી. ઘણી જ ધીરજ રાખી અંતે અભિમાની રૂશિયાનો મદ ઉતારવા મીકાડોની પ્રજા લડાઇમાં ઉતરી જમીન ઉપર પોર્ટ આર્થર લઇ યુધ્ધ જાપાનીસ ક્ષાત્રવટના મૂર્ત સ્વરૂપ જનરલ નોગીએ તથા દરિયાઇ લડતમાં એડમીરલ ટોગોએ રાક્ષસી કદના રૂશિયાનાં હાડકાં ખોખરાં કરી નાંખ્યાં. અન્ય પાશ્ચિમાત્ય દેશો તટસ્થ બની જોઇ રહ્યા હતા. ઇંગ્લાંડમાં સુલેહ પરિષદ મળી. સાધેલ્યંનનો અર્ધ દક્ષિણ ભાગ જાપાનને મળ્યો. કોરીઆ ઉપર જાપાનનો પુરો દોર બેઠો જગત આખામાં જાપાનના આ ઐતિહાસિક વિજયની વાતો

થઇ રહી. એશિયાઇ પ્રજાઓના દિલમાં અભિમાન આવ્યું કે એક એશિયાઇ રાષ્ટ્રે જોરાવર યુરોપી રાષ્ટ્રને હરાવ્યું.

સને ૧૯૦૦ ની સાલમાં જે બ્રિટીશ પ્રજાએ પહેલ કરી ને પરદેશીઓના ખાસ હકો સંધિપત્રોમાંથી રદ કર્યા હતા, તે જ પ્રજાએ આ નૂતન તેજસ્વી રાષ્ટ્ર સાથે સને ૧૯૧૧માં મિત્રાચારીની સંધિ કરી, શહેનશાહ મુત્સુહીતોનો જીવનઉદ્દેશ પુરો થયો: જાપાન જગતના શક્તિસંપન્ન રાષ્ટ્રોની પંક્તિએ બેઠું.

## જાપાનનો ભાગ્ય વિધાયક

આ મહાન ફેરફાર કરવામાં સદા જાગૃત એવી એક જ વ્યક્તિ હતી. મુત્સુહીતો જેવા અડગ ધૈર્ય ને અપ્રતિમ સાહસ ધરાવનાર દુરદર્શી ને વિચક્ષણ શહેનશાહને બદલે બીજો કોઇ ગાદી ઉપર હોત તો જાપાનનો ઇતિહાસ કોઇ જુદા જ રૂપમાં લખાયો હોત. અલબત્ત મુત્સુહીતોની કીશોર વયના ને પાછળથી રાજકાજમાં અનન્ય ભક્તિથી પ્રેરાયેલા સલાહકારો ને સાચા પરદેશી મિત્રોનો આ ફેરફાર કરવામા બહુ મોટો ફાળો છે. પરંતુ મુત્સુહીતોમાં એવું અપૂર્વ ધૈર્ય ને દુરદર્શી પણું ન હોત તો એ બધાનું ડહાપણ કાંઇ કામ ન આવત એ વાતનો વિચાર કરીએ છીએ ત્યારે શહેનશાહ મુત્સુહીતો મેઇજીતેન્નો ને આધુનિક જાપાનના ભાગ્ય વિધાયક માન્યા સિવાય ચાલતું નથી. તેઓ નૂતન સુધારકોની સલાહ પચાવી શકતા ને પોતાની ઉપરની નિઃસીમ ભક્તિ ને વફાદારીને લઇને જુના વિચારવાળા સામુરાઇઓ ને ધર્મોપદેશકો પણ પોતાના ફરમાનને માન આપશે એમ માની સાહસ ખેડતા. તેમણે ધાર્યું હોત તો એક એક નૂતન સુધારકનું શિર કપાવી શકત; કારણ કે પ્રાચીન પ્રણાલીમાં જ જાપાનની મહત્તા માનનાર ને ખ્રિસ્તી ધર્મ તથા પાશ્ચિમાત્ય સુધારાને પાપરૂપ ગણનાર વર્ગ તેમના રાજ્યારોહણકાળે ઘણો મોટો હતો.

## અનંત જાપાન

જાપાનીસ પ્રજાનું એ એક ખાસ લક્ષણ છે કે મીકાડો (તેન્નો) ની તરફ તેમને અપ્રતિમ શ્રધ્ધા ને વફાદારી છે. જાપાનીસ શાહી કુટુંબને તેઓ અનંત ને અક્ષત માને છે, અને તેવી જ રીતે દેશને પણ અનંત માને છે. એટલે ગમે તેવા વિષમ સંજોગોમાં ને પ્રલય સમા કુદરતી કોપોની સામે પણ પ્રજા પોતાનો ઉત્સાહ ને કાર્યશક્તિ જીવંત રાખી શકે છે. જાપાન અનંત છે. મીકાડો અનંત છે. મીકાડોના પૂર્વજોનો પુણ્ય પ્રભાવ અનંત છે. એ પૂર્વજોએ સ્થાપેલ દેશની પ્રજા એક કુટુંબરૂપ છે. આ ચતુર્વિધ માન્યતા ઉપર જાપાનની આધુનિક મહત્તા અવલંબી રહેલ છે. જાપાનની મહત્તનાં સર્વ સૂત્રો મીકાડો તરફની પૂજ્યબુધ્ધિ ને વફાદારી તથા તેમાંથી ઉદ્‌ભવતા સ્વદેશાભિમાનમાં આવી સંકાત થાય છે.

## મુત્સુહીતોનું ચારિત્ર્ય ૬

નૂતન જાપાનના શિક્ષકોમાંના એક પ્રોફેસર ક્લેમન્ટનો નીચે ટાંકેલો અભિપ્રાય શહેનશાહ મુત્સુહીતોના ચારિત્ર્યનો બહુ જ સારો ખ્યાલ આપે છે: તેઓ એક આદર્શ રાજા હતા. પોતાના મુખ્ય સચિવ ને સલાહકારોની પસંદગી ને નીમણુંકો કરવામાં તેઓ બહુ વિચક્ષણ હતા. એકહથ્થુ રાજસત્તાનો કદી તેમણે વિચાર નહોતો કર્યો. સલાહકારો તથા મુખ્ય સચિવોના અભિપ્રાયની યોગ્ય કિંમત આંકતા. પોતાનો મત નિડરપણે ગમે તેવા સંજોગોમાં પણ જાહેર કરતા. રાજકારભારમાં સદા જાગૃત રહેતા ને સંપૂર્ણ માહિતી મેળવ્યા પછી યોગ્યાયોગ્યનો વિચાર કર્યા બાદ કોઇ ફરમાન કે કાયદા ઉપર પોતાની સહી કરતા. પરિશ્રમ કરતાં તેમણે પાછું જોયું નહિ. અતિ પરિશ્રમને લઇને તેમનો

મરણકાળ નજીક આવ્યો એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી. તેમની સ્મરણ-શક્તિ ઘણી જ તેજ હતી. ઝીણામાં ઝીણી વિગતો તેમના ધ્યાન બહાર જતી નહિ. સાહિત્યનો શોખ ને કવિતા રચવાની અપૂર્વ શક્તિ તેઓ ધરાવતા. શહેનશાહ છતાં સાદું જીવન ગુજારતા.

**સ્વર્ગવાસ ને જયજયકાર**

સને ૧૯૧૨ ના જુલાઇની ૨૦ મી તારીખે તેઓનો સ્વર્ગવાસ થયો ત્યારે આખી પ્રજા ઉપર વજ્રપાત થયો. દુઃખથી મુંઝાઇ ગયેલ પ્રજાને શોકત્યાગી કર્તવ્યભાન કરાવનાર મીકાડોની અનંતતા, તેમના પુત્ર હાલના શહેનશાહ યોશીહીતોમાં મૂર્તસ્વરૂપે હાજર થઇ, ને સદ્ગતના આત્મા તરફના પૂજ્ય ભાવથી પ્રેરાઇ આજે પણ જાપાનીસ પ્રજા મેઇજીતેન્નો બાન્ઝાઇ, તેન્નો હેઇકા બાન્ઝાઇના જય જય નાદથી નભોમંડળ ગજાવે છે.

( સંપૂર્ણ )

# જાહેર સંસ્થાઓ, પ્રકાશકો, લેખકો, વિગેરેને

## ખાસ અરજ

સંવત ૧૯૮૨ના વર્ષ દરમ્યાન સાહિત્યવિષયક, ચિત્રપટ ( સીનેમા ) વિષયક અને રંગભૂમિવિષયક જે જે પ્રવૃત્તિઓ થાય તે સર્વની ટુંક વિવરણ સાથેથી નોંધપાત્ર સરવૈયું વર્ષની આખરે એક વિસ્તૃત લેખરૂપે પ્રગટ કરવાની યોજના 'નવચેતન' ઑફીસ તરફથી કરવામાં આવી છે તો સર્વ જાહેર સંસ્થાઓ, પ્રકાશકો; માસિકકારો, લેખકો, રંગભૂમિ અને સીનેમાના સંચાલકોને નમ્ર અરજ કરવાની કે તેઓએ પોતાનાં પુસ્તકો 'નવચેતન' ઑફીસ નંબર ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકતા એ શીરનામે મોકલવાં, તેમજ ઉપર લખી તે પ્રકારની કોઇ પણ પ્રવૃત્તિની નોંધ પણ એ જ શીરનામે લખી મોકલવા કૃપા કરવી. આશા છે કે આવા સાર્વજનિક કાર્યમાં સર્વ સહાયભૂત થશે જ.

તંત્રી **"નવચેતન"**

# પ્રલોભનનો કાચડો

લેખક: રા. શાંતિલાલ ગુલાબદાસ તોલાટ
ચિત્રકાર: રા. દત્તાત્રય

(૧)

"અપરાધી, ગુન્હેગાર, નિઃશંક અપરાધી," ન્યાયમૂર્તિ ઇન્દુલાલ મહેતા બોલી ઉઠયા, "અને સજા પણ ભારે જ કરવી પડશે. ફોર્જરીનો ગુન્હો કંઇ જેવો તેવો ન કહેવાય."

ઇન્દુલાલે, ન્યાયાધીશ ઇન્દુલાલે, કેસના કાગળ આમતેમ ઉથલાવ્યા. એકાગ્ર ચિત્તે ફરીથી વાંચ્યા. અભિપ્રાય એનો એ જ મક્કમ રહ્યો. તેમનાં વદન પર વિચારગ્રસ્તતા અને સ્મૃતિની થોડીક-રેખાઓ દેખાઇ આવી. આરોપીનું નામ-શ્યામચરણ બોઝ-પરિચિત લાગ્યું. એમની દૃષ્ટિ સમક્ષ ભૂતકાળનો પડદો ચિરાતો માલમ પડયો.

"શ્યામચરણ બોઝ!" ઇન્દુલાલ વિચાર કરવા લાગ્યા. "કયાંક પણ એનું નામ સાંભળ્યું લાગે છે ......નહિ, નહિ, શા માટે કોઇ અન્ય જ વ્યક્તિ ન હોય? એક જ નામ ધરાવનારા અનેક આસામીઓ દુનીઆમાં પડયા છે. શ્યામચરણ! એ તો છેક બંગાળમાં છે." થોડીક વારને માટે ભૂતકાળનો પડદો તદ્દન ખસી ગયો. "આ શ્યામચરણ તો કોઇ બીજો જ. અકસ્માતથી જ નામ સરખાં આવી ગયાં છે."

બીજી જ પળે ન્યાયાધીશના આ વિચાર ઉડી ગયા. એના બાળપુત્ર રમેશનો ઘરમાંથી અવાજ સંભળાયો. બહાર અભ્યાસખંડમાં બેઠા બેઠા ઇન્દુલાલ રમેશના ભાવી જીવનના સુખમય સ્વપ્નો નિરખવા લાગ્યા. કેવું સુખી જીવન! એમને પરણ્યાંને લગભગ વીશ વર્ષ પૂરાં થયાં હતાં. દુઃખની એક વાદળી પણ નહિ! કેવા ભાગ્યશાળી! સર્વ વાતે સુખી. એમની ગૃહલક્ષ્મી રમા પણ એમને સ્વભાવે અનુકૂળ જ મળી હતી. એમનાં દાંપત્યજીવનમાં દંભની બીલકુલ પણ છાટ ન હતી. એમનાથી આ પળે આવા વિચાર કરતાં સહસા જ બોલી ઉઠાયું." ઇન્દુ, તું ભાગ્યશાળી તો ખરો જ."

પરંતુ જે ઘડીએ મનુષ્ય પોતાને સંપૂર્ણ સુખી માને છે ત્યારે જ કંઇક દુઃખની છાયામાં એને ચાલવાની વિધિ ફરજ પાડે છે. મણિપુરના પ્રખ્યાત ન્યાયાધીશના સંબંધમાં પણ આમ જ બન્યું. વિધિએ કોને પોતાના સપાટામાંથી છોડયા છે? શ્રીમાન્ કે રંક, કોઇક દિવસ એના ખપ્પરમાં તો પડવાના જ.

અભ્યાસગૃહનું દ્વાર ખુલ્યું. એમનો પટાવાળો અબદુલ્લ એક બંધ કરેલું પાકીટ લાવ્યો; ન્યાયાધીશના હાથમાં મૂકયું અને સલામ કરીને ચાલ્યો ગયો. પણ આ શું? એવું તે ચીઠ્ઠીમાં શું હતું કે શાન્ત ઇન્દુલાલ આટલા વિહ્વલ બની ગયા? ધડકતે હૃદયે તેમણે ફરીથી ચીઠ્ઠી વાચી. એમનાં ચક્ષુઓ તો દગો નહોતા રમતાં ને? ના, ના. બે વખત વાંચી, ફરી ફરીને વાંચી, પણ એની એ જ.

અભ્યાસગૃહમાંથી ઘંટડીના અવાજે અબદુલને ત્યાં મોકલ્યો. બહારથી ન્યાયાધિશે શાન્ત દેખાવાનો પ્રયત્ન કર્યો, પણ નહિ સ્વાભાવિક જ એમણે ઉચ્ચ સ્વરે પૂછ્યું, "અબદુલ, આ પાકીટ કોણે આપ્યું ?"

"સાહેબ, ખાદીના વસ્ત્રમાં સજ્જ થયેલા એક ગૃહસ્થે મને આપને આપવાનું કહ્યું. જવાબ લાવવાનું પૂછતાં માલમ પડ્યું કે પ્રત્યુત્તરની એમને જરૂર ન હતી." પટાવાળો સલામ કરીને બહાર ચાલ્યો ગયો.

એકવાર ફરીથી શાંત ચિત્તે ઇન્દુલાલે એ ચીઠ્ઠી વાંચી :—

'આરોપીનું નામ શું વિદ્વાન ન્યાયમૂર્તિ ઇન્દુલાલ મહેતાને પરિચિત નથી લાગતું ? આવતી કાલે કેસ નીકળતી વખતે—શિક્ષા ફરમાવતી વખતે—ઇ સ. ૧૯૦૦ નો ઑગસ્ટ માહનો ધ્યાનમાં રાખવા વિનંતી કરું છું.'

ચોખ્ખા અક્ષરે ઉપલું લખાયલું હતું. અક્ષર તદ્દન અપરિચિત હતા. કોઇની સહી પણ ન હતી.

હમેશનાં સ્વસ્થ અને શાંત ઇન્દુલાલ આજે જ હિંમત હારી ગયા. એમના વદન પર દુઃખ અને વિષાદની રેખાઓ પૂર્ણતઃ પ્રગટી રહી. આ સંદેશાએ શત્રુની ગરજ સારી; શાંતિમાં હંમેશાને માટે ભંગ પડ્યો.

ભયથી આકુળ થતી મુખમુદ્રાએ ન્યાયાધીશે ફરીથી કેસના કાગળીઆં ઉથલાવ્યાં. દરેક ફુલસ્કેપને મથાળે ટાઇપ કરેલું હતું, "તાજ વિ૦ શ્યામચરણ બોઝ."

ઇન્દુલાલ ખુરશી પરથી એકદમ ઉઠ્યા. આમ તેમ ફરવા માંડ્યું. વિચારમાળાના મણકા ફેરવાતા ગયા. "શું આ બની શકે ?" ઓચીંતા બારી પાસે જઇને, રાત્રિની શાંતિમાં બહાર જોવા લાગ્યા. "પચીસ વર્ષ પહેલાંની વાતનો કોણ જાણકાર હશે ? બીચારી સરલા તો ક્યારની ય સ્વર્ગે......" એમનાથી અગાડી વિચાર ન કરાયો. આંખમાંથી આંસુના એક બે બિન્દુ ટપક્યાં.

રાત્રિની નિરવ શાંતિ. ભાગ્યે જ કંઇક અવાજ સંભળાતો. ન્યાયાધીશે વિચારમાળા શરૂ કરી. "શ્યામચરણ ! એ અહીં મણિપુરમાં ક્યાંથી ?" વિચારમાળા અધુરી રહી. એમનાં શરીરમાંથી ટાઢનું એક લખલખું પસાર થઇ ગયું. ઇન્દુલાલ ખરેખર આ વખતે ભયથી આકુળ થયા. કોઇએ એમના પૂર્વજીવનની માહિતી મેળવીને એમને બારીક સ્થિતિમાં મૂકવાનો પ્રયત્ન કર્યો હતો.

વિચારમાળા ચાલી. "હા, યુવાનીના પ્રમાદમાં મારાથી એક જ ભૂલ થઇ. શું પાપ પ્રકાશમાં આવશે ? અને આવે તો ?"

ન્યાયાધીશના મુખમાંથી એક હાય નીકળી પડી. "પાપ પ્રકાશમાં આવે તો ?" "આવે તો ?" એ શબ્દોનો પડઘો સંભળાયો.

"શું એક જ ભૂલ મારી આખી ઝળકતી કારકીર્દી પર પાણી ફેરવશે ? અને મારી વીશ વર્ષની અનાથાશ્રમ* સ્થાપવાની ઇચ્છા શું નહિ ફળે ? વખતે રાજીનામું આપવું પડે તો ? અનાથાશ્રમ માટે મારે રૂા. ૫૦,૦૦૦ ક્યાંથી મળશે ?"

ઘડીઆળમાં નવના ટંકોરા સંભળાયા. રમેશનો મધુર સ્વર આવ્યો, "બાપાજી, જમવા ચાલો ને. કેટલી વાર ?"

ઇન્દુલાલ ઉઠ્યા. સ્વસ્થ ચિત્તે બહારના ખંડમાં આવ્યા. રમેશને ચુંબન કરીને કહ્યું "ચાલ, બેટા આવું છું."

ચાલાક પત્નીને તરત જ માલમ પડ્યું કે તેનો પતિ કંઇ પણ મનોવેદનાથી પીડાય છે. જમ્યું ન જમ્યું કરી ઇન્દુલાલ ઉઠ્યા રમા કંઇ બોલી નહિ. ઇન્દુલાલ તો વિચારમાં હજી ય મગ્ન હતા. એ શાના બોલે ?

( ૨ )

શહેરના ટાવરમાંથી દશનાં ટકોરા સંભળાયા.



"કેવો નિર્દોષ બાળક! છે એને કંઇ આવતી કાલની ચિંતા?"

ઇન્દુલાલ વાળુ કરીને પાછા અભ્યાસ ખંડમાં ચાલ્યા ગયા હતા. કંઇક ગણગણ્યા "નહિ, રમાની સલાહ પૂછવી જ પડશે. એનાથી છૂપું કેમ રખાય?' કંઇક વિચાર કરીને બહાર આવ્યા.

રમેશ નિરાંતે સૂતો હતો. ન્યાયાધીશે એના વદન પરના હાસભાવો જોઇને સહેજ સ્મિત કર્યું. 'કેવો નિર્દોષ બાળક! છે એને કંઇ આવતી કાલની ચિંતા?"

રમા ટેબલ પાસે બેઠી બેઠી "કલાપીનો કેકારવ" વાંચી રહી હતી. ઇન્દુલાલ આવ્યા તેની એને ખબર ન પડી પરંતુ "પ્રિય રમા" એ પરિચિત શબ્દે એને ન્યાયાધીશના આગમનની માહિતી આપી. ચોપડી બંધ થઇ.

"ઇન્દુ, પ્રિય ઇન્દુ, આજે કેમ આકુળ વ્યાકુળ દેખાઓ છો?" પતિના દુઃખે દુઃખી થનારી પત્નીએ પૂછ્યું. "આજે તો પેટ ભરીને જમ્યા પણ નહિ. એવી તે શી ચિંતા છે? આવતી કાલનો કેસ શું એટલો બધો કઠિન છે?"

બીચારી રમાને શું ખબર પડે કે કાલનો કેસ કેવો કઠીન હતો?

"રમા, ન્યાય આપવો એ કંઇ રમત નથી." ઇન્દુલાલ બોલ્યા, "ચાલ, બગીચામાં જરાક ફરીયે. મારે તને કંઇક કહેવાનું છે."

રમા વિચારમાં પડી. શું કહેવાનું હશે?

ઇન્દુલાલનો બંગલો-"રસોદ્યાન" શહેરને નાકે નદી પીનારે હતો. બંગલાની ચારે બાજુએ ફરતો બગીચો હતો. પૂર્વ દિશાએ નદી ખળખળ વહી રહી હતી. બગીચામાં આમતેમ આરસની બેઠકો નજરે પડતી હતી. રમા તથા ઇન્દુલાલ આંબા નીચે આવેલી એક બેઠક પર બેઠાં.

ચંદ્ર અમી વર્ષાવી રહ્યો હતો. કૌમુદીના સાગરમાં ઇન્દુલાલનો "રસોદ્યાન" બેટ માફક દેખાઇ આવતો. શાંતિનું સામ્રાજ્ય સર્વત્ર ફેલાયલું હતું.

આ યુગલના હૃદયમાં ભિન્ન ભિન્ન ભાવો રમી રહ્યા હતા! પતિના હૃદયમાં ભય, લજ્જા અને નિરાશા વ્યાપી રહ્યા હતા, જ્યારે પત્ની કંઇક ઓર જ આનંદ, સુખ અને ઇષ્ટ પ્રાપ્તિની લાગણી અનુભવી રહી હતી; તેના હૃદયમાં આશા અને શ્રધ્ધાએ સ્થાન લીધું હતું.

"રમા, પ્રિય રમા, શું વિચાર કરી રહી છે?'

"વિચાર? અનાથાશ્રમની યોજના સિવાય બીજા શેના હોઇ શકે! વ્હાલા, ફકત રૂા૦ ૫૦,૦૦૦ અને આપણાં જીવનનું ધ્યેય, આપણી યોજના સફળ થશે," હર્ષાન્વિત સ્વરે રમા બોલી.

પણ રમાનાં ચક્ષુઓએ ઇન્દુલાલના વદન પરની ગ્લાનિ તરત જ જોઇ લીધી. તેના ભાવો બદલાયા. કંઇક ધીમે અને ગંભીર સ્વરે પૂછ્યું" વ્હાલા, આજે આટલા નિરાશ શા માટે લાગો છો! અને તમે મને કંઇક વાત કહેવાના હતા! હું તો છેક જ ભૂલી ગઇ."

"રમા, મેં તારાથી એક વાત અત્યાર સુધી છૂપાવી છે. ક્ષમા આપી શકશે? આજે તો મારે હૃદય ખુલ્લું કરવું જ પડશે. રમા, પ્રિય રમા, તને મારો પૂર્વ વૃત્તાંત સંપૂર્ણ ખબર નથી. તને શું ખબર હોય કે આજના આ ન્યાયાધીશે એના પૂર્વાશ્રમમા કેટલી મોટી ભૂલ કરી હતી. રમા, ફકત એટલું જ કહે કે તું મને ક્ષમા આપશે." અન્યને ક્ષમા આપનાર ન્યાયાધીશ આજે પત્ની પાસે ક્ષમાની યાચના કરવા લાગ્યા.

"ઇન્દુ, એમ શું બોલતા હશો?" અવનત મુખે રમા બોલી.

ચંદ્રના પ્રકાશમાં પણ ઇન્દુલાલ એના ગાલ પર શરમના શેરડા જોઇ શકયા.

"રમા, આપણાં લગ્ન થયાંને વીશ વર્ષ થયાં પાંચ વર્ષ પહેલાં જ હું ગ્રેજ્યુએટ થયો હતો. બાબુલનાથના મંદિર પાસેની ચાલીમાં હું રહેતો અને 'લૉ કલાસ' માં જતો. આપણા તે વખતે વિવાહ પણ થયા ન હતા. તે વખતના મારા આદર્શો ફકત......"

ઇન્દુલાલ વધુ બોલતાં અટકયા. ગળું ખોંખાર્યું.

'ફકત એક જ ભૂલને લીધે સઘળા આદર્શો ભસ્મીભૂત થયા. મારી જ ચાલીમાં સરલા નામે બાળવિધવા એની વૃધ્ધ માતા સાથે રહેતી હતી. મને એની દયા આવી બીચારીનુ વય પંદર જ! આપણા સમાજ પર મને ધિક્કાર છૂટયો. આ ખીલતી કળીને કેટલો અન્યાય! સરલા મારી પાસે મદદ માંગવા આવી. એની માતા ગરીબ હતી. મેં બનતી મદદ કરી. અમારી ઓળખાણ વધતી ચાલી. રમા! હું કેમ ભૂલી શકું ઇ૦ સ૦ ૧૯૦૦ ના ઑગસ્ટનો એ ક્રૂર દિવસ કે જ્યારે હું ગબડયો? અમે અન્યોન્ય પ્રતિ આકર્ષાયા. અમને અમારા પાપનું ભાન ન રહ્યું. કેવો નૈતિક અધઃપાત! ગરીબ બિચારી સરલા અમારા નિંદ્ય કર્મના ફળરૂપે

પુત્રની માતા થઇ. એ પુત્ર તે આવતી કાલના કેસનો આરોપી શ્યામચરણ."

ઇન્દુલાલ શ્વાસ લેવાને માટે અટક્યા. એમના વદન પર કારૂણ્યની રેખાઓ સ્પષ્ટપણે દેખાતી. રમાની આંખમાંથી તો આંસુની ધાર વહી રહી.

"ચાલીમાં કોઇને ખબર પડે તે પહેલાં મેં સરલાની વૃધ્ધ માતાને સમજાવી; એને ફરીદપુર વિધવાશ્રમમાં મોકલી દેવાનું નક્કી થયું." ઇન્દુલાલે આગળ ચલાવ્યું ! "રમા તને ખબર નહિ હોય કે મને કેટલો પશ્ચાતાપ થયો હતો ? કોનો વાંક ? આપણા નિષ્ઠુર સમાજનો કે જે આવી ઉગતી વેલીઓને અકાળે કરમાવે છે ! નહિ, નહિ, મારો જ વાંક. શું એ મારી બ્હેન સમી નહોતી ? મેં સરલાને દ્રવ્યની મદદ કરી અને જરૂર પડે તો મને લખવાને કહ્યું. એ બિચારી બાળક શ્યામચરણ સાથે ફરીદપુર ગઇ શ્યામને ત્યાંના જ અનાથાશ્રમમાં રાખવાની વ્યવસ્થા થઇ. હું વધુ અભ્યાસ માટે ઈંગ્લંડ ગયો. બે વર્ષ રહીને પાછો ફર્યો. ખબર મળી કે સરલા, દુઃખી સરલા, વિધવાશ્રમમાં બે ત્રણ માસમાં જ મૃત્યુ પામી."

ઇન્દુલાલથી વધુ ન બોલાયું. એમનો કંઠ રૂંધાયો.

"પુત્રીશોકને લીધે તેની વૃદ્ધ માતાએ પણ આ સંસારનો ત્યાગ કર્યો......મારા પાપનું જાણકાર કોઇ ન રહ્યું. ફક્ત એક જ જણને ખબર હતી—શ્યામચરણને જે અનાથાશ્રમમાં રાખવામા આવ્યો હતો તેના વૃધ્ધ સ્થાપક બાબુ નલિનીકાન્તને ! રમા, મારે તેની સમક્ષ મારૂં પાપ સ્વીકાર્યા વિના છૂટકો ન હતો. શ્યામચરણનો જન્મવૃત્તાંત એ દુનીયાના અનુભવી વૃધ્ધને, તરત જ માલમ પડી ગયો. શ્યામચરણ નલિની બાબુની દેખરેખ નીચે મોટો થતો ગયો. બંગાળમાં રહેવાથી એણે બંગાળી પહેરવેશ સ્વીકાર્યો અને અટક 'બોઝ' રાખી......પછી આપણો વિવાહ થયો. અને આપણે લગ્નગ્રંથીથી એક થયાં. રમા ! પચીસ વર્ષ પહેલાનાં પાપનો કોઇ જાણકાર આજે નીકળી આવ્યો છે."

ઇન્દુલાલે ખીસામાંથી પેલી શત્રુ સમ ચીઠ્ઠી કહાડી. ધ્રુજતે હાથે રમાના હાથમાં મૂકી. ચંદ્રના પ્રકાશમાં રમા નીચે પ્રમાણે વાંચી શકી:—

"આરોપીનું નામ શું વિદ્વાન ન્યાયમૂર્તિ ઇન્દુલાલ મહેતાને પરિચિત નથી લાગતું ? આવતી કાલે કેસ નીકળતી વખતે—સજા ફરમાવતી વખતે-ઇ. સ. ૧૯૦૦ નો ઑગસ્ટ મહિનો ધ્યાનમાં રાખવા વિનંતી કરૂં છું."

રમા એ ઘડી વિચાર કરવાને થંભી. અને ઉંચે શ્વાસે બોલી. "ઇન્દુ ! આ ચીઠ્ઠી લખનારને તમારૂં પાપ ખબર છે."

"એમા કઇ જ સંશય નથી."

"તમને ધમકી આપવામાં આવી રહી છે કે શ્યામચરણને ભારે શિક્ષા થાય તો તમને ઉઘાડા પાડવામા આવશે."

"નિર્વિવાદ !"

"પણ ઇન્દુ, વ્હાલા, એમ થાય તો શું ? એને કોણ માનશે ? અને માને તો પણ શું ? તમને હેરાન કરવાથી એને શું લાભ થઇ શકે ?" રમા હજી છેક નિરાશ થઇ ન હતી. આશાવાદની તે અચળ અનુયાયીની હતી.

"રમા, રમા, આમ કેમ બોલે છે ? શ્યામચરણ, ગમે તેવો પણ મારો તો પુત્રને ? હું તેને કેમ શિક્ષા કરી શકું ?......અને આ પાપ પ્રકાશમાં આવે તો મારૂં શું થાય ? મારી અન્યથા નિષ્કલંક કારકીર્દી પર ડાઘ પડે" મંદ સ્વરે ન્યાયાધીશ બોલ્યા.

રમા કંઇ બોલી શકી નહિ.

"વ્હાલી, મારી સમક્ષ બે રસ્તા ખુલ્લા છે. આ ધમકીથી ડરીને શિક્ષા નહિ જેવી કરવી અથવા તો બરાબર ન્યાયપુરઃસર શિક્ષા કરવી."

રમા એક ચિત્તે સાંભળ્યા કરતી હતી.

"પહેલો માર્ગ સ્વીકારું તો ન્યાયાધીશ, નિષ્પક્ષપાતી ન્યાયાધીશ, તરીકેની મારી પ્રતિષ્ઠાનો અંત આવે છે. અને.... ."

"અને બીજો માર્ગ સ્વીકારતાં તમારું પાપ પ્રકાશમાં આવશે એમ જ ને?" રમાએ વાક્ય પૂરું કર્યું. સમાજમા તમને અપયશ મળશે અને એક આદર્શ નાગરિક તરીકેની કારકીર્દીનું મૃત્યુ થશે"

"સાથે સાથે આપણી અનાથાશ્રમની યોજનાનું પણ" ઇન્દુલાલ બોલી ઉઠયા. "રમા, આપણી યોજના શું આમ અકાળે મરણશરણ થશે? રૂ ૫૦,૦૦૦ કેવી રીતે ભેગા કરી શકીશુ? કોણ આપશે?.....હાય, એક જ ભૂલ! સરલા, મારા જ વાંકે તું મૃત્યુ પામી. સરલા, તને કેમ ભૂલી શકું?"

ઇન્દુલાલને હવે ખરો પશ્ચાત્તાપ થતો હતો કવિએ સત્યજ ગાયું છે

**હા! પસ્તાવો, વિપુલ ઝરણું**
**સ્વર્ગથી ઉતર્યું છે!**
**પાપી તેમાં ડૂબકી દઇને**
**પુણ્યશાળી બને છે!"**

ઇન્દુલાલથી વધુ ન બોલાયું. તેનો કંઠ સુકાતો હતો. આંખો બંધ કરી અને વિચારમાં ગરકાવ થયા. દૃષ્ટિ સમક્ષ હાથમા તુલા લઇ અને આંખે પાટા બાંધેલા ન્યાય દેવતાનાં દર્શન થયાં. તાંકી તાંકીને ઇન્દુલાલ તરફ જોઇને કેમ જાણે ઠપકો ન આપતા હોય! બીજી જ પળે ન્યાયાધીશે આંખ ઉઘાડી.

"રમા, વ્હાલી." તે બોલ્યા. તેમના સ્વરમાં દૃઢતા હતી. વદન પર ગાંભીર્યની છાયા પ્રસરી "રમા, મેં નિર્ણય કરી લીધો છે......નહિ, બસ, એમ જ થશે."

રમા ચમકી. શો નિર્ણય કર્યો હશે?

-ફરીથી ન્યાયાધીશનો સ્વર સંભળાયો. "ગમે તે થાય, પણ ન્યાયદેવતાને તો મારે માન આપવું જ પડશે. ન્યાયમાં પુત્ર કલત્રનો વિચાર નથી કરાતો.......ગુન્હેગારને ઘટતી સજા કરીને દાખલો બેસાડીશ. મણિપુરનો ન્યાયાધીશ આવી ધમકીથી નહિ ડરે."

હાથમાંની ચીઠી દેખાઇ. ન્યાયાધીશ વધુ મક્કમ બન્યા, તેને ફાડી નાખી!

"ભલે મારું પાપ પ્રકાશમાં આવે. પ્રકાશમા આવે તે પહેલાં હું રાજીનામું આપીશ. આપણે કોઇ અન્ય સ્થળે ચાલ્યાં જઇશું. કારણે ન્યાય નિષ્પક્ષપાત જ તોળાવો જોઇએ. મારા આસનને છેલ્લી વાર-કાલે-હું નામોશી નહિ જ લાગવા દઉં."

ઇન્દુલાલ બેઠક પરથી ઉઠયા. બગીચામાં આમ તેમ આંટા મારવા લાગ્યા. રમા જોઇ રહી.

'ઇશ્વરે મને ઠીક જ શિક્ષા કરી. ગુન્હો કર્યો તો શિક્ષા શા માટે ન ભોગવું?" પાછા બેઠક પર આવ્યા અને રમાનો હાથ પોતાના હાથમાં લીધો

"વ્હાલા, આ નિર્ણયમા મારી સંપૂર્ણ અનુમતિ છે. અપરાધીને છૂટો મૂકી શા માટે બીજું પાપ કરવું? આપણે મણિપુરનો ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા જઇશું, પરંતુ અંતર્યામી ઇશ્વર તો આપણો ત્યાગ નહિ જ કરે." ન્યાયપરાયણ પત્નીએ પ્રોત્સાહન આપ્યું.

ટાવરમાં બારના ટકોરા સંભળાયા. પતિ-પત્ની શયનગૃહ તરફ વળ્યા.

(૩)

"તાજ વિ. શ્યામચરણ બોઝ" નો કેસ આજે મણિપુરના ન્યાયમંદિરમાં નીકળવાનો છે. ન્યાયમૂર્તિ ઇન્દુલાલ મહેતા સમક્ષ એ મુકર્દમાની સુનાવણી આજે ત્રણ વાગે થવાની છે. બાર વાગ્યાથી જ કૉર્ટનો ભવ્ય હૉલ પ્રેક્ષકોથી ચીકાર થઇ ગયો. વકીલો અને ધારામંડળના અન્ય સભ્યો પોતાને માટે અલાહેદી રાખેલી જગ્યા પર જઇને બેઠા.

ઘણાકોને બેસવાની જગ્યા ન મળવાથી નિરાશ થઈને પાછા ફરવું પડયું.

કૉર્ટનાં ઘડીઆળમાં ત્રણના ટકોરા થયા. 'સાયલન્સ' નો ધ્વનિ કૉર્ટના કારકુન તરફથી ગંભીરતાપૂર્વક સંભળાયો. ન્યાયાધીશનું આગમન થયું. સર્વ પ્રેક્ષકો ઉભા થયા. ન્યાયાધીશે આસન સ્વીકાર્યું. પછી સઘળા બેસી ગયા.

'શ્યામચરણ બોઝ, તમારા ઉપર તમારા શેઠની ખોટી સહી કરી રૂ. ૫,૦૦૦ ઉચાપત કરવાનો આરોપ મૂકવામાં આવે છે" કૉર્ટના કારકુને શ્યામચરણ તરફ જોઇ વાંચી સંભળાવ્યું.

શ્યામચરણ આરોપીના પાંજરામા હતો. સઘળી આંખો તેના તરફ તાંકી તાંકીને જોઇ રહી હતી. તેનું વય પચીસની આસપાસ હશે. તેનું વદન મ્લાન લાગતું હતું અને તેના હોશકોશ ઉડી ગયા હતા. ન્યાયાધીશની આંખો એ આરોપીને—શ્યામચરણ બોઝને—બરાબર નિહાળ્યો ભૂતકાળનો પડદો ઉંચો કરી ન્યાયાધીશે એમાં ડોકીયું કર્યું. "શું આ સરલાનો પુત્ર હોઇ શકે? ગમે તે હો, પણ મારા મનોદેવતા મને એ માનવાની ના પાડે છે"

જ્યુરીના ગૃહસ્થોએ પ્રતિજ્ઞા લીધી અને કેસ શરૂ થયો.

"શ્યામચરણ બોઝ! તમારા અપરાધ વિશે તમારે શું કહેવાનું છે?" તાજના વકીલ તરફથી સવાલ થયો.

સઘળા પ્રેક્ષકોનું ધ્યાન આરોપીના પાંજરા તરફ ખેંચાયું.

"હું તદ્દન નિરપરાધી છું" લથડતે સ્વરે આરોપી બોલ્યો. "અને આ કેસ મને હેરાન કરવાને જ ઉભો કરવામાં આવ્યો છે."

પ્રેક્ષકોમાં ધીમો ગણગણાટ શરૂ થયો. "કેવી નફટાઇ! હજુ ય પોતાને નિર્દોષ જણાવવાની ધષ્ટતા કરી રહ્યો છે!" "એને ભારે શિક્ષા થવી જ જોઇએ." "હજુ ય પશ્ચાતાપ થતો નથી!"

"સાયલન્સ"ના અવાજે પાછી કોર્ટમાં શાંતિ ફેલાઇ રહી.

આરોપી વિરૂધ્ધની જુબાની ઘણી જ પ્રબળ હતી. અપરાધ થયો હતો. જાણી જોઇને કરવામાં આવ્યો હતો. એમાં કંઇ સંશય ન હતો. શ્યામચરણ બોઝ સામે ફોર્જરી અને વિશ્વાસઘાત સિધ્ધ થઇ ચૂકયો.

જ્યુરીના ગૃહસ્થો ચાલ્યા ગયા અને પા કલાક રહીને આવ્યા. ફોરમેને ઉભા થઇને કહ્યું "અમે સર્વાનુમતે નિર્ણય કર્યો છે કે આરોપી........"

કોર્ટમાં પાછી હોહા થઇ. જ્યુરીનો અભિપ્રાય જાણવા સઘળા ઉત્સુક બન્યા. પોલીસે એક બે જણને બહાર કાઢ્યા, પાછી શાંતિ ફેલાઇ

"......આરોપી દોષિત છે." ફોરમેને પૂરૂં કર્યું.

આરોપીનું વદન શ્યામ બની ગયું, તેણે એક ફીકકું હાસ્ય કરવાનો પ્રયત્ન કર્યો.

ન્યાયાધીશના મગજમાં જાતજાતના વિચારો ગડમથલ કરી રહ્યા હતા. શ્યામચરણ બોઝ શા માટે પાપને ન ફોડી દે? તેમના કપાળ પર પ્રસ્વેદનાં ટીપાં બાઝયાં, તેમની છાતી થોડી વારને માટે તો ધડકી. પણ ન્યાયદેવીનું ચિત્ર તેમની નજરે પડયું. સ્વસ્થ બન્યા. તેમની આંખોમાં મક્કમતા દેખાઇ રહી હતી. દૃઢ સ્વરે ચૂકાદો વાંચવાનું શરૂ કર્યું :—

"આરોપી, તમારી સામેનો ફોર્જરી અને વિશ્વાસઘાતનો આરોપ સિધ્ધ થઇ ચૂકયો છે. તમારે તમારા બચાવમાં કંઇ કહેવું છે?"

આરોપીના પાંજરા તરફથી "દયા"નો ધીમે અવાજ સંભળાયો.

"કોર્ટમાં રજુ થયેલા પુરાવા અને જુબાની તથા બીજા સંજોગોને ધ્યાનમાં લેતાં હું

તમને પાંચ વર્ષની સખ્ત કેદની સજા અને રૂ૦ ૪૦૦૦નો દંડ કરું છું દંડ વસુલ થાય તો તેમાંથી રૂ૦ ૩,૦૦૦ તમારા શેઠને મળે." ન્યાયપરાયણ ન્યાયાધીશે શાંતિપૂર્વક પોતાનો ચુકાદો વાંચી સંભળાવ્યો.

ન્યાયાધીશ પોતાના 'ચેમ્બર'માં ચાલ્યા ગયા. તેમની મુખમુદ્રા પર એક જાતનું ઓજસ્ ઝળકી રહ્યું ન્યાયદેવી પોતાની સમક્ષ સ્મિત કરી રહી હોય તેમ એમને ભાસ્યું

ન્યાયમંદિરમાંથી લોકો વિખરાવા લાગ્યા. ખાદીમાં સજ્જ થયેલા એક ગૃહસ્થના મુખમાંથી "કેવો નિષ્પક્ષપાત ન્યાય! ઇન્દુલાલ, મારા તમને ધન્યવાદ" એવા શબ્દો નીકળી પડયા

ઇન્દુલાલનું હૃદય પણ એમને ધન્યવાદ આપી રહ્યું હોય તો તેમા શી નવાઇ ?

(૪)

અધો કલાકમા તો રમાએ ઇન્દુલાલને ઘેર આવતા હર્ષપૂર્વક અભિનંદન આપ્યાં.

કપડાં કહાડીને ઇન્દુલાલ પોતાના અભ્યાસ ખંડમાં ચાલ્યા ગયા આજના કેસે તેમની શાંતિનો ભંગ કર્યો હતો. તેમના વદન પર પાછી વિષણ્ણતા છવાઇ રહી

રમા ત્યાં આવી. ન્યાયાધીશની ગંભીર મુખમુદ્રા જોઇ જરાક થંભી, "રમા, આમ આવ." મહા મહેનતે શબ્દો ઉચ્ચારાયા. 'રમા, વ્હાલી, નક્કી હવે મારું પાપ પ્રકાશમાં આવશે. આરોપીને મેં સખ્ત શિક્ષા કરી છે. મને વધારે વિહ્વળતા તો એટલા માટે થાય છે કે આરોપી કંઇ જ બોલ્યો નહિ, તદ્દન શાન્ત રહ્યો. એના તરફથી કોઇ છૂપી રીતે મારા પર પ્રહાર આવશે એમ મને લાગી રહ્યું છે."

પત્ની પતિની મુખમુદ્રા તરફ જોઇ રહી. ક્યાં ન્યાયમંદિરના ન્યાયાધીશ અને ક્યાં આ ઇન્દુલાલ ! થોડા સમયમા કેવું પરિવર્તન !

"રમા, મણિપુરના લોકોએ મારા ન્યાયની પ્રશંસા કરી. તેમને મારી નિંદા કરવાનો મારે સમય આપવો ન જોઇએ." ઇન્દુલાલ જરા સ્વસ્થ થયા, "વ્હાલી, હું હમણાં જ મારું રાજીનામું મોકલી દઇશ. આપણે આ મણિપુરને કાલે છેલ્લા નમસ્કાર કરીશું"

રમા કંઇ બોલી નહિ. તેની આંખમાં આસુનું એક ટીપું દેખાયું. પતિ તરફ સ્નેહભરી દૃષ્ટિથી ઘડી વાર જોઇ રહી

ઇન્દુલાલે કલમ અને કાગળ લીધાં. તરત જ પોતાનું રાજીનામું લખવાનું શરૂ કર્યું. એટલી વારમા ઘંટડીનો અવાજ સંભળાયો. બારણું ઉઘડયું અને અબદુલે ખાદી ધારેલ એક ગૃહસ્થને ન્યાયાધીશના અભ્યાસખંડમા સૂચવ્યો.

આગંતુકે ન્યાયાધીશની ભવ્ય મુખમુદ્રાનું નિરીક્ષણ કર્યું. વંદન કરીને એક ખુરશી પર બેઠો.

રમા આ અનાદરિત પરોણાને જોઇ વિચારમાં પડી ઇન્દુલાલના વદન પર ભયની રેખાઓએ પ્રાધાન્ય મેળવ્યું. તેમની સામાજીક પ્રતિષ્ઠાનો મૃત્યુઘંટ વાગતો તેમને સંભળાયો.

શું તેમના પાપનો આ જ્ઞાતા તો નહિ હોય ? રમાના મગજમાં વિચારમાળા ઉદ્ભવી.

આગંતુકની ઉમર ત્રીસેક વર્ષની લાગતી હતી. તેના ખાદીનાં વસ્ત્રો સ્વદેશીની વિજય પતાકા ફરકાવી રહ્યા હતા. તેની મુખમુદ્રા પર સરળતા દેખાઇ રહી હતી. અને તેની આંખમા ત્યાગની શાંતિ રમી રહી હતી તેનું ઉઘાડું માથું તેને બંગાળાનો વતની સૂચવતું હતું.

ઇન્દુલાલને એને માટે સહજ માન ઉત્પન્ન થયું. શાંત સ્વરે—હજુ ય થોડો ભય માલમ પડી આવતો હતો—એમણે પ્રશ્ન કર્યો. "આપનું નામ ? આપના આગમનનું પ્રયોજન ?"

તેમની આંખો રમા તરફ ફરી. રમા તરત જ સમજી ગઇ અને બહાર ચાલ્યા જવાને માટે બારણું ખોલ્યું.

"રમા બ્હેન," આગંતુકે તેના તરફ દૃષ્ટિ ફેરવી. એ દૃષ્ટિમાં માનની લાગણી સ્પષ્ટ દેખાઈ આવતી. આપને ચાલ્યા જવાની કંઈ જ જરૂર નથી. ખુશીથી તમે અમારો વાર્તાલાપ સાંભળી શકો છો."

રમા-સ્વામી સામું જોઈ રહી. ઇન્દુલાલ બોલ્યા "રમા, બેસ."

રમાએ પોતાનું આસન પાછું સ્વીકાર્યું.

"મી૦ ઇન્દુલાલ, મારૂં નામ સુકુમાર ઘોષ છે. તમે મને નહિ ઓળખી શકો, પણ હું તમને ઓળખું છું. આજે હું તમારી કોર્ટમાં હતો."

"તમે? એક બંગાળી? મને ઓળખો છો?" ઇન્દુલાલે અજાયબી બતાવી.

"હા." સુકુમાર ઘોષે શાંત સ્વરે જવાબ વાળ્યો. "જિજ્ઞાસાવૃત્તિથી હું આજે શ્યામ ચરણ બોઝનો મુકર્દમો સાંભળવા અને ન્યા૦ ઇન્દુલાલ મહેતા પોતાના પુત્રનો......"

ઇન્દુલાલ ચમકયા. કરડી આંખોએ સુકુમાર તરફ જોયું.

"ઇન્દુલાલ, ચમકવાનું કંઈ પ્રયોજન નથી. મારૂં કહેવું શાંતિથી સાંભળો. ન્યા૦ ઇન્દુલાલ કે જેની કીર્તિ સર્વત્ર પ્રસરી છે તે કેવો ન્યાય તોળે છે તે જાણવા ખાતર જ હું તમારી કોર્ટમાં આજે હાજર હતો. આરોપી શ્યામચરણ બોઝ હોવાથી મારી કુતૂહલવૃત્તિએ મને વધારે પ્રેર્યો."

સુકુમાર ન્યાયાધીશના વદન પરના બદલાતા ભાવો જોઈ ર ો.

"શ્યામચરણ બોઝ," ન્યાયાધીશે કડક સ્વરે પૂછ્યું." એની માહીતી તમને કયાંથી? અહીં આવવાનું શું પ્રયોજન છે?"

ન્યાયાધીશ ઉગ્ર થતા હતા.

તેટલી જ, બલ્કે તેથી વધારે, શાંતિથી સુકુમારે ઉમેર્યું "કાલ રાતના તમને મારી ચીઠ્ઠી તો મળી હશે જ."

"ચીઠ્ઠી! શું તમે જ એના લખનાર હત કે? આવી ચીઠ્ઠી લખીને શું ધમકી આપવા માગો છો?" ન્યાયાધીશથી ઉચ્ચ સ્વરે બોલ્યા વિના ન રહેવાયું.

"હા. મેં જ લખી હતી. હું જોવા માગતો હતો કે મણિપુરના આદર્શ ન્યાયાધીશ કેટલી હદ સુધી ન્યાયવૃત્તિ સાચવી શકે છે. મેં આપની કીર્તિ સર્વત્ર સાંભળી છે અને ખાસ કરીને અનાથાશ્રમ સ્થાપવાની તમો દંપતીની શુભ યોજના તો........"

રમા સુકુમાર તરફ જોઈ રહી. આને આટલી બધી માહીતી!

"ત્યારે અમને નનામી ચીઠ્ઠી લખવાનું શું પ્રયોજન?" રમા સ્વાભાવિક રીતે જ બોલી ઉઠી "શું મણિપુરના ન્યાયાધીશને હેરાન કરવા હતા?"

"રમા બ્હેન, ચીઠ્ઠી લખવાનો મારો આશય દુષ્ટ ન હતો"

"મી૦ ઇન્દુલાલ," સુકુમારે ગભરાયા વિના જવાબ વાળ્યો, "તમારા પૂર્વ જીવન વૃત્તાંતની મને ખબર છે ...અને પણ તમને અભિનંદન આપી લેવા દો. તમારા ન્યાયની અને નૈતિક હિંમતની પ્રશંસા હું કયા શબ્દોમા કરી શકું?"

દંપતીની અજાયબી વધતી ચાલી. આ ગૃહસ્થ શું કહેવા માગતા હતા?

"ઇન્દુલાલ, તમે જ નિષ્પક્ષપાતી રહી શકયા, કસોટીમાં તમે પાર ઉતર્યો. તમને જાણીને આનંદ થશે કે આજનો આરોપી શ્યામચરણ બોઝ તે સરલાનો પુત્ર, નહિ, પણ તેવો નામધારી બીજો જ બંગાળી બદમાશ છે. સરલાનું અમોલું રત્ન શ્યામચરણ તો એક આદર્શ અને ચારિત્ર્યવાન્ નાગરિક થઈ રહ્યો છે."

રમાથી એક દર્દની ચીસ પાડી દેવાઈ. ન્યાયાધીશ શાંત ચિત્તે સાંભળી રહ્યા હતા.

"આ શ્યામચરણ બીજી કોઈ અન્ય જ વ્યક્તિ હતી ત્યારે તમે ચીઠ્ઠી શા માટે લખી?" રમાએ એનો એ સવાલ ફરીથી પૂછ્યો.

ઇન્દુલાલ પ્રત્યુત્તર સાંભળવાને ઉત્સુક થઈ રહ્યા.

"રમા! ઇન્દુલાલ!" ધીમે સ્વરે સુકુમારે જવાબ વાળ્યો, "મારી ચીઠ્ઠી નક્કી ગભરામણ પેદા કરવાને માટે જ લખાઇ હતી. ઇન્દુલાલ મહેતા સમતોલપણું જાળવી શકે છે કે નહિ તે મારે જાણવું હતું. એમનો ન્યાય જોવો હતો. એક આદર્શ ન્યાયાધીશ પ્રલોભનના કોયડામાં ગુંચવાઇ જાય છે કે નહિ તેની પરીક્ષા કરી હતી. ખરેખર! ઇન્દુલાલ, તમે જ પ્રલોભનને દૂર ઠેલી શકયા. મારાં ફરીથી અભિનંદન."

રમાની આંખમાંથી હર્ષાશ્રુ પડી રહ્યાં હતાં.

"ત્યારે તમને શ્યામચરણ વિશે કેવી રીતે ખબર મળી?" ઇન્દુલાલે પૂછ્યું.

"ઇન્દુલાલ, ભૂતકાળને યાદ કરો. બાળક શ્યામચરણને તમે ફરીદપુરના અનાથાશ્રમમાં



"રૂા૦ ૫૦,૦૦૦ નો ચેક!" રમા વધુ ન બોલી શકી.

મૂક્યો. અનાથાશ્રમના સ્થાપક–મારા પિતા–નલિની બાબુની ખાતી દેખરેખ નીચે શ્યામ મોટો થતો ગયો. કેટલો બુધ્ધિશાળી......."

"નલિની બાબુ! તમારા પિતા?"

"હા. મારા પિતાને તમારો પુર્વ વૃત્તાંત ખબર હતો. મૃત્યુ વખતે બાળક શ્યામને તથા તમારા રહસ્યને મને સોંપી ગયા." સુકુમારથી વધારે ન બોલાયું. તેનો કંઠ રૂંધાઇ ગયો. નલિની બાબુના મૃત્યુની વાતે ઇન્દુલાલને પણ અવાક્ બનાવ્યા. આંખના ખુણામાં એક આંસુ દૃષ્ટિએ પડયું.

રમા અંદરથી પાણીનું પ્યાલું લાવી. સુકુમારે થોડુંક પીધું.

મેં ત્યાંના પત્રોમાં વાંચ્યુ કે તમારી કોર્ટમાં કોઇ શ્યામચરણ બોઝનો કેસ ચાલવાનો છે. સરખાં નામ જોઇને હું પણ ભય પામ્યો, પણ મારો ભય બીજી જ પળે દૂર થયો. શ્યામચરણ, સરલાનો શ્યામચરણ, તો હવે અનાથાશ્રમની શાળાનો શિક્ષક બની રહ્યો હતો. હજી ય એ ત્યાં જ છે."

રમા અને ઇન્દુલાલની અજાયબી વધતી ગઇ. આગળ વાત સાંભળવાને તેઓ વધુ ઉત્સુક બન્યાં.

"મેં ત્યાં તમારી અનાથ શ્રમની યોજના વિશે સાંભળ્યું હતું. તમારી નિષ્કલંક કીર્તિની ત્યાં પણ સુરભિ પ્રસરી રહી છે. મારા સ્વર્ગસ્થ પિતાજી મૃત્યુ વખતે બીજું અનાથાશ્રમ સ્થાપવાને એક સારૂં જેવું દાન કરી ગયા હતા. તમારા હાથમાં એ રકમ સોંપવાનો હું વિચાર કરી રહ્યો હતો ત્યાં આ કેસની વાત મેં સાંભળી. તમારી પરીક્ષા લેવાનો વિચાર કર્યો.........પછી શું બન્યું તે તમે જાણો છો."

સુકુમાર બોલતો બંધ થયો.

ઇન્દુલાલે ઇશ્વરનો આભાર માન્યો. પોતાના રાજીનામાનો અડધો લખેલો કાગળ બતાવ્યો અને મંદ સ્વરે બોલ્યા, 'સુકુમાર બાબુ, આ તો ઘણી જ કઠીન પરીક્ષા કહેવાય." સુકુમારે રાજીનામું ફાડી નાખ્યું. દંપતી હસતે વદને જોઇ રહ્યાં.

"રમા બ્હેન, ઇન્દુલાલ, આ કૃત્ય માટે તમો દંપતી મને ક્ષમા આપી શકશો? આ પરીક્ષા ઘણી જ કઠીન કહેવાય. આને માટે તમો મને ક્ષમા નહિ આપો ત્યાં સુધી હું મારી જાતને ગુન્હેગાર માનીશ." સુકુમારનાં ચક્ષુ નીચે ઢળ્યાં.

"ક્ષમા! સુકુમાર બાબુને.–નલિની બાબુના પુત્રને–અમે તે ક્ષમા આપનારાં કોણ?" ઇન્દુલાલ તથા રમા એકી સાથે બોલી ઉઠયાં.

ઇન્દુલાલ, રમા બ્હેન, તમારી અનાથ-શ્રમની યોજના નિર્વિઘ્ને પાર ઉતરે એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે ફુલ નહિ તે ફુલની પાંખડી મુજબ મારા તરફથી આ નજીવી મદદ સ્વીકારશો" એમ કહી સુકુમારે ટેબલ પર એક પાકીટ મૂકયું અને ગને બોલ્યો. "ફરીથી તમારી ક્ષમા ચાહું છું."

દંપતી કંઇ પણ બોલે તે પહેલાં તો સુકુમાર થેપ બગીચાની બહાર અદ્દશ્ય થતો દેખાયો.

ન્યાયાધીશે હર્ષોન્વિત હદયે પાકીટ ફોડયું. રમાને આપ્યું

"રૂ૦ ૫૦,૦૦૦ નો ચેક!" રમા વધુ ન બોલી શકી......અને એ યુગલની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં.*

( સંપૂર્ણ )

*Austin Philipsની એક નવલિકા પરથી સૂચિત.

# તમે કયા મહીનામાં જન્મ્યા છો?

લેખક
રા. કેખશરૂ દોરાબજી જીલા.




શીરો (Cheiro) નામના ઈગ્લંડનો એક જાણીતા હસ્તરેખાશાસ્ત્રીએ "When were you born? (તમે ક્યારે જન્મ્યા હતા?) એ નામનુ એક પુસ્તક માટ કર્યું છે. તેમા તે જણાવે છે કે તમારો જન્મ જે મહિનામા થયો હોય તે મહિના ઉપર તમારી ચાલચલગત, ખાસીયત, સ્વભાવ અને તમારી જીંદગીના સુખદુઃખ અને ફતેહ યા નિષ્ફળતા આધાર રાખે છે ચોક્કસ મહિનામા જન્મ લેનારો માણસોમા ચોક્કસ ગુણો સરખા રહે છે. દર માસની સરજત ઉપર ચોક્કસ ફરીશતાઓ બીરાજે છે. અને તેઓની અસરથી તે માસમા જન્મેલાં દરેકમાં ચોક્કસ ગુણો, ટેવ, ખાસીયતો સરખાં જ ઉતરે છે. જેઓએ આ બાબતનો ખાસ અભ્યાસ કર્યો છે, તેઓનાં લખાણો વાંચ્યાથી અને આપણી જીંદગીના તેમજ આપણા સગાવ્હાલાંઓની જીંદગીના બનાવોની સરખામણી તે લખાણો સાથે કરવાથી આપણી ખાત્રી થાય છે કે જેઓ જન્મ દિવસની તારીખ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા જાણે છે તેઓ પાસેથી આપણે ઘણુંક શીખી શકીએ એમ છીએ. દરેક જણ જો તે સાધારણ ટેવ, રૂઢી, ફતેહ, લાભ શું છે તે જાણે તો પોતાની જીંદગીનું વર્તન તે માફકનું બનાવી પોતાની કારકીર્દિને ઉજ્જવલ બનાવી શકે. ઉપલા જ્યોતિષરાજ બાર માસનો કોઠો નીચે મુજબ જણાવે છે:—

## જાન્યુઆરી

જાન્યુઆરી માસમાં જન્મેલાંઓ દ્રઢ મનશક્તિ ધરાવનારાં હોય છે, પણ બીજાઓ તેઓની બાહોશીનો ખોટો જ અર્થ કરે છે તેઓ વિચારશક્તિ અને તકરારશાસ્ત્રમા પ્રવીણ રહે છે તેઓએ જાહેર જીંદગીમાં પડવું જોઇએ. કારણ કે તેમાં ફાવી નીકળવાનો તેઓને સારો સંભવ રહે છે. પ્યાર, ફરજ અને સંસારી દરજ્જાને લગતા તેઓના ખ્યાલો ઘણા વિચિત્ર હોય છે; અને પાડપાડોશીના આચારવિચાર સાથે તેઓના વિચારો બંધબેસ્તા થતા નથી એ કારણથી તેઓ પોતાને અળખામણા બનાવે છે. દુઃખીયાંઓ અને હાજતમંદો તરફ તેઓ કાળજી અને લાગણી ધરાવે છે અને સખાવત કરવામાં અને સહાય્ય કરવામા જીંદગીની મોજ માને છે.

## ફેબ્રુઆરી

ફેબ્રુઆરી માસમાં જન્મેલા આસામીઓ પણ એવોજ ગુણ ધરાવે છે. વેપાર અને નાણાં બજારમાં તેઓ ફતેહમંદ હોય છે, પણ તેનુ ફળ પોતે ભોગવવા કરતા બીજાઓને મળે છ તેઓ મહેનત કરે છે,

અને તેઓની બરકતે બીજાઓ અમનચમનમાં ફરે છે. એ આસામીઓ ઘણા કાંકણા હોય છે. ખાસ કરીને કહેવાય નહિ. અરધો ટુકનં કહ્યો હોય તો તેથી બી તેઓની લાગણી ઘણી જ દુઃખાય છે. તેઓ બીજાએ તરફની પ્યારની લાગણી બહારથી ખુલ્લી રીતે દેખાડતા નથી, પણ અંદરખાનેથી તેઓની એ પ્યારની લાગણી બહુ બળવાન હોય છે.

## માર્ચ

માર્ચ માસમાં દુનિયાની રોશની જોનારાઓ લગાર વિચિત્ર સ્વભાવના હોય છે. તેઓ બસ ખાઇપીને મનમાં વિચાર કર્યા જ કરે છે અને ભવિષ્યમાં પોતાનું શું થશે તે વિષે દિલગીરી અને હાયસોસારામાં વખત કાઢે છે. એ આસામીઓ પૈસાના પુજારીઓ હોવાના સબબથી કાંઇ એવો વિચાર કરતા નથી, પણ પારકાંઓના આધારે પડવાની નાપસંદગી અને ધાસ્તીને લીધે તેઓ વિચાર કર્યા કરે છે. ઘણા હુન્નરમંદ લેખકો અને ગાયનકારો આ માસમા જન્મે છે અને તેઓએ દુનિયામાં આગળ વધવા માટે પોતાથી બનતો પ્રયાસ કરવો જોઈએ

## એપ્રિલ

એપ્રિલ માસમાં અવતરેલાઓ મક્કમ મનના, એક જ વિચારનાં અને જબરા હઠીલા હોય છે. કછીઆકંગાસના જબરા હીમાયતી હોઇ તેઓ જન્મથી જ લડત ચલાવનારા હોય છે અને મોટાં ખાત ચલાવવામાં યા મોટી યોજનાઓની વ્યવસ્થા કરવામાં તેઓ ઘણા જ બાહોશ હોય છે. પણ એ લાભ સામે તેઓની જીંદગીમાં બીજા ગેરલાભો બી હોય છે અને સૌથી મોટો ગેરલાભ એ કે તેઓ શાદી વિગેરેમાં બહુ જ કમનસીબ અને સંસારમા અપજશી હોય છે. તેઓ પોતાની ખાસીયત અને ગુણદોષ સમજી શકે એવો ભવિષ્યનો ભાગ્યો યા ભાગી રંગ કવચીત જ મેળવી શકે છે

## મે

મે માસમા જન્મેલાઓ વળગી રહેવાના જમન તથા સચ્ચાઇના સાથી હોય છે. તેઓ જો એક આસામીને ચ્હાશે, તો છેવટની ઘડી સૂધી તેની તરફ સારી જ લાગણી દેખાડશે અને તેને માટે ગમે એવા મોટા સ્વભોગો આપવાને બી ચૂકશે નહિ; પણ તેમ બીજા હાથ ઉપર તેઓ કોઈ દુશ્મન સામે જો ફરશે, તો મ્હોતની છેલ્લી ઘડી સુધી તેના સામે હઠીલાઇથી લડશે પણ તેઓ હમેશાં ખુલ્લા મેદાનમાં લડે છે. તેઓ પીઠ પાછળના કાવાદાવા, તુમડા અથડાવવા અને બીજી જાતનાં દગાબાજીભર્યા દાવપેચ ચલાવીને કોઇનું કાટલું કાઢી નાંખવાનો હલકો ખવાસ કદી બી બતાવતા નથી.. એ મહિનામાં જન્મ લેનારાઓએ જીંદગીમાં જલદી પરણવું જોઇએ નહિ. તેઓના પહેલાં લગ્ન એક ગંભીર ભૂલ હોય છે યાને સુખી નિવડતાં નથી

## જુન

જુન માસમાં જન્મેલાંઓની નાડ પકડવી બહુ મુશ્કેલ છે. તેઓ કોઇ સાથે મતફેર પડતાં જબરા ગરમ થઇ માથે લોઢી ચઢાવે છે અને પછી પાછા તે જ પળે તદ્દન ઠંડાગાર બની જાય છે. નાટકકારો, કાયદાશાસ્ત્રીઓ, ભાષણકર્ત્તાઓ અને રાજદ્વારીઓ તરીકે ફાવી નીકળે છે અને તેઓ જીંદગીના તખ્તા ઉપર જાત જાતનાં પાનો ભજવી બતાવે છે. તેઓ જો મજબૂત ઇચ્છાશક્તિ ધરાવતાં હોય અને એક જ ચીજને વળગી રહેતાં હોય તો જે બી કામ તેઓ માથે લે તેમાં ઘણી મ્હોટી ફત્તેહ મેળવી શકે છે.

## જુલાઇ

જુલાઇ માસમાં જન્મેલો જીવડો સ્વભાવનો ઘણો અટપટીયો અને અસ્થિર હોય છે. જરા જરામાં મુસાફરી કરવાની તેમજ જીંદગીમાં વારંવાર ચાલુ ફેરફાર કરવાની ચાહ્ય ઇચ્છા તે ધરાવે છે. તેઓ હમેશાં ઘર માંડીને રહે છે, પણ તે ઘર કદાચ જ ચાલુ રાખે છે. સટો કરવાની અને સઘળી જાતના જુગારમાં પૈસો ઝડપથી પેદા કરવાની વલણ તેઓ બતાવે છે, પણ પૈસો પેદા કરવાને બદલે મ્હોટે ભાગે તેઓ ખોઇ બેસે છે, તોપણ ધંધાધાપામાં ઘણું કરીને હમેશાં તેઓ ફત્તેહમંદ નીવડે છે. જાત જાતના સાહસો ઉપાડવામાં અને વળી આલઓલતાંમાં પડતાં મૂકવામાં તૈયાર! સબ બંદરકા વેપારી! પોતાના

# તમે કયા મહીનામાં જન્મ્યા છો ?

લેખક
રા. કેખશરૂ દોરાબજી જીલા.




શીયેરો ( Cheiro) નામના ઇગ્લંડના એક જાણીતા હસ્તરેખાશાસ્ત્રીએ, "When were you born ? ( તમે કયારે જન્મ્યા હતા ? ) એ નામનુ એક પુસ્તક પ્રગટ કર્યું છે. તેમા તે જણાવે છે કે તમારો જન્મ જે મહિનામા થયો હોય તે મહિના ઉપર તમારી ચાલચલણ, ખાસીયત, સ્વભાવ અને તમારી જીંદગીના સુખદુ:ખ અને ફતેહ યા નિષ્ફળતા આધાર રાખે છે. ચોક્કસ મહિનામા જન્મ લેનારાં માણસોમા ચોક્કસ ગુણો સરખા રહે છે. દર માસની સરજત ઉપર ચોક્કસ ફરીશ્તાઓ બીરાજે છે. અને તેઓની અસરથી તે માસમા જન્મેલાં દરેકમા ચોક્કસ ગુણો, ટેવ, ખાસીયતો સરખાં જ ઉતરે છે જેઓએ આ બાબતનો ખાસ અભ્યાસ કર્યો છે, તેઓના લખાણો વાંચ્યાથી અને આપણી જીંદગીનો તેમજ આપણાં સગાવ્હાલાંઓની જીંદગીના બનાવોની સરખામણી તે લખાણો સાથે કરવાથી આપણી ખાત્રી થાય છે કે જેઓ જન્મ દિવસની તારીખ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા જાણે છે તેઓ પાસેથી આપણે ઘણુ ક શીખી શકીએ એમ છીએ દરેક જણ જો તે સાધારણ ટેવ, રૂઢી, ફતેહ, લાભ શું છે તે જાણે તો પોતાની જીંદગીનું વર્તન તે માફકનું બનાવી પોતાની કારકીર્દિને ઉજ્જવલ બનાવી શકે. ઉપલા જ્યોતિષરાજ બાર માસનો કોઠો નીચે મુજબ જણાવે છે:–

## જાન્યુઆરી.

જાન્યુઆરી માસમાં જન્મેલાઓ દ્રઢ મનશકિત ધરાવનારાં હોય છે, પણ બીજાઓ તેઓની આહોશીનો ખોટો જ અર્થ કરે છે. તેઓ વિચારશકિત અને તકરારશાસ્ત્રમા પ્રવીણ રહે છે તેઓએ જાહેર જીંદગીમા પડતું જોઇએ. કારણ કે તેમાં ફાવી નીકળવાનો તેઓને સારો સંભવ રહે છે. પ્યાર, ફરજ અને સંસારી દરજ્જાને લગતા તેઓના ખ્યાલો ઘણા વિચિત્ર હોય છે; અને પાડપાડોશીના આચારવિચાર સાથે તેઓના વિચારો બંધબેસ્તા થતા નથી એ કારણથી તેઓ પોતાને અળખામણા બનાવે છે. દુ:ખીયાંઓ અને હાજતમંદો તરફ તેઓ કાળજી અને લાગણી ધરાવે છે અને સખાવત કરવામા અને સહાય્ય કરવામાં જીંદગીની મોજ માને છે.

## ફેબ્રુઆરી

ફેબ્રુઆરી માસમાં જન્મેલા આસામીઓ પણ એવાજ ગુણ ધરાવે છે. વેપાર અને નાણાં બજારમાં તેઓ ફતેહમંદ હોય છે, પણ તેનું ફળ પોતે ભોગવવા કરતાં બીજાઓને મળે છે તેઓ મહેનત કરે છે,

અને તેઓની બરકતે બીજાઓ અમનચમનમાં ફરે છે. એ આસામીઓ ઘણા કાંકણા હોય છે. ખાસ કરીને કહેવાય નહિ. અરશે શુકન કહ્યા હોય તો તેથી બી તેઓની લાગણી ઘણી જ દુઃખાય છે, તેઓ બીજાએ તરફની પ્યારની લાગણી બહારથી ખુલ્લી રીતે દેખાડતા નથી, પણ અંદરખાનેથી તેઓની એ પ્યારની લાગણી બહુ બળવાન હોય છે.

## માર્ચ

માર્ચ માસમાં દુનિયાની રોશની જોનારાઓ લગાર વિચિત્ર સ્વભાવના હોય છે. તેઓ બસ ખાઇપીને મનમાં વિચાર કર્યા જ કરે છે અને ભવિષ્યમાં પોતાનું શું થશે તે વિષે દિલગીરી અને હાયસોસારામા વખત કાઢે છે. એ આસામીઓ પૈસાના પુજારીઓ હોવાના સબબથી કાંઇ એવો વિચાર કરતા નથી, પણ પારકાંઓના આધારે પડવાની નાપસંદગી અને ધાસ્તીને લીધે તેઓ વિચાર કર્યા કરે છે. ઘણા હુન્નરમંદ લેખકો અને ગાયનકારો આ માસમાં જન્મે છે અને તેઓએ દુનિયામાં આગળ વધવા માટે પોતાથી બનતો પ્રયાસ કરવો જોઈએ.

## એપ્રિલ

એપ્રિલ માસમાં અવતરેલાઓ મક્કમ મનના, એક જ વિચારનાં અને જબરા હઠીલા હોય છે. કછઆકંગ્રાસના જબરા હીમાયતી હોઇ તેઓ જન્મથી જ લડત ચલાવનારા હોય છે અને મોટાં ખાત ચલાવવામાં યા મોટી યોજનાઓની વ્યવસ્થા કરવામાં તેઓ ઘણા જ બાહોશ હોય છે. પણ એ લાભ સામે તેઓની જીંદગીમાં બીજા ગેરલાભો બી હોય છે અને સૌથી મોટો ગેરલાભ એ કે તેઓ શાદી વિગેરેમાં બહુ જ કમનસીબ અને સંસારમાં અપજશીઆ હોય છે. તેઓ પોતાની ખાસીયત અને ગુણદોષ સમજી શકે એવો ભવિષ્યનો ભાગ્યો યા ભાગીદનું કવચીન જ મેળવી શકે છે

## મે

મે માસમાં જન્મેલાઓ વળગી રહેનારા જમન તથા સચ્ચાદના સાથી હોય છે. તેઓ જો એક આસામીને ચ્હાશે, તો છેવટની ઘડી સુધી તેની તરફ સારી જ લાગણી દેખાડશે અને તેને માટે ગમે એવા મોટા સ્વભોગો આપવાને બી ચૂકશે નહિ; પણ તેમ બીજા હાથ ઉપર તેઓ કોઈ દુશ્મન સામે જો ફરશે, તો મ્હોતની છેલ્લી ઘડી સુધી તેના સામે હઠીલાઇથી લડશે. પણ તેઓ હમેશાં ખુલ્લા મેદાનમાં લડે છે. તેઓ પીઠ પાછળના કાવાદાવા, તુમડાં-અથડાવવાં અને બીજી જાતનાં દગાબાજીભર્યા દાવપેચ ચલાવીને કોઇનું કાટલું કાઢી નાંખવાનો હલકો ખવાસ કદી બી બતાવતા નથી. એ મહિનામાં જન્મ લેનારાઓએ જીંદગીમાં જલદી પરણવું જોઇએ નહિ. તેઓનાં પહેલાં લગ્ન એક ગંભીર ભૂલ હોય છે યાને સુખી નિવડતાં નથી.

## જુન

જુન માસમાં જન્મેલાંઓની નાડ પકડવી બહુ મુશ્કેલ છે. તેઓ કોઇ સાથે મતફેર પડતાં જબરા ગરમ થઇ માથે લોહી ચઢાવે છે અને પછી પાછા તે જ પળે તદ્દન ઠંડાગાર બની જાય છે. નાટકકારો, કાયદાશાસ્ત્રીઓ, ભાષણકર્તાઓ અને રાજદ્વારીઓ તરીકે ફાવી નીકળે છે અને તેઓ જીંદગીના તખ્તા ઉપર જાત જાતનાં પાત્રો ભજવી બતાવે છે. તેઓ જો મજબૂત ઇચ્છાશકિત ધરાવતાં હોય અને એક જ ચીજને વળગી રહેતાં હોય તો જે બી કામ તેઓ માથે લે તેમાં ઘણી મ્હોટી ફતેહ મેળવી શકે છે.

## જુલાઇ

જુલાઇ માસમાં જન્મેલો જીવડો સ્વભાવનો ઘણો ચટપટીઓ અને અસ્થિર હોય છે જરા જરામાં મુસાફરી કરવાની તેમજ જીંદગીમાં વારંવાર ચાલુ ફેરફાર કરવાની ચાલુ ઇચ્છા તે ધરાવે છે. તેઓ હમેશાં ઘર માંડીને રહે છે, પણ તે ઘર કદાચ જ ચાલુ રાખે છે. સટ્ટો કરવાની અને સઘળી જાતના જુગારમાં પૈસો ઝડપથી પેદા કરવાની વલણ તેઓ બતાવે છે, પણ પૈસો પેદા કરવાને બદલે મ્હોટે ભાગે તેઓ ખોઇ બેસે છે, તોપણ ધંધાધાપામાં ઘણું કરીને હમેશાં તેઓ ફતેહમંદ નીવડે છે. જાત જાતના સાહસો ઉપાડવામાં અને વળી ઓલઓલતાંમાં પડતાં મુકવામાં તૈયાર! સખ ખંદરકા વેપારી! પોતાના

શેઠ આગળ તેઓ કદી બી આનાકાની કરતા નથી અને તે જ મુજબ પોતાના લાભો બી શેઠ આગળ રજુ કરવાને તેઓ ચૂકતા નથી

## ઑગસ્ટ

ઑગસ્ટ માસમાં નામાંકિત હથિઆર સજનારા, નાણાં બાજર નચાવનારા, આલમના જીગરમાં વસનારાઓ જન્મે છે તેઓ દિલસોઝ અને ઉદાર ખવાસના સદ્ગુણોથી શણગારાયેલા હોય છે, તોપણ તે સાથે તેઓ લગરીક આકળા અને તીખા મિજાજના બી હોય છે તેઓ પોતાના ભોળા ખવાસ અને પ્રમાણિક પણાથી ઘણાંક દુશ્મનો બનાવે છે, તેથી તેઓ ખુબ ઠગાય છે અને પરિણામમાં તેઓ કડવાસભર્યા, સખત અને બીજાઓની જોઇએ તે કરતાં વધુ ઝાટકણી કહાડનારા થઇ પડે છે. આ, લુચ્ચી દુનિયાને બરાબર પીછાણે નહિ અને તેના રસ્તાઓ સમજે નહિ. કાવાદાવા અને ગેરઈન્સાફમાં પોતે કચડાઇ જાય અને પછી દુનિયાને ધિક્કારતા શીખે છે.

## સપ્ટેમ્બર

સપ્ટેમ્બર માસમાં જન્મ લેનારાઓ ઘણું કરીને સાહિત્યના સારા ટીકાકારો યાને કલમના સાથી હોય છે. તેઓ બીજાઓની નબળાઇઓ શોધી કાઢવામાં ચતુર, યાદદાસ્તશક્તિના પૂરા અને વાંચનના શુરા હોય છે. કોઈ બી કામ કરવાને એક વાર તેઓ મન લગાડે તો જરૂર જ તેમાં તેઓ ફતેહ પામ્યા વગર રહેતા નથી જો ભવસાગર આસાનીથી તરી જવાની મરજી હોય તો સપ્ટેમ્બર માસમાં જન્મેલાંઓનો હાથ ધરજો, ફેરો સફળ થશે

## અકટોબર

અકટોબર માસમા જન્મેલાઓ મોટપણમાં સારા નિવડે છે. સરત, સટ્ટા, જુગારમાં સપાટાબંધ દોલત જમે, પણ પોતે પૈસાની ખાસ દરકાર કરતા નથી. આ ગમ મેળવે અને પેલી ગમ ખરચે. પૈસો તેઓનો મ્હેમાન હોય છે. આ માસમાં જન્મ લેનારાઓ કુદરતી રીતે મોટી સંખ્યામાં કાયદાના અભ્યાસ તરફ ખેંચાય છે અને ધારાના હીમાયતીઓ, બૅરીસ્ટરો તથા જડજો તરીકે તેઓ નામ કહાડે છે, પણ કમનસીબે તેઓનાં લગ્ન કદાચ જ સુખી નિવડે છે. કારણ કે તેઓ પ્યારનો તોલ હદ બહાર કરનારા હોય છે.

## નવેમ્બર

નવેમ્બર માસમાં જન્મ લેનારાઓની ખાસીયત ઘણી વિચિત્ર હોય છે. વીસ વર્ષની ઉમ્મર સુધી પાક પરહેજગાર, પાંચે ગેહ, ત્રીસે રોજના બંદગી કરનારા નેકી નીતિથી ભરપૂર અને સ્વચ્છ મનના હોય છે, પણ એકવાર તેઓની બુધ્ધિ ફરી કે તે પછી તેઓ ઉલટી જ દિશાએ ઘસડાઈ જાય છે. એ લોકની આકર્ષણશક્તિ જબરી! તુરેહવાર લોકોને સપાટામાં સીસામાં ઉતારે! સતવંતા સાધુનું સત્ય ભૂલાવે! ઓચીંતી આફત કે સામટા ભયમાં એ લોકના જેવા શાંત કોઇ નહિ. ભલેને બીજાઓ ગભરાટમાં કુવો પૂરે, પણ આ મ્હારો વીરો તો તે વેળાનો હીરો! સૌથી સરસ મ્હોટા સરજ્યનો ઘણા ખરા આ માસમાં જન્મે છે.

## ડીસેમ્બર

ડીસેમ્બર માસમાં જન્મેલા આસામી અથાગ કામ કરનારા હોય છે. તેઓ પોતે ખવાઇ ચવાઇ જાય ત્યાં સુધી થાકી ગયેલ દેખાતા જ નથી. તેઓ ધંધાધાપામાં સાહસિક હોય છે, પણ કોઇ બી એક ચીજને પકડીને તેઓ બેસી રહેતા નથી અને તેથી જાથુકનાં ધાન ખાય નહિ. વહી ઘરું કરી જાણે કોઇ મોબેદી છોડીને શેરદલાલ થાય, તો કોઇ પ્રોફેસરનો ઓર્હો છોડીને વેપારમાં પડે. ઘડીમાં કલમકશ થાય, તો ઘડીમાં મુછ બોડાવી નાટકના તખતા પર સબજપરી બને કોઇવાર ઍન્જીનીયર થાય, તો કોઈ વાર શિક્ષક બને. મનને એકાગ્ર રાખવાની શક્તિથી અને મજબુત ઇચ્છાશક્તિથી તેઓ જે બી કામ માથે લે તેમાં ફતેહ પામે છે. એ માસમાં જન્મ લેનારાઓને પોતાની મરજી મુજબનો ધંધો અખત્યાર કરવા દેવો જોઇએ.



"વહુ વહુ" માશીબા જાતે હસવાનું રોકતા રોકતાં મીસીસને ઠપકો આપતા બોલ્યાં.

# મા શી બા

લેખક:
રા. કિશોર વકીલ

ચિત્રકાર:
રા. શરમાળ

( ગયા અંકથી ચાલુ )

સરસ્વતીને પહેલાં તો માશીબાએ રાધા ધારી હતી, પણ તેને કુંવારામાં પુત્ર થયો એ વાત આવી ત્યારે એમનો ભ્રમ દૂર થયો અને બોધ દેવા મંડ્યાં. "જુઓ ઘરડાં ગાંડાં હતાં કે નાનપણથી છોકરીઓ પરણાવી દેતાં? મોટી મારી મા જેવડીઓ થાય અને પછી આવાં કાળાં કામ કરે! આપણી ગંગી બાર વરસે પરણી, ચંચી સાડા અગીયાર વરસે પોતી-અગિયાર............

"સાંભળો સાંભળો".

"બધાંને બે ત્રણ વરસમાં છોકરાં યે થયાં, પણ કોઈ કહેનાર છે?" માશીબાએ પૂરું કર્યું.

"ડોકરી મુંગી રહે છે કે નહિ" પાછળથી કોઈનો અવાજ આવ્યો.

"વહુ વહુ," માશીબા જાતે હસવાનું રોકતાં રોકતાં મીસીસને ઠપકો આપતાં બોલ્યાં "આમ બધાના દેખતાં નફટની જેમ હસતાં લાજતી નથી? ભાયડા બેઠા હોય ત્યાં બૈરા માણસથી મોટે ઘાંટે હસાય કે?' ઠાવકી થા ઠાવકી.

"આ તો હસવા જેવું છે માશીબા. કંઇ હસવાની વખતે મુંગાની જેમ મોઢું દાબી બેસી રહેવાય છે? જુઓ આ બધી ઉંચ કોમની બાયડીઓ અને પારસણો પણ હસે છે ને?"

"બાયલા! એ તો ધણીને વેચીને ચણા કરે તેવીઓ છે. તારી આબરૂના કાંકરા કરાવવા છે? એમ હોય તો આપ છૂટ ને હસવા દે. જો વળી તારા સારાં સારૂં કહું છું નીકર મારી કંઇ ખાસડારાતને. બાયડીનું ઉપરાણું તાણે છે. તે જરા વિચાર કર કે ખરૂં કયું ને ખોટું કયું. પછી તમારી મરજી. બાપા ફાવે તેમ કરો, પણ દુઃખી થાઓ તો કહેવા ને આવશો."

મીસીસને ફારસમાં રસ પડતો તેનું કારણ હતું. એક તો એમને વાતવાતમાં નજીવા નર્મવાકયથી હસી દેવાની ટેવ હતી. તેથી આવો પેટ પકડીને હસવાનો વખત આવે ત્યારે તો 'હ–હા–હિ–હી'ની આખી બારાખડી જ ભણી જતા પણ ખાસ કારણ તો એ હતું કે ફારસ શીવાય બીજા કશામાં એમને ઝાઝી સમજણ પડતી નહિ "પ્રેમના બજાર" 'સુકુમાર કાન "સ્નેહના બંધન," અને "ફુલથી સુકોમળ એ બંધનના માર" એ સર્વ વાત આવતી ત્યારે મ્હોં વકાસીને મારા સામું જોઇ રહેતાં. મારા મનમાં ભાવનામા સેવેલી શકુંતલા, ઉર્વશી અને ભડભડતા પ્રેમની મૂર્તિ સમી, જુલીયટ અથડતી, ત્યારે હું પણ આ જોઇ મારૂં માથું કુટતો. સમજણ ન પડતી ત્યારે પેલીએ ગુલાબી સાડી પહેરી છે, બીજીએ ફુલવાળી ચોળી પહેરી છે, ત્રીજીએ ગુથેલો અંબોડો લીધો છે એવું એવું અવલોકન કરવામા ગીરીસ વખત ગાળતા.

પહેલા અંકના છેવટના ભાગમા માશીમાને, જમણે હાથે બેઠેલી એક એડી દદીની બાયડીનો પાચેક વર્ષનો છોકરો બહુ રડતો હતો. ઉંઘ આવે છે. તેથી ઘેર જવું છે એમ કહેતો હતો. અને પોતાની ફરીયાદ બારોબાર હાઇકોર્ટમાં જ–પોતાની મા પાસે જ–નોધાવતો. બાપને ઘોડો કરી "અઇઓ ચલાવ, ચલાવ" એમ બૂમ મારી છોકરાને હાથ રૂપી ચાબુક મારવાનો સારો મહાવરો હશે એમ લાગતું હતું, કારણ કે એને રડતો અટકાવવાને બાપ બે શબ્દ કહેવા ગયો ત્યારે એ પુત્ર રત્ને એમના ગાલ પર વ્હાલથી એક પટાકડી બોલાવી એમને પિતૃત્વનો લ્હાવો ચખાડયો હતો અને એમણે ઘણા જ આનંદથી અને સંતોષથી ચાખ્યો હતો. પણ માની સાથે તો તદ્દન સખણો થઇ જતો. માનો તો છોકરા પર ધાક લાગતો હતો, પણ પોતાને જ ઝાઝી સમજણ ન પડવાથી "હમણા આપણે ઘેર જઇશું, કાલે સુમન કાકાને કહીશું કે તારે માટે રબ્બરની થકલી અને લાકડાનો ઘોડો લાવે" વગેરે લાલચ આપી સાંત્વન કરતી હતી. પણ આ સાંત્વનથી છોકરો વધારે તાનમાં આવતો.

માશીબાનું મગજ તો કયારનું ફર્યું હતું. આ શાં લાડ ! આ તો છોકરાં ફટાવવાનો ધંધો. એક તો છોકરો રડે બીજું છાનો રહે નહિ. ત્રીજું તેને મારીને છાનો રાખવો ઘેર રહ્યો, પણ આમ પટાવવો પડે એ માશીબાને ગમે નહિ. પરિણામ એ થયું કે માશીબાએ મોઢું બગાડી છોકરા પર ડોળા કાઢવા માંડયા. સારી કેળવણી પામેલો છોકરો છીભ કાઢવા મંડયો. છોકરાને છીભ કાઢતો જોઇ પેલી બાયડીએ એને વાર્યો, પણ જ્યારે માશીબાને છાનામાનાં ડોળાં કહાડતા જોયાં ત્યારે એ પણ સામા ડોળા કાઢવા લાગી.

એટલામાં પહેલો અંક પુરો થયો અને હું આવું છું કહી ઉઠયો. પેલી બાયડીએ વરે કહ્યું કે મીસ્ટર જાઓ છો તો એક પાન લેતા આવજો.

"ઇશ્વરીઆ" માશીબાએ મને જતાં અટકાવ્યો. "પાન શું, પૈસા આપે તે લેતો જા અને ભાઇ જે કહે તે લેતો આવ." પણ હું તો ચાલ્યો જ ગયો.

બહાર જઇ થોડાં બદામ પસ્તાં ખાધાં, એક કપ ચા ઠાંસી, પાન ખાઇ એક પાનની પટ્ટી 'મીસ્ટર' માટે લઇને જતો હતો તેવામાં ગભરાયલા ગભરાયલા અમારી ઓફીસના મેનેજીંગ કલાર્ક હિંમતરામ મને મળ્યા: એ ભારે ઉતાવળમાં લાગતા હતા અને એમના મોઢાં પરથી રૂવાબ જઇ ગરજાળ ઉપરીની નરમાશ આવી હતી. એમને ઓચિંતું શેઠને ઘેરથી તેડવા આવ્યું હતું અને બારોબાર જવું હતું તેથી એમનાં સ્ત્રીને ઘેર પહોંચાડવાનું કામ મને સોપવા માગતા હતા. હિંમતરામને ખુશ કરવા સાજેડે ચા પીવા એકાદ વાર બોલાવેલા

તેથી એમની સ્ત્રીને તો ઓળખતો હતો, પણ માશીબા કંઇ આનાકાની કરે તેટલી જ બીક હતી. અંતે મેં માશીબાને સમજાવવાનું માથે લીધું હિંમતરામના પત્નીને એમના કહ્યલે સ્થળે જઇ પરિસ્થિતિ સમજાવી આવ્યો અને પ્રોનપટ્ટી લઇ ઉપર ગયો.

ત્યાં વળી નવો જ રંગ જામ્યો હતો માશીબા અને પેલી બેઠી દડીની બટાકી લાંબા લાંબા હાથ કરીને લડતાં હતાં. છોકરો વફાદાર હોઇ, દાંતીયાં કરી માનો પક્ષ સબળ કરતો હતો અને મીસ્ટર દયામણા ચ્હેરાથી જ વહુને વારવા પ્રયત્ન કરતા હતા. માશીબાએ છોકરાને બાયલો કહ્યો. રડકણો કહ્યો, ફુટાી મૂકેલો કહ્યો. બટાકીએ કહ્યું તેમાં તારા બાપની શી પુંજી ગઇ ? માશીબાએ કહ્યું કે પેલાને દાંતીયાં કરતો વાર, નહિ તો એક ચ્હોડી કાઢીશ. બટાકીએ જવાબ આપ્યો કે 'એઉં તો ખરી કે હું બેઠી છું ને કોણ એના પર હાથ લગાડે છે. લગાડનારના કાકાં ન કાપી લઉં ?'

"કાપ્યાં કાપ્યાં હવે નકટી! તું શું કાપવાની હતી? જોજે તારૂં નાક ન કપાઇ જાય. એક વાર તો તારા ધણીને પાનની પઇ ન મળી તેથી કપાઇ ગયું."

જો હું ન આવી પહોંચ્યો હોત અને પાસે બેઠેલા ભાટીયા ગૃહસ્થે ઘોડીનાર બેસ જોઇ હવે વચ્ચે પડવું દુરસ્ત ન ધાર્યું હોત તો વાર્તા વધી પડત. અમે બંનેને શાંત પાડ્યાં. મેં પાનની પટ્ટી મીસ્ટરને આપી અને મીસ્ટર ખાઇ ગયા, પણ આથી મનુની બા ખીજવાઇ. "નકટા છો નકટા! ભૂલી ગયા પેલીએ મેણું માર્યું હતું તે કે પાન ચાવવા બેસી ગયા? આપો પૈસા." મીસ્ટર પાસે પૈસો ન હતો. હોત તો પણ મારે મનુથી જોઇતો એમ મેં આંખથી 'સમજાવ્યું' હતું પણ 'કર્મની ગતિ ન્યારી' સમજનાર મનુની બાએ રખેને એમના પતિને એ પાનના ઋણાનુબંધે સ્વર્ગ મળતું હોય તો પણ ઋણ ફેડવાને એક અવતાર વધારે લેવો પડે એ બીકથી પૈસો કોથળામાંથી કાઢ્યો અને મારા તરફ ધર્યો. મેં તો લેવાની ચોકખી ના પાડી. પણ 'વાર લાવ ત્યારે તારી રીસ ને મારો સંતોષ' કહી માશીબાએ લઇ લીધો અને પોતાની કોથળીમાં મૂક્યો.

"અલ્યા ઇશ્વરીઆ! પાનનું શું આપ્યું?"

"એક પૈસો માશીબા."

"એક પૈસો! પૈસાનાં તો પંદર પાન આવે," આતુ પાનવાળાનાં કાપલાં યાદ કરતાં માશીબા બોલ્યા "ને પઇનો કાથો, પઇનો ચુનો તો કેટલા દિવસ ચલે. ઘેરથી કહ્યું હોત તો વાટવો ન લઇ લેત. પણ તમારે કંઇ પઇ એ પઇનો હિસાબ છે."

પણ લૈયો લીલા ચુના–કાથાની મસાલેદાર કોપરાની ઝીનવાળી, લીલાં પાંતરા નાખેની, સેન્સનની ગોળી છોડી, લહેજતદાર પટ્ટી બનાવે છે તેની મજા માશીબા શું સમજે ?

જાગીરદારની પત્ની વિશ્રાસવતી સાથે રામાકાન્તને પ્યાર કરતો જોઇ માશીબાને ગુસ્સાનો આવેશ આવ્યો. આખ લાલ થઇ ગઇ. અને મને ને પ્રમિલાને સદ્વર્તનની ખુબ શિખામણ દીધી. કેટલીક વાર રામાકાન્ત નફ્ટ જવાબો દેતો ત્યારે માશીબા કાનમાં આગળી ઘાની દેતા, પણ આ નફ્ટાઇથી પ્રેક્ષકોના મો પર હાસ્ય કે પ્રસંસા જોઇ મને પૂછતા કે 'એણે શું કહ્યું'?'

રખેને પાછુ કંઇ ધતીંગ જાગે તેથી બીજા અંકના અંતમાં હું ખસ્યો જ નહિ. ત્રીજા અંકની શરૂઆતમાં માશીબા કાનમાં અવલોકન, ટીકા અને શિખામણ ચાલુ કરતાં હતાં, પણ એકાદ બે વાર પાછળથી શીંગના છોડાં, બદામ પરતા, અમારા પર ફેંકાયાં ત્યારથી અટક્યાં. ફક્ત "શામળીઆજી કરજો મારી સહાય રે, તમે મોટરમાં બેસીને વહેલા આવજો" એ ગાયન સાંભળીને બોલ્યાં હતાં કે "જુઠ્ઠા છે. ભગવાન મોટરમાં બેસે જ

નહિ એ તો દ્રૌપદીજીએ ગાયું હતું—'ગરૂડે ચઢી આવજો ગિરધારી.'

આમને આમ નાટક પુરો થવા આવ્યો. છેવટે રમાકાન્તે આપઘાત કર્યો. મીસીસથી ધ્રુજારી ખવાઇ ગઇ, આંખ મીંચાઇ ગઇ અને છુસ કરડાઇ ગઇ. અને માશીબાએ 'રામરામ'નો નિસાસો મૂકી ચુકાદો આપ્યો કે રમાકાન્ત સાત જન્મ સુધી આપઘાત જ કરવાનો.

અંતે ખેલ ખતમ થયો અને અમે બધા ઊઠયા. માશીબાને મેં હળવેથી હિંમતરામ ભાઇના વહુ વિશે વાત કરી પહેલાં તો મોટું બગાડીને હિંમતરામ કોણ છે તે પૂછયું પણ મારા ઉપરી છે અને રાજી રાખવાથી લાભ થવાનો સંભવ છે એમ જાણ્યા પછી તો રસ્તામાં પણ એને ખુશ કરવાના પ્રયત્ન માશીબાએ કર્યા અને ચારપાંચ દિવસ પછી પંચકડીઆ ઢોકળા કરવાનાં હતાં તેનું પણ આમંત્રણ આપ્યું.

હિંમતરામ ભાઇનાં વહુને એમના માળા આગળ ઉતારી અમે ઘેર પહોંચ્યાં ત્યારે સાડા ત્રણ વાગ્યા હતા. 'નતાલાલના ડૉક્ટર' ખુરશીના હાથાને અડકયા હતા તેથી માશીબાને ન્હાવું પડયું હતું અને પ્રમિલાને પણ એની મરજી વિરૂદ્ધ નવડાવી. માશીબાએ તો બારણે ચાર વાગ્યે સુવા કરતાં સેવા કરવી જ યોગ્ય ધારી. આરતિની ઘંટડીથી અને શામળીઆ વહાલા શેવો કરી છે સારી, ઉપર ધુધરા ને ધારી રે જીવણ મારા (જો કે સાકરની કકડી સીવાય બીજો 'પરસાદ' તો ઘરમાં હતો જ નહિ) ના લશ્કરી ટુકડીના અમલદારને પેરેડ વખતે ઑર્ડર આપતાં છાજે એવા અવાજથી ત્રીજી ઓરડીમાં રહેતા શેંડીયારાવ જાગી ઊઠયા. અને આંખ ચોળતા ચોળતા મારી ઓરડી આગળ આવ્યા. હું ચાલીમાં સૂતો હતો, પણ એને આવતો જોઇ મેં આંખ બંધ કરી દીધી. માશીબાનો ઘાંટો અમારી ઓરડી આગળ સાંભળ્યો અને એ ઘાંટામાંનું સામર્થ્ય પારખ્યું. એમને કંઇ ન કહી શકવાથી એમણે મને ઢંઢોળી ઊઠાડવા પ્રયત્ન કર્યો. પણ હું તો 'બોલ્યે યે નહિ ને ચાલ્યો યે નહિ' એટલે કંટાળી 'હે લોક અમાલા રાત્રી સુખ્ખાં જંપુ દેન નાહી ત' વગેરે બબડતા શેંડીયારાવ એમની 'ખોરમી લીરમી' મ ઘરાઇ ગયા.

સવારની થંડી મીઠી લહેરોમાં ગુલાબી ઉંઘ આવતી હતી તે વખતે કોઇ મારૂં પડખું ઝાલી હલાવતું હતું. મને ખાત્રી થઇ કે પાછો શેંડીયારાવ ફરીઆદ નોંધાવવા આવ્યો તેથી એ ડાબા ખભાને અડકે કે હું જમણી તરફ પાસું બદલી દેતો અને જમણી બાજુએ હાથ લગાડવા જાય ત્યારે ડાબી તરફ ફરી જતો. પણ ઉંઘણશી, જોડે માણસ મરવા પડયું છે ને તું ઘેર્યાં કરે છે એ હાકાભર્યાં શબ્દો પરિચિત મ્હોમાંથી સાંભળ્યા કે હું સડાક દેતો આંખ ચોળતો ઊભો થઇ ગયો.

"શું છે માશીબા?"

"આ આપણી રમાના બાપ ગભરાઇ ગયા છે. આપણા ડાહ્યાભાઇ વૈદ જેવા કોઇ વૈદને હમણાં બોલાવી લાવ."

'અહીં વૈદ એમ જોઇતો ન મળે અને પાસે હશે કે કેમ તેની શી ખબર?"

"વૈદ પણ ન મળે?"

"ના. કહેતાં હો તો પાસે એક ડૉક્ટર છે તેને બોલાવી લાવું."

માશીબાની અનુમતિ મળતાં સોમેશ્વર ભાઇના ખબર જોયા વગર જ હું પાસેના નવાસવા માખીમાર ડૉક્ટરને ત્યાં ગયો. માશીબાના શબ્દો પરથી એમ લાગ્યું કે સોમેશ્વરભાઇ હવે મરવું કે જીવતાં રહેવું તે પર છેલ્લો વિચાર કરી લેતા હતા. આવે વખતે બાધે જવું સલામત નહિ તેથી એમને જ ખટાવવાનો મેં વિચાર કર્યો.

, નીચે દવાખાનું હતું અને ઉપર જ પહેલે માળે ડૉક્ટર સાહેબ રહેતા. કાનમાં અચાનક ચસ્કો ઉપડી આવ્યો હોય કે જુલાબનો ડોઝ લેવો હોય તો હું Love they neighbour એ બાઇબલના આદેશને માન આપી ડૉક્ટર મનુભાઇને ઉત્તેજન આપનો, અને ભલા ડૉક્ટર કોઇક વાર રાસ્પબરી કે પાનની પટ્ટી મંગાવી આપી એ આઠ દશ આનામાંથી થોડીક કપાત આપતા. હમણાં હમણાં તો સાહિત્ય અને સમાજસેવામા પણ તેમણે ફાળો આપવાની શરૂઆત કરી હતી, અને એક બે કૉલેજમાં ગુજરાતી મંડળના મંત્રીઓને ભાષણ કરવા આવવાની ઇચ્છા દર્શાવી હતી. પચ્ચીશ છવ્વીશ વર્ષના સાફ દાઢી મુછવાળા અને પોષાક તથા ભાષામાં મુંબઇગરા બની ગએલા ડૉક્ટર સાહેબમાં નડીઆદી accent તરત ઓળખાઇ આવતા. હજી કોઇ કંપાઉંડર એમના દવાખાનામાં દવાની મેળવણી કરી કૃતકૃત્ય થયો નું હતો. કેટલીક વાર કંપાઉંડરો ડૉક્ટરોનાં પ્રસ્ક્રીપ્શનનાં રહસ્ય જાણી લઇ પ્રતિસ્પર્ધી થઇ જાય છે તે બીકથી હોય, કે પછી ડૉક્ટરના ધંધામાં હરવા ફરવાનો અવકાશ ન હોવાથી, કંપાઉડરને અભાવે હાથપગને જે કસરત મળી તે ખરી એ વિચારથી હોય, ગમે તેમ હોય પણ ડૉક્ટર મનુભાઇ ઘણા નમ્ર અને મળતાવડા લાગતા અને એમને શબ્દે શબ્દે મીઠાશ ઝરતી. નવરાશને સમયે મારા જેવાને દવાખાનામા ગપ્પાં મારવા આવવાનું આમંત્રણ આપતા.

ડૉક્ટરને માળે જવાનો તો આ પહેલો જ પ્રસંગ હતો. ઉતાવળમાં હોવાથી તેમજ સમય બારીક હોવાથી મને 'એટીકેટ'ની પરવા રહી નહિ. પાટીયું વાચી ધમ દેતું મેં બારણું ખોલી નાખ્યું. ડૉક્ટર મનુભાઇ ઉઘાડે દીલે, નાની શી સાધેની પોતડી પહેરી, ચશ્મામાથી તીરછી નજર કરી, તાનમાં આવેલો ગવૈયો સારંગી પર ગજ ફેરવે તેમ, એ એમના એક પૂરા ચાઇના રૂશીલ્કના સુટની અસ્ત્રી કરી રહ્યા હતા. અને એમના પત્ની સ્ટવ પર ચા કરતાં હતાં

"મનુભાઇ. માફ કરજો, ચાલો જોઉં."

"કેમ, એકદમ ? બેસો ચા પીને જઇએ. લો તમે જરા ઉતાવળ કરજો હવે." બિચારા મનુભાઇએ માની જ લીધું કે કેસ ગંભીર નહિ હોય. કેમકે હજી પોતે ભારે કેસ સ્વીકારતા ન હતા.

"ના ના." મેં કહ્યું. "કેસ ગંભીર છે. વખત જાય છે તે બારીક છે."

"હા. ચાલો પાટલુન પહેરી લઉં."

"ના પાટલુન પહેરવાનો વખત નથી."

"તારૂં મારૂં પોતીયું લાવો. નથી ? વાત એમ છે ઇશ્વરભાઇ કે ધોતીયાં બધા ધોબીને ત્યાં ગયા છે. મને વાર નહિ લાગે."

ડૉક્ટર સાહેબે વગર અસ્ત્રી કરેલી પાટલુન પર અસ્ત્રી કરેલો કોટ ચઢાવી દીધો. મેં એમની બેગ ઉચકી અને 'આવું છું' કહી, ટાઇનું ચીથરૂં બાંધતા બાંધતા તે મારી સાથે દાદરે ઉતર્યા હફલા ફફલા અમે દોડયા. સોમેશ્વર ભાઇની ઓરડીએ બંધ હતી. દાબી રાખેલા રૂદનના ડુસકા સંભળાતા હતા. પાણી રેડવાનો અવાજ અને માશીબાનો સ્વર આવતો હતો. મનુભાઇ સમજી ગયા અને પાટલુનની અસ્ત્રી કરવા ચાલ્યા ગયા.

ચાલીવાળા બ્રહ્મણોએ શબને પવિત્ર કરી આત્માને મોક્ષ અપાવવાના જે જે ઉપાયો હિંદુશાસ્ત્રમાં ગણાતા આવ્યા છે તે કર્યાં માશીબા તો બેબાકળા મણિભાભીના આશ્વાસનમા જ રોકાયાં.

આવે જ સમયે માશીબાના ધુની સ્વભાવમા, જોહુકમીપણામા જુના વિચારો ટંકાઇ જઇ હેતાળપણું બહાર આવે છે. નવા જમાનાની નવિનતા એમનાથી જોઇ નથી જતી દરેક પર સત્તા બજાવવાનો હક તો એ પોતાનો જ સમજે છે, અને

પોતાની દરેક ધુનને ચુસ્ત રીતે વળગી રહે છે. જે પોતાની સત્તા સ્વીકારે તેને પોતાની હુંફમાં લે છે અને ન કબૂલ કરે તેને પજવવામાં પણ બાકી નથી રાખતાં, છતાં મિત્ર કે દુશ્મન, આફતમાં આવે ત્યારે માશીબા દેવદૂતનું કામ સારે છે. કરણ ઘેલાના કર્તાએ એક વર્ણનમાં કહેલું કે "કે સ્થાન એવું રમણીય હતું કે અપ્સરાઓ પણ રમવા આવે." માશીબાની માંદગી વખતની ચાકરી એવી હતી કે તે અનુભવવા

એમાં એક બીજી પોટલી છે. હા એ જ. હવે છોડી નાખ કકડો અને એ કાળું લુગડું અને ચોળી આપ. રકારોળ થશે. ડુંગર ભાંગી ગયો કંઇ જે છે તે!" માશીબાએ આવા પ્રસંગનાં સાધન પણ સાથે રાખ્યાં હતાં.

ડાઘુઓ આવવા માંડયા. તેમણે ઠાઠડીની વ્યવસ્થા કરવા માંડી. બીજી તરફ બૈરાંઓ પણ આવવા લાગ્યાં. માશીબા તથા ડાહી ફોઇ તેમને માટે તૈયાર હતાં. દરેક નવી



"હા, ચાલો પાટલુન પહેરી લઉં."

અપ્સરાઓ પણ માંદી થઇ જાય. તેમનું જોહુકમીપણું, તેમની ધુનો, બારીક પ્રસંગે ચાલ્યાં જતાં. તે સમયે માશીબા સમભાવની જ મૂર્તિ લાગતાં

મણિભાભીનાં ફોઇ હતા અને સોમેશ્વર ભાઇનો એક પિત્રાઇ હતો તેમને એ લાવી મંગાવવામાં આવ્યા. પિત્રાઇએ આવી ડાઘુની વ્યવસ્થા કરવા માંડી. મણિભાભીને એના ફોઇને સોંપી માશીબા અંદર આવ્યા.

"ઇશ્વરીઆ! પેલી પોટલી છોડ જોઉં

'રીકુટ' આવતો ત્યારે માન આપવા બધાં ઊભા થઇ જતા અને પથારાપથ ફરવાનું શરૂ થતું. પણ દરેકમાં માશીબા અને ડાહી ફોઇ જુદાં પડી આવતાં આ જમાનાની કાજંમરી સ્ત્રીઓની જેમ તે હાથ લગાડી મૂકતાં નહિ, પણ તેમના હાથ પૂરેપૂરા લંબાઇ પછી આવેગથી છાતી પર અથડાતા. તેમના પગ જમીનને ચોંટી રહેતા નહિ, પણ લેંત ઉછળતા. અને તે ઉપરાંત બીજી સ્ત્રીઓ મુંગીમુંગી કૂટતી ત્યારે 'હાયહાય'ની ટેક સાથે 'બોલવાનું'

મારીમા તથા ડાહી ફોઇ પર જ આવી પડતું. તેઓ અનુભવથી સાંભળેલું, કે શીઘ્ર કવિ જેમ ઉપજાવી કાઢેલું 'બોલતાં'. નવી આવનારી રખિઆબીનું દુર્ભાગ્ય સૂચવે કે ડાહી ફોઇ લાગલા જ નવી આવનારીના સગામાં જે જે તાજાં મરણ થયાં હોય તે યાદ લાવી તેમને કૂટતાં. સાધારણ રીતે કોઇ પણ ક્ષેત્રમાં બે બરોબરીઆ વચ્ચે સ્પર્ધા જાગે તેમ અહીં પણ મારીમા કે ડાહી ફોઇ એક બીજાથી હાર ખાય તેમ ન હતું. મારીમા પછી ડાહી ફોઇ અને ડાહીફોઇ પછી મારીમા, દિવસ પછી રાત્રી, અને રાત્રી પછી દિવસ આવે તે પ્રમાણે, ગોખી મૂકેલા રાંક કકડાટ બોલવાનાં હોય તેમ તૈયાર રહેતા.

ખાટલી બંધાઇ ગઇ. સોમેશ્વરભાઇએ મગન લુહારની ચલમની છેલ્લી રજ લઇ લીધી. બૈરાંઓ થોડે લગણ તેમની પાછળ દોડ્યાં અને અંતે પાછાં ફર્યાં. બ્રાહ્મણોને પાણીના ગમરા સેરે ખપે, ઇશાનીની આ ચાલે, પણ વાણીઓ કાંધું ન ખપે, એટલે સોમેશ્વરભાઇને શ્મશાન સુધી વળાવવાનું મને ન મળ્યું.

સાડા આઠ વાગે હું, મારીમા વગેરે પૂરા થયાં. મારીમા આજે નિયમ પ્રમાણે મંગળાનાં દર્શન ન કરી શકયા તેથી રાજભોગમાં જવાનાં હતા કારણ કે દર્શન કર્યા વિના ન જ ખાવું એવો એમનો આકરો નિયમ હતો. આજે પ્રમિલાના પેટમાં દુઃખતું હોવાથી ખીચડી અને દહીં જ થવાનાં હતાં. પેટમાં દુખવા વિષે મારીમાનું કહેવું એવું હતું કે આગલી રાત્રે નાટકમાં ખુબ હસી તેમાં પેટમાં દુખવા આવ્યું. મારીમાએ નીચે પ્રમાણે કાર્યક્રમ ઘડયો. મંદિરે રાજભોગનાં દર્શન કરવાં, પ્રમિલાને માટે કોઇ વૈદની દવા લાવવી, અને રણછોડભાઇને ત્યાં બ્લોક ભાડે આપવાના હતા તે વિશે નક્કી કરવા જવું. છેલ્લી અસંભવિત વાત ભુલાવવા મેં ઘણા પ્રયત્ન કર્યો, પણ મારીબા તો છેક જ લઇને બેઠાં હતાં. અનુભવે ઠેકાણે આવશે એમ સંતોષ માની મેં મન વાળ્યું.

એટલામાં કાશી માશીનો દશ વર્ષનો ભાણેજ આવ્યો. કાશીમાશીની તબીયત સારી ન હતી તેથી હમણાને હમણાં બોલાવતાં હતાં 'મને થયું'તું જ' મારીબાએ કહ્યું. "બે દિવસ દેખાઇ નહિ એટલે મને લાગ્યું કે કંઇ થયું હશે જ, નહિ તો કાશી લાખ રૂપિયાની ઝાળી ન ગુમાવે. ચાલો જોઇ. આપણે એને જોઇને મંદિરે ઉપડી જઇએ. પછી નીરાંતે હું મારે પાછી જઇશ." કાશીમાશીનો ભાણેજ તો ઠેકીને ગબડી મરી ગયો. આખી ઓરડીમાથી પણ સડસડ બહાર નીકળ્યું. કાળા લુગડામાં સજ્જ થયેલાં મારીમા, મુંબઇ નગરી 'મીકમ'માં પ્રમિલા, અને તમારો સેવક.

હું વચ્ચે, એક બાજુએ મારીમા અને બીજી બાજુએ મીમીસ એમ અમને ચાલતાં કદાચ કોઇ કહેશે તો–'એ તમારી ભૂલ છે.' સાથે ચાલવામાં મર્યાદા ન જળવાય તેથી જેમ સવારો રાજમાહેબની આગળ કે પાછળ રહે તેમ મારે આગળ કે પાછળ ચાલવું પડતું. મારીમાની ચાલ ઘણી ઉતાવળી હતી. તેની મદદથી આરતિ ઉતરી ગયાના ખબર મળ્યા પછી પણ 'અલપઝલપ' ઝાંખી કરવા ટાઇમ આવે તે પહેલા એ મંદિરે પહોંચી શકતાં. આગળ મારીમા ચાલતાં. તેને પહોંચી વળવા મીસીસ નિષ્ફળ યત્ન કરતાં હતાં અને છેલ્લે હું ચાલતો હતો. રજાકમીયા, બેન્ડને મોખરે, લાકડી હલાવતા ચાલતા ચાલતાં, થોડી વાર આગળ ચાલે, પાછી પાછા ફરી વગાડનારાઓને લાકડીથી સૂચના કરે તેમ મારીમા આગળ ચાલતાં. પછી પાછાં ફરતાં અને અમે કેટલે સુધી આવ્યાં તે તપાસતાં. (ચાલુ)



આશ્રમના અખાડામાં ગુજરાતના એક પહેલવાનની સુંદર કદર

# પ્રો છોટુ શાહની ટુંક પીછાન

લેખક રા રા મસ્તફકીર

ફોટોગ્રાફર મેસર્સ ગુરૂદાસ કંપની. મુંબાઇ.

"એક વખત હિંદના મહારાજાઓના મહેલોમાં, નવાબોની હજુરમા અને સુલતાનોની પનાહમા જબરદસ્ત પહેલવાનો અને મસ્ત મલ્લો મહાલતા. દરબારગઢના ચોગાનમા કે મહેલની સામેના મેદાનમા હાથી, સિંહ વાઘોની સાઠમારીઓ થતી અને મદમસ્ત પહેલવાનો, કુસ્તીના દાવો ખેલી, અદ્‌ભૂત શારીરિક પગ દાખવી ખુશ થયેલા માલિકના ગળાનો હાર કે પગનો તોડો મેળવતાં." ક્યારે આજ અફસોસની વાત છે કે આ દેશના રાજા મહારાજાઓ અને નવાબોને ત્યાં કોઇને ત્યા કુતરા, કોઇને ત્યાં તેતર ને કુકડાં, ક્યાંક

નાટકના છોકરા, તો ક્યાંક કેની ખાનારી ગોરી નર્સો અને પહેલવાનોની જગા તો લગભગ સઘળે ઠેકાણે રામજનીઓ અને નાયકણોએ લીધી છે."

ઉપલા ઉદ્દગાર નિસાસો નાખી ગુજરાતના મશહૂર પહેલવાન પ્રો. શાહે મારી આગળ કાઢ્યા.

## પ્રો. શાહ

"આપણી મનોવૃત્તિ જ એવી થઇ ગઇ છે કે આપણા મહાપુરૂષો અને આપણી વચ્ચેની અદ્વિતીય વ્યક્તિઓને પશ્ચિમનો હોલ માર્ક મળે ત્યારે જ આપણે પીછાણી શકીએ છીએ. નોબેલ પ્રાઇઝ મળ્યા પછી જ આપણને ભાન થયું કે ડૉ. રવિન્દ્રનાથ ટાગોર ભારતવર્ષના એક અદ્વિતીય કવિ છે. યુરોપ અમેરિકાએ સત્કાર્યા પછી જ પ્રો. બોઝ કોણ છે એની આપણને ખબર પડી. સર પ્રફુલ્લચંદ્ર રૉય કેવા મહાન રસાયણશાસ્ત્રી છે એ પ્રતિતી આપણને યુરોપે કરાવી. ફ્રાન્સનો જગવિખ્યાત લેખક અને વિચારક મો૦ રોમેન રૉલેંદ જ્યારે તેમનું જીવન આલેખે ત્યારે જ આપણને ખબર પડે કે સાબર મતીનો સંત મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી અદ્દભુત મૂર્તિ છે.

મુંબઇનાં દૈનિક વર્તમાનપત્રોએ જ્યારે ખબર [illegible]-અમેરિકામાં જગતભરમાથી પહેલવાનો, મલ્લો અને બળવાન મર્દોના ફોટાગ્રાફ મંગાવેલા એ ૨૫૦૦૦ હરીફોમા ગુજરાતના એક યુવાન, અને તે પણ વણિક, બારીકમાં બારીક અને સખતમાં સખ્ત કસોટીમાં આદમા આવ્યા ત્યારે જ મને ભાન થયું કે વીલેપારલેની પડોશના સાન્તાક્રુઝમાં જ આ પ્રો. છોટુભાઇ શાહ રહે છે. આજ વર્ષો થયાં મુંગે મ્હોડે કંઈ પણ ધામધૂમ વગર તેઓ પોતાનું કામ ચૂપચૂપ કર્યે જાય છે. તેઓ યુવાન અને બાળ ભારતમાં શારીરિક ખીલવણીના પ્રચારનું કામ કર્યે જાય છે.

## એ મઢુલી!

મને આ ગુજરાતી સૅન્ડોને-અમેરિકાએ, કદર કર્યા પછી-મળવાની એકદમ ઉત્કંઠા થઇ. સાન્તાક્રુઝમાં જ રહે અને હું એ જાણું જ નહિ એ ભાનથી હું જરા શરમાયો! પણ એ શરમના પડદાને હડસેલી એક રવિવારે, સવારે મારા એક મિત્ર સાથે પ્રો. શાહને ઘેર પહોચ્યો. સ્ટેશનથી દૂર દૂર એકાંતમાં આવેલા એક ખંડેર જેવા બંગલાની પાછળ આવેલી એક ઘાટની ચાલમાં પ્રો. શાહ એમની મઢુલીની જ બહાર આરામખુરશીમાં બેઠેલા નજરે પડ્યા. બહુ જ નાનકડા બે રૂમ હતા પણ રૂમમા દાખલ થતા જ તેમાં રહેનાર કેવો હશે એ સૂચન ઓરડામાનું ફર્નીચર અને ભીંતે લટકાવેલી છબીઓ કરતા. એક ખીંટી પર એક ચેસ્ટ ડેવલપર લટકી રહ્યું હતું. એક ખુણામા લોખંડના વજનદાર ડમ્બબેલ્સ પડેલા હતા. સામે જ રામકૃષ્ણ પરમહંસની મોટી છબી, તેની બાજુમા વિવેકાનંદ અને નીચે પરમ બ્રહ્મચારી વીર હનુમાન શોભી રહ્યા હતા. એક બાજૂની ભીંત પર જગતના મહાન પહેલવાનોનું ગ્રુપ ટાંગેલુ હતું, જેમા પતિયાલાનો જગમશહૂર ગામા, બીજા ત્રણ પહેલવાનોને ઉંચકીને ઉભેલો હતો તથા બીજા યુરોપીય પહેલવાનોની છબીઓ હતી. એક બાજુ હમણા જ મરણ પામેલા પ્રખ્યાત યુજીન સેન્ડોની છબી તથા તેની સાથે તેમના તરફથી પ્રો. શાહ પર આવેલા કાગળ સાથે મઢેલા ટીંગાડેલા હતાં.

## એ ગરદન અને એ ભુજા

કમરે પોતીઉ વીંટાળેલું અને બદન પર પહેલવાનો પહેરે છે એવું પહેરણ પહેરેલા એ છવીસ વર્ષના યુવાને મારો તથા મારા મિત્રનો સત્કાર કર્યો. ગોળ હસતો ચહેરો, મધ્યમ કદ, જબરદસ્ત ગળું અને વિશાળ ભુજાઓ જોતાં જ મારી તો વગર ઓળખાણે ખાતરી થઇ ગઇ કે એ જ પ્રો. છોટુભાઇ શાહ હોવા



છાતી તથા હાથના સ્નાયુઓનો અદ્ભુત વિકાસ બતાવનારી પ્રૉ. શાહની છબી

જોઇએ. મારો મનોભાવ સમજી જઇ મારા મિત્રે કાનમાં કહ્યું, 'ઓળખ્યાને ?' મેં હા કહી એટલે તેમણે પશ્ચિમની પીછાન કરવાની પ્રશ્નોલિકા ત્યાં જ પડતી મૂકી.

**ધગશ કયારથી લાગી ?**

તમે કયારે, કેમ અને કયારથી આ દિશામાં વળ્યા એ પ્રશ્ન પૂછવાની સાથે પ્રો. શાહે પોતાનું આજ સુધીનું જીવન દિલ ખોલીને નિખાલસભાવે મને કહી દીધુ, જેનો સાર આ રહ્યો :–

છવ્વીસ વર્ષ પહેલાં ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણમાં આપણા ચરિત્રનાયક સેન્ડો છોટુભાઇ શાહનો દશા ચોરવાડ વણિક જ્ઞાતિમાં જન્મ થયો હતો. માબાપ ઠીક તંદુરસ્ત હતાં; અસાધારણ જોરવાળા કે કદાવર ન હતા. બચપણમાં હાલ જગતમાં વિખ્યાત થનાર આ ભીમતનુનું શરીર ઘણુ જ નબળું તેમજ સ્વભાવ પણ ગુજરાતી વાણી-આશાહી પોચો હતો. પુત્રને ઉંચી કેળવણી આપી પોતાની સાથે વ્યાપારમાં જોડવાના પિતાને, અભિલાષ હતા. પણ છોટુભાઇ અભ્યાસમાં તો અંગ્રેજી ચોથા ધોરણ સુધી જ પહોચી શકયા.

**ન્યાતની વાડીમાં બનેલો પ્રસંગ**

છોટાલાલની ઉમર અગિયાર વર્ષની હતી ત્યાં અખાડામાં જતા એક સમવયસ્ક મિત્રનું અડપલું કરતાં તેણે તડાક દઇને તમાચો ચોડી દીધો. એ તમાચાએ મોઢાંમાંથી ફીણ આણ્યાં અને આપણા આ નાયક બેશુધ્ધ થઇ ભૂમિ પર ઢળી પડયા. મિત્રે સાવધાન કર્યો. સારવાર કરી, આવી અસાધારણ નબળાઇ માટે ઠપકો આપ્યો અને પોતાના જેવો ખડતલ બનવા તાલીમખાનામાં આવવા આગ્રહ કર્યો. પણ નબળા મનના અને નબળા શરીરના એ વખતના છોટુભાઇની હિંમત ચાલી નહિ બીજી વાર ખખતે એ જ મિત્રના ઠાસાથી ફરી બેભાન થવું પડેલું અને એ બીજી બેશુધ્ધિ પછી મન જરા કસરત તરફ ઢળ્યું ખરૂં. આ જ અરસામાં પ્રો. કે. કે. શાહ નામના એક પહેલવાન પાટણમાં પધાર્યા અને જાહેરમાં પોતાના શરીરબળના પ્રયોગો કરી બતાવ્યા, જે આપણા સી. સી. શાહે નિરખ્યા અને તાલીમખાનામાં જવા માટે ઢચુપચુ મન મજબૂત થયું. એ પ્રો. કે. કે. શાહ છોટુભાઇના પિતાના મિત્ર હતા. તેમણે એક વખત ઘેર આવી છોટુભાઇનું નાતવાન શરીર અને પોચું મન જોઇ તેને ખૂબ ઠપકો આપ્યો નમાલાપણા અને બાયલાપણાનો સરપાવ આપ્યો. એ મેણા અને ટોણાંથી એ વખતના અગિયાર વર્ષના છોટુને ચાનક ચડી. માથે ટોપી મૂકી તે સીધો ઘરની બહાર નીકળી પેલા તમાચો મારનાર દોસ્તે બતાવેલા અખાડામાં પહોંચી ગયો અને કસરત કરવાની પોતાની જીજ્ઞાસા જાહેર કરી એ જીજ્ઞાસા તૃપ્ત કરવા એક સાત વર્ષનો છોકરો બહાર આવ્યો અને અગિયાર વર્ષના છોટુને ડોકીમાંથી પકડી કુસ્તીમાં ત્રણ ત્રણ વખત નીચે પટકયો.

**એ શરમીંદગી**

એક જ દિવસમાં બનેલા આ બે શરમીંદગીના બનાવથી છોટુના જીવનમાં અજબ ફેરફાર થઇ ગયો. શરીરબળ વધારવાની ધગશ તે જ પળે ઉદ્‌ભવી, જે હજી બુઝાઇ નથી અને પારસીઓ કહે છે તેમ અગિયાર વર્ષનો છોટુ આદુ ખાઇને દંડ, બેઠક તથા કુસ્તી પાછળ મંડયો. છ મહિનામાં તો રોજના સો દંડ સુધી આગળ વધાર્યું અને તે દિવસે પટકનાર છોકરાને પાછો પટકયો ત્યાર જ અંતરમાં ઉદ્‌ભવેલો ઉદ્વેગ શમ્યા.

**કૌટુમ્બિક આફત**

આ અરસામાં ભાઇ શાહના માતુશ્રી ગુજરી ગયા. કેટલુંક ઘરકામ પણ હાથે

કરવું પડતું અને દુધ પણ પિતાથી છાનુંમાનું પીવું પડતું. પિતાને ખબર ન હતી કે આપણા નાનકડા મીસ્તરની તાલીમખાનામાં કોઇ પણ દિવસ ગેરહાજરી રહેતી ન હતી. તેર ચૌદ વર્ષની ઉમરે ૫૦૦ દંડ અને ૧૦૦૦ બેઠક સુધી કામ વધ્યું, ત્યારપછી કુસ્તી, દંડ અને બેઠકની સાથે લાંબે છેટે ચાલવાની તથા દોડવાની કસરત શરૂ કરી અને પંદર વર્ષની ઉમરે તો ૮૦૦૦ બેઠક કરવા માંડી!

### એ વખતની દિનચર્યા

એ વખતની આપણા આ યુવાન પહેલવાનની દિનચર્યા પણ જાણવા જોગ છે. એ વખતે તે અને તેમનો પેલો અખાડાનો મિત્ર ઘરના વડીલોથી છાનામાના રાતના બાર વાગે ઉઠતા અને એક વાગાથી સાત વાગ્યા સુધી દંડ અને બેઠકની તાલીમ નિયમિત લેતા. આ અરસામાં રાધનપુરનને મુલાકાત લઇ પોતાની ઉમરના એક પહેલવાની જી દગીમાં પહેલવહેલી વાર પટકીને શ્રી શાહે પોતાની શક્તિમાં આત્મવિશ્વાસ મેળવ્યો. ઘણે દિવસે પહેલવાનો અને કુસ્તીબાજો સાથે ભટકતા દીકરાની પિતાને ખબર પડી અને એવી ટોળીમાં છોકરો બગડી જશે એ ભયથી શ્રી શાહને કુસ્તી અને કસરતની મના કરવામાં આવી પુત્રે ઘણા સમજાવ્યા, પણ પિતા માન્યા નહિ અને આખરે પિતાના દબાણથી છોટુભાઇને જાહેરમાં કુસ્તી ન ખેલવાનું પિતાને વચન આપવું પડ્યું.

### ભાવિપ્રાબલ્ય

બીજો કોઇ યુવાન આવી જાતની સેન્સોરશીપથી હતાશ થઇ એ માર્ગ મૂકી દેત, પણ પ્રો શાહના નશીબમાં—ભાવિમાં જગમશહૂર થવાનું સર્જાયેલું તે કેમ મિથ્યા થાય? આ જ સમયમાં પ્રો. કે. કે. શાહ પાછા પાટણ આવ્યા અને એમની સાથે સેન્ડો સ્ટાઇલમાં શારીરબળના જાહેર પ્રયોગો છોકરવન પહેલવાન પણ કરવા લાગ્યા છાતી પર મોટા પથ્થર ભગાવવો, સાંકળો તોડવી, માણસોથી ભરેલું ગાડું છાતી પરથી ચલાવવું વગેરે વગેરે એમના પ્રયોગોથી ગુજરાતના શહેરો અને ગામડાંઓના પ્રેક્ષકગણો મુગ્ધ થવા લાગ્યા.

એ યુવાન સેન્ડોનો ચારે બાજુથી સત્કાર થવા લાગ્યો. સારા સારા અને સંભાવિત ગૃહસ્થો માન આપવા લાગ્યા અને કુસ્તી કરતાં આ લાઇનમાં દિકરાને સમાજમાં સારૂં સ્થાન મળે છે એ જોઇ પિતાએ પણ આખરે પુત્રને તેના મનની વલણ પ્રમાણે આગળ વધવા દેવાને નમતું મૂક્યું.

### પહેલું ઉત્તેજન અને કદર.

ત્યાર પછી પ્રો. શાહની નામના પાટણ અને તેની આસપાસનાં ગામોમાં તથા ગુજરાતનાં શહેરોમાં વધતી જ ચાલી. કરાચી, જોધપુર વગેરે સ્થળોની મુલાકાત લીધી ૧૯૧૮-૧૯મા ઇન્ફ્લુએંઝા જોરબંધ ફાટી નીકળતા પાટણમા તેમણે વોલંટીઅર કોર સ્થાપી અને ટુકડી માટે દવા લેવા મુંબઇ આવતાં તેમને તેમના પહેલા આશ્રય દાતાનો ભેટો થયો.

વાત એમ બની હતી કે એમના મિત્ર ઝવેરીના નોકર પાસે ખીસામાં બે લાખ રૂપીઆનું ઝવેરાત હતું રાતે શેઠને આપવા ચોપાટી જવાનું હતું. એ ભાઇને મુંબઇના મવાલીઓનો ડર લાગ્યો. રક્ષણ માટે છોટુભાઇને સાથે લીધા અને નિર્વિઘ્ને શેઠને બંગલે પહોંચ્યા. જેને માટે શેઠનો પણ જીવ તલપાપડ થઇ રહેલો એવું એ ઝવેરાત મોડી રાતે બંગલે આવેલું જોઇ શેઠને અજાયબી લાગી. નોકરે ખુલાસો કર્યો કે સાથે એક જબરદસ્ત પહેલવાન છે એટલે હિંમત કરી, અને વાગ જોઇને એ પહેલવાન વણિક છે, ઉત્તેજન આપવા લાયક છે એવી સીફારસ તેણે કરી. ઝવેરાત માટે સેવા બજાવી તેથી

કહો કે પછી બદન જોઇને ફીદા થઇ ગયા, પૂર્વ જન્મનો સંબંધ કહો કે દિલ દરિયાવ કહો, જે કહો તે કહો—શેઠે એ યુવાન પહેલવાનને સમીપ બોલાવ્યો અને તેનું પહેલવાની શરીર જોઇ તે જ દિવસથી તેને આશ્રય આપવો શરૂ કર્યો. ગમે ત્યાં રહે, ગમે તે કામ કરે, ગમે ત્યાં ફરે—દર મહિને માસિક રૂા ૧૦૦ નો પગાર એ શેઠ મણિભાઇ મગનભાઇ તરફથી ચાલુ થયો. તે લગભગ ચાર વર્ષ સુધી ચાલ્યો. એ જ આશ્રયના જોર પર હવે ગુજરાતનાં શહેરોમાં પ્રોફેસર તરીકે પંકાયેલા શાહ પતિયાળાના મુહકમ દૂર ગામાને મળવા ગયા અને ત્યા ચાર મહિના રહ્યા. બાદ અમદાવાદ બે વર્ષ કાઢ્યાં. આ અરસામાં તેમના આશ્રયદાતાની સ્થિતિ ખરાબ થઇ જતાં, તેમનો પગાર બંધ થયો અને તેમને મુંબઇ આવવું પડયુ મુંબઇમા, તે પાટણકરની નેશનલ ફિલ્મ કંપનીમા જોડાયા. એ કંપની થોડા વખતમા બંધ પડી તે પછીના બનાવો તો ગઇ કાલે બનેલા જેવા જ છે.

'મુંબઇ સમાચાર'મા ભાટશ્રી શાહના લેખો પ્રકટ થવા, મી. બેલગામવાળાનો આશ્રય, મુંબઇમાં કસરતશાળા ખોલવાની યોજના અને તેમાં નિષ્ફળતા, માંડવીના પ્રદર્શનમાં જોનારાઓને ચકિત કરનારા અંગબળના પ્રયોગો, અને ૧૯૨૪મા શાન્તા કુઝમાં એક નાનકડા તાલીમખાનની સ્થાપના, આ બધા બનાવો જાણે ગઇ કાલે જ બનેલા હોય એવા તાજા જ છે.

એક જ ઉસ્તાદ

અત્યાર સુધીની પહેલવાન તરીકેની કારકીર્દીમા પ્રો. શાહે પોતે જાતમહેનતથી જ શારીરિક ખીલવણી કરી છે. અલબત્ત, પશ્ચિમની પધ્ધતિનું જ્ઞાન મેળવવા તેમણે યુજેન સેન્ડો, મી. બરનાર મેક્ફાડન અને બીજા યુરોપીય અને અમેરિકન કસરતબાજોનાં પુસ્તકો મંગાવી તેનું અધ્યયન કર્યું છે. અમેરિકન પહેલવાનોમાં ખાસ કરીને પેલા મુહકમશરૂર મી૦ લીડરમેન માટે તેમને સારૂં માન છે અને એ પહેલવાનનો અભ્યાસક્રમ મંગાવી તેમની સીસ્ટમનો એમણે ખાસ અભ્યાસ કર્યો છે. આ દ્રષ્ટિએ જોતાં મી. લીડરમેન તેમના ઉસ્તાદ ગણાય ખરા અને આ ઉસ્તાદ પણ અહીંથી હજારો માઇલ દૂર રહ્યા છતાં પોતાના હિંદી શાગીર્દ માટે મગરૂર છે, કારણ પત્ર દ્વારા તેમને ઉત્તેજન, ઉત્સાહ, અને સલાહ આપ્યે જ જાય છે.

અભિલાષ

"પ્રોફેસર !" મેં કહ્યું, "તમારી કીર્તિનો ડંકો અત્યારે દિગંતમા ગાજી રહ્યો છે—"

"સબુર સબુર" પ્રોફેસર છોટુભાઇએ મને વચ્ચે જ અટકાવીને કહ્યુ, "એ કાવ્યમય ભાષા હું ન સમજું. તમારે મને જે કંઇ પૂછવુ હોય તે સીધી અને સાદી જ ભાષામાં પૂછો."

"ત્યારે પ્રોફેસર સાહેબ ! સીધી અને સાદી રીતે પૂછું કે તમારા જીવનના અભિલાષ હવે શા છે ?"

"તક મળે તો યુરોપ અને અમેરિકા જવાની ઉત્કંઠા મને બહુ જ તીવ્ર છે. એક વખત હિંદમા ઠેકઠેકાણે શારીરિક બળ ધરાવનારા અસાધારણ નરો હતા. અત્યારે એ સ્થિતિ અમેરિકાની છે. હું ત્યાં જાઉં તો ઘણું શીખું અને પશ્ચિમવાસીઓને પણ બતાવી આપું કે હિંદીઓનો પણ તાલીમ લે તો શરીરબળમાં કોઇ રીતે પછાત પડે તેમ નથી. મારા જીવનનું સ્વપ્ન, કેંદ્ર, ધ્યેય જે કહો તે—એક વખત અમેરિકા જઇ ત્યાં હિંદની પ્રતિષ્ઠા સ્થાપિત કરવાની છે."

"આપણા લોકોમાં અક્કલ નથી." મારાથી ઉદ્ગાર નીકળી ગયો, જે સાંભળી

પ્રોફેસર અને મારા દોસ્ત બન્નેએ ભવાં ચડાવ્યાં. તેમની અજાયબી શાંત કરવા મેં જ ખુલાસો કર્યો કે, "પ્રોફેસર! તમને ઉત્તેજન આપવાની વાત બાજુએ મૂકીએ તોપણ તમે એક એવી અદ્દભુત વ્યક્તિ છો, અમારા ગુજરાતનું એક એવું અણમોલું જવાહીર છો, તમે એવી જાતના યુરોપ અમેરિકાના લોકોને એ ઘડી ચકિત્ કરી નાખનારા પ્રયોગો કરી શકો છો કે કોઇ ચાલાક માણસ ફક્ત ધંધાની નજરે તમારી જોડે ભાગીદારીનો ઠરાવ કરી તમને યુરોપ અમેરિકા લઇ જાય તોપણ તમે અને એ બન્ને સારા પૈસા પેદા કરો."

પ્રત્યુત્તરમા પ્રોફેસરે નિસાસો નાખી કહ્યું, "મુંબઇમાં મોટી જીમનેશીઅમ ઉભી કરવાની યોજના જ જ્યા ફળીભૂત ન થઇ તો પરદેશ જવાની આશા હું શી રીતે રાખું ? કંઇ નહિ, મારી વાત, મારૂં જીવન મેં તમને ટુંકમા ?? સંભળાવ્યું. હવે તમારે બીજા કંઇ પણ સવાલો પૂછવા હોય તો પૂછી શકો છો."

### ઉત્તેજન આપનારાઓ

"વાહ છોટુ ભાઇ!" મેં કહ્યું, "હું પુછું છું કે પહેલવાન તરીકેની તમારી કારકીર્દીમાં અત્યાર સુધીમા તમને મદદ તથા ઉત્તેજન આપનાર કોણ કોણ? ગણ્યા ગાઠ્યા પણ છે, કે આ ગાંડી ગુજરાત તદ્દન બેકદર તે બેકદર જ રહી છે?"

"ગુજરાત બેકદર નથી," છોટુભાઇએ ગંભીરતાથી કહ્યું, "ગરીબ અને રંક, પણ ગુજરાતનો લોકસમૂહ હમેશાં કદરદાન હોય છે અને તે મારી તો મારા પ્રયોગો વખતે હમેશાં કદર કરતો જ આવ્યો છે. મુંબઇમા એક જ દિવસમાં મેં રૂ. ૧૩૦૦નો હાઉસ લીધો છે. બીજા ઉત્તેજન આપનારા અને આશ્રયદાતાઓમાં, મને આ સેન્ડોની લાઇન બતાવનાર પ્રો. કે. કે. શાહ, પાટણના અખાડાવાળો પેલો મારો દોસ્ત, ચાર વર્ષ સુધી ઘેર બેઠાં રૂ. ૧૦૦નો દરમાયો આપનાર શેઠ રંગનભાઇ મણિભાઇ, મુંબઇના નેશનાલીસ્ટ કોરપોરેટર મી. બાલુભાઇ દેશાઇ અને વખતો વખત મારી શારીરિક ખીલવણીનો આબેહુબ ચીતાર આપનારા ફોટોગ્રાફો લેનાર મુંબઇના જાણીતા ફોટોગ્રાફર મી. ગુરદાસ છે."

### દિલ્લગી

"કંઇ વધુ પૂછવું છે?" પ્રો. છોટુભાઇએ કહ્યું.

મને એક સવાલ મનમાં ઉદ્દભવ્યો. રમુજી સવાલ, જરા વિચિત્ર સવાલ, પૂછવાની હિમ્મત ચાલી નહિ. મારા મિત્રને કુતુહલ થતાં તેના કાનમા મેં વાત કરી એ ખડખડાટ હસી પડયો. "એ એમ હોય નહિ. એ માન્યતા ખોટી છે છતાં સીફતથી છોટુભાઇને પ્રશ્ન કર" મારા મિત્રે સલાહ આપી.

હું થોડીવાર તો ગુંચવાયો પછી ઝુકાવ્યું 'પ્રોફેસર બેઅદબી માફ. પણ એ વાત ખરી હશે કે કેટલાક અજ્ઞાન માણસોમાં એવો વહેમ ઘુસી ગયેલો હોય છે કે પહેલવાનો ઘરસંસાર માંડી શકતા નથી?"

છોટુભાઇ એકદમ સમજી ગયા અને હસીને બોલ્યા, "પતિયાલાવાળા ગામા પરણેલો છે. અને તેમને બહોળું કુટુંબ છે. મરહુમ મી. સેન્ડો પણ બચરવાલ છે અને તેમ જ મેકફાડનના કુટુંબનું ગ્રુપ તો ઘણીવાર તમે અમેરિકન મેગેઝીનોમાં જોયો હશે. લોકોને એવો વહેમ છે એ ખરી વાત પણ એ વહેમ છે. ઘણા ખરા પહેલવાનોને પરણવાની ફુરસદ જ નથી રહેતી. ચોવીસે કલાક તેમનું ધ્યાન તાલીમ અને અખાડામાં જ હોય છે અને તેથી જ લોકોમાં આ માન્યતા ફેલાઇ હશે"

"ત્યારે ત્યારે તમે પરણવાના ખરા કે?'

"લગ્ન ન કરવાના મેં કંઇ સોગન નથી લીધા. યોગ્ય વખતે હું જરૂર લગ્ન કરીશ"

'વારૂ કંઇ દિલ્લગી કોઇ દિવસ થયેલી કે ?"

મારા આ નફટ સવાલથી પ્રોફેસર જરા શરમાઇ ગયા અને નિખાલસભાવે કહ્યું, 'એવાં પ્રલોભનો મારા માર્ગમાં હજી આવ્યાં નથી. અને એમ ખરૂં કે પહેલવાનોને સામાન્ય માણસો જેમ વિકારો ઉત્પન્ન થતા નથી "

## અક્કલનું કેમ ?

'બેલો તમારે બીજો વિચિત્ર સવાલ પૂછવો છે ?" છોટુભાઇએ કહ્યું

"હા, એક જ" મેં કહ્યું.

"પૂછો ત્યારે, બેલાશક પૂછો. પણ જરા હદમાં રહીને પૂછજો."

"ત્યારે આ ચાર દિવાલની હદમાં રહીને હું તમને પૂછું છું કે પહેલવાનોની અક્કલ અણીદાર નથી હોતી એ શું સાચી વાત ?"

"બુઠ્ઠી હોય છે એમ કહી દેવું હતુ ને ? પણ એ માન્યતા પણ ખોટી છે." છોટુભાઇએ હસીને કહ્યું. "સામાન્ય માણસોને પોતાના કામ માટે જેટલી અક્કલ અને બુધ્ધિ બળ વાપરવાં પડે છે, એટલાં જ પહેલવાનોને કુસ્તીના દાવપેચમાં વાપરવાં પડે છે જ. બુધ્ધિવાળો કસરતબાજ જ મશહુર પહેલવાન અને કુસ્તીબાજ બની શકે છે. બાકી માત્ર વજન તો હેલકરી અને નવઘણીઓ પણ ઉપાડે છે. કુસ્તીના દાવપેચમાં શેતરંજના જેવી જ બુધ્ધિની ઝીણવટની જરૂર પડે છે. વાત એમ છે કે સેન્ડો લાઇનમાં પડેલા પહેલવાનો તથા મલ્લો પોતાના કાર્યમાં એટલા બધા ગુંથાયેલા હોય છે કે જગતના બીજાં કાર્યો તરફ તેઓ લક્ષ આપી શકતા નથી. પણ મારી તો સોએ સો ટકા ખાતરી છે કે એક માણસ શરીરને સુદૃઢ બનાવ્યા પછી જીવનનું કોઇ પણ કાર્ય ઉપાડી લે તો બીજા કોઇ સામાન્ય માણસ કરતાં તે વધારે સારી રીતે પાર પાડી શકે છે. આ વાત જેમને ગળે ન ઉતરતી હોય તેમની સામે અમેરિકાનો દાખલો મોજુદ છે, જ્યાં માલેતુજાર મીલમાલેકો, બેંકના મેનેજરો, મશહુર જર્નાલીસ્ટો કેટલાક એવા પડેલા છે કે જેમણે રોજની તાલીમથી પોતાનાં શરીરો પહેલવાનો જેવા બનાવેલા છે."

"હવે કંઇ વધુ વિચિત્ર સવાલ ?" છોટુભાઇએ પૂછયું

"નહિ, હુ તમારે માટે મારો સંપૂર્ણ સંતોષ જાહેર કરૂં છું" મેં છાપાશાહી ભાષામાં જવાબ આપ્યો અને મેં અને મારા મિત્રે તેમની રજા લીધી.

અમે ઉભા થયા અને ઓરડીની બહાર નીકળ્યા ત્યારે પ્રોફેસર શાહે એક ઉંડા નિસાસા સાથે આ લેખને મથાળે ટાંકેલા ઉદ્‌ગારો કાઢયા, જે હજી યે મારા કાનમાં રણકી રહ્યા છે.

( સંપૂર્ણ )



એક સરખી કિંમતના



વિવિધ માલની દુકાનો

વુલવર્થ બીલ્ડીંગ—ન્યુયોર્ક.

# વુલ્વર્થ સ્ટોર શી રીતે ખીલ્યો?

લેખક- રા. નગીનદાસ ગિરધરલાલ શેઠ

---

## દેશ પરદેશનો વેપાર

માણસોને વેપાર કરતા થયાને સૈકાના સૈકાઓ વીતી ગયા છે. શરૂઆતમા વેપારની લેવડદેવડ ગામનાં માણસોમાં જ થઈ હશે પછી બીજા નજીકના ગામના માણસો સાથે લેવડદેવડ વધી હશે. એમ વધતાં વધતા દેશના તમામ ગામ સાથે વેપારનો સંબધ બધાઈ ગયો હશે. અને તે પછી પરદેશ સાથે વેપારનો સંબંધ બંધાયો હશે. હાલમાં તો વ્યવહારની સગવડો એટલી બધી વધી છે કે દેશમા તેમ જ પરદેશના કોઈ પણ ગામના વેપારી સાથે એટલીજ સહેલાઇથી વેપાર ખેડી શકાય છે

## સોદાગીરી

વેપાર ગમે તેટલો ફેલાયા છતાં, વધ્યા છતાં, તેનો હેતુ તો એનો એ જ રહેલ છે. એક બાજુ એક માણસ પાસે કંઇક ચીજ છે જે તેને વેચવી છે, અથવા બદલામાં આપવી છે બીજી બાજુ એક માણસ છે જેને તે વસ્તુ જોઇએ છે, અને તેની બદલીમાં બીજી વસ્તુ કે નાણાં આપવા ખુશી છે. પહેલો માણસ એટલે વેચનાર પોતાની વસ્તુના બદલામાં વધારેમાં વધારે મેળવવા ઇચ્છે છે. જ્યારે બીજો માણસ એટલે લેનાર ધણી તે વસ્તુ ઓછામાં ઓછે લેવા માગે છે. સોદાગીરીનો આ નિયમ છે, અને જુનામાં જુના વખતથી તે અત્યાર સુધી એ નિયમ કાયમ જ છે. નવી રીતોથી આપણે વેપારમાં ભલે ગમે તેટલો ફેરફાર કરીએ, પણ તેનો મુખ્ય હેતુ અથવા મૂળ નિયમ તો એનો એ જ છે. સોદાગીરી એ મનુષ્યનો અચળ સ્વભાવ છે.

## સોદાગીરીથી ઘરાકી.

વેપારીઓ ઘણી વખત ઘરાકમાં સોદાગીરીના સ્વભાવની હયાતિ જ ભૂલી જાય છે તેઓ ઘણી વખત વગર વિચાર્યે અથવા બેધ્યાનપણે એવી ચીજો ખરીદ કરે છે કે જે તેમની દુકાનમાં મહિનાના મહિનાઓ સુધી વેચાયા વિના જ પડી રહે છે. પણ ઘણા વેપારીઓ એવા છે કે જેઓ સોદાગીરીના નિયમને ધ્યાનમાં રાખીને જ ધધો કરે છે. અને તેઓ સારા વખતમાં તો શું, પણ નાણાંભીડના અને મંદીના ખરાબ વખતમાં ય સારો વકરો કરી શકે છે. અને બીજાઓની અજાયબી વચ્ચે સારો નફો કરી બતાવે છે. તેઓ ઘણી જ સંભાળપૂર્વક માલની ખરીદી કરે છે. તેમની વ્યવસ્થા અને ગોઠવણ ઘણી જ સરળ હોય છે કરકસરથી તેમનું ખર્ચ ઘણું જ ઓછું હોય છે. અને "થોડે નફે બહોળો વેપાર" એ તેમનો મુદ્રાલેખ હોય છે.

## મંદીમાં ય ધીકતી દુકાનો.

અત્યારે નફાવાળી સોદાગીરી ક્યાં છે? હાલના મંદીનાં વખતમાં કયો વેપારી મંદીનુ દુઃખ નથી વેઠતો? જે દુકાનોમાં સોદાગરને (સેલ્સમેનને) ઘડીની પણ નવરાશ નહોતી તેને હાલ ઘરાક માટે આંખો તાણી રાહ જોઇ બેસી રહેવું પડે છે. છતા આવા ખરાબ વખતમાં ય કેટલીક દુકાનો એવી છે કે જ્યાં હમેશ ઘરાકની ભીડ રહ્યા કરે છે, અને આ દુકાનો મુંબઇના નાના તથા મોટા દરેક રસ્તા પર નજરે પડે છે. અને બેકારીના આકરા વખતમાં ય એ સેંકડો માણસોનું પોષણ કરી રહી છે.

## ફરતી દુકાનો.

'છ છ આના,' "પાચ પાંચ આના,' 'અઢી અઢી આના,' 'બબ્બે આના,' 'એક એક આનો,' વિગેરે તમે રસ્તે ચાલ્યા જતા હો કે ઘરમા બેઠા હો ત્યારે આમાંની એકાદ કે એવી જ બીજી કોઇ બુમ તમે જરૂર સાંભળી હશે. તેના તરફ તમારૂં ધ્યાન પણ ખેંચાયુ હશે, અને તમારે કાંઇ પણ લેવુ નહિ હોય છતા તમે તે બુમ પાડનાર ફેરીવાળા પાસે તો ગયા હશો. તેના માલ તરફ એકાદ ઉડતી નજર જરૂર નાંખી હશે. એકાદ ચીજે તમને લલચાવી દીધા હશે, ખેંચી લીધા હશે. અને તે ચીજ ખરીદે જ તમારો છૂટકો થયો હશે. ઘરાકની ભીડવાળી દુકાનો તે આ ફેરીઆઓની હરતી ફરતી દુકાનો છે. આ દુકાનોનો ઇજારો કાંઈ મુંબઈ પાસે જ હવે રહ્યો નથી. મુંબઇમાંથી નીકળી હવે તે નાના મોટા બધા ગામમાં પ્રસરી ગઇ છે અને હજુ પ્રસરતી જાય છે એ તેની ઉપયોગીતાની અને સફળતાની નિશાની છે.

## જુદી જુદી જાતની ફેરીની દુકાનો.

આ દુકાનો ઘણી જાતની હોય છે. કોઇ કોઇ ફેરીઓ હાથમા માલ લઈ ફરે છે. તો કોઇ પૈડાવાળી ગાડીમાં માલ રાખી હાથે ગાડી ઠેલતો ફર્યા કરે છે. કોઇ ઘોડા ગાડીમા માલ રાખી ફેરી કરતો ફરે છે. કોઇ સરીઆમ રસ્તા પર માલ પાથરી દુકાન જમાવે છે તો કોઇ માળાઓમાં ઘેર ઘેર ફરવાનું પસંદ કરે છે. એમ ઘણી વિવિધ રીતે ફેરીવાળાઓ ફેરી કરે છે, માલ વેચે છે આ સર્વને આપણે ઉપર કહ્યું તે પ્રમાણે ફેરીની દુકાનો તરીકે ઓળખાવેલ છે.

## ફરતી દુકાનોની સગવડ.

પણ આ ફેરીની દુકાનો પાસે ભીડ શા માટે હોય છે? તેનાં ઘણાં કારણો છે. પહેલું તો એ કે ફેરીવાળા પાસે નાની કિંમતની ફેન્સી અને ઉપયોગી ચીજો સહેલાઇથી જોઇ શકાય છે. કારણ કે દરેક ચીજ ખુલ્લી રીતે જોઇ શકાય તેમ મૂકેલી હોય છે. અને કેટલીક ચીજો તો એવી હોય છે કે ફેરીવાળા પાસે દીઠાથી જ તે ચીજ મળે છે એવી ખબર પડે છે. બીજું એ કે ફેરીવાળા

એક જ નક્કી કિંમત હોવાથી ઠગાવાની ધાસ્તી રહેતી નથી ત્રીજુ એ કે તે કિંમત, દુકાનવાળાની કિંમત કરતા ઘણી વખત સ્હેજ સસ્તી પડે છે કારણ કે તેમને દુકાનનુ ભાડુ કંઈ પડતું નથી. તેમજ દુકાનને અંગેનુ બીજુ કોઈ ખર્ચ તેને હોતુ નથી તેથી તે દુકાનવાળા કરતા સસ્તે ભાવે વેચી શકે છે. ચોથું એ કે ખરીદી કરવા માટે આપણે ખાસ દુકાન પર જવાની તકલીફ ઉઠાવવી પડતી નથી. પણ આપણે ઘેર અથવા આપણા રસ્તામા જ ફેરીવાળો હોવાથી સ્હેજે ખરીદી કરી શકાય છે. આ પ્રમાણે દુકાનવાળાઓ કરતા ફેરીવાળા પાસેથી ખરીદ કરવામા ઘરાકને વધારે સગવડ મળે છે. તે ઉપરાંત દુકાનના સોદાગરો (સેલ્સમેનો) કરતાં આ ફેરીવાળાઓમા સોદાગીરીની આવડત ઘણી વાર વિશેષ હોય છે ફેરીવાળાઓ જે કુનેહથી ઘરાકને સમજાવે છે, તે કુનેહ દુકાનના સોદાગરોમા બહુ ઓછી દેખાય છે ઘરાક દશ ચીજ જોવા માગે ને ભાગ્યે જ એક ખરીદે તો ઘણી વખત દુકાનદાર તેના ઘરાક તરફ ગુસ્સે થાય છે, અને બધી ચીજો બતાવવામા આનાકાની અથવા અખાડા કરે છે, ત્યારે ફેરીવાળો દરેક ચીજ ઘરાકને જોવા, તપાસવા આપશે અને, જોવા માટે ખાસ આગ્રહ કરશે. એટલે ઘરાક તે ચીજ જોઇ, તપાસીને, ખાત્રી કરીને ખરીદ કરશે. આ રીતે ફેરીવાળા પાસે ઘરાકી વધારે રહે છે.

### એક સારો સ્વતંત્ર ધંધો

દુકાનદારો કરતા ફેરીવાળાઓનો ધંધો ઠીક ચાલી શકતો હોવાથી, થોડી મૂડીમા (અને કેટલીક વખત વગર મૂડીએ) ધંધો થઇ શકતો હોવાથી હવે પરચુરણ ચીજોથી માંડી ગરમ, સુતરાઉ કાપડ સુધી હમેશના ઉપયોગની દરેક ચીજની ફેરી થવા લાગી છે. આથી ફેરીવાળાઓને સ્વતંત્ર ધંધો મળે છે અને ઘરાકને ખરીદીમા કેટલીક સગવડ મળે છે.

### ફેરીનો માલ

અહિં એટલુ કહી દેવું જોઈએ કે કેટલીક વખત ફેરીવાળા પાસેથી હલકો, બગડેલો, સડેલો, ખરાબ માલ પણ આવી જાય છે પણ તેમા ફેરીવાળાઓ કરતા ઘણે ભાગે ફેરીવાળાને માલ આપનાર વેપારી જ વિશેષ દોષિત હોય છે. ફેરીવાળો વિશ્વાસથી વેપારી પાસેથી સારો તાજો માલ ધારી લાવે, છતાં વેપારી તેને જૂનો ખરાબ માલ ધાબડે તો તે વેપારી જ દોષપાત્ર ગણાય અને ઘરાકે ખરીદ કરતી વખતે તેટલી સંભાળ રાખવી જોઇએ

### છ આના બાર આનાની દુકાનો.

ફેરીવાળાની જ પધ્ધતિ પ્રમાણે વેચાણ કરનારી દુકાનો પણ થઈ છે આ દુકાનો છ આના તથા બાર આના એમ બે કિંમતનો જ માલ રાખે છે અને દરેક જાતનો માલ સુંદર આકર્ષક રીતે ગોઠવેલો રાખે છે સ્ટોરની પેઠે આ દુકાનોમાં પણ અંદર ફરીને બધો માલ જોઈ તપાસી શકાય તે માટે ગાદલીઓ અને ઘોડાઓની વચ્ચે ચાલવાનો રસ્તો રાખેલો હોય છે. પણ સ્ટોરની પેઠે માલ શો કેસોમાં કે કબાટમા નહિ રાખતાં ફેરીવાળાઓની પેઠે જ છૂટો, ખુલ્લો પાથરેલો હોય છે. તેથી ઘરાક તેને પસંદ પડેલી ચીજ પોતાની મેળે ઉપાડી, જોઇ, તપાસી શકે છે આ પ્રમાણે ફેરીવાળાઓ જેટલી જ છ, બાર આનાની દુકાનોમાં ઘરાકને સગવડ મળે છે તે ઉપરાંત રસ્તામાં ફેરીવાળા પાસે બેસવું કે ઉભા રહેવુ એ કેટલાક સારા, મોભાદાર માણસોને ગમતુ નથી, અસભ્ય લાગે છે, મોભામાં ખામી પડતુ લાગે છે અને ગરદીમા ઉભુ રહેવું અડચણ પડતું લાગે છે. ત્યારે છ, બાર આનાની દુકાનમા જઇ માલ જોવા તપાસવામા મોભામાં કાંઇ ખામી આવતી નથી, અને રસ્તામાં ઉભા રહેવાથી થતી અડચણો રહેતી નથી છતાં આવી છ, બાર આનાની દુકાનો બહુ નાની અને આંગળીને વેઢે ગણી શકાય તેટલી થોડી જ કેમ છે? આવી દુકાનો ઘરાકને સગવડ પડતી અને ઉપયોગી હોવા છતાં તેમજ ધંધામાં ફાયદાકારક હોવા છતા તે વધતી, ખીલતી કેમ નથી? આ સારો ધંધો ખીલતો, ધીકતો કેમ થતો નથી?

### આ ધંધો કેમ ખીલે?

છ, બાર આના જેવી એક સરખી કિંમતના માલની દુકાનોની પધ્ધતિ આપણે ત્યા નવીન જ છે બહુ જૂની નથી અને તે અમેરિકાથી અહિં દાખલ થઈ હશે એમ દેખાય છે. અર્થાત્ આ પધ્ધતિનું મૂળ અમેરિકામા છે અમેરિકામાં એ પધ્ધતિ સને ૧૮૭૯ માં એટલે ૪૯ વર્ષ થયા શરૂ થઇ છે, અને આજે પણ આખી દુનિયામાંની આ જાતની દુકાનોમાં અમેરિકાની દુકાન સૌથી

મોટી ગણાય છે. આ દુકાન તો અમેરિકાન યુનાઇટેડ સ્ટેઇટસનો વુલ્વર્થ સ્ટોર. આપણી છ આના બાર આનાની દુકાનો તે આ વુલ્વર્થ સ્ટોરનું અનુકરણ માત્ર છે. આપણે ત્યાં આ ધંધો કેમ ખીલે તે આપણે જાણવું, સમજવું હોય તો સને ૧૮૭૯થી આજ સુધી વુલ્વર્થ સ્ટોર કેવી રીતે વધ્યો ને ખીલ્યો તે આપણે તપાસવું જોઇએ. તો ચાલો, આપણે વુલ્વર્થ સ્ટોરનો ઇતિહાસ તપાસીએ.



શહેરના બે રસ્તાઓ એક બીજાને કાપતા હોય તેવે ઠેકાણે એક ખુણો પણ આખું મકાન અથવા મકાનનો નીચેનો ભાગ તેના સ્ટોરો માટે મેળવવાની વુલ્વર્થ કંપની હમેશા કાળજી રાખે છે. યુનાઇટેડ સ્ટેઇટસના ટેક્સાસ પ્રગણાના સેન્ટ એન્ટોનીઓ ગામમાંના, બે બાજુથી સરીઆમ રસ્તા પરની શો વિંડોનો લાભ બતાવતું મોટા વુલ્વર્થ સ્ટોર્સનું આ ચિત્ર છે

## એફ. ડબ્લ્યુ. વુલ્વર્થ.

વુલ્વર્થ સ્ટોરના સ્થાપક મી. એફ ડબલ્યુ વુલ્વર્થનો જન્મ સને ૧૮૫૨મા યુનાઇટેડ સ્ટેઇટસના ન્યુયોર્ક પ્રગણાના જેફર્સન ગામમા થયો હતો તેના બાપનો ધંધો ખેતીનો હતો. પણ વુલ્વર્થનું મન નાનપણથી જ વેપાર તરફ દોડયું હતું. તે બાર વર્ષની ઉમરનો થયો ત્યારે તેના ગામના સ્ટોરના કારકુનને દેખી તેને એમ થતું હતું કે તે કારકુનના જેવો ભાગ્યશાળી બીજો કોઇ નહિ હોય! તેને કારકુનના ભાગ્યની અદેખાઇ આવતી! એટલી નાની ઉમરે પણ તેને હમેશાં, સ્ટોર ચલાવવાનાં, માલ વેચવાનાં, ધંધો કરવાનાં જ સ્વપ્ના આવતાં. તેની રમતગમતમાં પણ સ્ટોરની જ રીત, પણ તેના સ્વપ્નાં કોઇ ખ્યાલી કે નકામાં નહોતાં અને, તેના સ્વપ્નાં તો સારામાં સારા ફળદાયક વિચારો હતા તે તેણે તેના વિચારોનો વ્યવહાર અમલ કરી દેખાડી, સાબીત કરી આપ્યું છે. લોકોની જરૂરીઆત સમજીને તેણે વેપારની એક નવી પધ્ધતિ સ્થાપી. અને તે જ પધ્ધતિને અનુસરીને વુલ્વર્થ, દુનિયાના કોઇ પણ દેશના વેપારી કરતાં મોટો છુટક વેપારી થયો અને જગતના સૌથી ઉંચા અને ભવ્ય મકાન, વુલ્વર્થ બીલ્ડીંગનો બંધાવનાર થયો.

## તક કેમ મળી ?

વુલ્વર્થને તેની પધ્ધતિ શરૂ કરવાની તક તેની નોકરીમા જ મળી અને તેથી તેની રીત ખરી ઉપયોગી છે તેની ખાત્રી થઇ. વોટર ટાઉન શહેરમાં સને ૧૮૭૭મા વુલ્વર્થના શેઠે તેને પૂછ્યું કે—"તારો પગાર વધારી શકું એવી શી તારામાં આવડત છે?" વુલ્વર્થને આવી તક જોઇતી જ

હતી. તે તૈયાર જ હતો તેણે તુરત જવાબ વાળ્યો કે "આપણી પાસે કેટલોક માલ વગર ખપ્યો પડી રહ્યો છે તે હું વેચી શકીશ. મને થોડીક જગ્યા અને માલ ગોઠવવા માટે એક ટેબલ આપો એટલે હું એક નવી રીતનો ઉપયોગ કરી દેખાડીશ." શેઠને પણ કૌતુક થયું કે વુલ્વર્થ શું કરવા માગે છે? તેથી તેમણે તેની માગણી કબુલકરતાં કહ્યું "ભલે, તેમ કર"

## નવી રીતની શરૂઆત

શીવણકામ વખતે ઉપયોગમાં લેવાતું એક નાનું ટેબલ દુકાનમાં પડયું હતું. તે વુલ્વર્થને આપવામાં આવ્યું. તે ટેબલ ઉપર તેણે સફાઇથી કેટલોક માલ ગોઠવ્યો તેના ઉપર ભાવની ટીકીટો લગાડી, અને તે દરેક ચીજ અઢી આનામા આપવાનું જાહેર કર્યું. પહેલે જ દિવસે, આ રીતે વેચવા મૂકેલી લગભગ બધી ચીજો ખપી ગઈ. ત્યાંથી આ રીતનો ઉપયોગ શરૂ થયો આ રીત એટલી બધી ફાયદાકારક નીવડી કે અમેરિકામા જ નહિ, પણ બીજા બધા દેશોમા તેનો ફેલાવો થઇ ગયો. અને અમેરિકામા તો હવે જથ્થાબંધ વેપારીઓ, અઢી આના, પાચ આના સ્ટોરમાં વેચી શકયૃ એવી જાતનો માલ ખાસ સ્ટોકમાં રાખે છે.

## "અઢી આના સ્ટોર"ની સ્થાપના.

થોડા વખત પછી વોટર ટાઉનનું તે અઢી આના વાળા ટેબલનુ કામ છોડી વુલ્વર્થ, ન્યુયોર્ક પ્રગણાના ઉટીકા ગામમા "અઢી આના સ્ટોર" ખોલ્યો. આ સ્ટોરને શરૂઆતમા તો સારી ફત્તેહ મળી. પણ કંઇક કારણસર તે ફત્તેહ, સ્ટોર લાંબો વખત સુધી ચાલુ રાખી શકાય તેટલી પુરતી થઇ નહિ તે સ્ટોર બંધ કરવો પડયો, પરંતુ વુલ્વર્થ તેમજ તેના મિત્રોને તેની આ નવી વેચાણપધ્ધતિમાં સંપૂર્ણ શ્રધ્ધા હતી. તેથી ફરીવાર સને ૧૮૭૯ માં વુલ્વર્થે પેન્સીલવેનીઆ પ્રગણાના લેંકેસ્ટર ગામમા "અઢી આના સ્ટોર" ખોલ્યો આ સ્ટોર તો શરૂઆતથી જ ઘણો ફત્તેહમંદ નીવડયો. મુહુર્તના દિવસે જ દુકાનમાંના માલના ત્રીજા ભાગ જેટલો માલ ખપી ગયો. અને પહેલા એક વર્ષમાં તેણે લગભગ રૂ. ૨૧૦૦૦ એકવીસ હજારનો માલ વેચ્યો. આજ ૪૬ વર્ષ થયાં હજુ પણ એ સ્ટોર ચાલુ છે. શરૂઆતમાં એ સ્ટોરમા અઢી આનાની કિંમતની ચીજોજ વેચવામાં આવતી હતી પણ પાછળથી તેમાં પાચ આનાવાળી ચીજો વેચવાનું પણ ઉમેરવામાં આવ્યું. એટલે હાલ તે દુનિયાનો સૌથી જુનો 'અઢી આના પાંચ આના' સ્ટોર છે.

## મુખ્ય ઑફીસ તથા શાખાઓની સ્થાપના

'અઢીઆના તથા પાંચ આના સ્ટોર'ની પધ્ધતિ સારી ફાયદાવાળી છે એમ અનુભવથી ખાત્રી થયા પછી વુલ્વર્થે એ જ પધ્ધતિના સ્ટોરો યુનાઇટેડ સ્ટેઈટસના જુદા જુદા ભાગમાં ખોલવા માંડયા, અને તે સર્વ સ્ટોરો માટે સને ૧૮૮૬માં વુલ્વર્થે ન્યુયોર્ક શહેરમાં મુખ્ય ઓફીસ સ્થાપી. તેણે ખોલેલા બધા સ્ટોરો ફકત માલ વેચવાનું જ કામ કરતા હતા, અને મુખ્ય ઓફીસ, તે બધા સ્ટોરો માટેનો માલ ખરીદવાનું તથા સ્ટોરોની વ્યવસ્થા કરવાનુ અને દેખરેખ રાખવાનું કામ કરતી હતી

## બીજાઓએ પણ એવા જ સ્ટોરો ખોલ્યા.

નવું તો બહુ થોડા જ ઉપજાવી શકે છે, પણ અનુકરણ તો બધા ય કરે છે. એક ધંધામાં જો સારી કમાણી દેખાશે તો તેવી જ દશ દુકાનો નવી થશે અને હરીફાઇથી વધારે નુકસાન કરશે. પણ મૂળ દુકાનથી કંઇક નવીનતા દાખવીને ભાગ્યે જ કોઇ દુકાન ખોલશે. અનુકરણ કરવાની ટેવ મનુષ્યમાત્રમાં સર્વત્ર સરખી જ છે. તે પ્રમાણે વુલ્વર્થના 'અઢી આના, પાચ આના, સ્ટોરની ફત્તેહ જોઇને, તે ધંધો લાભદાયક જોઇને, વુલ્વર્થના મિત્રો અને સગાસબંધીઓને પણ તેવું અનુકરણ કરવાનું મન થયુ. અને તેમણે પણ તેવાજ સ્ટોરો ખોલવા માંડયા. પણ તેઓમાં વુલ્વર્થના જેવી બુધ્ધિ કે શકિત નહોતી. ઘણા ખરાને તો સ્ટોર ખોલવામાં ને ચલાવવામાં વુલ્વર્થની સહાય લેવી પડી. આ લોકો વુલ્વર્થના અંગત મિત્ર કે સબંધી હતા અને તેથી વુલ્વર્થે ઉદાર દિલથી તેમને જોઇતી સહાય આપી. અને તે બધાએ વુલ્વર્થની પધ્ધતિને અનુસરીને જ ધંધો કરતા હતા આથી તેઓ વુલ્વર્થના હરીફ થતા મટી ગયા. અને બધા ય મિત્રો એક મંડળના હોય એમ બની રહ્યાં. કેટલીક વખત તો તેઓ સાથે મળીને જ બધા ય સ્ટોરો માટે ભેગો માલ ખરીદ કરતા. આ પ્રમાણે હરીફાઇ અટકી જવાથી અને મૈત્રીસબંધ ચાલુ રહેવાથી બધાના સ્ટોરો સારી રીતે ધીકતા થયા (ચાલુ).



# એકાંકી વિષાદિકા

લેખક: રા. પ્રેમરાય ગૌરીશંકર

( ગયા અંકથી પુરૂં )

[ ગોમતિ ખડખડાટ હસે છે. તેનું હસવું વધતું જ જાય છે. તેની નસો ખેંચાય છે, પણ ભીંતને અઢેલીને હબી હબી ખૂબ હસે છે. રામ બ્હારથી પાણીનો ગ્લાસ લઇ આવે છે ]

રામ :—બા ! એ બિચારીનું હૈયું ફટકી ગયું લાગે છે. તમે એના મ્હો પર પાણી છાંટો ત્યાં હું ડૉકટરને ટેલિફોન કરી આવું.

[ રામ જાય છે. ગોમતિનું અટ્ટહાસ્ય ચાલુ છે. બા પાણીનો ગ્લાસ એના ઉપર છુટો ફેંકે છે, ને નિશાન ચુકી જાય છે, એટલે પાછળની ભીંત ઉપર મ્હોટા અવાજ સાથે ગ્લાસ તુટી પડે છે. એ અવાજથી ગોમતિ જાગૃત થય છે અને એકી ટશે બા સામે જોઇ રહે છે, અને તેના તરફ ધીમે પગલે જાય છે ]

ગોમતિ :—ડાકણ શું કરે ? પોતાનાં મડદાંને ખાય, પછી ! પોતાની બાને ખાય બાએ દીકરીને ખાધી, દીકરી બાને ખાય.

બા :—ભાઇને ખાય.

ગોમતિ :—ન ખાય.

બા :—ત્યારે રામ આવે તે પ્હેલાં ચાલી જા, જો હવે રામ પાસે પૈસા થશે, ત્હને દર મહિને થોડા મોકલશે. તું જા નાહક તો એની આબરૂને બટ્ટો લગાડીશ તો એને દુનિયામાં ફરવું ભારે પડશે ને ભુખે મરશે.

ગોમતિ :—નહિ મરે. મ્હારી પાસે લાખથી વધારે છે. મ્હારે પૈસા નથી જોઇતા. મ્હારે ભાઇ જોઇએ છે.

બા :—પણ તું રહીશ તો રામનું દિલ ભાંગી પડશે. જો ! ત્હને મણિપુરના કારભારી સાંભરે છે.

ગોમતિ :—હા. એની દોહિત્રીને રમાડવા મ્હને રાખી હતી.

બા :—હા, એ દોહિત્રી હવે મ્હોટી થઇ રહી છે, ભાઇ ભેળી વિલાયતમાં ભણતી અને એ બે જણ એક બીજાના જીવ સમાં છે.

ગોમતિ :—પછી, પછી, તેનું શું ?

બા :—તું એ કુટુંબને ઓળખે છે ?

ગોમતિ :—હા, ના—કેમ ?

બા :—તું રામની બ્હેન હોય તો એ

હતી તે તૈયાર જ હતો તેણે તુરત જવાબ વાળ્યો કે "આપણી પાસે કેટલોક માલ વગર ખપ્યો પડી રહ્યો છે તે હું વેચી શકીશ. મને થોડીક જગ્યા અને માલ ગોઠવવા માટે એક ટેબલ આપો એટલે હું એક નવી રીતનો ઉપયોગ કરી દેખાડીશ." શેઠને પણ કૌતુક થયું કે વુલ્વર્થ શું કરવા માગે છે? તેથી તેમણે તેની માગણી કબુલ કરતાં કહ્યું "ભલે, તેમ કર"

## નવી રીતની શરૂઆત

શીવણકામ વખતે ઉપયોગમાં લેવાતું એક નાનું ટેબલ દુકાનમાં પડયું હતુ. તે વુલ્વર્થને આપવામાં આવ્યું. તે ટેબલ ઉપર તેણે સફાઇથી કેટલોક માલ ગોઠવ્યો. તેના ઉપર ભાવની ટીકીટો લગાડી, અને તે દરેક ચીજ અઢી આનામાં આપવાનું જાહેર કર્યું. પહેલે જ દિવસે, આ રીતે વેચવા મૂકેલી લગભગ બધી ચીજો ખપી ગઈ. ત્યાથી આ રીતનો ઉપયોગ શરૂ થયો આ રીત એટલી બધી ફાયદાકારક નીવડી કે અમેરિકામા જ નહિ, પણ બીજા બધા દેશોમા તેનો ફેલાવો થઇ ગયો. અને અમેરિકામા તો હવે જથ્થાબધ વેપારીઓ, અઢી આના, પાચ આના સ્ટોરમાં વેચી શકાય એવી જાતનો માલ ખાસ સ્ટોકમા રાખે છે

## "અઢી આના સ્ટોર"ની સ્થાપના.

થોડા વખત પછી વોટર ટાઉનનું તે અઢી આના વાળા ટેબલનુ કામ છોડી વુલ્વર્થ, ન્યુયોર્ક પ્રગણાના ઉટીકા ગામમા "અઢી આના સ્ટોર" ખોલ્યો આ સ્ટોરને શરૂઆતમા તો સારી ફત્તેહ મળી પણ કંઇક કારણસર તે ફત્તેહ, સ્ટોર લાબો વખત સુધી ચાલુ રાખી શકાય તેટલી પુરતી થઇ નહિ તે સ્ટોર બંધ કરવો પડયો, પરંતુ વુલ્વર્થ તેમજ તેના મિત્રોને તેની આ નવી વેચાણપધ્ધતિમા સંપૂર્ણ શ્રધ્ધા હતી. તેથી ફરીવાર સને ૧૮૭૯ માં વુલ્વર્થે પેન્સીલવેનીઆ પ્રગણાના લેંકેસ્ટર ગામમા "અઢી આના સ્ટોર" ખોલ્યો આ સ્ટોર તો શરૂઆતથી જ ઘણો ફત્તેહમદ નીવડયો મુહુર્તના દિવસે જ દુકાનમાંના માલના ત્રીજા ભાગ જેટલો માલ ખપી ગયો. અને પહેલા એક વર્ષમા તેણે લગભગ રૂા. ૨૧૦૦૦ એકવીસ હજારનો માલ વેચ્યો. આજ ૮૬ વર્ષ થયાં હજુ પણ એ સ્ટોર ચાલુ છે શરૂઆતમા એ સ્ટોરમા અઢી આનાની કિંમતની ચીજો જ વેચવામાં આવતી હતી પણ પાછળથી તેમાં પાંચ આનાવાળી ચીજો વેચવાનું પણ ઉમેરવામાં આવ્યું. એટલે હાલ તે દુનિયાનો સૌથી જુનો 'અઢી આના પાંચ આના' સ્ટોર છે.

## મુખ્ય ઑફીસ તથા શાખાઓની સ્થાપના

'અઢીઆના તથા પાંચ આના સ્ટોર'ની પધ્ધતિ સારી ફાયદાવાળી છે એમ અનુભવથી ખાત્રી થયા પછી વુલ્વર્થે એ જ પધ્ધતિના સ્ટોરો યુનાઇટેડ સ્ટેઇટસના જુદા જુદા ભાગમાં ખોલવા માંડયા, અને તે સર્વ સ્ટોરો માટે સને ૧૮૮૬માં વુલ્વર્થે ન્યુયોર્ક શહેરમા મુખ્ય ઓફીસ સ્થાપી. તેણે ખોલેલા બધા સ્ટોરો ફક્ત માલ વેચવાનું જ કામ કરતા હતા, અને મુખ્ય ઓફીસ, તે બધા સ્ટોરો માટેનો માલ ખરીદવાનું તથા સ્ટોરોની વ્યવસ્થા કરવાનુ અને દેખરેખ રાખવાનુ કામ કરતી હતી.

## બીજાઓએ પણ એવા જ સ્ટોરો ખોલ્યા.

નવુ તો બહુ થોડા જ ઉપજાવી શકે છે, પણ અનુકરણ તો બધા ય કરે છે. એક ધંધામાં જો સારી કમાણી દેખાશે તો તેવી જ દશ દુકાનો નવી થશે અને હરીફાઇથી બધાને નુકસાન કરશે. પણ મૂળ દુકાનથી કઇંક નવીનતા દાખવીને ભાગ્યે જ કોઇ દુકાન ખોલશે. અનુકરણ કરવાની ટેવ મનુષ્યમાત્રમા સર્વત્ર સરખી જ છે. તે પ્રમાણે વુલ્વર્થના 'અઢી આના, પાંચ આના, સ્ટોરની ફત્તેહ જોઇને, તે ધધો લાભદાયક જોઇને, વુલ્વર્થના મિત્રો અને સગાસબંધીઓને પણ તેનું અનુકરણ કરવાનું મન થયુ અને તેમણે પણ તેવા જ સ્ટોરો ખોલવા માડયા પણ તેઓમાં વુલ્વર્થના જેવી બુધ્ધિ કે શકિત નહોતી. ઘણા ખરાને તો સ્ટોર ખોલવામા ને ચલાવવામાં વુલ્વર્થની સહાય લેવી પડી. આ લોકો વુલ્વર્થના અગત મિત્ર કે સંબંધી હતા અને તેથી વુલ્વર્થે ઉદાર દિલથી તેમને જોઇતી સહાય આપી. અને તે બધાંએ વુલ્વર્થની પધ્ધતિને અનુસરીને જ ધધો કરતા હતા. આથી તેઓ વુલ્વર્થના હરીફ થતા મટી ગયા અને બધા ય મિત્રો એક મડળના હોય એમ બની રહ્યાં. કેટલીક વખત તો તેઓ સાથે મળીને જ બધા ય સ્ટોરો માટે ભેગો માલ ખરીદ કરતા. આ પ્રમાણે હરીફાઇ અટકી જવાથી અને મૈત્રીસબંધ ચાલુ રહેવાથી બધાના સ્ટોરો સારી રીતે ધીકતા થયા. (ચાલુ).

નજર આ પર પડે છે. જ્યાં ઉભી હતી ત્યાં ચતી પાટ પડી છે, અને હાથ પગ ખેંચાયલા છે. એને ઉંચકી કોચ ઉપર સુવાડે છે. ત્યાં ડૉકટર દાખલ થાય છે. ]

ડૉકટર :—હલ્લો રામ, વૉટસ અપ ? કેમ મધરને ફરી આંચકી આવી કે ? [બેગ ટેબલ પર મુકી એમોનિયાની ટ્યૂબ કહાડે છે] લે જરા આ સુંઘાડ જોઉં. જરા હલ્લુસે હાં, ડીકરી, નહિ તો શોક લાગશે. ને જોઉં જરા પેલી બારી ઉઘાડ એટલામાં હું એક ઇન્જેકશન આપી લેઉં.

[ ડાકટર બેગમાંથી સ્પિરિટલેમ્પ કહાડી સળગાવે છે. શીશી સુંઘવાથી જ બા સચેત થાય છે ને રામ પાણી આપે છે. ડાકટર લૅમ્પ બુઝાવી નાંખે છે ]

રામ :—થેંકસ જહાંગીર, પણ આટલા વારતે જ તને એ લાવવો પડયો

ડૉકટર :—એ તો થીક જ કીધુ—આમાથી કોઇ દહારો જરૂર પંચાત નીકલી પરે જો. પણ પેલે તું બે ચાર કપ કૉફિનો ઓરડર આપી આવ જોઉં—પછી એક વાત કેઉં.

[ રામ જાય છે. ડાકટર ગજવામાથી એક ડુચો વળેલ કાગળ કહાડે છે. સરખો કરતાં સો રૂપિયાની નોટ નીકળે છે, પછી અચંબાથી બે આંગળાં વડે દહાડી પસવારે છે. રામ આવે છે. નોટ ગજવામાં મુકીને ]

ડૉકટર :—જો ડીકરા, આ આજે ત્હારાં ઘેર પાસેના ખુનામાં મ્હને એક ખરેખરી સીનેમાના સ્ક્રીન જેવી ઍડવૅન્ચર થઇ. હજુ તો હું ખુના પર આવું છ તા સામેથી આવતી એક જુવાન બાઇએ તુરત મ્હાર હાથ પર નરમાશથી હાથ મુકીને મને અટકાવ્યો [પોતાની વાતની શી અસર થાય છે તે જોવા હોય તેમ ઘડીભર થોભે છે.]

રામ :—[ અતિ આતુરતાથી ] પછી ?

ડૉકટર :—પછી શું—તું ધારે છ તેવું કંઇ નહિ. મ્યુનિસિપલનું ફાનસ દૂર હતું. એટલે મ્હને ચ્હેરો બરાબર નહિ દેખાયો, પણ મને પણ લાગ્યું તો ખરૂં કે આય ધણુંખર બૉમ્બે પણ હવે પારીસ ને લન્ડન જેવું થવા માંડયું ખરૂં.

રામ :—[ હવે શુ આવશે તે જાણવાની અધીરાઇથી ] પછી ? પછી ?

ડૉકટર :—એ એમ શું કરે છ ! જરા ચાલીને વાત ગળે ઉતારની, પણ લે—પછી હું તો હજુ દરિયાફત કરૂં તે પ્હેલાં મારા ગજવામાં એક કાગળનો ટુકડો સેરવીને એ તો ચાલતી થઇ—ને મારે કાને એટલા જ શબ્દો પડીયા "ડૉકટર આ કોઇ કમનસીબ દર્દી માટે વાપરજો—" ને ગજવામાં શું હોશે ? ગૅસ કોન જોઉં.

રામ :—શું હતું ?

ડૉકટર :—એઇ, આજે તું એમ બુભખ જેવો કાય છે? કંઇ લવસિક છે કે શું ? કાલે કેજે, પ્રિસ્ક્રિપ્શન લખી આપસ—પણ ગજવામા જોઉં છ તો સોનજી સો રૂપિયાની નોટ—કેમ શું કેછ દીકરી ? [ નોકર કૉફી લાવે છે ] પણ લે આય કૉફિ તારી બાને આપ ને પછી હું તને મારા એવા બીજા અનુભવો કહી સંભળાવું, ઇનફેકટ આર્ય તો કંઇ નથી.

[ રામ વગર બોલ્યે કૉફિનો પ્યાલો લઇ બાના કોચ તરફ જાય છે. ]

[ પરદો પડે છે. ]

---

## પ્રવેશ ચોથો

[ સમય : અઠવાડિયા પછીનો, સ્હવારના આશરે નવ વાગ્યા છે ]

સ્થળ : પ્રથમ પ્રવેશવાળો જ્યોતિરનો ખન્ડ; માત્ર કબાટો ખાલી પડયા છે. પુસ્તકો, પુતળાં વિગેરે કંઇ દેખાતું નથી, અને વસ્તમાં જ એ બધાં

અહિંથી લઈ જવામાં આવ્યાં હોય તેની નિશાની રૂપે ફાટેલા કાગળો, છુટી છવાઇ ચોપડીઓ, ચોપાનિયાઓ, જમીન ઉપર, ટેબલ ખુરસી વિગેરે ઉપર પડેલ છે. ફરનિચર અસ્તવ્યસ્ત પડેલું છે અને કોઇક કબાટના દરવાજા ઉઘાડા પડયા છે. પ્રેક્ષક તરફ પીઠ કરી જ્યોતિર ટેબલ ઉપર નીચી નમી કંઈ લખી લેતી જણાય છે. ત્યાં સ્હામેનું પ્રવેશ દ્વાર ઉઘડે છે અને સ્વચ્છ શ્વેત સાદી રીતે પ્હેરેલાં પણ કંઇક નખરાંનો આભાસ કરાવતાં વસ્ત્રો પ્હેરેલી એક યુવતિ આવે છે જોનારને ભાગ્યે જ ઓળખાણ પડી શકે કે આજ ગત પ્રવેશની પરિચિત ગુલાબ છે. જ્યોતિર ઉંચુ જોય છે ]

જ્યોતિર્ :—આવો બ્હેન, કંઇક મોડા થયા, ખરૂં ને ?

ગુલાબ :—શ્વસુરની વાટ જોતા એક ટ્રેન ગુમાવી અને હજુ પણ એના વગર જ આવી છું.

જ્યોતિર્ :—હું એમ જ ધારતી હતી, પણ એ તો સ્હવારના સાડા સાતે જ અહિં આવી ગયા. બીજે કામ હતું એટલે અહિં આવી મ્હને પેલું ટ્રસ્ટ ડીડ આપી ગયો. બેસો, હું ત્હમને વાચી સંભળાવું, ત્યાં એ આવી પ્હોચશે.

ગુલાબ :—ના મ્હારે નથી સાંભળવું, ત્હમને ઠીક લાગ્યું તો મ્હારે કબૂલ છે

જ્યોતિર :—તો પણ મુખ્ય મુદ્દાઓ તો ત્હમારે જાણવા જ જોઇયે.

ગુલાબ :—[જાણે જ્યોતિરનું મન રાખવું પડતું હોય તેમ એકાગ્રતાના ડોળથી સાંભળવા બેસીને ] વારૂ, બોલો.

જ્યોતિર :—કે ત્હમે ત્હમારી બધી સંપત જે આશરે ૫૦૦૦૦ની થવા જાય છે તે પતિત થયેલી બ્હેનોના ઉધ્ધાર માટે આપો છો.

ગુલાબ :—પતિત એટલે શું ?

જ્યોતિ :—પડેલી

ગુલાબ :—તો પતિત ન લખો. પડેલી નહિ, પણ પાડેલી લખો.

જ્યોતિર :—[ કંઇક નોંધ લેતાં ] કબૂલ, હજુ અમારે આ વિષયમાં બોલતાં પણ શીખવું પડશે હવે બીજું. આ હેતુથી એ ધન દ્વારા એક સેવા સમાજ સ્થાપવી.

ગુલાબ :—નહિ, નહિ, સેવા કોની ? મ્હારે તો દુનિયાની દુષ્ટતાનું એના પર વેર લેવું છે, અને એ વેર લેવાની રીત એ કે એની દુષ્ટ જાળમાં ફસેલાં પંખીમાંનાં બને તેટલાં ઉડાડી દેવાં છે.

જ્યોતિર :—તો શું નામ રાખશું ? કંઇક નામ તો જોઇશે, એમ કાયદો માગે છે. મ્હેં ભગિની સેવાસમાજ નામ રાખવા ધારેલું—અલબત ત્હમારી સંમતિથી જ.

ગુલાબ :—તો ભગિની સમાજ રાખો ને, અમારા જેવી પડી ગયેલી અને ન પડેલી બધી ભેગી જ એમાં સમાશે. પડેલીનો ઉધ્ધાર એ ન પડેલીના બચાવ માટે જ છે ને !

જ્યોતિર :—એ પણ કબૂલ, પણ બ્હેન ઘણું કરી ભગિની સમાજ નામની એક સંસ્થા ગામમાં છે, તેમનું નામ આપણાથી કેમ રખાય ?

ગુલાબ :—પણ એ તો બધી આબરૂદાર ભગિનીઓ માટે જ છે, એમને આપણે કહેવરા વિયે કે તમારૂં નામ બદલાવો અને "આબરૂદાર ભગિની સમાજ" રાખો.

જ્યોતિર :—પણ એમ 'છડેચોક' પોતાનું સાંકડાપણું કબુલે એવા એ લોકો નથી, તો પછી આપણે જ જરા જુદું નામ રાખિયે.

ગુલાબ :—વારૂ ત્હમે કહો તેમ, પણ મ્હને સેવા શબ્દ નથી રૂચતો.

જ્યોતિર :—તો ભગિની સેવક સમાજ રાખિયે, ચાલશે ? સારૂં. ચાલો હવે ત્રીજું.

એ સમાજની અને એ પૈસાની વ્યવસ્થા ચાર જણના હાથમાં રહેશે. એક તો ત્હમે, ફાધર શ્યૂલર અને અરવિન્દના પ્રોફેસર, હું કહેતી હતી તે–ચોથી હું.

ગુલાબ :—પ્હેલાં ત્હમે–ને હું તો ચોથી યે રહેવા નથી ઇચ્છતી, પણ બ્હેન ! એ ત્રીજા ટ્રસ્ટીને હું નથી ઓળખતી, પણ ફાધર શ્યૂલર કહેતા હતા કે અરવિન્દના પ્રોફેસર ત્હમારા પણ સ્નેહી છે ખરું ?

જ્યોતિર :—[ હસતી હસતી ] ફાધર શ્યૂલરને આવા ગપ્પાં મારવામા મજા પડે છે ખરી.

[ ગુલાબ હસે છે, ત્યાં દરવાજો ખોલી રામ દાખલ થાય છે. ગુલાબની તેના તરફ પીઠ છે. જ્યોતિર તરફ આવે છે ત્યાં. ]

જ્યોતિર :—હલ્લો- રામ, name the devil and he appears ! હમણા જ ગુલાબ બ્હેન ત્હારી પુછ. કરતાં હતા.

રામ :—[ જ્યોતિરને ખુશમિજાજમાં જોઇ કંઇક મલકાતો–કારણ જ્યોતિર જવલ્લેજ ખુશમિજાજી હોય છે ] ગુલાબ બ્હેન કોણ ?

[ અવાજ સાંભળી ગુલાબ ચમકે છે. ચ્હેરો સુકાય છે, પછી એકદમ પ્રયત્ને સ્વસ્થ બની રામ તરફ ફરી બે હાથ જોડી સ્વાગત-કરતી પુછે છે. ]

ગુલાબ :—જ્યોતિ બ્હેન ! આ જ અરવિન્દના પ્રોફેસર કે ?

જ્યોતિર :—હા. બીજું તો ફાધર શ્યૂલરે ત્હમને કહ્યું છે, ને ત્રીજું પણ ત્હમે જાણો છો તેમ આપણી સમાજના ટ્રસ્ટી.

[ રામ દિંગ્મૂઢ થઇ ઉભો છે. તે હવે એકદમ શાન્ત પણ મક્કમ અવાજે બોલે છે.

જ્યોતિર, ગુલાબ બ્હેનને મ્હેં જોયાં છે

[ ગુલાબ ગભરાટમાં એને ન બોલવાના ઈશારા કરે છે, પણ આ સાંભળી અભ્યાસીની પેઠે જુઠું બોલે છે. ]

ગુલાબ :—ખરું, પરમ દહાડે હું બોરીવલીથી અહિં આવતી હતી ત્યારે એ મુંબઇથી આવતી ગાડીમાંથી ઉતર્યા, પણ મ્હને ખબર નાહ કે એઓ પણ ફાધર શ્યુલરને મળવા જતા હશે.

રામ :—નહિ જ્યોતિર ! ગુલાબ મ્હારો બચાવ કરવા જુઠું બોલે છે. અમ્હે એક અઠવાડિયાં પ્હેલાં મ્હારા ઘરમાં મળ્યા હતાં. ગુલાબ મ્હારી સગી બ્હેન છે, અને મ્હેં એને છાતીયે લગાડવાને બદલે હડસેલો દીધો.

જ્યોતિર :—[ આખી પરિસ્થિતિ સમજવાનો પ્રયત્ન કરતી હોય તેમ, પણ શાનિથી ] રામ, ગુલાબને હડસેલી કહાડી એટલે શું ?

ગુલાબ :—[ રામને પડખે જઇ તેના મ્હો આડો હાથ રાખે છે ] નહિ બ્હેન, એ એની બાની સરવારમા પડ્યો ત્યા હું જ ચાલી નીસરી.

રામ :—[ મ્હોંયેથી હાથ હટાવીને ] નહિ. એ ચાલી નીસરી ત્યારે હું બાની સારવારમાં ન હોત તો પણ મ્હેં એને મ્હારા ઘરમાં જ રાખી હોત કે નહિ તે આ ટાણે હું નથી કહી શકતો.

જ્યોતિર :—પણ ગુલાબ ત્હારી બ્હેન ખરી ?

ગુલાબ :—નહિ, એ તો મરી ગઇ છે.

રામ :—બાયે મારી નાંખી, પણ ગુલાબ ફરી જીવતી થતી હતી ત્યાં મ્હેં પાંછો ઉંડા નરકમાં ધકકો દીધો, એટલે એનો ખરો ખુની હું છું.

જ્યોતિર :—રામ ! મ્હારો રામ–એમ કરે ?

રામ :—ખરૂં કહું છું. ત્હેં કટલી યે વાર મ્હને કહ્યું છે કે મ્હોટા મ્હોટા ખ્યાલો બાંધનાર અગ્નીને વખતે પાછા પડે—મ્હારૂં એમજ થયું. સ્હામે આવેલાં એ વિકટ ધર્મોને હું તારવી ન શકયો, અને શૂન્ય બની ઉભો રહ્યો, ઉંડા ખારા ભયંકર દરિયા વામી થાકથી ડૂબતી બ્હેન કાંઠે આવી ને હું હાથ લંબાવવા વિના જ ઉભો રહ્યો, ને એ નિસાસા નાંખતી પાછી તણાઇ ગઇ! જયોતિર આ મ્હારૂં પાપ, પશ્ચાત્તાપ નકામો છે એ હું બરાબર જાણું છું, પણ પ્રાયશ્ચિતનો આરમ્ભ કરવાની વાટ જોતો હતો—

જયોતિર :—શાની વાટ જોતો હતો ?

રામ :—એ જ એ જ જયોતિર !

And thus the native hue of resolution.

Is sicklied O'er with the pale cast of Thought.

મ્હારે ગુલાબને ફરી શોધવી હતી. એણે આપેલે ઠેકાણે એ ન મળી. એના મળ્યા પછી હું ત્હને બધું કહેત ને ત્હારા જીવનમા કશું પણ અગત્યનુ સ્થાન લેવાની મ્હારી નાલાયકી કબુલી દેત, કારણ જયોતિર—જે પ્રેમથી, જે ભક્તિથી, જે મોહથી મ્હેં ત્હને પુજી છે તેના પ્રમાણમા ત્હારા જીવનથી દૂર રહેવું મ્હને વસમું લાગે છે, એ વેદના સહન કરવી એ પણ મ્હારાં પ્રાયશ્ચિત રૂપે જ થશે.

ગુલાબ :—નહિ, નહિ, જયોતિર બ્હેન, મ્હેં જ એને કહ્યું કે તું એની બ્હેન ન હતી, ને ઢોંગ કરી ઠગવા આવી હતી—છતાં એણે મ્હને જાકારો નથી દીધો. જયોતિર બ્હેન, એનું ભવિષ્ય સુધરે માટે મ્હેં જીભ કચરી જીવતા નર્કમાં પડવાનું પણ પસન્દ કર્યું. પણ જો હવે ત્હમારા જીવન ઉપર પણ મ્હારાં અભાગની અસર થાય તો તો હું આપઘાત જ કરીશ.

જયોતિર :—[ ગંભીર મુખે, નિશ્ચય થઇ જ ગયો હોય, તેમ છતાં ન્યાયાધીશની ગ્રાહિત અદાથી ] ગુલાબ બ્હેન, મ્હારે લગ્નની કશી જ ખપ ન હતી. રામમાં મ્હેં માની લીધેલી નિર્બળતા ન હોય તો જ એની પ્રખર બુધ્ધિ અને ઉંચી કાર્યશક્તિને સહાય મ્હારા ઉપયોગમાં રાખવાની શરતથી જ મ્હેં લગ્ન કરવા કબૂલ્યું હતું. હવે તો રામ માટે ફરી કસોટીએ ઉતરવાનું રહ્યું. હાલ છિયે તે કરતાં વધારે ઘાડાં સંબંધી તો ત્હમારી પવિત્ર સમાજમા સહકારી થવાથી અમે બનશુ જ, પછી વિશેષ ઘાડા સંબંધનો મોહ શા કામનો?

ગુલાબ :—મ્હને એ સમજ ન પડે જેની સાથે પ્રેમ બંધાય તેની સાથે મન, વિચાર અને કાય એ, ત્રણેથી એક બની જવું એથી અધિક સુખ સ્ત્રીને શું હોઇ શકે ?

જયોતિર :—એ પ્રેમનો વેંસ કરી હવસને પુજનારના ઝેરથી મરતી અનેક સ્ત્રીઓને, અને તો, એ સુખની ઝાંખી કરાવવામા જીન્દગી ગાળવી એ એથી પણ અધિક સુખ રૂપ છે.

ગુલાબ :—કોણ જાણે-પણ જયોતિર બ્હેન, ત્હમે હજુ વિચાર નહિ કરો?

જયોતિર :—મ્હેં ઘણો વિચાર કર્યો છે, અને હજુ કરીશ, પણ હું કહું છું એ સાચ્ચું છે—નિદાન મ્હને તો એ જ સાચું લાગે છે.

[ દરવાજા ઉપર ટકોરા પડે છે. બધાં દરવાજા તરફ જોય છે. જ્યોતિર કહે છે "અન્દર આવો." અને દરવાજો ઉઘાડી ફાવર શ્યુલર દાખલ થાય છે. ઉંચું કસાયલું શરીર, ભરો આછા વાળ, ટુંકી દાઢી ચળકતી માંજરી આંખો અને હસહસ થતી મુખમુદ્રા પાની સુધીનો સફેદ જભ્ભો પ્હેર્યો છે. અન્દર આવતાં જ બોલવા માંડે છે.

શ્યુલર :—Guten Tag Friends! બધું તૈયાર છે ?

જ્યોતિર :—આવો, ત્હમારી જ ખોટી હતી.

શ્વશુર :—હમણાં જ નવરો પડ્યો. ચાલો તો સહી કરવા.

ગુલાબ :—પણ પ્હેલાં એક બીજી વાત કરવાની છે.

શ્વશુર :—બેશક, કંઇ ડીડમાં ફેરફાર કરવો છે?

ગુલાબ :—નહિ. બીજી જ વાત છે. ત્હમે મ્હને કહેતા'તા ને કે લગ્ન વગર રહેવામાં પાપ છે.

શ્વશુર :—હા, પણ એકદમ લગ્ન કરી નાંખવાની જરૂર પડે એટલું પાપ નથી.

ગુલાબ :—પણ વ્હેલું મોડું તો દરેકે જ પરણવું જોઇયે ને? તો જ્યોતિરને સમજાવો. એણે ને રામે લગ્ન કરવ નો વિચાર માંડી વળ્યો છે.

શ્વશુર .— જ્યોતિર આ શું કહે છે?

જ્યોતિર :—હા, એ ખરૂં કહે છે.

શ્વશુર :—તો તો જરૂર પાપી થવાય. દરેકે લગ્ન કરવાં જ જોઇએ. લગ્ન એ આ જીન્દગીની એક મ્હોટી નિશાળ છે. એમાં ત્યાગ, ધીરજ, સહનશીલતા, પ્રેમ, મનનું મ્હોટાપણું વિગેરે શીખાય છે–અને સમાજ અને જાતિ Race ની પ્રગતિ સચવાય છે.

જ્યોતિર :—હું એ બધું લગ્ન વગર શીખવાની છું. થોડુંક તો શીખી પણ છું. સમાજની પ્રગતિ પણ એના વગર જ કરવાની છું, અને Race ની પ્રગતિ માટે લગ્નની જરૂર નથી માનતી. બલ્કે ઉત્તમ પ્રજાની ઉત્પત્તિમાં લગ્નની આજે ચાલતી સંસ્થા અટકાવરૂપ છે એમ માનું છું.

શ્વશુર :—હું તે જાણું છું. પણ એ વાત વિજ્ઞાનની નજરે જ સાચી હશે કોઇ પણ હકીકત એકલી ન તપાસાય. પશુ પેઠે ઉત્તમ પ્રજા ઉપજાવી શકાય, પણ માણસ બધી જ જીન્દગીમાં પશુ જેવો રહેવા નથી માગતો એટલે આમાં પણ ન રહી શકે. તેમ આજની લગ્ન સંસ્થા એ Asexual અજીન્સી પેદાશથી માંડીને છે તેવી વિકાસરૂપે રચાઇ છે, એમા શક નથી.

જ્યોતિર :—મ્હારા જેવીઓ પણ થોડી ઘણી થાય તે એ ઍવોલ્યુશનમાંની જ એક નવી ટાઇપ કાં નહિ હોય?

શ્વશુર .—[ ખડખડાટ હસીને ] હશે. ન પરણનારી ટાઇપ ઉપજાવીને કુદરત પોતાનો નાશ ન કરી શકે.

જ્યોતિર :–દાખલા તરીકે ત્હમારી ટાઇપ અકુદરતી છે ખરૂ ને?

શ્વશુર :—નહિ, હું તો દેવળને પરણ્યો છું. ચર્ચ એ ખ્રિસ્તની પ્રિયતમા છે, હું એને પરણ્યો માટે કોઇ સ્રીને નથી પરણ્યો.

જ્યોતિર .—હું પણ ચર્ચને પરણવાની છું.

શ્વશુર :—[ અજાયબીથી ] એ શું?

જ્યોતિર : --આ ગુલાબ બ્હેનની સમાજ એ મ્હારૂં ચર્ચ, એ મ્હારો પ્રિયતમ, એના માટે જાત ગાળીશ, અને એના ગાઢ સમ્બન્ધને પરિણામે જે ફળ આવશે તેને મ્હારૂં સંતાન માનીશ પછી શું?

શ્વશુર :—ઠરૂ, એમ. આજે આપણે એટલેથી આ વાતને રાખશું, પણ જ્યોતિર ફરી આ વાત હું કહાડીશ જરૂર હાં. અજે જ નોટિસ આપું છું.

જ્યોતિર :—જોઇયે ત્યારે કહાડજો ને? ચાલો હવે જઇયે.

રામ :—[ શ્વશુરને જતા અટકાવીને ] ફાધર ત્હમને એક નવા ખબર આપું. [દરવાજા બ્હાર જાય છે] ગુલાબ મ્હારી બ્હેન થાય.

રસ્યુલર:—ભાઇ, મ્હારી પણ એ બ્હેન થાય, [ બ્હાર જવા માંડ છે. ]

ગુલાબ:—[ રામ ફરી પોતાને હીણશે એ બ્હીકથી વચમાં બોલીને તેને અટકાવતી ] ફાધર, એ પછી, ચાલો અસુર થાય છે.

[ રસ્યુલર બ્હાર જાય છે. ખુણામાં ગુલાબ અને રામ એકલાં જ રહે છે. રામ નીચું માથુ કરી ઉભો રહે છે. ગુલાબ પાસે જાય છે ને માની માયાથી રામનું માથું છાતીએ ચાંપે છે ને આંખ ભરે છે. રામ છુટો થઇ ગળગળે સાદે બોલે છે. ]

બ્હેન રડ નહિ, હવે ત્હારી આંખોના આંસુ લુછવાં એ જ મ્હારૂં પ્રાયશ્ચિત થશે બ્હેન.

[ જ્યોતિર બેયને બોલાવવા આવે છે. જરાક ખમચી પછી કહે છે. ]

જ્યોતિર:—ચાલ રામ! દુનિયાભરમાં દુઃખી બ્હેનો રડી રહી છે, એનાં આંસુ લોહિયે, અને આંસુ નહિ ખળાય ત્યાં બીજું નહિ તો આપણે પણ એના ભેળાં આંસુ સારશું—[ રામનો હાથ લઇને ] ચાલ, રામ, આપણે સ્વપ્નો સાચાં પાડિયે, અને ફાધર રસ્યુલરને દેખાડિયે કે અમને પણ દેવળ સાથે સાચાં લગ્ન કરતાં આવડે છે.

[ સહુ જાય છે. ]

—સંપૂર્ણ—

---

# " સૂચના "

આજકાલ વેપારની સ્થિતિ દિન પ્રતિદિન ખરાબ થતી જાય છે છતાં દેશથી ગુજરાતી ભાઇઓ કમાવાની આશાએ અહિં આવે છે પણ તેમને નોકરી મેળવવાની બહુ જ મુશ્કલી પડે છે, તેમજ વીશી ખર્ચ વિગેરે માટે પણ તેમને બહુ જ મુંઝાવું પડે છે તો જે ભાઇઓ કલકત્તા આવવા ઇચ્છતા હોય તેમને ખબર આપવામાં આવે છે કે ઉપરના સંજોગો ધ્યાનમાં લઇને અહિં ઓછામાં ઓછું બે ત્રણ મહિનાં સુધી ચાલી શકે તેટલું ખરચ સાથે લઇને તેમણે આવવું કે જેથી તેમને મુશ્કલી પડે નહીં, માટે આવનાર ગૃહસ્થે પોતાનો અગાઉથી બંદોબસ્ત કરવો.

વૃજલાલ જગજીવન.
ઓ મંત્રી શ્રી ગુર્જર સેવાસમિતિ.
કલકત્તા.



લેખક : રા મસ્તફકીર. ચિત્રકાર રા શરમાળ

"તાહેરઅલી ! તમેં કેવી ગફલતી કીધી ? કાલને કાલ હાઇકોર્ટમાંથી સમન્સ કરાવી હોટેલમાં તેના પર લગારી ડો. નીકર બધી બાજી બીગરી જશે." અમારા મોટા શેઠ મહમદઅલી શેઠની બાજુના રૂમમાંથી ઉપર મુજબની બૂમ સંભળાઇ. અમારા મોટરના કારખાનામાં અડધો ડઝનેક ભાગીઆ હતા. તેમા ત્રણ ગાગતા અને ત્રણ ઉંઘતા (સ્લીપીંગ પાર્ટનર) હતા. મહમદઅલી શેઠ સહુથી વડા ભાગીઆ હતા અને અઠવાડીયામા બે ચાર વખત ધૂમકેતુની માફક આવી બૂમાબૂમ કરી અમારી ઓફીસનો બધો કારોબાર સુધારી નાખતા તેમને હંમેશા મોટેથી બોલવાની ટેવ, તે એટલે સુધી કે કોઇ વખત તેમના બુલંદ અવાજથી કવીન્સ રોડ ઉપરની મોટરકારો પણ ભડકીને થંભી જતી.

"પણ અકબરઅલી શેઠ તો સુરત લગન કરવા ગીયાસ અને સોલિસીટર સાવકશા કહે છ કે હાઇકોર્ટમાં એપ્લીકેશન કરતી વખતે દરેક ભાગીઆની સહી જોશે." યુસુફઅલી શેઠે ખુલાસો કર્યો.

"ત્યારે અટયાર સુધી તમે કીધું શું ? અકબરઅલી શેઠ સુરટ ગયા તે સુરટ કાં દૂર છે ? અટારને અટાર બપોરની ગારીમાં કોઇ માનસને મોકલો એક વાગે ગારી જાસે, રાટે તા પોંચશે ને સહી કરાવી ને મેઇલમા ને તેમા ન પુગે તો પંજાબ મેઇલમાં કાલે બપોરે પાછો આવશે."

કોને મોકલવો એ સંબંધમા મહમદઅલી શેઠ, તાહેરઅલી શેઠ અને યુસુફઅલી શેઠ વચ્ચે પોણો કલાક મસલત ચાલી. સસ્તાં પગારથી ઓફીસ અને કારખાનામાં બધાં મદરાસી જ ભરેલા હોવાથી સુરત જાય એવું ગુજરાતી પ્રાણી આખી સંસ્થામાં હું એકલો જ હતો, અને તેથી એ મહાન મિશન આખરે મને જ સોંપવાનું મહમદઅલી શેઠની સૂચનાથી નક્કી થયું.

"નરસિંહ !" મહમદઅલી શેઠે બાગે બુલંદ અવાજે બુમ મારી અને હું મેંઢા જેવો ડાહ્યો ડમરો થઇ, "ઇસ્ટર્ન ઓટો મોબાઇલ કંપની" એ વડા શેઠની તેહનાતમાં જઇ ઉભો.

"નરસિંહ ! તમે મઝાનું કામ કરો છો. ટાહેર શેઠે ટમારી વાટ કીધી ટી. આપણા ધીયાનમા છે. આ કામ બજાવી લાવો તો તમને ઘણો સારો ચાન્સ આપવામાં આવશે.

આપની ભીંડી બજારની દુકાનમાં ખેંચી લેશું" કામ કઢાવવું હોય ત્યારે મહમદઅલી શેઠ અજબ મીઠાશથી બોલી શકતા અને પ્રસંગ આવ્યે એ બુઢ્ઢા વોરાની શીરીં જબાંથી ભલભલાં પાણી થઇ જતા.

"શેઠ, આપ મને ઘણું માન આપો છો. આપ કામ બોલો અને હું મ્હારી બધી શક્તિઓ ખરચીને તે પાર પડીશ."

"જુઓ, આ કાગલ લઇ જાઓ. આજે એક વાગાની ગારીમાં સુરત જાઓ, ટાં અકબરઅલી શેઠને ટાં જઈ તેમની સહી કરાવી લાવો અને રાતના પકરાય તો ગુજરાત મેઇલ અને ન પકરાય તો પંજાબ મેઇલમા જરૂર જરૂર લ્યા પાછા આવો. જુઓ અકબરઅલી શેઠના લગન છે તે માંડવામાં હશે. ટાં ગભરાટા નહિ. ગમે ટાંથી શોધી કારી સહી કરાવજો અને પૂછે કે મહમદઅલી શેઠ કેમ ન આવા તો કેજો કે ઘણા દિલગીર છે, કામના બોજાથી નીકળાતું નથી."

આટલું કામ મહમદઅલી શેઠે ઝડપથી મને સમજાવી દીધું. ઘડીઆળમાં સાડા અગીઆરનો ટકોરો થયો હતો અને જેમ બને તેમ ઉતાવળથી મારે બધું કામ આટોપવાનું હતું. ઘેર જાઉં, લુગડાં બદલી સ્ટેશને જઉં, કે પરબારો જાઉં એ વિચાર મારા ટેબલ પાસે ઉભો ઉભો કરતો હતો ત્યાં


"નરસિંહ! શું વિચાર કરે છે?"

યાદ આવ્યું કે ડગલો તો મ્હારી પાસે ઘેર અને બહાર, જે પહેર્યો હતો તે એક જ હતો. ઘેર મારી ટ્રંકમાં એક નવા ધોતીઆં સિવાય બીજાં વધારે લગનમાં પહેરી જવા જેવાં વસ્ત્રો નહોતાં. ભલા તાહેરઅલી મારી આ મુશ્કેલી સમજી ગયા અને પાસે બોલાવી માયાથી પૂછ્યું "નરસિંહ! શું વિચાર કરે છે?"

"શેઠ ! આ દીદારમાં લગનમાં કેમ જાઉં ?" વધુ કાંઇ પણ બોલ્યા વગર તાહેરઅલી શેઠે કેશ બોક્ષ ઉઘાડી પચાસ રૂપિઆની - નોટ આપી. તૈયાર કપડાં કયાં મળશે એની સમજ આપવા જતા હતા ત્યાં મહમદઅલી શેઠ આવી પહોંચ્યા અને મને જોઇને બુમ જ મારી - કે," હજી ટમે ગિયા નહી ?"

"બીચારો ફાંસી જાય ? લગનમાં જવાનો તે જરા ડ્રેસ તો કરવો જોઇએ."

"અરે ભારેનો અપાવો ! જાઓ, મારો ઇસ્માઇલ સાથે આવેસ. મારી મોટરમા ભુલેસર જાઓ. ટાં ભારેનો ફ્રસ્ટ કીલાસ ડ્રેસ પહેરી લ્યો, અને એકદમ કોલાબે જઇ ટ્રેઇનમાં બેસી જાઓ સાથે વીસ રૂપિયા લેટા જાઓ, ટેટલા બસ છે. પચાસ શાના આપો ?"

મહમદઅલી શેઠનો હુકમ થાય ત્યાં દલીલ કરવા કે વિચાર કરવા થોભાય જ નહિ. હું ને તેમનો ઇસ્માઇલ દોડીને મોટરમાં કુદી પડયા અને વખત થોડો હોવાની કલાકના સાઠ માઇલની ઝડપે મોટર દોડાવી ભુલેશ્વર એક ભાડેના ને વરઘોડાના ડ્રેસની દુકાનમાં પહોંચી ગયા. લગનની મોસમ હોવાથી ઘણા ડ્રેસો બહાર ગયા હતા. મેં ઇંગ્લિશ સૂટ કે દેશી કપડાં માગ્યાં; પણ ડઝનેક કબાટો શોધ્યા છતાં તેનો પત્તો લાગ્યો નહિ. આખરે મહા મુશ્કેલીથી એક કબાટ ઉપરના બંડલમાંથી એક રજવાડી ડ્રેસ મળી આવ્યો, અને લાચારીથી એ જ ડ્રેસ લેવો પડયો. બિકાનેર સ્ટાઇલનો સાફો, અપટુડેઇટ વેનેશિયન હાફકોટ અને જોધપુરી બ્રીચીસ ચઢાવી એક મિનિટમાં બંદા એક મુફલિસ કલાર્કમાંથી રજવાડી બની ગયા. દુકાનવાળાને ઓફીસનું ઠેકાણું તથા મહમદઅલી શેઠનું નામ આપી મોટરમાં કુદી કોલાબે પહોંચ્યો અને ડ્રેસ ભપકાબંધ હોવાથી શેઠે થર્ડકલાસની કહેલી છતાં સેકંડ કલાસની ટીકીટ લઇ ઉપડતી ટ્રેઇનના સેકંડ કલાસના કમ્પાર્ટમેન્ટમાં દોડીને પહોંચી ગયો. કમ્પાર્ટમેન્ટની બારીમાંથી જ ઇસ્માઇલને કહી દીધું કે સ્ટેશન પરથી જ સુરત અકબરઅલી શેઠને તાર કરે કે અગત્યના કામ સારૂં નરસિંહદેવજી ત્યાં આવે છે.

### સુરત પોંચ્યો

રાતના સાડા નવને ટકોરે સુરત સ્ટેશન પર બંદા રાજવંશી છટાથી જ ધોયેલ મુળાં જેવા એમના એમ ઉતરી પડ્યા. મને જોતાં જ બે ત્રણ વ્હોરાઓ મારી પાસે દોડી આવ્યા અને "આપ નરસિંહદેવજી કે ?" એમ પૂછ્યું.

"હા, મારૂં જ નામ નરસિંહ." મેં જવાબ આપ્યો.

"આપને માટે મોટર તૈયાર છે. અકબર અલી શેઠ આપની જ રાહ જુએ છે. આપનો લગેજ કા છે ?" સામે આવેલાઓએ પૂછ્યું.

હું એકલો એમને એમ આવેલો હોવાથી આબરૂ જશે એ બ્હીકથી મેં તોરમાં જ જવાબ દીધો કે, "મારો લગેજ કોલાબા સ્ટેશને પડેલો છે અને અગત્યનું કામ અકબરઅલી શેઠનું હોવાથી અહીં આવ્યો છું અને આજે રાતે જ પાછો જવાનો છું."

"ઘનો જ ઉપકાર થયો. આપ જેવા મોટા માણુસ અમારે ટાં કાંસી ? બે દાંરા રહો તો અમે ટમારી કાઇ ખાતર કરીએ."

આ વ્હોરાઓ આટલું બધું મને શા માટે માન આપતા હશે તે મને સમજાયું નહિ. મેં તો ધાર્યું હતું કે કોઇ માણસ ભાડુતી ગાડી લઇને સામું આવશે; તેને બદલે અકબરઅલી શેઠની પોતાની મોટર કયાંથી ? મેં ધાર્યું કે હશે, મહમદઅલી શેઠના માનને ખાતર કદાચ મને પણ માન મળતું હોય. વધારે વાતચિત કર્યા વગર એક ઓલિયાની નવી જ મોટરમાં બંદાએ જગ્યા લીધી અને

તેમ નજર નાખતો ઉભો હતો. તેમના અને મેલાવડાના રાહઘાટ ઉપરથી મને જણાયું કે શેઠના નેકાહ તો સાંજના ૭ સાતેક વાગે પઢાઇ ગયા હશે અને અત્યારે તો ગાર્ડન પાર્ટી અને જમણવારની ધામધુમ મચી રહી હતી. વ્હોરાઓ માટે બાદશાહી મોગલાઇ ખાણું તૈયાર કરાવવામા આવ્યું હતું. પારસી અને યુરોપીઅન પરોણાઓ માટે ઇંગ્લીશ સીસ્ટમનું રીફ્રેશમેંટ ખાસ મુંબાઇથી કેટરર બોલાવી ગોઠવવામાં આવ્યું હતુ, જ્યારે હિંદુ માટે ગાંઠીઆ, ભજીયાં, પેંડા, બરફી વગેરેની વ્યવસ્થા એક સ્થાનિક કંદોઇએ કરી હતી.

પણ એ ધામધુમ કે રીફ્રેશમેંટમાં મારૂં ધ્યાન નહોતું. મને તો ખરી વાતનો અને મહમદઅલી શેઠના કામનો ખુલાસો અકબર અલી શેઠ આગળ કેમ કરવો એ જ ચિંતા હતી પણ જ્યારે જોઉં ત્યારે એ શેઠ તો વ્હોરાઓના વૃંદોથી ( ટોળાઓ ) વિંટાળયલા રહેતા. છુટા પડી મારી પાસે આવે ત્યારે વાત કરૂં ને?

એટલામા અકબરઅલી શેઠ મને પુછવા આવ્યા "નરસિંગદેવજી, આપ અમારી સાથે જમશો કે?"

મને મારા પોતાના કામની ચિંતા હતી એટલે એમના પ્રશ્નનો જવાબ આપવાને બદલે મેં સામુ પૂછ્યું કે "મારો તાર આપને વખતસર મલ્યો હતો કે ?" મારી દાનત એ હતી કે તારમાં મહમદઅલી શેઠના કામનો કંઇ ઇશારો હોય તો ખુલાસો કરવામાં મને સરળ પડે.

અકબરઅલી શેઠે તુરત જ ખીસ્સામાંથી તાર કાઢી મને બતાવ્યો અને તે જ વખતે આ બધો ગોટાળો કેમ થવા પામ્યો હતો તે મને જણાયું. તારવાળાની કે ઇસ્માઇલની ભૂલથી તારમાં એટલું જ લખ્યું હતું કે "નરસિંહદેવજી આવે છે. સત્કાર કરજો" અને મોકલનાર તરીકે મહમદઅલીનું નામ હતું. મારૂં નામ નરસિંહ અને બાપનું નામ દેવજી તેને બદલે તારમાં આખું "નરસિંહદેવજી" નામ હતું. એ નામવાળો ઉદેપુરનો કોઇ રાજવંશી હોવો જોઇએ, અને આ વ્હોરાઓને તેની જોડે માત્ર કાગળ પત્ર દ્વારા પરિચય હોવો જોઇએ, જેથી ભળતા નામની મ્હોકાણથી આ બધો ગોટાળો થયો હતો એ જણાયું.

"સાથે જમશો કે?" શેઠે ફરી પૂછ્યું.

અને મેં પાસે જઇ એમના ડગલાનું બટન પકડી કહ્યુ કે "જુઓ અકબરઅલી શેઠ, હું તો મહમદઅલી શેઠનું---

એ વાક્ય પુરૂં કરૂં તે પહેલાં તો અકબર અલીએ બૂમ મારી કે 'મહમદઅલી શેઠનું' નામ જ મૂકો. એવન અમારા મુરંબી, પણ લગનમાં ના આવા ટેના આવા. એનુ અમને ખોટું નથી, પન આપે ઘની ટકલીફ લીધી! મોટી મહેરબાની થઇ, આ નામદાર આવા તે મારા પર મોટું અહેસાન કીધું."

મને થયું કે આ વ્હોરાજીને તડને ફડ કહી દઉં કે હું આપણી નથી ને નામદાર બી નથી. ઉદેપુરનો કોઇ નરસિંહદેવજી નહિ, પણ મહમદઅલી શેઠનો એક મુફલીસ કલાર્ક નામે નરશી છું.

પણ આ વિચાર અમલમાં આણું તે પહેલાં તો ફરી પાછા અકબરઅલી વ્હોરાઓથી વિંટળાઇ ગયા અને ખરો ખુલાસો કરવાની મારી વાત મનમાં ને મનમાં જ રહી ગઇ.

મારે જલદી પાછાં મુંબઇ જવું છે, અને રાતની ગુજરાત મેલ પકડવી છે, ભૂખ નથી લાગી એટલે કંઇ ખાવું નથી એમ ઘણું યે કહેવા છતાં અકબરઅલી અને તેમની આજુબાજુના વ્હોરાઓ માન્યા નહિ, અને મને પરાણે રીફ્રેશમેંટના હિંદુ વિભાગમાં જાણે હડસેલી જ દીધો.

### "એમ ના જવાય મુરબ્બી"

રીફ્રેશમેંટ પુરું થયા પછી હુ જરા જોરમાં જે અકબરઅલી પાસે ગયો અને ખીસામાં હાથ નાખી મહમદઅલી શેઠનું નામ લઉં ત્યાં તો તેમણે બૂમ મારી કે "મહમદઅલી શેઠના નામ પર પૂળો જ મૂકો. એ નો આવા તે ના જ આવા. બેટીના બાપે બુરાનપુરનું વેર લીધું, પણ આપે ઘનીજ ટકલીફ લીધી."

હું તડને ફડ ખરી વાત કહી દેવા જતો હતો ત્યાં તો વ્હોરાઓનું ટોળું પાછું અમને વિંટળાઇ વળ્યું અને "રાતની ગાડીમાં મારે મુંબઇ જવું જ જોઇએ" એમ મેં અલ્ટીમેટમ આપતાં એક સાથે ચાર વ્હોરાઓ બોલી ઉઠયા કે :—

"એ વાત શું લાયા નામદાર ! હજી તો કંચનીના મુજરો થવાના છે. આપે હ્યાં આવવાની ટકલીફ લીધી તે એમને એમ શું જવાય કે ? ટમારી ખાતર કંઇ ઠઇ જ નથી."

મારી ઘણી ઘણી આનાકાની અને ના મરજી છતાં અકબરઅલી શેઠ અને વ્હોરાઓ મને માંડવામાં ઘસડી ગયા અને ત્યા એક મખમલના કોચ પર પરાણે બેસાડી દીધો.

કંચની આવી. મુજરો શરૂ થયો. સંગીતની ધુન મચી. કંચનીએ મને ખુશ કરવા નયનબાણો માર્યા અને જાતજાતના હાવભાવ કરવા છતાં પણ મારૂં મુખકમળ ખીલ્યું નહિ ત્યારે એ બિચારી જરા ચાટ પડી ગઇ, પણ તુરત જ તેણે મને અરસિક ગણી કાઢીને મારા તરફ બેપરવા બની બે ત્રણ વખત મારી આગળથી નાચતી નાચતી પસાર થઇ, પણ મુશ્કેરાટ કરી ચાલી ગઇ.

મારી નજર ઘડીઆળ પર જ હતી. ગુજરાત મેલનો ટાઇમ થયો હતો, અને હવે વધારે હું અહીં રોકાઇશ તો મહમદઅલી શેઠનું કામ બગડી જશે ધારી, કંચની, મેલાવડા અને અકબરઅલી શેઠની પરવા કર્યા વગર હું કોચ પરથી ઉઠી ધસારાબંધ બહાર નીકળી ગયો.

રાજવંશી મેમાનને ખોટું લાગ્યું ધારી અકબરઅલી પણ ઘણીઘણી માફ માંગતા મારી પાછળ દોડી આવ્યા અને મારે પંજાબ મેલ તો જરૂર પકડવી જ જોઇએ એમ મેં જણાવ્યુ ત્યારે પોતાની કારમા પોતે જાતે મને સ્ટેશને પહોચાડવાનું માથે લીધું.

### ઓ ! તેરીકી !

સદ્‌ભાગ્યે આ વખતે મોટરમાં અમે બન્ને એકલા જ હતા. મેં બીજી કંઇ પણ વાત છેડવા પહેલા પેલુ કાગળીયું કાઢી અકબરઅલી શેઠને સહી કરવા કહ્યુ, અને એક જે. પી. તરીક તેમની પાસે હું સહી કરાવું છું એમ ધારી તમણે કાગળ પુરો જોયા વગર મોટર લેમ્પના અજવાળામા ખિસ્સાકું ચિતરી નાખ્યું.

### સહી તો કરાવી

મારા ગુજરાતી ભાષા પરના કાબુ માટે શેઠે મોટરમા વાર્તાલાપ દરમ્યાન અજાયબી બતાવેલી, પણ હું કાઠીયાવાડની એક રાજકુંવરી પરણ્યા છું એમ બંદાએ વાત હોવા છતા તોપ મારવાથી એમને સંતોષ થયા હતો.

સ્ટેશને અમે પહોચ્યા. અકબરઅલી શેઠે જાતે જ મારે માટે મુંબાઇની સેકન્ડ કલાસની ટીકીટ કઢાવી.

ટ્રેન આવવાનો ઘંટ થયો અને હવે તો ખુલાસો કરવા સિવાય આરો જ નથી એમ માની હું શેઠની લગોલગ થયો અને તેમના ડગલાનું બટન પકડી મેં પેલુ કાગળીયુ તેમની આખ આગળ ધર્યું અને કહ્યું કે "આ વાંચો."

કાગળીયું જોતાં જ એ તો બરાડી ઉઠયા કે "આ પેલા સાહેબ પરનો કેસ ? બેટીનો બાપ નાસી જશે. મેં લગ્ન કરવા હ્યાં આવો અને તા મુંબઇમાં ધાન બીગરી ગયો.

દોઢ લાખની વાત છે.' મહમદઅલી શેઠમાં અક્કલ ના મીલે"

"મહમદઅલી શેઠમાં તો ઘણી અક્કલ છે.' તેમના કહેવાથી જ તમારી સહી કરાવવા હું આવ્યો. હું તો તેમનો કલાર્ક છું." મેં ઓંખ ફેંકયો.

"હું! ઓ! તેરી ઠી! તારે સા...... પહેલાસી ભંમી મરીયે ને." અકબરઅલીએ તેમના રાજવંશી મેમાન તરફ વિનય દાખવ્યો.

બંધ પ્લેટફોર્મમાં ધસી આવતાં શેઠના હાથ માંથી પેલું કાગળીયું ઝુંટવી લઇ ગભરેડી મારી એક સેકન્ડ કલાસના કંપાર્ટમેંટમાં હું કુદી પડયો.

## સુરતસી ગીલ્લાંટ શેઠ

ડબ્બામાં હું કુદ્યો કે તરત જ ટ્રેન ઉપડી, અને મેં પળવાર બારી બહાર ડોકું કાઢયું તો જણાયું કે અકબરઅલી શેઠ પણ દોડીને ગાર્ડના ડબ્બામાં ચડી ગયેલા.



મેં પળવાર બારી બહાર ડોકું કાઢયું તો જણાયું કે અકબરઅલી શેઠ પણ દોડીને ગાર્ડના ડબ્બામા ચડી ગયેલા

"હું તો જલદી ભસવાનો હતો, પણ તમે મને બોલવા દયો ત્યારેને?, તમારાં "ટકલીફ લીધી" "મહમદઅલીનું નામ ના લેઓ" એ વાકયો બંધ પડે ત્યારે બોલું ને?"

જવાબમાં શેઠે મને મા સામેની, બ્હેન સામેની અને બેટી સામેની ગાળો ચોપડી કાઢી મારા પર ગુસ્સામાં ધસી આવવાની તૈયારી કરતા હતા ત્યાં પંજાબ મેલ ધસારા

કયા ડબ્બામાં હું ઘુસ્યો હતો એ અકબરઅલીએ જોયું નહોતું અને પંજાબ મેલ વચમાં કયાય પણ ઉભી રહેતી નહીં હોવાથી ગ્રાંટરોડ સુધી ચિંતા નથી ધારી બંદા તો એ ખાલી કંપાર્ટમેંટના બેઉ બાજુનાં બારી બારણાં બંધ કરી ઘસઘસાટ ઉંઘી ગયા. અકબરઅલી શેઠે ભયની સાંકળ ખેંચી ગાડી ઉભી કેમ ન રખાવી એ જ મને નવાઇ લાગી હતી.

સાડા અગીઆર બારના અરસામાં પંજાબ મેલ ગ્રાંટરોડ પહોંચ્યો. હું આઠેક વાગ્યાનો ઉઠી મ્હોડું માથું ધોઇ તૈયાર જ બેઠો હતો. સ્ટેશન પર મહમદઅલી શેઠ, તાહેરઅલી, ઇસુફઅલી શેઠ અને કંપનીના બીજા માણસો સાથે સરઘસના આકારમાં જ મારી વાટ જોતા ઉભા હતા. મહમદઅલી શેઠના નાકની સામે જ મારો ડબ્બો થેભ્યો અને હું રાજવંશી છટાથી જ નીચે ઉતર્યો.

"અરે! નરસી! તું રજવાડી ડ્રેસમાં અને સેકન્ડ કલાસમાં!" એ બુઢ્ઢા મખ્ખીચુસથી બોલી જવાયું, પણ તુરત જ ફેરવી તોળી તેમણે પૂછ્યું કે "સહી લાવ્યા કે?"

જવાબમાં મેં પેલું કાગળીયું તેમનાં નાક આગળ ધર્યું અને હરખથી તેમનાથી હસી પડાયું અને ઇસુફઅલી શેઠ તરફ જોઇ તેમણે કહ્યું કે "ઇસુફ, મેં કહેતો જ આયોસ કે આ છોકરામાં પાણી છે. બેટીનો બાપ કામ બજાવી લાવો, સાબાશ."

અરે! તમે હયાં કાંસી?'

એટલામાં વરરાજાનો ડ્રેસ જેમના બદન પર શોભી રહ્યો છે, ઉજાગરાથી આંખો લાલ મરચા જેવી થઇ ગઇ છે અને કીમતી જરીના પાઘડી નીચે વાળ વિખેરાઇ ગયા છે એ અકબરઅલી શેઠ લાલ પીળા થતા અમારા તરફ ધસી આવ્યા.

તેમને જોતાં જ મહમદઅલી શેઠ અને બીજાઓની આંખો અજાયબીથી ફાટી નીકળી, અને એ અચંબાનો ઉભરો જરા બેસતાં મહમદઅલી શેઠ જ આખું પ્લેટફોર્મ સાંભળે તેમ બરાડી ઉઠ્યા કે :—

"અકબરઅલી શેઠ! ટમે હયાં કાંસી?"

"જાસ્તી વાત ના કરો. મહમદઅલી શેઠ, મેં ટમારો ટાગરો જાનું સ. જાસ્તી ના બોલાવો." અકબરઅલીએ મારા તરફ ઘુરકતાં કહ્યું.

"પણ ટમે હયાં કાંસી? લગનના માંડવા-માંસી સીધા ઉપારા સુરતસી ઉપારી ગીરાંટ રોડ નાંખા. નરસી આ ટમે કીધું શું?" મહમદ-અલી શેઠની અજાયબી ઓછી થતી જ નહોતી.

"રેવા ડો! મહમદઅલી શેઠ, રેવા ડો! ચોરી પર સીરજોરી ના કરો! આગમાં તેલ ના નાખો." મેં ગુસ્સાસી જલ્દી રહોસ. આ તમારા.........એમ કહીને સુરત સ્ટેશને મને સંભળાવેલી મા, બેન અને બેટી સામેની ગાળો ફરી સુણાવી અને વાક્ય પુરું કર્યું કે—"કારસ્તાન છે."

"કારસ્તાન એમાં સું?" એમ મહમદ-અલી શેઠથી પુછી જવાયું, અને અકબરઅલી પાછા ઉખડયા :—

"મહમદઅલી શેઠ, મેં બધું જાનુંસ. મેં બુરાનપુર ના આવો, તે ટમે સુરત ના આતા તે ના જ આવા અને આ ટાગરો રચી મને હા લાવો."

"નરસિંહ, શું થયું?" એમ ઇસુફઅલી શેઠ પુછતા મેં પહેલેથી છેલ્લે સુધી તારના વરડીંગમાં થએલી ભૂલ અને તેથી થએલા ગોટાળાની વાત માંડીને કહી નાંખી અને વાત પુરી કરતા એ પણ કહી દીધું કે "હું તો અકબરઅલી શેઠ પાસે ખરો ખુલાસો કરવા જતો હતો, ત્યાં મહમદઅલી શેઠના એ નામ પર પૂળો મૂકી 'ટકલીફ લીધી' 'ટકલીફ લીધી' એમ જ બોલ્યા કરતા હતા અને મારૂં કાંઇ સાંભળતા જ નહિ.

અકબરઅલી ફરી પાછા ગુસ્સામાં મારા પર ધસવાની તૈયારી કરતા હતા ત્યાં મહમદઅલી શેઠે તેમને અટકાવ્યા અને બોલ્યા કે :—

"અકબરઅલી શેઠ, છોકરાનો કસુર નથી. ખુદાનું કરવું તે સુરતનો લાડો મુંબઇમાં આવો. આજ અમારી દાવત ચાખો." પછી થોડી વાર તેમના દિદાર તરફ જોઇ રહી મોટેથી ખડખડાટ હસી બોલ્યા કે :—

"નરસી! બેટા, ભારી કરી! સુરતના લાડાને સીધો માંડવામાંસી ઉંચક્યો. સુરતસી ઉપારી ગીસાંટરોડ નાંખો! હી! હી! હી! હા! હા! હા!"

અકબરઅલી કંઇક કડક જવાબ આપવા જતા હતા, ત્યાં સોલીસીટરનો પારસી કલાર્ક નસરવાન દોડતો આવ્યો અને મહમદઅલી શેઠ આગળ જઇ કહેવા લાગ્યો કે:—

"હું કેઉંચ, હું કેઉંચ, હું કેઉંચ."

"સું કેહોસ તે જતદી બોંસી મરોની" મહમદઅલી શેઠે ગોફમાં જ પૂછ્યું.

"એ જ કે સાવકસા કહેવરાવેચ કે આજ હાઇકાર્ટમાં એપ્લીકેશન કરતી વખતે અકબર-અલી શેઠની હાજરી જોસે"

આ વાક્ય સાભળી મહમદઅલી શેઠ ગેલમાં આવી ગયા અને પાચેક મીનીટ અકબરઅલી સામે જોઇ ખુબ હસી લઇ બોલ્યા કે:—

"જોયું! અકબરઅલી શેઠ, ખુદાનું કરવું, આજે હયાં ટમારી જરૂર, ને સીધા સુરતની, લગનના માંડવામાસી ઉંચકી તમને હયાં નાખા. હવે બંગલે ચાલો. જમીને હાઇકાર્ટમાં જસુ." એમ કહી અકબરઅલી શેઠના પડખામા ભરાઇ તેમને બગલગીરી કરતા, શાંત પાડતા, સમજાવતા, મહમદઅલી શેઠ તેમને પ્લેટફોર્મની બહાર લઇ ગયા. અને મોટરમાં બેસાડી બંગલે ઉપાડી ગયા

### બીજો ગોટાળો!

હાઇકાર્ટમા શું થયું! પેલા સાહેબ સામે કેસ કઇ જાતનો હતો? મોટર કંપનીના બધા ભાગીઆઓની શા માટે જરૂર પડી હતી? એ મને ખબર નથી, કારણ કે હું ધારાશાસ્ત્રી નહી હોવાથી તેમ ઓફીસમા સોથી જુનીઅર કલાર્ક હોવાથી આવી વાતોમા મને સ્હમજ ન પડે, એ સમજી શકાય તેમ છે. પણ સાંજે બધા ભાગીઆઓ કારખાનામાં ભારે આનંદથી દાખલ થયા અને મહમદઅલી શેઠની ચેંબરમાં ઉજાણી ઉડવા લાગી એ પરથી જણાયું હતું કે સુરતનો મારો ફેરો બહુ જ સુંદર રીતે સફળ થયો હતો.

### એ શું સીતમ?

બીજે દિવસે સવારે નવ વાગે અકબર અલી શેઠ વાલકેશ્વર મહમદઅલી શેઠના બંગલામાં અંદરના હોલમાં નાસ્તો કરતા હતા. મહમદઅલી શેઠ ગેલેરીમાં એક ઇઝી-ચેરમાં અલેટાઇ ટપાલના કાગળો વાંચતા હતા. રોજીંદાં છાપાંઓ વાંચ્યાં વગરનાં એમનાં એમ તેમની આગળ ઘડી વાળેલાં પડયાં હતાં. હું અકબરઅલી શેઠને પાછા સુરત પહોંચાડવા માટેની તૈયારી કરતો હતો. એટલામાં ચાર પાંચ વ્હોરાઓનું ટોળું મહમદઅલી શેઠ આગળ આવી પહોંચ્યું અને શા માટે આવ્યું છે તેની પ્રસ્તાવના કર્યા વગર બસ એકદમ બોર, બોર જેવડાં આંસુ પાડી ડુસ્કે ડુસ્કે રડવા લાગ્યું.

"અરે! રરો છ કોને?" મહમદઅલી શેઠે અજાયબ થઇ પૂછ્યું. "બિચારા લગનના માંડવામાસી ગુમ થયા. ચાર દારા પેલાં તો હયાસી સુરત ગ્યાતા અને તાં આ સીતમ થયો." પેલાઓ ડુસકાં ખાતા બોલ્યા.

"અરે પણ કોન માંડવામાંસી ગુમ થયો?" મહમદઅલી શેઠે પૂછ્યું.

"અપના અકબરઅલી શેઠ, ટમારા ભાગીઆ. બિચારાને ડબ્બામાં જ મારી નાંખા, આ ક્રોનીકલ વાચો."

છાપુ વાચવા શેઠે મને બોલાવ્યો અને એ ઉઘાડી હુ વાંચુ તે પહેલાં નાસ્તાથી પરવારેલા જીવતા અકબરઅલી વરંડામાં ચાલી આવ્યા જેમને જોઇ પેલા રડતા વ્હોરાઓ "હેં!" એ ઉદ્‌ગાર કહાડતાં ઉભા જ થઇ ગયા

"ટારે આ નુસવાલો લીખેસ સું?" બે ત્રણ જણ સાથે જ બરાડી ઉઠ્યા.

મેં છાપામાં આવેલી હકીકત નીચે પ્રમાણે વાંચી :—

## "સુરતના જાણીતા વ્હોરા શેઠનું ભેદી મરણ"

### "લગનનાં માંડવામાંથી ઓચીંતા ગુમ"

### "પાલઘર મળેલી લાસ"

"અમે યંત્ર પર જઇએ છીએ ત્યાં અમને ચોંકાવનારી ખબર મળે છે કે સુરતના જાણીતા વેપારી અને શહેરી અકબરઅલી નલવાલા જેઓ અહિં લગન કરવા આવેલા અને જેમના નેકા ગઇ કાલે સાંજે જ પઢાવા હતા, તેઓ એક રાજવંશી મેમાનને પંજાબ મેલમા સુરત સ્ટેશને મૂકવા જતાં ઓચીંતા ગુમ થયા હતા. સુરતની પોલીસે એકદમ તાર છોડયા હતા અને પરોઢીઆમાં પાલઘર સ્ટેશને મેલ પાચેક મીનીટ ઉભો રહેતા તલાશ કરતાં એક વ્હેરા ગૃહસ્થનું મુડદું એક સેકન્ડ કલાસ કંપાર્ટમેન્ટમાંથી મળી આવ્યું હતું સુરતની પોલીસનો તાર હતો કે નરસિંહદેવજી નામના એક ઉદેપુરી રાજવંશીને મુકવા અકબરઅલી શેઠ ગયા હતા. એ આસામી પાલઘર સ્ટેશને ઉતરી પડતાં પોલીસે તેને પકડયો છે."

છાપામાં એટલી જ ખબર હતી. એ ખબર હું વાચી રહ્યો કે અકબરઅલી મહમઅલી શેઠની સામે અને મહમદઅલી અકબરઅલી શેઠની સામે અને પેલા વ્હોરાઓ એ બેઉની સામે જોવા લાગ્યા. છેવટે મહમદઅલી શેઠ જ બોલ્યા.

"અકબરઅલી શેઠ! આ સું ઘોટાલો? ટમે મુંબઇસી ઉપરા ટારે બિલારી સામે મીલેલી કે?"

"જાવા દો હઠા મહમદઅલી શેઠ! મેં જલદી પાલઘર જાઉંસ. નરસિંહદેવ અપનો જાની દોસ્ત છે. બિચારો નકામો મારો જસે."

"અરે પણ સીધા સુરત જાવ. ટાંસી એ લોકને અને મુડદાંને સુરત જ એ લોક લઇ ગયા હોસે, કેસ તાં જ ચાલશી." મહમદ અલી શેઠે વ્યવહાર માર્ગ બતાવ્યો.

"અરે! પણ ટમારે સાસરે ટાર કીધો? નુસ વાંચી એ લોક સું ધારસે?" એક વ્હેરાએ અકબરઅલીનું ધ્યાન ખેંચ્યું અને તેમણે તુરત જ મારું પાંખડું પકડી બૂમાબૂમ કરી મૂકી કે "નરસી, દોરો, દોરો, અને મારા સસરાને ટાર કરો કે મેં હીંઆ જીવતો છું અને જલદી ટા આવુંસ, જલદી કરો! ટાર નહિ મીલે તો મારો સાલો દીલદારઅલી કુવો પુરશી."

વધુ કંઇ પણ પૂછ્યા વગર હું તાર કરવા દોડયો, અને બપેરે અકબરઅલી શેઠને ગ્રાંટરોડ સુરતની ગાડીમા બેસાડી આવ્યો.

પાછળથી મને ખબર મલી કે અકબરઅલી શેઠ સુરતના સ્ટેશને મને મૂકવા આવતાં પાછાં નહી ફરતાં ત્યા ખળભળાટ થએલો, પોલીસને ખબર આપવામા આવેલી. તેણે ચારે બાજુ તાર છોડેલા, પાલઘર પંજાબ મેલ થોભતાં એક સેકન્ડ કલાસના ડબ્બામાંથી એક વ્હોરાની લાસ મળેલી. ખરો નરસિંહદેવ એ જ ટ્રેનમા હતો. તે કંઇક કામ સારૂ પાલઘર ઉતરતાં તેને સુરતથી મળેલા વર્ણન પ્રમાણે પકડવામાં આવેલો. લાસ અને પેલા પકડાયલા માણસને સુરત લઇ જવામાં આવેલા.

પાછળથી મને તાર મળવાથી હું પણ સુરત ગયો અને કોર્ટ સમક્ષ બધી હકિકત કહી સંભળાવેલી. તે પહેલાં સીવીલ સરજ્યને લાસ તપાસી પેલો અકબરઅલી નામનો ઇંદોરનો કોઇ વ્હોરો હાર્ટફેઇલ થવાથી જ

વરિણુ પાસ્યો હતો તે સર્ટીફીકેટ આપ્યું હતુ. ખરા નરસિંહદેવ છૂટી ગયા, અને . કોર્ટ આરી વાતથી ખડખડાટ હસી. એ રીતે આ ગડબડગોટાળાવાળા નાટકનો અંત આવ્યો.

* * * *

તા. ૬: મહમદઅલી શેઠે મને ભીંડી બજારની તેમની દુકાનમાં ડબલ પગારથી ખેંચી લીધો, અને હજી પણ આ વાતને ઘણાં વરસ થઇ ગયા છતાં કોઇ સ જે હું અને શેઠ એકલા હોઇએ ત્યારે એ મારા બરડા પર થાપટ મારી ખડખડાટ હસીને બોલે છે કે "બેટીના બાપ! ડીકરી નરસી! તેં કમાલ કીધી તી. અકબરઅલીને સીધો માંડવામાંરથી ઉપારો, તે સુરતથી ઉચકી ગીલાંટરોડ નાંખ્યો. સુરતનો લાડો મુંબઇ આવો. હી! હી! હી! હા! હા! હા! બુરાનપુરનું વેર હું એ લીધું."

( સંપૂર્ણ )



રા. "મસ્તફકીર"

# પાપીની દશા

અનુવાદક : ડૉ હરિપ્રસાદ દેશાઇ.
ચિત્રકાર : રા. રવિશંકર રાવલ.

(ગયા અંકથી ચાલુ)

મંગળ ગામમાં બધાને કહેવા લાગ્યો કે પુંજીઆને સારાં લુગડાં વગેરે લેવા જોઇતા પૈસા મ્હેં આપ્યા છે. હજી એને એક ઘોડી લઇ આપવી છે ને એક ગાડું કરવું છે. અમદાવાદની સીમમાં જમીન રાખી છે ને ખેતી કરના વગેરેની દેખરેખ પુંજીઓ રાખશે. હરીભાઇએ એ ગરીબ આદમીની મશ્કરી કરી હતી ને એવો કોળાડો જાદુઇ લગાવ્યો કે પુંજીઓ બિચારો ગભરાઇ ગયો ને જળશાઇ કરવા જતો હતો. હવે એ તાલેવંત આદમીની મશ્કરી મ્હારે કરવી છે ને હું પણ એને એવો બનાવું કે એ પણ જીંદગી સુધી યાદ કરે. એવી મતલબની વાતો મંગળ જે મળે તેને કરતો. જે સાંભળે તે આથી ખુશી થતા. અભીમાની હરીભાઇનું અભીમાન ઉતરે એ જોવા બધા એક પગે થઇ રહ્યા. મંગળે પુંજીઆની કાકી મારફત ગોરને સારી દક્ષણા આપી, હરીભાઇને ત્યા મોકલાવ્યા. ગોરે પુંજીઆની જાહોજલાલી બાબત હરીભાઇ આગળ વર્ણન કર્યું ને કહ્યું કે આપે કરેલી શરત પુંજીઓ પૂરી કરી દેખાડશે.

આ બધી ભાંજગડ થતી હતી એટલામાં પુંજીઆએ ચંચળને ગુપ્ત રીતે મળી આવવાનો નિશ્ચય કર્યો. જે સઘળું બન્યું હતું તે ચંચળને તો ખરેખરૂં કહેવું એમ એને લાગ્યું. એનો પ્રેમ ચંચળ પર એટલો બધો હતો કે એને જુઠું કહી ઠગવી એ એને મન અશક્ય હતું.

સંધ્યાકાળનો સમય હતો. રસ્તે જવર અવર ઓછી થઇ ગઇ હતી. પાછલે રસ્તે થઇને પુંજીઓ હરીભાઇના ઘર તરફ ગયો. છીંડેથી જોતાં ઢોરના વાડામાં ચંચળને એણે ઉભેલી જોઇ. હરીભાઇ ઘરમાં ન્હોતો. જીવા ઢોળાં દોતી હતી ને આસપાસ બીજું કોઇ માણસ જણાતું ન્હોતું. પુંજીઆના ગયા પછી આટલે દહાડે એટલે લગભગ દોઢેક મહિને ચંચળે એને બાવરો બાવરો પોતાની તરફ આવતો જોયો તેથી એ તરત છાનીમાની એના તરફ ગઇ. ઘરની પાછળ મ્હોટું આંબલીનું ઝાડ હતું. એક ચોતરાવાળી પરબડી હતી ને પાસે બીજા ન્હાના ચોતરા પર છોડવો તુળશી કયારો હતો. જીવાને દુધ દોતી રહેવા દઇ ચંચળ વાડાને ઝાંપે થઇ આંબલીના ઝાડ પાસે ગઇ એટલે પુંજીઆએ તરત જ ધીમેથી વાત ચલાવી.

"ચંચળ ! ત્હમારા બાપની શરત પ્રમાણે હવે માગું મોકલી શકીશ"

"હેં ? શી રીતે ?" ચંચળ નવાઇ પામી ને જરા બ્હીની "અંગરખુ ને પાઘડી ને ઘોડી ને મ્હોટો વરઘોડો એ બધું કયાંથી બનશે ? આપણને રખડાવવા માટે તો એમણે એ યુક્તિ કહાડી છે."

પુંજીઆએ કહ્યું "ચંચળ ! કોઇને તો વાત કહેવાય એવી નથી, પણ ત્હને કહીશ. વાત સાંભળ્યા પછી ત્હમે કહેશો એમ કરીશ. ત્હમને ગમે તો લગનની હા કહેજો, નહી તો નીચ પાપી ગણીને મ્હને હાંકી કાઢજો."

પછીથી પુંજીઆએ બધી હકીકત વિગતવાર કહી. પોલીસ તપાસનું પરિણામ જે આવ્યું હતું તે પણ કહી સંભળાવ્યું.

ચંચળ ફીક્કી પડી ગઇ. એની પાસેથી જરા આઘી ખસી. ને પોતાનું મ્હોં બે હાથમાં ઘાલી આઘી ઉભી. પુંજીઓ થરથર ધ્રુજવા લાગ્યો. થોડીવાર એ કંઇ બોલ્યા ચાલ્યા વગર ધીમેથી ડુમકાં ભરતી સંભળાઇ.

"ચંચળ! ચંચળ!" છેવટે પુંજીઓ બોલ્યો. "ત્હમે શું એમ સમજો છો કે મ્હેં જે કર્યું છે ત્હેનાથી હું જંપીને બેસું છું? દહાડો કે રાત મ્હને ચેન નથી. હું એ ત્રાસી ગયો છું, પણ શું કરું? હું તળાવમાં ડૂબવા જ ગયો હતો અને પેલા મંગળે મ્હને બોચી ઝાલીને પાછળથી ખેંચ્યો ના હોત તો ડૂબી એ ગયો હોત. તો શું ચંચળ ત્હમને જીવવું ગમત? મ્હારૂં પાપ અઘોર છે એ હું સમજું છું. મ્હારા જેવા પાપી પર ત્હમને હવે હેત ના આવે એ પણ ખરૂં છે. ચંચળ, બસ ત્હમારી મહે બાની ના હોય તો એક બોલમા કહી દો. ને હુ અહીંથી જતો રહીશ, ને મંગળ આ વખતે તો જરૂર ના જુવે એવી રીતે તળાવમા જઇ પડીશ."

ચંચળે એના સામુ જોયુ ને નિસાસો નાંખ્યો. ઉંડા વિચારમા હોય એમ જણાઇ.

"પુંજીઆ! અમ જો, મ્હારી બા એક વખત મ્હને વાત કેહેતી હતી, કે કોઇએ માણસનું ખૂન કર્યું હોય તો મધ્ય રાત્રે જે જગ્યાએ ખૂન થયેલા માણસને બાળવામા આવ્યો હોય ત્યા એકલા સ્મશાનમા જવું. સ્મશાનમાં એને યમદેવના દર્શન થશે. યમદેવ ખૂનીને કેવી સજા કરવામા આવશે તે કહી સંભળાવે છે ને ક્યારે સજા કરવામાં આવશે તે પણ કહી સંભળાવે છે. મ્હારી બાને એ વાત કોઇ સાધુએ કરી હતી. ને કોઇ માણસની વાત પણ એણે કહી હતી કે એક આદમી ખૂન કર્યા પછી બીજે દહાડે રાત્રે સ્મશાનમાં ગયો. ત્યાં એણે રૂદ્રમાળા પહેરેલા મહાદેવજી ને પાડા પર બેઠેલા યમ બન્ને દીઠા હતા. યમે એને કંઇ કહ્યું. પછી એ ખૂબ પસ્તાવો કરવા લાગ્યો ને જીવ્યો ત્યાં સુધી પોતે કરેલાં પાપને માટે રોજ પરમેશ્વરની માફી માગતો. છેવટે પરમેશ્વરે એને ક્ષમા આપી હતી. પુંજીઆ! તું પણ એવું કર, આજ રાતના જ સ્મશાનમાં જા ને જે બન્યું હોય તે મ્હને કહી જજે. પછી આપણે પાછો વિચાર કરીશું." ચંચળ બોલી રહી એટલામાં હરીભાઇ ઘરમાં આવ્યા જેવું લાગવાથી ચંચળ ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

## પ્રકરણ ૪ થું

તે જ દિવસે રાત પડતાં પુંજીઓ સ્મશાન તરફ જવા નીકળ્યો. તળાવની પાળ આગળ જ્યાં ખૂન થયું હતું ત્યાં પહોંચ્યો ત્યારથી જ એને ત્રાસજનક બ્હીક લાગવા માંડી હતી. એનો અતંરદીપ હવે જાગૃત થયો હતો. રસ્તે એને વિચાર આવવા લાગ્યા, કે "પોલીસની તો હવે બ્હીક નથી. અકસ્માતથી મોત થવાના ખુમાર આવી ગયા છે. ચોરી કે લૂટ કે ખૂન કંઇ થયું નથી. ને મ્હારા ઉપર તો કોઇને જરા સરખો યે વ્હેમ નથી, પણ ભગવાનને આપણે કેમ છેતરી શકીએ? જે જે બન્યું તે બધું ભગવાને તો દેખેલું જ ને? એનાથી કંઇ છાનું છે? મ્હેં જે જે કર્યું તે બધું એણે જોયેલું. માણસ એનાથી કંઇ છાનું ના રાખી શકે. પરમેશ્વર જરૂર મ્હને સજા કરશે."

આખે રસ્તે "ઇશ્વર સજા કરશે" એ વિચાર એના મનમાંથી ખસ્યા નહી. સ્મશાનની પાસે આવતો ગયો તેમ તેમ એને વધારે ભયંકર લાગવા માડ્યું. રાત અંધારી હતી ને તારા પણ ઘડીવાર દેખાયા તો ઘડીવાર વાદળામાં ભરાવા લાગ્યા. ચારે તરફ શમ શમાકાર હતું. કોઇવાર ફક્ત ઝાડો સ્હેજ પવનથી હાલતાં ત્યારે જાણે માથાં ધુણાવી એક બીજાના કાનમાં કંઇ વાતો કરતાં હોય એમ જણાતું. ભય તો ચારે બાજુએથી એને ખાતો હોય એમ લાગ્યું, તોપણ એણે

ચાલ્યા કર્યું. ચાલતાં ચાલતાં આખરે એ સ્મશાનમાં આવી પહોંચ્યો. એક બે હોલવાતી ચીતાઓના ધીમા પડેલા ભડકા દૂરથી જણાયા.

સ્મશાનની ડાબી બાજુને રસ્તે મહાદેવનું મંદિર હતું. એમાંથી બળદોની રાશ ને પહોણી હાથમાં ઝાલી છે અને ગાડીવાન પાછળ ચાલતો પ્રાંતિજનો વેપારી બરાબર મારતી વખતે જેવા હતા એવા એની તરફ આવતા જોયા. બની એટલી ધીરજ રાખીને એ પીપળાના ઝાડ આગળ આવ્યો, ને આંખો મીંચીને પીપળાને ઓથે પલાંઠી વાળીને બેસી ગયો. નીચેની જમીન પણ ઉંડી ઉંડી ઉતરતી હોય તેમ લાગ્યું. "ઓ પ્રભુ! મ્હારા ઉપર દયા કર! દયા કર," એમ વારંવાર મ્હોંએથી બોલવા લાગ્યો. જરા જંપ વળતાં શ્વાસ ખાઇને બોલ્યો. "અરે ઓ ભલા આદમીઓ! તમારા આ દુષ્ટ ખુનીને મારી આપો! ઓ ભાઇ ગાડીત ને શેઠ! તમે અહીંથી જાવ! મ્હારી ગરીબની દયા લાવો! ઇશ્વર તમારી સદ્‌ગતિ કરો!"

થોડીવારે આંખ ઉઘાડતાં જુવે છે તો બધું ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું. છાતી ધડક ધડક થતી હતી. પગમાં ઉભા થવાની તાકાત ન્હોતી. શું બને છે તે એ સમજી શક્યો નહીં. મંગળ બેઠો એની મશ્કરી કરતો હોય તથા એના સામો આવીને ઉભો હોય એવો ભાસ થયો. સામાન ચ્હડાવેલી નવી ઘોડી, અસ્તરીબંધ અંગરખું અને કસુંબલ પાઘડી એને દેખાડી, નદીનાં પાણીમાં થઇને સામી ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. અને તરત જ પુંજીઆને વિચાર આવ્યો કે "શેઠને માર્યો ના હોત તો એ ઘોડી, અંગરખું ને પાઘડી ક્યાંથી મળત? ને ચંચળને ફરી મળને ક્યાથી?" પાછો વિચાર કરવા લાગ્યો. "જીવતાં સુધી ગરીબ રંકા હોત ને જોઇતાને ત્યાં ગધેડાં હાંકી ખાધાં હોત તો શું દુઃખ હતું? તે દહાડાના જેવું તો આજ સુખ નથી. જે શોકથી અત્યારે હું બેભાન જેવો થઇ ગયો છું ને જે ભયંકર ભણકારા વાગે છે તેના કરતાં ગરીબાઇ બહુ સારી હતી." પાછા તરત જ વિચાર ચાલ્યા. "હવે મ્હને પૈસા મળ્યા છે, ને પૈસા પૈસાને વધારશે. લોકો કશું જાણતા નથી ને મ્હારી પાસે ક્યાંથી પૈસો આવ્યો તે કદી જાણવા પામવાના એ નથી." પણ આ વિચારોને પણ બીજા વિચારોએ આવીને ધકેલી કાઢયા "ખરૂં, માણસો તો જાણવા નહી પામે, પણ પરમેશ્વર જાણશે ને એ નહી છોડે"

પુંજીઆએ હવે ત્યાંથી ઉઠવાનું કર્યું, પણ ઉભાં જ થવાયું નહીં. એની આંખો મીંચાઇ ગઇ. ઘડીમાં શરીર ઉપર જાણે ઉની જ્વાળાઓ લાગવા માંડી તો ઘડીમાં ટાઢ ચ્હડવા લાગી. માથું ભારે થવા લાગ્યું ને જાણે ઉંઘ આવતી હોય તેમ થયું. ઉંઘ ઉડાડવાનો બહુ એ પ્રયત્ન કરવા લાગ્યો, પણ આંખમાથી ઘેન ખસ્યું નહીં. ફરી બળ કરીને ઉભો થવા લાગ્યો તો જાણે જમીન સાથે અંતે ખીલાથી કોઇએ બેસી દીધો ના હોય એમ લાગ્યું! જમીન નીચેથી જાણે કોઇ બોલતું હોય એમ એને લાગ્યું. કે "પ્રભો! અમારા આ ખુનીને તું જોજે!" એના જવાબમાં બીજો અવાજ કોણ જાણે ક્યાંથી સંભળાયો કે "ચાલીસ વર્ષ પછી હું એને સજા કરીશ." પછી બધું ચુપ થઇ ગયું. પુંજીઆને જરા આરામ લાગ્યો, પણ આંખો ઉઘાડતાં એની નજર પાછી ધીમી પડેલી ચીતાઓના રહ્યાસહ્યા ભડકા પર પડી, ને પાછું ભયંકર લાગવા માંડ્યુ. જાણે સ્મશાનની રાખમાંથી પેલાં બે ભુતો નીકળી આવશે કે શું એમ લાગ્યું.

ઝડપથી, જાણે કોઇને બળે એ જગ્યાએથી એ છૂટયો ને મૂઠીઓ વાળી ગામ તરફને રસ્તે નાઠો. કોઇ એની પાછળ એટલા

ધબકારાથી દોડતું હોય કે જાણે પૃથ્વી ધ્રુજતી હોય એમ એને લાગ્યું. એ પાછળ દોડનાર મ્હોટાં મ્હોટાં ઝાડ એના ઉપર ફેંકતું હતું. પુંજીઓ એક શ્વાસે દોડતો હતો ને પાછળ નજર પણ નાખ્યા વગર છેક સીમ સુધી આવી પહોંચ્યો. હવે એ છેક થાકી ગયો ને તમ્મર આવવાથી જમીન પર પડ્યો.

થોડી વાર પછી પાછો ઉઠ્યો ને જરા ધીમે ધીમે ગામ તરફ ચાલ્યો. બ્હીકને બદલે હવે એના હૃદયમાં તીવ્ર વેદનાએ પ્રવેશ કર્યો હતો.

થોડીવારે સામેથી કોઇ માણસ આવતું હોય તેમ લાગવાથી એ ધ્યાનથી જોવા લાગ્યો તો મંગળ ભૈયો ઓળખાયો.

"દદર ક્યું ભટકતા હે ઉલ્લુ!" મંગળે પુછ્યું 'એટલી રાતના તું ગયો હતો ક્યાં? દેખ? સચ્ચા નહી કહા તો માર ડાલુંગા. સુવ્વર, કહાં રખડતા હે?"

"સમશાન ગયો તો."

"કાયકુ?"

"મ્હેં જાણ્યું કે સમશાનમાં વખતે કાંઇ જોવામાં આવે. વખતે આપોઆપ કોઇ પરચો બતાવે ને કહે કે પેલાં ખુનની મ્હને પરમેશ્વર કેવી સજા કરવાનો છે" પુંજીઆએ જવાબ આપ્યો.

પુંજીઆ! ત્હારા જેવા પાગલ મ્હેં કોઇ ન દેખા. જબાન વશ કેમ રાખવી તે તું બીલકુલ સમજતો નથી. કોઇ ઓરત આગળ કે લડકીઓંકો સબ બડબડ ભડભડ કરી આવે છે. તેઓ લોકની અર્થ વગરની વાતો ધ્યાનમાં રાખે છે ને એ કહે છે તેમની અકલ પરમાને તું હીંડે છે. આખરે સ્ત્રીની બુધ્ધ પાનીએ. હવે એ વાત બહુ ખોલ ખોલ કરશે તો સપડાઇશ. ને ઓ મૂર્ખા! સબ બાત ત્હારા લાભમાં ઉતરી છે તો યે તું ધરાયો નથી તે બધે બકબક કરે છે. આરે આવેલું નાવ તું ડુબાડશે. ને ગધ્ધાવેડાથી તું તો પાયમાલ થશે જ ને વળી મ્હને અંદર ઝંપલાવશે. તું જ્યાં સપડાયો કે મારે માથે આળપંપાળ લાવશે ને તું બી મારો વાંક કહાડશે, કે "મંગલ ભૈયાએ મ્હને લલચાવ્યો! મંગળે મ્હને આ શીખાવ્યો ને મંગળે પેલો શીખાવ્યો" તુમ ગુજરાતી લોક સબ દંડીયોકી માફક એવા એવા બોલશો ને ભલાઇનો બદલો બુરાઇથી વાળશો, અચ્છા સ્મશાનમાં શું દેખ્યો?"

પુંજીઆએ બધી વાત કહી.

એ સાંભળીને મંગળ ખૂબ હસ્યો. "ઉલ્લુકા પઠ્ઠા! ડરના માર્યા એ સબ ભાવ ત્હે મનમાં ધારીને ડર ગયા. ઓર કચ્છુ નથી. ત્હેં ખરેખરો માન લીયો કે ભૂત લોક પરમેશ્વરની આગે બાન કરે છે. આ લકુથી એમનાં કાચલાં ત્હેં તોડ ડાલ્યાં, એમના મગજના ફેંદેફેંદા કર દીયા, ફીર ઓ મુડદે કીસ તરાંહસે બાત કર સકે? ભૂત પ્રેત સબ જૂઠ બાત હે. શંકા ભૂત બનતી હે ઓર મંચ્છા ડાકણ બનતી હે. ભૂત પ્રેત સબ મ્હારી આગે લાવ, ઉસકા ચોટલી મંગળ ભૈયા મંતરતા હે."

પુંજીઆએ કહ્યું શરીર પડ્યાં, પણ એમનાં જીવ તો મરતા નથી. જીવ તો ભગવાનની પાસે જાય છે. "જીવ? કોણ જીવ? એ સબ રંડીયાંકી બાતો હે." મંગળે જોસથી બોલ્યો. "જીવ ઓર આતમાં એ તો કછુ હે નહી. ફીર ઉડકે કહાં બેઠે? મનુષ્ય, પશુ, પંખી, મચ્છ, કીટ ઓર પતંગ એ સબ એ દુનિયામેં જીતા હે, ફીર મરતા હે. મર્યો પીછે ઉસકા કાંવાણુ હોતા હે, પંચ મહાભૂતમેં મીલ જાતા હે. બસ. બેલ ખલાસ! દુસરા કુચ્છ હે નહી."

પુંજીઆએ કહ્યું "ત્યારે અમારા મહારાજ કહે છે કે મરણ પછી પણ આપણે જીવતા રહેવાના એ શું બેહુદું? એ કહે છે



ચિત્રકાર :
રા. રાવલ

પાપીની દશા
"ચંચળ વાડાને ઝાંપે થઇ આંબલીના ઝાડ પાસે
ગઈ એટલે પુંછ્યાએ વાત ચલાવી"

મરણ પછી સારાં કામ કર્યાં હોય એવા લોકો સ્વર્ગમાં જાય છે ને નઠારા પાપી લોકો નરકમાં જાય છે. ત્યાં એમને જમના દૂત મ્હોટી ગદાઓથી મારે છે."

મંગળે કહ્યું "પુંજીઆ ! તું તદ્દન ભલા આદમી છે. છેક જ ઓલીયા. જે કોઇ ત્હને કચ્છુ કહે છે તે તું તરત માની લે છે. સમજતા નથી કે એ લાડુભટ્ટા લોકોને બ્હીવડાવીને પોતે પૈસા કાઢી લેવાની મતલબથી એ સબ બાતો જોડી કાઢે છે." પુંજીઆએ કોઇ દિવસ આવી ચર્ચા સાંભળી ન્હોતી તેથી એ તો અજાયબ થયો ને કહેવા લાગ્યો કે "મંગળ ! ત્યારે ત્હારા કહેવાનો સાર તો એ જ કે માણસને જીવ કે આત્મા કંઇ છે નહી. ને મરી ગયા પછી કંઇ રહેવાતું નથી."

મંગળે ખાત્રીથી કહ્યું કે મરી ગએલો માણસ ફરી કદી કોઇ જગ્યાએ જતો જ નથી. જો કોઇ આદમી મરી ગએલાં આદમી કયા જાય છે એ જાણતો હોય તો ચલ આપણે એ જગા જોવા જઇએ.

પુંજીઆએ કહ્યુ "ઇશ્વર બધું જાણે છે ! મર્યા પછી પરભુના દરબારમાં માણસો ના જતાં હોય ને દેહ પડયા પછી એમના આત્મા ના રહેતા હોય એ વાત હું તો માની શકતો નથી. ખરા ખોટાનો ન્યાય કરનાર ભગવાન છે. મ્હેં જે પાપ કર્યું છે તેની મ્હને બહુ બ્હીક લાગે છે. મ્હારે નરકમાં કોણ જાણે કેવાં એ દુઃખ ભોગવવાં પડશે."

"ઇશ્વર ! પરભુ ! ભગવાન ! ઝીદર' હે સબ ? કોઇ દિવસ મ્હેં તો એને દેખ્યા નથી. કોઇ સસુરને ભી દેખ્યા નથી ને એની સાથ કભી બાત કરી નથી. નાહક લોકોની આગે ગપ્પાં ચાલે છે. પરમેશ્વર હોય તો જોવાય કે બાત થાય ના ? અભી તો બોત બી ભણેલા લોક જાન ગયા હે કી પરમેશ્વર કે દેવ કે દાનવ કે સ્વર્ગ કે નરક કુચ્છ હે નહી. મરણ પછી નરકની યંત્રણા કે સ્વર્ગકા સુખ એ કોઇ બાતકા પાયા જ હે નહી. બોત લોક એ બાત જાનતા હે લેકીન કોઇ હિમ્મતસે બોલ ની શકતા."

"પણ પરમેશ્વર ના હોય તો આ દુનિયા બધી બનાવી કોણે ?" પુંજીઆએ પુચ્છ્યું.

## પ્રકરણ ૫ મું

વાત કરતા કરતા એ બન્ને જણા તળાવના કિનારા સુધી આવ્યા. મંગળ મહાદેવની ઓરડીમાં ગયો ને પુંજીઓ એની કાકીને ઘેર ગયો. કાકી ઉંઘી ગઇ હતી તેને આટલી મોડી રાત્રે જગાડવી તે ઠીક નહીં લાગવાથી પુંજીઓ બહાર ઓટલા ઉપર જ સુઇ રહ્યો.

સવારમાં ઉઠી તરત જ પુંજીઆએ એની કાકીને પાંચ રૂપિઆ આપ્યા અને કહ્યું કે કાકી આજે કંસાર રાંધજો. દાળ, ભાત અને શાક પણ કરજો. પણ હજી કોઇને બ્હાર વાત કરશો નહી. ઘણું કરીને મ્હારૂં વેવીશાળ થશે.

એટલું કહીને પુંજીઓ હરીભાઇના ઘર તરફ જવા નીકળ્યો. ડોસો ઓસરીમાં બેઠો બેઠો કંઇ વાંચતો હતો. જોડેના ખંડમાંથી ચંચળે પોતાના પ્રીતમને જોયો. ઇશારતથી એણે પુંજીઆને પાછળ જવા કહ્યું. પુંજીઓ તરત જ ફરીને પાછળ ગયો અને તુળશી ક્યારાની પાછળ ઉભા રહી એણે સ્મશાનમાં બનેલી બધી વાત ચંચળને અક્ષરે અક્ષર કહી સંભળાવી.

ચંચળે કહ્યું "ઠીક ત્યારે ઇશ્વરે ત્હને સાક્ષાત દર્શન દીધાં, અને ચાલીસ વર્ષ પછી સજા કરવા કહ્યું. એટલા વખતમાં તો આપણે ઘટતાં પ્રાયશ્ચિત કરી શકીશું. પરમાત્મા દયાળુ છે અને આપણે એમને પ્રાર્થનાથી રીઝવી દઇશું. આપણે રોજ, દેવદર્શન કરીશું, ગરીબોને દાન આપીશું, પ્રભુની રોજ ક્ષમા માગીશું. ( ચાલુ )




## રજપુત યુગની એક પ્રણયકથા

લખનાર :–

ચાંપશી વિઠુલદાસ ઉદ્દેશી.

——:o:——

ચિત્રકાર :–

શ્રીયુત એમ. વી. ધુરંધર એ. એમ.

### આગલાં પ્રકરણોનો ટુંક સાર

અજયગઢનો સેનાપતિ અંબર રામગઢના શત્રુરાજ્યનો યુધ્ધમાં પરાજય કરી કેટલાક કેદીઓને પકડી લાવે છે. એ કેદીમાંની રમા નામની એક સ્ત્રીને અજયગઢનો રાજા સમરસિંહ પોતાની પુત્રી વિજયવતિની દાસી બનાવે છે. રમા અને અંબર પરસ્પર પ્રેમમાં છે. અંબરને શિરપાવ આપવા રાજા એક જાહેર સભા બોલાવે છે. અંબરે પકડી લાવેલા શત્રુ કેદીઓમાંથી રમા ને તેના પિતાને કેદમાં રાખી બાકીના કેદીને રાજા સમરસિંહ છોડી મૂકે છે. અંબરને રાજકન્યાનો હસ્ત ગ્રહણ કરવા રાજા કહે છે. અંબર ના પાડે છે. રાજા તેને મારવા તૈયાર થતાં રાજકુમારી વચ્ચે પડી અંબરને બચાવે છે. પુષ્પા રામગઢના રાજાને તથા રમાને છોડાવવા અજયગઢના કિલ્લેદાર જયસિંહને પરણી એક રાત્રે કેદખાનાની ચાવીઓ લઈ પલાયન કરે છે. રમા અંબર વિના કેદખાનું પણ છોડવાની ના પાડે છે પુષ્પા રામસિંહને છોડાવી લઇ જાય છે તે પછી થોડી વારે અંબર કેદખાનામાં આવી બેશુંધ રમાને મુક્ત કરે છે. ત્યાંથી આ વાર્તા આગળ ચાલે છે.

# પ્રકરણ ૧૨ મું

## જયસિંહની મનોદશા.

ધીરે ધીરે પરોઢીયું થવા આવ્યું. મંદ, શીતળ સમીરણની લહરીઓ અજયગઢના કિલ્લાની દિવાલ કુદાવી કિલ્લાના ખુલ્લા ચોગાનમાં ખેલી રહી હતી. પ્રાચી પટની સુવર્ણરંગી ઝાંઝક દિવાકરનું આગમન થવાની આગાહી દઇ રહી હતી.

એ પ્રકાશ ને એ સમીરલહરી કિલ્લેદાર જયસિંહના આવાસમાં પણ આવ્યાં અને નાચતાં નાચતાં કિલ્લેદારનો અંગસ્પર્શ કરી ગેલ કરવા લાગ્યાં. એ ચેતનપ્રેરક સ્પર્શથી કિલ્લેદાર જાગી ઉઠ્યો, આંખો ચોળી, સફાળીને બેઠો થયો।

આંખો ચોળી ? હા। કારણ ?

કારણ કે પરોઢીયાની ગુલાબી ઉંઘમાં હમણાં પંદર દિવસ થયાં જગતમાં પોતને સૌથી વધારે સુખી માનતા જયસિંહે એક મધુર સ્વપ્ન જોયું હતું :

"જાણે પુષ્પા અને પોતે એક ખળખળ શબ્દે વહી જતી, પ્રેમનું સુન્દર ગાન લલકારતી, રૂપેરી રંગની નદીના પટ પર એક નાની રમણીય હોડીમાં બેઠાં. બેઉ બાજુના કાંઠા પર લીલાં વૃક્ષોની હાર અદ્ભુત લાલિત્યથી ગોઠવાઇ હતી. એ પ્રત્યેક વૃક્ષને શિરે વાયુનો મુગટ હોય તેમ આછા, કોમળ સુસવાટથી પ્રત્યેક વૃક્ષ હાલી રહેતું. જળના તરંગો પર સૂર્યના રશ્મિ આછો ચમકાર કરતાં-ઘડીભર લાગતું કે જાણે એ જળરાશિમાંથી જ એ રશ્મિ ફૂટતાં હોય.

હોડી ધીરે ધીરે સરતી હતી.

"ક્યાં જઇએ છીએ વ્હાલા !" પુષ્પાએ નિગૂઢ પ્રેમથી પૂછ્યું.

અદ્ભુત પ્રેમપ્રદેશમાં વ્હાલી ! જ્યાં જયસિંહને મન પુષ્પા અને પુષ્પાને મન જયસિંહ સિવાય બીજું કંઇ જ નથી." જયસિંહે છલકાતા પ્રેમથી પ્રત્યુત્તર આપ્યો.

"વ્હાલા ! આયુધિક ! આ તમારો પ્રતાપ ! દીન, હીન, પુષ્પાને આજ તમે કેવી સુખી કરી ?" પુષ્પાએ ગળગળે સ્વરે કહ્યું.

"પુષ્પા ! મનુષ્યત્વ કોનું નામ ! પ્રેમ વિનાનું મનુષ્યત્વ મનુષ્યત્વ નહિ પણ પશુત્વ છે. પુષ્પા ! પ્રિયા ! મારો આ જન્મ સફળ થયો છે."

ને એમ કહી તે પુષ્પાની બાજુએ આવ્યો. ઉંડા પ્રેમભાવે એક ચુમ્બન લીધું. પુષ્પા શરમાઇ ગઇ, ગાલે શેરડા પડ્યા. એ શેરડાની રેખાઓમાં સૂર્યરશ્મિના સુવર્ણ પ્રકાશે અને જળતરંગના રૂપેરી પ્રકાશે કોઇ અદ્ભુત રંગો પુરી દીધા પુષ્પાના એ નવરંગમિશ્રિત નાનકડા સૌન્દર્યપ્રદેશને જયસિંહ ઘડીભર નિહાળી રહ્યો.

હોડી સરી જ રહી હતી. બેઉ બાજુનાં વૃક્ષો એક પછી એક સરતાં જતાં જણાતાં હતાં.

"ત્યારે શું કિલ્લેદારીનું રાજીનામું આપ્યું ?" પુષ્પાએ પૂછ્યું.

"હા—પ્રેમના દિવ્ય પ્રદેશમાં પ્રવેશ્યા પછી જગતવ્યવહારના એ શુષ્ક પ્રદેશમાં ફરીવાર રાજીયું પણ કરવાનું મન થતું નથી." જયસિંહે ઉત્તર આપ્યો.

"ને એ દિવ્ય પ્રદેશમાં પ્રવેશ કરવાનો પરવાનો અપાવનાર કોણ ?" પુષ્પાએ પૂછ્યું.

"તું ! જીવનસખી ! જીવનજ્યોતિ ! તું".

ને એમ કહી તેણે પુષ્પાનો હાથ પકડવા પોતાનો હાથ લંબાવ્યો ત્યાં તો—

ત્યાં તો તેની આંખ ખુલી ગઇ !

તેણે આંખો ચોળી ફરીવાર આજુબાજુ જોયું ! પુષ્પા ક્યાં હતી ? કદાચ વહેલી ઉઠી હશે.

"પુષ્પા !" તેણે ધીરે સાદે બૂમ મારી

નિગૂઢ નિરવતા વિચિત્રભાવે હસી રહી !

"પુષ્પા !" ફરી જયસિંહે પોકાર કર્યો.

પણ ક્યાં હતી પુષ્પા ? શું એ ખરેખર હોડીમાં બેસી કોઇ અદ્દભુત પ્રદેશમાં તો નહી ચાલી ગઇ હોય ? જયસિંહે સ્વપ્નમાં ન્હોતું જોયું કે તે હોડીમાં હતી ? ને પોતે યે સાથે હતો. પણ પોતે ત્યારે પાછો અહીં કેમ ?

તે પળ-બે પળ વિચારમાં પડ્યો. પુષ્પા ક્યાં ગઇ ?

તે તુરત ઉભો થયો ઉતાવળથી ચારે તરફ ઘૂમવા લાગ્યો. 'પુષ્પા' 'પુષ્પા' એ ધીમો પ્રેમમય ધ્વનિ તેની નાડીમા રક્તના વહન સાથે નીકળી રહ્યો હતો—પણ ક્યાં હતી એ પુષ્પા ?

તે બહાર દોડ્યો. બહાર સૂર્યનાં સોનેરી કિરણો અદ્દભુત વાતાવરણ જમાવી રહ્યાં હતાં. પણ એ પ્રકાશ જયસિંહની આંખે જોયો નહિ—એ સુખ જયસિંહનાં હ્રદયે અનુભવ્યું નહિ. તે અર્ધ—ગાંડાની પેઠે આમ તેમ ઘૂમવા લાગ્યા.

ચોકીદારો જોઇ રહ્યા. કિલ્લેદાર કંઇક શોધે છે એમ કલ્પી રહ્યા—પણ શું તે કળી શક્યા નહિ.

"પુષ્પા !" જયસિંહ અવાજ કર્યો.

ને. વાયુની લહરીઓના તરંગમાં એક નિમિષ માત્રમાં એ અવાજ ઘસડાઇ દૂર ને દૂર જતો ગયો અને એના પડઘા શમ્યા પણ એ પડઘામાં વસેલી કરૂણતા જયસિંહને બમણી વ્યથા આપવા લાગી.

"તમે એને જોઇ ?" જયસિંહે સામે ઉભેલા બે ચોકીદારોને પૂછ્યું.

"કોને ?" તેમાંના એકે પ્રશ્ન કર્યો.

"પુષ્પાને"

"ના જી"

જયસિંહ ગાંડા જેવો બની ગયો. શું વાયુ તેને ઘસડી ગયો ? એક રાતમાં અદ્રશ્ય થઇ ગઇ ? અજબ ! જયસિંહની કલ્પના પણ વ્યર્થ જતી હતી.

એટલામાં તેણે રાજા સમરસિંહના ખાસ ચોકીદાર સુમનસિંહને સામેથી આવતો જોયો. એ અતી ઉતાવળમાં હોય તેમ જણાતો હતો.

"મહારાજા આપને બોલાવે છે", સુમનસિંહે પાસે આવી સ્હેજ નમવા જેવું કરી કહ્યું.

"મને ? અત્યારે ?"

"હા"

"સવારના પોરમાં ?"

"હા જી—ખાસ કારણ છે !"

"શું ?"

"અજયગઢના કેદીઓ નાસી ગયા છે !" હમણાં જ ખબર પડી ! ચોકીદારોને પૂછતા તેઓ જણાવે છે કે તમારી વીંટી બતાવી એક સ્ત્રી તેમને છોડાવી ગઇ !

જયસિંહ ચમક્યો ! એકદમ ઉતાવળમાં આંગળી પર નજર ફેરવી ! વીંટી ત્યાં ન હતી !

તે ગભરાયો. શું પુષ્પાએ દગો દીધો ?

હા—શા માટે ન દે ! તે અંતે તો અજયગઢની જ હતી ને ?

પણ ના—એમ કેમ થાય ? પુષ્પાનો પ્રેમ અતુલ હતો. એવું પ્રેમાળ હ્રદય—એવો ઉત્કટ પ્રેમભાવ આવો દગો કેમ કરી શકે !

"પધારો—આપને સાથે જ લઇ આવવા મહારાજાએ હુકમ આપ્યો છે."

જયસિંહ લાચાર થયો. એક તો પુષ્પા ક્યાં ગઈ હશે તેની ચિન્તા ને એ ચિન્તામાંથી એ પોતે મુકત થાય તે પહેલાં તો રાજાનો આ હુકમ! ભયનું ઝઝૂમતું વાદળ!

"ચાલ સુમનસિંહ!" જયસિંહે લથડતે સ્વરે કહ્યું.

ને એ સુમનસિંહની પાછળ ભ્રામશૂન્ય બનીને ચાલ્યો. આંખે અંધારાં આવતાં હતાં—કાન કશું સાંભળતા ન્હોતા, સાંભળતા હતા માત્ર તેના અને સુમનસિંહના પગલાંનો પડછંદ અને આંખો જોતી હતી માત્ર એ પડછંદમાંથી ઉદ્ભવતો ભય અને નિરાશાનો ચિતાર!

કિલ્લાની બહાર આવતાં જમણી તરફ સુમનસિંહ વળ્યો, પણ કિલ્લેદાર તો વિચારમાં ને વિચારમાં સીધો જ ચાલ્યો.

"આ તરફ બાપુ!" સુમનસિંહે વિનયથી કહ્યું. જયસિંહને ભાન આવ્યું તે જમણી બાજુએ વળ્યો.

હા! શી કઠોરતા હતી વિધિની? જેને તેણે ચાહી—જીવનથી અધિક ગણી—તે અદૃશ્ય થઈ અને વિપત્તિમાં તેને જકડતી ગઈ!

---

## પ્રકરણ ૧૩ મું

---

### કપરો દંડ

જ્યારે સવાર પડી ત્યારે કિલ્લાના એક ચોકીદારે ઉતાવળમાં આવી રાજા સમરસિંહના વિશ્રામગૃહમાં એક ચીઠ્ઠી મોકલી અને કિલ્લાની બહાર ભીંત પર એ ટાંગેલી તેણે સવાર પડતાં જ જોઈ હતી એમ કહી મોકલાવ્યું.

સમરસિંહે એ ચીઠ્ઠી વાંચી.

"શત્રુ!—તારા સેનાપતિએ મને યુધ્ધના કેદી તરીકે તારી સામે રજુ કરેલ, પણ હું રામગઢનો રાજા રામસિંહ છું એ તું ઓળખી ન શકયો એટલી પ્રભુની રામગઢ પર મહેર! હવે હું ને મારી પુત્રી રમા કેદમાંથી નાસી રામગઢ જઈએ છીએ! નવાં યુધ્ધ, માટે તૈયાર રહેજે—રામસિંહ"

સમરસિંહનો ક્રોધ હાથ રહ્યો નહિ. તેણે ત્રાડ પાડી "કોણ લાવ્યું છે આ? તેને તરત બોલાવો."

ને એ ચોકીદાર રાજા સન્મુખ તુરત હાજર થયો.

"ક્યાંથી મળી આ ચીઠ્ઠી? ક્યારે મળી?"

"હમણાં જ—હું કિલ્લાના મુખ્ય દરવાજા પાસેથી જતો હતો ત્યાં ભીંતે વળગાડેલી આ ચીઠ્ઠી જોઈને તરત જ આપની હજુરમાં મોકલી"

"જા દોડ—એ કેદખાનાના ચોકીદારોને પકડીને હાજર કર—જા! વિલંબ ન કર!"

એ ચોકીદાર દોડ્યો. સમરસિંહ ક્રોધથી સળગી રહ્યો હતો! શત્રુરાજા હાથમાં આવ્યો હતો ને નાશી ગયો! ચોકીદારોનાં માથાં વગર વિલંબે ધડથી જૂદાં કરી નાખવાં એવો દૃઢ ઠરાવ હાથની મુઠ્ઠીઓ વાળીને તથા હોઠ પીસીને તેણે મનમાં જ કર્યો.

ત્યાં રાજકુમારી વિજયવતી આવી!

"કાં શું છે પિતાજી!"

"પલાયન!—તારી રમા ને તેનો બાપ પલાયન! અરે! એ તો રામગઢનો રાજા હતો! મૂર્ખ ગમાર ચોકીદારો!"

"શું ત્યારે રમા રામગઢની રાજકુંવરી હતી!"

"હા!"

ત્યાં તો કેદખાના પર પહેરો ભરતા બંને ચોકીદારોને રાજા સન્મુખ હાજર કરવામાં આવ્યા.

"કેમ! આમ ચોકીદારી કરો છો? તમારો અત્યારે જ વધ થશે."

"મહારાજ!" તેમાંના એકે કહ્યું 'અમારો વાંક નથી. કિલ્લેદાર સાહેબની વીંટીને માન ન આપીએ તો તમે ધખો ને?'

"કિલ્લેદારની વીંટી?"

"હા જી–રાત્રે બારેકને સુમારે એક બાઇ કિલ્લેદાર સાહેબની વીંટી દેખાડી કેદીઓને છોડાવી ગઇ. પછી અમારો શો ગુન્હો માબાપ?"

"એમ! અરે સુમનસિંહ!"

"મહારાજ!" સુમનસિંહે બહારથી દાખલ થતા કહ્યું.

"કિલ્લેદારને હમણાં જ–તારી સાથે જ અહીં લઇ આવ."

"હા જી" કહી સુમનસિંહ દોડયો.

"અજબ વાત છે વિજયવતી! આ ભેદ કંઇ સમજાતો નથી. પંદર દિવસ પહેલાં પેલો પુષ્પસિંહ નાશી ગયો. એ કયાં ગયો તેનો પત્તો કોઇ પણ બાયલો અજયગઢવાસી નથી દેખડતો. હવે આ બે ભાગી ગયા! પણ કિલ્લેદાર ગધેડો જ ને? એમ વીંટી રખડતી રખાતી હશે?"

ચોકીદારો અંદરથી ધ્રુજતા હતા.

એટલામા સુમનસિંહ કિલ્લેદાર જયસિંહ સાથે દાખલ થયો.

"મૂર્ખ! બેવકુફ! કિલ્લેદારી આ રીતે થાય? કયા છે તારી વીંટી?"

જયસિંહે જાણતો હતો કે વીંટી ન્હોતી, છતાં બનાવટી ઢબે તેણે હાથની આંગળીઓ પર નજર ફેંકીને ચમકયો હોય એવો દેખાવ કર્યો.

"કંઇ સ્ત્રીને આપી હતી? સાચું બોલ, કેદીઓને ભગાડનાર એક સ્ત્રી છે." સમરસિંહે બુલંદ અવાજે પૂછયું

"મહારાજ! થોડા દિવસ થયાં એક સ્ત્રી સાથે લગ્ન કરી મેં તેને કિલ્લામા રાખી હતી. કદાચ તે હોય. હાય! મને દગો દીધો!" જયસિંહે માથું હાળી કહ્યું.

'એક સ્ત્રી!" મહારાજા બરાડી ઉઠયા "રસ્તે ચાલતી સ્ત્રીને પરણ્યો હતો શું? ચાલ સરખો જવાબ દે–કોણ હતી એ સ્ત્રી?"

"મહારાજ!—પુષ્પા!

"પુષ્પા–એ કોણ વળી?"

"પુષ્પસિંહને વેષે ફરતી—"

"હેં?"

"પુષ્પસિંહ એ જ પુષ્પા! બાપુ! એની સુંદરતા પર હું લોભાયો ને આજ આ દગો થયો!"

"નાલાયક! શત્રુ રાજ્યની સ્ત્રી સાથે લગ્ન? ને આ પ્રકારે છૂપી રીતે? સુમનસિંહ! કિલ્લેદારને કેદ કરો ને બીજો કાંઇ પણ હુકમ થાય ત્યાં સુધી સખત કેદમાં રાખો."

"બાપુ! દયા કરો. મારો વાંક નથી!"

"અજયગઢને તેં દગો દીધો છે. ખરા રજપુતને માટે દેશદ્રોહ જેવો કોઇ ગુન્હો નથી. જા! લઇ જા એને સુમનસિંહ!" ને તે પછી કેદખાનાના બે ચોકીદારો તરફ ફરી રાજાએ કહ્યુ "જાઓ! તમે છૂટા છો, પણ હવે સાવધાનીથી વર્તો. હવે મારા પોતાના હુકમ સિવાય કોઇ પણ કેદીને છોડવો નહિ."

"જેવો બાપુનો હુકમ" કહી એ બે પહેરેગીરો નમન કરી ચાલ્યા.

"ને જો સુમનસિંહ!" જયસિંહને લઇ જતા સુમનસિંહને રાજાએ કહ્યું "તું હમણાં જ જા અને દશ દશ સીપાઇની ટુકડીને ચારે દિશામાં દોડાવ. તું પણ એક ટુકડી સાથે જ જે. ગમે તેમ પણ નદી પાર કરી જાય તે પહેલાં એ કેદીઓને પકડો. પકડનારને વંશ પરંપરા વર્ષાસન મળશે."

"ભલે બાપુ! હમણાં જ ગોઠવણ કરૂં છું"

એ બે અદ્રશ્ય થયા! રાજા સમરસિંહ વિજયવતી પ્રતિ જોઇ રહ્યો ને કહ્યું "બધી બાજી ઉંધી વળી ગઇ!"

---

## પ્રકરણ ૧૪ મું

### સૌભાગ્યવતીને તીરે.

અજયગઢ અને રામગઢના શત્રુરાજ્યોને સૌભાગ્યવતી નામે નદી જોડતી. એ નદીની એક બાજુ અજયગઢ ને અન્ય બાજુ રામગઢ હતું. નાની હોવા છતાં પ્રમાણમાં એનો પટ પહોળો હતો. એ નદીનું અપભ્રંશ નામ 'સોભાગ' હતુ અને કેટલાક રસિક જન તેને "સોહાગ" નામે ઓળખતા.

એ નાની નદીને ડાબે કાઠે અજયગઢનો કિનારો હતો. હમણાં સૂર્યોદય થઇ ચૂક્યો હતો. સૂર્યનાં કિરણો વધુ ને વધુ પ્રખર થતાં હતા. લીલાં વૃક્ષોનાં પાંદડાં પર સોનેરી ચમકાર આંતજા કરી રહ્યો હતો. નદીને કીનારે એક હોડી બાધી હતી, પણ તેનો માલિક ત્યાં ન હતો.

એટલામા એ કિનારા પાસે અંબર અને રમા આવ્યાં. રમા છેક જ થાકી ગઇ હતી, લથડતી લથડતી ચાલી રહી હતી, પણ 'આશા' તેને નવું બળ પૂરતી.

"રમા!" અંબરે કહ્યું "હવે અહી જરા વિશ્રામ લઇએ."

"હા" રમાએ જવાબ આપ્યો.

ને ત્યાં નદીને કાંઠે ઉભય બેઠાં.

સામેના વૃક્ષ પરનાં થોડાંક ફળો અંબર લાવ્યો ને ઉભયે તે ખાધાં. પછી નદીમાં હાથ ધોઇ પાણી પીધું, અને સ્હેજ સ્વસ્થ થઇ બેઠાં.

"રમા!" સ્વસ્થ થયા બાદ અંબરે ઉત્કટ પ્રેમભાવે રમાનો હાથ પકડી કહ્યું "હવે આપણે કોઇ દૂર દૂરના પ્રદેશમાં જઇશું. જ્યાં માનવની સત્ય પ્રેમ પ્રત્યેની બેદરકારીનું નામ માત્ર નહિ હોય એવા કોઇ સુન્દર નિર્જન પ્રદેશમાં આપણે જઇશું. ત્યાં–ત્યાં મુક્તકંઠ, મુક્તપ્રાણ પ્રેમના ગુણગાનમાં જીવન વ્યતિત કરશું. એ એકાંત, સૌન્દર્યમય, પ્રેમપૂરિત પ્રદેશની તને રાજરાજેશ્વરી બનાવીશ; અને હું થઇશ તારી પ્રેમાળ, પૂજારી પ્રજા! ત્યાં વાયુને સુસવાટે પ્રેમના મધુમધુર ગાન કર્ણપટે અથડાઇ રહેશે. કિલકિલ વહેતી સરિતાનો શબ્દ પ્રેમગાથા ગુંજી રહેશે. વૃક્ષને પ્રત્યેક પાંદડે 'પ્રેમ' વંચાશે. આકાશના સોનેરી રંગોમાં, સન્ધ્યાના આછા ગુલાબી પ્રકૃતિપટમાં, ઉષાની કમનીય ઉજ્જવલતામાં 'પ્રણય' 'પ્રણય' અને 'પ્રણય' જ વંચાશે. રમા! વ્હાલી! ચાલ! ચાલ! એ નિરવ, નિગૂઢ, નિર્જન, પ્રેમાનન્દિત રમ્ય પ્રદેશમાં ચાલ!"

એમ કહી તેણે ઉભરાતે અંતરે રમાનો હસ્ત ચુંમ્યો.

રમાના ગાલ પર લજ્જાએ રતાશ પૂરી. રતાશની એ રેખાઓ જોઇ સરિતા ઘડીભર થંભવા જેવું કરી એ રજપુત મુગ્ધાને જોઇ રહેલી લાગી.

અંબર રમા સામે જોઇ રહ્યો.

"અંબર! વ્હાલા! એક વાત કહું?"

રમાએ કહ્યુ

"અંબરના મનોરાજ્યમાં રમાને કશાનો પ્રતિબંધ નથી" અંબરે ઉત્તર વાળ્યો.

રમાએ ચારે બાજુ ભયની એક ધીમી નજર ફેંકી, અંબરની સ્હેજ પાસે આવી ધીમે સ્વરે કહ્યું.

"અંબર! મારા પિતા રામગઢના રાજા થાય!"

અંબર ચમક્યો!. શું પોતે રામગઢની રાજકન્યા મેળવવા ભાગ્યવંત થયો હતો?

"રમા! તો હું મને વધુ ધન્ય સમજું છું. રામગઢની રાજકન્યા અજયગઢના સેનાપતિની હૃદયરાણી થાય એ અજયગઢનું ઓછું સૌભાગ્ય નથી."

ને તેણે રમાની પાસે આવી ઉંડા પ્રેમથી તેને એક ચુમ્બન લીધું. અંબરના વિશાળ વક્ષઃસ્થળ પર, સુદૃઢ ભુજપાશમાં રમા ઘડીભર કેદી બની રહી.

"રમા ! પ્રિય ! તારા મનોરથ પૂર્ણ કરવા એ જ મારા જીવનનું ધ્યેય રહેશે. આજ–આજ હૃદયને સિંહાસને તારો રાજ્યાભિષેક કરું છું મારી દેવી ! અને તેની સાક્ષીમાં પ્રકૃતિ માતાના આ સુંદર પ્રેમાળ સંતાનો ઉષા, વાયુ, સરિતા એ સૌને સાક્ષી રાખું છું. તારો આનંદ એ મારું સ્વર્ગ, તારું હાસ્ય મારું ઇંદ્રાસન, તારી મધુર વાણી મારા જીવનનો પરમ ઉલ્લાસ, તારો પ્રેમ મારો મોક્ષ ! હા ! એ સર્વ આજ હું પામ્યો. હવે, હવે, મને કશાની આકાંક્ષા નથી ! જગદીશ્વર ! જગન્નિયંતા ! આ સહચરી–આ જીવનસખિ પ્રતિ ભવ સાથે જ રહે એ સિવાય મારી અન્ય કશી યાચના નથી."

"વ્હાલા ! તમારા જેવા સહૃદયી વીર જગતમાં કેટલી રમણી પામે છે ! ધન્ય છે રમા–ધન્ય છે એનું જીવન કે અંબરની એ દાસી બની શકે. એને ચરણે બેસી નિરંતર પ્રેમામૃત પી શકે, એ વીરવરની પ્રેમભરી વાણીની સરિતામાં સ્નાન કરી સ્નિગ્ધ થાય. પ્રાણવલ્લભ ! સૃષ્ટિનું પ્રાકૃતિક સૌન્દર્ય, માનવ હૃદયમાં અમૃત સમો સ્નેહ અને અનુષ્યાત્મામાં વસતી નિર્મલ ભાવનાઓ; એ વસ્તુઓ પામી તેનો યોગ્ય ઉપભોગ કરનારનું જીવન સફળ છે. પ્રાણેશ ! મારી જીવન આશા ! તમે મને સદાકાલ તમારા હૈયાના સ્નેહસરોવરમાં ન્હવડાવજો, અને મારા હૈયાના સરોવરમાં તમે રમણ કરજો. આપણે ઉભય સ્નેહને પૂજશું, સ્નેહના વ્રત પાળીશું અને આપણા જીવનને સ્નેહમય બનાવીશું."

"રમા ! જીવન ! આપણા બે આત્માનો સંયોગ સ્નેહધર્મને વિકસાવશે અને ગૃહસ્થાશ્રમની નિકુંજમાં અનેરી સુવાસ મ્હેકાવશે. હૃદયેશ્વરી ! રમા ! તને પામી હું સમસ્ત બ્રહ્માંડ પામ્યો છું."

ને એમ કહી તેણે ફરીવાર રમાનો હસ્ત ઉછળતા પ્રણયથી ચૂમ્યો. એ બે પ્રેમીઓ પળવાર એક બીજાની સામે સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યા. એ પરસ્પરના દૃષ્ટિપાતે પ્રણયની અનેક ગૂઢ વાતો કરી લીધી, અનેક ગહન પ્રેમસૂત્રો ઉકેલ્યાં. પાસેના વૃક્ષ પર છુપાયેલી કોયલ "કુહુ કુહુ" કરતી અટકી ગઇ, આ પ્રણયી યુગલને નીરખી રહી; ભૂરા આકાશમાં સરી જતી અર્ધ સોનેરી વાદળી ઘડીભર સ્થંભી જઇ આ સ્નેહાળ કાન્ત અને કાન્તાને અનિમિષ નયને નિહાળી રહી.

પણ તેટલામાં દૂરથી ઘોડાઓના દાબડાનો અવાજ સંભળાયો ! રાજાના સીપાઇઓ તો નહિ આવતા હોય ?

અંબર સાવધ બન્યો. ઉભય ઉઠીને ઉભાં થયાં.

"કોણ હશે ?" રમાએ સ્હેજ ગભરાટમાં પૂછ્યું.

"ભય નથી. અંબર આવા પ્રસંગો માટે ટેવાયેલો છે" અંબરે હિંમત આપતાં કહ્યું.

ને એ અવાજ પાસે ને પાસે આવતો ગયો. થોડીવારમાં વૃક્ષોની ઘટામાંથી અશ્વ પર બેઠેલ રામસિંહ અને પુષ્પા નજરે પડયાં.

રમા નિસ્તબ્ધ થઇ ગઇ ! તેનો પિતા ?

રામસિંહ રમાને જોતાં અશ્વ પરથી કુદી પડયો, અને એક ક્ષણમાં રમાની પાસે આવી બોલ્યો "રમા ! પુત્રી ! કયાં હતી તું ? પુષ્પા ! મેં ન કહ્યું કે પિતાપુત્રીનો પ્રેમ તું સમજી શકે નહિ ? એ પ્રેમ ગમે તે દશામાં પણ અમને વિખુટાં ન જ પાડી શકે."

ને એ પિતાપુત્રી ભેટી પડયાં ! રામસિંહને સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો.

ભેટયા બાદ તેણે અંબર પ્રત્યે તિરસ્કારની એક દૃષ્ટિ ફેંકી. "તમે અહીં શા માટે ?"

"આપની પુત્રીની રક્ષા અર્થે મહારાજ !"

રામસિંહ ચમક્યો! પોતે રામગઢનો રાજા છે એ વાત અંબરે ક્યાંથી જાણી?

"ક્ષમા કરજો–તમે શત્રુ છો. તમારો હું વિશ્વાસ નથી કરી શકતો રમા! ચાલ! આ હોડી રહી. ચાલ આપણા રાજ્યમાં!"

રમાએ અંબર પ્રતિ અને પછી યાચના કરતી આંખોએ પિતા તરફ જોયું. જાણે કહેતી હોય કે "અંબર વિના રમા ક્યાં જાય! ચંદ્ર વિના રજની કેમ સોહાય?"

"ચાલ! ઉભી શા માટે છો? વખત ન ગુમાવ."

"એ નહિ આવે. અંબરને લીધા વિના નહિ આવે" પુષ્પા બોલી "એ અને અંબર પરસ્પર પ્રેમથી–"

"શું?" રામસિંહ બરાડી ઉઠ્યો "શત્રુ સાથે પ્રેમ? ને તે પણ રામસિંહની પુત્રીના હૃદયમાં? કહે–કહે–રમા! શું તું ખરેખર મારી જ પુત્રી છે? મને વિશ્વાસ નથી આવતો! રામસિંહની પુત્રી આવી હોય?"

રમા શરમાઇને નીચું જોઇ રહી. તેની આંખમાંથી ઉન્હાં ટીપાં ખરી રહ્યાં!

'મને કેદ કરનાર આ નરાધમ તારો પ્રેમી થાય? તને પરણે? નહિ–નહિ. તે પહેલાં હું તારું ગળું દાબી તને મારી નાખવી બ્હેતર ધારીશ. રામગઢ અજયગઢ સાથે કદી ન જોડાય! મારી સાત પેઢીની ટેકને આજ તું ચૂકાવી રહી છો રમા! ચલ! આ અધર્મનો વિચાર તજી દે."

અંબરનો હાથ તલ્વારની મુઠ પર ગયો. "મુરબ્બી! વિનયથી બોલો. હું રજપુત છું. મેં મારું હૃદય આપની પુત્રીને આપીને તેના બદલામાં એનું હૃદય મેળવ્યું છે. રજપુત બચ્ચો કદી ભીખ માગતો નથી."

"પણ રામસિંહ પોતાના બાપ દાદાઓનું વેર પોતાની પુત્રી શત્રુને આપીને લે એવો મુર્ખ નથી. રામગઢનું રત્ન રામગઢમાં જ વરશે, કે અન્ય મિત્રરાજ્યમાં વરશે, અજયગઢમાં ન જ વરે. તારી વીરતા તારી પાસે રાખ. હું ફરીવાર અજયગઢ પર હલ્લો લઇ આવનાર છું ત્યારે કામ લાગશે."

"હવે તમે મારી વીરતા પર હુમલો કરી રહ્યા છો. મારાથી એ નહિ ખમાય."

એમ કહી અંબરે મ્યાનમાંથી તલ્વાર કાઢી. સૂર્યના પ્રખર પ્રકાશમાં એનું પાનું ચમકી રહ્યું!

"ન ખમાય તો આવ, જોઇ લે મારો હાથ" કહી રામસિંહે પોતાના અશ્વની સવારી સાથે બાંધેલી તલ્વાર છોડી.

"અરે પિતા! પિતા! આ શું કરી રહ્યા છો? જેણે મને કેદમાંથી છોડાવી તેની હત્યા કરવા તમે તત્પર થયા છો?"

"ચૂપ!" રામસિંહે ત્રાડ મારી કહ્યું "શત્રુ એ શત્રુ જ છે; અને શત્રુ સામે ખરો રજપુત શાન્ત ન જ રહી શકે."

"ત્યારે આવી જાઓ" અંબરે કહ્યું.

"ભલે!" રામસિંહે જવાબ વાળ્યો ને મ્યાનમાંથી નીકળેલી તેની તલ્વાર અંબરની તલ્વાર સામે ઝગમગી રહી.

"અંબર! અંબર! તમે શું કરી રહ્યા છો? ઘડી પહેલાંની તમારી કોમળતા, તમારો પ્રેમ, તમારા હૃદયની આર્દ્રતા ક્યાં ગયાં?"

"રમા! રજપુતના જીવનની ઢાલને બે બાજુઓ હોય છે. એક બાજુ કોમળ હૃદયની. આ બાજુ પ્રેમ, મીઠાશ ને કોમળતાના રંગે રંગાયેલી હોય છે. બીજી બાજુ કઠોર હૃદયની હોય છે. આ બાજુ તિરસ્કાર, કટુતા અને વજ્રતાના રંગે રંગાયેલી હોય છે. હું રજપુત છું. અપમાન મારાથી નહિ જ સહાય."

"હાય વિધાતા!" રમા રડી પડી.

"ચાલ–તૈયાર થા" રામસિંહે પહેરણની બ્હાંયને વળ દઇ ઉંચે ચઢાવતાં કહ્યું.

"અંબરની તલ્વાર સદા જાગતી જ છે."

ને બે તલ્વારો એક ક્ષણમાં એક બીજી સાથે અથડાઇ. વિજળી સમા તણખા તેમાંથી

ઝરી રહ્યા હોય એવો ભાસ થયો. સૂર્યના તાપની પ્રચંડતામાં એ તણખાનો ચમકાર દ્વિગુણિત થયો.

"નહી" બે તલ્વારોની વચ્ચે રમા આવી ઉભી "તમને નહિ લડવા દઉં. લડતા પહેલાં મને મારી નાખો. મારી નજર સામે આવું અમાનુષી વર્તન નહિ જ ચલાવાય. જોઉં કે પિતા અને પતિમાં કોણુ વધારે કઠોર છે? કોણુ પહેલી તલ્વાર મારા પર ચલાવે છે?"

"રમા–આઘી ખસ" રામસિંહ બોલ્યો "છોકરમતી ન કર."

પણુ એટલામાં તો દૂરથી ઘોડાના દાબડા સંભળાયા. એક નાની શી ટુકડી એ તરફ આવતી હોય એમ અવાજ પરથી જણાતું હતું.

સૌ સાવધ બન્યા. રામસિંહે ધારી લીધું કે સજા સમરસિંહના માણસો જ હોવાં જોઇએ. અંબરે પણુ એમ જ ધાર્યું.

ને અંબરનું હૃદય એ વિચારે દ્રવ્યું. તેની પ્રિય રમા ફરી કેદમાં! ક્ષણુ પહેલાંની કઠોરતા એકદમ પીગળી ગઇ. હૃદયમાં દયાનો ભાવ ને પ્રેમનું ઝરણુ વહી રહ્યાં!

હા! આ વખતે ખરેખર રમાને બચાવવી જ જોઇએ.

"વડીલ" અંબર વૈરભાવ ભુલી જઇ બોલ્યો "આ હિસાબ આપણે અન્ય કોઇ વખત કરીશું. હમણાં તો આપ રમા તથા આ બાઇ સાથે હોડીમાં જાઓ ને સામે પાર પહોંચી જાઓ. હું રાજાના સીપાઇઓ સાથે લડીશ ને તેમને રોકી રાખીશ. તમે એ દરમ્યાન સામે પાર પહોંચી જશો."

"અંબર! અંબર! શું આ સત્ય કહે છે?" રામસિંહ માની ન શક્યો.

"હા વડીલ! પણુ વિલંબ ન કરો."

"તો મને માફી આપ. મેં તને અણુછાજતાં વચન કહ્યાં છે. અજયગઢ સાથે મારે શત્રુતા છે, પણુ અંબર સાથે નથી."

"એ બધું પછી, જાઓ જંઠ!"

ને તેઓ ત્રણે હોડીમાં બેઠાં. અંબરે કિનારે બાંધેલી ગાંઠ છોડી ને હોડી નદીના પટ પર સરતી થઇ!

ત્યાં તો દશ સીપાઇની ટુકડી અંબર સામે આવી લાગી. એ ટુકડીને મોખરે સુમનસિંહ હતો!

"કોણુ અંબર! દુશ્મનો પેલી હોડીમાં જાય છે ને તમે અહીં સ્થિર કેમ ઉભા છો?"

"સુમન! રજપુતને સત્ય પ્રિય હોય છે. મેં જ તેમને નસાડયાં. આવો, પહેલાં તમે બધા મારી સાથે લડો. મને માર્યા પછી અહીંથી આગળ વધો ને હોડીનો પીછો પકડો."

"દેશદ્રોહી! નરાધમ!" સુમનસિંહે ક્રોધથી કહ્યું "શું અજયગઢ જેની વીરતાને પુજતું હતું એ જ તું અંબર? ના—ના કદી ન હોય."

"એનો જવાબ મારી આ તલ્વાર આપશે" અંબરે તલ્વારનું પાનું હવામાં વીંઝીને કહ્યું.

"સાવધ!" સુમનસિંહે સીપાઇઓને કહ્યું ને પળવારમાં લડાઇ શરૂ થઇ. અંબર એકલો એ અગીયાર વચ્ચે ઝઝુમી રહ્યો! તેમાંના ત્રણુને પૂરા કર્યા. તેને પોતાને બે ઘા વાગ્યા હતા.

ને જ્યારે તેણે જોયું કે હોડી સામે કાંઠે રામગઢના રાજ્યમાં પહોંચી ત્યારે તલ્વાર ફેંકી દઇ તેણે કહ્યુ "હું શરણે આવું છું. મને કેદ કરો!"

ને પળવારમાં સીપાઇઓએ તેને ઘેરી લઇ કેદી બનાવ્યો! (ચાલુ)

# નવચેતન

## અને રંગભૂમિ



પુસ્તક : ૮
અંક : ૬

માર્ચ
૧૯૨૯

તંત્રી :- ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
ઑફિસ :- ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા

ઝરી રહ્યા હોય એવો ભાસ થયો. સૂર્યના તાપની પ્રચંડતામાં એ તણખાનો ચમકાર દ્વિગુણિત થયો.

"નહી" એ તલ્વારોની વચ્ચે રમા આવી ઉભી "; તમને નહિ લડવા દઉં. લડતા પહેલાં મને મારી નાખો. મારી નજર સામે આવું અમાનુષી વર્તન નહિ જ ચલાવાય. જોઉં કે પિતા અને પતિમાં કોણ વધારે કઠોર છે? કોણ પહેલી તલ્વાર મારા પર ચલાવે છે?"

"રમા—આઘી ખસ" રામસિંહ બોલ્યો "છોકરમતી ન કર."

પણ એટલામાં તો દૂરથી ઘોડાના દાબડા સંભળાયા. એક નાની શી ટુકડી એ તરફ આવતી હોય એમ અવાજ પરથી જણાતું હતું.

સૌ સાવધ બન્યા. રામસિંહે ધારી લીધું કે સજા સમરસિંહના માણસો જ હોવાં જોઇએ. અંબરે પણ એમ જ ધાર્યું.

ને અંબરનું હૃદય એ વિચારે દ્રવ્યું. તેની પ્રિય રમા ફરી કેદમાં! ક્ષણ પહેલાંની કઠોરતા એકદમ પીગળી ગઈ. હૃદયમાં દયાનો ભાવ ને પ્રેમનું ઝરણ વહી રહ્યાં!

હા! આ વખતે ખરેખર રમાને બચાવવી જ જોઇએ.

"વડીલ" અંબર વૈરભાવ ભુલી જઈ બોલ્યો "આ હિસાબ આપણે અન્ય કોઇ વખત કરશું. હમણાં તો આપ રમા તથા આ બાઇ સાથે હોડીમાં જાઓ ને સામે પાર પહોંચી જાઓ. હું રાજાના સીપાઇઓ સાથે લડીશ ને તેમને રોકી રાખીશ. તમે એ દરમ્યાન સામે પાર પહોંચી જશો.'

"અંબર! અંબર! શું આ સત્ય કહે છે?" રામસિંહ માની ન શક્યો.

"હા વડીલ! પણ વિલંબ ન કરો."

"તો મને માફી આપ. મેં તને અણછાજતાં વચન કહ્યાં છે. અજયગઢ સાથે મારે શત્રુતા છે, પણ અંબર સાથે નથી."

"એ બધું પછી, જાઓ ઝટ!"

ને તેઓ ત્રણે હોડીમાં બેઠાં. અંબરે કિનારે બાંધેલી ગાંઠ છોડી ને હોડી નદીના પટ પર સરતી થઇ!

ત્યાં તો દશ સીપાઇની ટુકડી અંબર સામે આવી લાગી. એ ટુકડીને મોખરે સુમનસિંહ હતો!

"કોણ અંબર! દુશ્મનો પેલી હોડીમાં જાય છે ને તમે અહીં સ્થિર કેમ ઉભા છો?"

"સુમન! રજપુતને સત્ય પ્રિય હોય છે. મેં જ તેમને નસાડયાં. આવો, પહેલાં તમે બધા મારી સાથે લડો. મને માર્યા પછી અહીંથી આગળ વધો ને હોડીનો પીછો પકડો."

"દેશદ્રોહી! નરાધમ!" સુમનસિંહે ક્રોધથી કહ્યું "શું અજયગઢ જેની વીરતાને પુજતું હતું એ જ તું અંબર? ના—ના કદી ન હોય."

"એનો જવાબ મારી આ તલ્વાર આપશે" અંબરે તલ્વારનું પાનું હવામાં વીંઝીને કહ્યું.

"સાવધ!" સુમનસિંહે સીપાઇઓને કહ્યું ને પળવારમાં લડાઇ શરૂ થઇ. અંબર એકલો એ અગીયાર વચ્ચે ઝઝુમી રહ્યો! તેમાંના ત્રણને પૂરા કર્યા. તેને પોતાને બે ઘા વાગ્યા હતા.

ને જ્યારે તેણે જોયું કે હોડી સામે કાંઠે રામગઢના રાજ્યમાં પહોચી ત્યારે તલ્વાર ફેંકી દઇ તેણે કહ્યું "હું શરણે આવું છું. મને કેદ કરો!"

ને પળવારમાં સીપાઇઓએ તેને ઘેરી લઇ કેદી બનાવ્યો! (ચાલુ)

"મ્હારું બાલિશ મન પણ દેવળ ઉપર જ ચોંટયું હતું; જો કે ઉપદેશકના આસન ઉપર તો નહિ જ. એક પાદરી સાહેબની મુલાકાતથી મ્હારા મનમાં કૉંગોના જંગલોમા કાફરો માટે યુદ્ધ કરવાના, જંગલમાં રખડી ત્હેમને સિંહ, વાઘ, હાથી અને મગરથી બચાવી ત્હેમની કૃતજ્ઞતા અને પ્રેમ સંપાદન કરવાનાં અને ત્હેમનો "ગોરો રાજા" બની બેસવાનાં સ્વપ્ન ઊભા થયાં. અને આ વાત ટાર્ઝન અને સિનેમા આવ્યાં તે પહેલા બનેલી, જેથી ત્હમને જણાશે કે મ્હારૂ સ્વપ્નદૃષ્ટાપણું એ મ્હારી ખોડ ન હતી, પરતુ મ્હારા મોટા ભાઈની અસર તળે આવ્યો એટલે તરત જ મ્હારૂં ચંચળ મન અને ચારિત્ર્ય ફેરવાઈ ગયા. ત્હેને નાટકનો બહુ શોખ હતો અને જ્યારથી ઘરના એક ખડનું ખાનગી નાટકશાળામા રૂપાતર કરી, ખુરશીઓની બેઠક ઉપર આડાં પાટીઆ નાખી બનાવેલી અમારી વિદ્યુત્-ગતિથી ઉભી કરેલી રંગભૂમિ ઉપર, સ્કોટ વગેરેની બાલહૃદયને પ્રિય હોય એવી આખ્યા-યિકાઓ અરસપરસ ભજવવા માંડી ત્યારથી



'ઑથેલો' તરીકે



'હેમ્લેટ' તરીકે

મ્હેં કાફરોને અને વાંદરાઓને પાણીચું નાળીએર આપી, દર્વિંગના પ્રતિસ્પર્ધી થવાનો નિશ્ચય કર્યો

"મ્હારા અભિમાનને લીધે, અમારા શહેરની એક નાટકશાળાના અભિનયની સમાલોચના કરવાનું કાર્ય મ્હે કરવા માંડયુ. એ નાટકમા "રોમીઓ અને

જુલીએટ" સાથે મ્હારો મથમ પરિચય થયો. અને મ્હને ખાસ મુગ્ધ કરનાર "ટાઇબાલ્ટ" નામક પાત્રનો ભાગ કેમ ભજવવો જોઇએ એ મ્હારા ભાઇને અમારા ભોજનાલયમાં મ્હેં બતાવ્યું તે મ્હને યાદ છે. ઍન્વેલીઓ સાથેના ત્હેના શરૂ થતા ભાષણથી હું ખૂબ મુગ્ધ થયો હતો.

"ઘણા કોપથી, મ્હારા ભાઇ સામે-તિરસ્કૃત મોન્ટેગ્યુ સામે-તરવારની અણી રાખી હું ત્હેને ઓરડાને પેલે પાર પહોંચાડી આવ્યો, પરંતુ છેલ્લે ધસારે ત્હેને રકાબી પ્યાલાના ટેબલ સાથે જોરથી સમાગમ કરાવ્યો જેથી જમીનદોસ્ત થતી રકાબીઓ તથા કાચનાં વાસણોએ મહા ભયાનક ધ્વનિ કરી મૂકયો. મ્હારા પિતાશ્રી તે સ્થળે આવી પહોચ્યા અને ત્યાર પછીનાં કેટલાંક અઠવાડીઆં સુધી અમારો નાટકીય ઉત્સાહ મંદ થતો ચાલ્યો.

'હું મ્હારા ખીસ્સા ખર્ચની દરેક પાઇ નાટકની ગેલેરીમાં વાપરતો હતો તે મ્હારા પિતા જાણતા હતા, છતાં ત્હેમને તે માત્ર અલ્પજીવી ધૂન લાગતી હતી અને ધાર્મિક સંસ્થામાં જોડાઉં એવી ઇચ્છાથી જ ત્હેમણે મ્હને સેન્ટ એન્ડરૂઝ યુનિવર્સિટીમાં મોકલ્યો. પણ પરિણામ કુટુંબની ઇચ્છા ઉપર ઠંડું પાણી રેડે એવું આવ્યું. કોલેજમાં એક નાટક સમાજ હતી અને નિસંશય હું ત્હેમાં દાખલ થયો. મ્હારા આવ્યા પછીના પ્રથમ વાર્ષિક નાટ્યપ્રયોગ વખતે "મર્ચન્ટ ઑફ વેનીસ"માંના લોરેન્ઝોનો પાઠ મ્હને સોંપવામાં આવ્યો અને અમારા એક પ્રોફેસરની ઘણી સુંદર પત્ની 'જેસીકા' બની. હું હજુ પ્રથમ વર્ષમાં જ હતો અને પ્રથમ વર્ષનો એક ક્ષુદ્ર કીટક, પ્રોફેસરની પત્ની સાથે પ્રેમ કરે એ વિચારે મ્હારા સહાધ્યાયીઓની હાસ્યવૃત્તિને પ્રબળ ઉત્તેજન આપ્યું.



'વૉન્ડરીંગ જ્યુ' તરીકે

"એટલું પ્રબળ ઉત્તેજન આપ્યું કે જ્યારે જેસીકા સાથેનાં મ્હારાં પ્રણયદૃશ્યો દરેક રાત્રિએ થતાં (અમારા પ્રયોગો અઠવાડીયાં ચાલ્યા) ત્યારે તિરસ્કારસૂચક હાસ્યની ગર્જનાઓ પસરી રહેતી અને મુંઝાતા અને કમનસિબ પ્રથમ વર્ષના કીટક ઉપર દરેક પ્રકારનાં અપમાન અને હડધૂત કરનારા વચનો વરસી રહેતા.

'પરંતુ આ અનુભવથી મ્હારી રંગભૂમિની ક્ષુધા વધારે તીવ્ર થતી જણાઇ ને જ્યારે હું ઘેર ગયો ત્યારે મ્હારા કુટુંબના આશ્ચર્ય વચ્ચે અને કદાચ અણગમા સાથે મ્હેં ધર્મોપદેશક નહિ, પણ નટ થવાનું જાહેર કર્યું. અલબત્ત, મ્હારી યોજનાઓ સામે બળવાન વિરોધ ઉઠયો. અંતે, હું ચિત્રકામનો શોખીન હોવાથી, મ્હારે ચિત્રકામ હાથમાં લેવું એમ મ્હારા

કે ફેરફાર કર્યા સિવાય, શેક્સપીઅરે લખ્યું હતું તે જ પ્રમાણે "હેમ્લેટ" ભજવવું એવો સર બેન્સનનો વિચાર હતો અને રંગભૂમિ પરથી હંમેશાં ઉડાવી મારવામાં આવતો. નૉર્વેના એલચી વોલ્ટીમંડનો ભાગ મ્હને આપવામાં આવ્યો.

"વોલ્ટીમન્ડ તરીકે મ્હારે ભારે અને લાંબું ભાષણ કરવાનું હતું, પરંતુ નાટક ભજવવાની રાત્રે મ્હારી શિથિલતાથી અને મ્હારા પાત્ર સાથેની અપરિચિતતાને લીધે, હું એકાએક બ્હાવરો બની ગયો અને મ્હારા ભાષણની માત્ર પ્રથમ અને અંતિમ પંક્તિઓ જ બબડી શક્યો જેથી સર બેન્સનના ગુસ્સા વચ્ચે, ત્હેમણે કાળજી ભરી યોજનાઓ કર્યા છતાં, શેક્સપીઅરે "હેમ્લેટ" લખ્યું હતું તે પ્રમાણે તો નહિ જ ભજવી શકાયું."

મીસ એલન ટેરીના સહવાસમાં આવ્યા પછી બનેલા કેટલાક રમુજી પ્રસંગો વર્ણવ્યા પછી મી. લેંગ કહે છે," શેક્સપીઅરના પાત્રોમાં કોનો ભાગ સૌથી વધારે અસરકારક છે તે મ્હને વારંવાર પૂછવામાં આવ્યું છે. મ્હારા મત પ્રમાણે "ઑથેલો" સૌથી વધુ ભાવવાહી ભાગવાળો છે, આપણી ભાષામાં તો ખરો જ; કદાચ બીજી પણ અન્ય કોઈ ભાષામાં ખરો ! મ્હેં ઘણા કરૂણરસના પાઠ ભજવ્યા છે, પરંતુ કોઈએ મ્હને ત્હેના જેટલો પંજામાં નથી લીધો. કેટલીક વાર તો તે મ્હારી ઉપર એટલો કાબુ મેળવે છે કે ત્હેની લીટીઓની મર્યાદામાં રહેતાં મ્હને મુશ્કેલી પડે છે

"હું ધારું છું કે સાલ્વીની પણ આ ભાગ અઠવાડીઆમાં ચાર જ વખત ભજવી શકે. એ ભાગ શારીરિક શ્રમ અને દુઃખમાં નાખી જાય છે. અભિનયના અધ્યાત્મશાસ્ત્રીની ખૂબી એ છે કે જેમ કોઈ પણ કલાકાર પોતાને સંતોષ વળે તેવી રીતે સરજેલ ચિત્ર, મૂર્તિ કે કોઈ પણ કલાત્મક કૃતિ સાથે સંયુક્ત રહેલ શ્રમમાં વસ્તુતઃ આનંદનો ઉપયોગ કરે છે તેમ તે નટ પણ આ દર્દમાં આનંદ અનુભવે છે."

"નિ:શંક, હેમ્લેટ મ્હારો માનીતો ભાગ છે અને અહર્નિશ નાટકના આત્મા સાથે ઐક્ય મેળવવાનો ઘણો પ્રયાસ કરીને વર્ષો પર્યંત મ્હારો ફુરસદનો સમય મ્હેં ત્હેની પંક્તિએ પંક્તિ અને દરેકે દરેક મનોદશાનો અભ્યાસ કરવામાં ગાળ્યો છે. હેમ્લેટને ચસકેલ ભેજાનો ધારવાને હું ના પાડું છું, એક ક્ષણ વિચાર કરી જુઓ. તે સહૃદય યુવક હતો, ત્હેની ઉમરના પ્રમાણમાં ન્હાનો હતો, બીજા અનેક પેઠે જીવનના ઉમરા પર હતો, દરેક સારી અને શુદ્ધ વસ્તુ માટે ત્હેને અત્યંત પ્રેમ અને અધમતા પ્રતિ અત્યંત ધિક્કાર હતો ; અધમતા કેમ ફરી હયાતીમાં રહે તે માટે ત્હેને અચંબો થાય છે અને એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને તે અસમર્થ છે. અભ્યાસમાંથી ત્હેને પ્રપંચયુક્ત, મોજશોખવાળી અને ખળવાખોર રાજસભા વચ્ચે ફેંકવામાં આવે છે. તે ત્રાસ પામે ત્હેમાં કંઈ જ આશ્ચર્ય નહિ. આવા ઉન્નત સ્વભાવ ઉપર આ સંઘળાની અસર થાય એ ચોક્કસ હતું અને તેથી ત્હેનામાં ગાંડપણ આવ્યું, જે, કેટલીક વાર, હું ધારું છું કે ગાંડપણ દર્શાવવાનો ઢોંગ હતો. ખરું જોતાં, જો હેમ્લેટ આજે જીવતો હોત તો ઘણુંખરું, જ્ઞાનતંતુના સંબંધમાં તે કોઈ વૈદ્યની સલાહ લેત અને આરામથી સાજા થવા માટે કોઈ "સેનેટોરીઅમ"માં જાત, જેથી સારવાર પછી તે સમાજના ડાહ્યા સભાસદ તરીકે પાછો દેખાઈ શકે."

એક વખતે મી૰ લેંગ બર્મા ગયા અને ત્યાં ત્હેમણે હેમ્લેટનો પાઠ લીધો. હેમ્લેટના પિતાનું ભૂત આવ્યું. ત્હેણે બહુ ગાંભીર્ય સાથે બોધ આપવા માંડ્યો. પરંતુ 'ફોક્સ' પાડનારે ભૂતના મુખારવિંદ પરથી ભૂરો રંગ કહાડી નાખી નિરાંતે રાતા કાચનો પ્રકાશ નાખવા માંડ્યો. શ્રીયુત લેંગ ઘણા આકુળ-

વ્યાકુળ થઇ ગયા અને ધીમે રહીને પેલાને રંગ બદલી નાખવા સૂચના પણ કરી દીધી, પરંતુ તે બિચારો અંગ્રેજીનો કક્કો પણ જાણતો હોય ત્યારે ને ?

નાટક ખલાસ થયા પછી બધા 'ફોકસ' વાળાની આજુબાજુ એકઠા થઇ ગયા અને ત્યાં ત્હેણે ચલાવેલા વર્તનની સમજુતી પણ મળી ગઇ. બર્માનાં નાટકોમાં હાસ્યરસ, કરૂણરસ, વાદન, નૃત્ય તથા સઘળી જાતનાં તત્વો એકત્રિત હોય છે અને રંગભૂમિ ઉપર જરા રસક્ષતિ થતી જણાય ત્યારે જુદા જુદા રંગનો પ્રકાશ આમતેમ ફેંકી, સુજ્ઞ પ્રેક્ષકજનોનાં મન રંજન કરી, નાટ્યને સજીવ બનાવવાની ફરજ 'ફોકસ' પાડનારની છે.

ફોકસવાળો રડમસ થઇ ગયો અને ભૂત વધારે પડતું ગ્લાનિભર્યું લાગવાથી ત્હેને તે મદદ કરવા માગતો હતો એવો ખુલાસો કર્યો.

"પરંતુ આ અનુભવ," મી૦ લેંગ જણાવે છે, "જાપાનમાં ભજવાતા હેમ્લેટ જેટલો આશ્ચર્યજનક તો નથી જ. ત્યાં હેમ્લેટ પહેલાં રેશમી હૅટ પહેરીને આવે છે, પછી ચળકતો ભૂરો 'સાઇકલીંગ સુટ' અને લીંટીવાળાં મોજાં ચઢાવીને બાઇસીકલ પર સ્વાર થઇને આવે છે અને ત્યાર પછી બટનના કાણામાં મોટું ફુલનું ઝુમખું લટકાવીને આવે છે.

"મ્હારી પત્નીને તથા મ્હને એક ઘણો વિલક્ષણ અનુભવ મળેલો તે આ મુસાફરી દરમ્યાન જ્યારે અમે વેસ્ટ ઇન્ડીઝમાં "Richard III" ભજવતાં હતાં ત્યારે. એક રાત્રે જ્યારે રિચર્ડ તરીકે હું હતભાગ્ય લેડી એન, જેનો ભાગ મ્હારી પત્નીએ લીધો હતો, ત્હેને હેરાન કરતો હતો ત્યારે પ્રેક્ષકવર્ગમાંથી એક સીદી ઘણો ઉશ્કેરાઈ ગયો. મ્હેં ત્હેની વ્યાકુળતા જોઈ, પરંતુ નાટક સમાપ્ત થયું ત્યાં સુધી મ્હેં તે વિષે વિચાર કર્યો નહિ. નાટક પૂરું થયુ એટલે એ સીદી મ્હને મળવા માગે છે એમ મ્હને કહેવામાં આવ્યુ અને શું થયું છે તે જાણવાના કૈંક કુતુહલથી મ્હેં ત્હેને મ્હારા ડ્રેસીંગ રૂમમાં લાવવાની રજા આપી. તે અંદર આવ્યો. ખીજે કે સાતપાંચ નહિં કરતાં તે એકદમ બરાડી ઉઠયો, "લેડી એન સાથે ત્હમે આવી વર્તણુંક શા માટે ચલાવો છો ?" કૈંક ખસીઆણા પડી જઇને મ્હેં જવાબ આપ્યો, "પણ એ કૈં ખરેખરી લેડી એન નથી" "ત્યારે કોણ છે ?" સીદી મહાશયે પ્રત્યુત્તર માગ્યો. "એ તો મ્હારી સ્ત્રી છે." સીદીભાઈ ગુસ્સાથી બોલ્યા, "ત્યારે ત્હમારી સ્ત્રી સાથે એ રીતે વર્તવાનો ત્હમને હક નથી." ત્હેને શાંત પાડવાની મ્હારી બધી સમજુતી નિષ્ફળ નીવડી અને કેટલીક મુશ્કેલી પછી જ એ ખસ્યો."

ચીનનો પ્રવાસ કરેલો હોવાથી, ચીના મી૦ "વુ"ના પાઠમાં મેળવેલી અદ્વિતીય ખ્યાતિનો ઉલ્લેખ કરતાં મી૦ લેંગ કહે છે, "આ અનુભવ ઉપરથી હું એવા અનુમાન પર આવું છું કે કોઇ પણ નટની કેળવણીમાં દેશાંતરનો પ્રવાસ એ આવશ્યક અંગ છે. આથી ત્હેનો અનુભવ વિશાળ થાય છે, એટલુ જ નહિં પરંતુ તે ત્હેને નવીન પ્રજાઓ અને વિચારોના સંપર્કમાં લાવે છે અને અનેક વાર કલાકારની નૈસર્ગિક શકિતના વિકાસને અટકાવી મૂકનાર ખાડામાંથી ત્હેને બચાવે છે.

# જીવન–રસાયણીક દૃષ્ટિયે

અનુવાદક : શા. નટવરલાલ. મ. શાહ

—ગયા અંકથી પુરું—

## ઉત્તર આપવાની શક્તિ

હવે આપણે સજીવ ગણના પદાર્થોનું એક બીજું જ લક્ષણ તપાસીએ. આપણે જોઇએ છીએ કે પ્રકાશ આપણી આંખોમાં પડે છે ત્યારે આપણું નેત્રદર્પણ (retina) ત્વરાથી એની અસર ઝીલે છે; અને જ્ઞાનતંતુ દ્વારા એ અસર મગજમાં પહોંચાડે છે. લજામણીના છોડનો આપણે સ્પર્શ કરીશું તો એ નીચું નમી જશે. એ પણ આપણા સ્પર્શનો એક જાતનો પ્રત્યુત્તર છે અને આ પ્રત્યુત્તર આપવાની શક્તિ દરેક સજીવ પદાર્થમાં હોય છે, ને એક યા બીજી રીતે તેનો આવિષ્કાર થાય છે. આ લક્ષણ એટલું તો અગમ્ય છે ને એટલું તો આશ્ચર્યજનક છે કે એનો ખુલાસો આપણને ચૈતન્યના અસ્તિત્વની કલ્પના દ્વારા જ મળી શકશે એવું લાગે છે. પણ ના, તેમ નથી. આ 'પ્રત્યુત્તર' આપવાની શક્તિનું માપ કાઢવાની રીતો નીકળી છે. એના વડે અમુક પદાર્થ અમુક જાતની ક્રિયાનો કેટલા પ્રમાણમાં ઉત્તર આપશે તે માપી શકાય છે. આવી રીતોમાં સૌથી સરળ રીત વીજળી પર આધાર રાખે છે. એમ મનાય છે કે એ રીતોમાં જો આપણે સુધારા કરીએ ને એમની અપૂર્ણતાઓ દૂર કરીએ તો આપણને ઘણા આશ્ચર્યજનક બનાવોની સમજણ પડશે. વળી એ રીતો દ્વારા સાબીત થયું છે કે એ ઉત્તર આપવાની શક્તિ એકલા પ્રાણીઓમાં કે એકલી વનસ્પતિમાં નથી; પણ નિર્જીવ પદાર્થો જેવાં કે પત્થર અને ધાતુઓ—એવામાં પણ છે. આ પરથી એમ ફલિત થાય છે કે 'ઉત્તર આપવાનું' લક્ષણ એકલા 'સજીવ પદાર્થો' નું જ નથી, પણ પદાર્થ માત્રનું છે; એટલે પ્રાણીને કે વનસ્પતિને આ જ લક્ષણને લીધે આપણે 'સજીવ' માનતા હઇએ તો પત્થરને કે ધાતુને 'નિર્જીવ' માનવાનો આપણને શો અધિકાર છે? એ ખરું કે જેવી રીતે વનસ્પતિની ઉત્તર આપવાની શક્તિ પ્રાણીની શક્તિ જેવી ઉત્કૃષ્ટ નથી તેવી રીતે પત્થરોની શક્તિ, વનસ્પતિની શક્તિ જેટલી ઉત્કૃષ્ટ નથી; તો પણ ગમે તેવા ઓછા પ્રમાણમાં એનું અસ્તિત્વ છે એ જ નિર્જીવ પદાર્થોને પણ સજીવ પદાર્થોની કક્ષામાં લાવી મુકે છે. અમુક માપમાં ઉત્તર આપવાની જેમાં શક્તિ હોય તે 'સજીવ' અને તેથી ઓછા પ્રમાણમાં હોય તે નિર્જીવ એવી વ્યાખ્યા બાંધવી તદ્દન અયોગ્ય છે.

## થોડી સમાનતાઓ

આ ઉપરાંત, જેમ પ્રાણીઓ ને વનસ્પતિને અમુક ક્રિયા નિરંતર કરવાથી થાક લાગે છે તેવી રીતે પત્થરો ને ધાતુઓ જેવા નિર્જીવ પદાર્થોને પણ થાક લાગે છે. આપણી ઉત્તર આપવાની શક્તિ (power of responce) ને જોઇયે તે કરતાં વધારે કસવામાં આવે

તો જેમ એ થોડા સમયને માટે અક્રિયાત્મક બને છે—થોડો સમય થાક ખાય છે; તેવી જ રીતે નિર્જીવ પદાર્થોમાં પણ બને છે. આપણી શકિતઓનો 'એનેસ્થેટીક્સ' 'anesthetics' (દાખલા તરીકે કલોરોફોર્મ, કોકેન વગેરે.) ને લીધે થોડા સમયને માટે ધ્વંસ થાય છે. તેવી જ રીતે નિર્જીવ પદાર્થોની શકિતનો પણ 'પોટાસીયમ બ્રોમાઇડ' જેવી વસ્તુઓથી થોડા સમયને માટે ધ્વંસ થાય છે. જેવી રીતે ઝેરને લીધે આપણી શકિત સદંતર નાશ પામે છે તેવી રીતે એ નિર્જીવ પદાર્થોની શકિત પણ. રેસ્પીરેશન કેલોરીમીટર Respiration Calorimeter વડેના પ્રયોગોથી એ પણ સિધ્ધ થયું છે કે સજીવ પદાર્થોમાં પણ 'શકિતના સંરક્ષણનો નિયમ' લાગુ પડે છે રુબનરે (Rubner) પણ એના પ્રયોગો વડે આ બધું સિધ્ધ કર્યું છે; એટલે સજીવ પદાર્થોની કહેવાતી શકિતમાં કયાંયે 'ચૈતન્ય'નું અસ્તિત્વ નજરે પડતું નથી. આપણું શરીર એક નિર્જીવ પદાર્થનો ટુકડો હોત અને રસાયણીક રુપાંતર પામતો હોત અને જેમ બન્યું હોત તેમ અત્યારે પણ બને છે. એટલે આ બાબતમા પણ ચૈતન્યના શોધમાં આપણને નિરાશા જ મળી છે.

આવી તો હજારો ઘટનાઓ જાણીતી છે; પણ આપણે એ બધાનો વિચાર આ ન્હાનકડા લેખમા કરવાને શકિતમાન નથી. થોડી જ ઘટના આપણે તપાસી અને અગત્યની ઘટના તપાસી એમ કહી શકય. આ પરથી શું ફલિત થાય છે? અને અત્યારે તો વિજ્ઞાનને લગતી બધી જ ઘટનાઓ એ એક જ વાત કહે છે; સજીવ પદાર્થમાં ચૈતન્ય જેવા અપાર્થિવ તત્ત્વનું નામનિશાન પણ કયાંય જણાતું નથી.

### આપણા જ્ઞાનની મર્યાદા

આપણું જ્ઞાન અત્યારે આપણને કેટલું પણ આપણું પ્રકૃતિ વિષેનું જ્ઞાન જે જાણવાનું બાકી છે તેની સરખામણીમાં મુકીએ તો કશી ગણતરીમાં નથી. અત્યારે પ્રકૃતિનાં રહસ્યો વિજ્ઞાન જાણે છે એમ કહેવા જવું એ મૂર્ખાઇ છે, અજ્ઞાનતા છે. સજીવ પદાર્થના પ્રદેશોમાં કેટલી યે એવી ક્રિયાઓ છે કે જેના વિષે વિજ્ઞાન તલભાર પણ જાણતું નથી. આમ છતાં પણ જે આપણે જાણીએ છીએ તે આપણી પાસે દીવા જેવું સ્પષ્ટ કરે છે કે સજીવ પદાર્થની ક્રિયાઓ બધી રસાયણીક જ છે. આપણા અજ્ઞાનને ઘોર અંધકારભર્યો એકાદો ઓરડો ધારો, આપણું જ્ઞાન એની ભીંતમાં રહેલા એકાદ ન્હાનકડા છિદ્ર સમું છે. અને છિદ્રમાંથી આપણે એટલું જોઇ શકીએ છીએ કે સજીવ ગણાતા વિષમ ને અગમ્ય પદાર્થોની બધી ક્રિયાઓ લૌકિક છે, રસાયણીક છે; અને એ બધી ક્રિયાઓને રસાયનશાસ્ત્રના સાધારણ નિયમો પણ લાગુ પડે છે. એ છિદ્રમાંથી આપણને એ યંત્રચાલકનું મુખારવિંદ જણાય છે: ને એ તો રસાયનશાસ્ત્ર છે–ચૈતન્ય જેવી અનુભવાતીત કોઇ વસ્તુ નહિ એમ આપણે છાતી ઠોકીને કહીએ તો હરકત નહિ.

છેવટે, બધો વિચાર કરતાં અને બધા વિધાનો તપાસતાં આપણે એવા મત પર આવ્યા કે સજીવ ગણાતા પદાર્થોની એકકે એક ક્રિયા—એની રચના—અને એનું એકકે એક લક્ષણ, નિર્જીવ પદાર્થને મળતાં જ છે. હવે આપણે ચૈતન્યની વ્યાખ્યા તપાસીયે. જો ચૈતન્ય કોઇ અલૌકિક તત્ત્વ હોય; ને સજીવ પદાર્થની બધી ક્રિયાઓનું 'ચાલક' હોય, તો અલબત્ત, આપણે ચોકસપણે કહી શકીએ કે એવું કોઇ તત્ત્વ અસ્તિત્વમાં હોય એ અસંભવિત છે.

### એક ઉખાણું

તો પણ 'સજીવ પદાર્થ' એકલા પદાર્થનો

એનામાં 'વિચાર શકિત' છે; 'ઇચ્છાશકિત' છે; એને 'લાગણી' થાય છે; ને એનામાં 'જ્ઞાન' (Consciousness) છે. આ બધું જોતા હું તો 'સજીવ-પદાર્થ'ના બે વિભાગ પાડવા લલચાઉં છું. એક તો એનો 'પદાર્થ' વિભાગ; અને બીજો અપદાર્થ વિભાગ. પદાર્થ વિભાગ વિષે આપણે આ નિબન્ધમાં વિચાર કરી ગયા છીએ. પણ ઉપર મ્હેં જણાવ્યા તે બધાં લક્ષણો કાંઇ પદાર્થ નથી. એ બધાનો અપદાર્થ વિભાગમાં સમાવેશ થાય. તો સવાલ એ થાય છે કે 'સજીવ-શરીર'ના આ બે વિભાગ વચ્ચે શો સંબંધ હશે? જગત આખાનો આજ મહાન પ્રશ્ન છે: આજ એ અગમ્ય પ્રશ્ન છે. એનો જવાબ આપવાના પ્રયત્ન તો હજારો વર્ષથી થતા આવ્યા છે; તો પણ હજુ યે એ અણ ઉકેલાયેલું ઉખાણું છે.

એક વાતમાં તો બધા યે—વૈદ્ય નીકે, રસાયનશાસ્ત્રીઓ, પ્રાણીશાસ્ત્રીઓ ને માનસશાસ્ત્રીઓ,—બધા યે સંમત છે. તે એ કે સજીવ પદાર્થોની રચના, ક્રિયા કે લક્ષણ એમને વિષરૂપ એવા પદાર્થોને લીધે તદ્દન નાશ પામે છે. આટલી બધી સમાનતાઓ જણાયા પછી કોઇ ભાગ્યે જ કબુલ કરશે કે 'ઉત્તર આપવાની શકિત' ને લીધે પ્રાણી અને વનસ્પતિને 'ચૈતન્યધારી' માનવાં જોઇએ અને પત્થર વગેરે પદાર્થોને નિર્જીવ ગણવા જોઇએ. આ બધી સમાનતાઓ જાણ્યા પછી આપણે એમ જ કહીએ કે 'ઉત્તર આપવાની શકિત' એ સજીવ ગણાતા પદાર્થોનો જ ઇજારો નથી: પણ એ તો પદાર્થ માત્રનો એક સહજ ધર્મ છે.

## થોડાં સાદૃશ્યો

ઉપર ઉપરથી જોતાં તો સજીવ પદાર્થો અને તેમની ક્રિયાઓનાં રૂપ નિર્જીવ પદાર્થ કરતાં તદ્દન જુદાં લાગે છે; પણ જો આપણે જરાક ઉંડા ઉતરીને વિચારીશું અને એ ક્રિયાઓને તપાસીશું તો જણાશે કે સજીવ પદાર્થ અને નિર્જીવ પદાર્થ અને તેમની ક્રિયાઓ વચ્ચે જરા યે ફેર નથી. ઉલટું એ બેમાં સામ્ય એટલું બધું છે કે સૂક્ષ્મ રીતે જોતાં જે જે નિયમો—રસાયણીક ક્રિયાઓ માટેના નિયમો નિર્જીવ પદાર્થોને લાગુ પડે છે તે બધા સજીવ પદાર્થોને પણ તેટલા જ પ્રમાણમાં લાગુ પડે છે. વળી જે જે ક્રિયાઓ આપણને સજીવ પદાર્થોમાં માલુમ પડે છે તે બધીની સાદૃશ ક્રિયાઓ નિર્જીવ પદાર્થોમાં પણ ઉપસ્થિત થાય છે એ અનુભવસિધ્ધ છે. રસાયન શાસ્ત્રનો એક વિભાગ Crystallographyના નામે ઓળખાય છે. ગુજરાતીમાં આપણે એણે 'સ્ફટિકવિષયક શાસ્ત્ર' કહીએ. એ પણ વિશાળ શાસ્ત્ર છે અને એમાં માત્ર 'સ્ફટિક' વિષે જ વિચાર કરવામાં આવ્યો છે. એનું એક આશ્ચર્યજનક વિધાન એ છે કે દ્રવણમાં (solution) 'સ્ફટિક'નો ઉદ્‌ભવ થવાને માટે એક આવશ્યકતા તો 'સ્ફટિકમય જંતુ'ના સાનિધ્યની છે. એટલે આપણી આંખે ન દેખાય તેવું ન્હાનું પણ એક સ્ફટિકનું કણ એ દ્રવણમાં હોય તો જ બીજા સ્ફટિકનો ઉદ્‌ભવ થાય; તે સિવાય નહિ જ. એને લીધે જ દ્રવણમાં પહેલું સ્ફટિક બનતાં ઘણો વખત લાગે છે અને તે બન્યા પછી બીજા સ્ફટિકોનો ઉદ્‌ભવ ઘણો જલ્દીથી થાય છે; તેમજ જો આપણે દ્રવણમાં બહારથી એક સ્ફટિક (તે જ જાતનો) નાંખીશું તો પણ બીજા સ્ફટિકો જલ્દીથી બની જશે. આવાં આવાં તો સજીવ પદાર્થોના લક્ષણો સાથે સામ્ય ધરાવતાં, કેટલાં ય લક્ષણો ધાતુઓમાં આપણને મળી આવશે. વળી હવે તો ધાતુના રૂપ અને ગુણ અને સજીવ પદાર્થોના રૂપ અને ગુણ વચ્ચેના સંબંધનો વિચાર કરતું એક નવું શાસ્ત્ર પણ નીકળ્યું છે એનું નામ (Plasmology). આ તદ્દન નવું શાસ્ત્ર છે; તો પણ એટલું તો એ સ્પષ્ટતાથી

સમજાવી શકે છે કે 'સજીવ' ગણાતી વસ્તુઓની રચના અને તેમના રૂપગુણ એ ભૌતિક કે રસાયણીક શકિતઓ કે ક્રિયાઓની આંતરીક ચેષ્ટાઓનાં જ પરિણામરૂપ છે.

## સજીવ શરીરની શકિત

હવે આપણે સજીવ શરીરની શકિત વિષે વિચારીએ. કેટલાક કહે છે કે ચેતન્ય એ શરીરમાં રહેતું શકિતરૂપ તત્ત્વ છે. જો એ સત્ય હોય તો એના ઉદ્ભવને માટે આપણે શરીરમા જે જે કારણો દ્વારા શકિત ઉત્પન્ન થાય છે તે કારણો તરફ નજર કરવી જોઇએ. ઉત્પન્ન થતી શકિત કરતા એનો વ્યય ઓછો હોય તો જ આવી જાતની શકિતના અસ્તિત્વની કલ્પના ય સભવે ચૈતન્યને લીધે શરીરની શકિતમા વધારો થતો હોય કે ઘટાડો થતો હોય; ગમે તેમ હોય; તોપણ એટલું તો ચોક્કસ છે કે શકિતના ઉત્પન્ન અને તેના વ્યય વચ્ચે જરા પણ તફાવત હોવો જોઇએ. તેમ ન હોય તો શકિત આવી કયાથી? શકિતનો 'કેવલ ઉદ્ભવ' અસંભવિત છે એ તો ભૌતિકશાસ્ત્રનો પ્રધાન સિદ્ધાત એટલે જો 'ચૈતન્ય' એ શકિત હોય, તો એ શકિત ક્રિયાત્મક જ હોય; અને એનો સંભવ કયારે? જ્યારે આપણા શરીરમાં જુદા જુદા કારણ દ્વારા ઉત્પન્ન થયેલી શકિત અને જુદા જુદા હેતુ દ્વારા વ્યય થએલી શકિતમાં તફાવત હોય ત્યારે જ. પણ આજના સૂક્ષ્મ પ્રયોગો એ વાતનો ઇન્કાર કરે છે. પોષણની બાબતમાં પ્રોફેસર ઓટવોટર ( Atwater ) ની શોધો દ્વારા સાબીત થયું છે કે શરીરને ખોરાકમાથી શકિત મળે છે, અને ખોરાક જો પુરતો ન હોય તો આપણા સ્નાયુઓની પેશીએ ( tissues ) માંથી શકિત મળે છે. અને શરીરમાં જેટલું શકિતનું ઉત્પન્ન છે તેટલોજ વ્યય છે. વળી રેસ્પીરેશન તપાસતાં તપાસતાં કયાંયે ચૈતન્યનું અસ્તિત્વ જણાયું નથી; તેમજ કયાંયે તેની જરૂર હોય તેમ પણ લાગ્યું નથી. આ સત્ય પર સહુએ પોતપોતાની બુધ્ધિ અનુસાર અનુમાન કર્યાં છે. અને અનુમાનમાં જ મતાંતર છે. વૈજ્ઞાનીકો કહે છે કે 'ચૈતન્યનું અસ્તિત્વ જણાતું નથી: માટે તે નથી જ"

## વૈજ્ઞાનીકોનો મત

પણ આ તર્ક કરનારાને આપણે એમ તો પુછીએ ને કે ભાઇ તો પછી 'મનુષ્યની લાગણીઓ, વિચારશકિત, ભાન એ બધાનું શું?' ત્યારે એ આપણને જવાબ આપે છે કે આપણી વિચારશકિત, આપણી ઇચ્છા-શકિત ને આપણું ભાન એ સઘળું મગજમાં ચાલતી ભૌતિક ને રસાયણીક ક્રિયાઓને જ આભારી છે. એ આપણને જણાવે છે કે જો મનુષ્યના જ્ઞાનતંતુ (Nervous system) વિષે આપણે સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હોત તો મનુષ્યસ્વભાવનાં બધાં લક્ષણો વિષે આપણે ખુલાસો આપી શકત જ. વળી એ તો કહે છે કે: 'મનુષ્ય એ જગતનું સોથી વધારે સુંદર, નાજુક, આશ્ચર્યજનક, આત્મ–ચાલક યંત્ર છે. એના સંચાઓ વિધવિધ પ્રકારના છે, ને એમના પર રસાયણીક અને ભૌતિક ક્રિયાઓની ઘણી જ અસર થાય છે. મન, એ પણ પદાર્થમાંથી ઉત્પન્ન થયું છે, "અને આપણી ક્રિયાઓં પર પ્રકાશ પાડતો દીવડો માત્ર છે. ઇચ્છાશકિત ઇન્દ્રજાલિક છે, અને ચૈતન્ય નામનું કોઇ તત્ત્વ આ જગતમાં તો હસ્તી ધરાવતું નથી' આવો જડવાદ હમણાં જ ઉત્પન્ન થયો એમ નથી. જડવાદની ઉત્પત્તિ પણ ચૈતન્યવાદની સાથે જ થઇ છે. પણ હમણાં તો વૈજ્ઞાનીકોને હાથે એને નવાં વસ્ત્રાભૂષણ મળ્યાં છે એટલુંજ. એ વાદને અત્યારે આપણે 'યન્ત્ર–વાદ' કહીએ. એ તો ખરૂં કે આ યન્ત્રવાદીઓનું અમેરીકામાં તો જરા યે માન નથી, અને યુરોપમાં પણ એમનું બહુ માન હોય એમ જણાતું નથી. આનું કારણ શું હશે? વળી વિજ્ઞાનનું

તત્વજ્ઞાન સાધારણ દુનીયાના પ્રશ્નો વિચારીને જ વિરમે છે; તો જે વિચારકોનું ધ્યાન ઉચ્ચતર વિષયો તરફ હોય તેવાઓને આ આ યન્ત્ર-વાદ માફક આવે કે નહિ તે સવાલ છે. તે ઉપરાંત ઘણા ખરા વૈજ્ઞાનીકો યન્ત્ર-વાદી હોય છે; અને તત્ત્વજ્ઞાનીઓ ચૈતન્યવાદી હોય છે. એનું શું કારણ હશે? આ બધા પ્રશ્નો વિચારવા જેવા છે.

### વિજ્ઞાનનો જડવાદ

છેલ્લા સવાલને જરા વધારે ઉંડા ઉતરીને તપાસીશું તો જણાશે કે વૈજ્ઞાનીકો તેમની માનીનતાઓ 'કારણ' પર નથી બાંધતા, પણ 'હેતુ' પર બાંધે છે. વિજ્ઞાનના કાર્યપ્રદેશમાં પ્રકૃતિમાં દૃશ્યમાન થતા બધા બનાવોને ક્રમમાં ગોઠવવાનું કાર્ય પ્રધાન પદે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે કાળના સર્વ બનાવો, અથવા વિશ્વની સઘળી ક્રિયાઓનો સમાવેશ કરતું એક મહાન સમીકરણ શોધી કાઢવું એ વિજ્ઞાનનું ધ્યેય છે. વિજ્ઞાનનો હેતુ જગતમાંથી 'વ્યસ્તતા' નાબુદ કરવાનો છે. તેથી વિજ્ઞાનની સઘળી ક્રિયાઓનું મૂળ આપણને આ ધ્યેયમાંથી મળશે, અને એટલું ખરું કે પદાર્થની બાબતમાં તો વિજ્ઞાને પોતાના પ્રયાસો દ્વારા સફળતા મેળવી છે. વિશ્વમાં મળી આવતા લાખો પદાર્થોનાં વર્ગીકરણ થઇ ગયાં છે; અને એ બધાનો અભ્યાસ હવે સરળ બની ગયો છે. વિજ્ઞાને મેળવેલી આ સફળતાને લીધે એને પોતાના મત ઉપર, પોતાની ક્રિયાઓ ઉપર, પોતાની વિચારપરંપરા પર ઘણો જ વિશ્વાસ બેસી ગયો છે અને તેથી જ જ્યારે એ 'સજીવ પદાર્થો' સાથે અથડાયું ત્યારે સ્વાભાવિક રીતે જ એ પદાર્થોને પણ એની જુની રીતોથી જ તપાસવા માંડયું. સજીવ પદાર્થોની ક્રિયાઓને પણ એને તો ક્રમમાં ગોઠવવી હતી, અને એ ક્રમમાં ગોઠવવાને માટે જે રીતોથી એ નિર્જીવ પદાર્થોની બાબતમાં સફળ નીવડયું તે જ રીતો વડે સજીવ પદાર્થની બાબતમાં શા માટે સફળતા ન મેળવી શકે એ હજુ યે એનાથી સમજી શકાતું નથી. આથી જ એ મનુષ્યના મનનો પદાર્થ સાથે સંબંધ શોધે છે; અને એને પદાર્થની જ ઉત્પત્તિ કહે છે. આનું જ નામ તે વિજ્ઞાનનો વાસ્તવિક જડવાદ (Legitimate materialism of science.)

પણ જડવાદની 'અવાસ્તવિકતા' નો પાર નથી. જગતના મહાન વિચારકોએ બતાવી આપ્યું છે કે 'જડવાદનો ઉદ્‌ભવ એક કલ્પનામાંથી જ થયો છે; એ પોતે આત્મ વિરોધી (Self Contradictory) છે; એ અકલ્પનીય છે; અને જગતની ચીજોને ક્રમમાં ગોઠવવાના એના દુરાગ્રહને લીધે જ એ ચૈતન્યવાદના મુદ્દાઓને ઉવેખે છે.

યન્ત્રવાદીઓની વિચારપરંપરા આ પ્રમાણે છે: જીવન ક્યાયે દેખાતું નથી તેથી જીવન છે જ નહિ." અલબત શરીર એક યન્ત્રરૂપ છે, અને એના એકેકે વિભાગ સ્નાયુ, ગ્રંથી કે નસ વગેરેના બધા વ્યાપાર રસાયણીક છે એ બાબતમા શક છે જ નહિ;-એ વાત તો બધાયે સ્વીકારતા જાય છે; અને જો ચૈતન્ય એ રસાયણીક ક્રિયાઓમાં ભાગ લેતુ અપાર્થિવ તત્ત્વ હોય તો અલબત્ત એનો ઇન્કાર થઇ શકે. પણ જો એ શરીરમા વસીને પણ તેની ક્રિયાઓમાં કોઇ જાતની દૃશ્ય અસર કર્યા વિના, એનું માર્ગદર્શક બનતું હોય તો એના અસ્તિત્વનો ઇન્કાર કરવાનું કોઇ કારણ નથી. શરીરની ક્રિયાઓમાં દેખીતી રીતે વચ્ચે પડયા વિના એમનું માર્ગદર્શક હોય એવું એકાદું અપાર્થિવ તત્ત્વ કલ્પવું-અને તે ય અમુક અમુક અગમ્ય બનાવોનો ખુલાસો થઇ શકે તે માટે-એ તદ્દન અ-વૈજ્ઞાનિક નથી. વિજ્ઞાનમાં પણ એવી કલ્પનાઓ થાય છે. પણ અત્યારે તો એવી આશા રાખીને જ

વીરમી એ કે ભવિષ્યમાં એક નવું જ વિજ્ઞાન -જેને આપણે 'રસાયણીક માનસશાસ્ત્ર' નામ આપીશું—ઉત્પન્ન થશે અને એ વિજ્ઞાન દ્વારા જ્ઞાનતંતુઓની રસાયણીક ક્રિયાઓ અને આત્મતત્ત્વની અધ્યાત્મિક ક્રિયાઓ વચ્ચેનો અરસપરસનો સંબંધ માલુમ પડશે; અને આપણે પણ એક જ પરમાત્મ તત્ત્વના વિવિધ સ્વરૂપો છીએ એ પ્રતિપાદિત થશે. (સંપૂર્ણ)

## અપૂર્ણ દર્શન.

લેખકઃ પંડિત ક્ષેમાનંદ રાહત.

યાદ છે તમને ? મને તમારૂં પ્રથમ દર્શન ક્યાં થયું ? તે દિવસે પેલું પારેવડા સમું ભોળું, સુકુમાર બાળક ગેલમાં આવી તેની અસ્ફુટ, તોતડી બોલી બોલતું. રંગ બેરંગી પતંગિયાં પકડવાનો નિષ્ફળ પ્રયત્ન કરતું હતું; યાદ છે ? ત્યાં જ આપણું પ્રથમ મિલન થયું.

ત્યારે પછી એક દિવસ હું બાગમાં ફરવા ગયો હતો. ત્યાં તળાવને કિનારે અર્ધ ખીલી ગુલાબી રંગની કમળની એક કળી હતી. પાગલ ભમર તેની આજુબાજુ ઉડયા કરતો હતો. કેવું સુંદર તે દૃશ્ય ! હું કહી નથી શકતો કે તમે તે ભમરામાં હતા કે કમળની કળીમાં ? પણ મારી ખાતરી છે કે તમે ત્યાં વિદ્યમાન હતા.

અને તે પછી ? હા, તે પછી ? યાદ આવે છે ? એ સુંદર આંખો ? શું તેનું સૌંદર્ય ? કેવી ચચળ, ઉજ્જવલ અને રસીલી તે આંખો ! સુંદર, સરલ, શ્યામલ ચહેરાને પોતાની અનુપમ જ્યોતિથી ઝળકાવતી તે બન્ને ચમકતી આંખો દ્વારા તમે કેવી અમૃતવર્ષા કરતા હતા ? અને, તે દિવસે ? કેમ, તમે હસો છો શું ? ઠીક, ત્યારે તમે ત્યાં છુપાએલા નહોતા તો, હું તે આંખો પાછળ આટલો મોહિત શેં થયો હોઇશ ? તમને મારા કાળજામાં છુપાવવાને મારૂં મન ચંચળ અને વિહ્વળ કેમ થયું હતું ?

હું તમારી હોશિયારી, અને ચાલાકી પર આફ્રિન છું. હું મુર્ખ છું: હું તમારા સુંદર મુખડાને ધારી ધારીને જોવા લાગ્યો. હું તે અલૌકિક આંખોના પાર્થિવ સૌંદર્ય ઉપર મુગ્ધ થઇ ગયો. મને લાગ્યું કે હું પાગલ થતો જાઉં છું. અને તમે ? મારા ઠગ પ્રિયતમ ! બહુ રૂપી ! મારી આ સ્થિતિનો લાભ લઇ કપટ કરી નાસી ગયા.

આપણી આ મુલાકાત અધુરી રહી; તે મને સમજાયું. આપણું આ પરસ્પર મિલન દર્શન એકાંકી અને અપૂર્ણ રહી ગયું.

# અભિનય કળા



મી. ધીરેન્દ્ર ગાંગુલી નામે એક બંગાળી યુવાનને નીચેનાં ચાર ચિત્રોમાં તમે આંધળાના ચાર અભિનયમાં જોશો. તેણે આ વેષ ભજવવા માટે પોતાના આગલા બે દાંત તોડાવી નાખ્યા હતા. તેની વેષ બદલવાની અદ્દભૂત ખુબી જોઈ સરકારે છૂપી પોલીસને એ કળા તેને શીખવવા રાખ્યો હતો, પરંતુ હમણાં તેણે એ નોકરી છોડી દીધી છે. અભિનય પ્રત્યે કેટલો પ્રેમ?

ભીખ માગતો




અનુવાદક : રા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.

ચિત્રકાર : રા. રા. મીસ્ત્રી

૧

અડોઅડ આવેલાં બે ઘર સહચારી દંપતી સમાં શોભતાં. બાહ્યદર્શને એક જ સ્વરૂપ લાગતાં; પરંતુ એટલે જ સામ્યનો અન્ત આવતો. બન્નેનાં નિવાસીઓ ભિન્ન ભિન્ન પ્રકારના હતાં. એક ઘરમાં બિહારી રહેતો. ધનવાન હોઈ, સ્વાભાવિક ઉગ્ર સ્વભાવનો હતો. બીજામાં શાન્તિલાલ. શાન્તિ વ્હાલી હોઈ ઘરમાં પત્નીના કલ્લાસર ચાલતો ને ઑફીસે શેઠના. હાથનો છૂટો જરા વધારે. કમાઈ કરતાં વધુ ખર્ચવાની કળામાં મહાનિપૂણ. આવી વિરુદ્ધ પ્રકૃતિના બે પાડોશી મિત્રો બની શકે એ કોઈના કલ્પનામાં આવતું નહિ, છતાં ય પૂર્વના સંસ્કારે એમની મિત્રતા જામી; જગતની અન્ય અકારણ વસ્તુઓ માફક ટકી પણ લાંબા કાળ સુધી.

યમરાજ કર વસૂલ કરવા બન્નેય ઘરમાં એક જ સાથે પધાર્યો. મૃત્યુશય્યાએ પડેલા શાન્તિલાલે પત્ની તથા બાલિકા બિહારીને સુપ્રત કરી. એ જ સન્ધ્યાએ બિહારીની પત્ની પણ સંસારયાત્રા પૂરી કરી પરલોક પ્રયાણ કરી ગઈ. અન્ધારામાં એકલડો બિહારી બેઠો હતો. જીવનને પુનઃ વ્યવસ્થિત કરવા મથતો હતો. જીવનના પ્રથમ આઘાતે સઘળું છિન્નભિન્ન થઈ ગયું ભાસતું. માતૃહીણા બાલક અરવિન્દને આનન્દવાનું કાર્ય પાડોશીઓએ ઉપાડી લીધું. પાસેના જ બારણેથી અવારનવાર આવતા નવવિધવાના વિલાપના કરુણ સ્વર બિહારીના કાન તથા અન્તઃકરણને ભેદવા લાગ્યા.

શાન્તિલાલ રાતી પાઈ પણ પાછળ મૂકી ગયો ન્હોતો. ઉલટું થોડુંક દેવું હતું. બિહારીએ તમામ દેવું ચૂકવી આપ્યું. અનાથ મિત્રપત્નીને તેની કુમળી બાલિકા સાથે પોતાને ઘેર લાવી રાખી. બિહારીની મ્હોટી વિધવા બ્હેન એને ત્યાં જ રહેતી. એને આ યોજના સ્વાભાવિક ગળે ન જ ઉતરી. બિહારીની પત્નીના અવસાનથી એની ગૃહધુરા પોતાને હસ્તક તેણે કરી હતી. પરન્તુ એને પોતાની ઈચ્છા પ્રગટ કરવાની તક જ મળી નહિ. અણગમાથી ઉદ્‌ભવતી મનોવેદના મનમાં જ સમાવવી પડી. એ નિરાશ થઈ.

બિહારીને તો આ યોજના ઘણી જ માફક આવી: અત્યાર સુધી અરવિન્દ આનન્દ વિહોણું એકાન્ત અસ્તિત્વ અનુભવતો. વિદ્યાભ્યાસ માટે એક વૃદ્ધ શિક્ષક રોકવામાં આવ્યો હતો. એની સંગતિ પુત્રને માટે બસ

છે એવું બિહારી ખાસ માનતો, પરન્તુ જ્યારે બિહારીની સ્વયંભૂ ઇચ્છાથી જ સુલતાએ એના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે કોઇ પણ વિઘ્ન નડશે એવા ભય વિના એની સાથે મિત્રાચારી કરવા અરવિંદ પ્રેરાયો. સુલતા પાંચ વર્ષની હતી. અરવિન્દને નવ થયાં હતાં. મિત્રતાની મડાગાંઠ વળી.

પિંજરમાં પુરાયલાં પંખીના જીવનનો લેશ માત્ર આસ્વાદ લીધા વિના આ બે બાળકો યથેચ્છ વિહરવા લાગ્યાં. વ્યવહારકુશળ ને તીખા બિહારીનો પુત્ર ઉત્તરોત્તર અવ્યવહારૂ ને ભાવપ્રધાન બનતો ગયો. નમ્ર ને નિર્દોષ શાન્તિલાલની પુત્રી અતિશય તામસી પ્રકૃતિની નિવડવા લાગી. કુલિન કુટુમ્બીઓને એથી ત્રાસ છૂટતો. પત્થરના પિંજરથી હમણાં જ છૂટેલા પાર્વતિક પ્રવાહ પેઠે એની ઉર્મિઓ ઉછળતી. બાલકનાં નયન સ્વપ્નગત દશામાં ઢળેલાં ને વિચારવંત રહેતાં. બાલિકાનાં નેત્રના શ્યામ ઉંડાણમાં વિદ્યુતપ્રભા ઝબકતી. બિહારી પણ કોઇ વાર અકળાતો: પણ ઇલાજ ન્હોતો.

ખરી કટોકટીનો પ્રસંગ તો એક દિવસ આવ્યો. અરવિન્દે પોતાનું મુલ્યવાન ઘડીઆલ ગરિબ-મિત્રને ભેટ આપ્યું હતું. પરન્તુ ઘેર વાત કરવાનું અરવિન્દ ભૂલી ગયો. બિહારીનો મિજાજ હાથથી ગયો. તે ગાજી ઉઠયો "કાલે જ ત્હેને છાત્રાલયમાં ન મોકલી આપું તો મ્હારૂં નામ બિહારી નહિ. પરસેવો ઉતારી હું પૈસા પેદા કરૂં ને તું આમ વેડફી મારે ? સુલતાને પણ કોઇ બાલિકાશ્રમ ઠીક પડશે. આ ઘરમાં છોકરાં સારી રીતે ઉછરવાનાં નહિ જ."

સુલતાની માતા તો આ સાંભળી મૂઢ જ બની ગઇ. સુલતાની વય તેર વર્ષની થવા આવી હતી. વિવાહનો વિચાર માતાના દિલને ક્યારનો ય સતાવી રહ્યા હતો. ત્યાં સ્વપ્ને ય નહિ ધારેલી એવી આ છાત્રાલયની વાત !

પરન્તુ સ્વયં અરવિન્દનાં ફોઇ સુલતાની માતાની વ્હારે ધાયાં.—"તેર વર્ષની છોકરી તે વળી છાત્રાલયમાં મૂકાઇ સાંભળી છે ?"

બિહારીના વિચારથી વિરૂધ્ધ જવા ઘણું ધૈર્ય એકત્રિત કરવાની જરૂર હતી. અણધારી સુલતા સંગ્રામમાં ભળી. માતાનું કાર્ય સરલ થયું જણાયું. ગાઢ કેશકલાપવાળું એનું ન્હાનકડું મસ્તક ધુણાવી એણે ગર્જના કરી—"હું તો છાત્રાલયમાં નથી જવાની."

બિહારીએ આવા ઉત્તરની આશા ન્હોતી રાખી. છતાં ય આથી તે અકલિત રીતે આનન્દિત થયો જણાયો. "ઠીક, ત્હારે એની ખાસ જરૂર નથી."

અરવિન્દને વિદાય થવાનો દિવસ આવ્યો. એની ફોઇ તથા સુલતાની માતાએ રડી રડી આંખો સુજાડી. સુલતા મ્હોઢું ચઢાવીને ફરતી. પરન્તુ અરવિન્દ ગાડીમાં બેઠો કે તે પણ એક ન્હાનું પોટલું લઇ આગળ ચઢી બેઠી.—"હું પણ ત્હારી સાથે જ આવીશ."

આ પ્રસંગે તો એને પરાજીત થવું પડયું અરવિન્દે જાતે જ ઉતરી પડવા તેને વિનવી. એનું મન મનાવવા પ્રયત્ન કર્યો, "સુલુ ! તું સમજે તો છે. મ્હારા છાત્રાલયમાં તું શી રીતે રહી શકે ? ડાહી છું હોં. આવી છોકરવાદી થાય ? જા. ઘેલી. આ માં. ઉતરી જા. નાહક પિતાજી ગુસ્સે થશે."

બાલા ખડકવત્ અચલ રહી. છેવટે બિહારીનો મિજાજ ગયો. સુલતાને પકડી નીચે ઉતારી પાડી. સુલતા, પોટલી ત્યાં જ પછાડી, પોતાના ખંડમાં દોડી ગઇ. દ્વાર બન્ધ કર્યું. અરવિન્દ એની રજા લેવા પાછો આવ્યો, બારણાને બે ત્રણ ધક્કા માર્યા. જવાબ ન મળ્યો. નિરાશ થઇ તે પાછો વળ્યો. સુલતાએ આખો દિવસ ખાધું નહિ. ચોપડીઓ તથા કાગળોના ટુકડે ટુકડે કરી નાંખ્યા. રડી રડી આખું ઘર ગજાવી મૂક્યું. બધાં ય એનાથી કંટાળ્યાં. માત્ર બિહારી જ ખુશખુશ થયો જણાયો—"આ

છોકરી પે જબરી છે. એ છોકરો જન્મી હોત તો કેવું સારૂં થાત! અરવિન્દ છોકરી થયો હોત તો ઠીક પડત."

સ્હવારે ઉઠતાં જ સુલતા માતા પાસે દોડી "અરવિન્દનો પત્ર આવ્યો?"

માતાએ પ્રશ્ન અનુત્તર જ રાખ્યો. ઉલ્ટી સુલતાને ધમધમાવી.—એને અરવિન્દ કેમ કહે છે? ઢંગધડા વગરની! ત્હારાથી ચાર વર્ષ તો એ મ્હોટો છે. ખબર નથી? મ્હોટાભાઇ કહેતાં શું થાય છે?"

સુલતાએ ડોકું ધુણાવ્યું—"નહિ. નહિ. હું મ્હોટાભાઇ નહિ કહેવાની. અમે બે લ્હીએ તો હું એને કયાં ય હરાવી પાડું, પણ કાગળ આવ્યો છે કે નહિ?"

"ગાડી થઇ છે કે શું?" એમ કહી માતાએ એને ત્યાંથી કાઢી મૂકી. સુલતાનો તોબરો ચઢયો. એના હૃદયમાં શૂન્યકાર છવાઇ રહ્યો. અરવિન્દના ખંડનું દ્વાર ખુલ્લુ પડયું હતું. ત્યાંની શૂન્યતા સુલતાને સાલવા લાગી. એનાં નયનમાં અશ્રુ ઉભરાયાં. મહા પ્રયાસથી એ ખાળી રાખ્યાં. રૂદન કરવું એને ઘણુંજ હલકું ને છોકરમત જેવું લાગ્યું. ખિન્નતા કોપમાં પલટાઇ. એના ગાલો અડપલાંથી બન્ને વૃધ્ધ બાઇએ કાયર કાયર થઇ ગઇ.

યોગ્યકાળે અરવિન્દનો પત્ર આવ્યો. એ વેળાએ સુલતા નિસરણી પર બેઠી હતી. મનમાં એક માનસિક ચિત્ર દોરી રહી હતી. કલ્પનાતરંગે ભાતભાતના શોક પૂરતી. સુવાનીનાં ઉડુપન જ એ અનુભવાવે. અરવિન્દ પાછો ફરશે ત્યાર પ્હેલાં તો તે ઝુરી ઝુરી પ્રાણ પાડશે. એના અવસાનથી એ બાલસખાનું અન્તર શોક ને પશ્ચાતાપથી કેવું રૂંધાઇ જશે! આ વિચારે આંખો અશ્રુથી છલકાઇ, પરંતુ ટપાલીની બૂમે એના દિવસસ્વપ્નમાં ભંગ પાડયો. એકદમ તે નીચે દોડી. અરવિન્દની ફોઇના હાથમાંથી ઝડપ મારી પત્ર ઝુંટાવી લીધો. સરનામું ફોઇનું હતું. સુલતા માટે એક શબ્દ પણ ન્હોતો. એને યાદ પણ કરી ન્હોતી. નયનોમાં નીર ઉભરાયાં. અશ્રુપૂર ખાળ્યું ન ખળાયું. કટુ વર્તણુંક પર રોષે ભરાવાનો હક પોતાના કરતાં અન્યને હોઇ શકે એવો સંભવ સરખો પણ એના ખ્યાલમાં અત્યારસુધી ન્હોતો આવ્યો. પોતાના રોષને યથેચ્છ સરવા દેતી. અન્યને શિક્ષા કરવામાં જ દરરોજ આનન્દ માણતી. શિક્ષા ખમવાની વાત એને માટે તદ્દન અણગમતી નવિનતા હતી. ક્રોધ ને દીનતાથી તે મુંઝવાઇ. પરન્તુ અરવિન્દ તો એનાથી દૂર દૂર જઇ વસ્યો હતો. એને હાથ ચઢે તેમ ન્હોતો; તેથી કોપનો સ્વાભાવિક ઇલાજ સુલતાને ન જડયો.

અરવિન્દને અણધાર્યો સુલતાનો પત્ર મળ્યો. એમાં એક જ વાતનો ઉલ્લેખ હતો. ઉન્હાળાની રજામાં અરવિન્દ ઘેર પાછો ફરશે ત્યાર પ્હેલા સુલતા દૂરના કોઇ અપરિચિત મામાને ઘેર જતી રહેશે. એ નઠોર કુરૂપ છોકરી હવે ત્હેને ફરીથી કદાપિ પજવશે નહિ. એ વાતે ત્હેણે નિશ્ચિંત રહેવું. પત્ર વાંચતાં વાંચતાં બાલકના નેત્રમાંથી અશ્રુના ધોધ વહ્યા. આ સાદી લીટીઓની પાછળ છૂપાયલો ગંભિર અર્થ તે સહજમાં સ્હમજી શકયો. એના ગૂંઠયેલા હૃદય પર અમીસિંચન થયું.

ગ્રીષ્મવિરામ માટે બે જણે ચાતકની પેઠે રાહ જોઇ. એક સરખી આતુરતાથી બન્નેએ દિવસ ગણ્યા. એવા યે દિન પણ આવી લાગ્યા અરવિન્દ ટ્રેઇનમાંથી ઉતર્યો. આતુર નયને ચોતરફ દૃષ્ટિપાત કર્યો. સ્વાગત દેનાર કોઇ ન જણાયું. સ્ટેશન પર જવાની બિહારીએ સર્વને મના કરી હતી. અરવિન્દને વ્યવહારકુશળ બનાવવામાં એથી વિઘ્ન આવશે એમ એણે માન્યું. પોતાની સંભાળ લઇ શકે એવો એ થયો હતો. કોઇને ય સ્ટેશન પર જવાની શી જરૂર?

મહા મહેનતે મજુર કરી અરવિન્દે સામાન નીચે ઉતરાવ્યો. ગાડી ભાડે કરી ચઢી બેઠા. પરંતુ હૃદયમાં તો સીસું રેડાયા જેવું થયું હતું. ઘર સ્ટેશનથી ઘણું જ દૂર હતું. ધૂળવાળા એકાન્ત રસ્તા પર થાકેલા ઘોડા પરાણે માર્ગ કાપતા.

ટણીંગ—અવાજ કરતો એક પત્થર એચીન્તો ગાડીની બારીએ આવી અથડાયો. અરવિન્દ ચમક્યો. ઉંચું જોયું તો માર્ગ પર પુરાણું એક વટ વૃક્ષ આવી રહ્યું હતું. એનાં અનેક મૂળ ચોતરફ ગુંચવાઇ લટકતાં. કુંપળો તાજી જ ફુટેલી હતી. પર્ણજુથમાં મનમાન્યા મુખારવિંદનાં દર્શન થયાં. અરવિન્દ ગાડીમાંથી ઉતરી પડ્યો વૃક્ષ તરફ દોડ્યો. વદન અદ્રશ્ય થઇ ગયું.

અરવિન્દે એને પકડી પાડી—" સુલુ ! તું આવી ખરી ? તું જતી નથી રહી ?"

સ્વર બદલવા સુલતાએ ઘણો ય પ્રયત્ન કર્યો. " હા. હા. હવે જવાની જ છું. થોડા દિવસમાં જ, એક બે દિનની જ મહેમાન. સ્હેજ ફરવા આવી હતી" બેદરકારી બતાવવા ઘણું ય મથી ; પરન્તુ એનાથી અરવિન્દનો હાથ દબાઇ ગયો. અરવિન્દને બન્ને હાથે ટેકવી ગાડી પર એની અડોઅડ ચઢી બેઠી. આખો રસ્તો ટક ટક કર્યા જ કર્યું. પેલા અપરિચિત મામાનું તો નામ પણ ન આવ્યું.

ઘર આગળ ગાડી અટકી સુલતાની માતા દોડતી બ્હાર આવી. ઉતરતાં જ સુલતાને એક 'લપાડક' લગાવી દીધી. " કમજાત ! કયાં 'મરી'તી ? મ્હારે તે ત્હને શું કરવું ? જરા ય અક્કલ કેમ નથી આવતી ? આવી છોકરી તો કયાંય ન દીઠી !"—અરવિન્દની ફોઇએ સુલતાની માતાને આમ કહી ટેકો આપ્યો.

માતાનો હાથ તરછોડી સુલતા નાઠી સ્પષ્ટ વિરોધ દર્શાવતી એની આંખો ચમકી રહી. બારણાને ટેકે એ ઉભી. સપડામલી હરિણી ! એની માતા ફરી એના તરફ વળી. અરવિન્દ વચ્ચે પડ્યો—" હું જીવું છું કે મરી ગયો છું તેની જરા પણ દરકાર રાખનાર આખા ઘરમાંથી બિચારી એ એકલી નીકળી તેનો પણ આ બદલો ?"—આટલું બોલતા તો એનું હૃદય ભરાઇ આવ્યું. અશ્રુપ્રવાહ શરૂ થયો.

આ પળે જ બિહારી ત્યાં ઉપસ્થિત થયો. પુત્રની આંખમાંથી આંસુ વ્હેતાં જોઇ લાગલો જ સળગી ઉઠ્યો.—"ચાર મહિના છાત્રાલયમાં રહ્યો હોય આમ કે ? મ્હારે તે ત્હને શું કરવું ? રડકણુ છોકરી ! ત્હારા જેવા દશ કરતાં ય આ છોકરી ચઢી જાય."

એકદમ સુલતા અરવિન્દની કુમકે આવી "તો મ્હારી માતાએ મ્હને શા માટે મારી ? તમે એને કેમ નથી વઢતા ? અરવિન્દ સાચું જ રડે છે. મ્હારી મરજી પડશે એટલી વાર હું પણ રડીશ. આખો દિવસ રાગડા તાણવા જ કરીશ. શું કરશો ? મ્હને તો ત્હમારી શિક્ષાની જરા ય પરવા નથી."

વાત એટલે જ અટકી. કુટુમ્બની બન્ને સ્ત્રીઓ ચક્રવૃધ્ધિ વ્હાલે અરવિન્દને નવરાવવા લાગી. પુત્રના સદ્‌ભાગ્યે બિહારી કામમાં હતો. એક મ્હોટા કબાલામાં ઉતરવાની કડાકુટમાં હતો. અરવિન્દને કેળવણી આપવાની એને જરા ય ફુરસદ ન્હોતી. સુલતા સારો દિવસ અરવિન્દ કને જ બેસી રહેવા લાગી. માતાના ચિઢામણા, વઢનની એને જરા ય પરવા ન્હોતી. અરવિન્દની ફોઇ છોકરીઓની રીતભાત ઉપર ભાષણો કરતી. એનાં મ્હેણાને એક કાનેથી બીજે કાન કાઢી નાંખતાં સુલતાને વાર ન્હોતી લાગતી. જરૂર પડ્યે એની પડખે ઉભું રહેનાર ઘરમાં એક જણુ છે એ વાત સુલતા સારી પેઠે સમજતી. માત્ર જરા જોરથી ઘાટો પાડે, એટલી જ વાર, બિહારી તુરત જ ત્યાં આવી પ્હોંચે તેમ હતું. અનુભવથી સુલતા સારી પેઠે જાણતી કે બિહારી શત્રુપક્ષમાં ભળશે નહિ જ.

રજાઓ તો ઝટ ઝટ પૂરી થઇ. અરવિન્દને વિદાય થવાનો દિવસ ફરીથી આવી ઉભો. ગમન વેળાએ સુલતા અસાધારણ ગંભીર બની ગઇ. લોકોને મારવા કે ચોપડીઓ ફાડવા જરા પણ ન ઇચ્છ્યું. પ્હેલાં તો એમ દર વખત કરતી. પોતે સુખી નથી એ દર્શાવવાની એ પણ એક રીત હતી.

સુલતાની માતાની ચિન્તા હવે દિન પ્રતિદિન વધતી ચાલી. બાલાને ચૌદ વર્ષ થવા આવ્યાં હતાં. એ પરણવા લાયક થઇ છે એવો ઇશારો પણ બિહારી કરતો નહિ. ભૂલાયેલી ફરજની યાદ દેવા બન્ને બાઇઓએ બનતો પ્રયાસ કર્યો એક બે દિવસ બિહારી મુંગો મુંગો સાંભળી રહ્યો.—" પરણાવવી હોય તો અરવિન્દ સાથે જ. બીજા કોઇને નહિ દઉં" સુલતાની માતાને આથી નિરાંત થઇ. બિહારીના શબ્દોમાં એને અપ્રતિમ શ્રધ્ધા હતી.

દેશાવરમાં અરવિન્દને સુલતાના પત્રો જ સાન્ત્વન દેતા. એમાં લાગણી નવા જુનીઓ ન્હોતી આલેખાતી. અરવિન્દ એ પત્રોને નજર આગળ ધરી રાખતો. હસ્તાક્ષર એ ન્હોતો જોતો. હસ્તાક્ષર તો બાલક જેવા જ, પણ હતા મરોડદાર. અરવિન્દ એની પૂંઠે આનન્દથી ચમકતાં બે નયન નિહાળતો. એ હસતું વદનામ્બુજ એની સ્વપ્નસૃષ્ટિમાં સદા ય રમતું. એની ન્હાનકડી અવ્યવસ્થિત ઓરડી એક ક્ષણભર સુશોભિત ને આનન્દ ભરી બની જતી. એના સહાધ્યાયીઓ આ પત્રો માટે એનો પરિહાસ કરતા અરવિન્દની પ્રકૃતિ ધૈર્યશીલ હતી, પરંતુ આ વાત આવતાં જ એ ચીડાઇ જતો. બિચારા વિનોદી સહચરો નિરાશ થઇ એને પડતો મૂકતા. બિહારીએ યોગ્ય સ્થાન જ શોધ્યું હતું. બાલકને વ્યવહાર કુશળ બન્યા વિના સિધ્ધિ જ ન્હોતી. વ્યવહાર થયા વિના ત્યાં રહેવું જ મુશ્કેલ હતું. અવિચારી વિરૂધ્ધનાથી એના સંયોગોને અરવિન્દ સરળતાથી લાત મારી શકયો. પ્રથમ જેમ એ અવ્યવહારૂ ને ભાવપ્રધાન જ રહ્યો.

પરીક્ષા પાસે આવી. દિવાળીના પ્રસંગે પણ બિહારીએ ઘેર આવવા ના પાડી. જેમ તેમ કરી અરવિન્દે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. પરિણામ બ્હાર પડતાં જ બિહારીએ અરવિન્દને લખી જણાવ્યું કે પ્રવાસ કેળવણીનું એક મુખ્ય અંગ છે. માટે વિશ્વવિદ્યાલયમાં પ્રવેશતાં પ્હેલાં એકાદ બે મહિના તેણે વિશ્વપર્યટને નીકળી પડવું. અરવિન્દને જવું પડ્યું. એનું હૃદય તો ઘેર આવવા તલસી રહ્યું હતું. એના પિતાજી પર તે રોષે ભરાયો. બે મહિના દરમીયાન તેણે એક પણ પત્ર ઘેર ન લખ્યો. સહ પ્રવાસીઓએ એનો સામાન પડાવી લીધો, પૈસા છિનવી લીધા. પરિણામે પ્રવાસ ટુંકાવવા ફરજ પડી. પાછું વિદ્યાલયમાં જવું શરૂ કર્યું. એક છાત્રાલયમાં રહેવા લાગ્યો.

પરંતુ બિહારીનું જીવનસ્વપ્ન કદાપિ સત્ય ન થયું. અરવિન્દ અવ્યવહારૂ જ રહ્યો. વિદ્યાલય ને છાત્રાલયની કપરી જીંદગી એના પર જરા પણ અસર કરી શકી નહિ. અભ્યાસ તરફ એ વધારે ને વધારે બેદરકાર થવા લાગ્યો. શાળાની હાજરીમાં અઠવાડિયાંમાં ચાર દિવસ ખાંચો પડવા લાગ્યો. ઓરડીમાંથી બ્હાર નીકળવાનું પણ એણે બંધ કર્યું. દિવસભર સ્વપ્નતંદ્રામાં જ પડી રહેવા લાગ્યો. મજાક મશ્કરી હવામાં ઉડી જતી. એ તરફ એનું લક્ષ્ય પણ ન્હોતું. સહાધ્યાયીઓને છૂપી પોલીસનું કામ પેટ ભરીને કરવાની તક હાથ લાગી. પરંતુ વ્યર્થ પ્રયત્ન સમજી થોડી જ વારમાં એમણે એ કામ છોડી દીધું. એની બધી ય ખાનગી ચીજો ફેંદી વળવા છતાં, એની પ્રણયિનીનું પ્રણયચિહ્ન હાથ કરવાના સઘળા કપરા પ્રયાસો નિષ્ફળ ગયા. છબી ન મળી. સૌંદર્યમૂર્તિને સમર્પેલી કાવ્યગ્રંથી પણ ન જડી.

મહા મહેનતે મજુર કરી અરવિન્દે સામાન નીચે ઉતરાવ્યો. ગાડી ભાડે કરી ચઢી બેઠો. પરંતુ હૃદયમાં તો સીસું રેડાયા જેવું થયું હતું. ઘર સ્ટેશનથી ઘણું જ દૂર હતું. ધૂળવાળા એકાન્ત રસ્તા પર થાકેલા ઘોડા પરાણે માર્ગ કાપતા.

ટણીંગ—અવાજ કરતો એક પથ્થર ઓચીન્તો ગાડીની બારીએ આવી અથડાયો. અરવિન્દ ચમક્યો. ઉચું જોયું તો માર્ગ પર પુરાણું એક વટ વૃક્ષ આવી રહ્યું હતું. એનાં અનેક મૂળ ચોતરફ ગુંચવાઇ લટકતાં. કુંપળો તાજી જ ફુટેલી હતી. પર્ણજુથમાં મનમાન્યા મુખારવિંદનાં દર્શન થયાં. અરવિન્દ ગાડીમાંથી ઉતરી પડ્યો વૃક્ષ તરફ દોડ્યો. વદન અદ્રશ્ય થઇ ગયું.

અરવિન્દે એને પકડી પાડી—" સૂલુ ! તું આવી ખરી ? તું જતી નથી રહી ?"

સ્વર બદલવા સુલતાએ ઘણો ય પ્રયત્ન કર્યો. " હા. હા. હવે જવાની જ છું. થોડા દિવસમાં જ, એક બે દિનની જ મહેમાન. રહેજ ફરવા આવી હતી" બેદરકારી બતાવવા ઘણું ય મથી ; પરન્તુ એનાથી અરવિન્દનો હાથ દબાઇ ગયો. અરવિન્દને બન્ને હાથે ટેકવી ગાડી પર એની અડોઅડ ચઢી બેઠી. આખો રસ્તે ટક ટક કર્યા જ કર્યું. પેલા અપરિચિત મામાનું તો નામ પણ ન આવ્યું.

ઘર આગળ ગાડી અટકી સુલતાની માતા દોડતી બ્હાર આવી. ઉતરતાં જ સુલતાને એક લપાડક લગાવી દીધી. " કમજાત ! ક્યાં મરી'તી ? મ્હારે તે ત્હને શું કરવું ? જરા ય અક્કલ કેમ નથી આવતી ? આવી છોકરી તો ક્યાંય ન દીઠી ! "—અરવિન્દની ફોઇએ સુલતાની માતાને આમ કહી ટેકો આપ્યો.

માતાનો હાથ તરછોડી સુલતા નાઠી સ્પષ્ટ વિરોધ દર્શાવતી એની આંખો ચમકી રહી. બારણાને ટેકે એ ઉભી. સપડાયલી હરિણી ! એની માતા ફરી એના તરફ વળી. અરવિન્દ વચ્ચે પડ્યો—" હું જીવું છું કે મ ગયો છું તેની જરા પણ દરકાર રાખ્યા આપણા ઘરમાંથી બિચારી એ એકલી નીકળ તેનો પણ આ બદલો ? "—આટલું બોલત તો એનું હૃદય ભરાઇ આવ્યું. અશ્રુપ્રવા શરૂ થયો.

આ પળે જ બિહારી ત્યાં ઉપસ્થિત થયો પુત્રની આંખમાંથી આંસુ વ્હેતાં જોઇ લાગલે જ સળગી ઉઠ્યો —"ચાર મહિના છાત્રાલયમ રહ્યો હોય આમ કે ? મ્હારે તે ત્હને શુ કરવું ? રડકણુ છોકરી ! ત્હારા જેવા દશ કરતાં ય આ છોકરી ચઢી જાય."

એકદમ સુલતા અરવિન્દની કુમકે આવી "તો મ્હારી માતાએ મ્હને શા માટે મારી ? ત્હમે એને કેમ નથી વઢતા ? અરવિન્દ સાચું જ રડે છે. મ્હારી મરજી પડશે એટલી વાર હું પણ રડીશ. આખો દિવસ રાગડા તાણ્યા જ કરીશ. શું કરશો ? મ્હને તો ત્હમારી શિક્ષાની જરા ય પરવા નથી."

વાત એટલે જ અટકી. કુટુમ્બની બન્ને સ્ત્રીઓ ચક્રવૃધ્ધિ વ્હાલે અરવિન્દને નવરાવવા લાગી. પુત્રના સદ્ભાગ્યે બિહારી કામમાં હતો. એક મ્હોટા કબાલામાં ઉતરવાની કડાકુટમાં હતો. અરવિન્દને કેળવણી આપવાની એને જરા ય ફુરસદ ન્હોતી. સુલતા સારો દિવસ અરવિન્દ કને જ બેસી રહેવા લાગી. માતાના ચિઢાયલા, વઢનની એને જરા ય પરવા ન્હોતી. અરવિન્દની ફોઇ છોકરીઓની રીતભાત ઉપર ભાષણો કરતી. એનાં મ્હેણાંને એક કાનેથી બીજે કાન કાઢી નાંખતાં સુલતાને વાર ન્હોતી લાગતી. જરૂર પડયે એની પડખે ઉભું રહેનાર ઘરમાં એક જણ છે એ વાત સુલતા સારી પેઠે સમજતી. માત્ર જરા જોરથી ધાટો પાડે એટલી જ વાર, બિહારી તુરત જ ત્યાં આવી પ્હોંચે તેમ હતું. અનુભવથી સુલતા સારી પેઠે જાણતી કે બિહારી શત્રુપક્ષમાં ભળશે નહિ જ.

આખા ય નિવાસસ્થાનમાં તે એક વાર આંટો મારી આવતો. સુધારા વધારા માટે ખૂણે ખૂણો તપાસતો. નોકરચાકરની ખોટ જણાતાં વેંત પૂરતો. બધું પતી ગયા બાદ બીજા માળ પર આવેલી એક ન્હાનકડી ઓરડીમાં તે જતો. જવા વાર વિરામ લેવા પડતો. આ ન્હાની ઓરડી તદ્દન ખાલી જ હતી. વિજળીના દીવા ન્હોતા. પોલાદના પંખા ન્હોતા. રાચરચીલામાં પણ કશું જ ન્હોતું. એ ઓરડીનો એકલો શૃંગાર એક ચિત્ર દિવાલ પર લટકતું. પન્દર વર્ષની એક સુન્દર બાલિકાની એ પ્રતિકૃતિ હતી.

ઘરધણીનું નામ અરવિન્દ. લમણાના વાળ પળિયાંમાં પરિવર્તન પામતા જણાતા. સ્વમતદ્રામાં એક વાર ઢળેલી રહેતી આંખો હવે બાજ સમી ચમકતી. તે પૂરો વ્યવહાર કુશળ બની ગયો હતો. એનું નિવાસસ્થાન, એની અસંખ્ય ગાડીઓ, એની બેન્કની ચોપડી—સર્વ એના જીવનની સંપૂર્ણ સફળતાની અપ્રશ્નનીય શાખ પૂરતાં. મનુષ્ય માત્ર સાથે એ થોડું કામ પાડતો. ધંધાર્થે જ કોઈને મળતો. અતિ કીમતી રાચરચિલું કે અતિ મુલ્યવાન ચિત્ર બજારમાં આવ્યું હોય તો તેના વિક્રયસ્થાને અરવિન્દની ગાડી પ્રથમ ઉપસ્થિત થતી. જવાહીર પણ ખાસ સંગ્રહતો એવી યે ગપ ઉડતી.

ધંધાની રૂએ અનેક મનુષ્યોના પરિચયમાં તે આવ્યો હતો. અસંખ્ય નિમંત્રણપત્રિકાઓમાંથી કેટલીકને તો માન આપવું જ પડતું. બનતાં સુધી તો તે અસ્વીકાર જ કરતો. કદાચ જતો તો એ સંગતિથી જલ્દી છૂટા પડવા મથતો.

સામાન્ય નિયમ પેઠે આને પણ કેટલાક અપવાદો હતા. કોઇ પરિચિત વ્યક્તિને ત્યાં કદી પુત્રીનો જન્મ થતો તો તે વણુને તર્પો ત્યાં દોડી જતો. બાલિકાને રમાડી નાજુક હાથ સોનેરી [illegible] એના

સિધ્ધ કરવાનો આ સારો માર્ગ હતો એમ લોકો કહેતા. છોકરીનાં માબાપોને સાધારણ રીતે સાંત્વનના શબ્દો જ સાંભળવાના હોય છે, એટલે અરવિન્દ તરફથી તેમને અભિનન્દન મળતાં. પરિચિત નારીવૃન્દ તેની આ વિચિત્રતાની દયા ખાતું. લગ્નથી સર્વ સારાં વાનાં થશે એમ સહુ કોઇ સૂચવતું.

અન્ધકારભરી સન્ધ્યા હતી. આકાશ વાદળથી ઘનઘોર છવાયું હતું. સમસ્ત સૃષ્ટિમાં આનન્દની રેખા યે ન્હોતી ચમકતી. નિત્ય નિયમ કરતાં અરવિન્દ આજ વ્હેલો ઘર તરફ આવતો હતો. કેટલાક દિવસથી એની તબીયત ઠીક ન્હોતી. એને સખત શરદી થઇ હતી. ધોધમાર વરસાદમાં બે દિવસ સુધી એક ભિખારીની કન્યા પાછળ શેરીએ શેરીએ આથડયો હતો. આમ તે ઘણી યે વાર આથડતો. પરિણામ શૂન્ય જ આવતું. આવા ધૂની સ્વભાવથી કેટલાં ય મનુષ્યો—મુખ્યતત્વે સ્ત્રીઓ—ન્યાલ થઇ જતાં.

ઘેર આવી નિત્યનિયમનું ચક્કર મારવા ન નીકળ્યો. શયનભુવનમાં ગયો. દ્વાર બંધ કર્યું. થાકયો પાકયો મુંઝાતો બેઠો. થોડી ક્ષણ પછી ઉંચે જોયું. દિવાલના ચિત્ર તરફ ટગરટગર તાકી રહ્યો, "તું કયાં છે? મ્હને કેમ નથી જણાવતી? એકાદ નિશાની તો આપ હું ત્હારી તપાસ કરૂં. દરરોજ ત્હારી શોધ કરૂં છું. ત્હને કયાં મળું વ્હાલી?"

એક પરિજન ધીમે પગલે એ ઓરડી આગળ આવ્યો. દ્વાર બંધ જોઇ, બોલાવવાની હિંમત કર્યા વિના જ પાછો ગયો. એ રાત્રે અરવિંદે વાળુ કર્યું નહિ.

બીજે જ પ્રભાતે દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે લક્ષ્મીવંત જનોની વિચિત્ર ટેવો પર એક સખત ભાષણ આપ્યું. અરવિંદને એની ન્હાનકડી ઓરડીમાંથી એક સુશોભિત ખંડમાં સુવાડયો. દવા લખી આપી એક જ

કલાકમાં એક સુશિક્ષિત આયા ત્યાં હાજર થઇ. અરવિંદની બિમારીનો રીતે થોડી વારમાં જ એક શ્રીમંતને છાજે એમ પલટાઇ ગયો. એને માટે દિલ બાળનાર સંબંધીઓ ન્હોતા. પરંતુ મિત્રો ને પરિચિત જનો ખબર પૂછવા ઉભરાવા લાગ્યાં. ભાવિક જનોની સરભરા ખાતર જ એક નોકરને આખો દિવસ રોકાઇ રહેવું પડતું. કેટલાક તો અધીરા જણાતા. દરદીની માહિતી મેળવવા છેક દાકતર કને અડી જતા. અનેક પ્રશ્નો પૂછી એનો જીવ ખાતા. "કાંઇ ચોક્કસ કહેવાય નહિ" દરેકને દાકતરનો એક જ જવાબ હતો. "અશક્તિ ઘણી જ આવી ગઇ છે. કદાચ ઘણા દિવસ પથારી સેવવી પડશે. પુરી વિશ્રાન્તિની એને ખાસ જરૂર છે."—આમ તરેહવાર જવાબ આપી સર્વને વિદાય કરતા

માંદગીની શરૂઆતમાં અરવિન્દ બેભાન જ પડ્યો રહેતો. એને કયાં રાખવામા આવ્યો છે—કોણ ચાકરી કરે છે એ કશાનું એને ભાન ન્હોતુ. પરંતુ ભાન આવતાં બધી ય પીડા કરવા લાગ્યો. સાવધ થતાં ઘડી ઘડીમાં ચીઢાઇ જતો. એની પ્રશ્નપરંપરથી પરિજનો લગભગ ગાંડા થઇ જતા "આ ઓરડીમાં કેમ લાવ્યા? કોની પરવાનગીથી આયાને રોકી છે? બધા નોકરો કયાં મરી ગયા છે?" ઇત્યાદિ. એક ન્હાનકડા ભાષણથી દાકતર બધા ય પ્રશ્નોના જવાબ આપી દેતો. એક બે દિવસ વળી શાન્ત પડી રહ્યો. ઓચીંતુ એક નવું જ ભુત ભરાયું. યુરેઝીઅન આયાને હાથે દવા કે ખાવાનું લેવાની સાફ ના પાડી. "ફાવે તો હિંદુ આયા લાવો; નહિ તો નોકરો જ સંભાળ રાખશે." દાકતરને તાબડતોબ બોલાવવામાં આવ્યો. નવી આયા મોકલવાનો પ્રબંધ કરવા એણે વચન આપ્યું.

સંધ્યા સમયે અરવિંદ જરા શ્વાનનિદ્રામાં પડ્યો. ટ્રામના અવાજથી એ ઝબકી ઉઠ્યો. નિદ્રામાં ભંગ પડ્યો. દુઃખતા કપાળ પર એક નાજુક હાથ ફરતો હતો, વાળ પસવારવામાં આવતા હતા. સંધ્યાની છાયાએ ખંડમાં અંધકાર છવાયો હતો; એટલે શય્યાને ઓશિકે બેઠેલી એક શ્વેત વસ્ત્રધારિણી વ્યક્તિને તે આછી આછી જોઇ શકતો—"તું નવી આયા કે?" તેણે પૂછ્યું.

મંદ મધુર સ્વરે આયાએ જવાબ વાળ્યો—"હા."

તે રાત્રે દવા પીતાં કે ખાવાનું ખાતાં અરવિંદે જરા ય તોફાન ન કર્યું. રડતા બાળકને રમકડું મળતાં શાંત બને તેમ તે શાંત ગંભીર બની ગયો. પરંતુ ખાઇ રહેતાં જ તે બૂમ મારી ઉઠ્યો—"દીવા કેમ નથી સળગાવતી? આ અંધારૂં મ્હને નથી ગમતું."

કોઇ પણ ઇલાજે દર્દીને શાંત રાખવાનો આયાને હુકમ હતો. ચાંપ દાબી દિપકો પ્રગટાવ્યા. દવાને ઓશિકે બેસવા જતી હતી ત્યા દર્દી ફરી તડુક્યો—'આમ આવ, મ્હારી આગળ ઉભી રહે, મ્હારે ત્હને જોવી છે."

આશ્વાસક આયા આગળ આવી ઉભી. તેને બરાબર નિહાળવા અરવિન્દે મસ્તક ઉંચક્યું. એક કુમળી કન્યકા હતી સુંદર ને નાજુક. ખિલતા મુખારિંદ પર વિષાદછાયા છવાઇ ભાસતી. ક્ષણભર નિરીક્ષણ કરી તે બોલ્યો—'બેસ.'

આયા પોતાને સ્થાને ગઇ એટલે અરવિંદે પ્રશ્ન કર્યો—"ત્હારૂં નામ શું?"

"પુરી" બાલાએ જવાબ વાળ્યો.

નવી આયાએ દર્દી પર રહેલાઇથી વિજય મેળવ્યો. સ્વભાવમાં સારો ફરક પડ્યો. હવે એ પ્યાલા પછાડતો નહિ, બરાડા પાડતો નહિં. ચાલુ ધમકીઓથી બિચારા નોકરોનો છૂટકો થયો. ધનિક દરદીની ચાલુ ફરિઆદો જતાં દાકતરને ય નિરાંત વળી. ભયંકર

શળ-સણકા-ચાલુ થતાં પણ જો પુરી આવી તેના કપાળ પર એનો કોમળ હસ્ત ફેરવતી તો તે શાંત પડી રહેતો. એ કિશોરીએ એક ક્ષણ પણ તેનાથી દૂર થવું ન જોઇએ. બિચારી પુરી! માંદગીના બિછાના આગળ જ એને ખાવું પડતું. એના ધૈર્યથી સર્વ અજાયબ થતા. અનંત પરિશ્રમથી કે દર્દીની ધૂનથી એ કદી યે અકળાતી નહિ.

અરવિંદના બિમારીની વાત સાંભળી તેની ફોઇ પણ ત્યાં આવી પ્હોંચી. કૃતઘ્ની અરવિંદ એમને જોવાની જ ના પાડતો. આથી એ વૃધ્ધ બાઇ ગાનીતી આયા પર રીસે ભરાતી. પોતાની જગ્યા એ કમજાત છોકરી લે જ કેમ? એને પોતાનું યોગ્ય સ્થાન સમજાવવા-શિખવવા-ને આતુર થઇ રહી. ઇર્ષ્યાગ્નિથી પ્રજળતી પોતનો લાગ શોધતી. એક બપોરે અરવિંદ નિદ્રામાં પડ્યો હતો. આયાને બ્હાર આવવા તેણે હુકમ કર્યો

કંઇ કહે ત્યાર પ્હેલાં તો ક્રોધથી કમ્પતો અવાજ આવ્યો—"પુરી!"

પુરી ચમકી. ખંડમાં દોડી. શય્યા પાસે જતાં જ અરવિંદે તેનો હાથ પકડી લીધો. છેક છાતી સુધી દબાવી દીધો. એમને એમ પકડી રાખી ગુસ્સામાં જ પૂછ્યું "બ્હાર શું કરતી હતી?"

"તમારાં ફોઇબાએ મ્હને બોલાવી હતી" થથરતી બાલાએ જવાબ વાળ્યો.

"ને પેલો દાકતર સ્હવારે શું કહેતો હતો?" જરા મ્હોટે સાદે અરવિંદે ફરી પ્રશ્ન કર્યો

પુરીને જવાબ દીધા વિના છૂટકો જ ન્હોતો "દાકતર મ્હને જરા આરામ લેવાનું કહેતા હતા."

"એટલે? બધાં ભેગાં થઇ ત્હને મ્હારાથી દૂર કરવા માગે છે એમ?" અરવિંદ ગાજી ઉઠ્યો "ત્હને નહિ જવા દઉં. ના ના, બળીને ખાખ થઇશ, પણ ત્હને નહિ જવા દઉં."

બિચારી પુરી આને શું કહે? અરવિંદે તેને હચમચાવી પુછ્યું "સાંભળ્યું કે? ત્હારે નથી જવાનું."

અરવિંદની બાથમાંથી પુરી ધીમે રહી છૂટી પોતાને સ્થાને જઇ બબડી "ના, હું નહિ જાઉં. ત્હમે કહેશો ત્યાં સુધી નહિ જાઉં." નાજુક કર તેના કપાળે ફેરવવા લાગી. ધીમે ધીમે અરવિન્દ શાન્ત પડયો. આયાની આંખમાંથી વ્હેતાં આંસુ તે ન જોઇ શકયો.

હવે પછી દાકટરની આજ્ઞા કે ફોઇબાનાં મ્હેણાં તેને જરૂરી આરામ લેવાની ફરજ ન પાડી શકયાં. બીજી આયાને એ સ્થાન લેવા સાફ ના પાડી

કેટલાક દિવસ પસાર થયા. અરવિંદની તબીયત સુધારા પર હતી. એકાએક અણધાર્યું પરિવર્તન થયું. બોલવાનું બંધ કર્યું. પુરીને પણ બોલાવતો નહિ મૂર્છિત મનુષ્ય પેઠે તે પડી રહેતો અવારનવાર માત્ર નેત્ર ઉઘાડતો. ભયભરી રીતે પુરી સ્હામું તાકી રહેતો.

એક દિવસ પથારી પર ઓચીન્તો બેઠો થઇ ગયો. પુરીને બોલાવી. તુરત જ એ દોડી આવી. "જા ઉપર મ્હારી ઓરડીમાં જા. ત્યાં એક ચિત્ર છે તે અહીં ઉપાડી લાવ.

એક ચિંતાભરી નજર નાંખી પુરી ઉપર દોડી. પરિચારકોની મદદથી એ ઓરડી ત્વરાથી શોધી કાઢી પેલી પ્રતિકૃતિ નીચે લઇ આવી, અરવિંદની પથારી નજીક એ ખુરશી પર મૂકી "આ લાવી." અરવિંદે ચોતરફ જોયું. ચિત્ર હાથમાં લીધું. એકી ટશે તે તરફ જોઇ રહ્યો. તુરત જ તેને નીચે નાંખી દીધું. આતુરતાથી પૂછ્યું. "આ ત્હને યાદ આવે છે?"

"ના" પુરીએ ટુંકમાં પતાવ્યું.

અરવિંદે હાથ લંબાવી તે બાલાને પોતાની

હને ખેંચી એનું વદન બે હાથથી દાબી ફરી પૂછ્યું "તો હું યાદ આવું છું ? બરાબર જો. આ પળિયાં ભૂલી જા. આ મ્હોટું ભયંકર મ્હોં ભૂલી જા. મ્હારી હલની ઉમ્મરમાંથી લગભગ વીસ વર્ષ બાદ કરી નાંખ. પછી કહે, મ્હને તું ઓળખી શકે છે ? સાંભળ્યું કે ? બોલ. તું મ્હને પિછાને છે ?"

"ના" અશ્રુથી રૂંધાયેલા અવાજે પુરીએ કહ્યું.

અરવિંદે ગાંડાની પેઠે તેને ધક્કો માર્યો "ત્યારે તું કોણ છે ? દગાખોર ! મૃગજળ પુરે મ્હને શીદ રઝળાવ્યો ? જા. મ્હારી દૃષ્ટિથી દૂર થા !"

મહા પરાણે પૂરી, લથડિયાં ખાતી ખાતી ખંડની બ્હાર ગઇ.

દર્દીના આવાસમાં એ ફરી જણાઇ નહિ. દાક્તરને ઝટપટ બોલાવવામાં આવ્યા. બ્હાર આવતાં જ ફોઇબા માર્ગ રોકી પૂછવા લાગ્યાં—"એને કેમ છે ?"

"વધારે આશા નથી" દાક્તરે કહ્યું. "છતાં ય શું કરવું તેની ગોઠવણ કરતો જાઉં છું. બીજી નવી આયાને હમણાં જ મોકલું છું. આવા દર્દી સાથે કેમ કામ લેવું એ તે સારી રીતે જાણે છે."

પુરી જવા તૈયાર થઇ. બારણા આગળ ગાડીની વાટ જોતી ઉભી. રુદનથી એનાં નયન લાલચોળ થઇ ગયાં હતાં. એના છૂટા વાળ મસ્તક પર વિખરાઇ ગયા હતા. દાક્તરે તેને દિલાસો આપવા પ્રયત્ન કર્યો—"માંદા માણસો તો બાળક જેવા. એ કાંઇ કહે કે કરે તે પર ધ્યાન ન આપવું જોઇએ."

એટલામાં દર્દીના ખંડમાંથી એક નોકર દોડતો આવ્યો. અરવિન્દ જરાતરા ભાનમાં આવ્યો હતો. શાન્ત દેખાતો સાવધ થયો હતો. પુરી આવી કે એક ઘેલી સ્હામે ધરી "લે."

"દાક્તરે મ્હને ખબર આપેલ છે."

ક્ષુધાતુર નયને અરવિન્દ એક પળભર તેના સ્હામું જોઇ રહ્યો. પછી મોઢું ફેરવી



પુરીને બોલાવી, તુરત જ એ દોડી આવી.

દીધું.—"હોય પણ લે. સામાન્ય આયા કરતાં ત્હેં મ્હારે કાજે વધારે પરિશ્રમ લીધો છે. એનો બદલો મળવો જ જોઇએ. લે. આની અન્દર એક હજાર રૂપીયા છે"

આ વેણ સાંભળતાં જ પુરીની આંખો ચમકી. "મ્હારા શ્રમનું આ ફળ ? આપનું દ્રવ્ય આપની પાસે જ રાખો." લગભગ ચીસ પાડી; થેલી જમીન પર પછાડી; ખંડ બ્હાર દોડી.

અરવિન્દ કુદ્યો. આ પુરી હતી ? આ ચમકતી આંખો ? આ સ્વર ? પુરીનાં હતાં ? સર્વ વિચિત્ર રીતે પુર્વપરિચિત લાગ્યાં. ને આ દૃશ્ય ? શાનું સ્મરણ કરાવી રહ્યું હતું ? માનસિક ચિત્રપટ એકાએક ખુલ્યું. થયુ-કુમળા છોડથી ઉભરાતો એક બાગ હતો, હરિઆળી ભૂમિ નીલવર્ણી બની હતી. એક બાળક ને એક રોષભરી બાલિકા સ્હામસ્હામાં ઉભાં હતાં.

પથારી તે પરથી નીચે કુદ્યો. દાદર તરફ દોડ્યો. "સુલતા! સુલતા! મ્હેં ત્હને ઓળખી છે." એણે જોરથી રાડ નાંખી "પાછી આવ! મ્હારી કને પાછી આવ!"

જવાબ મળ્યો નહિ.

નીચે ઉતરવા લાગ્યો. અર્ધે ગયો. ચક્કર આવ્યાં. મૂઠી વાળી. કઠેરો પકડ્યો. બોખરો સ્વર ફરી ગાજ્યો.

"સુલતા!"

બીજી જ ક્ષણે તે ઢગલો થઇ દાદરથી નીચે ગબડી પડ્યો.

* * *

પ્રથમ પેઠે જ વિશાળ ભુવન રાજમાર્ગ પર ઉભું છે. સર્વ સ્થળે નવીન વ્યક્તિઓ નજરે આવે છે. ત્યાં વસનારની ખોટ નથી ગૃહપતિની માંદગીમાં સર્વ સગા સંબંધી ત્યાં આવી પ્હોંચ્યાં હતાં સમસ્ત મહાલયનું દૃશ્ય જ પલટાઇ ગયું હતું.

માત્ર બીજા માળની પેલી ન્હાની ઓરડી હજી એમને એમ છે. અરવિંદ હજી યે સાંજ રહે છે. બ્હારની દુનિયા એનું અસ્તિત્વ કયારનું ય ભૂલી ગઇ છે.

(સંપૂર્ણ)

# શાએર નઝીર

લખનાર: રા. જેહાંગીર માણેકજી દેશાઇ

આ સ્થુલ અવનિમાં મહાત્માઓ, ૠષિમુનિઓ, કવીશ્વરો, ફિલસુફો આદિ યુગયુગને અંતરે અવતાર લે છે એ જગતના અને માનવીમાત્રના કંઇ ને કંઇ લાભાર્થે જ હોય છે એ નિસંદેહ છે. મહાન્ પુરૂષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ આપણને આ પ્રપંચી અને માયાવી સૃષ્ટિમાં આપણો ખરો માર્ગ કેવી રીતે લેવો, કામ, ક્રોધાદિ દુષ્ટમાં દુષ્ટ રિપુઓને કેમ ત્યજવા, અને આપણાં જીવનનું સાર્થક કરી સ્વર્ગે કેમ સંચરવું, એ બતાવવાને સહાયભૂત થાય છે. જે જે મુસિબતો અને જે જે ઇતિઆપત્તિઓમાંથી એવી પરમ પૂજ્ય વ્યક્તિઓ પસાર થઇ હોય છે, તેનાથી આપણે આપણા શરીર ને આત્માને રહેજે નિરાળા રાખી શકીએ છીએ કેવા ગુણલક્ષણોથી પૂર્વોક્ત વિદ્વજ્જનો જગદ્વિખ્યતિને પામ્યા, કેવાં દૂષણોથી તેઓ નિંદાયા એ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે જ આ ક્ષણભંગુર સંસારનું આપણને કંઇ ભાન થાય છે અને આપણે આપણું કર્તવ્ય સમજવાને સાર્થવાન થઇએ છીએ. હવે હિંદુ અને મુસલમાન બન્ને પ્રજાઓથી માન પામતા અને ઉભયના ઐક્યના મૂર્તિમન્ત સ્વરૂપ શાએર નઝીરનું જીવનવૃત્તાંત તેમ જ કાવ્યો જોઇએ

નઝીર અકબરાબાદી લગભગ ૨૦૦ વર્ષ ઉપર થઈ ગયેલો મનાય છે. તે ફારસીનો પ્રખર વિદ્વાન અને ઉર્દૂ ભાષાનો સર્વશ્રેષ્ઠ મહાકવિ અદ્યાપિ કહેવાય છે. એના જન્મ વિષે એક વિચિત્ર કથા પ્રચલિત છે. એનાં માતપિતા દિલ્હીનિવાસી હતા. તેમનું એકે બાળક જીવતું ન હોવાથી માતા વ્યાકુલ થઇ પુત્રપ્રાપ્તિ માટે દાઇઓની દવા તથા ફકીરોના ચીઠ્ઠીદોરા કરતી, કિંતુ તેણીની મનોવાંચ્છના પૂર્ણ થઈ નહી એક વાર કોઈ ફકીરનું આવાગમન સાભળી નઝીરની માએ દાસી દ્વારા તેને પોતાની મનોવ્યથા વિદિત કરી. ફકીરે વળતો સન્દેશ કહાવ્યો કે તારા ભર્તારને મારી પાસે મોકલ. આ સાભળી નઝીરનો ભાવી પિતા મહમદ ફારૂક જે ઘણું ભણેલો તો નહી, પણ નિખાલસ સ્વભાવનો માણસ હતો અને બાર પુત્રોના સ્વર્ગગમનથી શોકસાગરમાં ડુબી ગયો હતો તે ફકીરની તહેનાતમાં હાજર થયો ફકીરે તેને પાંચ ફૂલ આપી કહ્યું : "એમને સુંધી નદીમાં નાખ અને શું બને છે તે કહે!" તેની આજ્ઞાનુસાર ફારૂકે કર્યું: નદીમાં પડતાં ચાર પુષ્પ ઉંધાં થઇ ગયાં, જ્યારે એક ચત્તુ પડયું. આ હેવાલ તેમણે ફકીરને નિવેદન કરતાં તેણે આશ્વાસન આપી કહ્યું ' તારો એક પુત્ર જીવતો રહી પોતાનું નામ દુનિયામાં અમર કરશે! આ શ્રવણ કરતાં મહમદના હર્ષનો પાર ન રહ્યો, અને આ બનાવ પછી નવ માસે શાએર નઝીરનો જન્મ આગ્રા કિંવા અકબરાબાદ ખાતે થયો.

નઝીરનાં માતપિતા યદ્યપિ સાધારણ સ્થિતિનાં હતાં, તો યે આ પુત્રનું યથાયોગ્ય લાલનપાલન કરવામાં તેઓએ પાછી પાની નહોતી કરી બાલ્યાવસ્થામાં તે રમતગમત ઝાઝી પસંદ કરતો.

તેને વિદ્યાલયમાં જ્ઞાન સંપાદન કરવા માટે મૂકવામાં આવ્યો, જ્યાં કાવ્યકળા પ્રત્યે તેની મનોવૃત્તિ વધુ આકર્ષાઇ, અને ક્રમે ક્રમે તે નૈસર્ગિક કવિતાઓ, ગઝલો, શાયરો આદિ નાનપણથી જ રચતો થયો. વિદ્યાભ્યાસ દરમ્યાન તેણે ફારસીમાં પારંગતપણું પ્રાપ્ત કર્યું, અને ઉર્દૂ તો એની જન્મભાષા હતી જ એટલે પૃથક પૃથક ઉર્દૂ બોલીઓ એણે સહેજે ગ્રહણ કરી તેમાં સર્વોત્તમ કાવ્યો બનાવવા માંડયાં. આ પછી તે પંજાબી, વ્રજ, પૂરબી, મારવાડી અને હિંદી ભાષાઓમાં નિષ્ણાત બન્યો. હિંદુ ધર્મનું રહસ્ય પણ એણે સંપૂર્ણ પિછાની લીધું હતું, અને એ ધર્મવિષયક કાવ્યો લખતો ત્યારે હિંદુ પંડિતોના જેવી સુશ્લિષ્ટ બાનીમાં લખતો : વળી સંસ્કૃત પણ એ સાધારણ જાણતો અને હિંદુઓની ધાર્મિક અને ઐતિહાસિક બાબતોનું પણ સારું અધ્યયન કર્યું હતું. કનૈયાના જન્મ વિષે એણે ગાયું છે કે :

હય રીત જનમકી યું હોતી જીસ ઘરમેં બાલા હોતા હય,
ઉસ મંડલમેં હરમન ભી તર સુખચૈન દુબાલા હોતા હય;
સબ બાત બિથાકી ભૂલી હય જબ ભોલાભાલા હોતા હય,
આનંદ મંડીલી બાજત હય નિત ભોન ઉજાલા હોતા હય;
યું નેક નછતર લેતે હંય ઇસ દુનિયામેં સંસાર જનમ,
પર ઉનકે ઔરહી લચ્છન હંય જબ લેતે હંય અવતાર જનમ!

વળી હરિની સ્તુતિમાં તે કહે છે :

મયેં કયા કયા વસ્ફ કહું યારો ઉસ શામ બરન અવતારીકી,
શ્રી કૃષ્ણ કનૈયા મુરલીધર મનમોહન કુંજબિહારીકી!
ગોપાલ મનોહર સાંવલિયા ઘનશ્યામ અટલ બનવારીકી;
નંદલાલ દુલારે સુંદર છબ બ્રિજ ચંદ મુકટ ઝલકારીકી;
કર દૂધ લૂટૈયા દૂધ મખ્ખન રણછોર નવલ ગિરધારીકી,
બનકુંજ ફરૈયા રાસ રચન સુખદાઇ કાન મુરારીકી;
હર આન દિખાયે રૂપ નયે હર લીલા ન્યારી ન્યારીકી;
પત લાજ રખૈયા દુઃખભંજન હર ભકિત ભકતાધારીકી;
નિત હર ભજ હર ભજ રે બાબા, જો હરસે ધ્યાન લગાતે હંય,
વોહ હરકી આસા રખતે હંય, હર ઉનકી આસ બુઝાતે હંય।

અત્યાર સુધી નઝીર દિલ્હીમાં હતો, પણ હવે ત્યાં રહેવું તેને ભયભરેલું લાગ્યું. ઇ. સ. ૧૭૩૯માં નાદિરશાહે ખુનરેજી કરી દિલ્હીમાં લૂટ ચલાવી હતી તેને ઘણો કાળ ગયો હતો નહી નાદિરશાહનાં મરણ પછી અહમદશાહ દુરાની તેની ગાદીએ બેઠો હતો. તે દિલ્હી ઉપર બે હલ્લા તો કરી ચૂકયો હતો અને ત્રીજો લાવવાની તૈયારીમાં જ હતો. દિલ્હીના આલમગીર બાદશાહે અહમદશાહ અબદલ્લીને ગુસ્સે થવાનું કારણ આપ્યું, એટલે તે ધસારાબંધ સિંધુ નદી પાર કરી પાયતખ્ત શહેર ઉપર ચઢયો અને તેના અત્યાચારોથી રંક પ્રજા ત્રાસી ગઇ! આવો મામલો જોઇ નઝીર પણ પોતાની મા તેમ જ મમાઇને લઇ આગ્રે જઈ રહ્યો.

આગ્રામાં આ સમયે શાયર મિરતકી કવિત્વશક્તિ માટે પ્રખ્યાતિ પામ્યાં હતા. એને ત્યાં કવિઓનું પ્રતિદિન સંમેલન થતું અને સૌ કોઇ કાવ્યકળામાં અન્યોન્ય પ્રતિસ્પર્ધા કરતા. મિરતકીને નઝીરના આગમનની ખબર પડતાં તેને પણ મંડળીમાં આવવાનું નિમંત્રણ થયું. આ કવિસમૂહમાં એવી પ્રથા હતી કે સૌએ એક પછી એક અનુક્રમે શઅરો બોલવી. નઝીરનો વારો આવતાં ગઝલ લલકારી કે:

નજર પડા એક બૂતે પરીવશ નિરાલી સજધજ નઈ અદાકા,
જો ઉમ્ર દેખો તો દસ બરસકી, પ કહેર આફ્ત ગઝબ ખુદાકા!

અર્થાત્ એક સુંદર લાવણ્યમયી શૃંગારયુક્ત રમણી દૃષ્ટિગોચર થઈ જેની વય તો માત્ર દસ વર્ષની હતી, પરંતુ તે એક ઇશ્વરી પ્રકોપનું જ સ્વરૂપ હતી! આ ઉત્તમોત્તમ ગઝલનું શ્રવણ કરતાં સકળ કવિજનો હૃદયોલ્લાસથી 'વાહ વાહ!' પોકારી ઉઠયા અને મિરતકીએ તો નઝીરની પીઠ ઠોકીને અભિનંદન આપ્યું. અત્રેના કવિમિત્રોમાં દિવસાનુદિવસ તેની ખ્યાતિ વધતી ચાલી અને તેની ઉચ્ચતર ગઝલો ઠામઠામ ગવાવા લાગી, જેના પ્રભાવે એક સારા ખાન્દાનમાં એનું વેવિશાળ થયું. એની અનેક નીતિજનક ગઝલોમાંથી એક નીચે આપીએ:

તાબ ઉસ્કે દેખનેકી ન લાયે ચલે ગયે,
કયા કયા પરીજવાન થે આયે ચલે ગયે!
દારા રહા ન જમ ન સેકંદરસા બાદશાહ,
તખ્તે ઝમીપે સેંકડો આયે ચલે ગયે!
આદમ રહા ન કોઇ, પયમ્બર રહા નહીં:
વોહ ભી સબે ઝમીંમેં સમાયે ચલે ગયે!
આલમ થા રહે ઝુલીખાકા યુસુફકે ચાહપેં;
યૂકએ હઝાર બ આહકે આયે ચલે ગયે।
દેખા નઝીર મયૈંને ચમનમે જો આપ,
મેંહદી ભરે જો હાથ દેખાયે ચલે ગયે!

નઝીરનું આયુષ્ય સો વર્ષનું થયું ત્યાં સુધી એમનું આરોગ્ય સારું રહ્યું. પછી લકવો થયો, જે સારો થયા પછી યે એઓ પાંચ વર્ષ વધુ જીવ્યા. એમને તપકીર સુંઘવાની, નિશો કરવાની કે અફીણ લેવાની કુટેવ નહોતી: માત્ર હુક્કો પીતા પાંચે વારની નમાઝ પઢતા, રોજા રાખતો અને કુરાને શરીફ વાંચતા: કોઇ કોઇ જ વાર તસબીહ ફેરવતા. લકવો થયા પછી એમનો નિયમ એ હતો કે ઓટલાની બહાર લીમડા અને બોરડીનાં ઝાડો નીચે પથારી કરીને બેસતા, અને એમનાં કૈલાસપ્રયાણ પછી એમની કબર પણ અહીં જ કરવામાં આવી હતી મિત્રોની મુલાકાત પણ એ જ સ્થળે લેતા. નઝીર, કબીર અને નાનક જેવા મહાત્માઓને જ પગલે ચાલનાર હોવાથી એમના હિંદુ તેમજ દસ્વામી શિષ્યો અગણિત હતા. કબીરનાં મરણ સમયે જેમ તેમના શબની વ્યવસ્થા વિષે તેમના અનુયાયીઓમાં વાંધો ઉઠયો હતો તેમ જ નઝીરનાં દેહાંત સમયે પણ બન્યું. હિંદુઓ એમને અગ્નિદાહ કરવા માગતા, પણ નઝીરનાં કુટુંબીઓએ તેમ કરવાની ના કહી: એમના શબ પર પઢવામાં આવેલી નિમાઝ વખતે ઉભય કોમનાં સંખ્યાબંધ સભ્યો હાજર થયા હતા, અને શબની ઉપરની ચાદર લઇ હિંદુઓએ પણ સંતોષ માન્યો હતો. મુસલમાનોએ ઉપરોક્ત સ્થાન પર તેમની પથ્થરની કબર બનાવી. હિંદુઓએ સોમવારને

હિને તેમનાં માનમાં મેળો કર્યો જે અદ્યાપિ પ્રતિ વર્ષ થાય છે. એઓ હિજરી સન ૧૨૪૩ અને ઇ. સ ૧૮૨૭માં વફાત પામ્યા. આ કાબુર્વંસિન્ પૂરી વિષે અને આજલના કાસદ વિષે એમણે સુંદર ચાબખા લખ્યા છે, જે આજે પણ ફકીરો મહોલ્લે મહોલ્લે ગાય છે એટલા તે લોકપ્રિય થયા છે, જેમાંથી કંઈક:

બટ માર અજલકા આ પહોંચા ટુક ઇસકો દેખ ડરો બાબા,
અબ અશ્ક બહાઓ આંખોંસે ઔર આહે સર્દ ભરો બાબા;
દિલ હાથ ઉઠા ઇસ જીનેસે બે બસ મન માર મરો બાબા,
જબ બાપકી ખાતિર રોતે થે અબ અપની ખતિર રો બાબા;
તન સુખા કુબડી પીઠ હુઇ ઘોડે પર ઝીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચૂકા ચલનેકી ફિક્ર કરો બાબા!
ઘરબાર રૂપયે ઔર પયસેમેં મત દિલકો તુમ ખુરસંદ કરો,
યા ગોર બનાવો જંગલમેં યા જમના પર આનંદ કરો;
મૌત આન લતડિંગી આખિર કુછ મકર કરો, કુછ ફંદ કરો,
બસ ખુબ તમાશા દેખ ચૂકે અબ આંખે અપની બંદ કરો;
તન સુખા કુબડી પીઠ હુઈ ઘોડે પર ઝીન ધરો બાબા,
અબ મૌત નકારા બાજ ચુકા ચલનેકી ફિક્ર કરો બાબા!

નઝીર જો કે સમૃધ્ધિવાન ન હતા તો યે અત્યંત સંતોષી હતા. એમને મોટા મોટા શાહો ને નવાબો બોલાવતા તો યે જતા નહીં. એક વાર લકનોના નવાબ વાજીદ અલીએ એક કાસદને ત્રણ હજાર રૂપિયા આપી એમને બોલાવવા મોકલ્યો. એ નઝીર સાથે માર્ગમાં ભેટો થતા તેમનાં ઘર વિષે પૂછપરછ કરી. નઝીરે એંધાણી આપી, પણ પોતે કોણ છે તે જણાવ્યું નહીં. કાસદનાં ઘેર પુગવા પછી પોતે પ્રગટ થયા અને તેણે જ્યારે નાણું આપવા માગ્યું ત્યારે તે નહી સ્વીકારતા કહ્યું: "હું તો મારા એક જ માલિકની સેવા કરીશ: આ રૂપિયા બાદશાહને પાછા આપજે!" ભરતપૂર નરેશનું આમંત્રણ પણ ઉપકાર સાથે ના પાડયું હતું. એમના પિતા મહમદ ફારૂક અઝીમાબાદના નવાબના નોકર હતા, જેમનું અવસાન થતાં નવાબે નઝીરને કહાવ્યું કે તમારા સદ્ગત પિતાશ્રીની માલમિલ્કત તમારે સ્વાધીન લો. આ પણ કબુલ ન કરતાં શાએરે એટલો જ જવાબ કહે વાળ્યો કે: "માલમતાની માગ જેવા કલમકાગને શી જરૂર? કૃપા કરી આપ જ એ માલનો ઘટિત બંદોબસ્ત કરી લેશો!" એમના સંબંધમાં એવી પણ લોકકથા છે કે પ્રથમ એઓ અમીરઉમરાવોને માટે કાવ્યો રચી પોતાનો નિર્વાહ કરતા, પરંતુ ધીરે ધીરે એમની મનોદૃષ્ટિમાં પરિવર્તન થતું ચાલ્યું અને દ્રવ્યને માટે એમને ક્ષોભ ઉપજવા લાગ્યો, એટલે કુદરતી એમનું મન પરમાત્મામાં તદાકાર થતું ચાલ્યું. પૈસાની બલિહારી વિષે એમણે ઘણાં કાવ્યો રચ્યાં છે જેમાંથી એક અત્રે આપવું ઉચિત ગણાય!

દુનિયામેં કૌન હય જો નહીં મુબ્તીલાએ જર,
જીતને હયેઁ સબકે દિલમેં ભરી હય હવાએ જર:
આંખોમેં દિલમેં જાનમેં સીનેમેં જાએ જર,
હમકો ભી કુછ તલાશ નહીં અબ સિવાય જર;
જો હય સો હો રહા હય સદા મુબ્તીલાએ જર,
હર એક યેહી પુકારે હય દિનરાત હાએ જર!

તેમજ અન્યત્ર :

પયસેહીકા અમીરકે દિલમેં ખ્યાલ હય,
પયસેહીકા ફકીર ભી કરતા સવાલ હય;
પયસાહી ફોજ પયસાહી જાહોજલાલ હય,
પયસેહીકા તમામ રહે જગમેં દવાલ હય,
પયસાહી રંગરૂપ હય પયસાહી માલ હય,
પયસાહી નહોતો આદમી ચરખેકી માલ હય !

નઝીરનું અંતકરણ અત્યંત કોમળ અને વાણી મૃદુ હતી. મિત્રો ઉપર તો પોતાનો જાન સદકે કરતા. કોઈ પણ એમની મુલાકાતે આવતુ તેમનો સદ્દદય આદર કરતા: કોઇને પણ કટુ વેણ કહેતા નહી, અને ક્રોધી બનેલા તો એઓ કદી યે નહોતા દેખાયા. નાના કે મોટા સૌ કોઇને હસીને સલામ કરતા, સઘળા લોકો સાથે નમ્રતા અને અદબઅદાથી વર્ત્તન રાખતા, જેથી એમની સુસંગત ફરી અને ફરી કરવાનો કોઇને પણ અનુરાગ થતો. દરિદ્ર અને વ્યાધિગ્રસ્ત મનુષ્યો માટે એમનામાં અનુકંપા અને દયાર્દ્રભાવનો ઝરો વહેતો જ રહેતો હતો, અને તેમને કદી પણ ખાલી હાથે પાછા ફેરવતા નહી. એમની નાની શી પથારી આસપાસ હિંદુ અને ઇસ્લામી મોક્ષાભિલાષી સત્પુરુષોનો નિરંતર જમાવ થતો. બન્નેના ઐક્યનું જાણે આ કેન્દ્રસ્થાન હતું: મૌલવીઓ અને ...ઓ વચ્ચેનો વંશપરંપરા ચાલતો આવેલો ધાર્મિક વિખવાદ કોણ જાણે કયાં યે નાશ પામી ગયો હતો: અલ્લાહ અને ઇશ્વરનુ સમાનપણુ, પયગમ્બર અને અવતારનું સાદૃશ્ય જ્ઞાનીઓનાં ચર્મચક્ષુઓ સમીપ સાક્ષાત્કારને પામ્યુ હતુ ઉભય કોમો નઝીરની બે આંખો જેવી બની રહી હતી: કબીર અને ગુરુનાનકે જે બીજ રોપ્યા હતાં તે અત્યારે ફળદાયક બન્યા હતા. જે એકદિલી અકબર કે શાહજેહાન સાધી શકયા નહોતા તે આ એકમાર્ગી, અકિંચન અને અલૌકિક કવિરત્ન સાધી શકયો હતો! એનું કારણ એ જ હતુ કે બ્રહ્મજ્ઞાનમાંથી વિતંડાવાદને નિર્મૂળ કરી નાસ્તિકતાનું એણે ખંડન કર્યું અને ભિન્નભિન્ન ધર્મશાસ્ત્રોના સમાન મૂળતત્ત્વો સિદ્ધ કરી આપ્યાં. ઇશ્વરવાદ વિષેના એના વિચારો નીચલા કાવ્ય પરથી પ્રત્યક્ષ થશે

જહાંમેં કયા કયા બિરદકે અપને હરેક બનતા હય શાદિયાને,
કોઇ હકીમ ઔર કોઇ મહંદિસ કોઇ હૈ પંડિત કથા બખાને;
કોઈ હય આકિલ કોઇ હય ફાઝિલ કોઇ નૂજુમી લગા કહાને,
જો ચાહે કોઇ યેહ ભેદ ખોલે યેહ સબ હયે હિલ્લે યેહ લેબ બહાને:
પડે ભટકતે હયેં લાખો દાના કરોડોં પંડિત હઝારો સિયાને,
જો ખુબ દેખા તો યાર આખિર ખુદાકી બાતેં ખુદાહી જાને!
કોઇ હય હંસતા કોઇ હય રોતા કહીં હય શાદી કહીં ગમીં હય,
કહીં તરક્કી કહીં તનજ્જૂલ કહીં ગુમાં ઓર કહીં યકીં હય;
કોઇ પડા હય ઝમીંકે ઉપર કોઇ ખુશીસે ફલકનશીં હય,
યેહ ભેદ અપના વોહ આપ જાને કીસીકો હરગીઝ ખબર નહીં હય:
પડે ભટકતે હયે લાખોં દાના કરોડો પંડિત હઝારો સિયાને,
જો ખૂબ દેખા તો યાર આખિર ખુદાકી બાતેં ખુદાહી જાને!

શાએર નઝીર શ્રેષ્ઠતર પ્રકારના કવિ તો હતા જ, પણ અદ્ભૂત ચમત્કારો પણ એમણે કરેલા નોંધાયા છે. એક દિવસ એઓ બજારમાંથી જતા હતા જ્યારે એક સિપાઇએ એમને કોઇ મજુર સમજી

વેડે પકડયા અને માથે એક ગાંસડી ચઢાવી. નઝીરે મૌનવ્રત લઇ ગાંસડી ઉપાડી તેની સાથે ચાલવા માંડયું. સિપાઇ ગાંસડી પ્રત્યે નજર કરતાં શું જુએ છે કે તે મજુરના માથાંથી એક વેંત ઉંચી હવામાં અધર રહી નઝીર સાથે ચાલતી હતી ! આ કૌતક દેખી સિપાઇનાં ગાત્રેગાત્ર શિથિલ થઈ ગયાં અને તેણે મજુરની પાસે ક્ષમાની યાચના કરી ! નઝીરનો પુત્ર મીરઝા નવાઝીશ અલીબેગ અભ્યાસ પર લક્ષ દેતો નહી. કવિ લક્વાથી પટકાયા ત્યારે ત્રણ દિવસ પર્યંત શુધ્ધિહીન રહ્યા હતા જે અરસામાં એઓ એક ઠેકાણે કેળવણી આપવા જતા હતા ત્યાં જઇ શકાયું નહી. મૂર્છા વળતા તેઓએ મીરઝાને પૂછયું : કોઈ ભણાવવા ગયું હતું કે ? પુત્રે પ્રત્યુત્તર દીધો કે : બાપ સિવાય તે કામ કોણ કરી શકે ? હું પોતે તો મૂર્ખાધિરાજ પડયો ! આ સાંભળી પિતાએ પુત્રને આદેશ દીધો : કઇ હરકત નહી, તમે જઇને ભણાવો ! આશ્ચર્યકારક રીતે મીરઝા જ્ઞાનસંપન્ન બની ગયો, અને પોતાનું કાર્ય સંતોષપૂર્વક બજાવ્યું ! પ્રભુના ભક્તોનો પ્રતાપ અનેરો હોય છે જ.

આપણો નાયક કરૂણાનિધિ હતો. એ વિષે આગળ નિર્દેશ કર્યો જ છે. એઓ અશ્વારૂઢ થઇ પોતાના નોકર અયાઝને લઇ દરરોજ તાજમહાલ તરફ જતા કોઇ વાર જો ઘોડો અડી જાય તો ચાબુક ઉગામતા નહી, પણ અયાઝની મદદથી આગળ ચલાવતા. એક વાર અશ્વ અડિયલ બની ગયો અને ચાલ્યો જ નહી જેથી ન છૂટકે તેમને ચાબુકનો ઉપયોગ કરવો પડયો, પણ એત્તફાક તે પાછળ આવતા એક ફકીરને લાગ્યો. નઝીરને આથી અસહ્ય આઘાત થયો ઘોડા ઉપરથી ઉતરી તેને ચરણે પડી તેમણે અત્યંત મનોદ્વેગ દર્શાવી વિનંતિપૂર્વક તેની અનેક વાર માફ માગી, એટલુંજ નહી પણ ચાબુક તેના હાથમાં આપી પોતે પણ પ્રહાર ખમવા તૈયાર થયા ! આવો ઉગ્ર પશ્ચાતાપ જોઇ ફકીરનું દિલ વિલીન થઇ ગયું અને તેમનાં શરીરને માત્ર ચાબૂક અડકાડી તે પોતાને રસ્તે પડયો એ દિવસથી નઝીરે ચાબુકને તિલાંજલિ આપી.

> હયેં આશક ઔર મઅશુક જહાં વહાં શાહ વઝીરી હય બાબા,
> ના રોના હય ના ધોના હય ના દદ અસીરી હય બાબા ;
> દિનરાત બહારેં ચેહલીં હયેં ઔર ઇશ્ક સગીરી હય બાબા,
> જો આશક હોવે સો જાને રહે ભેદ ફકીરી હય બાબા :
> હર આન હંસી હર આન ખુશી હર વક્ત અમીરી હય બાબા,
> જબ આશક મસ્ત ફકીર હુવે ફિર કયા દિલગીરી હય બાબા ?

નઝીર જો કે કાવ્યો રચવાનો ઘણો શોખ ધરાવતા, પરંતુ તેમની જાળવણી કરતા નહી. એક વિચાર સ્ફુરતાં તેઓ કવિત્ત લખી નાખતા, પણ પછી તે ગમે ત્યાં રખડતુ રહેવા દેતા, જે મિત્રો કે શિષ્યો ઉંચકી લઇ પોતાની નોંધપોથીમાં ઉતારી લેતા. ખતરીઓ આ બાબતમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે : તેમણે સંગ્રહેલાં ગીતોનો " કુલિયાતે નઝીર " એ નામનો ગ્રંથ પણ છપાયો છે. એક હિંદુ મુમુક્ષુ વિલાસરાય અને તેના ૭ પુત્રો નઝીરના પ્રીતિપાત્ર અનુયાયીઓ હતા : તેઓ આ કવિન્દ્રને પ્રતિ માસ રૂ. ૭૦) નો પુરસ્કાર દેતા, એટલું જ નહી પણ પોતાના ઉસ્તાદની કવિતાઓને સંભાળપૂર્વક સાચવતા, અને તેમનાં આ પરિશ્રમથી જ આ કવિની કૃતિઓ આજ લગણ થોડી કે ઘણી જળવાઇ રહી છે. નઝીરના અન્ય ઉત્તમ શિષ્યોમાં ગુલઝાર અલી અસીર મીર કુત્બુદ્દીન બાતિન, મીરઝા અબ્દુલ્લા ગાલિબ, મહારાજા બળવંતસિંહ, રાજા બુધસેન સાહી, શેખ મહાગી ઝમીર, મીર મહમદી જાહિદ, નબી બખ્શ આશિક, મુન્શી હુસેન

અલીખાન, બેદાર બખ્શ લહેર, હુસેન બખ્શ બખ્શી, આદિની અંતર્ગણના થતી હતી. ગુલઝાર અલી 'અસીર નઝીરનો પુત્ર હતો જે હિજરી સન ૧૨૧૬—૧૨૯૫મા અસ્તિ ધરાવી ગયો અને પિતાના મૃત્યુ પછી જેની ગાદી ઉપરનો સૌથી પ્રતિભાશાળી કવિ થયો. નઝીર મિયાંનો એક શિષ્ય મૌજ નામનો પણ હતો, જે નૃત્યકળામાં અદ્વિતીય હતો તેમજ સંગીતશાસ્ત્રમાં પણ પ્રવિણ હતો. એનો કંઠ અત્યંત ચિત્તાકર્ષક અને મધુર હતો અને વિશેષે કરીને એ નઝીરની જ ગઝલો ગાતો હોવાથી એના સુકોમળ કંઠ દ્વારા શાએરની કૃતિઓ દેશનાં ખૂણેખૂણામાં વખણાતી હતી. ગઝલની બનાવટમા પણ આપણો નાયક પારંગત હતો. જે પ્રકારની ગઝલોએ હાફિઝ, સાદી, જામી અને રૂમી જેવા તત્વજ્ઞોનાં ઉરનિધિને ઉછાળી મૂક્યો, તેવી જ ગઝલોએ ઝફર, દાગ, મીર અને નઝીરનાં અંતરમાં અવનવો રંગ પૂર્યો આપણે અત્રે સુફી ગઝલો વિષે ઉલ્લેખ કરીએ છીએ નઝીરની ગઝલો પણ એ જ ધોરણ અનુસાર રચાતી એ દર્શાવવા એક દૃષ્ટાંત આપવું અસ્થાને ન ગણાય.

કલ નજર આયા ચમનમેં એક અજબ રશ્કે ચમન,
ગુલરૂખો ગુલકબા એ ગુલએઝારો ગુલબદન.
મહેરે તલઅત હૂર પયકર મુશ્તરી રૂ મેહ જબીન,
સીમબર સીમાબ તબઓ સીમ શાકો સીમતન
નાઝતીન નાઝઆફરીન નાઝુક બદન નાઝુક કમર:
ગુન્ચે લબ રંગીન અદા શક્કર દેહાન શીરીન સુખન.
ઝુલ્ફો કાકુલ ખાલો અબ્રૂ કે હય રશ્ક આરોહ ગુલામ,
મુશ્કે તિબ્બત મુશ્કે ચીન મુશ્કે ખતા મુશ્કે ખુતન.
મુબ્તેલા અયશોં કે જો હોતે હય વો હય અય નઝીર!
એકશરો દિલફેગારો ખસ્તેજાનો બેવતન!

ગઝલ બહુધા સુફી ફિલ્સુફીનું જ પરિણામ છે. એમા અંતર્ભૂત ગઢ સિદ્ધાંતોનું રહસ્ય એકદમ પારખી શકાય નહી. ઉપલક્ષીયા અભ્યાસથી ગઝલ વિષયવાસનાનું ફળ જણાય: પરંતુ મર્મજ્ઞો જ એમા સ્થાયી થઇ રહેલો ભેદ જાણી શકે છે. પૂર્વોકત ગઝલ વિષે પણ એમજ સમજવું: એમાં જે સકળરૂપગુણ સંપન્ન હૃદયમૂર્તિનું વર્ણન આપ્યુ છે તે કેવળ જગકર્ત્તા માટે જ છે એ ભાગ્યે જ કહેવું પડે. ગઝલની પ્રથા સાંપ્રતમાં હિંદુ બંધુઓમાં વિશેષ પ્રચાર અને સત્કાર પામેલી જોવામાં આવે છે એ એક રીતે આનંદદાયક છે ને એક રીતે શોચનીય છે આનંદદાયક એટલા માટે કે દુર્વિદગ્ધ અને મમત્વયુકત ગુર્જર સાક્ષરોએ પણ આ વિજાતીય રીતિનો સ્વીકાર કર્યો છે; દિલગીરીભરેલું એટલા માટે કે આપણી ગુર્જર કાવ્યકળામાં પરિવર્ત્તન પામતા આ હૃદયંગમ ફારસી કાવ્યકૃતિ અધમ પંક્તિએ ઉતરી પડી છે. "ગઝલ" એ નામના બેસૂર અને બેતાલ રાગડાનો આધુનિક સમયમાં ગુજરાતમાં રાફડો-ફાટ્યો છે, કિંતુ આવા ગઝલનવેશોને નથી હોતું ગઝલની મૂળ વસ્તુનું ભાન, નથી હોતું ખરા માપ અને વઝનનું ઠેકાણું, કે નથી હોતી ગઝલના તત્વજ્ઞાનની પૂરી માહિતી! ગરીબ બાપડાઓ કોકિલા કરતાં કાકસ્વરૂપ ધારણ કરી કેવળ "મફાઇલુન" ની ઢબ પર "સનમ" અને "દિલબર" ના નામના નિરર્થક અને બેવઝન રાગડા તાણી પોતાની સુફયાણી 'ગઝલ' ( Puzzle ? ) થી હાફિઝ અને સાદીના આત્માઓને સુરલોકમા યે દૂભવતા હશે! ગુર્જર ગઝલકારો! આ નમ્ર સેવકની આપને ચરણે એ જ વિજ્ઞપ્તિ છે કે પ્રથમ ફારસી, ઉર્દૂ અને હિંદી ગઝલોનો સાંગોપાંગ અભ્યાસ કરો, તેમાંની ફિલ્સુફી ગ્રહણ કરો અને પછી જો ગઝલની રચના કરશો તો અવશ્ય વિજયી થશો.




# માતાનાં આંસુ

લેખક :–રા. ભવાનીશંકર હરગોવિન્દદાસ પાઠક

ચિત્રકાર : રા. રા. "શરમાળ"

તે ચિત્રવત્ ત્યાં ઉભી હતી. સૂર્યાસ્ત થવાની તૈયારી થતાં સમુદ્રકાંઠે પડેલા પત્થરો ના રંગની જેમ હાનિ થતી જાય છે તેમ તેના સુમધુર ગાલ પરની લાલાશ ઓછી થતી હતી. આજુબાજુ રમતાં બાળકો તરફ તેની નજર હતી. તેની આંખ સૂચવતી કે તે પરમ વત્સલા છે; તેનું મુખ સૂચવતું કે તે વિદીર્ણહૃદયા છે. તે ચિત્રવત્ ત્યાં ઉભી હતી. તેની આંખમાંથી અશ્રુનાં બિન્દુ ખરી ગાલ પર ઠર્યાં હતાં.

"માતા ! અમે સઘળા આનંદીએ છીએ–મ્હાલીએ છીએ ને તું–તું આમ શોકનિમગ્ન બની સ્થિર કેમ ઉભી છે ? ને માતા ! શું આ આંસુ ? માતા ! આંસુ શા માટે ?"

પરાણે રોકેલાં આંસુ લાંબો વખત નહિ રોકાયાં. અશ્રુની અસ્ખલિત ધાર આંખોમાંથી વહેવા લાગી. પુત્રનું હૃદય ધીરજ ન ધારી શક્યું. તેણે રડી દીધું...તે માતાને કંઠે લાગ્યો. થોડી ક્ષણ બન્ને શાન્ત રહ્યાં.

"વત્સ !" આંસુ લૂછતાં માતા બોલી. "આંસુ શા માટે ? ત્હને ખબર છે બાપુ ! કે મ્હારો ભૂતકાળ કેવા આનંદોમાં ને સુખમાં ગયો છે ? ત્હને હવે શાનું સ્મરણ હોય ? બાળુડા ! ત્હમે કુદો છો, રમો છો ને આનંદો છો, પણ તે ખરા આનંદ નથી. પૂર્વના આનંદો ને સુખની તો અવધિ હતી. હાય ! આજે ત્હમારી કૂપમંડુક જેવી સ્થિતિ થઇ ગઇ છે. સહ્યું નથી જતું–ને ક્યાંથી સહ્યું જાય ? શબ્દોથી ત્હને શું ખ્યાલ આવે ? પ્રત્યક્ષ નિહાળ્યું હોય ત્યારે જ સમજ પડે મ્હારો ગૌરવાન્વિત ભવ્ય ભૂતકાળ તું જો." તેણે પોતાની દૈવી શકિતથી ભુતકાળનાં દર્શન કરાવવાં શરૂ કીધાં.

પુત્રને લાગ્યું કે તે કોઇ દિવ્યભૂમિ પર વિહરી રહ્યો છે. આજુબાજુ નજર કરી તો લીલીછમ જેવી ભૂમિ હતી. પાણીનો એક નાનકડો પ્રવાહ વહેતો હતો. ત્યાં આગળ ગાયો સ્વચ્છંદે ચરતી હતી. ગોપબાળો માંથી કોઇ ફરતા, તો કોઇ બંસી બજાવતા, તો કોઇ રમતા હતા. ગાયોનાં દુધ ને ઘી ખાઇ તેમનાં શરીર મસ્ત બન્યાં હતાં, તેમનાં મુખ આનંદપૂર્ણ હતાં. ગ્રામ્યજીવનમાં તેમને સંતોષ હતો, સુખ હતું. આંખમાં આનંદ ને પ્રસન્નતા ઝળકી રહ્યાં હતાં.

નાનકડી નદી ખળખળ કરી વહેતી હતી તેને તીરે કેટલાક આશ્રમો હતા. સાધુ-સંતોનાં એ રહેઠાણ હતાં. નિત્ય ત્યાં ઉપનિષદ્‌નાં વાંચન થતા હતાં. ત્યાં થતી જ્ઞાનગોષ્ઠિ, વેદોના પુનિત મંત્રોચ્ચાર, પશુ પક્ષીઓનો મધુર કલરવ ને આરતી સમયના ઘંટાનાદોથી ત્યાનું વાતાવરણ મધુર નાદયુક્ત બની રહેતું

નગરજનો સુખી ને સંતુષ્ટ હતા. દરેક પોતાના વ્યાપારમાં એકચિત્ત હતા, છતાં ધર્મ ને ધર્મકાર્યથી વિમુખ તો કદી જ ન બનતા. તેમનામાં શાન્તિ હોવા છતાં શૂરતા હતી. તેઓ યોગ્ય પતિ, પિતા ને પ્રજાજન હતા. તેમની સ્ત્રીઓ તેમની જીવનસાથીગણ હતી, પ્રવૃત્તિઓની પ્રેરક હતી, સંસારનાવની સુકાની હતી. તે પતિદેવોની દાસીઓ નહિ, પણ દેવીઓ હતી, અનુચરી નહિ પણ સહચરી હતી. પોતાના સ્થાનથી તેમને સંતોષ હતો. તેઓ કોમળ હતી, છતાં મક્કમતા ને હિંમત તેમનામાં હતાં: હતાં પણ છૂપાં હતાં ને પ્રસંગે તે ઝળકી ઉઠતા. પુરુષો તેમના કાર્યોમાં તલ્લીન રહેતા, ને સ્ત્રીઓ તેમનાં કાર્યોમાં તલ્લીન રહેતી. સમાજ આથી સુંદર, સુદૃઢ, સારો ને સર્વશ્રેષ્ઠ હતો.

સમાજમાં ગરીબ ને તવંગરો હતા. ઉચ્ચ અને નીચ હતા. સારાની સાથે કેટલાક દુષ્ટ પણ હતા, છતાં ભેદભાવ નજરે જણાતો નહિ. તેમની સ્થિતિ સુધારવા તેઓ યત્નશીલ રહેતા સુખદુઃખમાં ભાગ લેતા. તેઓ સમાજના અંગોમાંના એક છે એમ કદી ભૂલાતું નહિ; ને તેથી સમાજની શ્રેષ્ઠતામાં ઓર જાતનો વધારો થતો.

બાલક તો ચકીત થઇ ગયો. પોતે કયા યુગનો છે તે ય તે ભૂલ્યો. આવાં અમૂલ્ય દર્શનો જોવા તેણે બીજી બાજુ નજર કરી ને તેણે ભારતના ભૂતપૂર્વ પુત્રરત્નોના કીર્તિ-



તેને તીરે કેટલાક આશ્રમો હતા. સાધુસંતોનાં એ રહેઠાણ હતાં.

વન્તા ઇતિહાસો જોયા. રાજ્યાભિષેક માટે તૈયાર થયેલા શ્રી રામચંદ્રને ન છુટકે પિતાએ વનવાસ સોંપ્યો, છતાં તેમના વદન પર શોકની છાયા સરખી યે ન જણાઇ. પ્રસન્નચિત્તે સર્વના મનનું સમાધાન કરી તેમણે વન પ્રતિ પ્રયાણ કર્યું. યુવાન વયમાં રાજમહાલય ને પત્ની છોડી સેવાર્થે શ્રી લક્ષ્મણને તૈયાર થતા જોયા. વલ્કલ પહેરેલાં સીતા દેવી જોયાં. હાથમાં આવેલું રાજ્ય રઘુવીરને પાછું આપવા કરગરતો ભરત તેણે જોયો. પિતાના સુખ ખાતર રાજ્યનો ત્યાગ કરી જીવન સુધી અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરનાર ભીષ્મ પિતામહ, પૂર્વજોની સદ્‌ગતિ ખાતર અનેક પ્રકારનાં કષ્ટ સહન કરી સ્વર્ગગંગાને પૃથ્વી પર લાવનાર સમર્થ ભગીરથ ને પિતાની ઇચ્છા તૃપ્ત કરવા ખાતર તેમનું વૃધ્ધત્વ લઇ પોતાનું યૌવન આપી દેનાર રાજકુમાર પુરુ વિગેરેનાં તેને દર્શન થયાં. માતપિતાને કાવડમાં બેસાડી યાત્રા કરાવનાર શ્રવણો તેણે જોયા. તેણે બુધ્ધનો ગૃહત્યાગ નિહાળ્યો. તે ત્યાગમાં રાજ્યનો, સુખસંપત્તિનો, વૈભવનો, માતાપિતાના પ્રેમનો, યુવાન સ્ત્રી ને નાનકડા પુત્રરત્નના સ્નેહ-પાશનો ત્યાગ સમાયેલો હતો. કવિ જયદેવનાં પત્ની તથા સતિ સાવિત્રીના શુધ્ધ પતિપ્રેમ, દમયંતી, સીતા ને સુકન્યાનાં પ્રભાપુર્ણ સતીત્વ, રામચંદ્રાદિનાં એકપત્નીવ્રત ઇત્યાદિએ કરીને તે ભૂમિને ગૌરવાન્વિત થતી દીઠી.

બ્રહ્મચર્ય ને તપના પ્રભાવથી તેજસ્વી બનેલા શુકદેવજીને તપભંગ કરવા સહિયરોના સાથ સહ આવેલી પરમ રૂપવતી રંભાને તેના પ્રયાસમાં નિષ્ફળતા પામતી દીઠી. અનેકવિધ યુક્તિપ્રયુક્તિઓ કરવા છતાં તે નિરાશ બની. કેવો આત્મનિગ્રહ ! આવા કેટલા ય નિગ્રહશાળી મહાત્માઓ તેણે જોયા.

ત્યાંથી પેલા પુત્રે તપોવન તરફ દૃષ્ટિ નાખી. હેનો ચહેરો આનંદથી વિકસિત થતો ગયો. ત્યાં તેણે જોયું કે તપસ્વીઓના સુરમ્ય આશ્રમોમાં બાળકો અભ્યાસ કરી રહ્યા છે. જ્ઞાનની મૂર્તિ સમા ગુરૂની અમીમય દૃષ્ટિ નીચે વટવૃક્ષની વિશાળ ને શીતળ ઘટાઓમાં સરસ્વતીની ઉપાસના કરવી એ જરાક તો આંખને માટે નવીનતાભર્યું હતું. વિદ્યાપ્રાપ્તિ માટે ખાસ પુસ્તકો, ખાસ શિક્ષકો કે ખાસ મકાનોને બીલકુલ સ્થાન હતું જ નહિ. દરેક વિદ્યાર્થીના મ્હો ઉપર બ્રહ્મતેજ ઝળકતું હતું. દરેક બંધુભાવથી વર્તતા. તેઓ કેવા વિનયી, સદાચારી, બલિષ્ઠ ને પ્રભાવયુક્ત ? કોઇને ભય હતો નહિ, ચિંતા હતી નહિ. ગુરૂવચનને શિરસાવંદ્ય કરી અન્ન, ભિક્ષા, દુધ વિગેરે ત્યજી આકપત્ર ચાખી અંધ બનનાર ઉપમન્યુઓ તેવાં તપોવનોના આશ્રમોમાં વસતા હતા. મુશળધાર વરસાદમાં કંટાળો આણ્યા વિના ગુરૂપત્ની માટે લાકડાં લેવા જનાર કૃષ્ણ ને સુદામાને બાણવિદ્યાના પરમ આધારરૂપ અંગુઠાને ગુરૂ માટે કાપી આપનાર એકલવ્ય ત્યાં હતા. સુદામા જેવા રંકો ને કૃષ્ણ જેવા રાજાઓ જીવજાન દોસ્તો હતા, ને તેવા સુદામાઓનું દુઃખ ફીટાડવા દ્વારિકાની તેમને પરવા ન હતી.

તપોવનના બીજા ખુણામાં જોયું તો તેણે તપ તપતા મહામુનિઓ દીઠા. તેમના અચલ તપે તો ઇન્દ્રાસન ડોલાવ્યું હતું. તપ વિના તેમને અન્ય પ્રવૃત્તિ હતી નહિ. મોટા મોટા મહારાજાઓ ને મહારથીઓ તેમના ચરણમાં ગર્વ ત્યજી શિર ઝુકાવતા.

તેણે નરેન્દ્રો તરફ દૃષ્ટિ માંડી. રાજા તરીકેની તેમની ફરજને તેઓ ભુલતા નહિ. સારી સલાહ લેવા તેઓ મંત્રીરાજ તરીકે ઋષિમુનિઓને જ પસંદ કરતા. તેમનું બાલપણ લાડપાડમાં વીતતું ન હતું. સામાન્ય વિદ્યાર્થીઓની માફક તેમને પણ શિક્ષણ લેવું પડતું. રાજનીતિ, યુધ્ધકલા વિગેરે પણ તેઓ શીખતા. રાજસભામાં કલા ને જ્ઞાનને ઉત્તેજન મળતું. પોતાની પ્રજાને

પાળવા ને ખુશ રાખવા **स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि। आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा॥** એમ બોલનાર પ્રજાપ્રિય રામચંદ્રજી, સત્ય માટે મારી પીટનાર શ્રીહરિશ્ચન્દ્ર ને યુધિષ્ઠિર, પ્રજાપાલન કરી સર્વથા પ્રભુભક્તિમાં લીન રહેનાર જનકવિદેહી વિગેરે રાજાઓ હતા.

ધર્માચાર્યો તરફ જોયું તો વિચારભિન્નતા હોવા છતાં પરસ્પર પ્રેમ, નિસ્વાર્થીપણું, નિખાલસતા, સત્ય ને શુધ્ધ આચરણ વિગેરે પૂજ્ય પુરૂષોને શોભારૂપ ગુણો હતા એમ તેને લાગ્યું.

લગ્નવિધિ તપાસી તો તે ઘણી જ સરસ લાગી. ગુરૂને ત્યાંથી પાછા ફર્યા બાદ કેટલાક અપવાદો સિવાય ઘણા લગ્ન કરતા. પોતાના ગુણ, આચાર, વિચાર વિગેરેને અનુરૂપ એવી મ્હોટી કન્યા સાથે તેઓ લગ્નની ગાંઠથી જોડાતા. લગ્ન એ પવિત્ર કરાર મનાતો ને તેમાં પવિત્રતા જળવાતી. પરણ્યા પછીથી તેમના જીવન સંપમાં, આનંદમાં ને પ્રસન્નતામાં પસાર થતાં. આવા યુગલોની પ્રજા કેવી હિંમતવાળી, બળવાન, તેજસ્વી ને બુધ્ધિમાન બને? હાલ જે ભવાઇઓ થાય છે તે કયાંય દૃષ્ટિગોચર થઇ નહિ. ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, છેવટે સંન્યસ્તાશ્રમ સ્વીકારી દરેક તેમનું દીર્ઘ જીવન પુરૂં કરતા તેના દેખ્યામાં આવ્યા.

દર્શનો પુરાં થયાં. પેલો પુત્ર હતો ત્યાંનો ત્યાં પાછો આવી ગયો. અનેક વિચારોથી તેનું મન ઘેરાયેલું હતું ત્યાં તો તેને કાને આ શબ્દો પડયા: "કેમ વત્સ! હવે સમજાય છે કે મ્હારાં આંસુ શા માટે? માલુમ પડે છે કે મ્હારાં અશ્રુ અકારણ નથી? હું જે જે જોયું તે તે ખ્યાલમાં તો હશે. હાલ તેમાંનું હાલ કાંઇ જ નથી. ગોપબાલો અશક્ત છે, ગાયો દુબળી થઇ છે—ખાવાને ઘાસ ને પીવાને પાણીનાં વલખાં છે. આપણા સાધુઓ તો જો! ખાઇને અલમસ્ત બની તેઓ વિવિધ પ્રકારનાં વ્યસનોના દાસ બની અખાડા જમાવી પડી રહ્યા છે. લોકોની ને ધર્મની ઉન્નતિ તે કયાં ય ગઇ, પણ પોતાની ય ઉન્નતિ અર્થે કાંઇ કરતા નથી ને તેઓમાંના લગભગ બધા જ પતિત છે.

ખુદ ધર્માચાર્યોની પણ તેવી જ સ્થિતિ છે. આપસઆપસમાં લડી લડી વેરઝેર વધારે છે, દાન તરીકે સોંપાયેલા પૈસાને એશઆરામમાં ને દાવા લડવામાં ઉપયોગ થાય છે ને હાથે કરીને તેમની આબરૂ ઓછી કરે છે. મોહ ને અજ્ઞાનનાં તો તેમનામાં ગાડાં ભર્યાં છે. વ્યસનોની ને નીચતાની તેમનામાં ઊંડી ઊંડી ખાઇઓ છે.

આપણા રાજાઓ તો જો: પહેલાંનું શૌર્યાતન કયાં ય ગુમાવ્યાં. તેઓ એકદમ વેપારીવૃત્તિના થઇ ગયા છે. અફીણ, દારૂ, અનાજ ને એવી બીજી ચીજોના વેપાર ખેલે છે. પ્રજાને રંજાડી પૈસા એકઠા કરી આપનાર મનુષ્યો તેમના મંત્રીઓ બને છે હદ આવી રહી હવે. પ્રભુ કયાં સુધી આવું સાંખશે? અફીણ, દારૂ અને રણવાસમાં મસ્ત બનનાર, મંત્રીરાજોના રમકડા રૂપ એ રાજાઓ અતિપીડિત ને ભયગ્રસ્ત ગરીબ પ્રજાને બચાવી શકતા નથી—તેમના પ્રત્યે બેદરકાર રહે છે. કયાં છે પહેલાના રાજાઓ?

મ્હારાં અશ્રુ કયાંથી સુકાય! વળી તો જો! આપણા શિક્ષકો અને વિદ્યાર્થીઓ કોઇના મ્હો પર કાન્તિ જણાય છે? ચ્હા, પાન, બીડી વિગેરે વ્યસનોના દાસ બની, ઘણી મહેનતે સાંપડેલા પિતાના દ્રવ્યનો અપવ્યય કરી રહ્યા છે. તેમને ખબર હશે કે તેવા પૈસા વિના તો તેમના કેટલા ય દેશબંધુઓ ટળવળે છે? તે પૈસાથી તો અનેક જીવને શાન્તિ આપી શકાય છે. તેમના ભણતરમાં ખાસ પ્રભાવ નથી લાગતો. આપણી પ્રાચીન વિદ્યા, પ્રાચીન સંસ્કૃતિ, પ્રાચીન વિદ્યાર્થીઓ ને શિક્ષકો બધુ ચાલ્યું. ગુરૂશિષ્યના સંબંધ



ચિત્રકાર:
રા. શારમાળ

"માતા ! આંસુ શા માટે ?"
(પૃષ્ઠ ૪૮૭)

પાળવા ને ખુશ રાખવા स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि। आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा॥ એમ બોલનાર પ્રજાપ્રિય રામચંદ્રજી, સત્ય માટે મારી પીટનાર શ્રીહરિશ્ચન્દ્ર ને યુધિષ્ઠિર, પ્રજાપાલન કરી સર્વથા પ્રભુભક્તિમાં લીન રહેનાર જનકવિદેહી વિગેરે રાજાઓ હતા.

ધર્માચાર્યો તરફ જોયું તો વિચારભિન્નતા હોવા છતાં પરસ્પર પ્રેમ, નિસ્વાર્થીપણું, નિખાલસતા, સત્ય ને શુધ્ધ આચરણ વિગેરે પૂજ્ય પુરૂષોને શોભારૂપ ગુણો હતા એમ તેને લાગ્યું.

લગ્નવિધિ તપાસી તો તે ઘણી જ સરસ લાગી. ગુરૂને ત્યાંથી પાછા ફર્યા બાદ કેટલાક અપવાદો સિવાય ઘણા લગ્ન કરતા. પોતાના ગુણ, આચાર, વિચાર વિગેરેને અનુરૂપ એવી મ્હોટી કન્યા સાથે તેઓ લગ્નની ગાંઠથી જોડાતા. લગ્ન એ પવિત્ર કરાર મનાતો ને તેમાં પવિત્રતા જળવાતી. પરણ્યા પછીથી તેમના જીવન સંયમમાં, આનંદમાં ને પ્રસન્નતામાં પસાર થતાં. આવા યુગલોની પ્રજા કેવી હિંમતવાળી, બળવાન, તેજસ્વી ને બુધ્ધિમાન બને ? હાલ જે ભવાઇઓ થાય છે તે કયાંય દૃષ્ટિગોચર થઇ નહિ ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, છેવટે સંન્યસ્તાશ્રમ સ્વીકારી દરેક તેમનું દીર્ઘ જીવન પુરૂં કરતા તેના દેખ્યામાં આવ્યા.

દર્શનો પુરાં થયાં. પેલો પુત્ર હતો ત્યાંનો ત્યાં પાછો આવી ગયો. અનેક વિચારોથી તેનું મન ઘેરાયેલું હતું ત્યાં તો તેને કાને આ શબ્દો પડયા : "કેમ વત્સ ! હવે સમજાય છે કે મ્હારાં આંસુ શા માટે ? માલુમ પડે છે કે મ્હારાં અશ્રુ અકારણ નથી ! હેં જે જે જોયું તે તે ખ્યાલમાં તો હશે. હાલ તેમાંનું હાલ કાંઇ જ નથી. ગોપબાલો અશકત છે, ગાયો દુબળી થઇ છે–ખાવાને ઘાસ ને પીવાને પાણીનાં વલખાં છે. આપણા સાધુઓ તો જો ! ખાઇને અલમસ્ત બની તેઓ વિવિધ પ્રકારનાં વ્યસનોના દાસ બની અખાડા જમાવી પડી રહ્યા છે. લોકોની ને ધર્મની ઉન્નતિ તો કયાં ય ગઇ, પણ પોતાની ય ઉન્નતિ અર્થે કાંઇ કરતા નથી ને તેઓમાંના લગભગ બધા જ પતિત છે.

ખુદ ધર્માચાર્યોની પણ તેવી જ સ્થિતિ છે. આપસઆપસમાં લડી લડી વેરઝેર વધારે છે, દાન તરીકે સોંપાયેલા પૈસાનો એશઆરામમાં ને દાવા લડવામાં ઉપયોગ થાય છે ને હાથે કરીને તેમની આબરૂ ઓછી કરી છે. મોહ ને અજ્ઞાનનાં તો તેમનામાં ગાડાં ભર્યાં છે. વ્યસનોની ને નીચતાની તેમનામાં ઊંડી ઊંડી ખાઇઓ છે.

આપણા રાજાઓ તો જો : પહેલાનાં શરાતન કયાં ય ગુમાવ્યાં. તેઓ એકદમ વેપારીવૃત્તિના થઇ ગયા છે. અફીણ, દારૂ, અનાજ ને એવી બીજી ચીજોના વેપારો ખેલે છે. પ્રજાને રંજાડી પૈસા એકઠા કરી આપનાર મનુષ્યો તેમના મંત્રીઓ બને છે. હદ આવી રહી હવે. પ્રભુ કયાં સુધી આવું સાંખશે ? અફીણ, દરૂ અને રણવાસમાં મસ્ત બનનાર. મંત્રીરાજોના રમકડા રૂપ એ રાજાઓ અતિપીડિત ને ભયગ્રસ્ત ગરીબ પ્રજાને બચાવી શકતા નથી—તેમના પ્રત્યે બેદરકાર રહે છે. કયાં છે પહેલાંના રાજાઓ ?

મ્હારાં અશ્રુ કયાથી સુકાય ! વ્હેણે તો જો ! આપણા શિક્ષકો અને વિદ્યાર્થીઓ કોઇના મ્હોં પર કાન્તિ જણાય છે ? ચ્હા,-પાન, બીડી વિગેરે વ્યસનોના દાસ બની, ઘણી મહેનતે સાંપડેલા પિતાના દ્રવ્યનો અપવ્યય કરી રહ્યા છે તેમને ખબર હશે કે તેવા પૈસા વિના તો તેમના કેટલા ય દેશબંધુઓ ટળવળે છે ? તે પૈસાથી તો અનેક જીવને શાન્તિ આપી શકાય છે. તેમના ભણતરમાં ખાસ પ્રભાવ નથી લાગતો. આપણી પ્રાચીન વિદ્યા, પ્રાચીન સંસ્કૃતિ, પ્રાચીન વિદ્યાર્થીઓ ને શિક્ષકો બધુ ચાલ્યુ. ગુરૂશિષ્યના સંબંધ



ચિત્રકાર:
શ્રી ધુરંધર

તેણે એ મૃત યુગલ તરફ હાથ કરી રાજસિંહને કહ્યું
"જુઓ! આ આદર્શ સ્નેહ!"
( પ્રકરણ ૨૦ મું )

સ્નેહભર્યો ઓછા જ હોય છે બ્રહ્મચર્યની કોઈને કિંમત નથી. કેટલા ય ચારિત્ર્યહીન હશે. આ વિદ્યાર્થીઓ કાલે નાગરિક બનતાં, શું કરવાના ?

ભ્રાતૃભાવ, સેવા વિગેરે ગુણો પહેલાં કેટલા સહજ હતા ? હાલ તેમને તે જ ખવા પડે છે. મહા યત્ને જીવનમાં કેટલાક ઉતારી શકે છે.

આપણા સમાજમાં કેવો સડો થઇ રહ્યો છે ! આપણા સમાજમાં વર ને કન્યાઓનાં જાહેર લીલામો થઇ રહ્યાં છે. વૃધ્ધાવસ્થામાં સ્વાર્થાંધ બની હજારો રૂપીઆ આપી વૃધ્ધો તેમની પૌત્રીઓ જેવડી કન્યાઓને પરણે છે. આપણા ગરીબાઇના સંસારો જો : આપણી ગૃહદેવીઓની અવદશા જો : અર્ધું ભણી ગરીબાઇને લીધે નોકરી માટે કુતરા પેઠે અધિકારીઓની ઓરીમે રખડતા કુમળા યુવાનો જો : એવા આપણા ગૃહસંસારો, ગરીબાઇ, બાળકો, તેમની આછી ને અધુરી કેળવણી, તેમની શારીરિક, માનસિક ને નૈતિક સંપત્તિ, કુચાલો, મતમતાંતરો, જ્ઞાતિઓનાં કેટલાંક અનિષ્ટ બંધનો વિગેરેએ મ્હારા હૃદયને હચમચાવી મૂક્યું છે. બાળલગ્નના કડવા અનુભવે હાય મારતા બાળકો, વિધવાઓના કરૂણ સ્વરો, કેટલી ય કન્યાઓના શાપ અને મારી નંખાતા બાળકોની ચીસોથી આખો સમાજ પ્રજ્વળી જવો જોઇએ. મ્હને કોઇ તારનાર નથી. મ્હારી સ્થિતિ પલટાઇ ગઇ છે. આશાનો ટમટમતો દીવો આવા પવનમાં શી રીતે સુરક્ષિત રહે ? આંસુ ન પાડું તો વત્સ ! બીજું શું કરૂં ?

× × × ×

હજી તે ચિત્રવત ઉભી છે. તેના વદન કમળ ઉપર મ્લાનતા ને શોક છવાઇ રહ્યાં છે. આંખમાંથી અશ્રુનાં બિન્દુ ખરી ગાલ ઉપર ઠર્યાં છે. આશાપૂર્ણ નેત્રે તે રમતાં બાળકો તરફ જોઇ રહી છે.

વાંચક ! ત્હને કાંઇ થાય છે ! ત્હારી માતાનાં આંસુ લુછવા શું તું કિંચિત યત્ન નહિ કરે ? ત્હારી ફરજ અદા કરવા શું તું દૃઢ સંકલ્પ નહિ કરે ?

( સંપૂર્ણ )





# માશીબા

લેખક: શ્રી. શ્રી કિશોર વકીલ

ચિત્રકાર: શ્રી 'શરમાળ'



— ગયા અંકથી ચાલુ —

"મેં એકદમ વિક્ટોરીઆ કરી અને વાલકેશ્વર ભણી હંકાવી મૂકી" દૂધપાકનો સબડકો મારતાં, મોં કટાણું કરતાં હિંમતરામે કહ્યું. માશીબાએ કચોરીના નવા ઘાણ તરફ મોઢું ફેરવી નાખ્યું હતું એટલે જોયું નહિ, પણ મારા સબડકાએ મને ખાત્રી કરી આપી કે દૂધપાકમાં દિવેલના હાથ દીધેલા ચોખા વપરાયા હતા. અને તે જ હિંમતરામના કસમોઢાનું કારણ હતું.

'હાં પછી'? માશીબાએ હુંકારો પૂર્યો.

"હું ગયો કે નોકર વર્ગે હાંફળાફાંફળા આવી દરવાજો ઉઘાડ્યો. એ લોકો બે ત્રણ દિવસ પર પરામાં લૂટ થઈ હતી તેથી ગભરાતા હતા. એક બે જણ પઠાણની વાત કરતા હતા. મોહનસિંહ, આગેવાન પઠાણોનો ધાડ, જોર અને ઘાતકીપણું વર્ણવી બીજા નોકરોને ગભરાવી રહ્યો હતો અને સીતારામ ભેગો વૃધ્ધ ડોકું નિરાશાથી હલાવી નિમાસો મૂકી રહ્યો હતો."

આ વાત ચાલતી હતી તે દરમીઆન તુરિયાંના શાક પર હિંમતરામ સખત હાથ મારી રહ્યા હતા. પાંચ સાત સબડકા તુરિયાના મારી એમણે શાકનો વાડકો ખાલી જ કરી નાખવાનો વિચાર રાખ્યો લાગતો હતો. આજે સવારે મેં તુરિયાંનું શાક કરવા તરફ વિરોધ બતાવ્યો હતો તે કેટલો ગેરવ્યાજબી હતો તે બતાવવા, આંખથી જ હિંમતરામના પટાપટ લેવાતા સબડકા પર મારી નજર ખેંચી વિજયપૂર્ણ નજરે માશીબા જોઈ રહ્યાં. અને મારા ભરેલા વાટકા તરફ કરચોળી વાળી હોઠ ભીડી, 'હું જાણું છું' એમ કહેતાં હોય તેમ ડોકું ધૂણાવ્યું.

"હશે ભાઈ તમે. મારો ઈશ્વરીયો તો નાચણીઓ છે. એને તો તુરિયાં ખુંચે છે.

"ના બસ નહિ જોઈએ" કહી હિંમતરામે વાડકો ખેંચવા માંડ્યો.

"ના કેમ? થોડા લેવાના, ન થાવે" કહી માશીબાએ આગ્રહ કરવા માંડ્યો.

આમ બે દુરાગ્રહી યોધ્ધાઓની રામ રાવણોરિવ લડાઈ ચાલી. બે મિનિટ તો કોઈ કોઈથી હારે તેમ લાગતું નહેતું. હુમલો Attack માશીબાનો હતો. બચાવ Defence હિંમતરામને કરવાનો હતો. કડછી રૂપી શસ્ત્ર વડે માશીબા પ્રહાર કરવા પ્રયત્ન કરી રહ્યાં હતાં. કળાબાજ ખેલાડીની કળાથી હિંમતરામ વાડકા પર હાથરૂપી ઢાલ ધરી, વાટકાને ઘસડી થાળીની પરકમ્મા કરાવતા હતા.

અંતે માશીબા જીત્યાં અને હિંમતરામ હાર્યા. કરાર થયો અડધો વાડકો ભરાય ત્યાં સુધી માશીબાની કડછીની હિંમતરામ પર હકુમત ચાલે ખરી અને તે કરારનો અમલ પણ કરવામાં આવ્યો. હું તો આ તાણાતાણનું કારણ ક્યારનો યે સમજી ગયો હતો. માશીબા એમ સમજતાં હતાં કે હિંમતરામને તુરિયાં બહુ ભાવ્યાં તેથી ફત.વળા

ઝાટી ગયા. અને ઇશ્વરીયો માનમાં રહી તુરિયાં ખાતો નથી. પણ કમભાગ્ય એવો હતો કે હિંમતરામનો વિચાર તુરિયાં જરા કરવા લાગવાથી પહેલવહેલાં ખલાસ કરી જવાનો હતો. આ તાણાતાણ ચાલતી હતી તે દરમીઆન હિંમતરામ મારા તરફ કારણ બતાવવાનું સૂચન હોય તેમ લાગતું હતુ ત્યારે એમણે એક કડવી નજર મારા પર ફેંકી હતી. પણ માશીબા પીરસતાં હોય તે વખતે મુગા જમવાનું મે વ્રત લીધું હતું.

કદાચ દૂધપાક પુરી, તે સાથે કચોરી અને વળી તુરીયાંનું શાક એ સર્વે તમને રૂઢિવિરુધ્ધ અને અસંબધ્ધ લાગશે. તેથી આ જગ્યાએ ચોકખું કરવાની જરૂર છે. સાહિત્યની પેઠે પાકશાસ્ત્રમાં પણ અમે સંપ્રદાય પ્રણાલી કે રૂઢીને નથી માનતા. અમારો મંત્ર, સ્વાતંત્ર્ય, પ્રણાલીકાભંગ અને સાહસ છે. અમારૂં ચોક્કસ માનવું છે કે પાકશાસ્ત્રમાં જે જે નવી શોધ થઇ છે તેનું મૂળ આજ ભાવનામાં છે. આ ભાવના, આ જુસ્સો કાળજધ્ધ પાકશાસ્ત્રની રૂઢીઓ વિરુધ્ધ બંડ ઉઠાવે છે. અમુક ચીજ સાથે અમુક જ ચીજ થાય, શ્રિખંડ સાથે ઢોકળાં જ જોઇએ એને અમારી બુધ્ધિ ગાડરીયાપણુ, ગુલામીપણું, માને છે. અમારૂં તો માનવું છે કે બટાકા ને રતાળુના ભજીયાં સાથે ફણસીના, ચોળીના, પાપડીના, જીંડાના ભજીયા પણ કરી જોવાં. કોલંબસે અમેરિકાની શોધ કરી તેવી શોધો પાકશાસ્ત્રના વિશાળ વિસ્તારમા પણ થવાની જરૂર છે.



દૂધપાકનો સબડકો મારતાં, મોં કટાણું કરતાં હિંમતરામે કહ્યું.

આજ મુદ્દાથી, ભાવનાથી પ્રેરાઇ માશીબા મંદિરે દર્શન કરવા ગયાં ત્યારે તુરિયાના કકડા લઇ આવેલાં અને હિંમતરામને ઠીક નહિ લાગે એવી મારી દલીલ સાંભળ્યા છતાં આજ ભાવનાને વળગી એમણે શાક કરી નાંખેલું. પછી એમનું સાહસ સફળ થાય, અને હિંમતરામભાઇ સબડકા પર સબડકા લે ત્યારે માશીબા આગ્રહ કરે તેમાં શું આશ્ચર્ય !

હિંમતરામે ફરી વાડકો ખાલી કરવાની કોશીશ જ ન કરી.

" હાં, તમે શેઠને બંગલે ગયા પછી શું

થયું ? " માશીબાએ પૂછ્યું.

" રામા, ભૈયા, નોકર બધા જ ગભરાટમાં હતા, બધા જ પહેરણની વાત કરતા હતા, એટલે હું તરત સમજી ગયો કે મને બોલાવવાનું કારણ પહેરણ જ હશે ઓફિસમાથી નીકળતી વખતે જ મેં શેઠને કહ્યું હતું કે પુરાવાના બધા કાગળ ઓફિસમાં નથી રાખવા. એ બાબર એવો માણસ છે કે પચ્ચીશ લાખનો કેસ જીતવા, ચોરી, લાંચ, જેનો ઉપયોગ ન કરે તેનો ઓછો. આ ચોક્કસ, મજબુત પુરાવા ગયા તો કેસ પણ ગયો સમજવો. પણ શેઠે ન માન્યું અને કાગળિયાં ઓફિસમાં મૂકી આવ્યા."

"શો, બે ત્રણ ટચોરી લો, પછી ?"

"હુ ગભરાટમા ને ગભરાટમા ઉપર ચઢયો આટલી રાત્રે શેઠ અને તેનું કુટુંબ સ્વસ્થ ન હતું થોડા દિવસ પરના બનાવે એમના પર સખ્ત બીક બેસાડી દીધી હતી તેમા વળી મારા ધારવા પ્રમાણે આ પુરાવા ચોરાવાનો બનાવ બન્યો. હું ગયો તેવા એકદમ શેઠ દાદર આગળ આવ્યા ને હું ચઢી જાઉં તે પહેલાં બોલ્યા 'હિંમતરામ! એમના શબ્દમાં અધીરાઇ, અને બીક સ્પષ્ટ હતા.

"હા શેઠ! મેં નો'તું કહ્યું ?" મેં ઘણા જ નરમ ઠપકારાયો, કંઇ દર્દભર્યા સ્વરે કહ્યું, ' મેં નો'તું કહ્યું કે કાગળીયાં ત્યાં નથી રાખવાં ? પણ તમને એ ઠીક ન લાગ્યુ બાબરને હું સારી પેઠે ઓળખું છુ. પોતાનું કામ પાર પડતું હેય તો કોઇ પણ રસ્તે પાછો ફરે તેમ નથી."

"સીતારામ, સીતારામ મોટર મંગાવ, ચાલો હિંમતરામ આપણે બરાબર જોઇ નાખીએ" શેઠે ઉતાવળે કપડાં પહેરતાં કહ્યું. મોટર આવી ત્યાં સુધી બાબરની દુષ્ટતા વિષે વાતો અમે કરી."

હિંમતરામ કહેતા હતા તે વખતે એક ચિત્ર મારી દૃષ્ટિ સમીપ આવ્યું. એક બારીએથી બીજી બારીએ દોડતા મોટરના ' પોમપોમ ' માટે કાન ફફડાવતા, ઘડીમાં લાદી પર પગ ઠોકતા, અવ્યવસ્થિત કપડાં પહેરેલા શેઠનું, અને ખરેખર દિલગીર થએલા, ગમગીન મુખાકૃતિવાળા, દર્દભર્યા સ્વરવાળા છતાં પોતાની દૂરદર્શિતા માટે કોઇક વાર મૂછમાં હસતો હિંમતરામનું. કોઇ પણ મોટરના ભુંગળાના અવાજથી શેઠના મોં પર કંઇક સંતોષની છાયા આવી હશે, બીજી નીકળતાં તરત જ અધીરાઇમાં, કચવાટમાં ફેરવાઇ ગઇ હશે, અને વાર થઇ હશે તે વખતે શેઠે શોફરને ને સીતારામને ગાળો દીધી હશે, શોફર અને માણસોની બેદરકારી અને શિથિલતા માટે શેઠના કુટુંબે પણ સાક્ષી પુરી હશે, આગલી બેદરકારીના દાખલા અપાતા હશે અને બંનેને બરતરફ કરવાના ખરડા થતા હશે—એ સર્વે મારી નજર આગળ ખડું થયું.

"યુગ યુગ લાગતા વખત પછી મોટર આવી. પંચર હતું તેથી ટયુબ બદલવી પડી તેમા વાર લાગી. ચોપાટી પર ફરવા ગયા ત્યારે મોટર આગળ ' કાળો હબસી જેવો માટીડો' ચપ્પુ લઇને ઊભો હતો એમ શેઠના છોકરાંઓએ સમર્થન કર્યું."

" હાય પીટયાઓની શી હિંમત છે ? લોખંડના પૈડા પણ કાપી નાંખ્યા!"

"ના માશીમા! એ તો પૈડાં પર રબ્બરના ટયુબ અને ટાયર હોય ને તેની વાત છે." મેં સમજુતી આપી.

' બેસ, બેસ તું બહુ સમજે. હું કહું છું તે ખરું ને હિંમતરામ ભાઇ ? " માશીબાનો મારે વિષેનો અભિપ્રાય હલકો થઇ ગયો હતો. હું જે કહેતો તે એમને નાદાનીભર્યું જ લાગતું, પણ મંદિરના પુલગરના ઉપરી, ભંડારી, કથાભટ્ટ અને હિંમતરામ જેવા ત્રાહિતના બોલવા પર એમને વધારે વિશ્વાસ આવતો અને તેમનું કહ્યું તરત માની જતાં.

" ના ઇશ્વરદાસ કહે છે તે બરાબર છે."

' હું પણ તે જ કહું છું ને ' માશીબા બોલ્યાં. " પણ એમ કે એ તો મૂઆ લેખંડને પણ કાપી નાંખે."

" માશીબા, હિંમતરામને કચોરી મૂકો " મારી થાળીમાંની કચોરી પર લાલસાભરી દૃષ્ટિ હિંમતરામને નાખતા જોઇ મેં કહ્યું

" ઇશ્વરીઆ, હજી સલુકાઇ ન આવી ? ભાઇ થાય. હિંમતરામ ભાઇ કહેવાના."

"કંઇ નહિ એમાં શું થઇ ગયું ?" હિંમતરામે પોતાનો હક છોડી દેતા કહ્યું.

"વારૂ પણ પછી શું થયું ?" માશીબાએ પોલીસ ઇન્સ્પેક્ટરની અસહિષ્ણુતાથી પૂછ્યું.

" મોટર આવી કે હું અને શેઠ ઓફિસે ઉપડયા."

" ડોંગા પકડાયા ? " માશીબાએ પૂછ્યુ.

" ના રે, ઓફિસનું તાળું બરાબર હતુ. અંદર કબાટનુ બારણું અમથું બંધ હતુ. પણ કાગળીયાં સલામત હતા."

" ચાલો ગંગા નાહ્યા."

પણ શેઠ જરા મારા પર ખીજવાયા " કાગળીયા તો બરાબર છે. નકામી તપાસ કર્યા વિના બૂમ કેમ મારી મૂકી ? " "જો હુચ્ચે." માશીબાએ સહાનુભૂતિ દર્શાવી.

"સાહેબ, મેં બૂમ ઊરાડી ?" મેં પૂછ્યું. " મારો શું વાંક ? હું શું જાણું ? "

" ત્યારે દોડતા દોડતા તો તમે આવ્યા.

" તમે તેડવા મોકલ્યું એટલે મારી આવવાની ફરજ રહી " મેં કહ્યું.

" હિંમતરામ કંઇ દિવાના થયા છો " એમણે કહ્યું. " મેં તેડવા મોકલ્યુ ? મેં તો કોઇને નથી મોકલ્યું. એકાદ કલાક પર થોડે આઘે પહાણની બૂમ પડી તેથી અમે બધા જાગતા હતા અને કાગળીઆની વાત તો તમે જ આવીને કરવા માડી."

" સાહેબ, નાટક જોવા ગયો હતો ત્યાં ખબર પડી કે આપનો માણસ તેડવા ઘેર આવ્યો હતો તેથી બીજાને મારી બાયડી સોંપીને દોડતો આવ્યો "

અંહી ' બીજા ' શબ્દ માટે માશીબાએ સખ્ત વાંધો ઉઠાવ્યો. એમની દલીલ એ હતી કે હિંમતરામ તો મારા મોટા ભાઇ જેવા એટલે અમે બીજા કહેવાઇએ જ નહિ. એમની વહુની સેવા કરવાને તો અમે સુતરને તાંતણે બંધાયલાં. પણ મને તો લાગે છે કે માશીબાના મનમાં બીજા શબ્દના ઉપયોગ સામેની મોટામાં મોટી દલીલ તો એ હતી કે જગવા આવ્યો છે ને બીજા કહેતાં શરમાતો નથી.

" એ તો જરા એમ્ફેસીસ વધારે આવે " હિંમતરામે કહ્યું. "પછી અમે ઘેર આવ્યા."

" Did the old dog be come huffy ? ( બુઢ્ઢો તપી ગયો હતો કે ? ) " મેં પૂછ્યું.

Not exactly so ( ખાસ નહિ ) " હિંમતરામે અનિશ્ચિત સ્વરે કહ્યું.

" કેમ કહેવા દેતી " મેં અંગ્રેજીમાં વાત કરી તે પર વહેમ ખાઇ માશીબાએ કહ્યું. "તારૂં શું જાય છે ? કહો ભાઇ કહો"

" હવે શું કહેવાનું ? એ તો અમારી ચાલીવાળા વસનજીએ બનાવીને વાત કરી હતી. એ જ અમથો અમથો આવીને નાટકશાળામાં કહી ગયો કે શેઠને ત્યાંથી તેડવા આવ્યું હતું."

વાંચક, હિંમતરામની દયા ખાવાની જરૂર નથી, કારણ કે મેં ને માશીબાએ ખાઇ લીધી છે. એના પાડોશીને નિર્દય, ઘાતકી, મશ્કરા ગણવાની જરૂર નથી. કારણ કે એથી યે સખ્ત વિશેષણો હિંમતરામ તરફ સહાનુભૂતિ દર્શાવવા અમે વાપર્યાં છે. હિંમતરામ એ સર્વને લાયક હતા. એને બીજાની મશ્કરી કરવી ગમતી, પણ પોતાની થાય તે સહન ન થતું. પોતે મશ્કરી કરે ત્યારે એને પોતાની બાહોશીનો, ચાતુરીનો જ ખ્યાલ આવતો. બીજા મશ્કરી કરે ત્યારે પોતાની મશ્કરીથી

બીજાને વિનોદ થયો છે તેટલો ખ્યાલ પણ તેમને ન આવતો. તે વખતે તેમને તમામ જાતની મશ્કરી પર તિરસ્કાર આવતો. મને ખાત્રી છે કે વસનજીના આ ભાતૃભાવને લાયક થવા એમણે પણ એ જ પ્રકારની માણસાઈ આગળ વર્તાવી હશે. પાડોશીઓને ખોટા તાર મૂકાવ્યા હશે, બીજાં ટીખળ કર્યાં હશે ત્યારે આમ બનવાનો પ્રસંગ આવ્યો.

હવે અમે જમી રહેવા આવ્યા હતા. દૂધપાક અને પૂરી તો કયારનાં યે ખવાઈ ગયાં હતાં અને ભાત પણ પીરસાયો હતો. દૂધપાકના ચોખામાં દ્વિદલનો પાસ હોવાથી ખાઈ ન શકાય તે સ્વાભાવિક છે ખરું પૂછાવો તો આજ તો કચોરીએ જ રંગ રાખ્યો હતો. અત્યાર સુધીમાં હિંમતરામ દેઢેક ડઝન તો ઉડાવી ગયા હતા છેલ્લી વાર માશીબાએ બીજી બેએક લેવાનો આગ્રહ કર્યો ત્યારે ચોક્કસ ના પાડી હતી અને હમણાં કહી ડકારી રહ્યા હતા. પણ કૃષ્ણ ભગવાન કહે છે તેમ :—

न जातु कामः कामानामुपभोगेन शाम्यति
हविषा कृष्णवर्त्मेव भूयेवाभि वर्धते

હિંમતરામભાઈના દોઢ ડઝન કચોરીના ઉપભોગે એમની વાંછના ગઈ નહિ, પણ હજી એક બે ઝોકાવવાની ઇચ્છા રહી ગઈ. પણ હવે પગલું ભરાઈ ગયું હતું. ચોકખી ના પડાઈ ગઈ હતી એટલે ઘણી બાહોશીથી અને બાહોશીપણાથી કામ લેવાનું હતું.

"કચોરી તો તમે બહુ જ સરસ કરો છો હોં માશીમા!" હિંમતરામે પ્રશંસા કરવા માંડી. માશીબાએ મારા તરફ કંઈક ઠપકા ભરી નજરે જોયું. ઉત્તમ કચોરી બનાવવાનો યશ તો હું મારાં મિત્રપત્ની લતા ભાભીને આપતો હતો.

"સારી થઈ છે, પણ લ્યો છો કયાં? તમે કંઈ હસીનીસીને ખાતા જ નથી. તમારી ઉમ્મરે તો પથરા પણ પચી જાય. હજી પાંચ સાત ખાતા નથી ત્યાં તો ના ના કરો છો"

"અરે! દશ બાર તો ખાઈ ગયો" પ્રમાણિકપણે હિંમતરામે આંક મૂકયો.

"અરે! જાઓ જાઓ ભાઈ. આમ ખાધું તે શું ગણતા હશો? આ તમારી ટેવ ખોટી. ચીજ ખાઈએ, પણ ગણીએ નહિ. તમે ભલે રહો ને પણ પીરસનારી તો હું કની?"

"ના હવે પેટ ભરાઈ ગયું."

"હવે ચાલશે" કહી માશીમાએ બે કચોરી હિંમતરામના ભાણામાં સેરવી દીધી. એમણે થાળી આડા હાથ ધર્યા હતા. પણ કચોરી મૂકી શકાય તે માટે એક બાજુ એ જ ધર્યા હતા. બીજી બાજુએથી મૂકી શકાય તેટલી બારી રાખવાની ભલમનસાઈ બતાવી હતી

"પાંચ સાત ખાતા નથી ત્યાં તો ના ના કરો છો" એ વાકય જરા વિચારવા જેવું છે. શું માશીમા વિવેક કરતા હતા? જાણી જોઈને જુઠું બોલતા હતાં? પીરસવાની ધૂનમાં કેટલી કચોરી પીરસી તેનું ધ્યાન ન હતું! કે ખાતા ખાતા કંઈ ગણવું નહિ, ગણીએ તો પચે નહિ એ કેઈ સમર્થ ડોશીએ ઘડેલા રસોડાના પેટા કાયદાને માનતાં હોવાથી હિંમતરામે કેટલી કચોરી ખાધી તે ગણી ન હતી?

હું તો ધારું કે બધાં જ કારણો ખરાં હતાં. માશીમા વિવેક કરતાં હતાં તેમાં શક નહિ. સ્ત્રીને મનુષ્યનું મન પારખવાની સ્વાભાવિક શકિત જ છે. જેમ એક હાસ્યમાંથી, આંખના પલકારા પરથી પુરુષહૃદયના ભાવ કળી જાય છે તેમજ મનુષ્યની હોજરી રૂપી બીસ્તરામાં કેટલો કચોરી રૂપી સામાન ગોઠવી શકાય એમ છે તે જાણે છે. "ના ના, હવે બસ" એ શબ્દો ચોકખા ચટ્ટ ભાર દઈને બોલાયા છે, કે ધીમેથી વિવેક ખાતર મરજી વિરુધ્ધ બોલાયા છે તે બધું સમજી જાય છે.

અને વાદ્યરાજીંત્રના નાના મોટા સૂરાની જેમ 'ના ના હવે બસ' ની દરેક કોમળ અને કઠોર ચડતી ઉતરતી પયરી અનુભવી પીરસનાર એક સેકન્ડમાં સમજી જાય છે. "ના ના, હવે બસ" કહેતાં કહેતાં હાથ ઘણા જ જોરથી હલાવાયો હોય, કપાળે કરચલી વળી ગઇ હોય, અવાજમાં કર્કશતા અને નારાજી સ્પષ્ટ હોય કે પાપરસ્તેથી પુણ્યરસ્તે ચઢાવનાર ધર્મગુરુની ઝનુની અને દયાભરી સમજાવટ હોય તો એ વિરોધને ન ગણકારી પીરસનારી, સાસુ સિવાય ઘણી જુજ નીકળશે. માશીબા જાણતાં હતાં કે હિંમતરામને કચોરી જોઇએ છે. જાણતાં હતાં કે વીશેક તો કયારના યે ઉડાવી ગયા છે, પણ કચોરી પૂરતી હોવાથી પાંચ સાત ખાધી છે, એમ કહીને આગ્રહ કર્યો કરતાં હતાં. જો કે થઇ રહેવા આવી હેત તો પણ માશીબા પાંચ સાત ખાધી છે એમ જ કહેત, પણ ફેર એટલો પડત કે હિંમતરામ ગળગળે સ્વરે ના કહત તો પણ, "લો એક જ મૂકું છું, નકામા કંટાળશો નહિ, હવે તમે માગો તો પણ નહિ મૂકું થયું!" કહીને, વાર્તા કરનારો ખાધું પીધું ને રાજ કીધું કહીને વાર્તા વાળી લે તેમ માશીબા કચોરી પુરાણનું અચ્યુતં કેશવં કરી નાખત. છેલ્લા સિધ્ધાંતને માટે કહેવાનું કે માશીબા એ સિધ્ધાંત ખાત્રીપૂર્વક માનતા. મને રેટલી ન ગણવા કેટલીક વાર ટોકતાં, પણ તે સાથે એટલું જણાવતાં કે એ સિધ્ધાંત ખાનાર માણસને જ લાગુ પડી શકે, પીરસનારને નહિ. પીરસનાર આણપાણના હિસાબથી ચોકસાઇથી ગણત્રી કરે તો પણ ખાનારને કંઇ ન થાય, પણ ખાનાર જાતે બે ત્રણ આમ કે બે ત્રણ આમની એ દરકારીથી ગણે તો પણ ખાધું પચવાની ધારતી ખરી!

હવે અમે જમી રહેવા આવ્યા હતા. કઢીના વાડકા પીવા માટે ભરવામાં આવ્યા કઢી ઘણી સ્વાદિષ્ટ થઇ હતી અને મને ખાત્રી હતી કે છેલ્લા વાડકાના સ્વાદ દિવેલના પાસવાળા ચોખાનો દુધપાક અને કડવાં તુરિયાંને ભૂલાવ્યાં હશે. નવલિકા અને નવલ કથાની પેઠે પીરસવામાં પણ એક કળાની સરણી જરૂર છે કે પ્રારંભ અને સમાપ્તિ ઘણાં જ સુંદર, આકર્ષક અને આનંદજનક જોઇએ.

"હિંમતરામભાઇ! જો જો હોં, હજી મારા ઇશ્વરીઆમાં બરાબર આવડત નથી. ગમે તેમ હોય, પણ તમારે જ એને હોશિયાર કરવાનો છે ને ચઢાવવાનો છે તે ભુલતા નહિ. આ મુંબઇ જેવા શહેરમાં અમારી નજરથી દૂર કરતાં અમારો જીવ તો ન ચાલે, પણ તમારા જેવા મનીખની દેખરેખ નીચે છે તેટલી નિરાંત છે."

"હા, કેમ નહિ, એ તો અમારા નાનાભાઇ જેવા છે. તમારે કોઇ વાતની ફીકર કરવી નહિ" હિમતરામે આશ્વાસન આપ્યું.

"તમે આગળ તો એક બે વાર આવેલા છતાં તમારે મારી ઓરડી વિશે પૂછવું પડયું તે તમે ભુલી ગયા હતા કે શું?" મેં વાત બદલવા હિંમતરામને પૂછ્યું

"ન ઓરડી તો નહોતો ભૂલી ગયો, પણ પહેલા તો તમારી જોડે કોઇ બ્રાહ્મણ રહેતા હતા અને આજે તો સહેજ વાંકાચુકા અક્ષરે લખેલું વકીલ સાહેબનું પાટીયું જોયું એટલે મને લાગ્યું કે રખેને મારી ભૂલ થતી હોય."

"અગાઉ જુના પાડોશી સોમેશ્વર ભાઇ તો ગુજરી ગયા અને એમનાં ઘરના દેશ ગયાં. આ શિવચંદ્ર વકીલ તો હમણાં જ રહેવા આવ્યા છે." મેં કહ્યું.

અમે જમી રહ્યા. હિંમતરામ પાન ખાઇ, માશીબાના ફરી આવવાના આમંત્રણને

તેટલા જ આગ્રહથી માશીબાને સોંપી, મારી સાથે ઑફિસે જવા નીકળ્યા. ટ્રામ તરત જ મળી ગઇ. બંને જણ જલદી ચઢી ગયા. બંનેની હોંસ સાથે બેસી શકાય એવી સીટ શોધી કાઢી બારી આગળ બેસી જવાની હતી. આમાં પવન આવે, બહારનાં દૃશ્યો દેખાય કે મનુષ્યસ્વભાવનું બારીક અવલોકન થાય તે ઉપરાંત બીજું પણ હતું. પણ બારી આગળની બધી જગા ભરાઇ ગઇ હતી. હિંમતરામ દાખલ થઇ પાસેમાં પાસેની ખાલી જગા પર બેસી ગયા અને હું તેમની આગળ બેઠો. હિંમતરામની આંખ મારાથી ચાર હાથ આઘા કંડકટર પર હતી, પણ એટલામાં પાછળથી બીજો કંડકટર "કીદર જાનેકા" કરતો આવ્યો અને હિંમતરામને પકડયા. બારશને દિવસે બ્રહ્મણને જમાડી એક આનો દક્ષિણા આપવાનું સૌભાગ્ય મારૂં ન નીવડયું.



## જાહેર સૂચના.

મુંબઇ ખાતેના "નવચેતન" ના સોલ એજન્ટ તરીકે વર્ધમાન સન્સને બદલે મેસર્સ સી. જમનાદાસ કંપની ( ઠે:-પ્રીન્સેસ સ્ટ્રીટ મુબઇ–૨ ) ની નિમણુંક કરવામાં આવી છે તેથી ગ્રાહક થવા ઇચ્છનારે કે છુટક લેવા ઇચ્છનારે હવે તેમની સાથે વ્યવહાર કરવો.

મેસર્સ સી. જમનાદાસ સિવાય મુંબઇના કોઇ પણ એજન્ટ સાથે કરેલા વ્યવહાર માટે અમો હવેથી જોખમદાર થઇશું નહિ.

વર્ધમાન સન્સ મારફત થયેલા જે જે ગ્રાહકો અમારા લીસ્ટ પર છે તેમનું લવાજમ હવેથી અમો પરબારૂં વી. પી થી જ વસુલ કરીશુ. તે મુજબ એવા જે ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પુરૂં થાય છે તેમને અમો આવતો અંક વી. પી. થી મોકલીશું તે સ્વીકારી લેવા કૃપા કરવી. ગ્રાહક તરીકે રહેવા કદાચ ઇચ્છા ન હોય તો અગાઉથી એક કાર્ડ લખી ખબર આપવી. હવેથી વર્ધમાન સન્સને ત્યાં લવાજમ ભરનારા કોઇ પણ ગ્રાહકને અંકો પહોંચાડવા અમો બંધાતા નથી.

'જંજીરને ઝણકારે' નામનું નવચેતન ઑફીસ તરફથી નવું બહાર પડેલું પુસ્તક પણ મેસર્સ સી, જમનાદાસ પાસેથી મળી શકશે.

વ્યવસ્થાપક "નવચેતન"

લેખક : ચાંપશી ઉદેશી

# જંજીરને ઝણકારે

ચિત્રકાર : શ્રી ધુરંધર.

## પ્રકરણ ૧૯ મું

### રણરંગ

રજપુતના જીવનનો સૌથી વધારે ઉલ્લાસ ભર્યો પ્રસંગ યુદ્ધ હોય છે રજપુતનાં સ્વપ્નાં, રજપુતની આશા, રજપુતના જીવનનું ધ્યેય યુધ્ધમાં વીરતા દાખવી વિજયશ્રીને વરવાનું કે સમરભૂમિમાં પ્રાણ ત્યાગ કરવાનું હોય છે.

એવો ચીરવાંચ્છિત વિરલ પ્રસંગ આજ રામગઢના રજપુત સૈનિકોનો પ્રાપ્ત થયો હતો. શત્રુરાજ્યને પરાસ્ત કરવા આજ એ સૈનિકો વિજળી વેગે ધસ્યા જતા હતા. તેમના અંતરમા યુધ્ધનો ઉલ્લાસ ઉછળી રહ્યો હતો, નસનસમાં વીરતાનો ધોધ ધમધમ પછાડા મારી વહેતો હતો, તલ્વાર કમરે હતી, પણ આંખોમાંથી તલ્વારની ઝરતી વિજળીનું તેજ ઝરી પડતું. કર્ણમાં સમરભૂમિનો કોલાહલ, તલ્વારના ખણખણાટ, અશ્વોનો હણહણાટ ઘાયલની ચીસો એ સૌ વાગી રહેતાં. પોતાના શૌર્યની કલ્પનાની રેખાઓ મનેજ ભાવે યુધ્ધપટ પર અંકિત થઇ ઉઠતી ને એ કલ્પનાપ્રદેશમા મહાલતા એ સૈનિકો આગળ ને આગળ ધસ્યા જતા હતા.

સૌભાગ્યવતી નદી પાર કરી અજયગઢના રાજાની સીમમાં ઉતરતાં જ એ રાજ્યના ગુપ્તચરે રાજા સમરસિંહને વિજળીવેગે આ સમાચાર પહોંચાડ્યા.

એ વર્ત્તમાન સાંભળી રાજા સમરસિંહની આંખમાં ક્રોધના અંગારા ધખધખી રહ્યા. નસોમાં શાંત ભાવે વહેતું લોહી ઉકળેલા પાણીની પેઠે ઉછળવા લાગ્યું. ક્રોધના આવેશથી એ કંપી રહ્યો. સાંગી ભીંતે પડેલી તલ્વાર ઉપાડી. એક વાર તેના પ્રતિ દૃષ્ટિ ફેંકી ને તિરસ્કારપૂર્વક એક ધીરું સ્મિત કરી તેને ચુંમી ને એ ઉઘાડી તલ્વારે બહાર આવી સીપાઇને સુમનસિંહને બોલાવવા ત્વરિત સૂચના કરી.

અંબર પછી સુમનસિંહ હવે સેનાપતિ પદે હતો.

સુમનસિંહ આવી પહોંચે તેટલા સમય દરમ્યાન વૃધ્ધ સમરસિંહ અતી ઝડપે આમથી તેમ ફરવા લાગ્યો. દૂરના શિકારને જોઇ પાંજરામાંનો સિંહ જેટલી ધગશથી ફરે એટલી ધગશથી તે પોતાના ખાસ ઓરડાની બહારની સ્વેશમાં એક છેડથી બીજે છેડે આંટા મારવા લાગ્યો.

તેને વિચાર આવ્યો. અંબર હોત તો ! આજ શો ઉલ્લાસ મચી રહેત ? બે બે વાર એ જ સૈન્યને તેણે પરાસ્ત કર્યું હતું. તેને છૂટો કરતા પે હવે કશું વળે તેમ ન્હોતું, કારણ આજે સાતમા દિવસની સ્વાર હતી. તે છ દિવસ ને છ રાત થયાં અન્ન ને જળ વગરનો કારાગૃહમા પડ્યો હતો ને તેના શરીરમાં ચેતન ન્હોતું.

રાજાને અંતરમાં ડંખ થવા લાગ્યો. શું તેણે અંબર પ્રતિ ન્યાય દેખાડ્યો હતો ? તેનો ગુન્હો શો હતો ! તે એક રજપુતાણીને ચ્હાતો હતો ને એ પ્રેમને વફાદાર રહેતા એ કશું કરતાં અચકાયો ન્હોતો. રાજાની દૃષ્ટિએ એ દોષિત હશે, પણ અત્યારે એ રાજા અંબરના દરેક કાર્યને અંબરની દૃષ્ટિએ તપાસી રહ્યો તો તેમા તેને અપરાધ ન જણાયો.

તેને અંતરમાં સ્હેજ ગભરામણ થઇ. અંબર પ્રતિ દેખાડેલા કઠોર વ્યવહારનું શાસન આપવા પ્રભુએ આ ઘટના તો ઘડી નહિ કરી હોય ?

ને ! તેમ હોય તો તેનો પરાજય નિશ્ચિત હતો.

તેનું હૈયું ભરાઇ આવ્યા જેવું થયું. આકાશ પ્રતિ એક વાર આંખો ઉંચી કરી

તેણે અંતરમાં ને અંતરમાં પ્રભુને પ્રાર્થના કરી કે તેને દ થી અજાણે થયેલા અન્યાયની તે ક્ષમા અપે ને વિજયમાળા તેને પહેરાવે. આ પ્રાર્થનાથી તેનું હૃદય સ્હેજ હલકું થયું. તે ફરી આમતેમ ફરવા લાગ્યો, ને એક છેડે આવતાં ફરી વાર સ્થિર ઉભો રહી અંબર માટે વિચાર કરવા લાગ્યો.

તેનું માથું ફરતું હોય એમ તેને લાગ્યું. કારાગૃહની કાળી બિહામણી દિવાલો વચ્ચેથી અંબર તિરસ્કારપૂર્વક-વેરપૂર્વક-તેના પ્રતિ હસી રહ્યો હોય તેમ તેની કલ્પનાએ સાંભળ્યું. તેનું અંતર પીગળી ગયું. હાર્યો જેવો એ બની ગયો ને પાસેના થંભનો ટેકો ધ્રુજતે હાથે લીધો.

એટલામાં તેણે અવાજ સાંભળ્યો "મહારાજ ! આદેશ ?"

પાછું ફરી જોતા તેણે સુમનસિંહને જોયો. તે નીચું જોઇ મહારાજાની આજ્ઞાની રાહ જોઇ રહ્યો હતો.

"જો-રજપુતને જીવનમા એક જ વાર લીધે એવો વિરલ ને અમૂલો પ્રસંગ આજ તારે હાથ લાગ્યો છે. અંબરને હાથે બે બે વાર હારેલું રામગઢનુ સૈન્ય ત્રીજી વાર આવે એનો અર્થ એ જ કે પ્રભુ તને તારી વીરતા દેખાડવાનો સુયોગ આપે છે. જા, પ્રભુની એ કૃપાને માથે ચઢાવ, રજપુતનું ખમીર તારામા કેટલે અંશે છે તે દેખાડ, અજયગઢની માટી માટે તને કેટલી ભકિત છે તે બતાવી આપ, સ્વદેશના ગૌરવ માટે તને કેટલી ધગશ છે તે સંસારને જોવા દે. જા! તૈયાર કર તારા સૈનિકોને ને તૂટી પડ એ બકરાંના ટોળાં પર!"

"રાજન્! સુમનસિંહે સમરમાં કદી પાછી પાની કરી નથી, તે કયા ખરા રજપુતે કરી છે? આશીષ આપો પિતા તુલ્ય મહારાજા! આપનો આશીર્વાદ માત્ર મને વિજય અપાવવા માટે ઘણો છે."

ને તે નમ્યો. સમરસિંહે બે હાથ ઉંચા કરી તેને આશીર્વાદ આપ્યા ને કહ્યું "જા! વિજયમાળા પહેરીને પાછો આવ ને અજય ગઢનું મોં ઉચું રાખ."

સુમનસિંહ નમીને ચાલ્યો ગયો.

ને થોડીવારમાં યુધ્ધનાં રણશીંગાંનો પ્રેરક અવાજ વૃધ્ધ રાજાને કાને અથડાયો. મહેલની રેવેશમાંથી રાજા જોઇ રહ્યો. યુધ્ધની તૈયારી થઈ રહી હતી. અશ્વો પોતાના સ્વામીને સેવા આપવા અધીરા બન્યા, સુનેરી તલવારો છંછેડાઇ ઉઠી, શત્રુલોહીથી પોતાની ભૂખ મટાડવા ઉત્સુક બની. સૈનિકો સજ્જ થયા. અજયગઢ ફરી એકવાર વીરતાના વાતાવરણથી ગાજી રહ્યું.

આ તરફ રામગઢનું સૈન્ય ધસમસ્યું આવતું હતું. બે વારની હારથી શિરે ચોંટેલા કલંકને ધોઇ નાખવા એ સૈન્યનો એકેએક સૈનિક અંતરથી ઉત્સુક હતો. એ પ્રત્યેક સૈનિકને નિદ્રાની, ભૂખની કે આસપાસના શીતળ કે ઉષ્ણ વાતાવરણની પરવા ન્હોતી.

વિજય, વિજય, અને વિજય! એ જ તેમનું ધ્યેય ને એ જ એમને બળ પ્રેરનાર પ્રેરણા!

ને અજયગઢના ગઢ બહાર એ સૈન્યનો ભેટો થયો, કોઇ કોઇથી હારે તેમ ન્હોતું. બેઉ સૈનિકોમાંનો પ્રત્યેક લડવૈયો ખરો રજપુત જ હતો. તલ્વારોનું ઘર્ષણ ઝબકારા મારતી વિજળી પેદા કરી રહ્યું, વાતાવરણ ગગન મંડળની ઘોર ગર્જનાનો આભાસ કર્ણમાં રેડી રહ્યું, વીરતાના છેલ્લા પયગામ સમી ઘાયલની ચીસો લડતા સૈનિકોને અધિક પ્રેરી રહી. અશ્વો એ કોલાહલથી નાચી રહ્યા. જાણે કોઇ ઉત્સવભૂમિમાં હોય!

પણ આજ પ્રભુએ અજયગઢનો પરાજય નિર્મ્યો હતો. જો આ ત્રીજી વાર અજયગઢનો જય થાય તો વિધિની વિચિત્ર અનિશ્ચિતતા કેમ સાબિત થાય? સ્વયં પ્રભુનું સૃષ્ટિ

નિર્માણ પણ એ જ સિધ્ધાંત પર છે. છાયા પછી તાપ—સુખ પછી દુઃખ—વિજય પછી પરાજય—હર્ષ પછી શોક।

બે કલાકમાં અજયગઢના સૈનિકો વધારે પ્રમાણમાં મર્યા હોય એમ જણાઇ આવ્યું. તેમની સંખ્યા ઘટતી ગઇ. સુમનસિંહ જીવ પર આવી લડી રહ્યો હતો. વૃધ્ધ રાજાનાં વાક્યો તેના કાનમાં ગુંજી રહ્યાં હતાં ને એ ગુંજન એને નવી પ્રેરણા આપી રહ્યું હતું, છતાં સંજોગો પરાજયના દેખાઇ રહ્યા હતા.

ને બીજા અર્ધો કલાક પછી રામગઢનું સૈન્ય અજયગઢના ગઢના દરવાજા ખોલી શહેરમાં દાખલ થયું. રાજા રામસિંહ ને પુષ્પા સૌની આગળ ધમમરયાં જતાં હતા.

કારણ?

કારણ કે પોતાની પુત્રીને ખોળવા, ખોળી કાઢી નિરખવા રામસિંહ ઉત્સુક હતો. વળી તેણે અંબરને યુધ્ધમાં જોયો ન્હોતો, એટલે તેનું શું થયું હશે તે જાણવા પણ એ ઉત્સુક હતો.

તે રાજમહેલમાં ધસ્યો.

ત્યાં આવતાં તેણે શું જોયું?

રાજા સમરસિંહ આત્મહત્યા કરી પોતાના ખંડમાં નિશ્ચેતન થઇ પડયો હતો.

રામસિંહ જોઇ રહ્યો! એ પ્રચંડકાય વૃધ્ધ સમરસિંહ—અજયગઢનો એ વીર સદ્‌ચરિત્ર નૃપતિ—પરાસ્ત મુખે જીવવા કરતાં મૃત્યુને સહર્ષ ભેટી ચૂક્યો હતો. એ મૃત શરીરના મુખ પ્રતિ રામસિંહે એક દૃષ્ટિ ફેંકી! ત્યાં ન્હોતી વિષાદની રેખા, ન્હોતું ગભરાટનું એક ચિન્હ! ત્યાં પરમ શાંતિ, અડગ નિશ્ચિંતતા, અપૂર્વ વીરતા, ને દૃઢ સંયમ રમી રહ્યાં હતાં!

વીર વીરને જાણે! રામસિંહ વીર હતો ને આજ તેણે સમરસિંહને જાણ્યો. તેની આંખોને ખુણે આંસુની ભીનાશ પ્રસરી રહી. હૈયું રહેંજે ગળગળું થયું, પોતાના વિજયમાં કંઇક ડંખ લાગ્યો, ઉણપ લાગી।

રામસિંહને આજ પોતા પર તિરસ્કાર આવ્યો. બે બે વાર પરાસ્ત થયા છતાં તે જીવતો રહ્યો હતો—તેણે સંસારને પોતાનું કલંકિત મુખ દેખાડયું હતું, જ્યારે સમરસિંહે પહેલી જ હારે મૃત્યુનો ભેટો કર્યો હતો, સંસારને પોતાનું દુષિત મુખ દેખાડયું નહોતું.

ત્યારે ખરો રજપુત કોણ હતો?

તે કે સમરસિંહ?

"સમરસિંહ! સમરસિંહ!" તેના કાનમાં જવાબ ગુંજી રહ્યો.

ને લાગણીને વશ થઇ એ રામગઢનો રાજા ગુંઠણે પડયો ને સમરસિંહ પાસે નીચા વળી તેનો હાથ પોતાની છાતી પર દાબ્યો. તેની આંખમાના આસુ એ ચેતનહીન હસ્ત પર ખર્યા, હા! રજપુત! વીર! સમરસિંહ!

---

## પ્રકરણ ૨૦ મું

### જય કે પરાજય?

સૂર્યનાં પ્રખર કિરણોનો પણ એ અંધારી કારાગૃહની ઓરડીમાં બહુ જ ઓછો પ્રભાવ પડતો. ચારે બાજુ કાળી ઉંચી ભયાનક દિવાલો! પછીતની દિવાલમાં એક નાની બારી ઉંચે હતી. તેમાં લોખંડના સખ્ત સળીઆઓ જડયા હતા. તેમાંથી જ માત્ર થોડો પ્રકાશ, ને હવા અજવાળું આવતાં. એક મનુષ્ય અન્ય મનુષ્યને માટે આવી ઓરડી બંધાવે એ મનુષ્યહૃદયનો ચોખ્ખો ગેરઉપયોગ હતો, પણ આ સંસારમાં હૃદયનો સદ્‌ઉપયોગ કેટલા કરે છે?

હા! આજ સાતમો દિવસ હતો! આજ છેલ્લો દિવસ હતો! અન્નનો દાણો મોંમાં નાખ્યા સિવાય કે પાણીનું ટીપું જીભને અડાડયા સિવાય અંબરે—અજયગઢના એક

વારના સેનાપતિએ, સતત્ ૭ દિવસ ને ૭ રાત ગાળી હતી. આજ સાતમો ને છેલ્લો દિવસ હતો! આજ એ જીવી જાય તો વિધાતાએ તેની તરફેણમાં પાસો નાંખ્યો ગણાય! આજ એ જીવી જાય તો બીજા કેટલાક વર્ષ એ વીર જીવી શકે! પણ—

પણ વિધાતા યંત્રવત્ ઇન્સાફ સિવાય અન્ય કંઈ ક્યારે સમજી છે? દયા, માયા મમતા કે ક્ષમા તેને ક્યારે વસી છે? અંબર છેક જ ચેતનરહીત થઈ ગયો હતો. બોલવું પણ મુશ્કેલ હતું. બોલવાનો યત્ન કરતાં જીભ તાળવાને ચોટી જતી. સાત દિન ને રાત શિથિલભાવે ચટાઈ પર પડયા રહેતા ને અન્નજળ ન પામતાં તે સુગઠિત ને મજબુત ગાત્રો ધીરે ધીરે ઢીલા ને દુબળા પડવા લાગ્યાં.

પ્રભાત થતા પછીતની ભીંતની ઉંચી બારીમાથી આવતી સૂર્યજ્યોતિ તરફ પોતાની નિસ્તેજ ને ઉંડી ઉતરી ગયેલી આંખો ફેરવી એ જ્યોતિને મનમાં ને જે મનમા વંદતો. કવચિત્ એ બારીમાંથી આવતી એકાદ શીતળ, ધીમી વાયુલહરીને તે અંતરમાં ને અંતરમા જ અભિનન્દતો. રાત્રે નિદ્રાધીન થતા પહેલાં તે સર્વજ્ઞ અંતર્યામીની ભાવપ્રાર્થના-મુંગી પ્રાર્થના—તેના હૃદયમાં ઉદ્ભવતી, વેગ પામતી ને શમાતી. શમી જતા એ હૃદયને શાશ્વત શાન્તિ અર્પતી ને એ વીર નિદ્રાવશ થતો.

છેલ્લા ૭ દિવસના નિયમ પ્રમાણે આજ પ્રભાતે પણ તેણે બારી તરફ પોતાની ઉંડી ને નિરાશાની અનેક વાતો પ્રગટ કરતી આંખો ફેરવી. સૂર્યજ્યોતિને જોઇને ત્રણ વાર જોઇ ને એ જ્યોતિ અર્પનાર જ્યોતિર્મય પ્રભુનો પાડ માન્યો. તે જીવવા ઇચ્છતો હતો—હા! જીવવા અવશ્ય ઇચ્છતો હતો! પોતાને માટે નહિ પણ—

પણ કોને માટે?

એ હૃદયમૂર્તિ રમા માટે! એ જીવન-જ્યોતિ સમી નિર્દોષ શાશ્વત પ્રતિમા રમાકુમારી માટે! અંબરના અંતરને ખુણે ખુણે જેના પ્રણયની સુવાસ મ્હેકી રહી હતી, અંબરના પાંપણોની મીટે મીટે જેની સ્નેહકળી ઉઘડતી ને બીડાતી જતી ગેલ કરતી, અંબરના રક્ત વહનમાં જેના સ્નેહનું સત્વ સર્વાંશે મિશ્રિત હતું એવી રામગઢની રાજકન્યા—ગુણુની પરમ મૂર્તિ સૌમ્યતાનો સાક્ષાત આદર્શ ને સ્નેહની જ્યોતિઝરી પ્રકાશરાશિ સમી રાજ કન્યા—રમાને માટે પણ એ જીવવા ઇચ્છતો હતો ને છતાં જો નિષ્ઠુર વિધાતાએ સમરસિંહના આ શાસન દ્વારા તેનું મૃત્યુ જ નિર્મ્યું હોય તો એ દયાહીન વિધિ પાસે મરતી વખતે તે એક જ યાચના કરવા ચહાતો હતો ને તે—

તે યાચના સંસારની જે પરમ ગુણવતી ને રૂપવતી સુન્દરી તેની જીવનસહચરી થનાર હતી ને જેને તેની જીવનસંગિની થતાં અટકાવનાર એ ક્રુર વિધાતા જ હતા તે સુન્દરીને મૃત્યુ પહેલા, છેલ્લો શ્વાસ લેતા પહેલાં, તે એક વાર,—હા! માત્ર એક જ વાર—નિરખી લઇ પછી તે પરમ જ્યોતિર્મય પ્રભુના પાદારવિંદમાં જવા ઇચ્છતો હતો.

આ એની ઝંખના હતી, આ એની પ્રાર્થના હતી, આ હવે તેના જીવનનું એક માત્ર ધ્યેય હતું. આ તેના નેત્રની એક જ પિપાસા હતી, આ—ને માત્ર આ જ—હવે તેના કરમાતા ને નિરાશ થતા અંતરની એકમાત્ર લાલસા હતી!

તેણે ઉંચું જોયું. ઉંચે એ ઓરડીનું શ્યામવર્ણું ને બીહામણું લાગતું છાપરું હતું. એ છાપરાંને ભેદી તેની કલ્પનાએ તેને આકાશનાં દર્શન કરાવ્યાં ને એ કાલ્પનિક વ્યોમ પ્રતિ જોઇ તેણે મનમાં ને મનમા જ પ્રભુની પ્રાર્થના કરી કે રમાને તે એકવાર જુએ.

તેણે ક્ષણભર પોતાની ફીક્કી આંખો મીચી દીધી. અંતરમાં એ પ્રાર્થનાએ બળ આપ્યું–રમા હમણાં આવશે એવો કોઇ કાલ્પનિક વિશ્વાસ અંતર આપી રહ્યું. તેને આશ્વાસન મળ્યા જેવું થયું—એણે સુખનો, શ્રધ્ધાનો, આશાનો એક શ્વાસ લીધો ને પુનઃ આંખો ઉઘાડી દે—

ને આંખો ઉઘાડતાં જ કુદરતી રીતે તેની દૃષ્ટિ પાછલી દિવાલવાળી બારી તરફ ઠરી. ત્યાં તેણે શું જોયું?

રાજકુમારી વિજયવતી ને તેની દાસી વીણા અનિમિષ નેત્રે તેના તરફ જોઇ રહ્યાં હતાં.

અંબરની કરમાયલી આંખો પળભર ત્યાં ઠરી રહી. રે! તેના મૃત્યુની કરૂણતા જોવા એ રાજકન્યા શાને આવી! વીર ઇચ્છે છે કે તે સહન કરતાં કરતાં જ મરી જાય. એ સહન કરતાં તેની થતી દશા કોઇ પારખી જાય એ તેની વીરતાને ખૂચે છે ને તેથી જ અત્યારે અંબરના અંતરમા કંઇક ખૂંચવા લાગ્યું.

વિજયવતી એકીટશે જોઇ રહી હતી. અંબરની આવી દશા જોઇ તેનો કંઠ રૂંધાતો હતો. કંઠમાની એ કરૂણતા કંઠના સ્નાયુમાં તરવરી રહી હતી. રે! અંબર એ આટલે દૂરથી જોઇ શકતો હોત?

અંબરે મોં ઉઘાડી સુકાતી જીભ તરફ તેની દુર્બળ ધ્રુજતી આંગળી દેખાડી સુચવ્યું કે તેને પાણી જોઇએ.

''પાણી? હા પાણી! પણ અફસોસ અજયગઢની એ રાજકન્યા જેને જીવનથી અધિક વ્હાલી હતી તેને અત્યારે એક પાણીનું ટીપું પણ આપી શકે એટલો અધિકાર ધરાવતી ન્હોતી! રે! વિધિની શી વિચિત્રતા? શી નઠોરતા!

આ વિચારે વિજયવતી ગળગળી થઇ, અંતરની કરૂણતા કંઠમાં એકત્ર થઇ છેવટે પ્રવાહી રૂપ લઇ નેત્ર દ્વારા પ્રકાશમાં આવી. વિજયવતીની આંખમાંથી આંસુનાં થોડાંક ટીપાં સરી પડયાં.

વિજયવતીએ પ્રભુ પાસે એ વખતે માગ્યું કે આંસુનાં એ ટીપાં છેક નીચે પહોંચે ને પાણીને અભાવે મરવા પડેલા એ વીર સેનાપતિના મુખમાં એ આંસુ પ્રવેશી તેની જીભને ભીની કરે.

પણ ના–વિધિ એ કયાં માને તેમ હતી! એ આંસુ તો કાળી ઓરડીની એ બારીના શુષ્ક શ્યામ પત્થર પર પડયાં ને સરી ગયાં પત્થર ભીનો થયો, પણ હાય! તેના પ્રાણથી પણ અધિકતર એ અંબરની જીભ ભીની ન જ થઇ!

પુન. તેણે અંબર પ્રતિ જોયું. તે હવે સાદડી તરફ નીચું જોઇ બેઠો હતો. આવી અવસ્થામા પણ તેનું ધૈર્ય, તેની અડગ શ્રધા તેની અપ્રતિમ વીરતા એ સર્વ જાણે તેના શરીરના પ્રત્યેક અવયવોમાંથી નીતરતા હોય એવી રાજકન્યાને કલ્પના થઇ.

તે જોઇ રહી—જોઇ જ રહી–એ રૂપ, એ વીરતા કરમાયા છતા કેટલાં મોહક હતાં?

અંબરે પુનઃ તેના તરફ જોયું. વિજયવતીનું અંતર પશ્ચાતાપથી કોરાઇ જવા લાગ્યું. અંબરના સર્વ દુઃખનું મૂળ શું એ ન્હોતી? હતી—હતી જ! ને એ વિચારે તેનું હૃદય શેકાઇ જવા લાગ્યું.

પશ્ચાતાપનાં આંસુ તેની આંખોમાથી ટપકી રહ્યાં. હૃદય ને આત્મા ગળી જતાં હોય એવો એને આભાસ થયો. રે! જે વીરે સારાં અજયગઢને બચાવ્યું હતું તે વીરની આ દશા! પાણીના ટીપાં માટે દીન ભિક્ષુકથી પણ વધારે દીન દશા! મનુષ્ય મનુષ્ય પ્રતિ આટલો કઠોર શી રીતે થઇ શકતો હશે?

તેનું અંતર ડંખવા લાગ્યું. તે પોતાને ગુન્હેગાર માનવા માગી. ક્ષણુંવાર આંખ બંધ કર્યા જેવું કરી તેણે અંબર પ્રતિ એ

હાથ જોડ્યા—ક્ષમા માગતી હોય તેમ કરવા લાગી વીણા આ જોઇ રહી.

એટલામાં દૂરથી કોલાહલ સંભળાયો. "ચાલો વહેલા થાઓ! ગઢના દરવાજા બહાર ચાલો! શત્રુઓ આવી પહોંચ્યા છે!"

ને ઘોડાની ખરીઓના અવાજ તેમજ સૈનિકો તલવાર કમરે બાંધતા હતા તેનો ખણખણાટ એ પછી રાજકન્યાને કાને પડયો. યુધ્ધ! શું રામગઢનું સૈન્ય આવી પહોંચ્યું?

તેનો પિતા તેને શોધતો હશે એ વિચાર વિજયવતીને આવ્યો. તેણે જવું જ ઘટે. તે તરત ત્યાંથી હટી. અંબરને બારીમાં દેખાતું એ કરણ મુખ દેખાવું બંધ થયું.

અંબરને કાને પણ કોલાહલ અથડાવા લાગ્યો. પાએક કલાક તે ચટાઇ પર પડયો પડયો કાન માંડી સાભળવા લાગ્યો. શહેરમા યુધ્ધ થતું હોય એવો તેને ભાસ થયો. તેની વીરતા જાગી ઉઠી. ચેતનહીન ગાત્રો પણ હલી ઉઠયાં. તેને લડવાની ઇચ્છા થઇ—પણ અફસોસ! એ રાજકેદી હતો!

તે પછી થોડી વારે તેણે બહારના ચોકીદારોને વાતો કરતા સાંભળ્યા "સુરસિંહ! નાસ! શત્રુઓ આ તરફ આવે છે!"

ને તેણે ચોકીદારો નાસી જતા હોય તેમ તેમનાં ઉતાવળા પગલાં કાન માંડી સાંભળ્યાં હા! ચોકીદારો ગયા! હવે એ છુટ્ટો હતો!

તેણે ઉભા થવા યત્ન કર્યો—પણ સાત દિનના ઉપવાસે તેની સર્વ શક્તિ હરી લીધી હતી. તે ઉભો ન થઇ શકયો. સ્હેજ ઉંચો થતાં પાછો ચટાઇ પર પટકાઇ પડયો. તેણે ક્ષીણ અવાજે ધીમી બૂમ મારી "પાણી! મને પાણી!"

પણ પાણી આપનાર ત્યાં કોઇ ન્હોતું. ચારે તરફ અંધકારે નિરાશાસૂચક જવાબ આપ્યો. અંબરનું ગળું હવે છેક જ શોષાતું જતું હતું. પાણી વિના હવે તે જીવે તેમ ન્હોતો. તે હતાશ થયો. બહારથી કોઇ આવે એવી આશા બાંધવા લાગ્યો.

હા! ખરેખર કોઇ આવતું હતું. તેણે દૂરના ધીમાં પગલાં સાંભળ્યાં. કોઇક આવતું હતું—પણ ધીરે—બહુ જ ધીરે!

એ પગલાં મ્હા મહેનતે જાણે પૃથ્વી પર પડતાં હોય એવો અંબરને ભાસ થયો. કોણ હશે? કલ્પના વ્યર્થ જતી હતી!

પોતાની ફીક્કી આંખો તેણે દરવાજા તરફ માંડી રાખી. પગલાં વધારે ને વધારે પાસે આવતાં જતાં હતાં. પણ કેટલાં ધીરે?

તે અધીરો બન્યો! કોણ હશે તે જાણવા તલપાપડ થઇ રહ્યો. તેનું ચેતનહીન શરીર પણ સ્હેજ ઉંચું થયું. કોણ હશે?

તે દરવાજા તરફ જોઇ જ રહ્યો હતો. પાણી! હા! કોઇ પાણી તો નહિ લાવતું હોય? એ વિચારે તેનું હૃદય સ્હેજ કૂદ્યું.

હવે પગલાં છેક જ પાસે આવ્યાં હતાં. અંબર દરવાજા તરફ જ જોતો હતો. પાસે—પાસે—પાસે!

ને દરવાજાની છેક પાસે એ પગલાં આવ્યાં અંબરે શું જોયું?

રમા! જેની ઝંખના તે કરી રહ્યો હતો તે રમા! જેને મળવા તેણે પ્રભુને પ્રાર્થના કરી હતી તે રમા! અંબરનું સર્વસ્વ! અંબરનું જીવન! અંબરનો પ્રાણ!

પણ આ વખતે તો અંબરનો પ્રાણ 'પાણી'! તેણે બહુ જ ધીમે સાદે કહ્યું "પાણી!"

રમા લથડતી હતી. વાળ વિખરાઇ ગયા હતા, શરીરે રસ્તાની ધૂળ વળગી હતી. મુખ પર થાકના સ્પષ્ટ ચિન્હો હતાં. રમાએ સતત ભાવે પ્રવાસ કર્યો હતો રામગઢથી અજયગઢ તે એકલી આવી હતી, અવિરામ ચાલી હતી ને હવે છેક જ શક્તિહીન થઇ હતી.

રમાએ મહામુશ્કેલીએ લોખંડનો દરવાજો હડસેલ્યો ને અંદર આવી. અંબર પાસે આવતાં આવતાં લથડી પડી.

અંબર એકીટશે જોઈ રહ્યો ! એ જ પરમ સૌન્દર્યમૂર્તિ ! એ જ સાક્ષાત સૌમ્યતા ! એ જ આદર્શ સ્નેહની સ્નિગ્ધ પ્રતિમા ! આવી થાકેલી સ્થિતિમાં પણ અંબરને એ અતી સુન્દર—અતી સૌમ્ય ને અતી સ્નિગ્ધ લાગી ! રામગઢની એ રાજકન્યા—અખંડ સ્નેહવતી સતી—પોતાને મળવા સતત પ્રવાસ કરી આવી છે એ અંબર કલ્પી શકયો. રમા અંબર પ્રતિ જોતી જોતી લથડતી ચાલતી હતી. હવે તેનું બળ ખૂટી ગયું હતું. ઓલવાતા દીવાની પેઠે છેવટનું બળ એકઠું કરી તેણે દરવાજો ઉઘાડયો હતો. તે થાકી ગઈ, હારી રહી ને તેનું બળ ખૂટી જતું હોય એમ જણાયું.

અંબરના ગળામાં આ વખતે શોષ પડવા લાગ્યો. જીભ ચોંટી ગઈ ! મહા મહેનતે તેણે ફરી ધીમે સાદે કહ્યું 'પાણી !'

રમાએ એ સાંભળ્યું "પાણી ? લાવું છું" એમ છેક ધીમે સાદે કહ્યું.

ને તે પછી વળી. એક પગલું માંડયું ત્યાં તો ધબ દઈ એ સાદડી પર પડી.

અંબર આ જોઈ રહ્યો. ચેતનહીન વીરે લાચારની પેઠે દયામણી આંખે આ કરૂણાજનક દ્રશ્ય જોયું. તેની હાજરીમાં તેના પ્રિય પ્રાણ સમી રમાકુમારી ઢળી પડી.

તેણે ઉઠવા યત્ન કર્યો—પણ ના ! ઉઠી ન શકયો. તેના ગાત્ર છેક જ શકિતહીન થયાં હતાં.

ગળું હવે બળવા લાગ્યું. જીભ સજ્જડ ચોંટી રહી. ફરી એક બહુ જ ધીમો સ્વર કારાગૃહની ચાર દિવાલો વચ્ચે સંભળાયો "પાણી !"

ને એમ કહી તેણે સાદડી પર બેઠાં
૧ બેઠાં જ ખસવાનો યત્ન કર્યો. સ્હેજ ખસી શકયો. રમા થોડે જ દૂર હતી. તેણે ફરી યત્ન કર્યો. ગાત્રો પીડાવા લાગ્યાં. ગળામાં હવે દાહ બળતો હતો. તેણે બધું બળ એકત્ર કર્યું ને સ્હેજ ખસ્યો.

હવે રમા છેક જ પાસે હતી. એ પરમ સૌમ્ય સૌન્દર્યવતી દેહલતા કરમાયલી અવસ્થામાં અંબરની સામે જ પડી હતી. હા ! સામે જ ! ને છતાં અંબર કંઈ કરી શકતો ન્હોતો.

તેણે છેલ્લી વાર બળ એકત્ર કર્યું ને ખસ્યો, બળપૂર્વક ખસ્યો ને રમાની છેક જ અડોઅડ આવી ઢળી પડયો.

નિશ્ચેતન જેવી જણાતી રમા આ ધબકારાથી સ્હેજ હલી. તેણે ધીરેથી આંખો ઉઘાડી ને બહુ જ ક્ષીણ સ્વરે કહ્યું "અંબર ! વ્હાલા ! પા—સે !"

ને સૂતાં સૂતાં જ અંબર રમા તરફ ખસ્યો. એણે બોલવા યત્ન કર્યો, પણ જીભ હવે સજ્જડ ચોંટી ગઈ હતી. તે બોલી ન શકયો. ટમટમતી આંખે રમા તરફ જોયું. હાય ! લાચાર ! નિરાધાર ! રે હમણા કોઈ દશ ટીપા પાણી આપત તો એ વીર રમાની કુશળતા એક વાર પૂછી લેત !

રમાએ પોતાનો થાકેલો ક્ષીણ હાથ સ્હેજ ઉંચો કર્યો ને અંબરના દેહ પર નાંખ્યો. તેની આંખો મીંચાઈ ગઈ, શ્વાસ રૂંધાવા લાગ્યો ! તેનું બળ ખૂટતું હતું, સાવ ખૂટી જવા આવ્યું હતું. વિધિ પોતાનો ફટકો લગાવી રહી હતી !

અંબરે આ જોયું. તેનું લોહી ટાઢું પડવા લાગ્યું. નસો તૂટી જતી હોય એવો ભાસ થયો. તેણે બોલવા યત્ન કર્યો, પણ ચોંટેલી જીભ અળગી ન જ થઈ. તેણે મહા મહેનતે ડાબો હાથ સ્હેજ ઉંચો કર્યો ને રમાની કમર પર નાંખ્યો.

ઉભય શ્વાસોશ્વાસની ઉષ્ણતા અનુભવી રહ્યાં હતાં. એ શ્વાસોશ્વાસ તેમની પ્રણય સૃષ્ટિના વાયુ સમો હતો. ઉભયે પોતનો સમસ્ત સંસાર એક બીજામાં અનુભવ્યો, એ શ્વાસની ઉષ્ણતા તેમને પરમ સુખદાયક બની રહી કોઈ અપૂર્વ સુખાનુભવ તેમના
અંતરને સ્પર્શવા લાગ્યો. ૨

ને ઉભય થોડી ક્ષણ એમ રહ્યાં. ત્યાં અંબરે અનુભવ્યું કે રમાનું શરીર છેક ઠંડુ પડી ગયું હતું ને તેનાં પોતાનાં ગાત્રો શિથિલ થતાં જતાં હતાં.

હવે તેને જીવવાની આશા ન રહી. રમા જીવતી હતી કે મૃત્યુ પામી હતી તે એ કળી ન શકયો, પણ તેના ચ્હેરા તરફ તેણે મહા પ્રયત્ને પાંપણો ઉંચી કરી નજર ફેંકી તો જણાયું કે એ છેક નિસ્તેજ હતો! તેને ગળામાં મહા કષ્ટ થતું હતું. શરીર ટાઢું પડવા લાગ્યું. અંતકાળ પાસે આવતો જણાયો. તેણે એક વાર પાસે સૂતેલી રમા પર સાવ ફીક્કી આંખો ઠેરવી. પછી ઉંચે જોયું, પ્રભુને યાદ કર્યો ને આંખ મીંચી દીધી.

એ છેલ્લી મીંચાઇ તે મીંચાઇ! પાણીને અભાવે અજયગઢનો એ વીર આ સંસાર ત્યાગી ગયો!

હા! એ આદર્શ યુગલમાંના ઉભયની નજર પ્રથમ વાર મળી હતી તે ક્ષણથી અત્યાર સુધી તેઓ હૃદય અને આત્માથી અભિન્ન હતા ને છેલ્લા શ્વાસ સુધી પણ અભિન્ન જ રહ્યાં! એ સ્નેહ, એ આદર્શ સ્નેહ, મૃત્યુ સુધી પણ અખંડિત રહ્યો!

ને એ જ ક્ષણે પુષ્પાનો સ્વર બહાર સંભળાયો. એ વિજયગાન ગાઇ રહી હતી.

**સૃષ્ટિના સરજનમાં અદ્‌ભુત સુવેશ!**
**મારો દેશ! મારો દેશ!**
**અંતરમાં—ઘટઘટમાં પ્રેરક ઉજેશ!**
**મારો દેશ! મારો દેશ!**

એ ગાનનો ધ્વનિ વાતાવરણમાં ગુંજી રહ્યો.

ને ત્યાં આકાશને ભેદતો સમૂહસ્વર સંભળાયો "રામગઢનો જય! મહારાજા રામસિંહનો જય!"

ફરી પુષ્પાનો સંગીતસ્વર વાતાવરણમાં છાઇ રહયો.

**જીવનમાં—ચિન્તનમાં એક જ આદેશ!**
**મારો દેશ! મારો દેશ!**
**જાગણ સમ ણામાં એક જ સંદેશ!**
**મારો દેશ! મારો દેશ!**

ને કારાગૃહમાં પુષ્પાના તે રામસિંહનાં ભારે પગલાનો પડઘો ગાજી રહયો.

હાથમાં બળતી મશાલ લઇ વિજયભર્યે ચ્હેરે પુષ્પા આગળ ચાલતી હતી ને રામસિંહ પાછળ હતો.

પણ દરવાજો ઉઘાડી અંદર આવતાં મસાલના પ્રકાશમાં ઉભયે શું જોયું!

રામગઢની પરમ સ્નેહવતી એ રાજકન્યા ને અજયગઢનો એ આદર્શ વીર ઉભય નિશ્ચેતન થઇ સાદડી પર પડયાં હતાં. મરતી વખતે પણ તેઓ એક બીજાને આલિંગી રહ્યાં હતા. છેલ્લા શ્વાસ વખતે પણ અભિન્ન રહ્યાં હતાં! સ્નેહના સૂત્રે તેમને બાંધીને એક જ રાખ્યાં હતાં! ને એ એક રહીને જ તેઓ આ સંસારમાંથી વિદાય થયાં!

પુષ્પા આ જોઇ થંભી ગઇ. વિજયનો હર્ષ, સ્વદેશનું ગૌરવ, વીરતાનો તનમનાટ સૌ થીજી ગયા. આ કરૂણ દૃશ્ય જોઇ તેની આંખમાં આંસુ આવ્યાં. તેણે એ મૃત યુગલ તરફ હાથ કરી રામસિંહને કહ્યું 'જુઓ! આ આદર્શ સ્નેહ!"

રામસિંહ એકીટશે જોઇ રહયો. તેનું અંતર ગળતું જતું હતું. કંઠ શોષાવા જેવો થયો. આંખો ભીની થાઉં થાઉં થઇ રહી. હા! અંતે આ દશા! આદર્શ સ્નેહનું જગતમાં આવું ફળ?

તેને પોતાના પ્રતિ તિરસ્કાર આવ્યો. અંબર પ્રતિ સમભાવ રાખવા માટે રમાને તિરસ્કારી હતી તે યાદ આવ્યું!

વિષાદ અને ગાંભીર્યની મિશ્ર લાગણીથી આ બે મૃત દેહ તરફ તે ફરી વાર જોઇ રહયો! અભિન્ન! અખંડિત! અતુટ!

ધ્રુજતે સ્વરે તે બોલી ઉઠયો "સંસારની નજરે મારો જય થયો છે, પણ મારા હૃદયની દૃષ્ટિએ આજ મારો પરાજય જ થયો છે!"

**સમાપ્ત**



રશીયન સંત કાઉન્ટ લીઓ ટૉલ્સટૉય

"THE HAYSEED" નામે ફીલ્મમાં આરબકલ રમુજી પાડ કરે છે



"THE ROUND UP" નામે એક સાહસકર્મોથી ભરપુર ફીલ્મમાં ફેટી આરબકલ ફોજદાર શરીફ નતાનો પોતાનો પાઠ ભજવે છે



# સીનેમાનો રમુજી નટ ફેટી આરબકલ

લેખક:—રા. બાળમુકુંદ દેસાઈ

"જેમ કળાને ખાતર કળા, પ્રેમને ખાતર પ્રેમ, તેમ માત્ર જાડાઈને ખાતર જાડાઈ". એમ ભલે આજના સાક્ષરોને લાગે, ભલે તેઓ માને કે એવાં સ્થુલદેહી સ્ત્રી પુરુષો ઈશ્વરે શરીરશાસ્ત્રનો કોઈ પણ નિયમ સાચવ્યા વિના ફુરસદના વખતમાં ઘડી નાંખ્યાં હોય, ભલે તેઓ તેમાં સૌંદર્યની ભાવના જોઈ ન શકતા હોય, ભલે તેઓ એવાં મનુષ્યોને નિઃસીમ વિશાળતાવાળા માટીના ગોળમટોળ ગોળા જેવા ગણે, છતાં માણસ માત્ર એવાં વિશાળ દેહધારી મનુષ્યો તરફ હસીને જ જોશે. એને જોઈને આશ્ચર્યનો એક ઉદ્‌ગાર તો કાઢશે જ, ઓ બાપ રે! શું શરીર?

કોણ કહી શકશે કે જાડા માણસમાં કળાનું તત્ત્વ નથી? જો કળાનું તત્ત્વ જ તેમાં ન હોય તો આટલું આકર્ષણ શા માટે?

જાડા માણસ તરફ જોઈને લોકોને હસવું આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે એક તો

જાડા રમુજી પુરુષ તરીકે કે તેની જ સ્ત્રી તરીકે આરબકલ ઘણી રમુજ રૂપ બની શકે છે.

"THE
HAYSEED"
નામે
ફીલ્મમા
આરબકલ
રમુજી
પાઠ કરે
છે



"THE
ROUND UP"
નામે એક
સાહસકર્મોથી ભરપૂર
ફીલ્મમા ફેટી
આરબકલ ફ્લેહમ હીથી
શૂરવીરતાનો
પોતાનો પાઠ
બજવે છે

દુનીઆ જ્યારે એને ઓળખતી ન હતી ત્યારે એ એક સાધારણ નટ જ હતો. મ્યુઝીકલ કોમેડીમાં એનો પાઠ હતો. ત્યાંથી જ એનામાં રહેલા એક ઉત્તમ મશ્કરાના ગુણની પીછાન એના મેનેજરને જણાઇ. જો કે તે વખતે એનો પગાર તદ્દન જ ઓછો હતો, છતાં તે લોકોને ખુબ જ હસાવતો, અને બીજા હાસ્યરસના ખાસ નટો કરતાં તે પ્રેક્ષકવર્ગને વધુ પ્રિય થઇ પડયો

સીનેમાના એકટર તરીકે એનો પ્રથમ પગાર રોજનો એક પાંઉડ હતો. આથી એને ઘણો અસંતોષ થયો અને ને કરી છોડી દીધી. ત્યાર બાદ થોડા વખત છુટક કામ કરવા લાગ્યો.

આ જ વખતમાં "ફીસ્ટોન ફ્રાર્સ" નામની કંપનીને ખાસ એક જાડા માણસની જરૂર પડી. આરબકલની સાથે વાતચીત થતાં જ એની કદર થઇ અને એને ઘણો જ સારો પગાર આપી રાખી લીધો. આજે એ ા વરસના ૨૦૦,૦૦૦ બે લાખ પાઉંડનો કોન્ટ્રેકટ છે. જો કે શરૂઆતના જીવનમાં એને ઘણી મુશ્કેલીઓ નડી હતી, છતા આરબકલ એથી કંટાળ્યો નહીં અને ધીરજ અને ખંતથી પોતાનું કામ બજાવ્યો ગયો. આજે તે એક ચાર્લી ચેપ્લીનના અપવાદ સાથે વધારેમાં વધારે પગાર મેળવનાર મશ્કરો નટ છે.

સીનેમાના પ્રસંગો તે પોતે જ ગોઠવે છે. પોતે એક હુશીઆર ડાયરેકટર, ફીલ્મ એકટર અને બાહોશ એડીટર પણ છે કેટલીક વખત તો આખા ડ્રામાની અંદર પોતે એકલો જ મુખ્ય એકટર તરીકે હોય છે, છતા તે નિષ્ફળ નીવડતી નથી. એનું મુખ્ય કારણ એ જ છે કે આરબકલ હંમેશ પ્રેક્ષકવર્ગને પોતાના તરફ ખેંચેલા જ રાખે છે.

જ્યારે તે અમેરીકાથી યુરોપની મુસાફરીએ નીકળ્યો ત્યારે આખું યુરોપ એને જોવાને ગાંડું થઇ ગયું. હજારો માણસો એને આવકાર આપવાને તૈયાર થઇ રહ્યાં હતાં. ખાવા વિષેના રમુજી પ્રસંગનું વર્ણન કરતાં આરબકલ જણાવે છે કે જ્યારે તેણે જાણ્યું કે ત્યાં ફકત એક જ વાર ખાવાનું મળે છે ત્યારે તેને ઘણું લાગી આવ્યું. આવા મોટા માણસને એક જ વાર ખાઇને ચલાવી લેવાનું કેમ પરવડે! પણ નહીં. દરેક માણસ જે તેને મળે તે તેને ખાવાનો તો આગ્રહ કરે જ, અને મશ્કરીમાં આરબકલ કહે કે "એ તો ઠીક છે કે હું જરા ઠીક ખાઇ શકું છું."

પેરીસની સ્ત્રીઓએ એને જરા અચંબામાં નાંખી દીધો. ત્યાંનું જીવન વિશેષ ખર્ચાળ લાગ્યું અને તેને જો કે અઠવાડીઆના ચાર હજાર ડોલર મળતા હતા, છતાં પોતાના લેટર ઑફ ક્રેડીટની સહાય લેવી પડી. તે જ્યારે બેંકમાં ગયો ત્યારે કલાર્ક તેના તરફ અચંબામાં જોઇ જ રહ્યો. કેટલી યે વાર સુધી તેણે એના ગોળ મોઢા તરફ જોયા જ કર્યું. આરબકલ જરા ઉંચો થયો અને બધા કલાર્કોને પોતાનું મોઢું બતાવ્યું. બધા એને 'ફેટી' 'ફેટી' કહેવા લાગ્યા અને ખુબ હસ્યા.

લંડનમા એક ટેક્ષીવાળાએ એની પાસે ધારા કરતા વધુ ચાર્જ માગ્યાનો બનાવ એ ઘણી જ હસાવે એવી રીતે કહે છે. ટેક્ષી વાળાએ કહેલું કે તમારૂં કદ બમણું છે માટે બેવડો ચાર્જ પડશે. આ વખતે પોતે પણ ઘણું જ હસ્યો હતો.

પોતે એક હુશીઆર મશ્કરો નટ જ છે એમ નહીં, પણ જાડાઇના પ્રમાણમાં એણે શરીરને કેળવ્યું પણ છે. એક વાર એક ફીલ્મ લેતાં લેતાં એ ઉપર જતી લીફટમાં બેઠો હતો. કમનસીબે લીફ્ટ તુટી પડી અને પોતે એક અધ્ધર લાકડા પર ટીંગાઇ ગયો. શરીર વળેલુ હોવાને લીધે તેણે યુક્તિથી એક

## તારી ઇચ્છા મને જણાવતો રહેજે

'નવચેતન' માં જે કંઇ ખામી જણાય તે તરફ બેધડક મારૂં ધ્યાન ખેંચજે. હું એ ખામી દૂર કરવા બનતું કરીશ જ. વળી કેવા લેખો ને કેવાં ચિત્રો તને ગમે છે તે મને જણાવતો રહેજે. તું જે માગીશ તેમાંથી મને જણાશે કે અમુક આપવાથી તને નુકશાન નહિ થાય તો તે વસ્તુ હું 'નવચેતન' માં આપીશ જ; માટે 'નવચેતન' ને તુ જેવા સ્વરૂપમાં જોવા ઇચ્છતો હો તેવું મને લખી જણાવતો રહેજે.

## આવતે વર્ષે શા શા સુધારા થશે?

હવે 'નવચેતન' માં આવતે વર્ષે શા શા સુધારા થશે તે જણાવીશ. દર માસે બે એક ટુંકી વાર્તાને બે ત્રણ કુંવતાઓ આવશે, ને તેમની પસંદગીમા ખાસ કાળજી લેવાશે. બંગાળી સાહિત્યની વાર્તાપ્રસાદી અવાર-નવાર તને મળશે જ. બનતાં સુધી પ્રતિ માસે એકાદ હાસ્યરસનો લેખ આવશે જ. હમણાંની ચાલુ વાર્તા "જંજીરને ઝણકારે" પૂરી થઇ છે ને એથી યે વધુ સરસ 'છાનાં આંસૂ' નામે ચાલુ વાર્તા ત્રણ ચાર મહીના બાદ હું 'નવચેતન' માં લખવી શરૂ કરીશ એ સિવાય એક લેખ વિજ્ઞાન કે ઉદ્યોગને લગતો રહેશે, એક લેખ રંગભૂમિ કે સીનેમાને લગતો રહેશે, એક લેખ શારીરિક વિષયને લગતો આવશે ને એકાદ જીવનચરિત્ર પણ બનતાં સુધી દર માસે આવશે ચિત્રોમાં વધારે ઉંચું ધોરણ ગ્રહણ કરીશ. ચિત્રસંખ્યા ઓછી આવે તો વાંધો નહિ, પણ સારાં ને સુન્દર કળાયુક્ત ચિત્રો આવે તેમ કરીશ. આવતા વર્ષમાં 'નવચેતન માં હુ હાલ લખુ છુ તે કરતાં વધારે લખવા ઇરાદો ધરાવું છું ટુંકી વાર્તાઓમાં માસ મિત્રો રા ધૂમકેતુ, રા ચીમનલાલ લુહાર અને રા અડાલજાએ ખાસ મદદ કરવા વચન આપેલ છે. ચિત્રોમાં રા રાવલ, શ્રી ધુરંધર, શ્રી મઝુમદાર, રા પંડિત ને રા. શરમાળ તો ખરા જ ! એ સિવાય રા. લુહાર, રા કનૈયાલાલ દેસાઈ રા નગીનદાસ શેઠ રા. ચન્દ્રકાન્ત સુતરીઆ રા જયંત શા. મસ્તફકીર રા બાળમુકુંદ દેસાઇ, રા મોહનલાલ શેઠ એ સૌ વિવિધ વિષય પર લખશે કવિતાઓમા રા. ખબરદાર, રા કેશવ હ. શેઠ રા. દેશળજી પરમાર અને રા કંથારીઆની પ્રસાદી મળતી રહેવા સંભવ છે.

## 'નવચેતન' માં શું નહિ આવે?

બે ચાર ગણી ગાંઠી વ્યકિતનાં વખાણ કે નિંદાથી 'નવચેતન' વેગળું જ છે જગત આગળ ધપે જાય છે. વિજ્ઞાન ને ઉદ્યોગ દ્વારા દરેક પ્રજા સ્પર્ધા કરી રહી છે. આપણો જીવનવિગ્રહ દિનપરદિન કઠીન ને ભયાનક થતો જાય છે તેવે વખતે માત્ર શુંધ સાહિત્ય ( શુંધ સાહિત્ય એટલે વાર્તા, કવિતા. ભાવના ને વિવેચન એવું હાલના અગ્રગણ્ય 'સાહિત્યકો' માનતા જણાય છે ) આપી હું બેસી નહિ રહું. જગતની વિધવિધ પ્રગતિ વિષે તને બને તેટલી માહિતી આપવા યત્ન કરીશ.

## આવતા વર્ષનો પહેલો ખાસ અંક

નિયમ મુજબ આવતા મહીનાનો એટલે એપ્રીલ મહીનાનો અંક પાંચમા વર્ષના પ્રથમ અંક તરીકે **ખાસ અંક** રૂપે નીકળશે. એ અંકમાં ૧૧૦ પૃષ્ઠનું વાચન રહેશે ને ૪૫ ચિત્રો આવશે ત્રિરંગી મુખપૃષ્ઠ શ્રી મઝુમદારનું દોરેલું આવશે એ સિવાય આર્ટ પેપર પર સુન્દર ને સ્વચ્છ રીતે છાપેલાં રા રાવળ, રા. પંડિત, રા શરમાળ વિગેરેનાં ચિત્રો આવશે. કવિતાઓમાં રા. ખબરદારની "પ્રેમલ જ્યોત" નામે ભકિતભાવભરી કવિતા, પ્રૉ. મુલાણીનું 'કુમારપાળ' નામે પૌરાણિક કાવ્ય, રા. કેશવ શેઠનું "આર્તનાદ" નામક દેશભકિતનું કાવ્ય ને રા. કંથારીઆની "દોસ્તની જુદાઇ" નામે મસ્ત ગઝલ આવશે.



ચિત્રકાર ] ઉરને ઓવારે [ રા. દત્તાત્રય

" સાંકળના અવાજથી વાતાવરણ થરથરી ઉઠ્યું." (પૃષ્ઠ ૨૧૫)

વાર્તાઓમાં રા. ધૂમકેતુની 'કલ્પનાની મૂર્તિઓ' નામે અતી સુન્દર વાર્તા આવશે આવી વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં ભાગ્યે જ લખાય છે. એ સિવાય અન્ય વાર્તાઓમાં રા. ચીમનલાલ લુહારની "સુખદુઃખ કર્મના વ્યવહાર" નામે રસભરી વાર્તા આવશે. 'નવચેતન'માં છપાઇ ગયેલી "કંચના સજ્યા સોળ શણગાર" અને "અમરાવતીનો અતિથિ" વાળી વાર્તાઓથી રા. લુહાર એક અચ્છા ટુંકી વાર્તા લખનાર નિવડશે એમ કહી શકાય. રા અડાલજાએ "વચનબાણ" નામે કાઠિયાવાડની ઐતિહાસિક વાર્તા અસરકારક શૈલીમાં રજુ કરી છે. તેમની વાર્તાઓથી તું કયાં અજાણ્યો છે ? "કરમાએલાં ફુલ" ના લેખક રા. આનન્દ આ અંકમાં "આત્માની છબી" નામે હૃદયસ્પર્શી કહાણી રજુ કરે છે. શારીરિક લેખોમાં એમેરીકાના જાણીતા 'ફીઝીકલ કલ્ચરીસ્ટ' મી. મેકફાડને લખેલો એક અતી ઉપયોગી લેખ હું તારી આગળ આ અંકમાં પીરસીશ. ઉદ્યોગને લગતા લેખમાં રા. બાળમુકુંદ દેસાઇ 'પોટરી અથવા કુંભાર કામ' ને લગતો લેખ આપશે. રંગભૂમિ વિષેના લેખમાં રા. 'વરતેજવાળા મનહર' "દૃશ્ય નાટકોમા સાહિત્ય" નામે અભ્યાસપૂર્વક લખાયેલો લેખ રજુ કરશે. સીનેમા માટે રા. કનૈયાલાલ દેસાઇ કમર કસીને તૈયાર છે. "ફીલ્મ સ્ટુડીઓ" નામે આ અંકમાંનો તેમનો લેખ વાંચવા જેવો જ ગણાશે જીવનચરિત્રને લગતો "લેનીનનું મૃત્યુ" નામે એક તલસ્પર્શી લેખ રા. ચન્દ્રકાન્ત સુતરીઆએ આ ખાસ અંક માટે તૈયાર કર્યો છે. કળાને લગતો 'કળાનું સ્વરૂપ' નામે એક લેખ બ્હેન નર્મદાએ અનુવાદિત કરી રજુ કર્યો છે. અર્થશાસ્ત્રને લગતા જોન રસ્કીનના પત્રોનો અનુવાદ રા. દિનકરરાવ વૈષ્ણવ રજુ કરશે એ સિવાય રા. કાન્તિલાલ પંડયા, રા. ચન્દ્રશંકર શુકલ, રા. નવીનદાસ શેઠ તથા રા. મસ્તફકીરના લેખો પણ આ અંક માટે આવવાનો સંભવ છે. ઉપલાં લખાણોનો મોટો ભાગ સચિત્ર જ આવશે ટુંકમા આ અંકને ઉપયોગી ને આકર્ષક બનાવવા હું મારાથી બનતું કરી છૂટીશ. રા. રાવળ, રા પંડિત ને રા ગરમાળે આ અંકના ચિત્રોના સંબંધમાં ખાસ મદદ કરી છે.

## મારી અરજ

વાચનાર ! હવે મારી તને નમ્ર અરજ એ છે કે જો તારૂં લવાજમ આ અંક સાથે પૂરું થઇ જતું હોય તો **મનીઓર્ડરથી** લવાજમ મોકલી આપજે. **તેમ કરવાથી તને ને મને એઉને ફાયદો છે,** તારું વી. પી. ખર્ચ બચશે ને અંક તને વહેલો મળશે. મારી વી પી કરવાની જહેમત બચશે. તારા મિત્રોને ભલામણ કરી નવા ગ્રાહક જરૂર બનાવજે જો દરેક વાંચનાર માત્ર એક જ નવો ગ્રાહક કરી આપશે તો આવતે વર્ષે 'નવચેતન' કંઇ જુદા જ રંગરૂપમાં નીકળશે.

ને આ સર્વ છતાં, મારી અથાગ મહેનત ને પૈસાના સતત્ ભોગ છતાં, તેમજ મારી આ અરજ છતાં પણ જો તું ગ્રાહક તરીકે ન રહેવાનો જ ઠરાવ કર્યો હોય તો **એક કાર્ડથી ખબર આપજે.** જેથી પોસ્ટ ઑફીસ નકામા ત્રણ આના ન લઇ જાય. આટલી **મહેરબાની** તો તારી પાસે જરૂર માંગી લઉં છું

લી: તારો

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.**

# આપણાં ચિત્રપટોનું વસ્તુ

## એક વિવેચન

લેખક: રા. રા. મધુવ્રત

( ગયા અંકથી પુરું )

૧૯૨૨ ના જાન્યુઆરીથી ૧૨૯૩ ના મે સુધીમાં ધાર્મિક ચિત્રપટો થોકબંધ નીકળ્યાં એ આપણે ઉપર જોયું. આ વસ્તુ તદ્દન નિસત્વ થતું જતું હોવાથી ફીલ્મ વહેપારીઓએ પોતાનો દૃષ્ટિકોણ બદલ્યો અને અન્ય સ્થળેથી ચિત્રપટ માટે વસ્તુ આયાત કરવા માંડ્યું. આમાં એમણે સફળતા મળે એવું જ વસ્તુ પસંદ કર્યું. પ્રજાને પસંદ પડેલાં ને શિષ્ટ સંસ્કૃત નાટકોને એમણે ચિત્રપટગત કરવા માંડ્યાં. આ કામ ધાર્મિક ચિત્રપટોની સાથે જ ચાલુ હતું. 'માલતી માધવ' (કો) 'રત્નાવલી' (માડન) 'રત્નાવલી' (સ્ટાર) વેણીસંહાર છઠ્ઠો અંક (ભારત) વિક્રમોર્વશીય (કો) મહાશ્વેતા કાદંબરી (સંસ્કૃત વાત તરીકે, નેશનલ) આ એનાં કેટલાંક ઉદાહરણો. સંસ્કૃત નાટકોને ચિત્રપટગત કરવાની શરૂઆત આપણે 'શકુન્તલા'માં (ઓરીએન્ટલ, પાટણકર) જોઇશું. પરંતુ કદાચ આ પ્રથમનો પ્રયાસ મહાભારતની વાત તરીકે ધાર્મિક ચિત્રપટમાં લઇ શકાય, જો કે શકુન્તલાનું વસ્તુ કાલીદાસનું જ પ્રખ્યાત છે એને જ ચિત્રપટગત કરવામાં આવે છે.

ચિત્રપટના વસ્તુમાં પરિવર્તન ઉપર પ્રમાણે આપણે થયેલું જોઇશું. પરંતુ આ વસ્તુ ધાર્મિક ચિત્રપટના ઢગલામાં ઢંકાઇ જઇ બહાર પડતું જણાતું નથી. આ સંસ્કૃત નાટકોનો ફાટો પડ્યો અને કુંપનીવાળાઓએ એ દિશા તરફ ઠીક કામ કર્યું. પરંતુ ધાર્મિક ચિત્રપટો જેટલી એમાં સફળતા ન મળી ગણાય, કારણ આ નવીન વસ્તુના આગમન છતાં ધાર્મિક ચિત્રપટો તરફનું આકર્ષણ ગયું નહિ, જો કે કંઇક ઓછું થયું તો કહેવાય. સંસ્કૃત નાટકોનું વસ્તુ ઉપર ઉપરથીજ ઉપયોગમાં લેવામાં આવ્યું છે એમ આપણને ઉપરના દાખલા ઉપરથી જણાશે: અને કંપનીવાળાઓને હજી પણ એ દિશામાં કામ કરવાની જરૂર છે એટલું કહ્યા વિના રહેવાતું નથી.

સંસ્કૃત સાહિત્યના વસ્તુને સંપૂર્ણ સફળતા ન મળી છતાં ય, એની અસરથી પરિણામો સારાં આવ્યાં. ધાર્મિક વસ્તુ એકલું ચાલ્યું જતું હતું તેમાં ફાંટો પડવાથી વસ્તુમાં વિવિધતા અને નવીનતા આવી, બીજું આ નવીન માર્ગની અમુક અંશે થયેલી સફળતાને લીધે બીજા માર્ગો કરવાનું સાહસ કંપનીઓમાં

આવ્યું અને નવીન વસ્તુ ચિત્રપટ માટે કામમાં લેવામાં આવ્યું. આ નવીન ફાંટો પણ સફળતા મળે એવો જ પસંદ કરવામાં આવ્યો અને એ સંસ્કૃત નાટકોને મળતો પણ ખરો. ધીરમ કંપનીઓએ સંસ્કૃત નાટકો છોડી રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોને ચિત્રપટગત કરવા માંડ્યાં રંગભૂમિ ઉપર લોકપ્રિય થયેલાં નાટકો ચલચિત્ર તરીકે સફળતા મેળવે એ આ પ્રકારનું વસ્તુ પસંદ કરવાનો આશય. માડનનું 'પતિભક્તિ' ને 'વીરભારત' ને કોહીનુરનું વીણાવેલી આ માર્ગનાં કહેવાય છે. આ નવા ફાંટાનો ફાલ બહુ મોટો નથી અને એ ઉપલા ફાંટાની જેમ ધાર્મિક ચિત્રપટોમાં ઢંકાઇ જાય છે. 'પતિભક્તિ'ની સફળતા ગજબ કહેવાય, પરંતુ એનું કારણ નાટકનું વસ્તુ નથી, પરંતુ એમાં નવીન તત્વની શરૂઆત છે એટલે આ વિષે આપણે આગળ લખીશું.

આમ આપણે જોઇશું કે ૧૯૨૨ના જાનેવારીથી ૧૯૨૩ના મે સુધીમાં ધાર્મિક ચિત્રપટો સહિત અન્ય પ્રકારનાં ચિત્રપટોએ પણ શરૂઆત કરી,અને આમ ધાર્મિક, સંસ્કૃત નાટક ને ભજવાતાં આધુનિક નાટક એવા ત્રણ પ્રકારનાં ચિત્રપટો પડવા માડ્યાં. પરંતુ આ ટલા અરસામાં ધાર્મિક ચિત્રપટોનું જોર એટલું જબરું હતુ કે આ બે નવીન પ્રકારનાં ચિત્રપટો એમાં દબાઇ ગયાં, અને એથી જ આપણે ૧૯૨૩ ના મે સુધીનો સમય ખાસ ધાર્મિક ચિત્રપટોનો કહ્યો છે, નવીન માર્ગો માટે પ્રયાસો થતા હતા એટલું નવીન બે ફાંટાઓ આપણને જણાવે છે અને ભવિષ્યમાં થનાર વસ્તુમાં મોટા ફેરફારોની એમાં આગાહી છે. આ બે નવીન ફાંટાઓમાં પણ કંપનીઓનું અનુકરણ આપણે જોઇશું. એક સંસ્કૃત નાટકનું ચિત્રપટ પડ્યું કે બીજાં ચડ્યાં અને 'રત્નાવલી' માડન 'રત્નાવલી' સ્ટાર એમ એક નાટકનાં બે ચિત્રપટ પડ્યાં. આધુનિક નાટકોમાં પણ 'પતિભક્તિ' પછી બીજાં એવા પ્રકારનાં ચિત્રપટો પડવા માંડ્યાં અને આમ આપણે કંપનીવાળાઓને જે પ્રયાસમાં કંઇક સફળતા મળી દેખાય એ તરફ કામ કરતા જોઇએ છીએ.

૧૯૨૩ના મે સુધીની ચિત્રપટવસ્તુની સ્થિતિ આપણે જોઇ. હવે આગળ વધીએ. હિન્દુસ્થાન એક ધાર્મિક દેશ છે, એટલે ધાર્મિક ચિત્રપટો તો પડયાં જ કરવાનાં, પરંતુ હવે એ તરફનું આકર્ષણ ઓછું થતું જાય છે: અને ધાર્મિક ચિત્રપટ પ્રધાન પદ લેતું નથી. ૧૯૨૩ના જુનથી ચિત્રપટ વસ્તુમાં નવીન મોટો ફેરફાર થાય છે: ૧૯૨૩ના જુનથી ૧૯૨૩ની ડીસેમ્બરની આખર સુધીના ચિત્રપટો જોવાથી આપણને એ બરાબર સમજાશે. 'સતી વીરમતી' (નેશનલ) રાણકદેવી રા'ખેંગાર (નેશનલ) સિંહગઢ (મહારાષ્ટ્ર) ચાંપરાજ હાડો (સ્ટાર) ચંદ્રગુપ્ત (સ્ટાર) વનરાજ ચાવડો (નેશનલ): આટલાં ઐતિહાસિક ચિત્રપટ અને આ નવીન પ્રકારનું ચિત્રપટ પ્રજામતને પસંદ પડયું ને એણે પ્રધાન પદ લીધું. ધાર્મિક ચિત્રપટપ્રવાહ તો ચાલુ જ રહ્યો, પરંતુ એણે પ્રધાન પદ ગુમાવ્યું. દ્રોણાચાર્ય (હિન્દુ) ભક્ત સુધન્વા (સ્ટાર) વિદેહી જનક (નેશનલ) કૃષ્ણાવતાર (મહારાષ્ટ્ર) દુર્વાસા શ્રાપ (ને) શુકદેવ (કો), આટલાં ચિત્રપટોનાં નામ આપીને જ બંધ થઇશું.

ચિત્રપટના વસ્તુમાં આમ 'વીરમતી' (ને) એ નવો ફાંટો શરૂ કર્યો અને ઐતિહાસિક ચિત્રપટો એક પછી એક પડવા માંડ્યાં. આ નવીન પ્રકારે સફળતા મેળવી છે એ કહ્યા વિના ચાલે નહિં, અને આ નવીન માર્ગ તરફ હજુ આકર્ષણ એવું ને એવું જ કહેવાય.

ઐતિહાસિક ચિત્રપટોમાં પ્રાંતિક પસંદગીને સ્થાન છે એ આપણે હવે જોઇએ. ગુજરાતની કંપનીઓએ ગુજરાતની ઐતિહાસિક ઘટનાઓનો ઉપયોગ કરવા માંડ્યો. બંગાળની

કંપનીએ પોતાની નજદીકનો, મહારાષ્ટ્ર કંપનીએ પોતાના પ્રાંતનો.

'વીરમતી', રા'ખેંગાર, વનરાજ ચાવડો, (નેશનલ) ચાંપરાજ હાડો (સ્ટાર) કરણઘેલો (નેશનલ), હલામણ જેઠવો (કો) રા. માંડલીક (કો) મીનળદેવી (કો) મૂળરાજ સોલંકી (કો) આદિ ગુજરાતના ઇતિહાસનાં ચિત્રપટ: મહારાષ્ટ્રનું 'સિંહગઢ' કલ્યાણ ખજાનો, પુના પર હલ્લો (કોકન પીકચર), શીવાજીનું આગ્રામાંથી પલાયન (હિન્દુસ્થાન) આદિ દક્ષિણના ઇતિહાસ માટે: ને બંગાલમાંથી માડને 'નૂરજહાં'. આમ આપણે પ્રાન્ત પસંદગી દરેકમાં જોઇએ છીએ. પછી તો મેજેસ્ટીકની 'શાહજહાં' જોઇએ, ને બીજા અન્ય અપ્રાંતિય પસંદગીનાં ઉદાહરણો પણ આપી શકાય

૧૯૨૩ ના જુનથી અત્યાર સુધીમાં * ઐતિહાસિક ચિત્રપટોની સંખ્યા કાંઇ ઓછી નથી. ઉપર જણાવ્યા છે એ ઉપરાંત 'વીર દુર્ગાદાસ' (મેજેસ્ટીક) રઝીયા બેગમ (મે) પૃથ્વીરાજ ચૌહાણ (ઇસ્ટર્ન) પૃથિવી વલ્લભ (અશોક), શહાલા શહ (મહારાષ્ટ્ર) સતિ પદ્મિની (મહારાષ્ટ્ર) રાણા હમીર (મહારાષ્ટ્ર)ને અન્ય પણ એ જ ચીલે ચાલે છે.

ઉપરનાં ઐતિહાસિક ચિત્રપટો ઉપરથી આપણે જોઇશું કે રજપુતાનાનો ઇતિહાસ હજુ ચિત્રપટગત થવો બહુ જ બાકી છે. 'વીર દુર્ગાદાસ' (મે.), મહારાષ્ટ્રની 'સતી પદ્મિની' ને 'રાણાહમીર' સિવાય એ દિશામાં કાંઇ પણ કામ થયું ન ગણાય. 'ઇન્ડીયન પીકચર્સનું 'રાણા પ્રતાપ' તો આવનાર હશે ત્યારે આવશે. રજપુતાનાના ઇતિહાસ તરફ વલણ હજુ હમણાં જ વળ્યું છે એ આપણે આ ઉપરથી જોઇશું: અને ફીલ્મ કંપનીઓ ભવિષ્યમાં હિન્દ।। આ વીર પુરુષોનો ઇતિહાસ સરળ રીતે ચિત્રપટગત કરે એટલી આશા આપણે રાખવી રહી. 'દક્ષિણનો ઇતિહાસ ચિત્રપટગત થયા જ કરે છે એટલે એનું કહેવું રહ્યું નહિ.

ઐતિહાસિક ચિત્રપટના ફાંટા સાથે બીજો એવો જ નવો મોટો ફાંટો વરતુમાં શરૂ થયો છે એ આપણે હવે જોઇએ. આ નવીન માર્ગ સામાજીક ચિત્રપટોને નામે ઓળખાય છે. સામાજીક ચિત્રપટોનું વસ્તુ મુખ્યત્વે કલ્પિત હોય છે. કોઇક અમુક પુસ્તકોમાંથી લેવામાં આવે છે. આ નવીન ફાંટાના શરૂઆતનાં ચિન્હ 'પતિ ભક્તિ'માં (માડન) છે. મિસીસ દશ્યો, પાશ્ચાત્ય સિરિયલોની મારફાડ, દોડાદોડ ને અસંભવિત કામો તથા બીજાં પાશ્ચાત્ય અનુકરણો, જે આ કહેવાતી સામાજીક ફીલ્મો શરૂ થઇ છે, એમાં છે, એ બધાં 'પતિભક્તિ' થી આરંભે છે: અને 'પતિ પ્રતાપ'માં (માડન) નવેમ્બર ૧૯૨૩થી પોતાનું ખરૂં સ્વરૂપ લે છે. આ બન્નેમાં આપણી સમાજનું ખરૂં ચિત્રપટ આપવાને બદલે પાશ્ચાત્ય અનુકરણ વધારે છે: અને આદર્શ ને બદલે બદીનું આલેખન વધારે છે.

ઉપલાં ચિત્રપટોમાં સામાજીક બદી અમુક હદમાં કહેવાય. મુંબઇની બદીઓ, લોહરોના કિસ્સા, વેશ્યાઓ ને દારૂનું સેવન કરનાર સફેદ શાહુકારો, પીસ્તોલોની ફટાફટ, મોટરની દોડધામ, ખૂન ચોરી ને જે કહો તે બદી "કાળા નાગ"થી (કો) શરૂ થાય છે. આ પ્રકારનાં ચિત્રપટોની શરૂઆત 'પતિભક્તિ'થી શરૂ થાય છે એ તો મેં ઉપર કહ્યું છે, 'પતિભક્તિ'ની સફળતાએ ફીલ્મ વહેપારીઓને આ માર્ગે દોર્યા અને આ પ્રકારનાં ચિત્રપટો 'કાળા નાગ'ના આકર્ષણથી પૂરજોસમાં નીકળવા માંડયાં અનુકરણમાં જરા ય વાંધો

* એટલે કે ઓગસ્ટ ૧૯૨૫ની આખર.

આવ્યો નહિ. દરેકની પધ્ધતિ એક જ પ્રકારની રહી. દરેકમાં બદીનો તાદૃશ્ય ચીતારો છે; બદીઓના આલેખન ઉપરાંત આમાં પાશ્ચાત્ય અનુકરણનું તત્વ વધારે દૃષ્ટિગોચર થાય છે. પાશ્ચાત્ય સિરીયલો પ્રમાણે એમા અસંભવિતતા પણ દૃષ્ટિગોચર થાય છે. આ પ્રકારનાં ચિત્રપટો ઐતિહાસિક ચિત્રપટોના ફાંટા સાથે જ અત્યાર સુધી ચાલે છે અને એ ફાંટાને ટપી જઇ અધુના એણે પ્રધાન પદ લીધું છે. લોકોનું ધ્યાન આ પ્રકારનાં ચિત્રપટો વધારે ખેંચી રહ્યાં છે.

આ આધુનિક કાળને લગતા ચિત્રપટોના નમુના નોંધીએ. 'કાળોનાગ' (કો), મુંબઇની શેઠાણી (મે) પાપનો ફેજ (મે) વીસમી સદી (કો) વિલાયતનો વિલાસી, મુંબઇની નવી શેઠાણી (કો) શરીફ બદમાશ (સો), બહારવટીઓ બચુ (કો) વેંડેલ વાજું (સરસ્વતી), ચાલુ જમાનો (કૃષ્ણ) રાજનગરની રંભા (કો) અને વેરની વસુલાત (કૃષ્ણ), આ પ્રકારના ચિત્રપટો લોકમતનું માન પામેલા છે અને એ કંપનીવાળાઓ થોકબંધ પાડયે રાખે છે.

ઉપર જોયાં એ ચિત્રપટોમાં સામાજીક બદી તદ્દન વિચિત્ર પ્રકારે પાડવામાં આવેલી જોવામાં આવે છે. કંઇક સારા આશયના સામાજીક ચિત્રો પણ પડે છે એમ કહેવું તો જોઇએ જ. 'શારદાનું' કન્યાવિક્રય' (હિન્દુ. ફી. ૧૯૨૩) આરંભમાંનું છે. કન્યાવિક્રય (કો), માતૃ પ્રેમ (કો), ચરખો (સો) સંસાર-ચક્ર (માડન) એ આપણી આધુનિક સમાજનાં લક્ષણ દર્શાવતાં ચિત્રપટો છે. આમાં પણ ઉપલા વર્ગની જેમ પાશ્ચાત્ય અનુકરણો દૃષ્ટિએ પડે છે, પરંતુ આનાં વસ્તુ ઉપરના કરતાં સારાં ગણાય.

૧૯૨૪ના જાન્યુઆરીથી અત્યાર સુધીમાં આપણે જોઇશું તો એક પ્રકારનાં વસ્તુવાળાં ચિત્રપટો પ્રથમની માફક જોવામાં આવતાં નથી. ઉપર દર્શાવેલા ઐતિહાસિકો ને સામાજીક એ તો બે ફાંટા પડયા છે અને પૂરજોસમાં હજુ ચાલે છે. પરંતુ વસ્તુ માટે કંપનીવાળાઓ હવે નવીન નવીન સ્થળો શોધે છે. માડને હિન્દ છોડી 'મીસરની રાણી'ને' 'તુરકી હૂર' તરફ મોરચો ફેરવ્યો હતો. જૂના જમાનાની લોકપ્રિય વાતોને પણ આ સમયમાં ચિત્રપટગત કરવામાં આવે છે: દાખલા તરીકે 'ગુલબકાવલી' (કો), સદેવંત સાવલિંગા (ઇમ્પીરીયલ) ઇત્યાદિ. કવિઓનાં પુસ્તકો તરફ પણ આજ જમાનામાં ધ્યાન જાય છે: શામળનુ 'નંદબત્રીશી' 'અદ્રાભામિની'ને રા. મુનશીનું પૃથ્વીવલ્લભ આના દાખલા છે. અને ફલાપી ઉપરથી 'મનોરમા' પણ. કુંપની-વાળાઓ સાહિત્યની ઉત્તમ કૃતિઓને ભવિષ્યમાં ચિત્રપટગત કરશે એનાં ચિન્હો આમાં છે. આટલા ઉપરાંત પ્રહસનો પણ આજ સમયમાં પૂર દમામથી પડતા જણાય છે: સનમની શોધમા (સો) ઘરજમાઇ (કો) "મારી ધણી-યાણી" એના નમુના. પરંતુ હાસ્ય ચિત્રપટોની શરૂઆત અત્યાર પહેલાંની છે. ઓરીએન્ટલનું 'ડા. પાગલ'ને માડનનું 'બુઠ્ઠા બળુખ' શરૂઆતનાં છે. આ હાસ્યચિત્રપટોમાં પણ પાશ્ચાત્ય અનુકરણ, અશ્લિલતા આદિ છે એ તો સહજ સમજાશે. ઉત્તમ વસ્તુવાળાં પ્રહસનોની જરૂર હજી વધારે છે, અને એવાં ભવિષ્યમાં પાડવામાં આવશે એવી આશા રાખીએ એમાં ખોટું નથી.

૧૯૨૪ થી અત્યાર સુધીમાં આપણાં ચિત્રપટોના વસ્તુમાં કેટલી વિવિધતા આવી છે તે ઉપરના વિવેચન ઉપરથી સંપૂર્ણ સમજાશે. આ નવીન શરૂ થતા ફાટામાંના અમુક ઉછરતા છે અને એમને ખીલવવાની જરૂર છે એમ પણ કહેવું જોઇએ. આવાં ભિન્ન ભિન્ન ચિત્રપટોના જમાનામાં પણ હિન્દનો પ્રધાન સ્વર નિઃસત્વ થયો હોવા છતાં પણ ચાલ્યો આવે છે। ૧૯૨૪ ના જાનેવારીથી અત્યાર સુધીમાં આટલાની

નોંધ લેવી પડે. રાજા હરિશ્ચંદ્ર (કો), બલી યજ્ઞ (સો) સમુદ્રમંથન (સો), સતી સીતા (કો) બાલશૃંગી (ઇ) સીતાવનવાસ (કો) સતી સાવીત્રિ (ઇટલીનું) અને પાણ્ડવ શોધ (હિ) ,

ધાર્મિક ચિત્રપટો હિન્દમાં અવારનવાર પડયા કરશે એ એના જીવનને લઇને જ. ઉપરનાં ધાર્મિક ચિત્રપટોમાં 'સતી સાવિત્રી'નું સ્થાન ઉચ્ચ છે અને એમાં નવીનતા છે એટલે એના વિશે કંઇક લખીએ. પાશ્ચાત્ય કંપનીઓ પણ આપણા ધાર્મિક વસ્તુથી આકર્ષાય છે એ આ ઉપરથી જણાશે. આ ચિત્રપટના કુદરતી દૃશ્યો, ગ્રામ્ય ઋષીજીવનનો ખ્યાલ, ઉત્તમ અભિનય, વસ્તુનું મોટે અંશે યથાર્થ આલેખન તથા કલામય ફોટોગ્રાફી ને ઉત્તમ dramatic effects વિગેરે આપણી કુંપની-વાળાઓને નીચું જોવડાવે એવા છે સત્યવાનને સાવિત્રી પ્રથમ મળે છે એ દૃશ્ય દુષ્યન્ત તે શકુંતલાના મેળાપ ઉપરથી અદ્‌ભુત રીતે લીધું છે તે સાથે સજોર વિહંગ દેખાડી આલ્હાદ અસર ઉભી કરી છે. બીજી dramatic effect પહેલા ભાગમાં જોવામાં આવે છે: સંતાન માટે દિવાની બનેલી રાણી બાગમા ચિંતાતુર ફરતી હોય છે ત્યા ભેંસને પાડાને ધવડાવતી જોઇ પોતાની બાળકશૂન્ય જીંદગીનો ખ્યાલ આવતાં વધારે કરૂણ અસર ઉત્પન્ન કરે છે. આખા ચિત્રપટમાં સાવિત્રીનો અભિનય ઉત્તમ છે અને તે પણ યમ પાછળ સત્યવાન માટે વનમાં પડે છે એ આખો ચીતાર આંખો આગળ તાદૃશ ઉભો થાય છે.

આ ફીલ્મમાં ઘણા જ ગુણો છે એમ કહ્યા વિના રહેવાતું નથી અને તેની ઉચ્ચતા કોહીનુરની 'સાવિત્રી' સામે સરખાવતાં સહજ જણાશે. અહિં આ ચિત્રપટનું વિસ્તૃત અવલોકન લખી શકાય એમ નથી એટલે વાંચકને કંઇક જ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. આ ફીલ્મ ક્ષતિઓ રહીત છે એમ માનવાની આ ઉપરથી ભૂલ કરવી ન જોઇએ. પાશ્ચાત્ય નૃત્ય ને લુગડા પહેરવાની સ્ત્રીઓની પધ્ધતિ આ બે આગળ પડતી ભૂલો છે. બીજી ભૂલ ક્ષન્તવ્ય ગણાય, પરંતુ કળાની દૃષ્ટિએ વસ્તુમાં ને અન્ય સ્થળોએ મોટી ભૂલો છે. સાવિત્રી સત્યવાનના મૃત દેહ ઉપર ધમપછાડા કરે છે, પરંતુ આંખ તો કોરી જ હોય છે. યમ પાડા વગર આવે છે. સત્યવાનના શરીરમાંથી સૂક્ષ્મ દેહ નીકળે છે તે પાશ્ચાત્ય ફીલ્મોની 'રૂહ' જેવો દેખાડવામાં આવે છે. વસ્તુમાં બીજા ફેરફારો કરવામાં આવ્યા છે, પરંતુ અમુક કળાની દૃષ્ટિએ છે ને કેટલાક નકામા છે. કળાની દૃષ્ટિએ જોઇએ. સાવિત્રી વરસાદમાંથી યમ પાસે આવે છે, ને એનાં કપડાં સૂકાયલા જણાય છે. બીજું યમ પાછળ પાતાળમા સાવિત્રી ફાટેલે કપડે જાય છે. યમના જીવતદાનના વરદાન પછી સત્યવાનની પાસે સરસ કપડાં, ચાહ્નો ને હોળેલે વાળે દેખાય છે. ત્યાંથી ઘેર જવા નીકળે છે ને ઘર નજદીકમાં પાછી એને પહેલાંનાં ફાટેલાં કપડાંમાં દેખાડવામાં આવે છે. આ બધુ પરિવર્તન કેવું ? આમાં સખત ભૂલ થઇ છે એ સહજ જણાય છે. કદાચ વચલાં સારાં કપડાં આપણે યમને પ્રતાપે માનીએ, પરંતુ પાછાં ફાટેલા થવાનું કારણ? આથી યમનો પ્રતાપ નથી, એટલે સારે કપડે દેખાડી એ ખરી ભૂલ ગણાય. આ ફીલ્મ વિષે આટલું કંઇક લંબાણથી લખવાનું કારણ એની શ્રેષ્ટતા છે. વાંચકને એની પૂર્ણતા માટે ખોટો વહેમ ન રહે માટે કંઇક ક્ષતિઓ પણ ઉપર ઉપરથી દેખાડી છે. લંબાણ વિવેચન તો અહિં અશકય જ છે. એક પાશ્ચાત્ય કૃતિની ઉત્તમતાથી આપણને કંઇક ગ્લાનિ તો ઉદ્‌ભવે જ: પરંતુ એ લોકો આપણાં યથાર્થ વસ્તુવાળાં ચિત્રપટો પાડે તો હિન્દનું ગૌરવ ત્યાંની પ્રજાને જણાય તો આપણા વિષે સારા વિચારો ને માન ઉત્પન્ન

થાય એ પણ ખરૂં. જો કે આથી વધારે ઉત્તમ તો આપણે જ સરસ ચિત્રપટો ઉતારી પાશ્ચાત્ય પ્રજાને આપણું ગૌરવ દર્શાવવું જોઇએ. ઇટલીની કંપનીએ કામ હાથમાં લીધા પછી ૧૯૨૫ માં એક જરમન કંપની પણ એ તરફ કામ કરવા લાગી છે. તે 'બુધ્ધદેવ'નું ચિત્રપટ તૈયાર કરે છે. એની કળા ને સારા ખોટા વિષે તો બહાર પડયે જ જણાય. માડનને હિન્દુસ્તાનનાં 'બુધ્ધદેવ' સાથે પાછું શરમાવાનું રહ્યું.

આટલા લાંબા વિવેચનથી વાંચકને આપણાં ચિત્રપટોના વસ્તુમાં થયેલાં પરિવર્તનોનો ખ્યાલ આવ્યો હશે: અને ભવિષ્યમાં કઇ તરફ કામ થશે એ પણ સમજાશે. હવે આપણે આ ભિન્નભિન્ન પ્રકારનાં વસ્તુનો ઉપયોગ કેવી રીતે કરવામાં આવે છે એનું વિહંગાવલોકન કરી લઇએ. આપણા સીનેમાના લેખકો (Scenarist) મુખ્યત્વે સાધારણ જ્ઞાન ધરાવનાર હોય છે અને એને લીધે વસ્તુની યથાર્થતામાં બહુ જ ભૂલો થાય છે. મૂળ વાત ખોટા પરિવર્તનો સાથે ઘણી વખત રજુ કરવામાં આવે છે, અને આથી અજ્ઞાન પ્રેક્ષકોમાં ખોટાં ભૂંસાં ભરાઇ જાય છે. આ પ્રમાણે થવાનું કારણ મૂળનું અધુરૂં જ્ઞાન છે. ઐતિહાસિક ફીલ્મોમા પણ આ જ પ્રમાણે થાય છે: અને એમાં થતી ઇતિહાસવિષયક ભૂલોનું કારણ પણ એમનું અલ્પ જ્ઞાન છે. બીજું ધાર્મિક ને ઐતિહાસિક ફીલ્મોમાં એ વખતનો તાદૃશ ચિતાર રજુ કરવામાં આવતો નથી. આધુનિક રીતરીવાજો, વસ્તુઓ વિગેરે એમાં ઘુસી જાય છે: ખુરસી, ટેબલ બૂટ ને અન્ય બીજી વાતો પણ એમાંની જ છે.

સારા લેખકોને હાથે અભ્યાસ સહિત ચિત્રપટકથા લખાતી હોય તો ઉપરની વસ્તુ વિષયક ક્ષતિઓ થવા ન પામે ને અસર સારી થાય. આ ઉપરથી મારો કહેવાનો હેતુ એમ નથી કે વસ્તુ હોય એમને એમ જ ચિત્રપટગત કરવું. વસ્તુમાંથી નિરસ ને છૂટો પડી જતો વિષય છોડી દઇ શકાય: અને અનુકૂળ હોય એવું કંઇક રસ જમાવવા પ્રમાણસર કલ્પિત પણ ઉમેરી શકાય; પરંતુ એથી વસ્તુના મૂળમાં ફેર થવો ન જોઇએ. આ વાત ધાર્મિક ને ઐતિહાસિક બેઉને સરખી જ લાગુ પડે છે. સંસ્કૃત નાટકોને ચિત્રપટગત એવાં ને એવાં જ કરવાં જોઇએ; ચિત્રપટ માટે અનુકૂળ ન પડતી વસ્તુ છોડી દઇ એવી જ સરસ ઉમેરી આખું નાટક રસપૂર્ણ એ જ રૂપે પાડી શકાય

હમણાંની કલ્પિત ફીલ્મોમાં સમાજની ખરાબ બાજુનાં જ આલેખન જોવામાં આવે છે એ તો ઉપર આપણે જોઇ ગયા. એથી પ્રજા ઉપર ખોટી અસર થવા સંભવ ખરે, અને એમા ઘણું સૂગ ચઢે એવુ આવે છે સમાજના બંધારણ દેખાડની, રીતરીવાજો ને લગતી ને સારા આદર્શો રજુ કરતી ફીલ્મો પાડવાની હજુ જરૂર છે. આપણી સમાજનું ખરૂં પ્રતિબિંબ એમાં પડવું જોઇએ. સાદા ઉચ્ચ આદર્શોની ફીલ્મો સંસ્કૃતિ પામેલા અભ્યાસીઓ પાસે લખાવી પાડવામાં આવે તો સમાજ ઉપર એની અસર સરસ થવાનો સંભવ છે; અને સમાજનાં ખોટાં બંધારણોનો ઉપહાસ પણ યોગ્ય રીતે એમાં કરી નવીન બંધારણો સૂચવવા માટે પણ એનો ઉપયોગ થવો જોઇએ; અને આવું કામ અનભિજ્ઞો ન જ કરી શકે એ સહજ સમજાશે.

આપણી ફીલ્મો હમણાંહમણાં ઠીક કામ કરે છે, છતાં ય એને ઉચ્ચ પંક્તિએ પહોંચતાં વખત લાગવાનો ખરો, કારણ પૈસા પેદા કરવાનો ઉદ્દેશ મુખ્ય છે. એક ફીલ્મ કંપનીના વડા કાર્યવાહકને ફીલ્મને લોકપ્રિય

કેમ બનાવાય એ માટે બોલતા સાંભળ્યા છે ? એમનો તો ફીલ્મમાં એક દૃશ્ય નાચનું, એક દૃશ્ય પ્રેમીઓનું ને એ તલવારબાજીનું આવે એટલે ફીલ્મ લોકપ્રિય થાય એવો મત. ફીલ્મમાં આ તત્વો તો જોઇએ જ, થયું ! આવા કાર્યવાહકોની ફીલ્મો કલાન્વિત કયે દિવસે થવાની ? લોકોને પસંદ પડવા માટે નાચનું દૃશ્ય દરેક ચિત્રપટમાં ઘણું ખરૂં હોય જ: અને આ દરેક પ્રકારનાં ચિત્રપટોમાં જોવામાં આવે છે બીભત્સ તે અશ્લીલ દૃશ્યો પણ સમાજની બદી બનાવતાં ચિત્રપટોમાં લોકપ્રિયતા મેળવે માટે જ વધારે ઉમેરવામાં આવે છે આપણે જરા નાચના તત્વને અવલોકીએ. ધાર્મિક, ઐતિહાસિક, ને આધુનિક જમાનાની ફીલ્મો દરેકમા નાચના દૃશ્યો કેમ ઘુસાડી દેવામા આવે છે તેનું પ્રયોજન જોઇએ. ધાર્મિક ચિત્રપટમાં ઇન્દ્રનો દરબાર હોય ત્યાં અપ્સરાનો નાચ થાય : રાજાના દરબારમાં નાયકાનો નાચ થાય એ ઐતિહાસિક ફીલ્મમાં : અને આધુનિક ફીલ્મો બદી દેખાડનાર હોવાથી વેશ્યાગૃહમાં નૃત્ય માટે આખો ભાગ પણ રોકતાં કંપની ખચકાય નહિ. આમ ફીલ્મમાં નાચનું તત્ત્વ મોટો ભાગ ભજવતું જણાયા વિના રહેશે નહિ : અને જ્યાં ન આવે એવું હોય ત્યાં એવો પ્રસંગ ઉભો કરીને પણ એને સ્થાન આપવામાં આવે છે.

લંબાણ થયું હોવાથી આપણાં ચિત્રપટો વસ્તુ વિષે આટલું જ વિવેચન કરી અહિં અટકીશ.

( સંપૂર્ણ )





લેખક: રા. રા. ટી. બી. કથારીઆ

—ગઝલ—

રોઇ રોઇ દીલ ઇશ્કમાં બ્હેબાક થઇ ગયું,
ધોવાયું આંસુએ કે એ બસ પાક થઇ ગયું.

કહેવાય કયમ બુલબુલના રૂ નને બેઅસર?
એકાંતમાં સુણતાં દીલે-ગુલ ચાક થઇ ગયું.

જમાવે જો એ નાઝની મુકામ ચશ્મમાં
પરવા ન પછી જરા ય દિલ 'ગર ખાક થઇ ગયું'.

ઝળકી ઉઠી જ્યાં આસમાં પર રોશની સુરેખ,
સુરતીએ ગાફેલ દીલ ચાલાક થઇ ગયું.

લાગી હવા પ્રભાતમાં બાગે—બહીસ્તની
બરબાદ દીલ શરૂ ખીલી આબાદ થઇ ગયું.

ઘેરી અનેરી ઝુલ્ફની ખુશબુએ મશ્કથી
પલક એકમાં મગજ મુસ્તાક થઇ ગયું.

નઝરે ચઢી એ ભોળી સુરત દીલરૂબની જ્યાં
દુનીયાથી આ મસ્તાન દીલ ફરાક થઇ ગયું.




લેખક: રા. રા. પ્રદ્યુમ્ન

— મન્દાક્રાન્તા છંદ —

આ શું ? આ શું ? સમીર શિશુકો પક્ષિ પાટચ્ચરોનો,
ગુંજાકેલિરવ સુભગ ને નાચ આ પુષ્કરોનો !
કોણે પ્રેર્યો કુસુમફલના ગંધનો મંદ હર્તા
કાસારોના જલ મહીં વીચિ સારતો માતરિશ્વા !

નિદ્રા કેરા પટ નિબિડને સદ્ય નિર્મલિ નિવારી,
અંધારાના ઘનપટલને સાંધ્ય રાગે વિદારી,
સ્થાપે વિશ્વે શુચિ સુભગ ને પ્રાણદાયી પ્રકાશ,
શક્તિ, ભક્તિ, ધન વિપુલથી પૂરતી સર્વ આશ.

ઉષા આવી રજનીરતિના ભેદતી પ્રેમપાશ
કામી યુગ્મો પરિષ્વજનથી છૂટતાં થૈ હતાશ;
કિંતુ રીઝયા અતિશય ઉરે છાત્ર યોગી તપસ્વી,
પેખી વ્હાલું વિશુભ કૃતિઓ પ્રેરતું ચિત્રરંગી.

પ્રાતઃશ્રીની ધવલદ્યુતિથી કૃતિ પૂર્ણ ઓપે,
જાણે ઉભી કુશાળ નટી જગ—રંગભૂમિ પરે એ ;
કે જાણે એ નિજ પતિ તણા સંગથી વંચિતા રૈ
ધારે વસ્ત્રો વિરહવિધુરાં દેહ-દમના વ્રતો લૈ,

ઉલ્લાસે છે જગ નિખિલ આ નૂતન શ્રી ગ્રહીને,
ઉત્સાહેથી વિહગ કરતાં ગાન પ્રાતઃ ચહીને;
દ્વંદ્વો જાગ્યાં ઉપવન તણી સ્નિગ્ધ શાખા પરે ત્યાં,
વિશ્રંભેથી રતિ વિહરતાં ચક્રવાકો તણાં શાં!

પેખી વ્યોમે ક્ષિતિજ પરનો રક્તવર્ણી દિનેશ,
હર્ષોત્ફુલ્લા કમલિની વિકાસે બની મુક્ત ક્લેશ;
પાંડુ પ્રેક્ષી રજનીપતિને અસ્તશૃંગે વ્રજન્તો,
હીનોલ્લાસા થઇ કુમુદિની: પ્રકૃતિભેદ એ શો?

પ્રાતઃશ્રીનું નિજ કર વડે સંવનન્ સૂર્ય કરતો,
લજ્જાથી એ વરતી લલનાની પીઠે સદ્ય સરતો;
પામ્યો કિંતુ નવ ભુજગ તે પાત્ર પ્રીતિ તણાને,
ધાર્યો તેથી ધવલ વિરહી રાગ એ રક્ત વાણે



# પાપીની દશા ———

અનુવાદક : ડૉ. હરિપ્રસાદ દેશાઇ.
ચિત્રકાર : રા. રવિશંકર રાવલ.

( ગયા અંકથી ચાલુ )

પુંજાભાઇ એક દિવસ નીલકંઠ મહાદેવ ગયો ને મહંતને એકાંતમાં મળીને ખુનની વાત મોઘમ કરી ગયો. મહારાજને કહ્યું બાપજી! મ્હારા એક ખાસ મિત્રથી એવું કામ બહુ વર્ષ ઉપર થઇ ગયું છે, પણ બિચારો તે દિવસથી પસ્તાય છે. મ્હને પરમેશ્વરે બે પૈસા આપ્યા છે ત્યારે મ્હેં ધાર્યું આપ કાંઇ રસ્તો બતાવો ને મ્હારાથી કંઇ મદદ થાય તો એનું દુ:ખ હું દુર કરવા વિચાર કરૂં છું. આપ તો જ્ઞાની પુરૂષ છો, અમારા જેવા સંસારના કીડા ઉપર દયા કરવી ઘટે છે.

મહંતે કહ્યું દેખ બચ્ચા! ઉસકા કોઇ યોગ્ય પ્રાયશ્ચિત મનુસ્મૃતિમેં દિખાયા હોગા। લેકીન અમારા બાત ઓર હે। યે કલીકાલમેં સંત સાધુ લોકકી સેવા બહોત કમ હો ગઇ હે. ઓર ઇશ્વરને જબ તુમકો પૈસા દીયા હે તબ એક કામ કર. અભી યે અખાડેમેં પાંચ સો દેમૂર્તિ પડી હે. યે સબકો પ્રથમ તો દુધપાક ઓર કાલી રોટી ખીલા દે. ફીર સંકલ્પ કર કે યેહિ અહમદાબાદમેં એક સાધુ લોગકે લીયે અચ્છા સદાવ્રત ચલાના ઓર એક ધર્મશાળા બાંધના ધર્મશાળામેં એક બાજુ પર શિવાલય રખના ઓર દુસરી બાજુ પર ગૃહસ્થી લોગકા મુસાફરખાના રખના.



આ વાર્તાના લેખક કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોયનું જાન સ્ટાઇકીએ દોરેલું ચિત્ર

પહેલેકા બખત અચ્છા થા, વો બખતમેં સાધુ લોક પર ગૃહસ્થીઓ બ્હોત બ્હોત પ્રેમ રખતે થે ઓર સારે હિંદુસ્થાન ભરમેં ધનિકોને કૈસે કૈસે અન્નછત્ર ઓર સરાઇ બનાઇ હે? અભી તો કોઇ લોક પુણ્યકી યે બાતમેં સમઝતે નહીં. ચતુર વરણુને અપને વર્ણાશ્રમ ધર્મકો છોડ દીયા હે। ધ્યાન ધારણ કોઇ કરતા નહી. ચોટી રખતે નહીં, ઇસાઇ લોકકી માફક સબ બાલ કટાતે હેં ઓર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરકી બાબત છોડકે નાસ્તિક હો ગયે હેં. અમ્હારે અલાહાબાદમેં એક બડા ગૃહસ્થી ઇંગ્રેજી પઢા હે. વો કમબખ્ત ગોટપીટમેં એસા

કહેતા હે, કિ તુમ સાધુ લોગ ઔર બાવા લોગ દેશકે દારિદ્રયમેં વૃધ્ધિ કરતે હો. તુમકો ખીલાનેમેં પુણ્ય નહી, લેકીન પાપ હૈ! વો સુવરકો કોઇ ઉલ્લુને ઐસા કહા કે એ સારા દેશમેં બાવન લાખ સાધુ લોક હૈ વો સબ ગૃહસ્થી લોક પર બોજ સમાન પડે હેં! ઔર દેશકી આર્થિક સંપત્તિ નાશ કરતે હૈં. ઐસા બોત બોત બાત કહેતા થા। લેકીન ઉસકુ મેં અખાડેકી બહાર નિકલ ડાલા! કયા બખત આયા હૈ! વિનાશકાળ આતા હૈ જબ ઐસી બુધ્ધિ હોતી હે।

પુંજાભાઇ બોલ્યા "મહારાજ, સાધુઓને ભોજન દેવાથી એનું પાપ તો ધોવાશે ને? ને ફરીથી એને જંપ તો વળશે ને?

"હાં જરૂર. સંત સમાગમકા બડા પુણ્ય લીખા હે. સબ સાધુ લોગકો પરસાદ પીછે એક એક વસ્ત્ર પહેરાના ઔર તુમકો જો ગીલે ઓ દક્ષણાદેના યે સોમવારકા યોગ અચ્છા હે। જો બને તો સોમવાર જ રખના. સોમવાર મહાદેવજીકા વાર હૈ

પુંજાભાઇ મહારાજને પગે લાગીને ઘેર આવ્યો. રસ્તામાં વિચાર કર્યો કે ૫૦૦ કે ૬૦૦ રૂપીયા ખર્ચ થશે, પણ ભલા એ બ્હાને આપણે ઘેર કંઇ કંઇના સાધુ પધારશે. સાંજના ઘેર જઇને પોતાના ઓળખીતા પાળખીતાંમાં જઇને વાત કરી ત્યારે લગભગ બધાને એ વિચાર પસંદ આવ્યો, એટલે સોમવારે બધા અખાડાના બાવાઓને જમાડવાનું ઠર્યું. જમણ ઉત્તમ પ્રકારનું થયું; મલમલનું એક એક ધોતીયું ને આઠ આઠ આના દક્ષિણામાં આપ્યા. એ સાથે ૫૦ પચાસેક બ્રાહ્મણો પણ જમાડયા ને લોકોમાં એમની વાહવાહ થઇ.

કયાં કયાંની સ્ત્રીઓ સાધુઓનાં દર્શન કરવા આવી હતી, તેમાં વિધવાઓ વિશેષ હતી મહંતે પુંજાભાઇને શિવાલય બંધાવવાનો તથા ધર્મશાળાનો સંકલ્પ કરાવ્યો, ને પુંજાભાઇએ એને માટે થોડા વખત પછી જમાલપુરની બાજુમાં નદી કીનારે જમીન લીધી. ત્યાં ધર્મશાળા ને શિવાલય પણ તૈયાર થયાં. એ ધર્મશાળાનું નામ ચંચળની ધર્મશાળા એવું રાખ્યું તે મહાદેવનું નામ હરીભાઇના મહાદેવ રાખ્યું. મહાદેવ પાસે ન્હાનો સરખો બગીચો પણ બનાવ્યો ને બારે માસ ત્યાં પરબ બેસાડી. પક્ષીઓ તથા ખીસકોલીને માટે એક સુંદર પરબડી પણ બનાવી ને એ બધી ગોઠવણ બહુ સારી થઇ ગઇ. એ બધું તૈયાર થતાં સુધી મહંત ત્યાં હોત તો સારૂં, પણ એ તો મહાદેવમાંથી ઉપડી ગયા હતા. એટલે ધર્મશાળાનું ખાત મુહૂર્ત તથા મહાદેવજીની પ્રતિષ્ઠા વૈદિક પાઠશાળાના અધ્યાપક શ્રીમાન બળદેવજી અગ્નિહોત્રી તથા દાઉ શુકલ તથા ત્ર્યંબકદેવ અને દિવ્ય શંકર જેવા વિગેરે વિદ્વાન પવિત્ર ભુદેવોની પ્રેરણા અનુસાર કરવામાં આવી હતી. પુંજાભાઇની શ્રધ્ધા, આસ્તિકતા તથા ગો બ્રાહ્મણ પર ભકિત જોઇને આ રૂષિમંડળી પણ બહુ ખુશ થઇ ગઇ હતી. ને પુંજાભાઇની ચોગરદમ સ્તુતિ થતી હતી.

---

## પ્રકરણ ૭ મું

---

આ બનાવો બન્યા પછી પુંજાભાઇનું મન કંઇક શાન્ત રહ્યું અને એમણે ફરી વાર લગ્ન કર્યું. એમની બીજી વારની સ્ત્રીને મોસાળમાં કોઇ ન્હોતું. મોસાળની જમીન નરોડાના જ તળાવ ઉપર હતી. જે જગાએ પુંજાભાઇએ ખૂનો કર્યો હતાં તે જગા એ ખેતરો પરથી સામી જણાતી હતી. આ ખેતરોના માલીક હમણાં પુંજાભાઇ થયા હતા. એમના સસરા ભુલાભાઇ મુંબાઇ જતા આવતા હતા. તેમણે પુંજાભાઇને મીલ

ઉડાડવાનું કહ્યું તે ઉપરથી બે વર્ષમાં પુંજાભાઈએ એક મીલ ઉઠાવી.

હવે પુંજાભાઈની મ્હોટાઈનો પાર ન્હોતો. અમદાવાદ મ્યુનિસિપાલીટીના એ મેમ્બર નીમાયા, ત્યાંથી મુંબાઈ સરકારની ધારાસભામાં સરકાર તરફથી એમની નીમણુંક થઈ ને બે ત્રણ વર્ષમાં, રાવ બહાદુર તથા સી. આઈ. ઈ. ના ખિતાબો પણ મળ્યા.

નસીબ ત્હારી બલીહારી છે! એક વખત જોઈતા કુંભારને ત્યાં ગધેડાં હાંકનાર પુંજીઓ, દાણાના વ્હેપારીમાંથી શરાફ, તેમાંથી મીલનો માલીક શેઠ, ને હમણાં એનું આખું નામ ઓનરેબલ, રા. બા. શેઠ. પુંજાભાઈ મોતીભાઈ સી. આઈ. ઈ. થયું છે. ગાડી ઘોડા, ને નોકર ચાકરની ખોટ નથી. પૈસો, કીર્તિ, રાજદરબારે માન અને લોકોમાં પણ સારી પ્રતિષ્ઠા. જે જે ઉત્તમ વસ્તુઓને માટે મનુષ્યો તલપાપડ થઈ રહે છે એ બધી ચીજો પુંજાભાઈને અનાયાસે પ્રાપ્ત થઈ હતી.

માંડવીની પોળમાં હવેલી ઉપરાંત કાંપને રસ્તે હવે એમણે એક બંગલો પણ કરાવ્યો છે. એનું ફરનીચર ઉત્તમ પ્રકારનું છે. બંગલાને ઉપર ચ્હડવાનો મ્હોટા પથ્થરનો ગોળ દાદર છે, દાદર પર ચ્હડતાં ચીનાઈ માટીનાં સુંદર કુંડામાં ફુલોના છોડ શોભી રહ્યા છે. દીવાનખાનામાં ગાલીચા, કોચ, ટેબલ, ખુરશી તથા મ્હોટા બીલોરી કાચના તકતા છે. દેશપરદેશના મ્હેમાનો, ઠાકોરો, દરબારો જેને જોઈએ તેને માટે પુંજાભાઈનો બંગલો ઉતરવા મળે છે. સાહેબ લોકોની પાર્ટીઓ, મીજલસ, બોલ વિગેરે ઘણી તરેહના મેળાવડામાં પુંજાભાઈને બંગલે ઘણું ખર્ચ થાય છે.

પુંજાભાઈ કે એમનાં ઘરનાં ખાસ કામ વગર નરોડે જતાં નહીં. છતાં જમીન જાગીરની વ્યવસ્થા કરવા હરીભાઈને વર્ષમાં એક બે વાર ત્યાં જવાની જરૂર પડતી. હમણાં પુંજાભાઈ કેટલાક વખતથી આખા કુટુંબ સાથે નરોડે ગયા છે. કેટલાક વખતથી પુંજાભાઈને બરાબર ઉંઘ આવતી નહીં ને દાકતરે સલાહ આપી કે બહુ કામને લીધે મગજ પર બોજો વધી જવાથી ઉંઘ ઉડી ગઈ છે, માટે આઠેક દિવસ આરામ લ્યો. પુંજાભાઈએ એ પ્રસંગે સંપૂર્ણ શાન્તિ મળે તે માટે નરોડે જ જવાનું નક્કી કર્યું. આ વખતે છોકરાં છૈયાં બધાં સાથે હતાં. સાંજનો વખત હતો, ગાડામાં બધાં જતાં હતાં. ગાડું તળાવ ઉપર આવી પહોંચ્યું. ગરનાળું જોઈને પુંજાભાઈની મ્હોટી દીકરી નર્મદા બોલી ઉઠી કે આ તરફનો રસ્તો તો જુવો! બળદીઆ ભડકે તો આ તળાવમાં પડયા વગર રહે? આટલી વાડય છે તો સારૂં છે.

"ખરૂં" એની નવી મા જડાવ બોલી. "આ ગરનાળા સાથે વાડ લગોલગ કરી છે એટલે હરકત નથી, નહી તો રાતવરાત અંધારામાં કોઈ બચારૂં તળાવમાં પડે એવું છે."

ગાડીતે આ વાત સાંભળી, એટલે એ બોલ્યો, "હા, બેન બા ખરું કહે છે. એક વખત પ્રાંતિજનો એક દોશી વાણિઓ બચારો અમદાવાદથી માલ લઈને રાત્રે અહીં ધર્મશાળામાં રહ્યો તે, પાછલી રાતનો, અહીંથી નીકળ્યો. પણ ભોગજોગે અહીં એના બળદ કંઈ ભડકયા કે શું થયું ને એનું ગાડું ઉંધું પડયું, ને એ, એનો ગાડીત, બળદીયા, એનો સરસામાન ને કેટકેટલી કીંમતી ચીજો તળાવમાં પડી ગઈ. વાણું-વાતાં લોકોમાં બહુ ત્રાસ થઈ ગયો ને એ બચારાઓની લાશો કહાડી તે દહાડેથી સરકારે આ ગરનાળું કરાવ્યું. પણ એ વાતને તો આજકાલ કરતાં ૨૫-૩૦ વરસ થયાં હશે હું પોતે તે દહાડે દશેક વર્ષનો હતો, ને નાગો ફરતો.

પુંજાભાઇને પાછું બધું આંખ પાસે તરી આવ્યું ને કંઇ બોલવા જતો હતો, પણ બોલી શકાયું નહીં.

બીજે દિવસે જડાવ ને નર્મદા મહાદેવ વિગેરેનાં દર્શન કરવા ગયાં. પુંજાભાઇ એકલો ઘેર રહ્યો. રાતની વાતથી તથા એ જગા પાછી નજરે પડવાથી એનું મન પાછું ગભરાયું હતું. ઉદ્વેગમાં ને ગભરામણમાં એ હરીભાઇવાળા ઘરમાં આમ તેમ ફરતો હતો. કબાટ પર નજર જતાં એક હાથની લખેલી ચોપડી હાથમાં આવી. હરીભાઇના દસ્કત ઓળખ્યા.

"એક દિનકો રે ઘડી પળકો સૈયાછ !
સુને ડર રે લાગ્યો એક દિનકો;
આરે કાયા કાચી માટીકો મણકો,
ફુટતાં નહી થાય રણકો,
સૈયાછ સુને ડર રે લાગ્યો,
આરે કાયા બક્તર કેરી હાટડી,
મરઘો ચરી જાય જોબનકો

વળી પત્તું ફેરવ્યું ને જુવે છે તો બીજું ભજન હતું.

"તારે માથે મરણનો ભય રે
ઉંઘ તને કેમ આવે.

ચોપડી પરની ધુળ ખંખેરીને પાછી ત્યાંને ત્યાં મુકીને જરા હીંચકે બેઠો, પણ એના વિચાર બદલાયા નહીં, પાછલા વખતના બધા દેખાવો એની આંખ પાસે એક પછી એક ખડા થયા. એની પાછલી સ્થિતિ આગળ આજની સાહ્યબી એ તો સ્વપ્ના જેવી લાગવા માંડી. હરીભાઇ, ચંચળ, મંગળ-લૈયો બધા વારાફરતી સાંભર્યા. મહાદેવ, સ્મશાન, તળાવ, બધું મન આગળ ભમવા માંડયું. વાણીયા ને ગાડીતને કેમ માર્યા હતા, મંગળે એના શરીર તળાવમાં કેમ ઉથલાવી પાડયાં હતાં, તથા ભયંકર રાત્રીનો દેખાવ એની આગળ તરી રહ્યો. સ્મશાનમાં એને કહ્યું હતું કે "ચાલીસ વર્ષ પછી સજા કરીશ." એ શબ્દો પાછા યાદ આવ્યા. "હા ! ૩૪ વર્ષ તો આજકાલ કરતાં એ વાતને થઇ ગયાં, ને હવે રહ્યાં છે ફકત ૬ ! એ ૬ વર્ષ તો ચપટીમાં જતાં રહેશે ને "સૈયાંછ સુને ડર રે લાગ્યો એક દિનકો !" એ દિન આવી પહોંચશે. ઓ પ્રભુ !

પણ વળી એ પોતાના મનને દિલાસો આપવા લાગ્યા ; ત્યાર પછી તો આપણે કેવાં કેવાં સત્કર્મો કર્યાં છે, ધર્મશાળા બાંધી, સદાવ્રત ચલાવ્યું. મહંતના કહેવાથી સાધુઓ જમાડયા ને દાન દક્ષિણા ઘણું કર્યું છે. પુણ્યથી પાપ ઠેલાય છે એ મહંત જેવા સાધુ મહાત્માનું વચન છે. મોટાનું વચન કદી મિથ્યા થાય ?"

છતાં પુંજાભાઇનું મન તદ્દન શાન્ત થયું નહી. હજી એમનુ અંતર એમને ડંખતું હતું. જપ, તપ, સ્નાન, દાન, બ્રહ્મભોજન એમ બ્હારની હજારો વિધીઓ કરો છતાં પાપાત્માને પોતાના અંતરની શાન્તિને માટે જુદી જ તરેહના વિધી કરવા પડે છે. શુધ્ધ અંતઃકરણથી કરેલાં પાપનો સખ્ત પશ્ચાતાપ થયા વગર હૃદયને કદાપી શાન્તિ વળતી નથી.

મહંતની વચનસિધ્ધી થઇ નહી. ચંચળે કરેલી અગીઆરસો કે પુનમો ફળી નહીં, પુંજાભાઇએ કરેલાં દાન ધર્મ નકામાં ગયાં, કારણ કે એના અંતરમાં હજારો વીંછીઓની વેદના થવા લાગી. એના પગ ધ્રુજવા લાગ્યા. એના હૃદયમાં ફડફડાટ ભરાઇ ગયો ને હીંચકા પરથી ઉઠીને ખાટલા પર પડયો ને આંખો મીંચી દીધી.

થોડીવારે નવી તથા છોકરાં ગામમાં દેવદર્શન કરી ઘેર આવ્યાં. તેમની સાથે વાતચીત કરી ખાવા બેઠાં ને ઉપર ઉપરથી પુંજાભાઇએ મન ફેરવવા ને બીજા વિષયોમાં પરોવવા બહુ યે પ્રયત્નો કર્યા, પણ સર્વે નિષ્ફળ

ગયા. એનો અંતર્દીપ ફરીથી જાગૃત થયો હતો હરીભાઇની ચોપડીમાંથી વાંચેલું ભુલવા બહુ યે તજવીજ કરી, પણ એ જ વિચાર એના મનમાંથી ખસ્યો નહીં 'ડર રે લાગ્યો એક દિનકો" અને "હારે માથે મરણનો ભય રે ઉંઘ હને કેમ આવે" એને એ લીટીઓ ફરી ફરીને એવું દીલ કોતરી ખાવા લાગી.

જમ્યા પછી વળી જરાવાર એ સુનો, પણ ઉંઘ આવી નહી. સાંજના પ્હોરના બે ત્રણ વાગ્યે ખેડુત કહેવા આવ્યા કે બધા ખેતરમાં આવો તો પોંખ પાડીએ. પુંજાભાઇને આજને આજ જવાનું મન નહોતું, પણ અંતર શાન્ત કરવાના વિચારથી એણે હા કહી. ચારેક વાગ્યે બધા ઘેરથી નીકળ્યાં. જે ગામમાં એનો જન્મ થયો હતો, ઝોળી લઇને ભીખ સારૂ જે ઘરોમાં એ ફર્યો હતો એ જ ગામને એ જ ઘરો એની નજરે પડતાં, એના મનમાં એવા એવા વિચાર ઉત્પન્ન થયા કે એનુ વર્ણન જ થઇ ના શકે. લવારની, દરજીની બધી દુકાનો પહેલાં જ્યાં હતી ત્યાંને ત્યાં જ હતી ૩૪ વર્ષ જેટલો લાંબો કાળ ગયા છતા ગામમા બહુ ફેરફાર થયા ન્હોતા. એ દુકાનો આગળ જ મંગળે એને શીખામણો દીધી હતી તે યાદ આવી. તળાવ જોતા એમાં એ કેવો ડુબવા જતો હતો તે સાંભર્યું. મંગળે અસ્તરીબંધ અંગરખું, કસુંબલ પાઘડી વિગેરે લઇ આપવા અને ચંચળ જોડે પરણાવી આપવા કેવી વાતો કરી હતી એ બધું જાણે કાલે જ ના બન્યું હોય એટલું એના સ્મરણમાં તાજું થઇ ગયું. મંગળને મરી ગયે પણ ઘણા વર્ષો થયા ને વચમાં વચમાં એ બહુ યાદ આવતો ખરો, પણ આજ જેવો આબેહુબ ચિતાર તો પુંજાભાઇના મનમાં કદી આવ્યો નહોતો. "મંગળે ભવિષ્ય ભાખ્યું હતું કે હુ તાલેવંત માણસ થઇશ એ તો અક્ષરે અક્ષર ખરૂં પડયું છે. પણ એ પૈસો પેદા કરવાની શરૂઆત ક્યાંથી થઇ છે? અહીંથી! આજ તળાવની પાળ! પેલું ઝાડ! વાણીયાની કેડેથી વાંસળી છોડીને જે રૂપીઆ મહાદેવમાં જઇને ગણ્યા એ જ રૂપિઆ, તે જ મ્હારી પ્રથમ કમાણી. ઓ બાપ! પૈસા રળવાનો એ ધંધો કેવો? શું ઘોર કામ કર્યું છે! એવા હૃદયવેધક વિચારો અત્યારે એના મનમાં ચાલતા હતા. જે દિવસે એ દુષ્ટ કર્મ એણે કર્યું તે જ દિવસથી એણે પૈસો કમાવા માંડયો હતો તે ધીમે ધીમે વધતાં આજે એને નવેનીધ અને અષ્ટમાસિધ્ધિ થઇ હતી. નસીબના ખેલ કેવા વિચિત્ર!

પુંજાભાઇ વિચાર કરવા લાગ્યો કે "મ્હારી બધી ધન દોલત તથા આબરૂનો મુળ પાયો ફોજદારી ગુન્હામાંથી હતો. પકડાયો હોત તો ફાંસી કે દેશનિકાલ સિવાય બીજી સજા ન્હોતી. ત્યારે હવે મ્હારે શું કરવું? ખુલ્લે મને બધુ પાપ જાહેર કરી દઉં? કોની આગળ કરૂં? પરમાત્માની આગળ? પણ પરમેશ્વરે તો એ ગુન્હો ક્યારનો ય માફ કરી દીધો છે. મહંતે ખાત્રીથી કહ્યું હતું કે સાધુઓને જમાડયાથી અને અન્નક્ષેત્ર વિગેરે બાંધ્યાથી પરમેશ્વર એવો ગુન્હો માફ કરે છે. મ્હે પુન્ય, દાન તો ઘણાં યે કર્યાં. હજી પરમેશ્વરે મ્હારા સામું નહીં જોયું હોય? ને મ્હને રંકને હજી માફી નહી આપી હોય? પરમેશ્વર હશે ખરો?"

આવા આવા વિચાર પુંજાભાઇના મનમાં તે દિવસે આવ્યા કર્યાં ને કોઇ વાતે નિરાંત વળી નહી. પહેલાંના જેવો જ અચંબો પાછો થયો ને ક્યારે ચેન પડશે તે જણાયું નહીં. એ શુભ અને અશુભ વાસનાઓનું યુધ્ધ હતું અને મહાભારતના જેવું ભયંકર હતું!

લગભગ એવીને એવી જ સ્થિતિમાં પુંજાભાઇનું એક અઠવાડીયું નરોડામાં વિતી ગયું. તુરત એ અમદાવાદ આવ્યાં. ગીલમાં

વખતસર જતા ને કામ થતું હતું, પણ શેઠનું કોઇ બાબતમાં ઝાઝું લક્ષ રહી શકતું નહીં. પાછા કોઇ સંત સાધુ મળી આવે તો હૃદયની અગન બુઝાય, એ આશાએ જે કોઇ આવે તેને એવી બાતમી પુછ્યા કરતા. પંદરેક દિવસ પછી ખબર પડી કે નડીઆદમાં સંતરામના મંદિરમાં કોઇ વિદ્વાન સન્યાસી પધાર્યા છે. એક દિવસ કામનું બ્હાનું કાઢી એકલા જ નડિઆદ ગયા: સન્યાસીને એકાન્તમાં મળ્યા. પેલા મહંત આગળ પોતાના ભાઇબંધની વાત હોય તેમ પડદો રાખીને મોઘમ કહ્યું હતું, પણ આ મહારાજ પાસે તો પોતાની બધી હકીકત ખરેખરી કહીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

સન્યાસીએ કહ્યું "જુવો શેઠ! પાપ તો ભારે કર્યું છે, પણ પરમેશ્વર દયાળુ છે ને ગમે તેવું ઘોર પાપ હોય પણ શુદ્ધ અંતઃકરણથી એને માટે પશ્ચાતાપ થાય તો પરમેશ્વર ક્ષમા કર્યા વગર રહેતા નથી. બધા પાપ કરતાં મનુષ્યમાં અહંકાર એ મોટો ભારે દોષ છે. તુલસીદાસજીએ સત્ય કહ્યું છે કે "પાપ મૂળ અભિમાન" માટે અહંકાર, અભિમાન દૂર કરી નમ્રતાપૂર્વક પરમેશ્વરની હરહમેશ ક્ષમા માગો ને જરૂર ઇશ્વર સહાય કરશે."

પુંજાભાઇને આટલાથી સંતોષ થયો ને વિચારવા લાગ્યો કે લોકો કહેતા હતા કે આ સન્યાસી જ્ઞાની છે તે ખરૂં જણાય છે.

સન્યાસી બોલ્યો "શેઠ! ત્હમારા મનમાંથી સંતાપ તદ્દન દુર થાય એવો રસ્તો હું બતાવું છું. ઇશ્વર જે શિક્ષા કરે તે ધીરજથી ખમજો ને એની અથાગ કરૂણા ઉપર શ્રદ્ધા રાખજો."

પુંજીઓ બોલ્યો. "બાપજી! ખરૂં પુછાવો તો મ્હને વધારે ચિન્તા એ જ રહે છે. હજુ સુધી મ્હને કશી શિક્ષા થઇ નથી, એટલે ૪૦ વર્ષ મ્હને સ્મશાનમાં આકાશવાણી થઇ હતી તે પ્રમાણે જરૂર કોઇ મહા ભારે શિક્ષા થવાની જ. અત્યાર સુધી મ્હારા બધા પાસા સીધા પડયા છે, પૈસો ચારે બાજુએથી ભરાતો રહ્યો છે. એક દુઃખ ફકત ખરેખરૂં પડયું છે. મ્હારી બાયડીના મ્હોતનું, પણ પરમેશ્વરે ત્યાર પછી પાછી મ્હેર કરી છે ને આ નવી લાવ્યો છું. તે ગઇ એના જેવી જ મળી ગઇ છે. છૈયાંછોકરાંથી યે ભલા સંતોષ છે ને હાલમાં તો મ્હારે કોઇ વાતની ઉણપ નથી."

સંન્યાસીએ કહ્યું "પરમેશ્વર ત્હને સજા જ એ રીતે કરે છે. બધી વાતમાં ત્હને ફત્તેહ અપાવે છે. એજ એની શિક્ષાની શરૂઆત મ્હને તો લાગે છે. એ દુષ્ટ કામ પછી તરતમાં ત્હારે માથે કંઇ દુઃખ આવી પડયું હોત તો ત્હને એ શિક્ષા જેવું જણાત. આ તો ત્હારા કહેવા પ્રમાણે "બધા પાસા ત્હારા સીધા પડયા છે.' તું હજી સુધી મહાભાગ્યશાળી ગણાય છે. અને પરમેશ્વરે ભવિષ્ય ઉપર એ શિક્ષા મુલતવી રાખી છે એમ તુ માને છે. ૪૦ વર્ષ પુરાં થાય તે પહેલાં ત્હારે માથે કાંઇ આફત આવે કે કાંઇ મંદવાડ થાય તો સારૂ, નહી તો ત્હારી દશા ઘણી જ ખરાબ થશે. ૪૦ વર્ષ પુરા થયે જો કંઇ પણ ન જ બન્યું તો ત્હારે પૈસા ટકાનું તો દુઃખ નથી; શરીર સંપત્તિ સારી છે; તું નસીબદાર છે; વેપાર ધંધો આબાદીમાં છે. એટલે હમણાં જે ચાલીસ વર્ષ પછી શિક્ષા થવાની બ્હીક છે તે જતી રહેશે. ઇશ્વર ઉપર ત્હને શ્રધ્ધા કે વિશ્વાસ તો છે નહી, પણ એની બ્હીક છે તે પછી જતી રહેશે, અને આ પૃથ્વી પર મૃત્યુ લોકમાં ત્હને એ શિક્ષા છેલ્લી થશે। મનુષ્યોને કાન છે છતાં સાંભળતા નથી, આંખો છે પણ જોતા નથી. ખરી રીતે જોતાં જે મહાદુર્ભાગ્ય છે તેને સુભાગ્ય સમજે છે. દુઃખને સુખ કહે છે ને ખોટાંને સારૂં કરીને માને છે। ત્હારા સામું જોઇને લોકો કહે છે 'ઓહો!

શો સુખી માણસ છે? પરમેશ્વરની એના ઉપર શી મહેરબાની છે? બધામાં કેવો ફાવે છે?" પણ એમની ભુલ છે. આ સ્થિતિ તે મહેરબાની નથી, પણ શિક્ષા છે.

હું તો ત્હને એટલે સુધી કહું છું કે ત્હારા આ કામને લઇને નહી, પણ ત્હારો કશો દોષ ન હોય એવા કોઇ અજ્ઞાત કારણસર પણ ત્હને કંઇ વીતે તો સારૂં. હું વિના કારણ હેરાન થાઉં છું એમ ત્હને લાગે ને લોકો ત્હારા કોઇ અપરાધની સજા ગણે એવું થાય તો પણ હરકત નહી. પણ ત્હારા મરણ સુધી જો સીધું ને સીધું ચાલ્યા કર્યું, બધામાં બેડો પાર થયો તો તો લોકો ત્હારાં વખાણ જ કર્યા કરશે ને ત્હને સાતમે આકાશે ચ્હડાવશે, ત્હારા મહાપાપની કે દુરાચરણની વાત એમના જાણવામાં નહી આવે. ન કરે નારાયણને જો હું કહું છું તેમજ બન્યું તો ત્હારા ભોગ મળ્યા સમજજે.

મ્હારે કરવું શું? સ્વામિજી! મ્હને કંઇ રસ્તો દેખાડો. પુંજાભાઇએ કહ્યું. ઇશ્વરને સંતોષવાને માટે ને એ મ્હારા ઉપર દયા કરે તે સારૂ મ્હેં યથાશકિત પુન્યદાન કર્યું છે. મ્હેં શિવાલય બાંધ્યું છે. સદાવ્રત ચાલે છે."

"ખરૂં" સ્વામીજીએ કહ્યું. "બધી મિલ્કત દાનમાં આપે, પણ પ્રેમ વગર આપેલી વસ્તુનું કંઇ જ ફળ નથી. શિવાલય બાંધીને કે ગરીબગરબાને આપીને તું શું પરમેશ્વરને લાંચ આપવા માગે છે? તું શું એમ સમજે છે કે પરમેશ્વર લાંચીઓ છે! પરમેશ્વર પ્રેમસ્વરૂપ દયામય છે. જ્યારે આપણા અંતઃકરણમાં પ્રેમ પ્રવેશ કરે છે ત્યારે જ ઇશ્વર આપણા હૃદયમંદિરમાં પ્રવેશ કરે છે, ત્યાં સુધી નહી. શુધ્ધ અંતઃકરણ વગર આપેલું દાન વ્યર્થ છે. ખરી લાગણી વગર તું ગમે તેટલાં મંદિરો બાંધે, ગમે તેટલી દક્ષિણા આપે, પણ સર્વ નકામું છે. હા, લોકોમાં ત્હારી કીર્તિ થશે. લોકો ત્હને એનો બદલો આપશે, પણ પ્રભુ પાસે તું કંઇ પણ આશા રાખતો નહી."

પુંજાભાઇ લેવાઇ ગયો ને કહેવા લાગ્યો "ત્યારે શું આ મ્હારૂં કર્યું કારવ્યું રદ ગયું? હવે મ્હારે કરવું શું? પેલા મહંતે ને બધા બ્રાહ્મણોએ તો મ્હારાં સર્વ પાપ બળીને ભસ્મ થઇ ગયાં છે એમ મ્હને ખાત્રીથી કહ્યું હતું, અને વળી એમ પણ કહ્યું હતું કે હવેને જન્મે તો મ્હને એકનું હજાર ગણું મળશે એ બધા શાસ્ત્ર ભણેલા ને વિદ્વાન પુરૂષો હતા."

"હશે! હું બ્રાહ્મણોની કે સાધુઓની નિંદા કરવા નથી માગતો. ત્હમારા લોકોમાં વ્હેમ અને અજ્ઞાન બહુ છે. કેટલાક બ્રાહ્મણો તદ્દન સ્વાર્થ સાધવા ત્હમારા લોકોને ઉલ્ટા જ પાટા બંધાવે છે. સાધુઓમાં પણ હજારે એકાદ જ્ઞાની પુરૂષ મળી આવે છે. બાકી બધા તો આડમ્બરી ને પ્રપંચી થઇ ગયા છે. શુધ્ધ ધર્મનો માર્ગ બહુ જ સરળ છે. અને ગમે તેવો પામર અને મુર્ખ મનુષ્ય પણ સ્હેલાઇથી ધર્મમાર્ગનું અનુસરણ કરી શકે એવું છે, પરન્તુ હોમ, ક્રિયાકાંડ અને પુજાના આડંબર દિનપ્રતિદીન આપણા દેશમાં એટલા વધી ગયા છે કે એની ગુંચવણમાં ફસાઇ ગએલા શ્રધ્ધાળુ ને ભોળા લોકો, ઇશ્વરનું અને ધર્મનું સીધું અને સરળ અનુશીલન સમજી જ શકતા નથી. ત્હારામાં ઇશ્વરને માટે બહુ ભકિત જણાતી નથી. ખરી ભકિત વગર ત્હારા જેવા પાપીનો શી રીતે ઉધ્ધાર થાય તે હું સમજી શકતો નથી. ઇશ્વરના દરબારમાં કોઇની મારફને જવાતું નથી. સીધા આપણે જાતે જવું પડે છે. કેમ હું કહું છું તે ધ્યાનમાં આવે છે? સમજણ પડે છે?

(અપૂર્ણ)

વસન્તનો ખાસ અંક આ અંકની છુટક નકલનો રૂ. ૧)

# નવચેતન અને રંગભૂમિ



પુસ્તક ૯
અંક ૧

એપ્રીલ
૧૯૨૬

તંત્રી:-ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.
ઓફીસ:-૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા

# જબાકુસુમ તેલ

ગુણ તથા સુગન્ધમાં આજસુધી અનુપમ છે



જબાકુસુમ તેલ સર્વ મોટી દુકાનોમાં મળે છે

સી. કે. સેન એન્ડ કું૦ નં૦ ૨૯, કોલુટોલા, કલકત્તા.



કલ્પનાની મૂર્તિઓ

ચિત્રકાર: શ્રી. મજુમદાર

એ સ્થિર થઇ ગયો, પરંતુ એનુ ચાલત તો એ કૂદત. સામેના કિનારા પર જલતરંગમાંથી જ જન્મેલી હોય તેવી એક સ્ત્રી ઉભી હતી. તે પાણીમાં એવી રીતે ઉભી હતી કે જાણે જલસુંદરી જ હોય!—જુઓ પાનું ૧૦




પુસ્તક ૯ મું    વર્ષ ૫ મું    એપ્રીલ ૧૯૨૬    અંક ૧ લો

# અમારૂં પાંચમું વર્ષ

પરમ પ્રાણવતી કરૂણા છે એ કરૂણાવિધાન કમલાપતિની કે 'નવચેતન' ચાર વર્ષ પૂરાં કરી આજે પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે.

કોઈ પણ ઉચ્ચ આદર્શવાળું કાર્ય દુ:ખ અને સહાનુભૂતિ વિના સાધી શકાતું નથી. એ દુ:ખ ને સહાનુભૂતિ અંતરમાં બળતા એ દીપ-છે; અને એ દીપપ્રકાશની પ્રેરણા અમને પાંચમા વર્ષના માર્ગ પર જવા આદેશ આપી રહી છે.

મનુષ્ય એટલે ભૂલ-મનુષ્ય એટલે અપૂર્ણતા-મનુષ્ય એટલે નિર્બળતા! ને 'નવચેતન' નો સંચાલક એથી પર કેમ હોઇ શકે?

ચાર વર્ષના દુધમલ બાળક 'નવચેતન'ને ગુર્જર સાહિત્યરસિક જનતાએ પોતાનું ગણ્યું છે ને ગણાવ્યું છે. એ ઓપનો વિચાર માત્ર એ નાના બાળકમાં અદ્ભુત બળ ને અકથ્ય પ્રેરણા અર્પે છે.

ગત વર્ષના સહાયકો-લેખકો, ગ્રાહકો, જાહેરખબર આપનારાઓ વિગેરે-નું 'નવચેતન' જીવનભર ઓશીંગણ રહેશે. એવી મમતા ને એવી સહાય્ય-બલ્કે એથી યે વિશેષ-એ નિરંતર માગે છે.

ને પાઠકોને તો એક જ વિનંતી છે. આ પાંચમા વર્ષમાં 'નવચેતન' ને વધુ સબળ, વધુ સુદૃઢ, વધુ ચેતનાવાન અને વધુ સુન્દર નિરખવું હોય તો દરેક પાઠક ઓછામાં ઓછો એક ગ્રાહક કરી આપનો. આજું મોંઘું સાહિત્ય સબળ ઉત્તેજન માગે જ.

આવો-ત્યારે આ પાંચમા વર્ષમાં પ્રવેશતાં પહેલાં આપણે એ અખૂટ દયાસાગર ને પરમ જ્યોતિર્મય જગદીશને શરણે યાચના કરીએ કે 'પ્રભો! પ્રકાશ અને પ્રેરણા અમારા જીવનપથમાં વેર!"

# જ્યોત

: રાગ માઢ :

ઝીણી ઝીણી બળે ને ફરફરે
  એક પ્રેમળ કોમળ જ્યોત;
ધીમી ધીમી મૂઝે ને થરથરે
  મારી પ્રેમળ કોમળ જ્યોત: (ધ્રુવ)

કોટિ કોટિ કરૂં રક્ષા હું એની,
  રાખું છુપાવી છેક;
ભરી ભરી હશે દુનિયા ભલે, મારૂં
  રંકનું ધન આ એક રે,—મારી પ્રેમળ૦

આવે વંટોળીઆ વાયરા ત્યાં
  ઝુમી પડે એક પાસ;
દોડી ધરૂં મારો હાથ ત્યાં આડો, ને
  થાય અખંડ પ્રકાશ રે,—મારી પ્રેમળ૦

ઝીણી ઝીણી થતી થાય ઝીણેરી ને
  જોતાં જણાય ન પંડ;
ઝૂમી પડું તેની પાસે હું, ત્યાં તો
  ભડકે બળે તે અખંડ રે,—મારી પ્રેમળ૦

કેમ જીવું મારી જ્યોત વિના હું?
  કેમ હું રહું સહાય?
કેમ રાખું મારા હાથ પવિત્ર હું?
  એ જ એ જ્યોતની છાંય રે,—મારી પ્રેમળ૦

ઝીણી હશે ઘણી જ્યોત એ મારી,
  પણ કદી બનશે વિરાટ:
નાથ! અખંડ જગાવજો, અને
  એ જ બતાવશે વાટ રે!
  મારી પ્રેમળ કોમળ જ્યોત!

અરદેશર ફરામજી ખબરદાર




—ગઝલ—

જૂદાઈ દોસ્ત અય! તારી મને એવી સતાવે છે,
કે દુશ્મન હાલ પર મારા છુપાં આંસુ વહાવે છે.

કશામાં લાગતું ના દિલ, ઉમેદોએ ગણ્યા પોબાર,
ખરે હર વખ્ત ને દિનરાત બેચેની બનાવે છે.

અગર નિશ્વાસ નાખું તો મઝા ઉલ્ફત નથી રહેતી,
રહું છું ચુપ તો ઘેલું કલેજું બ્હાર આવે છે.

ખબર ન્હોતી કે ઉલ્ફતમાં ગમીને સોસવી પડશે,
હવે બેફાયદા શાને જીગરને દમ ભરાવે છે?

રહે છે હોઠ પર નિશ્વાસ ને દિલ ડાઘ આતિશના,
ચહે મુજ દિલ જેને તે ન પરવા કંઇ ધરાવે છે.

ગજબ છે, એક તો દિલ તંગ તેમાં આગ લાગી છે,
મગર જેણે લગાવી તે ન આવીને બુઝાવે છે.

અગર છે મરજી તારી તો બનું લાચાર ને બેસું,
મગર હરદમ શકલ મસ્તાન તારી યાદ આવે છે.

## આમાની છબી



ચિત્રકાર:
રા. રા. "રારમાળ"

બ્રહ્માની એ છેલ્લી પુતળી નથી જ માટીની ઘડી હતી. ઉષાવર્ણી ત્હેની દેહ હતી; ને આભરંગી ચુંદડી એ ઓઢતી. લીલી ચોળીમાંથી યૌવન ફુટતું. સારા ય દેહનો શણગાર તો જાણે જલભર્યાં વાદળાં વચ્ચે ઝીણું દેખાતું મેઘધનુષ્ય. કોઇ વીરનરના ચાપમાંથી તીર છૂટતાં હોય ત્હેમ તે નેન ચમકાવતી. જનસમૂહમાં તે વીજ સમ ચમકતી. જગત્ ત્હેની પરવા કરતું; ત્હેને જગત્‌ની પરવા ન્હોતી. એક પલકારામાં તે જગત્‌ને પ્રલયનાં મોજાંમાં ગુંગળાવી શકતી. મેઘની તે ચપલા હતી; ને મેઘની પાછળ પાછળ ઘુમતી. અને તેનો મેઘ કોણ? ( જુઓ પાનું ૫ )

# આત્માહુતિ



લેખક: શા. આનંદ

ચિત્રકાર: રા. શરમાળ

બ્રહ્મભર્યો એનો સ્નેહ બ્રહ્માંડને વાંટતો

× × × × ×

ફુલડાંની એ ફોરમ હતી; ને વાયુ એ પરહરીને ગિરીગિરીનાં શૃંગો પર વેરતો. ઝીણાં ઝીણાં ઝરણાં કલરવ કરતાં એ વહી જતાં, ને સાગરને અર્પતાં. સૂર્ય અનેકરાશિ રશ્મિથી એનું પાન કરતો; ને પછી જગત્ ઉપર વર્ષાવતો. એમ અનેક રૂપ રૂપાન્તર કરીને એ જગત્ ઉપર અમી વર્ષા વર્ષાવતી.

બ્રહ્માની એ છેલ્લી પુતળી નવી જ માટીની ઘડી હતી. ઉષાવર્ણી ત્હેની દેહ હતી; ને આભરંગી ચુંદડી એ ઓઢતી. લીલી ચોળીમાંથી યૌવન ફુટતું. સારા યે દેહનો શણગાર તો જાણે જલભર્યાં વાદળાં વચ્ચે ઝીણું દેખાતું મેઘધનુષ્ય. કોઇ વીરનરના ચાપમાંથી તીર છુટતાં હોય ત્હેમ તે નેન ચમકાવતી જનસમુદ્રમાં તે વીજ સમ ચમકતી જગત્ ત્હેની પરવા કરતું; ત્હેને જગત્‌ની પરવા ન્હોતી એક પલકારામા તે જગત્‌ને પ્રલયનાં મોજાંમાં ગુંગળાવી શકતી.

મેઘની તે ચપલા હતી; ને મેઘની પાછળ પાછળ ઘુમતી.

× × × × × ×

અને ત્હેનો મેઘ કોણ?

આત્માનાં ઉંડાણમાં તે રમતો; ને અણુકલ્યા પ્રશ્ન ઉકેલતો. રસમય જીવન એ જીવતો; ને અન્યને યે રસ અર્પતો.

સ્નેહનાં સિંચન એ પુષ્પછોડને થયાં હતાં; ને સ્નેહની સુવાસ એ ચોમેર ફેલાવતું. જગત્‌ભરનાં પુષ્પોમાં તે અદ્વિતીય હતું.

ન્હાનપણમાં સ્નેહના પાઠ ભણીને એ પંડિત થયો હતો. હવે તો આત્માનાં ગિરીગવ્હરોમાં તે વિહરતો, ને પ્રભુનાં અનેરાં દર્શન માટે તલસતો તે ફરતો, ત્હારે કોઈ કોઇ વાર છાયાદર્શન કરીને ય આત્માને સંતોષતો. ફળરૂપે ઝીણી ઝીણી રસવર્ષા તે જનસમુદ્રમાં વર્ષાવતો.

એવા મેઘની ચપલા કોણ ન થાય?

× × × × × ×

પણ કાળના મહાસાગરનો કોણ પાર પામ્યું છે? કાળનાં મોજાં ક્યારે અને કોના ઉપર ફરી વળશે તે કોઇ કહી શકશે? કાળની એ અનંતતા અમર-અમોલ છે.

જ્હેની જરૂર અહીં છે, ત્હેની જરૂર પ્રભુના દરબારમા યે છે. દુનીઆ જ્હેનાથી સભર છે, ત્હેના વિના પ્રભુનો દરબાર સુનો છે.

વિજળીને રઝળતી કરીને પ્રભુએ એ જળભર્યા બાદળને વિખેરી નાંખ્યું. પણ વીજ તો જ્યહાંથી પ્રગટે ત્યહાં જ સમાય ને?

જગત્માં જીવ્યું ક્યહારે કહેવાય? પોતે જગતને સંભારે ત્યહારે, અથવા જગત પોતાને સંભારે ત્યહારે.

કરતુ બુલ્બુલ તો ઉડી ગયું હતુ, એટલે પોતાને જગત સાંભરે એમ ન્હોતું.

ને પછી પોતાનું કંઇક સંભારણું મુકીને જ જવાનો એણે નિશ્ચય કર્યો.

‡ ‡ ‡ ‡ ‡ ‡

આજે એ ચિત્ર પુરૂં થવાનું!

ત્હેના હૈયામાં હર્ષના ઉભરા આવતા, કારણ કે જગતને આજે તે પોતાનું છેલ્લું સંભારણું આપવાની હતી.

અને તે સંભારણું યે કેવુ ......?

જ્હેને માટે ત્હેણે અખંડ ઉજાગરા કર્યા; જ્હેની પાછળ તે ખાવાનું ને પીવાનું ભૂલી; જ્હેની પાછળ ત્હેને પોતાના દેહનું ભાન ન રહ્યુ, અને જ્હેની પાછળ તે જગત્ની દ્રષ્ટિએ ગાંડી બની,—તે સંભારણું!—ત્હેના જીવનનુ એકનું એક અમીબિન્દુ! એ આજે તે જગત્ને અર્પવાની હતી.

હૃદયનો રંગ ત્હેણે પીંછીમાં ઉતાર્યો હતો; ને અશ્રુ વડે ચમક આણી હતી આબેહુબ ત્હેના આત્માની છબિ ત્હેમા દોરાઇ હતી.

—અને તે હર્ષોન્મત્ત બની!

— — — — — —

આજે ત્હેને સંપૂર્ણ હર્ષ જીરવવાનો હતો. કારણ કે, હમેશનો ત્હેનો હર્ષનો કે શોકનો ભાગીદાર તો પ્રભુના દ્વાર પર બેસીને ત્હેની વાટ જોતો હતો.

ચિત્ર સ્હામે તે જ્હેમ જ્હેમ વધારે વાર નિહાળતી, ત્હેમ ત્હેમ તે વધારે ઉન્મત્ત બનતી. છેવટે ત્હેનાથી હર્ષ ન જીરવાયો; ને તે બેભાન બનીને નીચે પડી.

સ્હામે પડેલી, લાકડાનાં પાટીઆં પર ચિતરેલી છબીના ચુરેચુરા થઇ ગયા; ને એકાદ બે કકડા ત્હેના હૃદયના ઉંડાણમા પેસી ગયા.

વીજ પડવાના અવાજથી જગત દોડી આવ્યુ, ને જોયું તો રસઝરતી એ અમૃતઝરણી મૃત્યુશય્યામા પોઢતી હતી.

જગત્ આત્માની છબિ સાંધવા પાછળ ઘેલુ બન્યુ. પણ પ્રભુની શોધમાં નીકળેલા બે નયન તો તે હમેશા હૃદયમાં જ રાખતી, ને સાથે જ લઇ ગઇ.

આત્માની છબિનાં દર્શન જગતે તો આછાં ને અધૂરા કર્યા!



# કલ્પનાની મૂર્તિઓ

લેખક : રા. રા. ધૂમકેતુ.

ચિત્રકાર: શ્રીયુત મજુમદાર.

કેટલાંક માણસો વિચિત્ર હોય છે ને કેટલાંક વિચિત્ર દેખાવનો પ્રયત્ન કરે છે. પણ આ વૃદ્ધ માણસ તો ખરેખર વિચિત્ર હતો. જમનાનાં કાળાંભમ્મર પાણી જોવામાં એને એવો આનંદ પડતો કે કેટલીક વખત છત્રીસ છત્રીસ કલાક તે પાણી પાસે જ બેઠો રહેતો. એની માન્યતાઓ બધી હસાવે તેવી હતી. તે માનતો કે જલસુંદરી ઘણી વખત અરધી રાત્રે જમીન પર રમવા આવે છે! સાવ કલ્પનાના બનેલા આ માણસે ઘણી વખત જળસુંદરી જોઈ હતી એમ એ કહેતો. એ વાત કોઈ માનતું નહિ ને સૌ તેને બેવકુફ સમજતા: વળી જલતરંગમાંથી દિવ્ય સ્વરમૂર્તિ આવી શકે તેમ એ માનતો! ઘેલો માણસ! ઘણી વખત તારા અને નક્ષત્રની સૃષ્ટિમાં જ આનંદ લેતો! આ ગાંડો શુકન અપશુકન ને પક્ષીની બોલી વિષે પણ ગપ્પાં મારતો. સૌ જાણતા કે તે ધૂની માણસ છે.

પહેલાં તો તેને સંગીત સાથે નશાખોરના જેવી દૃઢ પ્રીતિ હતી. તેનું પ્રિય વાજીંત્ર હતું બંસી. એ કહેતો કે મુંગા સ્વરોમાં સંગીતની મઝા છે તે બોલેલા શબ્દોમાં નથી જ. શબ્દ જો લાગણી વિના બોલાય છે તો કૃત્રિમ બની જાય છે એટલે અત્યંત કોમળ હૃદયનો માણસ જે ગાય તેમાં જ સંગીતની છાયા આવે છે; બીજે નહિ. તે કહેતો કે લય પામતા સ્વરમાં જે મીઠાશ છે તે મુંગા શબ્દને લીધે જ છે.

ગમે તેમ પણ તેપે તે તો બંસી આબાદ છેડતો. કલ્પનાનો બાળક હોવાથી ઘણી વખત વિચારતો કે જમનાનાં જળ આ બંસી થંભાવી શકે! પણ પાણી તો સતત્ વહ્યા જ કરતું ને એ બંસી વાયા જ કરતો. બંસીનો એ આશક હતો. જમનાનાં જળ આગળ બંસી બજાવવી એ એનો ઇશ્ક હતો ને સમુદ્રકન્યા કે જલસુંદરીને નિહાળવી એ એનો આદર્શ હતો—ખોટો, વ્યર્થ ને અશક્ય! પણ આદર્શ એટલે જ સાચા દિલથી કરેલી ખોટી, અશક્ય કલ્પના!

એનો આ ઇશ્ક ચાલ્યો ગયો ને એ આશક મરી ગયો. અચાનક જીવનનું રૂપાંતર થયું, પણ તેમ થવાનાં પ્રબળ કારણો હતાં. આ ઘેલો માણસ જુવાનીમાં એક સુંદર સ્ત્રી પરણ્યો હતો. એ સ્ત્રી સંગીતની અત્યંત શોખીન હતી. શોખ લગભગ ગાંડપણ જેવો. એક વખત દિલ્હીમાં જલસો થયો ત્યારે, તેણે ગાયું. સૃષ્ટિને રસમાં નવડાવતી હોય તેમ તે દિવસે એ ખરેખર ખીલી હતી. અને જ્યારે આખું

આ રા મ ગા હ

આજે જ માણનુ દાન કરી દો!

જગતના આ મહાવનમાં તમારી એ મીલ્કત લૂંટવાને અનેક અસુરો લપાઇ રહ્યા છે અને ક્યારે લૂંટશે તે નક્કી નથી.

તો આજે જ પ્રાણનું દાન કરી દો!

ખુદાની રાહમાં ખેરાત કરી દો!

ત્હારા ક્રોસના ભારથી હું નીચો નમ્યો છું.

મ્હારા માલીક!

તું એને પાપ માનતો ના!

રજનીગંધ પુષ્પ પ્રમાણે તમારૂં યૌવન ખીલ્યું છે

પ્યારી!

કોઇ દેવને મંદિર ચઢાવશો કે એમ ને એમ જ કરમાવા દેશો?

પ્રભાત થતાં જગતની ધર્મશાળામાંથી બધા સાથીઓ ચલ્યા ગયા.

મંડળ ચિત્રવત સ્થિર બન્યું હતું, તે વખતે પંચમ સુરથી વાતાવરણને આરપાર વીંધી નાખવાની તેની શકિત એકદમ લય પામતી લાગી. રણકાર કરતા સ્વરની માફક તે એકદમ બંધ થઇ ગઇ. વિજળીનો આંચકો લાગે તેમ પ્રેક્ષકવર્ગ અકસ્માત્ ઉંઘમાંથી ઉઠ્યો. પણ તેની સામે ગાનારી ધીમે ધીમે મંદ–અતિ મંદ બની રહી હતી. ને એ આશ્ચર્યમાંથી પ્રેક્ષકો જાગે તે પહેલાં એક ધબાકો થયો: ગાનારી નીચે પડી: અને થોડીવારમાં તેનું મૃત્યુ થયું! ત્યાર પછી આ ગાંડાના મનમાં ધૂન ભરાઇ બેઠી હતી કે તેની સ્ત્રી જલસુંદરી થઇ છે! કેવો વિચિત્ર ખ્યાલ! આ ઘેલા માણસે ત્યારથી સંગીતની પ્રીતિ તોડી હતી. તે એટલે સુધી કે તેના ઘરમાં—આજે વર્ષો થયાં વંશપરંપરાથી ચાલી આવતી સંગીતની પ્રણાલિ તેણે ત્રોડી: તેણે સંગીતના સાધન માત્ર ફેંકી દીધા પોતાના છોકરાને સંગીતનો કકો શીખવાડયો નહિ. અને જ્યારે એ છોકરો જુવાન થઇ ક્ષયથી મરણ પામ્યો ત્યારે તે પોતાની સાતઆઠ વર્ષની પૌત્રીને લઇને દિલ્હી છોડી ચાલી નીકળ્યો!

આ વૃદ્ધ માણસે હવે પોતાની પૌત્રીને સંગીતથી દૂર રાખવા તનતોડ મહેનત કરી, અને થયું પણ તેમ જ. પરંતુ દેહ બદલાયા તે પ્રાણ ન બદલ્યો. દિલ્હી છોડયા પછી તેઓ આગ્રામાં આવ્યાં હતાં. યમુના નદી જ્યાં વળાંક લે છે, ત્યાં પૃથ્વી પરના અમૃતબિંદુ સમો તાજ ઉભો છે; તાજની પાછળ ખુલ્લું ભૂરું આકાશ! ને આગળ હરિયાળાં નીલાં મેદાનો! એ દૃશ્ય ખરેખર રમ્ય છે. આ ઘેલો માણસ બરીનો ધંધો છોડી બેઠો: પરંતુ તાજનો ધંધો લઇ બેઠો ચોવીશે કલાક એ પડયોપાથર્યો આ ફુલ જેવા મકાનની પાસે જ ભમ્યા કરતો! અને આ બધો વખત એની પૌત્રી તો સાથે જ હોય. એ જાણ્યે અજાણ્યે સૌન્દર્ય પીધા કરતી. દાદાને

જ્યારે બંસીની ધૂન હતી અને દાદી જ્યારે સંગીતમાં જ મસ્ત હતી, ત્યારે આ છોકરીએ તે વાતાવરણ પીધું હતું. પછી તો વૃદ્ધ માણસને સંગીતનો તિરસ્કાર છુટયો ને પોતે પૌત્રીને સંગીતથી દૂર જ રાખતો. પણ સંગીતની લગની લગાડનારી જે ધૂન હતી તે ધૂન તો કાયમ જ રહી. છોકરી સંગીત પરથી શિલ્પ અને ચિત્ર તરફ વળી ગઈ. દેહ બદલાયો, પ્રાણ તો એ જ રહ્યો. તેણે તાજનાં, અડતાં છૂત ન ચાલે એવાં કોમળ ફુલ જોયાં: નાજુક બદનમાં જે મીઠાશ ને પ્રાણનો જે વિરલ સંયોગ છે તે જોયો: ન્હાનકડી નાર વિંધ્યા અણવિંધ્યા નાકમાં મોતી પહેરે એ ચિત્ર તેણે અનુભવ્યું. એ તાજની કન્યા થઈ નેના જેવી સુંદર અને સાચી! કોમળ, મીઠી ને જાણે અગ્નિ ઝરશે તેવી! તેની આંખે જે કળા પીધી ને તેણે સૌંદર્યની જે તાલીમ મેળવી તે જાણે સાંગોપાંગ તે । શરીરમાં ઢળી પડી હોય તેમ તે એક બેનમૂન કન્યા બની ગઈ. એનું નામ સિતારા. સવારે, બપોરે, સાંજે, રાત્રે, ચાંદની રાત્રે જ્યારે જ્યારે તાજને જુઓ ત્યારે તે કાંઈક નવીનતા દાખવે છે. સિતારાએ આ દૃશ્યો વારંવાર જોયાં હતાં. અને તેના ઘેલા વૃધ્ધ દાદાએ તો એમને પૂજ્યાં હતાં. આ તાજના જ સાનિધ્યમાં ચાર પાંચ વર્ષ ચાલ્યાં ગયા. થોડે છેટે જમનાના કાંઠાપર—બરાબર તાજની સામે—તેમનું ઝુંપડું હતું: છેટે સુમનબુર્જનો નાજુક ગોખ દેખાતો ને સામે તાજ. સિતારાના દાદાએ ભરવાડનો ઉદ્યોગ હાથ કર્યો હતો. થોડાં બકરાં, ઘેટાં, ચારેક ગાયો, ને બે કે ત્રણ ભેંસો તેમનો બધો કાર્યભાર ચલાવી દેતાં. હાથમાં ડાંગ લઈ, ખભે ધાબળી નાખી, જમના નદીના કાંઠા પર ઢોર ચારતાં જવાં ને તાજમહેલ નીરખતો જવો, એવી ઇર્ષ્યા ઉપજાવે તેવી સ્થિતિમાં તે રહેતો ને કાંઈ કામ ન હોય ત્યારે સિતારા પણ સાથે સાથે ફર્યો

વીજળીની ધાર જેવાં નૈનાંવાળી પ્રિયાની રાહ જોતો માત્ર હું જ બેસી રહ્યો.

આવો પ્યારી!

તમારે માટે તૃણાંકુરોનું બીછાનું તૈયાર છે અને તે પર ચાંદનીની ચાદર બીછાવી છે

જીંદગીના જામમાં યૌવનનો શરાબ ઉભરાઈ જાય છે અને હું તમારી રાહ જોઈ રહ્યો છું.

આવો મહારાણી!

આપણે વસ્લની રાત સફળ કરીએ!

મેંદીથી રંગાયેલી ત્હારા પગની પાનીને હું ચુંબન કરૂં કે જાસુદની ફુલ કળી જેવા ત્હારા હોઠને ચૂમું?

સાચે જ!

ત્હારા રૂપથી હું તો હયરાન બની રહ્યો છું!

પૃથુ હ. શુકલ

કરતી. વૃધ્ધ માણસ સમુદ્રની દેવીની વાતો કરતો, કે નક્ષત્ર ને તારાની અસર સમજાવતો કે તાજનો ઇતિહાસ કહેતો. કયારેક એના પ્રિય વિષય–જલસુંદરી–પર પણ વ્યાખ્યાન આપે. ગમે તેમ પણ જેવો તે પોતે કલ્પનાનો આદમી હતો, તેવો જ વારસો એની પૌત્રીને આપી રહ્યો હતો. આ વૃધ્ધ અને તેની પૌત્રી વચ્ચે જામેલો સ્નેહ પણ અલૌકિક સ્વરુપે પ્રગટ થવા લાગ્યો.

કલ્પનાનો પણ પડઘો પડે છે: અને સ્વપ્નની સૃષ્ટિ પણ મળી આવે છે. વૃધ્ધ માણસ જે સ્વપ્ન રાત દિવસ ઝંખી રહ્યો હતો તે જ સ્વપ્ન એક આદમી નીરખી રહ્યો હતો. આગ્રાનો એક જુવાન ચિત્રકાર છેક સંધ્યાકાળે જ્યારે તાજના પારદર્શક દેહમાં આકાશી રંગના ઓળા ઉતરી જાય ત્યારે જમનાના કાંઠા પર ફરતો હોય. તેનું નામ વિધુશેખર બહુ અચ્છો જુવાન હતો. કાળાં ઝુલ્ફામા સંતાયેલુ તેનું મો ખરેખર ચિત્રકારને શોભાવે તેવું મધુરું ને મોહક હતું. તેણે જમનાના પાણીનો, આકાશના રંગનો, ને તાજમહાલનો વર્ષો થયાં એક ચિત્તે અભ્યાસ કર્યો હતો. જેવી સિતારા તાજની કન્યા હતી તેવો એ તાજનો ચિતારો હતો. તાજનું સૌન્દર્ય પીપીને એ ચિતારો બન્યો હતો.

એક વખત સંધ્યા હતી. સંધ્યા ખીલે છે ત્યારે જલપ્રવાહમાં વહેતા ગુલાબી રંગો સુંદર લાગે છે. પરંતુ જ્યારે આકાશ કુમળાં ભૂરા વાદળાંથી ઢંકાયલું હોય છે, ને પૃથ્વી પર વરસાદના જરાતરા છટકાવથી ભીનાશ આવી હોય છે, ને હરિયાળી લીલોતરી પર તેજને બદલે છાયા પથરાયેલી હોય છે ત્યારે અત્યંત ગૂઢ ને ઉંડા સંવેદનવાળી લાગણીઓ જન્મ લે છે. આજે એવી ઘડી હતી. આજે વિધુશેખર તાજનાં હરિયાળા મેદાનો પર થઇ, સાહેલીનો બૂર્જ પસાર કરી, ધીમે પગલે જમનાના કાંઠા તરફ ચાલ્યો. તેજ અને છાયાની ચાદર ઓઢી પૃથ્વી કાંઇક ઝાંખી પડી હતી: ધુમ્મસ નહિ છતાં ધુમ્મસ જેવું લાગે એ સમય હતો. વિધુશેખરની દૃષ્ટિ એ વખતે અકસ્માત સામેના કિનારા પર પડી ને તે હતો ત્યાં સ્થિર થઇ ગયો! એ સ્થિર થઇ ગયો, પરંતુ એનું ચાલત તો એ કૂદત. સામેના કિનારા પર, જલતરંગમાંથી જ જન્મેલી હોય તેવી એક સ્ત્રી ઉભી હતી! એ ઉભી હતી ત્યાં કેડ સમાં પાણી હતાં ને તે પાણીમાં એવી રીતે ઉભી હતી કે જાણે જલસુંદરી જ ઉભી હોય!

વિધુશેખરના મનમાં પણ બીજો વિચાર ન જ આવ્યો. એની કલ્પનામાં આવ્યું કે: 'એ જલસુંદરી!'

કલ્પનાની મૂર્તિ તરફ તે જોઇ રહ્યો. ભીના કાળા કેશ વિંખાઇ જઇને એના વાંસાને ઢંકી રહ્યા હતા. અનિમિષ નયને જાણે એ તાજને પી રહી હતી. તાજના ચિતારાએ આ દૃશ્ય જેવું જોયું તેવું પીધું. તેના ખ્યાલમાં આ કલ્પનાની રાણી ઘૂમી રહી. પણ થોડીવારમાં અંધારું વિંટાવા લાગ્યું ને રાણી અદૃશ્ય થઇ. તે પાછો ફર્યો સંવેદન, કલ્પના ને ગૂઢ અગમ્ય વાતાવરણ એને ઘૂમાવી રહ્યાં હતાં. તે પાછો ફરતાં ફરતાં સહેજમાં જ બચી ગયો. તેની સામે જ કોઇ અણઘડ આદમી ભટકાયો હતો. તે આદમી ગાંડાની મ ફક તેના મોં પાસે મો લાવ્યો: ને બોલ્યો:

'તમે—તમે એ—એ—એ—જોયું?'

વિધુશેખર સમજ્યો નહિ. 'એ એ શું?'

'કેમ વળી તમે જોયું નથી? ખોટું બોલો છો? ખોટું? તમે એ-એ જોયું!'

'એ શું?'

'એ–એ–એ...એ દૃશ્ય. કોણ હતું ખબર છે?'

'ના.'

'એ આ નદીમાં રહે છે. જલસુંદરી. તાજનાં દર્શન કરવા ઘણી વખત આવે છે.

જલસુંદરી. જલસુંદરી...સમજ્યા ? જ... લ.....સું.... દ.....રી....'.....પેલો માણસ ઘેલછામાં લાગ્યો.

'તમારૂં નામ ?'

'મારૂં ?...જલસુંદરી...મારૂં નામ ? હા, મારૂં નામ મને સાંભર્યું...હું સિતારાનો દાદો.'

'પણ સિતારા—?

'તમે અરધી રાત્રે આવ્યા છો ? આહા ! ત્યારે જમનાનાં રૂપેરી પાણી ને સામે આ તાજ ! રૂપેરી...આહા ! એક દિવસ એવે વખતે જલસુંદરી આવ્યાં હતાં.'

પણ આ ઘેલછાએ ચિતારાની જલસુંદરીની કાંલ્પનિક માન્યતાને તોડી : 'ત્યારે એ કન્યા... આ ડોસાની પૌત્રી સિતારા લાગે છે'...તેના મનમાં એકદમ ખ્યાલ આવ્યો. એ ખ્યાલ થતાં જ તેની કલ્પનાની રાણી પાર્થિવ— પૃથ્વીની બની ગઇ : નશો ઉતરી ગયો ; સંવેદન ચાલ્યું ગયું ; વાતાવરણ ટળી ગયું. એ કલ્પનાની રાણીને પૂજનારો ચિતારો મટીને પાર્થિવ કન્યાના સૌન્દર્યનો ખ્યાલ કરનાર મનુષ્ય બની ગયો ! તેના મનમાં દૃશ્ય રહી ગયું: કલ્પના રહી ગઇ : અને સિતારાની મૂર્તિ રહી ગઇ !

'મેં એવું કાંઇ—જલસુંદરી જેવું જોયું નથી' એમ બોલી તે પેલા ઘેલા આદમીને છોડી આગળ ચાલ્યો. એક તરફ એક સિપાઇ હસતો હતો 'પેલો ઘેલો જ મળ્યો હતો ને ?'

'હા, પણ તે છે કોણ ?'

'બીજું કોણ ? ગાંડો છે. એ ક્યારનો આંહી બેઠો હતો. અંધારૂં વિંટાયું ને તે વખતે જમનામા કોઇ ન્હાવા આવ્યું, તરત જ એ જલસુંદરી—જલસુંદરી કરતો ઉઠયો ને દોડયો, ત્યાં તમે જ સામા મળ્યા '

'એમ કે ?'

ચિતારો વિચાર કરતો ઘેર ગયો. તેણે સિતારાને મનમાં તો પોતાની બનાવી પણ દીધી.

ત્યાર પછી તો ઘણી સંધ્યાઓ ચાલી ગઇ કેટલીક સંધ્યાઓ, અંધારપછેડામાં લપાતા પહેલાં શરમની મીઠી સુરેખનો રંગ જોવા જમનાના જળમાં ઘણીવાર થંભી હતી. કારણ કે વિધુશેખર મીઠું હાસ્ય કરીને સિતારાને ભીંજવતો તે વખતે શરમની મીઠી સુરેખથી છવાતું એવું મોં જમનાના જળમાં પ્રતિબિંબિત થાય તે આ સંધ્યા છાનું માનું જોઇ લેતી.

સિતારાનો ગાંડા જેવો દાદો દૂર—દૂરથી જલસુંદરી નિહાળવાનાં સ્વપ્નાં ઘડતો હોય ત્યારે સિતારા ને વિધુશેખર એક બીજાની મશ્કરી કરતાં હોય ! આવી રીતે તાજની કે યા તાજના ચિતારાની થતી હતી તે વખતે તેનો વૃદ્ધ દાદો ઘણી વખત ફરિયાદ કરતો કે હવે જલસુંદરી આવતાં જ નથી ! ને આવે છે તો એકલાં આવતાં જ નથી !

સિતારા એ કાંઇ સમજતી નહિ દાદાની આટલી ઘેલછા જોવાને એ ટેવાઇ ગયેલી, હતી. બીજી બધી રીતે દાદો ડાહ્યા હતા.

'તું આની સાથે પ્રીતિ જોડ' એમ કોઇ આજ્ઞા કરે ને પછી પ્રીતિની શરૂઆત થાય તો એમાં હમેશાં ગાઠ રહી જવાની પ્રેમ સ્વયંભૂ છે તેમજ કલા સ્વયંભૂ છે.

એક વખત ચિતારો જમનાના કાંઠા પર બેઠો હતો.

કાળા ભમ્મર પાણી દોડયાં જતાં ને તાજ એકલો ઉભો હતો. હમેશનાં પરિચિત સિતારાનાં પગલાં તેણે સાંભળ્યાં. તેણે પાછું વળીને જોયું તો સિતારાનું મીઠું હસવું મેં નિહાળ્યું. ચિતારો એક વિચારની ધૂનમાં હતો, તેની કલ્પના છેક ઇ. સ. ૧૧૯૯ ની સાલ જેટલી પાછળ ગઇ હતી. તે આગ્રામાં બેઠો બેઠો, તાજની સામે નિહાળીને, પૃથ્વીરાજની સંયુક્તાને, મનમાં ને મનમાં ઘડી રહ્યો હતો.

રાયપિથોરાનો રાતા પથ્થરનો દિલ્હીનો કિલ્લો તેની નજર આગળ ખડો થયો હતો.

સુધડ રજપૂતાઇ ( 'શિવલરી ) નો છેલ્લો છેલ્લો નમૂનો તે પૃથ્વીરાજ. આ ચિતારાએ ધડેલી તેની સ્ત્રી સંયુક્તા પાણીદાર મોતી જેવી નિર્મળ અને તેજસ્વી હતી; બાળભાષામાં કહીએ તો-રૂપરૂપનો અંબાર હતી. રૂપનો પાર નહિ, તેજનો પાર નહિ અને નિર્મળતાનો પાર નહિ! રજપુતાણીઓ ઘણી થઇ ગઇ છે, પણ સંયુક્તા જેવો પ્રેમનો નશો કોઇનામાં ન મળે ચિતારો એને જોઇ રહ્યો હતો. આબેહૂબ જાણે એ જ! કલ્પનાએ સૃષ્ટિ રચી હતી ને પ્રેરણાએ પ્રાણ મૂક્યા હતી. તાજને બરાબર પાછળ રાખીને રજપુતાણીની અસલ આદર્શ પ્રતિમા હોય તેવી સંયુક્તા ઉભી હતી. તેના સેંથામાંથી સાચા મોતીની લટ બન્ને બાજુ લટકતી હતી

તાજના જેવી જ નાજુક શરીરની પણ તેજના ફુઆરાથી નાહી રહી હોય એટલી જાજ્વલ્યમાન સુંદર અને પવિત્ર!

ચિતારો કલ્પનામા આ દૃશ્ય જોઇ રહ્યો હતો—પી રહ્યો હતો, તેટલામાં સિતારાએ તેના ખભા પર હાથ મૂક્યો. આંગળીઓ ફરતાં જેમ વાજીંત્ર બોલે, તેમ આ કોમળ સ્પર્શ થતા વિધુશેખરનું હૃદય સમાધિમાથી જાગી ઉઠયું. એની કલ્પના-પ્રેરણા વેરાઇ જવા લાગ્યાં.

હજી એ દૃશ્ય જ જોતો હોય તેમ તે બોલ્યો, 'કમ સિતારા આજ તો કાંઇ મોડી?' અપમાન થયું હોય તેમ કલ્પનાની સંયુક્તા દૂર ને દૂર જવા લાગી.

ચિતારાની પાસે આવીને સિતારા ધીમેથી બેઠી, પોતાની સોડમાંથી એક કાગળ કાઢ્યો.

'એ—ત—તારી! તું વળી ચિત્ર કરવા ક્યારે શીખી?' સિતારા પ્રેમથી તેની પાસે સરી. કાંઇક ચાલ્યું ગયું હોય—જીવન જતું હોય—તેમ ચિતારો એબાકળો બનીને તાજ તરફ જોઇ રહ્યો. સંયુક્તાની છબી ઝાંખી બનતી હતી. તેણે વેદનાથી છાતી પર હાથ મૂક્યો; ને એક નિઃશ્વાસ નાખ્યો. 'ઓય! રે! ગઇ કે શું?'

અત્યંત માયાથી સિતારાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો. 'વિધુ! તને શું થાય છે? તું ધ્રૂજે છે કાં? અને...તું શું બોલ્યો? કોણ ગઇ?'

ચિતારાએ શૂન્ય આંખે તાજ તરફ જોયું.

એની કલ્પનાની મૂર્તિ—પૃથ્વીરાજની સંયુક્તા—ત્યાં હતી નહિ. તે ચાલી ગઇ હતી. કોણ જાણે ક્યાં? અને ચિતારાને ખબર હતી કે આવી મૂર્તિઓ આવે છે. ઘડીભર જો એનો સત્કાર ન થયો તો તેઓ બસ જાય છે-હમેશને માટે! આજે પણ આ મૂર્તિ ગઇ તે ગઇ! પછી એ કોઇ દિવસ આવે નહિ. કલાની મૂર્તિ આવી માનભરેલી હોય છે.

વિધુશેખરે સિતારા તરફ જોયું. એક ઘડીભર એ ધ્રૂજ્યો. 'અરેરે! આણે મારી સંયુક્તા ખોવરાવી' એ વેદનાથી એ વિંધાઇ ગયો, 'મ્હારી પ્રિયતમા કલાને રોકનાર આ કોણ?' એ પ્રશ્નથી એ વ્યાકુળ બની ગયો, ત્યાં સિતારાએ અત્યંત મોહક સ્વરે ફરીને કહ્યું.

'વિધુ! તું ધ્રૂજે છે કાં? બોલ તો ખરો મારા સમ છે; તને શું થયું છે?'

સિતારાએ એનું મન વાળવા એને તાજનું સૌન્દર્ય ને આકાશી રંગો દેખાડયાં. પણ ચિતારો તાજમાં શું જૂએ? તાજ જેના વડે શોભતો હતો તે સંયુક્તા ક્યાં?'

સિતારાએ ધીમેથી તેના હાથમાંથી ચિત્રનો કાગળ ખેસવ્યો. તેણે તે લઇ લીધો. જાગ્યો હોય તેમ વિધુશેખર સિતારાનું ચિત્ર જોઇ રહ્યો.

+નવલરામ ઇંગ્લેંડનો ઇતિહાસ.

'આ શું દોર્યું છે સિતારા?' વેદના દાબીને તે બોલ્યો. 'એ છે જલસુંદરી.'

ચિતારાએ તે દિવસે જલસુંદરી જોઇ હતી તે યાદ આવ્યું. જળસુંદરીની એની કલ્પના સિતારાના નામથી વેડફાઇ ગઇ હતી. આજની સંયુકતાનું વિધાન પણ સિતારાના આગમનથી પડી ભાંગ્યું હતું! અરેરે! કલ્પનાની મૂર્તિઓ! તમારાં મૃત્યુનો ઘા જીવન પર ગજબ અસર કરે છે, ને જીવન પછીના જીવનને પણ રંગે છે. ત્યારે તમે સાચી મૂર્તિઓ ને સાચી મૂર્તિઓ એ કલ્પના એવો ક્રમ તો નહિ હોય ને?

'આ જલસુંદરી છે ક્યાં'? જલતરંગો તો આબેહૂબ છે. ને મૂર્ત... પણ.. રમ્ય છે. તે આ ક્યાંથી ઘડી સિતારા?'

'મેં—હું પણ કાંઇક છું હો!'

'એમ કે? લાગે છે સાચી. પણ—આ મૂર્તિ કેણે કરી?' એમાં અભ્યાસ છે ને કલ્પના નથી. ત્હેં આ ચિત્ર વાંચ્યું છે, પણ જોયું નથી.'

સિતારાએ હસતાં હસતાં જવાબ વાળ્યો; 'દદજી જે વર્ણન કરતા તે પરથી મેં એ ચિત્ર કર્યું'

ચિતારાએ એ ચિત્ર સિતારાના હાથમાંથી ખેંચી લીધું. ને ઝપાટાબંધ તેમાં ફેરફાર કરી નાખી, પાછું સિતારાના હાથમાં મૂકી દીધું. ચિત્ર સજીવન થઇ ગયું.

સિતારાએ તેના તરફ જોયુ ને વ્હાલથી કહ્યું 'વિધુ! એક ચિત્ર તું મારે માટે ન ઉઠાવે?'

ચિતારાએ દયામણો અવાજે કહ્યું 'તારે માટે? કોઇ માટે ઉઠાવું—કોઇ આપે તે કરૂં એ સ્વયંભૂ મૂર્તિ ન થાય. હું કોઇ માટે કાંઇ કરતો નથી'

'પણ હું ક્યાં કોઇ છું? તું મારે માટે તો કરી જ દે.'

'તું એક જલસુંદરી કરી દે. ઘણાં કહે છે કે દાદા ઝૂમે છે એવી જલસુંદરી જો કોઇ ચિતરે ને દાદાજી જુએ તો દાદાજીની ઘેલછા જાય.'

વિધુશેખરે ઉદાસીથી કહ્યું; 'ઘેલછા રહે કે જાય. મારાથી એ ન બને. એવું હું કરી શકતો નથી.'

'ત્યારે વિધુ! તું મનુષ્ય નથી. તને માણસ પર પ્યાર નથી. તને મારા પર પ્યાર નથી. એ કલા ન હોય.'

વિધુશેખર ઉભો થયો; તેણે બે હાથે અદબ વાળી: 'કોણ કહે છે હું માણસ નથી? શું મારામાં પ્યાર નથી?'

'ના. પ્યાર હોય તે પીગળે. દયા હોય તે દ્રવે, મનુષ્ય હોય તેને લાગે.'

અત્યંત દુઃખથી ચિતારો બોલ્યો 'સિતારા! હું માણસ છુ. હો.'

સિતારાએ ગર્વથી કહ્યુ 'માણસ હો તો આ જલસુંદરી કરી દે. એક ઘેલાનું એમાં કલ્યાણ છે.'

'અરેરે! કોણ સમજે કે હું કલ્પનાનો પ્રેરણાનો—પેલી કલાનો દાસ છું, મિત્ર નથી. સેવક છું, સ્વામી નથી. જેટલી અને જેવી જ્યોતિ જાગે તેવી મૂર્તિ હું ઘડું!'

'અભિમાન!—' સિતારા બોલી—'આ તાજના કારીગરને કાંઇ ન નડયું અને તને...'

'બસ, બસ, બસ—' વિધુશેખર વચ્ચે બોલી ઉઠયો. 'જા હું એ ચિત્ર કરીશ. જીવન...'

'એક ચિત્રમા જીવન ને એક ચિત્રમાં મૃત્યુ—આમ તમને જીવન મૃત્યુની વાતો કરવાની ટેવ પડે છે કે શું?' વિધુશેખર માત્ર 'ફિક્કું' હસ્યો. તે દિવસે સિતારા કાંઇ બોલી નહિ ને ચાલી ગઇ.

કલાનાં અનેક સ્વરૂપો છે; અનેક રીતે આ રૂપો મળે છે. પરંતુ કલા સાંગોપાંગ વરે છે માત્ર આજીવન અભ્યાસીને; એના ખરેખરા ભકતને. બીજા બધાને તો એ જરા જરા ગીરૂ હસાવી, ફોસલાવી, પટાવી, રવાના કરી દે છે.

ચિતારો તે દિવસે લથડતે પગે ઘેર ગયો. જાણે જીવન હરાઇ ગયું હોય તેવો એ નાસીપાસ હતો. પણ હજી એને આશા હતી. બીજે દિવસે એ આવીને સરી ગઇ. ત્રીજે દિવસે આવું આવું થઇને ચાલી ગઇ. ચોથે દિવસે એ આવી જ નહિ: પાચમે દિવસે એ હાથતાળી દઇને નાસી ગઇ. છ દિવસ તેણે એને ખૂબ આશા આપી, પણ પોતે તો સંતાતી જ ફરી. આમ એક બે ને ત્રણ અઠવાડીઆં ગયાં. એ કલ્પના ફરી ન જ આવી!

અને જેવી એની અંદરની દુનિયા હતી તેવી જ બહારની હતી. સિતારા એને મળતી અને ન મળતી. એ ચિત્રની રાહ જોતી હતી. ચિતારાની વેદના એ સમજતી, પણ માત્ર જલસુંદરી રળી જાય તો પછી 'પોતાના' ચિતારાને એ કાઇનુ કાંઇ કરવાની હતી.

ખરેખર, છ માસ ચાલ્યા ગયા. આજે રાત્રિ સુંદર બનીને તાજને આંગણે બેદરકારપણે પડી હતી. શિતળ ચંદ્રના કિરણો જમનાના જળમાં દોડવા, પકડવાની રમ્મત માંડી બેઠા હતા. કુદરતમાં અનુપમ રૂપ ભર્યું હતુ.

વિધુશેખરે છેવટે પેલું ચિત્ર પૂરં તો કર્યાં જેવું કર્યું હતું. તેને સંતોષ ન થયો, પણ તેણે એને પૂરં માન્યું હતું. ને હમણાં તે દિવસની સંયુકતાને યાદ કરી રહ્યો હતો! અરેરે! પણ એ સ્ત્રી જબરી ચલાક હતી. એક અંગ પકડે ત્યાં બીજે અદૃશ્ય થઇ હતી. ચિતારો એને પકડી ન જ શકયો. આજે આવી રૂપાળી રાત્રિએ છેક નિરાશ હતો! માનસિક અકથ્ય સંવેદન ઉત્પન્ન કરવામાં ઇશ્વરી સંકેત શું હશે?

તેણે છેક મોડી રાત્રિ સુધી એનું વિધાન કરવામાં આકાશપાતાળ એક કર્યાં. પરંતુ ન માગે દોડતી આવે, એવી કલાદેવી જાગી જ નહિ. હમણાં હમણાંમાં તે શૂન્ય જેવો, ઘેલા જેવો થઇ ગયો હતો. એણે પોતાના ચિત્રપટ પર એક નજર ફેરવી: ત્યાં શું હતું? માત્ર ડાઘા. તે નિરાશ બનીને જમનાના કિનારા પર જ ચાલ્યો ગયો. આવી રીતે છેક નિરાશ થઇને એ ખૂબ વાર બેઠો. એટલામાં કોઇ દિવસ નૈસી ન બજાવવાની પ્રતિજ્ઞા લેનાર પેલા વૃધ્ધ પુરુષે, સિતારાના દાદાએ, બંસી બજાવવી શરૂ કરી. જ્યારે મન તદ્દન શૂન્ય હોય છે ત્યારે જે એકાદ સ્વર તે સાંભળે છે એનાથી એ એકદમ આકર્ષાય છે. અને આજે તો વર્ષોથી બંધનમાં રહેનાર સ્વરને પેલા વૃધ્ધ માણસે છોડી મૂક્યો હતો. રૂપાળી રાત્રિ હતી: અખંડ બુલંદ સ્વર હતો: અને બજાવનારો કારીગર હતો. એક અખંડ રસની ધાર ચાલે તેમ જમનાના આ કાંઠાથી પેલા કાંઠા સુધી સ્વરોની ધારા ચાલી રહી હતી: પવન પાણી ને તેજ: જમીન આકાશ ને પડછાયો: બધામાં રસ રસે સરવો વહી રહ્યો હતો. જેળ થંભે, ચંદ્ર થોભે, સૃષ્ટિ ઘડીભર અટકે, એવી આ પળ હતી. એવો સ્વર ને એવો બજાવનાર હતો.

એને જેમ કોઇ દોરથી ખેંચે તેમ તે ઉપડયો. આજે તો તે છેક જ લોચ થઇ ગયો હતો. પેલી ચિત્રની નાયિકા આવી તો નહિ જ, પણ મોં ચડાવીને જાણે બોલી હોય એવું તેને લાગ્યું "ચિતા! તું ચિતારો નથી. ચિતારાને વળી બીજે ઇશ્ક શો? બીજી આશક શી? તારે માટે જ તેં મને બોલાવી હત તો હું આવત. પણ યાદ છે ને? તેં મને છોડીને પેલી સિતારાને બોલાવી. મારે કળાને કોઇ શોક હોય?" અને સંયુકતા સરી ગઇ.

સામે કાંઠે કેવી સુંદર બંસી વાગે છે! બસ તે આગળ વધ્યો, હજી વધ્યો, વધતો જ ગયો. જમનાના પાણીને તેનો પગ અડયો ત્યારે તે હસ્યો: ફિક્કું! શૂન્ય! ગાંડા જેવું અટહાસ્ય!

એ હાસ્યના પડઘાથી પોતે જાગ્યો, પણ

બંસીનું આકર્ષણ અનિવાર્ય હતું. એના મગજમાં બધે શૂન્યતા હતી. એના હાસ્યના પડછંદથી કોઇ એના તરફ દોડી આવ્યું. એ સિતારા હતી. ચિત્રકાર જ્યારે નિરાશ થઇ જમનાના કાંઠા પર ચાલ્યો ગયો હતો, ત્યારે એની મઢુલીમાં બે જણાં ચુપચુપ બેઠાં હતાં; સિતારા અને તેનો દાદો. વિધુશેખરનું અધુરૂં ચિત્ર, રૂદનની યાદ હોય તેવું હતું. તેનું પુરૂં ચિત્ર 'જલસુંદરી' એક તરફ પડેલું હતું. સિતારાના દાદાએ ત્યાં જોયું. પોતાની માન્યતાને આજે જબરો ટેકો મળ્યો હોય તેમ ઉંચે કહ્યું: 'બસ, એ જ આ જલસુંદરી! પેલાં જુવાને કરી ને? મેં તે દિવસે એને પૂછ્યું ત્યારે એણે ઇનકાર કર્યો હતો. પણ આજે એ પકડાયો! એ જ 'જલસુંદરી!' એટલું બોલી તે નાઠો. એને ખાત્રી થઇ ગઇ કે પોતે જૂએ છે તે સત્ય જ છે. એની ઘેલછા તો ઉલટી વધી. કારણ કે આજે એની માન્યતાને આ ચિત્રથી ટેકો મળ્યો હતો. પણ સાથેસાથે તેણે જુગજુગનો વિજોગ છુટ્યો હોય તેમ બંસી—એક વાર ફરીથી—બજાવવી શરૂ કરી હતી! તે બંસી બજાવતો હતો ને ચિત્રકાર તેના તરફ—હજી આગળ ને આગળ વધતો હતો.

સિતારા દોડતી આવી. તેણે અત્યંત કોમળતાથી તેનો હાથ ઝાલ્યો: 'વિધુ! વિધુ! તું આમ ક્યાં જાય છે! હવે તો પાણી ઉંડા છે!'

તે હસ્યો. અરેરે! કેવું ભયંકર!

એક ઘડીમાં નિશ્ચય કરીને સિતારાએ તેને પાછો ખેંચ્યો: પણ વ્યર્થ! એ આગળ વધતો જ ગયો!

બીજી ક્ષણે વિજળી જેવી ઝડપથી તે બહાર નીકળી: 'દાદા! દાદા! બંસી બંધ કરો!' તેણે બૂમો પાડી.

જવાબમાં બંસીનો સ્વર મોહક ને મોહક થતો ગયો.

તુરત જ તે પાણીમાં ઉતરી. એના જીવનમાં પથરાયેલું તાજનું સૌન્દર્ય ઝળક્યું. મુમતાજ—શાહજહાં એ અમર પ્યારની ભાવના તે જના પથ્થરમાં કોતરી છે એ યાદ આવ્યું. તે એકદમ ઉડી ને ચિતારાના હાથને પકડી લીધો. તે તાજની કન્યા હતી ને તાજના ચિતારને પકડ્યો.

મૃત્યુનો સમય સુંદર હોય ને સ્થળ પવિત્ર હોય તો ઘણી વખત મરણ પામવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા સાવ સ્વાભાવિક છે. ચિત્રકાર પાણીમાં વધતો ગયો. છાતી સુધી પાણી આવ્યું: 'વ્હાલા! ક્યાં જવું છે?' સિતારા બોલી

"બસ, આ ઉભી એને પકડવા!"

'કોણ છે? વિધુ! કોણ છે એ?'

'સંયુક્તા!—કલ્પનાની રાણી—'

'પેલા ચિત્રની—ને દિવસની—' સિતારાના મનમાં તે દિવસ વેગે પસાર થઇ ગયો.

એના ખભા પર માથું નાખી સિતારા રડી, 'તું પાછો ફર વ્હાલા! તું પાછો ફર! તારી તે દિવસની કલ્પનાની રાણી હજી અખંડિત મળશે!'

પણ ચંદ્ર વધારે સુંદર બન્યો હતો: સમય પણ રાત્રિના ઠંડા ભારથી વધારે ઉજ્જ્વલ લાગતો હતો.

અને પેલી બંસી વધારે ને વધારે મોહક થતી જતી હતી. સિતારા વિધુશેખરને વળગી પડી. પગલાં આગળ ભરાતાં ગયાં: એક બે....ત્રણ....

અને અચાનક પેલી બંસી બંધ પડી.

બંધ કરી નહિ. બંધ થઇ નહિ. બંધ થઇ ગઇ......

રાત્રિ શાંત બનવા લાગી અને જમનાના જળમાં ચંદ્ર ને તારા ડૂબવા અને તરવા લાગ્યા.

જમનાના કાળા ભમ્મર પાણી એમ જ ચાલ્યાં જાય છે...હજી અને હવે પછી...

(સંપૂર્ણ)



# પપ વર્ષનો

જાણીતા અમેરીકન
મીં૦ બરનાર
'લ ખે લો

# 'તેણે જુવાની

અનુવાદક: ચાંપશી

( સુપ્રસિધ્ધ અમેરીકન 'ફીઝીકલ્
અમેરીકન માસિક 'ફીઝીકલ
બરનાર મેકફાડને પોતાની
તુરત એક લેખ_'ફીઝીકલ
એ લેખમાંનો અમુક ભાગ
પડશે ધારી અત્રે રજુ

શારીરિક વિકાસની બાબતમાં મેં પ્રથમ રસ લેવો શરૂ કર્યો તેને આજ ચાલીશથી વધુ વર્ષો થઇ ગયાં છે

મારી દશ અને બાર વર્ષની વય વચ્ચેના સમય દરમ્યાન મારે ખેતરમાં શરીર કસાય એવું કામ કરવું પડતું આ બે વર્ષ મારે માટે રમતનાં નહોતા, પણ મારે સવારથી સાંજ સુધી કામ કરવું પડતુ.

તે વખતે બાર વર્ષના છોકરા તરીકે મારામાં અસાધારણ કૌવત હતું. એ ઉમરે મેં ખેતર છોડયું: હું ઉચ્ચાકાક્ષી છોકરો હોવાથી મે કાંઇક મોટી' બતાવવાનો વિચાર કર્યો 'મારે માટે ન્યુ યોર્કમાં 'ઑફીસ બૉય' તરીકેનું કામ મારા એક સગાએ શોધી કાઢયું:

એ કામમાં મારે ગોંધાઇ રહેવું પડતું. ઉગતી પ્રજાને જે જે રમતગમતો અતી જરૂરની છે તેમાં ભાગ લેવાનો હવે મને જરા ય લાગ ન મળતો; અને પરિણામે સોળ વર્ષની ઉમરે હું લથડતી તદુરસ્તીવાળો બની ગયો:

દરેક વર્ષે શીયાળામાં શરદી ને કફ મારી મુલાકાત લેતાં ને ઉનાળો બેસે ત્યાં સુધી સાથ છોડતાં નહિં. ઘણીવાર મારે વિષે છાની વાતો થતી હું સાંભળતો

# નવજુવાન !

'ફીઝીકલ કલ્ચરીસ્ટ' મેકફાડને પોતાનો અનુભવ !

## કેમ જાળવી ?

વિઠ્ઠલદાસ ઉદેશી



કલ્ચરીસ્ટ' અને જગમશહુર કલ્ચર'ના સંસ્થાપક મી. ૫૫ મી વર્ષ ગાંઠ પછી કલ્ચર' માં લખ્યો હતો વાંચકોને ઉપયોગી થઈ કરવાની તક લઉં છું.)

કે મને ક્ષયરોગ લાગુ પડ્યો છે ને હુ હવે થોડાક સમયમાં આ દુનીયામાંથી ચાલ્યો જવાનો અને અને ખરેખર, એ વખતે ક્ષયરોગ અસાધ્ય મનાતો હતો.

તે વખતે ક્ષયરોગ નિવારવા જે ઇલાજો કામે લગાડવામાં આવતા તે તમે જાણો તો તમને નવાઇ થાય કે એ ઇલાજોથી ક્ષય કેમ મટી શકે? ક્ષય રોગીઓને વાયુલહરી ભોગવવાનો પ્રતિબંધ હતો, અને તેમને બંધ બારીઓમાં સૂવાની સૂચના થતી.

હું દરેક વૈદકીય ઉપચારો કરી ચૂક્યો ને લાંબા અનુભવે ડૉક્ટરોમાં મને જરાયે શ્રધ્ધા ન રહી.

તે અરસામાં કસરતનો એક અખાડો જોઇ કસરત દ્વારા શરીર સુદૃઢ અને તંદુરસ્ત કરવાની મને ઇચ્છા થઇ. એ અખાડાના સભ્યો તંદુરસ્તીના એવા પ્રતાપી નમુના હતા કે મને લાગ્યું કે તેઓ જે કસરત કરતા હશે તે કદાચ મને લાભકારક થઇ પડે

એ વખતે એ અખાડાની ફી ભરવા જેવી મારી આર્થિક હાલત ન્હોતી, તેથી તેના સભ્યો જે ડમ્બેલ વાપરતા તે ખરીદી હું કામે લાગ્યો.

અને ખરેખર, એ કસરતમાં જ મને મારા શારીરિક રોગોથી બચવાની આશાનાં દર્શન થયાં!

આ પ્રકારની શારીરિક મહેનતને અભાવે જ મારું શરીર ઘસાઈ જતું હતું એમ મને લાગ્યું. શરીર સુધારણાની પૂરી ખાત્રી થાય એવો તાત્કાળિક ફેરફાર તો પ્રથમ ન જણાયો, પણ મેં તંદુરસ્તી ઘડનાર સ્વતંત્ર ઈલાજ શોધી કાઢયો હતો એ દેખાડનારા શારીરિક ફેરફારો તો તુરત નજરે ચડયા.

શક્તિભર્યાં અણુઓથી મારો દેહ પુલકિત બની થડકી રહ્યો ત્યાં સુધી હું જંપ્યો નહિ મેં હવે શારીરિક વિષયમાં એટલો રસ લેવા માંડયો કે તે વિષયનું દરેકે દરેક પુસ્તક લાઈબ્રેરીમાં જઇ અવલોકતો, પણ મને અંતે જણાયું કે શારીરિક વિકાસ એ ખરૂં જોતાં ઘણે ભાગે વણઉઘડેલું પુસ્તક હતું. અમુલ્ય જ્ઞાનભર્યા કોઇ અજ્ઞાન જંગલના માર્ગ જેવો શારીરિક વિકાસનો એ માર્ગ હતો.

અઢારમે વર્ષે હું સારો કસરતબાજ બન્યો. શરીરને સુદ્રઢ બનાવવાના ઉપાય તરીકે કુસ્તીમાં હું જબરો રસ લેતો; અને એ વિષયમાં હું સદાકાળ એવો જ રસ લેતો આવ્યો છું. હું જે લતામાં રહેતો ત્યાંનો 'ચેમ્પીઅન કુસ્તીબાજ' ગણાવા લાગ્યો. એક વાર તો તે વખતે શીકાગોમા 'હેવીવેઇટ' ના 'ચેમ્પીઅન' ગણાતા એક પહેલવાન સાથે મારે કુસ્તી થઇ તેમાં હું જીત્યો.

કેટલીક વાર કામકાજના મારા ઉત્સાહને અંગે અથવા અન્ય પ્રવૃત્તિઓને અંગે શરીર તરફ હું દુર્લક્ષ્ય રાખતો પરિણામે ઓચિંતી માંદગી આવ્યા જેવું લાગતું, પણ હું આ હુમલાઓને તેમની શરૂઆતમાં જ હઠાવતો ખરૂં પૂછો તો છેલ્લાં પચીશ વર્ષમાં બીમારીને અંગે મારા કામધંધામાં ગેરહાજર રહ્યો હોઉં એવો એક પણ દિવસ મને યાદ આવતો નથી. શારીરિક કસરતનો મોટામાં મોટો લાભ એ છે કે દરેક રોગની શરૂઆતમાં અથવા તેના ચિન્હો દેખાયા પછી શરીર એ રોગને હઠાવી શકે એવું બની શકે છે.

મારા સમસ્ત જીવન દરમ્યાન મને સળેખમની પીડા અવારનવાર સતાવતી જ રહી છે. અને મને મારા અનુભવથી જણાયું છે કે એ પીડા ફેફસાંમાં કે અન્યત્ર ગમે ત્યાં હોય તો પણ શરીરનું સત્વ વધવાથી તેની સામે ટકી શકાય છે. આપણે આપણું શરીર અને તેના સર્વ ભાગો એટલાં મજબુત અને બળપૂર્ણ બનાવવા જોઇએ કે એ અસાધારણ શક્તિના પ્રભાવથી જ રોગચિન્હો અદ્રશ્ય થઇ જાય

પચીશ વર્ષની ઉમરે મારા પર ન્યુમોનીઆનો હુમલો થયો ત્યારે મને છાતીમાં પીડા થવા લાગી ને એ રોગનાં અન્ય ચિન્હો દેખાવા લાગ્યાં હું તે વખતે કસરતશાળામાં કલાકો સુધી કસરત કરતો, માઈલોના માઈલો ચાલતો ને દોડતો, પણ ઉપલા રોગનાં ચિન્હો ગયાં નહિ

મે પુસ્તકોમા વાચ્યું હતું કે જનાવરો જ્યારે માંદાં પડે છે ત્યારે ઉપવાસ કરે છે અને હવે મેં પણ એ ઉપાય અજમાવ્યો. પાંચ દિવસના ઉપવાસે એ રોગના દરેક લક્ષણને નસાડી મૂકયું. મારે અત્રે કહેવું જોઇએ કે મારી આવી સારી તંદુરસ્તી ઘડવામાં સૌથી અગત્યનો ભાગ ઉપવાસ જ ભજવે છે. આપણામાંનો દરેક ખાતી વખતે જોઇએ તેથી વધારે જ આરોગે છે. આપણે એ રીતે ખાયા જ કરીએ છીએ ને પાચન કરનાર અવયવોને કદી 'રજા' આપતા નથી. પરિણામે આપણાને કદાપિ ખરી ભૂખ લાગતી નથી.

ખરેખર, ઉપવાસ એ રોગને દૂર રાખવાનું તે અસાધારણ તંદુરસ્તી ઘડવાનું અમુલ્ય સાધન છે. એક વાત દરેકે ધ્યાન રાખવી જોઇએ. આપણે જેટલું ખાઇએ છીએ તેટલું શરીરનું બળ વધતું નથી, પણ જેટલું પાચન કરીએ છીએ તેટલું જ બળ વધે છે. જ્યારે તમારી હોજરી ખોરાક ન માગતી હોય ત્યારે તમે તેમાં ખોરાક હોમો તે ગેરલાભ જ કરે. એમાંથી વિવિધ પ્રકારનાં ઝેર

ઉત્પન્ન થઈ શરીરમાં પ્રસરી જઈ અનેક રોગો ઉત્પન્ન કરે છે.

તેથી—

ક્યારે ખાવું ?

શું ખાવું ? અને

કેમ ખાવું ?

એ ત્રણ બાબતો દરેક જણે જાણી લેવી જ જોઇએ.

મેં શારીરિક વિકાસ પર લક્ષ આપવા માંડયું તે સમયમાં જ્યારથી મેં આખા દિવસમાં માત્ર બે વાર ભોજન લેવાનો નિયમ શરૂ કર્યો ત્યારથી મારા શરીરબળમાં અને તંદુરસ્તીમાં નવાઇ પમાડે એવી સુધારણા થઇ છે.

મેં આ ભોજન માટેના વિવિધ નિયમો અજમાવી જોયા છે. મેં સવારે ને સાંજે ભોજન લેવાનો અખતરો અજમાવી જોયો છે. તે વખતે હું બપોરે કંઇ જ ન ખાતો. કેટલીક વાર આખા દિવસમાં સાંજે માત્ર એક વાર જ ખાવાનો નિયમ પણ પાળી જોયો છે. સવારે પૂંતો નાસ્તો લઈ, બપોરે ભોજન કરવું ને સાંજે કંઈ ન ખાવું એ રીતનો પણ પ્રયોગ કરી જોયો છે. રાત્રે ખોરાક ન પચાવી શકે એવાઓ માટે આ છેલ્લી રીત પસંદ કરવા યોગ્ય છે. મેં દિવસમાં ત્રણ વાર બહુ ભારે ન પડે એ પ્રકારનાં ભોજન કરેલાં છે. ઉપલો દરેક નિયમ અમુક અમુક સ્થિતિમાં લાભકારક જણાયો છે, પણ આ સૌમાં મને ઉત્તમ નિયમ બપોરે ને રાત્રે એમ આખા દિવસમાં બે જ વખત ભોજન લેવાનો છે. કેટલાક સવારે ગરમ પાણીનો એક પ્યાલો પીએ છે કે સ્હેજ ફળફુલ ખાય છે, પણ આ ખાસ જરૂરનું નથી, સવારે કંઇ જ ન ખાનારા કેટલાક હોજરીને સાફ કરવા એકાદ નારંગી લ્યે છે, એ પણ ફાયદાકારક છે.

જરૂર કરતાં વધારે ખાવું એ આ જમાનાનો મોટામાં મોટો ગુન્હો થઇ પડયો છે. આ ગુન્હો સરેરાશ જીંદગીના વર્ષોમાંથી પચાસ ટકાનો ઘટાડો કરે છે. જો જોઇએ તેટલું જ ખાવાની ટેવ તમે પાડશો તો તમારી તંદુરસ્તી ને તમારૂં બળ વધશે, એટલું જ નહિ, પણ જુવાનીમાં ને તે પછી તમે તમારા દરેક કાર્યમાં વધુ સફળતા ને વધુ ઉત્સાહ જાળવી શકશો.

એક સાથે વિવિધ જાતની વાનીઓ ખાવી એ હાનિકર છે. નબળા બંધારણનો માણસ એક ભોજનમાં એક કે બે ચીજ ખાય તો ફાયદાકારક થઇ પડે છે. ફળ વારંવાર ખાવાં. બજારૂ ખાંડને બદલે મીઠાં ફળ અને મધ વધારે લાભપ્રદ નિવડશે મેંદાની ચીજો ન ખાઓ.

તમારો ખોરાક પૂરેપૂરો ચાવીને ખાવાની અનિવાર્ય જરૂર છે. નરમ, ને પાતળો ખોરાક આ કારણથી કેટલીક વાર નુકશાનકારક થઇ પડે છે, તેથી દરેક ભોજન વખતે એક ચીજ તો એવી ખાવી જ, જે કઠણ ને ઘટ્ટ હોય અને જેને પૂરેપૂરી ચાવવી પડે.

પણ આ બધામાં 'મનની અસર' બહુ જબરો ભાગ ભજવે છે કેટલાક માણસો ગમે તેટલી વિપત્તિઓ છતાં હસમુખા જ રહે છે. જ્યારે કેટલા ય સદાકાળ ઉદાસ જ રહે છે. દરેક મનુષ્યને સુખી થવાનો હક્ક છે. જીવનમાં એવાં કેટલાક દુઃખો છે જેની અસર આપણા જીવન પર થવા દીધા વગર આપણે સુખી રહી શકીએ.

આથી હુ તમારા મન પર ઠસાવવા માગું છું કે તમારા શરીરની સ્થિતિને મન સાથે ઘણો નિકટ સંબંધ છે. અલબત, માત્ર તંદુરસ્તીના વિચારો કર્યાથી જ તમે તંદુરસ્ત નહીં બની જવાના, પણ તંદુરસ્તી ઘડવામાં મનનો હિસ્સો જબરો છે. તંદુરસ્તી ઘડવામાં સાધારણત. પુરતી કસરત, યોગ્ય ને પૌષ્ટિક ખોરાક ને ઘટતી ઉંઘ એ સૌ આગળ પડતો ભાગ ભજવે છે.

મન અને શરીર પરસ્પર અસર કરે છે. અલબત, શરીરના સત્વહીન અને ઝેરી લોહીને સ્વચ્છ

કરવામાં માનસિક પ્રેરણા કામે નહિ આવે ' પણ પ્રથમ એ રોગ દૂર કરશો તો પછી મનની અસર તમને જણાવા માંડશે.

મનુષ્યની મોટામાં મોટી ને કીંમતીમાં કીંમતી મિલ્કત સારી, સુદૃઢ તંદુરસ્તી છે એ તંદુરસ્તી મેળવવા જે કે રોકવું કે ખોવું પડે તે ઓછું જ ગણવું. એ રોકાણ તમને દરરોજ વ્યાજ આપ્યે જાય છે અને આર્થિક દ્રષ્ટિએ જોતા પણ શરીર સુદૃઢ હોવાના લાભ જણાયા વિના ન રહેશે.

શરીરને કસરત મળ્યા સિવાય સુદૃઢ ને કૌવતવાન તંદુરસ્તી પ્રાપ્ત કરી શકાતી નથી શરીરના વજનનો પોણો ભાગ માંસના તંતુઓનો બનેલો છે; ને શરીરમાં ચરબીનું પ્રમાણ વધુ હોય તો જ એનુ પ્રમાણ તેટલે અંશે ઓછું થાય છે લોહી શરીરના પ્રત્યેક ભાગને પોષણ આપે છે, અને ખાલી થયેલા સુક્ષ્મ ભાગોમાં એ નવી પૂરવણી કરે છે

દરેક જણ જાણે છે કે શરીરના જે કોઇ પણ ભાગમાં લોહી ફરતું અટકાવીએ તો એ ચોક્કસ ભાગ તુરત મૃત થઈને શરીરથી છુટો થાય છે.

ત્યારે હવે જો શરીરનો મુખ્ય ભાગ માંસ છે તો એ માંસલ ભાગોને અમુક નિયમિતતાથી વાપરવા જોઇએ જેથી સાધારણ તંદુરસ્તી સારી રહે.

શરીરના દરેક સુક્ષ્મ ભાગમાં લોહી પહોંચવા માટે કસરત જરૂરની છે. શરીરના કોઇ પણ માંસલ ભાગને વેગ મળતાં લોહી હૃદયમાંથી આવજા કરે છે, હૃદયના ધબકારા વધે છે, શરીર વધારે સચેત, વધારે ગરમ અને વધારે તંદુરસ્ત થાય છે.

કેટલાક કહે છે કે તેમને કસરત કરવાની ફુરસદ નથી, પણ મારા મત પમાણે અમુક પ્રમાણમાં કસરત કરવી એ કસરત ન કરવાના કારણરૂપ જે હોય તેના કરતા ઘણી વધુ કીમતી છે.

ખોરાક કરતાં કસરત વધુ જરૂરી છે નિદ્રા કરતાં યે

તમે એક વેળા ન જમો તો બીજે ટાણે વધુ ખોરાક લઇ શકો છો. તમે એક રાત્રે ઓછું ઉંઘી શક્યા હો તો બીજી રાત્રે તેનો બદલો વાળી લ્યો છો. પણ તમે કસરત ન કરો તો



મી. બરનાર મેકફાડન ઉઘાડે પગે ચાલવાની કસરત કરતા

તમારું શરીર નરમ ને નાકૌવત બને છે, તમને આળસ આવે છે ને તમે તમને પોતાને નકામા જેવા લાગો છો.

કસરત સ્વયં જીવનને જરૂરની છે, એટલું જ નહિ, પણ જે તંદુરસ્તી જીવનને જીવવા યોગ્ય બનાવે છે તે તંદુરસ્તી માટે પણ જરૂરની છે. તેથી તમને હિંમત ને વિશ્વાસ આવે છે. તમારા ખભા પહોળા થાય છે, તમારી આંખો ચળકતી થાય છે.



મી. બરનાર મેકફાડન કસરત કરતા

શારીરિક પરિશ્રમ કરીને તમે તમારી તંદુરસ્તીનું રક્ષણ નહિ કરો તો નબળાઇ અને માંદગી તમારા જીવનમાર્ગમાં આવશે જ.

શરીરની તંદુરસ્તી માટે અમુક જ પ્રકારની કસરત કરવી એવો નિયમ નથી.

કેટલાક ચાલવાના શોખીન હોય છે અને આ કસરત ખરેખર ઉપયોગી ને ભલામણ કરવા લાયક છે. એ સિવાય ફુટબોલ, હોકી, ગોલ્ફ, ટેનીસ આદિ રમતો છે,* છતાં આ રમતોમાં કોઇક જ એવી છે કે જે શરીરના દરેક ભાગને કસરત આપે. તેથી કેટલાક કસરતશાળામાં જઇ અમુક કસરતો કરે છે અથવા પોતાને ઘેર ઓરડામાં એવી કસરતો કરે છે કે જે શરીરના દરેક ભાગને કરો.

જો કે શારીરિક કસરત મનુષ્યના જીવનની શરૂઆતથી અંત સુધીમાં જરૂરની છે, છતાં જુવાનીમાં એની ખાસ જરૂર છે અને જો વૃદ્ધાવસ્થા ત્યાગવાની ઇચ્છા હોય તો તે પછી પણ જરૂરની છે.

જો કે જુવાની ટકાવી રાખવામાં યોગ્ય ખોરાક, યોગ્ય ઉપવાસ આદિ બહુ અગત્યના છે, છતાં હું ખાત્રીપૂર્વક છાતી ઠોકીને કહી શકું છું કે મેં જે બળ ને સત્વ મારા શરીરમાં એકત્ર કર્યું છે તે કસરતને જ આભારી છે. હું કદાપિ એક સરખી કસરતો કર્યે જતો નથી. બને તેટલી જૂદી જૂદી જાતની કસરતો કરું છું. એક પ્રકારની કસરત થોડા દિવસ કે થોડાં અઠવાડીયાં ચાલુ રાખ્યા બાદ હું બીજી કોઇ જુદી જ જાતની કસરત તરફ ધ્યાન દોડાવું છું.

* આપણે એ અંગ્રેજી રમતોને સ્થાને આપણી દેશી રમતો પણ રમી શકીએ—અનુવાદક.

થાકો ત્યાં સુધી કસરત કરો, કસરત કરતાં કરતાં વચ્ચે તમારા ફેફસામાં બને તેટલી શુધ્ધ હવા ભરો. કસરતની દરેક હિલચાલમાં તમારા અંતરનો આનંદ ભેળવો, અને તમારી દરેક કસરત તમને આનંદરૂપ થાય-કંટાળા રૂપ ન થાય-એવી ટેવ પાડો.

આજ ચાલીશ વર્ષ થયાં હું શારીરિક કસરતવાળી જીંદગી જીવી રહ્યો છું. તેમાં ય મેં ચડતી પડતી અનુભવી છે, પણ મેં ઘણા સાવધ વિદ્યાર્થી તરીકે એ ચાળીશ વર્ષ ગાળ્યાં છે.

આજે-પંચાવનમે વર્ષે-હું શારીરિક દ્રવ્યની બાબતમાં માતબર છું. મને આર્થિક દ્રવ્ય ગમે તેટલું મળે, પણ તે આ આરોગ્યરૂપી દ્રવ્યની સરખામણીમાં ખરેખર તુચ્છ જ ગણાશે.

સમયે સમયે મારા ધંધા જેટલું જ લક્ષ હું મારી તંદુરસ્તી જાળવવા તરફ આપું છું. ને જો કોઇ વખતે મારી તંદુરસ્તી જાળવવા ધંધાનો ત્યાગ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો હું એક ક્ષણના પણ વિલંબ વગર ધંધાનો ત્યાગ કરું છું.

તમારી કીંમતીમાં કીંમતી મીલ્કત "દ્રઢ અને ચેતનભરી તંદુરસ્તી" હોવી જોઇએ એ કદાપિ ન ભૂલો !

-સંપૂર્ણ-





# કલાનું સ્વરૂપ

અનુવાદિકા : બ્હેન નર્મદા રાવલ.

દુનીયામાં ત્રણ જૂદા જૂદા સ્થળેથી ત્રણ પ્રકારની ચિત્રકલાઓ પ્રકટ થઇ છે. આજ કાલ ચિત્રકલાની જે પધ્ધતિઓ દેખાય છે તે ઉપરની ત્રણે પધ્ધતિઓમાંથી ઉત્પન્ન થઇ છે. તે ત્રણમાથી એક, ચીન અને જાપાનમાં ઉત્પન્ન થઇ છે.

બીજી યૂરોપમાં થઇ અને ત્રીજીએ ભારતીય ચિત્રકલાનું સ્વરૂપ લીધું.

ઘણા પ્રાચીન કાળથી ઉપર લખેલી ત્રણે પધ્ધતિઓથી ચિત્રકલા ચાલે છે એમાં કઇ પ્રાચીન અને કઇ આધુનિક? આ બાબત ઊહાપોહ કરવાનો આ સ્થળે વિચાર નથી. અહિ તો ચિત્રકલાની વિશિષ્ટતા ઉપર જ વિચાર કરીશું.

પહેલાં ચીન અને જાપાનની ચિત્રકલા વિશે વિચાર કરીશું. આજકાલ ચીની અને જાપાની ચિત્રનો આદર બધી જગાએ થઇ રહ્યો છે. ભારતવર્ષમાં રાજારજવાડાઓમાં જાપાની ચિત્રોએ સ્થાન મેળવ્યું છે. આ ચિત્રોમાં એક એવી વિશેષતા છે કે દુનીયામાં બીજાં ચિત્રોથી તે જૂદાં પડી આવે છે. યૂરોપીઅન ચિત્રો જોતાં એક પ્રકારની તેમાં ઊણપ હોય તેમ લાગી આવે છે. તે ઊણપ ચીની અને જાપાની ચિત્રો જોતાં કંઇક અંશે ઓછી થાય છે.

ઘણી બાબતોમાં જાપાન ચીનનું શિષ્ય છે એ ચિત્રકલાના વિષયમાં પણ દેખાઇ આવે છે. વાસ્તવિક રીતે ચીન અને જાપાનની ચિત્રકલા એક છે. કાંઇ ભેદ પાડવો હોય તો તે વૃક્ષની બે શાખાઓના જેવો છે. જાપાને ચિત્રકલામા વિશેષતા ચીન પાસેથી પ્રાપ્ત કરી છે. બધા વિદ્વાનો માને છે કે ચીની પ્રજા દુનિયાંની પ્રાચીન પ્રજાઓમાંની એક છે. એટલા માટે તે દેશ ભારત, મીસર અને ગ્રીસની હારમાં ઉભો રહે છે. ચીનની સઘળી લલિત કલાઓમાં, ચિત્રકલા ઉત્કૃષ્ટ છે. સ્થાપત્યમાં, શીલ્પમાં, ચીન, ભારતવર્ષ અને યૂરોપની બરાબરી કરી શકતું નથી, પરંતુ ચિત્રકલામાં ચીને એવી વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે કે તે વિશિષ્ટતા નથી ભારતમાં કે નથી યૂરોપમાં. તેથી યુરોપમાં શીલ્પનું જેવું દર્શન થાય છે તેવું ચિત્રકળાનું થતું નથી. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં યૂરોપીય ચિત્રકળાનો ઇતિહાસ સુસંબધ્ધ નથી. ભારતવર્ષના પણ એ જ હાલ છે. અત્યારે પણ ભારતવર્ષે ઘણા પ્રાચીન સમયથી ચિત્રકલાનું અનુશીલન અને સેવન કરતું આવ્યું છે.

તો પણ અહિં તે કલાનો કોઇ પધ્ધતિસર ઇતિહાસ દેખાતો નથી. પાંચમી, છઠ્ઠી તથા સાતમી સદીમા ચિત્રકલાનો કયાંક કયાંક પરિચય આપણને થાય છે, પણ તે પછીનાં પાંચસો, છસો, વર્ષો સુધીમા તે કલા લુપ્ત પ્રાય દશામા જ રહી. ચીની ચિત્રકલાનો ઇતિહાસ પણ એવો જ છે. આ વિષયમાં ચાર્લ્સ હોમ સાહેબે ઇંગ્લીશ વિશ્વકોષમા લખ્યું છે કે ચિત્રકલા ચીનની મુખ્ય કલા છે ચીનમાં ઓછામાં [illegible] ૧૨૦૦ વર્ષથી આ કલાનો પ્રચાર છે. વિશ્વ ન ઇતિહાસમાં આ વાત બહુ થોડી મળે છે.

ચીની ચિત્રકલાના આદર્શ [illegible] મી ચાર્લ્સ હોમ લખે છે કે ચીની ચિત્રકારનો ઉદ્દેશ ઘટનાને ચિત્રિત કરવાનો નથી. તે સદા કવિત્વના ભાવને પ્રકટ કરે છે. ચીનની એક પ્રાચીન કહેવત છે કે "ચિત્ર, એક શબ્દહીન કાવ્ય છે" ત્યાના કલાધરો ઘણું ખરું સાહિત્યરસિક પણ હોય છે આ વાક્યોથી જ ચીનની ચિત્રકલાની વિશેષતા સમજાય છે. એ કાવ્યના ભાવો, સૌથી પ્રથમ અને સૌથી વધારે આપણને પ્રકૃતિમાથી જ મળે છે. વિદ્વાનો એમ માને છે કે પ્રાકૃતિક દશ્યોનાં ચિત્રોમાં, ચીન સૌથી ચઢે છે આ વિષયમાં ચીન બધા દેશોનું અગ્રેસર છે.

પ્રાકૃતિક દશ્યોના ચિત્રાલેખનમાં એક બે વાત કહેવાની જરૂર છે. આ ચિત્રોમાં પણ જીવજન્તુ અને મનુષ્યોને માટે સ્થાન છે. કેટલાંક ચિત્રોમાં પશુ અને વિશેષે કરીને પક્ષીઓ છે. કોઇ કોઇમા મનુષ્ય પણ છે. પરંતુ વધારે પ્રમાણમા તો પ્રકૃતિને જ મૂલસ્વરૂપમાં ચિત્રેલી છે. ભૂરા આકાશમાં સફેદ પક્ષીઓના ઊડવાથી પ્રકૃતિશોભા વધી જાય છે. તેથી તેવાં ચિત્રોમાં ચીની ચિત્રકાર ચકલીઓને ચિતરવાના; અથવા જીવજંતુઓને તેઓ એવી સરસ રીતે ચિતરે છે કે તેથી તે ચિત્ર અધિક સુંદર બની રહે છે.

ચીની ચિત્રકલામાં પ્રાકૃતિક દશ્ય મનુષ્યના ઉપભોગ માટે ચિત્રાતું નથી. પ્રકૃતિ મનુષ્યના અધિકારથી પર છે. પ્રકૃતિ પોતાનો આનંદ પોતામાં જ પ્રકટ કરે છે. જાપાનની ચિત્ર કલામાં પણ એવુંજ છે. આ વિષયમાં આખી દુનીયાની કલા—ચિત્રકલા—ચીની અને જાપાની ચિત્રકલાથી જુદી પડે છે. ભારતમાં એવાં ચિત્રો ઘણાં ઓછા છે કે જે માનવ સંસ્પર્શથી રહિત હોય.

યૂરોપમો પ્રાકૃતિક દશ્યોનાં ચિત્રો ઘણાં છે. પરંતુ તેમા પ્રકૃતિના અંતર્ગત આનંદનો વિકાસ નથી. કારણ કે મનુષ્ની દૃષ્ટિના આનંદને માટે ચિત્રેલું હોય છે. પ્રકૃતિના મૂળમા જે અનંત જીવન છે તેનું યૂરોપીઅન ચિત્રકાર ચિત્ર નીપજાવી નહિ શકે માત્ર યૂરોપીઅન ચિત્રકાર રેંબ્રાંએ જ તે વિષય ઉપર થોડો પ્રકાશ પાડયો છે. સ્ટોકહોમની વિદ્યાપીઠના પ્રસિધ્ધ અધ્યાપક સાઇરેન સાહેબે રેંબ્રાની ચિત્રાવલિની તુલના ચીનની ચિત્રાવલિ સાથે કરતા કહ્યું છે કે:—

'યૂરોપીઅન ચિત્રકારોનાં ચિત્રોમાંથી ભાગ્યે જ કોઇ પ્રસિધ્ધ ચીની ચિત્રકારનાં પ્રાકૃતિક ચિત્રો સાથે મુકાબલામાં ટકી શકે. પરંતુ ચીની ચિત્રકારના જેવો અલક્ષિતભાવ યૂરોપીઅન ચિત્રકાર પોતાના ચિત્રમાં વ્યક્ત કરી શકતા નથી."

જાપાની ચિત્રોની આલોચના કરતાં જણાય છે કે તેમા ચીની ચિત્રોની વિશેષતા થોડા ઘણા અંશે ઉતરી આવી છે. ચીનની જેમ જાપાનની વિશેષતા પણ પ્રાકૃતિક દશ્યોને ચિત્રિત કરવામા છે. પરંતુ ભેદ માત્ર એટલો કે જાપાન ચીનની પેઠે અધિક ભાવના અને કલ્પનાપ્રિય નથી. જાપાની લોકોને સૌંદર્ય પ્રિય છે અને પ્રાકૃતિક સૌંદર્ય એ જ એમની દૃષ્ટિમાં આદર્શ સૌંદર્ય છે.

ચીની લોકો ભાવિક છે એટલા માટે તેમને અનંત આકાશપ્રિય પાની

ચિત્રકાર પણ આકાશને ચિત્રે છે, પરંતુ તેનું આકાશ દિગન્તપ્રસારિત કિંવા વિસ્તીર્ણ હોતું નથી. કાળા અને સફેદ વાદળાંથી વ્યાપ્ત અને જેની વચમાં અનેક રંગોવાળા કિરણોથી વિભૂષિત સૂર્ય પ્રકાશમાન હોય અને આંખને આનંદ આપે તેવું આકાશ જ જાપાની ચિત્રનો વિષય છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ચિત્રકલામાં જાપાનનું પ્રાધાન્ય કયા વિષયમાં છે. અથવા આંખને આનંદ આપે એવા ચિત્રોની જ પ્રધાનતા જાપાનમાં છે. એટલા માટે 'એન્સાઇક્લોપીડીયા બ્રીટેનિકા'માં લખ્યું છે કે જાપાની ચિત્રકલાના પરિચયથી દુનીયાને મુખ્યત્વે કરીને 'Decorative Art'—ભૂષણકલા—ના વિષયમાં લાભ થયો છે. જાપાની લોકો ચીની લોકોના કરતાં વર્ણવિન્યાસને કંઇક વધારે પસંદ કરે છે પ્રસિધ્ધ ગ્રંથલેખક એંડર્સન લખે છે કે ચીનની કલામાં રેખાઓ પર વધારે ધ્યાન અપાય છે, ત્યારે જાપાનની કલામાં વર્ણ ઉપર વધારે ધ્યાન અપાય છે.

ઉપર જણાવ્યું છે તેમ ચીની લોકો જીવજંતુ અથવા મનુષ્યોનાં ચિત્રો બનાવવાનું પસંદ કરતા નથી. જાપાની લોકો આ વિષયમાં ચીનના પાકા શિષ્ય છે. પરંતુ એટલા માટે એમ સમજવાનું નથી કે ચીન કે જાપાનની ચિત્રાવલીમાં મનુષ્યનું કે જીવજંતુઓનું ચિત્ર નથી. ઉલટું જાપાનની ચિત્રાવલિનો જે પ્રાચીન ઇતિહાસ અમને મળ્યો છે તેમાં માનવજીવન અને ઐતિહાસિક ઘટના બન્ને છે. જેમ કે સુમિત્સુનબૂએ ચિત્રેલાં 'અશ્વારોહી દાઇમ્યો' અને 'ધનુર્ધારી સામુરાઇ' ઉપરથી દેખાય છે કે આ ચિત્રો કોઇ શ્રીમાન ને અથવા રાજાને પ્રસન્ન કરવા અથવા ઇનામ લેવા ચિત્રેલાં હશે (જુઓ A. B. C. of Japanese Art નામનું પુસ્તક.)

કેટલાક સમયના અંતર પછી અથવા સાતમી આઠમી સદી માંહેની ઐતિહાસિક ઘટનાઓ પછી ચિત્રકારોના દૃષ્ટિકોણમાં જાણવા જેવો ફેરફાર થયો. આ સમયે ચીનના પ્રસિધ્ધ ચિત્રકાર વૂયાએંટઝીએ ભગવાન શાક્યમુનિનું ચિત્ર આલેખ્યું. એ ચિત્ર "ધ્યાની બુધ્ધ" નામના ચિત્રની નકલ છે. તે સિંહલદ્વીપમાંથી મળી આવ્યું હતું. અને અત્યારે મદ્રાસના સંગ્રહસ્થાન-મ્યુઝીયમ-માં મોજુદ છે. એનું કારણ એ છે કે એ સમયથી-સાતમી કે આઠમી સદીથી-ભારતના બૌધ્ધ ધર્મીઓએ ચીન અને જાપાનમાં પોતાનો પ્રભાવ ફેલાવવાનો આરંભ કર્યો હતો ચિત્રકલામાં એ કારણથી આવું પરિવર્તન થવા પામ્યું છે. એ સમયથી બુધ્ધ અને તેના જીવન સંબંધી ઘટનાઓને ચીન અને જાપાનના ચિત્રોમાં સ્થાન મળવા લાગ્યું.

ચીન અને જાપાનને છોડીને યૂરોપની ચિત્રકળા પર દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે જાણે ચિત્રજગતના એક નવા પ્રદેશમાં આપણે આવી ગયા હોઇએ. યૂરોપીય ચિત્રાવલી પર વિચાર કરવાને માટે યૂરોપીય સભ્યતાના મૂલ સ્થાપક ગ્રીસ પરત્વે જરા ઉલ્લેખ કરીશું. પછી યૂરોપીય ચિત્રકારોના અગ્રણી ઇટાલીયનોનો ઉલ્લેખ કરીશું. યૂરોપમાં અઢારમી સદીથી ચિત્રકલાની અધોગતિ થઇ રહી છે. એક લેખકે તો ત્યાં સુધી લખ્યું છે કે "ઉદ્યોગવાદની સજ્જડ અસરથી અઢારમી સદીથી યૂરોપમાં કળાનો વિનાશ થઇ ચૂકયો છે. માટે જ યૂરોપીય ચિત્રોની પર્યાલોચના કરવાને માટે ગ્રીક અને ઇટાલીયન ચિત્રોની સમાલોચના કરવી જરૂરની છે.

ગ્રીસની ચિત્રકળા કરતાં ત્યાંનું સ્થાપત્ય વધારે પ્રસિધ્ધ છે. પરંતુ ઉપર લખેલી બન્ને કલાઓનો પરસ્પર એટલો તો નિકટ સંબંધ છે કે બન્ને કલાઓને એક જ કલા કહી શકાય. ગ્રીસની શિલ્પકળામાં અત્યારે

જે કંઈ રહ્યું છે તે એટલું તો ઉત્તમ છે કે તે આખી દુનીયામાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. અત્યારે દુનીયાના સમર્થ શિલ્પીઓ તેનું સંપૂર્ણ અનુકરણ કરવા અસમર્થ છે. પરંતુ ગ્રીસની કલામાં પણ કેટલીએક ત્રુટિઓ છે. ચીની અને જાપાની ચિત્રમાં જે પ્રકારનું પ્રકૃતિનું પ્રાધાન્ય છે તે જ પ્રકારનું માનવતત્વનું પ્રાધાન્ય ગ્રીસની કલામાં છે. પ્રકૃતિના સૌન્દર્યનો અનુભવ કરવાને તેઓ કેટલેક અંશે અસમર્થ હતા. સર્વાંગસુંદર નરનારીઓ, એ જ ગ્રીક ચિત્રકારોને માટે સૌંદર્યનો આદર્શ હતો. પરંતુ નરનારીઓની અંદર જે દેવભાવ રહેલો છે તેની તેઓને ખબર ન હતી. પંચેંદ્રિયોથી ગ્રાહ્ય બાહ્ય સ્વરૂપ જ તેઓને મન બધું હતું. તેથી મિનર્વા દેવીનુ નિર્માણ કરતી વેળાએ એક અપૂર્વ લાવણ્યમતી સુંદરીની મૂર્તિ બનાવી દીધી. ઍપોલૅાની મૂર્તિ તો એક સર્વાંગ સુંદર યુવકની મૂર્તિ. આવી કલામા નશ્વર દૈહિક સુંદરતા જ પ્રધાન છે. ઇટાલીયન ચિત્રકારો પર પણ એ જ પ્રકારની છાપ દેખાય છે. ખ્રીસ્તી ધર્મને અંગે ત્યાંના ચિત્રકારો દેવદેવીઓના જ ચિત્રો બનાવતા હતા. રાફેલે 'મેડોના'નું ચિત્ર બનાવ્યું છે. માઇકલ ઍન્જેલોએ દોરેલાં 'સંત પૉલ' અને 'સંત પીટર' વગેરે ચિત્રો, અને ટીશીયને રચેલી ખ્રીસ્ત સંબંધી ચિત્રાવલિ જગતમાં પ્રખ્યાત છે. પરંતુ તેમની દેવદેવીઓ નથી ભાવના પ્રધાન કે નથી ધ્યાનપ્રધાન. તેમણે તો માત્ર જગતમાંથી સારા સારા ચ્હેરાઓમાંથી પસંદ કરી ચિત્રો આલેખ્યા છે. આ સંબંધમા ભારતીય ચિત્રકારો અને યુરોપીઅન ચિત્રકારો વચ્ચે ઘણો તફાવત છે. હિંદી ચિત્રકાર જે મૂર્તિનું આલેખન કરવા ધારે છે તેનું પહેલાં ધ્યાન ધરે છે, અને માનસ દૃષ્ટિથી તે મૂર્તિનું દર્શન કરી અંતે તેનો આકાર ખડો કરે છે. યૂરોપીયન ચિત્રકાર આ વાત નહિ સમજી શકે. મનુષ્યના બ્હારના જીવનમાં જે કાંઇ દેખાય છે તેને ચિત્રિત કરવામાં અથવા આકાર ઘડવામાં યૂરોપીઅન ચિત્રકારો બહુ જ કુશળ છે. પરંતુ જીવનમાં ગૂઢ રહેલું રહસ્ય તેઓ સમજી શકતા નથી, તેમ સમજવાની મહેનત પણ કરતા નથી. આ કારણથી તેમનાં ચિત્ર-શિલ્પો-સર્વાંગ સુંદર બનતા નથી.

ભારતવર્ષની ચિત્રાવલિમાં ચીન જાપાન અને યૂરોપ, એ ત્રણે દેશોની થોડા ઘણી વિશેષતા દેખાય છે. અજન્ટાનાં અદ્‌ભુત ચિત્રો આજ સુધી જગતને વિસ્મય પમાડે છે. તેમાં રંગોનું એવું સરસ મિશ્રણ છે કે તેની જોડ જાપાની ચિત્રોમાં જ મળી શકે. તેમા ચીનના જેવું પ્રાકૃતિક સૌંદર્ય છે અને યૂરોપના જેવી બાહ્ય શોભા પણ છે. તે સિવાય ભારતની જે વિશેષતા છે તે તો છે જ. યૂરોપ અને ભારતની તુલના કરતા ડૉ. કુમાર સ્વામીએ ભારતની વિશેષતા પરત્વે લખ્યું છે કે:—

"યૂરોપીય ચિત્રકલાનો ભાગ્યે જ આંતર જગત્ સાથે સંબંધ છે. ત્યાંના કલાધરોની કલ્પનાશક્તિ બાહ્ય જગત્ સુધી જ પહોંચે છે. પરંતુ ભારતીય કલાનું લક્ષ્ય હમેશાં અસીમ અને સર્વકાલીન રહ્યું છે." એ જ મહાશયે એમ પણ લખ્યું છે કે "ભારતમાં પુરૂષોનાં જે ચિત્રો થયા છે: તેનો ઉદ્દેશ કાંઇ શારીરિક સૌંદર્ય બતાવવાનો ન હતો. સ્ત્રીઓનાં ચિત્રોના સંબંધમાં પણ એ જ વાત છે. ભારતનું સ્ત્રીચિત્ર એટલે ધર્મ, દયા અને શક્તિ. એટલા માટે ગ્રીસમાં 'ઍફ્રોડાઇટ' અથવા 'પૅલાસ ઍથીન' જેવી સર્વાંગસુંદર પ્રતિમાઓ દેખાય છે. એવી ચેષ્ટા અમારે ત્યાં કદી થઇ નથી. ભારતીય ચિત્રકારોએ સરસ્વતી અથવા જ્ઞાનની દેવી, પ્રજ્ઞાપારમિતા અથવા તારાદેવીની મૂર્તિઓ બનાવી છે. પ્રજ્ઞાપારમિતા, એ બુધ્ધકાલીન શિલ્પને

અદ્વિતીય નમૂનો છે. આ મૂર્તિ, ભારતનાં ઘણા મંગ્રહસ્થાનોમાં જોવામાં આવે છે. એના બાહ્ય સૌંદર્યમાં કોઇ પણ જાતની ખામી નથી. ઉલટું તેમાં એક એવો અનિર્વચનીય ભાવ છે કે જેથી આપણું હૃદય ધર્મભાવ અનુભવે છે.

આ સંબંધમાં બેચાર વધારે મૂર્તિઓનો ઉલ્લેખ કરવાથી ભારતીય ચિત્રકલાના વિશેષતા સમજાઇ જશે. એક 'નટરાજ શિવ'ની મૂર્તિ અને બીજી 'ધ્યાની બુધ્ધ'ની મૂર્તિ છે. 'ધ્યાની બુધ્ધ'ની મૂર્તિના સંબંધમાં પ્રસિધ્ધ કલાવિદ્ હૅવેલ સાહેબે લખ્યું છે કે 'યૂરોપમાં આવી મૂર્તિની કલ્પના જ આવી શકતી નથી' મનુષ્યની અંદર જે નિઃસીમ રાજ્ય છે અને તેની અંદર જે અનંત શકિત છે. એ વાત 'ધ્યાની બુધ્ધ'ની મૂર્તિથી જ સારી રીતે સ્પષ્ટ થાય છે 'ધ્યાની બુધ્ધ'ની મૂર્તિમાં આ ભાવ ઘણી બારીકીથી બતાવ્યો છે. 'નટરાજ શિવ'ની મૂર્તિ ભારતીય ચિત્રકલાનો બીજો નમૂનો છે. ઘણા લોકો એમ સમજે છે કે હરતી ફરતી મૂર્તિઓ—Movement pictures—ભારતમાં છે જ નહિ. પરંતુ પ્રલયકાળની તાંડવનૃત્યની મૂર્તિના અસ્તિત્વથી ઉપરનો મત ખોટો પડ્યો છે. હિન્દુ પુરાણોના મહાદેવ, હિંદુદર્શનના સૂક્ષ્મતત્વની એક પ્રતિમૂર્તિ છે શિવ સંહારકર્તા પણ છે અને સૃષ્ટિકર્તા પણ છે તેનું ભૂલ્યું યોગ સમાધિ છે હિન્દુદર્શનનું જે સૂક્ષ્મ તત્ત્વ છે તે 'નટરાજ શિવ'ની મૂર્તિમાં ઘણી કુશલતાથી પ્રકટ થયું છે.

ભારતની ચિત્રકલાની વિશેષતાની બાબતમાં બીજી કેટલીયે વાતો છે. પરંતુ ભારત તે ધીમે ધીમે ખોઇ બેઠું છે. કેટલીએ સદીઓની પરાધીનતામાં ભારતનું સૌંદર્ય જતું પામ્યું છે. આજ ભારતની વસ્તુઓની અવગણના થાય છે અને ભારતની પ્રાચીન સભ્યતાનું ધોરણ જગતમાં તુચ્છ ગણાવા લાગ્યું છે. ફરી પણ ભારતમાં નવજીવનનો સંચાર થઇ રહ્યો છે બંગાલામાં રવીન્દ્રનાથ ઠાકૂરે અને તેના શિષ્યોએ ચિત્રકલાનો જે નવો આદર્શ રજુ કર્યો છે તેને જગત્ અભિનંદવા લગ્યું છે. ભગિની નિવેદિતા, રેટકિલફ અને હૅવેલ સાહેબે એ કલાનું સ્વાગત કર્યું છે બંગાલી ચિત્રકાર અબ્દુલ રહેમાન ચગ્ગટાઇના ચિત્રો પણ એવાં જ અનુપમ છે. આશા છે કે ભારત ફરીથી પોતાનું પ્રાચીન ગૌરવવાળું સ્થાન પ્રાપ્ત કરવામાં સમર્થ નિવડશે.

( સંપૂર્ણ )





કબરસ્તાનમા લેનીનનું શબ

# લેનીનનું મૃત્યુ

લેખક- શ. ચંદ્રકાન્ત ચુનીલાલ સુતરિયા.

જાન્યુઆરી માસની ૨૧ મી તારીખની મનોહર સંધ્યાના રંગ પૃથ્વી પરથી સમેટાવા માંડયા ત્યારે મોસ્કોથી ૨૦ માઇલને અંતરે ગોર્કી નામના ગામમા લેનીને સદાકાળને માટે પોતાની આંખો મીંચી દીધી

બીજા દિવસની ઉષા લજવાની હતી લેનીનના મૃત્યુસમાચારની જાણ હજી જન સમુદાયમાં પૂર્ણ મંશે-અરે, જરી પણ-પહોંચી ન હતી એક નાટકશાળામાં સોવિયેટ મહાસભાની બેઠક મળેલી આખું મકાન ભરાઇ ગયું હતું. વાતાવરણ શાંત હતુ: ધીમે રહીને પ્રમુખ કેલાનીન પોતાના સ્થાન પરથી ઉઠયો. બધાની મીટ ત્યાં મંડાઇ: તે વ્યાસપીઠ પર ઉભો થયો અને આવેશભરી ભાષામાં તો યે ગદ્ગદિત કંઠે તે ચાર શબ્દો બોલ્યો: "વ્લેડીમીર ઇલાઇચ × મૃત્યુ પામ્યો." સૌના હૃદયમાં ધરતીકંપ થતો જણાયો. વાતાવરણમાં ઘેરી કરૂણતા છવાઇ ગઇ. માત્ર બે સેકન્ડ પછી સૌની આંખોમાંથી અશ્રુ ઝર્યાં: કોઇએ મોટે સાદે રડવા માંડયું: આખી નાટકશાળા કરૂણ અવાજોથી ગાજી ઉઠી: 'લેનીન! લેનીન! અમારો પ્રાણદાતા!' એ અવાજો ગુંજવા માંડયા. ભાષણો કરવાની કે ઠરાવો પસાર કરવા જેટલી યે શક્તિ કોઈનામાં રહી નહી વ્યાસપીઠ પર, પોતાના દેશી પોષાકમાં જ સજ્જ થયેલી કેટલીક તાર્તાર સ્ત્રીઓ પણ કરૂણ રૂદન કરવા લાગી દરેકના મુખ પર ગાઢ નિરાશાની તીવ્ર વેદના જણાઈ. પાંચ મીનીટ વીતી- સભ્યોને સૂચનાઓ આપવામાં આવી કે પ્રથમ કારખાનાંઓમાં જઇ આ સમાચારની જાણ કામદારોને કરવી-કેમકે, કામદારો લેનીનના પ્યારા દોસ્ત હતા-પછી, જનસમુદાયને જણાવવું. આ સૂચના મળતાં જ સભા વિખેરાઇ. સૌ ધીમે પગલે અને ભારી હૃદયે તે સ્થાન તજતા ગયાં.

લેનીનના મૃત્યુ સમાચાર મોસ્કોની શેરીઓમાં જેમજેમ પ્રસરતા ગયા તેમ તેમ શોકની લાગણીએ ગાઢું સ્વરૂપ પકડયું. લેનીન મૃત્યુ પામ્યો તે દિવસે રવિવાર હતો, પણ પ્રજાને તેના સમાચારની

× લેનીનનું પહેલાંનું નામ, ઇલયા એની માતાનું નામ: તે પરથી ઇલાઇચ=ઇલયાનો પુત્ર.

જાણ થઈ તે દિવસ સોમવાર હતો. કમનસિબે જે રવિવારે લેનીનનો દેહ પડયો તે દિને રશિયાના ‘લોહી ખરડાયલા રવિવાર’ની સંવત્સરી હતી. ૧૯૦૫માં ઝારી સૈનિકોએ એ દિવસે પેટ્રોગાર્ડમાં વિન્ટર પેલેસના ચોકમાં કામદારો પર ગોળીબાર કર્યો હતો, ત્યારથી એની સંવત્સરી ઉજવાતી આવતી હતી. આ ૧૯ મી સંવત્સરીનાં શોક ચિન્હો-દરેક ગૃહ પર ફરકતા કાળા અને લાલ વાવટાઓ-હજી તો ઉતર્યા ન હતા તે પહેલાં એટલે સોમવારની અપશુકન ભરી સ્હવારે લોકોએ લેનીનના દુઃખદાયક મરણના કરુણ સમાચાર સાંભળ્યા. તેમનો શોક આ કારણે બમણો થયો. દરેક મકાનો પર, બજારોમાં કે ચોટાઓમાં, શેરીઓમાં કે ધોરી રસ્તાઓ પર હજારો કાળા વાવટાઓ ફરફરતા થયા. કોઈ કોઈ વાવટાઓ પર નીચેના સુંદર શબ્દો પણ ગુંથાયલા જોવામાં આવતા હતા :—

| |
|---|
| લેનીન મૃત્યુ પામ્યો, પરંતુ, તેનો આદર્શ—સોવિયેટ સત્તા, આખા જગત પર વિજય મેળવશે |

**સરઘસનો દેખાવ**

લેનીન જે સાંજે મૃત્યુ પામ્યો તે પછી બીજી સવારે, જે વખતે કકડતી ઠંડીનું વાતાવરણ મોસ્કોમાં જામ્યું હતું ત્યારે, તેની દફનક્રિયાનું સરઘસ નીકળ્યું. આગલે જ દિવસે દેડકાં કરડવાથી ત્રણ હજાર માણસોને રોગ લાગુ પડયો હતો તે બીકને દૂર મૂકીને પણ તે દિવસે એ સરઘસમાં એક લાખ કરતાં વધારે માણસોએ અંતઃકરણપૂર્વક ભાગ લીધો. લેનીનનું શબ ટ્રેડ યુનિયન હોલમાં મૂકવામાં આવ્યું હતું. કોઇ પવિત્ર મંન્દિરમાં જતા હોય એવી ભાવનાથી ત્યાં સૌ આવતાં હતાં ધીમે ધીમે માનવ મેદની ભરાતી ચાલી. આગલી બે રાતોએ પણ ત્યાં પુષ્કળ માણસો કકડતી ઠંડીમાં પડી રહ્યાં હતાં. ટ્રેડ યુનિયન હોલની પડોશની શેરીઓ માણસોથી ચીકાર થઇ ગઇ. લેનીનના શબની આસપાસ ચાર સ્થિર ચોકીદારો હતા: એ દ્રશ્ય જોઈ વળી પાછી લોકોની આંખમાંથી આંસુની સેર ચાલી. દેશે કામદારોનાં પ્રતિનિધિ મંડળ સાથે એક વૃધ્ધ સ્ત્રી ચાલી આવતી હતી. તેના મુખમાંથી આ દ્રષ્ય જોતાં અચાનક જ શબ્દો સરી પડયા: ‘ઇલાઈચને સૌ ચાહતા; જુઓ. આજે એને માટે કેટલા બધાં મહેમાનો એકઠાં થયાં છે!’

અને ફરી પાછો માનવમેદનીમાં ગુંજારવ ચાલ્યો — “ઈલિઈચ! અમારો પ્રાણદાતા!”

રેડસ્ક્વેરમાં થોડા સમય માટેની તેની કબરમાં તેનુ શબ લઈ જવા માટે ટ્રેડ યુનિયન હોલમાંથી સવારે નવ વાગે તૈયારીઓ થઇ અને સાત કલાક પછી તેનુ શબ કબ્રસ્તાન પાસે આવી પહોંચ્યું. ક્રેમલીન ટાવરમાં ઘંટારવ થયા. માનવમેદની શબવાહિકાની આસપાસ રેડસ્ક્વેર આગળ ખુબ ભરાવા માંડી, છતાંયે,-લેનીન મૃત્યુ પામ્યો તો પણ તેનુ કાર્ય પ્રગતિ કર્યે જશે-એમ પ્રેરણા પાતી દરેકના હાથમા લાલ અને કાળી ધજાઓ ફરકતી હતી. એક ધજા પર નીચેના શબ્દો હતા: -

‘લેનીન મૃત્યુ પામ્યો, પણ લેનીનવાદ સનાતન છે’ બીજા પર:-‘ઈલાઇચ મૃત્યુ પામ્યો પણ લેનીન જીવે છે.’—એમ હતું. ત્રીજી ધજા તાર્તારના એક ટોળાંએ ઝાલી હતી. તેમના વદન પર નિરાશાની ગાઢી છાયા સ્પષ્ટ પથરાયલી માલમ પડતી હતી એ વાવટા પર નીચેના અક્ષરો અર્ધી ટર્કી અને અર્ધી તાર્તરી ભાષામાં લખાયલા હતા:-“ઇલાઇચ પ્રત્યે ભક્તિ અને પ્રેમ દર્શાવવા માટે અમે સામ્ય વાદીઓનાં પક્ષમાં ફેરવાઇયે છિયે.”

**દર્શનનો લાભ**

પ્રજાની લાગણી કેટલી હદ સુધી પહોંચી હતી તેનું એક ઉદાહરણ લઇયે. ટ્રેડ યુનિયન હોલમાં

જ્યારે તેનું શબ મૂકવામાં આવ્યું ત્યારે અસંખ્ય માણસની મોટી મેદની તેના છેલ્લા દર્શન માટે ભરાઈ હતી, પરંતુ હજારો માણસો નિરાશ વદને પાછાં વળ્યાં હતાં. આથી પ્રજાએ એવો ઠરાવ કર્યો કે તેના દેહને મસાલાવાળા કૉફીનમાં રાખવો આથી, જે એના દર્શનનો લાભ ન લઇ શકયા હોય તે લઇ શકે. આ ઠરાવની જાણ જ્યારે જાહેર પ્રજાને થઇ ત્યારે સહુ બોલવા લાગ્યા કે· “ખરી વાત,



રશીયાનો તારણહાર લેનીન

પેલી વૃધ્ધ સ્ત્રી કહેતી હતી તે ખરી વાત કે: 'ઇલાઇચને સહુ ચાહતા.”

### એક ખેડુતની મનોદશા

લેનીન મૃત્યુ પામ્યો તે દિવસથી દર સાંજે એક ખેડુત ટ્રેડ યુનિયન હોલ પાસે આવતો. તે ત્યાં આવે, કલાક બે કલાક બેસે, લેનીનની કબ્ર નિરખે અને પછી ચાલ્યો જાય· કદી કદી તેની આંખોમાં સ્નેહનાં ઝળઝળિયાં આવે, પણ તે કોઇને જણાવા દે નહિ ત્યાં એક પોલીસ સીપાઈ ઉભો રહેતો. તે દરરોજ આ અદ્‌ભુત દ્રશ્ય જોતો. તેને તે ખેડુતની મનોદશા જાણવાનું કુતુહલ થયું એટલે તેણે એક સાંજે તેને જરાક રોકી, પૂછ્યું: “તમે દર સાંજે અહીં આમ શા માટે આવો છો તે કહેશો?”

‘હા’ ખેડુતે જવાબ વાળ્યો: ‘મારે દરરોજ લેનીનને જોવો જોઇયે. મારો તે જીગરનો દોસ્ત હતો–એના વગર મને એક દિન પણ ન ચાલે.’

પછી તે ચુપ રહ્યા. પોતાની વાતની ખાત્રી માટે તેણે લેનીનના સુંદર હસ્તાક્ષરવાળો એક ચીંથરેહાલ કાગળનો ટૂકડો બતાવ્યો: તેને એ

વખતે ચુંબન કર્યું અને પછી પાછો સાચવીને મૂકી દીધો.

તેણે ફરી વાત શરૂ કરી: 'મન્નમાં ભૂખમરો હતો. અમારી સામે સંજોગો બાલા માફક આવીને ખડા થતા. અમને ચોદિશે જુલ્મ અને ભયનું વાતાવરણ ફેલાતું લાગતું. મારા ગામડાનાં ભાઈઓએ મને સરકાર સમક્ષ અમારાં દુઃખનાં રોદણાં રડવા માટે મોસ્કો મોકલ્યો. હું મોસ્કોમાં આવ્યો અને સરકારી ઑફીસોમાં એકથી બીજે ઠેકાણે એમ અસંખ્ય ધક્કા ખાધા, પણ મારી દાદ-ફરિયાદ કોઇ યે સાંભળી નહી. હું નિરાશ થયો: લાચાર બન્યો. અંતે ખાલી હાથે મારે ગામ જવાની મે તૈયારી કરી. પણ ત્યાં તો આશાનું એક કિરણ ફુટ્યું..." તે ખેડુત બોલતાં ગળગળો થયો, છતાં તેનાં દિલના ધબકારા વધુ જોરથી ધબકવા લાગ્યા. તે મનમાં બોલ્યો. "લેનીન! અમારો તારણહાર!" તેણે પોલીસ સીપાઇને કહેલી અધુરી વાત ફરી શરૂ કરી:—

'મારો પુત્ર મોસ્કોના એક કારખાનામાં કામદાર હતો. તેણે મને નિરાશ વદને જોયો: તે મારું દુખ સમજ્યો. તેણે મને કહ્યું: 'પિતા! ગભરાશો મા! આજે કામદારો સમક્ષ અમારા કારખાનામાં ઇલાઈચનું ભાષણ થવાનું છે: પિતા! એ બહુ ભલો માણસ છે. તમારું દુઃખ તમે એને કહેજો." મને એ વાત ગમી ગઇ. ઈલાઈચ વિષે મેં ઘણું સાંભળેલું. પરંતુ મને વિચાર થયો કે મારાં ગામડાનાં નાનાં સંકટો માટે આવા મહાન અને સુવિખ્યાત પુરૂષની થોડી ઘણી પળો પણ લેવી એ નકામું: વળી, લેનીન મારી વાતમાં રસ લેશે કે કેમ તે વિષે પણ મને શંકા ઉપજી: 'આવો મહાન પુરૂષ! તેને તો ઘણાં કામો કરવાનાં હોય" વગેરે વિચારો પણ આવ્યા. પરંતુ, અનેક વિચારોને અંતે તેને હું કારખાનામાં મળ્યો. અને તેની સાથે વાર્તા કરવાનો લાભ પણ મેં મેળવ્યો. ઓ! તે ધન્ય પળ!" ખેડુત બોલતાં અટક્યો: વળી તેણે મોટે અવાજે કહ્યું: "અને શું કહું? તે એટલો બધો સાદો હતો કે જાણે મને તો એક મિત્ર જ લાગ્યો. તેણે મારી સાથે એક કલાક સુધી નીરાતે વાતો કરી, એટલું જ નહિ પણ મારી ગામડાની વાતોમાં અપૂર્વ રસ લીધો અને તે વિષય પર અનેક અર્થાસ્પદ સવાલો પૂછ્યા."

'હા, તે ખરૂં; પણ આ લેનીનની સહી તમારી પાસે ક્યાંથી?" સીપાઇએ પૂછ્યું.

"અરે, હા! તે વાત તો હું ભૂલી જ ગયો: એનો ઇતિહાસ બહુ રમુજી છે." તેણે કહ્યું: 'સરકારી ઑફિસોમાં અગણિત ધક્કાઓ ખાધા પછી તે વિષે જ્યારે મેં લેનીનને કહ્યું ત્યારે તેણે થોડીવાર વિચાર કરી એક સરકારી અમલદાર પર મારી મારફત નીચેનો હુકમ મોકલી આપ્યો:—

'આ ચીઠ્ઠી લાવનાર માણસને અમુક કારણસર સરકારી ઓફીસોમા ખૂબ અને નકામા ધક્કાઓ ખાવા પડયા છે તેથી તેના બુટનું તળિયું ઘસાઇ ગયુ છે; માટે તેને નવા બુટ અપાવશો.

તમારો.

વ્લેડીમીર ઈલાઇચ

(લેનીન)"

આ કાગળ પર જે સહી છે તે આ પ્રસંગની છે" તે હસ્યો, અને લેનીનની કબ્ર તરફ નિરખી, શાંત મને પોતાને રસ્તે પડયો. પોલીસ સીપાઇએ તેના તરફ દૂર સુધી દ્રષ્ટિ ફેંકી.

અંજલિ-અર્પણ:

લેનીનના મૃત્યુથી થયલી લોકસમુદાયની કરૂણ સ્થિતિનું આલેખન અહીં શી રીતે કરી શકીયે?

છેક બાળકથી વૃધ્ધ સુધી, શું સ્ત્રી કે શું કામદાર કે શું ધનિક,—દરેક જણ અંતરનાં આંસુ પાડતો. કોઈ નાનો બાળક તેના પિતાને પૂછતો: 'પિતા! પેલા લેનીન ક્યાં ગયા?" અને તેનો પિતા જવાબ વાળતો:—'બેટા તે, તો ગયા! હવે પાછાં નહિં'

આવે'......અને, પેલો બાળક ઘરના એક ખુણામાં જઇ, ઓશિકામાં મુખ સંતાડી, જોરથી રડી પડતો.

જનસમુદાયના જુદા જુદા વર્ગે તેના અવસાન પછી જુદા જુદા પ્રકારની અંજલિ અર્પણ કરી. ખેડુતો એ વિશાળ ઝાડના એકાદ નક્કર થડની નળી બનાવી. અને લેનીનની છેલ્લી પ્રતિકૃતિ તેમા જોડીને પૂજન કર્યું. બીજા કેટલા કામદારોએ લેનીનનું



૨૫૦ 'નકોલાસ લેનીન

બસ્ટ તૈયાર કર્યું: અને બાકીનાઓએ લેનીનની કબર પર ફુલો વેર્યાં.

અને ત્યાર પછી, કેટલીયે ખુશનુમાં રાત્રિઓ આવી અને ગઇ. તે દરેક રાત્રીએ લેનીનની વાતો મોસ્કોની શેરીઓમાં ગવાતી રહી અને શહેરની વચમા ખુલ્લી હવાના મેદાનમાં એની જીંદગીના પ્રસંગો વીજળીબળથી ( Magic Lantern ) હાલતા ચિત્રો દ્વારા બતાવવામાં આવ્યાં.

અને સભાઓ? તેની તો વાત જ પૂછો ના. સભાઓ તો અસંખ્ય ભરાયે જતી. વિદ્યાર્થીઓ, કામદારો, બીજો સાધારણ જનસમુદાય, પૂર્વ દેશની પ્રજાના પ્રતિનિધિઓ–સૌ એ સભાઓમા અપૂર્વ અને ઉલટભેર રસ લેતાં. આખો દિવસ અને રાત લેનીનના જીવનનું વર્ણન અને મનન કરતા.

પુસ્તકો વેચનારાઓની દુકાનો પર પણ તડાકો પડયો; લેનીનનાં લખાણોનાં જ પુસ્તકોથી તે દુકાનોનાં કબાટો હવે ચીકાર જણાયાં" ઉરતા

તુરત જ તેનાં અનેક જીવનચરિત્રો, બાહોશ કલમ બાજોને હાથે લખાયલાં, બ્હાર પડયાં. દરેક વિદ્યાપીઠમાં લેનીનવાદ દાખલ કરવા માટે તેમ જ પૂર્ણ દેશની દરેક ભાષામાં તેનાં લખાણોનાં અનુવાદ કરવા માટે સોવિયેટ મહાસભાએ ઠરાવ કર્યો; અને મજા તે સાથે સંપૂર્ણ સંમત થઇ.

**તેની પત્નીનું નિવેદન**

લોકો આમ લેનીનોલા બનતા ગયા: સહુ તેનો આદર્શ વાંચે, પણ કોઇ વર્તનમાં ન મૂકે. જે ખાનગી અને જાહેર પુસ્તકાલયમા તેનાં પુસ્તકો ન હોય તો તે પુસ્તકાલય સુનું અને બીનઉપયોગી મનાતું. પરતુ તે પુસ્તકો વાંચ્યા પછી થોડાં ઘણાં જ માણસો લેનીનના આદર્શો ઝીલી શક્યાં. લેનીનની પત્ની ક્રુપ્સકાને આ ન રૂચ્યું. તેણે લેનીનના મૃત્યુ બાદ તંત જ રશિયન જનસમુદાયને ઉદ્દેશીને નીચેનું નિવેદન પ્રકટ કર્યું —

"દેશબાંધવો! મારે તમને એક બહુ મોટી અરજ કરવાની છે. ઈલ્લાઇચનું શરીર આપણી વચ્ચે નથી તેથી શોક કરશો માં! તેને માટે મોટાં સ્મારકો રચશો નહિ: મોટાં સરઘસો ગોઠવશો નહિ:—એ માટે તેણે પોતે, પોતાની જીંદગીમાં બહુ જ ઓછી પરવા રાખી છે. આપણા દેશમાં અવ્યવસ્થા ને અંધાધુંધી, ભૂખમરો ને ગરીબી હજી એવાં ને એવાં જ છે. આથી, જો ઇલાઇચના નામને તમે માન આપવા ચાહતા હો તો તેની પ્રત્યેક સુચના તમારા જીવનમાં વણી લો: તે મુજબ વર્તન રાખો: અને તમે જોશો કે રશિયાની ધરતી પર થોડા જ વર્ષોમાં નવયુગની નોબનો વાગી રહેશે."

લનીન ગયો-સદાકાળને માટે ગયો, પરંતુ તેના મહાન કાર્યોએ રશિયાને જ નહી, પણ સમસ્ત જગતને પ્રેરણાના પિયુષ પાયા છે

( સંપૂર્ણ )



રેડ સ્ક્વેરમાં લેનીનની કબર.




ચિત્રકાર: રા. રવિશંકર રાવળ

(૧)

માઘ માસની શાંત સંધ્યા ઉલ્લાસભરી નમતી હતી. પ્રચંડ વનમાં વિરાજતી કુમારી વનદેવી ગિરિશૃંગ પર ઉભી વનપ્રદેશ અવલોકે તેમ દેવબાલા અટારીએ ઉભી જનમાર્ગ અવલોકતી.

કોઇ દેવમંદિરની અટારીએ પ્રતિક્ષા કરતી ઉભેલી દેવાંગના સમી તે લાગતી. ગુલાબી ગુલનું રમ્ય આકર્ષણ તેના વદનમંડલ પર વિરાજતું. ગંગાને ખોળે લેટતા જળપટની નિર્મળતા તેના હૃદયમાં વસતી; અને રત્નાકરના ઉદરમાં સમાઇ જાય એટલી સહન શક્તિ તેમાં સચવાતી. કુંતા કુમાર મહાબાહુ અર્જુનનું પ્રતાપી શર સુસવાટ કરતું વછુટી—દૂર ઘણે દૂર—જાય તેમ કલ્યાણકિરણના શરસંધાન કરતાં તેનાં બાલનયન દૂર દૃષ્ટિ નાંખતાં. આ બાલસુંદરીના મુખકલાપ પર પરિધાન જ્યોત્સ્નાનું હતું. રેખામાં રસ જ્યોતની અપૂર્વ ઉજ્જવલતા હતી. વપુમાં ઉછળતા યૌવનની મસ્તી હતી. વ્યોમે વિહરતી તારકબેલડીની વિખૂટી પડેલી એક બિંદુબાલા જેવી તે લાગતી.

ઉત્સવદિને કે છુટી મળતાં નાનકડા વિદ્યાવિલાસીઓમાં ઘેલછા આવે છે. મધુર અવલોકન કરતી દેવબાલામાં પણ ઘેલછા હતી. એકમાં જોગવન્તા તોફાનની ઘેલછા હોય છે. બીજામાં અગમ્ય ભવિના પડ ઉકેલતાં પરિણમતી શાંત ગાભિર્યભરી વર્તમાનની ઘેલી વિસ્મરણતા હતી.

અનંત દર્શન કરાવતી વીજ વ્યોમે ચમકે તેમ દેવબાલા ચમકી.

"આવો બ્હેન! પ્રકાશ ભાઇ આવ્યા છે!" પાછળથી અવાજ આવ્યો.

રાજમાર્ગ પર પરવરતું તેનું દૃષ્ટિ તેજ નૃત્ય ગતિએ પાછું ખેંચાયું, અને કૃષ્ણ પક્ષની રજની શ્યામ ઓઢણીમાં શણગારાઇ તેમાં નિશાનાથનું ગોરૂ અજવાળું પ્રકટે તેમ દેવબાલાના રસભાવ પ્રકટયા. તપોવનમાં કોકિલની મધુર સંગીતધાર ઝરતી એકાએક અટકે કે નભે વાદળ છવાતાં સૂર્યદર્શન મોંઘું થઇ બેસે તેમ દેવબાલા અટારીમાંથી અદૃશ્ય થઇ ગઇ! વનવસંત પુરી થતાં કોકિલની નામના માત્ર જ તરૂડાળે રહી જાય. અટારીમાં તેની દેવમૂર્તિ પરોક્ષ ભ્રમણ કરી રહી.

ભગવાન રામચંદ્રજીએ હઠ કરી રજનીકર્તા પૃથ્વી પર ઉતાર્યો ત્યારે તેમનું બાલહૃદય ઉલ્લાસમાં નાચી રહ્યું. પ્રકાશનું આગમન દેવબાલાને ઉલ્લાસમાં તરબોળ કરી રહ્યું. ગમે તે પરિધાનમાં–ગમે તે પ્રકૃતિમાં–ગમે તેવા આડંબર કે આવરણ નીચે પ્રકાશ સંચરે; કરોડોની મેદનીમાં પણ તેની ઓળખ દેવબાલાને તો સુલભ હતી.

વિવેકસુજન–બ્રહ્મકુમાર જેવો દીપતો યુવક અભ્યાસગૃહમાં બેઠો હતો, અને અભ્યાસગૃહના દ્વારમાં દેવબાલા ઉભી. 'ગીરધર નાગર'ની મંત્રમુગ્ધ મીરાંબાઇ માફક દેવબાલા દર્શનમુગ્ધ ઘડીભર ઉભી–ઉભી રહી. સાગરમાં વિહરતું જહાજ તરંગસ્પર્શે ડોલે તેમ સોહાગ મૂર્તિ શી શોભતી બાલાનું ઉર હિન્ડોલે ચ્હડ્યું. સ્મિત વદન પર ફરક્યું. લજ્જાની આછી સાડી અનંગ ભર્યા યૌવનને પરિધાન કરી રહી.

મનુષ્યમાત્રના જીવનમાં પ્રકૃતિની અદ્ભૂત ગુંથણી છે. અવનિ પર પ્રકટેલું બાલક ચેતનપ્રવૃત્તિ આરંભે છે. બાલ્યવયમાં તે તોફાની–રંગભૂમિ પર ખેલી–કોઇની પરવા વિનાની–પ્રવૃત્તિ જમાવે છે. યૌવનને આંગણેઃ તે પ્રવૃત્તિમાં ગાંભિર્યભર્યો વિવેક અને અકકલશક્તિનાં મિશ્રણ થાય છે. માનવીના સમસ્ત ભાવિની રૂપરેખાનું દર્શન આ પ્રવૃત્તિમાં છે. સંસ્કારી માતાના ખોળામાં સૂતાં સૂતાં પ્રકાશનું બાલજીવન સાંસ્કારિક બોધ અને શણગાર પામ્યું હતું. અને આજે પ્રવૃત્તિની મસ્તીમાં મ્હાલી રહેલા તારૂણ્યમાં, આસપાસના વાતાવરણમાં–ઘરમાં–કોડઘેલી માતાના હૃદયમાં તે ગૌરવભર્યો ઉજાસપ્રકટાવી રહ્યો હતો. પિતાની છાયા નીચે તે અભિમાન લઇ શકાય એવો પુત્ર થવા ઇચ્છે તોપણ તે છાયા તો વર્ષો પહેલાં હંમેશ માટે અદ્રશ્ય થઇ હતી અને માતાના લાડકોડમાં ઉછરી તે બાલક મટી યુવક બન્યો!

અને હવે તો તે પ્રવૃત્તિના પ્રકારમાં ભાવિની રૂપરેખા પ્રકટાવી રહ્યો. પાંચ છ કલાક માત્ર આરામ સિવાય તેનું જીવન પ્રવૃત્તિની પ્રણાલિકામાં વહેતું. કોઇ કળી શકતું નહિ કે તે શું થશે? વિજ્ઞાનનો નેતા થશે કે હુન્નરકલાનો સેવક થશે? પરંતુ એટલું તો બધા ય જાણતા કે તે વિદ્યાવિલાસી છે.

"આજે તો કંઇ વહેલા પધાર્યો!" નખશિખ નિરિક્ષણ કર્યા પછી દેવબાલા ટહુકી.

પ્રકાશના હાથમાંથી માસિક છટકી ભોંય પર પડ્યું ને તેની દૃષ્ટિ બાલા પર અથડાઇ. મહામાયાના પ્રાગટ્યથી દેવીભક્ત પુજારીને થતો અનુભવ પ્રકાશને થયો. ખુરશી ખસેડી તે ઉભો થઇ ગયો. આખા ઓરડામાં દેવબાલા સિવાય સર્વનું પરોક્ષ થતું લાગ્યું. નિર્મલ સ્નેહસલિલથી ભીના હૃદયે યુવકે બાલાને વધાવી.

અને સુંદરીના વદન પર સ્મિત વિલસી રહ્યું. અપૂર્વ સૌંદર્યના ભભકતા પ્રકાશમાં કોણ જાણે શાથી–આજે પ્રકાશ અંજાયો–ખૂબ અંજાયો.

પાસેની ખુરશી પર સૌંદર્ય મૂર્તિ બિરાજી. બે ભૂખ્યા નયન તેનો સૌંદર્યભંડાર લૂંટી રહ્યા!

માસિક બાલાના નાજુક પગનું સ્પર્શ સુંઅન બેદરકાર કરી રહ્યું!

"આ આપનું માસિક પ્રકાશભાઇ!" દેવબાલા બોલી.

બંનેની કુતુહલતા દૃષ્ટિ ભરી નિર્દોષ માસિક પર મળી. કઠોર હૃદયવાળા ઘણી યે વાર પારકાની રંક દશા પર હસે છે. કોણ જાણે શાથી કચરાઇ ગયેલા માસિકની માઠી દશા પર બંને હસવા લાગ્યાં. પ્રકાશે તે હાથમાં લીધું. લાડથી તેને પંપાળવા લાગ્યો.

"તમને માસિકો વાંચવાનો ઘણો જ શોખ છે નહિ વારુ?" બાલાનું રસાળ મુખડું મલકી રહ્યું.

"કુદરતમાં પ્રકૃતિજન્ય કોઇ એક વિચિત્રતા હોય છે. મને માત્ર વાંચવાની ઘેલછા છે." શબ્દોના અર્થ કરતાં અધિક અર્થ પ્રકાશના સ્મિતમાં હતો. તેણે ઉમેર્યું :

"કેમ તમને આવી વિચિત્રતા નથી ગમતી ?"

"મને ? મને ગમતું શું ? માસ્તર ! હું તો એટલો જ વિચાર કરી રહી છું કે તમે અથાગ ઉદ્યમી છો !"

અને પ્રકાશમા વસ્તુતઃ એક પ્રકારની ઘેલછા, વિચિત્રતા તો હતી જ. તેની રંગભૂમિ પર ઉંડા રહસ્યભર્યાં ગંભીર દૃશ્યો વિશેષ હતાં.

"બાલા બ્હેન ! ચાકરી વિના ભાખરી ક્યાં છે ? ઉદ્યમ વિના જય ક્યાં છે ? જય વિના માન-સન્માન ક્યાં છે અને માન-સન્માન વિના જીવતર નકામું છે !"

"ત્યારે તમે માન-સન્માન માટે આટલું બધું કરો છો ?"

"જુઓ બાલા બ્હેન ! તમને લાગે છે કે હું આટલું બધું કરું છું તે મને મારા જીવનનો નિત્યક્રમ લાગે છે. બાકી આશાન વિના કાંઇ થઇ શકતું નથી. નિષ્કામ કર્મ તો વિરલો જ કરી શકે. આપણે તો સંસારના મગતરાં !"

"મગતરાં ! હા ! હા !" બાલાનું હસવું ઓરડામા ગાજી રહ્યું. રાસક્રતી ગોપી કૃષ્ણના અભિનયે ઘેલી બને તેવું દેવબાલાને કંઇક થયું.

"ચાલો મેં તો તમારો વખત ગુમાવ્યો ! આજનો અભ્યાસક્રમ શું છે ?"

"અભ્યાસક્રમ ? હા, પણ તે વાત પછી ; જુઓ ને તમારી મુદ્રા આજ ઉદાસ લાગે છે." બાલાના નયનમાં આતુરતા ઉભરાઇ. પ્રકાશ ચમક્યો. પળ પછી સ્વસ્થ થયો.

"ઉદાસીનતા છુપાવવા મારો પ્રયત્ન નિષ્ફળ થયો જાણી અત્યંત દીલગીર. બાલા બ્હેન ! મારાં માતુશ્રી ગંભીર રીતે માંદાં છે. હું તો થોડા દિવસની રજા...અને વળી વૈદ્યરાજે હવાફેર કરાવવા સૂચવ્યું છે. મારો પણ વિચાર છે કે માતુશ્રીને મારે મોસાળ લઇ જાઉં."

"પ્રકાશભાઇ ! સરસ્વતિબાની માંદગી આટલે સુધી વધી અને તમે તો આજે જ વાત હોઠ બહાર કાઢો છો. મારા બાપુને કહી કોઇ સારા ડૉક્ટર-વૈદ્યની દવા કરવાનું ગોઠવી આપત." બાલાના નયનમા અમી હતી. સાથે વિશુદ્ધ સ્નેહીને સુલભ એવો ઠપકો પણ હતો.

પ્રકાશ નીચું જોઇ રહ્યો. તેના હૃદયમાં ઉર્મિના થર જાડા થતા હતા. અને એ થર નીચે સનાતન સંગ્રામના રણશીંગાં ફૂંકાઇ રહ્યા હતાં. સરી જતી સ્વસ્થતા એકઠી કરી તે બોલ્યો.

"આભાર બાલાબ્હેન ! કંઇ ચીંતા કરવા જેવું નથી. બાની મરજી છે કે હવાફેર થાય તો સારું......અને આપણમાં પણ કહેવત છે કે સો દવા અને એક હવા."

"ત્યારે અમે તો રખડી પડવાનાં; અને કોણ જાણે તમે તો ક્યારે ય પાછા આવવાના !"

"બાલા બ્હેન ! ગભરાશો નહિ. તમારો અભ્યાસક્રમ બરાબર ગોઠવી આપીશ. કોર્સ પુનઃ વાંચી જશો ત્યાં સુધીમાં હું આવી લાગીશ. આપનું વિદ્યાર્થીજીવન મને સોંપાયું છે તો તે હું સંભાળીશ. કર્તવ્ય જીવનનો લ્હાવો હવે તમે આપો." "ન પારખી શકાય એવી ઉર્મિભર્યું દૃષ્ટિશર પ્રકાશના નયનમાંથી વછૂટી ગયું. થોડીક પળની શાંતિ ઓરડામાં જામી રહી.

આખરે પ્રકાશના હાથમાંનું માસિક ટેબલ પર પડી ગયું અને બંને જાગ્યાં.

"કુમારવાત"



ચિત્રકાર
રા. પંડિત

"એવે સમે જટિલ કોઇક બ્રહ્મચારી
આવી ઉભો અતિથી આશ્રમ દ્વાર માહીં"
(પાનું ૪૧)

બાલાની વિચારમાળા તૂટી; પ્રકાશના વદને પૂરૂં અસ્પષ્ટ ઊર્મિની છટા છવાઇ.

"બાલા બ્હેન! જૂદાં પડતાં પહેલાં એક વાત પુછું ?" બોલતાં તેને ઘણી મ્હેનત પડી એમ દેવબાલાને લાગ્યું; અને તે સ્વસ્થ થઇ.

"ખુશીથી પુછો, પ્રકાશભાઇ! પુછવાની કાંઇ રજા તમારે ન જોઇએ."

"પણ વિષય એવો છે કે પ્રથમ મારે તમારી રજા લેવી જોઇએ."

"આપની શિષ્યા તરીકે રજા આપતાં શરમાઉં છું—પણ પ્રમોદરાયની દીકરી તરીકે તે આપું છું. બોલો હવે"

"બાલબ્હેન! હું વિચિત્ર છું, ઘેલો છું, અસભ્ય છું એમ તમે માની લો એટલે હું આગળ ચાલું."

"ચલો તેમ; હવે બોલો." આ માણસની વિચિત્રતા પર આજે પહેલી જ વાર બાલા નવાઇ પામી.

( ૨ )

હીંમત એકઠી કરતાં પ્રકાશની પાંચ પળ વીતી.

"જગતની રંગભૂમિ પર દરેક માનવી પોતાની ભૂમિકા સજી જીવનનું સાર્થક માને છે. હું મારી ભૂમિકા સજી જીવન સાર્થક કરવા મથું છું. અને લાગે છે, કે આજે જીંદગી તક આવી લાગી અને ધબકતે હૃદયે હૈયું ખોલવા તત્પર થયો છું."

દેવબાલાના હૃદયમાં સંદેહને સ્થાન ન મળ્યું; તેના માસ્તરના વકતૃત્વ ઉપર મોહ પામવા લાગી.

"જીવનની એક ધન્ય પળે એક યુવક એક બાલિકાના સંસર્ગમાં આવ્યો; અને એ એક બીજા માટે વિશુધ્ધ સ્નેહના સાગર ભરી રાખ્યા. જીવન ઉન્નત કરવાના અભિલાષથી યુવકે દેવી શારદાના પૂજન આરંભ્યાં. બાલિકાએ તેમાં ભાગ લીધો. વિશુધ્ધ સ્નેહભરી સેવાના અર્ધ્યથી દેવીને રીઝવવા બંને તેને ચર્ણે બેઠાં, અને આશાનાં અમર બીજ રોપ્યાં. સમાજમાં બંનેની ભૂમિકા જૂદી હતી છતાં યુવક ઉન્મત બન્યો. આશાના પૂરમાં તે ઘસડાયો—રાજીખુશીથી ઘસડાયો. પરિણામની તેને પરવા ન્હોતી."

"મી. મુનશીના જગતકીશોર માફક, વારૂ પછી ?" દેવબાલાને રસ પડતો લાગ્યો.

"પછી? મિત્ર મટીને પ્રણયી થયો. અને તેના પવિત્ર પ્રેમની ભિક્ષા માગવા એક વિચિત્ર પળે તેણે સ્વયં નિશ્ચય કર્યો!"

બાલાના વદન પર ગંભીરતા પ્રસરી. પ્રકાશ ઘડીભર અનિમિષ નયને જોઇ રહ્યો. તેની દૃષ્ટિ બાલાને અહલ્ય લાગી. માસિક તેના હાથમાં બેદરકાર કચડાતું લાગ્યું.

"પછી તેને ભિક્ષા મળી કે નહિ ?"

"ભીક્ષા માગવી જ બાકી હતી; પરંતુ સંજોગની કુરતા તેને ડરાવી રહી હતી. સંસ્કાર પર ઘડાઇ તેનું હૃદય દેવીપ્રેમને ઝંખતું હતું. પણ બાલિકા સમક્ષ હૃદય ઠાલવતાં તે અચકાતો હતો.

"તેનામાં હીંમત નહિ હશે."

"હા તેમજ. બાલિકાની અપૂર્વ નિર્દોષતા તેને અસહ્ય થઇ પડી હતી. બંને એક બીજાનું હૃદય સમજી શકવા ન્હોતાં."

"તેમાં કોનો વાંક ?"

"બંનેનો."

"નહિ; યુવકનો; તેનામાં 'સરલ કરેજ' (Moral Courage) હોત તો તેણે બાલિકા સમક્ષ પોતાનું હૃદય ઠાલવ્યું હોત"

"હા, પણ નિર્ધનતા તેને નિર્માલ્ય કરી રહી હતી; સંસારની કુરતા તેને કચડી રહી

હતી-; હીંદુ સમાજમાં વૈધવ્ય ભોગવતી માતાનું દુઃખ તેને રઘવાયો-કાયર બનાવી રહ્યું હતું."

"વૈધવ્ય.....ભોગવતી......મા...તા....નું દુઃખ !" શબ્દો છૂટા કરી ધીમેથી દેવબાલા બોલી. પ્રકાશ કંઇક ચમકયો ; સ્વસ્થ થવા ઝડપથી મહેનત કરી રહ્યો.

"તમે એને ઓળખતા હશો ?" દેવબાલાએ ચાતુર્ય વાપર્યું.

"હા, ઓળખું છું-બરાબર ઓળખું છું. પણ તે બિચારો શું કરે ? પેટને ખાવાના સાંસાં હોય છતાં ભૂખ્યા પેટવાળાને કાંઇ સ્નેહરાણી નથી જોઇતી ? એક દુઃખમાં બીજું દુઃખ !"

પ્રકાશે માથુ નીચું ઢાળી દીધું. બાલાના હૃદયમાં કાંઇક અજવાળુ થયું. જાણે અજાણે તેનો સ્નેહભીનો હાથ પ્રકાશના માથા ઉપર ફરી રહ્યો.

"પ્રકાશભાઇ ! આ બધુ જાણે તમને જ બંધબેસતું હોય એમ લાગે છે ;'

"હા" પોતાનું હૃદય રડતુ હોય એમ પ્રકાશ ધીમેથી બોલ્યો.

હાર ખાઇ બેઠેલાને હીંમતનો ટેકો મળે તમે પ્રકાશે માથું ઉંચું કર્યું. બાલાએ જોયું કે તેની દ્રષ્ટિમાં દુઃખની છાંયા હતી. દબાઇ રહેલા સ્નેહની ઉર્મિ હતી અને અમર આશાનું તેજ હતું.

"દેવબાલા ! અજાણ પણ તમે મારા સૂના હૃદયમાં જોમ, આશા, આનંદ અને ભાવના રેડયાં છે અને એ બધાના ભેગા બળે મારો જીવનદીપ પવનના ઝપાટા સામે પણ ટકી શકયો છે. તમારા પિતાની અમી ભરી છાંય નીચે રહી મેં સંસ્કાર, વ્યકિતત્વ, અને જ્ઞાન પ્રાપ્ત કર્યાં છે-ખીલવ્યાં છે. આ બધું તમને સારૂં લગાડવા નથી કહેતો પણ......વર્ષોના લાંબા પરિચય પછી આજે હૃદય પ્રિય છતાં ધિક્કારવા યોગ્ય પરિણામે આવ્યું છે, તે હું નથી સહી શકતો. છતાં તમારી આગળ સ્પષ્ટ કર્યા વિના નથી રહી શકતો !"

"તમે નાહક હૃદય વલોવો છો, પ્રકાશ ભાઇ ! તેને માર્ગ આપો-મારી ન નાંખો."

"માફ કરો બાલા બ્હેન !. જીવન સાથે મેં કેટલાક દિવસોથી યુધ્ધ આરંભ્યું છે. નિષ્ઠુર હૃદય ફાવતું જાય છે. -હું હારતો જાઉં છું." તેના તેજસ્વી ચ્હેરા ઉપર ખિન્નતા પ્રસરી ને શરીરને કંપારી વછૂટી.

"તમે બેસો દેવબાલા ! આજે મને ઉન્માદ થયો છે. મારૂં બધુ જોમ-શકિત ખુટી ગયાં છે."

દૂર સંકોચાઇ દેવબાલા ઉભી હતી. મહામહેનતે સ્વસ્થતા મેળવીને તે ખુરશી પર બેઠી. બિચારી વિચારના વમળમાં ગુંચવાઇ ગઇ. છતાં બેસવાની ઇચ્છા ઘણી થઇ આવી, પણ જીવે અસહકાર માંડયો.

એક વિચિત્ર પ્રકરણનો આરંભ પ્રકાશ કરી ચૂકયો હતો. દુઃખે સુખે તેને, જ પુરૂં કરવાનું હતું થોડોક વિસામો ખાઇ તે આગળ ચાલ્યો.

"બાલા બ્હેન ! જીંદગીમાં આવા પળ એક જ વાર આવે છે. તે સહન કરી પાછળ આવતા પરિણામને વધાવી લેવા તત્પર રહેવું એમાં હુ મનુષ્યત્વ સમજું છું. એ મનુષ્યત્વ મારામા છે કે નહિ તે હું જાણતો નથી, છતાં હીંમત એકઠી કરી તમને કંઇ સાફસાફ કહી દેવા ઇચ્છું છું. નમ્રતાપુર્વક વિનંતી કે આજની વાત ત્રીજે કાને ન જાય !"

દેવબાલા શું સાંભળતી હતી ? સંદેહના સાગરમાં બિચારી પૂરેપુરી સરી પડી. તેને ખબર ન્હોતી કે કૌમારજીવનના કયા વ્યુહનું મંડાણ આજે થવાનું હતું.

અદૃશ્યા ઉતરતાં ફળપ્રાપ્તિ થાય તેમ આશાને વાચા આપી.

"પ્રકાશભાઈ! વધારે શું કહું? સ્નેહની વિશુધ્ધિમાં શંકાને સ્થાન ન હોય." તેની આંખમાં ટપકાં હતાં.

"જેને માટે તમે માન ધરાવો છો તે પોતાની વિવેક મર્યાદા ઓળંગી જઈ ક્ષમાની અભિલાષ રાખે તો તમે દયા કરશો. તમારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે."

"તમને ક્ષમા આપી માથે ધૃષ્ટતા વ્હોરી લેવાનું હું શીખી નથી એટલે લાચાર, છતાં એ વિવેકની જરૂર નથી. તમારો વિશ્વાસ મારામાં અચલ રહે." માસિકના પાનાંઓ વચ્ચે દેવબાલાની નાજુક આંગળીઓ રમી રહી.

અને વક્તા ભાષણની પ્રસ્તાવના આરંભે તેમ પ્રકારે અકૃત્રિમ આડંબરથી આરંભ્યું.

"શેતરંજ ઉપર આપણી જીંદગી એક સોગઠી માત્ર છે. એક અદૃશ્ય સત્તાને બળે આ વિચિત્ર રમત ચાલે છે. સોગઠીઓ મરે છે-જીવે છે-અર્થાત્ પ્રત્યેક પોતાની ભૂમિકા સર્જે છે. હું, તમે, બધાં સૌ સૌની જૂદી ભૂમિકા ઉપર ઉભાં છીએ; દરેક પોતાની ભૂમિકા બીજાથી ઉંચી અને ચ્હડીયાતી માને છે. અને બ્રહ્મદર્શનની વિચાર આશા રાખતા કોઈ બ્રહ્મયોગી માફક તેને આત્માની વેદી પર સર્જે છે. મેં પણ તેમ જ કર્યું છે. કોઈ કર્મયોગીનો આડંબર રાખી મારી ભૂમિકામાં અનેક દશ્યો ઘડયાં છે-ઉઠેયાં છે-હા-પણ તે બધાં અધૂરાં-પ્રાણ વિનાનાં અને મારે મન અનાકર્ષક લાગે છે!"

"શાથી?" અણધાર્યો પ્રશ્ન આવ્યો.

"શાથી! એકના વિના!"

"તે કોણ વારુ?"

"જીવનસખી."

"જીવનસખી? પ્રકાશભાઈ! તમે શું બોલો છો?"

"સાચું જ બોલું છું. જીવનસખી વિના તો મારી સમસ્ત ભૂમિકા નિર્જીવ પડી છે!"

"તો જીવનસખી મેળવો. આખી દુનિયા પડી છે!"

"મેળવીશ. તમને ક્યાં ખબર છે કે આખી દુનિયા એની આગળ હિસાબમાં નથી.

"એમ?"

"હા."

"અરે વાહ રે તમારી જીવનસખી!" હાં-પણ મને તે બતાવશો?"

"જરૂર!"

(ચાલુ)






લેખક :રા હરિલાલ મુળશંકર મુલાણી.
ચિત્રકાર : રા. રવિશંકર શિવશંકર પંડિત


( એક:ખંડ કાવ્ય)

**ઉપજાતિ**

શંભુ તણા ઉગ્ર પ્રચંડ કોપે
રતિ પતિ ભસ્મ થઇ ગયો છે
એ વાત જાણી ગિરિજા સખેદ
ઉરે અતિદુઃખ થકી રહે છે

**શિખરિણી**

"અરે શંભુ, વ્હાલા, મમ ઉર તમે છીનવી લીધું.
પરન્તુ હું તો ના તમ ઉર મહીં વાસ કરું, શું ?
અરે આ સૌન્દર્ય ! ધિક ધિક હજો એ સ્વરૂપને
ખરે એ તો શોભે નિજપતિ ઉરે પ્રેમ ભરીને.
અરેરે ! હું તો ના સ્વરૂપવતી છું પૂર્ણ લલના
પિયુને રીઝાવા નથી સ્વરૂપ મ્હારૂં પૂરણ આ.
કરૂં શું હાવાં હું ?–દમન કરૂં આ અંગનું નકી,
અને યાચું એવું, 'મુજ પતિ થજો એ જ શિવજી !'

**અનુષ્ટુપ્**

મને જે પ્રાણથી પ્યારો તે ના કેમ મળી શકે ?
તપે મસ્ત થઇને હું પામીશ એ જ સ્વામીને."
ધારીને ઉરમાં એવું નિજ માતા કને ગઇ
અને પોતા તણી વાંચ્છા એને સર્વ દીધી કહી
પરંતુ માતનું હૈયું બાલ કાજ મરી પડે
તો પછી પાર્વતીને તે મેનકા કયમ હા કહે ?

**વસંતતિલકા**

"આહીં ઘણાં સ્થળ રહ્યાં પ્રભુનાં, સુપુત્રિ,
વ્હારા પિતા પર વસે બહુ દેવ, પુત્રિ.
આહીં વસી ભજન ઈશનું તું કરી લે–
જેવું વધુ ત્યમ કરાં ય મનોર્થ, પુત્રિ."

**શિખરિણી**

વળી ચાપે માતા હૃદય સરસી વ્હાલી દુહિતા
કહે—"બાપુ, બેટા, નથી તપ તું કાજે નિરમ્યું હા !
ખરે સ્હેશે, બાપુ, કમલિની પદો એ ભ્રમરનાં
પરંતુ એ તો ના કદિ સહી શકે પક્ષિ જ તણાં."

**ઉપેન્દ્રવજ્રા**

વહી જતા વારિપ્રવાહ જેમ
વહે મનુષ્યો તણી અંતરેચ્છા
નહીં કદિ કોઇપણ રોકવા એ
સમર્થ થયું છે—નહીં કોઇ થાશે.

**અનુષ્ટુપ્**

માત પિતા તણી યાંચ્યા એને રોકી શકી નહીં
લેઇ વિદાય વૃધ્ધોની ગૌરી જઇ વનમાં રહી.

**માલિની**

કઠિન તપ–કરે ત્યાં પર્વતાધીશ પુત્રિ
તનમન તણી એમાં રાખની એ પ્રવૃત્તિ

કંઇક થઈ ગયા છે યોગીઓ ને મહંતો
પણ નહીં કદિ કોઇ એવું પાળી શકયા છે.

* * * *

વસંતતિલકા

ત્યાં એક દિન ખીલતાં ફુલ આગમે એ
ને સુરખી ભરી ઉષા મુખ દર્શવે છે
એવે સમે જટિલ કોઇક બ્રહ્મચારી
આવી ઉભો અતિથી આશ્રમ દ્વાર માંહીં.
છે બ્રહ્મચારી દિસતો, શરીરે પ્રચંડ
ને કાળીયાર તણું ચર્મ જ ઓઢયું એણે
તેજસ્વી બ્રહ્મ સમું, તેનું લલાટ ભાસે
પાલાશદંડ ગ્રહી હસ્તમહીં ઉભો એ.

અનુષ્ટુપ

પાર્વતીએ દઇ માન, આતિથ્ય કર્યું એહનું
ભવ્ય સ્વરૂપ જોતાંમાં માન તે માટ થાય છે.

ઉપેન્દ્રવજ્રા

સ્વિકારીને આદરમાન એનાં
વિધિ અનુસારે થયાં હતાં જે
વિશ્રાંતિ લેઇ પછી નામે માત્રે
ગંભીર વાણી થકી આમ બોલે:—

વસંતતિલકા

છે ધર્મકાર્ય અર્થે સહુ સાધનો હોં?
છે વારિ સ્નાન કરવા સમું શુધ્ધ—કે ના?
શકિત પ્રમાણ ગણીને તપ આચરે છે?
આ અંગ છે પરમ સાધન ધર્મકાર્ય—

ઉપજાતવતી

જેનાં કુસાંબા શુભે કુંપળો સ્હો
હસી છે ત્હારા અધરોષ્ઠ જેમ
ત્હારા થકી પોષણ પામતી એ
લતા તણાં પત્ર સહુ ખીલે છે.
સ્વહસ્તમાંથી લઇ જાય દર્ભ
ને સ્નેહથી ખેલતું ત્હારી પાસે
અને, છે નેત્રો, સમ તુજ જેનાં
મૃગો તને હર્ષદ છે નહી વા?

વસંતતિલકા

સાૈન્દર્યમાંહ્ય, કદિ યે વ્યભિચાર ના છે
હે પાર્વતી, કરી બતાવ્યું છ સિધ્ધ એ હેં.
ત્હારૂં સદાચરણ ને તુજ યોગ યાત્રા,
મોટા તપસ્વી પણ કેમ અનુસરે ના?

ઇંદ્રવજ્રા

સપ્તર્ષિનાં હસ્તરૂપી ફુલોથી
ગંગા વધાવાયલીનો પ્રવાહ
એથી નગાધીશ ન શુધ્ધ થ્યો'તો
જેવો થયો તુંથી કુટુંબ સાથે

અનુષ્ટુપ

અર્થ ને કામ ત્યાગીને માત્ર તેં ધર્મને ગ્રહ્યો
મને યે શ્રેષ્ઠ સ્હોમાં એ થ્યો હવે મનભાવતા.

વસંતતિલકા

થોડા સમાગમથી સંત તણી, ગિરિજા,
મિત્રો બને સુજન એમ વદે શ્રુતિઓ
માટે અહો! કદલીપત્ર સમી સુંવાળી!
તું જાણજે નહીં મને તુજથી અજાણ્યો

ઇંદ્રવંશા

આ વિપ્રની ચંચળતા ક્ષમા કરી
ને પૂછતા પ્રશ્ન તણી સોંપી લઈ
છુપાવવા યોગ્ય ન હોય વાત તો
મેધાવિની ઉત્તર આપવો ઘટે.

શાર્દૂલ વિક્રીડિત

બ્રહ્માના કુળમાંહ્ય આ જનમ છે ગૌરિ થયો તાહરો
ને, સૌંદર્ય ત્રિલોકનાં તણી દિસે તું તો પ્રતિમા અહો!
લક્ષ્મીની પરવા નથી કંઇ તને, છો ઉમ્મરે યુવતી,
ત્યારે શાં ફળ કાજ તું તપ કરે, તે કે'મને પાર્વતી.
સાધ્વી સ્ત્રી નિજ સ્વામીનાં મરણથી જે ઉપજે વેદના
તે દુઃસહ ગણી અને તપ કરે તે યોગ્ય છે શૈલજા
કિંતુ ના સુજને દિસે તુજ અલી એવી દશાએ કંઇ
ત્યારે શાં ફળ કાજ તું તપ કરે, તે કે'મને પાર્વતી.
ત્યારે દુઃખ હશે નહીં—દુખી પણું ત્હારે ગ્રહી શકય ના
કાંગી બ્રમ્મરત્નંતી આ પિતૃગૃહે થાયે તિરસ્કાર ના

કોઇ છેડ કરે નહીં-લઇ શકે નાગેન્દ્રનો કાંમણી?
ત્યારે શાં ફળ કાજ તું તપ કરે, તે કે' મને પાર્વતી.

અનુષ્ટુપ્

વલ્કલો વૃધ્ધને શોભે તે કાં તું યુવતી ધરે?
ઉષાની સુરખીમાં શું રાત્રિ ને ચંદ્ર શોભશે?

ઇંદ્રવજ્રા

શું ઇચ્છતી સ્વર્ગ તું પામવાને?
તો તો વૃથા આશ્રમ ત્યાગી દેજે,
છે સ્વર્ગભૂમિ તુજ તાત શિરે
ત્યાં ઇશનું નામ જઇ સ્મરી લે.
કે ઇચ્છતી શું પતિ પામવાને?
તો યે વૃથા આ શ્રમ તાહરો છે—
ના રત્ન શોધે નિજ ગ્રાહકોને
કિંતુ સહુ ગ્રાહક રત્ન શોધે.
હા ઉષ્ણ નિઃશ્વાસ થકી જ ત્હારા
દેખાય ત્હારી પતિકા જ ઇચ્છા
કિંતુ દિસે એ તુજ યોગ્ય નાહીં-
જો યોગ્ય તો દુર્લભ એ તને કાં?

વસન્તતિલકા

ભાસે મને તેજ પતિ નિજ રૂપમત્ત
જે તાહરાં ચપળ ચક્ષુ પથે ન આવે
નિસ્તેજ જોઇ તુજને દિન-ચન્દ્રિકા શી
જેનું નહીં દિલ જરાય દ્રવે દયાથી.

મંદાક્રાંતા

"આવી રીતે શ્રમ લઇ અને ક્યાં સુધી તું તપીશ?
આવી રીતે દમન કરીને દેહનું, શું કરીશ?
મ્હારી પાસે મુજ તપ તણું પુણ્ય છે શૈલ બાલે,
જેની સ્હાયે તુજ પતિ મળે તુજને કોણ છે એ?"

અનુષ્ટુપ્

અંતરેચ્છા ગિરિજાની બ્રહ્મચારી ગયો કળી
અને લજ્જા થકી મુગ્ધા કાંઇ બોલી શકી નહીં.
પછી પાસે ઉભેલી એ સખી પ્રત્યે મીઠું જુએ
અને આંખો વડે કહેતી દેવા ઉત્તર એહને.

ઉપેન્દ્રવજ્રા

વધી પછી આગળ એ સખી કહે:—
"અહો તપસ્વી! સુણજો તમે કે
કરે સખી આ તપ ઉગ્ર શાને—
છુંદે શું કાજે કમલિની પાદે?

ઇંદ્રવજ્રા

ઇદ્રાદિ દેવો ગણકારતી ના
મ્હારી સખી એવી મહાશયા આ
સૌન્દર્યથી જે વશ થાય ના, તે
પિનાકપાણી પતિ કાજ ઇચ્છે.

માલિની

દહન થયું પરંતુ-મન્મથે બાણ માર્યું
મુજ સખી ઉરમાં ને પ્રેમથી દિલ વીંધ્યું.
પ્રણય રસ પ્રકાશ્યો ચેન ક્યાએ પડે ના
પિતુ ઘર બરફે એ શાંતિ પામે જરી ના.

વસંતતિલકા

શંભુતણાં ગીત વખાણતાં, સુણીને
જે કિન્નરાણી વનની ખીણ માંહિ ગાયે
તે સાંભળી હૃદય એનું ભરાઈ જાયે
રોતી અને સહુ રડાવતી એ સહુને.

મંદાક્રાંતા

મોડી રાતે શયન કરતાં આંખ જ્યાં ના મીંચાતી
ત્યાં તો ઉઠે રૂદન કરતી સ્વપ્નમાંથી સફાળી
'વ્હાલા શંભુ, તજી જવી મને ના તમોને ઉચિત!'
એવું કે'તી કર અલખ કો કંઠપાશે વીંટાળે.

ઇંદ્રવંશા

'જ્ઞાની ગણે વ્યાપક સર્વમાં તમે
'તો કાં ન જાણો મુજ અંતર વ્યથા?'
એવો ઉપાલંભ સુણાવતી સખી
એકાંતમાં ચીતરી શંભુની છબી.

અનુષ્ટુપ્

પરંતુ જોયું જ્યારે કે શંભુ એમ નહીં મળે
સખીસમૂહની સાથે આવી હાં તપ આચરે.

મંદાક્રાંતા

રોપ્યાં જેનાં બીજ પણ અહીં આવી મ્હારી સખીએ
જેનાં પત્રો સખા તપ તણી સાક્ષી પૂરી રહ્યાં છે

તે વૃક્ષોને ફળ પણ અહો ! આવી ઝૂકી રહ્યાં શાં !
કિંતુ મ્હારી સુખીકૃત તપે પુણ્યમ્હોરો ય દે ના.
"ખેડાએલી ભુમિ પર જુએ ઇંદ્ર જેવી દયાથી
તેવી રીતે મુજ સખી પ્રતિ શંભુ જોશે શું નાહીં ?
આવાં મોટાં કઠિન તપથી દૂબળી એ થઇ છે,
એના પ્રત્યે અમી ભરી દૃગે શંભુ કાં ના નિહાળે ?"

**અનુષ્ટુપ્**

અંતરેચ્છા ગિરિજાની સુણી આમ સખીમુખે
બ્રહ્મચારી પૂછે એમ "સત્ય, કે આ અસત્ય છે ?"

**દ્રુતવિલંબિત**

મુકુલ શું કર સંપુટ વાળીને
મહીં અને મહીં સ્ફટિક માલિકા
ચિરવ્યવસ્થિત વાણીવિલાસથી
શ્રમ થકી વદતી મીઠું પાર્વતી :—

**વસંતતિલકા**

"હે બ્રહ્મચારી, સુણ્યું તે સહુ સત્ય છે હા—
એવાં ઉંચાં શિખર ઉપર ઇચ્છું જાવા.
છે એહ માત્ર તપથી જ સધાય એવા
તેથી કરી કઠિન મેં તપ આદર્યું આ"

**ઇંદ્રવજ્રા**

સુણી કહે બ્રાહ્મણ પાર્વતીને
"જાણું છ પૂરો હું મહેશ્વરાને
કિંતુ તને યોગ્ય ન શૈલજા એ
એવા પતિ કાજ શું આમ ઝંખે ?

"અયોગ્ય સ્થાને પ્રીતિ બાંધનારી!
સહી શકાશે કયમ ?—લે વિચારી—
કુંળ કરે મીંઢળ બાંધી એના
સર્પે વીંટેલા કરમાંહિં દેતાં ! —

**દ્રુતવિલંબિત**

વળી વિચાર જરી કરી લે જ તું
કયમ થશે સહ શોભિત આટલું—

સુકલહંસવડી તુજ ઓઢણી
ગજની ચામડી એ ભીની રક્તથી ?

**ઇંદ્ર-વંશસ્થ** ×

ગૃહે કુલોમાં ફરતી મૃદુ પદે
રંગી ગુલાબી અળતેજ પાયને
સ્મશાનમાં વાળવતી ભૂમિ પરે
એ શંભુ સાથે કયમ તું વસી શકે ?

**ઉપેન્દ્રવજ્રા**

કદાચ તુને મળશે ત્રિનેત્રી
પરંતુ એ બાથ મહીં જ લેશે.
અને સ્તનો ચંદનથી પીળાં આ
થશે ચિતાભસ્મ વડે જ કાળાં

**ઉપજાતી**

ગજેન્દ્રની સ્વારી જ યોગ્ય તુને
બેસીશ નંદી પર શંભુ સાથે
સિધાવતી સ્વામિગ્રહે નિહાળી,
લોકો મહીં હાંસી થશે જ ત્હારી.

**ઉપેન્દ્રવજ્રા**

પિનાકિની સંગત ઇચ્છિને બે
થયા છ વિશ્વે જન શોક પાત્ર
શશી તણી તેજવતી કલા, ને
તું–વિશ્વની નેત્રની કૌમુદી જે.

વપુ જુઓ તો ત્રણ આંખવાળું !
નહીં વળી માતપિતા ય–એ શુ ?
દિગમ્બરા પાસ શું હોય લક્ષ્મી ?
પતિ થવા યોગ્ય શું એ મૃગાક્ષી ?

**વસંત તિલકા**

ક્યાં તું અલી જગતલક્ષ્મી શી પુણ્ય દેવી
ક્યાં એ ? દિસે અજબ જોડી તમારી કેવી !!
શૂલી ન યજ્ઞયૂપ શી અહીં એ પૂજાય
એવાથી વાળી મન લે–સુખી તો થવાય."

---

× વંશસ્થ અને ઇન્દ્રવંશ મિશ્ર—જેમ ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રા મિશ્ર કર્યાથી ઉપજાતી થાય છે તેમ.

અનુષ્ટુપ્
બ્રહ્મચારી મુખે નિન્દા સાંભળી કંપતી અતિ
ચડાવી ભૂલતા આપ ક્રોધથી કહે પાર્વતી:

વસંતતિલકા
હે મંદભાગ્ય! હરને નથી જાણતો તું
તેથી જ વ્યર્થ બકવાદ કરી રહ્યો શું?
મોટા પુરુષ તણી પ્રકૃતિથી અજાણ
નિન્દા કરે-સમજતાં ન કંઈ પ્રમાણ.

ઉપજાતી
વિપત્તિનો કો ભય ટાળવાને
સંપત્તિ કો નિજ વધારવાને
પૂજા કરે ચંદન ગંધ પુષ્પે—
જે શર્ણ આ વિશ્વનું—તે કરે શું?

ઉપેન્દ્રવજ્રા
વસુ વિનાના પણ લક્ષ્મીદાતા
સ્મશાનવાસી પણ વિશ્વત્રાતા!
ભયંકરા કિંતુ છ શાંતિકારા
અગમ્ય એવા મુજ શંભુ વ્હાલા!

ઈંદ્રવજ્રા
પ્હેરે ભલે ભૂષણ—સર્પ કાં તો—
અંગે ગજાજી—શુભ વસ્ત્ર યા તો
શિરે ભલે ખોપરી-ચન્દ્રિકા વા—
દીપે બધામાં મુજ શંભુ વ્હાલા.

ઉપજાતી
ચતી ચિતા ભસ્મ અરે પવિત્ર
લઇ અને ચુમ્બન એ પદોનું
દેવાધી દેવો પણ જે લઇને
માથે ચ્હડાવી કૃતકૃત્ય થતા
ગજેન્દ્ર ઐરાવત મત્ત ચાલે
સુરેશ તે ઉપર બેઠો મ્હાલે
નદી પરે શંભુ નિહાળી એવ
વસુહીણાના શુભ ચર્ણ ચૂમે.

દોષો બધા શોધી ગણાવતાં એ
તેં આટલું સત્ય કહી દીધું છે.
સ્વયંભૂ બ્રહ્માનું ય મૂળ એ તો
નહીં હતું કારણ એનું શક્ય!

માલિની
બસ બસ અથવા, તો શંભુ છો હોય એવા
કહ્યું તુજ-તુજ પાસે રાખજે-માનજે જા!
કદિ નવ બદલાશે પ્રેમનો સ્રોત ચાલ્યો
મુજ વર હર થાશે-એ જ વિચાર મારો

શિખરિણી
અરે આ હોઠો તો ફફડી વળી કાંઈક બકશે
સખી, આ યોગીને જલદી અહીંથી કહાડ બહિર.
અરે જે નિન્દે છે ગુણી જન ખરે તે અધમ છે
પરંતુ જે સુણે, જરૂર બનતું એ ય દુષિત,

શાર્દૂલવિક્રીડિત
"કાં તો જાઉં છું હું જ આહિંથી હવે" એવું કહી ઉલી થઇ
ને તેના સ્તન ઉપરેથી ખસી ગયું એ વલ્કલે કાંઈક
ત્યાં તો બ્રાહ્મણ કેરૂં રૂપ બદલી શંભુ સ્વરૂપે થઇ
માહેશે સ્મિત મીઠું કાંઈ કરીને મુગ્ધા કરેથી ગ્રહી.

તવિલંબિત
શિવ દીઠા કંઈ કંપ થયો ઉરે,
ધ્રુજતી પાર્વતી સ્વેદથી ન્હાઇ રહે,
પગ ઉપાડતી જે હતી ચાલવા,
નહીં ઉભી—નહીં ચાલી શકી જરા.
"તુજ છઉં મીઠી! દાસ હવેથી હું"
શિવજીનું વચનામૃત સાંભળ્યું,
તપ તણો શ્રમ સર્વ ભૂલાઇ ગયો,
ઉરમહીં રસ નૂતન ઉભર્યો. ×

× સત્તર વર્ષની વયે કુમાર સંભવના અભ્યાસના રસમાં લખાયલું.



# વચન બાણ

લેખકઃ—રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા

ચિત્રકાર - રવિશંકર પંડિત બી.એ.

નવજુવાન !.

"વાઘ છૂટ્યો ! વાઘ છૂટ્યો !" કાન ફાડી નાંખે એવી ચીસોથી વાતાવરણ ગાજી ઉઠ્યું. સાંભળનારનાં હૈયાં ધબકવા લાગ્યા.

ભરી રાજસભામાં આ કોલાહલથી ખળભળાટ મચ્યો. કાયર પુરૂષોની કાયા કંપી ઉઠી.

મહાન મોગલ સમ્રાટ અકબર પોતના માનીતા મહેમાનો સાથે મહત્વના પ્રશ્નોની રસભરી ચર્ચા કરી રહ્યો હતો, તેવામાં એકા એક આ આર્તનાદ તેને કાને પડ્યો. વાર્તા-વિનોદ અટકી ગયો, રંગમાં ભંગ પડ્યો.

સાર્વભૌમ સમ્રાટે સમયસૂચકતા વાપરી. શૌર્યપરિક્ષાનો આ ઉત્તમ અવસર હતો. તેણે પોતાના સેવકોને એ વાઘને પકડી લાવવાની આજ્ઞા કરી.

યોધ્ધાઓ વિચારમાં પડ્યા. વાઘને કેમ પકડી શકાય ?

"જહાંપનાહ ! એ વીફરેલો વાઘ હાથમાં આવવો મુશ્કેલ છે, ફરમાવો તો તેને દૂરથી ઠાર કરી નાંખીએ."

"દૂર રહીને તેને મારી નાંખવો એ તો સાવ સહેલી વાત છે. તેને પકડી લાવવામાં જ ખરી મર્દાનગી છે. શું આ રાજસભામાં એ વાઘને પકડી લાવે એવો હિમ્મતવાન મર્દ કોઇ નથી ?"

અકબરના યોધ્ધાઓ એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યા.

યોધ્ધાઓની આવી શિથિલ વૃત્તિ જોઇ એક યુવાનનું લોહી ઉછળી આવ્યું. તે સફાળો બેઠો થયો. તેનો હાથ કમરે લટકતી તરવારની મુઠ તરફ વળ્યો.

"દિલ્લીશ્વરની જય ! અવિનય થયો હોય તો ક્ષમા કરશો, પરંતુ રાજપૂતો હજી શૌર્યશૂન્ય નથી થઇ ગયા. વાઘને મારી શકાય કે નહિં એ કદાચ નક્કી ન પણ કહી શકાય, પરંતુ ખરો રાજપૂત હોય તે વાઘને ઝાલી તો શકે જ, પછી ભલે બેમાંથી એક જીવતો ન રહે, કાં તો વાઘ રજપુતને મારે કે રજપુત વાઘને મારે. બેમાંથી શું થશે તે તો પરમ દયાળુ પરમાત્મા જાણે, પરંતુ એ વાઘ જીવતો છટકવા નહિં જ પામે એટલું તો આપ નક્કી માનજો."

ન રહ્યો તે યુવાન વિચાર કરવા, કે ન રહ્યો અકબરની આજ્ઞા સાંભળવા. પોતાના વચનોના પરિપાલન માટે તે વિદ્યુતવેગે ત્યાંથી ચાલ્યો ગયો.

આખી રાજસભા દિગ્મુઢ બની. અકબર આશ્ચર્યચકિત બન્યો. એના અંતરમાંથી પ્રસંશાનો ઉદ્ગાર નીકળી પડ્યો, "ધન્ય છે આ રાજપુત નવજુવાનને!"

વાઘ માર્યો!

આંખના પલકારામાં તો એ યુવાન રાજસભામાંથી અદ્રશ્ય થઇ ગયો હતો. એ કયાં ગયો, હવે શું થશે, એ શું કરશે! એવા અનેક પ્રશ્નો સભામાં પુછાવા લાગ્યા, પરંતુ એકેનો ઉત્તર કોઇ આપી શકે તેમ ન્હોતું.

અકબર ઉઠ્યો, રાજસિંહાસન ઉપરથી ઉભો થયો અને આતુર નયને એ નવજુવાન ગયો તે દિશામાં જોઇ રહ્યો. કોઇ અનેરા જાદુથી આકર્ષાતો હોય તેમ તે રાજસભામાંથી બહાર નીકળ્યો.

સઘળા સભાજનોએ તેનું અનુકરણ કર્યું. અકબર મહેલના ઝરૂખામાં આવ્યો અને થંભ્યો. મહેલ આગળના ચોગાનમાં એ યુવાન વાઘને પડકારી રહ્યો હતો. અકબર કુતૂહલભરી નજરે તેના તરફ જોઇ રહ્યો.

આખી રાજસભા અકબર પાછળ ધસડ‌ાઇ આવી હોય તેમ ઝરૂખા આગળ અનેક આતુર આંખો ચોગાનમાંના એ આકર્ષક દ્રશ્ય તરફ ખેંચાઇ રહી. અકબરના સેવકો અને સામંતો, માનવંતા મહેમાનો અને સભાજનો સૌ કોઇ ઝરૂખાની બંને બાજુએ વિશાળ રવેશમાં ઉભા ઉભા આ નવજુવાન તરફ–ત્રાડ મારતા વાઘ તરફ–ભય, ચિંતા અને જીજ્ઞાસાની મિશ્ર લાગણી સાથે જોવા લાગ્યા.

"આમ આવ કુત્તા! ખબરદાર જો નાઠો તો!" યુવાને વાઘને પડકાર્યો, અને વાઘે પોતાનું મુખ ફેરવ્યું.

આજ ઘણે દિવસે નાસી છુટવાનો લાગ મળ્યો હતો, પોતાને અટકાવવાની કોઇની હિંમત ચાલતી ન્હોતી, પોતાને જોઇને સૌ કોઇ આડાઅવળા થઇ જતા–જ્યાં ત્યાં ભરાઇ છુપાઇ જતા, આવા સાનુકૂળ સમયમાં આ વળી પોતાને પડકારનાર કોણ નીકળ્યો તે જોવા વાઘે પોતાની ગતી અટકાવી અને મુખ પાછળ ફેરવ્યું. પાછળ જોતાં જ તેનાં ગાત્ર ગળી ગયાં.

એ પ્રચંડકાય મૂર્તિ! એ વીર યુવાન! મુખ ઉપર તરવરતી એ દ્રઢતા! અને આંખોમાંથી ખરી પડતી શૌર્યતેજની એ એ તરવારો! ખુલ્લા મેદાનમાં નિર્ભયતાથી ઉભી રહેલી એ ક્ષાત્રતેજની મૂર્તિ તેને પોતાના કાળ સમી લાગી. ક્ષણભર એ હિંસક પ્રાણીને શું કરવું તે સુઝયું નહિ.

યુવાને એ અણમોલી ક્ષણોનો સદુપયોગ કર્યો. પોતાની ભેટે બાંધેલું મૂલ્યવાન કસબી સેલું તેણે પોતાના ડાબા હાથ ઉપર ખૂબ લપેટીને વીંટાળી લીધું અને જમણા હાથમાં ઢાલ પકડીને તે તત્પર બન્યો.

એટલામાં તો વાઘે એકદમ છલાંગ મારી અને યુવાન ઉપર કુદી આવ્યો. એક જ બટકે તેને ખઇ જવા માગતો હોય તેમ તેણે પોતાનું મ્હો ખુલ્લું રાખીને એવો ઠેકડો માર્યો કે લાગ ફાવે તો બરાબર યુવાનનું ગળું જ તે કરડી ખાય. પરંતુ યુવાનના દેહને વાઘનો એક પણ અવયવ સ્પર્શી શકે તે પહેલાં જ યુવાને પોતાના હાથમાંથી ઢાલ તેના કપાળમાં એટલા બધા જોરથી મારી કે વાઘ તમ્મર ખાઇને ધરતી ઉપર ઢળી પડ્યો.

"સાબાશ! સાબાશ!" ઉપરથી મહેલના રવેશમાંથી પ્રસંશાના ઉદ્ગારો નીકળી પડ્યા અને બીજી જ ક્ષણે વાઘે આંખો ઉઘાડીને પોતાના શત્રુ તરફ ઘુરકીને રોષ ખાલી કર્યો.

આંખોમાંથી અંગારા વર્ષાવતો, ગર્ભિણીના ગાભ શ્રવી જાય તેવી ભયાનક ત્રાડથી વાતાવરણ ગજવતો, એક જ સપાટે પોતાના પ્રતિસ્પર્ધીને પુરો કરવાનો મનમાં ઘાટ ઘડતો એ વાઘ યુવાન ચેતી ન જાય એવી સાવધાનીથી ઉઠ્યો અને તેના ઉપર તરાપ મારી.

પરંતુ યુવાન સાવધ હતો. તેનું લક્ષ ઝરૂખામાં બેઠેલા પ્રસંશકો તરફ નહિ, પરંતુ પોતાની સામે પડેલા—મરના મેલા—વાઘ તરફ હતું. વાઘનો પંજો ઢાલ ઉપર ઝીલી લઇને વાઘ ચેતે તે પહેલાં તો પોતાનો ડાબો હાથ તેના મ્હોંમાં ઘાલ્યો.

'ઓઃ ઓઃ' ના મુંઝવણસૂચક ઉચ્ચાર સાથે વાઘ તરફડીયાં ખાવા લાગ્યો.

"કેવો હિમ્મતવાન ! કેટલો નિડર! ખરો રજપૂત બચ્ચો તે આનું નામ !" આવા અનેક ઉદ્દગારો નીકળવા લાગ્યા અને પુનઃ "સાબાશ ! સાબાશ !" ના ધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું.

આ ધ્વનિથી વાઘ પુનઃ ઉશ્કેરાયો અને મુક્તિ મેળવવાના ફાંફાં મારવા લાગ્યો, પરંતુ યુવાને તેના મુખમાં પોતાનો હાથ એવી રીતે ભરાવ્યો હતો કે તે સ્હેલાઇથી છટકવા ન પામે.

"એને પુરો કરો, મારી નાખો. એ વીફરેલો વાઘ હવે બીજાને વશ નહિ રહે એને જીવતો રાખવામાં માલ નથી. મારો, તેને ઠાર કરો !" મહેલના ગવાક્ષમાંથી અનેક અવાજો સંભળાવા લાગ્યા અને યુવાને સ્હેજ પાછળ વળીને જોયું તો ખુદ સમ્રાટની પણ એવી જ ઇચ્છા જણાઇ.

તરત તેણે જમણા હાથમાંથી ઢાલ ફેંકી દીધી અને જોતજોતામાં કમરે લટકતી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી. તરવાર ચમકી, ક્ષણમાત્રમાં તેની અણી વાઘના અંગને સ્પર્શી અને એ અણીથી વાઘનું અંગ છેદાવા લાગ્યું. એ જ ક્ષણે યુવાને પોતાનો ડાબો હાથ વાઘના મુખમાંથી ખેંચી લીધો.

તરવારની અણીથી વાઘ ચીરાયો અને અનેક હૃદયોને કંપાવી મુકનાર એ હિંસક પ્રાણી—એ ક્રુર વાઘ—વેદનાભરી એક ચીસ પાડીને મૃત્યુ પામ્યો.

### ૩. વીર વીરમ.

વાઘ મૃત્યુ પામ્યો અને બધાનો જીવ હેઠો બેઠો. એ વીરનરને પ્રસંશાના ઉદ્દગારોથી વધાવી લેવા સૌ અધીરા બન્યા.

તે આવ્યો—એક વિજેતાની માફક, સમ્રાટ અકબરને નમ્યો—એક ગૌરવશાળી વીરનરની માફક, તેણે સર્વ તરફ માનપૂર્વક જોયું—ઉદારચિત્ત ખાનદાન રાજપૂતની માફક.

"ધન્ય છે, વીર રાજપૂત ! મારા ભલભલા યોધ્ધાઓને આજે તેં તારા અનહદ શૌર્યથી ઝાંખા પાડયા છે. મને કહીશ કે તું કયા કુળને અજવાળે છે? કયા વીરનરને તારા જેવા સપુત હોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે?

"ઇડરના રાવ નારાણદાસજીને, નામવર, એ સઘળો પ્રતાપ મારા શુરવીર પિતાના પુણ્યનો અને તેમણે પાડેલા ઉચ્ચ સંસ્કારનો."

તરત જ તે યુવાન એક પાતળી કાઠીના છતાં ઉંચી કાયાવાળા પુરૂષને ચરણે પડયો, તેને નમન કર્યું અને તેના આશિર્વાદ મેળવ્યા.

અકબર હસ્યો. "નારણદાસજી! તમારૂં આવું હલકું ફૂલ અને દુબળું શરીર જોઇને હું ભુલાવામાં પડયો હતો એમ મારે અત્યારે સ્વીકારવું પડે છે. માત્ર શરીર ઉપરથી જ શૌર્યની કલ્પના બાંધવી એ ભૂલ છે એવી મને તમારા આ પુત્રના પરાક્રમથી ખાત્રી થાય છે. પરાક્રમી પુત્રના પિતા થવું એ પણ સદ્ભાગ્યની વાત છે."

"નામવર ! મારા વીરમના શાં વખાણ કરું? વીરમદેવ પોતાના સાહસ, શૌર્ય, અને ઉદારતાથી ઇડરમાં ખૂબ માનીતો થઇ પડયો છે."

"અને પ્રભુ એને લાંબુ આયુષ્ય આપે તો એ માત્ર ઇડરમાં જ નહિ, પરંતુ દેશોદેશમાં નામ કાઢશે એવાં તેનાં લક્ષણ જણાય છે", બુંદીનરેશે પોતાનો અભિપ્રાય આપ્યો.

"મારી તો ખાત્રી છે કે તે પોતાના

આખી રાજસભા દિગ્મુઢ બની. અકબર આશ્ચર્યચકિત બન્યો. એના અંતરમાંથી પ્રસંશાનો ઉદ્ગાર નીકળી પડયો, 'ધન્ય છે આ રાજપુત નવજુવાનને !''

વાઘ માર્યો !

આંખના પલકારામાં તો એ યુવાન રાજસભામાંથી અદ્રશ્ય થઇ ગયો હતો. એ કયાં ગયો, હવે શું થશે, એ શું કરશે! એવા અનેક પ્રશ્નો સભામાં પુછાવા લાગ્યા, પરંતુ એકેકનો ઉત્તર કોઇ આપી શકે તેમ ન્હોતું.

અકબર ઉઠયો, રાજસિંહાસન ઉપરથી ઉભો થયો અને આતુર નયને એ નવજુવાન ગયો તે દિશામાં જોઇ રહ્યો. કોઇ અનેરા જાદુથી આકર્ષાતો હોય તેમ તે રાજસભામાંથી બહાર નીકળ્યો.

સઘળા સભાજનોએ તેનું અનુકરણ કર્યું. અકબર મહેલના ઝરૂખામાં આવ્યો ને થંભ્યો. મહેલ આગળના ચોગાનમાં એ યુવાન વાઘને પડકારી રહ્યો હતો. અકબર કુતૂહલભરી નજરે તેના તરફ જોઇ રહ્યો.

આખી રાજસભા અકબર પાછળ ધસડાઇ આવી હોય તેમ ઝરૂખા આગળ અનેક આતુર આંખો ચોગાનમાંના એ આકર્ષક દ્રશ્ય તરફ ખેંચાઇ રહી. અકબરના સેવકો અને સામંતો, માનવંતા મહેમાનો અને સભાજનો સૌ કોઇ ઝરૂખાની બંને બાજુએ વિશાળ રવેશમાં ઉભા ઉભા આ નવજુવાન તરફ–ત્રાડ મારતા વાઘ તરફ–ભય, ચિંતા અને જીજ્ઞાસાની મિશ્ર લાગણી સાથે જોવા લાગ્યા.

"આમ આવ કુત્તા! ખબરદાર જો નાઠો તો!" યુવાને વાઘને પડકાર્યો, અને વાઘે પોતાનું મુખ ફેરવ્યું.

આજ ઘણે દિવસે નાસી છુટવાનો લાગ મળ્યો હતો, પોતાને અટકાવવાની કોઇની હિંમત ચાલતી ન્હોતી, પોતાને જોઇને સૌ કોઇ આડાઅવળા થઇ જતા–જ્યાં ત્યાં ભરાઇ સ્તુપાઇ જતા, આવા સાનુકૂળ સમયમાં આ વળી પોતાને પડકારનાર કોણ નીકળ્યો તે જોવા વાઘે પોતાની ગતી અટકાવી અને મુખ પાછળ ફેરવ્યું. પાછળ જોતાં જ તેનાં ગાત્ર ગળી ગયાં.

એ પ્રચંડકાય મૂર્તિ! એ વીર યુવાન! મુખ ઉપર તરવરતી એ દ્રઢતા! અને આંખોમાંથી ખરી પડતી શૌર્યતેજની એ એ તરવારો! ખુલ્લા મેદાનમાં નિર્ભયતાથી ઉભી રહેલી એ ક્ષાત્રતેજની મૂર્તિ તેને પોતાના કાળ સમી લાગી ક્ષણભર એ હિંસક પ્રાણીને શું કરવું તે સુઝયું નહિ.

યુવાને એ અણમોલી ક્ષણોનો સદુપયોગ કર્યો. પોતાની ભેટે બાંધેલું મૂલ્યવાન કસબી સેલું તેણે પોતાના ડાબા હાથ ઉપર ખૂબ લપેટીને વીંટાળી લીધું અને જમણા હાથમાં ઢાલ પકડીને તે તત્પર બન્યો.

એટલામાં તો વાઘે એકદમ છલાંગ મારી અને યુવાન ઉપર કુદી આવ્યો. એક જ બટકે તેને ખાઇ જવા માગતો હોય તેમ તેણે પોતાનું મ્હો ખુલ્લું રાખીને એવો કૂદકો માર્યો કે લાગ ફાવે તો બરાબર યુવાનનું ગળું જ તે કરડી ખાય. પરંતુ યુવાનના દેહને વાઘનો એક પણ અવયવ સ્પર્શી શકે તે પહેલાં જ યુવાને પોતાના હાથમાંથી ઢાલ તેના કપાળમાં એટલા બધા જોરથી મારી કે વાઘ તમ્મર ખાઇને ધરતી ઉપર ઢળી પડયો.

"સાબાશ! સાબાશ!" ઉપરથી મહેલના રવેશમાંથી પ્રસંશાના ઉદ્ગારો નીકળી પડયા અને બીજી જ ક્ષણે વાઘે આંખો ઉઘાડીને પોતાના શત્રુ તરફ ઘુરકીને રોષ ખાલી કર્યો.

આંખોમાંથી અંગારા વર્ષાવતો, ગર્ભિણીના ગાભ શ્રવી જાય તેવી ભયાનક ત્રાડથી વાતાવરણ ગજવતો, એક જ સપાટે પોતાના પ્રતિસ્પર્ધીને પુરો કરવાનો મનમાં ઘાટ ઘડતો એ વાઘ યુવાન ચેતી ન જાય એવી સાવધાનીથી ઉઠયો અને તેના ઉપર તરાપ મારી.



પરંતુ ચાલાક ઉમરાવો તેની એ તેમ ચૂકાવતા

વૃધ્ધ ગઢવીએ પ્રશ્ન કર્યો અને પુનઃ ગૌરવથી હણુહણુતા થનગનાટ નાચ કરી રહેલા એ અશ્વોને ભાવભરી નજરે નિહાળવા લાગ્યો.

" ગઢવીજી ! અમારો તો એ ધંધો રહ્યો. ખૂણેખાચરેથી પણ નામી ચીજ શોધી કાઢીએ. પરંતુ રત્નની પરીક્ષા કરવાવાળા ક્યા છે ? એની કિંમત સાંભળીને ભલભલા પણ ભડકી ઉઠે છે " સોદાગરે ઉત્તર આપ્યો અને ગઢવી તરફ આતુર નયને જોઇ રહ્યો; એને ગઢવીના અંતરની વાત જાણવી હતી !

"એમ ન કહો સોદાગર ! બહુ રત્ના

જેનાતેના મુખમાંથી "ધન્ય એ રજપૂત જુવાનને ! ધન્ય, વીર વીરમને !" એવા જ ઉદ્‍ગારો સંભળાતા.

એ રત્નો !

બંદરમાં જ્યાં જુઓ ત્યાં આજે શાહ-સોદાગરની વાત થતી હતી. ઘોડાનો એક વેપારી એ દેવમણી સમા ઘોડા લાવ્યો હતો. એ ઘોડાને જોવા લોકના થોક ઉલટી પડયાં હતાં.

'કેવા સુંદર અશ્વો છે ? શાહ સોદાગર ! આ રત્નો તમને ક્યાંથી સાંપડયાં ?" એક

વસુંધરા ! હીરા હોય તો હીરાના પારખનાર ઝવેરી પણ દુનીયામાં પડયા હોય છે."

" હશે, પણ આ ભૂમિમાં તો નહિ જ."

" કેમ જાણ્યું ? "

"જાતઅનુભવથી. દરેક અશ્વની બાવીસ હજાર રૂપિયા કિંમત કહું છું કે તરત સાંભળનારને 'અધધ' થઇ પડે છે અને 'એક ઘોડાના બાવીસ હજાર ખર્ચીને ખાવા નથી થઇ જવુ'' એવો જ જવાબ મારે સાંભળવો પડે છે."

ગઢવીની આંખો ચમકી ! દરેકના બાવીસ

પરાક્રમથી પોતાનું નામ અમર કરી જશે " જોધપુરના રાણાએ ટાપસી પુરી.

'શાબાશ! વીર મદેવ! હું તમારા પરાક્રમથી પ્રસન્ન થયો છું અને તેની નિશાની તરીકે આ મૂલ્યવાન પોષાક તથા રત્નજડીત તરવાર આપું છું. હવે તો જ્યારે જ્યારે રાય નારણદાસજી ઇડર આવે ત્યારે ત્યારે તમારે અહીં દિલ્હી આવવું પડશે " અકબરે વીરમદેવની કદર કરી તેને મૂલ્યવાન ભેટ આપી.

'નામવર! આપની એ વાત મને કબુલ છે, પરંતુ આપે પણ મારી એક વાત કબુલ રાખવી પડશે '



પોતાનો ડાબો હાથ તેના મ્હોંમા ઘાલ્યો.

અકબર પોતાની પાસે પણ વાત કબુલ કરાવનાર તરફ કુતૂહલપૂર્વક જોઇ રહ્યો. વીરમના મુખ ઉપર નિડરતા સ્પષ્ટ જણાતી હતી.

" કહો, વળી તમારી શી વાત છે ? " અકબર ઉત્તાસા અટકાવી ન શક્યો.

" એ જ કે હું અહીં આવીશ તો ખરો, પરંતુ જે ઘડીએ મારી મરજી ઇડર પાછા જવાની થાય તે જ ઘડીએ જવાની મને તરત જ રજા મળવી જોઇએ." વીરમ સ્વસ્થ હતો. પોતાના વચનો સ્વીકારાશે કે કેમ તેની રંજભાર પણ શંકા કે ચિંતાનાં ચિન્હો તેના મુખ ઉપર જણાતા ન્હોતાં.

અકબરે આ શર્ત સંકર્ષ માન્ય રાખી.

દિલ્હીમાં આજે જ્યાં જુઓ ત્યાં વીર વીરમની જ વાતો થતી હતી. સૌ કોઇ તેના પરાક્રમની વાત સાંભળી મુગ્ધ બનતા. રજપૂતો આજે સહ સગર્વ ઉચે મસ્તકે દિલ્હીમાં ફરતા હતા. તેમના એક જ્ઞાતિ બંધુએ-એક રજપૂત બચ્ચાએ પાદશાહના દેખતાં તોફાની વાઘને મારી નાંખ્યો હતો. રજપૂત વીરતાનો વિજયડંકો દિલ્હીના દરબારમાં વગાડ્યો હતો.



વૃધ્ધ ગઢવીએ પ્રશ્ન કર્યો અને પુનઃ ગૌરવથી હણહણતા થનગનાટ નાચ કરી રહેલા એ અશ્વોને ભાવભરી નજરે નિહાળવા લાગ્યો.

"ગઢવી જી ! અમારો તો એ ધંધો રહ્યો. ખૂણેખાંચરેથી પણ નામી ચીજ શોધી કાઢીયે. પરંતુ રત્નની પરીક્ષા કરવાવાળા કયા છે ? એની કિંમત સાંભળીને ભલભલા પણ ભડકી ઉઠે છે." સોદાગરે ઉત્તર આપ્યો અને ગઢવી તરફ આતુર નયને જોઇ રહ્યો; એને ગઢવીના અંતરની વાત જાણવી હતી !

"એમ ન કહો સોદાગર ! બહુ રત્ના વસુંધરા ! હીરા હોય તો હીરાના પારખનાર ઝવેરી પણ દુનીયામાં પડયા હોય છે."

"હશે, પણ આ ભૂમિમાં તો નહિ જ."

"કેમ જાણ્યું ?"

"જાતઅનુભવથી. દરેક અશ્વની બાવીસ હજાર રૂપિયા કિંમત કહું છું કે તરત સાંભળનારને 'અધધ' થઇ પડે છે અને 'એક ઘોડાના બાવીસ હજાર ખર્ચીને બાવા નથી થઇ જવું' એવો જ જવાબ મારે સાંભળવો પડે છે."

ગઢવીની આંખો ચમકી ! દરેકના બાવીસ

પરંતુ ચાલાક ઉમરાવો તેની એ તેમ ચૂકાવતા જેનાતેના મુખમાંથી "ધન્ય એ રજપૂત યુવાનને ! ધન્ય, વીર વીરમને !" એવા જ ઉદ્ગારો સંભળાતા.

એ રત્નો !

ઇડરમાં જ્યાં જુઓ ત્યાં આજે શાહ-સોદાગરની વાત થતી હતી. ઘોડાનો એક વેપારી એ દેવમણી સમા ઘોડા લાવ્યો હતો. એ ઘોડાને જોવા લોકના થોક ઉલટી પડયાં હતાં.

"કેવા સુંદર અશ્વો છે ! શાહ સોદાગર ! આ રત્નો તમને કયાંથી સાંપડયાં ?" એક

હજાર ! એ ઘોડાના ચુંવાળીસ હજાર રૂપીયા ! " સોદાગર ! લોકો તમને શાહ સોદાગર કહે છે તે બરાબર છે ! તમારા ભાવ પણ શાહી-બાદશાહી જ છે."

સોદાગર હસ્યો. " ગઢવીજી, એ તમારૂં ગજું નહિ. એ તો રાજા મહારાજાનાં કામ. કિંમત ખરી વસ્તુની લઉં છું, કોઈને લૂંટી લેતો નથી. બતાવોને તમારા ઇડરમાં આવા અશ્વની જોડ ! આવી જાઓ હું હોડ બકું છું (શર્ત કરૂં છુ ) કે આવી જોડી અહીંથી મળે તો આ બંને અશ્વો હું હારી જાઉં "

ગઢવીએ માથું ધુણાવ્યું. મનમાં જ તે બોલ્યો, "અરેરે ! આવા ઘોડા અહીં હોત તો કેવું સારૂં ? આ બને અશ્વો મને હોડમાં મફત મળી જાત !"

"ભગવાનનો હુકમ તો આ બંને અશ્વો ઇડરમા જ રહેશે" એટલું બોલીને ગઢવી ચાલ્યો ગયો. જતા જતા પણ તેની નજર એ દિવ્ય અશ્વો તરફ ખેંચાતી હતી.

સોદાગર કંઇ કંઇ તર્કવિતર્ક કરતો તેની પાછળ જોઇ રહ્યો.

"ઇડર નરેશનો જય ! વીર વીરમનો જય !" ઇડરના રાજમહેલમાં પ્રવેશ કરતાં સાયા ચારણે આશીર્વચનો ઉચ્ચાર્યા.

"આવો, આવો, ગઢવીજી ! આજ કંઇ અત્યારમાં પધારવાનું થયું ?"

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! એક અગત્યની વાત કહેવા આવ્યો છું, ઇડરની આબરૂ ન જાય તેવી અરજ ગુજારવા આવ્યો છું.",

વીરમ હસ્યો. "તમારે વળી અરજ ગુજારવાની હોય ? તમે તો અમારા પૂજનીય. કહો શી આજ્ઞા છે ?

"બાપુ ! રાવ નારણદાસની કીર્તિમાં તમે ખૂબ ઉમેરો કર્યો છે, 'બાપ કરતાં બેટા સવા' એ કહેવત સત્ય કરી બતાવી છે."

"એ તો પ્રભુકૃપા અને આપ જેવાના આશીર્વાદનો પ્રતાપ ! પરંતુ આપ શી વાત લાવ્યા છે તે તો કહો."

વીરમ—દિલ્લીના દરબારગઢમાં વાઘને મારનાર નવજુવાન—ઇડરનો રાજકુંવર ન્હોતો રહ્યો, એ તો ઇડરના રાજ્યાસનનો માલિક—ઇડરનરેશ બન્યો હતો.

કનોજના રાજા જયચંદ્ર રાઠોડના એક વંશજ સોનીંગે ઇડર જીતી લીધું અને સન ૧૨૫૭ માં 'રાવ' પદવી ધારણ કરી. ત્યાર પછી તેરમી પેઢીએ રાવ નારણદાસ (બીજા) ઇડરની ગાદીએ આવ્યા. અકબરના દરબારમા જેના પુત્રે અદ્‌ભૂત પરાક્રમ બતાવ્યું તે આ જ નારણદાસનો પુત્ર–વીર વીરમ. નારણદાસને પરતંત્રતા તરફ તિરસ્કાર હતો, અકબરના ગુજરાતના સુબા ખાન અઝીઝકોકા સામે બંડ ઉઠાવવામા તેનો પણ હાથ હતો, પરંતુ અકબરે પોતે એ બંડ શમાવી દીધું હતું. પાછળથી બાદશાહી ફોજે ઇડર ઉપર ચડાઇ કરી ત્યારે નારણદાસે ઇ. સ. ૧૫૭૬માં પર્વતોનો આશ્રય લીધો હતો, છતાં પાછળથી બાદશાહી ફોજ સાથે લડતાં તેનો પરાજય થયો હતો.

વીર વીરમ પોતાની સત્તા જમાવતો જતો હતો, આસપાસના રાજાઓ તેની વીરતાથી આકર્ષાઇ સદાય તેને પડખે ઉભા રહેવા તત્પર હતા. તેણે પુનઃ ઇડર ઉપર પોતાની સત્તા સ્થાપી અને પોતાના પિતા રાવ નારાયણદાસના મૃત્યુ પછી તે ઇડરની ગાદીએ બેઠો.

ગાદીએ બેઠા પછી તેણે પોતાના પરાક્રમથી, ઉદારતાથી, પ્રજાપાલન અને કર્તવ્યપરાયણતાથી લોકોનાં દિલ જીતી લીધાં અને પોતાની સત્તાનો વિસ્તાર વધાર્યો. આજે તેની સામે માથું ઉચું કરવાની કોઇ હિંમત કરી શકતું ન્હોતું

ગઢવીએ વીરમને શાહ સોદાગરના બે અણમુલા અશ્વોની હકિકત જણાવી. ગઢવીના વર્ણનમાં શી મણા હોય? વીરમ એ અશ્વોને જોવા ઉત્સુક બન્યો.

શાહ સોદાગરને ત્યાં બોલાવવામાં આવ્યો. સોદાગર પોતાના અશ્વોને સુંદર સાજ સજાવીને રાજમહેલ આગળ લાવ્યો, અને રાજાને નમન કરીને પોતાના અશ્વોની લગામ પકડીને આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો.

વીરમે સોદાગરનું નમન ઝીલ્યું, અશ્વ તરફ નજર ફેંકી અને તેનું સૂક્ષ્મ અવલોકન કરતો હોય તેમ અશ્વના અંગો તપાસવા લાગ્યો.

સોદાગર સમજી ગયો. તેણે જોઇ લીધું. કે રાજા અશ્વપરીક્ષામાં પ્રવીણ છે!

"નામદાર! આ અશ્વનું નામ નટુવો અને આનું નામ ઝાલાહર. હવે આપ ખુદાવિંદની નિગાહમાં આવે તે રીતે બંનેની પરીક્ષા કરો અને જે ખોડખાપણ હોય તે બતાવો." સોદાગરે અશ્વોના નામ જણાવતા આડકતરી રીતે તેમની પ્રસંશા કરવાનો યત્ન કર્યો.

"બંને અશ્વો દેવમણી સમા છે. એમાં એકમાં કોઇ જાતની ખામી નથી. હા, માત્ર એક ઉણપ છે..."

સોદાગર અને ગઢવી બંને અધીરા બન્યા

"આ અશ્વોના શરીરમાં જોઇયે તેટલું લોહી જામ્યું નથી." રાજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

સોદાગરનો જીવ હેઠો બેઠો. "એ તો એવું જ તો નામવર! આ ચીજ તો રાજદરબારે શોભે. રાજદરબારમાં જેવી ચાકરી થાય તેવી કંઇ અમારે ત્યાં થાય? અમારે તો ઉલટી એમાંથી કમાઇ કાઢવાની. રાજવંશી અશ્વ રાજવંશીને ત્યાં જ પોષાય અને ત્યાં જ તેનું યોગ્ય લાલનપાલન થાય"

"ત્યારે એને કોઇ રાજવંશીને ત્યાં કેમ રાખતા નથી?"

"કોઇ ગ્રાહક થાય ત્યારે ને? બધાય પૈસાનો હિસાબ ગણે છે. કોઇ ગુણગ્રાહક હોય તે જ એને સંઘરી શકે."

"મને એ અશ્વો આપશો?" રાજાએ એ અશ્વોને જોયા ત્યારથી જ તેમને ખરીદવા ઉત્સુક બન્યો હતો.

"શા માટે નહિં, નામવર?"

"કહો શું મુલ્ય બેશે?"

"બંનેના ચુંવાલીસ હજાર રૂપીયા."

ગઢવી તો આતુર નયને રાજા તરફ જ તાકી રહ્યો હતો. ચુંવાલીસ હજારનું નામ પડતાં જ રાજાના મુખ ઉપર કેવી લાગણી થાય છે તે તે જોવા લાગ્યો.

રાજાએ સ્વસ્થ ચિત્ત વિચાર કર્યો, પળવારમા નિર્ણય કર્યો, અને ગઢવી તરફ ફરીને બોલ્યો, "ગઢવીજી! લઇ જાઓ આ બંને અશ્વોને અને બાંધી દ્યો આપણી અશ્વશાળામા. દસેરાની સવારીને આ અશ્વો શોભાવશે. અને જુઓ, આ સોદાગરને ભંડારી પાસે લઇ જઇને ચુંવાલીસ હજાર રૂપીયા અપાવી દેજો—કહેજો કે શાહ સોદાગર શહેરમાં રહે ત્યાં સુધી તેને પાકું સીધું મળે એવો બંદોબસ્ત કરે"

શાહ સોદાગર વીરમની ઉદારતા ઉપર મુગ્ધ બન્યો. જતાં જતાં તેણે ગઢવીને કહ્યું "ગઢવીજી! હું ઘણા મુલકમાં ફર્યો છું, પરંતુ આવા ઉદાર રાજવી તો મેં અહીં જ જોયા. ધન્ય છે તેમની ઉદારતાને. હું તો એમની અશ્વપરીક્ષા જોઇને જ આફ્રીન થઇ ગયો છું.

"ત્યારે? એ વીરમ બાપો તો બડો બંકો નરવીર છે" ગઢવીએ પોતાના અન્નદાતાની કિંમત વધારી અને સોદાગર

અને ગઢવી બંને અશ્વોને લઇને અશ્વશાળા તરફ ચાલતા થયા.

આનંદોત્સવ.

આજે વિજયાદશમીનો મંગળ દિવસ હતો, ક્ષત્રીયોનું તો આજે પરમપવિત્ર પર્વ હતું, ખાંડાના ખેલ ખેલનારા વીરનરો માટે તો આજે ધન્ય દિવસ હતો.

શહેરમાં આજે પ્રભાતથી જ જબરી ધામ ધૂમ થઇ રહી હતી. દસેરાની સ્વારી જોવા માટે આસપાસના ગામેગામથી લોકના થોક આવતા હતા. શેરીએ અને ચૌટે આજે સ્વારીની જ વાત ચર્ચાતી હતી.

અને એ ચર્ચામાં બે અશ્વોને અગ્ર સ્થાન મળતું. મહારાણાએ ખરીદ કરેલા બે ઉમદા ઘોડા નટુવો અને ઝાલાહર પણ આજે સ્વારીમાં નીકળવા જ જોઇએ, એવો અભિપ્રાય સૌ કોઇ આપતા અને 'એમ થશે જ' એવો નિર્ણય પણ મનમાં કરી લેતા.



તે ક્રોધથી એકદમ ઉભો થઇ ગયો.

દૂરદૂરની હિંદની કારિગીરીની વસ્તુઓ લાવીને વેપારીઓએ માર્ગની બંને બાજુએ નાની શી દુકાનોની હાર લગાવી દીધી હતી. સુખડીઆઓએ ગોઠવી દીધેલા ભાતભાતના મેવા મીઠાઇ અને પકવાનો જોઇને લોકોના મ્હોંમાં પાણી છુટતું અને એનો સ્વાદ ચાખવાની લાલચ ન અટકાવી શકતાં તેમના ગજવાં હળવાં થતાં. બાળકોને પ્રસન્ન કરવા માટે ભાતભાતના માટીનાં, લાકડાનાં, લાખનાં તેમજ મીણનાં રમકડાં પણ ઠેરઠેર નજરે પડતાં હતાં.

એ વખતે હાથકારિગીરીનો નાશ થયો નહોતો—પરદેશની મોહક, છતાં તકલાદી વસ્તુઓની હરીફાઇ નહોતી. હાથ કારિગીરી ને પૂરતું ઉત્તેજન મળતું અને કારિગરો પોતાની કળાને ખીલવવા, અવનવી કારિગીરી કરી બતાવવાનો પૂર્ણ ઉત્સાહ ધરાવતા. આનંદોત્સવના દિવસોએ, વારતહેવાર નિમિત્તે, ભરાતા મેળાઓમાં આમ ખાસ પ્રયાસ કે પ્રવર્તન કર્યા વગર હિંદની અનેક પ્રકારની કારીગીરી અને કળાકૌશલ્યનું પ્રદર્શન ભરાતું અને સ્થાનિક કારીગરોને શીક્ષણશાળા સમાન નિવડતું. કારીગરોને પોતાની ખામીઓ જાણવાનું, પોતાનાથી ચડીયાતી કળા જોવાનું અને તેમાંથી કંઇક શીખવાનું મળતું અને જનસમાજને પણ હિંદના ગામેગામની કળા અને કારિગીરીનું નિરીક્ષણ કરવા સાથે એ વસ્તુઓ ખરીદવાનો લાભ અનાયાસે પ્રાપ્ત થતો. હિંદની કળાકારિગીરી આ રીતે પોષાતી અને ઉત્તેજન રૂપી જળસિંચનથી પ્રફુલ્લિત બનતી.

લોકોના ધૈર્યની પૂરેપૂરી કસોટી કરીને અંતે સ્વારી નીકળી. લોકોના હર્ષનાદથી વાતાવરણ ગાજી ઉઠયું.

સ્ત્રીઓ અટારીએ આવીને ઉભી હતી, પુરૂષોએ ઘરને મોખરે બેઠક જમાવી દીધી હતી, ગામડીઆઓ માર્ગ ઉપર ઉભા રહ્યા હતા, કેટલાક રસીયા તો 'સ્વારીનું' બરાબર નિરીક્ષણ કરી શકાય તે માટે ઝાડ ઉપર કે છાપરે ચડીને બેઠા હતા. અસંખ્ય આતુર નયનો સ્વારીને—ખાસ કરીને—તેમણે ખરીદેલા બે અશ્વોને નિરખવા તલસી રહ્યાં.

બાજીગરની મોરલીની માફક મુગ્ધ કરી નાખતા સુંદર વાજીંત્રોનો કર્ણપ્રિય સ્વરો મધુરતા રેલાવી રહ્યા હતા. બંદીજનો નેકી પોકારી રહ્યા હતા, બહાદુર સામંતો ખુલ્લી તરવારે અશ્વારૂઢ થઇ મોખરે સાચવતા હતા. તેમની પાછળ સોનાની અંબાડીવાળો હાથી નીકળ્યો અને પ્રેક્ષકોએ 'મહારાજા વીર વીરમનો જય' નો જયધ્વનિ કર્યો. એ જયધ્વનિ આખી મેદનીએ ઝીલી લીધો.

પોતાને આજે અપૂર્વ માન મળતું હોય એવી ભાવનાની મસ્તીમાં ડોલતો ગજરાજ આજે પોતાના માલિકની કૃપાદૃષ્ટિથી કૃત કૃત્ય બન્યો હતો. કીનખાબની ઝુલથી અને એક પગમાં સોનાના સાંકળાથી શોભતો માતંગી પોતાની પીઠ ઉપર મુકેલી સોનાની અંબાડીમાં વિરાજીત થયેલા વીર વીરમને લીધે વધારે દીપી રહ્યો હતો. અંબાડીની પાછળ હાથીની પીઠ ઉપર ઉભો રહીને એક રાજસેવક ચમર ઢોળી રહ્યો હતો.

પાછળ સોનાચાંદીના કોતરકામવાળો હય, ચાંદીનું નગારૂં, સોનાના પતરાંથી મઢેલી સૂખપાલ—પાલખી, ઉત્તમ પ્રકારની તોપો અને એવી અનેક રાજ્યની રીહાસત નીકળી અને તરત જ બે સુંદર અશ્વોએ લોકોનું ખાસ ધ્યાન ખેંચ્યું.

'આ પેલા બે ઘોડા—સાદસોદાગર પાસેથી ચુંવાલીસ હજાર રૂપીયે ખરીદ કર્યા તે' એમ બોલતા આતુર નયને સૌ એ અશ્વને જોવા લાગ્યા.

આ બંને અશ્વો વીરમને ગમી ગયા હતા. આજે સ્વારીમાં પોતે નટુવા ઉપર સ્વાર થઇને

નીકળવાનો વિચાર કર્યો હતો, પરંતુ પ્રજાને એ અશ્વોનું બારીક નિરીક્ષણ કરવાનો લાભ આજે મળે એ હેતુથી એ બંને અશ્વોને ઉંચામાં ઉંચો મુલ્યવાન રાજવંશી સાજ સજાવીને સ્વારીમાં જુદા જ કાઢ્યા હતા. નટુવા અને ઝાલાહરનો સુંદર દેખાવ, તેમની ગૌરવશાળી ચાલ અને તેમનો ઉત્સાહભર્યો થનગનાટ જોઇને પ્રેક્ષકોનાં ચિત્ત પ્રસન્ન થયાં.

અંતે વિધવિધ રસસામગ્રીથી શોભતી સ્વારી પુરી થઇ, છતાં લોકો ન વિખેરાયા. શમી પુજન કરીને સ્વારી પાછી એ જ રસ્તે દરબારગઢ તરફ જનાર હતી !

પ્રચંડ કાયાવાળા એક પાડાને ખુબ ખવરાવીને અલમસ્ત બનાવ્યો હતો. એનો આજે વધ કરવાનો હતો. વિજયાદશમીનું વીરશ્રીને સંતોષવાનું એ મુહુર્ત હો કે દેવી ચંડીકાને બલિદાન આપી પ્રસન્ન કરવાની એ પ્રથા હો—ગમે તેમ પરંતુ દરેક દસેરાને દીવસે લગભગ દરેક રાજવાડામા પાડાનો વધ કરવાનો-તેને દેવીને સરણે વધેરવનો રિવાજ હતો. સદ્‌ભાગ્યે જીવદયાની શુભ લાગણીથી એ રિવાજ ઘણે ખરે સ્થળે બંધ થયો છે, તો પણ એ છેક નાબુદ તો નથી જ થયો. હજી પણ એ પુરાતન પ્રથા કોઇ કોઇ સ્થળે પ્રચલિત છે, અને પોતના શૌર્યથી પાડાનો સંહાર કરીને પરાક્રમનું પ્રદર્શન નથી થતુ, પરંતુ મુંગા પ્રાણીને દોરડાથી બાંધી જકડીને તરવારના ઝાટકાથી તેનો નિર્દય સંહાર થાય છે. 'સાપ ગયા અને લીસોટા રહ્યા' એ ન્યાયે વીરતા ગઇ—માત્ર પ્રથા રહી છે !

ગામની બહાર કાલિકા માતાનું મંદિર હતું. ત્યાં એ ગોગાનિયા પાડાને છૂટો મુકયો. વીરમે પોતાના ભાલાની પીઠે તેને દોડાવ્યો. ખુબ ખાઇને મસ્તાન બનેલો—તોફાને ચડેલો પાડો નાઠો વીરમના ઉમરાવો પોતાના અશ્વોને એડી મારીને ભાલાની અણી પાડા તરફ તાકીને પાડા પાછળ પડયા અને જેમ લાગ ફાવ્યો તેમ તેને ભાલાથી વિંધતા ગયા. પાડો પણ પોતાનો જીવ બચાવવાને ઘોડે સ્વારની સામે થઇ જતો, ઘોડાને ધીક મારવાનો યત્ન કરતો, **પરંતુ ચાલાક ઉમરાવો તેની એ નેમ ચૂકાવતા** અને તેને ભાલાથી ઘાયલ કરતા. ઉમરાવના ભાલાઓએ અંતે પાડાને યમધામ પહોંચાડયો અને શુભ મુહુર્ત સાચવ્યાનો સંતોષ પ્રાપ્ત કર્યો.

શમીપૂજનની તૈયારી થઇ. વીર વીરમ અને તેના સરદારોએ શસ્ત્રોનું તેમજ શમીનું યથાવિધિ પૂજન કર્યું અને વિજયશ્રીની પ્રાર્થના કરી.

શમીપૂજનમાંથી પરવારીને સૌ કોઇ પોતાની અશ્વકળા બતાવવા લાગ્યા. ઘોડા ઉપર બેસવામાં પોતે કેટલા ચતુર છે તે બતાવવાની હરીફાઇ ચલી અને અશ્વોને દોડાવીને, કુદાવીને, ચક્રાવામાં નાંખીને અને એમ અનેક રીતે સૌ પોતપોતાની શ્રેષ્ટતા સિધ્ધ કરવાનો યત્ન કરવા લાગ્યા.

નિર્દોષ આનંદને ખાતર ઉદ્યાનમાં ઝાડ સાથે હીંચકા બાંધ્યા હતા ત્યાં સૌ ગયા અને થોડો સમય હીંચકે હીંચીને, પટ્ટાબાજી ખેલીને દ્વંદ્વયુધ્ધ કરીને અને શારીરિક વ્યાયામકળાનું દિગ્દર્શન કરાવીને પ્રફુલ્લ બન્યા.

સંધ્યાકાળ થયો એટલે મસાલો સળગાવવામાં આવી અને પુનઃ સ્વારી વ્યવસ્થિત ગોઠવાઇ ગઇ. અસંખ્ય મસાલોના ઝગહળતા પ્રકાશ વચ્ચે પુર્ણ દબદબાથી સ્વારી પાછી વળી અને દરબારગઢ તરફ ચાલી. પ્રજાજનોને પુનઃ સ્વારી જોવાનો લાભ મળ્યો અને તેમના હર્ષનો પાર ન રહ્યો. વિજયાદશમીનો આનંદોત્સવ પુર્ણ ઉત્સાહથી ઉજવાયો.

વચનબાણ !

"પધારો ! પધારો ! સ્વામીનાથ ! આજે તો કંઇ ખુબ રાહ જોવરાવી ?" ક્ષાત્રતેજથી

ઝળહળતી દેદીપ્યમાન કાંતિવાળી લાવણ્યવતી લલનાએ હર્ષપુર્વક વીરમનો સત્કાર કર્યો અને તેને લેવા માટે આનંદગૃહના દ્વાર પાસે આવી.

"વાઘેલી ! આજે તો મારા આનંદની અવધી થઇ. આજના જેવું દાન મેં કદી આપ્યું ન હોય એટલો બધો આત્મસંતોષ મને થયો છે."

વાઘેલીના હર્ષમાં વધારો થયો. આજે વીરમ પ્રસન્ન હતો! પોતાનો પતિ પોતાને મહેલે પધારે તે દિવસે તેનું મન પ્રસન્ન હોય એ રાજપૂત રમણીને માટે ધન્ય પળ ગણાય ! આજે તો પતિપ્રેમનો પુર્ણ લ્હાવો લૂંટી શકશે એ વિચારથી વાઘેલીનું હૈયું ગજગજ ઉછળ્યું.

વાઘેલી પોતાના પતિને પ્રણામ કરી તેને માટે રાખેલા ખાસ આસન આગળ લઇ ગઇ. જળથી પોતાના પતિના ચરણો ધોઇને એ જળ પવિત્ર ભાવનાથી પીધું અને તેને માટે પોતે તૈયાર કરેલી સુવાસિત પુષ્પોની માળાથી તેને વધાવી લીધો.

તરત જ દાસી વિધવિધ ભોજનસામગ્રીથી ભરેલો કનકથાળ લઇ આવી અને તે ચાંદીથી મઢેલા નકશીદાર બાજોઠ ઉપર મુકીને રાજાના ઓવારણાં લઇને ત્યાંથી ચ લી ગઇ.

કનકથાળમાં બત્રીસ ભાતનાં ભોજન પીરસ્યાં હતાં. સુવાસ માત્રથી જ ઘ્રાણેન્દ્રિય તૃપ્ત થઇ જાય એવી સ્વાદિષ્ટ વાનીઓ બનાવવામાં આવી હતી. જીભને નાસિકાની ઇર્ષા થઇ આવી અને એ ભોજનનો સ્વાદ ચાખવાને અધીરી બની.

વાઘેલીએ વીરમને ભોજન આરોગવાનો આગ્રહ કર્યો. આજે તો ખૂબ હોંસથી પોતે પોતાના પતિને ભોજન આરોગાવશે એવી તેની મનોવાંચ્છના હતી !

વીરમે બે ચાર ગ્રાસ મ્હોંમાં મૂક્યા અને એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું હોય તેમ તે બોલ્યો, 'શા એ સાયા ગઢવીનો આનંદ! એ તો જાણે હર્ષઘેલો જ થઇ ગયો હોય નહિં !"

વાઘેલીની ધીરજ ન રહી. "શા માટે એને એટલો બધો હર્ષ થયો નાથ ?"

'એની મનની માની ચીજ મળવાથી. પેલા બે અણમૂલા અશ્વો વિષે તેં તો સાંભળ્યું છે ને ?"

વાઘેલીએ મસ્તક હલાવી હકારમાં ઉત્તર આપ્યો.

"એ નટુવા અને ઝાલાહરને જોયા ત્યારથી જ એની નજર એ અશ્વોમાં ખૂંચી હતી."

વાઘેલી કંઇ ન બોલી. તેનું ચિત્ત તો વીરમ ક્યારે પોતાના સ્વાગતનો પુરો સત્કાર કરે એ જોવામાં જ પરોવાયું હતું. તેણે પુનઃ બેચાર સ્વાદિષ્ટ વસ્તુઓ તેની આગળ ધરી.

પરંતુ ખાવામાં તેનું લક્ષ ન્હોતું. તેના મગજમા કંઇ જૂદી જ ધુન ભરાઇ હતી. "આજે દાન કરવાનું શુભ મુહુર્ત હતું એટલે ગઢવીની ઇચ્છા તૃપ્ત કરી ઝાલાહર અશ્વ તેને દાનમા આપ્યો." વીરમે વળી એની એ વાત ઉચ્ચારી.

વાઘેલીએ જોયું કે આજે વીરમને ભોજન તરફ અરૂચી થઇ હોય તેમ જણાય છે. તેણે ઝારીમાંથી શીતળ જળનો પ્યાલો ભરીને વીરમ આગળ ધર્યો.

જળપાન કરીને મુછે તાવ દેતાં દેતાં પુનઃ વીરમ બોલ્યો, "વાઘેલી ! ઝાલાહર તાદ્દશ્ય નટુવા જેવો જ છે. માત્ર નટુવાને જોયો ત્યારથી જ તેના તરફ મને પક્ષપાત ઉપજેલો, તેથી એ મેં સ્વારી માટે રાખી લીધો અને ઝાલાહર સાયા ગઢવીને આપી દીધો."

વીરમના આવા વર્તનથી વાઘેલી કચવાઇ, કેસર કસ્તુરી અને અનેક મસાલાથી ભરપુર પાનનાં બીડાં અને તજ લવીંગ એલચી સોપારી

આદિ મુખવાસની વસ્તુઓથી ભરેલો થાળ તેણે વીરમ આગળ ધર્યો.

વીરમની ધુન પુરી થઇ ન્હોતી. ગર્વ ભરી નજરે વાઘેલી તરફ જોતાં પુનઃ તે બોલ્યો, "બીચારો સાયો ગઢવી બાવીસ હજાર રૂપીયા ખરચીને કદી એવો ઘોડો ખરીદ કરી શકે એમ હતો? અને રાજવંશી સાજથી સજેલો એ ઝાલાહર અશ્વ મેં તેને ઇનામમાં આપી દીધો ત્યારે તેં એનો આનંદ જોયો હોત..."

વાઘેલીના ધૈર્યની હદ આવી. "હવે જોયો એ ઝાલાહર. એક ટટ્ટુ ચારણને ઇનામમાં આપ્યો એમાં આટલું બધું મોણ શું ઘાલો છો? એ તે એવી કઇ મોટી વાત હતી કે આપ એને એ વાત ફરી ફરી ત્રણ ચાર વખત કહ્યા કરો છો?"

દસેરાની સ્વારીમાં લોકોએ જ્યારથી નટુવા અને ઝાલાહર અશ્વને જોયા ત્યારથી જ જ્યાં ત્યાં તેનાં વખાણની જ વાતો થતી હતી. સાયા ગઢવીની નજર એ અશ્વોમા ખૂંચી હતી. 'એવો અશ્વ પોતાને ત્યાં હોય તો કેવું સારૂં? એવી ભાવના અનેક વાર તેના મનમા થઇ આવતી, પરંતુ પોતાના ભાગ્યને વશ થઇ તે મન મનાવી લેતો હતો. વીરમ દેવ પાસે તેણે દસેરાની સ્વારીના ખૂબ વખાણ કર્યાં, એ વખાણમાં આ અશ્વોનું નામ અસંખ્ય વાર લીધું અને એવા અશ્વનો માલિક મહા ભાગ્યશાળી ગણાય એમ કહીને પોતાની મનોવૃત્તિ પણ જણાવી દીધી. વીરમ સમજ્યો, એ ગઢવીની જીજ્ઞાસા તૃપ્ત કરવાનો પોતે નિશ્ચય કર્યો, અને દસેરાને ચોથે દિવસે જ--ચૌદશને દિવસે તેણે ઝાલાહર અશ્વ એ સાયા ગઢવીને ઇનામમાં આપ્યો. માનવસ્વભાવ જ પ્રસંશાનો શોખીન હોય છે. વીરમ રાજા હતો, તેણે અમૂલ્ય વસ્તુની ચારણને ભેટ કરી હતી. લોકો તેની કદર કરે, પોતાના આપ્તજનો તે માટે પોતાને ધન્યવાદ આપે, એટલું તો તેનો માનવસ્વભાવ જરૂર માગી લે. વાઘેલી પોતાના આ કાર્ય માટે પોતાને ધન્યવાદના ઉદ્‌ગારોથી વધાવી લેશે એમ તે માને તો એમાં કંઇ ખોટું નહોતું.

પરંતુ અહીં તો ઉલ્ટો જ પ્રકાર બન્યો. એ વાતમા કંઇ દમ જેવું ન હોય તેમ વાઘેલીએ તેની અવગણના કરી, એટલું જ નહિં, પરંતુ આવા મૂલ્યવાન અશ્વને પણ ટટ્ટુની ગણનામાં ગણી કાઢ્યો. વાઘેલીના આ વચનો વીરમને મર્મભેદક નિવડ્યા. તેના વચનબાણથી વીરમનું અંતર વિંધાયું.

આ વચનબાણથી તેની રગરગે ક્રોધ વ્યાપ્યો. વાઘેલી શું પોતાનું આવુ અપમાન કરવાની હિંમત કરે? વીરમથી એ સહન ન થયું. તેનું મગજ એ અપમાનના વિચારથી ધમધમી ઉઠ્યું. તે ક્રોધથી એકદમ ઉભો થઈ ગયો.

"શું ઝાલાહર અશ્વ તે ટટ્ટુ? તમારા બાપને ત્યાં પેથાપુરમા એવા કેટલાક અશ્વો છે તે તો બતાવો? હશે, હું જોઉં છું કે પેથાપુરમાં આવા કેટલા અશ્વો છે! તમારો બાપ જ્યારે ઝાલાહર જેવા ઘોડા ચારણને ભેટ આપશે ત્યારે જ હું તમારે મહેલે આવીશ ત્યાં સુધી કોઇ કાળે આવવાનો નથી."

ક્રોધાગ્નિથી બળતા આ વાક્યો વાઘેલીને વસમા થઇ પડ્યાં. તેમાં પણ છેલ્લા વાક્યે તો તેના હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા.

તેણે જોયું કે રાજા રીસાયો! ક્ષણમાત્રમાં તેણે વીરમની ક્ષમા યાચી લેવાનો નિશ્ચય કર્યો, પરંતુ વીરમ તો એ આનંદગૃહનો—વાઘેલીના મહેલનો ત્યાગ કરી ગયો હતો!

વાઘેલીને માથે વિજળી તુટી પડી હોત તો તેને આટલું દુઃખ ન થાત. અનેક રાણીઓ જેને રીઝાવવા સદા તત્પર હોય તેવા રાજવીના પ્રેમપાનનો શુભ પ્રસંગ સાંપડ્યો તે પણ

આમ રીતે એળે ગયો. તેથી તેના શોકનો પાર ન રહ્યો. વચનબાણુથી વિંધાયલો રાજા હવે કેમે કર્યો મનાય એવી આશા નહોતી. હા, એક માર્ગ હતો. તેણે ઉચ્ચારેલા શબ્દો સિધ્ધ કરી બતાવાય તો પુનઃ તે તેને મહેલે પધારે. પરંતુ આ માર્ગ વિકટ હતો—કદાચ અસંભવિત પણ.

વચનબાણુ છૂટી ચૂક્યું હતું. એ બાણે બે હૃદય વિંધ્યાં--માનભંગથી ઇડરનરેશનું, વિપરિત પરિણામથી વાઘેલીનું! એ બાણ પાછું વાળી શકાય તેમ નહોતું, બોલ્યો બોલ મિથ્યા થઇ શકે તેમ નહોતું. એની અસર વજ્રલેપ સમી બની ગઇ. વાઘેલીની વિમાસણનો, તેના મનની મુંઝવણનો પાર ન રહ્યો.

પેથાપુરને પંથે

ઇડરનરેશને વાઘેલી જેવી બીજી ઘણી રાણીઓ હતી. રામપુરવાળી ચંદ્રાવતી અને વાઘેલી વચ્ચે તો ખાસ હરીફાઇ ચાલતી. બીજા ઘણાં નાના રાજ્યોની કન્યાએ ઇડર નરેશનો રણવાસ શોભાવતી હતી. રાજ્ય નાનું હો કે મોટું, પરંતુ રાજાની કન્યા તો ગાદીને જ વરે—કોઇ રાજાને ત્યાં જ પરણે એવો રિવાજ હોવાથી એક જ રાજાને અનેક રાજકન્યાઓ પરણાવવામાં આવતી અને તેને પરિણામે રાજાને ત્યાં અનેક રાણીઓ થતી. સ્વાભાવિક રીતે રાજાનો પ્રેમ અનેક રાણીઓમાં વહેંચાઇ જતો અને જેનામાં વધારે સૌંદર્ય, વધારે વાકચપટુતા, વધારે આકર્ષણ કે વધારે સ્વામીભક્તિ હોય તે તેટલે અંશે એ પ્રેમમાં વધારે ભાગ પડાવી શકતી. એકલી સ્વામીભક્તિ પણ કામ લાગતી નહોતી. રાજ્યખટપટના પાસા ખેલવાની કળા જાણવાની પણ જરૂર રહેતી, અને જે એ કળામાં વધારે નિપૂણ તે રાજા ઉપર વધારે સત્તા ભોગવવા પામતી. રાણીઓની સંખ્યાના પ્રમાણમાં રાજા કેટલે ય દિવસે અમુક રાણીને ત્યાં પધારવાની કૃપા કરતો અને તે દિવસ જાળવી લેવો, રાજાને રીઝવવો, તે પ્રસન્ન થઇ કોઇ વખતે પણ પોતાને યાદ કરવાની કૃપા કરે એવી ભાવના તેના અંતરમાં જગાવવી : આ માટે બહુ જ કુશળતા વાપરવી પડતી, જનસ્વભાવ પારખવાની કળા કેળવણી પડતી અને રાજાની તે વખતે જેવી મનોવૃત્તિ હોય તેવું વર્તન રાખવું પડતું.

ઇડરનરેશ પોતાના ગઢવીને એક અશ્વનું દાન કરે તેમાં આટલા બધા ફુલાઇ જાય અને એને એ વાત ચીપી ચીપીને ફરી ફરીથી કરે એ તેનાથી સાંખી ન શકાયું, એમાં એને અતિશયોક્તિ જણાઇ, અને તેણે ઇડરનરેશને રોકડું પરખાવ્યું.

વીરમે તેની સાથે વાક્યુધ્ધ આદર્યું હોત તો વાઘેલી જરૂર જીતી જાત, એટલું જ નહિ, પરંતુ વાઘેલીના દિલાવર મન માટે વીરમને માન ઉપજત. પરંતુ અહીં તો વાક્બાણ વાગતા જ કમાન છટકી, વીરમનો મીજાજ ગયો અને તે રીસાઇને વાઘેલી સાથે બોલવાની પણ બાધા લઇને ચાલ્યો ગયો. હવે શું થાય ?

પોતાનું જીવનસર્વસ્વ હરાઇ જતું હોય, સકળ સુખસાહ્યબી સરી પડતી હોય, પોતાનો સૌભાગ્યમણી સદાને માટે પોતાનો ત્યાગ કરી જતો હોય એવી તેને ભ્રાંતિ થઇ. એ ભયંકર કલ્પનાથી તેના ગાત્ર ગળી ગયાં. તેનું અભિમાન ઓસરી ગયું અને વજ્ર દેહાની વાઘેલીની આંખમાંથી નિરાશામાં, દુઃખના, આંસુ સરી પડયાં.

‘ઓ પ્રભુ! મને આવી કુમતિ કયાંથી સુઝી ? તેના મુખમાંથી આર્તનાદ સંભળાયો અને એ એકાંત ઓરડામાં તેનો પ્રતિધ્વનિ થયો.

તેણે ચોમેર નજર કરી. ઝળહળતી રોશનીમાં પણ તેને ઘોર અંધકારનો ભાસ

થયો. ધુંપદીપ અને પુષ્પ અતર આદિની સુવાસ પણ તેને અરૂચીકર લાગી એકા એક શયનખંડ તરફ નજર ગઇ. શયનખંડ સુનો હતો. સત્ત્વાને માટે સેજ સમારી હતી તે પણ સુની હતી, પુષ્પની ચાદર એ શૈય્યાને શોભાવતી હતી, પરંતુ એનો ઉપયોગ કરનાર ત્યાં ન્હોતો, એ તો રીસાઇને અબોલા લઇને ચાલ્યો ગયો હતો !

વાઘેલીના અંતરમાંથી ઉષ્ણ નિશ્વાસ નીકળી પડયો.

નિરાશામાં અટવાતી આ લલના વિચાર કરી કરીને થાકી, પરંતુ એકે માર્ગ સુઝયો નહિ. અંતે તેણે નિદ્રાદેવીનો આશ્રય શોધ્યો.

પરંતુ આજે તો સુખ શય્યા પણ તેને ખાવા ધાતી હોય તેવી લાગી. શાંતિ અર્પનારા પદાર્થો પણ તેના અંતરમાં ઉકળાટ કરવા લાગ્યા પુષ્પની ચાદર આજે અનેક કાંટાઓની માફક તેને ખુંચવા લાગી. સ્વામી વિનાની સુની સેજલડીમાં અનેક રાત્રીઓ ધૈર્યથી ગાળનાર ગોરી આજે આકુળ વ્યાકુળ થવા લાગી. અન્ય દિવસોએ સ્વામી કોઇ દિવસ આવશે એવી આશા રહેતી એ વિચારતાં સુખસ્વપ્નમાં મીઠી નિદ્રા આવી જતી—આજે તો એ સુખ સ્વપ્ન પણ ઉડી ગયું હતું, એ મધુરાં સોણલાં પણ સ્વપ્નવત્ બની ગયાં હતા, સ્વપ્નના મેળાપની આશા સદાને માટે ટળી ગઇ હતી. આજે તો નિદ્રાદેવી પણ તેના ઉપર રૂઠી હતી !

પોતાના દુઃખની વાત કોઇને કહેવાય તેવું ન્હોતું. શોકયો, અન્ય રાણીઓ, તો આ કલહથી ખૂબ આનંદ પામે તેવું હતું. કલહનો અંત આણવાને બદલે બળતામાં ઘી હોમવાને અને દાઝયા ઉપર ડામ દેવાને તેઓ તત્પર થય તેવો વખત હતો.

અને વીરમદેવ? એ બીજી કોઇ રીતે માને તેવો નહોતો. ક્ષત્રિયના વચનની કિંમત વાઘેલી સમજતી હતી. વીરમના વચનો પરીપૂર્ણ થાય તો જ તે ફરી પોતાનો થય. એટલે હવે બે માર્ગ રહ્યા હતા—કાં તો વિધિને વશ થઇ સદા પાતપ્રેમથી વંચિત રહેવું, કાં તો વીરમે કહેલાં વચનો પ્રમાણે કરી બતાવવું.

પહેલો માર્ગ દુઃખદયી હતો બીજો માર્ગ વિકટ હતો. જીવનપર્યંત દુખમાં રીબાયા કરવું એમાં નિર્માલ્યતા જણાઇ. સુખને માટે સાહસ ખેડી જોવું એ જ ઉત્તમ માર્ગ જણાયો. અંતે તેણે નિશ્ચય કર્યો કે કાલે સૂર્યોદય થાય તે પહેલાં જ પેથપુર તરફ નીકળી જવું અને ત્યા ભાગ્ય અજમાવવું.

* * * * *

બીજે દિવસે સવારે આખા ઇડર ગામમાં ચર્ચા ચાલી કે 'વાઘેલી પેથાપુરને પંથે પળ્યાં છે !' શા માટે તે કોઇ જાણી શકયું નહિ. રણવાસમાં રાણીઓના આનંદનો પાર રહ્યો નહિ. જરૂર કંઇ ચકમક ઝરી હશે, રીસાયા હશે, કજીઓ થયો હશે એવી અનેક કલ્પનાઓ થવા લાગી, અને 'ભલું થયું કે આ એક શોકયનું સાલ તો અહીંથી ટળ્યું' એમ કહીને અન્ય રાણીઓ મનમાં હર્ષ પામવા લાગી. (ચાલુ)





# પોટરી અથવા કુંભારકામ

લેખક: રા. રા. બાળમુકુંદ દેસાઇ

સૃષ્ટિની શરૂઆતમાં માણુસે પોતાની જરૂરીઆતો માટે જ પ્રયાસ કર્યો હશે, તેમાં ખોરાક અને પાણી ભરી રાખવા માટીમાંથી વાસણુ બનાવવાનો પ્રયાસ પ્રથમ હોવો જોઇએ, એમ ઘણા માને છે. જુનામાં જુની અને પુરાતન કાળની જે વસ્તુઓ મળી આવી છે, તેમા માટીના વાસણુના ટુકડા અને પથ્થરના ઓજારો પ્રથમ આવે છે. એથી જ કુંભારનો હુન્નર એ પ્રાચીન, સૌથી પહેલો અને અગત્યનો છે.

કોરેલું લાકડું અને જંગલી પ્રાણિના ચામડાં તેઓ ઉપયોગમા લેતા; છતાં માટીમાથી વાસણુ બનાવી ઉપયોગમાં લેવાનું વધારે સારૂં હોવાથી તેઓનું ધ્યાન એ તરફ વધુ ખેંચાયુ હશે એમણે નરમ માટીનો લોચો હાથમાં લઇ તેનો યોગ્ય ઘાટ બનાવી જોયો હશે, અને તડકામાં સુકાવી, અગ્નિમાં પકાવી, તૈયાર કર્યો હશે.

ધાતુની શોધ અને તેનો ઉપયોગ માટીના વાસણુ બનવાં શરૂ થયાં પછી શરૂ થયાં હશે કારણ કે ધાતુ ગાળવા માટે સારી રીતે પકવેલું વાસણુ જોઇએ જ.

હાથ વતી ઘાટો બનાવતા તેમને મુશ્કેલી નડી હશે! ત્યારે જ તેમને ચાક બનાવવાની સુઝ પડી હશે. જેટલો કુંભારનો ધંધો જુનો છે એટલો જ જુનો તેનો ચાક છે. બધી શોધને ઇતિહાસ હોય છે, પણુ આશ્ચર્યની વાત એ છે કે એવા ચાકનો પ્રથમ બનાવનાર કોણુ હશે એ આજે આપણે જાણુતા નથી. કોના ભેજમાં પૈડું અથવા ચાક બનાવવાનું આવ્યું હશે? જે પૈડાંના મુખ્ય આધારે આજના અનેક યંત્રો ચાલે છે તે પૈડાનો યોજક શું એક મહાન નર ન હોવો જોઇએ? જ્યાં સુધી કોઇ વૈજ્ઞાનિક કે પ્રાચીન શોધ

ખોળનો અભ્યાસી એના ઉપર વધારે પ્રકાશ ન પાડે ત્યાં સુધી એના શોધક તરીકે પ્રાચીન કાળનો કેઇ કુંભાર હોવો જોઇએ એમ માની સંતોષ માનીએ.

આમ આજે ગણાતા એક હલકા ધંધાની શરૂઆત થઇ. પ્રાચીન કાળનો કંઇક ખ્યાલ લાવવા માટે પુરાણા માટીના વાસણના ટુકડાઓ ઘણા ઉપયોગી થઇ પડયા છે. એના ઉપરથી જ તે વખતના લોકોના રીતરવાજ નક્કી કરી શકાય છે. અને તેથી જ સંગ્રહસ્થાનમાં એને અગત્યનું સ્થાન આપવામાં આવે છે.

હીન્દુસ્થાનમાં એ ધંધાની ખીલવણી તો થઇ જ હતી; અને સમયને અનુસરીને પ્રમાણમાં બીજા હુન્નર કરતા એની ઉપયોગીતાને લીધે એ જાહોજલાલી ભોગવતો હતો. મુંબાઇના પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમમાં નો સારો સંગ્રહ નજરે ચઢે છે. મી. જી. ઇ ક્રેલ કાર્ટરનું આખું કલેકશન ઘણુંજ માર્ગદર્શક તેમજ ઉપયોગી છે.

ચીંગલપુર જીલ્લાની પેરૂમ્બરમાંથી મળેલા ઇતિહાસના જમાના પહેલાના માટીના પાત્રો જોતાં લાગે કે તે વખતમા એ હુન્નર સારી રીતે ખીલેલો હોવો જોઇએ. અલબત, આજના જમાનાને અનુસરીને જોતાં એમાં કોઇ નવિનતા લાગશે નહીં છતા તે વખતમાં તો શ્રીમંત અને ઉમરાવ વર્ગ જ એવાં પાત્રોનો ઉપયોગ કરતો હશે.

જેમ આજે આપણે ત્રાંબા પિત્તળના વાસણના વર્ગ પાડયા છે તેમ તે વખતે માટીના વાસણ માટે હતું. પૂજાના વાસણો જુદાં, દરરોજના સાધારણ વપરાશ માટે જુદાં, કોઇ મોટા માણસને આવકાર આપતી વખતે જુદાં અને મરણપ્રસંગની ક્રીયા કરતી વખતનાં જુદાં.

બુધ્ધના સ્તુપોમાંથી બીજી વસ્તુઓ સાથે માટીનાં વાસણો પણ પુષ્કળ મળી આવેલા નજરે ચઢે છે. ખાંડીમંધ અનાજ રહી શકે એવી માટીની બરણીઓ તથા બીજાં વાસણો ખાસ ધ્યાન ખેંચે એવાં છે.

વખત જતાં એમાં સુધારા પણ થયેલા નજરે ચઢે છે. પોટરીની સાથે એનેમલ કરવાનું પણ તે વખતના કારીગરો જાણતા હોવા જોઇએ. માટીના વાસણો પર તરેહવાર ચિત્રો સાથે રોગાન ચઢવેલો જોવામાં આવે છે.

ચાદમી સદીના નમુનાઓ છે. એ જોઇએ ત્યારે એમ જ લાગે છે કે શા માટે એ ધંધો પડી ભાગ્યો હશે? આવું સરસ કામ કરનાર નિરૂત્સાહી બની એ ધંધાને શા માટે વિસારે મુકી ગયો હશે?

આજે આપણે જે ભાતભાતના ગાલીચા અને તકતીઓ ઝવેરાત કરેલી જોઇએ છીએ, તેવા જ નમુનાઓ આપણે ત્યા ચૌદમી સદીમાં બનતા હતા. આવું કામ લગભગ ચાર સદી જેટલો સમય સુધી ચાલેલુ હોવુ જોઇએ.

શાહજહાંની બંધાવેલી જામી મસ્જીદમાં આવો લાદીઓનો પુષ્કળ ઉપયોગ થયેલો. રોહરી આગળ બાદશાહ ની બંધાવેલ ઇદગાર પણ એની શાક્ષી પુરે છે. અલબત્ત, એ લાદીઓ આજના જેવી મજબુત અને ગોસીડપ્રુફ નથી હોતી, છતાં એ કારીગરોને જો ઉતેજન મળ્યું હોત તો તેઓ એમાં સુધારો કરી શક્યા હોત.

ઉત્તર હીંદુસ્થાન તથા સીંધમાં એ ધંધો સારો ખીલેલો હતો. ધારજેહના પેલેસમાંથી કેટલાંક કુંભારકામના ઉત્તમ નમુનાઓ મળી આવેલા છે. એ સિવાય મોગો પીર, તથફ્રાબાદ, ઝુંડી, મીરપુર, વિગેરે અનેક સ્થળેથી એ જુના હુન્નરની સાક્ષીરૂપ નમુનાઓ એ સંગ્રહમાં આપણે જોઇ શકીએ છીએ.

પણ આપણે ત્યા એ હુન્નર પુરેપુરો ખીલવા તો ન જ પામ્યો એ ધંધામાં રહેલી

કળાનો આસ્વાદ ચાખનાર ધીર ને વીર પુરુષ ન થયો. અગર આપણે એમાં રહેલું કલાનું તત્ત્વ જ પારખી શકયા નહીં. ચાક પર માટીનો લોંગો લઇને બેઠેલો કારીગર એમાં કલાનો રસ રેડી દીલપસંદ અનેક ઘાટ ઉતારી શકે છે. ગાંધીજી આજે રેંટીઆનું સંગીત અને તેમાં રહેલા આનંદ વિષે વારંવાર પ્રસંશા કર્યા કરે છે! પણ એ સંગીત કરતાં પણ કુંભારના ચાકનું સંગીત વધારે મધુર છે. અને એવાં ખરાં સંગીતવાળાં રેંટીઓ ને ચાક બંને હીંદુસ્તાને વિસારે મુકયાં છે.

ખંતીલું પશ્ચિમ એક વસ્તુ મળી આવી એટલે તેમાં હંમેશ સુધારા વધારા કરી પ્રગતિ કરવું જ. આપણે ત્યાં આ વિષય ઉપર કોઇએ પ્રકાશ પડે એવું એક પુસ્તક લખ્યું નથી, ત્યારે તેઓએ અનેક પુસ્તકો આપણી આગળ ધર્યાં છે.

કુંભારકામ દરેક દેશમાં પ્રચલિત તો હતું જ. યુરોપમાં જેમ અનેક શોધો થઇ તેમ પોટરીની શોધ થઇ નથી. ધીરજ અને ખંતનું જ પરિણામ તેઓએ મેળવ્યું. અને આજે એ હુન્નર મહંત આપણને અંધારામાં રાખી કરોડો રૂપીઆ ઘસડી જાય છે. એઓની પ્રગતિ જાણવા જેવી છે.

ઇજીપ્ટ અને ચીનના લોકોએ એમાં પ્રથમ સુધારાવધારા કર્યા હતા. એક જગાએ એવું પણ વાંચવામાં આવે છે કે ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ પર ઇજીપ્શીઅન લોકો એ હુન્નરમાં ઘણા આગળ પડતા હતા. ચીનનો ઇતિહાસ હજી ઘણો ખરો આપણાથી અજાણ છે એટલે વધુ જાણવાનું મળી શકતું નથી. ઇજીપ્ટમાંથી જ એનો પ્રચાર વધવા માંડયો.

કોર્નથીઅન અને એસીરીઅન લોકોએ એમાં ઘણાં સુધારાવધારા કર્યા હતાં, દર રોજના વપરાશના વાસણો સિવાય ઘરો ને શણગારવાના ઉપયોગમાં આવે એવી ચીજો પણ એઓ બનાવવા લાગ્યા.


'ટસકોડા' શીલ્પનો નમુનો

કુંભારકામમાં વસ્તુ સસ્તામાં સસ્તી છે, મોંઘી છે ફકત કલા. જેમ એક વાર ણનો સારો ઘાટ તેમ તેની કીંમત વધુ. ગ્રીકોના ભેજાંમાં આ વિચાર આવ્યો હશે. તેઓએ તરેહ તરેહના નમુનાઓ બનાવ્યાં. એક ઘાટદાર માટીની ફુલદાની માટે ઉમરાવો સેંકડો પોંડની કીંમત આપવા લાગ્યા. આમ તેઓને વધુ ઉત્તેજન મળ્યું અને સઘળા લોકોની નજર એ હુન્નર તરફ જ ગઇ. પ્રાચીન ગ્રીસમાં કલાનો જન્મ કુંભારકામમાંથી જ ઉદ્ભવેલો હોવો જોઇએ એમ માનીએ તો ખોટું નહીં.

ત્યાર બાદ થોડા સમય સુધી રોમમાં એ હુન્નર ઠીક ચાલવા લાગ્યો. ડેમાસ્કસનાં વાસણો ઘણે દૂર સુધી વખણાવા લાગ્યાં.

મલાગ, ગ્રેનેડા, કારડોવા વિગેરે સ્થળોનું કામ પણ વખણાતું હતું.

વખાનના-વહેનની સાથે એમાં પ્રગતિ ચાલુ જ રહી. ઘર શણગારવાની ચીજો, તરેહવાર ફુલદાની અને નવા જ ઘાટનાં વાસણો બનવા લાગ્યાં. ગ્રીસની સાથે ઇટાલી પણ ભળ્યું. ઇટાલીમાં કલાનો જન્મ થયે ઘણા વર્ષ થઇ ગયાં હતાં. અનેક ચિત્રકારો અને શીલ્પીઓ ઇટાલીમાં તે વખતે હતા. તેઓએ તેમની કલાનું સુકાન કુંભાર કામ તરફ વાળ્યું. ચિત્રકાર માટીના વાસણને રોગાન લગાવી ઉપર તહેવાર ચિત્રો કાઢવામાં રોકાયા. શીલ્પીઓ ઘાટ ઘાટના બીબાં બનાવી આપવા લાગ્યા.

કહેવાય છે કે અદ્યાપિ પ્રસિધ્ધ ચિત્રકારો પેરૂજીનો, માઇકલ એન્જેલો અને રાફેલ વિગેરે [illegible] કલાનો લાભ કુંભારકામને આપતા. [illegible]ટાલીમાં દરેક શહેરમાં કુભારકામના મોટાં મોટા કારખાના ઉભા થવા લાગ્યા અને કુંભાર કામની એક કલા તરીકેની ગણના તે સમયથી થવા માંડી. બલ્કે કલાને વધુ ઉત્તેજન મળવા લાગ્યું. ચિત્રકારો અને શીલ્પીઓને એવા કારખાનામાં સારૂં કામ મળવા લાગ્યું. આમ ઉત્તેજન મળવાથી એ પ્રગતિ ચાલુ જ રહી.

હોલેન્ડ, ફ્રાંસ તથા યુરોપના બીજા ભાગોમા ત્યાંના રિવાજ મુજબના વાસણો બનતાં. સિવાય વધુ પ્રગતિ ત્યાં થવા પામી હતી નહીં.

સત્તરમી સદીની શરૂઆતમાં આ હુન્નરને નવું સ્વરૂપ-હાલનું સ્વરૂપ મળવાની શરૂઆત થઇ. માટીના વાસણને એક વાર સારી રીતે પકવ્યાં પછી એક સખત બળતી ભટ્ટીમાં તે વાસણને અમુક રીતે મુકવામાં આવે છે. પછી તે ભટ્ટીમાં મીઠું, જે આપણે ખાવામાં રોજ વાપરીએ છીએ, તે અમુક પ્રમાણમાં આગમાં નાખવામાં આવે છે. એની વરાળ થઇ પેલા મુકેલા વાસણોને ચોટી જાય. આથી વાસણ પથર જેવું તથા એસીડમુક્ત બને. આ પ્રથાને સોલ્ટ ગ્લેઝ કહે છે, અને તે હાલ ઘણી જ સાધારણ થઇ પડી છે.

ગટરના પાઇપો, વીજળીના તાર, જમીનમાં નાખવા માટે વપરાતી ઇંટો, નળીઓ, મોટી ચીનાઇ બરણીઓ તથા બીજી નજીવી વસ્તુઓ પર સોલ્ટ ગ્લેઝ Salt glaze ચડાવવામાં આવે છે. એ એટલું બધું સસ્તું પડે છે કે એમાં કારખાનાવાળા સહેજ વારમાં માલે તુજાર થઇને બેઠા છે. કમભાગ્ય છે એ હીંદનું જ કે એટલી સાધારણ વસ્તુ પણ તે આજે બનાવતું નથી હીંદીઓએ પશ્ચિમનાં બધા હુનરોમાં માથું માર્યું છે, પણ આ હુન્નરમાં હજી કોઇ વીરલો નીકળ્યો નથી.

લગભગ આજ અરસામાં ફ્રાંસમાં એક વીર જાગ્યો. એના હાથમાં એક ઇટાલીઅન પોટરીનો ગ્લેઝ કરેલો વાસણનો ટુકડો આવી ગયો; એને એવુંજ ગ્લેઝ કરવાની પ્રેરણા થઇ. એનું નામ પેલીસી. ગ્લેઝની શોધનો જનક એ જ, અને આજે એ ગ્લેઝ કરવાની પ્રથાને લીધે જ પોટરી શોભીતુ થઇ રહ્યું છે.

એનું જીવન અને એણે કરેલા પ્રયત્નો જાણવામાં કુંભારકામમાં રસ ન લેનારાને પણ રસ પડે એવું છે, અને એના પ્રયાસ ખરે જ ધ્રુવ જેટલી જ શ્રધ્ધાવાળા ને અચળ હતા. તે એક કાચ ઉપર ચિત્રકામ-કરનારનો છોકરો હતો, અને પોતે પણ એ જ ધંધામાં રોકાયો હતો. સોળમી સદીની શરૂઆતમાં એનો જન્મ થયો હતો (૧૫૦૯) કાચ ઉપર પોર્ટ્રેટ ચિતરવાની એની સારી ખ્યાતિ હતી. ત્રીસ વર્ષની ઉમરે તેણે લગ્ન કર્યાં અને સંસારી થયો.

આ વખતે ફ્રાંસમાં એ હુન્નર નહીં જેવો જ હતો. તેના હાથમાં એક ઇટાલીઅન મેજોલીકા વાસણનો ટુકડો આવી ચઢયો. એ કેવી રીતે બન્યો હશે એવી કુદરતી પ્રેરણા એને થઇ.

હૃદયના ઉંડાણુમાં છુપાઇ રહેલી એ કલા પ્રત્યેની ભાવના જાગૃત થઇ અને તે તેનું કારણ શોધવા નિશ્ચયના રૂપમાં ફેરવાઇ ગઇ.

પેલીસીએ નિશ્ચય કર્યો કે આના જ જેવો નમુનો ગમે તે પ્રકારે બનાવવો. જો કે તેને એવું ગ્લેઝ શી રીતે બનશે તેની માહિતી હતી નહીં. પોતાના હંમેશના કામકાજથી પરવારી તરેહવાર ચીજો ભેગી કરી ભઠ્ઠી કરી ગાંડાની માફક રોજ મહેનત કરવા લાગ્યો. પોતાનો હેતુ તે તેની સ્ત્રીને તથા બીજા સ્નેહીઓને સમજાવતો, પણ તેઓ તેનું સહેજ મગજ ફરી ગયું છે એમ માની એના ઉપર વધુ ધ્યાન આપતા નહીં.

રોજ તેને નિરાશા મળતી. અનેક વાસણો ભાંગી નાખ્યાં. પૈસે જેટલા પૈસા બચતા તે સર્વે તેમાં વાપરી નાખતો. બળતણુ તો બીજે દિવસે ઘરમાં શોધ્યું જડતું નહીં. આથી એની સ્ત્રી ઘણી કંટાળી ગઇ. આજુ બાજુના લોકો પણ કંટાળી ગયા, અને એને છેક જ ગાંડાની પંકિતમાં મુકી દીધો. તેની સ્ત્રીને પણ હવે તેણે ખરચ માટે પૈસા આપવી બંધ કર્યા અને સઘળી આવક તેણે લાકડાં અને બીજાં રસાયણો લાવવામાં જ વાપરવા માંડી.

અનેક સારા માણસોએ આવી એને ખુબ સમજાવ્યો, અને એવી ગાંડી પ્રવૃત્તિ છોડી દેવા સુચવ્યું, પણ એ શાનો છોડે? તેઓને ખબર નહોતી કે એ જ ગાંડો ભવિષ્યમાં લાખોને આબાદી અપાવનાર એક કીમીઆ-કસબની શોધમાં રોજ પ્રગતિ કરતો હતો.

આમને આમ ચાર પાંચ વર્ષ વિત્યાં-અને કેંક સફળતા એમાં લાગી. સફેદ ગ્લેજ એક વાર થયું અને બીજીવાર ન થઇ શક્યું.

આ પછી એણે બહાર મોટી ભઠ્ઠીઓમાં પોતાના પ્રયોગ અજમાવવા શરૂ કર્યો, પણ પરતંત્ર જગાએ એ વધુ ફાવી શક્યો નહી. અને પાછી ઘરમાં જ ભઠ્ઠી ચાલુ કરી. હવે તેણે કામકાજ પણ છોડી દીધુ. આખો દિવસ અને રાત ખાવાપીવાની પણ દરકાર વગર બેસી એક જ ધ્યાન રાખી એણે મહેનત કરવા માંડી.

એના ગાંડપણુની અનેક વાતો ગામમાં થવા લાગી. ગામના લોકોએ તથા એની સ્ત્રીએ એને પજવવા માંડ્યો, પણ કોઇના તરફ એણે ધ્યાન કે દરકાર રાખ્યાં નહીં. એક દિવસે ભઠ્ઠી શરૂ કરી ૭ દિવસ સુધી રાત દિવસ એણે ભઠ્ઠી બાળી. બળતણુ લીધું, ખલાસ થઇ ગયું. ઘરને ફરતી લાકડાંની વાડ આખી ખતમ થઇ. એની સ્ત્રી ગામમાં દોડાદોડી—મદદ માટે—કરી રહી. ઘરમાંનું ફરનીચર સઘળું તેણે ભઠ્ઠીમાં હોમ્યું. તેને આજે ખાતરી હતી કે સફળતા મળવી જ જોઇએ. ઘરના ડાકા ભાંગીને નાખવા માંડયા. તેની સ્ત્રી ગામના માણસોને લઇને દોડતી આવી. તે વાડામાં પવન ખાતો હસતો બેઠો હતો. અરે! આ શુ? તે તેની સ્ત્રીને પોતાની કૃતેહની વધાઇ આપવા લાગ્યો. તેનો નમુનો છેલ્લી ઘડીએ તૈયાર થયો હતો. આમ માટીના વાસણુ પર ગ્લેજ કરીને તેને એસીડપ્રુફ અને મજબુત બનાવવાની શોધ પેલીસીએ કરી.

ત્યાર બાદ ૭ વર્ષ સુધી એણે વધુ અખતરા કર્યા અને અનેક નમુના બનાવી દુનીઆને જાહેર કર્યું કે એ એના એક વખતના ગાંડપણુનું પરિણામ છે.

ધાર્મિક ઝગડાનો જ એ જમાનો હતો. પેલીસી એનો ભોગ થઇ પડ્યો. પ્રોટેસ્ટંટ હોવાને કારણે એને કેદ ભોગવવી પડી, અને છેવટ દેહાંત દંડની શીક્ષા મળી. એનો નસીબે જેલના કોઇ ઉપરી અમલદારને એના હુન્નરની કદર થઇ અને પોતાને ગામ પોતાના નવા બંધાતા ઘર માટે સરસ ગ્લેઝવાળી લાદીઓ બનાવી આપે તો સજા માફ કરે એવી માગણી થઇ. પેલીસીએ કબુલી લીધું.

ત્યાંથી છુટો થઇ તે પેલાને ગામ જઇ રહ્યો અને તેનું કામ કરી આપ્યું. ત્યાં તે વીશ વર્ષ સુધી રહ્યો. ત્યાર બાદ તે એક લેખક, ફીલોસોફર અને સાયન્ટીફીક રીફોર્મર તરિક ગણાવા લાગ્યો.

છોતર વર્ષની ઉમરે તેને ફરી કેદ મળી, કારણ કે હજુ તેણે ધર્મ બદલ્યો નહોતો. એંશી વર્ષની ઉમરે તે ગુજરી જવા પામ્યો.

બીજી યાદગાર વ્યક્તિ બોટગર Bottger આવે છે. ૧૮૬૫ માં એનો જન્મ થયો. કેટલોક વખત સુધી એ કોઇ દવાશાળામાં ઉમેદવાર તરિકે કામ કરતો. ત્યાં એણે બીજી ધાતુનું પ્રયોગ કરી સોનું બનાવ્યું હતુ. એટલે કીમીઆગર તરીકે એની ખ્યાતિ શરૂ થઇ.

આ વખતે એની ઉમર ફકત સોળ જ વર્ષની હતી. જ્યારે રાજા ફ્રેડરીક પહેલાને કાને એની તારીફ પહોંચી ત્યારે ણે એને તેની નજર સમક્ષ પ્રયોગ કરી બતાવવા બોલાવ્યો. પોતાનામાં પુરો વિશ્વાસ ન હોવાથી તે નાસી ગયો. રાજાએ એની પુંઠ પકડી એને પકડી લાવવા હુકમો કર્યા. એ સેકસનીમાં ગયો અને ત્યાંના ઇલેકટરનો આશરો લીધો. ઇલેક-ટરને સોનું બનાવી આપવાની લાલચ એણે આપી હતી પ્રયોગ કરતા એ નિષ્ફળ નિવડયો. સોનું બનવાને બદલે તેમાં મુકેલી ચીજોનો રસ થઇ તે વાસણને ગ્લેઝ થઇ ગયું. વાસણ બહાર કાઢવા પછી ઘણું જ સુંદર દેખાવા લાગ્યું. પ્રયોગ કરતી વખતે હાજર રહેલાઓએ ચોકકસ ધ્યાન આપી બધું જાણી લીધું હતું. આમ ગ્લેઝ કરવાનું અચાનક તેઓ શીખી ગયા. આ ગ્લેઝ ઉંચા પ્રકારનું હતું અને એના ઉપરથી જ આજના પોર્સલેન વૅર બનાવવામાં આવે છે. ત્યાર બાદ બોટગરને કેદ કરવામાં આવ્યો હતો, અને તે કેદમાં જ મરણ પામ્યો હતો. કીમીઓ શોધવા જતાં તે ભવિષ્યની પ્રજા માટે હુન્નર રૂપી કીમીઓ વારસામાં મુકી ગયો છે.

ત્રીજું નામ જોસીઆ વેજવુડનું આવે છે. તે ઇ.સ. ૧૭૩૦માં જન્મ્યો હતો. તેના બાપ-દાદાઓનો મુળથી જ કુંભારનો ધંધો હતો. અને દસ વર્ષની ઉમરે તેણે પણ એ જ ધંધામાં ઝંપ લાગ્યું. એને હાથે કામ ઘણું જ સારૂં થવા લાગ્યું. વાસણોના મનપસંદ ઘાટ ઉતાર વામાં એ ઘણો જ કુશળ હતો. આ વખતે ગ્લેઝવાળાં વાસણોનો પ્રચાર થવા માંડ્યો હતો. તેણે એના બાપના ધંધામાં એટલો ઉમેરો કરવાનું સાહસ કરવા માંડ્યું. ગ્લેઝ માટે અનેક અખતરાઓ કરવા લાગ્યો. એને વધુ મુશ્કેલી નડી નહીં. તેના દરેક અખતરામાં એને ફત્તેહ મળી. અને બાપની મદદથી મોટા પાયા પર જથાબંધ વાસણો બનાવવાં માટે મોટું કારખાનું ઉભું કર્યું. થોડા જ સમયમાં એણે લોકો આગળ સારામાં સારા ગ્લેઝ કરેલાં અનેક તરાહની વાસણો ઢગલાબંધ મુકી દીધાં. આથી ચારે તરફ એની ખ્યાતિ વધી ગઇ, અને કારખાનું આબાદ થયું.


ચીની અને જાપાની કળાની અસર દરાવતો નમુનો

એનું અનુકરણ અનેક જગ્યાએ થયું. તેમાં અનેક સુધારા થયા અને આજે આપણે આંખને ઉડી વળગે એવાં, ચાઇનાવેર પોર્સલેન તથા બીજાં અર્થનવેર જોઇએ છીએ.



જાપાની ઢબ પર રંગેલ પ્યાલો અને રકાબી.

વેજવુડ પછી જ એ હુન્નરને અનેક રંગ અપાયા. એનો ઉપયોગ અનેક રીતે થવા લાગ્યો. જ્યાં જ્યાં એનો ઉપયોગ કરી ચલાવી લેવાય ત્યાં ત્યાં એનો જ ઉપયોગ થયો. ગટરના મોટા મોટા પાઇપો, એરીકગ્રુફ બરણીઓ જેને આપણે ચીનાપ બરણી કહીએ છીએ, કપ, રકાબી, રોજના વપરાસ માટે બીજી વસ્તુઓ, શાહીના ખડીઆ, પેપરવેટ, નાનાં નાનાં રમકડાં, બટનો ચમચા વિગેરે અનેક ચીજો બનાવવી શરૂ કરી. અને જેમ બીજી વસ્તુનો નિકાસ થયો તેમ એનો પણ મોટા પ્રમાણમાં નિકાસ થવા લાગ્યો.

આજે ભાગ્યે જ આપણે ત્યાં એવું એક ઘર હશે જેને ત્યાં ચાહ પીવાના કપ રકાબી કે અથાણા ભરવાની બરણી ન હશે! કરોડો રૂપીઆ આપણે પરદેશને આપી તેમને ઉત્તેજન આપી રહ્યા છીએ. ઇલેકટ્રીસીટી માટે નાની મોટી બધી ચીજો માટીમાંથી જ બનેલી હોય છે. તારના થાંભલા ઉપર દેખાતી સફેદ ટોપી પણ માટીમાંથી જ બનાવેલી હોય છે, અને આપણે પહેરીએ છીએ એ કોટનાં સફેદ બટન પણ માટીનાં જ બનેલાં હોય છે.

ગ્લાસવેર કે પોટરી વેચનારની દુકાનમાં જઇ આપણે નજર નાખીશું તો જણાશે કે કુંભારનો ધંધો કેવો છે. આપણે ત્યાંના કુંભાર તે કુંભાર જ રહ્યા. "સુખે સુવે સંસારમાં ભાગ્યવંત કુંભાર" એના બે અર્થ આજે આપણે કરી શકીએ છીએ. થોડામાં જ સંતોષ માનીને આપણે ત્યાંનો કુંભાર બીજી અનેક ચિંતાને બાજુએ મુકી નિરાંતે ઉંઘે છે. જ્યારે પશ્ચિમનો કુંભાર માલે તુજાર થઇને નિરાંતથી પેટ પર હાથ ફેરવતો આરામ લે છે.

બધા જ હુન્નર માટે હીન્દુસ્થાને સંતોષ માન્યો છે.

હાલમાં પોટરીમાં આપણે ત્યાં પાણીના મટકાં, ઇંટ, દેશી તેમજ વિલાયતી નળીઆં, અને એવી બીજી સાધારણ વસ્તુઓ હોય છે. આની કીંમત પણ એટલી જ સસ્તી હોય છે. કુંભારનું સખતમાં સખત મજુરી કરવા છતાં જેમ તેમ પુરું થાય એટલી આવક થાય છે. શી રીતે એ પ્રગતિ કરી શકે?

મેંગલોરમાં પોટરીમાં નળીઆં બનાવવાના પુષ્કળ કારખાનાં છે, જેમાંના ઘણાં ખરાં અને મોટાં પરદેશીઓ જ ચલાવે છે. હીંદુસ્થાનના બીજા ભાગોમાં ઉત્તર હીંદુસ્થાન તરફ બે ત્રણ જગ્યાએ પોટરી વર્કસ

છે, પણ એ આપણને તો બીલકુલ જાણીતાં નથી.

ગુજરાતમાં પોટરીનો ખાસ શોખ ધરાવનાર એક પારસી ગ્રહસ્થ રા. ઘોડી કરીને છે. તેઓએ આખા હીંદુસ્થાનના માટીના નમુના ભેગા કરી અનેક અખતરા કરી જોયા હતા. જે નમુનાઓ કેટલાક વખત પર તેમને ત્યાં જોવા મળી શકતા. પણ તેઓ બીજા ધંધામાં જોડાઇ જવાથી એ વાત પડતી જ રહી.

વિલાયતી નળીઆં જેવી સાધારણ વસ્તુ બનાવવા તરફ પ્રથમ ધ્યાન રા. નઝરઅલી મુખીનું ગએલું. વડોદરા રાજ્યના ગણદેવી ગામની માટી એમણે પસંદ કરી. રાજ્ય તરફથી ત્યા તપાસ થઇ, તેમાં એવું માલમ પડ્યું કે સેંકડો કારખાના ચાલી શકે એટલી માટી હંમેશ નીકળ્યા કરશે

ભાઇ નઝરઅલીએ હીંમતથી સાહસ ખેડી કારખાનું ચાલુ કર્યું અને ઘણો સારો માલ કાઢી શકયા, પણ મેંગલોરની છાપ હોય તે જ માલ આપણને ખપે એવા ધરાકો મળવાથી એમે તેટલો સારો ને ટકાઉ માલ પણ પડી રહ્યો. એ ભાઇ પોતાની સઘળી મીલ્કત એમાં હોમી નિવૃત થયા.



"ટેરાકોટા" વાઝ

એ જ દરમીઆન વડોદરાનાં રા. ફરસરામે એક કારખાનું ત્યાં શરૂ કર્યું, અને ગણદેવીથી માટી લઇ જવી શરૂ કરી. પણ તે મોંઘી પડવાથી બીલીમોરામાં (ગણદેવીથી ત્રણ માઇલ દૂર) મોટા પાયા પર લીમીટેડ કું. કઢી કારખાનું માંડયું. ધીમે ધીમે પણ આજે તે નભી રહેલું છે.

આ સિવાય એક કારખાનું નવસારીમાં રા. પારેખે બાંધ્યું હતું, પણ તે બંધાઇતે પુરું થયું એટલે જ બંધ પડયું.

સુરતની ગજી અને કીનખાબનો ધંધો કરનાર બે વ્યક્તિઓનું ધ્યાન એ તરફ ગયું. એક રા. છોગનલાલ તથા બીજા રા. જહાંગીરજી માદન. તેઓએ મોટા પાયા પર ગણદેવીમાં 'પ્રીનીક્ષ પોટરી વર્કસ' શરૂ કર્યું. નળીઆં, તથા બીજું પોટરી કામ કરવાના ઇરાદાથી, પ્રથમ આચારની નાની મોટી બરણીઓ બનાવવી શરૂ કરી. બનાવી, પણ તે ઉપર ગ્લેઝ થઇ શકયુ નહીં. કોઇ

સારા કારીગરના અભાવે તેઓ પણ ફક્ત નળીઓ બનાવીને જ હાલ સંતોષ માને છે. બાકી એની પાછળ લાખો રૂપીઆ તેઓ ખર્ચી ચુકયા હતા.

હાલ સારી રીતે કામ કરતું ફક્ત એક જ કારખાનું ધ્યાનમાં છે. અમદાવાદનું "મોરાબ દલાલ ટાઇલ વર્ક્સ" એનું કારખાનું થાન કાઠીઆવાડમાં છે. ભવિષ્યમાં કંઇક સારૂં કામ કરી બતાવશે એમ આશા રાખી શકાય.

મુંબાઇની સ્કુલ ઓફ આર્ટમાં એ વિષય માટે ખાસ સગવડ છે. પણ કોઇ વિદ્યાર્થી એ ધંધો શીખવા તત્પર હોતો નથી. ભાગ્યે જ બે કે ત્રણ વિદ્યાર્થીઓ હોય છે.

ગાયકવાડી રાજ્યમાં એના વિકાસ માટે પુરતાં સાધન છે, જો રાજ્યની પુરી મદદ મળી શકે તો. હુન્નરઉદ્યોગનું ખાતું રાખ્યું છે, પણ ભાગ્યે જ તે તરફના રાજ્યમાં ઉભાં થએલાં પાંચ સાત કારખાનાઓ શા માટે પડી ભાંગ્યાં તેનું મૂળ કારણ જોવા તરફી લેવાય હોય. મહારાજા દરેક હુન્નર માટે એક કે બે માણસોને પશ્ચિમમાં અભ્યાસ અને અનુભવ માટે મોકલી આપે છે. કુંભારકામ અગર પોટરી માટે તેમણે દુર્લક્ષ જ બતાવ્યું છે. આવા હુન્નર માટે રાજ્યની પુરતી મદદ હોય તો જ તેમાં પ્રગતિ સંભવે. આશા રાખીએ કે સ્વદેશ પધારેલા શ્રીમંત પોતાના રાજ્યમાં એ હુન્નર આબાદ કરવા ધ્યાન આપે!

અને બીજા ભાગોમાં પણ શ્રીમંત વર્ગ એ હુન્નર તરફ ધ્યાન પહોંચાડે તો તેઓને જણાશે કે એમાં તેઓ કેટલો નફો કરી શકે બીજા ધંધા કરતાં એમાં અનેક ગણો નફો છે. એ રહસ્ય પશ્ચિમે જ જાણેલું છે, અને તેથી જ તેઓએ બીજા હુન્નરોની માફક એને ખુલ્લો નથી પાડયો.

ગુજરાતમા એ હુન્નર આબાદ થાઓ. હીંદુસ્થાનમા એ હુન્નર આબાદ કરવાનું માન ગુજરાતને મળો એટલી પ્રાર્થના સાથે [િ]રમીનું　　( સંપૂર્ણ )





# માશીબાનો પાડોશી પ્રેમ

લેખક: શ્રી. કિશોર વકીલ. ચિત્રકાર: શ્રી શારમાળ

મોટાઓના જેવું ન લખી શકાય ત્યારે તેમની ખોડ શોધી કાઢી સંતોષ માનવો પડે છે કવિશ્રી ન્હાનાલાલનાં જેવાં કાવ્ય તો લખી શકાય તેમ નથી, પણ જયા જયન્તના મંગળ કાવ્યમા "માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ" વગેરે ઉચ્ચ કોટિના વર્ણવતાં, એ પાડોશી પ્રેમ જેવું એક, મોટુ સ્વરૂપ ભૂલી ગયા છે એમ મને તો લાગે છે.

કારણ કે પાડોશી પ્રેમ એ તો કોઈ અવનવી જ ચીજ છે. અન્ય પ્રેમ પેઠે પાડોશીપ્રેમની પ્રાપ્તિને માટે, પ્રેમપાત્રને ત્યાં જન્મ આપવો કે પછી તેને ત્યાં જન્મ લેવો નથી પડતો. દંપતીપ્રેમના પુરસ્કર સંવનન, માબાપની સંમતિ અને લગ્ન વિધિની અવધો પણ આમાં નથી વેઠવી પડતી. પાસેપાસે, જોડાજોડ રહેવા માંડયું કે આ પ્રેમના બીજ રોપાવા માંડે છે.

આ બીજ પર જળસીંચન પણ કરવું પડે છે. મુરબ્બા, અથાણાંની લેવડદેવડ કરવાથી, એક બીજાની ગેરહાજરીમાં કોઇ તાળું ન તોડી જાય તેટલી કાળજી રાખવાથી, ચોરી અને ધાડના સમયમાં, વા વાયાથી નળીયું ખસે અને તે દેખીને કુતરું ભસે ત્યારે ખોંખારામાં ખોંખારો પુરવાથી અને સગાંને ઘેરથી વધી પડે એટલું ઢાંકયું આવ્યું હોય ત્યારે "સુજેલા શ્રી પ્રભુજીના બટાકા સૌનાં સરખા છે" એમ ગણીને પાડોશીને તેનો સ્વાદ ચખાડી એમના સગા સખી દાતાર થઇ જાય ત્યારે પોતાનો હક નોંધાવવાથી પાડોશીપ્રેમની વૃધ્ધિ થાય છે. જેમ બીજી જાતના પ્રેમની ગાંઠ ઢીલી પડે ત્યારે બને છે તે પ્રમાણે પાડોશી પ્રેમમા પણ ત્રુટ પડે છે. શાકના ડીંડા કે છાલ પાડોશીના આંગણામાં ઊડી જાય, અથવા તો કોઇ બહારથી ઉંદર મૂકી ગયું હોય અને પાડોશી પર વહેમ આવે, અથવા તો ઘરની રહેણીકહેણી, વટવાદ, ઘરમાં ખવાતા હલકી જાતના શાકના હેવાલો સગા કે શત્રુને ત્યાં કોઇ અગમ્ય રીતે અને 'એનોટેશન' સાથે જઇ. પહોચે ત્યારે આ પ્રેમમા ભંગ પડે છે. આમ પાડોશી પ્રેમ એ ન ભૂલી શકાય એવો, ન ઉવેખી શકાય એવો મહત્વનો પ્રેમનો પ્રકાર છે અને તેની ખાસ ખૂબી તો એ છે કે આંબો બાર વર્ષે ફળે, પણ પાડોશીપ્રેમને ફળતાં કેટલીક વાર તો બાર દિવસ પણ નથી લાગતા.

તેમાં માશીબા રહ્યાં મળતાવડાં એટલે તો પછી પૂછવું જ શું? એમનો તો નિયમ જ હતો કે પાછળથી ન બને અને લડાઇ થાય તેની ફીકર નહિ, પણ પહેલાં પહેલાં તો ખૂબ જ પેંશનીકજ કરી લેવી ગિરીશચંદ્ર મહેતા હિંમતરામ જમવા આવ્યા

તેની આઠ દશ દિવસ આગળ સોમેશ્વરભાઈની બે ઓરડીમાં રહેવા આવ્યા હતા. આવ્યા તે જ રાત્રે "કેમ બેન ખાણીયા છો કે?" કહી, મારીઆ શિરીષચંદ્રનાં મા—જયા બેન—સાથે ઓળખાણ કરવા મંડી પડયાં હતાં અને એ પ્રશસ્ય કાર્યમાં આઠ દશ દિવસમાં ઠીક આગળ વધ્યાં હતાં. હજી વધત, પણ જયા બેન શાંત, ઠાવકાં, સભ્ય, પણ જરા ઓછાબોલાં હતાં પણ શિરીષચંદ્રની નવોઢા બોલકણી પત્ની ચંદ્રિકા એક બે દહાડે નવજીવનના અનુભવો જીજ્ઞાસુ માબાપને સંભળાવવા જતી હોવા છતાં, તેની સાથે તો મારીઆ તુંતાંથી વાત કરતાં થઇ ગયાં હતાં

ચંદ્રિકાને જોઇને કોઇ પણ તેની તરફ ખેંચાય તેમ હતું. તે સદૃઢ, સમ પ્રમાણની, ગૌર વર્ણની, ઉંચી સત્તર અરઢ વર્ષની પ્રેમદા હતી તેનું મોં લંબગોળ હતું, નાક અણીયાળુ અને અણી આગળ પોપટની ચાંચની જેમ સહેજ વળેલું હતું, અને એ જો નાકને ટચ લગાડવા મથે તો જરૂર લગાડી શકે એમ લાગતું. તે પાતળી ઉંચી, છતાં નાજુક નહોતી, કારણ કે તેના સૌંદર્યથી આંખ ભરાઇ જતી. તેનો સ્વર કંઇક તીણો હોવા છતાં મીઠાશવાળો હતો. અમારી સૌંદર્યહીન ચાલમાં સૌંદર્યદેવી ઉતરી આવી હોય એમ લાગતું. એનામાં શરમાળપણું ન હતું, નિડરતા-પરડાઓના શબ્દમાં નફટાઇ-હતી. ઘણી વાર મારા આવી ગયા પછી પણ, અમારા બારણા આગળ આવી એના તીણા મીઠા સ્વરે ટોલટપ્પા કોરી જતી. પણ લાંબો વખત ભાગ્યે જ બોલતી. એને અતિશયોક્તિ કરવાની, જરા શબ્દો લંબાવી લંબાવીને બોલવાની ટેવ લાગતી. એ હા કહેતી તે હાઆઆ ને ના કહેતી તે નાઆઆ જેવું સંભળાતુ.

શાંત, ઠાવકા, ગૌરવભર્યા જયાબેન તેમની આ વિદ્યુત જેવી ચપલપીયણ, બોલકણી વહુથી જુદાં પડતાં. તે મધ્યમ કદનાં, ગૌરવર્ણના, ગોળ મોંઢાનાં હતાં. આગળ ઘણાં સુંદર હશે એમ તેમની ઉત્તરાવસ્થામાં પણ જળવાઇ રહેલાં સૌંદર્ય ખંડેરો સાક્ષિ પૂરતાં. તે સાદાં, શ્વેત વસ્ત્રોમાં ફરતાં અને તેમની મોંઢાં પર શાંતિ સંતોષ, ગાંભીર્ય અને ગૌરવ અજબ રીતે એક બીજામાં ભળી જતાં.

પાડોશી પ્રેમનો સંચાર મારામાં પણ થયો હતો. મારા અધુરા અભ્યાસને લીધે મારો સાહિત્ય શોખ પૂરો વિકસ્યો ન હતો, છતાં શિષ્ટ સાહિત્યની વિનીત વર્ગના બુધ્ધિમય વાતાવરણની મને લાલસા રહ્યા જ કરતી. મારીઆનું અણસમજુપણું, પ્રમિલાનું અસંસ્કારી અજ્ઞાન અને અમારી ચાલનુ વ્યવહાર ધ્યેયહીન, દુનીયાદારી વાતાવરણ મને ગુંગળાવી દેતું ધંધામાં ફતેહ મેળવવામાં પોરવાયલા મનુભાઇ ડૉકટરના સહવાસમાં બુધ્ધિમય વાતાવરણ લાગતુ, પણ તે લાભ કોઇ કોઇ વખત જ મળતો. તેથી આ કેળવાયલા પાડોશીના આવવાથી હું રાજી થયો વળી સૌંદર્યહીન હોવા છતા ઉર્મિભર્યા સૌંદર્યપૂર્ક હોવાની વિષમતા વિધિએ મારા ભાગ્યમા રાખી હતી અપૂર્વતા, સૌંદર્ય અને સાહસની, ઉગતી જુવાનીના જોમમા ઝીલેલી ભાવનાઓ, આ શુષ્ક, વ્યવહાર વાતાવરણમાં દબાઇ ગઇ હતી, પણ તદ્દન ઉખડી તો નહોતી જ ગઇ. ચંદ્રિકાના આવવાથી પણ મને ઘણો આનંદ થયો સૌંદર્યે મારા પર અસલથી જ જેમ હકુમત ચલાવી હતી તેમ આ સુંદરીએ મારામાં સ્ત્રીમાનની ઝોળ ઉરાડી સૌંદર્ય પાસે હોવાના અને શુધ્ધ ભાવથી સ્ત્રીમાનના અર્ઘ્ય આપવાના દિવસો પાસે આવતા હતા તેથી મને ખુશાલી ઉપજી

સ્ત્રીઓ જ એકલી ઓળખાણ કરવામાં હોશિયાર છે એમ નથી. પુરૂષો પણ એમાં કંઇ ઉતરે એવા નથી. ફકત ફેર એટલો જ છે કે પુરૂષો ઓચિંતી ઓળખાણ કરવા કરતાં કંઇક કલામય રીતે ઓળખાણ કરવા મથે છે, અને સ્ત્રીઓ કરતાં જાણી જોઇને થોડી વાર વધારે લગાડે છે. શેરના ભાવો, હવા

પાણી, પોલીસ કોર્ટના કેસ, માસિકો એવી વસ્તુઓ તેમની ઓળખાણ કરાવવાનું માન ખાટી જાય છે. અને પહેલી ઓળખાણની ખુબી એ છે કે બને જણના વિચાર એક સરખા જ નીકળે છે.

માશીબાએ જ્યા બેનની ઓળખાણ કરી તેને બીજે દિવસે સવારે હું મારી ઓરડી આગળ અને શરદચંદ્ર એમની ઓરડી આગળ ગેલેરીમાં ઉભા હતા, તેવામાં રસ્તામાંથી ફેરીયાનો અવાજ સંભળાયો.

"આ ફુરકુરીયાં હમણાં બહુ વધી ગયાં છે" વકીલ સાહેબે મારા તરફ જોઇને વિદ્વત્તાપૂર્ણ ટીકા કરી.

"ખરી વાત છે" મેં પહેલી ઓળખાણને યોગ્ય સમર્થન કરતાં કહ્યું. "કેટલાક તો સાધારણ મનુષ્યના વાંચન માટે સારાં છે બાકી બીજાં તો સમાજને, વિચારને, નૈતિક ધોરણોને હાનિ પોંચાડનારા છે"

થઇ રહ્યુ હવે નવવધૂની લુટે તેમ અમારી શરમ તુટી ગઇ. હવે ઓળખાણ ન થઇ હોય તે વખતે સામસામા થતા ડોકુ ફેરવી દેવું પડે, અને મરજીમરજીએ 'મળેદૃષ્ટોદૃષ્ટ' ત્યારે ક્ષોભ થાય તેવું રહ્યુ ન હતુ હવે વિષય જડયો હતો. અમે માસિકો અને ચોપાનિયાઓના લાભોની, તેમની જનસમાજમાં થતી કદરની, તેમની જન સમાજ પર થતી અસરની, બધી બાજુઓ ચર્ચી નાખી. શરદચંદ્રનો ફાળો મારા કરતાં વધારે હતો. અને ચોપાનિયાં તથા માસિકો વિષે આતમીપૂર્વક અને સ્વાનુભવિત જુસ્સાથી બોલતા હોય તેમ લાગતું.

શરદચન્દ્ર ચંદ્રિકાથી સહેજ ઉંચા, વર્ણમાં તેનાથી સહેજ દબાતા, શરીરમાં બહુ સંગીન નહિ, પણ ઉપરથી ઘણા જ તંદુરસ્ત લાગતા, સાધારણ દેખાવડા, ગોળપડતા મોઢાંના, ચોવીશેક વર્ષના યુવક હતા. એમના બેફીકર અને સહેલગાહી દેખાવાના પ્રયાસ કરવા છતાં એ માણસના હૃદય પર કંઇક ભાર હોય, કોક ન સાંધી શકાય એવાં લાગણીયોનાં યુધ્ધ હોય, વધારે પડતી જોખમદારીઓ હોય તેમ તેમનુ કપાળ અને કંઇક મોઢાં પરની ફીકાશ કહી આપતાં. હડપચીમાંનો ખાડો દૃઢતા, જીદ્દ, અને મક્કમતા સૂચવતો, નાક તીણું હતુ અને તેની નીચેની મૂંછો ભરપૂર વર્ષાદ થયો હોય ત્યારે ઘાસ ચારાની છત હોય તેમ કરકસર કર્યા વગર રહેમ દીલીથી ઉગી હતી. અને મૂંછની હેરાનગતીથી રખેને બીચારાં મોઢાને બહુ ત્રાસ પડે તેથી તેના મિત્ર હોઠોએ જરા જાડા હોવાનું પસંદ કર્યુ હતું

ચોપાનિયાં પરથી નામ પર વાત આવી. એમણે મારૂ નામ પૂછ્યું.

"મારૂ નામ તો છે ઈશ્વરલાલ, પણ કવિઓની પંક્તિઓના જુદાજુદા પાઠ હોય તેમ મારા નામમાં પણ છે. મારા સાસરાની પ્રતમાં મારૂં નામ ઈશ્વરદાસ છે અને અમારા માશીબાની પ્રતમાં ઇશ્વરીઓ છે"

"અને તમારા ....." કહેતાં કહેતા હસી પડીને અને પછી બહુ છૂટ લેવાઇ ગઇ હોય તેથી સંયમ કરવો પડયો હોય તેમ દેખાવ કરીને શરદચંદ્ર અટકી પડયા. હું સમજી ગયો કે કદાચ મુમિલાને ઉદ્દેશીને ટોળ કરતા હશે, પણ નિસાસા સોંપવાનું કે આશ્વાસન શોધવાનું સ્થાન હજી શરદચન્દ્ર બન્યા નહોતા, છતા મને એમ તો લાગ્યું કે જે લહાવા એ મને લેવડાવવા માગતા હતા તે એમણે તો માણ્યા જ હશે.

"અને તમારા માશી તમને ઇશ્વરીઓ કહે છે? તમે કહેવા દો છો?" તે જ પડતી મૂકેલી વાત કરતા હોય તેમ શરદચન્દ્રે પૂછ્યું.

"મોટાના બોલ્યા સામું જોવાનું હોય" મેં જવાબ દીધો પણ બે ત્રણ દિવસ પછી આમ નવાઈ લાગવાનું કારણ સમજાયું. જ્યા બેન

એમને જ્યારે બોલાવતાં ત્યારે 'ભાઇ' કે 'શરદચંદ્ર' કહીને જ બોલાવતાં હતાં

માશીબાનો હુકમ આવતાં અમે છૂટા પડયા અને રાત્રે જમી કરીને અમારી કંપની જામી. એમણે મને બધું પૂછી લીધું. પછી મારો વારો આવ્યો, એમના કહેવા પરથી માલમ પડયું કે શરદચંદ્ર જાતના વાણીઆ હતા. થોડા વખત પર વકીલ થયા હતા. વકીલાત કરતા હતા અને સાથે સાથે એડવોકેટનો અભ્યાસ કરતા હતા પણ અભ્યાસ કરતા હતા તે કોઇને જણાવતા ન હતા. એમની સ્કુલની કારકીર્દી ઘણી ઉજ્જવલ હતી, પણ કંઇક નહિ કહી શકાય એવાં કારણોને લીધે (આ કહેતાં તેમની ઝીણી થતી ચેનભરી આંખ અને સ્મિતભર્યું વદન એ નહિ કહી શકાય એવાં કારણ પણ કહી દેતાં હતાં) એ કોલેજમાં ઝાંખા પડયાં હતાં. એ કોઈક વાર લેખો લખતા. એમનાં લગ્ન એક પૈસાદાર ગણાતા મરજાદી કુટુંબમાં બે ત્રણ માસ થયાં જ થયાં હતાં.

"બાઈ ઘ બાઇ ઇશ્વરભાઇ! શાક લેવા તો તમે જ જતા હશો" એમણે પૂછ્યું.

"કેમ નહિ? કોઇકવાર જાઉં છું" ના કહેવી સારી નહિ તેથી મેં કહ્યું. મારા મનમાં કે બહુ તો સાથે આવવાનું કહેશે તો મોડું વહેલું કરીને ઉડાવીશ.

"વાત એમ છે કે હમણાં તાલપુરેને ત્યાં કામ બહુ આવે છે, તેથી મારે સવારમાં વહેલા જવું પડે છે. તમે જાઓ તો તમારા ભેગું શાક ન લેતા આવો?"

"પણ વાત એમ છે" આ બંબગોળો આવી પડતાં મેં કહ્યું "કે માશીબા મંદિરે જાય છે તે લેતાં જ આવે છે. જ્યારે મંદિરે ન ગયાં હોય તો કોઇક વાર હું જાઉં છું" મંદિરે ન ગયાં હોય તે ભાગ્યે જ બનતું, પણ આગળ બોલેલું. 'કોઇક વાર' કંઇ આખું ને આખું ગળી જવાય!

"ત્યારે આપણી ચાલમાં કોઇ એવું ન મળે કે એનું લાવે તેની સાથે આપણું શાક લેતું આવે. આપણે એની કદર જાણીશું"

"પણ તમને એટલો વખત પણ સાંજે નથી મળતો?'

'કામના દબાણને લીધે વખત તો નથી મળતો. પણ તમે કેમ નથી સમજતા? હું વકીલ થયો અને કાલે ઉઠીને એડવોકેટ થાઉં. ભાવિ એડવોકેટને પહેલાંથી પ્રતિષ્ઠા બાંધવી પડે સમજ્યા!"

"ઠીક, ત્યારે હું કોઈ માણસ તમને શોધી આપીશ' મેં કહ્યું.

પણ માશીબા પાડોશી પર ઉપકાર કરવાનો પ્રસંગ કયાં એળે જવા દે તેમ હતાં? મેં ઓરડીમાં જઇને માશીબાને પુછી લેયું કે પેલા આપણા પારડીવાળા ગમનલાલ કેમ નથી દેખાતા? ત્યાં તો માશીબાએ ગમનલાલનું શું કામ પડયું હતું તે પુછી લીધું અને કારણ જાણ્યું કે તરત જયા બેન પાસે દોડયાં.

"વારે જયા બેન, તમે આમ અતડારા તે શી રાખતા હશો? શરત ભાઇને ફુરસદ ન હોય તો શું થઇ ગયું! હડકાં અમારા ઘરનું આવે છે તેની સાથે આવશે. પાડોશમાં તો એક બીજાનું કામ પડે. રાખ ભલી તો રહે ભલી."

જયા બેને સભ્યતાપૂર્વક માશીબાને ખોટું ન લાગે તેમ, માશીબાની ઉમેદવારી માટે તેમનો આભાર માનતાં, તે કામ તેમને સોંપવાની અયોગ્યતા જણાવી. પણ જ્યારે એમને એમ લાગ્યું કે બીજાને જે કામ કરતાં શરમ લાગત તે કામ તેઓ સ્વેચ્છાથી અને આનંદથી કરવા તૈયાર હતાં, અને તે ન કરવા દેવાથી પોતાની યોગ્યતા ઓછી અંકાઇ માનતા હતાં ત્યારે એમનું મન ન દુભાવવા કહયું "ઠીક કાલે એમ કરજો ત્યારે" અમે ઘણીઘણીયાણી તો આ કોંટ્રાકટની વિરૂધ્ધ હતાં, કારણ કે અમને ખાત્રી હતી કે આટલાં ઉંચા પ્રકારનાં

અને શીયાલકોટના 'સીલેક્ટેડ' બેટ જેવાં વૈદ્યશાસ્ત્રીની નજરે ચુંટી કાઢેલાં શાકભાજી જયાબેનને ત્યાં નહિ પરવડે, પણ માશીબાને કંઇ દલીલથી સમજાવાય ?

અમારી જોડેની વકીલ સાહેબની એક ઓરડી રસોડા અને સ્ત્રીઓની બેઠક તરીકે વપરાતી બીજીમા તેમની ઓફિસ હતી. ઓફિસ સવારે અને સાંઝે ઓફિસ તરીકે વપરાતી પણ પેંશનીકળ કરતી ચંદ્રિકા શિવાય ભાગ્યે જ કોઇ જતું આવતું જણાતું અને રાત્રે ઓફિસ શયનગૃહમાં ફેરવાઇ જતી. એમનો લખેલો એક લેખ વાંચી હું એમનુ માસિક આપવા ગયો. કંઇક અધખોલું બારણું ઉઘાડી હું અંદર ગયો ત્યારે એમણે કંઈક ભૂલ કરી હોય એવો એક પડછાયો એમનાં મોં પર ફરી ગયાં. પણ કંઇ જ ન બન્યું હોય તેવો ચ્હેરો તેમણે તરત કરી નાખ્યો એ એક લંબચોરસ કાળા પાટીયા પર, શરદચંદ્ર. છ મહેતા બી. એ એલ એલ. બી. પ્લીડર એમ ચીતરી રહ્યા હતા.

"કેમ વકીલ સાહેબ, આ હાથે ચીતરવું પડે છે ?" મેં પૂછ્યું.

"તમને નવાઇ લાગે છે? હા કેમ ન લાગે? જુઓ, હું એક વાત કરી દઉં! હું મણુલિકા અને ચીલાઓમાં નથી માનતો. ખોટી Respectibility ને લોકલાજમાં નથી માનતો!'

"એમ !"

"હા, કોઇ પણ ચીજ કરતાં શા માટે શરમાવું ? માણસ બી. એ. થાય કે એની પાસે આરોગ્યના વિકારની, હરેક પ્રકારની આવડતની આશા રાખી શકાય. મહેતાજીની જરૂર પડે તો દાખલા શીખ્યા તે શા કામના !"

"બી. બી. એન્ડ સી આઇ. રેલ્વેનો નકશો જોવો પડે તો ભુગોળ શીખ્યા તે શા કામની?" મેં પાદપુરતી કરી.

"ના, એમ હસવાની વાત નથી. જે શીખ્યા તેનો વ્યવહારમાં ઉપયોગ કરવો. હું ચિત્રકલામાં પહેલેથી જ હોશિયાર હતો અને હજી પણ ઘણો શોખ છે. અત્યારે પેઇન્ટર પાસે પાટીયું ચીત્રાવીએ તો બહુ બહુ તો બે ત્રણ રૂપીઆ લે. પણ શીખેલી વિદ્યાનો સફળ ઉપયોગ કરવામાં કંઇ ઓર જ આનંદ આવે છે"

એટલામાં પોસ્ટમેન આવ્યો. જે ફરફરીઆની સામે એમણે કડક શબ્દોમાં તે દિવસે ટીકા કરી હતી તેમાંનું એક એમના પર ટપાલમાં આવ્યું હતું.

મારી નજર એના પર પડી તે એમણે જોઇ "જુઓની" એમણે કહ્યું" આ પણ દુઃખ જ કેની? સારા લેખક થવા માંડીએ તેની આ ઉપાધિ વગર કહ્યે મોકલી આપે તેને કંઇ ના કહેવાય છે ?"

"એક કકડાવીને કાગળ લખોની કે એકદમ મોકલવુ બંધ કરશે. અથવા પોસ્ટમા પાછુ મોકલાવી દો કે સમજી જશે"

"ના રે, એવી આપણને શી જરૂર? મમશરીવ ખાવાને ખપ લાગશે. છો ને બિચારો એની ધીરજ રહે ત્યા સુધી મોકલ્યા કરે" કહીને એમણે ફરફરીઉં ફોડયું અને ધિક્કારપાત્ર એક ઉડતી નજર નાખી એક લેખ બતાવીને કહ્યું "જુઓ આવા આવામાં પણ આ અરવિંદના લેખ સારા આવે છે." મેં થોડો વાચ્યો. શૈલી રસુજી હતી, અને જાણે પરિચિત હોય એમ મને લાગ્યું.

હિંમતરામ જમવા આવ્યા તે પહેલાંના દશ દિવસમાં ઓળખાણની સરિતામાં અમે આમ ધીમે ધીમે સરતા હતા. માશીબા જયા બેન સાથે, ચંદ્રિકા માશીબા અને મીસીસ સાથે, અને હું શરદચંદ્ર સાથે. પણ માશીબાને તો ઓળખાણ વધારવાના વધારે પ્રસંગ હતા. દરરોજ સાંઝે છએક વાગ્યે અમારી ઓરડી આગળ કાથના શેતરંજી પથરાતા અને તે પર માશીબાના પ્રમુખપણા હેઠળ સભાઓ મળતી. માશીબા દરરોજ આવનારીઓના 'રોલકોલ' લેતાં. "આજે હીરાબહુ ન જણાયા હો" "તારાની

તબીયત તો સારી છે ને, "તન મન હાં તો સારૂં" વગેરે તપાસ શરૂ થઈ જતી મંદવાડને માટે ઉપાયો બતાવાતા. યોગ્યાયોગ્યતાના નિકાલ થતા, ફેશનના ચીંથરાં ફાડતાં ત્યાં જયા બેનને પણ આમંત્રણ અપાવાવા લાગ્યાં.

"આજ સાંજે તો માશીબાએ જયા બેનને બેસવા બોલાવ્યાં હતાં" મીસીસે મને કહ્યું

આવો જ અમારો વાર્તાવિનોદ હતો. સમય જતાં હું સંતોષ માનતાં શીખ્યો હતો, છતાં શરદચંદ્રે આંખી પડેલી વાંછનાઓ પર નવા રંગની પીંછી ફેરવી હતી. અત્યારે એ કેવા સંસ્કારી વાર્તાલાપનો આનંદ ભોગવતો હશે એમ વિચાર કરતાં મારો અસંતોષ પાછો જાગતો અને જાણ્યે અજાણ્યે મારાથી અદેખાઈ થઇ જતી.

પ્રમિલાએ બધો હેવાલ કહ્યો. માશીબાએ કેટલો કેટલો આગ્રહ કર્યો, જયા બેને સબળ કારણો બતાવી કેટલી કેટલી સભ્યતાપૂર્વક ના પાડી, માશીબાને ખોટું લાગવા માંડયું ત્યારે સહેજ મીઠું હસીને "લો આવું છું ત્યારે" કહીને કેવા થોડીવાર બેસી ગયાં, વાતમાં ઝાઝો ભાગ ન લેતાં કેવું ન છૂટકે થોડું થોડુ બોલ્યાં અને અંતે દસમસ્કંધ વાંચવો છે એમ કહી કેવી ચાલાકીથી કેવું ખોટું લગાડયા વિના ઊઠી ગયાં તે બધો પ્રમિલાની વાતચીત પરથી મેં કયાસ કાઢયો.

"ચંદ્રિકા આવે છે કે નહિ?" મેં પૂછ્યું.

"કેમ માશીબાઆ કરતી આવે છે, ચાર પાંચ મિનિટ ઉભી રહે છે, ને દોડી જાય છે. કોઇ વાર બેસે છે ત્યારે બીજા કોઇને બોલવા જ દેતી નથી. તમે તો કહેતા હતાને કે ખડખડ હસતું નહિ?"

"હા તેનું હમણાં શું છે?" મેં પૂછ્યું.

"એ તો કેવી ખડખડ હસી પડે છે?'

"જા જા!"

"મારા સોગન" હાથના પોંચાની તરવાર બનાવી ગળા પર મૂકતાં મીસીસે કહ્યું.

"પાછા 'માલા છોગન'? કેટલી વાર કહ્યું કે સમ ખાવા તે સંસ્કારી માણસને ન શોભે."

"વારૂ ત્યારે 'મારા સમ' તો ચંદ્રિકા પણ કહે છે"

મેં ન માન્યું. કેમ કરીને મનાય? આજે તો શરદચંદ્રનો લેખ વાંચ્યો. અસંસ્કારી, અધછકડુ ભણેલી સ્ત્રીની પર એણે કેવો કટાક્ષ કર્યો હતો? જે માણસ સમાજના આવાં છિદ્રો જુએ તે તે જ છિદ્રોને પોતાની સ્ત્રીમાં ટકવા દે? તે પર આટલા રસપૂર્વક હસે?

"જ્યાં સુધી હુ ન સાંભળુ ત્યાં સુધી નહિ માનું. પરિચય વધ્યે જણાશે" મેં કહ્યું.

અને પરિચય વધારવાનો એક મોટો સપાટો માશીબાએ હિંમતરામ જમવા આવ્યા હતા તે દિવસે લગાવ્યો. દૂધપાક પૂરી અને 'રૂપાળી' કચોરી 'ભાઇ' ને માટે અને ભાઇ જમ્યા એ દલીલ થતાં 'વહુ' ને માટે અને બધા જમ્યા હોય તો 'સાંજને માટે' માશીબા જયા બેનને ત્યાં ઢાંકી આવ્યા.

પણ કમનસીબની વાત એ છે કે મનુષ્ય ત્રિકાળજ્ઞાની નથી. બિચારાં માશીબાને પાછળથી ખબર પડી કે "રા...જયલી નગરી નીવડી, અને દૂધપાક પુરી તથા કચોરીનું ઢાંકયું અપાત્રને ત્યાં ગયું. મીસીસના રીપોર્ટ પ્રમાણે વાત એમ બની કે દિવેલ દીધેલા ચોખાના દૂધપાક પર, દરરોજ આવતા શાક પર અને આવું ખાતું ચાલવા દેવા માટે તેના સાસુ પર મીસીસને મોઢે ચંદ્રિકા ઉભરા કાઢતી હતી ત્યાં આવી ચઢી માશીબા સાંભળી ગયાં, અને સાંભળીને માશીબાની જાનગોરી ચેતી ગઈ.

—અપૂર્ણ—



# ગુર્જર કવિવર ન્હાનાલાલ.

અવલોકનકારઃ રા રા "કોકિલ"

( ૧ )

જે રંગ દિલનો નિચવી, પ્યાલા મહીં પ્રીતે ભરે,
શું એકદર એ રંગની કિંમત ખરી આંકી શકે ?
દિલ રંગમાં ભરતો કલા, પી, પી, કલાને પ્રેમમાં ;
ભોજ્ય જેની નવ કલા, શું એ મઝા ચાખી શકે ?

કવિતા એટલે તેજમાં આંજી મુગ્ધ કરે એ નહિં, પરંતુ-તેજમાં આંજી નવો જીવિત માર્ગ સૂચવે તે. કવિતા એટલે માત્ર બુદ્ધિગમ્ય કલ્પનાની સૃષ્ટિ નહિં, પરંતુ અંતર ઊર્મિઓનું ચેતન.

કવિતા એટલે A Criticism of life

ફૂંકી મચો સજીવ તું કર આ મરેલાં ;
ને શુષ્ક સૌ જીગરને કરતું રસિલાં

આજે ગુજરાતને આંગણે કવિ એટલે ન્હાનાલાલ ; એ તો બાળથી વૃધ્ધ સુધી ગુજરાતની બત્રીશીએ ચઢેલું નામ.

એવા કવિને ઓળખાવવા એટલે બાને દેખાડવો રવિ.

સભાએ સભાએ જેના વિવેચનો, અંકે અંકે જેમનાં કાવ્યો રમે, એવા કવિને ગુજરાતમાં ઓળખાવવા એટલે શું ?

( ૨ )

કવિવર ન્હાનાલાલને મ્હારે શું ઓળખાવવા ? નવાનવા સંક્ષરો કે જૂના વિવેચકોએ એમને અવનવી રીતે ગુજરાતને આંગણે ઓળખાવ્યા.

દાયકા પૂર્વે કાન્તે ગુજરાતને કવિના શબ્દે ઓળખાવ્યા, "ઉગ્યો પ્રફુલ્લ અભીવર્ષણ ચંદ્રરાજ." કવિને ગીતાંજલીના અનુવાદમાં કનુભ્હેને ઓળખાવ્યા, કવિ એટલે ગુજરાતના ટાગોર કે પંકબાલ. એથી યે વિશેષ છઠ્ઠી સાહિત્યપરિષદમાં કવિને કહ્યા "કવિપયગમ્બર." પ્રેમાનંદ જયંતી વેળા કવિને ઓળખાવતા વૃધ્ધ સંશોધકે કહ્યું. "પ્રાચીન શ્રેષ્ઠ કવિની જયંતી ઉજવાએ ત્યારે આપણે આધુનિક શ્રેષ્ઠ કવિને પ્રમુખપદ આપીએ, એ યોગ્ય છે." સાતમી સાહિત્ય પરિષદમાં આજના મહાકવિએ કહ્યું, "કવિ એટલે ધૂમકેતુ" આથી ગુર્જર સાહિત્યરસિકોમાં ભારે ખળભળાટ ઉઠ્યો. ૨૬ની ફેબ્રુઆરીના સાહિત્ય અંકમાં દિનેશ ત્રીવેદીએ. કવિને, "કવિસૂર્ય" કહી ઓળખાવ્યા.

આવા ગુર્જર કવિવરને મારે શી રીતે ઓળખાવવા ? આ જુદા જુદા વિચારપુષ્પોની ફુલગુંથણીની વિચાર મિમાંસા તો કોઇ ફીલસુફને શોભે, અને આજે મારે તો કવિની ગુજરાતને ઓળખ આપવી એટલે એમાં એમના ગુણો પ્રધાનપદે છતા એટલું તો અવશ્ય કે, ન્હાનાલાલ એટલે ગુર્જર ગિરાની વીસમી સદીની પહેલી પચ્ચીસીનું ગૌરવવંતું સાહિત્ય. એમની સાહિત્યસેવા કોઇ પણ સાક્ષરના હૈયાને શોભે એવી અને અનોખી, ઓજસ્વી છે. વર્ડઝવર્થની ભાવના ( Poets are the heralds of philosophy ) નો કવિ ગુજરાતને દેશે હોય તો તે એક જ આપણા કવિવર ન્હાનાલાલ.

( ૩ )

આપણે જોયાં જુદાજુદા વિચારકોના વિચાર-પુષ્પો, પરંતુ ન્હાનાલાલ એટલે કોણ ?

ન્હાનાલાલ, એટલે ગુજરાતના ટેનીસન
ન્હાનાલાલ, એટલે ગુર્જર સાહિત્યનું નવજીવન
ન્હાનાલાલ, એટલે ગુર્જર કલ્પનાની દિવ્ય સૃષ્ટિ
ન્હાનાલાલ, એટલે ગુજરાતની પ્રેમઘેરી ફીલસુફી.
ન્હાનાલાલ, એટલે ઘેરાં ગીતવાળી કોકિલા.
ન્હાનાલાલ, એટલે ગુજરાતનો ઘુઘવતો રસસાગર.
ન્હાનાલાલ, એટલે દયારામનો પુનઃ અવતાર
ન્હાનાલાલ, એટલે ગુજરાતના જીવતા ગરબા
ન્હાનાલાલ, એટલે રસકળાનો બાદશાહ

આવા દિવ્ય કવિની દિવ્યતા વર્ણવવાને જોઇએ દેવભાષા
મારી ગાલિબ ઉપર લખાતી પંક્તિઓ આપણા કવિ ઉપર ઉતારી શકાય.

કલ્પના કે શબ્દમાં, આકાશના તારા રમે ;
કાવ્ય એ જીવન બન્યું કે કાવ્ય જીવનરૂપ કવિ.

કોલરીજનાં આ વાક્યો જાણે ન્હાનાલાલ માટે જ ન લખાયાં હોય ? A correspondant

weight and sanity of the thought and santiments, (and) The perfect truth of nature in images and description.

( ૪ )

૧૯૦૩માં કવિનાં કેટલાંક કાવ્યો ભાગ પહેલો પ્રગટ થયો.

૧૯૦૫માં કવિનું વસંતોત્સવ અને કેટલાંક કાવ્યો ભાગ બીજો પ્રગટ થયો. આ સમયે ગોવરધનરામ ઉત્તર અવસ્થાએ. અને નવી કવિતાને પાટલે બેસનાર સાક્ષરોના ભૂષણરૂપ નરસિંહરાવની ઉત્તર અવસ્થાની શરૂઆત.

રવ૦કાંત કાવ્યપ્રદેશ છોડી તત્વજ્ઞાનની વાટે. બળવંતરાયનાં આછાં કાવ્યો, લલિતના ટહુકા અને ખબરદારનો વિલાસ, એટલે એ સમયે એમનાં પ બે પુસ્તક કાવ્યરસિકા અને વિલાસિકા પ્રગટી ચૂકયાં.

૧૯૦૯માં કવિના ઇન્દુકુમારે દેખાવ આપ્યો.

૧૯૧૦માં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાંતર અને ન્હાના ન્હાના રાસ એ બન્ને ગ્રંથો પ્રકટ થયા

૧૯૦૪માં કવિનો જીવિત કીર્તિગ્રંથ જયાજયંત પ્રકટ્યો. આ સમયે બોટાદકરનું કલ્લોલિની અને ખબરદારનું પ્રકાશીકા પ્રગટેલાં.

૧૯૦૫ થી ૧૯૧૫ સુધી, એટલે ગુજરાતમાં ન્હાનાલાલની ધૂન.

( ૫ )

કવિએ ગુજરાતને હેગે નવી કાવ્યશૈલી રેડી. કવિની કલ્પનાસૃષ્ટિ નવી. કવિનો કાવ્ય રંગ નવો, કવિસર્જન જૂના ચિત્રોને નવા રંગે ચિત્રી, પ્રજાને એમા એવા રસ લેતા કરે છે, કે એમના વાકયે વાકયે હૈયા ગુથાય, અને શબ્દે શબ્દે મુખમાં સાકર થે ળાય. પરંતુ એ કાવ્યો એટલે કેવા કાવ્ય ?

કવિ મોટાલાલની ભાષામાં તો એ અપદ્ય ગદ્ય.

કે. હ. શેઠની ભાષામાં નિબંધ રસ ઝરણાવળી.

મારી માન્યતા તો એથી યે જુદી. એ નથી પદ્યાત્મક ગદ્ય કે ગદ્યાત્મક પદ્ય, પરંતુ એ સાચા રસકાવ્યો છે.

એ રસકાવ્યોના ગુજરાતે ઉત્પાદક તે કવિ નહિ, એ તો પારસી કવિ જ. ન. પીટીટ છે. પરંતુ એને પ્રજાહેગે જીવતાં કરી, પ્રજાને એ રસમાં રસમુગ્ધ કરનારા તે કવિવર ન્હાનાલાલ. કવિનાં રસકાવ્યો એટલે, Poetry doth not only show the way but giveth so sweet a prospect of the way, as will entice any man enter in to its way, the poet doth as if your journey should be through a fair beneyard at the very first give you a shester of gripes that full of taste, you may long to have further

આ રસકાવ્યો એ કવિતા ને કવિમાં કવિત્વ છે. પરંતુ આ એમની નવિન શૈલીમાં રેલન નથી. ભલે ન હોય, પરંતુ કયારે કયારેક એમને હૈયેથી દિવ્ય કાવ્યો નિર્ઝર છે. એના ઉદાહરણ રૂપે.

કેટલાંક કાવ્યો, ન્હાના ન્હાના રાસ, ભજનાવળી છે.

આધુનિક યુગમાં કવિની ગુર્જરગિરાની કાવ્યસેવા અનેરી છે કવિએ ગુર્જરીને ખોળે છુટાંછવાયાં કાવ્યોના કાવ્યસંગ્રહ નથી આપ્યા. પરંતુ ગુર્જરીને જોઇએ એવાં સળંગ કાવ્યોમાં નાટકો આપ્યાં. જો કે કવિના અપવાદરૂપે છુટાં છવાયાં કાવ્યોના ય એકાદ બે ગ્રંથો છે. છતાં કવિની જીવતી કીર્તિ એ તો એમનાં નાટકો. કવિ ગુજરાતને દેવરસ પાતા આવ્યા છે ને પાય છે.

૧૯૦૯માં કવિનો ઇન્દુકુમાર પ્રગટ થયો.

૧૯૧૪માં કવિની અમર કીર્તિ રૂપ જયાજયંતે દેખાવ આપ્યો.

૧૯૨૨માં કવિએ ગુજરાતને પ્રેમકુંજ અને રાજર્ષિ ભરત આપ્યા.

૧૯૨૬માં કવિએ શાકુંતલનો સમશ્લોકી અનુવાદ ગુજરાતને ખોળે મુકયો. કવિએ હજીએ બે નાટકો અપ્રકટ ગુજરાતને બતાવ્યાં. એક તો ઇન્દુકુમારનો બીજો ભાગ અને નુરજહાં–જહાંગીર. ગુજરાતને કવિના નુરજહાં–જહાગીર નામના નાટય ઉપર ભારે આશા છે.

કવિ કવિ છે, પરંતુ કાલીદાસ જેવા, ભવભૂતી જેવા. વાલ્મિકી કે પ્રેમાનંદ જેવા નહિં.

કાલીદાસનું શાકુંતલ, ભવભૂતીનુ માલતી માધવ અને કવિનું જયા જયંત એ એમના જીવનની જગતમાં અમર કીર્તિ છે.

( ૭ )

આધુનિક ગુજરાતના પિતામહ સરિખા કવિશ્વર દલપતરામે ફુલકયારીઓમાં ચેતન ભરતાં ગુજરાતને હૈયે ઉષાની ઝાંખી કરાવી. એમની આશાનો અંબાર કે ઓજસ્‌ભર્યો ગુર્જરકોકિલના ટહુકે–કવિના શબ્દે.

"ઉગ્યો માર્તંડ પૂર્વે ક્ષિતિજ સુહાવતો તેજના પુંજ પુંઠે ;
છોડી અંબોડલો ને દિશદિશ, પ્રસરી કિર્ણ કેશાવલી ને"

એવા આજે ગુર્જરહૈયે કવિ.

પિતાની કીર્તિ ગુજરાતને હૈયે પુત્રે સવાઇ કરી. પ્રેમાનદે કડવાં મીઠાં બનાવ્યાં, તો ગુર્જર હૈયે કવિથી આધુનિકયુગે નિર્ઝરી નિબંધરસચરણાવલી આથી જ રા. "કાંટાવાળાએ કહ્યું મહા કવિની જયંતી મહાકવિના જ હાથે ઉજવાય એમાં જ એમનું ઓજસ્"

ખબરદારે ગુજરાતને હૈયે નર્મદ, હરિલાલના સ્વપ્નાં ભુલાવ્યાં. એ ભુલાવવાને જોઇએ એવાં દેશગીતો આપ્યાં એમાં જોમ ગાટે જીવન રેડયું, યુગના યોગી બન્યા

કવિએ ગુજરાતને હૈયે દયારામની ગરબી વિસરાવી, ને વિસરાવવા ચૈતન્યભર્યા ગરબા આપ્યા. પ્રેમરંગમાં દેવરંગ રેડી, આત્મના ઉન્નત શિખરે પહોંચાડી, ગુજરાતને રસમય કરનાર તે કવિવર ન્હાનાલાલ.

( ૮ )

ગુજરાતમાં ગદ્યસાહિત્યનો તાજ પ્રેમશૌર્યાંકિત ધ્વજ ફરફરાવનાર વીર નર્મદને માથે મુકાયો. એ પછી ગુર્જર સાહિત્યમાં રસની રેલ રેલી. નંદશંકર તુળજાશંકરે કરણ ઘેલામાં કંઈ નવિન ભાષાપ્રાબલ્ય દાખવ્યું. એ પછી કવિના શબ્દે કહું તો "ગુજરાતના જગત્ સાક્ષરની જગત કાદંબરી પ્રગટી." એ સરસ્વતીચંદ્રના દિવ્ય ગ્રંથે ગુજરાતમાં નવા સંસ્કાર રેડયા. એ પછી મહા કવિ બાણુની શૈલીમાં દેલતરામ કૃપારામ પંડયાની કુસુમાવલીએ દેખાવ આપ્યો. એનાથી સુંદર ભાષાલાલિત્યમાં, રંગ રાસ રેલાવતી, કવિની ઉષા પ્રગટી ;

11

કવિએ ગુજરાતમાં ઉષા પ્રગટાવી. એ જ રંગમાં કવિએ ગુર્જર સાહિત્યમાં સાહિત્યમંથન જેવો ગ્રંથ આપ્યો. એ સર્વને આંટી જાય એવું છેલ્લું એમનું ગુજરાતણનું રસકાવ્ય.

કવિએ આજે ગુર્જર ગદ્યસાહિત્યમાં અવનવી દિશા બતાવી છે. કવિની ગદ્ય શૈલી ગુજરાતમાં અનેરી છે. એવું એમનું ઓજસ છવાયું છે ગુજરાતની ઉગતી પ્રજા ઉપર.

( ૯ )

કવિના જીવનમાં કવિની સાહિત્ય સેવા અમર છે. કવિના અનુવાદ, ગદ્ય લેખો, રસકાવ્યો અને શુધ્ધ કાવ્ય, એમના રંગમાં અજોડ છે. પરંતુ કવિ પોતે કબુલ કરે છે એવી રીતે ટીકાકાર કે વિવેચક નથી. કવિ વિવેચક કે ટીકાકાર નહિ જ થઇ શકે. એમનામાં બીજાઓ કરતાં "અહ"નાં તત્વો વિશેષ છે, આથી કવિ એકને તોડવા બીજાને વધુ વિશેષણો આપે છે. આ એમના જીવનમાં જીવતું કલંક. કવિએ જે બેચાર પ્રસ્તાવનામાં છબરડો કર્યો છે, એ એમના જ હૈયાંને દુઃખવશે. આવા વિચારોનો આરંભ કવિના જીવનમાં કેકારવની પુરવણીથી શરૂ થયો. ફુલપાંદડીએ એના પડઘા પાડયા, ને સાહિત્ય મન્થને ઝીલ્યા. વિવેચનોમાં ફરી ઝીલાયા.

નરસિંહરાવ, ખબરદાર કે રમણભાઇ, એમના પાટલા ગુજરાતી સાહિત્યમાં મોટા છે. સ્વર્ગના દેવો આવે તો ય ગુર્જર હૈયે એમનું સન્માન ઓછું ન થાય.

મારા એક મિત્રે મને મશ્કરીમાં કહેલું. મારા આખા નિબંધમાં આ એક ઉણપ, છતાં લખું છું. 'આજે અમદાવાદમાં નર્મદ અને સુરતમાં દલપત છે. કારણ નર્મદાશંકર જ કહી શકે.

આ તો દલપતરામ કે અમદાવાદી હજામ.

આ વાક્યો દલપતના હૈયે ન શોભે તો એમનાં આશામયી ચીરંજીવીને કેમ ?"

( ૧૦ )

અસહકારના યુગમાં કવિએ ગુજરાતનો તપસ્વી એ રસકાવ્યે ઉજવી ગાંધીજીની પચાશમી જયંતી. એના ઉત્તરમાં કવિ મોટાલાલનું પ્રભાતનો તપસ્વી નામનું કાવ્ય પ્રગટ થયું. રંગ જામ્યો. કુકુટદિક્ષાએ દેખાવ આપ્યો. આ પછી અપદ્યગદ્યની રસચર્ચા સાહિત્યના અંકોને શોભાવી રહી.

કવિ મોટાલાલે ગુજરાતને હૈયે નવો રંગ રેડયો. ગુજરાતને "કાવ્ય"નાં નગ્ન સત્ય સમજાવ્યાં ને સુંદર રીતે કવિતાની શબ્દે શબ્દે મહત્તા ગઇ. આનો કે. હ. શેઠે લુલો પાંગળો જવાબ વાળ્યો.

એક સૂર્ય તો એક તારલીયો એવું જ આ થયું. અજબ તો એ કે આથી કવિને હૈયે નવું જોમ આવ્યું. રાજર્ષિ ભરત અને પ્રેમકુંજ જેવાં બે નાટકો આપ્યાં. અમે કવિ મોટાલાલના વિચારે મળીએ, જો કવિ ગુજરાતને શુધ્ધ પદ્ય આપે તો ગુજરાતની અવશ્ય દશા બદલાય અને નવા અવનવિન રંગે રંગાય. એથી અવશ્ય ગુર્જર પદ્યસાહિત્યની નવી દિશા ઉઘડે પરંતુ એ બાણો કવિને હૈયે ન વાગ્યાં. અને કવિના રસકાવ્યો એમને હૈયે ઝરતાં રહ્યાં.

( ૧૧ )

આપણે કવિનું સાહિત્ય જોવાનું છે અને તે પણ ઉત્તમ. આપણે એમના જીવનપ્રસંગો કે એમનાથી થયેલી નજીવી ભૂલો તેમાં લેવી ન જોઇએ.

કવિએ સાહિત્યક્ષેત્રમાં શું શું કર્યું? અને તે પણ ઉત્તમ, એ આશયે આજનો નિબંધ લખ્યો છે. કવિના સાહિત્યની સમાલોચના ઘણાએ કરી, પરંતુ કોઈએ પણ કવિના જોઈએ એવાં ગીત ન ગાયાં. ગુજરાત બેકદર છે. કવિની થવી જોઈએ એવી કદર થઈ નથી. કવિને આપણે ફરી એક વાર તપાસીએ. કવિને કવિના ઇતિહાસે ગુર્જર સાહિત્યના વૃધ્ધ કવિવર દલપતરામે લખ્યો કાવ્યસવિલાસ, તો એમના આશાભર્યા ચિરંજીવીએ એજ કુસુમવનમાં ઉજાળ્યો વસંતોત્સવ.

કવિનું શબ્દશોધન કેવું?

નર્મદાશંકરની ગરવી ગુજરાત, ખબરદારની ગુણવંતી ગુજરાત. તો કવિની ગુણીયલ ગુર્જર. એ મીઠડાં શબ્દોની ગુંજ ગુજરાતી છઠ્ઠી સાહિત્યપરિષદના મહેમાનોને હૈયે આજ પણ ગુંજી રહી છે. કવિએ ગુજરાતને હૈયે સ્વર્ગ ઉતાર્યું. કવિએ સ્વર્ગનાં પુસ્તકો લખ્યાં નથી, પરંતુ જગતહૈયે સ્વર્ગના તત્વો સમજાવ્યાં છે.

કવિએ ગુજરાતણને દેવસંસ્કાર આપ્યા ને પુરુષાર્થના ઉન્નત શિખરે અજવાળ્યા.

ગુજરાતને દિવ્ય બ્રહ્મચર્યનો પાઠ કોણે પઢાવ્યો?

ગુજરાતને ભુતકાળનાં કાળજૂના સ્વપ્નો જીવતાં કરી કોણે દેખાડયાં?

ગુજરાતને હૈયે લોકગીતોનો ચાહ કોણે લગાડયો?

કલ્પનાનાં દિવ્ય ગિરિ અને ગહ્વરોમા યોગી સંત મહતો સાથે ઘૂમતો કોઈ દિવ્ય યોગી જગતના આરે સ્વમાં નિહાળતો.

જગત ઉંચે ચડે છે કે નીચે પડે છે.

આજે તો જગતને નવજીવનનાં નવ સત્વ સમજાવતો, ગુજરાને દેવવાડીના ઉલ્લાસો યોજતો, યોગીરાજ ગુજરાતને આંગણે કવિવર ન્હાનાલાલ છે.

( ૧૨ )

કવિના આટલાં આટલાં ગીત શા માટે? કવિમાં એક ખૂબી છે. કવિનું ચિત્રલેખન એટલું સુંદર છે કે જો એ ઉર્દુ ભાષામાં લખતા હોત તો આજે કહેવાતે "મુશવ્વીરે ફિતરત."

કારણ કવિની વિચારસૃષ્ટિ જીવતી છે. શબ્દેશબ્દે ભાવો અને વાકયેવાકયે ચિત્રો છે.

કવિનાં ચિત્રો એ દેવચિત્રો. જયંત, જયા, ગુજરાતણ કે ઉષા એ ચિત્રો ચિત્રકારથી દોરાય એવાં નથી.

એ કાળજૂના ભાવોમાં દેવરંગ પૂરી પ્રજા આગળ એની પૂજા કરાવે. એ દિવ્ય મૂર્તિઓનો ઉત્પાદક એટલે કવિ writer of hours નહી, પરંતુ writers of all times છે. ગુજરાતને હૈયે અમર છે, અમર રહેશે. કારણ?

જેણે ઉજવ્યાં છે આત્મજીવનનાં ઉત્સવો,
જેણે ગાયાં છે આત્મજીવનનાં ગીતો,
જેણે સ્થાપ્યું છે ગુજરાતને હૈયે અમર સ્નેહજીવનનું આત્મમંદિર,
આવા ગુજરાતના દિવ્ય કવિવર તે કવિ ન્હાનાલાલ. કવિ મોટાલલ જેને સંબોધે.

ઉંચા આકાશ ઉંચી વાદળી કવિ કોકિલ હો!
કંઇ ઉંચા તારા રણવાસ.
મીઠડું ટહુકજો કવિ કોકિલ હો.

આપણે પણ કવિ મોટાલાલ સાથે કવિના યશ ગાતાં વિરમીશું.



લેખક: રા. રા કનૈયાલાલ હ દેસાઇ.

---

-કોઇ પણ માણસ પહેલી વખત ફીલ્મ સ્ટુડીઓ જોવા જાય તો તે જોઇને તેને નિરાશા ઉપજે છે. કારણ કે નિરાંતે સીનેમામાં સોફા ઉપર બેસી, ચીનાઇ સીંગ ખાતાં ખાતા, ફીલ્મમા દરેક જુદો નવો દેખાવ, ને બાદશાહી ઠાઠમાં ગોઠવેલા રાચરચીલાંવાળાં મકાનો જોઇને ઘણા માણસો ધારે છે કે, ફીલ્મ સ્ટુડીઓ પણ તેવી જ રચેલી જગ્યા છે કે જ્યાં કેટલા યે નસીબવાન નટો ને નટીઓ દરરોજ થોડો સમય દેખાવ આપે છે. અને પોતાની આગળ પાછળ રીતસર ગોઠવેલા મકાનોમાં અભિનય કરે છે. આથી કરીને પહેલવહેલા ફીલ્મ સ્ટુડીઓમાં જોવા જનારને ખ્યાલ આવશે કે જબરદસ્ત ફીલ્મ સ્ટુડીઓમાં તે જે જુએ છે અને તે જે શોધે છે તેમાં ફેર છે.

ફીલ્મ સ્ટુડીઓ ઘણું કરીને એક ઠંડી જગ્યા છે. તેની સરહદ ઘણી જ મોટી છે; છાપરું ઘણું જ ઉંચું છે. જ્યારે આગળ પાછળ જોતાં પુરા અને અડધા બાંધેલા દેખાવો, તેજસ્વી 'આર્કલેમ્પ્સ' અને ચકચકતા કેમેરાઓ, આ ઉપરાંત નકામા દેખાવોનો ઢગલો, અભિનય કરનારાઓ વાસ્તે હારબંધ પહેરવેશ



બરફથી છવાયલા દ્રશ્યનું નાનું મૉડલ. આ ઉપરથી છેવટ દ્રશ્ય અનુકરણ કરી તૈયાર કરવામાં આવે છે.

હોલીવુડમાં ફોકસ કંપનીના સ્ટુડીઓ બહાર સીનેમા પાત્રોની મોટરોની ઠઠ જામી રહી છે. લોસેન્જીલીસમાં દર ૫ ક્ષ્ક માણસમાં એક મોટરવાળો હોય છે.





સુવિખ્યાત સ્પેનીશ સીરીયલ સ્ટાર, એન્ટોનીઓ મોરેનો વીટાગ્રાફ કંપનીના પ્રેસીડન્ટ સાથે વાતચીત કરી રહયો છે



લૉસેન્જીલીસમાં આવેલી હોલીવુડની સ્ટુડીઓનો સમુહ. દુરના પર્વતો કેટલી ય અમેરીકન ફીલમોમાં જોવામાં આવતી કુદરતી સીનરી પુરી પાડે છે.

પહેરવાના ઓરડા, અને કાંઇક ઠંડી લાગતી હવાને બદલે કાંઇ વિચિત્ર લાગતી હવા જોવા જનારની નજરે પડે છે. દુનીઆમાં મોટામા મોટી ફીલ્મ સ્ટુડીઓ અમેરીકામાં કેલીફોર્નીઆમા છે. જ્યાં કેટલીક વખત તો આખાં શહેરો મોટાં ચિત્રપટો બહાર પાડવામાં રોકાયલા રહે છે. અને જ્યાં આઠથી દશ સંપૂર્ણ ચિત્રપટો ફકત એક જ અઠવાડીઆમા તૈયાર થઇ શકે.



ઉષ્ણ પ્રદેશના એક ગામડામાં ચાલતા વાવંટોળના તોફાનનું ઉપલું દ્રશ્ય છે. કેલીફોર્નીઆમાં તે તૈયાર કરવામા આવ્યું હતું, અને વાવંટોળ ચલાવવા માટે મોટરથી ચાલતા પંખાઓ—પાંખ વિનાના હવાઇ જહાજોના છે. કેમેરામેન લાકડાના મેજ પર ઉભેલો જણાય છે.

હવે બહુ દૂરની વાત ન કરતાં લંડન શહેરથી થોડાક માઇલ દૂર આવેલી એક ફીલ્મ સ્ટુડીઓ વિષે લખું, જે અમેરીકામાં કેલીફોર્નીઆમાં આવેલ કોઇ સ્ટુડીઓ જેટલી જ વિસ્તારમા છે. "કેટફોર્ડ" આગળ મોટી સ્ટુડીઓમાં નીચેના ભાગની જમીન ૩૬૦૦ સ્કવેર ફીટ છે. તેમાં ૬૦૦૦થી વધારે માણસો ગામના દેખાવો અથવા જોવા લાયક કે શહેરના મોટા દેખાવો ઉતરવા દ્રશ્યમાં આવે છે.

આજ સ્ટુડીઓ ૭૫ ફીટ લાંબી અને સર્વત્ર કાચથી બાંધેલી છે. આવી રીતે દિવસનું તેજ મળતું હોવાથી તેને કાબુમાં રાખવા માટે, ગોઠવેલા દેખાવો ઉપર અથવા તો બાજુમા પડદા રાખવામા આવે છે, જેથી કરીને વત્તીઓછી રોશની તુરતમાં મેળવી શકાય. વળી જ્યારે દિવસનુ તેજ મળતું ન



મોટા ટાવરો પરથી લાઇટ નાખી સ્ટુડીયોમાં 'વીજળી'ના દેખાવો લેવામાં આવે છે.

હોય ત્યારે ફક્ત પ્રોડ્યુસરને જોઇતા તેજ પ્રમાણે ઇલેક્ટ્રીક લાઇટને સ્વીચ કરીને દેખાવો લેવા ચાલુ રાખે છે.

અને ઈંગ્લંડમા ઘણો ખરો કામનો ભાગ ખોટા તેજથી કરવામા આવે છે! આથી કરીને ઇલેક્ટ્રીકના કામમાં કામ કરતા માણસો નટનટીઓ જેટલાં જ અગત્યમાં છે. આ સ્ટુડીઓ પર 'આર્ટ લાઇટ્સ' વપરાય છે ઓમાં બીજાં 'એંજીનો' પહેરવેશ પહેરવાના ઓરડામાં ઓફીસોમાં, 'ડાર્કરૂમ' માં અને બીજા ખાતામાં કે જ્યાં ચિત્રપટ પુરું થાય છે ત્યાં બધે તેજ આપે છે. "કેટફોર્ડ" માં તો વળી એક ખુલ્લા મેદાનમાં સ્ટુડીઓ ઉભો કર્યો છે. અને અહિં ઉન્હાળામાં દેખાવો બાંધી ચિત્રપટ ઉતારાય છે. હિંદી કંપનીઓમાં પણ ખુલ્લા મેદાનમાં દેખાવો લેવામાં આવે છે.



ડાયરેક્ટર અને કેમેરામેન નટોને સલાહ આપી રહ્યા છે.

જેનું તેજ ૬૦૦ કેંડલપાવર જેટલું હોય છે. આવી બાવન આર્કલાઇટ્સ કુલ ૩૧૨૦૦૦ કેન્ડલપાવર જેટલું તેજ થાય છે. વળી પાછળથી લાઇટ નાખવાને 'સ્પોટ લાઇટ્સ' રાખવામાં આવે છે, અને તેને માટે કેન્ડલપાવર ૭૫૦૦૦ છે. આ પ્રમાણે ઇલેક્ટ્રીક લાઇટની સહાયતાથી કોઇ પણ વખતે કોઇ પણ જાતની દેવામા ચિત્રપટ ઉતારી શકાય છે! આ સ્ટુડ પરંતુ તેની રચના ચિત્રપટમાં ચોખ્ખી જણાઇ આવે છે. મોટા મહેલો કે મકાનોના ચિત્રેલા પડદા સડસડાટ ઉડતા દેખાય છે. જ્યારે વિદેશી કંપનીમાં આવી જગ્યાએ પડદા નું વાપરતાં લાકડું વાપરી સુંદર રીતે ગોઠવી, સંપૂર્ણ દેખાવો રચી ચિત્રપટ ઉતારાય છે.

અંદરના તથા બહારના દેખાવો તૈયાર કરવાને સ્ટુડીઓમાં ખાસ કડીઆ, સુથારો

વિગેરે હોય છે. અને આ દેખાવો ગોઠવનારા જોડે કામ કરતા ચિતારાઓ આ દેખાવ માટે જવાબદાર હોય છે. અને પોતે દરેક ચિત્ર પટ ઉતારતાં પહેલાં પહેરવેશ જોઇ તે પ્રમાણે ચિતરેલા પડદા ગોઠવે છે. હિંદમાં ઉપર્યુક્ત જોઇએ તો કશું નથી એક જ પડદા સર્વે ચિત્રપટોમાં વપરાય છે, પછી તે રામના જમાનાનું હોય, કે અકબરના જમાનાનું હોય, અથવા તો વીસમી સદીનું હોય. વળી એક જ જાતનો પડદો એક જ ચિત્રપટમાં બે દેખાવોમાં બતાવાય છે! આવા ચિત્રેલા પડદથી અત્યાર સુધી તો ઘણીખરી મુંબઇની કંપનીઓમાં ચાલતું, કારણ કે બાગ કે ઝુંપડીનો દેખાવ બતાવવો હોય અને સ્ટુડીઓ શહેરમાં હોવાથી તેની જગ્યા ઘણી જ થોડી હોવાથી તેટલામાં આવું ક્યાં કરી શકે? પણ લોકો પણ આંધળા ન હોય કે એ જુવે નહિ અને કેમેરાનો લેન્સ પણ આંધળો ન હોય કે તે ખરું બતાવ્યા વગર રહે નહિં.



સ્પોટ લાઇટોથી પાત્રોની પીઠ અને માથા ઉપર પ્રકાશ આપવામાં આવે છે. દ્રશ્યની બેક ગ્રાઉન્ડ પ્રકાશ વિનાની થતાં પાત્ર ઠીક ઠીક દીપી નીકળે છે.

વળી વધારામાં માલ રાખવાની ઓરડીઓ હોય છે, કે જ્યાં જુદી જાતનું ફરનીચર અને બીજી ઉપયોગી વસ્તુઓ રાખવામાં આવે છે, ઓરડીઓનો કબજો એક ઉસ્તાદ માણસને સોંપવામાં આવે છે અને તે કોઇ પણ વખતે કોઇ પણ વસ્તુની જરૂર પડે તો તે મેળવવામાં પ્રવીણ હોય તેવાને જ રાખે છે. વધારે શોધખોળ કરવી પડે નહિ તથા સમય બગડે નહિ તેથી સ્ટુડીઓમાં દરેક ફર્નીચરનો કેટલોગ લેવામાં આવે છે અને પછી અનુક્રમણિકા પ્રમાણે ગોઠવીને તેની ઉપર નંબર માંડવાથી પ્રોડયુસરને જોઇતી ચીજ તુરત મળી શકે, અને ચિત્રપટ જલદી ઉતારાય. એક મોટી અમેરીકન સ્ટુડીઓમાં બાવન ચિત્રપટો ઉતરવા



ઘણીયે વાર ગ્રીષ્મ ઋતુમાં બરફના બાહ્ય દ્રશ્યો લેવાં પડે છે. આવે વખતે ધુળના મોટા ઢગલાઓ પર ટનના ટન મીઠું નાખવામાં આવે છે. આ શ્વેત કૃત્રિમ ટેકરી પરની વનસ્પતિ પણ યોજકે ગોઠવેલી છે. આ દ્રશ્ય કેટલું સ્વાભાવિક થઇ પડે છે!



સુર્ય પ્રકાશમાં, રસ્તાની બાજુના એક બગીચામાં કૃત્રિમ બણાવી રંગભૂમિ પર સર્જન જણાય છે. ખુરશીમા બેઠેલો યોજક છે અને કેમેરામેન કેમેરા પાછળ નીચો વળી આખું દ્રશ્ય તપાસી રહ્યો છે.

૧,૫,૦૦૦૦૦ ફીટ ટીંબર લાકડું ૧૨૦૦૦૦૦૦ ખીલા, ૧૦૦૦૦૦ સ્ક્રુ, ૫૦૦૦ તાળાંનાં, પનરાં ૭૫૦૦૦ ફીટ લાલ પેપર ૧૫૦૦ ગેલન રંગ અને ૧૦૦૦૦૦ જુદા જુદા ફરનીચર વાપરવામા આવેલાં. આટલું જબરદસ્ત કામ કોઇ પણ દુનીયાની બીજી ફીલ્મ કંપનીમાં થતું નથી, અને સોથી ઓછામાં ઓછું, નીચામાં નીચું કામ આપણી કંપનીઓમાં થાય છે. આટલું કામ બતાવે પણ આપણા હિંદી માણસો ખુબ અભિમાન રાખે છે. અને કેટલું યે કામ કરી નાખ્યું ન હોય તેમ મોટા નામોનું અનુમોદન કરી ફરે છે. આ જ માસિકમાં થોડા વખત પહેલાં ફીલ્મસ્ટુડીઓનો ફોટોગ્રાફ અપાયો હતો. તે જોઇને કોઇ પણ અજાણ્યા માણસને આપણી ફીલ્મ સ્ટુડીઓનું ભાન થાય. આવી જ કંપની એક વખતે જોવા જવા હું ભાગ્યવાન થયેલો, પરંતુ સ્ટુડીઓના પહેલા જ ભાગનો દેખાવ જોતાં હું સ્તબ્ધ થયો. અને તે દેખાવ અહિં લખવો પણ અશક્ય છે. આવા માણસો, પવિત્ર મન રાખી, પવિત્ર ચિત્રપટો ઉતારી કેમ શકે, તે જ એક પ્રશ્ન મોટો મનમાં ઉદ્‌ભવ્યો. આવા સ્ટુડીઓ વિષે ઘણા લેખકોએ લખ્યું છે. પરંતુ અંદર થતાં બેશરમ દરશો લખે તો જરા દુનીયાને, તેઓનાં ચિત્રપટો જોનારને માલુમ પડે. પરંતુ હવે તે વિષે નહિં લખતા સ્ટુડીઓના અગત્યના સ્ટાફ વિષે લખું. સ્ટુડીઓના સ્ટાફમાં અગત્યનો મેમ્બર ગણીએ તો 'ડાયરેકટર' છે. તેની ફરજ નાના ભાગમાં કામ કરનારા નટોને, કે મોટાં ટોળાં બતાવવામાં નટો ઉતારવાની છે. જ્યારે કોઇ મોટી શરતનો દેખાવ બતાવવો હોય, ત્યારે ૭૦૦ થી ૮૦૦ માણસને એક દિવસ માટે રોકવા પડે છે !

વળી વધારામાં ખાસ મુખ્ય વ્યક્તિને જુદા ચિત્રપટમાં રોકવામાં ડાયરેકટરને ખાસ બુધ્ધિ વાપરવી પડે છે, કે જેથી ચિત્રપટમાં યોગ્ય હાવભાવ આવી શકે. પરંતુ ફરીથી હું આપણા ચિત્રપટો વિષે નોંધ કરૂં. આપણાં ચિત્રપટોમાં ઉતરતાં નટનટીઓ આઠ આઠ વર્ષ સુધી એક જ કંપનીમાં રહી કામ કરે છે અને તેઓનો મોટો જથ્થો પણ હોતો નથી. આથી દરેક ચિત્રપટમાં તે જ વ્યક્તિઓ મ લમ પડે છે. આથી આ લોકે ની કળા શામાં ગણી શકાય ? પૈસા કમાવામાં. કારણ કે તેના તે જ માણસો જુદા જુદા પોષાકમાં જુદા જુદા ભાગ ભજવી જાયે, તે કળા ગણીએ તો ચાલે. પરંતુ વિદેશી કંપનીઓમાં તદન જુદું જ છે. તેના તે જ નટ તે જ કંપનીમા તેવા જ પ્લોટમાં કદી માલમ પડતા નથી. અમેરીકામાં દરેક નટની નોંધ હોય છે. આથી પ્રોડયુસરને તે નોંધની મદદ મળે છે, અને કોઇ પણ નટને પોતાની સુગમતાએ રોકી શકે છે. 'લોન ચેની' જેવા બાહોશ માણસે કેટલી યે જુદી 'કેરેકટર્સ' બદલી કામ કર્યું છે. લોકો તેને ઓળખવામાં કેટલી યે ભુલો કરે છે. જ્યારે આપણે ત્યાં એક મજબુત માણસ એટલે તેને નાયકનો ભાગ અને એક સારા ચ્હેરાની નટીને નાયિકાની ભાગ ભજવવાનો હોય અને તે

આપણે પહેલેથી ધારી લઇએ. આ પ્રમાણે બતાવે તેને આપણે ચિત્રપટ-કળા કેવી રીતે કહી શકીએ ?

સ્ટુડીઓમાં ડાયરેકટરથી બીજો મુખ્ય માણસ તે 'લોકેશન મેનેજર' (બહારના દેખાવોની તજવીજ રાખનાર) હોય છે. તેને પોતાનો વખત બહારના દેખાવો યોગ્ય રીતે શોધવામાં ને ગોઠવવામાં ગાળવાનો હોય છે. તેની ઓફીસમાં સુંદર રીતે પાડેલા હજારો ફોટો હોય છે. ફીલ્મ સ્ટુડીઓ બહારની ખુલ્લી જમીન પર બાંધવામાંઆવે છે. વળી તે શહેરથી દૂર હોવાથી ત્યાં કાંઇ બીજી વીશી, હોટેલો ન હોવાથી આખી સ્ટુડીઓનાં માણસો માટે એક રસોડું હોય અને તે પણ સ્ટુડીઓનો એક ભાગ ગણી શકાય કેટફેર્ડની સ્ટુડીઓમાં રસોડાના સ્ટાફમાં રસોઇયા, સર્વ સામગ્રી તૈયાર કરનાર સ્ત્રીઓ અને પીરસનારા રાખવામાં આવે છે. વળી ખાસ જગાવાની જગ્યા પણ બાંધેલી હોવાથી તે સગવડ રહે છે. આ રસોડાની બાજુમાં અને ખાસ મજા પડે તેવું જોઇએ-તો એક ન્હાનું સીનેમાનું સ્થાન હોય છે. ત્યાં આગળ ચોવીસ કલાક પહેલાં થયેલા કામની ફીલ્મ બતાવાય છે. આપણી દેશી કંપનીઓમાં આવું નહિં હોવાથી કામ કરતા જ માણસોને પબ્લીક સીનેમામાં જોવા જવું પડે છે. આમ નટ-નટીઓ જતાં હોવાથી. જોનાર આવનાર માણસોને ખબર પડે તો ઘણુંજ નુકશાન થાય છે, અને મુંબાઇમાં થયું પણ હતું. આવી રીતે જ નહિ, પણ બીજી ઘણીજ રીતે પોતાનો સીનેમા કામનો છે. એકટરોથી થતી ભૂલો ડાયરેકટર ત્યાં જ કાન પકડી બતાવી શકે. આ જ સીનેમાના ઓડીયન્સમાં ડાયરેકટર કે પ્રોડયુસર અથવા એક બે ફિરતાદો



'લાઇટીંગ સીસ્ટમ' એ અમેરીકન ફોટોગ્રાફીનો ભેદ છે છત પર ટાંગેલા ઓવરહેડ લેમ્પો અને ચિત્રની ડાબી બાજુએ અતિ પ્રભાવશાળી ચાર આર્ક લેમ્પો પાત્રોની પીઠ પ્રકાશિત કરે છે. કેમેરાની બંને બાજુએ ઉંચી ફ્રેમોમાં ગોઠવેલા મરકયુરી વેપર લેમ્પો આર્ક લેમ્પના તીવ્ર પ્રકાશને મારે છે.

કે જે ભૂલો તુરત બતાવી શકે અને ચિત્રપટમાં કામ કરતા મુખ્ય માણસોની જ હોય !

જો ભૂલ સુધારવાની જરૂરત હોય તો ભૂલ થયેલો ચિત્રપટનો ભાગ જ્યારે સીનરી તથા પહેરવેશ તૈયાર હોય ત્યારે પાછો ઉતારવામાં આવે છે. ઇંગ્લાંડની સ્ટુડીઓમાં અત્યાર સુધીમાં કેમેરામાં ઉતરી ગયેલ 'નેગેટીવ' ફીલ્મ ૭૫૦૦૦૦ ફીટ બહાર પડી છે કે જેની ૨૦,૦૦૦૦૦૦ ફીટ સરેરાશ નેગેટીવ ફીલ્મ ઉપરથી કોપી ઉતારી બહાર પાડવામાં આવી છે. આટલી મોટી લંબાઇ હોવા છતાં ઇંચે ઇંચ ફીલ્મ 'ડેવલપ' કરી કોપી ઉતારી મુકવી હશે. પછી બરોબર તપાસી ટાઇટલ્સ લગાડી માસિકના તંત્રીની માફક પ્રોડયુસરના હાથમાંથી છેવટે પસાર થઇ, પબ્લીકમાં જાય છે. વળી આ ચિત્રપટ બહાર પાડતા પહેલાં સંપૂર્ણ રીતે બે વખત તપાસવામાં આવે છે. પરંતુ આ આપણા હિંદી ચિત્રપટોમાં જોવામાં આવતું નથી જેથી કેટલી યે ખામીઓ જોનારની નજરે પડે છે. પરંતુ ને આપણા પ્રોડયુસરોને સુઝતું નથી.

આથી સૌથી મોટામાં મોટી અને અગત્યની વસ્તુ સ્ટુડીઓમાં ગણીએ તો પ્રોડયુસર છે. તેનું અને કૅમેરામેનનું કામ મોટું હોય છે. અને તે વિષે અહિં વધારે નહિં લખતાં કોઇ બીજી વખત લખવાની આશા રાખું છું. દિવસનું કામ શરૂ થયા પહેલાં પ્રોડયુસર હાજર થાય છે. અને દિવસ દરમ્યાન તેના જતાં પહેલાં કેટલી યે ફીલ્મો ઉતરી જાય છે. અને હિંદમાં પણ આમ સારી રીતે ઉતરી શકે અને ઉતરે છે, પરન્તુ આપણી સ્ટુડીઓમાં યોગ્ય ફેરફાર કરી આપણા કારીગરો અદેખાઇ કે અભિમાન રાખ્યા વગર, અથવા તો કલાપારખો (!) ની ખોટી ટીકાની દરકાર ન કરતાં સીધા કામ કર્યે જાય તો તેઓની એક 'ફીલ્મ' વેમ્બ્લી પ્રદર્શનમાં ચાલી તેને બદલે અનેક ફીલ્મો સર્વત્ર દુનિયામાં દેખાવ આપે અને હિંદની આબરૂ રાખે.

( સંપૂર્ણ )






# અને તેમાં રહેલું સાહિત્ય

લેખક રા રા વરતેજવાળા "મનહર"

### ખોટી માન્યતા

સામાન્ય રીતે વિદ્વાન અને સાક્ષરવર્ગમાં એમ જ મનાય છે કે રંગભૂમિ પરનાં દૃશ્ય નાટકોમાં સાહિત્ય જેવું કશું હોતું જ નથી. એવો એક ઉલ્લેખ પણ ગયા જાનેવારીના સાહિત્ય માસિકમા ઇ સ. ૧૯૨૫ની સાલમાં બહાર પડેલ સાહિત્યના અવલોકનમાં આવ્યો છે.

પરંતુ દૃશ્યનાટકોમા સાહિત્ય કેમ અને કેવી રીતનું હોય છે, તથા સામાન્ય દૃષ્ટિએ શા માટે તે તરી આવતું નથી, તેની થોડી ઘણી માહિતીઓ તથા દૃષ્યનાટકોનાં સાહિત્યકારો સંબંધેની થોડી પિછાન, અને દૃશ્ય નાટકોમાં આવતું સાહિત્ય અટકાવતાં વિઘ્નરૂપ કારણો વિગેરે માટે કરેલો પ્રયત્ન આ સાહિત્ય પરિષદ પ્રસંગે ઉપયોગી થઇ પડશે. જો કે તે સાહિત્યપરિષદમાં વંચાય કે ન વંચાય છતાં "નવચેતન" દ્વારા પ્રગટ થએલો પણ લેખકના પ્રયત્નનું કંઇક સાર્થક કરનારો થશે તોપણ ઘણું જ.

### શ્રાવ્ય અને દૃશ્યનાટક

એ તો સૌ કોઇ રહેજે સમજી શકે છે કે શ્રાવ્ય અને દૃષ્યનાટકો લખવામાં ફેર હોવો એ આવશ્યક છે, તેમ જ જો આપણે શાંતિથી વિચાર કરીએ તો પણ માન્ય રાખવું પડશે કે શ્રવ્યનાટકો લખવા કરતાં દૃશ્યનાટકો લખવામાં ઘણું બળ વાપરવું જોઇએ છે.

### શ્રાવ્યનાટકમાં સાહિત્ય

સામાન્ય રીતે સર્વ કોઇને શ્રાવ્યનાટકો વાંચતાં તાત્કાળિક તે માંહેનાં સાહિત્યનો સ્પષ્ટ અનુભવ થાય છે. કારણ કે શ્રાવ્યનાટકમાંની કલ્પેલી પાત્રપ્રકૃતિની છાયા અને તેને અંગે તેના વિચારો, ભાવનાઓ, આદિનું લેખન વાંચનાર વ્યક્તિના મન પર સંપૂર્ણપણે બેસતું જાય છે. સરવાળે દૃષ્યનાટકો કરતાં શ્રાવ્ય નાટકોમાંનું સાહિત્ય વધુ સ્પષ્ટ દેખાઇ આવે એ ઘણું સ્વાભાવિક છે. અને તેથી જ શ્રાવ્યનાટકો સાહિત્યવાળાં કહેવાય છે અને મનાય છે. પરંતુ જો એ જ ઊંચ સાહિત્યવાળાં શ્રાવ્યનાટકોને તે જ સ્વરૂપમાં રંગભૂમિ પર દૃષ્યનાટકો રૂપે ભજવવામાં આવે તો જે સાહિત્ય વાંચનારે તેમાં વાંચતાં વાંચતાં કલ્પેલું અથવા આસ્વાદેલું હોય છે તેમાંનું તેને કશું દૃશ્યરૂપે દેખાશે નહિ. ઉલ્ટું તેના વિચારોમાં એક જાતનું પરિવર્તન થવા માંડશે અને વાંચતાં જે પ્રિય સાહિત્ય જણાતું હતું તે જ તેને

એક નિરસ અને કંટાળો આપનાર વસ્તુ થઇ પડશે.

### આનું કારણ શું ?

આમ થવાનું કારણ જો આપણે વિચારીએ તો જણાઇ આવશે કે વાંચીને અવલંબવું અને જોઇને અથવા સાંભળીને અવલંબવું એમાં આપણી વૃત્તિઓનો ફેર થઇ જાય છે. તેમાં પણ જોઇને અવલંબવું, એના પ્રકારો જુદા જ જોઇ શકાય છે.

### સાંભળતાં અવલંબન.

જેમ પુસ્તકરૂપે વાંચતાં આપણે એક પ્રકારનું અવલંબન કરીએ છીએ તેમ સાંભળતાં વળી બીજા પ્રકારનું જ આપણાથી અવલંબન થાય છે. જેમ કે એક ભાટચારણ સારી વાર્તા કહેતો હોય, આપણે તે સાંભળતાં સાંભળતાં સાહિત્યની દૃષ્ટિએ વિચારતા જતા હોઇએ અને તેમાથી આપણે જે સાહિત્ય તારવી શકીએ તે સાંભળીને અવલંબેલું કહી શકાય. આ અવલંબન કરવામાં આપણી જુદી જ વૃત્તિઓ કાર્ય કરતી હોય છે. એ પણ વિચારતાં સમજી શકાય તેવું છે હવે અવલંબન થવાનો બીજો પ્રકાર તપાસીયે તો જણાય છે કે સાંભળતાં અવલંબન કરવાની વૃત્તિઓથી તેમાં વળી જુદો જ પ્રકાર ચાલે છે. તેને આપણે જોતાં અવલંબન કહી શકીશું.

### જોતાં અવલંબન

જોતાં અવલંબનનાં પ્રકારનાં દ્રષ્ટાન્તરૂપે આપણે વિચારીયે કે આપણે કોઇ સુંદર સીનેમા થીએટરમાં સાહિત્યની દ્રષ્ટિએ ઉતારેલી ફીલમ જોતા બેઠેલા હોઇએ. ફીલ્મના અવનવા પ્રસંગો, વાકયો, વસ્તુસંકલનાની કળા, અભિનય, પાત્રોની પરિચયતા, સીન સીનેરીની સાનુકુળ ચુંટણી આદિ સુંદર કળાઓ તે ફીલ્મ દ્વારા આપણી દ્રષ્ટિ સમિપ ચાલ્યા જતાં હોય. તે સર્વમાં મુખ્ય વાત, અને તેનો આશય આપણી દ્રષ્ટિશકિત અને અવલંબનશકિતઓ સાથે પસાર થઇ તેમાંથી તરી આવતું સાહિત્ય આપણી તર્કશકિતઓ ગ્રહણ કરતી જાય છે. આ બધામાં વિચારી જોતાં જણાય છે કે જરૂર આમાં આપણી વૃત્તિઓનો કંઇ જુદો જ ફેરફાર થાય છે જેથી આપણે જોઇ શકીએ છીએ કે વાંચીને સાહિત્ય અવલંબવું, તેમ સાંભળીને અવલંબવું, અને દૃશ્યરૂપે જોઇને સાહિત્ય અવલંબવું એમાં આપણી વૃત્તિઓનો ઘણો ફેર પડી જાય છે. જો કે મૂળ ત્રણે વસ્તુ સાહિત્યના અંગરૂપે જ યોજાએલી હોય છે.

### હવે રહ્યાં દૃશ્ય નાટકો

આપણે ઉપર જોઇ ગયા કે વાંચવું, સાંભળવું અને જોવું એમાં આપણી વૃત્તિઓમાં ફેરફાર થાય છે. અને એ થતા ફેરફારથી મૂળ આખી સાહિત્યમય વસ્તુને આપણે કંઇક ઓછાઓછા સાહિત્યરૂપે જોઇ શકીએ છીએ, પરંતુ તેનું ઘણું ઓછું હોય છે તે આપણે માન્ય રાખી તપાસીએ તો જણાશે કે દૃશ્યનાટકોમા સાહિત્ય જેવું કશું હોતું નથી, એ આપણી જ અવલોકનશકિતની એક પ્રકારની નિર્બળતા છે.

ઉપર કહેવાઇ ગયું તેમ શ્રાવ્યનાટક લખવું જેટલું રહેલું છે તેટલું જ દૃશ્ય નાટક લખવું વધારે અઘરૂં છે, કારણ કે દૃશ્યનાટકોમાં રંગભૂમિ પર દૃશ્ય કરવામાં જે જે પાત્રો કલ્પેલાં હોય છે તેમની પ્રકૃતિ, ગુણો, આચાર વિચાર, ભાવનાઓ કે ભાષાના પ્રયોગો નાટકના અંત સુધી એક સરખાં પ્રેક્ષકોની દૃષ્ટિ સમક્ષ દૃશ્યમાન રૂપે ટકાવી રાખવાં અને એક સરખી જ છાયા આપતાં બુધ્ધિપૂર્વક સંભાળી રાખવા જોઇએ છે. જો તેમાં જરા પણ ન્યુનતા આવી જાય તો તુરત પાત્ર નાટકના રસરંગનું કારણ બને છે અને લેખકની નિર્બળતા તરી આવે છે.

વળી આપણે સ્હેજે વિચારી શકીશું કે દૃશ્ય નાટક પણ સાહિત્યની દૃષ્ટિએ અમુક

ઉદેશિય જ હોવું જોઇએ. તેમા માનવજાતિની મનોઘટનાઓનું Theme પણ જોઇએ. અનેક રસોનું એક સંગીન મિશ્રણ, વસ્તુ સંકલનાનું ચાતુર્યભર્યું જ્ઞાન, પાત્રપ્રકૃતિ આલેખવાનું બુધ્ધિબળ, ઉપરાંત ભાષા બળ, કાવ્ય અને સંગીતબળ, તથા જે જે પ્રકારના વિષયનું નાટક હોય તે વિષયોની પરાયણતાનું બળ, વળી તે વિષયોને કલ્પેલાં પાત્રો દ્વારા પ્રેક્ષકોના મન પર અસરકારક રીતે મૂકવાનું એક વધુ બળ પણ દ્રશ્યનાટક લખનારમાં જોઇએ જ જોઇએ. આવા સામટાં બળોનુ એક બળ લઇ કોઇ સાહિત્યપ્રિય વ્યકિત દ્રશ્ય નાટક લખે અને તેની મહેનતના ફળરૂપ વસ્તુને નહિ જોઇ શકનાર વિદ્વાનો કે સાક્ષરો કહી નાખે કે દ્રશ્ય નાટકોમાં સાહિત્ય નથી એ કેટલો અન્યાય કરેલો કહેવાય ?

આ અન્યાય કેમ થાય છે ?

પરંતુ દ્રશ્ય નાટકોના લેખકો પ્રત્યે આવો અન્યાય કેમ થાય છે તેનો આપણે થોડો વિચાર કરીયે તો જણાશે કે શ્રાવ્ય નાટકો શાંતિથી વંચાય છે, વંચાતા વિચારાય છે, અને ગ્રહણ કરનારની શકિત પ્રમાણે તે અસર મૂકતું જાય છે: જો કે તેમાં દ્રશ્યનાટકોમાં વપરાતાં બળોમાનાં થોડાં જ વપરાએલા હોય છે. પરંતુ દ્રશ્યનાટકોનો રસ લેનાર પોતાના મિત્રો કે સંબંધીઓને લઇ પોતાના દેશ ભાંડુઓ સાથે એક જાહેર નાટકશાળામાં બેઠેલો હોય છે, જ્યાં શાંતિને અવકાશ હોતો જ નથી. વળી જેમ શ્રાવ્ય નાટક વાંચવા જતાં ઉંડી બુધ્ધિનો ઉપયોગ કરી શકાય છે તેમ દ્રશ્ય નાટક જોતાં,—જોઇને ઉપજતા ઉપરના વિચારોથી નિશ્ચયો બંધાતા જાય છે. વળી તે નિશ્ચયો પણ અનેક પ્રકૃતિના સહભાગી પ્રેક્ષકોની છાયાઓ લેતાં લેતાં બંધાય છે, છતાં જો કોઇ ચકોરબુધ્ધિ આ બધું સાંભળીને દ્રશ્યનાટક જોવા બેસે, તો પણ દ્રશ્ય નાટકના લેખકે જે જે પાત્રયોજના અને વસ્તુસંકલના સાહિત્યની દ્રષ્ટિએ કરેલી હોય છે, તે તાદ્રશ્ય સમક્ષ આવતાં લેખકની કલ્પના શકિતની મહત્તા અને પાત્રોના મોઢામાં મૂકેલી ભાષા, ભાવનાઓ અને વિચારો એ માત્ર આપણને પાત્રરૂપે દેખાતું હોવાથી સામાન્ય રીતે કાં તો પાત્ર સંસ્કારી જણાવા માંડે છે અથવા તો નાટક જોવાના રસમાં એક જાતની નવિનતાનો અનુભવ થાય છે. આ વાતના સમર્થન માટે એટલું જ કહેવું બસ થશે કે જો તે જ પ્રસંગો અને પાત્રોના વિચારો, ભાવનાઓ વિગેરેને છેક શાંતિને સમયે બુધ્ધિપૂર્વકના વિચારોથી સરખામણી કરતાં કરતાં જો એકાંતમાં બેસીને વંચાશે તો જણાઇ આવશે કે ખરેખર એમાં કળા અને સાહિત્ય બન્ને સમાએલાં છે. આ સંબંધે કોઇ સંસ્કારી દ્રશ્ય નાટકના લેખકના લેખ સાથે પ્રયોગ કરવાની કોઇ પણ રસિકને ભાર મૂકીને ભલામણ કરી શકાય.

વળી આવો અજાણતો અન્યાય થવાનું કારણ આપણી અવલંબનશકિતઓનું દ્રષ્ટિ ફેરને અગે થતું પરિવર્તન પણ હોય છે. જેમ આપણે આગળ તપાસી ગયા કે વાંચવું, સાંભળવું અને જોવું એ ત્રણેમાં જુદા જ પ્રકારની વૃત્તિઓનો ફેરફાર થાય છે દ્રશ્ય નાટકોમા જોવું અને સાંભળવું એમ બે પ્રકારો વૃત્તિઓ સાથે રોકાએલા હોય છે. તેમાં પણ ભિન્ન ભિન્ન પાત્રો, પોશાક, સ્થળોનાં દ્રશ્યો વિગેરે તરફ વાળી આપણી વૃત્તિઓને ખેંચી લઇ જવામાં આવેલી હોય છે. ઉપરાંત કુશળ નટો પોતાને સોંપાએલું કાર્ય જો ચતુરાઇથી કરે છે, તો કલ્પેલા પાત્રમાં પોતે તદ્રૂપ બની જઇ લેખકના લેખ, વિચારો, ભાવનાઓ આદિને પોતાના સંસ્કાર રૂપ બનાવી દે છે, જેથી પ્રેક્ષકના મન પર સામાન્ય રીતે લેખકની મહત્તાને બદલે પાત્રની મહત્તા વધુ તરી આવે છે. વાસ્તવિક રીતે તેની સઘળી મહત્તા લેખકને જ ઘટે છે. જેમ

જેમ આવી રીતે સાહિત્યાનરિક્ષણ શકિતઓમાં જુદી જુદી વૃત્તિઓ પરિવર્તન પામે છે, તેમ તેમ મૂળ શકિતઓની મહત્તા આપણા મનપરથી સામાન્યપણે ઓછી થઇ જાય છે, એ આપણી જ ઉણપ ગણાવી જોઇએ.

વળી જુઓ, એક મંડળીમા એક વ્યકિત સાહિત્યથી ઉભળતી વાતવાળું પુસ્તક વાંચે છે. વાંચનાર વાચતાં વાચતા સાહિત્યનો રસ લે તો પોતાની પ્રતિભા આખી મંડળીમાની બીજી વ્યતિઓને સંભળાવે છે. સાંભળનાર વ્યક્તિઓ તે વાત અને સાહિત્યના જુદે સ્વરૂપે રસ લે છે. પણ વાંચનાર તે વાતના સાહિત્યને મૂળ રૂપે જ અનુભવતો જાય છે. હવે વાંચનાર અને સાંભળનાર બન્નેમાં જો આપણને ચોખ્ખો ફરક જણાઇ આવતો હોય તો તે જ રીતે દૃશ્ય નાટકોમાંના પાત્રો અને પ્રેક્ષકોની નાટકોના સાહિત્ય સંબંધે સરખામણી કરી શકાય કે પુસ્તકમાં સાહિત્ય ભરપૂર છે. વાચનાર તે અનુભવે છે, જ્યારે પરિવર્તન રૂપે સાંભળનાર માત્ર તેને સત્કારે છે.

વળી આપણે એક બીજા મુદ્દાથી પણ સ્હેજે વિચારી શકીશું કે દૃશ્ય નાટકોનાં ટુંક સાર અને ગાયનની ચોપડી લઇ જો આપણે વાચવા બેસીએ તો તેમાં કોઇ પ્રકારનો સંગીતરસ આપણે મેળવી શકીશું નહિ. તેમજ ગાયનો રૂપે તેમાં જે કવિતાઓ યોજાએલી હોય છે તે ઘણું કરીને પહેલી નજરે તો તત્ત્વવિનાની દેખાતી જણાશે. પરંતુ નાટકમાનાં જે જે પ્રસંગો માટે તે યોજાએલી હોય છે અને જ્યારે તેના પ્રસંગ પર તે સંગીન સાથે આપણી સામે તેના મૂળ સ્વરૂપમાં ગવાવા માંડે છે ત્યારે જો તે કવિતામાં બળ હોય તો આપણે તે ગાનાર સાથે તદ્રૂપ બની ગયા હોઇશું. આમાં કાંઇ જુદું જ રહસ્ય સમાયેલું હોય તે નિર્વિવાદ તરી આવે છે. હવે જો તેમાં રહસ્ય છે એમ માનીએ તો નાટકના પ્રસંગને અનુરૂપ તેમાં બળ છે એ પણ માનવું જોઇએ, અને જો બળ છે તો તે બુધ્ધિપુર્વક યોજીને મૂકવામાં આવ્યું છે એ પણ માની જ શકાય. હવે જો એ બુધ્ધિપૂર્વક યોજાએલું બળ છે એમ નિશ્ચિત છે તો તે સાહિત્યનું બીજું સ્વરૂપ છે. એ માપ આપણાથી ત્યા બેઠાં બેઠા જોઇ શકાતું નથી. અથવા તો એવી દૃષ્ટિના અભાવે સામાન્ય પણ જાણવાઇ શકાતુ નથી. તેના દૃષ્ટાંત રૂપે વળી આપણે એક વાત વિચારીયે.

એક શ્રાવ્યનાટક આપણે વાચતા હોઇએ, વાચતા વાચતા લખનારની કુશળતાને અંગે આપણે તેમા યોજાએલા પ્રસંગોમાં જેમ તદ્રૂપે બનતા જઇએ છીએ અને તે નાટકમાંના પાત્રના રૂપે આપણી ઉત્સુક વૃત્તિઓ પરવશ થઇ ચલાયમાન થતી જાય છે. આપણું સર્વ તનમન તેમાં સોપાઇ જાય છે. તેવે સમયે કોઇનું બોલવુ કે બોલાવવું આપણને કંટાળારૂપ ભાસે છે. અને નાટક વાંચી રહ્યા પછી પણ નાટક માંહેના તે પ્રસંગો આપણને અવારનવાર યાદ આવ્યા કરે છે. તેથી જ આપણે તેના વખાણુ કર બનીએ છીએ. જો કે આ બધું એકાંતે વાંચવાના પરિણામની કાર્ય કરતી વૃત્તિઓનું કાર્ય હોય છે. પરંતુ દૃશ્ય નાટકોમા એવા ઘણા સંગીન પ્રસંગો આપણે અનુભવીએ છીએ, તોપણુ તે દૃશ્યમાન જોવાની વૃત્તિઓના થતા ફેરફારને અંગે તે માત્ર આપણાથી એક જાતના દૃશ્યનાટકો જોવાના રસ સિવાય બીજું ઓછું જોવાઇ શકાય છે જ્યારે પ્રસંગોનું ચાતુર્ય અને બળ શ્રાવ્યનાટક કરતાં દૃશ્યનાટકમાં વધારે જ મુકાએલું હોય છે એ હવે પ્રમાણિત થવું જ જોઇએ.

## સાહિત્યની સરખામણી.

ઉપર મૂકેલા વિચારોથી જોવાઇ શકાશે કે દૃશ્યનાટકોમાં સાહિત્ય જોવા માટે આપણને દૃષ્ટિ અને વૃત્તિ ફેર અનુભવવો પડે છે, જેથી દૃશ્યનાટકોમાં સાહિત્ય હોતું નથી એ માન્યતા

ભૂલભરેલી ગણાવી જોઇએ. તેથી ઉપરના વિચારો જો સત્ય જણાય તો તે દૃષ્ટિ રાખીને આપણે થોડું જોઇએ કે દૃશ્યનાટકોમાં કેવું સુંદર સાહિત્ય આવી શકે છે. તેની બીજા સુંદર સાહિત્ય સાથે થોડી સરખામણી પણ કરીને તપાસી જોઇએ.

ગુજરાતના મહાવિદ્વાનોને હાથે અનેક સુંદર અને સાહિત્યમાન શ્રાવ્યનાટકો લખાએલાં હોય છે તે શ્રાવ્ય નાટકોમાંહેના પ્રસંગો અને વર્તમાન દૃશ્યનાટકો માંહેના પ્રસંગોની જો આપણે સરખામણી કરીએ તો મ્હને જણાય છે કે સામાન્યવર્ગ તેથી રહેલ રીતે સમજી શકશે નહિ. જેથી વર્તમાન સમયના જાણીતા નવલકથાકાર રા. કનૈયાલાલ મુનશીની ગુજરાત માસિકમાં ચાલુ રહેલી સ્વપ્નદ્રષ્ટા નવલકથા કે જે નવલકથાના ક્ષેત્રમાં એક ઉચ્ચ અને નવીન પ્રકારના સાહિત્યની સુંદર છાપ પાડી રહી છે, તેના જ પ્રસંગો લઇ આપણે થોડી સરખામણી કરી જોઇશું તો ઘણું સમજાઇ જશે [ આ સ્થળે ખુલાસો કરવાની અગત્ય છે કે સ્વપ્નદૃષ્ટાના પ્રસગો માત્ર સરખામણી રૂપે જ લેવાએલા છે, નહી કે તેની મોહક મહત્તનું માપ ઓછું કહાડવા. ]

જુઓ તેમાં સુદર્શનના પિતા સુદર્શનને લઇ કલેક્ટર સાહેબને બંગલે જાય છે, ત્યાં બનતા એક પછી એક બનાવોથી સુદર્શનના મનમાં કેટકેટલા પરિવર્તનો થવા માંડે છે. અહીં બનતા સઘળા પ્રસંગોમાં નવલકથાની સંકલનામાં સાહિત્યનું એક સુંદર અંગ અને લેખકની કલ્પનાશક્તિઓનું પ્રબળ કૌશલ્ય તરી આવે છે. હવે જો એ સાહિત્યની દૃષ્ટિએ માન્ય હોય તો તો તેવા જ પ્રકારનો પણ જુદા સ્વરૂપવાળો એક પ્રસંગ અરૂણોદય નામક દૃશ્યનાટકમાં યોજાએલો છે. તેમાં પણ તેવો જ એ યુરોપીયન સાહેબ છે તેના વિચારો, ફરજ ન્યાય-પ્રીતિ, વગેરેનું લેખન તેમજ તેની સમક્ષ આવતા અવનવા નાટકના પાત્રોની ગુંથણી તેમજ તેમના કાર્યોના પ્રસંગો આપણને ખરેખર મુગ્ધ કરી નાખે છે. પણ ઝીણી દૃષ્ટિથી જો આપણે વિચારીને જોઇએ તો અરૂણોદય નાટકમાંના તે પ્રસંગો સ્વપ્નદૃષ્ટાથી પણ સાહિત્યની દૃષ્ટિએ ચડતા પ્રકારના, વધુ બુધ્ધિકૌશલ્યવાળા, તેમજ વધું બળવાન જણાશે. કારણ કે વાચવા કરતા ફેરફાર પામેલી આપણી જોતી અને સાભળતી વૃત્તિઓને પણ તે ડોલાવી મૂકે છે.

બીજો પ્રસંગ.

સુદર્શન પાસે તેના ગાઢ:શીની છોકરી ગમન આવે છે. બન્નેની વાતચિતના પ્રસંગ જુઓ.

"ગમન તું પરણવાની છે ?"

"હા, મારા બાપા વાત કરતા હતા." લજ્જાથી હસું હસું થતાં મુખે ગમને કહ્યું. "તમે કયારે પરણશો ?"

"હું નથી પરણવાનો"

"એ તે કેં ચાલે ?" જરાક ખંચાઇને ગમને કહ્યું.

"હા ઘણા લોકો બ્રહ્મચારી રહે છે."

સંસારની રસીયણ ગમન હસી. "તમારાથી તે કંઇ બ્રહ્મચારી રહેવાય ! તમારા બાપા તમને જરૂર પરણાવશે."

જરા નીચુ જોઇ છોકરીએ કહ્યું. "તમને પરણવું કેમ નથી ગમતુ ?"

"હું કોઇને ઓળખતો નથી. કોને પરણું ?" વિચાર કરતાં સુદર્શને કહ્યું.

'એ તો તમારા બાપા ઓળખતા હશે ને ?'

'તેમાં મારે શું ?" સુદર્શને ગાંભીર્યથી કહ્યું અને દરેક બાબતમાં ઉમ્મર ઉપરાંતનું ગાંભીર્ય રાખવાની ટેવ પડી હોવાથી અજાણી છોકરી પરણવાની બીક તેને મોટી દેખાઇ ને તેનાથી બોલાઇ જવાયું :—

"હું તો તેને ઓળખું છું."

છોકરી ખડખડ હસી. "હાય મા! મને કે' પરણાય!" તે હસી, તેણે સુદર્શન તરફ ખીકથી જોયું.

"કેમ નહિં!"

"હું કે' તમારી ન્યાતની છું?"

"તેમાં શું?" હોઠ પર હોઠ પીસી સુદર્શને ફરી કહ્યું.

"હું તો બીજી ન્યાતની છું."

"તેમાં શું?" જીદથી સુદર્શને કહ્યું.

"ન પરણાય. કંઈ ગાંડા થયા છો?" કહી ગમન ચાલી ગઈ. આવો મોટો છોકરો આટલું ન સમજે તે તેને વિચિત્ર લાગ્યું. આમા આપણે જોઈ શકીએ છીએ કે સુદર્શન અને છોકરીની વાતોમાં સુંદર લેખનશૈલી, બન્નેનાં ઘટનાયુક્ત પ્રકૃતિદર્શન, સાથે સાથે યોગ્ય વાણીપ્રભાવ સમાએલાં છે, જે પણ સંકલનાની દૃષ્ટિએ સાહિત્યમાં એક ઝરણ સમાન છે.

હવે આવા પ્રસંગો કે આ જ પ્રકારના બીજી રીતના પ્રસંગો આપણે દ્રશ્યનાટકોમાં અવારનવાર જોતા જ આવીએ છીએ. અને આપણને તેમાં નાટકના એક મજાકના અંગ સિવાય તેના પર ઉંડી દૃષ્ટિ નાખી શકયા નથી; એ આપણે ઉપર જોઈ ગયા તેથી કબુલ કરવું જોઈએ. છતાં એ પણ આપણે માની લઈશું કે દૃશ્યનાટકોમાંના આવા પ્રસંગો સામાન્ય લેખકોની અકુશળતાને અંગે તાણી તોડીને અથવા તો નાટકની સરળ સંકલનાથી પર અને ગાંભીર્ય વિનાના ઘણે ભાગે હોય છે.

હવે એક બીજો પ્રસંગ લઈએ.

સુદર્શન મુંબઈ આવે છે. તેના મિત્રને ઘેર ઉતરે છે. મિત્ર ઉતારો આપી પોતાના કાર્ય પર જાય છે, પાછળથી તેના મિત્રની બ્હેન ધની સુદર્શનને આવીને મળે છે; તેમની વાતચિત તપાસો;—

'તેણે દાતણ કર્યું' ને ધની ચ્હા લઈ આવી. કેડ પર હાથ રાખીને સુદર્શન સામે જોઈ રહી.'

'તમે પાસ થઈ શું કરશો?" તેણે પૂછ્યું.

"હું દેશસેવા કરવાનો છું."

"ભાઈ પણ એ જ કરવાના છે." તમે બે મળી કામ કરશો તો દેશનો જરૂર દહાડો ફરશે. તમે સ્વદેશીવ્રત લીધું છે? ભાઈએ તો લીધું છે."

સુદર્શને ઉંચું જોયું. આ નાની છોકરી સ્વદેશીવ્રતની વાત કરે. શું નાની છોકરી? શો તેની ચમકની આંખોમાં ઉત્સાહ?

"મેં પણ લીધું છે."

"મેં પણ લીધું છે. હું કાચની બંગડી પહેરતી નથી." કહી તેણે કચકડાની પહેરેલી બંગડી દેખાડી ને તે હસી.

"તમે તો મોટાં દેશભકત છો." સુદર્શનથી કહેવાઈ ગયું.

"ના. ભાઈ દેશભકત થશે ને હું તેની સેવા કરીશ.' ધનીએ કહ્યું.

"અંબાલાલ પરણ્યા નથી? સુદર્શને પૂછ્યું.

"ભાઈ પણ નથી પરણવાના ને હું પણ નથી પરણવાની."

"ખરી વાત છે." આ છોકરીના શબ્દે ઉભા કરેલા તરંગોમાં તલ્લીન થએલા સુદર્શને કહ્યું "જે દેશભક્તિને વર્યું હોય તે બીજાને કેમ વરે?"

"તમે નથી પરણ્યા?"

"ના" સુદર્શને કહ્યું.

"ચાલો વાંચો" ધનીએ કહ્યું "ભાઈ આવશે તો વઢશે." સુદર્શન વાંચવા બેઠો, પણ ધનીના બોલો ને હાસ્ય તેના કાનમાં સંભળાયા જ કર્યાં.

એ તો સૌ કોઇ કબુલ કરી શકે કે ઉપરની સુદર્શન અને ધનીની વાતચિત લેખકની સમર્થતા દ્રશ્ય કરી બતાવે છે. આપણે એ જ પ્રસંગને દ્રશ્ય-નાટક રૂપે ભજવાતો કલ્પીએ તો વાંચતા જે આસ્વાદ આપણે લીધો છે તેના કરતાં અતિ ઘણો ફેર આપણે દ્રશ્ય નાટકના આસ્વાદમાં લઇશું. વળી પ્રસંગ અને પ્રકૃતિ-યોજનાની જે મહત્તા વાંચતાં, આપણા મન પર આવે છે તેવી મહત્તા આપણે દ્રશ્યરૂપે કલ્પી શકીશું જ નહિ. જેથી એવા કે જુદા પ્રકારના ઘણાં સુંદર પ્રસંગો સ્વ૦ વિભાકરનાં સ્નેહસરિતા, સુધાચંદ્ર કે મધુબંસરીમાં આપણે જોયા છે, છતાં તેની પણ યોગ્ય મહત્તા આપણી દ્રષ્ટિમાં આવી શકી ન હોય એ બનવા જેગ છે.

ઉપરના વિચારો વાચતાં આપણે કેવી સરખામણીથી જોઇ શકયા, કે દ્રશ્યનાટકોમાંનું સાહિત્ય આપણાથી તેના પુરા સ્વરૂપે જોવાયું ન હોય; પરંતુ ભૂતકાળના નાટયકારો શ્રી૦ વાઘજીભાઇ આશારામ અને શ્રી૦ ડાહ્યાભાઇને જો કે ગણના કરનાર સાહિત્યવિદ્વાનોએ, નાટયસાક્ષર માન્ય રાખ્યા છે, છતાં તેઓએ દ્રશ્ય નાટકોમા મૂકેલા સુંદર સાહિત્યની થોડી ઘણી માહિતીઓ અપાય તો અસ્થાને નહિ ગણાય.

## ભૂતકાળની થોડી ઝાંખી.

જો કે શ્રી વાઘજીભાઇ અને શ્રી ડાહ્યાભાઇ એ બન્ને સાક્ષરોની મુખ્ય મુખ્ય કવિતાઓને જ સાહિત્યના અંગ તરીકે વધુ વજન અપાયું છે, પરંતુ દ્રશ્ય નાટકોમાં ગદ્યમાં પણ કેવી સાહિત્યમય કલ્પનાઓ તેઓએ કરી છે તેની થોડી વાનગી લઇએ.

જુઓ જગદેવ, પરમાર અંક બીજો પ્રવેશ ત્રીજો.

ગાંડા રાજકુમાર રાણધવલને ફુલવતી નામની કન્યા પરણાવી છે. રાણધવલની મુર્ખાઇનું દ્રશ્ય બહુ જ સરસ રીતે ગદ્યમાં આલેખાયલું છે.

પરંતુ યુવાન કન્યા ફુલવતી અને ગાંડા રાણધવલના મેળાપનો પ્રસંગ શૃંગાર, હાસ્ય, સ્વામિભકિત, મુગ્ધ કન્યાનાં મનોભાવ, અને ગાંડાની ગાંડાઇ તાદ્રશ્ય કરનારો, સાહિત્યની દ્રષ્ટિએ કેટલો સુંદર છે તે જણાઇ આવશે.

ફુલવતી—(ગાયન ગાઇ રહી) આજ બે મહીને મારાં સાસુજીએ સમજાવી મોકલ્યા છે. હજુ કેમ ઓરડે આવ્યો નહિ ? કાં તો કોઇ રમતે ચઢી ગયા કે અભ્યાસ બહુ કરે છે.

રાણધ —(કે જે બોકડાગાડીનો બહુ શોખીન છે તો બોકડો માંદો થવા પછી સાજા થવાને માનતા રૂપે નાળીએર ફોડેલું તેની ધુનમાં) (આવીને) લે-શેશું ખા-આપણે બોકડો સાજો થયો હો (નવયોવના સ્ત્રી પાસે આવીને 'પતિ' કહે છે.)

ફુલવતી—(જરા મેઢાં આડો દૂપો દઇ હસતી) વાહ સુખ ! આજ ઘણે દિવસે શૃંગાર સજી બેઠી છું ત્યા આ વિલાસભુવનમાં આવી બોકડો ને તેની માનતાની ને શેશુંની વાત ! વાહ દૈવ ! તારી ગતિ ! (પ્રગટ) આજ મેં આપને માટે ઘણા પ્રેમપૂર્વક આ પુષ્પહાર ગુંથી રાખ્યો છે. આ ફુલનો ગજરો.

(આ પ્રસંગે હાર પ્હેરાવતી ફુલવતીની હૃદયભાવના કલ્પતા જાઓ.)

રાણધવલ—(હાર તોડી નાખીને) ગળે ફૂંપો દે છ કાં ?

ફુલવતી—અરે ! એમ શું કહો છો પ્રાણનાથ ?

રાણધવલ—પ્રાણનાથ એટલે પાણો કાં ?

ફુલવતી—હું તો આપની કિંકરી છું સ્વામીનાથ !

રાણુધવલ—હું હું ? પાણામાંથી કાંકરી ? પાણામાંથી કાંકરી ખરે ખરી ? કાંઇક તો હમજ. વહુ થઇ છું તે !!!

ફુલવતી—(પગે પડી) ભલે વહુ કહો, તો પણ આપના ચરણકમળની દાસી (પગ ચાંપવા બેસે છે.)

રાણુધવલ—( તરછોડી ) નભાઇની ! ટાંટીયો હું ઝાલછ ? હાહરા બધા ય ખરાબ ! રાજમાં કોઇ ડાહ્યું જ ન મળે !

÷ ÷ ÷ ÷

રાણુધવલ—આજ આંધળો પાડો રમશું ? તું આંખે પાટા બાંધી હતા તો હું તને ઝાલવા આવું ને હું આંધળો થાઉં તો તું મને ઝાલવા આવ.

ફુલવતી—આપ મારા નાથ ! પ્રિયતમ ! શા માટે આંધળા થાઓ ! આંધળા થાય આપણા દુશ્મન.

રાણુધવલ—દુશ્મન ? દુશ્મનની સાથે રમવું છે કાં ? રાંડ ! એક ઢીકો મારીશ તે ભોંભર ગડદાવે ચગદી નાખીશ ( એમ કહી માથાનું લુગડું ખેંચે છે, જેથી વાળમાં મોતી જોઇને ) એલી ! આ ખોકડાને ખાવાની જાર (મોતીને જુવારે રૂપે કેવી સુંદર અને અનુકુળ કલ્પના) આમાં ક્યાંથી ? રાંડ ભુખ ! ધાન હંગર છ ?

ફુલવતી—જાર ક્યાં છે ? એ તો મોતી હાંર્યાં છે.

રાણુધવલ—મોતી હાંર્યાં છે ? મોતી ફોતી કાઢી નાખીશ. ઓળખ્યો છે મુને ?

( અપૂર્ણ )

---

# અંતરનાં અમી

લેખક: શા. વલ્લભજી ભાણજી મ્હેતા]

( ૧ )

કોયલ! મા ઉડજે. તારા મધુર ટહુકારને મારી મનોરમાના મીઠાં વેણુ માની હું આ સ્વજનવિહોણા જગતમાં જીવું છું. ચંદ્ર! મા આથમજે. તારી આ પ્રશાંત કૌમુદીને મારી હૃદયરમાનું પ્રણયમધુરું હાસ્ય જાણી હું અવશેષ આયુષ્ય ગણું છું. પુષ્પ! મા કરમાજે. તારી આ સુભગ સુવાસને મારી સનાતન સખીની ધવલકીર્તિ સમજી હું મારો કાળ નિર્ગમન કરૂં છું.

( ૨ )

પ્રભુ! ઉઘાડ લોચન. આંસુભર હું તારે ચરણે ઉભો છું. તું દયાવંત છો, તેથી જ હું દોષિત તારે દ્વારે આવ્યો છું. તું તારણહાર છો તેથી જ હું પતિત શીર ઝુકાવી ઉભો છું. હું દેવ છું એવો દાવો મેં કદી યે કર્યો નથી. શેષનાગની પેઠે સહસ્ર જીભ હોત તો એક નહિ, પણ સહસ્ર સર્વ પૂકારી ઉઠત કે "હું મનુષ્ય છું અને માલિક! મનુષ્ય એટલે દોષનું દફતર, ભુલનો ભંડાર અને અપૂર્ણતાનું આભલું."



# મુંબઈમાં વસંતોત્સવ

લેખક. રા. રા "સી. સી. એસ"

અલબેલી મુંબાઇ નગરીમાં ગયા ફેબ્રુઆરી માસની તા. ૨૭મી અને તા. ૨૮મી શનિ અને રવિવારે વસંતોત્સવ ઉજવાયો. અમદાવાદમાં કલા પ્રદર્શન, વડોદરામાં શરદુત્સવ અને મુંબાઇમાં વસંતોત્સવ—એ પ્રસંગો સાહિત્ય રસિકોને આનંદજનક થઇ પડયા. સાહિત્ય પરિષદની આવતી બેઠક મુંબાઇમાં ભરાય તે પહેલાં કવિન્દ્ર નાનાલાલને પ્રમુખપદે આ ઉત્સવ ઉજવાયો તે ઠીક જ થયું: તેનાં બે કારણો છે. એક તો એ કે જે કવિએ ગુજરાતમાં વસંતની ફોરમ આજે કેટલાંય વર્ષોથી પમરાવી છે તેની સિવાય વસંતોત્સવના અધિવેશનમાં પ્રમુખ પદે વસંતનો કયો 'રસરસિયો' વધારે લાયક હતો? બીજું કારણ જરા ઊંડું છે–અને તે એ કે ગુજરાતની સાહિત્યઆલમમાં આજે એક વાતે બહુ ઝીણવટથી અને અંદરખાનેથી ચર્ચાય છે. તે એ છે કે: "કવિસાહેબ મુંબાઇમાં ભરાનારી સાહિત્ય પરિષદની બેઠકમાં ભાગ લેશે કે કેમ!"

કેટલાક ઉત્સુક સાહિત્ય રસિકોએ એમ ધારણા ધારેલી કે વસંતોત્સવનાં પ્રમુખ પદેથી આ પ્રશ્નનો તોડ કવિ ન્હાનાલાલ કરશે, પણ કવિસાહેબ વસંતોત્સવ માટે મુખ્ય હેતુથી જ ખાસ અમદાવાદથી મુંબાઇ પધાર્યા હોવાથી, એ વિષે ઘણાને નિરાશા મળી હશે: પણ તેમાં કવિસાહેબનો તો લેશ માત્ર વાંક ન જ ગણાય!

વસંતોત્સવ શનિવારે ત્રણ વાગે શરૂ



ગુર્જર કવિવર ન્હાનાલાલદલપતરામ જેમના પ્રમુખપદે મુંબાઇમાં વસંતોત્સવ ઉજવાયો હતો



થયોં. સાક્ષરશ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીએ સ્વાગતનું ભાષણ તેમના ઠરેલ વ્યક્તિત્વને શોભા આપે તેવું કર્યું અને તેમની એક સૂચના આવકારદાયક પણ લાગી : તે એ કે આ જાતના ઉત્સવો મારફત હોળીનાં પવિત્ર તહેવારમાં જે બિભત્સ વાતાવરણ ફેલાય છે તેનો સર્વથા વિનાશ કરવો. સર જગમોહનદાસે, નાજુક તબિયત હોવા છતાં પણ, સ્વાગતનું બીજું ભાષણ કર્યું.

ત્યાર પછી મુંબાઇના રાષ્ટ્રિય વિદ્યાલયના સંગીત શિક્ષક પ્રો. ગોખલેએ 'પધારો વસંતના મેમાન'થી સંગીતની અજબ છાંટ ફેલાવી.

અને પછી આવ્યા રા. ચંદ્રશંકર. હોમરૂલ ચળવળનો તુંફાનો પવન બંધ થયા પછી તેઓશ્રી હમણાં હમણાં પાછા ગુજરાતભરમાં એક યા બીજે કારણે ઘુમતા થયા છે. તેમણે કવિ નાનાલાલને પ્રમુખસ્થાન આપવાની રૂઢી મુજબ દરખાસ્ત મુકી, તેમણે નાના ભાષણથી પણ પોતાના વકતૃત્વથી શ્રોતૃવર્ગને છક કરી દીધો. શ્રી ગિ. ભ. ત્રિવેદીના અનુમોદનથી, કવિ સાહેબે કુલોથી શણગારેલ રાયલા માંચડા પર પ્રમુખ સ્થાન લીધું.

## લલિતજી.

કવિ કોકિલ લલિતજીએ તે પછી કવિ ન્હાનાલાલનું નવું ગીત 'આજ પૃથ્વીને નવપાંખડીઓ પ્રકટી જો' એ ગાયું. લલિતજીએ ઉત્સવની શરૂઆતમાં વસંતગીત ગાયું. લલિતજીને હવે જ્યારે સાંભળીએ છીએ ત્યારે આ પ્રશ્ન સહજ પુછાઇ જવાય છે કે એ આમવર્ગના કવિમાંથી ઉત્સાહ કેમ ઓછો થતો જાય છે ? તેમની રસવાર્તાઓ અનેકને પ્રેરણા આપે એવી હોય છેઃ અને તેમાં યે તેમના સંગીતની જમકે આનંદજનક થઇ પડે છે. 'નરસિંહની નાનકડી પ્રત શા' લલિતજી આમ ઉત્સાહહીન થઇ જાય તે તો ગુજરાતનું કમનસિબ !

## કવિ ન્હાનાલાલનું ભાષણ.

લલિતજીના સંગીત પછી, માંચડા પરથી ઉઠીને, પ્રૌઢ ચાલે, કવિ સાહેબ નીચે ઉતર્યા. તેમનો કેસરી સમો અવાજ ગરજ્યો. 'ગુજરાતનાં વસંતોત્સવિયાંઓ' ને સંબોધને બુલંદ અવાજે ચાળીસ પાના નું પોતાનું



આજ પૃથ્વીને નવપાંખડીઓ પ્રગટી જો !
પાંખડીએ-પાંખડીએ પૃથ્વીનાં પુણ્યે ઉગે
આજ વાદળનાં દેવબારણિયાં ઉઘડયાં જો !
વાદળથી વરસે હો ! વસન્તની વસન્તિકા.

—કવિ ન્હાનાલાલ—

લાંબું ભાષણ ધીમે ધીમે તેમણે પૂરું કર્યું. લગભગ સવા કલાક સુધી શ્રોતાઓ તેમની સામે સ્તબ્ધપણે જોઇ રહ્યા. ભાષણમાં જેટલું કહેવાનું હતું તેટલું સ્પષ્ટપણે તેમણે કહી નાંખ્યું. ગુજરાતમાં વસંત પધારી છે કે નહીં તે વાત તેમણે ઇતિહાસની પોતાની ઝીણી દ્રષ્ટિથી તપાસીને રજુ કરી. 'રસ-રસિયણ ગુજરાતણ'ના નિરાળા વ્યક્તિત્વની સ્પષ્ટ સમજ આપી અને જેને ગુજરાત માટે માન હોય એવા દરેક જણને તેમનું ભાષણ મહત્વનું લાગ્યું હશે એમ જણાયા વિના રહેતું નથી. તેમનું આ ભાષણ સાંભળવા માટે [કે પછી વસંતોત્સવમાં મંત્રીના આમંત્રણને માન આપવા માટે] સા. નરસિંહરાવ આવ્યા હતા. અને કવિના ભાષણના છપાયલા ચોપાનિયા પર કાંઇ લખતા હતા. જર્મન યુનિવર્સિટીમાં ગુજરાતીનાં અધ્યાપિકા મિસ ક્રાઉસ પણ આવ્યાં હતાં. તેમને પણ આ ભાષણ અદ્દભુત જણાયું. પણ કવિનું ભાષણ સહુને જ ગમ્યું છે એમ નથી. 'માત્ર ભાષાનો આડંબર' 'કવિની કલ્પનાઓથી જ ભરપુર' 'એ જ એમનાં જગત અને બ્રહ્માંડ આમાં ય તે પાછા'—એ અને એવી અનેક ટીકાઓ પણ સાંભળવામાં આવી. પણ આખા ય ભાષણમાંથી ઉતારા કરી કરીને તેના પર ચર્ચા કે દલીલો કરવનું આ સ્થાન નથી એટલે તે વિષે મૌન જ રાખવું ઉચિત છે. ભાષણની સમાપ્તિ પછી કવિ લલિતજી અને પ્રો. ગોખલેનું સંગીત થયું, અને બપોરનો મેળાવડો સાંજે ૭ વાગે વિસર્જન થયો.

## રાત્રે હરિકિર્તન

રાત્રે નવ વાગે કવિકુલશિરોમણિ કાલિદાસના રઘુવંશનો ત્રીજા સર્ગમાંનો 'ઇન્દ્ર-રઘુયુધ્ધ' નો પ્રસંગ લઇને કાકોરની મ્યુનિસિપાલીટીના પ્રમુખ અને શ્રીરણછોડજીના પરમ ભક્ત શ્રી મિરજાશંકર દે. ભટે હરિકીર્તન કર્યું. અને પ્રસાદ લેવાયા પછી રાતનો એ કાર્યક્રમ પણ ખતમ થયો.

## બીજો દિવસ

બીજો દિવસ સાહિત્યની દ્રષ્ટિયે ઘણો જરૂરનો હતો એમ કહીએ તો ચાલે. તે દિવસે સા. નરસિંહરાવ કીર્તન કરવાના હતા અને 'સુંદરી સુબોધ' ના તંત્રી શ્રી રામમોહન રાય જ. દેસાઇ ઉર્ફે બિંદુભાઇ 'વીસમી સદીમાં આપણું સ્ત્રી જીવન' એ વિષે ભાષણ આપવાના હતા. આથી, અનેક સાહિત્ય-રસિકો મેળાવડામાં પધાર્યા. સમૃધ્ધ અને પ્રૌઢ લેખકો અને ઉગતા સાહિત્યકારો સહુનું રસભર્યું સંમેલન થયું.

## શ્રી રામમોહનરાયનું ભાષણ

અનેક વર્ષોથી ગુજરાતણોની અમોલી સેવા બજાવનાર શ્રી રામમોહનરાયનું ભાષણ પ્રથમ હતું. તેમની ઓળખ પ્રમુખ સાહેબે યોગ્ય રીતે જ કરાવી. મુંબઇની જનતા સમક્ષ, મને લાગે છે કે, આ પહેલી જ વાર તેમણે ભાષણ કર્યું. તેમનું ભાષણ સારું થયું એમ કહી શકાય. પણ વક્તૃત્વની જે કળા હોય છે તે એમનામાં ન જણાઇ અને તેથી મેળાવડા વખતે તો એ ભાષણ મોળું જણાયું. આજે હવે એ ભાષણ છપાયલું વાંચીએ છીએ ત્યારે તેની મહત્તા સમજાય છે. એમનું ભાષણ પુરું થઇ ગયું! પણ તે દિવસના કીર્તનકાર સા. શ્રી નરસિંહરાવ જલદી ન આવી શકયા—પ્રમુખે તે વિષે સ્હેજ ટકોર પણ કરી. પ્રો. સ્વામિનારાયણે 'અમદાવાદી ફેશન' માં ભાષણ શરૂ કર્યું અને સા. નરસિંહરાવ પધાર્યા એટલે ખતમ કર્યું.

## સા. નરસિંહરાવનું કીર્તન

સા. નરસિંહરાવ સભા મંડપમાં તો એમનાં નિત્યનાં કોટ-પાટલુનના જ પોષાકમાં પધાર્યા, પણ થોડી વારે કીર્તનકારના પોષાકમાં તેઓ આવ્યા. તેમને એ પોષાકમાં જોવા એ એક જીવનની મોજ હતી 'સા. નરસિંહ

રાવ-ઘેર પણ ધોતિયું પહેરતા હશે કે કેમ." એ વિષે ઘણાને શંકા છે. પણ, આ દિવસે તો તેમણે ધોતિયું પહેર્યું, નેકટાઇ પણ રહેણી અને કીર્તનકારને જોઇએ તેવો ફૂલહાર પણ ગળામાં રાખ્યો. સા. નરસિંહરાવનું કીર્તન જાહેરમાં તો, મારી યાદશકિત જો સતેજ હોય તો આ પહેલી જ વાર જ થાય છે. તેમના કીર્તનનું વિષયસૂત્ર 'મારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી' એ પંક્તિ ન્હાનાલાલનું કાવ્ય હતું અને કીર્તનનો વિષય સ્વ૦ કવિ કાન્તના 'વસંત વિજય'નો હતો. સા. નરસિંહરાવે સંગીતના પોતાના જ્ઞાનનો પણ લાભ આ સાથે આપ્યો, પણ જેવો ધર્યો હતો તેવો નહીં. જોડણી વિષે તેઓ બહુ ચીવટ રાખે છે એમ તેમનાં લખાણો પરથી જણાય છે અને તેની ખાત્રી વસંતોત્સવ વખતે થઇ. સાડા પાંચે સહુ વિખેરાયા તે પહેલાં આરતી ગવાઇ અને પ્રસાદ લેવાયો. ત્યાર પછી, કવિ સાહેબની અને સા. નરસિંહરાવની છબીઓ ઉતારવામાં આવી.



રા. રામમોહનરાય દેસાઇ જેમણે "વીસમી સદી"ની પહેલી પચ્ચીસીનું શ્રી જીવન એ વિષય પર ભાષણ વાંચ્યું હતું.

## કુમુદિનીની રસધારામાં—રાત્રે વીલેપાર્લે

વસંતોત્સવનો છેલ્લો કાર્યક્રમ રવિવારે રાત્રે વીલેપાર્લે [ મુંબઇની પાસેનું એક રમણિય પરું ] રખાયો હતો. ત્યાં શ્રી રાષ્ટ્રીય શાળાના મકાનની બહાર ચાંદનીના બહારમાં ગુજરાતણોને સહજ એવા રાસ ગવાયા ! કવિ ન્હાનાલાલનો 'આવો આવોને ગુર્જરી બ્હેન...' વાળો રાસ પ્રથમ ઝીલાયો અને પછી બીજા ગવાયાં. પછી શ્રી ગિરજાશંકર દે. ભટનું 'દિલીપ ધેનુ' પર રસિક હરિકીર્તન થયું. વીલેપાર્લેમાં ઉજવાયલા આ કાર્યક્રમ વખતે મુંબાઇની ગુજરાતી પ્રજા—રાતનો સમય હોવાથી—ભાગ લઇ શકી નહીં; તો પણ કવિ લલિતજી તેમજ 'અજોઇ ઠાકોર'ની અમરકૃતિના લેખક શ્રી ઉચ્છગરરાય ઓઝા તેમજ રા. મસ્તફકિર ને બીજા જુજજાજ જાણીતા સજ્જનો આવ્યા હતા.

### કવિનો ઉપસંહાર

હરિકીર્તનના રસમાં રાત વહેવા માંડી. બાર વાગ્યા પછી કીર્તન પૂરું થયું એટલે કવિ ઉપસંહાર કરવા માટે ઉઠ્યા. આ ભાષણ વસંતોત્સવનાં ભાષણ કરતા પે વધારે ઉપયોગી હતું. વસંતે રૂવ ઉજવાયો, તેનું સરવૈયું તુલનાત્મક રીતે તેમણે રજુ કર્યું. શ્રી રામ મોહન રાયના વ્યાખ્યાનનો સંદેશ આમ જણાવ્યો: "મળવો એ સંસારનો સુધારો નથી. માર્ગો વિનાનાં નગરો જો વસાવાય તો મર્યાદા વિનાનાં સંસાર રચાય." ગુજરાતની આલમને એક છેડેથી બીજા છેડા સુધી ખળભળાવી મૂકનાર મુનશી—લીલાવતી સંલગ્ન વિષે તેમની આ માર્મિક ટીકા થઇ. તેમણે વધુમાં જણાવ્યું કે: આપણી ભારતીય સંસ્કૃતિની 'અસ્મિતા' આજે ઘુળ રોળાયલી થઇ ગઇ છે" પ્રણાલિકાઓ વિષે તેમણે ઇશારો કરીને જણાવ્યું કે:—"પ્રણાલિકાઓ સુધારવા યોગ્ય હોય તો સુધારવી—તેનો સંપૂર્ણ

નાશ કરવો તેનો કશો અર્થ જ નથી. અર્ધો કલાકમાં પતિને સર્વ અધિકાર સોંપનાર સ્વાતંત્ર્યપ્રેમી સ્ત્રીને પણ પ્રણાલિકાનું શરણ શોધવું પડે છે : કહેવાનો આશય એ છે કે આપણી સંસ્કૃતિની મહત્તા હજી એની એ છે. જો તે વિનાશ પામે તો શું થાય એ જાણો છો ? 'Those who came to laft shall have to pray !' એના જેવું બને. માટે, આર્યવર્ત્તની સંસ્કૃતિની એ મહત્તા, ભરતખંડની એ 'અસ્મિતા' સહુ જાળવજો !" સા. નરસિંહરાવના કીર્તન વિષે તેમણે કહ્યું કે તેમણે વસંતનો વિજય નથી. ગાયો, પણ વસંતની ભુલ આપણને બતાવી છેવટે કવિ સાહેબ જણાવ્યું કે :—"મારા ભાષણમાં મેં જણાવ્યું છે તે જ મારે જણાવવાનું રહે છે · વસંત એટલે સંજીવન : અને તેથી હું તો એક જ ઉપદેશ આપું છું : 'Evolution & Excelsior' ઉત્ક્રાંતિ અને ઊર્ધ્વગમન. કોઇ સંપૂર્ણ થઇ શકતું નથી માટે બને એટલું ઉંચે ચડવા પ્રયાસ કરો અને સહુ આશાભર્યું જીવન ગાળો." કવિ ન્હાનાલાલના આ ઉપસંહારે સહુને સ્તબ્ધ બનાવ્યા. વીલેપાર્લેમાં મધરાતના શાંત વાતાવરણમાં એક પ્રૌઢ કવિને છાજે એવો ઉપદેશ તેમણે ગુજરાતભરની આલમને આપ્યો એમ કહીએ તો ચાલે ! સહુનો આભાર મનાયા પછી વસંતોત્સવનો કાર્યક્રમ સંપૂર્ણ થયો.

### શ્રી વીલેપાર્લે સાહિત્ય સભા

પણ આ નાની નોંધ પૂરી થાય તે પહેલાં એક વાત અહીં રજુ કરવાનું મન થાય છે. અને તે એ છે કે છેલ્લાં પાંચેક વર્ષ થયાં મુંબાઇની જનતાને શ્રી વીલેપાર્લે સાહિત્ય સભાએ અનેક પ્રસંગો મારફત સાહિત્યની પ્રેરણા પાઇ છે. સાહિત્ય સંસદનો વાડો જૂદો છે : 'ગુજરાત મંડળ' હજી નવું જ કહેવાય, એટલે પાર્લાની સાહિત્યસભાએ સામાન્ય પ્રજાવર્ગની. સાહિત્યની દ્રષ્ટિયે સુંદર સેવા કરી છે. તે સંસ્થાના ઉત્સાહી અને ખંતીલા મંત્રી શ્રી ગોકુળ ભાઇ દોલતરામ ભટે આ ઉત્સવ માટે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો. અને તેને સફળ બનાવવા અનેક પ્રયાસો કર્યો તેનું ભાન ઉત્સવના આનંદમાં પ્રજાવર્ગ કદાચ ભુલી ગયો હશે. આંબાનાં પાતરાનાં તોરણ ટંગાવવાના કાર્યથી માંડીને કવિ ન્હાનાલાલ અને સા. નરસિંહરાવના ભેગા સંગમ માટે કાર્યક્રમ ગોઠવવા સુધીનું દરેક કર્ય તેમણે હાથે કર્યું છે. સાદા અને ઓછા બોલા દેખાતા શ્રી. ગોકુળભાઇના જુવાન હૃદયમાં સાહિત્યની ઉન્નતિ માટે કેટલી બળતરા થાય છે તેનું ભાન તો સાહિત્ય રસિકોને જ્યારે થશે ત્યારે : ત્યાં સુધી તો શ્રી વીલેપાર્લે સાહિત્ય સભા દ્વારા, વસંતોત્સવની અને તેના જેવા બીજા પ્રસંગોએ તેમણે કરેલી ગુજરાતની સેવા માટે આપણે તેમનાં હૃદયને વંદના જ માંડવાનું રહે છે. ( સંપૂર્ણ )





# પાપીની દશા

—:૦:—

અનુવાદક:
ડૉ. હરિપ્રસાદ દેસાઇ.

ચિત્રકાર:
રા. રવિશંકર રાવલ

( ગયા અંકથી ચાલુ )

પુંજાભાઇએ મહારાજના સામા બે હાથ જોડયા અને કહ્યું, "પ્રભુ! મ્હારો ઉધ્ધાર થાય એવો કંઇ રસ્તો બતાવો."

સન્યાસીએ કહ્યું "હુ બતાવીશ ખરો, પણ ત્હારાથી બનશે નહી."

"જરૂર બનશે, આપ કહેશો તે કરવા હું તૈયાર છુ" પુંજાભાઇએ કહ્યું.

"ત્હારી દૃઢતા બાબત મ્હને બહુ શંકા છે, ને ત્હારૂં મનોબળ મ્હને તો બહુ શિથિલ લાગે છે, તે છતાં ત્હારો આગ્રહ છે ને ખાસ મ્હારી સલાહ લેવા અમદાવાદથી આવ્યો છે ત્યારે મ્હને જે ઠીક લાગે તે સ્પષ્ટ કહેવું એ મ્હારો ધર્મ છે. જો સાવધાન થા.

"ત્હારી બધી મિલ્કત–પાઇએ પાઇ ધર્મમાં ખર્ચી નાખ. એનાથી મનુષ્ય ભાઇઓનું કલ્યાણ થાય એવું કંઇ કર. ત્હારી પાસે કંઇ પણ ના રાખનો. પહેરલે લુગડે ઘર બાર છોડી દે. ત્હારો બધો પૈસો મૂળ પાપમાંથી શરૂ થયો છે. ખુશીથી એ સર્વ-સ્વનો ત્યાગ કર. પછીથી ત્હારાથી ઇશ્વરને મળી શકાશે. ને પછીથી ત્હારૂં ઘોર પાપ માફ થશે. બધું જ આપી દે. કંઇ જ પાસે ના રાખનો દુનીઆના ડાહ્યા પુરૂષની બહુ સલાહ લેનો નહીં. આ વખતનું દાન બહુજ છાની રીતે ગુપ્ત રહીને કરજે. શહેરમાં તારૂં બણગું ફુંકતા નહીં."

"મ્હારા પાપમાં મ્હારા છોકરાંનો કંઇ ભાગ ન્હોનો" પુંજાભાઇએ કહ્યું. "એમને ભિખારી બનાવું? નાગા થઇને અંદરવા બાંધવાનું જ આપનું કહેવું થયું છે. બાપજી! માફ કરજો!

ત્હારાં છોકરાંની સંભાળ ઇશ્વરને સોંપ. દાંત આપ્યા છે તે ચાવણું આપશે. તું શું સંભાળવાનો હતો? અને ત્હારૂં કર્યું પણ ક્યાં સુધી રેહેશે? હું જાણું છું કે ત્હને ઇશ્વર ઉપર શ્રધ્ધા જ નથી. ભક્તિ વગર કે ઇશ્વર ઉપર પ્રેમ વગર ત્હારૂં ગમે તેવું ઉદાર દાન હશે, પણ તેનાથી ઇશ્વર રીઝશે નહી. બીજો કોઇ પણ માણસ ત્હને ત્હારા સિવાય કામનો નથી. "આત્મા જ આત્માનો શત્રુ ને આત્મા જ આત્માનો મિત્ર છે." ઇશ્વર ઉપર પ્રેમ તો જોઇશું, અને એ પ્રેમનો ત્હારા હૃદયમાં આવિર્ભાવ થાય તેટલાજ માટે આ શીખામણ હું ત્હને આપું

છું. જ્યારે સર્વે ધન દોલતનો તું ત્યાગ કરીશ અને ત્હારાં બાલબચ્ચાંને માટે કંઇપણ નહી રાખે ત્યારે જ ઇશ્વરનું ખરૂં શરણ એમને મળશે,

ઇશ્વર માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો એ જ માર્ગ છે. ધર્મના કામમાં ત્હારા લાખ્ખો રૂપિઆ ખર્ચાય એ આમાં અગત્યનું નથી. ઇશ્વરની નજરમાં લાખ્ખો રૂપિઆનો શો હિસાબ છે ? એ તો માટી છે, નજીવી વસ્તુ છે. માયા છે. ધર્મનાં કામ એ શું છે ? એનાથી યે પરમેશ્વર છેતરાતો નથી. આ બાબતમાં મુદ્દાની વાત એ છે કે ત્હારાં વ્હાલામાં વ્હાલાં બાળકોને માટે પણ તું કંઇ પણ નહી રાખીને એમને માત્ર ઇશ્વરને ભરોસે મુકવા તૈયાર છે એવું બતાવી શકે. ત્હારા આત્માનું કલ્યાણ આ રીતે જ થશે એમ મ્હને તો સ્પષ્ટ લાગે છે."

પુંજાભાઇ ચુપ થઇ ગયો. ભોંય સામું જોઇ રહ્યો ને મોં પરથી બહુ બેચેન હોય એમ લાગ્યો.

સંન્યાસીએ કહ્યું, "જુઓ, શેઠ સાહેબ ! કામ બહુ ભારે છે. સોયના નાકામાંથી ઉંટ કદી નીકળી જાય, પણ તાલેવંતની પાસેથી પૈસો કદી ના છૂટે. પૈસો એ બહુ પ્યારી ચીજ છે. પ્રભુના દરબારમાં આપને માટે જગા નથી. હવે પરમાત્મા પોતે જ આપને માટે યોગ્ય માર્ગ બતાવો ! હવે મ્હારે કંઇ કહેવાનું નથી. આપ પધારો."

પુંજાભાઇ શાન્તિ રાખીને પગે લાગ્યો ને ત્યાંથી નીકળ્યો.

ઘેર આવીને વહુને કે છોકરીને કંઇ જ વાત કરી નહી. દિનપ્રતિદિન એની ઉદાસી વધી.

---

## પ્રકરણ ૯ મું.

નડીઆદની વાત એની વહુએ એમને પુછી ત્યારે એ જુઠું બોલ્યો કે મહારાજ તો સાંજ સુધી મળ્યા જ નહી. વારંવાર એ વિચાર કરતો "ધન દોલત બધું આપી દે ને પાસે પાઇ પણ રાખતો નહી ! ઠીક ધંધો. અલ્યા પણ કઇ કારણ ? જેવા પોતે નાગા તેવા બીજાને નાગા કરવા છે. એણે કોઇ દહાડો પૈસો દેખ્યો જણાતો જ નથી. એની પાસે પહેરવાને વસ્ત્ર નથી કે સુવાને ગોદડી સરખી યે નથી. રહડ જા બેટા થળી પર, ખુદા ભલા કરેગા. અહીં તે ખાણી બંગાળી દીઠા ? એ તો સંત વૈરાગી લોકોનું કામ છતે પૈસે ભીખારી થવું એ કેવો અધર્મ ? ધારો કે પૈસા આપી દીધા. પછી ? પાછું કોઇ જાણે નહી એમ આપવા. માન, અકરામ, કીર્તિ એ કશાની ત્હારે પરવા ના કરવી. ઠીક ભાઇ તું કહે તે ખરૂં ! છાપાવાળાને ખબર ના પડવા દેવી. સાહેબ ના જાણે. કોઇ ના જાણે એમ બધું ખર્ચી નાંખવું ! જાણે છોકરાં ! કારણ કે બધો પૈસો ઘરમાંથી જાય એટલે ભીખારીની દશાએ પહોચ. પછી તો કોણે એ દશા કરી એ બધું એમના તો જાણવામાં આવે જ ને ! આ વિચારો બહુ ભયંકર લાગ્યા. હું જ મૂર્ખો તે એવા રહડાઉ અને બેપરવા સન્યાસી પાસે ગયો. મ્હેં પરથી જ ૬૦ વર્ષ તો થઇ ગયાં લાગે છે. આપણા લોકો કહે છે કે સાઠે બુધ્ધિ નાઠી. એમ જ લાગે છે."

"હું એવા વિરકત સન્યાસી પાસે ગયો એ જ મ્હારી ભુલ થઇ. હું રહ્યો દુનીયાદારીનો માણસ. પાકો સંસારી, માટે સંસાર અસાર ગણતા હોય એવા માણસની સલાહ મ્હારે નકામી. સંસારમાં રહેતો હોય, લોકો ઉપર ભાવ હોય ને છેક અતડો ના હોય એવો કોઇ જ્ઞાની શોધી કહાડું. આ તો જાણે કોઇ અઘોરી જેવો હતો, સ્મશાનમાં રહેવા લાયક હતો. ન્હાના હતા ત્યારે તો નાગા ફરતા હતા. અણસમજમાં બહુ યે પાપ કર્યાં હશે તેમ મ્હારાથી યે બનવાકાળ

બની ગયું; તેનું આજ સુધી શું છે? પ્રમાણીકપણે આટલાં બધાં વર્ષો ત્યાર પછી તો રહ્યો છું, અને વળી લોકોપયોગી ઘણા કામમાં પરમાર્થ કર્યો છે. લોકોમા આટ આટલી આબરૂ મેળવી તે અમથી મળી હશે? લોક ગાંડા હશે, તે મ્હારાં આટલાં વખાણ કરતાં હશે? ગરીબગરબાંને મ્હારી ઓછી મદદ છે? તંગીમાં આવી પડેલાં કેટલાં કેટલાંને મદદ કરી છે? દેવમંદિરો ખાતે પણ એટલો પૈસો વેર્યો છે. શંકરાચાર્યજી, ગોસ્વામીજી મહારાજ, મહંત, એ બધા એ સન્યાસી કરતાં કમ હશે? ને પેલા બધા વિદ્વાન બ્રાહ્મણો? હજી એ બિચારા જ્યા જાય છે ત્યાં મ્હારાં પૂન્યદાન ને ધર્મનીતિના વખાણ કરે છે. કેટલા યે પૈસાદાર લોકોને એ બધા મ્હારો દાખલો આપે છે. હોય, યજ્ઞ થઇ ગયા; બ્રહ્મભોજન થયું; ને આ જન્મના તો શું, પણ પાછલા કેટલા યે જન્મનાં પાપ તો કયારનાં યે બળીને ભસ્મ થઇ ગયાં! હવે કંઇ જ ચિન્તાનું કારણ રહ્યું નથી. ઘર બાળીને તીરથ કરવું કે નાગા થઇને ચંદરવા બાંધવા એ કંઇ ધર્મ નથી. બધું વિવેકસર થવું જોઇએ, અક્કલ વેચીને નહી. જાતે બાવા થઇ જવું ને છોકરાંને ભીખારી કરવાં એ તે કંઇ વાત? મ્હને તો એમ જ થાય છે કે બધું મૂકીને એ સંન્યાસીને એ શું સૂઝયું? શું બધું ગરીબ ગરબાંને આપી દઇએ એ પણ સારૂં છે? આળસુ લોકોને વધારે દરિદ્ર કરવાનાં. ઘરનાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો. પરમેશ્વરને ભીખારાં એટલાં બધાં વ્હાલાં છે કે આપણા લોકોએ સખ્ત વૈતરૂં કરીને સર્વસ્વ એ બધાને આપી દેવું! એના કરતાં તો હું કહું છું કે મીલ જેવો મ્હોટો ઉદ્યોગ કાઢીને હજારોને ધંધે રોજગારે વળગાડવાં એમાં વધારે પુણ્ય છે. આપણને મીલ ફીલમાં ફાયદો તો મળે; પણ બીજા કેટલા લોકોને એનો લાભ અપાય છે? આપવું છે મજુરી કરાવીને, મફત નહીં. પણ એમને મજુરી મળે છે ને આપણને ભલા લાભ છે. ગરીબ લોકોમાં ઉદ્યમી થવાની ટેવ પડે છે. એમને પૈસો મળે છે ને બિચારા સુખી થાય છે. ત્યારે આવું આવું તો મ્હેં કર્યું છે. અત્યારે મીલમાં બે હજાર માણસ કામ કરે છે. પગાર આપવામાં કોઇને હેરાનગતી નથી. કોઇનો પૈસા ખાવો કે એની પાસે મફત મજુરી કરાવવી હરામ છે. ત્યારે આ બધું એક રીતે જુવો તો પુન્ય નથી? મ્હને તો લાગે છે કે એ સંન્યાસીનું કહેવું બધું ભુલભરેલું છે એમના એકલા ઉપર નથી, બીજા ઘણા યે એવા મતના હશે. દાન કરો! દાન કરો! શું દાન કરે? હમે દાહડો ને રાત કામ કર્યા કરો. પૈસો ખરા પરસેવાનો રળો ને જે લોકો જાતે મેહનત ના કરે તેમને આપી દો. એ ભીખારાંને પારકે પૈસે મઝા. પૈસો કેમ રળાય છે એનું ભાને નહીં ને દરકારે શું કામ કરે? લોકો ગરીબ જ શુ કામ રહેતા હશે? કારણ કે એમને જાતે તરદી લેવાની મરજી જ હોતી નથી. આળસમાં પડી રહે છે એટલે ગરીબ રહે છે. એમ જ છે. જાતે કામ કરે ને પરમેશ્વરે બુધ્ધિ આપી હોય તો તાલેવંત થવાય છે. ને આળસુ ને મૂર્ખ માણસો આખી જીંદગી સુધી ગરીબાઇ વેઠે છે. ખરી વાત આમ છે ને આ સન્યાસી વિગેરે બીજા પણ એવા મતના છે કે હમે તાલેવંત લોકો બધું ગરીબને આપી દો. હમારી પાસે પુષ્કળ છે તેથી જેમની પાસે સમૂળગુ નથી તમને આપીને હમે બે સરખા થાઓ, તો સ્વર્ગમાં જશો. એ લોકોનું એમ કહેવું છે કે પરમેશ્વરે જાતે કહ્યું છે કે મ્હારા દરબારમાં તાલેવંત લોકોને માટે જગા નથી! ઠીક! એ લોકો સ્વર્ગમાં જઇને જોઇ આવ્યા હશે ઇશ્વર સર્વવ્યાપક છે. કલ્યાણમય

અને દયાળુ હોય તો ગરીબોને બહુ વ્હાલા કરીને તાલેવંત લોકોને અળખામણા કરે?" આ રીતે વિચાર કરતો પુંજાભાઇ આખરે ઇશ્વર નથી જ એવા સિધ્ધાંત પર આવ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

આ પછી બે ત્રણ વખત પુંજાભાઇને મુંબાઇ જવું આવવું થયું. ત્યાંનો વેપાર, લેવડદેવડ બધું જોઇને પોતાના સિધ્ધાંત દૃઢ થતા ગયા. ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ જોયું. નીતિ, સત્ય, પ્રમાણીકપણું એના જોવામાં આવ્યાં નહીં. ત્યાંના મ્હોટા મ્હેંટા વ્હેપારીઓના કરતાં પોતે ઠીક છે એમ લાગ્યું.

દરમીઆન વર્ષ સારૂં આવ્યું ને મીલો કમાઇ. પુંજાભાઇને પણ આ વર્ષમાં ઘણો લાભ થયો. વળી ઘેર બે લગ્નો છોકરા છોકરીનાં બડી ધામધુમથી કર્યાં. દીકરીને માટે સારા ઘરનો, ભણેલો વર શોધી કહાડ્યો. કન્યાદાનમાં ઘર, લુગડાં, ઘરેણા વિગેરે સારૂં આપ્યું. છોકરો પણ મુંબાઇની કોલેજમાં ભણતો હતો તેને છેક અત્યારે પરણાવ્યો. સુધારાવાળામાં ને સાહેબલોકમાં પણ શેઠના માન વધ્યાં. કારણ બાળલગ્ન શેઠે નહી કરતા બન્ને છોકરા છોકરીનાં મ્હોટી ઉમ્મરે લગ્ન કર્યાં. છોકરાના નામની પણ સારી રકમ બેન્કમાં જુદી મુકી. એમ હર્ષ ઉત્સવમાં દહાડા નીકળી ગયા.

પરંતુ હવે પેલી વાતને ૪૦મું વર્ષ બેસવા આવ્યું ને શેઠના પેટમાં પાછી ફાળ પડી. આ વર્ષના શ્રાવણ માસમાં શેઠાણીએ નરોડે જવાનું ઠરાવ્યું, પણ આ વખતે શેઠે કામનું બ્હાનું કાઢીને જવાની ના પાડી. શેઠાણીને એકલા જ મોકલીને પોતે બંગલે રહેવા ગયા. દિવસ પર દિવસ જતા ગયા; તેમ મનની મુંઝવણ પાછી વધતી ગઇ. એ ગુનો આસો વદ ર ને દિવસે થયો હતો ને આ ૪૦ મું વર્ષ ઘણા દિવસથી એ બ્હીતો બ્હીતો સંભારતો હતો તે પાસે આવી પહોંચ્યું. તરેહતરેહવારની સજાઓ એણે ધારી મુકી હતી. તેમાંની કઇ પરમેશ્વર કરશે તે જ બાબતની ચિન્તા કરતો હતો. કોઇ વાર એ ધારતો કે મ્હને કોઇ મ્હોટો ભયંકર મંદવાડ આવશે; ને તેથી વારંવાર પેટ જોયા કરતો કે મ્હને જલંદર તો નથી થતું ને? વળી છાતી ઉપર ટકોરા મારી જોતો કે ક્ષયરોગ થતો હશે? એમ નારકર, લકવો, અજીર્ણ વિગેરે રોગોની તપાસ કરતો ને જાતે નાડી જોયા કરતો ને દાકતરોની પાસે હૃદય તપાસરાવતો, વળી એને એમ થઇ આવતું કે મ્હને એકાએક માથે ગરમી ચ્હડી જશે? અથવા ઘરમાં લ્હાય થશે ને હું એકાએક બળી મરીશ. વળી એમ લાગતુ કે ઘરનું છાપરૂં મ્હારા ઉપર પડશે ને હું ચગદાઇ જઇશ? કોઇ મ્હને એકાએક પકડીને મ્હારા ગળામા છરો ભોંકી દેશે તો? કોઇ મ્હારી ચ્હડતીની અદેખાઇ કરીને છુપી રીતે મ્હને છાનોમાનો પકડીને ગુંગળાવી નાખશે તો? વળી કોઇ દિવસ એમ લાગતું કે આ રસોયાને થોડી લાંચ આપીને કોઇ મ્હારા ખોરાકમાં ઝેર તો નહી નંખાવે? પેલાં ભૂત પાછા એની નજરે ચ્હડવા લાગ્યાં. આવા દુઃખથી અતિશય કાયર થઇ આખરે એણે પોતાના છોકરાને મુંબાઇથી બોલાવીને પોતાની પાસે રાખ્યો. એક દિવસ પુંજાભાઇએ પોતાના દીકરાને બોલાવીને કહ્યુ "ભાઇ મણિલાલ, મ્હારે ત્હારી સાથે એક વાત કરવાની છે. અમારા કમનસિબે અમારા વખતમાં તમારા જેવું ભણવાનું ન્હોતું એટલે છેક મૂર્ખ રહ્યા છીએ. તેમાં વળી મ્હારા નસીબમાં તો બે અક્ષરે જાણવાનું ન્હોતું. મ્હેં તો નિશાળ જોઇ નથી ને પાટી ઉપર ધૂળ સરખી યે નાખી નથી. આ જે હિસાબ કીતાબનું ને લખતાં વાંચતાં આવડે છ તે છેક અમદાવાદ આવ્યા

પછી મ્હેં શીખેલું." મણિલાલે કહ્યું "શું છે?"

પુંજાભાઈએ કહ્યું. "જો ભાઇ, મ્હોટો દીકરો ભાઇબંધ જેવો. મ્હારો સ્વભાવ તું જાણે છે. મ્હેં કોઇ દિવસ ત્હારી આગળ બીજાઓની માફક કોઇ વાત છાની રાખી નથી. ત્હેમાં યે ખાસ ત્હારી આગળ બધાં કરતાં વિશેષ. તું સમજણો થયો ત્યારથી અત્યાર સુધીમાં ગમે તેવી અગત્યની વાત હશે. પણ ત્હને કહ્યા વગર હું રહ્યો નથી; પણ મ્હારી એક વાત તું જાણતો નથી. ત્હારા જન્મે નહે તો ત્યારની એ વાત છે. બનાવ એવો છે કે અત્યાર સુધીમાં મ્હેં કોઇને મોંએ એની વરાળ સરખી યે કાઢી નથી. ત્હારી મા બિચારી એ જાણતી હતી, પણ એ ગઇ ને મ્હને દુઃખી કરતી ગઇ. ત્હમને કોઇને મ્હેં નહી કહેલું તેનુ કારણ તમારા ઉપર વિશ્વાસ નહીં એવું કંઇ નહીં, પણ ભાઇ, માણસના અંતઃકરણમાં ગયા જન્મનાં એવાં સચિત કર્મ રહેલાં હોય છે કે એને બળે પ્રારબ્ધ અનુસાર થઇ ગએલાં કેટલાંક પાપો ફરી યાદ કરતાં બહુ દુઃખ થાય છે. મનમાં જાણે એમ જ થાય છે કે કશું બન્યું ના હોત તો સારૂં થાત. પણ આપણે જાણી સમજીને હાથે કરીને કર્યાં હોય એટલે બન્યું ના બન્યું થાય શી રીતે!"

"બાપા!" મણિલાલે કહ્યું. "આ દુનિયામાં કોઇ પણ માણસ એવો નહી હોય કે જેનાથી કંઇને કંઇને પાપ ના થયું હોય; ને જ્યારે જ્યારે એને યાદ આવે ત્યારે જીવ પણ બળે. ત્હમારાથી કંઇ એવું કામ થઇ ગયું જણાય છે જે ના બન્યું હોત તો સારૂં થાત એમ ત્હમને લાગે છે ને એ જ્યારે જ્યારે યાદ આવે છે, ત્યારે ત્હમારા મનને ક્લેશ થાય છે. ખરૂં બાપા, એમજ ને."

"હા ભાઇ, એમજ, ત્હારૂં કહેવું તદ્દન ખરૂં છે," પુંજાભાઇએ કહ્યું "જો તું હવે મ્હારો સ્વભાવ જાણે છે, હું કોઇને હેરાન કરૂં એવો છું?"

મણિલાલ–"ત્હમે બાપા આમ ગભરાઇ ગયા હો એમ શું કામ બોલો છો? ત્હમે એમ પુછો છો કે હું કોઇને હેરાન કરૂં એવો છું? પણ મ્હારો જવાબ એ છે કે આ દુનિયામાં કોઇ પણ માણસ બધાને ખુશી કરી શકે એવો તો થયો નથી ને થવાનો યે પણ નથી હંમેશા કોઇને કોઇ માણસ તો ત્હમારા કોઇ કામથી નારાજ હોય જ અને તે બડબડયા કરે કે ત્હમે જ તેનું બગાડયું, ત્હમારી બાબતમાં એમ બન્યું હોય તો નવાઇ નથી. પણ જાણી જોઇને ઇરાદાપૂર્વક ત્હમે કોઇનું બગાડયું હોય એમ હું માનતો નથી."

પુંજાભાઇ:–"જ્યારથી અહીં આવીને વ્હેપાર શરૂ કર્યો છે ત્યારથી તે આજ સુધીમાં મ્હારૂં અંતઃકરણ ડંકો દે એવું એક પણ કામ મ્હેં કર્યું નથી પણ ન્હાનપણમાં હું છેક નાદાન, અનુભવ નહિ, છેક ગરીબ સ્થિતિ, ખાવાના યે સાસાં, કશું જ્ઞાન જ નહીં, કોઇ સારી શિખામણ આપનાર નહીં ને ખરૂં પુછાવો તો પાપ કે પુણ્ય શું તેની મ્હને ગમ હતી નહીં. મ્હારામાં જ સમજણ આવી એટલે બધી વાતે પારકી બુધ્ધિ પ્રમાણે ચાલવું પડે, બધી વાતમાં બીજાની સલાહ મ્હારે લેવામાં લેવી પડતી. મણિભાઇ! એ વખતમાં મ્હેં એક બે બચારા નિર્દોષ માણસોને હેરાન કર્યાં છે બનવા કાળ બની ગયું પછી એનો ઇલાજ પણ શો કરૂં? એ બન્ને રામશરણ થઇ ગયા!"

મણિલાલ:–બનવા કાળ બને છે. એમાં ત્હમે શું કરો? હોય, એ વાતને હવે શું છે! ગઇ ગુજરી ભુલી જાવ.

પુંજાભાઇ–ગઇ ગુજરી ભુલાતી નથી એ જ દુઃખ છે. ભાઇ! માણસોનું

કમભાગ્ય જ એ છે કે ખોટું કામ એક વાર થઇ ગયું પછી કોટી ઊપાયે એનો ઇલાજ નથી.

મણિલાલ—બાપા, ત્હમારા બોલવા ઉપરથી લાગે છે કે ત્હમને એનો પશ્ચાતાપ થાય છે. સુધારી શકાય એવું હોત તો તમે સુધારત. હેરાન થએલા આદમીઓ મરી ગયા એમાં ત્હમારો કાંઇ દોષ હતો ?

પુંજાભાઇ—હોય તો ?

મણિલાલ જરા ફીકકો પડી ગયો અને ગભરાયો, પુંજાભાઇ મણિલાલના મ્હોં પર એ વિકાર જોઇને બોલવા લાગ્યો.

"એ બધું કેમ બન્યું હતું તે હું ત્હમને આજ નહીં કહું. ધીમે ધીમે કોઇ બીજી વખતે હું ત્હને બધું કહીશ. હાલમાં એ બધું કહેવા બેસીએ તો પાછું મ્હારૂં શેર લોહી બળી જશે.

મણિલાલ—એ બધું મ્હારે વિગતવાર જાણવાની જરૂર શી છે? એનો સાર હું સમજી ગયો. ત્હમારાથી કોઇ માણસોને ઇજા થઇ ને એથી એ માણસ મરી ગયાં એ ખરૂં કે નહીં ?"

"ખરૂં," બાપે દીલગીરીભરેલો ચ્હેરે જણાવ્યું. પણ બધી વાત મ્હારે તને એક દિવસ કહેવી છે. એનાથી લગભગ ચાળીસ વર્ષ સુધી હું દુઃખી થયો છું ને હજી પણ થાઉં છું. મ્હારૂં અંતઃકરણ એ માટે એક દિવસ એવું કંપ્યું છે કે સ્મશાનમાં જ્યાં એમને બાળ્યાં હતાં ત્યાં આગળ મધરાત્રે જઇને મ્હેં મ્હારા પાપને માટે ઇશ્વરની ક્ષમા માગી હતી. ત્યાં આગળ ચીતાની રાખમાંથી જાણે મ્હેં એક અવાજ સાંભળ્યો હતો કે "પ્રભુ જેણે મ્હારી આ દશા કરી તેને તું યોગ્ય શિક્ષા કરજે! એના જવાબમાં જાણે કયાંથીએ એક ભયંકર અવાજ થયો હતો કે '૪૦ વર્ષ પછી હું અને સજા કરીશ.' હવે એ ચાળીસ વર્ષ પુરાં થવા આવ્યાં છે. ઇશ્વર મ્હને શી સજા કરશે ? ત્હેની આજકાલ હું રાહ જોયા કરૂં છું આ જુનની ૧૨ મી તારિખે બરાબર ચાળીસ વર્ષ પુરાં થાય છે. ભાઇ! મણિભાઈ! આની જ મ્હને અતિશય વેદના થાય છે. અને તેનાથી જ હું આટલો રીબાઉં છું.

( અપૂર્ણ )

---



શુદ્ધ :—ફેબ્રુઆરીના નવચેતનમાં છપાયેલ 'દયામયનાં દર્શન' નામે કવિતાનું મથાળું માત્ર 'દર્શન' જોઇએ—'દયામયનાં દર્શન' નહિ.

# નવચેતન અને રંગભૂમિ

ગુજરાતી ભાષાનું આગેવાન સચિત્ર માસિક—દર વર્ષે ૧૦૦૦ પૃષ્ઠ, ૩૫૦ ચિત્રો અને ૨૦ ત્રિરંગી મનમોહક ચિત્રો !

## એ છતાં વાર્ષિક લવાજમ માત્ર

રૂા. ૬–૬–૦ હિંદ બહાર રૂા. ૭ાા છૂટક નકલ રૂા. ૦ાા



## આ માસિક જાહેર ખબર માટે સૌથી

## ઉતમ સાધન છે

**જાહેર ખબરના ભાવ**

| | ૧૨ માસ | ૬ માસ | ૩ માસ | ૧ માસ |
|---|---|---|---|---|
| આખું પાનું | રૂા. ૧૨૦) | રૂા. ૬૫) | રૂા.૩૫) | રૂા. ૧૨ાા |
| અડધું પાનું | રૂા. ૬૫) | રૂા. ૩૫) | રૂા. ૨૦) | રૂા. ૭ |

આ ભાવ છેવટનાજ ગણવા. ૦ાા પેજથી ઓછી જાહેરાત લેવાશે નહિ. જે જૂની છે તે જ ચાલુ રહેશે.

લખો :—"નવચેતન" ઑફીસ
નંબર ૧૪ અમાતલા સ્ટ્રીટ,
કલકત્તા.



## આમ્રપાલી અને બિંબિસાર

ચિત્રકાર રા. પંડિત

રા. ધૂમકેતુની "આત્માના આંસુ" નામે વાર્તાના એક પ્રસંગ પર રા. પંડિતે આ ચિત્ર દોર્યું છે. વૈશાલી નગરની આમ્રપાલીના ભુવનમાં મગધનો રાજા બિંબિસાર આવે છે તે સમયનું આ મનોરમ્ય કળાયુક્ત આલેખન છે.




પુસ્તક ૯ મું | વર્ષ ૫ મું | મે ૧૯૨૬ | અંક ૨ જો

# પરિક્રમણ

લેખક: રા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ

---

૧

સિન્ધુ તરંગ ઉછળી રમતા કિનારે,
સંસારનાં જીવન અન્ત પ્રતિ તણાયે;
વીતે પળો, પળથી એનું સ્થળે પૂરાયે,
આદર્શ પ્હોંચી વળવા મથતાં જણાયે.

૨

ચિન્તા ભુલી મધુર બાલ્ય સરે અજાણે,
મસ્તીભર્યું પ્રણયયૌવન રમ્ય લાગે;
આશાતરંગમધ્યે જનતા ગુંચાયે,
સૌ માનવી હૃદય-હીર પૂરું કસાયે.

૩

કિન્તુ યુવાની ચમકાર બુઝાઇ જાયે,
સૌંદર્ય ઓપ્યું વદને કરમાય કાળે;
સંસારના વિવિધ રંગ પૂરા સહાયે,
કોઈ ન કાળ તલવાર ચૂકાવી ફાવે.

૪

આશાના યુગને માટે માનવી હોય ઝંખતાં;
ભલે તોફાન મંડાયે ઉષાને કો ન ભૂલતાં.

# ચિત્રપટ જગતની રાણી
# મેરી પીકફર્ડ

## એક ટુંક પરિચય

રજુ કરનાર: રા. 'કલાપ્રિય'



ચિત્રપટજગતમાં સહુથી વધુ ખ્યાતિ પામેલી અને કુશળ નટી મેરી પીકફર્ડ જે "Sweet heart of the world" ને નામે ઓળખાય છે.

મેરી પીકફર્ડનુ જીવન 'સીન્ડ્રેલા'-ની વાર્તા-જેવું જણાય છે. ટોરન્ટોમાં એક નાના જૂની ફેશનના ઘરમાં એ સન ૧૮૯૩ ની ૮ મી એપ્રીલે જન્મી હતી.

તેનું ખરૂં નામ ગ્લેડીઝ સ્મીથ હતું ને એ વખતે તે એ જ નામે ઓળખાતી. તેને જે ફ્રેન્ડ મળી છે તેનુ મુલ્ય એ સારી રીતે સમજે છે; કારણ કે ગરીબાઈ એટલે શું એ તે સારી રીતે જાણે છે. જ્યારે તે નાની બાળકી હતી ત્યારે તેના બાપને અકસ્માત થતાં તે મરણ પામ્યો અને મેરીની માતા–મીસીસ સ્મીથ-પોતાના ત્રણ નાનાં બાળકો સાથે ગરીબ ને નિરાધાર અવસ્થામાં આવી પડી.

એ વખતે નાની મેરી પર વીતેલાં કેટલાંક સંકટો મોટી ઉમરનાં માણસોની હિંમત પણ હરાવી નાખે એવા હતા. જ્યારે તે ઉગતી વયમાં હતી ત્યારે પોતાના કુટુંબને મદદરૂપ થઇ પડવાના હેતુથી તે નાટકશાળામાં કામે લાગી, કારણ કે એ વખતે તેની મા પોતાના ત્રણ બાળકોના ભરણપોષણ માટે અથાગ મહેનત કરતી હતી.

નસીબજોગે તે પછી મેરીનું લક્ષ ફીલ્મ તરફ ગયું. ૧૯૦૮માં જ્યારે મી. ડી. ડબલ્યુ ગ્રીફીથ ન્યૂની બાયોગ્રાફ કંપની માટે ફીલ્મ તૈયાર કરતા હતા ત્યારે મેરી એમાં સામેલ હતી.

તે જમાનામાં મેરી દરેક જાતની ફીલ્મોમાં કામ કરતી. ખાસ કરીને એક ભાગની નાની ફીલ્મોમાં, તે વખતે રહસ્યરસિક વાર્તા, પશ્ચિમની કહાણીઓ અને લડાઇનાં ચિત્રો ઉતારવામાં આવતાં. તે અરસામાં




મેરી પીકફર્ડના પાંચ અભિનય (૧) સંદેહ (૨) દિલગીરી (૩) ખુશાલી (૪) આશ્ચર્ય (૫) તિરસ્કાર

મેરી એ બધી ફીલ્મોમા અગ્રેસરવાળી ભાગ ભજવતી. જો કે એ વખતે બાયોગ્રાફ કંપની કોઈ પાઠ ભજવનારનાં નામ બહાર પાડતી નહોતી

તે વખતના એ જૂના બાયોગ્રાફ કંપનીમાં કામ કરનારાઓમાંના અનેક નટનટીઓ આજે મશહૂર થઈ પડયાં છે. મેરીનો ભાઈ જેક ને તેની બ્હેન લોટી ઉપરાંત લીલીયન ગીશ અને ડોરાથી ગીશ એ બે બ્હેનો તથા બ્લાન્ચે સ્વીટ એ સૌ તે કંપનીમાં હતા. તે વખતે મેરી ને બ્લાન્ચે એ બે નાની નટીઓ ગણાતી ને અને આજે પણ તેઓ મળે છે ત્યારે એ જૂના જમાનાને યાદ કર્યા વગર રહેતી નથી.

૧૯૧૧ લગભગ મી. એડોલ્ફ ઝુકોરે નવી સીનેમા કંપની ખોલી અને તે વખતે મેરી તેમા જોડાઈ. મી. ઝુકોરને મેરીની શકિત પીછાનતા વાર ન લાગી અને તેણે પાંચ ભાગના પહેલી જ વાર તૈયાર કરેલા ચિત્રપટમા મેરીને કામ સોંપ્યું

મેરી ૧૯૧૩ સુધી કદી નાટકશાળામા, તો કદી ચિત્રપટમાં એમ એક કામ કરતી, પણ ૧૯૧૩મા "અ ગુડ લીટલ ડેવીલ" નામના નાટક પરથી ચિત્રપટ તૈયાર કરવામાં આવ્યું. તેમાં મેરીએ નાયકાનું કામ કરવાનો 'કોન્ટ્રાકટ' કર્યો તે સમયથી તેના નાટકશાળાની કારકીર્દીનો અંત આવ્યો.

તે પછી મેરીની કીર્તિ વૃધ્ધિગત થતી ચાલી. તેની નિર્દોષતા ને તેના નૈસર્ગિક અભિનય લોકોના હૃદયમાં સ્થાન લેવા લાગ્યાં અને તે "The World's Sweetheart" તરીકે દરેક જગ્યાએ ઓળખાવા લાગી.

મેરી પીકફર્ડ સતત્ કાર્ય કરનાર છે—તે કદી થાકતી નથી. આવી કન્યા જેવી દેખાતી મૂર્તિમાં આટલી શકિત ને મહેનત કરવાની તાકાત વસે છે એ જોઈ ઘણા હેરત પામે છે વીશ વર્ષ થયાં તે સતત્પણે કાર્ય કરી રહી છે અને તો યે હજી થાકનાં ચિન્હ દેખાતાં નથી. તેના સુંદર આકર્ષક ચ્હેરા પર થાકની એકે રેખા અંકાયેલી હજી જણાતી નથી.

મેરી નાનાં બાળકોને બહુ પ્યાર ચાહે છે અને બાળકોને આનંદિત બનાવવાના કાર્ય વખતે તે પોતાને સંપૂર્ણ સુખી ને સંતોષી માને છે જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે તે અનાથાશ્રમમાં પોતાની

સાથે નાનકડી બેટો લઈને જાય છે. મેરી આટલી તલસ્પર્શી રીતે ને આટલા સચોટ ભાવે બાળકીનો પાઠ ચિત્રપટ પર ભજવી શકે છે તેનું મુળ કારણ બાળકો પ્રત્યેનો તેનો અદ્ભુત પ્રેમ અને આ આંતરિક સહાનુભૂતિ જ છે.

એ સિવાય મેરીને વાચનનો શોખ છે. માનસશાસ્ત્રનો અભ્યાસ કરાવનાર વાર્તાઓ અને ઇતિહાસ એ બે વાંચવાં તેને બહુ ગમે છે. અલબત્ત, તેના પોતાના ધંધાને અંગે તેને ઘણું વાંચવું પડે છે ફીલ્મને લાયક વાર્તાઓ શોધવા તે પુષ્કળ વાચે છે.

મેરીને તેના સમસ્ત જીવન દરમ્યાન પ્રેરણા અને પ્રકાશ આપનાર તેનો માતૃપ્રેમ છે. મીસીસ આર્લોટી પીકફર્ડ અદ્ભુત સ્ત્રી છે અને પીકફર્ડ કુટુંબને પરમ પ્રેરણારૂપ છે તે અતી વ્યવહારકુશળ સ્ત્રી છે અને મેરીની આર્થિક વ્યવસ્થા મુખ્યતવે તેની આ મા જ કરી રહી છે. પણ તેની પુત્રી મેરી એ બાબતમા તેનાથી ઉતરે તેમ નથી

કહેવાય છે કે જો મેરી ધંધામા પડે તો પુષ્કળ પૈસો મેળવી શકે. આર્થિક વિષયોમા અનેક બાહોશ માણસો પણ તેની સલાહ અનુસાર વર્તે છે.

એક વખત એક ગૃહસ્થને એસ્ટેટમાં નાણાં રોકવા સબધી બાબતમાં સલાહની જરૂર હતી ત્યારે તે એક 'બેંકીંગ બીઝનેસ' કરતા અન્ય એક આગેવાન વ્યવહાર ગૃહસ્થનો તે વિષયમાં મત પૂછવા ગયા. એ 'બેંકરે' કહ્યુ —

"મેરી પીકફર્ડ પાસે જાઓ લોસ એન્જેલીસમાં આ બાબતમા તેનાથી વધારે કુશળ કોઇ નથી."

એક વખતે સ્ટુડીઓમાં ધધાને લગતી મસલત માટે 'કોન્ફરન્સ' મળી અને મી. ડી. ડબલ્યુ ગ્રીફીથ ડૉગ્લાસ ફેરબેન્કસ, ચાર્લી ચેપ્લીન, મેરી પીકફર્ડ અને બીજી કેટલીક બાહોશ વ્યકિતઓ સલાહ કરવા મળી હતી તે વખતે મી. ગ્રીફીથ એકાએક બોલી ઉઠયા :

"આ વાતનો અમલ મેરીની સલાહ પ્રમાણે કરો, કારણ અહીં હાજર રહેલ આપણામાંની કોઇ પણ વ્યકિત કરતાં તે ધંધામાં વધારે કુશળ છે"

મેરીએ જેટલી કીર્તિ અને ફતેહ મેળવી છે તેટલી કીર્તિ ને ફતેહ મેળવનાર અનેક વ્યકિતઓ પોતાનું માથું ફેરવી બેઠી હશે ને કદાચ ધરતી પર પગ મુકીને પણ નહિ ચાલતી હોય, પણ મેરીની બાબતમાં તેમ નથી. તે હજી આગળની જ પુરાણીજાણી ને નિરાભિમાની મેરી છે ને પોતાના દુઃખ સમયમાંના મિત્રોને કદી વીસરી નથી. ટોરન્ટોના ગરીબ ઘરમા રહેતાં ત્યારે જે જે લોકોના સંસર્ગમાં આવેલાં તેને મળવા હજી પણ અને તેની માતા જાય છે; અને આ ગરીબ મિત્રો હજી પણ કહે છે કે મેરી ને તેમની માતાનો ભાવ તેમના તરફ હજી એવો ને એવો જ છે. તેઓમા જો કાંઇ ફેર પડયો તો તે એટલો જ કે આગળ તેઓ ગરીબ હતા, જ્યારે તેઓ ધનવાન છે.

મેરીના વાળના ગુચ્છા જગતપ્રસિધ્ધ છે, અને કેટલાક ઇર્ષાળુ એ ગુચ્છાને બનાવટી કહે છે, છતાં એ સિધ્ધ થઈ ચુકયું છે કે તે કુદરતી જ છે. મેરીની આંખો સુંદરને છાયાભરી છે. તે હજી યે દેખાવમાં બાળકી જેવી છે. તેની ઉંચાઈ પાંચ ફીટ છે.

વીશ વર્ષમાં મેરીએ બસો વર્ષ જેટલું કરી બતાવ્યુ છે. અનેક મહાન નટીઓ થઇ ગઇ છે, પણ જગતના નિરાશ એકાન્ત આત્માઓ માટે એ પ્રેમ ને સહાનુભૂતિની જ્યોતિ સમી છે.




ચિત્રકારઃ રા. રવિશંકર રાવળ

( ગયા અંકથી ચાલુ )

( ૩ )

"તમે મને ઓળખાવશો ?"

"હા! જરૂર."

. બાલાના હૃદયમાં સન્દેહના સંગ્રામ મંડાયા. પણ પકેલાંની આનંદમૂર્તિ પર સુરેખ શરમની ભરતી છવાઇ

સૃષ્ટિમંડાણથી પેદા થયેલા સનાતનગીતમાં અમૃતના સ્વપ્ના અનુભવનો પ્રકાશ મોહમુગ્ધ બનવા લાગ્યો.

'જીવન સખી'—મનોરાજ્યમાં ખુણે ખુણે ફરી વળી. આમ એકનો આત્મા પ્રત્યક્ષ આલેખતો કે આ જ પ્રણયમંદિરની પ્રેમદેવી! આ જ સંસારસદનની ભાવી ગૃહદેવી! આજ કીર્તક્ષેત્રની સંગ્રામદેવી!

ત્યારે બીજાનો આત્મા વિચિત્ર શબ્દાવલિમાં હજુ ય મીઠી અજ્ઞાનતા દર્શાવે છે!!

ધબકતે હૃદયે આખરે પ્રકાશ બોલ્યો. તેની જીભમાં મુન્જારી હતી, પણ વાકયોમાં સચોટતા અને ઠપકો હતો.

"દેવબાલા! તમ્હારી જગા બીજાએ પુરી હોત તો આ પ્રશ્ન મને આટલો કઠણ થઇ ન પડત. નભના ભાનુની ઓતપ્રોત એ જસ્વિતા કરતાં રજનીકરની શીતળતા વધારે રૂચે છે. તમારા ધીર-કિલકિલ સમા સ્વર કરતાં પ્રશ્નની નિર્દોષતા બહુ સાલે છે! દેવબાલા......દેવબાલા......!"

"માસ્તર......તર્કવિદ્યા તમ્હે બરાબર શીખ્યા નહિ; નહિ તો તમારા મનોરાજ્યમાં પેસી સર્વ જાણત. વારૂ......પણ હવે બોલશો!"

સરિતાસંગમે ગંગાયમુના ભેટે તેમ બંનેનાં દ્રગનેત્ર ખૂબ ભેટયાં!

"તમ્હે મ્હારી જીવનસખી ઓળખવા તલસી રહ્યાં છો......હા......પણ તેને તમ્હે ગમે તેવી ધારો; તેની જોડ મળવી મુશ્કેલ છે. તેની નિર્દોષતા બાલકની છે, હસવું ગમ્મત કરતાં જળતરંગ જેવું છે. વર્તન સ્નેહઅમીભર્યું છે. નિરાશાભર્યા ઉજ્જાસસૂના હૈયાનું તે ચેતન છે. સૃષ્ટિના કોઇ કંગાળ, પણ વિશુધ્ધ પ્રેમથી તરબોળ હૃદયની રસઊર્મિલા છે હાસ્ય કલ્લોલ કરતી તે મદભર ધીમી હલકે અસવાસ

પ્રકૃતિમાં સૌંદર્ય અને આનંદ વર્ષાવે છે. ગીતબંસરીના અજબ નિનાદથી વાતાવરણ ગજાવે છે. મારી જીવનસખીની અતિશયોક્તિ ભરેલી પ્રસંશા હું નથી કરતો, પણ અનુભવે એકઠું કરેલું તેનું સાચું ગુણકીર્તન કરૂં છું, અને એ ગુણકીર્તનની યોગ્ય મૂર્તિ મારી જીવનસખી તમ્હે છો ?"

"શું......હું !" ત્હેના મેઘધનુષ્યશાં નયનકમાન ખેંચાયાં. શાંત સાગરનાં ખારાં જળ ઘણી યે વાર ભરતીમાં ખળભળે છે. બાલાના ઉરના રત્નાકર સળવળ્યા.

"હા.. ...તમ્હે ! દેવબાલા......તમ્હે !" જડ જેવા પડેલા પર્વતની અડગતાથી પ્રકાશ બોલ્યો.

"માસ્તર !......" મોટે સાદે રોપમા બાલાથી બોલી જવાયું

"જે કહેશો તે સાભળવા તૈયર છું. તમ્હને દુખી કરૂ છું તેની માફી ચહું છું" પ્રકાશે માથું નીચું ઢળી દીધું

"પ્રકાશભાઇ ! તમારા આવા વિશુધ્ધ સ્નેહને લાયક જીવનસખી તે હું કે કોઇ સ્વપ્નવધુ ? વાને ઉજળી, શ્રીમંત માબાપના લાડમાં ઉછરેલી, દુઃખને ન ઓળખનાર, આજકાલની કહેવાતી ઉંચી કેળવણી લઇ અન્ય સ્ત્રીસમૂહ કરતાં પોતાને ઉચે પદે માનનારી હજારો છોકરીઓમાંની એક હું છું. કયાં મારો સંસ્કાર અને કયાં તમ્હે વર્ણવો છો એવી તમારી જીવનસખીનો ?"

"સુસંસ્કાર એ વિશુધ્ધ સ્નેહની રસાળ ભૂમિકા છે અને મારી માન્યતા પ્રમાણે એ ભૂમિકા તમારા નિર્દોષ હૈયામાં છે. મારી આંખે જોયું તે મ્હેં વર્ણવ્યું. જે અનુભવ્યું તેની સત્ય કથા તમ્હારી આગળ કહી. હવે માત્ર આપના અમૃતવચનની આકાંક્ષા રાખું તો આજના આ નવલ પ્રકરણની પૂર્ણાહુતિ થાય."

"પ્રકાશભાઇ ! તમ્હારી વાણીમાં ભયંકર આકર્ષણ અને સચોટતા છે. તે સહી શકવા હું અશકત છું–અધૂરી છું, દીલગીર છું. હું તમારે લાયક........." પ્રકાશ ચમકી ઉઠયો.

"એમ જ કહો ને કે પ્રકાશ આપને લાયક નથી. દેવબાલા ! મારી અભિલાષા, ભીક્ષા, જે કહો તે, તમ્હે ઢળી શકયાં છો ! કહો...... કહો......મને તમ્હારો પ્રેમ આપશો ?"

બિચારી બાલાને પ્રકાશ કાંઇ ગાંડો, ઉન્મત જણાયો.

"મ્હારો પ્રેમ લઇ શું કરશો ?"

"દેવદેવી સમા યુગલ માફક માનવ જીવનનુ સાર્થક રચીશ"

"આપણે પરસ્પર સુખી થઇશું તે શા ઉપરથી માનો છો ?"

"વણો જ ઉત્તમ પ્રશ્ન દેવબાલા ! આવી કસોટી માટે તો હું હંમેશ તૈયાર જ છું. હા. ...પણ ભાવિ અગમ્ય છે, ઉંડું છે. આપણા પરસ્પર પરિચય પછી મ્હેં પારખ્યું છે કે તમ્હારા સંસ્કારી સ્નેહવર્તનમાં ચેતનની ફૂંક છે. અને એ ચેતનવિનાનું જીવન જીવવું નકામું છે."

"અને તમ્હે ઇચ્છો છો એવું ચેતન હું ન આપી શકી તો ?"

"દેવબાલા ! ચારિત્ર્યની ભાવના ઘડનારને ભાવિનો વિચાર ઓછો જ હોય છે ! પરસ્પર પ્રાણને પ્રેરણા પાવી એ તો દંપતીધર્મ કહેવાય. મારા પ્રેમમંદિરની પ્રેમમૂર્તિ તમ્હને સ્થાપું ; મ્હારી પ્રેમપૂજામાં વિશુધ્ધ ભાવનાનો સંસ્કાર પીરસું ; તમ્હારી સમાધિ ખાતર અડગ પ્રેમ સંન્યાસ સ્વીકારૂં તો મ્હારો ધર્મ મ્હેં સાચવ્યો કહેવાય. ત્યારે જ તમ્હારા વિશુધ્ધ પ્રેમના ચરણામૃતની ભીક્ષા મને ઘટે છે"

"અને તે ચરણામૃતમાં અમૃતના સ્વાદનો અભાવ હોય તો ?"

"તે ચરણામૃત નહિ! તો મારે એટલું જ સ્મરણમાં લેવાનું કે જે પ્રેમવતીનું પૂનિત પગલું ચૂમી જીવન ઉજળું કરવાથી વિરાટ આશાપ્રકાશે પોપી-ઉછેરી-તેના ચૂરા થયા!" પ્રકાશે ઉંડો નિશ્વાસ નાંખ્યો.

"એ માઠું પરિણામ ન આવે તે માટે ધર્મ કહે છે કે આવો દેવી પ્રશ્નરી પવિત્ર સંબંધ જોડવા પહેલાં બહુ વિચાર કરવો. પ્રકાશભાઇ! મને કહેવા દો કે કડવાં ઓસડ કરતાં અધિક કડવું સત્ય છે. અત્યારે જે પ્રેમ આપી તમ્હે મને જીવનસખી બનાવવા તૈયાર થયા છો એ પ્રેમનો સંતોષકારક બદલો હું ન આપી શકું તો આપણો સંબંધ હાલ છે તેવો રહે એ વધારે ઉત્તમ અને ઇચ્છવા જેવો છે."

પોતે જ શીખવેલાં સુત્રો તેની સમક્ષ અમલમાં મુકાયા. તરસી ઉર્મિને સંતોષવા જતાં પ્રકાશનું સ્વાસ્થ્ય સરી જતું લાગ્યું.

"દેવબાલા......આ શું કહો છો?"

"જે સાચું છે—વાસ્તવિક છે તે. જે પ્રેમની આશા તમે રાખો છો એ મારામાં ન હોય તો સત્ય કહેવામાં ડર શો? હું જાણું છું કે તમ્હારો સ્નેહ મ્હારે માટે અનહદ છે. જરા પણ વિસરતી નથી કે તમે જે કાંઇ મારે માટે કર્યું છે તે ભાગ્યે જ બીજો કરે પણ... પણ..."

"સંકોચ ન રાખો દેવબાલા! અધૂરાં ન રહો."

"હું જાણું છું માસ્તર! તમ્હને દુઃખ થશે. હું બહુ દીલગીર છું. તમ્હારી લાગણી ભરી સેવાભક્તિ કયા શબ્દોમાં ગુંથું? મિત્ર તરીકે તમારો હક્ક મ્હારા ઉપર હંમેશ નો છે પણ...પ્રેમ નહિ આપી શકું." અશક્તિ આખા શરીરમાં ભરાઇ.

"જરા પણ નહિ?

"ગણિતશાસ્ત્રમાં અપૂર્ણાંક હોય. પ્રેમના સનાતન હિસાબમાં તો પૂર્ણાંક જ હોય છે."

"દેવબાલા! તમને હાસ્ય સૂઝે છે. આમ શું બોલો છો? આપો, થોડો પણ તમ્હારો પ્રેમ મને બસ થશે. તમ્હારા નયનમાં મ્હારે માટે અમી છે હોં. પુછો તમ્હારા હૃદયને."

"અમી છે—અને તે ચીરકાલ લગી રહેશે. પણ...પણ પ્રકાશભાઇ! પ્રણય કરતાં વાત્સલ્ય શું ખોટું?"

હૈયાના આભમાં એક ક્રુર વીજળી ચમકી. આશાભર્યા જ્વલંત કપાળ પર પરસેવો વળ્યો. અસીની ધાર વાગી હોત તો સહી શકત, પણ હૃદય ચૂંથાઇ જતું લાગ્યું, કકળી ઉઠ્યું.

"દેવબાલા! જીંદગીને પ્રથમ પગથીયે હું હાર્યો. એની કારમી યાદ લાવતાં મ્હારી સુક્ષ્મતા, ક્ષુદ્રતા અને મ્હારા મિથ્યા મહાત્વાકાંક્ષી આડંબર એ બધાં આજે મ્હારી સમક્ષ ભયંકર રીતે ખડાં થાય છે. ભલે આપની જેવી ઇચ્છા. પણ એક વાત પુછું?"

"હા પૂછો, ખુશીથી પૂછો...પણ રડશો નહિ. નિરાશા તજો ચગદાઇ જવા તૈયાર ન થશો. આશા અમર છે એ વિસરશો નહિ"

"મ્હારી સાથે મંગળફેરા ફરનારને, દુનિયા જે બાલા મને સોંપે, સમાજ જેને મારી પત્ની માને તે નવોઢાના, ગૃહલક્ષ્મીના—હૃદયેશ્વરીના—કોડ શી રીતે પૂરીશ તે વર્ણવવા મ્હારો શાબ્દિક આડંબર હવે નકામો છે, છતાં એટલું જ પુછવા માગું છું કે તમ્હે કુમારીકા રહેવા ઇચ્છો છો?"

"ના—મીરાંબાઇ થવામાં આજે મને ઝાંઝો સાર લાગતો નથી. હું પરણીશ. સંસાર અનુભવીશ. મારા સૌભાગ્યવરની ભાગિયણ થઇશ. આર્ય અબળાને છાજે તેવી કૃતિથી તેના પરિવારની માતા બની રહીશ."

પ્રકૃતિમાં સૌંદર્ય અને આનંદ વર્ષાવે છે. ગીતબંસરીના અજબ નિનાદથી વાતાવરણુ ગજાવે છે. મારી જીવનસખીની અતિશયોક્તિ ભરેલી પ્રસંશા હું નથી કરતો, પણ અનુભવે એકઠું કરેલું તેનું સાચું ગુણકીર્તિન કરૂં છું, અને એ ગુણકીર્તનની યોગ્ય મૂર્તિ મારી જીવનસખી તમ્હે છો ?"

"શું... ...હું !" ત્હેના મેઘધનુષ્યશાં નયનકમાન ખેંચાયાં. શાંત સાગરનાં ખારાં જળ ધણી વેવાર ભરતીમાં ખળભળે છે. બાલાના ઉરના રત્નાકર સળવળ્યા.

"હા ......તમ્હે ! દેવબાલા......તમ્હે !" જડ જેવા પડેલા પર્વતની અડગતાથી પ્રકાશ બોલ્યો.

"માસ્તર !......" મોટે સાદે રોષમા બાલાથી બોલી જવાયું

"જે કહેશો તે સાભળવા તૈયાર છું. તમ્હને દુખી કરૂ છું તેની માફી ચહું છું' પ્રકાશે માથું નીચું ઢળી દીધું

"પ્રકાશભાઇ ! તમારા આવા વિશુધ્ધ સ્નેહને લાયક જીવનસખી તે હું કે કોઇ સ્વપ્નવધુ ? વાને ઉજળી, શ્રીમંત માબાપના લાડમાં ઉછરેલી, દુઃખને ન ઓળખનાર, આજકાલની કહેવાતી ઉંચી કેળવણી લઇ અન્ય સ્ત્રીસમૂહ કરતાં પોતાને ઉંચે પદે માનનારી હજારો છોકરીઓમાંની એક હું છું. કયાં મારો સંસ્કાર અને કયાં તમ્હે વર્ણવો છો. એવી તમારી જીવનસખીનો ?"

"સુસંસ્કાર એ વિશુધ્ધ સ્નેહની રસાળ ભૂમિકા છે અને મારી માન્યતા પ્રમાણે એ ભૂમિકા તમારા નિર્દોષ હૈયામાં છે. મારી આંખે જોયું તે મ્હેં વર્ણવ્યું. જે અનુભવ્યું તેની સત્ય કથા તમ્હારી આમળ કહી. હવે માત્ર આપના અમૃતવચનની આકાંક્ષા રાખું તો. આજના આ નવલ પ્રકરણની પૂર્ણાહુતિ થાય."

"પ્રકાશભાઇ ! તમ્હારી વાણીમાં ભયંકર આકર્ષણ અને સચોટતા છે. તે સહી શકવા હું અશકત છું—અધૂરી છું, દીલગીર છું. હું તમારે લાયક........" પ્રકાશ ચમકી ઉઠયો.

"એમ જ કહો ને કે પ્રકાશ આપને લાયક નથી. દેવબાલા ! મારી અભિલાષા, ભીક્ષા, જે કહો તે, તમ્હે ફળી શકયાં છો ! કહો...... કહો......મને તમ્હારો પ્રેમ આપશો ?"

બિચારી બાલાને પ્રકાશ કાંઇ ગાંડો, ઉન્મત જણાયો.

"મ્હારો પ્રેમ લઇ શું કરશો ?"

"દેવદેવી સમા યુગલ માફક માનવ જીવનનુ સાર્થક રચીશ"

"આપણે પરસ્પર સુખી થઇશું તે શા ઉપરથી માનો છો ?"

"ત્રણે જ ઉત્તમ પ્રશ્ન દેવબાલા ! આવી કસોટી માટે તો હું હંમેશ તૈયાર જ છું. હા . ...પણ ભાવિ અગમ્ય છે, ઉંડું છે. આપણા પરસ્પર પરિચય પછી મ્હેં પારખ્યું છે કે તમ્હારા સંસ્કારી સ્નેહવર્તનમાં ચેતનની ફૂંક છે. અને એ ચેતનવિનાનું જીવન જીવવું નકામું છે."

"અને તમ્હે ઇચ્છો છો એવું ચેતન હું ન આપી શકી તો ?"

"દેવબાલા ! ચારિત્ર્યની ભાવના ઘડનારને ભાવિનો વિચાર ઓછો જ હોય છે ! પરસ્પર પ્રાણને પ્રેરણા પાવી એ તો દંપતીધર્મ કહેવાય. મારા પ્રેમમંદિરની પ્રેમમૂર્તિ તમ્હને સ્થાપું; મ્હારી પ્રેમપૂજામાં વિશુધ્ધ ભાવનાનો સંસ્કાર પીરસું ; તમ્હારી સમાધિ ખાતર અડગ પ્રેમ સંન્યાસ સ્વીકારૂં તો મ્હારો ધર્મ મ્હેં સાચવ્યો કહેવાય. ત્યારે જ તમ્હારા વિશુધ્ધ પ્રેમના ચરણામૃતની ભીક્ષા મને ઘટે છે"

"અને તે ચરણામૃતમાં અમૃતના સ્વાદનો અભાવ હોય તો ?'

# ઉપવાસ એટલે શું ?*

લેખક: રા રા ચુનીલાલ ધનજીભાઇ

આ લેખમાં ઉપવાસને રોગ મટાડવાના એક શાસ્ત્રીય ઉપાય તરીકે ચર્ચવામાં આવ્યો છે. તેમાં દરદીને જરૂરીઆત પ્રમાણે વધારે કે થોડા વખત માટે, ફક્ત પાણી સિવાય બધા ખાવાના અને પીવાના પદાર્થથી વંચિત રાખવાનો હોય છે. તે ઉપવાસ વ્યાધિવિનાશક અને રોગ મટાડનાર હોઇ ભુખમરાથી તદ્દન નિરાળો છે; કારણકે ભૂખમરામાં તો શરીરને જોઇતું પોષણ મળતું નથી આ બન્ને સ્થિતિનો ભેદ બહુ જ ઉપયોગનો હોઇ વારંવાર તે બતાવવામાં આવ્યો છે, જેથી વાંચનારના મનમાં તે બરોબર ઠસી જાય.

ઉપવાસથી કેમ રોગો મટે છે, અને રોગ એ શું છે એ પ્રાથમિક સિધ્ધાન્તો વિદ્યાર્થી અને દરદીએ ખાસ સમજવાની જરૂર છે; કારણ કે રોગ એ શું છે એ જાણ્યા સિવાય વ્યાધિવિનાશક ઉપવાસની કિમ્મત બુઝી શકાતી નથી, તેમજ તેની કદર પણ કરી શકાતી નથી.

રૂઢ અર્થ એવો છે કે રોગ એ કંઇક બાહ્ય વસ્તુ છે. વળી એમ મનાય છે કે આ વસ્તુને આપણે પકડીએ છીએ અગર તે આપણને પકડે છે; અને જાણે તે કંઇ એવી વસ્તુ છે કે તેને બહાર કાઢવી જોઇએ. પણ સામાન્ય રીતે રોગ એ કંઇ વસ્તુ નથી; એ એક સ્થિતિ માત્ર છે દરેક રોગનું મૂળ કારણ હોય છે, અને તેનાં ખાસ લક્ષણો અને ચિન્હો હોય છે. ઘણી વખત આ લક્ષણો જ અમુક રોગ પોતે મનાય છે. આપણને એમ માનવાની ટેવ પડી છે કે આ લક્ષણો જ રોગ છે; પણ ખરી રીતે તો તેઓ માત્ર રોગનાં બહારનાં રૂપો–આવિર્ભાવો માત્ર છે. તેઓ અંદરની સ્થિતિના બાહ્ય ચિન્હો છે, આ ચિન્હોને મટાડવામાં, ટાળી દેવામાં અગર દૂર કરવામાં રોગનું મૂળ કારણ જતું નથી. આવી રીતથી રોગ ઢંકાય છે; અથવા તો તેના ચિન્હો જ દૂર કરી શકાય છે. રોગનું મૂળ કારણ શોધીને તેને દૂર કરવું જોઇએ, કે જેથી તેનાં લક્ષણો અને ચિન્હો આપોઆપ જતાં રહે.

શરીરમાં ખોરાકનું કામ, ઘસાઇ ગયેલા ભાગોને ફરીથી નવા કરવામાં, શરીરનો વિકાસ કરવામાં, શરીરની ગરમી ટકાવી રાખવામાં, અને સ્વિકારાયેલા સિધ્ધાંત પ્રમાણે શરીરનું જીવનબળ ટકાવી રાખવામાં પુરું થાય છે. ખોરાકની આવકજાવકનું પ્રમાણ નિયમિત હોવું જોઇએ. આપણામાંના ઘણા ખરા એમ સમજે છે કે જેમ મહેનત અને પ્રવૃત્તિ વધારે તેમ ખોરાક પણ વધારે, અને જેમ ઓછી તેમ ખોરાક પણ ઓછો.

ઘણા જ થોડા માણસ સમજે છે કે આપણને, શરીરના ઘસાઇ ગયેલાં અવયવો

---

* મી બરનાર મેકફાડનના એક ગ્રંથ ઉપરથી

ને ફરી નવા બાંધવામાં, અને તેને તંદુરસ્ત રાખવા માટે જેટલો ખોરાક હંમેશ જોઇએ, તેના કરતા વધુ લેવાની ટેવ હોય છે ખરું છે કે શરીર થોડા નુકસાન સાથે, જોઇએ તેના કરતાં લીધેલા વધુ ખોરાકને બહાર કાઢી શકે છે, પણ આથી એય સાબીત થતું નથી કે વધુ લીધેલો ખોરાક જરૂરનો છે શરીરને ખોરાક પર ગ્લાનિ છુટે છે. કેટલીક વખત તો ખોરાક સંબંધીના વિચાર પ્રત્યે પણ તિરસ્કાર છુટે છે. આ બતાવે છે કે શરીરની પ્રેરણાબુધ્ધિ ખરી છે; અને આ વખતે લીધેલો ખોરાક શરીરના પોષણ અર્થે વપરાતો નથી. ઉલટું તે શરીરનું બળ કમી કરી, રોગને પોષણ આપે છે; અને તેથી રોગ



આ લેખના મૂળ લેખક મી૦ બરનાર મેકફાડન

તેના દેહગુણ પ્રમાણે સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણો થોડો ખોરાક જોઇએ છે એમ સામાન્ય રીતે આગળ જણાશે

રોગી અવસ્થામાં સામાન્ય રીતે કુદરત જણાવે છે કે ખોરાકની જરૂર નથી, કારણ કે આપણે ભૂખ ખોઇ બેસીએ છીએ અને વધુ ને વધુ લંબાતો જાય છે. આવા સમયે જેમ વધારે ખોરાક લઇએ તેમ રોગને વધુ પોષણ મળતું હોઇ, દરદી ખોરાક લેવા છતાં બળે અને શરીરે ઘટતો જાય છે

એક વાદળીનો દાખલો લઇએ. ખાલી વાદળીને પાણીમાં મુકીશું તો પાણીનો

અમુક જથ્થો તેમાં રહેશે હવે પાણીથી ભરેલી વાદળીને પાણીમા મુકવામા આવે તો પરિણામે વધુ પાણી રહેશે નહિ; અને બહાર કાઢીશું તે વખતે વધારાનુ પાણી નીકળી જશે.

શરીરને વાદળી સાથે સરખાવો, અને ખોરાકને વાદળીમાં રહેલા પાણી સાથે. જો કેટલોક કાળ આપણે શરીરને પુરતું પોષણ ન આપીએ તો લોહીમા ફરતા પદાર્થો પોષણ તરીકે વપરાશે. હવે જો હરહંમેશ શરીરમા જોઇએ તે કરતાં વધારે ખોરાક નાખ- આવે તો તેમાંથી કેટલોક પોષણ તરીકે વપરાય છે અને બાકીનો મિશ્ર થયેલો વપરાયા સિવાય પડયો રહે, અને તે બહાર પણ નીકળી ન જાય.

જે અંદરની વસ્તુઓને આપણે જોઇ શકતા નથી, તેના બહારનાં ચિન્હો કોઇ શારીરિક કારણોને લઇને હોય છે. ઘણી વખતે આ ચિન્હો કુદરતી રીતે રોગ શરીર-માંથી જાય છે, એમ બતાવી ભવિષ્યસૂચક થઇ પડે છે. ખરૂં જોતા આ ચિન્હો—જેને આપણે રોગ કહીએ છીએ, તે શરીર સાફ કરવાની ક્રિયા જ છે. ટુંકામાં રોગ સાજા થવાની એક કુદરતી ક્રિયા છે.

રોગનો આ વિચાર સામાન્ય માણસને નવો લાગશે. જ્યારે તમો તેને કહેશો કે રોગ એ એક સાજા થવાની ક્રિયા છે, ત્યારે તે ભાગ્યે જ માને, અને ઘણું કરીને તો તે માનશે જ નહિં. પરંતુ એ સત્ય છે કે રોગ એ એક સાજા થવાની જ ક્રિયા છે. તે તંદુરસ્તી આપે છે. તે શરીરની અનિય-મિતતા સામે લડાઇ કરે છે, અને શરીરના બધા અપનયન માર્ગો ખુલ્લા કરે છે. તે ત્વચા, મુત્રપિંડ, આંતરડાં, ફેફસાં અને કલેજા વાટે ભેગા થઇ રહેલા મળને બહાર- કાઢે છે. હવે જો આ અપનયન અવયવોને પુરી દેવામાં આવે તો વ્યાધિ જરૂર ઉત્પન્ન થાય છે. આપણે કેટલાંક દુઃખદાયક ચિન્હો જોઇએ છીએ. પરંતુ વાસ્તવિક રીતે કુદરત આ પરોપકારી પ્રયત્નોથી દુઃખમાંથી સુખમાં લઇ જાય છે. જેને આપણે રોગ કહીએ છીએ તે એક સાજા થવાની ક્રિયા જ છે; અને તે આપણી આંખ આગળ હંમેશ થયા કરે છે.

આથી એમ સમજાશે કે ઘણા રોગો સાજા થવાની અને દુઃખ મટાડવાની ક્રિયાઓ જ છે.

જેવી રીતે ભાંગેલુ હાડકું કુદરતી રીતે સંધાઇ જાય છે, તેવી જ રીતે શરીરના બીજા ભાગોના રોગોનું સમજવું. ભાગેલા હાડકાંને આપણે ફક્ત ગોઠવીએ છીએ, અને બાકીનું કામ કુદરત કરે છે. જે શકિત આ ભાગેલું હાડકું સાંધે છે, તે જ શકિત, જો તેને અવસર આપીએ, અને તેના સાજા કરવાના ઉપયોગમાં અંતરાયરૂપ ન થઇએ તો માથાની શરદી, પ્રમેહ અથવા બીજા રોગો મટાડે છે.

રોગ એક જ છે, પણ તેનાં બાહ્ય સ્વરૂપ અનેક છે. જે મળ, ઝેરી કચરો, ભેગો થાય છે તે જ રોગનું કારણ હોય છે; અને તેના બાહ્ય સ્વરૂપ જુદાંજુદાં હોય છે. હવે આ મળની જુદીજુદી બહાર નીકળવાની રીતોને આપણે જુદાજુદા રોગો કહીએ છીએ. ઘણી ખરી રીતે દરેકમાં આ ઝેરી કચરો એક જ હોય છે, પણ જુદીજુદી વ્યકિતઓમાં તે જુદીજુદી રીતે બહાર નીકળતો હોવાથી તેને ભૂલથી જુદાજુદા રોગોનાં નામ આપવામાં આવ્યાં છે.

આ ઉપરથી સમજાયું હશે કે શરીરમાં કોઇ અમુક ભાગનો, સ્થાનિક, રોગ એવું કંઇ હોતું નથી. શરીરની ક્રિયાની અનિય-મિતતા એ જ રોગ. રકતાભિસરણ અને જ્ઞાનતંતુ શરીરને એક બનાવે છે; અને આથી શરીરના કોઇ સ્થાનિક ભાગને લેવા કરતાં આખી શારીરિક ક્રિયાને આપણે લેવી જોઇએ; અને તેમ કરીએ તો જ આપણને

રોગનું ખરું કારણ સમજાય અને તે દુર કરી શકાય. રક્તને શુધ્ધ બનાવી, અવયવોને તેમની મૂળ સ્થિતિમાં મૂકી, તેમની પાસે નિયમીત રીતે કામ કરાવી સામાન્ય તંદુરસ્તી લાવીએ એટલે બહારનાં સ્થાનિક ચિન્હો આપોઆપ જતાં રહેશે.

હવે ઉપર જણાવેલી સ્થિતિ ઝપાટાબંધ લાવવી હોય તો શરીરમાંથી જુદી જુદી જાતનાં ઝેરો, કેફી પદાર્થો અને કચરો બહાર કાઢી નાખવો જોઇએ, ઉપરાંત આ કરવામાં મળોત્સર્ગ કરનારા અવયવોને મદદ કરવી જોઇએ, જેથી તેઓ હંમેશાના કરતાં વધારે ઝડપથી કામ કરી વધારે કચરો બહાર કાઢે. ત્વચા, યકૃત, મુત્રપિંડ, આંતરડાં અને ફેફસાં પાસે વધારે પ્રયત્ન કરાવી શરીરમાં રહેલા કચરાના ઢગલાને બહાર કાઢવો જોઇએ. આ વખતે એ અવશ્ય યાદ રાખવું જોઇએ કે જે વસ્તુને આપણે બહાર કાઢતા હોઇએ તે વસ્તુ અંદર દાખલ ન થઇ જાય; એટલે કે ખોરાક લેવો જોઇએ નહિ; કારણ કે આવા સમયે—માંદગી વખતે—ખોરાક ઉલટો કચરે—ઝેર થઇ પડે છે.

વ્યાધિ સમયે લીધેલો ખોરાક શરીરનું પોષણ તો કરતો નથી, પણ નુકસાન કરે છે. આ સમયે લીધેલો ખોરાક શરીરનું પોષણ કરતો નથી, એટલું તો નહિ, પણ દરદીના શરીરમાં ઝેર ઉત્પન્ન કરે છે. શરીર જ્યારે પોતાનું નિયમિત કામ કરતું હોય છે ત્યારે જ ખોરાકનો ખરો ઉપયોગ થાય છે; અને જ્યારે તેનાથી વિરૂધ્ધ—એટલે કે શરીર બગડેલું હોય છે ત્યારે ખોરાક પચતો નથી, અને તેનું ઝેર બની સાજા થવાની ક્રિયામાં અંતરાયરૂપ નિવડે છે. ઉપવાસ એ જ એક ખરો રસ્તો છે. તેનાથી શરીર શુધ્ધ બને છે, કારણ કે તે વખતે શરીરમાં રહેલો મળ બહાર નીકળે છે અને વળી નવો ખોરાક (આ સમયે ઝેર) અંદર જતો નથી.

માંદા માણસની પ્રેરણાબુધ્ધિ તેને અપવાસ કરવાનું કહે છે. સર્વ પ્રાણીઓમાં આવી પ્રેરણાબુધ્ધિ હોય છે, અને જ્યારે તેઓ માંદા પડે છે ત્યારે ખોરાક લેવાની ના પાડે છે. આથી શું એમ પુરવાર થતું નથી કે કુદરત જ આપણને ખાવાની ના પાડે છે? આપણી પ્રેરણાબુધ્ધિ ખરી છે; અને બગડેલી સ્થિતિમાં અપવાસ કરવો જોઇએ. આપણી અવળી પ્રેરણાબુધ્ધિથી, ખોટા તર્કથી, અને જુનવાણી વૈદક કેળવણીથી આપણે ખરી વસ્તુ બરાબર જોઇ શકતા નથી તેમજ તે પ્રમાણે વર્તી પણ શકતા નથી.

હવે રોગનો સિધ્ધાંત સમજાયો હશે. તે એક નકામી, બગડેલી અને ન પાચન થયેલી વસ્તુ બહાર કાઢવાનો શરીરનો પ્રયત્ન છે. આવા સમયે તેના માર્ગમાં અંતરાયરૂપ થવા કરતાં તેમાં મદદ કરવી જોઇએ. કુદરતી ઇલાજ જ સારા થવાનો ઉપાય છે. કુદરત જ આપણને સાજા કરે છે અને તે જ સાજા કરી શકે. કુદરતની પાસે બળાત્કારે કામ ન લઇ શકીએ. પણ આપણે તેને પૂર્ણ સ્વતંત્રતા આપી તેના કામમા મદદ તો કરી શકીએ સાજા થવાના બધા ઉપાયો શરીરની અંદરથી થવા જોઇએ, અને તેની અસર દરદીની જીવનશક્તિ ( Vitality ) ઉપર આધાર રાખે છે. કુદરત એકલી જ આપણને સાજા કરે છે અને કરી શકે.

ત્યારે હવે વૈદ અને દાક્તરોનું કર્તવ્ય એ છે કે તેમણે આ સાજા થવાના કુદરતી ઉપાયમાં વિઘ્ન નાખ્યા કરતાં તેને મદદ કરવી જોઇએ. આ મદદ કેટલાક આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે થવી જોઇએ; જેમ કે પાણીના વેષ્ટનથી, દબાણથી, સ્નાનથી વિ૦ વિ૦, પણ સાથે સાથે રૂધિરાભિસરણની ક્રિયાને નિયમિત રાખવી જોઇએ. અપવાસ અંદરના અવયવોને મળથી મુક્ત કરે છે, અને તેમાંથી લોહી

ખેંચી લઇ તેને આખા શરીરમાં ફેરવે છે. સાથે સાથે લોહીની ગતિને નિયમિત કરી શરીરને સારી સ્થિતિમાં મૂકે છે.

મેલ શરીરમાં એ રીતે પેસે છે એક ફેફસાં વાટે ખરાબ હવા લઇને અને બીજી જઠર વાટે અયોગ્ય અને વધારે ખાઇને. આ ઉપરાંત જુદી જુદી જાતની દવાઓથી શરીરમાં ઝેર ઉત્પન્ન થાય છે. બીજી કોઇ રીતે, ઘણું કરીને શરીરમાં મેલ જતો નથી. હવે સ્પષ્ટ થશે કે, એક બાજુએ ચોકખી હવા લઇને આ ઝેરી મળને શરીરમાં જતો અટકાવવો જોઇએ, અને બીજી બાજુએ ઉપવાસ કરવો જોઇએ. નિરોગી બનવાની બીજી ક્રિયાઓ સાથે આ ઉપાયો શરીરનાં ગમે તે રોગના મૂળ કારણનો નાશ કરી દરદીને સાજો કરશે.

સામાન્ય માણસની રહેવાની રીત નીચે પ્રમાણે હોય છે. તે જઠરને વધારે વાર ખાઇને ભરી દે છે; અને વારંવાર ઉત્તેજક પદાર્થો ખાઇને, થાકી ગયેલા અવયવોને તેમની શકિત ઉપરાંત થકવી નાખે છે. તે એવો ખોરાક ખાય છે, કે જેથી શરીરની શકિતનો દુર ઉપયોગ થાય છે: સારી સ્થિતિ લાવનાર અવયવોને વધારે પડતું કામ આપે છે. કેટલાક અવયવોને નબુદ કરી તેમનું વધારાનું કામ બીજા અવયવોની પાસે કરાવે છે. શરીરના કેટલાક અવયવો હદ ઉપરાંત બગડી જાય ત્યાં સુધી તેમને સાજા કરવાનો ખરો ઉપાય હાથમાં લેતા નથી આવી જાતની રહેણીથી શરીરને નુકસાન પહોંચે જ. જો તેને તંદુરસ્ત બનાવવું હોય તો તેને પૂર્ણ વિશ્રાંતી આપવી જોઇએ.

એમ સમજવું ન જોઇએ કે ફકત ઉદર્યા અને બીજા અવયવોને વિશ્રાંતી આપ્યાથી આખા શરીરને સંપૂર્ણ વિશ્રાંતી મળે છે. બહારના અવયવોની વિશ્રાંતી માટે તો ફકત ઉંઘ જ બસ છે; પણ જેમની પાસેથી દિવસોના દિવસો, મહિનાના મહિના અને વર્ષોના વર્ષ પર્યંત કામ લેવામાં આવે છે એવા અંદરના અવયવોનું શું ? તેમને ઉત્તેજક પદાર્થો આપ્યાથી વિશ્રાંતી મળતી નથી. ઉલટું તેનાથી તો તેમની કામ કરવાની શકિતમાં ઘટાડો થાય છે. આપણી રહેણીમાં ફેરફાર ન કરીએ ત્યા સુધી તેમને વિશ્રાંતી મળે જ નહિ. વળી એ પણ સચું છે કે જો તેમની પાસેથી ઉંઘ અને આરામના વખતમાં પણ કામ લઇએ તો તેમને પૂર્ણ વિશ્રાંતી ન જ મળે.

આ ઉપરથી એ સાબિત થાય છે કે શરીરના અવયવો, ભાગો અને સ્નાયુઓને પૂર્ણ આરામ જોઇએ છે. આ આરામ ફકત ઉપવાસથી જ મળી શકે છે. ઉપવાસની ક્રિયાથી અવયવોને પાચન ન થયેલો તથા અન્ય પ્રકારનો મળ બહાર કાઢવાની તક મળે છે, અને આરામ પણ મળે છે; સતત કામ કરવાથી તેમને જે ઘસારો લાગેલો હોય છે તેમાથી મુકત થઇ તાજા બને છે; મુડદલ રજકણોને બહાર કાઢીને તેમની જગ્યા નવા રજકણો લે છે. વળી મગજ અને જ્ઞાનતંતુને આરામ મળે છે. અને અંદરના બધા અવયવો અને માંસગ્રંથિઓને તાજા થવાની તક મળે છે. આ બધું ઉપવાસ દરમ્યાન થાય છે. ખરેખર, આથી તમારા ઉત્તમમાં ઉત્તમ સેવકોને—લોહીના રજકણો, અને અવયવો જે હરહંમેશ તમારી તંદુરસ્તી જાળવવા માટે ઉત્સુક હોય છે—ઘણી જ જરૂરી વિશ્રાંતી મળે છે.

સામાન્ય અનુભવ છે કે ઉપવાસ દરમ્યાન અને ત્યાર પછી મગજ ઘણું ઉપયોગી બને છે; અને ઉત્કૃષ્ટ વિચારો કરી શકે છે. ઉપરાંત વ્યાધિ શરૂ થતામાં જ જો ઉપવાસ નિયમાનુસાર કરવામાં આવે તો તે વ્યાધિને નિર્મૂળ કરે છે.

આ ઉપરથી ઉપવાસની ઉપયોગિતા સમજાઇ હશે. ઉપવાસ રોગી શરીરમાં નવી વસ્તુ

(ઝેર) દાખલ થવા દેતો નથી, તેમ જ સાથે સાથે મળને બહાર કાઢે છે. સારી તંદુરસ્તી માટે જરૂરી એવી લોહીની ગતિને નિયમિત કરે છે; અન્ય મેળાપ સંગ કાંઅવયવો મળને બહાર કાઢવાની તક આવે છે, અને શરીરમાં પડેલી નકામી વસ્તુઓને બાળી દઇ ભસ્મિભૂત કરે છે. અપવાસ શરીરને સાફ કરે છે; અને તે જ્ઞાનતંતુ અને અન્ય અવયવોના રજકણોને; એકઠા થઇ રહેલા ઝેરમાંથી મુક્ત કરી તેમની જીવનશક્તિમાં વધારો કરે છે. અપવાસના આવા ગુણો છે. અને આગળ આપણે જોઇશું કે અત્યાર સુધીના સાજા થવાના હરેક ઉપાયોમાં તે શ્રેષ્ઠ છે.

અહીંઆ કેટલીક શંકાઓનુ નિરાકરણ કરવું જરૂરતું છે. કોઇ એમ કહેશે કે, તે બધું ખરૂં; પણ શરીરના ચેતનમય ભાગોનો આવી રીતે નાશ કરવામા નુકશાન નથી રહેલું ? વળી આથી શરીરના બળમાં ઘટાડો ન થાય ? પોતાના ઉપર પોષણ કરવાનું હોવાથી સારી સ્થિતિનો ખોરાક ન મળવાથી નુકશાન થતું નથી ?

આવા કુતર્કો ઉઠાવનાર અપવાસ દરમ્યાન શરીરમાં થતી ક્રિયાઓ બરાબર સમજ્યા નથી. આ સમયે ઘણા લાંબા વખત સુધી શરીર તેના ઉપયોગી અવયવોનું ભક્ષણ કરતું નથી; પણ તે તદ્દન નિરૂપયોગી મળ અને કચરા ઉપર પોતાનું જીવન ચલાવે છે; અને જ્યારે આ મળ પુરો થાય છે ત્યારે જ ઉપયોગી અવયવોનો આશરો લે છે. પરંતુ શરીરના ઘણા જ મહત્વના અવયવોનો ઉપયોગ તો ભુખમરાની સ્થિતિમાં પણ થતો નથી.

ઉપવાસ શરૂ થયો કે તરત જ શરીરની અંદરનો ફરતો મળ તથા અન્ય નકામી વસ્તુઓ જે લોહીની શિરાઓને પુરી દે છે, તે આપો આપ બળી જાય છે. બીજા શબ્દોમા કહીએ તો જે નકામી વસ્તુઓથી આપણે માદા પડીએ છીએ અને જેમને આપણે બહાર કાઢવા મથીએ છીએ તેમને કુદરત પોતાની મેળે બાળી દે છે, અને બહાર કાઢે છે. આ વસ્તુસ્થિતિ ઘણી જ અગત્યની હોઇ સમજવા જેવી છે; કારણ કે આ સિધ્ધાંતથી વ્યાધિ વિનાશક ઉપવાસના ગુણો સમજાશે.

જ્યારે આ મળ પુરો થાય છે ત્યારે શરીરના ચરબીવાળો પદાર્થોનો વારો આવે છે. બીજા અવયવોનો ઉપયોગ થાય તે પહેલાં આ ચરબીવાળા પદાર્થો જ બળે છે. અને ખરેખર એ નોંધી રાખવા જેવું છે કે, ભુખમરાથી નીપજેલ મરણ (કે જે વ્યાધિ વિનાશક ઉપવાસથી ભિન્ન છે)માં પણ જ્ઞાન તંતુઓનો નાશ થતો નથી, અને તેઓ પોતાનું વજન કાયમ રાખી હંમેશનુ કામ કર્યે જાય છે.

યો ના 'ઇંદ્રિયજ્ઞાન' નામે ગ્રંથમાંથી લીધેલા આંકડાઓ ભુખમરાથી નીપજેલાં મરણથી શરીરમા થયેલો ઘટાડો બતાવે છે :—

| | |
|---|---|
| ચરબી ... | ... ૯૭ ટકા |
| સ્નાયુ ... | ... ૩૦ ,, |
| યકૃત ... | ... ૫૬ ,, |
| બરોળ ... | ... ૬૩ ,, |
| લોહી ... | ... ૧૭ ,, |
| જ્ઞાનતંતુઓ | ... ૦ ,, |

આ આંકડાઓ આપણને બતાવી આપે છે કે જ્યારે આપણે ખોરાક લેતા નથી ત્યારે શરીરના ઓછા ઉપયોગી ભાગો વધુ પ્રમાણમાં બળે છે, અને ત્યાર પછી શરીરના વધારે ઉપયોગી થોડા પ્રમાણમાં બળે છે. શરીરને હાડપિંજરની સ્થિતિમાં લાવ્યા પછી જ મરણ નીપજે છે. કારણ કે તેમાં શરીરના તમામ ભાગો ખોરાક તરીકે વપરાઇ ગયેલા હોય છે. આ સ્થિતિ આવ્યા પહેલાં મરણ અસભવિત છે.

ઉપવાસ અને ભૂખમરો એ બન્ને સ્થિતિ ભિન્ન છે, એ અહીંઆ ખાસ ભાર દઇને

બતાવવાનું છે ઉપવાસ લાભકર્તા હોઇ શરીરમાંથી વ્યાધિ દૂર કરે છે; અને ભૂખમરો તેનાથી વિરુધ્ધ હોઇ વધારે વખત લંબાવવામાં આવે તો મરણ નીપજાવે છે. આ બે સ્થિતિની વચ્ચે રહેલો ભેદ સ્પષ્ટ છે, અને તે મનન કરવા યોગ્ય છે. કારણ કે ઉપવાસની કિંમત ત્યાર પછી જ સમજાય છે.

જ્યારે આપણે ખોરાક મૂકી દઇએ છીએ ત્યારે પ્રથમ જણાવ્યું તેમ શરીર તેના પોતાના ઉપર નભે છે. એટલે કે ઘણા જ નિરૂપયોગી પદાર્થો પ્રથમ બાળી દઇ તેને બહાર કાઢે છે. એમ તો ચોક્કસ માનવું પડશે કે આપણામાંનો કોઇ સંપૂર્ણ તંદુરસ્ત નથી; જો તેમ હોય તો આપણે આપણા શરીરને સારી તંદુરસ્તીમાં લાવવા માટે જે અથાગ 'નક્તો' કરીએ છીએ તે ન કરવા પડે. આ જ બતાવી આપે છે કે આપણે પૂર્ણ દશામાં નથી. કુદરત આ જોઇ શકે છે, અને અગાઉથી તે આપણને કેટલીક ચેતવણી આપે છે. આથી આપણને આ નકામા અને રોગ ઉત્પન્ન કરનાર મળને બહાર કાઢવાની તક મળે છે. આ ક્રિયા દરમ્યાન ભૂખ જતી રહે છે; જીભ પર છારી વળે છે; શ્વાસ ગંધાય છે, અને શરીર દરેક અવયવો દ્વારા મળને બહાર કાઢે છે. કુદરતનો આ પ્રયત્ન દરદીના દરદ પ્રમાણે થોડા અથવા લાંબા સમય સુધી ચાલે છે. કેટલાકને આ ઘર સાફ કરવાને થોડા દિવસ જોઇએ, કેટલાકને કેટલાંક અઠવાડીઆં પણ જોઇએ.

જ્યારે શરીર તદ્દન સાફ થાય છે ત્યારે કુદરત પોતાની મેળે તે સ્થિતિ અચૂક ચિન્હોથી બતાવશે. કુદરતી ભૂખ લાગે છે; છારી જતી રહી જીભ ચોકખી બને છે, શ્વાસ સુગંધી બને છે; નાડી નિયમિત ચાલે છે; અને શરીરની ગરમી ઠેકાણે આવે છે. અહીંઆ એક બાબત ખાસ ભાર દઇને કહેવાની છે કે પૂર્ણ ઉપવાસથી જ ભૂખ ઉઘડે છે, અપૂર્ણથી ઉઘડતી નથી. આ સ્થિતિ આપણને ચેતવણી આપે છે કે હવે શરીરને ખોરાક જોઇએ છે, અને આ વખતે ખોરાક લેવામાં ન આવે તો પછી 'ભૂખમરો' શરૂ થાય છે.

હવે આપણે 'ઉપવાસ' અને 'ભૂખમરા' વચ્ચે રહેલો ભેદ ટુંકામાં સમજી શકીશું: ખાવું છોડયું ત્યાંથી તે કુદરતી ભૂખ જાગે ત્યાં સુધીના વખતને 'ઉપવાસ' કહેવો, અને કુદરતી ભૂખ ઉઘડયા પછી આહાર ન લેવાથી મૃત્યુ થાય ત્યાં સુધીના સમયને 'ભૂખમરો' કહેવો. પહેલી સ્થિતિ લાભકર્તા હોઇ આપણને નિરોગી કરે છે, જ્યારે બીજી સ્થિતિ હાનિકર્તા હોઇ શરીરનો નાશ કરે છે. કોઇ ભૂખમરો વેઠવાનું કહેતું નથી. પણ મને એક વાર ફરીથી કહેવા દ્યો કે નિયમિત રીતે કરેલો ઉપવાસ નિરોગી બનવાનો રામબાણ ઇલાજ છે, અને તે બીજા બધા ઉપાયો કરતાં શ્રેષ્ઠ છે.

ઉપરની વસ્તુસ્થિતિ જાણ્યા બાદ કોઇકને એવો ખ્યાલ આવે કે ' હું ખાવું ખાઇ શકું છું એટલે મને ભૂખ લાગેલી હોવી જોઇએ, અને તેથી મને ઉપવાસની જરૂર નથી; આથી હું સારી તંદુરસ્તી ભોગવું છું એમ સાબીત થાય છે." પણ આવે વખતે લાગેલી ભૂખ 'ખરી ભૂખ' નથી, પણ 'સમયની ભૂખ' છે. દિવસમાં ત્રણ વખત ખાવાની ટેવ હોય તો આપણા શરીરમાં એક જાતની તાલબધ્ધતા બંધાઇ જાય છે; જેથી હંમેશના ભોજન સમયે પેટ ખોરાક માટે તલપાપડ થઇ રહે છે. જો આ સમયે કંઇ આહાર ન લઇએ અને ફક્ત ઠંડા પાણીનું એક પ્યાલું પી મનને બીજી પ્રવૃત્તિઓમાં દોરીએ તો આ 'સમયની ભૂખ' જતી રહે છે અને ખોરાક ઉપરથી મન ઉઠી જાય છે. ટુંકામાં આપણે જેને 'ભૂખ મરી ગઇ' એમ કહીએ છીએ તે સ્થિતિ આવે છે.

(ઝેર) દાખલ થવા દેતો નથી, તેમ જ સાથે સાથે મળને બહાર કાઢે છે. સારી તંદુરસ્તી માટે જરૂરી એવી લોહીની ગતિને નિયમિત કરે છે; અને મળોત્સર્ગ કઅવયવો મળને બહાર કાઢવાની તક આવે છે, અને શરીરમાં પડેલી નકામી વસ્તુઓને બાળી દઇ ભસ્મિભૂત કરે છે. ઉપવાસ શરીરને સાફ કરે છે, અને તે જ્ઞાનતંતુ અને અન્ય અવયવોના રજકણોને; એકઠા થઇ રહેલા ઝેરમાંથી મુક્ત કરી તેમની જીવનશક્તિમાં વધારો કરે છે. ઉપવાસના આવા ગુણો છે. અને આગળ આપણે જોઇશું કે અત્યાર સુધીના સાજા થવાના દરેક ઉપાયોમાં તે શ્રેષ્ઠ છે.

અહીંઆ કેટલીક શંકાઓનુ નિરાકરણ કરવું જરૂરતું છે. કોઇ એમ કહેશે કે, તે બધું ખરૂં; પણ શરીરના ચૈતનમય ભાગોનો આવી રીતે નાશ કરવામાં નકશાન નથી રહેલું? વળી આથી શરીરના બળમા ઘટાડો ન થાય? પોતાના ઉપર પોષણ કરવાનું હોવાથી સ્નાયુ વિગેરેનો ખોરાક ન મળવાથી નુકશાન થતું નથી?

આવા કુતર્કો ઉઠાવનાર અપવાસ દરમ્યાન શરીરમાં થતી ક્રિયાઓ બરાબર સમજ્યા નથી. આ સમયે ઘણા લાંબા વખત સુધી શરીર તેના ઉપયોગી અવયવોનું ભક્ષણ કરતું નથી; પણ તે તદ્દન નિરૂપયોગી મળ અને કચરા ઉપર પોતાનું જીવન ચલાવે છે; અને જ્યારે આ મળ પુરો થાય છે ત્યારે જ ઉપયોગી અવયવોનો આશરો લે છે. પરંતુ શરીરના ઘણા જ મહત્વના અવયવોનો ઉપયોગ તો ભુખમરાની સ્થિતિમા પણ થતો નથી.

ઉપવાસ શરૂ થયો કે તરત જ શરીરની અંદરનો કુદરતી મળ તથા અન્ય નકામી વસ્તુઓ જે લોહીની શિરાઓને પુરી દે છે, તે આપો આપ બળી જાય છે. બીજા શબ્દોમા કહીએ તો જે નકામી વસ્તુઓથી આપણે માંદા પડીએ છીએ અને જેમને આપણે બહાર કાઢવા મથીએ છીએ તેમને કુદરત પોતાની મેળે બાળી દે છે; અને બહાર કાઢે છે. આ વસ્તુસ્થિતિ ઘણી જ અગત્યની હોઇ સમજવા જેવી છે; કારણ કે આ સિધ્ધાતથી વ્યાધિ વિનાશક ઉપવાસના ગુણો સમજાશે.

જ્યારે આ મળ પુરો થાય છે ત્યારે શરીરના ચરબીવાળા પદાર્થોનો વારો આવે છે. બીજા અવયવોનો ઉપયોગ થાય તે પહેલાં આ ચરબીવાળા પદાર્થો જ બળે છે. અને ખરેખર એ નોંધી રાખવા જેવું છે કે, ભુખમરાથી નીપજેલ મરણ (કે જે વ્યાધિ વિનાશક ઉપવાસથી ભિન્ન છે)માં પણ જ્ઞાનતંતુઓનો નાશ થતો નથી, અને તેઓ પોતાનું વજન કાયમ રાખી હંમેશનુ કામ કર્યે જાય છે.

વોના 'ફીઝીઓલોજી' નામે ગ્રંથમાંથી લીધેલા આંકડાઓ ભુખમરાથી નીપજેલાં મરણથી શરીરમાં થયેલો ઘટાડો બતાવે છે:—

| | |
|---|---|
| ચરબી ... | ... ૯૭ ટકા |
| સ્નાયુ ... | ... ૩૦ ,, |
| યકૃત ... | ... ૫૬ ,, |
| બરોળ ... | ... ૬૩ ,, |
| લોહી ... | ... ૧૭ ,, |
| જ્ઞાનતંતુઓ | ... ૦ ,, |

આ આંકડાઓ આપણને બતાવી આપે છે કે જ્યારે આપણે ખોરાક લેતા નથી ત્યારે શરીરના ઓછા ઉપયોગી ભાગો વધુ પ્રમાણમાં બળે છે, અને ત્યાર પછી શરીરના વધારે ઉપયોગી થોડા પ્રમાણમાં બળે છે. શરીરને હાડપિંજરની સ્થિતિમાં લાવ્યા પછી જ મરણ નીપજે છે. કારણ કે તેમાં શરીરના તમામ ભાગો ખોરાક તરીકે વપરાઇ ગયેલા હોય છે. આ સ્થિતિ આવ્યા પહેલાં મરણ અસંભવિત છે.

ઉપવાસ અને ભૂખમરો એ બન્ને સ્થિતિ ભિન્ન છે, એ અહીંઆ ખાસ ભાર દઇને

બતાવવાનું છે. ઉપવાસ લાભકર્તા હોઇ શરીરમાંથી વ્યાધિ દૂર કરે છે, અને ભૂખમરો તેનાથી વિરૂધ્ધ હોઇ વધારે વખત લંબાવવામાં આવે તો મરણ નીપજાવે છે. આ બે સ્થિતિની વચ્ચે રહેલો ભેદ સ્પષ્ટ છે, અને તે મનન કરવા યોગ્ય છે. કારણ કે ઉપવાસની કિંમત ત્યાર પછી જ સમજાય છે.

જ્યારે આપણે ખોરાક મૂકી દઇએ છીએ ત્યારે પ્રથમ જણાવ્યું તેમ શરીર તેના પોતાના ઉપર નભે છે. એટલે કે ઘણા જ નિરૂપયોગી પદાર્થો પ્રથમ બાળી દઇ તેને બહાર કાઢે છે. એમ તો ચોક્કસ માનવું પડશે કે આપણામાંનો કોઇ સંપૂર્ણ તંદુરસ્ત નથી; જો તેમ હોય તો આપણે આપણા શરીરને સારી તંદુરસ્તીમાં લાવવા માટે જે અથાગ 'યત્નો' કરીએ છીએ તે ન કરવા પડે. આ જ બતાવી આપે છે કે આપણે પૂર્ણ દશામાં નથી. કુદરત આ જોઇ શકે છે, અને અગાઉથી તે આપણને કેટલીક ચેતવણી આપે છે. આથી આપણને આ નકામા અને રોગ ઉત્પન્ન કરનાર મળને બહાર કાઢવાની તક મળે છે. આ ક્રિયા દરમ્યાન ભૂખ જતી રહે છે; જીભ પર છારી વળે છે; શ્વાસ ગંધાય છે; અને શરીર દરેક આવેવો દ્વારા મળને બહાર કાઢે છે. કુદરતનો આ પ્રયત્ન દરદીના દરદ પ્રમાણે થોડા અથવા લાંબા સમય સુધી ચાલે છે. કેટલાકને આ ઘર સાફ કરવાને થોડાં દિવસ જોઇએ, કેટલાકને કેટલાંક અઠવાડીઆં પણ જોઇએ.

જ્યારે શરીર તદ્દન સાફ થાય છે ત્યારે કુદરત પોતાની મેળે તે સ્થિતિ અચૂક ચિન્હોથી બતાવશે. કુદરતી ભૂખ લાગે છે; છારી જતી રહી જીભ ચોકખી બને છે; શ્વાસ સુગંધી બને છે; નાડી નિયમિત ચાલે છે; અને શરીરની ગરમી ઠેકાણે આવે છે. અહીંઆ એક બાબત ખાસ ભાર દઇને કહેવાની છે કે પૂર્ણ અપવાસથી જ ભૂખ ઉઘડે છે, અપૂર્ણથી ઉઘડતી નથી. આ સ્થિતિ આપણને ચેતવણી આપે છે કે હવે શરીરને ખોરાક જોઇએ છે અને આ વખતે ખોરાક લેવામાં ન આવે તો પછી 'ભૂખમરો' શરૂ થાય છે.

હવે આપણે 'ઉપવાસ' અને 'ભૂખમરો' વચ્ચે રહેલો ભેદ ટુંકાણમાં સમજી શકીશું: ખાવું છોડયું ત્યાંથી તે કુદરતી ભૂખ જાગે ત્યાં સુધીના વખતને 'ઉપવાસ' કહેવો, અને કુદરતી ભૂખ ઉઘડયા પછી આહાર ન લેવાથી મૃત્યુ થાય ત્યાં સુધીના સમયને 'ભૂખમરો' કહેવો. પહેલી સ્થિતિ લાભકર્તા હોઇ આપણને નિરોગી કરે છે; જ્યારે બીજી સ્થિતિ હાનિકર્તા હોઇ શરીરનો નાશ કરે છે. કોઇ ભૂખમરો વેઠવાનું કહેતું નથી. પણ મને એક વાર ફરીથી કહેવા દ્યો કે નિયમિત રીતે કરેલો ઉપવાસ નિરોગી બનવાનો રામબાણ ઇલાજ છે, અને તે બીજા બધા ઉપાયો કરતાં શ્રેષ્ઠ છે.

"ઉપરની વસ્તુસ્થિતિ જાણ્યા બાદ કોઇકને એવો ખ્યાલ આવે કે 'હું ખાણું ખાઇ શકું છું એટલે મને ભૂખ લાગેલી હોવી જોઇએ, અને તેથી મને ઉપવાસની જરૂર નથી: આથી હું સારી તંદુરસ્તી ભોગવું છું એ સાબીત થાય છે." પણ આવે વખતે લાગેલી ભૂખ 'ખરી ભૂખ' નથી, પણ 'સમયની ભૂખ' છે. દિવસમાં ત્રણ વખત ખાવાની ટેવ હોય તો આપણા શરીરમાં એક જાતની તાલ બધ્ધતા બંધાઇ જાય છે; જેથી હંમેશના ભોજન સમયે પેટ ખોરાક માટે તલપાપડ થઇ રહે છે. જો આ સમયે કંઇ આહાર ન લઇએ અને ફક્ત ઠંડા પાણીનું એક પ્યાલું પી મનને બીજી પ્રવૃતિઓમાં દોરીએ તો આ 'સમયની ભૂખ' જતી રહે છે અને ખોરાક ઉપરથી મન ઉઠી જાય છે. ટુંકામાં આપણે જેને 'ભૂખ મરી ગઇ' એમ કહીએ છીએ તે સ્થિતિ આવે છે.

પણ જો શરીરને ખોરાકની જરૂર જ હોય તો ઉપરની સ્થિતિ આવવી અશક્ય છે કુદરતી ભૂખની સ્થિતિમાં ખોરાક પરની રૂચિ જતી રહેતી નથી; પણ 'ભૂખમરા'માં જેમ દર કલાકે ખાવાની રૂચિ વધતી જાય-એક જાતનું દુઃખ થાય છે તેવું દુઃખ જો ખોરાક લેવામાં ન આવે તો થવું જોઇએ. જેને આપણે 'ભૂખ મરી ગઇ' એમ કહીએ છીએ તેવી સ્થિતિમાં ખોરાક ન લેવાથી, શરીર તેના પોતાના ઉપર આધાર રાખી અંદરના વધારાના ખોરાકને ખાવા માંડે છે.

ઉપવાસના અખતરાઓથી એ પુરવાર થયું છે કે, ઉપવાસ પછી શરીરની શક્તિ, વજન, અને નાઇટ્રોજનનું પ્રમાણ સાચવવા માટે ઘણો ઓછો ખોરાક જોઇએ છે. વળી ઉપવાસથી શરીરયંત્ર વધારે સારૂં બને છે. તથા એ પણ સાબિત કરવામાં આવ્યુ છે કે ઉપવાસથી સારી સ્થિતિ ઉત્પન્ન થયા બાદ, પ્રસંગોપાત બેત્રણ દિવસના ઉપવાસથી ઉછરતાં પ્રાણીઓના બળ અને વૃદ્ધિમાં સારો વિકાસ થાય છે. આ બતાવે છે કે બચ્ચાંઓની ગંભીર વ્યાધિમાં અપવાસ નુકસાન કરતો નથી. પુખ્ત ઉમરનાં માણસો આવે પ્રસંગે નાના કરતા વધારે દિવસના ઉપવાસ કરી શકે છે.

'ઉપવાસ' અને 'ભૂખમરા'નો ભેદ હમેશા યાદ રાખવો જોઇએ. આ બહુ જ અગત્યનો છે. આ બન્ને સ્થિતિ વચ્ચે રહેલો ભેદ (કે જે ઘણા માણસોના મનમાં અને ખાસ કરીને વૈદ દાકતરોના સમાજમાં અવળી રીતે સમજવામાં આવ્યો છે) અહીં ઘણી જગ્યાએ, સમજાવવામાં આવ્યો છે. ફરીથી એક વાર કહેવાની જરૂર છે કે 'ભૂખમરા'થી શરીર નાશ પામે છે; જ્યારે 'ઉપવાસ'થી શરીર વ્યાધિરહિત બની, નિરોગી અને તાજું બને છે. આ ગ્રંથમાં ફક્ત વ્યધિગ્રસ્ત દશાઓમાં ઉપવાસ કરવાની જરૂર છે એ બતાવવામાં આવ્યું છે; પણ તંદુરસ્તીમાં તેની જરૂરીઆત વિષે ચર્ચા કરવામા આવી નથી.

અહીંઆ ચર્ચવામા આવેલો ઉપવાસ જીવનશક્તિને વ્યાધિમાથી બચાવવાનો એક શાસ્ત્રીય ઇલાજ છે. આ ઉપવાસથી શારિરીક અને માનસિક બળોને નવું ચેતન મળે છે. આ ઇલાજના સાચા ઉપયોગથી ઘણા રોગો દુર થાય છે.



નાઈરોબીનો એક રસ્તો–સીક્સ્થ એવેન્યુ

# કેનીઆ વિષે કાંઈક

મૂળ લેખક : મી. શમ્સુદ્દીન    અનુવાદક : "એ પી"

હિન્દની સામાન્ય જનતામાંથી કોઈને પૂછો કે 'કેનીઆં ક્યાં આવ્યું ? તો તે કાં તો મ્હોં પહોળું કરી પોતાની અજ્ઞાન દશા જણાવશે કે કાં તો જવાબમાં કહેશે કે આફ્રીકાના કોઈ અંધારા ખુણામાં કેનીઆ આવ્યું હશે. અથવા તો બહુ બહુ તો એમ કહેશે કે ત્યાં ૧૯૨૩ની સાલમાં હિન્દીઓને બહુ દુઃખ પડતું અને એ દુઃખી દશા સામે હિન્દીઓએ પોતાનું માથું ઉંચક્યું હતુ. બસ–કેનીઆ વિષે સામાન્ય હિન્દીને વધારે જ્ઞાન જ નથી, જરૂર પણ જણાતી નથી. કારણ કે 'આફ્રીકા'એ શબ્દના ઉચ્ચારની સાથે જ ઘણાને એવો ખ્યાલ આવે છે કે આફ્રીકા એટલે રણનો, જંગલી. અશિષ્ટ, અસભ્ય પ્રદેશ. આવા ખોટા ખ્યાલ માત્ર હિંદીઓમાં જ નહિ, પણ પશ્ચિમમા યે પ્રવર્તી રહ્યા છે. ત્યાં પણ ઘણા જ ઓછા માણસોને કેનીઆ અને આફ્રીકાની વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ છે

આથી કેનીઆવાસી અંગ્રેજ લોર્ડ કેનવર્થે 'ઘડાતુ જતુ એક સંસ્થાન' નામનું એક ન્હાન કડું પુસ્તક પ્રસિદ્ધ કરીને કેનીઆ વિષેનું અંગ્રેજોનું અજ્ઞાન દૂર કરવા પ્રયત્ન કર્યો છે. પણ છેલ્લા મહા વિગ્રહ પછી યૂરોપના મ્હોટા ભાગની જનતાનુ અજ્ઞાન ટળી ગયું છે, કારણ કે ઘણા સૈનિકો લગભગ દરેક દેશના આ સ્થાનમાં ફરી વળ્યા છે, ને આફ્રીકાનાં તેમનાં સુંદર વખાણોથી લલચાઈને સેંકડો ગોરાઓ દરેક બોટમાં યૂરોપથી આવીને આફ્રીકામા કાયમનો વસવાટ કરવાના ઇરાદે ઉતરે છે.

અને વળી ગયે વરસે વેંબલીના પ્રદર્શનમાં કેનીઆની સરકારે હજારો પાઉંડનો ધુમાડો કરીને કેનીઆમાં વસવા માટે ગોરાઓને લલચાવ્યા છે. કેનીઆ વિષે શરૂઆતથી પેસી ગયેલા ખોટા ખ્યાલો દૂર કરવા ત્યાંની દરેકે દરેક વિગત–જમીન, જંગલ, તળાવ, સરોવર, નદીઓ, નહેરો વગેરેના, નકશા બનાવરાવીને વેંબલી પ્રદર્શનના પૂર્વ

આફ્રીકાના વિભાગમાં ત્યાંની સરકારે ગોઠવ્યા હતા. ઇ. સ. ૧૯૨૩માં કેનીઆની ધારસભાએ દશ હઝાર પાઉંડ એટલા વાસ્તે મંજુર કર્યા હતા કે લંડનમા એક ખબરખાતુ સ્થાપીને કેનીઆની જાહેરાત કરવી, પણ સંસ્થાન ખાતાના પ્રધાન એ ઠરાવની વિરૂધ પડવાથી તેનો અમલ થઇ શક્યો નહોતો, પણ એ ઠરાવનો ઉદ્દેશ વંઝવી પ્રચારનથી તદ્દન સફળ થયો છે અને તેથી કેનીઆમાં સંખ્યાબંધ ગોરાઓ વસવાટ કરવા થોડા વખતમાં આવી પડે એવો ઘણો સભવ છે

અંગ્રેજોનો ખોટો મત કરવાના પ્રયત્નોની નોધ તો આટલી થે છે, પણ હિંદીઓના મગજમા પેસી ગયેલા કેનીઆ વિષેના ખોટા ખ્યાલો દૂર કરવા શા પ્રયત્નો થાય છે? કાઇ જ નહિ કેનીઆમા અને આખાં હિંદમાં આપણે કેન્ડેર સભાઓ ભરી છે, લડન પ્રતિનિધિમંડળો મોકલ્યા છે અને ડાઉનીગ સ્ટ્રીટમા માગવા જનારને મળે તેવા બધા અપમાન સેંકડો અને હઝારો પાઉન્ડને ખરચે ખરીદ્યા છે; ને પછી આપણે ઇશ્વર પર આધાર રાખી ચૂપચાપ બેસી રહ્યા છીએ આપણે હિંદમા કે બીજે કયાય વ્યવસ્થિત, રચનાત્મક કામ જેવુ કાંઇ પણ ભાગ્યે જ કરી શકીએ છીએ એક વાર વણમાગ્યે મળતો કેનીઆનો ઉચ્ચ પ્રદેશ આપણે ગુમાવ્યો છે ને તે સદાને માટે! એ આપવાની દરખાસ્ત આપણી પાસે રજુ થઇ ત્યારે આપણે કહ્યું કે અમારે કાંઇ આફ્રીકાની કબરોમાં સૂવુ નથી. છતાં આજે આપણને લાગે છે કે તે વખતે આપણે એક ઉમદા તક ગુમાવી કારણ કે આપણે જોઇએ છીએ કે એ પ્રદેશની હવા હિંદના કોઇ પણ હવા ખાવાના સ્થળ કરતાં વધારે સારી અને પ્રાણદાયક છે. હું એ પ્રદેશમાં છેલ્લા ચોવીસ વરસથી રહુ છું; છતાં કોઇ વખત ૨૪ કલાક પણ માંદો રહ્યો નથી અને લાહોરમાં ત્રણ માસ રહ્યો પણ કોઇ વખત ત્રણ દિવસ સામટા સાજો રહ્યો, હોઉં એમ મને યાદ નથી

હાલ કેનીઆમા સરકારે લાખો એકર નીચી જમીન હિન્દીઓ માટે અલગ રાખી છે. આ નીચી જમીનની હવા, અલબત, પેલા ઉચ્ચ પ્રદેશ જેટલી પ્રાણદાયક તો નથી જ; પણ જ્યા હરહમેશ કોઇ ને કોઇ ચેપી રોગ ફેલાઇ રહેલો હોય એવા હિંદના મ્હોટા ભાગના પ્રદેશ કરતાં એ જગા જરૂર વધારે સારી છે.

પૂર્વ આફ્રીકામાં પ્રવેશ કરવાના મુખ્ય દ્વાર રૂપ ગણાતુ મોમ્બાસા એ મુંબઇથી કેનીઆ આવતાં પહેલું બંદર છે મુબઇથી દર પખવાડીએ ઉપડતી સ્ટીમરો આશરે આઠ દિવસમાં મોમ્બાસા પહોચાડે છે. અને મુસાફરીના પહેલા વર્ગના રૂ ૩૨૫, બીજા વર્ગના રૂ. ૨૦૦ ઇંટરમીજીએટના રૂ ૯૦ અને ડેકના રૂ ૬૦ ભાડાના ભરવા પડે છે. વળી યુગાંડા રેલ્વે જે આફ્રીકાની મધ્યમાં મસરેલી છે તેનું પણ દરિયાઇ છેલ્લુ સ્ટેશન અથવા ટર્મીનસ મોમ્બાસા જ છે એટલે કેનીઆ જવા ઇચ્છનારને મોમ્બાસા જ ઉતરવું પડે છે ને ત્યાંથી રેલમાર્ગે પોતાના સ્થળે જઈ શકાય છે આ રેલ્વે રાજ્ય તરફથી ચલાવવામાં આવે છે અને હિંદી રેલ્વેઓમા પડતી હાડમારીના હિસાબે આ રેલ્વેમાં સારી સગવડ છે એમ કહી શકાય.

કેનીઆનું પાટનગર નૈરોબી છે, ને તે મોમ્બાસાથી ૩૨૫ માઈલ દૂર આવેલું છે. મોમ્બાસાથી ઉપડતી મેઇલ ગાડીમાં બેસનાર પહેલા વર્ગના પાઉંડ ૪-૧૦-૦, બીજા વર્ગના ૩-૦-૦ અને ત્રીજા વર્ગના શી ૦-૧૫-૦ ભરીને વીસ કલાકમાં નૈરોબી પહોંચી શકે છે. મોમ્બાસા અને નૈરોબી વચ્ચેની મુસાફરી ગમે તેવા સુકકા મનના મુસાફરને પણ આનંદી બનાવે તેવી છે. ત્યાંનાં કુદરતી દ્રશ્યો મુસાફરને હેરત પમાડે તેવાં છે એનું વર્ણન નીચેના શબ્દોમાં બ્રીટીશ શહેનશાહતની એનસાઇક્લોપીડીઆ લખનારે ટુંકમાં અને અક્ષરશઃ સત્ય કર્યું છે:—

"મોમ્બાસાનો ટાપુ છોડયા પછી રેલ્વે લાઇન

ધાડા જંગલમાં પ્રવેશ કરે છે; અને દર માઇલે એ જંગલ વધારે ને વધારે સુંદર બનતું જાય છે. વચ્ચે વચ્ચે રબર, કેળાં, કપાસ, વગેરે ઉપયોગી ચીજોનાં વાવેતરવાળાં ખેતર પણ નજરે પડે છે. કોઇક ખેતર ઉજ્જડ પડયાં હોય છે, તો વળી કોઇમાં દેશીઓએ મકાઈ, બટાટા, બાજરી વગેરેનાં વાવેતર કર્યાં હોય છે. અહીંના બટાટા બહુ મીઠા હોય છે. અહીં વવાયલાં અને ઉગેલાં પુષ્કળ શાકભાજીથી આ પ્રદેશ દરેક દિશામાં અતિશય રમણીય લાગે છે. વળી પાછી રેલ્વે લાઈન જંગલમાં એક વાંક લઇને પ્રવેશ કરે છે; ને આ બાજુનાં જંગલનાં ૧૯ની સુલેહ પહેલા આ પ્રદેશ જર્મન ઇસ્ટ આફ્રીકાનો હતો: અને હાલ ટાંગાનીકાના પ્રદેશમાં ગણાય છે. આ રસ્તે જેમ જેમ આગળ વધો તેમ તેમ વધારે ઠંડી તથા પ્રાણદાયક હવા આવતી જાય છે. સીબા (એટલે સિંહનો પ્રદેશ) આગળથી ખાડા ટેકરાને બદલે મ્હોટાં મેદાનો આવવાં શરૂ થાય છે, અને અહીંનો દેખાવ બીજે જડવો મુશ્કેલ છે. દરેક જાતનાં જંગલી વિકાળ પ્રાણીઓ આ મેદાનોમાં ફરતાં, દોડતાં, લ્હડતા, તોફાન કરતાં ને એક બીજાને ખાવા ધાતાં નજરે પડે છે. અને હવામાં યે ગીધ જેવાં જંગલી પક્ષીઓ



મેઇન સ્ટ્રીટ—મોમ્બાસા

ખાસ ફૂલઝાડ પણ ખાસ આનંદ આપે એવા દેખાવનાં નજરે પડે છે. આ જંગલોમાં 'વાનીકા' નામની શાંતિપ્રિય જાતિ વસે છે.

"તારૂ જંગલ જે કાંટાળા ઝાડ અને છોડવા ઓથી ભરપૂર મ્હોટો પ્રદેશ છે તે પહેલા સો માઇલની મુસાફરીમાં જ આવી જાય છે. તે પૂરું થતાં જ વોઇ સ્ટેશનથી કીલીમાંજારોનો ભવ્ય પ્રદેશ શરૂ થાય છે. ત્યાં જમીનથી ૧૯૦૦ ફીટ ઉંચે આકાશમાં જનો પર્વત માલુમ પડે છે. ૧૯

મ્હોટા ટોળામા પોતાના શિકારની રાહ જોતા દેખાય છે. આથી વધારે ભયાનક દ્રશ્ય અહીંના મેદાનમાં નજરે પડે છે. જાણે કે કોઇ પ્રાણીવિજ્ઞાનના પ્રદર્શનમાંનાં બધા જ પ્રાણીઓને છૂટાં ન મૂકી દીધાં હોય?

"આ શિકારીનું સ્વર્ગ દર વરસ સંખ્યાબંધ શિકારીઓને પોતાના તરફ આકર્ષે છે."

કેનીઆ સંસ્થાનનો વિસ્તાર ૨૪૮૦૦૦ ચોરસ માઇલ હોઇ તેમાં આશરે ૨૫૨૯૧૨૩ છવ વસે

છે; જેમા ૩૫૯૮૨ એશીઆવાસીઓ અને ૯૬૫૧ યુરોપીઅનો પણ છે.

૧૯૨૧ના વસ્તીપત્રક મુજબ નૈરોબીની વસ્તીમાં ૧૬૦૦૦ નેટીવો, ૯૩૬૧ એશીઆવાસીઓ અને ૨૩૩૯ યુરોપીઅનો છે.

અંગ્રેજ લેખકોએ પોતાનાં લખાણોમા બહારની દુનીઆને એવો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે કે કેનીઆમાં હાલ એવા જ હિંદીઓ રહ્યા છે કે જે ૧૮૯૫માં યુગાન્ડા રેલ્વે બાંધવા માટે કામદારો તરીકે ગયા હતા 'હિંદી પ્રશ્નો' એ નામના પોતાના પુસ્તકને ૨૫૪મે પાને બીશપ વ્હાઇટહેડ કેનીઆ વિષે લખે છે કે '૧૮૯૬ માં સરકારે હિન્દી કામદારોથી રેલ્વે બાંધવાનો વિચાર કરવાથી આશરે ૨૦૦૦૦ હલકી કોમના કામદારો તથા સંખ્યાબંધ કારકુનો, કારીગરો, વેપારીઓ વગેરેને હિન્દથી આયાત કરવામાં આવ્યા આથી નાતાલની માફક કેનીઆમા પણ એમ જ બન્યું કે રેલ્વે સાથેની નોકરીની મુદ્દત પૂરી થયા પછી પણ હિન્દીઓના મોટા ભાગે કેનીઆમા જ રહેવાનું પસંદ કર્યું.'

આ વાત ઘણે અંશે ખોટી છે. ૧૮૯૫મા કેનીઆ ગયેલા કામદારો નીચ કે હલકી કોમના હતા જ નહિ. એ લોકોમાંના ઘણા ખરા પંજાબની રેલ્વેઓ પર જે સામાન્ય સ્થિતિના હિન્દુ મુસલમાનો નોકરી કહે છે તે જ વર્ગના એ કામદારો હતા. નાતાલ ગયેલા દક્ષિણ હિંદના કામદારો કરતાં આ કામદારો તદ્દન જૂદા જ પ્રકારના હતા. અને પોતાની નોકરીની મુદ્દત પૂરી થયા પછી એ લોકો બીશપના જણાવવા મુજબ કેનીઆમાં જ નથી રહ્યા; પણ તરત જ પોતપોતાને ઘેર પાછા ફર્યા છે. એમાંના ઘણા જ થોડા આજે કેનીઆમાં મળી શકે.

કેનીઆના હિન્દીઓ આજે મ્હોટે ભાગે ખોજા અને મુંબઇ ઇલાકાના પટેલો છે. ખોજાઓ ત્રણ પેઢીથી કેનીઆ અને તેની આજુબાજુમાં રહે છે; અને અહીં આવેલા ખોજાઓમાંથી ઘણા ઓછા હિંદ પાછા ગયા છે. ઘણા તો જનમ્યા છે અને મ્હોટા પણ અહીં જ થયા છે. નૈરોબીમાં ઘણે ભાગે પંજાબીઓ છે ને તેઓ કારકુન, કારીગર, દુકાનદાર વગેરે જૂદા જૂદા ધંધા કરે છે. આજે કેનીઆમાં હિન્દી મજૂર કે કામદાર જડતો નથી.

આજના કેનીઆવાસી હિન્દીઓમાં મોટે ભાગે પંજાબ અને મુંબાઇ ઇલાકાના સામાન્ય વર્ગના માણસો છે

કેનીઆના હિન્દીઓનું સામાજીક જીવન બીજાઓ માને છે તેટલું શુષ્ક નથી સનાતનીઓ, આર્યસમાજીઓ, જૈન, સીખ, મુસલમાન, ખોજા વગેરે લગભગ દરેક આગેવાન મત અને પંથના ધાર્મિક સમાજો, સામાજીક મંડળો, મોજમજાહની સંસ્થાઓ છે. અને સનાતની તથા આર્યસમાજી, સુન્ની તથા અહમદી વચ્ચે જે ધાર્મિક મતભેદ અને તકરારો વરસોથી હતગી આવી છે તે કમનસીબે કેનીઆમા પણ અસ્તિત્વમા છે. માત્ર આટલું જ બાદ કરતા હિન્દુ મુસલમાન અહીં એક છે. અહીંનો 'નેટીવ' નોકર હિન્દુ મુસલમાન બન્ને કોમની સરખી સેવા કરતો હોવાથી એ બે કોમ વચ્ચેનો ઘણો ભેદ નાશ પામ્યો છે અને રાજકીય બાબતમાં તો ખરેખર એકતા છે. અહીં સીનેમા, નાટક, સંગીત શાળાઓ, કસરતશાળા, અખાડા વગેરે પણ સારી સંખ્યામાં અને દરેક અગત્યને સ્થળે છે

નીચી જમીનના ગરમમાં ગરમ પ્રદેશમાં આવેલા મોમ્બાસા, કીસુમુ વગેરે જગાએ આબોહવાનું પ્રમાણ વધારેમાં વધારે ૭૮ અને ઓછામાં ઓછું ૭૩ અંશ જેટલું હોય છે. આ સ્થળોમાં છેલ્લાં એકવીસ વરસમાં પડેલા વરસાદનું સામાન્ય પ્રમાણ ૪૬-૪૯ ઇંચ આવે છે.

અહીં નાળીએર, મગફળી (ભોંયસીંગ) વગેરે લીલો સુકો મેવો મ્હોટી સંખ્યામાં મળી શકે છે; અને ત્હેના ભાવ હિન્દના પ્રમાણમા ઘણા ઓછા



ગવર્નમેન્ટ રોડ–નાઇરોબી

છે. કપાસના બીનો તો અહીં બહુ વિચિત્ર ઉપયોગ થાય છે. જેટલાં વવાઇ શકે તેટલાં વાવ્યા બાદ લોકો તેનો લાકડાં અને કોલસાને બદલે ઉપયોગ કરે છે–અર્થાત્ તેનો નિર્દયપણે દુરૂપયોગ કરે છે.

કેનીઆમાં કોઇ પણ જાતનો ધંધો ઉદ્યોગ કરવામાં કોઈ હિન્દી હજી સુધી નાસીપાસ થયો નથી. અહીં આવા ઘણા ઉદ્યોગો છે કે જેમાં હિન્દીઓ બહુ સારી રીતે ફાવી શકે. અહીં માછલાં ધીનો સામાન્ય ભાવ બધી જાતના ખોરાકના આશીર્વાદ છે. એની હિન્દમાં નિકાસ કરવાનો ધંધો પણ ઓછો ફાયદાકારક નથી. તે સિવાય સાબુ બનાવવાના, તેલ બનાવવાના, ચામડાં કેળવવાના, બટન બનાવવાનો વગેરે ધંધાને માટે પણ અહિં હજી સુધી બહુ વિશાળ ક્ષેત્ર છે.

કિનારા પરનું સ્ટેશન મોમ્બાસા દરિયાની સપાટીથી ૫૦ ફીટ ઉંચે અને વીક્ટોરીઆ ન્યાંઝા નજીક આવેલું કીસુમુ ૩૮૮૦ ફીટ ઉંચે આવેલું છે જેથી જમીનનો અર્થ એવો સમજવાનો છે કે દરિયાની સપાટીથી ૪૦૦૦ ફીટથી વધારે ઉંચી નહિ તેવી.

હજી સુધી કેનીઆમાં લાઇસન્સ મેળવીને શિકાર ખેલવાની હિન્દીઓને છૂટ છે; અને આ દેશ તો શિકારી માટે સ્વર્ગ સમાન છે. દાતીઆના મહારાજા, નામદાર આગાખાન વગેરે અહીં શિકારનો શોખ ભોગવી ગયા છે; અને બીજાઓ પણ ન આવે એવું કાંઇ જ નથી. કેનીઆમાં તો ૧૭ વરસના જુવાન બાળકો પણ સિંહનો શિકાર કરી શકે છે. અને આવા હિમ્મતવાન શિકારીઓમાં હિન્દીઓની પણ સારી સંખ્યા હોય છે.

ગોરાઓનો અહિં વસવામાં એક ઉદ્દેશ એ પણ છે કે હિન્દીઓને કેનીઆમાંથી કહાડી મુકવા; અને હિન્દીઓ તો માત્ર કેનીઆમાં રહેવા માગે છે, એટલું જ નહિ પણ ગોરાઓની બરોબર હક ભોગવીને રહેવા માગે છે; કારણ કે કેનીઆમાં વસવાટ કરવાની શરૂઆત અને કેનીઆને વસવા લાયક બનાવવાની મહેનત ગોરાઓએ નહિ, પણ હિન્દીઓએ કરી છે.

પણ કેનીઆની સરકાર હિન્દીઓનો સામાન્ય હોય–હંમેશ મળેલી તક ગુમાવ્યા પછી જાગીને શોક કરવાનો–જાગી ગઇ લાગે છે. એક વખત એવો હતો કે જ્યારે હિન્દીઓને ઉચ્ચ પ્રદેશ આપવાની

જાહેરાત સરકારે કરી હતી તે પર ટેવ મુજબ આપણે ખૂબ ગંભીર વિચાર કરતા રહ્યા તેટલા વખતમાં તો ગોરાઓએ હેનો કબજો લઇ લીધો. પછી નીચ પ્રદેશ આપણે માટે ખુલ્લો મૂકાયો. અને આપણે આપણને થયેલો અન્યાય દૂર કરાવવા માટે લડવા રહ્યા તેટલામાં તો ગોરાઓએ નીચ પ્રદેશની પણ સેંકડો એકર જમીન લઇ લીધી છે. થોડા વખત પછી આપણને માલૂમ પડયું કે એ પ્રદેશ તો ખૂબ ફળદ્રુપ છે ત્યારે ગોરાઓ પાસેથી તેમને મફત મળેલી જમીન આપણે ભારે કિંમત આપી ખરીદી. આમ આપણે જાતે જ ગોરાઓને ભારે લાભ કરી આપ્યો.

સરકારને ફરી વિનંતિ કર્યાથી તેણે ફરીથી પાછી લાખો એકર જમીન આપણને લગભગ મફત આપવા કહાડી છે. પણ હજી સુધી આપણે તેનો લાભ લેવાની દરકાર કે કાળજી કરી નથી. સરકારે ચોકખી ચેતવણી આપી છે કે યોગ્ય મુદતમા હિન્દીઓ આ જમીન માટે માગણી નહિ કરે તો તે બીજાઓને આપી દેવામા આવશે, અને થશે પણ તેમજ. ગોરાઓ આ જમીન પણ લઈ લેશે, તેને કેળવશે; અને એની ફળદ્રુપતા આપણે જોશું એટલે હાલ મફત મળતી જમીનના ગોરાઓને સેંકડો રૂપીઆ આપી તેમની પાસેથી તે લેશું. આ હાલ અપાતી જમીન ટાના નામની વિશાળ નદીની પાસે આવેલી હોઈ અતિશય ફળદ્રુપ છે. અને ચોખા, મકાઈ, શેરડી, સીસલ, તંબાકુ, નાળીએર તથા આફ્રીકન દાણાનો બહુ સુંદર પાક એમા થઇ શકે તેમ છે. આ તક જતી કરવામાં આવશે તો ફરી આવી બીજી તક નહિ જ મળે એની તો સહુ કોઇએ ખાત્રી રાખવી જોઇએ

અહીંના ગોરા વસાહતીઓના બરોબરીના હક મેળવવા માટે એમના જેવા જ વર્ગના હિંદીઓ અહીં હોવા જોઇએ. ગોરાઓનો મ્હોટો ભાગ ખેડૂતો છે—થોડાક લોર્ડ, સરનાઇટ, લશ્કરી અમલદારો (નિવૃત્ત થયેલા) કે એવા બીજા પદવીવાળા માણસો પણ હશે. પણ હિન્દીઓમાંનો મ્હોટો ભાગ તો કારકુનો, દુકાનદારો કે કારીગરો જ છે.

કેનીઆમાં વસવાટ કરવા માટે હજી સુધી કોઈ જાતનો પ્રતિબંધ નથી; અને કદાચ મુલ્તવી રાખવામાં આવેલું ઇમીગ્રેશન બીલ ફરી અમલમાં મૂકવામા આવે તો પણ કારકુનો, કારીગરો કે ન્હાના દુકાનદારો વિના બીજા કોઇને હિન્દથી અહીં આવવાની મના થવાની નથી.

અહીં એક ચોકખો પ્રશ્ન છે ગોરાઓ હિન્દીઓને કેનીઆમાથી હાંકી કહાડવા ઈચ્છે છે એ ચોકખી વાત છે. પણ તેથી હિન્દીઓ ગોરાઓથી ડરીને કેનીઆમાંથી ભાગી જવા માગે છે? કે આપણાજ દેશબન્ધુઓએ જેને વસવા લાયક દેશ બનાવ્યો હેમાં રહેવાનો પોતાનો હક પૂરવાર કરી હેનો પૂરો લાભ લેવા માગે છે?

જો અહીંથી ન્હાસી જ છૂટવુ હોય તો વળી અહીંઆ રાજકીય હક્ક માટેની બધી માથાફોડ શા માટે કરવામાં આવે છે? પણ એ માથાફોડ થાય છે તે પરથી જ કેનીઆમા પોતાના હક સ્થાપવાની હિન્દીઓની વૃત્તિ સ્પષ્ટ થાય છે. પણ જો એ વૃત્તિ ખરેખર જ હોય તો હિન્દમાંથી કેનીઆ માટે માત્ર કારકુનો અને કારીગરોનો જે નિકાસ થાય છે તેને બદલે ખેતીવાડીમાં રસ લેનારાઓ અને ઓછામા ઓછી સાધારણ મૂડીવાળા હુન્નરઉદ્યોગના પ્રચારકોએ કેનીઆ આવવું જોઇએ.

હિન્દમાં હાલ ચારે તરફ ભૂખમરો, ગરિબાઇ, દુકાળ, અનારોગ્ય વગેરેની બૂમો પડી રહી છે. ભૂખમરાનું એક કારણ એ પણ છે કે દેશના ઉત્પન્નના પ્રમાણમાં વસ્તી વધારે હોય. જો હિન્દમાં આ સ્થિતિ હોય-અને છે એ વિષે ભાગ્યે જ બે મત હશે—તો કેનીઆ જેવી સોનાની ખાણનો લાભ શા સારૂ ન લેવો? (સંપૂર્ણ)




અકસ્માત જોયું કે તે મારા સામો બાગની માફક જોઈ રહ્યો છે

ચિત્રકાર: રા. રા. "મીત્રી"

## મહેન્દ્રની કથા

મારા સ્ટુડિયોને લગોલગ આવેલા એ માળના મકાને તે દિવસે મારું જેટલું ધ્યાન આકર્ષ્યું હતું, તેટલું કદી પણ આકર્ષ્યું હોય તેવું હું જાણુતો નથી. એ મકાન લીલા હરિયાળા મેદાનના ગાલિચા પર થુવેરની વાડથી ઘેરાએલું હતું.

કલાકારની દૃષ્ટિએ જે કંઇ સુંદર જણાય તે બધું મારા રહેઠાણવાળા ગામને અરપી દેવામાં પ્રકૃતિદેવીએ બાકીનાઇ કરી નહોતી; તે ઉપરાંત એ દાનને મનુષ્યોએ પણ કૃત્રિમતાના ભપકા નીચે દાબી દીધું નહોતું. પ્રાકૃતિક સૌંદર્યમાં કાયદાની કલમોને તરબોળ કરવા માટે જ મોટા ભાઇએ અહીં વકિલાત શરુ કરી હતી કે નહિં, તે તો હું જાણુતો નથી પરંતુ મને લાગે છે કે લાંબા કાળથી ઇચ્છતો હતો તે ચીજ અહીં આવ્યા બાદ મને મળી ચૂકી છે.......મોટાભાઇ વકિલાત કરતા. ભાભીએ ઘરસંસાર ચલાવવા માટે નીચલો માળ પસંદ કરી લીધો હતો. મેં બીજે માળે અગાશીમાં આવેલો ઓરડો સ્ટુડિઓ માટે પસંદ કર્યો હતો. ત્યાં બેઠાં બેઠાં મારી નજર સન્મુખ જે દૃશ્ય પડતું તે જોઇ મારું ગાંડું હૃદય આનંદથી નાચી ઉઠતું.

થોડે દૂર નાના મોટા પહાડો આકાશ તરફ મુખ કરી કેટલા યુગો થયાં ઉભા છે, તે કોઇ જાણતું નથી. તેની તળેટીમાં લીલું હરિયાળું મેદાન ને ઉપર નીલ આકાશ પ્રસરી રહ્યું છે. એવું જણાતું હતું કે એ લીલા મેદાન પર થઇ પર્વતના શિખર પર ચઢી ઉભા રહેતાં હાથ લાંબો કરતાં જ આકાશ હાથમાં આવે. પહાડના શિખર પરથી જ્યારે પ્રકાશનાં કિરણો કૂદી પડતાં હતાં, તરતાં તરતાં મારા તરફ દોડી આવતાં હતા ત્યારે હું મુગ્ધ નયને જોઇ રહેતો; અને જ્યારે આખો દિવસ રમ્યા બાદ સાંજ પડવે પશ્ચિમ બાજુના પહાડોની પાછળ એ રમ્ય

કિરણો છુપઇ જતાં ત્યારે તેના દર્શનથી ઉદ્દભવતા રસપ્રવાહથી મારું અંતર ઉભરાઇ જતું.

બાહ્ય જગત સાથે લેણદેણનો સંબંધ હું રાખતો જ નહિ. મારી મરજી મુજબ કોઇ અલૌકિક ખ્યાલને વશ થઇ મારા દિવસો ભાદરવા માસની નદીની પેઠે વહ્યા જતા હતા. અને મારા બાહ્ય જગતની વ્યવસ્થાની જવાબદારી મારા મમતાળુ ભાભીમાંઇને માથે ચઢાવી હું મારી રંગીન કલ્પનાનદીમાં તર્યા કરતો હતો. સવારનું સુંદર આકાશ, સાંજની વિવિધરંગી અભ્રજાળ, વગેરે પ્રાકૃતિક દેખાવોની મારી છબીઓ કોઇ વખતે વેચાતી તો કોઇ વખતે ઘરમાં પડી પડી હવા ખાતી, પણ તેથી મને કોઇ પણ જાતનો હરખશોક થતો નહિ, તેમ તે બાબતનો હિસાબ આપવાની ફરજ પણ મને કોઇ પાડતું નહિ ... ..

પરંતુ અકસ્માત કોઇએ મને જણાવી દીધું કે મારા આ સ્વપ્નમય જીવન કરતા પણ મધુર એવુ કંઇક આ જગતમા છે. તારીખ તો મને યાદ નથી પણ તે ક્ષણ તો મને બરાબર યાદ છે. બપોર પછીનો સમય એક ચિત્ર દોરવામા ગાળી હું થાકી ગયો હતો. તેથી અગાશીમા આંટા મારતો હતો કોઇ ગૌરાંગી તરુણીના લલાટની પેઠે આકાશમા ચંદ્રમા ઉગ્યો હતો અને કોઇ યૌવનમયી રૂપસુંદરીના રૂપેરી પાલવની માફક દિગદિગંતને આવરી વળી ચાંદની રેલી રહી હતી. પહાડના શિખર પર, ઝાડના પાંદડા પર-તેનું અજવાળું ઝબકતું હતું. કોઇ અજાણ્યા પક્ષીને સૂર આ શોભાને છંદમય બનાવી મૂકતો હતો. હું બધી ઇંદ્રિયો દ્વારા આ બધું અનુભવી રહ્યો હતો એકાએક પાસેની લગલગ બંગલીની અગાશી પર ઉભેલી એક મૂર્તિએ મારું ધ્યાન આકર્ષ્યું પ્રથમ તો મને એમ લાગ્યું કે એ કોઇ ગ્રીક શિલ્પીએ તૈયાર કરેલી સંગેમરમરની મૂર્તિ છે. એ જેવી હૂબહૂ છે, તેવી જ ભાવમય છે મને લાગે છે કે હું તે વખતે તેના તરફ અપલક નેત્રે જોઇ રહ્યા હોઇશ તે મૂર્તિને અગાશીની પેલે પાર સરી જતી જોઇ હું સમજ્યો કે એ કોઇ સંગેમરમરની ઘડેલી મૂર્તિ નથી, પણ પ્રાણમય પૂતળી છે. મને જોઇ તેને સંકોચ પામતી જોઇ હું શરમાઇ ગયો. એકદમ સ્ટુડિઓની અંદર જતો રહ્યો. પરંતુ અનેક ક્ષણ સુધી તેનુ ચાંદની વડે ધોવાતું મુખમંડલ મારી દૃષ્ટિ સમીપ તરવરી રહ્યું. તે બાજુની બારી ઉઘાડી હતી. મારી નજર તે તરફ ગઇ, પરંતુ તે વખતે તે નીચે ઉતરી ગઇ હતી.

મારી ભાભી ક્યારે આવી ચડ્યા હતાં, તેની મને ખબર રહી નહોતી. તેના અવાજથી ચોંકી ઉઠતાં તે બોલ્યા :–"દિયરજી, આજે તે તમને શું થયું! માણસ માણસને તો સંધ્યાકાળ પહેલા ખાવું જોઇએ. ચંદ્રમા સામું જોતા જોતા શું પેટ ભરાઇ ગયું? ઉઠો—"

ઘડિઆળ સામું જોઇ મેં શરમથી નીચું મો કર્યું. મેં આશ્ચર્યનો ભાવ દર્શાવતા કહ્યું. "ઓ! આ તો નવ વાગી ગયા! છબીને ખાતર. ...."

ભાભી મારો દંભ ઉઘાડો પાડતાં બોલ્યાં, "ચંદ્રના પ્રકાશમાં છબી ચિતરવા જેવી તમારી આંખ નથી. હમણાં જ કાચ બદલ્યા છે. શું વિચાર કરતા હતા, કહો તો ખરા?"

તેના પ્રશ્નમા કોઇ પણ જાતનો ઇશારો હતો કે નહિ તે તો કોણ જાણે, પરંતુ હું તો શરમનો માર્યો દિગ્મૂઢ બની ગયો.

ખાઇ પી બારી આગળ આવી ઉભો. હાથમા ટુર્ગેનિવની ચોપડી હતી. પણ ચોપડીના ઉઘાડાં પાનાં તરફ મારી નજર નહોતી. પેલી અગાશી પર બે નારીઓનું આગમન થતું હું અનુભવી શકયો. ભાભીએ

પેલી છોકરી સાથે પ્રીતિ બાંધી લીધી છે, એ વાત જાણી હું બહુ ખુશી થયો. પણ તે સાથે એમ પણ લાગ્યું કે ભાભી જેવાં કુળવાન સ્ત્રી એ અજાણી છોકરીને ત્યાં ન જતાં તેને પોતાને ઘેર પણ બોલાવી શકત. તેમાં પણ જ્યારે એ અગાશીના ચાંદનીમય ચોકમાં ન ઉભા રહેતાં તેને તે નીચે તાણી ગયાં ત્યારે તો મારા કચવાટનો પાર રહ્યો નહિ.........

હું ગુસ્સે થઇ માગી પાગેથી ખસી જવાની તૈયારી કરતો હતો. એ દરમ્યાન પાસેના મકાનમાંથી હાર્મોનિયમના સૂર સાથે કોઇનો મિષ્ટ અવાજ સંભળાવા લાગ્યો. કેવું મીઠું ગાયન! મને લાગ્યું કે મારી બધી ઇંદ્રિયો પર અમૃતની વૃષ્ટિ થાય છે... ..

ભાભી પરનો બધો ગુસ્સો ઉતરી ગયો મને તેમની ક્ષમા માગવાનું મન થયું. તેમણે તેને ઘરમાં ન બોલાવી લીધી હોત તો આવી ચાંદની રાત આટલી સફળ ન થાત. તેનું ગાયન પૂર્ણ થયું છતાં તેનો સૂર મારી છાતીના તારો પર ઝંકાર કરવા લાગ્યો. મારા હૃદયમાં પણ એક વીણા છે, તે મેં આ પ્રથમ જ અનુભવ્યું.

## પ્રતિભાની કથા

દિયરજીને તો હું અત્યાર સુધી ગાંડો ચિતારો ધારતી હતી. પરંતુ તેમનામાં પણ એક પ્રેમિક ઉંઘતો હતો તે આજે કેટલાક દિવસ થયાં પ્રકટ થયું છે. મને લાગે છે કે લોકકથાની રાજકન્યાની માફક બધાના હૃદયમાં આવો એક નિદ્રિત પ્રેમ છુપાએલો હોય છે કે જે રાજપુત્રની સોનાની લાકડીના સ્પર્શથી અકસ્માત જાગૃત થાય છે.

કેટલા ય દિવસો થયાં દિયરજી પાસેથી સાંભળતી આવી છું કે શિલ્પની સાથે તો તેમનો વિવાહ થઇ ચૂક્યો છે. એ સ્થળે હવે કોઇ પણ ઘૂસી શકે તેવું છે જ નહિ. વળી તેણે આવેલાં માગાંને તરછોડવામાં જે સખ્તાઇ વાપરી હતી તે જોતાં તો એ વાતમાં સંદેહ કરવા જેવું કંઇ હતું જ નહિ. પરંતુ આજે તો તેને ફગ ગયેલા જ દેખું છું. જાણે તે જૂના મહેંદ્ર જ નહિ! તેમના ભાઇ તો સંસારનો બોજો મારે માથે ચઢાવી નિશ્ચિંત થઇ બેઠા છે. દિયરજી વિષે તેમને કહ્યું તો જવાબ મળ્યો કે 'બધો દોષ તારો જ છે કારણ કે આ ઉમરે મનુષ્યો હોઠ આગળ નિશાનું શરબત અડકાડતા તે દિના-હિતનો વિચાર ન કરતા તેનો ઘૂંટડો ભરી વિહ્વલ થઇ જાય તેમાં શી નવાઇ...' વાહ રે! જાણે કેમ મેં જ તેના બાળક જેવા ભાઇના પાસે મધનો પ્યાલો ધર્યો ન હોય! એમના શબ્દો સાંભળતા તો હું સળગી મરું છું...વારુ, એમાં મારો શો દોષ? મેં કંઇ દિયરજી સાથે નવો મેળાપ કરી આપ્યો નથી, અને કસમ આપી તેને ચાહવાનું કહ્યું નથી. જીવન એ કંઇ નવલકથા નથી કે લેખકની કલમના એક જ ગોદાથી, નાયક-નાયિકાના એક ક્ષણના મેળાપથી પ્રેમનો સાગર ઘુઘવી ઉઠે, અને તેમાંથી સમુદ્રમંથન કરતા પણ વધારે અમૃત અથવા વિષ પેદા થાય. નવલકથા અને વાસ્તવિક જીવન વચ્ચે કેટલો ભેદ છે તે દિયરજી જેવા જુવાન પુરૂષોએ તો જાણવું જ જોઇએ.

લતિકા થોડા રોજને માટે તેના મામા રતનચંદને ઘેર હવાફેર માટે આવી છે. રતનચંદની વહુ બહુ સારૂં માણસ છે, એને લીધે લતિકા સાથે પણ મારો સ્નેહ જામી ગયો. એક દિવસ લતિકા અમારે ઘેર આવી. મારા ઘરમાં ટાંગેલી એક છબીનાં વખાણ સાંભળી તે ચિતરનાર મારા દિયર છે એ વાત કોઇ પણ રીતે હું છુપાવી શકી નહિ. લતિકાએ તેમની બીજી છબીઓ જોવાનો આગ્રહ કર્યો. તેથી મેં મારી ચાવી વડે તેમનો સ્ટુડીઓ ઉઘાડી બધું બતાવ્યું. દિયરજી તે વખતે ફરવા ગયા હતા. ચિત્રકાર



લતિકાની છબી જુદી પાડી ચિતરવાની તૈયારી કરતા હતા.

તરીકે તેઓ બહુ પ્રખ્યાત હતા. ઘણાં પ્રદર્શનોમાં તેમણે ચાંદો મેળવ્યા હતા. લતિકા તેમની છબીઓ જોઇ બહુ ખુશી થઇ.

દિયરજીની ગેરહાજરીમાં સ્ટુડીઓમાં પ્રવેશ કરવો એ ન માફ થઇ શકે તેવો ગુન્હો હતો. કારણ કે કલાહીન અનાડીનો હાથ અડકવાથી કલાની આંખ કાણી. થઇ જાય તો! લતિકા આનંદથી વિહ્વળ બની તેમની છબીઓ ઉથલાવતી હતી તે જોઇ મને બીક લાગતી હતી કે આજે કદાચ તેઓ ભારે જંગ મચાવશે; પરંતુ તેમણે તો કંઇ જ ન કહ્યું.

દિયરજી જમતી વેળા બોલ્યા, 'સ્ટુડીઓમાં કોને લઇ ગયાં હતાં?'

તેને ખુશી કરવા માટે મેં કહ્યું, "રતન

ભાઇની ભાણેજ લતિકાને. તેણે તમારી છબીઓનાં બહુ વખાણ કર્યાં. બધી તો ન બતાવી શકાઇ."

દિયરજી જમતા બોલ્યા: "બહારની છબીઓ કંઇ એટલી બધી સુંદર નથી. કબાટની ચાવી તમારી રિંગમાં નથી શું?" તેના મુખે આ જાતની રજા તો નવી! જ લાગી.

એકાદ કલાક પછી દિયરજીને માટે પાણી લઇ જતાં જણાયું કે ઘર તો જાણે ફેરવાઇ ગયું છે. બહારની છબીઓ કબાટમાં,- ને કબાટમાંની છબીઓ બહાર આવી પડી છે! જે છબીઓ પ્રદર્શનમાં ઇનામને લાયક ઠરી હતી તે બધી મેલી થઇ જવાની બીકે તેઓ કાગળમાં લપેટી કબાટમાં રાખતા હતા, આજે બધીને સ્થાન મળ્યું, તેનું કારણ સમજતાં મને વાર ન લાગી

બીજે દિવસે લતિકા આવી એટલે હું જાતે તેને ઉપર લઇ ગઇ. બિચારો ચિત્રકાર જેના ખાતર આટલી બધી મહેનત કરી રઢુડીઓ સજાવે એ તેની પ્રેમરાણીના પગની રજ એ ઘરમાં ન પડે તો કલાનું અપમાન થાય ને?

દિયરજી દૂરનો કોઇ પહાડ જોવા જવાનું બહાનું કાઢી બહાર ગયા હતા. એ તક સાધી મને લતિકાની પાસેથી એક ગાયન શીખી લેવાની ઇચ્છા થઇ. દિયરજીનું હાર્મોનિયમ રઢુડિઓમાં જ હતું. લતિકાએ ગાયન ગાયું, પછી હું શીખવાનો પ્રયત્ન કરવા લાગી, પણ હાર્મોનિયમનો મને અભ્યાસ જ નહોતો; તેથી લતિકાની પાસે એ ગાયનની સ્વરલિપિ ઉતરાવી લેવા ખાતર મારી નોટબુક લેવા નીચે ગઇ. નીચે જાઉં છું કે તરત બહાર બારી આગળ દિયરજીને ઉભેલા જોયા. તેનું માથું જાણે ધડ પરથી તૂટી પડ્યું ન હોય તેમ જણાતું હતું. મારા પગનો શબ્દ સાંભળી તેઓ ચમકયા અને સીડી મારફત નીચે ઉતરવા લાગ્યા. મને બહુ હસવું આવ્યું ચોરની માફક બહાર ઉભા રહી સાંભળવા કરતાં ઘરમા આવી ગાયન સાંભળ્યું હોત તો શું ખોટું? લતિકા તો ભણેલી ગણેલી બાળા હતી; મેં વિનંતિ કરી હોત તો વિવેકને ખાતર તે નક્કી તેની સમક્ષ ગાયન ગાત........

એક દિવસ સાંજરે હું ને લતિકા નીચે બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. અકસ્માત દિયરજીના બોલાવવાથી ઉપર જવું પડ્યું. તે અગાશીમાં કેમેરો ગોઠવી છબી પાડવા માટે તૈયાર થઇ ઉભા હતા. હું તો દિગ્મૂઢ બની ગઇ મેં પૂછ્યું, "કોની છબી પાડો છો?"

તેણે કહ્યું, "તમારી! નવો ચિતરેલો પડદો થિયેટરના માણસો કાલે જ લઇ જવાના છે. તેને પાછળ રાખી છબી પાડતાં બહુ સારો ઉઠાવ થશે. જાઓ, જલદી તૈયાર થઇ આવો."

હું અવાક્ થઇ બોલી, "હમણાં જ?"

તે ઉતાવળ કરતા બોલ્યા, "હમણાં નહિ તો સવારે? જાઓ, જલદી આવો. તડકો જતો રહેશે."

પડદા આગળ બે ખુરશીઓ જોઇ હું બધું સમજી ગઇ. લતિકાને લઇ હું ફોટો પડાવવા બેઠી ત્યારે દિવસ આથમવાની બીકથી ફોટોગ્રાફરને ઉતાવળ કરતો જોયો નહિ. તેણે લતિકાની બેસવાની ઢબને ખાતર એટલી બધી માથાકુટ કરી કે આથમતા સૂર્યના તાપથી મારું માથું તો ફાટું ફાટું થઇ રહ્યું.

થોડા દિવસ પછી કંઇ કામ સબબે હું દિયરજીના ઓરડામાં જઇ ચઢી. તેઓ તન્મય થઇ કંઇ ચિતરતા હતા. તે શાની સૃષ્ટિ કરે છે, તે જોવા ખાતર હું તેની પીઠ પાછળ જઇ ઉભી તેમો તે દિવસે પાડેલી છબીમાંથી લતિકાની છબી જુદી પાડી ચિતરવાની તૈયારી કરતા હતા. મને આવેલી જોઇ તેઓએ એ છબી એવું મોં કરી

ઊંઘી મૂકી દીધી કે જાણે ચોરી કરવા જતાં ચો. મુદ્દા માલ સાથે પકડાયો ન હોય !...

બિચારા પુષ્પધન્વાના બાણથી ઘવાયા છે, એ વાત પર હવે સંદેહ રાખવા જેવું કંઇ નહોતું... . ...

રતનચંદ ભાઇની વહુ મારફત લતિકાની મા પર વિવાહનુ કહેણ મોકલુ કે નહિ તેનો વિચાર કરૂં છું વરના પક્ષ તરફથી વધારે ગરજ બતાવવી પાલવે નહિ. પરંતુ સ્થિતિ એવી આવી પડી છે કે એવો વિચાર કરવો પરવડે એમ નથી.

## લતિકાની કથા

મામાના અથાગ આગ્રહને લીધે જ્યારે હું હવા ખાવા ગઇ ત્યારે મેં ધાર્યું નહોતું કે એ સ્થાન આટલું બધું સુંદર હશે. જાહેર રસ્તાની સગવડ વિષે હું કંઇ કહેતી નથી. શહેરોની સગવડ તો અહીં નથી જ, પણ જે છે તે બજારની અગવડોને ઢાંકી દેવા પુરતું છે. ખરેખ ! પહાડોનો દેખાવ કેવો મહાન છે ! ચળકતા ઝરણાના ઝુંડમાંથી પહાડોના માથા જાણે આકાશ સાથે વાતો કરતા ન હોય તેવા જણાય છે જાણે તત્વયુગના ધ્યાનસ્થ મુનિઓ સમાધિ ચડાવી બેઠા ન હોય !

આગગાડીમા આવતાં ચોમેર વાદળાના ઢગ જેવા પહાડો જણાય છે. કોઇ મોટા તો કોઇ છોટા મોટા પહાડોની તળેટીમા આવેલી નાની ટેકરીઓ જાણે બાળકો માના ખોળામાં ચઢવાની હઠ કરતા ન હોય એવી જણાય છે. એક ફરતી લાંબી ધારને મેં ભૂલથી વાદળું માની લીધેલ હતી. પહાડો સિવાય સૂર્ય-ચંદ્રના પ્રકાશની રમતો અનુભવાય નહિ. સવારમા, સંધ્યાકાળ વખતે, પૂનમની રાતે અહીં જે સૌંદર્ય ફેલાય છે. તે સમજાવવા માટે મારે કવિ થવું પડે. પણ જવા દો એ વાત ! બે ચાર દિવસ ફરવા આવતાં કવિ બનવાની જરૂર નથી, ........

પેલા મકાનની પ્રતિભા સાથે મારે બહુ મેળ બેસી ગયો છે. કેવી સુંદર છે તે ! જો કે તે નિશાળમાં ભણી નથી, તોપણ તેને અણકેળવાએલી તો ન જ કહેવાય. ભારે મળતાવડી છે. બે દિવસમાં તો તેણે મને પોતાની કરી લીધી છે. જાણે કેમ મને તે લાંબા સમયથી ઓળખતી ન હોય ! બહુ સારી બાઇ છે તેનો પતિ કંઇ એટલો બધો પૈસાદાર નથી ; જે કંઈ કમાય છે તેટલાથી કંઇ હાથપગ જોડી બેસી રહેવું પાલવે નહિ, છતાં અથાગ કામકાજ કરતા તેના મુખ પરનું હાસ્ય ઓછું થતું નથી. તેના હૃદયમાં જે પૂર્ણ આનંદનું ઝરણ છે તેણે તેને આવી મીઠી બનાવી છે.

તેના પતિને એક ભાઇ છે. તેના ઉપર પ્રતિભાને બહુ પ્રીતિ છે. મને લાગે છે કે પોતાના ભાઇ ઉપર પણ મનુષ્યનું એટલું બધું આકર્ષણ ન હોય. એ ચિત્રકાર છે. છબી ચિતરવા । કેકમાં તેને દુનિયાનું કંઇ ભાન નથી તેને પોતાને કઇ ચીજની, ક્યારે જરૂર પડશે તેનુ જ્ઞાન નથી. એવો એ પાગલ છે, તેથી તેની ભોજાઇને માની ગરજ સારું તેનું જતન કરવું પડે છે.

પહેલે દિવસે તેને જોયો ત્યારે ધાર્યું કે કાં તો તે પાગલ છે, ને કાં તો કમનસીબ છે. અગાસી ઉપર ચાંદનીમાં ઉભી ઉભી હું પહાડોની શોભા નિહાળતી હતી. અકસ્માત જોયું કે તે મારા સામો બાધાની માફક જોઇ રહ્યો છે. મને તેની અસભ્યતા ઉપર બહુ ગુસ્સો ચઢયો. પરંતુ બીજે દિવસે પ્રતિભાને ઘેર ગઇ ત્યારે તેની ચિતરેલી એક છબી જોઇ. એ પરથી મેં જાણ્યું કે તે તો સારો ચિત્રકાર છે, એટલે મારા મનની તિખાશ ઉડી ગઇ. ચિત્ર બહુ સુંદર હતું. પ્રતિભાએ મને ઉપર લઇ જઇ તેનો સ્ટુડિઓ બતાવ્યો. ખરેખર ! તેનો દિયર ચિત્રકાર તો ખરો તેમાં કશો શક નહિ ! ચિત્રો તે કંઇ થોડાં ઘણાં

નહિ, કલા વિષે પણ થોડું જ્ઞાન જણાયું. આ પરથી મને લાગ્યું કે તેને કલાકાર ગણી શકાય ખરો. એના ઉપર મને શ્રધ્ધા ઉપજી.

પ્રતિભાએ તેની ખ્યાતિ અને સ્વભાવ વિષે ખૂબ સર્ટિફિકેટો આપ્યાં. તે પરથી હું સમજી કે ઘણા ખરા કવિઓ અને કલાકારોની માફક તે પણ અમુક ખ્યાલને વશ થઇ વર્તે છે.

છબીને ખાતર મેં તેના સ્ટુડિઓમાં થોડા રોજ આવજા કરી. મને લાગ્યું કે એ પાગલ માણસની મને જરા પણ શરમ લાગશે નહિ. પરંતુ મારો ફોટો લેતી વખતે એ પાગલ જેવા માણસે મારી બેસવાની ઢબ વિષે એટલી તો કાળજી રાખી કે ખરેખર હું પ્રતિભા આગળ શરમિંદી પડી ગઇ. કલાકાર સાથે વાતચીત કરવા જેટલો સંબંધ હોત તો હું તેને પૂછત કે મને તેણે આદર્શરૂપ માની લીધી તેનાં કંઇ કારણો છે ખરાં ?... ..

કલાકારોને સાધારણ રીતે સંસારનું જ્ઞાન ઓછું હોય છે, નહિ તો તેઓ કલાનો ઉત્કર્ષ બતાવવા ખાતર જે ઢંકી રાખવાનો રિવાજ છે, તેને ઉઘાડું કરી શા માટે બતાવે ?

### મહેંદ્રની કથા

ફક્ત બે દિવસને માટે તે આવી હતી, હવે ચલી ગઇ. તેમાં મારે દુઃખ પામવાનું કંઇ કારણ નથી. પરંતુ મનને યુક્તિપુરઃસર સમજાવી શકતો નથી. મને લાગે છે કે બે દહાડાને ખાતર આવી તેણે મને એવું કંઇ દર્શાવી આપ્યું કે જે અપૂર્ણ છે ; અને તેના બદલામાં તે જે લઇ ગયેલ છે તે બાદ કરતાં કંઇ જ બાકી રહેતું નથી. મને લાગે છે કે મનુષ્યનું અંતર ફોટોગ્રાફના કાચ જેવું છે. એક એક મુખડું ક્ષણને માટે દેખાય ને કાયમના સંસ્કાર રાખી ચાલ્યું જાય. તેને બહુ દિવસ તો જોઇ નથી, પણ તેનું મુખડું અંતરમાં જાળવી રાખવા માટે તો એક દિવસ પુરતો છે. ખરેખર! તે કેવી સુંદર છે! જાણે પ્રભુએ તેને ચાંદની થી જમાવટ કરી સરજી ન હોય! દૈત્યોને છળવા માટે મોહિનીમૂર્તિ સરજી હતા. દૈત્યો મુગ્ધ થયા હતી, પરંતુ તેઓને સુદર્શન ચક્રનો માર સહન કરવો પડયો હતો. મારી છાતીમાં અત્યારે જે દુઃખ થાય છે તે પણ એવા સુદર્શન ચક્રનો જ ઘા છે...

તેને નિહાળવા માટે મેં કેટલી ચોરી છુપી કરી છે, તે બધુ કહેતાં કદાપિ આધુનિક નીતિશાસ્ત્રીઓ મને તિરસ્કારશે. પરંતુ હું તેઓને પૂછું છું કે જીંદગીના જે સમયે પ્રાણમાં આકાક્ષા જાગૃત થાય ત્યારે તે જો નદીના પાણીને ડહોળ્યા વિના કેવલ અંજલિ ભરી પાણી પીએ તો શું તેનો ગુન્હો થઇ ગયો ? બગીચામાં ફુલ ફુટયું હોય તેને નખ વડે ન ચૂંટતાં જો કોઇ બાળક દૂર ઉભો ઉભો તેની શોભા નિહળે, તો તેને નઠારો છોકરો ગણી શું ગુરૂજી શિક્ષા કરશે કે ?

કેવી અનુપમ છે તે! યૌવનથી પુષ્ટ થએલી તેની અલૌકિક તંદુરસ્તી ઉપર થઇને એક જાતનો ચાંચલ્ય-પ્રવાહ ચ લ્યો જાય છે. તેની બેલવા ચાલવાની ઢબમાં અદ્દભુત જીવનસંગીત સંભળાય છે.

જે દિવસે છબી કરી તેનો ફોટો પાડયો, તે દિવસ કાળા પડદાની અંદર રહી મેં તેના અનુપમ લાવણ્યને નિહાળી આંખોની ભૂખ મટાડવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેથી આશા તો વૃધ્ધિ પામી છે. કવિ કહે છે કે "જન્મોજન્મ મેં રૂપ નિહાળ્યું, છતાં નયનો તો તૃપ્ત ન જ થયાં." મને લાગે છે કે એ જાણે મારા અંતરની જ વાત ન હોય! કદાપિ આવા જ અનુભવ પરથી કવિએ પોતાના હૃદયની ભાષાને રૂપ આપ્યું હોય...

ભાભીએ મને પકડી પાડયો છે એમ લાગે છે. તેઓ આજકાલ મારે માટે બહુ ચિંતા કરતાં હોય એમ જણાય છે.

કાલે જ્યારે જમવા બેઠો હતો ત્યારે તેણે ધીરે ધીરે મારા વિવાહની વાત કાઢી હતી.

પ્રથમ તો મારા કાન ગરમ થઇ ગયા, પરંતુ મેં એકદમ જવાબ આપ્યો કે 'હું તો લાંબા કાળથી એક જ તરેહનો માણસ છું. અત્યારે કંઇ બદલાઇ ગયો નથી.' છેલ્લા શબ્દો જાણે જૂઠ્ઠા હોય નહિ એમ મારા પોતાના કાનને પણ લાગ્યું.

ભાભીએ કહ્યું "આ પરિવર્તનશીલ જગતમાં મનુષ્યની આંખો સમક્ષ દરરોજ એવાં અનેક દૃશ્ય આવે છે કે જેથી તે પોતાની ઇચ્છા ન હોય તો પણ નવીન મનુષ્ય બની જાય છે. આવું તો હંમેશાં બને છે."

"મારામાં શો ફેરફાર જોયો ?" એમ કહી મેં નીચું મોં કરી દીધું.

"કંઇ જોઇ શકી તો નથી. બીજાં માણસો એ બધું જોઇ શકતા પણ નથી "

"જ્યારે જોઇ શકો ત્યારે પૂછજો " એમ કહી હું થાળી તરફ ધ્યાન રાખી જમવા લાગ્યો.

રાત્રે બિછાનામા સૂતા સૂતા પશ્ચાત્તાપ થવા લાગ્યો. શા માટે ભાભીને મેં બધી વાત ન જણાવી અંતઃકરણમાં હું જેવો છું તેના કરતા બહાર જુદો બતાવવાનો પ્રયત્ન કરવાથી લાભ કરતાં નુકસાન વધારે છે. કદાચ ભાભી કંઇ ઉપાય કરી પે શકે. આવા વિચારથી મારી નાડીઓમા લોહી જોસથી વહેવા લાગ્યું. ભાભી આગળ અંતઃકરણ ખુલ્લું મૂકવું કે નહિ તેનો વિચાર કરવા લાગ્યો......

## પ્રતિભાની કથા.

દિયરજીની તંદુરસ્તી એવી તે ખરાબ શી થઇ ગઇ છે તે તો ડોક્ટરો જાણે, પણ મારી નિશ્ચિત ધારણા છે કે રોગ શરીરનો નથી, પણ મનનો છે. હવાફેરનું બહાનું કાઢી એકાએક તેમણે ઘર છોડયું છે. આ જગા તેમને માટે જો કે ખરાબ હવાવાળી થઇ પડી છે, પણ નવાઇ જેવું એ છે કે આખા દેશના લોકો તંદુરસ્તી મેળવવા તો આજે પણ અહીં જ આવતા જાય છે.

કારણ તો હું સારી રીતે જાણું છું. અને તે ખાતર જ તેમને અહીં રહેવાનો બહુ આગ્રહ કરવો એ મને રૂચ્યું નહિ. ભલે જાય થોડું ફરીહરી આવશે એટલે જુદા જુદા દેશો જોવામાં મન પરોવાતા કંઇક માનસિક કલેશ ઓછો થશે......

મારી પોતાની બેવકુફી માટે મને બહુ સંતાપ થાય છે. રતનચંદ ભાઇની વહુએ લતિકાની માનો જવાબ મોકલ્યો છે. તે જણાવે છે કે કોઇ એક ઇજનેર સાથે તેમની છોકરીનો સંબંધ અગાઉથી થઇ ચૂકયો છે, અને કદાચ બે માસમાં તેનો વિવાહ પણ થશે. આવું કંઇક હું કલ્પતી તો હતી. દિયરજીને આ સમાચારથી કેટલું કષ્ટ થશે તે યાદ લાવી હું બહુ દુઃખ પામી. ચિઠ્ઠી ફાડી નાખી, બારી બહાર ફેંકી શોકાતુર હૃદયે રાંધવાની તૈયારી કરવા લાગી. જ્યારે ચા તથા નાસ્તો લઇ દિયરજીના ઘરમા ગઇ ત્યારે તેઓ આંખો મીંચી ઇજિચેર પર પડયા હતા. મેં બોલાવ્યા એટલે તેમણે આંખો ઉઘાડી. પરંતુ તે વખતે પણ આંખોના ખુણા પર આંસુના ડાઘ જણાતા હતા. મારૂં હૃદય કંપી ઉઠ્યું. નાસ્તો આપી હું પવનવેગે નાઠી અને બારી આગળ જઇ જોયું તો જણાયું કે ચિઠ્ઠીના કકડા ત્યા નથી. આ વાત જાણ્યા પછી તેમની આંખોમાં પાણી કેમ તે જાણવાનુ બાકી રહ્યું નહિ.

બીજે જ દિવસે તેઓ તબિયત સુધારવાને બહાર નીકળી પડયા. તેમના ભાઇ તો અંદરની વાત જાણતા નહોતા. મેં પણ તેમને એ વાત જણાવી નહોતી. નાના ભાઇના દુઃખની વાત સાંભળી તો તો કંઇ ખુશી થાત નહિ.

હું એમ જ ધારતી આવી છું કે કોમળતાની બલા કેવળ સ્ત્રીઓને જ વળગી

છે. પુરુષો તેનાથી નિર્લિપ્ત છે. કોમળતાનો ઇજારો તો સ્ત્રીઓએ જ રાખેલો છે; પુરુષોનો પ્રેમ એ ઉગતી જુવાનીના કેફની વિહ્વળતા સિવાય બીજું કંઇ જ નથી. દિયરજીનું જીવન જોઇ મારી એ ભૂલ ભાંગી છે. પુરુષ જીવનમાં જે બ્રહ્મચારી વિધવાનું નૈષ્ઠિક જીવન સ્વીકારી લે તેનો પ્રેમ કેટલો દૃઢ હશે તે મારી કલ્પનામાં પણ ઉતરતું નથી; મને લાગે છે કે સારું કે નરસું બધામાં હોય છે; સત્ય શબ્દનો અર્થ બધા કોશોમાં એક જ છે.

કાલે દિયરજીની ચિઠ્ઠી મળી છે. મને લાગે છે કે હૃદયની વ્યથા દબાવી ન શકવાથી અજાણતાં તેમણે એ પત્રમાં પ્રકટ કરી દીધી છે. કેવો છે તેમનો કરુણ અવાજ! ચિઠ્ઠી વાંચી મારી બંને આંખોમાંથી ઝર ઝર કરતો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. મને લાગે છે કે આટલું બધું હું કદી નહિ રડી હોઉં. તે એક જગાએ લખે છે કે "આકાશ આટલું બધું વિશાળ છે, તો પણ જ્યારે વાવાઝોડું થાય છે, અને વાદળા આશ્રયને માટે ઘર વિનાનાની માફક ચો તરફ દોડાદોડી કરી મૂકે છે, ત્યારે એ વિશાળ આકાશ પણ પોતાનો હાથ લંબાવી તેને આશ્રય આપી શકતું નથી; તેમ આજે તમારો વિપુલ સ્નેહ પણ મને ઘેરી રાખવાને માટે પુરતો નથી. એ માટે હું પોતે જ જવાબદાર છું. વાવાઝોડા સાથે લડાઇ ન કરતાં હું તેને વશ થયો છું. તેનું ફળ મારે ભોગવવું જ પડશે. હું તણાતો જાઉં છું. આ ગતિનું છેવટ ક્યાં આવશે તે હું જાણતો નથી" આટલી ઉમરે વિરાગી થઇ રખડતા ફરે છે એ વિચાર મને બહુ કષ્ટ આપે છે. કોઇ પણ રીતે તેને સંસારમાં આણી શકું તો કદાચ તેનામાં ફેરફાર થાય ખરો. એકાદ સારી કન્યા ખોળી લાવી તેમને પકડી લાવવા પડશે.

રતનચંદ ભાઇ કુટુંબ સાથે દેશમાં ગયા છે. લતિકા વિષે બધી ખબર જાણવાની બહુ ઇચ્છા થાય છે. તેના પ્રત્યેનો દિયરજીનો પ્રેમ તેના હૃદયને સ્પર્શી શક્યો હશે ખરો? તેમ ન થયું હોય તે જ સારું છે.

મહેંદ્રની કથા

દિવસોના દિવસો થયાં એક અજાણી આશાની પાછળ ખરતા તારાની માફક ભટકતો ફરું છું. એ વિષે ઘણી વાર તો હું પોતે પણ સમજી શકતો નથી. મારી તબિયત માટે ડૉક્ટરોએ એવો આગ્રહ તો કર્યો જ નહોતો કે એ દવાખાનાના મથકને છોડવું એ જ મારી જીંદગી બચાવવાનો રાજમાર્ગ છે, પરંતુ મારા અંતઃકરણનો ડૉક્ટર તો હતાશ થઇ પડ્યો હતો.

થોડા દિવસ થયાં મેં મુંબઇમાં આવી એક સ્ટુડીઓ ખોલ્યો છે. કામ શરુ થતું જાય છે. જીવનને કોઇ કાર્યમાં જોડી રાખવાની ઇચ્છા થતી હતી. કામધંધા વિનાના આળસુ જીવનની અવિચ્છિન્ન વ્યથાથી ભરપૂર ચિંતામાં હું બળીને ભસ્મ થઇ જતો હતો. કામના કેફે મને એમાંથી બચાવ્યો છે. મારી છબીઓમાં જે મુખ ચિતરાતું તે મારા હૃદયના લોહી વડે કલ્પના રૂપી પીંછીથી અંકાતું હતું. એક બાયોસ્કોપનું કામ મળ્યું છે; ત્યાં જે જે ફિલ્મો બતાવવામાં આવતી તેના દેખાવોની છબીઓ મેં તૈયાર કરેલી હતી તે નવલકથા રૂપ નહોતી, પણ મારા જીવનના કુમળાં પાનાં જેવી હતી. તે જોઇ તમાશગીરો તો વાહ વાહ પોકારી ઉઠતા. હું તેમનો હર્ષનાદ સાંભળી આંખો લૂછતો હતો, પરંતુ હૃદયની વ્યથા શાહીના લીટાથી ખડી કરવામાં એક દુઃખ ભર્યું સુખ છે. જેને ચાહતો હતો અને જે ન મળતાં જીવન ભારરૂપ થઇ પડ્યું હતું તે જાણે અણધારી રીતે પકડાઇ મારી પીંછીના રંગની અંદર પુરાઇ રહી છે....તે દિવસે ખેલ પૂરો થયા બાદ હું મારી રૂમમાં બેઠો બેઠો નાના પ્રકારના વિચાર કરતો હતો, ત્યારે

રજનિકાંત પોતાના ફોટા માટે ઉતાવળ કરી ગયો. એ માણસ તો દરરોજ તાકીદ પર તાકીદ કહી મને ગાંડો બનાવી મૂકતો હતો. મેં સાંભળ્યું હતું કે પોતાની સ્ત્રીના મરણ બાદ તે હવે બીજી વાર પરણવા માગતા હતા. આ જાતના લોકો કે જેઓ પ્રેમને રમકડું માને છે, તેઓ તરફ મને જરા યે શ્રધ્ધા નથી. ત્રણ ત્રણ વાર ફોટો લીધા છતાં તેમને પસંદ ન આવ્યો, તે પરથી મેં ધારી લીધું કે તેનો ઉદ્દેશ કૃત્રિમતા વડે પોતાનો ચહેરો રૂપાળો બનાવવાનો છે અને એ રીતે સ્ત્રીની ઉંમર સાથેનો પોતાની ઉંમરનો તફાવત ઓછો કરવાની તેની ઇચ્છા છે.

હું તે વખતે કલ્પનાની પીંછી વડે પ્રેમની સ્વર્ગીય સુષમા ચિતરી રહ્યો હતો. આ અપ્રેમિકના આવિર્ભાવથી મને બહુ કંટાળો આવ્યો. ખરો મનુષ્ય એક દિવસ જેને પોતાનું બધુ આપી બેઠો છે તે એવું દાન તેના મરણ બાદ બીજાને અર્પી શકાય તે કેમ બને ? મને લાગે છે કે જે દિવસે ઉપભોગનું સાધન નષ્ટ થાય તે જ દિવસે પ્રેમ પણ મરણ પામે છે. છટ ! છટ !! મનુષ્ય પ્રેમને કેટલો હલકો કરી મૂકે છે . ... ..

## રજનિકાંતની કથા

મનુષ્ય બીજાને છેતરે છે પણ પોતાની જાતને કેટલી છેતરે છે તે આ પહેલાં હું જાણતો નહોતો. બે વરસ પહેલાની જ વાતનો વિચાર કરી જોઉં. તે વખતે મારો વિવાહ થયો હતો. દીવાના પ્રકાશથી ઝળહળતી વિવાહ સભામાં તેનો શરમથી કંપતો હાથ હાથમાં લઇ મેં તેને જીવન મરણની એકની એક સોબતણ તરીકે સ્વીકારી હતી પરંતુ તે વખતે એ કબુલાતના ખરાખોટાપણા ઉપર અને જરા યે સંદેહ આવ્યો નહોતો. ત્યાર પછી બે જીવનની વચ્ચે વિરહ, મિલન, માન, અભિમાન વગેરેની ભૂલભૂલામણીએ અમારી ચોતરફ સપ્તરંગી મેઘધનુષ્ય ખડું કરી દીધું હતું. તે વખતે હું ધારતો હતો કે પૃથ્વીના ગાઢ અંધકારમાં પણ એ મારા હૃદયને પ્રકાશિત કરી રાખશે.........

પરંતુ તેના મરણ પછી બે વરસ પણ મારો એ પ્રેમ ટકયો નહિ. કદાચ થિયેટરના એકટરની માફક હું પાઠ બદલી વળી રંગભૂમિ ઉપર નાચવા ઉતરી પડત, જો એક પ્રેમી મનુષ્યે પોતાના જીવનની કસોટીથી મારૂં નીચ આચરણ ન કસી બતાવ્યું હોત તો......એ વાત હવે હું કહેવા માગું છું.

મુંબઇના એક ચિત્રકારે ચિત્રકળામાં ભારે નામના મેળવી છે. તેને મેં મારો ફોટો તૈયાર કરવા આપ્યો હતો. એ ફોટો મારે મારી ભવિષ્યની પત્નીને ભેટ આપવાનો હતો. સોળ અને તેત્રિશ વર્ષનું અંતર કંઇ બહુ મોટું નથી, તોપણ બીજ વર હોવાથી કોઇ મારી ઉંમરનાં દશ વર્ષ વધારી મૂકે એ બીકથી ત્રણ ફોટા નાપસંદ કરી ચોથી વાર મેં બેશરમ થઇ તેને ફોટો સુંદર બનાવવાની આજ્ઞા આપી હતી ..છેલ્લે દિવસે ફોટોગ્રાફરના પ્રશ્નોથી કંટાળી ગયો હતો. પરંતુ તેના મુખ પર પણ ભારે તિરસ્કારની રેખાઓ સ્પષ્ટ રીતે દેખાવાનું શું કારણ હશે તે પ્રથમ તો ન જાણી શકયો. તેણે કહ્યું કે "માણસની ટેવ પર જુઠાણાનો ટોપલો એ બીજાને માટે સહેલ થઇ પડે, પરંતુ સત્ય ઉપર જેના સૌંદર્યનો પાયો છે, તેને માટે તો એ અસંભવિત છે." તેણે જોરથી પોતાની ટ્રંક ઉઘાડતાં જ જે ફોટો મારી નજરે પડયો, તે જોઇ હું ચમકી ઉઠયો. વિસ્મયથી દિગ્મૂઢ બની અર્ધી મિનિટ હું ચુપ થઇ ઉભો. પણ ત્યાર બાદ તે છબી ઝુંટવી લઇ હું ગુસ્સા ભેર બોલી ઉઠયો, " આ કયાંથી મેળવી ? " તે અવાક્ બની મારા સામું જોઇ રહ્યો. મેં તેવાને તેવા જ સુરે બરાડો પાડયો કે 'નીતિનું' ભાષણ તો બહુ કરતા હતા, પરંતુ તમારી નીતિની સાક્ષાત સાબીતિ આ રહી !

એક ક્ષણ ખાતર તેનું મુખ પાંડુવર્ણું બની ગયું. હું જરા વધારે સબળ પ્રહાર કરવા માટે કહેવા લાગ્યો, 'પરસ્ત્રીની છબી પેટીમાં છુપાવી રાખવી ને પછી......"

તે કંઇ બોલવાનો પ્રયત્ન કરતો હતો. પરંતુ તેના હૈયાની વાત હોઠે આવી અટકી રહી હોય તેમ જણાતું હતું. મારૂં લોહી ઉકળવા લાગ્યું. તેના ખભા પર મેં મારો હાથ મૂક્યો અને સારી પેઠે ધણધણાવી કહ્યું, " આ છબી તમને ક્યાંથી મળી તે તમારે કહેવું જ પડશે."

તે છુપી રાખી શકાય તેમ નથી. કારણ કે આપે તેના નિષ્કલંક જીવન ઉપર કલંકરૂપી કાળી શાહી રેડવાની તૈયારી કરી છે. સાંભળો એ વાત !"

તે એક લાંબો નિસાસો મૂકી બોલવા લાગ્યો : 'પીંછીના રંગથી વિશ્વનું રૂપ દર્શાવી આપવું એમાં જ મને સુખ હતું. એથી વધારે મોટું સુખ જગતમાં છે, એ હું જાણતો જ નહોતો. પરંતુ એક રક્તરાગ સંધ્યાએ મારા અંતઃકરણમાં જે રંગની છાપ પડી ગઇ તે આ જીવનના પાના પર તદ્દન નવી જ હતી.



મારૂં લોહી ઉકળવા લાગ્યું. તેના ખભા પર મેં મારો હાથ મૂક્યો અને સારી પેઠે ધણધણાવી કહ્યું, "આ છબી તમને ક્યાંથી મળી તે તમારે કહેવું જ પડશે."

તે દયામણી નજરે મારા સામું જોઇ રહ્યો. પણ મારી સ્થિતિ તેના પર દયા કરવા જેવી નહોતી, મેં કહ્યું, "કદાચ તમે કોઇ ખરાબ કાર્ય માટે આ છબી છુપાવી રાખી છે અથવા તો........"

તે એકાએક બરાડો પાડી બોલ્યો, "છટ! છટ !!" ત્યાર બાદ તે મારે શું કહેવાનું છે તે સમજી જઇ બોલ્યો, "આ છબીની સાથે અનેક દુઃખભરી યાદીઓ જડાએલી છે. અત્યાર સુધી એ વાત છુપી હતી, પણ હવે

નારીના દેહને આવરી આટલી બધી સુંદરતા રહી શકે એ વાત હું કદી કલ્પનામાં પણ આણી શકતો નહોતો. તે દિવસે પ્રથમ મારા અંતઃકરણમાં એક તરુણ પ્રેમિકનું અસ્તિત્વ અનુભવાયું.

મેં ગંભીરપણે પ્રશ્ન કર્યો; 'અને તે ?'

તેણે કહ્યું: 'તે આ વાત જાણી શકી નહિ. કારણ કે મારો ભીરુ સ્વભાવ તેને દૂરથી જ અનુભવી તૃપ્ત થતો હતો. " ભાભીની સાથે તેને મિત્રતા હતી. તેને ગાયન શીખવવા

મારે તેના સાદા સ્વર જે રાગરાગિણીની સૃષ્ટિ કરતી તેણે મારા અંતઃકરણમાં કેટલો બધો પ્રભાવ વિસ્તાર્યો હતો તે મારા સિવાય બીજું કોઇ જાણી શકે તેમ નથી. આ ફોટો એ પ્રભાવનું ફળ છે. તરુણ હૃદયના તરુણ કેફને વશ થઇ મેં તેનો ફોટોગ્રાફ પાડયો હતો તે ખરૂં છે. પરંતુ તેમાં જરા પણ મેલાશ નહોતી. બગીચામાં ખીલેલું ફુલ એક દિવસ બીજાની પૂજામાં અર્પણ થશે અને સુંઘવાને પણ યોગ્ય નહિ રહે એ વાત મેં કદી વિચારી નથી. હું તેને સૌંદર્યના બગીચામાંનું હંમેશાં અણસુંઘ્યું, અણકરમાએલું પુષ્પ માની રહ્યો છું."

હું સ્તબ્ધ બની ઇતિહાસ સાંભળતો હતો. મેં કહ્યું કે 'પાછળથી જાણ્યું કે તે બીજાની સ્ત્રી છે?'

તેણે કહ્યું: 'તે જાણવાની મેં ઇચ્છા રાખી જ નથી. તેની મારે શી જરૂર? તેને મેળવવી એ અશકય છે, એ વાત જાણી મારાં અશાંત મને વાવાઝોડાને વેગે મને ચોતરફ રઝળાવ્યો. તે વખતે મારા અંતરમા રહેલી કલાદેવીએ મને સુઝાડ્યું કે બાહ્ય જગતમાં તો તે તને મળી શકે તેમ નથી, તો પછી તારી રંગની રમતોમાં તેને મેળવવાનો પ્રયત્ન કરી જો તેમાં તો તને કોઇ અડચણ કરી શકે તેવું નથી. તારી પીંછીઓ વડે, રંગની સામગ્રીથી તું અપાર સૌંદર્યમાં તેનો સાક્ષાત્કાર કરી લે. કલાકારને માટે તો તે સર્વોત્તમ છે. ત્યારથી મારા બધા રંગ વડે, મારાં બધાં ચિત્રો વડે મેં તેને આવરી રાખી છે; મારી કલ્પનાની નજરે તે સર્વદા જાગતી જ્યોત સમાન જણાય છે તેને લીધે જ આજે હું પ્રખ્યાત ચિત્રકાર બન્યો છું."

હું અવાક્ બની બોલ્યો "આપે શું તેના સમાચાર નહોતા મેળવ્યા?

તેણે કહ્યું, "હાડમાંસની તે ત્યારથી જ મારી આંખ આગળ મરણ પામી હતી; અને તેની કલ્પનામૂર્તિ જાગૃત થઇ રહી હતી!

મેં પૂછ્યું, "આપે વિવાહ કર્યો નથી?"

તેણે કહ્યું, "ના"

મેં પૂછ્યું, "તેની પાસેથી તમને કંઇ યાદગીરી મળી હતી?"

તેણે કહ્યું, "પ્રેમની પોથીમાં લેણદેણનો હિસાબ રહેતો જ નથી. કોમળતા, સૌંદર્ય અને પવિત્રતાની જે મૂર્તિ મારી આંખમાં અંકાઇ રહી છે, તે જ તેની પુરતી યાદગીરી છે—ઘણી વાર મને વિચાર આવે છે કે તેની સ્મૃતિ પ્રત્યેનું મારૂં આ આકર્ષણ શું પાપ છે? પરંતુ મારૂં અંતઃકરણ સાક્ષી પુરે છે કે હાડમાંસના દેહને બાદ કરી જે પ્રેમ અવશિષ્ટ રહે તે તો આ લોકનો ન હોય. ભોગ ભોગવવાની વાસનામાં જ મલિનતા રહી છે. તેને દૂર કરતાં જ સ્વર્ગીય જ્યોતિ પ્રકાશે છે"

તે દૂરના આકાશ ભણી જોવા લાગ્યો. વાદળાં પોતાના દેહ ઉપર વિચિત્ર રંગ ચોપડી પતંગિઆંની પેઠે આકાશમાં દોડાદોડી કરી રહ્યાં હતાં.

મારૂં અંતઃકરણ અપૂર્વ શ્રધ્ધાના ભારથી નમી પડતું હતું. છમી નીચી મુકી હું ધીરે કદમે ઘર તરફ ચાલ્યો.

પોતાની સ્ત્રી પ્રત્યેની પરપુરુષની આકર્ષણની કથા મને લાગે છે કે આટલી બધી ટાઢાશથી કોઇએ સાંભળી નહિ હોય. પરંતુ મને જણાય છે કે તેનો પ્રેમ કેટલો બધો મહાન છે. એક પુજારીની અંતઃકરણ પૂર્વકની પૂજા જેવો એ પ્રેમ શ્રધ્ધાથી મારૂં અંતર છલોછલ કરી મૂકે છે. તેને તે મળી નહિ, મળવાની આશા પણ નહોતી, છતાં તેનો પ્રેમ તૂટયો નહિ, નબળો પડયો નહિ! અને મારો પ્રેમ? કેવો છીછરો, કેવો ચંચળ!

તેનાં વચનો મારા કાનમાં અથડાવા લાગ્યાં : 'ભોગ ભોગવવાની વાસનામાં જ મેલાશ છે, તેને દૂર કરતાં જ સ્વર્ગીય જ્યોતિ પ્રકાશે છે.' કેવો ઉમદા વિચાર છે! આ વિચાર સમજી શકયો હોત તો શું પુનર્લગ્ન કરવાની કલ્પના પણ મનમાં લાવી શકયો હોત ?

અંતઃકરણને હવે આંખો બંધ કરી ઠગી શકાયું નહિ. આજે કસોટી પર મારો પ્રેમ કસાઇ ચુકયો છે.—આજે સમજી શકયો છું કે કેવો નીચ આ પુરુષ જાતિનો પ્રેમ છે! મને લાગે છે કે સ્ત્રીની પાસે પ્રેમ દર્શાવવો એ આપણા અંતરની વાત નથી, પણ તેની જુવાનીનાં વખાણ માત્ર છે.

તરત જ મારા મિત્ર પર પત્ર લખી વાળ્યો કે મારા વિવાહની વાત બંધ રાખજો. લતિકાની એકાદ છબી પણ મારી પાસે નહોતી, એક વાર એવી ઇચ્છા થઇ કે લાવને મહેંદ્ર પાસેથી લાવી રાખું; પણ વિચાર કરતાં જ જણાયું કે મારા કરતા તે એ ફોટનો વધારે હકદાર છે, મેળવી ગુમાવનાર કરતાં ન મળે છતાં ન ગુમાવે તેનો હક વધારે હોવો જ જોઇએ એ વાતનો અસ્વીકાર કરવાની શકિત કોઇમાં નથી, અને મૃત્યુને પેલે પાર સુધી જો પ્રેમનું સૂક્ષ્મ આકર્ષણ હોય તો પર જન્મમાં લતિકા ઉપર કોનો વધુ હક છે, તે વાતની મીમાંસા કરતાં મને વધારે વાર ન લાગી......

લતિકાના મરણને દિવસે મારું મન જેવું હતું, આજે પણ તેવું જ થઇ ગયું. તે દિવસે મરણે તેને મારી પાસેથી ઝુંટવી લીધી તેથી મારું મન ડોલવા લગ્યું હતું તે દિવસ મરણે તેને મારી નાખીને ઝુંટવી લીધી હોવાથી તેમ બન્યું હતું અને આજે મહેંદ્રે તેને જીતી લીધી તેથી મારું મન ડોળાવા લાગ્યું હતું. એક જણે તેને મારી નાખીને ઝુંટવી લીધી હતી અને બીજાએ તેને શુધ્ધ પ્રેમથી ચાહીને પ્રાપ્ત કરી હતી; પણ આજે એ બીજાએ મને લતિકા ઝુંટવી લીધા ઉપરાંત ચાબુક ફટકાર્યો હતો. *

( સંપૂર્ણ )

# ક્ષમા યાચના

કલકત્તામાં થયેલા ગંભીર હુલ્લડને પરિણામે પ્રેસ બંધ હોવાને કારણે આ અંક મોડો બહાર પડયો છે તે માટે અમારા વાંચકો ઉદારભાવે ક્ષમા આપશે એવી આશા છે હવે પછીના અંકો નિયમિત બહાર પાડવા બની શકતો દરેક યત્ન થશે જ.

વ્યવસ્થાપક "નવચેતન"

* બંગાળી ઉપરથી.

# બિશપ બર્કલે

——:o:——

લેખક : રા. "જયન્ત,"



વર્ત્તમાનપત્રો નીહાળો, શહેરોમાં મકાનોની દિવાલો તરફ જુઓ, દુકાનો તરફ નજર કરો અને આપણા લોકોના ખાદ્ય પદાર્થો વિષે વિચાર કરો? જ્યાં જુઓ ત્યાં દવા, દવા અને દવા જ! આ ઉપરથી સહજ સ્પષ્ટ સમજાય છે કે આપણા સમાજમાં અગ્નિમાંદ્યનો આજાર ફેલાઇ ગયો છે. લોકોની હાઝતો વધતી જાય છે. જે બ્રાહ્મણો, ગાડીમાં બેસતાં અભડાઇ જતા તે જ બ્રાહ્મણો આજે ઢેડ ભંગીની સાથે આગગાડીમાં બેસી સ્પર્શાસ્પર્શના વિધિનિષેધનો વિચાર ન ...ાં યથેચ્છ આહાર કરતા જણાય છે. જ્યા ...ાં હોટેલો ભરપુર જણાય છે! લોકો અનેક પ્રકારની વાનીઓના લાલચુ બન્યા છે. પરંતુ તેમનામાં તે પદાર્થો પચાવવાની શકિત રહી નથી તો વધે એવી આશા કયાથી હોય! આથી પૌષ્ટિક અન્ન આધુનિક માનવોને પચતું નથી એટલે તે પચાવવા ઔષધોનો આશ્રય લેવો પડે છે. ખાવાનો શોખ છે અને ખાધેલું પચતું નથી! ત્યારે શું કરવું? પચે તેવું હલકું અન્ન ખાવું અગર પૌષ્ટિક પચે તેવા ઔષધોનો ઉપયોગ કરવો!

જેમ શરીરને આ ધોરણ લાગુ છે તેમ હાલના લોકોના હૃદયોને પણ લાગુ છે. જેમ ખાવાપીવાની હાઝતો વધી છે અને તે સાથે અગ્નિમાંદ્યની વૃધ્ધિ થઇ છે; તેમ હાલના સમાજમાં વાંચનાભિરૂચી વધી છે, પણ તે સાથે મનોમાંદ્ય પણ તેટલું જ આગળ છે. થોડાં વર્ષોથી શિક્ષણનો સપાટો વધતો જતો કહેવાય છે અને સાક્ષરોની સંખ્યા વધતી જાય છે; તેથી વાંચન વધતું જાય છે, ખામી માત્ર એટલી જ છે કે શાસ્ત્રીય, ઐતિહાસિક અને વિજ્ઞાન વિષયક પુસ્તકો વાંચવાં લોકોને ગમતાં નથી; કારણ કે તેવાં પુસ્તકોનું પઠન કરવામાં માનસિક શ્રમ લેવો પડે છે. આવા ગ્રંથો ભારે લાગે છે અને તે આપણા વાચકોને પચતા નથી. કલ્પિત કથાઓ, મનોરંજક વાર્તાઓ અને નાટકો સમાજને વહાલાં લાગે છે; કારણ કે તે વાંચવામાં વિચાર કરવો પડતો નથી. આવાં પુસ્તકો આરામખુરશી પર બેસી અર્ધ નિદ્રામાં મનને ત્રાસ ન આપતાં ઝપાટા બંધ વાંચી શકાય છે. આથી હમણાં હમણાં આવાં પુસ્તકોની સંખ્યા વધતી જાય છે. આ પ્રસારથી ખાત્રી થાય છે કે મનોમાંદ્યનો રોગ દિન પ્રતિદિન પ્રગતિ પામતો જાય છે. લેખકો પણ તેવી જ કથાઓ લખ્યે જાય છે. વાચકો પણ એમ જ માને છે કે આનંદનું સાધન કલ્પિત વાર્તાઓ જ છે; પણ ભુલવું જોઇતું નથી કે સત્ય જ્ઞાન આપનારું કોઇ પણ સાહિત્ય પ્રિય બની શકે છે અને ખરું

આનંદજનક તે જ છે. કદી કદી કલ્પિત કરતાં સત્ય વિશેષ આશ્ચર્યજનક હોય છે. આ દૃષ્ટિથી જોતાં ઇતિહાસ અને ચરિત્ર એ ઓછાં આનંદનાં સાધન નથી; પણ હાલના વાંચનારાઓની પ્રવૃત્તિ એવી છે કે. મથાળા પરથી લેખ ચરિત્રાત્મક, ઇતિહાસાત્મક કે શાસ્ત્રીય જણાયો કે તરત જ તે તરફ આંખ મીંચામણાં કરી કલ્પિત કથાઓ તરફ દોડી જવું! પણ ચરિત્રો સુધ્ધાં કલ્પિત કરતાં વિશેષ મનોરંજક હોય છે તે દર્શાવવાના ઉદ્દેશથી તેવું એક મી૦ બર્કલેનું ચરિત્ર અત્રે ઉતારવા ધાર્યું છે.

## જન્મ અને માતાપિતા.

જ્યોર્જ બર્કલેનો જન્મ આયર્લાંડ દેશના કીલ્કેની પરગણામાં ડેઝર્ટ કીલ્લા નજીક આવેલી વાડીમા ઇ. સ. ૧૬૮૪ની સાલે થયો હતો તેમના માબાપ ગરીબ ખેડુત હતાં. ભવિષ્યમાં પુત્ર મહાન વિદ્વાન, ઉત્તમ લેખક અને પરોપકારી તત્ત્વવેત્તા બનશે એવી આશા બતાવનારા ગુણ તે વખતે તેમને જણાવા ન હતા. તેથી કહી શકાશે કે બર્કલેનો બુધ્ધિવિકાસ પૂર્વ સંસ્કારથી થયો હતો એમ માનવાને સાધન નથી, કહેવું પડે છે કે બર્કલેકુટુંબમાં ધૂમકેતુ પ્રમાણે આ દેદીપ્યમાન તારો અકસ્માત ઉદ્ભવ્યો હતો. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સરસ્વતીના દરબારમાં જન્મ કિંવા પૂર્વસંસ્કાર અથવા આનુવંશિક પ્રેરણાની આવશ્યક્તા હોતી નથી. સરસ્વતિ દેવીનો જેના મસ્તક પર હાથ પડે છે તે પૂજ્ય થઇ શકે છે. 'गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः' એ જ નિયમ આ સ્થાને લાગુ પડે છે.

## શિક્ષણ.

બર્કલે ઇ. સ. ૧૬૯૬માં કીલ્કેનીની શાળામાં જવા લાગ્યા હતા. 'ગુલીવરનું વૃતાંત' એ જગપ્રસિધ્ધ ગ્રંથના કર્તા સ્વીફ્ટ આયરીશ હતા અને તેઓ પણ આ જ શાળામાં ભણ્યા હતા. આ શાળામાં બર્કલેએ ચાર વર્ષ કાઢ્યાં આ પ્રદેશમાં સૃષ્ટિ દેવીનું મનોહર રૂપ દૃગ્ગોચર થતું હોવાથી બર્કલેને સૃષ્ટિસૌંદર્ય પર પ્રેમ લાગ્યો અને તેમની અવલોકનશક્તિ સુક્ષ્મ થઇ. આની પ્રતિતી તેમના ગ્રંથમાં સ્થળે સ્થળે થાય છે. ઇ. સ. ૧૭૦૦માં તેમણે મેટ્રીકની પરિક્ષા પાસ કરી અને વધુ અભ્યાસ માટે આયર્લાંડની રાજ્યધાની ડબ્લીન યુનિવર્સીટીની ટ્રીનિટી કોલેજમાં દાખલ થયા. અહીંયાં તેમણે વિદ્યાર્થી અને શિક્ષક તરીકે તેર વર્ષ કઢયાં હતા કોલેજમા તેમની બુધ્ધિનો વિકાસ ઝપાટાબધ થતો ચાલ્યો હતો અને તેને પરિણામે આધ્યાત્મિક તથા માનસશાસ્ત્રના જ્ઞાનનો નાદ લાગ્યો હતો. તેઓ જ્યારે કોલેજમાં હતા ત્યારે વાંચન ઉપરથી ઉપજતા વિચારોની અને તે ઉપરથી ઉદ્ભવતા પ્રશ્નો તથા સ્વયંસ્ફુર્તિથી મનમાં ઉપસ્થિત થતી કલ્પનાની નોંધ કરી રાખતા હતા. આ નોંધ તેમના મૃત્યુ પછી કેટલાક વર્ષે છપાઇ પ્રસિધ્ધ થયેલી છે. આ નોંધ પરથી તેમના વિચારો આધ્યાત્મિક સ્વરૂપ કેવી રીતે પામતા ગયા અને અંતે તેમણે જે તત્વજ્ઞાન જગતને શીખવાડયું છે તેનો જન્મ તેમના મનમાં કેવી રીતે થયો તે સારી રીતે સમજાય છે. બર્કલેના કોલેજજીવનમાં ભવિષ્યની મહાનતાનું દર્શન થાય છે. તેમના સમયના વિદ્યાર્થીઓને તેઓ વિલક્ષણ જણાતા હતા અને તેમનાથી દુર રહેતા. વિદ્યાર્થીઓને તો તે અદ્ભુત વિદ્યાર્થી લાગતા હતા તથા તેઓ તેમની મશ્કરી કર્યા કરતા હતા; પરંતુ તેમની નિકટમાં રહેતા વિદ્યાર્થીઓને તેમની જ્ઞાનતૃષ્ણા અને ઉદ્યમપ્રિયતા જોઇ કૌતુક થતું હતું. બર્કલેના જીવનલેખકે પ્રત્યક્ષ અને સત્ય જ્ઞાન મેળવવા માટે જીવના જોખમે પણ તેઓ કેવા તૈયાર રહેતા હતા તે વિષે લખતાં લખ્યું છે કેઃ—

બર્કલે પોતાના કેટીરીની નામક મિત્ર સાથે એક અપરાધીને ફાંસીએ લટકાવવાનો હતો ત્યાં જોવા ગયા હતા. તે જોઇ તેઓ પાછાં ઘેર આવ્યા. બર્કલે ઉદાસ થઇ ગયા હતા, બર્કલેનું મન ફાંસીએ ચઢેલા ગુન્હેગારને કેવી વેદના થતી હશે તેના વિચારમાં લીન થઇ ગયું હતું. તેમણે પોતાની આ જીજ્ઞાસા કેટીરીની આગળ વ્યકત કરી. છેવટે તેઓએ એવું ઠરાવ્યું કે ફાંસીએ ચઢવામાં શું થાય છે તે જાણવા પ્રથમ બર્કલેએ પ્રયોગ કરવો અને પછી કેટીરીનીએ પણ તે જ પ્રયોગ કરવો. 'હું ઇશારો કરૂં કે મને ફાંસીમાંથી મુકત કરજે' એમ બર્કલેએ કહ્યું હતુ. નક્કી કર્યા પ્રમાણે કડે દોરડું બાંધી બર્કલેએ પોતાના ગળામાં ફાંસો નાખ્યો અને નીચેની ખુરશી કાઢી લેવા કેટીરીનીને કહ્યું. ખુરશી ખેંચી લેતાંની સાથે જ બર્કલે બેશુધ્ધ બની ગયા અને ઇશારો કરવાનું ભાન રહ્યું નહિં, પણ ઇશારાની અધિક રાહ ન જોતા કેટીરીનીએ ફાસો કાઢી નાખ્યો, જો કેટીરીની ઇશારાની રાહ જોવા રહ્યો હોત તો બર્કલેનું ચરિત્ર લખવાનો પ્રસંગ આવત જ નહિ. દોરડું છોડી નાખ્યા પછી તે નિશ્ચેષ્ટ ભૂમિ પર પડયા. કેટલીક વારે શુધ્ધિમાં આવ્યા પછી બર્કલેએ એકદમ કહ્યું કે "વાહ કેટીરીની ! મારો ગલપટો તેં ચુંથી નાંખ્યો !"

બર્કલેના આ પ્રયોગ પછી કેટીરીનીને અનુભવ લેવાની ઇચ્છા થઇ નહિ ! આ વાત પરથી બર્કલેનો સાહસિક સ્વભાવ, જ્ઞાન મેળવવાની પ્રબળ ઇચ્છા અને માનસિક જ્ઞાન પર રહેલી પ્રેમની પરાકાષ્ટા સ્પષ્ટ જણાઇ આવે છે.

બર્કલેનો ટ્રીનીટી કોલેજનો અભ્યાસક્રમ સારી રીતે પાર પડયો હતો. તેમને ઇ. સ. ૧૭૦૨ માં શિષ્યવૃત્તિ મળી હતી. તેઓએ ઇ. સ. ૧૭૦૪ માં બી. એ. ની પરીક્ષા પાસ કરી. ઇ. સ. ૧૭૦૭માં એમ. એ. ની પદવી પ્રાપ્ત કરી હતી. આ પરિક્ષામાં તેમણે અસાધારણ વિદ્વતા દર્શાવી તેથી તેમને યુનિવરસીટી ફેલોશીપ મળી હતી. ઇ સ. ૧૭૦૭થી ઇ. સ. ૧૭૧૨ સુધી બર્કલેએ ટ્રીનીટી કોલેજમાં શિક્ષકનું કામ કર્યું હતું. ઇ. સ. ૧૭૦૯ મા તેમણે ઉપાધ્યાયની દિક્ષા લીધી, પરંતુ તેઓ સાધારણ ઉપાધ્યાયની માફક આગ્રહી કે ધર્માભિમાની થયા ન હતા તેમનો સત્યપ્રેમ તેમના જીવન સુધી જેવો ને તેવો જ રહ્યો હતો.

## ગ્રંથરચના.

બર્કલેની નોંધપોથી પરથી તેમના મનમાં ઘોળાતા વિચારોની ઠીક કલ્પના થઇ શકે છે. મનનો આ ખળભળટ ચિત્તમાં રહી શકયો નહિ, તેથી તે લેખન દ્વારા પ્રકટ થયો.

બર્કલેએ પ્રથમ બે નાના નાના નિબંધ ઇ. સ. ૧૭૦૭ પૂર્વે લખ્યા અને અને પ્રસિધ્ધ કર્યા. આ બન્ને નિબંધ ગણિત સંબંધીના કેટલાક પ્રશ્નો વિષે હતા અને તે લેટીનમા લખાયા હતા. જે બે ગ્રંથોથી તત્વજ્ઞાનીઓમાં તેમણે ઉચ્ચપદ મેળવ્યું હતું તે ગ્રંથો આ નિબંધ પછી ત્રણ વર્ષમાં જ લખાયા હતા. 'દૃષ્ટિની નુતન ઉત્પત્તિ' એ બર્કલેનો પહેલો ગ્રંથ છે. આ ગ્રંથ ઇ. સ. ૧૭૦૯ માં પ્રસિધ્ધ થયો. આ નિબંધમાં બર્કલેએ મનુષ્યની અવલોકનશકિતની મીમાંસા કરી એવું ઠરાવ્યું કે, વસ્તુનો આકાર અને અંતર આપણી દૃષ્ટીને જણાય છે એમ આપણે કહીએ છીએ ખરા, પણ વાસ્તવિક રીતે આપણને તે દેખાતાં નથી. કારણ કે, દૃષ્ટિનો ખરો વિષય રંગ છે. વસ્તુની આછી કે સ્પષ્ટ રંગછાયા પરથી આપણે વસ્તુનું અંતર અને આકારનું કેવળ અનુમાન કરીએ છીએ. અંતર અને આકાર એ પદાર્થના ગુણ દૃષ્ટિગમ્ય નથી, પણ સ્પર્શગમ્ય છે. આ નિબંધનો તત્વજ્ઞાન વિષયક તત્વાર્થ એવો થાય છે.

કે, જડ સૃષ્ટિનું જે જ્ઞાન આપણને થાય છે તે સર્વ માનસિક સંવેદનાના યોગથી થાય છે.

આ પછીનો ગ્રંથ બર્કલેએ બીજે જ વર્ષે એટલે ઇ. સ. ૧૭૧૦માં પ્રસિધ્ધ કર્યો. આ ગ્રંથમાં તેમણે પોતાના નવા વિચાર જગત સન્મુખ મુક્યા છે જડ અને ચૈતન્ય એવાં સ્વતંત્ર તત્વો માનનારા તત્વજ્ઞાનીનું બર્કલેએ આ ગ્રંથમા ખંડન કર્યું છે. તેમનું કહેવું એવું છે કે સર્વ જગત ચૈતન્યમય છે. જેને સામાન્ય મનુષ્યો જડ દ્રવ્ય કહે છે તે સંવેદનાઓનો સમુદાય છે. પોતાના જીવન પર્યંત બર્કલેએ જુદા જુદા ગ્રંથોમા આ જ વિચારની સ્થાપના કરી છે. બર્કલે માનતા હતા કે આ વિચારથી જગતનું નાસ્તિકત્વ દુર થશે. કારણ કે, સર્વ જગત ચૈતન્યમય છે એ સિધ્ધ થવાથી જડવાદને સ્થાન રહેતુ નથી. એટલે જીવાત્મા અને પરમાત્મા એ જ ચૈતન્યમય તત્વ રહે છે અને આ યોગથી મનુષ્ય ખરા ધર્મ તરફ પ્રવૃત્ત થશે. બર્કલેના તત્વ જ્ઞાનનો હેતુ મનુષ્યને ધર્મપરાયણ કરવાનો હતો. બર્કલે ઓપચારિક કર્મકાંડાત્મક ધર્માચાર કરતા આ તાત્વિક ધર્મને જ વિશેષ મહત્વ આપતા હતા. આ બે ગ્રંથથી બર્કલે સ્વતંત્ર વિચારના તત્વજ્ઞાની અને ઉત્તમ લેખક તરીકે પ્રસિધ્ધ થયા છે.

## લંડનમાં નિવાસ

કંઇક અંશે પ્રકૃતિ માટે, કંઇક અંશે તે સમયના ગ્રંથકારોનો પરિચય કરવા અને બને તો સંભાષણ નામક પુસ્તકની પ્રસિધ્ધિ અર્થે બર્કલેએ લંડન જવાનો વિચાર કર્યો. એ ઉદ્દેશ પૂર્ણ કરવા માટે તેમણે ટ્રીનીટી કાલેજમાંથી રજા લીધી. તેઓ ઈંગ્લાડમાં આવ્યા ત્યાર પછી લંડનના વિદ્વાનોનો સહવાસ કરાવવા તેમના દેશબન્ધુ-ગુલીવરના વૃત્તાંતના પ્રસિધ્ધ કર્તા સ્વીફ્ટ અને પ્રસિધ્ધ ગ્રંથકાર સ્ટીલે પ્રયત્ન કર્યો. બન્નેના બર્કલેના પ્રસિધ્ધ થયેલા ગ્રંથ પરથી બર્કલે વિષે સારા વિચાર બંધાયા હતા. તેઓએ પોતાના દેશના આ ઉછરતા તત્વજ્ઞાનીનો રાજ્યદરબારમાં પણ પરિચય કરાવ્યો. બર્કલે સ્ટીલના ગાર્ડીયન પત્રમાં દર લેખે એક ગીની લઇ નિબંધ લખવા લાગ્યા અને મિત્રોની સહાયથી ટ્રીનીટી કોલેજનાં તત્વજ્ઞાનાત્મક સંભાષણનો ગ્રંથ લંડનમાં પ્રસિધ્ધ કર્યો. આ ગ્રંથથી તેમની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઇ અને તેમના વિચારોનો ઝપાટાબંધ પ્રસાર થવા લાગ્યો. તેમના વિચારોના અનેક અનુયાયી નીકળી આવ્યા અને યુરોપના મુખ્ય તત્વજ્ઞાની ઓમાં બર્કલેનું સ્થાન ગણાયું.

## યુરોપમાં પ્રવાસ.

બર્કલેની કીર્તિના પમરાટથી તેમનું રાજ્ય દરબારમા પણ સન્માન થવા લાગ્યું અને યુરોપમા પ્રવાસ કરવાની ઉત્તમ સંધી પ્રાપ્ત થઇ પ્રવાસના આરંભ તરીકે લાર્ડ પીટર બરો નામક સરદારની સીસીલીમા એલચીની પદવીએ નીમણુંક થઇ ત્યારે લોર્ડ પીટરબરોએ તેમને પોતાના સેક્રેટરી-ચીટનીસ તરીકે લઇ જવાનુ ઠરાવ્યું હતુ.

બર્કલેના જીવનમાં આ પ્રવાસી જીવન ઘણા આનંદમાં વ્યતિત થયું હતું. આ પ્રવાસના પરિણામે તેમને ગ્રીક તત્વજ્ઞાનનો નાદ લાગ્યો અને તાત્વિક વિચારોમાં પ્લેટોના લેખની ઘણી જ અસર થઇ. ફ્રાન્સ, ઇટાલી, ગ્રીસ એ દેશોનાં મોટાં મોટાં શહેરોમાં બર્કલેને મહીનાઓ સુધી રહેવાનું મળ્યું. તેમા તેમણે પોતાના નિવાસનો પૂર્ણ લાભ મેળવ્યો. બર્કલે પોતાના પ્રવાસનાં અને પ્રવાસમાં જોયેલા પ્રેક્ષણીય સ્થળોનાં સવિસ્તર વર્ણનો ઇંગ્લાંડના સ્નેહિઓને જણાવતા હતા. આ સર્વ પત્રવ્યવહાર પ્રસિધ્ધ થયેલો છે તે પરથી બર્કલેની સૂક્ષ્મ અવલોકનશક્તિ, માર્મિકતા, સહૃદયતા, સદ્‌અભિરૂચી અને જોયેલાં દૃશ્યોનું આબેહુબ વર્ણન કરવાની તેમની શૈલીનું

ઉત્તમ દર્શન થાય છે. સુમારે વર્ષ દોઢ વર્ષ યુરોપમાં કાઢયા પછી એમના મૃત્યુથી મંત્રીમંડળ બદલાયુ તેથી લોર્ડ પીટરબરોને પાછું આવવું પડયુ તે સાથે બર્કલેને પણ લંડન પાછું આવવું પડયું; પરન્તુ બર્કલેની પ્રવાસિક ઇચ્છા પૂર્ણ થઇ ન હતી. સ્વીફ્ટની લાગવગથી બર્કલેને એક શ્રીમંત વિદ્યાર્થીના શિક્ષકની જગ્યા મળી તેથી પુન તે ઇંગ્લાંડની બહાર ગયા. આ વખતે તેઓ ચાર વર્ષ બહાર રહી શકયા હતા. આયર્લાંડ છોડયે તેમને સાત વર્ષ થયાં હતાં.

ઇ. સ. ૧૭૨૦મા તે પુનઃ ઇંગ્લાંડ આવ્યા. આ વખતે ઇંગ્લાંડની ઇતિહાસપ્રસિધ્ધ વ્યાપારી કંપની, સાઉથ સી અર્બલની ઉથલ પાથલથી લોકોમા ઘણો ગભરાટ મચી રહ્યો હતો. બર્કલેએ આ સંબંધમા એક નિબંધ પ્રસિધ કરી તેમાં લોકોના દોષનું આવિષ્કરણ કર્યું અને પ્રતિપાદન કર્યું કે આ દોષ નષ્ટ થયા સિવાય દેશને તરવાનો ઉપાય નથી. આ વખતે કેવળ તાત્વિક અને સાહિત્યના વિષય કરતા સામાજીક સુધારા તરફ તેમનુ લક્ષ ગયું. તેમના મનમાં કંઇ પણ જનહિતકારક કાર્ય હસ્તમા લેવાના વિચારો દોડાદોડ કરવા લાગ્યા.

### વિદ્યાપીઠની યોજના

સ્વદેશમાં આવ્યા પછી બર્કલેને પોતાનો જીવનક્રમ સ્થિત કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. કોલેજમાં તેઓ પ્રથમથી ફેલો હતા, પણ તેઓ પાછા ફર્યા પછી અધિક પગારના શિક્ષકની જગ્યાએ તેમની નીમણુંક થઇ. તેમજ તેઓ ઇંગ્લાંડમાં હતા તે વખતે ઉપાધ્યાયની દિક્ષા લીધેલી હોવાથી તે કાર્ય પર પણ તેમને નિયત કરવામાં આવ્યા; પરંતુ લોકકલ્યાણની કલ્પના તેમના વિચારસ્થાનમાં પ્રવર્તતી હોવાથી સ્વાર્થી જીવન અને ઉદ્યોગધંધાથી તેમને સંતોષ થયો નહિ. આ જ વખતે એક મૃત્યુપત્રથી તેમને દ્રવ્ય રાશી પ્રાપ્ત થયો; તેથી પરોપકારી વિચારો ઉભરી આવ્યા. તેમણે બરમુડા બેટમાં જઇ એક વિદ્યાપીઠ સ્થાપન કરવાનો વિચાર કર્યો. આ કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે તેઓ પોતાને મળેલી સર્વ સંપત્તિ તેમજ કોલેજ અને ધર્મ ખાતાની લાભકારક જગ્યા પણ છોડવા તત્પર થયા. તેમણે કેટલાક તરૂણોને પોતાના વિચારને અનુકુળ કરી લીધા અને ભાવી વિદ્યાપીઠ માટે સરકારી સનંદ તથા મદદ મેળવવા પ્રયત્ન કરવા ઇંગ્લાંડ આવ્યા.

પ્રથમ સ્વીફ્ટે બર્કલેને રાજ્યદરબારમાં દાખલ કરવા જેમ પ્રયત્ન કર્યો હતો તેમ આ વખતે પણ તેમણે પ્રયાસ કર્યો હતો. બર્કલેએ વિદ્યાપીઠ સંબંધીના વિચારો અનેકને જણાવ્યા અને ગૃહસ્થો તરફથી સહાયતા આશ્વાસન મેળવ્યાં. બર્કલેના વકતૃત્વથી અને સત્ય હૃદયથી આ વિચારો ઘણા ઉન્નત થયા. તેમણે જ્યોર્જ રાજાની મુલાકાત લઇ વાતચીત કરી. તેમા રાજાને પણ આ કલ્પના પસંદ પડી. મુખ્ય પ્રધાન વોલપોલ એક મોટો દુરદર્શી મુત્સદી અને વ્યવહારજ્ઞ હતો; તેને બર્કલેની કલ્પના અવ્યવહાર લાગી, પણ રાજાની ઇચ્છા જોઈ તેણે પોતાનો વિરૂધ્ધ વિચાર પ્રકટ કર્યો નહિ. તેની ધારણા એવી હતી કે પાર્લામેંટમાં આ કલ્પના પસાર થશે નહિ; પણ તે ધારણા ખોટી પડી. બર્કલેએ પ્રત્યેક સભાસદને મળી પોતાના મધુર ભાષણથી સર્વની અનુમતિ મેળવી હતી, તેથી સનંદ આપવા સંબંધી તેમજ વિદ્યાપીઠની ઘટના તથા પૈસાની મદદ સંબંધી ઠરાવ પસાર થયો ચાર વર્ષના પ્રયત્નથી પોતાની યોજના તાદૃશ્ય થશે ધારી બર્કલેને અત્યાનંદ થયો. પોતાના નવીન પરોપકારી કાર્ય પર જતા પહેલાં બર્કલેએ એક સુશીલ કન્યા સાથે લગ્ન કર્યું અને મહાન ઉત્સાહથી ઇ. સ. ૧૭૨૮માં તે પ્રથમતઃ બેટમાં જવા માટે વહાણ પર ચઢયા. (અપૂર્ણ)

# ફસીહુલ મુલ્ક દાગ દહેલવી

લેખક: રા. યૂ. ટી. નિયાઝ, સહતંત્રી: "હકીકત."

અમીર અને દાગ છેલ્લા સમયમા પુરાણી ઉર્દૂના હિન્દુસ્તાનના મહાન રાજકવિ થઈ ગયા છે. બન્ને ઉસ્તાદોને જેવી વિશ્વવિખ્યાતી મળી છે, તે સૂર્યના અજવાળા સમાન પ્રકાશિત છે.

બાળપણથી દાગને શઅરો સુખન અર્થાત્ કવિતાથી ખાસ દિલચસ્પી હતી. જ્યારે તેમની વય ૧૩ કે ૧૪ વર્ષની હતી ત્યારે મીરઝા ગાલિબના શાગિર્દ (ચેલા) નવાબ-શેફ્તાની કાવ્યસભામાં એક ગઝલ રચીને સંભળાવી હતી. જેનો મતલઅ (કવિતા પ્રારંભ અથવા મંડાણની પહેલી બેત-જેના બન્ને ન્યૂન ચરણમાં પ્રાસ હોય છે) આ હતો:

> શરરો, બર્ક નહીં, શોઅલઓ સીમાબ નહીં!
> કિસ લિયે ફિર યે ઠહેરતા દિલે બેતાબ નહીં!

અર્થાત્: "નથી ચિણગારી કે નથી વિજળી, કિંવા નથી અગ્નીની ઝાળ કે પારો; પછી શાને આ મ્હારૂં અસ્વસ્થ હૃદય એક જગાએ થોભતુ નથી!"

આ દાગની સર્વ કરતાં પહેલી ગઝલ હતી, જે કાવ્યસભામા સંભળાવવામા આવી હતી. આ બેત જાણે તેમની વિખ્યાતિ અને નામનાની મંડાણરૂપ ખીલી હતી કવિઓની વાહ વાહ અને વડીલોની મરાસાએ આ કાવ્યમયગગનના તૈનિકની હિમ્મત વધારી દીધી. દિનપ્રતિદિન કવિતામાં શીઘ્રતા આવવા લાગી. તે જ સમયમા તેવણ બહાદુરશાહ ઝફરના ઉસ્તાદ (કાવ્ય-ગુરૂ) ખાકાનિયે હિન્દ હઝરત ઝવ્કના ચેલાઓમાં દાખલ થઇ ગયા મહેરબાન ઉસ્તાદની મેહનત અને પોતાના સ્વાભાવિક ગુણ અથવા યથાર્થતા બન્નેએ મળીને તે કામ કર્યું કે, મીરઝા ખાન 'દાગ' દહેલવી, ફસીહુલ મુલ્ક નવાબ મીરઝા ખાન સાહેબ દહેલવી બની જઇ કાવ્ય-પ્રદેશ ઉપર રાજ ભોગવવા લાગ્યા. શરૂઆતના સમયમાં જ તેમણે દિલ્હીના એક કાવ્ય-મંડપમાં જ એક ગઝલ વાચી જેનો મક્તઅ (ગઝલ અથવા કવિતાની છેલ્લી બેત અથવા ચરણને-જેમાં પોતાનું ઉપનામ હોય છે-કહે છે) આ હતો:

> લગ ગઈ ચુપ તુઝે અય દાગે હઝી' કચોં એયસી;
> મુઝકો કુછ હાલ તો કમ્બખ્ત બતા તૂ અપના!

અર્થાત્: "હે શોકાતુર દાગ! તુને આવી ચુપકીદી કેમ લાગી ગઇ! હે ભાગ્યહિણ! મ્હને કંઇ ત્હારી સ્થિતિ વિષે તો કહે!"

મવલાના ઇમામબખ્શ સહબાઇ આ સાંભળતાં જ ઉભા થઇ ગયા અને દાગને ગળે લગાડી લીધા. એક બીજી કાવ્યસભામાં મર્હૂમ દાગે પોતાના ઉસ્તાદને દેખાડયા વિનાની પોતાની રચેલી ગઝલ વાંચી સંભળાવી, જેમાં આ બેત પણ હતી:

> હુવે મગરૂર વો. જબ આહ મેરી બે અસર દેખી
> કિસીકા ઈસ તરહ યા રબ, ન દુન્યામેં ભરમ નિક

અર્થાત્: "તેઓ જ્યારે મ્હારા નિસાસા અથવા હાયને અસર વિનાના જોયા તો, ગર્વિષ્ઠ બની ગયા; હે જગદીશ! જગતમાં કોઇનું રહસ્ય એવી રીતે ખુલવા ન પામે!"

બાદશાહે પોતાની નઝદીક બોલાવી તેમના કપાળ ઉપર ચુંબન કર્યું. તેમની યથાર્થતા તેમ જ કવિત્વ-શકિતના માનનારાઓમાં મવલાના સહબાઇ, હઝરત મોમિન, મીરઝા ગાલિબ, જેવા શીઘ્ર કવિઓ હતા. તેઓનો જ પ્રતાપ છે કે દાગને આજે બુલબુલે હિન્દુસ્તાનના નામથી યાદ કરવામાં આવે છે. હિન્દના દરેક ખૂણામાં આજે પણ દાગના શાગિર્દો મળી આવે છે. જેમાંથી કેટલાક તો એવા છે કે, જેઓએ કદિ ઉસ્તાદનું મુખે જોયું ન્હોતું. માત્ર કાગળપત્રો મારફત તેમના ચેલાઓમાં નામ નોંધાવ્યું હતું. તેમની ગઝલ દુરસ્ત કરવા અથવા શુધ્ધ બનાવવા હઝરત દાગને હયદરઆબાદમાં એક 'ખાતું' કાયમ કરવું પડયું હતું આ નહિ જોયલા શાગિર્દોમાં કેટલાક શીઘ્ર કવિઓ પણ છે. પણ આ અવ્યવસ્થાના સબબે કેટલાક નામના અને લેભાગુ કવિઓ પણ તેમના શાગિર્દોમાં પોતાને લેખવા તેમ જ ખપાવવા લાગયા, "જેઓને દાગના બદનામ કરનારાઓ' કહેવામાં આવે, તો ખોટું નહિ ગણાશે."

દાગને ઝવ્ક અને ગાલિબના સમયથી જ સંપૂર્ણ નામના અને વિખ્યાતી મળી ચુકી હતી. ઝવ્કનો સ્વર્ગવાસ થયા પછી તે સમય આવ્યો કે જેને ઇ સન ૧૮૫૭ના બળવાના નામથી ઓળખવામાં આવે છે. આ મહા વિપત્તિભર્યા સમયમાં મ્હોટા મ્હોટા નવી દારો દીન અવસ્થાઓ પહોંચી ગયા, ઘરો લુટાંઇ ગયા, આખા યે દિલ્લી શહેરમાં હાયપીટ મચી ગઈ મીરઝા દાગ રામપુર ભાગી રવાના થયા. રામપુરના વાલી નવાબ યૂસુફ અલીખાન બહાદુરે પોતાના દરબારી કવિ તરીકે તેમને રાખી લીધા. નવાબ યૂસુફ અલીખાન પછી નવાબ કલ્બે અલી ખાન બહાદુરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી તેમની પુન્યબુધ્ધિ અને સન્માન વૃત્તિએ સારા સારા અને સ્વિકારાયલા શીઘ્ર કવિઓને પોતાની લોહ ચૂંબક શકિતથી રામપુરના દરબારમાં ભેગા કરી દીધા. જેઓમાં અમીર, તસલીમ, જલાલ, ફલક, અસીર, બહ્ર, મુનીર જેવા પ્રબળશકિત ધરાવનારા કવિઓ પણ હતા. મર્હૂમ દાગ ૪૦ વા ૪૫ વર્ષ રામપુરમાં રહ્યા. તેઓ કદિ કદિ મવાસે પણ નીકળી પડતા હતા એક વખત તેઓ અઝીમઆબાદ પધાર્યા હતા. નઝદીકમાં જ ત્યાં કોઇ કાવ્યસભા ભરાણી હતી. મિત્રોના દબાણથી તરત જ ગઝલ રચી અને મુસાઇરા (કાવ્ય સભામાં) ભાગ લીધો. મતલઅની નવિનતા અને શબ્દોની રચના જુઓ:

ઇસ કઅબએ દિલકો કભી વીરાં નહીં દેખા!
ઉસ બુતકો કભ અલ્લાહકા મેહમાં નહીં દેખા!

અર્થાત્: "આ હૃદય-મંદિર કદિ ઉજ્જડ જોવામાં આવ્યું જ નથી; તે મૂર્તિને અલ્લાહ (અંતરવાસી) નો મેહમાન કયારે નથી જોયો!"

મક્તઅમાં પોતાની વિશ્વવિખ્યાતીની અચ્છી ઝાંખી કરાવી છે:

કયા પૂછતે હો કવન હય, કિસકી હય યે શોહ્રત;
કયા તુમને કભી દાગકા દીવાં નહીં દેખા!

અર્થાત્: "આ કોણ છે અને કોની વિખ્યાતી છે; શું પૂછો છો? શું તમે દાગનું કાવ્યપુસ્તક કદિ નથી જોયું?"

બીજી વાર જ્યારે તેઓ અઝીમઆબાદ ગયા, ત્યારે પોતાની આ પ્રખ્યાત ગઝલ કાવ્યસભામાં સંભળાવી હતી:

**ભવેં તનતી હંય, ખન્જર હાથમેં હય, તનકે બયઠે હંય.!**
**કિસીસે આજ બિગડી હય, જો યૂં બન ઠનકે બયઠે હંય!**

અર્થાત્: "ભ્રકુટી ચઢેલી છે, ખન્જર હાથમાં છે, અને રોષમાં બેઠાં છે; શું આજે કોઇથી અણબનાવ થયો છે, કે એમ બની ઠનીને બેઠાં છે!"

આ તે ગઝલ છે, જેના સંબંધે મર્હૂમ અમીર મીનાઇએ (ખુદા તેમની કબ્રને નૂરથી પ્રકાશિત કરે) કહ્યું છે:

**અમીર અચ્છી ગઝલ હય દાગકી જિસકા યે મિસ્રઅ હય;**
**ભવેં તનતી હંય, ખન્જર હાથમેં હય, તનકે બયઠે હંય!**

અર્થાત્: "હે અમીર! દાગની આ ગઝલ સારી છે, જેનો ન્યૂન ચરણ આ છે કે, ભ્રકુટી ચઢેલી છે, ખન્જર હાથમાં છે અને રોષમાં બેઠાં છે!"

મક્તઅમાં કલકત્તા તરફ જવા માટેની આકાંક્ષા વિષે ઈશારો કરવામાં આવ્યો છે:

**કોઇ છીંટા પડે તો દાગ કલકત્તે ચલે જાએં;**
**અઝીમઆબાદમેં હમ મુન્તઝિર સાવનકે બયઠે હંય!,**

અર્થાત્: "હે દાગ! કોઇ છાંટો પડે તો, કલકત્તે ચાલ્યા જઇએ; અઝીમઆબાદમાં અમે શ્રાવણની વાટ જોઇ બેઠા છીએ."

મીરઝા દાગ કલકત્તામાં ઘણા દિવસો રહ્યા. ત્યા પણ તેમને યોગ્ય સન્માન મળ્યું. છુટ્ટીના દિવસો ખતમ થવા આવ્યા તે વખતે કલકત્તાના એક કાવ્યમંડપમાં તેઓએ એક ગઝલ વાંચી સંભળાવી. જેના મક્તઅથી જણાય છે કે તેમને કલકત્તા છુટવાનો ઘણો રંજ હતો:

**યે હસીં, યે મહજબીં, યે શોહ અચસી લેહ્ બેહ્;**
**દાગ કલકત્તેસે લાખોં દાગ દિલ પર લે ચલા!**

અર્થાત્: 'આ સૌંદર્યવાન યુવતીઓ, આ ચંદ્રમાને શરમાવનારા લલાટવાળી મૂર્તિઓ, આ શહેર અને આવી મોજમઝાહ! આ દાગ કલકત્તાથી લાખો ડાઘ (પ્રતિકારાયક-દર્શકચિન્હ અથવા ઝખ્મોની નિશાની) દિલ ઉપર લઈ ચાલ્યો!"

જ્યારે તેઓ જુદા જુદા શહેરોની મુસાફરી કરી ચૂક્યા, ત્યારે હયદરઆબાદ જવાની ઇચ્છા થઇ. જેનાં અસલ કારણ નવાબ ખુલ્દ આરવાંની કદ્રદાની, અતિથિઓ પ્રત્યેનો સ્નેહભાવ અને ન્યાયપ્રેમ હતાં.

તેમના હયદરઆબાદ પહોંચતાં જ આખા યે શહેરમાં વિજળીના વેગે આ ખબર પ્રસરી ગઈ કે, દાગ દહેલવી આવ્યા છે. આ ખબર નવાબ મીર મહબુબ અલીખાન સુધી પહોંચતાં દાગ સાહેબને હાજરી આપવાનો હુકમ થયો. દરબારમાં હાઝિર થઇ તેઓ એક કસીદો (એક લાંબી કવિતાને-જેમાં બાદશાહો તેમ જ મ્હોટા માણસોના ગુણો ગાવામાં આવ્યા હોય-કહે છે) સંભળાવ્યો. જેનું મંગળ ચરણ આ છે:

**મંય હુવા ખાહિશ પયમા તરફે મુલ્કે દકન;**
**સુર્માએ ચશ્મે ગિઝાલાં હુવી ગર્દે દામન!**

અર્થાત્: "હું પવનવેગે દખણ દેશ તરફ જ્યારે રવાનો થયો, તે વેળાએ મ્હારા દામનની મટોડી હરીને હરણીઓને ચક્ષુઓના સુરમો બની ગઇ!"

આ પછી ફરી એક વાર તેમને કેટલીક જરૂરતોના સબબે પુનઃ દિલ્હી જવું પડયું હતું. દિલ્હીથી પાછા ફર્યા પછી તેઓ - દખ્ખણના રાજકર્તાના ઉસ્તાદ નીમાયા. સાડા ચારસો રૂપિયા પગાર નક્કી થયો. થોડા સમય પછી આ રકમ વધીને એક હજાર રૂપિયા સુધી પહોંચી ગઇ. હૈદરાબાદમાં તેમનો એક દીવાન—કાવ્યગ્રંથ પણ ચોરાઇ ગયો હતો જે માટે મ્હોટી મ્હોટી રકમો ઇનામની જાહેર કરવામાં આવી છતાં, તેનો પત્તો મળ્યો નહિ - મર્હૂમ દાગની ઉર્દૂ ભાષા વિષેની આ બેત આજે વિશ્વ વિખ્યાત છે :

નહીં ખેલ અય દાગ યારોંસે કહ દો ;
કે આતી હય ઉર્દૂ ઝબાં આતે આતે !

અર્થાત્ : "હે દાગ ! સહચરો અથવા પરમ મિત્રોને કહી દો કે ઉર્દૂ ભાષા બોલવી કંઇ રમત નથી; એ તો આવડતાં આવડતાં આવડે છે !"

દાગ એક અચ્છા સદ્‌ગુણી કવિ હતા. તેઓ દરેક ન્હાના મ્હોટાની સાથે એવી રીતે વર્તતા કે તે તેમનો પ્રેમી બની જતો તેઓએ કદિ પોતાની જીભેથી કોઇને સારૂં નરસું નથી કહ્યું. સ્વભાવના નમ્ર અને શુધ્ધ ચારિત્ર્યના હતા. મઝાની વાત તો આ છે કે તેમના તે સર્વ શાગિર્દો—ચેલાઓમાંથી—જેઓ તેમના સમયમાં હયદરાબાદમાં જ રહેતા—દરેક જણ એમ જ સમજતો હતો કે, ઉસ્તાદ મ્હને સર્વ શાગિર્દોમાં વધુ શિષ્ટ અને સારો સમજે છે. અને હકીકતમાં હતું પણ એમ જ કે, તેઓ સર્વની સાથે એક સરખી રીતે વર્તતા હતા. છેલ્લે છેલ્લે મર્હૂમ અમીર મીનાઇ અને તેમની વચ્ચે ગાઢ સંબંધ પડ્યો હતો, જે તેમના—ઉભયના પત્રો ઉપરથી જણાય છે. બલ્કે જો હું ભૂલતો નથી તો, મ્હેં ...ક પુસ્તકમાં એમ પણ વાંચ્યું છે કે, અમીર મીનાઇનું સ્વર્ગપ્રયાણ હયદરાબાદમાં દાગને ઘેર જ થયું હતું. આ બનાવના થોડા દિવસો પછી બકર ઇદ અર્થાત ઇદે-કુર્બાના દિવસે મગ્રિબ (સંધ્યા) ની નમાઝ પછી હિજરી સન ૧૩૩૨મા હઝરત દાગ સ્વર્ગવાસી થયા :

હક મગ્ફિરત કરે, અજબ આઝાદ મર્દ થા !

અર્થાત્ : "ઇશ્વર તેમને મોક્ષ આપે. તેઓ એક વિચિત્ર અને સ્વતંત્ર વિચારના પુરુષ હતા."

મીરઝા દાગના કાવ્યોમાં રાતદિવસની બોલચાલ, ભાષાની સાદગી, વર્ણનોની ઢબ, શબ્દોની ગોઠવણ, ગુહ્ય રહસ્યો, અર્થો, નવિનતા, અસર અને મનોહરતા ઉપરાંત એવી અનેક ખુબીઓ છે, જે વર્ણવવા માટે વધુ લિયાકતની જરૂર છે.

હઝરત દાગે પોતાના કાવ્યજીવનમાં અનેક જગાએ ગર્વ કર્યો છે, જે ખરૂં જોતાં વાજબી જ કર્યું છે. હું એક જ બેત દાખલારૂપે આપી મ્હારો આ લેખ સમાપ્ત કરીશ :

ગઇ ઉર્દૂ કી રવ્નક દાગકે સાથ :
બુહી દમથા ગનીમત, વો નહીં હય !

અર્થાત્ : "ઉર્દૂ ભાષાની ખૂબી દાગની સાથે જ ગઇ; તે જ દમ ખૂબ હતો, જે હવે નથી"

# એક આશાભર્યા કાવને

લેખક: રા રા. " કોકિલ "

ચિત્રકાર: યતિન્દ્રકુમાર સેન

ઉષા બંસીમા ગાએ રવિગીતડા રે લોલ ;
શાને સુનું કવિ છે તારૂં ઉર જો. ધ્રુવ,
ઉષા બંસીમાં ગાએ.

દેવરંગો શા છલકે તે આસમાં રે લોલ,
સાથે જાગે જીવન ઉર પ્રાણ જો.
ઉષા બંસીમાં ગાએ–

જગ છીદ્રોને પ્રાણ મારા છેડમાં રે લોલ,
ભાવ ભૂખ્યા છે પ્યારા જગ ઉર જો.
ઉષા બંસીમાં ગાએ–

દેવફુલોની દેવ તારી છાબડી રે લોલ.
જગજીવન જ્યોત સુવાસ જો.
ઉષા બંસીમાં ગાએ–

જગ ઉપર છવાયું નભ મીઠડું રે લોલ
એ ઉપર રમે તારાં ગીત જો.
ઉષા બંસીમાં ગાએ–

તારે પગલે રમે છે વસંતડી રે લોલ,
હુચે છેડે કોકિલ ટહુકાર જો.
ઉષા બંસીમાં ગાએ.

# માશીબાનો  પાડોશી પ્રેમ

લેખક: રા. કિશોર વકીલ

ચિત્રકાર: રા. શરમાળ.

( ગયા અંકથી પુરું )

થઇ રહ્યું. તે દિવસે બાજી બદલાઇ ગઇ. અત્યાર સુધી ચંદ્રિકા મળતાવડી અને સારી હતી તે અક્કલ વગરની અને 'અદકપાત્રો' થઇ ગઇ. તેની વસ્ત્રની ટાપટીપમાં પહેલાં પહેલાં 'ચાપલ્યાઇ' નહોતી લાગતી, તે હવે જણાઇ પહેલાં જયા જરા બારમાં જતી ગણાતી અને ચંદ્રિકા નિખાલસ અને ગોટાઇ વગરની કહેવાતી. હવે જયા ડાહી, શાણી, સમજુ કહેવાઇ અને વહુ લાગણીઅણુ અને ઉધ્ધત ગણાઇ. શરદચંદ્ર અને ચંદ્રિકા સાથે ફરવા ગયા તે વાત આગળ ઉઘાડતી હતી ત્યારે માશીબાએ દાબી દીધેલી, પણ તે દિવસથી એમને વિચાર બદલવો પડયો. માશીમાના સોબતીઓ પણ ટીકા કરવા પહેલા બહુ જ વિચાર કરતા. જે બાબતો તરફ, જે વ્યક્તિઓ તરફ માશીમાનું વલણ જાણીતું હોય તે પર બેધડક વિચાર દર્શાવી દેતાં, પણ જ્યાં નવી બાબત આવતી ત્યા સાચવીને શરૂઆત કરતા ખરો જોખમભર્યો વખત તો ત્યારે જ આવતો કે જ્યારે માશીબાનો સ્થાપેલો અભિપ્રાય ફેરવાનો.

"કાલે પે પેલી ફરવા ગઇ હતી" એક સ્ત્રીએ તે દિવસે સાંજે વાત કરી હતી.

"હા, હવે એમાં ખોટું શું છે! મુંબાઇમા તો બધા જાય છે" હીરાવહુ જે માશીબાની ચંદ્રિકા તરફની વૃત્તિ-જાણતાં હતાં તે બોલ્યાં હતાં.

"અરે શું જાય બેન, તું યે કહેતી હશે, પણ ગજબ આવું! આને પારસણ કે હિંદુ? લટીયાં તો મુખાં અહીં લગણુ લટકે,"

ખલાસ! બધાં જાણી ગયા કે પૂર કેમ વહેતાં હતાં. જેને ચંદ્રિકા માટે જે આવડતું હતું તે કહ્યું હતું. માશીમાનો ધારો પણ પૂર જોશમાં સંભળાતો હતો, કારણ કે એ જયાને સંભળાવવા માગતા હતા કે હવે એમના અભિપ્રાયમાં જયા બેનને ઉપલો નંબર મળ્યો હતો.

આ માશીમાની પહેલેથી ટેવ હતી. જેને પોતાની સાથે બનતું હોય તેનો પક્ષ લેવો, તેના દુર્ગુણો તરફ આડા કાન કરવા. પણ તેનામા જરા પણ બડખોર વૃત્તિ જણાઇ કે તરત તેને તેના સ્થાનમાથી પદભ્રષ્ટ કરી તેના પ્રતિસ્પર્ધીને ત્યાં બેસડી દેવો. પ્રતિસ્પર્ધી પર માયા બતાવી અપરાધી પર પોતાની ઇતરાજી મકકમ ઠસાવવી અને એમની મંડળીમાંના બીજા બધાની પણ એ ફરજ કે

જેમની સાથે એમને સારાશ હોય તેની સાથે સારાશ રાખવી, ઇતરાજી હોય તેને ઇતરાજી બતાવવી.

આમાં માશીમા ઘણી વાર ફાવતાં. એમની અવકૃપાનું પાત્ર અવકૃપા દરમીઆનની એમની ગુસ્સાઓથી એટલું ધરાઇ જતું કે પ્રતિસ્પર્ધી કયારે સ્થળ ખાલી કરે કે તેમાં પેસી જઇ તેમના મહેરબાનીના છત્ર નીચે ગોઠવાઇ જવાની રાહ જોતું. અને આ બનવું અસંભવિત ન હતું, કારણ કે માશીબાનાં કૃપાપાત્ર વારંવાર ફેરવાતા. કેટલીક વાર આમ ઘણી વાર ફેરબદલી થવાથી બને માશીબાના વિરોધી બની જતાં અને તેમના શત્રુની ટોળીમાં ભળતાં.

પણ આ બાબતમાં જયા બેને માશીમાની ધારણાઓ ખોટી પડી. જયા બેન પોતાના વખાણથી ખુશી ન થયાં, એટલું જ નહિ પણ બધું મંડળ વેરાયા પછી અમારી ઓરડીમા આવીને એમણે માશીમાના આ વર્તન સામે શાંત, છતાં પણ ગૌરવભર્યાં શબ્દોમા સખત વિરોધ દર્શાવ્યો હતો અને જણાવ્યુ હતું કે એમની વહુ નાની અને નાદાન હતી. તેના પર આવી ટીકા કરવી અને બીજાઓ પાસે કરાવવી એ ઠીક નહોતું.

પાછી બાજી બદલાઇ ગઇ. માશીમાને લાગ્યું કે ચંદ્રિકા ભલે ખરાબ હોય, પણ 'જયલી'જ ખરેખરી ખરાબ હતી. ચંદ્રિકા તો બિચારી નાદાન હતી. પણ "આ પચાશ વરસ ઉપરની ઢુંગી સમજતી નહોતી, કે સહેજ એની વહુને શિખામણ દેવાની વાત હતી તે પરથી લડવા આવી!"

"છેક આવી નહોતી ધારી" માશીબાએ બીજે દિવસે મંડળમા કહ્યુ.

"હા, બા. કોણ પેલી ચાંપલી ચંદ્રિકાને?" હીરા વહુએ પૂછ્યું.

"ના, બાપા, ના તમે પણ શું, હીરાબેન, પેલી જયલી રતો"

'હા એ તો એવી જ છે" જવાબ દેનારે સૂર બદલ્યો.

માશીમાની મહેરબાનીના ત્રાજવાં આમ ઉંચાંનીચાં થયાં તે શરૂઆતમાં તો ચંદ્રિકાને ખબર ન હતી, કારણ કે મીસીસના કહેવા પ્રમાણે એ પહેલાંની પેઠે અમારી ઓરડીમાં ડોકીયાં કરી જતી. એ કેટલીક વાર પીયરથી વાળુ કરીને મોડી આવતી. જયા બેને તો પોતાની નિંદાની દરકાર કરી નહિ. માશીબા ટીકા કરતાં અને બીજાઓ ઝીલતાં જરા કંટાળ્યાં. ધારેલી અસર કોઇનું ભુંડું બોલવાથી ન થાય, તે માણસ ન ગણકારે ત્યારે ઉલટી વધારે અધીરાઇ આવે છે. આમ જયા બેન શાંતિથી સાંભળ્યા કરે તે માશીમાને ન ગમ્યું જયા બેન બહાર ગયાં હોય કે આવ્યાં હોય ત્યારે ચંદ્રિકાના મગજમાં એમણે બંડવૃત્તિનાં બીજ વાવવા માંડયાં. પોતાની અને માશીમાની વચ્ચે ચંદ્રિકાની ગેરહાજરીમા જે બન્યુ હતું તે જયા બેને ચંદ્રિકાને નહિ કહ્યું હોય તેમ માશીબાને અને પ્રમિલાને લાગતું.

આમ માશીબાની કેંપના સમાચાર મને દરરોજ મીસીસના ડેલીમેલની 'ફાઇનલ એડીશન'માંથી મળી જતાં. મીસીસ ખાત્રી આપતા કે રેઇટરની સર્વીસ જેટલી અપટુડેટ અને 'ગવર્મેંટ કોમ્યુનીક' જેટલી વિશ્વાસપાત્ર એમની ખબરો હતી. આવી ગંભીર અશાંતિ અમારી નજીકમાં ચાલતી હતી છતાં મારો અને શરદચંદ્રનો સંબંધ અવિચ્છિન્ન રહ્યો હતો. શરદચંદ્ર મને આ સંબંધી કંઇ વાત જ ન કરતા. અને મારી અવશતાને લીધે એમના અજ્ઞાનમાં જ મને શાંતિ લાગતી.

પાછો બે ત્રણ દિવસ રહીને મીસીસે રીપોર્ટ આપ્યો.

"ગઇ કાલે તો જયા બેન બહાર ગયાં હતાં ત્યારે માશીબાએ ચંદ્રિકાને બોલાવી હતી."

"પછી?"

" પછી મારીબાએ એનાં ખુબ વખાણુ ા. તારી સાસુ કરતાં તું બહુ જ મળતા ા ને સારી છે એમ કહ્યું. ચંદ્રિકા ફુલાઇ ા ને હસીને કહે કે હા, મારા સાસુ તો વાં જ છે. ઝાઝું હસે બોલે નહિ, કોઇ થે ઝઝો સંબંધ રાખે નહિ, એ ભલાં ને તું ઘર ભલું."

'પણુ તું કેમ ન ગઇ આજે પીયેર !" શીબાએ ચંદ્રિકાને પૂછ્યું.

" આજે મારાં સાસુને બહાર જવું હતું ી મને બહાર જવાની ના કહી ગયાં છે."

" આવો તે વહુવારૂ પર જુલમ, તું તાણું તે જાય તો શા કોઠાર લૂટાઇ જવાના છે !"

" આજે મોટી બેન મળવા આવવાના તેથી સાસુજી કહી ગયાં છે કે તું એમને સાડ ને હુ આવી પહોંચીશ "

" તારે કામ હોય તો જા ની અમારે ત્યા સાડીશું. એમાં શું ?" મારીબાએ સૂચવ્યુ

" કામ તો છેસ્તો. આજે મારી બેનની ંગાઠ છે " ચંદ્રિકાએ કહ્યું.

" જા જા ગાંડી, બેનની વર્ષગાંઠ છે ને સી રહી છું ! એવા તો ઘણા કહે. જા, જે વશે તે અમારે ત્યાં બેસશે.

" આજે મારા ભાભી પણુ મારે પીયેર ાવવાનાં છે."

" હેં ! જા ની ત્યારે તો બેશી શું રહી ી ! એની છોકરી આવે તે ખરી અને રી બેનની વર્ષગાંઠ છે ને ખોટી ! "

"પછી એ ગઇ ?" ટુંકાવવાને મેં મીસીસને છ્યું

" હા, મારીબાએ સમજાવીને મોકલી ને એના ગયા પછી એ ત્યાં " લે જયલી તી જા "જયલીની આગળ એક ગાળ બોલ્યા ા, તમે બોલવાને ના કહી છે, બાકી તમે હેના હો તો કહું"

" મારે નથી સાંભળવી. પછી શું થયું તે કહે " મેં કહ્યુ. હું સમજી ગયો કે એ ગાળ બીજી કંઇ જ નહિ, પણુ કેટલાક કુલીન પુરુષો પાના રમતાં રમતાં જે માનસૂચક નામથી રાણીને સંબોધે છે તે જ હશે.

"પાછી અજે સવારે ચંદ્રિકાને બોલાવી મારીબાએ કહ્યુ કે ડાહી હોય તો સાંજે પણુ પીયેર ચાલી જજે અને પૂછ્યું કે તે દિવસે તું ચ લી ગઇ તે પેલી ઢુંગી શું કહેતી હતી. પણુ ચંદ્રિકા આજે તો ખીજવાઇ ગઇ અને બોલી કે ખબરદાર; મારા સાસુને કંઇ એવું કહ્યું છે તો ! મને ખબર છે તું અમારી નિંદા કરે છે તે. હજી ગઇ કલે જ મને મારાં સાસુએ તે દિવસે તુ મારી પછ્ળ શુ બોલતી'તી તે કહ્યુ. તું અમને લઢાવવા માગે છે તેથી કંઇ હું લઢું એવી નથી સમજી " કહેતી કે, મારીબા જયા બેનને 'ચાડીયણુ, કહેતી હતી તે ન સાંભળતા એ તો ચાલી ગઇ.

મને જયા બેનની શાંતિ, સમજુપણા અને ડાવકાઇનો ખ્યાલ આવ્યો કેટલી ધીરી અને ક્ષમાશીલ સ્ત્રી ! જ્યાં સુધી ચંદ્રિકાથી છુપી રખાય ત્યાં સુધી મારીબાની ગેરવર્તણુંક છુપી રાખી, ઘરમાં ભંગાણુ પડતું અટકાવવાની જરૂર પડી ત્યારે ચંદ્રિકાને મીઠો ઠપકો આપી મારીબાની રીતભાત સમજાવી તેને જીતી લીધી અને આવી હલકી વાતો શરદચંદ્રને કહી તેના મગજ પર ધંધા અને અભ્યાસનો બોજો હતો તેમા વધારો ન કર્યો. મને એટલો સંતોષ થયો કે હું આમાં ન સંડોવાયો, અને જયા બેનનો એમના ડહાપણુ માટે મેં મનમાં આભાર માન્યો.

પણુ મારો સંતોષ લાંબો ટકવાનો ન હતો તેની મને બીજે દિવસે ખબર પડી. જેમ મને પ્રમિલા તરફથી ખબર પડી તેમ શરદચંદ્રને પણુ પડવાનો સંભવ હતો તે હું ભૂલી જ ગયો હતો.

બીજે દિવસે સવારે શરદચંદ્રે મને

બોલાવીને ગુસ્સાના આવેગથી, લાગણીના જુસ્સાથી ધારાશાસ્ત્રીના રૂવાબમાં ચેતવણી આપી, માશીમાની ગેરવર્તણુકની સીમાઓ બતાવી, કયા કયા કાયદાની બારીકાઇમાં કયા કયા સેકશનની કલમોમાં માશીમા સપડાય તેમ હતું તે બતાવ્યું, ત્યારે મને ખાત્રી થઇ કે ચંદ્રિકાએ બધો હેવાલ શરદચંદ્રને આપેલો. કારણ કે મીસીસે આપેલા હેવાલમાં અને શરદચંદ્રને મળેલા હેવાલમાં મુદ્દલ અને રાશિ જેટલો ફેર હતો અને વ્યાજ પણ સાદું નહિ પણ ચક્રવૃધ્ધિ ચઢાવેલું હતું.

શરદચંદ્રને આટલા ઉકળી જઇ લાગણીના પૂરમાં તણાતા આ વીશેક દિવસમાં મેં જોયા ન હતા. માશીમાનો વાંક ચોકખો હતો, અને ચંદ્રિકાની અતિશયોક્તિઓનો હિસ્સો ગણતાં કોઇ પણ માણસ આકળો થઇ જાય તે સ્વાભાવિક હતું. પણ આ ગુસ્સામા પણ પ્રશંસા કરવા જેવી એક ચીજ મને લાગી, તે એ કે શરદચંદ્રને જયા બેન પ્રત્યે અત્યંત હેત, માન અને શ્રધ્ધા લાગતાં હતાં.

" ઇશ્વર ભાઇ, ઇશ્વર ભાઇ " એણે કહ્યુ. " એકલી ચંદ્રીને કહ્યું હોત તો મને ન લાગત. મારા બા જેવા સમજુ, નિર્દોષ અને શાંત માણસને એક અક્ષર પણ કહે તે નહિ સાંભળું. કોઇ પણ મનુષ્યની લાગણી દુઃખાવવા મારાં બા એક અક્ષર પણ કાઢે, કંઇ પણ કરે, એ માનવા હું તૈયાર નથી. ઇશ્વરલાલ એમના જેવી માયાળુ, નિર્લેપ, એકવર્ગી સદ્ગુણી સ્ત્રીઓ દુનીઆમાં ઘણી ઓછી હશે. એકલી ચંદ્રીને કહ્યું હોત તો હું માનત કે બે વાંક હશે. પણ આમાં તો મને ખાત્રી જ થાય છે કે તમારાં માશીબાનો જ વાંક છે. તમારી સોબતથી મને આનંદ મળે છે તેને માટે તમારો આભારી છું, પણ તે સાથે કહું છું કે હવે પછી મારા બાના સંબંધમાં એક પણ શબ્દ તમારા માશીને કહેતાં સાંભળીશ તો પરિણામ બુરું આવશે."

શરદચંદ્ર બહુ અકળાયલા લાગતા હતા અને લાગણીના આવેગમાં તેમનો સ્વર ઉંચો નીચો થતો ત્યારે એના ધાંટામાં ભાવતા અને સારા એકટર થવાની લાયકાત હતી તે જણાતું. એના સતત વાક્પ્રહારમાં મને શાંત પાડવાનો અવકાશ જ ન મળતો. એમને તપેલા જોઇ જયા બેન બીજી ઓરડીમાથી આવ્યાં અને કંઇક કરૂણ, કંઇ સમજાવટભર્યો, કંઇક હેતભર્યો સ્વરે કહ્યું 'ભાઇ'

એ શબ્દની જાદુના જેવી અસર થઇ.

" તું શું કામ આટલો તપે છે ? હોય, ઘરડાં છે તે બોલે. એમાં શું ચોંટી ગયું. ચંદ્રિકાથી ન રહેવાયું. બાકી કહેવા જેવું હોત તો હું તને ન કહેત ! અમે બેરાં બૈરાં અમારી વાત સમજી લઇશું તેમાં તું શું કામ તારું મગજ તપાવે છે ? "

" બા ચંદ્રીને ઉલટી આમા તો શાબાશી ઘટે છે, તને એના કેટલા દુર્ગુણો લાગતા જ નથી, ફકત એ તારો પક્ષ લે ત્યારે જ તું એનો વાક કાઢે છે "

"જાઓ જાઓ ઇશ્વર ભઇ, એ તો સહેજ અકળાઇ ગયો તેનો ઉભરો નીકળી ગયો' કહી જયા બેને મને મોકલી દીધો.

જયા બેનની શાંતિ અને સમયસુચકના વખાણતો હું મારી ઓરડીમાં ગયો. સદ્ભાગ્યે જોડેની ઓરડીને બદલે ત્રણ ચાર ઓરડી સુધી સાંભળાય તેવે ધીમે સ્વરે શરદચંદ્રે વાત કરી હતી તેથી માશીબાને મારે આખું કહી નહિ જવું પડે તેટલી નીરાત હતી. પણ માશીબાને કેમ કહેવું, શું કહેવું તે મને તો પ્રશ્ન થઇ પડયો. જન્મથી જ જેણે હુકમ કરી જાણ્યો છે, પોતાનો જ મત સ્વીકારાયો દીઠો છે, તે વડિલને શું કહેવાય ? તેને કહેવાય તો પણ મારે કંઇ અંદર જઇને કહેવું જ ન પડયું. માશીબા શરદચંદ્રની ઓરડી પાસેની ભીંતના ખુણામાં કાન માંડી રહ્યાં હતા તે મને જોઇને પાછાં ફર્યાં,

"શું એ પીટયો એમ કહેતો હતો કે ફરિયાદ માંડશે ?"

"મ શીમા" મે કહ્યું "તમે બધું સાંભળ્યું તો લાગે છે વિશેષ શું કહું ?"

"ઇશ્વરીઆ, આપણે એ પીટયાની ધમકીથી કંઇ બીતા નથી, પણ આજથી આપણે એ લોક સાથે કંઇ વહેવાર નથી. ખબરદાર એ નવલશાહ હીરજી સાથે બોલ્યો છે તો."



ખબરદાર એ નવલશાહ હીરજી સાથે બોલ્યો છે તો

માશીના શાંતિમય અસહકારના સિંધ્ધાન અમલમાં મૂકવા તૈયાર થઇ જશે તે મેં ધાર્યું ન હતું. શરદચંદ્રે કોર્ટમાં ઘસડવાની આપેલી ધમકીથી હોય કે શરદચંદરને શાંત પાડતાં ક્ષમાભર્યા શબ્દો ઉચ્ચાર્યા હતા તેને લીધે પશ્ચાતાપ થયો હોય, ગમે તેમ હોય, પણ મીશીસના કહેવા પ્રમાણે અસહકારનો અમલ બરાબર થતો. બહુ થતું તો અમારી ઓરડીમાં હીરાવહુને મોટે માશીમા શરદચંદરને ધીમેધીમે બોલાવતાં, કારણ કે હવે એક સરખા દિવસ સુખના કોઇના જાતા નથી તે ન્યાયે માશીબાનું કાળચક્ર કે પછી ગાળચક્ર જયા બેનને છોડી શરદચંદર પર ઉતર્યું હતું.

આ બંને કારણો સંભવે એવાં હતાં. માશીબાની સુરતની એક બેનપણી જડી-માશીને કોર્ટમાં સાક્ષિ આપવા મરજી વિરૂધ્ધ જવું પડેલું અને એમના અજ્ઞાનને લીધે

હાસ્યપાત્ર થયેલાં. સાક્ષિના પાંજરા ઉપરાંત કોર્ટના બીજા કડવા અનુભવો એમણે માશીમા પર એવા ઠસાવ્યા હતા કે માશીબાને વકીલો તથા કોર્ટનો જરા ડર રહેતો. વળી માશીબાને અત્યાર સુધી જયાબેન જેવાં ગુસ્સા ને શાંતિ અને અસ્પૃષ્ટ સ્વસ્થતાથી મહાત કરનારાં કોઇ મળ્યાં ન હતાં. મને પણ માશીમા એમનું વ્રત સેવડાવવા માગતાં હતાં, પણ શરદચંદર બે ત્રણ દિવસથી કંઇ દેખાતા ન હોવાથી એ કમોટી થતી રહી જતી

પણ યુરોપની જાદવાસ્થળી ચાર પાંચ વર્ષમાં પતી ગઇ તો આ તો બીબીસાતમાં! ત્રણેક દિવસ રહીને સવારે હું ચા પી રહ્યો હતો ત્યાં હાંફળી ફાંફળી ચંદ્રિકા, "ઇશ્વર ભાઇ, ઇશ્વર ભાઇ" કરતી આવી.

"કેમ?" મેં પૂછ્યું.

"મારાં સાસુએ તમને બોલાવ્યા છે. એ તો તાવે ધગી જાય છે."

"બહુ તાવ આવ્યો છે?"

"હા આ, ચાર પાંચ ડીગ્રી હશે, તમે જુઓ તો ખરા."

"જા જા ઇશ્વરીઆ! બેશી શું રચો છે? સનીપ તાવે તફડતું હોય ત્યારે વિચાર કેવો કરવાનો?" માંદગી એ માશીબાની સહૃદયતાનાં દુર્ગદ્વાર ખોલાવનારો પાસપોર્ટ હતો.

હું થર્મોમીટર લઇને ગયો, પણ ત્યાં ગયા પછી તેની ખાસ જરૂર ન લાગી. તાવ એકસો ને એક જ ડીગ્રી હતો.

ત્રણેક દિવસ થયા સહેજ તાવ રહ્યા કરતો હતો, પણ અમે બોલતા નહિ એટલે ખબર ન પડની, જયા બેને બે એક દિવસ તો ઘરનો ઉપાય કરી ચલાવ્યું, પણ તાવ આજે વધવા માંડ્યો એટલે હવે કંઇ ચોક્કસ ઉપાય કરવો જ જોઇએ એમ વિચાર કરી મને બોલાવ્યો.

હું તરત મનુભાઇ ડૉક્ટરને બોલાવી લાવ્યો. શરદચંદ્રની ડૉક્ટર સાથે ઓળખાણ કરાવવા હું વિચાર કરતો હતો, પણ ઘણાની ઓળખાણ ડૉક્ટર સાથે કરાવનાર માંદગી નીવડે છે તેમ શરદચંદ્રની બાબતમાં પણ બન્યું. ડૉક્ટર સાહેબે તપાસી કંઇ ગભરાવા જેવું નથી તેની ખાત્રી આપી, અને દવા લખી આપી.

જયાબેને સામટું બીલ ચુકવીશું એમ કહ્યું ત્યારે સાત જન્મે પણ પૈસા લેવાની દરકાર ન હોય તેમ "અહો, એની શી ઉતાવળ છે" એમ પૈસાને ધુત્કારી કાઢતા સ્વરે કહી ડૉક્ટર સાહેબ ગયા. ચંદ્રિકાને પીયરથી ચિઠ્ઠી લઇ રામો આવ્યો હતો તેને ડૉક્ટર સાથે મોકલી મેં દવા મંગાવી લીધી.

આ મામેરું વિદાયગું થયું ત્યાં તો માલ પાણી ખાઇને કુંધા જેવા બનેલા, આડા અને પહોળા, થેલીવા અને મોટી મૂછોવાળા, હાથમાં ડંડો હુલાવતા, ભૈયાજી 'શિરીષચંદર શેઠ કીધર હય' કરતા આવી પહોંચ્યા, અને શિરીષચંદ્રને સૂનેલો જોઇને બોલ્યા:—

"શેઠને કહા એસાઇ હાલ હય. શેઠ સાહબકે મનમેં હી થા કી શિરીષચંદર શેઠકી તબીયત અચ્છી ન હોગી વરના ઓ સબેરમેં પઢાનેકે લીયે આયે વગર ન રહેના." પછી શિરીષચંદ્ર તરફ જોઇને બોલ્યા. "શેઠ સાહબને મેરેકો આપકી ખેરશીઆત પૂછનેકે લીયે ભેજા હય. આપકી તબીયત અચ્છી નહિ દીખતી મગ શેઠ સાહબસે કહુંગા કી આપકી તબીયત ઠીક ન હોને કે સબબસે આપ પઢાને કે લીયે ન આ સકે" આથી મને કંઇ નવાઇ લાગી. શિરીષચંદ્ર તો એમ કહેતા હતા કે એ સવારમાં વકીલ તાલપુડેને ત્યાં જાય છે!

પણ ચંદ્રિકાના પીયેરનો રામો બરાબર પંચકમાં આવ્યો હોય તેમ લાગતું હતું

અજવાળું પાડ્યું, પણ અત્યારે આશ્ચર્ય કે લાગણીએનાં મોજાં ઉછાળવાનો કે અભિપ્રાયો બાંધવાનો સમય ન હતો; તેથી મેં જયા બેનને લખાણની માગણી છે એમ સમજાવી ધીરા પાડયાં. અને હમણાં શરદચંદરને તકલીફ અપાય તેમ નથી એ મતલબનો કાગળ લખી દઇશ કરીને કાગળ મારી પાસે રાખ્યો વ્યવસ્થાપકને લખી દીધું કે નાદુરસ્ત તબીયતને લીધે હપતા મોકલી શકાય તેમ નથી, પણ પૈસાની જરૂર છે. મને ખાત્રી હતી કે એમને પૈસાની જરૂર નહિ હોય, તોપણ મારું પગલું નાપસંદ નહિ થાય, કારણ કે પૈસા આવતા કોને ન ગમે ?

બીજા ચારેક દિવસમાં શરદચંદર સારા થઇ ગયા. આ માંદગીના ખાસ ત્રણ પરિણામ આવ્યાં. જૈયાજીની વાત અને પેલા કાગળે શરદચંદર વિષે કંઇ નવા જ વિચારો મારા મનમાં જન્માવ્યા. માંદગી દરમીયાન જયા બેનના સહવાસે એમને માટે માન અને સ્નેહ મારામાં ઉત્પન્ન કર્યાં, અને અમારા પાડોશમાં જે ઉંચા મન થયાં હતાં તેના આ માંદગી આવી ગયા પછી સ્મરણ માત્ર જ રહી ગયાં..

# 'વીરની વાતો'

નવચેતન અંકોમા ઐતિહાસિક વાર્તાઓના લોકપ્રિય લેખક તરીકે જાણતા થઇ પડેલા રા. ટી પી. અડાલજાનો 'વીરની વાતો' નામનો સચિત્ર ઐતિહાસિક વાર્તાસંગ્રહ ટુંક મુદતમાં જ ખપી જતા તેની બીજી આવૃત્તિ તેમણે હમણાં જ બહાર પાડી છે. આ બીજી આવૃત્તિમા તેમણે વાર્તાના કેટલાક પ્રસંગોના ખાસ વિશેષ ચિત્રો તૈયાર કરાવીને મુકેલાં જણાય છે અને પ્રથમના ચિત્રોમાં પણ સુધારાવધારા કરેલા જણાય છે. પુસ્તક ઉપરનુ નવું કવર ડીઝાઇન પણ ઠીક છે. ચિત્રોના છાપકામમાં પણ વધુ કાળજી રાખવામાં આવેલી જણાય છે. ૨૦ને બદલે ૨૫ ચિત્રો અને અનેક અવનવાં આકર્ષણો સાથે બહાર પડેલી આ બીજી આવૃત્તિ વાંચકોનો સત્કાર પામી લોકપ્રિય નિવડશે એમા શંકા નથી. વધારે રસસામગ્રી આપવા છતાં લેખકે તેની કિંમત માં વધારો ન કરતાં માત્ર અઢી રૂપીયાની કિંમત રાખેલી છે, એટલે જનસમાજ તેને સારું ઉત્તેજન આપશે એવી અમારી માન્યતા છે.

# એશીયાના ચૈતન્યનું હાર્દ

લેખક.—રા. ઇશ્વરલાલ મણીલાલ મહેતા

અહમદ અબ્દુલ્લા, અફ્ગાનિસ્થાનનો એક સમર્થ અને પ્રતિભાશાળી નવલકથાકાર છે. તેની સરળ અને સાદી કથાઓ એવી સંકલનાથી લખાયેલી છે કે જેમાં વસ્તુ અને સિધ્ધાંતની સમાનતા ઉત્તમ પ્રકારે જળવાયેલી છે અને જેનો હેતુ ઘણી વખત પૂર્વની પ્રભુતા-બુધ્ધિમતાનું યથાર્થ દિગ્દર્શન કરાવવાનો હોય છે. તે પૂર્વનો હેઠ પૌર્વાત્ય પ્રજાઓનાં રહસ્ય સહજે કળી શકે છે. કીપલીંગ ( Kipling ) ના પૌર્વાત્ય જીંદગી વિષેના વર્ણનમાં જે અસત્ય આરોપણ અને ઉધ્ધતાઇ દૃષ્ટિગોચર થાય છે, તેના કરતાં અહમદ અબ્દુલ્લાનું લખાણ ઘણું નિયમિત અને બુધ્ધિયુક્ત છે. કીપલીંગના જેવી સૂર્યની પ્રખરતા તેનામા નથી, પરંતુ ચંદ્રના માધુર્ય સમ, આદર્શની સુંદર ભાવના તેમાં સ્થળે સ્થળે ઝળકી રહી છે. વળી તેની કેટલીક વાતોમાં પૌર્વાત્ય આત્મતાનું ખરૂં સત્ય માલુમ પડી આવે છે.

તેમાની એક વાર્તા "Bataum—An Impression in Civilization" 'બાતુમ'ની છે. 'બાતુમ' એ રૂશિયાનું એક મોટું નગર છે. અહમદ અબ્દુલ્લા, તે સ્થળ અને ત્યાંની જનતા વિષેના પોતાના વિચારો તેમાં દર્શાવે છે, પૌર્વાત્ય સ્ત્રી પુરૂષોના મુખ ઉપર 'મનોહર અનંત વિવિધતા' અવલોકે છે. તેનું હૃદય એશીયાના વિચાર આવતાં જ ઉછાળા મારે છે. એશીયા અને એશીયાવાસી તરફ, તે અફ્ગાન હૃદયમાં અતિશય પ્રેમ ભરેલો છે તે 'બાતુમ'ના દુનિયા સાથેના વેપારનો, બારામા પડેલી નૌકાઓનો, ત્યાંની અસંખ્ય નાની દુકાનોનો વિચાર કરે છે, ત્યારે તે ધારે છે કે 'હુ અહીંયા યુરોપને યથાર્થ જોઇ શકીશ' તે દુકાને દુકાને રખડે છે, તે એક અમેરિકન બુટના વેપારીની દુકાને આવે છે, ત્યા તેને એક જોડીની કિંમત ૩૦ ત્રીસ રૂબલ બતાવવામાં આવે છે. પરંતુ ત્યાંનો એક ઇરાની નોકર, જે તેની સાથે રૂશિયન ભાષામા વાત કરતો હતો, તેની સાથે આપણા અહમદ અબ્દુલ્લાએ પરશીયનમાં વાત કરવા માંડી. તે તુરત હસી પડયો, અને અફ્ગાનને બુટની એક બીજી જોડ દેખાડી, જે તેણે ખરીદી. તે બુટ જાપાનમાં બનેલા હતા, અને તેની કિંમત ફક્ત બાર રૂબલ હતી. ત્યાર પછી તે 'વીલે ડી પેરીસ' ફ્રેન્ચ નામની એક અત્તરવાળાની દુકાનમાં ગયો. તેનો માલીક હિંદવાસી શીખ હતો. તેણે એક ભુરી પાઘડી પહેરેલી હતી, અને તેની પાસે કીરપાણ હતી. અહમદ અબ્દુલ્લા લખે છે કે "તેની પાસે અત્તર માંગતાં, કેટલાક લાંબા શીશા દેખાડવામાં આવ્યા" ત્યારે અહમદ અબ્દુલ્લાએ પુછ્યું કે "તમારી પાસે ફ્રેન્ચ અત્તર નથી શું ? તમારી દુકાનનું નામ તો 'વીલે ડી

પેરીસ ' છે !" ત્યારે પ્રત્યુત્તર આપતાં શીખે કહ્યું કે "હા, મારી પાસે ફ્રેન્ચ અત્તરો ઘણા ઉંચી કિંમતનાં છે, પરંતુ મેં તમને જે બતાવ્યાં, તે ઘણાં સસ્તાં અને સારાં છે. આ ગુલાબનું અત્તર લઇ જાઓ, તે તમને કાશ્મીરનું ભાન કરાવશે." ત્યાર પછી ત્યાંથી તે એક અમેરિકન મીઠાઇવાળાની દુકાને ગયો, પરંતુ તેમાં વેચાતી મીઠાઇ બધી હિંદુસ્તાનમાંથી જ આવેલી હતી.—આ રીતે યુરોપી–રશિયાના કેન્દ્રસ્થ વ્યાપારી સ્થળમાં, આર્થિક જગતની બરાબર મધ્યમાં, યુરોપ અને અમેરિકાનાં હોટેલો, સંગીત ગૃહો, અને સ્થળે સ્થળે માલ ખપાવવા ફરતા વેપારીઓ વચ્ચે–અરે ! માર્ગમાં વિચરતી પાશ્ચિમાત્ય મહિલાઓમાં પણ એશિયા હજુ જીવંતપણે વ્યાપી રહેલ છે.

આ અફગાન નવલકથાકારે એશિયાના ચૈતન્ય વિષે કેટલાક વિચારો, પોતાના ગ્રંથોમાં દર્શાવ્યા છે. એક સુંદર ફકરામાં તે લખે છે કે "પૃથ્વીની ઉત્પત્તિના સમયથી તે આજ સુધી હંમેશાં પશ્ચિમ, પૂર્વથી છવાયેલું જ રહ્યું છે." આગળ લખતા વળી તે જણાવે છે કે મોગોલ જાતિનાં ટોળાંઓ સૈકાંઓ પહેલાં રશિયા અને જર્મનીને જીતીને શેલોન (Chalon) ના મેદાનોમાં યુરોપીય રશિયાના સત્તાને ઉપલાવી નાખીને સમગ્ર યુરોપને ખુંદી વળ્યા હતા. અને બહાદુર આરબોએ સ્પેન અને સીસીલીમાં વિજયધ્વજ ફરકાવીને પેલેસ્ટાઇનમાંથી યુરોપીય યોધ્ધાઓને હાંકી કાઢયા હતા. તુર્ક વીરોએ રોમન સામ્રાજ્યને જીતીને મધ્ય યુરોપને ધ્રુજાવ્યું હતું. "પશ્ચિમ હંમેશાં પૂર્વને નમતું જ આવ્યું છે" એમ તે જણાવે છે, પણ શું આ વળી સત્ય છે ? શું આજે યુરોપ એશિયાથી ઉંચી પંકિતએ નથી, શું અત્યારે સમગ્ર ઇસ્લામ દુઃખપીડિત નથી ? મેસોપોટેમિયા અને સીરીયા, એશિયામાઇનોર અને અરબસ્તાન તથા ઇરાન, શું યુરોપીય સત્તાની દયા ઉપર રહેલાં કે? શું ભારતવર્ષ નિર્બળ નથી ? અવશ્ય નિર્બળ છે, અને તેથી જ કહું છું કે 'ચેતતા રહો' આર્યોના એક પ્રાચીન ગ્રંથમાં કહ્યું છે કે, "નિર્બળના અશ્રુથી ડરો" કારણ પૂર્વની સર્વ નિર્બળ પ્રજાઓ, ભારતના હિન્દુઓ તથા મુસલમાનો, ઇજીપ્ત, ઇરાન, એલજીરીયા અને એશિયા માઇનોર, પશ્ચિમની સ્વાર્થી, કલહવાદી સર્વોપરિ થઇ પડેલી રાજસતા તરફ ક્યારનાં યે સંતાપની દૃષ્ટિએ નિહાળે છે. આજે ભલે તમે પૂર્વને લુંટો, પરંતુ તમારૂં એ કર્મ, એક દિવસ ફરીને તમને નડશે. અને એ જ વિધાતાનો અટલ નિયમ છે. બેલજીયમના એક પ્રસિધ્ધ વિચારકે સત્ય કહ્યું છે કે રાજકાર્યમાં જે ઘટનાઓ બની જાય છે, તે ઇતિહાસમાં ફરી આવે છે. અને મારા મંતવ્ય અનુસાર, નિર્બળનું નસીબ એ જ પૂર્વનું નસીબ ( ભવિષ્ય ) અને તે જ અખિલ વિશ્વનું ભવિષ્ય। પૂર્વ હજુ મૃત અવસ્થામાં નથી; તે તો ફકત નિદ્રાવસ્થામાં છે. મનુષ્યની આત્મોન્નતિમાં આડે આવતા યુરોપના યુધ્ધના આમંત્રણને જવાબ વાળવા તે તત્પર છે.

એક સુંદર અને અસરકારક ફકરામાં અહમદ અબદુલા લખે છે કે, 'હંમેશાં જ્યારે જ્યારે એક જાતિ અન્ય જાતિ સાથે તિરસ્કારથી વર્તી છે, ત્યારે ત્યારે એશિયાએ યુરોપને શિખામણ અને ઉપદેશ આપ્યાં છે. એ ઉપદેશને અને તેના પ્રભાવને ઘણો સમય વીતી ગયો છે, તેથી તે સૈકાંઓ થયાં મંદ અને શિથિલ થઇ ગયો છે; પરંતુ તેમાં બીલકુલ બગાડ અથવા તેની નિરૂપયોગીતા પ્રવર્ત્યો સિવાય તે હંમેશનું તેનું હાર્દ–તેની શકિતનો પ્રભાવ અને બળ સુરક્ષિત રાખી રહેલ છે. એશિયાએ યુરોપને સુધારા અને સંસ્કૃતિનાં પ્રથમ ફળ ચખાડયાં છે. અક્ષર શાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ખગોળ

શસ્ત્ર, તથા નૌકાશાસ્ત્ર, એશિયાએ જ યુરોપને શીખવાડયાં છે. આપણે જાણીએ છીએ કે પ્રથમ મોગોલીઅનો તથા મલાયાના રહેવાસીઓ પેસિફિકની દક્ષિણે અને અમેરિકામાં ગયા હતા. હિંદુઓએ જાવામાં પોતાની સંસ્કૃતિ ફેલાવી હતી અને મહમદના જન્મ પહેલા આરબો ચીન સાથે વ્યાપાર ચલાવતા હતા. જ્યારે બ્રિટન કે ગૉલ કે જર્મનીમાં એક સંઘ મોકલવો તે રોમનોને મન લેખો તથા કાવ્યો દ્વારા નવા જવ લાવા એક મહાન આશ્ચર્યકારક સાહસ લેખાતું હતું, ત્યારે તે સમયમાં એનાથી એ વધુ એશિયામાં બનતું હતું અને વળી અદ્યાપિ પર્યંત કોઇ પણ યુરોપિય વસ્તુ અથવા રીત રિવાજ એશિયામાં સ્થાયી ચીરંજીવી થઇ શકયા નથી. કાલે જ જો અંગ્રેજો હિંદ છોડી જાય, તો તેમના ત્રણસો વરસના વસવાટ છતા તેનું નામ પણ હિંદીઓ સંભારે નહિ; અને એ જ પ્રમાણે ફીલીપાઇનમા અમેરિકનો સાથે તથ હિંદી ચીનમાં ફ્રેંચો સાથે, હજુ સુધી કોઇ એશિયાની પ્રજા–એક પણ જાતિ કદી સંપૂર્ણ પણે યુરોપીય થઇ નથી. પ્રથમ એશિયામાં ઉત્પન્ન થયા સિવાયની, ત્યાંના જ્ઞાનની કોઇ પણ એક શાખા એશિયામાં દાખલ થઇ નથી. "યુરોપ નકલ કરતું આવ્યું છે, પણ કદી ઉત્પાદક થયું નથી." નકલ કરવાને બદલે આપણે 'મળતું થતું' કહીશું. યુરોપીય સુધારો એ એકતાનો સુધારો છે. મારા મત પ્રમાણે યુરોપના જીવન અને સાહિત્યમાં એ મહાન બાબતો ક્રીશ્ચિયાનીટી (Christianity). અને લોકશાસનની છે. પણ જેઓ ઇતિહાસ બરાબર જાણે છે, તેમાંથી કોણ કહી શકશે કે ક્રિશ્ચિયાનીટી, એ પશ્ચિમને પૂર્વે અર્પેલી બક્ષીસ નથી?–અને પ્રજાસત્તાની બાબતમાં તો મેઇન (Maine) જેવા અસાધારણ ટીકાકારે પણ કબુલ કર્યું છે કે "પ્રજાસત્તાક સંસ્થાઓ મુખ્યતવે આર્ય જાતિની છે, અને તે હિંદમાંથી જ યુરોપમાં પ્રસરી છે."

આપણા સામાજીક જીવનમાં પંચાયત પધ્ધતિના સ્વરૂપમાં અદ્યાપિ સુધી તે પ્રજાસતાક લોકશાસનનો સિધ્ધાંત મોજુદ છે. હિંદ હજુ જીવતું છે; એ ભૂમિમાં નવી પ્રજાકીય ચળવળનો પ્રભાવ જરા નિહાળો. પૂર્વના ચૈતન્યનું રહસ્ય કાંઇ જુદું જ છે. પૂર્વમાં સર્વત્ર વધતી જતી અશાન્તિ તેની સાક્ષીરૂપ છે. પૂર્વ આ અશાન્તિમાંથી કંઇ માર્ગ શોધી કાઢશે? આજના આ વાદળાં અને વાવાઝોડામાંથી શું હજુ તે પોતાને પર બનાવશે? ત્યારે તો તેણે દ્વેષ અને કજીયા બંધ કરવા જોઇએ અને તેણે સુધારા તથા સંસ્કૃતિનું નવુ મિશ્રણ કરવું પડશે. સંસ્કૃતિ ધર્મનીતિ કળા અને સાહિત્યની અંદર તથા તે દ્વારા અને સુધારો, રાજનીતિ, ઉદ્યોગ, ખેતી તથા સામાજીક જીવનને લગતી યોજનાઓ તેમજ સંસ્થાઓમાં અને તેઓની દ્વારા વ્યવહારમાં સિધ્ધ થયેલાં હોવા જોઇએ. હિંદ ઘણા કાળ પહેલા જ્યારે આ બંનેનું–સંસ્કૃતિ અને સામાજીક સુધારાનું–ઐકય જાળવી રહ્યું હતું, ત્યારે મહાન હતું. પરંતુ ધીમધીમે તેના સંસ્કૃત પામેલાં બાળકોએ ધર્મ અને યોગના સિધ્ધાંતોને ખૂબ ખીલવ્યા, અને સામાજીક જીવનમાંથી પોતે દૂર રહીને સુધારા તરફ આડા કાન કર્યા; અને દેશને તેના દુઃખી નસીબ ઉપર છોડયો. સૌન્દર્યના સ્વપ્ના અને આદર્શની ભાવના વગર સંસ્કૃતિ છે જ નહિ. અને રાષ્ટ્રીય સ્વતંત્રતા મેળવવાના પ્રયત્ન સિવાય સામાજીક સુધારો પણ નથી. તેટલા જ માટે આશ્રમો ચલાવવાની, પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવાની, માતૃભાષાઓ ખીલવવાની, અને સાહિત્ય તથા કળાની ઉન્નતિ સાધવાની આવશ્યકતા છે. તેટલા જ માટે વિદ્યાર્થીઓને, યુવકોને, સાધારણ મનુષ્યોને, જનસમુદાયને અને દેશની સ્ત્રીઓને

કેળવવામાં, તેઓને સ્વતંત્રતાનું શિક્ષણ આપવાની અને હાલના શાસન વિરુધ્ધ ચલાવેલી ચળવળની કિંમત સમજવામાં મદદ કરવાની આવશ્યકતા છે. કારણ કે અન્યાય અને અનીતિ સામે પોકાર ઉઠવ્યા વિના સ્વતંત્રતાની આશા ન જ રાખી શકાય. તે પોકાર દ્વેષ અને કડવાશથી પ્રેરાઇને નહિ, પણ તે આદર્શ કે જે મનુષ્યજાતિને મન ઘણો પવિત્ર છે, તે એશિયાનું હાર્દ અને તેની સંસ્કૃતિ તથા ઇતિહાસના અમૃત સંદેશાને સંમત ( સંવાદી ) હોવો જોઇએ *

( સંપૂર્ણ )



* અધ્યાપક ટી એલ. વાસવાણીના Secret of Asia માંથી.




# અને તેમાં રહેલું સાહિત્ય

લેખકઃ રા શ. વરતેજવાળા "મનહર"

( ગયા અંકથી ચાલુ )

વળી જુઓ રાણકદેવીમાં.–રણમલ બારોટ–( સિંધરાજને ) બાપુ, અમે ચાલ્યા આવતા હતા ત્યા ખબર મળ્યા કે પાટણના મહારાજ સોલંકી સિંધરાજ જયસિંહ જેને સગપણ કરેલી કન્યાને જુનાગઢનો રા' ખેંગાર હથેવાળે પરણ્યો છે ને તેના મ્હેલમાં દાખલ કરી છે.

સિંધરાજ—શું બારોટ, આ ખરી વાત છે ( એકદમ ક્રોધમાં ઉઠીને )

( ઝુલણ છંદની ચાલ )

સકળ ગુર્જરી તણા સ્વામીની સુંદરી,<br>
હામ શું સંઘરી એમ એણે<br>
પાછળે આવીને પુર વિષે ફાવીઓ<br>
છેડ મારી કરી બીજી એણે<br>
પારકી પ્રેમદા પૂરી લઇ ચોર રે,<br>
કાન ઝાલી લઈ બ્હાર કહાડું<br>
રૂધિર તસ્કર તણું મારે પાવું ઘણું<br>
પદ્મણી દેખતાં ભૂમિ પાડું<br>
ખબર એને નથી, હાથ દીઠો નથી,<br>
જઈ ચઢું વેગ લઇ સર્વ સેના<br>
એમ શું માહરી નાર જાશે હરી<br>
ચૂર અસ્થી કરૂં આજ એના<br>
ઝાલીને ઓટલે ઝાટકું પાટકું<br>
તો વૃથા જગ વિષે મારૂં જીવ્યું<br>
લાવું નહિ ત્યાં સુધી મારે આચાજ છે<br>
નગર પાટણ તણું પાણી પીવું

*  *  *  *  *  *

વળી જુઓ

મણુચલ—( રા' ખેંગારની બ્હેન ) ભાઇ, તું બહુ હઠીલો છું ; માટે તુને મારા સોગન દઇ કહી રાખું છું કે કદી અડાફડીનો વખત આવે તારા સામંતો સાથે રાખ્યા વગર મુંઝાતું નહિ.

રા'ખેંગાર—બ્હેન, એવો વખત આવે તેનો રંગ નોખો છે. ક્ષત્રી બચ્ચો યુધ્ધ વખતે વાણીઆની પેઠે વિચાર કરવા ઉભો રહેતો નથી કે વાંસે બાયડી છોકરાંનું શું થાશે ? ઉદાર પુરૂષ દાન દેતી વખતે વિચાર કરવા થોભતો નથી કે પછવાડે બાયડી છોકરાં શું ખાશે ? ને ઇશ્વરનો ખરો ભકત સંસાર, ઘરબાર ને વૈભવલક્ષ્મીભોગ છોડતાં એમ નથી વિચારતો કે આ શરીરનું ભરણપોષણ કેમ થાશે ?

માટે એ તો જે કાળે બનવાનું છે તે નિશ્ચે થાય છે, માટે તમારે જરા ય ચિન્તા કરવી નહિ

મણયલ—વીર બાપા નોંઘણ પુત્રના મુખમાંથી આવાં વચનો નીકળે તેમાં નવાઇ નથી અને હું પણ રાવ નોંઘણની દીકરી અને તારી બેન છું તો તેને ક્ષત્રીધર્મ શૂરત્વથી હઠાવુ એ કદી હોય જ નહિ; પણ મારા વહાલા, હું સાસરેથી બળીઝળી આવી છું ને તારી ઓથે રહી છું. તેં મારૂં તથા મારા પુત્રોનું પાલન કરવામાં કોઇ રીતે કચાશ રાખી નથી, માટે તું વિચાર કે તારો એક પણ વાળ વાંકો થાય તો મારા પ્રાણ કેમ રહે? તારાં ધન, જોબન, કાયા પરમેશ્વર સલામત રાખે એ જ ઇચ્છું છું.

રા'ખેંગાર—બેન! તમો જરા ય દિલગીર થશો નહિ તમારા આશીર્વચનથી મને હજી ઉની આચ આવી નથી, ને આવવાની પણ નથી. હવે હુ ...ઉં છું.

મણયલ—ભલે મારા વહાલા વીર, જા પરમેશ્વર તારી ચડતી કળા કરે ને દુશ્મનના દાંત ભાગે.

× × × × × ×

દૃશ્ય નાટકોમાં શ્રાવ્ય નાટક જેમ વાચતા પ્રસંગ આપણી દૃષ્ટિ સમક્ષ ખાચે જ તરી આવે છે. પણ, અહીં જુઓ:—

ડોસો—ગજબ થયો! કોટના દરવાજા ભાગી દુશ્મનો ગામમાં પેઠા ને અત્યારે શહેર લુંટાવા લાગ્યું. કરમચંડીયા!

છોકરો—(બતાવીને) એ અદા, જુઓ—જુઓ! દુશ્મનના માણસો નાગર શેરીમાં જાય છે ને ત્યાં મોટો શોરબકોર થઇ રહ્યો છે.

ડોસો—ત્યારે તો મહારાજના મહેલના ટુકડા થવા આવ્યા. એમને કોઇએ ચેતાવ્યું હોય તો ઠીક, પણ ફીકર નહિ એમના મહેલની મજબુતી જેવી તેવી નથી.

છોકરો—એ અદા! જુઓ! પણે મસાલનું અજવાળું થયું. આપણા રાજાના મહેલને બહુ માણસો વીંટીને ઉભા છે—તરવાર હાથમાં ઝગઝગે છે.

† † † † † †

છોકરો—એ અદા, મહેલ પર માણસો ચડતા જાય છે. ઉપર મોટો ખળભળાટ સંભળાય છે મહેલની બારીમાંથી એક સ્ત્રી ડોકું કાઢી જુએ છે; ને અદા, એક માણસે ઝગઝગનો પોષાક પહેર્યો છે. હાથમાં નાગી તરવાર છે અને ઝપાઝપ માણસોને કાપતો જાય છે.

‡ ‡ ‡ ‡ ‡ ‡

હવે આગળ વધો

રા'ખેંગાર—(લોહીથી તરબોળ કપડે એક હાથમાં નાગી તરવાર અને બીજા હાથમાં દેશળને પકડેલો પ્રવેશ કરે છે) ધિક્કાર છે દેશળ તુને! આ વખતે શમશેરથી તારૂં મસ્તક ઉડાવી દેતાં મને ક્ષણ પણ વાર લાગે તેમ નથી, પણ હું ક્ષત્રી બચ્ચો ભાણેજ પર તરવાર વાપરવી લાજમ નથી. ગણુ છું અને તેમ કરી મારી પ્યારી બેન મણયલને શોકમાં નાખવા નથી ઇચ્છતો, માટે જા લુણહરામી! તને આ બીજી વખત જીવતો મૂકું છું. આ વખતે હું મારો દેહ છોડું છું, પણ તે બાબત મને બીલકુલ અફસોસ નથી. મારો દુશ્મન એ બાયલો, સિધરાજ તંબુમાં બેસી રહ્યો અને મારા ખુટલ ભાણેજને એણે શસ્ત્રરૂપ કર્યો ત્યારે જ એ મારા નગરમાં પેસી શક્યો, માટે હું સુખશાન્તિ સાથે મરણ પામું છું, પણ યાદ રાખજે કે આ તારી નિમકહરામીનું બુરૂં ફળ તુને મળ્યા વગર નહિ રહે.

આ ઉપરાંત ભરથરી, ચંદ્રહાસ, વિબુધવિજય, રાજતરંગ, વીરબાળા આદિ નાટકોમાં પણ તે લખવાનો સમય અને પ્રસંગ પુરતું સુંદર ગદ્ય સાહિત્ય આપણે પ્રવેશે પ્રવેશે અનુભવી શકીએ તેમ છીએ.

વાઘજી ભાઈના સમયમાં લખાએલાં નાટકોનો રોલ હમણાંના વિષયોથી તદ્દન નિરાળો જ

હતો. તે સમયે તો માત્ર સાહિત્યને ઉદ્દેશીને જ નાટકો લખાએલાં હતાં. હમણાંની જેમ તકલાદી તડાકા કે ભરાડા એવું તે સમયે સ્વપ્નું યે ન હશે એ સ્હેજે કલ્પી શકાય છે, કારણ કે તેવા જ પ્રસંગની કુશળતાભરી વસ્તુગુંથણી અને સાહિત્યવાન કલ્પનાઓથી આચ્છાદિત થએલાં સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ધોળશાજીનાં નાટકોનું ગદ્ય પણ તેવી દ્રષ્ટિથી તપાસીએ તો જણાઇ આવશે કે તેમાં હાવમાં જણાતી કૃત્રિમતા જેવું કશું હતું જ નહિ. સાક્ષરશ્રી ડાહ્યાભાઇ ધોળશાજીએ અશ્રુમતિ, ભોજકુમાર, સરદારબા, ઉમાદેવડી, વીણાવેલી, ઉદય ભાણ, મોહિનીચંદ્ર અને પદ્મિની વિગેરે નાટકોમાં વળી તે સમયે નવા જ પ્રકારનું સાહિત્ય રેલાવ્યું છે. વીણાવેલીમાં જેઠાભુનાથ ભૂવગા પોતાની પુત્રવધુ વેલી પર પ્રેમાસક્ત થાય છે, તે કોમળ પ્રસંગ ગદ્યસાહિત્યની દ્રષ્ટિએ વાંચતાં પણ આપણને લેખનશૈલી મુગ્ધ કરી નાંખે છે. તેમજ ઉદય ભાણમાં સ્ત્રીને વશ કરવાના ભિન્ન ભિન્ન વિચારોનું સામર્થ્ય એ એક ઉત્તમ સાહિત્યનુ જ અંગ છે આ તો માત્ર દૃષ્ટાંતરૂપની વાત છે. જ્યારે તેઓના કયા નાટકનો કયો પ્રસંગ સાહિત્યપૂર્ણ ગણવો એ જ, એક પ્રશ્ન છે બાકી તેમની કવિતાની ન્હીએ ટડી અને લીટીએ લીટીથી આજે પણ સકળ ગુજરાતનો ખુણે ખુણો ગુંજી રહેલો આપણે સાંભળતા રહીએ છીએ એ કંઈ ઓછું સામર્થ્ય નથી! તેમની કવિતાઓના સાહિત્યનુ પ્રમાણ કહાડવાનો પ્રયત્ન ન કરતાં તેને અજોડ જ રહેવા દીધા વિના છુટકો નથી. આ સર્વ દૃશ્ય નાટકોમાં છે તેટલું જ જણાવવું બસ છે.

વળી દૃશ્ય નાટકોમા સાહિત્ય મૂકનાર સ્વ. રણછોડભાઇ ઉદયરામ એ નાટકકારોમાં અધિષ્ઠાતા સમાન અમર છે. તેમનાં 'લલિતા દુઃખદર્શક' કે 'શકુંતલા' એ દૃશ્ય નાટકોમાં નેત્રી જ અમર કૃતિઓ છે.

સ્વ. વિજયશંકર કાલીદાસે શારદા વિજયમા દૃશ્ય નાટકોમાં સાહિત્યના સુંદર દૃષ્ટાંતરૂપે ગદ્ય અને પદ્ય સ્થળે સ્થળે છલકાવ્યું છે. ઉપરાંત અંબરિષ અને કંસવધના લેખક રા. હરિશંકરની કૃતિ જો કે 'કાનુડા તારી કામણ કરનારી વનમાં વાંસલડી વાગી' એ સુરથી વધારે વિખ્યાત છે, છતાં તેમની કૃતિઓ પણ દૃશ્ય નાટકોમાંના સાહિત્યમા સારું અંગ ધારણ કરે છે.

રાજકવિ નથુરામ સુંદરજીના નામથી તો ગુજરાત અપરિચિત કેમ હોય? આ સમર્થ કવિશ્રીએ નાટ્યશાસ્ત્રને ગુજરાતીમાં ઉતાર્યું છે. વળી રાજયોગી, માધવ-ગમકુંડલા, સરોજિની, ભક્ત કુરુબ, ગાંડા ગુમાનસિંહ, લાવણ્યાંની લુચ્ચાઇ વગેરે, સારાં નાટકો ઉપરાંત ભક્તિ, શૃંગાર અને હાસ્યથી છલકાતું સુરદાસ નાટક રજુ કરી, દૃશ્ય નાટકોના સાહિત્યભંડોળને એક ઉત્તમ કૃતિ અર્પણ કરી છે. પરંતુ દૃશ્ય નાટકોમાં માત્ર ભક્તિરસની કોઇ ઉત્તમ કૃતિ હોય તો સ્વ. રણછોડલાલે રજુ કરેલ નરસિંહ મ્હેતો જ છે સ્વ. રણછોડલાલના નરસિંહ મ્હેતામાં જે ભક્તિરસ રેલે તેને માટે રંગભૂમિની જાણકાર વ્યક્તિઓમાં બેલાય છે કે તેવો ભક્તિરસ હિન્દુસ્તાનની કોઇ પણ રંગભૂમિ પર હજુ સુધી દેખાયો નથી. આથી બીજે નંબરે સુરદાસ અને ત્રીજે નંબરે મીરાંબાઇનો પ્રયોગ છે

અંતમા દૃશ્ય નાટકોને સાહિત્યના જવાબદાર થઇ લખનાર અને આપણી ગુજરાતી રંગભૂમિ પર નવીન સાહિત્ય, નવો પ્રભાવ, અને નવીન ભાષા અને નવીન અનુકરણીય વિષય ફેલાવનાર સદ્ગતોમાં છેલ્લા રા. પ્રભાકર છે. તેમના ફાળાનું દૃશ્ય નાટકોમાંનું સાહિત્ય ગુજરાત અને ગુજરાતીઓમાં હજી તાજું જ છે. શરૂઆતમાં બતાવાઇ ગએલી દ્રષ્ટિથી જો તેમનાં કાર્યોને તપાસવામાં આવે તો આપણાથી એકદમ બોલી જવાશે કે રંગભૂમિ પર

રા વિભાકરનું સ્થાન હજી ખાલી જ છે. તે તો કોઈ વિરલ પૂરે ત્યારે ખરો.

### વર્તમાન જવાબદાર નાટકકારો

વર્તમાન દ્રષ્ય નાટકોના લેખકોમાં કવિશ્રી મૂળશંકર ભાઇ જ, શ્રી વાઘજી ભાઇ અને શ્રી ડાહ્યાભાઈની કોટીના છે. વળી તેમણે નવા જમાનાને પણ હજુ સુધી પ્રેરી રાખ્યો છે, એ તેમની શકિતઓની એક અતિશયતા ગણાય. પરિચિત સજ્જનો જાણતા હશે કે રા મૂળશંકર ભાઇનો દુબળો દેહ માત્ર એક સાહિત્યની મુર્તિ જ છે પછી તેમાંથી નીકળેલી કૃતિઓ શા માટે સાહિત્યમયી ન હોય? જો કે નાટક એ આપણામાં સામાન્ય રીતે હલકું અને મોજમજાહ માણવાના સાધનરૂપ મનાય છે. તેથી ઉંડી દ્રષ્ટિ ને પર ન ખાઈ નથી, પણ જો દ્રષ્ય નાટકોમા કોઇ વ્યકિત વીણી વીણીને વિચારો અને શબ્દો મૂકતી હોય તો આ કવિશ્રી મૂળશંકર ભાઇ જ છે તેમના કોઈ પણ નાટકની ભાષા, છટા, વિચારશ્રેણી, અને સંસ્કાર તપાસો તો સઘળુ જ સાહિત્યમય જણાશે એમા પણ ચૈતન્ય કુમાર, અભયકુમારી, જુગલજુગારી, કૃષ્ણચરિત્ર, દેવકન્યા, ભાગ્યોદય, અને એ કોટિનાં તેમના નાટકો ટીકા કરનાર વિદ્વાનોના હ્રદયને થભાવી નાખવાને પુરતા છે. દ્રષ્ય નાટકોમા જેવો તેમનો ગદ્યપ્રભાવ, તેવો જ તેમનો પદ્યપ્રભાવ પણ સાહિત્યની સીમાવાળો છે.

વર્તમાન દ્રષ્ય નાટકોના સાહિત્યને જવાબદાર થઇ લખનારાઓમાં બીજા ચિત્રકાર કવિ શ્રી ફુલચંદ ઝવેરચંદ શાહ છે. તેમના અનુસુયા, સુકન્યા સાવિત્રિ, માલતીમાધવ, મહાશ્વેતા કાદમ્બરી, મુદ્રા પ્રતાપ અને શુકદેવજી, એ સાહિત્યમય કોમળ ધ્વનિ અને માર્મિક શૃંગારવાળાં પદ્યોની નમુનેદાર કૃતિઓ છે. એમની સંગીતમયી કવિતાઓ ગાવાની ગુજરાતને પરાણે ફરજ પડે તેની મીઠાશ તેમાં ઉતારેલી હોય છે, જ્યારે તે સાહિત્યમય ભાષાથી પણ ભરેલી છે.

રંગભૂમિ એ એક ધંધાર્થી પ્હેડી હોવાના પ્રબળ કારણે ગુજરાતના મસ્ત કવિ રા. હરિહર દિવાનાએ રંગભૂમિ પર નવીન પ્રભાવ, ઉછાળતું અને દ્રષ્ય નાટકોની નવીન દિશાના નક્કર સાહિત્યવાળું "બોલતો કાગળ" નામે નાટક જ્યારે રજુ કર્યું ત્યારે જેમ રા. વિભાકરની કૃતિઓ પછી દેશભાવના રંગભૂમિ પર પ્રસરી નીકળી તેમ રા. દિવાનાના બોલતા કાગળ પછી જ ટ્રેજીક ગણાતા નાટકો આપણી રંગભૂમ પર ફેલાવા માંડયાં, અને હજુ પણ ઇતિહાસોના ઓઠા તળે આપણી રંગભૂમિ પર ખોટી ધમાધમ અને બુમબરાડા સાથેના, ઇતિહાસોને પણ અલગ રાખી મારી મચડીને મૂકેલા પ્રસગો વાળાં નાટકો આપણે જોઇએ છીએ પરતુ દુર્ભાગ્યે તેના લેખકો, રંગભૂમિની, આદર્શકળા કે સાહિત્યની સુગંધદાર વાડીના બુધ્ધિમાન વિહરનારાઓને બદલે જ ગલના ઝાંખરાઓને પોતાની સમગ્ર સૃષ્ટિ સમજનાર અને ધધાર્થી પ્હેડીઓના-નાટકના નેતાઓના-તેઓ માત્ર હથિઆર સમા હોવાથી રા૦ દિવાનાએ ઉભી કરેલી સૃષ્ટિ હજુ એ એક જ રૂપે રાખી શકયા છે. તેનું સાહિત્ય તે દ્રષ્ય નાટકોના સાહિત્યરૂપે પણ હજુ એ એક જ છે આ ઉપરાંત સતી અને પુત્રરત્ન પુંડલીક માંહેની તેમની કૃતિ તેટલી જ સાનુકુળ સાહિત્યમયી સુંદર કૃતિઓ છે. વળી "મોજમજાહ" નામના અઠવાડિક પત્રમાં ગયા દિવાળીના અંકમાં "મહત્મા મુળદાસ" નામનું દ્રષ્ય લખાએલું, છતાં વાંચતાં પણ ઉત્તમ સાહિત્યની કૃતિ જણાવતું નાટક વાંચી જવાથી દ્રશ્ય નાટકોમા સાહિત્ય જોવાનુ એક સુંદર દ્રષ્ટાંત પુરૂં પાડે છે.

### બીનજવાબદાર નાટકકારો

અત્યારે ધંધાની રૂએ. નાટયસંસ્થાઓ ઘણી જ વધી પડી છે. પરિણામે ધંધાર્થી હરિફાઇઓ

હોય એ તો સૃષ્ટિક્રમની રૂઢી જ છે. જેથી ધંધાની રૂએ જેને જેમ ફાવે તેમ વર્તમાન સમયમાં નાટકો રજુ કર્યે જ જાય છે. એટલે તેના જેવા લેખકોનો પણ પાર નથી તેમા આપણા સાક્ષરો કે સાહિત્ય પરિષદનાં કાર્ય કરવાની મદદ ગતીને પરિણામે વર્તમાન લેખકોના સમૂહમાં સાહિત્યનો જવાબદાર કોઇ જ નથી. 'વળી નાટકના નવા ધંધાર્થી નેતાઓએ વર્તમાન સમયમાં નાટકો સંબંધે એક નવો પ્રકાર કહાડયો છે, કે નાટક વખવામા પાંચ હથિઆરોનો ઉપયોગ કરવામાં આવે છે. એક હથિયાર નાટકના માલિકની ઇચ્છા આ નાટકનું વણું ગુંથવામાં મદદગાર બને છે. બીજું તેમાં જલમાં તોડી નાખનાર, અપ્રાસંગિક હોય તોપણ ટ્રેજીક એટલે કે વીરરસ ઉછાળે છે ત્રીજું હાથયાર તેમાં પાછલા વર્ગના પ્રેક્ષકોને મોહ પમાડે એવો સંસ્કારી શૃંગાર તેમા રેવે છે ચોથું વળી તેવું જ તેમાં કોમીક (ફારસ) બનાવે છે પાચમું વન્સમોરોમાં કવિતાઓ ઘડી આપે છે. આજકાલ આવો પ્રકાર લગભગ સઘળે ઠેકાણે સામાન્ય થઇ પડયો છે! જેથી જણાય છે કે કા તો વર્તમાન લેખકો સ્વતંત્રપણે નાટક લખવાની લાયકાત ધરાવનારા નથી કે નાટકના કવિ તરીકે તેઓ પોતાનું ગુજરાત ચલાવે છે, એ પણ વિચારવા જેવી વાત છે. આથી વર્તમાન નાટકો સબધેની સાહિત્યની જવાબદારી કોની પાસેથી માગવી એ જ એક પ્રશ્ન થઇ પડે છે. પરંતુ કોઈ સ્થળે જો સંસ્કારી ડાયરેકટર હોય તો ત્યાં લેખક કંઈક જવાબદાર ગણાઇ જાય છે. તેવી જ રીતે રા. સોરાબજી હસ્તકની રોયલ નાટક મંડળીમા મીઠ જમન "ભૂલનો ભોગ" "અને એમાં શું?" એ નાટકો સાહિત્યની દ્રષ્ટિ મુકાય તેવી રીતે રજુ કરી શકયા છે.

બીજા લેખકો ઘણા છે. થોડા સંસ્કારી પણ છે. પરંતુ કોઇની સ્વતંત્ર કૃતિઓ જાહેરમાં ન હોવાથી કઇ વાતને કોની કટી વખાણવી કે વખોડવી એ વાતનો શુ ચત્રારો આડો આવીને ઉભો રહે છે. છતા શ્રી લક્ષ્મીકાંત નાટકસમાજમાં રા. મુળચંદ, વલ્લભ (મામા) ની ડાયરેકટરની નીચે બહાર પડેલ અરૂણોદયનું નાટક એક સુંદર સાહિત્યમય કૃતિ છે. તેના લેખકો રા. પ્રભુલાલ દ્વીવેદી અને રા. રઘુનાથ બ્રહ્મભટ્ટ છે. એ યુગલ સંસ્કારી અને શિક્ષિત છે, એ એમની કૃતિઓ જ શાખ પૂરે છે. રા પ્રભુલાલની લેખનશૈલી રંગભૂમિ પર બળવાન અને પ્રિય છે, જ્યારે રા રઘુનાથની સંગીતમયી કવિતાઓ દૃશ્ય નાટકના શૃંગારરૂપ છે પરંતુ સ્વતંત્ર કાર્યકર્તા તરીકે આ યુગ્મ પ્રકાશી શકતુ નથી એ એક રહસ્યમય ઘટના છે અંતમાં જો કે આ લેખકની કૃતિ રંગભૂમિ પર કઇ જ નથી, છતા સ્વદેશસેવાના પ્રયોગથી રંગભૂમિ પર આગળ પગલાં ભરવાની હિંમત મેળવી શકાઈ છે. પ્રભુઇચ્છા બળવાન છે.

## આધુનિક સાહિત્યદ્રષ્ટિ

રંગભૂમિ પરનાં દૃશ્ય નાટકોમાં સાહિત્ય જોવાની અલ્પાંશે એક દ્રષ્ટિ આપણે પ્રથમ જોઇ ગયા પછી ભૂતકાળ અને વર્તમાન દૃશ્ય નાટકના સાહિત્યકારો તરફ કંઇ ઝાંખી કરી શકયા એમ માનીએ તો સાથે સાથે થોડો આટલો પણ વિચાર કરી લઇએ કે દૃશ્ય નાટકોમાં પહેલી જ દ્રષ્ટિએ સાહિત્ય શા માટે જોઇ શકાતું નથી તેનાં કારણો અનેક છે જેમાંનાં મુખ્ય આ છે:— (ચાલુ)



# બલિદાન

છંદ ત્રોટકમાં
લખાએલું
એક ઉર્મિકાવ્ય



નવતેજ તણી વિજળી

ફુટતા નવપ્રાત તણી સુરખી,
પથરાઇ નભે ખીલતી હરખી;
નવતેજ તણી વિજળી;
નવગાન કરી ઉજળી
રસહેલી ઉષા ધરતી 'બલિદાન.'

સુજ આંગણીયે ફુલરોપ ખીલે
રજના બધી અમૃતઓઘ ઝીલે;
ખીલતા ગુલબાન મહીં;
ખીલતી નવે પુષ્પ રળી
નમતી અમને ધરતી 'બલિદાન.'

દિનનાથ વિદાય થતા ધમતો,
નવરતન જીવનનાં ખરતો;
લઇને નિજગોદ મહીં,
પ્રિયનાથ સરોજ ઢળી;
ત્યહિં અંતરનાદ થતો 'બલિદાન'

રજની કર અમૃત રેળી રહ્યો;
સુજ સેજ મહીં રસ ઢોળી રહ્યો,
અધ જાગ્રત સ્વપ્ન હતું;
દિલનું નવ ભાન હતું.
પણ કોઈ જગાડી વદે બલિદાન'

"તવ ઓળખની ય જરૂર કંઇ"
મુજ દેહ વિંટાળી વદી હસતી.
અધ જાગ્રત ધ્યાન મહીં ;
ઢળીયાં અમ સેજ મહીં.
અમ અંતર સાદ પડે 'બલિદાન'

જગ આંગણીયે રજની રમતી,
અમ બેલડીને લઇ ગોદ મહીં :
ઉર ધ્યાનથી સાંભળતાં,
સૂર એક જ શબ્દ તણા :
જગમાં પથરાઈ છુટે બલિદાન'

હસતી અમ એક જ આત્મ બણી,
દીઠી 'મૂર્તિ મનોહર "પ્રેમ" તણી,
અમ અંતર અર્ધ્ય દઈ,
કહ્યું મેં નવભાગ્ય લઈ;
પ્રિયે લે, અમ આત્મ તણું 'બલિદાન'

લેખક :
રા. રા. "રસબાલ"

ચિત્રકાર :
રા. રા. 'શરમાળ"



પણ કોઈ જગાડી ગઈ 'બલિદાન'

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

ચાલુ વર્ષના ઇસ્ટરના તહેવારો દરમ્યાન મુંબઇમાં મળેલી આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદને કઇ દૃષ્ટિએ સફળ કહેવી એ એક વિચારવા જેવો પ્રશ્ન થઇ પડે છે મુંબઇમાં ગુર્જર ભાષા ભાષીઓની સંખ્યા વિચારતા પરિષદમાં આઠસો નવસોની હાજરી, પારસી અને મુસલમાન બંધુઓની આ બેઠક પ્રત્યેની ઉદાસીનતા, પરિષદમાં રજુ થયેલા સામાન્ય કોટિના નિબંધો વિષય નિર્માણ કારિણી સભામાં અને પરિષદના મંડપમાં પ્રસરેલું ગરમાગરમી અને પક્ષાપક્ષીનું વાતાવરણ એ સૌ ખરેખર નિરાશા ઉપજાવે છે, છતાં આ પરિષદથી પણ ત્રણ લાભ થયા છે (૧) સાહિત્ય રસિકોએ મુલાકાત કરી પોતાના વિચારોની આપલે કરી પરસ્પર જ્ઞાન અને આનંદ મેળવ્યાં તે (૨) પરિષદના પ્રમુખ અને સ્વાગત મંડળના પ્રમુખનાં વ્યવહારૂ ભાષણો અને (૩) જે મધ્યસ્થ મંડળની આ બેઠકમાં ચુંટણી થઇ તે ભવિષ્યમાં કાંઇ સંગીન કાર્ય કરી બતાવે એ આશાનું નિર્માણ



રા. [illegible] ટોરી

સ્વાગત કમીટીના પ્રમુખ શ્રીયુત કૃષ્ણલાલ મો. ઝવેરીએ પોતાનું ભાષણ ટુંકું, વ્યવહારૂ ને સાંભળના કંટાળો ન આવે એવું તૈયાર કરેલું. એ ભાષણમાંની દરેક સૂચના વ્યવહારૂ ને ધ્યાન આપવા યોગ્ય છે. રા. ઝવેરીએ ભાષાનો આડંબર બતાવવાનો કે વિદ્વતાનું પ્રદર્શન દેખાડવાનો આ ભાષણમાં પ્રયાસ નથી કર્યો. તેમની શૈલી માર્મિક સરલ અને સ્પષ્ટ હતી.

પ્રમુખનું ભાષણ પણ અમને ઘણું ઉપયોગી જણાયું છે; છતાં તેમાં એક ઉણપ જણાય છે.

રા. રમણભાઇ ૧૯૨૬ને બદલે જાણે ૧૯૧૬માં ભાષણ વાંચતા હોય એમ જણાય છે. છેલ્લાં અમુક વર્ષોમાં ગુર્જર સાહિત્યની સંગીનતા ઘટી છે એ ખરી વાત, પણ તેની વિશાળતા



પરિષદના પ્રમુખ રા. બ. રમણભાઈ નીલકંઠ

અને આમવર્ગની સાહિત્ય પ્રત્યે વધતી જતી રૂચિ એ બે બાબતો રા. રમણભાઇના લક્ષમાંથી સરી ગઇ લાગે છે. વળી આપણો જીવન કલહ દિનપ્રતિદિન કઠીન બનતો જાય છે એ પણ ભૂલી જવું ન ઘટે. 'સાહિત્ય' એ પ્રજાની જરૂરત છે. જેવી પ્રજાની જીવનસ્થિતિ તેવા પ્રકારના સાહિત્યની તેને ભૂખ હોય છે. અત્યારે સાક્ષરોએ સાહિત્યની સર્વથી ઉંચી ભૂમિકા પર બેસવા કરતાં એકાદ બે ભૂમિકા નીચે ઉતરી મધ્યમાં આવી આમ વર્ગને મળવું ઘટે. સાહિત્ય પ્રજાની રગેરગમાં ફેલાઇ જાય તો જ સાહિત્ય ઉત્પન્ન કર્યાનું સાર્થક.

નિબંધોમાં ઉપયોગી વિષયો જૂજ હતા. વળી જે થોડાક સારા નિબંધો હતા તેમાંના

બીજું બોઘરું ભરાઈ જાય એટલું દુધ હજી ગાય આપી શકે એમ હોવા છતાં આ ચારણી ગાયના સંતાન માટે એ જાણી જોઈને રહેવા દે છે એ એનું કેટલું બધું મોટું મન?' અનાયાસે તેનાથી બોલાઈ જવાયું, "બ્હેન, હજી તો તમે જો ગાયને દોવો તો બીજું આથી પણ વધું દુધ નીકળી શકે! આટલું બધું વાછડાને શા માટે ધવરાવવું પડે?"

"તેના આત્માને સંતુષ્ટ કરવા માટે ભાઈ! ગાયમાં જેટલું દુધ હોય તેટલું બધું દોહી લઈયે તો પછી તેના વાછડાવાછડી શું પીએ? તેને પણ પોતાના સંતાનને પોષવાની હોંશ હોય કે નહિ? ગાય, ધરતી અને પ્રજા એ ત્રણેનો અતિશય કસ ખેંચી લેવાથી તેના ધણીને જ નુકસાન થય છે. કોઈ ખેડુત ધરતીમાથી બધા ય કસ ખેંચી લેવાની દાનત કરે તો છેવટે ધરતી રસકસ વગરની થઈ જાય અને અંતે ખેડુતને માથે હાથ દઈને પોક મુકવાનો વખત આવે. કોઈ રાજા પોતાની પ્રજા તદ્દન નિર્ધન અને નિઃસત્વ બની જાય ત્યા સુધી તેને દંડે અને કરવેરા આદિ અનેક રીતે તેની સમૃધ્ધિ લુંટ્યા કરે તો તેથી તે પ્રજા તદ્દન દુર્બળ થઈ જતાં રાજાને પણ દુઃખ વેઠવાનો વારો આવે. તેવી જ રીતે ગૌમાતાનું. તેના પોતાના સંતાનને ભાગે પણ જો તેનું થોડું ઘણું દુધ ન રહે તો જરૂર તેની આતરડી દુભાય અને તે દીલ ચોરે એટલે દુધ પણ સૂકાય. જ્યાં નીતિ ત્યાં જ બરકત. પારકાનું સુખ તાકવાથી પ્રભુ પણ આપણને વધુ સુખી બનાવે છે."

આવનારના મુખ ઉપર આ વચનોની અજબ અસર થઈ. તે ઉંડા વિચારમાં ઉતરી પડ્યો.

ચારણીએ આ જોયું. તેને ધ્રાસ્કો પડ્યો કે રખેને મ્હેમાનનું દિલ કચવાયું હોય! "ભાઈ કેમ આમ ઉદાસ થઈ ગયા? મારાં વચનોથી કંઈ માઠું તો લાગ્યું નથી ને?"

"ના રે, બ્હેન! તમારાં વચનો તો આવ સાચાં છે. હું એ જ વિચાર કરતો હતો કે આજકાલ રાજાઓ પણ પોતાનું કર્ત્તવ્ય ભૂલી જાય છે અને પોતાના રાજવૈભવ વધારવાની લાલચમાં પ્રજાને આડાઅવળા બહાનાથી પણ લૂંટી લેવામાં જ મોજ માને છે."

"એ તો જેવાં કર્મ તેવું ફળ! અનાથોનો નાથ તો બધું જોયા જ કરે છે. તે કોઈને છોડે એવો નથી. લ્યો, ગઢવીજી આવી લાગ્યા."

સાગો ગઢવી આવ્યો. ખડકીમાં પ્રવેશ કરતાં જ તેણે રામરામ કર્યા અને ચારણીને પુછ્યું ક્યાંના છે?"

"એ તો હું પુછવું જ ભુલી ગઈ, આપને મળવા આવ્યા છે.'

સાગા ગઢવીને જોતાં જ ખાટલા ઉપરથી ઉઠીને આવનાર ગૃહસ્થે પણ ગઢવીને રામરામ કર્યા.

"રામ રામ! પધારો, પધારો, જરા માતાજીનો દીવો કરવા ગયો હતો. ક્યાથી પધારો છો?' સાગાએ પ્રશ્ન કર્યો.

"પેથાપુરથી."

"પેથાપુરથી? અત્યારમાં?" સાગો આશ્ચર્ય પામ્યો.

"હા ગઢવીજી! તમારૂં એક જરૂરનું કામ પડ્યું છે."

"એમ? ઠીક, ઠીક, પણ ચાલો શીરામણ તો કરી લઈએ, પછી બધું ય થયા કરશે"

સાગાનો ઇશારો થતાં ચારણી શીરામણની તૈયારી કરવા ઘરમાં ચાલી લઈ.

આવનારે ચોમેર જોયું કે ગઢવી સિવાય બીજું કોઈ નથી.

"ગઢવીજી ! અહીં નિરાંતે બેસો. મારી વાત સાંભળો. પહેલાં મારૂં કામ, પછી બીજી બધી વાત. મારૂં કામ ન થાય ત્યાં સુધી મારે તમારા ઘરનું પાણી પણ ન ખપે."

ગઢવી ચમક્યો આ વળી ત્રાગું કરનાર અત્યારના પ્હોરમાં કોણ નીકળી આવ્યો ? ફળીયામાં એક ખૂણે પડેલી માચી તથા હોકો લઇને તે ખાટલાની સામે બેઠો અને હોકો પીતાં પીતાં વાતે વળગ્યો.

"ભાઇ ! પહેલા કંઇ વાત તો કરો, કે વાત કર્યા પહેલાં જ પાણી હરામ ?"

"વાત કરૂં, પણ વાતનો વકર રહે તો. નાહક સોનાની જાળ પાણીમાં નાખવાથી શો લાભ ?"

સાયો વિચારમાં પડ્યો. આમ ગોળ ગોળ વાતમાં શું સમજાય ? "ભાઇ, ભગવાન કરશે તો તમારી વાત મારી નહિ જાય."

"તો આપો વચન."

"પણ મારાથી બની શકે એવી વાત હોય તો વચન આપું ને ?"

"બની શકે એવી જ છે મારી ખાત્રી છે, એટલે તો હું તમારી પાસે આવ્યો."

"જાઓ, બની શકે એવું હશે તો જરૂર કરીશ. પછી છે કંઇ ?"

આવનારના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ.

"ગઢવીજી ! હું તમારો ઝાલાહર અશ્વ લેવા આવ્યો છું."

ગઢવી ચમક્યો. આ ઘડીએ જ એ અશ્વ ઉપડી જતો હોય તેવી ભ્રાંતિમા વિહ્વળતાથી તેની આંખો ચોમેર ફરી વળી.

"મુંઝાશો નહિ; મારે તે મફત નથી જોઇતો. તેનું મુલ્ય આપીને લઇ જવો છે."

"અરે પણ વીર વીરમદેવે તેના બાવીસ હજાર રૂપીયા આપ્યા છે"

ગઢવીએ માન્યું કે એ કિંમત સાંભળીને જ સામાની છાતી બેસી જશે.

"બસ એ જ ને ? આ લ્યો હું ત્રેવીસ હજાર આપું છુ" કહી પોતાની કમરે બાંધેલી ભેટ છોડી નાંખી અને ભેટ નીચે છુપાવેલી કેડે બાંધેલી વાંસળી ( નાણાંથેલી ) કાઢી. થેલીનું મ્હોં ઉઘાડીને તેને ઉંધી વાળતાં જમીન ઉપર રણકાર થયો અને ગઢવી ચમક્યો. પોતાની સામે તેણે સોનામહોરોનો ઢગ જોયો. આ સ્વપ્ન છે કે સત્ય તેની જ તેને શંકા થઇ.

"ગઢવીજી ! ગણી લ્યો આ સોના મહોરો. આ આપના ઝાલાહર અશ્વનું મુલ્ય."

ગઢવીને બીજી શંકા થઇ. કણબી જેવો પોષાક ધારણ કરનાર આ ખરેખર કણબી ન જ હોય ! તેનાં વચનો, બોલવાની છટા, તેની તેજસ્વી મુખમુદ્રા અને એ મુખ ઉપર તરવરતું ગૌરવઃ એ બધું કંઇ બીજું જ સૂચવતુ હતું. તેણે એ જાણવાનો પ્રયત્ન કર્યો.

"ભાઇ ! મેં તમને વચન આપ્યું છે તેમ મારે પણ તમારી પાસેથી વચન માગવું પડશે." સાયાએ તેને બાંધી લેવાની યુકિત રચી.

"ખુશીથી, એક નહિં પણ બે."

"ઠીક. ત્યારે પહેલું તો તમે કોણ છો તે સૂર્યદેવની સાખે સત્ય જણાવો."

મ્હેમાને બોકાની છોડી નાખી અને માથે વીંટાળેલું ફાળીઉં ઉતારી ઓટલા ઉપર મુક્યું " સાયા ગઢવી ! ઓળખો છો આ પેથાપુરના ગામધણીને ?"

સાયાએ તેની સામે જોયું, એક વખત, ધારીધારી ને જોયું અને તે એકદમ ઉભો થઇ ગયો. ચકિત થઇ તે બોલ્યો "અહોહો ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ! તમે આ વેશમાં ?"

"હા, આ ઝાલાહર અશ્વને માટે માત્ર

એક વચનને ખાતર રાજાએ તેના કાનમાં કેટલીક વાતો જણાવી."

ગઢવી સમજ્યો. વાઘેલીના ચાલ્યા જવાનું કારણ હવે તેના ધ્યાનમાં આવ્યું. એ જ ક્ષણે ચારણી શીરામણ માટે બોલાવવા આવી, સોનામ્હોરો નો આ ઢગ શો અને વાત શી? તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"આવો બ્હેન! આ જરા સંભાળીને લઇ લ્યો અને સાચવીને ઠેકાણે મુકી દો."

"એ પછી. પહેલાં હજી બીજું વચ-



"અરે! પણ વીર વીરમદેવે તેના બાવીશ હજાર રૂપીયા આપ્યા છે"

પરંતુ ઓરડાના બારણામાં જ તે સ્થંભી ગઇ. ઓરડાની બારસાખ ઉપર જ તેના હાથપગ રહી ગયા. આ શું? આવનાર તરફ ગઢવીની આટલી પુન્યબુધ્ધિ શી? બાકી છે તે કહુંછું. પછી બીજી વાત" ગઢવીને એકાએક કંઇ સ્મરણ થઇ આવ્યું.

"માગી લ્યો."

"એટલું જ કે આ ઝાલાદર ત્રાહિતના

હાથમાં ન જાય. કાં તો એ પેથાપુરપતિની અશ્વશાળાને દીપાવે, કાં તો આ સાયાની રંક ઘોડારને"

પેથાપુરનો ઠાકોર સમજ્યો, સાયા ગઢવીની એ અશ્વ તરફની મમતાની વાત તેના જાણવામાં આવી હતી.

"કબુલ છે ગઢવીજી ! આ સૂર્યદેવની સાક્ષીએ એ વચન આપું છું."

ગઢવીએ ચારણીને બોલાવી. તેણે શીરામણનું સ્મરણ કરાવ્યું.

"પધારો રાજન્ ! આજ તો અમારી રંક ઝુંપડીને પાવન કરો. વિદુરની ભાજી અને સુદામાના તાંદુલ સમુ આ ગરીબ ગઢવીનું સ્વાગત સ્વીકારી કૃતાર્થ કરો."

"ગઢવીજી ! મને ક્ષમા ન કરો ? આપનુ ખાઇને હું ક્યા ભવે છુટું ? વળી આમને મેં બ્હેન કહ્યાં છે......"

"અને તેથી જ બ્હેનને ત્યાંથી ભાઇ ભુખ્યા જાય એ કદી બને. હા, ભાઇ વીર પસલીના વિચારથી ડરી જતા હોય તો કંઇ કહેવાય નહિં." ચારણીએ આગ્રહ કર્યો.

બંનેના આગ્રહ પાસે રાજાને નમવું પડ્યું.

લીલી રેટી જેવી બાજરીના તાજા દળેલા લોટના બનાવેલા રોટલા અને શેડકઢા દુધની લહેજત રાજાને પોતાના રણવાસમાં મળતાં બત્રીશ ભાતનાં ભોજન કરતાં પણ વધારે જણાઇ. ભાવપૂર્વક પીરસાયલું એ ભોજન તેને અતિ સ્વાદીષ્ટ લાગ્યું અને તે પ્રસન્ન થયો.

ગઢવીએ ઝાલાહરને તૈયાર કર્યો. તેનાથી જુદા પડતાં તેનું કાળજું કપાઇ જતું હતું.

"ગઢવીજી ! બ્હેન ! આપ બંનેને મારી વિનંતિ છે કે, આ વાતનો જરાય ફેરફેરો ન કરશો. મારી પુત્રીના સુખને ખાતર- માત્ર એક વચનને ખાતર મારે આ બધું કરવું પડે છે, પરંતુ જ્યાં સુધી એ વચન પરીપૂર્ણ રીતે સિધ્ધ કરી બતાવાય નહિં ત્યાં સુધી કોઇને એ વાતની જાણ ન થાય એટલી સાવચેતી રાખવાની ખાસ જરૂર છે."

"એ બાબત આપ નિશ્ચિંત રહો. પ્રભુ આપને યશ આપે." ગઢવીએ હિમ્મત આપી.

"ઠીક, લ્યો બ્હેન, આ ભાઇ તરફની ભેટ" કહી રાજાએ મુઠીભરી સોનામહોરો ચારણી આગળ મુકી. "આ તો માત્ર ફુલને બદલે ફુલની પાંખડી છે. તમારી વીરપસલી તો હજી બાકી છે. પ્રભુ એ પણ સમય આપશે"

"દેવી તમારા મનના મનોરથ પુરા કરશે, રાજન્ !"

ચારણીએ આશિર્વાદ આપ્યા અને દેવી સ્વરૂપ ચારણીને તથા ગઢવીને નમન કરીને પેથાપુરનરેશ ઝલાહર અશ્વ સાથે ત્યાંથી નીકળી પડ્યો.

## પુત્રીના સુખ માટે

વાઘેલી પેથાપુર આવવા નીકળી. માન ભંગ માનુની માર્ગમાં મનમાં અનેક મનસુબા ઘડતી હતી, અનેક સંકલ્પ કરતી હતી, વીરમદેવના માર્મિક વચનો પરીપૂર્ણ કરવાની કંઇ કંઇ યોજનાઓ યોજતી હતી, પરંતુ અંતરમાંથી નિરાશાનો ધ્વનિ ગાજી ઉઠતો.

પેથાપુરમાં પોતાનો કેવો આદરસત્કાર થશે, પીયરીયાં આ વાત જાણીને પોતાને શું કહેશે, ઇડરનરેશ જેવા બળીયા સાથે બાથ ભીડવા તેઓ કેવી રીતે તત્પર થશે, ઝાલાહર જેવો મુલ્યવાન અશ્વ ચારણને ભેટ આપી દેવા જેટલી ઉદારતા પોતાનો પિતા કેવી રીતે બતાવી શકશે ? એવી પ્રશ્નમાળાના મણકા એક પછી એક ફરવા લાગ્યા, અને જેમ જેમ વિચારમાળા ફરતી ગઇ તેમ તેમ કાર્ય વધારે વિકટ જણાવા લાગ્યું.

અંતે પેથાપુર આવ્યું. જાણે માળાનો મેરૂ આવી લાગ્યો ! વિચારમાળા બંધ પડી.

વાઘેલીને એકાએક આવેલી જોઈને પેથાપુરમાં આશ્ચર્યનું વાતાવરણ ફેલાયું. "કુંવરીબા કેમ આમ એકાએક આવી લાગ્યાં?" એવી જ્યાં ત્યાં ચર્ચા થવા લાગી. જિજ્ઞાસુઓ કારણ શોધવા આતુર બન્યા.

પરંતુ રાજ્યમાતા કાર્યકુશળ હતાં. લોક ને વિસ્મય શંકા ન પડે તેવી રીતે તેમણે દાસીઓ મારફત વાત ફેલાવી કે રાજમાતાની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હોવાથી 'બ્હેનબા'ને ખાસ તેડાવ્યાં હતાં.

"હશે", એ ચર્ચાનો અંત આવ્યો. બે ચાર દિવસમાં તો જાણે કંઇ બન્યું જ ન હોય તેમ વાત ભુલાઇ ગઇ 'બહેનબા રાજમાતાની પ્રકૃતિ જોવા આવ્યાં છે, એટલે હમણાં તો અહીં રોકાય જ તો' એવી સામાન્ય માન્યતાએ કુતૂહલવૃત્તિને શમાવી દીધી, અને વાત વિસારે પડી.

રાજમાતાએ ધીરેધીરે સઘળી વાત જાણી લીધી, કલહનું કારણ જાણી લીધું, પોતાના જમાઇરાજે કરેલી શર્ત પણ જાણી લીધી. જોઇ લીધું કે જમાઇરાજની શર્ત પરી પૂર્ણ થાયે તો જ પોતાની પુત્રી પતિસેવાનું સુખ પુનઃ પ્રાપ્ત કરી શકે એમ છે!

તેણે જોયું કે એ કલહનું મૂળ કારણ તો પોતાની પુત્રી જ છે, એ વિખવાદમાં પ્રથમ દોષ વાઘેલીનો જ છે. પરંતુ ગમે તેમ તો પણ મા! બાળકોની હજાર ભૂલોને ભૂલી જનારી, તેના અનેક દોષોને ઘોળીને પી જનારી, તેના દોષોમાં પણ નિર્દોષતા અને સ્વાભાવિકતા જોનારી અને પોતાના સંતાનના અનેક દોષોને ઢાંકવાનો યત્ન કરનારી મા તે મા જ છે. એ દિલાવર દિલની, સ્નેહાળ, મમીળુ માનો વાત્સલ્યભાવ અનેરો છે. 'મા'માં અસ્ખલિત સ્નેહ, અનહદ પ્રેમ, અને અકથ્ય માયા મમતાનો અખૂટ ભંડાર પ્રભુએ ભરેલો છે. એ તો દયાની દેવી છે. તેથી જ કહેવાય છે કે 'મા તે મા અને બીજા સંસારના વા.'

આ માતૃસ્નેહે પુત્રીનો દોષ ઢાંકી દીધો, જમાઇરાજે સાહસ કર્યું છે એમ મનમાં માની લીધું અને 'પોતાને મેણું મારવા માટે—પોતાની પરીક્ષા કરવા માટે—પોતાનું ગજું માપવા માટે તેમણે આ લાગ શોધ્યો છે' એવી સ્વરૂપમાં પોતાના પતિ પાસે સઘળી હકિકત રજુ કરી.

પેથાપુરનો વાઘેલો ઠાકોર સમજ્યો. સ્ત્રીને મોઢે સાંભળવામાં આવતી વાતમાં અતિશયોક્તિનું મીઠું મરચું ભભરાવેલું હોય જ એમ એ કાર્યદક્ષ અનુભવી રાજવી સારી પેઠે સમજતો હતો, છતાં પોતાની કુંવરીને એકાએક પેથાપુર આવવું પડ્યું એટલે વાતમાં કંઇક સત્યાંશ તો હશે જ એમ માનીને તેનો ઉપાય કરવાના વિચારમાં તે પડ્યો. વાત બહાર ન જવા પામે એટલી સાવચેતી રાખવા માટે તેણે પોતાની પત્નીને ધન્યવાદ આપ્યો.

માત્ર શબ્દોથી કે સમજાવટથી ઇડરનરેશ માની જાય તેવો ન્હોતો, કોઇ પ્રકારની લાલચથી તેને રીઝવી શકાય તેમ ન્હોતું. એની મેળે જ તે ઠેકાણે આવે એવી આશા ન્હોતી. હતો માત્ર એક માર્ગ—તેણે ઉચ્ચારેલાં વચનો સિધ્ધ કરી બતાવવાં—ઝાલાહર જેવો અશ્વ દાનમાં આપીને પોતાનું સામર્થ્ય બતાવવું.

અશ્વપરીક્ષામાં કુશળ એવા પોતાના અશ્વપાળ (ઘોડાવાળા) ને તેણે બોલાવ્યો, અશ્વોના ગુણદોષ વિષે આડીઅવડી વાતો કરી અને અંતે કહ્યું, "સાંભળ્યું છે કે આપણા રાવ વીરમદેવે હમણાં બે નામી અશ્વો ખરીદ કર્યા છે. તેમાં એક ઝાલાહર નામનો દેવમણી સમો અશ્વ છે, તેની જોડીના એક અશ્વની ખાસ જરૂર છે."

"ઝાલાહર અશ્વને મેં જોયો છે, અન્નદાતા! મળશે તો આબાદ તેની જોડી થઇ રહે તેવો અશ્વ કાઠીયાવાડના ખૂણેખૂણા ફરી વળીને હું લઇ આવીશ." અશ્વપાળે ઉત્તર આપ્યો અને આજ્ઞાની રાહ જોઇ રહ્યો.

"એમ? તો તો બહુ જ ઠીક. તમારે વાટખર્ચીના જોઇએ તેટલાં રૂપીયા લઇ જાઓ, અને અશ્વ મળી આવે તો મ્હોં માગ્યું મુલ્ય કબુલ કરીને પણ અહીંયા લઇ આવો. અશ્વનો માલિક અહીં સુધી ન આવે તો તમે આવીને ઠરાવેલો અવેજ અહીંથી લઇ જજો. પણ જુઓ, એ અશ્વ બરાબર ઝાલાહર જેવો જ હોવો જોઇયે. તેને પણ ભુલાવી દે તેવો. તેનાથી ચડીયાતો હોય તો હરકત નહિં. જેમ વધારે પાણીદાર તેમ વધારે સારૂં."

"એમાં મને નહિં કહેવું પડે, ઠાકોર-સાહેબ!" અશ્વપાળ આજ્ઞા લઇને ત્યાંથી અશ્વની શોધમાં નીકળી પડયો.

જ્યાં જ્યાં તેને સારા અશ્વોના વાવડ મળ્યા ત્યાં ત્યાં અશ્વપાળ ગયો. જાતજાતના અશ્વો તેણે જોયા, પરંતુ એકે ઉપર તેની નજર ઠરી નહિ.

અંતે કાઠિયાવાડમાં ગયો. મૂળી, ચોટીલા, થાન, વિગેરે સ્થળોના વખણાતા ઘોડા જોયા; એક બીજાથી ચઢીયાત, પાણીદાર ને જરવી, સશક્ત અશ્વો તેની નજરે પડયા, પરંતુ ઝાલાહર જેવો મૂલ્યવાન અશ્વ કોઇ સ્થળેથી ન મળી આવ્યો. અશ્વપાળ વ્હીલે મોઢે પાછો આવ્યો.

ઠાકોરે આ ખબર સાંભળ્યા. તેની નિરાશાનો પાર ન રહ્યો. તેણે પોતાની પત્નીને-ઠકરાણીને આ વાત જણાવી.

બંને વિચારમાં પડયાં. હવે શું કરવું? પોતાની પુત્રીનું દુઃખ ટાળવાનું એક માત્ર ઓસડ તે પણ ન મળ્યું. એ જડી બુટ્ટી કયાંયથી હાથ ન લાગી. હવે શું થાય?

વાઘેલીથી આ વાત છૂપી રહી શકી નહિ. તેને તો પોતાનો આશાકોટ તુટી પડવા જેવું થયું.

રાજમાતાને-ઠકરાણીને એક યુકિત સુઝી.

"આપણે એમ કરીયે તો?"

"શું!" ઠાકોરની જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

"ઝાલાહરને જ મેળવવાનો યત્ન કરીયે." ઠાકોર ઠકરાણી તરફ જોઇ રહ્યા. યુકિત તો સોળ આનાની હતી. ઠકરાણીની ચતુરાઇ માટે તેને માન ઉપજ્યું.

"શું કરીયે? જ્યારે ઝાલાહર જેવો અશ્વ મળતો જ નથી ત્યારે પછી ઝાલાહરને જ લઇ આવીયે અને ચારણને તે દાનમાં આપીએ તો શું ખોટું?" "આપણે તો જ્યાં ત્યાં જમાઇરાજે આપેલું મ્હેણું જ ભાંગવાનું છે ને?" ઠકરાણીએ મુશ્કેલીમાંથી માર્ગ શોધી કાઢયો.

પાસેના ખંડમાં બેઠીબેઠી વાઘેલી આ ચર્ચા સાંભળતી હતી. નિરાશાના વાદળમાં આશાનું એક કિરણ ચમકયું.

"બરાબર છે. પછી તો વીરમદેવથી કંઇ બહાનું કઢાય નહિં અને એ ખરો રજપુત બચ્ચો છે, વચનનો ટેકીલો છે, એનું વચન પરીપૂર્ણ થાય એટલે એ ખોટા દોષો કાઢવા બેસે એવી હલકી વૃત્તિ તેનામાં નથી. તેમના સ્વભાવનો મને સારો અનુભવ છે. પરંતુ ઠકરાણી! તમે જાણો છો?"

"શું?" આશાવાન બનેલી ઠકરાણી ઠાકોરના આ પ્રશ્નથી વળી અધીરી બની.

"ઝાલાહર અશ્વ સાયા ગઢવીને પ્રાણથી પણ પ્યારો છે. તેનામાં એનો જીવ ભરાઇ રહેલો એટલે તો વીરમદેવે એ અશ્વ એને ભેટ કર્યો. બાકી વીરમદેવ નટવા અને ઝાલાહરની જોડી લાખ વાતે કદી પણ ખંડિત ન થવા દે. ગઢવી ઝાલાહરનું જીવની માફક જતન કરે છે."

"પરંતુ દામ કરે કામ અને બીબી કરે સલામ એ કહેવત આપ કયાં નથી જાણતા? પૈસા દેખીને મુનીવર પણ ચળે, તો પછી સાયા ગઢવીનું શું ગજું?" ઠકરાણીને તો કયારે

ઝાલાહર મળી જાય એની તાલાવેલી લાગી હતી.

"જુલો છો, ઠકરાણી! તમે જાણો છો કે વીરમદેવે ઝાલાહરના બાવીશ હજાર રૂપીયા આપ્યા છે? ગઢવી એથી પણ વધારે માગશે. એક અશ્વને ખાતર એટલા રૂપીયા આપી દેવા એ આપણા ગજા ઉપરની વાત છે."

"ભલે તેમ હોય, પરંતુ પુત્રીના સુખને ખાતર ગજા ઉપરાંતનું કાર્ય પણ કરવું પડે. શું કરીએ? પેટના છોકરાંને ખાતર વખતે જાત પણ વેચવી પડે!'

ઠકરાણીનો માતૃસ્નેહ જોઇ ઠાકોરની ઉર્મી ઉછળી.

"ત્યારે મારે પોતાને હવે અહીંથી જવું પડશે?"

"ક્યાં?"

"સાયા ગઢવીને ત્યાં."

"તમે જાને? કેમ બીજું કોઇ જાય એવું નથી?"

"જનાર તો અનેક છે. સેવકોની શી ખોટ પડી છે? પરંતુ પારકાથી એ કામ નહિંજ પાર પડે. સાયો ગઢવી પૈસાથી નહિં પલળે........"

"ત્યારે?" ઠકરાણીને સમજણ ન પડી કે ઠાકોર શું કરવા માગે છે.

"ઝાલાહરનો ત્યાગ કરતાં ગઢવીનો પ્રાણ કંઠે આવશે. ગમે તેટલું મૂલ્ય આપતાં પણ એ બીજાને ચોખ્ખી ના જ પાડશે. હું પોતે જઇશ તો જ કદાચ એ આંખની શરમ નહિં છોડી શકે અને મને કે કમને ઝાલાહર સોંપવા કબુલ થશે."

"તમે પોતે જશો?" ઠકરાણીને આશ્ચર્ય થયું.

"હા, પુત્રના સુખને ખાતર હું પોતે જઇશ, સાયા ગઢવીને સમજાવીશ, વીનવીશ, નહિં માને તો છેવટે તેને પગે પડીશ, પરંતુ ઝાલાહર અશ્વ જરૂર તેની પાસેથી લઇ આવીશ, જરૂર પડશે તો છેવટ પુત્રના હિતની ખાતર એ ચારણ પાસે ઝાલાહરની ભીક્ષા માગીશ, કોઇ પણ ઉપાયે એ અશ્વને અહીં લઇ આવીશ."

ઠકરાણીની આંખમાં પ્રેમાશ્રુ ઉભરાયાં, બાજુના ખંડમાં બેઠેલી રાજકુંવરી વાઘેલીના અંતરમાંથી શુભાશિષ નીકળ પડયાં, ઘણું જીવો આવા દયાળુ બાપ અને અમર તપો તેનું સુખી રાજ!

× × × ×

વાત બહાર ન પડે, કોઇ જાણવા ન પામે તેવી રીતે કામ લેવાનું હતું, તેથી ઠાકોરે વેષ પલટો કર્યો, કણબી ખેડુતનો સ્વાંગ સજ્યો, કોઇ ન કલ શકે એવી રીતે સાયા ગઢવીને ત્યાં આવ્યો, તેને સમજાવ્યો, વિનવ્યો અને સોનામહોરોને સાટે ઝાલાહર અશ્વ ખરીદી લાવ્યો. પેથાપુરના રાજાએ રંકનો વેષ ધર્યો, ગઢવીને ઘેર જઇ તેને વિનવ્યો અને શ્રમ વેઠીને તથા મ્હોં માંગ્યું મૂલ્ય આપીને ઝલાહર અશ્વને લઇ આવ્યો—કેવળ પુત્રીનાં હિતને ખાતર!

## મ્હોંણું ભાંગ્યું.

સાયા ગઢવીને ત્યાં ઝાલ હરનું ગમે તેટલું જતન થાય તો પણ રાજવંશી ચાકરી આગળ તો તે ઉતરતા પ્રકારનું જ. પાણી માગતાં દુધ મળે એવા રાજખર્ચથી મળતાં સુખ સગવડમાં અને ગઢવીને ત્યાં મળતા સાધનોનાં ફેર તો પડે જ. ઝાલાહર અશ્વ વીરમદેવ પાસે હતો ત્યારે તેનું શરીર હષ્ટપુષ્ટ હતું, ગઢવીને ત્યાં તે જરા સુકાયું હતું.

ઠાકોરને તો વીરમદેવે ઝાલાહરને જેવી સ્થિતિમાં ચારણને ભેટ કર્યો હતો તેવી જ—બની શકે તો તેથી પણ સારી સ્થિતિમાં

સોંપવાની ઇચ્છા હતી. તેણે ઝાલાહરને પુષ્ટીકારક મસાલો ખવરાવવાનો, તેને પુરતા પ્રમાણમાં રાતબ આપવાનો, તેને નિયમસર માલીસ કરવાનો, અને તેની સારામાં સારી રીતે ચાકરી કરવાનો પ્રબંધ કર્યો.

છ મહિના વીત્યા અને ઝાલાહર ખાઇપીને તૈયાર થયો. શરીરમાં નવું ચેતન આવ્યું હતું, રગેરગે નવું લોહી સંચર્યું હતું, પુષ્ટીકારક મસાલાના સેવનથી તેના બળમાં અતિ ઘણી વૃધ્ધિ થઇ હતી, તેના થનગનાટનો પાર નહોતો.

ઠાકોરે ઝાલાહરને જોયો અને તેની આંખ ઠરી. હવે વીરમદેવ આને જુએ તો જરૂર પોતાના ઝાલાહરને પણ ભૂલી જાય. તેનું અંતર હર્ષથી ઉછળ્યું.

તેણે જોયું કે હવે વીરમદેવનું મેણું ભાંગવાનો શુભ પ્રસંગ પોતાને પ્રાપ્ત થયો છે. જોશીને બોલાવીને તેણે દાન આપવાનું શુભ મુહુર્ત જોવરાવ્યું અને સાયા ગઢવીને પેથાપુર તેડી લાવવા માટે માણસ મોકલ્યો.

ગઢવી આવ્યો. ઠાકોરની દાન આપવાની ઇચ્છા જાણી આનંદ પામ્યો, તેમા પણ ઝાલાહરનું દાન કરવાનું છે એ વાત જાણી ત્યારે તો તેનું હૈયું હર્ષથી ગજગજ ઉછળ્યું. તેણે ઠાકોરને ધન્યવાદ આપ્યો.

પેથાપુરમાં આજે જ્યાં જુઓ ત્યા ઝાલાહર અશ્વના દાનની જ વાત ચર્ચાય છે. પેથાપુરની અશ્વશાળામાં ઝાલાહરને વસ્ત્રાલંકારથી વિભુષિત કરીને—રાજવંશી સાજ સજાવીને ખૂબ શણગાર્યો છે. લોકો એ અશ્વને જોઇ પ્રસન્ન થાય છે અને તેને જોતાં જ તેના રૂપ ગુણની—તેના સૌંદર્ય અને શક્તિની પ્રસંશા કરવા મંડી જાય છે. રાજ્યને આંગણે શોભે એવો આ દેવમણિ સમો અશ્વ એક ગઢવીને આપી દેતાં ઠાકોરનો જીવ કેમ ચાલે છે એવું જ સૌ કોઇને આશ્ચર્ય થાય છે.

જોતજોતામાં રાજ્યના તમામ ભાયાતો, સામંતો, સરદારો, રાજસેવકો અને પ્રજાજનો દરબારગઢમાં એકત્ર થયા. ઠાકોર આવ્યા, શાસ્ત્રનિપુણ પવિત્ર રાજગુરુની આજ્ઞા પ્રમાણે શાસ્ત્રોકત વિધિથી અશ્વનું પૂજન કર્યું, તેને પુષ્પમાળ પહેરાવી અને સભાજનોના દેખતાં જ ઝાલાહર અશ્વનું તમામ સાજ અને વસ્ત્રાભુષણો સહિત સાયા ગઢવીને દાન કર્યું.

"ગઢવીજી!" ઠાકોરે ગઢવીને પ્રણામ કરતાં કહ્યું, "મારા તરફની નમ્ર ભેટ સ્વીકારો. મારા જેવા ઠાકોરનું શું ગજું? છતાં ફુલ નહિ તો ફુલની પાંખડી એમ આ અશ્વ આપને અર્પણ કરીને કૃતાર્થ થાઉં છું."

"ઘણું છે બાપ! તું તો ખરેખર દાનેશ્વરી નીકળ્યો. આવા ઉદાર દિલના રાજા આજે બહુ ઓછા છે—એક ઇડરનો રાવ વીરમ અને બીજો તું. વીરમને પણ ભુલાવી દે એવી તારી ઉદારતા જોઇ આજે મારો આત્મા ખરેખર પ્રસન્ન થયો છે. પ્રભુ તારૂં કલ્યાણ કરે, અને તારા મનના મનોરથ ફળો!"

"આપનો આશિર્વાદ ફળો: ગઢવીજી, વીરમદેવે ઝાલહરને ખરીદી લઇને આપને ભેટ કર્યો હતો; મેં એ અશ્વ આપની પાસેથી ખરીદ કર્યો અને એ પાછો આપને જ સોંપું છું. આપનું હતું તે આપને મળે છે. એમાં મેં શું વિશેષ કર્યું?"

"કેમ નહિં?" પેથાપુરનો એક ભાયાત ઉછળી પડ્યો. "ઝાલાહરને ખરીદતી વખતે તમે મ્હોં માગ્યું દામ આપ્યું હતું તે મફતમાં ગયું કેમ?"

"અને આટલા માટે જ તમે ઝાલાહર અહીં લાવ્યા હતા?" બીજા ભાયાતનો પણ કોપ ઉછળ્યો.

"ભલેને ગમે તે કિંમતે લવ્યા, પરંતુ તે પાછો દાનમા શા માટે આપી દેવો પડે?

અહીં રહીને તે પેથાપુરની અશ્વશાળાને શોભાવત અને પેથાપુર રાજ્યની કીર્તિમાં ઉમેરો કરત.” ત્રીજા ભાયાતે ટાપસી પુરી.

ઠાકોરના બધા ભાયાતો વક્ર દૃષ્ટિથી ઘડીમાં ઠાકોર સામે તો ઘડીમાં સાયા ગઢવી સામે જોવા લાગ્યા. તેમનું અંતર ઇર્ષ્યાગ્નિથી બળી રહ્યું હતું.

ઠાકોરે જોયું કે ગઢવીનું મન કચવાશે તો તે દાન લીધા વિના ચાલ્યો જશે અને આજ સુધી કરેલી બધી મહેનત ધુળમાં મળી જશે.” વાત વણસે તે પહેલાં જ પાણી પહેલાં પાળ બાંધવાની તેણે સાવચેતી વાપરી.

ક્રોધથી ધુંઆપુંઆ થયેલા ભાયાતોને સમજાવતાં કહ્યું, “ભાઇઓ, જરા શાંતિથી મારી એક વાત સાંભળો. પેથાપુરની કીર્તિ વધે એવું જ કાર્ય મેં કર્યું છે. ‘ઝાલાહર જેવો અશ્વ હું દાનમા ન જ આપી શકું’ એવું ઇડરના રાવ વીરમદેવે મહેણું માર્યું હતું. એ મહેણું ભાગવા માટે જ ઝલાહર જેવો બીજો અશ્વ કયાયથી ન મળી આવવાથી મેં મોઘું મૂલ્ય આપીને ઝાલાહર અશ્વ ખરીદ કર્યો હતો અને હવે એ જ અશ્વને હૃષ્ટપુષ્ટ બનાવીને—પશ્ચાલંકારને સજાવીને આજે ગઢવીને દાનમાં આપું છું. હવે વીરમદેવ જાણશે કે તેમની માફક પેથાપુરનો ઠાકોર—તેનો સસરો પણ ઝાલાહર જેવા અશ્વનું દાન કરી શકે છે. કેમ ગઢવીજી ખરી વાત ને ?”

ઠાકોરે ગઢવી તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી. ચકોર ગઢવી ચેતી ગયો. “બરાબર છે, ઠાકોરજી, દુનીયામાં તો વા વાત લઇ જાય છે તો પછી આવી વાત કંઇ વીરમદેવથી અજાણી રહેવાની છે!”

“હા, અને એ વાત જાણશે એટલે મનમાં સમજી જશે કે ઠાકોરે બરાબર મેણું ભાંગ્યું. કેમ ખરૂં કે નહિં ?” ઠાકોરે પોતાના ભાયાતો તરફ પ્રશ્ન કર્યો.

“ત્યારે તો બરાબર. અમને શી ખબર કે જમાઇરાજે એવું મેણું માર્યું હશે. જ્યારે એ આ વાત જાણશે ત્યારે તો ઠંડાગાર થઇ જશે.” ભાયાતો અભિમાનમાં તણાયા. ‘આજે તો ઇડરનરેશનું પણ પાણી ઉતારી નાખ્યું” એવા મિથ્યાભિમાનથી મનમાં મલકાવા લાગ્યા.

ઠાકોર સ્વસ્થ થયો. તેની એક ચિંતા ટળી ગઇ. સાયો ગઢવી ઝાલાહરને લઇને ઠાકોરની પ્રસંશા કરતો ઠેરઠેર તેનાં કીર્તિગાન ગાતો ગાતો ચાલ્યો ગયો. ઝાલાહરના દાનની વાત જોતજોતાંમાં ચોમેર પ્રસરી ગઇ.

## સમાધાન

ઝાલાહરની માગણી કરતી વખતે પેથાપુરના ઠાકોરે માર્મિક શબ્દોમાં વીરમદેવ તરફથી થયેલી પોતાની પુત્રીની અવગણનાની હકિકત સાયા ગઢવીને જણાવી હતી. સાયા ગઢવીએ આવ કઇ કંઇ પ્રસંગો જોયા હતા, જાણ્યા હતા, અનુભવ્યા હતા, રાજાઓના મગજની કમાન વાતવાતમા છટકી જાય છે એ તેણે અનેક વાર અનુભવ્યું હતું. એમને ઠેકાણે લાવવામાં અનેક યુક્તિ પ્રયુક્તિના જરૂર પડે છે એ પણ તે સારી રીતે જાણતો હતો અને તેથી જ વાઘેલીના સુખને ખાતર ઠાકોરને સહાય કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો.

એ સંકલ્પ તેણે પાર પાડયો. ગામેગામ પેથાપુરના ઠાકોરની ઉદારતાનાં અને ઝાલાહર અશ્વનાં દાનનાં કીર્તિગાન ગાતો ગાતો તે ઇડર આવ્યો. ત્યાં પણ તેણે એ વાત ફેલાવવામાં જરા પણ ખામી ન રાખી.

વીરમદેવ સમજ્યો. વાઘેલીને પોતે મહેણું માર્યું હતું તેનું આ પરિણામ હતું. ગમે તેમ તો પણ પોતે ઉચ્ચારેલું વચન પરિપૂર્ણ થયેલું જોઇ તેને સંતોષ થયો.

વાઘેલી ઉપર તેનો અનહદ પ્રેમ હતો. એ જ્યારથી ઇડર છોડી ગઇ ત્યારથી ઘણીવાર

તેને વાઘેલીનું સ્મરણ થઇ આવતું. તેનો શુધ્ધ પ્રેમ સાંભરી આવતો, પરંતુ ક્ષાત્રવટ આડે આવતી. બોલ્યો બોલ ન પળાય તો રાજપૂતને કલંક લાગે! પછી પોતાના વચનની કિંમત શી! ગમે તેમ થાય, પણ મ્હોમાંથી નીકળેલું વચન તો પાછું ન જ ગળાય?

અને એ આડખીલી પણ નીકળી ગઇ. પોતાનું વચન પણ રહ્યું. વાઘેલીને પોતે મહેણું માર્યું હતું અને એ મહેણું તેના બાપે ભાંગ્યું હતું. પોતે ઉચ્ચારેલાં વચનો વાઘેલીના પિતાએ પરીપૂર્ણ કરી બતાવ્યાં હતાં.

વાઘેલી માટે તેના મનમાં માન ઉપજ્યું. બીજી સ્ત્રી હોત તો રીસાઇને પીયરમા પડી રહેત. અને કેવો સ્નેહવત્સલ પિતા કે પુત્રીને માટે આટલું સાહસ ખેડ્યું! ઠાકોર તરફ તેને પૂજ્યબુધ્ધિ થઇ.

અને તેનું અંતર પેથાપુર જવા માટે અધીરું બન્યું કયારે પેથાપુર પહોંચુ અને સસરાજીને તેમના આ કાર્ય માટે ધન્યવાદ આપું! કયારે વાઘેલીને મળું અને તેને પુનઃ ઇડર લઇ આવી પ્રેમમંદિરમાં સ્થાન આપું!' એવી એ ભાવનાઓ તેના અંતરમા જાગી અને તે પેથાપુર આવવા નીકળ્યો.

જમાઇરાજની એકાએક પધરામણી થયેલી જોઇને પેથાપુરની પ્રજા આભી બની ગઇ. ઇડરનરેશ! અને તે આમ અહીં પધારે!

ઠાકોરે પણ વીરમદેવ જાતે અહીં આવશે એવી સ્વપ્ને પણ આશા રાખી નહોતી. તે ધારતો હતો કે કદાચ માણસો મોકલીને કુંવરીને તેડાવી લેશે. વીરમદેવને આમ એકાએક આવેલો જોઇને તે મનમાં મુંઝાયો રખેને તેના સ્વાગતમાં કંઇ ઉણપ રહી જાય!

વીરમદેવે સસરાજીને પ્રણામ કર્યા. તેના મનની મુંઝવણ તે કળી ગયો. "વડીલશ્રી, મનમાં જરા પણ સંકોચ ન રાખશો. હું માન મેળવવા કે મ્હેમાનગત ચાખવા નથી આવ્યો. હું તો તમારા આ કાર્ય માટે ધન્યવાદ આપવા આવ્યો છું. મેં ધુનમાં ઉચ્ચારેલા શબ્દોને બદલે આપને આટલો શ્રમ પડયો તે જોઇ મને બહુ ક્ષોભ થાય છે."

"એમા ક્ષોભ શાનો? તમે તો ઉલટો મારી કીર્તિમાં ઉમેરો કર્યો છે. આવો પ્રસંગ ઉપસ્થિત ન થયો હોત તો મારી આવી નામના કયાથી થાત? તમે એ વચનો ઉચ્ચર્યા ત્યારે તો મારે હાથે આવું ગજા ઉપરાતનું કામ થવા પામ્યું અને ત્યારે જ તો ગામે ગામ મારી નામના થઇ. પ્રભુ જે કરે તે સારાને માટે."

* * *

ઠકરાણીએ જમાઇને આશિર્વાદ આપ્યા અને વાઘેલીને ઇડર લઇ જવાની સૂચના કરી.

"હુ એટલા માટે જ આવ્યો છું. તમારા જેવી માતા મેળવનાર પુત્રી અહો ભાગ્યશાળી ગણાય. પુત્રીના સુખને ખાતર આટઆટલું કોણ કરે?" વીરમદેવે સાસુની યોગ્ય પ્રસંશા કરી.

"એમા શું? માબાપનો તો પરમ ધર્મ છે કે પોતાની પુત્રીનુ સુખ પ્રથમ સંભાળવુ. ગમે તેમ તો પણ પુત્રી તો સાસરીયે જ શોભે. પીયરનો ગમે તેવો વૈભવ પણ એને નકામો. એટલે એના સુખને ખાતર અમારાથી બનતો યત્ન અમે કરીયે એમા શું પાડ કરવા જેવું છે? તમારે ઘેર ગમે તે થાય તો પણ એ ત્યાં જ શોભે. અમે તો એને ઇડર મોકલવા માટે તૈયાર જ કરી રાખી છે."

પેથાપુરનું વ્હાલસોયું સ્વાગત પામીને વીરમ વાઘેલી સાથે ઇડર જવા નીકળ્યો.

* * *

ઇડરના રંગમહેલના શયનખંડમાં સોનાની દીવીઓમાં સુગંધી દીપકો ઝળહળ બળતા દિવ્ય તેજ ફેલાવી રહ્યા હતા, ધુપદીપ અને અત્તર ગુલાબજળ આદિથી ખંડમાં સુગંધ પ્રસરી રહી હતી. એ ખંડનો અધિષ્ટાતા પોતાની પ્રેમમૂર્તિ સાથે આનંદકેલી કરી રહ્યો હતો.

"વાઘેલી! તું પણ જબરી! હું નહોતો ધારતો કે તારામાં આટલું બધું હોત હશે!" વીરમ પ્રેમભીની નજરે એ વાઘના તરફ જોઇ રહ્યો.

"એ સર્વ આપના સત્સંગનો જ પ્રતાપ પ્રાણેશ?" વાઘેલીની આંખમાં પ્રેમભરી મસ્તી ચમકી રહી હતી.

"પણ આટલી બધી ધાંધલ કરવાનું કંઇ કારણ?" વીરમ લોહચુંબકની માફક વાઘેલી તરફ આકર્ષાયો. વાઘેલીના શુધ્ધ પ્રેમે પુનઃ જીતી લીધો હતો.

"કેવળ પતિપ્રેમને ખાતર, માત્ર આપની ચરણસેવાની આકાંક્ષા ને લીધે." વાઘેલીએ પોતાનું મસ્તક સ્વામીના વક્ષઃસ્થળ ઉપર ઢાળી દીધું.

"અરે વાહ રે મારી મીઠી મેના! જીભમાં તો નર્યું અમૃત જ ભર્યું છે ને શું?" હર્ષાવેશમાં આવી જઇ વીરમે પોતાના વક્ષઃસ્થળ રૂપી પ્રેમાસન ઉપર વિરાજેલી પોતાની પ્રેમપ્રતિમાના સુરખીભર્યા કપોલ પ્રદેશ ઉપર એક મધુરું ચુંબન કર્યું, અને પતિપત્ની પ્રેમરંગે રંગાયાં.

પ્રેમસરોવરમાં વિહાર કરતા આ રાજ-હંસોને જોઇ આકાશે ચડેલો ચંદ્ર પણ એ ઘડી સ્થંભી ગયો અને દિવ્ય પ્રેમનો લ્હાવો લુંટનાર આ પ્રેમી રાજદંપત્તિને આશિર્વાદ આપતો હોય તેમ પોતાની શાંત સુધામય તેજધારા એ રંગમહેલ ઉપર વરસાવી રહ્યો. અને સૃષ્ટિસૌંદર્યનું નિરિક્ષણ કરવા નીકળી પડેલી અપ્સરાઓ પણ આ દિવ્ય દૃશ્ય જોઇને એ ઘડી સ્થંભી ગઇ.

( સમાપ્ત )





બાપા, કેમ હવે સારા છો ને ?

# પાપીની દશા

અનુવાદક. ડૉ હરિપ્રસાદ દેસાઇ  ચિત્રકાર: રા. રવિશંકર રાવલ

( ગયા અંકથી ચાલુ )

"આ બધું ત્હમારા મનને લાગ્યું છે એ જ મુખ્ય વાત છે." મણિલાલે કહ્યું "એક દિવસ ત્હમે ગભરાયા અને એવા ગભરાયલા ને ગભરાયલા સુરત ઉગ્ર જેવી હાલતમાં ત્હમે સ્મશાનમા ગયા। ઠીક ત્યા એવી હાલતમાં તમારા મનને જે લાગ્યું તે ખરૂં જોતાં તદ્દન અસંભવિત છે. જે અવાજો ત્હમે સાંભળ્યા તે ખરી રખીયામાંથી કે આકાશમાંથી કંઇથી યે નીકળ્યા નથી. એ બધા નીકળ્યા છે ત્હમારી જ કલ્પનામાંથી. ત્હમારા જ ઉશ્કેરાયલા અવ્યવસ્થિત થએલા જ્ઞાનતંતુ ઓમાંથી એ બધું નીકળેલું।"

"મ્હેં પણ ઘણીવાર એમ જ વિચાર કરેલો છે ખરો" પુંજાભાઇએ કહ્યું "પણ કોઇ,વાર વળી મ્હને એમ પણ લાગે છે કે એ પરમેશ્વરનો જ અવાજ હશે અને ઇશ્વર ૪૦ વર્ષ પછી મ્હને સજા કરવાનો જ. મણિભાઇ, તું હુંશીયાર ને વિદ્વાન માણસ છે. તું શું ધારે છે ? પરમેશ્વર હશે કે નહી ?"

"નહીં જ" મણિલાલે કહ્યુ "આ દિવસોમાં મૂર્ખ અને અજ્ઞાન માણસો સિવાય ઇશ્વરને કોણ માને છે ?"

"વાહ ! એ શું બોલે છે ? ઘણા યે માણસો ઇશ્વરને માને છે ને બધા તું ધારે છે એવા મૂર્ખ કે અજ્ઞાન નથી. ઘણા યે વિદ્વાન ને હુશિયાર માણસો ઇશ્વર ઉપર શ્રધ્ધાવાળા છે."

"કારણ કે એ લોકોએ બુધ્ધિપુર્વક કોઇ દિવસ એ સંબંધી તર્ક કરી જોયો નથી, તેથી જેમણે તર્કશકિત અનુસાર સંપૂર્ણ વિચાર કરી જોયો છે તેવા તો કોઇ ઇશ્વર બીશ્વર માનતા નથી." મણિભાઇએ જવાબ આપ્યો.

"ત્યારે મરણ પછી આપણો ઇશ્વર ન્યાય કરશે કે કર્મ અનુસાર ગતિ થશે એ બધી વાત જુઠી ?" બાપે પુછ્યું.

"આપણા મરણ પછી જે લોકો આ પૃથ્વી ઉપર જીવતા રહ્યા હશે તે લોકો આપણો ન્યાય કરશે. મનુષ્ય જાત સદાકાળ આ પૃથ્વી ઉપર રહેવાની છે પેઢી દર પેઢી ચાલ્યા જ કરે છે. જમાનો બદલાઇ જાય છે. એક પેઢી એનો વખત પુરો કરે છે, એટલે એની જગા બીજી પેઢીવાળા લે છે. બીજી પેઢી અમુક વખતે પાછી મરી જાય છે, એની જગાએ પાછી ત્રીજી પેઢી આવીને જગા લે છે ત્રીજી પછી ચોથી, પછી પાંચમી એમ ચાલ્યા જ કરે છે નવા જમાનાના માણસો એનાથી પાછળ ગએલા જમાનાના માણસો કરતા વધારે બુધ્ધિ અને વધારે જ્ઞાનવાળા હોય છે, તેથી એ લોકો પોતાની પહેલા થઇ ગએલા માણસોના સારા ખોટા કામની પરીક્ષા કરે છે અને યથામતિ ન્યાય આપે છે બાપા! તમે જે ભયંકર સજાની વાત કરો છો તે એ છે! પણ ત્હમે જાણો કે મરણ પછી આપણે કોઇ જગાએ રહેવાનું હોય, ને કોઇ ઇશ્વર ત્યાં બેઠો બેઠો આપણો ન્યાય કરે છે તો એ વાત ખોટી છે. વિજ્ઞાનશાસ્ત્રમાં એનો કંઇ પણ આધાર નથી. આત્માના અમરત્વની વાત એ પણ વ્હેમ છે. લોકો ભૂતપ્રેતને વિષે ધારે છે કે જાણે એ સ્મશાનમાંથી નીકળી આવીને અંધારી રાત્રે પૃથ્વી પર ભમે છે. તેના જેવું આત્મા પરમાત્માની વાતોમાં સમજવું બધું ખોટું છે." મણિલાલે કહ્યું.

"ત્યારે ત્હારા મત પ્રમાણે આત્માનો પણ દેહની સાથે જ નાશ થાય છે?" બાપે પુછ્યું.

"હા જી." દીકરાએ સમજણ પાડી. "જુવો, બાપા! મ્હારા સામું જુવો." એમ કહીને એણે એક મીણબત્તી સળગાવી. "આ મીણબત્તી બળ્યા કરે તો થોડી વારમાં એ બધી બળી જશે. અને પછી આ ભડકો પણ હોલવાઇ જશે. મીણબત્તી યે નહી રહે ને ભડકો યે નહી રહે. બાપા, ત્હમે કોઇ દિવસ મીણબત્તી સિવાય ભડકો જોયો છે? અથવા કંઇ પણ ચીજ બળતી ના હોય તો કદી ભડકો થાય છે? કોઇએ એવું કદી જોયું નથી. ઠીક, હવે એ જ પ્રમાણે શરીર વગર કોઇએ આત્મા જોયો નથી.

આત્મા એટલે શું? માણસની વિચાર કરવાની, સમજવાની, ઇચ્છા કરવાની અને બોલવાની શકિત! જ્યારે કોઇ માણસ, મનુષ્યના આત્મા સંબંધી વાત કરે છે ત્યારે એ એની અશકિતઓ સંબંધે જ બોલે છે એમ સમજવું. પણ માણસમાં ખાવાની, પીવાની, ઉંઘવાની, ચાલવાની અને બેસવાની પણ શકિતઓ છે માણસ મરી જાય છે પછી એનાથી ખવાતું નથી, પીવાતું નથી, ચલાતું નથી અથવા બેસાતું નથી. કારણ કે પહેલાં જે ખાતું, પીતું, કરતું વિગેરે છે નહીં. તેજ પ્રમાણે માણસ મરી જાય છે ને વિચાર કરી શકતો નથી, સમજી શકતો નથી, ઇચ્છા કરી શકતો નથી. કારણ કે પહેલા જે વિચાર કરતું અને બોલતું તે છે નહીં જીવતો માણસ આત્મા વગર હોઇ શકે નહી, અને આત્મા જીવતા શરીર વગર હોઇ શકે નહીં."

"વારૂ" પુંજાભાઇએ કહ્યુ "તું સમજણ પાડે છે તે વખતે તું કહે છે તે ખરૂં લાગે છે. પણ ધીમે ધીમે પાછો ભય મ્હને ઘેરી લેશે. પાછો હું ઇશ્વરનો ન્યાય અને શિક્ષા સંભારીને જરૂર બ્હીશ. એ ભયમાંથી કેમ છુટવું તે હું જાણતો નથી."

"બરાબર છે." મણિભાઇએ કહ્યું, "ત્હમે મૂળથી છો હોંશિયાર એમાં વાંધો નથી, પણ વિદ્યાભ્યાસનું બન્યું નહીં અને ન્હાનપણથી કેટલીક વાતો ત્હમારા મનમાં ભરાઇ ગઇ, અને ન્હાનપણથી જે વિચારો ઠરયા તે મ્હોટી ઉમરે ક્રમે કર્યો ખસતા નથી. બાળકોને કેળવણી આપવી આટલી બધી અગત્યની ગણાય છે તેનું કારણ પણ એ જ છે."

## પ્રકરણ ૧૧ મું

બારમી જુન આવી. પુંજાભાઇ ન્હાણું વાતા પહેલાં ઉઠયો. અને અગાશીમાં ફરવા લાગ્યો. પૂર્વ દેશમાં સૂર્યોદયના રંગો શોભી રહ્યા હતા. "કદાચ આ સૂર્યનાં દર્શન આજે છેલ્લાં જ કરૂં છું. આવો સુર્યોદય આ પૃથ્વી પર દરરોજ થશે, પણ મ્હારે હવે એ જોવો નથી. આપણે એ તેજ, આ તડકો બધું આજથી બંધ!" પુંજાભાઇ ઉપર પ્રમાણે બોલે છે અને અજાણતાં "આજની રાત પહેલાં બધો ખેલ ખલાસ થઇ જશે. ચાલીસ વર્ષ પુરાં થતાં જ મ્હારૂં આવી બનશે" એમ સમજી દુઃખી થાય છે.

કોઇ રોગનું રહેજ પણ ચિન્હ એના શરીરમાં માલમ પડતું ન્હોતું એ ખરૂં, પણ ઘણા યે માણસો કંઇ પણ રોગ વગર મરણની કલાક કે બે કલાક અગાઉ સાજા સારા હોય, અને એકાએક મરી ગયેલા એવા ઘણા દાખલા એ સંભારવા લાગ્યો

પુંજાભાઇને જીંદગી હવે બહુ વ્હાલી લાગવા માંડી અને કદાચ ૨૪ જ કલાકમાં આ બધી ધનદોલત મુકીને જવું પડશે એવા વિચારથી ધન દોલતની કિંમત પણ આજ એને બહુ જ વધારે માલમ પડી.

મણીભાઇ આજે કંઇ બ્હાર ગયો નહીં. બાપ દીકરા આજે જોડે બેસીને જમ્યા.

જમતાં જમતાં મણીભાઇએ કહ્યું "બાપા, આજે જમીને જ આપણે જેસંગ કાકાની વાડીએ જઇએ. એમને ત્યાં આજે પાર્ટી છે. રાત સુધી ત્યાં રહીશું, પછી આપણે બંગલે જઇશું અને કાલે સવાર સુધી હું ત્હમારી સાથેને સાથે રહીશ બાપા!"

જેસંગ ભાઇ શેઠ પુંજાભાઇના ખાસ મિત્ર હતા. દીલ્હી દરવાજા બ્હાર હઠીસીંગનાં દેવળો છે ત્યાં, બ્હારની વાડીમા એ હમણાં રહેતા હતા.

એ ઘોડાની વિકટોરીયા આવી. બાપ દીકરો પાનસોપારી ખાઇને તરત જ લુગડાં પ્હેરી ગાડીમાં બેઠા. આકાશ વાદળાંથી ઘેરાયું હતું. કાટકા થવા લાગ્યા અને વરસાદ વધારે ને વધારે અંધારાયો.

દીલ્હી દરવાજા પાસે ગાડી આવી અને જ્યાં દરવાજામાં ગાડી પેસે છે કે મ્હોટા કાટકા સાથે વર્ષાદ શરૂ થયો. પુંજાભાઇને ધ્રાસકો પડયો અને લાગ્યું કે મ્હારે મરવાનું આ આવ્યું.

ગાડીને દરવાજાની અંદર ઉભી રાખીને ધમણ ચ્હડાવી. પછી ગાડી ધીમે ધીમે જેસંગકાકાને ત્યાં પહોંચી ગઇ.

જેસંગભાઇ એમની જ રાહ જોતા હતા. કાચના પેપરવેઇટથી શેઠ સીતાર બજાવતા હતા.

તેમાં પુંજાભાઇનું મન પરોવાયું. એક બે ગાયનના ઉસ્તાદો, જેસંગભાઇ શેઠની સિતાર વગાડવાની આ નવી શોધ જોઇ રહ્યા હતા અને વખાણતા હતા.

ત્રણ વાગે ચ્હા થઇ. વર્ષાદનું એક સારૂ ઝાપટુ આવી ગયું હતું. માટી મ્હેકતી હતી. ઠંડક થઇ હતી. ચ્હા પહેલાં કાચની રકાબીઓમા તડબુચ, ટેટી, નારંગીનું શરબત, બરફ વગેરે એક પછી એક આવવા માંડ્યું.

ચ્હા પીતી વખતે પાછો વર્ષાદ ગાજ્યો. એક મ્હોટો કડાકો થયો અને પુંજાભાઇ પગથી માથા સુધી ધ્રુજી ગયો. એને નક્કી લાગ્યું કે "હું મુવો."

ફરી વર્ષાદ પડયો. પવન જોરથી ફુંકાવા લાગ્યો અને દહાડે પણ કાટકા વખતે વાદળમાં વીજળી ચમકવા લાગી. પુંજાભાઇ ઝડપથી ચ્હા પી લઇને આરામ ખુરશી પર સુસ્ત થઇને પડયો. અને નક્કી માનવા લાગ્યો કે આજ તોફાન મ્હારો જીવ લઇને જશે."

વર્ષાદનું તોફાન વધતું ગયું. બારીના કાચમાંથી વીજળીઓ દેખાતી હતી. ગગડાટ અને કાટકા થયે જ જતા હતા. ધોધમાર વર્ષાદ પડયો. બારી બારણાં પવનથી વારંવાર ઉઘડી જતાં હતાં અને ભીંતો સાથે જોરથી

પંછડાતાં. પુંજાભાઇ ઘડીએ ઘડીએ બ્હીનો અને મુવો એમ મનમાં બોલ્યા કરતો.

તેમ છતાં વીજળી કે કાટકાએ પુંજાભાઇને માર્યો નહી. થોડી વારે વર્ષાદ રહી ગયો, સાંજ પડી ને જેસંગભાઇના મહેમાનો એક પછી એક આવવા માંડયા. પાર્ટી બહુ સારી થઇ અને જે કોઇ આવ્યાં તે પુંજાભાઇ સાથે થોડી થોડી વાત કરી ગયા, પણ બધાને આજે પુંજાભાઇ લેવાઇ ગયેલો અને ઉદાસ લાગ્યો. પુંજાભાઇ મણીભાઇને પાસેને પાસે રાખી એક આરામ ખુરશીમાં જ પડી રહ્યા હતો. એનાથી આજે ઉભા પણ રહી શકાયું નહીં, તેથી બધાને જરા નવાઇ લાગી, પણ કોઇ કંઇ બોલ્યું નહી. એ આજે વ્યગ્ર લાગતો હતો અને વાત કરે તેમાં એ સંબંધ વગરનું કંઇ કંઇ બોલી જતો

પાર્ટી રાતના ૯ સુધી ચાલી પછી પુંજાભાઇ ઘેર જવા ઉઠ્યો હતો. પણ જેસંગભાઇએ રોકયો, અને વાળુ કરીને જવાનું કહ્યું. વાળુ કરતા કરતા પણ પુંજાભાઇ તદ્દન બોલ્યાચાલ્યા વગર શાન્ત રહ્યો.

વાળુ પછી પાનસોપારી લઇ પુંજાભાઇ અને મણીભાઇ પોતાને બંગલે જવા નીકળ્યા. ગાડીમાં બેઠા પછી મણીભાઇએ પુછયું 'બાપા તમે આજે આટલા બધા વ્યગ્ર અને ઉશ્કેરાયેલા કેમ રહ્યા ?

પુંજાભાઇએ કહ્યું કે ૪૦ વર્ષ ઉપર મ્હારો એ મિત્ર ઇશ્વર અને પાપપુણ્યને વિષે તું જેવા વિચારો દર્શાવતો હતો તેવા જ બરાબર વિચારો મ્હારી આગળ કહી ગયેલો,તે મ્હને સાંભર્યું હતું.'

"એ આપણો ગુજરાતી હતો કે પરદેશી ?" મણીભાઇએ પુછયું " લેવો હતો."

પુંજાભાઇ બોલ્યા "બહુ વર્ષ સીવીલ હસ્પીતાલમાં રહ્યો હતો અને ભક્તોની અને અરિતકોની બહુ મશ્કરી કરતો હતો. એ કહેતો કે વરૂ ઘેટાંને મારી ખાય છે એમાં વરૂને કંઇ પાપ નથી. કારણ ઘેટું ન ખાય તો વરૂ મરી જાય."

'એમ ! એટલાં બધાં વર્ષો ઉપર અને નરોડા જેવા ગામડામાં એવો સમજુ અને જ્ઞાની માણસ રહેતો એ બહુ નવાઇ જેવું છે. એના બોલવાની દલીલ જ બતાવી આપે છે કે એ ડાર્વીનની "જીવનકલહ" Struggle for Existance બરાબર સમજતો હશે. સીવીલ હોસ્પીટલમાં એણે દાકતરો પાસેથી અને વૈદકશાળાના વિદ્યાર્થીઓ પાસેથી આ સાંભળ્યું હોવું જોઇએ.

પ્રાણી માત્ર, જીવવા માટે એક બીજા સાથે લડાલડી કર્યા જ કરે છે, અને જબરો હોય તે જીતે છે. આજ કુદરતનો નિયમ છે અને એ જ બરાબર છે. પણ આવી આવી વાતો એ લેયાઇ કરતા હશે ને લોકો તો એને અસૂર ધારતા હશે."

"બરાબર એમજ હતું" પુંજાભાઇ એ કહ્યું. "તારી ધારણા અક્ષરે અક્ષર ખરી છે.

"વા રુ રહેલું છે." મણીભાઇએ કહ્યું મૂર્ખ જડભરત જેવા આપણા લોકો આગળ એમના વ્હેમ અને જમાનાથી ઉતરી આવેલી અજ્ઞાનતા વિરૂધ્ધ જે કોઇ સાચું કહેવાની હિંમત ધરે તેમને લોકો નાસ્તિક અને દાનવ અને અસૂર કહે જ વિલાયતમાં અને યૂરોપમાં બધે એમ થતું તો અહીંની શી નવાઇ ?

એમ કરતા કરતા બાપદીકરો બંગલે પહોચ્યાં, અસ્સુરણ પાસુરણ વાતો કરતા કરતા એ બારેક વાગે સુતા. હજી પુંજાભાઇના મનમાં કંઇક ચિન્તા હતી. પણ આખા દિવસના મનના થાકથી એ તરત ઉંઘી ગયો અને ઉઠયો ત્યારે ૭ વાગ્યા હતા. મણીભાઇ પણ તરત જ ઉઠયો.

"બાપા, કેમ હવે ? સારા છો ને ?' કાલનો અશુભ દિવસ પસાર થઇ ગયો. ૪૦ વર્ષ જેટલો લાંબો કાળ જે ભય અને ચિંતાથી તમે હેરાન હેરાન થઇ રહ્યા હતા તે ભય આજ પુરો થયો છે." ( ચાલુ )

# નવચેતન અને રંગભૂમિ



પુસ્તક. ૯
અંક. ૩

જુન
૧૯૨૬

તંત્રી:—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.
ઑફીસ:—૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

# નવચેતન અને રંગભૂમિ


માસિકપત્ર

પુસ્તક:-૯ મું. અધિપતિ:—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી અંક: ૩-જો




## જુન ૧૯૨૬ના અંકની અનુક્રમણિકા



### લવાજમના વાર્ષિક દર :


હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... ... રૂ. ૬—૬—૦
હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... રૂ. ૭—૮—૦
છુટક નકલ ... ... ... ... ... ... રૂ. ૦—૧૨—૦

ઠેકાણું :—નવચેતન ઑફિસ નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.

આ માસિક નવચેતન કલકત્તા, માડકસ લેઇન, નં. ૨, ધી-ગુર્જર પ્રભાત પ્રીન્ટીંગ પ્રેસમાં ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ આ પત્રના અધિપતિ ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીના માટે છાપ્યું અને ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશીએ નં. ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તામાં પ્રગટ કર્યું.



# અમારો આવતો અંક



## જુલાઇ ૧૯૨૬

**વ્યથિતા :** કળાકુશળ આલેખનકાર સ્વ. ડી. રામરાવની એક ભાવપૂર્ણ ને કલાવાન્ કૃતિ.

**ચીનમાં રાષ્ટ્રીય વિપ્લવ :** રા. જશવંતરાય ઘનશ્યામરાય મહેતા. ચીનના રાષ્ટ્રિય વિપ્લવનો સંક્ષિપ્ત ને સટીક ઇતિહાસ અગીઆર ચિત્રો સાથે.

**સુખદુઃખ કર્મના વ્યવહાર :** રા. ચીમનલાલ લુહારની આ હૃદયસ્પર્શી વાતોનો વિશેષ ભાગ

**"અબળા" અબળા હતી ?** રા. કેશવપ્રસાદ દેસાઇ. પુરૂષત્વ ને સ્ત્રીત્વની પ્રાચીન પ્રમાણો સાથે બુધ્ધિપૂર્વક કરેલી મીમાંસા.

**કાશ્મીર-કુમારી :** રા. મકરકેતુ. એક નાની રસપૂર્ણ ગલ્પ.

**હિંદુકળાનો આત્મા :** રા. ઇશ્વરલાલ મ. મહેતા. પ્રાચીન હિંદુ કળા અને કારીગરીનું દ્રષ્ટિએ અવલોકન.

**શ્રી પ્રભાશંકર નાયક :** રા પ્રસુન. ગુર્જર રંગભૂમિના એક રત્નની ટુંક પણ અનુકરણીય જીવનરેખા.

**હિંદીઓની ધન સંઘરી રાખવાની આદત :** રા. ચુનીભાઇ મ. પટેલ. મનન કરવા યોગ્ય આર્થિક લેખ,

**અંધારી દુનીઆ :** રા. સુદર્શન ચિત્રકાર રા શરમાળ. એક અતી સુન્દર હૃદયદ્રાવક કહાણી, તેવાં જ ચિત્રો સાથે.

**મઝહર-તાબાં :** રા. જેહાંગીર માણેકજી દેસાઇ. બે ઉર્દૂ કવિમિત્રોનાં જીવનવૃત્તાંત તેમની કૃતિઓના પરિચય સાથે.

**ચેતના જગાવો રાજ :** સ્વ કનુબ્હેન દવેની ભાવવાહી કવિતા.

**હિરોડોટસ :** રા. ઝુકાનેવાલે. ગ્રીસના આ મહાપુરૂષ અને 'ઇતિહાસના પિતા'ની ટુંકી જીવનસમીક્ષા.

**ચંદુના વિવાહ :** રા. કીશોર વકીલ. આ રમુજી લેખનો બાકીનો ભાગ સચિત્ર સ્વરૂપે વાંચવા તૈયાર રહેશો.

**રસના રવિરાજ :** રા. આનન્દ. ચિત્રકાર રા. શરમાળ. એક નાનું કોમળ સ્મૃતિગીત.

**નવું પાકશાસ્ત્ર :** (સચિત્ર) રા. મોહનલાલ શેઠ. હાસ્યરસના આ ઉગતા લેખકે રજુ કરેલ નવું પાકશાસ્ત્ર રમુજી શૈલીમાં.

**જહૉન રસ્કીનના પત્રો :** રા. દિનકરરાય વૈષ્ણવ. આર્થિકવિષયક આ ઉપયોગી પત્રમાળાનું પુષ્પ બીજું અને ત્રીજું.

**એકાકી :** રા. નાનુ ધીરજરામ દવેકૃત કરુણાજનક કહાણી, સરલ અને અસરકારક શૈલીમાં અને રા. શરમાળે સચિત્ર કરેલી.



મ્હારાં લાખલાખ મોતી
આભમાં વેરાયાં
આભમાં વેરાયાં સખી!
આભમાં વેરાયાં
મ્હારાં લાખલાખ મોતી
આભમાં વેરાયાં

જગને ઝરૂખે હું તો ઉભી'તી
ભરી ભરી થાળ મેં
પ્રીતમ વધાવ્યા
મ્હારાં લાખલાખ મોતી
આભમાં વેરાયાં—આભમાં

યૌવન વેલડી ફુલે ફાલી'તી
ભરી ભરી ખોબલા
નાથને ચ્હડાવ્યાં
મ્હારાં લાખલાખ ફુલડાં,
આભમાં વેરાયાં—આભમાં

પ્રીતમ પધાર્યાં પાછા ન આવ્યા

ભરીભરી સાગર
આંસુ રેલાવ્યાં
મ્હારા લાખલાખ આંસુ
આભમાં રેલાયાં—આભમાં.

વ્હાલાને વિરહે હૈયે છે હોળી

લાખલાખ તણખા
આભમાં છવાયા
મ્હારા લાખલાખ મોતી
આભમાં વેરાયાં—આભમાં.

પૃથુ. હે. શુકલ



# બોડાણાનું હૃદય

લેખક: શા. મૂળજી દુર્લભજી વેદ

ચિત્રકાર: રા. રા. પંડિત

હું હલકો, હલકી મુજ વાળી, એથી હલકો મારો નાથ,
હું હલકાનું હૈયું પરખી નાથે કીધો મારો સાથ
હું હલકો, હલકી મુજ વાળી, એથી હલકો મારો નાથ.

ચડી ત્રાજવે પરખી પ્રભુએ પરમ મરમની મોટી વાત,
એ ભૂનાથ તો ભાવનો ભૂખ્યો, સ્નેહીનો સેવક સાક્ષાત
હું હલકો, હલકી મુજ વાળી, એથી હલકો મારો નાથ.

ચાખ્યો ચોરી, પરખ્યો તોળી, હુ હલકાનો ઝાલ્યો હાથ.
ન્યારાં ત્રાજુ, ન્યારાં તોલાં, જગ શું જાણે ડાકોરનાથ?
હું હલકો, હલકી મુજ વાળી, એથી હલકો મારો નાથ.



ચિત્રકાર ] **બોડાણાનું હૃદય** [ રા પંડિત

"હું હલકો, હલકી મુજ વાણી એથી હલકો મારો નાથ"




લેખક : ચીમનલાલ લુહાર

( ગયા અંકથી ચાલુ )

મનમોહન ! જ્ઞાતિના એક લક્ષાધિપતિનો એકનો એક પુત્ર મનમોહન ! કયા કયા સાધનો વડે એ લક્ષાધિપતિની લક્ષ્મી ધસડાઇ આવી હતી તે ચિતાર અત્રે આપવો ઠીક નથી; પરંતુ એટલુ તો ચોક્કસ હતું કે ધનઢ્ય માબાપની લક્ષ્મીનો એક જ વારસ–તે મનમોહન ! સમાજ જીવનની વિશાળ રંગભૂમિ પર ભૂભંથીમંતાઇનું અચ્છું પાત્ર ! જ્ઞાતિમંડળમાં કેટલા ય અભિલાષી કુંવારી દીકરીઓના–માબાપોનું તાકેલું એક જ નિશાન ! મિત્રસમૂહમાં પાણી મિસાલ પૈસો ખર્ચી જીતેલી પ્રિયતાનો ઉમંગી-મહાત્વાકાંક્ષી ગાલિક ! પાઠશાળામાં કોઇ કોઇ વાર રંક પ્રકારની મિત્રતા કેળવવાનું ન ભૂલનાર ઉપકારક ! મુંબાઇ વિદ્યાપીઠની કડવી કસોટીભરી ખાઇના કીનારે ઉભેલો બી. એ. ની ઉપાધિનો ઉપાસક ! વાને જરા ઠીંગણો, કોમળ વાતાવરણમાં ઉછરી અવકાશે કાંઇક કસાયલા પાતળા બાંધાનો, ચૂકા ઉજળા શરીરે ધાર્યો પ્રમાણે ઉદ્યમ આદરી શકે એવી પ્રકૃતિનો, દૂરથી કપોલરેખાની લિપિથી વાંચનારને આંજી નાંખે તેવો આ ધનાઢ્ય યુવક રાજકુમારની કાન્તિમા બરોબરી કરી શકે ખરો. ભલભલી કોમળાંગીનીઓને આકર્ષી શકે એવી મોહક છટા તેના વદન પર વિસ્તાર પામતી; વર્તનમાં વિનયભર્યા સંકુચિત ડહાપણનો વાસ હતો: મુછનો દોરો નહિ ફુટેલો એવા ગોરા હોઠની બહાર પડતા ધીમા ભારવાળા શબ્દોમાં સાંભળનાર પર છાપ પાડે એવું ચાતુર્ય હતું. પ્હેરવેષમાં સ્વાતંત્ર્યની રસિક શૈલિનું સ્પષ્ટ સેવન હતું. પવિત્ર ખાદીના સુશોભિત સફેદ પોષાકને માનથી ઉતારી યુરોપિય કે અમેરીકન લિબાસને કયારે અને કયે વખતે તે ધારણ કરશે એ કહેવું મુશ્કેલ હતું. પણ એટલું તો ખરું જ કે એની પાસે ધોતિયાં કરતાં પાટલુન વિશેષ હતાં; અને પાટલુન કરતાં દશગણી ગળે બાંધવાની નેક ( Neck ) ટાઇ હતી.

ગમે તેમ હો, પણ એનામાં ઉગતા યુવકને છાજે એવું જોમ હતું. ચાલવામાં પુરૂષો

ચિત્ત નૈસર્ગિક છટાને બદલે નિત્ય ટેવે પડેલી કૃત્રિમતાનો રસિક આડંબર હતો. રસભર્યા ચિત્ત સૌન્દર્ય દુર્લભ હોય છે. મનમોહનમાં પુરૂષો ચિત સૌન્દર્યની સીમા ઠીક હતી. સ્ત્રીજાતિ



પવિત્ર ખાદીના સુશોભિત સફેદ પોષાકને માનથી ઉતારી યૂરોપિય કે અમેરીકન લિબાસને ક્યારે —— અને કયે વખતે તે ધારણ કરશે એ કહેવું મુશ્કેલ હતું.

નયને જોનારને તેના લલિત વદન પર મોદ- વશતા જણાતી. કહેવાય છે કે પુરૂષોમાં તરફ તે અનહદ માનથી જોતો. જાહેર કે ખાનગીમાં તેમની સાથે વાતચીત કરતાં તે

ખુબ શરમાતો. કેટલાકને તો તેનામાં પુરૂષો કરતાં સ્ત્રીના ગુણો વિશેષ દેખાતા. પાઠશાળાની કુમારી અભ્યસિકાઓ તેને ઓળખવા તેની સાથે પરિચય પાડવા તલસતી. ભલે બીજા ગમે તે કહે, પણ દેવબાલાને તો તે પોતાનો લાભ વિશેષ આપતો. ઘણી યે વાર બપોરની આખી રીસેસ (Recess) બંને વાતો કરતાં ઉભા રહેતાં. પ્રકાશ આ જાણતો; પણ પોતાના ત્રાજવે સમસ્ત દુનિયા તોળનારે એ સંબંધમાં પોતાનું દૃષ્ટિબિંદુ અદ્યાપી બદલ્યું ન્હોતું.

દેવબાલાને ઘેર આવતાં આખા વાતાવરણમાં તેને અજબ જ્યોતિનું આશામય દર્શન થયું હતું. અત્યારે તેના હૃદયમાં ચોમેર અંધકાર છવાયો. અધુરામાં પુરૂં સરસ્વતીબાની માંદગીએ તેના બીનઅનુભવી મગજ પર ફટકો માર્યો. બાપના અવસાનનો પ્રસંગ બાળકની અણુ સમજમાં સાલ્યો ન્હોતો. આજે પ્હેલી જ વાર દુઃખની કાંઇક ઝાંખી થઇ. ઘણી યે વાર ઉજાસભર્યો આકાશમાં વાદળ ભયંકર સૌંદર્ય ધારણ કરે છે. પ્રકાશની દુનિયામાં આવી ઘોર વિષમતા વ્યાપી. સાગરમાં ડૂબતો માણસ આધાર માટે ફાંફાં મારે છે. સરી જતી હીંમત સમેટવા પ્રકાશે ફાંફાં માર્યાં. ગળે ભરાયેલી ખખરી દૂર કરી તે બોલ્યોઃ

"બાલાબ્હેન! આપને મારૂં અભિનંદન!"

દેવબાલાના ગાલ ઉપર રતાશ પ્રસરી. બિચારી થેંક્યુ (Thank you) ન ઉચ્ચારી શકી. નિરાશાને આશા માનનારો આડંબર રાખી પુરૂષ ગુરૂપદેથી વક્તની છટાથી બોલ્યો.

"સંસારના જરીપુરાણા બાગમાં સુન્દરીનું સૌન્દર્ય ટકે તેમ તમારૂં સુખ અમર તપો. સુખના સાથી આ ભવાટવીમાં સૌ થશે દુઃખનો સાથી ખોળજો હું કોઇ પણ કાળે જડી આવીશ!"

"તમારો ઉપકાર પ્રકાશભાઇ! મારા હૃદયમાં તમારી ઠસવેલી સાંસ્કારિક પ્રભુતાનો પ્રકાશ ચીરકાલ જીવશે. તમારાં જ સલુણાં સૂત્રો મ્હારૂં જીવનસંગીત બની રહેશે!"

"બાલાબ્હેન! તમારા સંસારસદનની સજાવટમાં જાણે અજાણે મારો હિસ્સો અપાયો હશે તો તમારૂં ઉજ્જવલ ભવિષ્ય જોઇ હું નિરંતર આનંદ પામીશ. હજુ તો બેએક વર્ષ તમારે પાઠશાળા સેવવી પડશે. ત્યાર પછી જ કદાચ તમારો જીવન પન્થ ફંટાશે, નહિં વારૂ?"

"હા–તે વળી હું બી. એ. ન થાઉં તો તમારી ડીગ્રી ડ્ઢર્યો પણ કરૂં જ તો!" વિનોદમાં બાલાનું વદન મલકી રહ્યું.

"ઇર્ષા કરવાનો વખત પ્રભુ નહિ લાવે એ ચોક્કસ માનજો, પછી તો તમે ય ગ્રેજ્યુએટ અને મનમોહન પણ ગ્રેજ્યુએટ!"

"અને પ્રકાશભાઇ પણ ગ્રેજ્યુએટ!" નાના બાળકની માફક પ્રકાશ ખડખડ હસી પડ્યો. પળ પછી તે સ્વસ્થ થયો.

"જેમ જાણે આપણે બધાં ગ્રેજ્યુએટ થઇને આત્મકલ્યાણ અને સ્વદેશ કલ્યાણ કરી નાંખવાના હોઇએ? બાલા બ્હેન! આપણે આ કેળવણી લઇએ છીએ તે આત્મ શ્રધ્ધા નથી કેળવી શકતી એમ મને ઘણી વાર થયા કરે છે!"

માસ્તર! તમે પેસીમીસ્ટ (Pessimist) ઘણા છો. ગ્રેજ્યુએટ થઇ જેમ બીજા કરે છે તેમ તમે કરો. જ્ઞાન આપો, હુન્નરકળાનો સંસ્કાર ખીલવો અને સમાજસેવા કરો. આત્માનું અને સ્વદેશનું કલ્યાણ કરવાના ઘણા રસ્તા છે!

"બાલાબ્હેન! આપનું કહેવું નિરાશાવાદીને આશાવાદી બનાવે એવું છે; આશા અમર છે એ સૂત્રની અસ્મિતા જાગૃત કરે એવું છે. પરંતુ ગ્રેજ્યુએટ થયા પછી આપણે બધા કેવા શક્તિવાળા રહીએ છીએ! ઘણું

થતી માનસિક શકિત સાથે બધા જીવન સંગ્રામમાં આવી પડીએ છીએ. પૈસા અને લાગવગથી થોડા મોટી પદવી પર બેસી સેવક થાવ છે. તેમને આત્મસેવા પ્રિય થઇ પડે છે; અને પરસેવા વિસરાય છે. ઘણા નિર્માલ્ય આરોગ્યનો વારસો લઇ ગરીબાઇ ઓછી કરવાના મહાન હેતુથી નાની પદવી પર વિરાજી હર્ષથી સેવક બને છે આજીવિકાના પોષણ માટે જ તેમને આત્મ સેવા પ્રિય માનવી પડે છે. પરસેવા વિસરતા નથી, પણ કરી નથી શકતા; આ બેમાંથી એક હું થવાનો. એટલે અશકય આદર્શો વડે રચેલા સાંસ્કારિક વ્યકિતત્વના કીલ્લાઓ ભાવનાના પાયા ઉપર કયાં સુધી ટકી શકે?

"જ્વલંત મનુષ્યત્વથી ભરેલી જનતામા એ કીલ્લાઓ અમર બની રહેવાના;—ઇતિહાસના પાનામાં તેમની અમર યાદ આલેખાઇ ભાવિ પ્રજામાં તમારા આદર્શો શકય બની જવાના; અને ભાવનાના પાયામા અમર આશાનું બલ ચીરંજીવ થઇ રહેવાનું. પ્રકાશ ભાઇ! આપણે લઇએ છીએ તે કેળવણી આપણો ઉધ્ધાર કરી નથી શકતી એ હું પણ માનું છું, છતાં સુસંસ્કાર તે જાગૃત કરે છે, નિશ્ચયાત્મક બુધ્ધિનો વિકાસ કરે છે, મનુષ્યત્વની ભૂમિકા ઉંચી કરે છે, અને એક જ પણ ઉન્નત ઉદ્દેશની સચોટ સંસ્થાપના તરફ આપણને દોરી જાય છે. આરોગ્યમાં નિર્માલ્ય, હદયે કોમલ, બુધ્ધિમાં સ્વચ્છંદી અને ચારિત્ર્યમાં રસિક અને કલાબાજ આપણે બધા થઇએ છીએ એ પ્રતાપ આ કેળવણીનો, છતાં એના સિવાય તમે શું કરી શકવાનાં—પ્રગતિ કે અવનતિ? સાંસ્કારિક ભાવનાઓનો વારસો લઇ જનતામાં વિહાર કરો—અડગ શ્રધ્ધા અને ઉન્નત ઉદ્દેશ રાખી. કેળવણીની સાચી આવશ્યકતા લખવા વાંચવામાં પૂર્ણ થતી નથી. બુધ્ધિને વૈશાલ્યમાં ધૂમવા દઇ જનતામાં ઉજ્જવલ કીર્તિમય મનુષ્યત્વ પ્રગટાવવામાં,—અને મ્હારી તો સંપૂર્ણ ખાત્રી છે કે પ્રકાશભાઇ જેવો કોઇ પણ ગુજરાતી—હીંદીવાન અને મનુષ્ય આવું મનુષત્વ પ્રગટાવી શકે."

"બહુ થયું બાલા બ્હેન! રહેવા દો મારામાં આટલી બધી શ્રધ્ધા રાખી તમે નિરાશ થશો. છતાં તમારી કસોટીએ પાર ઉતરવા હું જીવનપ્રયત્ન આરંભીશ. તમને આખું નહિં તો અધું કાંઇ સારૂં કરી બતાવીશ."

બાલા મીઠું હસી અને નયનમાંથી અમી વર્ષાવ્યું. ઘડીભર પ્રકાશ બધું ભુલી ગયો. આળસ મરડી મેજ પર પડેલું માસિક લઇ તે ઉભો થયો.

"ઠીક ત્યારે રજા, બાલા બ્હેન! આજ તો તમ્હારો બધો ય વખત મ્હેં ગુમાવ્યો. તમ્હારે હવે માત્ર રીવીઝન (Revision) ની જરૂર છે. ને સરસ્વતીબા સારાં થતાં તરત જ હું પાછો આવી લાગીશ. વળી અમારે યે આ છેલ્લું વર્ષ છે એટલે કંઇક કસવું પડશે, ને?"

"તમ્હે તો સરસ્વતિબાના લાડકવાયા પ્રકાશભાઇ! બી. એ. ની ઉપાધિ આ વર્ષે તમારી મિથ્યા થનાર નથી!"

"તમ્હારા મ્હોંમાં સાકર બાલાબ્હેન! ચાલો ત્યારે રજા!" ઘડીયાલમાં નવના ટકોરા થયા. બંનેએ તે સાંભળ્યા. પ્રકાશે બાલાના હાથમાં હાથ આપ્યો. "આજ કંઇક મોડું થયું. બા વરસાદની માફક રાહ જોતી હશે!"

"મોસાળથી સરસ્વતિબાના સમાચાર લખતા રહેશો. બાની અને તમારી તબીયત સાચવશો."

"એમાં કહેવું નહિં પડે. તમ્હારા હસ્તાક્ષરો મોસાળ સુધી આવશે તો મારૂં અહોભાગ્ય સમજીશ—ચાલો ત્યારે સાહેબજી!" પ્રકાશ બારણા તરફ વળ્યો.

જનારની પીઠ પાછળ, બે મુગ્ધ નયન કોણ જાણે કેમ દોરવાયાં. બારણાના ઉંબરા બહાર પ્રકાશે પગ મુક્યો, ન મુક્યો; તે તે અચાનક અટક્યો, ખમચ્યો, ગમે તે ગંભીર વિચારે પુનઃ તેનું મગજ ઘેરાવા લાગ્યું; વર્ષો પર્યંત; આદરેલા સંગ્રામના પરિણામે હાસ્ય થતાં જે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તેની લાગણીઓ તેના મસ્તકમાં ઉભરાઇ ને તે ફરી. તેજસ્વી નયનો હેના શાંત ગંભીર વદન પર ટગમગી રહ્યાં. તેમાં અદ્રશ્ય આંસુઓની છોળ હતી. એક ઉંડી દ્રષ્ટિમાં હૃદયપ્રિય બાળકીને ભરી દીધી. સંદેહભરી નવયૌવના-ધીમે પગલે પ્રકાશ પાસે આવી ઉભી. ન્યાયાસન સમક્ષ જાણે ગુન્હેગાર!

"દિવઆલા! હું જાઉં છું, હૃદય તમને સોંપીને. હેનું અને ત્યાં સુધી રક્ષણ કરજો. માનવીના કર્મની આપલેમાં સુખદુ:ખ અનિવાર્ય છે! મારી છેલ્લી અને વિરાટ અભિલાષા છે કે ચંપકવર્ણું કૌમારવ્રત તોડી અમૃતવર્ણું થતાં મિત્ર વરજો તુમ્હારા રસિકવરના શિર્મિત મહાભારતના સુત્રધાર; શ્રી કૃષ્ણની મોરલી બની મનહર અધરે રહેજો નહિ કે ફંચે!"

એમ બીજ ઝંખી અસ્ત થાય છે. દ્રષ્ટિના આભમાંથી પ્રકાશ અસ્ત થયો. તે શું કહી ગયો? હેની ગૌરવી, સાંસ્કારિક વાણીમાં તે કયો સનાતન ધર્મપાઠ પઢાવી ગયો?

પ્રેમમંદિરને પગથીએ ઉભેલી બિચારી બાલાના હૃદયમાં હેનો છેલ્લો શબ્દ ગાજી રહ્યો. ઉછળતી ઉર્મિનું તોફાન પળવાર શમી ગયું. કેટલીક પળો તે અવાક્ ઉભી. સમસ્ત યૌવનની ઉચ્છૃંખલ અભકમાં કોઇ ન રહેમજાય તેવો સંકોચ પેઠો. અને જનારની પાછળ તે અનિમિષ જોઇ રહી! ક્યાંય સુધી જોઇ રહી! પરંતુ......

દેવબાલાનું ઘર છોડતાં એક આશાવાન યુવકને આજે ઘણું વસમું લાગ્યું. ર્જા લેવા ન આવ્યો હોત તો કેવું સારું? એમ તેને થયું. પળ પછી "ગતં ન શોચામિ" વાળું રાંક તત્વજ્ઞાન તરી આવ્યું; પણ નિરર્થક! આજે કેટલો ય મોટો ખુલાસો થઇ ગયો! વિધવા માતાના ગરીબ ખોળામાં ઉછરી સાદું જીવન પ્રિય માનનાર, નિરાભિમાની; નિખાલસ, ચારિત્ર્યવાન, અને બે પેટનું ભરણ પોષણ કરવા જેટલો અવકાશ લઇ દેવી શારદાનો સહૃદય ઉપાસક, દુનિયાની આંખે ગરીબ; પણ સ્વયંભૂ શ્રીમંતાનો શ્રીમંત, આ આપકરમી યુવક એક કઢંગી હરિફાઇમાં હાર્યો!

વિજેતાએ પરોક્ષ રહી દાખવેલા પરાક્રમની ભારે કીંમત પોતે આપી છતાં આશાનો ચીરંજીવ બાલ રહેવાનું એણે મતથી માન્યું. એ માન્યતામા એને પોતાનો જય વિજય દેખાયો.

* * *

એક વિશ્વવિખ્યાત આંગ્લ નાટ્યકાર કહે છે કે સૃષ્ટિ એક વિશાળ રંગભૂમિ છે. માનવજીવન એક નાટય છે. પ્રત્યેક માનવી આ નાટ્યનો નટ છે. પ્રત્યેકની ભૂમિકા પૂરી થતાં લગી જેણે યશોકીર્તિના અભિનંદન મેળવ્યાં. તેણે કાંઇક કર્યું. જે જીવન સમૃધ્ધિ સીધે માર્ગે ખર્ચાઇ હોત તેનો વ્યય આડે રસ્તે કરનારે પણ કાંઇક કર્યું. નામના તો બુરે કે ભલે, નામે છે. આ કીર્તિ ક્ષેત્રરુપ વિશાળ સૃષ્ટિનાટ્યનો સૂત્રધાર કુદરત હોય તો મોતને આરે ઉભેલી માતાના નિરાધાર પુત્રના દુઃખદ જીવનપ્રવેશની યોજના એની હતી.

'સો દવા અને એક હવા' એ લૌકિક કહેવત જૂઠી પડવા માંગતી હોય એમ સરસ્વતિબા મોતના જ આરે આવી ઉભી; સ્નેહી મંડળમાં માંદગીની ગંભીરતાના સમાચાર ટપાલ કે તાર દ્વારા ફરી વળે તે પહેલાં તો

મોસાળના ગામની પાદરે સ્મશાનમાં તે બળી ભસ્મીભૂત થઇ હતી ન હતી થઇ ગઇ! માત્ર એક ઉગતા યુવકનાં આશાભર્યાં જીવન પર અસહ્ય ઘા કરી બેદરકાર દુનિયાને મેળે પોતાના પ્રાણુ પ્રિય પતિના સ્મરણચિન્હને સોંપી સીધાવી ગઇ. મરનારની પાછળ કેણે આંસુ પાડયાં એ ગણવાની જરૂર નથી. દુઃખના ભયંકર આક્રમણથી ત્રાસી જઇ કોણે એકાંતમાં શીર પટકયું એ કરુણુ વિસ્તાર લખવો ઠીક નથી: જે અગ્નિ સરસ્વતિબ ને ભુખતી રાખ કરતો હતો તેની આસપાસ સ્મશાનની નિર્જનતા અલ્પ સમય રહી હોત તો આ કથા અહીં જ અટકત.

'મને મરવા દો ભાઇઓ! મારૂં જગતમાં શું કામ છે?"

"છોકરા! મરનારની સદ્‌ગતિ થતી હેય તો મારી બધી ય ચેતનસમૃધ્ધિ અગ્નિદેવ સ્વીકારે!"

"ના, તેમ નહિ. આપઘાત કરી અર્થ તારો નહિ સરે તને જન્મ આપનાર માબાપની કીર્તિ તું જીવતર જીવી ચીરંજીવ રાખ."

"કાકા! આ તત્વજ્ઞાન બહુ મોડુ જાણ્યું. તમારા શબ્દોમાં તો માત્ર મન વાળવાનું બાયલાપણું છે. મ્હારી હોંસ, હારી આશા સર્વ મ્હારી સ્હામે જ બળી મૂઇ! જોયું નહિ? હવે કીર્તિ ચીરંજીવ તે શાથી રાખું?"

"મરતાં પહેલાં ત્હારે કપાળે આપેલા વત્સલચુંબનની યાદ લાવી. ત્હારા ભાગ્ય પ્રવેશનો મહિમાએ કપાળ પર જ લખાયો છે. ઘેલો થઇ મરનારની અધોગતિ સાધવાનું ગાંડપણ છોડી દે. સુખદુઃખની પર્યેષણામાં તારૂં જીવન ગુંથાવા દઇ જગતમાં તારૂં કર્મ પુરું કર. તમ્હે ભણ્યા પણ ગણ્યા નહિ!"

"કાકા! એ કહેવત ઘણાને લાગુ પડે છે. મારે માટે પણ એમ હોય તો નવાઇ નહિ."

"સાંઇ સાંભળ! આ માનસિક, શારીરિક અને આર્થિક વ્યયમાં તમ્હે ખરું ભણતર તો ભુલી જાઓ છો; અમે જરા દુઃખ પડયું કે આપઘાત કરવા તૈયાર થાઓ છો! મોતનો મોહ રાખવાની હજુ તમારે વાર છે. જ્યાં સુધી સુખ દુઃખ જીવનક્રમથી નિરાળું ગણશો ત્યાં સુધી તમારી સાચી સંસાર સાધનામાં ઉણપ રહેવાની. સુખદુઃખ એ તો કર્મનો વ્યાપાર, વ્યવહાર છે."

ઘોર સ્મશાનમાં ડાઘુ તરીકે આવેલા વૃધ્ધ બ્રાહ્મણ દયાશંકરને મરનાર 'કાકા' કહી બોલાવતા.

આજે તેનો સંસ્કારી બુલંદ અવાજ કોઇ કર્મયોગીની માફક પ્રકાશ આગળ ગાજી રહ્યો.

× × × ×

દિવસો પછી દેવબાલાના હાથમાં એક પત્ર આવ્યો વિવાહ કે વર્ષાના સમાચાર ફેલાવવા માટે હવા જ કામ કરે છે. ઓળખીતા પાળખીતા, સ્નેહીવર્ગ ને જ્ઞાતિમંડળમાં વાત ફેલાઇ.

"છોકરાએ બિચારીની ચાકરી જ કયાં કરી? મા બિચારી શું કરે? આજના છોકરાં ને વળી ભણ્યાં, એટલે પુછ્યું જ શું?

"અરે યાર, માને બા. રહેવાદે ને, એ તો એમની શિષ્યાની ચાકરી ઉઠાવે કે માની. ઠીક છે બધું! આ પાસે હામ મળે નહિ ને બાર્ય મોટી ભીડે!"

"ચૂપ રહે હવે. જાણ્યા વિના બોલ્યા કરે છે! આક્ષેપ મૂકતાં શરમાવ! દેવબાલાના વિવાહ તો મનમોહન સાથે નકકી થયા!"

"દીલગીર છું. બિચારાને પાણીચું મળ્યું. પણ હશે, હવે આજ સુધી તો અમન ચમન કીધાં!"

પરાયા કરતાં સગા ખોટાં, એનો અનુભવ

ધણાને હશે. જેના જેવા સંસ્કાર તે પ્રમાણે પ્રકાશને પોતાના ત્રાજવે તોળી લીધો.

નિકટના કે દૂરના સગાંમાં કેટલાય કૃત્રિમ આંસુના ધોધ વહી ગયા. કાણુ 'મ્હોકાણો મંડાઇ ગઇ. કેટલી ય રડારોળ થઇ ગઇ. ચોટે ને ચકલે સરસ્વતિબાનું અવસાન બત્રિસી એ ચડ્યું.

પત્ર ફોડી વાંચતાં દેવબાલાને કંપારી વછુટી. અક્ષરો તેની આંખે ચોંટયા.

"સરસ્વતિ બા પરલોક સિધાવી......" સ્વપ્નું કે સાચું?

પ્રકાશ મશ્કરી કરતો લાગ્યો......તરસ્યો માણસ ફરી ફરી પાણી પીએ તેવી સ્થિતિ બાલાની થઇ. એ જ અક્ષર એ જ શબ્દ... એ જ વાકય! એ જ કારમું હૃદયદ્રાવક સત્ય! પ્રકાશની બા પરવારી ગયાં! આટલા દિવસ સુધી પત્ર લખવાની પણ હોંસ ન રહી! બિચારી સજળ ફાટયા નેત્રે પત્ર સામું જોઇ રહી.

વિશુધ્ધ પ્રેમગ્રંથીમાં સગ યલા ઉષ્ણ આંસુ હૃદયને તપાવી ગાલ પરથી સરવા લાગ્યાં.

"પ્રકાશભાઇ! શું નમારું હૃદય! પથ્થર પણ સારો કે પાણીથી ભીંજે છે. અસહ્ય ગરીબીમાં આખરે સારવાર વિના મા ગુમાવી એ કેટલી કઠોરતા? આ કેટલી ભયંકર ઉગ્રતા!

મનમોહનને સમાચાર મળતાં ધણું લાગી આવ્યું. પોતાની ભાવિ પત્નિનો સ્નેહી અને શિક્ષક એટલે આટલો ય 'ઉપકાર' કર્યો વિના ન ચાલે એમ ધારી એક આશ્વાસનપત્ર ઘડી પ્રકાશ તરફ મોકલી આપ્યો.

ખુશામતિયાઓએ તેને માન આપ્યું. એવામાં પરિક્ષાની મોસમ આવી પ્હોંચી. થાકયો, હાર્યો, પ્રકાશ એકલો મોસાળથી આવ્યો. મિત્રોમાં, સગામાં, ઓળખીતાઓમાં મળ્યો ને વારંવાર રડયો.

માત્ર દેવબાલા ઉછળતે હૈયે મળવા તલસી રહી! ને મળી. દૃઢ હસ્તધૂનનમાં યુગોનો વિયોગ વિસરાઇ ગયો. આત્માના વારિ પરસ્પરમાં સરી પડયાં. જડ જેવો હૈયું ખોઇ બેઠેલો પ્રકાશ દેવબાલા સમક્ષ ઉભો રહ્યો! દેવબાલાને પુત્રવધુ તરીકે લાવવાની જેને હોંસ હતી તેના વિષમ અવસાનના જીવંત થઇ પડેલા સંભારણાથી તે રડી પડયો. શોકના સીસા જેવા ભારથી દબાઇ બિચારો જમીન પર ઢળી પડયો!

"હું શું કરું? દેવબાલા! મ્હારું તો સર્વસ્વ ગયું." આ કારમા જીવતર કરતાં મરવું શું ખોટું!" માની ગરજ સારતી હોય તેમ પ્રકાશના માથા પર બાલાએ હાથ ફેરવ્યો. તેને ખુરશી પર બેસાડતાં બોલી:

"પ્રકાશભાઇ! રડી રડી તમારાં આંસુ યે ખુટયાં હશે! તમે હીમત રાખો!"

"બાલાબ્હેન! હું તે શું સંભારું? તેની અમૃતશીખ કે તેનું વત્સલચુંબન! સૂર્ય ચંદ્રના પ્રકાશ પણ જ્યાં ન પ્હોંચે એવી ગરીબીમાં મ તો ખોળો મ્હેં જોયો, સંતોષથી અનુભવ્યો. સારા દિવસોની આશા રાખતી રાખતી તે બિચારી ચાલી ગઇ.

બેદરકાર દુનિયાને ખોળે મને વટાતો મુકી તેણે પરલોકનો પંથ લીધો. અરેરે! આ શું થઇ ગયું એકાએક!" ધ્રુસકાં તેણે ખાધાં.

"પ્રકાશભાઇ! સૃષ્ટિનિયમ છે કે મોડું વ્હેલું જીવનારને મરવાનું છે. સરસ્વતિબાનું અવસાન સાંભળી મ્હેં પણ આંસુ સાર્યાં છે. અને તમારા જીવનના પ્રસંગે પ્રસંગે આંખો તો ભીની જ થશે. બાએ તો તેમનાં ના નાશા આયુષ્યમાં સ્નેહની જ પરબ માંડી હતી. તમને હું શું કહું પ્રકાશભાઇ, મને પણ તેમના પુણ્યપુરાણની સ્મરણા રહી ગઇ!"

વિમલ પ્રેમના સાક્ષીરૂપ થોડાંક આંસુ બાલાએ લુછયાં. પોતાની બા પાછળ ખરાં

આંસુ પાડનાર, એક જણને નિરખી હૃદયનો ભાર પ્રકાશને કાંઇક ઓછો થતો લાગ્યો.

"દેવબાલા ! જીંદગીમાં એવી પલ કોઇક જ વાર આવે છે જ્યારે માનવીને વૈરાગ્ય જીવનનો શોખ લાગે છે. સંસારસૌંદર્ય પરથી તેનો મોહ એકાએક ઉતારી જાય છે. સૃષ્ટિના એકાંતવાસમાં વસવાટ કરી તે જીવતાં જડ બની રહેવાનું પસંદ કરે છે. એવી પળમાંરે આવી હોય એમ મને લાગે છે. મરતાં મરતાં બાએ કહ્યું :—

બેટા ! જગતચોકમાં ઉભો રહી સંગ્રામ આદરજે તારા માબાપને અર્થે કીર્તિ સમૃધ્ધિ કમાઇ તેમને અમરવાસ અપાવ જે. ધર્મક્ષેત્રે તારા ઉજ્જવલ જીવનની અવધિ જોઇ અમારા સંતોષ આશીર્વાદ તારૂં મંગળ કરશે'

"મરતાંનો બોલ એટલે બ્રહ્મ વાક્ય પ્રકાશભાઇ ! તેમનાં ચારાકોડ પૂરી કૃતાર્થ થાવ. તમે મરદ થઇ આમ કરશો ત્યારે અબલાનું શું !"

"બાલાબ્હેન ! બાની છેલ્લી આજ્ઞા ઇશ્વરસાક્ષીએ મારે શીરસાવંદ્ય છે! મારૂં કર્તવ્ય હવે તમે જોજો. નથી કોઇ મારા સુખદુઃખનું ભાગી. નથી મારી પાછળ રહ્યું કોઇ આંસુ પડનાર, ભાંડુ ! મારે કર્મે છેવટની એકલતા જ. નિર્માઇ તો એકલો જ સંગ્રામ વ્યૂહમાં ઘુમીશ ! એકલો જ મરીશ કે જીવીશ, મારા માતપીતાના આશાકોડ પૂરા કરવા !" મરતો સિંહ કેશવાળી ખંખેરે ને ટટ્ટાર થાય તેમ પ્રકાશમાં આશાનું જોમ ઉભરાયું. નેત્રોમાંથી ભરપૂર યુવાવસ્થાનું તેજ પ્રગટ્યું. બાલાની દ્રષ્ટિ તેને જોઇ અંજાઇ નમી પડી ! શકી આ અદ્દભુત યુવકની ઉચ્ચ અભિલાષા વણબોલ્યે તે ઊર્મિભેર વધાવી રહી.

"એકલતા રટીરટી કાળજું શું બાળો છો ! પ્રકાશભાઇ, તમારી એકલતા જોઇ મારૂં હૃદય કંપે છે ! જે યોધ્ધો આજની નિરાશામાં રડી રહ્યો છે તે આવતી કાલે દિગ્વિજય કરી ઉજ્જવલ જીવનનો મહિમા આલેખશે. હવે તો દગાબાજ ભવિષ્યને પારખવાનું માંડી વાળી વર્તમાનના કીર્તિક્ષેત્રને કર્તવ્યના વારિ સીંચનથી રસાળ બનાવો."

નિરાધાર યુવકના નયનમાં અનેરૂં તેજ ઉછાળા મારતું નાચ કરી રહ્યું. ગુમાવેલાં ઉત્સાહ ઉમંગ હોંસ કંઇક પાછાં આવતાં લાગ્યાં.

"ત્યારે જંપ મારે છે દુનિયા ! બાલા બ્હેન ! મરતાને જીવનનો મોહ આણવાની તમારી યુક્તિ પર કોણ ન મરી મીટે ! આવેશના ઇતિહાસના ચીરંજીવ સંસારમાં કેટલીય વીરાંગનાઓનાં જીવન ગુંથાઇ રહેલાં છે ! જય હો ! જય હો ! ભારતભૂમિનો. કવિએ ખરૂં જ કહ્યું છે :

"આર્યસુંદરી ! નથી અવનિમાં તુજ રૂપ ગુણની જોડ."

ભારતની આર્યા ! માતા ભગિની સ્ત્રી દાસી તરીકે આદર્શ સહચાર સેવે એવી રમણીઓ તે આ દેશમાં જ પાકે. અહા ! ખરૂં પૂછો તો તમારી ઉમંગવાણી સાંભળી આજે હું પુનર્જીવન પામ્યો છું ! બાલા બ્હેન ! તમે મને આજે ઉગાર્યો છે. તમારા માસ્તરને નિરાશામાં ડુબી મરવો ખ્યાલો છે. છતાં વિચાર કરૂં છું કે ફરીથી જીવતર જીવવું તે કોને માટે !

(અપૂર્ણ)



# આપણા કેટલાક અલ્પજનો

લેખક : રા છોટુભાઇ ઉમરભાઇ ગુલાલવાડીઆ બી એ.

'કેટલાક મહાજનો' ની લેખમાળા પુરી થઇ કે અપૂર્ણ છે તે જાણવામાં નથી, પણ તે ઉપરથી 'અલ્પ જનો' વિષે લખવાનું સૂચન થતુ છે; તેથી ત્રિપાઠી સુંદરરામ મહાશયનું ઋણ દર્શાવવાની જરૂર છે. તેમજ લખવાની ઇચ્છાને સતેજ કરવા માટે એ લેખ સંબંધી શ્રીયુત ચંદ્રશંકર પંડયાની ટીકાનો આભાર માનવો ઘટે છે. રા મુન્શીએ હે ક ... સલુન કાઢયું છે અને ત્રિપાઠી તેમાં કામ કરે છે તો પછી બીજાં સલુનમાં મારા જેવા બીજા...... કેમ કામ ન કરે? આવી Complimentary ટીકાથી કોણ ના પ્રેરાય? કોઇએ કહેલું કે પંડયાજીએ પ્રશંસાનો ઇજારો રાખ્યો છે એટલે હું આ ટીકાને શુધ્ધ બુધ્ધિની પ્રશંસા માનું છું.

હવે શરૂઆતમાં જ કહી દેવું જોઇએ કે જે અલ્પ જનો વિષે અહીં કહેવાનું છે તે કાંઇ અજ્ઞાત લેખાણુઓ નથી. એ તો માત્ર દેખાવમાં 'અલ્પ' છે સાહિત્ય અને બીજા ક્ષેત્રોમાં નામના મેળવેલા મશહૂર માણસો છે. તેમનાં વર્ણનમાં કોઇ જાતનો ક્રમ કે ચઢીઆતા ઉતરતાપણું નથી. મગજમાં જે ક્રમમાં તરવરી આવ્યાં તે ક્રમ રાખ્યો છે.

અલ્પજનોમાં પહેલા યાદ આવે એવા નવા જમાનાના નમુનારૂપ રા. બટુભાઇ લાલભાઈ છે. એમનું કદ ચાર સાડાચાર ફીટ હશે. વજન એંશી નેવું હશે. એમનાં બુટનો નંબર કદાચ સ્ટોરોમાં Boys Department માંથી જ મળતો હશે. પરંતુ એમનું મગજ જબરૂં છે. કલમની ઝપટ પણ તેવી જ. દરેક માસિક ત્રિમાસિકમાં તેમની પ્રસાદી તો જુદે જુદે સ્વાંગે જરૂર હોય જ. તેમના લેખમાં સર્વત્ર life ભરેલી છે. તેમની રસિકતા પણ અવ નવી અને શૈલી પણ સચોટ. વૃધ્ધ સાક્ષરોને તેમનામાં ગાંભીર્ય કે ઉંડાણ નહી લાગતું હોય, પરંતુ ગુજરાતી લેખકોમાં જેમની વાણીમાં ઓજસ્ છે તેવામાંના એક તે નિઃસંશય છે.

રા બટુભાઇ સાભરે તેની સાથે જ સાહચર્યના માનસિક નિયમથી ( association of ideas ) રા. વિજયરાય કૌમુદીવાળા તરત યાદ આવે જ એ પણ અલ્પ દેખાવના છે. તેમનો તો તેમના પરમમિત્ર બટુભાઇ જેટલો રોફ પણ પડે તેમ નથી, પણ કેટલુંક જે બટુભાઇમાં છે તે વિજયરાયમાં નથી ને વિજયરાયમાં છે તે બટુભાઇમાં નથી. વિજયરાયમા ઉંડી ગંભીરતા છે, તેમજ બહુશ્રતપણું છે. તેમના વિચારપૂર્ણ પ્રહારો ઘણાને રૂચતા નથી, પણ અપ્રિય હોય તોપણ સત્ય કહેવું એ એમનો મંત્ર જણાય છે. ગુજરાતી સાહિત્ય માટે તેમને હૈયે દાઝ છે. નૈસર્ગિક કલાની શકિત તેમના મિત્રમાં વધારે હશે, પણ હાલના ગુજરાતી સાહિત્યને કૌમુદી કારોની ઘણી જ જરૂર છે. તેમની સાહિત્યસેવા અપૂર્વ છે

મહાત્મા ગાંધીજી અને રા. કનૈયાલાલ મુન્શી ની સમાલોચના - મહાજનોમાં - ત્રિપાઠીએ કરી છે, પરંતુ મહાન અને અલ્પનાં આ લેખનાં તથા ત્રિપાઠીનાં દૃષ્ટિબિંદુઓ જુદાં હોવાથી તે બંને પણ અલ્પતનુઓમાં આવી શકે તેમ છે. ગાંધીજીને 'મુઠ્ઠીભર હાડકાંનો માણસ' ઘણીવાર કહેવામાં આવે છે અને કનૈયાલાલને કોઇ પોતાની ભાષામાં 'નાનો માણસ' કહે છે, એટલે આ અલ્પજનોમાં તેઓ આવે છે. ગાંધીજીની સર્વતોમુખી શક્તિની પ્રશંસા કરવાની રહી જ નથી, તેમજ મુન્શી પણ સાહિત્યના ક્ષેત્રમાં કીર્તિની ટોંચે પહોંચેલા છે. ગુજરાતી સાહિત્યને અભિમાન ધરાવવા જેવી પ્રભાવ શાળી સાહિત્યકૃતિઓનો રચનાર આ 'નાનો માણસ' છે. મુન્શીના પ્રશંસકો તેમની અતિસ્તુતિ કરે છે એમ ફરીયાદ સંભળાય છે તથાપિ મુન્શીની પ્રતિભા વિશે બે મત નથી. કદાચ મુન્શી પોતે પોતાના મોટામાં મોટા પ્રશંસક હોય એમ પણ કોઇને જણાય છે, પરંતુ બીજાની શક્તિઓની પ્રસંસા થાય તો પોતાના માટે Conscions કેમ ન રહેવાય ?

નવા જમાનાના અલ્પજનોમાં પાઠકભાઇઓ પણ આવે. તેઓ પોતાના પક્વ અભ્યાસનો પરિપાક ગુજરાતને આપી રહ્યા છે. તેમની સાહિત્યપ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યમાં ભારે મૂલ્યવાન વસ્તુ ભવિષ્યમાં ગણાશે.

પછી આપણા ખુશાલ ટી. શાહને પણ ભૂલવા ન જોઇએ. ગુજરાતી સાહિત્યમાં તેમના પ્રયાસો ઉંચી કોટીએ નહીં પહોંચ્યા હોય. તેઓ સાક્ષર નહીં હોય તો વિશારદ છે જ. અર્થશાસ્ત્રમાં તેમના જેવી પ્રવીણતા (જે તેમની અલ્પ આકૃતિથી Inversly vary થાય છે) થોડાજ ગુજરાતીઓ ધરાવે છે. તેમનાં અંગ્રેજીમાં તે સંબંધી તેમ જ બીજા વિષયોનાં પુસ્તકો માટે ગુજરાત ગર્વપૂર્ણ છે.

'ગુજરાત'ના આત્મા તો મુન્શી, પણ દેહરૂપ રા. મનહરરામ પણ એક અલ્પ મનુષ્ય છે. તેમણે પણ ગુજરાતી સાહિત્યને પોતાનો ફાળો યથાશક્તિ આપ્યો છે અને ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે કટિબદ્ધ તેઓ થએલા છે.

'નવચેતન'ના તંત્રી રા. ચાંપશીભાઇ પણ અલ્પની ગણનામાં આવે એમ ધારું છું. તેઓ પણ દૂર બૃહદ્-ગુજરાતમાં ગુજરાતીઓની સાક્ષરતા તાજી રાખવાનો ભારે શ્રમ ઉઠાવી રહ્યા છે.

સ્રીવર્ગના 'એડવોકેટ' વર્મા એ જ વર્ગના ઉત્સાહી બંધુ છે. તેમણે પોતાની શક્તિની પ્રસાદી ગુર્જર સાહિત્યમાં અર્પી છે અને દિલોજાનથી સ્રી વર્ગને સાહિત્યપક્ષે સહાયતા કરે છે.

નવા જમાનાના લેખકો પ્રકટ્યા એટલે કેટલાક જુનાઓએ લેખનપ્રવૃત્તિ બંધ કરી દીધી. એમ કેમ વારુ ? રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. એક અલ્પ મનુષ્ય છતાં સંસ્કૃતના સંગીન અભ્યાસી અને ગુર્જરીને પોતાના અભ્યાસનું ફળ આપનારા લેખક છે. માસિકોમાં તેમણે લખવાનું લગભગ છોડી દીધું છે. પુસ્તકોનો ઉપહાર તેમનો ચાલુ છે.

સ્વ. રણજીતરામ અને સ્વ. ત્રિભાકર બંને અલ્પ દેહવાળા હતા તેમની બુધ્ધિ, કલ્પના અને વિચાર શક્તિ વિશાળ હતાં ગુર્જરીના દુર્ભાગ્યે તેમની જીવનરેખા અકાળે અટકી, છતાં ચીરસ્મરણીય સ્મારકકૃતિઓ તેઓ મુકતા ગયા છે, જે ગુર્જર ભાષાનો મહામોંઘો વારસો છે.

સાક્ષરવર્ગમાં નહીં, પણ તેટલા જ મહત્વવાળા કલાક્ષેત્રમાં ગુજરાતને અગ્રસ્થાન અપાવનાર, ગુજરાતી આલમમાં ચિત્રવિદ્યાનો પ્રચાર કરી ચિત્રકળાની તંદ્રિત વૃત્તિ સતેજ કરનાર ભાઇ રવિશંકર રાવળને પણ આપણે અલ્પજનોમાં લેખીશું. તેમનું કર્યું કોઇથી થાય તેમ નથી. ચિત્રકળારસિકોનું સબળ જૂથ એમણે એમની આસપાસ ઉત્પન્ન કર્યું છે તે ભવિષ્યમાં આ પ્રાન્તને જરૂર એ લલિત કળામાં મોખરે મુકવા સમર્થ થશે.

સાક્ષર હોવાનો દાવો ન કરનાર, પરંતુ કવચિત - કવચિત સાહિત્યમાં રસ લેનાર ગુજરાતના ગણ્યા ગાંઠયા વિજ્ઞાનનેતાઓમાંના એક પ્રીન્સીપલ વીર મિત્ર ત્રીવેદીઆ એ 'એકદમ' નાના માણસ છે. જેઓ એમને ઓળખે છે તે એ વાત જાણે છે. તમારા કોઇ અજાણ્યા મિત્રને અમદાવાદની ગુજરાત કલબમાં જઇને ઓળખાવો કે પેલા ત્યાંની કૉલેજના પ્રીન્સીપાલ, તો ઘડીક તો તે માનવા ના પાડશે. છતાં તે કૉલેજમાં તેમનો પ્રતાપ ભારે છે

જુના જમાનાના અલ્પજનોમાં મોટામાં મોટા રા. કેશવ હર્ષદ ધ્રુવ છે. તેમના જેવા અભ્યાસી હવે થવા મુશ્કેલ છે. જુની ગુજરાતી, સંસ્કૃત વગેરેનો તેમનો અભ્યાસ અપ્રતિમ છે. તેઓ પાઘડી મોટી પહેરે છે તેથી જોનાર કદાચ ભ્રમમાં પડે, પરંતુ તેમને ઘેર તમે જુઓ તો તે પુરા ચાર ફીટ પણ ઉંચાં નહી હોય અને ટેઢ વારમાં તેમનો કોટ બનતો હશે. તેઓ અલ્પતામાં ઉપર ગણાવેલા બધાથી ચઢી જાય અથવા કોઇથી ઉતરે તો નહી જ. પરંતુ સાહિત્યના મહાન સ્તંભ અને નવીનોને શંકા નિવારણના પ્રમાણભૂત. ગુજરાત પોતાને તેમના વડે ધન્ય માને છે.

સરસ્વતીના પૂજકો અને સાક્ષરો ગુજરાતમા ઘણા છે. રા. નરસિંહરાવ, રા. ઠાકોર, રા કાંટાવાળા, મી. ખબરદાર અને એમના જેવા બીજાઓ પણ. તેઓ અલ્પતાની કોટિમાં ન આવી શકે તેથી તેમના સંબંધી કાંઈ લખ્યું નથી. વળી રા. રમણભાઇ, રા. ઇન્દુલાલ યાજ્ઞિક, રા. ચન્દ્રશંકર, રા. ન્હાનાલાલ કવિ સરખા સાહિત્યકારો નહીં અલ્પ કે નહીં ગુરૂ, એકેની કોટિમાં ન આવે. તેઓ મધ્યમ હોઇ તેમને પણ ગણાવ્યા નથી. રા. જયન્તકુમાર, રા. દેશળજી પરમાર, રા મુનિકુમાર, રા. યશવંત પંડયા, ચંદ્રિકા દેસાઈની ઓઢણી ઓઢનાર વિગેરે ભાઇઓ અલ્પ વય ના છે અને હજી તેઓ અમુક ઉમરે પહોંચતાં અલ્પ રહેશે કે 'મોટા' થઇ જશે તે કહી શકાતું નથી. 'બીસે વાન' એ કહેવત તો સાચી નથી, કારણ કે ઘણા પુરુષો ત્રીસ પાંત્રીસ પછી રાક્ષસી કદના થાય છે, ઘણી તત્વાંગીઓ ચાલીસ વર્ષ પછી ગોળમટોળ બેડોળતા ધારણ કરે છે જેમને માટે ખાતરીથી કહી શકાય કે હવે તેઓ વધીને મોટા નહીં થાય તેવામાંથી કેટલાકનો અત્રે ઉલ્લેખ કર્યો છે.

ઉપર ઉપરની નજરે જણાએલા અલ્પજનો સંબંધે સહેજ લખવાનો આ પ્રયાસ છે. બીજા તેવાઓના સંબંધમાં લખવાનું કાર્ય કોઇ ઉપાડી લેશે એ આશા સાથે આ સમાપ્ત કરૂં છું.

તા. ક. આ લેખ ભાઈ યશવંત પંડયાનો ન માની લેવા વાચકવર્ગને વિજ્ઞપ્તિ છે. એ ભાઇ હજી બી. એ. ની ઉપાધિમાં આવ્યા નથી.

(સંપૂર્ણ)

:: "અમારો આવતો અંક" અનુક્રમણિકા પછીનાં પાનાં પર જોજો. ::



# પ્રિય ભારત દેશ

લેખક: રા રા "નિરંજન"

રાગ આશાવરી

પ્રિય ભારત દેશ,
અમારો આ પ્રિય ભારત દેશ.

જ્ઞાનગંગાનદીજનકહિમાલય,
વિચર્યાં અમર સુરેશ;
અમારો આ પ્રિય ભારત દેશ.

વિરલ વિભૂતિ વિશ્વંભરની,
અજર, અમર અખિલેશ;
નટવરની એ કલ્પ-પુરાણી
રંગભૂમિ સવિશેષ.
અમારો આ પ્રિય ભારત દેશ.

રગરગ પૂર વહે પાવનના,
નયને રમે રમેશ;
કરાલ કાલ કેરી દંષ્ટ્રાથી
રોમ ન કંપે લેશ.
અમારો આ પ્રિય ભારત દેશ.

ભક્તિ, શક્તિ વિશ્વાસ અવિચલ,
આગ્રહ સત્ય હમેશ;
"જયતિ જયતિ ભારત જગજનનિ"
ઉચરે શારદ શેષ.
અમારો આ પ્રિય ભારત દેશ.



ડૉ. સુમંતનો રા રાવળે દોરેલો સ્કેચ

# ગુજરાતનું અણમોલું રત્ન ડૉ. સુમંત મ્હેતા

લેખક: રા "ગુજરાતી"

ગુજરાતના કોઇ પણ માસિકમાં ગુજરાતના અણમોલ રત્ન ને સચ્ચા સેવક ડૉ. સુમંત મહેતાનો પરિચય આપવાનો પ્રયાસ કરવો એ ધૃષ્ટતા કહેવાય. એ સમાજસેવકને આજે ગુજરાતમાં કોણ ન ઓળખતું હોય? તો પણ આપણી બેદરકારીનો પાર નથી હોતો: આપણી સામે એ હમેશનો ગંભીર આક્ષેપ છે કે આપણે આપણા મહાન્ પુરુષોને ઓળખતા નથી. અને ઓળખીએ છીએ તો પણ જગત્ ઓળખી રહે પછી. ડૉ. સુમંત એક મહાન્ ગુજરાતી છે; એટલે એને ગુજરાત ઓળખતું તો હશે જ, પણ કદાચ સંપૂર્ણ નહિ—એના શુધ્ધ સ્વરૂપે તહિ. ત્યારે એમનો પરિચય તે શો જ દેવો? એમનું જ્વલંત કાર્ય ક્યાં ગુજરાત આગળ નથી? પરિચય તો તેનો કરાવવાનો હોય કે જેનો પરિચય કોઇને હોય નહિ. તેમાં યે સુમંતભાઇ એટલે મારા પરમ સ્નેહી અને પૂજ્ય વડીલશા મિત્ર. જ્યારે પણ કોઇ પ્રશંસક એની પ્રશંસાના વિષય સંબંધી કંઇ કહેવા બેસે ત્યારે જાણે અજાણે પણ પક્ષપાત થવાનો ભય તો રહે જ. એ સંબંધ મારો અને સુમન્તભાઇનો, એટલે સુમંતભાઇના દોષ જો કોઇ હોય તોપણ મને તે જોવાની સહજ પરવા ન રહે. હું તો એક પ્રશંસકની દૃષ્ટિયે જ એમના કાર્યની તુલના કરી શકું અને તેમ કરવામાં મને જરા યે અયોગ્ય નથી ભાસતું.

ડૉ. સુમંતને ગુજરાત એક પ્રખર સમાજસેવક તરીકે વર્ષોથી ઓળખે છે. આજે સુમંત એકલા સમાજસેવક રહ્યા નથી એ ઘણા ઓછા લોકો જાણે છે. એમનામાં રહેલા કેટલાક મહન્ ગુણો તો જે એમના ગાઢ અનુભવમાં આવ્યા હોય તે જ પારખી શકે

ડૉ. સુમન્તને ઓળખવાને બે ચિત્રો નજર આગળ આણવાં પડે! વર્ષો પહેલાંના પરિપૂર્ણ અંગ્રેજી ઢબે રહેનારા, અંગ્રેજી પોષાકમાં સજ્જ થયેલા કે રહેણીકરણીએ અંગ્રેજ લાગતા એક હિંદી યુવાન અને ઇ. સ. ૧૯૨૧ પછી ખાદીના જાડાં કપડાંમાં જરાયે તરેહ વિના સાદામાં સાદા પોષાકમાં સારો યે દિવસ ચિંતાનો ટોપલો માથે લઇ ફરનાર, ગરીબોના દુઃખે દાઝતા અને ગરીબીની ગરીબાઇનો આસ્વાદ લેતા, તડકા અને તાપમાં શરીરે પરસેવાના રેલા વળતા હોય તેવી વેળા પણ પોતાનો સામાન બગલમાં મારી પગપાળો કરતા વૃધ્ધ દેખાતા ખેડુતશા એક ગુજરાતી સેવક! આ બે ચિત્રોમાં

ડૉ. સુમંતના જીવનનો આખો મર્મ સમજાઇ જાય છે. ડૉ. સુમંતની સંસ્કારિતા આજે યે એની એ છે, એમના આદર્શો કે વિચારોમાં ઝઝો ફેર બહારથી જોનારને કદાચ લાગે, તોપણ થયો હોય એમ હુ નથી માનતો. પણ એ વિચારો, એ આદર્શ, એ ઉર્મિ અને ઉત્સાહને માત્ર જુદી દિશામાં વ્હેણ મળ્યું અને આજે એમનું આખું જીવન ફેરવાયું છે. સંસ્કારિતા અને બુધ્ધિમત્તા તો એ વારસામાં લઇ જન્મેલા. પિતૃ અને માતૃ ઉભય પક્ષે એમના સદ્ભાગ્યે સૌજન્ય અને સંસ્કારિતાની વિપુલતા. ગુજરાતના તે આદિ નવલકથાકાર નંદશંકર મહેતા જીના દૌહિત્ર અને ડૉ. બટુકરામના પુત્રને શિક્ષણ અને સંસ્કારની શી મણા હોય! અને તેમાં યે એ જમાને હિંદી યુવકોને અંગ્રેજી કેળવણી આપવામાં, અને એટલી અંગ્રેજી રહેણી કરણીએ રહેતા 'શીખતા કરવામાં' અને એ સર્વને છેવટનો 'ઓપ' આપવા માટે વિલાયતની મુસાફરી અને ત્યાંની વિદ્યાપીઠોનો સિક્કો મેળવી આપવામાં ગૌરવ મનાતું. એ સઘળી "સિધ્ધિઓ" જીવનમાં કદાચ પ્રાણી કે ખોરાકના જેટલી જ આવશ્યક ગણાતી. ડૉ. સુમંતને આ સઘળું મળી રહે એટલી અનુકુળતા હતી. ઉભય પક્ષે સાધનોની વિપુલતા હતી, એટલે એમને ઉચ્ચમાં ઉચ્ચ શિક્ષણ અપાયું. તેમાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની એ પણ ખરી કે એમના બાળપણને શ્રીમંત ગાયકવાડના રાજમહેલના જીવનનો પાસ લાગેલો. એ ઘડતરમાં એ પાસની જેટલી અસર થાય એટલી થયા વિના નહિ રહી હોય. છતાં એક બે ભાવનાઓ એમના જીવનમાં એકસરખી વહી આવી છે. શું એમના પૂર્વાશ્રમમાં કહો કે હાલના "વાનપ્રસ્થાશ્રમમાં" તે બે ભાવનાઓ તે ધાર્મિક વૃત્તિ, સેવાભાવ અને સ્વાતંત્ર્યપ્રિયતા. યુવાવસ્થામાં એમની ધાર્મિક વૃત્તિનો જેને અનુભવ થયો છે તેમને હજી એ એક કોયડો જ રહ્યો છે કે એ ડાક્તર શાન્રીને થયા અને આજે યે એ હિમાલયની કોઇ શાંત અપોક્ષમાં આત્મનિરીક્ષા અને આત્મઅધ્યયન કરવું છોડી રાજકીય જીવનની જંજાળમાં શી રીતે ઘસડાયા. સંજોગો હમેશાં બળવાન હોય છે. ભાવિ કોઇને ખબર પડતું નથી. વિલાયતથી તરત આવી ગાયકવાડની નોકરીમાં જોડાયા. પછી ડાક્ટર તરીકે નવસારી આવ્યા. તે વેળા નવસારીના યુવાનો સાથે આખો દિવસ ક્રીકેટના મેદાન પર ખેલતા એ યુવાન એલાંડીને પોતાને સ્વપ્ને યે એ વિચાર નહિ આવ્યો હોય કે વિધાતાએ એને માટે અનોખું જ ભાવિ નિર્માણ કર્યું હતું. એને જીવનના પાછલા કાળમાં સંન્યાસ લેવો રહેશે કે જ્યારે જીવનમાં ન રહે એશઆરામને સ્થાન કે ન રહે ખેલને


અંગ્રેજી ઢબે યુવાનીમાં રહેલા ડૉ. સુમંત મ્હેતા.

માટે સમ્રૃપ [ એને તો એક પ્રખર કર્મચારીના જીવનખેલ ખેલવા નિર્માયા હતા, તપસ્વીના તપ આદરવાં સરજાયાં હતાં, સેનાનિના સૈનાખેલ ખેલવા વિધિલેખ લખાયા હતા. નવસારી છોડે વર્ષો થયાં. નવસારીના યુવાન કુશળ શસ્ત્રવૈદ કે. ડાકટર મટી આજે એ પ્રજાના એક પ્રાઢ નેતા થયા છે એક ધીર લડવૈયા થયા છે, પણ નવસારીના પ્રજાજીવન પર પ્રજાના હૃદયમાં એમનાં સોજન્યે તે દિવસોમાં જે છાપ પાડેલી એ હજી યે નથી ભૂંસાઈ એ સાચું, પણ એ છાપ એમના સોજન્યની, એમની ગૃહસ્થાઈની હતી.

નવસારી છોડયા પછી પણ ઘણો કાળ એમણે ગાયકવાડી નોકરીમાં એક કે બીજા હેદ્દા પર ગાળ્યો. એ દરમ્યાન પાંચ પાંચ વખત જગતની પ્રદક્ષિણા કરી દેશપરદેશમાંથી ઘણું શીખવા જેવું શીખ્યા. સરકારી નોકરી એટલે આજે આપણે ત્યાં ગુલામી ગણાય છે, અને એમાં સત્ય થોડું નથી. પણ ડાકટરે તો નોકરીમાં યે પુરતી સ્વતંત્રતા ભોગવી છે સરકારી કોઈ ખાતાના વડા તરીકે કે શ્રીમંતના અંગત ડાકટર તરીકે જ્યાં હશે ત્યા અમની સ્વાતંત્ર્યપ્રિયતા કદી દબાઈ નહોતી. આજે જે સ્વતંત્રતાથી પ્રજાપક્ષે ઉભા રહી, એ વડોદરાની સરકાર સામે ઝુઝે છે તે સ્વતંત્રતાના બીજ—અંકુરો તે દિવસે યે એમના સ્વભાવમાં હતાં. એ વાત તો શ્રીમંત ગાયકવાડ અને તેમના અમલદારો ઉભય સાથેના એમને પડેલા પ્રસંગો જ્યારે મારી સ્મૃતિમાં લાવું છું ત્યારે યાદ આવ્યા વિના નથી રહેતા. પરંતુ એ પ્રસંગો વર્ણવવાનું આ સ્થળ નથી. એક ચીજ એમના વિલાયત પર્યટનને સંબંધે કહેવી જરૂરી છે તે કહી લઉં. ડાકટરે વિલાયત જઈ બીજા હિંદી યુવકોની માફક ત્યાંની સ્વચ્છંદતા નહિ, પણ ત્યાંના કેટલાક અનુકરણીય ગુણોને ગ્રહણ કર્યા હતા. એમનો દૃષ્ટિવિકાસ ત્યાં જ



ઇંગ્લાંડની મુસાફરીમાં

થયેલો. શું વિલાયતમાં સમાજના ઉત્તમમાં ઉત્તમ માણસોનો પ્રસંગ પડવાને કારણે કે શું ઇજીપ્તમાં યંગ ઇજીપ્શીયન પાર્ટીના ભાવના શીલ, ઉત્સાહભર્યા, દેશપ્રેમી યુવાન મિસરી ટોળાના પરિચયમાં આવ્યે, જ્યાં અને ત્યાંથી એમણે એક મોટામાં મોટી ભાવના ઝીલી, અને તે દેશદાઝ. આજની એમની તીવ્ર સમાજસેવાની ભાવના એ એમના પશ્ચિમના દેશોના બારીક નિરીક્ષણનું પરિણામ છે એ આજે પણ એઓશ્રી આભારી હૃદયે સ્વીકારે છે.

આ તો ડાકટરના પૂરો-...ટે ઝાંખી એમનું ખરું રચનાત્મક કર્ય તો એમણે 'વાનપ્રસ્થ' ગ્રહણ કર્યું ત્યારથી જ શરૂ થયું પરતુ એમની જનસેવા તો નોકરી દરમ્યાન પણ ચાલુ જ હતી. વડોદરા રાજ્યમાં તો પ્રજા જીવન પર એ દરમ્યાન પણ એમના સૌજન્યની, એમની નિખાલસતાની અચૂક છાપ પડી હતી. સાધારણ રીતે અમલદારોથી પ્રજા નાસતી ફરે છે. આ અમલદાર એ માટીનું પુતળું નહોતા ઘડાયા. એ તો કોઈ જુદી જ માટીનું પુતળું હતું. એટલે પ્રજા અને એમને મેળ જામતો. એ પ્રજા વચ્ચે છૂટથી ફરતા અને ભળતા. પ્રજાના દુઃખો જાણતા, સરકારી નીતિની અગવડો તેમની વચ્ચે રહી અનુભવતા.


મીલીટરી પોષાકમાં નામદાર ગાયકવાડના એડીસી તરીકે

બીજા અમલદારોની માફક એ કદી પે ડીસ્ટ્રીકટમાં પ્રજાને માથે પડયા નથી. જ્યાં જાય ત્યાં ઓછામાં ઓછી જરૂરીઆતો વડે નભાવે અને પોતાનાં છોકરાં સાથે હોય તો તેમને એક પણ જરૂરીઆત એમતા કે લાડથી વધારે પુરી પાડવામાં આવતી તો તેની સામે પોતે તરત વાંધો લેતા જ. એક કુશળ શસ્ત્રવેદ તરીકે પ્રજામાં મેળવેલી ખ્યાતિ કે પ્રેમ કરતાં અનેકધા લોકપ્રિયતા પોતાના આ ગુણથી એમણે મેળવી હતી. ગુજરાતમાં સ્ત્રીકેળવણીના પ્રચાર માટે જો એક કે બીજી વ્યકિતએ વધારેમાં વધારે સેવા કરી હોય તો તે ડૉ. સુમંત છે. એ આજે તો નહિ પણ ગુજરાતમાં ભવિષ્યમાં જ્યારે સ્ત્રી કેળવણીનાં મીઠાં ફળો આવવાનો સમય આવશે ત્યારે સ્ત્રી કેળવણીના બીજ વાવનાર અગર એને પાણી સીંચનાર ગુજરાતના આ પનોતા પુત્રને પ્રજા સાભાર સ્મરશે.

આજે ગ્રામ્યજીવન અને ડૉ. સુમંત એ બે પર્યાયવાચી શબ્દો ગણીએ તો ચાલે, પણ આ ધીર પુરુષને તો એ જુને જમાને પણ ગામડાંનું જીવન એટલું પ્રિય હતું. ગમે તે હોદ્દા પર હો, તોપણ ગામડે જઈ પ્રજાને આરોગ્ય અને સુખાકારીનાં ભાષણો આપવામાં



ગુજરાતના રીઢા સમાજસેવક ડૉ. સુમંત મ્હેતા

એ સરકારી અમલદારીનું સર્થક ગનાતા. આજે તો મામડાં એમનું જીવન બની રહ્યા છે. કાળીપરજને વચ્ચે તેમના ઝુંપડે કે આકાશ તળે સુતાં ડૉ. સુમંતને જરાયે અંદેશ થયો નથી; ઉલ્ટો એમાં એમણે અનેરો આનંદ અનુભવ્યો છે.

ઈ. સ. ૧૯૨૧ની મહાસભા વેળા ડૉ. સુમંત ઈંગ્લાંડથી તુરતના જ પાછા ફરેલા. એમણે જોયું કે સરકારી નોકરીમાં રહ્યે પોતાના સમાજસેવાના આદર્શો બર ન આવે. એટલે જરા પણ આગળ પાછળનો વિચાર કર્યા વિના "યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે" એ સૂત્ર પર એમણે રાજીનામું આપી ખાદીના વસ્ત્રોમાં, ખદીની ટોપી ધારણ કરીને એ મહાસભામાં હાજર થયા: એ દિવસે એમના અંતરમાં સ્વદેશપ્રેમ અને સ્વાધીનતાનો આતશ અનેરી રીતે પ્રકટી નિકળ્યો, અને ભાવના અને આવેશથી ઉભરાતા એ પુરુષે આખી જીંદગી દેશને ચરણે ધરવાની પ્રતિજ્ઞા લઇ ફકીરી ધારણ કરી. ગુજરાત એ

દિવસે એટલું સમૃધ્ધ બન્યું ! એણે એક મહા સેવાવ્રતધારી સાધુચરિત્ ગુજરાતીની સેવાઓ પ્રાપ્ત કરી. એ ફકીરીએ છેલ્લાં પાંચ વર્ષોમાં ભલભલાનાં માન મુકાવ્યાં છે, કંઇ કેટલાને હંફાવ્યા છે, કંઇ કેટલાંની સાન ઠેકાણે આણી છે. આ પાંચ વર્ષ દરમ્યાન ના એમનાં બે મુખ્ય કાર્યો તો અવશ્ય જીવંત રહેશે. એક કાળી પરજ સંકટનિવારક મંડળને અંગે તેના પ્રમુખ તરીકે એ ચગદાયલી દીવાની પછાત પ્રજાનો ઉધ્ધાર, અને બીજો પેટલાદનો સત્યાગ્રહ. આ બન્નેને માટે ખાસ જુદાં પ્રકરણો લખાય. એ લડતની જુમ્બેસનો ઇતિહાસ રજુ કરવાનું આ સ્થળ નથી. ગુજરાતના ઇતિહાસના એ બે યે કાર્યો જ્વલંત કીર્તિસ્તંભો Land marks હતાં અને સત્યાગ્રહની સફળતા જ્યારે ઇતિહાસને પાને અંકિત થશે ત્યારે કાળીપરજ અને પેટલાદના સત્યાગ્રહો અને તેના ઉત્પાદક નેતા ડૉ. સુમંતનું નામ જરૂર તેની સાથે જ અંકિત થવાનું. સત્યાગ્રહના સિધ્ધાંતો આ વીર ગુજરાતીએ પોતાના જીવનમાં જીવી દેખાડયા. હિંદુસ્થાનમાં ઠેર ઠેર ઘણી મોટી સંખ્યામાં પછાત જનતાના સમૂહો છે, જેમને સમાજના મૂડીવાદીઓ લૂંટે છે, ચૂસે છે, જેને અંગ્રેજીમાં Exploitation કહી શકાય. આ સુધરેલી લૂંટ એટલે સુધી ચાલી હોય છે કે આજે આ પ્રજા સત્ત્વહીન થઇ ગરીબીમાં સડતી થઇ ગઇ છે. આ 'લૂંટ'માં લુટારાઓ દારૂનો સહકાર શોધે છે. દારૂમાં લદબદી રહેલી આ કોમોમાં કાળી



ડૉ. સુમંત–લેખ લખતા

પરજ એક નાનો વિભાગ છે સાડા ત્રણ લાખની આ જનતાને ઉંચે લાવવાને, દારૂના વ્યસનમાંથી તેમને છોડાવવાને અને તેમને તેમની અસ્મિતાનું ભાન કરાવવાને ડાક્ટર સુમંતે જે પ્રયાસો કર્યા એ એકલા કોઇ એક માણસના જીવનકાર્ય થવા પુરતા હતા. આજે પ્રજામાં જે આત્મભાન છે, પ્રજા પોતાના હિતાહિતનો, સાગસારનો વિચાર કરવાની સ્થિતિમાં મુકાઇ છે એ આવા કુશળ નેતાની કુશળતાને પરિણામે જ. ડા. સુમંતે એમનામાં પ્રાણ સીંચ્યા છે સરકાર મસ્ત હતી. એને ૧૯ લાખની મોટી આવકની મધલાળ હતી. એણે આ પ્રવૃત્તિને રોકવાને બનતું સર્વ કંઇ કરી જોયું. આખરે હાંરી અને હારી. પણ એની પાછળ બળ હતું આ એક પુરૂષનું એ ઘણા ઓછાએ



ડૉકટરનાં વડાં પુત્રી કુમારી પ્રેમલીલા મ્હેતા બી. એસ. સી.

સરકારી દફતરોમાં જ દટ્યાં છે. પેટલાદનું પ્રકરણ હજી બંધ થયું નથી એટલે એ સંબંધમાં હું કોઇ પ્રકારનો અભિપ્રાય ન આપું. પણ એક વાત જરૂર કહું કે દેશી રાજ્યમાં કર ન ભરવાની ઝુંબેસ અને સારી તેઝી નેમ માટે સત્યાગ્રહ કેટલો શક્ય છે એ એમણે વડોદરા સરકારની મહેસુલનીતિ સામે કર ન ભરવાનો સત્યાગ્રહ જાહેર કરીને દેખાડયું. એક પ્રજા પછી તે દેશી રાજ્યની હો કે અંગ્રેજી હદની, પણ જ્યારે પોતાની શક્તિઓ, પોતાનું રચના બળ એકઠું કરી શીર ઉંચકે છે ત્યારે એ ગમે તેવી મદમાતી સત્તાને પણ નમાવે છે એ વાતની સાબીતી પેટલાદનું દૃષ્ટાંત પુરી પાડે છે. એ

જાણ્યું. સુમંત કેટલા સત્યાગ્રહી હતા એ તો વડોદરા સરકારે કાળીપરજ "ચળવળને" અંગે જે ઉત્પાતીઆ (reactionary) હુકમો પ્રગટ કરેલા એનો વિરોધ કરવાને અને એને માટે શાં પગલાં લેવાં એ નક્કી કરવા મંડળના કારોબારી મંડળની મળેલી સભામા જે જોમ અને આગ્રહથી એમણે એ હુકમોનો અનાદર કરવાની હિંમત કરી હતી તે દૃશ્ય નજરે જોનાર સહેજે સમજી શકતો. જો જરૂર પડે તો એવા હુકમોની સામે થઇ જેલની બરદાસ્ત કરવાની પહેલ દેખાડી એમણે પોતાની તૈયારીઓ કેટલી હદની હતી એનો ખ્યાલ આપ્યો. બીજાને પોતાની સાથે ખેંચ્યા. આ બનાવ હજી હું મારા સ્મરણ પટેથી ખસેડી શકતો નથી. આખરે સરકાર સમજી, સુલેહના સંદેશાઓ ચાલ્યા અને હુકમો

સઘળા પાછળ સત્યાગ્રહ જોઇએ, એ સઘળા માટે કુરબાની કરવાની શકિત જોઇએ, એ સઘળાને માટે જોખમો ખેડવાની તૈયારીઓ જોઇએ. પેટલાદમાં આ સઘળું હતું એમ નહિ, પણ જેટલે દરજ્જે હતું તેટલે દરજ્જે એની સફળતા થઇ છે અને એમાં કોઇનું પ્રેરકબળ હોય તો તે ડાકટર સુમંતનું છે. એમના પેટલાદના કાર્યનો કયાસ હવે પછી કાઢવાનો છે. પણ પેટલાદે વડોદરાની અને દેશી રાજ્યોની પ્રજાને માર્ગ-દિશાસૂચન કરી આપ્યું છે એનો લાભ વખત આવ્યે લેવાય તો પેટલાદની લડતની સાર્થકતા ઓછી નહિ.

વડોદરાના આ સાધુચરિત નેતાના પૂર્વો અમને ગુજરાતના ઘડતરમાં અતિ મહત્વનું કે અગ્રસ્થાન ન હોય તો ભલે, પરંતુ ઉપર એક સ્થળે કહ્યું છે તેમ જનતાની નજરે



ડૉ. સુમંત અને તેમના પત્ની

આજે યે જરૂર છે, એવા સંઘને અભાવે ઉત્તમમાં ઉત્તમ ગુજરાતી સમાજ-સેવકોને પોતાનું ભાગ્ય હિંદસેવક સમાજ જોડે જોડવું પડ્યું છે; આજે દીનબંધુ અમૃતલાલ ઠક્કર કે ભાઇ ચિતલીઆને પુનાના એ સમાજનો આશ્રય લેવો રહ્યો છે. આમાં પ્રાંતિક સંકુચિત ભાવના કેળવવાનો પ્રશ્ન નથી. જનતાથી જોજનો દૂર રહેનારા હિંદ સેવક-સમાજના મોટેરાઓ ગુજરાતના ગામડાંના ગુજરાતી આમવર્ગની સાથે એકદિલતા કેળવે એ સંભવિત નથી. અને સેવકો જોઇએ છીએ ગામડાંઓ માટે, શહેરો માટે નહિ. આવા એક સેવકમંઘની ગુજરાતમાં હજી ઉણપ છે, ગાંધીજીનું સેવકદળ ખરૂં, પણ આજે રાજકીય કાર્યથી પરવારી બેઠા પછી એમને બીજા કંધની સુઝ નથી પડતી. આ આ ઉણપ પુરવા ડા. સુમંતે એક વેળા ગુજરાતના એક શાંત, સૌમ્ય અને ધીર નવ યુવાન ભાઇ બેંકર અને ગુજરાતને પોતા પ છળ વિજળીની ઝડપે ધસડતા, ધીકધીકતા અગ્નિ સમા શ્રી ઇન્દુલાલ સાથે એક યોજના ઘડેલી. પાછળથી એ અધુરી રહેલ યોજના ગુજરાતની જાણ બહાર હોવા છતાં અમલમાં મુકાઇ હતી એ થોડાક જાણે છે. અમદાવાદ શહેરની બહાર એક બંગલામાં તાપસી જીવન ગાળતા ડૉ. સુમંતની સરદારી હેઠળ કઠણ તપ તપતા કેટલાક યુવકોનો આ સેવાશ્રમમાં સમાવેશ થતો. પોતાની પૂર્વજીવનની ઘણી ખરી ટેવોને ડાકટરે આ સ્થળે દફનાવી કહીએ તો ચાલે. સ્વાશ્રય એ આશ્રમનો મુદ્રાલેખ. અહીં સર્વ પોતાનાં કપડાં હાથે ધોતા,

ચડ્યા વિના પણ એમણે પોતાના વ્યવસાય દરમ્યાન સમાજને માટે એછું કાર્ય નથી કર્યું, એનો સાધારણ ઉલ્લેખ આ સ્થળ છે. એમની વૃતિ જો હાલ છે એવા પ્રકારના સર્વવ્યાપી જનસેવાના કાર્ય તરફ આકર્ષાઇ ન હોત તો જનસમાજને એક અતિ કુશળ શસ્ત્રવૈદની ( Surgeon ) ની સેવાઓ તો મળવી ચાલુ રહેત ધંધામાં ધનપ્રાપ્તિ એમનું લક્ષ્ય હત તો અઢળક ધન કમાવાને એમને દુષ્કર સાધ્ય હતો; પરંતુ વિદ્યાનો, આવડત અને ઇશ્વરી બક્ષીસનો એમણે એવા ક્ષુલ્લક હેતુ માટે ઉપયોગ ન કરતાં એમની કુશળતા જનસમાજને, ગરીબ આમવર્ગને, ચરણે ધરી પોતાની નોકરી દરમ્યાન પણ બે વખત એમણે હિંદસેવક સમાજમા જોડાવા મન કર્યું હતું. સ્વ. ગોખલેજી સાથે પુનામાં એ સમાજની ભાવનાઓ ઝીલવા અને પોતાના જીવન-આદર્શો સાથે તેને ઘટાવી જોવા થોડો સમય ગાળ્યો, પરંતુ આ જનસેવકની ગગનવિહારી ભાવનાઓને હિંદસેવક સમાજના આદર્શો સંતોષી ન શક્યા કે કેમ કે પછી વડોદરાને સદ્ભાગ્યે જે કહો તે, પણ સુમંત સમાજમાં ન ભળ્યા. ગુજરાતમાં હિંદસેવક સમાજની ઢબ ઉપર, છતાં યે જરા વધુ વિશાળ ભાવનાઓવાળા સમાજસેવકસંઘની

પોતાનો ખોરાક હાથે રાંધી લેતા અને ડૉ. સુમંત આ નિયમના અપવાદ નહોતા. યુગધર્મ અને યુગધર્મ કાર્યાલયની સઘળી કૃતિઓ આ આશ્રમવાસીઓના શ્રમનું ફળ. ભાઇ ઇન્દુલાલના જેલ ગયા પછી આ સેવાશ્રમે પણ આજે ઇન્દુલાલની સેવાવૃત્તિએ વધેલ સમાધીના જેવી સમાધી લીધી. ડાકટરના મનોરથો મનમાં જ સમાયા અને આજે એ કોઇક વ્યવસ્થિત સંઘ વિના અટુલા જ્યાં ત્યાંથી મળી રહે એવી સેવાઓ વડે ગાડું ચલાવે જાય છે. જ્યાં ત્યાંથી નાનું, શકિતશાળી, મરણીયા સાથીઓનું જૂથ જમાવી ચલાવે છે. ગુજરાતને કમનસીબે સેવાભાવથી ઉછળતો એક પ્રખર ભાવનાશીલ સૈનિ ગુજરાતે આજે ગુમાવ્યો છે. ડૉ. સુમંતના એક સહ કાર્યકર્તા કે મિત્ર જે કહો તે ભાઇ ઇન્દુલાલના જીવનપરિવર્તનથી આજે ગુજરાત એટલું કંગાલ બન્યું છે અને જે કાર્યશકિત જે પરાગ ગુજરાતના ગામડાંઓને મ્હેકાવતી, તે આજે મુંબાઇની ગંદી શેરીઓ અને એડવોકેટ ઑફીસમાં નાહકની વેડફાતી નજરે ચઢે છે.

ડૉ. સુમંત આજે ગુજરાતમાં એક પ્રતિભાશાળી લેખક તરીકે પણ એટલા જ જાણીતા છે. એમના લેખોથી મુગ્ધ થતા ગુજરાતી વાંચકને એ જાણીને જરૂર આશ્ચર્ય થાય કે ડૉ. સુમંતને ૭ સાત વર્ષ પર સારૂં ગુજરાતી લખતાં મુશ્કેલી પડતી. મનુષ્યમાં અમુક શકિતઓ હંમેશાં છૂપી પડી હોય છે, માત્ર અવસર મળતાં એને વિકસાવવાની જરૂર હોય છે. કેટલીક વખત માણુસને પ્રયત્ન કરતાં સહજલભ્ય એવી પોતાની ઘણી યે શકિતઓનું ભાન નથી હોતું. સુમંતની લેખનશકિતનો સુંદર વિકાસ તો યુગધર્મના તંત્રી તરીકે દોઢ વરસ કામ કરવા મળેલા અવસર દરમ્યાન થયો. ભાઇ ઇંદુલાલ જેલમાં ગયા અને યુગધર્મનો ભાર ડૉકટર પર પડયો. યુગધર્મ આજે "ગુજરાત"માં લુપ્ત થયું છે પરંતુ 'ગુજરાત'ને એણે પોતાનો ઓપ જરા યે દીધો નથી. "યુગધર્મ" તે "યુગધર્મ" જ રહ્યું છે અને જમાના જતે પણ યુગધર્મની ટુંકજીવી કારકીર્દિ ગુજરાતના ઇતિહાસને પાને અંકિત રહેશે. "યુગધર્મ" ની પોતાની ભાવના (Conception) ઉપદેશવાને, પ્રચારવાને ડૉ. સુમંતને યુગધર્મ એક સુંદર સાધનવાહન નિવડયું અને એ બે વર્ષ દરમ્યાન એમણે યુગધર્મને બને એટલું સફળ બનાવવા પોતાની સર્વ શકિતઓ ખર્ચી તંત્રી તરીકેની પોતાની કુશળતાનું ગુજરાતી જગતને ભાન કરાવ્યું. એ બનવા જોગ છે કે સુમંત આજે પણ સાહિત્યની દૃષ્ટિયે સુંદર પ્રતિભાશાળી ભાષા લખી શકતા ન હોય, પણ એમના લખાણોમા એમનું સ્વચ્છ, નિર્મળ હૃદય પ્રતિબિંબિત થતું હોઇ એ લેખો આજે અસંખ્ય દિલોને મંત્રમુગ્ધ કરી રહ્યા છે; જે નિખાલસ, નિર્મળ ચારિત્ર્યને લીધે એ આજે ગુજરાતમાં એક પ્રેરકબળ બની રહેલ છે એ ચારિત્ર્યની છાયા એમના લખાણોમાં



ડૉ. સુમંતનાં સંસ્કારી સંતાનો

પ્રતિત થાય છે, જીવનમાં ક્યાંય પણ આડંબર કે કૃત્રિમતા ન પેસવા દેવાની ચીવટાઇ એમનાં લખાણોમાં પણ જોવામાં આવે છે.

કેળવણીની અનેક સંસ્થાઓ સાથે પોતાનો સબંધ ચલુ રાખીને પણ વડોદરા રાજ્યની પ્રજાને ઉંચે લાવવાના કાર્યને એમણે પોતાનું જીવનકાર્ય બનાવ્યું છે અને તંદુરસ્તીનો જરા પે વિચાર કર્યા વિના એ કાર્યમાં મશગુલ રહી પોતાની જાત ખર્ચી નાંખી છે, વડોદરાની પ્રજા, ૨૦ લાખ જનતાનો એમનામાં અચલિત વિશ્વાસ છે, અને જ્યારે પણ મહત્વનો પ્રશ્ન આવી ઉભો રહે ત્યારે પ્રજા પોતાની નાવનું સુકાન કોઇ સાચા સુકાનીના હાથમાં સોંપવાને ઇરાદે કોઇના પર આંખ ઠારે તો આ સરળ હૃદયી, મન, વાચા અને કર્મે એકનિષ્ઠ ધીર પુરુષ છે. એમને સોંપેલું સુકાન સદા યે સચોટ નિવડ્યું છે વડોદરાની પ્રજામંડળના એ પ્રાણ છે. વડોદરાની પ્રજાને પડખે એ હંમેશાં ઉભા રહ્યા છે અને વડોદરાની પ્રજાના પ્રશ્નોનો ઉંડો અભ્યાસ, વડોદરાના ખેડુતો સાથેની તન્મયતા, ગરીબોના દુઃખે રોતું હૃદય, એમના સોજીત્રાની ખેડુતમંડળ પરિષદ, અને ખીલીમોરાની પ્રજામંડળની બેઠકના પ્રમુખ પદેથી દીધેલ બે ભાષણોમાં તરી આવે છે. આ બેઉ ભાષણોમાં એ પ્રશ્નોનું ઉંડું જ્ઞાન અને સાથે એક પ્રજાનાયકની ભાવનાનું દર્શન થાય છે આજે સુમંત વડોદરાની પ્રજાના હિતોનું રક્ષણ કરતા દ્વારપાળ સમા વડોદરાને દ્વારે ઉભા ચોકી કરે છે.

પરંતુ આ જીવનવાટમાં મધુબિંદુ-મનને ઠારે એવું સ્થળ તો એમનું 'ગૃહજીવન' છે; એમનાં સર્વ કાર્યોમાં સૌ શારદા બ્હેન પ્રેરકબળ તો જરૂર જ છે. સુમંત—શારદાનું યુગ્મ આજે તરુણ ગુજરાતનો આદર્શ છે ઘણા યે અશાંત તરુણ ગુજરાતી હૃદયોએ એમનાં પ્રોત્સાહન અને પ્રેરણામાં આરામ શોધ્યો હશે; એ સાધુની સાદી 'ઝુંપડી' માં કેટલાં યે ને સ્વર્ગસુખનો આસ્વાદ મળ્યો હશે. સયાજીગંજનું, એ સાદું, છતાં સ્વચ્છ નિવાસસ્થાન કંઇ અનેરી પ્રેરણાશક્તિઓનું કેન્દ્ર છે. કંઇક વિચારો ત્યાંથી સ્ફુર્યા હશે, કંઇક દુઃખની દાઝોનું ત્યાં શમણુ થયું હશે. સુમંત ભાઇનું ઘર એ ઘર નથી, પણ એક સંસ્થા છે, અને ડૉ. સુમંત જો તેના અધિષ્ટાતા દેવ હો તો સૌ. શારદા બ્હેન એનાં અધિષ્ઠાત્રી



ડૉકટરનાં ધર્મપત્ની સૌ શારદા મ્હેતા બી. એ.

દેવી છે. એ ઘણા યુવાન યુવતિઓનું આરામ સ્થાન છે. એમની દયાર્દ્રતા, મમતાળુપણું, છલકાતું વાત્સલ્ય, એમની ઉભરાતી સહૃદયતા અને સંસ્કારીતા એ સર્વ માટે આજે ગુજરાતમાં આ વિદુષી બ્હેન અજોડ છે. એક આદર્શ ગૃહિણી, પ્રેમાળ માતા, સહૃદય મિત્ર તરીકે શારદા બ્હેન અનુપમ નમુનો છે. શિક્ષિત સ્ત્રીઓ ઘર વણસાડતી નથી એનો સચોટ પુરાવો શારદા બ્હેનનું ગૃહ પૂરો પાડે છે. એમના પ્રેરણાબળે ઘણાને જીવન સફળ કરવામાં સહાય્ય દીધી હશે; નિદાન એમણે એમના પતિના કાર્યને તો કોઈ અનેરૂં બળ હમેશાં આપ્યું છે. વૈભવ માટે સરજાયેલ આ બ્હેને કેવળ બુધ્ધિવૈભવથી સંતોષ માની એક તાપસીનું જીવન સ્વીકારવામાં અજબ ત્યાગ વૃત્તિ દેખાડી છે. શારદા બ્હેન એટલે મૂર્તિમંત માતૃત્વ! એમનું માતૃત્વ ઘણએ વાંચ્છયું હશે, ઘણાએ એમને પેટે અવતરવામાં જીવનની અનેરી લ્હાણ માની હત, જો એ તક ઈશ્વરે એમને આપી હત તો. એમના કલ્લોલ કરતા નિર્દોષ સંસ્કારી બાળકો સમૃદ્ધ ગંજના એ બંગલાનું ખાસ આકર્ષણ છે અને એ સંસ્કારિતાની જનેતા આ બંગલાની અધિષ્ઠાત્રી આ દેવી છે. બન્ને બાળકો સંસ્કારી હોવા સાથે ઉચ્ચ શિક્ષણ પામ્યાં છે. એમનાં એક દીકરી સાયન્સનાં ગ્રેજ્યુએટ હોઇ રાજકોટની ફીમેલ ટ્રેનીંગ કોલેજનાં વડાં તરીકેના બોજો નાની ઉમરે વહે છે, જ્યારે બીજાં પુત્રી બી એ નો અભ્યાસ કરે છે. ડાકટરના કઠણ તપોમય જીવનમાં શારદા બ્હેન હજી યે કોમળતાના રંગ પુરી રહ્યા છે. એક અમીબિંદુ સમાન છે. એ અનુકુળ સંજોગોને પણ ડાકટરના જીવનનું હાલનું ઘડતર આભારી હોય.

ડાકટર સુમંત સાધુ નથી, તો સાધુતા કેળવી રહ્યા છે, એના ઉપાસક બની રહ્યા છે. એ સત્યપ્રિય પણ એટલા જ છે અને તેને લીધે જ નિડરતાથી આજે વડોદરાની નોકરશાહી સામે ઝઝુમી શકે છે.

આ ડાકટર સુમંતના જીવનની આછી ઝાંખી માત્ર છે. એ એમનું છાયાચિત્ર, રેખાચિત્ર કે જીવનતુલના ન હોય. એમનામાં દોષ હશે, અને હોય તે જોવાના કાર્યનો મેં પ્રથમથી જ અસ્વીકાર કર્યો છે એમના કેટલાક ગુણોનો પરિચય આપવાનું મારૂં કાર્ય હતું અને તે મેં કર્યું છે. આ માત્ર ટુંક જીવનોંધ છે એમ કહીએ તો ચાલે અને એની આકણી એટલા જ મૂલ્યે અંકાય તો સંતોષ.

( સંપૂર્ણ )






એ અમરપન્થનો તે યાત્રાળુ હતો, કે જ્યહાં જવા સહુનાં ઉર ઉલ્લાસે ઉછળતાં. અજાણ્યો હતો તે એ પન્થનો ને તેથી હર વખત માર્ગ ભૂલતો. જીવનની એક એક ઠોકર ખાઇને તે સીધે ચીલે ચ્હડતો ને વળી તે પન્થ ભૂલતો. એમ કંઇકંઇ સુખદુઃખના પડછાયા વીંધીને તે એ રસ્તે આગળ વધતો. એવીજ છે વિશ્વની પરિક્રમણા!

ને પન્થભૂલ્યો તે એકવાર પૃથ્વીલોક ઉપર આવી પહોંચ્યો. આભ વીંધતા પર્વતો અને ગિરીકન્દરાએ મા તપ તપતા યોગીઓ ને અવધૂતોને ત્હેણે પેખ્યા. લીલીછમ કુન્જોની અટવાએલી જાળીઓમાથી સરકી જતી કલકલનિનાદે નિર્મળજળવહેતી નદ—મહાનદનાં ધીરગંભીર વહેણમાં લપસતું સૃષ્ટિસૌન્દર્ય એણે નીરખ્યું. રાત્રિદિવસનાં અંધારાં અજવાળાં જોયાં. જનહૃદયના અણઉકલ્યા પ્રારબ્ધલેખ વાંચ્યા. મૃત્યુનો કાજળકાળો હાથ પીછાણ્યો.

ત્યહાં યમરાજ તો નામનો જ રાજા હતો, ને રાજા તરીકે જ ત્હેની બ્હીક હતી. ખરૂં રાજ્ય તો માયાદેવી જ ચલાવતી.

તે માયાદેવી પાસે ગયો અને કહ્યું. "ઓ દેવી! ઓ ભગવતી! જગતને ઉધ્ધારો, મા કુબાડો. બંધન છોડો અને પ્રભુનો પંથ એને દાખવો."

ત્યહારે એ મદઘેલી મહાશક્તીએ કહ્યું, "ઓ પ્રભુઘેલા પ્યાસી! જીગતનાં લોકને તો નિશ્ચેતનમાંથી ચેતન શોધવું છે; અણુમાંથી બ્રહ્માંડ રચવાં છે; પાપમાંથી પરમેશ્વર પ્રકટાવવા છે. મ્હેં બંધને બાંધ્યા છે ત્યહારે જ આટલું યે કરવા મથે છે. એ બંધન છોડું તો કયે માર્ગે એ લોક જાય, ઓ પ્યાસી આત્મા?"

અને ત્હેણે કહ્યું, "વિનાશનો એમનો પન્થ છે. મ્હારૂં ધ્યેય તો સચ્ચિદાનંદ છે અને તે મ્હને અહીં નહીં સાંપડે. સ્વર્ગનો માર્ગ અહીં થઇને જ ને, માયાદેવી?"

માયાદેવીએ કહ્યું, "અહીં થઇને જ જાય છે સર્વ સ્વર્ગમાં, ને પુણ્યની અવધિ વીત્યે પાછા વળે છે."

યાત્રાળુએ મનમાં કહ્યું, "ત્યહારે હજી હું માર્ગ નથી ભૂલ્યો."

ને પૃથ્વીલોક તજી તે સ્વર્ગલોકમાં આવ્યો.

અનેક પુણ્યશીલ આત્માઓ ત્યહાં આનંદે રાચતા. દિવસ ને રાત્રિ ત્યહાંથી અદ્રશ્ય થયાં હતા. કુદરત ને કામદેવનું સંયુક્ત રાજ્ય જોયું.

સહુ સહુને ભાવતો આનંદ સહુ લુંટતા. પુણ્યની અવધિ ક્યહારે પૂર્ણ થશે તે કોઇ ન જાણતું, ને અવધિ વીત્યે પાછા પૃથ્વીલોક ઉપર ઉતરતા. ભાગ્યે જ કોઇ આગળ વધતું.

તે કુદરત ને કામદેવ પાસે ગયો, ને કહ્યું, "ઓ દેવાધિદેવ! સ્વર્ગને ઉધ્ધારો, મા કુબાડો. સુવર્ણ મઢયાં કારાગૃહનાં દ્વાર ખોલો ને પ્રભુનો પંથ દાખવો."

ત્યહારે ત્હેમણે કહ્યું, "ઓ પરમના પ્રાર્થી! સ્વર્ગના આત્માઓને તો પ્રેમ અને આનંદમાંથી પરમાત્માને પરખવા છે. આટલાં યે ન બાંધ્યાં હોત એ જાદુ તો તો મૃત્યુલોકમાં જ ખોજતા હોત એ આત્માઓ પરમાત્માને.

ને ત્હેણે કહ્યું, "વિનાશને માર્ગેથી તો વેગળા રહ્યા છે એ આત્માઓ, પણ અંધકારમાં એ શોધે છે પ્રકાશને. સર્વ આત્માઓ જ્હારે પ્રભુનામની સામટી ચીનગારીઓ ચાંપશે ત્હારે પ્રકટશે એ પ્રકાશ ને દૂર કરશે અંધકારને. બ્રહ્મલોકનો માર્ગ અહીં થઇને જ ને ?"

ત્હેમણે કહ્યું, "હા, ઓ આતમના અભ્યાસી ! બ્રહ્મલોકમાં અહીં થઇને જ જવાય છે."

ત્હેણે મનમાં જ કહ્યું, "પ્રભુની પ્યાસનો યે કેટલો પ્રભાવ ! અજાણ્યો હોય ધપું છું મારા માર્ગમાં, ને બચું છું કંઇકંઇ મહાદુ:ખોની પરંપરાઓથી !"

ને સ્વર્ગ તજી તે બ્રહ્મલોકમાં આવ્યો.

સર્વ આત્માઓ ત્હાં બ્રહ્મજ્ઞ હતા. ભૂત, વર્તમાન ને ભવિષ્યના તેઓ જાણણહાર હતા. સમય, સ્થળ ને કાળના અભ્યાસી હતા. કર્મના તેઓ કર્મચારી હતા. બ્રહ્મ અને બ્રહ્માંડના તેઓ સર્વજ્ઞાની હતા. ને ત્હાં બ્રહ્માજીનું રાજ્ય ચાલતું.

પણ તેઓ ત્હેમના જ્ઞાનનો બરોબર ઉપયોગ ન્હોતા કરતા. કાં તો જ્ઞાન આપવા લાયક આત્મા જ ન હોય, ને મળે ત્હારે સમય પ્રતિકુળ હોય. વળી લાયકાત વિના તેઓ ઉપદેશ ન્હોતા આપતા.

તે બ્રહ્માજી પાસે ગયો ને કહ્યું, "ઓ જ્ઞાનેશ્વર ! બ્રહ્મલોકને ઉધ્ધારો, મા ડૂબાડો. પાત્રાપાત્રનો ભેદ ભૂલવો, ને પ્રભુનો પંથ દાખલો."

ત્હારે બ્રહ્માજીએ કહ્યું, "ઓ પરમાત્માનના પરિવ્રાજક ! એમને તો બ્રહ્મમાંથી પરબ્રહ્મ મેળવવા છે. આટલું યે બ્રહ્મજ્ઞાન આપ્યું છે ત્હારે શાંત રહ્યા છે."

ત્હેણે કહ્યું, "એકલા આનંદનો એમનો માર્ગ છે. સચ્ચિદાનંદ તો એથી યે દૂર છે. સુરલોકમાં અહીં થઇને જ જવાય છે ને ?"

બ્રહ્માજીએ કહ્યું, "સુરલોકનું આ મુખદ્વાર છે, ને અહીંથી જ જાય છે સહુ સુરલોકમાં."

ને ત્હેણે કહ્યું, "અનહદ કૃપા, ઓ પરમ વિભૂતિ !"

ને બ્રહ્મલોક તજી તે સુરલોકમાં આવ્યો.

ત્હાં સર્વ દેવાત્માઓનો વાસ હતો. સુખ, પુણ્ય ને જ્ઞાન ત્હાં સર્વત્ર પ્રકાશતાં. સૌન્દર્ય ને પ્રેમ, માયા ને મૃત્યુ ત્હાં વિરાજતાં, ત્હાં કોઇનું રાજ્ય નહોતું–કોઇ દેવાત્માને પરતંત્રતા નહોતી.

ત્હેણે ત્હાં જોયું કે દેવાત્માઓ પ્રેમને ને સૌન્દર્યને, માયાને ને મૃત્યુને આજ્ઞા આપતા ને એ આજ્ઞા આપતાં અહંકારનો કંઇક આવિર્ભાવ થતો.

ત્હેણે સાર સાર્‌યો કે એ દિવ્યાત્માઓ આત્માનો આનંદ માણતા, પણ તે સાચો ન્હોતો. સચ્ચિદાનંદ એથી કંઇક પર હતો.

પછી ત્હેણે એક આત્માને પૂછયું, "ઓ દિવ્યાત્મા ! પ્રભુના પ્રદેશમાં આ પન્થે થઇને જ જવાય છે ને ?"

ત્હારે તે આત્માએ કહ્યું, "હા. કેટલાક ત્હાં જાય છે, ને જાય છે તે ત્હાંથી પાછા ફરતા જ નથી."

તે મનમાં જ બોલ્યો, "ઓ વિભુ ! અંતર ત્હોયે આતમના પ્રણામ સ્વીકારજે."

ને ત્હાંથી તે પ્રભુના પ્રદેશમાં આવ્યો.

એ જ ત્હેનું ધ્યેય–એ જ ત્હેનો સચ્ચિદાનંદ ! અને એને જ માટે આ અમરપંથની યાત્રા.

અવકાશમાં તેજ તેજના અંબારભર્યો એ પ્રદેશ દૂર સુદૂર સુધી પાથર્યો પડ્યો હતો.

તે પ્રભુને પ્રણમ્યો ને કહ્યું, "ઓ પરમાત્મન ! આજ મ્હારા પાપનો પ્રલય થયો. આજે મ્હને સચ્ચિદાનંદ સાંપડ્યો. પ્રભુ ! કોટી કોટી પ્રણામ !"

ને ઉંચું જોયું ત્હારે તે પ્રભુની ગોદમાં હતો. સર્વ સુખ એને ચરણે ઢળતું, ભક્તની ભક્તિને એમ વિભુ જીત્યા.

ફરી એકવાર પ્રણામ કરીને એ અમરપંથનો યાત્રાળુ પ્રભુમાં લીનવિલીન થઇ ગયો.

ઓ જગતના આત્માઓ ! ઝળજો એ જનસૂના અમરપંથે ને માણજો ચીરંજીવ સચ્ચિદાનંદ !　　　　(સંપૂર્ણ)

# બિશપ બર્કલે

——:o:——

લેખક : રા. "જયન્ત,"

( ગયા અંકથી પુરૂં )



બર્કલેને લાગ્યું કે વિદ્યાપીઠને સંનદ આપવાનું તથા દ્રવ્ય આપવાનું સરકારે આશ્વાસન આપ્યું છે અને લોકોએ પણ સારો આશ્રય આપવાનું સ્વીકાર્યું છે, એટલે હવે કંઇ વિઘ્ન રહ્યું નથી. બર્કલે જેવા અસ્ખલિત ઉત્સાહી અને પરોપકારી પુરૂષને વ્યવહારી, કુટીલ નીતિનિપૂણ અને સ્વાર્થી મુત્સદીઓના વર્તનનું બીજ હેતું હોય છે તેની શી ખબર? બર્કલે રોડ એટમાં જઇ પહોચ્યા ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય અને પરિસ્થિતિ જોઇ પ્રથમની યોજના કરતાં અહીં જ વિદ્યાપીઠની સ્થાપના કરવી એમ તેમને લાગ્યું તેઓ સરકારના વીસ હજાર પૌંડની રાહ જોતા હતા વાલપોલને બર્કલેની યોજના પર લેશમાત્ર શ્રધ્ધા ન હતી. રાજાની ઇચ્છા વિરૂધ્ધ નહિ જવું એવા વિચારથી તે વિરૂધ્ધ થયેલો ન હતો તે ઉપર કહ્યુ છે જ; પણ પૈસા આપવાનુ કાર્ય તેના હાથમાં હતું. જ્યારે બર્કલેના મિત્રોએ પાર્લામેંટમાં પસાર થએલા ઠરાવ પ્રમાણે પૈસા આપવાનું વારંવાર કહેવા માંડયું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "પ્રધાન તરીકે જો મને પ્રશ્ન કરતા હો તો મારે એમ કહેવું જ જોઈએ અને હું ખાત્રીથી કહીશ કે, ખજાનામાં સવડ થતાં જ પૈસા આપવામાં આવશે! પણ વીસ હજાર પૌંડની બક્ષીસ પર બર્કલેએ અમેરિકામાં રહેવું કે નહિ એમ જો સ્નેહિ તરીકે પુછતા હો તો હું કહીશ કે બર્કલેએ તુરત પાછા યુરોપમાં આવવું અને બક્ષીસની આશા છોડવી"

આ પ્રમાણે મુખ્ય પ્રધાને એક ઉદાર યોજનાનું ખૂન કર્યું, તેથી બર્કલેને ઘણું ખોટું લાગ્યું. સરકારની સહાયના ભરોસા પર બર્કલેએ રોડ એટમાં સુમારે સો એકર જમીન વેચાણ રાખી ત્યાં એક નાનું ઘર બાંધ્યું હતું અને રાજાના સ્મરણાર્થે તેને 'વાઇટ હૉલ' એવુ નામ આપ્યું હતું. તેમનો આ સ્થાનનો વ્યવસાય જો કંઇ હોય તો અધ્યયન અને લેખન એ જ હતો. દસ બાર વર્ષમા આવો શાંત સમય તેમને મળ્યો ન હતો. ત્યાંનું સૃષ્ટિ સૌંદર્ય બર્કલેને અતિ પ્રિય હતું. સમુદ્ર કિનારે એક ખડકની ગુફા જેવી જગ્યાએ બર્કલેને બેસવાનું સ્થાન હતું. આ સ્થાને જ બર્કલેના કુટુંબની વૃધ્ધિ થઇ હતી. અહીં તેમને એક છોકરો અને છોકરી થઇ, પણ છોકરી વિશેષ દિવસ જીવી નહિ.

સરકારની સહાય મળવાની આશા નષ્ટ થયા પછી બર્કલેને પોતાની યોજના છોડી દેવાની ફરજ પડી. છેવટે તે કુટુંબ સહીત ઇ. સ. ૧૭૩૧માં ઇગ્લાંડ પાછા આવ્યા; પણ અમેરિકાની સુધારણાની ઇચ્છા નિર્મૂળ થઇ ન હતી. તેમણે પોતાની જમીન યેલ વિદ્યાલયમાં શિષ્યવૃત્તિ આપવા માટે સોંપી, તેવી જ રીતે મેળવેલા ફંડમાંથી એક હજાર પુસ્તકોનો સંગ્રહ યેલ વિદ્યાલયને બક્ષીસ આપ્યો.

ઇંગ્લાંડમાં પાછા આવ્યા પછી બે મહીને બર્કલે એ તત્વજ્ઞાનવિષયક પોતાના ગ્રંથોમાંનો એક મોટો ગ્રંથ પ્રસિધ્ધ કર્યો. આ ગ્રંથ સંભાષણાત્મક છે. બર્કલેના બધા ગ્રંથો કરતાં આ ગ્રંથ ઘણો લોકપ્રિય થયો. રોડઆઇલૅંડમાં જે અવર્ણનીય સૃષ્ટિસૌંદર્ય તેઓ જોઈ શક્યા હતા તથા તાત્વિક અધ્યયન અને મનન કરવાને જે સ્વસ્થતા તેમને મળી હતી તે બન્નેની ખુબી આ ગ્રંથમાં જણાય છે. બર્કલેનો આ ગ્રંથ તાત્વિક વિષય પર હોવા છતાં અતિ મનોરંજક છે. તેમના આ ગ્રંથ પર કેટલાક સ્થળોએ પ્રતિકૂળ ટીકા થઈ હતી તેથી તેમણે ઉત્તરાત્મક પુસ્તક પણ લખ્યુ છે. રોડ આઇલૅંડમાંથી પાછા આવ્યા પછી તેઓએ એક વર્ષ સુધી લંડનમાં રહી લેખન વ્યવસાય ચાલુ રાખ્યો હતો.

ઇ. સ. ૧૭૩૪મા બર્કલે પુનઃ સ્વદેશમાં આવ્યા. અમેરિકાની યોજના સંબંધમા સરકારના ધોરણથી બર્કલેને હજી આશા છુટ્ટી ન હતી. તેનો બદલો વાળવા માટે અને કેટલાક અંશે બર્કલેની મહાન યોગ્યતાનો વિચાર કરી સરકારે બર્કલેને ક્લોયિનીના માનનીય બિશપની જગ્યા આપી, તેથી બર્કલે ત્યાં રહેવા ગયા. અહીં તેઓ અઢાર વર્ષ રહ્યા હતા. બર્કલે જો કે પ્રોટેસ્ટંટ પંથના હતા, તોપણ તેમના વિચારો ઉદાર હતા અને તેમનું દેશાભિમાન સંકુચિત ન હતુ. તેથી તેઓ પ્રોટેસ્ટંટ અને કેથોલીક એ ઉભય પંથના લોકો સાથે સમાનતાથી વર્તતા. તેમનો એક ઉદાર વિચાર એ પણ હતો કે ડબ્લીન યુનિવરસીટીમાં કેથોલીકોને દાખલ કરવા જોઇએ.

અહીંયાં કાર્ય કરતાં બર્કલેનું લક્ષ સામાન્ય લોકોની સ્થિતિ તરફ ગયું અને આયરીશોની કેવી હીન સ્થિતિ છે તે લોકોના ધ્યાનમાં આવે તે માટે તેમણે પ્રશ્નના રૂપથી પોતાના વિચારો પ્રદર્શિત કર્યા. બર્કલેએ પ્રશ્નના ત્રણ ભાગ પ્રસિધ્ધ કર્યા છે. આ ત્રણે ભાગમાં સામાજીક અને અર્થશાસ્ત્રવિષયક કેટલાંયે તત્વો અજાણતાં ગ્રંથિત થયેલાં છે. હ્યૂમ કિંવા અર્થશાસ્ત્રના જનક એડમ સ્મિથની પૂર્વે ચાલીશ વર્ષ પર આ ગ્રંથ લખાયેલ છે. તે સમયની સ્થિતિનો વિચાર કરતાં તે અમૂલ્ય છે. બર્કલે જે જે વિષયમાં પ્રવેશ કરતા તે તે વિષયમાં તે કંઇ પણ નવી કલ્પના પ્રકટ કરતા. સાદી અને સુંદર ભાષામાં પોતાના વિચાર પ્રદર્શિત કરવાની વિલક્ષણ પધ્ધતિ તેમને સાધ્ય હતી. અઢાર વર્ષના નિવાસ દરમીયાન ડબલીનમાં પાર્લામેંટ હતી. ત્યારે તેઓ એક જ વખત બહાર ગયા હતા.

બર્કલે ક્લોયિનીમાં હમેશને માટે આવી રહ્યા. ત્યાર પછી ઈ સ ૧૭૩૯માં આયર્લાંડમાં દુષ્કાળ પડયો અને તે સાથે રોગ પણ પ્રસરી ગયો, તેથી હજારો મનુષ્યો કાળને આધિન થઇ પડયાં. આ વિકટ પ્રસંગે બર્કલેનું લક્ષ એકાદ ઔષધ શોધી કાઢવા તરફ ગયુ. તે જ્યારે રોડ આઇલૅંડમાં હતા ત્યારે તેમણે ત્યાના દેશીઓ તરફથી સાંભળ્યું હતું કે, ડામરમા વિલક્ષણ ગુણ હોય છે. તેમણે ડામરનો પ્રયોગ કરવા માંડયો અને ડામરના પાણીથી અનેક સ્થળે ગુણ થતો જણાયો. હંમેશના ઉત્સાહી સ્વભાવ પ્રમાણે આ ઔષધ સર્વરોગ પરિહારક છે એવી ખાત્રી થવાથી તેમણે ડામરના પાણીની શ્રેષ્ઠતા વિષે એક લેખ લખ્યો અને તેની જનસમૂહ પર વિલક્ષણ અસર થઇ. જ્યાં ત્યાં ડામરનું પાણી તૈયાર કરવાનાં કારખાનાં જ ચાલુ થઇ ગયાં! આ વખતે શાસ્ત્રીય વૈદ્યો સામે બર્કલેને ટક્કર ઝીલવી પડી અને તે તેમણે ઝીલી પણ ખરી! ડામરની વિલક્ષણ શક્તિ વિષે બર્કલેના મનમાં વિચારોની ઉથલપાથલ થવા લાગી અને તેના મુળમાં એક તાત્વિક તત્વ તેમને જણાવા લાગ્યું. આ સમયે તેઓ પ્લેટો તથા ન્યુઓપ્લેટોનિઝમ વિષે વાંચતા હતા; તેથી આ દૃશ્ય જગતના મુળમાં કંઇક અદૃશ્ય તત્વ છે એવી તેમની સમજ થઇ. કોઈ પણ રીતે ડામરમાં સર્વરોગપરિહારક એવી વિલક્ષણ શક્તિ ઉત્પન્ન થાય છે એવો બર્કલેનો નિશ્ચય થયો અને તેથી વૈદશાસ્ત્ર તથા તત્વજ્ઞાનની સામ્યતા તેમના મનમાં

અવતીર્ણ થવાથી એ જ મન સ્થિતિમાં તેમણે 'સાંકળી' નામક એક ગ્રંથ પ્રસિધ્ધ કર્યો આમાં ડામર સંબંધી લખાણ ક્ષણિક મહત્વનું હતું. ડામર વિષે બર્કલેના વિચારો અર્વાચીન વૈદશાસ્ત્રને સંમત નથી : તો પણ ડામર અને અને તેનો જ પર્યાય ક્રીયાસોટ એ બે ઔષધો અર્વાચીન વૈદકમાં દાખલ થયેલાં છે તે બર્કલેના લેખ અને પ્રયોગના પરીણામ રૂપ જ એમ કહેવામાં શંકા નથી। 'સાંકળી' એ ગ્રંથનો તાત્વિક ભાગ ચીરકાળ અબાધિત રહે તેવો મહત્વનો છે અને એ ભાગ પરથી બર્કલેના તાત્વિક વિચારો ઉન્નત થતા જતા હતા એમ દેખાય છે. બર્કલેનું કોલેજજીવન જડ દ્રવ્યનો અભાવ સિધ્ધ કરવા માટે પ્રયત્નશીલ હતું અને આ કાળે પ્રત્યક્ષ સિધ્ધ કરવા તરફ એ વતો હતો તેમણે પ્રતિપાદન કર્યુ કે, પ્રત્યક્ષ સંવેદનાની બીજી બાજુ હોય, એક કંઈ નથી તેઓ પોતાના મંધ આયુષ્યકાળમાં નાસ્તિકોની વિરુધ્ધ હતા, પણ તેઓના વિચારો ઉત્તરાવસ્થામાં પ્લેટોના જેવા થતા હતા. બર્કલેને જણાવા લાગ્યું હતું કે, દ્રશ્ય સંવેદનાના કે ઇંદ્રીયોને ગોચર થતા દ્રશ્ય જગતની પાછળ ચિન્મય એવું એક તત્વ છે અને આ ચિન્મય તત્વનો આપણું દ્રશ્ય જગત એ વિકાસ છે. આ તત્વવિચારો જ આ ગ્રંથમાં મુખ્યત્વે છે.

બર્કલેનું સાંસારિક જીવન સુખી હતું. તેમને સ્ત્રી તેમના સ્વભાવને અનુકુળ મળી હતી. તેમને બે છોકરા અને એક છોકરી (રોડ બેટમાં બાળપણમાં મૃત્યુ પામેલી છોકરી સિવાય) એટલાં બાળક હતાં. તેમનો એક તરૂણ પુત્ર તેમની ઉત્તરાવસ્થામાં મૃત્યુ પામ્યો હતો. પ્રસિધ્ધ મુત્સદ્દી બર્કને પુત્રવિયોગથી જેવું દુઃખ થયું હતું તેવું જ બર્કલેને થયું હતું. એક પત્રમાં બર્કલેએ પોતાના આ પુત્રના મૃત્યુ વિષે લખ્યું છે કે :—

"ખાનગી અને દરબારી વ્યવસાય અને લોકો જેને સુખ માને છે, તેનાથી હું અલિપ્ત થાઈ છું મારી દ્રષ્ટિ સમીપ ભણેલો મારો એક નાનો સરખો મિત્ર હતો તેનું ચિત્રાલેખન મને આનંદ આપતું હતું. તેનું ગાયન મને ગાંડો બનાવી દેતું, અને તેનો આનંદી સ્વભાવ મને ગમ્મત આપતો. પ્રભુએ મારો મિત્ર લુંટની લીધો છે! પ્રભુની ઇચ્છા! તેના ગુણ અને સ્વરૂપ, તેની સાદાઇ, ધર્મનિષ્ઠા અને વિશેષત. તેની પિતૃભકિતથી મારૂં હૃદય સ્થિર થઇ ગયું હતું. મને તે પ્રિય હતો, એટલું જ નહિ પણ તેને માટે હું ગર્વિષ્ટ હતો। તે મારા જીવનનો આધાર હતો.

હવે બર્કલેના જીવન પૈકી એક જ પ્રસંગનું કથન બાકી રહ્યું છે. બર્કલેએ પોતાના પુત્રને ઓકસફર્ડ વિદ્યાલયમાં દાખલ કર્યો અને પોતે પણ હવેનું જીવન ત્યાં જ વ્યતિત કરવાનું નક્કી કરી પોતાના નિશ્ચયી અને ઉત્સાહી સ્વભાવાનુરૂપ એક પણ હરકતને ન ગણકારતા તે વિચાર પૂર્ણ કર્યો. બિશપની પદવી કાયમ રાખી નિયમ પ્રમાણે ઓકસફર્ડ જવાનું બની શકે તેમ ન હતું, તેથી તેમણે તરત જ તેનું રાજીનામું આપ્યું; પરંતુ જ્યોર્જ રાજાએ તેમની વૃધ્ધાવસ્થા અને વિદ્વતા તરફ વિચાર કરી તેમને નિયમના અપવાદ તરીકે બિશપની પદવી સહ ઓકસફર્ડ રહેવાની પરવાનગી આપી; પરંતુ ઓકસફર્ડ આવ્યા ને વધુ દિવસ થયા નહિ, તેટલામાં જ ઇ. સ. ૧૭૫૩ માં એક દિવસે પુત્ર પુત્રી વિગેરે સાથે વાર્તાલાપ કરતા હતા તેવામાં પ્રાણોતક્રમણ થયું! આવું સુખી મૃત્યુ ઘણાં થોડાના જ ભાગ્યમાં હોય છે! બર્કલેના ગ્રંથ કે તેમના તાત્વિક વિચારોનો ઉહાપોહ કરવાનું આ સ્થાન નથી. બર્કલેના ચરિત્રથી તેમનો નિશ્ચયી, ઉત્સાહી અને સરળ સ્વભાવ ઉત્કૃષ્ટ રીતે જણાઇ આવે છે તેમના વિચારો પુર્ણ રીતે વર્તનમાં મુકાયા હતા. તે માન, લક્ષ્મી કે કીર્તિ માટે ઉત્સુક નહોતા. તેમની વૃત્તિ એક ખરા તત્વજ્ઞાની તરીકે હતી

(સંપૂર્ણ)



# પાપીની દશા

—:૦:—

અનુવાદક:
ડૉ. હરિપ્રસાદ દેસાઇ

ચિત્રકાર:
પ્ર. રવિશંકર રાવલ

( ગયા અંકથી પુરૂં )

"હા ભાઇ" પુંજાભાઇ બોલ્યા "હવે હું સમજ્યો કે આ ચાલીસ વર્ષનો લાંબો ગાળો નાહક હું હેરાન થયા કર્યો મૂળ રાત્રે સ્મશાનમાં હું બીન્યો અને ભ્રમમાને ભ્રમમાં જાણે ભુત જોયાં ને અવાજો સાંભળ્યા એમ મ્હેં માન્યા કર્યું. તેમાથી આ ભય મ્હારામાં પેઠેલો. હવે આજ આટલે વર્ષે મ્હારો એ વ્હેમ ગયો છે. મણીભાઇ! ત્હારૂં કહેવું હવે હું અક્ષરેઅક્ષર માનું છું કે આ જગતમાં પરમેશ્વર કંઇ નથી"

મણીભાઇએ કહ્યું "બહુ દીલગીરીની વાત છે કે ઇશ્વરના અસ્તિત્વ સંબધી ઘણી અશક્ય વાતો હજી આટલા બધા જમાનાઓ થયા છતાં લોકો માન્યા કરે છે ને દુઃખી થાય છે. એ વ્હેમમાથી હજી મૂર્ખાઓ છુટતા નથી."

"હું તો આજ છુટો થયો છુ" ડોસા એ કહ્યું અને ખરેખર એ ઇશ્વરને માનવાની ભાંજગડમાંથી આજ છુટો થયો હતો.

એ જ રાત્રે, ૧૨મી અને ૧૩મી જુનની વચથી રાત્રે બાપ દીકરો છુટા પડ્યા અને ડોસો પોતાના ખંડમાં એકલો સૂતો, ત્યારથી જ ૪૦ વર્ષ પર થવાની સજા એને થઇ ચૂકી હતી. ઇશ્વર ઉપરની એની શ્રધ્ધા ગઇ એના કરતાં ભારે સજા બીજી શી હોઇ શકે?

ખાટલા પર પડ્યો પડ્યો પુંજાભાઇ વિચાર કરવા લાગ્યો આ જગતમાં ઇશ્વર નથી, આત્મા નથી ને પરમાત્મા યે નથી. સ્વર્ગ, પાપની શિક્ષા એ બધું જુઠું છે. આજ મ્હારી એ વાતની પુરી ખાત્રી થઇ છે અને એ જાણીને કેટલું સુખ થાય છે? કેવી નિરાંત વળે છે? આટલાં બધાં વર્ષો વિના-કારણ હું નકામો દુઃખી થયો. મણીભાઇના કહેવા પ્રમાણે માણસમાત્રને એક બીજાની હરીફાઇ કરીને, એક બીજાને ખરાબ કરીને પણ જીવવાનું છે. "જીવનયુધ્ધ" બરાબર છે. એ જ નિયમ છે. અને બીજો નિયમ નથી. મ્હારા સંબંધમાં મ્હારી જીત ઇશ્વરે મંજુર રાખી છે. ઇશ્વરે મંજુર રાખી બોલી જવાય છે. મુર્ખ ટેવનું જોર કેવું છે! ઇશ્વર છે નહીં ને ઇશ્વર શું મંજુર રાખતો હતો? હું જીત્યો. મ્હારી ફ્તેહ થઇ. સંસારમાં હું ફાવ્યો છું. આ લડાલડી

ચાલવા દો. જે જબરો થશે તે જીતશે. મ્હારામાં જીતવાની તાકત મ્હેં મેળવી, તો હું ફાવ્યો છું. હોશીઆરી હતી તો સુખી થયા છીએ આખો જન્મારો લ્હેર કરી છે. ફક્ત પેલું સાંભરી આવતા વચમાં ઝેર જેવું થઇ પડતુ એ જુદી વાત, પણ હવે એની બ્હીક નથી. હવે તો જરૂર નિરાતે સુખ ભોગવીશુ !

મ્હને આખરે હવે સમજણ પડી કે સાળા માણસો બધા અદેખા છે! અદેખાઇનું કારણ છે. માણસમાત્ર એક બીજા સાથે લડાલડી કરીને જીતવાનું રહ્યું. નબળો થયો તે માર્યો જાય છે ને જબરો થાય તે જીતે છે. દુનિયા બળીયાની છે. બળીયાના બે ભાગ. બધાને એવું છે. આ મ્હારો મણીભાઇ......



આ લેખના અનુકરણકાર
ડૉ. હરિપ્રસાદ દેસાઈ

એને સાંભરી આવ્યું કે મણીભાઇને એના નામના ૨૦,૦૦૦ રૂપીયા બેન્કમા જુદા મૂકયા તે ઓછા પડયા હતા મણીભાઇએ એમને ૧૦,૦૦૦ વધારીને ૩૦,૦૦૦ કરી આપવાનું કહ્યું હતું ને પુંજાભાઇએ ના કહી ત્યારે એને ખોટું લાગ્યું હતું.

અને એકાએક પુંજાભાઇને સ્પષ્ટપણે સમજાયું કે મણીભાઇ હું મરું તો સારું એમ જ ઇચ્છતો હશે. આ વિચારથી એ બ્હીન્યો.

લડાઇ ચલાવો અને જીતો. હું તો લડયો, વેપારીઓને માર્યા. એમને મારવાની મ્હારે જરૂર હતી તેથી મ્હેં માર્યા, પણ મ્હારા મણીભાઇને કોને મારવાની જરૂર છે ? કોને મારે તો મણીભાઇને ફાયદો ? બોલો ! એ પથારીમાં ભડકીને બેઠો થઇ ગયો.

બરાબર છે. હું એના માર્ગમાં આડ ખીલીરૂપ છું. હું એને ૨૦ હજાર આપું, ગમે એટલા આપું, પણ હું મરું ને એને મળે, એટલો હું જાઉં એમાં એને ફાયદો નથી જ. એ આ બધી મિલકતનો કુલ માલીક થાય એના જેવી આમા એને મઝા નહીં જ.

અને પુંજાભાઇએ મણીભાઇની બધી વાત ફરી સંભારી કહાડી. વાત કરતી વખતનો એનો દેખાવ નજર સમક્ષ ખડો કર્યો અને એને નક્કી લાગ્યું કે મણીભાઇ જરૂર મ્હારૂં મરણ ઇચ્છતો હોવો જોઇએ.

અને એ મ્હારૂં મરણ ઇચ્છે છે તો તો પછી બાકી શી ? એ ભણેલો છે, વિદ્વાન છે. પાપપુણ્યમાં માનતો નથી, બુધ્ધિપૂર્વક કામ લે અને ઇશ્વર છે જ નહીં એવી એની ખાત્રી છે પછી ? ના, ના, એવું કામ કરીને પકડાયા વગર રહે નહીં અને એવું જીવતર રદ જાય—અરે, પણ એ બુધ્ધિમાન છે ઝેર બેર છતું માતું આપી દે તો કોણ જાણનાર છે?

અને તરત જ એક દિવસ મણીભાઇ એને જુદા જુદા ઝેરોની વાતો કરતો હતો તે સાંભરી આવ્યું. એ કહેતો હતો કે ઘણા ઝેરો એવાં છે કે જેનાં કંઇ પણ ચિન્હ કે નિશાન પાછળથી માલમ જ ના પડે.

અને એમાનું એકાદ ઝેર એની પાસે હોય તો મ્હને આપ્યા વગર રહે ? જરૂર આપે એ મ્હને કહેતો હતો કે હું વેપાર ધંધામાં ધ્યાન નથી આપતો તેથી ઘણું બગડે છે અટલા ખાતાંમાંથી મણીભાઇ કહેતો હતો કે ઘણુ પેદા કરી શકાય.

ચ્હાનો એક પ્યાલો જ આપતાં એમાં એ ઝેર મેળવી શકે પછી મ્હારા તો રામ બોલો ભાઇ રામ ! નોકરો ને રસોઇઆને લાંચ આપે એટલે પણ એનું કામ થઇ જાય. એ બધા મ્હારા વાલા લુચ્ચા છે. પુંજાભાઇને એમ-

કરતાં પોતાનો ખાસ નોકર લ્હેરી લાલાજી સાંભર્યો. એ ફાંકડો, મણીભાઇ કહે તો લાગ જવા દે !

આવા આવા વિચારોથી પુંજાભાઇ ગભરાઇ ગયો. પાસે શરબતની શીશી પડી હતી. કાચના પ્યાલામાં જરા શરબત અને પાણી નાખીને એણે પીવાનો વિચાર કર્યો. ગ્લાસ હાથમાં લીધો. પણ એને તળીયે કંઇ ધોળું ચ્હોટેલું જોતાં એ બોલ્યો. "કોણ જાણે આ ધોળું શું હશે ? સોમલ આવું જ હોય છે. જાવ તુમ હમકુ નહી માર સકેગા."

પછી અંદર ગયો અને પાણીયારની ગોળામાંથી પાણી પીધું. પછી પાછો વિચાર કરવા લાગ્યો.

"હા, એમ જ. દરેક જણને જગત જોડે લડી છુટવાનું. જીવનયુધ્ધ. અને લડઇ એટલે લડાઇ ! ત્યાં કાંઇ પ્રમાણિકપણું ને સત્ય ને નીતિ ને પ્રેમ એવું એવું હોય નહીં પરવડે નહીં. હવે તો મ્હારે જ મ્હારી સંભાળ રાખવાની. કોઇ રાખતું નથી. મ્હારી બરી જે ખાતી હશે તેમાંથી હું ખાઇશ હા અને એ પણ કોનાં ? એ રહી નથી. ઓરમાયું અને સાવકું વેઠવાનું. હું ના હોઉં ત્યારે મિલ્કતમાંથી એનો અડધો ભાગ. પીયેરીયાં છે ભૂખરૂં ને વારંવાર એની પાસે પૈસા માગ્યા કરે છે. હું મરૂં તો પછી એને પૈસા ઉડાવવાની મઝા પડે.

હત તમારી માનાં લુચ્ચાઓ ! મ્હને મ્હમારે મારવો છે. આવી જાઓ. હું હવે વીલ બનાવું, અને વીલ એવું બનાવું કે એમને કોઇને એક પાઇ ના મળે. એટલે મ્હારા મરણથી એમને કોઇને કશો ફાયદો ના થાય. વીલ કાલે જ કરૂં અને બૈરી, છોકરાં, મણીભાઇ બધાંને વીલની હકીકત જાહેર પણ કરી દઉં.

હવે એ સુખેથી ઉંઘત, પણ વિચારો એ એને ઉંઘવા ના દીધો. એટલે એ કાગળ લઇને વીલનો જ ખરડો કરવા બેઠો. બધી મિલ્કત ધર્માદાખાતામાં આપી દેવી એમ લખ્યું. લખ્યા પછી એ નિરાંતે ઉંઘત, પણ પાછો જીંદગીભર જે નોકરે એની સેવા કરી હતી તેનો વિચાર આવ્યો. ઘોડાવાળા બાવજી એ પણ વિચારાએ ૨૦ વર્ષ સુધી આજ ઘરમા રહી મ્હારી ખાતર ને છોકરાં ખાતર બહુ તકલીફ વેઠી છે અને ઘોડાઓને પોતાનાં બચ્ચાંની માફક સાચવ્યા છે. એ બન્નેનું કંઇ કરવું જોઇએ. પછી વિચારમાં ને વિચાર મા પોતે નોકર કે ગાડીત હોત અને મહિને ૧૦ રૂપીયા પગાર મળતો હોત તો શું કરત એ સમજવા માંડયું. મ્હારા જેવો કોઇ શેઠ બંગલામા લ્હેર કરતો હોત અને હું નોકર હોત તો શેઠને છોડત ? પેલા પ્રાંતીજવાળા શેઠની વલે કરી હતી એવી જ વલે એ શેઠની પણ કરી નાખત—

અને પુંજાભાઇ પાછો ફરી બીન્યો. એ બા હું વાસવા ગયો, પણ કડી બરાબર વસાઇ નહીં એટલે સાંકળ મારીને તાળાંને ઠેકાણે એક ન્હાનો ટુવાલ ભેરવીને ગાંઠ મારી. બારણું ને ઉપર બીજી સાંકળ હતી તે પણ વસી અને એના ઉપર બીજો ટુવાલ બાંધ્યો. આટલું કર્યાથી એને નિરાંત વળી કે હવે કોઇ બારણું ઉઘાડવા આવે તો છાનોમાનો આવી શકવાનો છે ?

પછી દીવો હોલવ્યો. આટલું કર્યા પછી પણ મોડી રાત સુધી એને ઉંઘ આવી નહીં અને એની સ્ત્રીને 'શેઠ હજી સુધી કેમ ઉંઘ્યા નહીં હોય" એવી ચિંતા થવાથી જોડેના ખંડમાંથી એ ઝપાટાબંધ શેઠના ખંડ તરફ આવી. જોરથી બારી ધકેલી અને એક ધક્કે શેઠની વાસેલી, બન્ને સાંકળો બાંધેલા ટુવાલો છતાં ઉઘાડી નાખી

શેઠ સફાળા ઉઠયા. કોણ છે ! કેમ છે ? અરધા અરધા ક્યાં મુવા ?" તરત શેઠાણી

છે એમ સમજાયું, છતાં શાંત પડતાં શેઠને કેંઈક વાર લાગી.

શેઠાણીએ બારણું ધકેલ્યું તે વખતે શેઠ ને એમ જ લાગ્યું કે જાણે કોઈ મ્હને મારી નાખવા આવ્યું. શાંત પડયા પછી શેઠ બ્હીકની વાત છાની રાખીને કહેવા લાગ્યા કે "બારણું તો મ્હેં અમસ્તું જ વાસ્યું હતુ. કોઇ પેસી ના જાય એટલા માટે."

તેમ છતાં—એમની મનની વાત મનમાં રાખવાનો પ્રયત્ન કરવા છતાં—તે દિવસથી ઘરનાં બધાં માણસો, નોકરચાકર સુધ્ધાં, સમજ્યા કે શેઠ પેહેલાં હતા તે ન્હોય-એમનામા બહુ ફેરફાર થઈ ગયો છે.

પહેલાં એ આનન્દી રહેતા. કોઇ કોઇ વાર એમનું પાછલું પાપ સાંભરી આવે ત્યારે જરા ઉદાસ જણાતા, પણ ઘણે ભાગે એમનો સ્વભાવ રમુજી હતો. કોઇક વાર ગુસ્સે થતા, પણ ઘણું ખરું દયાળુ હતા અને સૌની સાથે હેતમાયાથી વર્તતા.

છોકરાં અને ઘરનાં માણસ ચાકરમા કોઇ એમનાં વ્હાલાં અને કોઇ જરા અળખામણાં હતાં, પણ એકંદરે બધાંને એ વ્હાલા. તેને બદલે હવે બધાંની સાથે એ થોડું બોલતા થઇ ગયા. બધાંથી સાવચેત રહેવા લાગ્યા વ્હેમી થઇ ગયા. છોકરાં, દીકરાંનાં છોકરાં, સ્ત્રી, નોકરો, બધાં ઉપરથી જાણે એમનો ભાવ ઉડી ગયો. અતડા થઇ ગયા.

વીલ બનાવવું એ એમનું મ્હોટું કામ થઇ પડયું. સંતોષકારક વીલ બનાવતાં એમને બહુ દિવસ નીકળી ગયા. કોઇ કારકુન કે કોઇ ગુમાસ્તો એમને સંતોષ આપી શકયો નહીં. વીલ લખે; વળી છેકી નાખે. ફરી લખે, ફરી છેકી નાખે



શેઠ સફાળા ઉઠયા, "કોણ છે!"

ખાવાની બાબતમાં પણ બહુ કોપણુ કરવા લાગ્યા. એમને ભાવતું ખાવાનું કરી લાવે, તોપણ એને અડકયા વગર પાછું મોકલી દે ઘણી વારે ખાવાની જ ના પાડવા લાગ્યા.

કોઇવાર બધાં ખાવા બેઠાં હોય ને અડધેથી આવી પહોંચે. દીકરાની, વહુની કે છોકરીની થાળી લઇ લે ને એમાંથી ખાય, પોતાને માટે દૂધ જુદું મંગાવે, જુદી તપેલીમાં પોતાને હાથે ઢાંકીને કબાટમાં મૂકે ને કબ ટે તાળું મારે.

વેપારધંધામાં હવે એમણે થોડું ધ્યાન રાખવા માંડ્યું. અને ફાયદો થયો હોય તે રકમની વાત પણ છુપાવવા લાગ્યા. બધા સોદા કે વેચાણની વિગત પણ હવે એ કોઈને કહેતા ન્હોતા. જે પૈસો એમને પહેલાં એટલું બધું સુખ આપતો તે હવે એમને બીવડાવવાનું હથિયાર થઈ પડ્યો.

બીજા ન જાણે એમ પૈસો એ છુપાવવા લાગ્યા, પણ પોતાના જેવા જ નાસ્તિકોથી પૈસાનું રક્ષણ કેમ કરવું તે એમને સુઝ્યું નહીં.

એમને લાગ્યું કે ઈશ્વર નથી એ વાત જેમ એ પોતે જાણે છે અને પોતાનો છોકરો જાણે છે તે પ્રમાણે બધા જાણી જશે તો મ્હારા બાર વાગ્યા.—

મ્હારું ખુન થાય, મ્હને ઝેર દેવાય, જોરજુલમથી કે દગાફટકાથી મ્હારો પૈસો લુંટાઈ જાય.

એને લાગ્યું કે એક રસ્તે બચાય એવું છે. "ઈશ્વર નથી એ વાત કોઈને જાણવા ના દેવી. પરન્તુ ઈશ્વર છે, હાજરાહજુર છે એમ જ બધે ને કહેતા રહેવું" એમ ઠરાવ્યું.

૧૨ મી જૂન પછી પુંજાભાઈમાં છેલ્લો ફેરફાર એ થયો કે દેખાડવાનો ધર્મ એણે બહુ પાળવા માંડ્યો. એકાદશી, સોમ પ્રદોષ, રવિવાર એમ કંઈ કંઈ વ્રત અપવાસ કરવા લાગ્યો. રણછોડજીનાં દર્શન કર્યા વગર જમે નહીં અને કથા સાંભળવાનું, ઘીનો દીવો અખંડ બાળવાનું એમ કંઈ કંઈ ધાધલ લઈ બેઠો.

વખતઆવ્યે નોકર, ચાકર, છોકરાં, સ્ત્રી બધાંને ઈશ્વરના અસ્તિત્વ વિષે ભાષણો આપતો. "જો જો! પ્રભુ સર્વવ્યાપક છે! હાજરાહજુર છે! ઈશ્વરથી ડરીને ચાલજો અનીતિને રસ્તે ચાલશો તો નરકમાં પડશો. મર્યા પછી ધીકધીકતા થાંભલે બાઝવું પડશે." વગેરે

શાસ્ત્રીમહારાજો પણ આવો ઉપદેશ આપતા અને ખાનગીમાં બાપદીકરાએ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ ઈશ્વર નથી જ એવો નિશ્ચય કર્યો હતો તે વાત પણ જાણે બની જ નથી એમ સમજવા લાગ્યો.

૧૨ મી જૂન પછી—જ્યારથી એણે નિશ્ચય કર્યો કે આ દુનિયામાં કંઈ નથી, કોઈથી બ્હીવાનું નથી, ઈશ્વર છે જ નહીં અને મોજ શોખથી જ જીવવા જેવું છે ત્યારથી એની બધી મોજશોખ જાણે ઉડી ગઈ. સંસારનાં બધાં સુખ તે દિવસથી બદલાઈ જઈને રીબાવી રીબાવીને મારનાર દુઃખ જેવાં થઈ પડ્યાં.

ખુન, ઝેર, હમલબાજી એની આંખ આગળ ફરવા લાગ્યાં. મરતાં માણસો અને કુટુંબી જનોની પણ એને નિરંતર બ્હીક લાગવા માંડી. દરેકે દરેક જણ દુષ્ટ કાવતરાં કરે એવો એને ભય લાગ્યો. અને સ્ત્રી, છોકરાઓ, છોકરીઓ અને બધાં જીવતાં માણસોને એ ધીક્કરવા લાગ્યો.

બ્હાલમોયાં, કાલું કાલું બોલનારાં, એનાં ન્હાનાં ન્હાનાં પૌત્રપૌત્રીઓ પણ વીંછી જેવાં ઝેરી એને લાગવા માંડ્યાં. એ જેમ બધાનો તિરસ્કાર કરતો હતો તેમ એને લાગ્યું કે આ ટીચૂકડાં છોકરાં પણ મ્હારો તિરસ્કાર કરે છે

વારંવાર બે ઇલાજોથી એ પોતાનો બચાવ કર્યા કરતો. કોઈને મનની વાત કહેતો નહીં, કોઈનો વિશ્વાસ કરતો નહીં. બધાંથી ભ્રમાતો રહેતો. બધાંને છેતરતો. કોઈ રસ્તે જતા માણસને કોઈ પણ પ્રકારનું એને નુકસાન કરવાનો વિચાર સરખો પણ ના હોય તેનાથી પણ એ વ્હેમાતો. આ પોતાનો બચાવ કરવાનો એક ઇલાજ. અને બીજો ઇલાજ ઈશ્વરના અસ્તિત્વ વિષે બધાનાં મનની ખાત્રી

ફેરી આપવાનો પ્રયત્ન. એને ખાત્રી થઇ હતી કે ઇશ્વર નથી એમ જે હું માનું છું તેને બદલે બીજા બધા લોકો ઇશ્વરને માને એવું હું કરું તો જ હું બચી શકું.

પૈસો હજી વધ્યે જતો હતો. પણ હવે એ આનન્દ આપવાને બદલે એને ભય ઉત્પન્ન કરતો. એનાં કુટુંબીજનો જ એના મનથી એનાં દુશ્મન થઇ પડયાં હતાં. ખાવુંપીવું અને ઉંઘવું એ સાદાં સુખ પણ હવે એના નસીબમાંથી ઉડી ગયાં હતાં.

દરેકેદરેક બનાવમાં એ પાપી પ્રપંચો અને નરકટો શિવાય બીજું કંઇ જ જોતો નહીં.

અને આ રીતે દુ:ખી પુંજાભાઇ ત્યાર પછી તો ૧૦ વર્ષ જીવ્યો.

એના વ્હેમથી બધા કંટાળી ગયા. એનો સ્વભાવ બધા સમજ્યા, પણ એનું દુ:ખ કોઇ જાણી શક્યા નહીં. અને આ દુ:ખ અપાર હતું એની મનોવ્યથાને હદ ન્હોતી

વળી મરણ પછી પણ આ દુ:ખનો છેડો આવશે એવી શ્રધ્ધા જવાથી એના દુ:ખની તીવ્રતા અસહ્ય થઇ હતી.

એ રીબાતો, પીડાતો, પણ શાથી રીબાઉં છું એની એને ખબર ન્હોતી.

આટલું છતાં એને મોતની બ્હીક લાગતી હતી. કારણ કે એ માનતો કે મૃત્યુ પછી કંઇ નથી. "સબ ખલાસ." "સર્વનાશ" મરણ પછી બધા અસ્તિત્વનો નાશ છે. તેમ છતાં એની જીંદગી હવે કે હવે પછી કેમ સુધારવી એ પણ એને ખબર ન્હોતી.

આ સ્થિતિમાં એ ૧૦ વર્ષ જીવ્યો. એક દિવસ નાતમાં પાટે બેસી આવી ઘેર આવ્યો, નાસ્તો કર્યો. પાણી પીને સૂનો તે સૂતો, ફરી ઉઠ્યો જ નહીં.

એનું મોત એકાએક થયું. પીતળની દોણી, કસબી શાલ, વગેરે ઠાઠ સાથે એનું મડદું કાઢવામાં આવ્યું. પાછળ અનાજનાં ગાડાં, લાકડસી લાડવા વગેરે ગરીબોમાં લુટાયાં, પૈસા ઉછાળવામાં આવ્યા, અને અમદાવાદ શહેરમાં તે દિવસે પાકી પાડવામાં આવી. પ્રેમાભાઇ હોલમાં સમસ્ત શેહેરીઓની પુંજાભાઇ શેઠના મરણને માટે ખેદ દર્શાવવા જાહેર સભા મળી. તેમાં શેઠના સદ્દગુણ, ભક્તિભાવ, અને સુખીજીવન વિષે ઘણાં ભાષણો થયાં. પરન્તુ ઇશ્વર શિવાય કોઇ એમના પાપ વિષે કે ઇશ્વર ઉપરની શ્રધ્ધા ગુમાવ્યા પછી એમને જે સજા થઇ હતી તે વખતની એમની અંતરની દશા વિષે કંઇ જ જાણતું ન્હોતું.

—સમાપ્ત—



# માનવભાષાની ઉત્પત્તિ અને વિકાસ

લેખક: રા રા અંબાલાલ એલ ઠાકર.

" પ્રસ્તુત વિષય ઉપર કંઇક લખતાં પહેલા સૃષ્ટિના કેટલાક જૂના કોલડાઓનો ઉકેલ લાવવો જરૂરનો છે. સૃષ્ટિના આરંભકાળથી માંડીને આજ સુધીની તેની અવસ્થા કેવા રીતે થઇ, એ પ્રશ્નનો ઉત્તર આપણે ત્રણ પાશ્ચાત્ય દાર્શનિકો ( લાપ્લાસ, ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર )ના વિચારો એક સાથે મેળવીને એક જ શબ્દમાં આપીશું કે 'વિકાસ'થી. લગભગ આવો જ ઉત્તર સાંખ્ય દર્શનના પ્રવર્તક કપિલ મહામુનિએ હજારો વર્ષ પહેલાં આપણને આપ્યો છે. એમણે કહ્યું છે કે, પ્રકૃતિના એકધારા પરિણામથી જ સૃષ્ટિની આજની સ્થિતિ પ્રાપ્ત થઇ છે. આમ વિકાસ કલ્પનાનું (બધાં) દાર્શનિકોમાં જો કે સામ્ય છે, છતાં પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સિધ્ધાંતોમાં બહુ જ ફેર છે. એ બાબત ઉપર વિચાર કરવો અત્રે અસ્થાને છે. આ દાર્શનિકોએ વિકાસ વાદ ઉપર વિચાર કરી તેના ત્રણ પ્રકાર પાડ્યા છે. તેને વિકાસની ત્રણ અવસ્થાઓ પણ કહી શકાય. વિકાસના આ ત્રણ પ્રકાર નીચે પ્રમાણે :—

૧ ભૌતિક વિકાસ Physical Evolution

૨ જીવનવિકાસ Biological „

૩ માનસિક વિકાસ Psychological „

આમાંથી અનુક્રમે ' ભૌતિક વિકાસ'ના સિધ્ધાંતોને નિશ્ચિત સ્વરૂપ ફ્રેન્ચ તત્વવેત્તા લાપ્લાસે આપ્યું ; 'જીવન વિકાસ'નો જન્મદાતા ચાર્લ્સ ' ડાર્વિન તો પ્રસિધ્ધ છે જ ; અને વિકાસની પ્રક્રિયાને મન અથવા બુધ્ધિ સુધી પહોંચાડવાનું કામ હર્બર્ટ સ્પેન્સરે કર્યું. આમાના ભૌતિક વિકાસ વિષે બહુ મતભેદ નથી, પરંતુ તે વિકાસના પ્રકારમા કંઇક સંમતિભેદ છે, છતા બધા ય દાર્શનિકો સ્વીકારે છે કે મૂળ કારણમા ધીમે ધીમે પરિવર્તન થવાથી જ સૃષ્ટિની હાલની સ્થિતિ બની છે, અને તેથી જ સૃષ્ટિની અવસ્થા પ્રાણીઓને રહેવા યોગ્ય થઇ છે હવે આગળ ચાલતાં પ્રશ્ન જીવનવિકાસનો આવે છે જીવનવિકાસ એટલે વનસ્પતિની પ્રારંભિક અવસ્થામાંથી ક્રમશઃ વિકાસપૂર્વક આખા ય વનસ્પતિજગતનું બનવું, અને તે જ વિકાસની ઉત્તરાવસ્થામાં પ્રાણીઓનો પ્રાદુર્ભાવ થવો, અથવા પહેલા હવાઇ અવસ્થામાંથી 'નિરવયવ' ( most simple ) અને તેમાથી ક્રમશઃ વિકાસપૂર્વક મનુષ્ય શરીરની અત્યંત અનુગ્રથિત અવસ્થા ( most complex ) સુધી પહોંચવું. આ જીવનવિકાસ વિષે બહુ જ મતભેદ છે. આ વિષયમાં સૌથી મોટો અને અઘરો પ્રશ્ન એક જ છે કે જડ ભૌતિક જગતમાં જીવન (Life) ક્યાથી આવ્યું ? જડ જગતથી (Inorganic) જીવિત જગત (organic) સુધી પહોંચવામાં એક એવી ખાઇ આવે છે કે જે ઓળંગવાને માટે વિકાસવાદ અસમર્થ નિવડે છે. તે જ પ્રમાણે વનસ્પતિજગતથી પ્રાણીજગત સુધી

પહોંચવાને પણ એવો એક કુદકો મારવો પડે છે. જે વિષે સંતોષકારક ખુલાસો વિકાસસિદ્ધાંતો આપી શકતા નથી. આ વિષય આપણે અહિં જ અટકાવી દઇએ. હવે ત્રીજા વિકાસ વિષે વિચાર કરીએ. પશુજગતની સીમાસિથી મનુષ્ય સુધી પહોંચતાં અનેક મોટી મુશ્કેલીઓ અનુભવવી પડે છે.

આપણે પશુજગતનાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પ્રાણી, ચિંપાંઝી, ગોરિલા, અથવા વાનર લઇએ; તોપણ આ પ્રાણીઓ અને મનુષ્ય વચ્ચે એટલું અંતર છે કે વિકાસવાદની સાકળ સર્વથા તુટતી દેખાય છે. સાધારણ રીતે.

મનુષ્યને પશુજગતથી ભેદ

બતાવવાને મનુષ્યની વિશેષતાસૂચક ત્રણ બાબતો આપી શકીએ—

૧ શસ્ત્રવ્યવહાર Use of Tools

૨ અગ્નિવ્યવહાર Use of Fire

૩ વ્યક્ત ભાષા Use of Language

સૌથી પ્રથમ કહીશું, કે મનુષ્ય જ એવું પ્રાણી છે, કે જેણે પોતાની શિકાર કરવાની જંગલી હાલતમાં પણ પશુઓની માફક, કેવળ પોતાના શરીરના અવયવોથી જ કામ ચલાવી નથી લીધું; પરંતુ હથિયારોથી પણ કામ લીધું છે. તે હથિયારો પ્રાચીન પ્રસ્તરકાળમાં (Paleslythic Period) કેવળ બેડોળ પથ્થરના જ બનેલાં હતાં. વિકાસવાદીઓ કહે છે, કે મનુષ્યોના શસ્ત્રપ્રયોગનો વિકાસ પશુજગતથી સમજવો કંઇ અઘરો નથી. વાદરા અને રાની મનુષ્યો કોઇ કોઇ વખત પથ્થર ફેંકે છે. પથ્થર ફેંકતી વખતે વાંદરો પણ પોતાના હાથમાં પકડાય તેવો બહુ મોટો નહીં, તેમજ બહુ નાનો નહીં એવો પથ્થર ઉપાડી પોતાના નિશાનને તાકીને મારે છે. જ્યારે તે જ વાનર અખરોટ જેવાં ફળ ભાંગવાને પથ્થર લે છે ત્યારે પણ પોતાના હાથમાં માય તેવડો પથ્થર લે છે. આ ઉપરથી સમજાય છે, કે અનેકમાંથી એકને ચુંટી કાઢવું (Selection) અને તેને પોતાના કાર્યને અનુકુળ બનાવવું (Adaptation) એ જ મનુષ્યના શસ્ત્રપ્રયોગનું મૂળ છે. આ સમજ પશુઓમાં પણ કેટલેક અંશે વિદ્યમાન છે. આ ઉપરથી એમ સમજાય છે, કે શસ્ત્રપ્રયોગના વિષયમાં મનુષ્યોનો વિકાસ પશુજગતથી થયો છે. હવે વાત અગ્નિપ્રયોગની કરીએ. આ વિષયે એટલું જ કહેવું બસ થશે, કે સૃષ્ટિની પ્રથમાવસ્થામાં જ્યારે પૃથ્વીના પેટામાં રહેલી ઉષ્ણતા અનેક રૂપે બહારની સપાટી ઉપર પ્રકટ થતી હશે; અને મનુષ્ય ઠેકાણે ઠેકાણે અગ્નિ જોતા હશે; તે ઉપરથી તેણે અગ્નિપ્રયોગ શીખી લીધો હશે, એ જાણવું બહુ મુશ્કેલ નથી. મનુષ્યને પશુ જગતથી ભિન્ન બતાવનાર આ બે બાબતો કેટલી અસંતોષજનક છે એ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. પરંતુ તે વિષે વધુ વિચાર કરવાનું આ લેખનું પ્રયોજન નથી.

પશુજગત અને મનુષ્ય વચ્ચે સૌથી મોટી ખાઇ ભાષા સંબંધી છે. મનુષ્યની ગમે તેટલી જંગલી અવસ્થા કલ્પીએ, તો પણ તેની પાસે વ્યક્ત ભાષા (Articulate Language) નો અભાવ સર્વથા અસંભવિત છે. એથી ઉલટું પશુજગતની ઉચ્ચમાં ઉચ્ચ અવસ્થામાં પણ ભાષાનું કોઇ ચિન્હ દેખાતું નથી. વિકાસવાદીઓ કહે છે, કે મનુષ્ય અને પશુજગતને સાંકળતી વિકાસ સાકળની બે ત્રણ કડીઓ અત્યારે મળતી નથી. અગર મળે તોપણ ભાષાના પ્રશ્ન પર તેથી વિશેષ પ્રકાશ પડે, એ અશક્ય છે. કેમકે સાધારણ પશુઓ કરતાં વાંદરાં, ચિંપાંઝી, ગોરિલા, વિગેરેમાં ભાષાની ઉન્નતિનું કંઇ પણ ચિન્હ મળતું નથી. તો પશુ અને મનુષ્ય વચ્ચેની પેલી નહીં મળતી કડીઓ મનુષ્યનો ભાષાવિકાસ બતાવી આપે એ સમજાતું નથી.

હવે પ્રશ્ન એ છે, કે મનુષ્યને પશુજગતથી જુદો પાડતી ભાષા તેને કેમ પ્રાપ્ત થઇ? પ્રથમ આપણે વિકાસવાદીઓએ આ સંબંધે કરેલા સમાધાનનો સંક્ષેપમાં ઉલ્લેખ કરીશું. વિકાસવાદીઓ તેમની શોધને આધારે માને છે, કે પશુજગતની અવસ્થામાં પશુઓનો 'અવ્યકત અવાજ' (Cry) માંથી જ ધીરે ધીરે મનુષ્યભાષાનો વિકાસ થયો છે. માનવભાષાના વિકાસમાં આ સિધ્ધાત પ્રમાણે.

પ્રથમ અવસ્થા (First Strge)

'અવ્યકત અવાજ' હોય એમ લાગે છે. આ 'અવાજ' પશુજગત અને મનુષ્ય જગતમા સામાન્ય છે. આ અવાજ જ મનુષ્ય ભાષાનું મૂળ છે. આ અવાજ જ ધીરે ધીરે મનુષ્યભાષામા વિકાસ પામ્યો હોય એમ લાગે છે. જીવનવિકાસ સિધ્ધ કરી દેખાડવાને ડાર્વિને ગર્ભશાસ્ત્રની (Embryology)ની સહાયતા લીધી હતી. ગર્ભની અવસ્થામાં મનુષ્ય નવ જ માસમાં એટલા રૂપાંતરો અને વિકાસમાં ઝડપથી આગળ વધે છે, કે જે વિકાસ અને રૂપ પ્રાપ્ત કરતાં તેને આરંભિક અવસ્થામાં કરોડો વર્ષો લાગ્યાં હશે. મતલબ એટલી જ કે ગર્ભની અવસ્થામા, ગર્ભની આરંભિક બીજવૃધ્ધિમાં આ ફેરફારો જલદી જલદી થઇ જાય છે. તે જ પ્રમાણે આ 'અવ્યકત અવાજ' મનુષ્યભાષાના ગર્ભવિકાસનું પ્રથમ રૂપ છે. પેરિસનો વિકાસવાદી લ ફેવ (Le Fevre) પોતાના પુસ્તક 'Race and Langaage' માં નીચે પ્રમાણે લખે છે :—

"Now it seems that language also has in some sort its embryology. Not that we can ever be the spectetors of the formation of the language; but we possess the germ nevertheless the undoubted embryology of speech- the cry which in most of the higher animals, even in man himself, exists as an independent utterance, and suffices for the expression of certain sentiments and even of a few ideas and is consequently the first element of the crudest forms of speech."

(Race & Language P. 22,)

અર્થાત્: "એવું જણાય છે કે ભાષાને પણ પોતાનું ગર્ભશાસ્ત્ર છે. માનવભાષા કેમ ઘડાતી ગઇ તેના સાક્ષીભૂત થવું એ ખાસ જરૂરતું નથી, છતા આપણી પાસે એ ભાષાનું બીજ છે; અને તેમાં જ ભાષાનું ગર્ભવિજ્ઞાન અસ્તિત્વ ધરાવે છે. આ બીજ તે મનુષ્યનો 'અવ્યક્ત અવાજ' છે, અને તે મનુષ્યોમા તેમજ ઘણાં ય ઉચ્ચ પ્રાણીઓમાં વિદ્યમાન છે. આ 'અવાજ'થી જ કેટલીક મનોભાવ, અને વિચાર પણ પ્રકટ કરી શકાય છે. અને તેથી જ તે 'અવાજ' જ માનવભાષાની સૌથી પ્રથમ અવસ્થા ને પ્રથમ રૂપ છે."

આ પ્રમાણે જોયું કે મનુષ્યનો 'અવ્યક્ત અવાજ' તેની ભાષાનું પ્રથમ રૂપ છે: પ્રારંભિક મનુષ્યમાં તેમજ પશુમાં આ પોકાર હતો. પછી આ પોકારનો ધીરે ધીરે વિકાસ થયો. આ જ અવાજને બેવડાવીને, લાંબો ખેંચીને, ઉદાત્ત અને અનુદાત્ત કરીને તેનાં કેટલાંક રૂપ મનુષ્યે તૈયાર કીધાં. તેની સંખ્યા દશ-વીસથી અધિક નહીં હોય. તે વખતે મનુષ્યના ભાવ અને વિચાર બહુ જ સરળ (Simple) હશે. મનુષ્યની તે વખતની ડીક્ષનેરી આટલા જ રૂપોની બનેલી હતી. ક્યાં આજની મનુષ્ય ભાષાના રાક્ષસી કોષ, અને ક્યાં તે બિચારા પામર મનુષ્યોના ભાવ અને વિચાર પ્રકટ

આપણે એટલું તો જોઇ શકયા કે મનુષ્યે પ્રથમ અવસ્થામાં પોતાના અવાજથી કામ ચલાવ્યું; અને બીજી અવસ્થામાં તેણે પશુઓના અવાજની નકલ કરી. એ બન્ને અવસ્થાઓ એક બીજાની સાથે અતિ નિકટનો સંબંધ ધરાવે છે. અને પહેલી અવસ્થાની પાછળ જ બીજી અવસ્થા સ્વયં ઉત્પન્ન થાય છે.

હવે,

ત્રીજી અવસ્થા ( Third Stage )

રૂઢીકરણ ( Convention ) ની આવે છે. વિકાસવાદીઓનું કહેવું છે, કે જ્યાં સુધી મનુષ્ય 'શિકારી'ની અવસ્થામાં હતો, ત્યાં સુધી તેનું કામ ઉપરની બે અવસ્થાઓથી ચાલતું. પણ જેમ જેમ તે સભ્યતામાં આગળ વધતો ગયો, અને શિકાર કરી પેટ ભરવાને બદલે પશુપાલન અને ખેતી કરવા લાગ્યો, તેમ તેમ તેને ઉપરની અવસ્થાઓથી પોતાનું કામ ચલાવવું અસંભવિત લાગવા માંડયું, અને તેથી જ આ રૂઢીકરણની ત્રીજી અવસ્થા ઉત્પન્ન થઇ. મજકુર બન્ને અવસ્થાઓના વિકાસ પછી મનુષ્ય પાસે કેટલાક વિશેષ ભાવ અથવા વિચારો પ્રકટ કરવાને અમુક શબ્દો વધ્યા; તેનો એકધારો ઉપયોગ થતા થતાં તે શબ્દો તે વખતની માનવસમાજે સ્વીકાર્યો, અને એમ થતાં તેઓ કોઇ વિશિષ્ટ અર્થમાં રૂઢ થઇ ગયા. તે રૂઢ શબ્દોને વખત જતાં સમાજ 'ચલણી નાણાં' (Current coin) તરીકે વાપરવા લાગી. આ અવસ્થાથી જ માનવભાષાને વાસ્તવિક રૂપ પ્રાપ્ત થયું.

કેટલાકનું કહેવું એમ છે, કે સૃષ્ટિના પ્રારંભકાળમાં, મનુષ્યોએ ભેગાં થઇ જુદા જુદા વિચાર દર્શાવવા જુદા જુદા શબ્દોની યોજના કરી. પણ કથન કેટલું હાસ્યાસ્પદ છે ! આવી સામાજીક યોજના અને સમાજરચનાને માટે પણ કોઇ ભાષા તો હોવી જ જોઇએ, અને એ ભાષા કયાંથી આવી, એ તો આ લેખનો મુખ્ય પ્રશ્ન છે.

ધાર્મિક જગત તરફથી આ કોયડાનો ઉકેલ એક બીજી રીતે કરવામાં આવે છે. તે એવી રીતે કે ઇશ્વરે જ સૃષ્ટિના પ્રારંભમાં મનુષ્યોને જ્ઞાન અને ભાષા આપ્યાં. આ પ્રમાણે ધાર્મિક જગત તરફથી ઇશ્વરી જ્ઞાન (Revelation) ની આવશ્યકતા સૃષ્ટિના આરંભકાળથી મનાય છે. હવે પ્રશ્ન એક જ છે કે મનુષ્યને ભાષા ઇશ્વરે આપી, કે તે તેણે ધીમે ધીમે વિકાસથી પ્રાપ્ત કરી. વિકાસવાદે આ સંબંધે કરેલી શોધખોળ જો અધુરી લાગે તો જ ધાર્મિક જગતના આવા વિચારો આપણે ગ્રહણ કરી શકીએ. કેમ કે જો ક્રમશઃ વિકાસવાદથી જ મનુષ્યને ભાષા મળતી હોય તો પછી ઇશ્વરી જ્ઞાનની કલ્પના જ નિરર્થક છે.

હવે જોવાનું એટલું જ છે, કે વિકાસના સિધ્ધાંતો આપણું કાર્ય સુગમ કરે છે કે કેમ. માનવભાષાની સાથે જ માનવબુધ્ધિ ( Human Reason ) અને જ્ઞાન પણ જોડાયલા છે એ બતાવવું જરૂરી છે. પ્રો૦ મેક્સ મૂલરે પોતાના 'Science of Language' નામના પુસ્તકમા આ વિષય અચ્છી રીતે ચર્ચો છે. તેઓ લખે છે, કે જ્ઞાન વિના ભાષાનું અને ભાષા વિના જ્ઞાનનું હોવું જ અશક્ય છે. ભાષાવિકાસનો ઇતિહાસ એ જ મનુષ્યનાં વિજ્ઞાન અને વિદ્યાનો ઇતિહાસ છે. બધાં શાસ્ત્રોનું મુળ ભાષામાં જ મળે છે. માનવભાષાના એકેએક શબ્દમાં જ્ઞાનનો એક એક ઢગ ભરેલો છે. એક ઉદાહરણ આપીએ : એક સાધારણ માણસ 'ગોળ' અથવા 'વૃત્ત' શબ્દ બોલે છે, તેને બિચારાને ભૂમિતિનું જ્ઞાન હોતું નથી; તેને 'ગોળ'ની વ્યાખ્યાની ખબર હોતી નથી; છતાં 'ગોળ'કોને કહેવાય તે તે સારી રીતે જાણે છે. ભૂમિતિ જે વ્યાખ્યા સ્પષ્ટ શબ્દોમાં આપણી પાસે રજુ કરે છે તે જ વ્યાખ્યા અસ્પષ્ટ અથવા અવ્યક્ત અવસ્થામાં તે



# જહૉન રસ્કિનના પત્રો

( અર્થશાસ્ત્રને લગતા )



અનુવાદક  દી. બા. દિનકરરાવ જાદવરાય વૈષ્ણવ

## પત્ર પ્હેલો

( સહકારનાં બે રૂપ : ઉંચામાં ઉંચા દૃષ્ટિબિંદુથી તેના વિષે હજુ વિચાર થતો નથી )

ડેન્માર્ક હિલ,
ફેબ્રુઆરી ૪ ૧૮૬૭

સ્નેહી ભાઇ,

અર્થશાસ્ત્ર સંબધી મેં હજુ સુધી જે પ્રકટ કર્યું છે તે તમારી સમક્ષ રજુ થયું છે, પરંતુ એ મ્હારા પુસ્તકોની અંદર અનેક બાબતો એવી છે કે તેના પર ટિપ્પણ કરી વિસ્તારથી તે સ્હમજાવવા મેં ધારેલું અને એ ધારણા તુરત પાર પડે એવો સંભવ થોડો છે. તેથી તેમા ટિપ્પણની ખોટ પૂરી પાડવાનો ઉત્તમ રસ્તો તમને કેટલાક પત્રો લખવાનો છે. તે પત્રો તમે બીજા ભાઇઓને વાંચી સંભળાવી શકો છો અથવા જે છાપામાં તે ઉપયોગી થાય ત્યાં તમને યોગ્ય લાગે તો છાપવા મોકલી શકો છો.

એક વાત તો એ કે મ્હારાં પુસ્તકોમાં 'સહકાર' શબ્દ જે અર્થમાં વપરાયો છે તે અર્થ તમે બરાબર સ્હમજો. તમને લાગશે કે હું હંમેશાં 'સહકાર' ની તરફેણમાં દલીલ કર્યા કરૂં છું ; અને છતાં 'રોજ' આપવાની પધ્ધતિની વિરૂધ્ધની અને આપણાં મ્હોટા કારખાનાંમાં ધીમે ધીમે પ્રચાર પામતી 'ભાગીદારી'ની જે પધ્ધતિ છે તે ભાગીદારીના અર્થમાં હું 'સહકાર' શબ્દ વાપરતો નથી જ. ભાગીદારીની પ્રથા વધતી જાય છે તે જોઇ હું ખુશ થાઉં છું, પરંતુ સંપૂર્ણ રીતે નહિં. કારણ કે શેઠાઇ કે 'એકમાલિકી' અને ભાગીદારી એ બે પધ્ધતિ વચ્ચેની ખેંચતાણમાં તમે સીધી રીતે રોકાએલા છો, પરંતુ તમે કોઇ એ વિગ્રહની શી શી જવાબદારી અને તેનાં શા શા પરિણામ રહેલા છે તે જાણતા નથી : એને તેનો અંત કેવી રીતે આવશે એ આપણે કોઇ જાણી શકીએ નહિં. ખરૂં જોતાં વેપાર ચલાવવાની બે રીતિ વચ્ચે જ તફાવતનો આ પ્રશ્ન નથી, પરંતુ સમસ્ત સમાજની બે જૂદી જૂદી સ્થિતિનો છે. કહેવાતા સહકારમાં પણ રોજી જેટલાં જ નાણાં છેવટ સરવાળે મળે ; માત્ર તે આપવાની રીતિ ભાગીદારીની, એટલે કે કારીગરોને પણ શેઠની જેમ વેપારનાં જોખમ અને આબાદાનીમાં ભાગ અને રસ લેવાં પડે. સવાલ ફક્ત આટલો જ નથી. ખરો સવાલ એ છે કે જે વ્યક્તિ પોતાની મુડી, શક્તિ અથવા ચાતુરીથી શેઠ થઇ બેસે છે અને હક્કની રૂએ જે નફો લે છે તેમાંથી અમુક પ્રમાણ શેઠના તાબાનાં માણસોને વ્હેંચી આપવું કે નહિં ?

મુડીના વ્યાજબી હક્ક કેટલા અથવા તો નફો કેવા પ્રમાણસર વ્હેંચાવો જોઇએ ?

લ્હેંચાય છે એ સવાલ હાલ તુરત હું ચર્ચવા ઇચ્છતો નથી. અત્યારે તો હું એક ચોક્કસ અને જરૂરી શરત સ્વીકારી લઉં છું કે ભાગીદારની પધ્ધતિથી શેઠની આવક ઓછી કરાવીને કામદારોને વધારે નાણાં મળે, અને આ પધ્ધતિનું એકંદર પરિણામ એ આવે કે તાબાનાં માણસોને પોતાની ઉન્નતિ કરવાની સગવડ વધારે મળી રહે, તેમની અભિલાષાને ઉત્તેજન મળે, ધડપણ માટે, ભવિષ્યનો વિચાર કરે તો, વધારે પ્રમાણમાં અને વધારે વ્હેલાં નાણાં બચાવી સંઘરી રાખે અને અંતે હાલના કામદાર કરતાં, જૂદી જ તરેહનાં માણસોનો મ્હોટો વર્ગ બંધાય. તેઓ સમાજના રુ૫ બને અને દરેક પાસે ઠીક ઠીક પૈસો હોય, જેથી જીવનના ઘણાએક ભોગ-વિલાસ તો નહિં, પરંતુ તમામ સામાન્ય સુખસાધન તેઓ મેળવી શકે અને કેળવણી તથા જીવનનાં બીજાં લક્ષ્ય પ્રાપ્ત કરવા કંઇક નવરાશ તેમને મળે. બીજી તરફ, હાલ મળતી રોજી કરતાં વધારે ચોક્કસ રકમ તેમને વ્હેંચી આપવામાં આવે તો તેથી ચાલતા રિવાજ મુજબ વેપારનો સઘળો નફો જે શેઠ લે છે તેની આમદાની ઓછી થાય અને પ્રમાણિક રીતિએ એક જ વ્યકિત અઢળક નાણાં ભેગાં કરે અને તેનાથી ઉત્પન્ન થતા સર્વ સંજોગો એ તમામ વ્યાપારી દુનિયામાં અશક્ય થઇ પડે

હવે જોવાનું એ છે કે આવી પધ્ધતિથી થનાર સામાજીક સ્થિતિઅંતરની મહત્તા તથા વ્યાપકતાનો અને વ્યકિત વ્યકિત વચ્ચેના નૈતિક સંબંધમાં થનાર ફેરફારનો વિચાર સરખો વ્યાપારીવિષય પરના તમામ લેખક મહાશયોએ કર્યો નથી, તો પછી તેની વાસ્તવિક ગણના તો કયાંથી જ કરી હોય ? આ બધાંમાં થનાર અંતરની હું પણ સંપૂર્ણ સમજણ આપી શકું નહિં એમ મને લાગે છે, તેથી જ મેં તમને જે મ્હારા ગ્રંથો મોકલ્યા છે તેમાં સહીયારી મજૂરીના સવાલનો મેં ઉલ્લેખ કર્યો નથી. પરંતુ હું 'સહકાર' શબ્દ જ્યારે વાપરૂં છું ત્યારે તેનો અર્થ આપણાં કારખાનાં અને પેઢીઓના, આ નવાં સહીયારા કે ભાગીદારીયા, બંધારણને ઉદ્દેશીને નથી કરતો. હું તે શબ્દ વધારે વિસ્તૃત અર્થમાં વાપરૂં છું; મ્હારો 'સહકાર' શેઠાઇની વિરૂધ્ધ નથી, પરંતુ 'હરીફાઇ'ની વિરૂધ્ધ છે. દાખલા તરીકે મ્હારા કહેવાનો અર્થ એ નથી કે રોટી પાઉની દુકાનના બધા માલિકોએ રસ્તાપર રોટી વેંચવા લઇ જનારાઓને પોતાના નફાનો અમુક ભાગ આપવો; પરંતુ મ્હારે એ કહેવાનું છે કે માલિકોએ એક બીજાથી ઉતરતી કીંમતે માલ વેચવા યત્ન કરવો નહિં, કે એક બીજાની ઘરાકી છીનવી લેવી નહિં, પણ એકસંપ બની એક જ ભાવે બધાએ માલ વેંચવો અને કોઇ માલિક અનીતિ કરે તો તેને પોતાના જ સંઘે સખ્ત શિક્ષા કરવી. મ્હારા કહેવાનો અર્થ એ નથી કે બૅંકના સઘળા કારકુન બૅંકમાં ભાગીદાર બને; પરંતુ



જ્હૉન રસ્કિન

એમ હું જરૂર કહું છું કે બધા સરાફોનો એક રાષ્ટ્રીય સંઘ બને અને તે બધી અનામત મૂડી માટે એક સમાજ તરીકે જવાબદાર રહે તથા પારકે પૈસે સોદા કરવાના કામને 'સરાફી લેવડ દેવડ' એ ઉચ્ચ નામ ન મળે. છેવટ દાખલા તરીકે મ્હારે એ કહેવાનું છે કે 'સહકાર' એટલે માત્ર વેપારી પેઢીઓ જ વચ્ચે સંપી નહિં, પરંતુ વેપારી પ્રજાઓ વચ્ચે. જેથી કરીને એક પ્રજાના કરતા ઓછી કીંમતે અમુક માલ વેચી તે પ્રજાને કચડવાની ક્રિયાને, હાસ્યજનક અને મિથ્યાભિમાની સ્વાર્થ વૃત્તિથી હાલ કહેવાય છે તેમ, લાભદાયી કર્તવ્ય નહિં ગણાય. પરંતુ જીવનદાયી વ્યાપારનો મૌલિક અને સનાતન કાયદો જે એવો છે કે દરેક પ્રજા પોતાના સ્વભાવથી અને પોતાના દેશની ખાસીયતથી કરીને અમુક ધંધા કે અમુક બનાવટ માટે ખાસ લાયક હોય છે તે કાયદો બધાં માણસ સંપૂર્ણ રીતે સ્હમજશે અને એ લાયક પ્રજા પોતાનું સંભાળી લેવા તૈયાર થઇ જાય કે તરત જ એ પ્રજાના એ ખાસ વેપારની અંદર દખલ નહિં કરવાનું બલ્કે, તેના એ દિશામાંના યત્નોને આગળ ધપાવવાનું અને તેની સાથે તેમાં બધી હરિફાઇ છોડી દેવાનું બીજી દરેક પ્રજા કર્તવ્ય તરીકે સ્વીકારશે.

આ પરથી તમે જોઇ શકશો કે જે અર્થમાં હું 'સહકાર' શબ્દનો ઉપયોગ કરૂં છે તે અર્થ હાલના અર્થશાસ્ત્રીઓના મગજમાં ભાગ્યે જ પ્રવેશ પામ્યો છે અને તેથી હાલ તુરત એ વિષે વિશેષ કહીશ નહિં, પરંતુ જે 'ભાગીદારી' પધ્ધતિ હાલ આપણી અંદર પ્રચલિત થવા લાગી છે તે વિષે વિચાર કરીશ અને તે બીજા પત્રમાં.

( ચાલુ )






લેખક · રા. જેઠીસન બારભાયા

## સમય એવો આવશે કે જ્યારે પ્રાણીઓ હવાથી જીવશે

હજાર વર્ષ પછી પૃથ્વી ઉપરનાં માનવીઓ સ્ત્રીઓ તેમજ પુરૂષોના માથા ઉપર વાળ દેખાશે નહિ. સ્ત્રી અને પુરૂષોના પહેરવેષોમાં પણ નજીવો ફેરફાર હશે. એમ કહો કે ઉભયના પહેરવેષો લગભગ સરખા જ હશે સ્ત્રી અને પુરૂષો એક ઝભલાં જેવુ લાંબુ કપડું પહેરશે, કારણ કે તે વખતે એમ લાગશે કે કપડા શોભા માટે નહિં, પણ આરોગ્યતા સાચવવા પહેરવાં છે. વળી સાથે કપડામાં ધાતુનો ઉપયોગ કરવામાં આવશે, જે દ્વારા વિજળીક બળ અને હવાના દબાણમાંથી ઉપજતા પરમાણુંને આકર્ષી શકે એવી યુકિત સહિતના કપડાંઓ બનાવવામાં આવશે. માનવીઓ તે સમયમાં હાલનાં જેમ દિવસનો ત્રીજો ભાગ ઉંઘવામાં નહિ ગાળે, કારણ કે ઉંઘવાની જરૂર લાગશે જ નહિ ત્રીશ વર્ષ ઉપર (વાયરલેસ) હવામય સંદેશા કોઇ જાણતું નહિ, પરંતુ તે હાલમાં તેના બચપણમાં છે, તેનો વધારો એવો થશે કે તે દ્વારા અને સાથે વિજળીક ઉપયોગથી વાદળોને ગમે તે સ્થળે લઇ જઇ વર્ષાવવામાં આવશે અને હવાને કાબુમાં રાખી બારે માસ એક સરખી રૂતુ ગોઠવવામાં આવશે. સૂર્યનું તેજ એક સ્થળે એકઠું કરી સર્વ ઠેકાણે જરૂરીઆત મુજબ પહોંચાડવામાં આવશે અને તેથી ઉત્તર ધ્રુવના મુલકો કે જ્યાં ત્રણ માસ ચોવીસે કલાક સૂર્ય દેખાય છે અને ત્રણ માસ બીલકુલ દેખાતો નથી, અથવા દક્ષિણ ધ્રુવ કે જ્યાં ફક્ત બાર માસમાંથી ત્રણ જ મહિના સુધી જે બે જ કલાક રોજ સૂરજનો પ્રકાશ પડે છે, ત્યાં પણ સૂર્યનું તેજ બીજા દેશો જેમ નિયમિત પહોંચાડી શકાશે.

માખીઓ અને કીડીઓ કેટલી ઉદ્યોગી છે તે રાત્રે કયાં સુએ છે? તો સુવામાં નાહકનો સમય બરબાદ શા માટે કરવો? ઉંઘ લીધા વગર ન ચાલી શકે? આવા વિચારો હમણાં તત્વજ્ઞાનિઓ કરે છે અને તેનુ નિરાકરણ કરવા લાગ્યા છે. પરંતુ આવતાં હજાર વર્ષ પછી સઘળું નવું જ થશે અને હાલનું જીવન સ્વપ્ના જેવું અને તે વખતના લોકોને ઇતિહાસમાં વાંચવાનું અને સાંભળવા ગમે એવું અલૌકિક ભાસશે. મનુષ્યને થાક ચઢે કે વાતાવરણમાંથી થાક ઉતારવાનાં પરમાણુંઓને ખેંચી મનુષ્યો થાકરહિત બનશે અને તેવી જ રીતે ઉંઘ લેવાની પણ તેઓને જરૂર નહિ પડે. હમણાં જેમ ગ્યાસ, વીજળીઓ વગેરે નળીઓ અને તાર દ્વારા પહોંચાડવામાં આવે છે તેમ ભિન્ન ભિન્ન સ્થળે, સૂર્યનાં કિરણો, થાક ઉતારવાનાં પરમાણુઓ, ઉંઘ લેવાની શક્તિ વગેરે પહોંચાડવામાં આવશે. સૂર્યનાં કિરણો, પાણી અને વિજળી દ્વારા ખોરાક ઉત્પન્ન કરી ને પણ નળીઓ દ્વારા

વચ્ચે રહેલો તફાવત ખાસ ધ્યાનમાં લેવાવો જોઇએ; કારણ કે કેટલાક દેશો સોનાનું નાણું વાપરે છે, જ્યારે કેટલાક દેશો રૂપાનું વાપરે છે. વળી કેટલાક દેશો એ બન્ને ધાતુઓનું મિશ્ર ચલણી નાણું વાપરી રહ્યા છે. એક જ ધાતુની નાણાં પધ્ધતિઓ એક બીજા સાથે ઘણો જ કાયમી અને સ્થિર સંબંધ ધરાવી શકે, જ્યારે જુદી જુદી ધાતુઓ ઉપર રચાએલી જુદી જુદી નાણાંપધ્ધતિઓમાં વધારે વધઘટ થવા સંભવ છે. આજકાલ હિંદમાં ઘણી જ જુદી જાતની નાણાંપધ્ધતિ ચાલી રહી છે. અંદરના વહેપાર માટે રૂપાનાણું ચાલે છે, જ્યારે દેશપરદેશના વહેપાર સારૂ સરકાર રૂપાના રૂપીઆ સાથે સોના ઇંગ્લીશ પાઉન્ડનો કૃત્રિમ સબંધ બાંધી તે બન્ને વચ્ચે હુંડીઆપણ સ્થિર અને કાયમી રાખવા પ્રયત્ન કરી રહી છે. અલબત્ત, આ પધ્ધતિએ કોઇ પણ દિવસે જોઇને સંતોષ આપ્યો નથી. આના પરિણામથી હિંદને બેવડું નુકસાન થયું છે. પહેલું નકસાન એ છે કે જ્યાં સુધી કૃત્રિમ હુંડીઆમણથી હિંદને પરદેશ સાથે વહેપાર ચલાવવો પડે છે ત્યાં સુધી તેનો વેપાર સરળ રીતે ચાલી શકતો નથી, અને તેથી દેશની આર્થિક ઉન્નતિમાં ઘણો મોટો અંતરાય ઉભો થાય છે. બીજું નુકસાન એ છે કે, હુંડીઆમણનો દર કૃત્રિમ રીતે રાખવામાં આવતો હોવાથી જેના હાથમાં આ ધોરણ ડગાવવાની સત્તા છે, તે તેનો દુરૂપયોગ જાણતાં અજાણતાં કરી શકે છે. ઘણા જ થોડા વખત પહેલાં એવી બાબતો બની હતી કે પાઉન્ડ રૂપીઆના શંકાભરેલા હુંડીઆમણથી હિંદને કરોડો રૂપીઆની ખોટ વેઠવી પડી હતી, અને તેટલા પ્રમાણમાં પરદેશીઓ ( ખાસ કરીને અંગ્રેજો ) ને લાભ થયો હતો. વળી વધારામાં આ હુંડીઆમણમાં વારે ઘડીએ વધઘટ થતી હોવાથી દેશની અંદરની કિમ્મતમાં પણ તેનાં માઠાં પરિણામો ઉદ્ભવે છે; કારણ કે આજના જમાનામાં પરદેશના માલની માગણી અને ખપત સાથે અંદરના વેપારને ગાઢ સંબંધ છે.

હવે હિંદમાં આ પધ્ધતિ જારી રાખવા માટે અંગ્રેજ અધિકારીઓ નીચે પ્રમાણેની દલીલો કરી રહ્યા છે. (अ) હિંદ માટે સોનાનું નાણું, એ ઘણી કિંમતી વિનિમયની વસ્તુ થઇ પડશે, કારણ કે આ દેશનો ઘણો વિનિમય આના અને પાઇમાં થાય છે. (ब) સોનાનો સંઘરો થશે, અને વિનિમયના નાણા તરીકે લોકો તેનો ઉપયોગ કરશે નહિ, અને પરિણામે દુનિઆની બધી કિમતી ધાતુઓ હિંદમા જશે. અને (क) વળી સોનાનું નાણું ચલાવવું એ હિંદી પ્રજાના માટે ખર્ચાળ થઇ પડશે. આ દલીલો વાસ્તવિક નથી. કારણ કે જે દેશમાં દસ, વીસ અને વધારે કિમ્મતની કરોડો નોટો વગર હરકને ફરી શકે છે ત્યાં દસ, પંદર કે વીસ રૂપીઆની કિમતનો સોનનો સિક્કો વિનિમય માટે કિમતી થઇ પડશે એ માની શકાતું નથી. બીજી દલીલ પણ ભૂલ ભરેલી છે. હાલ લોકો સોનાની ગીનીઓ સંઘરી રાખે છે. તેનું કારણ એ છે કે, તે પ્રમાણમાં ઘણી જ થોડી છે. જુના વખતમાં સોનાના સિક્કાઓનું નાણું વગર હરકતે ચાલી શકયું હતું ચલણી નાણાંમાંથી સોનાને લઇ લેવામાં આવ્યુ તેથી જ લોકો સોનાના સિક્કાઓને સંઘરી રાખવા માટે વધારે ઉત્સુક બન્યા છે. આ વસ્તુસ્થિતિ, જેમ જેમ ચલણી નાણાંમાં સોનાનો જથ્થો વધારે થશે તેમ તેમ જતી રહેશે. વળી સરકારે ચલણી નાણામાં સોનાના જ સિક્કાઓ ચલાવવાની જરૂર નથી. સોનાને ખજાનામાં અનામત રાખી તેના બળ ઉપર ચલણી નોટોનો ઉપયોગ કરવો. જ્યારે નોટના બદલે સોનું લેવું હોય ત્યારે તે વગર હરકતે મળવું જોઇએ, અને તેથી પરિણામ

એ આવશે કે લોકો, આવી વસ્તુસ્થિતિ હોવાથી, ખજાનામાંથી નોટોના બદલે સોનું લેવાની નકામી તકલીફ લઇ તેને સંઘરશે નહિ. અલબત જે લોકો હાલ સંઘરો કરી રાખવા માટે બજારમાંથી સોનાની ગીનીઓ વેચાતી લાવી તે પ્રમાણે કરે છે તેઓ તો તે વખતે પણ તે પ્રમાણે કરવાના, પણ વખત જતાં આ વસ્તુસ્થિતિ પણ આપોઆપ જતી રહેશે. ત્રીજી દલીલનો જવાબ ઉપરમાંથી મળી રહે છે.

સોનાનું ચલણી નાણું વાપરતા દેશો સાથે બ્રિટનને ઝાઝો સંબંધ હોવા છતાં, તેણે હિંદમાં ક્યા કારણોથી રૂપાનું ચલણી નાણું જારી રાખ્યુ છે તેનો વિચાર કરવા માટે આ જગ્યા પુરતી નથી. આનું કારણ એક એ પણ હોય કે એક બીજા સાથે દુશ્મનાવટ ધરાવતા પશ્ચિમના દેશોને, લડાઇની નાડીઓ રૂપી ગણાતા સોનાના જથ્થાથી અળગા રહેવું યોગ્ય લાગતું નથી. હાલ પશ્ચિમના દેશોમાં સોનાનો જથ્થો બહુ વધી જવાથી દરેક ચીજની કિંમતમાં ઘણો જ વધારો થઇ ગંભીર પ્રશ્ન ઉભો થયો છે. અને આ કારણથી હાલ તે તરફના અર્થશાસ્ત્રીઓ પણ હિંદમાં સોનાનું ચલણી નાણું દાખલ કરવા માટે ઘણી ઉત્કંઠા બતાવી રહ્યા છે.

ધારો કે હિંદમાં સોનાનું નાણું દાખલ કરવામાં આવે તો પણ એક બાબત ખાસ યાદ રાખવાની છે, અને તે એ છે કે ચલણી નોટોની કિંમતનું સોનું અનામત (Reserve) તરીક અહીંઆં જ રાખવું જોઇએ. અનામતનો સોનાનો જથ્થો લંડનમાં રાખી તેના બળે હિંદમા કાગળની નોટો ચલાવવી એ હિંદ માટે શ્રેયસ્કર નથી.*

— ⟶•• —

# જીવન જ્યોતિ

મને કોઇ ઓળખો છો ?

મારૂં નામ કરૂણા !

હું અમર લોકવાસિની દેવનંદિની છું

મૃત્યુલોકમા પે હું પુણ્ય સલીલા ગંગા પેઠે

ઉતરૂં છું અને દેવપુરુષ જેવા હૈયામાં વસું છું.

હું ધર્મની બ્હેન છું, અને વીરની પતી છું

દુઃખની આંચથી હું દ્રવું છું.

વલ્લભજી ભાણજી મ્હેતા

* ટીપ—મૉડર્ન રીવ્યુના જાન્યુઆરી ૧૯૨૬ ના અંકમા ( Notes Section ) પાના ૧૩૩ પર અશોક ચેટરજીના Indian Currency and its future નામના લેખનુ ભાષાંતર



# ગીર-ફાગણ?

(લોક સાહિત્ય)

સંપાદક:-

ગજાનન વિશ્વનાથ જોશી



ચિત્રકાર : રા છોટાલાલ અંબાશંકર જોશી.

"મોટાભાઇ, તમારી અગ્યાર ગામડીઓમા સાચ્ચાં મોતી પાકે, તો યે એમાંનું કશું મને ન ખપે હો! મને એક બોરૂં જ આપો! "અને મરનારનુ વે'ણ રાખો!"

"નાનભા, બોરૂના રાજપદ ડોં'ળવાની વાતું જવા દેજો, જો મરજીમા આવે, તો હું આપુ છું એ નણ ગામડીઓ લઇ લ્યો, અને લ્હેર કરો! અને નાનભા, યાદ રાખજો કે બોરૂ એમ કાંઇ આ અલિયાજીભાઇને ગળેથી છૂટે એમ નથી"

× × ×

ઝાલ પ્રગણામાં ઉતેળીઆ સ્ટેટ છે, અને તેની બાર ગામોની હકુમત છે. ઉતેળીયાના દરબારગઢની દેઢીમા કંઇક ઉત્તેજીત સ્વરે, વીરતાથી આ વાત ચલી રહી હતી. એ વાત કરનાર બે વ્યક્તિઓ, તે ઉતેળીઆ સ્ટેઇટની ગાદીએ બીરાજતા દત્તક બાપુ જેતસિંહજી વાઘેલાના બે કુંવરો; મોટા તે અલિઆજીભાઇ, અને ન્હાના તે ભાવસિંહજી.

ન્હાના કુંવર ભાવસિંહજીને બોરૂ આપવું, એવાં ઘણી વખતનાં બાપુ જેતસિંહજીનાં વચનોનો અલિઆજીભાઇએ મુંગાં મુંગાં જ ઉત્તર આપેલો, અને બાપુ જેતસિંહજીની છેલ્લી ઘડીએ પણ આ બાબતનો નિકાલ અલિઆજીભાઇએ ન જ કર્યો,

× × ×

અને રજપુતોના નિકાલ તો તરવારથી જ શોભે ને!

એક વખત સ્હાંજને ટાણે ભાવસિંહજી શિકારે નિકળેલા, તેમની ફુટતી જુવાની, જોતા બાપુ જીવે! ઉતેળીઆના પાદરમાં એક કાળીઆર ઉભેલો, તેની પાછળ એમણે એમની 'રેડી' મારી મુકી, સુનકાર..... પાદરમા એક છોકવાનું યે નામ નહિં; ઘડીમા બહુ જ દૂર! તો ઘડીમાં બહુ જ નજદીક, એમ કેટલી ય ભુલથાપ આપીને કાળીઆર ફાળ ભર્યે જાય છે, અને બાપુની 'રેડી' પણ કોઇ દેવાંગી ઘોડીની જેમ એની પાછળ ઊડ્યે જાય છે.

એમ કરતાં કરતાં બોરૂની વાડીઓના કોસ સંભળાયા. ગામની ફરતાં વાવેલા અફીણના છોડનું રખેવાળું કરતા રજપુતોના હોકારા કાને પડયા, અને ગામની ફરતાં લીલાં ઝાડનાં ઝુંડ સ્હામસ્હામાં હીંચ્યે જતાં જોયાં, અને માથું વાઢે, તો માથું ઉગે, એવી ભાતીગળ, અને ફળ્યુ પોંમાં કેડ કેડ સમાણા

લીલા મોલ દેખ્યા. આખો દિવસ ખેતરમાં કામ કરી ઘેર પાછાં ફરતા વંકા સમૃધ્ધ ખેડુતોના માનેલ બળદ સાંતીની ધીંગી ધુંસરીને ખેંચતા જોયા, અને સાંતીના પૈના અવાજ સંભળાયા, નજદીકની આંબાવાડીઓમાંથી મોરના ટહુકાર, અને પાસેની મંડાણમાંથી ગરડીનો સૂર એ બે ભેગાં થતાં, ત્યારે કોઇ અજબ આનંદદાયક ધ્વનિ થતો. એ રમ્ય અને હરિઆળી જમીનની લીલી સુગંધી પમરાવતો મંદ મંદ અનિલ ભાવાભાઇના પાસાબંધી કેડીઆંને ઝુલાવતો. ભાવાભાઇનું મન આવી કુદરતી રમ્યતા જોવાને થંભ્યું, ત્યાં તો પેલો કાળીઆર ઝાડવાંના ગટા ટોપ લકુંબમાં થઇને હવામા ફાળ ભરતો ક્યાંયે અદ્રશ્ય થઇ ગયો. ભાવાભાઇનું મન શિકારમાંથી ઉડી ગયું, તેમને લાગ્યું કે આવા ગોકુળપરી જેવા ગામ વિના તો બાપુનું આખું ઉતેળીઆ સ્ટેટ લુખું, પણ તેમને ખબર ન હતી કે આ ગામ આપણું જ છે. કંઇક શંકિત હૃદયે તેમણે એક ખેડુતને પૂછ્યું :—

"પટેલ! આ કોનું ગામ?"

"ઉતેળીઆના જેતાભાઇ વાઘેલાનું!" ગાડાખેડુએ જવાબ દીધો.

દરબારને હૈએ ધરપત થઇ. ધીમી ગતીએ ચાલતી પોતાની ઘોડીને પાછી ફેરવીને તેના પડખામાં એક એડી મારી;

**વાંભ વાંભ કુદતી રેડી કુંવરને લઇને ઉતળીઆને મારગે પળી;**

દરબાર ઘોડી ઉપર બેઠા છે. ઘોડી ઉડયે જાય છે, પણ એમનું ધ્યાન છે બોરૂમાં! પેલી લીલીછમ આંબાવાડીઓ, અફીણના ક્યારડા, અને કેડ કેડ સમાણા મોલથી શોભતી કાળી ભોં, બસ, દરબારે મનમાં નિશ્ચય કરી લીધો કે રાજ્યપદ ભોગવવાં તો બોરૂમાં જ!

દરબારના આ વિચાર-તરંગ પૂરા થાય તે પહેલાં તો ઉતેળીઆના જંગલામાંનાં દીવા તબકતા દેખાયા, અંધારી રાતમાં પણ બોરૂની ઉજવળ આશા એમના હૈયામાં જાગી ગઇ. ત્યાં તો થોડે દૂર ઘોડાના ડાબડા વાગતા સંભળાયા, દરબાર ટટ્ટાર થઇ સાવધ થયા, પરંતુ આ તો દરબારગઢના જ સ્વાર! જેતસિંહજી બાપુએ કુંવરની શોધ કરવા તેમને રહામે મોકલેલા; તેમાનો એક સ્વાર આગળ આવીને બોલ્યો :—

"બાપુ! આપ ક્યાં વધાર્યાં'તા?"

"બોરૂ ભાળ્યું" દરબારે જવાબ દીધો.



વાંભ વાંભ કુદતી રેડી કુંવરને લઇને ઉતળીઆને મારગે પળી;

સો ઉનેળાએ પહોંચ્યા, બાપુ જેતસિંહજી એ વ્હાલભર્યો હૃદયે કુંવરને જોયા.

કુંવરે જઇને તુરત જ બાપુ પાસે માગણી કરી, કે "બાપુ! હાલોને તંઇ થોડા દિ' બોરૂ જઇ આવીં ઇં!"

એમણે હસીને જવાબ દીધો કે "કુંવર, હમણાં નહીં, થોડા દિ' પછી ત્હમે સદા ય ત્યાં જ રહેશો, એવું કરી દેશું!"

કુંવરના હૈયામાં બોરૂ મળવાની દૃઢ આશા બંધઇ ગઇ;

* * * *

ઉપરની વાત બન્યાને આજે છ છ વરસનાં વ્હાણાં વાયા છે. પણ બોરૂની આશા અપાવનાર બાપુ જેતસિંહજી અત્યારે હયાત નથી; મેટા અલિઆજીભાઇ તમામ સત્તા પચાવી પડયા છે. હજુ ય ભાવસિંહજી મોટા ભાઇની અત્યંત આમન્ય પાળે છે અને કોઇ વખત બોરૂની વાત હસતાં હસતાં ભાઇ પાસે મૂકી દે છે, ભાઇ પણ અફીણના નીશામાં થોડું ડોલી દે છે; પણ આંતરિક ઇચ્છા કપટ ભરેલી!

આજે દરબારગઢની દોઢીમા ડાયરો ભરાએલો છે, સામાસામી રંગ દઇને કસુંબાની અંજળીઓ અપાઇ રહી છે; બાપુ અલિઆજી સ્હામે ગાદી તકીઆ ઉપર બેઠા છે. પાસે કલૈયા કુંવર જેવી શાંતિ અને જુવાનીથી શોભતા વીર ભાવસિંહજી બેઠા છે. તે વખતે ભાવસિંહજીએ બોરૂની વાત ઉચ્ચારી;

દોઢીમાંનો ડાયરો આ બન્ને ભાઇઓની વાત કંઇક ઉત્સુક બનીને સાંભળી રહ્યો છે; ભાવભાઇના વેણમાં નિર્માનીપણું, અડગતા, અને ક્ષાત્રતેજ ભેળાઇ રહ્યું હતું; ત્યારે મોટાભાઇના વચનોમાં એક જાતનું ઉદ્દીપણું દેખાઇ આવતું;

વાત રસાકસીએ ચઢી, બંને ભાઇઓની ઉગ્રતા વધતી ચાલી, આખરે અલિઆજી-ભાઇથી એક વેણ બોલાઇ ગયું કે:-

"નાનભા, બોરૂ એ કોણીનો ગોળ છે હો! ફટાયાનાં માગ્યાં ગામ આપીએ તો કાલે ઉઠીને મારે ફના થવું પડે, અને બોરૂની તો ફળદ્રુપ જમીં, એ એમ નો અપાય, અને નાનભા, વળી જાણજો કે જે દિ' અલિઆજી વિફર્યો તે દિ' તમારાં જેવાં બાપડાં રેંજી પેંજી ઉતેળીઆનો સિમાડો નહિં ટૂંકે!"

"ને મોટાભાઇ, હું ય રજપુત છું: મ્હારાં કાંડાંમાં ય બળ છે. તમારી દયાથી હું જે પામું. તે કરતાં મ્હારી તરવારનું આપ્યું મ્હને વધુ ટકશે. યાદ છે ને બાપુનાં વચન! મોટાભાઇ. ત્હમારામાંથી ટેક ગયો, તો હવે મ્હારે ઉતેળીઆનું અંજળ ન હોય!"

એટલું બોલીને ભાવાભાઇ ઉભા થઇ ગયા, આખો ડાયરો હાં—હા—હાં કરતો—ઉભો થઇ ગયો, અને ભાવસિંહજીને વિનવવા લાગ્યો એમની આંખોમાંથી અંગાર વરસી રહ્યા હતા. મોટાભઇ તરફ એક કરડાકી ભરી નજર નાંખી એ વીર સડસડાટ દોઢીનાં પગથીઆં ઉતરી ગયો અને 'રેડી' ઉપર સામાન માંડી એક ખરછી જ લઇને ડાયરાને રામરામ કરીને ઘોડી ઉપર ચઢી બેઠો. ડાયરો અને મોટાભાઇ જોતા રહ્યા અને ઘોડી જોત જોતામાં ઉતેળીઆનો સીમાડો વળોટી ગઇ;

× × × ×

પાંચ દિવસની અવિશ્રાંત ખેપ પછી ભાવાભાઇ કાઠિઆવાડમા વીરપુર ગામમાં આવી પુગ્યા. રાત-દિવસની અતીશય મુસાફરી પછી મોઢા ઉપરથી ક્ષાત્ર નૂર ઉડી ગએલું, પરંતુ રાજબીજ કંઇ એમ ઢાંકયું રહે? કાઠીઆવાડના શૂરા કાઠીઓએ આ રાજવંશી જુવાનની ચાલાકી અને કુશળતા જોઇને તેને આશ્રય આપો, કાઠીઓ જ્યારે બ્હારવટે નીકળે, ત્યારે ભાવાભાઇ તેમની સાથે જાય, અને મરદાનગીભર્યું શૂરાતન બતાવી સૌને ચકિત કરે!

ધીમે ધીમે તેમણે એ મુલકમાં તેમની

સત્તા જમાવવા માંડી; એમણે સો કાઠીઓ ઉભા કર્યા, સો ઘોડાં લીધાં, અને એ સો ય કાઠીઓને સમશેરો સજાવી. પછી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે એમણે એ કટક લઇને ભાલ ભણી પ્રયાણ કર્યું;

ચચ્ચાર દિવસનાં વ્હાંણાં વાયાં, બાપુ ત્વરંગજી સૌની મોખરે પોતાની ઘોડી ઉપર બેઠા છે. પાછળ કાઠીઓનાં સો ઘોડાં ચાલ્યાં આવે છે, ઉનેળીયાની માઢમેડી, અને તેમાં ભર ડાયરા વચ્ચે તેમણે લીધેલું 'પણ' આજે સફળ થશે, એ આનંદમાં એ મશગુલ છે.

એમ કરતાં કરતાં પાંચમા દિવસની રાત્રે, મધરાત પછી આકાશમાં હરણ્યું ઉગી, તેના ઝાંખા પ્રકાશમાં ઉનેળીઆની માઢમેડી દેખાઇ, ઉનેળીઆ અને શગ્ગરાળાથી ઉત્તર-દક્ષિણ ખુણા તરફની બાવળની કાંટયમાં ઉનેળીઆ થી બે ગાઉ દુર એમણે પડાવ નાંખ્યો, અને એક સ્વાર તૈયાર કરીને ઉનેળીએ મોકલ્યો. તેની સાથે કહાવ્યું કે "ભાવો એનું પણ પાળવા આવે છે. માટે મરદ થાજો, સવાર ઉગને તો બોરૂ ભાવાને ઘેર હશે. પણ તમને ચેતવણી આપવા માટે જ આંહી લગી આવવું પડયું."

સ્વારે ઉનેળીએ જઇ ખબર કાઢ્યા પણ દરબારગઢ, અને ડહેલી બધું સૂનકાર! દરબારમાં કોઇ ન મળે!

જ્યારથી ભાવોભાઇ ઉનેળીઆ છોડીને નિકળ્યા, ત્યાર પછી અલિયાજીભાઇને ચેતા પૂગી ગએલા કે વેણુનો માર્યો ભાવો મને નહીં જંપવા દે, ત્યાર પછી એ એક પથારીએ કદી સુતા નથી. એક રાતમાં બબ્બે પથારીઉ બદલવી પડે છે. એમને ભાવાભાઇના ભણકારા વાગે છે પોતાની બધી ગામડીઓમાં વારા ફરતી મુકામ નાંખે છે અને આરબની બેરખ સિવાય કદી બહાર નિકળતા નથી. અને ભાવાભાઇ અચાનક બોરૂ ઉપર છાપ ન મારે એ બીકે ઉનેળીઆની રાજ્યધાની છોડીને પોતે બોરૂ રહે છે.

સ્વારે મારતે ઘોડે ભાવાભાઇને ખબર આપ્યા. ભાવાભાઇએ રાતવાઇ મુસાફરી લીધી. અને સાણીતળાવને માર્ગે થઇને બોરૂને રસ્તે ચડી ગયા, અને થોડી વારમાં તો "વાંકડા" નામે ખેતર છે, તેને શેઢે આવી પહોંચ્યા.

"વાંકડા" માં એક આદમી સાંતી હાંકે, નામ કોટો નકુમ: બીસેક વરસની અવસ્થા: ઘરનો સુખી: ૭ ૭ સાંતીની જમીન: અને એટલી જ જોડી બળદ. બોરૂ આખી એનાથી રાંડ નાંખે એવો એ કોટો નકુમ!

એને ખબર ખરી કે ભાવાભાઇએ બોરૂ સામે બ્હારવટું લીધું છે. પણ એ તો ધણી! વળી ભાવાભાઇ અને એ, બે તો બાળપણના ભાઇબંધ; દુરથી એણે ભાવાભાઇને આવતા જોયા અને બૂમ મારી:

"એ બાપુ, રામરામ!"

"રામ!" ભાવાભાઇએ જવાબ દીધો,

"બાપુ, આમ કઇ દશ? અહીં હમણા ઘોડાં ઠેરવો! કસુંબો-પાણી કરીએ, પછી જાજો!"

"નકુમ, કસુંબા પીશું હવે બોરૂના દરબારમાં, મરદને તો ખીરદ સચવાય, ત્યારે જ કસુંબા લીધા કામના! તમારા ઠાકોરને આજ આફળવાનાં નોતરાં દીધાં છે, વળી બોરૂ લીધા વીના તો પાણી ય અગરાજ છે, તેથી કસુંબાની વાત તો નહિં અને, નકુમ!"

ચતુર કોટો નકુમ સમજી ગયો કે અલીઆજી બાપુ બોરૂમાં એકલા હશે, બધા જુવાનીયા વાવણી ટાણું હોવાથી સીમમાં હશે. અલીઆજી બાપુ માથે ભાવોભાઇ આફળશે, પણ એમાં બોરૂનો એક ય રજપુત કામ નહીં આવે! એક બાજુથી ધણીને માટે માથું આપવાની ફરજ આવી છે. બીજી બાજુથી મિત્ર-ધર્મ બજાવવો પડે તેમ છે. હવે શું કરવું? મ...રવું બીજું શું?

બસ, નિશ્ચય થઇ ચૂકયો !

આ બાજુ ભાવોભાઇ ખેતરને શેઢે ઉભા છે. આ બાજુ રજપુત ઉથલ પુરી કરતો વિચારેૢ કર્યે જાય છે. એટલામાં ભાવોભાઇ બોલ્યા -

"નકુમ, મ્હારૂં 'પણ' તો તમે જાણો છો ! કાં તો બોરૂ લેવી, અને કાં તો એ લેતાં ધીંગાણાંમાં ખપી જાવું. જુઓ ! આપણે બાળપણના ભાઇબંધ છીએ, અને અહીંથી બોરૂનો સિમાડો શરૂ થાય છે, એટલે હું અહીંથી બધાયના સાંતી છોડાવીશ: અને સાૈને કહીશ કે તમારા દરબારની સાથે હું આફળીશ. તમે સાૈ અત્યારે એની વરતી છો. માટે સાંતી છોડીને ઘેર જાઓ, અને હથીયાર સજીને તૈયાર રહો ! નકુમ, તમે પણ તમારૂં સાંતી છોડો, અને ઘેર જાઓ. અધુરાં ભેરૂપણાં બે રૂને પાદર પુરાં કરશું ;"

કોટો નકુમ આ શબ્દો સાંભળે છે. અને મનમાં વિચારે છે કે વાહ વાઘેલા ! માએ જન્મ આપો પરમાણ ! કેટલો દાનો શત્રુ ! કેટલી ઉદારતા ! પણ રજપુત ! રજપુતોનો ધર્મ ત્હને શીખવવાનો ન હોય ! ધણીની ખાતર માથું ફૂલ ન કરૂં ! તો માએ નવ મહિના ભાર વેંઢાર્યો. તેનું માતમ ગયું ! વળી ત્હારા જેવા મિત્રને હાથેથી મરવાનો તો આજ કોડ જાગે છે ભાઇ ! જો જીવશું તો ધણીનું બીરદ સાચવશું, નહિતર ભાવાભાઇ જેવા મિત્રને હાથેથી મોત કયાંથી ?

એણે તૂર્ત સાંતી છોડયું. અને બળદની રાશ સાથીના હાથમાં આપીને કહ્યું." આ બળદ લઇને ઘેર જા ! અને દરબારમાં બાપુને સંભળાવજે કે ભાવો બાપુ આપણે સિમાડે આવી પહોંચ્યા છે, બીજું તો કશું નહિં બને, પણ કોટો આપને ન્હામે એનું માથું ઓળઘોળ કરશે ;"

સાથી બળદ લઇને બોરૂ ભણી ન્હેંતો થયો.

સાથી જેવો મામુલી માણસ દરબારમાં જઇને દરબારના આવાગમનનો સમાચાર કહે એ ભાવાભાઇને ન ગમ્યું. એને તો બરછીથી જ સદેશા આપવાના. ભાવાભાઇનું ક્ષાત્ર-ખમીર આ ન સહી શકયું. એમણે એમની ઘોડીને આગળ લઇ જઇને બરછી આગળાંના ચક્કર ઉપર ચઢાવી, અને નોંધીને સાથીના પડખાવગી ઝીંકી. ભાવાભાઇની એક બરછી પડતાં તો કાંકોટીઆ જેવા એ કોળીના પ્રાણ નીકળી ગયા. આ બાજુ કોટા નકુમની આંખ માંથી અંગારા મૂકાયા. એણે પડકાર કર્યો

"એ દરબાર, એમ સસલાં ડાંભ્યે બોરનું રાજ્ય ઘરે ન આવે ! જો મરદ હો તો મરદની સાથે બાઝવું'તું ; ફટયરે દરબાર, બે બદામના કોળીને ગુડતાં શરમ નો આવી ?"

નકુમ આ વેણ પૂરાં કરે ત્યાં તો દરબાર નજીક આવી પહોંચ્યા, "હવે મરદને ગુડું છું" એમ બોલીને એમણે બરછીને નોંધીને નકુમ ઉપર ઝીંકી પતંગીઆં જેવા નકુમ, પડખે ખસી ગયો, બરછી ભોંમાં વેંત એક ખુંચી ગઇ. બરછી જતાં દરબાર મુંઝાયા, અને કાઠીઓને રાડ કરી :

"એલ્યા દોડો ! એકાદો તમારી તરવાર આપી જાઓ ! મારો કાળ આવી પુગ્યો, હાંવો ! ઝટ લાવો ! મારૂં મોત બગાડતા નહિં ;"

પણ કાઠીઓ શેના સાળવે ? ધણીને માટે માથું વાઢી આપનાર, નકુમના શાૈર્યની તેમને પરિક્ષા હતી. કંઇ યે કહ્યા વિના એમણે એમનાં ઘોડાં પાછે મારગે હંકારી મુકયાં, કશું ન સમજાયું : દરબાર જોઇ રહ્યા.

"હે નિમકહરામો ! મોરૂં મોત બગાડયું ! ફટય ! કાઠીના દીકરાઓ ?" દરબારે ફટયકારા દીધા.

બોલતાં બોલતાં દરબારની પીઠ નકુમ તરફ થઇ ગઇ. પાછળ રહી રમતડી રમાય

છે એનું એમને ધ્યાન ન રહ્યું. ભોંમાં ખુંતેલી બરછી હાથમાં લઈને નકુમે દરબાર ઉપર ઝીંકી, પણ એની ઝનુનભરી આંખો નિશાન ચૂકી ! ઘોડીનો કાઠો વીંધીને બરછી વેંત એક ઘોડીની પીઠમાં પેસી ગઈ. ફડાક કરતાં ઘોડીના કાઠાનાં કાચલાં થઈ ગયાં !

ઘોડીની પીઠમાંથી પાછલે હાથે દરબારે બરછી કાઢી. બરછી હાથમાં આવતાં દરબાર સચેત થયા. બરછીને આંગળીઓના ચક્કર ઉપર ચઢાવી. ભુડી અને ફણું જાણે એક થઈ ગયાં. બરાબર નોંધીને એમણે છાતીની વચોવચ્ચ બરછી નાંખી; નકુમ પડ્યો; હેઠો પડ્યો ; . . .

પણ એ રજપુત ! છાતીની સોપટ નીકળી ગએલી બરછીને આંચકો મારીને એણે બ્હાર કાઢી. આંખે અંધારાં આવે છે ! ફેર આવે છે ! પણ ટટાર થઈને ઉભો રહે છે ઉભાં રહેવાતું નથી તો યે ઉભો રહે છે. બરછી હાથમાં લઈને એ બોલ્યો "દરબાર, બરછી મારતાં ન આવડી, જુઓ ! બરછી આમ મરાય !"

ઉતરતું બધું બળ એકઠું કરીને એણે દરબાર ઉપર બરછી નાખી ! દરબાર અને ઘોડીનું પેટ વીંધીને બરછી જમીનમાં બેમી ગઈ. દરબાર અને ઘોડી બન્ને સ્હામસ્હામા જડાઈ ગયાં. થયું ! દરબાર, નકુમ, અને ઘોડી, ત્રણેયનો આત્મારામ એક સાથે ગયો,

આ બાજુ ગામમાં ગોકીરો થયો, કોઈકે ખબર દીધા કે ભાવોભાઈ મરાયા. બાપુ અલિયાજી અને આખું ગામ પગપાળું ત્યાં ગયું. "ભાઈ ! ભાઈ !" એવા વસમા સાદ પાડીને અલિઆજીએ આકાશ ગજવાવ્યું : બને મરદની લાશો જોઈને દરબાર છાતી ફાટ રોયા

એરૂ લેવાની પ્રતિજ્ઞા લેનાર ભાવસિંહજી બેરૂની સીમ ઉપર સદાને માટે રહ્યા, એ રાજ્યપદ કેવાં ? સદા અવિચળ ! અમર ! ચીરકાળ !

*　　*　　*

ભાવસિંહજી નિર્વંશ મર્યા. અલિઆજી બાપુની વંશવૃધ્ધિ વધી. અત્યારે એ બારેય ગામોની ગાદી ઉપર અલિઆજી બાપુના વંશજ રાણા સુરસિંહજી ગાદીએ બિરાજે છે.

આ વાતોને બન્યાં પુરાં દોઢસો વરસ નથી થયા. જે ગામને ખાતર ભાવસિંહજીએ માથું ડૂલ કર્યું, તે ગામની બધી શોભા રાજ્યની ભૌતિક વૃત્તિથી નાશ પામી છે. અત્યારે બેરૂ ગામ પડી ભાંગ્યું છે. અસલની કશી શોભા અત્યારે નથી રહી. માત્ર ભાવસિંહજીના ધીંગાણુંના કીર્તિસ્થંભ સમી એક દેરી, અને ઘોડીનો એક પાળીયો પાસે પાસે જ્યાં તેઓ મરાયા, ત્યાં હજુ હયાત છે.

દરબારના શબને ગામમાં લાવી દેન દીધા. જ્યાં તેમની પુનિત ખાક પડી, તેની ઉપર એક દહેરું બંધાવી તેમાં પધરાવેલો ભાવાભાઈનો અશ્વારૂઢ પાળીઓ હજુ સૌ કોઈ જોઈ શકે છે.

હજૂયેય ગાદીપતી દરબારને કેંક થતાં ભાવાભાઈની દહેરી સુધી ત્હેમને પગે લાગવા આવવું પડે; રાણાજીનો રણવાસ પણ બેરૂથી પગે ચાલીને ત્યાં સુધી પગે લાગવા આવી જાય, એટલું એ જગ્યાનું મહત્ત્વ છે.

સીમમાં ખડ લેવાને જતી બેરૂની કોઈ વૃધ્ધ બાઈ તે દહેરીની પાસેથી પસાર થતાં ખભા પરની ગાતડી, અને મોજો છોડી નાંખે છે, અને મુએલ દરબારની દહેરીની લાજ કાઢી સંપૂર્ણ અદબથી ચાલે છે. મૂએલ દરબારની લાજ એને એટલી વ્હાલી હોય છે.　　( સંપૂર્ણ )

# વિનોદ-લહરી

## પાંચ મિનિટમાં કરોડપતી

અમેરીકામાં એટલો સટ્ટો ચાલે છે કે માણસ પાંચ મિનિટમાં કરોડપતી થઇ જાય છે. અને પાંચ જ મિનિટમાં કરોડપતીમાંથી બિલકુલ કંગાલ થઇ જાય છે. ત્રણ ચાર વર્ષ પહેલાં અમેરીકાના મી. જોજેફ હાડલેએ રૂના સટ્ટામાં પાંચ મિનિટની અંદર ત્રીસ લાખ રૂપિયા પેદા કર્યા અને તે જ દિવસે બપોર સુધીમાં ત્રીસ લાખની રકમ .મીને એક કરોડ વીસ લાખ થઇ ગઇ

## "હું" નહિ પણ "અમે"

એક ફર્મના બે ભાગીદાર હતા. એક વૃધ્ધ હતે અને બીજો યુવક. યુવક ભાગીદાર દરેક વાતમાં "હું" કહ્યા કરતો હતો. એક દિવસ વૃધ્ધ ભાગીદારે તેને કહ્યું "જો આપણે બન્ને માણસ આ દુકાનના ભાગીદાર છીએ માટે તું "હું" નો વ્યવહાર ન કર. હમણા જ તેં એક ગ્રાહકને કહ્યું હતું કે "હું હમેંશાં ઉચિત મુલ્ય લઉં છું." આ ઠીક નથી. તારે હમેંશાં "અમે" અથવા "અમે લોકો" નો વ્યવહાર કરવો જોઇયે. તારે ગ્રાહકને કહેવું હતું કે "અમે લોકો ઉચિત મુલ્ય લઇએ છીએ" હવે આનો ખ્યાલ રાખજે-હમેંશા "અમે" અથવા "અમે લોકો" નો વ્યવહાર કરજે."

થોડા દિવસ બાદ યુવકનાં લગન થયાં. લગન થઇ ગયા બાદ જે દિવસે તે દુકાને આવ્યો તે જ દિવસે એક ગ્રાહકે તેને પુછયું "આપ ઘણે દિવસે દેખાણા."

"ક્યાં હતાં?"

વૃધ્ધ ભાગીદાર પણ પાસે જ ઉભો હતો. યુવકે વૃધ્ધની તરફ જોયું અને ગભરાઇને ગ્રાહકને કહ્યું "અમારાં લગન હતા."

# તમારી ગરદન મજબુત શા માટે હોવી જોઇએ?

અર્લ. સી. ગ્રેગરીના એક લેખ પરથી
લખનાર: રા. રા. "કલાપ્રિય"

તમારા હાથમાં એક નાના બાળકને પકડો. તેનું માથું ચારે દિશાએ ડળતું જાય છે. તેની ગરદન તેના માથાને ધરી રાખવા માટે અશક્ત જણાય છે. એ ગરદન પ્રમાણમાં અતી નાની ને નાજુક અને હોડથી પેટ સુધી જીવનરસ વહેવડાવવાની નળીનું કામ કરવા સિવાય અન્ય કોઇ પણ કામ માટે નકામી લાગે છે. આપણને નવાઇ લાગે છે કે શરીરનો એ ભાગ વધારે મજબુત ને વધારે કઠણ ભગવાને કાં નહિ બનાવ્યો હોય.



ગરદન માટે કસરત ૧ લી

પણ દરેકની ગરદન જુઓ. એ ગરદન લાંબી કે ટુંકી હોય, ગોળ કે ખુણાવાળી હોય, પાતળી કે જાડી હોય, નરમ કે ભરાવદાર હોય, આકર્ષક કે બેડોળ હોય, છતાં દરેક ગરદન પોતા ઉપરનું માથું બરાબર ધરી રાખે છે. આપણું મન કોઈ વસ્તુ જોઈ ખુશ થતુ હોય તે વસ્તુ તરફ જોવા ને તેમાં રસ લેવા આપણે તે દિશામાં ગરદન ફેરવીએ છીએ. બાળપણમાં થઈ જતી કુદરતી કસરત, યુવાવસ્થા અને પ્રૌઢાવસ્થાની આવશ્યક પ્રવૃત્તિઓ અને લીલચાસો ગરદનને મજબુત બનાવતી જાય છે, અને તેથી તે બાળપણમાં હોય છે તે કરતાં વધુ મજબુત કમરા; બનતી જાય છે. પણ શારીરિક બળ આરોગ્ય અને સૌન્દર્ય માટે એ ગરદનને જેવી બનાવવી જોઇએ તેવી બહુ જ થોડા બનાવે છે.

ગરદન એ ધડ અને માથાને જોડનાર સાંકડી સંયોગીભૂમિ સમાન છે. આ જોડાણ મારફત જ મગજ બાકીના શરીર પર સત્તા ચલાવે છે અને ધડ, માથાને કાબુમાં રાખે છે આપણે ઘણી વાર સાંભળ્યું છે કે "મજબુત શરીરમાં મજબુત મન રહે છે." અત્યારે એ કહેવત યાદ આવતા આ જોડાણ પણ તમને યાદ આવશે જ.

વિશ્વસત્વમાં પહોંચી એ તેજપુંજમાંથી પોતાના આરોગ્ય અને પોતાની ક્રિયા માટે જે જોઇએ તે મગજ પરબારું મેળવી શકતુ નથી. તે જ રીતે

શરીર પણ પોતાના આરોગ્ય અને કર્તવ્ય ક્રિયાઓ માટે મગજનાં આંદોલનો પરબારું મેળવતું નથી. દેહના આ બે વિભાગ વચ્ચે એક સીધું જોડાણ છે અને જોડાણથી, ગરદનથી, તેઓ એક પોતાની ક્રિયાઓ પરસ્પર સમાનતાથી અથવા ઓછેવત્તે અંશે સ્વતંત્ર રીતે બજાવી શકે છે.

ગરદનમાં હાડકા, કોમળાસ્થિ (અર્ધું માંસ અને અર્ધાં હાડકા એ રીતે મિશ્રિત) હાડકાંને જોડનાર શીરાઓ, ચામડી, માંસપેશી, ચરબી, રક્ત વાહિની ધોરી નસો, નાડી, માંસપિંડ, જ્ઞાનતંતુઓ, પાસળીની નસ આદિ હોય છે. આ વસ્તુઓમાંની કેટલીક જોડવાનું, ટેકો આપવાનું, રક્ષણ કરવાનું, કડક રાખવાનું, વળી શકે એવી નરમાશ આપવાનું વગેરે કાર્ય કરે છે. આ સર્વ કાર્યો નિસદેહ જરૂરનાં છે, પણ મગજમાં પહોંચનાર ગરદનની ધોરી નસો, મગજના નકામા પદાર્થો એથી લાવનાર નાડીઓ, પાંસળીના હાડકાં વચ્ચેથી પસાર થતી પાંસળીની નસ, અને માથા પરથી નીચે ઉતરી પાસળીની નસની બહાર ફેલાનાર કેટલાંક જ્ઞાન તંતુઓ એ સર્વ એથી ઘણે વધારે અંશે જરૂરનાં છે.

આ સર્વ રચના એક મજબુત શરીરને મજબુત મન ઘડવામાં કે એક મજબુત મનને મજબુત શરીર ઘડવામાં મદદ કરે છે. શરીરની જે ધોરી નસો



ગરદન માટે કસરત બીજી



ગર ન માટે કસરત ત્રીજી

ગરદનને રસ્તે માથા સુધી પહોંચે છે તે મગજને પુષ્ટિ આપે છે અને તેના બંધારણ અને તેની ક્રિયાઓ માટે જે જે સત્વો તેને જરૂરના હોય છે તે પહોંચતાં કરે છે પાંસળીવાળી નસ મગજ અને શરીરના દરેક ભાગને જોડનાર જ્ઞાનતંતુ વહન કરે છે, અને કેટલાંક જ્ઞાનતંતુઓ તો મગજમાંથી સીધા નીચે ગરદનમાં ઉતરે છે ને ગરદનની માંસ પેશીઓ તથા ચરબી તેમને રક્ષનાર ઢાલરૂપ બને છે. આ જ્ઞાનતંતુઓનો શરીરની અનેક સત્વશાળી ઇંદ્રીયો સાથે ગાઢ સંબંધ હોય છે.

ગરદન ખરેખર એક રાજમાર્ગ સમાન છે. તેની ઉત્તર દિશામાં મગજ માટેનો ખોરાક જાય છે, દક્ષિણમા મગજ માટે જે નકામા હોય તે પદાર્થો નીચે ઉતરે છે, અને એ બેઉ દિશાએથી અનેક સંદેશાઓ સામી દિશામાં જઇ મગજ અને શરીરના દરેક ભાગને શું કરવું, શું ન કરવું, કેમ કરવું, કેટલું કરવુ એ સર્વ સૂચનાઓ પૂરી પાડે છે. મગજમા ઉદ્ભવેલો દરેક વિચાર ગરદન દ્વારા જ પસાર થઇ સીધી કે આડકતરી રીતે શરીરને અસર કરે છે.

એટલા માટે આ રાજમાર્ગ—ગરદન—ઘણો અગત્યનો છે ને તેને ઉત્તમ સ્થિતિમાં રાખવો એ તેટલુ જ આવશ્યક છે શારીરિક કે માનસિક વિકાસ સાધનાર કોઇ પણ વ્યક્તિ, કુતેહમંદ ધંધાદારી, શારીરિક કસરતના ઇનામો જીતનાર ગાયક, નટ, ખેડુત વિગેરેની ગરદન તમે જોશો તો જણાશે કે તેની ગરદન સુઘટ રીતે ગોળ, ખભાના પ્રમાણમા વિકાસ પામેલી અને માથાને મક્કમ રીતે ટેકો આપતી તમને જણાશે.

પાતળી ગરદનવાળો માણસ અસાધારણ તંદુરસ્તી ધરાવી શકે નહિ સાવધ મગજ, તેજસ્વી શક્તિ અને નિયમિત હૃદય અને ફેફસાની નિયમિત ગતિ એ સૌને ગરદન સાથે ઓછો વત્તો સંબંધ છે.

ગરદનનો સારી રીતે વિકાસ કરવામાં આવે તો એ બે તૃતીયાંશ ભાગ સ્નાયુ જ છે, અને પાતળી ગરદનમા પણ અર્ધો ભાગ સ્નાયુ તો છે જ. તેથી ગરદનવાળા ભાગને કસરતની જરૂર છે સ્નાયુઓનો ઉપયોગ કર્યા વગર તે ઘટતી સ્થિતિમાં ન જ આવે, અને સ્નાયુનો ખરો ઉપયોગ કસરતથી થાય ગરદનના સ્નાયુઓને કસરત મળવાથી

ગરદન વધુ મોટી, વધુ ગોળ ને વધુ સારા દેખાવની થશે ને તે સાથે શરીરની સાધારણ તંદુરસ્તી કેટલીક અંશે સુધરવા ઉપરાંત મન પણ વધારે ચપળ થશે.

ગરદનના સ્નાયુઓને એ એવી કસરત કરવાથી સાધારણ તંદુરસ્તીને તુરત અસર થશે, જો કે



ગરદનની કસરત ૪ થી

શરીરનો અમુક ભાગ જ કસાય ને બાકીના એમને એમ રહે એવી કસરત કરવી વ્યાજબી નથી. જલ્દી પરિણામ મેળવવાની આશાએ કેટલાક ગરદનના સ્નાયુઓને કસવાની કસરત પાછળ વખત ગાળવાનું પસંદ કરે છે, કારણ કે કસરતની સૌથી વધારેમાં વધારે ઝડપવાળી અસર ગરદન ઉપર જ થાય છે. પણ મગજ પર આ કસરતથી થતી ઝડપી અસરને લીધે અને હૃદયના ધબકારાની ગતીમાં વધતા વેગને લીધે કેટલાક ગભરાઈ આવી કસરત શરૂ કર્યા પછી તુરત છોડી દે છે. ગરદનને માટેની કસરત શરૂ કર્યા પછી મગજમાં ગુચવાડો થાય છે ને હૃદય ખૂબ જોરથી ધબકે છે. પણ થોડા દિવસની કસરત પછી આ સ્થિતિમાં ફેરફાર થાય છે.

કેટલાકને કસરતનો અસાધારણ પ્રકાર પસંદ હોય છે, જ્યારે કેટલાક ઓછી ગડમથલવાળી કસરતો શોધવાનો પ્રયત્ન કરે છે. સ્નાયુને કસરત આપવાનો ઇલાજ તેના બે છેડાને પાસે લાવ્યા સિવાય અન્ય કોઈ નથી. આ લેખમાંના ચિત્રો પરથી ગરદન માટેની ઉત્તમ પ્રકારની કસરતોનો ખ્યાલ આવશે. હાથને કસી ગરદનને કસરત આપવાનો પ્રકાર ઉત્તમ છે. આ બે રીતે થાય. ગરદન વળે ત્યારે હાથ સ્થિર રહે એ એક રીત, અને હાથથી ગરદનના સ્નાયુઓ પર ભાર મૂકવો એ બીજી રીત.

યાદ રાખો કે ગરદનની સ્થિતિ તમારા શારીરિક બળની સૂચક છે, એટલું જ નહિ, પણ તે તંદુરસ્તી બતાવે છે અને એકબળને વધારવા માટે ગરદન જ શરીરનો સૌથી વધુ સગવડભર્યો ભાગ છે.

(સંપૂર્ણ)



# ચંદુના વિવાહ

લેખક: રા. રા. કિશોર વકીલ.

કાશીમાસી સાજા થયાં એમ આગળ કહ્યું નથી તેથી એ અનન્તતામાં ભળી જ ગયાં એમ માની લેવાની જરૂર નથી. આમ થયું હોત તો પ્રભુ પર નિર્દય હોવાનો આરોપ છે તે કેટલેક અંશે ઓછો થાત. કારણ કે જ્યારે જ્યારે એમનો તોફાની ચંદુ એમને પજવતો ત્યારે એ "તારું સત્યનાશ જાય રે મ...હું તો ભગવાનને હાથ જોડીને કહું છું કે હવે મને ઉપાડી લે. આની મા મરી ગઇ અને મૂ...ને કરમે હું ક્યાંથી જીવી? મૂ...ને આખો દહાડો હુલ્લડ હુલ્લડ વગર કંઇ બીજો ધંધો જ નથી" એમ કંઇક શ્રાપ આપી, કંઇક પોતાનું દુર્ભાગ્ય વખોડી, કંઇક એનું તોફાન વર્ણવી કંઇક એની મૃત માતાનું સદ્‌ભાગ્ય વખાણી કાશીમાશી ચંદુને ધમકાવતાં. પણ ઇશ્વરે જાણ્યું હોવું જોઇએ કે કાશીમાશીના શબ્દો બધા કંઇ અંતરના ઉદ્દગાર ન હતા. એમણે માશીબાને મોટે ઘણી યે વાર અમારે ત્યાં કહેલું કે ચંદુને પરણાવીને મરે તો એમના જીવને ટાઢક થાય. સત્યાનાશ જાવ કહેવાથી સત્યાનાશ જતું નથી એમ પણ એમને પૂરી ખાત્રી હોવી જોઇએ, કારણ કે એમની છોકરીનું માશીબાના કહેવા પ્રમાણે, એમણે ઘણી યે વાર સત્યાનાશ કાઢ્યું હતું છતાં ચંદુ આજ દશબાર વર્ષનો થયો હતો.

પણ કાશીમાશીને ન્યાય કરવાને કહેવું જોઇએ કે ચંદુ ખરેખરી તોફાની બુટ્ટી હતો. એના બાપ એને છસાતેક વર્ષને મૂકીને ગુજરી ગયા પછી, એ અને એની નાની બેન સવિતા એની બા સાથે સુરત રહ્યા હતાં. જેવાં માશીબા મારીમાના માશી હતાં તેવાં કાશીમાશી ચંદુની માના માશી હતાં. ભાણેજ જવર મરી ગયા પછી કાશીમાશીને એમની વહાલી ભાણેજ અને તેનાં છોકરાંઓ ભેગાં રહેવાનું મન હતું. પણ ચંદુની માને સુરત જ ગોઠી ગયું હતું અને કાશીમાશી લગ્ન પછી મુંબઇમા રહેલાં હોવાથી એમને મુંબઇ છોડવું ન ગમતું. કાશીમાશીનો વર ત્રીકમ નોતરીયો નોતરીયાની તાણના વખતમાં ઠીક ફાવી ગયો હતો અને કાશીમાશી મુંબઇમાં નીરાંતથી રહી શકે તેટલું મુકી ગયો હતો. આથી માશી ભાણેજ સુરત મુંબઇ આવજાવ થતી તે સિવાય જુદા જ રહેતાં. ફક્ત ગયે વર્ષે ચંદુની મા પણ ગુજરી ગઇ અને કાશીમાશી એમનાં ભાણુજાઓને મુંબઇ પોતાની સાથે રહેવા લઇ આવ્યાં.

માશીબાના વર લલ્લુમાસાની રાંદેરમાં ગાધીની દુકાન હતી અને સુરતમાં ઘીની દુકાન હતી. આથી માશીબાનું એક ઘર રાંદેરમાં અને એક સુરતમાં હતું. ચંદુ સુરતમાં માશીબાના જ લતામાં રહેતો હોવાથી માશીબા એનું બધું તોફાન જાણતાં. તે ઉપરાંત કાશીમાશીની સવિસ્તાર ટીકા સાથેની ફરીઆદે, અને ચંદુના પરિચય પરથી મને એ રમુજી છોકરાનો પુરો ખ્યાલ આવ્યો હતો.

ચંદુ તોફાની હતો, ટીખળી હતો. હાસ્યકાર કલમથી હસાવે તેમ એ વર્તનથી હસાવતો. એને જોતાં 'જીવનનો ઉલ્લાસ' અને આનંદમય ઐશીકરાઈ મૂર્તિમંત દેખાતાં. મુંબઈના માળાઓમાં રમીરમીને છોકરાં બાયલાં થઈ જાય છે તેમ એની બાબતમાં નહોતું બન્યું. એણે હોળીની લડાઈમાં ભાગ લઈ એક વાર હાથ ઉતાર્યો હતો, ગણેશ ચતુર્થીને દિવસે ગલીમાંથી ટોપલો ભરીને પથરા વીણી તે પાડોશીની ચીઢીઅણ ડોશીના પતરા પર ફેંકી ટોપલા ભરીને ગાળ તેના બદલામાં લીધી હતી. ચોરીના દહાડામાં રોન ફરાતી અને એક પથરો પડતાં હાથમાં ફાનસ અને શાકરાં લઈને દોડી આવતા તે વખતે પોતાની અગાશીમાંથી ઢેફાં નાખી ઘણીવાર એણે પોળના લોકોને ગભરાટમાં એકઠા કર્યા હતા અને પછી સતો થઈને ટોળામાં ઘુસ્યો હતો. હોળીમાં કંઈક ડોશાડોશીની ખાટલી કાઢી હતી અને ઘણી યે વાર નિશાળે જવાનો વખત થતાં ઘેરથી ચોપડીઓ લઈને કિલ્લાના મેદાનમાં જઈને મારદડી રમીને અભ્યાસ કર્યો હતો. નાની શી પાટલુન અને એક ખમીશભેર એ ચકલિલ્લુ રમતા રમતા પગ પર પટાકડી ખેલાવતો ટાવર સુધી ગબડી મારતો. આખી ન્યાત અને મહોલ્લો એકે અવાજે કહેતા કે ચંદુ બહુ જ તોફાની હતો, છતા બધાને કબૂલ કરવું પડતું કે એ આનંદી અને ચાલાક હતો.

એક વર્ષમાં તો ચંદુએ કાશીમાશીને ત્રાહિ ત્રાહિ પોકરાવ્યાં હતાં. "ભણેલા બાપના છોકરા" ચંદુમાં ઝાઝી "ધરમની સમજ" ન હોતી. તેથી વારે વારે સત્યાનાશ કાઢી કાશીમાને ધર્માચાર્યની જગા લેવી પડતી. દિશાએ જઈ આવ્યા પછી નવડાવવાની દરકાર રાખવી પડતી. દરશન કરવા ગયો હતો કે નહિ તેની પુછપરછ કરવી પડતી. મહારાજજીને મહારાજ અથવા બાવાના ન્હાનમ લાગે તેવા શબ્દથી સંબોધવાને ઠપકો આપવો પડતો.

કાશીમાશીને પજવવામાં પણ તે બાકી ન મૂકતો. કામ કરીને નથી કર્યું એમ કહી કાશીમાશીના મગજની કમાન છટકાવી પુષ્પાંજલિ સાંભળવામાં તે આનંદ માનતો. એક દિવસ સવારમાં માશીમા ગયાં હતાં ત્યારે પથારીને માથા પર મૂકી સવિતા સાથે મજુરી માટે રકઝક કરતા મજુરનો પાઠ ભજવતા ચંદુને, આમલીના પાંચ ચીચુડાથી પાંચ આનામાં પતાવવા માગતી સવિતાને, અને ગાળો દેતાં કાશીમાશીને એમણે જોયાં હતાં.

કાશીમાશી તો એમ જ સમજતાં કે સારું યે મુંબઈ ચંદુને છેતરવાને જ દુકાન માંડી બેઠું છે. તેથી ચંદુની ચોપડીઓ લેવાતી હોય કે બુટ ચંપલ આણવનાં હોય ત્યારે "ભઈ ઈશ્વર ચંદુને 'ચંપા' અપાવી આવજે" તો હુકમ કાશી માશી કહેતાં. અરે, એટલું જ ઢંકન હોય તો બસ, પણ જો કમભાગ્યે ચંદુનાં ધોતીઆં ફાટતાં કે નેટણુક ખોવી જતી કે છત્રી તુટી જતી તે પળે ઈશ્વરની પનોતી બેસતી. ચંદુનું સત્યાનાશ કાઢી, તેનાં તોફાન અને દુર્ગુણો પર લંબાણુંી વિવેચન કરી, કાશી માશી આરતેથી ઉંચરે કહેતાં "ઈશ્વર, ભાઈ જરા બે ધોતીઓ અપાવી આવજે." અને કાશીમાશી, Personal attendant on her highness the Masiba રહ્યાં એટલે ઉડાવવાનું તો બની જ ન શકે. વળી ચંદુ અને કાશીમાશી બંનેને ખુશ કરવાનું કામ રાજા અને પ્રજા બંનેને રાજી કરવા મથતા સચિવવર્ય કરતાં પણ વધારે અઘરું હતું. કાશીમાશી ચંપલ લાવવાને બારથી ચૌદ આના કે બહુ તો રૂપીઆનું અંદાજપત્ર પસાર કરતાં અને ચંદુને ક્રોમની સત્તા બે રૂપીઆ સિવાયની ચંપલ પસંદ ન પડતી. વચ્ચેના વળની સવા દોઢ રૂપીઆ વાળી લેવો તો કાશીમાશી પૈસા વધારે ખરચ કરાવવા માટે મારા પર ચીડાતાં અને ચંદુ મનગમતી ચંપલ ન મળી

તેથી નારાજ થતો. આ મુશ્કેલી છતાં ચંદુની સોબતથી મને પૂરતો વિનોદ મળતો. રસ્તામાં એ કેટલાક છોકરાને મેચ રમવા આવવાનું યાદ દેવડાવતો, કેટલાકે વાંસા પર હાથ ન રાખ્યો હોય તો "રાતના બાર" કહીને અટકતો મુક્કો ધમ્મ દઇને ઠોકી બેસાડતો અને વેચનારાઓનું, પ્રસ્તાગીયાઓનું, ફેરીઆઓનું અજબ અનુકરણ કરતો. એક વાર ચંદુને લઇને માર્કીટ જતો હતો તેવામાં માધવબાગ આગળ ૭ સાત વર્ષની છોકરી એની મા સાથે જતી હતી. ચંદુએ હીરા એમ બરાડીને ચપટામાં તે ફુટડી છોકરીનો ગાલ પકડી હલાવ્યો. છોકરીને કે એની માને આનાથી જરા પણ નારાજી થઇ હોય એમ ન લાગ્યું. મેં પુછ્યું ત્યારે કહ્યું કે એ તો રતન બેનની હીરા હતી. અને રતન બેન એના દુરનાં સગાં હતાં.

ચંદુ તોફાની હોવા છતાં, અને એની કમાઇ જવાની શકયતા હોવા છતા, અને વારંવાર એનું સત્યાનાશ જાય એવી ઇચ્છાઓ અસંખ્ય વાર આર્તસ્વરે પ્રદર્શિત કર્યા છતાં એ ઇચ્છાઓ પાર પડતી અટકે એવા મનોરથો અને યોજનાઓ કાશીમાશી કરતાં. ચંદુના વિવાહ કરવા અને લાગ ફાવે તો એને પરણાવી દેવા કાશીમાશી ઘણાં જ ઉત્સુક હતાં. અને આ શુભ કાર્યની યોજનામાં માશીબા એમનાં મુખ્ય સલાહકાર હતાં. ચંદુને મન હશે કે કેમ તે તો કોણ જાણે, પણ કાશીમાશીને તથા માશીબાને "અલ્યા તને કાળી કન્યા ગમે કે ગોરી" "સાસરે જવું ગમે કે," વગેરે પ્રશ્નો પૂછી નાદાન છોકરાં છોકરીને ચગાવવાની ટેવ હતી, પણ તે સાથે વિવાહ કરવાનો પ્રસંગ આવે ત્યારે એક અક્ષર પણ ન પૂછવા જેટલું તેમનામાં ડહાપણ હતું.

આ ઉત્સુકતાને લીધે માશીબા તથા કાશીમાશીની કેટલાક દિવસ થયાં મસલત ચાલ્યા કરતી હતી અને તેને પરિણામે એક પૈસાદાર ડોસાની વિધવા સંતોકબેનની છોકરી રમણને ચંદુની ભાગ્યવિધાત્રી તરીકે પસંદ કરવામાં આવી હતી. એક રવિવારે કાશીમાશી આવ્યાં ત્યારે પાછી એ વાત નીકળી. કાશીમાશીને પણ એ વાત પસંદ આવી હતી, પણ "એ રાં-છોકરીની મામાં" પોતાની અક્કલ ન હતી તેથી ગોઠવું બેસશે કે નહિ તેની બીક હતી. પણ માશીબા એમ હારે એમ ન હતાં. સંતોકના ઘરમાં કોનો કારભાર હતો તેટલી ખબર કાઢી લીધી અને ચંદુને માટે એ સબજપરી લઇ આવવાનું બીડું ઝડપ્યું.

"પણ આટલી બધી ઉતાવળ શું છે?" મેં પૂછ્યું "ચંદુ તો હજી દશબારે વર્ષનો થયો અને તમારી પસંદ કરેલી વહુ એને ગમશે જ એવી શી ખાત્રી?"

"બેસ, બેસ, હવે એ તો તારો કાકો જીવતો હતો તેમા, નહિ તો તને આટલો મોટો થવા દીધો હોત કે! લોકો તો મને ખાઇ જતાં હતા" માશીબાએ કહ્યું.

"એ મુ...ને પૂછે શું? પૂછે તો શું કહે છે તે ખબર છે? એ નફ્ટ તો કહે છે કે એને તો રતનની હીરા ગમે છે." કાશીમાશીએ કહ્યું. ને મને પેલી માધવ બાગ આગળ મળેલી રૂપરૂપના અંબાર સમી હીરા યાદ આવી. ચંદુની શી વાત? જ્યારથી મેં જોઇ હતી ત્યારથી મારી આંખ આગળ એ છોકરી તરવરતી હતી.

"ને એ પાંચ વર્ષના ઢીચકાને કરે યે શું? કોણ જાણે કયારે યે મોત આવે? આવી મોટી મળે તો બે વર્ષે પરણાવીને નીરાંતે કાશી મરે."

"નાની યે ખરી ને સગી યે ખરી. રતન એના દાદાના બાપના મામાની છોકરીની છોકરીની છોકરી.. આટલા બધા પાસેપાસેમાં સમર્પણ કરીએ તો છોકરાં સુખી ન થાય."

રણુરંભોરનો કીલ્લો સર કરી આવ્યાં

કે નહિ તે મેં માશીબાને રાત્રે પૂછ્યું, પણ માશીબાએ આંગળીથી "ચૂપ" કરી, મન્દ મન્દ હસતાં ડોકું ધૂણાવતાં ધૂણાવતાં, તું જોયા કર, જોયા કર એમ ફક્ત એમની વિજય ભરી આંખોથી જ સમજાવ્યું, અને પાશેર દૂધ વધારે લેવાની પ્રમિલાને છૂટ આપી. આથી માશીબાની થોડીઘણી સિધ્ધિની તથા બીજે દિ-સે કોઇ ખપ પડે એવું માણસ આવશે તેની મને ખાત્રી થઇ. જો કે કેટલાં માણસ આવશે તે તો ન કળી શકયો, કારણ કે પાશેર દૂધમાંથી—અને તે યે મુંબઇના પાશેર દૂધમાંથી—કેટલા પ્યાલા ચા બની શકે તેનો આધાર બનાવનારની કળા અને વ્યક્તિત્વ પર રહે છે.

બીજે દિવસે સાત સાડાસાત સુધી ચા ન મળી એટલે શરદ્ચંદ્રને ત્યા રટવનું સંગીત સાંભળતાં એમના એક લેખ માટે એમને અભિનંદન આપવા જતાં, મળી ગઇ. સવારમા કોઇ આવવાનુ હોય ત્યારે અમારે ત્યાં તેમને માટે ચાનો સમય ખમેડવો પડતો આવેલું માણસ તમે પણ પીશોને એમ પૂછે અને માશીમા મારી પાસે "મે તો પીધી છું તો એક જ વાર પીઉં છું" એવા જવાબની આશા રાખે તે વખતે ભોજરાજાના જેટલુ દાન આપતો હોઉં. તે પ્રમાણે "તો હું પણ થોડી પીશ ત્યારે" કહેવાની લાલચ થઇ આવતી. આથી અમારે ત્યાં એકવગી જ વ્યવસ્થા કરવામાં આવી હતી.

ત્યાર પછી થોડો વખત રહીને અમારી ન્યાતના માકુભાઇ એમના છોકરા અંબાલાલને લઇને આવ્યા. માકુભાઇની મારકીટમાં દુકાન હતી અને હું એમને ત્યાં ધોતીઉં લેવા ગયો ત્યારે "વાપરીને કહેજો" કહીને વાપરીને એ ધોતીઆભેર તો કહેવા ન જ જવાય એવું ધોતીઉં એમણે બાંધી આપેલું, એટલે એમની સાથે મારે પરિચય હતો. છોકરો ગોરો ગુલાબી અને સોળેક વર્ષનો હતો અને ચાઇના સીલ્કનો કોટ અને ઝીકની ચકચકતી ટોપી પહેરીને આવ્યો હતો.

દાદર આગળ જ એ યુગલ મને મળ્યું "કેમ આવું જ ધોતીઉં તે દિવસે આપ્યુ કે માકુભાઇ શેઠ?"

"જવાદોની ભાઇ, કેમ લોભ્યા ને શું કમાયા તે અમારું મન જાણે છે. તમારા પછી જે લઇ ગયા તેની પણ તે જ ફરિયાદ આવી. કોઇ ધારે કે ન્યાતીલા સાથે જાણી જોઇને આમ કરતા હશે, પણ અમારો ધંધો જ એવો રહ્યો. અમે ભલભલા વેપારીઓ છેતરાઇ ગયાને!" આ સાથેસાથે શીરા અને કંસારમાં સ્વાદને માટે મસાલો ભભરાવવામાં આવે છે અને વાકયોમાં અલ્પવિરામ અને બીજાં વિરામચિન્હો થાકને માટે કે અર્થસૂચન માટે વપરાય છે તેમ માકુભાઇ છૂટથી કેટલાક રસિક વિશેષણોનો ઉપયોગ કરતા, પણ વાંચકની બીનકેળવાયલી રસવૃત્તિને એ નહિ રૂચે તેથી અહીં તથા આગળ તેમને ઉપાડી લેવાનું જ યોગ્ય ધાર્યું છે.

"આપણી ન્યાતનો કોઇ······ઇશ્વરીઓ આ માળામાં છે કે? એ·········ની ઓરડી બતાવશો?" ચલો કહીને હું એમને મારી ઓરડી આગળ લઇ ગયો. આજ મહી પુરૂષને લીધે મને સવારમાં ચા નહોતી મળી એ હું જાણી ગયો, અને પહોંચતાં ગંભીરાઇથી એક સલામ ભરીને કહ્યું "હું જ ઇશ્વરીઓ."

માશીબાના ભાવભર્યા આવકારમાં માકુભાઇ શેઠના ક્ષોભને આશ્રય મળ્યો.

"આ તમારો છોકરો કે માકુભાઇ" એ પ્રશ્ન પૂછી "ભગવાન છત્રતા રાખો ને સો વરસનો કરો" નો આશીર્વાદ હુંકારમાં જવાબ મળતાં માશીબાએ આપ્યો અને છોકરાને પ્રશ્ન પરંપરા પૂછવા માંડી. પણ માકુભાઇ શેઠ જ બધા જવાબ આપતા અને છોકરો હા કે ના ના ડોકાં હલાવતો. જ્યારે જ્યારે માકુભાઇ એનું નામ દે ત્યારે એને ગલગલીયાં થઇ જતાં.

આંખ ઝીણી કરી, ગાલ ફુલાવી, મોઢું પુહુલું કરી એ મુંગુ હાસ્ય હસતો. અને એના ભરાઉ ગાલમાં ભરતી આવતી ત્યારે તેમાંની નાની હોડકાં જેવી થઇ જતી આંખો ડુબુંડુબું થઇ જતી.

માકુભાઇ શેઠે સ્વસ્થતાં મેળવી લીધી. કેવી કરભાગ્યની પળે અજાણ્યાણે એમણે મને ખરાબ ધોતીઉં આપ્યું હતું તેની વાત કરી, જાણીજોઇને ત્યાંનીશ્રાને ખરાબ માલ આપનારા વેપારીએ કેટલા નરાધમ હોય છે તેનો ખ્યાલ આપ્યો, કાપડની જાત પારખવી એ વેપારીને માટે પણ કેટલીક વાર કેટલું અઘરૂં થઇ પડે છે તે સમજાવ્યું અને મને સાંજે આવીને સારૂં ધોતીઉં લઇ જવાને કહ્યું, પૈસા પણ નહોતા જોઇતા એમ પણ એમણે સૂચવ્યું.

"પછી પેલાનું શું થયું ?" માશીબાએ પૂછ્યું.

"હું કાલે જઇ આવ્યો. મેં કહ્યું તેમ હોય તો વાંધો નહિ આવે. તમારૂં શું ?"

"હું પણ ગઇ કાલે ગઇ હતી. અમે પણ તૈયાર છીએ. હવે તમે દિવસ નક્કી કરો તેની ખોટી. હવે તો શંકરના છોકરાનું નામ લઇને કરો કંકુના."

"હું જોશીને પુછીને મુરત નક્કી કરીશ, તમે મંદિરે આવો ત્યારે દુકાને ખબર કાઢી જજોની."

માશીબા ચાલ્યા ગયાં ત્યારે અંબાલાલને મોનવ્રત ભંગ કરવાનો પ્રસંગ આવ્યો. એમના જોશીનું નામ પૂછતાં, માકુભાઇ શેઠ બિચારા નાક પર ચૂપ કરવાની આંગળી મૂકી પ્રાણશંકર જોશીનું નામ ભૂલી ગયા હતા તે યાદ કરવા વ્યર્થ પ્રયત્ન કરતા હતા તે વખતે અધીરાઇથી અંબાલાલને સહેજ અચકાતી જીભે "પ-પ-પ્રાનશંકર" કહી કર્ત્તવ્ય શાળી પુત્રની માફક પિતાને મદદ કરવી પડી અને હું પાસે બેઠો હતો તેના પર એમના કમળ વદનમાંના અમૃતબિંદુઓના સીકરો એમણે ઉરાડયાં. પણ અમારે એ છોકરાંનું શું કામ હતું ! અમારે તો ચંદુની વહુ જોઇતી હતી. એમના ગયા પછી મેં ચંદુની વહુને આગળથી જોવાની અને બને તો ચંદુને બતાવવાની આગ્રહ કરી. બીજી વાત માશીબાએ ઉરાડી દીધી અને પહેલીને માટે કહ્યું "દીકરા જો જો તો ખરા વહુ કેવી છે તે !"

અને એ શુભ દિવસ પણ તરત આવ્યો, જ્યારે માશીબાએ મને કહ્યું કે બીજે દિવસે અમારા તરફથી બે જણને ચાંદલો કરવા જવાનું હતું. હું તો જાણે ખરો જ અને બીજા શરદચંદ્ર. મંદવાડમાં માશીબાએ એમની એવી બરદાસ્ત કરેલી કે શરદચંદ્રે તુડપુલેનું કામ મૂકીને પણ આવવાનું કબુલ કર્યું હતું. પણ માશીબાએ જ્યારે બે વિવાહ કરવાના હતા એમ કહ્યું ત્યારે મને ઘણું આશ્ચર્ય થયું. માકુભાઇ શેઠ "રા–સંતોક"ને ત્યાંના કરતા કારવતા હતા અને એમના ચિરંજીવી અંબાલાલ સવિતાના ભાવિ પતિ હતા.

આ અંબાલાલ સવિતાનો વર ! મને થયું. સવિતા, ક્યાં એ શામળી પણ સકકાદાર માજરી, લુચ્ચી સવિતા, ચંદુની તાફાની બેન સવિતા, અને ક્યાં આ મુખીની જેમ હસતો, થુંક ઉરાડતો, તોતડાતો અંબાલાલ ! આવાં લગ્ન થાય તો પરણેલાંના ભાવિજીવનના ચારિત્ર્ય માટે કોણ જવાબદાર ?

આ ત્રાસ પમાડે એવી અન્યાયી, વેપારી ગોઠવણથી મને બહુ લાગી આવ્યું. "આ તો ગજબ થાય છે માશીબા" મેં કહ્યું, "આમ નિર્દોષ બાળકોના જીવનનાં સોદા કરવાના ! તેમને ચીમવાળી નાખવાના, સદાને માટે દુઃખના ખાડામાં નાખવાના !" મારાથી આવેશમાં બોલાઇ ગયું.

"મુઆ રે," માશીબાએ જવાબ આપ્યો, "અમે એમને સુખી કરવા માંગીએ છીએ કે દુઃખી ? શું છે ખામી છોકરામાં ? કેવો

કપાળો હીરા જેવો તો છે, રંગે ગોરો છે, પૈસો છે. પંદર સોળ વરસનો છે પણ આપણી સરલી શું...ઉકરડાની જાત તેને વધતાં કેટલી વાર? હું તારા માસાને પરણી ત્યારે સાત વરસની હતી કે વધારે? જોની અહુંડા હું પચાશ સાઠ વરસની ડોશી છું. ને સહેજ છબ ચટકે છે, તો તારા માસાની ક્યાં નહોતી અટકતી? વળી સારા મનીખ સાથે જાત થય તે જુદો. લે મારુભાઇએ આ તારે માટે ઝીણા પોતનું મજાનું ધોતીઉં આપ્યું છે. કાલે શનિવાર પણ છે. પહેરીને જજે."

"મશીમા એ ધોતીઆને ફાવે તેમ કરો એ "ચોકીના વેપાર"ની આવકને હું કદી યથી પહેરવાનો" મેં મક્કમતાથી કહ્યું. મારૂં સગજ આજે ફર્યું હતું. માશીમા અંતરથી ઉકરાઓનું હિત વાછતા હતા અને સુખી ગશે એમ માનતા હતાં તેમ હું ચોક્કસ માનતો હતો, છતાં મારુભાઇનું આ ટલો બધો સદ્‌ભાવ બતાવવાનું કારણ પણ હું જાણતો હતો. માશીમાએ એક પુષ્પાજંલિ આપી, પણ મેં સાંભળ્યું નહિ અને જવા બેને કહતે ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારથી કાશીમાશીને ત્યાં જ ધામા હતા. પ્રમિલા સગાવહાલા જમવાનાં હતા તેથી રસોડામા મદદ કરવાને, માશીઆ સાધારણ દેખરેખ રાખી આમથી તેમ ને તેમથી આમ દોડાદોડ કરી હુકમ બજાવવાને અને હું નાદાન ચંદુને કાશીમાશીના અભિપ્રાય પ્રમાણે છેતરનારે ગાંચી અને કાછીયાઓનો શ્રાપ વહોરવાને, સસ્તાઈએ કામ કરનારા કડીવા મજુરની જેમ, અમારા મીઠી માશીમાની સરદારી હેઠળ કાશીમાશીને ત્યાં સાડ સાડા આઠ વાગ્યામાં જઇ પહોંચ્યા. વ્યવસાયી શરદચંદ્ર ભાઇનો વખત બચાવવાને બાનુ આપવા જતી વખતે જ મારે એમને સાથે તેડી જવાનું રાખ્યું હતું.

આ ડોશીઓનો હર્ષ કોઇને પણ ગાંડા બનાવી હર્ષના આંસુ પડાવે એવો હતો. ટ્રેનમાં મુસાફરી કરતાં ઝાડવાં દોડતાં લાગે તેમ કાશીમાશીનો દાદરો માશીઆના પગ ઉપર એંચી લેતો હોય એમ મને લાગ્યું. અને ઉપર પહોંચતાં તો એ ભગવાન શું દેખાવ! પાડોશી અને કેટલીક સગાં સંબંધીની સ્ત્રીમંડળીથી વીંટાએલાં કાશીમાશી "આજે ધન્ય આનંદનો દન કે કુંવરના વિવાહ મળ્યા રે" ઉસ્તાદી કરે લલકારતાં હતાં, અને બીજીઓ એ ઝીલતી હતી. તે દિવસે ચંદુએ ઓળખાવેલી હીરા અને સવિતા વગર સમજે ટાપોટા પાડતાં હતાં અને બારણા આગળ કંઇક શિવજીને વટાવી જાય એવું તાંડવનૃત્ય કરતો ચદુ "આલા રે આલા આ પીપર મીટવાળા આલા". કંઇક સંગીતશાસ્ત્રના નવા જ નિયમોને આધારે ગાઇને ગાનારીઓના ચાળા પાડતો હતો. ચાલીમાંથી "કુંવરના વિવાહ થયા રે" સાભળીને રસવૃત્તિ સતેજ થઇ આવતાં, છેલ્લા શબ્દો લંબાવીને લલકારી, "આજે હેડે હરખ ન માય ચંદુના વિવાહ મળ્યા રે" ની પાદપૂર્તિ કરતા માશીમા દોડતા જઇને અક્ષરશઃ ઓરડીમાં કૂદી પડયા.

શો આનંદ! શો ઉમંગ! જે હર્ષથી આ ડોશીઓના હૈયાં ઉછળતાં હતાં તેનો અડધો ભાગ પણ આ ભાગ્યશાળી જોડાઓમાં હશે કે કેમ તે પણ શંકાસ્પદ છે. પણ તેમને શી ગભરાવવાની જરૂર હતી? એમને એ લ્હાવો અપાવવાને વડિલો આટલી ઉતાવળ કરતાં હતાં. વડિલોના હર્ષની તો અવધિ જ ન હોતી. જો આવા પ્રસંગો વર્ષમાં બારેક આવતા હોય તો મેલેરીઆ કે ઇન્ફલુએન્ઝાની શી મગદુર છે કે એમના પર હુમલો કરી શકે? અને એમનો આનંદ નિરખનાર સમભાવી પ્રેક્ષકના મનને એમ થાય કે પોતે અવિવાહિત હોય તો વિવાહ કરીને અને અપરિણીત હોય તો પરણીને આવા આનંદના ઉભરાઓ આ ડાવકી અવસ્થાએ પહોંચેલી સ્ત્રીઓમાં ઉછળાવે (અપૂર્ણ)

# અબ્બાસીઓના સમયનો એક પ્રખ્યાત મશ્કરો !

લેખકઃ—રા. એ. કરીમ હાજી ઇસમાઇલ 'શેફ્તા.'

અબૂ દુલામા નામનો અબ્બાસીઓના સમયમાં એક પ્રખ્યાત મશ્કરો કવિ હતો. પ્રથમ તે બની અસદનો ગુલામ હતો. કવિત્વતમાં તે વચલા ધોરણના કવિઓમાં ગણાતો હતો. મશ્કરાપણું અને રમૂજ ઉપજાવવામાં તે પોતાના સઘળા સમકાલીનોથી વધી ગયો હતો તેના રમુજી બનાવોથી અરબી સાહિત્યની કિતાબો ભરેલી છે, તેણે અબ્બાસી વંશના ખલીફાઓનો સમય જોયો હતો અને તે હિજરી સન ૧૬૧માં સ્વર્ગવાસી થયો હતો. તેનો એક રમૂજી બનાવ 'નવચેતન'ના વાંચકોની મનરંજકતા ખાતર લખી મોકલું છું.

\+ \+ \+ \+

અબૂ દુલામ એક વખત ઘણીજ દીન અવસ્થામાં આવી પડયો હતો. જ્યારે તેની સ્થિતિ ઘણી જ કફોડી થઇ પડી, ત્યારે તે વિષે પોતાની સ્ત્રી સાથે મસલત કરવા લાગ્યો.

"હવે શું કરવું ? તુંજ કોઇ ઉપાય શોધી કાઢ ! દીનતા તો પ્રતિદિન વધતી જાય છે." તે બોલ્યો.

"મ્હને તો કંઇ સૂઝતું નથી. તમારૂં કવિત્વ અને રમૂજીપણું કયાં ગયાં ? શું તેના પ્રતાપે આપણે આ સંકટમાંથી છૂટી નહિ શકશું ?" તેની સ્ત્રીએ જવાબમાં કહ્યું.

"આજ કાલ શાયરીની કંઇ કદ્ર નથી રહી અલબત્ત, રમૂજથી કંઇ કામ નીકળી શકે એમ છે. મ્હારો વિચાર છે કે, આજે ખલીફા મેહદી પાસે જઇ આ જાહિર કરૂં કે, મ્હારી સ્ત્રી મરી ગઇ છે. મ્હારા રડવા પીટવાથી ખાત્રી છે કે, ખલીફા દફન કફનની ક્રિયા માટે કંઇક આપશે."

"વાહ વાહ !" તેની સ્ત્રી છેડાઇ પડતાં બોલી. "ધન પ્રાપ્ત કરવાની યુકિત તો સારી ગોતી કાઢી. મ્હને જીવતાંજીવત શું મારી નાખવાનો વિચાર છે ? હું તમારા આ વિચાર સાથે સંમત નથી."

'ગાંડી રે ગાંડી ! એમાં તું મરી જવાની થોડી જ છે. આ તો માત્ર દીનતા દૂર કરવાની એક યુકિત છે. જેવો હું ખલીફાના દરબારમાથી રૂપિયા લઇને પાછો ફરૂં કે, તું પણ તરત જ ખલીફાના મહેલમાં જઇ ખલીફાની પ્રિય બાંદી ખીઝરાન પાસે મ્હારા મરવાના સમાચાર લઈ જઇ રડવા મંડી પડજે. મ્હને ખાત્રી છે કે, તે ત્હને પણ દયા ખાઇને કંઇને કંઇ આપશે. મ્હને તો આપણી આ અવદશામાંથી છૂટવાનો આ એક જ માર્ગ સૂઝે છે. પછી તો જેવી ત્હારી મરઝી ! અબૂ દુલાના તેને પટાવતાં બોલ્યો.

" વાત તો ઠીક છે." ઉમ્મે દુલાના ( તેની સ્ત્રી )એ શંકા દેખાડતાં કહ્યું. પણ જ્યારે આપણી આ કપટયુકિતની ખલીફાને જાણ થશે ત્યારે, તે આપણને સખ્તમાં સખ્ત સજા કરશે ; તેનું કેમ ?"

" તે માટે તું નચિંત રહે. હું કંઇ બચાવની યુક્તિ ગોતી કાઢીશ."

* * * *

અબુ દુલાના તે જ વખતે ખલીફાના દરબાર તરફ રવાના થયો. દરબારમાં પહોંચી ખલીફાને સલામ કરી દિલગીર વદને એક બાજુ ઉભો રહી ગયો, અને જેવું ખલીફાએ તેના તરફ જોયું કે તેણે પોક મૂકી, ને રડવા લાગ્યો.

"કેમ શું છે? શા માટે રડો છો?" ખલીફાએ તેને રડતાં જોઇ પૂછ્યું.

"આહ! અમીરૂલ મોમિનીન!" અબૂ દુલાનાએ ડુસકાં ભરતાં આગળ ઉમેર્યું. હું ક્યાંનો એ રહ્યો નહિ. મ્હારા ઉપર સંકટનો પહાડ તૂટી પડયો. મ્હારૂં ઘર બરબાદ અને ઉજ્જડ થઇ ગયું."

"પણ કંઇ ખબર તો પડે. એવી તે શું તમારા પર મુસીબત આવી પડી?" ખલીફાએ આતુર ચિત્તે પૂછ્યું.

"અમીરૂલ મોમિનીન! મ્હારી સ્ત્રી આજે કેટલાક દિવસ થયા માંદી હતી. તે એકાએક આજે મૃત્યુ પામી છે. મ્હારી વ્હાલી પત્ની આજે મ્હારે માટે સંસાર સૂનો કરી ગઇ." તે પછી આ કવિતા તેણે હૃદયભેદક સાદે ગઇ સંભળાવી.

"મૃત્યુ એક એવી ભયાનક વસ્તુ છે, જેના નામથી પ્રત્યેક મનુષ્યનાં હૃદય કંપી ઉઠે છે. એ તો નિ:શંક છે કે મૃત્યુ સૌના ઉપર ભમે છે અને દરેક માણસ તેનો ભોગ થશે; છતાં, કોઇ માણસ નથી ઇચ્છતો કે આ જગતને તજે. વ્હાલાઓનાં મરણથી મનુષ્યને દુ:ખ ને શોક ઉપજે છે, પણ કેટલાક વ્હાલાઓનું મરણ એટલું ખેદજનક હોય છે કે, ધીરજ ને સહનશીલતા રહેતી નથી. જેના એવાં વહાલાંઓ સંસારત્યાગ કરી જાય છે, તેઓની સ્થિતિ મરણ પામેલા મનુષ્યથી પણ વધુ કફોડી થઇ પડે છે."

ખલીફાના મન ઉપર અબૂ દુલામાના આ કાવ્યે જ ઘણી અસર કરી. તેનું હૃદય દ્રવી ઉઠયું. તેણે તેને કફન દફનની ક્રિયા માટે શાહી ખજાનામાંથી એક હજાર દિરમ આપી વિદાય કર્યો અબૂ દુલાના તે રકમ લઇ ખુશી થતો સીધો ઘેર આવ્યો. અને પોતાની સ્ત્રીને બીઝાન પાસે પોતાના મરણના સમાચાર લઇ જવાને કહ્યું.

* *

ઉમ્મે દુલામા તે જ વખતે શોકપ્રદર્શિત કપડાં પહેરી શાહી મહેલમાં પહોંચી.

"કેમ, આજે શોકદર્શક લુગડાં કેમ પહેર્યાં છે?" બીઝરાને તેને જોતાં જ પૂછ્યું.

"મહેરબાન બેગમ સાહેબ!" ઉમ્મે દુલામા પોતાનું કપાળ કુટી લેતાં અને મ્હોટે સાદે રડતાં બોલી. "હું આજે લુંટાઇ ગઇ. મ્હારૂં સૌભાગ્ય દુર્ભાગ્યમાં ફેરવાઇ ગયું. હું જીવતાં છૂરત મરી ગઇ. મ્હારો પતિ આજે સ્વર્ગે સંચર્યો! હાય હવે હું જીવીને શું કરીશ? એ કરતાં તો હવે મરી જવું જ સારૂં છે." એમ કહીને વધુ પોક મૂકી.

બીઝરાને તેને દિલાસો આપી, બે હજાર દિરમની એક થેલી તેના પતિની કફનક્રિયા માટે અર્પણ કરી. ઉમ્મે દુલામા થેલી લઇને સીધી ઘેર આવી અને પોતાના પતિની સામે થેલી મૂકતાં બોલી; "હું તો તમારા કરતાં યે વધુ રકમ લાવવા પામી છું."

"એ તો સમજ્યા." તેનો પતિ આનંદ પામતાં બોલ્યો. "જોઇએ હવે ખલીફાને આપણી આ કપટ યુક્તિની ખબર પડતાં આપણી સાથે તે કેવી વર્તણુંક ચલાવે છે. પણ કંઇ ચિંતા નહિ, જોઇ લેવાશે"

*

"અફસોસ ! આજે મ્હારા દરબારી મશ્કરા કવિની પત્નિ મરી ગઇ."

ખલીફાએ દરબાર ખતમ થયા પછી મહેલમાં આવતાં પોતાની વહાલી બાંદી ખીઝરાન પાસે ઉપરના શબ્દો કહ્યા.

"ઉમ્મે દુલામાનું નહિ, પણ તેના પતિ અબૂ દુલામાનું મરણ થયું છે." ખીઝરાન જાણે ખલીફાની ભૂલ શાંગતી હોય, તેવી ઢબે બોલી.

"વાહ ! તે કેમ મરી શકે ? તેણે તો હમણાં જ પોતાની પત્નીના મરણને લગતી ખબર મ્હને આપી, અને તેના દફનની ક્રિયા માટે એક હઝાર દિરમ લઇ ગયો છે."

"એમ થવું જ અશક્ય છે." ખીઝરાન પુન: બોલી. "તમારી ભૂલ થાય છે. ઉમ્મે દુલામા પોતાના પતિના મરણના સમાચાર લઇ મ્હારી પાસે આવી હતી, જેને મ્હેં તેના દફન કફનની ક્રિયા માટે બે હઝાર દિરમ આપ્યા છે."

સારાંશ કે ઘણી વાર સુધી ખીઝરાન અને ખલીફા મેહદી વચ્ચે એ સંબંધે રકઝક થતી રહી. બન્ને એક બીજાની વાતને રદ કરતાં રહ્યા. અંતે વાત વધવા ન પામે, તેથી બન્ને જણ અબૂ દુલામાને ઘેરે જઇ કોણ મરણ પામ્યું છે, તેની ખબર કાઢવાના નિશ્ચય ઉપર આવ્યાં.

÷　÷　÷　÷

અબૂ દુલામાના મકાન ઉપર આવતા તેણે પોતે બહાર આવીને બન્નેનો સારી રીતે આદર સત્કાર કર્યો, જેને જોઇને ખલીફાએ ખીઝરાનને ગર્વથી હસીને કહ્યું:

"હવે તમે સમજી ગયા હશો કે, કોણ મરણ પામ્યું છે."

ખીઝરાન એનો કંઇ પણ જવાબ આપ્યા વિના એકદમ એ ઘરમાં ચાલી ગઇ. જુએ છે, તો ઉમ્મે દુલામા જીવતી જાગતી બેઠી છે. ખીઝરાનને જોતાં તેણીએ તેના મરતબા મુજબ તેનું સ્વાગત કર્યું. એટલામા ખલીફા પણ અન્દર આવી લાગ્યો, જેને સંબોધતાં ખીઝરાન બોલી:

"કહો જોઇએ, હવે હું ખરી કે તમે ?"

"આ પ્રપંચ કરવાનું કારણ ?" ખલીફાએ ખીઝરાનને કંઇ જવાબ નહિ આપતાં તે પતિપત્નીને પૂછ્યું.

અબૂ દુલામાએ જવાબમાં નીચલી કવિતા લલકારી.

"ઝરૂરત બહાનાનાં દ્વારો ઉઘાડી દે છે. દીનત, પ્રપંચ અને કપટયુક્તિ કરતાં શીખવે છે, જે અયોગ્ય તો નથી જ. હા, તે પ્રપંચ અને કપટ યુક્તિ અયોગ્ય છે કે જેથી બીજાને નુકસાન પહોંચતું હોય, અથવા પહોંચે, કિંવા પહોંચવાનો ભય હોય, પણ જ્યારે તેથી એકને લાભ થાય અને બીજો તે ઉપર હસે, તો દુન્યામાં કોણ એવો ઇશ્વર શાસ્ત્રવેત્તા, જ્ઞાની, છે [કે]* જે એના અયોગ્ય હોવાનો ફતવો આપે."

ખલીફા અને ખીઝરાન આ કાવ્ય સાંભળી હસી પડયાં અને વધુ ભેટ તેમજ ઇનામ વિગેરેથી બન્ને પતિપત્નીને નવાજી વિદાય થયાં. ❋

* સૂચિત.

# "પ્રેમ"

લેખક:-રા. રા. "રસખાલ"

તે તો અદ્રશ્ય; છતાં કોઇ અંતરનો એકાંત ભાગ તેનું સામ્રાજ્ય; જગત તેને જોઇ ન શકતું, છરવી શકતું. તેને તો જગતની ફરી પરવા નહિ; તે પોતાનુ કામ એક ધ્યાને કર્યે જાતો, બીક નહિ; દરકાર નહિ; અશકયતા નહિ.

તે આત્માની ભૂમિ ઉપર ચાલતો, અને ત્યા ગુલાબની સુરેખ રંગછટાથી આત્માની ધૂળમાં રંગોળી પુરતી તે મ્હાલતો ત્યારે વસંતઘેલો કનૈયો.

રંકથી માંડી રાય સુધી, કિડીથી માંડી કુંજર સુધી બધા એ તેને નમતા; તેની આજ્ઞા ઉઠાવતા; છતા તે તો હિમાલયશો અડગ, અચલ, મગરૂર રહી યોગીવરની સમાધીને શરમાવે તેવો તટસ્થ. આત્માનો અમીર, દેહે ફકીર જેવો.

નાટકનો સુત્રધાર તો દેહધારી માનવીઓને નાટકની રંગભૂમિએ નચાવે. આત્માનો સુત્રધાર તો જગતની રંગભૂમિએ ભલભલા આત્માને નચવે. ત્યારે આ તો આત્માનો સુત્રધાર.

તેની જાદુઇ નજરમાંથી કોની તાકાત છે કે છટકી શકે? તેની જાળમાં સપડાવા પછી તો તેના ગુલામ જ.

જગત આખુંયે તેનું સામ્રાજ્ય. હૃદય પર એકધારૂં રાજ્ય ચલાવવું તે તો તેના બાપનો કસબ. કદાચ લાખો ચાણકયો, અને કરોડો વિક્રમો તેની પાસે ઝાંખા પડે. તેઓ તો પરતંત્ર, પરાધીન, આપણા ચાણક્ય વીરના ગુલામ.

આપણો અધિપતિ તો સ્વતંત્ર, છતાં પોતાના જ ગુલામોનો સેવકવીર, કરોડો હૃદયની લગામ તેને હાથ, છતાં કરોડો યે પોતાને સ્વતંત્ર સમજે. કયાં બિચારાં મરછીઆ ભગતરાંઓને ખબર છે કે એક અદ્રશ્ય મહાવીર તેની વાડીએ વાડી વેડી રહ્યો છે?

ઇસુ, કૃષ્ણ કે મહમ્મદ; બુધ્ધ, શંકરાચાર્ય કે મહાવીર, ગાંધી; મેઝીની કે પેલી દિપુટી મેડેમ બ્લેવેસ્કી અને કર્નલ ઓલ્કોટ તેની બંદગી સદા યે કરતા અને કરે છે જ્યાં છે ત્યાં. તેની બાંગ પુંકારે છે આખી યે આલમ; છતાં તેની પાછળ ઘેલા બની રખડે કોઇક જ દિવાના.

શરમ તેની સગી બહેન; જો કે ભલભલાની શરમ મુકાવનાર હોય તો તે જ લુચ્ચો. તેને શાંતિનું નામ સુધ્ધાં ગમતું નહિ, છતાં શાંતિ તેને સેવવા સદા આતુર રહેતી. એકાંતવાસ તેને ગમતો, છતાં એકાંત રહી નહિ. ઇર્ષ્યા તેની અણમાનિતી રાણી; છતાં તેના ઉપાસકો કોઇ કોઇ વાર ઇર્ષ્યાનો આશરો લેતા.

માયા તેની રામજણી, કહે ત્યારે નાચ કરતી નૃત્યકી. લક્ષ્મી તેની ઓરમાન મા; સગી નહિ, કોઇક જ વાર તેણી તેને ચાહતી.

આત્માનો જાદુગર આત્માને ઘેલાં કરતો; ન્હાનું બાળક ઘડીભર તેને જોઇ રહેતું, વૃધ્ધો તો તેની પાછળ યૌવનધારી સેવા ઉઠાવતા. કોઇ

કોઇ "કલાપિ" પોતાની કેકાવલીમાં તેના ગુણ ગાતો; તેના ઉપાસકોમાં લાખો લથલામજનું ભીખ માગી તેની મોજડી ઉપાડતાં; તેની ડેલીએ નોબત વગાડનાર ગવૈયા તે આશકો.

તેના ઉપાસકો તો ફકીર, સદાના ભેખધારી, તેની પાછળ ચાલી નીકળેલા લશ્કરી.

તેના પુજકોને તે સતાવતો; અને હેરાન કરવામાં કચાશ ન રાખતો. કેવો નિર્દય? તેનું હૈયું તો જાણે સંગેમરમરની શિલા. શિલાને અમૃત સ્ત્રવતી સાંભળી છે ભલા? આની હૃદયશિલામાંથી અમૃત ટપકતું અને ઘણી વાર અમૃતનાં અકરાંતીયા ઉપાસકોને એ મારે તલસતા મારી સગી આંખે જોયા છે હો!

રાષ્ટ્રભાવનાની ચિનગારી મુકનાર આજ રાષ્ટ્રવીર. જનતામા ઐક્યતાની લ્હાણી લેવાય, અને રંકરાયને એક આસને બેસારાય તે જોવા જો પ્રથમ આતુર કોઇ થયું હોય તો આજ 'બોલ્શેવીક' ત્યારે એ તો રાષ્ટ્રવીરોનો યે રાષ્ટ્રવીર 'બોલ્શેવીકો'નો યે બોલ્શેવીક. હે!

તેના ઉપાસકો થવા પહેલા આંખે પાટા બાંધવા પડતા. આંધળા કરી પાછળ રખડાવે તેવા કામણગારા કૃષ્ણે તો ગોપીઓને જ ઘેલી કરી; આ કામણગારે તો સહુને સરતચુક કરાવ્યો. જગતને ઘેલું કર્યું. દુઃખીની દવા આ તો. આશકોનો નાડીપરિક્ષક.

તેનું કામ શું ભલા? દિવસ રાત શું કરતો હશે તે? કે પછી નવરો નકોર? ના, તેમ નથી. તે તો અનેકને રડાવી આનંદ લેતો ફરે છે. જગત આખાં યે સાથે હોરી ખેલે છે. ભમરને ઘેલો બનાવી, રાત આખીની આસનકેદ અપાવનાર જો કોઇ હોય તો આ જ ને? છતાં તે તો તેને પૂજતો, તેની આજ્ઞા ઉઠાવતો. સઘળાં યે પામર તેને પુછે, આજ્ઞાને આધિન થતાં. જાણે તેનાં ગુલામ.

સૌને સતાવી, સુખનાં સ્વપ્નાં લાવતો, અને છેવટે અમર આનંદ અર્પતો તે પોતે તો સદાનો સંતોષી, પરદુઃખે દુઃખી, છતાં મોઢાં ઉપર અત્યાનંદનો ભાવ રાખી ફરતો સાધુવર.

"આત્માએ આત્માને ઓળખાવતી" અને દૃગબાણથી પ્રારબ્ધના લેખ લખતી વિધાતા એ તેની ઉપાસક! તે તો કેટલાંને મરાવી, રીબાવી, આત્માની ગાદીએ પણ બેસાડે. તેના ગુણ ઘણા યે. અવગુણ થોડાક, ઉપાસકોને હેરાન કરવામાં કચાશ ન રાખવાના; અને એવા પણ ગુણ પાસે તે ઢંકાઇ જાય.

તે ન હોત તો સ્ત્રીસમાજ "સતિ" શબ્દ ન સમજત. તે ન હોય તો દેવદનુજમાં ફેર શું ભલા? સ્વર્ગે સંસારને નામે ઓળખાય, તેના વિના તો. ત્યારે આ તો સ્વર્ગમાં યે ફરે ખરો કાં? એ તો બહુરૂપી. તેને જવાની છુટ ત્રૈલોક્યના દરેક છેડા સુધી. તે ન હત તો આદમ અને ઇવ. મનુ અને ઇલાની કહાણી જ ન જન્મત. તે ન હોત તો હજારો બલિદાનની વેદીએ ચઢતા અટકયાં હત ખરા. તેનાથી જગત, જગતથી જ તે, છતાં એ તો અદૃશ્ય, અપ્રાપ્ય.

મિત્રોની મિજલસને ભરાવનાર, પત્નીને પતિની બાજુએ બેસાડનાર. બાળક જોઇ માતાને વક્ષસ્થળે અમૃતના ઝરા ભરાવનાર, વિષભરી સૃષ્ટિમાં અમૃતમય ફળ વેડાવનાર કલ્પદ્રુમ. મહારાજાઓને ખેદાનમેદાન કરી નંદનવન કરનાર, નંદનવનમાં યે અનલના ભડકા મુકનાર. એ બધા વિશેષણોનો ધરનાર જો કોઇ હોય તો આજ ન્હાનકડો જાદુગર. અશક્યતા તેનાથી દૂર—સુદૂર રહે. નવિનતા અંગે ધરી ફરે એવો આ સૃષ્ટિનો આશક. આખી સૃષ્ટિ, કુદરતમય સૃષ્ટિ, તેની માશુક. ઓ રાષ્ટ્રવીરો ના રાષ્ટ્રવીર! ઓ પયગમ્બરોના પયગમ્બર! હને મ્હારા આત્માના અર્ધ્ય આપી તારા જ ભર્મ ઝીલતો આજ અગણિત વર્ષોથી જગતને કાંઠે ઉભો છું. તારું નામ તો કહે ભલા! આકાશના ઉંડા ગંભીર પડઘો પાડ્યો "પ્રેમ!"

પરિવર્તન અનુરૂપ તેમની સૃષ્ટિઓ બદલાઇ ગઇ છે અને નાટકો દૃશ્ય કરવાની રીતીઓ વર્તમાન પરિવર્તનને પામી કંઇ નૂતન જ પ્રકારો દે છે ધંધાની રૂએ આજકાલ નાટયસંસ્થાઓ ઘણી છે. તેમાં ડાયરેકટરો કે સંચાલકો પણ હોય જ, છતાં વર્તમાન જવાબદાર વ્યકિતઓ તરીકે રા. બાપુલાલ, રા. કાત્રેક, રા મૂળચંદ મામા, રા. જયશંકર, મી. વિઠ્ઠલદાસ, અને કંઇક અંશે મી૦ પ્રાણસુખ હરીચંદ અને મી. ચુનીલાલ લક્ષ્મી રામ છે.

રા. બાપુલાલની દૃશ્ય નાટકોમાંના સાહિત્ય સંબંધીની સેવા અને શકિતઓ અતૂલ છે. અમદાવાદ ખાતેનું તેમનું અભિનય પરનું ભાષણ એ એમના સાહિત્યસંસ્કારોની સંક્ષીની પ્રતિપૂર્તિ છે પરંતુ તેઓશ્રીના નાટયસંસ્થાના માલિક થવા પછી તેમના તરફથી કંઇ પણ સંગીન સેવા આપણે જોઇ શકયા નથી, એ આશ્ચર્ય અને શોકની વાત ગણાવી જોઇએ.

શ્રી સોરાબજી કાત્રક તો શાંત પ્રવૃત્તિથી એક પારસી ગૃહસ્થ હોવા છતા પોતાની ડાયરેકટરશીપ તળે ગુજરાતી સંસ્કાર અને જે સાત્વિક સાહિત્ય બહાર પાડે છે એ બીજા ગુજરાતી ડાયરેકટરોને ખચિત ધડારૂપ ગણાવું જોઇએ. વળી દૃશ્ય નાટકોની સૃષ્ટિમાં એમ પણ ગણાય છે કે સંસારી નાટકો આર્થિક દૃષ્ટિએ લાભ આપનારાં હોતાં નથી. એ માન્યતા ખોટી ઠરાવનાર આ જ બાહોશ સંચાલક છે વળી મુંબઇની બીજી રંગભૂમિનો એક લતો જ્યારે નાટકને નામે પીસ્તોલના ધડાકાની ગર્જનાઓ અને ધૂમધરાડાથી ગાજી રહે છે, ત્યારે બીજા લતામાં આ શાંત સંચાલક સાહિત્ય વાન નાટકો શાંતિથી રજુ કરી પ્રજાસેવા બજાવ્યે જ જતા હતા, એ ઓછા ધન્યવાદની વાત ન ગણાય. વળી વર્તમાન સમયમાં ઉચ્ચ કોટિનું સાહિત્ય બહાર પાડવાનું માન હિન્દુઓ કરતાં આ પારસી ગૃહસ્થને જ ફાળે જાય છે એ પણ પારસીઓને મગરૂરી લેવારૂપ છે

રા. મુળચંદ વલ્લભ (મામા) સાહિત્યના સૌંદર્ય અને સંસ્કારવાળા હાસ્યના એક અથંગ અને અજોડ નટ છે. તેમનાં દૃષ્ય નાટકોમાંના સાહિત્યથી પણ પ્રજા ઘણી જ પરિચિત છે. સતી તોરલ, પુત્ર રત્ન પુંડલીક, સ્વદેશસેવા, તેમ જ અરૂણોદય, માલવપતિ, પૃથ્વીરાજ, માલતીમાધવ અને સિરાજુદ્દૌલા, વિગેરે નાટકોમાંનો સાહિત્ય સંબંધીનો તેમનો ફાળો ઘણો જ મોટો છે, તેમ જ કેટલીએક બાબતોમાં ચડતા પ્રકારનો પણ છે, એ ઝીણી નિરક્ષણદૃષ્ટિએ સ્હેજે સમજાય તેમ છે. વળી હજી પણ તેઓ તેવું જ સંસ્કારબળ અને સાહિત્યપ્રેમનો અજબ ઉમળકો ધરાવનાર સબળ સંચાલક તરીકે અડગપણે ઉભા રહેવાને સર્વ રીતે તૈયાર અને સંપૂર્ણ સમર્થ છે. એમનાં સંસ્કારબળ અને સાહિત્યપ્રેમ વધુને વધુ વિકાસ પામતાં રહે એ જ યાચના

રા. જયશંકર જો કે પ્રજા સમક્ષ સ્વતંત્ર ડાયરેકટર તરીકે થોડા જાણીતા છે, છતાં રા. બાપુલાલ સાથેના સર્વ નાટકોમાં સ્ત્રીપાત્રોને કેળવનાર અને ઉચ્ચ આર્ય સ્ત્રીસંસ્કાર રજુ કરનાર તથા કરાવનાર રા. જયશંકર છે. વળી તેઓ સાહિત્યના ઉંડા ઉપાસક પણ છે. તેમના દૃશ્ય નાટકો સંબધેના વિચારો એ લેખકોને સુંદર બળ પ્રેરવા સમાન જ છે, એ વાત પરિચિત વ્યકિતઓ જરૂર જાણતી હશે.

રા. વિઠ્ઠલદાસ ડાયરેકટર જ કહેવાય છે. છતાં તેમને ભાગે સંગીન સાહિત્યના પ્રસંગો ઘણા ઓછા આવ્યા છે. સાક્ષરશ્રી ડાહ્યાભાઇ ધોળશાજીના અવસાન પછી શ્રી દેશી નાટક સમાજમાં તેમના હસ્તક સંન્યાસી, અજીત સિંહ, સુલોચના, દમયંતી આદિ ઘણાં નાટકો

બહાર આવ્યાં છે. તેમ જ છત્રવિજય, સંસાર, સંસારલીલા, વિગેરે નાટકો પણ તેમની સંચાલકતાનું પરિણામ છે.

મી. પ્રાણસુખ હરીચંદ પાઠ કરનાર તરીકે ગુજરાતના એડી પોલો ગણાય છે; પરંતુ સાહિત્યના સરળ સંસ્કારોને દૃશ્ય નાટકો દ્વારા પ્રજામાં પ્રસરાવવાં મથશે તો ઘણું કરી શકશે.

તેમજ મી. ચુનીલાલ લક્ષ્મીરામ સામાન્ય વર્ગને પ્રિય એવાં નાટકો રજુ કરનાર બાહોશ ડાયરેકટર તરીકે ઘણાની જાણમાં છે. પરંતુ નાટક અને સાહિત્યમય નાટક એ વસ્તુ ભિન્ન છે એ દૃષ્ટિથી તેઓ હવે પછી પણ સાહિત્યસેવારૂપ પ્રજાસેવા તેમની પ્રકાશી રહેલી શક્તિઓથી કરવાને પ્રેરાશે તો પ્રજાને તેઓ ઘણું આપી શકશે.

આપણે નાટ્ય સંસ્થાના સંચાલકોને સાહિત્યના અંગરૂપ ગણવા, પણ આપણા નાટકોને સાહિત્યસામગ્રીથી રજુ કરનાર તરીકે નાટ્ય સંસ્થાઓના માલિકોને પણ સાહિત્યના સહાયક તરીકે ગણવા જોઇએ, કારણ કે દૃશ્ય નાટકોમાં સાહિત્ય લેખક લખે છે, ડાયરેકટર તેને પ્રકાશ આપે છે. તેમજ સંસ્થાનો માલિક તેને સ્વરૂપ આપનાર તરીકે સદ્‌ભાગી હોઇ શકે છે. વળી સારા અને સંસ્કારી નટપાત્રો, પોષાકો, અને દ્રશ્યો (સીનેરી) એ સૌ માલિકની જ પ્રેરણાનું પરિણામ હોય છે.

અંતમાં આપણી રંગભૂમિ અને આપણું સાહિત્ય દિન પ્રતિદિન સુવ્યવસ્થિત રીતે ઉન્નતિ કરતાં રહે અને પરિણામે આપણો અને આપણાં ભાંડુઓનો આત્મપ્રભાવ વિકાસ પામી, આપણાં સંસાર, સમાજ અને પ્રજાબળ વધુ ઉન્નત અને વધુ સંસ્કારી થાય, એટલું જ નહિ પણ મહાત્મા ગાંધીજીના નવ ગુજરાતનાં ગૌરવમાં સતત વૃધ્ધિ કરવામાં સહાયરૂપ થાય; એ જ આ એક ઇસ્લામી ગુજરાતીની પોતાની ગરવી ભાષામાં અહોનિશ પ્રભુ પ્રાર્થના છે. આમીન! (સંપૂર્ણ)




પુસ્તક ૯ મું | વર્ષ ૫ મું | જુલાઇ ૧૯૨૬ | અંક ૪ થો

# "અબળા" સબળ હતી?

લેખક: રા. રા. કેશવપ્રસાદ દેસાઈ, અધિપતિ "સ્ત્રીબોધ".

સ્ત્રી અને પુરૂષમાં શ્રેષ્ઠ કોણ? એમાં અધિકતર અધિકાર કોનો? એમાં કાર્યભેદ ખરો કે નહીં? એમાં સમાનતા સંભવે કે નહીં? આ પ્રશ્નો પશ્ચિમમાં ઘણાં વર્ષોથી ચર્ચાય છે અને તે ચર્ચા હીંદમાં પણ આવી પહોંચી છે. આ સબંધમાં હમણાં અંગ્રેજી ભાષામાં એક પુસ્તક જ્યોર્જ એલન અને અન્વીન નામની લંડનની કંપનીએ પ્રકટ કર્યું છે.* અત્યાર સુધીમાં આ વિષય ઉપર જે ધોરણે વિચારો કરવામાં આવે છે, તે આખું ધોરણ જ આ પુસ્તક સ્વીકારતું નથી. યુરોપ અને અમેરિકાના લોકોને પણ આ પુસ્તક ક્રાંતિકારક લાગે તેવું છે. અને પ્રસિદ્ધ કર્તાઓ કહે છે કે 'મુડી" ઉપરના કાર્લ માર્ક્સના સિદ્ધાંતો અથવા ડાર્વિનના "ઓરીજીન ઓફ સ્પીસીઝ" ના સિદ્ધાંતો જેવા જ ક્રાંતિકારક સિદ્ધાંતો આ પુસ્તકમાં છે.

## સ્ત્રીત્વ અને પુરૂષત્વ જાતિવાચક નથી

મૂળ લેખકો કહે છે કે અત્યારે જે સ્વભાવને જુદા પાડવામાં આવે છે "પુરૂષત્વ" અને "સ્ત્રીત્વ" અને સ્વભાવને જાતિ સાથે સબંધ છે એમ સ્વીકારાય છે. પુરૂષમાં બહાદુરી, સખ્તાઈ, બળ આદિ ગુણો કલ્પવામાં આવે છે. સ્ત્રીમાં કોમળતા, દયા, નાજુકાઈ, વગેરે ગુણો કલ્પવામાં આવે છે. અત્યારની સ્થિતિ જોતાં આ વાત ઠીક લાગે છે. પરંતુ અમુક અમુક ગુણો સદાકાળ માટે અમુક જાતિ પરત્વે જ હતા નહી. ઉંડા અભ્યાસ પછી એમ ધારવામાં આવે છે કે બે જાતિમાંથી જે જાતિ પાસે સત્તા હોય છે, જે સત્તાશીલ અથવા ઉપરી જાતિ હોય છે, તે જાતિમાં જે ગુણો અત્યારે "પુરૂષત્વ" થી સૂચવાય છે તે ગુણો આવે છે. અને જે જાતિ સત્તાહીન અથવા દબાયલી હોય છે તેનામાં "સ્ત્રીત્વ" થી સૂચવાતા ગુણો ખીલે છે. કામરૂ દેશની વાતો આપણી દંતકથામાં પ્રચલિત છે. ત્યાં જે સ્થિતિ વર્ણવેલી છે તેમાં પણ એમ જ છે. પરંતુ આ વાતો કદાચ કેવળ કાલ્પનિક હશે. પણ સૃષ્ટિના ઇતિહાસમાં તેને મળતા સત્ય અને આધારપૂર્વક બનાવો બનેલા છે.

* ("The Dominant Sex" by Mathilde and Mathias Vaerting)

ઈજીપ્ત, સ્પાર્ટા, ક્રીટ, એથેન્સ, લેસ્બોસ, લીબ્યા, કૅંટબેરી, મલબાર, અને મધ્ય એશીયામાં પ્રાચીનકાળમાં, તથા અર્વાચીન કાળમાં કેટલીએક દેશદેશની અસલ વતની કોમોમાં, અત્યારની સ્થિતિ કરતાં વિપરિત સ્થિતિનાં દર્શન થાય છે. પુરૂષત્વ અને સ્ત્રીત્વના ગુણો પણ વિપરીત જાતિમા ત્યાં જોવામાં આવે છે.

ઇજીપ્તમાં છેક ટૉલેમી વંશ સુધીના કાળમાં વરરાજા વહુને રીત આપતા હતા. પ્લુટાર્ક જણાવે છે કે તે સમયે ઇજીપ્તમાં ધન અને મિલકતની માલીકો સ્ત્રીઓ હતી. કાર્યના વિભાગો પણ અત્યારના કરતાં ઉલ્ટા હતા. ડાયોડોરસ જણાવે છે કે: "સર્વ સત્તા સ્ત્રીઓના હાથમા હતી, અને તેઓ દરેક જાહેર કામ બજાવતી હતી. પુરૂષો ઘરની ચોકી કરતા હતા અને તેમા યે તેઓ સ્ત્રીઓની આજ્ઞા પાળતા હતા." હેરોડોટસ એક સ્થળે જરા કટાળીને ગુાવે છે કે "ઇજીપ્તમાં બધુ જ ઉલટું હતું. લઘુશંકા માટે પુરૂષો નીચે બેસતા હતા, જ્યારે સ્ત્રીઓ ઉભી ઉભી જ કરતી હતી" લીબીયામાં બાળકોને ઉછેરવાનું કામ મરદોને કરવું પડતું હતું. માર્કો પોલોએ પોતાના પ્રવાસ વર્ણનમાં વોચન ( Vochun ) નામના લોકોનું વર્ણન કરતાં જણાવ્યું છે કે ચાળીસ કે અમુક ઠરાવેલા દીવસો સુધી, નવા જન્મેલાં બાળકો પાસે પુરૂષોને સુવું પડતું હતું.

## સ્ત્રીસત્તા સમયે નીતિના નિયમો.

નીતિ અનીતિ સબંધીના ખ્યાલોમાં પણ સત્તાશીલ માટે એક અને સત્તાહીન માટે બીજો એમ જ જોવામાં આવે છે. જ્યાં પુરૂષ સત્તાશીલ છે ત્યાં તેને માટે નીતિના સિધ્ધાંતો શિથિલ છે. તે અનેક પત્ની કરી શકે ને સહેલાઇથી છુટાછેડા આપી શકે. અને તે અનીતિમય આચરણ કરે તોપણ લોકમત તેને સ્ત્રીઓ જેટલો તિરસ્કારે નહી. સ્ત્રીઓને માટે શીયળના સખ્ત નિયમો ઘડાય. અને લોકમત પણ તેમની વિરૂધ્ધ એટલો જ તીવ્ર રહે. શોપનહોર કહે છે કે· "અમુક કાળે આપણે સૌ (પુરૂષ માત્ર) અનેક પત્નીવ્રતવાળા થઇ જઇએ છીએ અને ઘણા પુરૂષો સદા યે એવા જ રહે છે." પરંતુ પ્લુટાર્ક કહે છે કે લેસીડેમન રાજ્યમાં પુરૂષોમાં વ્યભિચાર માલૂમ પડતો નહી, અને સ્પાર્ટામાં સ્ત્રીઓને લગ્ન વગર જ છોકરાં થાય તે માનભર્યું ગણાતું હતું. સ્પાર્ટાની સ્ત્રીઓને નીતિમય બનાવવા બહુ પ્રયત્ન થયા હતા, પણ તે નિષ્ફળ નિવડયા હતા. લીડીયામાં પણ સ્ત્રીઓ પોતાના રખાત પુરૂષો પાછળ બહુ ખર્ચ કરતી હતી. કેટલાએક લોકો આપણા મન ઉપર એમ ઠસાવવા પ્રયત્ન કરે છે કે પુરૂષ સ્વભાવે જ બહુ સ્ત્રીવૃત્તિવાળો છે, અને સ્ત્રી સ્વભાવે જ એક પુરૂષ વૃત્તિવાળી છે. તે લોકોને આ ઉપરથી તેમની ભૂલ બતાવી શકાશે. ખરૂં પૂછતાં આ જાતીય નીતિ અનીતિના નિયમો શાશ્વત કહી શકાય નહી. જે નિયમો અમુક વર્ગને સ્વચ્છંદ થવા દે અને બીજા વર્ગને નહી, તે અચળ અને શાશ્વત કેમ કહેવાય? એ તો વારસાના નિયમોની માફક સામાન્ય મનુષ્યકૃત નિયમો જ કહી શકાય

હબસી સ્ત્રીઓ પોતાના વરોને જનાનામાં રાખતી હતી અને અમુક દેશોમાં સ્ત્રી પાછળ પુરૂષ બળી મરતા હતા, જે જે રાજ્યોમાં સ્ત્રીસત્તા હતી તે સર્વમાં અવિવાહિત માતાઓ, લગ્નની વય, ગર્ભપાતના દોષ, વગેરે પ્રત્યે અત્યાર કરતાં જુદી જ નજરે જોવામાં આવતું હતુ. લાજમર્યાદાના વિચારો પણ જુદા જ હતા. લીબીયામાં પુરૂષો નગ્નાવસ્થામાં કોઇની નજરે પડે તો બહુ જ શરમાતા હતા. વળી આજે જેમ નગ્નચિત્રોના ચિત્રકારો સ્ત્રીઓનાં ચિત્રો, તેમનાં વિવિધ અવયવોના ઘાટ બતાવનાર ચિત્રો, ચીતરે છે તેમ જ ઇજીપ્તમાં પુરૂષોનાં નગ્ન ચિત્રો ચિતરાતાં હતાં.

## બળ અને પહેરવેશ

શારીરિક વિકાસ પણ જાતિ પરત્વે નથી. અત્યારના શરીરવિકાસ ઉપરથી કોઇ પણ જાતિને નબળી કે બળવાન કહી શકાય નહી. સ્રી એમેઝોન સૈનિકોની વાત જાણીતી છે. સ્પાર્ટામાં પણ આવી એક સૈનિક સ્રીઓની ફોજ હતી. વળી જેવો દરજ્જો હોય છે તેવા પહેરવેશ થાય છે. પહેરવેશ ઉપરથી કોમળતાનુ માપ સદા ય માટે કઢાય નહી. જ્યા બન્ને જાતિઓ સમાનતાને પામે છે ત્યા પહેરવેશ લગભગ સરખો થઇ જાય છે. સિંગાલીઝ લોકોમાં સ્રી હક્ક વિશેષ છે. તેઓમા પહેરવેશ ઉપરથી સ્રી પુરૂષો એકદમ પરખાઇ શકતાં નથી. આજે અમેરિકામાં પણ સ્રીશાસનના વાવટા માંડી છે. ત્યાં એક કલબ એવી છે કે જ્યાં સ્રી પુરૂષો સરખો પહેરવેશ રાખે છે. વળી ઘોડેસ્વારીમા હવે સ્રીઓ પુરૂષો જેવો જ વેશ પહેરે છે, અને તેમની માફક જ બેસે છે. જ્યા સ્રીઓમા કછોટા મારે છે, અને પુરૂષો લુંગી પહેરે છે ત્યા પણ તેનુ મૂળ કારણ કાંઇક દરજ્જાના આધારમાં જ સમાયેલુ હશે. વળી સ્રીસત્તાના સમયમા સ્રીઓ સાદા લુગડાં પહેરતી હતી અને પુરૂષોને વિશેષ શણગારવામાં આવતા હતા. આ વાત વાંચીને તો આપણને બંકીમનો પ્રહસનીય લેખ યાદ આવે છે. સ્રીઓ સુંદર કે પુરૂષો? એ બાબતના નિર્ણયમાં બંકીમ કહે છે કે પુરૂષો સુંદર છે. અને પુરાવામાં સિંહની યાળ તથા નર-મોરની કલગી અને પીંછા-કુકડાની કલગી વગેરે દર્શાવે છે.

સ્રીસત્તાવાળા સમાજમા જાતીઓની ઘટના કેવી હતી એ પૂર્વોક્ત પુસ્તકમાંનાં નીચેના ફકરા ઉપરથી જોઇ શકાશે.

"જ્યા સ્રીઓનું રાજ્ય હતું ત્યાં સ્રી પોતાના સાથી માટે શોધમાં નિકળતી હતી, તથા સ્રી જ પહેરામણી માંગતી હતી. વળી શીળ સાચવવાનું પુરૂષને માથે રહેતું. અને સઘળી મિલકતની માલિક સ્રી રહેતી. પુરૂષ તેનું આપેલું જ લઇ શકતો. સ્રી પતિથી નારાજ થાય તો તેને છુટાછેડા આપવાનો અધિકાર પણ સ્રીનો જ હતો. પુરૂષ જો પર સ્રી તરફ નજર નાંખે તો તેના શીયળનો ભંગ થયો કહેવાતો હતો. સ્રીની બાબતમાં નીતિના કાયદા સખ્ત નહોતા રહેતા. પતિની અટક તથા વસેવાટનો દેશ તે સ્રીના દેશ ઉપરથી જ ગણાતો હતો. છોકરાં પણ માની અટક જ લખે, અને માનો વારસો જ તેમને મળે. પત્ની બહારનું કામ કરતી હતી અને પતિ ઘર સંભાળતો હતો. પુરૂષ શણગાર સજતો હતો. વગર પરણેલા પુરૂષ તરફ તિરસ્કારની નજરે જોવામાં આવતું હતું. પુરૂષોને માયાળુ અને ઉદાર લેખવામા આવતા, પણ તેઓ બુધ્ધિમા જરા સ્રીઓ કરતા ઉતરતા ગણાતા હતા. કન્યાજન્મને આનંદથી ઉજવવામાં આવતો. સંતાનોને કેળવવાની ફરજ માતાઓને માથે હતી, અને દેવો-મૂખ્ય દેવો-પણ નારી જાતિના હતા."

જુના-અતિ જુના યુગમાં-જે જે સ્થળોએ સ્રી રાજ્ય જાણમાં આવ્યાં છે, તે સ્થળોના મળી આવતા ઇતિહાસ તપાસતાં ઉપર જણાવેલી સ્થિતિ જ જોઈ શકાય છે. ચાલુ સમયમાં આપણે પુરૂષ અને સ્રીની સ્થિતિ-સમાજમાં સ્થાન-અને હકકો-સબંધમાં ઘણી ચર્ચા થતી સાંભળીયે છીએ. તેથી આ સમયમાં Vaertings' ના પુસ્તકમાં જણાવેલી બાબતોનો ખાસ વિચાર કરવો જોઇયે. ઉપરની હકીકત જો ખરી હોય તો તો પછી "પુરૂષત્વ" અને "સ્રીત્વ" ના વિચાર, અથવા તો અમુક જાતિના ખાસ વિશેષ ગુણો-વગેરેની દલીલો બંધ જ પડી જાય છે. આપણે સ્વીકારવુ જ પડે કે સમાન સંજોગોમાં, પુરૂષ અને સ્રી, બન્ને જાતિઓ સમાન જ છે. તેમની શકિતઓમા કાંઇ પણ ફેર નથી, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. માટે હજી સુધી પૃથ્વી ઉપર થયો નથી તેવો પ્રયોગ આપણે કરવો જોઇયે. એક યા બીજી જાતિને ઉપરી ન

બનાવતાં, તેમને સમાન લેખી, બન્નેએ સમાનતાથી અને સહાનુભૂતિથી સમાજરચના કરવી જોઇયે. આમ થવામા શરૂઆતમાં કદાચ કઢંગી સ્થિતિ ઉભી થશે, પણ ધીરજથી પ્રયોગ પૂરો કરવામા આવશે તો આદર્શ સમાજરચના થઇ શકશે. મૂળ પુસ્તકના લેખકનું પણ આમ માનવુ છે.

સમાનતાથી અનીતિગૃહો અને વેશ્યાઓનો અંત આવશે. પ્રાચીન ઇજીપ્તમા વેશ્યાઓ નહોતી. સમાનતાના યુગમાં કાં તો એક પતિવ્રત અને એક પત્નીવ્રત બન્ને સાથે જ પળાશે, અથવા તો બહુ પત્ની અને બહુ પતિના રીવાજો ભેગા ચાલશે. આવી સમાનતાથી કેટલાએક રસજ્ઞ હૃદયોના રસના ઝરા સુકાઇ જશે, અને 'સ્ત્રી' શબ્દની પાછળ રચાયેલાં કોડ કાવ્યા હીન બની જશે એ તો ખરી વાત છે લોકો બધા વ્યવહાર અને ઉપયોગની દૃષ્ટીયે જ સ્ત્રીને નિહાળશે અને બનાર્ડ શોની માફક કહેશે કે "રાજકીય બાબતોમાં પ્રજાવાદી થાવ અને સ્ત્રીને મતાધિકાર આપો. બીજી સર્વ બાબતોમાં પણ પ્રજાવાદી થાવ અને સ્ત્રીને જે બહુમાન આપો છે તે બંધ કરો "એટલે કે યોગ્ય સમાનતા સ્થાપો.

આ પુસ્તકની બધી જ બાબતોમા એકદમ આપણી ખાત્રી થઇ શકે નહી. પરંતુ તેમા રજુ થયેલો વિચાર ખરેખર મહાન છે. અને તે સબંધી આગળ ચર્ચા થવાની બહુ જ જરૂર છે. કદાચ આ વિચારો સામાજીક ક્રાંતિનો સમય નજદીક લાવશે

( સંપૂર્ણ )

---



ચીનના વર્ષરના ગજેરા ન ડાયા તે જગ્યા

# ચીનમાં રાષ્ટ્ર વિપ્લવ

લેખ: રા. જશવંતરાય ઘનશ્યામરાય મહેતા

ઇતિહાસનું પુનરાવર્તન કાળાંતરે થયા કરે છે. કદાચ સ્થળફેર થાય, પરંતુ સંજોગો અને હકીકતો લગભગ મળતી જ આવે. કારણ મનુષ્યસ્વભાવ લગભગ સદા યે સરખો જ રહે છે. એ ઘટનાને સાત વર્ષ વીત્યાં. ૧૯૧૯ના ગ્રીષ્મ ઋતુનો સૂર્ય પૂર્ણપણે તપી રહ્યો હતો, અને પાણી વગર હિંદના બાલુડાઓ દેશાવરમાં ટળવળતાં હતાં. એવા એપ્રીલ માસની તેરમી તારીખે હિંદુ જનસમૂહના ટોળેટોળાં વૈશાખી મેળાની યાત્રામા ભાગ લેવા માટે આસપાસના ગામડાંઓમાંથી અમૃતસર શહેરમાં ઠલવાયા હતા. બે ચાર દિવસ આગમચ પ્રજાના બે માનીતા આગેવાનોને સરકાર પકડી ગઇ હતી, તે માટે પ્રજાનો વિરોધ દર્શાવવા ત્યાં જલીઆંવાલા બાગમા એક પ્રચંડ સભા મળી હતી. લશ્કરી અમલદાર જનરલ ડાયરના મનમાં ધૂન ભરાઇ કે આ ૧૫,૦૦૦ ની મેદની–નિઃશસ્ત્ર આબાલ વૃદ્ધ સ્ત્રી પુરુષો–બ્રિટિશ સામ્રાજ્યનુ નિકંદન કાઢવા ભેગા થયા છે. એટલે તે બાગમાં દાખલ થવાના એકના એક નાના સાંકડા માર્ગમાં હથીઆરબંધ ગુરખા સિપાઇઓ સાથ તે દાખલ થયો. નિર્દોષો ઉપર ગોળીબાર ચલાવ્યો. આ હત્યાકાંડના સમાચારથી હિંદીઓનાં અંતર ઉકળ્યા, એટલું જ નહિ, પરંતુ દુનિયાભરમાં હાહાકાર પ્રવર્ત્યો સૌ કોઇએ કતલને વખોડી. આ હત્યાકાંડે હિંદીઓમાં અપૂર્વ ઉત્સાહ અને પ્રેરણા રેડ્યાં, કારણ એમાં જલીઆંવાલા બાગમા હિંદુ મુસલમાન અને શીખોના લોહી સાથે વહ્યાં. ત્યાર પછીની હિંદી પ્રજાની લડત સૌ કોઇ જાણે છે.

એશીઆ એટલે ગોરી પ્રજાઓને પોતાનો દોર અને દમામ ચલાવવાનું ક્ષેત્ર. પુરાતન સંસ્કૃતિઓનું એ ઉત્પત્તિસ્થાન, આજે તો આજકાલની યુરોપીય પ્રજાનું ક્રીડાસ્થાન, બલ્કે શિકાર, બની રહ્યું છે. પોતાના વ્યાપાર અને સત્તાની ખીલવણી કરવા માટે યુરોપીય પ્રજાઓએ એશિઆમાં ઠેકઠેકાણે થાણાં નાખ્યાં અને સત્તા જમાવી. જાપાન સ્વતંત્ર હતુ, અને ૫૦ વર્ષના ટુંક સમયમાં પાશ્ચાત્ય પ્રજાનું સમો

વડીયુ બન્યું, એટલે જાપાન ઉપર યુરોપીય પ્રજાનો દોર ચલાવવાનો પ્રસંગ જ આવ્યો નથી. પરંતુ દુનિયાની વસતીનો ચોથો ભાગ જે મુલકમાં વસે છે, એ ચીન યુરોપીય રાષ્ટ્રોનું ભોગ થઇ પડયું છે, અને તે પ્રજાઓના જુલમ અને અમાનુષી વર્તનથી કંટાળી અન્તે સ્વતંત્ર થવા માથું ઉંચકવા લાગ્યું ત્યારે તે સ્વાર્થી પ્રજાઓ તેને ન્યાય આપવાની પણ વૃત્તિ દાખવી શકતી નથી. એ સ્વર્થાધતાની અવધિનો ખ્યાલ આપે છે.

ચીનને કેફી પદાર્થોનાં વ્યસન અડાડી, નિશાની ધૂનમાં તેને અજ્ઞાનતામાં રાખી, સર્વ સત્તા ભોગવતી પરદેશી સત્તાઓનો કેર કેટલો છે, તેનો ખ્યાલ દુનિયાને છેલ્લા એક વર્ષ થયા જ થવા લાગ્યો છે. ચીનની પ્રજા અત્યારે પોતાનું સ્વાતંત્ર્ય યુધ્ધ લડી રહી છે, એ હવે દુનિયા જાણતી થઇ છે. હિંદી જનતા સમક્ષ એ લડતની ટુંક રૂપરેખા રજુ કરવાનો આ પ્રયાસ છે.


વિપ્લવના અગ્રણી જનરલ
લી.—યૂઆન—હગ

વીસમી સદીની શરૂઆતથી પરાધીન પ્રજાઓને પોતાની પતિત દશાનું ભાન થવાનું શરૂ થયેલું લેખી શકાય, કારણ કે લગભગ ત્યાર પછી જ કચરાયેલી પ્રજાઓએ પરાધીનતાની શૃંખલાઓ તોડી સ્વતંત્ર બનવાના પ્રયાસો શરૂ કર્યો. હિંદમાં અને ચીનમાં સ્વાતંત્ર્ય યુધ્ધના પ્રથમ પ્રભાવો નજરે પડયા. બીજા દાયકામાં તો યુરોપીય મહાયુધ્ધ સ્વતંત્રતા અને આત્મનિર્ણયના સિધ્ધાંતોના રક્ષણ માટે મંડાયાનાં દુંદુભી વાગ્યાં. એ મહાયુધ્ધ પછી તો દુનિયાની દરેક પ્રજાને સ્વતંત્ર બનવાનું શુરાતન આવ્યું, અને તેમણે માથા ઉંચકયાં. યુરોપમાં પોલેન્ડ અને ફીનલેન્ડ સ્વતંત્ર બન્યાં. રશીઆમાં તો એતિહાસિક રાજ્યક્રાંતિ થઇ અને જર્મની કેસરશાહીમાથી પલટાઇને એક પ્રજાસત્તાક રાજ્ય બન્યું. તુરકીની સુલતાનશાહીનો અંત આવ્યો, અને સ્વતંત્ર તથા સશક્ત તુરકી મુસ્તફા કમાલ પાશાની આગેવાની હેઠળ દુનિયાના આગેવાન રાષ્ટ્રમા એક સ્થાન મેળવવા પામ્યુ એશિયામાં તો ઇરાન ને અરબી અનાં અને આફ્રિકામા રીફીઓનાં સ્વાતંત્ર્યયુધ્ધો મંડાયા.

ચીને પણ પરદેશી જુલમગારોના અન્યાયી અને બળજબરીથી મેળવેલ લાગાઓમાંથી છુટવાના પ્રયાસ આદર્યા અફીણના દુર્વ્યસનથી નિર્બળ બનેલા ચીના મજૂરોની સ્થિતિ ચીનમાં પરદેશી વ્યવસ્થા હેઠળની શેંપ્રાઇની મીલોમાં અસહ્ય થઇ પડી અને તે વર્તણુંક સામે વિરોધ પ્રદર્શિત કરવા ગયે વર્ષે મે માસની આખરીએ ચીના વિદ્યાર્થીઓએ સરઘસ કાઢયાં. શેંઘાઇનો શ્રેષ્ઠ ભાગ પરદેશી અમલ હેઠળ, અને તેમાં પોલીસ વિગેરેની વ્યવસ્થા બ્રિટિશ સત્તાધિકારીઓના હાથમાં. તેઓ ભડકયા કે



શેંઘાઇમાં "રાષ્ટ્રીય વિદ્યાર્થીમંડળ"ની સ્થાપના

આ વિદ્યાર્થીઓ નિઃશસ્ત્ર છતાં, પ્રજામાં અપૂર્વ જાગૃતિ લાવશે અને પરદેશી અન્યાયનીતિ સામે પ્રચંડ બંડની એ શરૂઆત કરશે એમ ધારીને, ટોળાંને ખબર પણ પડી ન પડી એટલામાં ગોળીબાર કર્યો. યુવાનોના અંતરમાં ધુંધવાતો અગ્નિ પ્રજ્વલિત થયો અને દેશમાં દાવાનળ પ્રકટી નીકળ્યો. સારૂં ચીન રોષે ભરાયું. પરદેશીઓના અસહ્ય અને અન્યાયી અત્યાચાર સામે પ્રચંડ વિરોધ થયો. ચીનાઓએ અંતરમાં નિશ્ચય કર્યો કે કાં તો પરદેશીઓને ચીનમાંથી કાઢી મુકવા જોઇએ અને કાં તો તેઓને ચીનના કાયદાઓને વશ બનવવા જોઇએ. શેંઘાઇનો આ નિષ્ઠુર ગોળીબાર, કે જેની જોડ અમૃતસરનો જલીઆંવાલા બાગનો હત્યાકાંડ લેખી શકાય, તેના પરિણામે ૭૦ના પ્રાણ ગયા અને ૩૦૦ ઘાયલ થયા.

### બદલાયલી મનોદશા

આ બનાવે ચીનની અને મુખ્યત્વે ચીનના યુવકોની મનોદશા બદલી, ચીનના પ્રજાકીય પક્ષોને એક કર્યા, અને પરાધીનતા સામેની લડતને અપૂર્વ વેગ અને જોમ આપ્યા. એક પણ પરદેશીનો પ્રાણ ચીનમાં જતો, તે માટે ચીન પાસે ભારે દંડ લેવાના ઘણા યે દાખલા બના હતા, જ્યારે આટલા નિર્દોષ ચીનાઓના પ્રાણ માટે પરદેશીઓએ પરવા ન કરી, એ જોઇ ક્રોધજ્વાળાની જ્યોત સળગતી જ રહી છે. આ બનાવ પછી ચીનના લગભગ દરેક શહેરમાં અસંતોષ અને રોષપ્રદર્શનનાં સરઘસો નિકળ્યાં, એટલું જ નહિ પણ પરદેશીઓનો તદ્દન બહિષ્કાર કરવાના મંડાણ મંડાયાં. ઘણા યે ચીનાઓએ પરદેશીઓની નોકરી છોડી. ચીનાઓના વેપારીમંડળે ઠરાવ પણ કર્યો કે બ્રિટિશ વેપારીઓ અને બેન્કો સાથે કોઇ પણ જાતની લેવડદેવડ ન કરવી. આ સર્વે હકીકત ઉપરથી સ્પષ્ટ થશે કે ચીનાઓ પરદેશીઓ પ્રત્યે અત્યંત ઘૃણાની દૃષ્ટિએ જોવા અને વર્તવા લાગ્યા છે. પરદેશીઓમાં મુખ્યત્વે બ્રિટિશો સામે જ, કારણ કે બ્રિટિશ સત્તાધિકારીઓનો જુલમ તેઓને અસહ્ય થઇ પડ્યો છે.

ચીનાઓનો જ દોષ છે, અને બ્રિટિશો નિર્દોષ છે એવા સમાચાર અને માન્યતા ફેલાવવા માટે સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ



પેકીંગમાં વિદ્યાર્થીઓ શાન્તિપૂર્વક કેદ પકડાવા માંગણી કરે છે.

નૌકાસૈન્યો ઉઠાવી લેવા; અને ઉપરોકત બનાવ માટે બ્રિટિશ સત્તાધિકારીઓએ માફી માંગવી. આ માંગણીઓ તો ચીનના તાત્કાલિક દુઃખનિવારણ માટેની હતી. આંતરરાષ્ટ્રીય તપાસસમિતિ તો નિમાઇ નહિં. પણ સત્તાધિકારીઓની સમિતિએ ખાનગી તપાસ કરી તેમાં બ્રિટિશ પોલીસનો દોષ નિકળ્યો. ચીનાઓને આવા ઢાંકપિછોડાથી સંતોષ થયો નહિ, એટલે તેઓના ઉપર લાદવામાં આવેલી પરદેશીઓ સાથેના કરારનામાંઓ રદ કરાવવા માટેની માગણી તેઓએ રજુ કરી. એકરાર નામાંઓ સામ્રાજ્યવાદના મદે બળજોરીથી ઠસાવી માર્યા હતાં.

## ચીન ઉપર પરદેશી દોરનો ઇતિહાસ

ચીનમાં સ્વાતંત્ર્યની ધુનની પ્રબળ જાગૃત પ્રગટાવતા બનાવ જાણ્યાથી કાંઇ ચીનની દુઃખદ પરિસ્થિતિનો ખ્યાલ આવી શકે નહિ તે માટે ચીનમાં પરદેશીઓ કેવી રીતે ઘુસ્યા અને તેઓએ કેવી રીતે હકકો પચાવી પાડ્યા, તેનો ઇતિહાસ જાણવા જોગ છે. પશ્ચિમની આધુનિક પ્રજાના પૂર્વજો જંગલી અવસ્થામાં હતા તે પુરાતન કાળમાં, ઘણી ઉચ્ચકોટીની સંસ્કૃતિ ચીનમાં અસ્તિત્વ ધરાવતી. એ ઇતિહાસ અત્રે અસ્થાને છે. ઇ. સ. ૧૮૪૦ સુધી ચીનનો કોઇ પરદેશી સત્તા સાથે સંબંધ જ ન હતો. એવો સંબંધ તેઓને ગમતો પણ નહિં. ૧૬મી સદીમાં પોર્ચુગીઝો એ ચીનના કિનારા આગળ લુંટ ચલાવતા ચાંચીઆઓને મારી હઠાવ્યા તે માટે પોર્ચુગીઝોને માકાઓ આપવામાં આવ્યું હતું. ત્યાર પછી બીજી પ્રજાઓ પણ ચીન સાથે વ્યાપાર કરવા લાગી ચીનનો ઇંગ્લંડ સાથેનો વેપાર ઇસ્ટ ઇંડીઆ કંપની કરતી, પરંતુ તેનો પટો ૧૮૩૩માં પુરો થયો ત્યારે ઇંગ્લંડની સરકારની

ચીન બાબતના ખોટા સમાચાર ફેલાવવા શરૂ કર્યા. ચીનને રશીઅન બોલ્શેવીકો ઉશ્કેરી રહ્યા છે, એવું આળ ચડાવવામાં આવ્યું.

અત્રે એ જણાવવાની જરૂર છે કે શેંઘાઇમાં તા ૩૦મી મે ૧૯૨૫ના દિનથી શરૂ કરી, ૩૪ વખત પોલીસે વિદ્યાર્થીઓ ઉપર ગોળીબાર કર્યો હતો હેન્કાઉમાં તા ૧૧મી જૂને થયેલા ગોળીબારમાં ૧૬ મુઆ અને ૧૬ ઘાયલ થયા અને શામેનમાં થયેલા ગોળીબારમાં ૩૦૦ના પ્રાણ ગયા હતા.

### ચીનની માગણીઓ

આ પ્રમાણે નિર્દોષોના રેડાયલાં લોહીએ ચીનને પોતાના સ્વાતંત્ર્યયુધ્ધના અપૂર્વ પ્રયાસની શરૂઆત કરાવી આપી. આ પ્રસંગે, ચીનાઓએ પોતાની સર્વે માંગણીઓ પરદેશી સત્તાઓ, કે જેમનો હાથ ચીનની પરાધીનતામાં છે, એની આગળ રજુ કરી અને જગતને તેની જાણ કરી. માંગણીઓમાં સ્વાભાવિક રીતે અગ્રસ્થાન, શેંઘાઇના હત્યાકાંડને અપાયું. પરદેશી સત્તાઓએ જાહેર કરેલો લશ્કરી કાયદો પાછો ખેંચી લઇ, કેદ થયેલા ચીનાઓને છુટા કરવા. આ હત્યાકાંડ માટે દોષિત કોણ એનો નિર્ણય કરવા આંતરરાષ્ટ્રીય તપાસ કમીશન નીમી, દોષિતોને શિક્ષા કરાવવી આંતરરાષ્ટ્રીય અદાલતો ઉપર ચીનનો કાબુ રાખવો અને શેંઘાઇમાંથી બ્રિટિશ તથા જાપાનીઝ

ઇચ્છા થઇ કે, ચીન સાથે રાજ્યદ્વારી સંબંધ બાંધવો. ચીનની રાજસત્તાને ઇંગ્લંડની આ માંગણી માન્ય ન હતી. તે તો માત્ર વ્યાપારી સંબંધ જ, અને લેશમાત્ર વધુ સંબંધ નહિં, ધરાવવાનો દૃઢ આગ્રહ ધરાવતી. ઇંગ્લંડ ચીનની આ વલણ સહન કરી ન શક્યું, અને પોતાની ધારણ સફળ ન થવાથી જે મુરાદ સમજાવવાથી પાર ન પડી, તે બળજોરીથી પાર પાડવાના પ્રયાસો આરંભ્યા. ચકમકનું કારણ પણ મળી રહ્યું. ૧૭૮૦થી માંડી ઇંગ્લંડના વેપારીઓએ ચીન સાથે અફીણનો વેપાર શરૂ કરેલો અને તે પ્રતિ વર્ષે વધતો ગયો. હુમલા કર્યો. યુધ્ધ બે વર્ષ ચાલ્યું. ચીનની હાર થઇ, અને ૧૮૪૨માં નાનકીનની સુલેહથી હોંગકોંગ ઇંગ્લંડને મળ્યું, અને બીજાં પાંચ બંદરો પરદેશીઓ માટે ખુલ્લાં થયાં. યુધ્ધમાં ગયેલી નુકશાની માટે મોટો દંડ પણ વસુલ કરવામાં આવ્યો. આટલું થયા છતાં, પરદેશીઓ દાખલ થાય એ ચીનને ગમતું નહિં હોવાથી, એ પરદેશી અણનોતર્યાં પરોણાઓના વ્યાપારમાં ઘણી આડખીલીઓ મૂકી. ફ્રાંસ અને ઇંગ્લાંડે ફ્રી કાંઇ નિમિત્ત કાઢી ૧૮૫૭થી ૧૮૬૦ સુધી ચીનની સરકાર સામે યુધ્ધ ચલાવ્યું. આ યુધ્ધને પરિણામે ચીનના



સૈન્યની એક ટુકડી જે ટુંક વખત પહેલા વિપ્લવવાદીઓ સામે લડી હતી તે તેમની સાથે પોતાનું ભાગ્ય જોડતી અને મળી જતી દેખાય છે

૧૭૯૬, ૧૭૯૯ અને ૧૮૦૦માં ચીનના રાજાએ એ કેફી પદાર્થનો વ્યાપાર બંધ કરવાના સખ્ત હુકમો બહાર પાડયા, છતા પણ ચોરીથી પરદેશીઓ ઘણો માલ દાખલ કરતા. અફીણ માત્ર કેન્ટોનના બંદરમા જ નહિ, પણ દેશની અંદર પણ છૂટથી વેચાવા લાગ્યું. ૧૮૩૫-૩૬માં ૫૬ લાખ રતલ અફીણ આવ્યું. ચીનની સરકાર કંપી ઉઠી અને વેચાણ બંધીના કાયદાઓનો અમલ કરાવવા માટે સખ્ત પગલાં લેવાનો ઠરાવ કર્યો. અંગ્રેજ વેપારીઓ સાથે ચકમક ઝરી અને ૧૮૩૯ તથા ૧૮૪૦મા બ્રિટિશ સૈન્યે ચીનાઓ ઉપર અંતરમાં પરદેશીઓને જવાની અને ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાની તેમજ અફીણ આયાત કરવાની છુટ મળી, અને પરદેશી સત્તાઓના એલચીઓને પેકીંગમાં રહેવાનો હક્ક મળ્યો. યુરોપના આગેવાન રાષ્ટ્રોએ ચીનમાં પગપેસારો ચોક્કસ રીતે કર્યો. આટલાથી નહિં સંતોષાતાં ફ્રાંસે ૧૮૮૫માં યુધ્ધ કરી, ટીએન્ટસીનની સુલેહથી ટોનકીન અને આનામ મેળવ્યું, અને દક્ષિણ ચીનમાં વેપાર કરવાના હકો ફ્રેંચ વેપારીઓ માટે મેળવ્યા. દુનિયાના આગેવાન રાષ્ટ્રોમાં સ્થાન મેળવવા કલ્પનાતીત વેગે આગળ ધસતું જાપાન, પશ્ચિમનો ચીન ...

પગપેસારો ખમી શક્યું નહિં, એટલે તેણે પણ ચીનના મોટા ઉદરમાં બાચકું ભરવાની તૈયારી કરી. કોરીઆમાં ગેરવહીવટ ચીન કરી રહ્યું છે એ બહાનું કાઢી ૧૮૦૪માં જાપાને ચીનને કહેણ મોકલ્યું, અને શીમોનોસીકીની સુલેહથી ફોરમોસા અને પેસકાડોરીઝના ટાપુઓ અને લીઆઓટુંગનો દ્વિપકલ્પ જાપાને મેળવ્યા. લીઆઓટુંગ જાપાનને ન મળવું જોઇએ, એમ કહી રશીઆ જર્મની અને ફ્રાંસ વચ્ચે પડયાં. પશ્ચિમના રાષ્ટ્રોના સ્વાર્થને છેડો જ ન હતો. ૧૮૯૭માં કીઆઉચાઉ જર્મનીને, પોર્ટ આરથર રશીઆને, વાઇ હાઇ વાઇ ઇંગ્લંડને અને ફ્રાંસને ટોન્કીન પાસેની જમીન પટે આપવાની ચીનને ફરજ પાડવામાં આવી. પરદેશીઓના તુમાખી વર્તનના પરિણામે ૧૮૯૯મા બળવો જાગ્યો. જાપાન અને પરદેશી રાજ્યો વચ્ચે પડયાં અને તેઓએ પેકીંગ કબજે કર્યું ત્યારે બળવો શમ્યો. પરદેશી એલચીખાતાના રક્ષણ માટે સૈન્યો રખાયાં. ત્યાર પછી તેઓએ ચીન પાસે એક પછી એક એમ અનેક હક્કો મેળવ્યા. અને અત્યારે એવા ઘણાં બંદરો છે કે જેને કરારનામાનાં બંદરો (Treaty Ports) તરીકે ઓળખવામાં આવે છે, કે જ્યા પરદેશીઓ છુટથી વ્યાપાર કરી શકે, એટલું જ નહિં, પણ તેઓને સ્વતંત્ર-અમલ-કરવાની સત્તા (Extra territorial rights) મળી, એટલે તે વિભાગમાં પરદેશી સત્તાઓ ત્યાંની વ્યવસ્થા કરવા માટેના પોતાના-ચીનાઓથી સ્વતંત્ર-કાયદાઓ ઘડી શકે, અને પોલીસ વગેરેની પોતાની ગોઠવણ કરી શકે. આ હક્કો અને સત્તાઓનો નિષ્ઠુર અમલ થવા લાગ્યો, પરંતુ નબળી પડી ગયેલી ચીનની મધ્યસ્થ સરકાર ચીનની પ્રજાનું કંઇ પણ રક્ષણ કરી શકી નહિં.

## પ્રજાસ-તાક ચીન

રાજ્યકર્તા મંચુ વંશના રાજાઓની નિર્માલ્યતા ચીનની પ્રજા સાંખી શકી નહિ. એ અસંતોષનો અગ્નિ ૧૯૧૨માં રાજ્યસત્તા સામે બળવાના રૂપમા પ્રગટયો, અને રાજકર્તા મંચુ વંશનો અંત આવ્યો. ૧૯૨૧માં ચીન પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર થયું. આ પ્રજાકીય ચળવળની પાછળ કાબેલ પ્રજાપક્ષી રાજ્યદ્વારી ડૉ. સુન યાટ સેન હતો, પરંતુ ઉત્તર ચીનનો સેનાપતિ યુઆન શી કાઇ (જે બ્રિટિશરોનો માનીતો હતો) તેણે તો તેને પ્રમુખ બનાવે તો જ પ્રજાસત્તાકને ટેકો આપવાની હઠ લીધી હતી. એટલે તેને જ પ્રમુખ બનાવ-



દેશભક્તિ અને સ્વાતંત્ર્યથી પ્રેરાઇને ચગદાતા કુલીમાંથી તૈયાર થયેલા ઉત્સાહી સૈનિકો.

વામાં આવ્યો, અને તેના ૧૯૧૬માં મરણ સુધી તે પ્રમુખ રહ્યો. યુઆન શી કાઇએ વ્યવસ્થિત રાજ્યબંધારણ પણ ઘડયું નહોતું. તેને શહેનશાહ બનવું હતું, પરંતુ તે મનોરથ મનમાં જ રહ્યો. તેના મરણ પછી, પેકીંગ સરકારનું, બળ ઘણું નબળું પડયું, કારણ જુદા જુદા પ્રાંતમાં સુબાઓ માંહેમાંહે લડવા લાગ્યા, અને હજી પણ ચીનમાં ( Civil war ) આંતર વિગ્રહ ચાલુ જ છે. અત્યારે ચીનમાં એવી કોઇ દેશી સત્તા નથી, કે જે સમસ્ત ચીન ઉપર શાસન કરી શકે. વુ-પાઇ-ફુઇ નામનો સેનાપતિ બ્રિટિશનો માનીતો હતો. મંચુરીઆમાં ચેન્ગસેલીન નામનો સેનાપતિ જાપાનનો માનીતો છે. જાપાન ચેન્ગને ઉપર ચઢાવવા માંગે છે અને તે શહેનશાહ "ને તો પછી ચીનની ચાવી જાપાનના હાથમા રહે, એ ગુઢ હેતુથી. ચેન્ગનો ભય ન કરવા જાપાન માગે છે. ચેન્ગે મંચુરીઆની સત્તા હાથમા લઇને મંચુરીઆને સ્વતંત્ર જાહેર કર્યું છે. ઉત્તર ચીનમા ચેન્ગનો હરીફ ખ્રિસ્તી સેનાપતિ ફેંગ છે. તેનું વલણ રશીઆ તરફ છે. મધ્ય ચીનમાં સેનાપતિ વુ-પાઇ-ફુ છે અને તેને માટે બ્રિટિશ પત્રો ઘણી તારિફ કરે છે, એટલે ચીનની પ્રજાકીય દૃષ્ટિએ તે કેટલું પ્રજાહિત સાધી શકે એ પ્રશ્ન છે. જો કે સેનાપતિ વુ ઘણો બળવાન છે.

## ડૉ. સુન યાટ સેન

ડૉ. સુન-યાટ-સેને પોતાની સત્તા ૧૯૨૦થી દક્ષિણ ચીનમા જમાવી, અને કેન્ટોનને મુખ્ય મથક બનાવ્યું. પોતાના મરણ સુધી તેણે રાજ્યતંત્ર કેવી સુવ્યવસ્થિત રીતે ચીનાઓથી ચલાવી શકાય તેનો અમુક પુરાવો આપ્યો. તેની વૃત્તિ ઘણી પ્રજાકીય, ઉદાર અને તે પ્રજાના હકકોના સંરક્ષણ કરવાની ભાવનાવાળી હોવાથી, તેના પ્રત્યે હોંગકોંગની બ્રિટિશ સત્તાની કુદૃષ્ટિ હતી. સુન-યાટ-સેન કામદાર પક્ષ પ્રત્યે ઘણી સહાનુભૂતિ ધરાવતો. કેન્ટોનનું બંદર ખીલે તો હોંગકોંગને ધોકો પહોંચે તેમ હોવાથી પરદેશી સત્તા ઘણા દ્વેષની નજરે જોતી. હોંગકોંગ અને કેન્ટોન વચ્ચે ખીચાંબારું રહેવાનું આ કારણ છે.

## વિદ્યાર્થીઓમાં જાગૃતિ

મહાયુધ્ધના અંત પછી ચીનની પ્રજામાં વિશેષ જાગૃતિ આવી, તેમાં પણ યુવાનો અને વિદ્યાર્થીઓ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ઘણો ભાગ લેવા લાગ્યા, એટલે તેમના આગ્રહને વશ થઇને પેકીંગ સરકારે વરસાઇલ્સની સુલેહ ઉપર સહી કરી નહિ અને ચાલુ ચળવળને મોખરે પણ એ વિદ્યાર્થીઓ જ છે. ગયે વર્ષે થયેલો ગોળીબાર પણ સરઘસની આગેવાની લેનાર વિદ્યાર્થીઓ ઉપર જ થયેલો. વિદ્યાર્થીઓને ચીનની અસહ્ય પરવશતાનું ભાન થઇ ગયું છે તેઓ સમજે છે કે, પરદેશીઓ ચીનના કાયદા હેઠળ નથી. કરારનામાના બંદરો તો ચીનમાં સ્વતંત્ર પરદેશી સંસ્થાનો છે, કે જેમા પરદેશીઓ ચીનાઓના અંકુશ વગર ચીનનો પરદેશ સાથેનો સઘળો વ્યાપાર કરી શકે. રાજવહીવટમા ચીનાઓને ભાગ મળે



આ તરૂણોમાંથી ઘણીએ વિપ્લવમાં ભાગ લીધો છે અને આજે નવીન ચીનના નેતાઓ થઇ પડયા છે.



શેંધાઈમાં રાષ્ટ્રીય ઉદ્યોગોના વિકાસ માટે વિચાર કરવા મળેલી જંગી સભા.

નહિ, એટલું જ નહિ, પરંતુ જકાત પણ પરદેશી ઓ જ નક્કી કરે અને મીઠાવેરો તથા જકાત વસુલ પણ તેઓ જ કરે. પરદેશી મનવારો શેંઘાઈના બારામાં ભેગી થઈ, ચીનની પ્રજા ઉપર ડોળા કાઢે, તેમજ નાની સશસ્ત્ર હોડીઓ મહાન યાંગસી નદીની અંદર માઈલોના માઈલ સુધી અટકાયત વગર પ્રવેશ કરી શકે. ચીનની પરવશતાનો અંત આટલેથી નથી આવતો. ચીનને જો નાણાં ઉછીના લેવા હોય તો, તેણે બ્રિટિશ, ફ્રેંચ, અમેરિકન અને જાપાનીઝ બેંકો પાસેથી જ લેવાં જોઈએ. આ ઉપરથી જણાશે કે ચીન ઉપર પરદેશીઓ માત્ર લશ્કરી અંકુશ રાખે છે, એટલું નહિ, પણ ચીનની આર્થિક સ્વતંત્રતા પણ લગભગ છીનવી લઈ, ચીનના વ્યાપાર વાણિજ્યને વણસાડી મૂકે છે. ચીનની પરાધીનતાનો ઉપર પ્રમાણે ટુંકમાં ખ્યાલ આવ્યા પછી સૌ કોઈ સમજી શકશે કે એક ઘડી પણ આવી સ્થિતિ ચલાવી લઈ શકાય નહિ. ચીનમાં ભણેલાઓ મ્હોટે ભાગે દેશહિતૈષી અને દેશ માટે ભોગ આપનારા હોઈ, સામાન્ય જનસમૂહ તેઓ પ્રત્યે માનપૂર્વક જુએ છે. એટલે પ્રજાકીય ચળવળને મોખરે વિદ્યાર્થીઓ અને કૉલેજના પ્રોફેસરો હોવાથી, ચીનની રાં[illegible] પણ સ્વતંત્ર બનવા માટે નિશ્ચયી બનેલી પ્રજાનો એને સંગીન ટેકો છે.

પરદેશી ધુંસરી સામે બળવો જગાડવાન બીજા કારણ તરીકે છેલ્લાં મહાયુદ્ધ પછી પાશ્ચાત્ય રાષ્ટ્રોએ ચીન સાથે જે વર્તન ચલાવ્યું છે તે છે. યુદ્ધ દરમ્યાન જાપાનીઓએ જર્મની પાસેથી શાંગટુંગ છતી લીધું. ૧૯૧૭માં અમેરિકાએ ચીનને એવું આશ્વાસન આપેલું કે, યુદ્ધવિરામ પછી શાંગટુંગ ચીનને પાછું સોંપાશે. બીજી બાજુએ ઈંગ્લંડ, ફ્રાંસ અને ઝારશાહીવાળા રશીઆએ જાપાન સાથે ખાનગી કોલકરાર કરેલા કે શાંગટુંગ જાપાન પાસેજ રહે. યુદ્ધવિરામ પછી વર્સાઈલ્ઝની સુલેહ વખતે આ ખાનગી કરાર પ્રગટ થયો અને અમેરિકાનો પ્રેસીડંટ વીલ્સન પોતાનું વચન પાળી શક્યો નહિં. પશ્ચિમના રાષ્ટ્રોની પ્રમાણિકતા અને વચન ઉપરથી ચીનનો વિશ્વાસ ઉડી ગયો.

૨૧ ઉપરાંત ચીનની નજર બોલ્શેવીક રશિઆ ઉપર પડી. ઝારશાહીના જુલ્મમાંથી સ્વતંત્ર બનેલા રશિઆએ દુનિઆભરમાં સ્વતંત્રતાનું યુધ્ધ જગાવતી દરેક પ્રજા પ્રત્યે સહાનુભૂતિ દાખવી. રશિઆ, યુરોપીય રાષ્ટ્રોની આર્થિક ગુલામીમાંથી મુક્ત બન્યું, એ જોઇ ચીને પણ એવી રીતે સ્વતંત્ર બનવાનો નિશ્ચય કર્યો. ચેન્ગસોવીન ચીનના પરદેશી જુલ્મગારોનો પક્ષ ખેંચતો હોવાથી, રશિઆ તેના પ્રત્યે ધિક્કારની લાગણીથી જોતું આવ્યું છે. ચીન, હિંદની માફક, કૃષિપ્રધાન દેશ હોવાથી, બોલ્શેવી ઝમનો પ્રચાર ચીનમાં થઇ શકે નહિં, છતાં ચીન અને રશિઆ વચ્ચે મૈત્રીનો સંબંધ છે. પરદેશી ઓની ચીન પ્રત્યે અન્યાયી વૃત્તિને લીધે ચીનનો માનવ સમાજ પરદેશીઓને ધિક્કારવા લાગ્યો છે. જો કે એટલું તો સ્પષ્ટ જણાવવું જોઇએ કે, સઘળાં પરદેશી રાજ્યોમાં અમેરિકાએ ચીન સાથે ઘણું સારૂં વર્તન ચલાવ્યું છે. ચીન પ્રત્યે સહાનુભુતિ રાખી, તેની આકાંક્ષાઓ પાર પાડવા મદદ કરવાના પ્રયાસ જો કોઇએ કર્યો હોય તો તે અમેરિકાએ જ. ઉદાર વલણ ધારણ કરી, તેણે ૧૯૨૧માં વોશીંગ્ટન ખાતે મળેલી સર્વરાષ્ટ્ર પરિષદમાં, પોતાની લાગવગનો ઉપયોગ કરી, ચીનને અન્યાયી કરારનામાંઓમાંથી મુક્ત કરવાનો ઠરાવ કરાવ્યો હતો. જો કે એ ઠરાવનો હજી અમલ કરવા બીજાં રાષ્ટ્રો તૈયાર થયાં નથી. ચીને જોયું કે જાપાન, રશિઆ અને તુર્કી સ્વતંત્ર બન્યાં, તો તે પણ શા માટે સ્વતંત્ર ન બની શકે? પરંતુ સ્વાતંત્ર્યયુધ્ધમાં દેશમાં આંતરકલહને લીધે તેમજ યુધ્ધકળામાં ચીનની પ્રજા પ્રવીણ ન હોવાથી, તેઓ લશ્કરી બળ વડે ઝઝુમી શકે નહિં, એટલે પરદેશીઓના બહિષ્કારનું શસ્ત્ર તેમને અજમાવવાનું સુઝયું. હોંગકોંગમાં તો બહિષ્કારની ઘણી અસર થઇ. તેથી જ બ્રિટિશો કેન્ટોનની ચીનાઇ સરકાર સામે ધુરકીઆં કર્યાં જ કરે છે.

ચીનાઓ હવે જકાત વિષયક સ્વાતંત્ર્ય માંગે છે અને લડાઇને પરિણામે રશિઆ, જર્મની અને ઓસ્ટ્રીઆના (extra territorial rights) સ્વતંત્ર સંસ્થાની હકો જેમ રદ થયા, તેમ હવે ફ્રાંસ, અમેરિકા, ઇંગ્લંડ અને જાપાનના પણ એ હકો રદ થવા જોઇએ એવી એની માંગણી છે. જાપાન તો સમજી ગયું છે. ફ્રાંસની દખલ ઘણી ઓછી છે. અમેરિકા તો ઉદાર વલણ



વિપ્લવના પરિનામે પદભ્રષ્ટ થયેલ મંચુ વંશનો છેલ્લો બાળરાજા

ધારણ કરતું આવ્યું છે, એટલે અત્યારે અન્યાયી કરારનામાંઓના પાલનનો દોષ બ્રિટિશ સરકાર ઉપર આવ્યો છે. ગયે વર્ષે શાંઘાઇ અને શામીનના ગોળીબાર માટે જવાબદાર પણ બ્રિટિશ જ હતા, અને તેને પરિણામે દક્ષિણ ચીન સાથેનો વ્યાપાર પણ તૂટયો, છતાં હજી બ્રિટિશોની આંખ ઉઘડી નથી. અત્યારે જે અન્યાયો ચીન ઉપર ચાલુ છે, તે ચીનની રાજસત્તાએ માન્ય કરેલા કરારનામાની રૂઇએ છે, પરંતુ સગીર વયમાં વાલીએ કરેલાં નુકશાનકારક લખાણો ઉપરથી મોટો થયા પછી જેમ એક પુરુષને કચડવામાં આવે તેવી ચીનની સ્થિતિ છે ચીનની રાજસત્તાને દુનિયાદારીનું ભાન પણ ન હતું.

હવે તો ચીન સાથે પરદેશી રાષ્ટ્રોએ નવેસરથી ન્યાય અને મનુષ્યત્વની દૃષ્ટિએ સંબંધ બાંધવો જોઇએ, અને ચીનને સ્વતંત્ર રાજ્ય સત્તા સ્થાપવાની સગવડ કરી આપવી જોઇએ. તે રાજનીતિ અખત્યાર કરવાથી જ ચીન પરદેશી રાષ્ટ્રોનો ઘણો ઉપયોગી મિત્ર થઇ પડશે. એક વખત સામાન્ય રાજનીતિ નક્કી કર્યા પછી વિગતવાર ઘણા ફેરફારો કરવા પડશે, પરંતુ તેનો નિકાલ કરવો અશક્ય તો નથી જ. ઘણી અડચણો નડશે, અને મુશ્કેલીઓ ઉભી થશે. અત્યારે શાંઘાઇના પરદેશી વિભાગમાં, વસ્તીમાં બહુમતિ ચીનાઓની છે, છતાં ચીનાઓને મતાધિકાર જ નથી. ચીનાઓ અને પરદેશીઓ વચ્ચેનો ઝઘડો કોર્ટે જાય તો તેનો ન્યાય પરદેશી ન્યાયાધીશો જ આપી શકે. વળી અત્યારે પરદેશી સત્તાઓ પોતાની પ્રજાના ચીનમાં લહેણાં નાણાં વસુલ કરવાનો ધંધો કરે છે તે પણ બંધ થવું જોઇએ. મુખ્ય જરૂરીઆત તો ચીન સાથે થયેલા કરારો રદ કરવાની છે. પરદેશીઓને પોતાના સંસ્થાનોનો સ્વતંત્ર અમલ કરવાના હક્કો મળ્યા છે તે અને કેટલાક બંદરોમાં પરદેશીઓને નિરંકુશપણે વેપાર કરવાના હક્કો મળ્યા છે તે રદ થવા જોઇએ. ચીનાઓની માગણીઓ ન્યાય અને પ્રમાણિકતાના સિધ્ધાંતો અનુસાર છે, એટલે ચીનમાં આંતરવિગ્રહનો



ડૉ. સુન-યાટ-સેન
ચીન પ્રજાસત્તાકના જનક અને પ્રથમ પ્રમુખ ચીનની એક વિરલ વિભૂતિ

અંત આવે અને ત્યાર પછી એકત્ર થયેલું બળવાન ચીન, પોતાના બાહુબળથી તેમ જ બોલ્શેવીક રશિઆની મદદ વડે પોતાની માંગણીઓ માન્ય કરાવે, તે પહેલા પરદેશીઓ એ સમજી જઇ, માંગણીઓનો સ્વીકાર કરવો છે. (યુ-આન-શી-કાઇના મરણ પછી જુદા જુદા સેનાપતિઓ શાહી સત્તા માટે માંહોમાંહે યુધ્ધ કરી રહ્યા છે. પેકીંગની મધ્યસ્થ સરકાર દમ વિનાની છે. ચીનની અત્યારની સ્થિતિ, મોગલ શહેનશાહત પડી



ધી. ઓ. યુ-આન-શી-કાઇ.
ઇ સ ૧૯૧૩ માં નેશનલ એસેમ્બલીએ પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે સ્વીકાર્યા હતા નવીન ચીનના એક પ્રખર નેતા

જોઇએ, અને સત્તાની ફેરબદલી કરવાની વ્યવસ્થિત ગોઠવણ કરવી જ જોઇએ.

### ચીનમાં આંતરવિગ્રહ

ચીન પોતાની મુરાદ અત્યારે પાર પાડી શકતું નથી, એનું કારણ એટલું જ છે કે ચીનમાં અત્યારે અંધાધુંધી પ્રવર્તી રહી ભાગવા પછી જેવી હિંદની હતી તેવી છે. પ્રાંતે પ્રાંતના સુબાઓએ પોતે જ રાજ્ય પચાવી પાડ્યાં, અને આંતરવિગ્રહ ચાલુ રહ્યો. આવા અવ્યવસ્થાના સમયમાં પરદેશીઓ એ એક કે બીજા સેનાપતિને પોતાના હાથમાં લઇ ચીનને છિન્નભિન્ન કરવાની યુક્તિ

પ્રવૃત્તિઓ આરંભી છે. અત્યારે ચીનમાં કોઇ કમાલપાશાની અવશ્યકતા છે, કે જે એક બળવાન સેનાની હોવા ઉપરાંત, એક દુરંદેશી અને કાબેલ રાજ્યનીતિજ્ઞ હોય. આવી કોઇ વ્યક્તિ અત્યારે નજરે પડતી નથી, અને જ્યાં સુધી ચીનનાં પ્રજાકીય તત્વો એક થશે નહિં, ત્યાં સુધી પરદેશી સત્તાની ઝુંસરી છુટશે નહિં. પરંતુ જ્યારે ચીન એકત્ર થશે, ત્યારે પરદેશીઓની અન્યાયપરંપરાનો મૃત્યુઘંટ વાગશે, અને તે માત્ર ચીનમાં જ નહિં, પરંતુ સમસ્ત એશિઆમાં. કારણ સ્વતંત્ર અને સબળ ચીન, એકલું જ એશિઅવાસીઓને માટે મદદગાર થઇ પડશે.

ચીનમા અત્યારે જે વિગ્રહો ચાલી રહ્યા છે, તેનો પ્રવાહ કઇ દિશામા વહેશે એ કહી શકાય તેમ ન હોવાથી, એ આંતરવિગ્રહની વિગતવાર ચર્ચા અત્રે કરી નથી. ચીનમાં પરદેશીઓ કેમ દાખલ થયા, અને અત્યારે ચીનની કેવી દશા કરી મૂકી છે, અને ચીનાઓની માગણીઓ શું છે એ રજુ કર્યું છે. ચીનના પ્રશ્નના નિકાલ ઉપર એશિઆની, બલ્કે દુનિઆની શાન્તિનો પ્રશ્ન અવલંબેલો છે, કારણ કે જો ચીન કોઇ પરદેશી સત્તા સામે યુધ્ધ માંડે તો બીજા રાષ્ટ્રોને પણ જોડાવું પડે, અને મ્હોટું યુધ્ધ જામે.

સ્વાભાવિક રીતે એ પ્રશ્ન ઉપસ્થિત થશે કે ચીન માટે પરદેશીઓ આટલી બધી મથામણ શા માટે રાખે છે? ચીન એ ખેતીવાડી-પ્રધાન મુલ્ક છે, અને ચીનની પ્રજા હુન્નર ઉદ્યોગમાં આગળ વધેલી ન હોવાથી પરદેશીઓ માટે ચીન એક મ્હોટું બજાર છે. પશ્ચિમનાં રાષ્ટ્રો વેપાર માટે મરી ફીટે છે, એટલે ચીન સાથેનો વેપાર, અત્યારે જે સગવડ અને કમાણીથી થઇ શકે તે કમાણીથી, ચીન સ્વતંત્ર બને ત્યારે ન થઇ શકે, માટે જ પરદેશીઓ ચીનને જળોની જેમ ચુસી રહ્યા છે, અને છોડતા નથી. ચીનમાંથી અઢળક ધન ચુસી જવા છતા પરદેશી વ્યવસ્થા હેઠળના કારખાનાઓમાં ચીના મજુરોની સ્થિતિ અસહ્ય કરી મૂકી છે. ૭ વર્ષના કુમળાં બાળકોને અને સ્ત્રીઓને પણ રાત્રે કામ કરવું પડે છે. ચીનમાં કારખાનાઓ ઉપર અંકુશ રાખનારા કાયદાઓ નથી, એટલે મજૂરોને વેતરું કરવું પડે છે. સ્ત્રીઓ અને છોકરીઓને ૧૪ કલાક કામ કરવું પડે અને એવી આકરી વેઠ કર્યા છતાં પણ પેટપુરતો પગાર ન મળે. આવી અત્યંત દુઃખદાયક સ્થિતિનો અંત ચીન સ્વતંત્ર બનશે ત્યારે જ આવશે.

ચીનનો આંતરવિગ્રહ ક્યારે અંત પામે અને એકત્ર બનેલું ચીન ક્યારે સ્વતંત્ર થાય, એ સુવર્ણ દિન ક્યારે ઉગે, એવી અપેક્ષા સમસ્ત જગત કરી રહ્યું છે. પરદેશી સત્તાઓ ચીનમાં માન સહિત પરિવર્તન કરી આપશે, કે ચીનના બળને નમશે, એ મહાન પ્રશ્ન સામ્રાજ્યવાદ અને મુડીવાદ સમક્ષ પડ્યો છે.

છતાં યે સામ્રાજ્યો અને શહેનશાહોનો સંહાર જ સરજાયો છે, એટલે કોઇક દિવસ એ સંહારને અંતે ચીનમાં સ્વાતંત્ર્યસૂર્ય ઉગશે જ એની આશા રાખી શકાય! અસ્તુ!

( સંપૂર્ણ )






( ગયા અંકથી ચાલુ )

વિદ્યાપીઠની પરિક્ષાઓ અપાઇ ગઇ. પ્રકાશ એકલો મુંબાઇ રહ્યો. નોકરી શોધવાની તેને જરૂર જણાઇ. દેવબાલા વિવાહીના થઇ. એ આનંદ અવસરમા પ્રકાશ ભાગ ન લઇ શકયો. ભાગ લેવા વિચાર સરખો ય તેણે ન્હોતો કર્યો. મનમોહનના આમંત્રણ બદલ તેણે દૂરથી જ ઉપકાર માન્યો.

પરંતુ આમ દેવબાલા રીસાઇ બેઠી. પ્રકાશે તેને પણ એક જ પત્રમાં દૂરથી મનાવી લીધી.

"શુધ્ધ સંબંધે સધાયલા જીવોનો કર્મ-વિહાર એક જ અવસરે પૂરો નહિ થાય. કિનારે આવતાને લાત મારી પાછો ધકેલતા જેટલા ક્રુર સમાજને મારા શોકદર્શક વર્તનથી જ હું સંતોષી શકું. મારું દિલ તમે સમજો છો, માઠું ન લગાડશો. પ્રભુ કરશે તો વખત જતાં મારી ઉણપ તમને ઓછી સાલશે. મારાં અભિનંદન અને જીવનભર ચાલે એટલો મારો હેતભાવ સ્વીકારી સંસાર યાત્રા માટે વ્હેલાં મોડાં તૈયાર રહેજો. વિશેષ એ ગકે તમારા પવિત્ર નામને કોઇ નિંદે કે નિંદતા શીખે તે પહેલાં મ્હેં અત્રે-તમારાથી વિમુખ-રહેવા નિશ્ચય કર્યો છે. પરિણામ બહાર પડયે તારથી જણાવીશ......"

મુંબાઇ વિદ્યાપીઠ એક એવી સંસ્થા છે કે જ્યા પરિણામ મધ્યાન્હના તાપમાં બહાર પડે છે. પ્રચંડ સૂર્યના ઉકળાટમાં આખરે પરિક્ષાઓનું પરિણામ બહાર પડયું. કસોટી-પર ચડેલા અભ્યાસકોની પરસેવાથી ભીની ભ્રમરો નીચેની આતુરી આંખો પાટીઆ પર ચ્હોડેલા કાગળ પર ફરી રહી। પાએક કલાક પછી તાર ઓફીસ પર દોડધામ થઇ રહી. પ્રકાશે તો નિરાંતે તાર મુકયો! ઓછું જ પાસ થએલી દેવબાલા નાપાસ થવાની હતી? ત્હેના ચ્હેરા પર આજે ઘણે દિવસે નૈસર્ગિક આનંદ ને સંતોષનું અજવાળું પડી રહ્યું. પ્રથમ વર્ગમાં બી. એ પસાર કરી નામ પછળ ઉપાધિ 'લેવાનું' માન કોઇ નમાલાને જ હોતું નથી!!

અપવાસિયો નિરાંતે પલાઠી વાળી જમે તેમ પ્રકાશ સાંઝે ખૂબ જમ્યો. બપોરે જમતી વેળા તેનું ભાવી ડગમગતું લાગતું. અત્યારે તે સ્નાતકના આડંબરે ભાણે બેઠો. ગમે તેમ હો. પણ મહેનતની મોજો ન્યારી હોય છે।

મધરાત દૂર એ જ સાંઝે દેવબાલાએ ધડકતા હૃદયે તાર ફોડયો. હર્ષથી ઘેલી બની ગઇ! તા. પણ હાથમાથી સરી પડયો. "મારા

માસ્તરની મહેનતનું સાર્થક થયું !" એકામમાં બોલી જવાયું.

વિવાહીતાનો આનંદ વિવાહ વખતે આટલો ન્હોતો. ઇન્ટરમીડીયેટ પાસ થનાર જ્ઞાતિમાં પહેલી જ દેવબાલા હતી. તેનું ગુમાન પાસ થનાર કરતાં બાપને ઘણું ચઢ્યું. મનમોહને દેવબાલાના સમાચાર જાણ્યા, મનમાં ખુશ થયો. પણ પોતાના પરિણામની ખબર ન મળવાથી તેનો જીવ ચણચણતો હતો. દિવાનખાનામાં આંટા મારવા લાગ્યો. તેને પ્રકાશ પર રીસ ચઢી. દેવબાલાના તારમાં પોતાના પરિણામનો ઇશારો શા માટે ન કીધો ? છેક મોડી રાતે એક તારવાળો બડબડતો, બડબડતો તાર આપી ગયો. બિચારાને રસ્તામાં સાઇકલનો સજ્જડ અકસ્માત થયો હતો, અને લંગડાતે પગે સાઇકલ દોરતો, મનમા ગાળો દેતો તાર આપી ગયો.

નાપાસ થવાની આશાવાળો પાસ થાય તો તેને ય આનંદ તો પ્રથમ વર્ગમા પહેલે નંબરે પાસ થનાર જેટલો જ. મનમોહનનો આનંદ આવો હતો.

હરિફાઇની શરતોના લ્હેણાંદેણા ચૂકવી, દેવબાલાના મ્હોમાં કણુલેલાં સાકર પાણી પીરસવા પ્રકાશ થોડા દિવસ માટે વતન આવ્યો. ભારતની આર્યામાં ભાવિની વિરાટ આશા કલ્પનો પ્રકાશ દેવબાલાને મળ્યો. પરોક્ષ, કલ્પનામાં, ભેટયો. તેનાથી છુટા પડતા, વણમાગેલા પારિતોષિકો જેમ તેમ સ્વીકારતાં, દેવબાલાને માઠું લાગ્યું, ઓછું આવ્યું। "મારા સમ" શબ્દે તેને ચૂપ કરી દીધો.

"બાલા બ્હેન ! મ્હને શરમાવો છો હોં ! મ્હેં કાંઇ કર્યું નથી ! ઉલ્ટાં તમે તો મ્હારી નામના કરી ! અણધાર્યાં સેકન્ડ કલાસમાં તમ્હે એકલાં પાસ થયાં તે બિચારી તમ્હારા વર્ગની સખીઓ ઇર્ષા કરતી હશે !"

"પ્રકાશભાઇ ! આજ સુધી મ્હેં તમારૂં માન્યું. આજે મારી ઇચ્છા તમારે માન્ય કરવી જ પડશે. આ શું છે ? માત્ર નાની શી મુદ્રા ! આપણા સ્નેહની યાદી તરીકે."

"બાલા બ્હેન ! તમે તો અવધિ કરો છો. આપે કાંઇ વધારે છે ?"

પરાણે હાથ ખેંચી દેવબાલાએ મુદ્રા હાથમાં સેરવી દીધી. દશ સેકન્ડ પ્રકાશ મુદ્રાને મોહવશ જોઇ રહ્યો.

ગડભાંજમાંથી નિવૃત થઇ અભ્યાસગૃહમાં બંને આખરે એકલાં પડયાં.

"દેવબાલા ! મ્હારૂં ઇનામ હું જાતે જ માંગી લઉ તો !"

"ત્યારે કયારના બોલતા શું નથી ?"

"લાંબા સમય માટે છુટો પડતાં પહેલાં મારા હક્કનો દાવો હું અત્યારે જ કરી લઉં છું. પણ…તમ્હે દયા રાખજો. મારે નિરાશ ન થવું પડે !"

દેવબાલા સમજી ગઇ. એકાએક ઉલ્લાસમાં આવી જઇ તે બોલી.

"આ ઘ માં એવી એક પણ વસ્તુ નથી કે જેની કીંમત તમારી માંગણી બરાબર કરી શકાય. બોલો તમારે શું જોઇએ ?"

"પેલી પ્રતિમા !" ચાંદીના ખોખામાં મઢેલી દેવબાલાની તસ્વીર તરફ પ્રકાશે આંગળી કરી.

"બસ–માગીને આખરે આ જ માંગ્યું ? કહો તો એવી દશ છબીઓ આપું !" દેવબાલાએ છબી પ્રકાશના હાથમાં મૂકી પળભર અકલ્પ્ય સ્નેહભરી વધાવતાં નયને પ્રતિમા જોઇને કોટના અંદરના ખીસ્સામાં પ્રકાશે તે સેરવી દીધી.

આજે જીંદગીનું અમૂલ્ય જવાહિર પોતે કમાયો એમ પ્રકાશે માન્યું. દેવબાલા બિચારીને ઘણી યે વાર પ્રકાશમાં વિચિત્રતાનું દર્શન થતું. બધાથી કોણ જાણે શાથી અની તો પ્રકૃતિ, વર્તન, વ્યવહાર, વાણી, છટા, રસિકતા, આદર્શ–જૂદાં પડતાં. એમ સ્પષ્ટ થતું કે ત્હેની રંગભૂમિ પર તો તે

એકલો જ ભૂમિકા ભજવી રહ્યો હતો.

કેટલીક પળો શાંત વીતી ગઈ. બાલાને વાચા આવી.

"પ્રકાશભાઈ! ત્યારે આપણે તો જૂદાં પડવાનાં!"

"હા! તમ્હે અહિંયાં! હું મુંબાઈ. મને એક સારી પેઢીમાં જગા મળી છે."

"તમ્હે અહીં રહી નોકરી ન કરી શકયા હોત?"

"કરી શકયો હોત, પણ મ્હારે જ અહીં રહેવું નથી. ઘેના સમાજની બત્રીશીમાં કેટલાં ય નિર્દોષ માનવીઓ ચવાઇ જાય છે, મારે તેમાંથી બચવું છે અને આપની પવિત્રતા અસ્પર્શ્ય રાખવી છે!"

"એકનું મ્હોં બંધ રાખશો. એક નાના ઝરાને પાળ બાંધી રોકી રાખશો. સાગર અને સમાજને શી રીતે વારશો?"

"અને એટલા જ માટે ઘેર આક્ષેપની ભરતી તળે ડુબી જઇએ તે પહેલા દૂ-દૂર કીનારે બેસી રહેવું જ સારૂં."

"હા—પણ વિયોગના વાસમાં, દૂર, મુંબાઇ જેવી નગરીમાં વસી અમને ભુલી ન જશો." બાલાના વદન પર સ્મિતકીરણ ઝળકી ઉઠયાં.

'તેટલા માટે તો તમારી પ્રતિમા માગી લીધી! બાકી મ્હારૂં હૃદય તો મ્હેં તમને જ સોંપેલું છે. તમ્હે ક્યાં નથી જાણતાં? કોઇ કોઇ વાર હું તમને સાંભરી આવીશ. અવકાશે સ્મરણમાં પવિત્ર સ્થાન આપજો એટલે થયું!'

"તમને વિશ્વાસ નથી?"

"પારકાના મનની વાત શી રીતે કહી શકાય?"

પ્રકાશ હસી પડયો.

"તમને મશ્કરી સુઝે છે, નહિ?" સુકુમાર હાથે એક લપડાક મ્હોં પર મારી—મરાઇ ગઇ! પ્રકાશ કલ્પનામાં ડૂબ્યો કે આ મારની મીઠાશ શી!

( ૮ )

પ્રકાશ મુંબાઇ પાછો આવ્યો.

મનમોહન અમેરીકા જવાની તૈયારીઓમાં પડયો. જાણીતાં અઠવાડીકો ને રોજીંદાંમાં લખાણ આવ્યાં. સર્વે તે વાંચ્યાં. પ્રકાશે તો હર્ષ એ તે વધાવ્યાં. ને હસવું કે રડવું તે દેવ બાલાને ન સુઝયું. ઘેની જેવી થઇ તે રાત દિન રહેવા લાગી.

મિત્રસમુહમાંથી વિવાહીત યુગલને અભિનંદન પત્રોનો થોકડો આવવા લાગ્યો. બધાને અને ખાસ કરીને પ્રકાશને લાગ્યું કે દેવ બાલાના ભાગ્યપ્રદેશે ઉત્કર્ષના આંબા મ્હોર્યા. મનમોહન તેને મન હૈયાનો મોહન બની રહ્યો.

"અમેરીકા જતાં પહેલાં મને એ નહિ મળતા જાય? શા માટે નહિ? એમ તો સમજુ છે!" તર્કવિતર્ક મનમાં થવા લાગ્યા

આખરે દચ્છેલી તક આવી લાગી. પ્રકાશનું ઠેકાણું લેવાને મિષે સસરાને ત્યાં જમાઇ પધાર્યા. નસીબના પાધરા તે મનમોહનના સસરા ઘેર ન્હોતા. ભાવતું હતું ને વૈદે કહ્યું. સાસુએ જમાઇને રોકયાં. મુખ્ય વિષય પર આવતાં પહેલાં આડાં અવળાં પ્રકરણો મંડાઇ પૂરાં થયાં. પરંતુ વચ્ચેલીની વાત દેવબાલાને બરાબર આવડતી હતી. મેડીયે રહી તે બધું ય સાંભળતી હતી. પરદેશમાં આરોગ્ય સાચવવાની અને વ્હેલા પાછા વળવાની બે મુખ્ય કલમોની નોંધ સાસુએ જમાઇ પાસે લેવરાવી.

"પ્રકાશનું ઠેકાણું મુંબાઇનું મારે જોઇએ છે."

"હા! અમારી દેવબાલા પાસે છે. ઉભા રહો હું બોલાવું. દેવબાલા!" સાંભળે જ શાની?

"કાંઇ નહિ. હું ઉપર બેસું છું. પ્રમોદ રાય આવે તો મને કહાવજો."

મનમોહન ઉઠયો, અને મેડીયે ચઢયો. દેવબાલાના પિતા પ્રમોદરાયનો બેસવાઉઠવાનો ઓરડો મેડા ઉપર હતો.

સાસુ નીચું જોઇ મ્હોં મલકાતી અંદરના ઓરડામા ચલી ગઇ. ઉમંગી જમાઇને આવી સોના જેવી તક આપનાર સાસુ આપણા સમાજમાં જવલ્લે મળી આવે છે. અને અભ્યાસગૃહના ઉંબરામાં આવી મનમોહન ઉભો. દેવબાલા પક્કી તો ખરી જ. ચોપડી વાંચવાનો ઢોંગ કરી તે આરામાસન ઉપર પડી હતી. ચોપડીએ તેના ચંદ્રવદનનું ગ્રહણ કર્યું હતું.

પુષ્પની પરિમલ બહાર વાતાવરણમા પમરે છે, પુસ્તકમાં સંતાડી રાખેલા મસ્તિષ્કનું ધ્યાન પણ બહાર જ પમરતુ હતું.

મનમોહન ઉંબરામા ખંચાયો! ઘણી યે વાર મળતા નહિ અનુભવેલી લાગણીઓથી હૃદય થડકયું. પાઠશાલામા દેવબાલા તેને મળતી મિત્ર તરીકે. આજે પોતાની ભાવિ પત્ની પ્રત્યક્ષ મળતાં તેને અત્યંત ક્ષોભ થયો.

આખરે પુરૂષે હીંમત એકઠી કરી, ને ધીમેથી ગળાની ખખરી દૂર કરી. દેવબાલા સફાળી ઉઠી, અને મળી દ્દષ્ટોદ્દષ્ટ! ચોપડી મેજ પર મુકી ન મુકી ને સાડી ઠીકઠાક કરી ઉભી. કંપતા હૃદયે, ધ્રૂજતા શરીરે, મનમોહન ધીમે પગલે નજીક આવ્યો.

એકાંતમા પ્રિયજનને મળતાં કોને રોમાંચ નથી થયો! ગમે તેમ પણ બંનેના હૃદયના ધબકારા પરસ્પર સંભળાવા લાગ્યા. સાડીની કોર બ્હાર જણાતા શ્વેત અંગુઠા પર દ્દષ્ટિ રાખી બાલા તો મૂક ઉભી રહી!

"ત્હમે બેસો, હું તો એમ જ આવ્યો!" કહી મનમોહન ખુરશી પર બેઠો. બાલાએ જોયું કે તેના શબ્દોમાં ધ્રુજારી હતી. અર થડકતો ઉચ્ચાર હતો. બેભાન જેવી બાલકી કાંઇ ન સૂઝતાં આરામાસન પણુ પર બેસી ગઇ. બિચારીને પરસેવો છૂટયો! આખે ય અંગે સુરેખ શરમની ભરતી છવાઇ!

"મ્હારે પ્રકાશનું ઠેકાણું જોઇતું હતું!" મનમોહનની આંખોમાં અમીભર્યું—પહેલી જ વાર—તેજ ઉભરાયું.

"પેઢીનું ઠેકાણું બાપુ પાસે છે, રહેવાની સગવડ બરાબર ન હોવાથી ઘરનું ઠેકાણું પ્રકાશભાઇએ જણાવ્યું નથી," પરિક્ષા પાસ કરવા લીધેલી મહેનત કરતાં બોલતાં તેને અતિશય મહેનત લેવી પડી.

"ભલે! પેઢીનું ઠેકાણું ચાલશે. પાસપોર્ટ મટે ગોઠવણ કરવાનું તેને મારે લખવું છે."

"બાપુ બહાર ગયા છે, તે આવે એટલે માગી લેજો."

"વારૂ—પણ તમે હવે આમ કયાં સુધી પુતળાંની માફક બેસી રહેશો? જતા પહેલાં તમને મળવાનો આવો સમય આવે કે ન આવે?"

"તેથી આવું નાટક રચ્યું?" દેવબાલા નીચું જોઇ ટહૂકી. તેના વદન પર મોહક સ્મિત હતું.

"પ્રેમઘેલાંઓ નાટકી હોય છે એમ આપણે કયાં સાંભળ્યું કે વાંચ્યું નથી! હવે તમે ઉંચું જુઓ તો આપણે વાતો કરી લઇએ." ખુરશી પરથી ઉઠી મનમોહન નજીક આવ્યો. આરામાસનના હાથ મુકવાના પાટીયાં પર બેસવા ગયો. બાલા ઝબકીને સંકોચાઇ.

"પેલું બારણું......ઉઘાડું....છે. કોઇ આવી લાગશે!" દેવબાલા ઉઠી. મનમોહને તેનો હાથ ખેંચી બેસાડીને બારણું ઠાલું બંધ કર્યું.

ઘણીયે વાર લાંબા સંવનન પછી રત્ન જેવી રમણીયો જીતાય છે. મનમોહનને લાંબું

સંવનન પસંદ ન્હોતું. યુવકનો હાથ યુવતિના હાથની કોમળતા માપવા પ્રયત્ન કરી રહ્યો.

"માઇ ડીયર ( My Dear )" તે બોલ્યો. ઇંગ્રેજી ભણેલા દરેક પ્રેમીએ પ્રિયતમાને આજ શબ્દોથી સંબોધવી જોઇએ એમ મનમોહન માનતો.

તેણે પ્રશ્ન કર્યો.

"તમારે......તારે માટે અમેરીકાથી શું લાવું ?

"તમારો છે તેથી અધિક પ્રેમ બીજું તમને ગમે તે" શરમાતાં શરમાતાં બાલા બોલી.

"એકેક વર્ષમાં હારવર્ડની ડીગ્રી લઇ હું પાછો આવીશ. મારા સર્વ સમાચાર તારા બાપુ દ્વારા કે બારોબાર જાણતી રહીશ. ત્યાં સુધી તું પણ બી. એ. થઇ જઇશ "

"હા," સંપૂર્ણ શ્રધ્ધાથી દેવબાલા બોલી.

"તેમાં તને ભેટ આપવા લાયક વસ્તુઓ હું ઘણી લાવીશ."

"હા–પણ નવલકથાઓ લાવવાનું ન ભુલતા."

"તને અને પ્રકાશને એક જ ટેવ લાગે છે. નવલકથાઓ વાંચવાનો શોખ એણે જ તને લગાડયો હોય એમ લાગે છે. વારુ, ડઝન બે ડઝન નવલકથાઓ. બીજું ?"

"પ્રકાશભાઇને કાંઇ ભેટ આપવા લાયક લાવજો."

"વારૂ તે પણ લાવીશ." કચવાતે મને મનમોહન બોલ્યો. "પ્રકાશ, પ્રકાશ, પ્રકાશ, મનમાં તે બબડયો. "પ્રકાશની આવડી શી મોહીની ! લોકો કાંઇ ખોટું કહે છે અને હું તો આ ચાલ્યો જવાનો, મારી પાછળ શું થાય તેની શી ખબર ?" ઇર્ષારૂપ વાદળ તેના મનોરાજ્યમાં ઘેરાયું. સંદેહના આછા ઓળા તેની કલ્પનાસૃષ્ટિમાં પડી રહ્યા. થોડીક શાંતિ પછી મનમોહન સ્વસ્થતા ખોયા વિના બોલ્યો.

"ચાલો તમારા માસ્તર માટે ય કંઇ લાવીશું. તમે આ બે વર્ષ ખૂબ અભ્યાસ કરી અમારા જેવાં થાઓ. એટલે હું પણ બી. એ. અને તમે પણ બી. એ.? તેના બોલવામાં મૃદુતા હતી. દેવબાલા તે પારખી ન શકી.

"અમારી ગાડી તો ચાલે ત્યાં લગી ઠીક છે. હવે પ્રકાશભાઇ તો મુંબાઇ વસ્યા, એટલે અમારે તો એકલાં અભ્યાસ કરવાનું રહ્યું "

"ગાડી રે ગાંડી ! પ્રકાશ ભાઇ વિના બી એ. ન થવાય ? એ શું ઘેલાં કાઢે છે ?"

"ખરૂં પૂછો તો એમની મહેનત વિના ઇન્ટર પણ પાસ ન થવાત ને ! જોયું નહિ હું સેકન્ડ ક્લાસમાં આવી, અને સરસ્વતિ બા ગુજરી ગયા છતાં સતત્ અભ્યાસ કરી પ્રકાશભાઇ ફર્સ્ટ ક્લાસમાં આવ્યા એ ઓછું ક્રેડીટેબલ ( Creditable ) છે ?"

"અલબત્ત ! હું તેને અભિનંદન આપું છું. પણ હમેશ કયાં સુધી પ્રકાશ પહોંચશે. હવે તો તેના વિનાનાં બી. એ. પાસ થાઓ ત્યારે તમે ખરાં ! "

"પાસ તો થવાશે ;–માત્ર ઉંચા કલાસમાં નહિ આવી શકું"

"ત્યારે મારે કયાં તને પ્રોફેસર તરીકે કમાવા મોકલવી છે ! આ તો ઠીક છે. આટલે સુધી આવ્યાં તો બી. એ. પાસ થઇ પ્રથમ ગ્રેજ્યુએટ તરીકે આપણી જ્ઞાતિમાં પ્રસિધ્ધ થાઓ. મનમોહનના બોલવામાં મજાક હતી, અને અદીઠ તિરસ્કાર હતો.

"તમારી ઇચ્છા પૂરી કરીશ. પણ તમ્હે આરોગ્ય સાચવી હજારો રૂપિયા ખર્ચવા

તૈયાર થયા છો તે કાર્ય આટોપી વ્હેલા પધારજો. લગ્નમંડપે સહૃદય તમને હસ્ત મિલન વખતે વધાવીશ !"

બાલાનો હાથ લઇ મનમોહને ખેંચ્યો અને રસાળ મુખડું ઉચું કરી એક ચુંબન ચોરી લીધું. યુવતિ ઉભી થઇ ગઇ! નીચે કોઇના આવવાનો અવાજ થયો. પ્રમોદરાય બહારથી આવ્યા હતા. કાન માંડી દેવબાલાએ નક્કી કર્યું.

"બાપુ આવ્યા છે! જુઓ તમે પત્ર લખતા રહેશો. પ્રકાશભાઇ તરફથી મને તમારા સમાચાર મળવાની જોગવાઇ કરજો અને શરીર સાચવશો." કહી દેવબાલા મન મોહનને વળગી પડી.

મનમોહન સસરાને મળ્યો; ને પ્રકાશની પેઢીનું શીરનામું લખી લીધું.

એ શીરનામાનો ઉપયોગ થયો કે નહિ તે જાણવાની આપણને જરૂર નથી.

પરંતુ એટલું તો ખરૂં જ કે મેલ સ્ટીમર ઉપડતા પહેલાં જરાક આગમચ રખડતો રખડતો પ્રકાશ આવ્યો. મનમોહનને હાર તોરા પહેરાવી સારૂં ભવિષ્ય ઇચ્છયું. હસતાં, દીલગીર થતાં, અત્યંત પ્રેમથી જુના મિત્ર તરીકે દૃઢ હસ્તધૂનન કર્યું. સગા સંબંધી અને મિત્રોનું મંડળ બંદર પર વિખરાયું.

ક્ષિતિજ બહાર જતી આગબોટ ક્યાંય લગી પ્રકાશ નિહાળી રહ્યો. તેણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો: "ગરીબનું નસીબ જ ગરીબ—" (ચાલુ)




લેખિકા:—રેવ કનુબ્હેન દવે

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!

મધુર મધુર અનિલ લહરે, શાન્તના પ્રસારો, રાજ!
ધીર નિમલ કુંપલ ફૂટે, રમ્ય પ્રગતિ પ્રેરો, રાજ!

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!

પ્રભુપાદ ચુમ્મતી ધરા, આપણી ઉદાર મૈયા:
આજ આત્મકહાણીના અમૃતસેર્ય સારો, રાજ·

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!

અમીત સુખ સમૃદ્ધિની, સંપજ પરવાસ્થ્યતણી
વર્ષે વિમલ અમી ઝમી વર્ષો કૃપાકાન્ત, રાજ!

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!

ભાવનાની માળ ગુંથી, કઠિન તપ અનુભવી,
"કર્મમાં અધિકાર આપણું"—એવું ગહન ભાખો, રાજ!

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના -આરામ હો!

વિશ્વ આપ વાટય જુવે, જાવો સમર-આંગણે:
ભેદી તિમિરપટ અનેક જ્ઞાનપુંજ પૂરો, રાજ!

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!

અકથ ઓર સંસ્કૃતિ પુણ્યપૂર્ણ વિજયશ્રી:
બુધ્ધિ, શક્તિ, કૃતિ, સિધ્ધિ, પુનરપિ પ્રસારો, રાજ!

વિશ્વભરી ચેતના જગ વો, રાજ!
ઉરના આરામ હો!

એ જ દેવ! વાંછના, એ જ મ્હેલો? પ્રાર્થના:
'વસુધૈવ કુટુમ્વ' માની આત્મકલ્યાણ લ્હાવો રાજ!

વિશ્વભરી ચેતના જગાવો, રાજ!
ઉરના આરામ હો!





સિકંદરા અકબરના મકબરાનો મુખ્ય દરવાજો

# સિકંદરા અકબરનો મકબરો

લેખક: મુન્શી મહમ્મદ હુસેન બલસારવી

સિકંદરા આગ્રાથી પાંચ માઈલ ઉપર ઉત્તર–પશ્ચિમ દિશામા આવેલું છે. આગ્રાથી બે સડકો સિકંદરે જાય છે; એક શાહગંજ થઇને અને બીજી બલોચપુરા થઇને આગ્રાથી સિકંદરા, મથુરા વૃન્દાવન તથા દિલ્હી થઇને લાહોર સુધી ચાલી જાય છે. હાલમા જી આઇ. પી. રેલ્વેની મેઇન લાઈન ઉપર સિકંદરા સ્ટેશન પણ બનાવવામા આવ્યું છે, એટલે રેલ માર્ગે પણ જઇ શકાય છે. સિકંદરા અસલ ગામનુ નામ છે અને તે સિકંદર લોદીએ વસાવ્યું હતું. પરંતુ આગ્રાવાળાઓની વાતચીતમાં સાધારણ રીતે અકબરના મકબરા (સમાધિ) ને જ સિકંદરા કહે છે.

મથુરાની સડકથી સિકંદરે જતાં આગ્રાના પ્રાચીન કિલ્લાનો દિલ્હી દરવાજો જે હાલ જીર્ણ થઇ ગયો છે, તેને વટાવી આગળ ચાલતાં માર્ગનું અંતર નક્કી કરવા પ્રથમનાં સમ્રાટોએ જે વિચિત્ર પ્રકારના થાંભલાઓ રસ્તાની બાજુએ ઉભા કરી રાખ્યા છે, તે જોઇને આશ્ચર્ય થાય છે. આગળ વધતા રસ્તાની બંને બાજુએ આવેલી કબરો કે જેમાંની કેટલીક છેક જીર્ણ થઇ ગઇ છે, અને કેટલીક પડવાની અણી ઉપર આવી રહી છે, તે સઘળી કબરો દૃષ્ટિને આકર્ષે છે.

દિલ્હી દરવાજાથી લગભગ એક માઇલ આગળ ચાલતાં જમણા હાથ ઉપર એક ઘણું મોટું કમ્પાઉન્ડ મળે છે. જે "લાડલી બેગમના બાગ" ના નામે પ્રખ્યાત છે લાડલી બેગમ શહેનશાહ અકબરના મુખ્ય પ્રધાન અબુલ ફજલની બહેનનું નામ છે. એ બાગમા લાડલી બેગમ તેમના પિતા શેખ મુબારક અને તેમના મોટા ભાઈ ફૈજીની કબરો હતી જે પૈકી થોડાં ખંડેરો જોવામાં આવે છે.*

* શેખ મુબારક—તે જમાનામાં એક મહા બુદ્ધિમાન, સદાચારી નરવીર હતો એમ કહેવાય છે કે, તે પોતે કુરઆનની એક વિશાળ અને ઉત્કૃષ્ટ વ્યાખ્યા લખી ગયો છે

લાડલી બેગમના બાગથી થોડેક દૂર કંદહારી બાગ છે, જ્યાં શાહજહાનની પહેલી બેગમ જે મુજફ્ફર હુસેનની દીકરી હતી તેને દફનાવવામાં આવી હતી. મુજફ્ફરહુસેન ઈરાનના શાહ ઇસ્માઇલ શફવીના પૌત્ર હતા. અહિંથી એક માઇલ આગળ ચાલતાં એક પત્થરનો ઘોડો બનેલો છે. તેને માટે કહેવામાં આવે છે કે, કોઇ રઈસનો‡ ઘોડો એ જગ્યાએ માર્યો ગયો હતો તેની યાદગીરી તરીકે તેણે આ ઘોડો બનાવી અત્રે મુકાવ્યો હતો. ઘોડાનો સાઇસ પણ તેની સાથે જખમી થઈ મરણ પામ્યો હતો એટલે તે સાઇસની કબર પણ અહીં જ છે.

પત્થરના ઘોડાની સામે એક પ્રાચીન તળાવ છે જે સુકું પડયું છે. તેનું નામ "ગુરૂકા તાલ" છે. બનવા જોગ છે કે અમુક વખતે કોઈ સાધુસંતે તેને પોતાનું સ્થાન બનાવી લીધું હોય;- પરંતુ એ તળાવ અને તેની પાસેની ઇમારતોનું વર્ણન સિકંદર લોદી સાથે સંબંધ રાખે છે, જેના નામથી સિકંદરા પણ જાણીતું છે.

પાંચ માઈલ કાપતાં સમ્રાટ અકબરના સમાધિબાગના દ્વાર પાસે આવી પહોંચાય છે. મકબરો એક અતિ વિશાળ બાગની અંદર છે. બાગની ચારે તરફ ઘણો જ ઉંચો કોટ બાંધી લેવામાં આવ્યો છે. અને દિવાલની ચારે તરફ ૭૦ ફુટ ઉંચા અને ભવ્ય ચાર દ્વાર છે, જેમાં ત્રણ દરવાજા તો માત્ર દેખાવને ખાતર જ છે, અને રોજાના કમ્પાઉન્ડમા દાખલ થવા માટે માત્ર એક જ દ્વાર છે જે દક્ષિણ દિશા તરફ છે. એ આર્કવાળો દરવાજો ૭૦ ફુટથી અધિક ઉંચાઇવાળો છે. તેમાં જે પથ્થર વાપરવામાં આવ્યા છે તે રાતા રંગના છે દરવાજા ઉપર સફેદ, કાળા તથા પીળા રંગના પત્થરમાંથી તૈયાર કરેલી ફુલ વેલીઓ શોભી રહી છે. તેમાં પ્રવેશ કરતા જણાશે કે, દરવાજાનો હૉલ સાધારણ પંક્તિનો નથી. ખરેખર એક અતિ સુંદર તથા વિશાળ હૉલ છે. કાઉન્ટ ઓફ નોવરે યથાર્થ જ લખ્યુ છે કે,—"આ દરવાજાવાળો હૉલ એટલો બધો ઉંચો અને એટલો બધો સુંદર છે કે તે એક રાજમહેલ જ છે, એવો ભ્રમ થયા વગર રહે નહિં." આ

---

ફૈજીના પુસ્તકાલયમા લગભગ ૪૩૦૦ પુસ્તકો હતા એના રચેલા કાવ્યો ભારતવર્ષમાં ભારે આદરપૂર્વક ગવાય છે. ઇ સ ૧૫૯૫ મા ૫૦ વર્ષની વયે આ સંસારમાંથી ચાલી નિકળ્યો હતો

"મહાન સમ્રાટ અકબર" નામના પુસ્તકમાં પૃષ્ઠ ૨૧૪મા લખ્યુ છે કે, ફૈજીના મૃત દેહને જુના દિલ્હીમાં સમાધિસ્થ કરાવ્યો હતો." (એટલે તેની કબર જુના દિલ્હીમા છે.) પરંતુ તેજ પૃષ્ઠની ફુટનોટમાં લખ્યું છે, કે "તપાસ કરવા છતા અમે તેનો પત્તો મેળવી શકયા નથી."

"અર્જે તાજ" નામના પુસ્તકમા પૃષ્ઠ ૪૨માં લખેલું છે કે, "ફૈજીની કબર આગ્રાથી એક માઇલ ઉપર લાડલી બેગમના બાગમા છે" અનુમાનથી "અર્જે તાજ" વાળી વાત ત્યાંના ખંડેરો જોવાથી માની શકાય તેવી છે, (સત્ય શું છે તે તો પરમાત્મા જાણે.)

‡"અબુલફજલ"—મુસલમાન ગ્રંથ લેખકોમા તે સમયે અપૂર્વ અને અતુલનીય ગણાતો હતો. સામાન્ય અવસ્થામાંથી મોગલરાજ્યના સર્વપ્રધાન અમાત્યના પદે પહોંચ્યો અને રાજ્યનો અતિ માનનીય આગેવાન થયો હતો.

ગ્વાલિયરથી ૧૫ માઇલ ઉપર દક્ષિણ-પૂર્વ ખુણામા અત્રિ નામક સ્થાને અબુલફજલનું સમાધિ મંદિર ભાંગી તૂટી અવસ્થામાં આજે પણ જોઇ શકાય છે.

અબુલફજલના "અકબરનામા" તથા "આઇને અકબરી" નામના ગ્રંથો બહુ જાણીતા છે.

લાડલી બેગમના લગ્ન ઇમામખાન (નમીરા શેખ સલીમ ચીસ્તી રે. અ.) સાથે થયાં હતાં, જેઓ બંગાળના ગવર્નર હતા.

* રઇસ-Noble Man-સભ્ય માણસ

હૉલની ચોતરફ ન્હાની ઓરડીઓ આવેલી છે અને તેમાં ઉપર ચડવાને પત્થરના નીસરણીઓ છે. પહેરેગીરો આ સ્થળે રહે છે આ અતિ ઉચ્ચ ગૃહને મથાળે ચાર ખુણે શ્વેત મરમરના બનાવેલાં શિખરો આકાશને ભેદી શકે તેવી ઉંચ ઇવાળાં ગૌરવપૂર્વક વિરાજી રહ્યાં છે, જેના ઉપરના ભાગો જાટ લોકોએ તોડી નાંખ્યા હતા આપણી સરકારે તેની મરામત કરાવી છે. ફકત ગૃહની ટોચ ઉપર પૂર્વે શોક સંગીતવાળો નોબતનો ધ્વનિ દર્શકના પ્રાણને આકુળ વ્યાકુળ બનાવતો. મહાવિદ્વાન "કઉન્ટ ઑફ નોવર" ઈ. સ ૧૮૯૮માં ફકત સમાધિમંદિરના દર્શને આવ્યો હતો. તે વખતે ઉપર કહેલી નોબત વાગતી હતી, અને મૃત અકબરનું સન્માન વિસ્તારતી હતી પરંતુ અત્યારે તો એ નોબત પણ મુંગી બની ગઇ છે મકબરાવાળા બાગનું નામ અકબરે બહેશ્ત આબાદ બાગ રાખ્યું હતું.

સમ્રાટના સમાધિમંદિરમા બૌદ્ધ તથા મુસલમાન મંદિરની કારીગરી સંમિલિત થએલી છે સમ્રાટે પોતે જ આ સમાધિ-મંદિરની યોજના કરી. પાછળથી જહાંગીરે તે અપૂર્ણ રહેલી યોજના પાર પાડી હતી. ત્રણ હજાર માણસોએ વીશ વર્ષ પર્યંત કામ કરીને મકબરો તૈયાર કર્યો હતો તે સમયે પંદર લાખ રૂપિયા એ મકબરા માટે ખર્ચ થયા હતા

હવે એ મનોહર ગૃહ ઓળંગીને સુંદર દિવાલથી ઘેરાયલા એક વિશાળ બાગમાં દાખલ થશો પૂર્વે નહેર વડે યમુનાનું પાણી બહુ દૂરથી આ બાગમાં આવતું. આમ્રવૃક્ષ આદિ ફુલ ઝાડો તથા વિવિધ પુષ્પની લતાઓ પોતાના ફળો તથા પુષ્પો દ્વારા તેમ જ સૌંદર્ય, સુગંધ અને શિતળતા દ્વારા મુસાફરોને વિમુગ્ધ કરતાં. આજે તે ઉદ્યાનની પૂર્વની શોભા તથા આકર્ષતા અદૃશ્ય થઈ ગઇ છે. બાગની આસપાસની દિવાલ પણ કેટલેક સ્થળે પડી ગઇ છે. આ પ્રમાણે સઘળી વસ્તુઓએ દીન-હીન તથા કંગાળ વેશ ધારણ કર્યો છે મહાન પુરૂષોની પણ છેવટે કેવી દશા થાય છે તેનું જાણે કે સર્વત્ર સૂચન થઈ રહ્યું છે.

ઉપર કહેલું દક્ષિણ તરફનું દ્વાર-ગૃહ ઓળંગીને ઉત્તર તરફ આગળ ચાલતાં દ્વાર-ગૃહથી લઇને ઠેઠ સમાધિમંદિરના દ્વાર સુધી એક અતિ વિશાળ રાજમાર્ગ આવેલો છે. તે માર્ગ બંને બાજુ આવી રહેલ ઉદ્યાન કરતા ઘણો ઉંચો છે, અને તેના ઉપર પત્થરો જડવામાં આવ્યા છે. વૃક્ષોની હારો આવેલી છે, તે આડીઅવળી વધી ગઇ છે. તેથી જાણે કે, ગંભીર શોકને લીધે વૃક્ષોએ તથા લતાઓએ પણ શૃંગાર સજવાનું છાડી વાળ્યું હોય ને ! વચ્ચે વચ્ચે ગંભીર પત્રગુચ્છોને ભેદી લીલા પીળાં ફુલો બ્હાર નીકળી આવ્યા છે. જાણે કે શોક અને સંતાપનું પરિણામ પણ મંગળમય આવે છે એમ એ ફુલો કહી રહ્યાં હોય એવો ભાસ કરાવે છે ! રાજમાર્ગની અધવચ્ચે પહોચ્યા બાદ એક વિશાળ હોજ આવે છે. આ હોજ પત્થરનો બાંધેલો છે. એક સમયે આ હોજ યમુનાના પાણીથી છલકાતો અને તેની અંદર નિરવ ફુવારાઓ અતિ ઉત્સાહપૂર્વક સુશિતળ પાણીનો પ્રસાર કરતા. બાકીનો ભાગ પુરો કર્યા પછી પણ એક હોજ તથા ફુવારાનું દર્શન થાય છે. ત્યાર બાદ સમાધિમંદિરનો આરંભ થાય છે. આ મંદિરની શોભાનું વર્ણન કેવી રીતે કરવું તે અમારાથી સમજાતું નથી.

પ્રાય: ૪૦૦ ફુટ ચતુષ્કોણ પત્થરની વેદી ઉપર બરાબર મધ્ય ભાગમાં ૩૦૦ ફુટથી અધિક ચતુષ્કોણ મકબરો (સમાધિમંદિર) આવેલ છે. વિવિધ પ્રકારના થાંભલાઓ મકબરાની શોભામાં અપૂર્વ વૃદ્ધિ કરી રહ્યા છે, મકબરાને મથાળે સમ્રાટની કૃત્રિમ કબર આવેલી છે.

એ પાંચ મજલાની ઇમારત ફતેહપુર-સીક્રીના પાંચ મજલા મહેલ જેવી છે. એ ઇમારતનો પહેલો મજલો ૩૦ ફુટ ઉંચો, અને ૩૨૦ ચોરસ ફુટ છે. બીજો મજલો ૧૪ ફુટ ૯ ઇંચ ઉંચો અને ૧૮૬ ચોરસ

ફુટ છે. ત્રીજો મજલો ૧૫ ફુટ ૨ ઇંચ અને ચોથો ૧૪ ફુટ ૬ ઇંચ છે. સર્વથી ઉપરના મજલાની લંબાઇ પહોળાઇ ૧૫૭ ચોરસ ફુટ છે; અને જમીનની સપાટીથી ૧૦૦ ફુટ ઉંચાઇ છે. એ માપ મુજબ જોતાં ઉપરનો મજલો લંબાઈ-પહોળાઇમાં નીચેના મજલાથી અર્ધો છે. અસલ ઇમારતમાં જહાંગીરે કંઈક ફેરફાર પણ કરેલો છે.

મકબરાની અંદર દાખલ થતાં ઉંચા પ્લાટફોર્મ જેવો ઓટલો ઊઠી એ પાંચ મજલાની ઈમારતમાં પગ મુકતાં એક નાના દરવાજાને રસ્તે સીડી વગરના ઢળતા ભોંયરામાં દાખલ થવાય છે, જ્યાં એક ઘણું જ સાદું સંગેમરમરનું તાવીજ અકબરે આઝમની કબર ઉપર મુકેલું જોવામાં આવે છે. તેના પડમાં સમ્રાટ અકબરનું શરીર મહાનિદ્રા લઇ રહ્યું છે. લાખો ચોરસવાર જમીનનો ધણી ફક્ત ૪૮ ચોરસવારના અંધારા ભોંયરામાં સદાને માટે સુતો છે

"જીનકી નોબતકી સદાસે ગુંજતે થે આસમાં,
ગોરકી બગલીમેં ચીનાહે હું નહાં કુચ્છભી નહીં"

પ્રથમ સ્વર્ણગૃહમાં પ્રવેશ કરતાં તેની કબર સફેદ સંગેમરમરમાં સજ થયેલી દેખાય છે. પરંતુ અંધકારમય ઓરડામાં આ કબર જોતા રોનક કરતાં ગંભીરતા વધારે જણાય છે. દીવાલો ઉપર પહેલાં સોનેરી–રૂપેરી તથા લાલ–પીળા રંગોની વેલો તથા ફુલો વતી સુશોભિત કામ બનેલું હતું; તથા દિવાલો ઉપર સોનેરી અક્ષરે કુરાનના શ્લોકો કોતરી કઢાડવામાં આવ્યા છે. તે ગૃહની અનુપમ શોભા અત્રે લગભગ સઘળી અદૃશ્ય થઇ છે કહેવાય કે, જાટ તથા મરાઠા લોકો આગ્રા ઉપર ચડી આવ્યા અને આગ્રાનો કબજો મેળવ્યો તે વેળા તેમણે આ ગૃહમા રસોઇ કરી હતી. ગંભીર ધુમાડાને લીધે દિવાલો કાળી થઇ ગઇ છે.* આપણા શહેનશાહ જ્યોર્જ પંચમ જયારે આ મકબરાના દર્શને આવ્યા હતા ત્યારે આ ગૃહનો કેટલેક અંશે ઉધ્ધાર થયો હતો.

અકબરનાં હથિયારો, બખતર, વસ્ત્રો તથા પ્રિય પુસ્તકો તેની સાથે જ દફનાવવામાં આવ્યાં હતાં એમ કહેવાય છે.

અકબરની કબરના સીરાણે "અલ્લાહો અકબર" ( God is Great ) લખેલું છે.

આ મકબરાના બીજા ઓરડાઓમા શાહી ખાનદાનની બીજી કબરો આવેલી છે, જેમાં અકબરની દીકરી આરામબાનુ તથા શકીયા સુલતાના અને શાહઆલમના દીકરા -સુલેમાન શીકોહની કબરો નજરે પડે છે.

મકબરાની ઉપર ચઢતાં એકથી એક નાનાં એવા પાંચ મજલાની એ ઇમારત છે. પાંચમા મજલા સિવાય ચાર મજલા એક શ્વાસે ચઢયા જાઓ; કારણ કે રાતા પત્થરના ઓરડાઓ સિવાય બીજું જોવા લાયક કાંઇ નથી. પણ સર્વથી ઉપરનો મજલો ચિત્તાકર્ષક છે. તમામ સફેદ મારબલના કોતરકામની જાળી ચારે બાજુની દિવાલ બનાવે છે. નીચેની કબરની બરાબર ઉપર તેના પ્રતિરૂપ તરીકે સફાઇદાર સંગેમરમરની ખાલી કબર ( Cenotaph ) દેખાવ આપે છે. મથાળે છાપરું અથવા ઘુમટ નથી, પણ પહેલાં કીનખાબનું છત્ર કબર ઉપર ઝુલતું હત કે જેને ભરતપુરનો જવાહીરસીંગ ઉઠાવી ગયો હતો+

– સમ્રાટ અકબર પૃષ્ઠ ૩૬૬.
× આગ્રા દિલ્હી પૃ૦ ૩૮.

દરવાજા ઉપરનો ૧૬૧૩નો સન દેખાડે છે કે, એ ઇમારત જે અકબરે પોતે આરંભી હતી તે જહાંગીરના વખતમાં પૂર્ણ થવા પામી ×

ટેલર સાહેબે આ મકબરાની ટોચે ચડીને પૂર્વ દિશામાં આવેલો પૂર્ણચંદ્રની માફક પ્રકાશતો તાજ મહેલ જોયો હતો; તે લખે છે કે:—

"મે મોગલ સમ્રાટોના જે વૈભવો મારી દૃષ્ટિએ નિરખ્યા હતા, અને અત્યારે નિરખી રહ્યો હતે, તેથી ખરેખર મને બહુ આશ્ચર્ય થયુ. હુ જાણે કોઇ મનોહર સ્વપ્નનું દર્શન કરી રહ્યો હોઉં એમ જ મને તે વેળાએ લાગી આવ્યુ."

કાઉન્ટ ઓફ નોવર લખે છે કે;—"સમ્રાટ અકબરની સમાધિએ મને જેવી અસર કરી હતી, તેવી અસર અન્ય કોઈ સમાધિએ કરી ન હતી. આ સમાધિમંદિર એટલું બધું મનોહર છે કે, પ્રાચીન દંત કથાઓમાં જે અપ્સરાઓના નિવાસસ્થાનો સંબંધે ઉલ્લેખ મળી આવે છે, તે સ્થાનની પાસે જ આ




અકબરી કિલ્લો–આગ્રા

સમાધિમંદિર જાણે કે ઉભું કરવામાં આવ્યું હોય ને! આ સમાધિના દર્શન સમયે જાણે હું કોઈ સ્વપ્ન નિહાળી રહ્યો હોઉં ને! એવો મને ભાસ થયો. હું જ્યારે તે મંદિરમાથી આગ્રા ખાતે પાછો આવ્યો ત્યારે મેં એવો જ નિશ્ચય કર્યો કે, અકબરને તથા જે સમયે તેણે જન્મ લીધો હતો તે કાળને હું મારા હૃદયમાંથી કદાપિ દૂર કરીશ નહિં."

મેજર જનરલ સ્લીમેન સાહેબ લખે છે કે:—"અકબરે જે દેશમાં અને જે કાળમાં જન્મ લીધો હતો, તે વિષે વિચાર કરવાથી એમ જ લાગે છે કે, કવિઓમાં જેવી રીતે શેકસપીયર શ્રેષ્ઠ ગણાય છે તેવી જ રીતે અકબર પણ સમ્રાટોમાં મહાશ્રેષ્ઠ અને અનુપમ ગણાવો જોઇએ. અકબરે જે પૃથ્વીને પવિત્ર કરી

હતી; તે પૃથ્વીના એક સામાન્ય અધિવાસી તરીકે મેં તેની સમાધિ પ્રત્યે એટલું બધું માન પ્રદર્શિત કર્યું હતું કે, પૃથ્વીના અન્ય સમ્રાટો કે જેમના ઇતિહાસથી હું માહીતગાર છું, તેમના કોઈ પ્રત્યે હું એટલું માન દર્શિત કરું નહિ."

અકબરાની બહાર દરવાજાની પૂર્વમાં એક કંચનમહેલ છે, એ બે મજલાની ઇમારત છે. આ મહેલ સત્તરમાં સૈકાની શરૂઆતમાં બાંધવામાં આવેલો હતો. એને બાદશાહ જહાંગીરની બેગમ જોધબાઇનું વિલાસસ્થાન કહેવાય છે. મોગલ સમ્રાટોના સમયની શિલ્પકળાનો આ એક સુંદર નમુનો છે. આ મહેલ ઇંટોથી ચણેલો છે, છતાં એમા લાલ પત્થર અને આરસ કોઈક કોઇક સ્થળે વપરાયો છે, એટલું જ નહિં, પણ બારીના ઉપરના ભાગ પર સુંદર નકશીવાળા 'ટાઇલ્સ' પણ વપરાયાં છે એ ઇમારતની મરામત લોર્ડ કર્ઝને કરાવી હતી.

સિંકદરાથી થોડે દૂર એ જ મથુરાની સડક ઉપર **મરીયમ જમાનીનો રોજો** છે. એ રોજો જે કમ્પાઉન્ડમાં છે, તે અસલમાં સિકંદર લોદીનો બાગ હતો, અને અકબરની બેગમ મરીયમ જમાનીની એની અંદર કબર છે. અને ખ્રિસ્તી લોકોએ એક ચર્ચ પણ બનાવેલું છે.

મરીયમ જમાની જહાંગીરની મા થાય છે મરીયમના નામ ઉપરથી એમ અનુમાન કરવામાં આવે છે કે, અકબરની માને મરીયમ મકાની કહેતા હતા. જહાંગીરની મા મરીયમ જમાનીના નામથી પ્રખ્યાત થઇ. તે રાજા બીહારીમલની દીકરી અને જયપુરના રાજા ભગવાનદાસની બ્હેન હતી તેના લગ્ન અકબરની સાથે હીજરી સન ૯૬૮મા સાંભર મુકામે થયાં હતા. અને ઇ સ ૧૬૨૩ માં તેનુ મરણ થયું હતું.

" હૈ ગોયા એક આઇના હર નકશ ઇસકા,
જો કરતા હૈ કુદરતકી સુરત નુમાઈ.
જો ચશ્મે હકીકત નજર હો તો દેખો,
નુમાયાં હૈ અન્જામ દુન્યાએ ફાની."+



+ "આગ્રાનો મુસાફર" નામે આ માસમાં પ્રગટ થનાર માગ અપ્રસિદ્ધ પુસ્તકમાંનો એક ભાગ-લેખક.

# શ્રી પ્રભાશંકર નાયક

મહાગુજરાતની રંગભૂમિના એ રત્ન

ની

જીવન રેખા

આલેખનારઃ રા. "અસુન"

"—ભાઇ! મારે તમને એક વિનંતિ કરવાની છે!"

"હા. બોલોને ભાઇ! શું છે?" તે શરમાળ વ્યકિત મારા તરફ ફરી.

"તમે 'નવચેતન' માસિક તો જોયું છે ને? તેને માટે મારે તમારૂં રેખાચિત્ર દોરવાની ઇચ્છા છે."

"સાઇ માફ કરો! મને એવો જરા ય શોખ નથી. અને હું કાંઇ એવું સરસ કામ કરનારો નથી. મારાથી વધુ સરસ કામ કરનારા તો ઘણા ય પડયા છે."

"એ તો મારે જોવાનું છે ને? હું તમને ઓળખનારો છું. મને તમારા જીવનની વાતો જાણવાનો હક્ક નથી?"

"પણ તે મારા હૃદયની વિરૂધ્ધ છે. મારા સિધ્ધાંતની સામે છે. તમે મને કોચવીને કામ લેવા માગો છો!" તેણે મને બહુ જ વિનિતભાવથી કહેવા માંડયું.

* * * *

આ શરમાળ વ્યકિતનું નામ પ્રભાશંકર. આટલી બધી સરળતા, વિનય, શરમાળપણું અને ખાનદાની એક 'નાટકીયા'માં હોય એવો તો મને ખ્યાલે ય નહોતો, પણ આકાશ આપણે ધારીએ છીએ તેટલું નીચું તો નથી જ ને?

ખુબ માથાઝીક કરાવ્યા પછી, અને પોતાના ઝાઝાં વખાણ ન કરવાં એ શરત કર્યા પછી તેણે મને પોતાના જીવનની વાતો કહી. પ્રભાશંકર આટલા શરમાળ અને 'નર્વસ' ન હોત તો તેણે મને ચોક્કસ કાઢી મુકયો હોત. તેના શરમાળપણાએ જ મને વિજય અપાવ્યો.

"અને હવે તમારો ફોટો?"

"એ તો માફ જ કરો. તમારે તમારૂં ધાર્યું કરવું છે, અને મારૂં મન જરા ય નથી રાખવું? હું ફોટો આપવાની સખ્ત વિરૂધ્ધ છું"

અને તેણે ફોટો તો ન જ આપ્યો. આમાં એકલું શરમાળપણું ન્હોતું; નાટક કંપનીના સિધ્ધાંતનો પ્રશ્ન હતો.

ત્યારે તમારે પ્રભાશંકરને જોવા જ હોય તો એકાદ સંયુકત કુટુંબની વીશેક વરસની કુલીન ગૃહવધુને જોઇ લેજો ને! એટલે તમને પ્રભાશંકરનો કાંઇક ખ્યાલ આવશે. આપણી કુળવધુઓનો મોઢા ઉપર, પુરૂષજાતિએ સ્ત્રી જાતિ પર હજારો વરસો થયાં ચલાવેલી ડાયરશાહીની ઉંડી છાપ છે. આપણી લગભગ ઘણી ખરી વધુઓના મોઢાં ઉપર ઉંડી ગમગીની દેખાય છે. પ્રભાશંકરના મોઢાં ઉપર આ જ જાતની ગોહક કરુણતા આપણને છક્ક કરી નાખે છે.

( ૨ )

"ભૂલનો ભોગ"માં સરસ્વતી તરીકે તે ત્રણ
ાર વાર. આપણી આંખમાંથી આંસુ પડાવી
કે છે. 'રાજરમત' અને 'એ કોનો વાંક ?'માં
ણ તેનું કામ એ જ કોટિનું છે. આ
ણ નાટકો જોતાં મને લાગેલું કે પ્રભાશંકર
તીસાધ્વી જ થઇ શકે. તેમાં તેની મોહક
રણતા મદદગાર થાય. પણ આ જ મોહક
રણતા તેને હરામખોર બનવામાં નિષ્ફળતા
પાવે. 'એક જ ભૂલ' અને 'એમાં શું ?'
ે મારી આ માન્યતાને તોડી નાખી. એક
 ભૂલ'માં તે સુધરેલી શોકર સ્ત્રી રમણી
ાય છે. બિહારી સાથેના તેના મસ્ત પ્રેમ-
સંગ વખતે તે પોતાના મુખ પરની આ
રણતા ધોઇ નાખવા સફળ પ્રયાસ કરી
કે છે. પરંતુ નાટકની ખરી ખૂબી તો તેના
લ્લા ભાગમાં છે. રમણી વિધવા થાય છે
ોતાનું હૃદય બાળીને પાપનાં પ્રાયશ્ચિત કરે
. કવિસમ્રાટ ન્હાનાલાલના 'જયા જયન્ત'
ી નૃત્યહારીણી અંતિમ સ્થિતિ જેવી જ
ગભગ આ રમણીની સ્થિતિ થાય છે. તે
ાતાના પુત્રને કહે છે :—

"તારા પિતાના જીવતાં દુઃખ શું છે
 હું સમજતી ન્હોતી. ગમે તે ભૂલે મારો
 આ સંસારમાંથી ઉડી ગયો, ને મારું
ખનું મકાન ધુળમાં મળી ગયું મારા
ત તે દિવસ વહેતાં આંસુઓથી પણ મારું
 મકાન ફરીથી ઉભું થય એમ નથી. એ
 ચિતાના અગ્નિમા પોતાની ચિંતાને ભસ્મ
ી ગયા. પણ હું જીવતી પરિતાપના
પથી સદાય બળ્યા કરું છું. અપરાધની
તે ક્રોધ ચડે છે; પણ અપરાધનાં ફળ
ગવનારી દશા કેવળ દયા આણવા જેવી
ય છે." અને ખરેખર તે વખતની રમણી
ને નાટકની શરૂઆતની રમણી વચ્ચે
ાસમાન જમીનનું અંતર છે. ક્યાં તે છકેલી
લાસીની રમણી, અને ક્યાં આ શોકગ્રસ્ત

સન્ગીન સજાથ વિષાદછાયાવાળી નૂરહીન રમણી ! જાણે ખરેખર હૃદય બાળીને એણે શરીરને નીચોવી નાખ્યું હોયની ? આ પ્રસંગ હજી પણ મારી આંખ સામે તરવરે છે.

( ૩ )

અને ગુજરાતના દૃશ્ય નાટકોમાં સર્વશ્રેષ્ઠ 'એમાં શું ?' નાટકમાં પ્રેમીલા તરીકેનું તેનું કામ તો સર્વોત્તમ છે, અદ્ભુત છે. પ્રારંભમાં એક શ્રીમંત પિતાની વિલાસીની પુત્રી તરીકે તેનું કામ સરસ છે વેશ્યા તેને મીઠાઇ આપી જાય છે, ત્યારે તે સંકલ્પ વિકલ્પ કરે છે, તેના વાક્યે વાક્યે જે વિરોધી ભાવો તે મોઢા ઉપર લાવી શકે છે, તે તમે જુઓ તો છક્ક થઇ જાવ. ઉધ્ધત પતિને સુરેન્દ્રને ત્યાં પોતાનું અપમાન કરતા જોઇ ક્રોધે ભરાયેલ પ્રેમીલાના, અને બીજા અંકમાં પોતાને વેશ્યાને ત્યાં હવા ખાવા બેઠેલી પતિએ જોયા છતાં નિર્ભયતા બતાવતી પ્રેમીલાના અભિનય સરસ છે તે નીચે ઉતરે છે, અને પતિને હૃદયમાં સોસરા ચાલ્યા જાય તેવા આ વાક્યો બોલે છે. "આપણી વચ્ચે હવે પતિપત્ની જેવું રહ્યું છે શું ? રહી છે ફક્ત લોકોને બનાવવાની લગ્નની ગાંઠ. તોડી નાખો તે ગાંઠને હું મારે રસ્તે. તમે તમારે રસ્તે" સુરેન્દ્ર તેને આશરો આપે છે. પણ ત્યાંથી જવું પડે છે. હવે ક્યાં જવું ?

"બીજે ક્યાં ? બસ ત્યાં જ—"આ વાક્યો બોલતી વખતેનો તેનો અભિનય ભૂલાઇ જવાય તેવો નથી.

અને તે વેશ્યા બને છે, અને પ્રભાશંકર વેશ્યા તરીકે આટલા બધા સફળ કેમ થઇ શકે છે, તે હું હજી પણ સમજી શકતો નથી. વેશ્યા તરીકેનું તેનું કામ અજોડ છે.

પણ આ નાટકની આખી ઇમારત તેના અંતિમ પ્રવેશમાં ઉભેલી છે. પતિ પ્રત્યક્ષ થાય છે. તેનો નવો ( બીજો ) પતિ વિનોદ ઝેર પીએ છે આ આઘાતથી પ્રેમીલા

ચિત્તભ્રમ બની જાય છે, ગાંડી થાય છે. ઘડીકમાં તે ખડખડાટ હસે છે. ઘડીકમાં તે રડવા માંડે છે. તેની આંખોમાં ભયનું સામ્રાજ્ય દેખાય છે. તેનું મુખ વિકૃત બની જાય છે. આ રેખાચિત્ર લખતી વખતે પણ તેના ગાંડપણનો આ અભિનય મારી નજર સામે તરવરે છે, અને હજુ પણ કંપારી વછુટે છે. ગાંડપણનો આવો અભિનય કરવાની, પ્રભાશંકર સિવાય, મહાગુજરાતના એક પણ નટની તાકાત નથી. તેનું હૈયું વલોવાઈ જતું જોઈ, તેને ચિત્તભ્રમ થયેલ જોઈ, આપણું હૃદય ફાટું ફાટું થાય છે. અને તેના આ અમર વાકયો "દુનીયા...દિવાની...છે...તે .. આકાશને....નીચે... લાવવા....મથે ...છે... આકાશ દુનિયાને...ઉંચે...લઈ ..જવા...પ્રયાસ કરે...છે."—સાભળતાં તો આપણા આખા ય દેહના રૂંવાડાં ઊભા થઈ જાય છે આ નાટક જોયા મને ત્રણ માસ થયાં. છતા હજુ હુ જ્યારે જ્યારે ઉપલા વાક્યો બોલું છું ત્યારે મારૂં હૈયું ધમકવા લાગે છે. આ વાક્યો આખા ય નાટકનો પાયો છે.

'એ કોનો વાંક?' માં તે 'લોઢીનો વેપાર'ની જયાનો આબેહુબ ખ્યાલ આપે છે.

જેટલો તેનો કરૂણારસ છાતી વીંધનારો છે, તેટલો જ તેનો શૃંગાર અને હાસ્ય આલ્હાદ જનક છે. 'એ કોનો વાંક?' માં પોતાની ન્હાની બ્હેનને શક પડે છે કે તે ( સરલા ) પોતાના પતિ સાથે આડો સંબંધ રાખે છે. આ શકની સરલા ( પ્રભાશંકર ) ને ખબર પડતાં તે પેટ પકડીને હસવા માંડે છે અને ન્હાની બ્હેનને બનાવે છે. આ હાસ્ય પણ ભૂલી જવું રહેલું નથી.

જ્યારે એકેએક નાટકમાં તે પોતાની સમસ્ત શકિત ખર્ચી નાખે છે; ત્યારે તેના કયા કાર્યનાં વખાણ કરવાં, અને કયા કાર્યનાં નહિ, એ જ મોટી મુશ્કેલી છે.

"તમે કયા નાટકમાં સૌથી વધુ સારૂં કામ કરી શકો છો, એમ તમને લાગે છે?"

"હું તો દરેક નાટકમાં મારા ગજા પ્રમાણે કામ કરૂં છું. અમુકમાં વધુ સારૂં, અને અમુકમાં હલકું, એમ નહિ."

પોતાને માટે આવો અતૂટ વિશ્વાસ આજે કેટલી વ્યક્તિઓ ધરાવે છે?

( ૪ )

પ્રભાશંકર જ્ઞાતિએ ત્રગાળા છે. તેમના પિતા દેવગઢ બારીયામાં રાજગાયક હતા. પણ પ્રભાશંકરે પોતાનું બાળપણ તો મોસાળમાં પાલણપુર સ્ટેટના છીદાસણ ગામમાં ગાળેલું. પ્રભાશંકરે 'ચેતનના ફુવારા' મોસાળમાં છોડયા, અને ત્યાં જ તેમનું વલણ સંગીત તરફ વળ્યું. તેમનાં માતામહને સંગિતનો ખૂબ શોખ. પોતાનાં બાળકોની સાથે આ ત્રણ વરસના બાળકને પણ તેમણે સંગીતનો એકડો ઘુટાવ્યો. આજ પ્રભાશંકર સરા ગવૈયા છે, અને તેને માટે પોતાને પોતાના માતામહના રૂણી માને છે. ચાર વરસની ઉમરે તેણે પિતૃગૃહનો આશરો લીધો.

યોગ્ય ઉમરે તેને નિશાળે મુકવામાં આવ્યા પણ તેના તોફાનનો કયાં પાર હતો? ન્હાન મ્હોના છોકરાઓની સરદારી લઈને અ ભાઈસાહેબ દિવાળીને પ્રસંગે ગડદીઆ ફોડે પોતાના પગ બાળે અને બીજાના ય બાળે હોળી વખતે આ 'બેપાની' છોકરાનું પૂછવુ જ શું હોય? તો વળી કોઈવાર તળાવ ઉપર પહોંચે. તળાવની વચોવચ્ચ ઉગેલ કમળને હસ્તગત કરવા મિત્રોની સાથે પ્રતિજ્ઞા લે. એકાદ ભુંડા ભૂખ જેવા પાટીય ઉપર આ ભડવીર પોતાના મિત્રો સાથે ઝુકાવે હજુ અરધે ય ન પહોંચ્યા હોય ત્યાં તો પાટીયુ ઉંધું જ વળી જાય. બધાયના પેટમાં ચાર પાંચ શેર પાણી ચાલ્યું જાય. આંખે લાલચોળ થઈ જાય, અને જોરથી શ્વાસ ખાતા ખાતા પાણીમાં ધસડાતા ધસડાતા માં

કિનારા ઉપર પહોંચે, અને બીજે દિવસે ભાઇ સાહેબ એના એ.

આ તોફાન પ્રભાશંકરના આજના બાહ્ય વર્તનમાં નથી, પણ તેના હૃદયમાં તો તે છલોછલ ભર્યું છે. અને રંગભૂમિ ઉપર તોફાની અભિનય કરવો તેને ખુબ ગમે છે.

અહિં બાર વરસ સુધી ભાઇ સાહેબ રમતા રમતા ભણ્યા. ભણવામાં પણ તે ચપળ તો હતા જ. ૭ ગુજરાતી પુરી કરી અને બે અંગ્રેજી પણ કરી. હજુ તેના જીવનની દિશા કાંઇ નક્કી ન્હોતી.

તેવામાં તેના જીવનની દિશાનું નિર્માણ કરવા માટે જ જાણે કેમ વડનગરમાં પ્લેગ આવ્યો. તેથી મુંબઇ ગુજરાતી નાટક મંડળીના જાણિતા નટ બાપુલાલ નાયકના પિતા ભગવદાસ પોતાના આ ભાણેજને મુંબઇ લઇ ગયા. ત્યાં તેણે કેટલાંક નાટકો જોયાં. તેમાં તેને રસ પડ્યો. હું પણ આવું કામ કેમ ન કરી શકું? તેના હૃદયે પ્રશ્ન કર્યો. પોતાના મામાને આ ઇચ્છા જણાવી. મામાનું પણ આ ચબરાક છોકરા તરફ ધ્યાન તો ગયેલું. તરત જ તેને મુંબઇ ગુજરાતી નાટક મંડળીમાં રૂપીયા ત્રીશનો પગાર અને પ્રારંભમાં જ રૂપીયા બસ્સોનું ઇનામ અપાવી રખાવી દીધો. આજ સુધીમાં મુંબઇ ગુજરાતી નાટક મંડળીના એક પણ નટને પ્રારંભમાં ત્રીશ રૂપીયાનો પગાર ન્હોતો મળ્યો. પ્રભાશંકરનો આ દાખલો પહેલો જ છે. આજ તો પ્રભાશંકર તેના પર એક મીંડું ચડાવવાને અને રોયલ નાટક મંડળીના એક ભાગીદાર થવાને સમર્થ થયા છે.

મુંબઇ ગુજરાતીમાં તેણે પ્હેલવ્હેલાં 'નંદબત્રીસી'માં ચંદ્રમુખીનું કામ કર્યું. આ એક જ કામથી તે પ્રેક્ષકોના પ્રીતિપાત્ર થઇ પડ્યા. અને પ્રેક્ષકોની પ્રીતિ ઉત્તરોત્તર વધતી જ ચાલી. એવા પણ ઘણા પ્રેક્ષકો હતા કે જે જયશંકરને નહિ, પણ પ્રભાશંકરને જોવા આવતા. તેવામાં જયશંકર બે માસની રજા ઉપર ગયા. તેની ગેરહાજરીમાં પ્રભાશંકરે તેનું કામ સફળતાથી કરેલું. ત્યાં પાંચ વરસ પસાર કર્યા.

તેવામાં દેવગઢ બારીયાના ઠાકોર સાહેબે તેને પોતાની પાસે બોલાવ્યા. દેવગઢ સ્ટેટના રાજગાયક તરીકે અને રાજકુમારોના સંગીત શિક્ષક તરીકે તેની નિમણુંક કરી. અને આમ ચાર વરસ રંગભૂમિની દુનિયાથી તે અલગ રહ્યા.

તેના મસીયાઇ ભાઇ રતીલાલ[૧] મુંબઇ ગુજરાતી છોડીને પારસી ઇમ્પીરીયલમાં જોડાયા. તેણે પારસી ઇમ્પીરીયલના માલેકને ભાઇ પ્રભાશંકરની ગુજરાતી અને ઉર્દુ કામ કરનાર તરીકે ભલામણ કરી, અને પ્રભાશંકર ત્યાં જોડાયા. ત્યાં તેણે દિવસેને દિવસે પ્રગતિ સાધ્યા કરી. તેને ત્યાં મુખ્ય કામ તો ન્હોતું જ મળતું. તેવામાં તે કંપનીના મુખ્ય સ્ત્રી પાઠના નટ માસ્તર લલ્લુ થોડા દિવસ માટે રજા ઉપર જતાં પ્રભાશંકરને તેનું કામ મળ્યું, અને તે કામ પ્રભાશંકરે એટલી કુશળતાથી કર્યું કે, પ્રેક્ષકો માસ્તર લલ્લુને ભુલી ગયા. માસ્તર લલ્લુએ રજા ઉપરથી આવીને પોતાની જગ્યા પાછી સંભાળી. પણ તે વખતે લોકોએ તો પ્રભાશંકર માટે જ માગણી કર્યા કરી.

અહિં ત્રણ વરસ માંડ પુરાં કર્યાં, તેવામાં પારસી ઇમ્પીરીયલમાં ફાટ પડી. કંપનીના મેનેજીંગ પ્રોપ્રાયેટર મહાભાઇ શેઠ કંપનીથી છૂટા પડ્યા; અને 'રોયલ નાટક મંડળી' ઉભી કરી. તેમાં શ્રી. કાસ્ક, રતીલાલ, પ્રભાશંકર, પરશોત્તમ વિગેરે સુનંદા એકટરો જોડાયા. ત્યાં પ્રભાશંકર આજ સુધી કામ

૧ આ રતીલાલ પણ આજની રંગભૂમિના એક રત્ન છે. તેનો પરિચય પણ ભવિષ્યમાં આપવાની ઇચ્છા છે.

કરી રહ્યા છે. 'એકજ ભુલ' "ભૂલનો ભોગ" 'સોનેરી જાળ' "એમાં શું?" 'રાજરમત' અને "એ કોનો વાંક?" નાટકોમાં તેના મુખ્ય કામે પ્રેક્ષકોને ઘેલા કર્યા છે રતીલાલ અને પ્રભાશંકરની જોડી ઉપર તો આ કંપનીનું અસ્તિત્વ છે, એમ માનનારા પ્રેક્ષકોની સંખ્યા કાંઇ ઓછી નથી. ભાઇ રતીલાલની ગેરહાજરીમાં તેના પુરૂષ પાઠનું કામ પણ પ્રભાશંકરે કરેલું.

(૫)

પ્રભાશંકરને સાહિત્યનો સારો શોખ છે પ્રાચીન અને અર્વાચીન સાહિત્યનો તેનો અભ્યાસ ઠીક કહેવાય. રામાયણ જ તેનો માનીતો ગ્રંથ છે. તે તેણે કેટલી વાર વાંચ્યું હશે તેનો કાંઇ હિસાબ નથી.

સ્વદેશી માટે તેનો પ્રેમ કાંઇ ઓછો ન કહેવાય. ખાદીની ટોપી, ખાદીનો કોટ, ખાદીનું ખમીસ, અને દેશી મીલનું બારીક ધોતીયુ તેનો કાયમનો પોશાક છે.

થોડું વાંચન, થોડું ગાયન તરફ ધ્યાન, કંપનીના ડાયરેકટર શ્રી૦ સોરાબજી કાત્રકની વૃધ્ધાવસ્થાને લીધે તેમનું તમામ કામ, કંઇક પૂજનપાઠમાં વખત, અને સાંજે એકાદ કલાક ફરવા જવું એ પ્રભાશંકરની દિન ચર્યા છે.

ન્હાના ન્હાના બાળકોને નાટકમાં શૃંગારિક ભિભિત્સ પાઠ આપવાથી તેમની જીંદગી સડી જાય છે, સુંધાઇ જાય છે, એ વાત તે ના કબુલ કરી શકતા નથી. તેને માટે તે સ્વાભાવિક ઉપાય સૂચવે છે. અને તે એ કે, "અમુક વય થયા પ્હેલાં છોકરાઓ નાટક કંપનીમાં ન જોડાઇ શકે તેવો પ્રબંધ થવો જોઇએ."

"પણ તમે મોઢાં ઉપર ભાવ લાવવા માટે શું કરો છો? ખાસ કરીને કરૂણાજનક અભિનયમાં તમે તમારા કામમાં તદ્રુપ થઇ શકો છો? દાખલા તરીકે તમે પ્રેમીલાનું કામ કરતા હો, ત્યારે તમે તમને પોતાને પ્રેમીલા માની લો છો? પુરૂષ પોતાને સ્ત્રી માની શકે?" મેં પ્રશ્ન પૂછ્યો.

"પુરૂષ પોતાને સ્ત્રી તો ન માની શકે. હું મને પોતાને પ્રેમીલા ન માની લઉં. પણ પ્રેમીલા આ જગ્યાએ ખરેખર હોય તો તેની કેવી સ્થિતિ થાય, તેના મનની સ્થિતિ શી હોય તેનો ખ્યાલ કરૂં છું અને તેમ કરવાથી યોગ્ય ભાવ લાવી શકું છું. કોઇ વખતે કરૂણ ભાગ ભજવતાં આ ઉપાય નિષ્ફળ નિવડે તો કોઇ આપ્તજનના મૃત્યુનો પ્રસંગ યાદ લાવું છું અને કરૂણાજનક અભિનય લાવી શકું છું."

હવે પ્રભાશંકરનાં વધુ વખાણ કરીને તેને અભિમાની બનાવી દેવાનું હું પાપ નહિ વ્હોરૂં. પણ એટલું તો કહીશ કે આટલી ખાનદાની આપણી સડેલી રંગભૂમિના એક નટમાં હોય તે ન માની શકાય તેવી વાત છે. પણ આપણી માન્યતાઓ ભાગ્યે જ સાચી પડે છે. 'બહુ રત્ના વસુંધરા.' પ્રભાશંકર આજની રંગભૂમિનું એક રત્ન છે. પ્રભાશંકર આજની રંગભૂમિરૂપી સુકા રણમાં ઉગેલા થોડા સુગંધી પુષ્પોમાંનું એક મનોહર પુષ્પ છે. અને આવા જ પુષ્પોથી આપણી રંગભૂમિ મ્હેકી રહે તો? તો તેનો ઉધ્ધાર બહુ દૂર નથી.



# હિંદીઓના ધન સંઘરી રાખવાની આદત
અને
# ચલણી નાણામાં સુધારો

અનુવાદકઃ રા. રા. ચુનીભાઇ ધ. પટેલ

એમ કહેવાય છે કે હિંદમાં લોકો ધનને એકઠું કરી ઘરમાં સંઘરી રાખે છે. જે સોનું હિંદુસ્તાનમાં પેઠું તે ભાગ્યે જ બહાર આવી શકે; અને તેથી હિંદમાં ચલણી નાણું જો સોનાનું કરવામાં આવે તો તેથી દુનિઆના સોનાના જથ્થા પર એટલો બધો ફરોડો પડે કે, સોનાનું નાણું વાપરતા દેશોની નાણા પધ્ધતિ ભયમાં આવી પડે; અને સંભવ છે કે તેમની પધ્ધતિ તુટી જાય અને ઘણું નુકસાન થાય. આવા ખ્યાલો પશ્ચિમના અર્થશાસ્ત્રીઓ ધરાવી તે માટે દલીલો કરી રહ્યા છે. આ અર્થશાસ્ત્રની દુષ્ટ અસરો અને તેના મૂળમાં રહેલાં કારણો તપાસીએ તો આપણને કેટલુંક નવું જાણવાનું મળશે.

પહેલાં તો આપણે ખાસ કરીને જાણવું જોઇએ કે સર્વ રાષ્ટ્રોમાં ચલણી નાણું સોનાનું હોવું જોઇએ એવો ખાસ મત સર્વ ઠેકાણે પુર જોસમાં ફેલાઇ રહ્યો છે. મી. હાર્ટલી વીધર્સ તેમના 'Business and Finance' નામના ગ્રંથમાં કહે છે કે 'કેટલીક સદીઓની ટેવથી અને રૂઢ માન્યતાથી હજુ પણ સોનાની ધાતુને ખાસ મહત્વ આપવામાં આવે છે. કારણ કે ભીડ અને અવ્યવસ્થાના પ્રસંગે લોકો આ ધાતુ પર નિશ્ચયપૂર્વક આધાર રાખી શકે છે. જો આ પ્રમાણે સોનાનો સંગ્રહ કરી રાખવાની 'બુરી આદત' આખી દુનિઆમાં બધે હોય તો હિંદુસ્તાન દેશને તે માટે ખાસ ઠપકો આપવાની જરૂર રહેતી નથી. તો પણ જો આ દેશ પ્રમાણ કરતા વધુ સંઘરો કરી ધનને સંતાડી રાખે તો તે ઠપકાને પાત્ર છે.

હવે હિંદમાં આ 'બુરી આદત' કેટલા પ્રમાણમાં ઘુસવા પામી છે તેનો વિચાર કરતાં પહેલાં આપણે કેટલીક હકીકતોને તેના સાચા સ્વરૂપમાં જાણવાની જરૂર રહે છે. પહેલો પ્રશ્ન એ ઉભો થાય છે કે ધન ભેગું કરી સંતાડી રાખવાની ટેવ ક્યારે ઉદ્‌ભવે? જો જીવનનિર્વાહના 'જરૂરી' ખર્ચ ઉપરાંત પ્રજાની આવક વધારે હોય તો તેઓ કંઇક બચાવી ઘરમાં એકઠું કરી રાખે. બહોળા વસ્તીવાળા હિંદ દેશમાં આવી સ્થિતિ નથી એ સૌ કોઇ જોઇ શકે છે. હિંદીઓની આવક તેમના જીવનનિર્વાહ ખર્ચ જેટલી પણ માંડ હોય છે. બીજો પ્રશ્ન ભૌગોલિક દૃષ્ટિએ બ્રિટન કરતાં હિંદ પંદર ગણો મોટો છે, અને વસ્તીના પ્રમાણમાં સાત ગણો મોટો છે. આથી એ સ્પષ્ટ છે કે કીમતી ધાતુઓ જેટલા પ્રમાણમાં બ્રિટનમાં એકઠી કરી સંઘરી રાખવામાં આવે, તેના કરતાં વધુ પ્રમાણમાં હિંદમાં તે સ્થિતિ ઉત્પન્ન થાય. ત્રીજો પ્રશ્ન

આ વિશાળ દેશમાં ફક્ત ૫૫ મુખ્ય બેંકો અને ૩૦૪ તેની શાખાઓ છે. અને આ દ્વારા જ આખા દેશનો નાણાપ્રકરણનો વહેવાર ચાલી રહ્યો છે. આ બધા પ્રશ્નો ઉપરાંત વળી પ્રશ્ન તો એ છે કે હિંદનો ૯૩ ટકા જેટલો ભાગ કેળવણીમાં પછાત હોઈ વાંચી તેમજ લખી શકતો નથી. "ટાઈમ્સ ઓફ ઇન્ડીઆ"ના બાહોશ તંત્રી મહાશય સ્ટેનલી રીડ હિંદની આ સ્થિતિનો પુરેપુરો ખ્યાલ આપતાં જણાવે છે કે —"સોના જેવી કિમતી ધાતુ એકઠી કરી સંઘરી રાખવાનો જે આરોપ એક અપવાદરૂપે હિંદ ઉપર મૂકવામાં આવે છે તે તદ્દન અજુગતો છે. વ્યાપારિક અને ઔદ્યોગિક સગવડનો માટે અને ૩૧૫૦૦૦૦૦૦ મનુષ્યોના સામાજીક રિતરિવાજો માટે ગઈ લડાઈ પહેલા હિંદને દર વર્ષે ૧૮૦૦૦૦૦૦ પોંડ સોનું જોતુ હતુ હવે અમેરીકાના સંયુક્ત રાજ્યનો દાખલો લઈએ જો કે આ દેશ વસ્તીમા હિંદ કરતા અડધો જ કહેવાય, તોપણ હમણા જ બહાર પડ્યું છે કે તે દેશ તેની ઔદ્યોગિક સગવડને માટે દર મહિને ૧૦૦૦૦૦૦પોંડ સોનાનો ઉપયોગ કરે છે આવી સ્થિતિ હોવા છતા પણ તે દેશને એમ કોઈ કહેતું નથી કે, તે દેશમાં જે સોનું જાય છે તે ત્યાંને ત્યાં જ ડુગી જાય છે. અને કોઈ દિવસ બહાર નીકળતુ નથી. દુનિઆના દરેક દેશો પોતાના ઔદ્યોગિક, વ્યાપારિક અને સામાજીક રિતરિવાજો માટે સોના અને રૂપાનો ઉપયોગ કરે છે. પણ જ્યારે ખાસ હિંદ માટે જ એમ કહેવામાં આવે છે કે તે પોતાના ઔદ્યોગિક અને સામાજીક રિતરિવાજો માટે લેતું સોનું ગળી જાય, કોઈ દિવસ તેને વપરાસ માટે બહાર કાઢી ઉપયોગ કરતું નથી, ત્યારે જરૂર તે દેશને અન્યાય કરવામાં આવે છે. અને વળી હિંદની પરિસ્થિતિ અને બીજા સંજોગો તપાસીએ તો પશ્ચિમના દેશો કરતાં આ દેશમાં સોનાનો ઉપાડ વધારે હોવો જોઈએ. કારણ કે પશ્ચિમના દેશોમાં કેળવણી અને શાખ ઉપર નાણાંની આપલે કરવાની પધ્ધતિ ઘણી જ આગળ વધેલી હોવાથી ત્યાં સોનાની જરૂરીઆત ઓછી રહે.

ચલણી નાણાં વિષેનો આ દેશનો ભુતકાળનો ઇતિહાસ તપાસીશું તો ખચીત માલુમ પડશે કે હિંદુસ્તાનના લોકો સોના માટે હદ ઉપરાંતનો 'શોખ' ધરાવતા નથી. ભુતકાળમાં આ દેશનાં સોનાનું નાણું ચાલતું હતું, અને કાઉલર કમીટીના શબ્દોમાં કહીએ તો "ધન એકઠુ કરી ભેગું કરી રાખવાની ટેવથી ભુતકાળમા સોનાનું નાણું ચલાવવું અશક્ય થઈ પડ્યું નહોતું." ઇ સ. ૧૮૫૨ અને તે અરસામા લૉર્ડ ડેલહાઉસીને સોનાના સિક્કાઓની કૃત્રિમ કિમ્મત કરવી પડી હતી. કારણ કે સરકારી તિજોરીમા સોનાના સિક્કાઓ બહુ જ વધારે પ્રમાણમાં આવતા હતા. તેમને અટકાવવા સારૂ ઉપલું પગલુ લેવામાં આવ્યું હતું. એમ કહેવાય છે કે ફરીથી બીજી વાર ૧૯૧૯માં હિંદમાં સોનનું ચલણી નાણું ચલાવવા માટે પ્રયાસ કરવામાં આવ્યો હતો, અને તે વખતે પણ સોનાના શિક્કાઓ ઘણા જ પ્રમાણમાં અબાધિત રીતે સરકારી ખજાનામાં પાછા આવવા લાગ્યા હતા. હવે અજાયબી પામવા જેવું તો એ છે કે આવી રીતે સોનાના શિક્કાઓ સરકારી ખજાનામાં પાછા આવતા હોવાથી એમ માનવામાં આવ્યું કે હિંદી પ્રજાને સોનાનું નાણું જોઈતું નથી. અને જો બીજી બાજુએ આ સોનાના શિક્કાઓ આવી રીતે પાછા આવ્યા નહોત તો જરૂર એમ જ મનાત કે હિંદને કિંમતી ધાતુઓ સંઘરી રાખવાની 'બુરી ટેવ' છે!

હિંદમાં સોનાના શિક્કાઓ પ્રજા શા માટે સંઘરી રાખે છે તેનું મૂળ કારણ તેની હાલની ચલણી નાણાંની પધ્ધતિ જ છે. બહારથી અબાધિત રીતે જે સોનું હિંદમાં

આવવું જોઇએ, તેને અટકાવવા સારૂ અને તેટલાં કૃત્રિમ પગલાં લીધાં છે. સને ૧૯૦૪માં 'કાઉન્સીલ બીલ્સને' જોઇએ તેટલા પ્રમાણમાં વેચવાની પધ્ધતિ દાખલ કરી, પણ એનાથી હિંદમાં આવતું સોનું બંધ થવા ન પામવાથી હિંદના 'પેપર કરન્સી' ની અનામત (Reserve)ની શાખા ઇંગ્લન્ડમાં ઉઘાડવામા આવી. હિંદમાં ચલણી નોટોનો ઉપયોગ યોગ્ય પ્રમાણમાં થાય એટલા સારૂ ૧૮૯૮મા થોડા વખત માટે કરવામાં આવેલા 'ગોલ્ડ નોટ એકટ' ને જાથુનઃ રૂપમાં ફેરવી નાખવામા આવ્યો. છેવટે વધારામાં કહેવું જોઇએ કે હિંદુસ્તાનની ચલણી નોટોની સોનામા એકઠી થયેલી અનામત વારંવાર ઇંગ્લન્ડ મોકલવામા આવી છે. આ બધી કૃત્રિમ પધ્ધતિનુ પરિણામ એ આવ્યું કે ગઇ લડાઇને અંતે જાપાન અને અમેરિકામાં વધી પડેલો સોનાના જથ્થાનો ઉપયોગ હિંદમાથી લડાઇનો સરસામાન ખરીદવામાં કરવામાં આવ્યો હોત, પણ એક બાજુએ સરકારે કૃત્રિમ ધવાજો વાપરી હિંદમાં આવતું આ સોનું અટકાવ્યું, અને બીજી બાજુએ સોનાના સિક્કાઓ સાથે કૃત્રિમ કિમ્મત ધરાવતા રૂપીઆનો ઘણા જ મોટા પ્રમાણમા ઉપયોગ કરવામાં આવ્યો, જેથી આખરે ગ્રેશામનો નિયમ લાગુ પડી હિંદના ચલણી નાણાંમાંથી સોનાની ગીનીઓ અદૃશ્ય થઇ ગઇ. કારણ કે સ્વાભાવિક રીતે જ લોકો પોતાની બચત કૃત્રિમ કિમ્મત ધરાવતા રૂપીઆની સિક્કાઓમાં રાખવા કરતા પુરેપુરી કિમ્મત ધરાવતા સોનાના નાણામાં જ રાખે

હિંદ સોનું સંઘરી રાખે કે ન રાખે, પણ તેના પોતાના આર્થિક બંધનો કેવાં હોવાં જોઇએ એ માટે તેને પુરેપુરી સ્વતંત્રતા હોવી જોઇએ. એક પ્રખ્યાત લેખક કહે છે કે 'બીજા દેશો પાસે લેણું માગનાર દેશ, પોતાનું લેણું કેવી રીતે અને શામાં લેવા માગે છે તેનો નિર્ણય તો પોતે જ કરી શકે.' અને તેથી એવો કોઇ પણ કૃત્રિમ ઉપાય ન હોવો જોઇએ કે જેથી હિંદને દુનિઆના સોનાના જથ્થાના યોગ્ય ભાગમાથી વંચિત રાખી શકાય હાલની પધ્ધતિ ( ગોલ્ડ એક્સચેન્જ સ્ટૅન્ડર્ડ ) મા ઘણી ખામીઓ છે. તેથી હિંદી પ્રજા એકી અવાજે પોતાનો મત જાહેર કરે છે કે હિંદમાં સોનાના જથ્થાને આવવા તેમજ જવા દેવામા કૃત્રિમ અટકાવ ન હોવો જોઇએ આ પધ્ધતિ ઉપર જ સોનાનું ચલણી નાણું સ્થપાશે ત્યારે જ હિંદીઓની નાણા પ્રકરણની સ્થિતિમાં સુધારો થવા પામશે છેલ્લા બે કમીશનોએ પણ એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે હિંદના લોકોને તેમને જોઇતી નાણા પ્રકરણની પધ્ધતિ આપવી જોઇએ. અને હાલમાં સ્થાપવામાં આવેલુ કમીશન હિંદી પ્રજાના જાહેર મતને કેટલું માન આપે છે તે જોવાનું છે *　　　(સંપૂર્ણ)



* મોડર્ન રીવ્યુ (ફેબ્રુઆરી ૧૯૨૬)ના Hoarding and currency reform by Prof J C Das Gupta'ના લેખનું ભાષાંતર.

# રસના રવિરાજ

લેખક: રા. "આનન્દ" ❦ ચિત્રકાર: રા "શરમાળ"

આભનીયે પેલે પાર,
ઉગ્યા, સખિ! રસના રવિરાજ હો.

હૈયામાં હર્ષના ઉભાર,
ઉગ્યા, સખિ! રસના રવિરાજ હો.

રસના રવિરાજ ઉરવ્યોમે વિહરંત ને
ઝરંત ઝીણી ઝીણી ધારા રે;
આનંદને ઓવારે બેસી ઝીલું અકેલી,
અંજલિમાં એ રસધાર રે,
ઉગ્યા, સખિ! રસના રવિરાજ હો.

અણદીઠ આમ્રકુંજે કોકિલા ટહુકે, ને
ઉર ઘુમ્મટે ઉઠે પડછન્દવા રે;
રસને હિન્ડોળે હું ઝુલંત અકેલી,
રસીયાની નીહાળું રસવાટ રે.
ઉગ્યા, સખિ! રસના રવિરાજ હો.

આભનીયે પેલે પાર,
ઉગ્યા, સખિ! રસના રવિરાજ હો.



અંધારી દુનીયા.

"હું ભાગ્ય પર વિલાપ કરતી હતી"

(પૃષ્ઠ ૩૨૪)

# અંધારી દુનીયા

લેખક રા. રા. સુદર્શન

( ૧ )

મારામાં ને તમારામાં બહુ જ ફેર છે. તમે જોઇ શકો છો. હું ફક્ત અવાજ જ સાંભળું છું. પૃથ્વી, આકાશ, ચન્દ્ર, તારા, બાગ, બગીચા, આ બધું મારા માટે બહુજ રહસ્યભર્યું છે. એ રહસ્ય ખુલ્લું થાય તેમ નથી જ. હું આંધળી છું.

જ્યારે કોઇ બાળકને તોતડું તોતડું બોલતું સાંભળું છું, ત્યારે મને અનુમાન થાય છે કે આ વાણીની સુંદરતા કહેવાય.

જ્યારે પુરૂષને વાત કરતો સાંભળું છું ત્યારે મને લાગે છે કે આનું નામ જુવાની કહેવાય, અને જ્યારે કોઇ કમ્પતો સ્વર સાંભળું છું ત્યારે લાગે છે કે કોઇ પરોણો બોલી રહ્યો હોય નહિ.

હું આંધળી છું મારા કાન એ જ મારી આંખો છે.

( ૨ )

હું પંજાબી છું. મારૂં નામ બંગાલી જેવું છે. સારા યે પંજાબમાં મેં મારા સરખું નામ સાંભળ્યું નથી. મારૂં નામ રજની છે.

મારા પિતા નવલકથાના વાંચનના પુરા શોખીન છે. તેમણે એક બંગાળી નવલકથા રજની વાંચી અને મારૂં નામ રજની રાખ્યું છે. એ પૈસાપાત્ર છે. તેમને ખાવાપિવાની કંઇ ખોટ નથી.

મારાં માતપિતા મારે માટે બહુ જ ચિન્તાતુર રહ્યા કરે છે. હું ભાગ્યશાળીને ત્યાં અવતરી તો યે અભાગણી છું. તેઓ મને જોઇ બળે છે

મારી જુવાની તેમને સાલવા લાગી. તેઓ મારા લગ્ન માટે ચિન્તાતુર થયાં. વિચારતાં હતા કે આંધળી કન્યાને કોણ ગ્રહણ કરે ? આથી હરદમ તેઓ ઉદાસ રહેતાં. મને મારા દુર્ભાગ્યનો પહેલપહેલો હવે અનુભવ થયો. આ પહેલા મને એવી કલ્પના પણ ન હતી કે વિધાતાએ મને આંધળી બનાવી એ મોટો અત્યાચાર કર્યો છે. હું મારી સૃષ્ટિમાં પ્રસન્ન રહેતી. પણ હવે વિચાર થતો કે પરમાત્મા આંધળાને જુવાન થતા અટકાવે નહિં ? જો આમ થાય તો આંધળા બધા ન્યાય, સુખી થાય. આમ થવાની પ્રાર્થના પ્રભુએ સ્વીકારી નહિં. મને લાગ્યું કે પ્રભુ છે જ નહિં. જો હોય તો આવો અત્યાચાર થાય ખરો ? પણ હવે એ ધારણા ફરી છે.

હું સુંદર છું ( સાંભળ્યું છે। ) પણ મોહક છે. મને તો ફક્ત મારો અવાજ જ સારો લાગે છે. પણ આંધળીની સુંદરતા કોણ જુવે ? મારાં માતપિતાની વાતો સાંભળી હું કમ્પી ઉઠતી બિચારાં બહુ જ દુઃખી હતા. પણ કોઇ શું કરે ?

એ સંધ્યા હતી : હું મારા ઓરડામાં બેઠીબેઠી મારા ભાગ્ય પર વિલાપ કરતી હતી. એ વખતે મને લાગ્યું કે, મારા ઓરડામાં કોઇ આવે છે. તે મારા પિતા ન હતા. નોકર પણ ન હતો. એ દરેકની ચાલ

પરથી તેમને હું પીછાનતી હતી. આ વાક્ય મારા કાનોને નવીન લાગી.

મે પૂછ્યું.

"કોણ છે ?"

કોઇએ જવાબ દીધો.

"હું."

હું ચોંકી ગઇ. મને કંપારી છુટી. એ લાલા કર્તારામ બેરીસ્ટરનો પુત્ર લાલા સીતારામ હતો. એ પહેલાં એ અમારે ત્યાં આવતો જતો. હું એનું રૂપ-રંગ કઇ રીતે કહું ? પણ તેનો અવાજ મધુર હતો. એની વાણી મને બહુ પ્રિય લાગતી. જાણે એમ જ થતુ કે હું સાંભળ્યા જ કરૂં. એમાં હૃદયને ખેંચવાની શકિત હતી. એની ઇચ્છા મારા લગ્ન થાય એવી હતી. પણ મારા પિતા કહેતા કે, એને કોણ સ્વીકારશે ? આ સાંભળી એ બિચારો ચૂપ થઇ જતો. આ વખતની તેની વ્યાકુળતા હું આંધળી પણ જાણી શકતી. તેની આવી સહાનુભૂતિથી મારા હૃદય પર કૃતજ્ઞતાનો ભાવ અંકાતો. હું તેના આવવાની રાહ જોતી. જો તે ન આવે તો ઉદાસ પણ થઇ જતી. આ રીતે છ મહિના વીતી ગયા. એ પછી તે અમારે ત્યાં આવતો પણ નહિં. પણ આજે લગભગ ૧ વર્ષ પછી તે મારે ત્યાં આવ્યો. હું ઉભી થઇ ગઇ ને બોલી.

"આટલો વખત કયાં હતા ?"

"અહિં જ હતો."

"બહુ જ નિર્દય છો."

કંઇ જવાબ ન મળ્યો. મારૂં હૃદય ધડકવા લાગ્યું. મને લાગ્યું કે કંઇ ખોટું લાગ્યું હશે! ક્ષમા માગવાની તૈયારી કરી. પણ કોઇ દૈવી શકિતએ મારી જીભ જકડી લીધી. એ થોડીવાર પછી બોલ્યા.

"રજની !"

આ શબ્દ તેના મ્હોંથી હજારો વાર મે સાંભળ્યો હતો. પણ આજે કંઇ મને એ શબ્દોમાં નવીન ભાવ જણાયો. બહુ જ મધુર લાગ્યો. એક ક્ષણ માટે તો મને લાગ્યું કે, હું આંધળી નથી. મારી બધી યે શકિત એકઠી કરી હું બોલી.

"કેમ ?"

"તમારો વિવાહ થશે."

"કેમ ? હું તો આંધળી છું ?"

"તોયે :"

"મારી સાથે કોણ લગ્ન કરશે ?"

થોડી વારે ઉત્તર મળ્યો.

"રજની ! તમારી સાથે હું લગ્ન કરીશ."

મારા માથા પરથી ભાર ઉતર્યો. ક્ષણમાં જ રીતા તેમે મને અંકમાં લીધી. મારા ગાલ ચુંબનથી ભીંજવી દીધા

એ રાતના મને ઉંઘ ન આવી. ઉંઘનું સ્થાન આનંદે લીધુ. એક મહિનામાં તો અમે લગ્નથી જોડાયાં.

( ૪ )

આ મારા જીવનનું બીજુ પ્રકરણ. એ મને હૃદયથી ચાહતા હતા. મારા વિના રહી શકતા ન હતા. મારી બહુ જ પ્રશંસા કરતા હતા. ને કહેતા હતા કે, "મેં તારા જેવી સુંદરી જીવનભરમાં જોઇ નથી. ને લાગે છે કે, જોવાનો પણ નથી." આ તો નવદંપતી ને માટે સ્વાભાવિક જ હોય એમ મને લાગે છે. અને મને લાગતું કે હવે મારે જીવનમાં આ સર્વ કરતાં શું વધારે બાકી હશે ?

આંધળાને સખીયો તો મળી રહી. મારૂં ઘર સખીઓના આમોદ-પ્રમાદથી ગુંજી રહેતું. એ મારૂં બધું કામ કરતા. હું એમને એમ કરતાં રોકતી, પણ એ કહેતા કે આમાં મને આનંદ મળે છે. કયાંઇ સ્ત્રી પતિવ્રતા હોય, તો કયાંઇ પુરૂષ પત્નીવ્રતી પણ હોય.

એ તો પૈસાદાર હતા. મારા ઘરમાં નોકર

ચાકર પણ હતા. એક રાંધવાવાળી બાઇ પણ રાખી હતી. મારે માટે પણ એક સ્ત્રીને રાખી હતી. આટલું છતાં પણ ગૃહિણી ને ઘરનું થોડું ઘણું કામ કરવાનું હોય. પણ હું તો આંધળી એટલે કઇ રીતે કરી શકું? મારૂં કામ એ જ કરતા. અરેરે! આવા મનુષ્યો પણ સંસારમાં બહુ થોડા હોય છે.

આ રીતે પાંચ વર્ષ વીતી ગયાં, અને હું પુત્રવતી થઇ. બાળક જ અમારી પ્રીતીનું જીવતું જાગતું પુતળું હતું. આ બાળક (મેં સાંભળ્યું છે કે) બહુ સુંદર છે. મારી સખીયો કહેતી કે તમે રજની છો તો તમારો પુત્ર સૂરજ છે. એનું રૂપ જ મનમોહક છે હું આ સાંભળી ખુશી થતી, ને પૂછતી કે એની આંખો કેવી છે? જવાબ મળતો કે પ્રભુએ મારું સાટું પુત્રમાં વાળી આપ્યું છે.

સ્ત્રીની કેવી સ્થિતિ છે! તે પુત્રી છે, માતા છે, બ્હેન છે, પણ મા તરીકે જે પ્રેમ હોય એની ઉપમા તે કઇ હોઇ શકે? અરેરે! મને એમ થતું કે એકવાર મારી આંખો ખુલ્લી જાય ને બાળકને જોઇ લઉં. પણ મારા ભાગ્ય પર વિલાપ સિવાય અન્ય માર્ગ મારી પાસે ન હતો.

( ૫ )

ધીરે ધીરે મારી વ્યાકુળતાએ એમને પણ ઉદાસ બનાવ્યા. એ ચિન્તાતુર રહેવા લાગ્યા. એ મારા ભાવો સમજી ગયા હતા. એક વખત એમણે પૂછ્યું.

"રજની!"

"જી."

"તું આંધળી ક્યારથી થઇ? જન્મ આંધળી નથી ને?

"ના."

"તારી આંખો ગયાં કેટલો સમય થયો?"

"ત્રણ વર્ષની થઇ ત્યારથી મારી નજર બંધ થઇ છે."

"બરોબર યાદ છે?"

"હા જરા પણ સંદેહ નથી."

તેમણે મને ખેંચીને આલીંગન આપ્યું. અને બોલ્યા:

"પ્રભુ! ધન્ય છે. એક વાર છેલ્લો પ્રયત્ન કરીશ."

અવાજ પરથી મને ખબર પડી કે, એમને માથેથી કંઇ ભાર ઓછો થયો હોય! મેં પૂછ્યું.

"શું છે?"

"હું ઇચ્છું છું કે તારી આંખોમાં રત્નો પાછાં આવે. તું પણ સંસાર દેખતી થાય. હા! એ સમયનો આનંદ, અરેરે! એવું ક્યારે થાય"—

આમ કહેતા કહેતા તે કાલ્પનિક સુખમાં નિમગ્ન થઇ ગયા અને થોડીવારે બોલ્યા:

"ડાકટર કહે કે, જન્મઅંધ સિવાય બીજા બધાની આંખો સુધરી શકે છે. પણ ડાકટર નિપુણ હોવો જોઇએ. હમણાં જ મારો એક મિત્ર ડાકટર થઇને અમેરીકાથી આવ્યો છે. તે આંખો પણ સુધારી શકે છે. શોધ દખતમાં જ પ્રખ્યાત થઇ ગયો છે. એક દિવસ એ મને તેને ત્યાં લેતો ગયો. ને વાતમાં ને વાતમાં તારી સ્થિતિનું મેં વર્ણન કર્યું. ને જો જન્મઅંધ નહિં હોય તો આંખો સુધરી શકશે એમ તેણે મને કહ્યું.

થોડીવારે મેં કહ્યું:

"રહેવા દયો! હું સારી થઇને શું કરૂં?"

"ના, હવે તો હું પુરો પ્રયત્ન કરીશ."

"મને ડર છે કે હું—"

" જો અંધાપો ગયો તો રાજા થશે. "

" અને જો પ્રયત્ન નિષ્ફળ થયો તો ?"

" પ્રભુનું નામ લ્યો. એના હાથમાં જ બધી સત્તા છે. હજી સુધી તો આંધળાને તેણે સુધાર્યો છે."

" એમ ? "

" એમ શું ? આ યુગનો એ ધન્વંતરી છે."

" શું તમને આશા છે કે, હું દેખતી થઇશ ? "

" અરે ! આશા શું વિશ્વાસ છે."

હું હર્ષથી ગદગદીત થઇ ગઇ. મને ચારે કોર સંપૂર્ણ શાન્તિ વ્યાપી ગયેલી લાગી. મને હજારો વિચાર આવવા લાગ્યા. હું મારા પુત્રને જોઇશ. આકાશ, તારા, સૂરજ, જેની હું કલ્પના કરતી એ હવે નજરોનજર ભાળીશ.

અરે ! પળમા તો બાધા પણ રાખી. દેખતી થઇશ તો ગરિબોને દાન કરીશ. આશ્રમોમા મદદ કરીશ, તીર્થયાત્રા કરીશ મારા માતા-પિતા મારા દેખતાં થવાથી આનંદમા આવી જશે. સાહેલીયો વધાઇ દેશે. હું તેમને આનંદભોજન કરાવીશ. ને પછી તો તેમના સાથે ફરવા પણ જઇશ અને ડાકટરની સ્ત્રીને તો સોનાના ઘરેણા આપીશ.

થોડીવારે ડાકટર આવ્યા. હું ઠીકઠાક થઇ સગી બેઠી. હ્રદય ધડકતું હતુ. જાણે આ પળે જ આંખો ખુલ્લી ન જવાની હોય. થોડીવાર ડાકટરે મારી આંખો તપાસી, ને કહ્યું :

" મ્હને નક્કી લાગે છે કે, આંખો થોડા વખતમાં સમી થઇ જશે."

મેં કહ્યુ: " ડાકટર સાહેબ, ઉપકાર જન્મભર નહિં ભુલીયે."

( ૬ )

ઓપરેશન ફત્તેહમંદ નીવડયું. એમના હર્ષનો પાર ન હતો. કહેતા કે, સંસારનું પ્રત્યેક દ્રશ્ય હવે તું થોડા સમયમાં જોઇ શકવાની. મારૂં સુખ હવે પૂરં થશે.

" હવે હું જોઇ શકીશ એ નિશ્ચયપૂર્વક તમે કહો છો ? "

" સંદેહ વિના કહી શકું છું કે, ૧૩ દિવસમા તારી ગયેલી નજર પાછી આવશે."

" બહુ ખુશી થશો ! "

" અરે ! શું નહિં. એક ક્ષણ સાલ સાલ જેવડી મને લાગે છે. ૧૩મા દિવસની રાહ તો હું પાગલની માફક જોયા કરૂં છું."

" જો આશા ફળીભુત ન થાય તો ! "

" એમ તે બને ?"

" આશા દગાબાજ છે."

" આ આશા નથી."

ખરેખર આ આશા ન હતી. મને પણ નિશ્ચય જ હતો.

" કેમ ? "

" ડાકટરે કહ્યું છે."

" પણ ડાકટર કંઇ પ્રભુ નથી."

થોડીવાર તે ચૂપ થઇ ગયા. ને પછી બોલ્યા. "ડાકટર તેની કળામાં નિપુણ છે. એનું વચન મિથ્યા જાય નહિં. પણ તારા આવા સવાલો મને ગભરાવી નાંખે છે એટલું જ છે."

બાર દિવસ પસાર થયા : હવે માત્ર રહ્યો એક દિવસ. આશા આનંદમાં ઝુલાવે છે. નિરાશા આશાહિંડોલ પરથી ધક્કો મારે છે. ૧૨ દિવસ પાટા બાંધી વીતાવ્યા. પણ એક દિવસ વીતાવવો કઠણ હતો. સમય ધીરે ધીરે પસાર થતો હતો. તેને કયાં મારા જેવીની પરવા હતી.

સાંઝ પડી હતી. તે ઓફીસમાંથી ઘેર આવ્યા હતા. સુરજ ( મારો પુત્ર )ને લઇ તે મારા ઓરડામાં આવ્યા. ને બોલ્યા.

"કાલે આ વખતે શું હશે ?"

"પ્રભુ સારૂં કરશે."

"જરૂર. તે દયાળુ છે."

"આ શબ્દો કેટલા શ્રધ્ધાના હતા. આમાં કેટલી આશા ભરી હતી. થોડીવારે તે બોલ્યાઃ

"બહુ ગરમી પડે છે."

"હવા નાખું ?"

"પણ હમાલ ક્યાં ગયો ?"

"બિચારો બ્હાર ગયો હશે. બારણું ખોલું ?"

આ સાંભળી તે ગરમ થઇ ગયા. અને બોલ્યા.

"શું બારણું ખોલવું છે ? ડાકટરે કેટલું ધ્યાન રાખવાનું કહ્યું છે તે કંઇ ખબર છે ?"

"પણ હવે તો સાંઝ પડી છે. કેટલા વાગ્યા હશે ?"

"સાડા ૭"

"તો હવે શું વાંધો છે ? જરાક બારણું ઉઘાડો. મારી આંખે પાટા બાંધ્યા છે."

એમણે બહુ કીધું, તો ય મેં બારી ખોલી નાંખી. ( હાથની મદદથી ) સૂરજ અજવાળું પડવાથી કુદવા લાગ્યો.

પણ એવામાં તો સૂરજ બારી ઉપર ચડી ગયો, ને રમવા લાગ્યો.

"સુરજ ! નીચે ઉતર, પડી જઇશ."

અધીરી થતાં મને મારી સ્થિતિનું ભાન રહ્યું નહિં. મારા પાટા મેં છોડી નાખ્યા. અને મેં આંખો ઉઘાડી. હું જોઇ શકતી હતી. એ એક જ નજરે સુરજ, મારા પતિ, બાગ, બારી, બધું જોઇ લીધું. અને ખુશી થઇ બુમ પાડી :

"મેં તમને જોયા !"

તેમણે આશ્ચર્ય, ભય, અને પ્રસન્નતાથી, મારી તરફ જોયું. પણ હાય ! અમારી નજર એક ન થઇ ! ફરી કોઇ ગાઢ અંધકાર છવાઇ ગયો. અને પ્યારી સુરતો મારી અંધારી દુનીયામાં મેં સમાવી લીધી. હતી હતી એવી ને એવી થઇ રહી.

હવે તો મારે માટે કોઇ પણ જાતની આશા ન હતી. અને રડતી રહી. તે મને ધીરજ આપતા અને કહેતા કે તું આવીને આવી જીવતી રહે એ ઘણું છે. આ ધીરજથી મને સંતોષ ન થતો. હાથે કરી ફરી આંખો ગુમાવી હતી. તેથી ઉલટો પશ્ચાતાપ થતો. પણ વિલાપ સિવાય અન્ય મારે માટે શું હોઇ શકે ?

( ૭ )

કેટલી યે નિરાશાઓમાં આશા ભરાઇ હોય છે ને તે મારે માટે તદ્દન સત્ય હતું દુઃખમા પણ મેં મારા પુત્રને તથા પતિને જોયા. મારી અંધારી–દુનીયામા હું જીવું ત્યા સુધી અમર રહે એવી રીતે.

થોડો સમય પછી ગામમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો. સૂરજ કોઇનો રોક્યો ઘરમાં ન રહેતો. ને છેવટે એ શીતળાના રોગનો ભોગ થઇ પડ્યો. એ ગભરાઇ ગયા. એમના શીર પર વિપત્તિનો પહાડ તુટી પડ્યો. ઓફીસમાં જવું તેમણે બંધ કર્યું. રાત દહાડો તેની સેવામાં રહેતા. પરિણામે એ પણ એ જ રોગના ભોગ થઇ પડ્યા. હું પણ પૂરી ગભરાઇ ગઇ. વિપત્તિની સામે થવા કમર કસી તેમની સેવા કરવા લાગી. ને વૃધ્ધોનાં પુન્યેથી પિતાપુત્ર રોગમુક્ત થયા.

મારા આનંદનો પાર ન રહ્યો.

"તેં અમારી બહુ સેવા કરી."

મેં એમના મ્હોં આડો હાથ દીધો ને કહ્યું.

"બસ ! વધારે બોલો નહિં."

એ ચુપ થઇ ગયા પણ થોડી વાર

તેમના રડવાનો અવાજ મને સંભળાયો. મારા હાથ પર આંસુના ગરમ ટીપાં પડયાં.

"રડો છો કેમ ?"

આ સાંભળી તે જોરથી રડી પડયા.

મેં પૂછ્યું.

"રડો છો કેમ ? મારૂં હૃદય તમારા રૂદનથી ફાટી જાય છે. રડો નહિં."

મહામહેનતે તેમણે જવાબ દીધો.

"વ્હાલી જો તુ દેખતી હોત તો અમારાં મોઢાં જોઇતું મૂર્ચ્છીત થઇ જાત"

"તમે શું કહો છો ? હું સમજી શકતી નથી.

"અમારા ચ્હેરા તદ્દન બદલાઇ ગયા છે." તેમણે કહ્યું.

"પણ તમારા ચ્હેરા જે મેં જોયા છે તેને કોણ બદલાવી શકે તેમ છે. ભલેને દુનીયા તમને બેડોળ કહે, પણ તમે તો મારી આંખોમા સદૈવ એવાને એવા જ સુંદર છો."

હું વિચાર કરતી હતી કે પ્રભુએ બીજી વખત મને અંધ બનાવી અન્યાય કર્યો છે, પણ હવે સમજાય છે કે, તેમાં પણ કંઇ હેતુ હતો.

તેમના ગળા ફરતા મારા હાથ મેં વિંટાળ્યા, ને વાળમાં આંગળીઓને રમાડવા લાગી.

એ સમયે મારી અંધારી-દુનિયામાં જ પ્રકાશ હતો. તેનું વર્ણન કરવું બહુ જ અશક્ય છે.

( સમ્પૂર્ણ )





# જહોન રસ્કીનના પત્રો

(અર્થશાસ્ત્રને લગતા)

અનુવાદક
રા. રા. દિનકરરાય જાદવરાય વૈષ્ણવ.

(અત્યાર સુધીની સમજણ પ્રમાણે સહકાર કદાચ ડહાપણભરેલો નથી)

ફેબ્રુઆરી તા. ૮, ૧૮૬૭

૨૯ । ગયા પત્રને અંતે દર્શાવ્યા મુજબ હાલ તુરત અમલમાં મુકાઇ જેની કસોટી થઇ રહી છે તેવા 'સહકાર'નું જ આપણે નિરીક્ષણ કરીએ; ત્યારે પહેલાં તો તમે એ ધ્યાનમાં લ્યો કે 'શેઠગીરી'ની પધ્ધતિ સાથે 'સહકાર'ની સરખામણી કરતાં જે મુદ્દાઓ ઉભા થાય તે હજુ સુધી સ્પષ્ટતાથી નિખાલસ દિલે રજુ કરવામાં આવ્યા નથી એટલે તે મુદ્દાઓની ઠીક ઠીક કસોટીની વાત તો કયાંથી જ થઇ હોય? કારણ, બધી જાતની 'શેઠગીરી'ના સિધ્ધાંત એક જ જાતના હોતા નથી; શેઠગીરી તો ન્યાયી પણ હોય અને અન્યાયી પણ હોય; અને જ્યારે એક બાજુ અન્યાયી અને જુલમી શેઠાઇ કરતાં સહકાર એ વધારે સારો એ બાબત શક હોઇ શકે જ નહિં. ત્યારે બીજી બાજુ ન્યાયી અને હિતકારી શેઠગીરી કરતાં સહકાર વધારે સારો છે કે નહિ તત્સંબંધી સંદેહ માટે ઘણો અવકાશ રહે છે

અત્યારે તો જાણે કે એક જ બીજો રસ્તો હોય તેમ તમે-તમે દરેક જણ-બોલો છો અને વર્તો છો: એક રસ્તો એ કે તેની અંદર નફો બધા વચ્ચે પ્રમાણસર વ્હેંચી અપાય અને બીજો માર્ગ એ કે તેની અંદર બજારની હરિફાઇના દબાણથી મજૂર કે કારીગર ઓછામાં ઓછું લે તે તેને અપાય. આ સિવાય ત્રીજો રસ્તો જાણે હોય જ નહિં એમ તમે બોલો છો અને વર્તો છો. પરંતુ વચલો માર્ગ કલ્પી શકાય છે. એ માર્ગ, 'સહકારી' પધ્ધતિ, વધારે ડહાપણભર્યો અને છેવટે વધારે ન્યાયયુક્ત લાગે છે. એક યોજના એવી ધારી શકાય અને મ્હને ઠીક ઠીક આશા છે કે એક દિવસ ખરેખર યોજી પણ શકાય કે તેની અંદર દરેક નોકરને પોતાના દરજ્જા પ્રમાણે પૂરતું અને નિયમિત વેતન મળી રહે; તેની અંદર વેપારના નફામાંથી માંદા અને ઘરડા નોકરો માટે યોગ્ય પૂરવણી થઇ શકે, અને જે વળી એક ન્હાના રાજ્ય કે

સુખાની જેમ શેઠ પોતાના તાબા નીચેના તમામ માણસોની સુખસગવડ તેમજ તેમના વર્તન વિષે જવાબદાર ગણાયાથી તેવી શરતે અને શેઠ પોતાની વધારે ઉંચી બુધ્ધિ અને શક્તિથી તે વેપારની વ્યવસ્થા કરી શકયા છે તેથી જ તે શેઠને દરજ્જે છે એમ માની લઇએ તો તે તે બુધ્ધિ અને શક્તિ બદલ તે વેપારનો વધારાનો નફો તેને પોતાના ઉપયોગ માટે રાખવાની છૂટ મળી શકે. મને લાગે છે કે વેતન આપવાની આ રીતિ, પછી તે સુક્ષ્મભાવે વધારે ન્યાયી હોય કે નહિં, પરંતુ વધારે ડહાપણભરી તો છે જ, અને તેનું મુખ્ય કારણ આ કે "પરમાત્માએ જે સ્થિતિમાં તમને મેલ્યા હોય તેમાં સંતોષ માની લેવો" એ કથન કથનાનુસાર ક્રુર, મૂર્ખ અથવા પ્રપંચી પુરુષો વારંવાર બોલ્યા કરે છે. તથાપિ તે સૂત્રમાં પ્રગૂઢ અને પવિત્રતમ સત્યનું તત્ત્વ રહેલું છે જ અને તેથી જ બોલનારા સ્નેહહીન અને જ્ઞાનહીન હોય તથા સાંભળ-નારાનાં હૃદય શંકાશીલ અને કટુ બનેલાં હોય, છતા હજુ એ સૂત્રમાં છાપ પાડવાની કંઇક શકિત કાયમ છે.

અમુક એક પ્રજાના નવજુવાનો વ્યકિતવાર કઇ સેવા બજાવવા લાયક છે એ તેમની પ્રાથમિક કેળવણી દરમ્યાન શોધી કાઢવાનો જો ખરેખર યત્ન જરાએ ન થાય; અથવા તો જે જુવાનોએ અમુક ધંધા માટે પોતાની યોગ્યતા ચોક્કસ રીતે પૂરવાર કરી છે તેમને તે કાર્યમાં યોજવાની જરાએ કાળજી ન રખાય તો પછી દ્વેષભરી ધમાલ અને પ્રતિસ્પર્ધાથી ઉત્પન્ન થએલ સામાજીક ક્રમ અને જીવનની ગોટાળાભરી વિનાશી વ્યવસ્થાને 'પરમાત્માની યોજનાનું' નામ આપવું એ ઇશ્વરનું નામ ફોક લેવાની જેટલી સૌથી વિશેષ ઉધ્ધત અને દુષ્ટ, શકય રીતિઓ છે તેમાંની તેને એક સમજવી. પરંતુ જો યોગ્ય સમયે નવજુવાનોને તેમની શકિત અનુસાર અમુક પ્રવૃત્તિઓ જેને માટે તેઓ લાયક હોય તેમાં મૂકી દેવા ખરા દિલથી પ્રયાસ થાય તો હું ધારૂંછું કે એવી વ્યવસ્થાની પધ્ધતિ છેવટ ઉત્તમ જણાશે અને તેમાં સામાજીક જીવનમાં ભવિષ્યમાં એકદમ આગળ વધવાના વિચારને થોડામાં થોડું ઉત્તેજન મળશે.

મનુષ્યોના બલ અને સુખને માટે જે જાતની હિતકારી પ્રગતિશીલતા જરૂરની છે તે વધારે ઉંચી પદવી કે દરજ્જો મેળવવાની ચળવળની ચિંતામાં રહેલી નથી, પરંતુ જે જાતનું જીવન આપણે પસંદ કર્યું હોય અથવા જે સંજોગોએ આપણે માટે નિશ્ચિત કર્યું હોય તે જીવન જીવવાની રીતિ ધીમે ધીમે સંપૂર્ણ બનાવવામાં અને તેના સિધ્ધાંત પાર પાડવામાં રહેલી છે. એ પ્રમાણે હું ધારૂં છું કે કારીગરની આકાંક્ષાનો ઉદ્દેશ શેઠ બની જવાનો ન હોવો જોઇએ, પરંતુ પોતાના ધંધામાં દિન-પ્રતિદિન વધારે સૂક્ષ્મ અને અનુકરણીય ચતુરાઇ સંપાદન કરવાનો, પોતાની રોજીમાંથી પોતાનું ઘર આસ્તે આસ્તે વિશેષ રૂચિકર અને સુઘડ સુખસાજથી ભરી દઇ વધારે ઉમદા બનાવવા જેટલું બચત રાખવાનો, અને ધારી લીધા પ્રમાણેની યોજનાથી માંદા અને ગરીબ લોકોને જે મદદ મળે છે તેનાથી સ્વતંત્ર રહી પોતાના ઘડપણમાં નિર્વાહ સુખેથી ચાલી શકે તેટલો તથા પોતાના દરજ્જાના મુજબના જીવનમાં પોતાના છોકરાંને પ્હેલ કરાવવા જેટલો સંગ્રહ કરી રાખવાનો હોવો જોઇએ. જો તેની રોજી આ બધું કરવા પૂરતી ન હોય તો તે અન્યાય ભરી રીતે ઓછી છે એમ સમજવું; અને જો પુરતા પ્રમાણમાં સુધી તેની રોજી સદંતર ચ્હડાવી દેવામાં આવે તો હું નથી માનતો કે વેપારની આપત્તિઓમાં થતા તેની રોજીના સંભવિત વધારાઓથી અથવા પોતાના શેઠની સાથે નફામાંથી હિસ્સો પ્રાપ્ત કરવાથી તે કારીગર પોતાની સ્થિતિમાં સર્વોત્તમ ફેરફાર

કરી એકદમ ઉંચે ચ્હડવા તલપાપડ થઇ જાય, તથા અનિવાર્ય પરિણામે પોતાની વર્તમાન સ્થિતિથી અસંતુષ્ટ બની ચિંતામાં પોતાના દહાડા વ્યતિત કરે, પોતાના દૈનિક જીવન તરફ તિરસ્કાર ધરાવે અને પછી ગમે તેવી ફ્નેહ મળે તોપણ જીવ અસંતોષમાંથી મુક્તિ ન મેળવી શકે, તથા તમામ સારી ચાલચલગત વાળા માણસોની સામાજીક સ્થિતિ ક્રમવાર ઉન્નત થઇ શકે એમ માનીએ, તોપણ મ્હારો અનુભવ એવો છે કે એવી ઉન્નતિ સિધ્ધ થયેથી સુખરૂપ હોતી નથી અને તેથી મ્હારા ઉપલી માન્યતામાં મ્હારી શ્રધ્ધા વિશેષ બેસે છે.

આ મતનાં કારણો હું હવે પછીના પત્રમાં આપીશ; આમાં તો એક વધારે અગત્યના મુદ્દા પર હું હવે આવું છું. તે એ કે જેમની વર્તમાન સ્થિતિ અસંતોષજનક હોય તેમને માટે સ્થિતિચ્યુતના જો ઇષ્ટ ગણાય તો પછી જેઓ પાસે સુખના તમામ સાધનો છે જ તેમને માટે તે વધારે ઇષ્ટ ગણાવી જોઇએ. જે મનુષ્યને વાર્ષિક ત્રણ હજારની આવક હોય તેની ધમાલ અને ખટપટ વાળી લોભવૃત્તિને આપણે સદ્ગુણ લેખીએ અને અઠવાડીએ ત્રીશ શિલિંગ મેળવનાર મજુર ને 'સંતોષ રાખવાનો બોધ આપીએ' એ સ્વાર્થભરી નરી ઉધ્ધતાઇ જ ગણાય. માનસિક સંયમની બધી બાબતોમાં તેમજ આ બાબતમાં ઉચ્ચ વર્ગોએ નીચ વર્ગો માટે દાખલો બેસાડવો એ ઉચ્ચ વર્ગની ફરજ છે; અને પોતાની આકાંક્ષા વખતસર સખ્ત નિયમનમાં આણીને પોતા કરતાં ઉતરતા લોકોને તેમની આકાંક્ષા દાબમાં રાખવાનું સાચેસાચ શીખવવું જોઇએ. આવી જાતની સૂચનાની વિગતોમાં ઉતરીએ તો તો એક જુદી જ વિવાદ-વસ્તુ નીકળે; એટલે આવો ઉદ્દેશ પાર પાડવાની શક્ય રીતિઓની સગવડના તારતમ્યની તપાસમાં અત્યારે નહિં ઉતરતાં હું માત્ર મ્હારો ચીરસ્થાયી દૃઢ અભિપ્રાય વ્યક્ત કરીશ કે સામાજીક અર્થવ્યવસ્થાની સુખદાયી પધ્ધતિની એક જરૂરી શરત એ છે કે ઉપલા વર્ગના લોકોની મિલ્કત અને આવકનું અમુક નિશ્ચિત હદની અંદર નિયમન થાય. પૈસો પ્રાપ્ત કરવા માટે દરેક શક્તિ ખર્ચી નાંખવાની લાલચનું આવી રીતે નિવારણ થવાથી પ્રજાકીય માનસની અંદર ઉચ્ચતર જીવનનાં કર્ત્તવ્ય વિષે એક જુદો જ અને વધારે ઉમદા ખ્યાલ પેદા થશે; નિશ્ચિત હદ સુધીનું ધન જેમણે પ્રાપ્ત કરી લીધું હોય તેમના વ્યાપારી હરિફાઇમાંથી ખસી જવાથી, જુવાન માણસો માટે વધારે વ્હેલી થયેલ દુન્યવી ફ્નેહ અને લગ્ન અને તેનાં હિતકારી નૈતિક પરિણામો શક્ય બનશે; જ્યારે પ્રવૃત્તિશીલ બુધ્ધિવાળા મોટી વયના માણસો જેમનુ ડહાપણ પોતાના જ નીચમાં નીચ સ્વાર્થની સિધ્ધિ કરવામાં હવે ખર્ચાઇ ચૂક્યું હશે અથવા વક્ર બની ગયું હશે તેઓ જાહેર સંસ્થા ઉપર દેખરેખ રાખવા અથવા જાહેર હિતકામ કરવા લલચાશે અને આવા વર્ગમાથી આમની સભારૂપ ધારાસભાના સભ્યો પસંદ કરવાનું, અને એ વર્ગને અમુક ખાસ માનપદ મળે જેથી પુષ્કળ ધન એકઠું કરવાનો મુખ્ય મોહ-બીજા કરતાં વધારે શ્રીમંત લેખવાનો—છે તેવા ગેરમુનાસિબ સંતોષને બદલે માનસંતોષ રહે એવું કરવાનુ: હંમેશાં સ્વાભાવિક અને ડહાપણ ભર્યું જણાશે. અને જો કે આવી મતલબનો કોઇ પણ કાયદો ઉચ્ચ વર્ગના લોકો પોતા પર લાવશે તો નહિં જ, છતા કોઇ પણ જાતની એકદમ ઉછાંછળી કે અધીરી પ્રવૃત્તિ વગર નીચલા વર્ગો ધીમે ધીમે અમલમાં લાવી આણી શકે, એમાં કંઇ બાધ નથી. આ વાત હું મ્હારા આ પછીના પત્રમાં દર્શાવવા યત્ન કરીશ. (ચાલુ)

# એકાકી



લેખક :
રા. રા. નાનુ ધીરજરામ દવે

ચિત્રકાર :
રા. "શારમાળ"

કોને કહું ? દિવસો વીત્યા, પણ હજુ કહે' તે વાતનો એક શબ્દ સરખો બીજાને કહ્યો નથી. મનમાં યે તે કયાં સુધી રહે ? આખરે કલમનો આશ્રય સ્વીકારૂં છું.

બે વખત તે મ્હારી સમીપમાંથી પસાર થઇ ગયો. દુનિયામા હજારો માણસોનો અવરજવર નથી હોતો ? ત્યારે આનામાં શી વિશેષતા હતી જેથી હું તેની પાછળ જોયા કરતી ? થોડાક દિવસ તો મં ન ગણ્કાર્યું. પછી, અણજાણે થતો તેનો આ ગુન્હો મારાથી ન સહેવાયો. ઉંચી દ્રષ્ટિએ, બીનપરવાહથી તે ચાલ્યો જતો. તેની સાથે ભાગ્યેજ એકાદો મિત્ર દેખાતો, પણ એક બે પુસ્તકો તો જરૂર હોવાનાં.

કોઇની યે વૃત્તિઓ નીચે રહેવાની મને ટેવ નો'તી. મ્હારી ઇચ્છાનો પ્રતિરોધ કોઇક જ કરતું પણ તેના અવાજમાં જાદુ હશે, તેના નયનોમાં વશીકરણ હશે, તેની છટામાં કશી અદ્‌ભુતતા હશે જેથી હું તેની પાછળ જોયા કરતી. ઘણીક મારી સામે, જોઇ આંખ

મીથી દૂર ખસી જતા, પણ જ્યારે તે સામો આવતો ત્યારે તેની ગતિ બદલાતી નહિં. તે જરીક સખ્તાઇથી મારી સામે જોઇ રહેતો.

મારા ગામમાં અંગ્રેજી નિશાળ એક જ હતી, તેમાં મારો ભાઇ ઉપલા ધોરણમાં હતો. એક રાત્રે વાત નીકળતાં તેણે જ કહ્યું, "હમણાં જ અમારા વર્ગમાં મુંબાઇથી એક છોકરો આવેલ છે. તેના જેવું બોલતાં કે લખતાં કોઇને નથી આવડતું. હજુ તો દસ દિવસ પણ નથી થયા, ત્યાં તો બે ભાષણો પણ આપ્યાં. કોઇથી યે ડરતો નથી, ને કોઇની સાથે ઝાઝી વાતચીત પણ નહિં. શાહ માસ્તરે તો એમ પણ કહ્યું કે એના જેવો નિબંધ લખતાં તો મને પણ ન આવડે"

હું સાંભળી જ રહી. કદાચ તે જ હશે. મ્હારાથી પૂછાઇ જવાયું "નામ શું ?"

"જિનચંદ્ર, પણ તે વિનુ જ લખે છે"

બે ત્રણ દિવસ પછી, મારા ભાઇની સાથે તે અમારે ત્યા આવ્યો. દૂરથી તેને જોઇ હું મારા ઓરડામાં ભરાઇ ગઇ. તે બેઠો ને થોડી વારમાં ભાઇને એક ચિત્ર કાઢી આપ્યું.

ધીમે પગલે હું પાછળ ગઇ. મને જોઇ તે સહજ ચોંક્યો. પણ, સ્વસ્થતા મેળવી જરી વધુ સભ્ય થયો. એ ગયો, પછી મેં તેનું ચિત્ર જોયું. તે ઘણું સુંદર લાગ્યું. હજુ મારી પાસે જ છે.

"કોણે દોર્યું ?"

"વિનુએ. તેં ન જોયું ? હમણાં જ અહિંથી ગયો."

જ્ઞાતિભોજનમાંથી મોડી રાતે અમે સૌ પાછાં ફરતાં હતાં. ચાંદની રાત હતી રસ્તાની એક બાજુએ કોઇક બુલંદ સ્વરે ગાતું હતું.

*"શું જંપે મનુજનેબેવી આ વનવન વહી એકાંત
પશુ બોલ પડીઆ શાંત
ભયભૂલણી જગ છુબ છો ભાખે હવે હું
. પણ, એકલો ઉડું."

"કોણ વિનુ કે ?"

"કેમ આટલી રાતે ?"

"જોને કેવી મઝા આવે છે. આ ચાંદની અને સંગીત." તે હસ્યો. તેને હસતાં મેં પ્રથમ જ જોયો. અમે સૌ આગળ ચાલ્યાં. ત્યા વળી તેણે શરૂ કર્યું.

"એકાકી આલે ઉતરી, એકાકી ભમી બુડું
પણ એકલો ઉડું."

શું આ એકલતાની ભાવના તેનામાં યે હશે ? પુરૂષો કેટલા કઠોર અને અવિચારી હોય છે તેનો મને હવે વિચાર આવે છે. પોતાના જ દૃષ્ટિબિંદુથી સૌ વિગતો જુએ. ને સામાનો વિચાર સરખો પણ ન કરે. એમ તદ્દન તરછોડતા તેમનું દિલ કેમ ચાલતું હશે ?

બીજે દિવસે ભાઇ "ઇન્દુકુમાર" લાવ્યો. ઉપર "વિનુ" એટલું જ લખેલું. મેં પ તે વાંચીને ધૂમકેતુનું ગીત મોઢે કર્યું. શબ્દમા સ્હેજ ફેર કર્યો 'એકલો' ને બદલે 'એકલી'.

આ પછી તે ઘણીક વાર આવતો. ભાઇ ને તે શેત્રંજ રમતા. પછી તે મને પણ આવડી ગઇ. એકવાર મેં કહ્યું, "રમુ ?" તેણે હા કહી ને અમે રમ્યા. હું જીતી, તે જાણી જોઇને હાર્યો. ખડખડાટ તે હસી પડયો. જાણે તે જ જીત્યો ન હોય. મારી સાથે તે ઝાઝું ન બોલતો, પણ કહું તે સાંભળતો. કદીક ભાઇને જ ઉત્તર દેતો. હું તેની વાણીથી અતૃપ્ત જ રહેતી.

જાણે અજાણે અમારી મૈત્રિનો સંબંધ વધુ ગાઢ થતો ગયો. પછી તો તે અમારે ત્યાં જમવા આવતો, ને હું પીરસતી. કુટુંબીજન સાથે ય એના કરતાં હું વધુ છૂટ ન લેતી. તેને ઘણી રમતો આવડતી ને કેટલીક અમે શીખતાં વીલ પાવર (Will Power) ના ખેલથી અમે સૌ ચકિત થઇ ગયા.

એટલામાં પરિક્ષા માટે અમદાવાદ જવાનો દિવસ નજદીક આવ્યો. તે દિવસે બન્ને સહાધ્યાયીઓ સાથે જ જમ્યા. મેં જતી

* નાનાલાલ

વેળાએ બન્ને ય ને ચાંલ્લો કર્યો. પણ, હવે હું આગળ વધું તે પહેલા એક વાતનો અહિ ઉલ્લેખ થવો જોઇએ. હું પરિણીત હતી; વિનુને મેં ઓળખ્યો તે પહેલા થોડા દિવસો ઉપર.

માસિક લાવ્યો. મને જોવાનું મન થયું. થોડાક પાનાં ફેરવ્યા તો 'વિનુ' ની લખેલ એક વાર્તા જોઇ. પૂર્ણ રસથી મેં તે વાંચી. મને ત્યારે જ ખબર પડી કે વિનુંના લેખ માસિકોમાં છપાય છે.



મ્હારા હાથમા એક બીડલો પન આપ્યો

"વિનુ, તમે કહેતા કેમ નથી? અમે નહિ શીખી જઇએ."

'એમાં કહેવાનું શું હતું? રહેવા દ્યો ને, કાંઇ વાચવા જેવું નથી."

"ત્યારે અધિપતિ મુર્ખો હશે કેમ? આવા કેટલાક લખ્યા છે?"

આ સૌ પ્રસંગો હવે તો પૂર્વકથાનું એક પાનું જ છે, સૌ મ્હારે મન તો સ્મરણો જ છે.

મારી જીવનસરિતાનો માર્ગ હવે પલટાયો હતો. પિતૃગૃહ તજી, મારે 'મારે' ઘેર રહેવું પડતું. અહિં વિનુ નો'તો, ને તેથી ગેત્રંજ કે સંગીત, ચિત્રો કે તેના લેખ મારે કાંઇ જ નો'તું. ગૃહકાર્ય મને અઘરું નો'તુ લાગતું, પણ, જ્યારે તેમાંથી પરવારી હું એકલી પડતી ત્યારે મુંઝાયા કરતી. વિનુ જ્યારે અમારા સહવાસમાં રહેતો ત્યારે ક્ષણે ક્ષણે નવિનતા ઉદ્ભવતી, ને એ સહચારની મીઠી મજામાં જે દિવસો વિત્યા તેનું ખરૂં મુલ્ય હવે દેખાયું.

જોતજોતામાં બન્ને પરિક્ષામાંથી પરવાર્યા. પરિણામની વાર હતી. એટલે હવે આખો દિવસ મઝા આવતી એક દિવસ ને એક

વિનુ વિના સૌ સૂનું હતું. મારૂં દિલ આટલું પરવશ બન્યું હશે એનો મને ખ્યાલ સરખો એ નો'તો. વિનુએ દોરેલું ચિત્ર, તેનો લેખ, ને ધૂમકેતુનું ગીત એ હવે તેની પ્રસાદીરૂપ હતું.

મને 'એમનો' દોષ વસતો નથી. 'એ' તો મારી પાછળ જ ભમ્યા કરે છે. એ મારાં જ વખાણ કરે છે. એમની સૃષ્ટિનું મધ્યબિંદુ જ હું હતી, પણ, વિનુ આગળ હું જેમ નમતી, તેમ 'એમની' પાસે નહિ, કારણ કે 'એ' જ નમતા.

'આધી ગુફાઓ જોગીની ગૂઢ મંત્ર ત્યાં છેડુ.
ને એકલી ઉડુ'"

એ હું ગાતી, ત્યારે એ મુગ્ધ બની સાંભળતા. સ્વર ઉપર જ લક્ષ્ય દેતા, શબ્દને વિસરતા. એમનાં વખાણની મને તરસ નો'તી શાથીએ હું એકલી ના હોઉં એમ જ મ્હને લાગતું, ને સમય મળ્યે, જુના દિવસો યાદ કરી છાનું રોતી.

વિનુના લેખમાં જે દર્દ હતું, તે હવે મ્હને સમજાયું. અત્યાર સુધી હું તેને કેવળ તરંગો જ ગણતી, પરંતુ હવેની જીંદગીનું યંત્રવત્ પ્રયાણ મને તેની ફીલસુફી સારી રીતે સમજાવતું. સહેજ ફેર સાથે જાણે હું મારી જ કથા ન અવલોકતી હોઉં એમ મને ભાસતું. જુદી જાતનાં વસ્તુ રચી એનું એ દર્દ વિનુ અસરકારક રીતે જતાવતો. મારી એકાંતની ઘડીઓ વિનુના લેખ સ્નેહપૂર્વક વાંચતા વીતી જતી. સદ્ભાગ્યે 'એ' રસમયતાથી ત્રાસતા નો'તા.

ત્યાર પછી મ્હારે મુંબાઇ જવાનું હતું. તૈયારીઓ કરવામાં હું વિનુને થોડાક દિવસ વિસરી ગઇ. ભાઇને પૂછાવી તેના સમાચાર મંગાવાય એમ પણ નો'તું. નાહક વિખવાદ થાય. મ્હને સંતોષ માસિકોથી ને સ્મરણોથી મળી રહેતો.

રહવારે મુંબાઇ ઉતર્યાં. સાંજે ઘોડાગાડી મંગાવી ફરવા જવાનું એમણે હોશભેર સુચવ્યું હતું. ગાડીમાં બેસું છું ત્યાં તો સામેના મકાનમાંથી સાઇકલ લઇ વિનુ રસ્તા ઉપર આવતો હતો. એણે મ્હને ન જોઇ, કારણ કે જવાની ઉતાવળ અમને બન્નેને હતી.

આ યે શું નસીબ! રાત્રે બારીમાં બેઠી બેઠી મોટરોની ધમાલ હું જોઇ રહી ત્યાં સામેની બારી ઉઘડી. ઝગઝગાટ લેંપની પાસે કોઇ મોટું પુસ્તક એ ઉથલાવતો હતો. તે વખતે તો થોડીવાર જોઇને પણ મ્હારે પસ્તાવું પડ્યું હતું. કારણ કે એમને એ ન ગમ્યું.

ત્યાર પછીના દિવસોમાં અમારો પરિચય એકદમ વધ્યો, વચ્ચે હજારો માણસોના ઘોંઘાટથી અશાન્ત બનેલો રસ્તો ને ત્રીજે માળ સામસામી બારીઓમાં અમારાં હૈયાં જુદા જ તોફાનથી ધડકતાં શી યે નિરાશાની ઉંડી છાપથી એનું વદન છવાયલું રહેતું. પ્રથમનો ઉત્સાહ હવે જણાતો ન્હોતો, પણ આંખોમાં સખ્તાઇ વધી હતી. મને જોઇ એ નિઃશ્વાસ નાખતો. અમારા બેમાંથી કોઇ પણ ગાતું ત્યારે બીજાનું હૃદય વલોવાઇ જતું. એ કરૂણ પ્રસંગોમાં અમારૂં મિલન થતું ત્યારે ત્રીજે માળ અને વચ્ચે એ ઘોંઘાટ કરતો રસ્તો!

મ્હેં કહ્યું તો યે તેણે એમની પિછાન વધારી, મ્હારે ત્યાં આવવા જવાનું ન સ્વીકાર્યું. મ્હારાથી વધુ ન્હોતું કહેવાતું, જો કે એના દર્શનની, વાણીની, સ્મિતની મ્હને અત્યંત અભિલાષ રહેતી. આખો દિ વિનુ એક તંત્રીની ઓફીસમાં કામ કરવા જતો.

કામ પ્રસંગે એક દિન ભાઇ આવ્યો. વાતમાં મ્હેં કહ્યું કે વિનુ રહામે જ રહે છે, ને આજ બોલાવી લાવો. હું હજી વિનુને સંભારતી હઇશ એ જોઇ ભાઇને પણ બહુ અચંબો થયો. તો યે સાંજે વિનુ તેની સાથે મ્હારે ઘેર આવી પહોંચ્યો.

'એ' ઘેર હોય એવા પ્રસંગે વિનુ પછી અવારનવાર આવવા લાગ્યો: મ્હને અત્યંત આનંદ પડતો. પહેલાનો પરિચય છૂપાવવા એણે પ્રયત્ન કર્યો હોય એમ મને લાગ્યું, એટલે મ્હારાથી વધુ સ્પષ્ટ નેતી લેવાતી.

વિધિની અનુકુળતા કે પ્રતિકુળતા હોય, પણ મુંબઇ જેમ માણસો હણે છે તેમ એ પણ ઝડપાયા. વિનુ આવી સતત્ મદદ કર્યા ન્તો. દિવસે તો એણે રાંધેલુ અમે બે જણે ખાધું. તે પછી મ્હારે પુનઃ ઘેર જવું પડયું.

એમની બગડતી તબીયત ઉપર અમારા શ્રમની જરી યે અસર ન થઇ. મુંબાઇ છોડયું ત્યારે વિનુ સ્ટેશન સુધી આવેલો ને પછીથી મળીશ એમ કહેલું. એક વર્ષ વીત્યું. હિંદુ સંસારની રીત પ્રમાણે મ્હેં વિધવાધર્મ પાળવાનું ક્યારનું યે શરૂ કર્યું હતું. પણ હજુ વિનુના ભણકારા વાગતા ન્હોતા.

દિવસો વીતી ગયા, રોજ એની રાહ જોતી ને નિરાશા પામતી. કશા ય સમાચાર મળ્યા નહિ. હમણા ભાઇ પણ ન્હોતો મળ્યો નહિ તો પૂછી જાણત અત્યાર સુધીનો અમારો પરિચય શાને વધ્યો હશે? એ વિનુ!

પછી ભાઇનું લગ્ન થયુ એ પ્રસંગે લિખવા બેન ભૂલાઇ ન્હેતી. ત્યા વિનુ વળી એકવાર દેખાયો અને બધી વાત સ્હમજાઇ હશે એમ સ્પષ્ટ દેખાયું. એની આંખનાં ઝળઝળીયાં બધું જ સૂચવતાં હતાં. અગાશી માં કોઇ ન્હોતું. હું કપડાં સૂકવતી હતી ત્યાં વિનુ આવ્યો. મ્હારા હાથમાં એક બીડેલો પત્ર આપ્યો, દર્દભરી આંખે જોઈ રહ્યો ને હું બોલું તે પહેલાં મહા મહેનને ડુસકાં સમાવી જતો રહ્યો. પત્ર ખોલ્યો. ઉપર બીજી સવારે એ વાંચવા વિનંતી હતી, પણ મ્હેં ન ગણકારી

"શાથી યે, ઓ કમળ, ત્હારા તરફ મ્હારૂં દિલ ખેંચાતું હતું. ત્હારૂં દિલ મ્હેં તપાસ્યું ને એવી જ લાગણી દેખાઇ. પણ અન્યને પરણેલ સ્ત્રી ઉપરની મ્હારી મમતા અસ્થાને હતી, એ સ્હમજ્યો ત્યારથી વિદાય લઉં છું. ભૂલ્યુ નહિ ભૂલાય તો યે યત્ન કરીશ. નથી રહેવ તુ તેથી દૂર ઉડું છું.

એકાકી આભે ઉતરી એકાકી ભમી ખુદું
હુ એકલો ઉડ્."

— સંપૂર્ણ —

## મસ્તાન આ દીલ છે

— ગઝલ —

લેખક રા. રા ટી, બી કથારીઆ

હવે તો છોડવી ઉલ્ફત ખરેખર યાર મુશ્કીલ છે.
કરી લ્યો ચાલ તે દીલને, તમારા દીલમાં દીલ છે.
તમન્ના દીલમાં દેદારની તે એક આફ્ત છે.
જણાવું શી રીતે હું તે ઝબા પર આપનો સીલ છે.
ઉછેર્યું પાણી પોપીને રમડયું શોખથી હરદમ,
લગાવ્યું છાતીએ તેં જે ખરેખર તે જ આ દીલ છે.
ઝમાનો ઉલ્ટો કેવો અને તાસીર પણ તેવી,
વધારૂં પ્યારને હું ત્યાં નમારૂં દીલ બેદીલ છે.
કર્યો'તા વસલના ઇકરાર કરી ચુમ્બન ગવાહીમાં,
હવે, કયમ આપ પડદે શું અનોખું આપનું દીલ છે.
તપાસી લ્યો કે કેવું સાફ ને અશરાફ છે મુજ દીલ,
ચદાવા ઠોકરે, મ્હાવા, કપાવાને ય કાબીલ છે.
નઝર આવે તો પાંપણથી ઉઠાવી ચશ્મમાં રાખું,
ભલે ને સો કહે નાદાન, પણ મસ્તાન આ દીલ છે.

# કાશ્મીર-કુમારી *

લેખક : રા. મકરકેતુ

પુણ્યપુંજથી પ્રકાશતી પ્રતિભાશાલી નગરીઓની મહારાજ્ઞિ હે વારાણુસી ! તારા પુરાતન પ્રાસાદોના ઉન્નત આકાશગામી શૃંગો નિરખી મનુષ્યને કેવા કેવા ભાવોનો સાક્ષાત્કાર થાય છે ? પિનાકધન્વા ધૂર્જટિના સનાતન સમયનું ભાન કરાવતી પવિત્ર સ્મૃતિ પ્રેરનાર હે પતિત પાવની ! નીરવ રાત્રિની શુભ્ર જ્યોત્સ્નામાં ગગનચુંબી શિખરો ઉજ્જ્વળી ઉભા રહેલા તારા સૌમ્યમૂર્તિ સૌધોમાં પ્રસરતી ગાઢ ગભીર શાંતિનો ભંગ કરતો આ અવાજ કોનો છે ? રજનીચાર અતિશ્રાન્ત ચોકી કરનાર દ્વારપાલને, શ્રમ સહી કરેલા લાંબા પ્રવાસને અંતે નગરદ્વારને પ્રાપ્ત થઇ પ્રવેશ માટે તાર સ્વરે સંબોધન કરનાર આ મહાનુભાવ કોણ છે ? અમમોધધારિણી હે પવિત્ર પુરી ! આર્ત માનવોની આપત્તિઓને ઓળખનાર એ નરપુંગવથી તું અનેકધા પરિચિત છે. યાતનાના તાવડામાં તપાતા આત્માનો અને દુ:ખના દાવાનળમાં પ્રજ્જળતા દેહોનો એ છે આરામ અને છે સંતપ્ત આત્માઓનો વિશ્રામ.

દુર્ગરક્ષક એ મહાત્માની સાત્ત્વિક વૃત્તિથી પરિચિત હતો. વિના વિલંબે એણે દ્વાર ખોલી નાંખ્યાં. એ મહાભાગનાં વ્યાઘ્રચર્મનાં ઉપાનહ્ પ્રવાસધુલિથી ધૂસર બનેલાં હતાં. પુણ્ય પરોપકરણાર્થે હિંદભૂમિથી પર સેતુબંધ રામેશ્વર પર્યંત પર્યટણ કરી તે કાશીએ પાછા આવ્યા હતા. વિશ્વવ્યાપી પ્રેમ અને ઇશ્વરઆસ્થા શિવાય અન્ય ભાવો ઉપર એમને નિર્વેદ હતો.

* * *

વારાણુસીની ગૃહશ્રેણિ ગાઢ નિદ્રામાં પ્રશાન્ત પથરાઇ રહી છે. સંન્યાસી પણ વાટિકામાં થઇ મંદ ગતિએ ચડ્યો જાય છે ત્યારે પરિત પ્રસરેલી ગભીર શાન્તિનો ક્યાંક ક્યાંક અણુ માત્ર લોપ થતો જણાય છે. પણ ત્યાં દૂર દૂર પ્રસાદાવલિને અંતે એને બીજું જ દૃશ્ય જોવાનું છે. શેરીને અંતે જમણી બાજુએ અર્ધવિવૃત ગવાક્ષોથી સુશોભિત સૌધમાં, સૌરભસંપન્ન ઔષધિ બાળતા દીપકોમાંથી નિ:સરતા પરિમલ અને ઝળહળતી દિવ્ય શિખાઓમાંથી ફેલાતા માર્તંડસ્પર્ધી પ્રકાશમાં વિહાર કરતા, મધુર સંગીતમાં સ્વરસંમેલન કરતા, કાશ્મીરનાં સુરૂપ પુષ્પો અંગ પર ધારતા તરુણોની મંડળી વિલસતી હતી. સંન્યાસી તે પર ધ્યાન ન આપતાં આગળ ચાલ્યો. આ સુરામત્ત મંડળીથી સુદૂર અન્ય દિશામાં આવેલી એક જીર્ણશીર્ણ મઢુલીમાં જૂની એવી ગ્યાસલેટની તગતગતી દીવડીના આછા અજવાળામાં, ફાટી તૂટી ગોદડી પર કોઇ રમણી કલાન્ત દશામાં બેઠી હતી. સૌંદર્યમાં તે એટલી અદ્વિતીય ને અલૌકિક હતી કે તિમિર-

* De Quincy ની અનુપમ 'Daughter of Hebanon' ની અનુકૃતિ.

પડદામાંથી એકાએક દૃગગોચર થતા એના દેહની પાર્થિવતાની પણ શંકા થાય, જાણે મનોરાજ્યની રમણીયતાની આદર્શ મૂર્તિ !

સંન્યાસીએ એને દૂરથી જ નિહાળી ને કંઇ ગણગણાટ કર્યો. "આ શું માનવદેહ છે?" બીજી જ પળે તે રમણીની નિકટમાં જઇ ઉભો. એના માથા પર હાથ ફેરવ્યો. એની બેસવાની ઢબ ઉપરથી સંન્યાસીને જ્યારે ખાત્રી થઇ કે તે પેલી વિલાસી મંડળીમાના કોઇ યુવકની માર્ગ પ્રતીક્ષા કરે છે, ત્યારે સંન્યાસીનો આત્મા દુભાયો. અર્ધસ્ફુટિત સ્વરે તે કંઇક રમણીને અને કંઇક પોતાને ઉદ્દેશીને કહેવા લાગ્યો "પામર જીવ, સૃષ્ટિનિર્માતાએ અર્પેલા અનુપમ લાલિત્ય અને મોહક સ્વરૂપની અપેક્ષાએ ક્યાં તારી શુલ્લક, ઐહિક સુખ પાછળ પડેલા મારની ક્ષુદ્ર વૃત્તિ અને ક્યા એ અનુપમ લાવણ્યના સર્જનહાર વિશ્વંભરનો વિશ્વવ્યાપી પ્રેમ! દાતાની ક્યા ઉન્નત અવદાત ભાવના અને દાન લેનાર ભિક્ષુકની ક્યા સ્વાર્થી મનોદશા! મારા પ્રભુ! આવું વિલક્ષણ પ્રમાણ, આવી વિકૃતિમય ઘટના!"

રમણીની નસેનસ કંપી ઉઠી. એણે આજીજી કરી: "સ્વામીજી, પ્રભુ! મારા કર્તવ્યની દિશા આપ સુઝાડો. જુઓ, બાપુ! સમાજ મારી અવહેલના કરે છે, બધા જ માણસો મારાથી દૂર નાસે છે."

અવધૂત મુંગો રહ્યો. ક્ષણભર વિચાર્યું: "આ સ્ત્રીના હૃદયનું હમણાં જ અન્વેષણ કરીશ. વસ્તુતઃ એનું વલણ ઇશ્વર પ્રત્યે છે. દુઃખના દુઃસહ બોજા નીચે એ મહાન પિતાથી વેગળું થયું છે કે નહિ એ હમણાં જ શોધી કાઢીશ."

યુવતિને મૃદુભાવે એણે કહ્યું. "બેટા! સાંભળ. જેણે કાશ્મીર સરજ્યું છે, જેણે કાશ્મીરની સુવર્ણભૂમિ પર વિસ્તરેલા પ્રકૃતિસૌંદર્યનું નિર્માણ કર્યું છે, જેણે જલનિધિ, આકાશ, પ્રકાશ ને તિમિર બનાવ્યાં છે, જેની હુંફમાં જગતના પ્રાણ પોષાય છે એ મહાન પિતાનો હું દૂત છું. એણે મને બંધનમોક્ષ અને નિર્માણવિધ્વંસ કરવાની પાર્થિવ સત્તા આપી છે. પતિતોને ઉધ્ધારવા એ મારો સંન્યાસી તરિકેનો ધર્મ છે. તારી ઇચ્છા શી છે? શાનો માટે તું આટલી તલસે છે? ઇશ્વરની પ્રેરણા દ્વારા મનોરથો સફળ બનાવવા હું આવ્યો છું. જોઇએ તે માગી લે. પણ બેટા! જો જે હોં અશ્રદ્ધતિ સ્પૃહા ના કરતી. કારણ કે જે તને ઇચ્છિત આપે છે તે તારી કુટિલ માગણીમાથી તને જ બાંધી લેવાની જાળ રચવા સમર્થ છે. સ્થિતપ્રત થઇને કહે કે પ્રભુ પાસે હું તારે માટે શું યાચું?'

પરમેશ્વરના પ્રતિનિધિ સમક્ષ ઝાખા દીપકના પ્રકાશમાં ભીની આંખે તે ઘુંટણીએ પડી અને પુનઃ પુનઃ માગણી કરતા આમંત્રતા દરવેશને એણે દીન વચને કહ્યું: "બાપુ બાપુ! મને મારા પિતાને ઘેર પહોંચાડો.'

સંન્યાસી માણસ હતો. એની આંખમાંથી આંસુ ટપકી પડ્યાં: 'શી નિર્દોષ ઇચ્છા!' ભોળી, અસહાય યુવતિને કપાળે ચુંબી આપી તેણે કહ્યું. "તારી પ્રાર્થના પ્રભુએ સાંભળી છે. ત્રીશ વાર કાશ્મીરની પર્વતરાજી પછવાડે સૂર્ય અદૃશ્ય થતા પહેલાં—ત્રીશમા સૂર્યાસ્ત પહેલાં—હું તને પિતાને ઘેર પહોંચાડીશ."

આ પ્રમાણે તે યુવતિ યોગીરાજના રક્ષણમાં આવી. પોતાના ઇતિહાસને જુઠો ઓપ ચઢાવવા કે નીતિની સીમાનાં તેણે કરેલાં ઉલ્લંઘનોને અલ્પ દર્શાવવા તેણે પ્રયત્ન કર્યો નહિ. યુવતિજનસુલભ પાપોનો શુધ્ધ હૃદયે એકરાર કર્યો.

એની કથની દર્દમય હતી. તેનો પિતા કાશ્મીરનો અધિષ્ઠાતા હતો; અભિમાની, નિષ્ઠુર અને ક્ષમાના લાગણી વિનાનો હતો.

પુત્રી કોઇ અપ્રામાણિક યુવકના મોહમાં ફસાણી. પિતાનું અભિમાન ઘવાયું. રોષ પુત્રી પર ઉતર્યો. પ્રેમિકે એ મુગ્ધ બાલાને દગો દીધો. નિર્દય પિતાએ સુકુમાર દુહિતાને દેશવટો આપ્યો. નિર્દોષ, મુગ્ધાવસ્થામાં અનિર્દિષ્ટ પથે ઉદરનિર્વાહનું સાધન શોધવાના અસહ્ય બોજા નીચે રીબાતી બાળા વામ માર્ગમાં ફસડાઇ પડી.

પ્રણયી અને પિતાનો અન્યાય અપરિમિત હતો—મહાન હતો. પણ સહનશીલતાનો બદલો એથી પણ મહત્તર મળ્યો. નિર્ઘૃણ, સ્વાર્થી પિતા અને ભાવશૂન્ય પ્રણયીને એણે ગુમાવ્યાં; અને દૈવી નેતા, પૂજ્ય માર્ગદર્શક પ્રાપ્ત કર્યો. એના શાન્તિ જીવનનો ઘડનાર ખુદાઇ ઓલિયો એને સાંપડ્યો. કાશ્મીરના રાજભુવનના વાસથી તે વિમુકત થઇ અને જગત્-પિતાના દિવ્ય સનાતન ધામની અમર અધિકારિણી બની.

વસુમતીને જર્જરિત કરતો અનન્ત સમય, નિયત થએલા ત્રીસમા દિવસની નજીક આવી પહોંચતાં તો સમસ્ત વારાણસી ક્ષેત્ર ઉપર વિધ્વંસકારી ઉગ્ર જ્વર પોતાનું સામ્રાજ્ય જમાવી રહ્યો. જીવનના ઝરાને શોષી જતો એ ભીષણ વ્યાધિ પોતાના લક્ષ્યમાંથી કાશ્મીર કુમારીને ન જ ચૂક્યો; પરંતુ તે કોમળાંગી ઉપર એક સામટી સત્તા ન જમાવતાં એટલી મૃદુતાથી તેનો ગ્રાસ કર્યો કે સન્યાસીના સ્વર્ગીય ઉપદેશની સ્મૃતિ તેનાથી ક્ષણમાત્ર વેગળી ન થઇ. એણે સ્વપ્નસૃષ્ટિના વિહાર આદર્યો. પુણ્યાત્મા સન્યાસીની આકૃતિ તેને આવાહન દેતી લાગી કે "હે સ્ત્રી! તુ સંપૂર્ણ થા. પૂર્ણચંદ્ર તને ગોપી કરી સ્થાપવા ઉત્સુક છે"

ત્રીશમા દિવસની શુભ સવારે વિભવ સંપન્ન પ્રકાશમાં સવિતા નારાયણ ઉદયાચલે વિરાજતા હતા. ક્ષણવારમાં ઝંઝાવાત અને વાદળમાં તે ગરક થયા. નભોમંડળમાં દિવ્યદ્યુતિનું મધ્યાન્હ સુધી દર્શન ન થયું. બપોર પછી અભ્રાવગુંઠન દૂર થતાં, માર્તંડ પ્રખર પ્રકાશથી ઝળહળ્યો અને કાશીક્ષેત્રના જનસમૂહે સ્વાસ્થ્ય અને આનંદનો શ્વાસ ખેંચ્યો.

કાશ્મીરની કુમારીને દિક્ષા આપવાનો એ નિયત અવસર હતો. સન્યાસી એ મઠુલીમાં કુમારીના બિછાના આગળ ઉભો હતો—મંત્ર ભણતો હતો. બધી ક્રિયાઓ પૂરી થઇ. કુમારીની નજર બારીમાંથી દૂર જણાતી વૃક્ષરાજી ઉપર સ્થિર હતી. એણે દિક્ષાનાં શ્વેત વસ્ત્રો પહેર્યા હતા. શરીરે ધાણી ફુટે એવો જ્વર ધખધખતો હતો. સન્યાસીની પુણ્ય નજર નીચે ઇશ્વરમાં મન પરોવી, પાપની માફી માગી તે બિછાનામાં સુઇ ગઇ. શરીર અશકત અને અચેત જેવું હતું. દિવસ આથમવા આવ્યો. ફકીર બિછાના પરથી ઉભો થયો. ધર્મપુત્રી પર મૃદુ હાથ ફેરવ્યો. કુમારીએ આંખો ખોલી. ફકીરે કહ્યું, 'બેટા! કરાર પાળવાનો વખત આવી પહોંચ્યો છે. દિક્ષાએ તારી વિચારસૃષ્ટિને નિર્મળ કરી છે. પ્રનાવસ્થા તને પ્રાપ્ત થઇ છે. ઇશ્વરની બક્ષીસ હવે તું હર્ષોત્ફુલ્લ થઇને સ્વીકારી લઇશ ને? તારૂં અવિચળ સ્થાન સહર્ષ ગ્રહીશ એમ હૃદયપૂર્વક ઇચ્છું છું."

કાશ્મીર કુમારીના ચ્હેરા પર ગ્લાનિની રેખાઓ છવાઇ ગઇ. એનું મન ઉદ્વિગ્ન હતું. જન્મભૂમિની મનોરમ હરિયાળી ટેકરીઓ પાછળ તે ઝૂરતી હતી. એ સુંદર ઉપવનો અને તેમાં ગાળેલી સાંજ, નાની બ્હેનની એ તોફાની રમતો અને હાથમાં હાથ સાહી પગ નીચે ખુંદેલી વાડીઓ એ બધું જ એની નજર આગળ તરવરવા લાગ્યું. તાવના જોરમાં તે ઘડીક આરામ લેતી, તો ઘડીક લવારો કરતી. સન્યાસી એને ઓશીકે બેઠો, એનું માથું પંપાળવા લાગ્યો.

સંધ્યા ઢળવા આવી. અગાધ ભાવથી દરવેશ ફરી ઉભો થયો. શાંત, ગંભીર અવાજે

તે બોલ્યો : "બેટા ! સમય બહુ જ થોડો છે મગજને શાંત રાખ. પરમેશ્વરના આદેશનો અમલ હવે જલદી કરવો જોઈએ."

કુમારીની આંખો બારી તરફ કોઈ દૂર દૂરનાં સ્મૃતિદૃશ્યો જોવા લાગી

સન્યાસીએ જોયું કે મગજની ભ્રમણાનાં વાદળાં કુમારીની વિચારશ્રેણિને વીંટળાઈ વળ્યાં છે. એણે બ્રહ્મદંડ ઉંચો કર્યો. આઝારી યુવતિની દ્રષ્ટિ આડે આવતાં વાદળાંને દૂર થવા હુકમ આપ્યો. તોપણ કાશ્મીરકુમારીની દ્રષ્ટિ કાશ્મીરના ટીંબાનાં વૃક્ષો નિહાળતી રહી. વારણીસીમાંથી એને એ ઝાંખી થતી હતી. સન્યાસીએ ફરી દંડ ઉંચો કર્યો અને કાશ્મીરનું કલ્પનાદૃશ્ય નિરાવરણ બન્યું. કુમારીએ પિતાના મહેલ અને ઉપવનો વચ્ચેના રસ્તા ઉપર નાની બેનને રમતી જોવા દ્રષ્ટિપાત કર્યો, પણ ત્યાં કોઈ જ ન્હોતું. રસ્તો નિર્જન 'નો પુણ્યશ્લોક સન્યાસીને કુમારીની દયા આવી ; અને ન્હાસી જતી આંધીએ પ્રદર્શિત કરેલા નીલાકાશ તરફ તેનાં નયનો રખાવી ત્યાં પ્રવર્તતી શાંતિનો ખ્યાલ આપ્યો.

પળવાર પછી સન્યાસી બોલ્યો, "પુત્રી ! આ દૃશ્ય પણ એક પ્રકારનું અવગુંઠન છે, અસત્ય છે. હવે સત્યનો અને દિવ્યતાનો પ્રદેશ હું તને દેખાડું છું તે જો."

ત્રીજી વાર સન્યાસીએ બ્રહ્મદંડ ઉંચો કર્યો. તત્ક્ષણ ચાર, નીલ વ્યોમ બે બાજુએ વિભક્ત થયું, અને અનન્તમાં વિરામ પામતા આત્માને જ જેનો સાક્ષાત્કાર થાય એવું વિશ્વસૌંદર્ય ચોમેર પથરાઈ રહ્યું.

કાશ્મીરકુમારીએ આશ્ચર્યચકિત નયને સન્યાસીને પૂછ્યું, "કૃપાનાથ, અનંત અવકાશમાં ટોળે મળતી આ આકૃતિઓ કોની છે ?"

સન્યાસી બોલ્યો, "બેટા, વારાણસીમાંથી આજે નિશામુખ સમયે ઉર્ધ્વગમન કરનાર એક ધન્ય આત્માનું સ્વાગત કરવા તૈયારી કરતા શ્રીકૃષ્ણચંદ્રના પરિચારકોનો એ સંઘ છે"

પ્રભાસંપન્ન દિવ્ય દૃશ્યથી રમણી પોતાનાં નયનો પૂરી રહી. એકાએક એક પરિચિત આકૃતિ એ સ્વર્ગીય સંઘમાંથી નીકળી. શુભાશિષ ની સુધા વર્ષાવતી પોતાના તરફ આવતી તેને લાગી. કુમારી ચોંકીને હાથ લંબાવી બોલી ઉઠી, "ઓ બ્હેન, વ્હાલી ન્હાની બ્હેન ! તું અહિં ક્યાંથી ?"

સન્યાસીએ તેને શાંત કરી કહ્યું, "બેટા ! તારી પેઠે દુઃખ ભોગવી એ બ્હેન પણ પિતાને ઘેર પહોંચી છે"

કાશ્મીરકુમારી બ્હેનને ભેટવા પથારીમાં બેઠી થઈ : "આવું છું બ્હેન, બ્હેન આવું છુ" બસ આટલા જ શબ્દો. એનું અશક્ત શરીર પથારી પર ઢળી પડયું. સંન્યાસી એકદમ તેની પાસે ધસ્યો અને તેના કાન ઉપર મુખ નમાવી આખરી શબ્દો ઉચ્ચારી રહ્યો. "બેટા, પુત્રી ! પરમ કૃપાળુના ધામમાં જવા સજ્જ થા. પિતાનો આદેશ પહોંચી શક્યો."

અસ્પષ્ટ, શાંત, તૂટતા શબ્દોમાં કુમારી બબડી, "સ...અ...અ...અ...જ થ્-થ્-થ્..છું. પૂ...પૂ...પૂ...અ...અ...અ...ભુ! આ ..આ...આ...શિ...ર્—આ..."

સત્વર જ સન્યાસીએ સ્વર્ગ પ્રતિ બ્રહ્મદંડ વડે સંજ્ઞા કરી અને ક્ષણમાત્રમાં કાશ્મીર કુમારી નિશ્ચેષ્ટ, નિષ્પ્રાણ ઢળી પડી. એ જ પળે તેજોગોલક સૂર્ય ક્ષિતિજ નીચે ગરક થઈ ગયો.

દૈવી અને માનવીય લાગણીથી સજલ નયને સાધુચરિત પરિવ્રાજકે અક્ષરમાં વિલીન આત્માની ચીરસ્થાયી શાંતિ માટે જગન્નિયંતાને હૃદયપૂર્વક પ્રાર્થના કરી એકાન્ત મઢુલીમાં એનો અવાજ પથરાઈ ગયો—

एकमेव शरणमद्वितीयम्

---



# મઝહર–તાબાં

## બે કવિ-મિત્રોનાં જીવનવૃત્તાંત

લખનાર: રા. રા. જેહાંગીર માણેકજી દેશાઈ

"મઝહર" ઉપનામ મિર્ઝા જાનજાનાં મઝહરનું હતું. એના પિતાનું નામ મિર્ઝા જાન, જન્મ સંવત ૧૭૫૪–મરણ સંવત્ ૧૮૩૬. એનો જન્મ માળવા ઇલાકાના કાલાબાગ ખાતે થયો હતો. એનો પિતા બાદશાહ આલમગીરના દરબારમા મનસબની પદ્વિ ઉપર હતો. જો કે એનું મૂળ નામ શમ્સુદ્દીન હતું, પણ શાહ એને "જાનજાના" કહી સંબોધતો હોવાથી એનું એ જ નામ પ્રચલિત થયું. એનો બાપ પણ કવિત્વશક્તિમા પારંગત હતો અને "જાની" તખલ્લુસથી કવિઓમા પ્રસિદ્ધ પામ્યો હતો. આખર "મઝહરનું" વય ૧૬ વર્ષનું થયું ત્યારે એના પેદરે કૈલાસ પ્રત્યે પ્રયાણ કર્યું. એ ત્રીસની ઉમરનો થયો ત્યાં સુધી તો મદ્રેસાઓ અને નિશાળોમા કેળવણી લેતો હતો. બાળપણથી જ સૌંદર્યોપાસક હોવાથી કુરૂપ પુરુષોના ખોળામા જતા એ ક્ષોભિત થતો, જ્યારે સ્વરૂપવાન મનુષ્યોની સંગતિ ત્યજવાનો વિચાર સરખો યે ના કરતો. કિશોરાવસ્થાથી જ કાવ્યકૃતિ પ્રત્યે પણ અનુરાગ થયો હતો. જ્યારે એણે પાયતખ્ત દિલ્હીમા નિવાસ શોધ્યો ત્યારે ત્યા મીર અબ્દુલ તાબા પોતાની ખૂબસુરતી વિષે જગદ્વિખ્યાતિ પામ્યો હતો. લોકો એને "યુસુફે સાની" કિંવા દ્વિતીય યુસુફ કહેતા. એના ગૌરવર્ણી ઉજ્જવળ શરીર પર કાળો પોષાક એવો સુશોભિત લાગતો કે દ્રષ્ટાનાં ચર્મચક્ષુઓ તેમજ અંતઃકરણ આલ્હાદિત બનતાં. એનાં અનન્ય લાવણ્યની વાત બાદશાહને કાને યે પહોંચેલી હોવાથી તે પણ એના દર્શન કરવા ઉત્સુક હતો. એક દિવસ જે સ્થળે તાબાનું ગૃહાશ્રમ હતું ત્યાથી બાદશાહી સવારી પસાર થઇ. મકાનની સામે આવતાં જહાંપનાહે "આબેહયાત" કહેતાં પાણીની માગણી કરી. તે સમયે તાબાં જે સુંદર વસ્ત્રોમાં સજ્જ થયો હતો તેણે બાદશાહની મનોવાંછના પૂર્ણ કરી. તાબાનાં રૂપ પર આખું શહેર કુર્બાન થઇ ગયું હતું, કિંતુ સ્વયં સુલેમાન નામક છોકરા પર આસક્ત હતો. યદ્યાપિ એની આ હૃદયમૂર્તિથી એને વિયોગ સાધવો ન પડતો હતો, તોયે અહર્નિશ એના પ્રેમમાં મસ્ત થઇ આંસુ વહાવતો અને આખી રાત શરાબખોરીમાં નિમગ્ન રહેતો. મેળા અને તમાશાઓમા જવાનો એને બહુ શોખ હતો. શહેરનિવાસીઓની મહફિલો અને સમ્મેલનો એના વગર શુષ્ક અને નિરસ લાગતાં. સમૃદ્ધિમાં તે સામાન્ય સ્થિતિનો હોવા છતાં રૂપગુણસંપન્નતાને પ્રભાવે અમીરો જેમ ઠાઠમાઠમાં રહેતો. એના મિત્રોમાં મુખ્ય મિર્ઝા જાનજાનાં અને સૈદા હતા. કદિ કદિ સૈદા પણ એને સલાહ

આપનો. ખુદ માશુક જ્યારે કોઇના ઉપર આશક હોય ત્યારે એના આશકની તો નિઃસંદેહ અસદ્‌ગતિ થાય છે. હઝરત જાનજાનાંએ એક શએરમાં પોતાના અંતરનું એ રહસ્ય પ્રકટ કીધું છે કે:

**કોઇ લેવે દિલ અપનકી ખબર યા દિલબર અપનેકી,**
**કિસકા યાર જબ આશિક કહીં હો, ક્યા કયામત હૈ !**
**અગર મિલિયે તો ખફ્ફત હૈ વગર દૂરી કયામત હૈ,**
**ગરજ નાઝુક દિમાગોંકી મુહબ્બત સખ્ત આફત હૈ !**

તાબાં પોતે પણ ઉત્તમ પ્રતિનો કવિ હતો અને એણે પણ એક "દિવાન" રચ્યું હતું. એ શાહ હાતિમ અને મીર મુહમ્મદ અલી "હશમત"નો શિષ્ય અને મિર્ઝા જાનજાનાંનો મૂરીદ હતો. જાનજાનાં તાબાં ઉપર આશક હતો. જલસાઓમાં બન્ને વચ્ચે ખૂબ કાવ્યપ્રતિસ્પર્ધા ચાલતી, કોઇ કોઇ વાર તાબાં વચ્ચે હકી મઝહરના કાન પર પડી વાહિયાત બકવાદ કરતો ' જાનજાના યે એ રસનો રસિયો હોવાથી તાબાંની સાથે એ પ્રકારની ગુફતગુમા આનંદ માનતો. ખેદનો વિષય એ છે કે તાબાનો ભરયૌવનમાં દેહાન્ત થયો. મીર તકીએ પણ તત્સબંધે પોતાનો શોક પ્રદર્શિત કર્યો હતો કે:

**દાગ હૈ તાબાં અલુર્રહમતઃ કા છાતી પર 'મીર,'**
**હો નજાત ઉસકો બેચારા હમસે ભી થા આશના !**

જે મકાનમા તાબા રહેતો હતો તે અદ્યાપિ વિદ્યમાન છે મઝહર જાનજાનાં જો કે ઘણો ભણેલો ન હતો, તોપણ રંગઢંગ, વાક્ચાતુર્ય, રહેણીકરણી, અદબ અને આદિમાં એની જોડ મળવી દુર્ઘટ હતી. એની સાથે બેસનારાઓને બહુ સાવધ રહેવુ પડતુ હતુ, કારણ કે અશિષ્ટ વ્યવહાર એને અસહ્ય થઈ પડતો. તાબાની મૈત્રી માટે એણે નિર્દેશ કર્યો છે કે

**તુમ્હારે હિજ્રમે રહતા હૈ હમકો ગમ મિયાં સાહબ !**
**ખુદા જાને જિયેંગે યા મરેંગે હમ મિયાં સાહબ !**

મઝહર કેટલી તીવ્ર અને તિક્ષ્ણ લાગણીવાળો હતો તે નીચલા દૃષ્ટાંત પરથી પ્રત્યક્ષ થશે એક દિવસ એક નવાબ સાહેબ તેની મુલાકાતે આવ્યા પ્યાસ લાગતા પોતે જ સુરાહીમાંથી પાણી લઇ પીધું, પરંતુ પવાલું સુરાહી ઉપર સીધું નહી મૂકયું. આ કૌતક જોઇ કવિ બહાર આવ્યો ગયો અને મિજાજથી બોલ્યો "અજબ બેવકૂફ અહમક થા, જિસને તુમ્હે નવાબ બના દિયા, જો સુરાહી પર આબખોરા ભી રખના નહીં જાનતા !" એની સુકુમારતા એટલી હતી કે એક વાર દરજી ટોપી ત્રૂંસી સીવી લાવ્યો તે પહેરતાં એને શિરોવેદના થવા લાગી !

મૌલવી ગુલામ યહિયા કોઇ દૈવી પ્રેરણાથી મિર્ઝાનો ચેલો થવા દિલ્હી આવ્યો. એની દાઢી બહુ ભરાવદાર હતી. જામા મસજીદમાં કવિની સાથે એનો પરિચય થયો, અને એણે પોતાનો અભિપ્રાય નિવેદન કર્યો. મિર્ઝા જાનજાનાંએ ઉત્તર દીધો "પહેલાં દાઢી બોડાવી ભલાં માણસોની સૂરત બનાવો અને પછી જ મારે ત્યાં તશરીફ લો. ભલા, એ રીંછના જેવું આપનું સ્વરૂપ મને ઠીક નથી લાગતું તો પ્રભુને કેમ પસંદ આવતું હશે ?" આ કટુ વેણોનું શ્રવણ કરતાં મુલ્લા ત્રણ દિવસ તો વેર જ રહ્યો, કિંતુ ઇશ્વરી આદેશ સતત મળતો રહેવાથી તેણે દાઢી મુંડાવી શિષ્યત્વ સ્વીકાર્યું ! સૈયદ ઇન્શા અલ્લાખાં

સાથે પણ મિર્ઝાનો સંબંધ હતો જે વિષેનો ઉલ્લેખ ઇન્શાએ એક પુસ્તકમાં કર્યો છે. મઝહર સાહેબનું એક દિવાન ફારસીમાં પણ છે. સાઠ વર્ષની ઉમરે વીસ હજાર શએરમાંથી એક હજાર તારવી કાઢી એ સંચયમાં આપ્યું છે. ઉર્દૂમાં પણ એક દિવાન છે, જે અપૂર્ણ છે. એમની ભાષા સૌદા અને મીર કવિઓ જેવી છે. એમણે પ્રણયદર્શક ગઝલો પણ લખી છે. સૌદા એનાં શએરો માટે કહ્યા કરાવે છે કે.

"મઝહર" કા શેર ફારસી ઔર રેખતાકે બીચ;
"સૌદા" યકીન જાના કિ રોડા હૈ બાટ કા;
આગારે ફારસી તો કહે ઉસકો રેખ્તા,
વાકિફ જો રેખ્તા કે જરા હોવે કાટ કા;
સુનકર વહ યહ કહે કિ નહીં રેખ્તા હૈ યહ,
ઔર રેખતા ભી હૈ તો ફિરોઝશાહકી લાટકા;
અલકિસ્સા ઇસકા હાલ યહી હૈ જો સચ કહૂં—
કુત્તા હૈ ધોબી કા કિ ન ઘરકા ન ઘાટ કા!

મિર્ઝા સાહેબે એક ધોબણને રાખી હતી તેનો ઉલ્લેખ છેલ્લી લીટીમાં મળે છે.

એની ૮૦ની ઉમર થઈ ત્યારે એક રાત્રે એક વ્યક્તિ મિઠાઇની ટોપલી લઈ એને ત્યાં આવી, પરંતુ દ્વાર બંધ હોવાથી તેણે પોકાર મારી કહ્યું : "હું મૂરીદ છું, ભેટ પૂજા લઇ આવ્યો છું, માટે દરવાજા ખોલો !" મઝહર સાહેબ બહાર આવ્યા, કિંતુ એક ગોળી સણસણાટ કરતી એમની છાતીની આરપાર ચાલી ગઈ. ખૂનીએ તો પલાયનમ્ કર્યું, જ્યારે કવિ મૂર્છિત થઇ ધરણી પર ઢળી પડયા. પશ્ચાત્ ત્રણ દિવસ જીવિત રહ્યા, પણ એ દિવસો મહાવ્યથામાં વ્યતિત કર્યા. જો કે એમણે પોતાનું ધૈર્ય છોડયું નહીં, બાદશાહને આ હકીકતની જાણ થતાં એણે કહાવ્યું કે ખૂનીનું યથાસ્થિત અને અથઇતિ વર્ણન આપો કે પકડી શકાય. મઝહરે જવાબ દીધો કે : હવે હું તો મૃત્યુની રાહ જોતો બેઠો છું, મરનારને મારવો એમાં અપરાધ નથી : ઘાતક જો પકડાય તો તેને શિક્ષા ન કરતાં મારી આગળ મોકલી આપજો ! અંતમાં સં. ૧૮૩૬માં મુહર્રમની દશમી રાત્રે એણે આ નિઃસાર સંસારનો પરિત્યાગ કર્યો. એ સંબંધમાં પણ એમણે ગાયું છે કે :

જરાં મારા ગયા ખૂબાં કે બદલે મિરઝા મઝહર;
ભલા થા યા બૂરા થા, જોર કુછ થા ખૂબ કામ આયા!

મૃત્યુના કેટલાક દિવસ પહેલાંથી જ એમને પોતાનો અંતકાળ પાસે આવતો લાગતો હતો. એ વિષેનો સંકેત એઓ પોતાનાં કાવ્યોમાં યે કરતા રહ્યા હતા, અને વાર્તાવિનોદમાં મિત્રોને પણ એ વાતથી સુજ્ઞ બનાવતા. એમનું સ્વર્ગગમન થયું તેની થોડાક દિન આગળ કોઇ એમના શિષ્યપદની વાંચ્છના દર્શાવતું આવ્યું. કવિરત્ને તેને ઉત્તર દીધો : હવે બહુ થોડો કાળ રહ્યો છે—તો, મારી સલાહની શી આવશ્યકતા ? એક શએર કહું તેને જ સલાહ કરી સમજી લેજો.

લોગ કહતે હૈં મર ગયા મઝહર,
ફિલહકિકતમેં ઘર ગયા મઝહર!

મઝહર સાહેબનો આવાં અનિર્વચનીય નિષ્કારણથી કોણે વધ કર્યો? અને શા નિષ્ઠાથી? એ પ્રમાણથી અત્યંત વિવાદાસ્પદ છે. કોઇ એવું મંતવ્ય ધરાવે છે કે સુન્નીઓએ એમનું કરપીણ ખૂન કર્યું: કોઇ કહે છે શિઆઓએ. હકીમ કુદરતુલ્લાખાં કાસિમનું એવું કથન છે કે મંઝહર નિત્યનિરંતર અને સદાસર્વદા અલીની વિરૂધ્ધ શેઅર કહ્યા કરતા હતા, આ કારણવશાત્ કોઈ સુન્નીએ એમનો અંત આણ્યો! દિલ્હીમાં ચિતલી કબરની પાસે એમને ભૂમિદા કરવામાં આવ્યા હતા, જે હાલ "ખાનકાહ" કહેવાય છે. એમની કબ્ર પર લેખ છે કે·

ખલોહે તુર્બતે મન યાફતન્દ અઝ ગૈબ તહરીરી,
કે ઈ મકતૂલ રા જુઝ બેગુનાહી નીસ્ત તકસીરી।

અર્થાત્ મારી ગોરને માટે ઈશ્વરપ્રેરિત એવો લેખ મળ્યો કે: આ મૃત મનુષ્યની નિર્દોષતા–એ જ માત્ર એનો દોષ હતો। મઝહર સાહેબ નીતિરીતિમાં જેમ સ્વચ્છતા અને વ્યવસ્થા ચાહતા હતા તેમ ભાષા અને કાવ્યનાં સુલાલિત્ય અને માધુર્ય વિષે પણ બહુ જ કાળજી ધરાવતાં હતા. ઉર્દૂની પુરાતનમાં એમણે બહુ સંસ્કૃતિ આણી છે એમના શિષ્યોમાં મીર મુહમ્મદ બાકર, બસાવનલાલ "બેદાર," ખાજા અહસનુલ્લાખાં "બયાન," અને ઇનામુલ્લાખાં "યકીન" અગ્રપદ ધરાવે છે. એ સઘળાની રચેલ પૃથક્ પૃથક્ દિવાન છે અને એમની પણ પ્રતિભાશાળી કવિરત્નોમા અંતર્ગણના થાય છે. હવે કવિ મઝહરનાં કેટલાંક કાવ્ય મણિકંકણો પાઠકગણના વિનોદાર્થે અત્રે પ્રસ્તુત કરવા ઉચિત છે:

અલી અબ ગુલકે હાથોંસે લુટાકર કારવાં અપના,
ન છોડા હાય બુલબુલને ચમનમેં કુછ નિશાં અપના!
પે હસરત રહ ગઇ કયા કયા મઝેસે જિંદગી કરતે,
અગર હોતા ચમન અપના, ગુલ અપના, બાગબાં અપના!
અલમસે યાં તલક રોઈ કિ આખિર હો ગઇ રૂસવા,
ડુબાયા હાય આંખોને મઝહકા ખાનદાં અપના!
રકીબાં કી ન કુછ તકસીર સાબિત હૈ ન ખૂબાં કી,
મૂઝે નાહક સતાતા હૈ યહ ઇશ્કે બદગુમાં અપના!
મેરા જી જલતા હૈ ઉસ બુલબુલે બેકસકી ગુર્બત પર,
કિ જિતને આસરે પર ગુલકે છોડા આશિયાં અપના!
જો તૂને કી સો દુશ્મન ભી નહીં દુશ્મનસે કરતા હૈ,
ગલત થા જાનતે થે તુઝકો જો હમ મેહરબાં અપના!
કોઇ આઝુર્દા વહ કરતા હૈ સજન અપને કો અય ઝાલિમ!?
કિ દૌલતખ્વાહ અપના 'મઝહર' અપના જાનજાં અપના!

ઉપરોક્ત ગઝલની સાથે વાર્તાની નીચલી ગઝલ કેટલું બધું સામ્ય ધરાવતી જણાય છે'—

નહીં કોઇ દોસ્ત અપના યાર અપના મેહરબાં અપના:
સુનાઉં કિસકો ગમ અપના અલમ અપના બયાં અપના!
બહુત ચાહા કિ આવે યાર યા ઇસ દિલકો સબ્ર આવે,
ન યાર આયા, ન સબ્ર આયા, દિયા જિમેં નહીં અપના!
કફસમેં તડફે હૈ યહ અન્દલિબાં મહ્ત બેબસ હૈ—
ન ગુલશન દેખ સકતે હૈ ન યહ અબ આશિયાં અપના!
મુઝે આતા હૈ રોના ઐસી તન્હાઇ પ અય 'તાબાં'!
ન યાર અપના ન દિલ અપના ન તન અપના ન જા અપના!!

તાબાંનો સુલેમાન માટેનો પ્રેમ કેટલો નિઃસીમ અને નિસ્વાર્થી હતો તે નીચલી શએરો પરથી સ્પષ્ટ થાય છે.

કોઈ દૂસરા તાબાં ન હોગા,
કિ દિલ દે તુઝે ફિર પશેમાં ન હોગા!

* * *

સુલેમાં! કયા હુઆ ગર તૂ નઝર આતા નહીં મુઝકો?
મેરી આંખોકી પુતલીમે તેરી તસ્વીર ફિરતી હૈ!

* * *

કયામત મુઝ પ કલકી રાત ઉસકે હિજ્રમેં લાઈ,
ન આયા યાર મેરા આજ ભી વહ રાત ફિર આઇ!

સાથે સાથે પોતાના ધર્મ વિષેનો પણ નિર્દેશ કરે છે કે,

મૈં તેરે ઇશ્કસે અઝ બસ કિ કુફ્રમેં આયા,
તરીક મસજિદો બૂતખાના એકસા સઝા!

* * *

ઈન બુતોંકી તો મેરે સાથ મુહબ્બત હોતી—
કાશ બનાતા મૈ બરહમન હી, મુસલમાં કે બજાય!

* * *

મુકર્રર નહીં કોઈ તાબાંકા મઝહબ,
કહીં હૈ મુસલમાં, કહીં બરહમન હૈ!

આ કવિવરની નીચે આપેલી ગઝલ સર્વત્ર પ્રખ્યાતિ પામી છે એમ કોણ નહી કહે?!

ઇશ્ક કયા શયી હૈ કિસી કામિલસે પૂછા ચાહિયે:
કિસ તરહ જાતા હૈ દિલ બેદિલસે પૂછા ચાહિયે!
કયા તડપનેમેં મઝા હૈ કત્લ હો ખ્વાહે કે હાય,

> ઉસકી લિજ્જત કો કિસી બિમ્માલસે પૂછા ચાહિયે!
> જિસને ઉમકા જખ્મ ખાયા હૈ–ઉસે માલૂમ હૈ—
> તેગે અબ્રૂ કી સિફત ઘાયલસે પૂછા ચાહિયે!
> યાર કે મિલનેકી તો કોઈ તરહ બન આતી નહીં,
> તરહ મિલનેકી કિસી વાસિલસે પૂછા ચાહિયે'
> આહો નાલેકી હકીકત દેખતા હું હિજ્રમેં,
> ક્યા હોગી ગુજરતી "તાબાં" દિલસે પૂછા ચાહિયે!

વસંત રૂતુનું આવાગમન એ પૂર્વના તેમજ પાશ્ચાત્ય કવિન્દ્રોનો હૃદયસ્પર્શી વિષય છે. અંતરની પ્રેમપ્રતિમાનો અવર્ણનીય પ્રેમ તો આખું યે વર્ષ કવિઓને કલ્પનાશક્તિનો અશ્વ થનગનાવવાને કારણભૂત બને છે. પણ એ કંટાળાભરી સતતતાનુ નિવર્ત્તન કરનારો એક જ વિષય જે કાવ્યદેવીના ઉપાસકોને જડી આવે છે તે વસંત! ષડ્ઋતુમા વસંતથી જ ઉદ્‌ભિજ્જ પદાર્થોમાં નવપલ્લવ ઉત્પન્ન થાય છે અને એના પરિણામે પ્રાણીમંડળમા નવજીવન સ્ફૂરે છે અને સામાન્ય જનસમાજમાં અવનવો આનંદોલ્લાસ નિર્ઝરે છે એ રૂતુને ફાર્સી અને ઉર્દૂ શાયરોએ કાવ્યપુષ્પો દ્વારા વધાવી લીધી છે. તેમાં આપણા નાટ્કસ નાયક મઝહરે પણ જે પોતાનો સુંદર અને ક્ષુદ્ર ફાળો આપેલા છે તેનુ દિગ્દર્શન કરાવી આપીને મઝહર-તાબાં એ કવિમિત્રોની આ અતિ સંક્ષિપ્ત જીવનરેખાની પૂર્ણાહુતિ આણીએ.

> હમને કી હૈ તૌબા ઔ ધૂમે મચાતી હૈ બહાર
> હાય! બસ ચલતા નહીં ક્યા મુફ્ત જાતી હૈ બહાર!
> લાલા ઔ ગુલને હમારી ખાક પર લાલા હૈ શોર,
> ક્યા ક્યામત હૈ મુંવોકો ભી સતાતી હૈ બહાર!
> શાખ ગુલ હિલતી નહીં યહ બુલબુલોકો બાગમેં,
> હાથ અપનેકે ઈશારેસે બુલાતી હૈ બહાર!
> હમ ગિરફ્તારોંકો અબ ક્યા કામ હૈ ગુલશનસે, લેક,
> જી નિકલ જાતા હૈ જબ સુનતે હૈં આતી હૈ બહાર!

એની નીચેની શાયરીમા પ્રાણપ્રિયાને સંબોધન હોય તો યત્કિંચિત્ નવાઈ નથી

> રૂસવા અગર ન કરના થા આલમમેં યોં મુઝે—
> એસી નિગાહે નાઝસે દેખા થા ક્યોં મુઝે?

( સંપૂર્ણ )



# ચંદુના વિવાહ

લેખક: રા. રા. કિશોર વકીલ
ચિત્રકાર: રા. રા. રવિશંકર

(ગયા અંકથી પુરું)

જેમ સરદારને જોઈને સિપાઈઓમાં જોમ આવે તેમ માશીમાને જોઈને ગાનારીના ધાટાઓમાં કંઈક અવર્ણનીય પ્રોત્સાહ, ગૌરવ અને રણકાર આવ્યાં. હવે સિન્ધુ અનિવાર્ય ઉછળ્યો. ગીતો ગવાયાં, પણ કાશીમાશીની અત્યાર સુધી ન પડેલી નજર મારા પર પડી અને તે સાથે જ લુચ્ચા, પગતાગીઆ અને ઠગારા દુકાનદારો યાદ આવ્યા અને તે સાથે મોહો લાવવાનો યાદ આવ્યો.

પણ દીર્ઘદર્શી માશીમાને યાદ આવ્યું કે મૂ... ચંદુને એકાદ વાગે ખાવાનું મળશે, તેથી કાશીમાશીને ખાવાનું આપવાની સૂચના કરી અને તેમની બતાવેલી જગ્યાએથી પરસાદમાં આવેલા ઠાર થપડી, કળીના લાડુ અને વળીને હોડકાં જેવી થઈ ગએલી પુરી ચંદુને, સવિતાને અને હીરાને એક થાળીમાં ખાવા આપતા હતાં, પણ કાશીમાશીએ કહ્યું કે એ ચંદુડો એવું નહિ ખાય.

"ના ખાઈશ, આપણે તારે ઘેર ખાઈએ છીએ ને ભાઈ હીરા" ચંદુએ સાહેદી પૂરાવી. હીરાએ આંખ અર્ધી બીડી, ડોકું ઉભું હલાવી, પુગ બોલાવ્યું, અને બધાં એક થાળીમાં ખાવા બેઠા. ચંદુની દરેક ક્રિયા માશીમા તથા કાશીમાશીને કંઈક કલ્પનાના પ્રદેશમાં વિહરવા લઈ જતી. ચંદુએ ઠારનો કકડો ખુશ થતી હીરાના મોંમાં મૂક્યો ત્યારે વહુને કંસાર ખવડાવવાના સમયની માશીમાને યાદ આવી ચંદુ જલદી ઊઠી ગયો ત્યારે કહ્યું કે રડવાને આજે સંતોક સાસુની લાપશી ખાવાની છે તે ઘરનું શેનું ભાવે? કાશીમાશીને લાગ્યું કે પાંખ આવશે એટલે એમને ચંદુ ભૂલી જશે, તેથી માશીમાએ કહ્યું "જો અલ્યા ચંદુ! આવી વહુ અપાવી છે તે માશીમાને ભૂલતો નહિ હોં."

"પેલી મેવલી કે? ઇશ્વરભાઈ, ઇશ્વરભાઈ, એ તો આમ ચાલે છે" એમ કહીને ચંદુ જમીન સાથે એકસો પાંત્રીસ ડીગ્રીનો ખુણો કરી ખભા ખુંધા કરી, ગળે, હાથે અને મોઢે ધ્રુજારી ખાઈને પહોળું પહોળું ચાલવા મંડ્યો.

"અલ્યા, ખબરદાર જો મારી વહુના ચાળા પાડ્યા છે તો" માશીમાએ ધમકી આપી.

"ઓહો! રમણ માશીમાની વહુ! માશીમાની વહુ, માશીમાની વહુ" એમ. બરાડા પાડી ચંદુ નાચવા મંડ્યો. એને ક્યાં ખબર હતી કે એમ ગણની કરવામાં આવે તો માશીમાની વહુઓ ઢગલાબંધ થઈ જાય.

માશીમાએ 'જો મૂઓ' કહીને ધૈર્ય જાળવ્યું, પણ કાશીમાશી વેલણ લઈને ઉઠ્યાં. અને ચંદુ ડાહીનો ઘોડો રમવાં રમતાં પાછળ દોડનારને પકડ પકડ કહીને દોટ મૂકે તેમ કચકારી બોલાવી કાશીમાશીને પકડવા બોલાવતો. કાશીમાશીને આવો આવો કહેતો ચાલીમાં દોડી ગયો અને હું કાશીમાશી પાસે કકડે, પૈસા અને ઓર્ડર મેળવવા થંભ્યો.

"વિવાહ થવાના છે તેથી તેના તાનમાં આવ્યો છે" માશીમાએ કહ્યું.

"પરણવું અને પટેલાઈ કરવી કોને ન ગમે ?" બીજીએ હોકારો પૂર્યો.

"આ હીરાને પૂછી જુઓની એ પણ હા કહેશે" ત્રીજીએ કહ્યું.

"હેં હીરા, તારે પરણવું છે ?" માશીમાએ પૂછ્યું.

હીરાએ ચુપ બોલાવ્યું.

"તને કેવો વર ગમે ? કાળો કે ગોરો"

"ચજુભાઈ જેવો" હીરાએ કહ્યું."

કાશીમાશીએ કકડા અને પૈસા આપી લાવવાની ચીજો મોઢે ગણાવી માશીમાની તો એવી ટેવ હતી કે બહુ વસ્તુ મંગાવવાની હોય ત્યારે ટીપ કર્યા વગર જવા જ ન દે. એમણે આ વખતે પણ તે જ સુચના કરી. ચંદુની "પેમસીન" ના ઠેકાણાં ન હોવાથી મારે મોઢે જ યાદ રાખવાનું રહ્યું. માશીમાએ ત્રણત્રણ વાર બધી લાવવાની ચીજો મારી પાસે ગોખાવી અને પછી 'ગણપતિ કરો' કહીને મને જવાની અનુમતિ આપી.

ખરીદી કરી અમે દશ સવા દશે પાછા આવ્યા, પણ માશીમાએ પહેલેથી ભવિષ્યવાણી ભાખી હતી તે પ્રમાણે એક બે ચીજો રહી ગઈ. અને કાછીવાડો પર આ ઉત્સવ પ્રસંગે નજીવી મહેરબાની બતાવવા કાશીમાશીએ એકલા ચંદુને જ મોકલ્યો.

નવ્વત જવા લાગ્યો, પણ ચંદુ આવ્યો નહિ. કાશીમાશી અને માશીમા મશ્કરીમાં કહેતા લાગ્યાં, કે મૂઓ એકલો એકલો સાસરે ઉપડી ગયો. અગીયાર થયા, પણ ચંદુ આવ્યો નહિ. બાર વાગ્યાનું વિવાહનું મુહુર્ત હોવાથી અને વહેવારણને મુહુર્તમાં અત્યંત શ્રધ્ધા હોવાને લીધે માકુભાઈએ ટોકીટોકીને વેળાસર આવવાનું કહ્યું હોવાથી માશીમા હવે ઉચાટીયાં થવા માંડયાં. ઘડીમાં બારીએ દોડે, ઘડીમાં પાછાં અંદર આવી બધાની કલ્પનાઓમાં ભાગ લે અને હું ચાલીમાં ઊભો હતો તેને સહેજ ખખડાટ થતાં પૂછે "આવ્યો કે ? હવે તો જરૂર આવ્યો."

ત્રણત્રણ સાવરણીઓએ વાગોળની જેમ ઉંધે માથે લટકીને ચંદુના દર્શન માટે તપ આદરવા માંડયું, પણ ચંદુ ન આવ્યો. કાશીમાશીએ પાડોશીના છોકરાને રતનને ત્યાં દોડાવ્યો "જા જા આવલા, ચંદીયાને રતનને ત્યાં હોય તો ઘસડી લાવ. એને મૂ..ને ત્યાં જઈને બેગી રહેવાની ટેવ છે. આપણું કામ કરતા મોત આવે અને એ રતનના ફેરાધક્કા ખાવા હોય તો તૈયાર."

"હું ઘેલ જાઉં ?" હીરાએ પુછ્યું. પણ માશીમાએ "બેસબેસ" એવા તુચ્છકારથી કહ્યું કે એ બેગી ગઈ કાશીમાશી ચાલમાં, માશીમા રસ્તામાં, હું બજારમાં એમ સર્વે પોલીસના માણસો ગુમ થએલા છોકરાને શોધવા નીકળી પડયાં, પણ બધાં બાર વાગે વીલે મોઢે પાછાં આવ્યાં.

"માશીમા, આજે કહાવી મોકલો અને વિવાહ બંધ રખાવો. આપણે ચંદુને શોધી કાઢીએ.'

"ના ના" કાશીમાશીએ કહ્યું. "તું તારે જા. એની ફીકર નહિ. એ તો ઘણી વાર ભીચ રમવા આમ દોડયો જાય છે."

"હા, તું તારે જા" માશીમાએ પણ કહ્યું. "બાર તો અંહી થયા, હમણાં એ તો એની મેળે આવશે."

હું ચાલ્યો, પણ મારૂં હૃદય બેસી ગયું. મારા વિચાર ફક્ત ચંદુની આસપાસ વીંટળાવા લાગ્યા. એની વાતચીત પરથી વિવાહની જવાબદારીનો, એ પ્રસંગના મહત્વનો, એ બંધનની વિષમતાનો જરા પણ ખ્યાલ એને લાગતો ન હતો. બીજી અમંગળ શંકાઓને સ્થાન ન હતું, છતાં હું ઘણો જ ખિન્ન થઇ ગયો.

"કેમ કાંધુ જેવી વૃત્તિમાં આવી ગયા છો!" શરદચંદ્રે રસ્તામાં પૂછ્યું.

મેં વાત કરી અને કહ્યું કે:વરરાજા હજી પાછા ફર્યા નથી.

"ત્યારે તો પહેલી એમની તપાસ કરવી જોઇએ, ઇશ્વરભાઇ. એક વીસેક વરસનો સમજણો યુવક પોતાની જીંદગીની એક ધન્યતમ પળે પાછો ન ફરે અને રોકાઇ જાય તો જરૂર પહેલો એને જ શોધી કાઢવો જોઇએ.

"અરે શેનો વીસ વરસનો? દશબારની વચ્ચે હશે."

'હેં! ત્યારે તમારા માશીબાએ મને છેતર્યો! મેં તે માટે તો ખાસ પૂછી જોયું કે વર કેટલા વર્ષનો છે. ત્યારે તમારા માશીબાએ કહ્યું કે "મોટો બટો" છે, ત્યારે જ મેં હા પાડી. તમે ધારો છો કે આવી લંગરકી લુલી લઢાવવામાં હાજરી આપવાનું હું કબુલ કરૂં! તમે જોતા નથી કે બાળલગ્નની, રૂઢિલગ્નની, પ્રણાલિકાવાદની હું કેટલો વિરૂધ્ધ છું!" એમ કરીને વિક્ટોરીઆમાથી ઉતરી પડવાને શરદચંદ્ર ઉભા થવા માડયા.

"શરદભાઇ, આ શું કરો છો?" તમે મને માશીબાનો ઠપકો અપાવશો, અને બધું સુંઘાવી નાખશો. અત્યારે હું કોને બીજાને શોધવા જાઉં?"

"ત્યારે હું બાળવિવાહમાં સુધારક થઇને ભાગ લઉં?"

"આમ અલગ રહીને કેટલા બાળવિવાહ તમે અટકાવ્યા? તમારે આવવું જ પડશે."

"પણ લોક જાણે તો માગ્યપર Unsincerity નો આરોપ આવે. હું આવું છું, પણ મારી હાજરી તદ્દન ખાનગી રહેવી જોઇએ."

"કબુલ" મેં કહ્યું. 'શરદચંદ્ર એકલા તમને એમ લાગે છે? મારૂં હૃદય પણ બળે છે. તે સાથે હું જાણું છું કે તમે ને હું તો શું, પણ આખી યુવકઆલમ આની સામે વિરોધ દર્શાવે તોપણ આ ડોશીઓ અટકે તેમ નથી. પણ મને એમ થાય છે કે છોકરાનાં હૃદયવહેણ તેનાથી જાણ્યાઅજાણ્યા જુદી દિશામાં જ વહે છે અને તેથી મારૂં પણ હૃદય ખુબ ઘવાય છે."

"ચાલો હિંમત હોય તો આપણે આને અટકાવીએ." શરદચંદ્રે કહ્યું.

"ના, એ મારાથી નહિ બને" મેં જવાબ આપ્યો.

વહેવાણને ત્યાં માકુભાઇ ઉંચાનીચા થતા હતા અને વહેવાણ "મુરત ગયું, મુરત ગયું"ની ટેક પુકારતાં હતાં.

"કેમ ઇશ્વરભાઇ, શેકું થયું? આ શું, પછી મુરત ચાલ્યું જાયને. ચાલો ગોર, કુંકુનો દડીઓ લાવો" માકુભાઇએ ઉતાવળ કરવા માડી.

"મુરત તો ગયું હવે શું?" વહેવાણે શાંત વિરોધ કર્યો.

"એ તો એમ થયું" શરદચંદ્રે કહ્યું "કે જરા ચંદુલાલ......"

"હું, ચાલો ચાલો હશે." માકુભાઇએ આંખ કાઢીને કહ્યું. "હવે આપણું મુરત સાચવોને."

"શું શું?" વહેવાણે પૂછ્યું.

"ગદ્દાર ગયા હતા ત્યાંથી આવ્યા નથી" શરદચંદ્રે પૂરૂં કર્યું.

"હેં" વહેવાણે કહ્યું. "ત્યારે તો અત્યારે રહેવા દો. મુરત પણ ગયું છે."

માકુભાઈએ ઘણી દલીલો કરી. માશીબા ન ખીજવાય તેથી મેં પણ એમને ઘણી પાંગળી પુષ્ટિ આપી, પણ વહેવાણ એકનાં બે ન જ થયાં. 'પણ સુરત ગયું'' એમનો છેલ્લો જવાબ હતો. માકુભાઈ સમય વિચારી ગયા. "ઈશ્વરભાઈ, સંતોક બેનનું મન રાખો, આપણે બીજું સુરત જોવડાવીશું, તમે કહેતા હોતો અંબાલાલના......"

"ના બધું સાથે જ" મેં કહ્યું. અને પાનસોપારી ખાઈ અમે ઉતર્યા.

"આ શું કર્યું ?" મેં શરદચંદ્રને પૂછ્યું.

'એ બીચારાને છોડાગો. હવે એનું નશીબ. ફરીથી મુરત લેવાય ત્યારે મહેરબાની કરીને મને ન બોલાવશો."

સુક્કા કોપરા જેવે કાચે ઉત્કંઠા અને અધીરાઈથી વાટ જોતાં વડિલો પાસે હું પાછો ગો. માશીમા તથા કાશીમાશી બારીએથી ચાલીએ અને ચાલીએથી બારીએ પગને કસરત કરાવી રહ્યા હતાં. એક તરફથી ચંદુની અને બીજી તરફથી મારી અધીરાઈથી વાટ જોવાતી હતી.

"લે, આ ઇશ્વરીઓ તો આવ્યો. સંતોકડીને ચાપાણીએ ન મળ્યા તે કાંઇ ઝાઝી વાર ન લાગી ? કેમ કર્યોને કંકુના ! પણ તારો ચાંલ્લો ક્યાં છે ?"

શરદચંદ્રનો ભાગ દબાવી દઈ, સંતોક બેનના 'મુહૂર્ત ચાલ્યું ગયું'' પર ભાર મૂકી મેં માશીમાને વિવાહ અટકવાના સમાચાર આપ્યા. શરદચંદ્ર પર માશીમા ખીજવાઇ જાય તો ફરીથી શરદચંદ્ર અણીને સમયે ગાંદા પડશે જ કે કેમ તે ખાત્રીપૂર્વક ન કહેવાય અને માંદા ન પડે તો વિગ્રહ પણ કેમ શમે ? તેથી માશીમા અને કાશીમાશી તરફથી શરદચંદ્રને યોગ્ય શિરપાવ અપાવવાનું કામ મેં માકુભાઇ માટે રહેવા દીધું.

પણ શરદચંદ્રને બદલે હાલ તો ગુસ્મો ચંદુ પર જ વળ્યો. કેમ ન વળે ?

"એક તો મૂ...લીંબુ લેવા ગયો તે આવ્યો જ નહિ." સવારનો ઉત્સાહ, ઉલ્લાસ, ગીતનો આનંદ આ સમાચાર સાંભળ્યા પછી તેટલા જ પ્રમાણમાં ગમગીનીમાં ફેરવાઇ ગયાં. એક તરફથી ગોળની લા શી શાંત થએલા ક્રોધી માણસથી જેમ ઠંડી થઇને પડી હતી. બીજી તરફથી આવા શુભપ્રસંગોમાં લાપશીના સૈભાગ્યદેવ ગણાતા ચોખા પત્ની ઉકળતાં શાંત થઇ જતા કેટલાક પતિદેવોની પેઠે ચુલે પડ્યા પડ્યા ઉકળતા હતા. ચંદુ આવ્યો ન હતો તેની બહુ ફીકર ન હોતી. કાશીમાશીનો અનુભવ હતો કે કેટલીક વાર એને સાહસયાત્રા કરવાનું મન થઇ આવતું અને મધ્યકાલીન રીતની માફક એ છેવટે પશ્ચાત્ પાછો ફરતો, પણ એ સાહસથી વિવાહ અટક્યા, ઉત્સાહ ભાંગી ગયો, અને મશ્કરી થવાનો પ્રસંગ ઉપસ્થિત થયો તે અસહ્ય થઇ પડ્યું.

શું વડિલોનો ઉત્સાહ ! આડે દહાડે મોટેથી ઘાંટા પાડીને વાત કરતી વિધવાઓને શરમ વગરની અને નફટનો ઈલકાબ આપનાર વડિલોએ પોતાના વૈધવ્યધર્મને પડતો મુકી પોતાના ઉલ્લાસ ને આનંદને દબાવી રાખેલાં ગીતો ગાવામાં પ્રદર્શિત કર્યો પોતે પોતાના વિવાહ અને લગ્ન પ્રસંગે જે ભાવો અનુભવી નહોતા શક્યા તે ચંદુની માનસિક સ્થિતિ કલ્પી અનુભવ્યા. સવારના પહોરથી જહેમત ઉઠાવી સ્વાદિષ્ટ ભોજન તૈયાર કર્યું. હું ચાંલ્લા કરવા ગયો તે વખતે ચંદુની ગેરહાજરીને વિસારી ચાલીની બધી સ્ત્રીઓને મોટે ચંદુના સદ્ભાગ્ય વખાણી આવ્યાં. હું એ શુભ કાર્ય કરવા સંચર્યો હતો તેની ખુશખબર બધે પહોંચાડી આવ્યાં. કોઇના છોકરાને જમવાનું, તો કોઇને ચા પીવાનું આમંત્રણ આપી આવ્યાં. વહુને ફરીથી કયે દિવસે તેડવી તે નક્કી કર્યું અને શું જમણ કરવું તે પણ ઠરાવ્યું અને અંતે આ !

તેમને એ 'મુરતની ડિંગળી' 'સંતોકડી' પર ગુસ્સો આવ્યો. સંતોક જેવી બાયડીને ન સમજાવી શકવા માટે 'પાણી વગરના' માકુભાઇ પર ગુસ્સો આવ્યો. વકીલ થઇને આટલી પતાવટ ન કરી શકવા માટે શરદચંદ્રની બાહોશી માટે એમને ઘણો હલકો અભિપ્રાય બંધાયો. મને તો નમાલાનો ઇલ્કાબ પહેલેથી જ મળ્યો હતો તેની વધુ સાબિતી મળી, પણ બધાનાં મૂળ ચંદુ પર તો કાશીમાશી ખૂબ જ ચીઢવાયાં. એ આવ્યો હોત તો કંઇ હતું ? सर्व देव नमस्कारः केशवं प्रति गच्छति તે પ્રમાણે વડિલોનો સર્વે તરફનો ગુસ્સો ચંદુ તરફ વળ્યો.

કાશીમાશીએ ચંદુને 'કુંથી" નાખવાની પ્રતિજ્ઞા લીધી. એને મારવા માટે સવારે લીધેલું, પણ હારીને નાખી દીધેલું વેલણ હાથમાં લઇ, સામે ઉભેલા ચંદુને મારતા હોય તેમ દાંત કચકચાવીને 'મૂવાને એવો મારૂં, એવો મારૂં' એમ કહેતા કહેતા કાશીમાશીએ પવનને ખૂબ ઝપાટા લગાવ્યા. ઘરમાંથી કાઢી મૂકવાના શપથ લીધા "મૂ ..આવે એટલી વાર, આવે એટલી જ વાર" એમ એ વેલણ પટપટાવતાં કલા કરતાં.

માશીબાને અધીરાં થવાનું બીજું પણ કારણ હતું. આગલે દિવસે એમણે એકવાર ખાધું હતું, તેથી ચંદુની ગેરહાજરી એમને અંતરાય પાડતી હતી. હું અને પ્રમિલા ભુખ્યા થયાં હોઇશું કહી એમણે અમને બંને ખાઇ લેવાની સૂચના કરી, પણ અમે એ વાતનો સાફ ઇન્કાર કર્યો, એટલે માશીબાને શાંતિ રાખવી પડી, અને ચંદુ પર એ ખાલી પેટે ધુંધવાવા માંડયાં.

થાકીથાકીને વાટ જોઇ જોઇ હું પોલિસમાં ખબર આપવા જવાનો વિચાર કરતો હતો તેવામાં એક હાથમાં ટોપી ઝાલી, વિજયનાદ કરવામાં હાથ ઉછાળતો હોય તેમ "જાહેની સેંચુરી"ની જય ઘોષણા કરતો એક જબ્બર કુદાકડો મારી ચંદુ ઓરડીમાં આવ્યો.

'ઊગો રે તારૂં સત્યાનાશ જાય રે" કરતાં કરતાં કાશીમાશી એમનું વેલણરૂપી શસ્ત્ર લઇને ચંદુ તરફ દોડયાં. પણ કલાબાજ ચંદુ "આવો આવો ડોશીમા તમે આવો રે" એમ તાળીના અવાજ અને અર્થસૂચક આવકારસૂચક ચાળાઓ સાથે લલકારતો, ઉંધા એન્જીનથી પાછળ ખેંચાતી ટ્રેનની માફક કાશીમાશીને પકડવાનો પડકાર કરતો કરતો પાછળ ખસવા લાગ્યો. કાશીમાશી પકડવા જાય તેમ તેમ ચંદુ પાછળ ખસતો જાય અને "આવો ડોશીમા" કહીને ચાળા કરતો જાય. કાશીમાશી દોડયાં, ન ફાવ્યાં, ગુસ્સાના આવેશમાં રોકાઇ રહેલી નિરાશા અને કચવાટનો સંતાપ હવે અસહ્ય થઇ પડયો. કાશીમાશી હારી હારીને બેસી ગયાં, રડવા જેવા થઇ ગયા, "મૂઆ તને કયે દિવસે સાન આવશે" એમ આક્રંદ કરતાં કાશીમાશી રડી પડયા.

અને તરત ચંદુ પલટાઇ ગયો. તોફાન એની આંખમાંથી ઓસર્યું અને એના નાચતા હાથપગમાં ગાંભીર્ય આવ્યું. તે કાશીમાશી પાસે ગયો, તેમના હાથ પકડયા. "જી જી તું કેમ રડે છે" એમ સમભાવથી ગળગળે સ્વરે પૂછવા લાગ્યો. કાશીમાશી એમનું વેલણ ભૂલી ગયાં. ચંદુ તાળી પાડવાનું, ડોશીમાનું ગીત ગાવાનું ભૂલી ગયો.

પણ આ કરૂણ દૃશ્યનો અંત માશીબા "હવે ખાઇ લો રે, હવે કંઇ થયું છે તે કંઇ નથી થયું થવાનું છે" કહીને લાવ્યાં અને ફડચો કાઢયો કે "હવે દિવસ નક્કી થાય ત્યારે એ પીટયાને ઘરમાં જ ગોંધી રાખવો, બહાર જ ન નીકળવા દેવો, સમજીને હવે તો એવું ચોકસ કરૂં કે વાંધો જ ન આવે. ને છબરીઆને પણ એક કલાક આગળથી સંતોકડીને ત્યાં ધકેલું પછી

એ વંઠેલની જણી મુરતનો ક્યાંથી વાંધો કાઢવાનો છે!

જમતાં જમતાં ચંદુએ વાત કરી કે એ લીંબુ લેવા ગયો ત્યારે એને ખબર પડી કે હિંદુઓની બે ધરખમ વિકેટ ગબડી પડી હતી અને જાઈ રમવા ગયો હતો. છેલ્લા બે વર્ષમાં આ ઉછરતા હિંદુ ક્રીકેટરે સંખ્યાબંધ પ્રશંસકો

કેટલાક દાનેશ્વરીઓને ન જોઈતું હોય તેની પાસે દાન લેવડાવે ત્યારે જ નિરાંત વળે તેમ માશીમાને તથા કાશીમાશીને ચંદુને વહુ અપાવ્યા પછી જ શાંતિ વળી. એમના મનને વિવાહ એટલે વિવાદ નહોતા. એમને મન વિવાહ એટલે લગ્ન તરફ પગલાં માંડવાં. અને લગ્ન જાતે જ કેટલીક ઉચ્ચ અભિલાષાઓનું



વિજયનાદ કરવામાં હાથ ઉછાળતો હોય તેમ "જાઈની સેન્ચુરી"ની જયઘોષણા કરતો એક જબ્બર કુદકો મારી ચંદુ ઓરડીમાં આવ્યો.

ઉપજાવ્યા હતા તેમાંનો ચંદુ પણ એક હતો. જાઈને રમતો જોવાની લાલચ ન રોકી શકવાથી એની ટેવ પ્રમાણે એ ખબર આપ્યા સિવાય ઉપડી ગયો અને લાકડાના પંડાળ પર બેસી, ન્યુસપેપરની બેન્ડવાળા જેવી ટોપી બનાવી તડકાનું આવરણ કરી એ જાઈને 'સેંચુરી' કરતો જોઈ આવ્યો.

સાધન માત્ર હતું.

અને એ અણમોલાં જોડાંઓને માશીબાએ માશીજીના સંબંધે અમારે ત્યાં જમવાને પણ નોતર્યાં. બંને જોડાં અપૂર્વ હતાં. તેમાં ચંદુની વહુ રમણને સરજીને તો સૃષ્ટા પણ કૃતકૃત્ય થઈ ગયો હતો. ચંદુએ તેનું જે હાસ્યજનક વર્ણન આપ્યું હતું તેમાં

સહેજસાજથી વધારે અત્યુદિત ન હતી. કાલિદાસની નાયિકાઓ તો પ્રેમીઓની સન્મુખ જ કે તેમના સ્પર્શથી અંગકંપ અનુભવતી, પણ રમણુને તો કોઇને પણ જવાબ આપતા ધ્રુજારી છુટતી અને એનાં હાથ, ખભો, ગળું એમની મેળે જ "ડોલે તરૂવર ડાળીઓ, પવન ઝુલાવે પાન" એ પંકિતને સત્ય કરી બતાવતાં. એના વાંસા પર પોઠ લાદી હોય તેમ એ ખુંધી અને નીચી વળીને ચાલતી. અને બોલતી ત્યારે એના મુખમાંના "અમૃત"ના શીકરો કુદરતની બક્ષિસોની જેમ, ગરીબ કે તવંગર, નાના કે મોટા પર નિષ્પક્ષપાતે વરસતા. તે "બાપોથી" માંથી ત્રીજે વર્ષે પાસ થઇ હતી અને હવે ચંદુના ભાગ્ય ઉઘાડવાને પહેલી ચોપડીના પહેલા વર્ષમા "Pursuit of studies under difficulties" ચલાવી રહી હતી. ઘેર ભણાવવા આવતા મહેતાજીને મળતા મહીને પાંચ રૂપીઆના પગારનો બદલો તેમના ધાટાની અને ધીરજની કસોટી કાઢીને એ લેતી.

વહુ આવ્યાં કે લો મારા વહુ આવ્યા કરતાં કે માશીમા આગળ દોડયા, અ વો કહીને એમને વધાવ્યાં, અંદર લઇ જઇને પાટલા પર બેસાડયાં, પોતે એની સામે બેઠા અને પછી પ્રણયી પ્રિયતમાની પ્રશંસા જે આવેશથી કરે તેને પણ ટપી જતા જુસ્સાથી બોલ્યાં, "વહુ વહુ તમે મને કેહેવાં વહાલાં લાગો છો" અને આ પ્રણયનિવેદન કરી, વહુના પ્રેમપૂર્વક ઓવારણાં લઇ માશીમાએ આઠ આંગળીના ટચાટચ આઠ ટાચકા ફોડયા. નવી વહુ જરા હસ્યાં અને એમની ટેવ પ્રમાણે ધ્રુજ્યાં, પણ યથાર્થ વર્ણન તો એ જ છે કે જેમ શેલીનું ચંડોળ ઉડતાં ઉડતાં ગાતું અને ગાતાં ગાતાં ઉડતું તેમ વહુ ધ્રુજતાં ધ્રુજતાં હસ્યાં અને હસતાં-હસતાં ધ્રુજ્યાં

આ અનુપમ કન્યકા અને ચંદુનો યોગ પણ અનુપમ હતો. કન્યાનું ખાસ આકર્ષણ તો એ હતું કે એ પણ દશ અગીયાર વર્ષની ચંદુથી સહેજસહાજ જ નાની હતી અને એકાદ બે વર્ષમાં ચંદુની ધર્મપત્ની થવાની લાયકાત મેળવી શકે તેમ હતી. એ લાયકાત પર તો કાશીમાશીના કંઇકે સ્વપ્નાંઓ રચાયાં હતાં અને જ્યારે કાશીમાશી તાનમા આવી જતાં ત્યારે ઉત્સાહભર્યા શબ્દોમાં તે સ્વપ્નાંઓને પ્રદર્શિત કરતા. સવિતા, ૭ સાત વર્ષની શામળી છતા દેખાવડી, માંજરી, તોફાની



કંઇક આનંદમય બેફીકરાઇભર્યા સ્વરે ચંદુએ ખાત્રી આપી.

સવિતા અને સોળ સત્તરવર્ષના ટુંક ઉરાડતા જરાક અટકતી જીભવાળા ગોર વર્ણના અંબાલાલનું પણ તેવું જ બીજું અપુર્વ જોડું હતું.

વડિલોને તો ખાત્રી જ હતી કે આ લોકો સુખી જ થવાના હતાં. એમને મન આ તો પુરાણા કાળથી ચાલ્યો આવેલો પંથ હતો. પોતે પણ આમ જ જોડાયાં હતાં અને દુઃખી નહોતા થયા તો આ છોકરાંઓ શા

ઇરાનની કળા અને કોતરકામ દૃશ્યગોચર થાય છે. પ્રાચીન સમયમાં ભારતના પ્રાણ વાડની અંદર ઘેરી લઇને તેને સંસારજીવનથી ભિન્ન રાખવામાં નહોતા આવતા. રોમ, ઇજીપ્ત અને બેબીલોન સાથે ભારતનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો, અને સિઆમ, કમ્બોડીઆ, તથા જાવામાં હિંદની વસાહતો હતી. હિંદી સંસ્કૃતિની અસર અન્ય પ્રજાઓ ઉપર થતી અને તેના ઉપર તેઓની અસર પણ પડતી. આમાંની એક પ્રજા ઇરાનની અને બીજી પ્રજા ગ્રીસની હતી. બૌધ્ધ પ્રતિમાઓ ગ્રીકોનું અનુકરણ હતું, તે વાતમા મને વિશ્વાસ નથી, પરંતુ અર્વાચીન શોધખોળ, હિંદુ કારીગરી ઉપર હેલીનીસ્ટીક કારીગરીની અસર બતાવે છે. બૌધ્ધ મૂર્તિઓમાં અને ગ્રીક દેવતાઓમાં અતિશય મળતાપણું છે, અને હિંદુ કારીગરી ઉપર બૌધ્ધની અસર થઇ છે. બૌધ્ધોનું નિર્વાણ, એ ઇચ્છાઓનો વિનાશ હતો. બુદ્ધનાં "મહાભિનિષ્ક્રમણે" ('જન પશુ જગના કલ્યાણાર્થ પર હોમ્યું અંગ સૌ મ્હારા.") બૌધ્ધ વિચારોનું પરિવર્તન કર્યું, અને તેની અસર હિંદી કળા ઉપર થઇ. મદ્રાસ ઇલાકામાં અમરાવતીની કારીગરી સિધ્ધાર્થના હૃદયમાં ઉદ્‌ભવેલી સંસાર યાતનાનો ભાવ પ્રાદુર્ભૂત કરે છે. 'ભારતના ઇતિહાસમા ખરેખર એક સમય એવો હતો, જ્યારે વૈરાગ્યે હિંદના વિચારકોનું સઘળું ધ્યાન રોકી દીધું હતું, અને કારીગરીને મોજશોખનું સાધન ગણીને તેના તરફ દુર્લક્ષ્ય કરવામાં આવ્યું હતું. પરંતુ એ વૈરાગ્ય આર્યસ્વભાવને દીર્ઘકાળ પર્યંત કબજે રાખી શકે એમ ન હતું. જીંદગી દરેક સ્થળે સ્વતંત્રતા, સૌન્દર્યપૂજન તથા સ્વતંત્રતા ઇચ્છે છે, અને હિંદુઓએ જાણ્યું કે કારીગરી એ ધર્મનું એક આવશ્યક અંગ છે. હિંદુઓની ધાર્મિક ક્રિયાઓ, વિધિઓ તથા પ્રતિમાઓને લીધે કળાને વધુ ઉત્તેજન મળવા લાગ્યું. અલબત્ત, 'નામ' અને 'રૂપ' બ્રહ્મને માટે તો છે જ નહિ, પરંતુ માનવ જીવનના ક્રમમાં, આત્માનાં ઉંડાણ વધતાં, પ્રગતિ પામેલા ભક્તિમાર્ગમાં અનાદ્યંત ભગવાન જ્યારે પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે, ત્યારે તે સૌન્દર્યમૂર્તિ બને છે. આથી રામ અને કૃષ્ણની મૂર્તિઓને લીધે જ હિંદુઓનું કળા-જીવન બહુ વિકાસ પામ્યું અને ગુપ્ત રીતે તેણે હિંદી કારીગરી ખીલવવામાં ઘણી મદદ કરી.

આજે હિંદના બજારોમા અનેક ચિત્રો દેખાય છે કે જેની કેળવાયેલા હિંદીઓને દરકાર કે ખબર સુધ્ધાં હોતી નથી, પરંતુ હિંદનો કળા-વિને તો તે ઘણાં જ ઉપયોગી લાગે છે. રામનું અયોધ્યામાં પુનરાગમન, લક્ષ્મણની રામ પ્રતિ અપૂર્વ ભક્તિ, સીતાની પતિભક્તિ, પિતૃ માતાને શિરસાવંદ્ય ગણી વનમાં પ્રયાણ કરતી વખતનો રામ તરફનો પ્રજાનો નિઃસીમ પ્રેમ, સુગંધિત પુષ્પો વેરતા વૃક્ષ નીચે બેસી બજાવતો ત્રિભંગી કૃષ્ણ, અદૃશ્ય થયેલા કૃષ્ણ માટે સ્થળે સ્થળે ભટકતી વિહ્‌વળ રાધા, ગોપાળ તરફની ગોપીઓની અનુપમ ભક્તિ, કૃષ્ણનો ગોપ્રેમ, કુરુક્ષેત્રના રણ ઉપર કૃષ્ણનું સારથિ થવું, ત્યાં અર્જુનને કરાવેલું વિશ્વરૂપ દર્શન અને તેને બક્ષેલાં દિવ્ય-આંતર ચક્ષુ, આ સર્વ, અને એવી જાતના બીજાં ઘણાં ચિત્રો કળાના ગૂઢ અભ્યાસીઓને ઘણા ઉપયોગનાં થઇ પડે છે. આથી આપણે કહી શકીએ કે હિંદનું કળા-જીવન, જીવનના શુષ્ક વિરાગ-વિચાર ઉપર નહિ, પણ ધાર્મિક તત્ત્વોને અવલંબેલું છે. કારીગર જીવનથી ડરતો નથી. તે જીવનની મઝા અને ક્ષણભંગુરતા સારી રીતે પિછાની શકે છે. વસ્તુઓ વિલક્ષણ છે, પરંતુ તે વિલક્ષણતામાં આત્માનું પ્રતિબિંબ અને ઉત્ક્રાન્તિ છે. ભારતીય દૃષ્ટિબિન્દુ પ્રમાણે કુદરત, આત્મા, અને મનુષ્યજાત એ આત્માનુ-

ભવનાં વાતાવરણ છે. કુદરતના માર્ગોમાં સૌન્દર્ય પાથરેલું છે. માનવરાજ્યમાં પ્રેમનો સાક્ષાત્કાર છે, અને આત્મા એવું સુખ ઇચ્છે છે, કે જે સાહસિક અર્થાત્ ઉગ્રને નથી મળતું, પણ જેઓ આન્તરસૌન્દર્ય જોઇ શકે છે, તેમને જ મળે છે. ત્યારે તે સૌન્દર્ય શું છે? તે કાંઇ રેખાઓ, રંગો અને વર્તુલોની સીમાબધ્ધ આકૃતિ નથી, પરંતુ સૌન્દર્ય, હિંદી કારીગર કહે છે તે પ્રમાણે, અવિનાશીનો વિમળ પ્રકાશ છે. તે પરમાત્મા તરફનું અંતરાત્માને આમંત્રણ છે. તેથી તે ભૂતળ ઉપર, આપણે જેને બુધ્ધિ અને અક્કલ દ્વારા વર્ણવીએ છીએ, તે દૈવી શકિતઓને તાબે છે. આત્મશકિત તે સૌન્દર્યને મંદવાડ અને દીલગીરીમાં અન્યાય અને ક્રૂરતા, જે મનુષ્યને વારંવાર જીંદગીના બંધનોનું સ્મરણ કરાવે છે, તે સમયમાં (ટકાવી રાખે છે) ઘડે છે.

સૌંદર્ય એ જ સ્વાતંત્ર્ય! સ્વાતંત્ર્ય, એ સૌન્દર્યની પ્રથમ નિશાની છે. એક સાધુનું કદરૂપું મુખ પણ સુંદર છે; કેમકે તે એક સ્વતંત્ર મનુષ્યનું મુખ છે. કૃત્રિમતા એટલે જ કળાનું મૃત્યુ. પોતાના મુખની સુંદરતાથી અજાણી એક ખેડુત કન્યકા તેના સાદા પોશાકમાં પણ સુંદર છે; પરંતુ ભપકાદાર પોશાકમાં સજ્જ થયેલી તથા કૃત્રિમવાળના ગુંછળાવાળી ફેશનેબલ સ્ત્રી તેવી નથી. થોડાક દિવસ પહેલાં સાહિત્ય અને સંગીત દ્વારા એકવાર પ્રખ્યાતી પામેલાં, જેને હાલ સિંધના પુત્રો પણ વિસરી ગયા છે, તે અરોરનાં ખંડેર જોવા હું ગયો હતો. ત્યાં એક જુના કુવામાંથી ગામડાના ગરીબ અને સાદાં બાળકો એક પુરાણું પૈડું વારંવાર ફેરવીને પાણી ખેંચતા હતાં. તે કામથી તેઓ જરા પે કંટાળેલાં નહોતાં જણાતાં તેઓને તો ઉલટું તે પૈડું ગોળગોળ ફેરવવામાં જ આનંદ આવતો હતો. તેઓ, ખરેખર સુંદર દેખાતાં હતાં. તેઓ પોતાનું કામ સ્વાભાવિક રીતે જ અને તદન નિસ્પૃહીપણાથી કરતાં હતાં. એ કાર્ય તેમને રમત સમાન હતું. તેથી તેઓ પોતાની ચંચળતા દર્શાવતાં; ને તે સ્વતંત્ર-રમત કાર્યમાં તેઓને સુખ મળતું, અને તેઓ સુંદર દેખાતાં. કારણ કે સૌન્દર્ય એ જ સ્વાતંત્ર્ય છે. ખરૂં જોતાં આપણી આધુનિક ગગનચુંબી ઇમારતો તદ્દન નિરૂપયોગી છે, કારણ કે થોડાક પૈસાદારના સુખ અને લાભને ખાતર તે બંધાએલી હોય છે. હીરાબાદના લાલ ઇંટનાં મકાનો અને મોટા મોટા માળવાળી કરાંચીની હવેલીઓ, મનુષ્યના આત્માની સ્વતંત્રતાનું દિગ્દર્શન નથી કરાવતાં. તેઓ સ્ત્રી પુરૂષોના શ્રમ અને કષ્ટનું, તથા ભોળા બિચારા અજ્ઞાન બંધુઓ પાસેથી કેળવાયેલાઓને દ્રવ્ય હરણ કરવામાં મળતી સફળતાનું, તથા ગરીબ મજુરોને ઓછામાં ઓછા પૈસા આપી વધારે, કામ કરાવવાના મુડી માલીકના પ્રયત્નનું ભાન કરાવી રહ્યાં છે. તમારાં લાલ ઇંટનાં મકાનો, લોહીના પૈસાથી બનાવેલાં છે; તમારાં મોટાં મોટાં મંદિરો ગુલામો દ્વારા બંધાએલાં છે. પણ હિંદુઓ તથા બૌધ્ધોનાં મંદિરો તરફ જરા દૃષ્ટિપાત કરો. કાળચક્રની તેના ઉપર કાંઇ અસર નથી થઇ. અદ્યપિ તે સુંદર દેખાય છે, તેનું કારણ શું? કારણ એ જ, કે તે બાંધનારાઓને તે કાર્યમાં આનંદ મળતો. તેઓ મજુરીમાં પ્રેમ અને ભકિતનું મિશ્રણ કરતા; અને હજી પણ કેટલાક ગામડાંઓમાં જ્યા પ્રાચીન કળાજીવન જીવતું છે, ત્યાં કારીગરને તમે ગાયન ગાતાં આનંદથી કામ કરતો જોશો. ત્યારે શું કળા, એ શાશ્વત પ્રેમે મનુષ્યહૃદયને બક્ષીસ કરેલો આનંદ પ્રદર્શિત કરવાનું સાધન નથી?

સૌન્દર્યનો બીજો ગુણ સંસ્કૃત-શાન્તિ, સ્વસ્થતા, અર્થાત્ નિવૃત્તિ શબ્દમાં સમાએલો છે. સૌંદર્ય અને અશાન્તિ ભેગાં રહી જ ન શકે. સત્ય સૌન્દર્યમાં શાંન્તિ અર્પવાનો

મુખ્ય ગુણ છે. તે જ પ્રમાણે સેઇન્ટ ફ્રાન્સીસ ઝેવીઅર વિષે એવું કહેવાય છે કે, તેના સુંદર ચહેરાની કાન્તિ જોઇ ને જ ઘણાં દુઃખી હૃદયો શાન્તિ પામતાં. હિંદુ ગ્રંથોમાં લખ્યા પ્રમાણે, કારીગર, ચિત્તની વ્યગ્રતા અને ગરબડ તથા અશાન્તિમાંથી દૂર રહેતો, અને ત્યાં હૃદયની શાન્તિમાંથી સૌન્દર્યનાં સ્વરૂપો ઘડતો. કલાવિદ્‌ને ધ્યાન અને મૌનવ્રતના યોગ સાધવા પડતા. 'મનુષ્ય જેવું મનમાં ધારે છે, તેવો તે થાય છે." કલાકાર તેના હૃદયમાં વિચાર કરતો, અંતરમાં વિરાજેલા અનંતનું ધ્યાન ધરતો અને તે કુદરતના નિત્ય વિકાસ પામતા નાટકમાં વિચિત્ર સૂરો ધ્યાનથી સાંભળતો. આધુનિક ગ્રંથોમાં કારીગર વિષેની ભાવનામાં અને આ ..." પ્રાચીન ભાવનામાં કેટલો બધો તફાવત છે? દાખલા તરીકે હમણાં જ મી. સામરસેટ મોગ્હામ Mr. Somerset Maugham તરફથી પ્રસિધ્ધ થયેલું "ધી મુન એન્ડ સીક્સ પેન્સ ( The Moon and Sixpence ) નામની નવલકથા વાંચો તેમા લેખકના આદર્શ કારીગર વિષેના વિચારો દર્શાવ્યા છે.

એ નવલકથાનો નાયક સ્ટ્રીકલેન્ડ ( Strickland ) એક ચિત્રકાર છે. એક દિવસ તેને પોતાના સ્ત્રી તથા બાળકોને ત્યજી દેવાની ઉત્કટ ઇચ્છા ઉદ્‌ભવે છે, જેથી તે પેરીસ ચાલ્યો જાય છે. ત્યાં તેને પોતાની સ્ત્રી પાસે પાછા જવાની જે જે સલાહ મળે છે, તેનો તે તિરસ્કાર કરે છે, અને કહે છે કે "મારી સ્ત્રીનું સત્યનાશ જાવ. તે એક સર્વોત્તમ સ્ત્રી છે, પણ હું ઇચ્છું છું કે તે નર્કે જ જો" ત્યાર બાદ તે બિમાર પડે છે અને મી. સ્ટ્રોવ ( Mr. Strove ) જે તેનો મિત્ર હતો, તે તેની બરદાસ કરે છે. મી. સ્ટ્રોવ સાથેના સંબંધથી, તે મીસીસ સ્ટ્રોવ સાથે પ્યારમાં પડી તેને ભ્રષ્ટ કરે છે મીસીસ સ્ટ્રોવ તેની સાથે પાયમાલ થઇ, અંતે વિષપાન કરે છે. પછી મહાશય સ્ટ્રીકલેન્ડ ટેહીટી (Tahiti) નામના એક ગામમાં જઇને ત્યાંની એક કન્યા સાથે લગ્ન સંબંધથી જોડાય છે, અને પછી તેને મારે છે! આ મનુષ્યને લેખક "કલ-પ્રાધાન્ય" બુધ્ધિવાળો માને છે, તેને તે સુંદર અને બીભત્સ ( નિર્લજ્જ ) કહે છે. જ્યારે હિંદુ કારીગરીની ભાવના એવી છે કે નિર્લજ્જતા અથવા બીભત્સપણામાં બીલકુલ સુંદરતા નથી. કારણ કે સૌન્દર્ય એ તો મહાત્માની આશીષ છે. અને કલાકારે આંતર શાન્તિમા સૌન્દર્યનું જ ધ્યાન ધરવુ જોઇએ. આ ઉપરથી આર્યકળા ( કારીગરી ) શાથી કલ્પનાત્મક, માનસિક કહેવાય છે તે સમજવું સુલભ છે. સૌન્દર્યને ભ્રમણારૂ ગણવું તે માનસિક સંબધનું નથી. સૌન્દર્ય ભ્રમણારૂપ છે જ નહિ. તે તો પરમાત્માનું પ્રગટીકરણ છે. સૌન્દર્ય બાહ્ય શારિરીક નથી એ જ ભાવાર્થમા ફક્ત તે માનસિક છે. તે તો બહુ જ સુક્ષ્મ-દ્રશ્ય છે, જે ફક્ત આધ્યાત્મિક ચક્ષુઓ વડે જ દેખી શકાય છે. એ પુરાણી કિંવદતી સત્ય છે કે સૌન્દર્ય જોનાર નીઆખમાં જ સૌન્દર્ય છે. ગુજરાતનો રાજકવિ 'કલાપી' પણ લખે છે "સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે." હિંદુ કારીગરી લાક્ષણિક ધર્મવિષયક છે, સર્વોત્તમ સાથે ઐક્યતા પ્રાપ્ત કરવાના માનસિક પ્રયત્નનો તેમાં શુધ્ધ અવિર્ભાવ છે. મી. ફર્ગ્યુસને તેના એક ગ્રંથમાં બરાબર બતાવ્યું છે કે હિંદુ કારીગરીમાં ધાર્મિક હેતુઓ પ્રધાનપણે છે, અને હિંદનાં થોડાંક મંદિરો જોવાથી જાણે કોઇ ચૈતન્ય અને આનંદથી પરિપૂર્ણ દેવને આપણે વશ થતા હોઇએ, તેનાથી જાણે નૈતિક ડર પામતા હોઇએ અને શરમિંદા બની જતા હોઇએ એમ ભાસ થાય છે. તેના પ્રભાવની આપણા મન

ઉપર રહેલી છાપ પડે છે: હિંદનો પ્રતિહાસ લખાવાનો બાકી છે; અને કળાનો અભ્યાસી, લેખકને તે મહાન્ કાર્યમાં મદદરૂપ થઇ પડશે; કારણ કે હિંદની પ્રાચીન કારીગરી, હિંદના ઇતિહાસની સહાયભૂત અને સાક્ષીરૂપ છે. આવી કારીગરી (માનવને માટે મનોધર્મવાળી, અનંતને માટે મહેચ્છાયુક્ત, ધાર્મિક તત્વોની દૃષ્ટિએ જીવનની કિંમત સમજાવતી, અને અગમ્યતા ના ભેદો જેનો આપણી સાથેનો સંબંધ જગતને હંમેશ જ આશ્ચર્યભૂમિ બનાવી દે છે, તેને માટે માનવાળી ) ઇતિહાસનો એ સમય દર્શાવે છે કે જ્યારે કળા મનુષ્યત્વ સાથે સંલગ્ન થયેલી હતી, જ્યારે હિંદનો સામાજીક ક્રમ (સમાજ વ્યવસ્થા) નિયમિત હતો, અને હિંદની ઉત્પાદક તથા કલ્પનાશક્તિનો સંપૂર્ણ વિકાસ થયેલો હતો. આજે આપણે જાહેર જીવન મા તથા સંસ્થાઓમાં કળાની અસર ઓછી થતી જોઇએ છીએ. આપણા મધુર સંગીતનું સ્થાન હવે ફોનોગ્રાફે લેવા માડયું છે; સીનેમેટો ગ્રાફની ફીલમોએ સાદા રંગમંડપો, જેમાં હાવ ભાવવાળા નાચ તથા ભપકાદાર સીનસીનરીનો અભાવ છે, પરંતુ જ્યાં પ્રલ્હાદ, રામ તથા કૃષ્ણના સંગીતમય જીવનનો સાક્ષાત્કાર થાય છે, તેમાંથી મનુષ્યોને પોતાની તરફ આકર્ષવા માંડયાં છે. કળા વિષેની ટીકાઓ આજે આપણે વિરોધ કરીએ છીએ, અને આજકાલ જેને આપણે ટીકાઓ તરીકે ઓળખીએ છીએ તે પણ ઘણીખરી ઉપરચોટિયા હોય છે. આપણને રાજનૈતિક, સામાજીક તેમજ ધાર્મિક કાર્યમા કારીગરીની જરૂર છે. જે મનુષ્યો જીવનના સૌન્દર્ય વિષે સારૂ જ્ઞાન ધરાવતા હશે, તેઓ રીસાળ નહિ થાય, પણ સમાધાન વૃત્તિવાળા થશે; તોડનારા સંપ્રદાયના સભ્ય નહિ બને, પણ જોડનારી કડીરૂપ થશે; તેઓ માનવ શક્તિને પ્રાપ્ય, સર્વ સારૂં જોનાર આશાવાદી થશે, પરંતુ ભવિષ્યમાં રાષ્ટ્રને માટે અશુભ ભવિષ્ય જોનારા નિરાશાવાદી તો નહિ જ થાય. પ્રજાસત્તાક કાર્ય કરવામાં નિરાશા કાંઇ કામમાં આવતી નથી. આપણા જાહેર જીવનના પુનરૂધ્ધાર માટે તો કારીગરના ઉત્પાદક જુસ્સાની જરૂર છે.

હિંદનાપ્રાચીન કળાવિદો કાંઇ ઋષિમુનિઓ ન હતા, પરંતુ તેઓ મનુષ્યજીવનમાં ઘણો રસ લેનારા હતા; અને હિંદુ કળાજ્ઞાને પ્રજાના આદર્શો, અને તેની રહેણીકરણી ઉપર પોતાની છાપ બેસાડી છે તે સમયમા હિંદની ભૂમિ ભોગવિલાસને માફક નહોતી આવતી. મોટા મોટા જનક અને કુરૂ જેવા રાજાઓ પણ હળ ખેડતા, ગૌસેવા કરતા, સાદો પોશાક પહેરતા અને સાદું જીવન ગાળતા, હલકામાં હલકા માણસ જેટલો જ એક કરોડાધિપતિ પણ અજાણ્યો (અપ્રસિધ્ધ હતો.) હિંદ આજે જેમ વેપારી આલમના કારભાર તળે છે, તેમ તે વખતે નહોતું. ભારત જે જે સ્વદેશી ચીજો ઉત્પન્ન કરતું, તેમા કારીગરનો આનંદ દૃશ્યગોચર થતો. તે કારીગરી સારી અને સુંદર હતી, પરંતુ દૂરની (દરિયાપારની દુનિયામાં) ભૂમિમાં ભારતનું નામ ઉજ્જવળ બનાવતી. આફ્રિકાનો વતની તેની પ્રિયાને સંબોધતા તે સમયના એક પ્રાચીન કાવ્યમાં, 'મદ્રાસના સુંદર રૂમાલ' વિષે (નો નિર્દેષ) કરે છે.

ગ્રામ્ય જનોનો અતિથિસત્કાર, કૃષિકારનો ક્ષેત્રપ્રેમ, હાથવણાટનો ગૃહઉદ્યોગ, ખુલ્લા મેદાનમા બાંધેલાં ભવ્ય મંદિરો, કૌટુંબિક જીવનની સાદાઇ, નિર્મળતા, શાન્તિ માટેની અભિલાષા, ઇશ્વર, કુદરત અને બચ્ચાંઓમાં આસ્થા, નાનાં પ્રાણીઓ પ્રતિ અહિંસાવૃત્તિ, સર્વમાં વસતા, કાર્ય કરતા તથા વૃધ્ધિ પામતા એક જ ચૈતન્યનો આવિર્ભાવ—આ અને અન્ય અનેક આર્ય સંસ્કૃતિનાં અભિમાનોથી હિંદુ સંસ્કૃતિમાં સૌન્દર્ય કેટલું વિકાસ પામ્યું હતું તે સિધ્ધ થાય છે.

આધુનિક જીવનને માટે આ સંસ્કૃતિ—આ કળાજ્ઞાનની કિંમત ઘણી છે. હિન્દી કારીગરે

કળાને આનંદનો ત્યાગ કરવાના કારણરૂપ નથી માની; પરંતુ, તેને તે હૃદયના વિષય-આભાસ-દર્શન તરીકે ગણતો, અને તે જાણતો હતો કે સત્યમાંથી-ચૈતન્યમાંથી આભાસ ઉદ્ભવે છે. કળા એ તેને ઉચ્ચ જીવન ગાળવાના આમંત્રણ રૂપ હતી. સરળજીવન, કુદરતસમાગમ, આત્મસંયમ અને મમત્વ ત્યાગ માટે તે આમંત્રણરૂપ હતી. તેટલા માટે સામાન્ય જીવનમાં-સાદી ઘરગતુ બાબતોમાં, જેની તરફ આપણે હાલના યાંત્રિક નિત્યક્રમના જીવનમાં દુર્લક્ષ્ય કર્યું છે; તેમાં સૌન્દર્યની પ્રતીક્ષા કરતાં, હિંદુએ ભોગવિલાસને ત્યજી દીધાં, તેથી કળા-પ્રેરણા ( Art inspiration ) ને માટે તે કુદરત તથા આધ્યાત્મિક ગ્રંથો ગુંદી વળ્યો, અને તે જ માટે તે'એકમેવાદ્વિતીયમ્'માં પોતાની જાતને ખોઈ નાંખતો દેખાતો ત્યાં સુધી તેનું ધ્યાન ધરતો.

જે છૂટ તેને માટે હતી, તે જ છૂટ આજે સર્વને માટે છે. જગતના દેવી ભંડારાજ્યમાં કોઇને માટે ખાસ ઇજારો છે જ નહિ. ફક્ત હિંદુ કારીગર જેવું જીવન ગાળવાનો પ્રયત્ન કરો; ફક્ત સાદા, શુધ્ધ હૃદયથી, મમત્વ,અથવા સ્વાર્થત્યાગ કરવામા વિજયી થવાનો પ્રયત્ન કરો (Heine) હેઇન-તેના એક કાવ્યમાં લખે છે કે, "કાવ્યની પાંખ ઉપર હું મારી પ્રિયાને ગંગાના અપ્સરાઓને વિહાર કરવાના ઘાટ ઉપર લઇ જાઉં છું." અને ગંગા યમુના, સિંધુ તથા ગોદાવરીના જ પ્રદેશના રહેનારા આપણે શું કહીએ તેમ કર્યું છે? આપણે તો આપણી સાથે દુનિયાની ઉપાધિઓ અને ચિંતાઓ રાખીએ છીએ! આપણે પરિણામે ક્રોધ ઉત્પન્ન કરનારા જાતિય કલહો વહોરીએ છીએ. આપણે અંતમાં વૈમનસ્ય ઉત્પન્ન કરનારા મત-મતાંતરો અને અભિપ્રાયો તથા એવા જ્ઞાન (Culture )ને પોષીએ છીએ, કે જેથી આત્માને અનાહાર રહેવું પડે છે, ઉપવાસ સેવવા પડે છે; આપણે મેળાવડાઓ, ખિતાબો, અને બીજો એવો માયાવી ભપકા કરીએ છીએ, તથા નફા નુકસાનની, લુચ્ચાઇની, બેડી બાજીઓ રમીએ છીએ. નિઃસ્વાર્થ પ્રેમની પાંખો ઉપર પ્રિયાને ઉપાડી જવા કેટલા આતુર છે? સરસ્વતી તથા લક્ષ્મીનો મદ ત્યજી દઇને ગરીબાઇ અને દુઃખ માગી લેવા અને મોટાઇ તથા ડાકમાકના વિચારોને તિલાંજલિ આપવા કોણ તત્પર છે? જેટલા આ બધું કરવાને તૈયાર હશે, તે સર્વના ઉપર સૌન્દર્ય, તેનો શુભ આશીર્વાદ વર્ષાવશે; અને ચૈતન્યધામમાં વિહાર કરતું તે વીણા તથા બંસીના મિશ્ર સંગીત વડે, તંબુરા અને સારંગીના મધુર સૂર વડે, તેમની દ્વારા, માતૃભૂમિની સહાય અને આશ્વાસન માટે પોતાનો અમૃત સંદેશો સુચવશે-પાઠવશે.

( સંપૂર્ણ )

# નવચેતન

## અને રંગભૂમિ



પુસ્તક . ૯
અંક ૫

ઑગસ્ટ
૧૯૨૯

તંત્રી :-ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.
ઑફિસ:-૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા



ચિત્રકાર ] " મંદિરેથી " [ શ્રીયુત બી ગી લૉ



પુસ્તક ૯ મુ     વર્ષ ૫ મું     ઑગષ્ટ ૧૯૨૬     અંક ૫ મો

# ગરક ગોવિંદ ભયો ગોરીકી ગુરાઇમેં

—•◆•—

## કવિત્ત

કેધો રૂપરાશિમે શૃંગાર અંકુરીત,
કંકુરીત કેધો તમ તડીત જુન હાઇમેં ;
કહે પદમાકર કેધો કામ કારીગર,
નુકતા દીયો હે હેમ ફરદ સુહાઇમે
કેધો અરવીંદપે મલીંદ સુત સોયો આય,
કેધો તીલ લસત કપોલકી લુનાઇમેં ;
કેંધો પૂર્ણ ઇન્દુમે કલીંદી કે સોંબુદ,
કેંધો ગરક ગોવિંદ ભયો ગોરીકી ગુરાઈમેં !

રાધિકાના ગાલ પર તલ હતો જેના ઉપર 'તલશતક' નામક મહાન્ કવિ પદમાકરજીએ નાનો ગ્રંથ રચ્યો છે, જેમાંનુ આ એક કવિત્ત છે

અર્થ :—કા તો રૂપરાશીમા શૃંગારરસનો કોટો ફૂટયો,
કા તો શરદ્ પૂર્ણિમાની ચાદનીમા અધારાનો ગોટો ફૂટયો,
પદમાકર કવિ કહે છે કે કા તો કામદેવરૂપી કારીગરે
સોનાને તાણે અને વાણે વણેલી જાજમમાં નાનકડીક કાળી બુટ્ટી કેમ ન રાખી હોય ?
કાં તો કમળ ઉપર તરતનું જન્મેલું ભમરાનું બચ્ચું કેમ સુતું હોય ;
કા તો ગાલની ખુબસુરતીમાં તલ,
કાં તો પૂર્ણિમાના ચંદ્રમા કાળધગીના કાળા પાણીનો છાંટો,
કાં તો રાધિકાની ખુબસુરતીમા કૃષ્ણ બુડયો !

# એવડાં

# ચહેરા

લેખક 'રા રા "કલાપ્રિય'

આપણે કેટલીક વાર સીનેમામાં એક જ પાત્રોને બે પાઠમા જોઈ નવાઈ અને ગુંચવાડામા પડી જઇએ છીએ, કે આ તે બે પાત્રો હશે કે એક જ ? ખરુ જોતાં એ કેમેરાનો જ પ્રતાપ છે. કેવી રીતે તે જુઓ.

કોઇ એક ફીલ્મમા એક માણસને તેની પોતાની જ સાથે 'શેકહેન્ડ' કરતો એટલે



આ બે મેરી ફીલ્બીન દેખાય છે—પણ પાઠ કરનાર એક જ છે.



વીલીયમ એસ હાર્ટ નામે પાત્ર બેવડા પાઠમાં

હાથ મેળવતો તમે જુઓ છો આ દેખાવ પ્રથમ કેમેરાના અર્ધોઅર્ધ લેન્સ 'શટર'થી બંધ કરી લેવાય છે. ત્યાર પછી એ પાઠ કરનાર બીજી જગ્યાએ જઈ કોઈક સાથે હાથ મેળવવાનો અભિનય કરે છે, પણ જેની સાથે તે હાથ મેળવે છે તે ત્યાં હોતો નથી. પછી 'શટર'ને ખુલ્લા અર્ધાભાગ પર ફરી વાર નાખવામા આવે છે અને સામી બાજુએથી દ્રશ્ય લેવામા આવે છે. તે વખતે પાઠ કરનાર જેની સાથે તે હાથ મેળવવાનો હોય તેના પોષાક ને "મેકઅપ"માં હોય છે અલબત, આ બધુ વાંચતી વખતે જેટલું સાદું ને સરળ લાગે છે તેટલુ વાસ્તવમા નથી, કારણ બે દ્રશ્યોને સુઘટિત રીતે જોડવા માટે ઘણી સભાળ લેવી પડે છે.

આ હાથ મેળવવાનુ દ્રશ્ય એ તો એક સાધારણ દાખલો છે, પણ જ્યારે કોઇ પાઠ લેનારને પોતાને જ ચુમ્બન લેવાનો પાઠ ભજવવાનો હોય છે ત્યારે વધુ ગુંચવાડો ઉત્પન્ન થાય છે. "લીટલ લોર્ડ ફોન્ટલેરોય" નામની ફીલ્મમા કેમેરાની બેવડી રમતનો જાણવા જોગ ઇતિહાસ નોધાયો છે. આ ચિત્રપટમા મેરી પીકફર્ડ નામે મશહૂર નટીએ "લીટલ લોર્ડ ફોન્ટલેરોય"નો તેમજ તેની માતાનો એમ બેઉ પાઠ લીધેલા અનેક દ્રશ્યોમા આ બે પાત્રોને સાથે આવવું પડતુ મેરીએ એ દ્રશ્યોમાં એટલી કુશળતાથી કામ કર્યું કે તે સહજમાં ભુલાય તેમ નથી.

એક જ પાત્રને બે પાઠ કરવા પડે છે તેના કેટલાંક કારણો હોય છે. કેટલીક વાર એમ થવાનું

લેવાં પડે છે આ માટે એક જ પાડ કરનારને બે વાર પાડ કરાવી બે દૃશ્યો લેવા પડે છે—એક તો તે મનુષ્ય તરીકે પાડ



વોલેસ બેરી સાદા પોષાકમા ને પાઠ કરતી વખતના મેકઅપ 'મા





Judgement નામે ફીલ્મમા જુવાન અને વૃધ્ધ રથ કલીફોર્ડ

મીલ્ટન શીલ્સ સાદા પોષાકમા ને પાઠમા

કારણુ એ હોય છે કે એ વાર્તામાના બે પાત્રો સમાન ચ્હેરાના હોય છે એવુ વાર્તાના વસ્તુમા આવે છે, અને પોતાના જ ચ્હેરા જેવું પાત્ર મળવુ કઠીન હોવાથી એક જ પાત્રને એ બે પાડ કરવા પડે છે, પણુ કેટલીક વાર નટીઓ પોતાના બેવડા પાડ ભજવ વાની ચપળતા ને કુશળતા દેખાડવા બે પાડ કરે છે

આજકાલ નટીઓમા ચપળતા બતાવવાનો વા વાયો છે એમ પણુ કહી શકાય. કોઇ નટી એક જ ચિત્રપટમા સત્તર વર્ષની કુમારિકાનો અને એ કુમારિકાની "ડોસીમા"નો પાડ એમ બેઉ પાડ ભજવી શકે તો મનમાં ધારે છે કે હવે તે ખરેખરી કુશળ થઇ.

બેવડા પાડ ને બેવડા ચ્હેરા એ કેમેરાની કુશળ કળાને જ આભારી છે, ને એ કળા પોતાના અનેક વિવિધ સ્વરૂપમા આજ ચિત્રપટજગતમા પ્રસરી રહી છે એ જોતા નવાઇ પામ્યા વગર રહેવાતુ નથી

જેમાં ભૂતનો દેખાવ આવે છે એ દૃશ્યો ખાસ



હરવી ન કમીંગ્સ એક ફીલ્મમા પોતે જ પાડ કરી પોતે જ 'ડાયરેકશન' આપે છે.

ભજવે છે તેનું અને બીજુ તે જ પાત્ર ભૂત તરીકે નો પાડ ભજવે તેનુ.

આજકાલ મોતના ઓછાના પરનાં દૃશ્યો એવી રીતે લેવાની ફેશન થઇ ગઇ છે કે મરનારનો આત્મા

શરીરમાથી નીકળી ઉંચે ચડતો હોય એવું બતાવવું. આ પણ ઉપર પ્રમાણે જ કરવામાં આવે છે.

એ સિવાય "થીફ ઓફ બગદાદ"ની ફીલમમાં ડગ્લાસ ફેરબેન્કસના ચમત્કારી કાર્યોમાંનાં કેટલાંક કેમેરાના ચમત્કારને આભારી છે. પોતાને કોઇ જુવે નહિ એવો ઝભ્ભો પહેરી તે પાત્ર રાજકુમારીને લઇ જાય છે એ દૃશ્ય તથા ઉડતો ઘોડો અને ઉડતી શેતરંજીવાળા દૃશ્યો એ સર્વ કેમેરાની કળાનું જ પરિણામ છે. ખરૂં જોતા એ ઘોડો સાધારણ ઘોડા જેવો જ ઘોડો અને એ શેતરંજી સામાન્ય શેતરંજી જેવી જ શેતરંજી છે, પણ કેમેરાની આંખમાથી પસાર થયા બાદ તેઓ જાદુઇ શેતરંજી બની જાય છે અને તેથી પ્રેક્ષકો આટલા અંજાઇ જાય છે

કોઇ માણસ કે વસ્તુ ફીલમમાં ઓચિંતી અદૃશ્ય થઇ જતી આપણે જોઇએ છીએ. આ બતાવવુ કેમેરા માટે ઘણું સ્હેલું છે વાર્તામાં જે વખતે કોઇ માણસ કે ચીજને અદૃશ્ય થવાનું આવતું હોય તે વખતે એ માણસ કે ચીજ ત્યાંથી ખસી જાય ત્યા સુધી કેમેરામેન પોતાના કેમેરાનુ હેન્ડલ ફેરવવાનું માત્ર બંધ રાખે છે, એટલે ધાર્યું પરિણામ આવે છે તે પછી કેમેરામેન ફીલમ જ્યાંથી છોડી હોય ત્યાથી આગળ ચલાવે છે એ રીતે થયા પછી સળંગ ફીલ્મ જોતાં આપણને એવો ભાસ થાય કે એ માણસ અથવા વસ્તુ ઓચિંતી હવામાં અદૃશ્ય થઇ ગઇ!

(સંપૂર્ણ)

# ઉપવાસથી શરીર ઉપર થતી અસરો

લેખક :—ડા. ચુનીભાઇ ધ પટેલ

ઉપવાસ કરવાની રીત ઘણા જુના વખતથી ચાલતી આવી છે; અને વ્યક્તિઓ તેમજ ભિન્ન ભિન્ન સમાજો ધર્મને નામે થોડા કે ઘણા વખત માટે ઉપવાસ કરે છે. પરંતુ ઉપવાસનો શાસ્ત્રીય વિચાર અને તેના વ્યાધિનિવારકપણા વિષે આધુનિક જમાનામા ચર્ચા ચાલી રહી છે છેલ્લી સદીની આખરે ઇટાલીના ઘણા વિદ્વાન દાકતરોએ ઉપવાસના અખતરાઓ હાથમાં લીધા, પણ હાલની શોધ-એલી શાસ્ત્રીય પધ્ધતિ પ્રમાણે એ બધા ભુખમરાના અખતરાઓ હતા. જો કે આ અખતરાઓ ઉપયોગી છે; પણ તે વ્યાધિ-નિવારક ઉપવાસના વિષય ઉપર અજવાળુ પાડી શકતા નથી.

ઘણા ખરા રોગો શરીરને સાજા કરવાની ક્રિયાઓ છે; બીજું જેને આપણે રોગ કહીએ છીએ એ તો ફકત આંતરિક કારણ-કે જે કારણથી વ્યાધિ આવે છે; અને જેને આપણે ખસેડવા માગીએ છીએ—ના બાહ્ય ચિન્હો છે. અને એક વખત આપણે આ મુખ્ય કારણને ખસેડીએ તો આ બાહ્ય ચિન્હો આપોઆપ જતાં રહે છે; પરંતુ હાલનો વૈદવર્ગ તેમને ઢાકવા અથવા દબાવી દેવાનો પ્રયત્ન કરે છે. બધા કુદરતી ઉપાયો આ એક સત્ય ઉપર અવલંબી રહેલા છે; કે "કુદરત જ સાજા થવાનો રામબાણ ઇલાજ છે; અને બીજા બધા ઉપાયોએ કુદરતના કામમાં અંતરાયરૂપ થયા કરતાં તેને મદદ કરવી જોઇએ. આ કાર્ય સિધ્ધ કરવા માટે જો દરદીને ખોરાક ન આપવામાં આવે તો શરીરના મળોત્સર્ગ અવયવોનું કામ સરળ થઇ પડે છે. ઉપરાંત બીજી ઝેરી દવાઓ અને કેફી પદાર્થોનો અંદર પ્રવેશ થતો નથી, અને શરીરની બધી સક્તિઓ રોગ નિવારણના કામે વપરાય છે.

ડૉ જોએલ શ્યુએ પોતાના પુસ્તકમા ઘણી સરળ અને અસરકારક ભાષામા ઉપવાસની મિમાંસા સમજાવેલી છે તે કહે છે કે:—

"વ્યાધિનિવારક ઉપવાસની મિમાંસા દરેક વૈદ કબુલ કરે છે, અને તે સમજાવવામાં બહુ સરળ છે આપણે પ્રાણીઓમા જોઇએ છીએ કે, કુદરત સૌ પહેલા નકામા થયેલા રજકણો નો અને મળનો નાશ કરે છે. આ બધું આપણે ઉપરની ખાલ, નખ, અને વાળમા જોઇ શકીએ છીએ. સાપની જાતમાં તો તે પોતાની નકામી થઇ ગયેલી ઉપની ખાલ અર્થાત્ કાંચળી વારંવાર ઉતારી દે છે. ખોરાક ન લઇએ તે સમયે આ સ્વચ્છ થવાની ક્રિયા હંમેશના કરતાં વધારે ઝડપથી થાય છે, અને જે જીવનશક્તિઓ ખાધેલા ખોરાકને પચાવવાના કામમા રોકાએલી હોય છે, તે હવે છુટી થઇ શરીરમાં જે કોઇ સડેના રોગીષ્ટ પદાર્થો હોય છે તેમને બહાર કાઢવામાં વપરાય છે. ઉપવાસનું આ એક સુંદર પરિણામ છે કે જ્યારે જ્યારે આપણે ખાવું છોડીએ છીએ ત્યારે ત્યારે શરીર તેટલું સ્વચ્છ અને શુધ્ધ બને છે આ સ્થિતિ આપણે શારીરિક ક્રિયાઓ અને બળમા જોઇ શકીએ

છીએ. એવું સાબિત થયું છે કે પ્લેગ અથવા રોગચાળાના સમયે જેઓ અડધા ભૂખમરાની સ્થિતિ વેઠે છે તેઓને કશું થતું નથી. જ્યારે જેઓ પુરેપુરૂં ખાય છે તેઓને રોગ જલદી લાગુ પડે છે.

ઉપરની બાબત બહુ અગત્યની છે; કારણ કે જે શકિત હંમેશ ખોરાકની પાચનક્રિયામા વપરાય છે તે ઉપવાસ દરમ્યાન શરીરમાં રહેલા જુદી જુદી જાતનાં ઝેરોને બહાર કાઢવામાં કામ આવે છે. અને આમ થવાથી શરીર વ્યાધિરહિત થાય છે. આપણે આ અન્ન પરિવર્તન કરનારી શક્તિઓને પુરી જાણતા નથી. અન્ન પાચન કરવામાં; તેનું લોહી બનાવવામાં અને તેને ત્રીસ ફુટ લાંબા અન્નમાર્ગમાં ઠેલવામાં, ઉપરાંત દરેક લોહીની શિરાઓમાથી હંમેશના અને વારંવાર જામી ગયેલા મળને બહાર કાઢવામાં ઘણી જ શક્તિનો વ્યય થાય છે. જો આ શકિતનો આવી રીતે ઉપયોગ કરવામાં ન આવે તો તેનો બીજી રીતે ઉપયોગ કરી શકાય છે અને રોગી અવસ્થામા તે આપણને સાજા કરવાની ક્રિયામા અમુક વપરાય છે. સમાજનો ઘણો મોટો ભાગ શરીરની આ શકિતને પાચન કરવામાં ખરચી દે છે; જેથી તેઓ થાકી જઇ કસ વગરના થઇ જાય છે આ વધુ નુકસાનકારક છે, કારણ કે હદ ઉપરાંત લીધેલા ખોરાકમાંથી ઝેર ઉત્પન્ન થાય છે. અને તે આખા શરીરની માંસગ્રંથિઓ અને જ્ઞાનતંતુઓને ઝેરી બનાવી દે છે; અને આથી મંદતા, આળસ અને થાક ઉત્પન્ન થાય છે. થોડા દિવસ માટે ખોરાક ન લેવાથી અથવા તેની અમુક હદ બાંધવાથી શરીરની શકિતઓનો કેટલો પુનરોધ્ધાર થાય છે, એ ખરેખર નવાઇ પમાડે તેવું છે; અને આપણને ચોકખું સમજાય છે કે જે ખોરાકની આપણને જરૂર ન હતી, તેને પાચન કરવામાં અને બહાર કાઢવામાં ઘણી જ શકિતનો અવળો વ્યય થયો છે.

ઉપરની દલીલમાંથી બે સત્ય વસ્તુઓ તરી આવે છે. પ્રથમ એ, કે ઉપવાસ દરમ્યાન, જે શકિત પહેલાં અન્ન પાચન કરવામાં વપરાતી હતી, તે હવે છુટી થઇ શરીરને વ્યાધિરહીત બનાવવાની ક્રિયામાં વપરાય છે. અને બીજું એ છે કે ઉપવાસ દરમ્યાન સૌથી પહેલાં નકામા ઝેરી મળનો નાશ થાય છે, અને મળોત્સર્ગ અવયવો પોતાનું કામ ઝડપથી કરે છે. ડૉ. ડયુઇ કહે છે તે પ્રમાણે:—"માંદા માણસની હોજરીમાંથી ખોરાકને લઇ લ્યો. આથી તમો માંદા માણસને ભુખે મરતા નથી, પણ રોગને બહાર કાઢો છો." હીપોક્રેટસે ઘણા જૂના કાળમાં કહેલું છે કે માંદા શરીરને તમો જેમ વધારે પોષણ આપો છો તેમ તેને વધારે ખરાબ કરતા જાઓ છો."

જેવી રીતે સાંકળમાં એક આંકડો નબળો હોય તો આખી સાંકળની નબળાઇ પણ તેટલા અંશે ગણાય છે, તેવી રીતે શરીરમાં કોઇ પણ ભાગ અથવા અવયવ નબળો હોય તો શરીર પણ તેટલું નબળું બને છે. અને જો રોગથી શરીર ક્ષીણ થતું હોય તો તેટલા દરજ્જે દરેક અવયવ અને ભાગને પણ ક્ષીણતા આવે છે. ખાસ કરીને હોજરીને પહેલામાં પહેલી અસર થાય છે, કારણ કે એ ખોરાક સાથે વધારે સંબંધ ધરાવે છે; બીજા શરીરના ભાગો અને અવયવો પણ ખોરાકના પરિવર્તન સાથે સંબંધ ધરાવનારા હોઇ તેઓ પણ નબળા પડે છે. જેમ જેમ શરીર વધારે રોગીષ્ટ બનતું જાય છે તેમ તેમ અવયવોની કામ કરવાની શકિત ઘટતી જાય છે. રોગીષ્ટ અવયવ ઉપરથી જ શરીરની કામ કરવાની શકિતનું પ્રમાણ બાંધવું જોઇએ; અને જો તેમ હોય તો જ્યાંસુધી શરીર તંદુરસ્ત ન થાય ત્યાં સુધી તેની પાસે થોડું કામ કરાવવું જોઇએ.

જ્યારે કોઇ પણ યંત્ર બંધ પડે છે, અથવા તો તેને સુધારવાની જરૂર જણાય છે ત્યારે પહેલું કામ એને બંધ કરવાનું હોય છે. મનુષ્યનું શરીર એક જાતનું યંત્ર હોઇ વ્યાધિ સમયે તે

બગડી જાય છે. જો શરીરને સુધારવું હોય તો તેની પાચનક્રિયાને બંધ કરવા કરતાં વધારે સ્વાભાવિક બીજું શું હોઇ શકે? જો આવા સમયે ખોરાક લેવામા આવે તો આ શરીરની શક્તિઓ ઉપર બહુ બોજો પડે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્યાં સુધી આ સુધારક ક્રિયા ચાલતી હોય ત્યાં સુધી શરીરની શક્તિઓ ઉપર નકામો બોજો લાદવો નહિ.

મુખ્યત્વે કરીને તાવમાં અને અન્ય રોગમાં ગમે તેટલો ખોરાક લેવા છતાં શરીર ક્ષીણ થતું જાય છે. સત્ય કહીએ તો જેમ જેમ આપણે વધારે ખોરાક ખાઇએ છીએ તેમ તેમ વધારે નબળા થતા જઇએ છીએ, અને સાથે સાથે શરીરમાં ઝેર અને ભૂખમરો ઉત્પન્ન કરીએ છીએ. સ્વાભાવિક ઉપાય એ છે કે આવા સંજોગોમાં ખોરાક ન લેવો, જેથી શરીરમાંના વધારાના ઝેરી કચરાનો નાશ થાય. સાથે સાથે શરીરને બહારથી તેમ જ અંદરથી પાણીથી સાફ કરવું.

માંદા માણસને ખોરાક આપવાથી આપણે તેના બળને ટકાવી રાખીએ છીએ એ માન્યતા ઘણી જ ભૂલ ભરેલી છે. ખરૂં જોતાં તો આથી દરદી ઉપર અવળી અસર થાય છે ખોરાક આપવાથી દરદી ઘણા લાંબા વખત સુધી રોગીષ્ટ અને નબળો રહે છે. જ્યારે ખોરાક ન આપવાથી દરદી જલદી સારો થાય છે. ગંભીર અને ખાસ કરીને તિવ્ર રોગમાં સંપૂર્ણ અપવાસની સલાહ આપવામાં કંઇ પણ ભય રહેલો નથી, એ આ ઉપરથી પુરવાર થાય છે

આવા સંજોગોમાં શી શી ક્રિયાઓ થાય છે, તે હાલના ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓએ શોધી કહ્યું છે. થોડા વર્ષોથી આ વિષે લાંબા અખતરાઓ થયા છે, અને તેનાં પરિણામો નીચે સંક્ષિપ્તમાં આપવામાં આવે છે.

બોસ્ટનના કાર્નેજી પ્રયોગશાળાના પ્રોફેસર ફ્રાન્સીસ ગુનિ બેનેડીક્ટે "લાંઘણથી થતા શારીરીક પરિવર્તન" અને "લાંબા ઉપવાસનો અભ્યાસ" એમ બે પુસ્તકો બહાર પાડયાં છે. લાંબા અખતરાઓ પછી સિધ્ધ થયું છે કે, પહેલા અઠવાડીઆમાં શરીરની ગરમી ઘણી ખરી નિયમિત રહે છે, એટલે કે કેટલીક વખતે વધારે થાય છે અને કેટલીક વખતે ઓછી થાય છે. પણ બીજા અઠવાડીઆમાં શરીરની ગરમી થોડી કમતી થાય છે; અને આ સ્થિતિ ઉપવાસ પુરો થાય ત્યાં સુધી રહે છે. નાડીની ગતિ કેટલાકમાં વધે છે, અને કેટલાકમાં ઓછી થાય છે, તોપણ ઘણી ખરી રીતે તે નિયમિત રહે છે. શ્વાસોશ્વાસની ક્રિયા સાધારણ રીતે ઠીક રહે છે. પણ આની અંદર છેવટે એ પરિણામ આવે છે કે શ્વાસોશ્વાસની ગતિ કરતા નાડીની ગતિમાં વધારે ફેરફાર થવા સંભવ છે.

લોહીના અભ્યાસમા વધારે સારાં પરિણામો આવ્યાં છે. રીનેટર અને કયુલરે કરેલી લોહીની તપાસમા જણાયું હતું કે લોહીના રાતા રજકણોનો વધારો થાય છે. પાછળથી બીજા ડૉ. ટૅઝકે સુસીના લોહીની તપાસ કરતાં નીચે પ્રમાણેના અનુભવો ટાંકયા છે. (૧) પહેલા થોડા વખત માટે રાતા રજકણોમા ઘટાડો થઇ પાછળથી તેમાં વધારો થાય છે. (૨) જેમ જેમ ઉપવાસ લંબાવાતો જાય છે તેમ તેમ ધોળાં રજકણો ઓછાં થતાં જાય છે (૩) ઇસોનોફેલીનાં—ઝેરી મેલેરીઆ તાવને અટકાવનાર–રજકણો વધે છે. અને છેવટે (૫) લોહીનો ક્ષાર ઘટે છે. નવા અખતરાઓમાં પણ આ જ પરિણામો આવ્યાં હતાં.

હીઅરવર્ડ કેરાંગ્ટને પોતાના પુસ્તક 'જીવન શક્તિ, ઉપવાસ અને પોષણ'માં બતાવી આપ્યું છે કે "ભૂખમરા–વિરૂધ્ધ–ઉપવાસના" અખતરાઓમા શરીરની ગરમી આખા ઉપવાસ દરમ્યાન નિયમિત રહે છે; પણ જ્યારે કુદરતી ભૂખ આવવા માડે છે ત્યારે તે વધવા માંડે છે. વળી એણે એ પણ જોયું

છે કે જ્યારે દરદી ઉપવાસ તોડી નક્કર અને ઘન પદાર્થો ખાય છે ત્યારે ગરમી કંઇક ઓછી થાય છે, જ્યારે આવે વખતે આપણી માન્યતા પ્રમાણે તે વધવી જોઇએ. ડૉ. એ. રબાગ્લીટી વ્યાધિનિવારક ઉપવાસથી શરીરની ગરમી હંમેશને માટે વધારી શક્યો હતો. તે કહે છે કે "એક શરીરે પાતળા ક્ષીણ અને સાત વરસથી ઉલટીના રોગથી પીડાતા દરદીને પંત્રીસ દિવસના ઉપવાસથી ૯૬° ફેરનહાઇટથી ૯૮.૪° ફેરનહાઇટ ગરમી હંમેશ માટે લાવી શકાઇ હતી.

હવે જો આપણા શરીરની ગરમીનો આધાર બધો ખોરાક ઉપર હોય તો ઉપલું પરિણામ આવવું અશક્ય છે. પરંતુ હાલનો સમાજ એમ માને છે કે, ખોરાક ઉપર જ આપણી ગરમીનો આધાર રહેલો છે ઉપલા અખતરાઓથી પુરવાર થય છે કે ખોરાકના રસાયણિક પરિવર્તન સાથે શરીરની ગરમીનો સીધો સંબંધ નથી,

એ ખરું છે કે જો દરદી ઠંડી ઋતુમાં ઉપવાસ કરતો હોય તો તેને ઠંડી લાગવાનો સંભવ છે. આ ઠંડી સાથે શરીરની ખરેખરી ગરમીનો સંબંધ નથી. એક દરદીની બાબતમાં તેને ઠંડી લાગતી હોય તેમ જણાયું; પણ તપાસ કરતાં તેની ગરમી ૯૭-૮° ફેરનહાઇટ હતી—કે જે માત્ર જોઇએ તેના કરતાં ફક્ત ૮° ઓછી હતી; ઉપવાસના ત્રેવીસમા દિવસે તેને ઠંડી લાગતી ન હતી, પણ તપાસ કરતાં માલુમ પડ્યું કે જોઇએ તેના કરતાં ૨° ફેરનહાઇટ ગરમી ઓછી હતી આ આપણને બતાવી આપે છે કે ઠંડીની અસરને શરીરની ગરમી સાથે લેવાદેવા નથી, પરંતુ ખરી ગરમી ત્વચા, જ્ઞાનતંતુ અને બીજા ઉપર આધાર રાખે છે.

ડૉ. જૉન ડી માલકમ કહે છે કે સ્વાભાવિક રીતે નાડી અને ગરમી સાથે સાથે વધે છે; અને તાવવાળા દરદીઓમાં ૧૮° ફેરનહાઇટ ઉપર એક ડીગ્રીના વધારા સાથે દર મિનિટે નાડીમાં ૧૦ ધબકારા વધે છે.

ઉપરની બાબત ઘણે દરજ્જે સાચી છે, પણ તાજુબી ભરેલું તો એ છે કે ઉપવાસની બાબતમાં આવી બીના બનતી નથી; અને કેટલીક વખતે એક મિનિટમાં નાડી ૧૨૦ વખત ચાલતી હોય, જ્યારે શરીરની ગરમી તદ્દન નિયમિત હોય છે વળી નાડી ઓછી ચાલતી હોય તો પણ ગરમીમાં કંઇ તફાવત થાય નહી. મેં કેટલીક વખતે નાડીની ગતિ ૪૦ની જોઇ છે, પણ તેમાં નુકશાન થયું નહોતું. ઉપરની બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે, કેમકે ઉપવાસ કરતો દરદી આવાં ચિન્હો જોઇ એકદમ ગભરાઇ ન જાય, કારણ કે આવા ચિન્હોમાં કોઇ પણ જાતનો ભય નથી.

પ્રો૦ બેનીડિકટ તેના રીપોર્ટમાં લખે છે કે "ડૉ૦ લીવાનઝીન ઉપર અજમાવેલા અખતરામાં બળ વિષે અદ્ભુત પરિણામો આવ્યાં હતાં" આવા અખતરાઓ વિષે તેને નીચે પ્રમાણે કહેવાનું છે.

સુસી ઉપર લુશીઆનીએ કરેલા અખતરાઓમાં એમ માલુમ પડ્યું કે ઉપવાસના એકવીસમા દિવસે સુસી ઉપવાસના શરૂઆતના દિવસ કરતાં વધારે બળવાળો દેખાયો. વીસમાથી તે ત્રીસમા દિવસ સુધી તેના બળમાં ઘટાડો થયો, અને છેવટે ઉપવાસના અંતમાં તેનું બળ ઉપવાસની શરૂઆત કરતાં ઓછું દેખાયું. આ અખતરાઓનુ વિવેચન કરતા લુસીઆની કહે છે કે સુસી એમ માનતો હતો કે જેમ જેમ ઉપવાસ વધતો ગયો, તેમ તેમ તેના બળમાં પણ વધારો થયો. ઉપવાસથી થાકની અસર વિષે લુસીઆની કહે છે સુસીને ઉપવાસના ૧૯મા દિવસે એક સામાન્ય માણસ જેટલો જ થાક લાગતો હતો.

ડૉ જૉન. ધ. લવલૅંડ આવી જાતના કેટલાક અખતરાઓથી કહે છે કે "ઉપવાસના

ચોથા દિવસે પહેલાના કરતાં નાડીની ગતિની પ્રબળતા ઓછી થઇ છે. પાંચમા દિવસે તે બરોબર નિયમસર ચાલતી ન હતી. છઠ્ઠા સાતમા, અને ખોરાકના પહેલા દિવસે પહેલાના પાંચ દિવસો કરતાં નાડીની પ્રબળતામાં વધારો થયો. કોઇ પણ વખતે તે ભયસૂચક થઇ ન હોતી. ઉપવાસના અંતમાં દરદીની સ્થિતિ એવી હતી કે તે નુકસાન સિવાય ઉપવાસને આગળ લંબાવી શકયો હોત"

ઉપવાસ દરમ્યાન બળમાં વધારો થાય છે એની સાબિતી પ્રો૦ બેનેડીકટના રીપોર્ટ માંથી મળી આવે છે; જેમાં એમ કહેવામાં આવ્યું છે કે :—

'મીરલાટીના ૫૦ દિવસના ઉપવાસ દરમ્યાન તેને ઘણા જ દુ:ખની અને શરદીની અસર થઇ હતી. જેકબસનના ૩૦ દિવસના ઉપવાસમાં ઘણું જ થોડું દુ:ખ થયું હતું. તેને સોળમા દિવસે થોડો સંધિવા થયો. સુસીના ઘણા અખતરાઓમાં કંઇ પણ દુ:ખ ઉત્પન્ન થયું નહોતું, ઉલટું ફ્લૉરેન્સમાં તેણે કરેલા ઉપવાસ દરમ્યાન તે ઘણો જ આનંદી હોઇ સારી તંદુરસ્તી ભોગવતો હતો.

સ્ટૉકહોમની વિદ્યાનશાળામાં જ એ. એ કરેલા ઉપવાસોમાં જ એમ માલુમ પડ્યું હતું કે, પહેલા દિવસે તેને ચક્કર કે તમ્મર આવ્યા ન હતાં. બીજા દિવસે જો કે તેની સામાન્ય તંદુરસ્તી સારી હતી, પણ સ્નાયુઓમાં દુ:ખ થઇ બહુ ભારે નબળાઇ આવી. ત્રીજા દિવસે નીસરણી ઉપર ચઢતાં તેને કેટલુંક દુ:ખ થઇ થાક લાગ્યો. ચોથા દિવસે નીસરણી ઉપર ચઢતાં થાક લાગ્યો નહિ, અને પેટમાંનો દુ:ખાવો તદ્દન નાબુદ થયો. પાંચમા દિવસે તેના તંદુરસ્તી બહુ સરસ હતી, અને હોજરીમાંનો દુ:ખાવો બીલકુલ નહોતો. જો કે તેને પોતાને એમ ભાસતું હતું કે મારા બળમાં વધારો થયો છે, તો પણ પથારીમાંથી ઉઠતી વખતે તેની આંખે અંધારાં આવતાં. આ વિજ્ઞાનશાળામાં કરેલા અખતરાઓથી માલુમ પડે છે કે ઉપવાસથી દુ:ખ અથવા નબળાઇનાં ચિન્હો આવતાં નથી. ઉપવાસના પહેલા દિવસોમાં ઉપરની બાબતો તદ્દન સત્ય છે.

જીભની અને શ્વાસની સ્થિતિ ઉપવાસ દરમ્યાન જુદી હોય છે. પ્રો૦ બેનીડીકટે આ વિષે બહુ લાંબો અભ્યાસ કર્યો નથી, તોપણ બીજા ઘણા ઉપવાસચિકિત્સકોએ આ વિષે લંબાણથી અભ્યાસ કર્યો છે, અને ઉપવાસ દરમ્યાન થતી ઘણી જ ઉપયોગી બાબતો બતાવી આપી છે.

જીભને દરદીની શારીરિક તંદુરસ્તી બતાવનાર તરીકે ગણવામાં આવી છે. જો જીભ ચોકખી હોય અને સાથે બીજી વસ્તુઓ ઠીક હોય તો તબીઅત સારી કહી શકાય, પણ જો જીભ ઉપર છારી વધી હોય તો તંદુરસ્તી બગડેલી છે એમ ગણાય છે. ઉપવાસના અભ્યાસથી ઉપરની બાબત તદ્દન ખરી નથી. એવા પણ દાખલાઓ મળી આવ્યા છે કે કેટલાક દરદીઓ કે જેમની જીભ ઉપર છારી વળેલી હતી તેઓ ચોકખી જીભવાળા કરતાં વધુ સારી તંદુરસ્તી ભોગવતા હતા.

ઉપરની બાબતની નીચે પ્રમાણે સાબીતી છે. અપવાસ પહેલાં જે જીભ તદ્દન ચોકખી હોય છે તેના ઉપર અપવાસ કરીએ કે તુર્ત જ છારી વળે છે; અને આ છારી અપવાસના શરૂઆતના દિવસોમાં વધુને વધુ વધતી જાય છે. હવે જે માણસ ઉપવાસની ચિકિત્સા સમજતો હશે તે એમ કોઇ દિવસ નહિ કહેશે કે દરદીની હાલની સ્થિતિ કરતા ઉપવાસની પહેલાની સ્થિતિ સારી પરંતુ હતી. જો ફક્ત જીભ ઉપરથી જ તંદુરસ્તી માપવી હોય તો નીચેની હકીકત ધ્યાનમાં લેવી જોઇએ. આ છારી વળવાનું કારણ એ છે કે કુદરત દરેક અવયવો મારફત શરીરમાંનો મળ બહાર કાઢે છે; અને જીભ એ અન્ન-માર્ગનો એક ભાગ હોવાથી કુદરત તેની વાટે પણ શરીરનો મળ બનતી ઝડપથી

દુર કરવા પડે છે. આ જીભ પર ઉપવાસ દરમીઆન બહુ ચારી વળેલી હોય છે. પણ કુદરતી ભૂખ આવતાં બધી છારી જતી રહે છે કુદરતી ભૂખ આવવાના કેટલાક ચિન્હોમાં આ એક ચિહ્ન છે; અને એ બતાવી આપે છે કે હવે ઉપવાસ તોડવો જોઇએ. જીભ પર આધાર રાખી ઉપવાસ દરમીઆન દરદીની સ્થિતિ જોઇ શકય. બીજી બાબતોમા બીજા ચિન્હો અને નિશાનીઓ વપરાય છે. "Vitality Fasting & Nutrition" નામના પુસ્તકમાં કેરિંગ્ટન કહે છે કે જીભ પર થોડી છારી–વધારે છારી અથવા તેથી પણ વધારે છારી અને પાછી થોડે થોડે છારી જતી રહે, એ બધુ કુદરતી ભૂખ આવવાના સમયે ઉપવાસ દરમીઆન જોવામા આવે છે. આ એક પરિવર્તન છે; અને એ આપણને બતાવી આપે છે કે કુદરતના કાયદાઓમાં વિશ્વાસ મુકીએ તો તે તદ્દન સાચા છે.

જીભ પરની આ છારી મીઠાવાળા પાણીથી દાતણ કરી કાઢી નાખવી. છારીનો રંગ અને જાડાઇ એ પણ અગત્યનાં છે. જેમ છારી વધારે અને રંગે કાળી ભુરી તેમ તબીયત ગંભીર છે એમ માનવું; પણ એ યાદ રાખવું કે અપવાસના અંતે જીભ સંપૂર્ણ ચોકખી થતી નથી. આ લખવાનું કારણ એ છે કે એક બે ઝનુની દરદીઓ કે જેમણે એવું નક્કી કર્યું હતું કે જ્યાં સુધી જીભ તદ્દન ચોકખી ન થાય ત્યા સુધી ઉપવાસ તોડવો નહિ તેઓ આમ કરવાથી ભુખમરો વેઠી મરણ પામ્યા.

( સંપૂર્ણ )



# કળીયુગની વાતો

આ નામનું વાર્તાનું એક સુન્દર પુસ્તક તેના લેખક રા. કેશવ. હ. શેઠ તરફથી મળ્યુ છે તેનો ઉપકાર સહ સ્વીકાર કરીએ છીએ. લેખક પ્રસ્તાવનામાં લખે છે તેમ આ પુસ્તકમાંની વાર્તાઓનો વિષય મંડાયેલા સંસાર પછીના જીવનસંગ્રામનો છે. એ દૃષ્ટિએ આ પુસ્તક વિશેષ ઉપયોગી ગણાવું જોઇએ. આપણા સંસારના અનેક અણઉકેલ્યા પ્રશ્નોનો કોયડો ઉકેલનારા વિષય હાથ ધરવા એ હાલના નવલિકાકારની ફરજ હોવી ઘટે ને એ ફરજ લેખકે આ પુસ્તકમાં અમુક અંશે અદા કરેલી જણાય છે. વળી આ પુસ્તકની બધી વાતો મૌલિક છે એ તેની બીજી વિશેષતા. કેટલીક તો બનેલી ઘટનાઓ પરથી ઉપજાવી કાઢેલી છે. ભાષામાં ઓજસ્ છે. વાક્યરચના શુધ્ધ રીતે લખાયેલા સંસ્કૃત શબ્દોના ભંડોળવાળી હોવા છતાં ક્લિષ્ટ તો નથી જ. આપણા હાલના વાર્તા સાહિત્યમાં આ પુસ્તકને અવશ્ય સ્થાન ઘટે એવું એકંદરે આ પુસ્તક છે. છપાઇ આદિ સ્વચ્છ છે. મુલ્ય રૂા. ૦ાા લેશ પણ વધારે પડતું નથી.



# જાપાની લગ્નગીત

અનુવાદક — ૧. ધીરજરામ દયાશંકર વ્યાસ

[ નોંધ: લગ્ન બાદ પુત્રીને વોળાવતી વખતે સાસરીયાંમાં કેમ વર્તવું, સસરા, જેઠ ઇત્યા મર્યાદા કેમ અને કેટલી પાળવી તેની શિક્ષા આપતું લગ્નગીત 'બેડી ડાહ્યા થઈ રહેજો' આ પીયરપક્ષની સ્ત્રીઓ ગાય છે. જાપાનમા પણ એવી જ પ્રેરક ભાવનાવાળા ગીત દ્વારા પુત્રીને શિખામણો આપવામાં આવે છે

જાપાની ગીતમાં વિશેષતા એ છે કે પતિવશકરણના વહેમોથી દૂર રહેવા, સાચી મે.ળત રાખ ઝીણાં રંગબેરંગી વસ્ત્રોથી નહિ મોહનાર્થ મર્યાદા જાળવાય તે । સ્વચ્છ સાદા વસ્ત્રો પહેરવા; ગૃહ વ્યવસ્થાપૂર્વક અને કરકસરથી ચલાવવા; યૌવનમદ હવે રસ્તે હેરે તેવો હોવાથી એ નવયૌવન સાથે ઠઠ્ઠા-મશ્કરીમાં નહિ ભળતાં સંસ્કારી મોઢાઓનો સહવાસ સેવવા શિખામણો આપેલી સૌથી વધુ ઉપયોગી શિખ તો ધનિક યા સત્તાધારી પિતાની પુત્રી હોવા છતાં એવી મગરૂરી નહિ રાખવ એટલું જ નહિ પણ માવતરના ઘરની એવી અભિમાની વાતો પણ નહિ કરવાની છે.

જાપાનનું ગીત ઉન્નત, ભાવવાહી અને પુત્રીઓને આદર્શ ગૃહિણીઓ બનાવનાર હોવાથી ગુજ લગ્નગીતોમાં સંઘરવા લાયક છે. લગ્નગીતોના રાગમાં જો એ રચવામાં આવે તો સ્ત્રીઓ એને વધાવી લ્યે હિંદુ સાસરીયાંમાં વહુને જ ઠપકો આપવાનો, ધધડવવાનો નિષ્ઠુર રિવાજ છે બદલે જાપાનની જેમ પુત્રીઓને શિખામણ અપાતી હોય તો સમાજમાં સુધારો થઇ જાય; સાસુ-વહુનો નિંદ્ય સંબંધ બંધ પડે. સૌથી પ્રથમ જ જાપાની સ્ત્રીઓ પુત્રીને કહે છે 'બહે આજે તું દીકરી મટીને વહુ થાય છે' પછી કુલવધુનાં લક્ષણો કહે છે. અંગ્રેજીમાં ઉતારાયેલાં વળામણાંનાં ગીત ઉપરથી આ નીચે ગુજરાતી સંયોજન આપ્યું છે ]

—હરિગીત—

ત્યજી લાડ પુત્રીપદ તણાં, વધૂપદ વિષે તું જાય છે;
સાસુ-શ્વસુર તારાં હવે માબાપ તુલ્ય મનાય લે

આજ્ઞા અમારી પુત્રી તું પાળી રહી'તી પ્રાતથી,
નિજ શ્વસુર કેરી પાળજે બેટી, હવે સુચિત્તથી

તુજ સ્વામી સાચો દેવ છે, આદેશ એનો પાળજે;
વળી વિનય ને ઔદાર્યથી અભિયુક્ત જીવન ગાળજે.

તુજ સાસરાના સંઘમાં તું વિનયવાળી થઈ રહે
ને આપતાં ઠપકો કદી તો શાન્ત થઈને તુ સહે.

દિલ દુખાવીશ ના કદી ઓ પુત્રી ! ત્હારા સ્નાણુનું
પણ બની રે'જે પાત્ર તેના પ્રેમ ને સન્માનનુ.

જો રોષ પતિ સેવે કદિ તો મૌન ત્હારે સેવવું,
મધુરાં સુધા સમ વાકયથી સમજણ તણું જળ રેડવું.

વાતે બહુ ના વળગતી, જૂઠું કદી ના બોલતી;
નિંદા ન કરતી અન્યની, આનંદમાં રહે ડોલતી.

લુચ્ચા-લફંગા ઠાગરાશી, ભાગ્ય જોતા જોશીઓ,
કામણ-ટૂમણ કરતી ફરે છે ડાકિની શી ડોશીઓ.

ફસતી નહિ તું વ્હાલી ! એવા ઢોંગીઓના ફંદમાં;
વળી વ્હેમઘેલી મૂર્ખ ત્હારી સહીયરોના છંદમાં.

સાવધ રહેજે સર્વદા ગૃહકાર્યમાં, નિયમિત થવું,
'કરકસર ને સારી વ્યવસ્થા' લક્ષ્ય સાચું સમજવું.

ફાંકો ન ધરજે તું કદી તુજ પિતૃના અધિકારનો,
ઉચ્ચાર ના કરજે પીયરના સુખદ શ્રીભંડારનો.

યૌવન ખરે બેમાર છે, દુઃસંગતિ ના સેવવી
પણ પ્રૌઢ ડાહ્યાં સજ્જનોનો સાથ હેતે સેવવી.

સુસ્વચ્છ સાદાં વસ્ત્રથી મરજાદ સેવો હેતથી,
રંગીન ભભકાદાર કેરી મોહિનીને ટાળવી






લેખક.—રા રા. મોહનલાલ મણિલાલ શેઠ

બાર મહિને ચાર રૂપીઆ અને ખાવા-પીવાના કનિષ્ઠ સ્થાનેથી, દર મહિને ચાર રૂપીયા, ખાવુંપીવું અને કપડાના ઉચ્ચ અધિકારને સ્વબળથી પ્રાપ્ત કરનાર ઉમીઆશંકર મહારાજના સંપર્કમાં હું આવ્યો ત્યારે જ મ્હને બહુરત્ના વસુંધરાના સત્યની ઝાંખી થઇ. ઉમીઆશંકર જેવી પ્રતિભાશાળી વ્યક્તિ, Geniusે, આવા સુધરેલા જમાનામાં પણ પ્રકાશમાન કેમ નહિ થઇ હોય એ પ્રશ્નથી હું રાતદિવસ સંશયદોલા ઉપર હીંચકા કરૂં છું. આવું અગાધ જ્ઞાન અને આવી અલમસ્ત કાયા ધરાવનાર ઉમીઆશંકર જેવો વિરલો, જો કોઇ "રસોઇયા વિદ્યાલય" સ્થપાય અને રસોઇઆઓની પરીક્ષા લે તો નિઃશંક પાકશાસ્ત્રાચાર્ય, પાકવિધિવિશારદ કે પાકપણ્ડિત શિરોમણિની ઉપાધિ મેળવ્યા વિના રહે નહિ, પણ બેકદર હિંદુસ્થાન! એ વાત જ જવા દો ને!

પેલાં કેટલાક વર્ષોના ઉમીઆશંકર મહારાજ સાથેના ગાઢ સહવાસને લીધે મેં રસોઇવિષયક ઘણું નવીન જ્ઞાન મેળવ્યું છે. રસોડાના પાટલા ઉપર બેઠાં બેઠાં એ સજ્જન સાથે કરેલા ઘણા વાર્તાલાપ પછી, હિંદુસ્થાનનું પાકશાસ્ત્ર કેટલું પછાત છે તે હું સમજવા લાગ્યો છું. હિંદુ પાકશાસ્ત્રીઓની બેહદ ખામીઓ એ મહાશયે મ્હને બતાવી છે અને પોતે પણ તે ઉપર પુસ્તકો લખવાનો ઇરાદો હજારો વાર જાહેર કર્યો છે, પરંતુ લાચાર! અક્ષરજ્ઞાન અને ઉમીઆશંકરને હંમેશનું વેર છે. તે નિરક્ષર રહ્યા છે. એટલે મિત્રભાવે પ્રેરાઇને એક "નવું પાકશાસ્ત્ર" નામક પુસ્તક રચવાનું ભગીરથ કાર્ય મ્હેં માથે લીધું છે ચરોતરના મરઘ.ભાઇ પટેલ આઇ. સી. એસ. થવા વિલાયત ગયા ત્યારે ઉમીઆશંકરે પણ પાકશાસ્ત્રી તરીકે ત્હેમની સાથે પ્રયાણ કર્યું હતું, તેથી તેઓ વિલાયતના પાકશાસ્ત્રની વિવિધ શાખાઓમાં પણ જાજ્વલ્યમાન થઇ રહ્યા છે—બગલાઓમાં હંસ શોભે તેમ. આ સત્યની પ્રતીતિ પુસ્તક વાંચતા જ ત્હમને થઇ જશે.

અમારા આ બહાર પડનાર પુસ્તકમાં જેટલું સારૂં છે તેટલું બધું એ ઉપરોક્ત શાસ્ત્રીજીને જ આભારી છે. લેખકે તો માત્ર એ મહાગુરૂના શ્રીમુખેથી જે વચનામૃતો ઝર્યાં તે આ પુસ્તકરૂપી પાત્રમાં એકઠાં કરવાનું જ કામ કર્યું છે, એટલે સાદી ભાષામાં, માત્ર તફડંચી સિવાય બીજું કંઇ કર્યું નથી.

સૂર્યને "મ્હારામાં પ્રકાશ છે; હું આવો છું ને હું તેવો છું," એમ લોકોને કહેવા જવાની જરૂર પડતી નથી. અમારૂં આ અમુલ્ય પુસ્તક જે પ્રસિધ્ધ થશે ત્હેના સંબંધમાં પણ આત્મશ્લાઘાના ભયથી અમે કંઇ બોલવાની આવશ્યકતા જોતા નથી. એ તો પુસ્તક મુદ્રણાલયમાથી નીકળી, બટારામાં ખડકાઇને બજારમાં આવતું હશે તે દરમ્યાનમાં જ લોકો ખટારા ઉપર પડાપડી કરવા મંડી જશે એમ અમે અત્યારથી નિર્ણયપૂર્વક કહી શકીએ છીએ. કેટલાક તો કહે છે કે સરકાર આવાં પુસ્તકો બહાર પડવા દેશે તો બીજે દિવસે ભીખ માગશે. એટલે કે સરકાર પણ ત્હેની મહત્તાથી અંજાઇ જઇ આ પુસ્તક જપ્ત કરે એવો સંભવ છે. અગાઉથી ગ્રાહક તરિકે નામ નહિં નોંધાવનાર દુર્ભાગી આત્માઓની અમે દયા જ ખાઇએ છીએ.

આ સુંદર ગ્રંથના આરંભમાં પાકશાસ્ત્રી થવાનો કોને કોને અધિકાર છે તે વિષે સંક્ષિપ્તમાં વર્ણન કરેલું છે. ત્હેનો અમુક ભાગ નીચે આપવો અસ્થાને નહિં જ ગણાય:—

"એક બે કરોડ ચોપડીઓ વાંચ્યા વિના અને "હું જ ડાહ્યો છું," એમ માની લઇ જક્કી ઘેટું બન્યા વિના જેમ સાક્ષર બની શકાતું નથી; નિરપરાધી અને ઉગતા લેખકો ઉપર દોડદોડમાં ચર્ચાપત્થરો ફેંક્યા વિના જેમ ટીકાકાર બની શકતું નથી અને સંતાડી મેલું દૂધ ગટગટાવી ગયા વિના જેમ બીલ્લી બની શકાતું નથી તેમ અનેક સ્થળોએ અનેક વાનીઓ અને પાક બનાવી અનેક શેઠને સંતુષ્ટ કર્યા વિના અથવા બની શકે તો પજવ્યા વિના, પાકશાસ્ત્રી બની શકાતું નથી.

'હમણાં તો પાકશાસ્ત્રી ગમે તે માણસ બની બેસે છે. પણ પાકશાસ્ત્રી થવાને ખાસ હકદાર કોણ છે? જુવો, ભટજી ભોજનાચાર્ય શું કહે છે?

**पाकशास्त्री द्विजो वै स्यात्**
**नैव कुणबी कदाचन ॥**

અર્થાત્ બ્રાહ્મણ જ રસોઇઓ બની શકે છે, કણબી કદાપિ બની શકતો નથી. આજ કાલ ઘણા ક્ષુધાશાંતિ–ગૃહોમાં કણબી કે બ્રહ્મભટ્ટ ઉપવીત અડાવીને ઝટ લઇને બ્રાહ્મણ પાકશાસ્ત્રી તરિકે પોતાને ઓળખાવે છે. પરંતુ કણબીને તો ભણવાની પણ મનાઇ છે, કારણ કે "ભણો કણબી કુટુંબ બોળે." આવી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લેતાં કણબીને જનોઇ પહેરી ભૂદેવપદ પ્રાપ્ત કરતાં અટકાવવો જોઇએ.

પુસ્તકની પ્રસ્તાવના તૈયાર કરવામાં કેટલો પરિશ્રમ લેવો પડયો હશે તે ઉપરનું વિદ્વત્તા ભર્યું લખાણ વાંચી આપને જણાયું હશે. વધારામાં અમે દરેક શાક તથા વાનીઓ ઇત્યાદિની ઐતિહાસિક ઉત્પત્તિ, સાહિત્યવિષયક વ્યુત્પત્તિ વગેરે છૂટથી વર્ણવ્યાં છે. સ્થળ સંકોચને લીધે વધુ નહિં લખતાં અમે અમારા પુસ્તકનાં કેટલાંક પ્રકરણો ટુંકમાં આપની પાસે રજુ કરવાની પરવાનગી લઇએ છીએ. જુવો, પહેલું પ્રકરણ:—

## પ્રકરણ ૧
## રોટલી

વ્યુત્પત્તિ:—રોટલી શબ્દની વ્યુત્પત્તિ ઘણી જ રસમય છે. 'રોટલી' એ મૂળ સંસ્કૃત શબ્દ लोटरीનું અપભ્રંશ છે. लोटरी=लोट करी વેદમાં રીનો અર્થ

પાણી થાય છે તેથી લોટરીનો અર્થ લોટ કરી=લોટ+પાણી એટલે લોટ તથા પાણીના મિશ્રણથી આપણા આર્યો જે બળવર્ધક પદાર્થ તૈયાર કરતા તે. લૉટરીની ટીકીટો વેચવામાં આવે છે તે શબ્દ પણ આ શબ્દને આધારે યોજાયો છે. રોટલીથી જેમ સુખ અને સામર્થ્યની વૃધ્ધિ થાય છે, તેમ લૉટરીથી નસીબનું ચક્કર ફરી જતાં મનુષ્ય સ્વર્ગલોકની પ્રાપ્તિ કરે છે. इति श्री उमीआशंकर।

ઇતિહાસ :–રોટલી હનુમાનજીના વખતમાં વપરાતી હતી નહિં. તે સમયમાં તો લીલાં અંજીર અને અયોધ્યાની કુલફી મલાઇ લોકોને ઘણાં પ્રિય હતાં એમ કોઇ પણ જૂનો ઇતિહાસ જોતાં સમજાશે. તુલસીદાસ જો કે આ મતનું ખંડન કરે છે, પણ તે વિરોધ બીનપાયાદાર છે.

રોટલી દાખલ કરનાર પ્રથમ પુરૂષ મનુ હતા. ત્હેમને રોટલી અત્યંત પ્રિય હતી. શાક ન હોય તો તે ચલાવી લેત, પણ રોટલી ન હોય તો ત્હેમનો આખો દિવસ વ્યર્થ જતો. એ તો પછી ન છૂટકે લખવા બેસે, પણ મનુસ્મૃતિનો એક શ્લોક લખતાં ત્હેમનો બિચારાનો જીવ તાળવે આવી જતો. આ સંબંધમાં કોઇ પણ વિદ્વાનો એકમત થયા જ નથી. આ ચર્ચામાં એક બીજાના હાડકાં રંગાયા સિવાય બીજું પરિણામ આવ્યું નથી. એ ચર્ચા સાથે આ પુસ્તકને સંબંધ નથી તેથી ત્હેને બંધ કરી આગળ ચાલીએ છીએ.

કેટલાક સુધારા—હિંદુસ્થાનમાં નવીનતા ઉત્પન્ન કરનાર માણસોનો બહુ ભયાનક દુષ્કાળ છે. એક રસ્તે જ આંખો મીંચીને ચાલ્યું તે ચાલ્યું જ ! હાલની એક પછી એક છૂટી છૂટી રોટલી બનાવવાની રીત ઘણી અણઘડ, અગવડભરેલી અને ઘણો સમય લેનારી છે. આમ એક પછી એક વણીને રોટલી તૈયાર કરવાને બદલે એક સાથે પાંચસો કે હજાર નંગ તૈયાર થાય એવી યોજના રાખવામાં આવે તો કેટલી મહેનત બચી જાય ? હિંદુસ્થાનના લાભાર્થે અમે એક એવી યોજના રજુ કરીએ છીએ :—

એક વીસ ફીટ લાંબું અને વીસ ફીટ પહોળું મજબુત ટેબલ કરાવો. ત્યાર પછી એક મણ કે બે મણ કણક તૈયાર કરો અને ત્હેને ઉપરોક્ત ટેબલની મધ્યમાં મૂકો. કણકને હથોડાથી સારી પેઠે ટીપેલી હોવી જોઇએ. હવે મ્યુનિસિપાલિટીના રસ્તા ઉપર ફરે છે તેવું, પરંતુ તેથી ઘણાં જ ન્હાના કદનું, એક સ્ટીમ રોલર મંગાવો અને ટેબલ પર મૂકેલી કણક ઉપર ત્હેને ચાલતું કરી દો. જોયો સપાટો ? બસ રોલરે બે ચાર આંટા માર્યા કે બધી યે કણક આખા ટેબલ ઉપર કેવી સરખી પથરાઇ ગઇ ! હવે જાણે ત્હમારી પાસે એકવીસ ફીટ પહોળી અને વીસ ફીટ લાંબી રોટલી તૈયાર થઇ ગઇ, પણ ત્હમારે તો ન્હાની ન્હાની રોટલી જોઇએ. વારૂ એક કંપાસ, અરે કંઇ નહિં તો છેવટે ત્રણ ઇંચના ઘેરાવાવાળી એક વાડકી લો અને ત્હેનાથી એ ગંજાવર રોટલી ઉપર ગોળ અને સરખા કાપા પાડી નાખો. ઓછામાં ઓછી ચાર સો રોટલી આ યોજનાથી એક સાથે બનાવી શકાશે.

વળી બધી રોટલી કંઇ ગોળ જ હોવી જોઇએ એવો કોઇએ કાયદો કર્યો નથી. બધી પીપરમીંટ કે બધાં બીસ્કીટ પણ એકલાં ગોળાકાર જ આવતાં નથી. ચતુષ્કોણ, ષટ કોણ, અષ્ટકોણ, લંબગોળ, ચોરસ, એમ ઘણી જાતની રોટલી બનાવી શકાય. પરંતુ ત્હેને માટે જુદી જુદી ડીઝાઇનોના બ્લોકનો જ્હોટો જથ્થો કંસારા પાસે આગળથી તૈયાર કરાવી રાખવો જોઇએ.

ધારો કે ફળદ્રુપ ભેજાનાં હોવાથી ત્હમે આવી રીતે ચારસો રોટલી તૈયાર કરી. પણ તે બધીને એક સાથે શેકવાને શું ગોઠવણ કરી ? ગભરાતા નહિ. અમે તે વિષે પણ ત્રણ

અગાવાડીમાં વિચાર કર્યો છે અને હમારે માટે યુક્તિ શોધી કહાડી છે. કહે છે કે અકબર બાદશાહના દરબારમાં સંગીતના ઉસ્તાદ તાનસેન મીયા જ્યારે દ્રુપદ રાગ ગતા ત્યારે હેમનું શરીર એવું તો ગરમ થઇ જતું કે તે ઉપર લોકો ચણા શેકી શકતા. હમારે પણ એક આવો માણસ શોધી કહાડવો પડશે. ખચીત, મુશ્કેલી તો જડશે જ, પણ "રણુ તો ધીરાનું ધીરનુ" એ સુત્રને હમારે વળગી રહેવું પડશે. આવો એક માણસ શોધી કહાડી, રસોડાનાં બારણાં બંધ કરી, તે ઉસ્તાદ પાસે હમારે દ્રુપદ ગવડાવવો અને ગાતાં ગાતાં ટેબલ ઉપર આળોટતા જાય એવી સુચના આપી દેવી. પરિણામ વિષે શક લાવવા જેવું હોય જ નહિં. બધી રોટલી શેકાઇ જશે

---

## પ્રકરણ ૨જું
### ઢોકળી

વ્યુત્પત્તિ:—ઢોકળી શબ્દ સંસ્કૃત ढकरी નું અપભ્રંશ છે એમ વ્યાકરણના પંડિતો કહે છે. ढकरी=ढम्+करी અર્થાત્ જે ચીજનો વધારે પ્રમાણમા આહાર કરવામાં આવે તો પેટમા ढम् ढम् એવો નગારા જેવો અવાજ કરી એટલે કરે છે. ભાષાશાસ્ત્રીઓ શબ્દોની યોજનામાં પણ કેવું ચાતુર્ય વાપરે છે તે આથી સ્પષ્ટ થાય છે. આ શબ્દથી એમ સુચિત થાય છે કે આ વસ્તુનો ઉપયોગ કરતાં પહેલા ખુબ સાવચેત રહેવું.

બનાવવાની રીત:—ઢોકળી બનાવવા માટે પચાસ તોલા મઉ તથા ચણાનો લોટ લેવો, અને હેમાં પચાસ તોલા વરસાદનું પાણી ઉમેરવું. જો ધમધમાટ બનાવવી હોય તો આ મિશ્રણમાં ત્રીસ તોલા સહસ્રપુરીક ગોળીક મેળવવી. પરંતુ આ ચીજનો ફાયદો એટલો જ છે કે તે પેટમાં ભરા પછી સોનાપુર કે દુધેશ્વર સુધી થાકયા વિના દોડી શકે એવા ડાઘુની જરૂર પડે છે.

ઢેકળીને સ્વાદિષ્ઠ બનાવવી હોય તો હેમાં દસ તોલા શરબતે અનાર નાંખવો. આથી ઢોકળી ઉપર સુંદર ગુલાબી રંગ આવે છે અને હેના ગુલાબી રંગને લીધે જેમ બાળકો "બાલામૃત હોંશથી પીએ છે," તેમ કવિઓ આ ગુલાબી ઢોકળી હોંશથી જેમ છે, તથા કોકાં ખાતા ખાતા કાવ્ય પ્રદેશમાં સનમની લહેરમાં ઉડવા માંડે છે.

જે લોકો કામ કરવામાં આળસ કરતા હોય તેવાઓને આ ઢોકળીમાં ત્રીસ તોલા મરચાંનો રસ આપવો.

---

## પ્રકરણ ૩
### પુરી.

ઇરાનના મહાન ઇતિહાસકારોના મત તપાસતાં જણાય છે કે ચૌદમા સૈકામાં ઇરાનની પ્રજા પાકશાસ્ત્રમાં ઘણી આગળ વધેલી હતી નહિ. અબુલફઝલ કંઇ લખી ગયા છે કે તે સમયમાં ઇરાનના ઘરમાં એક પણ રસોડું જોવામાં આવતું ન હતું. માણસો મકાન ભાડે લેવા જતા ત્યારે "રસોડું કયાં છે ?" એ પ્રશ્ન પૂછવાની તસ્દી હેમને લેવી પડતી નહિં. અંગ્રેજ ઇતિહાસકારો કહે છે કે ઇરાનીઓ રસોઇમાં પ્રગતિ ન કરી શકયા હેનું ખાસ કારણ એ હતું કે એ લોકો તરબુચ અને આલુ ખાઇને જ ખુશ ખુશ થઇ જતા અને તે કારણથી કોઇ પણ જાતની રસોઇ કરવાની હેમને ફરજ નહિ પડતી.

પુરીની સાહિત્યવિષયક વ્યુત્પત્તિ તથા ઇતિહાસવિષયક ઉત્પત્તિ:—ઇરાનના બાદશાહ નાદીરશાહે હેના સેક્રેટરી ઓફ સ્ટેટના કહેવાથી, હેને સળેખમ અને એકસો ૭ ડીગ્રી તાવ હોવા છતાં મિસર ઉપર અચાનક હલ્લો કર્યો. ત્યાંથી તે પાછો ફર્યો ત્યારે પોતાની સાથે ત્રીસ બકરાગાડી ભરીને જવાહિર અને

મિસરના રાજા તિરમારખાનમની કુંવરી લેતો આવ્યો. ઇરાનમાં ત્હેણે તે શાહજાદી સાથે ભારે દબદબાથી લગ્ન કર્યા. એ શાહજાદીનું નામ પુલી હતું. ( મિસરની ભાષામાં પુલીનો અર્થ ઘણું ખરૂ લાવણ્યવતી થાય છે )

નદીરશાહે ત્હેના દાદાના તેરમાના દિવસે દરબારીઓને ઉજાણી આપી હતી. ત્હેમાં બધા માણસો ખચર બચ્ચર કરીને તરબુચની ચીરીઓ ચબ્યા કરતા હતા તે શાહજાદી પુલીએ જનાનખાનામાંથી જોયું. ઇરાનના લોકો ઉપર ત્હેને દયા આવી. શાહજાદીએ બાંદીને બોલાવી તાવડીમા તરત જ એક મસાલાદાર વસ્તુ તળી કાઢી અને ગુલામ સાથે તે વાની બાદશાહ સમક્ષ મોકલી. બાદશાહ તો એ વાની જોઇ અત્યંત હેરખાઇ ગયો અને ત્હેમણે ગુલામને પૂછ્યું.

"યહ કોનને ઇધર ભેજા ?"

'પુલીજાનને બનવાયા ઔર યહાં ભેજા, જહાંપનાહ!' ગુલામે કહ્યું.

જહાંપનાહે ખુશ થઇને બીજો ટુકડો પોતાના મ્હોંમા પધરાવ્યો અને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. પોતાની દીલરૂબાના હસ્તેથી મળેલી એ વાનીનું નામ, તે શાહજાદીના નામ ઉપરથી, બાદશાહ સલામતે 'પુલી' રાખ્યું.

બાદશાહે દરબારીઓ માટે બીજી પુલીઓ મંગાવી. દરબારીઓ પણ તે ચાખી ગાંડાતુર થઇ ગયા. ત્હેમણે બાદશાહને પૂછ્યું, 'પરવરદીગાર ! યહ ચીઝકા નામ ક્યા હય ?" બાદશાહના મ્હોંમાં આ સમયે આલુ ભરેલાં હતાં તેથી પુલી બોલવાને બદલે ત્હેણે કહ્યું, "ઇસકો પુલી બોલતા હય." ઇરાનમાં ત્યારથી ત્હેને "પુલી" કહેવામાં આવે છે.

પુલી હિંદુસ્થાનમાં દાખલ કરવાનું માન, ખરૂં કહિએ તો, મેગેસ્થીનીસને ઘટે છે. ગુજરાતી પ્રજા કોમળ હોવાથી પુલીને 'પુરી' કહે છે. મેગેસ્થીનીસ કહે છે, "હું જે પુરી ઇરાનમાં જમતો હતો તે દરેક પુરી વજનમાં ચાર શેરથી પાંચ શેર સુધીની હશે. ત્હેમાં જાયફળનો વિશેષ ઉપયોગ કરવામાં આવતો."

ઉપરને હિસાબે તો ઇરાનની પુરી આપણી હાલની પુરીની માતામહી કહેવાય. તે લોકો જાયફળ વિશેષ વાપરતા ત્હેનું ખરૂં કારણ તો એ હોવું જોઇએ કે ઇરાનના લોકો સ્વભાવમાં બહુ કડક હોય છે. વાત વાતમાં દશ પંદર માણસને યમસદનમા મોકલી દે. આવા મગજના સમતોલપણા માટે તેઓ અનેક ઉપાયો કામે લગાડતા હોવા જોઇએ. ગુજરાત માટે પુરીમાં જાયફળ નાખવું એ જરા વિચારીને પગલું ભરવા જેવું છે. ત્હેને માટે તો મીઠું, હળદર અને ઘી બહુ ઉત્તમ મસાલા છે."

સાગરમાંથી ચકલીપાઇ ચાંચમાં પાણી લે તેટલું જ લખાણ અમારા દળદાર ગ્રંથમાંથી ત્હમારી પાસે રજુ કરવાની અમે રજા લીધી છે ફક્ત ઉપરના ભાગ ઉપરથી જ, અમારા પુસ્તકમાં કેવાં શાસ્ત્રીય, અને મનોહર વિવેચનો હશે, કેવી કેવી શ્રમસિધ્ધ વ્યુત્પત્તિઓ હશે અને કેવો રસભર્યો ઇતિહાસ હશે ત્હેનો નજીવો ખ્યાલ બાંધી શકશો. અમારૂં પુસ્તક એક માસમાં બહાર પડશે.

ઉપરોક્ત ગ્રંથમાં, પહેલે પાને જ, અનેક શુભોપમા લાયક, પ્રાતઃસ્મરણીય પાકશાસ્ત્રીજી શ્રી ઉમીઆશંકર મહારાજની એક સુંદર તસ્વીર મૂકવાની સૂચના કેટલાક મિત્રો તથા ત્હેમના હિતેચ્છુઓ તરફથી થઇ હતી. પરંતુ અનેકવાર આગ્રહ કર્યા છતાં, ત્હેમની લાક્ષણિક નમ્રતા સાથે, શ્રી ઉમીઆશંકરે અનિચ્છા જ દર્શાવી છે અને વધુ નવાઇની વાત તો એ છે કે ચારગણા પૈસા આપવા છતાં, અમદાવાદનો કોઇ પણ ફોટોગ્રાફર શ્રી ઉમીયાશંકર ભટ્ટની તસ્વીર પાડી આપવાની ચોકખી ના પાડે છે.

( સંપૂર્ણ )

# પર્ણ વિંધન

લેખક :—રા. રા. નૌતમકાન્ત જે. સાહિત્યવિલાસી.

[ આચાર્ય દ્રોણના આશ્રમમાં સર્વ શિષ્યો તત્પર થઇ ઉભેલા દેખાય છે, ને ગુરૂજી શી આજ્ઞા કરે છે તે સાંભળવાને ઇન્તેજાર જણાય છે ]

### વસંતતિલકા

બિછાવી આસન ઉંચા અભરે અરૂણ,
બેસાડતો કનક પાટ પરે તરૂણ
સોનેરી સિંચન થતાં પૃથિવી પ્રકાશે
ઉભા ધનુર્ધર બધા ઉર એક આશે.
આજ્ઞા કરો પ્રભુ યુધિષ્ઠિર એમ બોલે
શિષ્યો ધરી શર કલા નિજ સોલ ખોલે
ખેંચી કમાન કરથી ગુરૂને પ્રભાવે
શિષ્યો ક્રમેક્રમ વસી વીરતા બતાવે.

### જી. વૃ.

દુર્યોધન ભરાય રોષે સાંભળી
યુધિષ્ઠિર પ્રતિ ગુરૂના બોલથી
વિશેખ ઉપજંત નુસ્સો ક્રોધથી
તેથી ઝરત લાલ બિંદુ નેનથી.

[ દ્રોણુ શિષ્યોની સામર્થ્યપરિક્ષા કરવા માટે યોજના બનાવતા દેખાય છે ને સમીપ પડેલા માટીના ઢગ તરફ હસ્ત લંબાવે છે.]

### શાર્દુલવિક્રીડિત

આજે આ મૃત્તિકા તણો ઘટ બનાવી મંત્રથી વારિને
રેડી એ જ અપક્વમાં ગગનમાં બાણે કરી મૂકીને
વીંધે જે શર એકથી તરુ તણા પર્ણો બધાં ને પછી
ઉતારે ઘટ છત્રને ગગનથી નીચે શરેથી ફરી.

### વસંતતિલકા

તે શિષ્યના શરપણે ઉર હાસ્ય પામું
મ તોય હું મુજ મને પણ એથી માનું

જે શિષ્ય કાર્ય પુરતું કરીને બતાવે
તેના વડે મુજ ઉરે અભિમાન આવે.

ઉપજાતિ

**દુર્યોધન :** એવું કદીએ બનતું હશે કે?
વિભાવરી સૂર્ય વરી શકે કે?
ચંદ્રા છતાં કોઇ અમાસ કે'શે?
એવી કસોટી થતી શું હશે કે?

વસંતતિલકા

**અર્જુન :** આજ્ઞા કરે પ્રભુ મને તરુ પર્ણ વિંધું
ઉંચે, અપક્વ ઘટ વારિ ભર્યો કરાઉં
પાછો ઉતારું શરથી લઇ જીવનો ને
આપું પ્રમાણ કરી સિધ્ધ સહુ વીરોને

ઉપજાતિ

**દુર્યોધન :** જો કાર્ય સિધ્ધી કરી ના શકે તો?
સંધાન તાકે કદિ તું ચુકે તો?
શી મારનો ગર્ત સમીપ મારી
કે નાસિકાને લઉં હું સમારી?

ગાથા

પછી ધનંજયે લીધા વિના શરત એ કબુલીને
પછી ચાપ ચડાવી વિદ્યા મંત્રો ભણીભણી તેણે.

ઈન્દુ છંદ

શિતલ સુધા મુખડે ઝરે!
પણછ ધરી પ્રભુતા ભરે!
હૃદય થકી ગુરુજી સ્મરે!
અરજુન શો ધનુને ધરે!

ઉપજાતિ

બ્રહ્માંડ કંપે શરસાધનાએ
વેગે લઈ એ ઘટ બાણ જાયે
વિંધ્યા પછી પર્ણ તરુ તણાને
પાછું ભરાયું શર મૂળ સ્થાને.

[ દ્રોણાચાર્ય અર્જુન પર પ્રસન્ન થાય છે.]

### વસંતતિલકા

દ્રોણુ: શક્તિ વરો તુજ કરે શરનીર કેરી
પામો અને સતત દ્રોણ તણી અનેરી
સો દ્રોણની અતુલ શક્તિ સમર્થ એવો
વીરેન્દ્ર તું થઇ અને વિજયે વિરાજે

[ કર્ણ ક્રોધે ભરાય છે નયનમાં અંગાર વસેલા દેખાય છે.]

### વસંતતિલકા

કર્ણ: જો જે ગુરૂ કરણ આ, તુજ પાર્થથીયે
પામી અપૂર્વ શૂરતા ફરી અત્ર આવે,
ઝાંખી કરે તુજ પ્રભા પુર જ્યોત ધારી
રે! દ્રોણ! પાર્થ! વિહરજો વીરતા વિચારી.

દુર્યોધન: હો ધન્ય તુજને વીર લક્ષ કોટી.
ભીમ: શાબ્દિક આ શેખી જણાય ખોટી.

### ઉપજાતિ

ક્રોધે ભર્યો કર્ણ વિચાર થાય,
નેને વસેલા તનમાં જણાય
દેખાય ક્રોધી વદનેથી લાલ
જાણે ભરેલો શરીરે ગુલાલ.

### ઉપજાતિ

કર્ણ: આ હસ્તિનાપુર તજું હવે તો
સત્તા વિના કેમ વસું હવે તો
પાછો હવે રાજ્ય વરેલ આજ
ત્યારે મનેશું કરતો ઝગારા

[ ઊંચી નિરઝાળુકન દ્રષ્ટિ ફેંકી કર્ણ ત્યાંથી ક્રોધયુક્ત વદને વિદાય થાય છે ]

— સંપૂર્ણ —




( ૧ )

મહાલક્ષ્મી સૌંદર્યે સાક્ષાત્ લક્ષ્મી કુલિન કુલની, સાખવાળા શ્રીમંત કુટુમ્બની. સૃજનજૂની વિધાત્રીનો ચંચલ અંગુલિસ્પર્શ એને પણ થયા વિના ન રહ્યો; એનું જીવન પણ વેડફાઇ ગયું : ક્રૂરતાથી જાણીતું થયું.

મહાલક્ષ્મી ને રજની એક જ મહોલ્લાનાં: એકજ દિવસે પૃથ્વીમાં પ્રગટેલાં. પ્રાતઃકાલે સવિતાના આછા ઉજાસે એ રકતરંગી મહાલયના શયનમંદિરે, ગૃહદેવીને જનનીપદના જાદુઇ દંડથી સ્પર્શવાં મહાલક્ષ્મી સંસારમાં અવતરી : મનુષ્યપ્રેમની ચિંગારી કરતાં વિજળીની ચમકારમંજરી લાગી. ભકુતી આયાની ધંધાદારી સંભાળમાં, જવાહીરથી ઝમકતી જનનીના નૈસર્ગિક વાત્સલ્યમાં, મહાલક્ષ્મીનું કૌમારકુસુમ ખિલી રહ્યું

રવિકરના સન્ધ્યાસૂચક રશ્મિસ્પર્શથી અમ્બરપટનો ઘેરો રક્તરંગી શરમશેરડો આછેરો થયો. સૃષ્ટિમાં શ્યામતા છવાઇ; એ જ ક્ષણે, એ જ રાતા મહાલયની પછીતે, માટીના ઝુંપડાંમાં ચીંથરેહાલ દશામાં, રવિન્દ્રની ચોથી પુત્રી રજનીનો જન્મ થયો. એની માતાને શૃંગારમાં માત્ર એક જ સુવર્ણકંકણની જોડ હતી ને તે ય વીસ વર્ષની જૂની. ગરિબ આંગણે ચોથી પુત્રીના જન્મોત્સવે દશીઓ ને આયાની કેટલી યે ધમાલ હોય! ને નવકુસુમ સૌંદર્યકલિ ન હોય તો?—એ પ્રશ્નો અનુત્તર જ સારા.

રજની યે જીવવાની હતી. રસોડામાં ધરણીયે આળોટતી. વિધવા બ્હેન યમુનાના ઉછંગે ઝુલતી. ચીંથરાની ગોદડી પર રૂદનનાં પરાક્રમો આરંભતી. વ્હાલસોયી માતા વારંવાર ખબર કાઢતી: અંગે તો પ્રસ્વેદનાં પાણી છુટતા હોય. શરીરે અટામણ ઉડેલું હોય. રજનીને જરા હાથમાં લે : કુંમળા કંઠે થોડુંક દુધ ઉતારે : પછી રાંધવા પેસે. સન્ધ્યા કાળે તો માતા કે બ્હેન–કોઇએ એની સંભાળ લઇ શકે નહિ. બિચારાંને નવરાસ જ ન મળે સન્ધ્યાના શમતા ઉજાસમાં એ બાલિકા નિદ્રાદેવીને નિવારતી, માંતાના મધુરા આલિંગનનો મીઠો કમ્પ અનુભવવા ઇચ્છે: વ્હાલમયી સ્પર્શથી ચૂમી લેતા અધરદ્વયેથી ઝરતાં હાલરડાંને સાંભળવા ઝંખે.—પણ એવાં ધન્યભાગ્ય ક્યાં? એને એક ન્હાનકડી બ્હેન હતી. આઠ વર્ષની કામિની રજનીને સ્વપ્નભુમિમાં મૂકવા અવારનવાર માતાનું સ્થાન લેતી. પણ અસંતુષ્ટ રજની તો હોઠ ફુલાવતી: ક્રોધ ને નિરાશાથી બરાડતી :

નાજુક સુંવાળા પગે કામિનીને પાછી ધકેલતી: ભૂમિ પર આળોટી સાન્ત્વન શોધવા પ્રયત્ન કરતી. કામિની હેતભર્યે હૈયે ચાંપતી. એ બાલવદનને પોતાના મુખારવિન્દ સાથે દબાવતી: કાલાં ઘેલાં અધુરાં હાલરડાં ગાતી: રીસાયલી પ્રણયિનીના અન્તરમાં વિધુધ્વર-મણીની વિનોદછાયા પ્રસરાવતી.

મહાલક્ષ્મીએ પૃથ્વી પર પગ મૂકયો ત્યારે, હીરાની અણીઓ પણ તેને ખૂંચતી. એને સંભાળવા દાસીઓની દોડધામ થતી. ચાર વર્ષના ગાળામાં ચાર કલાક પણ વસુન્ધરા દેવીને એણે ચરણસ્પર્શ કરવા તક ન્હોતી આપી. સમાન સ્થિતિનો વર મળે એ વધુ ભાગ્યવાન ન લેખાત. સ્વાભાવિક સાંપડયું એમ કહેવાત. વિધાતાને પણ માન ન મળત. એ ચમત્કાર ન મનાત. કદાચ તેથી જ રજનીને સાધન બનાવી વિધાત્રિએ કીર્તિ મેળવવા પ્રયાસ આદર્યો હશે. મનુષ્યોની કૃતઘ્નતાથી એ ચીરપરિચિત હશે. જાદુઇ શકિતઓની સર્વદેશીય માન્યતા વધારવા ભૂતકાળનાં અનેક કાર્યો કરતાં વર્તમાનનું એક જ કાર્ય ચઢી જશે એમ તે નક્કી માનતી.

મહાલક્ષ્મી અને રજની સર્વદા સાથે જ ગામ ગુંદી વળતાં. ઝળહળતી જ્યોતિર્મયી પળોમાં રાત્રિ લજાતી, શરમાતી, દિવસને શ્યામ, ભેદી વાતાવરણે ઘેરવા સમીપ આવતી ત્યારની આનન્દભાવના આ અમરયુગલ નિહાળતાં ય સ્ફુરતી. બાલ્યમાં પણ મહાલક્ષ્મીને માવાની મોહિની લાગી હતી. રજનીથી હંમેશાં આગળ જ ચાલતી. ખુમારીમાં મસ્તક પાછળ નાંખતી. રૂપેરી ઝાંઝરના ઝમકારથી આગમન સૂચવતી. રજની સખીની પાછળ રહેતી. લાવણ્યમયી સહચરીની સોડમાં શ્યામલું જરા શામળું વદન અન્યને બતાવતાં સદા ય શરમાતી. સન્ધ્યાએ સન્ધ્યાએ સુવર્ણ ચંપકના તેઓ હાર બનાવતાં. પુષ્પ વિણવાનું

કામ તો મહાલક્ષ્મીનું જ. કલાનું પ્રદર્શન કરવું ને વખાણ સાંભળવાં એને બહુ જ ગમે. હારના મૃદુ સ્પર્શે ને મીઠી સુગન્ધમાં જ રજની પારિતોષિક મળ્યું માનતી. કામિની કદી રજનીની વેણી ગૂંથવા કરતી તો મહાલક્ષ્મી કહેતી: "રજનીની વેણી ગુંથ. આપણે તો આ છૂટા વાળ જ સારા દેખાય." કામિની જવાબ દેતી: "બહુ સૌન્દર્ય પ્રદર્શન ભયભરેલું: લોકો ઉપાડી જાય." "એવાને પ્રસાદી આપવા મ્હારા સેવકો કયાં મરી ગયા છે" મહાલક્ષ્મી તુરત બોલી ઉઠતી. "હા. બાઇ! હા. તમારે સેવકો હોય. અમે તો ગરીબ. એટલે રજની જાતે જ અંબોડો વાળી લેશે." કામિની પતાવવા જતી. પરન્તુ મહાલખમી એમ છોડે તેમ ન્હોતી, 'અરે! પણ એની બીક જ નથી ને! રજની તો એવી કદરૂપી છે કે એના સ્હામું જ કોઇ ન જૂએ"

લખમીને રજની વિના એક ઘડી પણ ગોઠતું નહિ; પરન્તુ વાને વાને મ્હેણાં માર્યા વિના રહેવાતું નહિ. એક શ્રીમંત પિતાની સુન્દર પુત્રી છે. એવું એને ગુમાન હતું. બિચારી રજની સાદી ને ગરિબ હતી. એ જાણીને જ લક્ષ્મીને સંતોષ ન થતો. જુદી પાડતી રેખાઓ રજનીને ન ગણાવે તો લખમીને ચેન જ ન પડે. નવો પોષાક કે અલંકાર મળતાં જ તે રજની પાસે દોડી જતી. રજની એ વખાણતી: "ઘણાં જ સરસ: મહાલખમી! તું તો મહારાણી જેવી લાગે છે" પરન્તુ આવા ટુંકા માનથી મહા લખમીનું સ્વાભિમાન ન્હોતું સંતોષાતું. રજની પરાજય કબુલે તો જ તેને નિરાંત વળે. વિજયાનંદમાં મસ્ત બનવા ચ્હાતી. એટલે તે ઉમેરતી: "હા, હું મહારાણી જ છું. રજની! ત્હારી પંસે આવો રેશમી પોષાક છે? આવું કંકણ ત્હેં કદી જોયું છે?"

બાલક પાસે પરાજય કબુલાવવો એ કપરું

કાર્ય છે. રજની સીધો જવાબ ન વાળતાં કહેતી : "અત્યારે એની જરૂર નથી : મ્હોટી થઇશ ત્યારે બધું ય ગળી રહેશે"

દુ:ખમાં ડામવા લક્ષ્મી આગળ ભરડતી : "આની કીંમત તું શું ધારે છે ?" રજની કલ્પનાના ઘોડા દૂર દૂર દોડાવી બોલતી ! "દશ રૂપિયા" લક્ષ્મી એથી હસવામાં ભાન ભુલતી. એ ગાજતી "ઓય મા ! કેટલું અજ્ઞાન ? બનારસી સાડી દશ રૂપિયામાં તે આવતી હશે ?" એની સખી એથી શરમાઇ જતી. મ્હોં મરોડી જવાબ વાળતી : "તો હું નથી જાણતી. હું ક્યાં આવી ચીજો લેવા જાઉં છું ?" એટલે લક્ષ્મીને નિરાંત વળતી. ગર્વથી મસ્તક ઉંચકી કહેતી: "હવે કહ્યું તે ખરૂં. આની કીંમત તું કેવી રીતે કળી શકે ? તું તો કેટલી યે ગરિબ છે." આથી રજની માનભંગ થઇ ચાલી જતી. લક્ષ્મી એને શોધતાં શોધતાં થાકીને લોથ થઇ જતી. એ જડતી ત્યારે વિવિધ વાતે મનાવતાં દમ નીકળતો. સદ્વિચારને સામાન્ય ભાવે રંગતાં કલહનો અન્ત આવતો.

આર્થિક સ્થિતિ સારી છે એ સારી રીતે સ્હમજવાથી રજનીને અવનવા ઉપહાર આપી પીડવામાં લક્ષ્મી વારંવાર આનન્દતી. વાત્સલ્યભર્યા આશીર્વચનો ઘરબાર વિનાનાં રઝળતા ભિખારી પર પ્રભુ વર્ષાવે ત્યારના એ ઉરના ભાવ રજનીને આ ઉપહાર સ્વીકારતાં અકળાવતા. રમકડાંની રંગભૂમિમાં નકામાં પડેલાં પુતળાં લક્ષ્મી તરફથી રજનીને મળતાં. પ્હેલાં તો આવી ભેટોથી રજની રાજી રાજી થઇ જતી. પરન્તુ એક દિવસે એની મ્હોટી બ્હેને આપવા લેવાનો વ્યવહાર તેને સ્હમજાવ્યો. ત્યારથી સખીહસ્તે ભાવલીઓ લેવાની બંધ થઇ. ભેટો સ્વીકારતાં એનો જીવ ન ચાલ્યો. ઘેર ચીંથરાંની બનાવેલી ઢીંગલીઓ તેને આપી દેવું વાળવા પ્રયત્નો કર્યા. છતાં ય સખી એને સુંદર રમકડાં પરાણે વળગાડતી. એના પ્રમાણમાં પોતાના ઉપહાર કેવા તુચ્છ છે એ વિચાર તેના બાલહૃદયને શરમથી કચરી નાંખતો.

એક દિવસ વિજેતા ને પરાજિતામાં ચમત્કારિક ફેર પડ્યો. બન્ને વિવિધ વિષયોની વાતો કરી રહ્યાં હતાં. સુવર્ણ જ્યોત્સ્નાથી ઉપવન ઉભરાયું : યુવાન સ્વપ્નનું સ્વરવિહોણું. વાતાવરણમાં સંગીતનાં તાન લલકારાતાં દરેક ચર્ચા લક્ષ્મીના કોઇ અવનવા ગુણથી અસ્તિત્વ પૂરવાર કરતી એકદા એક પ્રશ્ન થયો : "એ સ્થાનની સુંદરી કોણ? રજનીએ નામ ગણાવવા માંડયાં. કિન્તુ લક્ષ્મીનું નામ ન લેવા ખાસ સંભાળ રાખી– "સુશીલા, કમળા, શાન્તા, ઇત્યાદિ." લક્ષ્મીએ ઉમેર્યું–"પાર્વતી કાકી" પોતાના વ્યક્તિત્વ પ્રતિ વાત વાળવા પ્રયત્ન કરતી. લક્ષ્મી સુન્દરી કહી શકાય એ વાત રજની ન્હોતી જાણતી એમ નહિ, છતાં ય એનું નામ (પ્રથમ દેવા એમનું અસ્તિત્વ) એ નામાવલિમાં ઉમેર્યા પહેલાં તેને સ્હેજ અસ્વસ્થ બનાવવાનું એને રૂચતું. નામ પોતાનું સાંભળવા લક્ષ્મી આતુરતાથી મથતી. તે જોઇ રજનીએ આગળ ચલાવ્યું : "નન્દુકાકી કાંઇ સૌંદર્યમાં કમ છે ?" લક્ષ્મી કહેવા લાગી–"આપણાં ઘરનાં બધાં ય નામ આવી ગયાં નહિ વારૂ ? મ્હને તો કોઇ રહી ગયું જણાતું નથી." રજની બોલી "કેમ ? તું સુન્દર નથી લાગતી?" આથી જ લક્ષ્મી રાજી થઇ જણાઇ : વાત ઉડાવવા કહ્યું "વાનર જેવી કમનીય !" એ પર ધ્યાન ન આપતાં રજનીએ ઉમેર્યું–: "ખરે જ ! આપણે બુઢ્ઢી ડાકણો જેવી લાગીએ છીએ." લક્ષ્મી તો જાણે સંતોષના પૂરમાં ઘસડાઇ ગઇ જાણે ઉદારતા દર્શાવતી હોય તેમ પુછવા લાગી : "હવે ત્હારા ઘરમાં કોણ સુન્દર છે ? ચાલ આપણે નિર્ણય કરીએ." રજની જરા દિલગીર થઇ "એકલાં માતુશ્રી જ જરા લાગે છે." આ જવાબથી ઉંડો ઉલ્લાસ દાબતાં લક્ષ્મી ઉંચી નીચી થઇ ગઇ. એ

ચુમ પાડી ઉઠી : "ઓત્તારીની ! ત્હારી આંખો ય કેવી છે ?". અવમાન ક્રોધે રજનીની આંખમાં ઝળહળીયાં આવી ગયાં "ભલે ! મ્હારી બાઇ ! હું અંધ છું. મ્હારી માતા કદરૂપી. જાડા થવામાં જ સૌંદર્ય સમાય નહિ ? લાવણ્ય તો ત્હારી માતાનું જ કેમ ?" એટલું બોલતામાં તો અશ્રુ ને કોપથી એનો કંઠ રૂંધાઇ ગયો. એ રડતી ચાલી ગઇ.

હજી યે અન્ધારૂં હતું. બીજી રહવારની વાર હતી. પરોઢમાં જ લખમી પથારીમાં ઝબકી ઉઠી. "આજે જરૂર રજની આવશે નહિ"-વિચાર્યું—"કેવી ખરાબ છોકરી ! એ ય ઠેકાણે આવે ? નથી રહમજાતું. એવડી છોકરીએ તે વળી પોસ પોસ આંસુએ રોવું શું ? રજનીના સ્વભાવપૃથક્કરણમાં એકાએક ભંગ પડ્યો. પરિચિત મધુર સ્વર કાને આવ્યો. રજની બ્હારથી જ બોલાવી રહી હતી "લખમી ! બ્હેન ! હજી યે ઉંઘે છે ? બ્હાર આવ. બ્હાર આવ. કશુંક બતાવું. ચાલ જલ્દી કરતો બ્હેની !" એના પોકારમાં સુખનો પડછન્દ હતો. આનંદી મંજુલ સુરે એ જ આનંદ લખમીના અન્તરમાં ભર્યો. મનાવવાની માથાકુટ મટી ગઇ. એ લખમીને ઠીક ન લાગ્યું. રજનીએ તો એની પ્રિય વીણા થઇ રહેવું જોઇએ : એની ઇચ્છા પ્રમાણે કરૂણ સ્વર કાઢવા જોઇએ એનો વિચાર પલટાય તો જ તેણે આનન્દ તરંગ ઉછળવા દેવા જોઇએ. પ્રભાતમાં ચંડોળ પેઠે સ્વયં રજની ગાય તે લખમીના અહં-ભાવને ન રૂચ્યું.

છતાં ય તે ઉઠી. રજની હંમેશાં આવતી : પરન્તુ ફીક્કા વદને લખમીના જ્યોતિભર્યા સ્પર્શે જ તે જ્યોતિર્મયી થતી. પણ આજે તો તે પોતાના જ આનન્દમાં ભાગ લેવા હસતે વદને લખમીને આમંત્રી રહી હતી. એના હાથમાં એક કુસુમકોમળું બાળક હતું. ખિલતું કો ગુલાબનું મદુલ ફુલ ! એના હાસ્યમાં જાઇની પરાગ ! લખમીને પ્રતિસ્પર્ધી પરખાયો. મુખાકૃતિ ચન્દ્રકિરણોને ય ઇર્ષાનો અનુભવ કરાવતી. એના કપોલ–દેવોનું અમૃત ઝીલવાનાં પાત્રો–ને એ ભંડાર રજનીનો પોતાનો જ. એના ફીક્કા વદન પર ઉલ્લાસની રેખા ચમકતી. સત્યઘટના સ્પષ્ટ કરતી. "લખમી ! જો આ મ્હારો ભાણે : મ્હારી કામિનીનો પુત્ર. કેવો વ્હાલો લાગે છે ? જાણે દેવબાલ."

લક્ષ્મીને ઘેર આથી સુન્દર બાલક હતું જ નહિ. સ્પર્ધામાં ફાવાય તેમ ન્હોતું. લક્ષ્મીના આનન્દથી રજની હંમેશાં મૃદુ સ્મીત કરતી પરન્તુ સખીના વિનોદશરથી તો લક્ષ્મીનું સ્મિત સરી ગયું. પ્રશ્નો અનુત્તર રહેવાથી રજનીએ સચોટ તીર છોડ્યું : "કમળા, સુશીલા, પાર્વતી કાકી, ત્હારી બા, ત્હારા કરતાં ય એ વધારે સ્વરૂપવાન નથી ? અનુપમ નથી ?"

લક્ષ્મી હા કહી શકી નહિ. નકાર પણ મુખેથી બ્હાર પડી શક્યો નહિ. રજનીએ તે બાલક લક્ષ્મીના હાથમાં મૂકવા માંડ્યું, ઘડી રમાડવા કહ્યું. પરન્તુ રજની પર તો તે હંમેશા વરદાન વરસાવતી : એની પાસેથી કાંઇ પણ સ્વીકારવા તે રાજી ન્હોતી.—"ના, બા, મ્હારો તો હાથ ઉતરી ગયો છે. મ્હને દુઃખે છે." એમ ટુંકામાં પતાવી ત્યાંથી દોડી ગઇ.

માતાના ખંડમાં પગ મૂકતાં જ પલંગે માથું અફાળ્યું. એના ગુમાનને આ પ્રથમ ફટકો કપરો લાગ્યો. છત ફાડી નાખે એવી રાડ નાંખી. ભાવનાને માર્ગ ન દીધો. અવિરત શોકનાં અશ્રુ વહી ચાલ્યાં. એના કલ્પાન્તથી એની માતા દોડી આવી.—"શું થયું ? શું થયું ?" એ પણ અર્ધી ધુધવાઇ ગઇ હતી. લક્ષ્મી ગદા પરાણે બોલી-"ચલ, ચાલી જા. મ્હારે ત્હારૂં મ્હોં પણ જોવું નથી."

"કેમ બેટા ! એવું મ્હેં શું કર્યું ?"

"તું તો ખુબ જાડી છે, કદરૂપી છે એવી માતા મ્હારે શા કામની?"

લક્ષ્મીની માતાને આ વજ્રનો પ્રહાર હતો: "બેટા! ગાંડું ગાંડું શું બકે છે!" આ જવાબથી લક્ષ્મી તો ઉલટી ઉશ્કેરાઇ શય્યા પર બમણા જોરથી મસ્તક પછાડયું. અળકાઇ ગાજી ઉઠી: "ભલે!, હું ગાંડું બકીશ. પેલી કંગાળ રજની કહે તો હું કેમ ન કહું?"

બહુ બહુ ફસાવ્યા પટાવ્યા પછી આ હૃદયભેદી ધ્રુસકાં ને સર્વદેશી તિરસ્કારનું મૂળ પ્રકાશમાં આવ્યું. એવો સુન્દર ભાણો એને કેમ નથી? રજની પાસે જે હોય તે તેની પાસે હોવું જ જોઇએ; નહિ તો મર્યે જ છૂટકો. પરન્તુ એનો શો ઉપાય? ભાણો કેમ પેદા કરાય? માતા પોતાના બાળકને લઇ આવી: "આણનું શું કામ છે? જોને ત્હારે પણ કેવો સુન્દર ભાઇ છે?" લક્ષ્મી નખશિખ સળગી ઉઠી. "મ્હારે ભાઇ બાઇનું કામ નથી. બધા ય જાડા દેડકા જેવા! નાખી દે જમીન પર હાંકતાં કુરકુરીઆં!" બિચારૂ ગભરૂ બાળક એક ક્ષણમાં ધૂળ ચટતું થઇ ગયું. ભગિનીભાવની હદ ઓળંગાઇ. બેફાટ રૂદને અવમાનની ધેપણા થઇ રહી. લક્ષ્મીના મનમાં સ્વાભિમાન ને ઇર્ષાના છોડ સાથે સાથે ઉછેરાતા હતા અત્યાર સુધી સર્વ પેપણ ગુમાન પામતું. ઇર્ષાને બહુ ઓથ ન્હોતી. તેથી જ કદાચ લક્ષ્મી રજનીને ઉરે ઇર્ષા રોપવા મથતી. પરન્તુ હવે તેમ કરવાની જરૂર રહી નહિ. વર્ષોનાં વર્ષો જંજીરે જકડાયલી ઇર્ષા પ્રતિપક્ષીને ઉથલાવી પાડવા ફતેહમંદ થઇ. લક્ષ્મીના હૃદયમાં સત્તાધીશ થઇ વિરાજી રહી.

(૨)

બાજી પલટાઇ ગઇ. ગર્ભશ્રીમંત જન્મતાં વસુન્ધરાએ વધાવેલીને હલકાઇમાં ડૂબવા વારો આવ્યો. પદે પદે કચરાયલીનો જીવનસિતારો ચમકયો.

લૌકિક વસ્તુઓનો અણુ અણુએ સંગ્રહ કદાપિ કરવો પડશે નહિ; સદ્ભાગ્ય સદા ય તેનું સુખકેદી રહેશે; એ લક્ષ્મી સદા ય માનતી. પરન્તુ એ સંગ્રામ તે કદાપિ લડી ન્હોતી. અન્ય સમક્ષ પોતે હલકી પડે જ કેમ? શા માટે? તેથી અન્ય સાથે સહૃદય વાતચીત કરવા મહાલક્ષ્મીએ તરછોડી લીધી જ નહિ અન્ય વિષે પોતાના અભિપ્રાયો લોકોને વણમાગ્યે દેવા લાગી. એ માનતી કે એની સાડીની કિનારી ચૂંગવા દુનીઆ અર્ધી અર્ધી થઇ જશે પરન્તુ તે ભૂલી હતી. પૂજ્ય પ્રતિમાની અમીમયી દૃષ્ટિ ખાતર ભકત તો હંમેશાં આતુર હોય છે. અણગમતી પ્રતિમાની પેઠે દૂરથી જ આશીર્વચન વરસાવવાનું તે ચૂકી એને ચરણે સત્ય ભક્તિભાવ આકર્ષવા એના દાનને સ્હૃદય પ્રેમની પિછોડીએ ઢંકાવાની જરૂર હતી: એ જ્ઞાનથી પણ તે વંચિત રહી હતી. પોતાના સિંહાસન પરથી લોકો આગળ એ ભિખારી પેઠે નીચી નગવા લક્ષ્મી કદાપિ માને તેમ ન્હોતી. એની તુચ્છકારભરી દૃષ્ટિનો સ્વીકાર કરનાર એને કલંકિત શ્લાઘાથી રમાડે તેવા પણ હતા જ, પરન્તુ પવિત્ર શ્લાઘા તે કેવી રીતે મેળવી શકે? એમ કરતાં તો તેને પેલો સામાન્ય ગુન્હો કરવો પડે. બીજાને ન્હાવા પડે. માટીના ઘરમાં જન્મનાર બાલા પ્રકૃતિમાતને અંકે રાખનાર બન્ધનોથી છૂટી પડી શકે તેમ ન્હોતું. માનવ બન્ધુઓને બક્ષવા તેની પાસે કાંઇ જ ન્હોતું. હતું એક માત્ર મધુરું હાસ્ય: મધુરી વાણી. અન્યને એથી મોહ થતો. બીજાને તે ચાહી શકતી. પ્રભુએ તેને બાહ્ય શ્રીમંતાઇ ન્હોતી બક્ષી. પરન્તુ સુન્દર આત્માથી તેને નવાજી હતી. આથી જ તે અનેક હૃદયો આકર્ષવા સમર્થ થઇ.

પૂર્ણખીલેલ સૂર્યમુખી સમી શૃંગારિક મહાલક્ષ્મીના સૌંદર્યની ખ્યાતિ એના શ્રીમંત પિતાના સુવર્ણરથચક્રે થઇ ચોતરફ ફરી વળી.

એની ખ્યાતિને યોગ્ય અલંકાર અર્પવાનું શક્ય હતું. સદ્‌ચાર શોધવાનું કામ રહેલું ન્હોતું. એનાં વડિલોની દૃષ્ટિ માયાભળે અંજાયલી હતી. અન્ય સર્વ શ્યામ ભાસતું. પુત્રનુ યોગ્ય સ્થાન તો એમને કાંઇ જ જણાતું નહિ. લક્ષ્મી પોતાના હાથના ઉમેદવારોને વર્ણવતી. "પાસે ફુટી બદામ નથી છતાં ય મ્હને છંછેડવા હિંમત કરી શકે છે." રજની સ્હમજાવતી—"સખિ ! એમ ન બોલ ભવિષ્ય કોણે ઉકેલ્યું છે ?"

લખમી નાક ચઢાવતી—"મળે ફાંસો ખાવા દોરડું તો મળશે ને !"

સુન્દરલાલ પાસે પૈસા ન્હોતો: જમીન પણ ન્હોતી માત્ર કદાવર શરીર, તીવ્ર બુધ્ધિ, વિભવશાળી મગજ, ને ઉદાર હૃદય હતાં, કેટલેક રીતે મનુષ્યનામને તેણે સાર્થક કર્યું હતું.

એક સન્ધ્યાએ એની માતાએ કેટલીક બાલાઓ આમંત્રી. લખમી ને રજની પણ આવ્યા. પોતાના સૌંદર્યને રજની કેવી રીતે ઝખું પાડતી એની માહિતી લખમીને ન્હોતી. રજનીના હાથમાં હાથ મિલાવી તેણે સુન્દરલાલના ગૃહમાં પ્રવેશ કર્યો અકલંક શ્વેત રેશમી પોશાકમાં, ઝવાહીરના અંબારમાં, સૃષ્ટિના ભેદી પ્રભાતમાં શ્વેતકમલપત્રોમાં ડોકિયાં કરતી, સિન્ધુની સપાટી પર આવતી, સાક્ષાત લખમીદેવી ! કેળવણી ખાતર સુન્દરલાલ વર્ષોનાં વર્ષો દૂર વિદેશ વિતાવી હમણાં જ પોતાને વતન પાછો ફર્યો હતો. પ્રકાશના પુરની એ ક્ષણે તે આંગણામાં મંડપ પર એક વેલ ચઢાવવા મથી રહ્યો હતો. ઉરાભગે ચંદ્ર ચમકતો હોય એવી સફેદ વાદળીશી આ બાલકન્યા એના દૃષ્ટિપથમાં ચમકી રહી તેજપૂર્ણ ઓળાએ નાંખેલા શ્યામળા પડછાયા સમી રજની લખમીની પુંઠે આવતી હતી તેથી એનું મદઘેલું મન એક ક્ષણભર રજનીનું અસ્તિત્વ અર્ધું જ ઉકેલી શક્યું. સુન્દરલાલનાં અણધાર્યાં દર્શનથી રજની લજ્જાથી સંકોચાઇ. પરંતુ મદલખમીએ તો ગુમાનમાં જ ઉંચું જોયું ને તેની નજર સાથે નજર મિલાવી. એના નયનમાં પોતાના હકનું સ્વાગત જ તે જોઇ શકી. સ્વાગત દેતાં સુન્દરલાલ અધુરો રહે તો જ તેનામાં લખમીને કાંઇ મઝા પડે તેમ હતું. બાકી કાંઇ નહિ.

સુન્દરલાલે વેલીને પડની મૂકી આંખને આંજનાર કાન્તિમયી બાલિકાને બિછાનવા પરવર્યો.

સર્વ વેરાયાં ત્યારે સુંદરલાલે તેની બ્હેનને પૂછ્યું: "એ બ્હેન ! તડકા છાંયા સમી પેલી બે બાલિકાઓ કોણ હતી ?" કૃા કરતી હોય તેમ બ્હેને જવાબ વાળ્યો: "આજકાલ કાંઇ કાવ્યમય વર્ણી બેલા માંડી છે ! તડકા છાંયડા સમી બાલિકાઓ તો મ્હેં જોઇએ નથી 'શશી, લખમી, રજની'—એ લોકો વિષે ત્હમારે કાંઇ જાણવું હોય તો કહું." પરંતુ જ્યારે સુંદલાલની બ્હેન તેની માતા પાસે એકલી પડી ત્યારે શાન્તિથી કહેવા લાગી—"બા ! બા ! ભાઇને તો લખમીને પરણવું છે. અષ્ટમ પષ્ટમ કરી ચોકઠું બેસાડી દે." એથી વડિલોએ વાત ઉપાડી. સુંદરલાલે જરા ય વાંધો લીધો નહિ રક્તરંગી મહાલયના માલિકે એ કુટુંબને આમંત્રણ આપ્યું. લાગ મળતાં વાત છેડી. સુંદરલાલનો બજારભાવ લંબાણથી ચર્ચાયો. અંતે નક્કી થયું, પરંતુ ગૃહરાણી લખમીની માતાએ કહ્યું: "એમના ઝુંપડીશા ઘરમાં મ્હારી દીકરી કેમ રહી શકે ? કાં તો વર આપણે ત્યાં આવીને રહે કે કાં તો એમને આપણે જુદું મકાન બંધાવી આપીએ." આથી બાજી પલટાઇ. બીજી બાબતોમાં તો સુંદરલાલના વડિલોને કાંઇ ખાસ વાંધા જેવું ન્હોતું. પરંતુ યુવાને જ તે જ આનો ઉત્તર દીધો: "મજુરી કરનારને મહાલયમાં રહેવું યોગ્ય નથી:

શ્વસુરગૃહની શીળી છાંય ભલે હોય.'' આથી ચર્ચામાં નવિન વેગ જામ્યો. લખમીને ઘેર રમતાં રમતાં રજનીએ લખમીના કાનમાં ફુંક મારી : "અલિ લખમી ! તું તો ગણિના ભાઇને પરણવાની છું ? કેવું સારૂં ? મ્હને તો ખુબ મઝા પડશે. અલિ ! વર કેવો સુંદર છે ? અમને પછી બે લાવીશને ?'' આ વાતની પૂરેપૂરી બાતમી મેળવવા લખમી ચૂકતી નહિ એને સુંદરલાલ પર જરા ખોટું લાગ્યું હતું. પરંતુ પોતાનો જ પ્રશ્ન હોવાથી ટાપસી પૂરાય તેમ ન્હેતું. એટલે રીસ કાઢવાની આમ તક મળી : જરા ઉંચે સાદે બોલાઇ જવાયું : "છટ્ છટ્ એને તો ગામમાં ઘર પણ નથી ને બજારે દુકાને ય નથી. ભણેલો ને કદાચ સુન્દર હશે, પરન્તુ કાંઇ જ્ઞાનને સૌન્દર્યથી પેટ ભરાશે ? વળી એક કુકડા જેવો તો તે ગર્વિષ્ઠ છે. ત્હને ખબર છે એ શું બોલ્યો હતો ? મ્હારા શ્વસુરની છાંયે નહિ રહું. ભલે એમ કર. એના ઘ્રીમ કોઇથી બન્ધ નહિ થાય, પણ મ્હારે તો એટલું જ કહેવાનું કે આમ આબરૂ છે તો પછી ધનાઢ્યની પુત્રી પાછળ આટલી ઘેલછા શી ? અમારા કુટુંબમાં તો બા ! કોઇએ ઝુંપડામાં રહ્યું નથી. આપણાથી પણ બા ! ન રહેવાય. એમની ખાતર પણ હું તો ન રહું.''

રજનીને તો આ ભાષણથી ધ્રાસકો પડયો. રખેને લખમીના બોલ કોઇ સાંભળી ગયું હોય. લખમી તો જોરથી બોલ્યે જ જતી હતી. તેથી રજનીએ પોતાને હાથે એનું મ્હોં દબાવી દીધું. "ચુપ ! કોઇ સાંભળશે તો નખ્ખોદ વળી જશે.'' લખમીને પણ લાગ્યું કે ધુનમાં ને ધુનમાં પોને સભ્યતાની હદ પણ ઓળંગી ગઇ હતી. પરંતુ પોતાની ભુલ કબુલ કરવા તે કદાપિ તૈયાર થતી નહિ. "મ્હારે શું ? છોને આખું ગામ સાંભળતું !''

જરા વારમાં જ આ વાત બ્હાર પડી ગઇ. શબ્દે શબ્દ સાંભળવાના લ્હાવાથી સુન્દરલાલ પણ વંચિત ન રહ્યા. આવી ભાંજગડમાં વધુને ભેળવવાથી જ એના આદર્શ પર ફટકો પડયો હતો; ને લખમીના મધુર સ્વભાવના આ નવિન જ્ઞાનભભૂકે–રોષભર્યા સ્પર્શે–સુન્દરલાલે દોરેલું તેનું કલ્પનાતીત ચિત્ર નિસ્તેજ થઇ ગયું. તે બબડયો–' આ મિજાજી રાજકન્યાનું મ્હારે કામ નથી. મ્હારા ગરિબ દેહ માટે કોઇ ગરિબ સહચરી જ શોધી લઇશ.''

સુન્દરલાલ જેવો જમાઇ મેળવવાનું સદ્‌ભાગ્ય રજનીના પિતાએ સ્વપ્નમાં પણ ધાર્યું ન્હોતું. પરન્તુ લખમી ચાંલ્લો કરવા આવતાં મ્હોં ધોવા જવાનું કારણ ન્હોતું. કિન્તુ આકાશ સૂર્યના પ્રકાશપૂરે ભરપુર હોય ત્યાં સુધી તારલાના આછા અસ્તિત્વને કોણ પ્રમાણે ? પરન્તુ અન્ધકાર છવાતાં તુચ્છકારાયલા અસંખ્ય તારાગણો જ અમ્બરને શૃંગારે છે : હીરા સમા ચમકારથી વ્યોમમંડળને નવાજે છે. લખમીના લાવણ્યની જાદુઇ માયાથી હવે સુન્દરલાલ મુક્ત થયો. ત્યારે જ એને છાયા સાભરી રજનીની મૃદુલ મૂર્તિ સ્મૃતિપટે ખડી થઇ. અત્યાર પ્હેલાં રજનીને તેણે ઘણી યે વાર જોઇ હતી, પરન્તુ ધારીને નિહાળવા તેણે કદાપિ પ્રયત્ન ન્હોતો કર્યો એ વાત તેને પલકમાં પરખાઇ. પ્રથમદર્શને એના તરફ ન આકર્ષાયો, છતાં ય એનું માગું કરવા જાતે જ તેના પિતા કને ગયો : યુવાનીની સહચરી થવા રજનીની માગણી કરી.

એ સાંભળી લખમી બહુ રાજી તો ન થઇ ; પરંતુ તેની આત્મશ્લાઘાને કાંઇક ખોરાક મળ્યો. આખા ય બચપણ દરમીઆન લખમીએ નાંખી દીધેલાં રમકડાંથી રજનીને આનન્દવાનું હતું. યુવાનીનો સહચાર સાધતાં પણ તે લખમીએ તરછોડેલા મનુષ્યને પામતી હતી. કોણે તરછોડયું ? કોને તરછોડયું ?

આ અસભ્ય પ્રશ્નો લખમીના ગર્વિત આત્માને પ્રતિપળ મુંઝવ્યા કરતા. રજનીનું એ આતુર સ્વાગત લખમીનું લાંછન ન્હોતું ?'' "જેને રજનીથી સારી પત્ની મળી શકે તેમ નથી એવા માણસની મ્હારે શા માટે પીડા કરવી ?" આવા પ્રશ્નોત્તરે લખમીએ સાન્તવન શોધ્યું.

લગ્નની પૂર્ણાહુતિ થઇ. નવપરિણીત યુગલની આસપાસ એક ખંડમાં સર્વ ટોળે મળ્યાં. લખમી પણ ત્યાં હતી. જવાહીરના જાજ્વલ્યમાન પ્રકાશથી તે પ્રકાશતી. માટીનું એ તુચ્છ ઘરઆગણું જ્યોતિના સમા સુવર્ણપ્રભાવે અભિષિક્ત થયું. વૃધ્ધ યુવાન, સ્ત્રી પુરુષ દરેકે એ જ્યોતિના ઝરાનું પેટભરી પાન કર્યું. સર્વના કુતૂહલથી સુંદરલાલની દૃષ્ટિ પણ એના પર સહજ ઠરી. એક ક્ષણભર માયાજાળ પથરાઇ રહી. "જ્વાલાનો એ અવતાર કે શું ? મનુષ્યદેહી મહિલા એ હોય ! " એક ભીષણ નિર્ણય ન થઇ શક્યો. સુન્દરલાલના અંગસૌંદર્યમાં પણ પ્હેલાં લખમીએ કદાપિ રસ લીધો ન્હોતો; પરંતુ આજે રજનીના પતિ પર સાવધાન થઇ ઝીણવટથી નયનો નચાવ્યાં, ત્યારે તે ઘણો જ સુંદર હતો એમ તેને પ્હેલી જ વાર કબુલ કરવું પડ્યું. છતાં ય તેનાં નેત્રો તો અહંભાવથી ઉચ્ચારતાં 'મ્હારા જેવી વિખ્યાત વલ્લરી તું ક્યાંથી પામે ! ત્હારે કર્મે તો રજનીનાં રણ જ સર્જાયલાં છે.''

સુન્દરલાલનાં નયન નીચાં નમ્યાં. લખમીએ ચોતરફ દૃષ્ટિપાત કર્યો. વિજયની વરમાળ નિઃશંક તેને જ અર્પાઇ છે એવો સર્વદેશી સન્દેશ પ્રત્યેક નેત્રમાં નિરખી તે સંતોષાઇ, પરંતુ સુંદરલાલનાં નયને એ સંદેશ પાઠવ્યો હતો ? સુંદરલાલે ભાવભર્યો અર્ધ્ય ધર્યો હતો ? એ જાણવા તે ઘણી જ આતુર હતી. સુંદરલાલના ક્ષણિક દૃષ્ટિ-મીલનમાં એમ અંકિત થયેલું ન જણાયું.

કન્યાનું લગ્ન ક્યાં સુધી મુલતવી રહી શકે ! લખમીના પિતાને એક લાંબું ટિપ્પણ ઉથલાવ્યા પછી, એક જમીનદારના પુત્રને પસંદ કરવો પડ્યો. કુળ કુલિન હતું. સૌંદર્ય કામ સમું કહેવાય; પરંતુ કેળવણીનો છાંટો ય નહિ. કેળવણીની કાંઇ જરૂર હતી ? એ યુવાન હતો. વિદ્યાભ્યાસ માટે હજી ઘણો ય સમય હતો. સ્વયંભુ ઇચ્છા થાય તો ભણી શકે તેમ હતું. શ્રીમંતનો પુત્ર એટલે શરતો ખેલે કે જુગાર રમે—એમાં શું ? એ તો સામાન્ય વાત છે. અજોડ મહાલખમી માટે એ લાયક વર ચૂંટાયો.

પાપી હૃદયોને સરખામણીથી સંતોષવાની તક મળી. શ્રીમંત કુટુંબની હિલચાલ પર ઉઘાડે છોગે ટીકા કરવાની કોઇ હિંમત ધરતું નહિ, છતાં ય લખમીને કાને તો વાત આવી જ કે એનો ભાવિપતિ ઉમદા કુટુમ્બનો હોવા છતાં સુંદરલાલની મશાલ ઝાલવાને ય લાયક નહોતો. લખમી પણ આ ગાળી સત્યત વિષે અંતરથી ના પાડી શકે તેમ ન્હોતું. એણે તે યુવાન જોયો હતો ? સુન્દરલાલ સમો એ સુન્દર હતો ? સુંદરલાલના કસરતબાજ પ્હેલવાની શરીર સાથે સરખાવતાં તે યુવક મનુષ્ય કરતાં માખણના લચકા જેવો લાગતો: ધડીયાળયન્ત્રના મુખભાગ પર એના ગોળ મુખબિન્દુ કરતાં સારા ભાવ જણાતા. સુંદરલાલની ઉંડી જ્ઞાનભરી દૃષ્ટિ એનામાં ક્યાં હતી ! કેળવણી ને ઉચ્ચ અભ્યાસની ખ્યાતિ ક્યાં ? ગુલાબી વદન ને વૈભવ મનુષ્યનાં સર્જનાત્મક તત્વો નથી એ સત્ય વાતો એના મનમાં સ્ત્રી જાતીય સ્વભાવથી સ્પષ્ટ રીતે જડાવા લાગી. પણ એ ભાન ઘણું મોડું આવ્યું. એકવાર ત્યાગ કર્યો તે મનુષ્ય તેણે સદા માટે ગુમાવ્યો હતો. તેને પરણવા વિના છૂટકો ન્હોતો. આ માર્ગને વરવા ના પાડે તો સુન્દરલાલ જેવો અન્ય મળશે તે કાંઇ નક્કી ન કહેવાય.

...પડ્યું પાનું સુધારી લેવા એણે ઘણું ય કર્યું, પરંતુ એનાં અશ્રુઓ રોકયાં ન રોકયાં. ડંખાએલા ગુમાનથી વિષાદઘેલછાની એક પોક મૂકી પાષાણપ્રતિમા આગળ તેણે કપાળ કુટ્યું. તે રડી ઉઠી–"ઓ પ્રભુ! આ શિક્ષા શાને? મ્હારે માટે નર્ક જ નિર્માયલું હતું તો મ્હને સ્વર્ગ શાને બતાવ્યું?" એ ઘણું ય રડી. પરંતુ થનાર લગ્ન તો થયાં જ. રજની પણ એ લગ્નમાં આવી હતી. એના અલંકારોમાં માત્ર બે નાજુક બંગડીઓ હતી. ગળે હીરાકંઠીની એક બે સેર શોભતી. એનો આખો ય દેહ પારસમણિના સ્પર્શથી પલટાઇ ગયો હતો. એક વખતના વિષાદપૂર્ણ વદન પર અત્યારે ફરકતું હાસ્ય લખમીએ પ્હેલાં કદાપિ જોયું ન્હોતું. તપશ્ચર્યાનાં વર્ષો વીત્યાં બાદ ઉમાને શિવ મળ્યા ત્યારે ઉમાના સ્વર્ગીય વદન પર વિજયવન્તુ પ્રેમલ હાસ્ય ફરકી રહ્યું હતું. તે જ હાસ્ય રજનીના માનુષી અધરને ઓપાવવા કેઇ માયાપ્રભાવથી આજે પૃથ્વીપટે ઉતરી આવ્યું હતું. લખમીએ પોતાના ગુમાવેલા હીર માટે કલ્પાન્ત કર્યું. રજની સાથે આંખ મિલાવી. તે વાત પણ ન કરી શકી.

મહાલખમીનું નાટ્યજીવન શરૂ થયું. તે રંગભૂમિની અસત્ય પ્રકૃતિની ટુંક સમયમાં જ તેને ખાત્રી થવા લાગી. એ સ્થાનને એણે પ્રથમ મધુર સુગન્ધિત પુષ્પોથી લચેલું, પક્ષીસંગીતથી ગુંજતું ઉપવન કલ્પ્યું હતું; પરંતુ એ તો સુકાયલી શાખાઓભર્યું, બનાવટી ફુલોથી છવાયલું, ભડકતી ખુશબોથી મ્હેકતું વેરાન નિરખ્યું. એણે નક્કી માન્યું કે એનું જીવન વેડફાઇ ગયું હતું. રજનીના હૃદયમાં પ્રવર્તતા સુખસામ્રાજ્યનાં ઘોષણાનિનાદે એ ઇર્ષાથી પ્રજ્વલી ઉઠી. રજનીના સુખે એના અભિમાની આત્માને દીધેલો ડંખ એનાથી ન ભૂલાયો. પતિના વિલાસરૂપી રંગમંદિરે ય તે અસ્વસ્થ બની. એને શાન્તિનું એક પણ સ્થાન ત્યાં ન્હોતું. ઘણી યે વાર પીયરના પગથારે શાન્તિ શોધતી. નિરાશ હૃદયની યાતનાથી, સુવર્ણરંગી બાલ્યસ્મરણોએ પણ એને જરા ય આશ્રય ન આપ્યો. બિચારી ન્હોતી જાણતી કે વિષાદ સુખી દિવસોના સ્મરણમાં છે. એને તો પિતાનું આંગણું ય ઉલટું દુઃખદાયી બન્યું, કારણ કે ત્યાં તો રજનીનું વિજયી હાસ્ય એને અવારનવાર આલિંગતું.

ન્હાનપણમાં, ઇર્ષાને પ્રેમ ભગાડતો. કદીક પ્રેમને ય ઇર્ષા ભુલાવતી. વય વધતાં પ્રીતિઝરો સૂકાતો ચાલ્યો. ઉગ્ર ઇર્ષાકિરણના તાપે તે કયાં સુધી ટકે? એની ઇર્ષા તો લોહીતરસી બની રહી હતી. અન્ય સુખી હૃદયને વિચ્છિન્ન કરવા માગતી. એના દિલમાં ધુંધવાતા પ્રજ્વલિત અનલને વિનાશક પાંખો પ્રસારવા ઇચ્છા થતી: પ્રલયકર્તા આલિંગનમાં સકલ સૃષ્ટિને સમાવવા અભિલાષા સ્ફુરતી. પરંતુ હજી તો એ આગ એના મનમાં જ ગોંટાતી. અગ્નિનું એ સ્થાન હવે પલટાય તેમ ન્હોતુ.

રજની સાહેલીઓ સાથે હસતી, વાતો કરતી ને ગરબા ગાતી. મહાલખમી મંત્રબળે નિશાચરોનું ત્યારે આવાહ્‌ન કરતી–"ઓ પ્રલય દેવતા! એના એ હાસ્યની જ્યોતિ મ્હારાથી નથી જીરવાતી. મ્હે કોઇ દિવસ કોઇનું ય બગાડયું નથી. મ્હારે શાને અનંત અગ્નિમાં બળ્યા કરવું? એ હાસ્યને હરી લો. ઓ કૃપાળુ દેવ! નહિ તો મ્હારાથી નહિ જીરાય. એ હાસ્યને છૂપાવી દો."

( ૩ )

મહાલખમીને દુનીઆને છેતરવા મુખારવિન્દ પર હાસ્ય ધારણ કરવું પડતું. મૃત્યુના આગમનથી એ બિનજરૂરી થઇ પડયું. એનો સ્વામી એને માટે કંઇ પણ કરી શકયો ન્હોતો, છતાં ય કપાળે કુંકુંમ ચિન્હ કરવાનો હક તો અર્પી શકયો હતો. હવે તો તેણે પણ

અચાનક રજા લીધી. તે ગયો. ક્યાં ગયો તે કોણ જાણે. એના મિથ્યાભિમાનની છેલ્લી રેખાઓ તેની સાથે જ અદૃશ્ય થઈ. રાતા મહાલયમાં તે પાછી ફરી. બાગમાં પડતી ન્હાનકડી ઓરડી એનું વિરામસ્થાન થઇ. ગર્વભરી મહારાણી હવે તે ન્હોતી. સુખ સંપાદનના સંગ્રામમાં તે પરાજીત થઇ હતી. એના હૃદયનો ઘા વણરૂઝ્યો હતો. છતાં ય વિધાતાની રમત તો હજી હવે જ રમાવાની હતી. સંયોગોએ જન્મથી જ લખમીને મહત્તાના કેન્દ્રસ્થાને સ્થાપી હતી, તે પર પૂરેપૂરો વિજયધ્વજ ફરકાવવા ભેદી પાસો હવે જ ફેંકાવાનો હતો. રજની તો એની હંમેશની પ્રતિસ્પર્ધિ. હવે તો તે મ્હોટા સ્ફટિક-મહાલયમાં રહેતી: લખમીની ન્હાનકડી ઓરડીનાં જાળીયામાં પણ તે હંમેશાં ડોકિયાં કરતું.

મહાલખમી બનતાં સુધી તો એ મહાલયે જતી જ નહિ. પરંતુ તેની બ્હારીની તદ્દન રહામે જ પોતાનું ગર્વભર્યું શૃંગ આકાશે ઉંચું ઉચકતું એ મહાલય ઉભું હતું. એના પર દ્રષ્ટિપાત કર્યા વિના લખમીનો છૂટકો જ ન્હોતો. જ્યારે જ્યારે બ્હારીની બ્હાર લખમી નજર નાંખતી ત્યારે ત્યારે અમુલ્ય અલંકારેથી શૃંગારિત થયેલી રજનીની મનોરમ નાજુક આકૃતિ, કાં તો બાળકના પારણાને ઝુલાવતી કે કાં તો અભ્યાસી સુન્દરલાલને ચીઢવતી, તેને દ્રષ્ટિએ પડતી જ. ઉષાના આછા ઉજાસમાં એ યુવાન ગૃહિણી ગૃહકાર્યમાં ચપળમતિએ લીન બની ભાસતી. સન્ધ્યાના સોહામણા સંસારમા પવિત્ર વૃન્દાને વંદન કરતી જણાતી. એના આનન્દમય હૃદયને ઘડીક છાંય દેવા એકકે ય શ્યામ વાદળી ન્હોતી. પોતાના લગ્નપ્રસંગે પણ લખમીએ એ જ હાસ્ય એના મુખ પર રમતું જોયું હતું. રજનીનાં નાજુક અંગો આભુષણોથી ભરચક જોતાં લખમીને પોતાનો સુંદર દેહ ચીંથી નાંખવાનું મન થતું. હીરામાણેક ધારણ કરવાનો હક લખમી કનેથી લઇ લેવામાં આવ્યો હતો. સૌંદર્ય બહલાવવાનો હક પણ એ સાથે જ ગયો હતો. હવે એ શરીરસૌંદર્ય શા કામનું ? હક ધરાવતી હતી ત્યારે હકનો એણે કદાપિ ઉપભોગ કર્યો ન્હોતો. કોઇ બાલાને અલંકૃત કરનાર યોગ્ય મનુષ્ય ન મળ્યો, તો હીરામાણેક તેને શું શૃંગારશે ? પ્રણયીના વ્હાલસોયા સ્પર્શથી ને ભાવભર્યા વિચારોથી સમિશ્રિત થયેલા રજનીના અલંકારો તેને દીપાવતા. લખમીના હીરામાણેકમાં તેની છાંટ પણ જડે ? આજે તો એ હક પણ ગયો હતો. એની ઘાયલ, ગુમાની મનોદશા આગળ અદર્શનીય રજનીને સૌંદર્યના સૌભાગ્યના કેન્દ્રસ્થાને વિહરતી દર્શાવી, ક્રુર વિધાતા પોતાની નિર્દય મજાક સંપૂર્ણ રીતે પાર પડ્યા મથી રહી હતી.

રજનીને બાળકો સાથે નિર્દોષતાથી રમતી જોતાં અફળ ક્રોધમાં મહાલખમી પણ પછડાતી: "મ્હારૂં સર્વસ્વ એ પડાવી ગઇ." રજનીને દોસો દેવા ય લખમી તૈયાર હતી. એના બધાં ય બાળકો પડાવી લેવાં હતાં. બાળકો લખમીને બહુ વ્હાલાં હતાં એમ તો ન્હોતું જ. પરંતુ એ રજનીનાં હતાં, પોતાનાં નહિ. તેથી જ તે ખૂંચતાં. સુન્દરલાલને પ્રીતિમય નયને રજનીને નિહાળતો જોતાં જ એનો કોપ હદ ઓળંગી ગયો. "રજનીને એ નેહભર્યા નયનો ક્યાંથી સાંપડ્યાં? એના હૃદયપાવદનમાં સુંદરલાલને આનંદ જડે એવું શું હતું ? ઓ પ્રભુ! એમનું સુખ મ્હારાથી નથી જોવાતું. કેવો અન્યાય ? સર્વ આનન્દસાગરમાં રાચે ને હું એકલી જ દુઃખાગારમાં ? કેટલો ત્રાસ ? ઓ સદૈવ જાગૃત દેવતા ! મ્હારો ન્યાય કરો. આપ સર્વજ્ઞ—સર્વશક્તિમાન—શી રીતે ?"



કાં તો અભ્યાસી સુન્દરલાલને ચીડવતી, તેને દ્રષ્ટિએ પડતી જ.

વાદળોંનો શ્યામ પટ ભેદી જેમ પોર્ણિમાનો ચન્દ્ર પૂર બ્હારમાં પ્રકાશી ઉઠે તેમ લખમીના અંગ ભેદી અસ્તિત્વને ચીરી યુવાન વિધવાનું દુર્લક્ષ્ય દેવાયલું યૌવન વધુ ને વધુ ખીલી ઉઠયું. દિનપ્રતિદિન એકલી આક્રન્દ કરતી તે ભૂમિ પર પડી રહેતી. બાલ્યના દિવસો સંભારતી. સખી પાસેથી સાંભળેલી તડકા છાંયડા સમી એ બાલિકાની વાત યાદ આવતી. તડકા સમા તેજને અથંગ અર્ચન કરનાર સુન્દરલાલ એની નજર આગળ તરી રહેતો. એ વેળાએ તે આટલી સુન્દર ન્હોતી. એ વેળાએ તે સુખસ્પર્શ માટે આટલી ન્હોતી તલસતી. ત્યારે પ્રેમ, સુખ સર્વ તેની ઇચ્છા પ્રમાણે ખડાં થતા. હવે એમાંનુ એની પાસે

કાંઇ જ નથી. છે માત્ર એક વિષાદભરી શૂન્યતા એના હૃદયમાં ! છે ત્યાં પેલી ગાંડી ઇર્ષાની જ્વલંત જ્યોતિ ! પ્રકાશ પ્રકટાવતો સુવર્ણ દીવડો ત્યાં તૂટી ગયો હતો—અત્યારે નકામો થઇ પડ્યો હતો. શ્યામ, કદરૂપી છાયાનું સામ્રાજ્ય ત્યાં પ્રવર્તતું. પ્રકાશ અન્ધકારમાં ઢંકાઇ ગયો હતો. ઘરની અન્દર ને બ્હાર જતાં આવતાં સુન્દરલાલ એના મહાલયના દ્વારને ઘસાઇને જતો. મહાલખમીના ઉપવનની અડોઅડ એમનું ઉદ્યાન હતું. એમની વાડીના રાતા રસ્તાઓ ફુલની મનહર કયારીઓ વચ્ચે દીપી ઉઠતા. ભુવન માંથી બ્હાર જતાં પ્રત્યેક પ્રભાતે સુન્દરલાલ રજનીની ત્યાં જ રજા લેતો. ગાડી મુખ્ય દ્વાર વટાવતાં, આગમા પડની બ્હારારીએ ઉભેલી રજનીને બાળકો તરફ ક્ષણિક દૃષ્ટિપાત કરવા તે ગાડીમાંથી બ્હાર ડોકીયું કરતો—પોતાના કુમળા બાલકને તે જોઇ શકતો. એ બિચારું પોતાના ચંચલ હસ્તને અન્ય દિશામાં લગાવી પ્રણામ દેવા વૃથા મથતું લાગતું. માતાની સાડીના છૂટા છેડાને વળગી સમતોલપણું જાળવવા પ્રયત્ન કરતી નાજુક આકૃતિ તે જોઇ શકતો. એ દૃશ્ય દૃષ્ટિ બ્હાર જતાં જ આનન્દનું મંદ હાસ્ય હસતો ગાદીના સુંવાળા તકીયાને અઢેલતો. એના મુખમંડળ પરની આ સુખીજીવનની મૃદુ છાયા, મહાલખમીના મહાલયેથી ગાડી પસાર થતાં તે દરરોજ અવલોકતી. સન્ધ્યા કાળે ગાડીના આગમને સુન્દરલાલના સ્વાગતની તૈયારી થઇ રહેતી. બાળકો એક સાથે બોલી ઉઠતાં. "બા. બા. ગાડી આવી. ચાલ જલ્દી કર" એના આગમનને વધાવવા તે હંમેશાં ત્વરાથી દોડી આવતી.

દરરોજના આ દેખાવો મહાલખમીની નજરે નર્તંદુઇ દૃશ્ય સમા તરતા : એના કાનમાં સ્વરહીણું એકનું એક સંગીત સુણાવતા : "આ સર્વ ત્હારું હોત. ત્હારો હક સમજો હરી લેનારનો પૂરો વિનાશ નહિ થાય ? સમૂળો વિનાશ—" તે બુમ મારી ઉઠતી "પ્રભુ ! એવો સમય ઝટ લાવ. મ્હારાથી આ નથી સહેવાતું"

એની આ કટુ પ્રાર્થનાનો પ્રત્યુત્તર વાળવા કોઇ શયતાન પાક્યો. અનિલની જે મંદ લહરી સુન્દરલાલના સુખી કુટુમ્બની હરેક વ્યક્તિને એક સરખી આહ્‌લાદતી તે એકદા તેના જીવનની કુસુમશય્યા પર પ્રલયાનિલ સમી તૂટી પડી. તે દિવસે બાળકો સાથે વાડીમાં રમતું કોઇ જણાયું નહિ. આનન્દ ભર્યો હાસ્યનો રણકાર ન સંભળાયો. પ્રીતિ ભર્યા તારામૈત્રક ન રચાયાં. રાતા રાજમાર્ગ પર રથનાં ચક્રો ન ખખડયાં. ભરાવદાર કુમળા હસ્તથી પિતાને પ્રણામતું આલિંગન દેવા કોઇ પણ બાળક બ્હાર આવ્યું નહિ. આનન્દના સામ્રાજ્યને ન્યને શૂન્યકાર છવાઇ રહ્યો. મુખારવિન્દ ગંભીર કરી પરિજનો દોડધામ કરી રહ્યા હતા. બાળકોની કોઇએ સંભાળ ન લીધી. બિચારાં રડતાં રડતાં જ નિદ્રાવશ થયાં.

તે દિવસે પરોઢથી જ મહાલખમીએ તે સ્ફટિક મહાલય પ્રતિ વારંવાર દૃષ્ટિપાત કર્યો. ત્યાં છવાયેલા શૂન્યકારે તે આશ્ચર્યચકિત થઇ. અનન્ત આનન્દના ફુવારા ઉડતા ઉડતા આમ અચાનક શાથી બન્ધ થયા ? મહાલખમી અસ્વસ્થ બની. ફરતી દિવાલ. ઓળંગી અન્દર જવા આતુર બની. એ ગૂઢ શાન્તિનું કારણ શોધવા તલસી રહી. પોતાના વિરામ મન્દિરની બાજુમાં જ વ્હેતા એ આનન્દ ઝરાના મધુર ખળખળ નિનાદે તે એટલી તો ટેવાઇ ગઇ હતી કે અત્યારે તેની સંગતિ વિના જીવનની ખિન્નતા છૂપાવવી તેને અઘરી થઇ પડી.

મહાલખમીએ તપાસ કરાવી. કોઇએ કહ્યું—"શું થયું છે ! રત્નજડિત ચન્દ્રહાર માંથી મુખ્ય હીરો ખરી પડતાં જે દશા થાય

તે. એમનું સુખી જીવન શયતાનથી ન સહેવાયું. ગૃહપતિની ગંભીર બિમારી છે. હૃદય ફરી ઉઠે પણ નહિ. કોણ જાણે કયા ઝેરી વાયુથી આ કમનસિબી એમના પર આવી પડી?" મહાલખમીએ વિચાર્યું "કોને ઝેરી વાયુ ફુંકાયો હશે?" પોતાના જીવનને ઝેરી બનાવતાં કોનો ઝેરી વાયુ ફુંકાયો હતો? આ પ્રતિપ્રશ્નથી એને શાન્તવ ન મળ્યું. કેટલાં ય વર્ષો પછી આજે તે પોતાની સખીને ત્યાં દેડી ગઇ. ખિન્નતાના અવતાર સમી રજની ખંડમાંથી બ્હાર આવી, બાલસખીને આલિંગી રહી. તે બોલી— "લખમી! આપણે છેક ન્હાનપણથી સખીઓ હતાં. જીવનના સુખી દિવસોમાં હું ત્હને ભૂલી ગઇ. પરન્તુ આજે કૃતાન્ત કાળ મ્હારા દ્વાર પર અંધારપિછોડા નાખી રહ્યા છે. દુઃખમાં આપણે ફરી મળીએ છીએ. ઓ વ્હાલી સખી! ત્હારી યુવાનીમાં ત્હારું સર્વસ્વ ત્હેં મ્હને અર્પણ કર્યું હતું. અત્યારે પણ કોઇ ભેદી પ્રેરણા મ્હને ખાત્રી આપે છે કે મ્હારા સુખના અન્ત વેળા ય પણ તું મ્હને નહિ જ તરછોડે."

મહાલખમી કહી ન શકી કે "ત્હારૂં સર્વસ્વ મ્હારૂં હતું. ચોર!" ગહન મત્યુની ભેદી દશા આલિંગવા સુન્દરલાલ અત્યારે તૈયારી કરી રહ્યો હતો. લખમીએ તેના ખંડમાં પ્રવેશ કર્યો. લગ્નના આલ્હાદક મહોત્સવે જે જ્યેતિએ લખમીનું હૃદય પ્રથમ જ વીંધ્યું હતું તે જ આ સુન્દરલાલ! ડંખાયલા ગુમાને પણ લખમી અણગમતા રમકડાંને તરછોડી ન્હોતી શકી તે જ આ! નિર્દય મત્યુના પાશમાં જકડાયલું આ જ તે ચંદ્રવદન! કયાં એ કાન્તિભર્યું હાસ્ય? કયાં એ નયનની બુધ્ધિમતી ચમક?"

સુન્દરલાલ એકવાર લખમી તરફ કોઇ પૂજકની દ્રષ્ટિએ નિહાળી રહ્યો હતો. આટલાં વર્ષો સુધી એના અન્તરના કોઇ ભૂલાયલા ખૂણામાં દુર્લક્ષ્યી સરસો બની રહ્યો હતો. એના એ એકાંતવાસમાંથી આજે એ ઓર્ગ ચીંતો બ્હાર આવ્યો: એની સ્મરણશક્તિની રંગભૂમિ પર ઉપસ્થિત થયો. યમરાજના આ ફીક્કા શિકાર આગળ એ ઝળહળતા પ્રકાશનો વિરોધાભાસ રચાયો. એના અંતરમાં પ્રણયમંત્ર ફુંકનાર પ્રથમ પોતે જ હતી એમ લખમીને યાદ આવ્યું. પોતે જ એને તરછોડયો હતો. એના પ્રેમનું બિંદુ અન્ય જીવનમાં રેડાયું. પ્રથમ પ્રણયપાત્રી મટી લખમી બાજુએ રહી ગઇ. હીણાયલા તરસ્યાં આત્માની સ્વામિની બની. અત્યારે તે મત્યુ કાંઠે ઉભો હતો. એ પરિસ્થિતિ મહાલખમીને મન ભાવતી? પ્રાણનાથ પર આ વીતક વીતે એવી એ પ્રાર્થના કરી રહી હતી! તીવ્ર વેદનાએ એનું દિલ કમ્પી ઉઠયું. એના આત્માએ રાડ નાખી: "ઓ મુર્ખ સ્ત્રી! અજાણે ઇદ્ર જાળે કયાં ફસાઇ? ત્હેં શું કર્યું? આ પરિસ્થિતિ ત્હારે કયાં જોઇતી હતી? મ્હારી પ્રાર્થનાનું ખરૂં સ્વરૂપ હવે જ પરખાય છે! મ્હારે તો ત્હારો સ્નેહ જોઇતો હતો. મ્હારા વ્હાલા! મ્હારા પ્રથમદર્શને ત્હારા અન્તરમા મ્હેં જગાવેલી પ્રણયજ્યોત મ્હેં સદા માટે એક વાર તરછોડી! છતાં ય એ જ જ્યોતિ મ્હારે જોઇતી હતી. ગાંડી ઇર્ષાએ મ્હને અંધ બનાવી. ઉંધે માર્ગે ચઢાવી. મ્હારા પ્રાણાધાર! મ્હારે તો ત્હમારી જરૂર હતી. ત્હમારા મત્યુની નહિ." પોતાની હૃદયેચ્છાના આ નૂતન પ્રદર્શન પ્રકાશમાં લખમી ત્યાં વધુ વાર ટકી શકી નહિ. તે ઘેર પાછી વાળી. એક જ દિવસમાં એણે હજારો વર્ષનાં કરુણ દૃશ્યો પર આંસુ વરસાવ્યાં: પ્રાર્થનાઓ કરી: દુઃખી થઇ: શોકથી સળગી ગઇ. "ઓ પ્રભુ! આવા ક્રુર ન થશો! મ્હારા દેહનો ચૂરો કરી નાંખો. એમને બચાવો. ઓ નર્કના વન્હિઓ! મ્હારૂં બલિદાન લ્યો. હું

જરા ય કમ્પીશ નહિ. મ્હારૂં જીવન એમને આપો! મ્હારા બધા ય શાપ મ્હારા 'પર પાછા વળો—ઓ રામ! અમને બચાવો."

પરન્તુ લખેલા લેખ ન જ ફર્યા સુંદરલાલનું અવસાન થયું. ઇર્ષાગ્નિને શમાવવા મહાલખમીએ વર્ષો પ્હેલાં પ્રાર્થનાઓ કરી હતી તેનું ફળ પ્રત્યક્ષ થયું. ત્યારે તો એણે લળી લળીને યાચના કરી હતી: પરંતુ અત્યારે તે દેશદ્રોહીની પેઠે બદલાના ભારથી દટાઇ ગઇ.

એનો આ નવિન પરાજય! મહાલખમીએ ધાર્યું હતું કે રજનીના અશ્રુથી ઇર્ષાગ્નિથી બળતું એનું હૃદય શાન્ત થશે. પણ હવે તો રજનીના નેત્રમાંથી એક બિન્દુ ઝરે ત્યાં લખમી હજાર વર્ષાવતી. રજની રડતી: એનો હૃદયનાથ ગુમ થયો હતો. મહાલખમીના જીવનમાં આંસુનું પૂર ઉભરાતું: એનો પરાજીત આત્મા ધ્રુજતો—ડંખતો—"આહ! પ્રાણનાથ! ત્હારી હું ખુની થઇ"

અનુવાદ

રમણીલાલ જયચંદભાઈ દલાલ

---

# બેવફાદારી

લેખક રા રા આત્મારામ નરોત્તમ તના

---

અય પાગલ!

દુ:ખોના ઘા સહન કરતાં તું રડે છે? કેવી ભૂલ! અરે એ ઘા હસીને સહન કરવાથી જ તુ પ્રભુતા મેળવશે. અને હા! તું તો વિધીને દોષ દે છે; જે ત્હારૂં ભલું ચાહે છે તેને જ તું દોષે છે. અરેરે! કેવી બેવફાદારી!

પથ્થરને તો તેં જોયો છે ને? તે ઘણાયે ઘા સહન કરે છે, ને એ જ પથ્થરની કોરેલી મૂર્તિમાં પ્રભુતા માની તું એનું પૂજન કરે છે.

ઓ પાગલ! ત્યારે શા માટે દુ:ખોથી રડે છે? શાને વાસ્તે બેવફાદારી ખેડે છે? કહી દે. પ્રભુને કહી દે કે જગતનાં બધાં ય દુ:ખો ત્હારે આંગણે પહેલાં આવે. ને તે હસીને સહન કર એટલે તું પ્રભુમય થશે, ને જગત ત્હારામાં પ્રભુતા છે, એમ માની ત્હારૂં પૂજન કરશે. પછી ભલે તને એ વિષે દરકાર ન હો.

---



# રત્નજડીત આરસપહાણ

લેખકઃ શ્રી. શ્રી બાળમુકુંદ દેસાઈ

આપણા દેશમાં જે પ્રાચીન હુન્નરો પડી ભાંગ્યા છે તેમાંનો એક આરસના પત્થરમાં કીંમતી જવાહીરો જડવાનો હુન્નર છે. પત્થર જેવી સહેજ બેદરકારીમાં ભાંગી જાય એવી વસ્તુ, અને તેમાં કોતરકામ કરી હીરા અને એવા જ બીજા કીંમતી પત્થરો જડવા એ જેવા તેવા કારીગરથી ન બની શકે. કુશળ ચિત્રકારના જેટલો જ એનો હાથ ઠરેલો હોય તો જ આવું બારીક કામ કરી શકે.

આવી કારીગરીવાળી, હાલ મેટ્રોપોલીટન મ્યુઝીઅમમાં સચવાઇ રહેલી, દીલ્હીના મોગલ સર શાહજહાનના જગપ્રસિધ્ધ મયુરાસનની આરસની રત્નજડીત બેઠક ખાસ ધ્યાન ખેંચે છે એ ઉપ જ એ હુન્નર વિષે આપણને એમાં રહેલી કળાનો ખ્યાલ આવે છે.

આ બેઠક ઉપરની કારીગરી ખરેખર જ આપણને હેરત પમાડે એવી છે. એના રેખાદર્શન ફૂલવેલના સુંદર શણગાર કેમ જાણે એ આરસમા કુદરતી જ હોયની એવાં લાગે છે. નરી આં જોતાં પણ જોનાર આ ભેદ સમજી શકતો નથી કોઈ પણ જગ્યાએ તે એમાંથી પાત્રી શોધી શકતો નથી. આ સઘળો શણગાર જો કોઈ ધાતુથી જડાયો હોત તો આપણને વધુ આશ્ચર્ય ન લાગે પણ એ સઘળો શણગાર, સહેજમાં ભાંગી જાય એવી વસ્તુઓ, હીરા અને એવા જ બીજા કીંમતી પત્થરો ઘડીને જડવામાં આવેલો હોઇ આપણને આશ્ચર્ય પેદા કરે એમાં નવાઇ નહીં

આરસના રત્નજડીત અનેક ઘાટના નમુનાઓ શાહજહાંનના સમયમાં અનેક બનતા. જગમશહૂર તાજમહાલમાં જે કારીગરી દેખાય છે તેમાં રહેલી કળા-ખરી કળા હોવાથી જ આજે સજીવરૂપે આપણે જોઇ શકીએ છીએ. દુનીઆભરને આશ્ચર્યમા ગરકાવ કરી નાખે એવું મયુરાસન પણ એ જ સમયનું છે.

આરસ ઉપર કળામય કોતરકામ તો સાધારણ મનાતું. પણ એનાથી ઉંચા પ્રકારનું અને કીંમતી કામ આરસમાં જવાહીર ભરવાનું હતું આરસની બેઠકમાં અનેક કીંમતી રત્નો અને હીરાઓ એવી રીતે જડતા કે દુર્બીનના કાચ વડે જોતાં પણ જોનારને ભેદ પારખવો મુશ્કેલ પડતો.

એમાં એકલા હીરાઓ જ વપરાતા એવું નહીં, પણ બીજી જાતના એવા જ પત્થરો જુદા જુદા રંગના વાપરવામાં આવતા. ક્રીસ્ટલ, એક જાતનો ચળકતો પત્થર, પર્લ, મોતી, ટોપેઝ, ટરકવોઇઝ, લીલા



શાહજહાનના મયુરાસનનું આરસપહાણનું બેસણું

ભુરા રંગનો પથ્થર, જેડ, ઘેરા લીલા રંગનો પથ્થર, કોરલ સમુદ્રમાંથી મળી આવતો પથ્થર, એમેથીસ્ટ, બ્લડ સ્ટોન, કારબંકલ, એફાયર, જેસ્પર, ગારનેટ વિગેરે જાતના અનેક કીંમતી પથ્થરો ઉપયોગમાં લેતા."

" આ કારીગરીનો મુખ્ય હેતુ મહેલો અને મસ્જીદોની લાંબી પહોળી આરસની દીવાલોમાં વિવિધતા આવે અને એકને એક વસ્તુ જોવાં જોનારને કંટાળો ન ઉપજે એ જ હતો. જો કે ગ્રેઝ કરેલી અથવા ઇનામલ કરેલી લાદીઓ પણ ખરી જગ્યાએ જડવામાં આવતી, પણ ખાસ શોભાને ખાતર તેમજ રાજમહેલમાં, રત્નજડીત આરસની તખ્તીઓનો ભભકો ઉપયોગ થતો

આવી કારીગરીનો પ્રથમ અખતરો તેરમી સદીમાં સુલતાન અલ્તમશે દીલ્હીમાં એક મસ્જીદ બંધાવી હતી તેમાં કર્યો હતો. તેની દીવાલોમાં રાતી લાદીમાં સફેદ આરસના નકશીદાર ટુકડાઓ જડયા હતા અને ત્યાર બાદ આ નવીન રીતે કારીગરોના ધ્યાન મુજબ અનેક સ્વરૂપ લીધાં. સફેદ આરસને બદલે રંગબેરંગી પત્થરો જડાવા લાગ્યા અને એવા પત્થરોને બદલે હીરામાણેકનાં જડતર પણ શરૂ થઇ ગયાં. કસબ કારીગરના હાથમાં આવ્યો અને વંશપરંપરા ચાલવા લાગ્યો.

સાધનના અભાવે એવું કીંમતી કામ કરાવનારા થોડા હોય છે. એટલે આવા કારીગરો રોજી મળવાના અભાવે આવા સરસ હુન્નરને ભુલી પણ જાય આ હુન્નરને અનુકુળ સંજોગો સત્તરમી સદીમાં મળ્યા, અને તે પૂર્ણતાની ટોચે પહોંચી શક્યો.

શાહજહાન જેવા કળાપ્રિય અને મહેલો બાંધવાના શોખીન સમ્રાટને આ હુન્નરની કદર થઈ એના બંધાવેલા દરેક મહેલ અને મસ્જીદોમાં ઘણી જ છુટથી રત્નોનો ઉપયોગ થએલો જોઇ શકાય છે. મયુરાસનની કીંમત જે એટલી બધી વધારે થઇ તે તેમાં જડાએલા કીંમતી રત્નોને લીધે જ.

એનું અનુકરણ એના શાહજાદા ઔરંગઝેબે લાહોરમાં 'નવલખી' મહેલ બંધાવી કર્યું. આ મહેલ બાંધતાં નવ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો. એથી જ એનું નામ 'નવલખી' રાખ્યુ હતું.

મોગલ રાજ્યની પડતી સાથે આ હુન્નરની પણ પડતી આવી. કુશળ કારીગરો કામ વિનાના રહ્યા. અને પાછળ ચાલતી પ્રજાએ એવા બેકાર હુન્નર તરફ ધ્યાન ન આપ્યું.

આજે પરદેશી શણગારની પુષ્કળ ચીજો થોડી કીંમતમા મળતી હોવાથી એવી કારીગરીવાળું કામ ભાગ્યે જ કોઇ કરાવે.

કહેવાય છે કે આ જાતની કળા-મોસેઇક વર્ક-સીમેંટની જમીન ઉપર ભાત પાડીને પત્થર વિગેરે જડવાના પ્રાચીન હુન્નરમાંથી જન્મ પામી હતી. પ્રથમ આરબોએ પરશીઅન લોકો પાસેથી આ કળા જાણી લીધી, અને છેક અગીઆરમી સદીમા હીંદુસ્તાનમાં જાણવામાં આવી

આનો સારો હુન્નર પરદેશીઓના સ્વાર્થી વેપારના મોહને પરિણામે અને આપણી બેદરકારીને લીધે આપણે બીજા હુન્નરોની માફક ખોઇ બેઠા છીએ.

એ જાહોજલાલીનો સમય ફરી પાછો આપણે ક્યારે જોઇશું ?

સંપૂર્ણ

# જહોન રસ્કીનના પત્રો



અનુવાદક: રા. રા. દિનકરરાય જાદવરાય વૈષ્ણવ

## પત્ર ૩ જો

ના મ્હારી તબીયત વધારે બગડી નથી; પરંતુ તમને બધાને એક દિવસ બહુ રસ આપશે એવો એક ગ્રંથ જોઈ જવા એક મિત્રે મ્હને કહેલું તેથી અત્યાર સુધી લખી શક્યો ન્હોતો. ન લખી શક્યો એથી મને વિશેષ દુઃખ થએલું, કારણ કે તમારી મ્હારા પરની છેલ્લા પત્રમાં લખેલી અનેક બાબત વિષે મ્હારે ઉલ્લેખ કરવો હતો; એક બાબત ખાસ કરીને એવી હતી કે જે તમારા મનમાં ઠસાવવાની વાત ઉપર મ્હને અત્યારે સીધી ઉતારી આણે છે. તમે લખો છો કે "ફ્રેડરિક ધ ગ્રેટના છઠ્ઠા ભાગમાં તમને ઘણું ઘણું એવું જણાય છે કે જેને આપણી મહારાણી અથવા આપણું શાસનમંડળ કાયદાનું રૂપ આપી દે તો આપણા હજારો અંગ્રેજ મજુરો આનંદ અને ખુશાલીના પોકાર સહિત તેને સ્વીકારે." ખાસ કઈ બાબતને ઉદ્દેશીને તમે આ લખ્યું છે તેનું મને ભાન નથી, પરંતુ અંગ્રેજની માલમિલ્કતને લગતા હાલના હક્કોથી વિરુદ્ધ તમે જે નિયમો ધારતા હો તેમાં ન હોય તો પછી સરકાર તેવો કાયદો ઘડે કે નહિં તેની તમારે શી પરવા પડી છે? તમે અંગ્રેજ મજુરો થોડા નથી, હજારો છો તો તે પ્રમાણે અમલ કરી નાખીને જ માત્ર તમે તેને તમારો કાયદો બનાવી કાઢી ન શકો?

પાંચ કે છએક વર્ષ અગાઉ લન્ડનના કારીગરલોકોની મહાશાળાના સભ્યો સમક્ષ 'સુધારા' સંબધી બોલવાની મ્હને તક મળેલી અને એ ભાષણનો સારાંશ આ હતો: "ભાઇઓ, પાર્લામેન્ટમા તમારા અભિપ્રાયો પ્રતિનિધિ દ્વારા જણાવવાનો મહાન્ હક્ક મળે એ માટે તમે બધા મ્હોં ફાડી બેઠા છો વ્યક્ત કરવા જેવા અભિપ્રાયો તમારી પાસે છે એ નક્કી હોય તો તો જાણે એ બક્ષીસ ઇષ્ટ છે, વિનયદર્શી તો થાય જ. પરંતુ ખરેખર અભિપ્રાય તમે એકકે બાંધેલો છે? પદ્ધતિસર માગણી માટે તમે એકકે બાબત ઉપર એકમત છો? અલબત, એક બાબત હશે. તે ઓછું કામ અને વધારે પગાર; પરંતુ તમારા ધારવા મુજબ કામ કેટલું ઓછું થઇ શકે? દરેક જણને કામ કંઇ જ નહિં અને પગાર બધો ય એવો વખત કદાપિ આવશે એમ તમે માનો છો? અથવા તો કામ અને પગાર વચ્ચે સાચો સંબંધ શું છે તે વિષે ખ્યાલ કરવા પૂરતી અને ઇશ્વરી તથા કુદરતી કાયદા મુજબ કેટલા કામ માટે કેટલો પગાર કરવો એ અટસટ્ટો પણ નક્કી કરવા પૂરતી તકલીફ તમે ઉઠાવી છે? કારણ કે ચોક્કસ માનજો કે તમે ગમે તે કાયદા બનાવો, પણ છેવટ કુદરતી કાયદા પ્રમાણે જ કામના પગારની હદ બંધાશે.

"એક એકર જમીન ઉપર કેટલાં જણ નભી શકે અથવા ખાનારા કેટલી ઝડપથી વધતાં જાય છે એ તમે જાણો છો? અને પોષી ન શકાય એવાં જણનું છેવટ શું કરવું એ સબંધી તમે વિચાર કર્યો છે? 'એવાંને બીજે ખાવા મોકલો' એવું તમારું કહેવું છે, તો પછી તેમને પરદેશ ક્યારે મોકલવાં, એ પરદેશગમનમાં કયા દેશને વિશેષ પસંદગી આપવી અથવા તો સ્વદેશમાં કયી જાતની વસ્તી રહેવા દેવી એ વિષે તમે કંઇ મત બાંધ્યો છે? ભરચક કુવાનાં પાણીની જેમ ઇંગ્લંડની વસ્તી માંત પર થઇ સતત નિર્ગમન કર્યા કરે તો પછી તમારા દેશની કાયમી સ્થિતિ કેવી રહેવી જોઇએ એ વિષે તમે કઇ યોજના ઘડી છે? પ્હેલાં તો, કેટલી વસ્તીથી તમે વિલાયતને ભરવા માગો છો? અને કેવી જાતની વસ્તીથી? શું તમે એમ ઇચ્છો છો કે તમારો દેશ એક મ્હોટા કારખાના અને ઘાટખાના સિવાય કંઈ ન રહે, જેથી કરીને સારી આલમમા 'અંગ્રેજ' નું નામ 'લુહાર' નો પર્યાયવાચક શબ્દ બની રહે? અથવા તો તમારા કેટલાક અમીરો અને જાગીરદાર ગૃહસ્થો તથા થોડાએક લીલાંછમ ખેતરો અને વૃક્ષો રાખવાનું તમને હજુ-ગમે ખરૂં?

"આ બધા સવાલોમાંથી એકકેનો જવાબ તમે આપી શકો નહિ એમ હુ કહેતો નથી, પરંતુ એકકેનો જવાબ આપવાનો વિચાર તમે કર્યો નથી એવી મ્હારી મતલબ છે, અને છતા પાર્લમેન્ટમાં તમારે અવાજ જોઇએ છે! સ્હમજો કે તમારો અવાજ દર્શાવવા માટે તમારી પાસે વિચાર નહિં હોય સુધી ત્યા પાર્લમેન્ટની અંદર કે બહાર તમારા અવાજની કિમ્મત ઉંદરના ચીં ચીં જેટલી પણ નહિ રહે, અને જ્યારે વિચાર તમારી પાસે હશે ત્યારે તે દર્શાવવાની જરૂર નહિ રહે, કારણ કે તમને માલુમ પડશે કે તે વિચારની સિધ્ધિ ભાષણ દ્વારા થતી નથી તમને લાગતુ હોય કે આવી બાબત પર વિવાદની જરૂર છે, તો ખુશીથી વિવાદ ચલાવો; પરતુ વિવાદ તમારી જ વચ્ચે અને મળી આવે એટલા પ્રમાણિક સહાયકો સાથે જ ચલાવો, એ રીતે જો તમને સત્ય ન જડે તો પછી ધારો છો કે પાર્લમેન્ટ જેની અંદર ઘણાએક સભ્યોનો ઉદ્દેશ તમારી તરફેણમાં બોલાએલ દરેક શબ્દને તોડી પાડવાનો હોય છે અને જ્યાં પ્રશ્નમાત્રના નિરાકરણનો આધાર વિરોધી સ્વાર્થતુલાના ચલન પર રહેલો છે ત્યાં તમે ધારો છો કે એ સત્ય તમને વધારે વ્હેલું મળી શકશે?"

કારીગરલોકની મહાશાળાના સભ્યો સમક્ષ મેં તે વખતે ભાષણ કરેલું તેની મુખ્ય વિગત ઉપર મુજબ: અને 'સુધારા' માટેની આગ્રહી ચળવળના આ જમાનામાં એ જ વાત હું દ્દઢતાપૂર્વક કહીશ. ઇંગ્લંડના ઓ કામદારો, વેસ્ટમિન્સ્ટરની ઉંબર ઉપર એ અરધી જાહોજલાલીની અંદર જ તમારા હિતની સદ્બુધ્ધિથી વાતો થઇ શકે એ શું તમે ધારો છો? બીજાં માણસોની સ્વતંત્રતા અને માલમિલ્કતની આડે આવો નહિં ત્યા સુધી વાતો કરવાની અને તમને પસંદ પડે તેવા કાયદા તમારા પોતાને માટે સ્થાપવાની તમને સંપૂર્ણ સ્વતંત્રતા અને સત્તા છે. તમારી પોતાની પ્રતિનિધિ સભા ઉભી કરો. તમારામાંથી શ્રેષ્ઠ, છેવટ તમને જડે એવા શ્રેષ્ઠ, પુરૂષોની પસંદગી કરો; એવું ઈષ્ટ પરિણામ લાવવાને સૌથી વધારે શક્ય વરણીરીતિનું અવલમ્બન કરો. બીજી પંક્તિના વિશ્વાસપાત્ર પુરૂષોને તમારી સભામાં જોડાવા નિમંત્રણ આપો; એ સભાની નિશ્ચિત બેઠકો માટે સમય અને સ્થળ નક્કી કરો અને તમારી મનપસંદ આ પાર્લમેન્ટને ઉદ્યોગના વહીવટ તથા નિયમનની શક્ય રીતિઓ અને જીવનના હિતકારી સંયમ માટેની ડાહીમાં ડાહી યોજનાઓ વિષે વિચાર ચલાવવા દો; અને એ

પ્રમાણે તમારા પ્રતિનિધિ શોધી શકે એવા ઉત્તમ કાયદાઓ તમારી સમક્ષ મેલાય, તમારામાંથી ડાહ્યા હોય તે તે કાયદા માને અને પોતાની મજાને માનવાનું શીખવે,-અને એ રીતે નિર્ણિત કરેલા કાયદાઓમાંથી કોઇપણ વર્તમાન સંજોગ અથવા વેપારના રીતરિવાજની વિરૂધ્ધ જણાય તો કંઈ શોરબકોર કરો નહિં. બીજા પાસે તેનો અમલ કરાવવા ન મથતા. વાવટા પર તે ગુંથાવશો માં અને સરકાર તથા પોલિસનો અનાદર કરી બાગમાં એ વિરોધી કાયદા બાબત સભાઓ ભરશો માં; પરંતુ એ વિરોધ તમારા મનમાં રાખજો, નજર આગળ રાખજો અને શાંતિમય બળરૂપ સાધનથી, ખંતીલા કાર્યથી, ભવિષ્યની સિધ્ધિનો વિષય તેને બનાવી મૂકજો.

કારણ કે હાલની આમસભામાં તમારા પ્રતિનિધિની સંખ્યા મ્હોટી થાય તોપણ રૂઢિસ્થાપિત પધ્ધતિની સદંતર વિરૂધ્ધ એવી કોઈપણ વ્યાપારપધ્ધતિ તમે તર્તજ ફરજીયાત કરી શકશો નહિં. તમારા શેઠ અને સમાજના ઉચ્ચ વર્ગને તદ્દન પ્રતિકુળ હોય તે તમને પોતાને સંપૂર્ણ રીતે અનુકુળ થાય એવું કદાચ તમે ધારો અને એવા કાયદા તમે કાલ સવારે પસાર કરાવો તો ફળ માત્ર નિકજ આવે દેશની દોલત દેશવટો લે અને તમે બંડ તથા દુષ્કાળથી વિનાશ પામો. ખાત્રીથી માનજો કે કોઇ પણ મહાન્ ફેરફાર સ્હેલાઇથી કે તાકીદથી કદી થઇ શકે જ નહિં; તરંગી, અવ્યવસ્થિત યત્નથી પણ નહિ; દુષ્ટ જનથી નહિં, તેમજ સંકટ સહન કર્યા વિના સજ્જનોથી પણ નહિ કટોકટીના સર્વ મહાન્ પ્રસંગે દુઃખ તો એક કે બીજે રસ્તે ખરેખર આવવાનું જ; સવાલ આપણે માટે ફક્ત એ છે કે સિધ્ધિ કરી થવાની હોય તો ઇચ્છા વિના ભોગવેલાં અનેક દુઃખો, તેમાં વળી ઘણાએક નકામાં અને તમામ અનુદાર, એવાંની શૃંખલાથી તે સિધ્ધ કરશું કે એકદમ અનિષ્ટ ભાવિ જાણી લઇને ઇશ્વરઅર્પિત હિંમતની ડહાપણભરી તીવ્રધારી રાહે તેનો ઉપાય શોધશું

આ વાત ફરી ફરી કહુ છુ કે તદ્દન તમારા જ હાથમાં છે. પરંતુ તે એક શરતે. તે તમારા પોતા તરફ તથા સર્વ મનુષ્ય તરફ અવિચલ સત્ય દાખવવાની. એકંદર જુમલે તમારામાં વેપારના ન્યાયી કાયદા ઘડવાનું તમને શીખવવા અને તે કાયદાનું પરિપાલન કરવાનું તમને બળ આપવા જેટલી પ્રમાણિકતા ન હોય તો તમારે માટે સર્વ આશા વ્યર્થ છે. કોઇપણ ચતુરાઈ, બંધારણ, યુક્તિ તેમને ઉમદા બનાવી શકે જ નહિં; કોઈ પણ ખાસ હક્ક તેમને સહાય્ય કરી શકે જ નહિં; કોઇ પણ ધન તેમને ધનવાન બનાવે નહિ. તેમના લાભ ગહન રીતે તેમને શાપરૂપ થઇ પડે; આશ્વાસન રહિત હાનિ એ જ તેમને આશિષ સમ થાય; નિષ્ફળતા અને દુઃખ જેટલી જ દયા કુદરત તેમના તરફ દાખવે માટે, જો જો કે પ્રથમ તો સર્વ વસ્તુના આધારરૂપ હિતકારી પ્રમાણિકતા તમને મળે. તમારા જમણા હાથમાં ગતિ હોય ત્યાં સુધી કાર્ય કરવાનો, અને તેનાથી તમે જીવો કે મરો તોપણ પરિણામની દરકાર કર્યા વગર એ કાર્ય કરવાનો જ સંકલ્પ તમારા હૃદયથી તમે કરો, નહિં તો પછી સ્હેજ પણ જીવન નામને યોગ્ય જીવન તમારે માટે શક્ય નથી. પરંતુ જો એકવાર એવો નિશ્ચય કરો કે મ્હારે મ્હારૂં કામ સરસ રીતે કરવું જ છે તો પછી જીવનસિધ્ધિ તમે સનાતન સાધી એમ જાણજો, અને આવા સંકલ્પ માટે તમારાં સંતાનને શક્તિમાન્ બનાવવાં એનું નામ જ સર્વ સત્ય શિક્ષણની શરૂઆત છે. સત્ય શિક્ષણ વિષે હવે પછીના પત્રમાં વિશેષ લખીશ.

---

# ટેલીફોન

અનુવાદક:
આંપશી વિ ઉદેશી

ઇલેકટ્રીક ટેલીફોનીના પિતા સમા ફીલીપ રીસ, વ્હીટસ્ટોન, ઇલીશા ગ્રે, ડૉ પેજ અને ગ્રેહામ બેલ એ સૈ માં જે સ્થિતિમાં અત્યારે આપણે ટેલીફોન જોઇએ છીએ તે સ્થિતિના શોધક તરીકે તો ગ્રેહામ બેલનું નામ જ ઇતિહાસમાં લખાશે

ડૉ. ગ્રેહામ બેલની ફતેહનું મુખ્ય કારણ તેની પ્રખર કલ્પનાશક્તિ છે. તેના મૃત્યુ પહેલાં થોડાંક અઠવાડીઆં અગાઉ જ તેણે જાહેર કરેલું કે તેની ટેલીફોનને લગતી શોધ દરમ્યાન કોઇકે તેને આ કામ "પારંગતો"ને સોંપી દેવાની સલાહ આપેલી. આ સલાહ પર તેણે ટીકા કરી કે જો હું પોતે જ 'પારંગત' હોત તો હું કદી ટેલીફોનની શોધ કરી શકયો ન હોત" આમ કહી તે જ્ઞાનને વખોડવા માગતો નથી, પણ એ ફકસાઇથી અને દીર્ઘદૃષ્ટિ જ જોવાની ટેવના મહત્વ પર ભાર મૂકે છે.

જ્યારે કોઇ મહાન શોધ આપણા દૈનિક જીવનમાં આવી ગુંથાઇ જાય છે ત્યારે તે તરફ ઘણા ઓછાનું ધ્યાન ખેંચાય છે. એ અદ્ભુત શોધમાં અદ્ભુતતા આપણને જણાતી નથી અને અજાયબ જેવી વસ્તુ સામાન્ય લાગે છે, કારણ કે આપણે રોજ તેનો ઉપયોગ કરીએ છીએ. છેલ્લા એકસો વર્ષમાં વિજ્ઞાને ટેલીફોનની ઘંટડીના અવાજે હાજર થનાર એટલા બધા સેવકોને આપણી સમીપ ખડા કર્યા છે કે તેમની કાળજી ને તેમની આધીનતાને માટે ઉપકાર માનવાને બદલે 'ટેલીફોન'ની રીંગ વગાડતાં તેઓ થોડીક પળ મોડા આવે તો આપણે બબડવા મંડી જઇએ છીએ।

આપણા ટેલીફોનની 'સીસ્ટમ' વિષે ઉપ્ઘાતાઇથી ગમે તે ટીકા કરવી એ આજકાલની 'ફેશન' થઇ પડી છે. પણ આ લેખકની* ઇચ્છા ત્રાજવાનાં બેઉ પલ્લાં સમાનભાવે પકડી રાખવાની છે. આ લેખકનો પોતાનો ખાનગી ટેલીફોન છે, અને ટેલીફોન સીસ્ટમની તરફેણમાં કે વિરૂધ્ધમાં થવાની કે પક્ષપાત કરવાની તેની ઇચ્છા નથી. ટેલીફોન સીસ્ટમનું આખું બંધારણ આ લેખમાં વાચી ગયા પછી પાઠકને ખબર પડશે કે જે 'મૂલ' પર તેઓ ટીકા કરે છે તે 'મૂલ' વ્યક્તિને આભારી છે કે ટેલીફોનની સીસ્ટમના સમસ્ત બંધારણને.

ટેલીફોનનો ઉપયોગ કરનારાઓ જાણે છે કે પ્રથમ 'રીસીવર' ઉપાડી કાને માંડી ધ્યાન' રાખવાનું હોય છે અને જ્યારે વાતચીત થઇ રહે ત્યારે એ રીસીવર મૂકી દેવાનું હોય છે. વિજળીક મશીનોની ક્રીયાઓનો એ ટેલીફોન કરનારને તેમજ ઓપરેટરને બહુ જ ઓછો ખ્યાલ હોય છે. તેથી ચિત્રોની મદદ પડે આપણે હાલના ટેલીફોન 'એકસચેન્જ'ને નિહાળીએ અને એ પડદા પાછળ રહેલો ભેદ જાણીએ.

આપણા ટેલીફોનની લાઇન આપણા ઘર કે ઓફીસમાંથી નીકળી રસ્તાની છોબંધી હેઠળ ઢંકાયેલા એક તારમાં દાખલ થાય છે. આ તારોની જોડ હોય છે અને એવી અનેક જોડને વિજળીની અસર ન કરે એવી વસ્તુથી બાંધવામાં આવે છે. અમુક વર્ષોમાં અમુક લતામાં જેટલી લાઇનો થવાનો સંભવ હોય તેના પ્રમાણમાં લાઇનની આવી જોડીઓ તે જગ્યાએ રાખવામાં આવે છે, અને અમુક

* મૂળ લેખક મી. રોબર્ટ એલ હેડફીલ્ડજ.



મેળવવા કઈ કઈ પ્રક્રીયાઓ થાય છે તે આપણે જોઈએ.

જ્યારે કોઇ ગ્રાહક નંબર માગે છે ત્યારે ટેલીફોનના હુક પરથી તે 'રીસીવર' ઉપાડે છે તે વખતે ઓપરેટરની સન્મુખ એક દીવો ઝબકે છે, કારણ કે જે હુક પર રીસીવર છે તે "સ્વીચ" છે અને તારા દ્વારા ઝટકો પસાર થતાં દીવાને તે ઝળકાવે છે. એ દીવા પરના ઉપરના ભાગમાંની સ્વીચ સાથે પોતાના નાના યંત્રને જોડીને ઓપરેટર પુછે કે 'Number please!' નંબર મળતાં જો તે નંબર એ જ "એકસચેન્જ" માંનો હોય તો તરત જ તે નંબર ધરાવતા સ્વીચ બોર્ડના કાણામાં કાંટા જેવા નાના યંત્રને ભેરવે છે. જો એ નંબર રોકાએલો હોય તો એકસચેન્જના ઓરડામાં ઇલેક્ટ્રીકની મદદથી થતો ગણગણતો અવાજ ઓપરેટરને તે બાબતની ચેતવણી આપે છે.

તાર દાખલ થાય છે તે ગેલેરીમાંની એક "ડીસ્ટ્રીબ્યુસન ફ્રેઈમ". તારમાં બગાડો થતાં તરત ખબર પડે છે ને તેનો ઉપાય કરવામાં આવે છે.

ને કદાચ માગેલો નંબર બીજા એકસચેન્જમાં હોય તો પણ ઓપરેટરને ગુંચવાવું પડતું નથી, કારણ કે દરેક ઓપરેટરની બાજુમાં એકસચેન્જના નામ સાથે સંબંધ ધરાવનારા ટુંકા અક્ષરોવાળી સ્વીચો હોય છે (જેમકે Bishopgate માટે BG) અને એ સ્વીચની મદદથી તે બીજા એકસચેન્જ સાથે પણ સંબંધ બાંધી શકે છે.

ગ્રાહકે માગેલો નંબર રોકાએલો ન હોય ત્યારે ઑપરેટર સ્વીચબોર્ડમાં માગેલા નંબરવાળી સ્વીચ સાથે કાંટા જેવા નાના યંત્રને જોડે છે કે તરત જ જેનો નંબર માગ્યો હોય તેને ત્યાંની "રીંગીંગ કી" પર દબાણ થતાં તે વાગવા માંડે છે. આ દબાણ યાંત્રિક રીતે દર પાંચ પાંચ સેકન્ડને અંતરે થતાં ઘંટી એ મુજબ વાગ્યા જ કરે છે. એ ગ્રાહક જવાબ આપે ત્યારે આગળ કહ્યા પ્રમાણેના દીવાથી ઓપરેટરને એ વાતની જાણ થઇ જાય છે. બેઉ નંબર જોડાઇ જતાં બે દીવાઓ જે "Supervisory Signals" ને નામે ઓળખાય છે તે બુઝાઈ જાય છે, પણ જ્યારે એ બે વાત કરનારાઓ પોતપોતાના ટેલીફોનના હુક પર "રીસીવર મૂકી દે છે ત્યારે ઉપલા બે દીવાઓ પાછા

ઝબકે છે. આમ થતાં જ ઓપરેટર સમજે છે કે વાતચીત પૂરી થઇ એટલે તે જોડાયેલા નંબરો છુટા કરે છે ને એમ થતાં જ પેલા બે દીવાઓ પાછા બુઝાઇ જાય છે.

આ તો સીધી રીતે—પોતાના જ એક્સચેન્જના આવતા "કૉલ" ની વાત થઇ. બીજા એક્સચેન્જના જે "કૉલ" આવે તે માટે 'બી' સ્વીચબોર્ડ પર જઇ ઓપરેટર તે પર ધ્યાન આપે છે. ગ્રાહકની લાઇન આ 'બી' ઓપરેટરોને તેમના સ્વીચબોર્ડ પર બીજાની પેઠે જોડી આપેલી હોય છે, જેથી ભાગમાં વીજળીક મીટરોનો મોટો જથ્થો હોય છે અને તેમાં દરેક ગ્રાહક માટે એકએક મીટર રાખેલું હોય છે. આ મીટર પર આંકડો ચડાવવા માટે ઓપરેટર એક બટન દાબે છે. જ્યારે બે ગ્રાહકો વચ્ચેની વાતચીત પૂરી થાય અને એ બીના બે દીવાઓના ઝબકવાથી ઓપરેટરની જાણમાં આવે ત્યારે તારની એક જોડ સાથે વળગાડેલું બટન ઓપરેટર દબાવે છે, અને નીચે મીટરમાં એક 'કૉલ' નોંધાય છે. મીટર બરાબર છે કે નહિ તે અવારનવાર તપાસવામાં આવે



સ્વીચબોર્ડ પાસે બેઠેલી સ્ત્રી-ઓપરેટરો

એ લાઇન પરના નંબરને પોતાના એક્સચેન્જના નંબર સાથે ઓપરેટર તુરત જોડી શકે છે. આ વ્યવહારને રેલની "અપ" અને "ડાઉન" લાઇનોના વ્યવહાર જોડે સરખાવી શકાય. પ્રથમ જે ઓપરેટર વિષે કહ્યું તેઓ "ગાડી ઉપાડવાના પ્લેટફોર્મ" પર ધ્યાન આપતા ગણાય ને બીજા વિષે કહ્યું તે "ગાડી આવવાના પ્લેટફોર્મ" પર ધ્યાન આપતા ગણાય.

હવે ઓપરેટર ટેલીફોન માટેના "કૉલ" નો ચાર્જ કેવી રીતે મીટર પર ચઢાવે છે તે જોઇએ. એક્સચેન્જના સૌથી નીચેના છે અને વિજળીક લાઇન પણ તપાસાય છે, જેથી કૉલ નોંધાવવામાં ગડબડ ન થાય. જો મીટર ખરાબ થઇ જાય તો તેમાં જેમ વધારે કૉલ નોંધાવાનો સંભવ છે તેમ ઓછા કૉલ નોંધાવાનો પણ સંભવ છે.

જો ગ્રાહકને પોતાનો "કૉલ" બરાબર મળ્યો ન હોય તો તેણે એ વાત ઓપરેટરને જણાવવી જરૂરની છે દાખલા તરીકે તેને ખોટો નંબર મળ્યો હોય ત્યારે જણાવી દેવું જોઇએ, નહિ તો તેનો કૉલ મીટરમાં નોંધાઇ જવાનો સંભવ છે. ઓપરેટરને ખબર પડે કે ગ્રાહકને ખોટો નંબર મળ્યો છે ત્યારે તે તેને

ઘડેલા બનાવટી જવાબો આપી ગ્રાહકો પતાવી દે છે. અલબત, તેઓ પોતાના ઉપરીના સંકજામાં ન આવે તેની દરેક બનતી સંભાળ લે છે, પણ કોઈ પણ ફરીયાદની



અહીં વિજળીક બનાવટથી ઓપરેટરને ટેલીફોન રોકાયેલો હોય ત્યારે ખબર પડી જાય છે

તપાસ થયા વિના તો રહેતી જ નથી. ધારો કે એક ગ્રાહકે ફરીયાદ કરી કે અમુક સમયે તેની લાઈન અમુક નંબર સાથે પાંચ મીનીટ માટે રોકાઈ ગઈ હતી. તપાસ કરતાં કદાચ એમ પણ જણાય કે જે નંબર સાથે તે વાત

કરતો હતો તે નંબર કોઈ વચલા કૉલ માટે મંગાતાં તે વાતચીત બંધ થયેલી. આ બિનાની નોંધ લેવામાં આવે છે અને ફરીયાદ કરનાર ગ્રાહકને તેની જાણ કરવામાં આવે છે. જો તપાસ કરતા તેમાં ઓપરેટરની બેદરકારી નીકળે તો મુખ્ય "સુપરવાઈઝર" તે ઓપરેટરને સવાલો પૂછી તપાસ ચલાવે છે.

એ ધ્યાનમાં રાખવું કે કોઈ પણ ગ્રાહકનો નંબર એક "એક્સચેન્જ"માં હોય અને માગેલો નંબર બીજામાં હોય તો એ 'કૉલ' ની વ્યવસ્થા પ્રથમના એક્સચેન્જવાળા ઓપરેટરના હાથમાં હોય છે.

આપણે આગળ "ફરીયાદ" શબ્દ વાપરી ગયા, પણ એ ગુંચવાડા બાબેની બાબતમાં નિષ્પક્ષરીતે પોકાર ઉઠાવવાથી ટેલીફોન સીસ્ટમના ઉપરીઓ તે અડચણો દૂર કરવાનો માર્ગ ધીરે ધીરે શોધી કાઢશે.

થોડા સમય પહેલાં કહેવાતું કે સ્ત્રી–ઓપરેટરો એ ગ્રાહકો વચ્ચેની વાતચીત વારંવાર સાંભળે છે. કેટલાકો એમ માને છે કે ટપાલીઆઓ પોસ્ટકાર્ડ વાંચે છે એ જેટલે અંશે ખરું છે તેટલે અંશે જ ઉપરની વાત ખરી છે. સ્ત્રી–ઓપરેટરો ઉપર દેખરેખ રાખનારાઓ આખો દિવસ એક છેડાથી બીજા છેડા સુધી ફર્યા કરે છે, કારણ કે ગ્રાહકોની વાતચીત સાંભળવાની

ટેવ પાડનાર ઓપરેટર પોતાની સાથે અન્ય કામ કરનારનો કામનો બોજો વધારે છે.

કેટલીક વાર કટાક્ષપુર્વક એમ કહેવામાં આવે છે કે નંબર માગતાં પોપટની પેઠે ઝડપથી ઉચ્ચારાયેલો ' Engaged ! " એવો જવાબ ઓપરેટરો આપે છે તે આળસુપણાને લીધે જ. પણ વાત એમ છે કે આમ કર્યાથી ઓપરેટરનો શ્રમ કાંઇ ઓછો થતો નથી, બલ્કે વધે છે, કારણ કે થોડીક ક્ષણ પછી ગ્રાહક પાછો એ જ નંબર માગ્યા વગર નહિ રહે.

જોયું છે. આ ગુંચળામાં માત્ર એક જ તાર હોતો નથી, પણ કેટલીક જોડ હોય છે, જેમાંની દરેક "બી" સ્વીચબોર્ડ પર આવે છે. તેથી બરાબર ન સાંભળવાથી અથવા બે-દરકારીથી ઓપરેટરથી જે તારની જોડ મારફત વાતચીત થઇ રહી હોય તે જોડ મારફત બીજો કૉલ જોડવાનો યત્ન થઇ જાય એ જાતની ભૂલ થવાનો સંભવ છે. આ કૉલ કરનાર ગ્રાહક બીજાની વાતચીત સાંભળી જાય છે.

હવે આપણે ટેલીફોનના કૉલ સાથે



છેક ડાબી બાજુએ "પ્રેસ બટન" છે, જેની મદદથી "કૉલ" નોંધાય છે અને 'કૉલ" જમા કરવા માટે પાંજરા જેવો ભાગ દેખાય છે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

ટેલીફોનનો બીજો એક મોટો ભરમ એ છે કે કોઇક વાર નંબર માગી તે મળે ત્યાં સુધી રાહ જોતાં આપણને બીજા ગ્રાહકોની વાતચીત સંભળાઇ જાય છે. જમવાનાં નિમંત્રણો, ધંધાની વાતો ને પ્રેમનાં મીઠા વાક્યો આપણે એ અરસામાં સાંભળી લઇએ છીએ આવે વખતે આપણે જેનો નંબર માગ્યો હોય તેના સિવાય અન્ય સર્વની સાથે જાણે આપણે સંબંધમાં હોઇએ એવું લાગે છે. શા માટે?

એક્સચેન્જના તારોની જોડ ગુંચળાબંધ "બી", સ્વીચબોર્ડ પર પહોંચે છે તે આપણે

સંબંધ ધરાવતી વિવિધ ગુંચવાડભરેલી રીતો જોઇ છે, તેથી "ખોટા નંબર" કેમ મળી જાય છે તે આપણે હવે જોઇ શકીશું.

પ્રથમ તો નંબર માગનાર ગ્રાહકના ખરાબ ઉચ્ચારણને લીધે અથવા ઘણા જોરથી બોલવાને લીધે તેણે માગેલો નંબર બરાબર ન સંભળાયો હોય એમ પણ બની શકે. દાખલા તરીકે ' Fivo" એ "Nine" પણ સંભળાય. નંબરની અદલાબદલી પણ થઇ જાય, જેમ કે ૬૮૭૨ ને બદલે ૬૭૮૨. ઓપરેટરે નંબર બરાબર સાંભળ્યો હોવા

છતાં કોઇક વાર એ નંબર એકસચેન્જવાળા "બી" ઓપરેટરને પસાર કરતાં તેમાં ભૂલ થાય અને તેથી ખોટો નંબર આપણને મળે. "બી" ઓપરેટર પાસે યે બરાબર નંબર પહોંચ્યો હોય છતાં કોઇક વાર તે સ્વીચબોર્ડ પર જૂદી જ સ્વીચ સાથે જોડાણ કરે, દાખલા તરીકે ૨૩૦૧ નંબરને બદલે તેની બાજુવાળી જ ૨૩૦૨ નંબરની સ્વીચ જોડી આપે.

સ્વીચબોર્ડ પર ઓપરેટર સન્મુખ તેના કાર્યક્ષેત્રમાં ૧૦૦૦૦ સ્વીચો હોય છે, છતાં એક ક્ષણમાં તે જોડાણ કરે છે. અલબત, ઓપરેટરની સગવડ ખાતર નંબરો હારમાં ગોઠવેલા હોય છે.

સ્ત્રી-ઓપરેટરોમાંની કોઇ સોળ વર્ષથી ઓછી ઉમરની હોય તેને ટેલીફોનની નોકરીમાં દાખલ કરવામાં આવતી નથી. નોકરીમાં જોડાતા પહેલા "ઓપરેટીંગ સ્કુલ"માં પાયથી છ અઠવાડીઆ તાલિમ લેવી પડે છે. તે ઉપરાંત નોકરીમાં તેમને દાખલ કરતાં પહેલાં તેમની વૈદકીય તપાસ પણ કરવામાં આવે છે, જેથી તેઓ એ કામને લાયક છે કે નહિ તે જણાઇ આવે છે. દરેક એકસચેન્જમાં એક ડૉકટર હોય છે, જે કોઇ પણ ઓપરેટરની ઓચીંતી માંદગી વખતે ઉપયોગમાં આવે છે.

આ ઓપરેટરો પીઠ અઢેલી શકાય ને પગ ટેકવી શકાય એ જાતનાં ઉંચા ટુલો ઉપર બેસે છે.

આ ઓપરેટરમાંનો દરેક કેટલું કામ કરે છે તે જાણવા માટે દરેક સ્વીચબોર્ડની જોડે નોંધપત્રકો હોય છે જે ઉપર વિજળી દ્વારા જેટલા કૉલ પર ઓપરેટરે લક્ષ આપ્યું હોય તેટલાની સંખ્યા નોંધાય છે. આ પધ્ધતિથી કામની વહેંચણી યોગ્ય રીતે કરી શકાય છે અને સ્વીચબોર્ડના કોઇ પણ ભાગ પર વ્યવહારનો બોજો વધે તો તે તુરત જણાઇ આવે છે. (સંપૂર્ણ)

---

# રમુજી ટુચકા.

બાપ (દિકરાને)—કેમ, મગન, આજે સ્કુલમાં પીઠ પર કેટલા સપાટા પડયા ?

મગન—મારી પીઠ પાછળ કાંઇ પણ થતું હોય તો તેની હું કોઇ દહાડો દરકાર રાખતો જ નથી.

× × × × × ×

"તને ફાંસીની ટેપ મલે તે પહેલાં તારે કોર્ટને બચાવમાં કાંઇ કહેવું છે ?" એક ગુન્હેગાર બંધવાને જજે પૂછ્યું.

"નહિ, સાહેબ, પણ મારા વકીલ પાસે મારો એક રૂપિઓ લ્હેણો છે તે લેવો છે." બંધવાએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

* * * * * *

બાપ—(દિકરાને ઉંઘતો જોઇ) અરે, ઉઠ. હજુ સુધી કેમ સુતો છે ? સુરજ તો કયારનો ઉગી ગયો છે ?

દિકરો—(આંખો ચોળતાં) અરે, સુરજને તો કાંઇ કામ ધંધો નથી. તે તો કોઇ વેળા રાત્રે બાર વાગે ઉઠશે, તો શું મારે પણ રાત્રે બાર વાગે ઉઠવું ?

એકકો




( ગયા અંકથી ચાલુ )

( ૯ )

. . .અને એક યુગ જેવો ત્રણ વર્ષનો ગાળો પસાર થઈ ગયો

આ યુગમાં સમાજની પ્રગતિ કે અવનતિ ઉદ્‌ભવી; જનતાના સંસ્કાર કંઈક પલટાયા. મિત્રોના સ્નેહબંધનમાં પરિવર્તન થતું ન ગયું; અને વિયોગીઓના પુનર્મિલનમાં સહૃદયતા અને નિખાલસપણાની ઝાંખી અછી ઉણપ જણાવા લાગી

એક યુગ હતો જ્યારે આર્ય સંસ્કૃતિનું પરમ ધામ કાશી હતું. આજે-વિસમી સદીમાં-પર સંસ્કૃતિના સ્પર્શથી દૂષિત થયેલી આર્ય સંસ્કૃતિનું પરમધામ કાશી નથી. ગંગાતટે આવેલી, કાળજૂના ૠષિ મુનિયોની પુરાણી સંસ્કૃતિ છૂપાવી રાખતી વારાણસી નથી; પરંતુ અરબ્બી સમુદ્રને તટે આવેલી આજના આર્યાવર્તની ઉન્નતિ સમી-યૂરોપિય અલંકારમાં અર્ધી દેશી અર્ધી વિદેશી જેવી દેખાતી મુંબાપુરી છે. મનુષ્યની રાક્ષસી મહાત્વાકાંક્ષાઓના મહાપંથનું તીર્થ છે. ઉત્સાહી પરદેશીને આર્યાવર્તમાં દાખલ થવાનું પ્રવેશદ્વાર છે, અને આજે તો સમસ્ત હિંદનું ગૌરવ સાચવી રહ્યું હોય એમ લાગેછે.

સમુદ્રતટ પર ઉભી એક સર્વગ્રાહી, દષ્ટિ નાંખે. શુ જણાય છે? ...

આ અલબેલી નગરીની ગગનચુંબી ઇમારતો ઈંટ મટોડાનાં માત્ર ખાલી ખોખા નથી, પણ હિંદનું સજીવ સંગ્રહસ્થાન છે. આ ઇમારતોની દિવાલો પાછળ હિંદના ભાવિ ઇતિહાસનાં સાધનો એકઠાં થાય છે એની એક એક ઓરડીમાં સ્વદેશસેવક, ઇતિહાસકાર, સાહિત્યક, કલાકાર, વિજ્ઞાની, ધર્મશાસ્ત્ર નીતિજ્ઞ, કાયદાથી લડનાર કલમબાજ સૈનિક, પરસેવાનો પૈસો પેદા કરનાર કામદાર અને વાંદરાનું કાળજું લઈ ફરનારો વેપારી વસે છે. આ ઇમારતોમાં ગ્રામ્ય સહૃદયતા નથી; માત્ર જોતરે બાંધેલા ઢોરોની નિષ્ઠુરતા છે. જીવનમાં પ્રકૃતિનું સાચું દર્શન નથી; માત્ર યંત્રવત્ પ્રવૃતિની ગુલામી છે.

છતાં કોઇ એક અંધારખુણે 'હીરાનો ચમકાર છે. ગૌરવશીલ માનવતાનો અંશ છે. ઇતિહાસને ઉથલાવવાની હોંસ ધરાવતી સંસ્કૃતિનાં બીજ છે. 'ચાર્લ્સ ડીકન્સ' (Charles Dickens) ના સીડની કાર્ટનના આત્મસમર્પણને શરમાવે એવા એવા આત્મભોગીનું અદ્‌ભૂત વ્યક્તિત્વ છુપાયું છે!

સોનેરી સંધ્યાના સંદેશ કહેતી ચોપાટીના સમુદ્રને સ્પર્શતી પવનલહરીઓ આવી એક ઇમારતને અત્યારે ચૂમી રહી હતી

તેના ચોથા માળ પર એક ઓરડામાં દીલરુબા વગાડતો સંગીતના તરંગો ફેલાવતો એક યુવક બેઠો હતો. તેના મોઢામાંથી નીકળતા ધીમા હૃદયસ્પર્શી શબ્દો દીલરૂબાના સૂરો ઝીલી લેતા. દીલરૂબાને તે પોતાનો ઇતિહાસ કહેતો : તેના સુરોમાં પોતાનું હૃદય ઠાલવતો. બિચારી દીલરૂબા તેની કરુણ આત્મ કથામાં તણાતી–તણાઇ જતી. યુવક અને દીલરૂબા બંને રડતાં, અને કોઇએ નહિ બાંધેલી એવી આંસુની ઇમારત ચણવા મથતાં :

"રડતી પડતીનો ચિતાર,
સુખદુઃખ કર્મના વ્યવહાર"

÷　　÷　　÷　　÷

હૃદયના ઉંડા પડો ઉકેલતું સંગીત રેલાતું ગયું, ને સંધ્યા પણ તે સાંભળવા સ્થંભી ગઇ!

"જીવન જીવવાનો શું સાર?
સુખદુઃખ કર્મના વ્યવહાર."

ને સમુદ્રતરંગોએ તોફાન પળભર છોડી દીધું. વાતાવરણમાં બધે અનુકંપા પ્રસરી. બિચારી દીલરૂબાના ધીર–ગંભીર સૂરો એક મર્મસ્પર્શી કથની રૂપે ઓરડાની બહાર દોડી જઇ બાજુના મકાનમાં પેસી જતા લાગ્યા.

સામેની એક બારી ધીમેથી ઉઘડી, અને હમણાં જ સ્ત્રીત્વ પામી હોય એવી એક યુવતિ તેમાં ઉભી. યુવકના સંગીતને આવકાર દેવા તે તલસી રહી, તેના ગીતનો દિવ્ય આદેશ જગત ઝીલે તે પહેલાં એકલપેટી બની. આ યુવતિ મોહવશતા અનુભવતાં ત્યાં થોભી હૃદયને ભેદી દબાઇ રહેલી ઉર્મિઓનો પ્રવાહ બહાર ઉભરાવે એવા સંગીતને સાંભળવા તે વધુ થોભી.

ગાનારને જોવા તેણે દ્રષ્ટિ લંબાવી. બારી તરફ પીઠ કરી યુવક પોતાના ઓરડામાં દીલરૂબા સાથે સંવાદ કરી રહ્યો હતો. સ્પષ્ટ હતું કે આજે તેનો ઉન્માદ વધ્યો હતો. ટેબલ પર મુકેલી છબીને સંબોધતો તે પોતાની પ્રિયતમાને હૃદયના ઉંડા ઘા બતાવી રહ્યો હતો. પ્રિયતમા પારકી થઇ હતી, છતાં મનથી તે પોતાની માનતો. કલ્પનામાં પાપ હતું, છતાં તે પાપ કરતો અને દીલરૂબાને રડાવી પોતે પણ રડતો.

"સુખ દુઃખ કર્મના વ્યવહાર"–એક વાર ગાયું, બે વાર ગાયું, અનેક વાર ગાયું, છતાં તે ધરાતો લાગ્યો નહિ. આખરે તેના હાથમાંથી દીલરૂબા સરી પડી ; કોણ જાણે શાથી ? પણ તેનું તેને ભાન ન રહ્યું. યુવતિ ચમકી. વિચારમાં પડી. પણ પછી સ્વસ્થ થઇ ને જરા હસી, પણ હસવાનો તેનો આડંબર બહુ ટક્યો નહિ. નાટકની કોઇ ભૂમિકા ભજવતા નટની માફક યુવક ઉભો થયો. આંસુભર્યાં નયને છબીમાંની પ્રિયતમ ને પળભર જોઇ રહ્યો ને છબીને હાથમાં લીધી. યુવતિએ આ બધું જોયું. યુવકની ઘેલછા પર હસવું કે રડવું તે ન સુઝ્યું. બીજું કોઇ આ ઘેલાને જોઇ હસત. પણ તે બારીમાંથી ખસી જ નહિ. યુવકે છાતી સરસી છબીને દબાવી. દીલરૂબા તેના પગ નીચે દબાતી તેની સાથે રડતી લાગી. છબીની નિશ્ચેતન પ્રિયતમા આગળ તેનો હિસાબ ન્હોતો. બેદરકાર યુવકે આવેશમાં પ્રિયતમાને ભેટતાં જોર કર્યું. દીલરૂબાની ચાવી તેના ક્રુર પગ નીચે કચડાઇ ભાંગી ; અને મરતો સિંહ છેલ્લી ત્રાડ પાડી અનંત શાંતિમાં જાય તેમ દીલરૂબાનો તાર 'ડીંગ' અવાજ સાથે તૂટ્યો અને તે બિચારી તરછોડાયલી શબવત્ થઇ પડી.

"રડતી પડતીનો ચિતાર!"–હા! આ દીલરૂબા માફક બધાનું આમ જ થતું હશે?"

યુવતિ મનમાં બબડી. તેને બિચારીને જીવન જીવવાનો શું સાર? ખરેખર 'સુખ દુઃખ કર્મના વ્યવહાર |" યુવતિની આંખમાં આંસુ ઉભરાયાં. ભૂતકાળ દ્રષ્ટિ સમક્ષ ખડો થયો.

અસહ્ય ઘાથી પીડાતો એક દર્દી તેની આગળ દર્દની દવા માંગતો દેખાયો. તેની કંગાલ સ્થિતિ આગળ પોતે જ કંગાલ લાગી. તેનું માથું ચકર ચકર ફરવા માંડ્યું. બારીના બારણાને માથું ભટકાયું; ને તે પડતી બચી. સરી જતી સ્વસ્થતાને પકડી રાખી. યુવતિએ એક ઉંડી દ્રષ્ટિ યુવક પર નાંખી, ને તેને પારખ્યો. એક જ પળમાં, પ્રિયતમા પર અનેક ચુંબનો વર્ષાવ્યા છતાં તે ધરાયો લાગ્યો નહિ. અત્યારે તેનામાં દુનિયાની બેપરવાઈ આવી હતી. દુનિયાએ તેનું શું ભલું કર્યું હતું કે દુનિયાની તે પરવા કરે? પ્રિયતમાને હૃદયથી દૂર કર્યા વિના તે ભાનમાં કે બેભાનમાં ખુલ્લી બારી આગળ આવ્યો!

ને સામે શું જોયુ?

સામે એક બાલા રડતી ઉભી હતી!!

"કોણ દેવબાલા??" યુવકની આંખો ફાટી, ને છબી જમીન પર પટકાઈ.

બીના ગાલ કરી રહેલાં આંસુને લ્હોવા જેટલી સ્વસ્થ થાય તે પહેલાં દેવબાલા પોકો પાડી રહી હતી:

"કોણ પ્રકાશ.........મારા મારતર!!"

ગળે ડૂમો ભરાયો ને એક જ પળમા તે જમીન પર બેભાન પટકાઈ.

રેશમિયો માફક છલંગ મારી પ્રકાશ સામેની બારીમાં કૂદી પડત પણ સદ્‌ભાગ્યે તે સ્વસ્થ હતો. વીસમી સદીનો ઇતિહાસ, જુની રોમાંસ (Romance) માત્ર યાદ કરવો સમય, મુંબાઈ જેવું સ્થળ અને પોતાની જીંદગી અવસ્થા એ ત્રણેનો એકી સાથે તેણે વિચાર કર્યો. અને એક જ પળમાં વિદ્યુતના ચમકારાની માફક તે બારીમાંથી અદ્રશ્ય થઇ ગયો.

(૧૦)

રામ મેન્સનના ચાર મજલા પ્રકાશ વીજળી વેગે ચઢી ગયો. સામે બારણા ઉપર મનમોહન જી. મહેતા, બી.એ. (બોમ.); એ. એમ. (હારવર્ડ)—પ્રોફેસર ઑફ હીસ્ટરી એન્ડ ઇકોનૉમીક્સ. (Manmohan G. Mehta, B. A. (Bom.); A. M (Harvard) Professor of History and Economics) નું પાટીયું વાંચ્યું. ઘરનો માલિક પોતે જ હોય તેમ બારણું ફડાક ઉઘડ્યું અને પ્રકાશ અંદરના ખંડમાં દોડ્યો.

"ભાઈ, જુઓ તો ખરા, બાઇ સાહેબને આ શું થયું!" ઘરનો નોકર રામો ગભરાટમાં બોલી ઉઠ્યો.

'જા, જલ્દી. પાણી કે ગુલાબજળ જેવું લાવ." રામો દોડ્યો, અને પ્રકાશ નીચો વળી દેવબાલાનું કૃશ શરીર અને લાવણ્યની ફીક્કાશવાળા વદનનું પૃથક્કરણ કરી રહ્યો. ત્રણ વર્ષ જેટલા યુગ પછી પોતાની હૃદયદેવીને આ સ્થિતિમાં પુનઃ જોતા તેનું હૃદય દ્રવી ગયું. તેની સ્વસ્થતા જતી રહી અને દેવબાલાની છાતી પર પ્રકાશના ઉનાં આંસુ વરસી રહ્યાં.

એટલામાં બેત્રણ શીશી અને પાણી લઇ રામો દોડતો આવ્યો. બંનેએ મળી દેવબાલાને સોફા પર સુવાડી. બોળે બોએ પ્રકારી તેના મ્હોઢા ઉપર પાણી છાંટ્યું. બાલા જરાક હાલી. દુઃખમાં ડુબી જતી હોય એમ તેનું મ્હેડું વિચિત્ર રીતે બગડી ગયું! દાંત કચકચાવતી વચ્ચેથી એકઠો થયેલો ક્રોધ બહાર કાઢવી લાગી, અને પાછી તે બેભાન થઇ.

"કાંઇ ઘરમાં દવા જેવું નથી?" પ્રકાશે રામાને ઉતાવળમાં પુછ્યું. ટેબલ પરથી

એક શીશી રામાએ ઉપાડી અને પ્રકાશની આંખો આગળ ધરી.

"શેઠ! આ સુંઘવાની શીશી છે, ચાલશે?" પ્રકાશે આંસુભરી આંખે કાંઇ ઝાંખુ ઝાંખુ 'એમૉનિયા' વાંચ્યું, અને શીશી રામાના હાથમાંથી ઝુંટવી લીધી; શીશી ઉઘાડી દેવબાલાના નાક આગળ ધરી. એક જ શ્વાસમાં એમૉનિયાની તીવ્રતા શરીરમાં પ્રવેશી ગઇ અને દેવબાલામાં ચેતનનો ઉછાળો પ્રગટયો. તેનું શરીર અમળાઇ રહ્યું. સોફા પરથી પડતી પ્રકાશે તેને ટેકવી રાખી અને હમણાં મુર્છા વળશે એવી શ્રધ્ધા રાખતો વાટ જોઇ રહ્યો. દશેક સેકન્ડમાં તો દેવબાલાએ આંખો ઉઘાડી. પ્રકાશનાં શ્વાસની ફુંકથી તેની સ્વસ્થતા જાણે પાછી આવી, ને તે સફાળી બેઠી થઇ. પ્રકાશ દુર જઇ ઉભો.

એવામાં બાજુના ઓરડામાંથી બાળકના રડવાનો અવાજ આવ્યો. પ્રકાશ ચમકયો અને ઓરડા તરફ એક દૃષ્ટિ નાંખી કલ્પનામા તે સરી પડયો. દેવબાલા, કપડાં સમારી સ્વસ્થ થઇ; ને પોતાની શેઠાણી પ્રકાશનો આભાર માને તે પહેલાં રામાએ જેમ તેમ કહી નાંખ્યું:

"સારૂં થયું શેઠ કે તમે દોડી આવ્યા! મારા તો હોસકોસ ઉડી ગયા હતા!" પ્રકાશ વસ્તુતઃ કલ્પનામાં ડુબ્યો હતો ને જાગૃત થયો.

"શેઠ બેસો......" રામાના એ શબ્દે માં સહૃદય આવકાર હતો. સુખે મ્હોઢે તે બેપરવાઇથી ખુરશી પર બેઠો અને સામે અસહ્ય દૃશ્ય ને જોઇ શકવાથી આંખો મીંચી.

"બેન, થોડું પાણી પીઓ; કાંઇ સોડા જીંજરેટ જેવું લાવું!" તિમકલાલ નોકરનાં શબ્દો પ્રકાશના કાન પર અથડાયા. તેની સેવા ભક્તિ ઉપર તે પીગળી થઇ ગયો. દેવબાલાએ પાણી પીધું અને રડતા બાળકની સંભાળ લેવા રામાને મોકલી દીધો.

થોડીવાર આખા ઓરડામાં સ્મશાનની શાંતિ પ્રસરી.

પ્રકાશ ભાઇ! આખરે આપણે મળ્યાં!" દેવબાલાના શબ્દોમાં ઠપકો હતો.

"વિધિના લેખ!" પ્રકાશ નીચે મોઢે બોલ્યો. તેના શબ્દોમાં ક્રુર વિધિને ઠપકો આપતો તિરસ્કાર હતો.

"હા, વિધિના લેખ!" અમારે અબળાઓને તો વિધિને—બધાને આધિન થવા સિવાય બીજું શું હોય?"

"દેવબાલા! વિધિને કોણ મ્હાત કરી શકયું છે? સમાજના ક્રુર શાસનમાંથી કોણ બચી શકયું છે? પણ આ તમારૂં દુબળું શરીર અને વદન પર ફીકાશ—દેવબાલા! પ્રકૃતિએ તમને દગો દીધો લાગે છે!" પ્રકાશ ગંભીર બની ગયો.

"પ્રકાશભાઇ! એમ પૂછો કે કોણે મને દગો દીધો નથી?'

પ્રકાશ ચમકયો. પળભર એક સ્થિર દૃષ્ટિથી દેવબાલાને તે જોઇ રહ્યો.

"દેવબાલા! શું બોલો છો તમે?,

"સાચું બોલું છું પ્રકૃતિએ—સમસ્ત ભાવિએ—બધાએ મને દગો દીધો છે!"

"ત્યારે તમે સુખી નથી?"

"ના સુખી નથી. મારા મનના મનોરથો બધાં પડી ભાંગ્યા છે, અને અભિલાષ વણુ સંતોષ્યા રહી ગયા છે!" પ્રકાશને લાગ્યું કે દેવબાલા દુઃખમાં રડી રહી છે.

"માફ કરો દેવબાલા! હું તો એમ જ ધારતો હતો કે તમે મનમોહન સાથે સુખી હશો."

"મારા સ્વામી સાથે વસી સુખી થવા અભિલાષ હતા. તેના ઉત્કર્ષમાં એશીઆઇ સંસ્કૃતિ આંગણે પુનઃ જન્માવવા હોંસ હતી. આજે મારાં આશાસ્વપ્નો બધા ઉડી ગયાં છે.

અત્યારે તો મારા જીવનના અંધાપામાંથી બહાર આવવા મથું છું અને નકામાં મારા દેહ અને પૈસાનો ભોગ આપતી જાઉં છું."

પ્રકાશને સ્પષ્ટ થયું કે દેવબાલાનું ગૃહિણી-જીવન દુ:ખી નિવડયું છે. જેની તેને માત્ર આછી કલ્પના હતી તે આજે સત્ય બની રહ્યું જોઇ તેનો જીવ રહેંસાઇ જતો લાગ્યો. છતાં દેવબાલાને હીંમત આપવા, અને "પડયું પાનું સુધારી લે" એ સુત્ર પર શ્રધ્ધા જન્માવવા તે બોલ્યો.

"દેવબાલા ! સંસારમાં બધે આમ જ છે. જીવનના આદર્શ સાચવવા સંગ્રામ આદરવા પડે છે. તેમાં તમારી પાસે તો કેળવણી, સાધન, પૈસો અને એથી અમુલ્ય એવા કેળવાયલા ભરથારનો સહચાર છે, આ બધ.માં કયાં ઉણપ આવી ગઇ તે સમજાતું નથી !"

"કયાંથી સમજાય પ્રકાશભાઇ ! એ બધું ન સમજવા, એ બધા ઉપર ઝાંખ ટાંકવા તમે દૂર જઇ પડયા. આજે ત્રણ વર્ષ મળ્યાં છતાં તમને કાંઇ છે ?" દેવબાલાની આંખમાં આંસુ આવ્યાં.

" મને કેમ કાંઇ નથી ! "

" તમને કાંઇ નથી. તમે પલટાયા છો. તમારૂં હૃદય પલટાયું છે. બેનેકો નિવડયા છતાં કહો છો મને કેમ કાંઇ નથી !" દેવબાલાએ સેફાના ઓશીકામાં મ્હોડું છુપાવી દીધું, અને ધ્રુસકાં પર ધ્રુસકાં ખાધાં.

પ્રકાશને આ દ્રશ્ય અસહ્ય લાગ્યું. તે બિચારો ઉઠયો. હૃદયથી માની લીધેલી પ્રિયતમાને આ દશામાં જોવા તેણે સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કર્યો. એક જ પળમાં આર્ય સંસારનો કરુણ ઇતિહાસ તેની દ્રષ્ટિ સમક્ષ ખડો થયો. તેનું હૃદય ધ્રુજી રહ્યું, અને તે દેવબાલાની નજીક જઇ ઉભો. અત્યારે તેને કોઇ જૂએ તો !

" બાલા બ્હેન ! કલ્પાંત ન કરો ! આમ શું કરો છો ! શાંત થાઓ." પ્રકાશે તેને સ્વસ્થ થવા આજીજી કરી.

" શાંત થયા વિના છુટકો છે ? બનનાર બની ગયું. હવે કાંઇ થયેલી ભૂલ સુધરે ! "

" ભૂલ ? ! ભૂલ શાની દેવબાલા ! "

" જીંદગીમાં ભૂલ સિવાય બીજું મેં કર્યું જ નથી. કોનો વાંક કાઢું ? પ્રકાશભાઇ ! સરસ્વતિબાના અવસાન વખતે હું તમને ઉપદેશ આપતી હતી આજે મને સ્પષ્ટ થાય છે કે દુ:ખ સહેવું કેટલું કઠણ છે ! "

એટલામાં એક બાળકના તીવ્ર કકલાણની ચીસ સંભળાઇ. પ્રકાશ ચમકયો. અને દેવબાલા ખુલાસો આપે તે પહેલાં હાથમાં એક શ્યામવર્ણું બાળક તેડી રામો આવ્યો. પ્રકાશની દ્રષ્ટિ ઘડીક તો આ બાળક પર ઠરી. રામાએ બાળકને દેવબાલાના ખોળામાં મુકયું.

" પ્રકાશભાઇ ! આ મારા ગૃહિણી જીવનનું પહેલું સાર્થક ! " દેવબાલાએ બાળકના માથા ઉપર હાથ ફેરવ્યો.

"આ તમારૂં બાળક......ને તે......!"

" હા એનું નામ રમા છે. તમને એનાં રૂપરંગ જોઇ નવાઇ ઉપજે છે ! તે બિચારી એની માના દુ:ખમાં દુબળી પડતી જાય છે."

પ્રકાશે બાળકને સ્નેહથી હાથમાં લીધું. તેને રમાડવા પ્રયત્ન કર્યો રમાને કાંઇ ગમ્યું નહિ. તેનું શરીર તાવમાં ધીખી રહ્યું હતું.

—અપૂર્ણ—




— ગઝલ —

ચઢયો'તો સોળતે ને મેં કીધી યારી કલાલીની,
થઈ શરૂઆત તે દિનથી હમારી પાયમાલીની.

નિગાહે કત્લ કરવામાં બડી ચાલાક ને ઉસ્તાદ,
ફસાવામાં ય જગજાહેર ખબરદારી કલાલીની.

મદિરા ખુબ પાઇને સુરાહી પણ ભરી ભરચક,
ચખાડી'તી મને લહેજ્જત વિવિધ રંગી પયાલીની.

અરે! જેને ચહી મેં તે બની મુજ જાનની દુશ્મન,
ન લીધી ગોરીએ ખર કે ખબર હાલોહવાલીની.

ઉજાડયું જે હતું આબાદ હમારૂં ફાંકડું ગુલશન,
ફીકર ના થઇ જરી એને હમારી પાયમાલીની.

ન રાખ્યો પાસ દઇ દીધો બધો અસબાબ દુનીઆનો,
હવે તો હાલતે પહોંચ્યો અરે! હાલી મવાલીની.

ભલા કોઇ યાર હમદર્દી બતાવો ઢુંઢવી કયાં એ,
સુરત મસ્તાન મતવાલી મનોહારી કલાલીની?



# કવિ અને વિશ્વ.

લેખક—શ્રી રા. "કોકિલ"

શશી સૂર્ય વિવરણો થાય ને પડદો ઉઠે જ્યાં;
દિસે શા બ્રહ્મલીલાના અકળ રંગો સનાતન.

કવિ અને કવિતા. આંતર ભાવોની ચૈતન્યમૂર્તિ ઘડનાર તે-કવિ. પદ્યમાં ઢળતી અંતરઊર્મી તે કવિતા. કવિતા એ પ્રજાજીવનનું આતરગૌરવ કે લાગણી છે. પ્રજાને અવનવા રૂપે સત્યના સંદેશા આપનાર તે કવિ.

પ્રભુ એટલે સૃષ્ટા અને કવિ એટલે દૃષ્ટા. વિભુ પોતાની સૃજનકળાથી વિશ્વપટ ઉપર અવનવા રંગો આલેખે છે. કવિ એને વાણીમાં પ્રકટાવે છે. એ સનાતન દિવ્ય રંગોની અકળ સટોના રસભર આંકડા ઉકેલી પ્રજાજીવનને હૈયે નગ્ન સત્ય પ્રકટાવે છે

કવિના નયનોમાં કોઇ અનોખી જ્યોતિ, અજબ જાદુ કે જોતા વસ્તુનું ચિત્ર નયને રમે. સામાન્ય વ્યક્તિની દ્રષ્ટિની ક્ષિતિજને પેલે પાર એનાં નયનો કોઇ અજબ રંગ જમાવે છે. કવિ જોઇ જીવતું કરે છે. પોતે જોઇ જગતને જોવડાવે છે. કવિ વાણીથી જગતમાં ચૈતન્યના ફુવારા માંડે છે. મૃત્યુ સમા મનુજ અંતરમાં જીવન રેડે છે. નિરાશાને આશા, શુષ્ક જીગરને રસીલાં ને સુનાં જીગરને રસભર કરે છે. કવિનો પ્રકૃતિથી આવો સંબંધ સૃજનજુનો ને સનાતન છે. આથી કવિ સૃષ્ટા અને દૃષ્ટા છે.

હૃદયપીંછી તણા તે ભાવચિત્રો એ કવિતા,
પૂરાયે આત્મને ચૈતન્યના રંગો સનાતન

જગત ડાહ્યાને માને છે દિવાના
દિવાનગી વ્હાલી છે પ્રભુને
ને માનવને વ્હાલો છે પ્રભુ.

(શીરી ફરહાદ)

કવિ એટલે પ્રેમી. પ્રેમીમાં કંઇ સ્વાભાવિક ઘેલછા હોય છે. માનવમાત્રમાં થોડો ઘણો ઘેલછાનો અંશ છે. એનાં કરતાં વિશેષ પરંતુ દિવ્ય ગુણવાળો તે કવિ. કવિનું હૃદય નાજુક, ભોળું અને સૌન્દર્યમય હોય છે એની આશા મીઠી અને રમ્ય, એની વિચાર સૃષ્ટિ ઉંડી અને ગહન, સાથે એનું જીવન કલ્પનામય, પરંતુ પરમ સત્યવાળું હોય છે.

એના જીવનની સૃષ્ટિ તે કલ્પના. રવિ, શશી. કોકિલ, બુલબુલ, ચકોર, પતંગ એ સૌ એના જીવનસહચર. એ સ્નેહરમતમાં પાતાળથી તે આકાશની દીગનો માપે છે. બ્રહ્માંડને પેલે પાર રમતા સંસારજીવનના દિવ્ય આંકડા ઉકેલે છે.

બ્રહ્મલીલાનાં પરમ સત્યો જુવે છે. અનુભવતાં તન્મય બને છે. એ અવનવા તેજમાં ડુબી બ્રહ્મમય બની પ્રજાને અવનવા સંદેશા આપે છે. વિપથગામીઓને સત્ય માર્ગનું સુદર્શન કરાવે છે. પુજારીઓના હૈયે પ્રભુની પરમ મુર્તિ માંડે છે. રસિકોને રસભીના કરે છે. એટલે વિશ્વને કંઇ ને કંઇ અવનવું,

જુનું તોય નવિનતાવાળું, હૈયાને રૂચે એવું આપે છે. છતાં સામાન્ય ગુર્જર પ્રજાને કવિના વિચારો ઝીલવા પાલવતા નથી. એ માત્ર પીંગળના ખોખામાં અલંકારની છટા નિહાળે છે. આથી પ્રજા કવિને ઘેલો કહે છે.

ડાહ્યા એટલા દિવાના એ વાટ જુની અને સનાતન છે

એ તો માનવજીવનની પ્રકૃતિ જ પોતાના વિચાર કલ્પનાના અંતિમ લક્ષ્ય નિધિનાં પરમ સત્યો અવલોકે છે એ ભુલ નથી, પરંતુ જેટલી દૃષ્ટિ હોય એટલુંજ દેખાય. આજ કારણે કેટલાક ગુર્જર સાહિત્યના સામાન્ય અભ્યાસીઓ કવિતાને કલ્પનાસૃષ્ટિના ચિત્રો કે બે ઘડીનો આનંદ માની બેઠા છે. પરંતુ આ વિચારોની પેલે પાર કવિ વિચિત્ર અને નિરખે છે પ્રજા જેને સામાન્ય સમજે છે, કવિ એમા સૃષ્ટાની અનુપમ લીલા અને માનવજીવનનો ઉચ્ચ આનંદ અનુભવે છે. જગતચંદ્રની ચંદ્રિકામા સામાન્ય મનુષ્યો માત્ર શિતળતા અનુભવે છે, કવિને મન શિતળતાની વૃષ્ટિ થાય છે, સ્નેહામૃત વિશ્વપટ પર છંટાય છે. જગત પવિત્ર બની અવનવા ઓજસ્થી ભીંજાય છે. વિશ્વ પરમ સૌન્દર્ય બને છે. કવિ જુએ છે અને અનુભવે છે. કારણ કવિ સામાન્ય વ્યકિતઓ કરતાં વધુ કોમળ અને શાંત હોય છે. આથી જોનારાને દેવ જેવો લાગે છે.

એ તારાની આછી જ્યોતે આત્મ વડે રમે છે. આપણે મન જે સામાન્ય એમાં કવિ જીવનના આનંદ સાથે એનાં પરમ સત્યો નિહાળે છે. ત્યારે આપણે માત્ર તે વસ્તુને એક સાદા સ્વરૂપે જોઇએ છીએ. ચંડોળ ઉંચે ઉંચે ઉડી સૂર્યના તેજમાં બળી જાય છે, આવું જગતવાકય છે. કવિનો વિચાર અનેરો છે કે એ એને સાચો પ્રેમી માને છે. અને કહે છે. ચંડોળ ધીરે ધીરે સૂર્યના ઉજ્જવળ કિરણોમાં અંજાય છે. એના ઓજસ્વી કિરણોમાં મુગ્ધ બને છે. અને એમાં તન્મય બની જ્યોતિસ્વરૂપ ધારણ કરે છે. આવું જ કે કમળ અને ભ્રમરમા, ગુલ અને બુલબુલમાં, દીવિકા અને પતંગમાં નિહાળે છે. બન્નેનું કહેવું સત્ય છે. જ્યારે એક સામાન્ય દૃષ્ટિથી કહે છે, ત્યારે બીજો સત્ય કલ્પનાયુકત વિચારે પૂર્ણ દૃષ્ટિએ અવલોકે છે.

કવિ એટલે મશ્કરો નહિ, પરંતુ જીવનના ગુઢ રહસ્ય ઉકેલનારો. કવિતા એટલે બે ઘડીનો આનંદ નહિ, પરંતુ જીવનની ટીકા.

'અમારાં મીઠા છે રૂદનમય ગીત સઘળાં."
એ જીવતી કડીનું અંતર જરા ધીરે ઉકેલો. પછી કવિતામા રહસ્ય જુઓ ને એક નજર નાખો. ચંડોળ પર શેલી કેમ સમજાવે છે? ચંડોળનાર સંગીતોમાં માનવજીવનની ફીલસુફી છે. એ જ માર્ગના બીજા મહાકવિ તે વર્ડઝવર્થ.

A simple child
That lightly draws its breath
And feels its life in every limb
What should it know of death ?

આ માત્ર કલ્પના નથી. બાલહૈયાનુ નિર્દોષ ચિત્ર છે. એમાં કવિ બાલજીવનનાં પરમ સત્યો ઉકેલે છે. એ બાલજીવનની મોંઘેરી ફીલસુફીનું સુંદર ચિત્ર તે "We are seven." એ ફીલસુફીને સ્પષ્ટ સમજાવવા કવિ ન્હાનાલાલ કહે છે.

પ્રભુવિહોણા જનકકુલમાં
બાલક પ્રભુના પયગમ્બર છે,
જડ જેવા પૃથ્વીને પાટલે
બાલક ચેતનના ફુવારા છે,
જલભર નવવર્ષાના વાદળીઓ છે.
મનુકુળના ભાવી ભંડાર છે.
બાલકનો મહિમા મહાન છે.

ટાગોરના બીજના ચંદ્રમાં શું છે? એ જ બાલજીવનની ઘેરી શીલસુરી. એ ચિત્રો જેટલાં મોઘાં એટલા જ મોંઘા છે એમના ચિત્રકાર. હવે સમજાશે કે કવિ કલ્પનામાં રમતો નથી. પરંતુ જીવનના નગ્ન સત્યોના આંકડા ઉકેલે છે, પ્રજા હૈયે ઉતારે છે પ્રજા એને ઝીલે છે. એ જ કવિનો જીવિત વિજય.

( ૫ )

હવે સમજાશે કે કવિ જગતથી કેવો નિરાળો છે? એ જગતનો મોહક નથી, પરંતુ પ્રભુતાનો સાચો ઉપાસક છે. એનું જીવન સૌન્દર્યમય અને કલાત્મક છે આથી જ એના સુરો હૈયે જીવતા ઉછળે છે. એ શુષ્ક જીગરને રસીલાં અને મૃતદેહને સજીવન કરે છે! આથી માનવ માત્ર પોતાની દ્રષ્ટિએ પ્રભુના સંદેશવાહકો, પ્રભુના પયગમ્બર, પ્રભુના અનુયાયીઓ, વિગેરે અવનવી રીતે અને સંબોધે છે. કવિ પુરાણા ...ન્યને પ્રજામાં નવી રીતે રડે છે. જુના ...ચારોને નવા બનાવે છે. સાચું પુછો તો ...વિ જગતમાં પોતાનો નવો માર્ગ દોરે ... આથી જ કવિ સ્રષ્ટા છે પરંતુ દ્રષ્ટીમાં.

આજે ભારતને આંગણે ઇકબાલ અને ...ગોર એ સુર્યચંદ્રો. આજે એમનાં કાવ્યોએ ...ગતમાં નવી પીઠો ઉઘાડી છે. એ ...એમનો નવો માર્ગ. એ સુર્યચંદ્રના કિરણો આજે પૃથ્વીભરમાં પથરાયાં છે. દેશેદેશે એમના અનુયાયીઓને ચાહકો છે, ગામે ગામે એમનાં ગવાય છે ગીત. એ સર્વ એમના મતના અનુયાયી. એ એમનો નવો માર્ગ નહિ તો શું?

( ૬ )

ગુજરાતમાં કવિઓ છે. ભાષાસાહિત્ય જગતમાં મંડાય છે કવિતાથી. કવિ હોય તો કવિતા થાય. કવિતા એ કુદરતના નિયમે જન્મે છે. કવિતાના જન્મે ભાષા સ્વરૂપ ધારણ કરે છે. જે સાહિત્યમાં કવિતા નથી, એ સાહિત્ય નથી, એ ભાષા નથી. ગુર્જર સાહિત્ય કે કવિતાનું પ્રથમ પાનું આજના મતે ઉઘાડનાર તે કવિવર નરસિંહ મહેતા. એ પછી તો અનેક સુર્યો ઉગ્યા અને આથમ્યા. છતાં આજે ય વાણીમાં એમનો પ્રકાશ એવો ને એવો જ છે.

આજે યુગના સુર્યચંદ્રો તે ખબરદાર ને ન્હાનાલાલ. બન્નેએ પ્રજાને સંદેશા આપ્યા છે અને આપે છે. કાવ્યને જીવન આપ્યું છે. ગુજરાતનું ભાવી એમણે કે અવનવી રીતે ચીતર્યું છે અને ચીતરે છે.

આજે ગાંધીજીના આત્મસુર્યનાં કિરણો શાંત છે, છતાં ભારતમાં એમનો યુગ છે. આજે ગાંધીજીના યુગના યુગકવિવર ખબરદાર* સાચી કવિતાના પરમ ઉપાસક અને સમર્થ પુજારી છે. એમણે વિપથગામીઓને માર્ગ સૂચવતા કહ્યું.

ઉષાના આછાં કિરણોમાં જ
ન સમાવનારી આત્મજ્વાળાને
*   *   *   *
વિભુ સૌથી છુટો અને પર છે
તો પણ વિશ્વમાં જકડાયલો છે
તો વિભુના સંદેશવાહકોને
કંઠ રૂંધતી શેં હોય પીરા?
ગુજરાતમાં ગાંધીજીનો યુગ બેઠો છે,
સત્યના આગ્રહ નવી રીતે પ્રવર્તે છે,
પણ કુદરતના ઓ વસંતરંગી બાળક!
તારે ય હજી બ્રહ્મયોગ સાધવા છે.

કવિ એક વિચિત્ર વ્યક્તિ છે એનું જીવન કુદરતમાં એવું ઓતપ્રોત હોય છે કે એ પોતે જ કુદરતનું બાળક બની જાય છે! એનું હૈયું એટલું કોમળ હોય છે, જેને ચીતરવા વાણીમાં શબ્દો નથી. કારણ એનું જીવન જ કવિતા છે, ને કવિ કવિતા જીવવા જન્મે છે

* એ ઉપર હું કાઈ બીજી વેળા સ્વતંત્ર રીતે ચર્ચા કરીશ.

કવિતા લખે એ કવિ કે કવિ લખે એ કવિતા. એ બન્ને માટે મત બાંધવો એમાં જરાક ઉતાવળ જેવું છે. કવિ જે કાંઇ લખે એ કવિતા નહિ. તેમજ કવિતા જે કોઇ લખે એ કવિ નહિ. છતાં આને માટે ગુજરાતી વિદ્વાનો માથાકુટ કરે છે. પરંતુ જરાક વિચારપૂર્વક આ બન્ને વિચારોને અવલોકે તો અવશ્ય કંઇ સત્ય તરે, ને સમજવાનો પ્રયત્ન કરે તો સમજાય. એક સાચી કવિતા લખે તે કવિ, અથવા એક ખરા કવિની રીતે લખે તે કવિતા.

કવિના જીવન ઉપર પડતા પડછાયાને કવ્યકલ્પનાના સત્ય રંગે રંગી, ઉરબંસીના આછા સુરો ઝીલી પ્રજામાં જીવતા કરે છે એ કવિતા. કવિ આથી જ નિરાળો છે. પોતે હસી જગતને હસાવે છે. પોતે રડી જગતને રોવડાવે છે.

કવિ જગતનું બાળક છે. જગત એના સુખદુઃખમાં સાથી છે. કવિ જગતમાં કવિતા માટે જન્મે છે, વા કવિતા જગતમાં મનુષ્ય રૂપે અવતરે છે. કવિતાની સર્વમાન્ય વ્યાખ્યા બાંધવી એ તો અશક્ય જેવું જ, છતા એની વધુ નજદીકનો મત બાંધવાનો પ્રયાસ કરી શકાય.

કવિતા એટલે અંતરકોકિલના ભાવવાડી રસઝરતા ટહુકા

( ૮ )

પ્રજાજીવન સાથે સાહિત્યને ઘાડો સંબંધ છે. એવો જ સંબંધ કવિતા સાથે છે. છતાં જગતની કેટલીક પરમ સુંદર કવિતા એવી છે જેનું અમીપાન કરતા જગતમાં થોડી જ વ્યક્તિઓ જન્મે છે. આનું કારણુ સ્પષ્ટ છે જેટલી દ્રષ્ટિ એટલું અવલોકાય. આજ કારણે જેને પ્રજા સત્કારે એ જ કાંઇ ખરી કવિતા નથી, પરંતુ જેમાં કવિતાના પુરતાં લક્ષણો છે તે કવિતા છે અને અમર રહેશે. એક ન્હાનું દ્રષ્ટાંત આપું. ઘેલછા તો નહિ કહેવાય ને ? કલાપીનો કેકારવ તો બધાએ વાંચ્યો હશે. એમાં ભરત નામના કાવ્યમાં નિચલી પંક્તિઓ છે

નદી વહે છે ગિરિથી રમંતી
ફુલો તણા ગીત હજાર ગાતી

સામાન્યવર્ગને મૂકો, ત્યાં સુધી કે શાળાના શિક્ષકો એ વાંચતાં વાંચી જાય છે. પરંતુ કવિએ અહીં કયું ચિત્ર દોર્યું છે એ સમજાવે છે કોણુ ? પહેલી લીટી સહેલી છે. બીજી લીટીમાં નદી ફૂલોનાં ગીત ગાય છે, તે શા માટે ? એમાં કવિની કલ્પનાનું અવશ્ય કોઇ ચિત્ર હોવું જોઇએ.

જે સૌન્દર્યનો અભ્યાસી હશે તે સહજમાં આ પડદાને ઉકેલી શકશે. ગિરિ અને ગહ્વરોમાં રમતી નદીને કાંઠે અનેક વાર ફુલઝાડ જોવામાં આવે છે. એમની ડાંખળી નદીમાં ઝુકેલી હોય છે. નદીનું પાણી કલકલ કરતું વહે છે. ફુલ ને ડાખળી એમાં ઝુલે છે. કવિને મને સરિતારૂપી માતા, ફુલરૂપી બાળકના હાલરડા ગાય છે : કેવું સુંદર ચિત્ર! પરંતુ અનુભવી શકાય તો. આ જ કારણે પ્રજા કેટલીક આવી કવિતાઓ ઝીલી શકતી નથી, કારણુ એનામાં એટલી શકિત નથી, આથી કાંઇ એ કવિતા કવિતા મટતી નથી. આવા સૌન્દર્ય ચિત્રો કશ્મીરમાં સ્થળે સ્થળે જડશે. કદાચ કલાપીએ આ દશ્ય કાશ્મીરમાં જોયું હોય અને કાવ્યમાં આલેખાયુ હોય એમા નવાઇ નથી.

( ૯ )

કવિ અને કવિતાનો આવો દિવ્ય સંબંધ જગતથી અનેક રીતે જોડાયલો છે. જગત ને જગતજીવનના રહસ્યમય આંકડા કવિ ઉકેલે છે. એના સૌન્દર્યને જીવતું કરે છે. બ્રહ્મ લીલાના છત્રાયલા ઓજસનું કવિ જગતને ભાન કરાવે છે. માનવજીવનની પીલ્લુરી

ઉકેલે છે. સંસારનાં ગુઢ રહસ્યોને અવલોકે છે. વિશ્વની દશે દિશાનાં માપ માપે છે. એમાંથી કવિ પ્રજાને કૈં અવનવું આપે છે. જુનું નવી રીતે સજીવ કરે છે.

જ્યારે જ્યારે જગત ઉપર અંધકારનો પર ફરે છે, જગતમાં અંધકાર વ્યાપે છે, ત્યારે જગતમાં પયગમ્બર કે દેવપુરૂષો અવતરી પોતાના આત્મપ્રકાશથી એ અંધકાર ટાળી જગતમાં નવી જ્યોતિ પ્રકટાવે છે ત્યારે કવિ એ પરમ સત્યને વારંવાર અવનવી રીતે હૈયે પ્રકટાવે છે. આથી જ રૂમી જેવા મહા કવિએ કહ્યુ.

**શાયરી જુઝવેસ્ત અઝ પયગમ્બરી**

અને એમ જ કવિ વિભુની અકળ લીલાનાં ચમકારા અને એમાંથી પ્રજાને સત્યના સંદેશા આપે છે. આથી જ અરબીમાં મશહૂર

**કવિઓ એ તો પ્રભુના શિષ્યો છે,**

આવો કવિનો વિશ્વ સાથે સંબંધ સૃજન જૂનો અને સનાતન છે.

—સંપૂર્ણ—

# ગ્રંથાવલોકન : રાજબા

"મુંબઇ સમાચાર"માં કટકે કટકે પ્રકાશેલી, શયદા જેવા અનેક કાર્યમાં રોકાયલા પિતાની વેગવાળી કલ્પનામાં રમતી રાજબા આજે ગુજરાતને આંગણે જીવતી બને છે.

રાજબાના જીવન સાથે અનેક જીવન જોડાયલાં છે. એ સર્વ જીવનોમાં રજપુતસંસ્કારો ઉતરેલા છે રજપુતસંસ્કારનું જીવન જીવવામા રાજબા શયદાને હાથે કૈંક સફળ થઇ છે એવું અવશ્ય માની શકાય.

રાજબાનું જીવન સાદું અને સરળ, આમવર્ગની ભાષામાં પ્રજામાં જીવિત બન્યું છે. એના પાત્રેની ફુલગુંથણી સુંદર છે એની સંકલના સ્પષ્ટ અને સળંગ છે. આથી એ મહાગુજરાતના આમવર્ગને ભાખીતી થાય તો નવાઇ નહિ.

શયદની રાજબા ગુજરાતના ઉન્નત શિખરે બીરાજતા સરસ્વતીચંદ્ર જેવી નથી, કે નથી સચોટ ને સત્તા દેખાડનાર ગુજરાતના નાથ જેવી. છતાં રાજબા તે રાજબા છે.

શયદા કવિ છે. એમની કવિતા એમની નવલકથામા નથી જડતી, પરંતુ કયાંક કયાંક શબ્દોની રમતમા કવિત્વ દ્રષ્ટિગોચર થાય છે. આથી એક વેળા મારા સ્નેહીએ મને કહેલું કે આવા લખાણને અપદ્યાગદ્ય કહેવાય કે નહિં?

શયદની રાજબામાં રજપુતસંસારની ઝીણવટ જાણવા ન મળે. છતાં તમને શૌર્ય, ન્યાય, કપટ વિગેરે દેખાશે. આમાં ય શયદા પત્રોને સરખાવવામાં યોગ્યતા બતાવે છે. ભલે એમાં મુન્શુદ્દીગીરી ન હોય, છતાં રાજબા એક નવલકથા તો અવશ્ય છે.

પ્રવેશકના લેખક બળવંતરાય ઠાકોર અને શયદા એક પંક્તિના લેખક નથી છતાં એક માર્ગના તો છે. દા. બળવંતરાય ટ્રેનમા બેઠા પ્રવેશક લખે તો ભાઇ શયદા કાન્ત ગુજરાતને ખૂણે ખૂણે ભ્રમણ કરતાં રાજબા લખે?

શયદાની રાજબા નવલકથા સાહિત્યમાં સ્થાન અવશ્ય મેળવશે, એવી અમને આશા છે.

કોકિલ—

# તમારો હાથ જુઓ જોઇએ !

અનુવાદ કરનાર : ર. ર. "કળાપ્રિય"

હાથ જોતી વખતે પ્રથમ બાબત તેના આકાર વિષે, તેની આંગળીઓની લંબાઇ વિષે અને અંગુઠા વિષે ધ્યાનમાં રાખવાની છે. સાંકડા હાથ કરતાં પહોળા હાથવાળો માણસ વધુ ચપળ હોય છે—માનસિક અને શારીરિક બેઉ રીતે. અંગુઠો હાથ જોવાની ક્રિયામાં 'ચાવી'ની ગરજ સારે એટલી અગત્ય ભોગવે છે. અંગુઠાની બે જાત છે. સીધો મક્કમ અંગુઠો એ હાથવાળા માણસના હૃદયમાંની દૃઢતા બતાવે છે, પણ જો અંગુઠો મક્કમ અને ટુંકો હોય તો તે દૃઢતા કરતાં હઠીલાઇ વધારે દેખાડે છે. અંગુઠાનો બીજો સાંધો તર્કશક્તિ અને દલીલની શક્તિ બતાવે છે. સાધારણ રીતે ટુંકા અંગુઠામાં ઉપલો સાંધો હઠીલાઇ બતાવે છે ને એ હઠીલાઇ ઉપલા બે ગુણોને ઢાંકી દપે છે.

બીજી જાતનો અંગુઠો હાથની પાછળ વાંકો વળેલો હોય છે. એ મનસ્વીપણું બતાવે છે. મથાળાનો સાંધો ભારે હોય છતાં તેથી જણાતી દૃઢતા આ મનસ્વીપણાથી ઘણે અંશે ઢંકાઇ જાય છે.

અંગુઠો સૌથી વધારે અગત્યનો છે, છતાં આંગળીઓની અગત્યતા પણ વિસારી દેવા જેવી નથી. ટુંકી આંગળીઓ પહોંચેલપણું ને અમુક અંશે જુસ્સો બતાવે છે. ટુંકી આંગળીવાળા લોકો વિચારો ઝડપી લેવામાં અને ફેંસલો શોધી કાઢવામાં હોંશિયાર હોય છે, પણ વિગતોમાં ઉતરવા જેટલી ધીરજ તેમનું મન રાખી શકતું નથી.



"હેમ્પશાયર" નામે સ્ટીમરમાં ડૂબી જનાર મહાન બ્રીટીશ સૈનિક લોર્ડ કીચનરનો હાથ

લાંબી આંગળીવાળા લોકો આથી ઉંધા જ હોય છે. લાંબી આંગળીઓ વિચારશીલતા અને ચિન્તન બતાવે છે. એ આંગળી ધરાવનારાઓ ઝીણી વિગતો તુરત જોઇ લ્યે છે અને આખી બીનાને બાજુએ રાખી તેના કોઇ નજીવા ભાગ પર ઘણી વાર ચિન્તન કરવા મંડી જાય છે.

કેટલીક આંગળીઓ સપાટ હોય છે, તો વળી કેટલીકના સાંધા આગળ ફુપસેલાં હાડકાં હોય છે તેથી હાથ જાણે હાડકાંવાળા ભાગથી ભર્યો હોય એવું જણાય છે. આંગળીઓ લાંબી હોય કે ટુંકી, પણ તેનું સપાટ હોવું જણાવે છે કે એ આંગળી ધરાવનાર તુરત નિર્ણય પર આવી શકે છે. આ જાતની આંગળીઓવાળો માણસ વિચારશક્તિ કરતાં આન્તરપ્રેરણા પર વધારે આધાર રાખે છે. હાડકાવાળાં સાંધાવાળો હાથ વિચારશકિત, સામાન્ય સમજણ અને વ્યાજબીપણું બતાવે છે.

જે માણસની આંગળીઓ નીચલે ભાગે જાડી ને ફુલેલી હોય અને પછી ધીરે ધીરે ગોળ થતી છેલ્લે મથાળે સ્વચ્છ ને સુન્દર ગોળ ટેરવાંવાળી હોય તે માણસ પોતામાં જ રસ લેનારો છે એમ જાણવું, તે પોતાના આનંદો ને સ્વાર્થ તરફ ખાસ જુવે છે.

હાથના નખ આરોગ્યની બાબતનો વિચાર કરવામાં ઉપયોગી છે. જ્યારે ત્રીજી આંગળી, બીજી અથવા વચલી આંગળી જેટલી જ લાંબી હોય છે ત્યારે તે જુગાર કે સટ્ટા તરફનું વલણ બતાવે છે. અપંગ ને ખરો જુગારી જે બહુ જ શાન્તિપૂર્વક જુગાર રમી જીતે છે કે હારે છે, તેની આંગળીઓ લાંબી ને પાતળી હોય છે, અને તેની ત્રીજી આંગળી બીજી કરતાં જરાક વધુ લાંબી હોય છે.

સાધારણ રીતે ચિત્રકારો ને કળાકારોની આંગળીઓ લાંબી, પાતળી અને શંકુ આકારની હોય અને દેખાવે સુન્દર હોય એમ મનાય છે, પણ એમ નથી. એવી આંગળીઓવાળો માણસ કળા તરફ પ્રેમ ધરાવે છે ખરો, પણ તે પોતાના વિચારો દર્શાવી શકતો નથી. કળાકાર કે ચિત્રકારનો હાથ પહોળો હોય છે, જ્યારે આંગળીઓ ભારી ને ચોખંડા જેવા ઘાટની હોય છે. તેના હાથના બહારની કિનારી સ્હેજ વક્ર દેખાય છે.

હાથની આ બહારના ભાગની વક્રતા સર્જનાત્મક કલ્પનાશક્તિ બતાવે છે, જ્યારે પહોળાં આંગળાં વ્યવહારિક મન બતાવે છે. એ બે મિશ્રણ એટલે સાચો કળાકાર કે ચિત્રકાર.

# મરહૂમ હઝરત જલાલ લખનવી

લેખક : રા રા યૂ ટી નિયાઝ

હકીમ મીર ઝામિન અલી સાહેબ 'જલાલ' લખનઉના વિશ્વવિખ્યાત કવિઓમાંના એક હતા. તેમના પિતા સૈયિદ અસગર અલીખાન રામપુરના રાજ્યકર્તા નવાબ યુસુફ અલીખાનને ત્યાં વાર્તા અથવા કહાણીઓ સંભળાવનારના હોદ્દા ઉપર હતા. પિતામહ અથવા દાદા હકીમ સૈયિદ હસન અલીખાન મરહૂમ હકીમ શફાઇખાનના માનનીય શાગિર્દોમાંના એક હતા, અને લખનઉના શાહી ઔષધાલયના તબીબવર્ગમાં નોકરી હતા. હકીમ સૈયિદ અલીખાનના સ્વર્ગવાસ પછી તેમના પુત્ર હકીમ સૈયિદ અસગર અલીખાનને ઉપર્યુક્ત ઔષધાલયમાંથી માસિક રૂ ૩૦) પેન્શન મળતા હતા તેમનું આબિક મકાન પારમાં હતું.

હકીમ મીર ઝામિન અલી સાહેબે 'જલાલ' શાહી મદ્રેસામાં અરબી ફારસી તાલીમ લીધી ... ફારસી કિતાબો પોતે આ ... જ્ઞાન મેળવ્યું તેઓ ફારસીના ઊંડા અભ્યાસી હોઇ તેમાં રસ લેતા હતા.

હકીમ સાહેબને બાળપણથી જ કવિતાનો શોખ હતો. પ્રથમ અમીર અલીખાન સાહેબ 'હિલાલ' ના શાગિર્દ થયા, જેઓ મરહૂમ હઝરત 'રશ્ક' ના શાગિર્દોમાંના એક હતા થોડા દિવસ પછી હઝરત 'હિલાલે' તેમની કવિત્વશક્તિ, પ્રતિભા અને પ્રસંશનીય યોગ્યતા જોઇ તેમને પોતાના ઉસ્તાદને સોંપ્યા હઝરત 'રશ્ક' પણ તે વખતે પારમાં જ રહેતા હતા તેઓ સારા તત્વજ્ઞાની કવિ હતા. 'જલાલ' કેટલોક સમય સુધી તેમણે પાસેથી ઈસ્લાહ લેતા અર્થાત્ કવિતા સુધરાવતા રહ્યા તે બાદ 'રશ્ક' સાહેબ પવિત્ર કરબલાએ મુઅલ્લાની ઝિયારત માટે રવાના થઇ ગયા, અને ત્યાં જ પોતાની બાકીની જીંદગી પૂરી કરી. હવે 'જલાલ' પોતાની રચેલી કવિતા બખ્શિયુલ મુલ્ક ફલ્હુદ-દવલા 'બર્ક' સાહેબને દેખાડવા લાગ્યા.

હકીમ સાહેબનો જન્મ હિજરી સન ૧૨૫૦માં થયો હતો. હકીમ સાહેબની ૨૨ વર્ષની ઉમરે એટલે હિજરી સન ૧૨૭૨માં બળવો જાગ્યો હિન્દના ખૂણેખૂણામાં અશાંતિ અને અરાજકતા પ્રસરી ગઇ, પ્રજાની હાલહવાલી થઈ ગઇ. એ સમયમાં હકીમ સાહેબ પોતાના પિતા સાથે રામપુર આવ્યા, અને નવાબ યુસુફ અલીખાનની હુઝુરમાં રહ્યા; પરતુ નવાબ યુસુફ અલીખાન વધારે વખત જીવતા ન પામ્યા નવાબ યુસુફ અલીખાનના મૃત્યુ પછી બન્ને બાપદીકરાએ નવાબ કલ્બે અલીખાનની નોકરી સ્વીકારી લીધી. નવાબ કલ્બે અલીખાન બહાદુર, શાણા અને બુદ્ધિમાન રાજકર્તા હતા તેમને પોતાની માતૃભાષા અર્થાત્ ઉર્દૂ ભાષાની ઉન્નતિ અને સેવા માટે ઘણી જ ધગશ હતી. તેમના દરબારમાં ઉર્દૂના સારા સારા સ્વીકારાયલા સિદ્ધ કવિઓ હતા. આ વાત નિઃશંક છે કે, નવાબ કલ્બે અલીખાન બહાદુર દસ વીસ વર્ષ બીજા જીવતા પામત તો, ઉર્દૂ ભાષાનું મુખ્ય

સ્થળ દિલ્હી અને લખનઉને બદલે રામપુર થઇ પડત 'ગાલિબ પણ એ દરબારમાં જોડાયલા હતા. મરહુમ 'અસીર' એ જ દરબારના પેન્શન મેળવનારાઓમાંના એક હતા. શયુખ ઈર્શાદ અલી સાહેબ 'બેહ,'* આફતાબુદ્‌-દવ્લા 'કલક,' મુન્શી મહમ્મદ ઇસમાઇલ 'મુનીર,' શાહઝાદા 'હયા' દહેલવી, મીર યાર અલીજાન સાહેબ 'બાગા,' મુન્શી અમીર અહમદ 'અમીર' મીનાઇ, મુન્શી અમીરૂલ્લહ 'તસલીમ' લખનવી, ફસીહુલ. મુલ્ક નવાબ મીરઝા ખાન સાહેબ 'દાગ' દહેલવી, આ સર્વે જણા એ જ દરબારના રાજકવિ હતા. ખરું કહીએ તો તે સમયનું કવિત્વ રામપુરના વાલીની ઉદાર વૃત્તિ ઉપર અવલંબેલું હતુ.

રામપુરમાં હકીમ સાહેબની ઘણી સારી કદ્ર કરવામાં આવી. હકીમ સાહેબ ઘણા નાઝુક મિજાજના હતા, અને તેમને પોતાની કવિત્વશક્તિનું અભિમાન પણ હતું. તેમની બોલવા ચાલવાની ખબરદારી અને ચતુરાઇને લીધે તેઓ બીજા કવિઓને પોતાના સમોવડીઆ ન ગણતાં, પોતાનાથી ઉતરતા સમજતા હતા, અને તેથી જ એક વેળા કોઇ એક મખ્યાત કવિને કહેવા લાગ્યા કે: "આજકાલ બે ચાર અજ્ઞાનો કવિતા અને કવિત્વનું કચ્ચરઘાણ કાઢી રહ્યા છે." તે કવિએ પૂછ્યુ કે: "તે કોણ કોણ છે?" તેઓએ બેચાર નામ ગણાવ્યાં ને પછી કહ્યું કે: "અવ્વર એક અલ્લાહ રખ્ખે, આપ હંય!" આ સાંભળીને કવિ સાહેબ બાપડા તેમનુ મ્હોડું જ જોતા રહી ગયા.

એક વખત હકીમ સાહેબના નિમ્નલિખિત શેઅર ઉપર મવલવી અબ્દુલ હક સાહેબ ખયુર આમાદી મસ્ત બની ગયા.

હશ્રમે છુપ ન સકા હસરતે દીદારકા હાલ;
આંખ કમબખ્તસે પેહચાન ગએ તુમ મુજકો!

અર્થાત્ "પ્રલયકાળ (કિયામત) ના દિને મ્હારી દર્શનોત્સુક મનોદશા છાની રહી ન શકી; કેમ કે આ પરવશ અને દર્શનાભિલાષિણી આંખોથી તમે મ્હને ઓળખી ગયા!"

કેટલોક વખત પછી રામપુરના દરબારમાથી રાજીનામું આપી તેઓ ચાલ્યા આવ્ય, પણ કદ્રદાન નવાબે તેમનો માસિક મુસારો ચાલુ જ રાખ્યો, અને થોડા દિવસ પછી તેમને ફરી બોલાવી લેવામાં આવ્યા મરહુમ 'જલાલ' ને સો રૂપિયા માસિક મળતા હતા. એ ઉપરાંત દરેક કાસીદાના ઈનામમાં બસો રૂપિઆ તેવણ મેળવતા હતા તે જુદા! આ કસીદા ન્હાનામ્હોટા તહેવારો, દરબારનો જલસા અને બીજા એવા જ પ્રસંગોએ કહેવામાં આવતા હતા. રમઝાન ઇદ અને બકરી ઇદને ટાંકણે તો જરૂર કસીદા કહેવામાં આવતો.

માગ્રોલના નવાબ હુસયુનમિયાં બહાદુર કવિઓના ઘણા પ્રેમી અને કદ્રદાન હતા. તેઓ 'જલાલ' ને પચીસ રૂપિયા દર માસે બરાબર મોકલતા હતા, અને દરેક કસીદા ઉપર સો રૂપિયા બક્ષિસ આપતા હતા. તદુપરાંત દર વર્ષે પોતાને ત્યાં એક વાર્ષિક કાવ્યસભા ભરતા હતા, જેમાં 'જલાલ' ને પણ બોલાવતા અને જતી વખતે સો રૂપિયા નઝરાણું આપતા હતા.

શાહ મુરાદ અલી બગદાદી મરહુમ 'જલાલ' ના શાગિર્દ હતા. તેઓ પણ તેમને જોઇતી મદદ આપતા હતા

* બેહનો હકર જોઈએ છે.

મદ્રાસના નવાબ તજમ્મુલ હુસયનખાન પણ 'જલાલ' ના શાગિર્દ હતા, અને તેમને અમુક પગાર આપતા હતા.

બશીર અહમદખાન મલીહ આબાદી–જેઓ તાલુકદાર હતા–હકીમ સાહેબના ચેલા હતા. તેઓએ પણ સારી જેવી માસિક રકમ બાંધી આપી હતી.

હકીમ સાહેબ કોઇ શાગિર્દને વિના લાભે અર્થાત્ જ્યાં સુધી કંઈ બદલો નહિ મળે, ઇસ્લાહ આપતા ન્હોતા, અને તે પત્રનો જવાબ આપતા ન્હોતા, જેમા જવાબ માટે ટિકિટ બીડવામાં આવી ન હોય

બળવા પછી જ્યારે હકીમ સાહેબ લખનઉ પાછા ફર્યા, ત્યારે પારવાલું મકાન મિસમાર થઇ ગયું હતું. જેનું ચિન્હ સુધ્ધાં પણ બાકી રહ્યુ ન્હેતું, તેમણે મનસૂર નગરમાં એક ઘર ખરીદ કર્યું; જેમાં પોતાને માટે 'બેઠક' બનાવી. તે બેઠકવાળા ખંડમાં બેસીને પોતાના શાગિર્દો વિગેરેને ઇસ્લાહ અર્થાત્ કવિતા સુધારી આપતા હતા. તેમને બે દીકરા હતા અને એક દીકરી. મ્હોટા દીકરાનું નામ મુન્ને સાહેબ હતુ; જેઓ બિલકુલ અજ્ઞાન અને અભણ હતા. બીજા દીકરાનું નામ હકીમ મુહમ્મદ મેહદી હતું, જેમનું તખલ્લુસ અથવા ઉપનામ 'કમાલ' હતુ તેઓ પણ સારા કવિઓ અને સરસ કહેનારા



મરહૂમ હઝરત જલાલ લખનવી

ઓમાંના એક હતા. પોતાના પિતાના તેઓ લાયક પુત્ર અથવા બીજા શબ્દોમા કહીએ તો એક ખરા કુળદીપક હતા પરંતુ ખેદની વાત તો એ છે કે, તેઓ વધુ જીવવા પામ્યા નહિ, અને પોતાના પિતાના મરણ પછી થોડા જ વર્ષે તેઓ સ્વર્ગે સંચર્યા

હકીમ સાહેબની નાઝુક મિજાજીથી રામપુરના કેટલાક દરબારી કવિઓ તેમનાથી નારાજ હતા. અને તેમનું અભિમાન ઉતારવા એક વિદ્યાર્થી ઝહીર હસન 'શવક' નીમવીને તેમની સામે ઉભો કરી દીધો, અને હકીમ સાહેબની લખેલી કિતાબો ઉપર તેના હાથે ટીકા કરાવી; પણ હકીમ સાહેબના કમાલમાં કે તેમના માનપાનમાં કોઇ પણ જાતનો ફર્ક પડયો નહિ. અને લોકોની દૃષ્ટિમાં તેમની તે જ આબરૂ રહી, જે એક કવિની હોવી જોઇએ. હકીમ સાહેબ અભિમાની તો જરૂર હતા, પણ તે સાથે ઈન્સાફના દોસ્ત અને કદ્રદાન પણ હતા. કમાલવાળાઓ સાથે ઘણી સારી રીતે વર્તતા હતા પોતાની ભૂલનો સ્વીકાર પણ જલદીથી કરી લેતા. તેઓ પાછલી ઉમ્રમાં દમની બીમારીનો ભોગ થઈ પડયા હતા તેઓ સારામાં સારી અને ઉત્તમમાં ઉત્તમ કાવ્ય સમજવાની શક્તિ ધરાવતા હતા, અને તેવા માણસની કદ્ર પણ કરતા હતા, એટલું જ નહિ, પણ પિંગળશાસ્ત્રમા પણ તેઓ એક્કા હતા.

મરહૂમ આફતાબુદ્દ-દૌલા 'કલક'ના ઘર ઉપર દર રવિવારે કવિઓની ખાસ સભા ભરાતી હતી, જેમાં 'જલાલ' પણ ભાગ લેતા હતા. બધા એકરંગી મિત્રો હતા અને એક બીજાને તેમની ભૂલો સાફ દિલે દેખાડી દેતા હતા, જે તેઓ ખુશીથી સ્વીકારી લેતા.

તેમણે ઉર્દૂ ભાષાની સેવા ઘણી સારી કીધી છે. તેમના ચાર દીવાન-કાવ્યગ્રંથ છે. પહેલા કાવ્ય ગ્રંથનું નામ "શાહિદે શવૂખ તબ્અ," બીજાનું "કરિશમા ગાહે સુખન મઅરૂફ બઝમાને હાલ," ત્રીજાનું "મઝમૂન હાએ દિલકશો સુખને બે મસાલ" અને ચોથાનું "નઝમે નિગારીને હુસ્ને મકાલ" છે.

એક ઉર્દૂ લુગત અર્થાત્ શબ્દકોષ "સરમાયએ ઝબાને ઉર્દૂ" નામે તેમણે લખ્યો છે. જેમા ખાસ ભાષા, રાતદિવસની બોલચાલ અને ઉર્દૂ ભાષાના બારીક તત્ત્વો સાથે તેનાં ગૂઢ રહસ્યો પણ સમજાવવામાં આવ્યા છે.

"મુન્તખબુલ કવાઈદ" નામક કિતાબમા હિન્દી ભાષા ઉપર એક અચ્છા અને કુશળ વિવેચકની પેઠે તેમના તરફથી ઘણુ સારું અજવાળું પડવામાં આવ્યું છે. "મુફીદુલ શુરા" તંઝકિરા તાનીસ અર્થાત્ નર અને નારી જાતિના શબ્દોની ઓળખ આપનારું ઉર્દૂ ભાષાનું અતિ ઉત્તમ પુસ્તક પણ તેમણે જ લખ્યું છે. અહિ આ કહેવું અતિશયોક્તિભર્યું નહિ કહેવાશે કે, હકીમ સાહેબની કૃતિઓથી દેશને ઘણો જ લાભ પહોંચ્યો છે અને પહોંચી રહ્યો છે. રામપુરથી પાછા આવ્યા પછી, મિયાં જલાલ સાહેબે લખનઉની કાવ્યસભાઓમાં ઘણી વેળાએ ભાગ લીધો. નવાબ સૈયદ અસગર હુસેન સાહેબ 'ફાખિર'ને ત્યાં દર માસે મુશાયરા થતો. એ વખતે આ તરહ હતી:

'ફાખિર' હમારે ઘરપે વો આકર પલટ ગએ!

હકીમ સાહેબના માત્ર એક શેઅરે મુશાયરા જીતી લીધું હતું:

લો ઇમ્તિહાન તુમ મેરે નાલોંકા શવૂકસે;
ક્યોં ડરકે આસમાનકે નીચેસે હટ ગએ?

અર્થાત્: "મારા વિલાપની પરિક્ષા તમે ઘણી જ ખુશીથી લો; શાને ભય પામીને આકાશ નીચેથી હટી ગયા?"

તેમની દમની બીમારી વધુ ભાગે શરદ ઋતુમાં તેમને ઘણી જ પીડતી હતી. એક વખત તેમના આ રોગે જોર પકડ્યુ. મંગળવાર હતો; તેમના વડા દીકરા મુન્ને સાહેબે આવીને પૂછ્યું કે: "કંઈ પત્રો ટપાલમા નાખવાના હોય તો, મને આપો, હું નાખી આવું." જેનો જવાબ તેઓએ માર્મિક શબ્દોમા આપ્યો. મુન્ને સાહેબ સમજ્યા કે, તેઓને પત્રો આપવા કહ્યું છે. એટલે તેઓ ઉભા રહ્યા. થોડી વાર પછી પુનઃ પત્રો માગ્યા, પણ આ વેળાએ કંઈ જવાબ ન મળવાથી તેઓ વધુ પાસે ગયા અને જોયું તો તેમનો અંતિમ સમય આવી લાગ્યો છે, અને શ્વાસ પણ બહુ જ ત્વરિત ગતિએ ચાલી રહ્યો છે. તેઓ તરત જ તેમને ત્યાંથી ઉપડાવી અંદર ઘરમાં લઇ ગયા, અને પોતાની બ્હેનને ખબર કરાવી. અનેક ઔષધોપચાર કરવામા આવ્યા, પણ સર્વે વ્યર્થ! આખરે ૧૯ મી અકટોબર સને ૧૯૦૯ ઇસ્વી ને મંગળવારે રાતે બાર વાગે ૭૭ વર્ષની વયે હકીમ સાહેબ આ નાશવંત જગત્નો ત્યાગ કરી ગયા. તેમની કબ્ર 'કરબલાએ તાલ કટોરા, લખનઉ'માં છે.

છેવટમાં તેમના કાવ્યગ્રંથોમાંથી થોડાક ચૂંટી કાટેલા શઅરો સુજ્ઞ વાંચકવૃંદની સેવામાં રજુ કરીને તેમની કવિત્વશક્તિની આછી ઝાંખી કરાવીશઃ

જિસને કુછ એહસાં કિયા, એક બોજ સર પર રખ દિયા!
સરસે તિનકા ક્યા ઉતારા, સરપે છપ્પર રખ દિયા!

અર્થાત્ઃ "જેણે કંઇ આભાર કર્યો, તેણે માથા ઉપર એક ભાર રાખી દીધો; શિર ઉપરથી તણખલું શું ઉતાર્યું, એક છાપરૂં મૂકી દીધું!"

આ ઘણી સરસ બેત છે. આ બેતને વધુ તે જ સમજી શકશે, જે કોઇના ઉપકારના ભાર હેઠળ દબાયલો હશેઃ

ફુરકતમેં એક દર્દ મેરા હમનશીં રહા!
ઉઠ ભી ખડા હુવા તો યહીંકા યહીં રહા!

અર્થાત્ઃ "વિયોગમાં મ્હારો સાથી માત્ર એક દર્દ જ રહ્યો! ને હું ઉભો પણ થઇ ગયો, તો તે ત્યાંનું ત્યાં જ રહ્યું; જ્યાં પ્રથમ હતું!"

કલ તો દિલ પિસ પિસ ગયા, ઇતના હુજૂમે ગમ હુવા!
યાદ હય, ઐસે ફલક અક્સર ભી મજમઅ કમ હુવા!

અર્થાત્. "કાલે તો હૃદય પિસાઇ પિસાઈ ગયું, એટલા વેગથી ગમનો ધસારો થયો! યાદ છે કે આકાશ તળે આવા બનાવો ઘણા ઓછા બન્યા હશે!"

વો' ફિરકે આપ તો આતા, અગર જવાબ ન થા?
પિયામ્બર થા, ઇલાહી! મેરા શબાબ ન થા!

અર્થાત્ઃ "હે ખુદા! અગર જવાબ ન્હોતો, તો મ્હારો સંદેશો લઇ જનાર પોતે તો પાછો આવતે! કેમકે તે તો કંઇ મ્હારી જુવાની ન્હોતી, જે પાછી નહિ ફરી શકે!"

બરંગે આબલા હમ ફૂટ ફૂટ કર રોએ;
કિસીકા છેડકે કુછ પૂછના ભી નશતર થા!

અર્થાત્ઃ "અમે ફફોલાની પેઠે ફૂટી ફૂટીને એકધાર આંસુએ રડયાઃ કોઇનું અમને અમારી છેડ કરીને પૂછવું પણ, જાણે અમારે માટે નશતર જ હતું!"

ન આંખ દેખ સકી, જબ વો બે નકાબ હુવા!
તહરયુરે નિગહે શવક ખુદ હિજાબ હુવા!

અર્થાત્ઃ "આંખો તેઓને, બુરખો કાઢી નાંખ્યા છતાં, જોઇ શકી નહિ! શવૂક ભરી દૃષ્ટિની અજાયબીએ પોતે 'પરદાની જગ્યા લઇ લીધી!" એટલે અમે તેના સૌંદર્યથી એટલા બધા આશ્ચર્યચકિત ને મુગ્ધ થઈ ગયા, કે તેમના મુખકમળના સૌંદર્યનું પાન પણ કરી શકયા નહિ!

ન આહ સુઝસે ન નાલેહી સાઝ કરતે હંય!
વો' નંગે ઇશ્ક હૂં, સબ એહ્તિરાઝ કરતે હંય!

અર્થાત્: "મ્હારી સાથે ન આહ મિત્રના સાથે છે ન વિલાપ! હું તે શું પ્રેમને બદનામ કરનારામાંનો છું, કે, બધા મ્હારાથી દૂર ન્હાસે છે!"

યા હમીં ખીંચ બુલાએંગે ઉન્હેં, યા વો' હમેં;
કશિશે ઇશ્ક ઇધર ખા'હ ઉધર, હો તો સહી!

અર્થાત્: "યા તો અમે તેમને ખેંચીને બોલાવી લઇશુ, યા તો તે અમને; પ્રેમનું આકર્ષણ હોય કિંવા નહિ, પરંતુ હોય તો ખરું!'

હમ થોડેસે ભી જુર્મપે શરમાએ હંય કયા કયા!
એક જુર્એ મય પીકે અરક આએ હંય કયા કયા!

અર્થાત્ "અમે જરા જેટલા અપરાધ માટે પણ કેટલા લજ્જિત થયા છીએ! માત્ર એક ઘૂંટ શરાબ પીધાથી શરમના માર્યા કેટકેટલા પરસેવામા રેબઝેબ થઇ ગયા છીએ!"

કિસસે દર્દ અપના કહૂં, કૌન હય ગમખારોંમેં?
એક દિલ, વો'ભી ઉન્હીં કે હય તરફદારોંમેં!

અર્થાત્ "કોને મ્હારૂં દુખ કહુ? કોણ મ્હારા આપ્તજનોમાંના છે? એક હૃદય હતું, તે પણ તેમના જ તરફદારોમાનુ છે!

બઝમે મયમે તમાશે હોતે હંય!
જામ હંસતે હંય, શીશે રોતે હંય'

અર્થાત્: "છોકરાઓની મહફિલમાં પણ શું શું તમાશા થાય છે! એક બાજુ પ્યાલા હસે છે, તો બીજી બાજુ શીશી રડે છે!" દ્વિઅર્થી બેત છે.

દિલ તુમ્હે દેંગે, જબ ઉસમેં યે સિફ્ત હો લેગી;
કભી આઇના બનાલો, કભી શાના હો જાએ!

અર્થાત્: અમે હૃદય તમને ત્યારે જ આપશું જ્યારે તેમાં આ ગુણો ઉત્પન્ન થઇ જશે. કે જે વખતે તમે ઇચ્છો, તે વખતે પોતાનું કોમળ મુખડું જોવા માટે આરીસો બનાવી લો; વળી મરજી થતાં કાળા ભ્રમર જેવા કેશ ઓળવા માટે કાંસકી!" કેટલી સરસ બેત છે? આનું નામ તે શાયરી!

કહતી હય કઝા, કુશ્તા હમેં ઉસકી અદાકા!
કયા સચ્ચ હય, લેતી હય અદા, નામ કઝાકા!

અર્થાત્: "મૃત્યુ કહે છે કે અમે તેની અદા-છટાના મારેલા છીએ! ત્યારે શું મઝાની વાત છે કે અદા, કઝાનું નામ લે છે!" ખૂબ છે.

ગયરકો શાના કરો ગેસૂએ જાનાં દેખા !
રાતકો હમને અજબ ખ્વા'બે પરેશાં દેખા !

અર્થાત્: "અમારા હરીફ–શત્રુને અમે અમારી પ્રેમદાના વાળોમાં કુણી કરતા જોયા. આહ ! રાત્રે અમે કેટલું વિચિત્ર અને અસ્વસ્થ બનાવી દેનારૂં સ્વપ્નું જોયું ?।"

એમ તો તેમના ચારે કાવ્યગ્રંથમાંનો એક એક 'શઅર ઉત્તમમાં ઉત્તમ અને સરસમાં સરસ ભાવનાવાળો છે. કોઇ કયાં સુધી લખે ? આ લેખ નિરસ ન થઈ પડે, તે માટે મ્હેં થોડા શઅરો ચૂંટી તેમના અર્થ સાથે લખ્યા છે. ટુંકમાં એટલું જ કે 'જલાલ' ઉપર લખનઉવાળા જેટલું અભિમાન કરે, તેટલું ઓછું છે. મરહૂમ 'જલાલ' ને પોતાની જન્મભૂમિ પ્રત્યે કેટલી દાઝ, લાગણી અને માન હતાં, તેનો કંઈક ચિતાર તેમના જ શબ્દોમાં હુ મ્હારા પ્રિય વાચકોની સમક્ષ રજુ કરૂં છું:

લાખ યે' આસમાં છુડાએ 'જલાલ';
છૂટતા કબ હય લખનઉ સુજસે ?

અર્થાત્: "હે 'જલાલ !' આ આકાશ મ્હારાથી લાખ છોડાવવાના પ્રયત્નો કરે, તો યે શું ? મ્હારાથી લખનઉ કોઇ કાળે પણ છુટી શકનાર જ નથી !"

—સંપૂર્ણ—

---

નિશાળમાં એક છોકરાએ માસ્તર પાસે પાણી પીવાની રજા માંગી

છોકરે.—સાહેબ, હું પાણી પીવા જાઉં ?

શિક્ષક—નહિ.

છોકરાએ ફરી પાછી પાંચ મીનિટ રહીને રજા માગી

તરત જ તે છોકરો પાણી પીવા ચાલ્યો ગયો અને થોડી વાર રહીને પાછો આવ્યો.

શિક્ષક—અહિં આવ, બહાર કોની રજાથી ગયો ?

છોકરા—સાહેબ, આપની જ રજાથી.

શિક્ષક—મેં રજા આપી જ નથી

છોકરો—સાહેબ, તમે અમને શીખવ્યું છે કે, જ્યારે બે 'નકાર' વાચક શબ્દો આવે ત્યારે તેનો અર્થ 'હા' સમજવો. અને જ્યારે તમોએ બે વખત 'નહિં' કહ્યું ત્યારે તેનો અર્થ 'હા' થયો. તેથી જ હું ગયો.

( ક્લાસમાં હસાહસ )

એકકો

## ઓલીયા જોશીનો અખાડો

આ નામનું હાસ્યરસથી ભરપૂર પુસ્તક તેના લેખક રા. "ઓલીયા જોશી" તરફથી અમને મળ્યું છે તેનો સાભાર સ્વીકાર કરીએ છીએ.

છેલ્લાં બારેક વર્ષ થયાં રા. "ઓલીયા જોશી" એ અનેક સામયિક પત્રોમાં હાસ્ય રસના લેખ રજુ કરી ગુર્જર ગીરાના હાસ્ય રસના સાહિત્યમાં પોતાનો બેમૂલ ફાળો આપ્યો છે, તેથી અમારા પાઠકો અજાણ્યા તો નહિ જ હોય.

સન ૧૯૧૦થી ૧૯૨૦ સુધીમાં પ્રગટ થએલા તેમના લેખો નો આ સચિત્ર સંગ્રહ છે. હાસ્યરસના લેખકોનું કામ એવડું કઠીન છે. હાસ્યરસ નો લેખ લખનાર ને વાંચનાર બેઉ ખુશ મીજાજમાં હોય તો જ હાસ્યરસનો લેખ સફળ રીતે લખાયેલો જણાય છે, નહિ તો પછી જેમ હાલના કેટલાક ટીકાકારો (બ્હેતર કહો કુટીકાખોરો) "નૂર ગૂમાવવા બેઠેલા "હું" ઓસરી જતા" વગેરે પ્રયોગોનો જેમ આંખ મીંચીને ઉપયોગ કરે છે એવું થાય. પ્રથમ તો આપણું ગુજરાતી જીવન જ એવું છે કે તેમાં હાસ્ય રસને બહુ ઓછો અવકાશ છે. તેમાં યે જે ગણ્યાગાંઠ્યા હાસ્યરસના લેખકો છે તેમને વખત આવ્યે આપણા ટીકકારો ઉતારી પાડવા ચૂકતા નથી. ખેર, એ ગમે તે હો, પણ આ પુસ્તક હાસ્યરસનું એક સફળ પુસ્તક છે એમ વિના સંકોચે અમે કહીશું "ગુર્જરાષ્ટ્રના યોધ્ધાઓ" "શેઠીઆઓનો સમાગમ" "સાહેબાધ્યાય" આદિ લેખો રા. ઓલીયા જોશીની વિવિધ પ્રસંગોમાં હાસ્ય જોવાની વિરલ શક્તિ રજુ કરે છે. અમો ઇચ્છીએ છીએ કે આ પુસ્તકની ભાષા હજી કંઇક વધુ સરળ હોત.



"ઓલીયા જોશીનો અખાડો" એ પુસ્તકના પુંઠા પરના ચિત્રનો નમુનો

પુસ્તકમાંના ચિત્રો રા. પંડિતે દોરેલાં છે. રા. પંડિતે પોતાનાં ચિત્રો Unfinished રજુ કરવાની ટેવનું પ્રમાણ આ પુસ્તકમાં કંઇક ઓછું કર્યું છે. સાહેબાધ્યાયવાળું તેમનું ચિત્ર ખરે જ રમુજી ને આબેહુબ લાગે છે.

પોણા ત્રણસો પાનાનું આ પુસ્તક રા ૨ાની કીમતે "નવચેતન" ઑફીસમાંથી મળી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે.




છપ્પન શબ્દની જ ખુગી ઓર છે. પાનપટ્ટી છપ્પન મસાલેદાર મળી હોય ત્યા જ પાનપટ્ટીના રસિયાઓનો દરોડો પડે છે. ચેરડો સોલાપુરી હોય, પણ સાથે છપ્પન મસાલેદાર હોય તો જ તેની આકર્ષકતા વધે છે. અસલના વખતમાં જેને ત્યાં છપ્પન કોટી દ્રવ્ય હોય તેને ત્યાં ભુંગળ વાગતી અને ધજાઓ ફરકતી. 'છપ્પનીયો' શબ્દ તો આપણે ત્યાં કહેવતરૂપ થઇ પડ્યો છે. અને 'અનાથના બેલી, નોધારાનાં આધાર, શામળિયાજી મારા વહાલા' ને પણ વર્ષે બે વર્ષે છપ્પન-ભોગ આરોગવાનું મન થઇ આવે છે.

બધી ચીજોનો અખાડો જમાવી એક સામટી ખાવામાં મજા નહિ છપ્પન ભોગ સાથે ખાવામાં મજા તો પરણ્યા ગઇ, પણ તે સાથે અપચા અને માંદગીની ધજા બંધાય, એવી ટીકા કેટલાક ભણેલો તરફથી કરવામાં આવી છે. વળી તેઓ એમ પણ કહે છે કે દિવસના સાત દર્શન થાય તેમના ગાળામાં ઠાકોરજી નિદ્રાધીન થાય છે અને આમ થવાથી વચ્ચે વચ્ચે ખાવાની અનિષ્ટ ટેવ પડે. તે ઉપરાંત વચ્ચે વચ્ચે જાગવા ઉંઘવાથી તંદુરસ્તી બગડવાની દહેશત રહે છે. ઠાકોરજીની ઉંઘનો સરવાળો કરીએ તો તંદુરસ્ત માણસને જરૂરી ઉંઘ કરતાં બમણી થઇ જાય છે. પણ આ બધા પ્રશ્નો માનુષી અને અમાનુષી શક્તિઓના ભેદ ન સમજવાથી જ ઉત્પન્ન થયા છે. જેવી રીતે રવિવારને દિવસે લોકોને મિષ્ટાન્ન અને ફરસાણ ચપાટવાનું મન થઇ જાય છે અને લોજવાળાઓને 'દૂધપાક પુરી' 'રસરોટલી'-'શીખંડ પુરી' અને ઢોકળાં'નાં પાટિયાં લગાવી દઇ ઘરાકની રસવૃત્તિને સંતોષવી પડે છે, તેવી જ રીતે આડે દહાડે યે આપણી બીજખાનીના જેવું આરોગતા ઠાકોરજી મહારાજને માટે છપ્પન-ભોગ ફરસાણરૂપ છે. અને ચંપકલાલ મગનલાલની 'વ્યાધિ હજાર પણ ઓષધ બાર' ફકત બાર નંબરથી હજારો રોગ મટાડનાર દવાની માફક છપ્પનભોગમાં પણ એક ચીજમાંથી જેટલી બને તેટલી વસ્તુઓ

બનાવવાની હોવાથી બનાવનાર અને બનાવડાવનારની પદદાસ્ત પણ ઘણી સારી કેળવાય છે

અમારા મુંબઇના છપ્પનભોગમાં પણ કોઇ વાતની ઓછપ નહોતી. જેવી છપ્પનભોગની વાનીઓમાં વિવિધતા હતી તેવી જ વિવિધતા તે પ્રસંગે પધારેલા ગુરૂદેવોમાં હતી કાંકરોળી અને શ્રીનાથજી, અમદાવાદ અને સુરત, અને બીજાં જે જે સ્થળો એમની ગાડી કે મોટરે ઉડેલી પવિત્ર રજથી હંમેશ ધન્ય થાય છે ત્યાંથી ગુંસાઇના બાળકો છપ્પનભોગ પર પધાર્યા હતા જેમ લગ્નના વરામાં રઝાક બેન્ડ હાજર રાખવાથી વરાનું ગૌરવ વધે છે તે જ પ્રમાણે આ ગુરૂદેવોની પધરામણીથી છપ્પનભોગની મહત્તા લાખ ગણી વધી હતી. વૈષ્ણવધર્મના ગૌરવ રૂપ, તેમના આ લોક તેમજ પરલોકના હિતના સાચા હિતચંતક, તેમજ ધર્મસિધ્ધાંતોને જીવનમાં ઉતારનાર, ગોવિંદથી પણ અધિક એવા ગુરૂદેવોને સામટા નિહાળવાની તક છપ્પનભોગે અપાવી એ મુંબઇવાસીઓનું સદ્ભાગ્ય હતું

તે દિવસો તો મુંબઇના આનંદકાળ સમ હતા. તેમાં પૈસો લખલૂટ ખર્ચાતો. જુદે જુદે દિવસે જુદા જુદા મહારાજશ્રીઓના વરઘોડા નીકળતા વરરાજાના ઘોડાની આગળ જ પોતાના છોકરાઓના સામૈયા રાખવાની જાણીતી જીદમાં જે ચઢતી ઉતરતી પાયરી સાચવવાનો મુદ્દો સચવાયેલો છે તે આ વરઘોડામાં ગુરૂદેવોને પણ સાચવતા જોઇ એમની માનવતા માટે એમના પર ઘણું વહાલ છુટતું. , નાના છોકરાંઓને સાંબેલા થવાની ઘણી હોંસ હોય છે. તેટલા જ ઉમંગપૂર્વક તેવા જ સારા 'ડોકાં' પહેરી આ વરઘોડાની બગીઓમાં બીરાજેલા ગુરૂદેવોને જોઇ તેમની બાલસુલભ નિર્દોષતાની ઝાંખી થતી અને હૈયું હર્ષથી છલકાતું. તેમની આગળ હવાઇ અને ટેટાં, ઝાડ અને બપોરીયા, કોઠી અને ગબારા વગેરે આતશબાજી ફોડાતી અને હજારો રૂપીયા દરરોજ વપરાતા. આવતા યે દુઃખ અને જતાં યે દુઃખ એવી દુઃખદ લક્ષ્મીનો આ સદુપયોગ થતો જોઇ પ્રત્યેક વૈષ્ણવને આનંદ થતો. અને પોતાના જ પૈસા વપરાય છે તથા પોતાના જ પૈસાથી ગુરૂદેવોના તથા અન્ય વૈષ્ણવોના આંખ અને કાનને આનંદ થાય છે તે વિચારથી હર્ષ બેવડાઇ જતો. આડે દિવસે અસ્પૃશ્ય મણાતા અને મંદિરમાં બેસવાનો પણ હક ન અનુભવતા લાડીઓ પણ ફીટસન લાઇટ ઉંચકવાને બહાને ગુરૂદેવના સહાજનમાં ફરી કાયાનું કલ્યાણ કરી શકતા તે પણ તેમના સદ્ભાગ્યની સીમા હતી.

આખું ગામ છપ્પનભોગના દર્શન કરવા ઉલટ્યું હતું. ઠાકોરજી તો રોજના અને છપ્પનભોગ તો કોઇક જ વાર થાય તેથી સૌ કોઇ છપ્પનભોગના દર્શન જ કરતું અને બહેલાવી બહેલાવીને તેની ચીજો વિશે જ વાત કરતું. એનજીનીઅર ખુણાની અને ડીગ્રીની ચોકસાઇ બતાવે તેથી યે વધારે વૈષ્ણવોને ભોગની ટોપલીઓની ગોઠવણીની હતી. મારા જેવા બીનઅનુભાવીની આંખ બધી ટોપલીઓની ચીજો ન પારખી શકતી, પણ માશીબાની અનુભવી આંખો તો કેમીકલ એનેલાઇઝરની બારીક પરીક્ષણશકિતથી એક એક ચીજ ઓળખી શકતી. ·

અમારા પડોશી દીંકુબાઇ કહે છે તેમ "વહુને આંગલીએ વળગાડી" દર્શન કરવા જવામાં કાશીમાશીને લ્હાવો મળતો. છપ્પનભોગનાં દર્શન કરી કાયા પવિત્ર કરવાનો અવસર રખેને રમણ ચૂકી જાય ને બીકે કાશીમાશીએ રમણને બોલાવી હતી અને દર્શન કરવા તેડી લાવ્યાં હતાં. આ દશ વર્ષની છોકરી કંઇ દર્શનમાં એકલી ન હતી. ડોશીઓ નાના છોકરાંઓને લાવતી, એટલું જ નહિ પણ અઢાર વીશ વર્ષની શ્રદ્ધાળુ યુવતીઓ

પણ તેમના નાનાં છોકરાંઓને તેડીને દર્શન કરાવવા આવતી. કેટલાંક ભીડમાં રડતાં, કેટલાંક ગગદાનાં, કેટલાંક છપ્પનભોગ તરફ, "મમ મમ મમ મમ" કરી હાથ લંબાવતાં. અને જ્યારે વારંવાર આંસુએ દરેલી આ વિનંતિ ઠાકોરજી ન ગણકારતા ત્યારે રડમસ ચહેરો કરી નાખી એ ઉપાય અજમાવવાની તૈયારી કરતાં.

ટોપલીઓમાંની વાનગી ઈ નામકરણ સંસ્કારની ક્રિયામાંથી કાશીમાશી કંઈક નિવૃત્ત થયાં ત્યાં તો શકુંતલાને પોતાના હાથમાંથી વીંટી સરી જવાનું લાંબે વખતે ભાન થયું હતું તેમ તેમના હાથમાંથી કંઇક નીકળી જવાનું ભાન થયું.

"વીજકોર વહુ ક્યાં ગઇ!"

"કેમ વળી, તારી આંગળીએ હતી ને?"

"હા, પણ જોને ક્યાં ગઇ?"

સામા પક્ષના હજારોના લશ્કરમાંથી, બે શૂરવીર યોધ્ધાઓ પોતાના સ્વામીનું શીર શોધવા ભૂજબળથી રસ્તો કરતા આગળ વધે તેમ માશીમા અને કાશીમાશીએ અથાગ ભીડમાં રસ્તો કરવા માંડયો. વિનયના દૃષ્ટાંતરૂપ રામચંદ્રજી સીતાના વિરહથી ભાન ભૂલી આક્રંદ કરતાં કરતાં 'હે સીતે, હે સીતે' એવી "રાડયુ" પાડતા તેમ મંદિરમાં જાળવવાના શિષ્ટાચાર ભૂલી જઇ કાશીમાશીએ પણ આકળાં થઇ જઇને "ઓ વહુ, ઓ વહુ" ની બૂમો પાડી કકળાણ કરી મૂક્યું. મીસીસને એક ખુણે ઊભા રાખી હું પણ ચંદુની વહુને શોધવા મંડ્યો.

વહુને શોધતાં શોધતા કાશીમાશીની બધી ઇંદ્રિયો કામ કરતી હતી. ઘડીમાં "વહુ, વહુ" ની ત્રાડ મારતાં, ઘડીમાં "હું યે રાડ કેવી મુર્ખી કે એને આવી ભીડમાં લાવી!" એમ વિલાપ કરી પોતાને દોષ દેતાં, ઘડીમાં ઠાકોરજીને નમસ્કાર કરવા મંડતાં ને અરજ કરતાં "મહારાજ તમારો આશ છે. તમે આપનાર છો, ને તમે ઉથાપનાર છો, માટે જલદી મારી વહુને મેળવી આપો" અને ફક્ત સ્તુતિથી ઠાકોરજીનું દયાસાગર જેવું હૃદય નહિ પીગળે એમ શંકા જતાં તે ગાલ પર પડાપડ પટાકડી બોલાવી પોતાને સજા કરી ઠાકોરજીની માફી માગતાં અને આટલી સજાથી સંતોષ માની વહુ શોધી આપવાને ઠાકોરજીને પાછી અરજ કરતા.

પણ ઠાકોરજી મહારાજ "જે જે મહારાણી જમના જે જે પટરાણી જમના" સાથે ગુફતગુમાં રોકાઇ ગયા હશે તેથી એમની અરજ મોડી સાંભળી અને અમારે અર્ધો કલાક સુધી ફાંફા મારવા પડયા. અર્ધો કલાકને છેડે અમે મંદિરની બહાર જોવા નીકળ્યાં ત્યારે દરવાજા આગળ સિપાઇ દાદાના હવાલામાં બેઠેલા, ડુસ્કેડુસ્કા ખાતા બાપડાં જેવા વહુને દીઠા.

કાશીમાશીને બિચારીને ધરમ કરતા ધાડ આવી. અર્ધો કલાક સુધી વહુ ખોવાય ગયાં તે વખતે જાણે ઓછું સહન કરવું પડયું હોય તમે કોઇ ધર્મિષ્ઠ વૈષ્ણવ "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે જો" નું રહસ્ય બરાબર સમજી, તેમની વહુને બંગડી ઉંચકવાની પીડ પડતી હશે એમ અંતઃકરણપૂર્વક માની, તેના હાથનો ભાર ઓછો કરવાના શુભ આશયથી, તેના એક હાથની બંગડી કાઢી ગયો, અને વહુના પિયરની બંગડી હોવાથી કાશીમાશીને કપાળે બંગડીની કિંમત ચોંટી.

છપ્પન ભોગનો મહાન્ ઉત્સવ કાશીમાશીને રૂપીઆ પચાશેકનો ચાંલ્લો ચોંટાડીને વદાય થયો. માશીમાને આવ્યે બે એક માસ થઇ ગયા હતા. એમની સુરતની સખીરીઓ એમને "જે શ્રીકૃષ્ણ" લખાવી સુરત બોલાવતી. માશીમા છપ્પન ભોગની ખાતર ખાસ આવ્યાં હતા અને તે ખલાસ

થતાં હવે આસ્તે આસ્તે જવાનો વિચાર કરતાં હતાં તેવામાં એક બનાવ બન્યો, જેથી એમને એમનાં ગાસડાં પોટલાં જલદી બાધવા પડયાં અને સુરત ભણી પધ રવું પડયું.

અને તે બનાવે માશીમાની ડીટેકટીવ તરીકેની શકિત બતાવી આપી.

થયું એમ કે હેમચંદભાઇ આગલી રાત્રે બહારગામ હોવાથી હીરાભાભી "ન કર રે કાળી કોયલડી ટહુકાર, મારે મહોલે નથી ભરથાર રે"ની દુઃખદ સ્થિતિ અનુભવતા હતા તેવે વખતે સવારે દશેક વાગે ઓચિંતું જ એમને લાગ્યું કે એમની સોનાની ચેન એકદમ ગુમ થઇ ગઇ. હેમચંદભાઇ હોત તો "આ નાથુભાઇના લલ મારી ચેંડી ખેંચાણી" કહીને ફરીયાદ કરત, પણ એમ ન હોવાથી એ વૃક્ષના આશરા વગરની મજીન વેલડી તૂટી પડી અને તેણે એકદમ ઠુઠવો મૂકયો.

ઘણા એવા સહૃદય મનુષ્યો હોય છે કે કોઇની સાથે જરા બાથ ચઢાવવાનો વખત આવતાં તેમની આંખમાંથી પાણી ઉતરી આવે છે અને એ નિર્મળ જળબિંદુડાથી જ સામા માણસને ભોંયે પાડી નાખે છે, જ્યારે કેટલાકના હૃદય એટલાં સુકોમળ હોય છે કે સ્નેહીજનના મરણના ભારને પણ ભીમ તારા બાઇ સેન્ડો પથ્થર ઉપાડે છે તેટલી સહેલાઇથી ખમી શકે છે. છતાં આવાં ઘણાં સખત કે સુકોમળ હૃદયો પૈસાની ખોટથી કકળી ઊઠે છે.

આ રણશિંગડું ફુંકાયું કે તે આહ્‌વાહનના જવાબમાં પહેલે માળેથી અને બીજે માળેથી, દાદરેથી અને ભીંતતળીએથી, ઓરડીમાંથી અને ચાલીમાંથી 'પગેસ્વારો' ની ટુકડીઓ નીકળી પડી, અને હીરાભાભીની આસપાસ તો

Neighbours to right of her,
Neighbours to left of her,
Neighbours in front of her,
Clamoured and thundered

અને અમારી ચાલમાં એક 'રોબીનહુડ ઓફ નોટીંગહામ' પણ હતાં જેમનું લોહી અનુયાયીની એક ત્રાડથી ધખડી ઊઠતું અને મદદ કરવા ગમે ત્યા હોય ત્યાંથી દોડી પહોંચતાં.

જુદા જુદા અનુમાનો થયાં. કોઇ કહે કે પેથાપુરથી એમના પીયરમાં અશુભ થયાના સમાચાર આવ્યા. કોઇએ ધાર્યું કે હેમચંદ ભાઇ, નન્દનવનમાં એમની વાટ જોવા ગયા. કોઇએ ધાર્યું કે એમની આંખોઇ ઉતરી ગઇ. એમને કોઇ બાઇ દબાવી ગઇ હોય એવુ તો કોઇના ધારવામાં આવ્યું જ નહિ, કારણ કે બનતા સુધી કોઇથી પણ ન દબાવાનો એમનો જન્મસિધ્ધ હક હતો. ફક્ત હેમચંદ ભાઇ જ લોકોના દેખતા એમને શંખણી, કુભારજા વગેરે હેતના નામોથી સંબોધી પોતાના પત્ની પરનો કાબુ બતાવતા. છતાં હેમચંદ ભાઇના મગજના સ્ક્રુ તો એ જેમ ધારે તેમ ચઢાવી શકતાં.

ગમ્મત એ થઇ કે જેમ મદારી માણસો ભેગા થઇ ગયા પછી ડુગડુગી વગાડી બંધ કરે તેમ હીરાભાભી, ભેંકડો સાભળીને અમે બધા આવ્યા એટલે અટકી પડયા અને કોઇની તરફ ન જોતાં ધીમાધીમા નિસાસા નાખવા મંડયા. ભાષણ કરતાં કરતાં વકતા અસરને ખાતર ઇરાદાપૂર્વક અટકયા હોય અને શ્રોતા હવે એ શું બોલશે તેની અધીરાઇથી રાહ જોઇ રહ્યા હોય તે જ પ્રમાણે,- હેમચંદભાઇ સિવાયના બીજા બધાની ગણત્રીમાં ગોદરેજની વોટરપ્રુફ ત્રીજોરી જેવી એમની વોટરપ્રુફ ગણાતી આંખોમા રેલ કેમ આવી હશે તે જાણવા પાડેશીઓ શ્વાસ રોકીને અટકયા. એક બે જણીએ 'કેમ હીરાભાભી શું થયું ?" વગેરે પૂછપરછ કરી, પણ દાન આપવું તો સુપાત્રને જ આપવું એવો દાતાનો સોનેરી નિયમ હીરાવહુ જાણતાં હોવાથી કોઇ યોગ્ય માણસને જ જવાબ આપવાનું એમણે મોકુફ રાખ્યું.

એટલામાં આપણાં રોબીનહુડ આવી પહોંચ્યાં, એમની અને હીરાભાભીની "મળી દૃષ્ટોદૃષ્ટ."

Then Robinhood is to Hira bhabi gone.

He has taken her in her lap.

He has palled her back, he has palled her cheeks.

He has asked her question three.

પસે રોબીનહુડ ઘોડયા સે હીરાભાભી પાસે

એને લીધા છે ખોળામાય

એનો પંપાળ્યો વાસો, એના થાબડયા સે ગાલ

એને પુસ્યા સવાલ ત્રણ ચાર.

અરે ત્રણ શું, માશીબાએ તો હીરાભાભીને ત્રેવીશ પ્રશ્ન પુછ્યા અને હીરાભાભીએ બધી વસ્તુસ્થિતિ સમજાવી. એમની પાંચ તોલાની સોનાના ચેન અભરાઇ પર મુકીને હીરાભાભી ભુલથી સહેજ લટાર મારવા ગયા ત્યા તો કોઇ પવિત્ર માબાપનું ફરજંદ તફડંચી કરી ગયું. હીરાભાભીએ એને અભરાઇ પર જોઇ હતી તે નિશ્ચિત વાત હતી. પ્રોફેસર અલવારો કે પછી સાધારણ વર્ગમાં રેલગાડી અટકાવનાર તરીકે નામીચા થઇ ગયેલો પેલો મહમ્મદ છેલ પણ હીરાભાભીની આખ પર નજરબંધી કરે તેમ નહોતુ. છતાં ચેનની કિંમતની બાબત જરા...ક અનિશ્ચિત હતી માશીબાને પાંચતોલાની ચેન હતી એમ હીરાભાભીએ કહ્યુ. પછી એક લાગણીવાળી બાઇએ કહ્યુ કે "તારે તો બા બહુ કિંમતનો માલ ગયો" જેના જવાબમાં હીરાભાભીએ કહ્યુ કે સવાસો દોઢસોનો ખરો. બીજીએ પૂછ્યું કે "સોનું તો સારૂં હતું ને ?"

"હા રે નર્યું કાંચન જેવું. તેથી જ કહું છું કે દેઢસો એકનો હશે જ"

"કારીગીરી સારી હશે તો મજુરીના યે પૈસા બહુ બેઠા હશે"

"હા રે, એકસો સાઠેક સુધીની હશે"

"કરાવેલી કે ? મુંબઇમાં તો મુઆ બહુ પૈસા બેસે" બીજી એક બાઇમાં સહાનુભૂતિ ફાટી નીકળી"

"હા, અહી કોઇ સારા સોની પાસે કરાવેલી. બળ્યું કેવું કે નામ છે. તેથી જ કહું છુ ને કે એકસો સાઠ સીત્તેરની હશે"

આટલી વાત થઇ એટલામાં તો હીરાભાભીને વિહ્વલતાનો એક એવો ઉથલો આવ્યો કે એકદમ જ તેમણે છાતી કુટી કપાળ પર એક મુક્કો ચસમસાવી દીધો.

એટલે પછી માશીબા બીજવાયાં. "આવી નાદાની હોય ? એમા તે કયા હજી કરી ગઇ હતી ! ચાલો ભરાવીએ હજરત કે તરત એનો નિકાલ જોતજોતામા ચોર પકડાઇ જશે."

"એ શું હજરત મહમ્મદ પયગંબરને કંઇ મળતું હશે ?" એક અમદાવાદીએ પુછ્યું. મદદથી કરવાની કંઇ ક્રિયા હશે કે બાબરા ભૂતની સહાયથી સાધવાની સાધના હશે કે મુંબઇના ડિટેકટીવમાંથી કોઇ ડિટેકટીવનું નામ હજરતમીયાં હશે ! શું હશે તે ઘણાના બુઠ્ઠા ભેજામાં ઉતરી શકયું નહિ.

"અરે એ તો હજરત. હજરતમાં પણ સમજતા નથી. તમે યે શું બાઇ ! એ તો સૈયદ હથેલીમાં કે રકાબીમાં જોવડાવે, અને આપણે એમાં જોવાનું. અંદર ઇંદરનો દરબાર દેખાય. પહેલાં વાસીદા વળાઇ જાય, પછી પાણી છંટાઇ જાય. પછી સભા ભરે અને એમાં ચોરને બોલાવે ત્યારે ચોર હાજર થાય. એ તો અહીં ખબર કાઢી લાવીશું કે કોણ હજરત ભરે છે ! સુરત હોય તો તો અબધડી ગુલામબાઇને બોલાવી લાવીએ.

વાંચક ! જો તું પણ માશીબાના આ ક્રીમીનલ ઇન્વેસ્ટીગેશન ડિપાર્ટમેંટ વિશે ન

જાણતો હોય તો તારૂં ખરેખરૂં દુર્ભાગ્ય છે. કારણ કે ચોર પકડવાની એમની પધ્ધતિ દરેક રીતે આવકારદાયક છે. ઈંગ્લંડની સ્કોટલંડ-યાર્ડ જેવી આ ખરચાળ સંસ્થા નથી. તેમાં ડિટેક્ટીવ રોકવા નથી પડતા. ઉંઘ ઉજાગરા નથી વેઠવા પડતા, લોહીપારખુ કુતરા નથી વાપરવા પડતા, તેમાં ચોર પકડતાં વર્ષો અને મહિના નથી થતા. ફક્ત એકે કે બે કલાકમાં ચોર સુતરને તાતણે બંધાઇ તમારી સામે ઊભો રહે છે અને માલ કયા સંતાડ્યો છે તે કહે છે. હજરત એ ચોર પકડવાની સહેલી, સસ્તી અને ટુંકી પધ્ધતિ છે.

હજરત ભરનારને શોધી લાવવાનું બીડું માશીમાએ ઝડપ્યું. લાગણીવાળા પાડોશીઓ હવે કઇ, સાંભળવાનું કે પછી સીનેમા નાટકના દૃષ્ય જેવું કંઇ જોવાનું મળે એમ નથી જાણી, જ્યારે માશીમા એમની ચોર શોધવાની સ્વદેશી પધ્ધતિ અજમાવે ત્યારે હજર રાખવાનું વચન માગી વિદાય થયા.

ખાસ અંગનાં માણસ રહ્યાં પછી હીરાભાભીએ એમની જમણી બાજુની પાડોશણ કમળાબાઇ તરફ શક બતાવ્યો. એ બહાર નીકળી ત્યારે એ ચાલીમાં ઊભી હતી. "ત્યારે હું બા એના સિવાય બીજું કોણ લે !" આ શક હોવાને માટે માશીમાએ હીરાભાભીને અભિનંદન આપ્યું, કારણ કે હજરતની શાસ્ત્રીય રીતે ચોર શોધી કઢવામાં કોઇના પર શક હોવો આવશ્યક છે. અને કોઇ કહેશે કે શક આણવા કરતાં સહેલું કામ દુનિયામા બીજું શું છે?

ગુલાબભાઇ નહિ તો એના ભાઇ ફાજલભાઇ, અણુભાઇ, કરીમભાઇ, અમથાલાલ, મંછારામ, કોઇને પણ માશીમા પાતાળના ઉંડાણમાથી પણ પેદા કરી શકે તેમ હતું. ચેન ગઇ તેને ત્રીજે જ દિવસે સવારે તો મંછારામ મુઝાવર હજરત ભરીને ચોર પકડી આપવા આવ્યા.

—ચાલુ—

## જગતનું ડહાપણ.

દૂર સુદૂર જંગલમાં એક કવિરાજ મસ્ત થઇ વૃક્ષની છાયા નીચે નિરાંતે સુઇ રહ્યા હતા. અર્ધોએક કલાક વીત્યો. એક પથિક પાસે થઇને ચાલ્યો-કવિની બેદરકારી ઉપર હસ્યો.

કવિએ પૂછ્યું "ઓ મુસાફર ! કયાં ચાલ્યા ?"

સામેથી પ્રત્યુત્તર મળ્યો "મંદીરમા પૂજા કરવા."

"ચેતનના મંદીરમાંથી આત્મદેવ ઉડી ગયા છે કે મૃગની જેમ કસ્તુરી માટે ગિરીએ ગિરી ભટકવાની ટેવ પડી છે?" કવિએ પૂછ્યું

મુસાફર આગળ ચાલ્યો. કવિરાજ જગતના ડહાપણ ઉપર હસ્યા.

ડાહ્યાલાલ મણીલાલ મહેતા.




અવલોકનકાર: રા. જેહાંગીર માણેકજી દેસાઇ

* ૧૯૨૨ની સાલથી જે કાવ્યગ્રંથના ભણકારા ગુર્જરગીરાના ખુણેખૂણામાં ગણગણી રહ્યા હતા તે ચાર વર્ષ પછી પણ દુનિયાનો પ્રકાશ લેવા પામે તેથી કયો સાહિત્યરસિક ખુશી ન થાય? વિનય અને શાંતિનું મૂર્તિમંત સ્વરૂપ, છતાં યે દુઃખદાવાનળમાં ધગધગતો જ્વાળામુખી, પળેપળ વિશ્વાસ અને ઉલ્લાસમાં જ જીવન વ્યતિત કરનાર, અને એમ છતાં વખત-બ-વખત ગુર્જર સાહિત્યવાટિકાને અવનવાં પલ્લવો અને પુષ્પોથી શણગારનાર અરદેશર ખબરદાર જેવો શીઘ્ર કવિ આટલે લાંબે સમયે પણ "કલિકા"ને પ્રકાશિત કરવાને શકિતવાન થાય છે, તે માટે આપણે આનંદ અને ઉલ્લાસ સિવાય બીજું શું પ્રકટ કરી શકીએ! ટુંકમાં, આ નવીન પુસ્તક "કલિકા"ને અમે સાહિત્યક્ષેત્રમાં સહર્ષ આવકાર આપીએ છીએ.

"કલિકા"ની પિછાન લેખકના જ શબ્દોમાં કરાવીએ. "સર્વ સંસારી હૃદયોમાં મોડે વહેલે કોઇક કાળે ફૂલની એક અદ્ભુત કળી ફૂટે છે અને આ સ્થૂળ જીવનમાં સ્વર્ગની મહેક મહેકાવી રહે છે. એ કળીના દર્શનમાં પ્રભુના દર્શનની દૂરની આકર્ષકતા છે. એ કળીના સુવાસમા પ્રભુના સ્નેહની પરોક્ષ પ્રતિતિ છે" ફારસી, હિંદી અને ઉર્દુ કાવ્યોમાં જેવી રીતે કવિરત્નોએ પ્રેમરટણ અંતર્ભુત કર્યું છે તેવું આમાં પણ સહેજે જણાશે: શૃંગારરસનું નખશિખ વર્ણન એમાં સહેજે તરી આવશે. એમાં બધી મળીને ૩૬૫ કડીઓ છે, તે વર્ષના પ્રત્યેક દિવસે એક ગાઇ શકાય. પ્રારંભથી અંત સુધીની કડીઓમા ભાવ અને વિચારની સળંગતા અખંડ સચવાયેલી છે. 'કલિકા' સાત 'પાદડી' કહેતા ખંડમાં વિભકત થયેલી છે. જુદી જુદી પાદડીઓના રંગ અને ફોરમ સુસંબધ્ધ અને સુમિશ્રિત છે, છતાં યે દરેક કડી પૂર્ણ રીતે સ્વતંત્ર અને સ્વગ્રથિત છે, એટલે વાચકને કોઇ પણ પાનુ ઉઘાડતાં અને કોઇ પણ કડી વાચતા તે દરેક કડીમાંના ભાવ અને વિચાર તેમાં સંપૂર્ણપણે સમાયેલા જણાશે. સંસ્કૃત કાવ્યસાહિત્યમાં જેવાં 'મુકતક' લખાય છે, તેવી જ આ કાવ્યમાંની પ્રત્યેક કડી પણ છે

"કલિકા"ની વિશિષ્ટતા એ છે કે તે એક સર્વથા નવીન છંદમાં રચાઇ છે, જેને કવિ "મુકતધારા" કહે છે, કારણ કે એમાં અંતર્ગત ઊર્મિઓ અને સ્ફૂર્તિઓ અસ્ખલિત

---

* આ સુંદર કાવ્યગ્રંથનું મુલ્ય રૂપીઆ બે છે. મળવાનું ઠેકાણું "નવચેતન" ઑફીસ નંબર ૧૪, અમરતલા સ્ટ્રીટ. કલકત્તા.

વહે જ જાય છે. "સંદેશિકા"ની સમાલોચના કરતાં કોઇએ તેને 'સૂકાતો રસપ્રવાહ' કહ્યો. તેનો સચોટ ઉત્તર આ નવીન ગ્રંથ આપે છે. દુનિયાની જે જે ભાષાઓનું કવિએ સાંગોપાંગ અધ્યયન કર્યું છે તે ભાષાઓનાં સર્વોત્તમ વિચારરત્નો આ 'કલિકા'માં ક્યાંક ક્યાંક ગુંથી દેવામાં આવ્યાં છે. પૂર્વોક્ત ઉપાલમ્ભનો કવિ પ્રત્યુત્તર આપે છે કે: "કવિતાની કળા જેટલી સર્જક તેટલી અનુકરણશીલ પણ છે, અને તેથી જ દુનિયાના મોટામાં મોટા કવિઓનાં કાવ્યોમાં જે પ્રગટ સામ્ય દેખાય છે તે અનિવાર્ય છે. કવિની શક્તિનું માપ કાઢતી વખતે વિવેચકે ખાસ જોવાનું છે કે કવિના આ અનિવાર્ય ગુણની પાર એની પ્રતિભા અને સર્જકતા ઝળી ઉઠે છે કે નહી. આ નવા છંદનું સ્પષ્ટિકરણ કરતાં કવિ કહે છે. 'મુક્તધારા'માં આખી કડી આઠ ચરણોની છે. ૧– –૫–૭ ચરણોમા ચાર ચતુરક્ષર સંધિ, એટલે ચાર ચાર શ્રુતિઓ ા ચાર ગણ ( foot ) છે, અને ૨–૪–૬–૮ ચરણોમાં ચાર ચાર શ્રુતિઓના ત્રણ સંધિ છે અને ચોથી સંધિમા બે શ્રુતિ છે, તેમા છેલ્લી શ્રુતિ લઘુ ને શાંત જોઇએ. આ તમામ સંધિઓમાની પ્રથમ શ્રુતિ પર જ મુખ્ય પ્રયત્ન ( accent ) આવવો જોઇએ. સંધિની ત્રીજી શ્રુતિ પર તેથી ઉતરતો પ્રયત્ન હોય તો લયમાધુર્ય વધે છે. અપવાદમાં ત્રિસ્વરી શબ્દમા અંત્ય સ્વર શાંત હોય અને એ શબ્દ સંધિની શરૂઆતમાં હોય તો ચાલી શકે, પણ એક ચરણમાં એથી વધુ અપવાદ એવા આવવા જોઇએ નહી. એ જ પ્રમાણે ત્રિસ્વરી શબ્દ સંધિને અંતે હોય અને તે શબ્દની વચલી શ્રુતિ લઘુ કે શાંત હોય તો લયભંગ થાય છે." દાખલા તરીકે.

નવીનુ ભિ | ચોરને હુ | લાવતો કો | ઇવે જેમ
ફળામાં વીં | ટાતો તેને | દેવા અનુ | તાર.

એ સંબંધમાં કવિના થોડાક શબ્દો ઉતારી લીધા વગર ચાલે એમ નથી, તેઓ કહે છે "આ બંધમાંના શબ્દોનું પ્રયત્નતત્ત્વ એક વેળા મનમાં સારી પેઠે સ્થિત થયું, તો પછી કર્ણશુધ્ધિને આધારે આ છંદ બહુ સફળતાથી લખાયે જાય છે. ભાષામાંના લગભગ તમામ શબ્દોનો નિર્વાહ આ છંદના બંધારણમા કશા સંકોચ વિના સહજ યુક્તિથી થઇ શકે છે, અને વિચારનો કશો પણ ભોગ આપવાની આવશ્યકતા રહેતી નથી, ને એ જ છંદમાં સંપૂર્ણ લયમાધુર્ય સાથે ત્રણ હજાર લીટીઓ "કલિકા" ના ખંડ કાવ્યમાં લખાઇ છે, અને તે પણ વિચારો ને કલ્પનાના ધસતા પ્રવાહને સંપૂર્ણ રીતે અને પૂરતી ત્વરાથી પોતામાં સમાવીને —એ જ એ છંદની સરળતા ને વ્યાપકતાની કસોટી તેમ જ સફળતા છે. વળી એ છંદમાં કવિતા વાંચતાં કે સાંભળતાં તે શુધ્ધ ગુજરાતી ભાષાની જ લાગે છે, અને નહી કે સંસ્કૃતોચ્ચાર ગુજરાતી જેવી. આ પ્રયત્નબંધની ખરી સિધ્ધિ એમાં જ છે, ભાષામાના કોઇ પણ શાંત સ્વરને સંપૂર્ણ ઉચ્ચારવાની એમા કશી અગત્ય રહેતી નથી.

હવે પ્રસ્તાવના અને છંદરચનાનો પ્રશ્ન કે જે કવિન્દ્રોના વિવાદક્ષેત્રો છે અને જેમાં આપણા જેવા ક્ષુલ્લક અને ક્ષુદ્ર ( અને તે પણ વળી પારસી ! ) લેખકોને જરા યે સ્થાન નથી, તે વિસારે મૂકતાં આપણી દૃષ્ટિ પ્રથમ 'અર્પણ પત્રિકા' પર પડે છે જેમા વ્હાલીને સંબોધી કહેવામાં આવે છે.

ધરાતણાં વારિ શોષી ઇંદ્રધનુલીલા દાખે,
મેઘ એવો અમી પાછું રેડે ધરાપાદ,
વ્યોમબાણે પાકયાં રત્નો વ્યોમનાં સમાય, શોભે,
અંતરે જ ઉધ્ધરે છે અંતરના નાદ;—
પ્રાણભાગી સખી મારી ! જીવનસોહાગી મારી !
સ્વાર્પણની મૂર્તિ ! મારૂં અર્પણ આ અલ્પ:
દીધું તારૂં દઉં તને ; લીધું તારૂં કહું તને ;
ફળો તારે હૈયે સ્નેહસ્વપ્નના સંકલ્પ !

### પાંદડી પહેલી : દર્શન

કવિ પોતાની હૃદયમૂર્તિનું વર્ણન તેણી પ્રભાતમાં શય્યા છોડે છે ત્યારથી જ જાણે કરે છે, અલંકૃતિ, લાલિત્ય, માધુર્ય, અત્યુક્તિ, સુશ્લિષ્ટતા, હાસ્ય, કટાક્ષ આદિ એટલા બધા પ્રમાણમાં અને એવી સુંદર રીતે આખા કાવ્યમાં પથરાઇ ગયાં છે કે તેની ગણના કરવી દુર્ઘટ છે. એક ગુલછડીના છોડ સમાન પ્રિયા શ્વેત પુષ્પભરી પથારીમાંથી એક સ્વપ્નદૃષ્ટિની દેવી જેવી ઉઠી ઉભી થાય છે. જે પ્રમાણે રાત્રીના અંધકારમાંથી નિર્મળ ઉષા પ્રગટ થઇ ગગનમંડળને જ્યોતિપૂર્ણ કરે છે, તેમ પ્રિયા પણ નિદ્રા ત્યજી જાણે કવિના જીવનને પ્રકાશમય કરી મૂકે છે! કવિ પોતાની આત્મકથા કહે છે કે દિવ્ય વ્યક્તિઓમાંથી મારી શ્રધ્ધા ઉઠી ગઇ હતી : પ્રભુના ભક્તોમાં કે દેવળ દહેરામાં યે ઇશ્વર ની અસ્તિ :નહોતો માનતો, કિંતુ પ્રિયાનું દર્શન થતાં જ એ શ્રધ્ધાની પુનર્પ્રાપ્તિ થઇ, અને–

પ્રેમની એ પ્રભુતાના કૌતુક અનેરાં દીઠાં :
પ્રેમને પિછાનતાં ન પ્રભુનો રહે ત્યાગ !

પૂર્વોક્ત લીટીઓમાં સ્કૉટનાં "Love is Heaven & Heaven is Love" એ સૂત્રનું ઓજસ્ પડેલું તાદૃશ જણાય છે. ભવિષ્યનો ભેદ જાણવા જ્યોતિષિઓ ભગીરથ પ્રયત્ન કરે, પણ અંધારામાં લખાયેલો એ પોથો કોઇ યે ઉકેલી શકતું નથી : પ્રિયાનો નયનપ્રકાશ જો નાખવામાં આવે તો હું મારી ભાગ્યપોથી તે વડે વાંચી શકું ખરો! ચાલી જતી રાત્રીના વાળમાંથી જાણે આકાશકક્ષામાં ચંદ્રરૂપી રત્ન ખરી પડયું હોય તેમ પ્રિયાની વેણીમાંથી ખરી પડેલું મોગરાનું ફૂલ દેખી મારૂં મન આનંદ પામે છે. એ સુંઘતાં હું સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરૂં છું. પ્રિયાનાં પુષ્પ ઉપરથી તેના કેશ, શીશ, મન, આત્મા અને જગત્ તેમ જ જગતકર્ત્તાનો ભાસ આવે છે! અમૃતના કુવા હું શોધીને થાક્યો, અને અમૃત મળ્યું ત્યારે તો પ્રિયાના ઉરમાં જ! પ્રિયાના દર્શનથી મારી બાલ્યાવસ્થા યાદ કરી શક્યો, એટલું જ નહી પણ પહેલાંની સ્વર્ગની સ્થિતિનું યે ભાન થયું. રજની ભલેને તારાગણને ભૂલી જાય, પ્રભાત પ્રકાશનું વિસ્મરણ કરે, કે મહાસાગર ભરતીને ભૂલે, વસંત પોતાના વિલાસ વિસરી જાય, કુસુમ પોતાની નજાકત ભૂલી જાય, કે ભલે ને પૃથ્વી યે ધ્રુવના તારાનું આકર્ષણ ત્યજે, કિંતુ હું પ્રિયાનું સંગીત તો કદિ–કદિ યે ન ભૂલીશ.

પ્રિયા જગતમા જે રસરેલ રેલાવે છે તેને પ્રભાવે કવિઓને કાવ્યરચનાનું વસ્તુ તેમજ પ્રોત્સાહન મળે છે : જાણે તેણીને પગલે જ કીર્તિ ચાલતી આવે છે. તેણીના ગુણગાનમાં જ કવિની ગુણગ્રાહકતા સમાઇ છે : તેણી વિના સમગ્ર સૃષ્ટિ જાણે રેતીનું રણ લાગત. છેવટમાં કવિ કહે છે કે અસંખ્ય સૂર્યો અને નક્ષત્રોનાં વિશ્વમાં હું એક ધૂમકેતુ સમાન ભ્રમણ કરી રહ્યો અને ઠેકઠેકાણેની પ્રભા એકઠી કરી આ નાના પાત્રમાં સમાવી તારે શરણે ધરૂં છું!

### પાંદડી બીજી : સૌંદર્ય

જે પ્રમાણે મંજરીનું સૌંદર્ય ફળના રસાસ્વાદમા જ છે, જે પ્રમાણે અશ્રુધારામાં જ હાસ્ય ગુપ્ત રહેલું છે, જેમ તીવ્ર અંધારમાંથી જ અજવાળું પ્રગટે છે, પ્રકૃતિમાથી પુરૂષનું ઉદ્‌ભવન થાય છે, મૃત્યુમાંથી જીવન છે, દ્વેષરૂપી કાંટાઓમા કુસુમસમ પ્રેમ છુપાયેલો છે, અને જે પ્રમાણે વિશ્વની સકળ જ્યોતિ સૂર્યમા જ પ્રતિબિંબિત થઇ ઝળહળી રહે છે, તેમ પ્રિયામાં જ સૌંદર્યનું સાર્થક રહેલું છે. સંખ્યાતિત તારાનો પ્રકાશ લઇ વિધિએ પ્રિયાઉરને ઝગાવ્યું છે; સંધ્યા ને ઉષામાં શ્વેત ચંદ્રિકા ઉમેરી તેમાં ઇંદ્રધનુષ્યનો ચમત્કાર વધારી એનો દેહ ઘડયો છે. એની સુંદરતા,

સુકુમારતા—મૃદુતા કોની સાથે તૂલના ધરાવી શકે ? માનસરતીરે રાજહંસ, અરબસ્તાનનું મુક્તાફળ, બરફનો પાશ, શુગળ પલ્લવની મધુરતા, પોપટીની પાંખની નમ્રતા, અનિર્વાચ્ય દિવ્ય કાવ્યામૃત સ્વપ્નમાં દૃષ્ટિગે ચર થતી કોઇ પરી,—એવી ગૌરવર્ણી, મધુરી અને મીઠી મારી પ્રિયા છે ! એ દેવોની શાંતિ છે અને લક્ષ્મી અને પાર્વતીનું દર્પણ છે. બ્રહ્માએ એના જેવી બીજી પ્રતિમા અદ્યાપિ ઘડી નથી. તેથી તો એ અનન્ય અને અનુપ લાગે છે. તેણીની મુખમુદ્રા જોઇ બ્રહ્માજી બીજો ચંદ્ર બનાવવા ઇચ્છે છે; શુક્રનું તેજ એની આંખોમાંથી બનાવ્યું, એના ભ્રમ્મરોના પ્રતિબિંબ પાડી આકાશમાં ઇંદ્રધનુ શોભાવ્યાં છે, તેણીના વાળ ઉપરથી સૂર્યના કિરણ બનાવ્યાં, તેણીના પગલાની રજે સંધ્યાના પ્રકાશ કર્યા, જ્યારે એના હાસ્યમાંથી પ્રભાતના રંગ પૂર્યા ! તેણીની ચાલ એટલી કુમળી, મૃદુ અને હળવી છે કે જાણે પરપોટા ઉપર પરીઓ નૃત્ય કરતી હોય ! એની અંગુલીઓ ચંપકની કળી જેવી, નખ મોતીની છીપ જેવા, પદ્મ ઉપાના કપોલ સમાન, એડી જાણે મધુચંદ્ર,—જાણે મંગળનો ગ્રહ ફુલના રથમા પાચ પાંખડીરૂપ અશ્વ જોડી વિજય માટે રણે ચડયો !

પ્રિયાના હાથ કમળની દાંડી જેવા શોભે છે: જાણે બન્ને ખભે અકેક ધૂમકેતુ ટાંગી રાત્રીદેવી ચાલતી હોયની ! તેણીનાં પાચ આંગળાં ચંબેલીની પાંખડી જેવા કોમળ લાગે છે. તેણીની હથેલી અશોકવેલીનાં કુમળા પલ્લવો સમાન નાજુક દેખાય છે, અને તેમાની હસ્તરેખા જાણે ગુલાબી આકાશમા સૂર્યની રેખા જેવી લાગે છે. વૃક્ષની ઉંચી ડાળી જેવી તેણીની ગોરી ગરદન અત્યંત મોહક છે, જ્યારે તેણીનું મુખ ફૂલ જેવું શોભી રહે છે તેણીનું મોઢું તો રત્નની દાબડી જ જોઇ લેવી, જેમાં દાંતો મોતી જેવા ઝળકી નીકળે છે, જ્યારે પરવાળાં જેવા ઓષ્ઠો મોઢાના ચોકીદાર જેવા છે. તેણીના ગાલ પર પડેલો તલ દેખી ઇરાની શાયર હાફિઝે સમરકંદ અને બોખારા જેવા શહેરો આપી દેવા માગ્યાં, કિંતુ આ તલ શું હતો ? એ તો વ્યોમમાંથી કોઇ તારો આવી તેણીની લાલી જોવા ગાલે આવી અડયો, પણ તેણીના ચક્ષુના તેજના અંબાર જોતા તે ત્યાં જ કાળો પડી ઠરી ગયો ! તેણી આંખનાં પોપચાં નમાવે ત્યારે ચંદ્રે વાદળનું ગ્રહણ લાગ્યું હોય તેવો દેખાવ થઇ રહે ! તેણીની જ્યોતિર્મય આંખોમાંથી ઉડના પલકારા મારા અંતરને આરપાર વીંધી નાખે છે. પૂર્ણિમાએ પૃથ્વી જેમ સૂર્ય અને ચંદ્ર બંનેને ધારણ કરે તેમ એનાં કર્ણો એનુ મુખ સુહાવે છે—કહો કે જાણે ઇંદ્રની ગુલાબી ચમરીઓ ! તેણીના ભલે કરવામા આવેલું તિલક માનસરોવરના લાલ કાળ જેવું દિસે છે, યા તો આકાશમાથી મંગળગ્રહ ત્યા આવી થીજી ગયો હોયની ! એના શુધ્ધ કાળા વાળમાની સેંથી જાણે રાત્રીએ કોઇ ગલીમાં ચાંદનીના પ્રકાશ જેવી લાગે છે—કહોની કે દેવોની જ પગવાટ હોય ! એની સાડીનો સસણાટ કોઇ તરવારબાજી રમતું હોય તેવો લાગે, અને એ સુણતાં જ મારે હૈયે જાણે યુધ્ધશરણાઇ વાગે છે ! પ્રિયાએ જયારે પૃથ્વી પર ગમન કર્યું ત્યારે જેમ બુધ્ધ અને જરથોસ્તના જન્મ વેળા તેણે કુદરતે પ્રદર્શિત કર્યો હતો તેમ આ વાર પણ કર્યો રસ્તાઓ પર મંજરી ને કુસુમનાં તોરણ રંગાયા, આકાશમાંથી પૃથ્વી પર વસંતના ફાગ ઉડયા, સોનેરી બુટ્ટાઓ ગુંથેલો આસમાની ગાલીચો બિછાવી દેવોએ નભપાટ શણગારી. તેઓ પણ જાણે એના સૌદર્યથી મુગ્ધ બની ગયા હતા !

—ચાલુ—



## અમારો આવતો અંક



### સપ્ટેમ્બર ૧૯૨૬

### અવનવાં આકર્ષણ! સુન્દર ચિત્રો!

### વિવિધ રસમય વિષયો!

### જાણે જૂનો દોસ્ત નવા લેબાસમાં!



અમારા આવતા અંકથી 'નવચેતન" સુન્દર નવા ટાઇપોમાં મનોહર રૂરંગ સાથે રજુ થશે. આવતા અંકથી દર અંકે અનેક નવા રસિક વિષયો આમેજ થશે. કલકત્તાની છેલ્લા ચાર માસની ગંભીર પરિસ્થિતિને અંગે અમે કરવા ધારેલું કરી શકતા ન હતા. આવતા અંકથી 'નવચેતન' મા નવું બળ રેડયેલું જોશો.

### આ અંકનાં આર્ટપેપર પરનાં ચિત્રો

રા. રવિશંકર રાવળનું અજન્તા પરનું નવું કળાપૂર્ણ અને સૌન્દર્યયુક્ત ત્રિરંગી ચિત્ર "રાજદંપતી"

મશહૂર બંગાળી ચિત્રકાર શ્રીયુત મજુમદારે ખાસ "નવચેતન" માટે તૈયાર કરેલું એક અતી મનમોહક ચિત્ર!

રા. રવિશંકર રાવળે એક સામાજીક વાર્તા પર દોરેલું હુબહુ ગૃહચિત્ર!

### અને લેખો કેવા આવશે? જરા જુઓ!

જગતનો એક અદ્‌ભુત ટાપુ: (સચિત્ર) રા. કળાપ્રિય
કવિવર બિહારી અને રવિન્દ્રનાથ: (સચિત્ર) રા. ચાંપશી ઉદેશી.
એક અનુભવ: રા. મૂળજી દૂ. વેદ
બોલ્શેવીકો કોણ છે? રા. "એ પી."
સ્નેહનાં સન્યાસી: રા "આનન્દઃ ચિત્રકાર" રા. "શરમાળ"
મણી શુભ્ર વસી શુચિ પદ્મ રહો: (સચિત્ર) ડૉ. હરિપ્રસાદ દેસાઇ.
ભારતીય સંગીતની પૂજારણ: છેલશંકર દ. વ્યાસ.
દર્દીનું દર્દ: રા. નટવર પીમાવાળા.
કલેજાંનો એકરાર: (સચિત્ર હાસ્યરસિક એકરાર) રા. કોહીનુરનો "હીરા"

હિન્દુ નાટ્ય: રા. ઇશ્વરલાલ મ્હેતા.
હિન્દી ફીલ્મઉદ્યોગ: (સચિત્ર) રા. કનૈયાલાલ દેસાઇ.
સનાતન રંગો: રા. કોકિલ.
ભાંગના ભકતો: (સચિત્ર) રા. "હસમુખો" ચિત્રકાર રા. "શરમાળ"
રૂબાયાત: રા. દીનેન
યાચના: રા અમૃતલાલ છ. પારેખ.

એ સિવાય ચાલુ વિષયો.

**તમારાં આ માનીતા માસિકને નવા પોષાકમાં ને નૂતન ચેતનમાં જોવાનું ન ચૂકશો !**



# નવચેતન અને રંગભૂમિ



પુસ્તક : ૯
અંક : ૬

સપ્ટેમ્બર ૧૯૨૧

તંત્રી :- ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી
ઑફિસ :- ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.




પુસ્તક ૯ મું　　વર્ષ ૫ મું　　સપ્ટેમ્બર ૧૯૨૬　　અંક ૬ ઠો

# મૃતક ભ્રમર અરવિંદપે નાદ નૃત્ય દોઉ કરે

છપ્પય

શ્રાવન માસ સુમાસ બુંદ બુંદન જલ બરસત,
ચલહુ લાલ તમ લખહુ જહાં રાધે સુખ સરસત;
કઠીન કાષ્ટકો ભ્રમર ડોર રેશમ છવી છાવે,
તાહી ફેરકર લલી કમળ કર મધ્ય ફીરાવે.
કહ કવિ બિહાર સો દેખકે મોં મન ઉપમા યહ ધરે;
મૃતક ભ્રમર અરવીંદપે નાદ નૃત્ય દોઉ કરે!

અર્થ: એહ એવો શ્રાવણ મહિનો છે. વરસાદ ફોરું ફોરું નાંખી રહ્યો સણી કૃષ્ણ ભગવાનને કહે છે હે લાલ! જોવા પધારો, જ્યાં રાધિકાજી પમાં રમી રહ્યાં છે, કઠણ લાકડાનો ભમરડો રેશમની દોરીથી ફેરવે છે. ભમરડાને ફેરવી પોતાના કમળ સમાન હાથમાં લ્યે છે. એ જોઇને બિહારી વિ કહે છે કે મારા મનમાં એ ભમરડો કંઇ ઉપમાને પ્રાપ્ત થયો? મરી ગયેલ ભમરો કમળના ઉપર જાણે કેમ નાચતો અને ગાતો હોય!

# જગતનો એ



મૂળ લેખક મી. એડવર્ડ ઇ લોંગ

"સધર્ન સીઝ" એટલે દક્ષિણના સમુદ્રોમા ભટકીને-હમણાં જ હું પાછો આવ્યો છું ને ત્યાં મેં એક ટાપુ જોયો છે જે ખરેખર વાસ્તવિક રીતે અદ્દભુત છે. આ ટાપુની હસ્તી ઘણા વર્ષો થયા જણાઇ છે, પણ તે એટલો ત્યજાયેલો રહ્યો છે કે "મલાયન આર્કીપેલેગો"માં હોવા છતાં સીંગાપોરમાં તેનું નામ પણ ઘણા થોડાને જ જાણીતું હશે. આ ટાપુ સીંગાપુરથી ભાગ્યે જ હજાર માઇલ દૂર હશે અને છતાં એ "અદ્દભુત પ્રદેશ" છે અને સુન્દર કુદરતી દેખાવો વચ્ચે નવાઇ પમાડે એવા રમણીય પોષાકો અને રીતરીવાજો સાથે ત્યાં વસતી પ્રજા પોતાનું વ્યકિતત્વ, પરદેશી અસરની લેશમાત્ર છ વગર, છેલ્લાં હજાર વર્ષથી, જાળવી રહી છે.

બળ દર્શાવનાર સંસ્કૃત શબ્દ "બલીન ઉપરથી નીકળેલું આ ટાપુનું નામ 'બલ છે અને એ નામમાત્ર જ પ્રાચીનતાનું સ્મર જગાવે છે. આ ગુણવાચક શબ્દને સાર્થક ક એવા જ એ ટાપુના લોકો છે. કારણ જાવાના ઇશાન ખુણા સાથે ભાગ્યે જ એ માઇલ પહોળી હોય એવી સંયોગીભૂમિથ આ ટાપુ જોડાયેલો હોવા છતાં ત્યાંના લોક લડાયક કળામાં અદ્વિતીય છે ને તેથી જ કોઇ પ્રજાએ ત્યાં ચડાઇ લઇ જવાનું વલણ બતાવ્યું ન હોતું. વળી "બલીનીઝ" લોકોનું એકાંતપણું જળવાઇ રહેવાનું બીજું પણ એક કારણ છે. જાવા તરફનો "બલી"નો ભાગ પસાર ન કરી શકાય એવો છે. એ પ્રદેશ પહાડોવાળો, ઘીચોઘીચ ઝાડીઓવાળો, ખડકોવાળો સમુદ્રકિનારો ધરાવતો, બંદર વગરનો, અને અંદરના પ્રદેશ સાથે વ્યવહારનું એકકે સાધન ન ધરાવનારો છે.

એક સમયે એ "બલી" ટાપુ જાવા સાથે જોડાયેલો હોય એ પણ બનવા જોગ છે. ત્યાંની એક દંતકથા પરથી એમ જણાય કે એ ટાપુ જાવા સાથે જોડાયેલો હતો, પણ કોઇ પહાડી દેવતાના કોપથી વચ્ચે ભંગાણ પડ્યું. આ દેવ નાગનું રૂપ ધારણ કરીને

# અદ્ભુત ટાપુ



“નવચેતન” માટે ખાસ અનુવાદક કરનાર : રા. રા “કળાપ્રિય”

પશ્ચિમ “બલી”ના પર્વતોમાના એક પર્વતના ઉચા ઢોળાવ પર રહેતા હતા. એક દિવસ એ નાગદેવતા પાસે જાવાથી એક પવિત્ર પુરૂષ આવ્યો અને ફરિયાદ કરી કે તેની પાસે જે થોડી ઘણી મુડી હતી ને જે મુડી પર તેના નિર્વાહનો આધાર હતો તે તેના એકના એક છોકરાએ જુગારમાં ગુમાવી હતી. નાગદેવતાએ તે માણસને આંખ મીંચીને પ્રાર્થના કરવાનો હુકમ આપ્યો. તેણે એ પ્રમાણે કર્યું ને જ્યારે પોતાની આંખો ઉઘાડી ત્યારે સમીપમાં અમુલ્ય જવાહીરોથી ભરેલી એક ટોપલી જોઇ. એ જવાહીરો વેચી તે ધનવાન બન્યો.

પણ તેના દીકરાના જુગારના શોખે બાપને ફરીવાર નિર્ધન સ્થિતિમા લાવી મૂક્યો. વળી પાછો ને વૃધ્ધ પુરૂષ સાધુ પાસે ગયો ને અનેક આજીજી પછી ફરી વાર જવાહીરોની ટોપલી મેળવી. ત્રીજી વાર તેનો છોકરો



બલી ટાપુનો “વઝીર” અથવા “વઝીલ” ત્રણ નાચનારી છોકરીઓ સાથે. પાછળની બેકગ્રાઉન્ડ તેણે ખાસ બીજે સ્થળેથી મગાવી ગોઠવી છે.

જુગાર રમ્યો ને બધું હાર્યો. તે પછી તેણે પોતાના બાપને નાગ પાસે જઈને વળી રત્નો માગવાની સલાહ આપી એ વૃધ્ધ પુરૂષે હવે તેમ કરવા ના પાડી અને અંતે તે એવી ગરીબ સ્થિતિમાં આવી પડ્યો કે ખાવાના પણ સાંસાં પડવા લાગ્યાં આથી છોકરાએ નાગદેવતાની મુલાકાત લેવાનો વિચાર કર્યો. તેણે દેવતા પાસે જઈ પોતાના બાપની હાલત વર્ણવી બતાવી. નાગને દયા આવતાં ફરી વરદાન આપવા તે તૈયાર થયો. આમ કરવા માટે એ નાગ ક્ષણભરને માટે પાછો ફર્યો. આ વખતે તે યુવાન છોકરાએ નાગની પુંછડી પર મોટો હીરો જોયો. પોતાની તરવાર વડે તેણે તરત જ પુંછડીનો છેડો કાપ્યો ને તેને ઉઠાવી ઝડપથી ચાલ્યો, પણ નાગે પોતાના જાદુઇ બળ વડે તેને પત્થર બનાવી દીધો।

ત્યાર પછી એ છોકરાનો બાપ નાગ પાસે આવ્યો અને પોતાના પુત્રને પાછો આપવા માટે કાલાવાલા કરવા લાગ્યો. નાગે કહ્યું કે "જો તું મારી પુંછડી પાછી હતી તેવી કરી આપે તો તારા છોકરાને હું પત્થરમાંથી પાછો માણસ બનાવું" ઇશ્વર પાસે અનેક દિવસો સુધી પ્રાર્થના કર્યા પછી તે પવિત્ર ને વૃધ્ધ માણસે નાગની પુંછડી પાછી ઉગાડી. નાગે તેના છોકરાને પત્થરમાંથી માણસ બનાવ્યો અને તે ઘરડા માણસને પૈસા જવાહીર આદિ આપ્યું. પણ વળી પાછો જુગાર રમીને છોકરો બાપનું સત્યાનાશ ન વાળે એ માટે નાગે જાવા અને બલી વચ્ચે એક રેખા—ક્ષીટી—કરી. બાપને જાવામાં રાખ્યો ને છોકરાને બલીમાં રાખ્યો. સમુદ્ર ઘુઘવાટા કરતો વચ્ચે ધસી આવ્યો ને આ રીતે બલીની સંયોગીભૂમિ બની. બાપ પોતાના દિવસો જાવામાં શાન્તિથી વિતાવવા લાગ્યો, પણ દીકરો જે બલીમાં રહ્યો હતો તેણે ત્યાં લગ્ન કીધાં. તેના વંશજોમાં જુગાર રમવાનો દુર્ગુણ વંશપરંપરા ઉતરી આવ્યો અને આજે તો 'બલી'ની લગભગ આખી પ્રજા જુગારી છે.

આ ટાપુ નાનો જ છે. તેની કુલ લંબાઇ ૧૦૦ માઇલ અને પહોળાઇ ૫૦ માઇલ છે, અને તેનો વિસ્તાર ૨૦૦૦ સ્ક્વેર માઇલ છે; છતાં તેમાં દશ લાખની વસ્તી છે, જેથી તેની જમીન કેવી ફળદ્રુપ હશે ને ખેતીનો વિસ્તાર કેટલો હશે તે કલ્પી શકાય. મેં પૂર્વમાં કે પશ્ચિમમાં કોઇ ભૂમિ આ ટાપુ કરતાં વધુ સારી રીતે ખેડાયેલી જોઇ નથી.

મુખ્યત્વે આ ટાપુ પહાડી છે ને તેમા સાત જ્વાળામુખી છે, જેમાના કેટલાક હજી કોઇક વાર ફાટે છે. ઉંચાઇ ૫૦૦૦થી ૧૦૫૦૦ ફીટ સુધીની છે. ટાપુની દક્ષિણે ને ઉત્તરે કીનારા પાસે થોડો સાંકડો સપાટ ભાગ છે. તે સિવાય લગભગ બધો જ ભાગ પહાડી છે. આ પહાડો સપાટીથી ધીરે ધીરે ઉંચે વધતા જાય છે અને ક્રમશઃ ઢોળાવ વધતો જતો હોવાથી વારંવાર આવતો વરસાદ ત્યાંથી સરી પડી નીચેની સપાટ જમીનને તર કરે છે આથી ત્યાંની હવા પહાડી ઢોળાવ પર શીતળ હોય છે અને ઉપર ચઢો તેમ તેમ પાતળી જણાતી જાય છે. નીચે સપાટ મેદાનો પર પણ હવા મધ્યમ ને આલ્હાદક હોય છે શિયાળામાં ત્યાં ઓસ્ટ્રેલિયાથી ઠંડો પવન આવી એ ટાપુની હવાને ખુશનુમા બનાવે છે.

સપાટ જમીન પર, પહાડોના ઢોળાવ પર કે ઉંચા પ્રદેશ પર ચોખા અથવા કૉફીની પેદાશ થાય છે. ૧૫૦૦થી ૩૦૦૦ ફીટની ઉંચાઇના પ્રદેશમાં કૉફી પુષ્કળ થાય છે. ચોખા સપાટ મેદાનો પર, પર્વતોના ઢોળાવ પર અને નીચેના પર્વતપ્રદેશ પર થાય છે. આ સર્વથી એ ટાપુ રંગબેરંગી લાગે છે. ઉગતા ચોખાનો લીલો રંગ, કૉફીનાં ઘેરાં લીલાં રંગના પાંદડાં, લણવા માટે તૈયાર પાકનો સોનેરી રંગ અને એ સર્વને તરબતર કરતા પાણીના પૂરનો રંગ એ બધું અતી સુન્દર



લગભગ બારસો વર્ષ પહેલાં હિંદુઓએ આ ટાપુ જીતેલો હોવાથી તેનાં કોતરણીવાળાં મંદિરો અને તેમાંની મૂર્તિઓમા હિંદ અસર જણાઇ આવે છે.



લાગે છે. ચોખાનો પાક ત્યાં બારે માસ થાય છે. એક ખેતરમાં પાક લણાઇ રહ્યો હોય તો પાસેના બીજા ખેતરમાં વવાતો હોય.

ચોખાની લણણીના સંબંધમાં અહીં એક આકર્ષક રિવાજ છે ચોખાના ખેતરનો માલિક લણણી વખતે બે પુળા બંધાય એટલા ચોખા લણે છે. આ બે પુળામાથી એકનું નામ 'પુરૂષ' અને બીજાનુ નામ 'સ્ત્રી' રાખવામા આવે છે બને ત્યાં સુધી આ પુળાઓને પુરૂષ અને સ્ત્રીના સ્વરૂપ જેવા બનાવવા યત્ન કરવામાં આવે છે, જેમ કે 'સ્ત્રી' નામધારી પુળાની આજુવાજુ ઘાસની માળા વીંટાળવામાં આવે છે.

જ્યારે ચોખાને કોઠરમાં ભરવામાં આવે છે, ત્યારે આખો કોઠાર ભરાઇ ગયા પછી છેલ્લે આ બે પુળાઓને એક ઉંચી બેઠક પર મૂકવામાં આવે છે, એવી ભાવનાથી કે એ બે પુળાઓ ફળદાયી થતા જશે અને નાજમાં વધારો કરશે. જ્યારે કોઠાર ખાલી થઇ જાય છે, ત્યારે પણ આ પુળાઓ ત્યાં જ રહે છે. તેનો ઉપયોગ કરવા કે તેને વેચવા કોઇ તત્પર થતુ નથી

જેવા એ બની ટાપુના કુદરતી દેખાવો સુન્દર છે તેવા જ આકર્ષક ત્યાના લોકો છે. તેઓ અસલ કાલના જાવાનીઝ લોકોના વંશને લગતા જ હતા. તેઓ બારસો વર્ષ અથવા તેથી પણ વધારે સમય થયાં હસ્તી ધરાવે છે, કારણ કે ત્યાં હિંદુ ખંડીયેરો મળી આવે છે, જે પહેલા કે બીજા સૈકાનાં જણાય છે. હિંદમાથી આવેલા લોકોએ આ દેશના લોકોને જીતી લીધા અને ત્યારથી એક રાજવંશ શરૂ થયો, જે વધતો જ ચાલ્યો. અંતે ડચ લોકો જેઓએ ગયા સૈકાની અધવચે બલી ટાપુમાં એક નાનું સંસ્થાન સ્થાપ્યું હતું,

તેમણે આખા ટાપુને પોતાની સત્તા હેઠળ આણ્યો.

આખા ટાપુઓમાં હિંદુઓના પૌરાણિક દેવદેવીઓનાં મંદિરો ઠેરઠેર ભક્તોથી ઉભરાય છે. હિંદુ રીતરિવાજો ને તહેવારો ત્યાં મનાય છે અને સતીનો રિવાજ હમણાં હમણાં ડચોએ નાબુદ કર્યો તે પહેલાં ત્યાં પ્રચલિત હતો. મંદિરોનો ઘાટ હિંદુ મંદિરો જેવો છે, પણ તેઓમાં તેમની જૂદી વિશિષ્ટતા છે. તે મંદિરોની ઉપલી ટોચ હિંદુઓના મંદિરો અને ચાઇનીઝ પેગોડાના મિશ્રણ જેવી દેખાય છે અને મંદિરોની અને તેની આસ-



બલીના લોકોને જુગાર રમવાનો ને કુકડા લડાવવાનો ભારે શોખ છે. પ્રૌઢ પુરુષો કુકડાની રમતમા ઘણો રસ લ્યે છે, જ્યારે જુવાનીઆઓ છાપકાંટાને મળતી એક જાતની રમત રમે છે.

પાસના ઘરોની કોતરણી અદ્દભુત છે. વિકાળ ચ્હેરાવાળી ને કોઇકવાર સુંદરતાવાળી મૂર્તિઓ મંદિરોના દરવાજા પર નજરે પડે છે અને કોઇક વાર તો તેને મથાળે પણ દૃષ્ટિગોચર થાય છે.

તહેવારના દિવસે એ સારા સારાં વસ્ત્રો પહેરીને સ્ત્રીઓ મોટી વાંસની ટોપલીઓમાં ચોખા અને ફળો દેવને ધરાવવા લઇ જાય છે. એવે ઉત્સવપ્રસંગે એ ટાપુનાં ગામડાં અને શહેરો રંગબેરંગી વસ્ત્રોથી શોભી ઉઠતાં જણાય છે.

મરણ પછી અહીં બાળવાનો રિવાજ છે. એ ક્રિયા વિચિત્ર છે. સુંદર રંગબેરંગી વાંસની ઠાઠડીને જાહેર રસ્તાઓમાંથી લઇ જવામાં આવે છે. એ સરઘસની વચ્ચે માણસો અને પશુઓની મોટી ને અદ્દભુત મૂર્તિઓ સાથે રખાય છે. એ દેખાવ વિચિત્ર રંગબેરંગી સ્વપ્ન જેવો લાગે છે. શબને છેવટે એક વિચિત્ર આકારની મોટી મૂર્તિની અંદર બાળવામાં આવે છે, પણ એ સમયે જીવતાં-ઓમા તીવ્ર લાગણી પ્રસરેલી હોય છે.

હિંદુ દેવોને અહીં સર્વશ્રેષ્ઠ માન મળે છે અને એ દેવોમા સૌથી વધારે પૂજનીય હિંદુ ત્રિમૂર્તિમાંના એક દેવ 'શીવ' અને તેમની સ્ત્રી 'દુર્ગા' છે. આ ટાપુની લગભગ મધ્યમાં "બેટૌઅર" નામે મોટો જ્વાળામુખી પર્વત છે, એની ઉંચાઇ લગભગ સાત હજાર ફીટ છે, એની આસપાસ એક બાજુ વિશાળ ખીણ છે, જેની એક બાજુએ વનરાજી જેવો ભાગ છે અને બીજી બાજુએ એક સુંદર સરોવર છે અને એની સામી બાજુએ દશ હજાર ફીટ ઉંચું "ગ્યુનોંગ એગેએંગ" નામે શિખર ઉભું છે.

("ભોમિયા")

ના ગગનચુમ્બી શિખર પર શિવજીનો વાસ છે, અને નીચે આસમાની જેવા પાણીમા દુર્ગાદેવીનો વાસ છે. જ્યારે એ "બેટોઅર" પર્વત ફાટે છે ને રાતો લાવાનો રસ કાઢે છે ત્યારે આ ટાપુના લોકો ઉપલી કલ્પનાને વધારે વિસ્તારીને કહે છે કે "શીવજી આગની જ્વાળાઓથી વીંટાઇને નીચે વસેલી પોતાની જળદેવી સમી પ્રિયાને મળવા પર્વતની બાજુએથી ઉતરે છે. અને એ જ્વાળામુખીની પડોશમાં રહેતા લોકો, એવા ભય-ભર્યા સમયમાં પણ તે જ સ્થળે રહી મંદિરોમાં જાય છે અને એ જ્વાળા-મુખીના કોપમાંથી તેમને અને તેમના ઘરને બચાવી લેવાની પ્રાર્થના કરે છે.



'બલી'મા શબને વાસની શણગારેલી ઠાઠડીમા લઇ જવામાં આવે છે તે પર રંગબેરંગી કાગળો હોય છે સરઘસને આકારે ઠાંઠડી ફેરવી અને એક મોટી વિચિત્ર આકારની મૂર્તિમા એ શબ મૂકીને બાળવામા આવે છે

"બેટોઅર" જ્વાળા-મુખીની તળેટી પાસે "બેટ.-આરીટી" નામે એક નાનું ગામ છે. પશ્ચિમના લોકો કદાચ નહિ માને, પણ જેઓએ જ્વાળામુખી ફાટતો હતો તે સમયે પણ ત્યાં વસી રહેવાની શ્રધા દેખાડેલી તેઓએ એક ચમત્કાર અનુ-ભવ્યો. લાવાનો રસ મંદિર પાસે ધસતો રેલાયો, પણ ત્યાં સુધી જ! ત્યાંથી પાછો હઠયો ને ત્યાં થીજી ગયો! એ નાનું ગામડું હતું તેવું જ રહ્યું. મેં એ ગામ નજરે જોયું છે. જોઇને વિચર્યું છે કે ચમત્કારનો જમાનો હજી વહી નથી ગયો.



આ ટાપુના ઘણાખરા લોકો ગામડામાં રહે છે, પણ એક બે મોટાં શહેરો અને થોડાક નાનાં શહેરો પણ છે. ઘરો નક્કર લાકડાનાં બનેલાં ને છાયેલાં છાપરાં-વાળાં હોય છે. બનતાં સુધી તેનો પાયો સુકા કાદવ અને પત્થરનો બનાવવામાં આવે છે. કળાભરી કોતરણી ને વિવિધ ચિત્રણો એ ઘરોને સુન્દરતા અર્પે છે. કેટલાક ઘરનો એક સમૂહ બંધાઇ તેની આસપાસ એક મજબુત પત્થરની દિવાલ બંધવામાં આવે છે અને આ જથ્થામાં દાખલ થવાનો દરવાજો ઉંચો કમાનવાળો ને ભવ્ય કમાડોવાળો હોય છે. વચમાં ઘરોનો સમૂહ ને આજુબાજુ ઢોરોને બાંધવાના વાડા, ચોખાના કોઠારો અને અતિથિગૃહો હોય છે.

આ ગૃહસમૂહની પાછળ એક વાડા જેવા ભાગમા નાનાં મોટાં જૂદાં જૂદાં





પર્વતજળથી ભરેલા ચોખાના ખેતરો બલીમાં આખું વર્ષ એની ચાલે છે.

વાસણો લઇ બજારમા જતી 'બલી'ની કુમારિકા 'બલી' માં સ્ત્રીસન્માન મબળ છે.

ઘાટનાં, કેટલાંક મંદિરો હોય છે, જેમાં ગૃહવાસીઓ પોતાના ગૃહદેવની સ્થાપના ને પુજા કરે છે. કેટલીક વાર કોઇ ગામમાં એકાદ અતી વિશાળ ઝાડમાં ડાળીઓ અને રોપાઓનું બનેલું નાનું ઘર જોશો.

બીજો એક વિચિત્ર રિવાજ ! ધર્મગુરૂઓએ નિયત કરેલે સમયે ગામના લોકો એ ગામના મુખ્ય મંદિરમાં ભેગા થાય છે અને એક સ્વાદિષ્ટ ભોજન ત્યા રાખેલું હોય છે. તે ભોજન આરોગવા બધા દૈત્યોને આમંત્રણ કરવા જેવું તે વખતે થાય છે. પ્રાર્થના કરવામાં આવે છે ને તે પછી એક રણશીંગાંનો અવાજ થતા ધર્મ-ગુરૂની સામેની બતીની વિવિધ મશાલો લોકો સળગાવે છે. તે પછી ટોળાબંધ લોકો ગામમાં જાય છે અને 'જા-જા-ચાલ્યો જા' એમ બોલતા બોલતા દરેક ઘરનું બારણું જોરથી ઠોકતા જાય છે. આમ કરવાનો હેતુ એ કે ઘરમાં વસેલ દૈત્ય ( ધારી લીધેલો ) તેમાંથી નીકળી જાય - ને મંદિરમાં ભોજન આરોગવા જાય. પછી જાણે એ દૈત્યો મંદિરમા જમવા જાય છે, ને ત્યાં ધર્મગુરૂ તેમને શ્રાપ આપી ત્યાથી કાઢી મૂકે છે. ત્યારે દૈત્યો નાસી ગયા છે એમ કલ્પાય છે. તે પછી તદ્દન શાન્તિ પ્રસરે છે. લોકો એક બે દિવસ કામકાજ બંધ કરી બંધ-બારણે બેસી રહે છે, જેથી કાઢી મૂકેલા દૈત્યો પાછા ઘરમાં ઘુસી ન આવે !

આ બલી ટાપુમાં જુગાર રમવાની વૃત્તિ અનહદ છે. મોટે ભાગે પુરૂષો ને છોકરાઓ જ જુગાર રમે છે, પણ કેટલીક વાર સ્ત્રીઓ પણ તેમાં ભાગ લે છે. શહેરમાં, ગામડામાં કે બહારના એકાંત રસ્તાઓમાં જ્યાં બે ત્રણ જુવાન છોકરા ભેગા થયા કે જુગાર શરૂ! તેઓ નજીવી કિંમતના પિત્તળના સિક્કાઓથી રમે છે. આ રમત છાપકાટા જેવી હોય છે. એથી વધારે ચઢીયાતી રમત "કુકડાઓની લડાઇ" છે. આ રમતમાં મોટા પ્રૌઢ માણસો પણ ભાગ લ્યે

છે. આ રમત માટે હવે તો ડચ સરકારની પરવાનગી લેવી પડે છે, ને સરકાર ઝાઝી વાર પરવાનગી આપતી નથી, પણ નાનાં ગામડાંઓમાં તો સરકારની પરવાનગી વગર પણ ત્યાંના નિવાસીઓ આ રમતની "મેચ" ગોઠવે છે.

પણ બલીના લોકોનું જીવન માત્ર રમતીયાળ જ નથી. તેઓ મહેનતુ પણ હોય છે. મોસમ આવ્યે ચોખાના ખેતરોમા ને કોફીની વાવણી વખતે તેઓ મહા પરિશ્રમ કરે છે. એ ઉપરાંત લાકડાની, પત્થરની, ચાંદીની, સોનાની અને પિત્તળની વિધવિધ કારીગરી તેઓમાંના ઘણા જાણે છે. મંદિરોમાંનું કોતરકામ—સખ્ત પત્થરોમાંનું પણ—આ ટાપુના વતનીઓએ જ મોટે ભાગે કરેલુ છે. પોતાના ઘરના વપરાશ માટેના વાસણો તેઓ પોતે જ બનાવે છે. તે ઉપરાત પોતાને માટે ચાકુ, તલવાર ને કટારીઓ પણ તેઓ જાતે જ બનાવે છે.

એક વખતે "બલીનીઝ" લોકો જબરા લડવૈયા હતા અને તેમની એ વીરતાએ જ ડચ લોકોને આ ટાપુ પર હુમલો લાવતા અટકાવ્યા હતા. પણ અંતે ડચોએ ચઢાઇ કરી. બલીના લોકો ખૂબ લડયા એમ ડચનું લશ્કર જ કહે છે અને તેઓએ ત્યાં સુધી બચાવ કરેલો કે જ્યારે ત્યાંના જૂદા જૂદા નાના રાજાઓએ જોયું કે તેમના પ્રયત્નો નિષ્ફળ જાય છે ત્યારે તેઓ પોતાના પરિવાર અને આખી કચેરી સાથે ડચ લશ્કર સામે ધસ્યા અને ઉજ્જવલ મૃત્યુ પામવાની તૈયારી કીધી. આ યુધ્ધમાં કેટલીક સ્ત્રીઓ પણ મરેલી.

અત્યારે એ ટાપુના સરકારી હોદ્દાઓ—થોડાક અતી મહત્વના હોદ્દા સિવાય—બલીનીઝ લોકો જ મોટે ભાગે ભોગવે છે. યુરોપીઅનોને તે સ્થાનમાં વાસ કરવા ઉત્તેજન મળે એવું કશું જ નથી ને તેઓ ત્યાં આંગળીને વેઢે ગણાય તેટલા છે. બલી ટાપુનું હાલનું રાજ્યતંત્ર ત્યાના વતનીઓના લાભાર્થે જ ચાલે છે એ સંતોષપ્રદ છે. એ ટાપુમાં રેલ્વે નથી, પણ રસ્તાઓનું સમારકામ કરી મોટરો તે પર ચાલી શકે એવા કરવાનો પ્રયત્ન ચાલે છે. ખેતીની અને ઢોરો ઉછેરવાની વધારે સુધરેલી પધ્ધતિઓ હવે શીખવવામાં આવે છે, અને ચોખા તથા કોફી ઉગાડનારાઓને



"બલી" મા ચોખાની લણણી જૂની અને વિચિત્ર ધાર્મિક વિધિ સાથે થાય છે

સહાય્ય કરવા "સહકારી ધીરધારની પધ્ધતિ" પણ શરૂ કરવામાં આવી છે.

બલીની ખેતી, બલિની જમીન, બલિનાં મંદિરો, બલિના લોકો બધાની વાત તો થઇ, પણ ત્યાંની સ્ત્રીઓ વિષે હવે લખીશ. મેં અન્ય કોઇ દેશમાં આ દેશ કરતાં વધારે સુખી સ્ત્રીઓ જોઇ નથી. અહીં જ્યાં જુઓ ત્યાં ત્રિયારાજ્ય! વેચાણખરીદનું કામ સ્ત્રીઓ જ કરે, મંદિરમાં ભોગ પણ સ્ત્રીઓ જ ધરાવે, ગૃહજીવન પર સત્તા પણ સ્ત્રીઓ જ ચલાવે, ત્યાં કમરથી ઉપર સ્ત્રીઓ શરીરે ઉઘાડી રહે છે.

તેઓ અદ્દભુત સ્ત્રીઓ છે. એ સ્ત્રીઓ માટે ત્યાં એટલું બધું સન્માન છે કે કોઇ જાહેર જગ્યાએ સ્ત્રીના શરીરને હાથ જ અડાડ્યો હોય તો તે જાહેર નીતિનિયમનો ભંગ કરી ગુન્હો કરેલો કહેવાય

એ સ્ત્રીઓ કંઇ સદા ઉઘાડી રહેતી નથી. મંદિરમાં જતી વખતે સ્વચ્છ ભાતનું કપડું શરીરે પહેરે છે ખેતરોમાં તડકામાં કામ કરતી વખતે તેઓ ઢીલું બદન પહેરે છે. પણ પોતાના ઘરમાં દૈનિક કાર્ય વખતે અને બજારમાં કમરથી ઉપરને ભાગે તેઓ ઉઘાડી જ રહે છે. બજાર ત્યાં સ્ત્રીઓ જ ચલાવે છે ને ત્યાં ત્રણ કોડી સ્ત્રીએ એક પુરૂષ ભાગ્યે જ નજરે ચઢે.

ને સુંદર દેખાવ તો એ બજારમાં દેખાય છે. આનંદી સ્ત્રીઓ ને છોકરીઓ તાપમાંથી બચવા માટે નાના છાપરાંઓ હેઠળ સાદડી પાથરી બેઠેલી હોય છે. તેમની વેચવાની વસ્તુઓ સન્મુખ પાથરેલી પડી હોય છે ને તેમને માથે ચળકતા રંગબેરંગી રૂમાલો વીંટાળેલા હોય છે.

---

# રંગો સનાતન

લેખક: રા શ. 'કેશિલ'

જગેજગમા ભર્યા બ્રહ્મના રંગો સનાતન;
પુરે પગલાં પ્રભુતાના સકળ રંગો સનાતન.

શશી સૂર્ય વિવરણો થાય ને પડદો ઉંડે જ્યાં;
દિસે શા બ્રહ્મલીલાના, અકળ રંગો સનાતન.

પ્રભુના દેવચિત્રે માનવીઓનો નમુનો;
અનુભવના ભર્યા એમાં ગહન રંગો સનાતન.

હૃદયપીંછી તણા તે ભાવચિત્રો એ કવિતા;
પૂરાયે આત્મ ને ચૈતન્યના રંગો સનાતન.

ભર્યા છે એક જીવનમાં, અને તે જીવનાશા;
દયાના, 'પ્રેમ'ના, આનંદના રંગો સનાતન.



# કવિવર બિહારી અને રવિન્દ્રનાથ

લેખક: ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

ત્રાજવાના એક પલ્લામાં "બિહારી" કવિ અને બીજામાં "રવિન્દ્રનાથ"ને બેસાડી તેમની કવિપ્રતિમાઓ તોળાય એ હેતુથી આ લેખ લખ્યો નથી. બિહારી મહાકવિ છે એમાં સંદેહ નથી, પરંતુ રવિન્દ્રનાથ માત્ર ભારતના જ નહિ, સંસારના મહાકવિ છે. બિહારીના કાવ્યવિવેકમાં રવિન્દ્રનાથની કવિતા જેટલી નવીનતા નથી. બિહારીએ કોઇ નવો છન્દ શોધ્યો નથી, કોઇ એવો અનેરો ભાવ નથી પ્રગટ કર્યો જેને અપનાવવા સમગ્ર સંસારના મનુષ્યોને ઇચ્છા થાય. રવિન્દ્રનાથે અનેક છન્દો અને અનેક ભાવો પ્રકટ કર્યા છે. બિહારીના કાવ્યક્ષેત્ર કરતાં રવિન્દ્રનાથનુ કાવ્યક્ષેત્ર બહુ પ્રશસ્ત છે—બહુ વિસ્તૃત છે. બિહારીની પ્રતિભા હિન્દીઓના જ હાવભાવને વ્યક્ત કરે છે, જ્યારે રવિન્દ્રનાથની પ્રતિભા સંસારભરના ભાવસૌન્દર્યને ચમત્કૃત કરે છે. બેઉમાં ઘણો તફાવત છે. સંભવ છે કે બિહારી જો રવિન્દ્રનાથના સમયનો કવિ હોત તો તેના કાવ્યોમાં પણ વિશ્વભાવનાં સંગીત સંભળાત. બિહારીના આવવાથી હિન્દીમાં કોઇ નવીન યુગનો આવિર્ભાવ નથી થયો, પરંતુ રવિન્દ્રનાથ યુગપ્રવર્તક છે. અસ્તુ, બેઉના શૃંગારચિત્રણનો ચમત્કાર હવે જોઇએ.

શરૂઆતમાં જ એટલું કહી દેવું યોગ્ય ગણાશે કે હિન્દીની પ્રાચીન પ્રથા પ્રમાણે બિહારીએ અમુક એક ભાવને એક જ દુહામાં સમાપ્ત કર્યો છે, પરંતુ રવિન્દ્રનાથના ભાવોનો તાર કવિતાની બધી કડિયો સમાપ્ત ન થાય ત્યાં સુધી અવિચ્છિન્ન જ રહે છે. રવિન્દ્રનાથની કવિતા વાંચતાં આમ તો તેમાં કેટલા ય ભાવોનો સમાવેશ થયેલો જણાય છે, પરંતુ એ સર્વ ભાવો વચ્ચે એક પારસ્પરિક સંબંધ રહેલો હોય છે. બીજી વાત એ છે કે બિહારી નાયિકાભેદ બતાવે છે, પરંતુ રવિન્દ્રનાથ સ્ત્રીઓના સ્વભાવનું ચિત્રણ કરે છે. બિહારીના ભાવોથી વિકાર ઉત્પન્ન થવાનો સંભવ છે, પણ રવિન્દ્રનાથના ભાવમાં તેમ નથી. તેના ભાવથી તો કેવળ અનુરાગ જ વધે છે.

વારુ, ત્યારે લજ્જા પર બિહારીલાલ અને રવિન્દ્રનાથ બેઉની લીટીઓ જોઇએ.

લખિ દૌરત પિય—કર—કટક
વાસ છુડાવન કાજ
બરૂણી-બન-દૃગ ગઢનિ મેં
રહી ગુઢો કરિ લાજ

(બિહારી)

ટીકાકાર પંડિત પદ્મસિંહજી લખે છે કે "રતિને સમયે નાયકે નાયિકાના અંગ પરથી વસ્ત્રો ઉતારવા હાથ આગળ વધાર્યો. લજ્જાએ જોયું કે હવે બચાય એમ નથી, આ સ્થાન પણ લઇ લીધુ, તેથી તે બિચારી આંખરૂપી કિલ્લામાં જઇને છુપાઇ."

આનો ધ્વન્યાત્મક અર્થ ન કરતાં ટીકાકારના અર્થનો જ થોડો અંશ અહીં ઉતારીશું:– "નાયિકાના સમસ્ત શરીર-પ્રદેશ પર લજ્જા-રાણીનું રાજ્ય હતું. નાયકે બાહ્ય રતિસંગ્રામમાં તે દેશ છલ્યો. લજ્જાની અમલદારી ત્યાંથી ઉઠી ગઇ. તેનો નિવાસ કેવળ પટ-મંડપમાં, સાડીની નીચે, રહી ગયો હતો—બિચારી વસ્ત્રની હેઠળ જેમ તેમ છૂપાઇ રહી હતી. તેણે જોયું કે હવે પોતાને ત્યાંથી પણ હઠાવવા નાયકના હાથનાં આંગળાંરૂપી લશ્કર આગળ વધી રહ્યું

**નિતાન્ત- વ્યથાર વ્યથી- ભલો બાસા દિયે**
**સજતને ચીરકાલ રચિ દિબે અન્તરાલ-**
**નંમ કરે છિનુ-પાણ સેઈ- આશ નિયે**
**મુખ ફિરાતે છો ભેખા! આજ કિ બોઢિયા**
**ભૂલ કરે એસે છીરે? ભૂલે ભાલો બેસે છીરે?**
**ભૂલ લૈંગે ગેછે તાઇ જેતે છો ચલિયા?**

"છટ–છટ! નારીહૃદયને તમે જોયું તો પણ તોડીને જોયું. નિર્દય! જે નારી લજ્જા અને ભયથી કંપી રહી હતી, પ્રેમ માટે જ જેની કરણા ઉભરાઈ ચાલી હતી તેને છુપાવાની જગાં પણ ઝૂંટવી લીધી! મેં ધાર્યું કે તમે સહૃદય છો. પોતાના પ્રેમથી અને યત્નથી મારે માટે ચિરકાળ સુધી રહેવાનું ગુપ્ત સ્થાન રચી દેશો એ જ આશાએ મેં મારા પ્રાણને તમારી સંન્મુખ નમ્ર કરી દીધો હતો ને પ્રિય! આજે આ રીતે મુખ ફેરવી રહ્યા છો? શું-તમે આવ્યા તે ભૂલથી આવી ચડ્યા? પ્રેમ બાંધો, તે પણ શું ભૂલથી? હવે તમને પોતાની ભૂલ સમજાઇ ગઈ એટલે શું ચાલ્યા જાઓ છો?

**છુટે ન લાજ ન લાલચો પ્યૌ લખી નૈહર ગેહ**
**સટપટાત લોચન ખરે ભરે સકોચ સનેહ**

(બિહારી)

નાયિકા- પીઅરમાં છે (માબાપને ઘેર) ત્યાં નાયક દેવ- પધાર્યા છે નાયિકા- મળવા ઇચ્છે છે, પણ મળી નથી શકતી. તેની આંખોમાં પ્રિયને મળવાની લાલચ અને પીઅરની લાજ બેઉ સમાનભાવે ભરેલાં છે. એ લાલચ પણ છુટતી નથી, ને લાજ પણ છુટતી નથી. ને એવી દશામાં વ્યાકુળતા પણ ઓછી થતી નથી.

**ભરે તેમેર આંખી પ્રેમ કાડીતે ચાહે-**
**મોહનરૂપ તાઇ ધરી છે,**
**આમી જે આપનાય ફુટાતે પારી નાઇ**
**પશન કેંદે તાઇ મરી છે**

(રવિન્દ્રનાથ)

"સંસારમાં પ્રેમની આંખો પ્રેમ ઝૂંટવી લેવા ચાહે છે. તેથી તે મોહનસ્વરૂપ ધારણ કરી રહી છે. પણ હાય! હું મને પોતાને ખીલવી ન શકી - મારો જીવ એ વિચારી વિચારીને રડી રહ્યો છે."

રવિન્દ્રનાથની નાયિકા પોતાના જ પ્રિયતમની આંખો જેતી નથી. તે સંસાર સારાની આંખોને પ્રેમની કસોટીમાં કસી રહી છે. તે સર્વ આંખોમાં પ્રેમ ઝૂંટવી લેવા જેવી ચાહના જોઇ રહી છે આ ચાહનાથી સંસારની આંખોમાં સુકુમાર સૌન્દર્યની કેવી ઝળક આવી જાય છે, પ્રેમ કરવાવાળાનું સ્વરૂપ કેવી રીતે વિકસિત થઈ જાય છે તેને પણ તે ધ્યાનપૂર્વક જોઈ રહી છે. પણ પોતાના ભાવસૌન્દર્યનું તેને જ્ઞાન નથી. તે પોતાને કુરૂપા સમજે છે. તેનું કારણ તે એ બતાવે છે કે તે પોતાને ખીલવી ન શકી. અહીં રવિન્દ્રનાથ દર્શનની યુક્તિથી નાયિકાના વાક્યને પુષ્ટ કરી રહ્યા છે '**यादशी भावना यस्य सिद्धिर्भवति तादशी**' ચિત્રકાર જેટલી સુન્દર કલ્પના કરી શકે છે તેટલું જ સુન્દર તેનું ચિત્ર થાય છે સૌન્દર્યની જ કલ્પનાને લોકો લલિતકળાનો મુખ્ય આધાર કહે છે. આ જ સિધ્ધાંત મનુષ્યના સ્વરૂપ માટે પણ સંઘટિત થાય છે ગત જન્મમાં જીવમાં સૌન્દર્યની જેવી કલ્પના હતી, તેવું જ આ જન્મમાં તેનો રૂપ મળ્યું છે. અસંખ્ય જાતિઓમાં લલિત કલ્પનાનો અભાવ છે તેથી તે કુરૂપ થાય છે. રવિન્દ્રનાથની નાયિકા સૌન્દર્ય-કલ્પનાની નબળાઇને લીધે જ આક્ષેપ કરતાં કહે છે કે હું મારી જાતને ખીલવી શકી નથી. થોડા જ શબ્દોમાં ભાવ કેટલા ગંભીર અને લલિત છે?

બીજી ખૂબી રવિન્દ્રનાથની એ છે કે તેની નાયિકાને સંસારના સર્વ દેશોના મનુષ્યો પોતાની નાયિકા સમજશે. કેટલીક જગ્યાએ બંગબાલાઓનું આલેખન કરવાથી રવિન્દ્રનાથની કવિતામાં પ્રાંતીયતા આવી ગઇ છે, પણ તેમાં યે ક્યાંક ક્યાંક કવિની વીણામાંથી વિશ્વભાવનું સંગીત નીકળી જાય છે.

**પતી રતીકી બતીયાં કહી સખી લખી મુસકાય**
**કૈ કૈ સબૈ ટલાટલી અલી ચલી સુખ પાય**

નાયિકાની પાસે કેટલીક સખિઓ બેસી આડીઅવળી વાતો કરી રહી હતી ત્યાં નાયક તે સ્થળે પહોંચી જઇ નાયિકાને છાની રીતે ઇશારો કર્યો, જેનો ભાવ સમજી જઇને ચતુર સખિઓ બહાનાં બતાવી ત્યાંથી ઉઠીને ઉભી થઇ–એ ઓરડો ખાલી કરી ગઈ.

આવી ઉકિતઓમાં વિકારની માત્રા જોઇએ તે કરતાં વધારે છે. પતિદેવ થોડા સમય માટે પણ ધૈર્ય ન રાખી શક્યા. અન્ય સ્ત્રીઓની વચ્ચે કૂદી પડ્યા ને પોતાની પ્રાર્થના સંભળાવી દીધી. સમજાતું નથી કે આમા કયો ચમત્કાર છે? એક જ વાત જણાય છે કે અનંગના તરંગમાં પતિદેવ અને પત્નીદેવીની સાથે સખિયો પણ (કૈ કૈ સબૈ ટલાટલી અલી ચલી સુખ પાય) વહી જાય છે.

આ જાતનો વિકારી ભાવ રવિન્દ્રનાથની કવિતામાં નથી આવતો.

તવ અવગુંઠન ખાની
આમી કેડે રેખે છીનું ટાની
આમી કેડે રેખે છીનું વક્ષે તોમાર
કમલ—કોમલ પાની
ભાવે નીમીલિત તવ નયન યુગલ
મુખે નાહી છીલો બાની.
આમી શીથીલ કરીયા પાશ
ખુલે દીયે છીનુ કેશરાશ
તવ આનમીત મુખખાની
સુખે থুয়েછીનુ બુકે আনી,
তুমী সকল সোহাগ সয়ে ছীলে সখী,
হাসী—মুকুলীত মুখে

"મેં તારો ઘુંઘટ ખોલી નાખ્યો હતો. કમળ સમાન તારો કોમળ હાથ તારી પાસેથી ઝુટવી લઇ મારા હૃદયમા રાખ્યો હતો ભાવાવેશમાં તારી અર્ધખીલેલી આંખોની કેવી શોભા હતી? મુખેથી એક શબ્દ પણ ન્હોતો નીકળ્યો. પછી બંધન શિથિલ કરી મેં તારી કેશરાશી ખોલી નાખી. તારા નમેલા મસ્તકને મારા હૃદયમાં રાખી લીધું હતું. સખિ! આ સર્વ સોહાગ સહન કરતાં પણ તારૂં મુખ હાસ્યથી ખીલેલું હતું.

અહીં પ્રેમનું ચિત્રણ છે—વિકારની ગંધ પણ નથી.

**સકુચ સુરત આરંભહી બીછુરી લાજ લજાય,**
**ઢરકી ઢીર ઢુરી ઢીગ ભઈ ઢીઠ ઢીઠાઇ આય**
**(બિહારી)**

શરૂઆતમા જ નાયિકાનો સંકોચભાવ લજ્જાથી લજાઇને વિદાય થઈ ગયો. લજ્જા પણ લજ્જીત થઇને ચાલતી થઇ, અને નિસંકોચતા સારી રીતે પ્રસન્ન થઇ સમીપ આવી બેઠી.

**"દુટી રીકત હસ્ત મુધુ આલીંગને ભરી**
**કંઠે જડાઇયા દાવ-મૃણાલ પરશે**
**રોમાંચ અંકુરી ઉઠે મર્મા ત હરષે,—**
**કંપીત, અંચલ વક્ષ, ચક્ષુ છલ છલ,**
**મુગ્ધ તનુ મરી જાય અન્તર કેવલ**
**અંતરે સીમાન્ત પ્રાન્તે ઉદ્ભાસીયા ઉઠે,**
**એખની ઇન્દ્રીય-બન્ધ બુઝી ટૂટે ટૂટે**
**.............................અથી પ્રિયા!**
**ચુમ્બન માગીબો જબે ઇષત્ હાસીયા**
**બાંકાયો નાં ગ્રીવાખાની, ફીરાયો ના મુખ**
**ઉજ્જવલ રકતીમ વર્ણ સુધા પૂર્ણ મુખ**
**રેખો ઓષ્ટાધરે—પુટે ભક્ત-ભૃંગ તરે**
**સમ્પૂર્ણ ચુમ્બન એક હાંસી-સ્તરે સ્તરે"**
**સરસ સુન્દર.................................**

"મને તારા બાહુમાં વીંટી લે. તારા નિરાભરણ બાહુઓનો સ્પર્શ થતાં મને એટલો હર્ષ થશે કે મારા રોમાંચમાં સજીવતા આવી જશે–તે અંકુરિત થઇ ઉઠશે. તારૂં કંપિત હૃદય, ઝળઝળતી આંખો અને એ અનુરાગ–મુગ્ધ

શરીર. અંગોના સીમાન્ત–પ્રદેશમાં એકમાત્ર તારૂં અંતર ઉદ્દભાસિત થાય છે, જેને જોઇ ઇન્દ્રિઓનું બંધન શિથિલ થઇ જાય છે. જાણે હમણાં તૂટશે! પ્રિયે! જ્યારે સ્હેજ સ્મિત કરી હું ચુમ્બન માંગીશ ત્યારે તું ડોક ન મરોડતી, મોં ન ફેરવી લેતી, અરૂણોજ્જવલ ઓષ્ઠાધરમા એ જ સુખ–જેમાં સુધા પરિપૂર્ણ છે–રાખી મૂકજે અને તારા ભક્ત–ભ્રમરને માટે રાખજે હાસ્યના સરસ ને સુન્દર હિલોળાથી ભરેલું એક સમ્પૂર્ણ ચુમ્બન !*

## યાચના

લેખકઃ—રા અમૃતલાલ છ. પારેખ

નયણાના નેહ નિત દેજો સખિરી !
મોંઘેરા સ્વર્ગ અમીવર્ષણ સમાં !
આત્માને અમૃત પાજો સખિરી !
મીઠડાં મૃદુલ ઉર–સૌભાગ્યનાં !

ફૂલડાંનાં પ્રાણમાં ફૂટતી વસંતના
જેવાં અમેલ સ્મિત ઝરજો સખિ !
ઉરમાં ઉજાસ કેરી પ્રગટાવી પાંખડી,
વિમળ રસ–જ્યોત જીવન ભરજો સખિ !

ભાવે જરેલ ભવ્ય સ્વપ્નો ઉંડેરાં,
ઉરના સહચાર્ય ગાઢ દેજો સખિ !
અદ્વૈતે રમ્ય પ્રણયગ્રંથી સજીને,
સુખના રસંમેહને વિતારજો સખિ !

વિકસે પ્રફુલ્લ પ્રાણસૌરભ દિગંતમાં,
એવા અનંત મંત્ર ફુંકજો સખિ !
વસમી ભવવાટમાં દુઃખડાં કે ડંકતાં,
ત્યાં યે સદૈવ છાંય ધરજો સખિ !

* ચુમ્બન



# ભારતીય સંગીતની પૂજારણ: સાસ મોડ મેકકાર્થી

પરિચયદાતા રા. રા. છેલશંકર દયાશંકર વ્યાસ

લંડનના સીનેમાગૃહમાં આજે રસિક નરનારીઓની હકડેઠઠ જામી છે. કેટલાયે સીનેમા-ઉત્સુક જનો ટીકીટને અભાવે નિરાશ થઈને પાછાં વળે છે.

ચિત્રપટમાં આજે એવું તે આકર્ષણ શું છે કે જે લંડનની જનતાને ઘેલી બનાવે છે!

ઘંટી બજે છે, સીનેમાગૃહના પ્રવેશદ્વારના પડદા પડે છે અને વિદ્યુતની ઝગમગતી રોશની બુઝાઈ જાય છે. સફેદ ચાદરની તકતી ઉપર એક પછી એક દૃશ્યો પસાર થવા માંડે છે. જાણે પ્રાચીન અર્વાચીન ભારતની નિખિલ સૃષ્ટિ ત્યાં રમણે ચઢી 'India today' એ ચિત્રપટમાંથી આજે પસાર થાય છે અને સીમલાનાં શૃંગો, રાજદરબારોના રંગો, સદ્ નાચગાનો ને ભારતના અગણ્ય અંગો-પાંગોને સમગ્ર નિહાળી પ્રેક્ષકો મુગ્ધ બને છે.

પણ એ કોઈ પ્રથમ અંક પૂરો થવાની જ ગાઢ આતુરતાથી જોઈ રહ્યા છે. એમને તો ચિત્રપટ કરતાં બીજો કોઈ આસ્વાદ બાંધી ખેંચી રહ્યો છે.

આખરે અંક પડે છે અને વિદ્યુતની ઝગમગતી રોશની પ્રકટે છે.

અને પ્રેક્ષકોના આશ્ચર્ય વચ્ચે સંગીત-કલાની આર્ય મૂર્તિ સમી એક ગાયિકા વીણા ધારીને રંગભૂમિ ઉપર પ્રવેશ કરે છે. એના દેહ પર ૨૦૦ વર્ષ પહેલાંનું દક્ષિણી ચીર-પટોળું ઢળકતું આવે છે. કસબધારી કમખો એની શરણાઈ સમી કવાયું ઉપર કોણીને ઢાંકી રહે છે. અને માથાને મધ્યભાગે પાડેલો સેંથો એના કેશકલાપના બે સમાન ભાગ પાડી, કપાળ ઉપર સાદી ને ઝગમગતી વાળની પટ્ટી બેસાડે છે.

હજારો વર્ષ પહેલાં માલતીએ, શકુન્તલાએ, ઉર્વશીએ કે મલયવતીએ જે વીણા બજાવી હશે તેની લાડલી પુત્રી સમી પ્રાચીન ઢબની વીણા એના હાથમાં શોભી રહી છે. રંગભૂમિ પર તે ઘુંટણભર ઝુકાવે છે. ઉંચે અવકાશમાં નજર થંભાવી તે દ્રષ્ટિને આત્મપ્રદેશમાં પાછી વાળે છે. એના નયનોમાંથી સ્નેહની દીપ્તિ આવે છે, ચહેરા પર અલૌકિક નૂર ચળકે છે અને એનો બંગડીધારી હાથ જરા ઉંચો થતાંની સાથે તો સ્ટેજ પર ને પ્રેક્ષકોમાં સંગીતનું વાતાવરણ જામે છે, શ્વાસ થંભાવીને સૌ સાંભળે છે. જાણે કે હૃદય દ્રવી દ્રવીને પ્રેમનો–સ્નેહનો–માર્દવનો મુલાયમ પ્રવાહ ચાલે છે.

રુમઝુમતી હાલનું તેલુગુ પ્રેમ–સંગીત અનેરી હલકથી વાતાવરણને ભરી રહે છે. સંગીત પાછું મંદ–મંદ–અનિમંદ પડે છે. આખો એક કલાક સુધી દિવ્ય ભૂમિકામાં સૌ વિહરે છે, આત્મભાન ભૂલે છે.

ભારતીય સંગીતને ઇંગ્લાંડમાં અપનાવનાર, વિલાયતને આર્યાવર્તની સ્વરાવલિનું રસમય આસ્વાદન કરાવનાર આ કલાદેવી તે કોણ છે?

જગત્ કહે છે કે કલાના પૂજારીઓ તો હોય છે પણ એ ઘેલછા જ કલા ભક્તોનું સાચું જીવન છે!

અને બધી યે કલાઓમાં સંગીતકલા દેવી, કારણ કે એનો ધ્વનિ સચરાચર પ્રાણીઓના આત્માને જગાડે છે.

એ કલાની આરાધનાર તે મીસ મોડ મેકકાર્થી. વાયોલીનની એ એક વેળાની વિલાસિકા આજે વીણાની તંત્રીઓના ઝણકાર સાથે દિવ્ય કંઠસૂર મિલાવીને ભારતીય સંગીત વડે ઇંગ્લાંડને મુગ્ધ કરી રહી છે. વર્ષો પહેલાં તે વાયોલીન લઇને જ્યારે યુરોપની ત્યારે ઇંગ્લાંડના લક્ષ્મીનંદનો એના ઉપર વારી જતા, એને કોઇ એથિના કે વીનસની મિસાલે આરાધતા. એને ચરણે ગાયિકાની કીર્તિ લક્ષ્મીના ઝરણ વહાવતી. એના કંઠની અનેરી હલક ઉપર લંડનના લક્ષ્મીપતિઓ અમાપ દૌલતની કુરબાની કરતા.

ભારતને એ અજાણ્યા પાશ્ચાત્ય સંગીતકલાનો પરિચય કરાવવા મીસ મોડ મેકકાર્થી હિન્દમાં આવી પરંતુ વશ કરવા આવેલી તે વિજેતા ભારતની સંગીતકલાને વશ બની બેઠી. સંગીતની જન્મભૂમિ સમા ભારતે એને ભારતીય સંગીતની પૂજારણ બનાવી. પૂર્વના સંગીત પર પશ્ચિમના સ્વરશાસ્ત્રની સત્તા સ્થાપવા આવનાર સંગીતદેવી પૂર્વની સ્વરાવલિની પરિચારીકા થઇ રહી. મેઘમલ્હારમાં કે દીપકમાં કે નટકેદારમાં એને આરોહ અવરોહ પામતા ધ્વનિતરંગોની કો ઓર જ હલક ને મસ્તી ને વિશુધ્ધિ લાધી. એટલે એણે પશ્ચિમનું વાયોલીન ત્યજીને પૂર્વની પાંચ હજાર વર્ષની જુની વીણા ધારણ કરી. મીસ મેકકાર્થીએ પશ્ચિમના વૈભવોને સંન્યાસ લીધો. સાદાઇની કલાનું સૂત્ર એને હાથ લાગ્યું. એટલે ભારતીય સંગીતની વિશુધ્ધિ સાચવવા સાડી, ચણીઓ, કમખો અને નથ–બંગડી સ્વીકાર્યાં. એવા આર્ય રમણીના સાજ સજીને તે ભારતના સંગીતવર્ગો સાથે ઘુમી અને હૃદયને અહીંના સજીવ સ્વર શાસ્ત્ર વડે જ રંગી નાખ્યું.

આજે આ વિલાયતવાસી સંગીતપુજારણ ભારતીય સંગીતનો ભેખ ધરીને હિન્દની જ કોઇ દક્ષિણી ગાયિકા બનીને, વીણાના કોમળ ઝણકાર સાથે વિલાયતને આંગણે તેલુગુ પ્રેમ ગાથાઓ અને તેલુગુ ઇશ્વરસ્તોત્રોને દિવ્ય કંઠમાં ગુંજી રહી છે.

યુરોપમાં ભારતના અદ્‌ભૂત સંગીતની ભક્તિ જગાવવી એ એનો જીવનમંત્ર છે. ભારતીય સંગીતની પૂજારણ કલાદેવીને ચરણે અનન્ય ભક્તિના પુષ્પો ચઢાવી રહે છે. એના પ્રતાપે ભારતની સંગીતકલા આજે ગૌરવવંતી બની છે.

( સંપૂર્ણ )





# જહોન્ રસ્કીનના પત્રો

અનુવાદક. રા. રા. દિનકરરાય જાદવરાય વૈષ્ણવ

પત્ર ૪ થો

ગઈ કાલના પેલમેલ ગૅઝેટના બીજા ખતાની બીજી કૉલમમાં પ્રસ્તુત વિષયને લગતાં એક પછી એક બે વાક્યો તમને માલૂમ પડશે. પ્હેલું એ કે બ્લૅકસ્ સંગ્રહ માટે નાણાંની માગણી વિષેની ચર્ચા વખતે, "જ્યારે મી. બર્નલ ઑસ્બૉર્ન એમ કહ્યુ જે વિજ્ઞાન અને કળાનું નામ પડ્યુ એટલે મત્સ્યજીવ ખીસ્સું તપાસવાની નિશાની મળી ચુકી ત્યારે સંમતિદર્શક વાહવાહ બોલાઇ" હવે મ્હારા લખેલા 'સેસમી એન્ડ લિલિઝ' નામક નિબંધોમાં જે ૩૩મો * પેરા છે તે પારાના ઉદાહરણાર્થે આ વાત. એટલે કે પેલો વિવાદ કુલ ૧૬૮૦૦૦ પાઉન્ડ આપવા વિષે હતો, જેમાંથી ખરૂ જોતાં કળા માટે તો માત્ર પાઉન્ડ ૪૮૦૦૦ હતા અને બાકીના વેપાર અર્થે તે લક્ષમાં રાખવા જેવું છે. હવે પછીના પત્રોમાં પણ મ્હારે એ ૩૩મા પેરાનો નિર્દેશ કરવો જોઇશે અને તેના પર હું કેટલીક ટીકાઓ પણ કરીશ માટે 'આ વાત' લક્ષમાં રાખી લેશો. બીજું વાક્ય એવી મતલબનું છે કે "સમિતિમાં કારીગરોને દાખલ કરવાની મી. હૅડફીલ્ડ, ઑસ્બૉર્ન અને મી. સૅમ્યુઅલ્સનની માગણીથી કારીગર સુધારણાવિષયક કાયદાનો ખરડો બીજી વાર વંચાયો અને જવાબમાં મી વૉટ્કિન્ બોલ્યા કે 'સમિતિમાં

* આ ન્હાનો એ પારા એની વાત એવી વિચિત્ર છે અને આપણી પ્રજા વિજ્ઞાનમાં કેટલો રસ લે છે એ એવી ચોકખી રીતે બતાવે છે કે એ પારા ફરી વાર અંહી આપતાં હું વિશેષ ખુલાસાની જરૂર જોતો નથી:—

"બે વર્ષ અગાઉ સોલનહૉફનના પત્થરભૂત હાડપિંજરોનો સંગ્રહ બવેરિયામાં વેંચવાનો હતો; એ સંગ્રહ બીજા બધા કરતા સરસ હતો. તેમાંના ઘણા નમૂનાઓ અપૂર્વ રીતે સપૂર્ણ હતા અને તેમાંનો એક તો પૂર્વે નહિ જણાએલી જાતના પ્રાણીનો હતો. આ સંગ્રહ કે જેની ખાનગી ખરીદનારાઓએ બજારૂ ભાવ પ્રમાણે હજાર કે બારસો પાઉન્ડ કીમ્મત આપી હોત તે સંગ્રહ અંગ્રેજ પ્રજાને સાતસો પાઉન્ડે આપવા કહેણ થયું: પરંતુ આપણે તો સાતસો પણ આપીએ નહિ અને જો પ્રોફેસર ઓવને પોતાના વખતનો ભોગ આપીને અને બ્રિટિશ પ્રજાના પ્રતિનિધિ મહાશયોને ધીરજથી વળગીને એકીસાથે ચારસો પાઉન્ડ આપવાની અને બાકીના ત્રણસો માટે પોતે જવાબદાર રહેવાની રજા મેળવી ન હોત તો આજે એ બધો સંગ્રહ મ્યુનિચના સંગ્રહસ્થાનમાં હોત! બેશક એ પ્રજા એ બાકીના ત્રણસો તેને છેવટ ભરી આપશે, પણ રગતે રગતે અને બનો વખત રાબડની વાતની સ્હેજ પણ દરકાર કર્યા વિના, માત્ર જો કંઇ માન મળશે તો હોશિયારી કરવા તૈયાર રહેશે. હું તમને વિનવું છું કે આ વાતના અર્થનો આંકગણિતની રીતિએ જરા વિચાર કરો. જાહેર કાર્ય અર્થેનો તમારો વાર્ષિક ખરચો (તેનો એક તૃતીયાંશ તો લશ્કરી સાજ માટે) ઓછામાં ઓછો પાંચ કરોડ પાઉન્ડનો છે. હવે અડસટ્ટે ગણીએ તો બે હજાર પાઉન્ડનો સાત પેન્સ જેટલામો ભાગ થાય તેટલામો ભાગ પાંચ કરોડ પાઉન્ડનો સાતસો પાઉન્ડ થાય.

કારીગરો તરફના મિત્રભાવનુ પ્રમાણ ખૂબ છે' અને મી રેગન ઉચ્ચાર્યા કે 'જ્યારે કોઇ કસાઇ પર ખૂનના આરોપસર કામ ચાલતું હોય ત્યારે પચમાં કસાઇ નીમવાની જરૂર નથી '

મે મ્હારા આગલા પત્રમાં કહ્યુ હતુ કે આમની (પ્રતિનિધિ) સભામા મજૂરીના કાયદા સબંધી સંશોધન થવુ અશક્ય છે એ વાત ધ્યાનમા લઇ આ બીજા વાક્યનો વિચાર કરજો જે સભા એક ભારે અગત્યના પ્રશ્ન પરના શરૂઆતી વિવાદની અંદર પોતાના એક મુખ્ય સભાસદને આવી ઉદ્ધત અને અવિનયી ભાષા વાપરવા દે અને વળી તે આખી સભાના પોતાના રંગરાગ અને ભાવનાની એટલી બધી સૂચકરૂપ કે આપણું એક બહુ જ વિનીત અને ચોક્કસ લેખ લખનાર છાપુ, તે સમગ્ર વાદવિવાદની અંદર સ્હામા પક્ષના એકંદર જવાબરૂપે તે ભાષાનો ઉતારો કરી બતાવે, એવી સભામા કારીગરોનો પક્ષ ઠીક રીતે પણ સંભળાય જ ક્યાથી અને તો પછી નિષ્પક્ષપાત નિર્ણયની વાત જ શી? તમે આવી સભા વિષે શુ ધારે છો? ના ના, ખાલીથી માનજો કે હજુ તમે વેસ્ટમીન્સ્ટરમા જઈ કઈ કરી શકવાના નહિ તમારે તમારી પોતાની પ્રતિનિધિસભા જોઇએ અને એવી એક ન્યાયવૃત્તિવાળી બનાવવા જેટલી પ્રમાણિકતા તમારી અંદર ન માલૂમ પડે તો હાલ તુરત વાત ચાલતી હશે તેમ ચાલશે અને હજુ થોડા વખત સુધી એ રીતે વાત બગડવાની પણ ખરી

આ વિષય ચાલુ રાખવા મ્હારો ઇરાદો હતો, પરંતુ આજના પેલ્મેલ્ ગેઝેટ્માં બીજા બે વાક્યો છે તે અને તેના પર એક ટીકા ટાકી આજનો પત્ર બંધ કરૂ તો ઠીક

(૧)'આજ સ્હવારે પ્રગટ થયેલ લશ્કરી અડસટ્ટા ખર્ચમા કુલ ૧૪, ૭૫૨, ૨૦૦ પાઉન્ડની રકમની માગની થઇ છે અને તે ગયા વર્ષ કરતા ૪૧૨,૦૦૦ પાઉન્ડ જેટલી વધારે છે."

(૨)"નૌકા ખાતાના ઇ. સ. ૧૯૬૬ના ૩૧મી માર્ચે પૂરા થતા વર્ષના ઉપજખર્ચના આંકડાનો વાર્ષિક હિસાબ ગઇ કાલે નૌકાખાતા તરફથી બ્હાર પડયો હતો ખર્ચ ૧૦, ૨૯૮, ૧૧૫ પૌંડ અને ૭ શિ. નો થયલો છે"

સાત શિલિંગ અને ઉપરિયા ત્રણ લાખ જેટલા પાઉન્ડ પણ બાદ કરીએ તો લશ્કર તથા નૌકાસૈન્ય માટે ચોકખો વાર્ષિક ખર્ચ ચોવીશ મિલ્યન પાઉન્ડ થયો દેખાય છે (૧ મિલ્યન=દશ લાખ)

'વિજ્ઞાન અને કળા' માટે આપવાની રકમ જેનો બે તૃતીયાંશ ભાગ ખરૂં જોતાં વિજ્ઞાન કે કળા માટે નહિ, પરંતુ પારિસના પ્રદર્શનમા વિનોદ અને વેપાર અર્થે હતો અને જે રકમ આમની સભાની

આ વાત મેં પ્હેલા તો પ્રોફેસર ઓવનની પરવાનગી સિવાય રજુ કરેલી, કારણ કે જો રજા માગી હોત તો વિવેકાનુસાર તેઓ અડચણ મને તે ન આપત, પરંતુ એ વાત લોકો જાણે એ મને એટલુ બધું અગત્યનુ જણાયુ કે મે, મને જો કે શિષ્ટાચારની વિરુદ્ધ તથાપિ ખરૂં લાગ્યું તે કર્યું

ત્યારે ધારો કે એક ગૃહસ્થ જેની આમદાનીની આપણને ખબર નથી પરંતુ જેની સંપત્તિ વિષેનુ અનુમાન, પોતે પોતાના બાગબગીચાની દિવાલો તથા નોકરો પર જ વરસના બે હજાર પાઉન્ડ ખર્ચે છે એટલી વાત પરથી નીકળી શકે તે ગૃહસ્થ એમ દાવો કરે કે હું વિજ્ઞાનનો શોખીન છુ, અને ધારો કે તેનો એક નોકર દોડતો આવીને તેને કહે કે સાહેબ, એક નવી જ જાતના પ્રાણીનો પત્તો આપનાર એક અપૂર્વ હાડસંગ્રહ બજારમાં ફક્ત સાત પેન્સની કિમ્મતે મળે છે અને પછી પેલા ગૃહસ્થ કે જેઓ વિજ્ઞાનના શોખીન છે અને પોતાના બાગબગિચાની દિવાલો માટે વર્ષના બે હજાર પાઉન્ડ ખર્ચે છે તેઓશ્રી પોતાના નોકરને ઘણાએક મહિના સુધી વાટ જોવરાવ્યા પછી ઉત્તર આપે કે, "વારુ, જો તું બાકીના ચાર પેન્સ માટે આવતા વર્ષ સુધી જવાબદાર રહે તો હુ તને એ સંગ્રહ ખરીદવા ત્રણ પેન્સ આપીશ '"

ધારામુજબ પ્રજાકીય ખીસ્સાં માટે સામાન્ય ભયરૂપ લાગી, તે રકમ અગાઉ જણાવ્યા પ્રમાણે ૧૬૪,૦૦૦ પાઉન્ડની છે. ત્યારે મને લાગે છે કે ત્રણ વધારાનાં મીંડાં જેનાથી હજારની રકમ દશ લાખ જેટલી થઇ જાય તે ત્રણ વધારાનાં મીંડાં બુધ્ધિમાન અંગ્રેજ પ્રજાના માનસની અંદર સામાન્ય રીતે ત્રણ એકલાં મીંડાં (કૂંડાળાં) જેવી છાપ પાડતી હશે. પરંતુ તમે આ બે રકમોના પ્રમાણ વિષે વિચાર કરો અને પછી એક ખાનગી ગૃહસ્થ જે પોતાની દિવાલ પરનાં ચિત્રો માટે પસ્તાતો પસ્તાતો ૧૬૪ પાઉન્ડ ખર્ચે અને પોતાની બારીબારી પર નજર રાખનાર સિપાઇને રાજી ખુશીથી વાર્ષિક ૨૦,૦૦૦ પાઉન્ડ સુપ્રત કરે એવા ભાઇની બુધ્ધિમત્તાની સુંદર સ્થિતિનો ખ્યાલ તમે તમારી મેળે કરી લેજો! અરે તમે વ્યવહારકુશળ અંગ્રેજો! તમારા મગજની બારીબારીએ તમે કદાપિ ખુલી મુકશો અને તે દિવાનખાનામાં એક કે બે ચિત્ર લટકાવશો?

## એક અનુભવ

મેં એક મુરખાને ફુલ આપ્યું.

તેણે તેને પોતાના ખીસામાં સંતાડ્યું.

મેં એક ગમારને ફુલ આપ્યું. તે ફુલ ખાઇ ગયો!

મેં એક જંગલીને ફુલ આપ્યું. તેણે તેના કટકા કરી નાખ્યા?

મેં મારી પ્રેમમૂર્તિ માશુકને ફુલ આપ્યું. તેણે સ્મિત કરી

ફુલ સ્વીકાર્યું ને પોતાના મસ્તકે ચડાવ્યું.

તેનું હૈયું છલકવા માંડ્યું. અમારાં તારામૈત્રક થયાં. આંખે આંખ

મળી અને એકતા સધાઇ ગઈ.

અમને પ્રભુ ને પ્રકૃતિ સર્વ સ્થાનમાં હસતાં લાગ્યાં.

અમારી અને એમની એકતા સધાઇ........ભેદી બુરખો સરી પડયો.

મૂળજી દુલભજી વેદ.

# સ્નેહનાં સંન્યાસી

લેખક: રા. "આનંદ"    ચિત્રકાર: રા. "શરમાળ"



સ્નેહનાં સંન્યાસીનાં કોઈવાર દર્શન કર્યાં છે ?

× × × ×

સૃષ્ટિ સારીને, યે તે સુગંધીથી મ્હેકાવતી સુગંધીનો તો તે ભંડાર હતી. હેના ઉચ્છ્વાસ વાટે તે આત્મસુવાસ બહાર કાઢતી, ને પવનની પાંખો પર વિરાજીને એ સુગંધી જગત્ભરનાં પુષ્પોમાં ફેલાતી. દરેક ઉચ્છ્વાસે એમ જગત્ નવી સુગંધી પામતું. પુષ્પોમાં યે એની જ અખંડ સુવાસ પ્રસરાએલી છે ને !

અને રસની વાદળી યે તે હતી; ને હંમેશ ઝીણી ઝીણી રસવર્ષા વર્ષાવ્યા જ કરતી. હેના દેહમાંથી રસની ધારાઓ ફૂટતી અને જગત્નાં પુષ્પો પર તે છંટાતી. કોઈ કોઈ વખત પ્યાસું જગત્ હેનું પાન કરવા આવતું.

પુણ્યને પંથે પળતાં ઉડતા સાળુની કોર જ્યહારે તે સરકતી, ત્યારે સાળુની ઝીણી ઝીણી જાળી-ઓમાંથી એકની અનેક રસધાર વેરાતી. જગત્ તે પીતું ને પાવન થતું. છતાં યે જગત્ એના એ. અમૃતરસ માટે તો નિતતરસ્યું હતું.

એમ સુવાસ અને રસવર્ષા પામીને જગને હેને પોતાની રસરાજ્ઞી સ્થાપી હતી.

\+ + + –

અને તે હેનો રસરાજ.

આત્માની આછી. ને અધૂરી નિકુંજોમાં તે વિહરતો. પૃથ્વીના વટવૃક્ષે બેઠા તે સુરલોકનાં ગાન ગાતો.

દેહડાળીએ તે આત્માને ઝુલાવતો ને સ્નેહનાં પિયુષ પાઇને તે આત્માને પોષતો. તે કહેતો કે, 'સ્નેહ આત્માનો યે આત્મા છે. આત્મસૂનાજ સ્નેહસૂના હોય"

ભગવો ઝુંડો લઇને તે ફરતો; પણ એ ઝુંડાની યે વચ્ચે હેણે સોનેરી અક્ષરે 'સ્નેહ' શબ્દ લખ્યો હતો.

જગત્નો તે સંન્યાસી—ત્યાગી હતો; પણ સ્નેહનો તો તે પ્યાસી હતો

એમ જગત્નાં અને હેના પગલાં આવળાં પડતાં

× + × +

પાપના ખાડા કુદતો અને પુણ્યના ટેકરા ચ્હડતો તે આત્માને પંથે પળતો હતો. સાળુની પાંખો ફફડાવતી તે પાછળ ઉડતી.

મેઘસ્વરૂપે તે આત્માની ગુફાઓમાં વરસતો ત્યારે વીજ બનીને તે ગુફાઓને અજવાળતી.

આત્મા હેમનો આકાશી હતો; આંખો પાતાળચીરતી; ને દેહ પૃથ્વી ઉપર હતા એમ તેઓ સાથે જ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં વિહરતા

હેમનાં દેહડોલનની સાથે જગત ડોલતું; ને હજી યે એ ડોલનનો હ્લોસલો આંચકો બ્રહ્માંડને ધુમાવે છે.

ફરના ઉડાણમાંથી સ્નેહજ્યોત પ્રગટતી ને એ જ્યોતના પ્રકાશમાં તેઓ આગળ ધપતાં. જગત એ જોઇ રહેતું. હેમને જગત સ્હામે જોવાની દરકાર ન્હોતી.

× + × +

ગુંચવણો જીવનની કે જગત્ની મુશ્કેલ ?

જીવનની તો હેમણે ઉકેલી હતી. જગત્ની જાણવાને તેઓ પર્યટન કરતાં.

આભની પગથી ઉતરતો સૂર્ય જલભર્યાં વાદળાંની વચ્ચે ઝીણેરો દેખાતો હતો ને થોડીવારમાં તો સુરલોકમાં સાધાર્યો. એવે પર્યટનમાં વનના દરવાજા વીંધીને તેઓ ગાઢ અંધકારમાં પ્રવેશ્યાં.

સ્નેહના ઝુંડાને નમન નમીને તેઓએ વાળુ કર્યું, ને પછી થોડીવાર સ્નેહ અને આત્માની ચર્ચા કરી. ત્યારપછી પ્રભુની પ્રાર્થના કરીને નિદ્રાદેવીને ખોળે તેઓ સુતા. પ્રભુના ભક્ત પર નિદ્રાદેવીની તો કૃપા હોય જ ને ? સ્નેહના સન્યાસીને હેણે તરત ગોદમાં લીધાં.

× × × ×

જગત્ના અનુભવીઓ જ જગતના કષ્ટો જાણે. આજનો દિવસ, એમને એ કષ્ટો અનુભવવાને પ્રભુએ નિર્મ્યો હતો.

નિદ્રાને ખોળે સુતાં તે સ્વપ્ન અનુભવતો હતો પ્રભુની સાનિધ્યમાં તે હતો અને હમણાં જ પ્રભુ એના મસ્તક ઉપર પોતાનો સ્નેહભર્યો હાથ મુકશે અને સ્નેહે નીતનવરો એમ હતું, ત્યહાં તો :-

આશાની કુંજોમાં તે વિહરતો હતો, ત્યહાં તો પ્રારબ્ધની જાળમાં તે ફસાયો

જે ઝાડ નીચે તેઓ સુતાં હતાં ત્યાં મણિધરની ગુફા હતી. આરા માટે નીકળેલા એ નાગે

લ્હેને ડંશ દીધો અને તે ચીસ પાડી ઉઠ્યો. અણચિન્તવી ચીસ સાંભળીને તે યે જાગી ઉઠી.

વિષની અસર લ્હેને કાતિલ થઇ હતી. પ્રભુનું સાનિધ્ય તે સ્વપ્નમાં અનુભવતો હતો: હવે તે ખરેખર ત્ય્હાં જવા તૈયાર થયો.

પણ એમ એક પાંખે પ્રભુનું એ લાંબુ અંતર કપાય?

× × × ×

જીવનને ઓગળતું જોઇને તે યે વિલીન થવા તૈયાર થઇ.

ડંશની જગ્યાએ લ્હેણે પોતાના હોઠ લગાડ્યા, ને હૃદય હૃદયને ખેંચ્યાં. ડંશનું ઝેર એમ તે ચુસી ગઇ ને દેહ અર્પીને આત્માને ઉગારવા યત્ન આદર્યો.

પણ ઝેરની અસર તો થઇ ચુકી હતી. ઝેરને દેહના ગભારો સ્નેહનો સંન્યાસી પ્રભુને પંથે નીકળી ચુક્યો હતો. પણ તે એકલો ને અટુલો હતો. સાથની વાટ જોતો હતો. સ્નેહ તો સ્નેહીની જ વાટ જુએ ને?

સ્નેહ વિનાનો સંસાર લ્હેને અસાર લાગ્યો: ને તે ઝેર પીને સ્નેહીની પાછળ પળી.

એમ સ્નેહના સંન્યાસી પ્રભુના દરબારમાં પહોંચવા આત્મા અને સ્નેહને માર્ગે ઉપડ્યાં.

× + × ×

પણ હજી યે એ સ્નેહનીતરતો સ્નેહનો ભંડારો ઝુંડો ત્યાં ઉડે છે, ને એમાંથી ઝરતો સ્નેહ દુનીઆમાં વેરાય છે. જગત્ એ હૃદયમાં સંચરે છે. એમાંથી જ ઝરતો સ્નેહ તો જગત્ આજે આપસઆપસમાં અર્પે ?

સ્નેહના ઝુંડાની સાક્ષીએ એમ જગત્ ઉપર હજી યે એ સ્નેહના સંન્યાસીનુ રાજ્ય છે.

---

સોરાબની સ્ત્રી જણવાની હતી. એક વખત તેના દોસ્તે પૂછ્યું. 'કેમ સોરાબ, તારી સ્ત્રીએ જણ્યું ?'

સોરાબ—હા.

"શું જણ્યું, છોકરો કે છોકરી ?" તેના દોસ્તે પૂછ્યું

સોરાબ—તે તો પુછતાં હું ભુલી ગયો, પણ મને સમજ નથી પડતી કે હું 'બાપ' થયો કે મા ?

(અકકલનો નમુનો)

"એકકા"



ચિત્રક : ] સ્નેહનાં સન્યાસી [ રા શરમાળ

" માળુની પાંખો ફફડાવતી તે પાછળ ઉડતી " ( પૃષ્ઠ ૪૫૩ )

# સિરાજઉદ્દૌલા

લેખક: રા. રા. ચુનીભાઈ ધ. પટેલ

સિરાજઉદ્દૌલાને બંગાળાની નવાબી તેના મામા અલીવર્દીખાન તરફથી મળી હતી. અલીવર્દીખાન મોગલ સમયમા ઇરાનથી પોતાનું ભાગ્ય અજમાવવા માટે હિંદ તરફ આવ્યો હતો; અને ધીમે ધીમે આગળ વધી બાદશાહના પ્રતિનિધિ તરીકે બંગાળામા સુબાગીરી ઉપર નીમાયો હતો. અંગ્રેજ લોકોનો, હિંદુઓ સાથે મળી જઇ, મુસલમાનોને બંગાળામાંથી હાંકી કાઢવાનો ઉદ્દેશ તે કળી ગયો હતો, પરંતુ પોતાની મુરાદ પાર પાડવા તે ઘણો વખત જીવ્યો નહિ. મરણ સમયે પોતાના વારસ સિરાજને તે શિખામણ આપતો ગયો છે કે.—

"આ દેશમાં યુરોપીય પ્રજાએ જે સત્તા મેળવી છે તેનાથી તું ચેતતો રહેજે. જો પરમેશ્વરે મારું આયુષ્ય થોડુંક લંબાવ્યું હોત તો આ બધા ભયમાંથી હું તને મુક્ત કરતો જાત, પણ દીકરા, હવે આ કામ તારે શીર છે. તેલંગ દેશમા તેમણે ચલાવેલી રાજનીતિ અને લડાઇઓ તને હંમેશ માટે જાગૃત રાખશે. રાજાઓના અંદર અંદરના ખાનગી કલહોનો લાભ લઇ તેઓએ મોગલ બાદશાહનો સર્વ મુલક પચાવી લઇ તેમની વચ્ચે વહેંચી લીધો છે. ત્રણેને એકી વખતે નબળા પાડવાનો વિચાર કરીશ માં. અંગ્રેજોની સત્તા ઘણી મોટી છે; હમણાં જ તેઓએ આંગ્રીઆ જીતી લીધું છે ......એક વખત તેમને નાબુદ કર, અને તે પછી બાકીનાઓ એની મેળે શાંત થઇ જશે. તેઓને કિલ્લા કે લશ્કર રાખવા દઇશ મા. જો એ પ્રમાણે તું વર્તીશ નહિ તો આ દેશ તારો નથી એ ચોક્કસ માનજે."

આ પ્રમાણેની પોતાની અંતકાળ સમીપની છેલ્લી શિખામણ સિરાજને આપી અલીવર્દીખાન ૧૭૫૬ના એપ્રિલની ૧૦મી તારીખે મરણ પામ્યો. જો અલીવર્દીખાન વધુ વખત જીવવા પામ્યો હોત, તો સંભવ છે કે તેણે અંગ્રેજો ઉપર પોતાનું વેર લીધું હોત. સિરાજ ગાદીએ આવ્યો તે વખતે તેની ઉમ્મર માત્ર ૨૪ વર્ષની હતી. બંગાળાની નવાબી તેના માટે ફુલની પથારી નહોતી. તે ગાદીએ આવ્યો તે પહેલાંથી અંગ્રેજો હિંદુઓ સાથે મળી જઈ તેને હરેક રીતે સતાવવાની બાજી ગોઠવી રહ્યા હતા.

આવી રીતે 'પવિત્ર' અંગ્રેજ ખ્રિસ્તીઓ હિંદુઓને પોતાની જાળમાં લઇ તેમને મુસલમાનો સામે હોળીનું નાળીએર બનાવવા માગતા હતા. પહેલાં તો હિંદુઓ સર્વથા આ પ્રમાણે કરવા માગતા નહોતા, કારણ કે તેઓને મુસલમાની નવાબી નીચે સર્વ પ્રકારનું સુખ હતું. તેઓ ધીકતો વેપાર કરી રહ્યા હતા, અને ઘણા હિંદુઓ રાજ્યતંત્રમાં ઉંચી પદવીએ ચઢી શક્યા હતા. પણ પવિત્ર ખ્રિસ્તીઓએ તેમને ઘણી મોટી લાલચો આપી તેમની પાસેથી પોતાનું કામ કઢાવી લીધું.

* હિંદના પશ્ચિમ કિનારે આવેલા ગુજરાતનો ભાગ

આ પ્રમાણેની બાજી ગોઠવ્યા પાછી અંગ્રેજોએ સિરાજને હેરાન કરવાનું શરૂ કર્યું. પહેલાં તેમણે સિરાજ ગાદીએ બેઠો તે વખતે કાંઇ પણ જાતની ભેટ સોગાદ મોકલી નહિ વળી બીજા પ્રસંગોએ તેમણે નવાબને પોતાની કોઠીઓની મુલાકાત લેતાં રોક્યો આવી રીતે તેમણે શરૂઆતમા નવાબનાં અંગત અપમાનો કરવા શરૂ કર્યાં. સિરાજઉદ્દૌલ્લા જાતે ચતુર અને ડાહ્યો પુરૂષ હોવાથી તેણે આ અંગત અપમાનો જતાં કર્યાં. પરંતુ અંગ્રેજો તરફથી સિરાજને હેરાન કરવાનું કામ આટલેથી જ અટકી પડ્યુ નહિ. તેઓએ હિંદુઓને પોતાના પક્ષમાં લીધેલા હોવાથી નવાબને વારે ઘડીએ જાણી જોઇને સતાવવાનું જારી રાખ્યું.

એમ કહેવામા આવે છે કે "અંગ્રેજોને એક ઇંચ આપો એટલે તેઓ આખાની માગણી કરશે" શાહજહાન બાદશાહના વખતમા એક સ્વદેશાભિમાની અંગ્રેજ ડૉક્ટરે બંગાળામા વગર જકાતે વેપાર કરવાનો પરવાનો પોતાના જાત ભાઇઓ માટે મેળવી આપ્યો હતો પરંતુ લોભને થોભ હોતો નથી. વેપારી અંગ્રેજોએ આવા પરવાનાનો ગેરઉપયોગ કરવા માંડ્યો. તેઓ પોતાના નામના પરવાના હિંદીઓને આપી તેમાંથી નફો મેળવવા લાગ્યા, એટલું જ નહિ, પણ તેમના પરગણામા આવતા માલ ઉપર તેઓ ભારે જકાત ઉઘરાવવા લાગ્યા સ્વાભાવિક રીતે જ આથી નવાબના રાજ્યના ઉત્પન્નમાં ખોટ આવે. વળી તેઓએ બંગાળામાં આવેલી પોતાની કોઠીઓની આજુબાજુ કિલ્લેબંદી અને મરામત શરૂ કરી તેની અંદર લડાયક સરંજામ લાવવા માંડ્યો. ખાસ કરીને કલકત્તાની કોઠીને તેઓએ યુધ્ધસામગ્રીથી ગોઠવી દીધી. સિરાજે તેમને તે પ્રમાણે કોઇ જાતની મરામત કે નવી કિલ્લેબંદી રજા સિવાય ન કરવાનો હુકમ આપ્યો; અને સાથે જણાવ્યું કે તેના રાજ્યમા આવા કિલ્લાઓની કશી જ જરૂર નથી. તેના રાજ્યનું રક્ષણ કરવા તે સદા તત્પર રહેતો હોવાથી તેઓએ કોઇ પણ રીતે બ્હીવાનું નથી. પરંતુ આપણે આગળ જોઇ ગયા તેમ અંગ્રેજો આ બધુ જાણી જોઇને કરતા હોવાથી નવાબને તેઓએ એક યુક્તિસર જવાબ આપ્યો નવાબને કહેવામા આવ્યુ કે હાલની પરિસ્થિતિ એવી છે કે નજીકના ભવિષ્યમાં અંગ્રેજ અને ફ્રેંચ પ્રજા વચ્ચે લડાઇ જાગશે, અને તેથી પોતાનો બચાવ કરવા સારૂ તેઓ કલકત્તાની કિલ્લેબંદી કરાવી રહ્યા છે. તેમાં તેમનો બીજો કોઇ ઉદ્દેશ નથી,

ઉપરના જવાબમાં કેટલુ જુઠાણું છે તે તો આપણે જેમ આગળ વધતા જઇશું તેમ માલુમ પડશે

સામાન્ય રીતે સિરાજે ન્યાયની ખાતર ફ્રેંચ અને અંગ્રેજ કોઠીઓના ઉપરીઓને લખી જણાવ્યું કે તેઓએ હવે જુનું સમારકામ કે નવી કિલ્લેબંદી બાધવાનું કામ બંધ રાખવું. ફ્રેંચ પ્રજાએ તુરત જ પોતાનું કામ બંધ રાખ્યું, નવાબે મોકલી આપેલા દુતોએ ચંદ્રનગર અને કાસીમ બજારની ફ્રેંચ કોઠીઓને તપાસી, પરંતુ અંગ્રેજ પ્રજાએ આ વાતનું કશું જ કરવા દીધું નહિ. તેઓએ નવાબના દુતોને કોઇ પણ જાતની તપાસ કરવા દેવાની સાફ ના પાડી ; એટલું જ નહિ પણ કલકત્તાની કોઠીના વડા ભીડ્રેકે જણાવ્યું કે :—

"જો નવાબની ઇચ્છા આ કિલ્લાની આજુબાજુ આવેલી ખાડી પુરાવી નાખવાની છે તો તેને હું સમંત થાઉં છું. પણ મારી એવી એક માગણી છે કે તેને પુરાવવા માટે મુર–મુસલમાન–લોકોનાં માથાં જોઇએ..."

અંગ્રેજ લોકો આ બધું જાણી જોઇને કરતા હતા ; કારણ કે તેમને નવાબના રાજ્યની અંદર રહેતો કેટલાક દેશદ્રોહી માણસોની ઓથ હતી. આમાંનો એક પુરતીઆ–બંગાળાનો એક જીલ્લો–નો નવાબ નામે શૌકત

જંગ કરીને અલીવર્દીખાનનો સગો હતો. તેણે દિલ્હીના નામના મોગલ બાદશાહ પાસેથી બંગાળા બિહાર અને ઓરીસાની સુબાગીરીની સનંદ મેળવી. અંદરખાનેથી આ માણસને અંગ્રેજોની મદદ હોવાથી કેટલુંક લશ્કર લઈ બંગાળા ઉપર તેણે ચડાઈ કરી. સિરાજે પોતાનું લશ્કર બંગાળા ભેગું કરી શૌકતજંગને ઘણી જ સહેલાઈથી તાબે કર્યો. પરંતુ આ લડાઈથી સઘળી વાતનો ભેદ ઉઘાડો પડ્યો અંગ્રેજો પોતાના શત્રુઓને છુપી રીતે મદદ કરી રહ્યા છે તે સિરાજે પ્રત્યક્ષ જોયું.

અંગરેજો સિરાજ સામે ષડયંત્ર ગોઠવી રહ્યા છે, તેની એક બીજી ખાત્રી કરવાનો બનાવ બન્યો. ઢાકાના દિવાન રાજા વલ્લભે કેટલાક કારણોસર સિરાજઉદ્દૌલ્લાનું મન દુભવ્યુ. આથી દિવાનને સંદેહ ગયો કે સિરાજ તેની માલમિલકત જપ્ત કરશે. તેણે પોતાના દીકરા કૃષ્ણદાસને સઘળી જંગમ મિલકત આપી, કુટુંબની સ્ત્રીઓ વિગેરે સાથે કલકત્તાના અંગરેજો પાસે મોકલી આપ્યો પાછળથી કૃષ્ણદાસની મદદથી મોટો લાભ થવાનો હોવાથી અંગરેજોએ કૃષ્ણદાસને આશ્રય આપ્યો. અંગરેજો સારી પેઠે જાણતા હતા કે તેઓ નવાબની એક પ્રજા હોઇ રાજદ્રોહી માણસને આશ્રય આપી શકે નહિ, છતાં આ કામ તેઓએ જાણી-જોઇને કર્યું.

દ્રોહી કૃષ્ણદાસને તેની માલમિલકત સાથે રાજ્યને હવાલે કરવાનું સિરાજઉદ્દૌલ્લાએ અંગરેજોને ફરમાવ્યું. પરંતુ પહેલેથી નક્કી કરી બેઠેલા અંગરેજોએ કૃષ્ણદાસને સોંપ્યો નહિ. કલકત્તાના પંજાબી વેપારી અમીરચંદ શેઠને ત્યાં કૃષ્ણદાસને રાખવામાં આવ્યો હતો.

હવે સિરાજને એક ઉપાય નહોતો. અંગરેજો સાથે સલાહસંપથી કામ લેવાનું રહ્યું જ નહોતું. જેટલાં અપમાનો સહન કરી શકાય તેટલાં અપમાનો તેણે સહન કર્યા પણ છેવટે તેની ધીરજ ખૂટી. બંગાળામાંથી અંગરેજોને હાંકી કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો. આમ કરવા માટે તેને ત્રણ કારણો હતાં.

( ૧ ) દેશના ધારા ધોરણોનો ભંગ કરી અંગરેજોએ પોતાની કોઠીઓની આજુબાજુએ ખાઈઓ ખોદાવી નવી કિલ્લેબંદી કરી હતી.

( ૨ ) વગર જકાતે વેપાર કરવાના ખાનગી પરવાનાઓનો દુરુપયોગ કરી નવાબની તિજોરીમાં આવતી આવક અંગરેજ પ્રજાએ ઓછી કરી હતી

( ૩ ) દેશદ્રોહી માણસોને અંગ્રેજોએ આશ્રય આપ્યો હતો

આ પ્રમાણે ઇતિહાસ સાક્ષી આપે છે કે અંગ્રેજોને બંગાળામાંથી હાંકી મૂકવા માટે સિરાજ પાસે પુરતા કારણો હતાં. અંગ્રેજ લેખક મી એસ સી હીલના લખવા પ્રમાણે .—

"આ બધા ઉપરથી જોઈ શકાય છે કે સિરાજઉદ્દૌલાને અંગ્રેજો સામે લડાઇ કરવાને કારણ હતુ"

છેવટે સિરાજે ૧૭૫૬ના મે માસની ૨૪ મીએ પોતાની એક ટુકડીને કાસિમબજારમાં આવેલી અંગ્રેજ કોઠી સર કરવા મોકલી આપી. અંગરેજોએ આ કોઠીને માટે પહેલેથી પુરતુ રક્ષણ કરેલું ન હોવાથી કોઠીના વડા મી. વૉટને કોઇ પણ જાતની લડાઈ સિવાય સઘળું નવાબના લશ્કરને હવાલે કરવું પડ્યું; પરંતુ વિજયી સિરાજે આ બંડખોરોને તેમના પાપનો બદલો આપ્યા સિવાય જ જતા કર્યા. જો તેણે આ બંડખોર ટોળાંનો તે જ વખતે વિનાશ કર્યો હોત તો પાછળથી તેને પોતાની ભલમનસાઇ માટે જે ભોગવવું પડ્યું તે ભોગવવું પડ્યું ન હોત કારણ કે પશ્ચિમની પ્રજાઓની રાજ્યનીતિમાં ઉપકાર એવી કોઇ વસ્તુ જ નથી.

સિરાજનો હવે ઉગતો સૂર્ય હતો. કોઈ પણ જાતના જોખમ શિવાય કાસિમ બજારની કોઠી તેણે સર કરી : અને ૫ મી જુને કલકત્તા

તરફ પોતાની કુચ શરૂ કરી. જો કાસિમ બજાર આગળ તેને થોડા દિવસ માટે પણ રોકવામાં આવ્યો હોત તો તે કલકત્તાની કુચમા નિષ્ફળ નિવડયો હોત. કારણ કે ૨૧ મી જુને વરસાદ શરૂ થયો હતો, અને વરસાદના દિવસોમાં તે પોતાનો દારૂ ગોળો તોપો વિ૦ લઇ જઇ શક્ત નહિ, અને સઘળું નકામુ થઇ જાત આ ઉપરથી જોઇ શકાય છે કે સિરાજ એક કુશળ લડાયક સેનાધિપતિ હતો તેણે બનતી ઉતાવળે ઉનાળાનો સખત તાપ હોવા છતા ૧૧ દિવસમા ૧૬૦ માઇલની મુસાફરી કરી. રસ્તાઓ ખરાબમા ખરાબ હોવા છતા, સાધનના અભાવે તેણે આ કુચ કરી તે નોધવા જેવી છે.

કલકત્તા ઉપરની કુચમા રસ્તે સિરાજે તાનાનો જે કિલ્લો કલકત્તાની નીચે હાલમા રૉયલ બોટેનીકલ ગાર્ડન ( શિવપુર ) છે ત્યા આવેલો હતો તે કિલ્લો અંગરેજો પાસેથી લઇ લીધો.

કલકત્તા ઉપરની કુચમા સિરાજે ફ્રેંચ અને ડચ પ્રજાની મદદની આશા રાખી હતી પણ તે વખતે આ વેપારી પ્રજાઓમા કોઇ કુશળ મુત્સદી પુરૂષ ન હોવાથી તેમની તરફથી કોઇ જાતની મદદ સિરાજને મળી નહીં જો આ પ્રજાઓમા કોઇએ દીર્ઘ દૃષ્ટિ વાપરી જોયું હોત તો તેમણે જરૂર નવાબને મદદ કરી હોત, કારણ કે તેથી બંગાળાના ફળદ્રુપ પ્રદેશમાથી તેઓ તેમના એક જબરજસ્ત વેપારી હરીફને હાકી કાઢી શકત, પરંતુ તેમનામાં આવો ચતુર મુત્સદી ન હોવાથી પાછળથી આ જ પ્રજાઓને હિંદમાંથી જવું પડયું છે

સિરાજ બહુ શાંતિપ્રિય માણસ હતો. તેને અંગરેજો સાથે સુલેહ સંપથી રહેવાની ઇચ્છા હતી. કાસિમ બજારને તાબે કર્યા પછી તેણે ધાર્યું હતું કે અંગરેજો સંધિ કરશે. પણ જમાનાની કસોટીમાં પસાર થયેલા અંગરેજોએ આમાંનું કશું જ કર્યું નહિ તેઓ તો પોતાની યુક્તિ પ્રયુક્તિઓ લડાવી રહ્યા હતા. કાસિમ બજારનો વડો મી વૉટ સિરાજની છાવણીમાં કેદ હતો. આ અને બીજા અંગરેજ કેદીઓ નવાબને અમુક પૈસા આપી છુટવા માગતા હતા. નવાબે પણ અંગરેજો સંધિ કરશે એમ ધારી લડાઇના સરંજામ સિવાય કોઇ બીજી વસ્તુને હાથ લગાડયો નહોતો. નવાબના પ્રધાન રાય દુર્લભે વૉટના છુટકારા માટે તેની પાસે ૧ કરોડ રૂપીઆ માગ્યા, જે માગણીનો અસ્વીકાર થયો. પછીથી ૨૦ લાખની માગણી કરી, તે પણ તેણે સ્વીકારી નહિ; અને કહેવા લાગ્યો કે 'ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો વેપાર પણ એટલો તો નથી. પાછળથી એમ પુછવામા આવ્યું કે તેઓ શું આપી શકશે? જેનો ઉત્તર એવો મળ્યો કે આ બાબતમાં તેમનાથી કશું જ કહી શકાય નહિ, પણ કલકત્તાના ગવર્નરને પુછયા પછી જવાબ આપી શકાય. આવી જાતની તેઓએ યુક્તિ પ્રયુક્તિઓ વાપરવા માડી સિરાજ અંગરેજ વેપારીઓનો સ્વભાવ કળી શકયો નહિ તેઓ કોઇ પણ રીતે સંધિ કરવા માગતા જ નહોતા

પરંતુ અંગરેજોને પોતાને ખાત્રી હતી કે તેઓ નવાબની સામે ટક્કર ઝીલી શકે તેમ નથી. તેથી પોતાની પ્રપંચનીતિના ધોરણે નવાબના લશ્કરમાં ફાટફુટ થાય એવા ઉપાયો લીધા. નવાબના તોપખાના ઉપર ફ્રેંચ પોર્ટુગીઝ ડચ વિ. યુરોપીઅનો હતા. આથી ખ્રિસ્તી ધર્મને નામે પાદરીઓ દ્વારા અંગ્રેજોએ નવાબના યુરોપીઅન અમલદારોને ઉશ્કેર્યા. એવું નક્કી કરવામાં આવ્યુ હતું કે છાપાંઓ છાપી નવાબના લશ્કરમાં ગમે તે રીતે પહોંચાડવાં. તેમાં યુરોપીઅન ખ્રિસ્તી અમલદારોને ઉદ્દેશીને લખવામાં આવ્યું હતું કે ખ્રિસ્તી ખ્રિસ્તી સામે લડે એ ભગવાન જીસસ ક્રાઇસ્ટના ઉપદેશોને શોભનું નથી. તેઓને લાલચ આપવામાં આવી હતી કે જો તેઓ

મુસલમાન નવાબની નોકરીઓ છોડી દેશે તો તેમને અહીંયા મોટી નોકરીઓ આપવામાં આવશે વિ. આ લાલચોને લઇને ભાગ્ય અજમાવવા આવેલા યુરોપીઅન નોકરોનું મન બગડ્યું તો ખરૂં, પણ તેઓ હવે નવાબના લશ્કરમાથી જઇ શકે તેમ નહોતું. આથી તેઓએ તેમના જાતિભાઇઓને કહેવડાવ્યું કે જો તેમણે પહેલેથી આ બાબતની ખબર આપી હોત તો તેઓ જરૂર નવાબનો પક્ષ છોડી તેમની તરફ આવ્યા હોત વિ. આ ઉપરથી જોઇ શકાય છે કે હિંદી રાજાઓએ ખ્રિસ્તી અમલદારોને પોતાની નોકરીઓમા રાખી ઉલટું પોતાને જ નુકસાન કીધું છે. કારણ કે આ ભાગ્ય અજમાવવા આવતા ખ્રિસ્તીઓને વફાદારી કે માન વિષે કંઇ પડ્યુ નહોતુ તેમનું ધ્યેય પૈસા મેળવવા પુરતુ જ હતુ અને તેથી જ્યારે જ્યારે એવી સ્થિતિ ઉપસ્થિત થઇ છે ત્યારે ત્યારે તેઓ પોતાના માલિકને લુણહરામ નિવડ્યા છે. જો હિંદી રાજાઓએ અંગ્રેજોની નીતિ અનુસાર હિંદી ધર્મ પ્રચારકો અને મુસલમાન મુલ્લાંઓ દ્વારા ખ્રિસ્તી પ્રજાની નોકરી કરતા હિંદીઓને ઉશ્કેર્યાં હોત, તો શું પરિણામ આવત ?

પરંતુ આના કરતાં વધારે ખરાબ કૃત્ય પાછળથી થયું છે. અમીરચંદ શેઠની મદદ સિવાય અંગ્રેજો બંગાળામા પોતાનો ધીકતો ધંધો ખેડી શકયા ન હોત. પરંતુ બિચારા અમીરચંદને તેના ઉપકારના બદલામાં અસહ્ય અપમાનો જ મળ્યા છે કલકત્તાના હુમલા વખતે કદાચ અમીરચંદ સિરાજને મદદ કરે, એવી અયોગ્ય શંકા લાવી તેમણે તેને કેદ કર્યો. પરંતુ આ ખ્રિસ્તી અમલદારો એકલા અમીરચંદને કેદ કરીને સંતોષ પામ્યા નહિ; પણ તેઓએ તેના સાળા હજારીમલ અને તેના અતિથિ રાજવલ્લભના દીકરા ક્રિષ્નદાસને પણ કેદ કરવા માંડ્યા. આ બન્ને માણસો એકદમ નાબે થાય તેવા નહોતા. તેથી હજારીમલે લડતાં લડતાં પોતાનો ડાબો હાથ ખોયો. આ પછી તેઓ અંગ્રેજોને હાથે કેદ પકડાયા. ક્રિષ્નદાસ અંગ્રેજોને આશરે આવેલો હતો, પણ યજમાનના હાથે જ અતિથિ પકડાય એ પૂર્વના દેશોમાં ન બનેલો દાખલો છે. વળી અંગ્રેજો એટલે જ અટકયા નહોતા - સિપાઇઓએ શેઠના ઝનાનામાં પેસી દુરાચરણ કર્યું આથી ઘરમા રહેતા જમાદારે ઘરમાં પેસી પોતાની જ તલવાર વડે ૧૩ સ્ત્રીઓના મથાં કાપી નાખ્યાં, અને પછી પોતાના ખંજર વડે ઝખમી થઇ તે જમીન ઉપર પડયો

અમીરચંદ અને બીજી બાબતોમા આટલી ચેતવણી લેવા છતા અંગ્રેજો યુધ્ધબળમા નવાબની સાથે ફાવી શકયા નહિ, અને ઘણા જ નુકસાન સાથે હાર્યા આ વખતે તેમનું પ્રપંચબળ કામમા આવ્યું નહિ, નવાબના ગોરા તોપદારોએ અણીના પ્રસંગે જોઇએ તેવું કામ આપ્યુ નહિ મી એસ. સી. હીલના કહેવા પ્રમાણે :—

"નવાબના ફ્રેંચ અને પોર્ટુગીઝ તોપચીઓએ જાણી જોઇને તોપોનો જોઇએ તેવો ઉપયોગ કર્યો નહિ"

પરંતુ અહીંયા ઉલ્લેખ કરવાની જરૂર છે કે નવાબના હિંદી સિપાઇઓ સાચી સ્વામિનિષ્ટાથી પોતાના માલિકને નિમકહલાલ નિવડ્યા. તેમણે પોતાનું બનતું કરી ઠેઠ સુધી વફાદારી જાળવી રાખી.

છળકપટ અને ભેદનીતિનો આ પ્રમાણે ખુલ્લો આશરો લેવા છતા અંગ્રેજો મુસલમાન નવાબ સામે કોઇ પણ જાતની અસર કરી શકયા નહિ. નવાબની ઉત્તમ જાતની લશ્કરી વ્યવસ્થા જોઇ ખીજાણ અંગરેજો તેજથી અંજાઇ કુછંદમાં પડી ગયા. મી. એસ હીલ લખે છે કે :—

"માણસો કોઇના કબજામાં નહોતા. લશ્કરી સિપાઇઓનો મોટો ભાગ દારૂ પી ગાંડોતુર બની ગયો હતો. ઉપરી અમલ-

દારોએ જ્યારે તેમને તેમના કર્ત્તવ્યનું ભાન કરાવવા માંડયું ત્યારે તેઓ તરવાર લઇ સામે થયા ”

આ ઉપરથી જોઈ શકાય છે કે તે વખતે તેમનામાં કેટલી સ્વચ્છંદતા અને ગેરવ્યવસ્થા જામી હશે. સઘળા જ અમલદાર અને ઉપરી બની ગયા હતા, અને બધે અંધાધુંધી અને ટંટાઓ જામી ગયા હતા. આવા સમયે આ તાબે થયેલાઓને નવાબે મારી ન નાખ્યા એ તેની ઉદારતા અને દયાના ગુણો બતાવી આપે છે નવાબે આવા સમયે ધાર્યું હોત તો સઘળાનો વિનાશ કર્યો હોત કિલ્લામા પોર્ટુગીઝ સ્ત્રીઓ અને બીજા ન જોઇતા માણસો એટલાં બધા ભરાઈ ગયા હતા કે અંગરેજોએ જો વધુ દિવસ ટક્કર ઝીલી હેત તો પણ અંદરનો ખોરાકનો જથ્થો એટલો બધો ઓછો હતો કે વધુ દિવસ તેઓનાથી કોઇ પણ ઉપાયે ટકી શકાય તેમ નહોતું.

હવે હતાશ થયેલા અંગરેજોએ નવાબ સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો. મી. હૉલવેલે કેદી અમીરચંદને આજીજી કરી, નવાબ પાસે જવા કહ્યું, પણ ગુસ્સે થયેલા અમીરચંદે તેમ કરવાની ચોકખી ના પાડી.

આથી આ ખ્રિસ્તી અંગરેજોને પાછા હઠી નાસી જવા સિવાય એકકે આરો નહોતો તેથી તેઓએ પોતાનાં વહાણો તૈયાર કર્યાં અને બને તેટલા માણસો સાથે શરમભરેલી રીતે નાસી છુટયા. +

—અપૂર્ણ—



+ Major B D Basu I. M. S (Retired) કૃત Rise of the Christian power in India ના આધારે,



"જુઓ આ મુવાને કેવુ દેખાય છે?" માશીબાએ પ્રસંશા કરી.

# માશીબા

લેખક:—રા કીશોર વકીલ  ચિત્રકાર. રા. શરમાળ

( ગયા અંકથી ચાલુ. )

તૈયારી કઇ કરવાની ન હતી. એક કાચની રકાબીમાં મંછારામે શાહીથી કંઇ ન સમજાય તેવા બાળબોધમાં ભમરડા કર્યા, એમાં પાણી ભર્યું અને પછી હજરત કયા દેવની ભરાવવાની છે અને હજરત જોવાનું કોણ છે તે પૂછ્યું

પૂછવાનું કારણ એ હતુ કે બ્રહ્મા, વિષ્ણુ, માતા કે મહાદેવ જે જેના ઈષ્ટદેવ હોય તેની હજરત તે ભરાવી શકે એવી અનુકુળતા આ ઉદાર દૃષ્ટિવાળી પધ્ધતિમાં કરી આપવામાં આવે છે. હીરાભાભી તો રાધાકૃષ્ણની હજરત ભરાવવાની જક લઇ બેઠા હતાં, પણ માશીબાએ એમને માંડમાંડ સમજાવ્યુ કે વિષ્ણુ તે જ કૃષ્ણ. એટલે વિષ્ણુની હજરત ભરાવવાનુ એમણે કબૂલ કર્યું. ક્રીકેટમાં પહેલો બેટ્સ્મેન જેમ પહેલા બૉલરની સામે જતાં 'નરવસ' થઇ જાય છે, તે જ પ્રમાણે હીરાભાભી આ અજાણી રીતે ચોર પકડવામાં નરવસ થઇ ગયાં અને હું ભણેલો તેથી મને જ શરૂઆત કરવાનું કહ્યુ. "જોની મૂઆ ભગવાન જોવાના મળશે" કહી માશીમાએ પણ મને ઉત્તેજન આપ્યું

મંછારામે મને હાથ પગ ધોઇ શુધ્ધ થઇ આવવા કહ્યુ. પછી રકાબીની સામે મને બેસાડયો. એ સાહેબ મારી પાસે એમનો તંબુ ઠોકી બેઠા, અને અમારી આસપાસ માશીબા, હીરાભાભી અને બીજાં જીજ્ઞાસુ નરનારીઓનું વૃંદ બેઠું.

પછી મને સ્થિરચિત્ત રાખી વિષ્ણુ ભગવાનની મૂર્તિ પાણીમાં જોવાનું કહ્યું અને તે અઘરું નહોતુ, કારણ કે H 2S0 સલ્ફ્યુરીક એસીડ, તે પ્રમાણે મંછારામ અને માશીબા પાસે વિષ્ણુ ભગવાન

**શંચગ પપિશ્રી ૬૪ પરવ** એક શંખ, એક ચક્ર, એક ગદા, એક પદ્મ એ હજી એટલે ચાર હાથમાં કલ્પ્યા એક પિતાંબર, શ્રીવત્સચિહ્ન બે પગ કલ્પ્યા અને તે પર એક વદન અને સ્વભાવિક રીતે એક મથું ચડાવી દીધું તો આ બધા Elements મળીને એક શ્રી વિષ્ણુ ભગવાન નામનો પદાર્થ થયો જાણવો

પણ અમુક સહેલી ગણાતી ચીજો પણ ન સમજી શકવાનો કેટલાકે ઈજારો રાખ્યો હોય છે તેમાંનો હું એક છું. શંખ કલ્પવા મથુ ત્યાં ચક્ર નાશી જાય અને માંડમાંડ ચક્રને પકડી લાવીએ ત્યાં ગદા રૂસણું લે. સત્યભામાને શ્રીકૃષ્ણે મનાવી હતી તેમ ગદાને પંપાળીને અને બે મીઠા બોલ કહીને રાજી કરીએ ત્યાં પદ્મ બહારવટું લે, અને પિતાંબર તો રવિયા મહારાજ ન્યાનમા પહેરી જાય છે તેવુ જ નજરે પડે. શ્રીવત્સ ચિહ્નની કનડગતિની તો વાત મા પૂછો અમારાં સુરજ બેનને પગે દાઝયાનો ડાઘ છે તેવુ કે માધવલાલના ગાલ પર છે તેવુ કે પછી અમારા હરિભાઈ ટોલ્લીને ગીલીદંડા રમતા રમતાં માથામા મસ્તાદી મળી હતી તેવું—કેવુ ચિન્હ કલ્પવું તે વિચાર થઈ પડયો, અને તે સાથે પેઁગ અને મોઢું લગાડવા જઈએ ત્યાં તો શરદચંદ્રની મૂંછો, ચંદ્રિકાનું લાંબુ નાક, માશીબાનું પરિચિત વદન, મીસીસનાં છુંદણાં, અમારા શેઠનો પારસી ફેંટો એ બધાં વચ્ચે વચ્ચે આવીને એવી તો ધમાલ મચાવી મૂકે કે આપણને તો જાણે રઘવાયા કરી મૂકે. તેમાં વળી માશીબા "જો, જો વિષ્ણુ ભગવાન હવે દેખાયા કે નહી, મૂઆ વિષ્ણુ ભગવાન પણ નથી દેખાતા" કહીને એવા આકળા થઈ જાય કે મહા મુશ્કેલીએ હાથ ટાંકીયો ભેગા કરતા હોઇએ ત્યાં તો બીજીક તૂટી જાય

પણ વિષ્ણુ ભગવાનનો શો વાંક? વિષ્ણુ ભગવાન તો ન દેખાયા, પણ પેલો સુરતમાં અઠવાડીઆમાં ચાર વાર ફાટવાં પહેરણ ટોપી માગવા આવતો ઘેલીયો બહારણીએ અને પખાલી પણ મુને ન દેખાયા મેં તો સ્પષ્ટ કબૂલ કરી દીધું કે મને કઇ જ દેખાતુ નથી

માશીમા મારા પર છછેડાઈ ગયા, "ફટ મૂઆ ભખલેલ, તને તો કંઇ નહિ દેખાય' કહીને મને ટકાડી મૂક્યો. મછારામે ખુલાસો કર્યો કે સંસારમાં આસક્તિવાળા માણસને હજરત ન ચડે, હું 'મેટ' થાઉં તો પછી હીરાબાલી બેઠીંગ લેવા આવવાનાં હતાં, પણ મારા દુકીયા આમ ઉખરી ગયા તેથી એ 'નરવસ' થઇ ગયા અને એમને બદલે સંસારની આસક્તિ વગરના કોઇ છોકરાને પોતાની જગો આપવા કહયું અને એટલામાં તો માશીબાની લાડ મારી કુલકડો ભરનો ચંદુ કાશીમાશીનો કઇ સંદેશો લઇને આવી પહોંચ્યો અને "લો આ મૂઓ ચંદુ આવ્યો એને બચ્ચાને તો ચઢશે" કહી માશીબાએ એને બેસાડયો.

"શું છે એમા શેરે કાબુલકી ચઢાઇ, તુર્કીકા ગોળીબાર જર્મની સબમરીન, બીટીશ હવાઈ કાફલા?", એક એક આનો લઇ કટલાક મીયાંસાહેબ બે કાણામાંથી કેટલાક હાલનાં ચિત્રો બતાવે છે અને દૃશ્યો ફરતા જાય તેની સમજુતિ આપતા જાય છે તેના અનુકરણમાં ચંદુએ પૂછયુ..

મને જેટલી સૂચના આપવામાં આવી હતી તેટલી જ ચંદુને આપવામા આવી પહેલાં તો એને પણ વિષ્ણુ ભગવાન ન દેખાયા, પણ જયારે માશીબાએ સમજાવ્યું કે વિષ્ણુ ભગવાન દેખાવા જ જોઇએ ત્યારે પછી વિષ્ણુ ભગવાનને દેખા દેવી પડી.

"જુઓ હવે, રસ્તા વળાવા માંડયા?" મંછારામે ચંદુને પૂછયું.

"ના રે ભાઇ" ચંદુએ કહયું

"મૂઆ જો તો ખરો ધ્યાન દઈને વગાતા હશે. ખોટું ન બોલતો. જેમ દેખાય તેમ બોલજે. રસ્તા વગાતા જ હશે. લોકને સાચેસાચું કહે કે રસ્તા વગાય છે."

"છનીઓ" સાંજે વખતે મરી ગયલો મિત્ર છવનો ભલે તે દર્પથી ખરાડો મારી ચંદુએ કહ્યું

"શું શું ?"

"અરે છનીઓ બહારવટીઓ, મારીમા" ડોકું હલાવતાં હલાવતાં હોડીને હલેસાં મારતો હોય તેમ હાથ હલાવીને ઝાડુ મારવાની ક્રિયા દર્શાવતાં ચંદુએ કહ્યું.

"જુઓ આ મૂઆને કેવું દેખાયું ?" મારીમાએ પ્રશંસા કરી.

'જુઓ, હવે પાણી છંટાય છે ?" મંછારામે પૂછ્યું

"ના રે ભાઈ !"

"જો મૂઆ ધ્યાન દઈને જો. જૂઠું ન બોલતો. પખાલી દેખાતો જ લોકએ જો પખાલી પાણી છાંટતો હશે '

"છનીવાની ટોપલી ભીંજાઈ ગઈ, પાણીથી ભીંજાઈ ગઈ. હીરા આવી જા, હીરા આવી જા."

"જુઓ હવે વિષ્ણુ ભગવાનની સભા ભરાશે તેમાં જુદાજુદા દેવો આવશે, સૌથી પહેલાં આવશે છડીદાર હરમાનજી."

"કેમ મૂઆ ચંદુ હરમાનજી આવ્યા કે ?"

"ના રે ભાઈ."

"આ મૂઓ તો પહેલેથી ના રે ભઈ ના રે ભાઈ જ કરશે પણ એમ નહિ કે બરોબર ધ્યાન દઈને જોઈએ. છડીદાર આવતા એટલે તેત્રીશ કરોડ દેવતા આવતા"

' મરદ "

"જોની મૂઆ બરાબર જો મરદ છે કે બૈરી" મારીમાએ કહ્યું આમ છેલ્લી વખતે હીરાવહુનો શક ખોટો નીકળે અને પાડોશણ છૂટી જાય એ મારીમાએ ન રુચ્યું."

"હું કહું ? ક્ષમા કરો મારીમા, બરોબર જોઈને કહું. ના ભાઈ ના, ના ભાઈ ના, આ તો મારું હારું બૈરું દેખું."

"એમ ત્યારે" કહીને મારીમાએ હરખમાં એક ટાચકો ફોડ્યો.

"બસ મારીમા, કૂકડ દેખાય છે હવે હું જાઉં ! હવે પાછો આવીશ ત્યારે જોઈશ "

"બેસ, બેસ મૂઆ પૂરું કરીને જા, તારે મનને શું જોવાનું રમકડું બગડ્યું છે. આમ જો. તું આવ્યો ત્યારે જોડેની ઓરડી આગળ એક બાયડી ઊભી હતી તે તેં જોઈ હતી કે ?"

"ના રે ભાઈ "

"આ મૂઓ તો ચરામે સુવાક જ છે, હું પૂછું છું કે જોડેની ઓરડી આગળ બાયડી ઊભી હતી તેને ન જોઈ ?'

"જોડેની ઓરડી આગળ ઊભી હતી તે ? તેને તો મેં જોઈ હતી"

"તો ત્યારે ચોર એ જ બાયડી છે કે બીજી ?"

"હવે તમે અંહી આવો, રતન વહુ તમે અંહી આવો" વાંદરાનો ખેલ કરાવતા મદારીના શબ્દોમાં ચંદુએ ચોરણીનું આહ્વાહન કરવા માંડ્યું.

"ભાઇ લાગે છે તો તેવી જ" ચંદુએ કહ્યુ.

"શું પહેર્યું છે એણે?" મંછારામે પૂછ્યું.

"કેવા રંગનો સાલ્લો ને કેવા રંગની બંગડી છે?" ભાષ્યકાર પતંજલિના સૂત્રો સમજાવે તેમ માશીમાએ મંછારામનો સવાલ સહેલો કરી આપ્યો

"હું કહુ ? વાદળી"

"એ જ, એ જ, લો બધુ મળતુ આવ્યું. ભુરૂ, ભુરૂં એ જ વાદળી એ તો મૂઆ છોકરાને બોલતાં ન આવડે. હીરાએ જોયું તે કંઇ ખોટું.'

"અરે ! જુઓ આ છેલ્લો પુરાવો" મંછારામે કહ્યુ "પૂછો એને કે તારૂં નામ શું"

"બોલતી નથી."

"ખોંખારીને પૂછો. વિષ્ણું ભગવાનનું નામ દઇને પૂછો કે તારૂ નામ શુ."

"કંઇ બાઈ, બાઈ તો કહે છે."

"એ જ, એ જ" માશીબાએ કહ્યું. "એનું નામ કમળા બાઇ છે. ઉત્તર તરફની ખરી કેની? હજરતમાં તો એમ જ નામ આવે અમારા નગીનકાકાને ત્યાં ચોરી થઇ ત્યારે કરસનદાસને બદલે દાસ જ નામ આવેલું"

માશીમાના તર્કશાસ્ત્રનો આ સોપાન પ્રોફેસર ડંકાડે અને વિવેચને અનુકરણ કરવા યોગ્ય છે હીરાભાભી ઓરડીની બહાર નીકળ્યાં ત્યારે ચેન અભરાઈ પર હતી હીરાભાભી બહાર નીકળ્યાં ત્યારે કમળાબાઈ બહાર ઊભી હતી હીરાભાભી પાછાં પધાર્યાં ત્યારે ચેન અભરાઇ પર નહોતી હીરાભાભી પાછાં પધાર્યાં ત્યારે કમળાબાઈ ઓરડીમા ચલી ગઇ હતી માટે કમળાબાઇ ચેન લઇને ઓરડીમા ચલી ગઇ હતી કમળાબાઈ પાડોશણનુ નામ હતું. બાઇ હજરતમા આવેલા ચોરનું નામ હતુ. કમળાબાઇએ આસમાની લુગડું અને બંગડી પહેર્યાં હતા, ચંદુએ તે જ રંગના (વાદળી=ભૂરાં) વસ્ત્ર ચોરના ડીલ પર જોયા હતા માટે પાડોશણ જ ચોર હતી. માશીમાએ એલ્ફીન્સ્ટન કોલેજમાં લૉજીકના કલાસ ભર્યા ન હતા અને બી એ માં તર્કશાસ્ત્રનો અભ્યાસ પણ કર્યો ન હતો, પણ આવી તર્કસિદ્ધ દલીલો તો એમને સ્વભાવસિદ્ધ આવડતી

અને માશીમાનુ આ Criminal Investigation Department પણ કેવું પ્રશંસનીય! નન, એક માણસના સ્ટાફથી, રીવોલ્વાર નહિ, બુલડાગ ડ નહિ, પણ માત્ર કાચની રકાબી, શાહીનો ખડીઓ અને વગર પૈસો ખરચતાં મળે તેટલા પાણીથી ચોગ્નો એક કલાક જેટલા ટુંક વખતમાં નામનિશાની સાથે પત્તો મેળવવો એ કંઇ ઓછી તાજુબીની વાત છે? યુરોપને ખળભળાવી મૂકનાર જે બદમાશોને પકડવાને સ્કૉટલેંડયાર્ડને સમય, દ્રવ્ય અને કેટલીક વાર માણુની યે આહુતિ આપવી પડે છે, જેમની પછા અંધારે અજવાળે, તાડતડકે ભયભરેલી જગાએ રખડવું પડે છે, ને છેલ્લી વખતે હાથ તાળી આપીને છટકી જાય છે, એવા બદમાશોને એક કલાકમાં અદબ વાળીને સામા ઉભા કરી શકે એવી પધ્ધતિ માશીબા જાણુતાં હતાં એ કંઇ ઓછા હર્ષની વાત હતી?

વળી તે પધ્ધતિની પ્રશંસામાં એ પણ સાથે સાથે કહેવું પડે છે કે તે ધર્મની પોષક, આધ્યાત્મિક સરળ અને અહિંસાત્મક, અને સંપૂર્ણ સ્વદેશી છે. આપણા ચોરોને પકડવામાં આપણા ઇશ્વર આપણી સાથે છે, તેત્રીસ કોટિ દેવતાઓને સાથે લઇને ઊભા છે એ ભાવના કેટલી શ્રધ્ધામય અને

ધર્મપોષક છે? અશ્રધ્ધાવાન્ પણ હજરતમાં ચોર પકડાઇ જાય તો ઠાકોરજી મહારાજને રાજભોગ આપવાના વચન આપતા જેટલો શ્રધ્ધાવાન્ થઇ જાય છે. અને यं ब्रह्मा वरुणेंद्ररुद्रमरुताः स्तुन्वन्ति दिव्यैः તે પ્રભુ અને તેની સમસ્ત સભાનાં દર્શન જો એક ચેન જેવી નજીવી ચીજની ચોરીથી થતાં હોય તો હું તો કહું છું કે બહેતર છે કે દરેક જણ દરરોજ સવારમાં પોતાનું એક ઘરેણું ખોવાય એવી પ્રાર્થના કરે અને ખોવાય ત્યારે માશીબાની આ પધ્ધતિ અજમાવી પ્રભુજીના સાક્ષાત્કાર કરી પોતાની વસ્તુ પણ પાછી મેળવે.

આપણા જેવી અહિંસાત્મક પ્રજાને પણ આ જ પધ્ધતિ વધારે કામની છે કદાચ મારામારી પર વાત આવે તો બદમાશો કે ડિટેક્ટીવ પક્ષના માણસોમાંથી કોઇકના ડોળા સાફ થઇ જાય. પણ કોઇ પણ હજરત ભરનારને કોઇ ખરેખરા બદમાશે ફટકાર્યો હોય અથવા હજરતથી ચોર પકડતાં કોઈ ચોરનો જીવ ગયો હોય એવું તો હજી સાંભળ્યું નથી. કેટલાક ચોરોને ડિટેક્ટીવનાં કૂતરા બચકાં ભરીને તેમના શરીરમાંથી માંસના લોચા બહાર કઢે છે અને લોહીની નદી વહેવડાવે છે, પણ હજરત ભરતાં ચોરને કીડી સરખી પણ કરડી હોય એમ સાંભળ્યું નથી વળી આમાં પૂરેપૂરૂ Indianisation છે એમાં મોટા ખર્ચના પરદેશી ગોરાને રોકી આપણો પૈસો વિદેશ ઘસડાવી દેવાનો નથી. પણ મંછારામ જેવા સ્વદેશી અને શાસ્ત્રીય પધ્ધતિથી ચોર શોધનારાઓને આમાં તો ઉત્તેજન આપવાનું છે.

'હવે ચોરને પૂછો કે ચોરેલો માલ ક્યાં મૂક્યો છે?'

'એ રાંડે તો લઇને ગાડી-આડી દીધું' માશીબાએ વર્તારો કાઢ્યો.

'કહે છે કે બાયડીએ લઇને ભાયડાને આપ્યું' ચંદુ બોલ્યા હાથ કાન ખેંચી માશીબાનો વર્તારો ખરો પાડ્યો.

'પૂછો કે લઇને કઇ દિશામાં ગયા?'

'આમથી આમ' ચંદુએ ચારે દિશામાં વારા ફરતી આંગળી ફેરવી ચક્રવિદ્ધ રચના માંડયો

'કમથી કેમ?' સઉ શામે પૂછ્યું.

'પૂછો ઉત્તર, દખ્ખણ, પૂરવ, પશ્ચમ કયા ગયા એમ પૂછ'

'ઉત્તરમાં જઇને દખ્ખણમાં આવ્યા' ચંદુએ બે દિશા નક્કી કરી કહ્યું.

આથી શો વધારે પત્તો જોઇએ? હીરાભાભી તે કહ્યું કે કમળાબાઇનો વર રાધાકિશન નહિ તો તો આખી બપોર ઘરમાં જ પડી રહે અને રાતે હુંડુંડા લઇને બહાર નીકળે, પણ હમણાં બે દિવસ થયાં તો ગામમાં હોય તેમ લાગતું જ ન હતું, કારણ કે એ કંઇ દખાતો ન હતો. 'બાયડીએ લઇને ભાયડાને આપ્યું' અને 'ઉત્તરમાં જઇને દખ્ખણમાં આવ્યા' એ રહસ્યમય વાક્યો રાધાકિશનની ગેરહાજરીની કોમેન્ટરી હતાં.

પુરાવાસર કેસ સાબીત થતા હીરામાસીએ તો પાડોશણને બખ્મે મણની બોલાવા માંડી. માશીબાને લાગ્યું કે કંઠી કઢાવવામાં એવી નાદાની કામની નહિ એ કામમાં તો એમના જેવા મુત્સદ્દીની ચતુરાઈ જ કામ લાગે, તેથી એમણે હીરાવહુને કહ્યું 'તું જોયા કર હું કેમ કઠી એની પાસે કઢાવું છું તે.'

પણ માશીબાની કળામાં ચાણક્ય કે મુંજાલમહેતાનું મુત્સદ્દીપણું ન હતું, ઘરનો નોકર ઠાકોરજીના ચાંદીના વાસણ વફડાવી ગયો હોય અને શેઠ આઠવામાં જ વાસણ હતાં માટે શોધી કાઢ, અહીંથી જ જડવાં જોઈએ એમ ધમકી આપી નોકરને વાસણ પાછાં તેમની જગાએ ગોઠવી દેવાની તક આપે એવી યુક્તિ હતી, પણ કમબખ્તીના સોદા તો એ હતા કે માશીબાને ભૈયાશાઇ હિંદી બોલતાં આવડે નહિ અને પેલી બાઇને ગુજરાતીમાં સમજણ પડે નહિ, એટલે બંને અકળાયા જ કર્યા માશીબાએ કમળાબાઇને સમજાવ્યું

પાડી "જુઓ બાઇ અમારી સોનાની કંઠી ખોવાઈ છે. તમે ચાલમાં ઊભા હતાં તેવામાં હીરાવહુ જરા જઈને આવ્યાં અને આવીને જુવે છે તો કંઠી ન મળે. આપણે આ મગદૂર માણસને કોઈની ચીજ હરામ બરોબર, પણ જો તમે ઉભાં હતાં તેવામાં કોઇને પેસીને નીકળતાં જોયું હોય તો કહો. અમને હજરતમાં તો નામ સિક્કે ખબર મળી ગઈ છે, પણ આપણા મનને કે ના જીવ ! એમને એમ પતતું હોય તો વળી શું કામ કોઇને બતરીશીએ ચઢાવવુ ?"



"ક્યા મેં ચોર હુ ?"

પણ આ સમજે કોણ કાકો મનછા ? માશીમા બોલ્યા કરે અને પેલી બાઇ તો મોં ફાડીને સાંભળ્યા કરે. માશીમાએ બહુ બહુ ગુજરાતીમાં વન્સમોર કર્યો, પણ કંઇ વળ્યું નહિ ત્યારે ગુજરાતીમય-હિંદી-ઉર્દુ-મરાઠી જબાનમાં ફેંકવા માંડયું આથી પેલી બાઇને કંઇ ઓચિંતી ખબર પડી અને શિવજી સાચવવા અસલી વીર ક્ષત્રિયાણી કટાર ખેંચી તે વખતની વિકરાળ આકૃતિ કરીને પૂછ્યું "ક્યા મેં ચોર હું ?"

"રામરામ, અમે કઇ એસા બોલતા નહિ કે તુમ ચોર હો, પણ જો તુમ કોઇકુ લેતા દેખા હય તો અમકુ બોલ દો. એસા જ અમ કહેતા હૈ" પણ એ બાઈ તો ક્ષત્રિયાણી દુષ્ટ આશયવાળા

નગીના ચને, હડસેલી ધૂળમાં રગદોળાતો મૂકીને ચાલી જાય તેમ ડોળા ટકટકાવીને ચાલી ગઈ. એના ગયા પછી માશીબાએ કહ્યું "તું તારે હવે ધીરજ રાખીને બેસજે. રાંડ સમજી તો ગઈ છે. પણ ઉપરથી સતી થાય છે. ઓરડીમાંને ઓરડીમાં આજ બેસી ન રહેતી સાંઝ સુધીમાં તારી કંઈ આવી જાણ આવવું તારે મારે ઘેર આવીને બેસજે"

એ પ્રમાણે હીરાબાળીને માશીબાએ બપોરે એકાદ કલાક બેસાડયાં અને પછી તેમને અધીરાઈ થઈ કે હવે કંઈ આવી ગઈ હશે કે નહિ તેથી જોઈ આવવાને હીરાબાળીને મોકલ્યાં. ચેન મળવાના હરખથી ચોંટી ગયાં હોય કે ફસાઈ ગયા હોય કે શું હોય પણ જ્યારે પંદર મિનિટ સુધી પાછા ફર્યાં નહિ. ત્યારે હોરમાળી ફરમાન અમુક રીતે હાલીચાલી શકે તેમ છે કે નહિ તે ખબર કઢાવવા મીસીસને મોકલ્યાં. 'હડને કહેજે" માશીબાએ સંદેશો કહાવ્યો "કે કહી મળી તે કહેતા પણ નથી આવતી?" માસીએ આવીને કહ્યું કે ચેન તો નહોતી મળી. પણ હીરાબાળી અંદી એક તે દરમીઆન બિલાડાએ એમના ઘરમાં ધમસાણ મચાવ્યું હતું. ગુરુત્વાકર્ષણનો ન્યુટને શોધેલો પ્રયોગ સાચો છે કે નહિ તેની ખાત્રી કરવા અને તે સાચો ન હોય તો તેને સુધારવા એ બિલાડાંઓએ અભરાઈ પરથી પ્યાલા રકાબી વડે પ્રયોગ કરી, નીચે ગગડાવી દઈ તેમને "વન ઇન ટુ"થી માંડી 'વન ઇન ટેન" બનાવ્યા હતાં ચોર પકડાવાનો હતો અને ચેન પાછી મળવાની હતી તેની ખુશાલીમાં હીરાવહુનું દૂધ પી ગયાં હતાં અને શેઠશેઠાણીની ગેરહાજરીમાં તેમનું અનુકરણ નોકર વર્ગ કરે તેમ શીખ્યા લાવેલા વ્યાજકલહ જેવા દંપતીવિલાસના ગીતો ઘુરઘુર અવાજ સાથે હીરાવહુ ગયા ત્યારે કરતા હતા

હીરાબાળીના ઘરમાં આગ અખાડો ખેલવાને માટે આ માર્જાર દંપતીને માશીબા તરફથી ચિરંજીવી થવાના આશીર્વાદ મળે તે પહેલા લુગીની જેમ ધોતીયુ પહેર્યું છે એવા, બાકીને શરીરે ઉઘાડા, હાથમાંની લાઠી ફેરવતા, પહેલવાના બાંધાના રાધાકિશનજી એમના જેવા એક બે ગોઠીઆઓની સાથે તણખા ઝરતી આંખે અમારી ઓરડી આગળ આવ્યા અને પૂછ્યું "વો બુઢીયાં કીધર હય?"

રાધાકિશનજીએ તો માશીમાની ખૂબ ઝાટકણી કાઢી ધમકી પર ધમકી આપ્યે જાય હાડકાં કચ્ચરઘાણ કરી નાખવાની બીક બતાવતા જાય અને વારેવારે ફરીથી આમ થશે તો 'દો ચારકા શિર ઉડ જાયગા"ની ચેતવણી આપતા જાય અને એ ચેતવણી આપતા જાય ત્યારે ગરદન વડે ધડથી ડોકું ઉડાડી દેતા હોય તેમ દંડા વડે અભિનય કરતા જાય

અપમાન સહેવાની, સામાં થવાની, બે રીત હોય છે શૂર રજપુત બચ્ચો સહેજ પણ અપમાન થતાં શમશેર બખ્તરમાંથી કાઢે છે, જ્યારે સંયમી તટસ્થ બુધ્ધિનો સ્થિતધી મદાંધ રાજવીઓને કોપવચનનો ઉત્તર માત્ર શાંતિભર્યા સ્મિતથી જ કે મૌનથી આપે છે, અને સમય આવતાં તે જ મદાંધ મહિપતિ પશ્ચાત્તાપ પામતો નમતો આવે છે. પણ માશીબામાં તો બંને કળા હતી વલ્લભકાકાને મહિષાસુર મર્દનીનો ખ્યાલ આપનાર માશીબાએ અત્યારે સો પુત્રોના વધ વખતે પણ શાંતિ અને ક્ષમા રાખનાર વશિષ્ટ ઋષિનું પદ જાળવ્યું.

"ના રે ભાઇ, તમારી બાયડીને ચોર કહી? એ શું બોલ્યા? હાય હાય જીભ ન ફાટી પડે એમ કહેતાં! રામ રામ રામ રામ એમ કંઇ કોઇનું નામ દેવાય કે? આપણા મનને એમ કે એ ઉભાં હતાં ને જોયુ હોય તો કહે. બસ બીજું કંઇ નહિ હોં ભાઇ" પણ ભાઈ તો ફરીથી "દો ચારકા શિર ઉડ જાયગા"ની ચેતવણી આપી ચાલતા થયા

—ચાલુ—

# બોલ્શેવીકો કોણ છે?

લેખક: રા રા "એ. પી'

બોલ્શેવીકો જૂના જોગી છે. ઇ. સ ૧૯૦૦માં રશીયાનો રાષ્ટ્રીય પક્ષ બે ભાગમા વહેંચાઇ ગયો. આપણા દેશની પેઠે અંતીમ અને વિનીત એવા બે પક્ષ ત્યા પડી ગયા અંતીમો ખેડૂત અને કામદારના ઉધ્ધારમા રશીયાનો ઉધ્ધાર છે એમ માને છે એમની માન્યતા એવી છે કે જ્યા સુધી જમીન અને સંપત્તિ વ્યક્તિગત માલિકીની મટી જઇ રાષ્ટ્રીય માલિકીની ન થાય ત્યા સુધી કોઇપણ દેશનો ઉધ્ધાર ન થાય કારણ કે જમીનદારો અને માલદાર માણસો જ ઝારના સ્વેચ્છાચારને પોષનારા હતા. એમના મજબૂત ટેકાથી જ નોકરશાહીનું પોલાદી ચોકઠું ઉભું હતું. આ પ્રકારની માન્યતાથી અંતીમોએ ૧૯૦૩ સુધી ખેડૂત અને કામદાર વર્ગને જાગૃત કરવાનો પ્રયત્ન કર્યો, પણ એમા એમને જોઇએ તેટલી સફળતા ન મળી કારણ કે રશીયાની નોકરશાહીએ એ વર્ગના લોકોમા એવી મજબૂત છાપ પાડી દીધી હતી કે રાજકીય સ્વતંત્રતા મેળવવા માટે અંતીમો માત્ર હથિઆર તરીકે જ ખેડૂત અને કામદાર વર્ગને વાપરવા માગે છે. અને એ રીતે અંતીમ પક્ષના હથિઆર બનવું એ ભયંકર ભૂલ છે. ૧૯૦૩ માં મળેલી અંતીમ પક્ષની મહાસભામાં વળી પાછા બે પક્ષ પડી ગયા. (૧) લેનીનની સરદારી હેઠળના બોલ્શેવીકો; (૨) મનશેવીકો. વિશ્વવ્યાપી યુરોપીય મહા યુધ્ધની શરૂઆત સુધી આપણા દેશના રાજકીય પક્ષોમાં જેમ આજ સુધી બનતું આવ્યું છે તેમ આ બે પક્ષો અંદર અંદર લ્હડી રહ્યા હતા પણ સામાન્ય જનસમુહની પસંદગી બોલ્શેવીકો પર પડી હતી

હવે આ બે પક્ષના ઝઘડાનાં મુખ્ય કારણ જોઇએ તો બહુ નજીવાં હતા. ઝારની રાજનીતિનો અંત આણવામાં કયા પક્ષનો કાર્યક્રમ વધારે અસરકારક નીવડશે? કયા પક્ષનું સ્વરાજનું બંધારણ દેશને અનુકૂળ છે? આવા આવા ઝઘડાઓ તેમને હંમેશ રોકી રાખતા. બોલ્શેવીકોનો સ્વરાજનો અર્થ એવો હતો કે રશીયાના ખેડૂતો અને કામદારોનું પંચાયતી રાજ્ય દેશની જમીન પર અમુક વ્યક્તિઓનો નહિ, પણ સારા દેશનો ય- હક છે એ એમનો સિધ્ધાત હતો. જમીનદારો, વકીલો, માલદારો, મીલ માલેકો વગેરે ઝારની નોકરશાહીનાં મુખ્ય અંગ છે એમ બોલ્શેવીકો માનતા અને એ જ કારણથી ઝારની નોકરશાહી સાથે ઉપલા વર્ગોનો પણ અંત આણવા માગતા. મન્શેવીકોનું દૃષ્ટિ બિન્દુ બિલકુલ જૂદું જ હતું. એમની નીતિ એવી હતી કે ઝારની નોકરશાહીને સંપૂર્ણ રીતે કબજે કરવી. બધી પદવીઓ પર પોતાનો અધિકાર સ્થાપવો. ઇમ્પીરીઅલ ડ્યૂમા પોતાના જ માણસોથી ભરી દઇ, મ્યુનીસીપાલીટીઓ વગેરે બધા રાજકીય હકની

સંસ્થાઓ પોતાને કબજે કરી ખેડૂતો અને કામદારોનું સહકાર અને ઉદ્યોગો મારફત સંગઠન કરવું.

આમ નીતિ અને કાર્યક્રમનો સ્પષ્ટ વિરોધ થઇ જવાથી બોલ્શેવીકોએ એકલે હાથે કામ ઉપાડ્યું; અને ઝારના રાજ્યનો ખુલ્લો વિરોધ કરી તેની સ્હામે જોશભેર ચળવળ શરૂ કરી દીધી. પરિણામે મોસ્કો, યૂરલ, સાઇબિરીયા વગેરેના ખેડૂતો અને કામદારોમા અપૂર્વ જાગૃતિ આવી ગઇ. પણ ઝારની નોકરશાહીની તે વેળા પ્રબળતા હતી. ભારે જુલ્મ કરીને તેણે જનતાના ઉગતા ઉત્સાહ અને જાગૃતિને દબાવી દીધાં. આથી લાચાર થઇ લેનિને પોતાના પક્ષ સાથે ઇમ્પીરીઅલ ડયુમાની બીજી ચૂંટણીમાં પૂરેપૂરો ભાગ લીધો. પોતે એ ડયુમાને બદમાશોનો અડ્ડો સમજતા હોવા છતાં એમાં એટલા માટે દાખલ થયા હતા કે એ મારફતે પોતે જનતાને ખાત્રી આપી શકે કે સભાઓ અને સમિતિઓ ઝારના સ્વેચ્છાચારને પોષવા અને એના ગુણગાન ગાઇ જનતા પર એની સરકારની સત્તા વધારવાને માટે જ બનાવવામાં આવી છે.

ચૂંટણીમાં બોલ્શેવીકોને અસાધારણ ફતેહ મળી. એમણે ઝારના રાજ્યની પોલ એવી ખુલ્લી કરી કે લોકોની આંખો ખુલી ગઇ. એમણે એ સિધ્ધ કરી બતાવ્યું કે ઇમ્પીરિઅલ ડયુમાના માલદાર, જમીનદાર, મીલ માલેક વગેરેનો, જનતાભક્ષક વર્ગનો, એવો ઉદ્દેશ છે કે દિન પર દિન મોંઘવારી વધતી જાય અને દેશ લડાઇમાં મચ્યો રહે કે જેથી તેમને વધારે કમાણી કરવાની તક મળે.

છતાં જોતજોતામાં રશીયા મહાયુધ્ધમાં જોડાયું. જનતામાં અસંતોષનાં બીજ તો વવાયેલાં હતાં જ. તેને મોંઘવારી અને ઝારના જુલ્મનું પોષણ મળવાથી તેમાંથી રાજ્યક્રાન્તિ માટેનો પ્રબળ અભિલાષા ઉગી નીકળી. એ એટલી વધી પડી કે ૧૯૧૭ના માર્ચ માસમાં ઝારને ગાદી ત્યાગ કરવો પડ્યો. તે વખતે આખા રશીયામાં સ્વતંત્રતાનું પ્રાણદાયક વાતાવરણ ફેલાઇ રહ્યું હતું.

## બોલ્શેવીકોનો ઉદ્દેશ

સારા કે ખોટા નસીબે આપણું ભારતવર્ષનું અને રશીયાનું રાજકારણ લગભગ સરખું છે. આપણે જેમ હાલ નોકરશાહીના જુલ્મ તળે કચડાઈ રહ્યા છીએ તે જ દશા *આજથી આઠ વરસ પહેલાં રશીયાના જનસમાજની હતી. આપણે ત્યાં જેમ રાજકીય અને સામાજીક પક્ષો ઉભરાઇ ગયા છે: તેમ ત્યા પણ અનેક પક્ષોના અસ્તિત્વ હતાં છતાં એમને ત્રણ મુખ્ય વિભાગમા નીચે મુજબ વહેંચી શકાય.—

(૧) મન્શેવીકો એટલે વિનીતો.

(૨) રાઇટ સોશ્યલ રેવાલ્યુ શનરીઝ એટલે સમાજ સુધારકો.

(૩) બોલ્શેવીકો એટલે અંતીમો.

આ ત્રણે મુખ્ય પક્ષોમાં પણ ૧૯૧૭ સુધી એટલે રશીયાની જગપ્રસિધ્ધ રાજ્યક્રાન્તિના સમય સુધી પુષ્કળ મતભેદ અને પરસ્પર વિરોધ હતો. જમીનની માલિકી, રશીયાનું સંગઠન અને યુરોપીય મહાયુધ્ધ એ તે વેળાની રશીયન પ્રજાના ત્રણે મહા પ્રશ્નો પર ત્રણે પક્ષોના જૂદા જૂદા મત હતા. એ ત્રણે પ્રશ્નો અને ત્રણે મતને આપણે વિગતવાર ચર્ચીશું.

### ૧. જમીનની માલિકી

આ બાબતમાં બોલ્શેવિકોનો મત શું હતો તે આપણે આગલા લખાણમા જોઈ ગયા. એમના મતે જમીનદાર જેવી સંસ્થા જ પાપરૂપ અને અનાચાર તથા અત્યાચારના મૂળરૂપ હતી. જૂના જમાનાની લૂંટ, ચોરી, અને બેઇમાનીને પરિણામે એ સંસ્થા અસ્તિત્વમા આવી છે એવી તેમની માન્યતા હતી; અને તેથી એ સઘળી જમીન તેમની એટલે તેમના તે-વેળાના માલીકો પાસેથી

છીનવી લઇ રાષ્ટ્રીય અથવા સાર્વજનિક ( nationalise ) કરવી જોઇએ એવો તેમનો અભિપ્રાય હતો.

મન્શેવીકો અને સુધારકો દુનિયાદારીના માણસ હતા, અને છે. જ્યા સુધી પોતાના કામ માટે તેમને ખેડૂત અને કામદાર વર્ગની જરૂર પડી ત્યા સુધી બોલ્શેવીકોના ઉપલા મત સામે વાંધો ઉઠાવ્યા વિના તેમનો હથિઆર તરીકે ઉપયોગ કરી લીધો. કામ ખલાસ થયું એટલે મન્શેવીકો અને સુધારકો બોલ્શેવીકોના વિરોધીઓ એટલે મીલ્કતદારો સાથે મળી ગયા. અને તાબાબના હત્યાકાંડ જેવા વિષયમાં પણ તેમણે પીડિત કામદારોનો પક્ષ તજી દઇને બિલ્કુલ મૌન સાધ્યુ

પણ સ્વાર્થ સાધનાની ખરી તક વખતે રશીયામા રાજ્યક્રાન્તિ થતા જ મન્શેવીકો અને સુધારકો જાણે પ્રજાપક્ષના નેતાઓ તરીકે આગળ આવ્યા, અને કામદાર તથા ખેડૂત વર્ગને ફોસલાવવા ખાતર એવા ખોટા દિલાસા આપ્યા કે પ્રજાપ્રતિનિધિ રાજ્યનો એટક શરૂ થતા જ બધી જમીન અને મીલ્કત સાર્વજનિક છે અને જાહેર કરવામા આવશે આ દિલાસાથી બિચારા ભોળા લોકો બોલ્શેવીકોની ચેતવણીઓ છતા ભોળવાયા. પ્રજાપ્રતિનિધિ રાજ્યની બેઠકને મહિનાઓ વીતી ગયા છતા ન તો જમીન સાર્વજનિક થઇ, કે ન મીલ્કત થઇ રાજ્યક્રાન્તિ થતા જ કરેન્સ્કીએ ઝારનું સ્થાન લીધું, અને કામદાર તથા ખેડૂત વર્ગને પાયમાલ કરવાને બની શકે તે બધા ઉપાયો લેવા તેણે ધીમે શરૂ કર્યા. જાતીય સંસ્થાઓ અને વર્તમાનપત્રો તેણે બંધ કરી દીધાં. મિત્ર રાજ્યોને ખુશ કરવા જર્મની સાથેની લડાઇ ચાલુ રાખી અને ધીમે ધીમે લખવા તથા બોલવાની સ્વતંત્રતા ઝુંટવી લઇ સ્વતંત્ર વિચારવાળા માણસોથી રશીયાની જેલો ભરી કહાડી.

પણ આવી ડાયરશાહી ક્યાં સુધી ચાલે? લોકોની આંખો વળી પાછી ખુલી ગઇ. તેમને ચોક્કસ લાગ્યું કે મન્શેવીકો અને સુધારકો પ્રજાના ઉધ્ધારકો નહિ, પણ પ્રજાને ગુલામગીરીમા જકડનારા છે. અને પ્રજાને લુંટવાના પ્રયત્નો કરી રહ્યા છે. આ સત્ય માલુમ પડતાં જ તેમણે લાચાર થઇને બીજી રાજ્યક્રાન્તિ માટે તૈયારીઓ કરવા માંડી.

બોલ્શેવીકો પ્રમાણિક હતા. લેનિન જેવો મહાપુરૂષ તેમનો આગેવાન હતો. ૧૯૧૭ના માર્ચની રાજ્યક્રાન્તિ વખતે તેણે પોતાના પક્ષના વિચારો જાહેર કરી દીધા હતા એણે ખેડૂતોને ઉદ્દેશીને કહ્યું હતું કે હવે કોઇ પણ જાતની ઢીલ કર્યા વિના તમારા જમીનદારોને રજા આપી દઇ તમારાં ગામોમા પંચાયતી રાજ્ય સ્થાપી મીલ્કતો તેને સોંપી દો, અને સાથે સાથે ખેતીનું કામ ચાલુ રાખો. કારણ કે તમારા ભાઇઓ જર્મની સાથે લડવા ગયા છે તેમને ખાવા અનાજ મળતું રહેવું જોઇએ.

લેનીનનો ખ્યાલ એવો હતો કે ગામડાંઓમાં પંચાયતી રાજ્ય સ્થિર કરવાને માટે પહેલું તેને શહેરોમા સ્થાપી મજબૂત બનાવવુ જોઇએ, કારણ કે નહિ તો શહેરના માલને મીલ્કતદારો ગામડામાં લઇને ખેડૂતોની વિરૂધ્ધ તૈયારીઓ કરી એમને દબાવી દે આ બધો વિચાર કરીને તેણે કામદારોને જણાવ્યું કે જે જે જગાઓ પર તમે કામ કરી રહ્યા છો તે તે જગાઓ તમે કબજે કરી લો આ કહેતા જ બધા શહેરોની બેંકો, રેલ્વે, વિજળી, કારખાનાં વગેરે તેના કામદારોના હાથમાં આવી પડયા. એ બધાનો વહીવટ પંચાયતો દ્વારા કરવો એમણે શરૂ કર્યો. રેલ્વેનો વહીવટ રેલ્વેના કામદારોની પંચાયત મારફત, શાળા અને કોલેજોનો વહીવટ તેના શિક્ષકો અને વિદ્યાર્થીઓ દ્વારા એમ સર્વત્ર સ્વાયત્તશાસનનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું. આખા રશીયામાં તરત જ પંચાયત સભાઓ સ્થપાઇ ગઇ અને માલમીલ્કત તથા જમીન જાગીર વ્યક્તિગત

માલિકીની મટી પ્રજાકીય મીલ્કત થઇ પડી. આથી વધારે આગળ વધવાનું લેનીને ઠીક ન ધાર્યું. કારણ કે જ્યાં સુધી આખી દુનીઆના સમાજની સ્થિતિ એવી ન થાય ત્યાં સુધી એટલેથી આગળ વધવું લગભગ અશક્ય હતું. એણે એક જગાએ કહ્યું કે "અમે રશીયામાં સામ્યવાદના શ્રી ગણેશ માંડીને મૂડીવાદ તથા સામ્રાજ્યવાદની જડ ઉખેડી નાખી છે. એટલું જ નહિ પણ રાષ્ટ્રીય સંગઠનના બીજ પણ નાખ્યાં છે. પણ જ્યાં સુધી આખી દુનીઆના કામદારો અને ખેડૂતોની મદદ નહિ હોય ત્યાં સુધી મડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓના અત્યાચાર નીચે કચડાતી પ્રજાનો ઉધ્ધાર નહિ થઇ શકે એ કરવા માટે અમારે આખી દુનીઆના કામદારો અને ખેડૂતોની મદદ જોઇએ છે. અમે કમર કસીને તૈયાર બેઠા છીએ અને અમારા ઉદ્દેશમાં સફળતા મેળવીશું જ ઇશ્વર કૃપાથી એ સમય પણ નજદીકમાં જ આવશે જ્યારે આખી દુનીઆના કામદારો અને ખેડૂતો ગુલામીમાંથી છૂટકારો મેળવી અમારી રાજ્યક્રાન્તિને સફળ બનાવશે."

મન્શેવિકો તથા સુધારકોએ રશિયાની જનતાને ખરેખર છેતરી અને દગો દીધો લોકોને ખોટા વચન આપીને પ્રતિનિધિ સભામાં પોતાના પક્ષને ભારે વધુ મતિથી ચૂંટણીમા સફળ બનાવ્યો અને પછી જનતાને અને ખેડૂતો તથા કામદારોના હિતને પડતું મૂકી પોતાનું હિત સાધવા એ લોકો મંડી પડ્યા. લેનીનના સંદેશા મુજબ જ્યાં જ્યાં પંચાયતો સ્થપાઇ ગઇ હતી ત્યાં ત્યાં તેને નિર્મૂળ કરવા કરન્સકીની સત્તાએ પોતાથી બનતા બધા પ્રયત્ન અજમાવ્યા, પણ તેમાં સફળતા થોડી જ મળી.

## રશીયાનું સંગઠન.

રશીયા અને હિંદુસ્થાનના સંજોગો અને નસીબ રશીયાની રાજ્યક્રાન્તિના સમય પહેલાં લગભગ સરખા જ હતા. ત્યાં ઝારશાહીનું રાજ્ય હતું. આપણે ત્યાં નોકરશાહીનું છે. આપણા કામદારો અને ખેડૂતોની દશા ત્યાંના એ વર્ગની દશા જેવી જ હતી ત્યાંના કામદારો અને ખેડુતોની દશા બોલ્શેવીકોના પ્રયત્નથી સુધરી રહી છે. આપણે હજુ નોકરશાહીના જુલ્મ તળે જ કચડાઇ રહ્યા છીએ રશીયાના ગરીબ અને નરમ કામદારો તથા ખેડુતો મૂડીવાદીઓની સત્તા ઉથલાવવા તત્પર થઇ ગયા એ પણ સમયનો એક પલટો જ છે. રશીયાના સર્વ પક્ષો સ્વતંત્રતા મેળવવી છે એ વાત પર તો એક જ હતા. પણ એ સ્વરાજ્ય કેવા પ્રકારનું હશે એ વિષે દરેક પક્ષ પોતાના સ્વાર્થ મુજબ અલગ અલગ મનોરથ રચી રહ્યો હતો પહેલી રાજ્યક્રાન્તિ પછી તરત જ ઘણા મૂડીવાદીઓ ઝારના રાજ્યની પુનર્સ્થાપના માટે તૈયારી કરવા લાગ્યા. આમાં જેઓ શામેલ નહોતા તેમાંના યે ઘણા લોકો મડીના શોખીન હોઇ રશીયાને અમીરોનું રાજ્ય બનાવવા માગતા હતા.

પણ લેનીનનો બોલ્શેવીક પક્ષ અમીર રાજ્યનો વિરોધી હોઇ કામદારો અને ખેડૂતોના પ્રતિનિધિ પંચાયતી રાજ્યનો પક્ષપાતી હતો. જાતિભેદ અને વર્ણભેદનો એ વિરોધી હતો. આફ્રીકા, હિન્દ કે યુરપ બધા દેશના માનવીઓને સરખા હક્ક છે એમ એ પક્ષ માનતો એક પ્રજા કુદરતી રીતે જ ઉચ્ચ છે ; અને બીજી નીચ છે અથવા એકને પ્રભુએ જ શ્રેષ્ઠ અને બીજીને ગુલામ બનાવી છે એવી માન્યતા બોલ્શેવીકોની નહોતી. આથી સ્વાભાવિક રીતે જ મહેનત કરી નાણાં કમાનાર વર્ગ, કામદાર વર્ગ, બોલ્શેવીકોની તરફેણમા હતો. અને દરેક દેશની જેમ રશીયામાં પણ કામદાર વર્ગની સંખ્યા જ મ્હોટી છે. એ જ લોકોની પંચાયતો મારફતે કાયદા, ન્યાય અને રાજ્ય ચલાવવાની લેનીનની ઇચ્છા હતી. એ પંચાયતો સ્થપાતા જ પોલીસ અને લશ્કરની મ્હોટી સંખ્યા નિરૂપયોગી થઇ પડત અને એમ

રશીયા એક મ્હોટા ખરચમાંથી ઉગરી જાત પણ મન્શેવીકો અને સુધારકોને ઈગ્લાંડ અને ફ્રાન્સની રાજ્યપધ્ધતિ પસંદ હતી એક ઝારને બદલે કામદારો અને ખેડૂતોને ચૂસવા સેંકડો ઝાર બેસાડવાનું—ઝાર તરીકે બેસવાનું અને કામદારોના લોહી પર મડીવાદને ખીલવવાનું તેમનું મન હતું. અને એ જ લોકો મહાયુધ્ધને ચાલૂ રાખવાની તરફેણમાં હતા આમ પ્રજા બે ભાગમાં વહેંચાઇ ગયેલી હોઇ દેશ અને પ્રજા તરીકે રશીયા અને રશીયાનોનું સંગઠન મુશ્કેલ થઇ પડ્યું હતું.

## મહા યુધ્ધનો પ્રશ્ન

ઈગ્લાંડ અને ફ્રાન્સનો જર્મની સાથે લ્હડવાનો ઉદ્દેશ ન્હાનાં રાષ્ટ્રોની સ્વતંત્રતા રક્ષવાનો નથી એ બાબતની લેનીન અને એના બોલ્શેવીક પક્ષને ખાત્રી થઇ ગઇ હતી. એ બધા દેશોનો ઉદ્દેશ પોતપોતાનો વિસ્તાર વધારીને બીજાનો ઓછો કરવાનો છે, તથા એમના મડીવાદીઓ લડાઇ ચાલુ રહે તથા એને પરિણામે મોંઘવારી વધી જાઇ તેમને ખૂબ કમાણી થાય એમ ઇચ્છે છે એ વાત બોલ્શેવીકો સમજી ગયા હતા. આ લાભને માટે યુરોપના મડીવાદીઓ ખૂબ લાંબા સમયથી રાહ જોઇ રહ્યા હતા. આ બધી બાજી સમજીને જ લેનિને પોતાના પક્ષ તરફથી દેશના કામદારો અને ખેડૂતોને સાફ શબ્દોમાં જણાવી દીધું કે આ મહાયુધ્ધમાં પડવાથી તમને વારંવાર નુકસાન વિના બીજું કાંઇ જ થવાનું નથી છતાં જો ભૂલથી પણ એમાં ભાગ લેશો તો તમારૂં સત્યાનાશ વળી જશે; અને ગુલામીમાંથી છૂટવાને માટે બીજી કેટલીક સદીઓ સુધી તમારે રાહ જોવી જોઇશે. જે લોક લ્હડાઇમાં પડ્યા છે તે પરંપરા મડીવાદી છે તે તમને કપાવી, મારીને પોતાની મતલબ હાંસલ કરવા માગે છે" આવી અસરકારક અપીલ કરી લેનીને આખી દુનીઆના કામદારોને મહ યુધ્ધની વિરૂધ્ધ એક કરી મડીવાદીઓથી તેમને બચાવવા પ્રયત્ન કર્યો, પણ મહાન કાર્યોમાં જેમ શરૂઆતમાં થાય છે તેમ તેમાં એને નિષ્ફળતા જ મળી કારણ કે બીજા દેશના કામદારોની વાત તો દૂર રહી, પણ ખુદ રશીયાના જ કામદારો અને ખેડૂતોને કરન્સકીએ લ્હડાઇમાં મોકલી આપ્યા.

આથી લેનીનના પક્ષે કરન્સકી પર એવું દબાણ આણ્યું કે મિત્રરાજ્યો સાથેની બધી છૂપી સંધિઓ છાપી દો કે જેથી એ લોકો શા કારણથી મહાયુધ્ધમાં પડ્યા હતા તે દુનીઆને રોશન થાય એ ગુપ્ત સંધિઓ જોતાં માલૂમ પડ્યું કે ઝાર એમાં એટલા માટે જોડાયો હતો કે એને કોન્સ્ટેન્ટીનોપલ, આર્મીનિયા અને ગ્લેસીયા કાયમને માટે મળી જાય ઈગ્લાંડ અને ફ્રાન્સના પણ એવા જ પ્રકારના ઉદ્દેશ હતા આ બધી બાબતોની માહિતી હોવા છતાં મન્શેવીકો તથા સુધારકો યુદ્ધમાંથી નિવૃત્ત થવા કે ગુપ્ત સંધિઓ જાહેર કરવા તૈયાર ન થયા. આમ મહાયુદ્ધના પ્રશ્નમાં પણ મન્શેવીકો અને સુધારકો શરૂઆતમાં તો ફાવ્યા જ.





શ્રીયુત "હીરા"જી

# કલેજાં
## નો
# એકરાર

: કરનાર :

કોહીનુરનો "હીરો"

| | | |
|---|---|---|
| ૧ | પુરૂષમાં વખાણવા લાયક સદ્ગુણ કયો ? | ટીખળ |
| ૨ | સ્ત્રીમાં વખાણવા લાયક સદ્ગુણ કયો ? | છ જુઠ |
| ૩ | જીંદગીની ખરેખરી સફળતા તમે શેમાં માનો છો ? | કટ ક્ષમાં |
| ૪ | તમારો પ્રિય વિનોદ ( Recreation ) કયો ? | માણસોના ભેજાં ખાવાનો |
| ૫ | તમારૂં મનગમતું ફુલ કયું ? | આકડાનું |
| ૬ | તમારો પ્રિય લેખક કયો ? | મહમદ "ગાંડો" જેણે પોતાનો દાંત પડી જતાં તે પરના અનહદ વ્હાલને લીધે એ દાંત પર કીમતી કબર ચણાવી. એવા કવિત્વભર્યા જીગરવાળાએ એક અક્ષર ન લખ્યો હોય તો યે મારે મન એ મારો પ્રિય લેખક છે. |
| ૭ | તમારૂં પ્રિય પુસ્તક કયું ? | 'સદેવંત શાવળીંગા' |
| ૮ | તમારો મુદ્રાલેખ ( Motto ) શો છે ? | એરંડીયું પીધેલ અથવા સુકાં કોપરાં જેવાં ડાચાંવાળાઓને ઉઘડતા ગુલાબ જેવા સ્મિતભર મુખારવિંદવાળા બનાવવા. |

સહી

તમારો તાબેદાર સેવક "હીરો"

# દિલ્દારની

લેખક: રા રા. "કોકિલ"

છે મસ્ત આંખો રગરગે, દિવાનગી ખૂમારની,
ભૂલી ગયો નિજ ભાન હું જોઇ નઝર દિલદારની.

ક્યા તક જીવે આ જીંદગી. આકાશના ફૂલે રમી;
જે મોતના હાથે રમે છે જીંદગી ગમખ્વારની?

બુલબુલ ગુલની લાલીએ, તું તો મારી પીટે છતાં;
કોને કથા કહે દિપિકા, નિજ ઉરના અંગારની?

મારા હ્રદયના તેં કર્યા, કે લાખ ટુકડા તોય શું?
જોવી રહી બાકી હજી છે ધાર તુજ તલવારની

કાફીર અગર છે તુ જગે, તો હુંય કૈં મુસ્લિમ નથી;
આંખો મહીં સુર્તી છે તું, પૂજા રહી સરશારની.*

શાને કહો ઝખ્મી કર્યા? મુજ પાસ તો આ કૈં નથી,
એ કાં હસીમાં વાત ટાળો નયનના પલકારની.

આ જીંદગીનું નાવ છો હેલે ચડે તુફાનમાં;
નાવિકગર મારી સનમ, દરકાર શી પરકારની?

મરવું અગર મંજુર છે, તો આવજો નવ હર્ષથી;
ખડકી સદા ખુલ્લી રહે છે શાહના દરબારની.

નીચું વળી કોકિલ શું જોઇ રહ્યા છો ઉરમાં?
બોલ્યા હસી દિલમા છુપાએલી છબી દિલદારની.

*સરશાર=શરાબે મસ્ત પણ ભાનમા




( ગયા અંકથી ચાલુ )

"દેવબાલા; રમાને સખત તાવ છે. એને દવા જોઉં.. ...હાં. પણ મનમોહન નથી કે શું ?"

"હજુ બહારથી આવ્યા નથી."

"ક્યારે આવે છે ?"

"લગભગ મધરાતે"

"મધરાતે ?"

"હા ! જ્યારે આખું મુંબાઇ લગભગ પોઢી જાય છે ત્યારે તે ઘેર આવે છે"

"અને તમે ?"

"હું-હરરોજ રાહ જોતી પાશ્ચિમાત્ય સંસ્કૃતિને શાપ આપ્યા કરું છું !

"શા માટે ?"

"કારણ કે એ સંસ્કૃતિએ મારો સ્વામિ, મારું આ ઘર, અને મારું જીવન બગાડયું છે"

"બધે શું આમ જ હશે !"

"બધાની મને ખબર નથી. પણ મારા જેવો વિષમ અનુભવ ઘણા થોડાને થયો હશે. તમને સ્ત્રીઓના હૃદયની શી પરિક્ષા હોય, પણ હૃદય ચીરી જુઓ તો જણાશે કે તેમાં વણસંતોષાયલી ઉર્મિઓનો થર બાઝયો છે. આશાની ઇમારતો ભુકો થઈ નીચે દટાઇ ગઈ છે."

પ્રકાશ મુંગો રહ્યો અને દેવબાલાના અસંતોષનું કારણ ખોળવા પ્રયત્ન કરવા લાગ્યો. ગળાની ખખરી દૂર કરી દેવબાલાએ આગળ ચલાવ્યું.

"મારા ઘરમાં આજે મોટું યુદ્ધ મચી રહ્યું છે. પર સંસ્કૃતિનો ગુલામ બનેલો સ્વામિ આર્ય સંસ્કૃતિમાં અચલ શ્રદ્ધા રાખનારી સ્ત્રીને જ્યે છે તેનો વિદેશી આડંબર અને તેનું વર્તન મારા ઘરનો ખુણેખુણો અપવિત્ર કરે છે સ્વામિના સ્નેહ માટે તલસતી સ્ત્રીની કીંમત વિદેશી ગૌરાંગનાઓ લઈ ગઇ છે. પરદેશથી ચેપી રોગ માફક વળગેલી સંસ્કૃતિ આજે અમને બધાને નિર્ધન, નિર્વીર્ય અને નિર્માલ્ય બનાવી રહી છે, અને એ વિષમ સંસ્કૃતિના નિશામા ચકચૂર થઈ અડધી રાતે આ નિર્દોષ બાળકનો પિતા અરધા ભાનમાં ઘેર આવે છે. સાથે અપૂર્વ માનવતાની ઉચ્ચવૃત્તિને બદલે મલીન પશુવૃત્તિ લેતો આવે છે કેળવાયેલાના ઘરના ઢેડફજેતા જોવા દુનિયા હંમેશા જાગતી નથી, પણ હું અને આ બાળકી હંમેશ તે જોઇએ અને અનુભવીએ છીએ બેદરકાર, ઉડાઉ અને નિશાબાજ બાપના ઘરમાં આ કમનસીબ છોકરી કયાં સુધી ટકશે ? એના દેહનું મોડું વ્હેલું અવસાન થવાનું. પણ પ્રકાશભાઇ ! મારા તો જીવનું અને દેહનું અવસાન થશે"

દેવબાલાની આંખોમાં આંસુ ન્હોતાં; પણ શુરવીર યોધ્ધાનું તેજ હતું. કેટલા ય દિવસ પછી તેણે આજે આંસુ પાડયાં હતાં, કેટલા ય દિવસ પછી કરમાતી ફુલપાંખડી જેવી રમા પણ આજે

રડી ઉઠી હતી બંનેને નિરાધાર જોઇ પ્રકાશનું હૃદય પીગળી ગયુ. બંનેના અવસાનનુ ખરૂ કારણ જાણી તેનું સંકોચાઈ ગયેલુ મનુષ્યત્વ એકાએક ઉછળી આવ્યુ અને તે ટટ્ટાર થયો. વિકાળ અગ્નિના અંગારા જેવી આંખો ફાડી તે બોલી ઉઠયો.

'મારા જીવતા તો તમારૂં અવસાન હુ નહિ થવા દઉં દેવબાલા ! મનમોહન ગમે તેવો હોય, પણ તેને હું સીધો કરી નાંખીશ એને કયાંથી ખબર હોય કે તમારા જેવી બાલિકા સોમાં એક ઘેર પાકે; કુમારીકા હજારોમા એક ઘર વિકસે, અને આર્ય સંસ્કૃતિના અલંકારરૂપ સ્ત્રી તો લાખોમા એક જ ઘેર મ્હાલે રત્નોની ખોળ કરતા કોઇ નસીબવંતને હાથે એક જ રત્ન રહે છે. મનમોહનના હાથમાં આવુ એક રત્ન ચ્હડયું, પણ તેણે ધૂળમા રગદોળ્યુ લાગે છે અને તેમ હું નહિ થવા દઉં. તમારા સુખનો સાથી થવા મેં કબુલ્યુ નથી એ ઠીક જ કર્યું, પણ દુ:ખનો સાથી થવા વચન આપ્યુ છે તો મારૂ વચન જરૂર પાળીશ." પ્રકાશનું આખું શરીર કંપી રહ્યુ તે ઉઠયો. અને આમ તેમ ઓરડામા આંટા મારવા લાગ્યો. એકાએક તેને કાંઈ સૂઝી આવ્યું

"ઠીક, અત્યારે હુ જાઉં છું. મનમોહન આવે ત્યારે કહેજો હું તેમને મળવા ઇચ્છું છું. બનશે તો આજે રાતના નહિ તો સવારે જરૂર હું મળવા આવીશ."

પ્રકાશ બારણાં તરફ ગયો. દેવબાલા ઉઠી, તેની નજીક આવી ઉભી રમા પ્રકાશને જોઇ મીઠી મીઠી પણ મ્હોં મલકાવતી હતી પ્રકાશ રમા સામુ જોઈ રહ્યો અને તેને અપૂર્વ વ્હાલથી ચુમી લીધી.

જનારની પીઠ પાછળ દેવબાલાએ કયાં ય સુધી જોયા કર્યું.

રાત્રિના આઠ વાગ્યા ને રમા એકાએક ચીસ પાડી ઉઠી નવ વાગ્યા ને તેનું શરીર તાવમાં તપી આવ્યું દશ વાગ્યા અને તેનું ભાન જવા માંડયુ.

અને દેવબાલાને તો રમાનો જીવનદીપ હોલવાઇ જતો લાગ્યો

"રમા ! છોકરી તાવમાં સળગી રહી છે !"

"કેટલા ભાગની દવા પાઇશું ?–કહો તો દાકતરને બોલાવી લાવુ"

"દાકતર અને દવા બંને નકામાં છે. દાકતરને એના જીવવાની આશા નથી. એની દવા શું ફાયદો કરશે ?"

"એમ શુ બોલો છો બા ! તમે બ્હેનને સંભાળો; હું દાકતરને બોલાવી લાવુ"

દવાની બાટલી ટેબલ પર મુકી રામો ગયો અનાથના આંસુથી બંધાયલા અભાગી બાલકના દેહ તરફ દેવબાલા અનિમિષ જોઈ રહી, રડી રહી. તેણે આંસુની ઇમારતો બાંધી હતી ; આજે તો તેના જીવનની અવધિ હતી

ઘડીયાલમા અગિયારના ટકોરા થયા અને દેવબાલા વિચારસ્વપ્નામાંથી જાગી બેદરકાર ઘડીયાલને અનુકંપાનો પાઠ તેના અશ્રુપૂર્ણ નયન શીખવી રહ્યા તેને સ્પષ્ટ થયું કે પોતાનું દંપતિજીવન માત્ર કાચા સુતરને તાંતણે ટકી રહેલું છે. મનમાં તે બડબડી :

"બેભાન બાળકી ! અવસાન પછી તું પ્રભુ પાસે ફરિયાદ કરશે કે 'માબાપની બેદરકારીને લીધે મારૂં અકાળ મૃત્યુ થયું અશકત અને બળી જળી રહેલી માતાના ખોળામાં રડી મે પિતાનો સ્નેહ અનુભવ્યો નથી ; અને માતાનો હસતો ચ્હેરો જોયો નથી એમની શ્રીમંતાઇ મને જીવાડવા અશકત નીવડી છે અને એમનાં સળગી રહેલા જીવનની આગમાં હું બળી મુઇ !'' રોતા રોતાં દેવબાલાએ રમાના જીવવાની આશા મૂકી

દવાની બાટલી સામે દેખાઈ. અસ્પષ્ટ જોતી આંખોએ બાટલી પર વાંચ્યું "નિરાશા એજ છે આશા !" કંઈક સ્વસ્થતા આવી. દેવબાલા બાટલી



અને તેને અપૂર્વ ભાવથી ચૂમી લીધી

લેવા ઉભી થઇ. ધ્રુજતા હાથે કાચની પ્યાલીમાં દવા નાંખી, ન નાંખી, ને તે આખે શરીરે ધ્રુજી રહી, થરથરી રહી. માનસિક શક્તિ ઢીલી પડતા સમતોલ પણુ પળભર જતું લાગ્યું. આંસુભર્યાં રડતાં નયનો કાંઈ જોઇ શક્યાં નહિ; નાકની ગંધ પારખવાની શક્તિ જતી રહી, કાન બ્હેરા થઈ ગયા, માથું ચક્કર ચક્કર ફરવા માંડયું અને મોટા અવાજ સાથે દેવબાલા ચત્તીપાટ જમીન પર પટકાઈ બાટલીમાંથી દવા ઢોળાઇ ગઈ; પ્યાલીના કાચના ચૂરા થઇ ગયા

અને ઘડીયાળમા સાડા અગિયારનો એક ટકોરો શાત્ ઓરડામા ગાજ્યો તેના જવાબમા પ્રકાશ બારણામાં દાખલ થયો તેણે શું જોયું ?

આશાના મનોરથોથી ચણેલાં ઈમારતના ખંડેરો, તેમ પોતે કોઈ સ શોધક જેવો એકલો અટુલો ભમતો લાગ્યો ન તેને ભાન રહ્યુ સમય અને સ જોગનું, કે ન તેને દરકાર રહી પોતાના અધિકારની પ્રલય પામતી પારકી સૃષ્ટિનો ઉધ્ધાર કરવા તે મથી રહ્યો હતો સામે સોફા ઉપર રમા નિર્જીવ પડી હતી ભોંય પર દેવબાલા બેભાન–તરછોડાયલી જેવી પડી હતી એકના મ્હો ઉપર દુનિયાને તિરસ્કાર આપવાની છાપ હતી બીજાના નિસ્તેજ વદન ઉપર દુ ખે ખવાઇ જતા લાવણ્યની આહુતી હતી.

તલસતો વિજ્ઞાની નવા રસાયણની પ્રથમ જમાયશ કરવા દોડે તેમ પ્રકાશ દેવબાલા તરફ યો, તેનુ માથું બે હાથ વચ્ચે પકડી રડતા હૃદયે ા શ્વાસની ઉષ્માથી બેભાનમાં ભાન આણવા પ્રયત્ન કરવા લાગ્યો. અ યારે તેનાં મન અને ય વચ્ચે મોટું યુધ્ધ થઇ રહ્યુ

અને વિષમ રાત્રિમા બારના ટકોરા થયા ઓરડામાં કોઈના આવવાનો અવાજ થયો પ્રકાશે બારણા તરફ ધીમેથી માથું ફેરવ્યું.

બારણાના ઉમરમાં લાલ ઘેરાયલી આંખે મનમોહન ઉભો હતો ઉભો રહી શકતો ન્હોતો છતા ઉભો હતો.

"કોણ.........તું.......ત.......પ્રકા . ...શ !"

"હા......પ્રકાશ પોતે !" દેવબાલાના માથા નીચે ઓશીકું સેરવી પ્રકાશ ઉભો થયો મનમોહન લથડતે પગે તેની નજીક આવ્યો. એક દ્રષ્ટિમાં પરિસ્થિતિનું માપ કાઢવા તેણે સ્વસ્થતા એકઠી કરવા માડી

"આ......અહિંયા આમ......પડી છે... .અને રમા... ક્યાંય..... ?"

પ્રકાશની આંખમાં આજે પહેલી જ વાર આ માણસ માટે તિરસ્કાર પ્રકટ્યો સ્નેહના શણગાર જેવાં આસુઓ તેની આખમા ચમકી રહ્યા.

" આ આમ પડી છે તે પોતાના દુઃખે અને રમા જુઓ તમારી સામે બેદરકાર બાપને શાપ આપી રહી છે

મનમોહનને કાંઈ સમજ ન પડી એક ખુરશી ઉપર બેસી ગયો હેટ અને લાકડીને દૂર ફેંકી દીધા અને રામાને હાંક મારી.

'રામો ક્યાં ગયો ?'

'મને ખબર નથી'

ત્યારે તમે અહીં અત્યારે શું કરતા હતા ?'

"ફરજ બજાવતો હતો"

"ફરજ ? Duty ?! What duty ?"

"દુ ખે કચરાઈ રહેલી સ્ત્રીના નિશાબાજ પતિને અને મોતના મુખમા પડેલી-માબાપ છતાં હોવા નિરાધાર બાળકીના દયાવિનાના બાપને ઠેકણે લાવવાની ડયુટી !" પ્રકાશની આંખમાથી જ્વાળા ઝરી.

મનમોહન ખડખડાટ હસ્યો, અને દારની ગધ બધે પ્રસરી

"I .. I thank you my dear Mr. *Prakash* '......પણ એમા ગભરાવા જેવું કાંઇ છે જ નહિ દેવબાલાને તો હીસ્ટીરીયાનું દરદ લાગુ પડયું છે અને રમા... ..That poor Child હા–હા. જન્મી ત્યારથી જ તે માંદી રહ્યાં કરે છે."

એટલામાં દેવબાલાને આંચકી આવી. અને તે આખા શરીરે અમળાઇ રહી. પ્રકાશ તેની તરફ દોડ્યો અને કાંઇ પણ મદદ કરે તે પહેલા તે ભાનમાં આવી ગઇ, પણ પછી સ્વસ્થ થઇ, ને વસ્ત્ર સમારી બેઠી. પાસે સહૃદય યાચના કરતો પ્રકાશ ઉભો હતો સામે ખુરશી પર બેદરકાર પણે પોતાનો સ્વામિ બેઠો હતો.

મનુષ્યમાંથી રાક્ષસ બનાવનાર સસ્કૃતિ ઉપર પ્રકાશને આ કચડાઇ રહેલું કુટુંબ જોઇ શાપ આપવાનું

મન થયુ. જે સંસ્કૃતિ આટલી નિષ્ઠુરતા જન્માવે દયા મુકવી નાંખે એવી ક્રુરતા, પ્રગટ કરે, આત્માભિમાનનો વિધ્વંસ કરાવે, અને નરપુંગવમાંથી નપુંસક બનાવે એ સંસ્કૃતિ પર ફીટકાર આપવા સિવાય બીજું શું હોય?

મનુષ્યના રાક્ષસીપણાને માનવતામાં ફેરવી નાંખવા માટે તો સાથે હથોડાના માર જ જોઇએ. પ્રકાશે એ પ્રવૃત્તિ આરંભી.

"દેવબાલા! તમને આપેલું વચન મારે પાળવું જોઇએ. ઉઠો, સ્વસ્થ થાઓ. તમને પરણનારને તમારી કીંમત નથી. તમારા જુના સ્નેહીને મન તો તમે દેવી જેવાં અનુપમ છો." દેવબાલાને ભોયેથી મજબુત બાહુ વચ્ચે પ્રકાશે ઉપાડી; મર્યાદાને અધ્ધર લટકાવી તેને છાતી સરસી દબાવી પલભર, અને ફુલની માફક જાળવીને આરામખુરશી ઉપર સુવાડી.

મનમોહનની આંખો ફાટી ગઇ.

"પ્રકાશ!" મનમોહને બુમ પાડી જાણી જોઇને પ્રકાશે સાંભળી નહિ. તે તો દેવબાલાની સેવા કરવામાં મશગુલ હતો.

"પ્રકાશ!......હરામખોર! શરમ નથી આવતી? હું બેઠો છું ને તું મારી બૈરી સાથે........ .." મનમોહને પ્રકાશનો હાથ ખેંચી ખેંચી ઊંચ્યો. પ્રકાશે સીનો ટટાર કર્યો.

"જ્યારે તમારી બૈરી!......રાતના બાર વાગે દારૂના ઘેનમાં આવો છો ત્યા સુધી બૈરી કેમ સાંભળતી નથી? કાલાબાની રાડોમાં વિહાર કરો છો ત્યારે બૈરીની યાદ કેમ આવતી નથી?"

"મારી બૈરી સાથે કેમ વર્તવું તે હું જાણું. પારકાને શું?"

"મી. મનમોહન! હું પારકો નથી. તમારી સ્ત્રીનો એક મોંઘો મિત્ર છું—જુનો સ્નેહી છુ. એક બીજાનાં દુઃખમાં રડનાર અમે બે ભાગીઆ છીએ અત્યારે તેનો ધણી તેના મનોરથોના ચૂરા કરી રહ્યો છે અને તેના બાળકને રહેંસી રહ્યો છે એક પતિત પતિને હાથે થતો સુશિક્ષિત સ્ત્રીહૃદયનો ઘાત હું કદાપી નહિ થવા દઉં.

"તે પહેલાં તમારે અહીંથી ચાલ્યા જવું પડશે. આ મારૂં ઘર છે અને તમે મારા ઘરમાં ઉભા છો એ ખબર છે? અત્યારે જ મને ખબર પડી કે મારી સતી સ્ત્રી પોતાના જુના પ્રણયીને ખાનગી બોલાવી.:."

"ચુપ!" પ્રકાશનો વજનદાર હાથ મનમોહનના ખભા ઉપર પડયો "તમારી પશુવૃત્તિએ તો એક દેવ જેવી સ્ત્રીનો આખો ભવ બગાડયો. તેની આબરૂને પાણીને મૂલે વેચી નાંખી, છતાં તેની નિર્દોષતા, પતિવ્રત અને સ્વામિભક્તિ પર આક્ષેપ મુકો છો!"

દેવબાલા બનેને ઠંડા પાડવા કાંઈ વચમાં બોલી, બેમાથી એકને તેના શબ્દોની દરકાર ન્હોતી તેને એમ લાગ્યું કે અત્યારે એક પુરૂષ અને એક જાનવર વચ્ચે હમેશાનો હિસાબ ચૂકવાઇ રહ્યો હતો એક પોતાની ભક્તિ સિધ્ધ કરતો હતો: બીજો પોતાના હક્ક માટે બરાડા પાડતો હતો.

એટલામા રામો આવ્યો. મહામહેનને કનુભાઇ ડાકટરને તે તેડી લાવ્યો હતો.

રમાએ આખા ઓરડામાં એક સર્વગ્રાહી દ્રષ્ટિ નાખી અશક્તિમા ઢગલા માફક લમણે હાથ દઇ દેવબાલા ખુરશીમાં પડી હતી.

"બા, દાકતર સાહેબ આવ્યા છે"

દેવબાલા ઉઠી; અને કનુભાઇને ધીમેથી કાંઈ કહ્યુ પ્રકાશે મનમોહન સાથેની જીભાજોડ તરછોડી. તિરસ્કારમાં તે ફર્યો, અને રમાને તપાસતા ડાકટર તરફ ચીતાતુર જોઇ રહ્યો. ધીમે પગલે તે નજીક ગયો અને નીચો વળી રમાને જોઈ રહ્યો.

ડાકટરે રમાને તપાસી. તેના મ્હોંઢા ઉપર નિરાશાના ચિન્હો સ્પષ્ટ હતા. દેવબાલા ડાકટરનો અભિપ્રાય સાંભળવા તલસી રહી ડાકટરની દ્રષ્ટિ પ્રકાશ ઉપર પડી

"તમે છોકરીના બાપ થાઓ છો ?"

"ના—બાપ કરતાં અધિક પ્રેમ અને વાત્સલ્યથી ચાહનાર એક સબંધી છુ. કેમ?"

બેગમાં હથીયાર મુકતા ડાકટરે કહ્યું

"છોકરીનું દર્દ ઘણુ વધી ગયું છે. આ ઘરમાં તેની કોઇએ બરાબર દરકાર નથી લીધી"

"એટલે?" પ્રકાશે વચમા જ પુછ્યું

"એટલે એ જ કે છોકરીમાં જીવવાની શકિત હવે રહી નથી. તેનું લોહી ખવાઈ ગયુ છે; અને પોષણના અભાવે તેના ગાત્રોમાં રસાયણિક નિષ્ઠુરતા આવી છે"

"ડાકટર! દવાથી તે સુધરી શકે એમ ....."

"દવા તેને માત્ર ચોવીસ કલાક ટકાવી શકશે, પણ હું એમ ઇચ્છું છું કે તે છૂટે તો સારૂં"

ડાકટર જવા ફર્યો

"રમા! રમા!" દેવબાલા મુક્કે મુક્કે રડી પડી. પ્રકાશે સ્વસ્થતા આ વખત ખોઇ નહિ

રામાને ડાક્તર સાથે દવા લેવા જવા કહ્યુ, અને સાથે ફી મોકલાવી. કનુભાઇ ગયા ત્યા સુધી મનમોહને બીડીના ધુમાડા કાઢયા કીધા આ નિષ્ઠુર બાપને એક લાત મારવાનુ મન પ્રકાશને થયુ. રડતી દેવબાલાને શાંત પાડતો તે બોલ્યો

"દેવબાલા! દેવબાલા! તમારા બાલકનો પિતા હુ હોત તો કેવું સારૂં! અરેરે! મરવા સુતેલી છોકરી તરફ દૃષ્ટિ નાંખવાની એના બાપને ફુરસદ નથી!"

"પ્રકાશભાઇ! ડાક્તરે કહ્યું એ જ ઠીક છે. બિચારી છૂટે તો અમારા નિર્દય તંત્રમાંથી પરવારે! હવે તમે જાઓ આરામ લો"

હીંદના સામાજિક દૃશ્યના કરુણ ચિતારની અવધિ હતી. રડવા પ્રકાશે પ્રયત્ન કર્યો, પણ આંસુનો કુંડ હૃદયમાં સુકાઇ ગયો હતો નીચેથી અગ્નિની જ્વાળાઓ આંસુઓને વરાળરૂપે બહાર કાઢતી હતી. ગર્વભેર, ઝુમતા પગલે તે મનમોહન સામે ઉભો તેના ચ્હેરા ઉપર રાક્ષસી ભયંકરતા હતી

"મી. મનમોહન! ડાક્તરે શું કહ્યુ તે સાંભળ્યું?"

"હા! રમા નહિ જીવી શકે. એ હું પહેલેથી જાણતો હતો તે તમે બધા અત્યારે જાણો છો" ઠંડે પેટે મનમોહને જવાબ આપ્યો આ વિદ્વાન ગણાતા માણસમાં આટલું રાક્ષસી પરિવર્તન જોવાની આશા પ્રકાશે રાખી ન્હોતી પળભર તેની બેપરવાઇનુ તે પૃથક્કરણ કરી રહ્યો. બાજુની ખુરશી ઘસડી તે મનમોહન પાસે બેઠો. બન્ને તો દુઃખી નિવડેલા આ તંત્રના નાલાયક તંત્રાધિકારીને સુધારવા જે સંસ્કૃતિએ વ્યકિતત્વના ચૂરા કરી તેનું અધઃપતન કર્યું હતું તે સંસ્કૃતિમાં અંધ શ્રધ્ધા રાખવાથી કેવું ભયંકર પરિણામ આવ્યું હતું તેનો સ્પષ્ટ ચિતાર આપવા મનમોહન કંટાળવા લાગ્યો. પ્રકાશે વિનયપૂર્વક તેને બેસવા કહ્યુ એક નવી સીગરેટનો ધુમાડો ઓરડામા પથરાવા માંડયો.

"મી મનમોહન! ડાક્તરે મને પૂછ્યું કે રમાના તમે બાપ છો?"

"હા! હા! ડાક્તરે મારે બદલે તમને ધારી લીધા. આપણા બન્નેના ચ્હેરાએ ડાક્તરને થાપ આપી પછી તમે શું જવાબ આપ્યો?"

"મે કહ્યું કે રમાનો બાપ હું હોત તો ઘણું સારૂં. અને નથી તે માટે અત્યારે ઘણો શોક કરૂં છુ"

"કારણ?"

"કારણ કે બેદરકાર માબાપના સુકાઇ ગયેલા સ્નેહને શાપ આપતી તે મોતની ઘડીઓ ન ગણતી હોત. માતાના ખોળામાં પુષ્પ માફક રમવાતી, પિતાના આંસુઓમા ન્હાતી, ખીલી રહેલી—થોડી પણ પળો જગતમાં તે આનંદપૂર્વક માણત."

—"પ્રકાશ! હંમેશ માફક તમે તો Idealist જ રહ્યા Idealism નો આ તે કાંઇ જમાનો છે! જ્યાં સંસારના ચક્રો બધાં યંત્રવત્ ચાલી જૂની રૂઢીએ

ભૂકો કરી નાંખનો નહીને જન્માવે ત્યાં માણસ સાંસ્કારિક સ્વસ્થતા ક્યાંથી સાચવી શકે? આપણી 'સંસ્કૃતિનું Idealism આપણને નિર્માલ્ય બનાવી મૂકે છે એમ હું માનું છું."

"માટે જ તમે નવી-પાશ્ચિમાત્ય સંસ્કૃતિ સ્વીકારી છતાં ન તમે પશ્ચિમના બન્યા કે ન પૂર્વના રહયા. મારે હિસાબે તો તમારું અધઃપતન થયું છે!"

"તમે એમ ધારો છો?"

"હા! સાંભળો એમ હકળી ન જાઓ. પાશ્ચિમાત્ય સંસ્કૃતિની તો તમે માત્ર ઉજળી બાજુ જ જોઇ છે, એના દેખી ન શકાય એવા ખુણાઓમાં વાસ કરી રહેલી ભયંકરતા પારખશો ત્યારે જ તમને હીંદની સંસ્કૃતિ પૂજનીય, માનપ્રદ, અને સર્વોપરિ લાગશે. અત્યારે તમારા ઘરમાં જે કઢંગું, ઘતક તસ હદ્ભવ્યું છે તેના જોખમદાર તમે છો. કારણ કે તમે ન રહયા પૂરા તમારી સંસ્કૃતિના, ન રહયા પર સંસ્કૃતિના. તમારે જ ત્યાં કાંઇ આમ છે એવું નથી, હીંદના અર્ધદગ્ધ કેટલા ય હીંદવાનો જે આવી-અધૂરાપણાની દશા ભોગવે છે તેઓ બધાનું ય આ અધઃપતન થયું છે એ અધઃપતન વિનાશક છે, અને સર્વત્ર ચેપી ભયંકરતા પ્રગટાવે છે હિંદ વર્ષ પછી ઘણું કઠણ થઇ પડશે."

"આ તો તમારો પેસીમીસ્ટીક વ્યુ (Pessimistic view) લાગે છે."

"હા પેસીમીસ્ટીક છે, છતાં સાચો છે અંધાપો આવ્યા પછી કોઇ આંખો ઉછીની આપતું નથી; કે નિરંતર દોઈ દોરનાર પણ નથી રહેતું વિલાયત જવા પહેલાંના તમારા મનોરથો આજે કેટલા સિધ્ધ થયા છે તેનો હિસાબ કાઢો તમને સ્પષ્ટ થશે કે તમે સારો પગાર કમાઈ કદાચ સુખી માનતા હશો; પણ મારે હિસાબે તો તમે માત્ર અધોગતિ ખરીદી લાવ્યા છો જ્ઞાન મેળવ્યું તે માત્ર મ્હોઢે બોલી જઈ બીજાને જણાવવા પુરતું જ જાતે પાળવા કે ભોગવવા નહિ. તમારી સંસ્કૃતિ પરનો મોહ તમે જાતે જ ઓછો કરી પર સંસ્કૃતિને મારી મચડી તમારા શરીર સુધી દાખલ કરી છે, છતાં એ સંસ્કૃતિ તમને ગોરાઓની પંક્તિમાં કોઇ પણ દિવસ મુકવાની નથી જ પરદેશમાં હજારો રૂપિયા ખરચ્યા તેનું વ્યાજ પણ આપણા નિર્ધન દેશના લોકો તમને પાછું નહિ આપી શકે, એ વ્યાજમાં તમારે તમારો ભવસાગર તરવો છે, સાથે પર સંસ્કૃતિનો આડંબર સ્વીકારી નિરસ કાચ ઉપરવાઇથી જીવન અને તેનાં સાધનોનો વ્યય કરવો છે! તમારો જ દાખલો લઇએ."

પ્રકાશે દેવબાલા તરફ દૃષ્ટિ નાંખી-નિરાંતે તો ન કહી શકાય, પણ ઘણા દિવસના થાકથી શ્રમિત જેવી તે નિદ્રામાં-સ્વપ્ન સૃષ્ટિમાં ભમતી હોય એમ લાગતી હમા ધીમો શ્વાસ લઇ રહી હતી

"વિલાયતથી આવ્યા પછી તમારા માબાપે, સ્નેહીઓએ અને તમારી સ્ત્રીએ તમારામાં આ પરિવર્તનની આશા તો નહિ જ રાખી હોય. ત્યાંના શિક્ષણ સાથે તમે ત્યાંના કેટલાક રીતરીવાજ તો દાબી શકતા નથી, અને કેમ જાણે તેમાં માનવતા, કે મહત્તા ગણાતી હોય તેમ તે રીતરીવાજોને માન આપે જાઓ છો. રીતસર દારૂ પી ત્યાં આરોગ્યને સાચવી શકાતું. અહીંઆં તો તમે શીશા પર શીશા ખાલી કરી કલેજું બાળો છો અને આયુષ્ય ઓછું કરતા જાઓ છો. કોઇ પણ સ્ત્રી સાથે ત્યાં તમે છુટથી વાતચીત કરી શકતા સાથે હરીફરી શકતા. તેની સમાજને ત્યાં પરવા ન્હોતી. અહીંઆ તમે તેમજ કરી રહયા છો ઘરની સ્ત્રી તમારે માટે ટળવળે ત્યારે તમે બહાર ભટકયા કરો છો, અને અહીંના વાતાવરણને પ્રતાપે છાનામાના તમે પતિત બનો છો પર સંસ્કૃતિની વેદી પર તમે મરવા જેટલા તત્પર થાઓ છો, જ્યારે આર્ય સંસ્કૃતિમાં વસી મનોરથો અને આશાઓ સિધ્ધ કરવા મથી મરતી તમારી વિદ્વાન સ્ત્રીની તમને કીંમત નથી. ગૌરાંગનાઓ તમને લુંટી પાયમાલ કરશે ત્યારે તમને ખબર પડશે

કે તમારી પાસે ધન રહ્યું નથી. તમારી સ્ત્રીને સ્નેહથી આલીંગવા જેટલી શક્તિ રહી નથી અને આજે એવું પરિણામ તમારા ઘરમાં પ્રગટયું છે. છોકરી મરવા સુતી છે; સ્ત્રીના હૈયામાં આગ સળગી રહી છે, અને તમે પૈસા અને જીવનનો દુષિત વ્યય કરી ઘેર આવો છો છતાં તમારામા એક પણ સ્નેહની ચીનગારી છે? ઠંડે પેટે દ્રષ્ટાની નજરથી બધું જોયા કરો છો સ્ત્રી પોતાની પ્રતિષ્ઠા અને ફરજ સાચવતી અદ્વિતીય હીંમતથી બધુ સહન કર્યે જાય છે, છતા તેની જરા પણ કીંમત છે? તમારો તો દેશ પ્રત્યે, સમાજ પ્રત્યે, તમારા કુટુંબ પ્રત્યે એવડો મોટો દ્રોહ છે કે તેનું તમારે પ્રાયશ્ચિત ...વા ભેખ ધારણ કરવો પડે આજે તમે જેને છોડી છે તે બાલાએ મારે બદલે તમારો પ્રેમ ...ર્યો, સ્વીકાર્યો. તમને પરણી અને બરાબર ...તાઇ બિચારીને માત્ર ખબર ન્હોતી કે સંસારચક્ર ... જગન્નાથજીના રથનું એક મેટું પૈડું છે એ ...ડાં નીચે તમે, તમારી સ્ત્રી, અને તમારૂં બાળક ...ધાં ચગદાઇ રહયાં છો

"ત્યારે તમારૂં એમ કહેવું છે કે મારે વૈરાગ્ય ...રણ કરવો"

"નહિ તો તમારો એમ્સા ક્હેલો એઉ? ...'' ભવિષ્યવેત્તાની દ્રષ્ટિથી પ્રકાશ બોલ્યો."

"બાળક મરવા સુતું તે તો મરશે જ અને સ્ત્રી મારાથી–મારા વિચારોથી ટેવાઇ જતાં સહન કરતાં શીખશે. નહિ તો ડાકટરની પાસે જે વ્યાધિનો ઉપાય નથી એવો અસાધ્ય વ્યાધિથી તે પણ મરી જશે. એમાં હું શું કરી શકીશ?"

"તમારામાં તેના ઘાત કરવા સિવાય બીજું રહયું નથી, એટલે તે પણ રમાના પથે મોડી વ્હેલી જશે જ." પ્રકાશ બોલતાં બોલતાં ઉભો થઇ ગયો. તેના ચ્હેરા પર રતાશ તરી આવી તેણે આગળ ચલાવ્યું.

"પણ..........મારા જીવતાં તો દેવબાલાનું અવસાન હું નહિ થવા દઉં."

"કારણ કે તમે પારકાની સ્ત્રીને ચાહો છો."

"હા ચાહું છું. પણ મારો સ્નેહ પરસ્પરના કલ્યાણ માટે છે. બનેને સીધી રાહ પર દોરનારો દૈવી તાર છે હું તો તે કુમારીકા હતી ત્યારથી ચાહુ છું અને જીવન પર્યંત ચાહીશ. તેની વિશુધ્ધતા અને મારો સંયમ એ જ આર્યત્વની ભાવના છે."

મનમોહનની નજીક તે ગયો. તેના ખભા ઉપર હાથ ઠોકી તે બોલ્યો:

"પ્રોફેસર સાહેબ! હજુ પણ વખત છે. મરેત યુવાનીનું ગાંડપણ છોડી દયો. પર સંસ્કારની માયા તજી દો. નહિ તો દેવબાલા જેવી સુકુમાર લતાને, તમે તેના સ્વામિ હોવા છતાં નહિ, કચરી શકો"

પ્રકાશે આખા ઓરડામાં એક ક્રુર દ્રષ્ટિ નાંખી અને પળમાં ત્યાંથી અદ્રષ્ય થઇ ગયો.

દશેક મીનીટ પછી રામો દવા લઇ પાછો આવ્યો. સવાર પડવા પહેલાં રમાનો જીવનદીપ હોલવાઈ ગયો! (અપૂર્ણ)






લેખક: **શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળ**

હિંદુસ્થાન આખામા ધનસંપત્તિમાં આગળ ગણાતા દેશ ગુજરાતનું પાટનગર ગુજરાતની સંસ્કૃતિનુ કેન્દ્ર છે એ વાત ઘણા સૈકાથી સિધ્ધ થઇ છે. પાટનગરના નાગરિકો દેશની પ્રતિષ્ઠા અને કીર્તિના વિધાતા છે. એ કીર્તિ અને પ્રતિષ્ઠા કઇ રીતે ચિરસ્થાયી અને ઉચ્ચકોટિનાં થઇ શકે એનો વિચાર પુરવાસીઓ ન કરી શકે ત્યા સુધી પાટનગર દેશની સંસ્કૃતિનું આગેવાન થઇ શકે નહિ

પ્રાચીન નગરીઓ, પટ્ટનો, દીલ્હી, આગ્રા કે કાશી, તેના ધનવિભવથી જાણીતાં નથી થયાં. તે દરેક જગ્યાએ જગતને આકર્ષે એવો એકએક પ્રકારનો વૈભવ ત્યાના નાગરિકોએ જમાવ્યો છે, જેને લીધે રાજ્યો અને ધનસંપત્તિની ભરતીઓટ થયા કર્યાં છતા તેમની કીર્તિ એવી ને એવી રહી શકી છે. એ વૈભવ તેમના સંસ્કારી જીવનમાથી ઉત્પન્ન થએલ જીવનની અનેકવિધ કલાત્મક સંપત્તિ છે. રસિકતા અને સુરૂચિ સંસ્કારી જીવનના મુખ્ય લક્ષણ છે. બોલવામાં, હરવાફરવામાં, વસ્તુઓ પસંદ કરવામા, નવી વસ્તુઓ સરજવામા જે ચોક્કસ માપ, તોલ કે વિવેકથી દિલને હમેશાં તૃપ્તિ અને આનંદ આપ્યા કરે તેને આપણે સુરૂચિ કહીએ એવી સુરૂચિમાં અંતરની લાગણી ભળે એટલે રસિકતા પ્રગટે છે. રસિકતા એટલે ભાવો સાથે તાદાત્મ્ય સાધવાની શક્તિ, લાગણી સાથે ડોલવાની સ્વાભાવિક વૃત્તિ રસિકતા તથા સુરૂચિને વિકાસ અને પોષણ આપનાર કલા છે કલાની છાયા જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં સુરૂચિ અને સંસ્કારનો ઉદ્ભવ થવાનો. કલા તરફ જ્યા બેદરકારી અને અનાદર વર્તે છે ત્યાં લોકજીવન શુષ્ક અને ભારવાહી રહેવાનું; અનેક પ્રકારની અતૃપ્તિઓ, ભેદો અને વિગ્રહો ચાલુ રહેવાના.

કલાના સિદ્ધાન્તોનો પ્રચાર લોકજીવનમાં થશે ત્યારે જ વ્યવસ્થા અને સુંદરતાનું રાજ્ય સહજ આવશે, કારણ કે એ વખતે દરેક ચીજને ઘટતું સ્થાન અને સન્માન આપવાના નિયમો સૌ કોઇ *સમજતું હશે; યુગની જરૂરિયાત પ્રમાણે જીવનઘટના ઉપજાવવાની શક્તિ લોકોમાં આપોઆપ* આવી જશે. સહકાર અને સદાચાર તો કલાનાં બાહ્યાંગો છે; પ્રેરણા અને સર્જન... તેની અંતરક્રિયા છે.

આજ ગુજરાતનું પાટનગર જગતના ઇતિહાસમાં નામ કરી રહ્યું છે, પણ તેમાં પાટનગરના નાગરિકોનો હિસ્સો કેટલો છે? અમદાવાદના આ યુગના ધનિકો અથવા શહેરીઓએ એમના જીવનના સારરૂપ એવું કયું સ્મારક કર્યું છે કે જેથી તેમના સંસ્કારની છાપ ભવિષ્યની પ્રજા ઝીલી શકે?

અમદાવાદ જો ઈતિહાસમાં પ્રસિદ્ધ છે તો તેના સ્મારકરૂપે ભવ્ય મસ્જીદો અને અદ્ભુત કુશળતાના નમુનારૂપ હવેલીઓ છે. જે કાળમાં લોકહૃદય બળવાન હતું તે કાળની એ નિશાનીઓ છે. વિગ્રહો એક કે બીજે રૂપે, તેમના સમયમા હતા તેવા જ હજી પણ છે. છતાં દ્રવ્યસંચય કરનારાઓએ તેનો ચિરસ્થાયી ઉપયોગ કરવામાં જે સુંદર યોજના અને કલ્પના બનાવ્યા છે તેથી જ તેઓ આજના ધનિકોથી જુદા તરી આવે છે, અને તેથી જ તેમનો યુગ સ્મરણીય બન્યો છે. આજે શાંતિ અને સુશિક્ષણના કૃત્રિમ ઓળા નીચે ખરેખરી રીતે દુઃખ, દારિદ્રય અને પરસ્પરનો સંહાર વર્તી રહ્યાં છે એ વાત દરેક ભારતવાસી સમજતો નથી શું ?

ગુજરાતના પાટનગરે મીલો ઉભી કરી તે સાથે જ પાટનગરના ભૂષણરૂપ સુંદર કળાત્મક ઉદ્યોગોનો નાશ થવા દેવાનું ઘોર પાપ પણ કર્યું છે. અમદાવાદનો કીનખાબનો ઉદ્યોગ સદંતર ગયો, ગાલીચા અને શેતરંજીઓના કારખાના બંધ થવા લાગ્યાં; નગરનાં મકાનોનુ એકએક લાકડું—પાટિયું જે કારીગરને હાથે કારીગીરીનો નમુનાનો ટુકડો બનતું તે કારીગરનો એક બચ્ચો જડતો નથી; પાણિયારાં અને રસોડામાં બેનમૂન ઘાટનાં વાસણો હરકોઇ ઘરમાં આંખને મનોરમ્ય લીલા બતાવતા તે આજે રઝળતા ભંગારમા કોઇવાર દેખા દે છે. આ યુગમાં એક પણ મકાન એવું નથી બનતું કે જેને ભવિષ્યની કોઈ સંસ્કારી પ્રજા નીરખવા મન કરે, યારે જુની હવેલીઓ અને મહાલયો કળાના અમર નમૂના રૂપે તેમના યુગની પ્રતિષ્ઠા સાચવી થા છે અને જગતના કલા—સાહિત્યમા આદર પામ્યાં છે. હાલનું નાગરિકત્વ એટલું નરી ગયું છે કે પોશાક, સુશોભન, વરઘોડા, દીવાનખાના કે સાધારણ વ્યવહારમા, ક્યાં યે ણુ તેમની પ્રવૃત્તિ દીપી ઉઠતી નથી. કોઇ કલાપ્રેમી પ્રજા જાગશે તે દિવસે તેને ચોપડે આ ગનો હિસાબ શો ?

કોટ્યાધિપતિઓ અને લક્ષાધિપતિઓ તેમના જીવનના સારરૂપ શું કાર્ય કરી જાય છે તે ર જ નાગરિકત્વની કસોટી છે આમવર્ગની પ્રતિનિધિરૂપ મ્યુનિસિપાલિટી યૂરોપનાં ધોરણો ીકારતી જાય છે, તેણે કલા અને સૌંદર્યના પ્રચારમા પણ ત્યાના છેલ્લામા છેલ્લા વિચારો જાણવા વા છે કેટલાંક શહેરોની મ્યુનિસિપાલિટીઓએ જાહેર કર્યું છે કે કલાવિહીન મકાનો કે મારકો અથવા જાહેર સંસ્થાઓ નગરને શાપ સમાન છે; જાહેર પ્રજાની આંખ સામે દરૂપાપણું રજુ કરનારા ગુનેહગાર છે. આ વિચારનું રહસ્ય પાટનગરની મ્યુનિસિપાલિટી ામજે તો શહેરના દિનમાન ફરે

પણ આ બધી જવાબદારી સમજી અમલ કરનારા અથવા કલાદૃષ્ટિથી વસ્તુ, વસ્ત્ર કે મહાલયો કરી આપનારા ક્યાં !

કલા અને કારીગીરીની બધી પરંપરા નાશ પામી છે. તેને ઉદ્ધારવાને, ફરીવાર સમાજમાં તેનો પ્રચાર કરવાને અને નગરજીવનને એકવાર પ્રકાશ, આનંદ અને પ્રભાવ આપવાને યોગ્ય કારીગરોનું સૈન્ય ક્યાં છે ?

પાટનગરના નાગરિકો નગરને અને નગરના જીવનને સંસ્કારીરૂપ આપવાની જરૂરિયાત સ્વીકારે તો એવો કારીગર વર્ગ, એવા કલાશિલ્પિ તૈયાર કરવાની સંસ્થાની પહેલી જરૂરિયાત છે. એ સંસ્થા સરકારના બેન્જનું ફળ ન હોવું જોઇએ; સરકારની મનોદશાને આધીન ન હોવી જોઇએ. કલા અને સંસ્કાર ખીલવવાનો હક તો નાગરિકોનો પોતાનો છે, અને તે માટે તેમણે પોતાના દેશના જ સર્વસુંદર કલાના નમુનાઓ અને સાહિત્યનો સંગ્રહ કરી યોગ્ય શિક્ષકો અને કારીગરોના હાથ નીચે એક સુંદર કલામંદિર રચવું જોઇએ.

પાટનગરનું કલામંદિર તે જ ગુજરાતનું કલામંદિર. આ કલામંદિર દ્વારિકાથી માળવા સુધીની કળા અને કારીગીરીનો ઉધ્ધાર કરવા માટે હોય, આબુથી મુંબાઇ સુધીના કલાસંસ્કાર ખીલવવાની હામ રાખતું હોય, ગુજરાતની જુની અને નવી, સર્વ કલાસમૃધ્ધિ રક્ષવી, વધારવી અને પ્રચારવી એ તેનું સતત–કાર્ય હોય; નગરને જોઇતા દરેક કોટિના કારીગરો અને કુશળ કલાધ્યક્ષો મોટી સંખ્યામાં તૈયાર કરી શકે એવી તેમાં યોજના હોય, શાળા, ગૃહ અને સમાજને કળા તથા કારીગીરીની દરેક બાબતમાં યોગ્ય માર્ગ, યોગ્ય સાધન અને યોગ્ય વિચાર આપી શકે એવા કલાકારો અને કારીગરો તે સંસ્થાના સંચાલકો હોય, આ યુગની દરેક કારીગીરી શીખવાની એમાં સગવડ અને તક હોય.

ગુજરાતનું કલામંદિર એટલે અમદાવાદ અને આબુના સ્થાપત્યકાળની સંસ્કૃતિ; ગુજરાતનું કલામંદિર એટલે ગુર્જર ભદ્રતા અને ગુર્જર સન્નારીની સર્વ છટાનો સમુદાય; ગુજરાતનું કલામંદિર એટલે ગુજરાતની હવેલીઓમાં દેખાતી એકરૂપતા અને અનેકવિધ યોજના; ગુજરાતનું કલામંદિર તે ડભોઇના કિલ્લાનું ગૌરવભર્યું સ્થાપત્ય; ગુજરાતનું કલામંદિર તે યુગેયુગે કારીગરોની પરંપરાનો તાર સાચવી નવીનતા સરજનારી શક્તિ. દેશની અનેક કૉલેજો અને હાઇસ્કુલો દેશનાં દારિદ્રય અને વિલાસિતા સામે કાર્ય નથી કરી શકી; તે કરતાં અનેકવિધ દિશામાં આવી એક જ સંસ્થા કાર્ય કરી શકે. પ્રમાણિક, મહેનતુ, કુશળ કારીગર યુવાનો નગરને જે સમૃધ્ધિ અને શોભા આપશે તે જ તેનું અસ્તિત્વ સાર્થક કરી દેશે. તેમની શક્તિથી તેઓ દેશના નિર્જીવ પદાર્થોને બેમલ બનાવશે, પરદેશમાં જતું ધન અટકાવશે, પ્રમાણિક ઉદ્યોગ અને મહેનતનો પ્રચાર વધતાં લોકજીવન સુખી અને શાન્તિભર્યું બનશે, એટલું જ નહિ પણ સ્વાધીનતા અને સૌંદર્યનું રાજ્ય પાછું આવશે

---

# ચિત્ર પરિચય

આ અંકનું "**રાજદંપતી**" નામે મુખપૃષ્ઠ રા રવિશંકર રાવળે અજન્તાના એક ચિત્ર ઉપરથી દોર્યું છે. અજન્તાની ૧૭ મા નંબરની ગુફાની વિશાળ પરશાળમાં આ ચિત્ર સામી ભીંત પર બારણાની જમણી બાજુએ ઉંચે છે. આ ચિત્રનાં પાત્રો કોણ છે તે હજુ કોઇ કહી શક્યું નથી, પણ લાવણ્ય અને રસમાં આ ચિત્ર અજન્તાનું એક અપ્રતિમ ચિત્ર ગણાય. આ ચિત્ર જોઇ એક ઉર્દૂ કવિએ નીચેની બે પંક્તિઓ ઉચ્ચારી હતી:—

**"મીર, ઈન નીમબાજ આંખોમેં**
**સારી મસ્તી શરાબકી સી હય"**

[ મીર! આ ( નીમબાજ ) અર્ધી ઉઘડેલી આંખોમાં બધી યે મસ્તી શરાબના જેવી છે. ]

# ફરજ કે પ્રેમ?

લેખિકા:

સ્વ. કનુબ્હેન દવે

ફરજ કે પ્રેમ? હું તો પ્રેમને જ સર્વોપરિ સ્થાન આપું. ફરજ વડે જાણે મેં આટલું કર્યું એટલે સન્તોષ માનવો એવું તો ન જ થવું જોઇએ: ત્યાં પ્રેમનું મંડાણ મંડાવું જોઇએ: ને કાર્યો તેના પ્રેર્યાં થવાં જોઇએ. પ્રેમ ને ભક્તિભાવ જ સર્વ કૃત્યોમાં અનન્ય બળ–અનન્ય ઓજસ્–અનન્ય સૌન્દર્ય પૂરી રહે છે ઇશ્વર કેવળ ફરજ જ પુરી કરી વિરમતો હોય તો સંસાર ક્ષણજીવી જ હોય. તેને ય પોતાના ભક્તો માટે પ્રેમ છે–તેને ય તેમનાં યોગક્ષેમ વહવાની પરમ અભિલાષા છે, અને તેથી જ સંસાર આજ શાશ્વતતા ભોગવી રહેલ છે. તે જાતે જ કહે છે કે પ્રેમને વશવર્તી એવાં લોક સંગ્રહાર્થે કર્મ કરતો હું કદાચ અટકું તો સારી ય પ્રજાનો હું હન્તા જ બની રહું!

વિશ્વપતિની માફક ગૃહપતિના ય પ્રેમપિયુષભર્યા ધર્મો હોવા જોઇએ છે: એકલી ફરજ બજાવી આઘા રહેવું એ કર્તવ્ય નથી: ફરજનો વિચાર કર્મ કને છાજતો લાગે છે, પ્રેમનો વિચાર નિઃસ્વાર્થતા ને તેની પરમ સાત્વિક વિભૂતિને વરતો લાગે છે. પ્રેમમાં ફરજ સમાય, પણ ફરજમાં પ્રેમ નથી સમાઈ શકતો. ફરજ થકી જાણે બોજો ઉતારવા જેવું લાગે છે, પ્રેમથી તો ભક્તિભાવ પુરઃસરનું કાર્ય જ બસ અનુભવાય છે.



ગુજરાતી એમેચ્યુઅર્સ ક્લબ, ખડગપુર-મેમ્બરો અને શુભેચ્છકોનો ગ્રુપ

# "નવચેતન"ના લાભાર્થે ભજવાયેલો નાટક

ગુજરાતનાં એ સદ્ભાગ્ય છે કે બૃહદ્ ગુજરાતમાં વસતા તેના પુત્રો પોતાની અસ્મિતા સદૈવ જાગૃત રાખે છે. અને તેની સાબિતીરૂપ એક ઘટના હમણાં બની છે. આજ સાડા-ચાર વર્ષથી જબરી ખોટ હેઠળ ચાલતા "નવચેતન"ના લાભાર્થે ખડગપુરની એક સંસ્થાએ એક નાટક ભજવી તેની ચોકખી ઉપજ (= ૪૦૧) "નવચેતન"ને અર્પણ કરી છે.

ગઇ દીવાળી પછી થોડા જ દિવસની વાત છે. એક દિવસ પ્રેસમાં હું નીચું જોઇ પ્રુફ તપાસી રહ્યો હતો, ત્યાં મારા એક મિત્ર એક નવા ગૃહસ્થને લઇ આવ્યા "આ ખડગપુરની પુજારા કંપનીવાળા શ્રીયુત બચુભાઇ" તે મિત્રે ઓળખાણ આપતાં કહ્યું ને વધુ ઉમેર્યું કે "તમારો લખેલો "દીવ્ય પ્રભાત" નો નાટક ભજવવા માગે છે, કારણ ખડગપુરમાં હમણાં એક ગુજરાતી એમેચ્યુઅર્સોની ક્લબ સ્થપાઇ છે, અને તે ત્યાંની ગુજરાતી સ્કુલના લાભાર્થે એકાદ નાટક ભજવી બતાવવા માગે છે."

મેં ઘણી ખુશીથી રજા આપી ને એ નાટકની હાથની લખેલી પ્રત ટુંક મુદતમાં ખડગપુર મોકલી આપી. ત્રણેક અઠવાડીઆ બાદ એ મિત્રે મને કહ્યું કે "થોડીક તાલીમ આપવા તમો શનીરવિવાર ન આવો? બે ત્રણ અઠવાડીયાં એ રીતે કષ્ટ પડશે" મેં કહ્યું "તે કષ્ટ નથી, હું ખુશીથી આવીશ"

મેં દર શનિવારે જવા માંડ્યું ને અંતે અનેક વિઘ્નો પછી, શ્રીયુત બચુભાઇની સતત્ અને ખંતીલી મહેનતને લીધે, ત્યાંની સ્કુલના લાભાર્થે એ "દીવ્ય પ્રભાત" ભજવાયો.

ત્યાંની પ્રજાએ એ નાટક ફરી વાર ભજવવા માગણી કરી. મારા માસિકની ને મારી



“બસ આમ ફેટુ ખીચ લું”

કાવતરાં કરી કહેલો હોય છે તે માટે રાજાના એકના એક પુત્ર જયરાજને શિકારમાં મારી નાંખે છે અને રાજા પાસે તેમજ રાજ્યમાં કુમારના ગુમ થવાની અફવા ફેલાવે છે. સીપાઈઓ કુમારને શોધવા નીકળી પડે છે ને શોધતા શોધતા જ્યા ચન્દ્રકાન્ત સૂતો છે ત્યાં આવે છે ચન્દ્રકાન્તનો ચહેરે રાજકુમારને આબાદ મળતો હોવાથી તેને કુમાર સમજી સીપાઈઓ જગાડે છે. ત્યા સેનાપતિ આવે છે, ચન્દ્રકાન્તનો ચહેરો કુમાર જેવો જ જોઈ વિમાસણમાં પડે છે, અને તેને રાજમહેલમા લઈ જવા સીપાઈઓને સૂચના કરે છે. તે પછી સેનાપતિ ગરીબ ખેડુતો પર જુલમ ગુજારે છે. યમુના પુરૂષવેષે કીશોરસિંહ નામ ધારણ કરી ત્યાં આવે છે ને ખેડુતોને સેનાપતિની સામે થવા, સેનાપતિની હાજરીમાં જ, સલાહ આપે છે. સેનાપતિ ગુસ્સે થઈ કીશોરસિંહને કેદ કરી રાજા પાસે લઈ જાય છે.



મનચક્કરનો સ્નુજી પાઠ ભજવનાર શ્રીયુત હરકાદાસ ઉદેશી.

આ તરફ ચન્દ્રકાન્ત "કુમાર" તરીકે રાજમહેલમાં આવે છે ને સેનાપતિની પુત્રી પ્રતિમા (જે ખરા રાજકુમારને ચ્હાતી હતી) તેના પ્રત્યેનો પોતાનો પ્રેમ બતાવે છે. ચન્દ્રકાન્ત પ્રથમ ગભરાય છે, પણ અંતે મનોબળ એકઠું કરી પ્રતિમાને કહે છે. કે "હું કોઇ અન્ય સ્ત્રીને ચાહું છું" તૂટેલે હૃદયે પ્રતિમા આખું જીવન કુંવારી અવસ્થામાં જ ગાળવાનો સંકલ્પ કરે છે. તેટલામાં સેનાપતિ કીશોરસિંહને રાજા પાસે લાવે છે. કીશોરસિંહના પુરૂષ વેષમાંની યમુના પોતાના પ્રેમી ચન્દ્રકાન્તને કુમારના વેષમાં જોઇ ચોંકી ઉઠે છે. પ્રતિમા એ જોઇ જાય છે. રાજા કીશોરસિંહને કેદમાં નાંખે છે. કુમાર તેને બચાવવા જાય છે ને ત્યાં બેઉ પ્રેમી એક બીજાને ઓળખે છે, પરંતુ ઉશ્કેરાયેલી જીજ્ઞાસાવાળી પ્રતિમા છૂપી રીતે એ ઓળખાણને લગતી વાતચીત સાંભળી જાય છે. ચન્દ્રકાન્ત આ ભેદ છૂપો રાખવા પ્રતિમાને આજીજી કરે છે. પ્રતિમા હવે ચન્દ્રકાન્ત પર મુગ્ધ થઇ રહી છે, છતા ઉદાર દિલે એ ભેદ છાનો રાખવા કબુલે છે ને કીશોરસિંહને નસાડે છે. પણ રાજાને જાણ થતાં તે બધી દિશાએ સીપાઇઓ દોડાવી કીશોરસિંહને પકડી મગાવે છે ને તેને મૃત્યુની શિક્ષા ફરમાવે છે પ્રતિમા જાહેર કરે છે કે એ ખરો પુરૂષ નહિ, પણ સ્ત્રી છે ને તેને દેહાંત દંડની સજા થવી ન જોઇએ. ભેદ ખુલે છે ને કીશોરસિંહને સ્ત્રીના રૂપમાં જોઇ દુષ્ટ સેનાપતિ તેના પર મોહિત થાય છે, ને તેથી રાજાને સમજાવી તેને રાજમહાલયમાં નજરકેદ રખાવે છે. કુમારને રાજા દેશનિકાલની સજા કરે છે. રાજમહાલયમાં નજરકેદ રહેલી યમુના પર બળાત્કાર કરવા સેનાપતિ ગજસિંહ તૈયાર થાય છે, ત્યાં તેની જ પુત્રી પ્રતિમા પુરૂષવેષે આવી યમુનાને બચાવી લઇ જાય છે. ચન્દ્રકાન્ત જંગલમાં પ્રજામંડળ સ્થાપે છે ને ત્યાં પુરૂષરૂપે કેસરીસિંહનું નામ ધારણ કરી પ્રતિમા યમુનાને લઇને આવે છે. ધીમેધીમે કેસરીસિંહ પ્રજામંડળના કામમાં ચન્દ્રકાન્તના જમણા હાથરૂપ થઇ પડે છે. પ્રજામાંના અનેક ગરીબ ખેડુતોને તેઓ મદદ કરે છે, ધનવાનોને લુંટી એ ધન ગરીબોને આપે છે. એક વખત તો ખુદ રાજા અને સેનાપતિને પણ લુટે છે. એક દિવસ જંગલમાં ચન્દ્રકાન્ત અને યમુના એકાંતમાં બેઠાં છે ને થોડે દૂર કેસરીસિંહના વેષમાં પહેરો ભરનાર પ્રતિમા નિશ્વાસ નાખી બીજા ભવમાં ચન્દ્રકાન્તને પામવાના મનોરથો ઘડી રહી છે, ત્યા સેનાપતિ ગજસિંહ આવે છે ને પીસ્તોલ ફોડી ચન્દ્રકાન્તનો જીવ લેવાનો યત્ન કરે છે, પણ કેસરીસિંહ–પ્રતિમા–વચ્ચે પડી પોતાની છાતી પર ગોળી ઝીલી લ્યે છે ને આ આદર્શ આર્ય સ્ત્રી ત્યા જ મૃત્યુ પામે છે. ભેદ ખુલતાં તે પોતાની જ પુત્રી છે ને પોતાને જ હાથે મરણ પામી એ માટે ગજસિંહ પશ્ચાતાપ કરે છે ચન્દ્રકાન્ત ગજસિંહને રાજા પાસે પકડીને લઈ જાય છે ને ત્યાં બધો ભેદ ખુલ્લો થાય છે ગજસિંહને મોતની શિક્ષા થાય છે, પણ તે ભર દરબારમાં આત્મહત્યા કરે છે. રાજાની આખ ઉઘડતા તે ચન્દ્રકાન્તને કુમારનો વેષ લેવા માટે માફી આપે છે અને તેને દત્તક લઇ કુમાર બનાવે છે ચન્દ્રકાન્ત અને યમુનાનાં લગ્ન સાથે નાટકની સમાપ્તિ થાય છે આ સિવાય હાસ્યરસનું વસ્તુ જૂદું છે.

ઉપર પ્રમાણે નાટકનો સારાંશ છે. તે ભજવવામાં દરેક એમેચ્યુઅર ભાઇએ પોતાનાથી બનતું કરી પ્રેક્ષકોની પ્રસંશા મેળવી હતી. આ લેખ સાથેનાં ચિત્રોથી તેમના અભિનયનો કંઇક ખ્યાલ આવશે.

આ સંસ્થાનું હૃદય "નવચેતન"ની આર્થિક સ્થિતિ જોઇ રડી ઉઠ્યું ને તેણે "નવચેતન"ની ખરી જરૂરીયાત વખતે ખેલ ભજવી રૂા. ૪૦૧) 'નવચેતન'ને આપ્યા તે માટે

છું; આ સ્થળે મારા ખરા હૃદયનો આભાર જાહેર કરું છું.

પણ આ લેખ પૂરો કરું તે પહેલાં એક વ્યક્તિ વિષે લખ્યા વિના રહી શકતો નથી. આ વ્યક્તિ તે બચુભાઈ પૂજારા. એ વ્યક્તિનું જીવંત Plain living and high thinking નો અચ્છો નમુનો છે, ખડગપુરમાં એ સેવાધર્મી વ્યક્તિની જોડ મળવી કઠીન છે આ સંસ્થા ને આ ખેલ તેમને જ આભારી છે એમ લખું તો અતિશયોક્તિ ભરેલું નહિ જ ગણાય

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.



## આવતા અંકમાં  તમે શું જોશો?

પ્રિય વાંચનાર ! ઉમેદ છે કે આ અંકનું "ગેટઅપ" અને તેની રસિક સામગ્રી તને પસંદ પડી હશે. આવતા અંકમાં એથી પણ સુન્દર ચિત્રો ને રસભરી મનહારી લેખપ્રસાદી તને જડી આવશે. ગયા અંકમાં શ્રીયુત મઝુમદારનું એક ખાસ ચિત્ર આપવા જાહેર કરેલું તે આ અંકમાં આપી શકાયું નથી, કારણ એ ચિત્રકારને ઓચિંતું પોતાને વતન જવું પડ્યું. આવતા અંકમાં એ ચિત્ર અપાશે જ.

આવતો અંક અમારા દશમા પુસ્તકનો પ્રથમ અંક છે. જે જે ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પુરૂં થાય છે તેમણે મનીઑર્ડરથી રૂ. ૬ા= મોકલી આભારમાં વૃધ્ધિ કરવી. આમ કરવાથી અમારા સમયનો ને ગ્રાહકના ખર્ચનો બેઉનો બચાવ થાય છે. જેમનું મનીઑર્ડર તા. ૨૫-૯-૨૬ સુધીમાં અમને નહિ મળી જાય તેમને અંક વી. પી. થી મોકલાશે તે સ્વીકારી લેવા કૃપા કરવી. ગ્રાહક તરીકે રહેવા ઇચ્છા ન હોય તેમણે મહેરબાની કરી એક કાર્ડથી ખબર આપી દેવી, જેથી અમારે નાહકનાં વી. પી. ખર્ચમાં ઉતરવું ન પડે.

અમને આશા છે કે અમારા સર્વ ગ્રાહકો ચાલુ જ રહેશે ને નવચેતનને વિકસાવવાની અમે જે યોજના ઘડી છે તેમાં મદદગાર થશે. કલકત્તાની છેલ્લા ચાર પાંચ માસની પરિસ્થિતિને અંગે અમારી સ્થિતિ કફોડી હતી. હવે એ પરિસ્થિતિ સુધરતી જાય છે, એટલે અમોએ અમારી યોજના પાછી હાથ ધરી છે.

આવતા અંકની ટુંક વિગતો નીચે આપેલી છે, તે પરથી એ અંકની સુન્દરતા ને રસિકતાનો ખ્યાલ આવશે. તે પછીના અંકને દીવાળીના ખાસ અંક તરીકે કાઢવાની તૈયારીઓ પણ શરૂ થઇ ચૂકી છે ને પ્રભુકૃપા તો આ વર્ષે અમારા ગ્રાહકોના કરકમળમાં, યાદગાર રહી જાય એવો અંક મૂકીશું.

### આવતા અંકની ટુંક વિગતો

#### મુખ્ય ચિત્રો

મુખપૃષ્ટ : નળદમયંતી : "નવચેતન"માં "ચોમાસાનું સ્હવાર" અને "પાંડવ ગુપ્તનિવાસ" જેવાં આકર્ષક ચિત્રો દોરનાર શ્રીયુત હાલેનું પ્રકૃતિ અને હૃદયના ભાવો પ્રકટાવતું મનહારી ત્રિરંગી ચિત્ર.

એ મૂર્તિ : શ્રીયુત મઝુમદારે "નવચેતન" માટે ખાસ દોરેલું હૃદયહારી ચિત્ર.

ઘુંઘટપટ : રા. શરમાળનું મૃદુ શૃંગારિક ભાવો દર્શાવતું સુરુચિપૂર્ણ આલેખન.

#### લેખો, કાવ્યો વિગેરે

વાંચક ! તારો હાથ ! (સચિત્ર) રા. કળાપ્રિય.

સુખદુઃખ કર્મના વ્યવહાર: રા. ચીમનલાલ લુહાર.

---

# દરદીનું દર્દ

અનુવાદક:—રા. નટવર ધીમાવાળા

એક ઘરડો દાકતર હતો.

આકુળવ્યાકુળ સ્થિતિમાં એક સ્વરૂપવાન જુવાને તેના દવાખાનામાં પ્રવેશ કર્યો

દાકતરે તેના સામે નજર કરી આંખોને ઇશારે પૂછ્યું ; કેમ વારૂ ?

"દાકતર સાહેબ! દાકતર સાહેબ! જુઓને શું થયું છે ?"

દાકતર આશ્ચર્યચકિત ભાવે તેના તરફ—તેના મુખમંડળ તરફ જોઈ રહયો. મજબૂત સંગીન શરીર!—શી આ જુવાન રોગની વાત કરે છે? એના તો નખમાં યે રોગ નથી!

હસીને તેણે કહ્યું : "તારી તે, ભાઇ તપાસ શી? તારા મ્હોં, પરથી જ, જા, કહું છું, કે તને કશું જ નથી. બ્હીવાની કંઈજ જરૂર નથી"

"ના, ના. દાકતર સાહેબ! ખરેખર જ તમે મને તપાસો, નહિ તો મને કળ નહિ વળે. મારૂં મન શાંત નહિ થાય"

દાકતર હતો ચાલાક એ જાણતો, સારી પેઠે જાણતો, કે કેટલાક લોકોને રોગના ફાંસામાં ફસાઇ જવાની હમ્મેશ ભ્રમણા થયા કરે છે એવા લોકોને હજાર દિલાસા આપો, પણ તેમના મનનો વહેમ જાય જ નહિ. તેમને તો બરાબર તપાસવાનો ઢોંગ પણ કર્યે જ છૂટકો. એવું કરી પછી તેને કહીએ કે "ના, ભાઇ, ના, કંઇ ડરવા જેવું નથી." ત્યારે જ તે મલકાતે ચ્હેરે ઘેર જઈ શકે એટલે આ સુદૃઢ નવજુવાનની પોતાની પરીક્ષા કરાવવાની ધગશ જોઇ તેને અજાયબી તો થઈ, પણ બહુ નહિ મુંગે મોઢે તેણે તપાસ શરૂ કરી પછી કંઇક વિચાર કર્યો, અને કહયું: "સારૂં છે"

"નક્કી? સાચુ કહો છો?"

"હા"

એના મુખ પર સ્મિતરેખા ઝળકી ઉઠી. ગજવાંમાંથી રૂપીઆ કઢતાં કાઢતાં જાણે સહેજ શરમાતાં એણે પૂછ્યુ "શુ આપું ?"

'કંઈ નહિ'

'ના, ના! એમ કંઈ ચાલે?'

'ચાલશે, ચાલશે! નહિ કેમ ચાલે? હું કહું છુ ને'

આટલા આગ્રહ અને દબાણથી દાક્તરને ના પાડતો જોઈ જુવાન જરા મુંઝાયો. હવે શું બોલવું તે તેને સમજાયું નહિ

દાક્તરે પૂછ્યું: 'તારૂં નામ શું?'

સ્હેજ નીચું જોઇ તેણે કહયું: 'સુમન'

દાકતર તેની સામે જોઈ રહયો જુવાન નામ છૂપાવતો તો નથી? ના, ના જુઠું હોય એમ નથી લાગતું પણ નામ એને વિચિત્ર—છોકરીનું લાગ્યું। આ નામ પુરૂષનું હોય?

પૂછ્યુ: 'અચાનક આમ શરીર તપાસવવાનો ખ્યાલ કેમ આવ્યો હશે?'

સુમન કંઇ ન બોલ્યો, જોઇ જ રહયો.

'કંઇ શરીરે અસુખ જેવું લાગ્યું હતું?'

'ના'

'કંઇ અસુખના ભણકારા આવેલા?'

'ના'

'ત્યારે?'

સુમન મુંગો રહયો

'કંઇ ભયનું કારણ થયેલું?'

જવાબ નથી.

'સુમન...... ..?'

'માફ કરો દાક્તર સાહેબ! મારાથી કશું કહેવાય તેમ નથી!'

એમ બોલી, નમસ્કાર કરી તે વિજળીના ચમકારા પેઠે ચાલ્યો ગયો–અદૃશ્ય થઈ ગયો

કોઇ કોઇ વાર કેટલીક અપરિચિત વ્યક્તિઓમાં અચાનક પ્રેમ ફુટી નીકળે છે સુમન પર દાક્તર-સાહેબને એવું જ વહાલ ઉભરાઈ આવ્યું હતું. જાણે પોતીકો જ પુત્ર હોયને!

અને દાક્તરનો ધંધો–વળી અમદાવાદ જેવું શહેર–રોજ હજાર મ્હોં જોવાનાં હોય–હોય કેટલા આવે ને કેટલા જાય' તેની પિછાન રાખી ન જ રહી શકે! છતાં યે સુમનનું નાજુક, અપ્સરા સમુ મુખમંડળ દાક્તરસાહેબની આંખો આગળ અનેક દિવસો સુધી તરવરતું રહયું 'ફરી આવે તો જરૂર એને ઓળખુ' એમ તેણે કહયું

× × ×

બે એક વરસ વહી ગયાં ને એ બે વરસના ગાળા પછી સુમને એ જ દવાખાનામા પ્રવેશ કર્યો એને લાગેલું, કે કદાચ દાક્તર મને ઓળખશે

દવાખાનામાં આવી એણે તો આગળ માફક જ કહયું: 'દાક્તર સાહેબ—'

દાક્તર તેને જોઈ જ રહયો

'ઓળખ નથી પડતી?'

'ના ભાઈ, જરા યાદ કરાવો.'

'કેમ હું ત્રીજે વરસે ફરીશ પર આવેલો—! સુમન!' એમ કહી સુમને દાક્તરને સંભારી આપ્યું.

દાક્તર હસ્યો 'હા! હા! સુમન! ઠીક! અહિંથી ગયાં પછી કેમ થયું?'

'આજે ફરી આવ્યો છું.'

"શા કારણસર?"

"ફરી મને તપાસો."

"જા, જા!"

"ના, ના. મને જરૂર તપાસો, નહિ તો મારો ભાર હળવો નહિ થાય."

દાક્તરે ધ્યાનપૂર્વક જોયું સુમનના સારા ય શરીર પર સહેજ કાળાશ આવી હતી આંખમાં ઉદ્વિગ્નતા છવાઈ ગયેલી જણાતી હતી. દાક્તરનું ભાગ્યે જ દ્રવતું હૈયું સહેજ દ્રવ્યુ

"સુમન! ભઇ! તારી વાત ખુલાસે નહિ કહે?"

"દાક્તર સાહેબ! નથી બને તેવું! શું કરું? નથી બની શકતું!"

એના સ્વરમાં કાતરતા હતી,–રોદન હતું–આસુ હતાં

દાક્તરની આંખમાથી એક અશ્રુ ટપક્યું મુંગામુંગા તેણે સ્ટેથોસ્કોપ હાથમા લીધુ.

સુમનનું સારૂં શરીર તપાસ્યું પણ કશું જ ના મળે.

"સુમન! તારી શંકા મિથ્યા છે!"

"પણ દાક્તર સાહેબ! મારૂં સારૂં જીવન એ શંકાથી તો ઝેરીલું બન્યુ છે મારાં સ્મિતહાસ્ય પણ સુકાઇ ગયાં છે! હું શું કરૂં?"

"પણ શંકા શી છે?"

"માફ કરો મારાથી નહિ કહેવાય!"

એ પછી એ એક જ વરસમાં સુમન બે ત્રણ વાર આવી ગયો આવે, શરીર તપાસાવે અને ચાલ્યો જાય. દાક્તરને પ્રત્યેક વેળા કશું જ ન જણાતું.

સુમનને કોઈક અકારણ ભ્રમનું અત્યંત દુઃખ થાય છે, એ જોઈ દાક્તરનું હૈયું દુઃખી થતું. એણે

બહુ બહુ સમજાવવા યત્ન કર્યો, પણ ફોગટ જ! ન કહે પોતાના મનનો સંદેહ, કે ન કહે પોતે કયાં રહીને શું કરે છે તે. દાકતરનો પ્રેમાળ આગ્રહ જુએ એટલે એટલું જ બોલે: "માફ કરો, દાકતર સાહેબ!"

"પણ દાકતરને સુમનના જીવનનું રહસ્ય ન જ સમજાયું.

પણ કાળ સર્વ વસ્તુને ફેરવે છે—એ રહસ્ય ખુલી જાય એ દિવસ પણ આવી લાગ્યો.

સુમન તપાસ માટે આવ્યો. દાકતરે ખંત અને કાળજીથી તેને તપાસ્યો. તેને શું જણાયું હશે?—ઇશ્વર જાણે પણ એના વદન પર ગંભીરતા છવાઇ ગઇ.

સુમન અકળાતે સ્વરે બોલ્યો: "શું થયું છે, દાકતર સાહેબ?"

દાકતરનું મન મુંઝાયું—અકળાયું. પણ બળાત્કારનું એક હાસ્ય હસી તે બોલ્યો: "કશું નથી."

"છુપાવો છો, દાકતર સાહેબ! મારાથી કંઇ છુપાવો છો!"

"ના સુમન! છુપાવે શા સારૂ?"

"છુપાવશો મા! દાકતર સાહેબ! હું અખુટ શ્રદ્ધાથી અહિં આવું છું—તમારી જ પાસે."

પણ એવી છુપવાછુપવી કયાં સુધી ચાલે? સન્દેહે સત્યનું રૂપ ધારણ કર્યું.

મનમાં ને મનમાં દાકતરે વિચાર્યું "ભલા ભગવાન! આ છોકરા પર આટલી તે શી માયા લાગી ગઈ!"

બોલ્યો: "દાકતર સાહેબ! શું કહો છો?

"ખાસ કંઇ નથી. પણ એક વાત પૂછું?" તને દેશપરદેશ ફરવા હરવાનું ખૂબ ગમે છે?

સુમનના વદન પરનો ભાવ ન સમજાયો. તે દાકતર સામે ટગરટગર જોતો હતો.

"ખૂબ ફરવું હરવું! સમજ્યો? લોકો સાથે ભળવું, મળવું! કંઇ કંઇ શીખવાનું મળે. વઢવાણ છે, ભાવનગર છે, રાજકોટ છે—વિગેરે સ્થળે."

સુમનનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું.

"આ શું? સુમન, તું ધ્રુજે છે કેમ?"

"ખરે જ, દાકતર સાહેબ! ત્યારે ખરે જ, હું બચું તેમ નથી?"

ટેબલ પર માથું મૂકી સુમન રડી પડયો. સાંત્વન પણ કેવી રીતે કરવું? શબ્દોના બકવાટે કદિ દિલાસા દીધા જાણ્યા છે? સાંત્વન તો મૌનનું જ સાચું.

છતાં દાકતરે પ્રયત્ન કર્યો:

"ના, ના! નિરાશ થવા જેવું કંઇ નથી સુમન! હું તારે માટે મારો જીવ પટકી નાંખીશ. જરૂર પડે તો સારા ગામના દાકતરોને ભેળા કરીશ. બ્હીશ માં, તું લગારે ગભરાઈશ માં!"

સુમન થરથર ધ્રુજતો હતો.

તેને માથે હાથ મૂકી દાકતરે કહ્યું: "પણ ભાઇ રે! આ સંદેહની વાત તેં આગળ મને કેમ ન કહી?"

"જાણીને શું કરત?"

"અરે વાહ! પહેલાંથી યત્ન કરત."

"ખોટા દિલાસા માં દેશો, દાકતર સાહેબ મારાથી નથી સહેવાતા!"

"પણ તું આગળથી બોલ્યો હત—"

"કંઈ જ ન વળત, બાપુ! કંઇ જ ન વળત. નક્કી હું જાણું છું કે દૈવ મારા ઉપર ધસમસ્યું આવે છે હું........નહિ........બચું."

"સુમન—"

"દાકતર સાહેબ! તમે બધું નથી જાણતા. હું મરવાથી બ્હીતો નથી. પણ......પણ...આવું મરણ!......દાકતર સાહેબ! તમને કેમ કરીને બધું સમજાવું?........"

"બધું ખુલાસે કહેની, બેટા!"

"હું છ આઠ મહિને આવીને આમ હાજર

થતો–તે કંઈ એમ જ ! કેટકેટલી જગાએએ હવા ફેર કરી આવ્યો...છતાં...આવ્યો......ન રહ્યું..."

† † † †

હવાફેર જવા જેવા સર્વ સ્થળે સુમન ભટકી વળ્યો. પરંતુ એ લીપણ રોગમાંથી એનો છુટકારો ન થયો દિન પર દિન એનું શરીર ગળાવું લાગ્યું.

જ્યારે રોગ જામ્યો નહોતો ત્યારે મગજ બહુ અસ્થિર રહેતું. પણ રોગ જેમ ઠેલાતો ગયો, તેમ તેમ એ બેચેની ઉડી જવા લાગી. શાન્તભાવે તેનું સ્થાન લીધું. સુખ પર એક જાતનું સ્નિગ્ધ સ્મિત ફરકયાં કરવા લાગ્યું.

એક દિવસ આવી દાક્તરને કહે છે. "હવે એ નથી—"

"શું નથી ?"

"મરણુની બ્હીક નથી, ને જીવનને કાજે હું હવે ઠામઠામ રખડવાનો નથી."

"પણ તે કંઇ ચાલે ? તું જાણે છે ક એનું ઓસડ હવાફેર શિવાય બીજું નથી ! બદલતા કોઇક સ્થળે ટિક્કી લાગી જશે. પછી શરીર સારું થઈ જશે."

"ખોટું આશ્વાસન માં દેજો હું જાણું છું, દાકતર સાહેબ ! સારી પેઠે જાણું છું કે મારે માટે હવે આ દુનિયા નથી" -

"જોને !" સમજાવટભર્યા સ્વરે દાક્તરે કહ્યું:" જીવવા બચવાની વાત તો માણસના હાથમાં જ નથી. ક્યારે શું થશે એ કંઇ કોઇ જાણી બેઠું છે?"

"પણ ક્યારે મરવાનું છે, તે માણસને ખબર ન હોય તો ભલે. પણ તેના ભણકારા તો વાગે જ છે, અને સાચા. એમ ન હોય, તો સાજેસમો હું કેમ અવારનવાર તમારી પાસે આવ્યા કરું ? કેમ એક સ્થળેથી બીજે, ને બીજેથી ત્રીજે ભટકું ? કોણે મને એ કહેલું ?"

"તે જ તો હું ક્યારનો—નો પૂછતો'તો ! પણ તું જવાબ જ નહિ દે, તે !"

"શો જવાબ દઉં ? મારી માને ક્ષય હતો, મારા બાપાજીને ક્ષય હતો એ જાણી તમને શો લાભ થાત, દાકતર સાહેબ ! મોસાળે, ને ઘેર, મોટે ભાગે એ જ રોગથી બધાં મૂઆં છે !"

"પણ એ તે મને કહયું જ નહિ ! ગાંડા રે ગાંડા ! બધાને થયો તેમાં શું ? એથી કંઇ તને યે તે થવો જ જોઇએ એમ ક્યાંથી લાવ્યો ?"

પણ વાત એટલી સહેલી–સરળ—નહોતી. બહારથી દાક્તર બોલતો હતો તે વાતની તેના જ મનમાં પતીજ નહોતી–ખાતરી નહોતી. એના શરીરમાંથી એક વિજળીક કંપારી પસાર થઇ ગઈ.

સુમન હસીને બોલ્યો: "હવે શું ? હું ફક્ત મોહમાં ફસાઇ ધારતો હતો કે મને કશું થશે નહિ–ને એ વિશ્વાસે મેં કંઈ કંઇ સપનાં ઘડેલાં. પણ–સર્વ હવે ભાગી ગયાં !......" એનું હાસ્ય સૂકાઇ ગયું.

એની આંખો દ્રવવા લાગી તેના આંસુ લૂછી દાક્તરે કહયુ : "ધીરો પડ, સુમન ! બેટા, ધીરો પડ !"

"સાંભળો, દાક્તર સાહેબ, સાંભળો !" સુમને કહેવા માંડયું "સાંભળ્યા પછી ધીરા પડવાનું કહેજો :

"એનું નામ સુધા હતું. મારું સારુ–જીગર એને ઝંખતુ–હજુ ઝંખે છે. એની કાળી આંખો સંભારી પ્રાણ હજુ યે ડોલી ઉઠે છે. જ્યારે જ્યારે અમારી આંખો મળતી ત્યારે ત્યારે મારો સમસ્ત આંત્મા નાચી ઉઠતો.

"સુધા ! સુધા ! કેવું મીઠડું નામ ! ને હું કેવો તેને ઝંખું છું !–પણ હવે ? હવે એ ઝંખના શા કામની ? દિલની,–દિલમાં જ રહેશે–ને–ને હું જવાનો.

"હું જાણું છું, દાક્તર સાહેબ ! હું જાણું છું એ મારી મોટી ભૂલ હતી. પણ શું કરું ? હું દર હમેશ સ્ત્રીઓથી ભાગતો જ ફર્યો છું. છતાં યે હું સપડાયો–છતાં યે હું પૂરાયો.

"મેં પોતાને બહુ બહુ સજાઓ કરી. અનેક કષ્ટ દીધાં, પણ સુધા! કોણ એને કાજે ઘેલાઘેલું ન બને? જેણે એની આંખો એકવાર-બસ એક જ વાર જોઈ હોય, તે પોતાને ન વીસરે એ કેમ બને? દાક્તર સાહેબ, પ્રાણનું સમસ્ત બળ એકત્ર કરતાં યે હું એની ઝંખનામાંથી મુક્ત ન થયો મારા હૃદયમાંથી એ ન ગઇ--સુધા—મારી સુધા—!

"મારૂં કષ્ટ વધે છે સુધા મને નહિ પ્રાપ્ત થાય એ હું જાણું છું-છતાં એને ઝંખનો જ હું મરીશ દૂર દૂરથી એને હું ઝંખ્યા જ કરીશ.

* * * *

ત્રણ મહિના કેડે સુમનને તાવ આવ્યો શરીર ક્ષીણ થવા લાગ્યું. એ પથારીવશ થયો દાક્તરે તેને પોતાને ઘેર આણ્યો. સુમને કહેલું મારે હવે શો ભય છે? હુ પરદેશ થયો-મારે હવે ઝાઝા દહાડા ક્યાં કાઢવા છે? પણ-પણ દાક્તર સાહેબ! તમે તે મારા કોણ છો, જે મારે માટે આટઆટલું કરો છો?"

દાક્તરે માત્ર મ્હોં મલકાવ્યુ "મેં શું કર્યું? કોઇ પણ કરત!"

"ના, ના! કોઈ શું કરે?-એ વાત સંભારી સંભારી મને આશ્ચર્ય જ થયા કરે છે-માનવી જે કંઈ કરે છે તે સર્વની પાછળ ખરેખર જ કંઇ શક્તિ રહેલી છે! નહિ તો, તે શહેરમાં આટઆટલા દાક્તર છતાં હું તમારી જ પાસે કેમ આવ્યો? નહોતી ઓળખાણ, નહોતી ભલામણ. કોણ જાણે કોણ મને તમારી પાસે ઘસડી લાવ્યુ?"

"પરમાત્મા!"

"-પરમાત્મા? દાક્તર! હું પરમાત્માને માનતો નથી!" એમ કહી સુમને પાસું ફેરવ્યુ!

હાય! હાય! છેલ્લી આશા! છેલ્લું આશ્રયસ્થાન -ભગવાન! તેના પર આ જુવાનને શ્રદ્ધા નથી!-તો એનું દર્દ કેટલું પારાવાર! કેટલું અસીમ!

સુમન દિવસે દિવસે બળવા લાગ્યો!

"દાક્તર સાહેબ!"

"બેટા!"

"મધરાત વીતી ગઈ છે?"

"એક વાગ્યો. ઉંઘી જા, હો!"

"ઉંઘ નથી આવતી. મનમાં કંઈ કંઇ આવે છે, પણ કહેવાતું નથી!"

"કહેવાય તો કહે!"

"વારુ, દાક્તર સાહેબ! માણસને નિષ્કારણ કેમ આટલું ખમવું પડતું હશે? દુનિયાના પટ પર ન્યાય નથી જ? એમ?"

"નહિ કેમ, જરૂર છે!"

"ના-નથી-કશો ય નથી. મૂળે ન્યાય કે અન્યાય જેવી વસ્તુ જ કઇ નથી. બધું કોઇ આંધળી શક્તિથી ચાલે છે. એ આંધળી શક્તિ કોઇને વશ હશે? હશે, દાક્તર સાહેબ!"

"ગાંડી ગાંડી વાતો શી?" દાક્તરે દંભનું હાસ્ય કર્યું એ હાસ્ય પાછળ દંભ હતો, પણ તે દંભમાં સેવા હતી!

"જુઓને! આ મને રોગ થયો કેમ થયો? મે શો ગુન્હો કરેલો? મારો શો અપરાધ? એવો કોણ હશે, એવો કોણ ઘાતકી હશે, જે મને અપરાધી કહે? ખરૂં કહું છું, દાક્તર સાહેબ, મારો જરા યે ગુન્હો નથી. નવું જીવન શરૂ કરતા નવયુવાનને કોણ આમ છિન્નભિન્ન કરી ફેંકી દે છે?

"રે! હાય! મનમાં સ્હેજ કુવાસના પણ કદિ જન્મી હશે, ત્યારે મેં પોતાને કરડી સજા કરી છે મન વડે, વાણી વડે, ને કાર્યમાં શુદ્ધ રહેવા હું મથ્યો છું. જુદી જુદી રીતે માનસિક ઉન્નતિ સાધી છે, ને છતાં આ? તમે ઇશ્વરને કેમ માની શકો છો? આ જ તમારો ન્યાયી ઇશ્વર છે? આ જ એનો ન્યાય? માનવીને રડાવવામાં જ એ મજા માણે છે?..... દાક્તર સાહેબ!"

"બેટા—"

"ઉંઘી ગયા'તા?"

"ના! કંઈ કહેવું છે?"

"હા, દાકતર સાહેબ! વારંવાર વિચાર કરૂં છું કે મારે જન્મવાની શી જરૂર હતી? હું ન જન્મ્યો હોત, તો દુનીઆને શી ખોટ જતે?"

"તે તો કેમ કહેવાય?"

"છતાં જન્મવું પડયું……ને આ એ જન્મ! આ એ જીવન!—આવ્યો છું ત્યારથી અપાર અગાધ અસહ્ય સંકટો જ સંકટો. દાકતર સાહેબ! જીવન પ્રાપ્ત થયું; તો તે આવું?

"ને, તો, સાથે સાથે સાબસમા લોકો જેવી વિવિધ ઇચ્છાઓ સાથે શે જન્મી? જન્મ્યો તો ભલે—પણ આ આકાંક્ષાઓ, આ ઇચ્છાઓ ન હોત, તો મને કશુ દુ:ખ ન લાગત. શરીર રોગી - અને અને મન-ચિત્ત સાજુંસમું! પણ સાબસમા ત વડે હું શું કરી શકયો!-કંઇ કંઇ કરી શકત કંઈ કંઇ કરવાના મારા સપનાં હતાં! પણ ..

"અરેરે! કેમ મારામાં આટઆટલી ઇચ્છાઓ ભરી?……

"અહાહા! કેટલો પ્રેમ! મારી સુધા! તારા પર કેટલો પ્રેમ! કેવા સપનાં! એક સુખી સજોડલું સ્થાપું હું, ને સુધા—સુધા, ને હુ!—એમ કેટલી યે વાર વિચારેલું! પણ—શા માટે એ બધું મેં વિચાર્યું?—શા માટે એ સપના મેં ઘડયા? રોગીને પણ મનમાં આવી અનંત ઇચ્છાઓ થતી કહો, દાકતર સાહેબ, શુ વ્યાજબી છે?

"સુમન, બેટા—"

"સાહેબ—"

"બહુ બોલબોલ માં કરીશ. નકામો દુઃખી શાને થાય છે?"

"કષ્ટ તો બહુ જ છે, પણ શરીરમાં નથી જે છે તે મનમાં જ!

"ઉંઘ નથી આવતી?"

"ના, નથી આવતી"

"પણ ત્યારે મારી એક વાત માન: મને તારી સુધાનુ શીરનામું આપ. હું તેને કાગે તેડી મંગાવું. તારૂં આટલું દુઃખ—આટલી વ્યાકુળતા જોઇને-જાણીને શું સુધા એકવાર મળવા નહિ આવે?"

"દાકતર સાહેબ! હજુ યે આપને બધી વાત કયાં કહી છે? કહું છું. દાકતર સાહેબ, સુધા મને ઓળખે કયાથી?"

"ઓળખે - નહિ?" દાકતરની અજાયબીનો પાર નહોતો.

"ના, દાકતર સાહેબ! એમાં અજાયબી ન પામશો. તેના પર રોષ માં ધરશો. એમાં એનો જરા યે દોષ નથી! સુધાને એવી ન ધારશો, કે એ સ્નેહી કાજે, પ્રિયજન કાજે પ્રાણ ન પાથરે, બલિદાન ન દે. હુ તેને પિછાનું છું. તે અજાણ્યા કાજે યે મરી પડે, જરૂર મરી પડે. એટલી યે હુ તેને પિછાનતો ન હોત, તો કંઈ મારો આત્મા તેને માટે આમ રોતો મનને? તેનું હૈયું મેં બ જયું છે, મેં પારખ્યું છે… ..પણ…દાકતરસાહેબ!—મે સુધાની સાથે મારી પિછાન થવા નથી દીધી!"

બહારના અંધારોગ આકાશ તરફ દાકતર સ્તબ્ધભાવે ભાળી રહ્યો. સુમન બોલતો રહ્યો—

"કેમ થવા દઉં? દાકતર સાહેબ! મારી છાતી ફાટું ફાટું થતી—ફક્ત તેને દુરથી જ જોઇને તૃપ્ત થવું પડતું તેથી હૈયાના ચીરેચીરા થતા કેટલી યે વાર એ બંધ તોડવાનું મન થતુ. પોતાના જ મનથી પોતાને જ દુ:ખ દેવા ખાતર હું બહુ બહુ રડયો છું છતાં, દાકતર સાહેબ! આજે એ સર્વ દુ:ખનું દ્વન્દ્વ મારા હૃદયનો તાજ બની રહ્યું છે. અરેરે! તેની સાથે હું સ્નેહ બાંધત, તેને હૃં પ્રેમઘેલી બનાવત-જરૂર, જરૂર, મારૂં હૈયું ગરજી ઉઠે છે કે તે મારા પર પ્રેમઘેલી બનત જ, એમાં કશી શંકા નથી—પણ તો?

"પણ, તો આજે એને શું થાત? હું આજે

રહું છું. મારા મ્હોંમાંથી જ માત્ર લોહી નથી પડતું—હૃદયમાંથી પણ રૂધિરના રેલા ઝરે છે. પણ એટલું તો સુખ છે, એટલો તો સંતોષ છે કે બીજાને હું નથી રડાવતો. મારૂં સારૂં જીવન ઝેરી બન્યું! પણ તેનું જીવન શા અધિકારે ઝેરી બનાવવું? મારૂં જે કંઇ હશે-છે-ને સૌમાં એ જ પ્રિયતમ-સૌથી વધુ વ્હાલી તો એ જ, મારી સુધા તેને ચરણે હું મારૂં સર્વસ્વ અર્પણ કરૂં ને તેને, તેને હું છળું? કહું કે 'સુધા, તું મને કેટલી વહાલી છે? મારી હાથે બેલા નહિ બાંધે!'

ને પછી?-બનતાં સુધી તે પણ ક્ષય-રોગીષ્ણુ બને! અને-અને જેને હું આ પૃથ્વીના પડ પર કદાચ જન્મ આપનો જાઉં તે યે મને શાપ દેતાં જ જન્મે, ને જીવે ને મરે!

'ના, ના! દાકતર સાહેબ! એમ બને તેના કરતાં તો આ જ બહેતર!-મેં જે કર્યું એ જ ઠીક. સુધા, સુધા! તું મને કેટલી વહાલી છે? એ નામ બોલતાં-જપતાં, રટતા મને કદિ યે તૃપ્તિ નથી થતી વારંવાર એ વાત કહેતા યે સંતોષ નથી થતો.

'દાકતર સાહેબ! હું મરૂં, પણ તેને મરેલી રાખતો જાઉં એ કેમ બને! હું ભોગવું ભલે પણ તેને-તેને શા સારૂ ભોગવાવું? એ જ મારો પ્રેમ? બસ!..........ના, ના, ના! તેના કરતાં તો આ દરદ, આ પીડા, આ ઝાળ, આ વેદના સારી-પ્યારી છે..... . ઓહો, દાકતર મેં ઠીક કર્યું ના? હુ રોગી છું, પણ મારૂં મન રોગી નથી મારો પ્રાણ સાંકડો નથી-વિશાળ છે!'

'સુમન, તને સાંકડા મનનો કહે એના જેવો આ દુનીયામાં બીજો અધમ કોણ?' દાકતરની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા. 'સુમન! તું દેવ છે, તેથી જ આ દર્દ તું ખમ્યો!'

"ના, ના, દાકતર સાહેબ! હું દેવ નથી, હું જાણું છું, કે હું દેવ નથી! પણ તેનો મને હાય સોસ નથી મારે દેવ થવા ઇચ્છા યે નથી પણ દાકતર બાપુ, એક જ વાત જાણવાની ઇચ્છા છે. આટઆટલું મેં કષ્ટ સહ્યું—આટલી વંચના, સ્વવંચના ભોગવી એનું કંઇ ફળ હશે ખરૂં? કે એ બધું જ મિથ્યા? બસ? ચિરકાળ પોતે જ પોતાને દુઃખ દઇને હું ચિમળાઇશ, ને હમ્મેશને જ માટે!—ખલાસ!"

"કદિ નહિ, સુમન! કદિ નહિ! તારાં આ કષ્ટનો, આ દર્દનો બદલો જરૂર મળશે."

"પણ ક્યાં મળશે? કેવી રીતે મળશે?"

"પરલોકમાં!"

"બસ-બસ, દાકતર! તમે યે પરલોક જ બતાવ્યું ને! પણ પરલોકની તૃપ્તિ માટે મેં કંઈ જ કર્યું નથી હુ તો સુધાને ઝંખું છું. આ સ્થૂળ માટીની દુનિયાને હું ચાહું છું. એ જ પૃથ્વી પર કંઇ કંઇ કરવાના મને કોડ હતા! પરલોકને હું શું કરૂં? પરલોકને હું ઓળખતો નથી, તેના પર મને વહાલ નથી-શ્રદ્ધા નથી.

"દાકતર સાહેબ! મને કોઇ કોઇ વાર થઇ આવે છે, કે જાણે હુ સારો થઇશ. મારાં બધાં દુઃખ-દર્દ, અહિં જ-આ દુનિયામાં જ ફળશે—"

એ ન જુએ તેમ દાકતરે આંખો લુછી.

"ઉંઘી જા બેટા! ઉંઘી જા રાત વીતે છે."

"રાત કેવી રળિયાળી છે! જાણે બધે ચન્દ્રિકા થનગન નાચી રહી છે! સુધાનું વદનમંડળ મારી સામે તરવર્યા કરે છે અત્યારે શું કરતી હશે, કોણ જાણે?"

"ઉંઘી જા બેટા!"

"જુઓ, હું સારો થઈશ ને પછી સુધાને બધું કહીશ એ મારા પ્રેમદર્દની વાત નહિ સમજે?"

"સમજશે, બેટા! સમજશે. પણ હાલ આરામ લે ને સુઇ જા!"

"ના, ના! પણ દાક્તર, કહો ને ' સુધાને હું વહાલો નહિ લાગું ?"

"કેમ નહિ, વાહ ?"

"મને ય લાગે છે-ખાતરી છે કે પછી હું તેને પરણીશ, ને સંસાર માણીશ. તમે ય, દાક્તર, અમારે ત્યાં આવશો જ ને ?

"હા, આવીશ, હોં ! હાલ ઉંઘી જા !"

"આખું ચિત્ર જાણે આજે જ મારી આંખો સમક્ષ નાચે છે. આનંદ......આનંદ થાય છે ! હા હા ! સુધાની છબી પડાવીશું, એના હાથમાં ચોપડી રાખીને વાંચતી હશે ! એને ચોપડીઓ નહિ વહાલી હોય ? દાક્તર સાહેબ,' ગારી પેઠે, હશે જ ને ! ખૂબ ચોપડીઓ ભેગી કરીશું ને, ને, સ્વાર્થ છોડી પરમાર્થે વળીશું. સ્વદેશને ખાતર પણ ઝુઝીશું, ભેખ ધરીશું ........

"દાકતર સાહેબ, સારો થતાં જ એક અંગુઠી ઘડવા આપવાની છે..........."

નવ દિવસ કેડે સુમને દાકતરને ત્યાં જ દેહ છોડયો ! —સંપૂર્ણ—

# હું જાણું, આપ શું જાણો ?

લેખક રા રા. ટી. બી કથારીઆ

—ગઝલ—

વિતે છે દીલમાં જે તે જાણું, હું આપ શું જાણો ?
તડપવામાં મઝા જે તે હું જાણું, આપ શું જાણો ?
ઘડીમાં ચુસ્તગુ ધીરી, ઘડીમાં શાંત રોવામાં ;
*મઝરકું થાય છે કયમ તે હું જાણું, આપ શું જાણો ?*
કરેલા વાયદાની યાદ આવે આપને તો ઠીક ;
તકાઝો થાય શી રીતે હું જાણું, આપ શું જાણો ?
ભલો તે આપને બુરો અને બુરો તે બદસુરત ;
બહાનાં દાખવો શેં તે હું જાણું, આપ શું જાણો ?
દવા મુજ દર્દની પેદા નથી કીધી, ફીકર શી તો ?
તમો કોની દવા છો તે હું જાણું, આપ શું જાણો ?
દઈને દીલ બદલામાં વહોરી દુશ્મનાઈ મેં ;
નગુણાં આપ કેવાં તે હું જાણું, આપ શું જાણો ?
ખબર છે કે તમારી ખુબસુરતીએ કીધો મસ્તાન ?
ન માલુમ આપને જે તે હું જાણું, આપ શું જાણો ?



# ભાંગના ભકતો

લેખક: રા. "હસમુખો"

ભાંગનો ઉપયોગ ક્યારથી શરૂ થયો તે વિષે ઘણી શોધખોળ કરવામાં આવી છે, પણ સમર્થની આંકણીમાં ભોળા મહાદેવના જમાનાથી આગળના જમાનામાં જઇ શકાતું નથી શ્રીમાન મહાકવિ પ્રેમાનંદ નીચે પ્રમાણે આરંભમાં નાન્દી કરે છે;–

અકે લેઇ શિવાને, શિવ સુદ્દ મનથી
 ગોઠ ભગે રહ્યા તા
એવે ત્યાં શંભુહસ્તે પ્રિયવર વિજયા
 લૂગો અર્પી ગયા'તા
તેમાંની અલ્પ ભોળે પ્રથમ શિર ધરી
 પાર્વતીને કહ્યું હ્યો
ગંગા પે'લી સતીથી ગ્રહણ નવ કરૂં
 ભોગવ્યું આ રહ્યું છો

બીચારા મહાદેવ શિષ્ટાચાર પ્રમાણે અલ્પ ભાંગ માથે ચડાવી પાર્વતીજીને offer કરે છે, પણ વાહ ભાંગ! તારો પ્રભાવ! હજુ તો ભાંગ પીધી નથી તે પહેલાં જ તેનો પ્રભાવ સતીના ઉપર થાય છે અને સતી રીસાય છે. શુ ગંગા મારા કરતા વધારે વ્હાલી કે મને તેના પીતાં વધેલી ભાંગ આપો છો! બીચારા ભોળાનાથ! નંદારૂઢ થઈ વનમા જઇ નવી વિજયા લાવીને સતીને સુખી કરે છે. આ ઉપરથી સમજી શકાય છે કે ભાગ વનમાં થાય છે તે તો મહાદેવજી સાબીત કરી આપે છે. તે સિવાય પુરાણ, શ્રુતીઓ અને ધર્મના અન્યાન્ય પુસ્તકોમાં ક્યાય ને વિષે આલેખ કે ઉલ્લેખ નથી. વેદીક પુસ્તકોમા તો નથી. કદાચ વૈદીક પુસ્તકોમાં હોય તો તે વિષે સુશ્રુત અને ચરકને હમણાં trouble નહીં આપું. વનમાંથી શહેરમાં ભાગ કેવી રીતે આવી તે પણ એક મહાન research નો વિષય છે એટલે તેને માટે સરકારી મંજુરી લીધા પછી દુનિયાને જાહેર કરવામાં આવશે

જટાધારી ભોળાનાથ તો હંમેશના સાધુ એટલે તેમની પાસે ભક્તજનોને આપવાનું શું હોય? તો પણ પોતાની પ્રિય વસ્તુનો વારસો તેમણે હિંદુસ્તાનના સાધુઓને, મથુરાનિવાસીઓને અને બીજા કેટલાકને આપ્યો છે અને તેની કદર અખંડ ભકિત ભાવથી આપણા આરામ પ્રિય સાધુઓ કરે છે તે આપણે હરરોજ નજરે નિહાળીએ છીએ. તેમજ ભાંગ વેચવાનું લાઇસન્સ આપવાથી આપણી પરગજુ સરકારને જે આર્થિક નફો થાય છે, તે ખાતર એક જાણીતા M. L. A. એ એસેમ્બ્લીમાં જટાધારી ભોળાનાથને Thanks નો resolution રજુ કરેલો, પણ તે કમનસીબે ઉડી ગયો. સરકારનો આપણે ઉપકાર માનવાનો છે કે ભાંગ જેવી મહાદેવપ્રિય વસ્તુ આપણી ધર્મની લાગણી ન દુઃખાય તે ખાતર વેચાવા દે છે, પણ આપણે સરકારનો વિશેષ ઉપકાર તો ત્યારે માનીયે કે જ્યારે ભાગના License માંથી ઉપજતી રકમમાંથી. અમેરીકાની સુધરેલી ખેતીની પધ્ધતિ પ્રમાણે,

"ભાંગ કલ્ચર" ડીપાર્ટમેન્ટ ખોલીને આપણા સાધુઓને તેમાં કામે વળગાડે. આપણા સાધુઓ નવરા રખડે છે તો તેમને કામે વળગાડવા માટે આ એક અતિ ઉત્તમ સૂચના છે સરકાર આ સૂચનાનો ઉપયોગ કરે તો તે બદલ આ લેખકને આવી સૂચનાની સેવા બદલ સારો reward મળવો જોઇએ.

અમે કોલેજ રેસીડેન્સીમાં રહેતા ત્યારે અમારા એક મિત્ર જરા ભાંગના શોખીન. તેમને અમે ભંગી કહેતા, પણ અમારી ભાષાના અજ્ઞાન તરફ તેઓ દયા ખાતા અને અમને સુધારતા કે તેઓ ભંગી નહી, પણ ભંગોડી છે. અમારા ભંગોડી મિત્રના પિતા એક જાણીતા મ્યુનીસીપાલ કોરપોરેટર હોવાથી અને પોતે મહાદેવભક્ત હોવાથી ભાંગના શોખીન. તેમણે કોરપોરેશનની એક Emergency મીટીંગ બોલાવી ઠરાવ મુકેલ કે જેમ ઘેર ઘેર પાણી તથા ગેસ સપલાઇ થાય છે, તેમ ઘેર ઘેર ભાંગ સપલાઇ કરવામાં આવે તો લોકો ઉપર મોટો ઉપકાર થયો કહેવાય. એક મહાન્ ભાગ વર્ક્સ ખોલવું અને તેમાંથી નળ દ્વારા ઘેર ઘેર ભાંગ સપલાઇ કરવી અને ધાર્મિક લોકોના સદાવ્રતોમાં તેમજ ધર્મશાળાઓમાં ભક્તજનોએ દસવીસ ભાગના નળ લેવા, કે જેથી સાધુબાવાઓ ને જટાધારીની સેવામાં સરળતા થાય પણ કમનસીબે તે સાહેબની દરખાસ્ત ૧ વિરૂધ્ધ ૧૧૧ મતે ઉડી ગઇ અને તેમણે બધા અસંમજુ કાઉન્સીલરોની ઉપર વેર લેવા ખાતર ઘેર જઇ ૬૪ પહોર સુધી ભાગ ઘુંટાવી પોતે પીધી અને પોતાના આખા કુટુંબકબીલાને પાઇ. અને પોતાના વીલમાં જે પોતાના ચીરંજીવી વેપારમા પડે અને ભાંગનો વેપાર કરે તો જ તેને વારસો આપવો તેવું ફરમાન કર્યું. ભાંગનો વેપાર કેવી રીતે Cover કરવો વિગેરે મતલબના એક Drawer ભરીને લેખો હજુ પણ તેઓ સાહેબની પાસે મોજુદ છે.

અમારા એક મિત્ર કે જેનું નામ ચંદુલાલ હતું તેને અમો ચાંદમીયાના નામથી બોલાવતા. તેમને પણ જરા ભાંગનો શોખ. તેમની ઓળખાણ ભાંગથી અટકેલી નહીં, પણ તેઓ ગાંજા ચડસ વિગેરેના શોખીન. તેઓ સાહેબ એક દિવસ જરા કડક ભાંગ પીને સ્ટેશને ફરવા ગયા એટલામાં રેલગાડી આવી તેમાં ધુનમાં અને ધુનમાં ચડી બેઠા. અને ધુનમાં ને ધુનમાં એક કોઈ બીજા પેસેંજરનું બીછાનું પાથરેલ તે ઉપર પાટીયા તરફ મોઢું કરીને લેટી ગયા. બીછાનાના માલીક નીચે પ્લેટફોર્મ ઉપર ચા પીવા ઉતરેલા અને તેમનાં પત્ની સામી પાટલી ઉપર નિદ્રાવશ થયેલાં. જેવી ગાડી ઉભી રહી કે તે બાઇ જાગી ઉઠી અને જુવે છે તો પોતાના ધણીને બદલે બીજો કેઇ પુરૂષ પથારીમા સુતેલો, એટલે બુમરાણ કરી મુકી એટલામાં ગાડીની સીટી વાગી અને બીજી નાના અસલી માલિક ડબ્બામાં ચડી બેઠા અને ગાડી ઉપડી બીછાનાના માલિક જરા વયોવૃધ્ધ અને બાઈ નાની ઉમરનાં હતાં. તેમણે બન્નેએ તથા બીજા પેસેંજરોએ મળીને ચાંદમીયાને પથારીમાંથી ઉઠાડયા, પણ બાઇએ તો પાંચ પાચ શેરની ચુંટેલી એક એક ગાળોનો પ્રહાર ચાલુ કરી દીધો હતો. ચાંદ મીયાને ઢંઢોળીને ઉઠાડેલા અને લોકોના અવાજ તથા આજુબાજુની સ્થિતિ જોઇ તેની ભાંગ ઉડી ગઇ અને કુદકો મારી ઉભા થઇ ગયા. એક બે જણના જોડાથી પગ કચરી નાંખ્યા.

તે બાઇએ તો ગાળો ચાલુ રાખેલી એટલામાં પેલા વયોવૃધ્ધ ગૃહસ્થને ચાંદમીયા કહે કે મહેરબાની કરીને આ તમારી દીકરીને ગાળો દેતી અટકાવો. દીકરી શબ્દ સાંભળતાંની સાથે બાઇનો પાવર બોઇલીંગ પોઇન્ટ સુધી પહોંચ્યો અને કહેવા માંડી કે "કાટી મુઆ! પાઘડી બળ્યા! એ તો મારો ધરવાળો છે" બીચારા ચાંદમીયાની કફોડી સ્થિતિ, ટ્રેઇનની અંદર લોકોનો ખળભળાટ અને

સુમાસુમ સાંભળી કોઇએ સાંકળ ખેંચી. ગાડી ઉભી રહી. પેસેન્જરોએ ગાર્ડને બધી વાત કહી. પણ ગાર્ડ ચાંદમીયાંનો ઓળખીતા હોવાથી તેને પોતાના ડબ્બામાં લઇ ગયો અને શાંતિ પ્રસરી.

અમારા એક મિત્રનુ નામ લાલજી ભાઈ. તેમણે પણ ભાંગનો શોખ કેળવેલો. એક દિવસ ભાંગ પીને તે સાંજના સરકસનું જાનવરખાનું જોવા ગયેલા. ત્યાં કે ક ઘોડાને પુંછડે એરેલ પતંગીયાંને ચમકતો હીરો બાંધ્યો છે સમજી લેવા જતાં ઘોડાએ પાછલા પગથી આદરસત્કાર કરેલો. તે વખતનો સ્નેપશૉટ આ સાથે તે ભાઇની લાગણીને માન આપવા ખાતર અમે રજુ કરતા નથી.

અમારા એક નડીયાદી મિત્ર પણ ભાંગના શોખીન. તે ભાગ પીયે ત્યારે એમને સંગીતની ધુન લાગતી. સંગીત વિષે તો તેમનું જ્ઞાન ત્રણ પાં સાડા સાત સુધીનું, પણ ભાંગની ધુનમાં તેઓ જે સંગીત બાથરૂમમા ગાતા તે અત્રે અમો ઉતારવા અશક્ત છીએ તેમના સંગીતના સુરોથી આજુબાજુ કાગડાઓ એકઠા થઈ બાથરૂમમા ડોકીયાં કરતા કે તેમનો જાતવાળો કોઇ બાથરૂમમાં પુરાયો છે કે કેમ? તેઓ Unity of Music ના જબરા હીમાયતી હતા. તેઓ જુદા જુદા રાગ રાગણીઓ ઉપર તિરસ્કારની દ્રષ્ટીથી જોતા. તેઓ કલાપીની ગઝલો, ન્હાનાલાલની "રૂપલી રાતલડી" લલીતની "ઝુંપડી," બંકીમનું "બંદે-માતરમ્" વિગેરે પ્રસિધ્ધ ગાયનો એક જ જાતના રાગથી અને જરા પણ ફેરફાર વગર, એક જ અવાજ અને તાલથી ગાઇ શકતા. તેઓ જ્યારે ગાવાનું શરૂ કરતા ત્યારે Air ના Vibrationsથી આજુબાજુની બારી બારણાઓ ખખડવા માંડતાં અને ભુલેચુકે ટેબલના કીનારા ઉપર લેમ્પ કે દવાની બાટલી પડી હોય તો તે પણ ધબાક દઇને નીચે પડી જતી. તે ભાઇના ગાવાના Vibrations થી કેટલીક વાર ચાલતી ઘડીયાળો પણ બંધ થઇ ગયેલી.

એક દિવસે તે ભાઇએ બધા મિત્રોને ભાંગ પાર્ટી આપી અને પછીથી પોતાના સંગીતનો પણ લાભ આપવો શરૂ કર્યો. ભાંગમાં જરા ત્રાંબાનો ઢબ્બુ નાંખી ઘુંટેલ હોવાથી બધા ઉપર અસર સારી થઇ. સંગીત શરૂ થતાંની સાથે ઘણાખરા મિત્રો ટેબલ, પલંગ, બારી બારણા ઉપર તાલ દેવા મંડી પડ્યા. હાથમાં કેટલાકને વાગવા માંડ્યું, એટલે ખુરશીના હાથાઓ તોડી તે વડે કેટલાક તાલ દેવા શરૂ કર્યો. કેટલાક લાકડાના પારટીશનો સાથે જોડા હાથમાં લઇ તાલ દેવા મંડી પડયા. કેટલાક ઈંટો તથા પથરા લઇ ટેબલ ઉપર તાલ દેવા મંડી પડ્યા. સંગીતની ધુન એવી જામી કે મને ખાત્રી છે તેનો લાભ લેવા દેવતાઓ, અપ્સરાઓ, કિન્નરો વિગેરે વિમાનમાં ઉપર આવી સ્થંભી ગયા હશે, પણ અમારા રેસીડેન્સીલ પ્રોફેસર સાહેબનો બંગલો નજીક, એટલે એમને ઉંઘમાં ખલેલ પડી અને તેઓ પણ રૂમ આગળ આવી અમારો દેખાવ જોઇ એક મીનીટ સ્થંભી ગયા અને ઓચીંતા બોલી ઉઠ્યા કે "Gentlemen, I am also a lover of music, but I don't know what music is this. It's Simply Diabolical એનો અવાજ સાંભળતાની સાથે અમારા બધાની ભાંગ ઉતરી ગઇ અને અમો બધા રફુચક્કર થઇ ગયા. સવારે અમારા મિત્રના રૂમની વીઝીટ લેતાં અમને માલુમ પડ્યું કે ટેબલ અને પારટીશનમાં ત્રણ ત્રણ ઇંચ ઉંડા તાલ દેવાથી ખાડા પડી ગયેલા અને પાંચ ખુરશીઓ હાથારહીત થયેલી અને બે જોડી જોડાની એડીઓ જુદી પડી ગયેલી.

અમારા એક મિત્ર બાધા લેવાના બહુ શોખીન હતા. તેઓએ કોઈ પણ જાતની કેરી વસ્તુ ન ખાવાની બાધા લીધેલી, પણ

માત્ર ભાંગની છુટ રાખેલી તેઓ રામચંદ્રજીના એક જ પત્નીવ્રત અને બંગાલી સ્ત્રીઓના એક જ વસ્ત્રવ્રતની નિષ્ટાથી ભાંગની સેવા કરતા. તેમણે એક દહાડો જરા કડક ઠંડાઇ ચડાવેલી અને ગળામાં શોષ પડવાથી આખી રાત બરાડા પાડેલા અને ધુન ભરાઇ ગયેલી



આખરે મારે એક મરેલી ઉંદરડી શોધી કાઢવી પડી અને તેમને દેખાડી કે આ તેમના ગળામાંથી ખેંચી કાઢવામાં આવેલી છે ત્યારે જ તેઓ શાંત પડયા.

કે તેમના ગળામાં ઉંદરડી અટકી ગઇ છે. એક મિત્ર કોઇ ડાકટરને બોલાવી લાવ્યા, પણ કાંઇ અસર થઇ નહી. તેમના બરાડા તો ચાલુ જ રહ્યા. **આખરે મારે એક મરેલી ઉંદરડી શોધી કાઢવી પડી અને તેમને દેખાડી કે આ તેમના ગળામાંથી ખેંચી કાઢવામાં આવેલી છે ત્યારે જ તેઓ શાંત પડયા.**

અમારા એક મિત્ર સુધરેલા કુટુંબના અને જરા ઇંગ્લીશ સ્ટાઇલમાં રહેવાવાળા હતા. એક દિવસે તે પણ જરા ટેસ્ટમાં આવી જઇ ભાંગના બે પ્યાલા ચડાવી ગયા રેસીડેન્સીમાંથી ઘેર જતા સુધી પોતાની Wife નું નામ સરોજીની એટલે સરોજીની અને ગીની શબ્દોની rhyme મેળવતા મેળવતા ઘેર પહોચ્યા ઘેર જઇ પોતાની ભાભીને જણાવ્યું કે તેના મિત્રોએ તેને ઝેર આપી દીધુ હતુ. બીચારાં ભાભી ગભરાયાં અને પોતાના પતિને ટેલીફોનથી તાબડતોબ બોલાવવા દોડયાં. પણ અમારા મિત્ર તે દરમ્યાન કાંઇક ધુન ચડતા સોફા નીચે ભરાઇ ગયા. ભાભી ટેલીફોન કરી આવીને જુએ છે તો ભાઇસાહેબનો પતો નહી! પટાવાળાઓ લેંટર્ન લઇ આવે

બંગલે ફરી વળ્યા, પોલીસ ચોકીએ ખબર અપાઇ, એટલામાં તો તેમના પતિ આવી પહોંચ્યા. તેમણે ફરીથી રૂમમાં ચારે કોર કબાટ પાછળ વિગેરે જોવા માંડ્યું. ત્યાં તો સોફાની નીચેના પગ હાલ્યા અને ભાઈ સાહેબને સોફા નીચેથી ખેંચી કાઢવામા આવ્યા. બે થપ્પડ પુકનાંની સાથે અને Shame શબ્દ સાભળવાની સાથે ભાઇસાહેબની ભાગ ઉતરી ગઇ.

અમારા એક પારસી મિત્રને શરબત કહીને ભાંગ એક રોજ પાવામાં આવી હતી અને તે જ દહાડે તેમના ક્રીકટમેચ હતી. ફીલ્ડીંગ કરતાં તેઓને એકને બદલે ત્રણ ત્રણ દડાઓ દેખાય તેમની ફીલ્ડીંગ અમારા ટેન્ટ પાસે Long માં હતી. મેં તેમને સુચના આપી કે ત્રણ દડામાંથી વચલો દડો પકડવાની કોશેશ કરવી. તેથી તેઓ કાંઇક અંશે ટકી રહ્યા, પણ બેટીંગમાં ત્રણ દડા દેખાતાં એકને લેગનો ફટકો મારવા જતા સ્ટમ્પસના દાંડીઆ ગુલ થઇ ગયા. ટેન્ટમાં આવી અમારી ભાગની બરદાસ્ત માટે અડધો કલાક સુધી અમારા ઉપર સરસ્વતી વરસ વતા રહ્યા

અમારા એક મિત્ર એકાન્તના બહુ જ શોખીન. અને સાથે ભાગ તો ખરી તેમને વાંચનાં બહુ જ શાંતિ જોઇએ. આજુબાજુની રૂમમાં કાઇક ધીમો અવાજ થાય તોપણ ડીસટર્બ થાય, એટલે એક દહાડો ભાંગ પીને નવો કીસ્સો અજમાવવા નીકળી પડ્યા કે ઝાડ ઉપર ચડીને વાંચીએ તો કોઇ ડીસટર્બ નહી કરે. પણ ઝાડ ઉપર પક્ષીઓએ તેમને ડીસટર્બ કરવું શરૂ કર્યું ભાંગની ધુનમાં તેમને યાદ આવ્યું કે મનુષ્યની ઉત્પત્તિ વાદરા માંથી થયેલી છે,. તો વાંદરાઓની જેટલી સરલતાથી આપણે પણ ઝાડ ઉપર કેમ ન કુદી શકીએ, એક ડાળેથી બીજી ડાળે કુદવાનો પ્રયોગ કરતાં નીચે પડ્યા અને પંદર દિવસ હોસપીટાલની મુલાકાત લેવી પડી

અમારા આ મિત્ર ફરીથી એક દિવસ ભાંગ પીને ઝાડ ઉપર વાંચવા નીકળ્યા, પણ તે ઝાડની આજુબાજુ ગોળાકારમાં wire-fencing હતી તેને હાથ અડાડી આંટા દેવા માડ્યા. આશરે વીસેક આંટા દીધા બાદ બુમો પાડવા માંડી કે તેઓને કોઇએ પુરયા છે અને આજુબાજુ wire-fencing બનાવી લીધી છે. અમે જઇને તેમને રૂમમાં લઇ આવ્યા. અને સુવાડી દીધા, પણ હજી અમે તે વાત ની યાદ દઇએ છીએ ત્યારે તે ભાઇ કહે છે કે ખરેખર તેઓને કોઇએ wire-fencing ની વચમાં કેદ કર્યા હતા,

અમારા એક મિત્રને જ્યારે ભાંગની માત્રા જરાક અધિક થઇ જતી ત્યારે Oratory વકતૃત્વનો શોખ લાગતો અને અમારી રૂમને town hall ધારી આજુબાજુના ફરનીચર અને બારી બારણાને audience ધારી પોતાની વાક્ધારાનો પ્રવાહ ચાલુ કરી દેતા. કોઈ વખત તો સ્ત્રીજાતિની મહત્તાનો વિષય હાથ લે ત્યારે કરણે મંત્રી, કાર્યેષુ દાસી, શયને માતા ભોજનેષુ રંભા ઇત્યાદિ આખા કેળાં બાફતા. કોઇ વાર જો Science ઉપર ઉતરતા તો મરદ ઇચ્છાનુસાર સ્ત્રી અને સ્ત્રી ઇચ્છાનુસાર મરદ કેમ થઇ શકે તે વિષય ઉપર પોતાના જ્ઞાનના ભંડારનો લાભ આપતા અને પ્રમાણમાં દાખલા દલીલ આપતા કે ઘેંઘા નામની માછલી તેમ કરી શકે તો માણસો શું કામ મરજીમાં આવે ત્યારે ધારે તે Sexના ન બની શકે?

તેમની પાસે પોતાનું વકતૃત્વ કટકારવાની ખાતર તરેહ તરેહવાર વિષયોનું એક લાંબું લીસ્ટ તૈયાર હતું દાખલા તરીકે (૧) ચોર અને લુંટારા વચ્ચે શું ફેર? (૨) દેવતાઓનું સ્વાર્થીપણું–કુબેરે પુષ્પરથનું વાહન શું કામ લીધું અને ગણેશજીને ઉંદરડો કેમ આવ્યો, કાર્તિકેયે મયુરનું વાહન શું કામ લીધું અને યમરાજને ફાળે પાડો કેમ આવ્યો–પવનદેવે મૃગનું વાહન શું કામ લીધુ અને બમ્ભોળાનાથને આખલો કેમ આવ્યો વિગેરે વિગેરે (૩) ભર્તૃ-

હરી શતકચતુષ્ટ લખશે અને સુક્ષ્મ સૂત્રો અને રેખાગણીત ઉપર નહીં લખે તે વિષે આર્ય ભટ્ટ અને ભાસ્કરાચાર્ય જેવા જ્યોતિર્વિદો એ ભાખેલું ભવિષ્ય (૪) મહાભારતનું મુળ કારણ શું? તે કારણ શિલ્પવિદ્યા હતું; કારણ કે મયકૃત ભવનમાં દુર્યોધન થલને જલ સમજ્યો અને હાંસી થઈ તેથી (૫) અસંખ્ય (૭) ઘોડાઓના પેટ ચીરી તેમાં Bosch-Magneto દાખલ કરી Motor-Horses બનાવી અબજો રૂપીયા કેમ પેદા કરવા (૮) Quadrupeds અને Bipeds વચ્ચે Cross breeding થવાથી Three legged જાનવરો થાય કે કેમ (૯) મરચાં, કારેલાં, રીંગણાં, કેળાં, નારંગી આંબા ઇત્યાદિ



'તમો માસીસને સાથે કેમ ન લાવ્યા?'

પંચ ભેદી સાધુઓ જેવા કે અવધુત, યતિ નાગા, ઉદાગી, સન્ત, મહન્ત વિગેરેને Bankingનો Business કેવી રીતે શીખવવો (૬) Frictionless Machinery થી કીડીયો, માંકડ મકોડા, વાંદા વિગેરે જંતુઓ દ્વારા Flour Mills કેમ ચલાવવી એક ઝાડ ઉપર જ થાય તે માટે Combination Cultured seeds કેમ ઉપજાવવાં (૧૦) બાળકો કોટ, પાટલુન, ટોપી, જોડા, ઇત્યાદિ ડ્રેસ સાથે શું કામ ન જન્મે અને તે ડ્રેસ એવો Elastic જોઇએ કે જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ Dress

પણ વધતો જાય અને તે પણ Auto washing એટલે કે આજુબાજુની હવામાંથી મળતા પદાર્થો વાટે એની મેળે Dryclean & wash થઇ જાય.

તેમનું આ list એટલું બધુ સરસ હતું કે જ્યારે તેમાંથી કોઇ પણ વિષય ઉપર તેઓ ભાષણ કરતા ત્યારે તેમના ગળાની ઉકિત અને અવાજથી Simla માં સીસમોગ્રાફની Needle પણ આમતેમ હલવા માંડતી અને સરકારને ફાળ પડતી કે કયાંય ધરતી કંપ થયો કે શું?

અમારા એક મિત્ર જ્યારે જરા ભાંગ પીતા ત્યારે તેમના ઉપર અજબ ભુત સવાર થઇ જતું. તેઓ એક રોજ ભાગ પીને મીસીસને લઇ ચોપાટી પર ફરવા ગયા ત્યાં બાકડા ઉપર બન્ને બેઠાં હતા ત્યા મીસ્તરને યાદ આવ્યું કે તેમના એક બાળ સ્નેહી સામેના મકાનમાં રહે છે તેમને મળી આવું તો સારૂં. મીસીસને, તેમના બાળસ્નેહી સાથે Introduction નહી કરાવેલી હોવાથી, સાથે લઇ જવાનું યોગ્ય લાગ્યું નહી. તેઓ, મીસીસને બાંકડા ઉપર બેસી રહેવાનું કહી, ફ્રેન્ડને મળવા ગયા. તે ફ્રેન્ડ મીસ્તરને ઘણે વખતે મળ્યા હોવાથી આગતાસ્વાગતામાં, ચા વિગેરે બનાવી નાસ્તો કરાવ્યો જેમા દોઢેક કલાક નીકળી ગયો બાદ મીસ્તર જવા ઉઠ્યા ત્યારે પોતાને ત્યાં સુઇ રહેવાનો એટલો બધો આગ્રહ કર્યો કે મીસ્તરે કહ્યુ 'માફ કરજો મારાં મીસીસ સામે બેઠા છે તેથી હું રોકાઇ શકતો નથી 'પણ **તમો મીસીસને સાથે કેમ ન લાવ્યા?'** "જરા તમો એક બીજા ઇન્ટ્રોડ્યુસ નથી થયાં તેનો સંકોચ' મીસ્તરની એડીકેટ ઉપર બધાંને હસવું આવ્યું અને મીસ્તર ચોપાટી ઉપર જઇ જુએ છે તો મીસીસ ઉંઘી ગયેલા તેમને ઉઠાડીને ઘેર ગયા

---

## મળવાની વેળા

પ્રિયતમને મળવાની વેળા થઈ!

રાગવતી ઉષા આકાશને મળી તેનામાં લીન થઇ રહી છે, અને સૌભાગ્ય સૂર્યનો ઉદય થઇ રહ્યો છે.

પ્રભાકરને માટે પદ્મ પોતાનું હૃદય ખોલી રહ્યું છે, ભ્રમર ગણગણાટ કરી રહ્યો છે, અને નિસ્તબ્ધ સમીર તરંગિત બન્યો છે.

સંસાર પ્રસુપ્ત છે અને પ્રિયતમ ઉભો છે. ચાલો, મળવાનો આવો અવસર કયાંથી પ્રાપ્ત થશે વારૂ?

**કમળાશંકર વ્યાસ**

---




અવલોકનકાર ડા. જેહાંગીર માણેકજી દેશાઇ

(ગયા અંકથી પુરૂ)

ઢુકમા

પ્રિયાજન્મકાળે પાછી વસંત પધારી હતી,
પત્ર પુષ્પ થકી તેના છલકાતા થાળ;
ધવલ કમળ અને ચંબેલીના ઢગ વચ્ચે
પારણામાં સૂઇ રહેતી મિયા બહુ કાળ;
ચોતપાસ ગુલાબ ટાંગ્યા, વેરતી કે એ ચી ખાતી,
એથી એનાં કુસુમો શાં ખીલ્યાં મૃદુ અંગ;
અંતર ગુલાબ, બ્હાર કમળ શી બની એ તો
તેજચુંબ્યાં પુષ્પોના શા જાદુઇ પ્રસંગ!

## પાંદડી ત્રીજી: વિલાસ.

હરણી જેની બિકણ, કાઠી ઘોડી જેવી વેગવાન, વાયુ જેવી ચપળ અને બાંધવી દુર્ઘટ એવી પ્યારી કોનાથી જીતી શકાય? શરત્પૂર્ણિમાની રાત્રે ચન્દ્રને વધાવવા મિયા થાળ લાવી ત્યારે તેણીના લાવણ્ય આગળ તે પણ એટલો નિસ્તેજ લાગ્યો કે મે તો ભૂલમાં મિયાને જ ચન્દ્ર સમજી સારી રાત તેની પૂજા કરી! રે! હું જો પક્ષી હોત તો ઉડી ઉડીને એની આગળ જાત! એ મારા જીવનની નાવ બને અને હુ જો નાવિક થાઉ તો વિશ્વસિંધુ ઓળંગી અજવાટ પૂગતાં વાર લાગે નહીં! એક વાર ભીની જમીન પરથી તેણી આવતી હતી ત્યારે કીચડ દેખી અટકી ગઇ: મે તો વૉલ્ટર રાલે સ્વરૂપ બની મારી એલીઝાબેથ રાણી માટે તે કાદવ ઉપર મારી સાલ પાથરી દીધી, જે ઉપરથી તેણી ચાલી ગઈ! એના પ્રેમના પ્રતાપે મને સકળ વસ્તુઓમાં વિરોધાભાસ જ દિસે છે. એક વાર એણે મને ગુરૂ બનાવી મારી કવિતા શીખવાની લાલસા દેખાડી, પણ સંજોગવશાત્ એણે જ એવા નવનવા અર્થો સમજાવ્યા કે હું તો દશગણો વધુ જ્ઞાની બન્યો! તેણીએ મને પુછયું

"કયા અભીનામે કહો તમને બોલાવ્યા ગમે?"
મેં કહયું જે ગમે તે કહે—મોહન કે શ્યામ
કહાન કે કનૈયો કહે, પ્રાણ કે પપૈયો કહે,
બસ એક "મારો" કહે તો છે તેમાં તમામ!

મિયાની આંખમાં રહેલો શિતળ પ્રકાશ થાકેલાનો વિસામો અને ચાહેલાનો આરામ છે. જ્યારે

સૂર્યાસ્ત થાય ત્યારે તેણી છૂટે કેશે સૂર્યની સામે ઉભી રહે, તેણીની મોહક મુખમુદ્રા અને રવિને જોઇ હું વિચારમાં પડું કે બંનેમાં બિંબ કયુ અને પ્રતિબિંબ કયું હશે? એને કારણ ગીત ભાવે, તે હું ગાઉં ત્યારે એની આંખોમાંથી આંસુ પડે.

### પાંદડી ચોથી : અર્પણ

સૂર્ય નથી, ચંદ્ર નથી, તોય છે પ્રકાશ ઉંડો;
જળ નથી, થળ નથી, તોય છે સુધામ;
જંત્ર નથી, મંત્ર નથી, અકળ છે કળા તોય;
પાંખો કે ના વાયુ, તોય ઊડે આઠે યામ;
જાણનાર જાણે નહીં, દીઠું કદી માને નહીં,
ચાલ્યુ જાય સીધું, નથી શઢ કે સુકાન;
નથી ઊંચે આકાશે, કે નથી નીચે ધરા પર,
પ્રેમ કેરૂં નાચે એવું અધ્ધર વિમાન!

કમળ પ્રભાતે જ શા માટે ખીલે છે? કુમુદિની રાત્રે જ કાં ઉઘડે છે? ચંદ્રની સાથે જ કેમ મહોદધિમાં ભરતીઓટ થાય છે? પુષ્પોને માખીનો સંસર્ગ શા માટે ભાવે છે? વાદળાંનો ગડગડાટ સાંભળી મોરને નાચવાનું કારણ શું? દક્ષિણનો વાયુ વાતા વસંત કેમ હસે છે? એ સઘળાનું ગુહ્ય–પ્રેમ! વિધિએ યુવાની સાથે આનંદની ઘટના કીધી, ઉભયની પાછળ કાળને ઘડયો, વૃધ્ધત્વ અને કહાપણનું યુગ્મ બનાવ્યું, પણ બન્નેની પૂંઠે જંજાળ તો ખરી જ! પ્રેમ અને અજરામરતને સાથે ઘડયાં. પ્રિયાની સાથે સાથે દિવ્ય ભાવનાને જો તેં બનાવી, તો હે વિધિ ' મને આંખો શા માટે આપી? મારી આંખમાં પ્રિયાનો આવાસ છે તેથી તો હું અશ્રુપ્રવાહ વહેવડાવું છું. છાતીમાં વસે છે તેથી નિશ્વાસ નાખું છું, ચિત્તમાં રહે છે તેથી એનું જ મનન ચિંતન કરૂં છું, હૃદયમાં સ્થાન કરી રહી છે માટે ક્ષણે ક્ષણે શ્વાસ નાખું છુ, મુખમાં એ રહેતી હોવાથી હોઠ તલખ કરે છે, જ્યારે અંતરાત્મામાં એનો નિવાસ હોવાથી દેહયોગ માગે છે કહો, પ્રભુના અસ્તિત્વ માટે તે કંઇ પ્રમાણે જોઇએ? એની બેઉ આંખમાં તારા છે તેથી તેમને હું ચાહું છું, ગુલાબને માટે ગાલ, અમૃતપાત્ર માટે મુખ, લહરી જેવી ચાલ, કોકિલાના જેવો મધુર કંઠ, વસંત સમ હાસ્ય: એ સર્વ માટે તેણીને અનંત પ્રેમથી ચાહું છું! હે પ્રિયા! મારૂં શરીર મંદિરવત્–બની રહ્યું છે, જેમાં તારી જેવી ઉત્પત્તિના માટે ખંડે ખંડે દીવા બળે છે. મારો પ્રાણ તારી પૂજા કરે છે, આંખો પાણી ભરી લાવે છે, કાન સાધુઓ માફક ધ્યાન ધરે છે, મારો શ્વાસ સોહમ્ સોહમ્ ચાલે છે, રસનાએ ભક્તિરાસ અને જીંદગીનું ગાયન આરતીએ ઉતરે છે! કંઇ યુગયુગાંતર થયાં હું તારે માટે તલસું છું, મારી અયશાની શોધમાં જન્મે જન્મે ભટકું છુ–એવો મારો પ્રેમ અખૂટ છે! તે સંપૂર્ણ સ્વભોગ આપનાર અને નિઃસ્વાર્થી છે. હું તો એટલું જ કહું છું:—

"ભલે તું ન મારી પણ સદાનો હું તારો, પ્રિયા!"—
એજ ખરો પ્રેમી અને એજ ખરો પ્રેમ.

જ્યારથી હું પ્રેમઘેલો બન્યો ત્યારથી મારે મનથી સઘળું અંધેર ચાલે છે. બારે માસ હાય નાખું છું, મનોવાંચ્છના ભ્રષ્ટ થઇ પડી છે, દિલ બળી ઉઠે છે ત્યારે આંખે આંસુની ધારા વહે છે. ઉંઘભૂખનુ

તો નામ જ ક્યાંથી? સૌ કોઇ દશ દિશા ગણે ત્યારે હું-મિયાને ગણતાં—અગ્યાર દિશામાં માનું છું! પ્રેમીની આવી ગતિ હોય છે બ્રહ્મા, વિષ્ણુ, પૃથ્વી, શેષ કે ઇંદ્ર એ કોઇની પણ પાસે મારાથી પહોંચી શકાતુ નથી, પણ મારી મિયામાં જ સઘળા દેવોનું કેન્દ્રસ્થાન આવી રહ્યું છે. સૂર્ય, અગ્નિ, ચંદ્ર, સિંધુ, મેઘ, કે વાયુ એ કોઇની પૂજા મારે કરવી નથી મિયાને જ પૂજી એટલે બેડો પાર! મારો પ્રેમ એટલો અવર્ણનીય અને નિસીમ છે કે મિયા જો સૂર્ય બને તો હું આકાશ બની એને ધારણ કરૂં, એ વીજળી થાય તો હું વાદળ બનું, કાયલ બને તો હું આંબો થાઉં, એ મોરલી થાય તો હુ કૃષ્ણનું રૂપ લઉં, એ પૃથ્વી બને તો હું સમુદ્ર થાઉં—એવો લાખો વર્ષનો અમારો પ્રેમ કેમ તોડી કે છોડી શકાય? એની કાંતિ જોઇ ચંદા બળીને આકાશે ધુમે છે, એની સૌમ્ય દેહ જોઇ કમળ લજવાય છે, એનો દિવ્ય સ્વર સાંભળી કોકિલ કાળી બની ગઇ છે અત્રે કવિ પોતાના આત્મવિચારો કહી દે છે કે'—

> સાક્ષર કે પંડિત કે કવિ મહાકવિ કહો,
> કીર્તિ માટે મેં ન કદી રાખી દરકાર;

### પાંદડી પાંચમી: બંધન.

નેણરૂપી કટારી લઇ, પાંપણોનાં તીર તાંકી, ભમ્મરોની બેવડી તરવાર ઉગામી, નાસિકાએ બે બારની બંદુક તાંકી, મોઢાંથી ફાંસો નાખી, એણે મને હ્રદય બંધાવી કેદ પૂર્યો! જ્યારે મ્હારી એની જાદુભરી બંસી વગાડે ત્યારે નાગો તેની આસપાસ ફરી વળે છે: મારી વાણીમા પણ એવું જ જાદુ છે. પણ મિયાના મંત્રો એવા કાર્યસાધક છે કે તે મારો મ્હારી અને હું નાગ રૂપ બનીએ છીએ! પ્રેમનું સ્વરૂપ કેવું હોય? એને એક આંખે હાસ્ય તો બીજી આંખે આંસુ, જ્યોતિ તેમ જ અંધાર ધરાવનાર, બળવો પણ શીતળ જીવનનો શ્વાસ કહો, સ્વપ્ન કે મૃત્યુ કહો, એવો પ્રેમ છે એનું શિર સ્વર્ગમાં અને પગ પાતાળમાં હોય છે—એવા પ્રેમને કોણ પિછાની શકે? છતાં, હે મિયા! એ જો તારી કટારી છે તો મારી ઢાલ છે! હવે તારા ભવાંની કટારી શા માટે મારે છે? કાળજું તો ક્યારનું કપાઈ ગયુ છે જ્યાં જીવનના તાર તૂટયા ત્યાં તેજળીની સમશેરો ઉગામીને શું કરશે? મારાં હાડકા બળીને ખાક થયાં ત્યારે હોઠથી અગ્નિ સળગાવવાનું શું પ્રયોજન? હવે છાતી તો છેદથી એવી છવાઇ ગઇ છે કે બાણ હવે મારશો, પણ કયાં એના વિચારમાં છું! એ પ્રેમ!—

> ધડકતા હૈયા સાથે તારી પાસે ઊભો રહું,
> ધ્રૂજતો હું કલ્પું—પાસું ફાંસી કિંવા તાજ;
> લટકે કરોળીઆનો તાર જેમ ધ્રૂજી ધ્રૂજી,
> તેમ તારી "હા" ને "ના" ની વચ્ચે ઝૂલું આજ

વાઘની ગુહામા રહેવું દુર્ઘટ નથી, કાશીનું કરવત પણ એટલું તિક્ષ્ણ નથી, ધગધગતા અંગારમા ચાલવું યે કઠણ નથી, દાસત્વ પણ સહેલું છે, ઉકાળેલું લોખંડ પીવું પણ એટલું ગરમ નહી, હળાહળ ઝેર પણ એટલું પ્રાણઘાતક હોત નથી, પણ જે પ્રેમમાં પડયો તે તો જાણે લાખો વર્ષની શિક્ષા ભોગવવા પાતાળમાં જ ગર્ક ગયો! પ્રભાતમાં જ જો દિનકર તપે છે તો મધ્યાન્હ થતાં તો કેવોક ઉષ્ણ થશે. બીજ જ્યાં ઝેરી હોય ત્યાં ઝાડ, તો કોણ જાણે કેવુંક નીકળશે, માગસરમાં કડકડતી ઠંડી પડે તો પોષ કેવો જાય તે કલ્પી શકાય, કળી જો કાંટાવાળી છે તો ફુલ કેવું થશે? દિવસે જો તિમિર છાઈ રહ્યું હોય તો રાત્રી કેટલી કાળી થશે ઇએ કોઇ ફળનો માવો જ કડવો હોય તો છાલની કડુતા કેવીક હશે—

પણ પ્રેમ! તારો મ્હોર જો દુ:ખથી ઝુમી રહ્યો તો તેનાં ફળ આવવા તો દુ:ખની પરિસીમા જ ન રહેશે! કવિ જીવનની આત્મકથા :

કવિ માટે હશે શું આ દુનિયાનાં દુ:ખ ભર્યાં?
મજુરીમાં મળે એને પીવા વિષપાન;
લક્ષ્મીને ન વ્હાલો, વિશ્વઆંખથી છુપાતો સદા,
વેદનામાં ન્હાતો, હસી ગાતો એનાં ગાન;
મિથ્યા ચમકાર એના, પ્રાણના પુકાર એના,
શોધી શોધી મથે તે ન મળે એને, હાય!
કોણ બધે પ્રેમ આપી એને લે ઉગારી અરે?
પ્રેમ પ્રેમ કરી એ તો અંતે મરી જાય

પાંદડી છઠ્ઠી: પ્રબોધ

આશા કહે હું નભોમંડળમાં ઉડું છું, ભાગ્ય કહે હું તો ઓથે જ પડયું છું, ધર્મ કહે હું આ ધરાને સીધી દોડાવું છું, કર્મ કહે મને કાં બધા ફેરે છે? પ્રેમ કહે હું સ્વપ્નના મ્હેલો રચાવું છું, ત્યારે વિધિ કહે હું ભાંગ્યે હાંલ્લે ભોજન કરૂં છું. હે પ્રિયા! એવી દિશામાં કોની સાથે મેળ મળે! હું તો તારા જ ગાનમાં ગુલતાન થાઉં છું પ્રત્યેક ઋતુના આગમન સાથે મારી મનોદશા ફેરવાય છે, વસંતમાં કોયલ સાથે ગીત ગાવામાં એકતાર-એકતાન થાઉં છું, ગ્રીષ્મના તપ્ત હૈયામાં મારૂં જળેલું હૃદય મૂકું છું, વર્ષાઋતુ આવતાં ગરી આંખે ચોધાર આંસુ પડે છે, શરદઋતુમાં ચંદ્રિકાનાં હાસ્યમાંથી તાળી પૂરૂં છું. હેમંતમાં આખે શરીરે કમ્પારી થાય છે, શિશિરના વાયુ સાથે નિશ્વાસ ભરતાં પાર આવતો નથી. ઓ પ્રિયા! આગ હાથથી વસંતની મંજરીઓ શુષ્ક થઇ જાય છે, મારા ગરમ શ્વાસથી ગ્રીષ્મના ગુલાબ ઝૂરી પડે છે, મારાં ક્ષારયુક્ત આંસુડાં વર્ષાની અમીધારમાં ભળી જવાથી તે પાણી પણ ખારાં થઇ જાય છે, ફિક્કા ગીતો શરદની છાયા ઢોળે છે, કરકમ્પાંતના પ્રમાણે હેમંતના જળ ધ્રુજીને બંધાઈ જાય છે, મારાં આક્રંદ અને કરૂણોદ્ગારથી શિશિરનો તમામ પાક ભસ્મ થઈ જાય છે; એવી મારી દુ:ખદ પરિસ્થિતિ છે! આકાશના અગણિત સૂર્યો હોવા છતાં યે તે અંધારૂં રહે છે, તે ઉંચું છે તો યે પૃથ્વીપટ સાથે જાણે અડી રહ્યું છે, મહાસાગરમાં જળની ન્યૂનતા નથી, પરંતુ સઘળું ખારૂં જ, સંધ્યાના ચિત્રવિચિત્ર રંગો ક્ષણમાત્ર આનંદ આપી અદૃશ્ય થાય છે, ગુલાબ અને કંટક એક જ ડાળે ઉગે: એ પ્રમાણે સૌંદર્યની પૂર્ણાહુતિમાં વિધિનું નૈષ્ઠુર્ય શા માટે? ખરતા તારાથી વ્યોમમાં પ્રકાશ પડી રહે છે, ભાગતાં જ મોજનો પ્રવાહ અસ્ખલિત હોય છે, તૂટતાં વાદળાંથી જ બધે રેલમછેલ થઇ રહે છે, ઢળતા સૂર્યથી જ બપોરનો તાપ દુ:સહ લાગે છે: જીવનમાં જે કઇ રમણીય લાગે છે તે ઇંદ્રધનુષ્ય જેવા ક્ષણધ્વંસિત અશ્રુમેઘનું જ પરિણામ છે, માટે હે પ્રાણપ્યારી, જ્યારે મારાં ચર્મચક્ષુઓ છેલ્લીવાર બંધ થશે ત્યારે જ મારા પ્રેમનો ઉલ્લાસ ફુવારા સમાન ઉંચો ઉડી રહેશે! વરસાદની મૂસળધાર પડવા અગાઉનું ઉષ્ણ સૃષ્ટિનું વર્ણન કેટલું તાદૃશ અને આલ્હાદક છે!—

બળું બળું થાય બધી ભૂમિ આ બપોરમાંહીં,
વળું વળું જોઉં જ્યાં ત્યાં થાય લાહ્ય લાહ્ય;
ઝુમી રહે ઝાડવાં ને ઝુમતું આકાશ લાગે.

છાંયમાં ઉસાસ પશુ ખાય હાય હાય;
હળુ હળુ ગાયો પૂંછ નદીમાં હલાવે ઊભી,
વૃક્ષ નીચે ડાંગ નાખી પડ્યા છે ગોવાળ:
ક્યાંયે ન દેખાય પ્રિયા ;—અને જો ન જોઉં એને,
થશે વીજ, મેહુલો ને વ્યોમ વિકરાળ.

પાંદડી સાતમી· વિજય

લીલા લીલા સેરડા, ને લીલાં લીલાં ઝાડવાં, ને
લીલી લીલી ચોરના છે લીલુડા સંકેત;

આ ખંડના પ્રારંભથી જ જાણે તમામ પૃથ્વીમાં લીલોતરી છવાઇ રહી સમગ્ર પ્રાણીમંડળને તેમજ ઉદ્ભિજ્જ પદાર્થોને યે પુનર્જીવન અને નવચેતન અર્પે ને, એટલે આપણને કલ્પના કર્યા વિના ચાલે એમ નથી કે કુદરતપરસ્ત કવિનું અંતઃકરણ આવા દૃશ્યોથી નભ પર્યન્ત ઉછાળા મારી રહ્યું હશે ભૂરા આભમાં રવિ ઉગે છે તે ભર્યો ભર્યો લાગે છે અને ત્યાં તેમના ખર્ણવો ભરાય છે—જાણે દુનિયા નવો જ લેબાસ સજે છે! વરસાદના પડવાથી ખેડુઓ અને ધરતિ બન્ને સંતુષ્ટ બને છે, કૃષિકાર અને બળદની ત્રિપુટિ ખેતરોમાં ઝૂઝી રહે છે એમની ઉર્મિનો આવેગ કેટલો હશે તે કોણ કહી શકે? સઘળે હરિયાળી પથરાઇ જાય છે, ।પ્રેમીઓનાં હૈયામાં ચેતના ન હોય એ કેમ બને? દિન ગતિહિન નિષ્ફરણ કિનારાને મનાવવાને સમુદ્રનાં મોજાં તેની સાથે અફળાઇ પછડાઈ ફીણ રૂપી આંસુ પાડે છે, તો યે એ કિનારામાં કિંચિત્ અનુકંપા ઉભરતી નથી, પરંતુ એક દિવસ એવો આવશે કે સાગરમાં મોટો જુઆળ આવતાં કિનારો ડૂબી જશે. એ જ પ્રમાણે હે પ્યારી! મારા અંતરમાં પણ જુઆળ ઉભરાશે ત્યારે મારી પ્રેમલહરમાં તું તો સમાઇ જશે! ખેતરો દાણાથી ઝુકી રહ્યાં છે, ઠેરઠેર તૂલનો રંગ સુવર્ણમયી દિસે છે, લીલી પીળી શેરડીઓ આમ તેમ ડોલી રહી છે, વાયુના તરંગથી ઘાસ પણ નિશ્ચેષ્ટ રહી શકતું નથી, આકાશ તપે છે તેમ ધરતી ઉપર પાક થવાથી સઘળે આબાદી પથરાઇ રહે છે; ધરતિ જેમ પાકને ઉતારવા અધીરી બને છે તેમ હે પ્રિયે! હું પણ મારો પ્રેમપાક લણવાની રાહ જોઉં છું. પણછ ને કામઠાનો જેવો અતૂટ સંબંધ છે તેવો જ સ્ત્રી પુરૂષનો છે. પણછ તણાય છે ત્યારે કામઠાને વાળી દે છે. છતાં તેનો ટેક રાખે છે; પણછ જો કામઠાને પોતા ભણી ખેંચે છે તો યે તે જ તેની પૂઠે તો જાય છે મારા કામઠામાં પ્રિયાની જો પણછ બંધાય તો વિધિનું અનેરૂં તીર મારૂં. હે વિશ્વબંધુઓ! આજે પ્રભુનું નવીન પર્વ પાછું ઉજવાય છે, મારો વિરાટ પ્રેમ અણુમાં ઉતર્યો ને એ પ્રમની પ્રભુતા ને દિવ્યતા એવી છે કે એને પ્રતાપે સકળ સૃષ્ટિ પ્રીતીમાં સમાઈ જાય છે, માટે કવિ છેવટનાં આશિર્વચન કહે છે કે.—

પ્રભુતણી મ્હેર હજો, જગે લીલાલ્હેર થજો...
(ચાલ મારી પ્રિયા, મારી કલિકા...) પ્રણામ!...

છેવટનો ખંડ "વિદાયગીત" નો છે, જેમાં એક સ્ત્રી, માતા કે બ્હેન પોતાના ભરથાર, પુત્ર કે ભાઇને રણસંગ્રામમાં વિદાય થવા વિનવે છે તેમ કવિ પોતાના ગીતોને સંબોધન કરે છે. હે ગીતો! હવે તમે ઘરની પ્રીત તજી રણે વિદાય થાઓ. હવે આપણું પ્રભાત પૂરું થયું છે, માટે જગતમાં તમો દુર્જય સર્વત્ર ઘૂમી રહો. મારાં હૃદયને લોકો ભૂલે તો હરકત નથી, પણ તમો પ્રકાશજો, કારણ કે:

હૃદયના રુધિરનું એકએક ટીપું મારું
કંઠે તમ માણેક શું બળી રહ્યું પૂર:

જે ગીતો ગાયાં છે તે તો કાલે જ ગાયાં અને જે નથી ગાયાં તે ચિત્તમાં વિરાજે છે, આજ ભલે કે અધુરાં અંકાય, પણ આવતી કાલની વાત મધુરી જ છે. જે અધુરી હશે તે છેવટે પૂર્ણ થશે, જે મધુરી છે તે કદિ કટુ થવાની નથી, માટે મારાં ગીતો! હવે તો તમો જગતના જ થઇ રહો, કે તમારા તાલ પ્રમાણે તે સૂર પૂરે. ભલે તમો માટે ગમે એવાં ટીકાના વાક્બાણ છૂટે, પણ તમારો જનો આનંદ ઘાલતો નથી તમને રચવામાં જીવનના પ્રત્યેક તાર મેં તાણીને કસી જોયા છે અને તે મર્મના સૂર સદ્ નીકળે છે.

જાઓ, મારાં ગીત, મારા હૃદયની હુંફ વિષે,
રહ્યાં પંખીબાળ જેવાં તમે બહુ કાળ:
જગત શું જાણે કેવાં ધગતાં કપાળ નીચે
વિચારો ને કલ્પનાની ચાલતી ધમાલ!

હવે તો તમો જગતમાં ઠેકાણમાં ભ્રમણ કરી મનુષ્યોના મનમગજનું સાલન કરો સ્વર્ગના ઉદ્યાનમાંથી સૌંદર્યદેવી અહીં ઉતરી આવી તેનું નિરીક્ષણ કરવા ગૌ સુગ્ગુરેશ નીકળી પડયા, દશ દિશાના દિક્પાળો પણ પોતાના મોંઘા સંદેશ આપી ગયા, અને જ્યારે સૂર્ય ચંદ્ર તારાઓના પ્રાણ પત્ર આશાભર અહીં ધસી આવ્યા હવે બધે ભીડ થઇ છે, ત્યારે 'કલિકા'ની આણ વર્તાનો 'થોડુંક અધુરું, કંઇક મધુરું લાગ્યું મધુરું' પ્રભુનું આપેલું હતું. અધુરું દેખાય તેમાં તો આપણો જ દૃષ્ટિ દોષ હોવો જોઇએ ખરેખર—

લાખોલાખ દુઃખોએ જે મંથન હૈયાનાં માંડયાં,
તેની કટુતાએ આપ્યા અમૃતના ઓઘ;
કટુતા સૌ રહો મારી: મધુરતા હો તમારી:
જાઓ, મારાં ગીત, આપો આનંદ અમોઘ!

આ સ્વચરિત્રાત્મક લીટીઓ કેટલી લાગણીભરી છે! એ ઉપરથી કવિની એકલ મનોવ્યથાનો આપણને કંઇક ઝાંખો ભાસ થાય છે આકાશના તારાઓને ખાંડણીમાં રંદી છરીને તેમનું તેજ કાઢયું, સાગરોનાં પાણી આકાશરૂપી ચાળણીમાં ચાળીને તેમાંથી દુષ્પ્રાપ્ય અમૃત કાઢયું, હૃદયના અમૃત તેમજ આંખના તેજને ઘુંટીને એક રસ કીધાં માટે હે ગીતો! જે કોઈ એ દિવ્ય, સુધારસ ચાખી જાણે—એની ગુણગ્રાહકતા દેખાડી શકે—તેને એનું પાન કરાવો ઉલટે—

વર્ષભર ગાવા માટે, આનંદે ઝુલાવા માટે,
ગણુંગે ને પાંસઠ છે દિનનાં આ ગાન:
જાઓ, મારાં ગીત! વિભુવ્હાલી ગુજરાતે રાચો,
પામો જગે રસિયાંથી અદલ પિછાન!

આ પ્રમાણેનું અનેકરંગી અને અલંકારયુક્ત આ કાવ્ય પુસ્તક છે, જે પાછળ કવિએ કેટલો પરિશ્રમ લીધો હશે—કેમ તન-મન-બદન રગડયું હશે તે ઉપરોક્ત આત્મનિવેદનથી સહજ પ્રતિત થાય છે, અમૃતને વિષ કહેવાથી કંઇ તેમાં કડવાશ આવતી નથી, કે મિઠાશ જતી નથી, તેમ આ કવિ-લેખકને ભલેને વિઘ્નસંતોષીઓ "સૂકાતા રસ પ્રવાહ"નું નામ આપે, પણ તેથી એમની ઉજ્જવળ કીર્તિને જરા યે આંચ કે ઝાંખ લાગવાની નથી આ કાવ્યમાંથી જે નૈસર્ગિકતા, જે ઉચ્ચ પ્રતિભા ઝળકી નીકળે છે, તેથી અદેખા

સમાલોચકોને સચોટ પ્રહાર પડશે. સુરી કવિઓ કેવળ પ્રેમભાવના, હૃદયમૂર્તિ, મદિરા, વિયોગ અને વસન્તના ગુણાનુવાદ કરી શકયા, જ્યારે અત્રે અનેકવિધ વર્ણનો અને નાના પ્રકારના અલંકારોથી કાવ્ય ઉભરાઈ-છલકાઈ જાય છે, વલ્લભ વલ્લભાની પ્રેમગોષ્ઠિ ઉપરાંત ૠતુવર્ણન, સૃષ્ટિનું અલૌકિક સૌંદર્ય, આત્મકથા આદિથી આ લઘુ ગ્રંથ ઓતપ્રોત થાય છે. કોઈ એમ વિવાદ કરે કે ખબરદાર તો સ્વદેશભક્તિનાં કાવ્યોમાં જ શબ્દોની અને ભાવની ઉત્તમ ફૂલગુંથણી કરી શકે છે, તેનો આ કાવ્ય મનોહર જવાબ છે. ગ્રીષ્મ ૠતુનાં વર્ણનમાં શબ્દપ્રયોગ જુઓ:

ધગધગે ધગી રહે ધરા ખુબ વ્યોમ ગળી,
જગે જગે તાપ જાગે, ભરે મિહકાળ:
ઉકળે સમુદ્ર અને ઉકળે રુધિર ઊંડાં,
નીર ઊંડી આંખમાંથી ઝરે ઝાળઝાળ:
તપી તપી વ્યોમ બધું ઊની ઊની જીભ કાઢે,
તાપ બને ધાડો જાણે પડે અગ્નિખંડ!

આ ઉપરથી કવિનો ભાષા ઉપરનો કાબુ દૃગ્ગોચર થાય છે. વર્ષાૠતુના વર્ણનમાં એમનો શબ્દાલંકાર કંઈ ઓર ગમત આપે છે:

ધમધમ થયું છે ગગન ઘનઘોર આજે,
ચમચમ ચપળાનો ચાલે ત્યાં સંચાર:
પડી જાય પવન ને ઉતરે આકાશ આખું,
ધમધમ પડે મેઘ મુશળને ધાર:
પાંદડાંએ નાચનો ને છાપરાંએ કૂદનો આ
ડમડમ ડમકતો આવે ઈન્દ્રદેવ!

વળી પોતાની કથની કવિ કહે છે કે: ભલે મારું જીવન પ્રતિદિન કચડાતું જાય, નસે નસે હથોડા વાગે, સર્પ સમાન વંશ ખાતી આ વેદના મને મુક્તિ આપે નહી, પણ એવા ત્રાસથી હું હારી ખાઈશ નહીં: મારો પ્રાણ સામે મુખે અજિત ઉભો રહેશે. પ્રેમ અને સ્વર્ગ કાયરો માટે નથી: હું મરું કે જીતું તેની સ્પૃહા નથી! કવિરાજ! એનું નામ તે વીરનર! ગુર્જરગીરાના સાચા સેવક! 'કલિકા'થી ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં એક નવો જ યુગ પ્રવર્ત્યો છે, જે આપણી પુણ્યભૂમિને હિતકર નિવડશે, અને અનન્ત પ્રભુ પાસે તારું આરોગ્ય અને શાંતિ પ્રાર્થતાં અને તારી ભજનમાળા—ભજનિકા—ની કાગને ડોળે રાહ જોતા તારો આ નિસ્વાર્થી વખાણનાર તારા એટલા જ શબ્દો ટાંકી હાલ તુરત સંતોષ લે છે કે:

જમાનાઓ જતાં પણ જો જો મારી કવિતામાં
અમર પ્રકાશશે આ કલિકાનું નામ!

તંત્રી ચાંપશી ઉદ્દેશી



ડીસેમ્બર ૧૯૨૬

## અનુક્રમણિકા



### લવાજમના વાર્ષિક દર :


હિંદના કોઇ પણ ભાગ માટે ... ... ... ... ... રૂ. ૬—૬—૦
હિંદ બહાર કોઇ પણ ભાગ માટે ... ... ... ... રૂ. ૭—૮—૦
આ છુટક નકલ ... ... ... ... ... રૂ. ૦—૧૨—૦

ઠેકાણું :—નવચેતન ઑફીસ નંબર ૧૪ અમરતલા સ્ટ્રીટ, કલકત્તા.



ચિત્રકાર ] વિરહિણી યક્ષપત્ની [ શ્રી મઝુમદાર

Gaya Art Press, 9/1, Subal Chandra Lane, Calcutta



પુસ્તક : ૧૦ વર્ષ : ૫ ડીસેમ્બર . ૨૬ અંક : ૩

## અરણ્યાની

અરણ્યાની, અરણ્યાની ! અમ સમક્ષ તું અંતર્ધાન થાય તે પૂર્વે શું તુ વનમાં નહિ જશે ? શું તું બ્હીતી તો નથી ને ?

જ્યારે વૃષભ નાદ કરે છે ત્યારે ક્રીસીક પોતાની ઝાંઝપખાજ જોડે નાચતુ નાચતું પ્રતિઘોષ કરે છે ; એ વેળ અરણ્યાનીને અતિ મોદ ઉપજે છે.

ઝાંખી સંકોરાતી સંધ્યામાં ચરતાં ઢોર અને ઝુંપડીઓ નજરે ચડે છે. અરણ્યાની ત્યારે પોતાના કચડ કચડ થતાં શકટ ઘર તરફ વાળે છે.

કોઈ એક માણસ પોતાની ગાયને બોલાવે છે. બીજો કોઇ વૃક્ષ પાડે છે. વનભટકુ ચીસ પડતી હોય તેમ ભણકા સાંભળે છે.

હિંસ્ર પશુઓ જો કે આપણને હણે છે તોપણ અરણ્યાની જરાકે તેમને અપાય કરતી નથી, ચાલો આપણે એમનાં મીઠાં ફળ આરોગીએ અને સુખેથી વિશ્રામીએ.

કસ્તુરીવાસિત, મઘમઘતી, અન્ન સમૃદ્ધિવાળી પૃથિવી કોઇ કૃષિકાર ન ખેડે તોપણ વનપશુઓની માતા અરણ્યાનીનો જય હો જય હો !

અશોક



# મોરોક્કો

માર્ક હેમ્બર્ગના
લેખ પરથી

રજુ કરનાર
ચાંપશી ઉદેશી

આટલાન્ટીક અને ભૂમધ્ય સમુદ્ર મળે છે ત્યાં ટેન્જીઅરના અખાતમાં આવેલા મોરક્કોને કિનારે જ્યારે મેં પગ મૂક્યો ત્યારે મને લાગ્યું કે જાદૂથી બદલાઈ ગયેલી કોઇ જૂદી જ દુનીયામાં છું ! આ દુનીયા જાણે ઈસ્લામની, અલ્લાહની, કિસ્મતની અને "અરેબીયન નાઇટ્સ"ની બનેલી લાગી. જ્યાં જોઉં ત્યાં સફેદ કપડાં પહેરલા મુરો ઉંચી દિવાલોવાળાં, સપાટ છાપરાંવાળાં અને બારી વગરનાં ભેદી મકાનો, ખચ્ચર, ઉંટ, ગધેડા વિગેરેની પીઠ પર લાદેલી ટોપલીઓમાં ભરેલી વેચવા માટેની વસ્તુઓ, મસક લઇને જતા ભીસ્તીઓ ; એ બધું નજરે પડતુ પણ સૌથી વધુ આકર્ષણ કરનાર તો બજાર હતી જે આ નવાઇ જેવા જાગતા જીવનમાની સર્વ વસ્તુના પ્રદર્શન સમી મને લાગી

ને સંગીત તો લગભગ બધે જ. અનેક વાર આરબના કર્કશ સૂરો ને કોઇક કરુણ-રસભર્યા સંગીત ધ્વનિઓ મારે કર્ણપટે અથડાતા ઢોલનો, અવાજ, વાયોલીનને કાઇક મળતા આવતા એક જાતના વાજીંત્રના સૂરો અને ત્યાની પીપોડીઓના અવાજ વારંવાર સંભળાતા. થોડા સમય પછી હું "મારકેસ્ચ" નામે નવાઈ પમાડે એવા મુરીશ શહેરમાં ગયેલો ત્યારે મેં ત્યાની મુખ્ય બજારમાં અસાધારણ સંગીત સાંભળેલું. પીપોડીવાળા-ઓની, વાયોલીનવાળાઓની અને ઢોલવાળા-ઓની જૂદી જૂદી ટોળીઓ લગભગ દરેક ઘરને બારણે બેસી પોતાનું મિશ્ર સંગીત ચલાવતી અને આજુબાજુના વગાડનારાઓની સ્હેજ પણ પરવાહ રાખતી દેખાતી નહિ ગાનારાઓ મોટે અવાજે ગાતા ધર્મગુરૂઓ લાગણીભર્યા સ્વરથી કુરાનના ફકરાઓ બોલતા સર્પનો ખેલ કરનારા વાંસળીમાંથી મધુર સુરો કાઢી સર્પને નચાવતા

મને લાગે છે કે મુર લોકો સંગીતના ખરેખરા શોખીન છે. આટલાસ પર્વતનો પાશા સૈયદ ગલાઇ, જે અરેબીક કળાઓનો જબરો આશ્રયદાતા છે તેણે ઇજીપ્રમાં કેટલાક જણને ખાસ સંગીત શીખવા મોકલ્યા હતા અને સંગીત શીખીને પાછા આવ્યા બાદ પોતાની પહાડી પ્રજાને એ સંગીતની લગની લગાડવાના કામ માટે રોક્યા હતા. આરબ ગાનારાઓમાંના કેટલાક તો અમીરોને બારણે બારણે ગાઇ આવે છે અને તે વડે પોતાનું ગુજરાન સારી રીતે ચલાવે છે. તેમનું આ સંગીત ઉંચે અવાજે ગવાય છે ને સુધરેલા દેશના યુરોપીઅનને કદાચ ન ગમે તેવું હોય



ટેન્જીઅરનો અખાત



આટલાસ પર્વત

છે, પરંતુ તેમા અમુક પ્રાચીન અને કરૂણ તત્વ રહેલું હોય છે, જેથી તે સાંભળવાનું મન થાય એમ છે.

ત્યાના એક જાણીના 'પાશ'ને હું મળ્યો ત્યારે તેણે મને ગાવાનું કહ્યુ. મેં જણાવ્યું કે મને અરેબીક સંગીત આવડતું ન્હોતુ તેણે કહ્યું કે "ગમે તે સંગીમ ચાલશે વાજીંત્ર પર તમારી ઝડપે ચાલતી આગળીઓ જોતા પણ હું આનંદિત થઈશ" મેં ઝડપબંધ ગાયું તે આનંદ પામ્યો અને જ્યારે સંગીત પુરું થયુ ત્યારે તેણે મને પહાડના વણકરોએ બનાવેલી એક સુન્દર રંગીન શેતરંજી ભેટ આપી

મોરોકકોમાં જો તમે ઝપાટાબંધ મુસાફરી કરશો તો આનંદને બદલે કષ્ટ પામશો જો પુરતી ફુરસદ મેળવીને ત્યા જાઓ તો જ આનંદ આવે

મોરોકકોમાં ફ્રેંચોએ ઘણો સુધારો દાખલ કરેલો જણાય છે સુંદર પહોળા રસ્તાઓ તેમણે બનાવ્યાં છે, સ્વચ્છ અને વિશાળ 'હોટેલો' વસાવી છે અને રહેણીકરણી તથા કેળવણીમાં વિકાસ આણ્યો છે. આરબો સાથે તેમની મૈત્રી પણ ખાસ નોંધ લેવા જેવી છે. મુસાફરોને માટે ફ્રેંચોએ મોટરોની જબરી સગવડ રાખેલી છે.

મુર લોકોની ભવ્યતાની, સુન્દર રીતભાતની અને તેમના બાદશાહી દેખાવની મારા પર ઘણી અસર થઇ. તેઓ કળાને લગતી દરેક વસ્તુ માટે અને કળાના અભ્યાસીઓ માટે જબરું માન ધરાવે છે આના દૃષ્ટાંત તરીકે



કળાને માન આપનાર ભવ્ય મુર

આટલાન્ટીક કિનારા પર આવેલા રહબત નામે એક સુન્દર શહેરમાં બનેલો બનાવ હું અત્રે ટાંકીશ. આ શહેરમાં એક ફ્રેંચ હોટલની મેનેજર–બાઇને એ શહેરમાં શું શું જોવા લાયક હતું તે પુછતો હતો ત્યારે લાંબો કાળો ઝભ્ભો અને જરીની ભીનારીવાળું સફેદ જાકીટ પહેરેલો એક નાનો મુર યુવાન અમને વાતચીત કરતાં સાંભળી રહ્યો હતો. એ બાઇએ મને ત્યાંનો પ્રખ્યાત મુરીશ બગીચો જોવાની સુચના કરી તે દિશાએ આગળી ચીંધી. પેલો મુર જુવાન તરત ત્યાં આવ્યો અને ભાગીતૂટી ફ્રેંચ ભાષામાં મને કહ્યુ કે "હું આપને બગીચો અને મ્યુઝીઅમ (સંગ્રહ સ્થાન) બેઉ બતાવીશ. ચાલો, મારી સાથે."

કારીગરીના નમુનારૂપ એક ઝરો–"ફેઝ"મા



વેપારીઓ પણ શાહજાદા જેવા લાગે છે

ખરેખર, તેની સભ્યતાએ મારા પર ઊંડી અસર કરી. મને બધું બતાવ્યા પછી કોઈ શાહજાદાની ઢબે મને સલામ કરી કહ્યુ દીલગીર છું કે મારે હવે જુદા પડવું પડશે, કારણ કોઈ હમામખાનામાં જઈ મારે 'ટર્કીશ બાથ' લેવો જોઈશે."

મેં ધાર્યું કે તે કોઈ મોટો અમીર હશે, પણ હોટલમાં જ્યારે તેના વિષે મેં તપાસ કરી ત્યારે મને જણાયું કે તે બજારમાં શેતરંજી વેચનારો એક વેપારી જ હતો! તેને માટે માન ઉપજાવનારું તો એ હતું કે તેણે મને પોતાની દુકાને લઈ જવાનો કે પોતાને ત્યાંથી ખરીદી કરવા સારૂ લલચાવવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહોતો. પરદેશી તરફ મમતા ને વિવેક બતાવવામા જ તેણે આનંદ માન્યો હતો

મોરોક્કોના શેતરંજી વેચનારા જો શાહજાદા જેવા છે, તો ખુદ શાહજાદાઓ કેવા હશે? અરે! તેઓ તો ભવ્ય અદ્દભુત મકાનોમા જબરા ઠાઠમાઠથી રહે છે. તેમના મહેલોમાના આસપાસના વિશાળ ઓરડાઓમા રત્નજડીત ગાદીઓ નજરે પડે છે બંદગી માટે સુંદર થાંભલાવાળી જગ્યા જણાય છે તેમના બગીચાઓ નારંગીના ઝાડોથી અને મદકની

ખુશ્બુથી ભરપૂર હોય છે મહેલમાં નાના ખળખળ વહેતાં ઝરણાંઓ અને રમ્ય શીતળ નળાવો આ જગ્યાની સુન્દરતા અને અદ્‌ભુતતામાં વધારો કરે છે. આવો એક મહેલ મેં જોયેલો તેમા સાત નહાવાના ઓરડાઓ હતા, અને દરેક ઓરડામાં બે હોજ સામસામા હતા. એકમાં સાબુ લગાડી, બીજામાં એ સાબુ ધોઇ સ્વચ્છ થવાની ક્રિયા થતી જે હોજના પાણીથી આપણે સાબુ લગાડયો હોય તે જ પાણીથી એ સાબુના ફીણ ધોવા એ મુરોને મન એક ગંદી ટેવ છે

હું ટેન્જીઅરમા હતો ત્યારે ત્યાના એક મુરીશ પાશાએ મારી પરોણાચાકરી પોતાના મહેલમા અચ્છી રીતે કરેલી તે છ ફુટ ઉંચો ભવ્ય



મુરીશ અમીરના રત્નજડીત મહેલનો એક ભાગ



ટેન્જીઆરની બજારનો એક ખુણો

જુવાન હતો જ્યારે પોતાના બગલા જેવા સફેદ ખચ્ચર પર કીરમજી રંગના ઉંચા જીન પર તે બેસતો ત્યારે તે અદ્‌ભુત લાગતો.

મુર લોકો અતિથિસત્કારમા જબરો આનંદ માનનારા છે અને રાત્રે તેમના કોઇ પણ મિત્રને કે કોઇ પરદેશીને સુવાની જરૂરીયાત પડે એ માટે એક બે સુવાના ઓરડાઓ અલાહેદા તૈયાર જ રાખે છે.

મને જણાયું કે મુર લોકોને સાદા કરુણા જનક સુરો બહુ પસંદ છે. તેમની પોતાની કારીગીરીમાં અને સંગીતમાં વિષયની ગહનતા કરતા કરામત જ વધારે જણાય છે

મોરોક્કોમાં ભીખારીઓ પણ એક જાતના સંગીતથી ભીખ માગે છે. કોઇ વાર તમે તેની એકાદ સાંકડી ગલીમાંથી જતા હો ત્યારે મસ્જીદની બારીમાંથી કુરાનના ગવાતા ફકરાઓ ઓચીંતા તમારે કાને અથડાય છે, અને બજારમાં થતો મોટો ગણગણાટ પણ સંગીતયુક્ત જ છે.

મોરોક્કોના ભીખારીઓ વિષે એક જાણવા જેવી વાત છે ખચ્ચર પર બેઠેલો કોઇ અમીર ભીખારીઓને ભીખ આપે, એ ભીખમાંથી પેલો ભીખારી પોતાનાથી વધુ ગરીબને અમુક ભાગ આપે એ ભાગ મેળવનાર પોતાના ભાગમાંથી કાંઇ વળી પોતાથી યે ગરીબને આપે !



સફેદ વસ્ત્રવાળા મૂરો, ઉંચી દીવાલવાળાં સપાટ છાપરાવાળા તથા બારી વગરના ટેન્જીઅરના ઘરો



કુચ કરતુ 'રીફ' પાયદળ



# આજનો કવિ.

લેખક રા. રા "કોકિલ"

"Never take him on trust it is blasphany to the spirit of criticism to do that with any critic."—

*George Gaintsbury.*

× × ×

આછાં અજવાળાં આવે,
ધારે સૌ અંગ ઉમંગ,
કઇ કુંકુમપગલાં પડતાં,
પૂર્વે રંગાયાં શુભરંગ;
ઓ કવિ! જુઓ આકાશે,
પાછી ઉતરે અમ ગંગ;
હો! પ્રભુના વ્હાણાં વાય.

× × ×

પૂર્વે સૂર્યોદયનાં પીંછા પોપટીઆં,
રંગે છે દેવના ઉતારા રે લોલ

ખબરદાર

'કવિની કવિતા સમજવા વા એની અંતર લાગણીઓને ઝીલવા સામાન્ય પ્રજા કરતાં વ્યકિતને વધુ સંસ્કારથી અને વધુ ઉંચે ઉડવું જોઇએ, કવિની ગગનચૂંબી કલ્પનાના અનુભવના દિવ્ય રંગો, સાથે કવિની અપૂર્વ કળામાં ઝીલાતી કવિતા, એને સમજવા અને ઝીલવા માટે કેવો અભ્યાસ જોઇએ એ શું સંસ્કારી પ્રજાને કહેવું પડશે ?

કવિતા સમજવી સહેલી છે, છતાં એને સમજવાને જેટલા અભ્યાસની જરૂરત છે એના કરતાં એના આદર્શો પ્રજાને હૈયે ઉતારવામા મુશ્કેલી એ છે.

કવિતા કરતા કવિતા કરનાર કે રચનાર કવિના હૃદયને, એમના વિચારોને, સમજવા અને ઝીલવા તેમજ પ્રજાહૈયે એમનુ હૃદય ચિતરવુ એ તો અશકય જેવુ જ છે. જો કે ઘણાને મન એ વાત સહેલ પણ હોઇ શકે

આજે ગુજરાતના આજના કવિ The Poet of the timeની ઓળખ ગુજરાતને આપવા ચાહું છુ

આજનો કવિ એ એક નવો પ્રશ્ન એના ભણકારને શબ્દેશબ્દે સાહિત્યવિલાસીઓ વિચારશે કે આજનો કવિ કોણ? આજે ગુજરાતને આરે રસભર અવનવી બંસરીઓ વાગે છે. ક્રરકોકિલ ના ટહુકા રહુકે છે. હૈયામા રસની રસછોળ ઉછળે છે સ્વપ્ના જીવતાં થાય છે. પળે પળે નવા રંગો પ્રકટે છે એવે સમયે કોને કહેવો આજનો કવિ ?

આજનો કવિ એટલે આજનું જીવનુ ગૌરવ' એ ગૌરવનુ જીવન for hours નહી પરંતુ for all times! આજનો કવિ એટલે આજના પ્રભાતને ઉઘાડતો કે અજવાળનો સૂર્ય જેના ગીતોમાં જીવન હોય, જેના શબ્દોમા બળ હોય, જોશ હોય, વિચાર હોય, જેને શબ્દેશબ્દે જીવનમાં ચેતન રેડાતું હોય, જાણે એને ઉદ્દેશીને જ કાંઈ કહેતું હોય .

ફુંકી મંત્રો સજીવ કરતું આ મરેલાં
ને શુષ્ક સૌ જીગરને કરતું રસીલાં

એવું ચૈતન્ય પ્રગટાવતો, એ ચૈતન્યમા ભાવના પૂરી, બતાવતો હોય ગુજરાતનો કોઈ નવજીવનનો ભવ્ય પ્રદેશ ! એવો કવિ તે આજનો કવિ.

એવા કવિને કાજે કવિતા છે.
કળાના વિલાસી કાજે કળા છે,
રસના રસીયા કાજે રસ છે.

જેની કવિતામા કવિત્વ ઉભરે, જીવન ઉછળે રસના ફૂવારા ઉડે, અનુભવનુ ઓજસ્ ચમકે, કલ્પનાના ચમકારા થાય, એવી કવિતા તે આજના કવિની

જે ગુજરાતને સંદેશો આપે, પોતાના જીવન, ગુજરાતમા પ્રાણ સચારે, જેની અંતરઇચ્છા હોય ગુજરાતને જીવતું કરવાની, એવો હોય ને આજનો કવિ પ્રજાનુ હૃદય પારખી એને એવું જીવન આપે, જેનુ જીવન હોય કવિતા, જે કવિના જીવવા કાજે જીવે, સાહિત્ય અને જીવનનો અભ્યાસી બની, એના અંતરપટમાં ઉતરી કોઇ અવનવા ઓજસે ભીંજાઇ; જગતને કંઇ નુતન અજવાળુ આપે તે આજનો કવિ !

ઉષાનાં આછાં કિરણોમાં,
જે ન સમાવે પોતાની આત્મજ્વાળાને;
પણ રેડે સવિતાના ઉજ્જ્વલ કિરણોમાં:
આત્મઅંતરનો દિવ્ય પ્રકાશ,
ને અજવાળે ગિરિ અને ગહ્વરો;
સાહિત્યના ને જીવનના

ગુજરાતના આવા કવિને ઓળખવા ગુજરાતના વિદ્વાનોએ પક્ષનો પડદો છોડવો પડશે. એ જ પક્ષપાતને કારણે ગુજરાતનું જીવતું ગૌરવ અંધારામાં ચમકારા મારે છે એવો ય સમય આવશે, જ્યારે એનાં ઓજસ્વી કિરણો ગુજરાતને હૈયે હૈયે છવાશે, પ્રજા એને પૂજશે. અને મધ્યાને તપતાસૂર્ય સમો ગુજરાતને અખંડ પ્રકાશ આપશે,



કવિ ખબરદાર

જો કે આજે ય એનો પ્રકાશ ગુજરાતને હૈયે હૈયે છવાયો છે, છતાં સ્પષ્ટ રીતે પૂજતાં કે એનું નામ ઉચ્ચારતાં જીભ તળાવે ચોંટે છે કારણ કે આટલું સત્ય કહેવાનુ આપણામા બળ નથી. આજના ટીકાકારોનો કહેનારાને ભય છે, કારણ આજના કવિને કોઇ સાક્ષરે નથી કહ્યો 'અમી વર્ષણ ચંદ્રરાજ" કે કોઈ દીનેશ ત્રિવેદીએ નથી ઓળખાવ્યા કદી "કવિસૂર્ય" પરંતુ કોઇ રાષ્ટ્રગીતોના પ્રકાશકે કહ્યા કવિને આજના કવિઓમાં શ્રેષ્ઠ અને મી. મસ્ત ફકીરે ઓળખાવ્યા એમને "યુગકવિ"

આજનો યુગ એટલે ગાંધીયુગ આજના યુગના દિવાકર તે ગાંધીજી એમનં કિરણે કિરણે ભારતમા દીવા પ્રકટે છે એમને રંગે ભારતની

કંપ રંગાય, એમના તેજે ગુજરાતનું પ્રભાત ઉઘડે. આજનો યુગ એમના નામથી અને વિચારથી ઓળખાશે. એવા યુગનો યુગકવિ એટલે યુગનું જીવન જીવી પોતાના હૃદયતારે આપે, યુગને યુગ કાજે યુગસંદેશા. જેનો મુદ્રાલેખ હોય "જીવન કરતાં જગ વહાલેરૂં જે ડુબતા સૂર્યનાં કિરણે રેડતો હોય પોતાના આત્મજીવનમો આત્મપ્રકાશ ને પૂત જીવન આપનો. હોય ભૂતપ્રજાના ગૌરવને આધુનિકને દૈયે

આવો કવિ તે કોણ? અને ગુજરાતને દૈયે "રુમઝુમ રેવના ઉતારા રે લોલ." જેમ ગુજરાતથી હજારો માઇલ દૂર મદ્રાસને આરેથી પોતાના હૃદય વીણાના તારે ગુજરાતમાં જીવન ભરનાર કવિ, તે આજનો કવિ

કવિવર ખબરદાર

આવા ગુજરાતના કવિને ગુજરાતે તેટલે એવો પીછાન્યો નથી ત્યારે ખબરદાર એટલે કોણ? -

ખબરદાર એટલે આજનો યુગકવિ
ખબરદાર એટલે ગુજરાતનો ઇકબાલ
ખબરદાર એટલે ગુજરાતનું નવજીવન.
ખબરદાર એટલે નવયુગનું નવચેતન.
ખબરદાર એટલે જીવનું શૌર્ય
ખબરદાર એટલે પ્રણયમંદિરનો ફીલસુફ
ખબરદાર એટલે નર્મદ અને હરિલાલ
ખબરદાર એટલે ચૈતન્યનો પરમ પુજારી.
ખબરદાર એટલે પ્રજાનું ગૌરવ, કીર્તિ
ખબરદાર એટલે કવિતાનો પયગામધારી.

આવા દિવ્ય કવિને ઓળખાવવા કેવું જીવન અને સાથે કેવો અભ્યાસ અને શક્તિ જોઇએ. કવિ ન્હાનાલાલને ઓળખાવતી વેળા મેં ગાલિબની નીચલી પંક્તિઓ એમના માટે ઉતારી હતી

**કલ્પના કે શબ્દમાં આકાશના તારા રહે;**
**કાવ્ય એ જીવન બન્યું કે કાવ્યજીવનમય કવિ...**

ત્યારે ખબરદાર માટે...

**શૌર્ય રંગો શા ભર્યા, ને આત્મની પીંછી થકી**
**કાવ્ય ને સાહિત્યનો તું દિવ્ય મંથનમય કવિ**

કારણ

**બુલબુલો મહેકી છતાં, કોકિલા ટહુકી નહિં;**
**મોરલી તારી મધુ, ગુજરાત જીવરાવી રહી**

ત્યારે ગુજરાત

**તારી કવિતા ચૂમતાં, ગુજરાત આંસુને ભરે;**
**જ્યાં તું વસે ગુજરાત, ધારી ગીત શાં ગાતો ફરે.**

આવા કવિની ભાવના માટે કોલરીજના શબ્દો વધુ બંધ બેસે છે. The gift of imagination is the highest sense of the word

( ૫ )

કવિની કાવ્યરસિકા અને વિલાસિકા પ્રગટી એ કાળે ગોવર્ધનરામ ઉત્તર અવસ્થાએ: કલાપીના અવસાનની તાજી છાપ. નરસિંહરાવની ઉત્તર અવસ્થાની શરૂઆત અને ગુજરાતના એક સમર્થ ટીકાકાર તરીકે સાહિત્યનું મંથન તેઓ કરતા. કવિવર ન્હાનાલાલનો ઉગતો કાળ કાંત અને રણજીતરામના એમની પ્રસંશાના લેખો

આ પછી નુતન પ્રકારે પ્રકાશતી પ્રકાશિકા પ્રગટી કવિનું આત્મઓજસ ગુજરાતમાં પ્રસરાયું આ સામે કવિ ન્હાનાલાલનો યુગ મંડાયો તે ૧૯૧૫ સુધી. એમાં કેટલાંક કાવ્યો, ન્હાના ન્હાના રાસ અને જયા જયંત જેવાં અમર પુસ્તકોએ કવિને દિવ્ય સ્થાન અપાવ્યું

૧૯૧૮ માં ભારતમાં નવો યુગ મંડાયો. એ નવા યુગની ચૈતન્યમૂર્તિ તે ગાંધીજી એટલે ૧૯૧૮થી ૧૯૨૩ સુધી ગાંધીજી ભારતવર્ષમાં

---

૧. મંદિરિકા.

સૂર્ય સમા મધ્યાને તપતા. એવે સમે ખબરદારનો ભારતનો ટંકાર કે હૃદયટકાર 'પ્રગટયો.

આ સમયે કવિ ખબરદારનાં કાવ્યો, એ ગુજરાત એ ગુજરાતનો યજ્ઞકુંડ, દેવીનું ખપ્પર પ્રગટયાં, જેમણે ગાંધીજીનું હૃદય ડોલાવ્યું, ગાંધીજીની આંખમાં યે એક અશ્રુ આણુ ટપકી સરી પડયું. પ્રજા ઘેલી બની. કવિ સૂર્ય સમા પૂજાવા લાગ્યા.

કવિ ખબરદાર અને ન્હાનાલાલ બન્ને સરખી ઉમરના. એક યુગમાં જન્મેલા, અને બન્ને યુગના સૂર્ય, ચંદ્ર. એમનું આજે અબોલાપણું એથી ગુજરાતને કેટલું રોવનું પડે છે, એની શું એમને ખબર નથી?

ન્હાનાલાલનો ગુજરાતનો તપસ્વી, ખબરદારનો પ્રભાતનો તપસ્વી એના પ્રતિ કાવ્ય (Parody) રૂપે. કે હ. શેઠની વકીલાત, તપસ્વીના તેજ પણ આછાં, એના પ્રતિ ઉત્તરે કુકુટ દીક્ષા ગુજરાત ટીકાના રંગે ચઢી.

કવિ ખબરદારે પ્રભાતના તપસ્વીમાં ગુજરાતને કવિતાના સાચા સંદેશા આપ્યા. કવિતાને જીવન આપ્યું. કવિતામાં પ્રાણ રેડી ગુર્જર કવિતાના પ્રણેતા બન્યા કે હ શેઠના કવિતા માટે (૯) નવ પ્રશ્નો, કવિ ગોટાલાલ (ખબરદાર) નુ કાવ્યમંથન.

"કાવ્ય ને સાહિત્યનો તુ દિવ્ય મંથનમય કવિ." એવાં વાકયો ઉચ્ચારી શકાય, એવો રસપૂર્ણ, વિવેચનમય, કવિતાના ઝીણાં પ્રશ્નોની ઉણથી ચર્ચા કરતો લેખ સાહિત્યમાં "કવિતા અને અપદ્યાગદ્ય" ને નામે પ્રકટ થયો.

કવિતાના દેહ માટે રંજીતલાલની ચર્ચા પછી, અને કવિતા અને સાહિત્ય જેવા અનુપમ ગ્રંથમાં રહી ગએલ ખીના ગુજરાતને આપનાર તે આજના કવિ, કવિવર ખબરદાર.

( ૬ )

ખબરદાર અને ન્હાનાલાલની ભાવના જુદી જુદી છે, છતાં એટલું તો અવશ્ય કે કવિ ખબરદાર વિચારો માટે શબ્દોને છુટી નાખે, અને કવિ ન્હાનાલાલ શબ્દો માટે વિચારોને. એક ભાવ ભૂખ્યા ત્યારે બીજા શબ્દલાલિત્યના ઉપાસક છે.

આવા સમયે કવિ ન્હાનાલાલના પ્રતિસ્પર્ધી જન્મ્યા કવિ ન્હાનાલાલના ગરબા હવે કવિ બોટાદકરના કહેવાયા. ત્યારે ગુજરાતનો યજ્ઞકુંડ, એ ગુજરાત, દેવીનું ખપ્પર એને આંટી જાય એવાં કાવ્યો હજી ગુજરાતમાં પાકયાં નથી. પછી દુરબીનને વેપે ભલે કવિ નરસિંહરાવ ભાઇ ખબરદારનું ગુણવંતી ગુજરાતનું ગીત દલપતરામને ચોપડે ચઢાવે, પરંતુ હવે તો એમની આવી ટીકાઓથી એમનું જ પાણી મપાય છે. કારણ હવે આ ક્લાસિકાની સમાલોચનાના દિવસો નથી.

( ૭ )

૧૯૦૧માં કવિની કાવ્યરસિકા પ્રગટી. નવા જુના તે યુગના પુલ સમા કવિશ્વર દલપતરામની છાપ એના પર તરતી.

૧૯૦૫માં કવિની વિલાસિકા પ્રગટી. નરસિંહ રાવની સ્વય જાહેરાતની આલોચના. છતા કવિનાં દિવ્યલક્ષી ચિત્રો પ્રજાને ઘેર ઘેર છવાયા.

૧૯૦૭માં કવિ પ્રકાશિકાથી પ્રકાશમાં આવ્યા કવિનાં આત્મતેજ ગુજરાતને ચારે ખૂણે છવાયા. ત્યારથી ખબરદાર મનાયા કે એ એક ગુજરાતના આશાભર્યા કવિ છે

૧૯૧૯મા ભારતના ટંકારને પ્રકટ કરી, ગુજરાતને હૈયેથી હરિલાલ અને નર્મદનાં સ્વપ્નાં ભૂલાવી ગુર્જર શૌર્યને જીવતું કર્યું.

૧૯૨૦માં કવિએ સાચી કવિતાનો પયગામ આપતા કુકુટ દીક્ષા અને પ્રભાતનો તપસ્વી પ્રકટ કર્યો.

૧૯૨૨મા કવિતાની શુક્ષ્મ ચર્ચા કરતો કવિનો અમર લેખ "કવિતા અને અપદ્યાગદ્ય" પ્રકટ થયો.

૧૯૨૩માં ગુર્જર સાહિત્ય સાતમી પરિષદના સાહિ વિભાગના પ્રમુખસ્થાને આધુનિક સાહિત્યનું મંથન

કરવાં, ગુજરાતીમાં પણ બ્લેંક વર્સ છે એવો સંદેશો આપ્યો.

૧૯૨૬ની શરૂઆતમાં કલિકાના સ્વરૂપમાં કવિએ ગુજરાતને પ્રેમકોષ આપ્યો.

"બધી બ્રહ્માંડના ભેદો ખુલ્યા છે ચરમમાં મારી" એ કવિનયનની ફીલસુફી સમજાવી.

૯૭-૭-૮ પુસ્તકો અપ્રકટ છે-એવું એમના મિત્રોનું અને મારૂં માનવું છે. અને એવું એમનાથી પણ ગુજરાતમાં ઘણાને જાણવા મળ્યું છે. ગુજરાતને એથી યે વિશેષ એમનાથી આશા છે.

( ૮ )

રમણભાઇ નવચેતનના દિવાળી અંકમાં બૃહદ ગુજરાત ઉપર લેખ લખે. કવિ એમના પ્રમુખ પણા હેઠળ ભરાતી સાહિત્યપરિષદમાં એ જ ભાવનાને કવિતામા અતિ સુંદર રીતે ગુંથી મોકલે. રાષ્ટ્ર જીવન જ્યારથી ભારતમાત જીવવા લાગી ત્યારથી કવિના શબ્દે કહું તો "જગતના પરિવર્તનકાળે દેશ દેશનાં કવિઓનાં હૃદય ધધગી ઉઠયાં છે, તો ભારતના કવિઓના દિલ પણ ડોલાયમાન થાય એ સ્વાભાવિક છે.

ઉર્દુ સાહિત્યના મુકુટમણી કવિવર ઇકબાલ રાષ્ટ્રગીતમાં કહે છે.

**ગુરબતમેં હો અગર હમ,**
**રહેતા હય દિલ વતનમેં**
**સમજો હમેં વહીં તુમ,**
**દિલ હો જહાં હમારા.**

આ વિચારો કવિ ખબરદાર જુદી જ રીતે વર્ણવે છે. રમણભાઇ જે વિચારો લેખમાં આલેખે, કવિ ખબરદાર તેને કવિતામાં ઉતારે છે.

**જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,**
**ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત,**
**જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી,**
**ત્યાં ત્યાં ગુર્જરની મહોલાત,**

સરખાવો બન્નેની ભાવના. એક ઉર્દૂ ભાષા છે, ત્યારે બીજી ગુજરાતી, એ લક્ષમા રાખજો.

ઈકબાલ કવમી ગીતની શરૂઆતમાં કહે છે.

**ચીનો અરબ હમારા, હિન્દોસ્તાં હમારા,**
**મુસ્લિમ હમ વતન હય, સારા જહાં હમારા.**

આ ભાવના કવમને માટે નહી, પરંતુ ગુજરાત માટે કવિ પ્રકટાવે છે.

**ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,**
**જ્યાં ગુર્જરનો વાસ;**
**સૂર્ય તણાં કિરણો દોડે ત્યાં,**
**સૂર્ય તણો જ પ્રકાશ.**
**જેના ઉરે ઉષા હુલાતી,**
**જેના સુરવન તુલ્ય પ્રભાત,**
**જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,**
**ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.**

જરા આગળ વધો.

**ગુર્જર ભરતી ઉછળે છાતી,**
**રહે ગર્જી ગુર્જર માત,**

* * * *

**જય જય જન્મ સફળ ગુજરાતી,**
**જય જય ધન્ય અદલ ગુજરાત.**
**જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,**
**ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.**

આવાં ભાવનામય કાવ્યોથી ભરચક કવિનો ભારતનો ટંકાર છે. કવિમાં ભાવ છે, જીવન છે, નસેનસમાં દેશભક્તિના ઉછાળા છે. શબ્દશોધન કળાને અનુસરતું છે. ખબરદારની કવિતામાં શબ્દોનો કે વિચારોનો આડંબર નથી. સાચી વસ્તુ કલ્પનાયુક્ત કળાએ રંગાએલી છે. ખબરદારની કવિતા ઉર્દુમાં જેને હિકમત કહે છે એવી છે, ફન નથી.

ટાગોર અને ઇકબાલ બન્ને આજે ભારતવર્ષના ચંદ્ર, સૂર્ય જેવા. એ બન્નેમાં ઈકબાલ

કંક વધુ કવિ અને ટાગોર કંક વધુ ફીલસુફ જેવા લાગે છે. આવો જ તફાવત કવિ ખબરદાર અને ન્હાનાલાલમાં છે

આજના ઉછળતા વિચારકો કવિ ખબરદારના પુસ્તકોની સમાલોચના કરતાં, કવિ ખબરદાર સાહિત્યના ને કવિતાના કેવા અભ્યાસી છે એ જાણે તો એમના હૈયે ઉછળતા વિચારો ઉછળીને ત્યારે જ શમી જાય. એ માટે હું એમને કવિનો "કવિતા અને અપદ્યાગદ્ય" વાળો નિબંધ વાંચવા વિનતી કરૂં છું

(૯)

કવિનું જીવન જોતાં એમાંથી ઝીલવાની છે ઘણી ઉજ્જવલ જ્યોત. કવિની સાહિત્યસેવા અને તે પણ આધુનિક યુગે કવિના સાહિત્યની ઘણાએ સમાલોચના કરી ઘણાએ પોતાના વિચારો પ્રકટ કર્યા, છતા ન્યાયી દ્રષ્ટિએ કહેવા વિના રહેવાતુ નથી કે એ આલોચના સંકુચિત દ્રષ્ટિએ હતી.

**બેકદર ગુજરાતની કરી ચાકરી હાંક્યે ગયો.**

એ ખબરદારના શબ્દો હાજી મહમ્મદ માટે. એ શબ્દો એમને માટે ન રહે એ ગુજરાતને વિચારવાનુ છે. એમના સાહિત્યને આપણે અતિ ન્યાય પૂર્વક અવલોક્વાનું છે. એમ ન થાય કે એ પારસી છે એટલે રહી જાય. દુનિયામા કોઇએ ગુજરાતી કવિઓને ટકોર મારતાં લખેલું કે.

**બુલબુલો મ્હેકી છતાં કોકિલા ટહુકી નહીં,**
**હાય ! ઓ ગુજરાત ! તારી વાટિકા સૂની રહી.**

ત્યારે મદ્રાસને આરેથી કવિ ખબરદારે ગુજરાતની જતી લાજ અટકાવી. અખીલ ભારતવર્ષમાં શૌર્યના શંખો વાગે ત્યારે ગુજરાતીઓ વસંતના વધામણાં દે ગુજરાતીઓ માટે એ કેવી શરમની બીના ? એને સારૂં કવિ ખબરદારને હાથે કરી ઓ ! ઉંડા આંસુ પાડયા.

કવિએ પ્રજાને રહેણી બીરતા આપી પ્રજાનું જીવન પોષ્યુ.

ગુજરાતમાં શૌર્યમાં જીવતા પડઘો કોણે પાડયા ?

ગુજરાતના ભૂતગૌરવને જીવતુ કોણે કર્યું ?

ગુજરાતને સાચી કવિતાના સંદેશા કોણે આપ્યા ? સાહિત્યના અંતરપટમા કોતરી, સાહિત્યના અને જીવનના સ્વપ્ના જોનાં એના ગૌરવમાં ગૌરવ માની.

**જુનો તે કાળનો મોજડાં,**
**ને જુનો અમારો ઘાટ રે**

આવા દિવ્ય સ્થાને ઉભો રહી ગુજરાતની સેવા કરનાર, આજનો કવિ તે ખબરદાર.

(૧૦)

ખબરદારનું જીવન એટલે જ કવિતા

કવિએ કવિતાની સેવા ગુર્જર કાવ્યમંદિરમા કેવા ભાવે અને કઈ દ્રષ્ટિએ કરી છે, એ ફરી ગુજરાતને સમજાવવું પડે એમ નથી કવિતામા એમણે એ માટે લાખો પુર્વાસો બહાર પાડયા છે જ્યારે કવિએ જોયુ કે ગુજરાતમાં પદ્ય શબ્દ જ અપૂર્ણ છે, ત્યારે એને પૂર્ણ કરવા પોતાથી બનતા પ્રયાસ કર્યો, અને વિપથે માર્ગ વળતાઓને માર્ગ સુચવ્યો તેમ જ ગુજરાતી પીંગળના ભારે અભ્યાસ કરી એમા ઘટતા ફેરફાર કરી એમણે ગુર્જર પીંગળ સાહિત્યને જીવતુ કર્યું.

એમણે પોતાના રચેલા છંદોમાં દિવ્ય, ત્રોટકમણી અદલ, વીરવિજય, રણજીત, પુનરાવર્તી, વિજય, ધ્વનિત, વિગેરે અનેક છંદોને ગુજરાતી પીંગળમાં ઉતારી ગુજરાતને આભારી કરી છે

વધુ નિર્ખાલસ હૃદયે એ વિષય ન ચર્ચાયો હોવા છતા ધ્વનિત માટે નરસિંહરાવ અને સુકતધારા માટે સાહિત્યપ્રિયના વિચારો વાંચો તો વમને જણાશે કે કવિ છંદો યોજવામાં કેટલી સફળતા મેળવે છે.

કવિનો કાવ્યસાહિત્યનો, અભ્યાસ બહુ જ બહોળો છે, એ એમના સમાગમમાં આવનારા ઘણી સારી રીતે જાણે છે. જે નવો છંદ પોતે યોજે છે, એ છંદના પ્રથમ પોતે જ ટીકાકાર બને

છે અને અંતે એ છંદ ગુજરાતને અનુકુળ થાય તેવો લાગે તો જ ગુજરાતી પીંગળશાસ્ત્રમાં ઉતારે છે. પરંતુ ગુજરાત પોતે જ સાહિત્યરસિક પ્રજા ન હોવાથી એ ગીતો જોઇએ એવાં ઝીલાયાં નથી.

( ૧૧ )

કવિએ જેમની સ્મરણાંજલી લખી છે, એમને સાહિત્યમાં અમર કર્યા છે ગોવર્ધનરામના અવસાન વેળા "મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા" હાજી મહમ્મદના અવસાન વેળા "ખૂબ કરી જો ઈલ્મની સોદાગરી હાજી ગયો" કાંતના અવસાન વેળા "સ્વામીના સેવક વ્હાલા ઓ ગુર્જરીના મણી કાંત" આવી જ રીતે કવિ નર્મદાશંકર, દલપતરામ, સર ફિરોજશાહ મહેતા, દાદાભાઇ નવરોજજી, ગાંધીજી એમની કીર્તિ એમણે અમર કરી છે

કવિની સ્મરણાંજલીઓ ગુજરાતમાં અજોડ છે. જે છંદમાં કવિ કવિતા ઉતારે છે-સમજે કે એ છંદમાં કવિની અપૂર્વ પ્રતિભા ઉતારી ચૂકી કવિના **હૃદયની ઉર્મીઓ જો એવા જ ભાવે ઉતરે તો કવિતા હૃદયમાં રોશન હોય છે, અણસરખું નહિં, પરંતુ નિયમિત. એવી જ નિયમિત સ્વરૂપંકિતવાળી છુવતી થતી ઉર્મીઓ તે કવિતા.**

આવી જ કવિની ઉર્મીઓ ઝીલાવવા કવિ પોતાની ઇચ્છા મુજબ રસની પૂરણી કરે છે **કવિતા કાંઇ માત્ર હૃદયઉર્મી નથી, એમાં અનુભવનાં ઓજસ અને કલ્પનાના રંગો હોવાથી પ્રજાને જાદુભરી લાગે છે.**

આવી ખબરદારની કવિતામાં જે વ્યક્તિઓ ઉતરી છુવતી થઇ છે, એ ગુર્જર સાહિત્યમા અમર બની છે અને રહેશે.

( ૧૨ )

આજના છછળતા વિચારો વિચાર કર્યા વગર ઉપમાઓ આપવા રોકાતા નથી. કવિને કવિ સૂર્ય કહેવો કે પયગામધારી કહેવો એ તો આજે રમત જેવી વાત છે. પરંતુ ઉપમાઓ આપવા પહેલાં વિચારવું જોઇએ. એ ઉપમા અપાય એમાં જેને માટે ઉપમા યોજાય એના કરતાં એ પોતાની શક્તિનું જ પ્રથમ માપ છે.

મેં કવિવર ખબરદારને કવિતાના પયગામધારી કહ્યા તે નીચલી ફારસી મહાકવિની પંક્તિને અનુસરીને જ.

શાયરી જુઝવસ્ત અઝ પયગમ્બરી

કવિતા એ પયગમ્બરીનો અંશ છે. એ અંશ જેટલો જ કવિ જગતને બ્રહ્મલીલાના સંદેશા આપે છે, અને જગત ઉપર છવાયલા અંધકારમાં તેજશિખા પ્રગટાવી શકે છે આજ રીતે કવિ ખબરદારે ગુજરાતી કવિતાને અંધકારે અથડાતી જોઇ અને ગુર્જર પ્રજા ભ્રમમાં પડી સાચી કવિતાને ભૂલવા લાગી, ત્યારે કવિએ પ્રતિકાવ્યના સ્વરૂપે કવિતાનું શુદ્ધ સ્વરૂપ સમજાવવા સાચી કવિતાનો પયગામ આપ્યો

કવિના કટાક્ષો અને સંદેશા કેવા છે તે જાણવા પ્રભાતનો તપસ્વી અને કુકડ દીક્ષા વાચવા જોઇએ અને એને સમજવા "કવિતા અને અપવાગલ" ને મનનપૂર્વક વાંચી જવું જોઇએ. જેમકે:—

કવિ ન્હાનાલાલને સંબોધતાં.

**પણ અભાગ્ય અમારી ગુજરાતના;**
**કે તારા દુરાગ્રહી મહાવ્રત.**
**તોડયાં તુટયાં નહીં,**
**ને સૌએ એ તારા મહાવ્રત સામે,**
**ધારણ કર્યું નિરાશાનું મૌનવ્રત.**

*　　　*　　　*　　　*

**એક વચની રામે પણ વીરા!**
**લોકવચનને સત્કાર્યું હતું એકદા,**
**ને હૃદય ચીરાતા ઘાના ડંખો,**
**ખમીને પણ તોડયું હતું સંસારવ્રત**
**રામે ય તોડયું ને કૃષ્ણે ય તોડયું,**

પણ ન તુટયાં તારાં એક મહાવ્રત
કુકડેકુકિયા શબ્દઘંટાનાં

સાચી કવિતા સમજાવતાં

સૂર્યના કિરણે કિરણે
પ્રેરણા અને સૌન્દર્ય સમાયલાં છે;
પણ કળાવિહોણાં સાદા કાચમાં,
એ કિરણનું રહસ્ય કે સૌન્દર્ય
કહી પકડાયલું દીઠું છે?
એ તો કળાવિભૂષિત લોલકમાં જ

* * * *

વિભુ સૌથી જુદો અને પર છે,
તોપણ વિશ્વમાં જકડાયલો છે,
તો વિભુના સંદેશવાહકોને,
કંઠ ફુંવતી શે હોય વીન!
ગુજરાતમાં ગાંધીજીનો યુગ બેઠો છે.
સત્યના આગ્રહ નવીન રૂપે પ્રવર્તે છે,
પણ કુદરતના પરાતરંગી બાળક!
તારે યે સત્યના હજી બ્રહ્મયોગ સાધવા છે?

( ૧૩ )

કવિને આપણે અમરની દ્રષ્ટિએ અવલોકયા. આજે કવિ અને ગુજરાત, એ એક વિચારવા જેવો પ્રશ્ન

ગુજરાત શું કે ભારતવર્ષ, કવમ નન્ત કે, દેશ; એનું અભિમાન એ તો એશીયાના જન્મસંસ્કાર છે. આને કારણે જગતમાં કેટલી અપૂર્વ ખીલેલી કળાને પૂરતો ન્યાય મળતો નથી. આને માટે અનેક દ્રષ્ટાંત ઉરદુ અને ફારસી ભાષામાં જગજાહેર છે ગાલિબ એક ફારસી ભાષાના સર્વોત્તમ કવિ હતા, છતાં ઇરાનીઓએ એમને કવિ સ્વિકાર્યા નહી, કેમકે એ ભારતવર્ષના કવિ હતા, ઇરાની ન હતા એ વાત તો દુરની રહી. આજે પણ લખનવવાળા કવિઓ દિલ્હીના કવિઓને સ્વિકારશે નહિ. આજે કવિવર ઇકબાલ એ જગતકવિ છે. છતાં લખનવવાળા કે દિલ્હીવાળા કહેશે, એ "તો બીચારા લાહોરના, એ શું જાણે કે ઉરદુ કવિતા કેવી હોય? એ શું જાણે કે ઉરદુ કવિતાના રંગ અને બૂ કેવા હોય?". આવા ચિન્હ ગુજરાતીઓમાં દેખાય છે.

કવિ ખબરદાર જેવાં કાવ્યો કોઇ નાગર કવિએ લખ્યાં હોત અને આવી ચર્ચા ઉપાડી હોય તો એનું સ્થાન આજે અનેરૂ હતે. જો કે ખબરદાર આજે light માં છે. પરંતુ એમના તેજમાં ગુજરાતે એમને ઓળખાવ્યા નથી.

ગુજરાતની સાચી સેવા કેવી હોવી જોઇએ, અને તે પણ નિખાલસ હૃદયે, એના દ્રષ્ટાંત રૂપે કવિવર ખબરદાર છે.

કવિ માત્ર રાષ્ટ્રકવિ નથી. પરંતુ એ અનેક રંગોથી રંગાયલા છે ને વિલાસિકા, પ્રકાશિકા, સંદેશિકા એમાં એમના અવનવા રંગો। અવનવો પ્રકાશ છે એમનું છેલ્લું પુસ્તક "કલિકા" એ એમની જીવનકળાનો અપૂર્વ નમુનો છે. સૌન્દર્ય અને પ્રેમ (હુસ્ન અને ઇશ્ક) ના એમાં કોઇ અદ્ભૂત રંગ રંગાયલા છે. અગમ્યવાદની ઝીણામાં ઝીણી ખુબીઓ કાવ્યમાં જોવી હોય તો તે "કલિકા"!

પ્રભુ એ પ્રેમ ( Love is God ) એનું રહસ્ય સમજતાં કવિએ પ્રેમની ઝીણામાં ઝીણી વસ્તુ ઉપર પુરતું લક્ષ આપી પ્રયત્ન કર્યું—એ રંગો ઉતારવામાં જ્યાં ગુજરાતીઓ વારંવાર નિષ્ફળ ગયા છે.

કવિતા એ પયગમ્બરીનો અંશ છે. કવિ એટલે પ્રભુના સંદેશવાહકો, એ ખુબી જો ગુજરાતમાં તમારે જોવી હોય તો કવિ ખબરદારની કવિતામાં છે

( ૧૪ )

કવિનાં આટલાં ગીત શા માટે? કવિને હૈયે જીવની ભરતી નાચે છે. કવિની કવિતામાં એવા સંદેશા છે કે જો એ બીજી ભાષામાં હવે તો કહેવાતે લિસાનુલ ગયબ—ગેબી જબાન.

કવિના કાવ્યોમાં જે ભાવો ઉતરે છે તે જીવતા થાય છે. શબ્દે શબ્દે પ્રભુના સંદેશ અને દેવ ચિત્રો છે.

કવિના શબ્દે શબ્દે ગૌરવ, કીર્તિ અને જોમ છે. એ ગુજરાત, દેવીનું ખપ્પર, ગુજરાતને યજ્ઞકુંડ એ ગુર્જર હૈયે જીવતું શૌર્ય છે. "કલિકા" એ ગુજરાતમાં ધૂધવતો પ્રેમનો રસસાગર.

કવિ અમર કવિતા લખે છે. એના ભાવોમાં ઉછળતા રંગો એવા છે કે પ્રજાને ન છુટકે એની પૂજા કરવી પડે.

કવિ ગુજરાતને હૈયે અમર છે અને રહેશે. કારણ એમણે ઉજવ્યા છે આત્મગૌર્યના ઉત્સવો એમણે ગાયાં છે રસજીવનના રસગીત. એમણે ગુજરાતને આપ્યું જીવતું શૌર્ય!

જેણે ગુજરાતને આરે સ્થાપ્યું છે આત્મજીવનનું દિવ્ય મંદિર, જ્યાંથી વાગે છે પ્રણણસરી આપતી પ્રભુના દિવ્ય સંદેશ.

એવા પયગામધારી ગુજરાતના કવિ તે ખબરદાર.

જેનાથી ગુજરાતને અનેક આશા છે.

—સંપૂર્ણ—

---

# અમારા વાંચનારાઓને ખુશ ખબર

અમારા વાંચનારાઓને જાહેર કરતાં અમને ઘણી જ ખુશી ઉપજે છે કે બંગાળના ગતી કુશળ ને પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત એચ મજુમદારે દર માસે એક સુન્દર ત્રિરંગી ચિત્ર ખાસ દોરીને "નવચેતન"માં આપવાનું અમને વચન આપ્યું છે. તેમનાં આ ચિત્રો મહાકવિ કાલિદાસની મેઘદુત, શકુન્તલા, ઋતુ સંહાર, માલવિકાગ્નિમિત્ર વિગેરેના સુન્દર પ્રસંગો પર આવશે. તેમની આ કૃતિઓ ઘણી સારી નિવડવા દરેક સંભવ છે, અને તે બીજે કયાંય છપાશે નહિ. એ માટે ચિત્રકળાના શોખીનોને ગ્રાહક તરીકે તુરત નામ નોંધાવવાની અમારી ભલામણ છે. આ એક જબરૂ આકર્પણ ઉપરાંત 'નવચેતન' ના દરેક અંકમાં જનસમાજ સ્હેલાઇથી પચાવી શકે એવું હળવું (*Light*) સાહિત્ય વધુ પ્રમાણમાં આવશે. રસિક ટુંકી વાર્તાઓ, સુંદર કાવ્યો, પ્રભાવાન જીવનચરિત્રો ને જગતની નવાઇઓ રજુ કરતા બીજા આકર્પક વિષયો દરેક અંકમાં આમેજ કરવામાં આવશે. ગ્રાહક થવા ઇચ્છનારે વેળાસર નામ નોંધાવવાં, જેથી અંકો મળી શકે. વળી હાલ તુરતમાં નામ નોંધાવનારને દીવાળીના ખાસ અંકનો લાભ પણ મળે એમ છે, માટે સવેળા ગ્રાહક થઇ જવા અમો આ સ્થળે ખાસ ભલામણ કરવાની તક લઇએ છીએ.



# ઉરને આવારે

લેખક. રા રા અતિથિ
ચિત્રકાર: રા દત્તાત્રય

માનવજીવન જુદી જુદી રીતે અંત પામતાં પ્રકરણોના હાર જેવું છે. દરેક પ્રકરણ, બીજાથી ન સમજાય તેવી રીતે, જુદા જ પ્રકારનું હોય છે આ માલાની શોભા પારાઓના એક સરખા આકારથી ઉદ્ભવતી એકત્વતામા નથી, પરન્તુ પૂર્વાપર વિરોધ અને વિસંવાદિતામા જ સમાયલી છે.

માધવના જીવનહારમાં કેટલાક પ્રકરણો પરોવાઈ ગયાં હતાં, કેટલાંક બાકી હતાં. કેટલા હજુ અવશિષ્ટ હતાં તે તો માધવ પણ કહી શકે એમ ન્હોતું પરંતુ હાર જેમ નાનો બને તેમ સારૂં એવું કાંઇક માધવ ઇચ્છતો ખરો માધવમાં જગતની નજરે જો કોઇ પણ ખોડ હોય તો તે તેનો બંડખોર સ્વભાવ હતો. કોઇ પણ દિવસ ને સૃષ્ટિ તથા તેના સરજનહારને ઉપહાર અર્પ્યા વગર સુવા ન જતો ઉપહારમા મોટો ભાગ ફરીઆદોનો હોય. સ્વપ્નમાં પણ તે પોતાનો કેસ લડ્યા કરતો. તે પોતાની આસપાસના જગતને એક અને અદ્વિતીય એવે રસ્તે નીચું માથું નાંખી જતું જોઇ મનમાં ને મનમાં બળતો. શા માટે જગતે આટલાં બધાં દુઃખો સહન કરવાં જોઇએ? શા માટે આ પુરાણા માર્ગનો ત્યાગ કરી જીવનને નિરસ બનાવી દેતી એકતાને ન તોડવી? શા માટે યુગયુગના પ્રવાસથી જીર્ણ થએલા રસ્તાના કાદવને ત્યાગી કોઇ નવે પંથે ન પડવું? નાનો, દુનીઆની નજરે ગરીબ, એટલે ક્ષુદ્ર અને નમાલો માધવ, તળાવની પાળે કે વડની ટાઢી છાયામાં બેઠો બેઠો આવા વિચાર કર્યાં કરતો જગતને તેની પરવા ન હતી. ઘણા યે સત્વવિહોણા સ્વપ્નદૃષ્ટાઓ આવ્યા અને ગયા. વ્યવહાર ને વ્યવસાયમાં વ્યગ્ર એવા જગતને આવા ભગતડાઓ પ્રત્યે દૃષ્ટિપાત કરવા પણ અવકાશ ન હતો. તો પછી સહાનુભૂતિ કે સહૃદયતા તો ક્યાંથી જ દાખવી શકે?

પરન્તુ જગતને ક્યાં ખબર હતી કે ગઇ કાલના આળસુ, નિરસ્કૃત, ક્ષુદ્ર લાગતા, સ્વપ્નદૃષ્ટાઓ આજના પુજનીય પુરૂષો હતા? દૂર ક્ષિતીજમાં દેખાતી ચીજ તરફ જગત જેટલું બેદરકાર રહે છે તેટલું જ કાળજીવાળું તે પાસે આવેલી ચીજના નિરીક્ષણ વખતે બને છે. દૃષ્ટિબિંદુ સ્વાર્થનું હોય તો કાંઇ કોઇને દોષ દઇ શકાય ખરો? એ તો 'સ્વાર્થ' જેવી પ્રેરણા ઉત્પન્ન કરનારનો વાંક.

પા સદી પુરી કરવાને માધવને પાંચેક વર્ષની વાર હતી. જગત તેને ધ્યાનથી અવલોકી શકે એટલો સમીપમાં તે આવ્યો ન હતો

માધવને જગતની ઉદાસીનતા સાલતી, પણ જે જગત પોતા તરફ જ બેદરકાર હોય તે બીજાની પરવા કરે ખરૂં?

પણ માધવના જીવનમાં આ પ્રકરણ જુદી જ ભૂમિકા ભજવવાનું હતું. કલ્પનાની સહાયના વડે તે ઘણીય વેળા અદ્રષ્ટમાં ડુબકી મારતો, પરન્તુ સંકીર્ણતાના કાદવ સિવાય ભાગ્યે જ તેના હાથમાં કાંઇ આવતું.

બે ત્રણ વર્ષો થયાં તેના જીવનપ્રવાહમાં એક નવું પૂર આવ્યું હતું. ત્યારથી તે પોતાના તથા જગતના ભવિષ્યનો વિચાર આઘો મૂકી કોઇ નવી જ સૃષ્ટિમાં વિચરતો થયો હતો તેના એકાકી જીવનના અંધકારમાં અણધારેલે વખતે તેને એક જ્યોત દેખાણી તે પળથી તેના વિચારપ્રવાહે પોતાનું વહેણ બદલ્યું.

શરદપુનમની રાત હતી આકાશમાંથી પૂર્ણિમા જગતની શ્યામિકાને કૌમુદીથી વિશુદ્ધ કરવા વિફલ પ્રયત્ન કરી રહી હતી શિવાલયના ઓટલા ઉપર કોઈકની વાટ જોતો માધવ બેઠો હતો. તેનું સુરેખ શરીર અને મનોહર મોઢું જ્યોત્સ્નામાં જોનારને મોહ પમાડે એવા હતાં. આજે ઉત્સવ હતો યૌવનને આંગણે પ્રવેશ કરતી, જીવનને સજીવન કરતી, માનવજીના પ્રેમની પરિસેવિની-ઓ સરખી કુમારીઓ, આજે ગામ બ્હાર જીવનની જ્યોત પ્રગટાવવા નીકળી હતી માધવના પંથને પ્રેમમય જ્યોતિથી ઉજાળનાર પુષ્પા પણ આજે આવવાની હતી.

શિવાલયથી થોડેક જ દૂર રસદેવીઓ રાસ લેતી હતી "ઉરના અતિથિનાં સંભારણાં, હો બ્હેન !" ગવાયું ન ગવાયું કે પુષ્પા ઉતાવળી બની. તે સાંજે આપેલું વચન યાદ આવ્યું. તે કાંઇક બ્હાનું કાઢી શિવાલય તરફ દોડી.

માધવ વિચારમાં બેઠો હતોઃ

"મધુ !"

માધવ નિરુત્તર રહ્યો.

"જય ભોળાનાથ !" કહી પુષ્પાએ ઘંટ વગાડી, ગુંચવાઇ ગએલાં જગતનો પ્રલય ક્યારે કરવો તેના વિચારથી નિદ્રામાં મુંઝાતા મહેશને જગાડ્યા

"અરે ! આ શું કરે છે ?" માધવથી બોલાઈ જવાયું.

'કાં, મૌનવ્રત ધારવાના હતા ને ?"

"તારા જેવી મેનકા આવે ત્યારે શું કરીએ ?'

"બસ, ત્યારે મારો તોલ તમે સુરેશ્વરની સભામાં નાચનારી એક અપ્સરા સાથે કર્યો ને ? પુષ્પા એવી ન હોય હો"

'પણ હું ક્યાં કહું છું કે તું ગુણે અપ્સરા જેવી છો ?"

"ત્યારે ?"

"સૌન્દર્યે."

"અને ગુણે ?"

"અનુભવ વગર શી ખબર પડે ? ગમે તેવી પણ તું તો મારી દેવી."

"દેવી ને દાસી. એ વાત જવા દો બોલો તમારી રજા ક્યારે પુરી થાય છે ? અને તમે ક્યારે આ દેશને વિરહથી પર્યુત્સુક કરવાના છો ?" પુષ્પાને મશ્કરી બહુ ગમતી.

"ઓહો, પુષ્પા તું પણ કાલિદાસની શિષ્યા થઇ ગઇ કે શું ?"

"એટલે ? શું કાલિદાસને વાંચવાનો ઇજારો પુરુષોએ જ લીધો છે ?"

"જે પુરુષે લખ્યું તેના ઉપર તો પુરુષોનો જ હક."

"તો પછી શાકુન્તલ નામ કેમ રાખ્યું ? દુષ્યન્તચરિત કે એવું કાંઇ કાં ન રાખ્યું ?"

"તે તો પુષ્પા, પ્રમદાઓને રીઝવવા ખાતર જ,'

"હું તો તમારાથી હારી. તેથી જ તમે અહીં આવ્યા હશો ?"

"હું તો કાલે જવાનો છું તે કહેવા તને આવ્યો છું"

"ત્યારે આટલા વખત સુધી કેમ કાંઇ ન બોલ્યા ?"

તો પછી તને રડાવવાનું કેમ ?"

"ખરેખર તમે કાલે જાઓ છો ?"



કા મૌનવ્રત ધારવાના હતા ને ?

"હા. કાલે તો મારે જવું જ જોઇએ. તું મને પછી કોઇક દિવસ સંભારશે ખરી ને ?"

"મધુ ! તું આ. શું બોલે છે ? તને હું ભુલી શકું ખરી ? મારા એકેએક શ્વાસમાં તારો નામોચ્ચાર સંભળાશે. તું આટલા દિવસ સુધી કેમ કાંઈ ન બોલ્યો ? '

"શું બોલું ? મેં ધાર્યું કે કદાચ તું ઉદાસ થઇ જશે અને વિયોગના વિચારો તને પીડશે."

"ફરી આપણે કયારે મળશું ?

"વરસ પછી"

પુષ્પાની. આંખમાંથી એક અશ્રુ ટપકી નીચે પડ્યું.

"પુષ્પા ! આવું નરમ હૈયું હશે તો કેમ કરીશ ? જીંદગીમાં આનાથી પણ વધારે હૃદયદ્રાવી પ્રસંગો આવશે. રડયે શું થાય ! તું રડે તો મને શું થાય તેની તને ખબર છે !

"પણ હું શું કરૂં ? મધુ ! મને તારા વગર ચેન નહીં પડે જે ચાર, છ આઠ દિવસે તને મળી હૃદયનો ઉભરો ઠાલવતી તે હવે શું કરશે ? ક્યાં જશે ?"

માધવ ગમે તેવો પણ આખરે બાળક હતો. તેને હૃદય હતું, ભાવનાઓ હતી, આત્મા હતો, પ્રેમ શું તે તે જાણતો હતો. પુષ્પાનો હાથ પકડી તે પણ રડી પડ્યો.

વાંચનાર ! કોઇ દિવસ આમ રડ્યો છે ? ન રડ્યો હો તો તું અભાગી છો, માણસ નથી પણ . . . તું ગમે તેટલો મોટો હો છતાં દયાપાત્ર છો. જ્યાં સુધી જગતની એક સ્ત્રીના હૃદયમાં તારૂં શુધ્ધ સ્વામીત્વ નથી ત્યાં સુધી આ વિશાળ જગતનો સૃષ્ટા હો તોપણ તું ક્ષુદ્ર જંતુથી પણ અધમ છે

વખત તો વહ્યો જ જતો હતો સુતેલા શિવજી સમક્ષ માધવ અને પુષ્પા પ્રતિજ્ઞાથી બંધાયા આત્માના અભેદ સાધવા જગતના પ્રપંચી પુરોહિતોની જરૂર પડી નહીં ભલ બીચારા સ્થુલ શરીરને જ લગ્નના દોરડાથી બાંધે. થોડીવાર પછી માધવ અને પુષ્પા ચીરાતે હૃદયે વિખુટાં પડ્યાં.

માધવ ભારી દેગે પાછો વળતો હતો, ત્યાં તેણે એક બુકાની બાંધેલા પુરૂષને શિવા લય તરફ સાવચેતીથી જતો જોયો. માધવને કાંઈક શંકા પેઠી. તે જલદી શિવાલય પાસે આવેલા વૃક્ષની ઓથમાં સંતાઇ ગયો

તે પુરૂષ શિવાલયનાં પગથીઆ ચોરને અણછાજતી સ્વસ્થતાથી ચડ્યો. ને કેડેથી ચાવીનો ઝુડો કાઢી, શિવાલયનું દ્વાર ઉઘાડી અંદર ગયો.

માધવ આ માણસનો ઉદ્દેશ કળી ન શક્યો.

એક ખુણામાં પડેલી દીવીને પ્રકટાવી તે અજ્ઞાત પુરૂષ ચારે તરફ કોઇ ચીજની શોધમાં કરવા લાગ્યો

એક ખુણામાં તેણે લાકડાની પેટી પડેલી જોઇ તેણે તેમાંથી પૈસા કાઢ્યા ને પછી પાર્વતીજીની મૂર્તિને ઉત્સવને પ્રસંગે ચડાવેલાં આભુષણો તેણે ઉતાર્યાં. એક પોટલું બાંધી, જાણે કાંઇ બન્યું નથી તેમ બારણાંને પાછું તાળું દઇ, તે બહાર નીકળ્યો.

જેવો તે પુરૂષ બીજું પગલું ભરે છે કે તેવો જ માધવ તેના ઉપર ભૂખ્યા વરૂ જેમ પડ્યો.

અણધાર્યા હુમલાથી તે કદાવર બાંધાનો ચોર પણ લથડ્યો

એક તરફ કસાએલું શરીર અને બીજી તરફ સુંવાળીનું છોકરું જેમ. કોઇ કોઇથી ગાજ્યા જાય તેમ ન હતું. માધવે પોતાનું બધું જોર એકઠું કરી તેના ઉપર ચઢી બેઠો દુરથી એકેક માણસો આવતા જણાયા માધવને હિંમત આવી તેણે બુકાની ખેંચી કાઢી ને ચોર ! ચોર માધવનો બાપ પોતે જ હતો

"બાપા, તમને આ શું સુઝ્યું ?" માધવે હાંફતા હાંફતા કહ્યું.

"નાલાયક ! તું મારૂં ઊંધું વાળવા બેઠો છો."

'પણ બાપા ! તમે મારા આદર્શોને મારી નાખ્યા તેનું શું ? મને શી ખબર કે તમે ઉઠીને આવો ધંધો કરશો ?" પેલા માણસો પાસે આવતા જતા હતા. વધારે રકઝક કે વિચાર કરવાનો વખત ન હતો.

"બાપા ! તમે ન્હાસો ! કોઇને કાંઇ કહેતા નહીં. કહો તો મારા સોગંદ છે."

તે કમનસીબ બાપ બેઠો થયો. કાંઇ પણ વિચાર કર્યા વગર જંગલ તરફ દોડ્યો.

માધવ ઘડીભર તેના તરફ જોઇ રહ્યો. તેના ભાવિ સ્વપ્નાઓ, પિતાના ચારિત્ર માટે અમાપ પુજ્યભાવ, પોતાની યશોજ્જવલ કારકીર્દી, હૃદયની દેવી પુષ્પા, વગેરેને પિતાના યશરક્ષણના યજ્ઞમાં હોમાતાં જોઇ માધવ કંપી ઉઠ્યો.

પેલા પુરૂષો પ મે આવ્યા. માધવે પોતાનો અપરાધ કબુલ કર્યો ને કાંઇ પણ આનાકાની વગર તેઓને શરણે ગયો

આખી રાત માધવે પોલીસ ચોકીની અંધારી ઓરડીમાં ગાળી. તેના ભાગ્યનો દિવાકર ઉદય પામ્યો ન પામ્યો ત્યાં તો મધ્યાન્હ વગર જ અસ્તાચલે ઉતરી ગયો હતો.

બીજે દિવસે ગામમા નાના છોકરાંથી માંડીને મોટાં જીવનની યાત્રા પુરી કરવા આવેલાં વૃધ્ધો સુધી આ વાત પહોચી ગઇ હતી.

જુદા જુદા મગજોએ, જુદી જુદી જાતના અનાધિકારયુક્ત રીપોર્ટો બ્હાર પાડ્યા. બહુ મતે આધુનિક કેળવણી જ દોષવાળી છે એમ સિધ્ધ થયું

પુષ્પાએ આ સમાચાર સાભળ્યા. તે કાંઇ માની શકી નહીં તેનો મધુ ચોર! તેનું અંતઃકરણ સાક્ ના પાડતું હતું. પુષ્પાનો મનીતો, હૃદયનો હાર, ચોરી કરે અને તે પણ દેવાની! તદ્દન અસંભવિત. પુષ્પા હસી. ટીકાખોર જગત સામે તિરસ્કારથી જોઇ રહી

આજે બપોરે ન્યાય થવાનો હતો. કોર્ટમાં શાંતિ હતી, એક ખુણામાં પશ્ચાતાપથી બળતો માધવનો બાપ બેઠો હતો. થોડેક જ દુર પુષ્પા તેની સખીઓ સાથે મુંઝાતે હૃદયે બેઠી હતી.

કોર્ટમા આવો વિદ્વાન, યશસ્વી અને પ્રભાવશાળી અપરાધી અગાઉ કોઇ દિવસ આવ્યો ન હતો

ન્યાયમૂર્તિને મથાકુટ કરાવ્યા સિવાય, સ્વસ્થતાથી માધવે પોતાનો અપરાધ કબુલ કર્યો અને સજા ફરમાવવા શાંતિથી પ્રાર્થના કરી.

બધાં માધવ તરફ કુતુહલથી જોઈ રહ્યા હતાં. ફકત બે હૈયાં છાના રોતા હતાં.

"એક વરસની સાદી કેદ અને પાચસો રૂપીઆ દંડ."

મેદની વિખરાવા લાગી.

આત્માના સ્વાસ્થ્યને સ્હેજ પણ ગુમાવ્યા સિવાય, અડગતાથી માધવ અપરાધિના પીંજરામાંથી બ્હાર આવ્યો.

માધવ તરફ તેનો પિતા દોડ્યો. પુષ્પા પણ પ્રિયતમનાં છેલ્લી વારનાં દર્શન કરવા તથા વિદાય લેવા, માધવને જે ઓરડામાં બેસાડવામાં આવ્યો હતો ત્યાં ગઈ

ઓરડાનાં બારણાં બંધ હતાં, અંદર કાઇક રકઝક ચાલતી હતી

"ના બાપા! તમે એમ કરશો તો હું મરી જઇશ."

"પણ, બેટા, મારાથી આ દુઃખ સહન નથી. થાતું મારી નીચતા ખાતર તારી આખી જીંદગી ધૂળધાણી કરી નાખું? ના, એમ નહીં જ બને હું મારો અપરાધ કબુલીશ"

"પણ, બાપા! મારા સોગંદ લીધા છે તે ભૂલી જાઓ છો? તમારા વગર ઘરના બધાં શું કરશે? બાને મારી ખોટ પુરી પાડનાર છે, પણ તમારી ખોટ કોણ પુરી પાડી શકશે? આપણી આબરૂનો વિચાર કરો હવે તમે જાઓ. પણ મને આપેલું વચન ભૂલતા નહિં. એક વરસમાં તો હું પાછો આવતો રહીશ." માધવે પ્રણામ કર્યા અને *ભારી હૃદયે, એક બળવાન બાંધાનો પુરૂષ,* સજલ નયને બ્હાર નીકળ્યો.

પુષ્પાએ સઘળી વાત સાંભળી હતી તે આ પુરૂષને જોઇ હતાશ થઇ ગઇ. શું પોતાના બાપની ખાતર માધવ પોતાની જીંદગી ધૂળ ભેગી કરતો હતો? વિયોગના વિચાર કરતાં પણ પોતાના દેવની નિર્દોષતાના વિચારે એને વધારે દુઃખી કરી. નિરપરાધી માધવ નકામો જેલમા જાય? પુષ્પા જીવતાં એ બની શકે ખરૂં!

પુષ્પા રૂમમાં ગઈ. બે હાથમાં માથું ટેકવી માધવ બેઠો હતો આજે સવારે કોલેજમાં જવા માટે ગામનો ત્યાગ કરવાનો

હતો, પરન્તુ તેને બદલે તેના પગલાં બીજી જ કોલેજ તરફ વિધાતા વાળી રહી હતી.

જીવનનું આ પ્રકરણ આમ અંત પામશે એમ માધવે કદાપિ ધાર્યુ ન હતું.

"મધુ ! ઓ મધુ ! વધારે બોલે ત્યાં તો માધવ એકદમ ઉભો થયો તેણે પુષ્પાને પોતાની બાથમાં સંતાડી દીધી.

"મધુ ! હું તને વગર કારણે મરવા નહીં દઉં. તું ખરેખરો ગુન્હેગાર નથી મેં બધી ય વાત સાંભળી છે."

"ચૂપ પુષ્પા ! મારે ખાતર વધારે તું ન બોલ ! તને મારા ઉપર પ્રેમ છે ? જો હોય તો આ વાત કોઇ દિવસ કોઇને કહેતી નહીં. તારા મધુનો બાપ ચોર છે એ તું કેમ કોઇને કહી શકે ?"

"પણ મધુ ! તું વિચાર કર તારા બાપના એક અપરાધને ખાતર આપણા બેની જીંદગી ચુંથાઈ જાય છે"

"મારે ખાતર એવા વિચારો દૂર મૂક પુષ્પા ! મારા પ્રેમ ખાતર મારો ત્યાગ કર હું જાણે જન્મ્યો જ ન હતો એમ ધારી તું હવેથી વર્તવા માંડ. પુષ્પા ! કોઇકને પરણી સુખેથી તું જીંદગી પુરી કરશે એવું મને વચન આપ તું આ વાત કોઇને કહેતી નહીં. તું હવે જા. મને ઠીક નથી લાગતુ"

"મધુ ! વ્હાલા ! આ તું શું કહે છે તેની તને ખબર છે ! આપણા બે વચ્ચે જીવનમાં ન ઓળંગાય એવી ભીંત તારા જેલમાં જવાથી આવી પડશે. તારા પ્રેમ ખાતર તારો ત્યાગ કેમ કરી શકું ? શિવજીની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાઓ તું શું ભુલી ગયો ?"

"હું ભુલ્યો નથી. પણ તું ભુલે એમ ઇચ્છું છું. હૃદયથી ન ભૂલી શકે તોપણ જગતને બનાવવા ખાતર તારે આપણો સંબંધ વિસારે પાડવો જોઇએ."

"એમ કોઇ દિવસ નહિં થાય. હું જાઉં છું. તારી વાટ જોઇશ. જો તને અહીંઆ નહી મેળવી શકું તો ત્યાં તો તને ચોકકસ મેળવીશ જ." કહી, માધવને બાઝી પુષ્પા રડી પડી.

"પુષ્પા ! મધુ !" પોલીસના ક્રુર માણસોએ બે આત્માઓને વિખુટા પાડ્યા.

એક વરસ પુરૂં થવાને એક રાતની વાર હતી દિવાકર તો આવા દ્રશ્યોથી ટેવાઈ ગયા હતા એટલે શાંતિથી સુવા ગયા. સંસારને પરવા ન હતી આખું જગત સુતું હતું.

અંધારી કોટડીમા એક કેદી પડ્યો હતો.

"પુષ્પા ! દેવી ! હાશ ! આખરે તું તો થાકી, પણ મધુ ! તું તો આવે જ શાનો ?"

"કાં, આવ્યો ને ?"

"હા, પણ કેટલા તપ કરાવીને ?

'પણ દેવી ! હવે આપણે કોઇ દિવસ વિખુટા જ નહીં પડીએ પછી શું ?"

"મારી દેવી !" કહી નિંદ્રામા કોઇકને ભેટવા કેદીએ હાથ લંબાવ્યા. હાથે બાંધેલી સાંકળના અવાજથી શાંત વાતાવરણ થરથરી ઉઠ્યુ. ચારે તરફ અંધકાર હતો. કેદીનું શરીર તાવથી બળતું હતું. કોટડીમાં તેની દેવીની યાદ સિવાય કોઈ ન હતું. ફકત બ્હાર કોઇ કોઇ વખતે, કુતરાના રડવાનો અવાજ સંભળાતો હતો.

સવારના કેદીને લેવા આવનારાઓ આત્મા વગરના દેહને લઇ, ભારી હૈયે, માણસના છેલ્લા વિશ્રાંતિસ્થાન તરફ વળતાં હતાં.

શિવાલયથી થોડેક જ દૂર, તે કારમી સાંજના બે સ્થૂલ શરીરો પંચમહાભુતમાં મળવા પ્રયાસ કરી રહ્યાં હતાં. મધરાતના એક ચિંતાથી ખવાઇ ગયેલો જોગી એ ચિતાઓની રાખથી પોતાની ઝોળી ભરતો કોઇકને દેખાણો. —સંપૂર્ણ—



એક જુની હિંદુમૂર્તિ—સુમાત્રા

# સુમાત્રા

## રબ્બરના વ્યાપારનું સૌથી આગેવાન મથક

## એ વિષે થોડુંક જાણવા જોગ

રજુ કરનાર

રા. રા. "કળાપ્રિય"

જે મુસાફર મોટા શહેરોના હાડમારીથી અને વારંવાર એક જ માર્ગે જવાથી કંટાળી ગયો હોય ને જો સુમાત્રાની એક વાર મુલાકાત લ્યે તો તેને તાઝગી મળે અને તેણે ખર્ચેલાં નાણાંનો બદલો મળી રહે. માંદગી પછી જેની તબીયત સુધારા પર આવતી હોય એવા કલકત્તા કે મુંબઇ નાં શહેરીને સીંગાપુર સુધીની એક દરીયાઇ મુસાફરી ની ખાસ ભલામણ કરી શકાય. કેટલાક સીંગાપુર જવા છતા જાવા સુમાત્રા અને "ડચ ઇસ્ટ ઈન્ડીઝ"ના બીજા મોટા ટાપુઓની મુલાકાત લેતા નથી, કારણ તેઓ આ ટાપુઓની પ્રાચીનતા અને ભવ્યતાથી અજાણ છે.

સીંગાપુરથી, જેવા આંતર પ્રાન્તીય વ્યાપારના મોટા ધમાલવાળા બંદરે થી નીકળી ને તે સમયે સુમાત્રા જઇ ને નાની ઝડપબંધ ની મુસાફરીમાં તેના અર્ધ–સુધરેલા ભાગો જોઇ લઇએ તો તેની ભવ્યતાનો ભાગ્યે જ ખ્યાલ આવે. આ ટાપુ એક હજાર માઇલ લાંબો છે અને તેનો ઘણો ખરો ભાગ અણવિકસ્યો છે. પરંતુ એક વાત બહુ ઓછી જાણીતી હોવા છતા અત્રે લખી દેવી જોઇએ કે એ ટાપુ જગતના રબ્બર પેદા કરનારા ભાગો મા સર્વથી શ્રેષ્ઠ છે.

ત્યાના મધ્યમ હવા પાણી માફક આવે એવા છે. ત્યાંના સાદા, જંગલી જેવા દેખાતા લોકો અને ત્યાંનુ શાંત વાતાવરણ એ એ બે ટાપુની ભવ્યતા છે. શિકારી માટે, કુદરતનો અભ્યાસ કરનાર માટે અને વૈજ્ઞાનિક માટે ત્યાંના ભયંકર, ઓળંગવાં દુષ્કર, અને ઝણઝણાટી જગાવે એવાં જંગલો આકર્ષણ કર

નાર થઇ પડે. વિશાળ જંગલમાંના હજારો માઇલ જે મધ્યે નદીઓ, સરોવરો અને બાર બાર હજાર ફીટ સુધી ઉંચા પર્વતો, અમુક જ્વાળામુખીઓ, એ સર્વનું અસ્તિત્વ આ ટાપુને હજી પણ "રહસ્યમય પ્રદેશ"નું ઉપમાન અપાવે છે.

ત્યાં અનેક ભાષાઓનો વપરાશ છે, પણ શુધ્ધ મલાયન ભાષા એ સર્વમાં મોખરે છે. ત્યાંની મુખ્ય જાત ધર્મે મુસલમાન છે, પણ ત્યાં મુસલમાની ધર્મ સાર્વજનિક નથી છે. એ ભારતની કળાવિષયક પ્રાચીન કુશળતાને આપણા હૃદયપટ પર આંકે છે.

પણ આ ટાપુની વિશેષતા તેના ભૂતકાળમાં જ નથી, કારણ આજે પણ ઔદ્યોગિક જગત આ ટાપુની સમૃધ્ધિ તરફ ઇર્ષા ભરી નજરે નિહાળી રહ્યું છે અને આ સમૃધ્ધિનો પશ્ચિમને તો માત્ર ચમકારો જ જણાયો છે.

જે સુમાત્રા જાય તે સમજી શકે કે પશ્ચિમવાસી ત્યાંનો સ્થાયી રહેવાવાળો થવાનું



સુમાત્રામાં ફીસા ણ પાસે આવેલી યુનાઇટેડ સ્ટેઇટ્સ રબર-કંપનીની ઑફીસ

હીથીયનો, હિંદુઓ, બૌધ્ધધર્મીઓ, ચાઇનીઝો અને યુરોપીઅનો એ સર્વ ત્યાં અમુક પ્રમાણમાં વસે છે. આ ટાપુના કેટલાક ભાગમાં હિંદુ ધર્મ પણ સબળ પ્રમાણમાં દેખાય છે.

આ ટાપુ ૧૪૭૫માં આરબની ચઢાઇ થઇ તે પહેલાં ત્યાં "સીન્બાદ ધી સેલર" જેવા ઘસડાઇ જતા અને જુની હિંદુ તથા બૌધ્ધ પૂજા નિહાળતા. આજે—એ ચઢાઇ પછી મુસાફરને ત્યાં આઠમા કે નવમા સૈકાનાં બાંધકામનાં ખંડીયેરો નજરે પડે છે, જે ભુલાયલા ઇતિહાસને આપણી સમક્ષ ફરી વાર ખડા કરે

શા માટે પસંદ કરે છે, ત્યાં લેટેક્સ નામનો દુધ જેવો એક પદાર્થ પ્રચૂર પ્રમાણમાં જન્મે છે અને હાલની સુધરેલી જબરી મોટરકારોનાં ટાયરો અને રબ્બરથી બનતી બીજી અનેક વ્યાપારની વસ્તુઓ આ પદાર્થમાંથી જ નિપજાવવામાં આવે છે.

આ લેટેક્સ મેળવવા જે પ્રયાગો થઇ રહ્યા છે તે ખરેખર કૌતુહલ નિપજાવે એવા છે, અને આપણે જો આ કીમતી ચીજો ભરીને જતાં વહાણો તેમજ આ ટાપુને બંદરે લદાતાં મોટાં બારકસો જોઇએ ત્યારે



સુમાત્રામા 'ક્રીસારણ' નામે એક જગ્યાએ યુનાઇટેડ સ્ટેઇટ્સ રબર કંપનીના કારખાનાઓ એક ગ્રુપ



યુનાઇટેડ સ્ટેઇટ્સ રબર કંપનીના ટેન્કની બનેલી રેલ્વે જેમાં લેટેક્સ નામે રસ ભરેલો છે. આ કંપનીએ પોતાને ખર્ચે ૬૦ માઈલ રેલ્વેનો રસ્તો અને ૨૦૦ માઈલ મોટરનો રસ્તો બાંધેલો છે

આ વસ્તુ ભવિષ્યના વ્યાપારિક જગતમાં કેવો ભાગ ભજવશે તેનો વિચાર આપણને સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે.

જ્યારે રબરના ઝાડની 'ઉપલી છાલને ઉકેલવામાં આવે છે, ત્યારે જગતને અતી ઉપયોગી એવો "લેટેક્સ" નામનો પદાર્થ બહાર નીકળી આવે છે. આ પદાર્થમાંથી કાચું રબ્બર બને છે. તે કંઇ ઝાડનો તત્વરૂપી રસ નથી, પણ તેની ઉપલી છાલની નીચે રહેલી અંદરની છાલમાંથી નિર્ઝરતો પ્રવાહી પદાર્થ છે.

આ ટાપુના જંગલી ભાગોમાં ઉગેલા વૃક્ષોમાંથી પહેલાં આ "લેટેક્સ" નામે પદાર્થ મેળવવામાં આવતો. પણ રબરની વધતી જતી માગણીને લીધે તેને ઉત્પન્ન કરવાનાં નવાં સાધનો નિપજાવવાની જરૂર પડી અને રબરનાં ઝાડો વિપુલ પ્રમાણમાં રોપાયા. અત્યારે દુનીયાને ૯૦ ટકા રબર આ મલાયા સ્ટેટ્સ જ પુરૂં પાડે છે, જેમાં સુમાત્રાનો હિસ્સો સૌથી વધારે છે, કારણ કે આ એક જ ટાપુમાં પચાસ લાખથી પણ વધારે રબરનાં ઝાડો છે.

રબરનાં ઝાડો સુમાત્રામાં ૭૧ ચોરસ માઈલના વિસ્તારમાં રોપાયેલાં છે. રબર ઉગાડવામાં આવ્યું. દુનીયામાં સૌથી પહેલે નંબરે "ગૅયલ ડોર્ટ કંપની" નામે સંસ્થા છે. આ કંપનીએ એ ટાપુની સમૃધ્ધિ વધારવા ઉપરાંત ત્યાંની નંદરની ભાગોળે રહે ને વિકસે એ માટે પણ કાર્યો કીધાં છે. ત્યાં એ કંપનીએ મોટાં સુંદર મકાનો અને એક જબરી હોસ્પીટલ બાંધી છે આ હોસ્પીટલ મલાયા સ્ટેટ્સમાં સૌથી વધારે સાધનો ધરાવનારી છે. આ હોસ્પીટલમાં હિંદના વતનીઓને પણ સ્થાન મળે છે

એ નવાઇ જેવું છે કે સુમાત્રા ટાપુ ડચ લોકોની માલિકીનો હોવા છતાં ત્યાં વ્યાપારિક દ્રષ્ટિ તો અંગ્રેજોએ દોડાવી છે, અને અમેરીકન સાહસને અંગે ત્યાંની સમૃધ્ધિ એ વિદેશીઓ જ-અમેરીકનો અને અંગ્રેજો-પામે છે

ગૅયલ ડોર્ટ કંપનીમાં વીશ હજાર મજુરો ત્યાં કામ કરે છે, જેમાં હિંદીઓ પણ છે, અને જે વિદેશી ટાયર એક હીંદીવાન ખરીદે છે તેમાં હિંદની મજુરીનો પણ હિસ્સો છે

— સંપૂર્ણ —




( સપ્ટેમ્બરના અંકથી પુરૂં )

રમા ગઈ સુકુમાર બાલિકા જેવી લાગતી એક બીનઅનુભવી માતાના હૃદયમા પશ્ચાતાપ અને ઢાંક્યા આત્મસંતોષનો કુંડ ભરીને, જગતની મોજશોખનાં નિર્દોષ સીમાચિન્હ ઓળંગી પતિત થતા એક યુવક પિતાના હૃદયમા અપ્રકટ આનંદ અને ત્રાસજનક નિ'ઠુરતાની આત્મવિનાશક ઉર્મિઓ જન્માવી ને, જગન્નાથજીના રથ જેવા આપેસંસારના ચક્ર નીચે ચૂંદાઇ મરનાં મેંકડો યુગલની જેમ એક આશાભર્યા દંપતિના જીવનસંબંધની માત્ર એક જ કડી તોડી નાંખીને

માતાના આંસુ રડી રડી સુકાયાં, પિતાનાં આંસુ હૃદયની બળતી જ્વાળાઓમા અદ્રશ્ય થયા, અને એ બંનેના દુ:ખમાં દિલાસો આપતાં આપતાં પ્રકાશ થાકી ગયો.

અને કાળ તો પાણીના ધોધ માફક કોઇની પરવા કર્યા વિના વહી રહ્યો.

આજના આર્યાવર્ત્તનો સંસ્કાર ઉચ્ચ છે, છતાં વિશુધ્ધ નથી. તેમાં પાશ્ચિમાત્ય સંસ્કૃતિના રંગો પૂરાયા છે–છતા તે બધાથી નોખો પડે છે. સંસારની વિષમતા, ત્રાસજનક રંઢંગા પણું અને વિનાશક બંધનો સમસ્ત દેશને રહેંસે છે, છતાં તેમાં અનુપમ વ્યક્તિત્વની છોળો છે. અને તેમા ય પરાપૂર્વથી પ્રસિધ્ધિ પામેલી આપણી સંસ્કૃતિના ઇતિહાસમાં આર્ય સ્ત્રીનું વ્યક્તિત્વ હજુ પણ સુવર્ણકળશ માફક બધાથી ઉંચે ચમકે છે. આ વ્યક્તિત્વમાં બાળકની માફક ઘેલા થઈ જવાનું નિર્દોષ ગાંડપણ છે; યૌવનની મસ્તીમાં સ્વામીને આકર્ષવાની મોહિની છે; વૈભવવિલાસને ભોગવવા જેટલું શૃંગારિક બળ છે, ભકિત કરવા જેટલો વૈરાગ્ય છે, અને સૌથી અનુપમ તો હથોડાના ફટકા સહેવાની દૃઢ સહિષ્ણુતા છે તેમાં હરણની ચંચળતા અને ડરપોકપણું છે, છતાં સિંહણની ભયંકર બેદરકારી છે; જીવનને અલંકારથી મઢવાની અપૂર્વ કળા છે, છતાં પ્રલય આણવાની અપ્રતિમ ક્રુરતા છે; વૈભવોમાં વાસ કરતાં ઉદાર રહેવાની હોંસ છે–છતાં ગરીબાઇ ભોગવતા ઓશિયાળો રોટલો તિરસ્કારવાનું અભિમાન છે

આવા સંસ્કાર વચ્ચે ઉછરેલી દેવબાલા કોઇ અકલ્પ્ય અને અપાર્થિવ તેજે જીવનને પુનઃ આરંભવાની આશા રાખી બેઠી. ભુતકાળ તે વિસરી જવા મથતી; વર્ત્તમાનમાં જીવનના દૂષણો દૂર કરવા તેણે સંયમ શરૂ કર્યો. અને ભવિષ્યનું પુનર્જીવન સંસ્કાર લઇ સમૃધ્ધ બને એવી કેડીએ નવવધૂના રસસાગર ઉભરાવવા લાગી.

ગઈ કાલે જ પરણી સાસરે આવેલી નવોઢા તે બની રહી. સ્વામીના સ્પર્શ માત્ર

થી મુક્ત રહેવા તૈયાર રહી. પતિની બેદરકારી સાલી રહી હોવા છતાં શૃંગારભુવનને શણગારી–મ્હેકાવી તે વાટ જોતી બેઠી. એક જ આલિંગનમાં જકડી–મોહવશ કરી સ્નેહ વીણાના મસ્તાન સંગીતમાં ઘેલો કરી પોતાનો કરવા તે પતિ માટે વિલાસિની થતાં શરમાઇ નહિં. રમા જીવનમાં આવી જ નહોતી એમ માની તેણે નવવધુનો શૃંગારિક સંસ્કાર પ્રદિપ્ત કર્યો અને દેહ અને હૃદય અર્પણ કરવા તલસી રહેલી મીરાબાઇની તપશ્ચર્યા આદરી.

શિયાળાની કડકડતી ઠંડી ચોપાટી પર ફરવા આવેલાઓને જલ્દી ઘેર મોકલી રહી હતી. નવદશ વાગતાં અવરજવર નહિ જેવી થઇ ગઇ. માત્ર ગણ્યાંગાંઠયા મ્હેલા–ણીઓ વિક્ટોરિયા કે મોટરમા ઘેર જવા દોડદોડ કરી રહ્યા હતા. ચંદ્રિકામા ઘૂઘવતા સમુદ્રતટે પાટલીઓ લગભગ ખાલી પડી હતી ગંડેરીવાળા કોઇ રડ્યાખડ્યા નાગરિકને લલચાવવા બુમ મારી રહ્યા હતા. નિરાશ થઇ તે પણ ચાલી ગયા.

બધાને આજે ઘેર જવા ઉતાવળ હતી માત્ર એક જ માણસ રેતીમાં પડી રહ્યો ઉછળતા સમુદ્રના રાક્ષસી તરંગો જોવા સિવાય બીજું વધારે અગત્યનું કામ તેને ન્હોતું. રાત્રિ સમસમાટ કરી રહી હતી, છતાં તેને સ્પર્શી શકતી ન્હોતી. વિચારમાં તે એટલો બધો ગરકાવ હતો, કે કોણ જાણે શાથી તે એકદમ બેઠો થઇ ગયો અને એક હાથ રેતીમાં ખોસી દીધો. મુઠીમાં રેતી ભરી ક્રોધના આવેશમાં તેણે તોફાની સમુદ્ર તરફ ફેંકી. તે બબડ્યો:

"એને ગળી જા! તારે ચીંધે તે છે" સમુદ્રને તે સંબોધતો લાગ્યો.

કેમ જાણે વિચારપ્રવૃત્તિનો અંત આવી ગયો હોય તેમ આળસ મરડી તે ઉભો થયો. ત્યાંથી તેને ખસવાનું મન ન્હોતું છતાં ચાલ્યો. આવીને એક ખાલી પાટલી પર બેઠો. તે થાકી ગયો હશે એમ તેને જોવાથી સ્પષ્ટ થતું. બે હાથ વચ્ચે માથું રાખી તે કયાં સુધી બેઠો તેનું તેને ભાન ન રહ્યું. તે જાગ્યો ત્યારે સામે ઉભેલી મોટર જોઇ. તેમાંથી એક પુરૂષ અને વિદેશી રમણી નીકળ્યાં.

પુરૂષના પગ જમીન પર ઠરતા ન્હોતા. રમણી તેનો હાથ પકડી તેને બાજુની પાટલી તરફ ઘસડી લાવી. પુરૂષને તિરસ્કારતી ધકેલતી હોય એમ પેલી રમણીએ તેને પાટલી ઉપર બેસાડયો.

"You'll go home, I say: don't bother me again I'm through with you." હૂટ આપી રમણી ફરી, પુરૂષે હાથ લંબાવ્યા ઝટકો મારી સ્ત્રી ચાલી ગઇ પેલી મોહિની પાછળ જવા પુરૂષ ઉભો થયો અને નિશામાં ચકચૂર હોવાથી ફુટપાથ ઉપર પડયો દ્રષ્ટા આ વિચિત્ર નાટક પર કંટાર હસ્યો.

ઉઠવાની પણ શક્તિ ગુમાવી રહેલા પુરૂષને જોઈ તેને કમકમાં આવ્યાં. અને માનુષિક લાગણીને વશ થઇ તેની નજીક ગયો.

જોનારે તેને ઓળખ્યો, પારખ્યો. માનવતા ભુલી પશુવત્ બની રહેલા નિશાબાજને લાત મારી ઠેકાણે લાવવાનું તેને મન થયું. પણ તે અટકયો. જેને માટે તે ઉછળતો પ્રણયસ્નેહ ધરાવતો હતો તે અપ્સરા સમી બાલાનો આ લંપટ પુરૂષ સ્વામિ થતો હતો, માટે તે અટકયો.

જતી એક વિક્ટોરીયાને પ્રકાશે ઉભી રખાવી ગાંસડી માફક ઉંચકી તેમાં પધરાવ્યો: ચોપાટીની જાગતી શાંતિમા ઘોડાના ડાબલા

સ્પષ્ટ, પણ ભયસુચક અવાજ કરતા, દૂર ને દૂર જતા ગયા

"કોણ એ ?" ઉભરાઇ જતા આનંદથી બારણું ઉઘાડવા દેવબાલા ઉઠી.

"પ્રકાશ." બારણું ઉઘડયું અને અપ્સરા સમી મુર્તિ ઉંબરામાં ઉભી. હસવું કે રડવું તે સમજી શકી નહીં, પણ પહેલા સ્વયં અનુભવાતા આનંદ, ઉલ્લાસ અને નિવૃતિ સરી પડ્યાં. મનમોહનને જોતા તેનું સમસ્ત જીવન જતું લાગ્યુ. હેટ અને લાકડી બાલાને સોંપી પ્રકાશ મનમોહનને કેડથી મજબુત પકડી સોફા તરફ દોરી ગયો. ને વસ્તુત: તેના ઉપર નાંખ્યો.

"પ્રકાશભાઇ...આ શું ? તમે ?" બ્હાવરી બનેલી બાલાથી ન રહેવાયું.

"એ જ જોતાં નથી ?" જુગુપ્સા નિરંકારથી પ્રકાશે કહ્યું.

એવામાં એક સબળ ઉબકો આવ્યો અને આતરડાના એક જ ઉછાળા સાથે મનમોહને ઉલ્ટી કરી આખા ઓરડામાં મદિરાની દુર્ગંધ પ્રસરી પ્રકાશ ખારી ગયો દેવબાલાને ફમકમાં આવ્યા જીવનને પુનઃ આરંભવાના દિવસે પણ ન તેની આસપાસ પુષ્પોની સુગંધ છવાઇ રહી કે ન કોઇ તેના દેહ અને આત્માને સ્નેહથી ગોદમાં લેનાર રહ્યું. અપુર્વ જીવન પુનઃ પ્રાપ્ત કરવાની તેની શ્રદ્ધા લય પામી અને નવોઢાના નયનની અમીને બદલે તેની આંખોમા ભાવનહીના અને નિરંકાર પ્રકટ્યાં,

ટાંગો પાછો લાવ્યો અને પ્રકાશે મનમોહનને પુછ્યું. નિશાની તીનતા માણસને ઉગ્ર તોફાની બનાવે છે. ઓછી થતાં તેને ઘેન ચડાવે છે અને આખરે તેને સ્વપ્ન સૃષ્ટિમાં લઇ જાય છે. મનમોહનની દશા કાંઇક આવી જ થઇ. પ્રકાશે તેનાં કોલર ટાઇના બંધ છોડી નાંખ્યા અને દેવબાલાએ તેના જેકેટનાં બટન ખોલી નાંખ્યા. જવું કે બેસવું તે ન સુઝવાથી પ્રકાશ બિચારો એક સ્ટુલ પર મનમોહન તરફ પીઠ કરી બેઠો. ગરમ રગ મનમોહનને ઓઢાડી દેવબાલા પ્રકાશ પાસે આવી, અને અપૂર્વ સ્નેહથી તેને જોઇ રહી

"પ્રકાશભાઇ! તમે ક્યા સુધી અમારી સંભાળ લેશો ? આ તો રોજનું છે !"

"રોજ આમ કેમ ચાલશે ?" કોઇ જુએ તો બોલવા પરથી પ્રકાશને જરૂર અસભ્ય ગણી કાઢે.

"પણ તમે શું કરશો ?"

"હું શું કરીશ ? આને જરૂર સુધારીશ એ નમારો અને તમારી ભાવનાઓનો દુશ્મન છે એ મારે મન અસહ્ય છે.

"પતિતને સુધારી શું આશા રાખો છો ?"

'તમને સુખી કરવા એ. એ સુધર્યે તો તમારા જેવું યુગલ સમાજમા મળવું મુશ્કેલ છે. મારા જીવતાં હું તમને આમ કેવી રીતે જોઇ શકું ?"

"મારા જેવી કેટલીય રીબાઇને મરી જતી હશે તેમાં એક હું વધારે. બાકી આમને સુધારવા તમે ધારો છો એટલું સહેલું નથી. જેણે સયમ તોડ્યો, માનમર્યાદાને મૂકી તેને પત્ની અને પર સ્ત્રી ; પાણી અને દારૂ બધું સરખું જ છે. મને તો સ્વપ્નવત્ લાગે છે !"

"ત્યારે તો મારે માટે હવે એક જ રસ્તો છે.'

"શું ?"

"તમને અને તમારા તંત્રને મારે વિસરી જવાં. તમે ગમે તેમ રીબાઇ મરો તે મારે જોઇ રહેવું અને તમારો સ્વામી સુધારી શકે તેમ હોય નો તે કરવાની છેલ્લી તક પણ ગુમાવવી"

'હા—ગુમાવવી. પથ્થર પર પાણી નાંખી ભીંજવવાની આશા અમર હોઇ શકે, પણ તે સફળ કેમ થાય ?'

"ત્યારે તમારા બાપુને મારે લખવું જ બાકી રહ્યું કે મારામાં આપની શ્રધ્ધા વ્યર્થ છે. મનમોહન છેલ્લે પાટલે છે અને તેને સુધારવો એ દેવનું કામ છે"

"પણ બાપુને ક્યાં ખબર છે કે મારા તંત્રમાં આટલે સુધી સડો પેઠો છે? એમનો જમાઇ સભ્ય જીવનની સીમા ઓળંગી કેટલે દૂર ગયો છે એની તેમને ક્યાં ખબર છે? ગામને પાદરે ભુલો પડેલો માણસ કદાચ ગામમાં પાછો આવી શકે, પણ જંગલની ભયાનકતામાં સપડાયેલો માનવી તો તેમાં જ અથડાઇ મરે

ખરું છે દેવબાલા! પણ હજુ મને મારામાં શ્રધ્ધા છે. વળી તમને તો ખબર પણ નથી કે આજે આમાંના મનનો મેળાપ શી રીતે થયો"

"હું તમને પુછવાની જ હતી."

"ચોપાટીની રેતીમાં બેસી હું જીવનને ગણિતશાસ્ત્રના સિધ્ધાંતે તોળી રહ્યો હતો. એવામાં એક મોટર મારી સામે આવી. તેમાંથી એક વિદેશી રમણી અને ભાઇ સાહેબ બહાર નીકળ્યાં. બાઇ ન હોત તો ફુટપાથ પર તે પટકાઇ મરત એટલો મદિરા એના પેટમાં હતો. પેલી રમણીએ સંભાળથી તેને એક પાટલી ઉપર બેસાડ્યો અને મનુષ્યને બદલે તે કોઇ જાનવર હોય એમ તિરસ્કારી તે ત્યાંથી ચાલી ગઇ હું ત્યાં ન હોત તો પોલીસ એને ચોકી ઉપર લઇ જઇ રાખત. સવારે એની આબરુનું લીલામ થાત."

"પ્રકાશભાઇ! તમારો તે હું કેટલો ઉપકાર માનું? સારું થયું કે એ બાઇએ આજે એમને તરછોડ્યા."

"કારણ કે ભાઇમાં કાંઇ કસ નહિ રહ્યો હોય. ઠીક, હવે હું જાઉં છું સવારે આવીશ."

પ્રકાશ ઉઠ્યો અને એક પણ દ્રષ્ટિપાત બીજે કર્યા વિના રામ મેન્શનના દાદર ઉતરી ગયો. ક્યાંય લગી દેવબાલા અવાક ઉભી.

અને બીજા દિવસની યાદગાર સવાર પડી. મનમોહનના શરીરમાં અશક્તિ ઉભરાતી હતી. આરોગ્યની ઉષ્માને બદલે એની કોમળ દેહલતા તાવના અગ્નિમાં શેકાતી રહી હતી. પાસે ઉભી દેવબાલા તેને ચ્હા પાતી હતી.

ગઈ રાતના અનુભવ પછી મનમોહનમાં કોઇ સ્પષ્ટ ફેરફાર જણાતો હતો. પણ દેવબાલાને એના સ્વામીમાં જરા પણ શ્રધ્ધા રહી ન્હોતી

"પ્રકાશ ક્યાં છે?" ન્હાનો ઘુંટડો ઉતારી મનમોહન બોલ્યા

"તમને કેમ છે?"

"રામાને મોકલો. એને બોલાવી લાવે"

"રામો દાક્તરને લેવા ગયો છે. પ્રકાશ ભાઇ હમણાં આવવા જોઇએ."

"ઠી...ક બાલા! મારું આખું અંગ તુટી જતું લાગે છે! રામાને બહુ વાર લાગી" મનમોહને દુઃખમાં આંખો મીંચી.

પાએક કલાકમાં રામો કનુભાઇ દાક્તરને લઈ આવ્યો. પાછળ જ પ્રકાશ આવ્યો કનુભાઇએ દરદીની તપાસ પુરી પંદર મીનીટ કરી.

"રામાને સાથે મોકલો. હું દવા આપું છું!" કહી કનુભાઇ જવા તૈયાર થયા. પ્રકાશને મનમોહનની સ્થિતિ ઉપરથી વ્હેમ ગયો હતો. તે કનુભાઇ પાછળ બહાર ગયો. કનુભાઇએ પ્રકાશના આતુર ચ્હેરા સામું જોયું.

"મી. પ્રકાશ! પ્રોફેસરના માબાપ હોય તો તેમને અહીં તેડાવી લ્યો." પ્રકાશના શરીરે શીત વ્યાપી ગયું.

સ્પષ્ટ, પણ ભયસૂચક અવાજ કરતા, દૂર ને દૂર જતા ગયા

"કોણ એ ?" ઉભરાઇ જતા આનંદ-થી બારણુ ઉઘાડવા દેવબાલા ઉઠી

"પ્રકાશ." બારણું ઉઘડ્યું અને અપ્સરા સમી મુર્તિ ઉંબરામા ઉભી. હસવું કે રડવુ તે સમજી શકી નહીં, પણ પહેલાં સ્વયં અનુભવાતાં આનંદ, ઉલ્લાસ અને નિર્વૃતિ સરી પડ્યાં મનમોહનને જોતાં તેનું સમગ્ર જીવન જતું લાગ્યુ. હેટ અને લાકડી બાલાને સોંપી પ્રકાશ મનમોહનને કેડથી મજ બુત પકડી મોઢા તરફ દોરી ગયા. ને વસ્તુત : તેના ઉપર નાખ્યો.

"પ્રકાશભાઇ...આ શું ? તમે ?" બ્હાવરી બનેલી બાલાથી ન રહેવાયુ.

"એ જ જોતાં નથી ?" પૂછ્યા નિસ્કા ા પ્રકાશે ક ુ

એવામા એક સખત ઉબકો આવ્યા ને આનન્દના એક જ ઉછાળા સાથે મન હને ઉલ્ટી કરી આખા ઓરડામા મદિ રાની દુર્ગન્ધ પ્રસરી પ્રકાશ ત્રાસી ગયો. દેવબાલાને કમકમા આવ્યા જીવનને પુનઃ આરંભવાના દિવસે પણ ન તેની આસપાસ પુષ્પોની સુગંધ છવાઇ રહી કે ન કોઇ તેના દેહ અને આત્માને સ્નેહથી ગોદમા લેનાર રહ્યું અપુર્વ જીવન પુન. પ્રાપ્ત કરવાની તેની શ્રધ્ધા લય પામી અને નવોઢાના નયનની ઉર્મીને બદલે તેની આખોમાં ભાવનહીનતા અને નિરુત્સાહ પ્રકટ્યા,

શમો પાણી લાવ્યો અને પ્રકાશે મન-મોહનને પાયું. નિશાની તીનના માણસને ઉગ્ર તોફાની બનાવે છે. ઓછી થતાં તેને ઘેન ચડાવે છે અને આખરે તેને સ્વપ્ન સૃષ્ટિમાં લઇ જાય છે મનમોહનની દશા કાંઇક આવી જ થઇ. અજાને તેનાં કોલર ટાઇ ના બંધ છોડી નાંખ્યાં અને દેવબાલાએ તેના જેકેટના બટન ખોલી નાંખ્યાં. જતું કે બેસવું તે ન સુઝવાથી પ્રકાશ બિચારો એક સ્ટુલ પર મનમોહન તરફ પીઠ કરી બેઠો. ગરમ રગ મનમોહનને ઓઢાડી દેવબાલા પ્રકાશ પાસે આવી, અને અપૂર્વ સ્નેહથી તેને જોઇ રહી

"પ્રકાશભાઇ! તમે ક્યા સુધી અમારી સંભાળ લેશો ? આ તો રોજનું છે !"

"રોજ આમ કેમ ચાલશે ?" કોઇ જુએ તો બોલવા પરથી પ્રકાશને જરૂર અસભ્ય ગણી કાઢે.

"પણ તમે શું કરશો ?"

"હું શું કરીશ ? આને જરૂર સુધારીશ. એ તમારો અને તમારી ભાવનાઓનો દુશ્મન છે એ મારે મન અસહ્ય છે.

"જીવનને સુધારી શું આશા રાખો છો ?"

"તમને સુખી કરવાં એ એ સુધર્યે તો તમારા જેવુ યુગલ સમાજમાં મળવું મુશ્કેલ છે. મારાં જીવતાં હું તમને આમ કેવી રીતે જોઇ શકું ?"

"મારા જેવી કેટલીય રીબાઇને મરી જતી હશે તેમાં એક હું વધારે. બાકી આમને સુધારવા તમે ધારો છો એટલું સહેલું નથી. જેણે સયમ તોડ્યો, માનમર્યાદાને મૂકી તેને પત્ની અને પર સ્ત્રી ; પાણી અને દારૂ બધું સરખું જ છે. મને તો સ્વપ્નવત્ લાગે છે !"

"ત્યારે તો મારે માટે હવે એક જ રસ્તો છે."

"શું ?"

"તમને અને તમારા તંત્રને મારે વિસરી જવાં. તમે ગમે તેમ રીબાઇ મરો તે મારે જોઇ રહેવું. અને તમારો સ્વામી સુધારી શકે તેમ હોય તો તે કરવાની છેલ્લી તક પણ ગુમાવવી"

'હા—ગુમાવવી. પથ્થર પર પાણી નાંખી ભીંજવવાની આશા અમર હોઇ શકે, પણ તે સફળ કેમ થાય ?'

"ત્યારે તમારા બાપુને મારે લખવું જ બાકી રહ્યું કે મારામાં આપની શ્રધ્ધા વ્યર્થ છે. મનમોહન છેલ્લે પાટલે છે અને તેને સુધારવો એ દેવનું કામ છે"

"પણ બાપુને ક્યાં ખબર છે કે મારા તંત્રમાં આટલે સુધી સડો પેઠો છે? એમનો જમાઇ સભ્ય જીવનની સીમા ઓળંગી કેટલે દૂર ગયો છે એની તેમને ક્યા ખબર છે? ગામને પાદરે ભુલો પડેલો માણસ કદાચ ગામમાં પાછો આવી શકે, પણ જંગલની ભયાનકતામા સપડાયેલો માનવી તો તેમા જ અથડાઇ મરે

ખરું છે દેવબાલા ! પણ હજુ મને મારામા શ્રધ્ધા છે. વળી તમને તો ખબર પણ નથી કે આજ અમારા બંનેનો મેલાપ શી રીત થયો."

"હું તમને પુછવાની જ હતી."

"ચોપાટીની રેતીમાં બેસી હું જીવનને ગણિતશાસ્ત્રના સિધ્ધાંતે તોળી રહ્યો હતો. એવામાં એક મોટર મારી સામે આવી. તેમાંથી એક વિદેશી રમણી અને ભાઇ સાહેબ બહાર નીકળ્યાં. બાઇ ન હોત તો ફુટપાથ પર તે પટકાઇ મરત એટલો મદિરા એના પેટમાં હતો. પેલી રમણીએ સંભાળથી તેને એક પાટલી ઉપર બેસાડ્યો અને મનુષ્યને બદલે તે કોઇ જાનવર હોય એમ તિરસ્કારી તે ત્યાંથી ચાલી ગઈ હું ત્યાં ન હોત તો પોલીસ એને ચોકી ઉપર લઇ જઇ રાખત. સવારે એની આબરુનું લીલામ થાત"

"પ્રકાશભાઇ ! તમારો તે હું કેટલો ઉપકાર માનું ? સારું થયું કે એ બાઇએ આજે એમને તરછોડયા."

"કારણ કે ભાઈમાં કાંઇ કસ નહિ રહ્યો હોય. ઠીક, હવે હું જાઉં છું સવારે આવીશ."

પ્રકાશ ઉઠ્યો અને એક પણ દ્રષ્ટિપાત બીજે કર્યા વિના રામ મેન્શનના દાદર ઉતરી ગયો. ક્યાંય લગી દેવબાલા અવાક ઉભી.

અને બીજા દિવસની યાદગાર સવાર પડી. મનમોહનના શરીરમાં અશક્તિ ઉભરાતી હતી. આરોગ્યની ઉષ્માને બદલે એની કોમળ દેહલતા તાવના અગ્નિમા ધીખી રહી હતી. પાસે ઉભી દેવબાલા તેને ચ્હા પાતી હતી.

ગઈ રાતના અનુભવ પછી મનમોહનમાં કાંઇ સ્પષ્ટ ફેરફાર જણાતો હતો. પણ દેવબાલાને એના સ્વામીમાં જરા પણ શ્રધ્ધા રહી ન્હોતી

'પ્રકાશ ક્યા છે ?" ચ્હાનો ઘુંટડો ઉતારી મનમોહન બોલ્યા

"તમને રોગ છે ?"

"રામાને મોકલો. એને બોલાવી લાવે"

"રામો દાકતરને લેવા ગયો છે. પ્રકાશ ભાઇ હમણાં આવવા જોઇએ."

"હી...ક બાલા ! મારું આખું અંગ તુટી જતું લાગે છે ! રામાને બહુ વાર લાગી" મનમોહને દુઃખમાં આંખો મીંચી.

પાએક કલાકમાં રામો કનુભાઇ દાકતરને લઈ આવ્યો. પાછળ જ પ્રકાશ આવ્યો. કનુભાઇએ દરદીની તપાસ પુરી પંદર મીનીટ કરી.

"રામાને સાથે મોકલો. હું દવા આપું છું !" કહી કનુભાઇ જવા તૈયાર થયા. પ્રકાશને મનમોહનની સ્થિતિ ઉપરથી વ્હેમ ગયો હતો. તે કનુભાઇ પાછળ બહાર ગયો. કનુભાઇએ પ્રકાશના આતુર ચ્હેરા સામું જોયું.

"મી. પ્રકાશ ! પ્રોફેસરના માબાપ હોય તો તેમને અહીં તેડાવી લ્યો." પ્રકાશના શરીર શીત વ્યાપી ગયું.

"કેમ ?! કાંઇ......"પ્રકાશ બોલી શક્યો નહિ

"કેસ ભયંકર છે. હૃદય ઉપર લોહીનું એક્શન (action) જોઇએ તેવું નથી અને એક ફેફસું ખવાઇ ગયું લાગે છે! અતિશય દારૂ લેવાનું આ પરિણામ છે."

"ત્યારે હવે ?"

"મારે હજુ કન્સલ્ટ કરવું પડશે. હું દવા સાથે (instruction) ઇન્સ્ટ્રક્શન મોકલાવું છું"

કનુભાઇ રામા સાથે નીચે ગયા. પ્રકાશ ધીમે પગલે પાછો આવ્યો. દેવબાલાએ તેના ચ્હેરા પર નિરાશા વાંચી, પણ પુછવા હીંમત ન કરી, મનમોહને પાસું ફેરવ્યું, અને પ્રકાશને ધીમેથી પુછ્યું

'કનુભાઇએ શું કહ્યું ?"

'કાંઇ નહિ, સ ધારણ [illegible] છ ખાવા પીવામા સારે [illegible] ખ વ ની ભલામણ કરતા ગયા છે'

રામો આવ્યો ત્યા સુધી પ્રકાશે આંટા માર્યા કર્યા. દવાનો પહેલો ભાગ તુરત આપવાનો હતો તે આપ્યો દશેક મીનીટમા મનમોહન ઉંઘી ગયો.

"પ્રકાશભાઇ! જરા બાજુના ઓરડામા આવો" દેવબાલાએ સવિનય પણ હુકમથી કહ્યું. પ્રકાશ સમજી ગયો.

દેવબાલાની પાછળ તે ઘસડાયો.

"કહો, કનુભાઇએ શું કહ્યું? મને સાચું કહો."

"તમારા સાસુસસરાને અહીં તાબડતોબ બોલાવવા કહ્યું"

"એ તો ઠીક. પણ એમની માંદગી વિષે શું કહ્યું?'

'એ જ કે માંદગી સાધારણ નથી. દરદીની સારી માવજત જલ્દી આરામ કરશે અતિશય દારૂને લીધે આમ બનવા પામ્યું છે."

"બીજું કાંઇ?"

"કાંઇ નહિ. બીજું મને કહ્યુ નથી." દેવબાલાને લાગ્યું કે પ્રકાશ જાણતો હોવા છતાં બીજું કહેતો-કહી શકતો નથી.

બીજે દિવસે મનમોહનના માબાપ અને પ્રમોદરાય આવ્યા. એ લણ નામાંકિત ડાક્તરોની કમીટી બેઠી. કનુભાઇના વિચારોને બધાએ માન આપ્યુ ડાક્ટરોનો નિર્ણય પ્રમોદરાય અને પ્રકાશે સાંભળ્યો, હૈયું કઠણ કરીને.

દરદીના અશક્ત શરીર પર દવા અસર તો કરતી જ, પણ એકને સુધારનાં બીજું બગડે એવી સ્થિતિમા ખાવાપીવામાં રાખેલી વ્યવસ્થા અદ્ભુત ગણી શકાય દવાદારૂ પાછળ ખર્ચવામા આવતા પૈસાનો હિસાબ ન્હોતો ચોવીશે કલાક પ્રકાશ મનમોહનની સેવામા હાજર હતો

આખરે દિવસો પછી એક ભયંકર દિવસ આવ્યો અત્યાર સુધી મનમોહન દેવબાલાને દૂર રાખતો તેને મોઢું બતાવતાં તે શરમાતો એ દિવસે તેણે લાજ શરમ મુકી દેવબાલાને પાસે બોલાવી. પ્રકાશને પણ બોલાવ્યો અને બધાને બહાર જવા સૂચવ્યું.

સંસારશેતરંજ પર રમત રમતી ત્રણ ગોગડીઓ એકલી પડી. જાણનાર જાણી ગયા હતા કે મનમોહન બચશે નહી.. તેને શારિરીક વેદના કરતાં પાપનો પશ્ચાતાપ ઘણો થતો. માનસિક વ્યાધિને તે સહી શકત, પણ હૃદય બંડ કરી રહ્યું હતું.

'પ્રકાશ...ભાઇ! અહીં આવ બેસ." આટલા હેતથી પહેલી જ વાર મનમોહને તેને બોલાવ્યો.

"અને તું...બાલા! તું પણ બેસ" દેવબાલાની આંખોમાં આંસુ હતાં.

તું રડ નહિ. મેં તને આટલા દિવસો રડાવી જ છે." બંને પાસે બેઠા. મનમોહને

પાણી પી ગળાની ખખરી દૂર કરી. તેણે આરંભ્યું.

"પ્રકાશ તમે બધાં મારાથી મારી સ્થિતી છુપાવો છો ; પણ આ માંદગીમાંથી હું ઉઠી શકું એમ મને નથી લાગતું મારા ગાત્ર ઢીલાં પડી જતા અનુભવું છું શ્વાસ રૂંધાય છે અને હૃદય પર અસહ્ય બોજો પડ્યો હોય એમ લાગે છે. આ બધું મારાં લક્ષણોનું પરિણામ છે એમ કહેતાં શરમાઉં છું. કયે વખતે મારૂં હૃદય બંધ પડી જશે એની મને ખાત્રી નથી, અને મારા અવસાન પહેલા મારે માથે ચ્હડેલું ઋણ ન વાળુ તો હું તમારા બંનેને ગુન્હેગાર ગણાઉં. એટલા માટે જ આ પ્રસંગ મેં લીધો છે" બોલતાં તે થાકી ગયો. પાણીનો એક ઘુંટડો પી તેણે આગળ ચલાવ્યું.

"એકજ જાતિના લગભગ સરખી ઉમ્મરના આપણે બંને યુવકો છીએ શ્રીમંત માબાપના ખોળામાં ઉછરીને કોલેજમાં હું ભણ્યો ત્યાં જ તું ગરીબાઇમાં સ્વયંપ્રયાસે ભણ્યો. જે કેળવણીએ મને અધમ બનાવ્યો તેણે તને દેવ બનાવ્યો એ ફેર કેળવણી લેનારમાં છે. કોલેજમાંથી ગમે તે કારણે હું તને ધિક્કરતાં–મારાથી નીચો ગણતાં–શીખ્યો અધુરામાં પુરૂં તેં દેવબાલાનું ટ્યુશન (Tuition) આપવાનું માથે લીધું અને ઇર્ષામાં હું બળવા લાગ્યો. તમારી પરસ્પર મૈત્રી વધી અને મારો તારે માટે તીરસ્કાર વધ્યો.

આખરે દેવબાલા મારી થઇ. મને કહેવા દે કે મારી શ્રીમંતાઇએ મને તેને માટે લાયક બનાવ્યો સમાજની બત્રીસીમાં એકવાર તું અને દેવબાલા ચર્ચાયાં. અને મારો વ્હેમ તમારા બંને ઉપર સજ્જડ થયો. ઇર્ષાની આંખ બીજું શું જોઇ શકે ? હું અમેરીકા ગયો અને આવ્યો ત્યાં સુધી એ વ્હેમ ગયો નહિ. દેવબાલાને પરણ્યો ત્યારે મને નિરાંત વળી. અને તારાથી દૂર રહેવા–દેવબાલાને પણ તારાથી દૂર રાખવા તત્પર રહ્યો. ખરૂં પુછે તો તેં જ માર્ગ મોકળો કરી આપ્યો. તું અમારાથી અદ્રશ્ય રહ્યો. એક રાતે–હા મને તે રાત હજી પણ બરાબર યાદ છે–જ્યારે દેવબાલા ખરેખર મારા ઉપર ક્રોધે ભરાઇ. તે અપમાન સહી ન શકી, અને તારા દેવ જેવા અનુપમ પ્રેમને તેણે તરછોડ્યો હતો તે વાત કહી."

પ્રકાશ ટટ્ટાર થયો, અને દેવબાલા તરફ ફાટી આંખે જોઇ રહ્યો. મનમોહને તેની પીઠ પર હાથ મુક્યો.

"એમ ઉશ્કેરાઇ ન જા. સાંભળ" પ્રકાશે માથુ નીચું નાખી દીધું. તે બોલ્યોઃ

"મનમોહન ! બસ કરો. ગયાં પ્રકરણો ઉકેલ્યે શું ફાયદો ?"

"પ્રકાશ ! આજે હું મનુષ્ય બની ગયો છું તારા જેવો તો નહિ જ, પણ આજે મારામાં જે માનવતા ઉભરાઇ છે તે જીવનમાં પહેલી જ વાર તમે બંને અનુભવશો મને પુરૂં કરી લેવા દે."

બોલતાં એક ધીમી ખાંસી આવી. દેવબાલાએ મ્હોં આગળ થુંકદાની ધરી તેમાં લોહીનો ગળફો પડ્યો મ્હોં સાફ કરી મનમોહને ફરી આરંભ્યું.

"મારી સ્ત્રીએ તારો પ્રેમ તરછોડી મારો સ્વીકાર્યો. પણ તેમાં તેણે ભુલ કરી છે એ આપણાં બધાના અનુભવે સિધ્ધ કરી બતાવ્યું જેના પ્રેમનો તું વિરાગી થઇ રહ્યો તેના દેહનો હું રાગી થયો. છતાં મારી લાલસા, તૃષ્ણા તૃપ્ત ન થઇ. વિલાયત ફરી આવ્યો અને ત્યાંના સંસ્કાર સાથે લાવ્યો. હું પશુ બની રહ્યો સ્ત્રીને તરછોડી, રમાને મરવા દીધી, આખરે રાંડોના સહવાસમાં મેં લક્ષ્મી અને મારી જાતને દુષિત કરી આખરે દેવબાલા કંટાળી. મારા આવા સહચારમાં કોણ ન

કંટાળે ? તે બિચારીએ કેટલું સહન કર્યું ! અને હજુ યે કર્યે જાય છે એ કોને માટે? મારે માટે, તેના સ્વામિ માટે ! હીંદુસ્તાનની આર્ય અબળા સિવાય આટલું કોણ સહન કરે ? પાશ્ચમાત્ય રીતરીવાજ તેણે સ્વીકાર્યા હોત તો આજે આહીં જૂદું જ વાતવરણ હોત. અમે બંને પોતપોતાને માર્ગે જીવન વીતાવી આનંદ માણી રહ્યા હોત ! આજે આ ઘરમાં વ્યવસ્થા, સ્વચ્છતા, અને પવિત્રતા જામી રહી છે તે આ સ્વામિથી તરછોડાયલી સતીને લીધે. એ તે કોઇ સાધારણ અબળા છે ? એક એક મહાશક્તિનો કુંડ છે. દુઃખે પીડયા છતાં સ્વામિને હાથે મરવાની હોંસ ધારવતી સતી છે મારા દુઃખે તે કદાચ તને ન્હાતી હશે છતા એની સેવાભક્તિ દૃઢ છે. એના ખોળામાં રડી રડી આંસુની સરિતાઓ વહાવું છતાં એનું ઋણ નહિ વળી શકે !"

"એવામાં અમારા તંત્રમા આકસ્મિક તું આવ્યો જેને સ્નેહનું ઐશ્વર્ય બતાવવા તે જીવનસંન્યસ્ત ધારણ કર્યો તેને આમ ચુંથાતી જોઇ તું કળી ઉઠયો હોઇશ તે રાતે મેં તને દુશ્મન ગણ્યો. તારાપર આક્ષેપ મુકયો. છતા તેં સહન કર્યું ! એ કોને માટે ? મારી સુશિયલ સ્ત્રી અને તેના પતિ માટે ! બીજા કોઇએ એ વખતે મને લાત મારી હોત છતાં તું તારી નિશ્ચયાત્મકતામાંથી પલભર ડગ્યો નહિ. બીજે પ્રસંગે, તેં મને એક લંબાણ પણ સચોટ ભાષણ આપ્યું. મારાં અંતરનાં કેટલાક પડો ખરી પડ્યાં. તું તે કોઇ દેવ છે કે મનુષ્ય તેની કલ્પના માં હું ગરી પડ્યાં તને હું ચાહતો નથી છતાં તું મને ચાહે છે તને તીરસ્કારું છુ છતાં તું મારી પાસે આવે છે. અને પ્રકાશ ! તે રાતે ચોપાટી ઉપર તો મારા જીવનની મેં સીમા જોઇ. સમાજમાં એક વિદ્વાન ગણાતો માણસ અને તેની આ દશા ? હા,

એવી જ હોવી જોઇએ ! દેહ અને આર્થિક ભોગે જે માનવી અધમ મોજશોખ ખરીદે છે તેને લાયક બીજું શું હોય ?—અને આટલું છતાં આજે દિવસોથી મારી પથારી આગળ બેસી તું સેવા ચાકરી કરે છે તે કયી અપૂર્વ પ્રેરણા, હોસ અને ભાવનાથી. ખરેખર, ભાઈ, તું આત્મશ્રધ્ધામાં માનનારો બળવાન મનુષ્ય છે. અને હું વાસનાનું રમકડું છું. આપણે બંને એક જ કુંડમાંથી વહેતા ઝરામાંથી કેળવણીના પાણી પીધાં છે. છતાં બંનેમાં ફેર તો જો તુ સ્વદેશાભિમાની, સ્વસંસ્કૃતિનો ભક્ત, નિશ્ચયાત્મકતાનો પુજારી અને આત્મસંયમી મહાત્મા છે. અને હું નિર્બળ, સ્વમાનની કીંમત ન જાણનારો, હૃદય વિનાનો અને લાલસાનો ભોગી કોઇ અદ્‌ભૂત આત્મઘાતક મગતરૂં છું તારા પ્રભાવશાળી ચારિત્ર્યનું અનુકરણ કરવા માટે તારૂં શ્રધાળુ આત્મબલ અને તારા જેવું દૈવી સ્નેહસંન્યસ્ત કેળવવા માટે તો મારે નવો અવતાર ધારણ કરવો પડશે. અને આ સ્ત્રી—મારી પત્નીની કીંમત મે બહુ મોડી જાણી તારા જેવો હું હોત તો અમારા જેવું યુગલ સમાજમા ભાગ્યે જ હોત એ તારૂં ધારવું ખોટું નથી, પણ શ્રીમંતો લક્ષ્મી ઉડાવી શકે, પણ વિધિને હારી શકે નહિ. આપણા બેમાંથી દેવત્વ માટે કોણ વધારે લાયક છે તે પ્રભુ જાણે છે અને આપણાં અંતર જાણે છે. સમાજને તે જાણવાની દરકાર કે આવશ્યકતા નથી સમાજ તો જે સપાટામાં આવે તેને ગળી જવા સિવાય બીજુ જાણતો નથી. મારી પ્રતિષ્ઠાનું, મારા કુળના ગૌરવનું મેં બલિદાન આપી દીધું છે છતાં સમાજની ભઠ્ઠીમાં તેને બળી મરતાં મારી સ્ત્રીએ બચાવ્યું છે. એ સ્ત્રીનો તે હું કેટલો ઉપકાર માનું ? આપણે બન્ને એક જ કેલવણીની એરણ પર ઘડાયેલાં છીએ, છતાં વચ્ચે કેટલો તફાવત છે ? મારી આ દશા મેં ખરીદી લીધી

છે—મારી અધમના મારે હાથે જ મેં જન્માવી છે, તો મારે જ તેનું ફળ ભોગવવું જોઇએ. એ ભોગવતાં મારું અવસાન થાય તો મોતને મારે આધિન થવું જ બાકી રહ્યું."

"દેવબાલા! ફુસ્કે ફુસ્કે રડી પડી મનમોહને તેને ગોદમાં લઈ બેસાડી

દેવબાલા તું રડ નહિ. હું જીવીશ તો હવે તારે માટે જ. વિષમ સાગરનો સુકાની આકાશના તારાને જોઈ સફર કરે છે પ્રકાશભાઇ એ તારાની ગરજ સારશે એટલી મને ખાત્રી છે. પણ મને લાગે છે હું બહુ મોડો જાગ્યો છું. ભાઇ પ્રકાશ!"

"પ્રકાશ! આ બધું મારું Confession (કન્ફેશન) છે. હવે છેલ્લું થોડુંક કહી દઉં, જો સાંભળ." આંસુ લુછી તે સ્વસ્થ થયો.

"જીવવાની મને હોંસ છે, છતાં જીવનની મને આશા નથી. ડાક્તરો મને બચાવી શકે તો ઠીક છે, પણ જીવનની દોરી સાંધવાની શક્તિ તેમનામા નથી એ તું ક્યા નથી જાણતો ? બોલ એક કામ કરીશ ?

"શું ?" પ્રકાશે ધીમેથી રડતા હૃદયે ઉચ્ચાર્યું.

"વચન આપ"

"વચન ?"

## વર મને એવો ગમે

લેખકઃ—રા. વલ્લભજી ગણેશજી મહેતા

— હરિગીત —

ગિરિશૃંગ ભવ્ય પ્રચંડ માંસલ દેહ દેવ જયંત શો,
પ્રતિભા અને ગૌરવવંતો વનરાજના બળકર ભર્યો;
નકલંક નીતિ નિર્મળો શશિ શાંતદાંત દિલાવરો,
એવો સુલક્ષણ વીર ધીર ગંભીર નાહોલીઓ-ગમે

પ્રકાશે માથું ઉંચું કર્યું મનમોહનના પગ પર માથું નાખી તે પણ બીચારો રડી પડ્યો.

'પ્રકાશ! તું પણ રડે છે ? તું તો મારો મેરો ભાઇ છે. તમે બને મને મારી અધમતા માટે માફી આપો. તમારા હસતાં મોઢા જોયા સિવાય હું જીવી શકીશ નહિ' બોલતાં ગળે ખખરી ભરાઇ. તેની આંખમાથી આંસુ વહી રહ્યા. બોલતાં તે થાકી ગયો હતો, છતાં હજુ કહેવું બાકી હતું. પ્રકાશના માથા ઉપર હાથ ફેરવતો તે મનમોહનને બોલ્યો.

"હા, વચન. છેલ્લું મારું આટલું યે કામ નહિ કરે ?"

મનમોહનના અવાજમાં આજીજી સ્પષ્ટ હતી.

" મનમોહન!... " પ્રકાશ બોલતાં અટક્યો.

"કામ કઠણ છે, છતા તને સોંપું છું. તું કરી શકીશ વચન આપ ને હું નિરાંતે મરીશ."

પ્રકાશે ધીમેથી માથું ઉંચક્યું. ને મનમોહન સામે એકીટશે જોઇ રહ્યો. બનેના નયનમાં અમીના ધોધ વહી રહ્યા હતા

એક બ્હાવરો બની સ્તબ્ધ ઉભો રહી ગયો, બીજાએ ભેટવા લાંબા હાથ કેરી રાખ્યા.

ઉર્મિનો સાગર ઉભરાયો. કઇ સૃષ્ટિમાં હતો તેનું પણ પ્રકાશને ભાન ન રહ્યું. એક ઉછાળો મારી તે મનમોહનને ભેટી પડ્યો.

"ભાઇ ! ભાઇ ! મનમોહન !"

"પ્રકાશ ! આજે મળ્યો એવો પહેલા મળ્યો હોત તો."

"આજે તમારી સેવા કરવાનો વખત ન આવત" દૃઢ આલિંગનમાથી પ્રકાશે મનમોહનને છુટો પડ્યો અને બધું વિસરી ગયો.

રિવાજો લય પામી નવા ઉદ્ભવે છે. સુધા એમાં પ્રવેશ્યો છે ખરો, પણ હજુ અસ બંધનો જીવી રહ્યાં છે. કાલક્રમે તે પ લય પામશે અને ભવિષ્યમાં એક નં સમાજ—જમાનો માગે છે એવો—ઊદ્ભવ જૂનાં બંધનોને તું ઠોકરે મારશે એવી મ સંપૂર્ણ ખાત્રી છે આર્યભાવના નષ્ટ થતી હોય ને બંધનો તોડવાં પડે તો તેટ હીંમત તારામાં છે એમ માની લઉં છું દેવબાલા ! તારે પણ આ વાત સાંભળ જેવી છે અને તું પણ મારી તારાં મહ પતિની છેલ્લી—આજ્ઞા આર્ય સ્ત્રીની માફક મા ચઢાવીશ. થોડા કલાક કે થોડા દિવસમાં

---

જેના લલાટે લક્ષ્મીવંતા વીરના વર્ચસ ભર્યાં,
ને વાણીએ વશ શારદા પ્રભુભક્તિમાં અંતર ઠર્યાં;
સુખદુઃખમાં સમભાવી છે, ચિત્તવૃત્તિ ધન્ય શમે દમે
એવો વિવેકી ભદ્રભાવી પ્રાણ પ્રિયપ્રીતમ ગમે.

સાહિત્ય ને સંગીતના રસભોગી મધુકર મ્હાલતો,
કુસુમોની ફોરમ અંગઅંગે રંગભર-રસેરાજતો;
નારંગની પીચકારી ભરી સુરસંત વર હોંશે રમે;
એવો પીલાવનહાર પ્રેમપીયુષ પાતળિયો ગમે

---

"મનમોહન ! બોલો તમારી શી આજ્ઞા છે ? આ મારું વચન !" બંનેના હાથ કદનાથી ભેટી રહ્યા. દેવબાલાએ પોતાના નાજુક હાથો વડે એ ગાલને મજબુત કરીને તે ગાલ પર અનેક ચુંબનો વર્ષાવ્યાં.

"પ્રકાશ ! બેસ સ્વસ્થ થા. તું પણ દેવબાલા ! હીંમત રાખ" ઓરડામાં થોડીક પળો શાંત વહી ગઇ.

"ઓરથી મનુષ્યે આપેલું વચન તોડતાં નથી તું પણ વચન નહિ તોડે એમ સંપૂર્ણ માનું છું. આપણા જ્ઞાતિસમાજ કેવો છે તેનું બરાબર જાણે છે આજે તેમાં જુના

તમને બધાને છોડી ચાલ્યો જઇશ એ નિર્વિવાદ વાત છે હું જઇશ—મરી જઇશ; મારી સ્ત્રી સૌભાગ્ય તિલક સાથે લઇને, તેને વિધવા બનાવીને, પરંતુ મારી પાછળ તેને હું વિધવા જોવા ઇચ્છતો નથી. તેણે સુખી જીવન હજુ અનુભવ્યું નથી. તેના મનોરથો બધા પડી ભાંગ્યા છે. આશાની ઇમારતો અધવચમાં જ ભાંગી ભુકો થઇ ગઇ છે. તે કેવી છે, કેવી રહી શકી છે અને કેવી રહી શકશે તે તું બરાબર જાણે છે. માટે જ પ્રકાશ! તને હું કહું છું વિનવું છું, કે મારી પત્ની મારી પાછળ વિધવા ન રહે."

"એટલે ?" પ્રકાશ વચમાં બોલી ઉઠ્યો. દેવબાલા અવાક બની રહી.

'એટલે એ જ કે તેનું સૌભાગ્યતિલક ભુંસાય નહિ. પુનર્લગ્ન દેવબાલાને પુન: જીવન આપશે. આપણી જ્ઞાતિમાં પુનર્લગ્ન મોટા-મોટામાં થયા છે. માટે તેનો બાધ નથી. દેવબાલાને તે હરકતરૂપ નહિ થાય બોલ, તેને તું સ્વીકારીશ ?" દેવબાલા ચમકી ને પડતાં બચી.

"મનમોહન ! મનમોહન ! આ શું બોલો છો ?"

"બરાબર બોલું છું. તારૂં વચન આટલા જ માટે મારે જોઇતું હતું અને તે તેં આપી દીધું છે એટલે મને ફીકર નથી. દેવબાલા ! હીંમત રાખ. મેં તારા જીવનને રાખ બનાવી દીધું એ મને ઘણું સાલે છે. તારા જેવી વિદ્વાન સ્ત્રીને સમાજના ક્રુર બંધનો નહિ ડરાવે. તારે માટે જેણે પ્રેમસંન્યાસ લીધો, તારા અપૂર્વ સૌંદર્યવન્તા હૃદયનો રાગી હોવા છતા જે વિરાગી થઇ રહ્યો, તેને સુખી કરવા તું આટલું પણ નહિ કરી શકે ?' મારી ઉન્મત આશા છે કે આ.યં સંસ્કૃતિનું અનુપમ દ્રશ્ય તમારો બંનેનો સંસાર થઇ રહે પ્રકાશ ! તેં વચન આપી દીધું છે એમાં તારે પ્રસ્તાવો કરવાનો નથી. દેવબાલા તારે માટે તૈયાર રહેશે - તેને સુખી કરવાનો આ સિવાય બીજો રસ્તો હોય તો તે સાંભળવા હું ખુશી છું, પણ તમારા બંનેનાં સુખ, ભાવના, ચારિત્ર્ય, અને આદર્શ જીવન રચાય એવી મહાત્વાકાંક્ષા મને છે તો તે પુરી કરશો એવો તમારા બંનેમાં મને વિશ્વાસ છે દેવબાલા ! પ્રકાશ ! મને માફી આપો હું તો પતિત છું, તમે બંને દેવ જેવા છો, અને દેવ તો મરતાંને માફી આપી ઉપકારવશ કરી પુણ્ય કરે છે."

મનમોહને બંનેનો હાથ પકડ્યો; અને વણઅનુભવેલા સ્નેહથી તેને ગાલે લગાડી ચૂમ્યો.

રસકસ ભરે ઉરકુંજમા અણદીઠ તેજ ઉવાડતો,
ચેતન ભરો મુજ અંગઅંગે જીવનને ઝબકાવતો;
જેના જીવનઉપવને મહેંકે સુજનતાની ફોરમો,
એવો મનોહર રંગરસીયો પ્રાણવસીઓ પિયુ ગમે

મુજ ન્યૂનતા પૂરી મને લાખેણી જે લલના કરે,
ભવકિશ્તીનો નાવિક બને જે કુશળ આ ભવસાગરે
જીવન બને કંચન સમું જેના સુવાસી સંગમો;
એવો પનોતા પુણ્યવંતો સખી મને પ્રિયતમ ગમે,

"પ્રકાશ ! આ મારૂં Confession ! હવે બધાને અંદર બોલાવ. બિચારાં અકળાતાં હશે."

*

સાંજે દર્દીની માંદગી વધી પડી જીવવાની તેને જરૂર નહોતી એમ તે લવવા લાગ્યો. દેવબાલાએ કલ્પાંત કરી મુક્યુ. પ્રકાશે ખુણે બેસી છાનાં આસુ વહાવ્યાં અને લુંછ્યાં. ઉપરાઉપરી ડૉક્ટરો આવી ગયા. દર્દીને તપાસી તે ચાલ્યા ગયા. કેનુભાઇ પડ્યાં પાથર્યાં રહ્યા દર્દીને તે બચાવી ન શક્યા. ત્રીજા દિવસની સવારે મનમોહનનુ હૃદય બંધ

પડી ગયું ! કેટલા ય આંસુની છોળો વચ્ચે તેનો આત્મા પર દુનિયાને પંથે પડી ગયો. પ્રકાશે માથું કુટયું. દેવબાલા બેભાન થઇ ગઇ.

અને તે વિધવા થઇ, એક નવીન જીવન આરંભાયું. આર્યજીવનનો આ પણ એક લ્હાવો હતો. સાદાં વસ્ત્રોમાં પણ તે તો દેવી સમી જ દીપતી. દુનિયામાં વસી તે તેનાથી અસ્પર્શ્ય રહેતી અને વિદ્વાન હોશીલી બ્હેનોને આર્ય જીવનમાં વિશુધ્ધ સંસ્કારના ઓપ ચડાવવાનો પાનો ચડાવતી.

અને જોતજોતામા એક વર્ષ વહી ગયું. પ્રકાશ પોતાની પેઢીનો મોટો હોદ્દેદાર બન્યો, અને મુંબાઇના વ્યાપારિક મંડળનો સ્થંભ થઇ રહ્યો.

અને એક સવારે મુંબાઇનાં જાણીતા પત્રોમા જાહેર થયું કે તે પરણ્યો, એક વિદ્વાન સ્ત્રી સાથે પુનર્લગ્ન કર્યું. લોકોએ તેની સામે બળાપો કર્યો, છતાં બધાએ તેને બહારથી વખાણ્યો દેવબાલા સાસરે આવી અને સમાજમાં હીંમતે રાખી હરીફરી. બધાંને તેણે ઘેલાં કરી દીધા

આજે પણ આ યુગલનું આર્યજીવન આપણા ઉછરતા સમાજમા આદર્શરૂપ થઇ પડ્યું છે !

—સંપૂર્ણ—

## ચિત્રપરિચય

"વિરહિણી યક્ષપત્ની" નામે આ અંકનું મુખપૃષ્ટ જાણીતો અંગ-ચિત્રકાર શ્રીયુત હેમેન્દ્રનાથ મઝુમદારે મહાકવિ કાલિદાસના "મેઘદૂત" ના પૂર્વ મેઘમાનો એક પ્રસંગ લઇને આલેખ્યું છે. ચિત્રનો વિષય એ છે કે મેઘદૂતના નાયક યક્ષે (યક્ષ, ગન્ધર્વ, કિન્નર, કૈલાસ ઉપર અલકામાં અપ્સરાઓ સાથે વસે છે) કુબેર તરફથી પોતાને સોંપાયેલા કામમાં ગફલત કરવાથી, કુબેરે તેને એક વર્ષના દેશવટાનો શ્રાપ દીધેલો. યક્ષે રામગિરિ પર્વત પર જઇને વાસ કીધો. કેટલાક માસ વીત્યા પછી પ્રથમ મેઘના દર્શને પૂર્વનાં સ્નેહસ્મરણો સાંભરતાં, અભિલાષાઓ જાગતા દૂર અલકાવાસી નિજ સુન્દરીને મેઘ સાથે સન્દેશો મોકલતાં યક્ષ કહે છે કે :—

"ને વણુથંભ્યો જઇ મરણને બાળી દિનો ગણન્તી
એકસ્વામિનીતિનિ તું ખરે હ્હારી હ્હડાં ભાભી જોશે;
જલ્દી ખરતાં ફુલ સરિખડાં નારીનાં સ્નેહી હૈયાં,
પ્રાય હેને વિરહઋતુમાં બાંધી રહે આશબન્ધ"

ઉપલી લીટીઓ લઇ શ્રી મઝુમદારે અલકાપુરીમાં યક્ષપત્ની શય્યા પર બેસી દિવસો ગણી રહી છે એ પ્રસંગનું કેવું સુન્દર ચિત્ર આલેખ્યું છે !

# ગુજરાતના જીવંત સાહિત્યકારો

( શબ્દચિત્રો )



## મહાત્મા ગાંધી

—·—

લેખક. રા રા "પ્રિયંવદ"

કેરીકેચર દોરનાર રા. "પતંગીયુ"

જેના લેખોમાં પોતાના સિદ્ધાંતોમાં અડગ શ્રદ્ધા, બુદ્ધિપ્રાધાન્ય નહિ પણ હૃદયપ્રાધાન્ય, વિષયાનુકુળ ભાષાશૈલી, કદિ કદિ તદ્દન ઘરગથ્થુ ભાષામાં સાધારણ સમાજાર્થે પોતાના પ્રૌઢ વિચારો પ્રદર્શિત કરતા, બુદ્ધ મુનીનો અહિંસાનો મહામંત્ર સાહિત્ય દ્વારા પુકારતા, ઇશુ ખ્રિસ્તિ જેવો વિશ્વપ્રેમ પોતાના જીવનમાં અને લેખો દ્વારા. પ્રસરાવતા, સાહિત્ય જેનું ધ્યેય નથી, પણ માત્ર સાધન છે એવા, પ્રાચીન ઋષિ પેઠે દેહને કષ્ટતા, વર્ત્તમાન પત્રકારિત્વને પણ પોતાના આંતરોદ્ગારથી શુદ્ધ સાહિત્યને શિખરે લઇ જતા **આ ઉભા ભૂતકાળને ભૂલતા આશાભર્યું ભાવિ નિહાળતા મહાત્મા ગાંધી !**

મહાત્મા ગાંધીજીનાં પુસ્તકો—( ૧ ) હિંદ સ્વરાજ ( ૨ ) નીતિધર્મ ( ૩ ) એક સત્ય વીરની કથા ( ૪ ) આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ( ૫ ) મુરખો ( ૬ ) દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ, બે ભાગ ( ૭ ) આત્મકથા ( ૮ ) નવજીવન તથા યંગ ઈંડીયામાંથી ઉત્પન્ન થતી લેખાવલિઓ.

# ચુમ્બન—વૈદકીય નજરે

## તે વિષે ડાકટરો શું કહે છે?

અંગ્રેજીને આધારે રજુ કરનાર
રા રા "ચન્દ્રાપીડ"

### ડૉ રોબર્ડ બેલ

જ્યારે ચુમ્બન લેનાર અને ચુમ્બન દેનાર એક બીજાને સારી રીતે ઓળખતાં હોય અને બેઉ તંદુરસ્ત હોય ત્યારે સાચા પ્રેમની નિશાની તરીકે ચુમ્બનની આપલે ક્ષમા કરી શકાય તેવી હોય છે, પણ વગર વિચારી ચુમ્બનની આપલે ઝેર સમાન ગણી તજવી જોઇએ,. કારણ એવી ચુમ્બનની લેણદેણ રોગના સ્વરૂપમાં ઝેર અર્પી જાય છે ખાસ કરીને બહારના કોઈ પણ માણસ અથવા અંગત કોઇ પણ સ્નેહી કે સગાસબંધી પૂરતા તંદુરસ્ત ન હોય ત્યાં સુધી તેઓ બાળકોને ચુમ્બન ન લે તેની માતાઓએ અને નર્સોએ ખાસ સંભાળ રાખવી જોઇએ. કારણ કે એ સાબિત થઇ ચૂક્યું છે કે બાળકોને અપાયેલાં આ જાતનાં ચુમ્બનો તાત્કાલિક રોગને ઘસડી લાવે છે

કુતરા કે બીલાડાંને ચુમ્બન લેવું એ મારા મત મુજબ ખરેખર હાનિકર છે. કારણ કે તેમનાં રૂછડાંઓમાં રોગના જંતુઓનો નિવાસ હોય છે એ જાણીતી બીના છે. વળી એ કુતરાં-બીલાડાંઓને જે જીવડાંઓ પજવે છે તેઓ પણ ઝેરીલાં હોય છે. તેથી જે બાળકો આવાં પ્રાણીઓના શોખીન હોય તેમને એ પ્રાણીઓને ચુમી લેતાં અટકાવવાં જોઇએ.

### ડૉ રોબર્ટસન વૉલેસ

સુધરેલા જગતના મોટા ભાગમાં મનુષ્ય સ્વભાવમાં ચુમ્બન લેવાની જે ટેવે ઘર ઘાલ્યું છે તેનો સમૂળો નાશ કરવાનો યત્ન હવે ફતેહમંદ થાય એવી બહુ આશા મને નથી, છતાં વગર વિચાર્યે ગમે ત્યારે ચુમ્બન લેવાના કે દેવાના રિવાજનો સખ્ત વિરોધ કરવો મને જરૂરનો જણાય છે જે વ્યક્તિનો વૈદકીય ઇતિહાસ આપણે જાણતાં ન હોઇએ તેને ચુમ્બન લેવાનું કે દેવાનું કહેવું એ ખરું જોતાં "રોગને બોલાવવા જવા જેવું છે" સુન્દર દેખાવની કોઇ ચીજ કે આકર્ષક દેખાવની કોઇ પણ વ્યક્તિને જોતાં તેને ચુમ્બન લેવાની લાલચ જે લાગણી ભર્યા મનુષ્યો રોકી શકતા નથી તેમનાથી બાળકોને ખાસ બચાવવ



એક અમેરીકન વૈજ્ઞાનિકે શોધેલી ચુમ્બન માટેની વૈદકીય જાળી.

જોઇએ, કારણ એ બાબતમાં ચુમ્બન લેનાર કે દેનાર કોઇ તેની "કાળી બાજુ" જાણતું નથી.

ચુમ્બન વિષેના આરોગ્યશાસ્ત્રનો સૌથી વધારે અભ્યાસ અમેરીકાએ કરેલો જણાય છે ત્યા એમ મનાય છે કે ચુમ્બન શુદ્ધ રીતે અને જતુ વગરનુ લેવાવુ જોઇએ. આવા હેતુથી ત્યાંના એક વૈજ્ઞાનિકે "ચુમ્બન લેવા માટેની જાળી" Kissing Screen બનાવી છે. તેની જાળીમા આવનારા સર્વ જંતુઓ મૃત્યુ પામે એવો જતુનાશક તેનો ગુણ છે

કુટુંબમાં બાળકો ને વૃદ્ધ વચ્ચેનાં ચુમ્બનોમા બહુ વિરોધ કરવા જેવુ નથી કપાળ પર કે ગાલે લેવાયેલું એક અર્ધ-ચુમ્બન બહુ નુકશાનકારક નથી, પણ ઓષ્ટ પર લેવાયલુ પાકું ચુમ્બન હાનિકારક છે અને જેનાં મોઢાંની અથવા સાધારણ તંદુરસ્તીની હાલત સારી ન હોય તેણે આવાં ચુમ્બનો લેતાં કે દેતાં જરૂર અટકવું જોઇએ.

## ડા. સ્લીબી

મોસ્કોની મોટી "ફાઉન્ડલીંગ હૉસ્પીટલ" ના સત્તાવાર આંકડાઓ તપાસતાં માલમ પડયું છે કે જે બાળકોને સગી માતા ઉછેરે છે તેઓ સાવકી માને હાથે ઉછરેતાં બાળકો કરતાં અર્ધા પ્રમાણમાં મરણ પામે છે આનુ કારણ એ છે કે પોતાના જન્મ પહેલા બાળક પોતાની માતાના નાક અને ગળામાનાં જતુઓને અટકાવવાની શક્તિ મેળવે છે. આ રીતે ઇશ્વરના વ્યવસ્થા પછી એક સગી મા પોતાના બાળકને જ્યાં સુધી પોતે સાજી હોય ત્યા સુધી ગમે તેટલાં ચુમ્બનો ધ્યે તોપણ ભય જેવુ નથી. તેથી મારા સિદ્ધાંત પ્રમાણે તો સગી મા સિવાય કોઇએ બાળકના ઓષ્ટ પર ચુંબન લેવું ન જોઇએ

એ જ નિયમ મોટાઓને પણ લાગુ પડે છે. મોટા માણસો જેઓ ચુમ્બનની આપલે કરે છે તેઓ રોગ પ્રસારે એવો ઓછો સભવ છે, સિવાય - ચુમ્બનની પરસ્પર આપલે કરનારમાનુ કોઇ ખાસ જતુપ્રચારક રોગનો ભોગ થઇ પડેલ હોય.

## ડૉ. હેરી રોબર્ટ્સ

ચુમ્બનને જો ગેરકાયદેસર ઠરાવવામા આવે તો તેની કીંમત અને અગત્યતા હજારગણા વધી જાય પ્રેમીઓ એકબીજાને ચુમ્બન ધ્યે તે કેવળ નૈસર્ગિક હોઇ ઇચ્છવા યોગ્ય છે એ જ રીતે, પણ સહેજ ઓછા પ્રમાણમાં, સગી મા અને બાળકનુ સમજવુ એ સિવાય બાળકની મરજી વિરુદ્ધ પરાયા માણસો ચુમી ધ્યે એ મારા મન પ્રમાણે તો કાયદેસર ગુન્હો ગણાવો જોઇએ.



કુતરાઓને ચુમ્બન લેવું તે દરરોજ માટે જોખમકારક છે

મારો એવો મત છે કે ચુમ્બનની આપલે કરનાર બેઉ પરસ્પર સમત હોય તો તે કશુ નુકશાન કરશે નહિ—અલબત્ત ખાસ રોગથી પીડાતાઓએ ચુમ્બનની ક્રિયાથી દૂર રહેવુ ઘટે

## ડૉ. લીઓનાર્ડ વીલીઅમ્સ્

ચુમ્બન જોખમકારક છે? અવશ્ય, જો વગર વિચાર્યે અને તે રોગનાં જંતુ ફેલાવે છે તેના જ્ઞાન



# સુખદર્શન

( શ્રીયુત્ રામકૃષ્ણ શર્માના લેખોમાંથી એક ભાગ )

સંપાદક રા. રા. 'જગદીશ'

ત્હારી મ્હને કલ્પના આવી અને ત્હારા હૃદયમાં તું રમી રહી ત્હારૂં મનો ન૫ રૂપ ૫ામતાં મારાં ચક્ષુ ખૂલ્યા અને ચિંતન અનુરાગ ઉદ્‌ભવ પામ્યો દેવી ! હવે તો હું સારા વિશ્વમાં ત્હારો પ્રકાશ દેખું છુ

બાલરવિના જીવન વહતા ઓજસ્‌મા, અને શરચ્ચંદ્રની માધુર્ય ઝરતી કોમુદીમાં, પુષ્પ છંદાવેલ નીલવર્ણા ગગનમંડળમા અને સજલઘનપૂર્ણ વિશ્વના વિદ્યુત્‌ચમકારમાં, વિશાળ પદ્માકરનાં શાંત પ્રશાંત આન્દોલનોમાં અને, સાગરરાજના અનન્ત અપૂર્ણ જલચક્રમાં, ત્હારાં મને દર્શન થાય છે. અને દેવી ! વિહંગજુથના વનઉજવાળતા કલરવમા, યજ્ઞમંડપના ગન્ધઘેરા મંત્રવાચનમાં, ઝરણ ઝરણાંના ધીર ગંભીર સ્વરઝંકારમાં, ત્હારા હસવાનો હું અવાજ સાંભળું છું.

ત્હારાં સંસ્મરણોમાં ઉષાનો ઉલ્લાસ છે. ત્હારા ચિંતનમાં સ્હવારનું ચેતન છે ; ત્હારૂં ઓજસ્ મધ્યાન્હના સૂર્ય સરખું છે, સંધ્યાના મોહક સૌન્દર્યથી યે તું સુન્દર છે, અને દેવી ! ત્હારા હૃદયમાં નિશાની શાંતિ સમાઇ છે.

વળી ત્હારામાં કમળદળની મૃદુતા છે, વન કુંજોની મીઠાશ છે–ગિરિરાજની નિશ્ચલતા છે, પુષ્પની સુગન્ધ અને વસન્તનો ત્હારામાં પમરાટ છે લતાની પરાધીનતા અને પક્ષીઓનું ત્હારામા સ્વાતંત્ર્ય છે અને દેવી ! હરિણની ત્હારામા ચપળતા છે અને હંસીની ત્હારામાં ધીરજ છે

ભાગીરથીની સરખી વહન કરતી તું સિંધુ શી અમર્યાદ છે બાળક જેવી ત્હારી નિર્લેપતામા બૃહસ્પતિ સરખું પાંડિત્ય છે કોકિલા શી સંગીતમૂર્તિ તું મયુરરાજની ચિત્તાકર્ષકતાનો અવતાર છે

તું સીતા જેવી સૌમ્ય અને દ્રૌપદી શી ગર્વિષ્ટ છે. રાધા સરખી સ્નેહભીની, મહાકાળી સરખી રૌદ્ર છે. અને મધુરાસની સરખી જ્ઞાનમૂર્તિ તુ મૂર્તિમંત સિન્ધુસુતા છે. ઉમેશની સરલતા અને ધૂર્જટિનો ત્હારામા રોપ છે. કુબેર શા ધનભંડારવાળી ત્હને મહાદેવ સરખી તનહા રહેવાના કોડ છે તું નિર્ધન, દાની અને ઘેરાઇ ગયેલી અમૃતવર્ષિણી - છે. દેવી ! દ્વાદશ મેઘની એકત્ર ભીષણતા ધારણ કરનારી તું સંધ્યા સમી આલ્હાદપ્રવર્તિની છે.

તુ અનંત છે, અચિંત્ય છે. ત્હારી પ્રસન્નતાએ હું પ્રસન્ન રહું છું. ત્હારા નયનોમાં ચમકાર દેખી હું કૃતકૃત્ય થાઉં છુ. ત્હારો

સંતાપ, ત્હારો સંતોષ–આ સૌ મ્હારાં જીવનવ્રત છે. ત્હારી સેવામાં મ્હારો આનંદ અને ત્હારી ઇચ્છા તે મ્હારૂં શાસન છે. ત્હારો આવાસ તે મ્હારૂં મંદિર છે અને દેવી! ત્હારી ભાળ મળે એ મ્હારૂં તીર્થસ્થાન છે તું તો નિત્યની મ્હારી નયનપથગામિની છે

તું મારૂં જીવન છે, પ્રાણ છે. મ્હારી તું શકિત છે–નીતિ છે. તું છે ત્યાં ભય નથી, બંધન નથી, તું સંતાઈ ગયે મનુષ્યત્વ હણાઈ જાય છેઃ ત્હારા વિનાનું જીવન નિદ્રાવિહોણી રાત જેવું લાગે છે ત્હારી પ્રેરણા વિના કાર્ય ભ્રષ્ટ થવાય છે ત્હારા સંગાથ વિનાનું જગત અંધકારના સમૂહ જેવું લાગે છે દેવી! ત્હારૂં સૌમ્ય મુખ બતાવ અને એ સુધા વરસાવતા મુખકમળને નયણાં ભરી ભરી નિરખવા દે ત્હારૂં સ્મિતભર્યું વદન એ તો મ્હારૂં સ્નેહસ્થાન છે અને એ સ્નેહસ્થાનને પહોંચવામાં હું જીવનસાફલ્ય માનું છું.

દેવી! અમાવાસ્યાના ગાઢા તિમિરમાં ઝગઝગતા તારાગણશા ત્હારાં આ સંસ્મરણો છે. અને એ સંસ્મરણો પર હું ટકી રહ્યો છું. આશા નિશ્ચલ છે અને કાળ અનંત છેઃ એક દહાડો રજની વહી જશે ને તારાગણના એ પ્રકાશમાથી ઉષા કરી નીકળશે

રાષ્ટ્રમાતા! અત્યારે તો સંસ્મરણોમાં જ અમારો ઉધ્ધાર છે —સંપૂર્ણ—



# વર્ધમાન સન્સને ત્યાં લવાજમ ન ભરવા વિષે

અમારી મોટી દીલગીરી વચ્ચે અમને માલમ પડયું છે કે વર્ધમાન સન્સ સાથે ગયા માર્ચ માસથી અમારો સંબંધ પૂરેપૂરો બંધ થયા છતાં કોઇ કોઇ અજાણ્યા ગૃહસ્થો તેમને ત્યાં લવાજમ ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવે છે. મેસર્સ વર્ધમાન સન્સ પણ ચુપચાપ તે લવાજમ લઈ લ્યે છે. ગ્રાહકોને એ પછી અંક મળતા નથી, એટલે તેઓ અમને ફરીયાદ લખે છે. આથી અમો ફરીવાર જાહેર કરવાની રજા લઇએ છીએ કે વર્ધમાન સન્સ સાથે અમારે કોઇ પણ જાતનો સંબંધ નથી. એટલે, તેમને ત્યાં લવાજમ ભરનારને અમો અંક આપવા બંધાયેલા નથી જ. માટે જે કોઈ ત્યાં લવાજમ ભરે તેણે તે પોતાની જોખમદારીએ ભરેલું સમજવું. અમારા મુંબઇના એજન્ટ મેસર્સ સી. જમનાદાસ (પ્રીન્સેસ સ્ટ્રીટ) છે ત્યાં લવાજમ ભરી ગ્રાહક બની શકાય છે, તેમ જ છુટક નકલ પણ મેળવી શકાય છે. વર્ધમાન સન્સ સાથે અમારે લેશ પણ સંબંધ નથી તેની જાહેર અજાએ ફરી વાર નોંધ લેવી.

# મી૦ જ્યોર્જ બરનાર્ડ શૉ

પરિચયકાર : ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

મી. જ્યોર્જ બરનાર્ડ શૉને ૧૯૨૫ના સાહિત્યનું નોબલ પ્રાઈઝ મળ્યું છે, એવા સમાચાર થોડા દિવસ પહેલાં જ બહાર પડ્યા છે. મી. શૉ જેવી [illegible] પૂજક, અનેક નિંદનીય પ્રચલિત ધર્મની પ્રબળ વિરોધક, [illegible], માદક પદાર્થત્યાગી, અને એક પ્રતિભાશાળી તથા મૌલિક વ્યક્તિનો પરિચય જાણીતા અમેરિકન લેખક અને પત્રકાર મી. સિડની ડાર્કે કરાવેલો છે તેને આધારે 'નવચેતન'ના વાચકોને એ વિદ્વાન વ્યક્તિનો પરિચય કરાવવાની છૂટ લઉં છું.—લેખક.

મી. બરનાર્ડ શૉએ કેટલાંક વર્ષ પહેલા તેમનાં સુંદર, સુશોભિત હસ્તાક્ષરમા લખેલા પત્રો આજે હું ફેંદી રહ્યો છું. જ્યારે હું વીશ વર્ષનો યુવાન હતો ત્યારે પત્રકાર અને નાટકકાર બેઉ થવાની મારી પ્રબળ અભિલાષા હતી. અને એ બેઉ ધંધા સાથે કરવાનો અજબ જેવો વિચાર હું પોષતો તે વખતે મી. શૉએ તેમના એક પત્રમા મને આનંદી અને નમ્ર સ્વભાવે સલાહ આપેલી કે "એ ધંધા એક સાથે ન જ કરવા. જો તમો પૂરતી ચીવટથી સખ્ત જહેમત કરશો અને તમારા ધંધાથી કદી નિરાશ નહિ થાઓ કે તે માર્ગથી પાછા નહિ વળો, તમે તમારો મીજાજ કાબુમાં રાખશો, દારૂ નહિ પીઓ અથવા કોઇની પાસેથી અર્ધો પાઉંડ પણ ઉધાર નહિ લ્યો કે કોઇને નહિ આપો તો તમે નાટકના ધંધામા ફતેહ મેળવી શકશો." આ સલાહ ગમે તે ધંધાના માણસ માટે પૂરતી સંગીન છે એવું મારું માનવું છે

તે પછી તેમણે મને બીજી ડહાપણ ભરેલી સલાહ લખી કે "હવે પછીનાં દશ વર્ષ સુધી તમારા ધંધા સિવાય કશો વિચાર ન કરતા." હું પત્રકાર થાઉં એવી વિધાતાની મરજી હતી અને છેલ્લા ત્રીશ વર્ષ થયા મેં પત્રકારિત્વ સિવાય બીજી બાબતનો ભાગ્યે જ વિચાર કર્યો છે. સેંકડો સ્ત્રી પુરુષો એવાં છે જેઓ મી. બર્નાર્ડ શૉની સલાહ અને ભલી મદદ મેળવી સુખી થયા છે અને તેમના ચારિત્ર્યનો આ એક સુન્દર અંશ છે જે વિષે જગત બહુ થોડુ જાણે છે

મી. જ્યોર્જ બરનાર્ડ શૉનો જન્મ બાસઠ વર્ષ પહેલા ડબ્લીન શહેરમા થયા હતો વીશ વર્ષની વયે તેઓ લંડન આવ્યા સતા વીશ વર્ષની વય પહેલા તેમણે પાચ નવલકથાઓ લખી હતી, જેમાથી બેથી પહેલી હજી પણ હસ્તાક્ષરમા જ રહી છે (એટલે કે છપાઈ નથી) મી. શૉ જ્યારે કોઇ નવલકથા લખતા લખતાં કંટાળે છે ત્યારે પીઆના પર જઇ બેસે છે. (તેઓ સંગીતના શોખીન છે)

તેમનાં નોવેલો કોઈ પણ પ્રગટકર્ત્તાએ લેવાની ના પાડેલી. તેમણે મને ત્યારે લખેલું કે "મને શરૂઆતમાં એમ લાગ્યું કે લોકોમાંથી જે દશ ટકા મારા જેવા હોય તેઓને મારાં પુસ્તકો વેચીને હું ગુજારો ચલાવી શકીશ, પણ પછી મને થયું કે મારા જેવી ભાવના ધરાવનારા લગભગ બધા 'મુફલીસો' જ હશે, એટલે તેઓ એક બીજાની કૃતિઓ કયાથી ખરીદી શકે ?" અને તેથી મી. શૉ એક પત્રકાર થયા.

૧૮૮૮ માં સ્થપાયેલા "સ્ટાર" નામે પત્રમાં મી. શૉ જોડાયા. એ વખતે એ પત્રમાં અનેક શક્તિશાળી વ્યક્તિઓ જોડાયેલી



વૉલ્ટર ટીટલ નામના ચિત્રકારે દોરેલો મી બર્નાર્ડ શૉનો સ્કેચ

હતી. મી. શૉ એ પત્રમાં "કોરનો ડી બેસેટો" ના ઉપનામથી સંગીતની સમાલોચના લખતા બીજે વર્ષે એટલે ૧૮૮૯ મા ફેબીઅન સોસાઇટી (જેમાં મજુરમંડળની પ્રતિભાસંપન્ન વ્યક્તિઓ શામિલ હતી) એ નિબંધોનો એક ગ્રંથ બહાર પાડ્યો અને એ ગ્રંથનું સંપાદન મી. શૉએ કર્યું હતું. અહીંથી મી. શૉની કીર્તિ મેળવવાની શરૂઆત થઇ એ જાણવું ઘટિત ગણાશે કે એ નિબંધ લખનારાઓમાંના બે લોર્ડ ઓલીવર અને મી. સીડની વેબ હાલની કેબીનેટના મેમ્બરો છે

મી. શૉ ૧૮૯૦ની સાલમાં "વર્લ્ડ" પત્રમાં જોડાયા અને ૧૮૯૪ સુધી સંગીતની સમાલોચના લખવી ચાલુ રાખી. ૧૮૯૫થી ૧૮૯૮ સુધી તેઓ 'સેટરડે રીવ્યુ"ના નાટકોની સમાલોચના લખનાર હતા પ્રચલિત લોકાચાર વિરૂધ્ધના તેમના કટાક્ષો યુવાન સ્ત્રી પુરૂષોને બહુ પસંદ આવતા, કારણ તેમાં તેમનું બુધ્ધિચાતુર્ય તરી આવતું.

મી. શૉ જાહેર કરે છે કે 'સેટરડે રીવ્યુ' માટે ત્રણ વર્ષ સુધી નાટકશાળામાં હાજરી આપતાં તેઓ લગભગ મરવા જેવા થઇ ગયેલા. ખેલાડીઓ ! કે લાગણીપ્રધાન પુરૂષોને નાટકશાળા બહુ પસંદ આવતી હશે, પણ તેમને માટે તે ઘણી ભારે થઇ પડી. તેઓ કહે છે "હું ધીરે ધીરે સૂકાતો ગયો ડોકટરોએ કહ્યુ "તમે વીશ વર્ષ થયાં માંસ ખાધું નથી હવે નહિ ખાઓ તો અશક્તિને લીધે મરી જશો" મેં કહ્યુ "ભાઇ! 'હું ત્રણ વર્ષ થયાં નાટકશાળામાં નિયમિત જઉં છું અને મારો આત્મા ડહાપણ, વગરનો બની ગયો છે અને આ શરીરને અકુદરતી રીતે પોષણ આપી રહ્યો છે.' અને હું સાચો હતો. મેં મારો ખોરાક બદલ્યો નહિ પણ એક પહાડ પાસે જઇને રહ્યો જ્યાં નાટકશાળા નહોતી. અને ધીરે ધીરે મારૂં શરીર સુધરવા લાગ્યું.

મી. શૉનું પહેલું Widower's Houses નામે નાટક ૧૮૯૨ માં "ધી ઇન્ડીપેન્ડન્ટ થીએટર" નામે એક સંસ્થાએ બહાર પાડ્યું હતું. તેઓ નોંધ લે છે કે "આ નાટકે; તેના ગુણને લીધે હો કે અવગુણને લીધે હો, ગમે તેમ પણ ઘણો તરખાટ મચાવ્યો અને નાટકકાર તરીકે મારૂં નામ બહાર આવ્યું." ૧૮૯૪માં તેમનું Arms and the Man નામે નાટક બહાર પડ્યું, જે ખૂબ ચાલ્યું. તે પછીનો તેમનો નાટક Candida નામે હતો અને તેનાથી જર્મનીમાં મી. શૉની પ્રખ્યાતિ થઇ. Devils-Disciple નામે નાટકે અમેરીકામાં તેમની કીર્તિ ખૂબ ફેલાવેલી, પણ આજથી લગભગ બાવીશ વર્ષ પહેલા Court Theatre ની વ્યવસ્થા મી. ગ્રેનવીલ બારકર અને મી. જે. ઈ. વેડરેનના હાથમાં આવી ત્યારે જ મી. શૉ લંડનમાં પ્રખ્યાતિ મેળવી શક્યા. મી શૉ નાટકશાળામા બુધ્ધિચાતુર્યને પાછું લાવ્યા એમ કહીએ તો ચાલે. તેઓ નાટકનાં પાત્રોમા અમુક જાતનો ડોળ કે બીજાં ધતીંગો અથવા હદ બહારની લાગણી વિગેરે બહુ પસંદ કરતા નથી, પણ બહારના અલંકારિક દેખાવની પાછળ છૂપાયેલું સત્ય પ્રકટ કરે છે.

મી શૉ એક સાહિત્યજન્ય કળાકાર છે, જે હંમેશાં હેતુપૂર્વક જ લખે છે. તેમનાં નાટકો એ જીવનની મનન કરવા યોગ્ય સમાલોચના છે અને તેમનાં છેલ્લાં કેટલાંક નાટકો તો ખરો ધર્મભાવ રજુ કરનારાં છે. તેઓ હમેશાં કહે છે કે "સુધારાનું જીવન કે મરણ ધર્મ પર અવલંબે છે"

—સંપૂર્ણ—



# શરતના ઘોડાઓ વિચાર કરે છે ખરા ?

અંગ્રેજીમાં રજુ કરનાર
**મી૦ એજાર વૉલેસ**

ગુજરાતીમાં રજુ કરનાર
રા૦ રા૦ "કળાપ્રિય"

આ લેખમા ઘોડાઓના સ્વભાવનુ પૃથક્કરણ કરી તેમનો વિષે બાંધેલા અભિપ્રાયોનો સંગ્રહ છે. એ પરથી જણાય છે કે ઘોડાનો સ્વભાવ કે તેના મગજના ફાંટા પારખવા એટલો કઠણ છે કે જ્યારે તે શરતમાં ઉતરે છે ત્યારે દોડતા દોડતા તેને કેવા વિચારો આવશે અથવા તે શું કરશે તે કહેવું કઠણ છે તેથી જ ઘોડાઓના ભવિષ્યવેત્તાઓ ઘણીવાર ખોટા પડે છે અને ઘોડા પર દાવ માંડવો એ "ગાંડાની રમત" કહેવાય છે.

### મી૦ આલ્ફ્રેડ રૂ

ઘોડાઓ બુધ્ધિપૂર્વક વિચાર કરે છે એમ આપણે ધારીએ છીએ તેનું કારણ તેઓ કાર્ય અને કારણનો સંબંધ જાણી શકે છે એ છે જો કોઇ ઘોડાને એક વાર કોઇ વીશી પાસે ઉભાડો તો જ્યારે જ્યારે તે ત્યાંથી પસાર થશે ત્યારે તે ત્યાં થોવાભનો જ—પછી ભલે એ જગ્યા વીશી મટીને દુકાન બની હોય જો કોઇ છોકરો ઘોડા તરફ ખાસ ધ્યાન આપશે તો એ ઘોડો તે છોકરાને જ્યારે મળશે ત્યારે તરત ઓળખી જવાનો કોઇ અજાણ્યો માણસ ખોરાક આપવા આવે તો કુતરાના મનમાં તેને વિષે શંકા જન્મશે, પણ ઘોડો તો ગમે તેને હાથે ખાશે અને એ ખવડાવનારને એક વાર નજરે દીઠો કે પછી સદાને માટે ઓળખશે. કેટલાક લોકો "બદમાશ ઘોડા" વિષે એમ કહે છે કે કોઇ ઘોડો શરતનું કારણ જાણી તે પર વિચાર કરી એ બાબતમાં ઝાઝી તકલીફ ન લેવાનો ઠરાવ કરે ત્યારે તે "બદમાશ ઘોડો" કહેવાય. આ "બદમાશ" શબ્દનો પ્રયોગ જ બતાવે છે કે ઘોડો વિચાર કરી શકે છે ખરો અને શરતના મેદાનમાં તે જાણી જોઇને સુસ્તી દેખાડે ત્યારે તે વિષે તેણે વિચાર કરીને કાંઇક કારણ મેળવ્યું છે એમ સમજવું. કદાચ તે મનમાં એમ ધારતો હોય કે :—

"મને શરત પસંદ નથી-એ બહુ દુઃખ દાયક ધંધો છે બસ—થાકો ત્યાં સુધી દોડયે જ જાઓ—હાંફો—મરવાની અણી પર આવો ને છતાં છેલ્લી ઘડીએ કોઇક તમારી આગળ નીકળી જાય. એવી તે આપણને શી પડી ? આપણા રામ તો બસ આનંદથી ધીરેધીરે ઠમકતા દોડવાના"

ઘોડો ધારેલું પરિણામ ન આપે ત્યારે તેને કોઇ શારીરિક વ્યાધિ છે એમ સમજવું.

ગયે વરસે મેં એક અચ્છો જુવાન ઘોડો શરત માટે ખરીદેલો.. તે એક શરતમાં હજાર પાઉન્ડ જીતી લાવેલો. તે પછીની એક શરતમા અર્ધે રસ્તે તે સિંહની પેઠે કુદતો દોડેલો ને તે પછી, મને લાગે છે કે, તેના મનમા એમ લાગ્યું હોવું જોઇએ કે શરત એ મુર્ખાઓની રમત છે. તે છેલ્લા ઘોડાની આગળ આવ્યો ! મેં તે પછી મારા "ટ્રેનર" ને કહી જનાવરોના ડાક્ટરને બોલાવ્યો. તેણે તપાસી કહ્યું કે એ ઘોડાને "હૃદયરોગ" છે. એક અઠવાડીઆ પછી તે મરણ પામ્યો.

ઘોડાઓને અમુક બાબતનો કુદરતી કંટાળો પણ હોય છે. ડરબીનો "ફેરીઝ" નામે એક આગેવાન ઘોડો વરસાદ પડે તો દોડવાની આનાકાની દેખાડે—હઠીલો થાય. મેનસોવીનો નામે એક બીજો ઘોડો વરસાદ પડે તો

ખીલે અને કાદવવાળું શરતનું મેદાન તેને આદર્શ ભૂમિ છે ! કેટલાક ઘોડા એવા છે જેને શરતના મેદાનમાં જ્યારે ડાબે હાથે વળાંક આવે ત્યારે તેમને ન ગમે. વળી કેટલાક એવા પણ છે કે જમણે હાથે વળાંક આવે તો તેની તેમને સુગ ! આનું કારણ એમ નથી કે તેઓએ વિચાર કરીને એ સિધ્ધાંત બાંધ્યો છે, પણ ખરું કારણ એ છે કે અમુક ઘોડાઓ શરૂઆતમાં ઉપરાઉપરી એવા શરતનાં મેદાનો પર દોડે છે કે જ્યાં જમણી તરફ જ વળાંક હોય. આવી ટેવ પડ્યા પછી ડાબી તરફનો વળાંક તેમને ગમતો નથી

ઘોડાની એક એવી પણ જાત છે, જે એકલી રહેવાનું પસંદ કરતી નથી. ટાઉન આર્ડ નામે ઘોડાએ એક બકરા સાથે દોસ્તી બાંધેલી. એક ઘોડાને તો એવી ટેવ કે તેની ઘાસની ગંજી પર કુકડી ન જુવે ત્યાં સુધી પોતાની "બોક્સ" ને લાતે લાતે મારી તેના કકડા કરવા સુધી પહોંચી જાય. આથી તો એમ જણાય છે કે ઘોડાઓ ટેવને જ આધીન છે–દલીલપૂર્વકની વિચારશક્તિ તેમનામાં નથી.

"ટીશી" નામે એક ઘોડીને એવી ટેવ કે જ્યાં સુધી શરતના મેદાનની બાજુએ સળીઆની પાછળ માણસોની ઠઠ જુવે ત્યાં સુધી ઝપાટાબન્ધ દોડે. એ ઠઠ પૂરી થાય ને મેદાનની બે બાજુ કોઇ ન હોય ત્યારે તેનો ઉત્સાહ ધીમો પડી જાય. તેને બસ માણસ જાત ઘણી પસંદ !

બ્લેક એરો નામે એક ઘોડો જે ડરબીની શરત જીતશે એમ ધારવામાં આવતું હતું તેણે એક ડરબીની શરતમાં ઉપડવાની જ ના પાડી ને મક્કમ ઉભો. તેના "ટ્રેનરે" તેને દયાહીન રીતે ચાબુક માર્યા. એ પછી થોડી વારે તે ઘોડો મરણ પામ્યો. ડાક્ટરી તપાસ કરતાં જણાયું કે તે "લીવર" ના રોગથી પીડાતો હતો.

## મી૦ જોન વૅાટસન

એ નિર્વિવાદ છે કે કેટલાક ઘોડાઓ શરતને ચાહે છે ને કેટલાક તેને ધિક્કારે છે. પણ જો કોઇ ઘોડાને શરત માટે જ ઉછેર્યો હોય તો તે શરતને ચ્હાવાનો જ. મારા અનુભવ પ્રમાણે ઘોડો સૌથી વધારે ચતુર પ્રાણી છે.

## મી૦ વીલીયમ એલીસન

ઘોડાઓ વિચાર કરે છે એમાં કાંઇ શક નથી, પણ શરત જીતવાની બાબતમાં તો તેઓ જેમ ઓછો વિચાર કરે તેમ સારૂં ડાયમન્ડ જ્યુબીલી નામે ઘોડાને અમુક "જોકી" પસંદ ને અમુક તરફ તિરસ્કાર ! પેન નામે એક ઘોડાએ "સેન્ડાઉન"ની શરતમાં છેલ્લા થાંભલા સુધી પહેલો નંબર રાખેલો. પછી તેના મનમાં ધૂન ભરાઇ તે પુંછડી હલાવતા ભાઇ સાહેબ ત્યાં જ ચકર ચકર ફર્યા ને પાછી ધૂન આવી તે ઝપાટાબંધ દોડ્યા ને અંતે બીજો નંબરે આવ્યા !

જેની સાથે કામ પડે તે માણસોને અને જગ્યાઓને ઘોડાઓ જરૂર ઓળખે છે. કેટલાક ઘોડાઓ એક ધણી પાસેથી બીજા પાસે વેચાયા છતાં તેનો આગલો ધણી જ્યાં અટકતો ત્યાં આવી અટકે છે.

ડાયમન્ડ જ્યુબીલી નામે ઘોડાને તો અમુક "જોકી' જેને તે ચ્હાતો હોય તે જ પોતાની પીઠ પર હોય તો દોડવાની મજા પડે, નહિ તો ચંડોગાર ! આ ઘોડો શહેનશાહ એડવર્ડ જ્યારે "પ્રીન્સ ઓફ વેલ્સ" હતા ત્યારે તેમની માલિકીનો હતો. એ ઘોડાને જોન્સ નામે એક નાના છોકરા પર ભારે પ્રેમ હતો! એક એક વખત ડરબીની શરત વેળા પ્રીન્સ ઓફ વેલ્સે કહ્યું–

"જોન્સને જોકી થવા દો ડાયમંડ જ્યુબીલી તો જીતશે જ."

"પણ એ નાનો બીનઅનુભવી છોકરો જોન્સ શું ઉકાળવાનો હતો સાહેબ !"

"ના એમ નથી—એ ઘોડા જોન્સને ઓળખે છે ને ચાહે છે અને જોન્સ પણ એ જ મુજબ તેને ચાહે છે."

પછી જોન્સ "જોકી" બન્યો ને ગજબ! એ ડાયમન્ડ જ્યુબીલી તે વખતે ડરબી જીત્યો!

એસ્કૅાટ નામે ઘોડાને એક 'જોકી' તરફ જબરો વહેમ હતો. એ "જોકી" તેની પીઠ પર બેસે ત્યારે પોતાનું માથું ઊંચું કરી તેને સારી પેઠે જોઇ લીધા વગર તે "સ્ટાર્ટ" ન થતો.

### મી૦ બરનાર્ડ કારસ્લેક

ટીટ્રેમા નામે ઘોડો શરતમાં ઉપડે તે એક જ શ્વાસે એ શરત પુરી કરે—વચમાં શ્વાસ લેવાની વાત નહિ!

ઘોડાઓ વિચાર કરે છે જ. તેના સમર્થનમા હું એટલું જ કહીશ કે શરતમાં ઘોડા પરથી પડી ગયેલા કોઇ 'જોકી' પર ઘોડાઓ પગ ન [મૂ]કવાની ખાસ સાવચેતી રાખે છે એ જ બીના [તે]મની વિચારશક્તિનો સબળ પુરાવો છે [થે]ાડાં પહેલાં આસ્ટ્રીઆ હંગેરીમાં મારો એક [ઘે]ાડા હતો તેને અમુક મુદત પછી કોણ જાણે શાથી મારા તરફ અભાવ થવા માંડયો બીજો કોઈ પણ જોકી તેની પીઠ પર બેસે તો તેને વાંધો નહિ, પણ મારી બાબતમા તો એ "બરબેસાક" થઈ જતો. હવે એને વિચાર શક્તિ ન્હોતી એમ કેમ જ કહી શકાય? કેટલાક ઘોડા એવા હોય છે કે તેમના સ્વારો સાધારણ પોશાકમાં હોય તો ઘડાગારને તાબેદાર રહે છે, પણ એ જ સ્વારોને "જોકી"ના રંગીન પોશાકમાં જુવે કે તેમની ડાગળી ખસે! કેટલાક ઘોડાઓ માણસોની ફૂટ જુવે કે પરસેવાથી રેબઝેબ થઇ જાય છે

### મી૦ સ્ટેન્લે વુટન

ઘોડાઓ માત્ર ખાતી વખતે જ વિચાર કરે છે એવું કંઈ નથી, પણ ખાતી વેળા કે પાણી પીતી વેળા તેઓ અમુક બાબતમાં ખાસ ખોડ કાઢયા કરે છે એવું મને જણાયું છે. તે પરથી તેઓ એ વખતે ખાસ વિચાર કરતા હશે એમ કલ્પી શકાય છે.

ઘોડાઓને અમુક વ્યક્તિ તરફ પ્રેમ ને અમુક તરફ તિરસ્કાર જરૂર હોય છે અને તે માટેની તેમની માન્યતાઓનુ કારણ સહજમાં શોધ્યું મળે એમ નથી.

એક વાર મારા તબેલામાંનો એક ઘોડો જે ત્યાના એક છોકરાને ધિક્કારતો હતો તેણે તે છોકરાને મારી નાખવા ઘણા પ્રયત્નો કરેલા એક દિવસ તે છોકરો એક બીજા ઘોડા પર બેસી જતો હતો ત્યારે આ ઘોડાએ તેને હેઠે પાડી નાખ્યો ને તેને કચર્યો જ્યારે તે છોકરાને છૂટો કરી, એક ગાડીમા બેસાડી ઘેર મોકલવામા આવતો હતો ત્યારે એ ઘોડા પછો છૂટો થઇ ગયો અને એ ગાડીની પાછળ પડી પછી એ છોકરાને ઈજા કરી

એક વાત ચોક્કસ છે કે ઘોડાઓ જેના પર નારાજ થાય તેના પરની નાગજી ગમે તેટલો વખત વીતી જવા છતાં ભૂલતા નથી હાથીનું પણ તેમજ છે, કારણ તેની યાદશક્તિ એટલી દીર્ઘ હોય છે કે ગમે તેટલો વખત વીતવા છતાં એ શત્રુતા ભૂલતો નથી.

### મી૦ જેક જરવીસ

અલબત્ત, ઘોડો વિચાર કરે છે. ઘોડા પર એક ગભરાઇ જાય એવા માણસને બેસાડો અને જુવો કે કેટલી ઝડપથી ઘોડો એ જાણી જાય છે? વિચારવંત ઘોડા સાથે કામ પાડતાં આનંદ ઉપજે એવું હોય છે. તે સ્વભાવે મધ્યમ તથા શરતમાં દોડવામાં પ્રમાણિક હોય છે. તેને પણ માણસ પેઠે થોડી રમુજ ગમે છે.

### મી૦ પી. પી. ગીલ્પીન

મારો એક ઘોડો અમુક શરતમાં એક બીજા ઘોડાથી બીજે નંબરે (બહુ ઓછે અંતરે) આવેલો. જ્યારે બીજી એક શરતમાં તેણે પાછો એ જ ઘોડાને જોયો ત્યારે દરવાજો આગળથી જ તે તેના તરફ તાકી રહ્યો અને ઉપડવાની નામરજી દેખાડી. —સંપૂર્ણ—

# ૨૧મી ઓગષ્ટ

AUGUST

21

લખનાર: રા. સુદર્શન

ચિત્રકાર: રા. "શરમાળ"

( ૧ )

મિનર્વા લૉજ

૨ જુન :—

વ્હાલા

ભાઈ નીરંજન !

ક્યારે પાછો આવીશ ? હવે તો મારો જીવ ગભરાય છે. તમે અહિં હતા ત્યાં સુધી મને બહુ જ મઝા પડતી હતી. તમારી ગેરહાજરી મને સાલે છે. ત્યાં કરાંચીમાં એકલાં તમને મજા પડે છે ?

એક સમાચાર લખું છું. જાણી તું ખુશી થઈશ. રાવબહાદુર હિરાલાલને ત્યાં મારી સગાઇ થઈ છે. ૨૧ મી ઓગષ્ટને દિને અમારાં લગ્ન થશે. મેં તેને એક બે વાર જોઈ છે બહુ જ સુંદર છે. શરમાળ છે તેને જોઈને તો હું બહુ જ રાજી થયો હતો. એટલું જ નહિ, તેણે અભ્યાસ પણ કર્યો છે. સારા યે બંદર શહેરમાં તેની જોડી નથી.

હું રાવબહાદુરને મળ્યો હતો એ બહુ જ ખુશી થયા મેં મારી સ્થિતિથી તેમને વાકેફ કર્યા: તેમણે કહ્યું મારી દીકરીને તમને આપી તેનું કારણ પૈસા નથી, પણ તમારી યોગ્યતા અને ભલમનસાઈ જ છે અને મને પુરેપુરો વિશ્વાસ છે કે ઇન્દિરાને તમે સુખી કરશો અને મને વધારામાં કહ્યું કે હવે અને લગ્ન પછી એની શરૂઆત કરજો, અને મારી સલવડોસાયલનક તેમણે ધનસુખલાલ વકીલને કહ્યું છે. અરે સાંભળ્યું છે કે ત્યાની જેવી રકમ આપી છે તને ખબર છે કે હું માત પિતા વિહીન છું.

આશા રાખું છું કે પત્ર મળતાં તું બંદર આવી પહોંચીશ.

લ્હારો શુભ

ચિન્તક

કિશોર

( ૨ )

બંદર રોડ,

કરાંચી

૩ જુન :—

જ્યોતિષી મહારાજ!

પ્રણામ ! નીરંજન પર આવેલો કિશોરનો પત્ર જોઇ આ શરીર આગથી બળી રહ્યું છે. રાવબહાદુરની બુધ્ધિ ગઇ છે કે શું ? શું એની કન્યાને યોગ્ય વર જ્હોતા મળતા કે તેમને કિશોર સાથે સગાઇ કરવી પડી ? આપને એટલી તો ખબર હશે કે, રાવબહાદુર ઘણા વખતથી વરની શોધમાં હતા. અને છેવટે મને તથા કિશોરને પસંદ કર્યા. કિશોર તો આ વાતથી તદ્દન અજાણ જ હતો. અરે ! મને છેલ્લા અઠવાડીયાં સુધી એમ જ ખબર હતી કે, આ શરતમાં મારો જ વિજય છે. પણ બાજી બદલાઈ ગઈ. આવી

હુ એ હરગીજ કબુલ નહિં કરૂં. અંતિમ શ્વાસ સુધી લડીશ.

કિશોરનો પત્ર વાંચી હું ભડકી ગયો છું. રાતના ઉંઘ પણ આવતી નથી. હવે તો આપનો જ આશ્રય છે. હુ તો એમ ઇચ્છુ છું કે, જ્યારે કિશોર તમને મળવા આવે ત્યારે એમ કહેવુ કે, ૨૧ મી ઓગષ્ટનો દિવસ બહુ જ ખરાબ છે. એ દિવસે લગ્ન ન થવું જોઇએ કિશોર વ્હેમી માણસ છે. રાવ બહાદુરને એ જરૂર કહેશે ને, રાવ બહાદુર સ્વતંત્ર વિચારના માણસ છે. એ કબુલ નહિં રાખે. એ પછી જે થશે તે હુ જોઇ લઈશ

સોની નોટ આપના ચરણકમળમાં ધરૂ છુ સ્વીકારી કૃતાર્થ કરશો.

આપનો દાસ.

હેમુ

( ૩ )

મિનર્વા લૉજ, મંદાર

૧૬ મી જુન......

વ્હાલા હેમુ ભાઈ!

બહુ જ કફોડી સ્થિતિમા છું. રાવ બહાદુર તારીખ ફેરવાની તદન વિરૂધ્ધ છે. જોશી મહારાજ એ દિવસ બહુ જ અશુભ છે, એમ કહે છે. હવે માર્ગ. બતાવ શું કરવુ?

કયારે આ બાજુ આવશો? વ્હારાને નિરંજન સિવાય ગોઠતુ નથી. નિરંજને લખ્યું છે કે ત્રણ ચાર મહિના સુધી આવી શકાશે નહિ. શું મશ્કરી તો નથી ને? તું તો જલ્દી આવીશ ને? તમારા આવવાથી મારી ચિન્તા દૂર થશે એમ લાગે છે પત્રનો જવાબ વળતી ટપાલે દેજે. નિરંજનને ખુશી ખબર, આ પત્ર તેને બતાવજે.

ત્હારો શુભ ચિન્તક.

કિશોર

( ૪ )

ટેમ્પલ રોડ, સુવર્ણ નગર

૮ જુલાઇ......

ચી૦ હેમુ !

તમારો પત્ર મળ્યો. વાંચી આશ્ચર્ય થયું. આંખો સામેથી અંધકાર દૂર થયો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, કિશોર આવો માણસ હશે ચહેરા ઉપરથી તો બહુ જ સારો લાગ્યો. જાણે મ્હોમાં જીભ જ નહિ. મને કેટલી યે વાર એ મળી ગયો છે, જો કે એ પ્રભાવશાળી વ્યક્તિ તો છે જ ભાઇ! તારો હુ જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. તેં મારી પુત્રીનુ જીવન સુધાર્યું છે

હૃદય ખોલી એક વાત લખવા ઇચ્છું, છું. તને ખબર છે કે, મારે કાંઇ પૈસાની ખોટ નથી હું તો ગોતું છું માત્ર સારો માણસ જેની સાથે મારી પુત્રીનુ જીવન સુખમાં વીતે મંદારમાં છોકરાઓની ખોટ નથી તેમાંથી મેં બે પસન્દ કર્યા હતા. પહેલામાં દોષ છે, ત્યારે હું મારી પુત્રી કોને સોંપુ? બીજાને જ. ને એ બીજો તુ જ છે

તારા પત્રને માટે નિશ્ચિંત રહેજે. કીશોરને એ વાતની ખબર નહિ પડે. ૨૧ મી ઑગસ્ટ ને દિવસે લગ્ન નહિ કરવા એ કહે છે. કારણ બતાવી શકતો નથી. કારણ કઈ રીતે બતાવે ' ઇન્દિરા આ વાત સાંભળી કકળી ઉઠી છે. તેને તો કિશોર સિવાય અન્ય ન જોઇએ પણ એ ગડબડાટ કયાં સુધી ચાલશે! એક-બે દિવસના સુખ માટે એના જીવનનુ સ્વાર્પણ નહિ થવા દઉં.

' તારા પિતાને હું મળ્યો છું. આ બાબત વાત કરી છે, એમને તો મંજુર છે. તને ગમે તો ૧૦ ઓગસ્ટ લગભગ આવી પહોંચજે. જરૂરી કામને લઇને આજે અહિં આવ્યો છું. કાલે મંદાર જઈશ. ત્હારા પત્રની રાહ જોઉં છું. ઉત્તર ત્યાં જ દેજે.

શુભેચ્છક

હિરાલાલ

(૫)

મિનર્વા લોજ. મંદાર
૨૫ જુલાઇ......

વ્હાલા હેમુભાઇ !

કામ બગડતું જાય છે. રાવબહાદુરની પ્રકૃતિમાં આશ્ચર્યજનક ફેરફાર માલુમ પડે છે. પહેલાં તો મને જોઈ એ રાજી થતા હવે મ્હોં બગાડે છે. આમ થવાનું કારણ કંઈ જણાતું નથી. ગઇ કાલે મેં એમને જણાવ્યું છે કે ૨૧ મી તારીખે લગ્ન નહિં થઇ શકે. થોડીવારે તેમણે મને જવાબ આપેલો કે ૨૧ મીએ લગ્ન ન થાય તો પછીની કોઈ પણ તારીખે લગ્ન થશે જ નહિ. આમ કહી તે ચાલ્યા ગયા. હું ચુપચાપ થોડી વાર બેઠો. એવામાં ઇન્દિરા ત્યા આવી. મારૂં હ્રદય ધડકવા લાગ્યુ. મને થયું કે જો કોઇ જોશે તો અમારી નિંદા થશે. તેણે પુછ્યુ.

" શું પિતાજી તમારાથી કંઇ અપ્રસન્ન થયા છે ?" તેની જીભ કંપતી હતી.

" હા એમ જ લાગે છે" મહામહેનતે મેં જવાબ આપ્યો

" કારણ ?"

" કારણ સમજી શકાતું નથી.

" આપની વિરૂધ્ધ એક પત્ર આવ્યો છે."

" કોણે લખ્યો છે ?" અધીરાઇથી પૂછ્યુ.

" મને ખબર નથી" ઈન્દિરાએ કહ્યું.

" શું લખ્યું છે ?"

" એ તો મને ખબર નથી. પણ જ્યારથી એ પત્ર આવ્યો છે ત્યારથી પિતાજી તમારા પર ગુસ્સે થયા છે. અને તમારૂં ખરાબ બોલે છે. અને કહેતા હતા કે હવે લગ્ન હું કરવાનો નથી. પણ મેં એ સાફ કહી દીધું છે કે હું કિશોર સિવાય અન્ય સાથે લગ્ન નથી કરવાની " આમ કહી તેણે આંખો ઝુકાવી લીધી."

" પણ પત્રમાં શું લખ્યું છે ?" મેં સાહસ કરી વળી પૃછ્યુ. જવાબ ન મળતાં સવાલ થયો.

"ખુરશીદ બેગમ કોણ છે ! તમે તેને ઓળખો છો ?"

"હું નાએ નામની કોઇ પણ સ્ત્રીને જાણતો નથી"

" તમે ૨૧ મી ઓગસ્ટને દિને લગ્ન કરવાં એ વહેમ કહો છો ? આપને કંઇ કામ છે ?

"કંઈ કામ નથી."

" કંઇ કામ નથી ?"

" ના નથી જ "

" તે દિવસે આપ કયાં હશો ?"

" અહિ મંદારમાં"

" મંદારમા પણ કયા ?" ગભરાઇને ઇન્દિરાએ પૂછ્યું.

" મારા ઘરમાં "

" એ દિવસ તમને શંકાવાળો શા માટે લાગે છે ?"

" શંકા છે."

" પણ શી શંકા ? મને નહિ કહો ?"

હુ થોડીવાર માટે ચુપ થઈ ગયો. ભાઇ! હેમુ ! ફરી તેણે પૂછ્યું.

" ચૂપ કેમ છો ?"

" કંઇ નહીં."

" તો કહો ને તમને શી શંકા છે ?"

મને થતુ હતું કે જ્યોતિષીનું કથન ઇન્દિરાને કહું, પણ લાગ્યું કે મારી નબળાઈ પર ઇન્દિરા હસશે. એટલે હું ચુપ રહો ને, થોડી વારે બોલ્યો.

" શંકા સમાધાન નહિ થઈ શકે."

" મારી પાસે પણ સમાધાન નહિ થાય ?" દુઃખી થઇ ઇન્દિરા બોલી.

" હમણાં નહિ, કોઇ વખત કહીશ."

" ઠીક ન કહો તો. પણ એટલું ધ્યાનમાં રાખજો કે એ દિવસે કયાંય બ્હાર ન જતા."

"બહુ સારૂં"

ખબર નથી પડતી કે હવે શું થશે. જે થાય તે ખરૂં. તમે કાંઇ નિર્ણય કરી મને લખજો, કે મારે શું કરવું કયારે આવશો ?

વ્હાલા સ્નેહિ
**કિશોર**

( ૬ )

**બન્દર રોડ, કરાંચી.**
**૧૦મી ઑગસ્ટ**

**વ્હાલા કિશોરભાઇ,**

આજે હેમુ અહીંથી નીકળી ગયો ત્યારથી હું વધારે ઉદાસ થયો છું. જન્મભૂમિથી કેટલે દૂર છું. કોઇ મિત્ર નથી. એમ જ થાય છે કે, પાંખો હોય તો ઉડીને ત્યાં આવું પણ શું કરૂં ? લાચાર છું તારો પત્ર આવે ત્યારે મને બહુ જ આનંદ થાય છે હવે તો રાવ બહાદુરનો ગુસ્સો ગયો હશે, અને મારા લખવા પ્રમાણે તે પણ તેમને સાફ સાફ જણાવી દીધું હશે કે ૨૧મી ઓગસ્ટનો દિવસ લગ્ન માટે અશુભ છે એવી વાતો છુપી રાખવી ન જોઇએ

જ્યારે એ વાસ્તવિક વાતથી વાકેફ થશે ત્યારે જરૂર તે ખુશી થઇ તારા કહેવા પ્રમાણે કરશે વળતી ટપાલે પત્ર લખજે અરેરે ! કેવો કમભાગ્ય છું. આવા સારા સમય પણ તારાથી કેટલો દૂર છું. પ્રભુ તારૂં કલ્યાણ કરો

લ્હારો ભાઇ,
**નીરંજન**

( ૭ )

**મિનર્વા લૉજ સંદાર**
**૨૫મી ઑગસ્ટ**

**વ્હાલા નીરંજન ભાઇ !**

ઉંવટે જે ભયંકર નાટક ભજવાનું હતું એ પુરૂં થયું છે. તને બધી યે ઘટના અનુક્રમમાં લખું છું. આ પત્ર વાંચી તને ઉપન્યાસ વાંચ્યાનો આનંદ આવશે. પત્ર લાંબો થશે, પણ જરા ભેદભરમોથી ભરપૂર છે.

પહેલા તો એ લખું છું કે, લ્હારો કરાંચીથી લખેલ એક જ પત્ર મળ્યો. એ તારા છેલ્લા ૧૦મી ના પત્ર ઉપરથી માલુમ પડે છે એ પહેલા તેં લખેલા મારા ઉપરના પત્રો મને મળ્યા જ નથી. કારણ એટલું જ કે હેમુએ એ પત્રોને પોસ્ટ જ નહિ કર્યા હોય !

હવે ૨૧મી ઓગસ્ટની વાત સાંભળ

એ દિવસે મને ઘરમાં કયાંય જરા પણ ગોઠતુ ન હતું. અને વિપત્તિનું વાદળ મારા પર તુટી પડયુ હોય એમ લાગતુ હતું. ઇન્દિરાના કહેવા પ્રમાણે ઘર બ્હાર ન જવું એવો નિશ્ચય કર્યો હતો, પણ જે પડવાની હોય છે તેને જાણ વાને કોણ સમર્થ છે ? લગભગ બે વાગે ઓફીસ રૂમમાં બેઠો બેઠો વાંચતો હતો, એવામાં હેમુ આવ્યો બહુ જ ઉત્સાહમાં હતો, તેણે કહ્યું, રાવબહાદુરને મળીને આવ્યો છું, તેમને તારા વિષે બધી વાત કહી તેમણે કહ્યું કે જો પહેલેથી આ વાતની મને ખબર હોત તો એના પર ગુસ્સે ન થાત, અને આવતા અઠવાડીયામાં લગ્ન ઠરાવ્યાં છે મારી કેવી સ્થિતિ થઈ ? આનંદથી હું ઉછળી પડયો એ રૂમમાં આંટા મારવા લાગ્યો. હેમુ આરામ ખુરશી પર બેઠો મારામા પ્રવર્તેલા આનંદને કરડી નજરે નીરખી રહ્યો હતો. અરે, મૂર્ખો કંઇ વિચારી રહ્યા હતો

સાંજના છ વાગ્યા. હેમુ બેઠો થયો ને બોલ્યો "ચાલને ભલા ફરવા જઇએ" મારે બહાર જવાની ઇચ્છા ન હતી, પણ હેમુ માન્યો નહિ. તે મને ઘસડી બ્હાર લઇ ગયો. ઇન્દિરાના શબ્દો કાનમાં ગુંજી રહ્યા હતા મિત્ર હોઈ એની માંગણી મેં કબુલ રાખી હું તેની સાથે ગયો હેમુ ધીરે ધીરે ગાતો હતો

કર્મની ગતિ ન્યારી રે ભાઇ !"

સૂરજ મઝાનો સમય હતો મંદ વાયુની લ્હેરો આવતી હતી સંગીત મને મઝાનું લાગતું ચાલતાં ચાલતાં ભૂલ ગુફા સુધી પહોંચ્યા. તને તો ખબર હશે કે આપણે એ ગુફામાં કેટલી યે વાર જઇ આવ્યા છીએ. એ સ્થાન કેટલું ભયંકર છે " હેમુએ કહ્યુ. "ચાલ ને યાર ! ગુફામાં જઈએ" ખબર નથી કે એ વેળા મારૂં હૃદય કેમ ધડકતું હતું ? ચુપચાપ હું હેમુની પાછળ ચાલ્યો. સાડા સાત વાગી ગયા હતા ગુફાનાં બારણાં ઉધાડી અને અંદર ગયા ત્યાં બહુ જ અંધારૂં હતું. હેમુ આગળ ગયો તેણે થોડે દૂર જઈને કહ્યું "કિશોર ! હું કેટલો આગળ ગયો ?" થોડી વારે રૂમાલથી પસીનો લુછતો તે બ્હાર આવ્યો. ને કહ્યું. "બહુ અંધારૂં. આહ ' જો તો ખરો અહીં અંધારૂ તો જો."



"રાવબહાદુરને મોઢે આ વાત કરીશ."

નીરૂભાઇ ! શું લખું. કાયર ન ગણાવાની બીકે અંદર ગયો મારો શ્વાસ ઘુંટાવા લાગ્યો હું ધીરે ધીરે બ્હાર નીકળવા લાગ્યો. પણ મેં શું જોયું ? દરવાજો બંધ હતો. બ્હાર તાળું વાસ્યું હોય એમ લાગ્યું. મેં કપાળ કુટયું. હેમુને કરગરીને બોલાવ્યો, પણ એની કંઇ પણ અસર ન થઇ પણ હા ! દૂરથી ફક્ત તેનો અવાજ સાંભળ્યો.

"કર્મની ગતિ ન્યારી રે ભાઈ!"

કેટલું ભયંકર સંબોધન ! મને વિચાર થયો કે, આમ કરવાનું શું કારણ ? કંઇ સમજ ન પડી. આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. મેં સહાયના માટે ઘણી યે બૂમો પાડી, પણ કોઇ ન આવ્યું. રાત પડી. ચન્દ્રનાં આછાં કિરણોનો પ્રકાશ ગુફામાં આવવા લાગ્યો.

કિરણોના પ્રકાશમાં ઘડીયાલ ધરીને જોયું તો દશ વાગી ગયા હતા. હું દરવાજાને અઢેલીને પડયો હતો, એવામાં એકાએક સુસવાટી સાંભળી હું ચોંકી ગયો. આંખો ફાડીને જોયું તો ફણીધર ભાળ્યો. મારૂં લોહી સુકાઇ ગયું. મરણને પાસે ભાળ્યું. બચાવની કંઇ પણ ચીજ હતી નહિં. નાગ પાસે ને પાસે આવતો ગયો હું ગભરાઇ ગયો એવામાં એક ઉપાય સુઝ્યો. લાંબો થઇને સુઇ ગયો

થોડીવારે કંઈ કોમળ ચીજ મારા શરીર પર આવવા લાગી. નાડી ધબકવા લાગી. નાગ સરકતો સરકતોમારી છાતી પર આવ્યો. અરે! તેણે છાતી પર આસન લગાવ્યું. પ્રાણ જવાની મને ભીતી લાગી. હું બેભાન થઇ ગયો

સવાર પડી ત્યારે મને ભાન આવ્યું. મેં છુટકારાનો દમ ખેંચ્યો, પણ હાય! એ નાગ મારી પાસે જ પડયો હતો. વળી હું ભયભીત થયો ત્યાં મેં કોઈનાં પગલાનો અવાજ સાંભળ્યો. જોયું તો હેમુને જોયો મેં ધૃણાથી મ્હોં ફેરવ્યું. મૃત્યુ પાસે હતું, છતાં અભિમાન સાથ ન્હોતુ છોડતું

હેમુ સાપને જોઈ ગભરાઈ ગયો તે બહાર ભાગ્યો અને અર્ધો કલાક પછી પાછો આવ્યો. એ વખતે એના હાથમાં એક વાસણ હતું ને એક પિસ્તોલ હતી. તેણે દુધનું ભર્યું વાસણ સર્પની પાસે મૂક્યું, અને તાળી પાડી, સાંપ જાગી ગયો. અને વાસણમાંથી દુધ પીવા લાગ્યો. તત્કાળ પિસ્તોલ છુટી નાગ મૃત્યુ પામ્યો, હું છલાંગ મારી બહાર આવ્યો એમ થયુ કે, કબરમાંથી ઉભો થયો.

હેમુ રડતો રડતો મારા પગમાં પડયો. તે બોલ્યો.

"મને ક્ષમા કર"

"પહેલાં મારા પ્રશ્નનો ઉત્તર દે. પછી ક્ષમા માંગ!"

"પૂછ, તારે જે પૂછવું હોય તે પૂછ"

"આમ પુરી રાખવાનું કંઇ કારણ?"

"સ્વાર્થ"

"ખુલ્લે ખુલ્લું કહે!"

"મારી ઇચ્છા હતી કે, ઇન્દિરાનુ લગ્ન મારી સાથે થાય એ કારણે મેં કરાંચીથી જોશી મહારાજ ઉપર તને ભ્રમમાં નાખવાનો પત્ર લખ્યો હતો, ને રાવબહાદુરને પણ તું ખરાબ છો એવો પત્ર લખેલો તેમાં લખેલું કે, ખુરશીદ ને તથા તારે સંબંધ છે, અને તારા લગ્ન ૨૧ તારીખે છે, એવી ખુરશીદને ખબર પડવાથી તું લગ્ન તારીખ ફેરવવા રાવબહાદુરને વિનંતી કરે છે, અને તેં ૨૧ મીની રાતે ખુરશીદને ત્યાં જ પડી રહેવા વચન આપ્યું છે.

રાવબહાદુર પત્ર વાંચી ગુસ્સે થઈ ગયા. અને સાબીત થાય તો ઇન્દિરાને મારી સાથે જોડવા કબુલ થયા"

'મ્હારી સાથે?" મે ગુસ્સે થઇ કહ્યુ.

"હા મારી સાથે એટલા કારણે જ આ કાર સ્તાન રચાયું હતું. પણ ઇન્દિરાએ હઠ લીધી હતી કે, રાવબહાદુર આ લીલા પોતાની નજરથી ન જુવે ત્યાં સુધી સાચી માનશે નહિ. પરિણામે રાવબહાદુર એક રાત ખુરશીદ બેગમને ત્યાં ગયા ને ઘડો ફૂટી ગયો.

"રાવબહાદુરને મોઢે આ વાત કરીશ?' મેં પૂછયું.

"હા જરૂર"

"ક્યારે?"

"અત્યારે જ"

"તો ચાલો"

આમ કહી હેમુ મારી સાથે આવ્યો. અમે રાવબહાદુરને ત્યાં ગયા. ચિન્તામાં ગરકાવ થઇ ગયા હતા. મને જોઈ એ આનંદમાં આવી ગયા. પણ હેમુને જોઈ રહેજ ઉદાસ થયા.

તેમણે હેમુને કહ્યું.

તું અહિં કેમ આવ્યો?"

મેં કહ્યું

"તેના આગમનની જરૂર હતી."

રાવબહાદુર ખુરશી પર બેઠા. હેમુએ બધો વૃતાંત કહ્યો. અને પોતાનો અપરાધ સ્વીકાર્યો, રાવબહાદુર સાંભળીને રડી પડયા મને આલીંગન કરીને બોલ્યા!

"મેં તને ઓળખ્યો નહિ"

હેમુ ચાલ્યો ગયો. હું ચૂપ હતો. રાવબહાદુરે કહ્યું. 'કંઇ નહિં આવતા મહીનામાં જરૂર લગ્ન થશે"

મેં નમન કર્યું.

વ્હારો શુભચિંતક
કિશોર

તાં ક:—ગઈ કાલથી હેમુનો પત્તો નથી. લોકો કહે છે, કે પાપનું પ્રાયશ્ચિત કરવા ગયો છે પણ મને વિશ્વાસ નથી.

( ૮ )

નાગભૂમિ.
૨૧ મી ઓગસ્ટ...

( ૨ વર્ષ પછી )

વ્હાલા કિશોર ભાઇ !

બે વર્ષ વીતી ગયાં. પાપના નિવારણ અર્થે અહિં આવ્યો છું હું ક્યાં રહું છું તે નહિ લખું ..લખીશ. અહીં સર્પોનું નિવાસસ્થાન છે આ બાજુ લોકો આવવાનું સાહસ નથી કરતા દિવસ રાત સર્પો નજર સામે નૃત્ય કરે છે ક્ષણે ક્ષણે ભય રહે છે રાતના સુઉં છું તો, સવાર જોવાની આશા મૂકી વાળીને જ. પણ હાય! મૃત્યુ કેમ નથી આવતું ? આજ ૨૧મી ઑગસ્ટ છે મંદારની ગુફા યાદ આવે છે. ઓહ! હું કેટલો પાપી ? કેવો મિત્ર ઘાતી ? અરે રે! મે કેટલું નીચ કામ કર્યું હતું? હજી બધું યે યાદ છે. અરેરે! કિશોર! જ્યારે નાગ તારી છાતી પર બેઠો હશે ત્યારે તને શું થયું હશે ? ભાઇ! બે વર્ષથી આવા જ કાળા નાગો વચ્ચે જીવન ગુજારૂં છું. જીવને એમ થાય છે કે એક વાર તને મળી જાઉં. પણ શું કરૂં ?

તને મોઢું બતાવવાની હિંમત કરી શકતો નથી. નહિ આવું ભાઇ! નહિ આવું હવે તો જીવીશ ત્યાં સુધી અહીં રહીશ. કોઇ ઝેરી સાપનો ભોગ થઇ છેવટે મૃત્યુ પામીશ

પણ એક લાલસા છે. અને રહેશે તમે બન્ને મને માફ કરો એટલી જ. પછી હું શાન્તિથી મરીશ બધી યે મારી સરજનહારને હાથ છે.

લ્હારો અભાગી એક વખતનો
મિત્ર હેમુ

---




લેખકઃ ર. "કિશોર વકીલ" ચિત્રકાર: "દા શરમાળ"

( ઑકટોબર અંકથી પુરૂં )

"ઇશ્વરભાઇ, ઇશ્વરભાઇ, તમે ગમે તેમ કહો પણ સંતતિસંયમન વગર આપણો ઉધ્ધાર નથી હિંદુસ્તાનની સ્થિતિ જોતા તો સ્પષ્ટ લાગે છે કે જો આપણે સંતતિસંયમનના સિધ્ધાતો અમલમા નહિ મૂકીએ તો આપણે પરદેશીઓની હરીફાઇમા માર્યા જઇશું, કચરાઇ જઇશુ, ઉખડી જઇશું, નામશૂન્ય ... " પાળીપોષીને કમાવા લાયક થએલા છોકરાને પણ કામો દેવાનું મન થઈ આવે એવું ગજચંદનું સંતતિસંયમના ફાયદાઓ પર જુસ્સાદાર અપાતું ભાષણ, ટપાલીએ જાહેર ચટાનો ગુસ્સો મારા નામ પર કાઢતો હોય તેમ મારું નામ પોકારીને અટકાવ્યું અને મારા હાથમાં ટપાલ મૂકી અને હિંદુસ્તાનના ઉખડી ગયા પછી એનો હાથ પકડીને બેઠું કરનાર કોઇ પાકશે કે નહિ એ હિંદુસ્તાનના ભાવિનો વર્તારો એક પ્રખર ભાવિદૃષ્ટાના મોઢેથી મારે સાંભળવાનો રહી ગયો.

મુંબઇનો બંદર કહેવાનો હક લુટાઇ જતો હોય તેમ શિરનામા પર ચાર વાર લખાયલું મુંબઈ બંદર ઉંદરની પુંછડી જેવું હસ્વ વરડુ ઉંધે માથે ટંગાવેલા એકડા જેવું દીર્ઘાવરડુ, મરચીના ઇંડાં જેવાં અનુસ્વાર, માંકડાની અર્ધી કમાન જેવી હસ્વઈ અને જયા અને જયાની સાહેલીએ "ચાલો ચાલો સાહેલીઓ ચઢીએ ગિરિઓ ગરવા" ગાઇને ગિરિ પર ચટતી હોય તેમ, ડુંગરાના ઢોળાવ પર ચટતા હોય એવા અક્ષરો જોઇને જ મને ખાત્રી થઇ ગઇ કે માશીબાના પાડોશી નટુમહારાજ સિવાય સુરતના કળાપ્રદર્શનમાં મૂકવા લાયક આવા દસ્કત બીજું કોઇ જ કાઢે નહિ

માશીબાને સુરત પહોંચ્યે તો બે ત્રણ માસ થઇ ગયા હતા. વલ્લભ મેન્શનવાળા ભાડુત હવે ખાલી કરી ગયા કે નહિ વગેરે ખબર માશીબા પૂછાવતાં, પણ આ કાગળમાં તો અમારા પર સુરત જવાનું વોરંટ હતું.

જે ગાયમાતાને પોતાના ખાધા પહેલાં રોટલી ખવડાવતાં, જે ગાયમાતાના ગુણગાન લાલભાવાએ નગીનચંદ હોલમાં જાહેર ભાષણ આપી ગયાં તે જ ગુણહીણી ગાયમાતા ધનતેરસને દિવસે પોતાના પુંછડાં વડે મોં પર પીંછી ફેરવનાર ભાવિક ભક્તજનના પેટમાં પોતાનું શીંગડું લગાવી દેશે એ તો માશીબાએ સ્વપ્ને પણ ધાર્યું નહિ હોય. તેથી જ માશીબાએ નટુમહારાજ પાસે "શું કરીએ ભાઇ, ધરમ કરતાં ધાડ આવી" એવી કાગળમાં શરૂઆત કરાવી હતી. એટલેથી જ ન અટકયું. સંતપુરુષોનો સમાગમ મોંઘેરાં સ્મરણો પાછળ મૂકતો

જાય તેમ પવિત્ર ગાયમાતાના શીંગડાંનો સ્પર્શ પણ માશીબાને પેટનો વ્યાધિ આપતો ગયો.

આજ કારણસર માશીબાની બરદાસ્ત-ચાકરી કરવાને ખાતર અમારા ત્રણ પર વૉરંટ કાઢવામાં આવ્યાં હતાં. લાવવા કરવામાં હું તો જરૂરનો. માવજત કરવામાં કાશીમાશી અપ્રતિમ, એટલે તે પણ ખરાં અને 'જ્યાં જ્યાં જશો ત્હાં પ્રભુ તમ સાથ આવું' એવું લગ્ન સમયે પ્રતિજ્ઞા લેનારૂં મારૂં પુંછડું પણ ખરૂં જ. અને ચંદુ અને સવિતા એ બે છોકરાંઓ—"તે મૂઆ કાં જાય ?"

અમે ગયાં તે પહેલાં માશીબા કંઈ તદ્દન માણસ વગરનાં ન હતાં. એમનો પણ સ્ટાફ હતો.

પર્સનલ પ્રાઇવેટ સેક્રેટરી અને એ. ડી. સી— કાશીમાશી

ચીફ મેડીકલ એડવાઇઝર :–ખપાટીએ ચકલે ઘી તેલની દુકાનવાળો મૂળચંદ ઘાંચી

હેડ ઑફ ધ ઇનફોર્મેશન બ્યુરો :–જીવીમાશી

સેલ પરચેઝર એન્ડ કીપર ઑફ સ્ટોર્સ :– ભાગાતળાવ પરની છબીલ એન્ડ કું. નો મેસ્સમેન વનમાળી.

મીનીસ્ટર ઑફ કોરસ્પોન્ડન્સ :—શ્રાધસમરીને દિવસે અડાવવાનું હોય ત્યારે મહેતાજીને ઊંઘાં ભણાવનાર નટુ મહારાજ.

ચીફ બેંકર અને ચાન્સેલર ઑફ ધી એક્સચેકર :–જાગીરદાર શેઠ મોટાલાલ.

સપ્લાયર ઑફ વેજીટેબલ્સ—જેઠીમાશી

હેરએપારેંટ :—સર ઇશ્વરસિંહજી.

આમાનો મૂળચંદ ઘાંચી માશીબાનો જુનો ઘાંચી હતો. "કેમ અમનાં તો ગબડે છે ને!" પૂછીને ઘી તેલ ચાલે છે કે નહિ તેની ખબર કાઢી જતો અને ન ગબડતું હોય તો પાંચશેરીઓ કે દશશેરીઓ લાવીને ગબડાવી જતો. પાંચશેરીઓ તરત ન ખાલી કરી આપી શકાય તેમ હોય તો "ગભરાવ ના, હું બપોરના આવીને લઇ જવા'નું આશ્વાસન આપી જતો. અને આ વીઝીટ આપી જાય તેની સાથે વૈદકશાસ્ત્રમાંના તેના અપાર જ્ઞાનમાંથી થોડી ઘણી ભેટ કરી જતો. દરેક જુદાજુદા રોગ માટે સ્પેશ્યાલીસ્ટ એણે નક્કી કર્યો હતો. અને તેના પુરાવામાં "મારા બચુને," "મારા રણછોરને" 'મારા કાયલાને' 'મારી દાહીને' 'મારા બચુની માને' 'મારી ચંચળને' કોણે કોણે શું શું મટાડ્યું હતું તેનું સવિસ્તર વર્ણન આપતો. જેઠીમાશી હરકીસન મરચાંવાળાનાં 'દાસી કે દેવી' હતા અને જાતે કાછીયા હોવા છતાં 'નારાયણનું નામ જ દેતાં પાપી પાવન થાય રે' એ કથન પ્રમાણે માશીબા સાથે મંદિરમાં દર્શન કરવાથી કાછીયાપણામાંથી પાવન થઇને માશીપદ પામ્યાં હતાં. લીંબુ, કોથમીર, આદુ, મરચા પહોચાડવાનો એમણે ઇજારો રાખ્યો હતો. નટુમહારાજ આડો તેડો ફેરો ખાતા, માશીબાના કાગળપત્તર લખતા અને તેના બદલામાં ભાદરવા વદના આખા પખવાડીઆમા તથા સમચરીને દિવસે સુખડી ઝપટી પિતૃઓને સંતૃપ્ત કરતા. સુરતના પૈસાદાર અને ઉચ્ચ કુટુંબના હિંદુ તથા પારસી ઘરાકોને એકના પોણાબે બતાવનાર છબીલ એન્ડ કું. નો સેલ્સમેન વનમાળી માશીબાને હંમેશ 'ઇંગ્લીશ માલ' આપી જતો ફકત ઇંગ્લાંડને યુરોપમાંથી એશીઆના પૂર્વ ભાગના એક સમધ્ધ ટાપુની જગાએ ગબડાવી પાડતો.

બપોરે અઢીવાગે હું, મીસીસ, કાશીમાશી, ચંદુ, અને સવિતા, સુરતમાં માશીબાનાં ઘર આગળ આવી પહોંચ્યાં. માશીબાને બારીએ ઉભેલાં મેં એકલાએ જોયાં, પણ જોયાં ન જોયાં ત્યાં તો એમને કોઇએ ખેંચી ન લીધાં હોય, ઇલેકટ્રીકનો ઝટકો લાગી ગયો ન હોય તેમ, અંતર્ધ્યાન થઈ ગયાં હોય તેમ અંદર ચાલ્યાં ગયાં.

નવવર વધુ હોય તો જાણે પ્રેમીજનને છાનામાના આવતા જોઇ લઈ આંખ દાબી દેવાના કોડથી સંતાઇ જાય. પણ અમે પાંચ પાંચો આવતા હોઇએ ત્યારે માશીબા આ ·

ઉમરે અમારી આંખ દાબવાને સંતાઇ જાય એ તો મને સંભવિત ન લાગ્યું. ખરા કારણ-વિના પાછળથી મને સમજણ પડી હું અને ચંદુ આગળ ચાલ્યા ધમ દઇને દાદર પર પહેલું પગલું મૂકીએ છીએ ત્યાં તો 'ઓ ઓ' કરીને માશીબાએ એક રોન ફરવાવાળો બીજા રોન ફરનારને "હો હો" કરીને પ્રત્યુત્તર આપે તેમ કુવામાં પડેલા બકરાંના આર્તનાદે જવાબ વાળ્યો અને ગવર્નર કે રાજ્યકુટુંબનું કોઇ માણસ મુંબઇના બારામાં પગ મૂકે ત્યારે તેને તોપના ધડાકાથી માન આપવામાં આવે છે તેમ અમારૂં એક એક પગલુ મુકાતુ ગયું તેમ 'ઓ ઓ'ની અકેકી સલામીથી માશીબાએ અમને સત્કાર્યાં.

અમે ઉપર ગયા ત્યારે બે ગમે તેમ નાખેલા કોથળા પર માશીબા આળોટતા હતા. 'હાય હાય, વીજકોર, તું તો છેક જ અટકી ગઇને ? કેમ અત્યારે પડી રહી છું !'

'બેન દુઃખાવા થાય ત્યારે નથી ઉઠાતા મારાથી તો. આ ત્રણ કલાકની આમ પડી રહી છું '

અમે રહ્યા તેમ તેમ આ 'ઓ ઓ'ની સ્વાગતમા તોપ ફોડવાનું કારણ સમજાતું ગયું એમનો રોગ અનિયમિત પંચભાગ લેવા આવનાર ગોરના જેવો હતો. જે દિવસે પંચભાગ પૂર્યો હોય તે દિવસે બામણો ન આવે, અને ન પૂર્યો હોય તે દિવસે મોટી બેન કે મોટાભાઈ કરતો કે અવશ્ય. આવે તે જ પ્રમાણે માશીબાનો દુઃખાવો અટકચાળો, મનમોજી, અને અનિયમિત હતો. એને પણ લેખકની જેમ સમયે સમયે Inspiration આવતી, ત્યારે ખીલતો. પેટમાં દુઃખવા ન આવ્યું હોય ત્યારે માશીબા તબીયતથી બેસીને વાત કરતાં અને દુખાવો થઇ આવે ત્યારે 'હવે કેમ કરશું'ના જાપ જપતાં બરાડા પાડતાં. પણ જ્યારે કોઈ ખબર લેવા આવ્યું હોય અને દુઃખાવો એના Moodમાં ન હોય ત્યારે કેટલીકવાર લેખકોને નદી કીનારે જઇને Inspirationને આહ્વાહન આપવાં પડે છે તેમ રખેને લોકોના મનને એમ થાય કે માશીબાને રોગ જ નથી એ બીકે માશીબા પણ હાર્મોનીયમ સાથે તબલચી ઠોક મારે તેમ ખબર લેવા આવનારના પગલાં સાથે માશીબા 'ઓ ઓ'ના સુર જમાવતાં

અમે તો વીશ પચ્ચીશ દિવસનું ધારીને આવ્યાં હતા એટલા માટે તો પેટ સાફ હોવા છતાં શેઠને મેં મરડો થયો છે એમ ગોઠવ્યું હતું અને સુરત આવી એક ડૉક્ટર પાસે મરડાનું ન્યુમોનીઆમાં રૂપાંતર કરાવી નાખ્યું હતું, અને મેડીકલ સર્ટીફીકેટ પણ મોકલી આપ્યું હતું. ડોકટરે સર્ટિફીકેટ દ્વારા એમનો મારી તબીયત વિશેનો અભિપ્રાય શેઠને જણાવ્યો હતો કે આવી નબળાઇમા સુરતની બહાર પગ મૂકવો પણ મારે માટે જોખમભરેલો હતો. આ એમની માન્યતા એકલી નહોતી, પણ અંતરની વાંછના પણ હતી કે હું સુરત રહ્યાં કરૂં અને પંદર પંદર દિવસે એમની પાસે સર્ટીફીકેટ લખાવતો રહું, પણ માશીબાના દુખાવાએ તો લાંબુ ખેંચવા માંડ્યું એટલે મારે નોકરીમાંથી રાજીનામું આપવું પડ્યું.

માશીબાની માંદગી લંબાઇ એમા અમારો શો વાંક ! અમે તો બનતો પ્રયત્ન કરતાં. ડૉક્ટરોને વારાફરતી બદલતાં. અને ન બદલીએ તો માશીબા ક્યા છોડે એમ હતાં ? ફેશનની અધિષ્ઠાત્રી માટે એક ફેશન છ માસ પછી નકામી થઇ જાય તેમ માશીબાને પણ પાંચ છ દિવસ પછી ડૉક્ટર નકામો થઇ જતો એમનામાં આશાવાદ અને નિરાશાવાદ બે હતાં. ડૉક્ટરની દવા કર્યે પાંચ છ દિવસ થઇ ગયાં હોય અને દુઃખાવામાં છ આની જ ફેર પડ્યો હોય તો સંસાર જ દુઃખમય છે, સુરતમાં રંડ્યા કોઇ ડૉક્ટર જ હવે રહ્યા નથી, રોગ જ બળ્યો એવો છે કે એની કંઇ દવા જ નહિ એવો ઔષધવૈરાગ્ય માશીબાને આવી

જતો, પણ તેટલામાં મૂળચંદ જેવું કોઈ નવા ડૉક્ટરના પરાક્રમ સંભળાવતું કે માશીબા સતેજ થઇ જતાં. જાણે એ નવો ડૉક્ટર તરતનો જ જંગલમાંથી જડીબુટ્ટી લઇને આવ્યો હોય કે ટીબેટના લામાઓ પાસેથી તેમની છુપી સિધ્ધિઓ શીખીને ભાગી આવ્યો હોય તેમ એ ડૉક્ટર આવે ત્યારે જ ઝંપતાં.

પહેલાં તો અમે બરાબર સામેવાળા છગનભાઈ ડૉક્ટરની દવા કરતા. પાડોશી જાણીને એ બિચારો પૈસો પણ દવાનો ન લેતો. પણ માશીબાએ તો એને સાંજ સવાર ને બપોર બારીએથી એવા નોંતરાં આપવા માંડયાં કે છગનભાઇએ કહ્યું કે મારી પાસે હવે દવા જ નથી કેટલીક વાર તો માશીબા રાત્રે ઉભા થઇ જઇને બારીએ દોડતા અને છગનભાઇના સગામાં રાત્રે કેઇ મરી ગયું હોય અને એમને ડાઘુમાં બોલાવવા આવ્યા હોય તેમ છગનભાઇને માશીબા બૂમ મરતાં.

"જા છગનભાઇને કહે કે હવે તો રહેવાતું નથી ને મરી જવાય છે" ચંદુને માશીબા મોકલતાં "મરી જ જવાય છે ને. મરી તો નથી ગયાં ને ?" છગનભાઇ કરડાકી કરત.

"ત્યારથી છગનભાઇની દવા અટકી. એ કરડાકી માશીબાથી ન ખમાઇ. એમને મરવું નહોતું. એમને ચંદુને પરણાવવો હતો. મારે માટે કંઈ કંઇ આશા હતી. ખબર લેવા આવનારને એ દયામણે અવાજે કહેતાં કે "બેન, હું તો રોજ ભગવાનને પગે લાગીને કહું છું કે હવે જીવવાં નથી ગમતાં. હવે તો મોત આવે તો સારાં" અને આના જવાબમાં "હા મા હા' એમ જવાબ મળે તો એમને ગમતો. પણ કોઇએ આવીને એની મેળે જ કહ્યું કે "વીજકોર બેન, તમે તો હવે બહુ ખખડી ગયાં. હવે તો છુટો તો સારૂં આના કરતાં" તો તે વખતે તો માશીબા ન બોલતાં, પણ પાછળથી કહેતાં, "રાં–તારાં જેવાં દશના તેરમાં હજી તો ખાઇને જઇશ"

કહે છે કે ડૉક્ટર ભંડારકર એંસી પંચ્યાશી વર્ષની ઉમરે પણ ઉત્તમરામ ચરિતમાંથી નિયમિત થોડાં પાનાં વાંચતા. માશીબા પણ ભર માંદગીમાં ખાવાનું ન ભુલતાં એ બિચારાં ન ખાતાં તો એમને ચુંથારો થઈ આવતો અને ખાતાં તો એમને દુ:ખાવો થઇ આવતો. ન ખાતાં તો રહેવાતુ નહિ, અને ખાતાં તો ઝંપાતું નહિં.

અને એ દુ:ખાવા અને ચુંથારા ! ભલા ભલા ડૉક્ટરો પણ એનાથી ચેં ખાઇ જતા. જમશેદજી અને હોરા, મનોજરાય અને દ્રુપદ, મહેતા અને દેશાઇ, ચીચી હકીમ અને મીરજવાળા અને તે સિવાય કંઇ કંઈ ડૉક્ટરો અને વૈદો આવી ગયા. ડૉક્ટર દાદરે ચઢે કે તેને માશીબા "ઓ ઓ" ના ગેળી બારથી સત્કારતાં કેટલીક વાર તો ડૉક્ટરના આવવાનો વખત થાય ત્યારે ચંદુ ભારે પગલે ચઢતો અને ઉપર આવી " ઓ અ ઓ અ " કરતાં માશી સામું એવો હસી પડતો કે માશીબા ખીશીયાણા પડી જતાં. અંતે કાશીમાશીને ચંદુનું સત્યાનાશ કાઢવું પડતુ ને ડૉક્ટર આવે કે તરત માશીબા હિંદુસ્તાનના નકશામાં સીલોનનો ટાપુ બતાવતાં હોય તેમ ડુંટી નીચે બે ત્રણ પટાકડી બોલાવી બજાવતાં " આ ચુંથારા " અને પછી વિંધ્યાચળ પર્વત મધ્ય ભાગમાં બતાવતાં હોય તેમ પેટ પર હાથ ફેરવીને કહેતાં કે " આ દુ:ખાવા. "

ચુંથારા અને દુ:ખાવા ! એ 'સુજન જૂના' શબ્દો, એ જોડકા ભાઇઓ, અને એ બે વચ્ચેનો સુક્ષ્મ ભેદ કયા ડૉક્ટરે પીછાણ્યો છે ? કલેજામાં થાય તે ચુંથારો અને પેટમાં થાય તે દુખાવો એ તો માશીબાએ પહેલું જગતને શીખવ્યું. ખાવાની ભુખ માગી હોય ત્યારે થાય તે ચુંથારા અને ખાધા પછી ન ઝંપવા દે તે દુખાવો તેની તો માશીબાએ વૈદકશાસ્ત્રમાં શોધ કરી. વૈદ ડૉક્ટરોએ

ન સમતા જ પોચા કરડીને એ ઝીણો ભેદ ઉકેલવા મથતા.

દિવસો જવા લાગ્યા અને મહિના જવા લાગ્યા અને કંઇકંઈ ડૉકટરો, કેટલાક ખગોળશાસ્ત્રીઓ મંગળના ગ્રહના રહસ્યો શોધી કાઢી અમરત્વ પ્રાપ્ત કરેવા મથી રહ્યા છે તેમ, માશીબાને સાજાં કરી કીર્તિ સંપાદન કરવા મથતા. પણ શ્રેય અને પ્રેયનો ભેદ ઉકેલવા મથામણ કરતી કવિશ્રી નાનાબાલની જ્યોતની પેઠે 'દુખાવો કે સુંથારો! બોલો ગગનના ગુંબજ ઉત્તર દો એ દુખાવા તે શું છે'! એ રહસ્ય ઉકેલતાં ઉકેલતાં પાછા પડતા

અમારી પોતાની સગવડને ખાતર જ અમે જમશેદજીને બોલાવવાનું તો છેલ્લું જ રાખ્યું હતું, કારણ કે એ માણસ ઊઠીને આવતાં ત્રણ તાક લગાડે અને એને ઘેર દવા લેવા લેવાં તો એ કલાક થઇ જાય પણ મળાચંદના ચુરાને એણે પેટનો ગોળો મટાડલો એટલે હવે તો માશીબાએ એને જ બોલાવવાની જક લીધી

દુખાવો થવા માંડ્યો કે અમે ડૉકટર જમશેદજીને તેડવા મોકલ્યું અને ભુવાને આવતાં વળગણ દબાઈ જાય તેમ ડૉકટરને આવતા દેખી રખેને દુ:ખાવાને ઉંઘ આવી જાય તે બીકથી અમે સાધારણ રીતે ઉત્તેજક ગણાતા પાંતરા, ભજીયાં, મરીઆંમાંથી થોડું થોડું આપી દુ:ખાવાને મસ્ત કરવા માંડ્યો એકાદ કલાક થયો, પણ જમશેદજી આવ્યા નહિ

'હાય હાય મુઓ દુખાવો તો બેસી ગયો' માશીબાએ કહ્યુ.

'લે એક મરીયુ'. કાશીમાશીએ કૃષ્ણચંદ્રની પેઠે મરીઆની બંસરી બજાવી સુતા કાળીનાગને જગાડવા માંડ્યો.

'ખાઇશું ત્યારે?' પોતાના સૌંદર્ય પર મોહી ચઢી આવેલા યવન રાજાના સંહારમાંથી પિતાનું રાજ્ય બચાવવા અનિરુદ્ધાએ ઝેર રજપુતબાળા વિષપાન કરતી હોય તેમ માશીબાએ પૃચ્છ્યુ.

'તમે તમારે ધન્વંતરીનું નામ દઇને લઇ લેની' કાશીમાશીએ સ્વર્ગમાં બેઠેલા ધન્વંતરીને ડીસ્ટર્બ કરવા માંડ્યો.

'બેસી જ ગયો' માશીબાએ ધન્વંતરીની કે મરીઆની દાદ દુ:ખાવાએ ન સાંભળી તેની ફરીઆદ કરી એટલામાં તો મોટર અટકી અને જમશેદજી આવ્યા માશીબાએ તેમને દરેક પગલે તેપ ફેડી સત્કાર કર્યો અને એમના ઉપર આવ્યા પછી 'આ સુંથારા, આ દુખાવા' કહીને જોડીઆ ભાઇઓની ઓળખાણ આપી

'કેટલાં વરસ થયાં ડોસાંને?' જમશેદજીએ મને પૃચ્છ્યું હું સાંઠ પાંસઠ કહેવા જતો હતો ત્યાં તો 'પચાશ ભાઇ હો વધારે નહિ એમ જાતે જ જવાબ આપી દીધો. અને મેં પચાશ કેમ એમ વિરોધ કર્યો ત્યારે સમજાવ્યુ અમારા તો પૂણીઆ વરસ ખરા કેની તેમાં વરસ ઓછા કહેવાનું કારણ પાછળથી એમણે જણાવ્યું કે ડૉકટરને વધારે ઉમર કહી દઇએ તો એને એમ લાગે કે 'આ ભૂઇ ઘરડી છે માટે છો મરતી' એટલે બરાબર દવા જ ન કરે

જમશેદજીએ દશ પંદર મિનિટ બરાબર તપાસ્યાં અને કહ્યું કે એપેન્ડિસાઇટિસની (આંતરડાના વ્યાધિની) અસર છે પણ ડૉકટર ચિકિત્સા કરે તો તેના પણ ભોગ હતા એપેન્ડિસાઇટિસ એ શું હશે તે સમજાવ્યા વગર ડૉકટરના બાપનો પણ છૂટકો ન થતો. ડૉકટર કંઇક સરખામણીઓ આપીને રોગ સમજાવવાની પ્રયત્ન કરતો. જમશેદજી આવ્યા હતા તે સાંજે ખબર લેવા આવનારને ખબર પડી કે માશીબાના હાડકાને પુંછડું ઉગ્યું હતું. જેમ ગાયના પુંછડા પર મચ્છર બેસતાં પુંછડું હલાવે છે તેમ કંઇ ખાવાનું પેટમાં જાય ત્યારે હાડકું એનું પુંછડું હલાવતું અને દુ:ખાવો થતો અને સાંભળનારાઓ એ પણ પ્રભુની લીલા

અપાર છે. શું હાડકું અને શું તેનું પુંછડું એની લીલાને કોણ સમજી શકે જ" એમ પ્રભુનો મહિમા ગયો હતો.

ચિકિત્સા કરી જમશેદજીએ જવા માંડયું, પણ મારીબાએ જમશેદજીને અટકાવ્યા 'બેસો બેસો ભાઇ આમ શું કરતા હશો? એટલામાં ચાલ્યા જાવ છો? જરા સાંભળો તો ખરા. તમે ન જાણો ભાઇ! પણ મારા જેવું દુઃખ બીજા કોઇને નહિ હોય બીજાં બધાં તો મૂઆ સારાં પણ થઇ જાય, પણ આપણે તો સવારને સાંજ, સાંજ ને સવાર લેલડિયાં ગાયાં કરીએ.

"ગાવ ના, માજી, ગાવ ના, ગાવ છ કાંય?"

"શું કરીએ? આ સુંથારા, આ દુખાવા, ન રહેવાય કે ન ઝંપાય એટલે લેલડિયા ગાયાં કરીએ."

મેં ડૉકટરને સમજાવ્યું કે લેલડિયા એ કંઇ ગીત નથી, રાસ નથી, પદ નથી, ગરબો નથી, ગરબી નથી પણ કંઇ અગમ્ય જ શબ્દ છે. અમે પણ એ શું છે તે સમજી નથી શકતા. ક્યાંથી સમજી શકીએ! નર્મદ કોષમાં કે સાક્ષરોના લખાણોમા એનો પત્તો નથી માંદગી દરમીઆન વૈદકશાસ્ત્રમાં અને સાહિત્યમાં જે મારીબાએ શોધખોળ કરી હતી તેનો "લેલડિયાં" શબ્દ છતો અને જાગતો નમુનો છે

"એ લેલડિયા લેલડિયાં શું કરતાં હતાં?" મેં ડૉકટર ગયા પછી પૂછ્યું.

"આ રહેવાય નહિ અને ઓયરે ઓયરે' થઇ જાય એ જ તો બળ્યું"

હું સાક્ષરોને એમ પૂછું છું કે "સમજાવશો કો ફીલસુફી આ શબ્દ લેલડિયા તણી!" લેલડિયા શબ્દ ક્યાંથી ઉતરી આવ્યો? હાલરડાં પરથી કે લાડકડાં પરથી લાડકા લાડુમાંથી? વ્યુત્પત્તિશાસ્ત્રમાં જેમની બુધ્ધિ ચાલતી હોય તેમને માટે આ મહાન તર્ક છે અમુક વખત પર શેતરંજીની વ્યુત્પત્તિ માટે સાક્ષરોના શતરંજી, શતરંગી, સાતરંગી, સપ્તરંગી વગેરે તર્કવિલાસ ચાલ્યા હતા. ત્યાર પછી શેતરંજીનો વારમો "લેલડિયાં" ને મલવો ઘટે છે

એએક દિવસ જમશેદજીની દવાથી ફેર રહયો. છતાં ફેર છે એમ જમશેદજીને કહેવાની મારીબાએ સાફ ના પાડી હતી, કારણ કે એમને બીક હતી કે ફેર છે એમ



"ગાવ ના, માજી, ગાવ ના ગાવ છ કાંય?'

કહીએ તો ડૉકટર સારી દવા બદલી નાખે.

પણ ફેર કંઇ લાંબો વખત ન રહ્યો ત્રણ ચાર દિવસે મૂળચંદ ઘાંચી ઘી આપવા આવ્યો ત્યારે મારીબાએ પેટમાંના હાડકાનું પુંછડું હાલતું હતું તેની વાત કરી.

"એમાં તો આપણા મીરજવાળા" મળ ચંદે હોઠ પર હોઠ કચકચાવીને કહ્યું.

"એમ કે ? " માશીબાએ ઉલ્લાસમાં પૂછ્યું. માશીને લાગ્યું કે એ મીરજવાળો હિમાલયની ગુફામાંથી કોઇ યોગીને બનાવીને સિધ્ધિઓ અને જડીબુટ્ટીઓ લૂંટી લાવ્યો હતો.

"હાડકાનું કામ આઇવું તંહીઆ મીરજવાળો"

"એવો હોંશિયાર છે ? "

" હોઉ " બી. બી એન્ડ સી. આઇના પાંચ ડબ્બાને સામટા એક હથેલીના જોરથી ધકેલી દેતો હોય તેવા શુરાતનથી "હોઉ" બોલતાં બોલતાં મૂળચંદ હાથ લંબા ગો એક સાહેબને મીરજમાં વાઢ કાપ કરવાની ઉતી. બધ્ધાંએ ના કેહી, પછી મીર જવાલાને બોલાયવો.

"મીરજવ લાએ શું કયરૂં ?" વકતાની ગ્રાવી મૂળચ દ અટકયો.

" શું કયરૂં ?" અમે ધડકતી છાતીએ બોલી ઉઠયા

'મીરજવાલો કેહી છ કે એમાં શુ કરા. એણે તો સાહેબને ઉભ્ભોને ઉભ્ભો ચીરી લાયખો અને પછી પ છો સીવી લાયખો "

' ના ભાઇ ના, ના ભાઇ ના,' માશીબા જે મોતની દરરોજ પ્રાર્થના કરતા હતાં તેમણે કહ્યુ.

"તમને નહિ ચીરે. આપની ચંચળને વાયગું ઉતું તે કોણે મટાયડું ?"

કોણે મટાયડું ?" અમે એકી શ્વાસે બોલી ઊઠયાં.

'મીરજવાલાએ જ મટાયડું.'

મારા મનને કે મીરજવાળા તે કોઈ દાઢીવાળા પંજાબી હશે, પણ નીકળ્યા ત્યારે વાણીઆ અને એવા સભ્ય, ખામોશવાળા અને unassuming લાગ્યા કે સાહેબને બેસાડયા કે સુવાડયા વગર 'ઊભ્ભોને ઉભ્ભો ચીરી લાખે એ તો મારા માનવામાં જ ન આવ્યું '

મીરજવાળા આવ્યા કે માશીબાએ એમને વિનવ્યા 'ભાઇ એવું ન કરશો હોં"

'શું ?'

'પેલા સાહેબને તમે ઊભ્ભોને ચીરી નાયખો ને તેવું'

'મીરજવાળા કોઇ વેદની ઋચાનું ગૂઢ રહસ્ય ઉકેલતા હોય તેમ જોઇ રહ્યાં.

મેં મળચંદ તરફ જોયું, ત્યારે એ બોલ્યો " એ તો સ હેબ આપનો લલવો વાત કરતો તો. લલવો કેહી છ કે મીરજમાં એક સાંહેબને તમે વઢકાપ કરીને ઊભ્ભોને ઉભો ચીરી લાયખો ને પછી પાછો સીવી લાયખો."

ડૉકટરનો સ્વભાવ તીખો હોત તો મૂળ ચંદને ખબર પડત કે મીરજમાં કોઇ સાહેબ ઊભ્ભો ઊભ્ભો ચીરાઇ ગયો હતો કે સુરતમાં એક ઘાંચી ઊભો ને ઊભો ચીરાઇ ગયો હતો.

" શુ લ ગે છ ડ કટર, મેં પુછ્યું,'

"*Floating Kidney*"

Floating Kedney પર પચ્ચીશ લીટીની કૅમેન્ટરી ચાલ્યા પછી માશીબાને ખબર પડી કે શું દર્દ હતું બધાએ પણ જાણ્યું કે, એમને ખરું તો ફીડીયાનું દરદ હતું.

એક વર્ષ આમ માશીબાની માંદગી ચાલી. તેમાં તો કંઇ કંઇ વૈદો અને ડૉકટરો આવી ગયા. નજલો, ગુલવાયુ. આમ્લપીત, હોજરીનું દર્દ, આંતરડાની અશક્તિ, વાયુ, અજીરણ એવા ભાગ્યે જ કંઇ રોગ હતા જે માશીબાને ન લગાડવામાં આવ્યા. જુદી જુદી ચિકિત્સાઓ છતાં મોટે ભાગે ડૉકટરો એક વાતમાં સંમત થતા કે માશીબાએ કરી

પાળની અને ફક્ત દૂધ, ચા કે જારા પર રહેવું.

અને એ તો મોટી મુશીબતની વાત હતી, કારણ કે માશીબાને ન ખાય તો મુંઝારો થાય અને ખાય તો દુખાવો થાય વળી કાશીમાશીની ચાકરી માશીબાને ખાસ ગમવાનું કારણ એ હતુ કે "બે કકડી પુરી અને બે કકડી શાક" આપવાની એ હિંમત કરતાં.

ચંદુ મહારાજને ત્યાં મગજ દૂધપાકની ન્યાત થઈ ત્યાંથી આવેલો મગજ માશીબાએ જાનેમાનો દાબડામાં ભરીને માથા નીચે રાખવા માંડ્યો. વૈદ ફક્ત મગની દાળ ને ભાતની જ રજા આપી ગયેલા હોવાથી અમે કાશીમાશી પર પણ સખત જાપ્તો રાખવા માડ્યો હતો. અને માશીબા પણ માંગતા નહોતાં એ અમને અજાયબી થતી. એક રાત્રે ખખડાટ થતા હું જાગ્યો અને માશીબાને એમના ઓશીકા તળેથી મગજ કાઢી બે ડબ્બા મોમા ભરતા જોયા બીજે દિવસે મેં અને ચંદુએ સંતકારી કરીને માશીબા અઘા પાછા થયા ત્યારે મગજ કાઢી લીધો અને ડબ્બો બરાબર પાછો ગોઠવી દીધો. તેજ રાત્રે માશીબાએ મને પાસે બોલાવી બહુ ખનગી વાત કહેતાં હોય તેમ કહ્યું.

'આ કાશી સારી, પણ મુઆં એના છોકરાઓ તો ચોટ્ટા છે કે?'

'કંઇ ગયું?' મેં હસવું મહાપ્રયત્ને રોકી રાખતાં કહ્યું.

"નાના પણ મુઆં ચોર તો ખરા."

'પણ ખોવાયું શું? જે હોય તે કહી નાખોને કે સમજણ પડે. વગર હાથ ઝાલે કોઈનું નામ કેમ દેવાય?'

'વારુ ભાઈ વારુ, તું ન હમજે. એ મુઆં ચેર તો ખરાં' ન કેમ સમજે? હું સમજતો હતો કે પોતે ઓશીકા નીચે મગજ રાખ્યો હતો તે ગયો એમ કહેવાની હિંમત માશીબાની નહોતી ચાલતી તેથી ચોરની મા કોઠીમાં મોઢું રાખી રડતી હતી.

આમ ખાતાં, પીતાં, સુંકાતાં, માશીબાએ વરસ કાઢી નાખ્યું.

એવામાં તો શરદચંદ્રનો મારા પર કાગળ આવ્યો કે એ બધા સુરત આવે છે સુરત કોર્ટ મેજીસ્ટ્રેટ ગબડી જતા સરકારે એમને મેજીસ્ટ્રેટની પદવી આપી કે કોઈ મહાન કેસમા સુરતના વકીલોના બેજા ન ચાલવાથી એમના તાલ-પુરીએ કમેલા મગજનો સુરતવાસીઓને આશરો કે ધરો પડ્યો, તે કંઈ ખબર ન પડી

એ તો જયાબેન માશીબાની ખબર લેવા આવ્યા તેને બીજે જ દિવસ આવ્યા, ત્યારે જણાયું કે ચંદ્રિકાનુ સીમંત કરવા એ બધાં સુરત આવ્યા હતા. સીમંત કરીને શરદચંદ્ર મુંબઇ જવાના હતા અને આ બધા સુરત જ રહેવાનો વિચાર કરતા હતા

આ વિચાર કંઇ મને રમા વહેવાણને પસંદ ન હતો. એમની છોકરી શરીરે નાજુક હતી (માશીબાના શબ્દોમા વાઘ જેવી હતી) માટે એને તો પુરંદરની હોસ્પીટાલમા કે મુંબઈના કોઈ સારા 'મેટર્નીટી હોમ'માં મોકલવી જોઇએ એવી એમની માન્યતા હતી. કોઈ ભાગ્યશાળી પુત્રીઓને જ એના જેવી મા મળે છે તે એમણે સાબીત કરી આપ્યું હતું એ ન હોત તો ચંદ્રિકાને ખોળો ભરાવવાનો લહાવો સદાનો રહી જાત શરતચંદ્ર અડગ સુધારક હતા, અને ચોકખેચોકખું કહેતા કે એ કંઇ સીમંત બીમંતમાં નહોતા માનતા. તેથી એમને એવો ફારસ કરવો જ નહોતો.

જે દિવસ શરદચંદ્રે આ રોલેટ એક્ટ બહાર પાડ્યો કે તેના પર "એજીટેશન" શરૂ થઈ ગયું. ચંદ્રિકા તરત બાપેરે જઇને એની માને કહી આવી અને મનોરમા વહેવાણ બીજે દિવસે સવારે "પ્રોપેગેન્ડા" ચલાવવાને

શરદચંદ્રના સગાવહાલાં, ન્યાતીલા, ઓળખીતા પાળખીતામાં નીકળી પડ્યાં. "જાણો છો કે હરખી બેન, અમારા જમાઇ તો રમુડીની અધની જ નથી કરવાના. પણ છોકરીને શું લ્હાવો પડે એ ડોબો તો નથી સમજતો, પણ પેલી ઉખળા જેવી એની મા પણ નથી કંઇ એને કહેતી? પોતે પરવારીને બેઠી એટલે થયું..........."

શરદચંદ્ર આટલું તો ખમી લેત. ખમી લેત એટલું તો નહિ પણ સાંભળીને હર્ષથી નાચત કુદત. કારણ કે બીનસુધરેલા માણસ પોતાની ટીકા કરે છે, ચર્ચા કરે છે, પોતાના કાર્યથી ચીડવાય છે તે દેખીને સુધારકને ઘણો હર્ષ થાય છે. પણ આટલાની છેવટે મનોરમા વહેવાણ કહેતાં "જવા દો ને બેન બધી વાત હોય શું કે કરે?"

અને આ વાક્ય સુધારકને તીરની જેમ લાગ્યું કયો એવો સ્થિતિ વગરનો સુધારક છે, જે ગરીબાઇનો આક્ષેપ ખમી શકયો છે? પરિણામ એ આવ્યું કે અંદરથી સાસુને ગાળો દેતાં દેતા, એ સંતતિસંયમનના હિમાયતી અને નિરર્થક ખર્ચના કટ્ટા વિરોધી સુધારક યુવાને, લોકોની વચ્ચે ઝીકની ટોપી પહેરીને, પોતે જેને ધિક્કારતો તે અજ્ઞાન ગોરની સાક્ષિયે પૂજા કરવાનું અને જેને પૈસો પણ આપવાનું મન નહોતું તેમને શીખંડપુરી ખવડાવવાનું, માત્ર પાસે છે એમ સાબીત કરવાની ખાતર, માથે લીધું.

સીમંતને દિવસે હું, પ્રમિલા, ચંદ્ર, સવિતા વગેરેને બપોરથી જ શરદચંદ્રને ત્યાં ધામા હતા. માલતી માધવમાં માધવ કહે છે કે એણે માલતીને જોઇ તે જ એના જીવનનો મોટામાં મોટા મહોત્સવ હતો. પણ મને લાગ્યું કે એક સુધારકને કચવાતે મોઢે, મોઢું કરતાં અનિયમિત ગોરને બોલાવતાં બોલાવતાં, મહિષીની પદવી મળતી હોય તેવા ઉલ્લાસથી મલાલતી પત્નીના સત્કારમાં, સીમંતની પૂજા કરતો બેઠેલો જોવો એ પણ જીવનનો મોટો મહોત્સવ છે.

જમતાં કરતાં તો આઠ વાગ્યા. આઠ વાગે અમે જમવા બેઠાં હતાં. શીખંડ પુરી પર એક નવ વધુ જેવા પહેલા ઘાણનું પહેલું ભજીયું મોંમાં મૂકવા જાઉં છું ત્યાં તો નટુ મહારાજ હાંફતા હાંફતા આવ્યા. "ઇશ્વરભાઇ એ ઇશ્વરભાઇ, ચાલો માશીબાને તો શૂળ નાખે છે ને ગભરાઇ ગયાં છે." જયા બેન પણ આશ્ચર્ય પામ્યા. એ એક કલાક પર ઢાંકી આવ્યા ત્યારે તો માશીબા કેવી લહેરથી વાત કરતાં હતાં?

ખાધું ન ખાધું ને અમે ગાડીમાં ઘેર પહોચ્યાં. માશીબા બિચારાં એવા સ્વાભાવિક ઉંકારા કરતાં હતાં કે અમને સલામીની તોપોના ધડાકા પણ ન મળ્યા. રોજ કરતાં કાંઇ માશીબાના ચેનચાળા જ જુદા હતા.

"કેમ ઓચિંતુ આ શુ થયું?" મેં કાશીમાશીને ઉધડા લેવા માંડયા "કંઇ ખવડાવ્યું હતું કે?"

"ના રે ભાઇ, એ તો જરા જયા લાવી તેમાંથી એક બે કટકી પુરી અને બે આંગળી શીખંડ સિવાય બિચારી કશાને અડકી યે નથી ને"

ડૉક્ટર આવી ગયો, પણ કંઇ સુધારી ન ગયો બે ત્રણ કલાક રહીને તો માશીબાએ મને "મગનભાઇ" "છગનભાઇ" "જેઠુભાઇ" એમ જુદા જુદા પુરૂષોમાં અને કેટલીક દુનીઆમાં ન અસ્તિત્વ ધરાવતી વ્યકિતઓમાં ફેરવી નાખ્યો. કાશીમાશીને એમની મરી ગયેલી નણંદ નંદકોર બનાવ્યાં અને ઓશીકાંને છોકરાની પેઠે પંપાળવા મંડ્યાં. . .

ધર્માદા કરવાનું તો અમણે અમને કહ્યું હતું તે પ્રમાણે ભાવનગરમાં છબીલાજીના મંદિરમાં એમની તિથિએ રાજભોગ વ્યાજમાંથી થાય એટલા પૈસા આપવાનું, લલુજીમાં અગિયારસને દિવસે ફરાળ ધરાવવાનું,

મોટામંદિરમાં બારસને દિવસે બે હજાર પન રાવળી ભરાવી આપવાનું, નિવનીત પ્રિયાજી, લાડીલાલજી, મદનમોહનજી, આચાર્યજી મહા પ્રભુજી, બાળકૃષ્ણજી, ભટજી, અને બેઠકજી એટલાં સાત જીજીના મંદીરે પંદર રૂપીઆની ભેટ પ્હેચી આપવાનું મેં વચન આપ્યું.

રાત આખી માશીબાએ કષ્ટ ભોગવ્યું અને પછી આ દુનીઆનો શીખંડ ન ભાવ વાથી કે કાશીમાશીએ "એ જ આંગળી' ચટાડયો તેથી તેમના પર રીસાઇ જવાથી, "Mrs Ghia is expected tonight." "આવે છે, આવે છે, આજે મીસીસ ઘીયા આવે છે, તેનો હર્ષ ગગનમા ગાજે છે" કહી નંદનવનમાં થેઇ થેઇ કરતા લલ્લુમાસાને મળવા માશીબાએ ૪-૩૫ નો વેકું ટમેલ પકડયો.

હું ન પડયો અને બીજા કોઈ રાજા મહા રાજાઓ પણ મારા રૂપ, ગુણથી ન આક ર્ષાયા, તેમાં મારો શો વાંક? અરે, એ બધા તો ઠીક, પણ સચીનના નવાબે તો, મને જોયો હતો. સચીનના નવાબ ઇદને દિવસે સુરતની મોટી સડકેથી ગાડીમાં કે ઘોડા પર જતા ત્યારે હું ત્રણ ચાર સલામ ઠોકતો અને એ પણ મને સલામ કરતા, છતાં એ પણ રત્નની કીમત ના આંકી શકયા એટલે પછી નાનું મોટું યે રાજ તો કયાંથી જ કરૂં ?

રાજ કરવાનું તો ન મળ્યું, પણ રાજ્ય દરબારે તો ચટવું પડયુ. જેમ વૃધ્ધ રાજા કયારે મરે-અને બાળા રાજાના રાજ્ય પર તરાપ મરાય એવા ઉદ્દેશથી પાસેના લોભીઆ રાજાઓ ટાપી રહે છે તેમ માશીબાના બે ઘર પર એમના પિત્રાઈઓ તરાપ મારી રહ્યા


માશીબાએ ૪-૩૫ નો વેકું ટમેલ પકડયો

વાંચક તો જાણશે કે આ ડફોળે "દાદા જીની વાતો" કે "દાદીમાની વાતો' જ નથી સાંભળી. સાંભળી હોત તો ખાધુંપીધું ને રાજ કીધું લખત. એકલું ખાધું પીધું લખીને ન બેસી રહેત. પણ મારા દાદાદાદીની આબરૂ પર, એવી બદનક્ષી કરવાની જરૂર નથી મારાં દાદીમા વાતને છેડે દર વખતે કહેતાં "એ રાજકુમરીને પયણ્યો ને ખાધું પીધું ને રાજ કીધું." અને તે પ્રમાણે મને કોઈ "જીન્નતની હુર" જેવી રાજકન્યા પરણી, માથા પર રાજમુગટ લગવી દઇ રાજ્ય કરવાના અભિલાષ થતા. પણ મારા બાપદાદા કોઇ દેશીરાજાના ભાયાત નહોતા. દત્તક લેતી વખતે ગાયકવાડ સરકારની નજરે

હતા, અને માશીબાનું મૃત્યુ થયું કે

"ચાલો ઉઠોને આજ રમત રમીએ નવી રે લઇ, વકીલોને જઇએ કોરટ માંય"—કરતા પિત્રાઇઓ ધસી આવ્યા.

માશીબાએ મારી તરફેણમાં કરી આપેલું કાતરૂં વંચાયું. લલ્લુમાસાનું વીલ વંચાયું અને સરકાર માબાપે એવો ચુકાદો આપ્યો કે મારો કે પિત્રાઇનો કોઇનો હક નહોતો. બંને ઘર ધર્માદામાં જવાં જોઇએ.

પણ ધર્માદામાં બે ઘર જ ગયાં, કારણ કે ઘર એવાં ચોકખાં કરી મૂકયાં હતાં કે પિત્રાઇઓ ચાટી જાય તો પણ પોપડાઓ મહામુશીબતે એમના મોંમાં આવે અને ચેરીટીના ટ્રસ્ટીઓને ઘર વળાવવાને સાવરણી

પણ નવી મંગાવવી પડે. માશીબા પાસે ચાર પાંચ હજારનું ઘરેણું કહેવાતુ, પણ તે 'સંન્મિત્રની પેઠે માશીબાનું મોત ન ઉજવી શકવાથી, મીતામાતાની માફક भगवति वसुंधरे देहि मे विवरं કહીને ધરતીમા પેંશી ગયું કે નારદજીની માફક અંતર્ધ્યાન થઇ ગયું તે સમજણ ન પડી.

જાગીરદાર શેઠ મોટેલાલ પાસે માશીબાના રૂપીઆ હતા, તેમાથી માશીબા પાછળ ધરમદાન, જ્ઞાતિભોજન વગેરે થયું. માશીબાને અગ્નિસંસ્કાર કરવા લઇ જતા જે સુજ્ઞ જ્ઞાતિબંધુએના ખભા પર ખાડા પડયા હતા તેમના ખભાના ઘા રૂઝવવા અને જે વિયોગિનીઓના ગળાં 'હાયહાય' કરીને બેસાયા હતા તેમના ગળામા ગ્લીસીરાઇન ચોપડવાને અમે "મગજ દુપ્પાક" કર્યા

ક્રિયા પતી ગયા પછી કાશીમાશી, ચંદુ અને સવિતા ઓળખીતા પાળખીતા સારૂ મગજના ડબ્બા ભરી મુંબઈ ગયા મેં તો મુંબઇ જવાનો વિચાર માંડી વાળ્યો. મગન લુહારની ચાલમા અને નાલીમીટર શેઠની ઓફિસમાં મુંબઈના Romance સહેલ, આનંદ પ્રેમ-કિસ્સાનો એટલો સરસ અનુભવ મળી ગયો હતો કે મે સુરત રહેવું જ પસંદ કર્યું.

સુરતમા ઘરનું ઘર હોય, ચાળીશ પચાશ રૂપીઆની મહિને આવક હોય, તે ઉપરાંત છ સાત હજાર રૂપીઆ હાથ લાગ્યા હોય તો માણસ ખાઈપીને આનંદ તો કરે, પણ બલનો એક્કો પણ દોડાવી શકે

શરદચંદ્ર પણ માશીબાનો મગજ દુપાક ખાઇને મુંબઈ ચાલ્યા ગયા. ફકત ચંદ્રિકાનાં પ્રસવની ખબર પડી કે ખબર લેવા આવી ગયા. શરદચંદ્રને પહેલાં તો "બોધર" જોઈતી જ નહોતી, પણ જ્યારે આભ - તુટી જ પડ્યુ ત્યારે એમને લાગ્યું કે હશે, પુત્ર પ્રાપ્તિ થાય તો સારૂં આથી ઉલટું ચંદ્રિકાને, એની માની પેઠે જમાઇને સમજણ પાડવાની હોંશથી હોય કે કેમ, પણ પુત્રીના કોડ હતા અને પ્રભુ જે દયાસાગર ગણાય છે તેણે સંતતિ સંયમનની આ હિમાયતી પત્નીને એક છોકરી અને છોકરાનું જોડકું આપી પતિપત્ની બન્નેનાં મન રાજી કરી કૃપાસિંધુતા સાબીત કરી આપી

ભાગાતળાવ પર કસને કટલરીની દુકાન ઉઘાડી તેમા હું એની સાથે ભાગ-રાખી ગોઠવાઇ ગયો અને શોખને ખાતર એક એક્કો પણ મેં રાખ્યો

ધોળીયા ગેણીઆની પુંછડી આમળી એક્કો ચલાવવામાં શી લહેજત આવે છે તે તો કોઇ એકકાવાળો સુરતી જ સમજી શકે મીસીસને ટુસીટરમા સાથે લઇ ફરવાથી કોઇ શ્રીમંત પતિને આનંદ થાય અને રાજ્યદંડ ફેરવતાં સમ્રાટને જે. સત્તાનો ગર્વ અને સંતોષ થાય તેવો જ હર્ષ એ મીસીસને એક્કામાં બેસાડી ધોળીયા ગેણીયાની પુંછડી આમળી એક્કો દોડાવતાં મેળવી શકે છે.

સંપૂર્ણ.

# વિ. સં. ૧૯૮૨ના વાંઙ્મયનો વિસ્તાર

લેખક:--રા. રા. પ્રભુદાસ સુંદરજી નંદાણી

[સંવત ૧૯૮૨ના વર્ષ દરમ્યાનની સાહિત્યવિષયક, રંગભૂમિવિષયક, અને ચિત્રપટવિષયક પ્રવૃત્તિની બને તેટલી નોંધ ટૂંક ટિપ્પણ સાથે રજુ કરવાની જબરી જ્હેમત માટે અમો રા. ભાઇ પ્રભુદાસ નંદાણીના આભારી છીએ નોંધમાં જે ટીકાઓ આપી છે તે કેવળ નિખાલસ ભાવે જ લખાયેલી છે એમ અમને રા નંદાણી જણાવે છે. વળી લેખકના દરેક મત સાથે અમે મળતા છીએ એમ માની લેવાની પણ વાચનારાં ભૂલ ન કરશે એવી અમને ઉમેદ છે—તંત્રી "નવચેતન"]

The literature of a nation reveals its innermost thoughts, deepest yearnings and highest ideals.

(*Smith in 'the Soul of Germany'*)

સાહિત્ય એ જનતાના ચૈતન્યનુ વાઙમય શરીર છે એ સ્થુળ શરીરના ઉંડાણમા જનસમાજની વાસનાનું સુક્ષ્મ શરીર રહેલું છે. આમ સ્થુળ અને સુક્ષ્મ શરીર બન્ને સંસર્ગમાં આવે છે અને આ રીતે સાહિત્ય અને જનસમાજની વાસનાઓ વચ્ચે કાર્ય કારણનો સંબંધ રહે છે.

જેમ વૃક્ષનું આયુ તેના રેસા, ગળ અને થર પર અવલંબેલું છે, તેવી જ રીતે જનસમાજનું પ્રજાશરીર પણ વાઙમયના ચૈતન્ય પર સાપેક્ષ છે. એટલે આપણે પણ આજે આ વરસે થયેલ નવપલ્લવિતા કે ઘસારાનું સિંહાવલોકન કરીએ.

## નવલકથા અને ટુંકી વાર્તા

નવલકથાઓનો શોખ લોકોમાં ખૂબ ફેલાતો જાય છે. સારી નવલકથા વાંચવા માટે લોકો ખુબ ફાંફા મારે છે. આ વરસના બધા સાહિત્યની પેઠે નવલકથાનું સાહિત્ય પણ સાવ કંગાલ છે. નવલકથાઓ તો થોકબંધ બ્હાર પડ્યે જ જાય છે. પણ તેમાથી ભાગ્યે જ કોઇ સત્વવાળી હોય છે.

### ઐતિહાસિક

| | | | |
|---|---|---|---|
| મૌલિક: | ૧ | નાનાસાહેબ | લે. નારાયણ ઠકકુર |
| અનુવાદ | ૨ | જયન્તિ | અનુ " " |
| | ૩ | લાલચીન | ધીરજ |
| | ૪ | લંડન રાજ રહસ્ય ભાગ ૪થો | " મધુકર |
| | ૫ | ભારતવીર | " શ્યામસુંદર |
| | ૬ | આયવેન્હો બે ભાગ | " શ્રીમતી વિમળાગૌરી સેતલવડ |

સામાજીક

| | | | |
|---|---|---|---|
| મૈલિક. | ૭ અનુપમ ઉષા | | ધનશંકર ત્રિપાઠી |
| | ૮ કમલસિળ કુમારિકા | | મહાસુખલાલ ચુનીલાલ |
| | ૯ કઠી પ્રાબલ્ય | | લે મ્હાશંકર શાહ |
| | ૧૦ સ્નેહ લગ્ન | | ,, સોમચંદ પારેખ |
| | ૧૧ આદર્શ પ્રેમ | | ,, ડાહ્યાલાલ પાઠક |
| | ૧૨ બેગમ કે બલા | | ,, મધુકર |
| | ૧૩ સમાજની સંધ્યા | | ,, પુષ્પ |
| | ૧૪ અનુપમ | શરત બાબુ | અનુઃ મલિક |
| | ૧૫ ગૃહદાહ | ,, | ,, રત્નેશ્વર ભટ્ટ |
| | ૧૬ ભૂલનો ભોગ | ,, | ,, હિરાલાલ ગણાત્રા |

અદ્ભુત

| | |
|---|---|
| ૧૭ એંસી દિવસમાં દુનિયાની મુસાફરી | અનુઃ મણુદાસ નંદાણી |
| ૧૮ જંજીરને ઝણકારે | લે. ચાંપશી ઉદેશી |
| ૧૯ રાજબા | લે. શયદા |
| ૨૦ શશીકાન્ત અને સંયોગિની | ..... |
| ૨૧ સરોવરની સુંદરી | લે પુષ્પ |
| ૨૨ જગનમોહિત અને નટરાજ | પ્રો બેઈન અનુઃ હિરાચંદ |
| ૨૩ તિલોત્તમા | ,, ,, ,, મંજુલાલ |
| ૨૪ રંગીની સંધ્યા | ,, ,, ,, લલિતવાડ મય અ યમાળા |
| ૨૫ બ્રહ્માંડનો ભેદ | ,, ,, નટવર વીમાવાળા |
| ૨૬ આનંદમઠ | બંકિમ બાબુ અનુઃ પ્રસનવદન દિક્ષિત |
| ૨૭ સોનેરી બાળ | માધવરાવ કર્ણિક |
| ૨૮ ખૂની કે જાદુગર | મધુકર |
| ૨૯ ભયંકર હત્યાકાંડ | ચંપકલાલ મોદી |
| ૩૦ યમરાજનો દરબાર | 'મોજમજાહ' ઓફીસ |

ઐતિહાસિક મૌલિક નવલકથા ફક્ત એક જ. નાનાસાહેબ. આજ તો નારાયણ ઠક્કુર એટલે જડબાંતોડ ભાષા, નિર્જીવ સંવાદો, નિર્જીવ પાત્રાલેખન અને નિર્જીવ વાતાવરણ. શ્રી ઠક્કુર ઇતિહાસના સંશોધનમાં જેટલી કાળજી લે છે, તેટલી કાળજી કલાયુક્ત નવલકથા લખવા માટે કેમ નહિ લેતા હોય? શ્રી ઠક્કુર અગાઉ આજના કરતાં તો ઘણું સારૂં લખી શકતા. આ નવલકથા તેમની જુની કૃતિ હોવાથી તેની ભાષા ખૂબ સરળ છે. બાકી વસ્તુસંકલના અને પાત્રાલેખન નમાલાં છે.

ભાષાંતરમાં 'આયવેન્હો' સૌથી વધુ ધ્યાન ખેંચે છે. યુરોપના જાણીતા નવલકથાકાર સર વોલ્ટર સ્કોટની ખુબ વખણાયેલ કૃતિ આજ પ્હેલવ્હેલી ગુજરાતીમાં ઉતરે છે. પણ અનુવાદક બ્હેન મુળ પુસ્તકને ન્યાય નથી આપી શક્યાં. અનુવાદ બહુ જ કર્કશ અને ઢંગધડા વિનાનો લાગે છે ભાષા સરળ છે.

'જયન્તિ' ઇસ્ટ ઈંડીયા કંપનીના સમયનું વાતાવરણ આલેખે છે. વાર્તા ખુબ રસિક છે 'લાલચીન' એક સાધારણ હિંદી નવલકથાનો અનુવાદ છે.

આખા વરસની નવલકથાઓમાં આ વરસને અમર કરી છે તેવી કોઇ કૃતિ હોય તો તે 'જંજીરને ઝણકારે' ટેનીસન કવિનાં 'ઇલેઇન' 'ગીનીવેર' કે 'એનક આર્ડન' વાંચતાં જે

અદ્ભુત મીઠાશ આવે છે તે અદ્ભુત મીઠાશ વાર્તામાં દેખાય છે. તેમાં પંક્તિએ પંક્તિએ કવિતાના ચમકારા છે. વસ્તુસંકલનાને 'અસાધારણ' ગણવી પડે તેવી છે. હૃદયના ભાવો આલેખવામાં લેખક અજબ સફળ થયા છે. વાર્તાના છેલ્લા પ્રકરણમાં તો અવધી છે. તે વાંચતાં રોમાંચ ખડાં થઇ જાય છે. આ વાર્તામાં કાંઇ પણ ખામી હોય તો કેટલીક જગ્યાએ વપરાએલી નાટકી ભાષા. આ વાર્તા વાંચતા તો એમ જ થાય છે કે શ્રી. ચાંપશી બધી પ્રવૃતિઓ છોડી દઇને આવી વાર્તાઓ લખવા બેસી જાય તો કેવું સારૂં ?

'અનુપમ ઉષા' આકર્ષક સામાજીક નવલકથા છે,

'રાજબા' રોમેન્ટીક નવલકથા છે વસ્તુ સંકલના, પાત્રાલેખન અને ભાષા ઢંગધડા વિનાનાં છે પ્રો. ઠાકોરે આવી વાર્તાનો કયે હિસાબે ઉપોદ્ઘાત લખી આપ્યો હશે ?

અનુવાદનો ફાલ જબરો છે ચાર બંગાળી ભાષાનાં રત્નો છે. 'આનંદમઠ'નું ભાષાન્તર શ્રી૦ નારાયણ ઠકકુરે પોતાના સાહિત્યજીવનની શરૂઆત તરીકે કરેલું ભાઇ દિક્ષિતનું આ નવું ભાષાંતર ઠકકુરના ભાષાન્તર કરતાં કોઇ પણ રીતે વધારે સારૂં તો નથી જ થયું શરદબાબુ ઠીક પ્રિય થતા જાય છે. તેમની કૃતિઓ 'ગૃહદાહ,' અનુપમા ; અને 'ભૂલનો ભોગ'માંથી 'ગૃહદાહ' તો અદ્ભુત છે આ જાતની નવલકથા આપણા સાહિત્યમાં નથી જ એમ કહીએ તો ખોટું નથી. બાકીની બે નવલકથાઓ સારી તો છે જ. પણ તેમનાં ભાષાન્તરો મૂળ બંગાળીમાંથી નહિ, પણ બંગાળીના હિંદી અનુવાદ પરથી થયેલ હોવાથી મૂળ કૃતિઓને પૂરતો ન્યાય મળી શકયો નથી તેમનાં ખરાં નામ તો 'ચંદ્રનાથ' અને 'પંડિત મહાશય' છે

પ્રો. બેઇનની કૃતિઓના ત્રણ ભાષાન્તર થયાં છે, 'રંગીલી સંધ્યા' અને 'તિલોત્તમા' બેઇનની એક જ કૃતિના બે અનુવાદ છે. 'રંગીલી સંધ્યા' શબ્દશઃ ભાષાન્તર છે. 'તિલોત્તમા'કારે મૂળ વસ્તુ પકડી લઇને સ્વતંત્ર સંકલના કરી છે. . 'જગમોહિની'નું ભાષાંતર સરસ ગણી શકાય તેવું છે.

ઐતિહાસિક નવલકથાઓથી આપણે પરિચિત છઇએ, પણ ભૌગોલિક નવલકથા હોઇ શકે એવો પણ બહુ ઓછાને ખ્યાલ હશે. 'એંસી દિવસમાં દુનિયાની મુસાફરી' ઝુલે વર્નની એક ભૌગોલિક નવલકથાનો અનુવાદ છે. તેની વસ્તુસંકલના, પાત્રાલેખન, અને કાર્ય (action) ની ઝડપ અદ્ભુત છે. આ જાતની નવલકથા આપણા સાહિત્યમાં પહેલી જ છે.

હવે સામયિકો તરફ જોઇએ. 'ગુજરાત'માં રા મુનશીની 'સ્વપ્નદૃષ્ટા' ધાર્યા જેટલી સફળ ન થઇ. રા. મુનશીની વાર્તાઓની મુખ્ય ખાસીયત 'કાર્યની ઝડપ' આ વાર્તામાંથી તો સાવ અદૃશ્ય થઇ ગઇ છે 'ગુજરાતે' 'કસોટી' નામની ૭ પ્રકરણની વાર્તા ૭ લેખકોને હાથે લખાવવાનું નક્કી કર્યું છે તેમાં બટુ ઉમરવાડીયાનું પહેલું પ્રકરણ ખૂબ સરસ છે. સૌ લીલા બ્હેને બીજા પ્રકરણમાં સાવ વેઠ ઉતારી છે. ભાઈ મુનીકુમારના ત્રીજા પ્રકરણમાં કાંઇ માલ નથી. ધુમકેતુ અને જયન્તકુમારના પ્રકરણો આકર્ષક લખાયાં છે. હવે બાકી રહ્યા એક મુનશી 'બે ઘડી મોજ' તેનું અનુકરણ કરેલ છે

શ્રી૦ ઉછરંગરાય ઓઝાએ 'કલુષિત કંકણ' (કર્મભૂમિ) અને 'આસુની ઇમારત' (હિંદુસ્થાન) અધુરી છોડી દીધી છે. 'અજોજી ઠાકોર,' સમાલોચકમાં સંપૂર્ણ થઇ છે. વાર્તાનો અંત લેખકે સાવ નમાલો અને બાલિશતા ભર્યો આપ્યો છે. એકંદર આખી ય વાર્તામાં રાજકીય નવલકથાનો એક ય ગુણ નથી. એક રોમેન્ટીક નવલકથા તરીકે તે સારી ગણી શકાય. 'ટાગાનીકા ઓપીનીયન'માં હમણાં તેમણે 'નન્દિની' નામની આફ્રિકાનું જીવન -

ચિતરતી નવલકથા શરૂ કરી છે, તેનાં શરૂઆતના પ્રકરણો આકર્ષક છે.

'નવચેતન'મા 'સુખદુઃખ કર્મના વ્યવહાર' ભાઈ ચીમનલાલ લુહારની આકર્ષક કરૂણાજનક વાર્તા છે.

'શારદા'માં રાયચુરાએ જુનાગઢના રા' કવાટના જીવનપ્રસંગો આલેખતી લોક-નવલકથા 'મહિપાળદેવ' શરૂ કરી છે. તેમની હિંદુ સમાજની રચનાત્મક ચર્ચા કરતી બે નામ જીક નવલકથાઓ 'સ્નેહપૂર્ણા' અને 'રમતીતા' 'ગુણસુંદરી' અને 'લોહાણા હિતેચ્છુ'મા આવે છે.

સુવર્ણમાળા બહુ ઉમરવાડીયાની શ્રી૦ નનાની ઢબે લખાયેલ 'મધુસુદન' છાપે છે. તે ખુબ આકર્ષક છે. વાચકને તે દરેક પ્રકરણમાં ગુગવાડામાં નાખ્યે જ જાય છે.

'પવનમાં પાંત્રિસ દિવસ' (ગુણસુંદરી) જુલે વર્નની આફ્રિકાની શોધખોળને લગતી આકર્ષક ભોગોલિક નવલકથા છે.

'ધીરુનો જ્વાળામુખી 'લોહીનો વેપાર'નુ અનુસંધાન છે. તેણે 'લોહીના વેપારે' મેળવેલી આબરૂ ભીટ્ટીમાં મીલાવી છે એમ કહીએ તો ખોટું નથી.

'ગેબી મુષ્ટિ' (સૌરાષ્ટ્ર મિત્ર) જુલે વર્નની 'ફાઇવ થાઉઝન્ડ લીગ્ઝ ઓન એમેઝોન'નું રૂપાંતર હોય એમ લાગે છે.

ટુંકી વાર્તામાં અમર રહે તેવો વાર્તાસંગ્રહ તો એક જ છે. તે 'તણખા' એ તો હવે સિધ્ધ થઈ ચૂકેલ છે કે ધુમકેતુ એટલે આજના સર્વશ્રેષ્ઠ નવલિકાકાર 'તણખા' તેમની ચુંટી કાઢેલ વાર્તાઓનો સંગ્રહ છે. આ ટુંકી વાર્તાઓ રજુ કરીને ધુમકેતુએ ગુજરાતી સાહિત્યમાં એક નવી જ દિશા ઉઘાડી છે. આજ સુધી વાર્તાઓ શ્રીમંત અને સુધરેલા સમાજની જ લખાતી. ધુમકેતુની વાર્તાઓ તો આપણે 'હલકા' ગણેલ સમાજની દુનિયા રજુ કરે છે.

'કુમારના સ્ત્રીરત્નો' શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના અનુભવોની કથાઓ છે. એકએક વાર્તા જુદાજુદા સ્ત્રીરત્નોની સમર્થ પિછાન આપે છે. તેમાં ય 'મધુરીનું બલિદાન' 'કુમારીઓ કે કૌમાર્યવ્રત' અને 'શાંતિસુંદરીની સાધના' અજબ છે.

'દાદાજીની વાતો' ચારણોની ઢબમાં લખાયેલ પ્રચલિત બાલવાર્તાઓ છે. 'મહિલાઓની મહાકથાઓ'માં કશી ય નવિનતા નથી. આ જાતની વાર્તાઓ વાંચી વાંચીને હવે તો માથું પાકી આવ્યું છે. 'વીરની વાતો'ના બીજા ભાગમાં અડાલજાની કેટલીક વખણાયેલ વાર્તાઓ છે. અડાલજા ભલે 'લોકપ્રિય' વાર્તાકાર હોય, પણ તેમની શૈલી ખૂબ કર્કશ અને દીર્ઘસૂત્રિ છે. અને કોઇ કોઇ વાર તો બહુ જ ટુંકી વસ્તુ લાંબા લાંબા વર્ણનો અને નિર્માલ્ય સંવાદોથી કંટાળાભરેલ બનાવી મૂકે છે છતાં અડાલજાએ વાર્તાસાહિત્યની કરેલ અસાધારણ સેવાની તો ના ન જ પાડી શકાય.

"ફુંડા પ્હોરની વાતો' બાલ-લોક-કથાઓ છે. પ્રસન કથાકુંજમાં પ્રભાત કુમાર મુખોપાધ્યાયની સાધારણ વાર્તાઓનો 'અનુવાદ છે. મુગલાઇના આથમતા સિતારાની દર્દજનક કહાણીઓ રજુ કરતો 'બુઝાતો દિપક'નો બીજો ભાગ પ્હેલા ભાગ જેવો જ આકર્ષક છે. 'સંસ્કૃત સાહિત્યની આખ્યાયિકા'ના બીજા ભાગમાં જાણીતાં સંસ્કૃત નાટકો સાદી સરળ વાર્તાઓના રૂપમા આપેલ છે. શામળકૃત 'સિંહાસન બત્રિસી'ની કેટલીક વાર્તાઓ કેશવપ્રસાદ દેસાઇએ 'આકર્ષક રીતે ગદ્યમાં ઊતારી છે 'ગ્રીક સાહિત્યની કથાઓ' અનુવાદક બ્હેનની કૃત્રિમ જડબાંતોડ ભાષાને લીધે કોઇથી વાંચવાની હિંમત થઇ શકે તેમ નથી.

સામયિકોનો ફાલ પણ સંતોષકારક તો નથી જ. શ્રી ધુમકેતુએ ૭ વાર્તા આપી છે.

'છાયાપુરા' 'સ્વતંત્રતાની દેવી,' (ગુજરાત), 'ગૃહત્યાગ,' 'મોટા ઘરની રૂપેરી દિવાલો' (સુવર્ણમાળા) 'કલ્પનાની મૂર્તિઓ' 'અનાથ બંધુ' (નવચેતન) અને 'માતૃપ્રેમ' (વીણા) આમાંથી 'સ્વતંત્રતાની દેવી,' 'કલ્પનાની મૂર્તિઓ' 'અનાથબંધુ' અને 'માતૃપ્રેમ' ધુમકેતુની કલમને જેમ 'ઓપે' તેવી આકર્ષક કલાયુક્ત મૌલિક વાર્તાઓ છે. બાકીની વાતો સાધારણ છે.

ધુમકેતુના હરીફ ભાઈ 'અવધુત' એ વાર્તાઓ 'શારદા'માં આપી છે. 'દિલ હમને સનમકો દીયા' અને 'દર્દ અને દુઃખ' આ વાર્તાઓ તેમની આગલી વાર્તાઓની હારમાં ન બેસી શકે, છતાં તેને સરસ તો ગણવી જ પડે તેવી છે.

'પ્રસ્થાન'માં 'દ્વિરેફ'ની ટુંકી વાર્તાઓ સાહિત્યમાં નવી જ ભાત પાડે છે. સાવ સાદી સીધી ઢબમાં લખાતી આ વાર્તાઓમાં કાંઇ અનેરું જોમ છે મુકુન્દરાય આપણા કોલેજીયનોનો આબાદ નમૂનો છે. લેખનશૈલી સચોટ છે દાખલા તરીકે તેના છેલ્લા પેરેગ્રાફને વાંચતા તો જાણે કેમ બોમ્બ ફૂટ્યો હોય એમ આપણને લાગે છે. 'પહેલું ઇનામ' બુધ્ધિચાતુર્યની સુંદર આકર્ષક કથા છે. 'દ્વિરેફ' એટલે પ્રો. રામનારાયણ પાઠક એ હાલ હમણાં જ સુવર્ણમાળાએ બ્હાર પાડેલી. 'પ્રસ્થાન'માં 'સંજય' પણ એવી જ સરસ વાર્તા લખે છે. તેમની 'બે મિત્રો' અદ્ભુત છે. 'કમળા !' આપણી સમાજનું કંપાવનારું ચિત્ર છે. અને 'જક્ષણી' ગંભીર હાસ્યનો સરસ નમુનો છે.

'સાહિત્ય'ના 'નારદ' તો આખું ય વર્ષ ઉંઘી રહ્યા છે.

લીલાવતી બ્હેનની 'વનમાળાની ડાયરી' (ગુજરાત) એક સંસ્કારી હિંદુ વિધવા એકે 'રીટી' વેશ્યા કેમ બને છે, તેનો કંપાવનારો ચિતાર છે. અંગ્રેજીની છાયા ચોકખી દેખાય છે અને 'યશોધરાનો જીવનવિકાસ' (ગુજરાત) તો અંગ્રેજીનો સાવ અનુવાદ દેખાય છે. તેનાં ઘણાં ખરાં પાત્રો સાહેબો અને મડમો છે.

'રાજહંસની સ્મશાનભૂમિ' (શારદા) રા શામળદાસ ગાંધીની સિનેમા જેટલી વેગવાળી કરુણાજનક વાર્તા છે 'અફળ ઓવારો' (ગુણસુંદરી) જાણીતા નવલિકાકાર બટુભાઈ ઉમરવાડીયાની સાધારણ તુર્ક-કથા છે. શૈલી કાંઇક મસ્તી ભરેલી છે. 'અમર પંથનો યાત્રાળુ' 'આત્માની ઝાંખી' અને 'અનન્તતાને આરે' (નવચેતન) રા 'આનન્દ'ની કવિ ન્હાનાલાલની શૈલીની લીટીએ લીટીએ કવિતાના ચમકાર વાળી વાર્તાઓ છે 'વચનબાણ,' (નવચેતન,) 'કમોડી' (ગુજરાત) અને 'શામળીઓ સોડ' (ગુણસુંદરી) અડાલજાની સાધારણ, પણ તેમની 'લાક્ષણિક' શૈલીમા લખાયેલ સાધારણ વાર્તાઓ છે

પણ આ વરસની વાર્તાએ મા સારી વાર્તાઓની હરમા બેસી શકે તેવી એક વાર્તા તો રહી જાય છે. તે પ્રેમરાય ગૌરીશંકરની 'બે હૈયાંની ભુખ' (નવચેતન) વાર્તામાં સમાજે પાડેલો પતિત સ્ત્રીની 'હૈયાંની ભુખ' હૃદયને હચમચાવી મુકે તેમ રજુ થઈ છે.

'જીગરના રાહ' (પ્રતાપ) આપણા સંસ્કારી યુવકોના ગૃહજીવનનું તાદૃશ્ય ચિત્ર બતાવે છે. રા. છેલશંકર વ્યાસ 'મૃણાલ અને માધુરી' (સાહિત્ય) માં આજના કલુષિત ગૃહજીવનની નહિ ચિતરાયેલી બાજુ, અને 'રજા' (ગુજરાત) માં આપણા મીલમજુરો પર પડતા ત્રાસનો ચિતાર આપે છે. 'પૃથ્વિનું કેન્દ્ર'માં (સાહિત્ય) અંબાલાલ પુરાણી 'પૃથ્વિનું કેન્દ્ર' કયું ? માન વહદય, સુંદરી, સત્તા કે પૈસો ? તેની શુષ્ય આકર્ષક રીતે રજુ કરે છે 'કેવળ પેટ ભરવા માટે' (ગુણસુંદરી) એક બાળકના સંસર્ગથી

સુધરી જતા બદમાશ વાઘરીની કથા છે. ગીજુભાઈની લાક્ષણિક શૈલીમાં લખાયેલ 'ઝાકળનો પ્યાલો' (કૌમુદી) સરસ ગણી શકાય. પતિતોધ્ધારનું રહસ્ય સમજાવતી રા. કિસનસિંહ ચાવડાની 'પૂજારી' (શારદા) ખૂબ કરૂણાજનક છે

'ચાંદની' વાર્તાનું માસિક છે. દર મહિને તે થોકબંધ વાર્તાઓ આપે છે. પણ તેમાં ભાગ્યે જ કોઇ વાર્તામાં સત્વ હોય છે. નાગરદાસ પટેલના હાથનાં સર આર્થર કોનન ડોઇલની વાર્તાઓના બે ત્રણ સંગ્રહ આવી ગયા લાગે છે. તેમાંથી તે દર મહિને એક બે વાર્તા તફડાવીને સ્વતંત્રને નામે આપે જાય છે. નાગરદાસ પટેલ જેવા સાહિત્યકને માટે આ કામ બહુ જ ખરાબ કહેવાય

પ્રાણીકથાઓ આપણે ત્યાં લખાતી જ નથી. 'વનરાજનું હૈયું' (કુમાર) હૈયાને ધબકતુ બંધ કરી દે તેવી પ્રાણીકથા છે.

હવે કેટલાક સારા અનુવાદ જોઇએ. 'જેતાતુરા' (ગુજરાત) અને 'સુવર્ણકેશી' (કૌમુદી) થીએ પ્રીલ ગોતીએરની બે અસાધારણ વાર્તાઓના અનુવાદ છે. તે સિવાય સુદર્શનની 'અંધારી દુનિયા' (નવચેતન,) જાપાનીઝ દંતકથા 'ઓય્યોગી' (કુમાર) નેપોલીયન બોનાપાર્ટની લખેલી 'ગોરગોના' (ગુજરાત) આપણી કેળવણી ઊપર ઉંડા કટાક્ષ કરતી ટાગોરની 'શુકશિક્ષા (સુવર્ણમાળા) અને 'બહેન,' (ગુજરાત) મૂતીકુમારનો અનુવાદ 'ઉદારતા' (સુવર્ણમાળા) જયન્તકુમારનો અનુવાદ 'બીજાજનાં ખોખા' (સુવર્ણમાળા) સારી વાર્તાઓ છે

## નાટક

આ વરસનું નાટકનું સાહિત્ય તો સાવ કંગાલ છે. ગયે વરસે સારાં—સંખ્યા અને ગુણમાં—નાટકો મલ્યાં હતાં.

| | | | |
|---|---|---|---|
| મૌલિક: | ૧ | દેવાંગના | રતનલાલ ઘોળકીયા |
| | ૨ | સંસાર પરિજ્ઞત | નારાયણ કક્કડ |
| અનુવાદ | ૩ | પાષાણી | રમણિક મી. મ્હેતા |
| | ૪ | શકુંતલાનું સંભારણું. | ન્હાનાલાલ કવિ |
| | ૫ | પ્રફુલ | વેણીલાલ પટેલ |
| | ૬ | ચિત્રા અને માલિની | નટવરલાલ શેઠ. |

બન્ને મૌલિક નાટકો રંગભૂમિ માટે લખાયેલા સાધારણ નાટકો છે 'દેવાંગના' તો સાવ નિર્માલ્ય અને પાછું અધુરૂં છે 'સંસાર પરિજ્ઞત'માં કોમીક પીટ કલાસને રૂચે તેવું ન હત અને ગાયનોમાં 'એંગ્લો ગુજરાતી' ભાષા ન વપરાણી હોત તો કદાચ તે સારૂં ગણાઈ જાત.

'શકુન્તલાનું સંભારણું' કાલીદાસના વિશ્વ વિખ્યાત નાટકનો ગુજરાતના 'કાલીદાસ' નો કરેલ અનુવાદ છે. આજસુધીમાં બહાર પડેલ અનુવાદોમાં આ અનુવાદ સર્વશ્રેષ્ઠ છે.

'પ્રફુલ' બંગાળના શેકસપીયર ગીરીશચંદ્ર ઘોષના એક સર્વશ્રેષ્ઠ સામાજીક નાટકનો સફળ અનુવાદ છે.

દ્વિજેન્દ્રલાલ રૉયના 'પાષાણી'નો એક અનુવાદ બે વરસ પહેલાં રા. જગજીવન પાઠકે બહાર પાડેલ તે સફળ અનુવાદ હતો. રમણિક મ્હેતાએ તો ઘણું કરીને મુળ બંગાળીમાંથી નહિ, પણ બંગાળીના હિંદી ઉપરથી આ નાટક ઉતાર્યું છે. ગમે તેમ હોય પણ પાઠકના અનુવાદની તોલે તો આ અનુવાદ ન જ આવી શકે

'ચિત્રા અને માલીની, ટાગોરનાં નાટકો છે. તેમની સ્થિતિ પણ 'પાષાણી' જેવી છે. બન્ને નાટકોના અનુવાદ અગાઉ બ્હાર પડી ગયા છે. તેમાંથી 'ચિત્રાંગદા'ના મહાદેવ ભાઇના સમર્થ અનુવાદે તો ગુજરાતી સાહિત્યના ગણ્યાગાંઠ્યા સફળ અનુવાદોમાં પ્રથ સ્થાન લીધું છે.

નટવરલાલ શેઠના આ અનુવાદ ઠીક ગણી શકાય તેવા છે.

સામયિકોનો ફાલ આવો કંગાલ નથી. તેમાં અગ્રસ્થાન રા કનૈયાલાલ મુનશીનું પૌરાણીક નાટક 'તર્પણ' (ગુજરાત) લે છે આ નાટક 'અવિભક્ત આત્મ' કરતાં ય સરસ છે એક અંકી નાટકો માટે જાણીતા થયેલા ભાઈ બટુ ઉમરવાડીયાએ કેટલાંક નાટકો લખ્યાં છે 'કૃપ લ' (ગુજરાત) 'અશકય આદર્શો' (કૌમુદી) 'રક્ષા' (ગુજરાત) 'શકુન્તલા' (ગુજરાત) અને 'સતી' (ગુજરાત) તેમાથી ફક્ત પ્હેલું નાટક તેમનાં સારા નાટકોની હારમાં બેસી શકે તેવું છે બાકીનાં નાટકો સ ધ રણ છે.

પણ ભ ઇ પ્રાણજીવન પ ઠકનાં નાટકો કળાની નજરે નહિ તો વિદ્વતાની નજરે તો બટુ ઉમરવાડીયાનાં નાટકોને કયાંય ફેંકી દે છે. તેમનાં પાંચ નાટકો 'તુપમ અને ગૌ રી 'રુદ્રમુખ અને રંજના' 'હિમકાન્ત' (પ્રસ્થાન) 'ફલજ્યોતિષ' (વીણા) અને 'વેવીશાળ' (સુવર્ણમાળા) નાટકના સાહિત્યમાં ખૂબ ઉંચુ સ્થાન લે તેવાં છે. દરેક નાટકમાં કોઇ નવું વસ્તુ અજબ કુશળતા અને વિદ્વતાથી આપણી બુધ્ધિને કસોટીએ ચડાવે તેમ રજુ થાય છે.

'પરશુરામ' (કૌમુદી) શ્રી૦ ધૂમકેતુનું મર્મધારણ નાટક છે 'સેતાનના ગુલામો' (કર્મભૂમિ)માં રા. પૃથુ સુક્લ. આજના શહેનશાહો, પ્રધાનો, ધર્માચાર્યો, આગેવાનો, અને પત્રકારો સેતાનનું પ્રચારકાર્ય કેવી કુશળતાથી ચલાવી રહ્યા છે તેનો ચિતાર આપે છે.

'કાકની બ્હેન' (નવચેતન) વેશ્યાઓના ઉધ્ધારનો પ્રશ્ન ચર્ચતું એક અસાધારણ નાટક છે. 'વેશ્યા એ કાકની બ્હેન છે' આ સાદું વાકય કેવું રોમાંચકારક છે? આ નાટક અંગ્રેજીનો અનુવાદ ન હોય તો ગુજરાતી સાહિત્યનું રત્ન ગણી શકાય તેવું છે. 'મહત્વાકાંક્ષા' (કુમાર) દેશળજી પરમારનું આકર્ષક ઐતિહાસિક નાટક છે.

'સત્યવાનની સ વિત્રી' (શારદા) મુનશીના 'પુરંદર પરાજ્ય'ની પરોક્ષ મશ્કરી કરતું નાટક છે. યશવન્ત પંડયાના 'જરા ખાનગી' નાટકના જુદા જુદા સામયિકોમા આવતા પ્રવેશો કાલે જ જીવનનો સારો ચિતાર આપે છે. હવે અનુવાદ જોઇએ.

ગાલ્સવર્ધીના બે નાટકોના અનુવાદ થયા છે હડતાલ' (કૌમુદી) અનુઃ ગગનવિહારી, અને 'કલાનું સ્વમ' (ગુજરાત) મંજુલાલ દવે બન્ને અનુવાદ સફળ ગણી શકાય. હડતાલ' મુડી અને મજુદીના પ્રશ્નો ચર્ચે છે વેણીસંહારના થોડા પ્રવેશોનું ભાષાંતર જાણીતા સાહિત્યશ સ્ત્રી બદરીનાથ કાશીનાથે 'શારદા'મા આપેલ છે 'નાગાનંદમ' (ગુજરાત)નો અનુવાદ સાવ સાધારણ છે. કવિવર ટાગોરના 'સન્યાસી' (શારદા) નો અનુવાદ સફળ ન જ ગણી શકાય 'તૃષ્ણાનું ઘોર પરિણામ' (સુવર્ણમાલા) જાણિતા મરાઠી નાટયકાર ખાડીલકરના રોમાંચકારક ઐતિહાસિક નાટકનું સારૂં ભાષાતર છે

## કવિતા

| | | |
|---|---|---|
| ૧ | કલિકા | ખબરદાર |
| ૨ | અંજલી | કેશવ હ. શેઠ |
| ૩ | યમલ | ચંદ્રવદન મ્હેતા |
| ૪ | ખંડકાવ્યો | દિપકબા દેસાઇ |
| ૫ | નવાં બાળગીતો | ત્રિભુવન વ્યાસ |
| ૬ | ઉર્મિ | યોગેન્દ્ર |

'કલિકા' માટે તો ગુજરાત બબ્બે વરસથી રાહ જોઇને બેઠું હતું. 'કલિકા' ગુજરાતી સાહિત્યનો અવતાર ફેરવી નાખશે એમ માનનારની સંખ્યા કાંઈ ઓછી ન્હોતી પણ 'કલિકા'એ બધી આશા ધુળમાં મેળવી દીધી છે 'કલિકા' કંટાળાભરેલું લાંબુ પ્રેમકાવ્ય છે, કેકેકાણે કવિતાના ચમકારા જરૂર દેખાય છે બાકી આજ તો ઝાડને નામે ફળ વેચાય છે, અને તેથી ઘણાખરાએ તેનાં વખાણ કર્યાં છે. 'કલિકા'ને ખબરદાર ખરેખર પોતાની 'સર્વોત્તમ' અને 'અમર' કૃતિ માનતા હોય તો ખબરદારની વિદ્વતા માટે આપણે જે અભિપ્રાય બાંધ્યો છે તે ફેરવવાનો કદાચ વખત આવે ખરો

'અંજલી' ભાઇ કેશવ હ શેઠ કરેલ અજબ પ્રગતિની સાક્ષી આપતો કાવ્યસંગ્રહ છે. ન્હાનાલાલ અને બોટાદકરને બાદ કરતાં કેશવ જેવા સરસ રાસ ભાગ્યે જ કોઇ લખી શકે છે તેમના બીજાં કાવ્યો પણ ખુબ સરસ લખાય છે.

'ખંડકાવ્યો' સૌ દિપકબા દેસાઈનાં, પોતાની ખાસ શૈલીમાં લખાયેલા પૌરાણિક અને ઐતિહાસિક પ્રસંગોના કાવ્યોનો સંગ્રહ છે. આ કાવ્યો સામયિકોમાં પ્રકટ થઇ ચુક્યાં છે આ શૈલી દિપકબાને સારી રીતે હાથ બેસી ગઇ છે. એકંદર સંગ્રહ સાહિત્યમાં સારૂં સ્થાન લે તેવો છે.

ભાઇ ચંદ્રવદન મ્હેતા ભાઇબ્હેનના કવિ તરીકે ખુબ જાણીતા થઈ ગયા છે. આજના કવિઓ જ્યાં પ્રિયા, માશુક અને સનમ પાછળ ઘેલા બન્યા છે ત્યાં મ્હેતાએ એક નવી જ દિશા આપણને બતાવી છે. ભાઇ ચંદ્રવદન બ. ક. ઠાકોરના શિષ્ય છે. પણ સદ્ભાગ્યે તેમની કવિતા ઠાકોર સાહેબની કવિતાની કર્કશતા અને ક્લિષ્ટતાથી અલિપ્ત રહી શકી છે. 'યમલ' ભાઇબ્હેનના પ્રેમનું ચૌદ સૉનેટમાં લખાયેલ સુંદર કાવ્ય છે.

'નિષ્ફળ કવિ એ ખરાબમાં ખરાબ ટીકાકાર' છે, એ વાક્ય કોઇને વધુમાં વધુ બંધબેસતું આવતું હોય તો તે શ્રી રંછોડલાલ પંડ્યાને. પોતાની વસ્તુને સારી કહેવડાવવા માટે બીજા બધાને વખોડી નાખવાનો સિધ્ધાંત ભાઇ પંડ્યાએ અખત્યાર કર્યો છે. તેમને ગુજરાતના અર્વાચીન કવિઓમાં કયાંય સત્વ દેખાતું નથી. કવિ ન્હાનાલાલ ખબરદાર અને બોટાદકર તેમની પરિક્ષામાં 'નાપાસ' થયા છે. એટલે સામાન્ય રીતે વાચકને ' રામની કથા' અદ્ભુત કાવ્ય હોવું જોઇએ એવી ભ્રમણા થાય. પણ ' ખાલી ચણો વાગે ઘણો ' એ સૂત્રથી રંછોડલાલભાઇ મુક્ત નથી. ' રામની

કથા' સાવ સાધારણ કોટીનું ક્લિષ્ટ ભાષામાં લખાયેલું 'ક.૭૧' છે.

'નવાં બાળગીતો બે ભાગમાં 'નવાં ગીતો'ના ચૂંટી કાઢેલા' બાળગીતોનો સંગ્રહ છે. આજના ઉગતા કવિઓમાં કવિ ત્રિભુવનનું સ્થાન સૌથી ઉંચે છે, એ વાત તો સિધ્ધ થઇ ચૂકેલ છે

યોગેન્દ્ર પણ રંજીતલાલભાઇની પેઠે ગુજરાતી સાહિત્ય અને કવિઓને નિર્માલ્ય ગણે છે તેમનાં કાવ્યો તો રંજીતલાલ કરતાં ય ક્યાંય હલકી કોટીનાં છે.

વીરચંદાવત મેવાડના એક રોમાંચકારક વીરરસભર્યા પ્રસંગને આલેખતું સુંદર કાવ્ય છે. સ્વદેશ માટે પોતાના જાનની કુરબાની કરતા ચંદાવત અને તેની પત્ની રૂપાળીની આ કથા કવિતામાં ગુંથવામાં કવિ ખુબ સફળ થયા છે.

'ક્રેસન્ટમૂન' કવિ ટાગોરની સર્વશ્રેષ્ઠ કૃતિઓમાંની એક છે તેને જગતની એક અસાધારણ સાહિત્યકૃતિ ગણી શકાય. તેમા કવિએ બાલસૃષ્ટિમાં અજબ પ્રવેશ કર્યો છે આવા અદભુત કાવ્ય સંગ્રહનો અનુવાદ આપણે ત્યાં હજુ સુધી બહાર ન્હોતો પડ્યો. 'બાલચંદ્ર' આ કાવ્ય સંગ્રહનો ગેય અનુવાદ છે. અનુવાદકની માતૃભાષા ગુજરાતી ન હોવાથી અનુવાદ સફળ તો ન જ કહી શકાય આ કામ તો મી. ઝવેરચંદ મેઘાણીનું છે. તેઓ જો ધારે તો આ કાવ્યો સરસ રીતે ઉતારી શકે.

'શશીકલા અને ચૌર પંચાસિકા' કવિ બિલ્હણની રસિક કથા અને તેણે રચેલ 'ચૌર પંચાસિકા'નો અનુવાદ છે. 'શશીકલા' 'ચાંદનીમા' અને 'ચૌર પંચાસિકા' 'સાહિત્ય' માસિકમાં અગાઉ છપાઈ ગયેલ છે. અનુવાદ સારો છે. આ ૧૦૦ પાનાની ચોપડીના બે રૂપીયા કિંમત રાખવી તે ધોળે દહાડે લૂંટ ચલાવવા જેવું નથી લાગતું ?

સામયિકામા પ્રથમ સ્થાન કવિસમ્રાટ ન્હાના લાલનું 'યુગપલટો' (ગુજરાતી) લે છે આ ખંડકાવ્ય અદ્ભુત છે. કવિશ્રીની સારામાં સારી કૃતિની જોડમાં બેસી શકે તેવું છે. 'ન્હાનાલાલનો યુગ ૧૯૦૭ માં આથમી ગયો' એમ કહેનાર સાહિત્ય સંસદની આ કાવ્ય મુંગી મશ્કરી કરે છે. ખરી વાત તો એ છે કે ન્હાનાલાલના યુગનાં તો હજુ હવે પગરણ થાય છે.

ત્યાર પછી આવે કવિ ત્રિભુવન વ્યાસનું 'જગત કલ્યાણ જનની' (સૌરાષ્ટ્ર) આ કાવ્ય તેમણે ગયે વરસે લખેલ 'સૌરાષ્ટ્ર ધરણી' ની હોડ કરે તેવું છે આખું કાવ્ય નાયગ રાના ધોધની ઝડપે ધસ્યુંજ જાય છે તેમાં એકપણ શબ્દ ખોટો કે કૃત્રિમ નથી. દેખાતો લીટીએ લીટીએ કલ્પનાના સુંદર ચમકારા છે. આ કાવ્ય ગુજરાતી સાહિત્યનું એક વિરલ રત્ન છે.

કવિ ન્હાનાલાલે 'યુગપલટો' સિવાય ફક્ત ચાર જ કાવ્યો આપ્યાં છે જાણીતા લોક ગીતના ઢાળમાં લખાયેલ 'ન્હોતરાં' (શારદા) તેમના અપ્રસિધ્ધ નાટક 'બ્રહ્માંડ ગીતા' નો ઉંડી ફીલસુફી ભરેલ 'પાણીડાં કેમ ભરીયે' (ગુણસુંદરી) અને મોહક અજબ કલ્પના રજુ કરતો 'ભમ્મરને ટોડલે' (ગુણ સુંદરી) સર્વાંગસુંદર રાસ છે. 'ફુલની ફોરમ' 'ગુજરાતણ'ની ઢબનું સરસ 'ગદ્યકાવ્ય' છે. ખબરદારનાં સાત સરસ કાવ્યોમાંથી 'ગરા સીયો અને ગરાસીયણ' (શારદા) અને 'સિંહ વીર' (કુમાર) વીરરસનાં મજાનાં કાવ્યો છે. 'દયામયનાં દર્શન' (નવચેતન) તથા 'જ્યોત' (નવચેતન) માં કવિતાના સરસ ચમકારા છે.

દેશળજી પરમાર સારાં કાવ્ય લખે છે. તેમનાં આ વરસનાં કાવ્યોમાં 'વિરહીણી વીણા' (સુવર્ણમાળા) 'ફુલજીવનનાં પ્રાણ' (કુમાર) 'પ્રાર્થના' (નવચેતન) 'વીરાટ પ્રાણ' 'મેઘનાદ'

(કુમાર), 'મૃગચર્મ' (વીણા) સારાં ગણી શકાય તેવાં છે.

લલિતનાં 'નીરનારાયણીને' (ગુજરાત) 'કિન્નરકંઠીને', (શારદા) અને 'પ્રિયતમાનો પ્રભાવ' ( ગુણસુંદરી ), ચંદ્રવદન મ્હેતાનું 'મા' (ગુણસુંદરી) જ્યોત્સ્ના શુકલના 'જાગીને જોયું' અને 'ડુમસના દરીયાને' (સાહિત્ય), સ્નેહ રશ્મીનું ગમગીન વાતાવરણ ફેલાવતું 'વિદાય' (સુવર્ણમાળા) અને 'સંતાકુકડી', (વીણા) ભોગીકુમારના બે રાસ 'તેડી જજો' (સુવર્ણ માળા) અને 'ભાવભીનાં (શારદા), મનહરરામનું પેલું જગબત્રીસીએ ચડેલ 'ગુર્જરી ગિર્વાણનું જયકીર્તન' (ગુજરાત) કવિ ત્રિભૂવન વ્યાસનું 'એક દાઝી મરે છે' અને 'ઇષ્ટ મિલન' (શારદા), સમર્થ કાઠીયાવાડી કવિ દિલગીરનું કરૂણાજનક વહાલાંઓનો વિછોહ,' અને કેશવ શેઠનું 'એકલ જ્ઞાની મોરલો' 'નવચેતન' શામળદાસ ગાંધીનું ભારતનો ઇતિહાસ આલેખતો લીટીએ લીટીએ મૃદુતા અને કવિત્વભર્યો રાસ 'ના ચઢીયાં નિશાન' (શારદા) કવિ પરમાનંદનું 'વરઘેલડી' (શારદા) નરસિંહરાવનું ભાષાન્તર, 'સુક્ષ્મ સંબંધ' (સુવર્ણ માળા) બ. ક. ઠાકોરનું કર્કશ છતાં ય સરસ 'અચળ શ્રધ્ધા (પ્રસ્થાન), કુસુમાકરનું 'સોરઠની સન્નારી' (શારદા), શેષનું 'પ્રભુ જીવન દે', (પ્રસ્થાન) (શેષ એટલે રામનારાયણ પાઠક એ હવે બધા જાણે છે) અને ધુમકેતુનો રાસ 'આજ મને સાંભરી રાત' (નવચેતન) આ વરસનાં સારાં કાવ્યો ગણી શકાય.

અનુવાદમાં જાણીતા અંગ્રેજ કવિ મોરીસના કાવ્યનું ભાષાંતર 'આટલાંટાની સરત' (કુમાર) દેશળજી પરમારે કર્યું છે. તે સાધારણ છે 'કર્મભૂમિ'એ ૧૮૫૭ના બળવાના અરસામાં 'પાયોનીયર'ના એક અંકમાં છપાયેલા 'બળવાના મરસીયા' મેળવીને તેનો ગદ્ય રોમાંચકારક અનુવાદ આપેલ છે

## હાસ્ય-કટાક્ષ

૧ ઓલીયા જોશીનો અખાડો રા "ઓલીયા-જોશી"

૨ મારા મમઈની મુસાફરી લે છોટાબાબા

જ્યાં આખા વરસનું સાહિત્ય કંગાલ છે, ત્યાં 'હાસ્ય'ના સાહિત્ય માટે કયા 'રડવા' બેસવું ? 'ઓલીયા જોશીનો અખાડો' હાસ્ય રસના જાણીતા લેખક ઓલીયા જોશીએ ઇ સ ૧૯૧૦ થી ઇ. સ ૧૯૨૦ સુધીમાં લખેલા હાસ્યરસનાં લખાણોનો સંગ્રહ છે. રમણભાઇ પછી હાસ્યરસના પ્હેલા લેખક ઓલીયાજોશી છે. તેમના લખાણોમાં મુખ્ય ભાગે કટાક્ષ ખૂબ જોવામાં આવે છે આખો સંગ્રહ પેટ પકડીને હસાવે તેવો છે. ખાસ કરીને 'મહિષી આગળ મીમાંસા" સાહેબાધ્યાય,' 'દૈનિક પત્રના તંત્રીનો પ્હેલો દિવસ," 'ભોટાઇના સંતાપ' વિગેરે લેખો ખૂબ હસાવનારા છે. 'રિલગવરીની વાક્ભાણવૃષ્ટિ' - ભીમીસ કોડક્સ કર્ટન લેકચર્સનો અનુવાદ હોવા છતાં તે સંબંધી કાંઇ ખુલાસો લેખકે કર્યો નથી ને 'ઓલીયા જોશીની' કોટીના લેખકને માટે ઠીક ન કહેવાય

પારસીઓ હાસ્યરસમાં એકકા હોય છે. 'મારા મમઇની મુસાફરી' પારસીભાઇ ભાષામાં લખાયેલ પેટ પકડીને હસાવનાર વાર્તા છે.

સામયિકોનો ફાલ પણ આવો કંગાલ છે છોટાલાલ જાગીરદાર અને ઓલીયા જોશી આખું ય વરસ ઉંઘી રહ્યા છે. મસ્તફકીરમાં હવે હાસ્યનો છાંટો ય નથી રહ્યો. તે હવે કેટલીક વાર 'વલ્ગર' બનતા જાય છે દાખલા તરીકે 'નવચેતન'માં 'બેટીના બાપ કમાલ' આ નામ જ 'વલ્ગર' લાગે છે. 'બે ઘડી મોજ' માં તે દર અઠવાડીએ 'હાસ્યરસ'ના લેખો આપે છે, પણ એકપણ લેખમાં હાસ્યનો છાંટો ય દેખાતો નથી.

ધનસુખલાલ ગંભીર હાસ્યના એક જ લેખક છે એમ કહીએ તો ચાલે. તેમના લેખોમાંથી 'સસલામાંથી સાવજ' 'પ્રો હીરાભાઈ' (ગુજરાત) 'કેટલુંક પરચુરણ' (ગુજરાત) 'રવીવારની રજા' (ગુણસુંદરી), અને સિનેમાનું જગત' ( ગુજરાત ) ગંભીર હાસ્યના સારા નમૂના છે. ખાસ કરીને 'સીનેમાના જગત'માં તો તેમણે કમાલ કરી છે ઓલીયા જોશી 'ગાંડાનો ગવારો' (નવચેતન)માં કેટલાક હસાવનારા પ્રસંગો આપે છે. 'ગ્રામગીતા' કવિ ત્રિભુવનન 'ગ્રામ્યગીતા'ની શૈલીમાં પેટ પકડીને હસાવે તેમ હરીહર ભટ્ટે લખી છે. કેટલાકને 'ગીતા' માટે આવી છૂટ લેવી યોગ્ય નથી લાગી.

કવિ ત્રિભુવન વ્યાસનું 'ગાગલીને સાહિત્ય પરિષદમાં નિમંત્રણ' (શારદા) ગ્રામ્ય શૈલીમા લખાયેલ આપણા સહિત્ય અને સાહિત્યકારો પર મર્મવેધી કટાક્ષ કરતું સફળ કાવ્ય છે

'શાકુન્તલનો અભ્યાસ' ( સુવર્ણમાળા ) બ્હેન ભાનુમતી ત્રિવેદીની અછુ સ્મિત લાવે તેવી આકર્ષક વાર્તા છે. અ. બ. ક. (સુવર્ણમાળા) અંક ગણિતના આ પાત્રોનું જીવન ચર્ચતા પ્રખ્યાત અમેરીકન હાસ્ય લેખક લીકોકના અજબ સરસ લેખનું સફળ રૂપાન્તર મનુભાઇ દેસાઇએ કર્યું છે.

'ઉઘાડું માથું' (નવચેતન)માં કિશોર વકીલ ખૂબ હસાવી શકે છે. 'ભણેલી' અને 'દાલચીવડાનું બાલ જીવન' ( શારદા ) શારદાના લોકપ્રિય લેખક દાલચીવડાની સાધારણ કૃતિઓ છે 'અગ્રલેખનું લેખન' માં(ગુજરાત) વિનોદકાન્તે આપણા તંત્રીઓનું ચિત્ર રજુ કર્યું છે. 'સટીક તંત્રી પુરાણ' ( વીણા )માં યશવંત પંડયાએ તંત્રીઓની મશ્કરી કરવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો છે. 'સ્ત્રી જને ધિક્કાર' (શારદા) સ્ત્રી જાતિ સામે કટાક્ષ ફેંકતો આકર્ષક લેખ ફીરોજશાહ મ્હેતાએ લખ્યો છે. ભાઈ તનમનશંકર શીર 'અન્નપૂર્ણ રંભા કે......' (ગુજરાત)મા આપણી 'ગૃહદેવીઓનું તાદૃશ્ય ચિત્ર રજુ કરે છે.

## લોક સાહિત્ય

| | | |
|---|---|---|
| ૨ | રઢીયાળી રાત ભાગ ૨ જો | ઝવેરચંદ મેઘાણી |
| ૩ | સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૪ થો | ,, |
| ૩ | દાદાજીની વાતો | ,, |
| ૪ | ઠંડા પ્હોરની વાતો | છગનલાલ રાવળ |
| ૫ | શીવરાજ શતક | ગોવિંદ ગીલાભાઇ |
| ૬ | 'શારદા'નું લોકસાહિત્ય અંક | 'શારદા' કાર્યાલય |

આ વખતે લોક સાહિત્યનો ઇજારો ભાઈ ઝવેરચંદ મેઘાણીએ લીધો છે 'રઢીયાળી રાત'ના બીજા ભાગના લોકગીતો પ્હેલા ભાગના જેવાં જ સાહિત્યની દૃષ્ટીએ ઉપયોગી છે આખો ય સંગ્રહ લોકસાહિત્યનાં રત્નોથી ભરપુર છે 'રસધાર'નો ચોથો ભાગ ત્રીજા ભાગની પેઠે ચારણી ભાષામાં લખાયો છે. ચારણી ભાષા બોલવામાં જ સરસ લાગે, લખવામાં નહિ. લખવામા તો કોઇ કોઇ વાર તેમાં કર્કશતા આવી જાય છે, દાખલા તરીકે તેના વર્ણનોમાં વાક્યે વાક્યે વપરાતો ચાલુ વર્તમાનકાળ બહુ જ monotonous લાગે છે. વાર્તાઓમાંથી 'દુશ્મનોની ખાનદાની,' 'માણસીયાવાળો,' 'સત ભાઇબંધો' અને 'આહિરની તેગે' એટલી વાર્તાઓ ખુબ સરસ છે. બાકીની સાધારણ છે. સૌરાષ્ટ્રનો ભંડાર ખુટી પડ્યો કે શું ? 'દાદાજીની વાતો'માં બાલ લોક કથાઓ ચારણી ભાષામાં આપી છે. તેમાંથી વિક્રમની વાર્તાઓ તો ખુબ પ્રસિધ્ધ છે. છતાં એકંદરે આખો સંગ્રહ સારો ગણી શકાય 'ઠંડા પ્હોરની વાતો'માં પ્રચલિત બાલ-લોક કથાઓ છે. લેખનશૈલી સાવ કળા વિનાની

અને કર્કશ છે. 'શીવરાજ શતક'માં કવિ ભુષણના શીવાજી મહારાજના સો કવિત્વભર્યા છંદ ગોવિંદ ગીલાભાઈએ સમજુતી સાથે આપ્યા છે. 'શારદા'ના 'લોક સાહિત્ય અંક'માં ગીજુભાઈની 'રૂદા' સુમનલાલ દેસાઇની 'અફીણમાં મશગુલ' ચુનીલાલ શાહની 'કાકાએ આપી તે કબુલ,' વૃજલાલ વર્માની 'માથું માગી લો, તલવાર નહિ નમે,' પ્રેમશંકર ઓઝાની 'રજપુતાણી,' અડાલજાની 'વફાદાર વીસો,' અને પ્રાણજીવન જોશીની 'વસુંધરાનો વીર' સારી કહી શકાય તેવી વાર્તાઓ છે. '૧૯૮૧-૮૨ ના સાહિત્ય'ના સરવૈયાએ 'સૌરાષ્ટ્રીય' શાળાને ઠીક ગુમ્મે કરી છે. તે સિવાય ભાવદાનભાઇનો 'મસ્ત કવિ બાણીદાસ' એ લેખ, આ મસ્ત કવિની ઠીક પીછાન કરાવે છે. 'શારદા'ના લોક-સાહિત્ય અંકમાં રાયચૂરા એક પણ વાર્તા ન લખે તેનો કાંઈ અર્થ ખરો ?

માસિકોમાં 'શારદા'નો ઇજારો છે. રમણિક મ્હેતાની 'સસરાની મોજ ચાખવા જનારના દામ નહિ,' દોલીયા દવેની આપણા મુત્સદીઓની ચાલાકી અને 'બાપુ'ઓના ભોળપણ રજુ કરતી, 'ક.મદાર,' પ્રેમશંકર ઓઝાની સ્ત્રીને વશ કરવાન પ્રાચીન યુક્તિ બતાવતી 'સાત તરવારીઓ,' 'કસ્તુરી મહેલ' રાયચૂરાની, 'રૂપાળી,' સ્ત્રીથી પુરૂષ કે પુરૂષથી "સ્ત્રી" એ કોયડાનો ઉકેલ કરતી 'મોભ કે આડી,' અને એક અખંડ બ્રહ્મચારિણી આહીર વીરાંગનાની શૌર્યકથા આલેખતી 'વિજી ભરગી' લોકસાહિત્ય અંક સિવાયના અંકોમાં આવેલી સારી વાર્તાઓ છે. રાયચૂરાની 'ગુણસુંદરી'માં આવેલ 'પુરી આયરાણી'નું વસ્તુ અદ્ભુત છે. એક સ્ત્રી પોતાની સાથે કુસ્તી કરીને જીતે તેને જ પરણે એવી પ્રતિજ્ઞા લે તે ખરેખર આશ્ચર્યજનક છે. 'શારદા' દર મહિને ત્રણ ચાર દુહાઓ, અને એક લોકગીત સમજુતી સાથે આપે છે. 'દુહામાં ડુબકીડોળ' (શારદા) માં રા. વિહારી કાઠીયાવાડના દુહાઓની પાશ્ચાત્ય અને સંસ્કૃત કાવ્યો સાથે સરખામણી કરે છે. રા. મેઘાણીએ કૌમુદીમાં 'મોરડી સાહિત્યની ધારાઓ' ચાલુ રાખી છે. 'ગુણસુંદરી' ગુજરાતના કંઠસ્થ લોકગીતો અવારનવાર આપે છે. 'કહેવતોનું સાહિત્ય'માં ગીજુભાઇ આપણી કહેવતોના સાહિત્યનો સરસ અભ્યાસ કરે છે. 'નવરાત્રિનું બાલસાહિત્ય' અને 'નવરાત્રિનું સાહિત્યસર્જન' (સૌરાષ્ટ્ર)માં મેઘાણી નવરાત્રિના સાહિત્યનો પરિચય આપે છે લોકસાહિત્યના અભ્યાસીઓએ હવે વાર્તાઓ છોડીને એક નવી વસ્તુ હાથમા લેવા જેવી છે અને તે કાઠીયાવાડના થઇ ગયેલા ભક્તોના ચરિત્રો મેળવવા એક વિદ્વાન મિત્રે ખરું જ કહેલું કે, 'સૌરાષ્ટ્રની રસધાર' ભાઇ મેઘાણી લખે છે તે 'રસધાર' નથી, તે તો 'રક્તધાર' છે. કાઠીયાવાડને ટીએ થઈ ગયેલા ભુલાઇ ગયેલા ભક્તોનાં ચરિત્રોના સંગ્રહને જ 'સૌરાષ્ટ્રની રસધાર' એ નામ શોભે

અપૂર્ણ





# નવચેતન





પુસ્તક: ૧૧ અંક: ૨ મે: ૨૭

અધિપતિ: **ચાંપશી વિ. ઉદ્દેશી**

ઑફીસ ૧૪, અમરતલા સ્ટ્રીટ,

કલકત્તા.



# અમારો આવતો અંક



## જુન ૧૯૨૭.

**મુખપૃષ્ટ :** શ્રીયુત મઝુમદારનું એક અતિશય સુકોમળ ભાવનામય ત્રિરંગી ચિત્ર.

**બલિદાન :** (સચિત્ર) રા. "સુદર્શન" અનુવાદક રા. ગીરજાપ્રસાદ ભટ્ટ. આ મશહૂર વાર્તાલેખકની એક કરૂણ તલસ્પર્શી વાર્તા.

**શહીદે ઈશ્ક :** રા. યુ. ટી. નિયાઝે રજુ કરેલી શાયરી.

**ભરત ભરનારો :** (સચિત્ર) રા "ધ્રૃંદ્રધેતુ" ચિત્રકાર રા. "શરમાળ" કળાકારના જીવનની કરૂણાજનક બાજુ દેખાડતી નાની વાંચવા યોગ્ય ગલ્પ

**કાચની બનાવટ :** (સચિત્ર) રા. "કળાપ્રિય". અનેક ચિત્રો સાથેનો ઔદ્યોગિક લેખ.

**સરલા :** (સચિત્ર) રા. રમણીકલાલ. જ. દલાલ ચિત્રકાર રા. "ધીઅસ" એક કલાસીકલ બંગાળી લેખકની વાર્તાનો સુન્દર અનુવાદ, તેવાં જ ચિત્ર સાથે.

**જીન્દગી :** રા. છેલશંકર દ. વ્યાસની એક વાંચીને વિચારવા યોગ્ય વાર્તા.

**દીલદાર કેરી છાંયમાં :** (સચિત્ર) રા. ટી. બી. કંથારીઆની સુફીવાદની પ્રસાદી.

**હિંદ ગરીબ કાં થતું જાય ?** રા. ચુનીભાઈ પટેલે રજુ કરેલો ઉપયોગી વિષય, જે વાંચી તમો હિંદની ગરીબીનાં ખરાં કારણોથી અવશ્ય વાકેફ થશો.

**પ્રેમ અને લગ્ન :** રા. તારાચંદ પોપટલાલ અડાલજા. આ રસિક વિષયનો બાકીનો ભાગ સંપૂર્ણ.

**સ્ત્રીઓ શું માગે છે ?** (સચિત્ર) રોઝીટા ફોર્બ્સ નામે જાણીતી યુરોપિય રમણીના પૂર્વની સ્ત્રીઓ સંબંધેના વિચારો આ લેખમાં રજુ કરવામાં આવ્યા છે.

**બળવંતરાય ઠાકોર–એક શબ્દચિત્ર :** રા. "પ્રિયંવદ" ચિત્રકાર રા. "પતંગીયુ".

**ભીલ સેવામંડળ :** (સચિત્ર) રા. A. P. નો ગુજરાતની આ એક ઉપયોગી સંસ્થાનો પરિચય કરાવતો અને ઉપયોગી સૂચનાઓ કરતો લેખ.

**બંગકવિ ચંડીદાસ :** રા. કાન્તિલાલ મુગટરામ ધોળકીઆએ કરાવેલો આ બંગાળના આદિ કવિ ચંડીદાસનો સુન્દર અને સવિસ્તર પરિચય, તેની કવિતાઓ સાથે.

**અમારી મસ્તી :** રા. "કોકિલ"ની એક સ્વાનુભવરસિક ગઝલ.

**કૃતઘ્ની :** રા. જીવણલાલ જાનીનો એક ભાવાત્મક નાનો લેખ

**ઇશ્ક :** રા. અહમદ ઇબ્રાહીમની એક દિલના દર્દભરી અસરકારક ગઝલ.

**વાદળી :** રા. "ચક્રવાક" ચિત્રકાર રા. "પતંગીયું" આ ખંડકાવ્યનો વધુ ભાગ

**કોકિલનાથ :** રા. બકુલેશની એક રસિક વાર્તા રા. "પતંગીયુ"ના ચિત્ર સાથે



[ચિત્રક ૨ ] ભગ્ન-હૃદય [ ૨૧ કનુ દેસાઇ



પુસ્તક ૧૧ મું   વર્ષ ૬ ઠું   મે ૧૯૨૭   અંક ૨ જો

# મૈં સખિ! પ્રીતમ જાગિ ગંવાયે

## સવૈયા

થોડી હુતી પલગા પર મૈં
નિસિ જાનકે ધ્યાન પિયામન લાયે
લાગિ ગઇ પલકેં પલ સોં પલ
લાગત હી પલમેં પિય આયે
જ્યોં હી ઉઠી ઉનકે મિલિબે
કહું જાગિ પરી પિય પાસ ન આયે
"મીરન" ઔર તો સોય કે ખોવત
મૈં સખિ! પ્રીતમ જાગિ ગંવાયે

## ભાવાર્થ

એક વિરહિણી પોતાની સખિને કહે છે કે "હું પલગ પર સુતી હતી. રાત્રિને સમયે પ્રીતમનું સ્મરણ થયું. થોડી વારે આંખ મળી ગઇ અને સ્વપ્નામાં પ્રિયતમને જોયા. તેમને મળવા જેવી ઉઠી કે આંખ ખુલતાં જ તેમનાં દર્શન ખોયાં. "મીરન" કવિ કહે છે કે બીજી સ્ત્રીઓ તો ઉંઘમાં પડી પ્રીતમને ગુમાવે છે. પણ સખિ! મેં તો જાગીને તેમને ખોયા.

મૂર્તિને ઉભી ( Vertical ) રેખામાં ઘડી જાણતા. માયરને જૂની પ્રણાલિકા તોડી નાંખી. તે આગળ વધ્યો. તેના સહાધ્યાયીઓમાં પોલીકલીટસ ( Polyclitus ) અને ફીડીયાસ હતા. ડીસ્કોબોલોસનું અસલ પુતળું અત્યારે મોજૂદ નથી, પરંતુ તેની થોડીઘણી નકલો જૂદે જૂદે સ્થળે સચવાઇ રહી છે. એક બ્રીટીશ મ્યુઝીયમમાં છે.

માયરનનો મુખ્ય વિષય તંદુરસ્ત, બળવાન, કસાયેલા શરીરવાળો પુરૂષ મુર્તિમંત કરવાનો હતો. તેણે સ્ત્રીનું એક પણ પુતળું બનાવ્યું ન્હોતું. એના જમાનામાં ગ્રીસની જાહોજલાલી પૂર જોશમાં હતી, શારીરિક કેળવણી પાછળ આખું સામ્રાજ્ય ખૂબ ધ્યાન આપતું. અર્થાત્ માયરનની આસપાસ બળવાન, કસાયલા પુરૂષોનો ટોટો ન્હોતો. આ બધાને અવલોકનો તે કલાનો ઉન્નત સેવક થઇ પડયો ડીસ્કોબોલોસનો અંગમરોડ જમણી બાજુએ વળેલો. માયરન સ્નાયુનું અજબ દર્શન કરાવે છે. પ્લીની ( Pliny ) માને છે કે માયરન શારીરિક અંગમરોડ ઘડવામાં ઘણો પ્રવીણ હતો. તેની ખામી માથું ઘડવામાં રહી જતી. ડીસ્કોબોલોસનું માથું બાકીના શરીર સાથે સરખાવતાં પ્લીનીની ટીકા સાચી લાગે છે. ચ્હેરાના ભાવ સ્પષ્ટ કરવાનું તેને પસંદ ન્હોતું એમ કેટલાક માને છે પ્લીની કહે છે કે એ વિષે તે બેદરકાર હતો.

બીજો કલાકાર પોલીકલીટસ હતો. તેની મુખ્ય કૃતિ એમેઝોન ( Amazon ) નામથી ઓળખાતી એક સ્ત્રીની છે. સમસ્ત ગ્રીસમાં એમેઝોનની કૃતિ બહુ પ્રિય છે. ગ્રીકોનાં રસવૃતિ, સૌંદર્યની તૃષા, અને વીરત્વનાં ચિન્હ તરીકે એમેઝોન તેમની કલ્પનાસૃષ્ટિમાં હંમેશ વસતી.

મીઠું–તાલબધ્ધ–સંગીત જેમ માનવ હૃદયને વશ કરી શકે છે તેમ એમેઝોનનાં અંગમરોડ અને સૌંદર્ય જોઇ ગ્રીકોનાં હૃદય ઘેલાં થઇ જતાં. રેખાએ રેખાનું પ્રમાણસર સચોટ દર્શન, અને શરીરના ઉભા બંને વિભાગમાં સરખાપણું એ ગ્રીક કલાકારોની કૃતિઓનું વિશિષ્ટ લક્ષણ હતું. આખી યે શિલ્પકૃતિનો ઉદ્દેશ અત્યંત મનોહર લાગતો. રેખાએ રેખા તળે આકર્ષણ, અને સૌંદર્ય ઢંકાઇ રહ્યાં હતાં. મિસરના કલાકારો ઉભાં, નિષ્ઠુરતાની મૂર્તિ જેવાં, અંગમરોડ વિનાનાં અને કોઇ કોઇ વાર કઢંગા પુતળાં બનાવતા. કાં તો તેમને ગ્રીક કલાકાર માફક શિલ્પકલા ખીલવતાં આવડતું ન્હોતું કે કાં તો તેમને એમ કરવાનું સુઝયું નહિ હોય.

કલાની સેવામાં માયરનનો સાચો હરીફ પોલીકલીટસ હતો. માયરને જેમ અંગમરોડના સ્વાભાવિક લક્ષણો અને સંસ્કાર શિલ્પકલામા મૂર્તિમાન કર્યાં તેમ પોલીકલીટસે શિલ્પકલાના ઇતિહાસમાં પહેલી જ વાર એક પગ ઉપર ઉભું રહેલું પુતળું ઘડયું.

ત્રીજો મશહૂર કલાકાર ફીડીયાસ હતો. ચિત્રમા બતાવેલી આથેનાની મૂર્તિ તેની બનાવેલી છે ફીડીયાસનો સમય ઇ. સ. પૂર્વ ૪૫૦ની આસપાસ હતો, જ્યારે ઇંગ્લાંડમાં માત્ર જંગલી લોકો વસતા, અને આથેન્સમાં એકી સાથે એક કરતાં વધારે બુધ્ધિવાન મહાન પુરૂષો વસતા. લગભગ આ સમયમાં જ ગ્રીકોએ પર્શીઅનો ઉપર જબરી ફતેહ મેળવી હતી આ ફત્તેહે ગ્રીકોને બ્હેકાવ્યા નહિ, પણ પ્રેરણા પાઇ. સ્વર્ગશક્તિનું જેમ રેડ્યું. કીર્તિને ઉજ્જ્વલ રાખવાની બુધ્ધિ આપી. બલવાન ગ્રીસની વીર્યવાન સંસ્કારી પ્રજાનો પેરીકલીસ આ સમયે નાયક હતો. એની રસવૃત્તિને લીધે આથેન્સમાં કલામંદિરો અને સૌંદર્ય ઉભરાઇ રહ્યાં. પારથેનાન (Parthenon) આથેનાનું મુખ્ય દેવળ–એની ઇચ્છાનું પરિણામ છે. પેરીકલીસના હાથમાં આખા સામ્રાજ્યની સત્તા હતી. ફીડીયાસના હાથમા કલાસૃષ્ટિ ઘડવાની શક્તિ હતી કલાકારે

શાસનકર્તાને મદદ કરી અને સમસ્ત ગ્રીસને કલામય કરી નાંખ્યું.

પારથેનોનમાં રાખેલી આથેનાની મૂર્તિ ફીડીયાસની મશહૂર કૃતિ છે, અને સાદમારીના સ્થળ ઓલીમ્પીયામાં ઝ્યુસ ( Zeus ) ની મૂર્તિ તેની બીજી મશહૂર કૃતિ છે. આ બંને કાળની ક્રુરતામાં જીર્ણ થતાં ગયાં. આજે તો તેમની નકલો જ ફીડીયાસની ઉત્તમ કલાનો આછો ખ્યાલ આપે છે.

છતાં આટલી ખ્યાતિ વરેલો ફીડીયાસ પ્રજાનો એક વાર ગુન્હેગાર થઇ પડ્યો હતો. આથેનાની મૂર્તિ માટે સોંપાયેલા સોનાનો તેણે ગેરઉપયોગ કર્યો–એ આરોપ તેના ઉપર આવી પડ્યો, અને તેને કારાગૃહ સેવવું પડ્યું, જ્યાં તે અવસાન પામ્યો. ફીડીયાસની કલામાં વૈભવી પ્રતાપ અને પૂજ્યભાવ સ્પષ્ટ થતાં.

ઇ સ પૂર્વે ૨૦૬ની સાલનું સેમેથ્રેસ ( Samothrace ) નું વિજયદેવીનું પુતળું પ્રાચીન ગ્રીકકલામાં સ્પષ્ટ પ્રગતિ કરે છે. ચિત્રમાં બનાવ્યા પ્રમાણે આ પુતળાંનાં હાથ અને માથું વર્ષો પહેલાં પડી ભાંગેલાં, અને વિજયદેવીના હાથમાં આપેલા રણશીંગડાનો પત્તો પણ નથી પ્રાચીન કલાકારની આ એક અદ્ભુત કૃતિ છે. તેમાં શારીરિક બળ, ગતિ, અને પવનમાં ફરફરતાં વસ્ત્રોનું આબેહુબ દર્શન છે.

આ જમાના પછી ગ્રીકકલામાં પરિવર્તન થવા માંડ્યું. કલાનાં દર્શન વૈજ્ઞાનિક દ્રષ્ટિએ થવાં લાગ્યાં. વ્યક્તિત્વ–સાંસ્કારિક વ્યક્તિત્વ-અને ભાવના કલાકૃતિઓમાં ચોક્કસપણે મૂર્તિમાન કરવા કલાકારોએ સફળ પ્રયાસો આરંભ્યા

મશહૂર વીનસ ડી મીલોનું પુતળું ગ્રીક કલાકારનો અત્યંત સફળ પ્રયાસ ગણી શકાય. ઇ. સ. ૧૮૨૦ની સાલમાં મીલો બેટમાંથી આ પુતળું પ્રથમ જડી આવ્યું કલાકારનું નામ મળી નથી આવતું, પરંતુ તેની કૃતિ જોઇ આપણને તેના કલાકૌશલ્ય માટે માન પેદા થયા વિના રહેતું નથી.

હાલ તે પારીસમાં લુવ્રના કલામંદિરમાં છે. આ પુતળાંની ખુબી એ છે કે તે એક જ સંગીન પત્થરમાંથી બનાવેલું નથી. પરંતુ પાંચ જૂદા જૂદા પત્થરો તેનું સમસ્ત શરીર ઘડે છે: માથું અને છાતી, કપડાં અને કમરથી પગ, બે હાથ, અને વાળનો અંબોડો આમ પાંચ પત્થરોમાંથી આખું પુતળું બનેલું છે. રોમ અને ગ્રીસની જાહોજલાલીનું સ્પષ્ટ દર્શન આ પુતળું કરાવી શકે છે વીનસનું પુતળું જગત જીવશે ત્યાં સુધી લોકપ્રિયતા સાચવી શકશે એવો એમાં કલાકારે મૂકેલો કલાનો પ્રાણ છે. વીનસના સૌંદર્યવિભૂષિત ચ્હેરા ઉપર વાસનાની છાયા, કે ભાવની તીવ્રતા નથી. સૌંદર્ય એટલું અદ્ભુત છે કે તેની રેખાઓનું પૃથક્કરણ કરવું અશક્ય થઇ પડે છે સાંસ્કારિક સાદાઇમાં, સંપૂર્ણ આરોગ્યથી દેહને મઢી, અને અનુપમ ગભીર સૌંદર્ય ધારણ કરી વીનસ જોનારને મોહ પમાડે છે, જગતના દરેક કલાકારને ગાંડો કરી મુકે છે. ગ્રીકોના પ્રતાપી જીવનનાં પ્રેરણા, પ્રતાપ, અને બળ આવી આદર્શ કલાના કલ્યાણ માટે વપરાતાં, સચવાતાં, ટકી રહેતાં.

એક સદી પછી સ્કોપાસ અને પ્રેક્સીટીલીસ ( Scopas and Praxiteles ) નાં નામ મશહુર થાય છે. આ અરસામાં કલામાં કરૂણ ભાવ વધુ પડતો મૂર્તિમાન થતો ગયો. સ્પાર્ટનોએ એથેનીયનોને પેલોપોનેસીયન વિગ્રહમાં હરાવ્યા, અને આથેનીયનોના જીવન ઉપર કાળાં વાદળાં ફરી વળ્યા. આ દુઃખ સમયે સોક્રેટીસ અને પ્લેટોના લોકકલ્યાણના પ્રયાસો એ પ્રજા ઉપર ખુબ અસર કરી અને ગ્રીકોના જીવનમાં જાહોજલાલીનાં શૌર્ય અને તોફાનને બદલે શાંત ગાંભીર્ય અને સાંસ્કારિક અસ્મિતા પ્રગટ્યાં. પ્રેક્સીટીલીસના

હરમીસ ( Hermes ) પુતળામાં આ ભાવો સ્પષ્ટ થાય છે. ઇ. સ ૧૮૭૭માં હીરાના દેવળમાંથી આ પુતળું મળી આવેલું વાળ વિખરાયલા, અને ઉંડી આંખોમાં અતિશય ચિંતા અને નિરાશા સમસ્ત ગ્રીક પ્રજાનો એક જમાનાનો ઇતિહાસ ખડો કરે છે.

અને આમ આખું પણ ઉચ્ચ કલાએ લઇ જતું પરિવર્તન કલામા થતું ગયું. એટલામાં મેસીડોનીયન મહારાજ્ય પડી ભાંગ્યું અને સત્તાનું કેન્દ્ર સાત ટેકરી ઉપર વિરાજતું રોમ થયું. કલાને દુર્ભાગ્યે રોમનો નિપુણ કલાકાર ન્હોતા—એ વાત વીસરી શકાય એવી નથી.

ગ્રીસ બાહુબળથી રોમનોએ જીત્યું. અને રોમ ગ્રીસના અત્યાચારથી ગ્રીકોએ જીત્યું આ બે મહારાજ્યોનો ઇતિહાસ આટલામા સમાઇ જાય છે રોમનોને કલા પ્રિય ન્હોતી; તો તેનું કલ્યાણ કરવાની પ્રેરણા તો હોય જ ક્યાંથી ? પરંતુ બીજાની ચડતી તેમને સાલતી બીજાની કલાકૃતિનાં સૌંદર્ય અને ખ્યાતિ તેમને ખૂંચતાં. પરિણામે ગ્રીસ અને એશીયા માઇનરમાં તેમણે ત્રાસ વર્તાવ્યો, ગ્રીક કલાને લુંટી, ગ્રીક કલાકારોને રાજકેદી તરીકે થોકબંધ રોમમાં મોકલાવ્યા, અને રોમન મહારાજ્યમાં કલાવિધાનો અને કલામંદિરો બાંધી આપવા ફરજ પાડી બ્રીટીશ મ્યુઝીયમમાં મુકેલું જુલીયસ સીઝરનું પુતળું ગ્રીક કલાકારના રોમ જઇ વસેલા કોઇ અજ્ઞાત વંશની અદ્વિતીય શિલ્પકલાનું ભાન કરાવે છે

અને આખરે માયાવી જગતની એક રાક્ષસી પેઠે જાહોજલાલીને શીખરે ચ્હડેલું રોમન મહારાજ્ય પડી ભાંગ્યું. સ્મશાનમા માત્ર તેનાં સ્મરણચિન્હો જ રહ્યાં. મેંકડો લોકોના પગ એમને ચાંપીને જાય છે અને ઐશ્વર્યભર્યો—ઉન્નત—પ્રાચીન કાલનું ભાન કરાવે છે.

રોમન મહારાજ્યના અવસાન પછી કલાનો ઇતિહાસ અટક્યો કેટલીક સદીઓ લગી જગતમાં અંધકાર પ્રવર્તી રહ્યો. જ્યાં ત્યાં ખૂનામરકી અને લોહીની રમતો ચાલી રહ્યાં. કલા વિસારે પડી ; બેકાર કલાકારો, ઉત્તેજન વિના, માત્ર કલાની આછી પાતળી યાદ મૂકી ગુજરી ગયા કલાવિધાનો અને કલાને સ્થાન આપી રહેલાં મંદિરો ધાર્મિક ઝનૂનમાં નષ્ટ થયાં આજે ક્યાંક ક્યાંક માત્ર જીર્ણ ખંડેરો એ અણશોધ્યા ઇતિહાસની સાખ પૂરે છે

અને જગતની એક અપૂર્વ પળે મહાન પેગમ્બર જન્મ્યો. ઇ સ ની શરૂઆત થઇ અને વર્ષો વીત્યાં સદીઓ પછી ઉન્નતિનો સૂર્ય એશિયામાં ઉગ્યો જ્યારે યૂરપમાં નાનાં મોટા રાજ્યો થતાં પડી ભાંગતા ને ફરી થતા ત્યારે હીંદ અને એશિયામા મહાત્મા ગૌતમ બુધ્ધે અહિંસાનો અપૂર્વ સંસ્કાર ફેલાવી લોકોને ઐક્યતાનો મંત્ર આપ્યો

મધ્યકાલમા આખાય જગતમા જ્ઞાનની લીપ્સા પુન ઉદ્ભવી પ્રાચીન કલાને શરમાવે એવી કલા તો ન જ જન્મી, પરંતુ તેનું આબેહુબ અનુકરણ ખુબ થવા લાગ્યું. યૂરપના હાલના દેવળો, કિલ્લાઓ, ચિત્રો, હિંદના મંદિરો, મસજીદો, અને રાજમહેલો પ્રાચીન કલાનું ઓછુંવત્તુ સ્પષ્ટ અનુકરણ છે, પરંતુ ઇસ્વી સન પછીના કાળમાં કલાનાં દ્રષ્ટિબિંદુઓ વધી પડ્યાં. પરિણામે ચિત્રકલા, શિલ્પકલા વિગેરેમાં શૈલી (Mode) ઓ પડી ગઇ. ગ્રીક, રોમ, મિસર, બૌધ્ધ, જૈન અને બ્રાહ્મણ–શૈલીઓ જગતના સ્થાપત્યના વિભાગો છે. યૂરપનું દેવળ, એશિયાનું બૌધ્ધ મંદિર, ને હિંદનું જૈન મંદિર, સ્થાપત્યની ન વિસરાય એવી કલાની સૌંદર્ય કૃતિ છે. મશહુર મોગલ સામ્રાજ્યની જાહોજલાલીના ઝંઝાવાતમા કલાસૃષ્ટિ હિંદમાં ફરીથી તોફાને ચ્હડી. એશિયાના કારીગરોની વિવિધ કલાશૈલીઓ એકઠી થતાં ઠેરઠેર કલા વિધાનો બંધાયાં મદુરાનું પ્રાચીન મંદિર, મધ્યકાલિન હિંદનો તાજમહેલ, અને યુરપિય અને એશી-

આઈ કલાનું મિશ્ર સ્વરૂપદર્શન કરાવતી અનેક ઇમારતો આજની કલાસૃષ્ટિની કલા છે. માત્ર એટલું જ કે આ કલાસૃષ્ટિનું સૌંદર્ય દ્રષ્ટિબિંદુ પહેલાં કરતા જૂદું છે ઇ સ પૂર્વે અને પછી કેટલીક સદીના જંગલી કાલમાં કલાસૃષ્ટિ શબવત્ થઇ ગઇ હતી જગતના જ્યોતિર્ધરોએ માનવકલ્યાણનો માર્ગ બતાવતાં જાણેઅજાણે કલાસૃષ્ટિને પુનઃ જીવન પ્રાપ્ત કરવાની તક આપી + અને આ કલાસૃષ્ટિમાં સૌંદર્યની ઉષા એશિયાઇ અને યૂરપિય સામ્રાજ્યોના બાલ્યકાલમા પ્રકટી. માત્ર એટલું જ યાદ રાખવાની જરૂર છે કે સૌંદર્યની રચનામાં પુન: જીવન પામેલી આ કલાસૃષ્ટિ ધાર્મિક સિધ્ધાંતો પર રચાયેલી જીવનપ્રણાલિકામા ઉછરી અને ઉન્નત થઇ. આજે કલાસૃષ્ટિની મહેનત જીવનને સુશોભિત, શ્રધ્ધાળુ, સંસ્કારી અને ભાવનાશાળી રાખી શકે છે. એ કલાસૃષ્ટિને ખૂણે ખૂણે વિસ્તાર પમાડવી એ કેટલું સદ્ભાગ્ય ? અને સૌંદર્યની પ્રકટેલી ઉષાને મધ્યાન્હના સૂર્યની રોશની સુધી લઇ જવી એ કલાની કેટલી અપૂર્વ સેવા !!

—સંપૂર્ણ—

## સૌંદર્યપિપાસા

હું યુગયુગથી ત્હારે દ્વારે ટહેલ નાંખું છું.

સ્નેહમયી ! દુ:ખ અને દર્દમાં, આશા અને નિરાશામા, જીવન અને મૃત્યુમાં તારૂં સ્મરણ ભૂલ્યો નથી.

શ્વાસોચ્છ્વાસમાં હું તારા નામની માળા ગુંથું છું અને હ્રદયના એકાંતિક પ્રદેશમાં તારી છબીની પૂજા કરૂં છું.

મારા દેહ કરતાં તું નજીક જણાય છે, છતાં સૌન્દર્યમયી ! હું તારૂં સ્વરૂપ સૌન્દર્ય નિહાળી શક્યો નથી. તારો બુરખો ઉતારી નાંખ, લજ્જા છોડી દે, તારૂં નખશિખ સૌન્દર્ય નિરખવા દે ! હું તારો અનંતકાળનો પ્રેમી અને પૂજક છું.

બાલકૃષ્ણ ગંભીરશર્મા

+ "નવચેતન" ના આગલા અંકોમાં પ્રકટ થઇ ચૂકેલા મારા "મશહૂર ચિતકાર વાન્ડાઇક" નામક લેખમાં વિસ્તારપૂર્વક વર્ણવેલા યૂરપના "રીનેસાં" (Renaissance) કાળનો ઈશારો આ જગાએ છે:—લેખક.



# પ્રેમ અને લગ્નઃ એ વિષે કયસર શું કહે છે?

[અનુવાદક: રા. રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા

'જ્યોર્જ સીલ્વેસ્ટર વાયેરેક' સાથેના ઇન્ટરવ્યુમાં માજી કયસર પોતાની બીજી પત્નીની પ્રશંસા કરે છે અને નિખાલસ દિલથી પોતાના લગ્નની ચર્ચા કરે છે.

કોઇ પુરૂષ બે સ્ત્રી–એક મૃત્યુ પામેલી અને એક જીવતી–ને ચાહી શકે? આવી સ્થિતિમાં પત્ની સુખી હોઇ શકે? કયસર અને શાહજાદી હરમાઇનના લગ્ન આ બંને પ્રશ્નો ઉપસ્થિત કરે છે!

ઘડીભર માની લઇએ કે વીલીયમ અને હરમાઇન બંને અસાધારણ પ્રકૃતિના છે, માની લઇએ કે બંને ખાનદાન કુળમા જનમ્યાં છે, છતાં એટલું તો ખરૂં જ ને કે જીવન અને પ્રેમના મૂળ સિધ્ધાંતો રાજા કે રંક, અમીર કે ફકીર, ધનાઢ્ય કે ભીખારી એ સવને માટે સમાન જ હોય છે? આ લેખને મથાળે પુછેલા પ્રશ્નોના ઉત્તર જનસમાજ તરફથી નકારમાં જ મળે–સામાન્ય અનુભવ એમ જ કહે છે, પરંતુ જર્મનીના માજી કયસર વીલીયમ બીજા અને હરમાઇનની અદ્દભુત પ્રેમકથા એ માન્યતાને ખોટી ઠરાવે છે! જગતમાં અવનવી અફવાઓ ચાલ્યા છતાં સત્ય વાત તો એ છે કે, તેમનાં લગ્નને ચાર વર્ષના વાણાં વાયાં છતાં તેઓ પરમ સુખી જણાય છે–ખરેખર સુખી જ છે!

યુરોપના મહાભારત વિગ્રહ વખતે આખા જગતનું લક્ષ ખેંચી રહેલા જર્મનીના માજી કયસરને રૂબરૂ મળીને ગાઢિ[illegible] ભોગવનાર જ્યોર્જ સીલવેસ્ટર વાયેરેક આ વાત જાહેર કરે છે. આ રહ્યા તેમના શબ્દો :—

'સામ્રાજ્ઞી એ.ગષ્ટા વીકટોરીયા–કયસરની પહેલી પત્ની–ના મૃત્યુ પછી લગભગ દોઢ વર્ષે હું જીંદગીમાં પહેલી જ વાર કયસરને તેના ડચ્ ટસકયુલમમાં મળ્યો. ત્યાં તે એકલો જ નહોતો, પરંતુ અકથ્ય એકાંતની વેદના તેના મુખ ઉપર જણાતી હતી તેની પહેલી પત્નીના મૃત્યુ પછી તરત જ લખાયલો એક પત્ર મને મળ્યો હતો, જે પત્રમાં એ સમ્રાટે પોતાના 'અકથનીય શોક' વિષે ઇશારો કર્યો હતો સદ્દગત સમ્રાજ્ઞીની છાયા એ આખા ય દશ્ય ઉપર ફરી વળી હતી. તેના સ્મારક તરીકે તેના નામથી ઓળખાતા ગુલાબના બગીચા ઉપર તેમજ જે ખંડમાં તેનું મૃત્યુ નીપજ્યું હતું અને જે ખંડમાં તેનું સ્મારક અદ્યાપિ છે તે ખંડ ઉપર પણ

### ડુર્નમાં છવાયલી શોકછાયા

આમ હોવા છતાં પોતાથી ઉમરમાં ઘણી નાની સ્ત્રી સાથે–પ્રીન્સ કેરોલેથની વિધવા પ્રીન્સેસ હરમાઇન સાથે લગ્ન કર્યાની વાત જણાવીને કયસરે જગતને ચકિત કરી મુકયું છે!

કહેવાય છે કે જે માણસોનું પરણેતર સુખી નીવડે છે તેમને ઘણી વાર ફરી લગ્ન



જર્મનીનો માજી કયસર વીલીઆમ બીજો અને તેની
બીજી વારની પત્ની હરમઈ.

કરવાનો પ્રસંગ આવે છે. કયસર જણાવે છે કે સદ્ગત સમ્રાજ્ઞી ઑગષ્ટા વીકટોરીઆ, જ્યારે પણ પોતાની દાસીઓ પુનર્લગ્ન કરનાર કોઇ વિધવા કે વિધુર તરફ ધૃણાની નજરે જોતી ત્યારે, આ બાબત ઉપર ચર્ચા કરતી. બાવાં આદમના સરજેલ; અન્ય મનુષ્યો કરતાં રાજકર્તાઓ આ બાબતમાં કોઇ રીતે ભિન્ન પ્રકારના નથી હોતા. કારણ કે સદ્ગત સમ્રાજ્ઞીના મૃત્યુને પુરાં બે વર્ષ થયાં એટલામાં જ આ નવાં લગ્નની ગોઠવણ થઇ!

હું મારા જર્મન મિત્રોને પુછતો, "સાઠ વર્ષથી વધારે ઉમરનો માણસ ક્યાં સુધી રાહ જોયા કરે?" તેઓ કંઈ કારણ આપી શકતા નહિ!

ડુર્નમાં કયસરના મ્હેમાન તરીકે અઠવાડીયા કરતા વધુ વખત મેં ગાળ્યો. ગૃહસંસાર સરળતાથી ચાલતો હતો, પરંતુ એક વસ્તુની ખોટ હતી, ગૃહિણીની! ડુર્નના એ ઘર ઉપર અકથ્ય શોક છાયા છવાઈ હતી એ ઘરનો માલિક શોકછાયાથી ઘેરાયો હતો. કોઇ વાતની કોઇ વખતે જ્યારે કોઇ ચર્ચા ચાલે અથવા જ્યારે તે પોતાની France વિષે વાત કરે ત્યારે એ શોકનું વાદળ ક્ષણભર વીખરાઇ ગયું હોય તેમ જણાતુ.

### મજામત

રાતે તે અમારી પાસે—હું, મારી પત્ની અને બીજા બે ત્રણ ગૃહસ્થો પાસે—બેસીને કંઇક વાંચતો. રાજદ્વારી, ધાર્મિક કે વિજ્ઞાનની વાતો કરતા કરતા એ ક્ષણભર કારાવાસ સમા પોતાના એકાંત જીવનનું દુઃખ વિસરી જતો.

આર્થિક મુંઝવણ અને રાજદ્વારી કારણોને લીધે તેનાં બાળકો તેને વારંવાર મળી શકતાં ન્હોતાં પટવી કુમાર હજી પણ વેરીંગન નામના નાના ટાપુ ઉપરના ધૂળવાળા ગામડામાં એકાંતમાં રહેતો હતો.

હું લાગણીપ્રધાન માણસ નથી, છતાં વીલીયમ બીજાને સંધ્યાકાળે પોતાના દીલનું દર્દ છુપાવવાનો વૃથા યત્ન કરતો, સીડીના પગથીયાં ચડીને પોતાના ખંડ તરફ જતો જોતાં કરૂણરસની ઝાંખી થતી. સદ્ગત સમ્રાજ્ઞિના હૃદયના દુઃખાવાને લીધે ખાસ કયસરની આજ્ઞાથી ગોઠવેલા નાના શા લીફ્ટમાં પણ ઉદાસીનતાનો ભાસ થતો હતો. પોતાના સાદા પોષાકમાં પોતાના ઓરડામાથી નીકળીને ખાણા ઉપર આવતો તે આ લીફટમાં ઉતરીને.

તેનાં લગ્ન બાદ થોડા અઠવાડીયા પછી હું ફરીથી—બીજી વાર વીલીયમ બીજાને મળ્યો. એના દેદાર બદલાઇ ગયા હતા! પુનઃ હું ડુર્નના ગૃહમા એક અઠવાડીયા સુધી કયસરનો મ્હેમાન બન્યો. કયસર બન્યો હતો—ડુર્નમાં પુનઃ પ્રકાશ ફેલાતો હતો, કારણ? કારણ સમ્રાજ્ઞિની હાજરી!

દેશવટો ભોગવતા કયસર ઉપર અનેક તહોમતો મુકવામાં જર્મની મશગુલ હતું. તેની પ્રજા કદાચ તેના યુધ્ધપરાજય માટે ક્ષમા આપત, પરંતુ તેના બીજા લગ્નને તો પ્રજા સહન ન જ કરી શકી! ઑગષ્ટા વીકટોરીઆના આત્મત્યાગને લીધે તે પ્રજાની પૂજ્ય પ્રતિમા બની ચૂકી હતી. તેની કબર ઉપર પુષ્પમાળ ચડાવવા જેટલો દિલાસો લેવા દેવાની પણ તેઓ સાફ ના પાડતા હતા, છતાં પણ એક વખતના પોતાના સમ્રાટને એ પૂજ્ય ઑગષ્ટાના મૃત્યુ પછી પણ બીજી પત્ની કરવા દેવામાં જર્મનો ધર્મલોપ માનતા હતા.

મુખ્યત્વે સ્ત્રીઓ કયસરના પુનર્લગ્ન તરફ તિરસ્કાર દર્શાવતી. દેશવટો પામેલા રાજાના લગ્નની વાત નીકળતી અને સૌ મ્હોં મચકોડતા. કેટલાક રાજસત્તાક પક્ષોનું આ યુવાન પત્ની તરફનું વર્તન કડવાશભર્યું હતુ. હરમાઇન ઉપર હુમલો કરવો એ તો એક પ્રકારની

-ક્રેશન થઇ પડી. એની માનહાની કરનારા ભૂલી જતા હતા કે એ એક પ્રાચીન રાજ-કુટુંબની વંશજ છે. યુરોપમાં તેમના મુલ્કનો વિસ્તાર થોડાક સો ચોરસ માઇલમાં છે, તો પણ રૂસની શાહજાદી પૂરાતન રાજકર્તાઓની પંક્તિમાં આવે છે. કેટલાકને તો કયસરની આ ભાર્યાને ફક્ત પ્રીન્સેસ (શાહજાદી) હરમાઇન તરીકે જ સંબોધવાનું ગમતું, જો કે પ્રશીયાના પ્રીન્સ હેનરી-કયસરના ભાઇએ-તો લગ્નની મીજબાની વખતે તેને સમ્રાજ્ઞી-શહેનશાહ બાનુ તરીકે જાહેર કરી હતી.

પાટવી કુમાર અને એ કુટુંબના સૌ કોઇ હરમાઇનને શહેનશાહબાનુ તરીકે સ્વીકારે છે. તે પોતે પોતાની સહી નીચે એ માનસૂચક હોદ્દો દર્શાવનારા બે અક્ષરો I. R. મુકે છે અને જ્યાં જાય ત્યાં તેને નામદારબાનુ તરીકે સંબોધવામાં આવે છે

રાજવંશીઓ પોતાના હોદ્દાનો કદી પણ ત્યાગ કરતા નથી. નેપોલીયન પહેલો અને તેના જેલર-કેદખાનાના ઉપરી-વચ્ચે ખૂબ કજીયા થતા તેનું કારણ એ હતું કે સર હડસન લોવે શહેનશાહને માત્ર જનરલ બોનાપાર્ટ તરીકે સંબોધવાનો આગ્રહ કરતો હતો. નેપોલીયન ત્રીજાએ અને સમ્રાજ્ઞી યુજેને પોતાની પદવીઓ છેવટ સુધી રાખી હતી.

મેં આ પ્રશ્ન વિષે વીલીયમ બીજા સાથે નિખાલસભાવે ચર્ચા કરી, તેણે કહ્યું "અમે જર્મન લોકો સ્ત્રીને, તેના પતિની પદવીથી સંબોધીએ છીએ. જેનરલ કે લેફ્ટેનન્ટ જનરલ હોદ્દાથી ફારગ થયો હોય તોપણ તે જે સ્ત્રી સાથે પરણે તે સ્ત્રીને 'હર એકસેલન્સી' નામદારબાનુ કહીને સંબોધીએ છીએ. જો કોઇ શહેનશાહ પરણે તો તેની સ્ત્રી શહેનશાહ બાનુ બને છે-પછી ભલે ને તે શહેનશાહ ફારેગ થયો હોય તોપણ.

"મોટા અમલદારોને અમે એકસેલન્સી'નો ઇલ્કાબ આપીયે છીયે 'અધિકારત્યાગને લીધે આ ઇલ્કાબ ઉપરનો તેનો હક્ક નાબુદ થતો નથી. પેનશન પામેલો 'એક્સેલન્સી' પરણે તો તેને જે સંબોધનનો અધિકાર હોય તે સંબોધન તેની સ્ત્રીને માટે નકારવાનો કોઇને સ્વપ્ને પણ વિચાર ન થાય.

"અમે રાજાઓને your Majesty 'યોર મેજેસ્ટી' કહીને સંબોધીએ છીએ; અમે તેમની રાણીઓને પણ-જો તેઓ સરખાં ખાનદાનનાં હોય તો-એ જ માનવંતો ઇલ્કાબ અર્પણ કરીએ છીએ જે શહેનશાહબાનુ સાથે મારો સંબંધ થયો છે તે હળકા કુળની હોત તો તો તે માત્ર પ્રીન્સેસ હરમાઇન તરીકે જ સંબોધાત, પરંતુ તેનું કુળ બીજા રાજકુળો જેટલું જ ઉચું છે. તેની સદ્‍ગત બહેન 'વેમરની ગ્રાંડ ડચેસ' હતી."

મારાથી બોલાઇ જવાયુ :-

'અમેરીકન લોકોને માટે આવી શ્રેષ્ઠતા સમજવાનું મુશ્કેલ છે અમે હોદ્દાઓને આટલા મહત્વના ગણતા નથી"

શહેનશાહ હસ્યા. "ત્યારે થોડા વર્ષોને માટે ચુંટાયલા તમારા ગવર્નરો જેઓ જીવન પર્યંત પોતાના હોદ્દા ચાલુ રાખે છે તેનું કેમ? તમારા કોન્ગ્રેસમેન અને ન્યાયાધીશોનું શું? અને મી વીલસન જેને યુધ્ધ અગાઉ થોડા વખત પહેલા મારી પાસે મોકલવામાં આવ્યો હતો તેના જેવા કર્નલોનું શું?'

કયસર 'કર્નલ હાઉસ' વિષે સૂચના કરતો હતો.

દેશવટો ભોગવતા રાજાઓ પોતાના ખાસ અધિકારના અવશેષોને સાચવી રાખે છે અને આવા રાજવંશી શણગાર અને સત્તાનાં સ્મરણો સિવાય તેમની પાસે બીજું રહે છે પણ શું? વળી દેશવટો ભોગવતા રાજવીઓ વિજયપૂર્વક પાછા ફરવાની આશાનો પણ કદી ત્યાગ કરી શકતા નથી. નેપોલીયન મૃત્યુ પર્યંત આશા રાખી રહ્યો

હતો કે એક દિન એવો આવશે કે જ્યારે પોતાને પ છો બોલાવવામાં આવશે.

**બંને પત્ની તરફ સરખો પ્રેમ !**

ડુર્નના સંગીતગૃહમાં આજે પણ ઓગષ્ટા વિક્ટોરીઆનું બાવલું નજરે પડે છે સદ્ગત સમ્રાજ્ઞિ જે ખંડમાં મૃત્યુ પામી હતી તે ખંડ એમને એમ અખંડ રહ્યો છે સમ્રાજ્ઞિ હરમાઇન પોતાના દિવાનખાનાથી અને એક નાના શા શયનખંડથી સંતોષ માની લે છે.

ઓગષ્ટા વિક્ટોરીઆની આકૃતિ દરેક સ્થળે દેખાય છે. કયસરના ટેબલ ઉપર તેમજ હરમાઇનના ખંડમાં. સદ્ગતને અર્પણ કરવામાં આવેલો બગીચો ખાસ કાળજીપુર્વક સજીવન રાખવામાં આવ્યો છે. કયસર પોતે ઘણીવાર એ પુષ્પોને જળ સિંચે છે, અથવા તો નાના ગ્રીષ્મગૃહમાં બેસીને પોતાના ભૂતકાળના સ્મરણમા-ઉંડા વિચારમાં ઉતરી પડે છે

એના જ જેવા મધમધતા એક બાગને હરમાઇનનું નામ અર્પણ કરવામાં આવ્યું છે તેના અને તેનાં બાળકોનાં ચિત્રો કયસરના ખંડની શોભામાં અભિવૃધ્ધિ કરે છે 'સ્કવાર્ટઝ' ની ચિતરેલી તૈલીરંગની તેની છબીઓ વીલીયમના ભોજનગૃહ અને અભ્યાસઘરમાં નુતન પ્રકાશ ફેલાવે છે.

મારી પહેલી મુલાકાત પછી ચાર વર્ષ છેવટે જર્મનીમાં હરમાઇન વિરૂધ્ધ ચાલતી ઝુંબેશ શાંત પડી ગઇ છે. અનિષ્ટ વાતો ફેલાવનારાઓ ગુંચવણમાં પડ્યા છે. ઘણી પ્રાણીપાણી વચ્ચેના કલેશકંકાસના ફેંકવામાં આવતા નીંદારૂપી ગપગોળાઓ ખોટા ઠર્યા છે અને વીલીયમ અને હરમાઇનનું વિવાહિત જીવન હર્ષમય અને વિષાદની જરા પણ છાયા વિનાનું સુખમય બન્યું છે.

ઓગષ્ટા વિક્ટોરીયાને ઇર્ષા કરવાનું કંઇ પણ કારણ મળ્યું નહોતું, કારણ કે કયસર પોતાની એ પ્રથમ પત્ની માટે સંપૂર્ણ પ્રેમ ધરાવતો હતો. એટલો જ પ્રેમ—એટલી જ વફાદારી–તે પોતાની બીજી પત્ની તરફ ધરાવે છે. બંને પત્નીનો વિચાર તેના જીવનને ઉન્નત બનાવે છે.

કયસરે મને કહ્યું, "થોડા સમય પહેલાં એક પાર્ટીમાં મારા બીજી વખતના લગ્ન વિષે ચર્ચા ચાલી. કેટલાકે તરફેણમાં, તો કેટલાકે વિરૂધ્ધમાં મત આપ્યા. એક ગૃહસ્થ આ બધું ધીરજથી સાંભળી રહ્યો હતો તે છેવટે બોલી ઉઠ્યો, "આવી બે સુંદર સ્ત્રીઓનો પ્રેમ જીતી શકનાર કયસર કેવો મજાનો આદમી હશે ?'

હરમાઇન અને વિક્ટોરીયા એ બંનેની સ્વામીભક્તિમાં સમાનતા હોવા છતાં એ બંને સ્ત્રીઓના જીવનમાં ઘણો તફાવત હતો. પતિ અને બાળકો પ્રત્યેના પ્રેમભાવ સિવાય બીજી બાબતોમાં તેઓ એક બીજીથી જુદી પડે છે.

વિલીયમ બાબતને બે જુદી વ્યક્તિરૂપે માનવો પડે છે. એક વીસમી સદીના પુરૂષ અને બીજી મધ્ય યુગમાં વિચરતી વ્યક્તિ તે મધ્યયુગનો અધ્યાત્મવાદી થઇ શકે છે તેમ જ વીસમી સદીનો એન્જીનીયર પણ બની શકે છે. એના આત્મામાં કુદરતે બંને યુગનું સંમિશ્રણ યોજ્યું છે.

ઓગષ્ટા વીક્ટોરીયા આદર્શ પત્ની અને સ્નેહાળ માતા હતી હરમાઇન પોતાનાં સંતાન અને સંસાર તરફ એટલી જ મમતા ધરાવતી હોવા છતાં ચાલુ જમાનાની સ્ત્રી છે, કે જેની નજર આખા જગતની પ્રવૃત્તિ અને પ્રગતિ તરફ ફરે છે. ઓગષ્ટા વિક્ટોરીઆ કયસરના આત્માના એક પક્ષને સંતોષતી, હરમાઇન એ આત્માના બીજા પક્ષને સંતોષે છે

**સ્ત્રીઓ માટેના ચાર K**

સ્ત્રીઓને માટે માત્ર ત્રણ કામ–Kinder Kirche, અને Kunche અર્થાત છોકરાં, મંદિર અને રસોડું–નિર્માયાં છે એવી કયસરની

માન્યતા હોવાનું આ ળ જગત તેને માથે ઓઢડતું. આ ટીકાને લીધે જગતમાત્રમાં સ્ત્રીપ્રગતિના શત્રુ તરીકે કયસરનું નામ કલંકિત બનતું. સ્ત્રીઓ પ્રત્યેનું જર્મન વલણ બતાવવાને માટે આ વાકયનો ઉપયોગ કરવામાં આવતો પરંતુ સ્ત્રીઓના કર્તવ્યની કયસરની વ્યાખ્યા વિશાળ હોવા છતાં સમ્ર જ્ઞી હરમાઇનની અસંખ્ય પ્રવૃત્તિઓનો સમાવેશ તેમા થઈ શકે તેમ નહોતુ. કયસરના પ્રથમના વલણમાં વર્ષોના વહનથી અને અનુભવથી કેવા ફેરફાર થયા હતા તે જોઇને હું આશ્ચર્ય ચકિત બન્યો.

મેં પૂછવાની હિંમત કરી, 'આપ નામદાર હજી પણ પેલા ત્રણ K ના સિધ્ધાતમા માનો છો?'

"નહિ,' તેણે સ્મિતહાસ્ય કરતા ઉત્તર આપ્યો,' મેં એક K વધાર્યો છે અને તે K એટલે Kamerad (Comra'e) અર્થાત્ મિત્ર કે સાથી."

મારી ડુર્નની છેવટની મુલાકાત વખતે ૧૯૨૬ના ઉનાળામાં આ વાત થઇ હતી જીવનમાં પહેલી જ વખતે આ દેશવટો ભોગવતા સમ્રાટે પોતાના હૃદય ઉપર છાપ પાડનારી એ સ્ત્રીઓ વિષે અને પ્રીન્સેસ હરમાઇન સાથેના પ્રસંગ વિષે ચર્ચા કરવાનું સ્વીકાર્યું. તેના પ્રેમ અને લગ્નની કથની સ્ત્રી પ્રત્યેના સન્માનની અજબ પ્રતિતિ કરાવે છે!

અમે એ સમ્રાટના અભ્યાસગૃહમાં વાતો કરતા બેઠા હતા એ ખંડમાં તેની રાજ્યસત્તા અને તેના બાળપણનાં સ્મરણચિન્હો હતાં. તેની માતામહી-રાણી વિક્ટોરીયાએ ચીતરેલી વૉટરકલરની કયસરની બાલ્યાવસ્થાની છબી ત્યાં લટકતી હતી. ઉપસાવેલા ઘાટ ઉપર ગોઠવેલું પેલું પ્રખ્યાત ઘોડાનું જીન જેને પોતાની ટેબલ આગળ ખુરશીને બદલે વાપરવાનું કયસરને બહુ ગમે છે તે પણ ત્યાં હતું. એક ખુણામાં તેના એક પ્રજાજને ભેટ આપેલું તુતેનખામુનના સમયનું ઇજીપ્શીયન રાણીનું મસ્તક ડોકીયાં કરતું હતું. એ જ ખંડમાં વીલીયમ પહેલો, ફ્રેડરીક ધી ગ્રેટ અને કયસરના માનીતા વડવા ધી ગ્રેટ ઇલેકટર-જેના સમયમાં પ્રશીયા જગતની મહાન સત્તારૂપ થઇ પડયું હતું-એ સર્વનાં સ્મરણચિન્હો હતાં. એ બધા ય કરતાં વધુ આકર્ષક તો એ હતું કે તેના હૃદય ઉપર રાજ્ય કરનારી બે સ્ત્રીઓ-ઓગષ્ટા વિકટોરીઆ અને હરમાઇન-ની મોટી છબીઓ ઠેરઠેર નજરે પડતી હતી

કયસરની કથા શરૂ થઇ, "નામદાર શહેનશાહબાનુ હરમાઇને મારા ચાર K ના સિધ્ધાતને બરાબર પોતાના જીવનમાં ઉતાર્યો છે. તે વ્હાલસોઇ માતા, અનુપમ ગૃહિણી, ભાવિક ક્રીશ્ચીયન અને અજોડ સાથી છે. જે પ્રેમને લીધે તેણે મારી પત્નીનું પદ પ્રાપ્ત કર્યું છે તે પ્રેમે મારા જીવનને નહિં, તોપણ મારી મગજશક્તિને બચાવી છે. ઓગષ્ટા વિક્ટોરીયાના ભાવભર્યા સહચારથી ટેવાયેલો હું પારાવાર શોકથી લચી પડ્યો હતો-એ શોક મારી પત્ની અને મારા દેશ માટેનો હતો. એકાંતનું દુઃખ અકથ્ય હતુ. તેને લીધે મારૂં હૃદય ભેદાતું. મને સાક્ષાત નર્કનો જ અનુભવ થતો હવે હરમાઇન મારી સાથે છે એટલે પુનઃ મને એક એવો સાથી પ્રાપ્ત થયો છે કે જેની આગળ હું મારૂં હૃદય ઠાલવી શકું, અને જે મારા મનની વાતો જાણી શકે-મારો સ્વભાવ પારખી શકે.'

કયસર એકાએક ઉભો થઇ ગયો અને બારીમાંથી બહાર ડોકીયું કરીને રહાઇન નદી, જે ડુર્નથી થોડા માઇલના અંતરે વહે છે, તે તરફ ઉત્સુકતાથી જોઇ રહ્યો ઇ. સ ૧૯૧૯-માં જ્યારે તે ડચ બોર્ડર ઓળંગીને કાઉન્ટ બેન્ટીકનો મહેમાન થયો હતો ત્યારે કાઉન્ટ બેન્ટીકના કિલ્લાની બારીમાંથી આ નદી જોઇ શકાતી હતી.

પોતાની કથા તેણે આગળ ચલાવી, "મારા બીજીવારના લગ્ન ઉપર ટીકા કરનારાઓ બીચારા શું જાણે કે મારા જીવન ઉપર મૃત્યુ સમું દુઃખકર એકાંત ફરી વળ્યું હતું ! તેઓ મારી લાગણીઓ કેમ જાણી શકે ? ત્રીસત્રીસ વર્ષ સુધી જર્મન શહેનશાહત ઉપર રાજ્ય કરનાર માણસને પોતાની માતૃભૂમિથી વિખુટા પડવું પડે એ કેવું દર્દમય લાગે તેનો એ લોકોને ક્યાંથી ખ્યાલ આવે ?"

તે ખંડમાં ફરવા લાગ્યો કથા ચાલુ જ રહી, "નામદાર સદ્‌ગત સમ્રાજ્ઞી ઓગષ્ટા વિક્ટોરીયા આદર્શ સ્ત્રી હતી. તેના લોહીના ટીપેટીપાં ઉપર મારો, તેના દેશનો અને તેના બાળકોનો અધિકાર હતો. દરેક ઘાયલ થયેલા સોલ્જર તરફ તેનું વાત્સલ્ય ઉછળતું મારા પ્રજાજનો તેને દેવી સમાન પૂજતા પરંતુ તેની તબીયત નબળી રહેતી વર્ષો સુધી તે arteriosclerosisના દર્દથી પીડાતી હતી. તે મને અમેરોનજેનમા આવી મળી તે અગાઉ ઘણા સમય પહેલા—સન ૧૯૧૮ના ઉનાળામાં તેને એ દર્દનો હુમલો થયો હતો.

"સદ્‌ગત્ સમ્રાજ્ઞિને મારા 'એકસ્ટ્રાડીશન' (તોહમતદારને એક રાજ્યના તાબામાંથી બીજા રાજ્યને હવાલે કરવાની)ની જબરી હીલચાલને લીધે અત્યંત દુઃખ થયું હતું. હમણાં થોડા વખત અગાઉ તો એક અંગ્રેજ રાજદ્વારી, જેણે 'કયસરને ફાસીએ ચડાવો'ની બૂમ ઉઠાવી હતી તેણે જ મારા મિત્રના એક ઓળખાંના ડચમેન આગળ કહ્યું હતું કે 'હું હમેશાં કયસર તરફ માનવૃત્તિથી જોતો આવ્યો છું'. એ ડચ ગૃહસ્થે આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો, 'ત્યારે તમે તેને ફાંસીએ ચડાવવાનું સૂચન કેમ કરતા હતા ?' એ અંગ્રેજે જવાબ આપ્યો, 'ભલા માણસ તમે એટલું પણ સમજી શકતા નથી કે એ બધી રાજનીતિ હતી ?'

"તેમનું અગાઉનું વર્તન રાજનીતિને લીધે હશે, પરંતુ તેથી ઓગષ્ટા વિકટોરીયાનું હૃદય ભગ્ન બન્યું. પરિણામે તે મૃત્યુ પામી, અને મારી પ્રિય પત્નીરૂપી રત્ન લૂંટાઇ ગયું. એ રાજદ્વારીને કઇ ઉપમા આપું ? મારો એડી કાંપ વોન આઇલમેન જે અત્યાર સુધી પણ મારા પ્રત્યે વફાદાર છે તે જર્મનોએ તેમના અગાઉના અગ્રેસરોને, અને મને પણ, મિત્ર રાજ્યોને સોંપી દેવાના સુલેહનામા ઉપર સહી કરી હતી તે ખબર વ્યગ્ર અને ઉદાસ બનીને કહેવા આવ્યો હતો; તે પ્રસંગનુ મને સ્મરણ થાય છે. એ ખબર મારી પત્નીથી છૂપાવવાનો મેં યત્ન કર્યો હતો, પરંતુ એણે તરત મનમાં કલ્પના કરી લીધી, અને મારા વ્હાલા પુત્રોએ મારી બદલીમાં સાન (hostages) તરીકે રહેવાની જાહેર માગણી કરી હતી તે વાંચવામા આવતાં જ તે બધી વાત જાણવા પામી. એ વાંચતા તેનું હૈયું ગૌરવથી ઉછળ્યું.

"ત્યાર પછી તો તે થોડા જ સમયમાં મૃત્યુ પામી. તેના વિના જીવન મને બોજા રૂપ થઇ પડ્યું. પ્રભુમાં મને શ્રધ્ધા ન હોત તો હું એ જીવન લંબાવી ન શકત. મારાં બાળકો દૂર દૂર હતાં. તેમને પોતાની—પોતાના કુટુંબની—ઉપાધિ હતી. એ દુઃખ મારે જ સહેવાનું હતું: મેં પ્રભુની પ્રાર્થના કરી કે કંઇક સંભારણું, પ્રભુની કૃપાની કંઇક નિશાની આપ કે જેથી મારો જીવનઆદેશ પૂર્ણ કરવા માટે મને નવું બળ મળે. એ જ ટાણે મારા લખવાના ટેબલ ઉપર પડેલા એક કાગળ ઉપર મારી નજર પડી.

"એ પત્ર સીલેશીયાના એક નાના છોકરા તરફથી આવ્યો હતો. બાળકની સહૃદયતા અને નિર્દોષતાભર્યા ભાવથી તેણે એ પત્રમાં મને પડેલી ભારે ખોટ અને મારા એકાંત જીવન માટે દિલસોજી બતાવી હતી. ગમે તે કારણ હોય, પરંતુ એ બાળકના પત્રની મને ખુબ અસર થઇ. સ્વર્ગથી

કંઇ સંદેશો મળ્યો હોય તેમ મને લાગ્યું. એક બાળકના હૃદયની લાગણી પોતાના દેશવટો ભોગવતા—શોકથી છવાયેલા સમ્રાટ તરફ ખેંચાય! એમાં જરા ય ડોળડીમાક નહોતો—જરા ય યુક્તિપ્રયુક્તિ નહોતી. કાગળ સાદો અને સરળ હતો!

## કવિની ભૂલ !

"એ કાગળમા સહી કરનારનું નામ વાચ્યું—કેરોલેથ. હું કદી પણ એ બાળકને મળ્યો નહોતો. તેના પિતાને, મારા ગાર્ડસ્ પહેરેગીરો—ના એક અમલદારને હું સ્હેજ ઓળખતો હતો.

"ત્યાર પછી તો મહાભારત યુધ્ધના દુઃખના પહાડો મારા ઉપર તુટી પડયા એ બાળકની માતા પ્રીન્સેસ હરમાઇનનો આછો છતાં સુખમય આભાસ મારા મગજ માં રમ્યા કરતો હતો.

"મારા કેટલાક માણસો, જેઓ પ્રીન્સેસ ને સારી રીતે ઓળખતા હતા, તેઓએ એ પ્રીન્સેસને ડુર્ન આવવાનું આમંત્રણ આપવાની મને પ્રેરણા કરી એ છોકરાના પત્રથી હું એટલો બધો પ્રસન્ન થયો હતો કે મેં તેની માતાને પોતાના બાળકો સાથે અહિં આવવાનું આમંત્રણ આપ્યું. તેણે પોતાનાં બાળકો જેઓ શાળામા ભણતા હતા તેઓને લાવવાની ના પાડી, પરંતુ પોતે એ આમંત્રણનો સ્વીકાર કર્યો. તેના પત્રમાં તેણે મારા દુર્ભાગ્ય પ્રત્યે સંપૂર્ણ દીલસોજી દર્શાવી હતી.

ને નજરે પડતાં જ મારા હૃદયમા અવનવી લાગણીઓ ઉદ્ભવી. હું મુગ્ધ બન્યો. તરત જ મને લાગ્યું કે એ મારા જીવનની સહચરી બની શકશે. કવિઓ કહે છે કે 'વસંત વર્ષમા એક જ વાર આવે છે, તેમ જ પ્રેમ પણ જીવનમાં એક જ વખત પ્રાપ્ત થાય છે. પરંતુ કવિ એ કથનમાં ખોટા પડે છે. પ્રેમ જીવન ભરમાં બે વખત પણ થઇ શકે છે. જે માણસને બીજી વાર પ્રેમ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે તે માણસ ખરેખર ભાગ્યશાળી છે. હું માત્ર મોહાના કે દાંભિક પ્રેમની વાત કરતો નથી, પરંતુ આપણા આત્માના તારોને ઝણઝણાવતા દિવ્ય, સત્ય પ્રેમની વાત કરૂં છું. તેને જોતાં જ મને લાગ્યું કે સ્વર્ગમાંથી મારે માટે જ એ પ્રેમદૂત આવેલ છે.

'મારી પ્રથમ પત્ની તરફ જેવી રીતે પ્રેમ ઉત્પન્ન થયો હતો તેવી જ રીતે ક્ષણ માત્રમાં આ સ્ત્રી તરફ મારો પ્રેમ ઉદ્ભવ્યો. એના દર્શનથી મારૂં હૃદય ખીલ્યું મે મારી પસંદગી કરી લીધી"

"પુખ્ત વિચાર પછી મેં હિંમત ભીડીને તેના હાથની માગણી કરી આવી સ્રીને જોઇને તેના તરફ આકર્ષાયા વિના કોણ રહે? આવી સ્રીને પોતાની પત્ની બનાવવાની ઇચ્છા કોને ન થાય? પ્રીન્સેસ હરમાઇનનું મન લાખો વખત ડચુપચુ થયા કર્યું પોતાના સંતાનો પ્રત્યેની મમતા સ્વતંત્રતા માટેની ચાહના, માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ: આ સર્વ તેના નિશ્ચયને ડગમગાવવા લાગ્યા. ભવિષ્યનો ચિતાર તેની નજરે ચડયો.

નીંદાખોરો પોતાના આ કાર્ય તરફ કેવા કટાક્ષ કરશે—કેવા હસશે—કેવી નીંદાઓ ફેલાવશે એ વિચારના ભાવિ ભણકારા તેને વાગવા માંડયા.

"ત્રણ દિવસ સુધી એ વિચારયુધ્ધ ચાલ્યું. બ્રહ્માની રાત્રિની માફક એ દિવસો બહુ લાંબા લાગ્યા. શું ઉત્તર મળશે એ વિચારથી મારા અંતરના તારો ઝણઝણી ઉઠતા.

"છેવટે તેણે મારી માગણીનો સ્વીકાર કર્યો. પ્રથમ ચુંબન અને આલીંગનના પ્રસંગે મને લાગ્યું કે ઓગષ્ટા વિક્ટોરીયાના મૃત્યુ પછી સુખની આ પહેલી જ ધન્ય પળ છે. જે વિનાશક કારમા દિવસે ફીલ્ડ માર્શલ હીંડનબર્ગ અને તેના સલાહકારોની સલાહથી, અને તે પણ મારા કુટુંબની પ્રણાલિકા મુજબ, કર્તવ્ય

પાલનના ખ્યાલથી પ્રેરાઇને મેં મારા લશ્કર અને મારા દેશને છેલ્લી સલામ કરી તે દિવસ પછીથી આજ સુધીમાં આજે જ સુખના પ્રથમ દર્શન કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું મારી સાથે લગ્નથી જોડાવાનો નિશ્ચય કરવામાં હરમાઇને અજબ હિમ્મત બતાવી હતી ! તે નિશ્ચયને લીધે એને પણ મારી માફક દેશવટો ભોગવવો પડયો. કેટલેક અંશે તેના સંતાનોને પણ દેશવટો લેવો પડયો. વાત્સલ્યભરી એ માતાને જર્મનીમા અભ્યાસ કરતા પોતના પુત્રો તરફ અપાતું લક્ષ પણ ઓછું કરવું પડયું. ડુર્નનું ગૃહરાજ્ય ચલાવવાનુ હોવાથી નામદાર સમ્રાજ્ઞીને સાઇલેસીયામાની પોતાની જાગીરો તરફ દુર્લક્ષ કરવું પડ્યું હોલૅન્ડના હવાપાણી તેને માફક નથી આવના તેની તબીયતને ખાતર તેને જર્મનીના પાણીના ઝરાના સ્થળોએ વારંવાર જવું પડે છે

"ખુબી તો એ છે કે તે કદી પણ કોઈ પ્રકારની ફરિયાદ કરતી નથી મારે ખ તર તે આત્મભોગ આપે છે એવી લાગણી સરખી પણ મને ન થાય તેની તે કાળજી રાખે છે. પરંતુ એનો આત્મત્યાગ જબરો છે એ આત્મત્યાગ, મારામા પ્રેમ અને સન્માન તથા ઉંડા આભારની લાગણી ઉત્પન્ન કરે છે એના સંતાનો તરફ એ વાત્સલ્યનો ઝરો વહેવરાવે છે, મારા તરફ એના પ્રેમપિયૂષની ધારા અસ્ખલિત વહે છે. એનો પ્રેમ અનન્ત છે અમારું જીવન સુખી છે-એ જીવન સ્વર્ગ સમું સુખદાયી છે. એ મનુષ્યો વચ્ચે આવો સંપૂર્ણ સંપ સંભવી શકે એવું હું કદી પણ માનતો નહોતો તેનો ખુશ્ખુરમાન જલદ સ્વભાવ મારા અંતીલા સ્વભાવ અને ઇચ્છાશક્તિને અનુકૂળ છે.

'ઇતિહાસ કે સાહિત્યમાં શોધતાં પણ એનો જોટો મને જડયો નથી. અમે ખરેખર વિચારમાં અને ઉદ્દેશમાં સહચારી છીએ. એના જીવનના આદર્શો ઉન્નત છે. એને જોતાં રાણી સોફાય શરલોટ જેવી અઢારમી સદીની એક.દ રાજકુંવરીનું મને સ્મરણ થઇ આવે છે."

"ગ્રાંડ ડચેસ ઓફ બેડન-મારાં કાકી-પાસે હરમાઇન કેટલીક વાર જતી અને રહેતી તેને પરિણામે સારા સંસ્કારોનો લાભ તેને મળ્યો ... તેનું સદ્‌ભાગ્ય જ ગણાય-મને પણ મારી દાદી-એમપ્રેસ ઓગસ્ટા-પાસેથી સારા સંસ્કારો મળ્યા હતા."

"સમ્રાજ્ઞી હરમાઇન જેટલી વિવેકબુધ્ધિ ધરાવનારી બીજી કોઇ સ્ત્રી જર્મનીમાં હોય એવું મારી જાણમાં નથી. કવિઓ, લેખકો અને કળાકારો સાથે એની મૈત્રી છે એનું પુસ્તકાલય જબરદસ્ત છે. જગતમાં એવી થોડી જ સ્ત્રીઓ હશે કે જે આવું પુસ્તકાલય પોતાની પાસે હોવાનો ગર્વ કરી શકે ડુર્નમાના તેના સુંદર પુસ્તકાલય ઉપરાત પોતના પહેલી વારના પતિ તરફથી વારસામાં મળેલા કિલ્લા સાબોરમા તેની પાસે દુષ્પ્રાપ્ય પુસ્તકોનો મોટો ભંડાર છે.'

### જેનરલ ઇન કમાન્ડ

પ્રીન્સ કેરોલેથ-હરમાઇનના પહેલીવારના પતિની છબી તેના દિવાનખાનામાં સદ્‌ગત સમ્રાજ્ઞીની છબીને પડખે જ રાખવ માં આવી છે. વિધવાને પરણનારા કેટલાક પુરૂષો કરે છે તેમ ન કરતાં મ જી કયસર પોતાની સ્ત્રીની પોતાના સંસ્મરણો કે સંતાનો તરફની ભાવના માટે કદી પણ અણગમો બતાવતો નથી.

કયસરે મને કહ્યુ,"હું જાણું છું કે પ્રથમના લગ્નથી પેદા થયેલા સંતાનોનો પ્રશ્ન જરા ગંભીર થઇ પડે છે. મારા પોતાનાં છોકરાંને હરમાઇન પ્રત્યે ખૂબ ભાવ છે અને તેઓ ડુર્નમાં વારંવાર અમારી પાસ આવે છે. તેનાં બાળકો પણ મારા પ્રત્યે પ્રેમ રાખે છે. હરમાઇન અને તેના બાળકોના કામ વચ્ચે હું કદી પણ માથું મારતો નથી ઉલટો હું તો તેઓ પોતે મારી પાસે આવે તે સિવાય તેમનાથી દૂર જ રહું છું. —અપૂર્ણ—

# બુલબુલ

રચનાર: રા. રા. "કોકિલ"

## ગઝલ

મરે છે હાય! બુલબુલ! તું કહે આ ગુલ પરે શાને?
મધુ આ જીંદગી પ્યારી નિવારે ગુલ પરે શાને?
ચડી છે ચાર ટીપાં રંગની તુજને ખુમારી શું?
કિંવા સૌન્દર્યની પ્યારા! ઉંડે લાગી બીમારી શું?
હૃદય ચીરાય કંટકથી, અને ત્યાંથી ઉઠે રૂદન,
નવું તું વિશ્વમાં ફુંકી રહ્યો છે પ્રેમનું જીવન.
મરીને જીંદગી તું ચીર ચાહે જીવવાને શું?
સદા યે પ્રેમને ચાહે કહે તુ પોષવાને શું?
મરે છે ગુલ પરે શું જીંદગી કુરબાન કરવાને?
જીવે નો કંટકો ઉરે ધરે તું પ્રેમ કરવાને.
તું નાનો પ્રેમી ને તારી જગતમા એ બને પ્યારી;
અનેરો ઇશ્કમસ્તીમાં પીએ તું પ્રેમની પ્યાલી.
હજી તું જીંદગી જીવ્યો શું આવીને જગતમાં ત્યાં!
તને ત્યાં પ્રેમનો ચટકો ગુલે હસતાં લગાડ્યો કાં?
શું તારી જીંદગી ને તે વળી રંગાય છે પ્રેમે!
અજબ તો એ કે ગુલ પંખી મહીં પૂજાય છે પ્રેમે!
ગુલોને શું ખબર કે પાંખડી વિકસે સવારે કાં?
હૃદય વ્યાકળ થઇ વહી જાય છે કોઇના આંસુમાં.
જગતને ગુલ અને બુલબુલ નવા મંત્રો ભણાવે છે,
રહસ્યો પ્રેમનાં નિજ જીંદગીથી એ જણાવે છે.
જરા જેવું રહ્યું તુજ ઉર ને મહીં પ્રેમચટકો છે,
શી લીલા બ્રહ્મની કે ફુલમાં જાદુઇ લટકો છે!
અજબ આ નાનું પંખીડું અને સૌન્દર્યનું ચાહક!
કલાની જીંદગી એની! કલાનો એ જ ઉપાસક!

# જાણવા જેવું

સંગ્રાહક: શ. ફા. "ત્રિલોચન"

## દીવાળી કે હોળી?

નાતાલના દિવસો બર્લિનમાં વિચિત્ર નીવડયા. એ અઠવાડીયામાં એક માનવ માર્યો ગયો, છને છવલેણ ઇજા થઇ અને ૪૯૩ ઘાયલ થયા! વધારે માણસો દારૂખાનુ વછોડતાં દાઝી ગયાં; કેટલાંક અમથા લડી પડયાં, કેટલાક શરાબશોખીનોએ ચકચૂર બનીને રીવોલ્વરોના બહાર કર્યા જેના પરિણામે એક માર્યો ગયો!

## પ્રત્યક્ષ પ્રમાણ!

રૂમાનીયાના પ્રવાસ દરમ્યાન હિંદના કવિવર ટાગોર ત્યાની સુધરેલી પ્રજાને ભ્રાતૃભાવના બોધ પાઠ ભણાવતા હતા એક તરફ તેમનુ ભાષણ નદીના પ્રવાહ પેઠે વહેતુ હતું જ્યારે બીજી બાજુ ગોરી પ્રજા શિષ્ટાચારને વશ બની કવિને હસ્તચુંબનો અર્પતી હતી. છેલ્લો વારો એક ભકિતભાવશાળી કોમલાંગીનો આવ્યો. તે નીચી નમીને ચુંબન લ્યે છે ત્યાં રવિબાબુના મુખમાથી શબ્દો નીકળ્યા કે 'તેટલા માટે, મારા બધુઓ અને બ્હેનો! આપણા જેવા જ વિશ્વના અન્ય મર્ત્ય માનવોના લોહીથી આપણા હાથ રંગવા જોઇએ નહિ" એ શબ્દો બોલાઇ રહ્યા; પેલી યુવતિ ચુંબન લઇને પાછી ફરી અને તરત જ સભામાં ભયંકર ધ્વનિ ગુંજી ઉઠયો: "ઘાયલ! કવિના હાથ લોહીવાળા!" અને એ બુમ પાડનાર પણ એક અબળા હતી આખી સભાની દૃષ્ટિ કવિના હાથ પર પહોંચી વળી અને આગળના ભાગમાંથી સંખ્યાબંધ રૂમાલો એ 'લોહીના ડાઘ' તરફ ફેંકાયા! તરત જ બીજો અવાજ આવ્યો "એ લોહીના ડાઘ તો દૈવી નિશાની છે; એ ચમત્કાર છે" આ ગેબી દૃશ્ય નિમિષ માત્રમાં પુરૂ થયુ, કવિએ પોતાના હાથ તરફ જોયું અને તરત જ બુલંદ નાદે જણાવી દીધું કે 'છેલ્લી લલનાએ પોતાના હોઠને ખૂબ જ લાલ દેખાડવા પ્રવાહી લગાડેલ તેની મારા શબ્દોને ગેબી ટેકો આપતી એ અજબ એંધાણીઓ હતી"!!! (હસાડંસ)

## વાયરલેસ ટેલીફોન

મુંબઇથી પુના સુધી ટેલીફોનનો વહેવાર ચાલુ થતાં ત્યાંની પ્રજા હર્ષઘેલી થયેલી! અમેરિકામાં તો એ એક મામુલી બાબત ગણાય છે. એ દેવ ભૂમિમાં અજાયબીઓની પરંપરા ચાલી રહી છે હમણા જ ઇગ્લંડ અને અમેરિકા વચ્ચે બીનતારી ટેલીફોનનો વહેવાર શરૂ થયો છે. જે સફળતા મળી છે તેનાથી ગોરી પ્રજાને ખૂબ સંતોષ મળ્યો છે અને એ બન્ને દેશોનાં પરગણાંઓ વચ્ચે પણ એ વહેવાર ચાલુ થવા માંડયો છે. ઇંગ્લંડ અને ઓસ્ટ્રેલિયા વચ્ચે પણ વાયરલેસ સંદેશા શરૂ થયા છે લંડન અને ન્યુયોર્ક વચ્ચે ૩૩૦૦ માઇલનું અંતર છે અને આટલાન્ટિક મહાસાગર પથરાયલો છે. રેડીયોનાં પરાક્રમો તો ચમત્કાર જેવાં જ છે બીનતારા સંદેશા કરતાં ય બીનતારી વાતચીત સમગ્ર માનવજાતને બહુ ઉપયોગી થઇ પડશે.

## હિંદી યોગીને અમેરિકામાં માન

સ્વામી વિવેકાનંદ અને રામતીર્થ અમેરિકામાં જઇને આર્યાવર્ત્તની સંસ્કૃતિ માટે ત્યાંની પ્રજાને

સન્માનવાળી બનાવી શક્યા હતા અને પ્રજા પણ તેમના તરફ પૂર્ણ માન ધરાવતી હતી, છતાં ય સરકાર તેમને અપનાવવા જેટલી ઉદાર થઇ ન હતી. હમણાં સ્વામી યોગાનંદ અમેરિકા જઇ પહોંચ્યા છે જેને પ્રમુખ કુલીજે સરકારી મુલાકાત આપી છે અને આખી દુનિયાની શાંતિ અધ્યાત્મવાદમાં જ સમાયેલી છે તે કબુલ કર્યું હતુ અસહકારનું એક ચોક્કસ પરિણામ એ તો જરૂર આવ્યું છે કે બીજા મુલકોમા હિંદનુ માન વધવા લાગ્યુ છે અને હિંદિઓને પશુવત્ ગણનારી પ્રજા આપણને મનુષ્ય ગણવા લાગી છે. હિંદીઓમા જે સ્વતંત્રતા ને સ્વમાનની લાગણી ફાટી નીકળી છે તે અસહયોગને લીધે જ.

## વિષભક્ષી પાન !! !

થોડા માસ ઉપર કોઇ એક ફકીરે ફ્રાન્સમા તેજાબ પીવાના અને સીસાંનો ધગધગતો રસ મોમાં નાંખવાના ચમત્કારિક પ્રયોગો કરીને ત્યાંની રંગીલી પ્રજાને મંત્રમુગ્ધ કરી દતી એ સુધરેલી પ્રજા મંતર-જંતરમા તો શાની માને? એટલે ડોકટરોએ એમા ભાગીને એ પ્રયોગો કરાવેલા. હમણાં પણ 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'મા એવા એક વિષભક્ષી સબંધે ચર્ચા ઉપડી છે, જે એક હિંદુ યોગી હોવાનું કહેવાય છે. એ અગસ્ત્યોદરી યોગી પાણી ગળી જાય છે, ખીલા ગળે ઉતારી જાય છે, કાચના કકડા ખાય છે અને ઉપરાંત જલદ નાઈટ્રીક એસિડ પાણી મસાલે પી જાય છે!! મુંબઈમાં આ પ્રયોગો પણ ડોકટરોએ ઘરના તેજાબ આપીને કરાવેલા એમ ખાત્રી મળે છે! મીરાંબાઇને તો કૃષ્ણ ભગવાન તુઠેલા, પણ આ યોગીને ક્યો ભગવાન પ્રસન્ન થયો હશે? આ તે ભક્તિનું પરિણામ કે શક્તિનું?

## ધર્મ ત્યાં ધતિંગ !

દરેક સંપ્રદાય કે મતપ્રચારોના આદ્ય સ્થાપકનો ઉદ્દેશ તો શુદ્ધ જ હોય છે, પણ પાછળથી તેમાં અંધશ્રદ્ધા પેસવાથી ધુતારાઓ ફાવી જાય છે! આ વસ્તુ સાંપ્રતકાલીન દરેક પંથમાં જોવામા આવે છે. થિયોસોફીકલ સોસાયટી કે જેમા સુધરેલો ને બુદ્ધિમાન સમાજ હોય છે તેમાં પણ ધર્મને નામે ધતિંગ ચાલે છ સુબારાવ અને આદિનારાયણ રાવ નામના શખ્સોએ એક નિવૃત્ત સરકારી સભ્યને મારી નાખવાથી તેમના પર કામ ચાલે છે એ દિશાને એ સ્ત્રીઓને ફસાવવા એવી ગપ ચલાવી કે તેને ખુદ ભગવાન સાક્ષાત્ દર્શન આપે છે અને વાતો કરે છે વળી એ સંપ્રદાયનાં આદ્ય સ્થાપક સ્વર્ગસ્થ મેડમ બ્લેવેટસ્કી પણ વાતો કરવા આવે છે' એ બનાવની સાબીતી તરીકે લેડબીટર જેવા એ મતના એક વડા પાદરી છે તેના લખેલા પત્રો બતાવ્યા કોર્ટે એ પત્રો પાદરીને બતાવતા બનાવટી હોવાનુ જાહેર કર્યુ છે અંધશ્રદ્ધા હિંદનુ કોણ જાણે શુ ય કરશે?

## નવા ગ્રહની શોધ

ખગોળવિદ્યાની શરૂઆત વખતે પૃથ્વી, શુક્ર, બુધ, ગુરૂ અને શનિ એટલા ગ્રહોને સૂર્યમંડળના સાથીઓ ગણવામા આવતા શોધખોળ અને નિરીક્ષણના સાધનો વધતા ગયાં તેમ તેમ નવીન ગ્રહો સુર્યપ્રદક્ષિણા કરતા દેખાતા ગયા. આમ સવિતનારાયણથી ઘણા જ દૂર દૂર ભ્રમણ કરતા યુરેનસ અને નેપચ્યુનની શોધ થઇ. થોડાં વર્ષો ઉપર ચન્દ્રગ્રહણમા એકાદ મીનીટનો તફાવત પડવાથી ખગોળશાસ્ત્રીઓને શંકા આવેલી કે પૃથ્વીની નજીકમાં કોઇ ગ્રહની હસ્તી છે ખરી કુદરતના કાયદામા ભંગ કરનારો એ ચોર આખરે પકડાયો છે! ચંદ્રને અવરોધનાર એ જ હતો એ હજુ કે નિશ્ચિત થયું નથી, પણ પૃથ્વીનો નવો પાડોશી તો જરૂર જડ્યો થયો છે

એ શોધ કરનાર સ્પેનના ખગોળવેત્તા સીનોર સોલા (Senor Jose Comas Sola) છે. બાર્સિલોનાની ફ્રીબીડેબો વેધશાળા (Tibidabo

Observatory ) ના એ ડીરેકટર છે તા ૧૦મી જાનેવારીના રાત્રિએ તે આકાશમાં હેડ.હેડ અને સહેલસપાટા કરતી વ્યકિત નુ ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરી રહયો હતો એકાએક તેનું ધ્યાન ઝપાટાભેર પસાર થતી એક આકૃતિ ( Body ) તરફ ખેંચાયું ! આવી ઉદ્દામ ગતિ તેણે કદી આકાશગામી ગૃહો કે ઉપગ્રહોની દીઠી નહોતી અને તેથી જ ધારી લીધું કે એ તો પૃથ્વીસ્થ ભાઈ ધૂમકેતુનો કાઇ આકાશસ્થ નવો નામેરી જાગ્યો ! આમ મીઃ મેલાનું અંતઃકરણ કંઇ અનુમાન કરતું હતું, પણ દ્રષ્ટિ તે અનુમાન કબુલ રાખતી નહોતી. ( Comet કે Planet ) એ નક્કી કરવા તેણે બીજી રાતે પણ એ ભ ઇબંધનો ખો કોડયો નહિ અને દરેક હીલચાલ બારીકાઈથી તપાસતાં ખબર થઇ કે "ત. એક ન્હાનો (છેલબટાઉ) લગભગ મંગળના જેટલા–૪૦૦૦૦૦૦ માઇલ–અંતરે પૃથ્વીની નજીકમાં થઇને પસાર થનારો ગ્રહ Planet છે.

આ છેલબટાઉ ૧૮૯૮માં હીડલબર્ગમાં વુલ્ફે શોધેલા હંગેરીયા જાતને Hungaria Category છે ખૂબી એ છે કે આવા નાના નાના ગ્રહોની શોધ સ્પેઈનમાં જ થઇ છે અને તે પણ ટીબી ડાબો વેધશાળામાં ! ત્યાંની આ પાચમી શોધ છે !

—સંપૂર્ણ—

---

# સ્નેહ અને હું

( અંગ્રેજી પરથી )

—હરિગીત—

જો સ્નેહ એ સુન્દર સુમન ગુલાબ કેરૂં કદી હને,
વળગેલું એને લીનું મનહર પાંદડું હું કદી હને,
તો વ્યતિત થાને એક સાથે જીવનો અમ ઉભયનાં,
ૠતુ રમીલી માહીં કે તોફાન કેરા સમયમાં

કદી અતીવ સુખકર શીતલ વિપિને ઝુલત ઉંડા પ્રેમથી,
કદી રમ્ય કોમલ કુસુમ કુંજે વસત મીઠા સ્નેહથી,
મધુ સ્નેહના અનુભવ મહીં કે દુઃખના કટુ સ્પર્શમાં,
અન્યોન્ય રહેતે સમરૂપે ! પ્રેમના ઉત્કર્ષમાં.

"સ્નેહી"



ગાઝી મુસ્તફા કમાલપાશા

# આજનુ તુર્કસ્તાન


મૂળ લેખક

શ્રીયુત ઈંદુ. એમ દાસ

અનુવાદક

રા. ચુનીભાઈ ધ. પટેલ


આજકાલ તુર્કસ્તાનમાં ઘણા મોટા ફેરફારો થઈ રહ્યા છે સંભવ છે કે આ આઘાતની સામે પ્રત્યાઘાત પણ થા . જે દેશમાં મનુષ્યો ધર્માંધતા અને વહેમમાં ડુબી રહ્યા છે; તે દેશમાં પ્રત્યાઘાત થતાં વાર લાગે નહિ; અને પદભ્રષ્ટ થએલા ખલીફને ફરીથી ગાદી ઉપર મુકવામાં આવે. ભૂતકાળના આવી જાતના દાખલાઓ ઘણા છે ઇંગ્લાંડના ચાર્લ્સ પહેલાના પછી ઓલીવર ક્રોમવેલનું રાજ્ય આવી જાતનો જ દાખલો છે. ફ્રાન્સ દેશનો વિપ્લવ પણ એવી જ સાક્ષી પૂરે છે. તુર્કસ્તાનમાં પણ એમ બનવા પામે તો તેમાં આશ્ચર્ય પામવા જેવુ નથી. પણ એ વાત તો ચોક્કસ છે કે હવે લોકો જૂની ઘરડ પસંદ કરશે નહિ તેઓ પ્રજાકીય રાજ્યના ફાયદાઓ સમજી ગયા છે.

આજના તુર્કસ્તાનનું ભાવી ઘડનાર મુસ્તફા કમાલ પાશા છે એ પણ એક મનુષ્ય હોઇ પૂર્ણતા ને પામ્યા નહિ હોય તે સૈનિક હોઇ, દેશને આગળ વધારવાની લાગણીભર્યો રાજનીતિજ્ઞ પુરુષ છે. તેને પણ પોતાના દેશમાં વિરોધીઓ તેમજ મિત્રો છે. તેના વિરોધીઓ એમ બતાવી રહ્યા છે કે કમાલ પાશા તુર્કસ્તાનને ઉંધે રસ્તે દોરી મોટા ખાડામાં નાખી દેવા માગે છે. દરેક રાજનીતિજ્ઞ પુરુષને આમ જ બને છે.

જ્યારે હું તુર્કસ્તાનમાં સોફીઆથી કોન્સ્ટાન્ટીનોપલ જતો હતો, ત્યારે તુર્તમાં બર્લીન ને વિએનાથી સ્વદેશ આવતા કેટલાક તુર્કી વિદ્યાર્થીઓ સાથે મારે વાર્તાલાપ થયો તેઓએ પરદેશમાં અભ્યાસ કર્યો હતો, અને તેમને ઘણુ ઉદાર શિક્ષણ મળ્યું હતુ વાતમાં અને વાતમાં તુર્કસ્તાનના હાલના સુધારાઓ વિષે વાતચીત નીકળી તેઓ કમાલ પાશાના વખાણ કરવા લાગ્યા. તેઓએ કમાલ પાશાના આજના સુધારાઓને સંપૂર્ણ ટેકો આપ્યો; અને કહયું કે આવા સુધારા સિવાય દેશ આગળ વધી જ ન શકે સુલતાનને ફરીથી ગાદી ઉપર બેસાડવાનું અશક્ય છે, કારણ કે આજની પ્રજાકીય સરકાર લોકોને તેમના આર્થિક હક્કોથી જાગૃત કરી રહી છે

ભૂતકાળમાં થએલી લડાઇઓ અને અંધાધુંધીના પરિણામે આજના તુર્કવાસીઓ જાણી ગયા છે કે તેમનો 'કહેવાતો' ધર્મ એ જ જીંદગીનુ લક્ષ્ય નથી જીવનવિગ્રહમાં ટકી રહેવાં માટે, વિજ્ઞાન

અને બીજી બધી બાબતમાં યુરોપથી ચડી ન શકાય તો, તેમણે હરિફાઇમાં ટકવા માટે તેમની બરાબરી કરે જ છુટકો કમાલપાશાના પહેલા, તુર્કસ્તાનમાં ખલીફનુ રાજ્ય હતું. તેના હાથમાં ધર્મ તેમજ રાજસત્તા હતી. આથી દેશ આગળ વધી શકતો ન હતો. ગઈ લડાઇમા ખીલાફતના બચાવ માટે હિંદી મુસલમાનો અને હિંદીઓએ બનતું કર્યુ. પણ તુર્કસ્તાનના નવા પક્ષે જોયું કે ખલીફને ગાદી ઉપર રાખવાથી દેશમા જોઇતા સુધારા થઇ શકશે નહિ. અને તેથી તેને પદ ભ્રષ્ટ કરી દેશનિકાલ કરવામાં આવ્યો. હિંદી મુસલમાન વર્ગને આથી ઘણુ લાગી આવેલુ, પણ તેમને કયા ખબર છે કે તુર્કસ્તાનને આગળ વધવુ હતુ, અને તેના પ્રગતિના માર્ગમા ખીલાફત આડે આવતુ હતુ આથી એ સ્વાભાવિક છે કે પરદેશનિવાસી મુસલમાન વર્ગના જુની વિચારને સમત થયા સિવાય નવા તુર્કસ્તાને પોતાનો માર્ગ લઇ લીધો છેલ્લા પદભ્રષ્ટ થયેલ, ખલીફા મહમદ અબદુલ મેદજીદ ઇફેન્ડી, અને તેના બધા સગાવ્હાલાને દેશ છોડવો પડયો કારણ કે પ્રજાકીય સરકાર, આ લોકોની દેશ વિરુધ્ધ ચળવળ-ખલીફાને ગાદીએ બેસાડવાની-ને માન આપી શકે નહિ મારા તુર્ક મિત્રોએ વાતમા અને વાતમાં કહ્યું કે છેલ્લો ખલીફા ઘણો જ લોભી, દુષ્ટ અને વ્યભિચારી માણસ હતો.

અત્યારે હાલ તુર્કસ્તાનમાંથી ફેઝ ટોપીને-કની રાની ટોપી-પણ રજા આપી દેવામાં આવી છે. કારણ કે છેલ્લા સુલતાનને વફાદારી બતાવનારૂં આ એક નિશાન ગણાય છે. મારા મિત્રોએ કહ્યું કે ફેઝ ટોપીને કહાડી નાખવામાં ફક્ત રાજકીય હેતુ સમાયેલો નથી, પણ એમાં નૈતિક હેતુ પણ સમાએલો છે. ફેઝ ટોપી સારી નથી, અને વળી ધર્માંધતાના જુના જમાનામાં જે વસ્તુને દાખલ કરવામાં આવી હોય: તે વસ્તુને આજના નવા જમાનામા પણ તેટલી જ ધર્માંધતાથી વળગી રહેવામાં આવે એ સહન થઇ શકે એવુ નથી. આથી માણસોમા નવીન વિચાર કરવાની શક્તિ ઘસાઇ જાય નવી વસ્તુઓ ભળીને તેઓ બડકી ઉઠે નવીનતાને પસંદ કરતા મનુષ્યજીવને પહેરવેશની બાબતમા નવીનતાને દાખલ કરવી જોઇએ સુસ્તફા કમાલપાશાએ ફેઝને બદલે યુરોપીઅન ગોળ ટોપી દાખલ કરી; અને લોકોએ તેને એકદમ સ્વીકારી લીધી.



મુસ્તફા કમાલપાશા આંગ્લ પોષાકમાં

આનુ રહસ્ય એ જ છે કે મુસ્તફા કમાલ પાશા તુર્કસ્તાનને બીજા આગળ વધેલા યુરોપીઅન દેશો સાથે બીજી બાબતની પેઠે પહેરવેશમા પણ સાથે કરી દેવા માગે છે સ્ત્રીઓએ બુરખા કાઢી નાખ્યા છે. આજ કૉનસ્ટૉન્ટીનોપલમાં યુરોપીઅન પહેરવેશ જ ભાળી શકાય છે. કેટલાક આથી ભય પામી ગયા છે, કે જો આવી પરિસ્થિતિ રહેશે તો તુર્કસ્તાન પોતાનું વ્યક્તિત્વ ખોઇ બેસશે; અને યુરોપની ફેશનનું ગુલામ બની જશે. તુર્કસ્તાને

આમ કરવું સારૂં છે કે ખોટું એ પ્રશ્ન આપણે વિચારવાનો નથી; તોપણ એટલું તો કહી શકાય કે આ બાહ્ય ફેરફાર પ્રજાના આંતરિક જીવનમાં પણ ફેરફાર કરી રહ્યો હશે. પહેરવેશની બાબતમાં ઘણી ઝડપથી ફેરફાર થઇ રહ્યો છે. સ્ત્રીઓ બુરખા સિવાય છુટથી હરીફરી શકે છે; અને તેઓ જાતે



તુર્કીના સુધારામાં તેમજ કેળવણીમાં રસ લેનાર
ખલિલ અદીમ ખાનમ

દુકાનનું પણ કામકાજ કરે છે. કેટલીક દુકાનોમાં તો ટાઇપીસ્ટ તરીકેનું અને વેચવાનું કામ સ્ત્રીવર્ગ કરી રહ્યો છે. સ્ત્રીઓને જનાનામાં પુરી રાખવી એ એક ખરેખર જુલમ છે. હજુ કૉનસ્ટૉન્ટીનોપલ -માં વાળ કપાવી નાખવાની પંધતિ સ્ત્રીઓમાં ઘણી દાખલ થઇ નથી; અને ઘણી જુવાન સ્ત્રીઓ માથે લાંબા અને સુંદર વાળ ઘણી આકર્ષક રીતે હોળાવી બાંધી લે છે. ઉંચી એડીવાળાં પગરખાં અને હાથમાં ચામડાની નાની હાથથેલી રાખે છે. આમ પહેરવેશમાં એકદમ ફેરફાર થયો છે; અને જો બીજી વાર આ વર્ગને ફરીથી જનાના અને બુરખામાં દાખલ કરવામાં આવે તો ખચીત તેઓ તે સામે પોતાનો વાંધો ઉઠાવે; અને તેમ કરવા કબુલ થાય નહિ.

તુર્કસ્તાનના મધ્ય ભાગમાં હજુ આ નવા પવને પ્રવેશ કર્યો નથી ત્યાં સ્ત્રીઓ હજુ જુના વખતનો પ્રચલિત ઘાઘરો, ઓઢાણું અને બુરખો રાખી રહી છે; તોપણ પુરૂષવર્ગે કોટ અને ચોરણાઓ દાખલ કરી દીધા છે. વળી આવા પ્રદેશમાં હજુ એવા કેટલાયે ધર્મઝનુની માણસો મળી આવે; અને તેઓ એમ જ કહે "કે આમ યુરોપીઅન પહેરવેશ પહેરવો એ 'અધાર્મિક' છે. પણ વખત જતાં સઘળે ઠેકાણે આ નવો પવન પ્રવેશ કરશે જ.

નવી પ્રજાકીય સરકારે જાહેર કર્યું છે કે રાજકાજમાં ધર્મને કશી લેવાદેવા નથી સૌ સૌને ગમે તે ધર્મ તે પાળે. તુર્કસ્તાનમાં એકલા મુસલમાનોની વસ્તી નથી, પણ તેમાં યાહુદીઓ અને ખ્રિસ્તીઓ વસે છે. અને જો આ બધાને એક પ્રજા બનાવવી હોય તો 'તુર્કસ્તાન પહેલું અને ઈસ્લામ પછી" એવો ઉદ્દેશ રાખ્યે જ છુટકો. દરેક ધર્મના માણસોને સરખો ન્યાય મળે એવા હેતુથી ગયા ફ્રેબ્રુઆરી માસમાં જ નવા કાયદાઓ ઘડાયા છે આથી તુર્કસ્તાનની સામાજીક, આર્થિક અને રાજકીય સ્થિતિમાં સુધારો થશે. જો ધર્મને મુખ્ય બાબત ગણી કાયદાઓ ઘડવામાં આવે તો તેમાં જુલમ થવાનો સંભવ છે. તેમજ જો દરેક ધર્મના માણસો માટે જુદા જુદા કાયદાઓ ઘડવામાં આવે તો પ્રજાના એકત્વમાં વિક્ષેપ પડે. નાની કોમોને પ્રજાના એકત્વમાં લઇ લેવામાં આવે છે; અને આમ હિંદની માફક તુર્કસ્તાનમાં કોમી મતના ઝેરને પ્રસરવા દેવામાં આવતુ નથી.

જુના વખતની મદ્રેસા અને નિશાળોને રૂખસદ આપવામાં આવી છે: કારણ કે આ નિશાળો દ્વારા દેશમાં ઉલટું વધારે ધર્માંધપણું, વહેમી પણું અને અજ્ઞાનપણું દાખલ થતું તેમને બદલે નવી સરકારે, પ્રાથમિક શાળાઓ ઉઘાડવા

માંડી છે. માધ્યમિક શાળાઓનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો છે પુરતા શિક્ષકોના અભાવે કેળવણીનો પ્રચાર થયો નથી **તેથી પહેલાં શિક્ષકો કેળવાય છે** ગામડામાં જ્યાં ખેડુતને પોતાના પરિવારની મદદની જરૂર રહે છે; ત્યાં અઠવાડીએ બેથી ત્રણ દિવસની નિશાળ રાખવામાં આવે છે.

આ બધાથી એક મોટો ફેરફાર એ થઈ રહયો છે કે તુર્કી ભાષાની લીપી ફેરવી તેનો બદલે રોમન લીપી દાખલ કરવાની ચળવળ ચાલી રહી છે છાપખાનામાં ખાસ કરીને પૂર્વના પ્રદેશોની ભાષાઓ ઘણી મુશ્કેલીઓ આપે છે; એથી તુર્કસ્તાનના કેળવણીખાતાના વડાએ હમણા આ બાબતમાં એક કમિટિ નીમી છે; અને "La Republic" નામના ગ્રીક રોજીંદા પત્રે તો અત્યાર પહેલા તુર્કભાષાની ચોપડીઓ રોમન લીપીમાં છાપવી શરૂ પણ કરી દીધી છે જો આ ફેરફાર થશે તો મનુષ્યજાતમાં નહિ બનેલો એવો એક મોટો ફેરફાર તુર્કસ્તાન કરી બતાવશે.

જાહેર બાંધકામ, રસ્તા વિગેરેમાં કૉનસ્ટૅન્ટીનોપલ ઘણું પાછળ છે આખા શહેરમાં ગંદકી અને ખાડા પડી ગયેલી સડકો નજરે પડે છે. આમાં ગંદું પાણી ભરાઈ રહેવાથી દુર્ગંધ મારતું વાતાવરણ માલુમ પડે છે. બૉસફરસની સામુદ્રધુની અને બીજાં કુદરતી સૌંદર્ય સિવાય આ શહેરમાં બીજું કંઇ જોવા જેવું નથી. મોટા અને આકર્ષક ઘુમટવાળી જુની મસ્જીદોની આજુબાજુ તુટી ગયેલાં ઘરો આવી રહયા છે આ શહેરની આવી સ્થિતિ થઇ પડવાનું કારણ એ છે કે હવે નવી પ્રજાકીય સરકાર રાજધાનીનું મથક તેને અંગોરામાં લઇ ગયેલ છે. વળી લડાઇના ઘણો પૈસો ખરચાઇ જવાથી હાલની સરકાર પાસે એટલું બચત નાણું નથી કે જેમાંથી તે સુંદર બાંધકામો કરી શકે.

ખેતીની પણ દુઃખદ સ્થિતિ છે યુરોપમાં આવેલા તુર્કસ્તાનમાં અને એશિયા માઈનરમાં પડતર જમીનના સંખ્યાબંધ ટુકડાઓ દેખાઈ આવે છે આ દેશમાં ખેડુતોની સંખ્યા ઓછી છે અને તેથી જમીન ખેડાયા સિવાયની અને ઘાસથી ભરપુર રહેલી દેખાઇ આવે છે. એશિઆ માઇનરનો મોટો ભાગ ઉજ્જડ પ્રદેશ હોવાથી ઝાડ સિવાયની ટેકરીઓ ખાવા ધાય એવી લાગે છે. પણ સ્મર્ના, કોનીઆ, અડાના અને મર્સીનના શહેરોની આજુબાજુ સુંદર બાગબગીચા અને શાકભાજીના ખેતરો આવી રહ્યાં છે સરકાર પણ ખેતી તરફ સંપૂર્ણ સહાનુભૂતિ રાખે છે, અને તેને આગળ વધારવાના પ્રયત્ન કરી રહી છે અન્ટોલિઆમાંથી મોટી નહેરો વાટે ખેડુતોને પાણી પુરૂં પાડવાની ગોઠવણો થઇ રહી છે.

મેં જે કંઇ જોયું અને સાંભળ્યું, એના ઉપરથી એમ જણાય છે કે તુર્કસ્તાનના લોકો ઉદ્યોગી, અને ઉદ્યમી છે તેઓ મજબુત સિપાઈઓ છે જુના વખતથી સ્વાર્થી રાજકર્તાઓએ એ દેશને અજ્ઞાનમાં સડવા દીધો છે પણ હવે ઝડપથી સુધારો થતો જાય છે. આ બધા સુધારાનો આત્મા મુસ્તફા કમાલ પાશા છે.

—સંપૂર્ણ—





# કવિ ન્હાનાલાલ દલપતરામ—એક શબ્દચિત્ર

જીવનયાત્રા શરૂ કરતાં યુવકયુવતી (યૌવના !) ઓનાં કોમળ મન વિહ્વલ બનાવી આકર્ષતા, અનુભવી વિદ્વાન વૃધ્ધ વૃધ્ધાઓને પણ પોતાનાં કાવ્યથી ક્ષણભર મુગ્ધ કરતા, સરજનજૂનાં પ્રણયસત્યોને નવીન વેષ પરાવતા, અને તેમ કરતાં કવચિત્ પતિપત્ની વચ્ચે રક્ષાબંધન બંધાવી, પુરાણી ઉચ્ચગામી કલ્પનાઓનો વિચ્છેદ કરતા, બુધ્ધિમાંથી ઉદ્‌ભવતી કલ્પના હૃદયસ્પર્શી બનતાં, હૃદયમાંથી જ નીકળી હોય એવો ભાસ કરાવતા, અતિશય પરિશ્રમ અને શીતળતાને લીધે મૃતવત્ નીચે ઉતરતા, કોકવાર કાવ્યસુન્દરીને વસ્ત્રાભુષણ સજાવી સુન્દર બનાવતા, તો કોકવાર સુન્દરીનું આંતરસૌંદર્ય અદ્‌ભુત હોવા છતાં નવા યુગની નુતનતાના મોહમાં કેશવિચ્છેદ કરાવી અને ટૂંકાં વસ્ત્રો પહેરાવી સૌન્દર્યનું પરિવર્તન કરીને વૃદ્ધિ થતી માનતા અને મનાવવા ભગીરથ યત્ન કરતા આ રસિક શ્રી કવિશ્વરના પુત્ર કવિ ન્હાનાલાલ!

શબ્દચિત્ર દોરનાર રા. “પ્રિયંવદ” — કેરીકેચર દોરનાર રા. “પતંગીયું”

## ગઝલે ઇશ્કે હકીકી

દીલ હમને સનમકો દીયા નજરાના સમજ કર
ઝાલીમને જલાયા હમે, પરવાના સમજ કર

અહા! ખરા પ્રેમીઓ તો સનમ પાસે દીલની ભેટ જ મુકી દે છે, પણ હૃદય વિનાની માશુક તે દીલને એક પતંગીક સમજી પ્રેમની જ્યોતમાં બાળી મુકે છે.

મે તાલીબે બોસા જો હુઆ ઝુલ્ફોંકે ઉનકે
ઝંજીરસે બાંધવા દીયા દીવાના સમજ કર

માત્ર એક જ ચુંબનની મે ઇચ્છા બતાવી ત્યારે (માશુકે) પીડ મતાવી પોતની ઝુલ્ફ-બાલરૂપી ફાંસીમાં મને દીવાનો સમજી જકડી લીધો.

પહેલે તો મેરે સામને મુહ ખોલકે બયઠે
અબ કર લીઆ પરદા હમે બયગાના સમજ કર

શી અજાયબી! પ્રથમ તો પોતાનુ ચંદ્રવદન મારી સામે ખુલ્લુ મુકી બેઠી હતી, પણ હાય! હવે તો મને પરાયો-પીજો જ સમજી પોતાનું મુખ છુપાવી દીધું, પરદો કર્યો!

સાકી મે તેરે સદકે તું મય વસ્લ પીલા દે
આયા હું બહોત દૂરસે મયખાના સમજ કર

ઓ શરાબખાનાના માલીક કલાલ! હું તારા પર કુરબાન થાઉં, તું મને (મુલાકાતરૂપી) શરાબનો નિશો ચડાવી દે, કારણ તારા શરાબખાનાની તારીફ સાંભળી હું બહુ દૂરથી આવ્યો છું

મનસુર ઇસી વાસ્તે કહેતા થા 'અનલહક'
સુલીપે ચડાયા ઉસે, મસ્તાના સમજ કર

મહાત્મા મન્સુર "મયખુદી"નો એટલા માટે જ દાવો કરતા હતા, પરંતુ (અજ્ઞાની લોકોએ) તેને મસ્તાન-પાગલ સમજી ફાંસીએ લટકાવી દીધા!

## ઇશ્વરી પ્રેમની ગઝલ




ત્રકાર ] ફીઝીકલ કલ્ચર એટ હોમ [ રા "વિનય"

"તમારે રાવના ફીઝીકલ કલ્ચર કલાસમાં જવાની જરૂર નથી" - - - - - પાનું ૧૨૬



# ફીઝીકલ કલ્ચર એટ હોમ

લેખકઃ શ્રી. "કીશોર વકીલ" ચિત્રકારઃ શ્રી "પતંગીયું" અને શ્રી વિનયકૃષ્ણ બસુ

ધારી દૂધપાક ઝાપટીને અકળામણ થઇ આવતાં હું મારી ચાલમાં ખાધુ પચાવવાને આંટા મારતો હતો ત્યારે મને લાગ્યુ કે આજ પ્રમાણે મિષ્ટાન્ન પર હાથ મારી બગીચાના બાંકડા પર ધૂણી જમાવી ખાધું પચાવવાના પ્રયત્ન કરતાં કરતાં સર આઇઝેક ન્યુટને ગ્રેવીટેશનના સિધ્ધાતની શોધ કરી નાખેલી. પેટ પર ડાબો હાથ ફેરવતાં ફેરવતાં અગસ્ત્ય ઋષિના નામનો જપ જપતાં જપતાં મારી નજર ચીમનભાઈની ઓરડીમાં પડી. ચીમનભાઇ તકીએ માથું નાખી ગાદી પર આડા પડીને ન્યુસ પેપર વાંચતાં વાંચતાં પઇવાળી ફુગ્ગીને ઠુમકા મારતા હોય તેમ છોકરાને હીંચકા નાખતા હતા. આ દૃશ્યે મારા પર ભારે અસર કરી અને મેં મારી 'ફીઝીકલ કલ્ચર એટ હોમ'ની પધ્ધતિ ઘડી નાખી.

આ જોઇને મને હરખ થયો અને શોક થયો અને બંનેનું સરખું પ્રમાણ હોવાથી હરખથી મને રડતું આવ્યું નહિ અને શોકથી મને રોવું આવ્યું નહિ. હરખ મને આર્યગૃહની મહત્તા માટે થયો "ધન્ય આર્યગૃહ" મને થયું. "તારા સંકુચિત વિસ્તારમાં યે વ્યાયામની શી શી સગવડો છે? જાણતાં કે અજાણતાં, ખાતાં કે પીતા, રહેનારાઓ કેવા કસરત કરી રહ્યા છે? અને શોક મને એટલા માટે થયો કે મારા પ્રાંતબંધુઓ કેટલી બેદરકારીથી આ અનાયાસે મળતી કસરત કરે છે. તેમનામાં 'વીલ-પાવર'-ઇચ્છા શક્તિ-નથી, શું કરે છે તેનું ભાન નથી

હીંચકા આમ નાખવાના? હીંચકા નાખવા એ તો એક આંગળીઓ અને હાથની કસરત છે. તે આમ મુડદાલની જેમ આડા પડીને તકીએ માથું મૂકીને work while you work, play while you play એ સોનેરી સિધ્ધાંતની અવગણના કરીને વાંચતાં વાંચતાં નાખવાના? અને તે પણ હાથને કસરત અપાય છે તેની જાણ વગર, પઇવાળી કનકવીને ઠુમકા મારતા હોય તેમ, નિમાલ્ય રીતે નાખવાના?, વિચાર કરતાં મને લાગ્યું કે એકલી હીંચકા નાખવાની બાબતમાં જ

નહિ પણ દરેક કામકાજમાં આપણે આવું જ ધોળીએ છીએ.

પાપડાના ફણગા ફુટે તેમ મારી પ્રેરણાના તણખા નીકળવા માંડયા. શરીરવિકાસની કંઇ કંઇ છુપાઇ રહેલી શકયતાઓ મને સ્પષ્ટ દેખાવા લાગી. જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ રામાયણમાંના અસુરોના લોહીના ટીપાંની પેઠે એક એક સૂચનામાંથી અનેકાનેક સૂચનાઓ ઊડવા માંડી. રેકોટ, પર્સીના રેલીક્સ વાંચતાં વાંચતાં ખાવાનું ભૂલી ગયો. એ વખતના ભોગે પણ ગુજરાતના નરનારીઓ ધરમાં બેઠાંબેઠા મેકફેડન અને સુજ઼્‌નથી પણ મજબુત શરીર બનાવી શકે તેવી પધ્ધતિ હું શોધી શકયો તે ગુજરાતીઓનું ખરેખર સદ્‌ભાગ્ય છે. એ પધ્ધતિનો ખાસ ગુણ એ છે કે એ મેકફેડન જેવા પાશ્ચાત્ય શરીર શાસ્ત્રીઓના મત પર જ સ્થપાયલી હોવા છતાં તદ્દન મૌલિક છે અને પાશ્ચાત્ય ખ ચ ળ-પણાનો અંશ પણ તેમા ન હોવાથી એ છે ખરચે ધરમાં ને ધરમા અજમાવી શકાય છે

મારી તો સુચના એ છે કે ભાઇઓ તમે ખોટી ધમાલ ન કરો. ક્રીકેટ રમવા ન જાઓ. ટેનીસ રેકેટમા પેસા ન ખરચો. ચોપાટી પર આટા મારવા જતાં ખારા પરતા, ખારી બદામના ખરચામાં ન ઉતરો. હવાફેરને માટે માટે માથેરાન, દેવલાલી. દાર્જીલીંગ કે મસુરી દોડાદોડી ન કરો ક્રીકેટ, ટેનીસ, પોલો, હોકી, ગોલ્ફ, ચકરડી, ભમ્મરડી હિમાલય, આલ્પ્સ, નવસો નવ્વાણું તીર્થો અને તેત્રીસ ક્રોડ દેવતા તમારી નાની ઓરડીમાં જ છે. તમારે રાવના ફીઝીકલ કલ્ચર કલાસમાં જવાની જરૂર નથી. પ્રોફેસર શાહને તસ્દી આપવા શાંતાક્રુઝનું ખાસ ભાડું ખરચવાની જરૂર નથી. હમણાં નવા ખુલેલા ગઝદરના ફીઝીકલ કલ્ચર ઇન્સ્ટીટ્યુનની કદર બુઝવાની તમારે જરૂર નથી ધરમાં જે રહ્યા રહ્યા મારી નવીન પધ્ધતિ પ્રમાણે તમારી ફરજો ઇચ્છાશક્તિપૂર્વક, સમજપૂર્વક બજાવો અને નવ દશ માસમાં પહેલવાન બની જાઓ.

તમે ગરીબ હો કે તવંગર હો. બ્લોકમાં રહેતા હો કે ચાલમાં રહેતા હો, પણ તમારા ધરમાં ઓછામાં ઓછા ૩૬×૫૮ ના આરસા મંગાવો. તમારી નાની નાની ઓરડીમાં પણ તેમને ગોઠવો દરેક કાર્ય કરતી વખતે તમે કેવા લાગો છો તે તમે તેમાં જોયા કરો. તમારી ઓરડી ચૌદ ચોરસ ફુટની હોય તો પણ હરકત નથી. તેને ચારે ખૂણે આવા ચાર આરસા ગોઠવી દો.

આની અસર દરેક ચીજ પર થશે. નાનું છોકરૂં રડતું રડતું ડોકું ઘોડીયામાંથી બહાર કાઢશે કે તેને તેનું મોઢું આરસામાં દેખાશે જોવા દો ભાઇ જોવા દો, એમાંથી તો એ પહેલવાન થશે. રડતાં રડતાં કયા કયા સ્નાયુઓ સંકોચાય છે, આંખ કેમ ઉંચીનીચી થાય છે; સુક્કી આંખે રોતાં રોતાં પણ મોઢું અને ગળું કેવાં હાલે છે તે એ ભાવિ પહેલવાન જોશે, મગજને જ્ઞાનતંતુથી ખબર પડશે, મગજ ત્યાં લોહી મોકલી આપશે. અને બાળકના સ્નાયુ અને શરીર મજબુત થશે. અરે બાળક તો શું પણ તમારા ધરના ઉંદર અને ચકલાં પણ તેમના અંગવિભ્રમ આરસામાં જોશે. તમારા ધરના ઉંદરો વધારે જાડા અને અલમસ્ત થશે. તમારા ધરમાં આશ્રય પામતી ચકલીઓ વધારે મોટા "હાઇજંપ" લેશે, તમારા ધરના વાંદાઓ અને પાંખવાળા મંકોડા એલન કોબહામને હંફાવવાને ઉંચે ઉડવાના પ્રયત્ન કરશે: જે ધરના જંતુઓ અને પ્રાણીઓ ધણુ બળવાન અને તંદુરસ્ત તે ધર અને તેમાં રહેનારા પણ વધારે બળવાન અને તંદુરસ્ત હોવા જોઇએ એ નિયમ પ્રમાણે તમારી પણ તંદુરસ્તીની કીંમત અંકાશે. એક દેશભક્ત બીજા દેશભક્તને ત્યાં ગયા અને ચા પીવા બેઠા. ચા પીતાં પીતાં મહેમાને તારીફ કરી કે તમારા ધરમાં બધે જ

આત્મભોગ અને સાહસનું વાતાવરણ લાગે છે. તમારા વ્યક્તિત્વની છાપ સઘળી વ્યક્તિ પર પડે છે. અને એ સમજાવતાં કહ્યું 'જુઓ તમારા ઘરની માખીઓ પણ મોતને ન ગણકારી ચાના પ્યાલામાં ભુસકા મારે છે." આ જ પ્રમાણે એક ડૉક્ટરે એક દરદીને ત્યાં જઇને કહ્યું "આ તંદુરસ્ત વાતાવરણમાં માંદગી કેમ કરી ધુસી શકી એ જ હું સમજી શકતો નથી જે ઘરમાં આવા અલમસ્ત ઉંદરો હોય તે ઘરની તંદુરસ્તીનું ધોરણ ઘણું ઉંચું હોવું જોઇએ.

આરસા અને ઇચ્છાશક્તિ (Will Power) એ બેનો જો દરેક કામમાં સમજપૂર્વક ઉપયોગ કરશો તો તમારે ત્યાં ડૉક્ટર કદી આવશે નહિ. અને આવશે તો ચા પીને પાછો ચાલ્યો જશે. આટલી સુચના દરેક અક્કલવાળા માણસને માટે બસ છે પણ દુનીઆમાં બધા મારા જેવા બુધ્ધિવાળા નથી હોતા, પણ અમારા પારેખ માસ્તર કહેતા તેમ કેટલાક "પુંછડા વગરના ઢોર" પણ હોય છે. કુદરતની એ વિચિત્ર કૃતિઓને માટે નીચેના ઉદાહરણોથી સમજાવવું પડ્યું છે.

(૧) હીંચકા કેમ નાખશો ?

એક વાર તો ઘોડીયાની ત્રણ ચાર ફુટ આઘે પદ્માસન વાળીને બેસી જાઓ. છાતી બહાર કાઢો. એક હાથે પ્રાણાયામ કરો અને બીજે હાથે દોરી પકડી હીંચકા નાખો.

પણ તમે હીંચકા નાખો છો એ જ ભુલી જાઓ. પ્રોફેસર ભાષણ આપે છે તે વખતે કેટલાક વિદ્યાર્થીઓ પોતે જાણ્યા વિના ટાંટીયા હલાવ્યાં કરે છે અને સંગીત સાંભળતાં સાંભળતાં કેટલાકનાં ડોચકાં, વગર, જાણે હાલ્યા કરે છે તેમ જાણ્યા વગર સમજ્યા વગર, હીંચકા ન નાખો. ઢેડી મરેલાં કુતરાં બિલાડાંને દોરીથી ઘસડી જાય છે તેવી નિસ્પૃહ વૃત્તિથી હીંચકા ન નાખો.' તેમાં તમારા સ્નાયુ કદી નહિ ભરાય. : એમ જ ધારો કે ઘોડીયું એ મોટું પત્થરનું મકાન છે ને તમે એને હચમચાવવા ધારો છો. એમ જ સમજો કે ઘોડીયું એ સુજનજૂનું જડ ઘાલી બેઠેલું ઝાડ છે અને તમે એને જડમૂળમાંથી ઉખેડવા માંગો છો. એમ જ સમજો કે છોકરૂં એ તો ઘોડીયામાંની ભીમની ગદા છે. તેને તમે તમારી તરફ ઘસડવા માંગો છો. એમ જ સમજો, પણ ના. આટલું સમજો તો જ બસ છે. છાતી બહાર કાઢી દોરી આમ ધારીને ખેંચો તે વખતનું તમારૂં મોટું પાછલા આરસામાં જૂઓ. દોરી ખેંચતાં ખેંચતાં કેટલી નસો તરી આવે છે તે તપાસો. કેટલા ટાંગલા આંગળીના ફુટે છે તેની ગણત્રી રાખો તમારા Biceps પર નજર નાખો. તમારા હાથનું કાફ કેમ ભરાય છે તે જૂઓ. આમ કરતાં કરતાં છોકરૂં ઉછળી ગયું તેની ફીકર કરશો નહિ ઉછળે તો ઝીલી લેજો ને ન ઝીલાયુ તો તેની પણ ફીકર ચિંતા કરશો નહિ. સિંહણ સિંહણના બચ્ચાંની દરકાર રાખતી નથી. આપણે સિંહણના જ સંતાનો પેદા કરવાં છે અને તે આમ પડતાં આખડતાં જ થશે. પડશે તે જ ઊભું થશે મહાવરો પડતો જાય તેમ ફેરફાર કરતા જાઓ. દોરી એક હાથમાં ન પકડતાં દાંતથી પકડો અને દાંતથી જ ઝાલીને હીંચકા નાખો. આથી તમારા દાંત અંગ્રેજી પેસ્ટ લગાડવાથી થાય છે તેના કરતાં વધારે સાફ અને મજબુત થશે.

હીંચકા નાંખતાં હાલરડાં ગાવાં એ ઘણો જ સારો સિધ્ધાંત છે. મારો હાલરડાં ગાવા સામે બીલકુલ વાંધો નથી. મેકફેડને પણ Vitality Supremeમાં સંગીતના કસરત તરીકેના ફાયદા પર એક પ્રકરણ લખ્યું છે. ફક્ત સાચી રીતે ઇચ્છાશક્તિપૂર્વક કરવાની જરૂર છે. "ભાઇની માશી ગઇ છે કાશી, ભાઇનો ગાગો થયો છે સન્યાસી હાલા હાલા" એ તરતનાં પરણેલાં વહુવર મા બીજાં ઓરડામાં જતાં વાત કરે

તેમ કે ચોરીછૂપીની વાત હોય તેમ ન ગાઓ પણ ભાઈની માશીને કાશીમાં પણ હાલ રડું સંભળાય અને ભાઈનો માસો માશી કાશી ગઈ છે એ સન્યાસીનો શ્રવણ–સંયમ પાળતાં પાળતાં પણ સાંભળે અને સાંભળીને કાશી દોડે તેવી રીતે ગાઓ. મેકફેડન જાતે કહે છે કે શરમ ન રાખો. ઓચિંતી આગ લાગી હોય તેની ખબર પડતાં હોહા કરવામાં આવે છે તે પ્રમાણે હાલરડું ગાઓ તમારા પાડોસીને હેરાનગતિ થાય તેનાથી ન ડગો. કાયદો પણ તેને Tort નહિ ઠરાવી શકે તમારા ઘરમાં તમને જેમ ફાવે તેમ તમારી તંદુરસ્તી સાચવવાને બરાડવાની છુટ છે. છતા તમારા પાડોશી કચપચ કરે તો તેમને પણ તમારી જેમ જ બરાડવાની સલાહ આપો આથી તમે એક બીજાને સાંભળી શકશો નહિ સામટી ચાલી બરાડી ઊઠે તેની પણ દરકાર કરશો નહિ બહુ તો બંબાવાળા ઉમરાણુ સાંભળીને આવીને પાછા ચાલ્યા જશે. વગર આગે કંઈ તમારા પર પાણી છાંટવાની હિંમત નહિ કરે ગાંડા ગણાશો એ ફીકર કરશો નહિ. કારણ કે બધા જ આ પ્રમાણે કરવાની પ્રથા પાડશે તો તમને થાણે મોકલે તે પહેલાં થાણાના બધા રહેવાશી પાસે થાણા ખાલી કરાવવું પડશે અને સંખ્યાબંધ હોસ્પીતાલો ત્યાં બાંધવી પડશે, તેને માટે સરકાર પાસે હાલ પૈસા ક્યાં છે?

પણ તે સાથે આરસામાં જોવાનું તો ન જ ભૂલતા. દક્ષિણી ભાઈઓ આ...આ...આલાપ મારતી વખતે 'પાનં લાવ સોપારી લાવ' કહેતા હોય તેવા હાથના ચાળા કરે છે તેમ તમે પણ કરજો. તેને શાસ્ત્રીય રીતે 'અર્ધફટણ' કહેવામાં આવે છે. કારણ કે કુટવામાં લંબાવાય તેથી અર્ધા આમાં હાથ લંબાવવા પડે છે. આ ક્રિયાઓ કરતાં કરતાં આરસામાં જરૂર જોતા જજો. આલાપ મારતા મારતાં તમારા મોંનો દેખાવ જરૂર જોજો. એની સાથે ઇચ્છાશક્તિ પણ કેળવતા જજો. એમ જ વિચાર કરજો કે હીચકાં નાંખતાં નાંખતાં અને હાલરડું ગાતાં ગાતાં શરીરવિકાસના ગણપતિ તમે બેસાડો છો. એમ જ સમજજો કે પ્રોફેસર શાહને હરાવવાની આશાઓ એ હીરની દોરી ખેંચવા પર જ છે. એમ જ મક્કમ તમારા મન પર ઠસાવજો કે આમ હીચકા નાખતાં નાખતાં તમે હિંદમાં વીર પ્રજા ઉત્પન્ન કરી રહ્યા છો.

(૨) શાક કેમ સમારશો?

હાસ્યવિનોદ વાંચ્યું ત્યારે જ મને તો ખબર પડી કે રમણભાઈ મોટા physical culturist છે બીજી કેટલીક રીતે પણ એ અનુમાન થઈ શકે છે, પણ જેમણે એમની :—

ઉંચો કરીને ભુજદંડ તેણે
એકાગ્રચિત્ત અનિમેષ નેને
રોમાંચ તેને પ્રતિઅંગ વ્યાપ્યું
છરી વતી દુધીનું દીટું કાપ્યું

એ પંક્તિયો વાંચી છે તે તો બેલાશક માને છે કે રમણભાઈ મોટા શરીરશાસ્ત્રી છે. કેટલાક પોતાને હાસ્યરસના'ખાં માનનારા એમ માને છે કે રમણભાઈનો ઉદ્દેશ લોકોને આ પંક્તિયોથી હસાવવાનો છે, પણ આમાં તેમની ગંભીર ભૂલ થાય છે. આપણે કેવી નિર્માલ્ય રીતે શાક સમારીએ છીએ તે રમણભાઈ જેવા અવલોકનકારે 'અવલોક્યું' હોવું જોઈએ અને તેમાંથી આપણને બચાવવાને જ હાસ્યવિનોદમાં આ પંક્તિઓને સ્થાન આપ્યું હોવું જોઈએ.

આપણા બૈરાંઓને કે મરદોને શાક સમારતાં જોઈને ક્યા કસરતી માણસની આંખમાં પાણી નહિ ભરાઈ આવે! આપણા ભાયડાઓ સાચવીને safety razor થી દાઢી છોલતા હોય તેમ દુધી છોલશે. આપણી સ્ત્રીઓ ફટ્ટ જતો હોય તેટલી પોચકાઈથી કેરીનો રસ કાઢશે, અને કેરીનો રસ કાઢતી હોય તેમ પોતીમાં નીચોવશે.

શાક સમારતાં પણ કસરત કરવી હોય તો તમારા મોં આગળ ૮૨×૪૦ નો એક આરસો ગોઠવી દો. જુદાજુદા શાક માટે જુદી જુદી ગોઠવણ કરો. દુધીના પહેલી વાર બે કકડા જ કરવા હોય ત્યારે દુધીને ઢીંચકાના કડામાંથી સુતળીના વજે લટકાવો. ૬૦×૮૦ નો આરસો સામે રાખો પછી દુધી દુધી છે ને ભુલી જાઓ. દુધી એક દુશ્મન છે, અને દેશની લાજ રાખવા ખાતર, સોમનાથ મહાદેવની મર્તિનું રક્ષણ કરવા ખાતર, ગૌબ્રાહ્મણના પ્રતિપાલન ખાતર, એ દુષ્ટને હણવા જાઓ છો એમ ધારો ચાકુને તરવાર સમજો, દુધીના ડીંચકાને દુશ્મનની ચોટલી કે બાબરા સમજો અને યાહોમ કરીને વીરહાક મારી એ ચોટલી નીચેનું દુશ્મનનું શિર ઉરાડી નાખો. અથવા દુધીને તમારા પર હુમલો કરતો પઠાણ સમજો, ચપ્પુને લાકડી ધારી એના વડે સાદી, ઉલટી, દોરૂખ કરવા મંડી જાઓ અને દુશ્મનને એક ઝટકે ઠાર કરી નાખો. બીજાં ઘરકામ પણ તેવા જ જુસ્સાથી કરો. કેરીનો રસ કાઢવો તે ભેંસ દોતા હોઇએ તેટલા રસપૂર્વક, ઉત્સાહપૂર્વક, અને જોરપૂર્વક કાઢવો. તળાઇ ગયલી પૂરીમાં સળીઓ ભેરવવો હોય તો ડૉકટર આંખમાં ટીપાં મૂકવા જતા હોય તેમ નહિ, પણ અંબાડીને ઓથે ભરાયલા જહાંગીરના શરીરમાં પોતાની ઘોડી પરથી પ્રતાપ મહારાજ ભાલો ભોંકવા પ્રયત્ન કરતા હોય તેમ ભેરવવો, ચાવવું તે પણ નાના છોકરા દૂધ પીવાની ટોટીમાંથી દૂધ ચુસતા હોય તેમ નહિ, પણ ઉંદરીયામાં પકડાયલો ઉંદર સળીયા તોડવા મથતો હોય કે મધ્ય કાળનો વીર રજપૂત હાથની લોખંડી બેડી દાંતથી કરડી ખાતો હોય તેમ ચાવવું.

### વાસીદું કેમ વાળશો?

દાઢી પર બ્રશથી સાબુ ચોળતા હો તેમ વાસીદું વાળશો તો તમારૂં, તમારા શરીરનું કે હિંદનું કદી ભલું કરી શકવાના નથી. છતા કેટલીક સ્ત્રીઓને તથા છોકરીઓને વાસીદું વાળતાં જોઉં છું ત્યારે તો એમ થાય છે કે આનાં કરતાં તો સોની પીંછી વડે ઘરેણાં પણ જોરથી ધુએ છે, અને કડીઆ ભીંત પર ચુનો વધારે સારી રીતે ઘોળે છે.

આપણે આળસુ એટલા છીએ કે સાવરણી જેવી તૈયાર મળે છે તેવી ને તેવી વાપરીએ છીએ. જેમ કલગી વરરાજાના ફેંટા પર જ લગાડવાની હોય, પણ તે એકલી ફેંટાનું કામ તો ન જ સારે તેમ સાવરણીને પણ ચાર પાચ ફુટ લાંબા બાંબુ પર કચકચાવીને બાંધી હોય ત્યારે જ ખરૂં કામ આપે છે. બાંબુ પર સાવરણી બાંધીને છનીઆ બારણીઆની માફક ધીમે ધીમે વાસીદું વાળવાનું નથી. છડી નોમની છડીની પેંઠ એને આકાશમાં ફરફરાવવાની નથી તમારે તો એમ સમજવાનું છે કે તમે મોટા ક્રીકેટર છો. તમારા ખભા પર તમારૂં આ બેટ ટેકવી રાખો. કચરો હોય તેને બોલ ધારો અને ધડીમ દઇને એ કચરા પર નાઇડુ ઓવરબાઉંડરી મારતો હોય તેમ તમારૂં બેટ અજમાવો કચરાને એક સપાટે તમારા ઓટલાની બહાર મોકલવાનો યત્ન કરો. આનાથી ઉપર ઉપરનો જ નહિ, પણ તમારી જમીનની અંદરનો કચરો પણ નીકળી આવશે અને બહાર ઉડીને પડશે અને હાથના સ્નાયુને આનાથી ઘણી કસરત મળશે.

### છોકરૂં કેમ રમાડશો?

ભાગ્યે જ કોઇ જાણતું હશે કે સારામાં સારી કસરત છોકરાં રમાડવામાં રહેલી છે. એની ખરી ખુબી તો એ છે કે એમાં ચારે તરફની ભાતભાતની કસરત મળે છે. "બચુલી છોકલી"ના હાથ ઝાલી તમે એને ઉંચી કરો ત્યારે તમે જાણે અજાણે Weight lifting કરી રહ્યા છો. "જીકુલી" ને બે હાથથી ઝાલીને તમે ઝોલા ખવડાવો ત્યારે તમે મગદળ ફેરવી રહ્યા છો. ઘોડીયામાં સુઇ રહેલા કીકા પર વાંકા વળી "બકુલી છોકરીને

ગચીપચી થાય છે' ની તપાસ કરતાં કરતાં તમે એના પેટ પર હાર્મોનીઅમ વગાડતા હો ત્યારે તમે ખરી રીતે ગળાની કસરત કરી રહ્યા છો. "બકુલી છોકરી" ને પેટ પર સુવંડાવીને કુદવાની પરવાનગી આપો છો ત્યારે ખરી રીતે રામ-મૂર્તિની પેઠે છાતી પર પથ્થર મૂકાવી રહ્યા છો અને પેટની કસરત લઇ, પાચનક્રિયાને મદદ કરી રહ્યા છો. આ બધી ચીજો જાણી બુઝીને કરવાની અને ઇચ્છાશકિત સાથે કરવાની જરૂર છે.

પણ ખરેખરી કસરત તો તમારા મોઢાને તમારી આંખને, અને તમારા જડબાને મળે છે નાનાં છોકરાં તમને ગાંડા થવાનો પણ પરવાનો અપાવે છે એની સાથે વાત કરવાથી તમારી જીભને એવી કસરત મળે છે કે બે દિવસ ઉત ઉતારવી ભૂલી જાઓ તોપણ હરકત નહિ. જુદે જુદે પ્રસંગે તમે તમારી મુખાકૃતિ એવી ભાતભાતની બતાવો છો કે તમે અરીસામાં જુઓ તો તમારી એક્ટર તરીકેની લાયકાત જોઇ તમે આશ્ચર્યથી સ્તબ્ધ જ થઇ જાઓ "બકુલી છોકલીને વાતો કરવી છે? હું વાતો?" એ વહેવાઇને આ વર્ષે લગ્ન લેવાં છે કે આવતે એ પ્રશ્ન પૂછતા હો તેટલી ગંભીરાઇથી તમે પૂછી શકો છો. સ્ટુલ પર ચકરડી ફેરવીને તે નીચે પડી જતાં "પલી ગઇ પલી ગઇ" બોલતાં હિમાલયની Exibition Railway માંથી સામટાં એક હજાર માણસ ગબડી ગયાં હોય, કે મોટું મકાન બાંધતા બાંધતા એ ચાર કડીઆઓ પાલખ પરથી ગબડી ગયા હોય તેવી ભયગ્રસ્ત મુખમુદ્રા તમે કરી શકો છો. ઓફિસથી ઘેર આવતાં "આવતી લે બચુલી આવતી લે" કહેતાં કહેતાં "બચુલી" લેવામાં દસ વર્ષે છુટાં પડેલા પતિ-પત્ની મળે તેટલો આનંદ બતાવી શકો છો અને જડ્ડ ચડેલા નાના છોકરાને 'ઘુઘરો જોઇએ છે? કાકા એ હત્તા કરી? હત્તા કાકાને" કરીને સમજાવતા હો ત્યારે ત્રીજી વારની વહુને રીઝવતા બુઢ્ઢા પતિના જેટલી વીનવણી અને દીનતા તમારા મો પર લાવી શકો છો આ બધાથી તમારાં જડબાને, તમારા મોના સ્નાયુઓને, તમારા હોઠ તથા જીભને વિવિધ કસરત મળે છે પણ કમભાગ્યે બધું તમારી અજાણમાં થાય છે. અને ઇચ્છાશકિત વિનાની એ બધી કસરત છૂટી પડે છે વળી ગેરાઓ ચોટલો વાળવા રાખે છે તેવી નાની આરસીઓ ઘરમાં રાખવાથી તમારા મોને અને બીજા અવયવોને મળતી કસરત જોવાને તમે ભાગ્યશાળી થતા નથી.

આટલા દાખલા હાલ તો બસ છે. કાળજીપૂર્વક અવલોકન કરશો તો આવા અનેક મળી આવશે ફક્ત દરેકમાં બે તો તમારા મંત્ર જ ગણી રાખજો—આરસો અને ઇચ્છાશકિત.

મારી નવી શોધની પધ્ધતિ પર વિચાર કરતાં હું બે ત્રણ દિવસ ઓફિસમાંથી ગેરહાજર રહ્યો અને જવા માંડયા પછી પણ ઓફીસના કામ વખતે પણ મારા પ્રયોગો અજમાવતો ગયો તેથી અમારા સાહેબ મારૂં જીવનકાર્ય સમજી ગયા લાગે છે. અને આવા સેવાભાવ, શોધકશકિત, અને ઉચ્ચ, ભિલાષ ઓફિસના શુષ્ક વાતાવરણમાં ન રુંગળાવી નાખવાં એવી શુધ્ધ ભાવનાથી મને મારા જીવનકાર્યની સાધનામાં અનુકુળતા કરી આપવાને મને ઓફિસમાંથી રજા આપી છે. મારી ઓરડીમાં જ આ સિધ્ધાંતો બરાબર સમજાવવાને એક ફીઝીકલ કલ્ચર કલાસ કાઢવાનો વિચાર કરૂં છું

—સંપૂર્ણ—



## કવિશ્રી ન્હાનાલાલનો જન્મસુવર્ણમહોત્સવ

લેખક : ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

( ગરબી )

ગુજરીના કવિકોકિલ નાનાલાલ ઓ !
  રસલીલો ખીલો તુજ હૃદયવસંત જો ,
તુજ ટહુકે મ્હોર્યાં ગુજર આકાશ આ,
  દિશદિશની ઉઘડી કંઇ દેવદિગંત જો.—ગુજરીના૦

તારા સ્વરબ્રહ્માંડે બ્રહ્મ સભર ભર્યો,
  તુજ સૂરે ફૂટયાં નવલ રસલોક જો !
તુજ પ્રશ્નોની માળા વ્યોમગળે ઝુલે,
  દીઠા–અણદીઠા તુજ ઊંચા ગોખ જો !—ગુજરીના૦

ક્ષણિક કળાના ને કુદરતના જંગ હા,
  અવિરત છે વિશ્વે તો ક્રમ સંવાદ જો :
આજે તુજ ગુણ ગાય બધી ગુજરાત આ,
  તુજ નિર્મલ કલરવમાં લે આહ્લાદ જો —ગુજરીના૦

( ખબરદાર )

ગુજરાતને આંગણે જાણે દેવની પ્રસાદી સમો એક અમૂલો અવસર ઉજવાયો-કવિવરની મ્હેકતી ફોરમ, યશગાનનો વાતાવરણસંચિત ઉત્સવગુલાલ, આત્મના અપીઠ વધામણા, હૃદયનો આજસુનીતર્યો ઉલ્લાસ એ સર્વ નજરે પડયા

એ અવસર : "આપણા' કવિશ્રી ન્હાનાલાલના જન્મસુવર્ણમહોત્સવનો. આજ શા ન્હાનાલાલને કયો સાહિત્યસંસર્ગી નથી ઓળખતો ? એમનું કવિત્વ આજ કયા કાવ્યપ્રિય હૃદયને નથી સ્પર્શતું ? અને આ ઉત્સવ ઉજવી "ગરવી ગુજરાતે" પોતાને માથે આવેલું "ગાંડી ગુજરાત" ઉપનામનું કલંક દૂર કરવામાં એક વધુ પગલું આગળ નથી ભર્યું એમ કોણ કહી શકશે ?

કવિ ન્હાનાલાલ એટલે ગુર્જર કવિતાની જીવતી જાગતી જ્યોતિ-અખંડ, અલિપ્ત સુવાસે બળતી આપણી ઘરદીવડી. એ દીવડીનો પ્રકાશ ગુર્જરપ્રાણે પ્રેરે છે કોઇ આત્મલક્ષ્મી ઉર્ધ્વગામી પ્રેરણા; ને જગવે છે ગુર્જરહૃદય પ્રદેશે કોઇ અપૂર્વ ભવ્ય વાતાવરણ!

કવિના આ જન્મ સુવર્ણમહોત્સવ પ્રસંગે એક બે વાત લખીશ. તેમની સાથે મારે બે એક પ્રસંગે મુલાકાત થયેલી તેની જે સંસ્કાર છાયા મારા હૃદય પર પડી છે તેને શબ્દમાં મુકવા યત્ન કરીશ

જો તમારી જીંદગી સાઠ વર્ષની હોય ને તમે પચાસ વર્ષની ઉમર સુધી કવિશ્રી ન્હાનાલાલનાં પુસ્તકોનું સતત્ મનન કરી એ પુસ્તકોના સૃષ્ટા તરીકે કવિ ન્હાનાલાલને કોઇ ભવ્ય, સૌંદર્યપૂર્ણ, દૈવી, સંદેશવાહી, સુરેખ, સુઘટિત દેહવાળી, વ્યક્તિ કલ્પી હોય, કોઇ માધુર્યમય, અતીવ સરલ, સુકોમળ, સુઉજ્જવલ વાણી વાળી વ્યક્તિ ધારી હોય ને પછી તમે તમારી જીંદગીને એકાવનમે વર્ષે કવિશ્રીને નજરે જુઓ તો અર્ધા નિરાશ થાઓ. તમારી કલ્પેલી મૂર્તિને બદલે કોઇ ખડતલ, વ્યવહાર વાતો કરતી, કટાક્ષના બાણ પળે પળે છોડતી, અહંભાવની ઉર્મિ તમારા હૃદયને અડાડતી વ્યક્તિ તમે જુઓ છો. ને વિચાર કરો છો કે "ઉષા" "જયા જયન્ત" અને ઇન્દુકુમાર"ના લખનાર કવિ ન્હાનાલાલ તે આ જ? પણ તમે ભૂલો છો એ ખડતલ દેહમાં અતી મૃદુ હૃદય 'વીંટાયેલું' છે-લાકડીની કોઇ ઘાટઘુટ વગરની પેટીમા કોઇ અતી પાણીદાર હીરો સંઘરેલો હોય તેમ. વ્યવહાર વાતોની પાછળ ભાવના ને ઘેરી મનોવાંચ્છના વસી રહ્યાં છે, એ કટાક્ષની પાછળ સંસાર ને સમાજને ઉર્ધ્વમાર્ગે લઇ જવાની ભવ્ય ભાવના મ્હોરી રહી છે, એ અહંભાવની ઉષ્મા પાછળ જીવતો આત્મા-ખુશામદ કરતો મરેલો આત્મા નહિ-કવિ ન્હાનાલાલનું વ્યક્તિત્વ સંપૂર્ણ ભાવે પ્રગટાવી રહ્યો છે; એટલે રખે પહેલી મુલાકાતે તમે એમના વિષે જુદો જ અભિપ્રાય બાંધી લેના.

શતદલ પદ્મમાં પોઢેલો,
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.
શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ
શોધી રસકુંજ જ્યહાં રમેલો,
શોધી આયુષ્યની મ્હોરી અમરાઇઓ:
દીઠો ન દુનિયા ફેરેલો.
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

ફૂલડે ફૂલડે વસન્તશો વમેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમર-ભ્રમર કીધ સંગીતસોહામણો,
પંખીડે પંખીડે પઢેલો
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો.

અદ્ઘેરી પાંદડીઓ વીણતામાં વેરી, ને
આસવ ઢોળિયો અમોલો;
દૈવાના ધૂપ સમો ઉડતો બતાવો કોઇ,
જીવનપરાગ જગતઘેલો:
હો! પરિમલ દાખવો હોય જો દીઠેલો

ન્હાનાલાલ દ. કવિ

હવે બીજી વાત રહી કવિની વિચિત્રતાની. ઘણાને એ વિચિત્ર લાગ્યા છે. મને યે કદી કદી લાગ્યા છે. પણ એ વિચિત્રતા, એ અતડાપણું તેમના અહંભાવનો જ એક અંશ છે. તેમનું આત્મકમળ 'સ્વ'ના જ્ઞાનરૂપી સૂર્યને પ્રકાશી અહંભાવની સોળે પાંખડીઓ વિકસાવી રહેલ છે. એ આપણું દુર્ભાગ્ય છે કે સદ્ભાગ્ય એ વિચારવાનું

વાંચનારને જ સોંપીશ. હું તો અત્રે માત્ર એટલું જ કહીશ કે કવિ જેટલા પ્રમાણમાં વિચિત્ર અને જેટલા પ્રમાણમાં અહંભાવભર્યા જણાય છે તેટલા પ્રમાણમાં સહૃદયતાહીન નથી જ.

એમની કવિતાનો મોટો ગુણ ભવ્યતા! બીજો ગુણ સૌંદર્ય—સૌંદર્ય નર્યું વિમલ-નર્યું ઉજ્જવલ! સૌંદર્ય-વિલાસહીન-વિકારહીન-વિષાદહીન! કવિનાં કાવ્યની ભવ્યતા અનુભવવી હોય તો તેમનું "ભારત"નું કાવ્ય સંગીતધ્વનિમાં સાભળો એટલે ખાત્રી થશે. "ઇંધા" એ એમની સૌંદર્ય ગીતા! મેં તો એવા પુસ્તકો હિંદની અન્ય ભાષાઓમા પણ ઓછાં જ જોયા છે- કોઇને પક્ષપાત લાગતો હોય તો ભલે.

કવિ! તમારો જન્મસુવર્ણમહોત્સવ ગુર્જરોને ઉજવ્યો, પોતાનુ હૃદય ઠાલવ્યુ! જો જો તમે ગુજરાતને રમણે કે રામણે-નયને કે હૃદયે, આત્મે કે દેહે ના ભૂલતા! ઘણુ જીવો તમે ને તે ય સદા ગુર્જરીની સેવામાં-કવિતાદેવીની ઉપાસનામાં.



કવિના કથન ઝીલવાં-એમની ભાવનાઓનો પ્રચાર કરવો-એમની કૃતિઓનો સત્કાર ને પ્રસાર કરવો એ જ આવે અવસરે ગુજરાતનું કર્ત્તવ્ય કહેવાય.

કવિના આ સુવર્ણમહોત્સવ પ્રસંગે અમારાં એમને શતશત અભિનન્દન છે, ને પ્રાર્થના છે સાચા હૃદયની કે આવા અનેક ઉત્સવો તેમના જીવનપથને ઉજાળો

અને કવિ! અમે તો તમારી કવિતા ને તમારી ભાવના ઝીલવા ઉત્સુક બનેલા પીપાસુઓ છીએ. આવા અનેક ઉત્સવપ્રસંગો આવશે-યશની વર્ષા તમારા હૃદયને ભીંજવશે, પ્રફુલ્લશે, પણ તમે એ ન ભૂલતા કે વૃક્ષ જેમ જેમ મોટું થાય છે તેમ તેમ નીચું નમતુ જાય છે, પ્રતિભા અને કવિત્વ એ ઇશ્વરદત્ત બક્ષીસો છે. તેનો ઉપયોગ કરનારા આપણે તો નિમિત્તમાત્ર છીએ.

અસ્તુ!





કવિશ્રી ન્હાનાલાલ



# વતન !

લેખક: રા. રા. વિજયશંકર ત્રિભુવન ત્રિવેદી

૧

મોંઘુ યાત્રાસ્થાન જીવન મ્હારૂં જ્યાં વિકસ્યું,
પામી જ્યાં પયપાન અંગ સુદ્રઢ રચાયું,
જાગે સ્મરણુ અનન્ત જીવનનાં જેનાં દ્રશ્યે,
છેલ્લી આજ વિદાય વતન ! તુજ પસે યાચું

૨

સૌંદર્યો તુજ દિવ્ય અધરચાં લેશ કદી ના,
પ્રભુદીધા તુજ સ્વાંગ સનાતન નિત્ય હજો આ,
પડયો હઉં વેરાન તો ય તુજ દર્શન વાંછું,
છેલ્લી આજ વિદાય વતન! તુજ પાસે યાચું.

૩

અનંત તુજ ઉપકાર રૂણુ પામર શું વાળું ?
પણુ હૈયે તુજ છાપ લેશ ઝાંખી ન થવા દઉં,
હજુ ઉરે . અભિલાષ શાન્તિ તવ સ્મશાને લેવા,
વિનવું તોય વિદાય આજ બાળકને દેવા.

૪

સાચવજે તુજ અંક ગણી મોંઘા સ્મારકશી,
પુણ્યભસ્મ અવશેષ યશસ્વી મુજ માડીની;
એ જં તીર્થનું ધામ, દેવ, એ જાહ્નવી મારી,
સાચવજે તુજ દેહ દેવી એ દોલત માની.

૫

વ્હાલેરાં! તુજ ધામ સતત તપ માએ કીધાં,
ઓપે યશસ્વી કાય ભર્ગ એ પુણ્યભૂમિનાં
પુણ્યદેહ અવશેષ તપસ્વિની એ માડીનાં
વિનવું વારંવાર રક્ષજે રહેમ કરી આ.

૬

સોંપી ત્હારે અંક દોહ્યલી દોલત મારી,
કરવું જીવનપ્રયાણ, ચહે જયમ કૃષ્ણ મુરારિ;
આવીશ તારે તીર્થ દોહ્યલાં દર્શન લેવા,
ખોલી હૃદયકપાટ દુઃખડાં મુજ પોકારવા.

૭

કોઇ વળી મધરાતનાં સુનાં સ્મશાન જગાડવા,
સ્વર્ગસ્થ મારા સ્વજનને સ્મરણાંજલિ કે આપવા;
સમભાવહીણાં સૃજનમાં શાન્તિ તુજ પદ પામવા,
આવીશ તારે સારતટ રોઇ હૃદય મુજ ઠારવા.



# સ્કાઉટીંગ અને રાષ્ટ્રીયતા

## એક સૂચના.

લખનાર: રા. A. P.

'બૉય સ્કાઉટ' જેને શુદ્ધ ગુજરાતીના શોખીનો બાલચમૂ અથવા બાલસેનાને નામે ઓળખાવે છે એ ચળવળ ગુજરાતમાં તો હજી નવી જ ગણાય પાંચ વર્ષ પહેલાં તો ગુજરાતમા સ્કાઉટીંગનું અસ્તિત્વ પણ નહોતું, અથવા માત્ર નામનુ જ -નજીવું જ હતું. અને પાચ વર્ષમાં એ પ્રવૃત્તિ ગુજરાતને ગામે ગામ-એ છામા ઓછુ કહીએ તો ગુજરાતના દરેક મોટા ગામમાં પહોંચી ગઈ છે દરેક શહેર અને મોટા ગામની નિશાળના વિદ્યાર્થીઓ ખાખી રંગનો સૂટ અને લીલા ફેંટા પહેરી બે કે ત્રણ આંગળીએ સલામ કરતા અને સ્કાઉટીંગનાં ગીત ગાતા અનેક વેળા નજરે પડે છ અને ગુજરાતના સૌથી પછાત જીલ્લા પંચમહાલમા તો એ ચળવળ છેલ્લા એક વર્ષમાં ગામડેગામડે પહોંચી છે, કારણ કે એ જીલ્લાની શાળાસમિતિએ પ્રાથમિક શાળાઓનો કબજો સરકારી કેળવણીખાતાં પાસેથી એક વર્ષ પર જ લઇ લીધો હોવાથી પોતાની પ્રાથમિક શાળાઓમા ભણતા દરેક વિદ્યાર્થીને સ્કાઉટીંગની તાલીમ આપવાની મહેનત કરે છે અને પછાત ગણાતા જીલ્લાના દરેક ગામડે એક નાનું સરખું બાલસૈન્ય ઘડાઇ રહયુ છે



રશીયન સ્કાઉટ્સ સલામ કરતા

પણ આપણા દેશમાં સ્કાઉટીંગની તાલીમ સરકારની સંસ્થાઓ દ્વારા અપાતી હોવાથી તેમાં રાષ્ટ્રીય તત્ત્વ-સ્કાઉટને દેશાભિમાની બનાવે એવું તત્ત્વ બહુ ઓછું છે. આખા વિશ્વ પર પ્રેમ રાખવા ઇચ્છનાર સ્કાઉટે પહેલાં પોતાના દેશબન્ધુઓ પર અને દેશ પર પ્રેમ રાખતાં શીખવું જરૂરનું છે એ મૂળ સિદ્ધાંત સ્કાઉટીંગનાં હિન્દમાંના હિમાયતીઓ વિસરી ગયા છે. સ્કાઉટીંગની તાલીમ તો આખી દુનીયાના યુવાનોને અપાઇ રહી છે. દરરોજ એ ચળવળનું ક્ષેત્ર વધુ ને વધુ વિશાળ થતું જાય છે. પરંતુ દરેક દેશે એ ચળવળમાં પોતાના દેશને

અનુકૂળ એવાં તત્વો ઉમેર્યાં છે અને અનિષ્ટ નીવડે એવાં તત્વો કહાડી નાખ્યાં છે. એમ કરવાનું કારણ સ્પષ્ટ છે. સ્કાઉટીંગની ચળવળ ઇંગ્લંડના સર રોબર્ટ બેડન પોવેલ નામના અંગ્રેજ ગૃહસ્થે શરૂ કરી. એનો ઉદ્દેશ ઉગતા જુવાનનું ચારિત્ર્ય અને માનસ ઘડવાનો હતો. છતાં યે એમાં સ્વાભાવિક રીતે જ મુડીવાદ તરફ કાંઇક પક્ષપાત હતો અને છે. એ પક્ષપાતને હિન્દુસ્થાનમાં વધારે પડતી અગત્ય આપવામાં આવી છે હિન્દમાં એ પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારે તો સ્કાઉટની પ્રતિજ્ઞામા 'દેશ'નું નામ જ નહોતુ—સર રોબર્ટે ઘડેલી પ્રતિજ્ઞામાં તો હતું, પરતુ હિંદના ઉત્સાહી દેશ ભક્તો (!) એ દેશ શબ્દને કહાડી નાખેલો, પરતુ હવે તેમને કાંઇક ડહાપણ આવ્યું હોય એમ લાગે છે અને સ્કાઉટના વચનમા સ્વદેશને બીજું ત્રીજું પણ સ્થાન મળ્યુ છે. જો એ પ્રવૃત્તિને રાષ્ટ્રીય અને આખા દેશની બનાવવી હોય તો સ્વદેશનું સ્થાન પહેલુ જ જોઇએ, અને બધી તાલીમ અગ્રેજીને બદલે હિંદી ભાષામાં કે જૂદા જૂદા પ્રાન્તની પ્રાન્તિક ભાષામાં અપાવી જોઇએ. અત્યાર સુધી તો સ્કાઉટીંગ મોટે ભાગે સરકારી આશ્રય હેઠળ આગળ વધી રહ્યું છે અને તેથી જનતાના અને સ્કાઉટોના મગજ પર એક એવી જ છાપ પડી ગઇ છે કે સ્કાઉટીંગ એટલે સરકારી ચળવળ. એ છાપ દૂર કરવાને માટે દરેક પ્રાન્તના યુવાન રાષ્ટ્રીય નેતાઓએ સ્કાઉટીંગની ચળવળમાં ઝંપલાવી એને રાષ્ટ્રીય સ્વરૂપ આપવું જરૂરનું છે એ ચળવળમા આપણા સંજોગો અને રીતરિવાજો અનુસાર યોગ્ય ફેરફારો કરવામા આવે તો ઉગતી પ્રજાને પ્રજા જનો તરીકે ઘડનાર સ્કાઉટીંગ જેવી બીજી એક ચળવળ નથી એ તો સ્પષ્ટ છે.

દુનીઆ આખીનું લક્ષ જે મહાન દેશ તરફ આજે ખેંચાઇ રહ્યું છે અને જે દેશના રાજ કારણ અને સમાજ વ્યવસ્થાની પુનર્ઘટનાએ જગતના મૂડીવાદને ગભરાવી મૂક્યો છે તે દુનીઆના સૌથી વધારે સુધરેલા દેશ રશીયામાં બૉયસ્કાઉટની પ્રવૃત્તિને કયું સ્વરૂપ આપવામાં આવ્યું છે તે તરફ નજર કરવાથી આપણા રાષ્ટ્રીય નેતાઓને કદાચ કાર્યદિશા સુઝે એવો સંભવ છે.

રશીયામાં સ્કાઉટીંગને 'પાયોનીઅર સીસ્ટમ' એ નામથી ઓળખવામાં આવે છે. એ વિશાળ દેશના ખૂણેખૂણામાં પાયોનીઅર સીસ્ટમ ફેલાઇ ગઇ છે સાડત્રીશ લાખથી વધુ યુવાનોએ એ તાલીમ લઇ લીધી છે જ્યારે દુનીઆના બીજા બધા દેશોમા બધા મળીને માત્ર ૧૯૭૨૮૦૪ સ્કાઉટ છે કેટલી પ્રગતિ! રશીયાની જનતામા એ સીસ્ટમ સરકારી કે મૂડીવાદીની પ્રવૃત્તિ તરીકે નહિ, પણ જનતાની, કોમની પ્રવૃત્તિ તરીકે સ્વીકારાઇ છે અને તેથી જ તે આટલી જોશભેર ધપી રહી છે સામાન્ય નિયમ પ્રમાણે ત્યાં પણ એ પ્રવૃત્તિના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.– (૧) ઓક્ટો બ્રીસ્ટસ અથવા કબ્ઝ–૭ થી ૧૦ વર્ષની ઉમરના બાળકો, (૨) પાયોનીઅર્સ અથવા બૉય સ્કાઉટસ–૧૦ થી ૧૬ વર્ષના છોકરાઓ અને (૩) કોમ્સોમોલ્સ અથવા રોવર સ્કાઉટસ ૧૬ થી ૨૩ વર્ષના યુવાનો; અને ૨૩ થી વધુ વર્ષની ઉમરના બધા કોમ્યુનીસ્ટસ અથવા સામ્ય વાદીઓ. રશીયાની યંગ પીપલ્સ કૉમ્યુનીસ્ટ લીગ, જે કેળવાતા યુવાનો માટેની સસ્થા છે તેના બધા સભ્યો–અને એ દેશના દરેક સુદૃઢ યુવાને એના સભ્ય થવું જ પડે છે–કોમ્સોમોલ્સ કહેવાય છે હવે રશીયાનો પાયોનીઅર જે પ્રતિજ્ઞા લે છે તે કેવા પ્રકારની છે તે જૂઓ:–

"મારા આ બધા બાઇઓ સમક્ષ હું પ્રતિજ્ઞા પૂર્વક વચન આપું છું કે હુ દુનીઆના કામદારો અને કિસાનોની મુક્તિને માટેની રશીયાના કામદાર વર્ગની લડતને હમેશાં ટકો આપીશ અને લેનીને

ફેલાવેલા મતને તથા પાયોનીઅરના કાયદા અને રિવાજને પ્રમાણિકપણે વળગી રહીશ"

કયાં આ પ્રતિજ્ઞા અને કયાં 'ઇશ્વર, તાજ અને દેશ'ને વફાદાર રહેવાની આપણા સ્કાઉટોની પ્રતિજ્ઞા !

રશીયાના પાયોનીઅરનો ધ્વજ પણ તેમનો રાષ્ટ્રીય ધ્વજ છે અને તેમના સ્વમાનનો સૂચક છે. તેઓ બીજા-આપણા સ્કાઉટની માફક બે કે ત્રણ આંગળીએ સલામ નથી કરતા: પરન્તુ જમણા હાથની પાંચે આંગળીઓ માથા ઉપર ઉભી રાખી સલામ કરે છે. આ સલામ સામાન્ય કે અર્થહીન નથી: એનો ઉંડો અર્થ છે અને તે એ કે દરેક આંગળી એક એક ખંડને માટે છે પાંચે ખંડની જનતાને રશીયાનો પાયોનીઅર પોતાને માથે ચઢાવે છે અને પોતે તેના સેવકનું સ્થાન સ્વીકારે છે

રશીયાનો પાયોનીઅર અભિમાન કે દાસત્વ જાણતો ન હોવા છતા પોતાના દેશ માટે ઝળહળતો પ્રેમ અને વડાઓ માટે સંપૂર્ણ માન એ એના ખાસ સદ્‌ગુણો છે. દારૂ અને તંબાકુનો સ્પર્શ નહિ કરવાનું ફરમાન કોઈ પાયોનીઅરે તોડ્યું હજી સાંભળવામાં આવ્યું નથી—આટલું કડક એનુ નિયમન. છે રાજકારણ તો તેને ગળથુથીમાં શીખવવામાં આવે છે. બાળપણથી તે વૃધ્ધાવસ્થા સુધી રશીયાનો દરેક માણસ રાજકારણમાં પૂરો રસ લે છે અને હિન્દના કમનસીબ જુવાનોની જેમ રશીયાના જુવાનોને દેશનો વિચાર કરવાની મનાઈ નથી. ટુંકમાં રશીયાનો પાયોનીઅર એ સાચો રાષ્ટ્રસેવક છે. જ્યારે હિન્દનો બોય સ્કાઉટ? કોણ કહેવાની હિમ્મત કરશે કે આજનો હિન્દનો સ્કાઉટ એ દેશનો સાચો સેવક છે? કોણ કબુલ નહિ કરે કે એ સરકારનું એક નિર્દોષ સાધન છે-બલિદાન છે? આપણા રાષ્ટ્રવાદીઓ, અસહકારને નામે ભેખ લેવા તૈયાર થઇ જનારાઓ, સેતાનના સ્પર્શથી અભડાઈ જતા puritans, આત્મશુધ્ધિને માટે અન્નજળ ત્યાગ કરી દેશને ઉન્નત કરવા મથનારાઓ, હાથકંતામણ ને મીલકંતામણની ચર્ચા કરી દેશને સ્વતંત્રતા અપાવવા પ્રયત્ન કરનારાઓ-આ બધા હજી ધારે, મન પર લે, તો સ્કાઉટીંગની ચળવળને સાચી રાષ્ટ્રીય પ્રવૃત્તિ-સ્વયંસેવક સૈન્ય ગર્જુન બનાવી શકે અને તે દ્વારા દેશની સ્વતંત્રતા માટે કાંઇક પાકુ 'રચનાત્મક' કામ સાધી શકે-પણ એ 'જો' 'અને તો' બહુ ભારે છે ને ?

---

## સર્વ ગ્રાહકોને જરૂરી

આ અંકથી દરેક ગ્રાહકનો ગ્રાહક **નંબર બદલાયો** છે તે અંકના 'રેપર' પર જોઇ લેવો. શીરનામામા કાંઇ ફેરફાર હોય તો અમને તુરત લખી જણાવવું. ફરીયાદ કરતી વખતે ગ્રાહક **નંબર** કાગળમાં **જરૂર** લખવો, નહિ તો એ ફરીયાદ પર ધ્યાન આપવામાં વિલંબ થવા સંભવ છે.



# ઉર્દૂ કાવ્યનો ઇતિહાસ



અનુવાદક : રા રા. ઉસમાન તૈયબ "નિયાઝ"

( નવચેતન માટે ખાસ )

યુનાની વિદ્વાનીઓ કહે છે કે કવિતા એ કલ્પિત વૃતાંત છે, જેને અસલિયત અને ખરા બનાવો સાથે કંઇ સંબંધ નથી. કુદરતી દૃશ્યો અથવા બનાવો જોઇને જે વિચારો- કલ્પનાઓ-કવિના મનમાં જન્મે છે તે, પ્રસંગોપાત છંદમાં ઝાહેર કરી દે છે આ કલ્પનાઓ સાથે સત્યની પાબન્દી હોતી નથી. જ્યારે ઉષાનો આછો પ્રકાશ અને તેનો ઉદય જુવે છે તો, કદી કહે છે. પૂર્વની દેગમાંથી દૂધ ઉભરાવા લાગ્યુ. કદી કહે છે: પારાનો સમુદ્ર ઉછાળા મારવા લાગ્યો. કાઇ પૂર્વથી કાફૂર-કપુર ઉડાવતો આવે છે. સ્હવાર, પોતાનુ પ્રભાતનું હલકું અજવાળું પ્રસારતી આવે છે, અથવા દૃષ્ટાંત રૂપે સૂર્યનો ઉદય થયો અને તેમાં હજી કિરણો ઉત્પન્ન નથી થયાં. કવિ કહે છે કે: સુનહરી દડો હવામાં ઉછાળવામાં આવ્યો છે. સ્હવાર, સુવર્ણ-થાળ માથા ઉપર લઇ આવે છે. કદી તે પ્રભાતે મરઘાંઓની ઘૂમરાણ અને ચોતરફ ફેલાયલા આછા પ્રકાશનું દૃશ્ય, સૂર્યની ચમક અને તેના કરિણોની ઝળક વગેરેને કલ્પના વાટે ખીલવીને સ્હવારની ધામધુમ દેખાડે છે અને કહે છે કે: પૂર્વનો બાદશાહ લીલા અને સુફ્યદ રંગના અશ્વ પર સવાર થઇ, હીરાજડીત તાજ શિર ઉપર રાખી, કિરણનો ભાલો લઇ પૂર્વથી પયદા થયો. સ્હાંજે શફકની બહાર જુવે છે તો, કહે છે કે: પશ્ચિમના પલંગ ઉપર સૂર્યે આરામ કર્યો અને ભગવાં રંગની ચાદર ઓઢીને સુઇ રહ્યો. કદી કહે છે કે. આકાશી પ્યાલુ ખુનથી છલકી રહ્યું છે. નહિ, પશ્ચિમના ભુવનમાં આગ લાગી ગઇ. તારલા-ભૂષિત રાત્રિમાં ચંદ્રને જૂએ છે તો, કહે છે: નીલા રંગની ચાદરમાં આછી આછી રૂપેરી ટિકલીઓ ટાંકેલી છે નીલના સમુદ્રમાં એક શનું વહણ ચાલ્યું જાય છે અથવા રૂપાની માછલી તરતી ફરે છે. સારાંશ કે એવી વાતો છે કે જે આનંદ આપે છે; પરંતુ અસલિયતથી આ વાતોને કંઇ પણ લાગતુંવળગતું નથી. એ સિવાય કળાની દુન્યામાં કવિતા કુદરતની કળાઓમાંની એક વિચિત્ર કળા છે. એને જોઇને બુધ્ધિ ક્ષોભ પામે છે કે પ્રથમ એક વિષયને એક સાદીમા લખે છે અને પદ્યમાં વાંચે છે. પછી તે જ વિષયને માત્ર શબ્દોના આગળ પાછળના હેરફેર સાથે લખીને જુવે છે તો કંઇ બીજો જ રંગ થઇ જાય છે. બલ્કે તેમાં થોડીક ખાસ રસિક બાબતો ઉત્પન્ન થઇ જાય છે.

(૧) એક ખાસ ગુણ છે, જેને બધાં મવઝુનિયત-છંદમય સ્વભાવ કહે છે.

(૨) કવનમાં પ્રભાવ વધારે પડતો દેખાય છે અને વિષયમાં એટલી નિપૂણતા

આવી જાય છે કે તેની અસરનું નશતર દિલમાં ખુંચે છે.

(૩) સીધી અને સાદી વાતમાં એવો રસ ઉત્પન્ન થઇ જાય છે કે બધા તેને વાંચે છે અને આનંદ અનુભવે છે. વળી અનુભવથી જણાય છે કે જ્યારે ખુશી અથવા દુઃખ કિંવા ક્રોધ યા કોઇ જાતના શવક અને ઉલ્લાસનો વિચાર દિલમાં જોશ મારે છે અને તે વર્ણન-બળથી ટક્કર ખાય છે તો, મુખમાંથી પોતાની મેળે છંદમય વાક્યો નીકળે છે. જેમકે પથ્થર અને લોઢાના સંગમથી આગ ઉત્પન્ન થાય છે. એ માટે કવિ તે છે કે જેના સ્વભાવમાં કુદરતની બક્ષેલી આ અપૂર્વ વિદ્યા હોય. કુદરતી કવિ જો કે નિશ્ચય પૂર્ણ ખાસ વખતે કવન કથવા બેસે છે, પરંતુ હકીકતમાં તેનું હૃદય અને વિચારો દરેક વખતે પોતાના કામમાં લાગેલા રહે છે. કુદરતના કારખાનામાની જે વસ્તુ તેની કલ્પના-સૃષ્ટિમા રમે છે અને તેની જે કંઇ અસર તેના હૃદય ઉપર પડે છે તે, દરેક માણસના નસીબમાં નથી. પછી તે આનંદ અને પ્રફુલ્લતા હોય, કે ખેદ અને ઉદાસીનતા આ અનિવાર્ય છે કે જે રસિકતા તે ભોગવે છે તે આબાદ પ્રગટ કરવા અર્થે યોગ્ય શબ્દો કેવા અને કયા છે તેની હમેશાં તે શોધમાં રહે છે કે જેથી જે સ્થિતિ તેના જોવાથી તેના મનની થઇ છે તેના સાંભળનારાઓ કે વાંચનારાઓના હૃદયની પણ થઇ જાય.

કવિ કદી એક ખંડમાં એકલો બેસે છે. કદી બધા કરતાં અલગ એકલો ફરે છે. કદી કોઇ વૃક્ષની શીતળ છાયા નીચે એકલો નજરે પડે છે અને ત્યાં જ તે લીન હોય છે તે ગમે તેવી દુઃખદ સ્થિતિમાં હોય, પરંતુ સ્વભાવનો હાકેમ અને દિલનો હાકિમ હોય છે. બાદશાહ પાસે લશ્કર અને સિપાહી, દરબાર અને દીવાનખાનું, રાજકારોબારના બધા કારખાના અને દરેક સામાન હોય છે, એની પાસે કંઇ પણ નહિ. પરંતુ શબ્દો અને અર્થોથી તે જ સામાનો બલ્કે તેથી હજારો ગણાં અધિકતર તૈયાર કરીને દેખાડી દે છે. બાદશાહ વર્ષોના વર્ષ પછી, કેવા કેવા પ્રાણસંહારક યુધ્ધો પછી, દેશ જીતે છે અથવા ખજાનો ભેગો કરે છે અને એ, જેને ઇચ્છે છે તેને ઘેર બેઠાં આપી દે છે અને તે કેવળ મોકળે મને અને લેશ માત્ર પણ પરવા કર્યો વિના. બાદશાહને એક દેશ જીતીને તે આનંદ પ્રાપ્ત નથી થતો, જે કવિને એક બંધબેસ્તા અને મુનાસિબ શબ્દના મળવાથી થાય છે.

આ વાતમાં જે કંઇ મ્હેં મ્હારી નજરે દીઠું તે આ છે કે શય્ખ ઇબ્રાહીમ ઝૌક, જે મકાનમાં બેસતા હતા તે, ઘણું સાંકડું અને અંધારાવાળું હતું. ગરમીમાં દિલ ગભરાઈ જતું હતું. કેટલાક પુરાણા મિત્રો કદી મળવા આવતા તો, ગભરાઇ જતા અને કહેતા કે: "આ મકાન બદલો, ઘડીક વાર પણ બેસવાને લાયક નથી. તમે કેવી રીતે આખો દિવસ પસાર કરો છો.?" તેઓ હું, હાં, કરતા અને ચુપ થઇ જતા કદી મંદ હસ્ય કરતા કદી જે કવન કથ્યું હોય તેને જોવા મંડી જતા. કદી તેમનું મોઢું જોતા. ખુદાએ ઘરો, બગીચા અને આરામ તેમજ સુખ ચયનનો સામાન સર્વે આપ્યાં હતાં. પરતુ તેઓ ત્યાં જ બેઠા રહ્યા અને એવા બેઠા કે મરીને જ ઉઠયા. વારૂ, તેમના કસીદા અને ગઝલો જૂઓ, કોઇ બાદશાહના રાજ્યમાં આવી શાન, આવો દબદબો અને આવી ધૂમધામનો સામાન દેખાય છે? જાણે રાજ્યનો સઘળો માલ તેમનો જ હતો. જેમ ઇચ્છતા હતા તેમ, પોતાના કામમાં અને ઉપયોગમાં લાવતા હતા. જ્યારે તેઓ પોતાની કવિતા વાંચતા હતા ત્યારે, કોઇ બાદશાહને પણ ભાગ્યે જ તેમના કરતાં વધારે ખુશી ઉપજતી હશે, કેમકે તેને તો ચિન્તા રહે છે, પણ તેમને પરવા સુધ્ધાં ન હતી.

જેવી રીતે કોઇ જમીન પોતાની યોગ્યતા પ્રમાણે કંઇ ને કંઇ ઉગાડયા વિના રહી શકતી નથી એવી જ રીતે કોઇ ભાષા પોતાના ભાષાધિકારીની હયસિયત પ્રમાણે કાવ્યથી ખાલી રહી શકતી નથી. દરેક ઉગેલી વસ્તુનો રંગ અને પ્રફુલ્લતા પોતાની જમીનનાં ખાસ તત્વો—ગુણો ઝાહિર કરે છે. ભાષાઓની હારમાળામાં દરેક ભાષા પોતાના સ્વાભાવિક ગુણો દેખાડે છે.

### ઉર્દૂ કવિતાનો જન્મ

ઉર્દૂભાષાની ઉત્પત્તિ ઉપર વિચાર કરીએ અને તેની કૃતિ ઉપર નઝર નાખીએ તો, એમાં પદ્ય કરતાં ગદ્ય પ્રથમ દેખાશે. અને આ અજબ વાત છે કે એક બાળક પ્રથમે શિઅર કહે અને પછી વાતો કરતાં શીખે! હા, ગદ્ય, તબીયતનું જોશ હતું એટલે પહેલે નીકળી પડ્યું. પદ્ય સરલતાના ભારથી ભારી હતું તેથી, પોતાની ઝુરરત વખતે ઝાહિર થયું. ઉર્દૂ પદ્યની કૃતિ સન ૧૧૪૫ હિજરી ની પહેલાં દેખાતી નથી અલબત, ગદ્યની હકીકત દંતકથાઓ અને ઇતિહાસના પુરાવાઓ માંથી તારવી કાઢતાં એવું નીકળે છે કે જ્યારે વ્રજભાષાએ પોતાની વિશાળ નીતિથી અરબી ફારસી શબ્દોના મિહ્માનોને જગ્યા આપી તો, તબીઅતોમાં આ કુદરતી પ્રાકટયની શકિતએ પણ જોશ પકડયું, પરંતુ તે સેંકડો વર્ષ સુધી દોહરાઓના રંગમાં ઝાહિર થતી રહી એટલે ફારસીના છંદો અને ફારસીના વિચારો આવતા નહોતા.

### અમીર ખુસરૂની શોધખોળો

અમીર ખુસરૂની તબીઅત, નવી નવી શોધો અને ખોળોમાં ઉચ્ચ સ્થાન, સંશોધકો અને વિદ્યાકારોમાં ધરાવે છે; તેમણે કાવ્ય-જગતમાં વ્રજભાષાની રૂઢીથી એક જૂદું રથળ લખાણુ પધ્ધતિનું ઉઘાડયું. ખાલિક્બારી નામનો ગ્રંથ જે આજ સુધી બાળકોનું-રટણ છે—તે અનેક મ્હોટી મ્હોટી આવૃત્તિઓમાં હતો. તેમાં ફારસીના છંદોએ પ્રથમ અસર કરી અને તેથી એ પણ જણાય છે કે તે વખતે કયા કયા શબ્દો વપરાતા હતા, જે હવે વપરાતા નથી અથવા કાઢી નાખવામાં આવ્યાં છે. એ સિવાય અનેકાનેક સમશ્યા વિચિત્ર અને અનેરી રીતે રચી છે. જે ઉપરથી જણાય છે કે ફારસીના નીમકે હિન્દીના ભોજનમાં શી મઝા ઉત્પન્ન કરી દીધી હશે. મુકરની, અનમિલ, દો સુખને વગેરે ખાસ, તેમના દર્પણની ખૂબી છે. દરેકની મિસાલ લખું છું, કેમકે તેનાથી પણ તે વખતની ભાષાનો કંઇ ને કંઇ ભાસ થાય છે.

### સમશ્યાઓ

**'નબોલી'ની સમશ્યા**

તરૂવરસે એક ત્રિયા ઉતરી,
ઉસને બુહુત રિઝાયા,
બાપકા ઉસકે નામ જો પૂછા,
આધા નામ બતાયા,
આધા નામ પિતાપર પ્યારા,
બુઝ્હ પહેલી મેરી,
અમીર ખુશરૂ યૂં કહે,
અપને નામ નબોલી!

**'આઇના'–દર્પણની સમશ્યા**

ફારસી બોલી આઇ–ના,
તુરકી સોચી પાઇ ના,
હિન્દી બોલતે આરસી આએ,
મુંહ દેખો જો ઉસે બતાએ!

**'નાખુન'ની સમશ્યા**

બીમોંકા સર કાટ લિયા,
ના મારા, ના–ખૂન કિયા!

**'લાલ'ની સમશ્યા**

અંધા, ગૂંગા, બિહરા બોલે
ગૂંગા આપ કહાએ
દેખ સુફ્યદી હોત અંગારા
ગૂંગે સે મિલ જાએ,
બાંસકા મન્દિર વાહકા બાશા
બાશેકા વો ખાજા,

નહિ, પણ અનેક વખત આળસ પણ મરડી અને બગાસાં પણ ખાધાં, પરંતુ તે ભોળો કંઇ સમજ્યો જ નહિ. સુલતાનજી સાહેબે અતિથિનું દિલ ન દુઃખાય તે માટે કંઇ કહ્યું નહિ અને ન છૂટકે ચુપચાપ બેઠા રહ્યા. અમીર ખુસરૂ પણ તે વેળા હાજર હતા, પરંતુ કંઈ કહી શકતા નો'તા. અંતે છેક અર્ધી રાતનું નગારૂં વાગ્યું. તે વખતે સુલતાનજીએ કહ્યું કે: "ખુસરૂ! આ શું વાગે છે?" કહ્યું કે: "અર્ધી રાતનું નગારૂં વાગે છે." પૂછ્યું: "એમાંથી શો અવાજ આવે છે?" તેમણે કહ્યું: સમજમાં તો એમ આવે છે કે:

ન ન કે ખુર્દી ખાના બિરો,<br>
નાન કે ખુર્દી ખાના બિરો,<br>
ખાના બિરો, ખાના બિરો,<br>
નાન કે ખુદી ખાના બિરો,<br>
ન કે બદસ્તે તો કર્દમ ખાના ગિરો,<br>
ખાના બિરો, ખાના બિરો!

અર્થાત્: 'જમી લીધું હવે ઘરે જાઓ, જમી લીધું હવે ઘરે જાઓ, ઘરે જાઓ, ઘરે જાઓ;" "જમી લીધું હવે ઘરે જાઓ, આ ઘર તમારે માટે માગેંજ નથી મુકેલું, ઘરે જાઓ, ઘરે જાઓ, !"

\+ + +

એક દિવસે કોઇ ગલીમાથી નીકળ્યા. એક પિંજારો એક દુકાનમાં બેસી રૂ પીંજી રહ્યો હતો. કોઇએ કહ્યું કે: "આ પિંજારાને જૂઓ. એક જ ઢબે રૂ પીંજે છે. જાણે કે બધા એક જ ગુરૂના ચેલા કેમ ન હોય!" કોઇ બોલ્યો: "કુદરતી ગુરૂએ બધાને એક જ ઢબ ઉપર શિખવ્યું છે." કોઇએ કહ્યું કે: "શીખવ્યું પણ છે અને દરેક હરકતમાં તાલને પણ સાચવી રાખ્યો છે." કોઇએ કહ્યું "બાજી એને શબ્દોમાં કેવી રીતે લાવી શકાય?" અમીર ખુસરૂએ કહ્યું કે: આમ:—

દર પએ જાનાં જાં હમ રફ્ત જાં હમ રફ્ત, જાં હમ રફ્ત; જાં હમ રફ્ત, રફ્ત રફ્ત. જા જાં હમ રફ્ત. ઇ હમ રફ્તો આં હમ રફ્ત, આં હમ રફ્ત, આં હમ રફ્ત; ઈ હમ, આં હમ, ઈ હમ, આં હમ, આં હમ રફ્ત. રફ્તન, રફ્તન, રફ્તન દિહ દિહ દિહ રફ્તન દિહ; રફ રફ રફ્તન દિહ, રફ્તન.

અર્થાત્:—"પ્રિયાને ભેટવા માટે આત્મા પણ ગયો, આત્મા પણ ગયો, ગયો, ગયો આત્મા પણ ગયો."

"આમ પણ ગયો, તેમ પણ ગયો, આમ પણ ગયો, તેમ પણ ગયો; આમ પણ, તેમ પણ આમ પણ, તેમ પણ, તેમ પણ ગયો."

"જાવા જાવા, જાવા દે, દે, દે, જાવા દે; ઉડતો ઉડતો જાવા દે, જાવા દે, જાવા દે"

\+ + + +

મહોલ્લાના નાકા ઉપર એક દારૂ વેચનાર બુટ્ટીની દુકાન હતી. ચિમ્મૂ તેનું નામ હતું. શહેરના બેદ્દા લોક ત્યાં ભંગ, ચરસ વગેરે પીતા રહેતા હતા. જ્યારે અમીર ખુસરૂ દરબારમાંથી પાછા ફરતા કિંવા સ્હેલ કરવા ઘરની બહાર નીકળતા તો, તે પણ સલામ કરતી. કદી કદી હુકકો ભરીને સ્હામે લઇ આવી ઉભી રહી જતી. તેઓ પણ તેને ખોટું ન લાગે, માટે બે દમ લગાવી લેતા. એક દિવસે તેણે કહ્યું કે: "હું તમારા પરથી વારી જાઉં. હજારો ગઝલો, ગીત, રાગ, રાગણી બનાવો છો. કોઇ વસ્તુ સેવિકાના નામે ઉપર પણ બનાવી દો." તેમણે કહ્યું: "બી ચિમ્મૂ! બહુ સારૂં." કેટલાક દિવસો પછી તેણે ફરી કહ્યું કે: "ભઠીઆરીના છોકરા માટે "ખાલિક-બારી" લખી દીધી, જરા લંવડીના નામ ઉપર પણ કંઈ લખી આપશો તો, શું થશે? તમારા પ્રતાપે અમારૂં નામ પણ રહી જશે." તેના વારંવાર કહેવાથી એક દિવસે જ્યારે આનંદમાં હતા, ત્યારે કહ્યું: "લો બી ચિમ્મૂ! સાંભળો.

અવ્રોંકી ચવપિહરી * બાજે,
ચિમ્મૂકી અઠપિહરી,
બાહિરકા કોઇ આએ નાહીં
આએં સારે શિહરી;
સાફ્સફ કર આગે રાખે,
જિસમેં નાહીં તૂસલ,
અવરોં કે જહાં સીંક સમાવે,
ચિમ્મ્ કે વ્હાં મૂસલ.

અર્થાત્ :—"આ (ચિમ્મૂ) બાદશાહોથી પણ મ્હોટી છે. અહિં જંગલી ગમારોનું કામ નથી, સર્વ સુફયદ પોશ આવે છે. ભાંગના વાટકા એવા તો સાફ અને સ્વચ્છ હાજર કરે છે કે જેમાં એક તણખલું પણ હોતું નથી. બીજા ભંગેડીઓ ગર્વથી એમ કહેતા રહે છે કે તેઓ એવી ભાંગ પીએ છે કે જેમાં ઘટ્ટ હોવાના કારણે સળી ઉભી રહી છે, પણ ચિમ્મૂને ત્યાં એવી ઘટ્ટ ભાંગ બને છે કે જેમાં મૂસલ ઉભો રહે."

ખયર, તેમના પ્રતાપે ચિમ્મનું પણ નામ રહી ગયું.

ખરૂ પુછો તો, જેવી રીતે દરેક પ્રાણીની વય છે તેવી જ રીતે કિતાબ-પુસ્તકની પણ વય છે. દૃષ્ટાંતરૂપે "શાહનામા" ને નવસો વર્ષ થઇ ગયાં, "સિકન્દરનામા" ને સાતસો વર્ષ સમજો. "ગુલિસ્તાન"-"બોસ્તાનને" ૭ સો વર્ષ કહો. "યુસુફ-ઝુલયખાં" ની વય લગભગ ત્રણસો વર્ષની થઇ, પરંતુ આજ સુધી આ સર્વ જવાનીમાં જ છે. ઉર્દૂમાં "બાગો બહાર," "બદ્રે મુનીર" વિગેરે યુવાન છે. "ફસાનએ અજાયબ" મરણકાંઠે પહોંચી ગયું. કિતાબો-પુસ્તકો પ્રથમ પ્રખ્યાતિ મેળવે છે, પછી નામ વિનાનાં થઇ જાય છે; એ જાણે બાળક જ હતાં કે મરી ગયાં. સંખ્યા બંધ કૃતિ લખાય છે અને છપાય છે, પરંતુ કોઈ પુછતું યે નથી; આ બાળકો મરેલાં જ જન્મ્યાં છે. કેટલીક કિતાબોની વય નક્કી કરેલી મુદ્દત સુધી અવલંબેલી છે. તે સરકારી શાળાઓનાં પુસ્તકો છે, કેમકે તે જ્યાં સુધી કેળવણીમાં દાખલ છે ત્યાં સુધી છપાય છે અને જબરદસ્તીથી વેચાય છે, અને ન છૂટકે લોકો વાંચે છે; પરંતુ જ્યારે તે કિતાબો કેળવણીમાંથી કાઢી નાખવામાં આવે કે મરી જાય છે. કોઇ આંખ ઉંચી કરીને પણ પછી નથી જોતું. એ તો :

કબૂલે ખાતિરો લુત્ફે સુખન ખુદાદાદસ્ત.

સારાંશ કે, એ જ જોશીલી તબીઅત અને શોધખોળની ઉમંગમાં એક તાજી શોધ થઇ, જેમાં આપણે માટે ત્રણ વસ્તુઓ મનન કરવા જેવી છે.

(૧) પ્રેમમય વિષયોની તે હારમાળાના શિઅરો આપણે હાથ લાગ્યા, જેને ગઝલ કહે છે. તે જ પ્રાસ અથવા પ્રાસ અને અનુપ્રાસની પાબન્દી, એવી જ રીતે પ્રથમ મતલઅ અર્થાત્ આરંભિક ચરણ, એક અથવા અનેક પ્રાસ પછી થોડા શિઅર અને છેવટમાં મકતઅ અર્થાત્ અંતિમ ચરણ અને તેમાં ઉપનામ.

(૨) ફારસી અને ભાષાની, લુણ અને મરચાં પેઠે એવી રીતે ભેળસેળ કરવામાં આવી છે કે તે અત્યંત સ્વાદિષ્ટ થઇને રહી. એમાં આ વાત વધુ વિચાર અને મનન કરવા યોગ્ય છે કે તેમણે પ્રેમની બુન્યાદ સ્ત્રીની તરફથી જ કાયમ કીધી હતી, જે ખાસ હિન્દી કવિત્વ તત્વ છે. પરંતુ એ નથી કહી શકાતું કે આ પ્રેમની ઉથલપાથલ કયા વખતે થઇ. ઉપર્યુક્ત ગઝલ આ છે:

ઝ હાલે મિસ્કીં મકુન તગાફુલ,
　　દો રાહે નયનાં, બનાએ બતિયાં;
કે તાબે હિજરાં નદારમ અય જાં!
　　ન લેહુ કાહે લગાએ છતિયાં ?

* બાદશાહોને ત્યાં તે વખતે ચાર મહર નગારાં વાગતાં હતાં. તે તરફ ઇશારો છે.—લેખક.

શઆને હિજરાં દરાઝ ચું ઝુલ્ફે !
રોઝે વસલત ચૂ ઉમ્ર કોતાહ ;

સખી પિયાકો જો મંય ન દેખૂં
તો કયસે કાટૂં અંધેરી રતિયાં ?

યકાયક અઝ દિલ દો ચશ્મ જાદૂ
બસદ ફરેબમ બબુર્દ તસકીં ;

કિસે પડી હય કે સુનાવે,
પિયારે પીકો હમારી બતિયાં !

ચુ શમ્એ સોઝાં, ચૂ ઝર્રા હયરાં
ઝ મિહ આં મહ બગશ્તમ આખિર,

ન નીંદ નયનાં, ન અંગ ચયના,
ન આપ આવે, ન ભેજે પતિયાં !

બ હક્કે રોઝે વિસાલે દિલબર,
કે દાદ મારા ફરેબ ખુસરૂ ;

સપીત મનકે વરાએ રાખૂં,
જો જાએ પાઉં પિયાકે ખતિયાં !

અર્થાત્: 'મ્હારા ગરીબના હાલથી આંખમીંચામણાં ન કર અને બે નયનો મારફત મ્હારી સાથે વાતચીત કર કે હવે હે પ્રાણ ! મ્હારામાં વિયોગ વેઠવાની સહનશીલતા નથી. તમે શાને મ્હને છાતી સરસી ચાંપી નથી લેતા ?"

"એકાએક મ્હારા દિલમાંની વિશ્રાંતિ બે જાદૂભરેલાં નયનો સેંકડો છળથી લઇ ગયાં; કોને પડી છે કે અમારી પિયાને અમારી વિપત્તિ સંભળાવે ?"

'દિપક જેમ બળી રહ્યો છું, રજકણની પેઠે હયરાન છું, સુર્યોદયથી લઇને ચંદ્રાસ્ત સુધી એવી સ્થિતિ રહે છે. એટલે રાત અને દિવસ ન નયનોમાં નિદ્રા છે, ન અંગને ચયન ; કેમ કે ન તમે આવો છો, કે ન પત્ર પાઠવો છો !"

"પ્રિયાના મેળાપને દિવસે મૃત્યુ થાય તો, હે ખુસરૂ ! મ્હને તેના છળની દાદ મળી જશે ; સપ્રેમ મનને હું નિછાવર કરીશ, જો મ્હને ત્હેના પાંગોતિયે જગ્યા મળી જાય."

નવી નવી શોધની શુરૂઆતમાં એમ જ થાય છે. સમય શિખાઉએને માર્ગ દર્શાવનારો છે. પછી અવનવી ભાત પાડી શ્રેષ્ઠ કોટિની ખુબી અને સુરસ્તા ઉપર પહોંચાડી દે છે. પરંતુ તે વેળા કોઇ બીજાએ આ પ્રત્યે એવું લક્ષ ન આપ્યું કે જેથી આ પધ્ધતિનો રિવાજ પડી જતે. અલબત, મલિક મુહમ્મદ જાયસીએ "પદ્માવત" સિવાય દોહરા અને ગીત પણ લખ્યાં છે, અને તે એવા ઉચ્ચ અને ભાવનામય છે કે ન પૂછો વાત વળી સૌથી વધુ આશ્ચર્ય જેવું તો આ છે કે ફારસીના છંદોમાં તેમની કોઇ કવિતા કે કડી નથી. દખણમાં એક સઅદી નામે શાયર થઇ ગયા છે તેમની ફક્ત એટલી હકીકત જણાય છે કે પોતાને તેઓ હિન્દુસ્તાનનો 'સઅદી શીરાઝી" સમજતા હતા અને અજાયબી તો આ છે કે મીરઝા રફીઅ "સવદા" એ પોતાના વર્ણનમાં તેમના નીચલા શિઅરોને શયખ સઅદી શીરાઝીના નામે લખ્યા છે :

કરકા' ચૂ દીદમ બર રુખત
ગુફતમ કે યે' કા દીત હય ?

ગુફતા કે દુર હો બાવરે,
ઇસ શિહરકી યે રીત હય !

હમના તુમ્હનકો દિલ દિયા,
તુમ દિલ લિયે અવર દુઃખ દિયા ;

હમ યે' કિયા, તુમ વો' કિયા
અયસી ભલી યે' પીત હય !

સઅદી કે ગુફતા રેખતા,
દર રેખતા, દુર રેખતા ;

શીરો શકર હમ રેખતા,
હમ રેખતા, હમ ગીત હય !

અર્થાત્: "તેના કપાળ ઉપર તિલક જોઇ મ્હેં પૂછ્યું કે: આ શું છે? તેણે કહ્યું કે: દીવાના! દૂર થા આ શહેરની એ રીત છે!'

"અમે તમને હૃદય આપ્યું, તમે હૃદય લીધું અને દુઃખ દીધું; અમે આ કીધું, તમે તે કીધું, આ પ્રીતની રીત ભલી છે!"

"સઅદી કે જે રેખતા-(ઉર્દૂ) સરળ કવિતા કહે છે તે કવિતામાં જાણે મોતીઓ ભર્યાં છે. એ કવિતા દુધ અને સાકર જેવી છે. એ કવિતા પણ છે અને ગીત પણ છે."

કબીર અને તુલસીદાસના દોહરા જગ બત્રીસીએ ચઢેલા છે. પરંતુ તે માત્ર એટલી સનદ માટે કામના છે કે તે સમયમાં ફારસી શબ્દો હિન્દુઓની જીભ ઉપર ચઢી ગયા હતા. તેમને આ કાવ્યસુંદરી સાથે કંઇ સંબંધ નથી જેણે ફારસીમાંથી આવીને ઉર્દૂનો પોશાક પહેરી લીધો અને તેના માલિકને તેની સાથે સંબંધ વિનાનો કરી દઇને એક ખુણામાં બેસાડી દીધો.

હામિદ નામે કોઇ કવિ થઇ ગયા છે. તેમનો સમય ખબર નથી કહેવાય છે કે "હામિદ -બારી તેમની જ રચેલી છે. તેમની ફક્ત સાત શિઅરની ગઝલ જોવામાં આવી છે. જે ઉપરથી જણાય છે કે શાયદ તેઓ કોઇ પન્જાબી બુઝુર્ગ છે. તેમનો એક મતલઅ પ્રારંભિક ચરણ રજુ કરૂં છું:

અઝમે સફર ચૂં કરદી સાજન!
નયનોં નીંદ ન આઇ જી!
કદરે વિસાલત નાદાનિસ્તમ
તુમ બિન બિરહ સતાઇ જી!

અર્થાત્: "હે સાજન! મુસાફરી માટે હેં નિશ્ચય જેવો કર્યો કે મ્હારી આંખોમાંની નિદ્રા ઉડી ગઇ. હું મેળાપની કદરથી અણજાણ્યો છું. ત્હારો વિરહ મ્હને ઘણો સાલે છે." જો એને જ શિઅર કહીએ તો, તે સમયથી લઇને આજ દિન સુધી બેસુમાર-અગણિત કવિ પંજાબમાં એવા નીકળશે, ત્યાંની કવિતા હજી સુધી એવી જ બયતોમાં થાય છે. પરંતુ આ શાયર અને તેમની શાયરી, એ નથી જે ઉપર અમે આજે ચર્ચા કરીએ છીએ. અહમદ ગુજરાતી, વલી દકનીના સમકાલીન અને એક દેશના હતા. તેઓ લખે છે:

ગર બયઝએ ઝાગે કસે,
દર ઝેરે સીમુર્ગે નિહદ;
અઝ અસ્લ ખુદ નાયદ,
ખુરૂં આખિર ગુલીલા હોવે પર!
ગર તિફ્લકે બાઝીગરે,
ખાનન્દઓ આલિમ શવદ;
અસલે કે દારદ કય રવદ,
આખિર ઝમુંરા હોવે પર!
ગર બચ્ચએ શેરે કસે બા,
શીરે શેઆ' પરવરદ;
મરદી કે દારદ કય રવદ,
આખિર બગીના હોવે પર!

અર્થાત્:—"કાગડાના ઇંડાને કોઇ શાહ મુરગની નીચે રાખી દે તો, અંતે અસલમાંથી ગુલીલો જ પયદા થાય"

"જો (અજ્ઞાન) છોકરો બાઝીગરી શીખી જાય અને જ્ઞાની બની જાય તો, શું થયું? તેની અસલિયત જતી રહેવાની છે? અંતે તે પોતાની અસલિયત દેખાડશે જ."

'કોઇ સિંહના બાળકને બકરીના દુધથી પોષવામાં આવે તો, પછી તેની અસર એ જ થશે કે તે સિંહ નહિ, પણ વાઘ થશે."

સેવા નામે એક ગ્રંથકાર દખણમાં થઇ ગયો છે, જેણે રવઝતુશ્શુહદાનો દખણી ભાષામાં તરજુમા કર્યો હતો. મરસિયા-શોકગીત હજી તેના ત્યાંના ઇમામવાડામાં ગાવામાં આવે છે અને સંભવિત છે કે એવી જાતના કવિયો

તે સમયમાં ઘણું હશે, પરંતુ એવા કવિત્વને જ્ઞાન-પૂર્ણ કવિત્વ કહી સકતા નથી.

નવાઝ નામે એક ગ્રંથકારે "ફર્રૂખસિયર"ના સમયમાં "શકુંતલા"નું ભાષાંતર હિન્દીમાં કર્યું. તે સમયમાં ઉર્દૂ કવિતાની નિર્બળતાનું એક કારણ હશે કે જે વિદ્વાન ઉર્દૂના ભાષાધિકારી હતા તેઓ, ઉર્દૂની શાયરીને ગર્વ લેવા જેવી લેખતા ન હતા. કંઈ કહેતા અથવા રચતા હતા; તો ફારસીમાં જ. અલબત, સામાન્ય જન પોતાની તબીઅતને છંદમય બનાવવા અને દિલનો ઉમળકા પુરો કરવા જે મ્હોડામાં આવતું હતું, તે કહી જતા હતા. જેઓ વિચક્ષણ કવિ હતા તેઓ ફારસી શિઅર કહેતા હતા. ઉર્દૂ તેમને મોઢે આવતી ન હતી અને જો ઉર્દૂમાં કહેતા હતા તો, એમ જણાતું કે જાણે તેઓ બિલકુલ અજ્ઞાત છે. મીરઝા મુઇઝ મૂસવીખાન સાહબ ફિતરત કે જેઓ ઇસની કવિયોમાં અગ્રપદ ધરાવના હતા અને આલમગીરી કવિયોમાંના એક હતા અને તેમના પછી કઝલબાશ ઉમ્મીદના જુદા જુદા શિઅરો જૂઓ. એમ જણાય છે કે તે વખતની જે ભાષા હતી તેને સંપૂર્ણ રીતે અદા કરી સકતા ન હતા. મીર મુઇઝનો શિઅર છે કે:

અઝ 'ઝુલ્ફે સિયાહે તો' દિલ દૂમ પરી હય!
દર ખાનએ આઇના' ગટા જૂમ પરી હય!

અર્થાત્:—"ત્હારા કાળા કેશ કલાપનો હૃદય ઉપર છાંયો પડ્યો છે; જાણે દર્પણના મિહૂલમાં વાદળાં છવાયાં અથવા અંધારું પથરાયું છે!"

કઝલબાશખાન ઉમ્મીદ. ફારસીના એક નુામચીન અને શિઘ્ર કવિ હતા અને હિન્દવાસીઓ સાથે તેમની સભાઓનાં તેમનું ઉત્સાહપૂર્ણ શામિલ થવું જગપ્રખ્યાત છે. છતાં, ઉર્દૂમાં તેઓએ જે વિચક્ષણતા દેખાડી છે તે આ છે કે:

બામનકી બેતી આજ મોરી આંખમેં પરી!
ગુસ્સા કિયા વ ગાલી દિયા અવર દિગર લરી!

અર્થાત્:—"બ્રાહ્મણની છોકરી આજે મ્હારી આંખમાં સમાઇ છે. તે ક્રોધે ભરાઇ, ગાળો કાઢી અને તે સિવાય લડી તે અલગ!"

(આ વાત ઉપર બધા એકમત છે કે આ કાવ્યનો પાયો દખણમાં પડ્યો. મીર તકી સાહબ મીરે પણ એક ગઝલમાં કવિત્વની ઢબે ઇશારો કર્યો છે. જેમ કે:

ખૂગર નહીં કુછ યૂંહી હમ રેખતા-ગોઇ કે;
મઅશૂક જો થા અપના, ખૂગરે વો' દકનકા થા!

અર્થાત્: "ઉર્દૂના કવિત્વની વચક્ષણતાથી કંઇ એમ જ ટેવાયલા નથી; જે અમારી પ્રિયા હતી તે, દકનની રહેવાસી હતી!"

અને કાઇમ સાહબ મીરના સમકાલીને તો સાફ કહી દીધું છે કે:

"કાઇમ" મંય ગઝલ તવર કિયા રેખતા વર્ના;

ઇક બાત લિચરસી બ ઝબાને દકની થી!

અર્થાત્: 'હે કાઇમ! ઉર્દૂ કવિતાની વિચક્ષણતાને મ્હેં વધારે પ્રસિધ્ધમાં આણી, નહિતર દખણી ભાષા એક અસ્તવ્યસ્ત વસ્તુ જેવી સ્થિતિમાં હતી."

પરંતુ ખરી રીતે તો આ કવિતાના દીપકને આલમગીરના સમયમાં વલીએ રોશન કર્યો, જે મુહમ્મદ શાહના સમયમાં આકાશ ઉપર સિતારો થઇને ઝળક્યો અને શાહે આલમના ઝમાનામાં આફતાબ બનીને ઉન્નતિનો વ્યોમ ઉપર ઝગમગવા લાગ્યો.

ઉર્દૂ કવિત્વના આ પ્રારંભિક વિષયમાં આ વાત જાહેર કરી દેવી જોઇએ કે સંસ્કૃતમાં એક શબ્દના અનેકાનેક અર્થ છે. એ જ માટે એમાં અને વ્રજ ભાષામાં—જે તેની શાખા છે—દ્વિઅર્થી શબ્દો અને સમસ્યા ઉપર

દોહરા રચાતા હતા. ફારસીમાં આ વિદ્યા કળા છે, પરંતુ ઓછી. ઉર્દુમાં પહેલાં શિઅરનો પાયો એ જ ઉપર રચવામાં આવ્યો અને આગલા સમયના કવિયોમાં બરાબર એ જ કાવ્ય-પધ્ધતિ ચાલુ રહી. તે સમયની થોડીક લીટીઓ નમુનારૂપે અહિં ટપકાવી લઉં છું :

લામ નસ્તઅલીક્કા હય
　　ઉસ ખુતે ખુશખતકી ઝુલ્ફ,
હમ તો કાફર હોં અગર
　　બન્દે ન હોં ઇસલામ કે !

અર્થાત્: "તે સુંદર અક્ષરવાળા બુતના કેશકલાપની માગ (સેંથો) જે અરબી અક્ષરના લામ (ઇ) આકારે પાડેલો છે—જો અમે ઇસ-લામ (આ લામ માંગ-સેંથા) ના બંદા (અનુયાયી-પ્રેમી) ન હોઇએ તો, પછી કાફર છીએ!"

ઇસલામ દ્વિઅર્થી શબ્દ છે એટલે એક અથ તો ઇસ્લામધર્મ અને બીજો અર્થ ઇસ એટલે આ અને લામ એટલે એક અરબી અક્ષર, જે માથાના વાળોમાં વચમાથી સેથો પાડવામા આવે છે જેથી ઇસલામ બન્ને શબ્દને ઇસ અને લામ તરીકે અલગ લખતા માંગ-સેંથાનો અર્થ થઇ જાય છે.

કયોં ન હો હમ્મે વો સુજન બાગી ;
કદ હો જીસકા નિહાલકી માનિન્દ !

અર્થાત્: "અમારાથી તે સજન "બગીચા સમ" કેમ બની ન જાય કે જેનો આકાર સરૂના વૃક્ષ જેવો છે !

એમાં બાગી શબ્દ દ્વિઅર્થી છે. અરબીમા આ શબ્દનો અર્થ બંડખોર થાય છે. અને ઉર્દૂમાં બગીચા સમ નિહાલ ફારસીનો દ્વિઅર્થી શબ્દ છે. એટલે સરૂ અથવા સનોબરનું વૃક્ષ અને બીજો અર્થ સફળતા મેળવનાર-જીતનાર છે. હવે આ શિઅરનો બીજો અર્થ એ થશે કે: "તે સજન અમારાથી બાગી-બંડખોર કેમ નહિ બને કે તેનો આકાર તેને સફળતા મેળવનાર અથવા જીતાવનાર છે!"

તૂ જો દરયાકે પાર જાતા હય !
દિલ મિરા વાર વાર જાતા હય !

અર્થાત્: "તું જ્યારે દરીયાકાંઠે જાય છે તો, મ્હારૂં હૃદય નિછાવર નિછાવર થઇ જાય છે" બીજા અર્થમા : "તું જ્યારે દરીયાની પેલી પાર જાય છે તો, મ્હારૂં હૃદય ત્હારી પાછળ પાછળ ત્હારૂં અનુકરણ કરી આવી જાય છે!"

પારના અર્થ ખુલ્લા છે, પરંતુ વારના અર્થ ફારસીમા રૂઢી, પેંડે પ્રોઝ્ય અને રિવાજ વગેરે છે, ત્યરે હિન્દીમાં નિછાવર ના છે

તુમ દેખો યા ન દેખો, હમકો સલામ કરના ;
યે તો, કદીમહીસે સરપર હમારે કર હય !

અર્થાત્: "જૂઓ, કે ન જૂઓ, અમને તો સલામ કર્યે જ છૂટકો છે; કેમ કે એ તો જન્મથી જ અમારા માથા ઉપર હાથ છે."

કરને સંસ્કૃતમાં હસ્ત અથવા હાથ કહે છે અને હિન્દીમા વેરા. એ સિવાય માથાના વાળોના જથ્થામાં જે ખુશકી અથવા ખોડો થઇ જાય છે તેને પણ કર કહે છે.

નહીં મુહતાજ ઝેવરકા
　　જિસે ખુબી ખુદા દેવે ;
કે આખિર બદનુમા લગતા હય
　　દેખો ચાંદકો ગહના !

અર્થાત્: -"જેને ખુદાએ સુંદરતા અર્પી હોય તેને ઘરેણાંની ઝુરૂરત નથી. દ્રષ્ટાંત રૂપે ચંદ્રને જ જુઓ! તેને ગ્રહણ લાગતાં તે કેવો કદરૂપો અથવા ખરાબ દેખાય છે!"

ગહના ઉર્દુમાં દાગીના અથવા ઘરેણાંને કહે છે અને હિન્દીમાં ગ્રહણને. એટલે સૌંદર્ય મય વસ્તુને શૃંગારની ઝુરૂરત નથી કેમકે તેથી તેની અસલ ખુબી અલોપ થઇ જઇ બનાવટ-કૃતિમતા દેખાય છે, જેથી તેની સ્થિતિ ચંદ્રને ગ્રહણ લાગવા સમાન થઇ પડે છે અથવા તેના ગ્રહણરૂપી અલંકારો તેની અસલ સુંદરતા-ખુબીને છૂપાવી દે છે, જેથી તે કદરૂપી થઇ પડે છે.

સજ દિખા બાંકી નહીં છોડેગા
મેરા નક્દે દિલ;
આજ વો' અફ્ગાં પિસર
આતા યિહી હય દિલમે ઠાન।

અર્થાત્: "તીરછી ઢબછબ દેખાડી તે મ્હારૂં નઃણાંરૂપી હૃદય છોડનાર નથી. આજે તે અફ્ગાન-પુત્ર એ જ નિશ્ચય દિલમાં કરીને આવે છે."

એમાં અફ્ગાન-પિસર દ્વિઅર્થી છે. એક તો અફ્ગાન-જે એક કોમનું નામ છે તેનો પુત્ર અને બીજો રડતો છોકરો. એ ઉપરથી ઉપર્યુક્ત શિઅરનો બીજો અર્થ એ થશે કે: "તે રડતો પોતાની રૂદનકળાની અનેરી ઢબથી રડી રડીને પણ મ્હારૂં હૃદય લઇ જવા વિના રહેશે નહિ"

ન દેવે લેકે દિલ તો' જઅદે મુશકીં;
અગર બાવર ન હો તો, માંગ દેખ!

અર્થાત્: "તે સુગંધી ઘુંઘર-વાળો, હૃદય લઇને પાછું આપનાર નથી, જો તને ભરોસો ન હોય તો, માંગી અથવા માંગ-સેંથો, જો'.

માંગ માથાના વાળમાં જે સેંથો પાડવામાં આવે છે તેને કહે છે. હવે "માંગ દેખ" એટલે માંગીને જો અથવા સેંથાને જો; દ્વિઅર્થી શબ્દ છે.

શાહ હાતિમે ઘણી કોશિશ કરીને ઉર્દૂને આ રંગ-મિશ્રણથી પાક કરી

સવદાના સમયમાં પણ આ ખરાબ તત્વમાંની બાકીસાકી ચાલી આવતી હતી. જેમકે તેઓએ પણ એક કસીદામાં તે બુઝુર્ગોની શિકાયત કીધી છે, જેમના શિઅરોમાંનો એક શિઅર આ છે કે:

મૂન હો પરવરિશે શાનાં'
તો, ફિર હય મૂસલ;
રામપૂર કી હો કટારી
તો, કહેં રીતાફલ!

અર્થાત્ એ જ કે, લખનઉને દિલ્હી દેખાડવું ને દિલ્હીને કનપૂર અને કનપુરને આગ્રા!

પરંતુ મજાની વાત તો એ છે કે સવદા સાહબે બીજા ઉપર ટીકા કરી છે, પણ પોતે ક્યાં બચવા પામ્યા છે? જ્યાં તક મળી છે ત્યાં કાંઇ ને કાંઇ કરી જ ગયા છે. તેમનો જ એક શિઅર છે:

હક્કાકકા પિસર બી મસીહાસે કમ નહીં;
ફીરોઝા હોવે મુરદા તો દેતા હય વો' જિલા!

અર્થાત્: "હક્કાક એટલે સોની-કારીગરનો પુત્ર પણ મસીહા એટલે મુરદાને જીવાડનારથી કંઇ ઓછો ઉતરે તેવો નથી. ફીરોઝો મરી જાય છે તો તે, તેને જીવાડી દે છે અથવા બીજા શબ્દોમાં તેને-ફીરોઝાને છોલીછાલીને ઝગમગતો-પાણીદાર બનાવી દે છે।"

જિલા પણ દ્વિઅર્થી છે. જિલા એટલે તેજ અને જીવવું.

જોકે હવે તે રૂઢી પહેલાં જેવી તો બિલકુલ નથી જ રહી છતાં, પણ જે કંઇ છે તે એવી તો પ્રચલિત છે કે જે જે વિષયો ભાવનાપૂર્ણ રીતે જાહેર કરવાની આપણને આજકાલ જરૂર પડે છે, તેમાં અતિ નડતરરૂપ થઇ પડે છે આ વાત પણ ભૂલવી ન જોઇએ કે જેમ એક નવયુવાન મૃગ પોતાની પહેલી પાંખો ફડફડાવી દઇ–ઝાડી નાખી નવી પાંખો કાઢતો જાય છે તેમ આપણી ભાષા પણ પોતાના શબ્દોને-બોલચાલને બદલતી ચાલતી આવે છે, જેમાંના અનેકાનેક શબ્દોનો દરેક જમાનાના કવિયોના કવનેમાં અનુક્રમે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

સ્વીકારાયલા મહાન શિઘ્ર કવિયોમાંથી દિલ્લીમાં પ્રથમ મીરઝા રફીઅ "સવદા"એ, પછી શયખ ઇબ્રાહીમ 'ઝૌક" ભાષાની પવિત્રતા – નિર્મળતા, શબ્દેની સરળતા અને ઉચ્ચ ભાવના પ્રકટ કરી. મીર તકી "મીર" અને ખાજા મીર "દર્દ" કરૂણ રસ, હૃદય નિરાશા અને સંસાર–ત્યાગના વિષયો ઉપર ઘણું સારૂં અજવાળું પાડ્યું. "ગાલિબે" અનેક ઠેકાણે તેમનું અનુકરણ કર્યું. પરંતુ તેઓ અતિ ગુંચવણભર્યાં રહસ્યમય છતાં, ઉત્તમ અને ઉચ્ચ ભાવના અને વિચક્ષણતા ભર્યાં શિઅરોના પ્રેમી હતા અને વધુ પ્રીતિ તો, તેમની ફારસી ઉપર જ હતી; જેથી તેમના ઉર્દુમાં સાફ અને સ્પષ્ટ રસમય શિઅરોની સંખ્યા સો બસોથી વધારે થઇ શકી નહિ. "જુર્અતે" પ્રિયા—પ્રેમીના મામલા અને બન્નેના હાર્દિક વિચારોને ઘણી જ ખુબી અને મસ્તીભરી અદાથી વર્ણવ્યા છે "મોમિન"ખાને પોતે, અઘરા પણ પસંદ કરનારા હોવા છતાં, અનુકરણ કર્યું. લખનઉમાં શયખ ઇમામ બખ્શ "નાસિખ' અને ખાજા હયદરઅલી "આતિશ" તેમજ "રિન્દ," "સબા," "વઝીર" વગેરેએ પણ શાયરીનો ખરેખરો હક સંપૂર્ણ રીતે અદા કર્યો. મીર "અનીસ" અને મીરઝા "દબીર" ઉર્દુમાં શોકગીતો રચનારાઓમાં અજોડ થઇ ગયા. આવા વિદ્યાકારો અને વિચક્ષણ કવિયોનું જન્મવું ઝમાનાની કદરદાની ઉપરાંત તેને લગતા બીજા એવા જ સામાનોની ઝુરૂરત ઉપર છે અને હવે સમયનો રંગ પ્રથમના સમયો કરતાં જુદો જ, બલ્કે તેનાથી ઉલ્ટો જ છે.

હં, ઉર્દુની શાયરી–કવિત્વની ઉન્નતિનો એક બીજો રસ્તો પણ છે. તે એક, ઉછળતા નવયુવાન કવિયો–જેઓ જ્ઞાનજગતમા પૂર્વ અને પશ્ચિમ બન્ને સમુદ્રના કિનારા ઉપર કબજો પામી ચૂકયા છે તેઓ હિમ્મતથી કામ લે અને હળીમળીને સલાહસંપથી બન્ને જ્ઞાનસમુદ્રના કિનારાઓથી પાણી લઈ આવે તો આ દાગને માત્ર ધોઇ જ નહિ નાખે, બલ્કે કવમના દામન–પાલવને જ્ઞાન–મોતીઓથી ભરી દેશે.

આમીન !









ભોંયરામાં ચાલતી ગાડીના છેલ્લા ડબ્બાની પછવાડે એક ખુલ્લી બેઠક જોડીને પ્રો. લો ચાલતી ટ્રેને અવાજનો યંત્રની મદદથી અભ્યાસ કરે છે. નીચેના બે ચિત્રોમાં ડાબી તરફનું ચિત્ર ભોંયરામાં થતો અવાજ બતાવે છે, જ્યારે જમણી બાજુનું ચિત્ર ગાડી ભોંયરામાંથી બહાર નીકળ્યા પછી થતો અવાજ બતાવે છે. પ્રો લોએ બતાવેલી રીત પ્રમાણેની ગાડીઓ બનાવવાથી ભોંયરામાં દોડતી ટ્રેનનો પણ અવાજ કમતી થયો છે.

# અવાજ નોંધનારૂં યંત્ર

અનુવાદક. રા રા. **ધીરજરામ દયાશંકર વ્યાસ**

[ અવાજની નોંધ લેનારાં યંત્ર Audiometerનો શોધક પ્રો લો કોઇપણ જાતના અવાજને પકડે છે, તપાસે છે અને જરૂર જણાય તો એ અવાજને ચુપ કરી દે છે। જાહેર મકાનોમાં, ભૂગર્ભમાં ચાલતી રેલ-ગાડીઓમાં, તેમજ રસ્તે ચાલતા અનેક વાહનો વગેરેના થતા અવાજો આ પ્રોફેસરના શિકાર-સંશોધનનું કારણ-બને છે. એ યંત્રથી કરેલા અખતરાની પ્રોફેસરે લીધેલી નોંધ ઉપ-થી જાણવા જેવી હકીકતનો સાર-ભાગ અહિં આપવામાં આવ્યો છે. હાલમાં તો પ્રો. લો ટેલીફોનમાં જેમ દૂર દૂર સંદેશા પાઠવી શકાય છે તેમ, અતિ દૂર દૃશ્યો મોકલવાની કળા ( Television ) પાછળ મશગુલ બન્યો છે —લેખક ]

હિંદના લોકો તો સાહસ શબ્દથી ભડકનારા છે, જ્યારે પાશ્ચાત્ય પ્રજાનો તો એ સ્વભાવ થઇ પડ્યો છે. સાહસને લીધે જ અંગ્રેજો પરપ્રજા ઉપર રાજ્ય કરે છે; સાહસને લીધે જ એડીસને અજબ શોધ કરી, એમંડસન ઉત્તર ધ્રુવ સુધી જઇ આવ્યો, કોળંબસ છેક ઇંગ્લાંડથી એશિયામાં થઇને ઓસ્ટ્રેલિયા સુધી હડી શક્યો, વૈજ્ઞાનિકો જ્વાળામુખીના મ્હોંમાં પેસી શક્યા કે આફ્રિકાનાં ભયાનક જંગલોમાં ઘૂમી શક્યા. સાહસ એટલે ઉદ્યમનું ઉદ્દામ સ્વરૂપ





અવાજ ચુની લ્યે એવી અસ્તરવાળી છબી પ્રો. લો એક ખાડેર મકાનમાં પ્રતિધ્વનિ થતા ભાગ પર ટાંગે છે. નીચેના બે ચિત્રોમાં પહેલું છબી ટાંગ્યા અગાઉની અને બીજું ટાંગ્યા પછીની નોંધ બતાવે છે.

હવામાં ઉડ્ડયન કરવું પડશે; તેમજ સમુદ્રના ઘુઘવાટનો કે તેના ઉદરમાં દેમાર બોલાવતાં હિંસક પ્રાણીઓના અવાજનો શિકાર કરવા દરિયામાં ડુબકીઓ મારવી પડશે! આપણાં કાનને સાવ સાદા ને પરિચિત જણાતા અવાજો પણ કેટલીક વાર અતડા નીવડે છે અને ખુબ રઝળાવી આપીને છેવટ છટકી જાય છે, પગ જાળમાં ફસાતા નથી, એટલે કે યંત્રમાં નોંધ લેવા દેતા નથી.

એ પાશ્ચાત્ય પ્રજાઓમાં અમેરિકનો શિકાર-સાહસિક પ્રજા છે. જીવતા પ્રાણીઓનો શિકાર ખેલવામાં ભય સાથે આનંદ મળે છે, પણ વિચિત્ર અવાજોનો વૈજ્ઞાનિક પધ્ધતિએ શિકાર કરતાં તો નર્યો કંટાળો જ આવે. છતાં પ્રો. લો. ફળીભૂત થતાં સુધી જંપ્યો નહિ. તેને તો એમાં ય ગમત મળી રહેતી.

અવાજનો શિકાર કરવા માટે તેને શહેરોની શેરીઓમાં, કારખાનાંઓમાં, નૃત્યગૃહોમા, મોટર-ખાનાંઓમાં અને વર્કશોપોમાં આથડવુ પડયુ! અને ભવિષ્યમા કદાચ પવનના સુસવાટનો કે વિમાનોના ઘરરરાટનો શિકાર કરવા તેને ઉચે

અવાજ એ એક પ્રવાહનું મોજું જ છે. હવાના ન્હાના ન્હાના જથ્થાઓ ઘટ્ટ થાય છે અને પાતળા થાય છે તેથી અવાજને વહન કરે છે. શબ્દ (અવાજ) થતાંની સાથે જ હવા પર દબાણ થઇને મોજું ઉત્પન્ન થાય છે અને જો કે હવા આપણને તદ્દન શાન્ત લાગે છે, છતાં એ મોજું તેને અપાયેલી ગતિ-તેના પર થએલ દબાણ-ના પ્રમાણમાં આવ્યું જાય છે. એ ઓછાં વત્તાં દબાણથી થતાં આંદોલનો કાનના પડદા સાથે અથડાય છે, જ્યારે અંદરના જ્ઞાનતંતુઓ એ આંદોલનોમાંથી અવાજને ગ્રહી લ્યે છે. બીનતારી સંદેશાઓની શોધ પણ અવાજના સંશોધનને

આભારી છે. એક બીજાથી દૂર ઉભીને જો આપણે ખૂબ જોરથી બોલીએ તો એક બીજાને સાંભળી શકીએ છીએ અવાજવાહક મોજાઓને અતિ દૂર ગતિ આપનાર, અને ગ્રહણ કરનાર રેડીયોની શોધથી એ કાર્ય સહેલુ થઈ પડયુ છે.

પરંતુ કર્ણેન્દ્રિયની શકિત મર્યાદિત છે, તેથી અમુક અંતર સુધીનાં અવાજનાં આંદોલનોને જ ગ્રહી શકે છે મોજાંઓ મોટા પ્રમાણમાં ફેલાઇ ગયા પછી તેમને એકઠાં કરી ખેંચી લેવાની શકિત કર્ણેન્દ્રિયમા નથી. એજ પ્રમાણે તીવ્ર ઝડપથી થતા કે બહુ જ ધીમેથી થતા અવાજો પણ આપણે ચોકખા સાંભળી શકતા નથી ઉપરા-સાપરી થતા ઝડપી અવાજેના આંદોલનોની ઝણઝણાટી કાનના પડદાને સુઝવી દે છે, જયારે ધીમા અવાજેના મોજાઓ વચગાળે જ હવામા વિલીન થઈ જાય છે અગર પડદા સુધી મૂળ ગતિમા પહોંચી શકતાં નથી. એમ થવાનું કારણ એટલું જ છે કે આપણા કાન ચોક્કસ મર્યાદિત અવાજવાહક મોજાઓ ગ્રહણ કરી શકે છે અને એ મર્યાદાની વિરૂધ્ધના કે બહારના જીરવી શકતા નથી.

શાંતપણે વહન થતા આવા અવાજો સાધારણ રીતે ખરાબ લાગતા નથી, પણ જયારે એવા બે અવાજો સામસામા અથડાય છે અગર એક બીજામા ભળી જાય છે. ત્યારે કાનને અપ્રિય લાગે તેવા સ્વરમાં બદલાઇ જાય છે. એવા અવાજો વધારે સંખ્યામાં ભેગા મળે તો ગણગણાટ થઇ પડે છે અને તેથી જ એકથી વધારે માણસો કોલાહલ કરતા હોય ત્યારે આપણને સાંભળતાં કંટાળો આવે છે વાયરલેસના રીસીવરમાં પણ જયારે આવતા અને મોકલાતા સંદેશાનાં મોજાંઓ સામસામાં અથડાય




વાઢકોાવમા અખતરા માટે બનાવેલા રસ્તાઓ પર થતો અવાજ મૅ. લો. તપાસે છે. નીચેના બે નાના ચિત્રો પરથી સમજાશે કે લાકડાના રસ્તા પરનો અવાજ વધારે હતો, જયારે રબર પરનો ઓછો હતો.

છે અને અગર તો જોડાજોડ થઇ જાય છે ત્યારે વરના ધુરકવા જેવો અવાજ થઇ જાય છે

તદુપરાંત કર્ણેંદ્રિયમાં તદ્દન મળતા અવાજોને ત્વરાથી પારખી લેવાની શકિત પણ ઓછી હોય છે, દ્રષ્ટિભ્રમની પેઠે શ્રવણભ્રમ પણ થઇ જાય છે. વળી એક સામટા જુદાં જુદાં વાજીંત્રો જુદે જુદે ઠેકાણે વાગતાં હોય ત્યારે કયું કયાં વાગે છે તેની ભ્રમણામાં આપણે પડી જઇએ છીએ, કે શું વાગે છે તે કહેવું મુશ્કેલ થઇ પડે છે

ઘણે ભાગે રાજાઓને કાચા કાનના ગણવામાં આવે છે, કિંતુ પ્રો લોના કહેવા મુજબ સમય અથડાય છે. ટેલીફોનના પડદાની પેઠે આ પડદો પણ અવાજને એકદમ ગ્રહી લ્યે છે. એ પડદાની પાછળ નાનકડું દર્પણ જોડેલું હોય છે, જે ચાલતી ચિત્રપટી ઉપર પ્રકાશના ડાઘા ફેંકે છે. જ્યારે પડદો અને દર્પણ સ્થિર બની જાય છે ત્યારે પેલાં પ્રકાશધાબાંઓ યંત્રમાં વીંટળાતા કાગળ ઉપર સીધી લાઇનો દોરે છે; પણ સાથે સાથે આજુબાજુમા થતા અવાજોનાં મોજાંઓ તેમાં અથડાય છે, તેથી ઢોલ દ્વારા આવતા મૂળ અવાજ સાથે ભળી જઇને પરિણામે મોજાંઓની ધ્વનિદર્શક વક્ર રેખાઓ કાગળ ઉપર ચિત્રાઈ રહે છે.



મોટર સાઇકલની અજમાયશ-પહેલું ચિત્ર સાઇલન્સર લગાડેલી સાઇકલોનો અવાજ બતાવે છે, જ્યારે બીજું સાઇલન્સર લગાડયા વગરનો અવાજ બતાવે છે

માનવજાતના કાન કાચા છે! આવા કાચા કાનને લીધે અવાજનું અવલોકન અને સંશોધન કરતી વખતે પ્રો. લોને ચિત્રપટનો યાંત્રિક કાન Audiometerની મદદ લેવી પડે છે. મનુષ્ય જાતના કાન મર્યાદિત શકિતવાળા હોવાથી તેને યાંત્રિક શ્રવણેંદ્રિયની શોધ કરવી પડી આ યંત્ર કોઇપણ જાતના ધીમા કે મોટા, ચોકખા કે મિશ્ર અવાજની આબાદ નોંધ કરી શકે છે-ચિત્ર દોરી આપે છે.

આ યંત્રમાં સેલ્યુલોઇડનો અતિશય પાતળો પડદો હોય છે જેમા અવાજનાં આંદોલનો

આ યંત્રની મદદથી સાંભળી શકાય તેમજ નહિ સાંભળી શકાય તેવા સર્વ જાતના અવાજો ની ખરેખરી નોંધ લઈ શકાય છે અમુક ચોકસ દિશામાં થતા અવાજગ્રાહક ઢોલ (receiving trumpet) લગાડાય છે

આ યંત્ર લંડનની જમીન નીચે દોડતી રેલ્વેઓના અવાજ તપાસવામાં ખૂબ જ ઉપયોગી થઇ પડયું. એ તો સૌ કોઇ જાણે છે કે જ્યારે ટ્રેન ઝપાટાબંધ દોરે છે ત્યારે સ્વાભાવિક રીતે તેનો અવાજ વધે છે, પણ સાધારણ ઝડપે દોડતી ટ્રેનોનો અવાજ એટલો બધો વધતો નથી. જમીન નીચે

ભોંયરામાં ટ્રેનો સાધારણ ઝડપે દોડતી હોય છતાં ય તેનો અવાજ ખુલ્લામાં ઝડપે દોડતી ટ્રેનના કરતા પણ વધારે સંભળાય છે અને મુસાફરોને કંટાળો આપે છે.

પ્રકાશ અને ગરમીનું reflection થાય છે તેમ અવાજનો પડછંદો (પડઘો) પડે છે. આ કારણે ભોંયરામાંથી પસાર થતી ટ્રેનનો અવાજ ઘણો થાય છે. ખુલ્લામાં દોડતી ટ્રેનનો અવાજ હવામાં ભળી જતો હોવાથી ઓછો થાય છે, પરંતુ ટયુબ-ટ્રેનમાં ચક્રોનો અવાજ ભોંયરાની દિવાલ સાથે અથડાઇને ખુલ્લા આકાશને અભાવે અંદરને અંદર ગુંચવાયા કરે છે તેથી ઘોંઘાટ સંભળાય છે. પડછંદને લીધે ભૂગર્ભગામી ટ્રેનોનો અવાજ કેટલો થાય છે તેની પ્રો લોએ લીધેલી નોંધ માટે મથાળાનું ચિત્ર જુઓ.

ટયુબ ટ્રેનના એ **પ્રતિધ્વનિ** (Reflection) Noice) નો ઘોંઘાટ ઓછો કરવાના ફક્ત બે ઇલાજ હતા એક તો એ કે ભોંયરામા ઓછામાં ઓછા પડઘો પાડનારા પદાર્થના સળંગ પાટડા જડી દેવા બીજો ઇલાજ એ હતો કે ઘોંઘાટ સ્પર્શી ન શકે એવા પ્રકારની ગાડીઓ બનાવવી અગર તો બોગીઓને અવાજ સોંસરો પ્રવેશી ન શકે તેવા (Non-Conducting) પદાર્થથી મઢી લેવી.

પ્રો. લોએ બતાવેલી હીકમત મુજબ કેટલીક પ્રાયોગિક ગાડીઓ તૈયાર કરવામાં આવી, જેની દિવાલોના અંદરના ભાગમાં અવાજચૂસક (Sound absorbing) પદાર્થનું લેપન કરવામાં આવ્યું. જેથી લેપનનાં પડ ભોંયરાની દિવાલો પરથી થતો પ્રતિધ્વનિ ચૂસી લે. એ પ્રમાણે તૈયાર કરેલી ગાડીઓની ટ્રેન ભોંયરામાં દોડવીને Audiometer ની મદદથી છબીઓ લેતાં સુંદર પરિણામ જણાયું અને ભવિષ્યમાં નકામા ઘોંઘાટમાંથી બચવાનુ સાધન હાથ લાગ્યું.

પ્રતિધ્વનિ સર્વથા હાનિકર છે એવું પણ નથી. ઉલટું, કયારેક કર્ણકટુ અવાજોને પ્રતિધ્વનિ દ્વારા કર્ણપ્રિય બનાવી શકાય છે, અગર તો કટુતા ઓછી કરી શકાય છે. ઉત્તર ઇંગ્લંડમાં એક ફેક્ટરીનો અવાજ પાડોશીઓને અકળો થઈ પડયો તેથી પ્રો. લોએ યંત્રની મદદથી મશીનમા અમુક જગ્યો કે જ્યાં ઘોંઘાટ થાય તોપણ અડચણ આવે તેમ ન હતુ તે જગોએ પ્રતિધ્વનિ કરનારા પડદા (Reflecting Screens) બંધાવ્યા જેથી અવાજ બહાર ન નીકળતાં ત્યાં જ ગોંધાઇ રહે.

વાહનો, કારખાનાઓ, વાજીંત્રો વગેરેની ચોવીશે કલાક તડામાર બોલતી હોય તેવા મોટાં નગરોમાં પણ જો પ્રો લોએ શોધેલી રીત મુજબના પ્લાન કરીને મકાનો બાંધવામા આવે તો મગજ પકવી નાખનારા અવાજને બદલે જીવન સુખકર બની જાય ઘોંઘમાર ટ્રાફિકવાળા રસ્તા પરનાં મકાનોની દિવાલો, કારખાનાઓના છાપરાં, જાહેર જગ્યાઓના વંડાઓ, સ્વરશોષક પદાર્થના બનાવવામા આવે તો ઘોંઘાટ ઘણો ઓછો થઇ જાય, અને કર્ણેન્દ્રિય દ્વારા મગજ ઉપર થતા અવાજના બોજામાંથી માનવ પ્રાણીને મુક્ત મળે

વાહનોનો થતો ખડખડાટ અટકાવવા માટે લંડન જેવા રાજનગરોના મુખ્ય રસ્તાઓ રબરના બનાવવામા આવે છે આવી જાતના રસ્તાઓથી કેટલો ફાયદો થાય છે તેનો અખતરો કરવા લંડનનાં શુભ્ર ગૃહ (Whitehall) મા એક રબરનો અને બીજો લાકડાના સલેપાટનો એમ બે રસ્તા તૈયાર કરવામાં આવ્યા એ રસ્તાઓ પર વાહનો દોડાવ્યાં અને પ્રો લોએ પોતાના યંત્રની મદદથી બન્ને રસ્તા પર થતા ધધડાટની નોંધ ચિત્રપટી ઉપર લીધી તેથી સાબિત થયું કે રસ્તા ઉપર રબર પાથરવાથી ખડખડાટ કમ થાય છે, એટલું જ નહિ પણ તેનાથી અવાજવાહક મોજાંઓની ગતિ મંદ થાય છે

ગામ્ય રસ્તા પર થતો ખડખડાટ સાથે જ્યારે બીજો અવાજ ભળે છે ત્યારે એ શંભુમેળો કર્ણકટુ ધ્વનિ કરે છે. પણ રબરના રસ્તા પર એવું કશું બનતું નથી.

રસ્તા પર ચાલતાં વાહનોના ઘસારાથી થતા અવાજ ઉપરાંત મુંબઈ જેવાં નગરોમાં મોટરોના દોડવાના ભુંડા ચિત્રવિચિત્ર અવાજો પેદા કરે છે. નરસિંહ મહેતાનાં ખખડધજ પાંચમ ગાડાં જેવા મોટર-ખટારાના અવાજ તો ત્રાસ પોકરાવે છે. છતાં યે એ બધાંને સારાં કહેવરાવે એવી સાહ્યની નરવી તો મોટર સાઇકલ છે. ગમે તેવું સારૂં તેનું મશીન હોય, છતાં પણ તે ચાલું થાય કે તરત જ 'સંકર્ક તડતડ' અવાજ જોસભેર ચાલુ થવાનો! જો મોટરસાઇકલોનો અવાજ સાવ ઓછો હોય તો વધારે લોકપ્રિય બને.

ફક્ત ફડફડીયા અવાજને લીધે જ પ્રો. લોને મોટર-સાઈકલો અળખામણી લાગી અને તેણે યત્નથી તેની પરીક્ષા કરીને અવાજ ઓછો થાય તેવા ઉપાય યોજવા નિશ્ચય કર્યો. એવી પણ ફર્યાદ તેને કાને આવી કે સરતની મોટર-સાઇકલોનો અવાજ વેચાતી સાઇકલોના અવાજ કરતાં હમેશ ઓછો હોય છે આથી પ્રોફેસરે એ પરશુરાંની જગી મોટર-સાઇકલો દોડાવીને તપાસ કર્યા બાદ એક સ્વરરોધક યંત્ર (Silencer) બનાવ્યું. પછી એ સાઇલેન્સર લગાડેલી અને લગાડ્યા વગરની મોટર-સાઈકલો દોડાવીને એ બન્નેના અવાજમાં કેટલું ઓછાઅધિકપણું છે તે Audiometerની મદદથી સાબીત કરી આપ્યું. સાઇલેન્સર લગાડેલ સાઇકલનો અવાજ મંદ હતો (જુઓ ચિત્ર) મૂંગી મોટર-સાઈકલો માટે આજે જબરી માગ છે અને પ્રો. લો નજીકનાં ભવિષ્યમાં છેલ્લામાં છેલ્લી શોધનું સ્વરરોધક યંત્ર જરૂર તૈયાર કરવાની આશા આપે છે.

હજુ તો અવાજની બાબતમાં ઘણું શીખવાનું ને જાણવાનું બાકી છે, કારણ કે અવાજ Sound-અને તેનાં સ્વચ્છંદીપણાંના અભ્યાસની આ તો માત્ર શરૂઆત જ છે, એટલે કે એ વિદ્યા હજુ બાલ્યાવસ્થામાં છે.

અદ્યાપિ પર્યન્ત વિજ્ઞાનશાસ્ત્રીઓનું ધ્યાન એ વિદ્યા તરફ નહિ જવાથી સ્વરશાસ્ત્ર (Acoustics) અંધારામાં રહ્યું છે. સ્થાપત્ય અને સ્વરશાસ્ત્ર વચ્ચેના સંબંધથી સાંપ્રતકાલીન એન્જીનીયરો અજ્ઞાત હોવાથી આજનાં આલિશાન મકાનો પણ બાહ્ય દૃષ્ટિએ શિલ્પકળામાં અનુપમ જણાવા છતાં પ્રો. લોની દૃષ્ટિએ નિરૂપયોગી જણાયાં છે, કારણ કે આવાં જાહેર મકાનોમાં જ્યારે મોટી મોટી સભાઓ ભરાય છે, ભાષણો ને પ્રવચનો થાય છે, નાચનો જલસો થાય છે કે વાજીંત્રો વગડે છે ત્યારે સ્વરશાસ્ત્રનો બાંધકામમાં બીલ્કુલ ઉપયોગ થયેલો નહિ હોવાથી કાં તો પ્રતિધ્વનિત અવાજોથી (Reflected noises) એવા મકાનો ગુંજી રહે છે, અગર તો અવાજવાહક મોજાંઓની ગતિ મંદ પડી જવાથી બોલનારનો કે વાજીંત્રનો અવાજ સ્પષ્ટ સંભળાતો નથી. લંડનનો નવો રાઇન્ડી. હોલ છેલ્લી ઢબ પ્રમાણેનાં સાધન-સગવડતાવાળો બનાવવામાં આવ્યો છે, છતાં ઉપરની સ્થાપત્ય અને સ્વરશાસ્ત્રની ઉભય દૃષ્ટિથી યોગ્ય એવાં મકાનો તો એ વિદ્યામાં પ્રગતિ થયા પછી જ બંધાશે. તોપણ કેટલાંક મકાનો એવાં છે કે જેની તપાસ કરીને પ્લાસ્ટર ઓફ પેરિસના મોડલ વડે સુધારી શકાય.

એક ઓરડો એવો હતો કે જેની દિવાલો અંદર થતા અવાજને સામસામી ફેંક્યા કરતી, જેથી શબ્દો સ્પષ્ટ સંભળાય નહિ. પ્રો. લોએ ઓડીઓમીટરની મદદથી દિવાલોના પ્રતિધ્વનિ કરનારા ભાગો શોધી કાઢ્યા અને તે તે ભાગો પર એકેકી જાળીઓ લટકાવી દીધી. એ જાળીઓના-પૃષ્ઠ ભાગે અવાજચૂસક ગાદલાં (mattress)

ચોડી દીધાં. દિવાલે પાછો ફેંકેલો ધ્વનિ તરત જ ચૂસાઇ જાય અને ભીંતિનો દેખાવ પણ સુંદર લાગે. પ્રો. લોની 'એક પંથ દો કાજ' કરનારી યુકિત માટે જુઓ ચિત્ર. એ અસ્વર દેખાવમાં શેતરંજીને મળતું લાગે છે. તેનું ઉપરનું પડ લહૈ કાગળનું અગર તો કારખાનાઓમાં વપરાતા Asbestos જાતના ફાયરપ્રુફ કાગળનું હોય છે અને નીચલું પડ છેયાને (Eel-grass) ગુંથીને બનાવેલ પાતળી સાદડીનું હોય છે.

Eel-grass એ એક જાતનું નેવા સ્કોટીયામા ઉગતું દરિયાઇ ઘાસ છે. સાધારણ ઘાસની જેમ તે સડી જતું નથી. તેની વચમાં નીકળતા કેતકીના જેવા ગજરા વાગી શકાય છે ખૂબી તો એ છે કે વણાય પછી પણ એ ગજરાઓના પેલાગુમા હવા ગોધાઇ રહે છે એ ગોધાયેલી હવાનાં સૂક્ષ્મ, રજકણોમાં અવાજ ચૂસી લેવાની શકિત હોય છે.

આ ટુંકા લેખમાં અવાજ સંબધેની સંપૂર્ણ માહિતી આપવી અશકય છે કેમકે કર્ણકટુ અવાજ ઉત્પન્ન થવાનાં કારણો ને વિગતો ઘણાં છે. તેમ જ કેટલાક અવાજ એવા છે કે જે આપણને આનંદ આપે અને કેટલાક એવા છે કે જે કંટાળો ઉપજાવે, અને વળી સુધારવા અશકય કે અસાધ્ય હોય. ગધેડાનો અવાજ, છેલ્લી કોટીનો છે. આવા નકામા અવાજો માનવજીવનને ઘસારો આપનારા છે. મોટરનાં ભુગળાંનો અવાજ ખાસ જરૂરનો ગણવો જોઇએ, કારણ કે રસ્તાઓમાં વાંક વળતી મોટરોના બત્રીસા ચડતા જતાં માણસોની જીંદગીનું તેથી રક્ષણ થાય છે — સંપૂર્ણ —

## અમારા આ અંકમાંનું મુખપૃષ્ઠ

આ અંકનું મુખપૃષ્ઠ ગુજરાતી ચિત્રકાર રા. કનૈયાલાલ દેસાઇએ દોરેલું છે. એ ચિત્રનું નામ "ભગ્ન હૃદય" છે. ચિત્રનો વિષય એ છે કે એક મુસલમાન વિધવા બાઇ પતિના મરણ પર પોતાનાં ખંડેર જેવાં મકાન તરફ ઉંડો નિશ્વાસ નાખીને, નીચું શિર નમાવી, એકાદ બે ઉનાં આસું ઢાળી રહી છે. આસપાસનું વાતાવરણ–પૃથિવી, આકાશ, સકુંખખ ઝાડ, સામેનું ભાંગેલું મકાન–એ સર્વ જાણે ઉંડી નિરાશાના કોઇ રંગે રંગાયેલાં માલુમ પડે છે. આખા ચિત્રનું Composition એવું એકધારૂં છે કે ચિત્રની કોઇ પણ વિગત (Detail) એક બીજાથી જૂદી પડતી નથી. આખું વાતાવરણ નિરાશામય ઉભું કરવામાં ચિત્રકાર સમર્થ નિવડયા છે, એમ ચિત્ર બારીકીથી જોયા પછી આપણને લાગ્યા વગર રહેતું નથી

# વિભા

લખનાર:
રા. શાંતિલાલ જી તોલાટ

ચિત્રકાર:
રા ગ 'શરમાળ'



( ૧ )

સંધ્યાકાળનો સમય થઇ ચુક્યો હતો અગ્નિના ગોળા સમો સૂર્ય પશ્ચિમોદધિમાં ડૂબી રહ્યો હતો. પંખીઓએ પોતપોતાના નીડ તરફ ઉડવાની તૈયારી કરવા માંડી હતી. જોતજોતામાં સૂર્ય અસ્ત થયો અને સઘળા ય ગૃહોમાંથી દિવાની જ્યોત પ્રગટી રહી.

આવે સમયે વિભા હાથમાં ઘીનો ધીવો લઇને તુળસી-ક્યારાને આંગણીયે ધીમી પગલીઓ માંડી ગમન કરી રહી હતી. મંદ મંદ વાતો અનિલ આ નાનાશા દિવાની જ્યોતને બુઝાવી શકે તે પહેલાં તો વિભાએ તુળસીના ક્યારામાં પ્રવેશ કર્યો. દશકાઓ પહેલાં વિભાની દાદી આ પ્રમાણે આ જ તુળસીના ક્યારામાં સાયંકાળે ઘીનો દિવો મૂકવા આવતી હતી. આ પવિત્ર કર્તવ્ય ત્યાર પછી વિભાની માતાએ ઉપાડી લીધું હતું અને માતા મૃત્યુ પામતાં માતાની ફરજ પુત્રીએ ઉપાડી લીધી. આવી રીતે આ તુલસીનો ક્યારો લગભગ ત્રણ પેઢીની સાક્ષી પૂરી રહ્યો હતો.

ભક્તિભીનાં હૃદયે વિભાએ તુળસીને નમસ્કારની અંજલિ અર્પી. આજે દરરોજ કરતાં વધુ સમય એકચિત્તે તુળસીમાતાનું ધ્યાન ધરતી તે ઉભી રહી. આમને આમ પા કલાક ક્યાં ચાલ્યો ગયો તેની ખબર પણ આ સરળ હૃદયની બાળાને ન પડી. "માતાજી, આ તમારી પુત્રી પર કરુણા કરજો" એટલું બોલતાં બોલતામાં તેની આંખમાંથી આંસુની ધાર વહી રહી.

"વિભા, બ્હેન," બંધ બારણું ધીમેથી ઠોકતાં કોઇનો અવાજ આવ્યો.

વિભાએ બારણું ઉઘાડ્યું અને કિરણ—એનો મોટો ભાઇ— દાખલ થયો. ઘરમાં આજુબાજુ નજર કરી અને બહુ જ થાકી ગયો હોય એવી રીતે એક ખુરશી પર બેઠો.

દિવાના આછા પ્રકાશમાં પણ વિભા કિરણના વદન પરના ભાવો વાંચી શકી:

ભાઇના વદન પર ચિંતાની રેખાઓએ સામ્રાજ્ય મેળવ્યું હતું એ વાત એની બ્હેનથી છૂપી રહી ન શકી.

કિરણને શું થયું છે એ પૂછવાનો વિભા ક્યારનો ય વિચાર કરી રહી હતી, તે છતાં એ કંઇ જ બોલી શકી નહિ. થોડીક ક્ષણો સુધી તો તે પોતાના ભાઇના ચિંતાગ્રસ્ત વદન તરફ એકસરખી જોઇ રહી. કિરણ પણ એની બ્હેનના મનમાં શી ગડમથલ ચાલી રહી હતી તે સમજી શકયો, પણ એના મુખમાંથી એકે ય શબ્દ ન નીકળ્યો. એણે પોતાના મનના ભાવો વ્યકત કરવાનો ઘણો ય વિચાર કર્યો, પણ શું બોલવું તે સુઝ ન પડયું.

આ ભયંકર શાન્તિ વિભાથી સહન ન થઇ શકી. એનો ભાઇ મૂઢની માફક બેસી રહ્યા હતો એ સ્થિતિ એને માટે અસહ્ય થઇ પડી. એનું હૃદય રડું રડું થઇ રહ્યું અને એના મુખમાંથી કંઇ પણ પ્રયત્ન સિવાય જ "ભાઇ, વ્હાલા," એમ ઉદ્‌ગારો નીકળી પડ્યા.

રાત્રિની નિરવ શાંતિમાં આ શબ્દબોલકો કિરણના શ્રવણપટમાં અત્યંત ઘૂમી રહી અને એની અસર ધાર્યા કરતાં પણ વધુ પ્રમાણમાં થઇ. તે એકદમ ચોંકયો અને વિચારમાં ને વિચારમાં ખુરશી પરથી ઉઠયો, પણ તરત જ વિચારગ્રસ્તતાનો ત્યાગ કરી સ્વસ્થ થવાનો પ્રયત્ન કર્યો.

"વિભા, શું છે?" અંતે કિરણ બોલી ઉઠયો.

"ભાઇ, કેસ પુરો થયો કે નહિ?"

"ના, ના; હજી ઘણો બાકી છે," કિરણે ગળું ખોખારીને જવાબ આપવાનું શરૂ કર્યું. "પોલીસની તપાસ હજી પૂરી થઇ નથી, પણ એટલું તો એ લોકો નક્કી કરી શક્યા છે કે એ જ ગુન્હેગાર છે; ગુન્હો સિધ્ધ કરવાને વધુ પુરાવા એ લોકો મેળવવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. અને......" ફરીથી કિરણે ગળું ખોખાર્યું "અને હવે તો એનું નિર્દોષ કે દોષિત ઠરવું મારી સાક્ષી પર જ અવલંબી રહ્યું છે. મારી સાક્ષી એનું ભવિષ્ય ઘડશે."

"ને ભાઇ, તું ખરેખરૂં જે બન્યું છે તે જ કહી દે તો શું?" ધ્રૂજતે સ્વરે વિભાએ ભાઇને પ્રશ્ન કર્યો

"ખરેખરૂં કહી દઉં તો? વિભ, મારી બ્હેન, તને નથી ખબર કે ખરેખરૂં કહી દઉં તો શું પરિણામ આવશે?" કિરણનો સ્વર ધીમો હતો, પણ એમાં વ્યાકુળતા સ્પષ્ટ દેખાઇ આવતી હતી

ખરેખર! વિભાને સત્ય કહી દેવાનું શું પરિણામ આવશે તેની બરાબર ખબર હતી. પણ એના ભાઇના શબ્દો સાંભળતાં વાર જ અંધકારની ગર્તામાં એનું મન ગોથાં ખાવા મંડયું. એને ચક્કર આવવા માંડયાં અને પગ નીચેથી ભૂમિ સરતી માલમ પડી. આવી અસહ્ય મનોવેદના છતાં પણ તેના મગજમા એકાએક એક વિચારી સ્ફુરી આવ્યો તેથી તરત જ કિરણને પૂછ્યું "અને તારી સાક્ષી આપતી વખતે એની સામે મુકાયલા આરોપનો તુ ઇન્કાર કરે તો આ કેસની સ્થિતિમાં શું ફેર પડે, ભાઇ?"

આ પ્રશ્ન સાંભળતાં જ કિરણના વદન પર સ્મિત ફરકી રહ્યું; પણ બીજી જ પળે એ સ્મિત ઉડી ગયું અને એનું વદન પુર્વવત્ મ્લાન થઇ ગયું. "એમ થશે તો, બ્હેન, એ નિર્દોષ ઠરીને છૂટી જશે."

ગમે તેમ કરીને એને બચાવવાનો રસ્તો હતો એ વિચારે જ વિભાને ઉત્સાહઘેલી કરી મૂકી અને આ ઉત્સાહના આવેશમાં એ કિરણને પગે પડી અને કંપતા સ્વરે કહ્યુ :

"ઓ ભાઇ, તું એને ન બચાવી લે? તું જ કહેતો હતો ને કે તું અસત્ય પુરાવો આપે તો એ નિર્દોષ ઠરી છૂટી જશે? ભાઈ, એ બિચારો અસહાય છે, તારા સિવાય

બીજું કોણ એને મદદ કરશે? કિરણ, ભાઇ, તું એને ગમે તેમ કરીને નિર્દોષ ઠરાવશે ને ?"

કિરણ એકચિત્ત પોતાની બ્હેનનાં આ વચનો સાંભળી રહ્યો હતો. આ સાંભળતાં એની આંખમાંથી એક બે અશ્રુબિન્દુઓ ટપક્યાં તેની પણ એને ખબર ન રહી. સદ્‌ભાગ્યે હર્ષઘેલી બ્હેનની દ્રષ્ટિએ આ દ્રશ્ય ન ચઢ્યું.

"બ્હેન, મારી વ્હાલી વિભા, તું કહે છે તેમ જ થશે. મને–તારા ભાઇને–તું સ્વાર્થી અને કૃપણ ન ધારતી તું ખાત્રીથી માનજે કે તારો ભાઇ પોતાની જીંદગીને ભોગે પણ એને જરૂર બચાવશે"

આ શબ્દો પુરા થતાં વાર જ ભાઇની આંખમાંનાં આસુ બ્હેનની દ્રષ્ટિએ પડ્યાં.

ભાઇ બ્હેન બન્નેની આખમાથી અશ્રુધારા વહી રહી

( ૨ )

માતા સ્વર્ગસ્થ થઇ ત્યારે વિભાની ઉમર ફક્ત આઠ વર્ષની હતી અને કિરણ સોળ વર્ષનો ઉગતો યુવાન હતો. તેમના પિતા તેમની માતાના પહેલાં જ આ સંસારનો ત્યાગ કરી ગયા હતા.

માતાના મૃત્યુ પછી સાતેક વર્ષ આ ભાઇ બ્હેન તેમની માશીને ત્યાં ઉછર્યાં એ સ્નેહાળ માશીએ માતાની ખોટ કંઇક અંશે પુરી અને એના જીવનકાળમાં જ વિભાના લગ્નનો લ્હાવો એ લઇ ચુકી. કિરણનું કંઇ પણ નક્કી થાય તે પહેલાં તો તેની જગન્નિયંતાના દરબારમાં જરૂર પડી અને આ ભાઇ બ્હેનની બેલડીને ઇશ્વરશરણે છોડી આ પૃથ્વી પરથી ચાલી ગઇ.

પ્રફુલ્લ–વિભાનો પતિ–વિભા કરતાં ચાર વર્ષ મોટો હતો. એનું સગું વ્હાલું કોઇ પણ હયાત નહોતું અને આ કારણથી જ કિરણે બ્હેનનાં લગ્ન એની સાથે કર્યાં હતાં કે જેથી વિભા પોતાની સાથે જ રહી શકે. વિભાનો વિરહનો વિચાર માત્ર એને દુઃખ આપનો.

કિરણનો વિચાર પ્રફુલ્લને ઉચ્ચ શિક્ષણ આપવાનો હતો–અને આ વિચાર એણે ક્યારનો ય અમલમાં મૂક્યો હતો. પ્રફુલ્લ હાલ પ્રેસીડેન્સી કૉલેજમાં ઇન્ટર કલાસમાં હતો. અહીં પ્રફુલ્લ જાતજાતના સોબતીઓની અસર નીચે આવ્યો. આમાંના કેટલાક સ્વદેશપ્રેમી મિત્રોની સંગતથી એને પણ ભારત માતાની મુક્તિ અને સ્વરાજ્યનાં સ્વપ્નો આવવાં લાગ્યાં. અભ્યાસને સ્થાને વિદેશીઓની ધૃણા અને બોંબના વિચારો આ યુવકો કરતા. આ વિપ્લવવાદી મિત્રમંડળ પોતાનું કાર્ય એક વાંકીચુંકી ગલીમાં આવેલા એક એકાન્ત ઘરમા ચલાવતું. પોલીસની નજરે આ હિલચાલ સદ્‌ભાગ્યે હજી સુધી ચઢી નહોતી. માતાની મુક્તિ કાજે પૈસા પ્રાપ્ત કરવાને માટે આ મિત્રોનો સ્વદેશપ્રેમ એમને ગમે તેવાં દુષ્કૃત્યો કરવા પ્રેરતો. પૈસા ખલાસ થઇ જાય ત્યારે વિદેશીઓની લુંટ ચલાવી પોતાનું ફંડ તર કરતાં આ મિત્રો અચકાતા નહિ 'ગમે તેવા દુષ્કૃત્યો કરો પણ સ્વદેશસેવાના એકમાત્ર સદ્‌ગુણને લીધે એ બધાં ય દુષ્કૃત્યો ભુંસાઇ જશે' એવી વિચિત્ર માન્યતા આ વિપ્લવવાદીઓના મુદ્રાલેખ રૂપે હતી. વિદેશીઓને હેરાન કરવા, એમનું અપમાન કરવું, આવાં આવાં કૃત્યોમાં એમની દેશભક્તિ વિરામ પામતી.

પોતાના બનેવીનું અભ્યાસ પ્રતિ દુર્લક્ષ કિરણથી છૂપુ ન રહ્યું. અન્યથા નિષ્ણાત પ્રફુલ્લ ઇન્ટરની પરીક્ષામાં બબ્બે વર્ષ નાપાસ થયો. ઉંડી તપાસ કરતાં કિરણને માલમ પડ્યું કે કહેવાતા સ્વદેશપ્રેમી યુવકોના સહવાસનું આ ફળ હતું. કિરણ તરત જ સમજી ગયો કે આ યુવકોની દેશભક્તિ એમને ખોટી દિશામાં પ્રયાણ કરાવી રહી હતી, અને આથી દેશનું કલ્યાણ થવાને બદલે ઉલટું અકલ્યાણ જ થતું. કિરણે પોતાની

એકની એક બ્હેનના સુખ ખાતર પ્રફુલ્લને શિખામણના બે શબ્દો કહ્યા, આવી રાજ્યદ્રોહી હિલચાલમાં ભાગ લેવાનું છોડી દેવા વિનંતિ કરી, પણ પ્રફુલ્લે આ ઉપદેશ એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાખ્યો ! એ તથા એના ગોઠીયાઓ પોતાની એ જ પ્રવૃત્તિઓમાં મંડયા રહ્યા. વિભા તો હજી બાળક હતી અને આવી આવી પ્રવૃત્તિઓના અનિષ્ટ પરિણામનો તો એને ખ્યાલ સરખો પણ ન હતો. એ તો પ્રફુલ્લને શુધ્ધ પ્રેમથી ચહાતી આવી હતી અને આ શુધ્ધ પ્રેમમાં એના પતિની કોઇ પણ પ્રવૃત્તિ ન્યૂનતા કરી શકે એમ ન હતું.

આવી પરિસ્થિતિને લીધે કિરણ ઘણો જ ખિન્ન અને ચિંતાતુર રહેવા લાગ્યો. આ કાવત્રાંખોર મંડળની પ્રવૃત્તિઓ સામે આખઆડા કાન કરીને પોતાના બનેવીની વિનાશકારક હિલચાલોને પોતે જ ઉત્તેજન આપી રહ્યો હતો એ સત્ય એનાથી અજ્ઞાત નહોતું, પણ એ એવી વિષમ સ્થિતિમાં મૂકાયો હતો કે એનાથી કંઇ પણ બોલી શકાય એમ નહોતુ. એની દશા સુડી વચ્ચેની સોપારી જેવી થઇ હતી. પોલીસ ચોકીમાં જઇને બધો ય ભેદ ફોડી દે તો પ્રફુલ્લને આ વિપ્લવવાદીઓની પ્રવૃત્તિઓમાંથી છોડાવી શકાય, પણ એમ કરવા જતાં પ્રફુલ્લને રાજ્યદ્રોહ કરવા માટે પોલીસ પકડે એ પણ ભય હતો, અને આમ થાય તો પ્રફુલ્લની વ્હાલસોયી પત્ની—પોતાની વ્હાલી વ્હેન—ને માથે આસમાન તૂટી પડે એવું થાય. કિરણને કશો ય માર્ગ સૂઝ્યો નહિ. પોતાને માથે ભલે દુઃખના ડુંગરો તૂટી પડે, પણ વિભાને લ્હેજ પણ આંચ આવે એ તો એનાથી કદી પણ ન ખમી શકાય.

આવે સમયે એક રોમાંચક ઘટના બની. કલકત્તાથી ચિતાગોંગ ટ્રેનમાં મુસાફરી કરતા એક યુરોપીયનને સખ્ત માર મારવામાં આવ્યો અને તેની ઘડિઆળ, વીંટી વિગેરે સઘળી ય કિંમતી વસ્તુઓ લુંટી લેવામાં આવી. આ બનાવ બન્યો તેને આગલે દિવસે જ યુરોપીયન ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટના બંગલાની પછવાડે સંતાડેલો એક બૉમ્બ શેલ મળી આવ્યો હતો. આને લીધે બંગાળાના યુરોપીયન સમાજમાં ઘણી જ હોહા થઇ રહી અને પોલીસ પર સખ્ત ટીકાઓનો વરસાદ વરસી રહ્યો. હવે પોલીસખાતું ચુપકી પકડે એમ નહોતું; છૂપી પોલીસના ચાર અમલદારોને આ રાજ્યદ્રોહી ટોળીની તપાસ કરવાને માટે યોજવામાં આવ્યા. ત્રણ દિવસમાં જ સી. આઇ ડી ની મદદથી અમલદારોએ એક કાવત્રાંખોરોની ટોળીને શંકાથી પકડી. આ ટોળી પ્રફુલ્લ અને તેના બળવાખોર મિત્રોની જ નીકળી. પોલીસની ખાનગી તપાસમા બીજા બધા નિર્દોષ ઠરી છૂટી ગયા, પણ આ રાજ્યદ્રોહી મંડળના આગેવાન તરીકે કેસ ચલાવવા માટે પોલીસે પ્રફુલ્લને પોતાના કબજામાં રાખ્યો. આ સ્થિતિ ઘણે અંશે પ્રફુલ્લના અસંબધ્ધ ખુલાસાને જ આભારી હતી. પોલીસને તે કંઇ પણ સંતોષકારક ખુલાસો ન આપી શક્યો: જે ભાંગ્યોતુટયો ખુલાસો આપવાનો પ્રયત્ન કર્યો તેને લીધે તો તે વધારે ને વધારે પોલીસની જાળમાં ફસાયો.

આ બનાવ પછી કિરણને પ્રફુલ્લ પર ઘણો જ ધિક્કાર આવ્યો. જે દિવસે ટ્રેનમાં યુરોપીયનને લુંટવામાં આવ્યો તે જ દિવસે છેક મધ્યરાત્રિએ પ્રફુલ્લ ઘેર આવ્યો. બીજે દિવસે સવારે કિરણે જોયું કે પ્રફુલ્લની આંગળીએ એક મૂલ્યવાન હિરાજડીત વીંટી શોભી રહી હતી: એના ખીસામાં એક સુંદર છેડા સાથેનું ઘડિઆળ પણ તેની દૃષ્ટિએ પડયું. કિરણને સત્ય સ્થિતિ સમજતાં વાર ન લાગી. તરત જ તેણે નિશ્ચય કર્યો કે પ્રફુલ્લે જ ટ્રેનમાં પેલા નિર્દોષ યુરોપીયન પર હુમલો કર્યો હતો અને વીંટી, ઘડિયાળ વિગેરે ચોરીનો માલ હતાં. પોતાને સ્વદેશવત્સલ કહેવડાવતો યુવક આવી અસભ્ય રીતે એક નિર્દોષ યુરોપીયન પર હુમલો

કરે અને તેની માલમતા એક સાધારણ ધાડ-પાડુની માફક લુંટી લે; એ વિચાર આવતાં વાર જ કિરણને પોતાના બનેવી પર એકદમ દાઝ ચઢી : પણ બાપડી વિભાનું ખિન્ન વદન જ તેને ચૂપકી પકડવા પ્રેરતું. તેની નાની બ્હેન હતી, માતા–વિહોણી હતી એટલે વિભાના આંસુ સરખાં પણ એ જોઈ ન શકતો.

કિરણને પોતાના સુખનો સ્વપ્ને પણ વિચાર આવતો ન હતો. તેના સઘળા સુખનો આધાર તેની વ્હાલી બ્હેન વિભા પર હતો. વિભાના સુખે એ સુખી અને એના દુઃખે એ દુઃખી થતો. અવિરત શ્રમ લઇને તે દ્રવ્યોપાર્જન કરતો, પણ તે વિભાને સુખી કરવાને માટે–પોતાને માટે નહિ. ઘણા ય સ્નેહીઓ એને કોઇ સુશિક્ષિત યુવતી જોડે લગ્નગ્રંથિથી એક થવાનું કહેતા ત્યારે તે હસીને જવાબ આપતો :—

"મારે હવે લગ્ન કરવાની શી જરૂર છે? નકામી એ ઉપાધિ શા માટે વહોરવી જોઇએ? હું તો અત્યંત સુખી છું. વિભાનાં પુત્રપુત્રી આવશે તેના લાલનપાલનમાં મારા દિવસો ક્યાંના ક્યાં ય સુખમાં પસાર થઇ જશે"

પ્રફુલ્લ જેટલા પ્રમાણમાં દેશભક્ત હતો તેનાથી વધુ પ્રમાણમાં કાયર અને બીકણ હતો. તેની ભીરુતા તેની દેશપ્રીતિને બાજુએ મૂકવા સમર્થ હતી. ઘડિયાળ અને વીંટી છૂપી રીતે વેચવા જતાં તે પોલીસના છટકામાં સહેલાઇથી સપડાઇ ગયો. પોલીસના સપાટામાં આવતાં તે ગભરાયો અને પોતાને શિક્ષામાંથી બચાવવા તેણે એમ ખુલાસો કર્યો કે વીંટી અને ઘડિયાળ કિરણે તેને વેચવા મોકલ્યો હતો : એ તો સાવ નિર્દોષ જ હતો : અને કિરણને લીધે એ પોલીસના હાથમાં સપડાયો હતો !

આવતી કાલે પોલીસકોર્ટમાં કિરણની જુબાની લેવાવાની હતી અને એ જુબાની પર જ પ્રફુલ્લનું ભવિષ્ય લટકી રહ્યું હતું.

ખરેખર ! કિરણના શબ્દો પ્રફુલ્લને નિર્દોષ ઠરાવવા સમર્થ હતા. પણ આમ થાય તો કિરણને પોતાને જેલનિવાસી થવું પડે અને પારાવાર દુઃખો ખમવાં પડે. આ ઉપરાંત લોકોમાં તેની અપકીર્તિ થાય તે જુદી; તેનું અત્યાર સુધીનું નિર્મળ અને પવિત્ર ચરિત્ર કાલિમાના શ્યામ ડાઘથી કલંકિત થાય. જનતાની દૃષ્ટિમાં ચોર, લુટારા અને કાવત્રાંખોર ઠરવું એ આઘાત પણ કિરણને માટે અસહ્ય નીવડે.

હા, પણ પોતાની એકમાત્ર બ્હેનના સુખને ખાતર કિરણ આ પગલુ લેતાં પણ અચકાય એમ ન હતો. એના મગજમાં અસંખ્ય નાના પ્રશ્નો ઉદ્ભવ્યા. પ્રફુલ્લ કેદમાં જાય પછી શું મોઢું લઇને તે પોતાની બ્હેન પાસે જઇ શકે? સરળતાની મૂર્તિ સમી વિભા જ્યારે આંસુભીની આંખથી એને એમ પૂછે કે : "ભાઇ, તું પણ એને કેદમાં મોકલતાં અચકાયો નહિ? કિરણ, મારા ભાઈ, તને પણ તારી બ્હેનની દયા ન આવી?".

આ તરંગોએ એના નિશ્ચયને દૃઢતર બનાવ્યો. પોલીસના હાથમાં એક વખત વીંટી અને ઘડિયાળ આવ્યાં છે, એટલે તેઓ ગમે તેને પણ આને માટે સખ્ત શિક્ષા કર્યા વિના રહેવાના નથી. કોઇને પણ જેલમાં જવુ પડશે એમાં કંઇ પણ શંકા નહોતી— અને પ્રફુલ્લને બદલે કિરણ જેલમાં જાય તો શું ફરક પાડવાનો હતો?

એક વખત કિરણને એમ પણ વિચાર આવ્યો કે એના કેદમાં જવાથી વિભાને કેટકેટલાં દુઃખ પડશે. પણ પતિવિયોગથી જે દુઃખ વિભાને માથે ઝઝુમે તેનું ચિત્ર વધારે સ્પષ્ટ રંગોથી એના દૃષ્ટિપટ પર પૂરાયું.

"હા, પ્રફુલ્લના વિયોગ કરતાં મારો વિયોગ એ સહેલાઇથી ખમી શકશે. બસ, એ જ મારો છેલ્લો નિશ્ચય," એમ તે વિચાર માળાના મણકા ફેરવતો ફેરવતો બબડીને ઉઠ્યો.

( ૩ )

આજે કોર્ટમાં જતી વખતે શા માટે ભાઇએ આટલા બધા સ્નેહથી વિભાને નાની હતી તે વખતની પેઠે કપાળ પર અનેક ચુંબીઓ કરી, શા કારણસર ભાઇએ આંસુથી તેનું વદન ભીંજવી નાખ્યું તે બધુ બિચારી વિભા કંઇ જ સમજી ન શકી. એનો ભાઇ આટલો મૃદુ અને કોમળ ભાગ્યે જ થયો હશે. આજે આમ કરવાનું શું કારણ હશે તે બહુ બહુ વિચાર કરવા છતાં ય વિભાને સમજ ન પડ્યું. એની બાળક સમી રીત પ્રમાણે તેણે ભાઇને કોટી કરી અને પુછ્યું, " હેં ભાઇ, તું એમને છોડાવશે ને ? "

કિરણે તરત જ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી લીધું અને વિભાના વિખરાયલા વાળની લટ સમારતાં જવાબ આપ્યો 'વ્હાલી બ્હેન, તું એમ શા માટે ધારે છે કે હું એને નહિ છોડાવું ? આજે સાંજે જ નિર્દોષ ઠરીને એ હસને મુખડે તારી પાસે આવશે પણ બ્હેન..." અચકાતો હોય એમ તેણે ઉમેર્યું "એ આવે ત્યારે એક વાત જરૂર ધ્યાનમા રાખજે. એને ગમે તેમ કરીને કોલેજ અને વિપ્લવવાદીઓનુ મંડળ ત્યજી દેવાની વિનંતિ કરજે. હવે તો એને ગૃહપતિની ફરજ સ્વીકારવી પડશે વિભા, બહેન, તું આટલું જરૂર કરજે."

કિરણ આમ શા માટે બોલી રહ્યો હશે ? વિભાને ચિંતા થવા માંડી અને તરત જ પ્રશ્ન પુછ્યો "ભાઇ, તું જ એમને સમજાવીને ન કહે ? મારૂં કહેવું તો એમના ધ્યાનમાં નહિ ઉતરે અને તારૂં કહેવું તો એ જરૂર માનશે."

મહામહેનતે કિરણે પોતાના વદન પર હાસ્ય આણ્યું : વિભાને ચુંબન કરીને કહ્યું. "બહેન, હવેથી તે, પ્રફુલ્લબાબુ, જરૂર તારાં વચનોને માન આપશે. હું પણ એમને કહીશ તો ખરો અને તું પણ કહેજે."

આટલું બોલતાં બોલતામાં તો એનું હૈયું ભરાઇ આવ્યુ. અંતે ગળગળે સ્વરે તેણે વાકય પુરૂં કર્યું .

"બ્હેન, હવે મને રજા આપ."

( ૪ )

"હા, આ યુરોપીયન પર ટ્રેનમાં હુમલો કરવાને માટે હું જ જવાબદાર છું. અમારી મંડળીના સભ્યોની પવિત્ર ફરજ પ્રમાણે મેં આ પ્રમાણે ભુતકાળમાં ઘણા ય વિદેશીઓને લુંટી અમારી મંડળીના ખજાના ભર્યા છે. આ યુરોપીયનની વીંટી તથા ઘડિઆળ પણ મેં જ કાઢી લીધાં હતાં અને મારા સિવાય અન્ય કોઇને પણ આ હુમલાનો યશ લેવાનો હક્ક નથી પૈસા મેળવવાને માટે એ બન્ને વસ્તુઓ તરત જ વેચવી આવશ્યક હતી અને હું વેચવા જાત તો તરત જ પકડાઇ જાત તેથી મેં પ્રફુલ્લ બાબુને આ કાર્ય કરવા વિનવ્યા હતા એ તદ્દન નિરપરાધી છે એમને આ બાબતની કઇ પણ ખબર ન હતી, નહિ તો આવું કાર્ય એ કદાપિ પણ માથે ન લેતે. મારે લીધે જ એ બિચારા હેરાનગતિમાં આવી પડ્યા છે."

કિરણ બાબુએ એક નીતિમાન્ શહેરી તરીકે સારા ય શહેરમાં કીર્તિ સંપાદન કરી હતી. એના મુખમાથી ઉપરોક્ત ઉદ્ગારો બહાર પડતાં પોલીસ કોર્ટમાં હાજર રહેલા સઘળા પ્રેક્ષકો આશ્ચર્યમાં ડુબી ગયા. કોર્ટમાં હાહાકાર થઈ રહ્યો.

જે યુરોપીયન ગૃહસ્થ પર હુમલો કરવામાં આવ્યો હતો તેણે ઘડિઆળ અને વીંટી પોતાના હોવાની સોગંદપુર્વક સાક્ષી આપી. કોર્ટના વકીલે એને પ્રશ્ન કર્યો.

"તમે આરોપીને ઓળખી શકો છો ? તમે ખાત્રીથી માનો છો કે એણે જ તમારા પર હુમલો કર્યો હતો ?"

"હું બરાબર કહી શકતો નથી કે આજ માણસે હુમલો કર્યો હતો કે એના જેવા કોઇ બીજાએ. એક દેશીને બીજા દેશીઓમાંથી પારખી શકું એવી સ્થિતિમાં હું નથી. પણ હું ધારૂં છું ત્યાં સુધી આજ માણસે મારા પર હુમલો કર્યો હતો."

યુરોપીયનની આવી સાક્ષીથી અને ચોરાયલી માલમતા કિરણ પાસેથી મળતાં કિરણ પર રાજ્યદ્રોહી મંડળીના સભ્ય હોવાનો આરોપ સિધ્ધ થઇ ચૂકયો.

પ્રફુલ્લ નિર્દોષ ઠર્યો તે છતાં પણ કોર્ટ રૂમમાંથી ખસવાનું તેને સાનભાન ન રહ્યું. પત્થરમાંથી કોરેલી મૂર્તિની માફક તે સ્તબ્ધ થઇને કિરણ તરફ અનિમિષ નયને નિહાળી રહ્યો. કેમ જાણે પૃથ્વીતલ જોડે ચોટી ન ગયો હોય એમ તે હાલ્યા ચાલ્યા સિવાય એક જ ટેકથી દૃષ્ટિ ઠેરવી ઉભો રહ્યો હતો! કિરણના મુખમાંથી નીકળતો એક એક શબ્દ તેના હૃદય પટને વિંધી નાખતો અને છાતીમાં અણીયાળા ભાલાની માફક ભોંક ઇ જતો. અંતમાં જ્યારે કિરણ પરનો આરોપ પૂરવાર થઇ ચૂકયો અને એને દેશનિકાલની શિક્ષા કરવામાં આવી ત્યારે તો એનું મગજ ઘુમવા માંડ્યું અને એને શળની વેદના થવા માંડી. તેણે એકથી વધુ વખત વિચાર કર્યો કે સત્ય બોલીને કિરણબાબુને બચાવી લેવા; પણ એની વાચાએ એનો ત્યાગ કર્યો હોય તેમ એ કંઇ પણ બોલી ન શકયો. ફકત એ તાકી તાકીને કિરણના વદન સામું જોઇ રહ્યો. કિરણનું વદન ઓજસ્વી અને સૌમ્ય બની રહ્યું હતું, તેની આંખમાં ત્યાગની શાંતિ રમી રહી હતી. આ ભવ્ય વદનના ઓજસૂથી પ્રફુલ ઝંખવાણો પડી ગયો. કિરણની તેજસ્વી મૂર્તિ સામે તે વધારે વખત જોઈ ન શકયો. તે એક અસહ્ય મનોયાતના ભોગવી રહ્યો અને ભાન ભુલેલાની પેઠે આમતેમ જોવા લાગ્યો.

પણ જ્યારે કિરણને પોલીસો ત્યાંથી લઇ ગયા ત્યારે જંજીરના ઝણકારથી પ્રફુલ્લ પોતાની તંદ્રામાંથી જાગ્યો. એક નિર્દોષ મનુષ્ય-પોતાની પત્નીનો એક ભાઇ-કારાગૃહના અંધકારમાં પડીને આત્મત્યાગનું જ્વલંત દૃષ્ટાંત આપી રહ્યો હતો, જ્યારે તે પોતે-એક નરાધમ, પાપી, શિક્ષાની શૃંખલામાંથી છટકી જતો હતો.

આ વિચારથી જ પ્રફુલ્લ આપાદમસ્તક કંપવા લાગ્યો; એટલામાં બે શબ્દ બોલવાની રજા લઇને કિરણ તેની સમક્ષ આવી ઉભો અને જાણે કંઇ જ ન બન્યું હોય તે પ્રમાણે શાંત સ્વરે તેણે પ્રફુલ્લને ઉદ્દેશીને કહ્યું ;

"પ્રફુલ્લબાબુ, ભાઇ, તમે ખુશીથી ઘેર જાઓ અને આનંદમાં દિવસ પસાર કરો. આજે છેલ્લી વખતે હું તમને મારો આશીર્વાદ આપી દઉં મારૂં જે કંઇ પણ છે તે હું તમને તથા વિભાને અર્પણ કરૂં છું હવે મારા પુનરાગમનની આશા ન રાખશો. વિભાને કહેજો કે ... ...."

વિભાનું નામ આવતાં તે વધુ બોલી ન શકયો. આંસુ રોકવાના ઘણાય પ્રયત્નો કર્યા, છતાં તે નિષ્ફળ નીવડયો અને તેની આંખમાંથી સતત્ અશ્રુધારા વહી રહી; આવેશને લીધે તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. મહા મહેનતે તે આંસુનાં પૂરને ખાળી શકયો અને ગળગળા થઇને તેણે વાક્ય પૂર્ણ કર્યું, "વિભાને કહેજો કે મારે માટે દુઃખી ન થાય, જે અજ્ઞાત પ્રદેશમાં મારૂં ભાવી મને દોરી જાય છે ત્યાં હું વિભાના સુખી સ્મરણોથી જ મારી કાયા ટકાવી શકીશ. મારી બ્હેનનું હસતું વદન જ મારૂં દુઃખ ભુલાવશે. પ્રફુલ્લ બાબુ, મારી વિભાને જરા પણ દુભવશો નહિ. એ બ્હેનના સુખને ખાતર જ હું આજથી અનંત અંધકારમાં વિલીન થવાનું સ્વીકારી લઉં છું."

કિરણના શબ્દો હજી પૂરા થાય તે પહેલાં તો પ્રફુલ્લ એના ચરણમાં ઢળી પડયો અને આંસુથી એના ચરણો ભીંજવી દીધા. "ભાઇ, વડિલ

ભાઇ, કિરણ બાબુ' લથડને સ્વરે તે બોલવા ગયો.

કિરણે તરત જ એને ઉઠાડયો અને વધુ બોલતાં અટકાવ્યો.

"પ્રફુલ્લબાબુ, આમ બાળકની માફક શું કરતા હશો ? જાઓ, ઘેર જાઓ, વિભા બિચારી ચિંતામાં ને ચિંતામાં તમારી વાટ જોતી અડધી થઇ ગઇ હશે. એને દુઃખી ન થવા દેતા એને આશ્વાસન આપજો અને એમ જ કહેજો કે બે ત્રણ વર્ષમાં હું છૂટી જઇશ."

આ શબ્દો પૂર્ણ થતાંની સાથે જ પોલીસો કિરણને ત્યાંથી લઈ ગયા

પ્રફુલ્લ ગાંડાની માફક લથડીયાં ખાતો ખાતો ગૃહ ભણી પ્રયાણ કરવા લાગ્યો.

( ૫ )

વિભા ઘરની બારીએ બેઠી બેઠી રસ્તા પર નજર નાંખી રહી હતી. તેની સુઝી ગયેલી આંખો તરત જ કહી આપતી કે આખો ય દિવસ એણે રડવામાં વીતાડયો હોવો જોઇએ. પ્રફુલ્લને દૂરથી આવતો જોતાં તરત જ તે નીચે ઉતરીને ઘરને આંગણે જઇ ઉભી. પ્રફુલ્લ આવ્યો અને હર્ષથી ઉભરાતે હૈયે પત્નીએ પતિને આવકાર આપ્યો.

"હું તો માનતી'તી જ કે જજ સાહેબ તમને નિર્દોષ ઠરાવીને છોડી મૂકશે વ્હાલા, હવે તો તમને ફરીથી એ લોકો નહિ પકડે-ને ?"

"પણ વ્હાલી, એ લોકોએ મને છોડવો નહોતો જોઇતો. તારો પતિ, તું માને છે તેમ નિર્દોષ નથી. તેના હસ્તે કરપીણ કૃત્ય થયું છે, જેને માટે તેને દેશનિકાલની સજા......"

પ્રફુલ્લ વધુ બોલી ન શકયો "દેશનિકાલ" શબ્દ ઉચ્ચારતાં જ જાણે એને એ શિક્ષા ન થઇ હોય તેમ અચાનક એના શરીરમાંથી ભયનું એક લખલખું પસાર થઇ ગયું. વખતે હાથમાં આવેલો પોતાનો પતિ જાણે ફરીથી પકડાવાનો ન હોય એ વિચારથી વિભા, પ્રફુલ્લ પોતાનું વાકય પુરૂં કરે તે પહેલાં, બોલી ઉઠી;

"પ્રફુલ્લ, વ્હાલા, તમે એવા શબ્દો શા માટે બોલતા હશો? હવે તો તમે નિર્દોષ ઠરીને છૂટી ગયા છો, માટે ભવિષ્યમા તમારે આવી રાજ્યદ્રોહી બાબતોમાં કદી ય ભાગ ન લેવો. મારી આટલી વિનંતી તો જરૂર સ્વીકારશો ને ?"

પ્રફુલ્લે પત્નીનાં વચનો અડધાં સાંભળ્યાં ન સાંભળ્યાં. તેનું ઉદાસ ચિત્ત તેને આ શબ્દો સાંભળવા જેટલી શાંતિ આપે એમ ન હતું. એક જ વિચારે તેને લગભગ શૂન્યમનસ્ક કરી મૂકયો.

'વિભા મારે માટે શું ધારશે?' એ બીચારીને ઓછી ખબર છે કે મારી નિર્દોષતા પુરવાર કરવાને કેટલું મોંઘું મૂલ્ય આપવું પડ્યું છે! અને એના પ્રાણથી ય પ્રિય બંધુના વિયોગદુખમા હું એને શું મોઢું લઇને સાંત્વન આપી શકીશ ?

એનાથી વધુ વિચાર ન કરી શકાયો. મગજ ફરતું હોય એમ તેને લાગ્યું અને આખું ય જગત અંધકારથી વ્યાપી રહ્યું હોય એમ તેને થવા માંડ્યું. માથુ દુઃખવાનું બ્હાનું કાઢી તે સૂઇ ગયો.

ત્રણ ત્રણ દિવસ પોલીસ ચોકીમાં પરહેજ રહેવાથી પોતાના પતિને બરાબર ખોરાક નહિ મળ્યો હોય એમ ધારીને આજે વિભાએ ભાતભાતની વાનીઓ કરવા માંડી. રસોઇમાં એનું ચિત્ત પરોવાયું હોવાથી હજી સુધી ભાઇ ઘેર નહોતો આવ્યો એ વાતની એને ખબર ન રહી.

રસોઇ તો કયારની ય થઇ ગઇ હતી, પણ કિરણ હજી સુધી આવ્યો ન હોવાથી વિભાને સ્વાભાવિક રીતે ચિંતા થવા માંડી. પરન્તુ કોઇ કોઇ વખત કિરણ કલબમાંથી મોડો આવતો એટલે બ્હેનને લાગ્યું કે ભાઈ આજે

કલબમાં ગયો હશે. થોડો વખત તેની વાટ જોઇ તેણે પ્રફુલને કહ્યું "ચાલો, તમે તો જમી લો. તમે બહુ ભૂખ્યા હશો. ભાઈની વાટ જોવી નકામી છે. એ તો વખતે કલબમાં ગયો હોય તો આવતાં મોડું પણ થઇ જાય."

પ્રફુલ્લે કંઇ જવાબ ન વાળ્યો, તેમજ બેઠા થવાનો પ્રયત્ન પણ ન કર્યો.

"વ્હાલા. ઉની ઉની રસોઇ જમી લો ને!" પ્રેમઘેલી પત્નીએ ફરીથી આગ્રહ કરી.

હજી ય પ્રફુલ ઉઠયો નહિ એ તો પાસું ફેરવીને સુઇ રહ્યો હતો. વિભા એની પાસે ગઇ અને જોયું તો આખો ય તકીયો આંસુથી તરબોળ થઇ રહ્યો હતો

વિભાને કંઇ સમજ ન પડી. આશ્ચર્ય અને ભયની લાગણીઓએ તેના શરીરમાં પ્રવેશ કર્યો. ધીમે ધીમે તે ચિંતાતુર વદને તકીયાની બાજુમાં બેઠી,

"પ્રિય, આમ રડો છો શા માટે?" પતિનાં આંસુ લુછતાં લુછતા તેણે પ્રશ્ન કર્યો, "એવું તે શું બન્યું છે કે જે મને પણ ન કહી શકાય?"

આટલું કહેતા કહેતામાં તો તેની આંખમાં પણ આંસૂ આવી ગયાં.

પ્રફુલથી આ દ્રશ્ય વધુ ન જોઇ શકાયું. વિભાને પાસે ખેંચી, ઉર સરસી દાબીને, તેણે કહ્યું "વિભા, વ્હાલી, તારા ભાઇ તો આપણો ત્યાગ કરીને સદાને માટે ચાલ્યા ગયા."

આ આઘાત વિભાને માટે અસહ્ય હતો, તે અવાચક બની ગઇ, પ્રફુલના ભુજપાશમાંથી તે એકદમ નીકળી આવી અને ડુસકાં ખાતાં ખાતાં પૂછ્યું "શું? શું કહ્યું તમે? હું આ શું સાંભળી રહી છું? ફરીથી કહો તો? મારો ભાઇ......"

"તારા ભાઇ હમેશને માટે આપણો ત્યાગ કરીને ગયા! વિભા, તારે ખાતર—મને બચાવવાને માટે– મારો ગુન્હો એણે ખુશીથી પોતાને માથે વહોરી લીધો અને હસતે મુખડે દેશનિકાલની કારમી શિક્ષા સ્વીકારી. આ તારા કાયર પતિને લીધે તેં તારા વ્હાલા બંધુને હંમેશને માટે ગુમાવ્યો છે. વિભા, વિભા, આજે હું એક નિર્દોષને દોષિત ઠરાવી છટકી આવ્યો છું. આના કરતાં વધુ પાપ કયું હોય? વિભા, તારો પતિ એક અધમ પાપી છે.........ના, ના, હવે એ તારા પવિત્ર સ્પર્શને પણ લાયક રહ્યો નથી,"

"ઓ ભાઇ, ભાઇ, તારી વિભાને અટુલી મૂકીને તું કયાં ચાલ્યો ગયો?......"

બીજી જ પળે વિભા મૂર્છા ખાઇને પૃથ્વી પર પડી: * —સંપૂર્ણ—



* સૂચિત.



# જહોન ગાલ્સવર્ધી

## વીસમી સદીના આ મશહુર લેખકનો ટૂંક પરિચય

મૂળ લેખિકા મીસીસ સી. એ. ડાઉસન-સ્કોટ
અનુવાદ કરનાર: રા. રા "ચન્દ્રાપીડ"

મી જહોન ગાલ્સવર્ધીને હું પહેલવહેલી તેમની ભત્રીજી મીસ ડોરોથી એસ્ટન-જે એક લેખિકા છે-મારફત મળી. મીસ ડોરોથી મને તેમની પાસે ખાસ ઓળખાણ કરાવવા નહોતી લઇ ગઇ, પણ તેને મળ્યા પછી મારૂં સાહિત્યશોધકવૃત્તિવાળું મન મી. ગાલ્સર્વધી અને તેમણે ઉત્પન્ન કરેલ સાહિત્ય તરફ વળ્યુ અને એક દિવસ જ્યારે એક સભામાં મેં તેમને મારી સન્મુખ જોયા ત્યારે તેમનો માયાળુ શોભીતો ચ્હેરો, તેમનું વિશાળ લલાટ, હાથમાં જે કાર્ય હોય તે તરફ એકાગ્ર ભાવે લક્ષ આપવાની તેમની ટેવ, એ સર્વથી મે વિચાર કર્યો કે હું તેમને મળું ને તેમની જોડે વાત કરૂં.

ને મે તેમ કર્યું.

લોકો કહે છે કે "જેમ જેમ માણસની કીર્તિ વધે તેમ તેમ તે રૂઢીને ઓછા માનનારો બનતો જાય છે" અને જો આમાં તમે વાચો લ્યો તો છેવટ લોકો એમ તો કહેશે કે "એ મોટો માણસ પોતાનું પોતાપણું અમુક અંશે ભુલી ગયેલો તો હોય છે જ"

આ વાત જ્યારે હું એક વખત મી એચ. જી. વેલ્સને મળી ત્યારે મને યાદ આવી મી. વેલ્સ પોતાની સનમુખ જે બાબત હોય તેના પર સામી અસર ( Reaction ) બહુ ઝડપથી કરે છે. ખરૂં જોતા મી. વેલ્સ પોતાનું પોતાપણું જાણી શકતા નથી તેનુ કારણ એ છે કે તેઓ બહુ જ કામમા રહે છે મી ગાલ્સવર્ધીની નમ્રતા જૂદી જ જાતની છે. મી વેલ્સ પોતાને ભૂલી જાય છે, જ્યારે મી ગાલ્સવર્ધી ખરેખર નમ્ર છે. અમુક બાબતોમા તે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય ધરાવે છે, પણ ન્યાયને ખાતર સામા માણસની દરેક દલીલ સાંભળવા તે તૈયાર છે. તેમણે જો કે નાનપણમા 'હેરો' અને 'ઓકસફર્ડ' માં કેળવણી લીધી છે, છતા સાંકડા અભિપ્રાયો બાંધવાની ટેવથી તેઓ મુકત છે. તેમના મૃદુ લાગણીમય આત્માની સમીપે જગતે દુઃખનો પહાડ રજુ કર્યો છે, અને તેથી "Strife" "Justice" વિગેરે તેમના નાટકોમાં તેમણે સામાજીક બાબતો ચર્ચી છે તેમની એવી માન્યતા જણાય છે કે જો માણસ દરેક બાબતમાં સત્ય ઘટના અને સત્ય વસ્તુસ્થિતિ તપાસે તો આપણા કાયદાઓ ખરેખર બદલાઈ જાય અને આપણી હાલત ખરેખર સુધરે

એક અગ્રેજનું હૃદય દુખથી દ્રવે છે એ ખરૂં, પણ દ્રવ્યા વિના તે નથી જ રહેતુ, ડીકન્સે પોતાના વખતમાં જે જે સામાજીક દુઃખો હતાં તે સામે અવાજ કાઢેલો ને કેટલાંક દૂર પણ થયેલાં. મી ગાલ્સવર્ધીનાં નાટકો પણ આજ એવી જ અસર કરી રહયાં છે

તેણે આપણને આપણા ચાલુ જમાનાનો ઇતિહાસ જ બતાવ્યો છે તેણે સુધારાઓ સૂચવ્યા છે, તેણે એથી પણ વધારે કર્યું છે. અનેક સર્જનશકિત ધરાવનારા લેખકોની પેઠે તેનું મન વિવિધતાવાળુ છે. માત્ર કળાકાર, માત્ર ઇતિહાસવેત્તા, માત્ર સુધારક, માત્ર મુસાફર, માત્ર નાટકકાર કે માત્ર કવિ થતાં તેમને સંતોષ નથી. તે કાર્ય પણ કરે છે. તે આચરે છે, વર્તે છે

મને એક વાર એમ લાગેલુ કે આખી દુનિયાના જુદા જુદા દેશો ને જાતિઓ એક બીજા સાથે સંપર્કમાં રહી શકે છે તેનું કારણ લેખકો જ છે આપણે પુસ્તકો, ચોપાનીઆં, વર્તમાનપત્રો વાંચીએ છીએ ને બીજી પ્રજા કે દેશો વિષે જાણીએ છીએ ને આપણે અનુભવીએ છીએ કે મનુષ્યત્વ લગભગ દરેક દેશમાં ને દરેક જાતિમાં સરખું છે તેથી મારી એવી માન્યતા છે કે દુનિયાની બધી પ્રજાઓના લેખકોનું એક મંડળ સ્થાપવામાં આવે તો પરસ્પર સમભાવ ને મૈત્રિ વધે તથા તે ઉપરાંત વિચારોની આપલે કરતાં કરતાં મનુષ્યત્વનું એક અમુક ધોરણ-એક અમુક કક્ષા-નક્કી થાય

કોઇ નવો વિચાર મી ગાલ્સવર્ધીની સન્મુખ રજુ કર્તાં-પછી તે રજુ કરનાર ગમે તે હોય-તે તેના તરફ સંગીન લક્ષ આપે છે. તેની પાસે જે રજુ કરો, તે પર તે પાકો વિચાર કરે છે તે એટલું બધું કામ કરે છે કે આપણે હેરત પામી જઇએ. દિવસના કલાકો તો અમુક સખ્યામાં જ હોય છે, છતાં તેને એટલો બધો સમય કયાંથી મળતો હશે એ વિચાર આપણને મુંઝવે તેવો છે. અલબત્ત, તેમનાં પત્ની તેમની મદદે છે જ.




લેખક: રા. 'ચક્રવાક'　　　　ચિત્રકાર: રા. "મધુ."

( ગયા અંકથી ચાલુ )

—મંદાક્રાંતા—

૨૨

તેની શોભા અકથનીય છે તેમ ટાણું ય જુદું
તારે મારી પ્રિય સખી કને સદ્ય છે પ્હોંચવાનું ;
આલેખું હું, કંઇક નજીવુ જાણું તું ચંચુપાત
જેની કીર્તિ, કવન સુણતાં કર્ણ તારા પવિત્ર.

૨૩

ત્રિ બાજુએ, ઘનઘુઘવતા સાગરોના તરંગ
પાડે તેના તુમુલ પડઘા ગીર સિંહો પ્રચંડ ;
ક્ષત્રીઓનાં નસરૂધીરમાં વીર્યની છોળ ઊડે,
એવો મોંઘો, ભવભૂતિભર્યો દેશ સૌરાષ્ટ્ર શોભે

૨૪

ગોર ભે શું, ગગન ઉછળી નાચતા પ્રેમ શૌર્ય
જેના આરે, જીવનબલિના ઉત્સવો ઊજવાય,
જેના ગાતું, જગ, જીવન ને મૃત્યુનાં કીર્તિગાનો
એવા વીરો, નરવરભર્યો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૨૫

માને વીરો, સમરભૂમિને ભોગવિલાસ શય્યા
તલ્વારોને પ્રિય રમણીઓ, યુદ્ધને કામક્રીડા ;
હોમે રંગે તનમન ગણી યુદ્ધને સ્વર્ગદ્વાર
એવો ઘેલો, રણસુરતમાં ધન્ય સૌરાષ્ટ્ર દેશ.

૨૬

ક્ષત્રી બચ્ચા, કદી ન ભરતા યુધ્ધમાં પેની પાછી ;
માથું મૂકે, પણ ન નમતા ભીષ્મ એવા અટંકી.
દોડે કાઠી, કુલવીર રણે સત્ય ને ધર્મ માટે
એવો ટેકી, અટલ ઝનુની દેશ સૌરાષ્ટ્ર શોભે.

૨૭

જ્યાં તેજીલા હય હણહણે, યુધ્ધવાજિંત્ર વાગે
સામંતોના પુલક પુલકે શૌર્યની સેર ફૂટે ;
હાંકોટાથી, ધરણી ધ્રુજવે ખડ્ગના ખેલ ખેલે,
એવા વીરો, વિભૂતિ વહતો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૨૮

ક્ષત્રીઆણી, બખતરતણી સાંકળી વજ્ર ગૂંથી
રંગી વાઘા, ઉરરસભરી, કેસરે કંકુ ઘોળી ,
વ્હાલાઓને હય સજ્જ કરી પાઠવે યુધ્ધવાટે
એવો રંગી, રણરતિભર્યો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૨૯

સ્વામી સંગે રણવિહરતી ધન્ય વીરાંગના શ્રી
શત્રુ સામે પૂર ઝઝૂમતી ચડી ચામુંડી રૂઠી ;
ચિત્તામાં યે હસિત મુખડે કાંત આલિંગી સૂએ
એવો મોંઘો, રણરમણીનો દેશ સૌરાષ્ટ્ર શોભે

૨૦

સંતાનોને ગળથુથી મહિ સિંહણો શૌર્ય પાતી
ગાતી ઘેરાં કુળયશગીતો પારણામાં ઝૂલાવી ;
બાંધી બાહુ અજીત કવચો મૃત્યુના મંત્ર ભાખે
એવી વીરી, કુળવતીભર્યો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૧

ગૌ વિપ્રોના, અભય શરણાં કેસરી દ્રુધ મલ્લો
હિમાદ્રિશા, અડગ વ્રતના પાટવી કર્મવીરો ;
અંગે અંગે, ઝરણ ઝમતાં શૌર્ય ઔદાર્ય કેરાં
એવો દૈવી, ભવભગવતો દેશ સૌરાષ્ટ્ર શોભે

૩૨

કુંજે કુંજે, શ્રવણ સુરીલી ભકિતની વેણુ વાગી
હૈયે હૈયે, અલખ રસની એકતા તાન જાગી;
આત્મે આત્મે શિતળ ઝરણી તાન ચંદ્રામૃતોની
એવો મીઠો, મહી મહકતો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૩

છૂટા હાથે, સખી કુદરતે દિવ્ય સૌંદર્ય વેર્યાં
શાંતિ આંજે, હરિત વસુધા, ખેતરો હીબકે જ્યાં,
સાદા સીધા, જીવન હઇડાં, ભાવી શ્રદ્ધાળુ લોકો,
લીલાવંતો, નયન સલુણો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૪

જ્યાં રંગીલી. લલિત લલના રાસડા રાસ લેતી
મીઠા કંઠે, હલક હલકે નેપૂરે ઠેસ દેતી,
શુભાગીનાં કુદડી ફરતાં સાડુલા રમ્ય ઉડે,
એવો નામી, સુરત સુરતે, દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૫

જ્યાં સ્ત્રીઓનાં, નયન નીતરે સ્નેહ આતિથ્ય સુધા
નમ્ર મિતા, વદન વરસે વેણ માપેલ મીઠા;
પુષ્પો જેવા, હૃદય મહકે ધર્મ ચારિત્ર વાસે,
એવો મોંઘો, યશશીલવતો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૬

જ્યાં ગોરીઓ, ચતુર નમણી ઉત્તમા કાર્યમંત્રી
આજ્ઞાંકિતા, મન અનુકુલા ભોજનેમા ધરિત્રી;
ને લજ્જાળુ, રસિક હૃદયા પ્રેમી, રાધા વિલાસે,
એવો દેવી, ગૃહિણીગરવો દેશ સૌરાષ્ટ્ર શોભે.

૩૭

સ્ત્રીઓ ઉંચી, ઘટ બલવતી સ્વસ્થ અંગે ભરેલી
મર્યાદિતા, વડીલ વચને, ભાવ સેવા સખીરી;
કાંતા, ભાર્યા, ગૃહિણી રમણી પત્ની અર્ધાંગના, એ,
સંપત્તિથી, સુભગ ધવલો દેશ સૌરાષ્ટ્ર શોભે.

# હિંદી રંગભૂમિના એક બાહોશ નટ મી૦ રતનશાહ સીનોર

લખનાર

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી




મી૦ સીનોર "નૂરે વતન" માં ગાઝી તરીકે — મી. સીનોર પોતાના સાદા પોષાકમાં

એ ખરી વાત કે આપણી હિંદી રંગભૂમિ સંસ્કારી જનોથી ખાલી છે, તેમા અનેક સુધારા વધારાની જરૂર છે, ધડાકાભડાકાવાળા દ્રશ્યો ગમે તેવું અસંબધ્ધ ને અર્થહીન લખાણ ' છલછલીમાં કલબલીયા જેવી ભાવહીન ને અર્થહીન ગાયનની લીટીઓ એ બધું દૂર કરવાની આવશ્યકતા છે પણ એ ભૂલવું જોઇતું નથી કે જેમ જેમ વિદ્વાનો સંસ્કારી જીવો આપણી હાલની આ અધોગતિ પામેલી રંગભૂમિ તરછોડતા જશે અને તેના તરફ ઉદાસીનતાથી જોતા જશે તેમ તેમ તેની ઉન્નતિને [illegible] ધક્કો લાતો જશે

ખરૂં જોતાં તો એ વિષયમાં-થોડાક વ્યવહારિકપણુની જરૂર છે જેમ એક બાજુએ રંગભૂમિના માલિકોએ પોતાનાં નાટકોની કક્ષા–Level–થોડીક ઉંચી કરવાની જરૂર છે તેમ બીજી બાજુએ કેળવાયલા જનસમાજે પોતાની કક્ષાથી થોડા નીચા




મી૦ સીનોર "શેરે કાબુલ"માં–રાજાના ફકીરને લીધે છુપા વેષમાં રહીને પણ તે રાજાનો પ્રાણ બચાવે છે. ફકીરના લેબાસમાં તે રાજા સામે આવે છે તે સમયનું આ ચિત્ર છે.

આવતાં શરમાવાની કે હઠ કરવાની જરૂર નથી. રંગભૂમિની હાલની અવનત સ્થિતિમાં પણ જે જે ઉર્ધ્વગામી અને ઉચ્ચ સંસ્કાર પ્રેરે એવો યત્ન કોઇ પણ નાટક કંપનીના માલિક, લેખક કે ભજવનાર તરફથી થાય તો તેને વધાવી લેવો એ હાલની રંગભૂમિની ઉન્નતિ કરવાના ઉપાયોમાંનો એક છે એવું મારૂં નમ્ર માનવું છે.

ને આવો પ્રયત્નો છેક નથી જ થતા એવું નથી. અહીં બંગાળમાં તો શ્રીયુત શિશિર ભાદુરી જેવો કળાનું યથાર્થ જ્ઞાન ધરાવતો કુશળ ને કેળવાયેલો નટ બંગાળી રંગભુમિને ઉંચે લાવવા યત્ન કરી રહ્યો છે. તેને કેળવાયલા ગોઠીયાઓ પણ મળવા લાગ્યા છે.

ગુજરાતી રંગભૂમિ પણ છેક ખાલી નથી. રા. બાલપુલ નાયકને તથા રા. સોરાબજી કાત્રકને રંગભૂમિને ઉંચે લઇ જવાની ધગશ છે. ઉર્દૂ રંગભૂમિ સૌથી વધારે કૃત્રિમ ને તડાકાભડાકા વાળી છે, પણ કાવસજી ખટાઉ, સોરાબજી ઓગરા, રતનશાહ સીનોર, દાદાભાઇ સરકારી વિગેરે નટોએ એ રંગભુમિને છેક પડતી અટકાવવામાં સારો ફાળો આપ્યો છે.




મી. સીનોર "સખી લુટેરા" માં દૂધવાળાના વેષમાં

ગુજરાતી રંગભુમિ તો છેક જ નિર્માલ્ય ને માત્ર હલકા શૃંગારિક વાતાવરણથી છવાયેલી લાગે છે.

આ સર્વ છતાં વસ્તુસ્થિતિ છેક જ નિરાશાજનક નથી નાટકકંપનીના માલિકો સમય આવતાં પોતાના સુકાનની દિશા બદલવા જરૂર રાજી થશે. કેળવાયેલો વર્ગ જેમ-જેમ આપણી રંગભુમિને ઉત્તેજન આપતો જશે ને સાથે સાથે સુધારાઓની માંગણી કરતો જશે તેમ તેમ આપણી રંગભુમિ સુધરશે.




મી. સીનોર "સખી લુટેરા" માં જુવાન લુટારા તરીકે-ગરીબો તરફ દયાભાવ અને પૈસાવાળાઓના જુલ્મ પ્રત્યે અભાવ ધરાવનારો, નિખાલસ પણ બહાદુર દિલનો

આજે હું એક એવા નટનો પરિચય "નવચેતનના" વાંચકોને કરાવવા માગું છું, કે જેનો અભિનય આપણી રંગભુમિમાં ભાત પાડે એવો છે. મી. રતનશાહ સીનોર નામે એક પારસી ગૃહસ્થ જેઓ પારસી ઇમ્પીરીઅલ નાટક મંડળીના સુકાની જેવા છે, તેઓએ હાલ પોતાના અભિનયનો પરિચય દસકત્તાને કરાવ્યો છે ને મારે ખુલ્લે દિલે કહેવું જોઇએ કે તેમનો અભિનય પશ્ચિમના કોઇ સારા નટની યાદી લાવે તેવો કુદરતી છે.

રંગભુમિને અનુકુળ થાય એવા અનેક ગુણો મી સીનોર ધરાવે છે. પ્રથમ તો તેમનું કદાવર ને ભરાવ, પણ સુગઠિત શરીર અને તેમનો બુલંદ અવાજ રંગભુમિના કાર્યમાં તેમને ઘણી મદદ કરે છે. આપણા નટો સ્વરવાળા નટો જોઇએ છીએ, પણ મી. સીનોર પોતાના સરળ ને નિર્મળ ચારિત્ર્યથી પોતાનો દેહ, પોતાનો અવાજ, પોતાનો અભિનય ને પોતાની પ્રતિષ્ટા સાચવી રહ્યા છે એ આનંદની વાત છે.




મી સીનોર 'શેરે કાબુલ'મા હિન્દુ રાજાના એક વફાદાર અફઘાન સેનાપતિના પાઠમા—વીરતા અને વફાદારીનું પાત્ર મી સીનોર આ નાટકમાં અતી સફળતાથી ભજવે છે.

નાનપણથી જ હલકા વાતાવરણમાં ઉછરે છે ને અવળે માર્ગે ચઢી પોતાની તંદુરસ્તી ખુવે છે. પરિણામે આપણી રંગભુમિ પર આપણે બેસી ગયેલાં ડાચાંવાળાં, ઉંડી ઉતરી ગયેલી આંખોવાળા, લથડતા ટાંટીયાવાળા ને ખોખરા

મી. સીનોર રંગભુમિના નટ કરતાં ચિત્રપટ (સીનેમા) ના નટ તરીકે વધુ ફતેહમંદ નીવડે એવું મારું નમ્ર માનવું છે. ચ્હેરો બદલવાની કળામાં તેઓ અદ્ભુત છે ને આંખ વડે ભાવ પ્રદર્શિત કરી મુંગો પણ સચોટ અભિનય

કરવામાં તેઓની બરાબરી કરે એવા બહુ જ જુજ નટ મેં મારી જીંદગીમાં જોયા છે.

રંગભુમિના નટને તેનો અવાજ, તેના શરીરનું કદ, તેની ચાલવાની, ઉભવાની બેસવાની ઢબ, વિગેરે મદદ કરે છે, જ્યારે ચિત્રપટના નટને ચ્હેરા પરનો ભાવ, આંખમાંનો ભાવ, ને શરીરનો અભિનય એ મદદકર્ત્તા છે. પણ રંગભુમિ અને ચિત્રપટ એ બેઉને જરૂરના હોય એવા ગુણો બહુ જ ઓછા નટમાં હોય છે અને મી શીનોર તેમાના એક છે.

મી. શીનોરમાં વળી એક બીજો ગુણ નજરે પડે છે તે એ કે તેઓ કદી વધરે પડતી એકટીંગ ( Overact ) કરતા નથી. આપણી રંગભુમિ પરના નટોમાંના ૭૫ ટકા Overact કરવામાથી બચી શકતા નથી, પણ મી. શીનોર ચ્હેરો બદલવાની પોતાની કળા વડે મર્યાદિત અભિનય કરી, ખરેખર આપણને પ્રસન્ન કરે છે. આપણા સારાસારા નટો પણ ઘણી વાર એ વાત ભુલી થાય છે કે પ્રથમ નાટકનું "સાહિત્ય" અને એ "સાહિત્ય"ને ઘટતી રીતે પ્રદર્શિત કરવા માટે "અભિનય" અભિનય એ સાહિત્યને સહાય્યકર્ત્તા છે. સાહિત્ય પ્રધાનપદે છે ને અભિનય ગૌણપદે છે, એટલા માટે સાહિત્યને Express કરવા પૂરતી જ Acting જોઇએ-વધારે નહિ.

ને એ સર્વને ટક્કર મારે એવી તેમની કળા તે જુદા જુદા "ગેટ અપ" કરવાની છે. તેમના ગેટઅપ જોતાં મી મેથેસન લેંગ યાદ આવે છે. શું સુરનો વેષ કે બુઢ્ઢા યાહુદીનો "ગેટ અપ." શું તાતારી સરદારનો વેષ કે શું ઇરાનના શાહનો 'ગેટ અપ,' શું અરબ સરદારનો વેષ કે પ્રૌઢ વણિકનો વેષ, એ બધા વેષ તેઓ યથાર્થ રીતે પહેરી જાણે છે, ને તેને લગતો દરેક "ગેટ અપ" કરવામાં કુશળ છે. આ લેખમાં આપેલા જુદા જુદા "ગેટ અપ" વાળા તેમના ફોટા જોવાથી એ વાતની ખાત્રી થશે.



મી સીનોર "બાગે ઇરાન" માં અજબ ફાટાબાજ રાજા તરીકે.

કેટલીક વાર હાથનાં આંગળાં અભિનયમાં જબરો હિસ્સો ભજવે છે. મી. સીનોરને "કોમી દિલેર' નામના નાટકમાં યાહુદીના પાઠ વખતે એ જાતનો અભિનય ફતેહમંદીથી કરતા મેં જોયા છે. આંગળીના એવા અભિનયથી મનુષ્યસ્વભાવ દેખાડી શકાય છે.

પાઠમાં તેઓ કમાલ કરે છે. સ્પષ્ટ અવાજ અને લાલ ભરાવદાર વિક્રાળ મુખ વચ્ચે બે ધોળી, વિજળીના તણખા વેરતી આંખો તેમને એ પાઠમાં અનહદ મદદ કરે છે.

એ જાતના પાઠથી છેક જ ઉલટો પાઠ "સંસાર નૌકા" ના ગુજરાતી નાટકમાં તેમને




મા સીનાર 'કોમી દિલેર'મા યાહુદી તરીક-તાતારી તરીકે કેદમાંથી છટકી યાહુદીનો વેષ લઇ પોતાની જ કન્યાને, જાહેર લીલામમા દોઢ લાખ દિનાર આપી, આ વેષમાં ખરીદીને બચાવી લ્યે છે

હવે આ નટના કેટલાક પાઠોની તપાસ લઇએ. "નૂરેવતન" માં "ગાઝી" તરીકે સ્પેનીશ શહેનશાહતને પ્રજાવનાર વીરના ફાળે આવે છે. આ નાટકમાં તેમની Character એક ધીર, ગંભીર, અનુભવી વૃધ્ધ પુરૂષની છે. પોતાના ફુટંદી પુત્રને લીધે

તેનું જીગર ખાખ થઇ રહ્યું છે, છતાં પ્રભુ પર પરમ શ્રધ્ધાથી તે ધૈર્ય ધારી રહે છે. "બાગે ઇરાન" માં ,,કાંટાબાજ - રાજાનો અતી અટપટો પાઠ તેઓ બહુ જ સફળતાથી તરીકે વળી જૂદી જ ઢબે કામ કરી બતાવે છે. આમ સર્વદેશીય (All-round) અભિનય-શક્તિ ધરાવનાર મી. સીનોર આપણા મનમાં પોતાને માટે માન ઉપજાવ્યા વગર રહેતા નથી:




મી૦ સીનોર "કોમી દિલેર" નામે નાટકમાં એક ઝનુની, પૈસાપાત્ર, પણ નેક અને દેશભક્ત તાતારના પાઠમાં. ઉપલા ચિત્રમાં એ ફીરદોસ નામે પાત્ર તરીકે પોતાના મકાનની સીડીના પગથીયાં પર ઉભો રહી દુશ્મનો સામે પોતાનો બચાવ કરી રહે છે

ભજવે છે "શેરે કાબુલ" ને "સખી લુટેરા"માં વીરતા ને વફાદારીની જીવતી પ્રતિમા જેવા આ મી. સીનોર આપણી નજર સામે ખડા થાય છે. "કોમી દિલેર" માં ઝનુની તાતાર

મી. સીનોર ભવિષ્યમાં હજી પણ વધારે સારું કાર્ય કરી બતાવી આપણી રંગભૂમિની આબાદીમાં પોતાનો ફાળો વધારે અંશે આપતા રહે એવી પ્રાર્થના કરી વિરમીશ. અસ્તુ !